# વિષયાનુક્રમણિકા.



## ગ્રાહકોને સુચના.

ગ્રાહકોને વિનતિ—ભાગ્યોદયના નવિન ગ્રાહક કરી મોકલવાનાં પોસ્ટ કાર્ડ એ ના અંકમા દરેક ગ્રાહક ઉપર મોકલવામા આવ્યા હતા, તો આ નવા વર્ષ આશા છે કે હવે સત્વર નવાં એક બે ગ્રાહકો વધારી તે કાર્ડ ભરી મોકલશો

ભાગ્યોદયનું ૭ હું વર્ષ ફેબ્રુઆરી પછીથી શરૂ થશે તેનુ વાર્ષિક લવાજમ રૂ ૨—૦—૦ ભેટના પોસ્ટના ૦-૨-૦ સાથે રૂ ૨-૨-૦ છે આફ્રીકા ખાતે લવાજમ શી. ૪ છે લવાજમ વર્ષનો વરૂઆતે લેવામાં આવે છે

## લાભકારક સૂચના—ભેટ.

આ વર્ષે ભાગ્યોદયના ગ્રાહકોને સર-રવિન્દ્રનાથ ટાગોર કૃત—રાજર્ષિ નામનું અપૂર્વ પુસ્તક ભેટ તરીકે આપવામાં આવશે

સર રવિન્દ્રનાથ ટાગોર કે જેમને ગીતાંજલિ બનાવવાથી આખી દુનિયાંના લેખકોમા—માત્ર તેમને જ સવાલાખ રૂપિયાનુ ઇનામ મળ્યું હતુ તેવા સમર્થ વિદ્વાન લેખકના બંગાળી પુસ્તકનું ગુજરાતીમા ભાષાન્તર કરી ભાગ્યોદયના ગ્રાહકોને આપવાનુ નકી કર્યું છે

આ પુસ્તકનું ગુજરાતીમાં ભાષાન્તર કરવા માટે અમને સર-રવિન્દ્રનાથ ટાગોરે જાતે પરવાનગી આપી છે જેથી તેમનો ઉપકાર માનીએ છીએ

ભેટનુ પુસ્તક રાજર્ષિ—ફેબ્રુઆરીનો અંક બીજા પછી તરતજ રૂ ૨-૨-૦ નુ દરેક ગ્રાહકને વી પી કરીને મોકલવામા આવશે આશા છે કે તેનો સર્વ ગ્રાહક બંધુઓ સ્વિકાર કરશે જ

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ

### નવીન ગ્રાહકોને રૂ. ૨ લવાજમ ભરવાથી કેટલો લાભ મળે છે ?

દર માસે ૪૦ પાનાનુ ઉત્તમ વાચન ઉપરાંત—'રાજર્ષિ' નામના પુસ્તક ઉપરાંત

| | કીમત | | ગ્રાહકોને ઓછી કીમતે. |
|---|---|---|---|
| ગોરક્ષ સંહિતા | ૫—૦—૦ | | ૩—૦—૦ |
| ધર્મનો પંથ. | ૨—૦—૦ | | ૦—૮—૦ |
| વૈદ્ય યાને વૈદક ભાગ ૧ | ૦—૧૨—૦ | } | ૧—૦—૦ |
| વૈદ્ય યાને વૈદક ભાગ ૨ | ૦—૧૨—૦ | } | |
| વિનોદ | ૧—૦—૦ | | ૦—૮—૦ |

સૂચના—કાયદાનો શિક્ષક તૈયાર થઇ ગયો છે કીમત રૂ. ૮ છે,

તંત્રી—ભાગ્યોદય,—અમદાવાદ

# ભાગ્યોદય.

વર્ષ ૫ મું. અંક ૧૨.



## વિષયાનુક્રમણિકા.

# ભાગ્યોદય.

પુસ્તક ૫ મું. જાનેવારી સને ૧૯૧૮. અંક ૧૧ મો.

## इष्टप्रति अभिमुखता धरी आनंदथी खेलवा साधकोने आमंत्रण.

( દર્શન દેજોરે, એ લય. )

ખેલીએ ખેલીએ, આવો આજ આનંદે ખેલીએ
જીવની સમીપ આજ યાચવાનુ છોડી, પ્રભુ પાસે ટહેલીએરે,—
ચિંતા ચિતા પર સુવુ ત્યજી સુઇએ, પ્રભુપદ ડહેલીએરે,—
આપણામા જીવપણું મેળવવું છોડી, શિવપણું લેળીએરે,—
પ્રેમના વિશાળક્ષેત્રે કરીએ વિહારને, ફરીએ ન દ્વેષ નેળીએરે,—
વિષયમા વિસ્તાર પામેલી વૃત્તિઓ, પ્રભુમાં સંકેલીએરે,—
અલ્પજ્ઞતામાં હેળવેલા આ ચિત્તને, નૃહરિમા હેળીએરે;—

શ્રી. ઉ૦

---

## प्रभुमय चित्तना उद्गार.

( હાંરે હુ તો જાગીરે, એ લય. )

ચિત્ત પ્રભુ સંગેરે, રંગ્યુ રંગે,
પ્રભુરૂપ પ્રગ્યો અભ્યંતર અંગેરે,—
અંતરમા ઐશ્વર્ય ભાનમા હું મહાલુ,
ઉપરથી દેખાતા દુઃખના પ્રસંગેરે,—
આજ પ્રભુ કરુણાથી ગિરિપર રાજુ,
બાકી તો ચઢાય શી રીતે હુ અપંગેરે,—
શોક કલેશ કરી છાયા કદી આવે,
તોય ઉરે રહું છુ સદાય હું ઉમંગેરે,—
કદી કદી દ્રહમાં પડયો મને લાગું,
તોય મારી દષ્ટિ રમાડી મેં શૃંગેરે,—
પરિણામે પ્રભુ કરુણાને હું પામ્યો,
આજ શમ્યો નૃહરિમા રંગે ચંગેરે;—

શ્રી. ઉ.

---

# उन्नति शी रीते थई शके ?

( અનુસંધાન અંક ૯ ના પાન ૩૨૮ થી )

જે મનુષ્ય પોતાના જીવનમાં વિજય મેળવવા ઇચ્છે છે તેઓએ જેથી શાંતિ, બળ અને વિજય પ્રાપ્ત થઇ શકે તેવાં આચરણ અને વિચારોનું સેવન કરવું જોઇએ પોતાના અંતઃકરણના પ્રત્યેક શત્રુના ઉપર વિજય પ્રાપ્ત કરવો એ મનુષ્યનો પરમ ઉદ્દેશ અને જીવનના લક્ષ્ય રૂપ છે. એજ પરમાર્થ છે જગતના મહાન આત્મા અને ઉપદેશકોએ તેનેજ જીવનના મહાન આશય રૂપ બતાવ્યો છે માનવસમાજની આધુનિક દશા એવી થઇ રહી છે કે ઘણાજ થોડા મનુષ્યો આ જયસ્થળને પ્રાપ્ત કરી શકે છે, પરંતુ એ તો નકકીજ છે કે એક દિવસ સર્વને તે પ્રાપ્ત કરવુંજ પડશે ભૂતકાળમાં ઘણાય મહાત્માઓ થઇ ગયા છે કે જેમણે પૂર્ણતાને પ્રાપ્ત કરી હોય છે અને પ્રત્યેક યુગમાં એવા મહાત્માઓ થયાજ કરે છે મનુષ્ય હાલ જીવન રૂપી પાઠશાળાના વિદ્યાર્થી છે, અને ઘણા મનુષ્યો ઠેઠ સુધી વિદ્યાર્થી અવસ્થામાંજ જીવન વ્યતિત કરે છે પરંતુ કેટલા મનુષ્યો એવા પણ હોય છે કે જે જીવનમાં પોતાના ઉદ્દેશમાં દ્રઢતાને લીધે અને અંધકાર, દુઃખ અને અજ્ઞાનતાથી ઘોર યુદ્ધ કરવાને લીધે જીવનનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે અને ઘણાજ આનંદથી વિદ્યાર્થી અવસ્થાને પાર કરી શકે છે આ જગતમાં મનુષ્યો હમેશા વિદ્યાર્થી રહેવાને માટે આવ્યા નથી, કે તે એક નિશાળના વિદ્યાર્થીની માફક મૂર્ખતામાં સડયાં કરે પણ જ્યારે તે ઇચ્છે છે અને અમર ઇચ્છા કરે છે ત્યારે તે જીવન રૂપી પાઠોનું જ્ઞાન સારી રીતે મેળવી શકે છે અને પૂર્ણ બુદ્ધિમાન ને વિદ્વાન થઇને જ્ઞાન અને શાંતિમાં વિચર્યા કરે છે ત્યારે અજ્ઞાન અને દુઃખ તેની પાસે આવી શકતું નથી

જગતમાં અનેક દુઃખ મનુષ્યને આવી મળે છે પણ તેનું મૂળ કારણ શોધી પછીથી તેને મનુષ્ય ટાળી શકે છે મનુષ્ય પ્રકૃતિના મનોતરંગો અને આવેશ પોતાના અશાસિત અવસ્થામાં મનુષ્યને ઘણુંજ દુઃખ આપે છે પરંતુ તેને શાંત કરી શકાય છે, વશ કરી શકાય છે, બુદ્ધિપૂર્વક ચલાવી શકાય છે અને ઉત્તમ ઉદ્દેશને સિદ્ધ કરવાને ઉપયોગમાં લઇ શકાય છે

મનુષ્યનું સંપૂર્ણ જીવન એ અભ્યાસોના યોગરૂપ છે તેમાંથી કાંઇક હાનિકારક છે અને કાંઇક લાભકારક છે સઘળો અભ્યાસ વિચાર રૂપી અભ્યાસથી થઇ શકે છે વિચાર મનુષ્યને બનાવે છે જેથી શુભ વિચારનું સેવન કરવું મનુષ્યને માટે ઘણુંજ જરૂરનું છે મૂર્ખ અને જ્ઞાની મનુષ્યમાં એજ ભેદ છે કે મૂર્ખ મનુષ્ય પોતાના વિચારોનો તાબેદાર થઇ રહે છે જ્યારે જ્ઞાની મનુષ્ય પોતાના વિચારોને પોતેજ વશ વર્તાવી શકે છે એક જ્ઞાનવાન મનુષ્ય નિશ્ચય કરી શકે છે કે હું કેવી રીતે વિચાર કરી શકીશ અને કયો વિચાર કરીશ તે પોતાના વિચારોને મુખ્ય લક્ષ્ય સ્થાનથી બહાર જવા દેતા નથી મૂર્ખ મનુષ્ય પ્રત્યેક પ્રકારના પશુત્વના વિચારોથી પૂર્ણ હોય છે કે જે બાહ્ય પદાર્થોથી તેમનામાં ઉત્પન્ન થાય છે તેમનું જીવન આવેશ અને ક્રોધાદિના અમ હાય શઅ રૂપ છે

અસાવધાનતા અને પ્રમાદ કે જેને આપણે વિચારશૂન્યતા કહીએ છીએ તે અસફળતા, દુઃખતા અને પાપના સર્વદાનાં સાથી રૂપ હોય છે કોઇ પણ પ્રાર્થના, કોઇ પણ પૂજા પાઠ, માત્રા, કે કોઇ મહા ભારી દાન કુવિચારની ખામીને પુરા કરી શકતાં નથી સુવિચાર પણ ભ્રષ્ટ જીવનને સુધારી શકે છે મનની યોગ્ય ગતિથીજ મનુષ્ય શાંતિ અને આનંદને પ્રાપ્ત કરી શકે છે તેમનુંજ જીવન વિજયી હોય છે કે જેનું હૃદય અને મસ્તિષ્ક ઉચ્ચ આદર્શોપર સ્થિત હોય છે મનુષ્યે પોતાની વિચાર શૈલી ન્યાયને અનુસાર બનાવવી પડે છે. તેણે પોતાના વિચારોને એક નકકી કરેલા સિદ્ધાન્ત પર કેન્દ્રિત કરવા જોઇએ. અને આ

પ્રકારે જીવનને જ્ઞાન અને પ્રકાશના નિયમ ઉપર નિર્માણ કરવુ જોઇએ તેણે માત્ર દયાળુજ બનવુ જોઇએ એમ નહિ પણ જ્ઞાનવાન અને દયાળુ બનવુ જોઇએ. તેની દયાળુતા તેના સ્વભાવસિદ્ધ થવી જોઇએ. જેમ ક્રોધ કે આવેશ વખતે જેમ ઘણાની દયાળુતાનો લોપ થઇ જાય છે તેમ થવુ ન જોઇએ. પણ તેના સદ્‌ગુણો, પ્રતિકુળ પરિસ્થિતિ, કષ્ટ અને કલેશના વખતે પણ ચમકવા જોઇએ.

લોકોની પ્રશંસા કે નિંદાથી, અથવા તો કષ્ટ કે કલેશથી તેણે મનુષ્યતાના સ્વર્ગીય સિદ્ધાન્ત પરથી પાછુ ન જોઇએ. સદ્‌ગુણ તો તેને સ્વભાવ સિદ્ધજ થઇ જવા જોઇએ

સદ્‌ગુણ હૃદયની જ વસ્તુ હોવી જોઇએ એટલુંજ નહિ પણ મગજની વસ્તુ પણ તે હોવી જોઇએ જ્યાંસુધી મગજમા સદ્‌ગુણો સ્થિર થઇ શકતા નથી ત્યાંસુધી હૃદયમા સદ્‌ગુણો સ્થાયી થઇ શકતા નથી

બુદ્ધિમા પણ અન્ય આવેશોની માફક અવગુણ હોય છે. જેવી રીતે કામ વાસ્તવિક પ્રેમનો વિદ્રોહિ છે તેવીજ રીતે શબ્દજાળના નિરર્થક વાદવિવાદના પ્રશ્નો બુદ્ધિ અને મગજના વિદ્રોહી છે

પોતાના વિચારોને દૂરથી દૂર લઇ જાવ. સૂક્ષ્મમા સૂક્ષ્મ વિષયોમાં પ્રવિષ્ટ કરાવી દો, ફિલોસોફીના ગહનમાં ગહન વિષયનો વિચાર કરો તો તમને થોડોજ આનંદ મળે પરન્તુ જ્યાંસુધી તમે જીવનસંબંધી સાધારણ બનાવોમા સદાચાર અને ધર્મને જોડી દેશો નહિ ત્યાંસુધી તમારા આત્માને કોઇ પણ શાંતિ મળી શકશે નહિ

મનુષ્યે પ્રથમ મનુષ્યત્વને પ્રાપ્ત કરવાનુ છે મનુષ્યત્વ પ્રાપ્ત કરવાને નૈતિક બળની જરૂર પડે છે તે પ્રાપ્ત કરવાને માટે અસત્ય, કપટ, મિથ્યા અભિમાન, પાખંડ વિગેરેનો પોતાના હૃદયમાથી સદાને માટે ત્યાગ કરવો પડે છે અને સદ્‌વિચાર તથા સદાચારોનું સેવન કરવાનુ હોય છે

મનુષ્યની અંદર એક પ્રકારની પશુ શક્તિ હોય છે કે જે ઘણા રૂપમાં જોવામાં આવે છે એવી પશુ શક્તિને વશ થઇને જ મનુષ્ય આવેશ વખતે આંધળો બની જાય છે અને પોતાની મનુષ્યતાને ગુમાવી આત્મ ગૌરવ અને શ્રેષ્ઠતાને તિલાંજલી આપી દે છે પણ તેજ પશુ શક્તિને પોતાને વશ કરી લઇને મનુષ્ય દૈવિ શક્તિને મેળવી શકે છે કે જે શક્તિ વડે મહાન કાર્યોને સિદ્ધ કરી શકે છે

મનુષ્યે પોતાની અંદરની આ શક્તિને વશ કરવી જોઇએ અને પોતેજ પોતાના હૃદયના, પોતાના મનના અને પોતે પોતાના સ્વામી બનવું જોઇએ. મનુષ્ય જ્યા સુધી પોતાના હૃદયની અંદર ઉચ્ચભાવોને બદલે નીચ ભાવોને સ્થાન આપે છે ત્યાં સુધીજ નિર્બળ છે તેણે પોતાની ઇન્દ્રિયોને પોતાની સેવક બનાવવી જોઇએ અને તેમની પાસે પોતાની આજ્ઞા પળાવવી જોઇએ.

મનુષ્ય દુષ્ટ નથી, તેના શરીરનો કોઇ પણ ભાગ ખરાબ નથી, તેની ઇંદ્રિયો રાક્ષસ નથી પણ તેને સત્ય માર્ગે ચલાવવી એ બુદ્ધિમતા, પવિત્રતા અને સુખકર છે અને તેને ખોટે માર્ગે વાળવી તે મૂર્ખતા છે, પાપ છે, અને દુઃખ છે.

મનુષ્ય પોતાના જીવનને ક્રોધથી, દ્વેષથી, અને ક્ષણિક સુખકર પાપમય કાર્યોથી નષ્ટ કરી દે છે ત્યારે જીવનનુ સ્વરૂપ જ દુખમય બનાવીને સંસારને વગોવે છે. પણ તેમ નથી, તેને દુખ પડવામા તે પોતેજ કારણ રૂપ છે.

મનુષ્યે પોતાના આવેશને ખાળવા જોઇએ અને પોતાનુ હૃદય વિશાળ બનાવવુ જોઇએ. ક્રોધનો ત્યાગ કરવો જોઇએ બીજા પ્રતિના દ્વેષને નિર્મળ કરવો જોઇએ. પણ વિના પ્રયોજન બીજાની વાતોમા ડખલ ન નાખવી, બીજાના પ્રતિ દ્વેષ ન કરવો અને કોઇનો પણ જીવ ન દુખવવો જોઇએ અને પોતે શાંત બનવું જોઇએ એજ સુખનો માર્ગ છે

કોમળ દયાવાળા હૃદયમા જ અધીરત શક્તિ ભરેલી હોય છે તેવા મનુષ્યના માર્ગને કોઇ રોકી શકતું નથી તેઓ પોતાના આત્માની આજ્ઞાઓ પ્રમાણે જ ચાલે છે અને જીવનના ઉચ્ચ અને અધમ ભાવોથી પોતાના મનને ઉચ્ચ રાખી શકે છે

મનુષ્ય માત્રને ઉચ્ચ દશા જોઇએ છીએ. પોતાને સુખ મળે, શાંતિ મળે અને આનંદમા દિવસ વ્યતિત થાય એની સર્વ કોઇને ઇચ્છા હોય છે ઉચ્ચ દશા મેળવવાને માટે પોતાનામા ઉચ્ચ ગુણોને પણ ધારણ કરવા જોઇએ. ઉત્કૃષ્ટ

ગુણો કાંઇ સુખ માર્ગની તરફ જ લઇ જનાર છે એમ નહિ, પણ તે સાક્ષાત સુખ રૂપ છે ઉત્કૃષ્ટ ગુણવાળો મનુષ્ય ભાગ્યેજ દુખી હોઇ શકે સ્વાર્થની આહુતી આપવામાં આવે છે ત્યા દુખ ટકી શકતું નથી ઇશ્વરીય ગુણોમા સ્વાર્થની ગંધ પણ હોતી નથી અને તેની સાથે દુખ પણ હોતુ નથી માટે મનુષ્યે ઇશ્વરીય ગુણોને ધારણ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ

દુખ એ પાપના ફળરૂપ છે. આ શુભ વિચારો અને અયોગ્ય વર્તનથી પાપ થાય છે અને પાપથી દુઃખ ઉત્પન્ન થાય છે. કોઇ પણ મનુષ્ય દુઃખને ઇચ્છતું નથી ત્યારે કોઇ પણ મનુષ્ય એવુ નથી કે જેને સુખની લાલસા ન હોય! મનુષ્ય માત્રને સુખની તો લાલસા હોય જ છે તેની પ્રવૃત્તિ સુખ મેળવવાને માટે જ હોય છે, પણ કેવા વર્તનથી સુખ મળી શકે છે તેનુ યથાર્થ જ્ઞાન ન હોવાથી અયોગ્ય માર્ગે દોરાઇ જઇ મનુષ્ય કુકર્મ વિગેરે કરી અતે દુખનો અનુભવ કરે છે જ્યારે મનુષ્યનામાં તમોગુણ વધારે હોય છે અને આત્માના ગુણોનો વિકાશ થયેલો હોતો નથી ત્યારે તેની વૃત્તિઓ પાપ મય કાર્યો તરફ વળે છે અને તેથી જ તેના પરિણામ રૂપ દુખને ભોગવે છે

દરેક મનુષ્યે પોતાના વિચાર અને કાર્યોના ... થવું અને દરરોજ ક્ષણે ક્ષણે સાવધાનતા રાખ્યાં કરવી કે આપણે કોઇ અશુભ વિચારના પાશમાં તો-નથી ફસાયા? કે કોઇ અયોગ્ય માર્ગે તો નથી વળ્યા? તેણે દરેક વિચાર અને કાર્ય પૂર્ણ વિચાર કરીને કરવાં. જ્યાં સુધી તે અયોગ્ય કાર્મ કરવાની વૃત્તિને દબાવી શકતો નથી ત્યાં સુધી તેને ખરા આનદનુ ભાન થતુંજ નથી

સર્વ પ્રકારનું દુઃખ મનની ખરાબ ભાવનાઓથી જ આવે છે જ્યાં મનની ભાવના શુદ્ધ રહે છે ત્યાં સુખ અને આનદ જ હોય છે માનસિક શાતિનું નામ જ સુખ છે, અને માનસિક અશાતિનું નામ દુઃખ છે. જ્યાં સુધી મનુષ્ય મનની ખોટી વાસનાઓમા લુબ્ધ રહે છે, ત્યા સુધી તેનું જીવન શુદ્ધ થતુ નથી અને તે સદા દુખમાજ રેવડયાં કરે છે.

દુખ અજ્ઞાનતામાં જ ટકી શકે છે અને જ્યાં અજ્ઞાનતાને નિવૃત્ત કરી સત્ય જ્ઞાનને મેળવવામા આવે છે કે પછી સુખજ મળે છે અજ્ઞાનતા યા મિથ્યા ભ્રમના ત્યાગ કરવો એ મનુષ્ય માત્રનુ કર્ત્તવ્ય છે જ્યાં સુધી મન શુદ્ધ થતુ નથી, ત્યાં સુધી બંધન અને અશાતિ રહ્યા જ કરે છે. જ્યારે મન શુદ્ધ થાય છે અને હૃદય પવિત્ર બને છે ત્યારે શાતિ અને સ્વતત્રતા પ્રાપ્ત થઇ જાય છે.

દ્વેષ, કામ, લોભ, અભિમાન, અહકાર, બીજાનુ ખરાબ ઇચ્છવુ, સ્વાર્થમય જીવન ગાળવુ, ક્રોધ, અયોગ્ય ઇચ્છા એ સર્વ મનની ખરાબ સ્થિતિનુ પરિણામ છે અને આ પ્રમાણે મનની ખરાબ દશાનુ પરિણામ પણ ભયકર આવે છે

દ્વેષથી પોતાનેજ નુકશાન થાય છે પોતાનેજ વિપત્તિ અને દુખ મળે છે કામથી પોતાની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે, પછીથી પશ્ચાતાપ, લજ્જા અને બળનો વિનાશ થાય છે. લોભથી ભય, અશાતિ, દુખ અને હાની વેઠવી પડે છે અભિમાન અને અહકારથી નિરાશા અને કલેશને સહન કરવો પડે છે અને આત્મજ્ઞાનથી દુર રહેવુ પડે છે. બીજાનું ખરાબ ઇચ્છવાં કે કરવાથી આપણને દુખ પડે છે અને અન્ય મનુષ્યો આપણી સાથે શત્રુતા રાખે છે સ્વાર્થમય જીવન ગાળવાથી કલેશ, વિચારભ્રષ્ટતા અને અસભ્યતા આવે છે ક્રોધથી શક્તિ અને પ્રભાવનો નાશ થાય છે, અને અયોગ્ય ઇચ્છાથી, શોક, મૂર્ખતા, દુખ અને ચિતા રહ્યાં કરે છે

અને તેથી મનની અયોગ્ય દશાને બદલવી જોઇએ ઉપરના અવગુણો જે મનુષ્યમાં હોય તે મનુષ્યે તેનો સત્વર ત્યાગ કરવોજ જોઇએ અને જો સુખને મેળવવુજ હોય તો તેને બદલે મનની સારી દશાને મેળવવા માટે નિચેના ગુણોને ધારણ કરવા જોઇએ

રાગ—જેથી નમ્ર ભાવનાઓ, આનદ અને સુખ મળે છે, શીલથી બુદ્ધિની સ્વચ્છતા, ધૈર્ય, દક્ષતા અને વિશ્વાસ વિગેરે ગુણો પ્રાપ્ત થાય છે નિસ્વાર્થતાથી સાહસ, સતોષ, સુખ, બાહુલ્યતા પ્રાપ્ત થઇ શકે છે, નમ્રતાથી શાતિ, સુખ અને સત્યનુ જ્ઞાન થાય છે, વિનયથી સમતા અને

સંતોષ મળે છે, દયાળુતાથી બીજાનો પ્રેમ પ્રાપ્ત થાય છે, બીજાનું ભલું ઇચ્છવાથી આનંદ થાય છે અને સફળતા પ્રાપ્ત થાય છે આત્મસંયમથી મનની શાંતિ મળે છે. વિચારસૂક્ષ્મતા, સ્વચ્છતા, સ્વાસ્થ્ય અને આદરમાન મળે છે. ધૈર્યથી માનસિક શક્તિ પ્રાપ્ત થાય છે અને વિસ્તરિત પ્રભાવ પડે છે. આત્મવિજયથી જ્ઞાન, પ્રકાશ, સૂક્ષ્મદૃષ્ટિ અને શાંતિ પ્રાપ્ત થાય છે.

જે મનુષ્ય મનની શુભ વાસનાઓને ધારણ કરે છે તે વિજયી જીવન ગાળી સુખ અને શાંતિનો અનુભવ કરી શકે છે ખરાબ વાસનાઓમાં લુપ્ત થયેલા મનુષ્યને સારા ખોટાનું ભાન હોતું નથી, માટે દરેક મનુષ્યે પૂર્ણ વિચાર અને સાવધાનતાપૂર્વક પોતાનામાં કેવા ગુણો છે, પોતાનું મન કેવા વિચારોને સેવનારૂં છે તેમજ પોતે કેવા વર્તનને સેવનારો છે તેની તપાસ રાખતા રહેવું.

જે મનુષ્યને ઉચ્ચ જીવન પ્રાપ્ત કરવું હોય, અને જે જે જીવનના ઉદ્દેશને સમજવાની ઇચ્છા છે, તે મનુષ્યે તો પોતાના હૃદયની તમામ ખરાબ વાસનાઓનો ત્યાગ કરવો જોઇએ અને નિરંતર સદાચાર અને શુભ વર્તનનું સેવન કરવું જોઇએ અને પોતાના હૃદયને સ્વચ્છ, સરળ અને પવિત્ર રાખવું જોઇએ આમ નિરંતરના અભ્યાસથી મનુષ્ય સુખી જીવન ગાળી શકે છે

જે મનુષ્યને આનંદમય જીવન ગાળવાની ઇચ્છા હોય તેણે તો તુરત જ પોતાના વિચાર અને વર્તનમાં ફેરફાર કરી દેવો જોઇએ અને દરરોજ તેને માટે સાવધાન રહેવું જોઇએ તેમજ નિયમસર પોતાનામાં દરરોજ ફેરફાર કરતા રહેવું જોઇએ

સત્યની પ્રાપ્તિને માટે આગ્રહ રાખવાની જરૂર નથી જેને નિચેથી પર્વતના શિખર ઉપર જવાની ઇચ્છા હોય તેણે તો નિચેથી ઉંચે દરરોજ નિયમસર ચઢવું જ જોઇએ હાય ! આટલે ઉંચે શી રીતે જવાશે ! એમ શંકા કરી બેસી રહેનાર શિખર ઉપર પહોંચી શકતો નથી પણ હીંમત રાખી સતત આગળ વધનાર માણસ જ થોડા વખતમાં શિખરે પહોંચી શકે છે તેવી જ રીતે મનુષ્યે પોતાની દુઃખમય સ્થિતિ બદલવાને માટે દરરોજ નિયમસર પ્રયત્ન કરવાની જરૂર છે.

કોઇ પણ કાર્યમાં પ્રથમ મહેનત કરવાની હોય છે અને પછી જ ફળ મળવાનું હોય છે માટે પ્રયત્ન કરો અને ઉચ્ચ ગુણોને ધારણ કરી મનની પવિત્રતા મેળવી અને ઉન્નત જીવન, શાંતિ, આનંદ અને સુખનો અનુભવ કરો.

અપૂર્ણ

## सुख क्यां छे ?

( લેખક—મણીલાલ કેશવલાલ પરીખ )

પોતાના પુત્રનું લગ્ન કરી નિશ્ચિંત થતાંજ મદનના પિતાએ સ્વર્ગ પ્રતિ પ્રયાણ કર્યું મરણ સમયે તેમની કંઇ જીવ જેવી મીલકત પણ ન હોતી સાત બળદ, બે દુઝણી ગાયો અને થોડીક જમીન એટલીજ મીલકત મદનને તેના પિતાના મૃત્યુ પછી મળી પણ મદને પોતાની જાત મહેનતથી ઉત્તરોત્તર પોતાની સંપત્તિમાં ઘણો સારો વધારો કર્યો. તે સુખી જોડું—દંપતી—સવારથી સાંજ સુધી એક સરખો શ્રમ કરતું હતું મોટા મળસકે બીજા લોકોના ઉઠતાં પહેલાં તેઓ ઉઠતા હતા અને બધાના પછી છેલ્લાજ તેઓ પથારીમાં પડતા હતા. આ પ્રકારના પરિશ્રમ અને યત્ન વડે પ્રતિવર્ષ તેમની સંપત્તિ વધવા લાગી તેણે પોતાના ૨૫ મા વર્ષે ૨૦૦ બળદ, ૧૫૦ દુઝણી ગાયો, ૧૨૦૦ ભેંસો મેળવી હતી, ઉત્તરોત્તર ચાકર નોકરની સંખ્યા પણ વધવા લાગી દોહનાર, દાણો ઘાસ મૂકનાર અને દુઝણાની વ્યવસ્થા કરનાર નોકર ચાકરની ઘણી મોટી સંખ્યા જામી અર્થાત્ દુઝણાં ઢોરનું પ્રચંડ કારખાનુંજ તેને ઘેર ચાલુ થયું એમ કહિયે તો ચાલે અર્થાત્

આ પ્રમાણે તે બન્નેને પોતાને ઘેર રાખીને પોતાની પરોપકારી વૃત્તિનું દર્શન કરાવ્યું જેણે એક સમયે અવિશ્રાંત શ્રમ કરીને પોતાની ઉન્નતિ કરી લીધી હતી, તેને કામ કેમ કરવું, કયા પ્રકારે વ્યવસ્થા રાખવી એ બાબત કંઈ કહેવું પડે તેમ હતું જ નહિ પ્રથમથી જ તે પતિપત્ની શ્રમ કરનારા તો હતાં જ બની શકે તેટલો શ્રમ કરવાને તો તેઓ બિલકુલ આળસ કરતા નહીં પરંતુ જે મદન એક વખતે સુખગીરીના શીખર પર બિરાજમાન થયેલો હતો તેજ મદનને આજે દુઃખગ્રસ્ત એવી ભયંકર દરિદ્રતાની ખીણમાં પડેલો જોઈને મથુરાદાસને પણ ઘણું જ દુઃખ થતું હતું

એક વખતે મથુરાદાસનો કોઈ સ્નેહી ઘણે દુર દેશથી તેને મળવા માટે આવ્યો હતો— તેની સાથે તેના આચાર્ય પણ હતા મથુરાદાસે મદનને ઉત્તમ પ્રકારની ભોજનની વ્યવસ્થા કરવાની સૂચના કરી સૂચના પ્રમાણે ખાન પાનની સઘળી સામગ્રી તૈયાર થઈ અને તેઓ ભોજન કરવા માટે બેઠા કંઈક વાની લેઈને ત્યાં મદનને આવેલો જોઈને મથુરાદાસે પોતાના સ્નેહીને કહ્યું—"તમે આ વૃદ્ધ પુરૂષને પૂર્વે કદી જોયેલા છે?"

સ્નેહી—"હશે પણ તેમાં શી મોટી વાત છે?"

મથુરાદાસ—"છે ત્યારેસતો, એક સમયે આ આખા પ્રદેશમાં તેમના જેવો ઐશ્વર્ય સંપન્ન પુરૂષ બીજો કોઈ નહોતો. તેનું નામ મદન (પાલ) છે એ નામ આપે સાંભળ્યું તો હશે જ.

એ નામ મે સાંભળ્યું તો છે, પણ તેમને મે કદી જોયેલા નથી તેમના નામની તો ચારે દિશામાં પ્રસિદ્ધી છે"

મથુરાદાસ—પણ આજે તેઓ કોડી વિનાના બની ગયા છે આજે તેઓ જ મારે ઘેર ચાકરી કરીને પેટ ભરે છે તેમની પત્ની પણ આ પ્રમાણે ઘેર જ છે"

આ સાંભળતાજ સ્નેહીને આશ્ચર્ય તો લાગ્યું જ પણ તે સાથે દુઃખ પણ લાગ્યું—અર્થાત્ ખેદ થયો

તે બોલ્યો—"મનુષ્યનું ભાગ્યચક્રની માફક પરિવર્તન કરનારૂં છે કોઈ આ ભાગ્યચક્રના સપાટામાં આવીને ચૂરેચૂરા થઈ જાય છે છતાં પણ આનંદમાં હસતો રહે છે. અને તેના સર્વ ઐશ્વર્યનો નાશ થઈ જવા છતાં પણ તેને તેનું કંઈ દુઃખ લાગતું નથી."

મથુરાદાસ—તે કાંઈ મારાથી કહી શકાય નહીં. તે સંતુષ્ટ કામ કરે છે, અને પરિશ્રમ કરવામાં તો જરા પણ આળસ કરતા નથી

સ્નેહી બોલ્યો—"મારે તેમને કંઈ પૂછવું છે—પૂછું કે?" હું તેમને તેમની હાલની સ્થીતિ માટે કેટલાક પ્રશ્ન કરવા માગુ છું ઠીક છે. એમ કહીને મથુરાદાસે મદનને હાક મારી અને આવો આપણે બધા સાથે જ ચહા પાણી પીઈએ એમ કહ્યું

મદન પોતાની પત્ની સાથે ત્યાં આવ્યો અને પરોણા અને સ્વામીનું સ્વાગત કરીને બારણા આગળ બેઠો તેની પત્ની પડદાની પાછળ માલીકની પત્નીની પાસે જ આનંદથી બેઠી હતી

સ્નેહીએ મદનને પૂછ્યું—"આપની આ સ્થીતિ જોઈને મને ઘણો ખેદ થાય છે આ સ્થીતિ જોઈને અને આપની પૂર્વની સ્થીતિનો હેવાલ સાંભળીને તે બેમાંનું અંતર પણ માપી શકાતું નથી. આ સ્થીતિ માટે આપને કંઈ દુઃખ નથી થતું?"

મદન હાસ્ય વદને બોલ્યો—"સુખ શું? અને દુઃખ શું? એ જો હું કહેવા બેસું તો આપને આશ્ચર્ય લાગશે આ બદલ મારી પત્નીને જ પૂછશો તો તે સ્ત્રી હોવાથી તેના વિચાર શા છે તે તો જુઓ માટે આપને જે કાંઈ પૂછવું હોય તે સઘળું તેને જ પૂછો"

સ્નેહી પડદા તરફ જોઈને બોલ્યો—"બ્હેન તમારૂં પૂર્વનું સુખ અને હાલનું મરણપ્રાય દુઃખ તેમાં સારૂં કયું તમને લાગે છે વારૂ?" પડદા પાછળ રહીને મદનની પત્નીએ ઉત્તર આપ્યો—"મારો મત શું છે તે સાંભળો—મારા સ્વામી અને હું આજે પચીસ વર્ષથી સુખ શોધતા હતા પરંતુ તેનો કંઈ પત્તો લાગ્યો નહીં બે વર્ષથી અમે અહીં આવ્યા, ત્યારથી તે સુખનું મ્હોં અમને દૃષ્ટિગોચર થવા લાગ્યું છે. ચાલુ સ્થીતિમાં અમે સુખી છીએ"

પરોણાને આ સાંભળીને ચમત્કાર લાગ્યો. મથુરાદાસ પણ વિસ્મય પામ્યા. તેણે ત્યાંથી ઉઠીને પડદો એકદમ બાજુએ કરી દીધો અને હસતે વદને મદનની સ્ત્રી તરફ જોવા લાગ્યો. એટલે

મદનની પત્ની બોલી ' હું કંઇજ વાત ગુપ્ત ના-ખતી નથી ખરૂં છે તેજ મે કહ્યું છે 'સુખનો શોધ' કરવામા અડધી સદી અર્થાત્ પચાસ વર્ષ ગાળ્યાં છે, પરન્તુ શ્રીમંત હોવા છતા અમને તે મળ્યુ નહોતું હાલમા અમે નિરાધાર થઇ શ્રમ કરીને પેટ ભરવા છતાં પણ તેનો થોડો ઘણો પરિચય થયો છે હવે અહીં અમને કોઇ પણ પ્રકારની ઉણપ—કમી—જણાતી નથી "

પરોણો—પરન્તુ " એટલું સુખ અહીં શી રીતે મળ્યુ ? "

મદનની પત્ની — " અમે જે વખત ઐશ્વર્ય સંપન્ન હતા તે વખતે અમને એટલું બધું કામ અને ચિંતા રહેતી કે અમારાથી સરળતાથી વાત ચીત પણ થઇ શકતી નહોતી, અર્થાત્ તેને માટે વખત જ મળતો નહોતો, પ્રભુ-ની ઉપાસના—પ્રાર્થના—કરવાનો પણ અવકાશ મ-ળતો નહોતો મહેમાન આવ્યા હોય તેના ખાનપાન વગેરે વ્યવસ્થા કરવામાં, અને બક્ષીસ તરીકે શુ આપવુ તેનો વિચાર કરવામાં અમારો સઘળો વખત ગાળતા હતાં કારણ કોઇ ઠેકાણે ન્યૂનતા જણાવા-થી આપણી અપકીર્તિ થશે એવી બીતિ લાગતી હતી. મહેમાન ગયા પછી પુન અમારૂં કામ તો ચાલુ હોય જ કામ અને કાળજીમાથી માથુ ઉંચુ કરવાને અમને બિલકુલ વખત મળતો ન હોતો શુ કરવાથી નોકર લોકને સુખ થાય, કયો ધધો લાભકારી થશે, આપણે કરીએ છીએ તેમાં કાંઇ ભૂલતા તો નથીને ? આવા આવા વિચારમાં જ સઘળો વખત જતો હતો આવા યોગે અમારૂ પાપ ક્રમે ક્રમે વૃદ્ધિ પામવા લાગ્યુ. આ સિવાય એકાદ વખત કોઇ હિંસક પશુ આવીને કંઇ નુકશાન કરશે કે કેમ, કિંવા કોઇ ચોર ચોરી કરી જશે કે કેમ, એવી બીતિ લાગતી હતી અને તેને લઇને અ-મને આખી રાતભર નીરાંતે ઉંઘ પણ આવતી નહોતી સર્વ કાંઇ બરાબર છે કે નહિ, એ જોવા માટે વારવાર બીછાનામાથી ઉઠવુ પડતું હતુ ફીકર પર ફીકર આ સિવાય મોટી મુશ્કેલી એ હતી કે દરેક વાતમા અમારા બેમા મતભેદ પડતો સ્વામીનો મત જુદો તો એકાદ પ્રસંગે મારો મત જુદો થતો. આથી મારે નાસ થતો હતો હું કહું—'એમ નહીં', 'આમજ થવુ જોઇએ', એટલે ' તે થવું જોઇએ', એટલે તે તેઓ કબુલ કરે જ નહીં આ પ્રકારના મતભેદથી પણ ઉત્તરોત્તર પાપ વૃદ્ધિ પામવા લાગ્યું, લોકની દૃષ્ટિમાં અમે સુખી હતાં પરન્તુ અમે પોતે તો તે વખતે ખરી રીતે દુ:ખમા જ હતાં "

" તો હવે કેમ છે ? "

" હવે ! હવે પ્રાત:કાળે ઉઠતા બરોબર અમે ઉભય એકમેકની સાથે પ્રેમથી બોલીએ ચાલીએ છીએ હવે તો પુષ્કળ શાંતિ છે વાતનુ અગર મતભેદનુ તો હવે કંઇ કારણ જ રહ્યું નથી મા-લીકનુ કામ ઉત્તમ પ્રકારે શી રીતે થાય એટલીજ માત્ર આજે અમારી કાળજીનો વિષય છે આ સિવાય બીજી કોઇ પણ પ્રકારની કાળજી—ચિંતા—અમને નથી બને તે કામ કરવુ અને માલીકને નુકસાન ન થાય તેની કાળજી રાખવી એટલે બસ કામપરથી ઘેર આવતાંની સાથે જ સ્વયંપાક—રસોઇ—તૈયાર હોય છેજ શીત કાળમા સગડીની પાસે બેસીને આનંદ કરીએ છીએ કપડાં ઉત્તમ પ્રકારનાં હોવાથી પ્રકૃતિ ઠીક રહે છે અને ગમે ત્યારે પરમ કૃપાળુ પ્રભુની પ્રાર્થના કરવાનુ બની શકે છે પચાસ વર્ષ સુધી અનુભવ લીધો પરન્તુ સુખ કાંઇ મળ્યું નહીં પરન્તુ આ બે વર્ષમાં તેનો અનુભવ થવા માંડયો છે "

પરોણો આ સાંભળીને હસવા લાગ્યો

મદન બોલ્યો—"મારા મહેરબાન ! હસો ના આ ઉપહાસ કરવાનો વિષય નથી, પણ આમાં જીવન ચરિત્રનો સાર ભરેલો છે પ્રથમ મે ધન વૈભવ મેળવવા માટે ઘણી મહેનત કરી પરન્તુ હવે તે પરમ દયાઘને આ માર્ગ દેખાડેલો છે આ માલીકની પ્રસન્નતા કરવા અગર તેની સ્તુતી માટે બોલાતુ નથી અર્થાત્ આ સર્વ ખરૂં છે મથુરાંદાસનો મારા પર અનહદ ઉપકાર થયો છે "

આચાર્ય—ઘણી સારી જ્ઞાનની વાત કહી મદન જે કહે છે તે અક્ષરશ: ખરૂં છે આપણા ધર્મ શાસ્ત્રોમાં પણ આ બાબતનો ઉલ્લેખ છે

પરોણાનું હસવુ બંધ થઇને આ બાબતપર તે મંડળીમાં ગંભીરપણે વિચાર થવા લાગ્યો—* સંપૂર્ણ

---

* રશિયન મહાત્મા કાઉન્ટ ટોલસ્ટોયની એક વાર્તાનું રૂપાંતર છે.

# सति सुलोचना देवी.

## પ્રકરણ ૬ ઠું.

### શોધા શોધ-પત્તો-અને નવી આફત.

( અનુસંધાન અંક ૭ ના પૃષ્ઠ ૨૫૩ થી )

નવલના મરણની ખબર સાંભળીને તેમજ સુલોચનાના ગુમ થયાની ખબર સાંભળી આખા શહેરમાં શોધાશોધ ચાલી પણ પત્તો ન લાગ્યો નવલની મા અને બાપના દુઃખનો પાર રહ્યો નહિ જે વહુને સતાવવામાં બાકી રહેતી નહોતી તેજ વહુના ગુમ થવાથી નવલની માને ઘણીજ નિરાશા ઉપજી તેમાં વળી નવલના મરણની ખબર સાંભળીને તો દુઃખનો પાર રહ્યો નહિ

બીજે દિવસે સુલોચનાનો બાપ તથા નવલકિશોરનો બાપ બંને જણ કિશોરગઢ જવા નીકળ્યા. ત્યા જઇ સત્ય શું છે તેની તપાસ કર્યા પછી કાંઇ નિર્ણય કરવો એવા વિચારથી બંને જણ ત્યાં જવા નીકળ્યા

આ તરફ કિશોરગઢમા પણ રાત્રે કુમાર તથા નવલકિશોર ન આવવાથી વૃદ્ધ રાજાને તથા જનાનખાનામા રાણીઓને ફીકર થવા લાગી. અને શોધાશોધ થઇ રહી રાજ્યમાં ચારે બાજુ તપાસ થવા માંડી, દુર જંગલોમા શોધ કરી પણ કાંઇ પત્તો લાગ્યો નહિ છેવટે મધ્ય રાત થયા પછી જાલમસિંહ તથા તેના માણસો કે જે કુમારની શોધમાં રાજાના હુકમથી ગયા હતા તે આવ્યા અને સમાચાર જણાવ્યા કે આગળ થોડે દુર બંને જણના મરેલા ઘોડા પડેલા જોયા અને ત્યાં સિંહનાં પગલાં હતાં તેથી રાજકુમાર તથા નવલને કોઇ જંગલી પ્રાણીઓએ મારી નાખ્યા જણાય છે

આ સાંભળી રાજ્યમાં સર્વત્ર શોક પ્રસરી રહ્યો રાણીઓએ રડારોળ કરી મૂકી, રાજાના દુઃખનો પાર રહ્યો નહિ વૃદ્ધાવસ્થામાં એકના એક વ્હાલા કુમારના મરી જવાથી કોને દુઃખ ન થાય? આ વાત આખા શહેરમાં એકદમ પ્રસરી ગઇ, રાજ્યમા પણ આ વાત સાંભળી સર્વત્ર શોક પ્રસરાઇ ગયો જેણે આ વાત સાંભળી તે સર્વ દુઃખી થવા મંડયા

જાલમસિંહ પણ રાજાના દુઃખમા ભાગ લેવા મંડયો તે પણ આ બંનેના મરી ગયાના સમાચાર કહેતાં કહેતા પોકેપોક રડી પડયો આમ સર્વત્ર શોક ફેલાઇ ગયો

બીજે દિવસે જાલમસિંહની સહીથી નવલકિશોરના બાપને કાગળ લખવામાં આવ્યો હતો અને તે વાત વાંચકોના જાણવામાં છે

રાજા પુત્રના મરણ શોકથી રાજદરબારમાં આવતા નહિ તેથી હવે સર્વ રાજકારભાર જાલમસિંહ ચલાવતો તેના મનમાં તો શાંતિ થઇ હતી તેને હવે કોઇની ફીકર નહોતી. કુમાર અને નવલને તો જાણે હવે પોતે ગુપ્ત કેદખાનામાં નાખ્યા છે ત્યાંથી નીકળી શકે તેમ નથી અને ત્યાજ ભૂખ્યે તરસ્યે ઠાર થઇ જશે એટલે તેને તે તરફની ચિંતા નહોતી રાજા વૃદ્ધ હતો તેને નજીકના પિત્રાઇઓ વારસ તો હતાજ પણ તે સર્વને તેણે પોતાની સત્તાના બળે દબાવી દીધા હતા અને હવે ધીમે ધીમે તેમનો પણ ઘાટ ઘડવાનો તેણે વિચાર કર્યો. જાલમસિંહનો રાજકારભાર, દાદ ફરિયાદ તો ઇશ્વરનીજ પાસે એટલે પછી ન્યાયની તો વાતજ શી? રૈયત પણ

વિચારમાં પડી કે હવે જેની ઇશ્વર આબરૂ રાખશે તેની રહેશે આમ રાજાને શોકમા અને જાલમસિંહને આનંદમાં દિવસ જના લાગ્યા એવામા સુરતથી નવલકિશોરના બાપ તથા સસરો ત્યાં આવી પહોચ્યા તેમનો જાનમસિંહે યોગ્ય સત્કાર કર્યો અને કુમાર તથા નવલના મરણની વાત કહી તે પછી તેમને રાજા સાહેબની મુલાકાત કરાવી તેમને જોઇ રાજાને પણ ઘણું દુ ખ થયુ તેમણે પણ ઘણી દિલગીરી બતાવી બનેને થોડા દિવસ ત્યાં રાખવા આગ્રહ કર્યો પણ તેમણે તે વાત નાકબુલ કરી અને પછી નવલનો જે સામાન હતો તે લઇ બને જણે ઘેર જવાનો નિશ્ચય કર્યો બીજે દિવસે બને જણ પોતાને ઘેર જવા નીકળ્યા ત્યાથી ગોડેક દુર ગયા ત્યા બપોર થઇ જવાથી નદી કિનારે આવેલી એક ધર્મશાળામા બને જણે મુકામ કર્યો તે ધર્મશાળા ઉજ્જડ જગલમાં હતી ત્યાં વસ્તિ બિલકુલ નહોતી છતાં ત્યા એક ઓરડીમા એક સ્ત્રી તેમના જોવામાં આવી આ સ્ત્રી આ બને અજાણ્યા માણસને આવેલા જોઇ પોતે છપાવા લાગી તે બહારથી પોતાની ઓરડીમાં ગઇ અને આ નવા આવેલા માણસો અહીં શુ કરે છે તેની ચિકિત્સા જોવા લાગી બને માણસો દુ ખીજ હતા એટલે તેમનાં મોં કરમાયલા હતાં અને ...ા મરણથી તેમના દુ ખનો પાર રહ્યો નહોતો તે બને જણ તેજ વાતો કરતા વિસામો લેવા ત્યાં બેઠા આમ બંને જણ વાત કરે છે કે બહારથી બે ઘોડેસ્વાર ત્યાં આવ્યા તેમાના એકને આ લોકોએ ઓળખ્યો. અને તેને જોતાંજ તેમના હર્ષનો પાર રહ્યો નહિ તેણે પણ તેમના સામુ જોતાજ તેમને ઓળખી લીધા અને પોતાના મિત્રને ત્યાજ ઉભો રાખી તેણે ઘોડા ઉપરથી નીચે ઉતરી આ લોકોની સાથે સુખ દુઃખની વાર્તા કરવા માંડી આ બે ઘોડેસ્વાર તે બીજા કોઇ નહિ પણ નવલ અને રાજકુમાર હતા અને તે સ્ત્રી તે બીજી કોઇ નહિ પણ જાલમસિંહના મકેતમાથી નાસી છુટનાર અને નવલ તથા રાજકુમારને મરણના મુખમાથી છોડાવનાર બાળા સુર્યકુમારી હતી

આમ અચાનક મરી ગયેલો જાણેલો અને માનેલો તે નવલકિશોરને જોતાંજ તના બાપ તથા સસરાના હર્ષનો પાર રહ્યો નહિ તેમણે રાજ્યમાંની વાત તેમને કહી સભળાવી તથા ઘેર સુલોચનાના ગુમ થવાની વાત. પણ જણાવી નવલકિશોરે પણ પોતાની સઘળી વાત કહી સભળાવી અરસ્પરસ સુખ દુ ખની વાત જાણી દુ ખ અને શોક બને થવા લાગ્યાં સુલોચનાના ગુમ થવાની વાત જાણી નવલને ઘણું જ દુ ખ થયુ પણ તે પોતાના બાપ ને સસરાના આગળ કાંઇ કહી શક્યો નહિ તે હીંમતવાળો હતો ગુમ થઇ છે તો તે કોઇ વખતે પણ મળશે એવી એને ખાત્રી હતી તેમ જ તેની ચાલચલગતને માટે પણ તેને પૂર્ણ ભરોસો હતો તેથી તેની પણ કાંઇ તેને શકા નહોતી

આ તરફ રાજ્યમા બને જણના મરણના સમાચાર જાલમસિંહે ફેલાવેલા જાણ્યા, રાજ્યમાં જાલમસિંહનું જોર વધેલું જાણ્યું, તથા રાજા રાણી તો દુ.ખે મરવા પડયાં છે એ વાત જાણી બંને જણ દુ ખી થયા. હવે સત્વર નિવેડો લાવવો એવી એમને ચિંતા થઇ

નવલકિશોરના બાપ તથા સસરો તે દિવસે તો ત્યાં રહ્યા અને બીજે દિવસે વિદાય થયા નવલ તથા રાજકુમારે હવે જાલમનો ઘાટ ઘડવાનો અને રાજા તથા રાણીયોને દિલાસો આપી શાંત પમાડવાનો વિચાર કર્યો

એક દિવસ બન્ને જણ અજવાળી રાત્રે ફરવા નીકળ્યા બને જણ વાતો કરતા કરતા ઘણે દુર ચાલી નીકળ્યા અને પોતાના રહેવાના સ્થળથી ઘણે દુર જગલમાં જઇ પહોંચ્યા આ બને મિત્રો વાતોમા એટલા બધા મશગુલ થઇ ગયા હતા કે તેઓ કયા જાય છે તેનું પણ તેમને ભાન રહ્યુ નહિ જ્યારે તેઓ આગળ ઘોર અરણ્યમાં જઇ પહોચ્યા ત્યારે સામે એક પર્વત જણાયો અને ત્યાંથી જ આગળ જવાનો રસ્તો બધ થયેલો જણાયો. આ જોઇ તેમની વાતો અટકી પડી અને પોતે વાતોમા ને વાતોમાં કેટલે દુર નીકળી ગયા છે તેનું ભાન થવા લાગ્યું

થોડીવારે તેઓ ત્યાં શાંત ચિત્તે ઉભા રહ્યા, ત્યાં પર્વત ઉપરથી નૃત્ય અને ગાયન થતું સભળાવા લાગ્યુ આ સાંભળી તેમણે વિચાર કર્યો

કે આવા વિકટ અરણ્યમાં આ પર્વત ઉપર કોણ ગાતું હશે? ચાલો જોઇએ તો ખરા કે શું છે? આમ વિચાર કરી બન્ને જણા પોતાના ઘોડા ત્યાં બાંધીને ઉપર ચઢવા માંડયું માર્ગ ઘણો વિકટ હતો પણ અજવાળી રાત હતી તેથી તેઓ જેમ તેમ કરીને શિખરે પહોંચ્યા. ત્યાં જઇ જુએ છે તો સુંદર નંદનવન જેવો બાગ જણાયો છુટું ચોગાન અને વચ્ચોવચ્ચ આવેલા વડ નિચે એક પર્ણકુટી સિવાય ત્યાં બીજું કાંઈ ન જણાયું તેઓ આ જોઇ ત્યાંજ થોડીવાર ઉભા રહ્યા પણ કાંઇ માણસ જણાયું નહિ આથી તેમણે જાણ્યું કે નિચેથી જે ગાયન અને નૃત્ય સંભળાતું હતું, તેમાંનું અહીં કેમ કાંઇ જણાતું નહિ હોય! વળી થોડી વાર ધીરજ રાખી ઉભા. તો પાછું જેવી રીતે નિચે ગાયન સંભળાતું હતું તેવી જ રીતે અહીં પણ સંભળાવા લાગ્યું નીચે કરતાં અહીં ઘણું જ સ્પષ્ટ સંભળાવા લાગ્યું અવાજ સ્ત્રીઓનો હોય તેમ લાગ્યું, પણ તે ક્યાંથી સ્વર સંભળાય છે તે કાંઇ સમજી શકતા નહિ

તેમણે આજુબાજુ ઘણી તપાસ કરી આખા પર્વત ઉપર આમતેમ રખડયા, પણ કાંઇ પત્તો ન લાગ્યો પર્ણકુટી ઉઘાડી અંદર જોયું તો ત્યાં પણ કોઇ માણસ મળ્યું નહિ છેવટે શોધમાં ને શોધમાં રાત પુરી થઇ ને સવાર થયું અને ગાયન પણ બંધ થયું તેમણે વિચાર કર્યો કે ગમે તે થાય પણ આ ગાયન ક્યાં થાય છે તેની તો તપાસ કરવી જ આજે અહીંજ રહેવું અને જોઇએ કે કાલે શું થાય છે? એમ વિચાર કરી બન્ને જણ આખો દિવસ ત્યાં જ રહ્યા તે પર્વતની એક બાજુએ નદી વહેતી હતી ત્યાં જઇ તેમણે સ્નાન કર્યું અને આજુબાજુના વૃક્ષો ઉપરથી ફળફુલ વીણી લાવી ક્ષુધા નિવૃત્ત કરી દિવસે તેઓ આખા જંગલમાં અને પર્વતના દરેક ભાગમાં ફરી વળ્યા આ પર્વત પણ તેમને અલૌકીક જણાયો ત્યાં ઘણા ભોંયરાં તેમના જોવામાં આવ્યાં અને તે દરેક ભોંયરાના દ્વાર આગળ એક નાની સરખી પગવાટ પણ નદી તરફ જવાની હતી અંદર જતાં અંધારૂં હતું તેથી તેઓ અંદર પ્રવેશી શક્યા નહિ આ ઉપરથી તેમણે જાણ્યું કે આ સ્થળ યોગીઓનો નિવાસ હશે આમ જોતા જોતા તે બન્ને જણ પાછા પર્વતની મધ્યે આવેલી પર્ણકુટી પાસે આવી પહોંચ્યા. તેમણે પર્ણકુટી ઉઘાડી પણ ત્યાં કોઇ માણસ નહોતું થોડી વારે આમતેમ કરતા તેમને એક ખંડેર જેવું જરા દુર જણાયું તેથી તે બન્ને જણા ત્યાં ગયા આ ખંડેર ઘણું જ ઉજ્જડ અને ભયાનક લાગ્યું પણ આ બન્ને જણ વીર નર હોવાથી બીકને તો તે ગણતા જ નહિ તે આજુબાજુ ફરી જોવા લાગ્યા એમ કરતા કરતાં દહાડો મેળ બેઠો અને ચંદ્ર દર્શન થયાં આમ બન્ને જણાએ ઘણી તપાસ કરી પણ કાંઇ પત્તો ન લાગવાથી હવે આ રાત્રે શું બને છે તે જોવા માટે તે બન્ને જણા તે ખંડેરમાં જ એક ચોતરા ઉપર બેઠા

થોડીક વાર થઇ હશે કે તુરત જ પાછું ગઇ રાતની માફક આજે પણ ગાયન શરૂ થયું. ઘણી સ્ત્રીઓનો અવાજ હોય એમ અનુમાન થયું. આ સાંભળી બન્ને જણ ઉઠયા અને તે શોધવાનો પ્રયત્ન કરવા લાગ્યા તેમનાથી થોડેક દુર એક મોટી શીલા પડી હતી તે ઉપર કુમારની દૃષ્ટિ પડી તેથી તેણે તે શિલા ઉપાડવાનું નવલને કહ્યું, બન્ને જણાએ તે શીલા ઉથલાવી નાખી તો અંદર પોલાણ જણાયું. અને અવાજ પણ પ્રથમ કરતાં વધુ સંભળાયો તેથી તેમણે જાણ્યુ, કે, નક્કી આ ગુફામાં જ કાંઇ છે તેઓ અંધારે અંધારે ત્યાં ઉતર્યા થોડેક નીચે ઉતરતા પગથીયાં પુરાં થયાં અને એક વિશાળ ઓરડો આવેલો જણાયો પણ તે ઓરડામાં એક પણ બારણું હતું નહિ. નવલની પાસે ચોર ફાનસ હતું તે સળગાવી ચારે તરફ તપાસ કરી પણ કાંઇ પત્તો ન લાગ્યો આમ બારણું શોધવામાં જ અડધી રાત ગુમાવી, આખરે એક ખુણામાં એક નાની સરખી ખીલી જણાઇ તે તરફ નવલનું લક્ષ ખેંચાયું તેણે ત્યાં જઇ તે ખીલીને આઘી પાછી ઘણી કરી પણ હાલી નહિ છેવટે તેણે એક મુઠી મારીને દબાવી, અને તે દબાવવાની સાથે જ એ ઓરડાની ભીંતમાં એક મોટું બાકોરૂં પડયું તેથી તે બન્ને જણ તેમાં થઇ અંદર ઉતર્યા થોડાંક પગથીયા અંદર ઉતર્યા તે પછી એક નળી આવી તે નળીમાં તે બન્ને જણા આગળ ચાલ્યા આગળ

જતાં તે નળી પુરી થઇ પણ અંદર જવાનો માર્ગ ન મળ્યો આગળ એક પથ્થરની ભીંત હતી ઘણી તપાસ કરી પણ કાંઇ ઇલાજ ન જડયો એમ કરતાં કરતાં સવાર થઈ ગયુ જેથી બન્ને જણુ પાછાં ફર્યા, અને પાછા પર્ણકુટી પાસે આવ્યા

ગમે તેમ થાય તો પણ આ ચમત્કારી સ્થળની તપાસ તો કરવીજ એવો બને જણાએ દઢ નિશ્ચય કર્યો પણ નવલે કહ્યુ, કુમાર! આપણે તો અહીં રોકાયા પણ ત્યા બિચારી સૂર્યકુમારીનુ શુ? વખતે જાલમ આપણી શોધ કરતા કરતાં ત્યાં આવી પહોચે તો તેની શી વલે થશે? માટે આજ ત્યાં ચાલો અને પછી તેને તેડી આવી રાત્રે પાછા અહીં તપાસ કરીશુ એથી કુમારે પણ તે વાત કબુલ કરી, રાજકુમારનુ મન તો સૂર્યકુમારી તરફ કયારનુય ગયુ હતુ પણ તે કાંઇ કહી શકતા નહોતા. પણ નવલેજ જ્યારે તેને તેડી આવવાનો નિશ્ચય કર્યો, ત્યારે તેમણે ખુશી બતાવી બને જણા બે દિવસે પર્વત ઉપરથી નીચે ઉતરી ઘોડા છોડી સ્વાર થયા અને પોતાને ઉતારે ગયા ત્યાં જઇ જુવે છે તો સૂર્યકુમારી મળે નહિ. આજુબાજુ ઘણી તપાસ કરી પણ તેનો કાંઇ પત્તો ન લાગ્યો આથી બનેને ઘણુંજ દુખ લાગ્યું આ સ્થળ પણ જંગલ હતું તેથી ત્યાં કોઇને પૂછવા જેવુ પુ નહોતું. તેમણે જાણ્યુ કે નક્કી આ સ્થળની જાલમને ખબર પડેલી, અને તેજ સૂર્યકુમારીને ઉપાડી ગયેલો હવે આપણે તેની પણ તપાસ કરવીજ જોઇએ.

તેમણે વિચાર કર્યો કે દિવસે સૂર્યકુમારીની તપાસ કરવી અને રાત્રે પર્વત ઉપર જવું અને ત્યા શુ છે તેની પણ તપાસ કરવીજ તેમજ રાજ્યમાં શુ ખટપટ ચાલી રહી છે તેની પણ તપાસ ચલાવી જેમ બને તેમ તાકીદે જાલમનો અંત લાવવો

તેઓએ દિવસે ઘણી તપાસ કરી પણ સૂર્યકુમારીનો કાંઇ પત્તો ન લાગ્યો, જેથી રાત્રે પર્વત ઉપર ગયા અને તે રાત્રે ત્યાં શુ થાય છે તે જોવા લાગ્યા ત્યાં જઇ જુવે છે તો પોતે જે ખંડેરમાં થઇ ગયા હતા તે ખંડેરમા જે ગુફા ઉઘાડી હતી તે ગુફાનુ દ્વાર બંધ જણાયું અને એવુ મજબુત પેક કરેલુ હતુ કે તે ઉઘાડી શકયા નહિ આ જોઈ તેમણે જાણ્યું કે આપણી ખબર આ સ્થળના માણસને પડેલી હોવી જોઇએ અને તેથીજ તેમણે આ સ્થળ બંધ કરેલુ જણાય છે. રાત્રે તેમણે આ ખંડેરમાં ઘણી તપાસ કરી પણ કઇ પત્તો ન લાગ્યો ગાયન તો ચાલુજ હતું. શોધતાં શોધતાં તે બન્ને જણા તે ખંડેરના એક ભાગમાં એક મેડી હતી ત્યા ગયા ઉપર જઇ આજુબાજુ તપાસ કરવા લાગ્યા પણ કાંઇ બારી બારણું ન જણાયુ ત્યાં તપાસ કરતા કરતાં એક ભીંતમા નાનુ સરખુ છિદ્ર જણાયું કુમારે તે છિદ્રમાં પીસ્તોલની નળી ઘાલીને જરા આચકો માર્યો અને તે સાથેજ ભીંતમા બે ચીરાડા પડયા તરતજ બને જણા તેમા આગળ ગયા ત્યા પણ પગથીયા હતા તેથી બને જણ નીચે ઉતર્યા આગળ જતા એક ઓરડો જણાયો પણ ત્યાં બારણું ન મળે ઘણી બારીકાઇથી તપાસ કરતાં એક જગ્યાએ જમીનમાં જરા ખાડો જણાયો ત્યાં જોયુ તો તેમા એક બટન હતું તે બટન જોરથી દબાયું કે તુરતજ અંદર ખાડો પડયો અને માર્ગ જણાયો બને જણ નીચે ઉતર્યા તો ત્યાં ઘણીજ સ્પષ્ટ રીતે ગાયન સંભળાવા લાગ્યું, અને જરા વેગળે ઘણોજ પ્રકાશ જણાવા લાગ્યો બને જણ ધીમે પગલે આગળ વધ્યા અને વેગળેથી જોયુ તો ઘણી સ્ત્રીઓ ત્યા નૃત્ય અને ગાયન કરી રહી હતી સામે કોચ ઉપર એક દિવ્ય પુરુષ બેઠેલો હતો. તેની જોડેજ બીજા કોચ ઉપર બે સ્ત્રીઓ ઉદાસ ચહેરે બેઠેલી દીઠી અને તેમની સામે કેટલીક રૂપવાન સ્ત્રીઓ અનેક પ્રકારના વસ્ત્રાભૂષણોથી સજ્જ થઇ તાલ, વાદ્ય સાથે નૃત્ય અને ગાયન કરવામાં મશગુલ થઇ ગઇ હતી

આ જોઇ બન્ને જણા તો દિગમુઢજ બની ગયા નવલને આ જોઇ ઘણોજ હર્ષ થયો કારણ કે તે પુરુષની પાસેના કોચ ઉપર બેઠેલી સ્ત્રીઓ પૈકી એક સ્ત્રી સુલોચના જેવી જણાતી હતી. ઘણા વખતે ગુમ થયેલી સ્ત્રીને આવા અરણ્યમાં એક ગુપ્તસ્થાને બેઠેલી જોઈ તેને હર્ષ અને આશ્ચર્ય થવા લાગ્યુ. રાજકુમાર સુલોચનાને ઓળ

બનો નહોતો. પણ તેનો આ બધો દેખાવ જોઇ આશ્ચર્ય પામવા લાગ્યો કે આ ગુપ્તસ્થળમાં આ શું? આ પુરુષ કોણ? આ સ્ત્રીઓ કોણ? આ બધા અહીં શા માટે ભેગાં થયાં હશે? એમ વિચારવમળમાં ગુંચવાવા લાગ્યો

આ બે જણ બધાને જોઇ શકતા હતા પણ સામેના પુરુષ કે સ્ત્રીઓ તેમને જોઇ શક્યા નહોતા કારણ કે તે બને જણ અંધારામાં ઉભા હતા સુલોચનાને જોઇ નવલને તેની પાસે જવાનો વિચાર થયો અને તેની તપાસ કરવાનો નિશ્ચય કર્યો, તેણે રાજકુમારને તે વાત જણાવી. બને જણ હિંમત લાવી પોતપોતાની પીસ્તોલો સજ્જ કરી આગળ વધ્યા.

આ સ્થળનો દિવ્ય પુરુષ અને તે સ્ત્રીઓ આમ અચાનક આવા એકાંત અને ગુપ્તસ્થળ કે જ્યાં મનુષ્યનો પ્રવેશ થવોજ મુશ્કેલ છે, ત્યાં આમ અચાનક પુરુષોને આવેલા જોઇ અને એકદમ દિગ્મૂઢ બની ગયાં. નવલને સુલોચનાએ ઓળખ્યો. અને તેને જોતાંજ કોચ ઉપરથી ઉઠી દોડતી નવલના પગમા જઇ પડી આથી આનંદમા ભંગ થએલો જાણી તે દિવ્ય પુરૂષે પોતાના સામર્થ્યના પ્રભાવથી તે બન્ને જણને ત્યા મુર્છિત કરી દીધા અને તેથી નવલ તથા રાજકુમાર ત્યા મૂર્છિત થઇ ધબ દઇને નીચે પડ્યા આ જોઇ સુલોચનાના દુ:ખનો પાર રહ્યો નહિ તે દિવ્ય પુરૂષે ગાનતાન આગળ ચલાવવાની તે સુંદરીઓને આજ્ઞા કરી અને પ્રથમની માફક ગાયન શરૂ થઇ ગયું આ જોઇ સર્વેના મનમા ખેદ તો થવાજ લાગ્યો. સુલોચનાના દુ:ખનો તો પાર રહ્યોજ નહિ તેણે રૂદન કરવા માંડ્યું. અને તે દિવ્ય પુરૂષને કાલાવાલા કરવા લાગી પણ તે એકનો બે થયો નહિ

આમ અચાનક નવલ અને સુલોચનાનો મેળાપ તો થયો પણ તે વધુ વખત સુખકર ન થતા દુ:ખકર્તા થઇ પડયો અપૂર્ણ.

---

# સ્વામીશ્રી વિશુદ્ધાનંદજીનું ચરિત્ર.

( અનુસંધાન ગયા અંકના પાન ૩૭૬ થી. )

## પ્રકરણ ૧૨ મું.

### ગૌડસ્વામી-યા-ભગવાનદત્તજીનું ચરિત્ર.

સ્વામી વિશુદ્ધાનંદ કલ્યાણથી જે દિવસે ચાલી નિકળ્યા હતા તેને આજે દશ વર્ષ થઇ ગયાં હતાં. દશ વર્ષમાં તો તે નાસિક વિઠુર અને હરિદ્વાર વિગેરે સ્થળોમા ફરતા ફરતા કાશીએ આવી પહોંચ્યા તે વખતે દક્ષિણમા ઉત્તર પ્રદેશના બલ વીર્યની વાતો થઇ રહી હતી. પ્રતાપી મહારાજા રણજીતસિંહની કીર્તિ ફેલાઇ રહી હતી પ્રચંડ વીર શિખોને મિત્ર બનાવવાની અંગ્રેજો તજવીજ કરી રહ્યા હતા પણ આ વખતે ઉત્તર દેશમા પંજાબ કેસરી રણજીતસિંહ સ્વર્ગમા સિધાવી ગયા હતા, અને શિખો પરસ્પરની ફાટફુટને લીધે પોતાની સ્વતંત્રતાને ગુમાવી બેઠા હતા.

ગુજરાતના રણક્ષેત્રમા શિખોના સેનાપતિ વીરવર શેરસિંહ અને સરદાર ચતુરસિંહનો પરાભવ થઇ ગયો હતો અને શિખ સરદારો અંગ્રેજ સેનાપતિને પોતાના શસ્ત્રો આપી દઇ તાબે થયા હતા

પંજાબ કેશરીનો કોહિનૂર મહારાણીની શોભા વધારવાને માટે વિલાયત મોકલી આપવામાં આવ્યો અને તેમના વારસ માટેની કુમાર દલીપસિંહને ગાદીપરથી ભ્રષ્ટ કરી ફતેહગઢમા નજરકેદ રાખવામા આવ્યો

આ તરફ લખનૌના વાજીદ અલીશાહ - નૃત્ય ગીતમાં મગ્ન હતો અને રાત દિવસ સારંગી તબલા વાગ્યાં કરતા હતા અને જગતની કાંઈ પણ ખબર તેને રહી નહોતી આ વખતે લોર્ડ ડેલહાઉસી આ સર્વ બનાવો તરફ પોતાની દૃષ્ટિ રાખ્યા કરતા હતા

આ વખતે સ્વામિ વિશુદ્ધાનંદ કાશીપુરીમાં આવી પહોંચ્યા ઉત્તર વાહિની ભાગીરથીનો પ્રવાહ, સુંદર શોભા, અને મંદિરોના ચમકતા સોનેરી કળશો, જોઈને સ્વામીજી આનંદ માનવા લાગ્યા જગતના ઇતિહાસમાં એવાં નગર ઘણાંજ થોડાં મળી આવશે કે, આરંભથી તે અંત સુધી જેણે પોતાની સ્થિતિ જેવી ને તેવીજ જાળવી રાખી હોય ! જો ઇતિહાસની દૃષ્ટિથી જોઇયે તો પૃથ્વી તળ ઉપર કોઇ પણ નગરીએ સેંકડો વર્ષ સુધી અત્યાચાર અને અવિચારનું સહન કરવા છતાં પણ પોતાની વિદ્યાનું અક્ષત, અને પોતાના ગૌરવને જાળવી રાખ્યું હોય તો તે નગર ભારતવર્ષની કાશીપુરી જ છે

અન્યધર્મી વિદેશીય લોકોના આક્રમણથી અસંખ્ય નગરીઓનાં રૂપાંતર થઇ ગયાં છે, છતા કાશીપુરી આજ પણ તેવી ને તેવીજ છે તેજ "હર હર મહાદેવ" નો શબ્દ, તેજ વેદનો ધ્વનિ, અને તેજ સંસ્કૃત વિદ્યાની ચર્ચા ઘેર ઘેર રહેલી છે

કાશીવાસિયો પોતાની સમ્પત્તિને અનેક વખત ગુમાવી બેઠા હશે, પણ પોતાના પવિત્ર સનાતન ધર્મ તથા આચાર વિચારથી ભ્રષ્ટ થયા નથી.

કાશીમાં આવીને સ્વામિ વિશુદ્ધાનંદજીએ દશાશ્વમેધ ઘાટ ઉપર મુકામ કર્યો. તે દશાશ્વમેધેશ્વર મહાદેવની પાસે એક દેવાલયની નાની સરખી કોટડી - હતી ત્યાં મુકામ કરવાનું કારણ એ હતું કે પ્રસિદ્ધ ગૌડ સ્વામીજી મહારાજ કે જેમની વિદ્યા અને સંન્યાસની પ્રશંસા સાંભળી તેઓતે અહીં આવ્યા હતા તે પાસેની અહલ્યાબાઇની ધર્મશાળામાં રહેતા હતા અને વિદ્યાર્થિઓને ભણાવતા હતા

તે ગૌડસ્વામીજી તેજ છે કે જેનું વર્ણન નાસિક ક્ષેત્રના વર્ણનના પ્રસંગમાં આવી ગયું છે. જે નાસિકમાં 'પંડિત સ્વામી'ના નામથી પ્રસિદ્ધ હતા અને અહીં 'ગૌડસ્વામી'ના નામથી ઓળખાય છે તે ગૌડસ્વામિનું સંક્ષિપ્ત ચરિત્ર આ પ્રમાણે છે

પંજાબમાં પતિયાલા રાજધાનીની પાસે જ 'શનીવર' નામનું એક ગામ છે ત્યાં પુણ્યાત્મા ગૌડસ્વામીજીનો ગૌડ બ્રાહ્મણના કુળમાં જન્મ થયો હતો તેમના પિતા શ્રીમાન પંડિત જયગોપાળ મિશ્રે પોતાના આ પુત્રનું નામ 'ભગવાન દત્ત' રાખ્યું બાલ્યાવસ્થામાંજ ભગવાન દત્તનું ભણવા તરફ મન હતું પણ પિતાની જંજાળથી તે ત્યા વધુ ભણી શક્યા નહિ

પંજાબમા માબાપનું વિશેષ લક્ષ પુત્રનો વિવાહ કરવાની તરફ રહે છે, અને ભણાવવા તરફ ઓછું રહે છે. અને તે પોતાના બાળક પુત્ર, બાળ વધુની સાથે ઘરની શોભાને વધારે તેવું ઇચ્છે છે અને તે અનુસાર માબાપના લાડને લીધે બાલ્ય કાળમાંજ ભગવાન દત્તનાં બાર વર્ષની ઉમ્મરેજ લગ્ન થયાં,

વિવાહ પછી એક દિવસ છાનામાના તે પોતાને ઘેરથી ચાલી નીકળ્યા. અને તેથી તેમનાં માબાપ ઘણાંજ ગભરાયાં પણ કેટલાક દિવસ પછી તપાસ કરતાં જણાયું કે પોતાનો પુત્ર તો 'મદ્દો'માં વિદ્યાધ્યયન કર્યાં કરે છે હોશિયારપુર જીલ્લામા એક ગઢશંકર નામના તાલુકામાં એક 'મદ્દ' નામનું નાનું સરખું ગામ છે, ત્યાં તે વખતે પંડિત કેશવરામજી સારસ્વત બ્રાહ્મણ સારા વિદ્વાન રહેતા હતા તેમણે કાશીના સુપ્રસિદ્ધ મહા વૈયાકરણ બૈત્વમિશ્ર પાસે વિદ્યાધ્યયન કર્યું હતું તે એવા યશસ્વી હતા કે તેમની પાસે જે એકવાર આવતા તે પંડિત બની જતા તેમના શિષ્ય મોટા મોટા પ્રસિદ્ધ ધુરંધર પંડિત થઈ ગયા છે. "વૃત્તિ પ્રભાકર" 'વિચાર સાગર' વિગેરે ગ્રંથોના કર્તા વિખ્યાત સાધુ નિશ્ચલદાસજી, સુપ્રસિદ્ધ પંડિત હરિપ્રસાદજી, વિગેરે અનેક વિદ્વાનો આરંભમાં તેમની જ પાસે ભણતા હતા ઘણે દૂરના વિદ્યાર્થિઓ તેમની પાસે આવતા ત્રણ ચાર વર્ષમાં તો અનેક ગ્રંથોનો અભ્યાસ કરીને ભગવાનદત્તજીએ વ્યાકરણનો અભ્યાસ કર્યો, જેથી કાવ્યકોશ અને પુરાણાદિનો અભ્યાસ કરવામાં તેમની અસાધારણ પ્રતિભાનો

વિકાશ થવા લાગ્યો. અને એ રીતે અભ્યાસ કરીને ભગવાનદત્તજી કાશીપુરીમા આવ્યા અને ત્યાં આવી કાશીના વિદ્વાનો પાસે વ્યાકરણ, વેદાંત અને ન્યાય શાસ્ત્રનું અધ્યયન કર્યું અને સર્વ શાસ્ત્રોમાં અસાધારણ વિદ્વાન થયા

કાશીથી જે પંડિતો રાજધાની પતિયાલામાં જતા તેમને ભગવાનદત્તજીના પિતા પંડિત જયદેવ મિશ્ર પોતાના વિદ્વાન પુત્રની ખબર અંતર પૂછતા અને જ્યારે તેમણે પોતાના પુત્રની વિદ્યા અને વૈભવની વાત સાભળી ત્યારે તે ઘણા જ પ્રસન્ન થતા અને હવે પોતાના પુત્રને ઘેર તેડી લાવવાને માટે શુભ મહુર્તની વાટ જોતા હતા

ભગવાનની દયાથી માતા પિતાની તે ઇચ્છા પૂરી થઇ અને વધુ તો તેની બાળ વધુ પતિવ્રતાના આનંદનો પાર રહ્યો નહોતો આજ આઠ દશ વર્ષ પછી વિદ્વાન પુત્ર ઘેર પાછો આવવાથી માબાપને ઘણોજ આનંદ થયો ભગવાન દત્તજીના આવવાથી શનીશ્વરના સર્વ લોક પ્રસન્ન થયા અને ઘણા દિવસ સુધી તો લોકો તેમને મળવા આવવા લાગ્યા

ભગવાનદત્તજી જ્યારે કાશીમાં ભણતા હતા, ત્યારે તેમના પિતા પતિયાલાના મહારાજા અને મોટા મોટા સરદારોને કહ્યા કરતા હતા કે "મારો પુત્ર તો મહા વિદ્વાન થયો છે અને સર્વ શાસ્ત્રો ભણી ચુક્યો છે" અને તે સાંભળી તેઓ પણ તેમને આશ્વાસન આપતા હતા કે "જરૂર તેને રાજ્યમા મોટી પ્રતિષ્ઠા મળશે." પુત્રનો પ્રતાપ જોવાને માટે અને પતિયાળા રાજ્યમા પોતાની પ્રતિષ્ઠા વધારવાને માટે એ પ્રકારે-પં. જયગોપાળ મિશ્ર અનેક મનોરથો કર્યા કરતા હતા. એક દિવસ પોતાના મનોરથને સફળ કરવાને માટે પુત્રને કહ્યા કરતા હતા કે, બેટા ! ચાલો સરદાર સાહેબને મળવા જઇએ જેથી તમારી ભાગ્યોન્નતિ થાય અને વિદ્યાનું કાંઇ ફળ પણ જોવામા આવે.

તેજસ્વી ભગવાન દત્તજીને કોઇ સરદારની પાસે મળવા જવાનુ ઠીક ન લાગ્યુ જેથી તેમણે પોતાની અનિચ્છા દર્શાવી અને વિનીત ભાવે કહ્યું કે, પિતાજી, ભાગ્યોન્નતિ વિધાતાના હાથમાં છે અદૃષ્ટમા જે લખ્યુ હશે તે થશે. વિદ્યા પ્રાપ્ત કરવી એ મારો ધર્મ હતો, અને તેનો જે આ નંદ એજ મધુર ફળ છે. એ સિવાય બીજા ફળની મને ઇચ્છા નથી મારી ભાગ્યોન્નતિ તો, વિદ્યાનો પ્રચાર કરવામાં અને આપની સેવામા તત્પર રહેવું તેમાંજ છે પછી મને શી જરૂર છે કે મારે રાજ દરબારમાં જઇ અને વિદ્યાનું અપમાન કરાવવું ?

આ ઉપર ઘણી વખત પિતા પુત્રને વાદ ચાલતો પણ પિતાનો ઘણો આગ્રહ હોવાથી ભગવાન દત્તજીએ એક દિવસ તેમની સાથે જવાનું કબુલ કર્યું

જેથી પિતાએ પ્રસન્ન મનથી પોતાના પુત્રને સાથે લઇ, અને જવા માંડયું. સાથે આશિર્વાદ આપવા માટે એક શ્રીફળ પણ લીધુ સર્વથી પહેલા તે એક સરદાર પાસે ગયા કે જે મહારાજાને ઘણોજ પ્રીતિ પાત્ર હતો તેને વેદાન્ત જાણવાનો ઘણોજ ઘમન્ડ હતો ત્યા ગયા તો તે એક કોચ ઉપર બેઠો હતો તેણે પિતા અને પુત્ર બન્નેને સાથે આવેલા જોઇને મંદ હાસ્ય કર્યું. અને પાસે પડેલી એક શેત્રંજી ઉપર બેસવાનુ કહ્યું કેટલીક વારે તે ત્યાંથી પોતાને જરૂરી કામ કરવાને માટે ચાલ્યો ગયો અને તેમને કહેવરાવ્યુ કે, "હાલ મને ફુરસદ નથી માટે ફરી આવજો."

આ પછી તે બન્ને જણ એક બીજા સરદારની પાસે ગયા અને તેણે તેમને વેગળેથી જ આવવાની ના કહેવરાવી મંત્રી અને મહારાજા પણ કોઇ જરૂરી કામમા રોકાયલા હતા જેથી કલાકના કલાક સુધી રાજદ્વાર પર બેસી રહ્યા, પણ તેમને મળવાને માટે જઇ શકયા નહિ, અને દ્વારપાળે રાજ દરબારમા પેસવાજ દીધા નહિ અને જેથી પિતા અને પુત્ર બન્ને જણ થાકીને ઘેર પાછા આવ્યા મહાનુભાવ ભગવાનદત્ત છાના માના પિતાની સાથે ચાલી આવ્યા અને પોતાને મનમાં ને મનમાં ધિક્કારવા લાગ્યા કે, "શા માટે વિદ્યાભ્યાસ કર્યો હતો ? શું વિદ્યાનું આ ફળ છે કે ઉદર ભરવાને માટે શ્વાનની માફક પ્રત્યેક દ્વાર પર ભટકતું ફરવું ? જ્યાં સુધી ગૃહસ્થાશ્રમમા રહીશુ ત્યાં સુધી આમ ભટકવુ જ પડશે જેથી હવે ગૃહસ્થાશ્રમનો જ ત્યાગ કરવો જોઇએ ગૃહસ્થાશ્રમ જ લોભ અને મોહના

મૂળ રૂપ છે આ પ્રકારની ચિંતા કરતા તે પોતાની સ્ત્રીની પાસે ગયા

સ્ત્રી તેમને ઘણીજ વ્હાલી હતી. માતા પિતામાં જેવો તેમનો ભક્તિભાવ હતો તેવો જ સ્ત્રીમાં સ્નેહ હતો કેમકે છલકપટથી રહિત, સરલ અને શીલ સ્વભાવની મૂર્ત્તિ હતી તે ગુણવતીના રૂપ લાવણ્ય ઉપર ભગવાન દત્તજીનો મોહ નહોતો, પણ તેના સ્વભાવ અને ચાલ ચલકત ઉપર મોહિત થયા હતા તેને અનેક પ્રકારે સમજાવીને તેમણે કહ્યું કે, "હું એક જરૂરી કામને માટે એક જગ્યાએ જઉં છું કાંઇ પ્રકારે તારે ચિંતા કરવી નહિ, જ્યાં સુધી હું ન આવું, ત્યાં સુધી તારે મારા માબાપની સેવામાં તત્પર રહેવું જો તેમને મારો વિચાર જાણવામાં આવશે તો તે મને રોકશે અને મારા અગત્યના કામમા વિઘ્ન નાંખશે જેથી તારે કોઇને આ વાત કરવી નહી " સરળ પતિવ્રતાએ કાંઇ પણ પૂછપરછ વગર આ વાતને માની લીધી

તે દિવસે માબાપની ભગવાનદત્તે ઘણી જ સેવા કરી, પિતા ઘણા જ પ્રસન્ન થયા, અને કહેવા લાગ્યા કે, "બેટા, આજ મુહુર્ત્ત વગર રાજદરબારમા ગયા હતા જેથી તેમની મુલાકાત થઇ નથી હવેથી સારૂ મહુર્ત જોઇને જઇશુ તો સર્વ કાર્ય સિદ્ધ થશે "

રાત્રે જ્યારે સર્વ ઉંઘી ગયા ત્યારે તે પોતાની સ્ત્રીની પાસેથી ત્રણ પુસ્તક—અદ્વૈતસિદ્ધિ, ગૌડ બ્રહ્માનંદી અને શાસ્ત્રદીપિકા કે જે તેમને અત્યત પ્રિય હતા તે લીધા, અને છાનામાના દક્ષિણ દિશા તરફ ચાલી નીકળ્યા સરલ હૃદયની ભોળી બાળા ટક ટક જોઇ જ રહી

જ્યારે પિતાને સર્વ વાતની ખબર પડી ત્યારે તેમણે ઘણી શોધ કરાવી પણ કાંઇ પત્તો લાગ્યો નહીં

સન્યાસ ગ્રહણ કરવાની ઇચ્છાથી વિરક્ત ભગવાનદત્ત ઘેરથી બહાર નીકળ્યા વિચાર કર્યો કે ક્યાં જવુ ? કાશી જઇશ તો ત્યા કોઇ દક્ષિણી, ગૌડ બ્રાહ્મણને સન્યાસ નહીં આપે તેમના આગળ તો ગૌડ બ્રાહ્મણ એ બ્રાહ્મણ જ નથી તે તો તુચ્છ માને છે. માટે ત્યાં જવુ મિથ્યા છે માટે દક્ષિણ દેશમા જઇ ત્યા કોઇ મહાત્મા પાસેથી સન્યાસ ગ્રહણ કરવો આ વિચારથી ભગવાનદત્તજી નાસિક ક્ષેત્રમાં ગયા. અને ત્યાં વિદ્યાર્થિયોને ભણાવવા માંડયા થોડા જ દિવસમાં તો તે એક પ્રસિદ્ધ પંડિત મનાવા લાગ્યા એક મહાત્માના સાભળવામાં તે વાત આવી પંડિત ભગવાનદત્તજીને સન્યાસ આપ્યો અને ત્યારથી ભગવાનદત્તજી "તારક બ્રહ્માનંદ સરસ્વતી" ના નામથી ઓળખાવા લાગ્યા તથાપિ નાસિકના લોક તો તેમને 'પંડિત સ્વામી' ના નામથી બોલાવતા હતા તે પછી તે વીસ વર્ષ સુધી નાસિકમાં રહ્યા, અને તે પછી તે પોતાના પુરાતન કાશી ધામમાં આવીને રહ્યા

કાશીના પંડિતોએ પ્રથમથી જ પંડિત સ્વામીજીનું નામ સાભળ્યું હતું, પણ તેમને એ ખબર નહોતી કે તે આપણા પૂર્વ પરિચિત મિત્ર ગૌડ પંડિત ભગવાનદત્તજી જ હશે. હાલમાં તેમણે પોતાના સુયોગ્ય મિત્રને જગત્પૂજ્ય સન્યાસીના રૂપમા જોઇને સર્વેએ સહર્ષ સ્વાગતપૂર્વક અતિ હર્ષ જાહેર કર્યો અને પોતાની અતઃકરણપૂર્વક સહાનુભૂતિ બતાવી. ગૌડ કુલના સર્વથી પહેલા, આ સન્યાસી થયા તેથી તેમને સર્વ કાશીવાસીએ 'ગૌડ સ્વામી' કહેવા લાગ્યા. સ્વામીજીએ કાશીમાં આવીને અહલ્યાબાઇની ધર્મશાળામા મુકામ કર્યો.

એ ધર્મશાળા દશાશ્વમેધ ઘાટની પાસે ગંગા કિનારે હજી પણ એક ઉત્તમ જગ્યા ઉપર છે મહાત્મા ગૌડસ્વામીજીનો અમિત પ્રભાવ સાંભળીને આજે દૂર દેશથી 'વિદ્યાદાનદત્તજી' પણ અહલ્યાબાઇની ધર્મશાળામાં આવ્યા છે

અપુર્ણ

---

# नवीन विद्यानी शोधना मोहमां केटलीक प्राचीन विद्याओनो थएलो लोप.

( અનુસંધાન અંક ૯ ના પૃષ્ટ ૩૪૪ થી )

પ્રાચીન સમયમા પૃથ્વીની અંદરની વસ્તુઓને જાણી શકવાની વિદ્યા પણ પ્રચલિત હતી પૃથ્વીમા દાટેલા અમૂલ્ય અને દુષ્પ્રાપ્ય પદાર્થોનો પત્તો આ વિદ્યાથી મળી આવતો હતો. યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞ વખતે જે અનમોલ સુવર્ણ મંડપ બાંધ્યો હતો તેમા સુવર્ણ અને રત્ન વિગેરે સર્વ સામાન પૃથ્વીની અંદરથીજ ખોદી આણ્યું હતું અને તેની શોધ આ વિદ્યાના પ્રતાપથીજ થઇ હતી

સહસ્ર રજની ચરિત્ર વાંચનાર જાણતાજ હશે કે મિસરના એક જાદુગરને પોતાની વિદ્યાના બળથી જણાયુ હતું કે ચીનમાં એક જગ્યાએ, પૃથ્વીની અંદર એક એવો દંડ રાખવામાં આવેલો છે કે જેને આધિન ત્રણ પરાક્રમી દેવ છે ને મનુષ્ય તે દંડને લઇ શકે છે તેને તે દેવ વશ થઇ જાય છે તેના પ્રભાવથી મનુષ્ય મન વાંચ્છિત વસ્તુઓ પ્રાપ્ત કરી શકે છે જાદુગર તે દંડની તપાસ કરવાને માટે ચીન આવ્યો અને પૃથ્વીની અંદર જ્યાં તે રાખેલો હતો તે સ્થળ શોધી કાઢ્યુ ત્યાં તેણે એક દરજીના બાળકને તે દંડ લાવવાને તૈયાર કર્યો, અને તે બાળક પૃથ્વીની અંદર ઉતર્યો. પરંતુ દુર્ભાગ્યથી તે દંડ તે બાળકનાજ હાથમા રહ્યો અને તે જાદુગર તો હાથ ઘસતોજ રહ્યો. બાળક તેના પ્રભાવથી ધન સમ્પત્તિસંપન્ન થઇ ગયો.

આ વાતથી આ વિદ્યાના અસ્તિત્વનો પત્તો મળી આવે છે ઇતિહાસ પુરાણોમાં શોધ કરવામાં આવે તો આ વિદ્યાનાં અનેક ઉદાહરણ મળી આવે તેમ છે આ વખતે આ વિદ્યા સર્વથા નષ્ટ થઇ ગઇ છે અને તેથીજ લોકને તેને માટે સંદેહ થાય છે કે એ ખોટી વાત હશે પરંતુ એવાં અનેક પ્રમાણ છે કે જેથી તે વાત ખરી હોવાનું સિદ્ધ થાય છે

## પૃથ્વીમાંથી પાણી કહાડવાની વિદ્યા.

પૂર્વોક્ત વિદ્યાના જેવીજ એક બીજી વિદ્યા પણ છે કે જેના દ્વારા જાણી શકાય છે કે કયા સ્થાન ઉપર કુવો ખોદવાથી પાણી નીકળશે. તેના જ્ઞાનવાળા હાલ પણ કેટલાક જોવામા આવે છે પરંતુ ઘણા લોકો તે માની શકતા નથી

મારા મિત્રે એ સબંધમાં એક સત્ય વાત મને કહી હતી કે, એક જગ્યાએ એક કૃત્રિમ કુવો ( Arbizam well ) ખોદવામાં આવ્યો હતો છતાં પણ તેમાંથી પાણી નીકળ્યુ નહીં, ઘણા પ્રયત્નો કર્યા પણ તે સર્વ નિષ્ફળ નિવડ્યા, જેથી ઇજીનિયરે નિરાશ થઇ તે કાર્ય છોડી દીધુ અને કહ્યુ કે અહીં પાણી નહિ નીકળી શકે કુવાની પાસેજ એક ગામમા એક કુવો ખોદનારો રહેતો હતો. તેણે ઇજીનિયર પાસે આવીને પાણી કાઢી આપવાનું માથે લીધું ઇજીનીયર સાહેબે પ્રથમ તો તે વાત ન માની પણ અજમાયશ તો કરીએ એમ ધારી તેને તેમ કરવાને કહ્યું તે માણસે પ્રથમથીજ કહ્યુ કે જે વખતે હું કુવામાંથી નીકળવાને માટે બૂમ મારૂં તેજ વખતે મને ખેંચી લેવો, નહીં તો પાણી એકદમ ભરાઇ જતાં હું ડુબી જઇશ તે નીચે ઉતર્યો અને કુવાની અંદર એક જગ્યાએ તપાસ કરીને ખોદવા લાગ્યો. થોડીજ વારમાં તેણે ઉપર આવવાને બૂમ મારી અને તેજ વખતે તેને ઉપર ખેંચી લીધો ઉપર ખેંચી લેવાના વખતે તેણે પોતે નક્કી કરેલી જગ્યાએ એવી રીતે જોરથી કોદાળો માર્યો કે તેમાંથી ઘણાજ વેગપૂર્વક પાણી કુવામાં આવવા લાગ્યું અને તે ઉપર પહોંચ્યો ન પહોંચ્યો તેવામા તો કુવો અર્ધો પાણીથી ભરાઇ ગયો આ જોઇ ઇજીનિયર અને સર્વ માણસો આશ્ચર્યથી ગરકાવ થઇ ગયા, અને તે માણસની પ્રશંસા

કરવા લાગ્યા તે માણસે કહ્યુ કે પૃથ્વીમા પણ મનુષ્યના શરીરની માફક કેટલી રગો હોય છે તે રગોને ઓળખનાર માણસ પૃથ્વીમાથી પાણી જ-લ્દીજ બહાર કાઢી શકે છે

પ્રાચીન સમયમા વિદ્યાનો ઘણો જ પ્રચાર હતો હાલ પણ ઘણી જગ્યાએ કુવા ખોદનારા-ઓને તેનુ થોડે ઘણે અશે જ્ઞાન હોય છે તે લોક પચીસ ત્રીસ રૂપિયામા આખો કુવો ખોદી આપે છે પણ તેમની યોગ્ય કદર થતી નથી જો કે લોકોને આ વિદ્યાનું પુરેપુરૂં જ્ઞાન હોતું નથી તથાપિ વૃદ્ધ માણસોની પરપરાએ થોડુ ઘણુ જાણીને તેઓ અદ્ભૂત કાર્ય કરી બતાવે છે

સામુદ્રિક.

સામુદ્રિક વિદ્યાનાં અનેક અગ છે આ વિ-દ્યાથી મનુષ્યનુ મો, હાથ અથવા કોઇ પણ અગ યવને જોઇને તેના ભવિષ્યનો સર્વ હાલ જાણી શકાય છે.

પોતાના મામાને ત્યાંથી અયોધ્યામા જતી વખતે ભારતનુ ડાબુ અગ અને નેત્ર ફરકવા માંડયા હતા, જેથી તેમણે જાણી લીધુ હતુ કે કાઇક અનિષ્ટ થવાનુ છે તો તેનુ પરિણામ પિ-તાનુ મૃત્યુ અને રામચદ્રનુ વનમા જવુ એ આવ્યુ

રામચદ્રના હાથ રાવણનો વધ કરતા પહેલા ફરકયા હતા, તે વિજયસૂચક ચિન્હ હતુ

શ્રીકૃષ્ણના પગમા શખ, ચક્ર અને ધ્વજા તથા હાથમાં ગદા, અને પદ્મનાં ચિન્હ હતાં તે જોઇને ગર્ગાચાર્યે તેમનુ નામ પાડયુ હતુ, એ વીજ રીતે બલરામના ચિન્હ જોઇને તેમનુ પણ નામ પાડવામાં આવ્યુ હતુ

વસિષ્ઠે પણ લક્ષ્મણના શરીરનાં ચિન્હો જો-ઇને તેમનુ નામ પાડયુ હતું આ સર્વ વૃત્તાંત ભાગવત અને રામાયણમા છે

સારી રીતે સામુદ્રિક જાણનારાઓનુ અનુ-માન ખરૂં પડે છે. શરીરમાં એવાં અનેક ચિન્હ છે કે જે જોવાથી મનુષ્યની સ્થિતિ જાણી શકાય છે આ વિષયના પ્રમાણિક ગ્રથો હાલ પણ મળે છે તેની થોડી ઘણી માહિતી હાલનાં પચાંગોમાં પણ આપેલી છે (આ વિષયનો અભ્યાસ કરવા માટે ભવિષ્યવેત્તા-મગાવવુ કી. ૩ ૩-૦-૦ ) તે વિદ્યાનો કેટલોક અશ હાલ પણ પ્રચલિત છે, અને તેના મોટા મોટા નિયમોનુ કેટલાક પાશ્ચિમાત્ય વિદ્વાનોએ પણ જ્ઞાન મેળવ્યુ છે તેનુ રહસ્ય ગ્રીસજ છે આ વિદ્યા શતાબ્દિયો પછી પરિશ્રમ; અને અનુભવ પછી પ્રાપ્ત થઇ હતી, પરતુ દિલ ગીર છીએ કે આપણીજ બેપરવાઇથી તેનો લોપ થયો છે શરીર સબધી જેટલી વિદ્યાઓ છે, તે સર્વનો સબધ તેની સાથે છે

જ્યોતિષ

જ્યોતિષ વિદ્યાના બે ભાગ છે એક ગણિત અને બીજો ફલિત. ગણિત-જ્યોતિષને તો પાશ્ચિમાત્ય વિદ્વાનો પણ માને છે અને તે વિષેના અનેક સસ્કૃત ગ્રથોનાં અંગ્રેજીમાં ભાષાંતરો થઇ ગયાં છે. પરતુ ફલિત જ્યોતિષની તરફ આ વિદ્વાનોનું ધ્યાન હજી સુધી તો ગયુ નથી કારણ હજુ તે વિષેના સસ્કૃત ગ્રથોનાં અંગ્રેજીમાં ભાષાતરો થયા નથી કેમકે તેનુ ભાષાતર કરવુ વિદેશી વિદ્વાનો માટે કાઇ સહેલુ નથી.

પ્રાચીન વખતમાં એવી કોઇ સભ્ય જાતિ નહોતી કે જેનો થોડો ઘણો પણ પરિચય આ વિદ્યા સાથે ન હોય પરંતુ આજ દેશમાં આ વિદ્યાનો પૂર્ણ વિકાશ થયો હતો તે શીખવાને માટે ઘણા દુર દેશોના લોકો અહીં આવતા હતા. આ વિદ્યાનો જે અશ પાશ્ચિમાત્ય દેશોમા ગયો હતો તે પૂર્ણ વિદ્વાનોને સમાધાન કરી શકે તેમ ન-હોતુ એથી તે લોકોની રુચિ આ વિદ્યા પરથી ઓછી થતી ગઇ કેમકે પૂર્ણ વિદ્યા ન હોવાથી લોક છલકપટ કરવા લાગ્યા જો એ દેશોમા આ વિદ્યાનો પૂર્ણ વિકાશ થાત તો આજકાલના પાશ્ચિમાત્ય વિદ્વાન પણ તેને માનવા લાગત. પ્રાચીન ભારતમાં આ વિદ્યા છેક અન્તિમ સીમા સુધી પહોંચી ગઇ હતી તેનાથી થતાં અનુમાન એટલા આશ્ચર્યજનક રીતે ખરાં પડતાં હતાં કે ઘણા મનુષ્યો આ વિદ્યાને શીખવાની લાલસાથી ઘણી જ મહેનત લઇને ઘણે દુરથી અહીં આવતા હતા જો કે આ વિદ્યાની હાલ અવનતિ થઇ ગઇ છે અને મૂર્ખ તથા ધૂર્ત લોકોએ એના નામથી છળ પ્રપચ કરવાનુ શરૂ કર્યું છે, તથાપિ ઘણા એવા પણ નિપુણ જ્યોતિષી મળી આવે છે કે જે મનુષ્યની જન્મપત્રીકા જોતાં તેના જીવનના સવ

બનાવોનો હેવાલ કહી શકે છે. ઘણા ઘણા બનાવોનું ભવિષ્ય હિંદુસ્તાનમાં જ્યોતિષ દ્વારાજ કહી શકાય છે. તેના પુરાણ અને ઇતિહાસોમાં અનેક ઉદાહરણો મળી આવે છે. પંડિતોએ રાજા પરીક્ષિતનું નામ પરીક્ષા કરીનેજ રાખ્યું હતું. રાજા ભોજની જન્મપત્રીકાથીજ તેમના ભાવી ઐશ્વર્ય અને તેજનો હેવાલ જ્યોતિષિયોએ કહી સંભળાવ્યો હતો રામચંદ્રના પાંચ ગ્રહ ઉચ્ચના હતા રાજા રઘુના પાંચ ભાગ્યસૂચક ગ્રહ ઉચ્ચ સ્થાનમાં પડેલા હતા આ સર્વ હેવાલ ભાગવત, ભોજપ્રબંધ, રામાયણ, રઘુવંશ આદિ પુસ્તકોમાં છે

જગત્ શેઠના વિષયમાં કહેવાય છે કે તે પહેલાં ઘણાજ ગરીબ હતા કોઇ જ્યોતિષીની પાસે પડી રહેતા હતા, તેમણે એક દિવસ જ્યોતિષીને કહ્યું કે, મહારાજ ! હું તો હાલ ઘણોજ દુખી છું. કોઈ મુહૂર્ત બતાવો કે હું બહાર કાંઇ કમાવાને માટે જઇ શકું પંડિતજીએ તેમને એક ઉત્તમ મુહૂર્ત આપ્યું અને કહ્યું કે, આજ મુહૂર્તમાં પૂર્વદિશા-તરફ તું સીધો ચાલ્યો જા. તારૂં ભલું થશે પંડિતજીની આજ્ઞા અનુસાર તેમણે પૂર્વ તરફ પ્રયાણ કર્યું ચાલતાં ચાલતાં એક વૃક્ષની નીચે તે સુઇ ગયો અને થાકનો માર્યો ઉંઘી ગયો જ્યારે જાગ્યો તો જોયું કે એક સાપ ફેણ માંડીને તેના માથા પાસે બેઠો છે ત્યારે તેને ઘણોજ ભય થયો તે એકદમ ઉઠીને ઘર તરફ પાછો આવ્યો પંડિતજીને તેણે કહ્યું કે, મહારાજ, આપે સારૂં મુહૂર્ત બતાવ્યું, મારો તો જીવજ ગયો હોત, પંડિતજીએ કહ્યું, અરે મૂર્ખ ! તે કાંઇ ન કર્યું જો ચાલ્યો ગયો હોત તો તને ઘણીજ મોટી પદ્વિ મળત ઠીક, હજુ પણ કાંઇ વહી ગયું નથી હજુ પણ આ મુહૂર્ત ઉત્તમ છે જા, પૂર્વ તરફ ચાલ્યો જા તે ફરી પૂર્વ તરફ ગયો, અને કલકત્તે પહોંચ્યો થોડાજ દિવસમાં તે મોટો માણસ બની બેઠો અને તે એટલે સુધી કે જગત્ શેઠના નામથી પ્રખ્યાત થયો એ સર્વ પ્રભાવ જ્યોતિષ અનુસાર મુહૂર્ત બતાવવાનો હતો -

હિંદુસ્થાનમાં લાખો મનુષ્યો પોતાના અનુભવથી જ્યોતિષના અનુભવોનું વર્ણન કરે છે જ્યોતિષના એટલા બધા ગ્રંથો છે કે, હજારો ગ્રંથો છપાઇ ગયા છતાં પણ ઘણા ગ્રંથો છાપ્યા વગરના પડી રહ્યા છે જો કે આ વિદ્યાનો જન્મ આ દેશમાં થયો છે અને તેનો પ્રભાવ સમસ્ત હિંદુ નર-નારીઓના ઘરમાં વ્યાપ્ત છે તથાપિ નવીન શિક્ષણના અનુયાયિઓ તેનો આ વખતે તિરસ્કાર કરે છે તેમની આ વર્તણુક આ વિદ્યાની પરીક્ષા કર્યા પછીની નથી, પણ વગર પરિક્ષા કર્યે જ તેના પ્રતિ તિરસ્કાર કર્યા કરે છે કેમકે નવીન સભ્યતાનું એ એક લક્ષણ છે કે જે વાત તેમના સમજવામાં આવતી નથી તેનો તે સર્વથા તિરસ્કાર જ કરવા લાગે છે

જ્યોતિષ વિદ્યા સબંધી અનેક વિષય છે, જેવા કે કેરલમત, પ્રશ્ન વિગેરે. તેના અનેક ચમત્કારી રહસ્ય એવાં હતાં કે જે પુસ્તકમાં નહોતા, પણ પંડિતોના કંઠમાંજ પરંપરાથી ચાલ્યાં આવ્યાં કરતા હતાં તે ઘણા અનુભવથી પ્રાપ્ત થએલાં હતાં ગુરૂઓ તેવા રહસ્યો માત્ર શિષ્યોનેજ બતાવતા હતા. પરંતુ હાલ જુના રીવાજો કાયમ ન રહેવાને લીધે તે જ્ઞાન નષ્ટ જેવું થઇ ગયું છે. આ વિદ્યાના પ્રભાવથી મનુષ્યના ભૂત અને ભવિષ્યનો હાલ જાણી શકાય છે કેટલાક વખતથી આ વિદ્યાનો પ્રવેશ અમેરીકામાં થયો છે કેટલાક પુસ્તકો અને પત્રિકાઓ પણ આ વિષય માટે છપાય છે, પરંતુ અમેરિકાવાળાઓને તો આ વિદ્યાના હજુ શ્રી ગણેશજ માલમ પડ્યા છે. પૂર્ણરૂપે તો તે પાછી અહીંજ પ્રકાશિત થઇ શકે તેમ છે. જેથી તેની ઉન્નતિને માટે આપણે પ્રયત્ન કરવો જોઇએ. ( જ્યોતિષ વિદ્યા જાણવાને માટે ભવિષ્યવેત્તા મંગાવો કીં રૂ ૭-૦ )

### સ્વરોદય

જે વિદ્યા નાકના શ્વાસો શ્વાસના નિયમો સાથે સબંધ રાખે છે તેને સ્વરોદય કહે છે. પ્રાચીન કાળમાં આ વિદ્યાની ઘણી ઉન્નતિ થયેલી હતી તેની પરીક્ષાથી ભવિષ્યમાં શુભ કે અશુભ જે બનાવો બનવાના હોય તે જાણી શકાય છે. સ્વરોદય જાણનારાઓ સ્વરો (શ્વાસ) દ્વારા બતાવી શકે છે કે ભવિષ્યમાં શું બનવાનું છે, અને તેમનું કરેલું અનુમાન સત્ય પડે છે આ વિષયના કેટલાક અમુલ્ય ગ્રંથો કે જે હાલ પણ મળી શકે છે તે છપાયેલા નથી માત્ર સામાન્ય ગ્રંથો જ છપાયા છે આ વિદ્યા મુખ્યત્વે કરીને અભ્યાસ ઉપરજ આધાર રાખે છે ગુરૂ શિષ્યને તેનો અભ્યાસ

કરાવ્યા કરતા હતા ગ્વાલિયર રાજ્યના દિવાન સર રાવ રાજા દિનકરરાવને આ વિદ્યાનું પૂર્ણ જ્ઞાન હતું તે કોઇ પણ કામ સ્વર જોયા વગર કરતા નહિ. જો સ્વર બરોબર ન ચાલતો હોય તો તે ચાલતાં ચાલતાં અટકી જતા આ વિદ્યાનું આજ પણ ઘણાને જ્ઞાન હોય છે, પણ તેનો હાલ ઘણે ભાગે લોપ થતો જાય છે, અને જો તેનો પુનરુદ્ધાર કરવામાં નહિ આવે તો એ વિદ્યા થોડાજ વખતમાં લોપ થઇ જશે એમ લાગે છે આ વિદ્યા ઘણાજ પરિશ્રમથી સિદ્ધ થઇ હતી. તેના લોપ થવાથી સંસારની એક એવી અદ્ભુત વિદ્યા જતી રહેશે કે જે કોઇ પણ દેશમાંથી મળી શકવાની નથી. ( સ્વરોદયનું જ્ઞાન મેળવવું હોય તો **ભવિષ્યવેત્તા** મંગાવો. )

૨ યોગ

હવે અમે યોગની સાથે સબંધ રાખનારી કેટલીક વિદ્યાઓનો ઉલ્લેખ કરીએ છીએ યોગ વિષેના અનેક ગ્રંથો છાપેલા તેમજ વગર છાપેલા મળી આવે છે અભ્યાસથી સિદ્ધ થતી તે ક્રિયાઓ, કે જેના વડે યોગના ચમત્કારનો પ્રાદુર્ભાવ થાય છે તે હવે ઘણી જ ઓછી થતી જાય છે

મનુષ્ય યોગવિદ્યાના પ્રભાવથી સર્વ પ્રાકૃ તત્વો ઉપર અધિકાર પ્રાપ્ત કરી શકતા હતા અને અનેક ચમત્કારો દેખાડી શક્તા હતા તે દુરની વાત સાંભળી શકતા હતા. હજારો ગાઉ દુરની વસ્તુ જોઇ શકતા હતા, બીજાના મનના ભાવ જાણી શકતા હતા, સૂક્ષ્મ શરીર દ્વારા હજારો ગાઉ દૂર જઈ પણ શકતા હતા, તેને દેશ કે કાળનો કોઇ પણ પ્રકારનો બાધ નડી શકતો નહિ

પાતંજલ—યોગ સૂત્રના ત્રીજા અને ચોથા અધ્યાયમાં ઘણીજ વિભૂતિયોનુ વર્ણન છે તે સર્વ વિભૂતિયો યોગસાધનથીજ પ્રાપ્ત થઇ શકે છે તે વિભૂતિયો આ પ્રમાણે છે—

૧ ત્રણ કાળનું જ્ઞાન થવું ૨ પશુ પક્ષિયોની બોલી સમજવી ૩ પૂર્વજન્મનો હેવાલ જાણવો ૪ બીજાના મનનો હાલ જાણવો ૫ અદ્રશ્ય થઇ જવુ ૬ મૃત્યુ ક્યારે થશે તે પહેલેથી જાણી લેવું. ૭ સર્વ પ્રિય થવુ ૮ હાથીની માફક બળવાન થઇ જવુ ૯ બીજાથી ન દેખી શકાય તેવી વસ્તુઓ જોઇ શકવી ૧૦ સંસાર ભરની વાત જાણી શકવી ૧૧ આકાશના સર્વ ગ્રહો અને તારાઓની ગતિ જાણી શકવી—૧૩ ભૂખ અને તરસને વશ કરવી, શરીરને હૃષ્ટ પુષ્ટ બનાવી લેવુ અને દૈવિ દેખાવો જોવાની શક્તિ પ્રાપ્ત કરી લેવી. ૧૪ એક શરીર છોડીને બીજા શરીરમાં પ્રવેશ કરવો ૧૫ આકાશમાં ઉડવુ ૧૬ પ્રકાશવાન થઇ જવુ ૧૭ અપરિમિત અને અનન્ત શ્રવણ શક્તિ પ્રાપ્ત કરવી. ૧૮ રૂના જેવુ શરીર હલકુ બનાવી દેવુ ૧૯ સર્વ તત્વોને પોતાને આધિને કરી લેવા. ૨૦ સર્વ ઇન્દ્રિયોને પોતાને આધિન કરી લેવી ૨૧ કાળ અને દેશાદિની અડચણોમાથી પસાર થઇ જવુ સર્વદર્શી થવું.

આ શક્તિયોને પ્રાપ્ત કરેલા પુરુષોના ઘણાં ઉદાહરણો પુરાણ અને ઇતિહાસમાં મળી આવે છે. તેનાં કેટલાંક ઉદાહરણ નિચે પ્રમાણે છે

ઋષિ થતા પહેલાં વિશ્વામિત્ર પ્રભાવશાળી રાજા હતા. તે એક વખત પોતાની અગણિત સેનાને લઇ વસિષ્ટના આશ્રમ પાસેથી જતા હતા વસિષ્ટે તેમને ભોજન કરવાનું આમન્ત્રણ કર્યું તેમણે જવાબ આપ્યો કે, મહારાજ! મારી સાથે સેના ઘણી છે માટે તે સર્વને જમાડયા વગર હું એકલો જમી શકુ નહિ. જેથી વસિષ્ટ મુનિયે કહ્યું કે સર્વ સેના સહિતજ આપને નિમત્રણ કરૂં છુ જેથી રાજાએ તે સ્વિકાર્યું વસિષ્ટે પોતાના યોગબળથી સર્વ સેનાને સોનાના પાત્રોમાં ભોજન કરાવ્યું આ ચમત્કાર જોઇને રાજાને ઘણુંજ આશ્ચર્ય થયું તેજ દિવસથી યોગ બળ પ્રાપ્ત કરવાને માટે રાજ્યપાટને છોડી દીધુ અને તપ કરવાનો આરંભ કર્યો. આ વાત રામાયણમા છે

આજ પ્રકારે ભરદ્વાજ ઋષિએ ભરતને સઘળા અયોધ્યાવાસી સાથે ભોજન કરાવ્યું હતું એ વાત પણ રામાયણમાં છે રાજા ત્રિશંકુનું આકાશ અને પૃથ્વિની વચ્ચે લટકી રહેવુ એ વિશ્વામિત્રના યોગબળનુંજ પ્રમાણ છે આ કથા પણ ભાગવતમા છે રાજા દિલીપને કામધેનુએ જે શાપ આપ્યો હતો ને દિલીપે ન સાંભળ્યો પણ વસિષ્ટે યોગબળથીજ તે જાણી લીધુ, અને તે

મણે રાજાને શાપની વાત કહી હતી. આ વાત રઘુવંશ કાવ્યમાં છે મહાભારતમા લખ્યું છે કે, વ્યાસે સંજયને દિવ્ય દૃષ્ટિ આપી હતી અને શ્રીકૃષ્ણે અર્જુનને તેથી પણ વધુ દિવ્ય દૃષ્ટિ આપી હતી આ સર્વ યોગનોજ પ્રભાવ છે

અત્રિરિષ, ભૃગુ, વિશ્વામિત્ર વિગેરેએ પોતાના યોગબળથી ઇન્દ્રાસન લેવાની ઇચ્છા કરી આ વાતને ઇન્દ્રે જાણી લીધી, અને તેમની મનકામના પૂરી ન થવા દીધી એ સર્વ કથા ભાગવતમાં છે

ચ્યવન રૂષિએ અશ્વિનીકુમારને યજ્ઞમાં ભાગ આપવાની ઇચ્છા કરી ઇન્દ્રે આ વાતથી કોપિત થઇને રૂષિનો વધ કરવાને માટે પોતાના અસ્ત્ર ઉગામ્યાં ચ્યવન રૂષિએ પોતાના યોગબળથી ઇન્દ્રના હાથને તેવીજ સ્થિતિમા સ્તંભાવી દીધા અને તેથી હાથ જ્યા હતા ત્યાંના ત્યાંજ અટકી ગયા. આ વાત પણ ભાગવતમા છે

આ દેશમા યોગવિદ્યાનો ઘણોજ પ્રચાર હતો ઘણાજ સાધુ મહાત્માઓએ યોગબળથી અનેક ચમત્કારો બતાવ્યા હતા આકાશમા ઉડી જવુ, પાણી વરસાવવુ, દેહમાથી અલોપ થઇ જવુ એવાં અનેક કાર્યો કરી શકતા હતા: મુસલમાની રાજ્ય વખતે પણ ઘણા યોગીઓએ પોતાના યોગબળના ચમત્કારો દેખાડયા હતા. તે વાત પણ પુસ્તકોમાં લખેલી જાણી શકાય છે અને જો તે સર્વ યોગબળના ચમત્કારોની વાતો લખવામા આવે તો એક આખુ પુસ્તક બની શકે પ્રાચીન સમયમાં આ દેશના મનુષ્યોના હાથમા યોગબળરૂપી મહાન અસ્ત્ર હતું. તેના પ્રભાવથી યોગીઓ મોટાં મોટાં દુસાધ્ય અને અદ્ભૂત કાર્યો કરી શકતા હતા. આજકાલ જે વિજ્ઞાનિક ઉન્નતિ થઇ છે તે યોગવિદ્યાની આગળ કાંઇ હિસાબમા નથી યોગવિદ્યાનો લોપ થવો એ સર્વ સમાજને હાનિ કર્તા છે આ વિદ્યાને પુનર્જીવિત કરવી જોઇએ, અને તે દ્વારા મીતા સામર્થ્યનો અનુભવ કરવો જોઇએ*.

## दरद दिल कोने कहियेरे—दरद दिल

( લેખક શ્રીયુત ઉદમચંદ લાલચંદ પંડિત )

સૂર્યનારાયણના પ્રતાપથી સંતપ્ત થયેલા સંસારને શાંતિમય બનાવવા માટે રજનીદેવીએ હજુ પૂરેપૂરી સત્તા પ્રાપ્ત કરી નથી અંશુમાલીના પ્રચંડ બિંબનો હજુ અર્ધો ભાગ દૃગ્ગોચર થાય છે અર્બુદગિરિના સુદૃઢ દુર્ગની નીચેના એક અરણ્યના તટ ઉપર બેઠેલો ફક્ત એકજ યુવક તે સુવર્ણમય બિંબની તરફ જોઇ રહ્યો છે તેના અનુપમ અને અલૌકિક સૌંદર્યનો અનુભવ કરી રહ્યો છે વચમાં વચમાં દુર્ગના ઉપરના રાજમહેલની બારીની તરફ પણ જોઇ લે છે અને પછી ઉપર-મથાળે-જણાવેલી પંક્તિ અસ્ફુટ સ્વરે-ગનમાં ને મનમા ગાય છે

ત્યા બેઠાને તેને ઘણા કલાકો થઇ ગયા ત્યાં તેનું કંઇ પણ કાર્ય નથી અને જો હોય તો ફક્ત એટલું જ હતું કે-તે રાજમહેલની બારી તરફ જ જોવાનું ! અકસ્માત એક પ્રભાનો પ્રકાશ નીચેની પહાડી ભૂમિ ઉપર પડયો તેની સાથે જ એક જાતનો શબ્દ પણ થયો; પરન્તુ તે તરફ તે યુવકનું ધ્યાન નહોતું તે તો ફક્ત તે રાજમહેલની બારીમાથી એક સુંદર અને સૌંદર્યસમ્પન્ન મુખમુદ્રા ફરી જોવાની આશાથી તે તરફ જ જોતો રહ્યો, કે જે મુખમુદ્રાએ એકવાર તેને પોતાની ઝલક બતાવી મંત્રમુગ્ધ મણિધર જેવો બનાવી દીધો હતો.

બીજી તરફ જે પદાર્થનો અવાજ થયો હતો તે પદાર્થ-ત્યાં છુપાઇને ઉભેલા મનુષ્યે-લઇ લીધો અને ચાલ્યો ગયો ધીમે ધીમે રજનીદેવીની ગંભીરતા તે શૈલ-પહાડી-પ્રદેશમા વધારે ને વધારે ગંભીર થવા લાગી ઝાડીની અંદરના ભાગમા મૂર્તિમાન અંધકાર છુપાઇને બેઠો હોયની એવો ભાસ થતો હતો. તે અંધકાર ભીરૂ મનુષ્યને ભય પમાડવા માટે પુરતો હતો પરન્તુ તેની તે

* હીંદી ઉપરથી.

યુવકને જરા પણ દરકાર કે ચિંતા નહોતી. જ્યા સુધી તે રાજમહેલની બારીમાં પ્રકાશ જણાતો હતો ત્યાં સુધી તે તરફ જોઇ રહ્યો હતો, અને અસ્ફુટ સ્વરે ફક્ત ૫ંક્તિ બોલતો હતો.

જ્યારે તે પ્રકાશનો લોપ થયો ત્યારે તે યુવક ઉઠયો અને તે ઝરણાના તટ ઉપરથી બીજી તરફ ચાલ્યો ગયો અથવા અંધકારમા અલોપ થઇ ગયો.

૨

દિવાકરના પહેલા કિરણનો—જ્યારે ચમેલીની કળિયોને ચટકો લાગ્યો ત્યારે તેઓને તેટલુ જણાયુ નહિ કે—જ્યારે એક યુવકના શરીર રૂપ ડાળીથી તેઓને કંપી જવુ પડયું તે યુવકને કોઇ પણ જાતનું ભાન નહોતું તે પોતાના માર્ગમા આવતા કાંટાઓ અને ઝાડીની કંઇ પણ દરકાર કર્યા વિના ચાલ્યો જતો હતો તે યુવક પુન તે રાજમહેલની બારી સામે આવી પહોંચ્યો પોતાના પૂર્વપરિચિત શિલાખંડ ઉપર બેસી ગયો અને ફરી પ્રસ્તુત ક્રિયાનો પ્રારંભ થયો. થોડા વખત પછી ત્યાં એક સૈનિક પણ આવી પહોંચ્યો. તેણે તે યુવકના ખાંધે હાથ મુક્યો.

યુવક ચમક્યો અને ક્રોધિત થઇ બોલ્યો—

"તમે કોણ છો?'

તે સાંભળી આવનાર સૈનિક હસી પડયો ને બોલ્યો—" મારો પણ એજ પ્રશ્ન છે કે—તમે કોણ છો?' અને શા માટે આ અન્ત:પુરની બારીની સામે બેસી રહો છો તેમ જ આમ કરવામાં તમારો શો અભિપ્રાય છે?"

હું અહીં ભ્રમણ કરૂં છુ અને એજ મારૂં નિવાસસ્થાન છે. હું અહીં બેસી રહું છુ તેમાં મારો અભિપ્રાય એ છે કે-"મારો એક મિત્ર આ પ્રદેશમા રહે છે હું કયારે કયારે તેના દર્શન પામી શકુ છુ અને તેથી મારૂં ચિત્ત પ્રસન્ન થાય છે—અન્ત:કરણમાં શાંતિ અને સંતોષ જણાય છે" યુવકે કહ્યુ

તે ઠીક છે; પરંતુ તમે એ નથી જાણતા કે-"આ એક રાજમહેલ છે! તમને અહીં ભમતા જોઇ-એકલા જોઇ-મહારાજા તમને શુ કહેશે? શુ સમજશે?"

'તે ગમે તેમ હો પરંતુ મારો અભિપ્રાય કંઇ અનિષ્ટ કે નીચ નથી હું તો ફક્ત એક અલૌકિક અને અનુપમ રમણીય રૂપના દર્શનનો અભિલાષી છુ. જો એ બાબતમા મહારાજા મને કંઇ પણ પૂછશે તો હું ખરેખરો મારો જે અભિપ્રાય છે, તે-સંકોચ રહિત થઇ-જણાવીશ."

"ભોળા મનુષ્ય! તું જાણતો નથી કે—જે રૂપને તું જોવા માગે છે તે રૂપ એક રાજાધિરાજની રાજકુમારીનું છે—તે એક રાજકુમારી છે તે તને બીલકુલ ચાહતીજ નથી માટે હું કહુ છુ કે—તમારો પ્રયાસ નિરર્થક છે-આકાશમાંથી પુષ્પ ઉતારવા જેવો છે."

"શુ તે એક રાજકુમારી છે? તો શી ચિંતા છે. કંઇ પરવાહ નહીં હું તો ફક્ત તેણીની રૂપ માધુરીને જોવાનીજ અભિલાષા ધરાવું છુ બીજુ કંઇ નહીં. પરંતુ હું અજાયબ થાઉં છુ કે-આપે એ શી રીતે જાણ્યું કે-તે મને નથી ચાહતી? તમારી પાસે તે બાબતનો કંઇક પુરાવો પણ હશે ખરો કે?"

"શુ તમારે પ્રમાણની જરૂર છે? (એક પત્ર બતાવી) તો આ રહ્યુ પ્રમાણ? જુઓ અને વિચારો!" એટલુ કહી પોતાના હાથમાંનો એક પત્ર સૈનિકે તેના હાથમાં આપ્યો

યુવકે તે પત્ર લીધો અને નીચે પ્રમાણેની હકીકત તે પત્રમા જોઇ-જાણી

"યુવક! તમે શા માટે નિરર્થક પ્રયાસ કરી તમારો અમૂલ્ય સમય વ્યતીત કરો છો? હું ત મને કોઇ પણ રીતે-કોઇ પણ વખતે મળી શકુ તેમ છે જ નહીં શુ પાણીને વલોવી કોઇ માખણ મેળવી શકયું છે? તેવો જ તમારો પ્રયાસ છે. શું તે સફળ થઇ શકશે? શુ તમારો પ્રયાસ તમને તમારા મનોરથો સિદ્ધ કરી આપી શકશે? નહીં, નહીં! યુવક તમે જાણો છો ઘણા અહિનાઓથી તમે અહીં બેસી રહો છો છતાં પણ તેનુ તમને કંઇ પણ ફળ મળ્યું? ઉત્તરમા કંઇજ નહીં તમારી આવી દયાજનક દશા જોઇ મને તમારી દયા આવે છે માટે હું તમને સવિનય સૂચના કર્યા વિના નથી રહી શકતી કે, તમે હવે તમારા નિરર્થક પ્રયાસને ત્યાગી દો! ખપુસુમ-ભાવની તમારી પ્રવૃત્તિને છોડી કંઇ કોઇ શરીર પ્રવૃત્તિ કરવાની-પ્રતિજ્ઞા કરી પૃથ્વીમાં તમારૂં નામ

તેની પ્રવૃત્તિના માર્ગમાં પ્રવૃત્તિ કરો ! એમાં જ તમારૂં કલ્યાણ છે. વધુ શું લખું !

લિ તેજ

કે

જેને તમે નિરંતર જોવા માગો છો !"

૩

તે પત્ર વાંચી યુવક થોડા વખતને માટે સ્તબ્ધ થઇ ગયો સૈનિક તેની સાથે જ ઉભો હતો. અત્યાર સુધી શિલાખંડ ઉપર બેઠેલો યુવક ઉભો થયો અને તે સૈનિકનો હાથ પકડી બોલવા લાગ્યો—

"મિત્ર ! તમે મારી ઉપર એક ઉપકાર કરી શકશો ? જો કરશો તો તમને વિશેષ તસ્દી પડશે નહીં !"

"કહો યુવક કહો ! કાર્ય શું છે ? જો મારાથી બની શકશે તો હું તે અવશ્ય કરીશ જ !"

તરતજ યુવકે પોતાના હાથની એક આંગળી પત્થરથી કચરી નાંખી, એક ફાટી ગયેલો વસ્ત્રનો કકડો લઇ—તે ઉપર એક તણખલાથી ચાર-પાંચ પંક્તિઓ લખી નાખી, તે વસ્ત્રનો કકડો સૈનિકના હાથમાં આપી તેને કહ્યું—

"જો આ પ્રપંચમય જગતમાંથી હું બીજા જગતમાં ચાલી જાઉં એટલે તમે આ કટકો તે નિષ્ઠુર હૃદયા નારીના હાથમાં આપજો. બસ, એજ મારૂં કાર્ય આપને કરવાનું છે બીજું કંઇ નહી !"

એટલું કહી તે યુવક તે પર્વત પ્રદેશ ઉપરથી ઝંપાપાત કરવા તૈયાર થયો સૈનિકે તેનો હાથ પકડી થોભાવ્યો—અટકાવ્યો, અને કહેવા લાગ્યો-"રસિક ! જરા સબુર કર !" યુવક અવાક થઇ ગયો

વરતેજ બીજા સાત આઠ સૈનિકો તેની આસપાસ વિંટાઇ ગયા અને પહેલાંના સૈનિકને અદબથી માન આપી ઉભા રહ્યા પહેલો સૈનિક બીજો કોઇ નહીં પણ અર્બુદગિરિનો મહારાજા-સ્વામિ—હતો.

મહારાજા આગળ થયા અને વચમાં રસિક અને તેની પાછળ રાજાના સૈનિકો સર્વે સિંહદ્વાર તરફ ચાલ્યા આ ન્હાનકડો સમુદાય કિલ્લામાં જઇ પહોંચ્યો મહારાજ એ પ્રસન્ન યુવકને સાથે લઇ અંતપુરમાં આવ્યા અને સૈનિકો પોતપોતાના કાર્યમાં લાગી ગયા. મહારાજા એક ઉચ્ચાસન ઉપર બેસી ગયા અને પાસેજ તે યુવકને પણ બેસાડી લીધો રાણી અને કુમારીને બોલાવી લાવવા એક દાસીને મહારાજાએ આજ્ઞા કરી

દાસીના ચાલી જવા પછી તે યુવકને સંબોધી મહારાજા કહેવા લાગ્યા કે—

"બલવંતસિંહ કેમ છે ? તમે આવી કેવી શોચનીય દશા કરી લીધી છે કે—જે જોઇ મને તમારી ઉપર દયા આવે છે."

"મહારાજા ! આપે મારૂં નામ શી રીતે જાણ્યું ?" યુવકે આશ્ચર્ય ચકિત થઇ મહારાજા પ્રત્યે પુછયું

"બલવંત ! હું તને બાળપણથી જ ઓળખું છું અને તારા પૂર્વજોને પણ સારી રીતે જાણું છું."

વાંચકો ! આપ જાણી ચૂક્યા હશો કે-અમે જે વ્યક્તિને યુવકના નામથી સંબોધતા આવ્યા છીએ-તે એક શુરવીર ક્ષત્રિય બાળક છે ( તેના પૂર્વજોનું વિવેચન કરવુ, એ આ સ્થાને અમારૂં કર્તવ્ય નથી ) અને તેનુ નામ બલવંતસિંહ છે

બલવંત ચુપ થઇ ગયો. એટલામાં મહારાણી પણ રાજકુમારીને સાથે લઇ આવી લાગી તેણીએ પોતાના પતિને પ્રણામ કરી પ્રાર્થના કરી કે—"પ્રભુ ! આપની શી આજ્ઞા છે ?"

રાણી, બેસો એક વિશેષ વાર્તા કહેવાની છે તે સાંભળો અને વિચાર કરી તેનો ઉત્તર આપો તમારી સામે બેઠેલા આ એક યુવકને તમે જુઓ છો તે એક ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થયેલો છે અને તેના પૂર્વજોને હું ઘણીજ સારી રીતે જાણું છું. આ આપણી પુત્રીના પ્રેમનો યાચક છે મારી ઇચ્છા એવી છે કે-"આપણે આપણી પુત્રી સાથે તેનું લગ્ન કરી દઇએ"

રાજકુમારી કે—જેણે તે સ્થાનમાં આવતાંજ યુવકને જોઇ લીધો હતો અને તે સંકુચિત થઇને સમયે-મહારાણીની પાછળ ઉભી હતી તેણીએ મહારાજાના વચનો સાંભળી, તે વધારે સંકુચિત થઇ પરંતુ મહારાજાના વચનો સાંભળતાંજ મહારાણી ક્રોધિત થઇ ગઇ. તેણીનુ

મુખ લાલચોળ થઇ ગયું તે કઠોર સ્વરે બોલવા લાગી

"શું મારી કુસુમ જેવી કુમારીને માટે પૃથ્વિની શોધ કરતાં આજ વર મળ્યો ? અફસોસ કે તમે એક કઠોર કંટકસમ પુરૂષ સાથે એક કોમળ કુસુમની કમનીય કળીને જોડવા માગો છો ? કમાલને દ્રવ્યનિધિ હોય નહિ વાંદરાના કંઠમાં હીરાનો હાર કેમ પહેરાવી શકાય ? શું એ બની શકે ? આપને ભ્રાન્તિ તો નથી થઇને ? આપ તરતજ આપને થયેલા ભ્રાંતિના રોગને દૂર કરવા કોઇ સારા વૈદ્ય પાસે ચિકિત્સા કરાવો તો સારૂં ! આ તે કેવી ભયંકર મશ્કરી ? પુત્રી; ચાલો આપણે અહીંથી જતા રહિયે "

"નહીં ! મહારાણી તમારાથી મારા પ્રશ્નનો ઉત્તર આપ્યા વિના જઇ શકાશે નહીં મે મારા મનથી નક્કી કરી લીધું છે કે–હું આપણી રાજકુમારીનો વિવાહ બાજીગરની સાથેજ કરીશ એમાં તમારે કોઇ પણ જાતની મશ્કરી માનવી નહીં."

મહારાજાના મુખમાંથી જે શબ્દો નિકળતા હતા તે દૃઢ અને કઠોર હતા કે-તેની પ્રતિચ્છાયા તેમના મુખ ઉપર સ્પષ્ટપણે જણાતી હતી. તેથી મહારાણીના ચિત્તને ક્ષોભ થયો મહારાજાનો નિશ્ચય કદાપિ ફરે તેમ ન લાગવાથી તેણીએ તે કાર્યની સિદ્ધિ ન થવા દેવા એક બીજીજ યુક્તિની યોજના કરવાનું નક્કી કર્યું

"મહારાજા ! ઠીક છે જો આપનો નિશ્ચયજ હોય તો હું એક શર્તે તેમ કરવા તૈયાર છું"

"તમારી શર્ત શું છે તે જણાવો !"

"પરન્તુ તે શર્ત પૂરી કરવાને આ યુવક પાસેથી પૂર્ણ કરાવવાનું વચન અપાવો અને આપ પણ તે શર્ત તેની પાસેથી પળાવવા વચન આપો !"

રાણીને મહારાજાએ અને યુવકે અનુક્રમે તેની શર્ત પૂરી કરાવવા-કરવા વચન આપ્યું

એક બાજુએ કહે, "બાઇ મહારાજા ! આ સામે જે પર્વત દેખાય છે ત્યાંથી નીચેના ઝરણા સુધી જઇ શકે એવો એક માર્ગ બતાવી આપવો "

"પણ તેની કઇ મુદત ?" મહારાજાએ આકળા થઇ વચમાંજ પૂછ્યું

મહારાજા ઉતાવળા ન થાઓ અને સાંભળો. આજની રાતથીજ યુવક પોતાનું કાર્ય શરૂ કરી સહવારમાં—કુકડો બોલે તે પહેલાંજ પોતાનું કાર્ય પુરૂં કરવું પડશે. જો આ યુવક મારી જણાવેલી શર્ત પૂરી કરશે એટલે હું તરતજ મારી પુત્રીને તેની સાથે ખુશીથી પરણાવી દઇશ."

મહારાજાએ યુવકની તરફ જોયું કે જે નિસ્તબ્ધ બેઠો બેઠો મહારાણીના વચનો સાંભળી રહ્યો હતો તે તરતજ ઉભો થયો અને બોલ્યો-

"મહારાણી ! તમારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવા હું તૈયાર છું પરન્તુ તે કાર્ય કરવાને લગતા ઓજારો અને મસાલાને માટે થોડા દિવ-રોગની જરૂર છે.

તે કાર્યને સિદ્ધ કરવા માટેની તમામ વસ્તુઓ અને ઝેર તે યુવકને મળી ગયાં. તરતજ તે ઝરણા તરફ દોડયો અને એક શિલાખંડ ઉપર જઇને બેસી ગયો તે પોતાના કાર્યની સિદ્ધિમા ટેની પ્રવૃત્તિમાં લાગી ગયો. (અપૂર્ણ)

---

## અગત્યની સૂચના.

### ભાગ્યોદયનું વર્ષ ફેબ્રુઆરીમાં પુરૂં થશે.

ભાગ્યોદયનું વર્ષ આ માસ પછીના ફેબ્રુઆરીના અંક પછી પુરૂં થઇ જશે. તે પછી માર્ચ માસથી તેનું છઠું વર્ષ શરૂ થઇ જશે. માટે ફેબ્રુઆરી માસની શરૂઆતમાં ગ્રાહકોને-ભાગ્યોદયની છઠ્ઠા વર્ષની ભેટ વી પી કરીને મોકલવામાં આવશે. માટે જેમને ગ્રાહક ન રહેવાની ઇચ્છા હોય તેમણે અમને આ અંક મળેથી જણાવવું કે, તેમનું નામ કમી કરીશું અને વી પી કરવામાં નહિ આવે. ભેટ વી. પી. થયને આવે ત્યારે રીટર્ન કરી અમને નાહક નુકશાન ન કરવા દરેક ગ્રાહકને વિનંતિ છે.

આવા કાગળોની મોંઘવારીમાં પણ અમે લવાજમ ન વધારતાં ખોટ ખાઇને પણ તેના તેજ લવાજમમાં ગ્રાહકોની સેવા બજાવીએ છીએ. અને તેથી આશા છે કે દરેક ગ્રાહક આવતા વર્ષે કાયમ રહી અને અમારા કાર્યને સહાય કરશે. એટલુંજ નહિ પણ નવીન ગ્રાહકો મેળવી આપી અમારા ઉત્સાહમાં વૃદ્ધિ કરશે. તંત્રી ભાગ્યોદય, અમદાવાદ

# प्रासंगीक विचार

આ ભાગ્યોદયનું પાચમુ વર્ષ–ફેબ્રુઆરી મહીનામા પુરૂ થશે ફેબ્રુઆરી માસનુ માસીક ૧ લી તારીખે પોસ્ટમા પડશે અને તે પછી–માર્ચ માસથી ભાગ્યોદયનો છઠ્ઠા વર્ષમા પ્રવેશ થશે દરેક ગ્રાહકે આપેલુ લવાજમ ફેબ્રુઆરી માસમા પુરૂ થશે અને તે પછી–જે ગ્રાહકનું છઠ્ઠા વર્ષનું લવાજમ આવશે તેમનેજ માર્ચ માસનો અંક બીડાશે

ભાગ્યોદયના ગ્રાહકને આ વર્ષે અમે ઘરગતુ વૈદક ટુચકાઓનુ પુસ્તક આપવાનુ નવેમ્બર માસના અંકમા જણાવ્યુ હતુ પણ તે પછી ઘણા ગ્રાહકોની મરજી કોઇ નવલકથાનુ ઉત્તમ પુસ્તક ભેટ તરીકે મેળવવાની થવાથી, અમે આ વર્ષે સર રવિન્દ્રનાથ ટાગોરકૃત રાજર્ષિ નામનું રસમય અને બોધક નવલકથાનું પુસ્તક ભેટ આપવા ધાર્યું છે સર રવિન્દ્રનાથ ટાગોરને હીંદુસ્તાનના દરેકે દરેક માણસ ઓળખે છે તેઓની લેખન શક્તિ ઘણીજ પ્રભાવશાળી છે આખી દુનિયાના લેખકોની હરીફાઇમા—ગીતાંજલી બનાવી સવા લાખ રૂપિયાનુ નોબલ પ્રાઇઝ મેળવનાર તે નરજ ભાગ્યશાળી બન્યા છે. તેમના પુસ્તકો દરેક પ્રજામા પ્રિય થઇ પડયા છે તેવા એક સમર્થ વિદ્વાનની કલમથી લખાયલુ રાજર્ષિ નામનું પુસ્તક ઘણુજ બોધક, ઉપયોગી અને રસમય છે તેમા એક રાજા જનકવિદેહી માફક પોતાનુ ઋષિમય જીવન કેવી રીતે ગાળે છે, પોતાની રૈયતને પોતાની પુત્ર–પુત્રી તુલ્ય શી રીતે ગણી શકે છે, અને પોતાના ભાઇના વર્તનથી કેવી રીતે પોતાનુ સઘળુ રાજપાટ ખુશી થઇને છોડે છે વિગેરે અનેક રસમય વૃત્તાંત લગભગ ચુંવાળીસ પ્રકરણોથી ભરપુર આપવામા આવશે

તેમા ત્રિપુરાના મહારાજા ગોવિન્દ માણિક્યની ઉદારતાનું વર્ણન વિશેષે કરીને કરવામા આવ્યું છે. ગોવિંદ માણિક્ય રાજા હોવા છતા પણ તેમણે હંમેશાં ઋષિયોના જેવુ જીવન ગાળ્યુ છે જે કદી પણ રાજ્યમદમા લિપ્ત થયા નથી. પ્રજા ઉપર ઉપકાર કરવો એજ તેનો ઉદ્દેશ હતો તેણે પ્રજાનું ભલુ કરવાને અનેક કાર્યો કર્યા છે તેમને એવી ઇચ્છા હતી કે પોતાના રાજ્યમાં કોઇ પણ મૂર્ખતા ભરેલુ કામ ન કરવુ, સર્વ લોક એક બીજા સાથે ભ્રાતૃભાવથી રહી સુખી થાય અને સારા કાર્ય કરવામા વિઘ્ન કરનાર તરફ તેમની અપ્રીતિ રહેતી, મહારાજ ગોવિન્દ માણિક્યના પુરોહિત રઘુપતિ ઠાકુર તેમનાથી વિરૂદ્ધ થઇને રાજાને વિપદમાં લાવવા માટે કેવી કેવી ખટપટ કરે છે અને તેનું કેવુ પરીણામ આવે છે તે સર્વ વાતોનો ઉલ્લેખ રસમય રીતે આ વાર્તામાં ગુંથેલો છે આ નોવેલ એ હૃદયપટના અજ્ઞાનરૂપી તાળાને ઉઘાડવાની અમૂલ્ય કુંચી છે આ કોઇ સાધારણ નોવેલ નથી તેનો આશય અને ઉદ્દેશ ઘણોજ મોટો છે જેને સર્વ બંધુઓ સમજીને જ્ઞાન મેળવી પોતાના દેશ અને ધર્મને સુધારી શકે તેમ છે આવી ઉપયોગી નવલકથાનો લાભ–ભાગ્યોદયના ગ્રાહકોને મળે તે અર્થે અમે સર રવિન્દ્રનાથ ટાગોર સાહેબને લખી તેમના આ પુસ્તકનુ ગુજરાતીમા ભાષાંતર કરવાની પરવાનગી મેળવી છે અને અમે આશા રાખીએ છીએ કે તે પુસ્તકથી દરેક ગ્રાહક બંધુને સંતોષ થશેજ

આ નૉવેલ–રાજર્ષિ–નું ભાષાંતર થઇ ગયું છે જે છપાઇ થોડા વખતમાં બહાર પણ પડી જશે અને ફેબ્રુઆરી માસનો અંક બીડયા પછી તરતજ દરેક ગ્રાહકને નવા વર્ષના લવાજમ રૂ ૨–૨–૦ માટે વી. પી કરીને મોકલવામા આવશે અને અમે આશા રાખીએ છીએ કે તેનો દરેક બંધુ સ્વિકાર કરશેજ

આ પુસ્તકનુ દળ લગભગ ૨૫૦ પાન થશે, તેના ૪૪ પ્રકરણ છે અને આ કાગળોની સખ્ત મોંઘવારીમા–તેને છપાવવાનુ પણ ઘણું જ ખર્ચ આવી પડે તેમ છે અને દરમાસે પાચ ફોર્મનું માસીક અને વળી બાર મહીને અઢીસો પાનની ભેટનું પુસ્તક કાગળ અને છપામણી વીગેરે

ખર્ચનો હીસાબ ગણુશો તો આપને સમજાશે કે રૂ ૨-૦-૦ જેવા નજીવા લવાજમમા અમને કાંઇ પણ ફાયદો નથી પરતુ અમે જે આ માસીકદ્વારા ઉચ્ચ વિચારો ફેલાવી લોકસેવા કરવાનુ વ્રત આદર્યું છે તે વ્રતને તન, મન અને ધનના ભોગે પણ પાળવુ એવા નિશ્ચયથીજ અમે અમારા આ સાહસને વળગી રહ્યા છીએ અને આશા રાખીએ છીએ કે આવતા છઠ્ઠા વર્ષે આપ સર્વ ગ્રાહક બધુઓ કાયમ રહી અને અમારા આ ઉત્સાહમા વૃદ્ધિ કરશોજ

આ પુસ્તકની છુટક કીંમત રૂ ૧, છે જેથી જેઓ ગ્રાહક નહીં હશે તેમને રૂ ૧. અને પોસ્ટેજ ૦-૨ મળી રૂ ૧-૨-૦ નું વી પી કરીને મોકલાશે

નવીન ગ્રાહકોએ આ માસમાં જ પોતાનાં નામ નોંધાવવા, તેમજ દરેક ગ્રાહકને અમારી ભલામણ છે કે, બીજુ તો કાંઇ નહિ પણ દરેકે એકેક બબ્બે ગ્રાહક વધારી અને અમારા આ સાહસને ઉત્તેજન આપવા ચુકવુ નહિ

આજે કાગળોના ભાવ એટલા બધા વધી ગયા છે કે જે કાગળો ૩ રૂપીએ રીમ મળતા હતા તેના રૂ ૧૬ એક રીમના થયા છે અને એવા દરમહીને અમારે દશ રીમ તો જોઇએ જ છના પણ જે વખતે કાગળો મોઘા હતા તે વખતે પણ અમે રૂ ૨, જ લવાજમ લેતા હતા અને હાલ કાગળોના પાચ છ ઘણા ભાવ વધી પડયા છતા પણ-લવાજમ ન વધારતાં તેના તેજ લવાજમમાં-માસીક પુરૂ પાડીએ છીએ તે ઉપરાત-જ્યારે ઘણા માસીકવાળા ભેટ આપતા જ નથી અને મોઘવારીમાં ભેટ આપવી પાલવેજ નહીં, તેમ છતા પણ અમે અઠીસો પાનનુ દળદાર પુસ્તક આપ બધુઓને ભેટ આપવાનુ પણ નક્કી જ કર્યું છે. અને તે આપને ફેબ્રુઆરી માસમાં મળી જશે તો દરેક ગ્રાહક બધુ તેના દર વર્ષની માફક ગ્રાહકમાં કાયમ રહી-અને નવા વર્ષે એક બે ગ્રાહકો વધારી અને અમારા ઉત્સાહમા વૃદ્ધિ કરશો એવી આશા રાખીએ છીએ

ભેટની નકલો ગ્રાહકો જેટલી જ કઢાવાની હોવાથી દરેક માણસે વર્ષની શરૂઆતમાજ ગ્રાહક થવુ કે પાછળથી-ભેટ ખૂટી પડયે તેમણે નીરાશ થવુ પડે નહિ

**ખાસ સૂચના—** કેટલાક ગ્રાહકબધુ છેક છેવટ સુધી પોતે ગ્રાહક રહેવાના છે કે નથી રહેવાના તે અમને જણાવતા નથી અને પછી જ્યારે ભેટનું પુસ્તક ભેટ તરીકે જ્યારે તેમને મોકલવામા આવે છે ત્યારે રીફ્યુઝડ કરી પાછુ મોકલી દઇ અમને મહેનત અને ટપાલ ખર્ચના ૦-૨-૦ નુ નુકશાન કરે છે તેવા ગ્રાહકોને અમારી ભલામણ છે કે જેમને આવતા વર્ષે ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે આ અંક મળેથી તરતજ મહેરબાની કરી એક પોસ્ટ કાર્ડદ્વારા પોતાના ઉપર વી પી ન કરવા, ભેટ ન મોકલવા અને ગ્રાહકમાંથી નામ કમી કરવા લખી જણાવવાની સજ્જનતા બતાવવી કે જેથી નાહક અમને મહેનત અને નુકશાન થતું બચે

વળી નવા વર્ષથી ગુજરાતના જાણીતા લેખકોના લેખો આ માસીકમાં આવશે ઉપરાંત મહાન પુરૂષોના જીવનચરીત્રો, વિદ્વાન લેખકોની વાર્તા અને નવલકથા, ઉદ્યોગ હુનરના, ખેતી વાડીના અને ઉપયોગી વૈદક લેખોની શરૂઆત થશે માટે આશા છે કે દરેક ગ્રાહકબધુ આવતા વર્ષે પણ ગ્રાહકમા કાયમ રહી અને અમે ભેટનુ પુસ્તક રાજર્ષિ જે તેમને રૂ ૨-૨-૦ નું વી પી કરીને મોકલીએ તેનો સ્વિકાર કરી અને અમારા સાહસને ઉત્તેજન આપશોજ



**કાયદાનો શિક્ષક**—(બીજી આવૃત્તિ) બહાર પડી ગયો છે કીંમત રૂ ૮-૦-૦ છે. જેની અંદર ફોજદારી રેવન્યુ અને દીવાની ૧૦૦ ઉપરાંત કાયદાઓનો સમાવેશ કરેલો છે

તેજ પુસ્તકના સબધમાં નામદાર મુબાઇ હાઇકોર્ટના જડજ સાહેબ તેમજ પુનાના નામેમન જડજ સાહેબ, તેમજ ઘણા વિદ્વાન અમલદારોના અભિપ્રાયો મળ્યા છે જે આવતા અંકમા આવશે પુસ્તક તારીફ મનાણી છે.

તંત્રી ભાગ્યોદય.

# ३२ मी इंडिअन नेशनल कॉंग्रेस-कलकत्ता.

ચાલુ વર્ષની હીંદી રાષ્ટ્રીય પરિષદ કલકત્તામાં મીસીસ એનીબીસેન્ટના પ્રમુખપણા નીચે મળી હતી તેના પ્રમુખ મીસીસ એનીબેસન્ટ-મદ્રાસ મેલમાં તા ૨૪ મી ડીસેમ્બરે કલકત્તા પહોંચ્યાં હતા તેમને સત્કાર મંડળના પ્રમુખ રાય વૈકુંઠનાથ સેન બહાદુરે તથા કાર્યવાહકોએ સ્ટેશન ઉપર અસાધારણ રીતે સત્કાર કર્યો હતો. તે પછી તેમને ૧૨ ઘોડાની ગાડીમા બેસાડી સરઘસના આકારમાં ઉતારે લઇ જવામા આવ્યાં હતાં

ता २६-१२-१७ પહેલો દિવસ.

તે પછી તા ૨૬ મીએ લોકોના અપૂર્વ ઉત્સાહ વચ્ચે કોંગ્રેસ ભરાઇ હતી તેમાં લગભગ ૪૬૫૦ પ્રતિનિધીઓ હતા અને પ્રેક્ષકોની સંખ્યા અઢાર ઓગણીસ હજારની હતી મંડપમા માણસો ન માવાથી છએક હજાર માણસને બીજી જગ્યાએ બેસાડી ત્યાં શ્રી સરોજની નાયડુ, મી ખાપર્ડે વીગેરેએ સ્વરાજ્યને લગતા ભાષણો કર્યાં હતા કોંગ્રેસ મંડપમાં નિચેના નામાંકિત ગૃહસ્થો આવેલા જણાતા હતા તેમા કુચબિહારનાં મહારાણી અને ના ગાયકવાડ સર સયાજીરાવનાં પુત્રી સૌ ઇંદિરારાજા, ન્યા મૂ સર જોન વુડ્રોફ અને લેડી વુડ્રોફ, ન્યાયમૂર્તિ મી. ચૌધરી, મૈસુરના ન્યા મૂ. મી. ચંદ્રશેખર આયર, મદ્રાસના ન્યા. મૂ. મી સદાશીવ આયર, પ્રવાસચંદ્રમિત્ર, મી બીપીનચંદ્રપાલ, ડૉ. નીલરત્ન સરકાર, નાટોરના ના મહારાજા વીગેરે ખાસ જાણીતા હતા. મંડપમાં પ્રમુખ મીસીસ બીસંટ અગાઉના પ્રમુખો વિગેરેના સરઘસરૂપે આવતાં તેમનો અપૂર્વ હર્ષ ગર્જનાથી સત્કાર થયો હતો તેઓએ પોતાની બેઠક લઇ સર્વને વંદનથી આભાર દર્શાવ્યો હતો. તેમની ખુરસીની પાસે સ્વાગત કમીટીના પ્રમુખ રાય વૈકુંઠનાથ સેન બહાદુર, બાબુ સુરેન્દ્રનાથ બેનરજી, પંડિત મદનમોહન માલવીયા, મી મહમદઅલી ઝીણા, મી વઝીરહુસેન, ડૉ સર રવીન્દ્રનાથ ટાગોર, ડૉ તેજબહાદુર સપ્રુ, પંડિત ગોકર્ણનાથ મિશ્ર, મહમુદાબાદના રાજા સાહેબ, મી હસનઇમામ, મી શ્રી નિવાસ શાસ્ત્રી, દિ બા. ગોવિંદ રાઘવ આયર, લાલા હરકીશનલાલ, મીસીસ સરોજની નૈડુ, મી બી પી. વાડીયા, મી અરન્ડેલ, લો મા. તીલક અને મી દાદાસાહેબ ખાપર્ડે વિગેરે બેઠા હતા

શાંત થતાં બંગાળીમા વ્યાપવું મંગળ ગીત યા રાષ્ટ્રીય ગીત ગાયુ હતું પછી ડૉ સર રવીન્દ્રનાથ ટાગોરે પોતાના સુરીલા મધુર અવાજથી પોતે પ્રભુની પ્રાર્થના ગાઇ હતી તે પછી સન્માનદારિણી કમીટીના પ્રમુખ રાય વૈકુંઠનાથસેને ભાષણ કર્યું હતું તેમાં તેમણે સરકારની જાપતાની નીતિને વગર તપાસે ગોંધેલા, તેમજ સરકારના નજર કેદીઓ તરફ ચલાવાતા અઘટિત વર્તનને સખત રીતે ઉતારી પાડવા તરફ યોગ્ય રીતે ભાર મુક્યો હતો તેની છેવટનો ભાગ આશા અને શ્રદ્ધાની પ્રેરણા કરનારો છે તે પછી મીસીસ એની બિસેંટને પ્રમુખપદ આપવાની દરખાસ્ત બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ આપી હતી તેને મી હસન ઇમામ વીગેરેએ ટેકો આપ્યો હતો, તે પછી મીસીસ બેસંટ પ્રમુખપદ લીધુ હતું

તે પછી કોંગ્રેસના કાર્ય પ્રતિ સહાનુભૂતિ ધરાવનાર સદ્દગૃહસ્થોના તાર અને પત્રો કોંગ્રેસના સેક્રેટરીએ વાચ્યા હતા તે પછી

પ્રમુખ મીસીસ એનીબેસંટે પોતાનુ ભાષણ આનંદી મુખમુદ્રા સાથે ગંભીરતાથી ઉભા થઇ વાચ્યુ હતુ તેમાં લોકના મન અને હૃદયમા પ્રબળ મંથન ચલાવી રહેલા લગભગ સઘળા મુદ્દાઓ સંબંધમા દેશ અને લોકની સ્થિતિ અને લાગણી દર્શાવનારૂ તેમજ તેના ખરા ઉપાયો રજુ કરી હોમરૂલની અગત્ય પ્રતિપાદન કરનારૂ મનન કરવા યોગ્ય વિગતો અને મુદ્દાઓથી ભરપુર ભાષણ હતું બાદ સબજેક્ટ કમીટીના સભ્યો ચુંટવાનો પ્રબંધ કરી પહેલા દીવસનુ કામ આટોપાતાં સંમેલનનું કાર્ય શુક્રવાર તા ૨૮ મી ઉપર મુલતવી રહ્યુ હતું કોંગ્રેસમા હાજરી આપવા બંગાળાના

ગવરનર રોનલ્ડશીને, સત્કાર મડળના પ્રમુખે આમત્રણ કર્યું હતું પણ તેમણે તેનો અસ્વિકાર કર્યો હતો સબ્જેક્ટ કમીટીમા ઘણેભાગે હોમરૂલરોનુ તત્વ વિશેષ હતું

## તા ૨૮-૧૨-૧૭ બીજો દિવસ

તા ૨૮ મીએ મહમદઅલીના માતુશ્રી શ્રીમતી આબાદી બાનુને સર્વ તરફથી અત્યત સત્કાર મળ્યો હતો અને પ્રમુખ એનીબેસન્ટ સાથે પરિષદમા આવતા તાળીઓના ગડગડાટથી મડપ ગાજી રહ્યો હતો પ્રથમ પ્રમુખ સ્થાનેથી બે ઠરાવોમા મી દાદાભાઈ નવરોજી તથા અબ્દુલ રસુલના અવસાન માટે શોક પ્રદર્શિત કર્યો હતો, ત્રીજો ઠરાવ શ્રીમાન સમ્રાટ પ્રતિ વફાદારી દર્શાવનારો અને ચોથો હીંદી વજીર મી. મોન્ટેગુને કોંગ્રેસે આવકાર આપનારો તથા તેમને હિંદમાં સ્વરાજ્ય આપવાની અનિવાર્ય આવશ્યકતા જણાય એવી ઇચ્છા દર્શાવી હતી તે પછી મી તિલકે નજર કેદી મેસર્સ મહમદઅલી તથા શૌકતઅલીને સત્વર છૂટા કરવાની વિનતિ આ પરિષદ સરકારને કરે છે તેવો ઠરાવ રજુ કરી તેમણે સરકારના દાબવાની નીતિને વખોડી હતી અને લોક સાથે વિશ્વાસપૂર્વક કામ લેવાની નીતિ ચાલુ કરવાનો આગ્રહ અધિકારીઓને કર્યો હતો આ ઠરાવને ટેકો મળતા તે પાસ થયો હતો જે પછી જે એન રોયે હીંદીઓની લશ્કરી ભરતી કરવાને તથા અન્ય લશ્કરી હકો આપવા સબધનો ઠરાવ મૂક્યો હતો અને તે પાસ થયો હતો તે પછી ક્રોનીકલના અધિપતિ મી હોર્નીમેને પ્રેસ એક્ટ કાઢી નાખવાના સબધમા ઠરાવ મૂક્યો હતો તેને ટેકો મળતાં પાસ થયો હતો, તે પછી મી ચોધરીએ નજરકેદ કરવાના કાયદાને રદ કરવાની અરજ કરનારો ઠરાવ રજુ કર્યો હતો, આ ઠરાવમા સર્વ રાજ્યકીય ગુન્હેગારોને છૂટા કરવાનુ ક્ષમા પત્ર જાહેર કરવાની સરકારને વિનતિ કરવામા આવી હતી જેને ટેકો મળતા તે પાસ થયો હતો

તે પછી કોંગ્રેસના બધારણમા સહેજ ફેરફાર કરવા સબધી, હથીઆર સબધીનો કાયદો રદ કરવા સબધી, હીંદીઓના હાથમા કેળવણીનો કારભાર સોપવાના, જુરી મારફતે તપાસ ચલાવવાના, ન્યાય અને કારોબારી ખાતા જુદા પાડવાના, અને સુખ શાતી પાછળ વધુ ધ્યાન આપવાના ઠરાવો પાસ થયા હતા તે પછી

## તા. ૨૯-૧૨-૧૭ શની.

વારે ત્રીજે દીવસે કોંગ્રેસ મળી હતી તેમા પ્રથમ ઑ. મી. સુરેન્દ્રનાથ બેનરજીએ "હીંદમાં જોખમદાર સરકાર સ્થાપવાનો શહેનશાહી સરકારનો ઉદ્દેશ છે એ વાત શહેનશાહી સરકાર વતી જાહેર કરનારના હીંદી પ્રધાન તરફ આ કોંગ્રેસ ઉપકારની લાગણી દર્શાવે છે આ કોંગ્રેસ હીંદમા જલ્દીથી જોખમદાર સરકાર સ્થાપવા માટે પાર્લામેન્ટમા કાયદો જલ્દીથી દાખલ કરવા આગ્રહ કરે છે. અને જેમ બને તેમ વહેલી મુદતમાં સ્વરાજ આપવાની કાયદામા ગોઠવણ કરવી અને કેટલી મુદત તે પણ કાયદામા જ ઠરાવવી. આ કોંગ્રેસ જોખમદાર સરકાર સ્થાપવાના પહેલા પગલા તરીકે કોંગ્રેસ અને લીગની તૈયાર થએલ યોજનાને અમલમા મુકવી એવા ખાસ અભીપ્રાયવાળી છે" એવો ઠરાવ રજુ કર્યો હતો તે પછી ભાષણ કરતાં સૂચના કરી હતી કે આ દરખાસ્ત અમલમાં મૂકવાને કાયદા ઘડનારા મદદ માટે ઉપલા ખાતે એક ડેપ્યુટેશન મોકલવુ, તે પછી ઑ મી શ્રીનુએ આ ઠરાવને ટેકો આપી અને સરકારની યોજના બહાર પાડવાની માગણી કરી હતી તેમજ મી મોન્ટેગુની યોજના બહાર પડ્યા પછી તરતજ કોંગ્રેસની એક બેઠક ભરવા જણાવ્યું હતું મી બીપીન ચન્દ્ર પાલે જણાવ્યુ કે તેમનામા એવી લાગણી ઉત્પન્ન કરવામા આવે કે તે શહેનશાહતના છે અને શહેનશાહત તેમની છે તો તેઓ શહેનશાહતને માટે મરવાને તૈયાર છે પછી મી વાડીયા, મીસીસ નાયડુએ ટેકો આપ્યો હતો તેમજ પડિત મદનમોહન માલવીયાએ ટેકો આપી જણાવ્યું કે સરકારી કારોબાર હીંદના લોકોને કાંઇ નવો નથી અને આજેજ જો સ્વરાજ્ય આપવામા આવે તો તેને તેઓ લાયક છે તે પછી ઠરાવ ઉત્સાહભેર પસાર થયો હતો તે પછી લો ગા.

ગાંધીએ દક્ષિણ ને પૂર્વ આફ્રીકાના બ્રીટીશ હીંદીઓનાં દુઃખો દુર કરવાનો ઠરાવ મુકેલો હતો ગીર-મીટનો કાયદો રદ કરવાનો, તે પછી મી કે વી રંગાસ્વામી આયગની દરખાસ્તથી કોંગ્રેસે બ્રીટીશ પ્રજા સમક્ષ હીંદી માગણીઓ રજુ કરવા માટે ઈંગ્લૅંડ ખાતે એક ડેપ્યુટેશન મોકલવાની સત્તા આપી હતી ત્યાર બાદ રાબેતાના સંખ્યાબંધ ઠરાવો પાસ થયા હતા જેમા અબ્દુલભાઈ શેઠીની બાબતમાં હીંદી સરકારને વચમા પાડવાનો તેથા તેમા આવતી કોંગ્રેસની બેઠક દીલ્હી ખાતે ભરવાના આમન્ત્રણના સ્વીકારનો ઠરાવ પણ હતો. તે પછી પ્રમુખનો ઉપકાર માન્યા પછી પ્રમુખે કોંગ્રેસ વિસર્જન કરી હતી

## મોસ્લીમ લીગની બેઠક.

કલકત્તામા તા. ૩૦ મી રવીવારે મહેમુદાબાદના રાજાના પ્રમુખપણા નીચે મળી હતી. ચુંટી કાઢેલા પ્રમુખ મી મહમદઅલી નજરકેદમા હોવાથી ન આવી શકવાથી તેમની ખુરશી ખાલી રાખી પ્રમુખનું કામકાજ મહેમુદાબાદના રાજાએ ચલાવ્યું હતું તેમા પ્રથમ મી અબ્દુલલતીફ આહમદે આવકાર આપનારૂ ભાષણ કર્યું હતું તેમા મીસીસ બીસેન્ટ, પંડિત મદનમોહન માલવીયા, મી ગાંધી, મી જમનજી વીગેરે પ્રતિનીધીઓ તથા મહમદઅલીની માએ પણ હાજરી આપી હતી. તેમા પ્રથમ મી મહમદઅલીને નજરકેદ કરવા સામે વાંધો ઉઠાવવાના અને હથીયારના કાયદા સામે અને ઇસ્લામી કોમને ચુંટણીનો હક આપવા સબંધી મુદ્દા ભાષણમાં હતા તે પછી પ્રમુખે ઉર્દુમાં ભાષણ કર્યું હતું જેમા પણ લડાઇ બંધ થયા પછી તરતજ કોંગ્રેસ-લીગની યોજનામા જણાવેલા સુધારાઓની માગણી કરવાના, વીગેરે મતલબ હતી

તેજ અરસામા સંસાર સુધારા પરીષદ પણ કલકત્તામા મળી હતી તેમજ ૩૧ મી મુસલમાન કેળવણી પરિષદ, સમસ્ત ભારતી ભાટીયા પરિષદ વિગેરે મળી હતી

## विविध–नोंध.

આજકાલ લોક જાગ્રતિ વધી છે હિંદની તપાસ કરવા હીંદી પ્રધાન ઓનરેબલ સર મોન્ટેગ્યુ સાહેબ વિલાયતથી હિંદમા પધાર્યા છે અને-પ્રજાના આગેવાન પ્રતિનિધિઓના ડેપ્યુટેશનની મુલાકાત લઇ તેમની હકીકત તેઓ સાહેબ તથા ના. વાઇસરોય સાહેબ સાંભળે છે તેમની ૨૪ મી ડીસેંબરે મુંબાઇમાં પધરામણી થવાથી ગુજરાતના ઘણા ગામોના લોકોએ તેમને આવકાર આપનારા તાર મોકલ્યા હતા તેમજ તા ૨૬ મી ડીસેંબરે કલકત્તામા ૩૨ મી ઇંડિઅન નેશનલ કોંગ્રેસ-મોસ્લીમ એનીબીસેન્ટના પ્રમુખપદ નીચે ભરાઇ હતી તેજ દીવસે ઘણા ગામોમા બીસેન્ટ માતાનું ભાષણ વાચવામા આવ્યુ હતું અને કોંગ્રેસ અને લીગે-સ્વરાજ્યની જે યોજના ઘડી છે તેને ટેકો આપવાના-તાર હીંદી પ્રધાનને ઘણા ગામોમાથી કરવામા આવ્યા હતા

× × × × ×

**મુંબાઇની ધારાસભા**—ચાલુ ડીસેંબરમા મળી હતી તેમા ઓનરેબલ શ્રીમાન વિઠ્ઠલભાઇ પટેલનો પ્રાથમિક કેળવણીને લગતો ખરડો ત્રીજી વારના વાચનમાથી પાસ થયો હતો, તે પછી મુંબાઇ અને મુંબઇ ઇલાકામાથી ભીખારીઓનો ધંધો અટકાવવા માટે અને સગીર ભીખારીઓના અટકાવ માટે સૂચના ઘડવા અને વિચાર ચલાવવા માટે કમીટી નીમવાનો, ખાતર બનાવવાના કારખાનાંઓ વિષે સરકારે તપાસ ચલાવવાનો, વિગેરે ઠરાવો પાસ થયા હતા

× × × × ×

**ઇગ્લાંડમાં હોમરૂલનુ** ડેપ્યુટેશન યથાર્થ શ્રમ ઉઠાવે છે મુંબાઇના હોમરૂલ લીગના આગેવાન મી બેપ્ટીસ્ટાએ સ્કોટલાંડમા મુસાફરી કરી છે, અને ત્યાં તેમને હોમરૂલના હેતુને પ્રજા

તરફથી માન સન્માન મળે છે લડનમા જાનેવારીમા મળનારી મજુર પક્ષની પરિષદમા હિંદને હોમરૂલ આપવાનો વિષય ચર્ચવાનો ઇરાદો રાખે છે

× × × × ×

**ખેડા જીલ્લાની જાગૃતિ**—ખેડાજીલ્લામા આ વર્ષે પાક સારો પાક્યો ન હોવાથી તેની તપાસ કરવા ઓનરેબલ શ્રીમાન પારેખ તથા ઓ શ્રી. વીઠ્ઠલભાઈ જે પટેલ સાહેબ કઠલાલ, નડીઆદ વીગેરે સ્થળોએ પધાર્યા હતા અને તેમની આગેવાની નિચે જીલ્લાનુ ડેપ્યુટેશન કલેક્ટર સાહેબ પાસે જઇ ખેડુતોને મહેસુલની છુટ તથા મુલતવી રાખવાની વિનતિ કરી હતી અને તેથી કલેક્ટર સાહેબે આ સબધી તપાસ કરી યોગ્ય ન્યાય આપવાનુ વચન આપ્યુ હતું ખેડા જીલ્લામા નડીઆદ હોમરૂલ લીગ તરફથી તેમજ અમદાવાદ ગુજરાત સભા તરફથી ઘણા ગામોએ ડેપ્યુટેશનોએ જઇ હોમરૂલ સબધી ભાષણો કર્યા હતા ઘણા ગામોએ હોમરૂલ લીગો તરફથી દુધ–સગાવાળાઓને ન આપવાના અને દુધ વેચવાથી માખણ, દહીં, ઘી અને છાશ જેવા પૌષ્ટિક પદાર્થોનો લાભ પ્રજાને મળી શકતો ન હોવાથી સંચા કે–ડેરીવાળાઓને દુધ ન આપવાનાં ભાષણો કેટલાક ગામોમાં થયા હતા

**વાસદની જાગૃતિ**—ખેડાજીલ્લાના વાસદ ગામમાં તા ૨૩ અને ૨૬ મીએ હોમરૂલની સભા થઇ હતી તેમા ના હીંદી પ્રધાનને આવકાર આપનારા તેમજ કોંગ્રેસ અને લીગની સ્વરાજ્યની યોજનાને ટેકો આપવાનો ઠરાવ કરી તે બાબતના તાર ના હીંદી પ્રધાનને મુબઇ કરવામા આવ્યા હતા

તા ૩૦–૧૨–૧૭ ના રોજ અમદાવાદના ગુજરાત સભાના મત્રી મી. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઇના પ્રમુખપણા નીચે અમદાવાદના પ્રસિદ્ધ બેરીસ્ટર મી વલ્લભભાઈ ઝવેરભાઇ પટેલે વાસદમા સ્વરાજ્યની સમજણ એ વિષે એક અસરકારક ભાષણ લગભગ બે કલાક સુધી કર્યું હતું અને તેમાં સ્વરાજ્યની હીલચાલ કરવી એ કાઇ ગુન્હો નથી, જેમ આપણા ઘરનો વહીવટ આપણે કરી શકીએ તેવી રીતે રાજ્યનો વહીવટ પણ આપણે કરી શકીએ તેવી તે માગણી છે અને જો ધારાસભામા રૈયતના નીમેલા પ્રતિનીધીઓનુ પ્રમાણ વધારે હોય તો તે રૈયતના દુઃખ જાણી શકે અને મદ્રાસનો જે કાયદો ગઇ સાલ દાખલ કર્યો તેવો કાયદો થવા પામે નહિ તેમજ તે રૈયતનાં દુઃખ ટાળી શકે અને તેમને સુખ થાય તેવા કાયદા કરી શકે તેમજ હાલ જે રાજ્યપદ્ધતિથી રાજ્ય ચાલે છે તેમા ફેરફાર કરવાની જરૂર છે અને તેને માટે કોંગ્રેસ અને લીગે જે યોજના ઘડી છે તે પ્રમાણેનુ આપણે સ્વરાજ્ય મેળવવા હીલચાલ કરવી જોઇએ વીગેરે હકીકત જણાવી હતી

\+ + + + + +

**મહારાજા પચમ જ્યોર્જનો સદેશો**—આ લડાઇમા આપણી ફતેહ થાય તે અર્થે ઇશ્વર પ્રત્યે તા ૬ ઠી જાનેવારીના દિવસે તમામ દેવળોમા પ્રાર્થના કરવાની આજ્ઞા કરી છે

ઇગ્લડમા સીવીલીયન થવા ગયેલા એક સુરતના નાગર ગૃહસ્થે ત્યાંની એક મડમ સાથે લગ્ન કર્યાનુ પેપરોદ્વારા જણાય છે

દીલ્લીમા સ્થાનિક સરકારે જાહેર સભાઓ નહિ ભરવાના હુકમ બહાર પાડ્યા છે.

હીંદીવજીરને આપવાની સ્વરાજ્યની અરજી ઉપર ગુજરાતના વતનીઓની ૨॥ લાખ સહીઓ થઇ છે

બોમ્બે ક્રોનીકલ પત્રના પ્રસિદ્ધ કર્તા મી હોર્નિમેનને પ્રેસ એક્ટની રૂપે ૩ ૨૦૦૦ ની જામીનગીરી આપવાનો હુકમ સરકારે કર્યો છે

**લડાઈ**—ચાલુ લડાઇ હજુ લબાયાજ કરે છે રશિયા જર્મની સાથે સલાહ કરવાની વાતો ચાલે છે. જેરૂસલેમ આપણે લીધુ છે

ના. વડા પ્રધાને હાલની લડાઇ વિષે જણાવ્યું હતું કે હાલ મુખ્ય પ્રશ્ન ખોરાકી અને વ હાણવટાની મુશ્કેલીઓનો છે અને યુદ્ધક્ષેત્રની સ્થિતિ છેલ્લા બે મોટા બનાવોથી ગંભીર થઇ છે પ્રથમ ઇટાલીનો અણધારેલો પરાજય અને બીજું રૂશીયનોએ જાહેર કરેલો યુદ્ધ વિરામ, સામાન્ય સુલેહની અગાઉ ફક્ત વિજય મેળવવાની ખાસ જરૂર છે.

રૂશિયામાં લોકયુદ્ધ જાગ્યું છે સુલેહ માટે જર્મન અને રૂશીયન પ્રતિનિધિઓ બ્રેસ્ટલીટોવસ્ક ખાતે ભેગા થયા હતા આ વીષ્ટીમા ભાગ લેવાને જર્મનોએ બધા લડનારા રાજ્યોના પ્રતિનિધિઓને બોલાવવાનું જણાવ્યું હતું જર્મનોએ "ખાલસા નહિ અને દંડ નહિ" એવી રૂશીય નોની નીતિ સ્વિકારવાની ઇચ્છા જાહેર કરી છે

ઇટાલીની સ્થિતિ દિવસે દિવસે ગંભીર થતી જાય છે ઇટાલીયનોએ માઉન્ટ એસોલોન જીત્યો હતો પણ એશીયાગોના ઉંચ પ્રદેશમાં તેઓની સ્થિતિ ભયકારક જણાવવામાં આવે છે. માઉન્ટ આપા ઉપર શત્રુ તુટી પડવાની તૈયારીમાં છે

જેરૂસલેમ—ખ્રીસ્તીઓના હાથમાં આવવાથી ના. પોપે પોતાની ખુશાલી જાહેર કરી છે

---

# मरकीना अटकाव संबंधी सूचनाओ.

(લેખક—રા. રા. મોહનલાલ કરમચંદ ગાંધી)

[નડીઆદ હોમરૂલ લીગ તરફથી પ્રકટ થયેલી આ પત્રિકા લોકની જાણ માટે પ્રકટ કરેલી છે]

૧ મનુષ્યનું લોહી જો સ્વચ્છ હોય તો રોગના હરેક જંતુનો નાશ કરવાની શક્તિ ધરાવે છે

૨ તેથી જો આપણે આપણાં શરીર નીરોગી રાખીએ તો એ ગમે તેવા ચેપી રોગોમાં પણ લોહીની સ્વચ્છતાને લીધે સુરક્ષિત રહી શકે છે.

૩ લોહી સ્વચ્છ રાખવાને સારૂ માણસનો આહાર સાદો, અલ્પ અને નિયમિત હોવો જોઇએ અતિશય ચરબીવાળો કે મીઠાશવાળો કડેલો મશાલાવાળો ખોરાક વર્જ્ય છે સુતાં પહેલાં ઓછામાં ઓછા ત્રણ કલાક સુધી માણસે કાંઇ ખોરાક ન લેવો જોઇએ હવા એ પણ ખોરાક છે, એથી સુતી વખતે પણ બારી બારણાવાળા ઘરમાંજ સુવું જોઇએ તે ખુલ્લા રાખવા જોઇએ અને માથા ઉપર ચોફાળ ઓઢીને ન સુવું જોઇએ માથે ઠંડી લાગે તો ટોપી પહેરીને સુવું પણ મોઢું ચોફાળની બહાર રાખવુંજ જોઇએ મોઢું બંધ રાખી નાકથી શ્વાસ લેતા જરાએ ઠંડી લાગવાનો સંભવ નથી પાણી પણ સ્વચ્છ હોવું જોઇએ હમેશાં ઉકાળી જાડા કપડામાં ગાળી ઠંડુ કરીને પાણી પીવું, એ સરસ રીવાજ છે ગરણું હમેશાં ઘણી સંભાળથી ધોવું જોઇએ તેમજ હાંડો, ઘડો ઇત્યાદિ અંદરથી હમેશાં બરાબર સાફ થવા જોઇએ હમેશાં બે કલાક સુધી ચાલવાથી જેટલી કસરત મળે છે તેટલી કસરત દરેક સ્ત્રીપુરૂષે લેવાની જરૂર છે

૪ શરીરને ઉપર પ્રમાણે નીરોગી રાખવાં છતાં જો ઘર અને આસપાસનું વાતાવરણ સ્વચ્છ ન હોય તો પણ લોહી બગડવાનો સંભવ છે ઘરના બારી, બારણા, છત, ભોય, સીડી, ખુંણામાં દરેક ભાગ બરોબર સાફ રહેવો જોઇએ. એટલે ધોવાલાયક ભાગ બરોબર ધોઇ સુકવવો જોઇએ જાળાં, ધુળ, ઘાસ કે બીજો કચરો બરોબર ઘસીને હમેશા ઘરમાંથી કાઢી નાખવો જો ઇએ ઘરમા કોઇ પણ જગાએ ભેજ ન રહે તેવી ગોઠવણ કરવી. શેતરંજી, જાજમ વગેરે દરરોજ ઉપાડવાં. કાયમ પાથરેલા ન રાખવા. મરકી ચાંચડની મારફતે આવે છે, એમ ડાકટરો કહે છે સ્વચ્છ ઘરની અંદર જ્યાં પુષ્કળ હવા અજવાળું હોય છે ત્યાં ચાંચડ ભાગ્યેજ આવશે મરકી ઉંદરની મારફતે પણ આવે છે, એમ ડાકટરો કહે છે તેથી ઘરના ખુણાઓ, દર વગેરે તપાસી દર કાયમ ન રહે એવી ગોઠવણ કરવી જોઇએ અને આ કામ સહેલાઇથી વગર ખરચે થઇ શકે એમ છે માત્ર આપણા આળસે ઉંદર આપણાં ઘરોની અંદર દર કરી રહી શકે છે ઘરની અંદર બીલાડીને પાળવાથી ઉંદર આવતા અટકે છે

૫ પણ હિન્દુસ્તાનમા દરદોનુ મોટામા મોટુ કારણ આપણી જગલ જવાની ખોટી અને અતિ હાનિકારક ટેવ છે ઘણા માણસો બહાર, જગલ જાય છે મેલાને માટીથી કે બીજી રીતે ઢાંકતા નથી, તેથી કરોડો માખી હમેશાં પેદા થાય છે અને તે માખી મેલા ઉપર બેસીને આપણા શરીર, આપણા ખોરાક અને આપણા કપડા ઉપર પણ બેસે છે એમાથી અનેક પ્રકારના ઝેરી વાયુ હમેશા પેદા થાય છે અને આસપાસની હવાને બગાડે છે આમ જ્યા માણસનો ઉત્તમમા ઉત્તમ ખોરાક હવા હમેશા બગડયા કરે ત્યા માણસોના શરીર આરોગ્ય નજ રહી શકે, એ દેખીતુ છે આપણા પાયખાનાંનો મેલ એટલોજ અથવા વિશેષ હાનિકારક છે કેમકે તે તો આપણા ઘરમાજ હોય છે એટલે જો આપણે બહાર જઇએ તો જેમ બધા મુલકની અદર માણસો ખાડો ખોદી તેમાં પોતાનુ કાર્ય કરી મેલાને ધુળથી ઢાંકે છે તેમ આપણે પણ કરવુ ઘટે છે પાયખાનાની વ્યવસ્થા એવી હોવી જોઇએ કે જેથી દરેક વખતે વાપર્યાં પછી તેની ઉપર બરોબર ઢંકાય તેટલી કોરી ધુળ આપણે નાખી શકીએ. પાયખાનુ કોઇ પણ વાસણની અદર એકઠું થવુ જોઇએ ભોય-ખાળનો તદ્દન ત્યાગ થવો જોઇએ. મોરી માત્ર બધ થવી જોઇએ પેશાબ અને પાણી એ પણ વાસણની અદર ઝીલાવા જોઇએ. જો આપણે મિથ્યા ધર્મનો વહેમ ન રાખીએ તો કોઈ નિયમ નર્ક સમાન ગદકીની બરદાસ નજ કરીએ પાયખાનાની રચના એવી હોવી જોઇએ કે બધા ભાગમાં ભગી પ્રવેશ કરી શકે આ સુધારો થયા વિના, હિન્દુસ્તાનમાં શહેરો કદી ચેપી રોગોથી રહિત થવાના નથી

૬ રસ્તાઓમા ગમે ત્યા પેશાબ કરવાથી, થુકવાથી, એઠવાડ વગેરે બીજો કચરો નાંખવાથી પણ હવા બગડે છે તમીઓએ શોધેલુ છે કે કેટલાક દર્દવાળા જેમકે ક્ષયની વ્યાધિવાળા માણસો રસ્તામા થુકે તેમાથી પણ ક્ષયના જતુઓ પેદા થઇ બીજાને ચેપ લગાડે છે આપણે કઇ જગાએ આપણી ક્રિયાઓ કરીએ છીએ તેનો વિચાર અવશ્ય કરવો જોઇએ કરોડો માણસો આ દેશમા ઉઘાડે પગે ચાલે છે આ માણસોને મેલા ઉપર ચાલવુ પડે, એ ઓછી દુખદ વાત નથી આપણા રસ્તાઓ, આપણી ગલીઓ, આપણા આંગણા એટલા સ્વચ્છ હોવાં જોઇએ કે આપણે ત્યા બેસવુ હોય અથવા સુવુ હોય તો પણ ન અચકાઇએ

જે શહેરોમા અગ્રેજો વસે છે તે શહેરોમા મરકીનો ભારે ઉપદ્રવ હોવા છતા અગ્રેજી લતા મુક્ત રહે છે તેનુ કારણ ખૂબ વિચારવા જેવું છે કેવળ એ લતાને સ્વચ્છતા સિવાય બીજુ કશુએ નથી સ્વચ્છતા રાખવામા પૈસાની જરૂર નથી, જ્ઞાનપૂર્વક કાળજીનીજ હાજત છે

## મરકી કેમ મટાડવી.

૭ જે શહેરોમા ઉપરના નિયમો બરાબર જળવાતા હશે, એ શહેરોમાં મરકી પ્રવેશ નહિ કરી શકે પણ જ્યા તે દર્દે પ્રવેશ કર્યો હોય ત્યા શુ કરવુ એ હવે વિચારીએ પ્રથમ કાર્ય તો એ છે કે જ્યા મરકી જોવામાં આવે ત્યાં તેનુ કારણ શોધવુ, ઉંદરની ખોળ કરવી, મરેલા ઉંદર હોય તો તેને ચીપીઆવતી પકડી દૂર લઇ જઇ ઘાસ્લ અને ઘાસલેટ તેલનો ઉપયોગ કરી બાળી નાખવા અથવા તો જ્યા માણસોનો વસવાટ ન હોય તેવી જગાએ દૂર ઉંડો ખાડો કરી દાટી દેવા જે જગાએથી મુએલો ઉંદર મળ્યો હોય તે જગાએ બળતી રાખ રાખવી, ચુનાથી ધોળવુ, તે કોટડી તદ્દન ખાલી કરી સાફ કરવી તેમા લીંબડાની ધુમાડી દેવી અને જો ધોળવા લાયક ભીંત હોય તો ભીંત ધોળવી ઉંદરનાં દર હોય તો તે દરને ખોદી તેમા મુએલો ઉંદર નથી, એ નિશ્ચય કરી પૂરી દેવાં ઘરમા બીજી જગાઓએ દર હોય તો તેની પણ તેજ વ્યવસ્થા કરવી બારી-બારણા ખૂલ્લા રાખી ખૂબ અજવાળુ અને તડકો આવવા દેવો, છાપરા ઉપર દેશી નળીઆ હોય તો ઉતારી તે વાટે પણ હવા-અજવાળુ દાખલ કરવા અપૂર્ણ.

# देशमां वपराती परदेशी जाहेर दवाओनी बनावटो.

(લેખક—આર્યવૈદ્ય પ્રેમારામ સુંદરજી, જેતપુર)

(અનુસંધાન અંક ૯ ના પૃષ્ટ ૩૫૭ થી)

### તાવ માટે એગ્યુમિક્શ્ચર

ક્વિનાઇન સલ્ફાસ ઔંસ ૧, ડિલ્યુટ સલ્ફ્યુરીક એસીડ ઔંસ ૨, કાર્બોનેટ ઓફ સોડા ઔંસ ૧, મેગ્નેસીયા સલ્ફાસ (વિલાયતી મીઠું) રતલ ૧, ચોખુ પાણી રતલ ૧॥, ઓક્વાકેમ્ફર રતલ ૦॥ ગીઠાઇનો લાલ રંગ (કાચો લાલ રંગ) જોઇએ તેટલો પ્રથમ કાર્બોનેટ ઓફ સોડા તથા મેગ્નેસીયા સલ્ફાસને પાણીમા નાખી ઉભરો આવતા સુધી ઉકાળવું પછી તેને એક દિવસ સુધી ઠરવા દેવુ બીજે દિવસે ઉપરનુ આછરેલું પાણી હલાવ્યા વિના લઇ લેવુ પછી ક્વીનાઇન ડિલ્યુટ સલ્ફ્યુરિક એસિડમા પિગળાવી પછી ઉપરતી પાણી સાથે મેળવવુ અને છેલ્લે કેમ્ફર વોટર ઉમેરી છેલ્લે રંગ જોઇતો ઉમેરીને એક બાટલીમાં ભરવો અને પછી નિગત સાથે વજનભર શીશીઓ ભરવી તે પછી તે ઉપર લેબલ અને પેકીંગ વિગેરેથી શોભાવવી

### શીરપ હાઇપોફોસ્ફાઇટ ઓફ લાઇમ

હાઇપોફાસ્ફાઇટ ઓફ કેલશીયમ ડ્રામ ૪, સાકર રતલ ૧, ઓર્દક (ડિસ્ટીલ્ડ વોટર) રતલ ૦॥, હાઇપોફોસ્ફરસ એસિડ મિનિમ ૧૫, કાચીનીયલ ઔંસ ૦॥ પ્રથમ હાઇપોફાસ્ફાઇટ ઓફ કેલશીયમને પાણીમા મેળવી તેને ગાળી લેવુ. પછી તેમાં સાકર નાખી દેવતા ઉપર મુકી ઉકાળવુ. તે મરબત જેવુ જાડું થાય કે નીચે ઉતારી ઠરવા દેવુ. પછી તેમાં એસિડ હાઇપોફોસ્ફરસ ને કાચીનીયલ મેળવી બાટલીઓ ભરવી.

### સિમ્પલ સાઇરપ (સાદું સરબત.)

૧. સાકર ભાગ ૨, પાણી ભાગ ૧ એકત્ર તાવડામાં નાખી ધીમા અગ્નિથી એક રસ કરવાથી સાદુ સરબત બને છે પછી તે ઠરવા પછી તેમા જોઇતી સુગંધ તથા ફીરસીજનું કે કેશરનું ટીકચર જુજ રંગ પકડે તેટલું નાખવાથી જે જાતની સુગંધી તે રંગ તે પ્રમાણે તે જાતનું સરબત કહેવાય છે

૨ સાકર ૩ ભાગ, ચોખા મીઠાનુ પાણી ૨ ભાગ બનાવવાની રીત ઉપર પ્રમાણે.

### બનાવટી મધ બનાવવાની કૃતિ.

સાકર ચોખી ૩ ભાગ, અને પાણી ૧ ભાગ ધીમી અગ્નિથી તેની એકતારી ચાસણી કરવાથી તથા તેમાં શેર સાકરે ૧ રૂપીઆ ભાર ફટકડી વાગીને અગ્નિ ઉપર હોય ત્યારે ઉતરે નાખી ઠારવાથી અસલ મધ જેવુ બનાવટી મધ બને છે આવું બનાવટી મધ દેશમા ઘણું વેચાય છે.

### શીલાજીતની બનાવટ.

ઉંચો લોહમંડુર અથવા લોઢાનો કાટ બહુજ બારિક કરવો અને તેથી બમણી સાકર લઇને તેને બારીક કરી મંડુર કે પકસુધીને વા લોહકાટ સાથે મેળવી તે એક લોઢાના વાસણમાં અગ્નિ ઉપર મુકી તે મેલવણ રાતું કાળુ થઇ જાય ત્યાં સુધી અધબળ્યા જેવી થાય તેમ સેકવી. આમ કરવાથી બનાવટી શીલાજીત બને છે તેમાં જરા પાણી નાંખી નરમ ગોળ પ્રમાણે બનાવી લેવાથી તેને **શીલાજીતનું સત્વ** કહીને વેચે છે આવી બનાવટ કરીને લોકો ઘણા પૈસા કમાય છે. તેમા મંડુર કે લોહકાટ હોવાથી તેનાથી રક્તનો તથા ધાતુનો ને જઠરનો પણ સુધારો થાય છે. વળી તેથી સુના રોગ ને પાંડુ રોગ પણ મટે છે

### બનાવટી કાબુલી હીંગ.

૧. ચોખા અને ચણાનો સમભાગે બારીક આટો શેર ૧ તથા ઉંચી રસની હીંગ રૂ. ૨ા ભાર તેને પાણીમાં પ્રથમ પ્રવાહી કરી પછી તેમાં આટાને આ રીતે બાંધવો. પછી તેના કટકા કરી વેચે છે

૨ ઘઉંનો મેંદો શેર ૧ અથવા બાફેલ ને છાલ ઉતારેલ બટાટાનો ગર ૧ શેર તથા હીંગ ચોખી રૂ. ૨ા ભાર કૃતિ ઉપર મુજબ

### બનાવટી પંજાબી સાલમ.

બાફેલ ને છાલ ઉતારેલ બટાટાને વાટી તેનો જાડો રોટલો વણી તેમાં પંજા છેડે તેવા ધારવાળા બીબા ( આડીયા ) થી કટકા કાપીને સુકવવા આવા કાપવાના નાનાં મોટા ત્રણ ચાર બીબા રાખવાં કે જેથી નાનો મોટો પંજાબી શૉંતમ તૈયાર થાય મેંદાને ઘીનું કે તાજા તેલનું મોણ દઈ પાણીથી બાંધી અગ્નિ ઉપર બાફી પછી તેનો રોટલો વણી ઉપર પ્રમાણે કૃત કરે છે તે જરા મીઠો થવા તેમાં જુજ સાકર પણ મેળવે છે અને રંગ માટે પાણીમાં જુજ કેશર પણ નાખે છે

### સુરાખારના આંખમાં આંજવાની સળીઓ

સુરોખાર ચોખો લેઇ તેને લોઢાના વાટકામાં નાખી અગ્નિ ઉપર મુકી તેનો ધગધગતો રસ કરી તે બીબામાં ઢાળવાથી કાચ પેઠે ઢળાય છે, ને સળીના આકારના બેદેન બીબા સામ સામા મેળવવાથી તેમાં તે ઢળાય છે તે કરતાં મોકળા કરવાથી સળીયો આખી નિકળે છે તેનાં ઢેબા લીસાં કરવા દીવાની જોત પાસે ધરવાથી ઓગળીને સુંવાળા થાય છે. સુરાખારનાં રમકડા વેચાય છે તે પણ તેમજ ઢાળવામાં આવે છે રંગ અગ્નિમાં ટકે છે તે સુરાખાર સાથે મેળવવાથી તે રંગના રમકડાં બને છે. તપાવેલ બીબામાં રસ રેડી ચારે બાજુ ફેરવવાથી તેનાં પોલાં રમકડાં થઇ શકે છે

---

## બ્રહ્માનુભવીની સ્થિતિ.

---

બ્રહ્મમા મતિ જેની રમે છે.
ઈતર કાઇ પણ આસક્તિથી, તેને ન નયને જોવું ગમે છે,—
સ્વર્ણ રૂપે તે આપે શોભે, તેથી ધમણ ન અન્ય ધમે છે,—
દુઃખને તે દુઃખ રૂપ ન ગણતો, તેથી આવી પડે તે ખમે છે,—
અસગ રહીને સર્વ વસ્તુમાં, નિર્ભયતાથી તેહ ભમે છે,—
બોલ્યા વિણ પણ વાણીમાંથી, તેની નિત્ય પિયુષ ઝમે છે,—
મૃત્યુ કે મહા આધિ વ્યાધિ, ત્રિકાળ પણ તેને ન દમે છે;—
નર હરિમય એવા પુરૂષોને, પ્રેમવડે મતિ મારી નમે છે;—

શ્રી. ઉ.

પ્લેગ અટકાવવાનો સરળ ઉપાય પપીતા અને તે સબંધી વિશેષ ખુલાસા.

# પપીતા.

(લે. ડૉકટર ઝવેરભાઇ નારાયણભાઇ દેસાઇ, L. M. & S. અમદાવાદ.)

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૫૪ થી)

પ્લેગ અટકાવવાને હજારો માણસો પપીતા બાંધે છે ને તેથી ઘણા માણસોને પ્લેગ લાગુ પડયો નથી ગયા અંકમાં પપીતા બાંધ્યાથી પ્લેગ કેવી રીતે લાગુ પડતો નથી તેનો ખુલાસો આપ્યો હતો આ અંકમાં પપીતા બાંધવા સબંધમાં તથા પપીતાના અર્ક તથા પપીતાના અર્કની ગોળીઓ સબંધી ઘણા માણસોની શંકાઓના સમાધાન આપવામાં આવે છે

**પપીતા બાંધવા**—પપીતાનો ઘણો ભાગ શરીરને અડકે એ માટે ઉભા (લંબાણમાં) રાખવા ને બને તો ધોળા રેશમના દોરાથી ઓછામાં ઓછા એક પપીતાને હાથે, ગળે કે કેડે બાંધવા હાથે ને કેડે બાંધનારે બે ત્રણ દીવસે દોરો ઢીલો પડયો હોય તે સખત બાંધવો ગળે બાંધનારે પપીતા ચામડીને રાત દિવસ અડકે એમ રાખવો સુવર્ણના અલંકારની માફક લુગડા ઉપર રહે તો બરોબર રક્ષણ મળે નહિ એ સ્વાભાવિક છે

**પપીતાનો અર્ક**—પપીતાનો અર્ક ઇગ્નેશીઆ ટીંકચર ૬x પાવરનુ વધારે સારી અસર કરે છે તેથી ૩x ને બદલે ૬x નુ વાપરવુ લાભકારક છે હોમીઓપથીના જ્ઞાનવાળા ડૉકટરો ૩૦ (૬૦x), ને ૨૦૦ (૪૦૦x) ને વાપરીને આશ્ચર્યજનક લાભ પોતાના દરદીઓને પ્રાપ્ત કરાવે છે, પરંતુ સામાન્ય મનુષ્યોએ ૬x નુ વાપરવુ, તેથી ઘણા પ્લેગના દરદીઓ સાજા થયા છે

**પપીતાના અર્કની ગોળીઓ**—પપીતાના અર્કની ગોળીઓ પણ ૩x ને બદલે ૬x ની ઉચી પાવરની વાપર્યાથી ઇગ્નેશીઆ ટીંકચરની પેઠે પ્લેગ લાગુ પડતો નથી ને પ્લેગનો રોગ લાગુ પડયો હોય તો મટે છે ટીંકચર-ડાઇલ્યુશન-અર્ક-કરતાં ગોળીઓ સાજા તથા માંદા માણસોને આપવી ને ખાવી વધારે સુગમ પડે છે ને પપીતા કરતાં પ્લેગ અટકાવવામાં તથા મટાડવામાં ઘણી અકસીર નીવડયાથી બહુ લોક મંગાવે છે

**અર્ક તથા ગોળીઓના શીશીઓ**—બીજી દવાઓ, હીંગ, કપુર, કોરી, કસ્તુરી, તંબાકુ, અતર વિગેરે સુગંધીવાળી વસ્તુઓથી તદન જુદી જગ્યાએ રાખવી.

**ખોરાક**—બનતા સુધી પપીતાના અર્કની ગોળીઓને અર્ક લે તેટલા દિવસ કોઈ પીની નહિ પ્લેગના દરદીએ સાબુચોખાની, મમરાની કે શેકેલા ચોખાના લોટની કાજી લેવી, ભારે ખોરાક લેવો નહિ.

**સુચના**—પ્લેગની તથા તાવ વિગેરે રોગોની દવાઓ વેચનાર નિકમ બમવાનની કમ્પની, ખાડીઆ, અમદાવાદ, પપીતાનો અર્ક તથા પપીતાના અર્કની ગોળીઓ ઉંચા પાવરની ૬xની જ વેચે છે, ને બહાર ગામ પણ વી પી થી મોકલે છે

---

# प्लेग अने कोलेरा जेवा उडता चेपी–झेरी तमाम रोग नाबुद करवाना उपाय.

( લેખક ડા સેવકલાલ માણેકલાલ એલ. એમ. એન્ડ એસ )

**ઝેરી તાવનુ કારણ**—તમામ જાતના તાવનુ કારણ ઝીણા જતુ "બેક્ટિરીયા" છે પૃથ્વી, હવા, અથવા પાણીમા બેક્ટિરીયા ન હોય તો કોઇ જાતનો તાવ આવે નહિ

**તાવમાથી આખા શરીરમા બગાડ**—આ ઝેરી તાવમાંથી મગજ, ફેફસાં, હાર્ટ, હોજરી, લીવર, બરોળ, કીડની, આતરડાં, ગર્ભાશય, ચામડી વિગેરેમા બગાડ કરી તેમને રોગી બનાવે છે એમાંથી કેટલાક રોગ મટે છે અને કાયમના થઈ જાય છે

**શરીરમાંના જતુ ઝેર પેદા કરે છે**—શરીરમાં જતુ પેઠા પછી એક બે અઠવાડીયામા જતુની સખ્યા શરીરમા વધી પડે છે તે જતુમાથી ઝેર "ટાક્ષીન" પેદા થઇ લોહીમા લીધી મગજે જાય છે, તેથી શરીરની ગરમી વધી જઇ તાવ આવે છે

**વિરૂદ્ધ ઝેરને તાવ પેદા કરે છે**—એ તાવને લીધે શરીરના ભાગમાં બીજુ ઝેર "એન્ટિ ટાક્ષીન" પેદા થાય છે એ બન્ને ઝેરની સામાસામી લડાઇ થતાં બીજી જાતનુ ઝેર વધારે જોશાવર હોય તો દરદી બચે છે નહીં તો પહેલા ઝેરનું જોર વધી જતાં દરદી મર્ણ પામે છે કોઇ આષધ ક્વચિત લાગુ પડે છે

આવાં ઝેરી જતુવાળા તાવથી લાખો માણસો અને ઢોરો મર્ણ પામે છે

**તાવથી લાખો માણસ અને ઢોર મરે છે, ઝેરી જતુ શરીર બહાર કયે રસ્તે નીકળે છે. બહાર નીકળી જંતુ કયા જાય છે, જીવડાંના પેટમાં જંતુ પેસે છે, જીવડાં વગેરેને જંતુ વળગી રહે છે**—આ ઝેરી જતુની સખ્યા માણસના અને ઢોરના શરીરમાં જીવતાં અને મરણ પછી વધ્યાજ કરે છે. તે મળ, પેશાબ, ઉલટી, પરસેવો, દુધ, થુક, બળગમ દ્વારા શરીરની બહાર આવે છે. તે હવા, પાણી, પૃથ્વી, ગદકી, પાદડા, શાકભાજી, કપડાં, ગોદડાં, લાકડાં, કાગળ, ચીંથરાં, ગટરો, તળાવ, નદી, નાળાના પાણી વિગેરેમા મળી જઇ ચારે બાજુ છે માકણ, મચ્છર, ચાંચણ, જુ, જુઆ, જાત જાતની માખીઓ અને એવાં ઉડતા જીવ ડાંને જતુ વળગી રહ્યાથી જતુનો ફેલાવો વધારે થાય છે તેમજ એવાં જીવડાં રોગીને કરડ્યાથી જીવડાંના પેટમા જતુ જાય છે જુની અને નવી ભતિ, ભોયતળીઆના લીંપણ વિગેરેને પણ ચોટી રહે છે. આ જતુ કોઇ પણ પ્રકારે માણસના શરીરમા પેસી સખ્યાબધ ઝેરી રોગ પેદા કરવાનુ સાબીત થયું છે

**માણસ અને ઢોરના શરીર બહાર નીકળતાજ જતુનો નાશ કરવો**—આ જતુનો શરીરની બહાર નીકળતાંજ નાશ કરવામાં આવે તો પછી તેનો ફેલાવો અટકી શકે એમ છે

**મેલુ અને છાણનો સત્વરે નાશ કરવો**—દરદી અથવા સગાં એક જુદા જુદા વાસણમાં દરદીનાં ઉલટી, બળગમ—ઝીલવા ધારે તો ઝીલી અને બળાવી શકે એમ છે તેમજ એવા દરદીનાં અને તમામ લોકોના મળ ભગી લઇ જાય છે અને ગળની બનાવેલી ઉપોમા નાંખી આવે છે, ત્યા બીજા મળ સાથે મળી ત્યાં તે જતુની સખ્યામા વધારો કરે છે

## લેવા જોગ ઉપાય.

**સખ્ત ગરમીથી જંતુનો નાશ જલદી થાય છે**—તમામ ચેપી રોગના જંતુનો નાશ સખત ગરમી લગાડવાથી થાય છે સખત ગરમી બળતા અગારાથી, સળગતા લાકડાથી, સુકાં પાદડા-ચીંથરાં-કાગળ બાળવાથી અને કેરોસીનથી થાય છે તેમજ વિજળીથી ચાલતા યત્રથી સખત ગરમી જંતુને લગાડી શકાય છે અને તેથી તેનો તદન નાશ કરી શકાય છે. જતુનાશક મીઠી દવા વાપરવા જરૂર રહેતી નથી

## ગામડાં માટેના ઉપાય.

**" મેલુ " ખાડામાં નાંખી બાળી નાંખવું**—ગામડાંની વસ્તીના પ્રમાણમા ગામની ચારે બાજુ ગામના ખરચે જાજરૂ બંધાવવા જોઇએ, અથવા ખેતરમાંની જમીનમાં નાની ખાઇઓ અડધા ફુટથી એક ફુટ ઉંડી ખોદાવી તૈયાર રાખવી તેમાં તમામ લોકો ઝાડે જવાથી તે ખાઇઓમાં એકઠું થએલુ મળમૂત્ર ભંગી પાસે વળાવી તેની પાસેજ એક વાર લાંબા, પહોળા, ઉંડા અને ગોળ ખાડા ખોદાવી તેમાં દેવતા સળગાવી તેના મળ મુત્રાદિ તેને તેજ વખતે નાખી બળાવી નાખવામા આવે તો જંતુનો નાશ સહેલાઇથી થવા સંભવ છે ગામડામા લાકડાં પુરતાં ન મળે તો ખેતરમાના સુકા પાંદડા બાળી શકાય ખરા એ પાંદડા બળી ગયાથી ચોમાસામાં ઓછા કહોવાણથી મેલેરિયા ઓછો થાય, અને રાખોડીનુ ખાતર થાય

**આરોગ્યતા વધારવા કસ્બા માટેનો ઉપાય**—સુધરાઇ તરફથી ભાગોળે જાજરૂ બાંધવામાં આવેલા છે તેનીજ પાસે ઉપર પ્રમાણે ખાડા ખોદાવી તેમા દેવતા સળગાવી મળમુત્ર, ઉલટી, બળગમ, બાળી નાખવામાં આવે તો જંતુનો તરત નાશ થવા સંભવ છે દરેક મહેલ્લામા ખુણેખોચરે ખુલ્લી પડતર જગામા બીજા જાજરૂ માટે ખાડા કરી શકાય ખરા

**મોટાં શહેરની આરોગ્યતા વધારવાનો ઉપાય**—ગામડાં તથા કસ્બા માટે જણાવેલી તજવીજ અથવા વિજળીક બળથી કેરોસીન બાળવાના મસીનથી ઉપર પ્રમાણે મજરૂક થઇ શકે ખરી

**ફાયદા**—હાલ ૨૪ કલાકમા એકવાર જાજરૂ સાફ થાય છે તે એક કરતા વધારે વાર સાફ થતુ રહેશે અને લોકોને ત્રાસ થશે નહિ

**જંતુની સંખ્યા ઓછી કરવાનાં સાધનો, તીડ કેવી રીતે ઓછા થતાં જાય છે, તાઢીયા તાવના કારણનો નાશ**—ગામડાના તળાવના પાણીમાં એવા ઝેરી જંતુ ભળી જતા અટકે છે, અને તેથી પીવાનાં પાણીમા કે હવામાં ભળી શકતા નથી છાણના ઉકરડા ગામડામાં ઘણા હોય છે તેમા પણ ભળી શકશે નહિ ગાયો, ભેસો, બળદ, બકરા, ઘેટાં, ઉંટ, ઘોડા, ગધેડાં, વિગેરે જાનવરોને રહેવાવાળી જમીન મળમૂત્રાદિવાળી હોય છે તેમા પણ ભળી શકશે નહિ જંતુની સંખ્યા ઘણી ઓછી થઇ જવા સંભવ છે એવી રીતે કે તીડના ટોળા કયાથી આવે છે અને કયા જાય છે તેની નોંધ લેતા કોઇ પહાડ, પર્વત કે જંગલમાં તેની ઉત્પત્તિની જગા જડે છે, તેના ઇંડાનો નાશ કરે તેથી તીડનો નાશ થતો જાય છે તેમ આ જંતુનો પણ નાશ થાય છે બીજો દાખલો તાવના મચ્છરનો છે પાણીની સપાટીમાં મચ્છર ઇંડા મૂકે છે તે પાણીમાં ઇંડાં ફાટી તેમા પોરા, જીવડા થાય છે તે શ્વાસ લેવા પાણીની સપાટી ઉપર આવે છે એવા પાણીમાં પાતળા કાગળનુ પડ બંધાય એટલુ કેરોસીન નાખવાથી તમામ પોરા શ્વાસોશ્વાસમાં હવાનુ "ઓક્ષિજન" લઇ શકતા નથી અને તેથી મરણ પામે છે અને મચ્છર વધતા નથી અને તેથી "મેલેરીયા" તાવનો અટકાવ થાય છે તેમ ગરમીથી બીજા જંતુનો નાશ થવાથી બીજા તાવ પણ અટકી જાય છે કસ્બા તથા શહેરોમા પણ આ ઉપાયથી ફાયદો થાય છે

મોટા શહેર કે કસ્બામા મેલુ ભેગુ કરી શહેરને છેડે ઘણે દૂર લઇ જવા માણસ રોકવા પડે છે તેના ખર્ચનો બચાવ થાય છે ટ્રામથી લઇ જવુ પડતું હોય તો એવી ટ્રામનો ખર્ચ અને તેથી બાનરથાનો ખર્ચ બચે છે

જે ઠેકાણે મેલુ નાખી ઢગલો કરે છે તે ઢગલાની આજુબાજુના લોકોને થતો ત્રાસ અને રોગી તાવ બંધ પડે છે

ઝેરી જંતુથી ઉત્પન્ન થતા જાતજાતના તાવ અને બીજા રોગ બંધ પડતા જન સુખકારી વધશે.

તાવ અને રોગ મટાડવા જે ઔષધનો ખર્ચ કરવો પડે છે તેનો બચાવ થશે. ઝેરી જંતુનો નાશ કરવા ચુનો, કારબોલીક એસીડ, પોટાશ પરમેન્ગેનેટ, લાઇસોલ, રસકપુર, અને એવીજ બીજી દવાઓથી ઘરને ડીસઇનફેક્ટ કરવાનો ખર્ચ બચશે

**ક્ષય રોગના જંતુનો નાશ**—ક્ષય રોગના જંતુનો ફેલાવો દિવસે દિવસે વધતો જાય છે તો તે બળગમ, થુંક, પરસેવો, મુત્ર, શુક વગેરેમા થઇ શરીર બહાર નીકળી પાણી

હવા અને ગંદકીના ઢગમાં મળી જઇ રોગનો વધારો કરે છે તે તેમને સખત ગરમીથી બાળી નાખવાથી ક્ષયરોગ ફેલાઇ વધતો અટકી જશે મેલુ બાળી નાંખવુ અને કફવાળા ચીથરા, કાગળો વગેરે પણ બાળી નાખવાથી જન્તુનો સત્વર નાશ થાય છે

**ઢોરના ઝેરી રોગના ઝેરી જંતુ**—ઢોરના છાણમાં ચેપી ઝેરવાળા ઢોરના જન્તુ હોય છે એવા છાણનુ ખાતર ખેતરમા નાંખવાથી અને ઢગલા કરી મુકવાથી ઢોરના રોગ ફાટી નીકળી લાખો ઢોરનો નાશ કરે છે અને તેથી કરોડો રૂપીઆનું નુકશાન થાય છે

**ખાતરના ઢગલા, અનાજના પાકનો બગાડ, ફાયદા ગેરફાયદાની સરખામણી**--એવા છાણવાળા ખાતરના ઢગલામા કેટલાક જંતુ થાય છે જે ચોમાસુ, શીઆળો વગેરે, રૂતુમા પાકેલાં અનાજ, ડેરી, તમાકુ, શેરડી, રૂ, બટાટા વિગેરે શાકભાજીનો નાશ કરે છે અને હજારો રૂપીયાનો પાક બગાડે છે મળ અને છાણના ખાતરથી જે ફાયદો થતો હશે તે લાખો રૂપીઆનુ—માણસનુ—ઢોરનુ—અને બીજા જાનવરોનો નાશ થઇ નુકશાન થાય તેના આગળ ફાયદો હિસાબમા કાંઇજ નથી

**બળતણ વધારવાના ઉપાય બળતણની અછત**—સખત ગરમીથી જન્તુવાળા મળ, મુત્ર, બળગમ, થુંક, ઉલટી વગેરે માણસ અને જાનવરોના શરીરમાંથી નીકળતાંજ તેમાંનાં જંતુનો નાશ કરવાનું કામ ઘણું સહેલું અને ઘણાજ થોડા ખર્ચનું છે, ફક્ત બળતણની જરૂર પડે તે માટે જંગલોની જગા અને પડતર ખરાબાની જગામા ઝાડ કંટ્રાકટ આપી ઉગાડવાથી બળતણની ખોટ પડશે નહિ ઝાડ ઉગાડવાની હાલ પણ જરૂર પડી છે વડોદરા શહેરમાં સાત રૂપીએ કળશીના ભાવે લાકડા મળે છે પ્રમાણમા તે ઘણા મોંઘા છે

**પ્લેગ અટકાવવાના ઉપાય**—પ્લેગ અટકાવવાના હાલના ચાલુ ઉપાય લેવા જરૂર પડશે નહિ પ્લેગ ના લાગે તેની રસી હાથમા મુકાવવા જરૂર પડશે નહિ ટાઇફોઇડ, ડિફ્થિરિઆ વગેરે રોગની રસી મુકાવવી પડશે નહિ

પ્લેગ પહેલો વડોદરામા અને બીજા ઠેકાણે થયો ત્યારે, અને હાલ પણ, "નાઇટ્રીક એસીડ" ની બરણીઓ અને ત્રાંબાના કટકાનો અને તેની રાતી ધુણી મહોલ્લામાં ફેરવવાનો ખર્ચ થતો હતો તેની જરૂર રહેશે નહિ

**ઉંદર મારવા જરૂર નથી. દુધ આપનારાં જાનવરોને ક્ષયરોગ મૃત્યુ પ્રમાણ જનિક આરોગ્યતા.**—ઉંદરને મુંબાઇની માફક મારવા પડશે નહિ લોકોને ઘર છોડી ગામ બહાર જવુ પડશે નહિ. પ્લેગ વગેરેની રસી બનાવવાનો ખર્ચ લાગશે નહિ ચોમાસામા છાપરાં ઉકેલી નાખવા પડશે નહિ સેગ્રેગેશનથી થતાં તુફાન થશે નહિ પ્લેગ કેસો પકડવા "સર્ચ પાર્ટી" રાખવી પડશે નહિ પ્લેગવાળા દરદીને બીજે ઠેકાણે ખસેડવા પડશે નહિ સ્કુલો અને કોલેજોમાં હડતાળ પડશે નહિ ભણતર બગડશે નહિ દુધ આપનારા જાનવરોને ક્ષયરોગ થવા સંભવ રહેશે નહિ એટલે એ દુધ પીનારા માણસોને ક્ષય થશે નહિ મૃત્યુ પ્રમાણ ઘણું ઓછું થઇ જશે ઇન્ફેક્શીઅસ વોડર્ઝ બાંધવા પડશે નહિ સ્ત્રીઓને સુવારોગ થશે નહિ. મેટર્નીટી વોર્ડની જરૂર રહેશે નહિ માબાપ મરતા પહેલા જુવાન છોકરા આવા રોગથી મરશે નહિ જુવાન છોકરા મરે નહિ તો જુવાન વિધવાઓ પણ ઓછી થાય માબાપ મરી જવાથી નાના બાળ બચ્ચા રખડી જશે નહિ પોતાનુ ગામ ઘર છોડી કોલેજ વગેરેમા ભણનારાઓને અભ્યાસ છોડી કોલેજ છોડી-ઘેર જવા જરૂર પડશે નહિ વ્યાપારીઓના ઓચીંતા મરણ થવાથી તેમનો માલ નિધણીઆતો થઇ લુંટાઇ જાય છે તે લુંટાય નહિ વિમા કંપની ઉપર વિમા ઉતરાવનારના વારસોના દાવા થાય નહિ સેનિટેશનના નિયમ બહુ ચીવટથી પાળવા જરૂર રહે નહિ શરીર ઉપર થએલા જખમો ઉપર ઝેરી જંતુ ઓછા થવાથી અસર કરી શકે નહિ એવા જખમો સહેલાઇથી સુધરી રૂઝાવી શકાય સાર્વજનીક આરોગ્યતા ઘણી સુધરે. એકંદરે વિચાર કરતા તમામ જાતના, રોગ અટકાવવા માટે માણસ અને જાનવરોના મળને બાળી નાખી નાશ કરવો, એટલે તમામ જાતના રોગના જંતુ બળી જશે.

---

# गरकी-प्लेग-अग्निरोहिणी.

(લેખક વકીલ નંદલાલ પ્રાગજી)

(અનુસંધાન અંક ૯ ના પૃષ્ટ ૩૫૭ થી)

૨ **સુદ્યાકની**—સુદ્યાકનીના પાન તોલો અરધો, સાકર તોલા પાંચ, ઝેરી નાળીએર વાલ બે એ પ્રમાણે મેળવી દીવસમા ત્રણ ડોઝ આપવા સુદ્યાકનીને ઉંદરકણી કહે છે લોકો તેને ડાળીવાના નામથી ઓળખે છે આ વનસ્પતી ઉંદરના વીખને તથા મેલેરીયા તાવને અને સઘળા તાવને હણવામા ઘણીજ સરસ છે

૩ **સોંઉંદરી**—ઊંદરીનો રસ તોલો ૧, સાકર તોલા પાંચ, ઝેરી નાળીએર ૨ વાલ, કપુર વાલ એક મેળવી દીવસમા ત્રણ વખત ડોઝ આપવો ઉંદરીને સોઉંદરી પણ કહે છે તે ઊંદરના ઝેરને હણનાર છે તાવને હઠાવનાર છે આ ડોઝથી સોઢી સુવરે છે નિદ્રા આવે છે સન્નીપાત તથા ઉલટીને દબાવે છે. વીશેષ ઝાડા થતા હોય તો તેને દબાવે છે

૪ **મેંદીનાં બી**—મેંદીના બી રોજ રોજ વધારે પ્રમાણમાં આપતાં જવા ઊંદરના વીષને હણવામા આ ઉતમ ઉપાય છે

૫ **કુકડવેલ**—કુકડવેલનુ એક ડોડવુ રાત્રે પલાળી સવારે એક લુગડાથી પાણી ગળી લેવુ આ પાણીમાથી એક પવાલુ પાણી સવારે આપવુ એમ ત્રણ વખત આપવુ દર્દીમા શક્તિ હોય તોજ આ દવા આપવી, કેમકે તે ઉલટી કરાવે છે કુતરા તથા શીયાળના કરડવાથી ચાસેલ હડકવા તથા સર્પ આદી તમામ ઝેરનો નાશ કરનાર છે

૬ **કાસોદી**—કાસોદીનો રસ તોલો અરધો, લીંબુનો રસ તોલો અરધો, ઝેરી નાળીએર વાલ બે, કપુર વાલ એક, ડોઝ દીવસમા ત્રણ વખત આપવો.

૭ **હુલહુલ (પીળાફુલની તલવણી)**-પીળી તલવણી તે ન મળે તો ધોળા ફુલની તલવણીને વાટી તેની લુગદી બંને હાથના પહોંચા પર જ્યાં અંગુઠાનુ મૂળ આવ્યું છે ત્યાં એટલે ધોરી નસ જે નાડી જોવાના કામમાં આવે છે તે જગ્યો તથા ગરદન પર બાંધી રાખવી તેમજ ગાંઠ ઉપડી હોય તો તે પર પણ બાંધવી તેથી બ્લીસ્ટરની માફક ફોલ્લા ઉઠશે તે ફોડી નાખવા ને તે પર ઘી લગાવવુ આ ક્રીયાથી તાવ ઉતરી જાય છે

૮ **આમેઝવો**—આમેઝવાની લુગદીથી પણ બ્લીસ્ટર ઉઠી તાવ ઉતરી જાય છે

૯ **કમળનુ શરબત**—કમળનુ શરબત (શરબતની સ્યુરપ) આપવાથી થતી બળતરા શાંત થાય છે ઘણોજ ફાયદો કરે છે

૧૦ **બરફ**—માથે બરફની કોથળી ફેરવતા રહેવુ તેથી સન્નીપાતમા ફાયદો થાય છે

૧૧ **અળશીની પોટીસ**—અળશી શેર અરધો તથા લસણ રૂપીયા પાંચભાર ખાંડી જે બાજુના ફેફસામા વરમ થયો હોય તેપર મુકવી અને તે પર શેક કરવો અથવા બે પોટીસ બનાવી કપડામા ગોઠવી વારા ફરતી ગરમ કરી શેક કરવો ન્યુમોનીઆ થવાનુ કારણ ફેફસામા થતો સોજો યાને વરમ છે આર્યવૈદકશાસ્ત્ર એવુ છે કે અંદરના કોઇપણ ભાગમાં સોજો કે વરમ થઇ લોહી જામતું હોય કે પાક થતો હોય ત્યારે તે જગ્યો પર ડામ દઇ અથવા ગરમી આપી થતો પાક સોજો અટમાવવો લીવર કે યકૃતમા સોજો કે પાક થાય છે ત્યારે તે ઉપર ડામ દેવાનો ચાલ પ્રચલીત છે અને તે પ્રમાણે ઉપર દાહ કરવાથી અંદર થતો પાક કે સોજો મટે છે

૧૨ **સરસડાની છાલ**—સરસડાની ઉપરની છાલને બારીક વાટી તેની પટી બનાવી ગાંઠ ઉપર લગાવવાથી અદ્ભુત ફાયદો થાય છે તેવોજ ગુણ તેના બીયામાં પણ છે સરસડો એ સર્વ વીષને હણવામા પ્રસીધ છે

ગન્સડાનાં બી—સરસડાનાં બી, કપુર, કેરી નાળીએર, હરડે, વજ દરેક વાલ વાલ લઇ સાકર સાથે આપવાથી આ દરદમાં અદ્દભૂત ગુણ દર્શાવે છે. આ ઇલાજ ખાસ અજમાવવાની ભલામણ કરવામાં આવે છે ઇંગનીશીયા કરતાં પણ ઘણોજ સારો ગુણ ધરાવે છે.

श्लोक—शस्त्रेणगंथो विस्फोडय गर्दमाकृत्य पक्षीयेत
तेन दुष्टस्य मुपक्र विकृतीः शांन्तीमितः ततक्षणात्

૧૩ ઘોડાની લાદ- શસ્ત્રથી ગાંઠને છેદી તે છેદમાં ગધેડાની તાજી લાદ ભરી પાટો બાંધવો તેથી ઉંદરના વિષથી ઉપડેલ ગાંઠનો રોગ તતક્ષણ મટે છે.

નોટ—ઘણાંજ પુરાતની અનુપાન મંજરી નામના ગ્રંથમાં ઉપર મુજબ પ્રયોગ બતાવેલો છે છતાં પરેલ ઇસ્પીતાલના ડૉ. થોમસન જણાવે છે કે " ગાંઠો પર બધી દવા અજમાવ્યાથી એમ માલુમ પડ્યું છે કે તેમને છેડવી નહીં ". પ્રાણઘાતક રોગમાંથી બચાવવા અર્થે ઉપરનો અખ્તરો ખાસ અજમાવવો ઉચીત છે

૧૪ ચીરું—બારીક ખડિલ મીઠાને તાવડીમાં ધીમે તાપે બળી ગયેલ કાફી જેવા રંગનું થાય ત્યાં સુધી શેકવું તેમાંથી એક ચમચો સવારમાં પાણી સાથે આપવું તેથી મેલેરીયા તાવ ચોક્કસ ઉતરે છે

૧૫ બીલાડીનું અસ્થી—બીલાડીનો દાંત અથવા હાડકું સરસડાના બી સાથે પીસી ગાંઠ પર પટ્ટી લગાવવાથી તથા પાવાથી આ રોગમાં અવશ્ય ફાયદો થાય છે

૧૬ ગાઢંગીયા ચુનાનું પાણી—કળીચુનો તોલા અઢી અને પાંચ તોલા ખાંડ બંનેને એક બાટલીમાં એક પેન્ટ પાણીમાં પલાળવાં, ખુબ મારી ૨-૩ કલાક હલાવી પછી એક જગ્યોએ મુકી રાખી નીતરું પાણી લઇ લેવું ને બુચવાળી બાટલીમાં ભરી રાખવું આ પાણીમાંથી ૨૦ થી ૬૦ ટીપાં દીવસમાં ત્રણ ચાર વખત આપવાં આ પાણીની ચમચી એકમાં દુધ શેર બે મેળવી આઠ ભાગ કરવા. એકેકો ભાગ દર ત્રણ ત્રણ કલાકે પાવો. આ દવા સાધારણ છે પરંતુ તેનો ગુણ જબ્બર છે જીભનો રંગ મેલો પડી તે સુકી પડી હોય તથા હોઠ અને દાંત પર કાળું પડ બંધાયું હોય અને સનીપાત થયો હોય ત્યારે આ દવા જાદુઇ માફક ગુણ કરે છે ચૌદ અને એકવીશ દિવસના મેલેરીયા ટાઇફોઇડ આદી તાવ પર આ દવા અજમાવવાની ડૉ. બાલચંદ્ર ખાસ ભલામણ કરે છે.

૧૭ વજ્રાદિ ચુર્ણ—વજ તોલો ૦।, અતીવીષની કળી બે આનીભાર, હરડે તોલો ૦।, કપુર વાલ એક બારીક વાટી મોટા માણસને પાવલીભાર દિવસમાં ત્રણ વખત આપવું તાવ સખ્ત હોય તો દર બબ્બે કલાકે આપવું આ ચુર્ણથી ટાઇફોઇડ, મલેરીઆ અને ચૌદ તથા એકવીશ દિવસ રહેનાર તાવ, સનીપાત ન્યુમોનીઆમાં ઘણોજ ફાયદો થાય છે અને એક અનુભવી ડૉક્ટર આ દવા વાપરવાની ખાસ ભલામણ કરે છે

ખાસ લક્ષ આપવા યોગ્ય ચેતવણી—૧ દરદીને ખાટલામાં સુતો ને સુતો રાખવો, હરફર કરવા દેવી નહીં ૨ તાવ ઉતરી ૯૮ ડીગ્રી કે તે નીચે જાય ત્યાર પછી શક્તિ જણાયે ખાટલામાં બેસવા દેવો ૩ સનીપાત થયો હોય તો માથા ઉપર બરફની કોથળી ફેરવવાથી બહુ જ ફાયદો જણાય છે ૪ બ્રોમાઇડ પોટાસ આપવાથી નિદ્રા સારી આવી અજબ જેવો ફાયદો થાય છે ૫ ઉલટી થતી હોય તો મોસંબીયા આપવાથી બહુજ ફાયદો થાય છે ૬ બરફ ચુસવા આપવું તથા ગરમ મુરબ્બો આપવું ૭ શક્તિ માટે સ્ટીમ્યુલન્ટડોઝ આપ્યા કરવો ૮ પુષ્કળ ચોખી હવા અને તદન આરામ આપવો. ૯ ખોરાક તરીકે દુધ માહરીવા ચુનાનું પાણી અને તે સાથે ઝાડાઉ આપવો આ પ્રમાણે સારવાર કરવા ખાસ લક્ષ આપવું સંપૂર્ણ.

# ભાગ્યોદય.

પુસ્તક ૫ મું. ફેબ્રુઆરી સને ૧૯૧૮. અંક ૧૨ મો.

## इष्टने निरंतर सन्निधिमां अनुभवनार वृत्तिनी उक्ति.

( પ્રિયતમ મારે હૃદય કમલ જોઉં સખીરી, એ લય )

નિત્ય નિકટ નરહરિ પ્રભુ મારે, ન્યૂનતા પછી શી,
કહો મારે, ન્યૂનતા પછી શી ?
હંસલાને મળ્યું માનસસર પછી, ઉત્સુક મોતીની શી,
દૃષ્ટિમાં દિવ્ય પ્રકાશ આવ્યા પછી, જરૂર જ્યોતિની શી,
પછી તેને, જરૂર જ્યોતિની શી ? નિત્ય૦
અર્થીને અર્થની સિદ્ધિ થયા પછી, લાગે તેને ખામી શી,
પ્રેમીને પ્રીતિ પાત્ર મળ્યા પછી, તેને રહે કમી શી;
કહો તેના ઉરમાં રહે કમી શી ? નિત્ય૦
માગ્યા પે'લા આપનાર મળે પછી, કાળજી કરવી શી,
અક્ષય પાત્ર મળ્યા પછી જારથી, કોઠી ભરવી શી,
નિરર્થક કોઠી ભરવી શી ? નિત્ય૦
નાખી રહ્યા અહો ! મુજપર પ્રિયતમ અમૃત દૃષ્ટિ શી !
ચાતક રૂપ હું પર સ્વાતિ બિંદુ–કરુણાની વૃષ્ટિ શી !
મન મળે તુષ્ટિ પુષ્ટિ શી ? નિત્ય૦

શ્રી ઉ

---

# दुःखनो त्याग शी रीते थई शके ?

મનુષ્યો-માનસિક દુઃખ અને હૃદયની અધમતાથી વ્યાકુળ થાય છે અને પોતાની નિર્બળતાને માટે રડે છે એથી એ દુઃખોનો ત્યાગ કરવો એ ખાસ જરૂરનુ છે. વિજય પ્રાપ્ત કરવો એ મહાન કાર્ય છે દરેક માણસે પોતે પોતાના સ્વામી બનવુ જોઇએ નિર્બળતાનો ત્યાગ કરવો, સ્વાર્થમય જીંદગી ગાળવી નહીં નિર્બળતાનું અને દુઃખનું કારણ પણ તેજ છે. બીજાનું ભલુ કરવુ તેને કર્તવ્ય માનો પોતાના વ્યભિચારી, વિલાસી અને અસ્વાભાવિક ધર્મ વિરુદ્ધ ઇચ્છાઓના તાબેદાર ન બનો. તમને નિર્બળ બનાવનાર અને આત્માથી દૂર રાખનાર વર્તનથી હંમેશા દૂર રહો

મનુષ્યે પોતે પોતાના જીવનને વશમાં રાખવુ જોઇએ અને પોતાની મરજીમાં આવે તેવી રીતે તેનો ઉપયોગ કરવો. પ્રાકૃતિક નિયમોનું ઉલ્લંઘન કરવુ એજ દુઃખ આપનાર છે તેવા મનુષ્યો, મૂર્ખની ગાઢ કલ્પના કરે છે તે ધારે છે કે હું ! નિયમો ઉપર વિજય પ્રાપ્ત કઇ, અન્ય મનુષ્યોની સત્તાઓ ઉપર અધિકાર મેળવુ, પણ તે તેનીજ શક્તિનો નાશ કરનાર છે મનુષ્ય પ્રાકૃતિક નિયમો ઉપર વિજય મેળવી શકતો નથી પણ તે નિયમોના ઉલ્લંઘન ઉપર, પોતાની મૂર્ખતા ઉપર, પાપકર્મો ઉપર, અહંકાર ઉપર અને પોતાની માનસિક નારાજગી ઉપર જય મેળવી શકે છે અને તેથીજ આત્મસંયમી બની શકે છે અને તે આત્મસંયમથી જ તેનામા વાસ્તવિક મનુષ્યતા અને પરમેશ્વરીય શક્તિ સ્થાપિત થાય છે

જેવી રીતે પુત્ર પોતાના પિતાની આજ્ઞા પાળી શકે છે તેવીજ રીતે મનુષ્ય પોતાના જીવનના નિયમોને સમજવાથી તેની આજ્ઞા પાળી શકે છે તે પોતાના સમસ્ત કર્મો અને ઇન્દ્રિયો ઉપર અધિકારારૂઢ થઇને તેમને પરોપકારના કાર્યોમા ઉપયોગમા લઇ શકે છે તેવો મનુષ્ય અવગુણ, દુર્વ્યસન અને પાપને ત્યાગી શકે છે અને દુઃખને જીતી શકે છે મનુષ્ય જો પોતાનામાં રહેલી ગુપ્ત શક્તિને સમજી શકે તો તે પ્રત્યેક પદાર્થને વશ વર્તાવી શકે છે

આત્મશ્રદ્ધા ઉપર જેનો દૃઢ વિશ્વાસ છે તે મનુષ્ય જે પ્રમાણમા આત્મસંયમનું સેવન કરે છે તે પ્રમાણમા નમ્ર અને સુશીલ બને છે મનુષ્ય જ્યારે અન્ય મનુષ્યો પ્રતિ બળપૂર્વક દુષ્કર્મ કરવાનું ઇચ્છે છે ત્યારે તે અહંકારી બને છે. તેવા મનુષ્યો પોતાના ઉપર અધિકાર મેળવી શકતા નથી. દૃઢતાપૂર્વક આત્મસંયમી થઇને અને અન્ય લોકો પ્રતિ સદ્ભાવ અને દયાભાવ રાખવાથી જ મનુષ્ય ખરી રીતે મનુષ્યતા પ્રાપ્ત કરી શકે છે.

મનુષ્ય માત્રે જો પોતે આ સંસારમા વિજય પ્રાપ્ત કરવો હોય તો પ્રથમ તેણે સત્યવાદી, દૃઢ અને સાચા બનવુ જોઇએ કપટ કે જુઠ પ્રપંચનુ સેવન કરવુ એના જેવુ બીજું પાપ નથી. એ નિર્બળતાનુ કામ છે બીજાને છેતરવાની ઇચ્છા રાખનાર મનુષ્ય પોતેજ છેતરાય છે. મનુષ્યે છળ, કપટ, અધમતા અને દગાબાજીથી હંમેશાં દૂર રહેવું જોઇએ અને પોતાના વર્તન ઉપર કાબુ રાખતાં શીખવુ જોઇએ. સત્ય વગરનો મનુષ્ય ખાલી ઘડા જેવો છે તે જે કાંઇ કરે છે તે જીવન રહિત અને પ્રભાવહીન થાય છે.

ઘણા મનુષ્યો જાણી જોઇને કપટી બનતા નથી પણ અજાણપણામા કપટ અને છળ પ્રપંચનો આશ્રય લે છે જેથી તેના સુખોનો નાશ થાય છે અને તેની નૈતિક આચરણોની દોરી તુટી જાય છે ઘણા મનુષ્યો એવા હોય છે કે જે હંમેશાં દેવાલય, મંદિર કે મસ્જીદમાં જાય છે, નિત્ય પૂજા, પાઠ, પ્રાર્થના કે સંધ્યા કરે છે પણ જ્યા તે કાર્યથી નિવૃત્ત થાય છે કે પછી બીજાની નિંદા કરવા મંડી પડે છે, એ બીજાની પોલ્ય(?) કરવા મંડી પડે છે, બીજાને નુકશાન કરવાના વિચારો કર્યા કરે છે તેમનો સ્વભાવ જ એવો પડી ગયેલો હોય છે કે તે ખોટું કામ કરે છે

તેનું તેમને ભાનજ હોતું નથી એવા મનુષ્યનો કોઇ ખરો મિત્ર હોતોજ નથી. તેમના ઉપર કોઇ વિશ્વાસ રાખતું નથી

સાહસ, આત્માવલંબન, સત્યનિષ્ટતા, ઉદાત્તતા, દયા અને સહિષ્ણુતાથીજ મનુષ્ય દૃઢ, બળવાન અને શક્તિશાળી થઇ શકે છે આ ગુણો વગર મનુષ્ય પોતાની પરિસ્થિતિને બદલી શકતા નથી. દરેક મનુષ્યે આ ગુણોનો સંચય કરવો જોઇએ

આવા ઉત્કૃષ્ટ ગુણોથીજ ઉત્કૃષ્ટ અવસ્થા પ્રાપ્ત થાય છે અને જીવન આનંદમય બને છે એવા જ મનુષ્યો નિરંતર સુખનો ઉપભોગ કરે છે, અને તે બાહ્ય દુઃખ અને કષ્ટ કે જેને લીધે સાધારણ મનુષ્ય હમેશા દુખી રહે છે, તેના સુખમાં વૃદ્ધિ કરે છે કારણ કે તેનામાં બીજાનું ભલું કરવાની તિવ્ર ઇચ્છા હોય છે

ઉત્કૃષ્ટ ગુણોથીજ ઉત્કૃષ્ટ સુખની પ્રાપ્તિ થાય છે જે શાંત ચિત્ત છે, જેનું હૃદય વિશુદ્ધ છે અને દયાવાન છે તેવા મહાત્મા પુરૂષોને તેવા ગુણોથીજ સુખ મળે છે. ઉત્કૃષ્ટ ગુણો માત્ર સુખ માર્ગ તરફ મનુષ્યને લઇ જાય છે એટલુંજ નહિ પણ સાક્ષાત સુખરૂપ છે. ઉત્કૃષ્ટ ગુણવાળો મનુષ્ય દુઃખી હોય એ સર્વથા અસંભવિત છે દુઃખનું કારણ સ્વાર્થ છે પણ જે માણસો સ્વાર્થથી રહિત છે તે દુઃખથી મુક્ત છે કદાચ ગુણ હોય છતાં પણ દુખી હોય એવો મનુષ્ય મળી શકે ખરો, પણ જેનામાં ઇશ્વરીય ગુણ હોય અને તે દુખી રહે એ અસંભવિત છે. માનુષી ગુણોમા સ્વાર્થ ભળેલો હોય છે અને તેથી દુઃખ તેમાં ભળી શકે છે પરંતુ ઇશ્વરીય ગુણોમાં તો સ્વાર્થની ગંધ પણ હોતી નથી અને તેની સાથે દુઃખ પણ તેમાંથી નીકળી ગયેલું હોય છે

કદાચ કોઇ મનુષ્યમા બીજાના ઉપર આક્રમણ કરવાને કે પોતાની રક્ષા કરવાને માટે સિંહ જેવી શક્તિ અને વીરતા હોય, પરંતુ તેવી શક્તિ હોવા છતા પણ તેને સુખ મળી શકતું નથી કારણ કે તે શક્તિ માનુષી છે. પરંતુ જેનામા ઇશ્વરીય ગુણો છે તેવા મનુષ્યની શક્તિ ઇશ્વરીય છે તે કઠિનમા કઠિન આપત્તિ વખતે પણ સુખી રહી શકે છે, અને તે ત્યાં સુધી કે કોઇ તેના ઉપર આક્રમણ કરે છે તો પણ તે વખતે શાંતિ અને સરળતાને સાચવી શકે છે. એટલું જ નહિ પણ તે પોતાની ઉત્કૃષ્ટતા અને ઉત્તમતાને લીધે પોતાના ઉપર આક્રમણ કરનાર મનુષ્યના હૃદયમાંથી પણ ક્રુર ભાવનો ત્યાગ કરાવી શકે છે, અને તેથી માનુષી ગુણો કરતા ઇશ્વરીય ગુણો પ્રાપ્ત કરવા એ સુખ મેળવવાનો સારામા સારો રસ્તો છે

સ્વર્ગ મેળવવાની કે મોક્ષ પ્રાપ્ત કરવાની ખાતર મનુષ્યે બીજાનું 'ભલું કરવાની ઇચ્છા રાખવી એ પણ માનુષી ગુણ છે કારણ કે તેમા પણ સ્વાર્થ રહેલો છે અને તેથી તે શોક અને દુઃખથી રહિત નથી ઉત્કૃષ્ટ ગુણોમાજ હમેશા પરમાનંદ રહેલો છે અને તેમાં કોઈ પણ સ્વાર્થ વાળો ભાવ હોતો નથી

માનુષી ગુણ અપૂર્ણ હોય છે તેમાં સ્વાર્થનો ખોટો મળ ભળેલો હોય છે, માટે તેને દુર કરવાની જરૂર છે ઇશ્વરીય ગુણ પૂર્ણ વિશુદ્ધ હોય છે

હાવે પ્રશ્ન એ રહે છે કે તે ઉત્કૃષ્ટ ગુણ કયા છે કે જેમા પરમાનંદ રહેલો છે તેનો હવે વિચાર કરીએ

સર્વ મનુષ્યોની સાથે નિષ્પક્ષભાવ રાખવો, પૂર્ણ રૂપથી ન્યાય કરવો, કોઇનો પક્ષ લઇને બીજાની વિરૂદ્ધ કાર્ય ન કરવું સર્વ જીવો ઉપર, પછી તે મનુષ્ય હોય કે પશુ પક્ષી હોય, ગમે તો તે શત્રુ હોય કે મિત્ર હોય તો પણ તેમના ઉપર પૂર્ણ કૃપાદૃષ્ટિ રાખવી જોઇએ દરેક પ્રકારની અવસ્થામાં, કઠિનમાં કઠિન આપત્તિમાં પણ સંતોષ રાખવો જોઇએ અત્યંત નમ્રતા રાખવી, સ્વાર્થનો ત્યાગ કરવો, આપણી વર્તણુકથી બીજાને હાનિ કે દુખ ન થવું જોઇએ અને કોઈ પણ વર્તન કરતા પહેલા, તેવીજ વર્તણુક બીજો માણસ આપણા પ્રતિ રાખે તો આપણને કેવી અસર થાય તેનો વિચાર કરીને પછી આપણે વર્તન કરવું જોઇએ

મન અને શરીરને અત્યંત વિશુદ્ધ અને પવિત્ર રાખવું જોઇએ કોઇ પણ પ્રકારના ખરાબ વિચારને મનમા સ્થાન ન આપવું અને તેની કલ્પના પણ ન કરવી જોઇએ

મનને હમેશાં શાંત રાખવું જોઈએ. ગમે તો તમને ગમે તેટલો ક્લેશ થાય, દુઃખ પડે, વિપત્તિ આવે તો પણ તેવી દશામાં પણ તમારા હૃદયમાં અશાંતિ ન થવી જોઈએ. મનમાં હમેશાં બીજાનું ભલું કરવાની ઇચ્છા રાખવી. કોઈ પણ પ્રાણીને દુઃખ થાય તેવી વર્તણુક ચલાવવાનો વિચાર સરખો પણ મનમાં ન લાવવો. હમેશાં તમારા વિચારો અન્યનું ભલું કરવા તરફ વ ળેલા રાખો.

પ્રાણી માત્ર ઉપર દયા અને કરુણા રાખો. તેમનાં દુઃખોને દૂર કરવા યત્ન કરો અને નિર્બળ અને અનાથ પ્રાણી માત્રને મદદ કરતા શીખો. શત્રુની પણ દુઃખ અને નિંદાથી રક્ષા કરો. સર્વ જીવોની સાથે અપરિમિત પ્રેમ અને સહાનુભૂતિ રાખવી, તેમના સુખે સુખી અને દુઃખે દુઃખી થવું. જે મનુષ્યો સુખી છે અને જેને સફળતા મળી હોય તેના હર્ષથી હર્ષિત થવું અને દુઃખી મનુષ્યો પ્રતિ સહાનુભૂતિ રાખવી.

સર્વ વાતોમાં શાંતિ રાખવી અને અન્ય મનુષ્યોને પણ શાંતિ થાય તેવો યત્ન કરવો. જે કુદરતી નિયમાનુસાર આ જગત્ ચાલ્યા કરે છે તે નિયમોથી અપ્રમત્ત ન થવું.

એ સર્વ ગુણો ઉત્કૃષ્ટ છે. તેમાં સ્વાર્થની ગંધ સરખી પણ નથી. તેવા ગુણોને પ્રાપ્ત કરવા એજ સત્ય અને ઈશ્વરીય માર્ગને અનુસરણ કરવા તુલ્ય છે અને તેજ સુખ પ્રાપ્તિનો અમૂલ્ય ઉ[illegible] છે. તેમજ વિજય મેળવવાનો પણ તેજ [illegible] છે.

આજ ગુણોથી મહાત્મા પોતાના મનને વિશુ[illegible]ન રાખે છે, અને તેને જ લીધે તે સદા, [illegible]ન, શોક, દુઃખ, સંતાપ, કષ્ટ અને આપત્તિથી સુરક્ષિત રહે છે અને તે પરમ પવિત્ર આનંદ અને અગાધ અનંત સુખમાં મગ્ન રહે છે કે જેના સુખનું સંસારી, સ્વાર્થી મનુષ્યો અનુમાન પણ કરી શકતા નથી.

આવા જ્ઞાની મહાત્માઓએ વાસનાનો બિલકુલ ત્યાગ કરેલો હોય છે અને હમેશને માટે શાંતિ પ્રાપ્ત કરી લીધી હોય છે. જે પ્રકારે સમુદ્રમાં તોફાન થતાં તેની મોટી બહાર ઉંડે ગેરૂ પર તેને જણાતી હતી નથી, તેજ પ્રમાણે આવા મહાત્મા પુરુષોના હૃદય પણ વાસનાઓથી ચ લાયમાન થતા નથી અને તે સદા નમ્ન ચિત્ત અને શાંત હૃદય રહી શકે છે તેમજ અગાધ અનંત સુખના ભોગને ભોગવ્યા કરે છે.

આજ ઉપાયથી મનુષ્ય દુઃખનો ત્યાગ કરી શકે છે. તમારી વર્તમાન અવસ્થા તમને દુઃખન [illegible] જણાતી હોય તો તેથી ગભરાશો નહિ, તમને જ્યારથી તે દુઃખદાયક જણાય ત્યારથી જ તેને ટાળવાનો યત્ન કરો, અને તમારામાં ઉત્કૃષ્ટ ગુણો, દૈવિગુણોનો આવિર્ભાવ થાય તે માટે કટિ કસી યત્ન કરવા મંડી પડો. તરતજ તમારી દશા બદલાશે અને આ ઉત્કૃષ્ટ ગુણોનો આવિર્ભાવ થતા તમારી દુઃખદાયક દશા બદલાઈ જઈ તેને સ્થાને સુખ અને શાંતિનો અનુભવ કરી શકશો.

જેમ ઉત્કૃષ્ટ ગુણો પ્રાપ્ત કરવાને માટે સ્વાર્થમય વૃત્તિનો ભોગ આપવાની જરૂર છે, તેમજ નિસ્વાર્થપણે અન્યનું ભલું કરવાની ઇચ્છાને જાગૃત કરવાની જરૂર છે. તેને પણ જાગ્રત કરજો. તમે હોય ગમે તે ધંધો કે નોકરી કરતા હો, તો પણ જ્યાં સુધી તમારા મનમાં બીજાનું ભલું કરવાની ઇચ્છા જાગ્રત થશે નહિ, અને જ્યાં સુધી તમે એવો વિચાર નહિ કરો કે, 'મે કેટલાનાં જીવન સુધાર્યાં?' ત્યાં સુધી તમારી સ્થિતિ બદલાવાની નથી એમ માનજો.

તમે પૈસાવાળા હો તો તે પૈસાનો ઉપયોગ બીજાને દબાવવા કે તાબેદાર બનાવવા માટે ન કરતાં બીજાનું ભલું કરવા માટે કરજો, તમે સત્તાધારી અમલદાર હો તો, તે સત્તા કે અમલદારીનો ઉપયોગ બીજાને દમ બીડાવવામાં કે બીજાને અન્યાયથી કચડી મારવામાં કે જોહુકમી ચલાવવામાં ન કરશો. પણ તેથી તમારાથી બને તેટલો ન્યાય આપવામાં, બીજાનાં દુઃખો દૂર કરવામાં અને અન્યાયથી પીડાતા મનુષ્યોને મદદ કરવામાં તેનો ઉપયોગ કરજો. તમે વેપારી હો તો, તે વેપારથી બીજાને છેતરવા કે છળપ્રપંચ કરી પૈસા કમાતા [illegible]. સત્ય અને પ્રમાણિકપણે અન્ય ઉપર તમારી પ્રમાણિકપણાની અને સરળ હૃદયની છાપ પાડવામાં અને અન્યને ઉગરાતા બચાવવામાં તેનો ઉપયોગ કરજો. આજ પ્રમાણે તમારા વર્તનને શુદ્ધ રાખતા શીખજો અને જેમ બને તેમ અન્યને સુખ આપવા, અન્યનું ભલું કરવા તમારી સત્તા, બળ અને પૈસાનો ઉપયોગ કરતાં શીખજો.

આવા વર્તનથી જ તમારામાં ઉત્કૃષ્ટ ગુણો આવશે, અને ઉત્કૃષ્ટ ગુણો આવતા તેની સાથે શાંતિ, સુખ અને આનંદ પણ તમારામાં વાસ કરીને રહેશે કે જે આવતા તમારું જીવન બદલાઈ જશે અને દુઃખ જેવી વસ્તુ પછી રહેશે જ નહિ.

# स्वामीश्री विशुद्धानंदजीनुं चरित्र.

( અનુસંધાન ગતાંકથી ).

## પ્રકરણ ૧૩ મું

### સંન્યાસ ગ્રહણ.

અહલ્યાબાઇની ધર્મશાળામાં ગયા પછી વિશુદ્ધાનંદજીએ જોયું કે અનેક બ્રાહ્મણ કુમારો ઉચ્ચ સ્વરે વેદ પાઠ કરી રહ્યા છે અને ઘણા વિદ્યાર્થીઓ જુદી જુદી શાખામાં કામ કરી રહ્યા છે કોઇ પ્રશ્ન પૂછે છે તો કોઇ ઉત્તર આપે છે કોઇ નેત્ર બંધ કરી પાઠ ગોખી રહ્યા છે અને આ પ્રકારે ધર્મશાળામાં વિદ્યાર્થીઓના સ્વરથી ધર્મશાળા ગાજી રહી છે

બીજા દાદર ઉપર દંડી સન્યાસીઓની મંડળી વિરાજમાન છે, અને તે પ્રશાન્ત ભાવથી વેદાન્ત શાસ્ત્રની આલોચના કરે છે સર્વની વચ્ચે મહાત્મા ગૌડ સ્વામીજી શોભી રહ્યા છે, અને તેમની ચારે તરફ અનેક સાધુ સન્યાસી બેઠેલા છે

ગૌડ સ્વામીજી વૃદ્ધ હોવા છતા તેમના હૃષ્ટ પુષ્ટ માંસલ શરીરને જોઇને તેમને ત્રીસ ચાળીસ વર્ષ થયાં હશે એવું અનુમાન થઇ શકતું હતું તેમની ઉજ્વલ દૃષ્ટિ, ઉન્નત મસ્તક, વિશાલ વક્ષસ્થલ, પ્રલમ્બ ભુજા અને ગંભીર વાણી તેમના પૂર્વ ચરિત બ્રહ્મચર્યનું ભાન કરાવતી હતી.

ગૌડ સ્વામીજીની પ્રશાન્ત, અને ગંભીર આકૃતિ માત્રને જોવાથી એમ જણાતું હતુ કે તે શાંતિના આધાર, ક્ષમા અને સંતોષના આગાર, ધર્મના પ્રવર્તક, સત્પથના દર્શક અને સત્સ્વભાવના આશ્રય રૂપ છે

આજ સ્વામી વિશુદ્ધાનંદજીને અપાર આનંદ થઇ રહ્યો છે, જે પ્રકારે એક દિવસ કૌરવકુમાર મહાવીર તપસ્વી દ્રોણાચાર્યને જોઇને પ્રસન્ન થયા હતા, જે પ્રકારે એક દિવસ મહારાષ્ટ્ર કેસરી વીરવર શિવાજી, સ્વામી રામદાસજીનાં દર્શન માત્રથી પ્રફુલ્લિત થઇને પોતાના ચિરકાળ મનોરથોને સિદ્ધપ્રાય સમજ્યા હતા, જે પ્રકારે વૈદિક ધુરન્ધર કુમારિલ ભટ્ટને જોઇને એક દિવસ મંડન મિશ્રનું મન પ્રસન્ન થયું હતું, જે પ્રકારે તત્વદર્શી ભગવાન ગોવિન્દપાદના દર્શનથી એક દિવસ સ્વામી શંકરાચાર્યજીને આનંદ થયો હતો, આજે તેજ પ્રકારે વિશુદ્ધાનંદના સુખની હદ રહી નહોતી જેને માટે મનમાં ને મનમાં અનેક પ્રકારના વિચાર થતા હતા અને કલ્પના કર્યા કરતા હતા, તેમની મધુર મૂર્તિના દર્શન કરીને આજે તે કૃતાર્થ થયા, અને સાષ્ટાંગ પ્રણામ કરીને વિનીત ભાવથી તે એક તરફ બેસી ગયા

આ વખતે બ્રહ્મ સૂત્રના શારીરક ભાષ્યનો પાઠ ચાલતો હતો ગૌડસ્વામીજી ભણાવતા હતા, અને સર્વ લોક ભણતા હતા જેથી તેમના પ્રણામનો ઉત્તર સંક્ષેપથી મળ્યો, તે પણ મુખથી નહીં, પણ માત્ર હાથથી જ પરંતુ તેમનો હાથ હાલવાથી, સ્વામીજીના ચિત્તમાં જે સંતોષ થયો તેવો બીજાને મોટા મોટા આશીર્વાદથી પણ ભાગ્યેજ થયો હશે

પાઠ પુરો થતાં ગૌડ સ્વામીજીએ પોતાની પ્રશાંત દૃષ્ટિથી તેમની તરફ જોયું અને આદર તથા પ્રેમથી પૂછ્યું કે–"મહાત્મન્ ! ક્યાંથી આવો છો ?"

વિનયથી વિશુદ્ધાનંદજીએ ઉત્તર આપ્યો કે, "હરિદ્વારથી"

ગૌ૦–અહીં શા માટે આવ્યા છો ?

વિ૦–આપના દર્શન કરવાને માટે ?

ગૌ૦-મારાં દર્શન કરવાને ! શિવ ! શિવ ! એવુ કદી ન બોલશો. મારા-દર્શનથી શુ થશે? દર્શન તો ભગવાન્ વિશ્વનાથના કરવા જોઇએ કે જેથી કલ્યાણ થાય

વિ૦-ભગવાન્ ! મારા વિશ્વનાથ ! મારા કલ્યાણ કર્તા ! કેવળ આપ જ છો. આપને જ માટે હું આટલે દુરથી ચાલીને આવ્યો છુ

ગૌ૦-(દયા પૂર્વક) કેમ ભાઇ, મારી પાસે આવવાનું શુ પ્રયોજન છે ? તે કહો, મારાથી બનશે તો હું તમારૂં તે કામ જરૂર કરીશ

વિ૦-મારા વિચારમા એવી કોઇ પણ વાત નથી કે જે આપને ન કહી શકાય

ગૌ૦-તો ઝટ કહો કે તે શી વાત છે ?

વિ૦-દયાસિંધુ મારી માત્ર એક ઇચ્છા એ છે કે આપ આ આધીનને આપના શરણે લઇને સન્યાસની દીક્ષા આપી કૃતાર્થ કરો.

ગૌ૦-સન્યાસ !—ઓઃ ! સન્યાસ મહા કઠિન માર્ગ છે' આ કલિકાળમા સન્યાસાશ્રમના નિયમોનું પાલન કરવુ એ ઘણોજ દુર્ઘટ વ્યાપાર છે

વિ૦-ખરી વાત છે. આ વખત સન્યાસનો નથી, પણ—

ગૌ૦-કહો ! કહેતા કહેતા કેમ બંધ રહ્યા ! પણ શુ—

વિ૦-વિશેષ કાંઇ નથી 'કેવળ એજ કે જે આપ કહો છો કે ઠીક નથી, કલિકાલ સન્યાસને અયોગ્ય ઠરે, પણ સ્વામી શંકરાચાર્ય પ્રભૃતિ મહાનુભાવોએ પણ આ કાળમા સન્યાસ કેમ લીધો ?

ગૌ૦-અહા, ક્યા ભગવાન ભાષ્યકાર અને ક્યાં હું ? ક્યાં ભગવાન વિશ્વનાથની અપૂર્વ વિભૂતિ અને ક્યાં જગતના જીવોથી તુચ્છતર હું, ક્યાં સર્વ કર્મ ફલ ત્યાગી સન્યાસી શંકરાચાર્યનો સન્યાસ અને ક્યાં ઉદર ભરણ પરાયણ અમારા લોકોની ભિક્ષુ લીલા, શુ તેમની સાથે આજકાલના લોકોની તુલના પણ થઇ શકે તેમ છે? કેવળ કાળનો જ દોષ નથી, પણ સન્યાસ અને યથાર્થ પાત્ર પણ પૃથ્વિમાં ઘણાજ થોડા મળી આવે છે.

વિ૦-પાત્ર અને કુપાત્રનુ જ્ઞાન શી રીતે થઇ શકે ?

ગૌ૦-પરીક્ષાથી

વિ૦-તે પરીક્ષા ક્યા અને ક્યારે થાય છે ?

ગૌ૦-સર્વદા અને સર્વત્ર.

વિ૦-કેવી રીતે

ગૌ૦-એ જરા વિચાર કરવા જેવી વાત છે. વિચાર કરીશુ તો મનુષ્યની દરેક ક્રિયા અને વર્તનથી પરીક્ષા થઇ શકે છે ગમે તો ભલે તેનું સાધારણ લોકોને જ્ઞાન ન હોય, પરતુ અંતર્યામી પરમાત્મા અને યોગિજનો સર્વ રહસ્ય જાણી શકે છે. ભાષા, ભાષણ, વેષ અને આકૃતિ વિગેરેથી જો કે લોકો એક પ્રકારનો નિશ્ચય કરી લે છે, પરતુ જ્યા સુધી એક જ સ્થળમા કેટલાક દિવસ સહવાસ ન થાય, ત્યાં સુધી કોઇના સબધમા કાંઇ કહી શકાય નહિ કે તે કેવો છે, પાત્ર કે કુપાત્ર ? કેમકે જેના મધુર ભાષણ અને સુદર આકૃતિ માત્રને જોવાથી એમ નિશ્ચય કરવામા આવે છે કે તે ઘણોજ સારો છે, પણ સહવાસ થતા તેનામાં વિપરીત ગુણો જાણી શકાય છે એથી જ્યા સુધી હું પણ કોઇ પણ માણસ ભેગો રહી અને સારી રીતે તેની પરીક્ષા ન કરી શકુ ત્યા સુધી કોઇને પણ સન્યાસી બનાવી શકતો નથી તેમાં વળી તમે તો નવીન વય અને સુંદર શરીરવાળા છો

વિ૦—તો શુ ભગવાનને વાસ્તે ભોજન ધરાવવુ જોઇએ વૃદ્ધાવસ્થામાજ ભગવાનનું ભજન અને પરમાર્થનું ચિતન થઇ શકે છે જેઓએ યુવાવસ્થામા પ્રભુનું સ્મરણ કર્યું હોતુ નથી તેઓ વૃદ્ધ થયા પછી શુ કરી શકવાના છે ?

ગૌ૦—સત્ય છે ભગવાનનું ભજન યુવાવસ્થામા તો શુ પણ બાલ્યાવસ્થામાં પણ કરવુજ જોઇએ કાલની કોને ખબર છે કે કાલ શુ થશે ? ભગવાનનું સ્મરણ કરતી વખતે મનુષ્યે એમ સમજવુ જોઇએ કે જાણે મૃત્યુએ તેનો કેશ પકડી રાખ્યો છે અને કહ્યુ છે કે,

"गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत् ।"

વિ૦-જ્યારે એમજ છે તો પછી આપ દીક્ષા આપવામા વિલમ્બ શા માટે કરો છો ?

ગૌ૦-ધર્મમાર્ગમા સર્વ સ્વતંત્ર છે, ને તો સર્વ કોઇ સર્વ અવસ્થામાં કરી શકે છે પણ આશ્રમ ધર્મ કાંઇ જુદીજ વસ્તુ છે તેમા દેશ કાલાદિનો વિચાર કરવો પડે છે.

વિ૦—તે વિચાર આપ કરો, પણ મને નિરાશ ન કરશો.

ગૌ૦—નહિ, એમ નહિ બને કે કોઇ અધિકારી પુરુષ કદી અહીંથી નિરાશ થઇને ચાલ્યો જાય તમે રોજ અહીં આવો અને પાઠ સાંભળ્યા કરો, અને વિદ્યાર્થીઓ પાસે શાસ્ત્રનું ચિંતન કર્યાં કરો કે જેથી તમારો સમય નકામો ન જાય જો તમે સન્યાસના અધિકારી છો એમ મને જણાશે તો પછી તમારા તે મનોરથ પણ પૂર્ણ થશેજ સ્વામીજીના શાસ્ત્રાનુકુળ અને મધુર વાક્યોથી વિશુદ્ધાનંદજીના હૃદયક્ષેત્રમાં આશાના અંકુર ઉત્પન્ન થયા, અને પ્રતિદિનના વધતા જતા આંતરિક સ્નેહના સિંચાવાથી તેને પલ્લવિત કરી દીધા સહપાઠીયોની કપટ રહિત સરળતા પૂર્ણ સહાનુભૂતિસૂચક વાતો અને આશ્રમસ્થ સન્યાસિયોના કૃપા યુક્ત, ઉદાર ઉપદેશથી તેમનુ ચિંતિત મન, પ્રસન્ન અને પ્રફુલિત થઇ ગયું અને થોડાજ વખતમાં તે પોતાની વિદ્યા અને તેજસ્વિતાથી એક વિશેષ વ્યક્તિ કહેવરાવાને તે સમર્થ થઇ ગયા

તે વખતે કાશીમા વ્યાકરણ શાસ્ત્રની વિશેષ ચર્ચા થઇ રહી હતી 'મીમાંસા અને વેદાંતના પઠન પાઠનને બ્રાહ્મણ લોકો ગૌણ સમજીને વ્યાકરણની પ્રક્રિયાઓને મુખ્ય માનવા લાગ્યા હતા નાગેશ ભટની પરિભાષેન્દુ શેખર અને શબ્દેન્દુ શેખરની નવી નવી ટીકા ટિપ્પણીઓને લોક ઉમગથી જોતા હતા. જેથી એમ જણાતું હતું કે કેટલાક દિવસ પછી ત્યા કેવળ વ્યાકરણ શાસ્ત્રનુ સામ્રાજ્યજ થઇ જશે જો કે હજુ સુધી પૂર્વ મીમાંસાના અધ્યયન અધ્યાપનનો અસ્ત થયો નહોતો, અને જો કે હજુ સુધી વેદ વેદાન્ત સાખ્યયોગની કથા વાર્તા પણ થતી હતી તથાપિ સર્વેનું વળણ વ્યાકરણની તરફ વળેલુ હતું વ્યાકરણમાં જે નવીન કલ્પના કરતા તેમને કલ્પક અને પ્રતિભા સમ્પન્ન સમજવામા આવતા હતા, અને વ્યાકરણમા જેમને સમજણ ન પડતી તેમની પંડિત હોવા છતા પણ ગણત્રી ગણાતી નહોતી એવી રીતે એક બીજાનુ જોઇને સર્વ કોઇ વ્યાકરણની પાછળ પડયા હતા

ગૌડસ્વામીજી વિદ્યાર્થીઓમાં ઘણા પ્રિય થઇ પડયા હતા અને વિદ્યાર્થીઓ પણ તેમને પ્રામાણિક લાગતા હતા તેમના વિદ્યાર્થીઓમાં એક ગુણ એ પણ વધારામાં હતો કે તે કોઇ પણ બીજા અધ્યાપકની પાસે અધ્યયન કરવાને જતા નહીં અને ન્યાય, વ્યાકરણ, સાખ્યયોગાદિ સર્વે શાસ્ત્ર તેમનીજ પાસે ભણતા હતા અને તેમને એ વાતનો ઘમંડ હતો કે પરમાત્માની કૃપાથી તે એક એવા અધ્યાપકના શિષ્ય છે કે જે સર્વથી વધુ વિદ્વાન છે

વિશુદ્ધાનંદજીને કાશીમાં આવે છ માસ થઇ ગયા. એટલા વખતમાં સ્વામીજીને ઘણા લોકોનુ ઓળખાણુ થયુ હતું તેમની ઉત્સાહયુક્ત ચેષ્ટા અને પ્રશંસિત બુદ્ધિ જોઇને અન્ય વિદ્યાર્થીઓ અને પંડિતો તેમનું સન્માન કરવા લાગ્યા પણ મહાત્મા ગૌડ સ્વામીજીએ હજુ સુધી પોતાનો અભિપ્રાય પ્રકટ કર્યો નહોતો અને જ્યારે સ્વામીજી તેમને સંન્યાસની વાત પુછતા ત્યારે 'હજુ શી ઉતાવળ છે' એમ કહી તેમની વાત માંડી વાળતા. અને તે સાભળી વિશુદ્ધાનંદજીને સંતોષ થતો નહીં, અને આમ જેમ જેમ મહાત્મા વિલંબ કરતા તેમ તેમ તેમની ઉત્કંઠા વધતી જતી હતી

સ્વામીજી દિવસે પરિશ્રમપૂર્વક અભ્યાસ કરતા હતા શ્રદ્ધાપૂર્વક ગુરુ સેવા કરતા હતા અને પ્રેમપૂર્વક વિદ્યાર્થીઓને ભણાવતા હતા, પરંતુ રાત્રે પાઠશાળામા તે રહી શકતા નહોતા પાઠશાળામા વિદ્યાર્થી અને સન્યાસી રહેતા હતા અને આવ્યા ગયા સારા માણસો રહેતા હતા, પરંતુ ત્યાં વિશુદ્ધાનંદજીને માટે બે ત્રણ હાથની જગ્યા મળતી નહોતી એ જોઇને તેમના સહપાઠીઓ વિસ્મિત અને દુઃખિત થતા પણ સ્વામીજી કાંઇ બોલતા નહોતા

એક દિવસ એક દાક્ષિણાત્ય પંડિતે આવીને તેમને કહ્યુ કે, "આપ આપના હાથે આપનો કેમ તિરસ્કાર કરાવો છો? કેમ કોઇ બીજા સન્યાસીના શિષ્ય થતા નથી? આપના જેવા વિદ્વાનને તો સારા સારા મઠધારી પરમહંસ પોતાની ગાદી ઉપર બેસાડી શકશે. શિષ્ય થવુ તો તેમના થવુ જોઇએ." આ સાંભળી સ્વામીજીએ તેમને એવા

બનાવ્યા કે પછી તેમણે કોઇ વખત તેમને તેની વાત કરી નહીં

જ્યારે આ પ્રકારે આશા મુગ્ધ વિશુદ્ધાનંદજી ને ઘણા દિવસ થઇ ગયા ત્યારે તે પોતાના મઠ પાઠિયોને કહેવા લાગ્યા કે "જો અમારે ઉદર નિમિત્ત સન્યાસ ગ્રહણ કરવાનો હોત, તો તો સન્યાસીઓનો અભાવ નહોતો. મઠ અને ગાદી મેળવવાને મને લોભ નથી મકાનોનો લોભ કે લાલચ હોત તો હું મારૂં પોતાનું જબર કેમ છોડત? મારે ત્યાં શી વાતની ખામી હતી? પણ તેમ નહીં, મારો ઉદ્દેશ બીજો છે હું સારી રીતે જાણું છુ કે મારા ગુરૂ મહારાજ બ્રહ્મ સ્વરૂપ છે, તેમની વિભૂતિ આગળ આખા જગતની વિભૂતિ તુચ્છ છે બીજા પુરૂષોના સત્કાર કરતાં તેમનો તિરસ્કાર ઉત્તમ છે તેજ ગુરૂ શ્રેષ્ટ છે કે જે શિષ્યની સાથે સ્નેહ કરવા કરતાં તેમને શુભ કર્મમાં જોડે અને કર્તવ્ય કર્મ શીખવાડે આ સમય પરીક્ષાનો છે. અને તેથી જ આવા કૃપાળુ ગુરૂ હોવા છતા પણ મને પાઠશાળામાં જગ્યા મળતી નથી. અને સન્યાસની દીક્ષા મળતી નથી" એ સર્વ વાતો દયાળુ ગૌડ સ્વામીજીના કાન સુધી પહોચતા તેમને પણ લાગ્યુ કે પોતાનો એક કૃપાપાત્ર અને યોગ્ય વિદ્યાર્થી દુખિત થાય છે પણ જ્યાસુધી તેમના કુલ અને ગોત્રની કોઇ પ્રમાણિક પુરૂષની મારફત માહિતી ન મળી શકે ત્યા સુધી પોતાની સમ્મતિ દર્શાવવાનુ તેમણે યોગ્ય ધાર્યું નહિ

તે વખતે કાશીમાં અહલ્યાબાઇની ધર્મશાળામાં કાષ્ટજીહ્વ નામના એક મહાત્મા સ્વામી રહેતા હતા. કહેવાય છે કે શાસ્ત્રાર્થ વખતે તેમનાથી એક પંડિતનું અપમાન થઇ ગયુ હતું અપમાનિત વ્યક્તિ એક પ્રતિષ્ઠિત પુરૂષ હતા તે શાસ્ત્રાર્થમાં તેમનો પરાજય કરી શકે તેમ નહોતું, તેથી તે ચિંતાગ્રસ્ત થઇ ગયા અને તે ચિંતાથી જ થોડા દિવસમા તે માણસનુ મૃત્યુ થયુ જ્યારે આ વાતની કાષ્ટજીહ્વજીને ખબર પડી ત્યારે તેમને પોતાના કૃત્યથી ઘણી ગ્લાનિ થઇ અને અનેક પ્રકારનાં શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત કરીને અંતે સન્યાસી થઇ ગયા અને તે દિવસથી તેમણે પણ લીધુ કે કદી પણ કોઇની સાથે મારે વાદવિવાદ ન કરવો અને કોઇનુ ચિત્ત દુખિત થાય તેવી વર્તણુંક ન ચલાવવી તે દિવસથી તે રાત દિવસ ભગવાનનું સ્મરણ કરવા લાગ્યા અને સર્વને પોતાના પ્રાણ સ્વરૂપ અને પૂજ્ય સમજવા લાગ્યા હરિકિર્તન કરતા ન હોય તે વખતે તે પોતાની જીભ ઉપર એક લાકડાની રોટી ચઢાવેલી રાખતા અને ઘણે ભાગે બોલતા પણ નહીં. જેથી તેમને લોકકાષ્ટજીહ્વ સ્વામી કહેતા તેમની પાસે વારંવાર સ્વામી વિશુદ્ધાનંદજી બેસતા હતા

આ તરફ જ્યારે ગૌડ સ્વામીજીને એમ લાગ્યુ કે બંશીધર બ્રહ્મચારી (વિશુદ્ધાનંદ), એક સારા કુળના બ્રાહ્મણ છે અને સન્યાસને પાત્ર છે, ત્યારે તેમણે તેમને પોતાની પાસે બોલાવીને કહ્યુ કે થોડા દિવસ એકાન્તમા જઇને રૂદ્રાભિષેક અને પંચાક્ષરનો જપ કરો, જેથી તમારા મનોરથ સિદ્ધ થશે આ આજ્ઞા સાંભળીને વિશુદ્ધાનંદજીને ઘણોજ હર્ષ થયો, કેમકે તે સમજ્યા કે અભિલાષા પૂર્ણ થવાનો વખત હવે દૂર નથી, અને તેથી તે તુરતજ માર્કણ્ડેયમા જઇને શિવારાધનમા તત્પર થયા અનુષ્ઠાન વખતે વચમાં કૃપાળુ ગૌડ સ્વામીજી કોઇ કોઇવાર પોતે અને કદી પોતાના શિષ્યો દ્વારા તેમની ખબર લેતા રહેતા. અનુષ્ઠાન નિર્વિઘ્ને પુરૂં થયુ જે પછી પ્રસન્ન થઇને ગૌડ સ્વામીજીએ તેમને સન્યાસને યોગ્ય પાત્ર સમજીને સન્યાસ વિધિને સમ્પાદન કરવાને માટે એક શુભ દિવસ નક્કી કર્યો

કાશીના અનેક પ્રસિદ્ધ પંડિતો અને સન્યાસીઓને આમંત્રણ કર્યું સર્વની સામે આજે સ્વર્ગીય સગમલાલ અને યમુનાના આનંદવર્ધન પ્રિય પુત્ર અને આજ્ઞાન્વિત સમસુખરામજીના ભાણેજ બંશીધરજીએ પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણા તથા શિખાસૂત્રની સાથે પોતાના નામનો પણ પ્રસન્નતાપૂર્વક પરિત્યાગ કરી દીધો. અને પ્રૈષમન્ત્રોચ્ચારણ કર્યા પછી જીવન પણ પલટાઇ ગયું આજ સુધી બંશીધરના નામથી લોક તેમને બોલાવતા હતા તે ગુરૂ કૃપાથી આજે તેમનુ "વિશુદ્ધાનંદ સરસ્વતી" નામ રાખવામા આવ્યું

અપૂર્ણ

# सनातन धर्मना केटलाक सिद्धांत

( મણીલાલ કેશવલાલ પરીખ મુંબઇ )

મનુષ્ય પ્રાણીએ પોતાના કલ્યાણ માટે કેવા પ્રકારનુ વર્તન રાખવુ જોઇએ તે વિષયનુ જ્ઞાન પરમેશ્વર પ્રેરણાથી પ્રજાપતીને પ્રાપ્ત થયુ. તેમણે તે ઋષિઓને કહ્યુ અને તેમણે અન્ય મનુષ્યોને તે આપ્યુ. ( આનો દુષ્ટોના દુષ્ટ ચરિત્રોથી જ્યારે જ્યારે લોપ થવા માંડે છે. ત્યારે ત્યારે પરમેશ્વર સ્વત અવતાર લઇને અથવા પોતાના ઉત્તમ ભક્તોની દ્વારા તેનુ રક્ષણ કરે છે આ પ્રકારના જ્ઞાનને જ ધર્મજ્ઞાન કહી શકાય ( धार्यते अनेन स धर्म ) એટલે જેના વડે ( કલ્યાણનુ ) ધારણ થાય તેજ ધર્મ ધર્મ એકજ માનવ જાતિ માટે અભિન્નત્વે કરીને એકજ છે, અને તે સનાતન એટલે અનાદી કાળથી ચાલતો આવેલો અને ભવિષ્યમા પણ શાશ્વત ચાલુ રહેવાનો એવા સૃષ્ટિ નિયમ રૂપ છે. ( મનુષ્ય જાતના કલ્યાણને આધારભુત એવા જે સૃષ્ટિ નિયમ તેનેજ સનાતન ધર્મ કહે છે ) એવો સનાતન ધર્મનો સિદ્ધાંત છે

સનાતન ધર્મ શાશ્વત સૃષ્ટિ નિયમ રૂપ હોવાથી તે કોઇ એક વિશેષ કાળમા સ્થાપન થયો એમ કહી શકાય નહીં વિશેષ એકજ પુસ્તકમા તે સમાયલો હોવો જોઇએ એમ પણ કહી શકાય નહીં, તેમજ એકજ પુસ્તકમાં તે હશે અને બીજા કોઇ પણ પુસ્તકમાં નહીં હોય એમ કહેવુ તે પણ ભૂલ ભરેલુ છે તેમજ એકજ ભાષામાં તે હશે અને બીજી કોઈ પણ ભાષામાં નહીં હોય એમ પણ કહી શકાય નહીં વળી તે એકજ વ્યક્તિને સમજાયો અને બીજીને નથી સમજાયો અગર સમજાશે નહીં એમ પણ ન કહેવાય આવો સનાતન ધર્મનો સિદ્ધાંત છે.

પરમેશ્વરની આજ્ઞાથી પ્રજાપતીએ સૃષ્ટિ નિયમનું આશ્રય લઇને મનુષ્ય સૃષ્ટિ ઉત્પન્ન કરી અને તેમને સુખી થવા માટે સનાતન નિયમ સમજાવી દીધા એજ ધર્મનું સત્ય સ્વરૂપ છે ભિન્ન પરીસ્થિતીને લીધે ભાષા ભિન્નતા અને રીતિ ભિન્નતા હોય તથાપિ આપણી ઉન્નતિ સમાન આપણે સુખી થવાના સૃષ્ટિ નિયમ સમાન અને આપણા કર્મના સાક્ષીભૂત અને કર્મના ફળ આપનાર પરમેશ્વરે નિમેલા દિવ્ય કોટીના અધિકારી પણ સમાન એમ સમજીને પૃથ્વી પરના સર્વ માનવોને સનાતન ધર્મના ઉત્તમ આશ્રય નીચે આહ્લાદથી અને અત્યંત પ્રીતિથી વર્તીને જગતના સુખમા વૃદ્ધિ કરવી એ સનાતન ધર્મનો સિદ્ધાંત છે

જ્યારે જ્યારે ધર્મની ગ્લાની થાય છે ત્યારે ત્યારે પરમેશ્વર ધર્મ સંસ્થાપક ઉત્પન્ન કરે છે તે દેશકાળ પરિસ્થીતિને યોગ્ય એવી વર્તન-પદ્ધતિ દ્વારા ધર્મ સંસ્થાપના કરે છે. તેને ધર્મ-પંથ કહે છે સર્વ ધર્મપંથ મનુષ્યને જે સમાન વસ્તુ પ્રાપ્ત કરી આપે છે તેનુજ નામ ધર્મ. ધર્મ સંસ્થાપકો કંઇ ધર્મના કર્તા નથી, પણ દ્રષ્ટા અને પ્રકાશક છે ધર્મ સંસ્થાપકનુ નામ ધર્મપંથને આપો અગર ન આપો પરતુ ધર્મને તો નજ અપાય. તે પ્રમાણે નામ આપવાથી સનાતન ધર્મના અભિન્નત્વની કલ્પના ભાગી પડે છે અને અનેક ધર્મની કલ્પના થાય છે. જનસમાજ દંભ અથવા દ્વેષથી ઘેરાઇ જાય છે, કલહ ઉભો થાય છે અને જગતનુ સુખ ઓછુ થાય છે એક ધર્મ સંસ્થાપકનુ મહત્વ વધારવા માટે બીજાની બાબતમા અન્યાય કરવો એ ઇશ્વરનો અપરાધ છે સ્વ ધર્મપંથથી દૂર એવા અન્ય ધર્મપંથના લોકને ધર્મજ્ઞાન આપવુ હોય તો તે પણ તેમના, પંથ દ્વારા શિખવવુ કોઇ પણ માણસ પક્ષાંતર કરે એવી ઇચ્છા કદી પણ કરવી નહીં સર્વ ધર્મ-પંથના લોકોએ સનાતન ધર્મના ઉત્તમ આશ્રય નીચે રહીને શુદ્ધ અને ખુલ્લા દિલથી પરસ્પર વ્યવહાર રાખવો જોઇએ એટલે પરસ્પર એકબેકને જે ફાયદો થવો જોઇએ તે સહજ થશે એવો સનાતન ધર્મનો સિદ્ધાન્ત છે

ધર્મનુ સ્વરૂપ બે પ્રકારનુ છે (૧) પ્રવૃત્તિ ધર્મ અને (૨) નિવૃત્તિ ધર્મ સત્તા, વૈભવ, કીર્તિ, સંપત્તિ, સમૃદ્ધિ, કુટુંબ સુખ, ઇત્યાદિ ઐહિક સુખની વાતો જેને જોઇએ તેણે તે પ્રાપ્ત કરવા માટે શી રીતે વર્તવુ જોઇએ તે સમજાવનાર ધર્મનો જે ભાગ છે તેને પ્રવૃત્તિ ધર્મ કહે છે જેના મનમા ઐહિક સુખ સબંધી આશાઓ રહી નથી, જેને દેહ રહીત, ભોગ રહીત, કેવળ આત્મપદ પ્રાપ્ત કરવાની ઇચ્છા છે તે શી રીતે પ્રાપ્ત કરી લેવુ તે સમજાવનાર ધર્મના ભાગને નિવૃત્તિ ધર્મ કહે છે એવો સનાતન ધર્મનો સિદ્ધાંત છે

જેના મનમા ઇંદ્રિયદ્વારા મળનારા કોઇ પણ સુખની ઇચ્છા રહેલી નથી, જેઓ પોતાનામા જ સદા મ તોષી રહે છે, અને અમર સ્વરૂપી આત્મત્વમા રહેવુ એજ જેની ઇચ્છા હોય તેમણે સર્વ ભૂત પ્રાણીને પોતાનાથી કોઇ પ્રકારનો ભય ઉત્પન્ન ન થાય તે પ્રમાણે વર્તવુ જોઇએ, તેમજ કોઇ પણ પ્રાણીથી પોતે બ્હીવુ નહી, વ્યવહારિક સુખ દુઃખનો સર્વ અનુભવ સમદૃષ્ટિથી જોવો, અંત શાંતિ સદા સભાળવી અને સનાતન પરમાત્મ સ્વરૂપના ધ્યાનમા સુખ તૃપ્ત રહેવુ તોજ તેનુ ધ્યેય તેને પ્રાપ્ત થશે અને આનેજ નિવૃત્તિ માર્ગનુ પરમપદ પ્રાપ્ત કરી લીધુ એમ કહે છે એવો સનાતન ધર્મનો સિદ્ધાંત છે.

નિવૃત્તિ માર્ગનો સ્વીકાર કરવાની યોગ્યતા કોઇક વખતે અને તે પણ ભાગ્યેજ વિરલે માણસોમા હોય છે જેને વ્યવહારના કુટુબ સુખ, સામાજિક સુખ, રાષ્ટ્રીય સુખ જોઇતાં હોય એવા જ માણસો ઘણે ભાગે હોય છે આવા માણસો પરમેશ્વરને પસદ પડે તેવી રીતે જગત્ હિતવર્ધક ઉદ્યોગ કરે અને તે પણ સરળ ભાવે અને પરમેશ્વર ભક્તિથી વર્તે તો તેમનો શુભ હેતુ સફળ થાય આવા જે પુરૂષોનો હેતુ સફળ થાય છે તે જો કે દેહ સ્થિતીમા હોય છે તથાપિ તેમના સુખ નિવૃત્તિ માર્ગના પરમપદનો અનુભવ કરનારના સુખ કરતા કોઇ પણ પ્રકારે કમી હોતા નથી આ રીતે પરમેશ્વરની ભક્તિમા રહીને તેને પસદ પડે તેવી રીતે વર્તીને પોતાનો શુભ મનોરથ પૂરો કરી લેવાનો જે માર્ગ તેનેજ પ્રવૃત્તિ માર્ગ કહે છે આવો સનાતન ધર્મનો સિદ્ધાત છે

પ્રવૃત્તિ માર્ગનું પરમપદ નિવૃત્તિ માર્ગના પરમપદ કરતા કોઇ પણ રીતે કનિષ્ટ ન હોવાથી અને ઘણા ખરા માણસોના મનનો સ્વાભાવિક ઓધ-વલણ પ્રવૃત્તિ માર્ગ તરફ હોવાથી બહુ જન સમાજને ઉદ્દેશીને લખેલા ધર્મ ગ્રંથો પ્રવૃત્તિ માર્ગ નિરૂપક હોવા જોઇએ એવો સનાતન ધર્મનો સિદ્ધાત છે. (આ પ્રમાણેજ પ્રસ્તુત ગ્રંથની રચના છે તે ધ્યાનમાં રાખવા જેવું છે).

સનાતન ધર્મનો જે ખરો પ્રતિપાદક છે તેના ઉપદેશમા પરસ્પર વિરોધ કદી પણ હોતો નથી અને સારી વિભૂતીના ઉપદેશમાં કોઇક સ્થળે એવો વિરોધ દેખાય તો તે દુષ્ટોએ કરેલો ઘોટાળોજ સમજવો. એવો સનાતન ધર્મનો સિદ્ધાંત છે

સનાતન ધર્મનુ સત્ય સ્વરૂપ જેઓ ભૂલતા નથી, પરંતુ તેને મનમા દક્ષતાથી જાગૃત-જીવન રાખીને તેનો પોતાના વર્તનમા સારો આશ્રય લે છે અને જગતનું કલ્યાણ વધારવા માટે બીજાને પણ પોતાના જેવા સુશીલ બનાવવાનો પ્રયત્ન કરે છે તેવાને માટે જ યોગ્ય એવું આર્ય નામાભિધાન છે એવો સનાતન ધર્મનો સિદ્ધાત છે

પૃથ્વીપરની સર્વ માનવ જાતિ જ્યારે આર્ય બનશે ત્યારે જ સર્વોત્તમ મગળ સમય ગણાશે સ્વત ધર્મશીલ રહીને જે જેટલું વધારે કર્ય ઉઠાવશે તે તેટલોજ વધારે પરમેશ્વરને પ્રિય બનશે અને ચિરકાળ પર્યંત શુભ સુખોને ભોગ વશે એવો સનાતન ધર્મનો સિદ્ધાત છે

(રાષ્ટ્રીય સનાતન ધર્મ પુસ્તક—જે અમારા તરફથી તૈયાર થાય છે તેમાંના પ્રથમ પુષ્પ 'સનાતન ધર્મના સિદ્ધાત'માંનો આ નમુના રૂપ ભાગ છે તે ઉપરથી આખા પુસ્તકની ઉપયોગીતાનો સહજ ખ્યાલ આવી શકશે એટલે વધારે વિવેચનની આવશ્યકતા રહેતી નથી)

રાષ્ટ્રીય પ્રાર્થના—હે દયાળુ દેવા! તું સર્વ, કંઇ જોઇ શકે છે તુ સર્વ કંઇ જાણી શકે છે ભક્તોને તું પ્રત્યક્ષ છે. અભક્તોને તો નહી જ સજ્જનોને તુ સદા સર્વદા અનુકૂળ રહે છે દુર્જનોને તું સદા શાસન કરે છે શરણાગતને તું હમેશાં સંકટમા તારે છે તું જગતનો મિત્ર,

જગતનો તારક અને જગતનો શાસક છે તને અમે અનન્ય ભાવે શરણાગત થઈને પુન પુન નમસ્કાર કરીએ છીએ. તારી અમારા પર નિરંતર કૃપા દૃષ્ટિ રહે એજ પ્રાર્થના છે.

હે દયાળુ પ્રભુ ! તારી ભક્તિ, જ્ઞાન, દયા, શૌચ, તપ, સત્ય, ધૃતિ, શમ, અદ્વેષ, વિનય, ન્યાય; આ અગીઆર લક્ષણથી જે યુક્ત એવો સનાતન અર્થાત્ શાશ્વત ધર્મ એ તારુંજ સત્ય સ્વરૂપ છે આ સ્વરૂપ શરણે રહીને વર્તનાર તે તારો પ્રિયજન છે આ ધર્મનું જ્ઞાન જે અજ્ઞાનીઓને શિખવે છે અને યથાચિંત રીતે ધર્મ ન પાળનારને જે ધર્માચરણમાં સ્થીર કરે છે તેને મહાન યોગ્યતા અને શક્તિવાળો આત્મા મોકલીને ધર્મનું રક્ષણ કરે છે એવો જે તું ધર્મમૂર્તિ, ધર્મગોપ્તા, ધર્માભિમાની તેને અમે અનન્ય ભાવે શરણાગત થઈને પુન પુન નમસ્કાર કરીએ છીએ તારી અમારા પર નિરંતર કૃપા રહો એજ અમારી અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે

હે દયાળુ પરમેશ્વર ! અમે અનન્ય ભાવે તારે શરણે છીએ અમારા રાષ્ટ્ર પર તું કૃપા કર. અમારા રાષ્ટ્રના ગૃહસ્થ અને ગૃહિણી પોતાના પરની કુટુંબ સબંધી અને રાષ્ટ્ર સબંધી જવાબદારી સમજીને હમેશા ચાલે અને અમારા રાષ્ટ્રમાંનાં સર્વ કુટુંબો નીતિ શુદ્ધતા, તારી ભક્તિ, નિર્મળ પ્રીતિ, શાન્તિ, ભૂતદયા, ઉદ્યોગ, વિવેક, રાષ્ટ્રભક્તિ ઇત્યાદિ સદ્ગુણોના વિહાર સ્થાન બની રહે એવી કૃપા કરવા અમે તને પુન પુન પ્રાર્થના કરીએ છીએ

હે દયાળુ પરમેશ્વર ! અમે અનન્ય ભાવે તારે ચરણે છીએ કૃપા કર અમે તરૂણ છીએ આ વયમાં વિવેક જાગૃત રાખવો સહેલ નથી એમ કહેવાય છે છતાં તારી કૃપા દૃષ્ટિથી અમારો વિવેક સદા જાગૃત રહે અને વિવેક પુરસર સર્વદા અમારૂ વર્તન રહે અમારાથી કાળનો દુરૂપયોગ ન થાય અને અમારા વિચાર અને આચાર સર્વદા તને પ્રિય અને શુદ્ધ રહે અમારાથી તારી ભક્તિ ઉત્તમ પ્રકારે થઇ શકે, તેમજ રાષ્ટ્ર સેવા ઉત્તમ પ્રકારે થાય અને ધર્મ સેવા પણ ઉત્તમ પ્રકારે થાય એવી અમારી પ્રાર્થના છે.

( આવા પ્રકારની રાષ્ટ્રના કલ્યાણ માટેની અનેક પ્રાર્થના અમારા તરફથી તૈયાર થતા સનાતન ધર્મ પુસ્તકના રાષ્ટ્રીય પ્રાર્થના નામના વિભાગમા સગ્રહેલી છે જેમાથી આ માત્ર સહજ ખ્યાન આવવા માટે જ અત્રે રજુ કરવામાં આવી છે )

રાષ્ટ્ર સ્થાપના—રાષ્ટ્ર એ ઇશ્વરની વિભૂતિ છે રાષ્ટ્રહિતનો ઘાત એ ઇશ્વરનો મોટો અન્યાય છે રાષ્ટ્રહિતનો ઘાત કરીને જે સ્વાર્થ-સાધવાની ઇચ્છા રાખે છે તે જન્મો જન્મ કીટની યોનીને પામે છે. રાષ્ટ્રહિતને આગળ કરીને જે તેની આગળ કુટુંબહિત, અને સ્વહિત ગૌણ સમજીને ચાલે છે તેની આગળ ઇશ્વરી કૃપાના ઉત્કૃષ્ટ અને ઇષ્ટ-શુભ સુખો ખડાં થાય છે

જગતના હિતને અનુકૂળ એવી જે રાષ્ટ્રભક્તિ ન હોય તે ખરી રાષ્ટ્રભક્તિજ ન હોય તે દુરદૃષ્ટિથી જોતા રાષ્ટ્રનો એક પ્રકારનો ઘાત જ હોય રાષ્ટ્રના હિતને અનુકૂળ એવી જે કુટુંબ ચિંતા ન હોય તે ખરી કુટુંબ ચિંતાજ ન કહેવાય. તે દુર દૃષ્ટિથી જોતાં કુટુંબ ઘાતજ ગણાય. રાષ્ટ્રહિતને અનુકૂળ જે આત્મચિંતા ન હોય તે ખરી આત્મચિંતા જ ન કહેવાય અર્થાત્ તે પરિણામે આત્મઘાત જ નિવડે

અમારા તરફથી તૈયાર થતા રાષ્ટ્રીય સનાતન ધર્મપુસ્તકાંતર્ગત 'રાષ્ટ્ર સંસ્થાપના' નામના પુસ્તકમા આવાં અનેક ઉત્તમ સૂત્રોનો સગ્રહ કરવામાં આવ્યો છે આ માત્ર તેના નમુનારૂપ સૂત્રો છે જેથી તે આખા પુસ્તકનો સહજ ખ્યાલ આવી શકશે આ વિભાગમાં કેટલાક પ્રકરણો પ્રશ્નોત્તરરૂપે લખવામા આવ્યા છે તેથી વાચકને શકા સમાધાનની માફક પૂર્વ પક્ષ અને ઉત્તર પક્ષ બન્નેના વિચાર જાણવાનો લાભ મળી શકે છે

સૃષ્ટિબોધ—શિક્ષણ આપવાથી અજ્ઞાની પ્રાણી પણ માણસોની માફક શાણા બને છે તે જ પ્રમાણે શિક્ષણ આપવાથી અજ્ઞાની રાષ્ટ્રો પણ ઉત્તમ રાષ્ટ્રની માફક તૈયાર થાય છે

રાષ્ટ્ર નિયમ કરનારા એકવાર પ્રજાના મન દુખવે છે પછી તે અમે તેટલુ સારુ વર્તન ગનાવે

તો પણ તેમના પર લોકનો વિશ્વાસ સહસા બે સતો નથી

સઘશક્તિ એ જ દુર્જનોથી પોતાનું રક્ષણ કરવાનો ઉત્તમ ઉપાય છે. જેમ ઝાઝી કીડીઓ સાપને તાણે એ ગામડી કહેવત તેનુ પ્રત્યક્ષ પ્રમાણ છે.

પરતત્ર થએલા હાથી સ્વતત્ર હાથીને પકડી લાવવામાં મદદ કરે છે તેજ પ્રમાણે સ્વત દાસ બનેલો માણસ બીજાના સ્વાતત્ર્યનો નાશ કરવામાં મદદ કરે છે

બે પાળેલા હાથી 'પરતત્રપથી સરખાજ હતભાગી હોવાથી માલીકની ખીજ્વણીથી પરસ્પર મરતા સુધી યુદ્ધ કરે છે અને તેમનો જીવ તે માત્ર માલીકના મન રમત લાગે છ તેમ જે રાષ્ટ્રો ધૂર્ત નિર્દયોના હાથમા પડે છે તેમનો માત્ર ગમતની ખાતર અને નિર્દયપણેજ નાશ કર વામા આવે છે

સૃષ્ટિબોધ વિભાગમા આવા અનેક સૂચો પ્રશ્નોતર રૂપે આપવામા આવ્યા છે. તે ખરેખર મનન કરવા જેવા છે તે તો માત્ર વાંચનારનેજ સમજાય કારણ ચાખ્યા વિના સ્વાદની શી ખબર.

---



## दरद दिल कोने कहियेरे--दरद दिल

અનુસધાન પૃષ્ઠ ૪૨૪ થી.

( લેખક શ્રીયુત ઉદયચદ લાલચદ પડિત )

નિદ્રાદેવી—રજની દેવીના અધકારે તે પર્વત પ્રદેશમાં પોતાની સત્તા જમાવેલી છે લગભગ અર્ધ રાત્રિ વીતી ગઇ છે. ક્યારે ક્યારે તે અધકારમા ફક્ત અસિસ્ફુલિગો–આગના તણખાઓથી જરા જરા–નહીં જેવો–પ્રકાશ પડે છે કે જે અગ્નિકણો બળવતના શસ્ત્ર પ્રહારમાથી નિકળી રહ્યા છે ધડાધડ ઘા પડી રહ્યા છે પત્થરને તોડનારા શસ્ત્રને અને બળવતને જરા પણ વિશ્રાન્તિ નથી. બળવત પોતાના અતુલ બળથી કઠિન પાષાણો ઉપર ધડાધડ-ઉપરા ઉપર ઘા કરેજ જાય છે એક ક્ષણને માટે પણ આમનેમ જોતો નથી તે જો કઇ પણ જોતો હોય તો ફક્ત પોતાનો હાથ અને હાથમાનુ ઓજારજ એક હાથની એક આંગળી તો પહેલાંથીજ પોતે ચગદી નાખેલ છે અને બીજુ અવિરામ પરિશ્રમ ' એ બન્ને કારણોથી રક્તના ટીપાઓ પડતા હતા પરતુ વિશ્રાતિ તો નહીંજ ' તે પર્વતના વજ્રસમ પત્થરો ઉપર યુવક પોતાના વજ્ર સમાન હાથોવડે સખત પ્રહાર કરી રહ્યો છે અને "દરદ દિલ કોને કહિએરે" એ વાક્ય બોલી રહ્યો છે તેને ફક્ત પરિશ્રમજ થતો નથી પરતુ તે પોતાનુ કાર્ય પણ સિદ્ધ કરતો જાય છે કાર્ય પણ સફળ થતું જાય છે. તેના એક એક ઘામા દસ દસ શેરના કઠિન પાષાણના કટકાઓ ગઇ નીચે સમતલ ભૂમિ ઉપર આવી આવી અથડાતા જાય છે અને નિદ્રાવશ થયેલા પશુઓને ગભરાવી દે છે

ફક્ત વાંચકો પૂછશે કે એ શુ છે ? તો તેના ઉત્તરમાં અમે એટલુંજ કહીશુ કે તે તેની તન્મયતા છે અને પ્રેમની પવિત્ર શક્તિજ તે કઠિન પાષાણો તોડી રહી છે

૫

પુન તેજ ધડાધડ થાય છે. યુવક એક સરખી રીતે વિશ્રામ ન લેતાં પોતાના કાર્યમાંજ લીન થયેલ છે બીજી તરફ રાજમહેલની બારીમાથી એક મુખ ડોકીયાં કર્યા કરે છે પરતુ યુવકનું તે તરફ ધ્યાન નથી તે પોતાનુ કાર્ય કરે જાય છે

દિવસ ઉદય પામવાને હજુ એક પ્રહર બાકી છે, નીતળ વાયુ તે પ્રદેશને વધુ ને વધુ શીતળ, કરેજ જાય છે તે સમયમા અકસ્માત 'તરૂણ કુકડુનો કકનાદ' મભળાયો. તરતજ ઉક્ત ક્રિયા બંધ પડી તે પ્રદેશ એકાએક શૂન્ય થઇ ગયો તે, પ્રદેશમાં તેવો શબ્દ પણ સભળાતો નથી અને પત્થરોમાથી ઉડતા અગ્નિકણો પણ જણાતા નથી

આકસ્મિક રીતે રાજમહેલની બારીમાંથી એક સુંદર મુખ નિકળ્યું. તેણે યુવક તરફ દષ્ટિપાત કર્યોજ તેના હાથમાં એક પાત્ર જણાયું તે કંઇક બોલતો પણ હતો. તે શું બોલતો હતો તે સ્પષ્ટ અને સમજાય તેવું નહોતું તે યુવક હાથમાંના પાત્રમાંનો પદાર્થ પી ગયો અને થોડાજ સમયમાં ચૈતન્યહીન થઇ પાષાણુની શિલાપર પછડાઇ પડયો તે કરૂણાજનક દ્રશ્ય જોઇ તે બારીમાં ડોકાયેલા મુખમાંથી એક રાડ પડી બારી બંધ થઇ ગઇ કેવળ અંધકાર ને અંધકારજ બાકી રહી ગયો.

૬

પ્રભાતકાલીન મલય-મરૂત તે અર્બુદગિરિના કાનનમાં પહેલાંના જેવી ક્રીડા કરતો નથી. દિવાકરનાં કિરણો પણ પ્રભાતના નિમિત્તથી કંઇ મલિન અને મંદ જણાય છે બળવંતસિંહના શબની પાસેજ એક ભવ્ય પુરૂષ ઉભો છે. તેના શ્યામ કમળસમ નેત્ર હૃદયમાંથી અવિરલ અશ્રુધારાઓ વહી રહી છે તે પુરૂષ બોલ્યો કે—

બળવન્ત! આટલી બધી ઉતાવળ શું હતી કે—"તમે આવો દુઃખદાયક માર્ગ ગ્રહણ કર્યો! આ અર્બુદગિરિનો પર્વત પ્રદેશ તો થોડાજ સમય પછી આ વૃદ્ધ પુરૂષ તમનેજ સોંપવાનો હતો તમે તમારી ઇચ્છાનુસાર આ પ્રદેશમાં ગમ તે સ્થળે વૈભવ અને વિલાસમય પર્યંક ઉપર શયન કરી શકત! અરેરે બળવન્ત! તને આ શું સૂઝયું? વત્સ! આ તો ફક્ત તમારી પરીક્ષાજ હતી. તેમાં તમે આવું ભયંકર પરિણામ લાવી મને દુઃખી કર્યો." એટલું બોલતાં બોલતાંજ તે વૃદ્ધ પુરૂષનું અંતઃકરણ શોકના આવેગથી ભરાઇ ગયું તે આગળ કંઇ પણ બોલે તેટલામાંજ એક વિભક્ત કુંતલા (જેના મસ્તકના કેશ છુટા હોય) કુમારી ત્યાં આવી અને બળવન્તીના શબને જોઈ સ્તબ્ધ થઇ ગઇ તે સ્ત્રી ત્યાં ઉભેલા પુરૂષ (કે જે મહારાજા પોતેજ હતા તેને રાજકુમારી ઓળખી શકી નહોતી) તેના ચરણમાં મસ્તક નમાવી દુઃખિત દિલ બોલી—

"મહાત્મન્! આ વ્યક્તિ કે જે અત્યારે એક શબ થઇ પડેલ છે તેણે આપને મને આપવા માટે કંઇ આપ્યું છે અથવા મને કંઇ કહેવાનું પણ કહ્યું છે કે? જો કંઇ કહેવાનું કહ્યું હોય તો કૃપા કરી કહો અને આપવાનું કંઇ આપ્યું હોય તો તે પણ આપો!"

મહારાજાએ ચુપચુપ પોતાની પાસેથી એક વસ્ત્રનો કટકો કાઢી તેણીને આપ્યો તેમાં લાલ અક્ષરોથી કંઇક લખેલું હતું તે સુંદરીએ તે કટકો જોયો અને જોઇને તે પુરૂષને કહ્યું "કૃપા કરી આપજ વાંચી બતાવો તો સારૂં?"

મહારાજાએ તે વસ્ત્રમાંની હકીકત વાંચી તેમાં લખ્યું હતું કે "હું નહોતો જાણતો કે તમે આટલા બધા નિષ્ઠુર હૃદયનાં છો." અસ્તુ હવે હું અહીંજ રહીશ પરંતુ તમે એટલું તો અવશ્ય યાદ રાખજો કે-હું અવશ્ય તમને મળીશ, હું તમને નિરંતર જોવા માગું છું, પરંતુ એવા સ્થાનમાં જોઇશ કે જ્યાં આંખના પલકારાનો સંભવજ નથી. બાળા! પ્રણામ છે

લિ. તમારો દર્શનાભિલાષી
બળવંત-કેદી રંક

આ વખતે ત્યાં આવેલ બાળાએ મહારાજાને ઓળખી લીધા અને ફરી તેમના ચરણ ઉપર મસ્તક રાખી બોલી—"પિતાજી! ક્ષમા કરજો!"

એટલુંજ કહી તે બાળાએ બળવંતના હાથમાં રહેલું પાત્ર લઇ લીધું અને તેમાં જે કંઇ વધ્યું હતું તે પી ગઇ થોડીજ વારમાં તે લાવણ્યમયી લલના આ ક્ષણભંગુર સૃષ્ટિનો ત્યાગ કરી ગઇ પોતાના મનમાં માની લીધેલા પ્રિયપતિને ભેટવા પરલોક પ્રયાણ કરી ગઇ છેલ્લી ઘડીએ તેણીએ ત્રુટક અવાજે પોતાના પિતાને સંબોધી કહ્યું—

"પિતાજી! મારા નિષ્ઠુર હૃદયા માતાને કહેજો કે-તે સોંપેલા કાર્યમાં તે પુરૂષ સફળ ન થતાં જે માર્ગે તે પુરૂષ સંચરી ગયો તેજ માર્ગે તે પુરૂષને મળવા-તારી પુત્રી સંચરી ગઇ છે."

"પિતાજી! આપ મને ક્ષમા કરજો. જળ વિહીન મીન જે દશાને પામે છે તેજ મારી દશા થઇ છે હું સુખ અને સંતોષથી આ લોક છોડી જાઉં છું. ક્ષમા પિ મા .જી ક્ષમા! જગદીશ્વર! મારા પ્રિય પુરૂષ પાસે મને લઇ જજો! પ્રભુ જગન્નિયંતા ક્ષમા



# "મૃત્યુ."

(લેખક—ઠાકોરદાસ નાથાભાઇ દેસાઇ. બી. એ એલ્. એલ્. બી)

"To every man upon this Earth,
Death cometh soon or late"

"જાયું તે તો સર્વ જાવાનું, ઉગરવાનો ક્યારો,
દેવ, ગાંધર્વ, રાક્ષસ ને માણસ, સઉને મરણનો મારો"
(ધીરો)

આ અમાર સંસારમાં મોટા વહેલા પ્રાણી માત્રને મરણ શરણ થવાનું છે સમય આવતા સર્વ કોઇ મૃત્યુનો ભક્ષ થાય છે પછી ભલે તો રાજા હો કે રંક હો, વિદ્વાન્ હો કે મૂર્ખ હો, વીર હો કે બાયલો હો, ગરીબ હો કે તવંગર હો, સ્ત્રી હો કે પુરૂષ હો, રોગી હો કે નિરોગી હો, સતી હો કે શંખણી હો. ભલે કોઇ પર્વતશૃંગ પર જઇ બેસે કે ઉંડા પાતાળમાં પેસે, અભેદ્ય દુર્ગમાં સંતાય કે ઉંડી ગુફામાં છુપાય, હોવીટ્ઝર તોપથી રક્ષાય કે લાખો સશસ્ત્ર સૈનિકથી કરે બચાવ, રાજ્ય, ધન કે જવાહીરની લાંચ આપે કે ગાઢ અંધકારમાં પગ માપે તોપણ છોડશે નહિ તેને તે સર્વગામી મૃત્યુદેવનો વજ્ર થાપો

"જે જાયું તે જાય, નથી રહેવાનું બેસી"
(શામલ)

સંસારના આરંભથી તે અત્યાર સુધી અવલોકન કરો તો જણાઇ આવશે કે મૃત્યુ કોઇને છોડતું નથી. મનુ, વસિષ્ઠ, મહમદ કે ઇંદ્ર જેવા સમર્થ મહા પુરૂષો, કે જેમનાં નામ અત્યારે પણ માનપૂર્વક સ્મરાય છે, તેઓ પણ મરણને ખાળી શક્યા નહોતા અર્જુન, ભીમ, કર્ણ, સીઝર, હેનીબાલ, એટીલા, અલેક્ઝાન્ડર, નેપોલીઅન, પ્રતાપ ને શીવનેર જેવા મહા યોદ્ધાઓ કે જેમની વીરતાથી જગત્ ચકિત થયું હતું અને જેમના બહાદુરી ભર્યા કામો અત્યારની પ્રજા પણ આનંદ સાથે યાદ કરી મગરૂર થાય છે તે ક્યાં ગયા તેનો પત્તો પણ નથી. સોક્રેટીસ, યાજ્ઞવલ્ક્ય, સોલન, પ્લીની, ન્યુટન, ભાસ્કરાચાર્ય અને ભીષ્મ જેવા ડાહ્યા પુરૂષો અને સમર્થ વિચારસિંહ નર ભૂતની ઉંડી ખીણમાં અદૃશ્ય થઇ ગયા છે બુદ્ધ, ક્રાઇસ્ટ, શંકરાચાર્ય અને વલ્લભાચાર્ય જેવા પ્રતાપી ધર્મ પ્રવર્તકો અને ધર્માચાર્યો કે જેમની જય અને ધર્મ ઘોષણા દેશપરદેશ ગાજી રહી હતી તેઓ પણ નૈસર્ગિક નિયમને અંતે તાબે થયા હતા ધૃતરાષ્ટ્ર, યુધિષ્ઠિર, ફ્રેડરીક, ફીલીપ, અશોક, વિક્રમ, અકબર અને ભોજ જેવા ભૂપતિ પણ હતા નહતા થઇ ગયા છે હોમર, કાલિદાસ, કારલાઇલ, શેક્સપીઅર, ટેનીસન, શેલી, ડીકન્સ, ટોલ્સ્ટોય, રૂસો, શામલ, પ્રેમાનંદ, કલાપી, દયારામ જેવા પ્રખ્યાત અને પ્રભાવશાલી લેખકો ને કવિઓ કે જેમના કાવ્ય ને લખાણ અત્યારે પણ પ્રેમ માથે વંચાય છે તે પણ દરબારનો ડંકો થતાં સ્વર્ગે સીધાવ્યા.

"ચિરંજીવી નહિ કોઇ ગયા અવિકારી ઇંદ્ર,
ચિરંજીવી નહિ કોઇ ગયા સુરજ ચંદ્ર,
વળી ગયા રામ ને રાવણ, ગયા દેવ ને દાનવી,
સતવાદી સુલક્ષણા ગયા, કોણ માત્રમાં માનવી."
(શામલ)

જે માણસ આજે ખીલે છે તે કાલે કરમાય છે, જે સુંદર પક્ષી આજે મધુર ગાન કરી આનંદ આપે છે તે કાલે મૃત્યુનો શિકાર બને છે, જે મીઠું ફળ આજે મોમાં પાણી લાવે છે તે કાલે જમીનદોસ્ત થાય છે, જે વાઘ ને સિંહની ખરાડો આખા રાનને ગજાવી મૂકે છે અને સર્વત્ર આગળ પાછળ ભયનો પડઘો પાડે છે તે સમય જતા મરણ પંજામાં હાલ બેહાલ થાય છે, જે લલિત લલનાનું લાવણ્યમયી મુખ આજે આગળ પાછળના સર્વ કોઇની દ્રષ્ટિ પોતાના પ્રતિ આકર્ષે છે તે કાલે ચિતામાં સૂએ છે, જે લુટારા, લુચ્ચા ને લફંગા પોતાના કાળા કૃત્યથી જન સમાજને ત્રાહિ ત્રાહિ પુકરાવે છે તેઓ કાલે મરણનો થાપો પડતાં ત્રાહિ ત્રાહિ પુકારી સંસાર સપાટી પરથી સદાને માટે અલોપ થાય છે; કોર્ટમાં ન્યાયાસને બેસી ન્યાય આપનારા, પોતાના બુલંદ અવાજથી મોટી સભાઓ ધ્રુજાવનારા, પોતાના કામળ ને

મધુર કંઠથી આનન્દની રેલછેલ કરનારા, પોતાની સુંદરતાથી મનુષ્ય હૃદયને મુગ્ધ કરનારા, પોતાની ભવ્ય મુખમુદ્રાથી સામાના હૃદયમા પ્રભાવ પાડનારા ગયા, સદાને માટે યમ દરબારમા કરેલા કૃત્યનો હિસાબ આપવા ગયા

"Why, what is pomp, rule, reign,
but earth and lust,
And, live we how we can, yet
die we must"

મૃત્યુ ખરેખર નિષ્પક્ષપાતી, સમભાવી ને ન્યાયી છે, તે શરમ નથી રાખતું કોઇની, લોભ નથી તેના કાર્યના રસ્તે, લાચ નથી લલચાવતી તેની ફરજથી તેને, તે નીડરપણે પોતાની ફરજ અસ્ખલિત રીતે બજાવ્યાં જાય છે અને પ્રાણી માત્રને તેની ગાફક પોતાનું કર્તવ્ય બજાવવા હર હમેશ સૂચન કરે છે, અને ઉપદેશ આપે છે મૃત્યુ આગળ લાગવગ, ધમકી, મારફાડ, રૂસ્વત, ઢોંગ, નાગાઇ, કાલાવાલા, પ્રાર્થના કે કોઇને સ્થાન નથી. તે સદા અડગ નિશ્ચિત અને અચલિતજ છે

ઝાકળ જળ પળમા બળી જાશે, જેમ કાગળને પાણી,
કાયા વાડી તારી એમ કરમાશે, થઇ જાશે ધૂળધાણી,
પાછળથી પસ્તાશેરે, મિથ્યા કહી મારૂં મારૂં—
(ધીરો)

"મન માયાના કુંભારે જરી જોને નપાવી તારી કાયા,
કાચી છે કાયા ને માટીના ખેલ બનાયા—"
(કલ્યાણભાઇ)

"Dust thou art, to dust returnest"
(Longfellow)

મરણ નક્કી છે જન્મ્યું તે જવાનું છે મરવું તે મનુષ્ય પ્રકૃતિ છે આમ છતા હરહમેશ આપણે આપણા કાર્યને કર્તવ્યથી વિમુખ થઇ કાળાં કૃત્ય કરવા દોરાઇએ છીએ અને પાપપુંજ તૈયાર કરીએ છીએ મૃત્યુ ક્યા વખતે, ક્યા સ્થળે અને કઇ સ્થિતિમા આવશે તે કળી શકાય એમ નથી તેના ભણકારા હરઘડીએ સભળાય છે. જે માણસ આ જગમા સમય ગાળી, મોહ, મત્સર અને મદને વરી સમય ગુમાવે છે અને આવતી જીંદગી માટે પાપનું ભાથુ તૈયાર કરે છે તેનેજ મૃત્યુ આવતાં શોક થાય છે, દુઃખ દેખાવ દે છે અને હાય, હાય કરી મરણ શરણ થાય છે પણ જે મનુષ્ય મરણથી ન ડરતાં મરણ તો ગમે ત્યારે આવશે તેમ ધારી પોતાની જીવન યાત્રા સફળ કરવા હરેક પ્રયત્ન કરે છે અને ગમે ત્યારે મરણને ભેટવા તૈયાર રહે છે તેને નથી થતો શોક મરણ આવતા, પણ તે હસતાં હસતા મરણને શરણ થાય છે

"We need not fear to die when death
To us gives sign and warning,
For if we've bravely done our best,
Will pass from night to morning"

આ ઉપરથી સાર એટલોજ કે સદા જાગતા રહી, મરણથી ડરતાં, આપણું કર્તવ્ય બજાવવું, સુકાર્ય કરી પાછળ સારા નામની સુવાસ મૂકી જવા પ્રયત્ન કરવો સારા નામ ને કામની સ્મૃતિ વિના આપણી પાછળ કંઇ રહેવાનું નથી

"Only the actions of the just
Smell sweet and blossom in their
dust"

## સર્પદંશના ઇલાજ.

૧ મોરથુથુની આશ કરી પાય તો સર્પવિષ જાય
૨ ટટકડી ટાંક ત્રણ ગૌમૂત્ર સાથે પાય તો સર્પવિષ જાય
૩ ફટકડી પાસો પાણી સાથે પાય તો સર્પ વિષ જાય
૪ ટંકનખાર ટાંક ૧ આકડાના દુધમા ઘસી ડંખપર લેપ કરે તો સર્પ વિષ જાય
૫ અરીઠા પાણી સાથે ભીંજવી પાય તો સર્પ વિષ જાય
૬ કપાસીઆ પાવ એક ખાટી છાશ સાથે પાય તો સર્પ વિષ જાય
૭ ઇંદ્રવારૂણી મુળ પાણી સાથે ઘસી પાય તો સર્પ વિષ જાય

# સતિ સુલોચના દેવી.

(અનુસંધાન ગત અંકથી)

## પ્રકરણ ૭ મુ.

### જાલમનું સપડાવું અને યશવંતસિંહનું ખુન.

ઉદેશોરગઢમા—સર્વ રાજકારભાર જાલમસિંહ ચલાવતો હતા તેને હવે કાઇનો ભય રહેલો નહોતો ગજા પ્રતાપસિંહ વૃદ્ધ થએલો હોવાથી ભવિષ્યમાં રાજ્ય ગાદી પણ પોતાની છે એમ જાલમ જાણતો હતો પોતાના સ્વતંત્ર કારભારમા તેણે જ્યા ત્યાં જાસુસો મૂકી દીધા રાણીઓના જનાનામા પણ પોતાના માણુસો ગોઠવી દીધાં અને એ પ્રકારે તેણે જનાનખાનામા પણ શુ બને છે તેની તપાસ રાખવા માડી હવે જાલમને કોઇની ફીકર નહોતી તેમ રાજાનું જોર તેના ઉપર ચાલી શકનાર નથી પણ જાણતો હતો

તે રાણીની સાથે ભાઇ બેનનો સબંધ રાખતો હોવાથી જનાનખાનામાં જવાની તેને છુટ હતી તે વારવાર જનાનખાનામાં જતો અને રાણીની સાથે છુટથી વર્તતો અને કોઇ પણ રીતે તેનો ગુપ્ત વિચાર રાણીને પોતાના પંજામાં ફસાવવાનો હતો તે ધારતો હતો કે જો રાણી પોતાના પંજામા સપડાય તો પછી રાજાનું કાંઇક નક્કી કરી દેવુ કે પછી રાજ્યનો માલીક પોતે ખુશીથી બની શકે.

સાધારણ રીતે ગુજરાતમા ઘણી રાણીઓ પરણવાનો રીવાજ હોય છે તે પ્રમાણે પ્રતાપસિંહને પણ ચાર પાંચ રાણીઓ હતી તેમા છેલ્લી વખત જેની સાથે લગ્ન થયુ હતું તે રાણીની ઉમ્મર પચીસેક વર્ષની હતી, અને તેની સાથે પોતે બેનનો સબંધ રાખતો હોવાથી તેની પાસે તે વારવાર જતો આવતો અને કોઇ પણ પ્રકારે તેને ફસાવી પોતાની બાજી સિદ્ધ કરવાનો યત્ન કરતો.

જાલમસિંહ એક વખત ઘોડેસ્વાર થઇ બહાર ફરવા નીકળ્યો જતાં જતાં તેનો ઘોડો છેક—નવલ અને યશવંતના ઉતારાવાળી ધર્મશાળા સુધી જઇ પહોંચ્યો તેણે આવા અરણ્યમાં આ ધર્મશાળા જોઇ તેથી ત્યા કોણ રહે છે તેની તપાસ કરવા તે અંદર ગયો અને તપાસ કરતાં ત્યાં કોઇ રહેતું જણાયું અંદરની ઓરડીમા આવી. તે બાળાને જોતા જ તેના હર્ષ અને ખેદનો પાર રહ્યો નહિ.

તેણે તેને જોઇ આશ્ચર્યથી કહ્યું, સૂર્યકુમારી ? તુંજ કે ! ઠીક સપડાઇ છે ? નવલ અને યશવંતને છુટા કરી નસાડી મૂકનાર પણ તુંજ કે ! ઠીક, હું તારી તમામ કસુર માફ કરૂં છુ. હવે મારી સાથે ચાલ, અને આમ રખડવાનું મૂકી દે. મે તને પાળી પોષી મોટી કરી અનેક પ્રકારનું સુખ આપ્યું તેનો બદલો તે મારા દુશ્મનોને છુટા કરીને વાળ્યો, હશે ! ચાલ મારી સાથે તૈયાર થા.

સૂર્યકુમારીનો અચાનક જાલમને અહીં આવેલો જોઇ ઘણી જ દુઃખી થઇ, ન મળે નવલ કે યશવંત ? એટલે તે અત્યારે નિરાધાર થઇ પડી હતી છતાં હિંમતથી બોલી "જાલમ ! દુષ્ટ જાલમ ! આવ્યો હોય તે રસ્તે ચાલ્યો જા. હવે હું તારા જેવા દુષ્ટના પંજામાં સપડાવા માગતી નથી નવલ અને યશવંતને મે છોડાવી પરોપકારનું કામ કર્યું છે અને તારા જેવા દુષ્ટનો નાશ જ થશે આ તો ધર્મનું રાજ્ય છે અને સત્યનો જય છે એ નક્કી સમજજે

જાલમ—સૂર્યકુમારી, હું તારી ડાહી ડાહી વાતો સાંભળવા માગતો નથી ચાલ મારી આગળ

તૈયાર થા, નહી તેર જબરીથી લઇ જવી પડશે

સૂર્યકુમારીએ જાણ્યુ કે, બીજો ઉપાય નથી, હમે જોઉ છુ કે એ શુ કરે છે વળી બનશે તો કોઇનો ઉદ્ધાર થશે પણ રાજી ખુશીથી તો ન જવુ બને એમ વિચારી બોલી, જાલમ 'હવે આશા રાખતો નહી. જો જીવવાનો ખપ કરતો હોય તો ચાલ્યો જા, નહી તો મારે હાથેજ મૃત્યુ પામીશ"

જાલમે જાણ્યુ કે, સૂર્યકુમારી રજપૂતાણી છે તે કોઇ રાજીખુશીથી તાબે તો થશેજ નહી માટે હવે તેની સાથે નાહક વાતોમા સમય ન ગુમાવવો એમ ધારી તેણે એકદમ સૂર્યકુમારી પાસે જઇ બાથમા પકડી લીધી. આથી સૂર્યકુમારી ઘણીજ રડવા લાગી, પણ કાંઇ વળ્યુ નહિ અને જાલમ તેને લઇ ઘોડા ઉપર બેસી પોતાના જંગલના બંગલામા અને જ્યા કુમુદને પુરી હતી તેની જોડેની ઓરડીમા તેને પુરી દીધી.

આ તરફ તે ધર્મશાળામા—નવલ અને યશવંત સવારમા આવ્યા હતા પણ સૂર્યકુમારીને જોઇ નહોતી તેથી તેની-શોધ કરતા—રાત્રે પર્વત ઉપર જઇ મહાત્માની ગુફામા સપડાયા હતા.

બીજે દીવસે જાલમસિંહ પાછો તે બંગલામા આવ્યો, સૂર્યકુમારી પાસે ગયો, પણ તેણે તો તેને ધિક્કારીજ કાઢયો કુમુદ પણ તેને ધિક્કારી કાઢતી. આમ જાલમ તેમને ફસાવવા રોજ યત્ન કરવા લાગ્યો. બીજી બાજુ રાજાનુ કાસળ કાઢવા પણ મથતો

શહેરમાં જાલમે એક પ્રકારનો ત્રાસ વર્તાવી મૂક્યો, ગમે તેની આબરૂ લેવામા, પૈસા કઢાવવામા અને અનેક પ્રકારનાં કુકર્મો કરવામાં તે પાછી પાની કરતો નહિ. રૈયત તેને રાક્ષસ તુલ્ય માનતી હતી તેની સામે દાદ ફરીયાદ કોઇને કરવાની નહોતી કારણ રાજા પ્રતાપસિંહ તો હવે નામનોજ રાજા હતો

એક વખતે એક ગાઢ અરણ્યમાં નદીના કિનારે જાલમસિહે તંબુ નાખીને પડાવ નાખ્યો હતો લશ્કરનો પણ સારો બંદોબસ્ત હતો. ત્યાથી થોડે દુર એક બીજો તંબુ ભવ્ય શણગાર અને રોશનીથી શણગાર્યો હતો. ત્યાં રાત્રે જાલમે બે સ્ત્રીઓ સાથે ઉતારો કર્યો હતો આ બે સ્ત્રીઓ તે કુમુદ અને સૂર્યકુમારી હતી જાલમે તે બને સ્ત્રીઓને તે દિવસે પોતાને વશ કરવાનો નિશ્ચય કર્યો હતો રાત્રે બારેક વાગવાને સુમારે તે તંબુમાંથી ચીસ પડી, "અરે ! દૈવ ! આ-અબળાનું રક્ષણ કરનાર કોઇ નથી ? આ ચંડાળ એક આર્ય બાળાના સતિત્વનો ભંગ કરવાને તૈયાર થયો છે"

આ બૂમ પડી કે તરત જ બંધ થઇ ગઇ અત્યારે ઘોર શુનકાર સર્વત્ર વ્યાપી રહ્યો હતો ત્યા નદીની તેડે તેડે બે બહાદુર વીરો આ તંબુ તરફ ચુપ ચુપ આવતા હતા તેમણે પોતાના ઘોડા ત્યા એક ઝાડે બાંધી દીધા, હથિયારો સજ્જ કર્યાં, અને તેમાંનો એક જણ નીચે નદીના કિનારે ઉભો રહ્યો, અને બીજો ધીમે ધીમે પગલે કોતર ઉપર ના તંબુ પાસે ગયો તેણે ધીમે રહીને કેડમાથી કટાર કાઢી તંબુને ચીરી દીધો અને છાને માને અંદર પ્રવેશ કર્યો પોતે કાળા વસ્ત્રો ધારણ કર્યા હતા, એક હાથમા પીસ્તોલ હતી. બીજા હાથમા કટાર હતી અને કેડે ઢાલ, તરવાર વિગેરે હથિયારો લટકતા હતા. તેણે ત્યા જઇ જોયુ તો અંદર બે પલંગો પડયા હતા વચ્ચે દીવાનો પ્રકાશ ઝરહરી રહ્યો હતો અને વચ્ચોવચ્ચ જાલમ ઉભો હતો બને પલંગોમા બે સ્ત્રીઓ હતી. તેમને પલંગ સાથે જકડી લીધેલી હતી. તેમના મો ડુચો મારી બંધ કરી દીધા હતા જાલમ, સૂર્યકુમારીના પલંગ ઉપર જઇ બેઠો, સૂર્યકુમારીને ફરી પ્રેમથી વિનવવા લાગ્યો, પણ જવાબમાં બાળાની આખમાથી આસુ ખળખળ વર્ષા કરતા હતા પ્રથમની બૂમ કુમુદની હતી આ તંબુમા આવેલા કૃષ્ણ વસ્ત્રધારી મનુષ્યને આ જોઇ- દયા ઉત્પન્ન થઇ, અને આ દુનિયામા આવા પણ નરપિશાચો છે તે જોઇ ક્રોધ ઉત્પન્ન થયો જાલમ સૂર્યકુમારીના પલંગ ઉપર બેઠો અને જેવો તેની આબરૂનો ભંગ કરવા જાય છે કે, તરતજ સૂર્યકુમારી નિશ્વાસ નાખી પોતાની જીભ કરડી પ્રાણ આપવાની તૈયારી કરે છે, કે ત્યાંજ પેલા કૃષ્ણ વસ્ત્રધારી મનુષ્યે જાલમની બોચી પકડી નીચે ગબડાવી દઇ અને છાતી ઉપર ચઢી બેઠો તેમજ છાતી સરસી પીસ્તોલ રાખી ઘોડો પાડવાની તૈયારી કરતો હોય તેવો દેખાવ કર્યો. તેણે કહ્યુ કે જો જરા પણ બોલીશ તો આ ઘોડો પાડતાંજ વાર છે, હુ તો મરવાજ આવ્યો છુ પણ પ્રથમ

તને મારી અને પછી મરીશ માટે જો જીવવાની આશા કરતો હોય તો એકદમ ઉભો થા અને મારી સાથે ચાલ

અચાનક મરણની અણી વખતે આ પુરૂષને આવેલો જોઇ સૂર્યકુમારીને નવું ચૈતન્ય આવ્યું. કુમુદની નજર પણ આ તરફ હતી, તેમણે ધાર્યું કે ઇશ્વરજ આપણી સહાય માટે આવ્યા છે નકી આ દુષ્ટનો કાળજ થશે બંનેએ રડવાનું બંધ કરી હવે શું થાય છે તે જોવા માંડયું

પેલા કૃષ્ણ વસ્ત્રધારી મનુષ્યને કોઇ ઓળખી શકયું નહિ કે તે કોણ છે જાલમે બૂમ પાડવા પ્રયત્ન કર્યો, પણ જાણ્યું કે જો બૂમ પાડીશ તો જીવ જશે, જેથી તે પણ ભયનો માર્યો શું થાય છે તે જોતો ધ્રુજવા લાગ્યો તળથી થોડે દૂર સૈનિકો પહેરો ફર્યા કરતા હતા, પણ તેમને અંદર શું થાય છે તેની ખબર નહોતી

તે કૃષ્ણધારી મનુષ્યે એક હાથે જાલમનું ગળું પકડયું અને બીજા હાથમાંની પીસ્તોલ જાલમની છાતી સરસી રાખી પોતે તેના ઉપરથી ઉતરી પડી, જાલમને ઉભો કર્યો અને તેને લઇ પોતે જે રસ્તે થઇ આવ્યો હતો, તે રસ્તે થઇ નીચે ઉતરી પોતાના સાથી પાસે પહોંચ્યો ત્યાં જઇ પોતાના સાથીને કહ્યું, મિત્ર આ માણસને તારે કબજે રાખ, જો તે છુટવા પ્રયત્ન કરે, કે બૂમ પાડવા યત્ન કરે કે તરત જ પીસ્તોલનો ઘોડો દબાવી તેનો પ્રાણ લેજે હું હમણા જ પાછો આવું છું એમ કહી તે માણસ જાલમને પોતાના મિત્રને સોંપી પાછો તળ તરફ ગયો ત્યાં હજુ શનકાર જ હતું તેણે અંદર જઇ સૂર્યકુમારી તથા કુમુદના બંધન તોડી નાંખ્યાં અને બંનેને પોતાની પાછળ આવવાનું કહી તળમાંથી બહાર નીકળ્યો અને તે બંનેને લઇને કૃષ્ણ વસ્ત્રધારી મનુષ્ય પોતાના મિત્રની પાસે આવી પહોંચ્યો ને પછી ચારે જણ ત્યાંથી આગળ ચાલ્યા, અને થોડે થોડે છેટે જઇ પોતાના ઘોડા સજ્જ કરી, એક ઘોડા ઉપર પેલો શસ્ત્રધારી મનુષ્ય-જાલમ ને લઇ બેઠો અને બીજા ઘોડા ઉપર તેનો મિત્ર બંને ઓઓને લઇ બેઠો અને જેમ બને તેમ વેગથી પોતાના ઘોડા હંકારી મૂક્યા

દહાડો ઉગતા પહેલા તો તે પોતાના મુકામે આવી પહોંચ્યા ત્યાં જઇ એક ગુપ્ત સ્થાનમાં ઉતારો લીધો તે પછી બંને જણે પોતાના કાળા વસ્ત્રો કહાડી નાખ્યાં તથા કૃત્રિમ વેશ બદલી નાખ્યો તેમને જોતાજ બને ઓઓના હર્ષનો અને જાલમના દુઃખનો પાર રહ્યો નહિ તે બીજા કોઇ નહીં પણ યશવંત અને નવલ હતા જાલમને પકડી લાવનાર યશવંત હતો આ બે દુશ્મનોને જોઇ જાલમના સર્વ સુખનો નાશ થયો. તેણે ધાર્યું હતું કે નવલ અને યશવંતનો પત્તો નથી, અને રાજાનો પણ થોડા દીવસમાં ઘાટ ઘડી રાજ્ય ગાદી પચાવી પડીશ, પણ તેની સર્વ આશા ધૂળમાં મળી ગઇ અને હવે જીવવું પણ મુશ્કેલ થઇ પડયું

આ તરફ સવાર થતાં સૈનિકોએ જાલમના તળમાંથી કોઇ બહાર ન નીકળતાં તપાસ કરી તો ત્યાં કોઇ ન મળ્યું અને તળ પાછળથી ચોરેલો દેખાયો. તેથી તેમણે જાલમની ઘણી તપાસ કરી પણ કાંઇ પત્તો ન મળ્યો અંતે થાકી સર્વ સૈન્ય કિશોરગઢમાં ગયું અને આ સમાચાર રાજાને કહ્યા.

જાલમસિંહના ગુમ થવાની વાત જોતજોતામાં આખા રાજ્યમાં ફેલાઇ ગઇ, જેથી પ્રજાને પણ સંતોષ થયો અને જાલમના આશ્રિતોને દુઃખ થયું જાલમના ગુમ થયાની વાત જાણી રાજાએ પાછો રાજકારભાર પોતે ચલાવવાનો શરૂ કર્યો

આ તરફ નવલ અને યશવંત યોગીના પાશમાં ફસાયા હતા, તે સવાર થતાં, સુલોચનાના કેટલાક કાલાવાલાથી યોગીએ તેમને છુટા કર્યા હતા અને ત્યાંથી છુટા થઇ સૂર્યકુમારીની શોધમાં ફરતા ફરતા, જાલમના મુકામની ખબર પડી હતી અને તેથી તેને ફસાવવાની આ યુક્તિ તેમણે રચી હતી સુલોચના યોગીની ગુફામાં સહિસલામત હોવાથી નવલને સંતોષ થયો હતો અને તે પછી યોગીનો આશિર્વાદ મેળવી બંને જણ સૂર્યકુમારીની શોધે નીકળ્યા હતા

જાલમને તેમણે એક ગુપ્ત સ્થાનમાં કેદ કર્યો,' પણ તેને નાસવાની તેમને ધાસ્તી હતી જેથી બેમાંથી એક જણ તેની પાસે રહ્યા, અને નવલકિશોર ગઢમાં ગયો, ત્યાં જઇ રાત્રે મહા

રાજા પ્રતાપસીંહને ખબી સર્વ હકીકત જણાવી જેથી રાજા તથા રાણીએ ઘણી જ ખુશી થઇ બીજે દિવસે સૈન્ય લઇ નવલ પોતાના ગુપ્ત સ્થાનમા આવ્યો અને ત્યા જઇ જુવે છે તો ત્યાં જાનમ, સૂર્યકુમારી કે કુમુદને દીઠી નહિ તેમજ કુમાર યશવંતસિંહને પણ જોયો નહિ

વધુ તપાસ કરતાં ત્યાં લોહીના ટીપા સ્થળે સ્થળે પડેલાં જણાતાં હતા વળી કેટલેક દુર જોતાં ત્યા યશવંતસિંહના કપડાં લોહીથી ખરડાયલા છિન્ન ભિન્ન થયેલા તેના જોવામા આવ્યા આ જોઇ નવલને દુઃખ થયું અને તેણે જાણ્યુ કે નક્કી જાલમના આશ્રિતોએ આવી જાલમને મુક્ત કર્યો હશે અને યશવંતસિંહનું ખુન કર્યું હશે

અપૂર્ણ

---

# स्विकार.

For matriculation or High school students a side Reader in History of Ingland brought upto 1916 કર્તા—રા રા નારાયણભાઇ જે. મહેતા બી એ રે ટસ્ર્ટક્લાસ માજી-સ્ટ્રેટ બોરસદ મૂલ્ય ૦-૧૦-૦ આ પુસ્તક અમે જોયુ છે. અને તે મેટ્રીકયુલેશન અને હાઇસ્કુલના વિદ્યાર્થીઓ માટે ઘણું જ ઉપયોગી છે આશા છે કે હાઇસ્કુલમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીને તે પરીક્ષામા પાસ થવાને માટે ઘણુંજ મદદ કર્તા થઇ પડશે વળી કર્તાએ પોતાના વ્હોળા કામમાંથી આવા ઉપયોગી પુસ્તક લખવાનો જે શ્રમ લીધો છે તે પ્રશંસનીય છે

દાસબોધ—છત્રપતિ શિવાજી મહારાજના ગુરૂ સ્વામી રામદાસે આપેલા ઉપદેશનું અમૂલ્ય પુસ્તક મરાઠીમા છે તેનું ભાષાંતર કરાવી ગુજરાતી ભાષામા સસ્તી કીંમતે આપવા આ પુસ્તક અમદાવાદ સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલયના મંત્રી ભિક્ષુ અખંડાનંદજીએ પ્રસિદ્ધ કર્યું છે પુસ્તક જ્ઞાનામૃતથી ભરેલું છે, અને દરેકે સ્મરણમા રાખવા લાયક છે સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલયમા—અમદાવાદ લખવાથી મળશે આવાં ઉપયોગી, જ્ઞાન રસથી ભરેલાં અને પ્રજાની નીતિને સુધારે તેવા પુસ્તકો પ્રકટ કરવા માટે અમે સ્વામિ અખંડાનંદજીને ધન્યવાદ આપીએ છીએ

---

## —" जरुर जेवानुं, जरुर जवानुं "—

એક દિને આ વિશ્વ તજીને, " જરૂર જવાનુ, જરૂર જવાનુ "
સ્નેહી સંબંધી સર્વ જનોથી, " દુર થવાનુ, દુર થવાનુ "
ધરણી ધ્રુજવતા રણધિરો, ક્ષણ એકમા ચાલ્યા ગયા,
આ સાક્ષ પુરે, ગુંજતા, ટંકાર કિર્તીના રહ્યા,
કોટી પ્રયત્નો સહુ નિષ્ફળ છે, " જરૂર જવાનુ, જરૂર જવાનુ."
વ્હાલા શત્રુ સહુ તજી, જાવુ રે. . .. પડશે,
'સરક્યુલર' એ ઇશનો, ખાળ્યો ના ખળશે,
ધનહિન કે ધનવાન સહુને, " જરૂર જવાનું, જરૂર જવાનું "
. . . ... ......... .એક દિને આ વિશ્વ

જોષી છોટાલાલ હરિપ્રસાદ, આણંદવાળા

# मरकीना अटकाव संबंधी सुचनाओ.

( લેખક —મહાત્મા મોહનલાલ કરમચંદ ગાંધી )

આમ ઘર સ્વચ્છ કરી, એ ઘરનો ત્યાગ કરવો અને બની શકે તો ખુલ્લા મેદાનમા તંબુ તાણી અથવા ઝુંપડી બનાવી રહેવું ગામના બીજા માણસોનો સ્પર્શ ન કરવો અને વસ્તુઓ વગેરે લેવા જતાં પણ સંભાળપૂર્વક દુકાનદારની સાથે વ્યવહાર રાખવો આમ તુરતજ ઇલાજ લેવાયો હશે તો મરકી આગળ નહિ વધે મરકીથી ચેપાએલાં કુટુમ્બ મારફતે મરકી એજ ગામમા અથવા બીજી જગાએ પણ પ્રવેશ નહિ કરી શકે આ પ્રમાણે એકત્રીસ દિવસ સુધી બહાર રહી બીજે કોઇ પણ ઠેકાણે ઉપદ્રવ ન થયો હોય તો, અને ત્યાગેલા ઘરમા મુએલા ઉંદરો જોવામા ન આવે તો તે કુટુંબ પાછું પોતાના ઘરમા નિવાસ કરી શકે છે.

૮ જે ગામમા મરકી થઇ હોય તે ગામમા માણસોએ પોતાના ઘરો તપાસતા પઇ જવું સામાન બધો બહાર કાઢી ઉંદરોની શોધ કરવી. જો મુએલા ઉંદર જોવામાં આવે તો ઉપર પ્રમાણે ઘરનો ત્યાગ કરવો અને ઉપરની સૂચના પ્રમાણે બહાર જઇ રહેવું મુએલા ઉંદર જોવામા ન આવે તો પણ ઘર ખૂબ સાફ કરવું અને રાખવું કળીચુના વતી ધોળાવવું હવાની આવજાવના સાધન ન હોય તો ઘરમાં તેટલો સુધારો કરવો અને આસપાસ પણ પુરી સ્વચ્છતા રહી શકે તેવા ઉપાયો યોજવા પડોશીના ઘર સાફ ન હોય તો તેમના ઘર પણ સાફ થાય, એવી તજવીજ કરવી

૯ દરદીને ગભરાવવો નહિ. તેની પાસે માવજત કરનાર સિવાય બીજા કોઇને પણ તેની પાસે જવા દેવા નહિ. તેને પુષ્કળ હવા અને અજવાળું મળે એવી કોટડીમાંજ રાખવો. સાર્વજનિક ઇસ્પીતાલ હોય તો ત્યાં લઇ જવો ખોરાક તદ્દન બંધ કરવો મરકીની ખબર પડે તેજ .તે ખોરાક ન લીધેલો હોય અને ત્રણ કલાક વીતી ગયા હોય તો તેને પીચકારી આપવી ડા પાણીની અંદર બે મિનિટ અથવા વધારે વખત સુધી પસંદ કરે તો પાંચ મિનીટ સુધી ીને ઠંડા પાણીની કુંડીમાં બેસાડવો; તે એવી રીતે કે તેના પગ અને છાતી વગેરે પાણી બહાર રહે અને ડુંટીથી જાંગ સુધીનો ભાગ પાણીમા રહે તેમ બેસાડવો દરદીને, તરસ લાગે તો ઉકાળેલું, ગળેલું, ઠંડુ પાણી જેટલું જોઇએ તેટલું આપવું આ સિવાય બીજું કાંઇ પીવાનું પણ નહિ આપવું માથું ગરમ હોય તો તેની ઉપર માટીની લુપરી (પોટીસ) અથવા ઠંડા પાણીના પોતાં માથા ઉપર મૂકવા સંભવ છે કે આટલા ઇલાજથી દરદી મરણના ભયમાંથી બચી જશે બીજો દિવસ કાઢે અને ભુખ લાગે તો બીજે દિવસે મીઠા લીંબુનો કે નારંગીનો રસ ગરમ ઉકળતા પાણીમા અથવા ઠંડા પાણી સાથે મેળવીને દરદીને પીવા આપવો તાવ તદ્દન ઉતર્યા પછી દુધ શરૂ કરવું ગાંઠ થઇ હોય તો તેની ઉપર ગરમ પાણીની પોટીસ મુકવી અને તે વખતો વખત બદલવી બે વેંત લાંબુ અને એક વેંત પહોળું જાડું કપડું લઇ તેને ગરમ પાણીમાં બોળી સુકા રૂમાલની અંદર નાંખીને નીચોવવું અને દરદી સહન કરે તેટલું ગરમ ચોવડું કરીને ગાંઠ ઉપર મૂકવું અને પાટો બાંધવો આ પોટીસ દર ત્રીસ મીનીટે બદલાવવી આ રોગમા દરદીનું હૃદય બહુ નબળું રહે છે માટે સંપૂર્ણ આરામ આપવો.

૧૦ માવજત કરનાર માણસે બીજાઓથી અલગ રહેવું અને બીજા કામો જેમા માણસોના સ્પર્શની જરૂર હોય તેનો ત્યાગ કરવો અને પોતાના રક્ષણને સારૂ ખોરાક ઘણો ઘટાડી શરીર બરોબર જાળવવું ચિન્તા બિલકુલ ન કરવી અને તેને દસ્ત બંધ થયો હોય તો એનીમા લઇ આંતરડા સાફ કરવા અને માત્ર ફળાહાર કરવો

૧૧. દરદીના કપડાં નદીમા અથવા તો બીજાના કપડાં ધોવાતા હોય ત્યા નહિ ધોવા. તેને ઉકળતા સાબુ પાણીમાં બોળવાં અને પછી ધોવાં અતિશય મેલા હોય તો નહિ કરવો જોઇએ. અને જો સ્વચ્છ હોય તો આઠ દિવસ સુધી હમેશાં તડકામા મુકવ્યા કરવા તે એવી રીતે કે બન્ને બાજુને તડકો મળે. જો બાળી નાંખવાની શક્તિ હોય તો બાળી નાખવાં.

---

# મરકી સામે રક્ષણ મેળવવા સારુ શું કરવું ?

(લખનાર —મિ. લક્ષ્મણ પુરૂષોત્તમ ઠક્કર)

મરકીના વખતમા શુ શુ કરવુ આવશ્યક છે, તેને લગતી ચર્ચા વાચનારને માટે બહુ ઉપયોગી હોવાથી તેમ કરવાનું યોગ્ય માન્યુ છે

મરકી સામે રક્ષણ મેળવવા સારૂ ચર્ચા શરૂ કરતા પહેલા વાંચનારાનુ નીચેના મુદ્દા ઉપર ધ્યાન ખેંચવામાં આવે છે —

(૧) પ્લેગ મુખ્યત્વે શા કારણથી થાય છે ?

(૨) પ્લેગ સામે રક્ષણ કેવી રીતે મેળવાય ?

### (૧) પ્લેગ મુખ્યત્વે શા કારણથી થાય છે ?

જ્યારે ઉંદરોમાં પ્લેગ જાગે છે, ત્યારે તેના ઉપરથી માણસને તે લાગુ પડે છે, ઉંદરો ગટર વગેરે ઠેકાણે પુષ્કળ હોય છે અનાજવાળી વખારોમા પણ તે પુષ્કળ હોય છે વિશેષે કરીને તે જમીનની ગલીચીમાં રહેનારા હોવાથી કોઇ વેળા એ ગલીચી તેમનામા પ્લેગનો રોગ પ્રકટાવે છે. મુંબઇમા પ્રથમ મરકી માંડવીમા થઇ એ વિભાગમા અનાજની વખારો પુષ્કળ છે તેમાં અનાજની સાથે ઉંદરો પણ પુષ્કળ છે માંડવી વિભાગ અસુખાકારીવાળા મહોલ્લા તરીકે ઓળખાતો હોવાથી તેમા સફાઇ સુઘડાઇની ન્યુનતા હોય એ સિદ્ધ છે આવા અસુખાકારીવાળા મહોલ્લામાં જમીનની ઝેરી ગલીચીમા વસનારા ઉંદરોમા મરકી જેવો રોગ ક્વચિત ફાટે એ સભવિત છે ઇ.સ ૧૮૯૬ માં મુંબઇમા પ્લેગ થયો, ત્યારે વરસાદની ઋતુ પણ બીનપ્રતિકૂળ નીવડી હતી ચોમાસામા કુદરતી વરસાદ જોઇએ તેટલો આવ્યો નહોતો પૂરતા વરસાદથી શહેર સ્વચ્છ બને છે, અને શહેરની ગલીચીનું ઝેર ધોવાઇ જાય તે બહુ ઓછી ત્રાસદાયક થાય છે એ સાલમા એ લાભ મુબઇને જોઇએ તેવો મળ્યો નહિ. શરદઋતુ આવતા પહેલા તો વરસાદ ક્યારનોએ બધ થઇ ગયો હતો, અને લગભગ એક માસ સુકામણું ચાલી પછી બહુ સારો વરસાદ આવ્યા વગરજ ચોમાસુ બધ થઇ ગયુ હતુ, એથી મુંબઇની ગલીચી એ વખતે વધુ ત્રાસદાયક બને એ સ્વાભાવિક છે.

હાલના સુધારા વધારાના જમાનામા કેટલીક ત્રાસદાયક ગલીચી, ગરીબો માટે પૂરતી હવા ઉજાસ વગરના મકાનો, ભેળસેળવાળો ખોરાક, જાતજાતના વ્યસનો, દવાના રગડા ઢીચવાની ઘેલછા, નાટક ચેટક પાછળ ચાલુ ઉજાગરા, પૂરતા વ્યાયામ વગરની બેઠાડુ જીંદગી એ સૌ કહેતી રૂપ થઇ પડયુ છે, અને અત્યત ત્રાસદાયક તે ધીમે ધીમે થઇ જાય એ સભવિત છે આથી જીંદગી તકલાદી બની ગઇ છે એક ગોરા ગૃહસ્થની સાથે આપણી તુલના કરીએ તો આપણો દેહજન બહુ નબળો લાગે છે, તેનુ મુખ્ય કારણ બાળલગ્ન તો છેજ, પણ નવી ખરાબીઓએ ઘર ઘાલ્યુ છે પણ હાલ તે સાથે આપણો સબધ નહિ હોવાથી હાલની ત્રાસદાયક ગલીચી ઉપરજ વાચકનું ધ્યાન ખેંચીશુ ઇ સ. ૧૮૯૬ મા કુદરતી નબળા સજોગોએ ઝેરી ગલીચીમાં વસનારા ઉંદરોમા મરકી પ્રકટાવી માંડવીના અનાજની વખારો પુષ્કળ હોવાથી એ ઉંદરોનું ગીચપણું પણ મરકી પ્રકટાવવામા મદદરૂપ થયુ હતું એ ઉંદરો ઉપરથી સંખ્યાબંધ માણસો મરકીથી પટકાઇને મરણ પામ્યા હતા, એ ખીના જાણીતી છે

## પ્લેગના ઉંદર ઉપરથી માણસને કેવી રીતે મરકી લાગુ થાય છે?

પ્લેગવાળા ઉંદરના તમામ ચાંચડા મરકીના જતુથી ભરપુર હોય છે પ્લેગથી ઉંદર મરણ પામે છે, ત્યારે એ તમામ ચાંચડા ઉડીને ઘરની હવામાં મળી જાય છે મરકીથી લાખો ઉંદરો મરકીની ભારે અસરમાં આમથી તેમ ફેરે છે આ ઘરમાથી બીજા ઘરમાં જાય છે, અને એ ઘરના ઉંદરોમા મરકી પ્રકટાવી ઘરનુ વાતાવરણ બહુ દૂષિત કરી નાખે છે, પ્લેગદૂષિત લતાના ઘરોના ઉંદરોમાં મરકી ચાલુ થાય છે, અને અમુક દહાડામા તે બધા મરણ શરણ થાય છે. પ્લેગદૂષિત ઉંદર મરણ પામે છે, એટલે તે ઉપરના ચાચડા ઉડીને ઘરની હવામાં મળી જાય છે અને માણસોને પોતાના ભોગ બનાવે છે તેમને ડખીને તેમના લોહીમા મરકીના જતુ દાખલ કરે છે કરડીને અને રાત્રીને વખતે શ્વાસ વાટે ફેફસામા પેસી જઇને માણસમા મરકી પ્રકટાવે છે મરકીવાળા લતાના એકેએક ઘરના ઉંદર પ્લેગદૂષિત સમજવા

### (૨) મરકીથી બચાવા શું કરવું?

લતામા થોડાક ઉંદરોને મરકી થઇ, એટલે તમામ ઉંદરોને મરકી થતાં વાર લાગતી નથી એક ઉપરથી બીજાને સપાટાબંધ મરકી થાય છે, અને મરી જાય છે પણ તે સાથ એ લતાના ઘરો મરકીના ચાચડથી ભરપુર બની જાય છે. વિશેષે કરીને રાત્રીએ બંધીઆર હવામા સુનાર માણસ મરકીથી ભયકર રીતે દૂષિત થાય છે એવા વખતમાં ઘરની હવા બહુ બંધીઆર ન થઇ જાય, માટે (૧) ઘરના નળીઆ જેટલા બની શકે તેટલા ઉખાડી નાખી ઘરની અને બહારની હવા એકરૂપ કરી નાખવી, જેથી મરકીવાળા ચાચડોથી ભરપુર ઘરની હવા બને નહિ મુંબઇ જેવા શહેરમા એમ કરી શકાય નહિ, પણ આખો દિવસ અને રાત્રી હવા આવવાની બારીઓ ઉઘાડી રાખવામા આવ, તો ધારેલો હેતુ થોડાક અશમા સિદ્ધ થાય. બારી બારણાં પૂરતાં હોય, તો તેને સતત ઉઘાડા રાખવાથી ઘરની હવાનુ બંધી આરપણુ થોડે કે ઘણે અશે દૂર થશે, છતા મરકીથી દૂષિત થયેલા લતામા એકેએક ઘર મરકીના ચેપવાળુ સમજવુ, અને સખ્યાબંધ ઉંદરો ચાલુ ને ચાલુ મરકીથી મરતા હોવાથી જે લતામાં [મર]કી થઇ હોય છે તે લતાની વાતાવરણ એકદમ બગડી જાય છે આથી (૨) એવો લતો એકદમ તજી દઇ બીજે સ્થળે રહેવા જવુ અગર ગામ બહાર ખુલ્લી હવામાં જઇ વસવુ એ સહિસલામત રહેવાનો રામબાણ ઉપાય છે એકાદ મહિનો તેમ કરાય તો ઘણી સલામતી મળે. એટલી મુદતમા લતામાના બધા ઉંદરો મરી જાય છે અને બધા ચાંચડા નાશ થાય છે, માટે એવે સમયે પ્લેગ દૂષિત લતાના દરેક જણે એકાદ દોઢ માસ એ મરકીના ચાચડોવાળુ સ્થાન તજી દેવુ, તે અત્યંત સલાહ ભરેલુ છે મરકીના ચાંચડા માણસને ડખે છે, વળી શ્વાસોચ્છ્વાસ વાટે એ હલકા મરકીના ચાચડા ફેફસામા જવાનો ઘણો સભવ છે વિશેષે કરીને રાત્રીએ તેમ જરૂર બને, પછી મરકી થાય છે, માટે મરકીના ચાંચડાવાળુ વાતાવરણ ચાલુ ને ચાલુ ફેફસામા રાત્રીએ ઊંઘી ગયા પછી ન જાય માટે રાત્રીએ તો મરકીથી દૂષિત થયેલા લતામા ન જ સૂવુ સુવુ જ પડે, તો બહાર ખુલ્લી હવામાં પૂરતું ઓઢીને સૂવુ, પણ ઘરની હવામા ન જ સૂવુ, એ ચચૂક યાદ રાખવા જેવી બાબત છે ઘરની બંધીઆર હવામા કાંઇ ખાવુ પીવુ નહિ, એ પણ જરૂરની બાબત છે

પ્લેગના વખતમાં સરકારી કિનાઇન પાસે રાખવુ એ પણ અત્યત હિતકર છે તાવની અસર જણાતાં જ પાચ, પાંચ ગ્રેન ત્રણ ત્રણ કલાકે ચારેક વખત લેવાથી સનેપાત દોષ નાશી જાય છે વાગડ ગામમા મારે હાથે પ્લેગના દરદીઓને મે એકલા એ જ ઉપાયથી ખાત્રીપૂર્વક સાજા કર્યા છે ગામડા ગામમાં બીજા કશા ઉપાયની ગેરહાજરીમા મે સરકારી કિનાઇન જ પ્લેગના દરદીઓને આપવા માડયુ હતું, અને વેળાસર ખબર આપનારા દરદીઓ એથી જ આરોગ્ય પામ્યા હતા. સરકારી કિનાઇન પતરાની દાબડીમાં રાખવુ, નહિ તો તે બગડી જશે, અને તેનો સારો ગુણ ઘણો ઓછો થઇ જશે તાવની અસર જણાતા જ પાચ ગ્રેનની પડીકી તોડી તુરત જ મુખમા નાખવી અને પાણી સાથ ઉતારી જવી

એમ એક બે અગર ત્રણ વખત જરૂર પ્રમાણે કરવું તાવની અસર જરા હોય, તો એકાદ વખત તેમ કરે એટલે ગરજ સરે છે, છતા કસર જણાય તો બીજી વેળા તે જરૂર લેવી એટમે મરકી થવાની દહેશે તોપણ નહિ થાય આ અનુભવથી લખુ છુ. મરકીની ગાંઠ ઉપર પ્રોફેસર ગજ્જરનો પ્લેગનો મલમ લગાડવો અગર લીમડાના પાદડાને વાટી ખદખદાવી તે ઉપર બાંધવા લીમડાની અંતછાલને વાટીને તેનુ પાણી બબ્બે કલાકે આપવાથી પણ મરકીનો એક કેસ મારો થયો છે, પણ સરકારી ઇંજેક્શન એક ખાત્રીપૂર્વક ઉપાય તરીકે મે અનુભવ્યુ છે માટે ખાસ કરીને તેને માટે ભલામણ કરવાની આવશ્યકતા ધારૂં છુ

## સ્વચ્છતા.

એ વેળા સ્વચ્છતા ઉપર પૂરતું ધ્યાન આપવુ. ઘર, ઘરમાંનો ચોક વગેરે વાળી ઝાડીને સાફ રાખવાં આગણામા અગર ઘરમા ભેજ થવા દેવો નહિ ઘરની ભીંતો બની શકે તો ચૂનાવડે ધોળાવી લેવી. ધોળાવવાથી ભીંતો ઉપરનું ખરાબ વાતાવરણ નાશ પામે છે, અને હવા શુદ્ધ બને છે ભીંતો ઉપરના ખરાબ જંતુઓ પણ એથી નાશ પામે છે, માટે એ વેળા ભીંતોને પૂરતી સ્વચ્છ કરવા ચૂનો ધોળાવવાની શક્તિ ન હોય, તો ખડીથી પણ એ કામ હાર પાડવુ ઘરબંધ કરીને સાંજ સવાર લીમડાના પાનની ધુણી અંદર કરવી, જેથી ઝેરી ચાંચડો નાશ પામે નવા નવા પ્લેગવાળા ઉંદરો ઘરમા એક પછી એક અસ્તિત્વમા આવે છે, તેથી ગત્રી અને દિવસે ઘરનુ વાતાવરણ મરકીના ચાચડાવાળુ બની જવા પામે છે પ્લેગના ઉંદર સપાટાબંધ મરે છે, અને ત્યાર પછી તે ઘરના તમામ મરકીવાળા ચાચડો ઉડીને માણસ ઉપર હુમલો કરે છે, અને તેમનામાં મરકી પ્રકટાવે છે મરકીવાળા લતામાના લાખો ઉંદરો મરકીથી મરી જતા હોવાથી એ લતો અને તેમા આવેલા મકાનો મરકીના ચાચડોથી ભરપુર અમુક દિવસને માટે બની જાય છે, તેથી એકાદ દોઢ માસ એ સ્થાન અત્યંત ભયંકર સમજવાનુ છે.

પ્લેગનો લતો ન હોય, ત્યા લીમડાના પાનની ધુણી ધારેલો હેતુ સિદ્ધ કરે છે, અને હવામા આવેલુ દુષિતપણું એવા લતામાં એથી શમી જાય એ સંભવિત છે.

બની શકે તો બિલાડી પાળવી, એ પણ જરૂરની બાબત છે જ્યાં પાળેલી બિલાડી હોય, ત્યાં ઉંદરોનુ અસ્તિત્વજ ન હોય, એથી ત્યા કેટલેક અંશે સલામતી મળે એ સ્વાભાવિક છે, કારણ કે ઘરમા મરકીને ચાચડો મારફત ઉંદરો લાવે છે વસ્ત્ર સ્વચ્છ હોવા જોઇએ અને તે ઉપર મરકીના ચાંચડો ભરાઇ રહ્યા હોય, એ અમુક અંશે સંભવિત હોવાથી તડકામાં તેને દરરોજ સૂકવવા, અને અમુક દિવસે અત્યંત ઊના પાણીમા બોળાવીને ધોવરાવવા

માખી અને મચ્છરોથી એ વેળા પૂરતી રીતે સાવચેત રહેવુ માખી ચેપ ફેલાવનારી હોવાથી અને ઝેરી મચ્છરો તાવ ઉત્પન્ન કરનારા હોવાથી તેની સામે બની શકે તેટલું રક્ષણ મેળવવુ, એ અત્યંત જરૂરનું છે એ વિષે પાછળ લખાઇ ગયુ હોવાથી તે ઉપર વધુ વિવેચન નહિ કરતાં એટલું જ કહીશુ ગલીચી, ધૂળ—એ મચ્છર, માકડ અને ચાંચડો માટે બહુ અનુકૂળ હોવાથી તે દૂર કરવી અને ઘર, ઘરનો ચોક, બહુ સાફ અને ભેજ વગરના રાખવાથી એવા ખરાબ જંતુઓનું અસ્તિત્વ બહુ ઓછુ થશે અને કેટલેક અંશે રક્ષણ મળશે (અપૂર્ણ)

## પ્લેગની દવાઓ.

૧ લીમડાના ૨૦૦ પાન અને ૨૦ મરી એકઠા વાટીને તેમા ૧ શેર પાણી મેળવીને ખલમાં ઘુટી પછી તે રસ લુગડે ગાળીને તે રસ શીશામાં ભરી લેવો તેમાથી દર અર્ધા અર્ધા કલાકે અધોળ અધોળ રસ રોજ પાવો તે પછી ગરતા સુધી પાવો ને તેના કુચામા પાવલીભાર અફીણ મેળવી ઘુટી લુગદી બનાવી તે ગાંઠ ઉપર ચોપડવુ, તેથી પ્લેગ મટશે

વળી આ રસ પ્લેગવાળા સ્થળમા સાજો માણસ રોજ સવારમાં અધોળ પીએ તેને પ્લેગ થતો નથી

# ધૂર્ત્ત વૈદ્યોની ધમાલ.

## પેટન્ટ દવાનું પોકળ.

( લે૦ વૈદ્ય દુર્લભદાસ હરજીવનદાસ રાણપુરવાળા )

આપણી દુર્દશાનાં અનેક કારણોમાં દાંભિક વૈદ્યોની અવકારિક જાહેર ખબરોથી લોભાઇને દ્રવ્યનો વિનાશ કરવાનું કારણ પણ અસાધારણ જણાઇ આવે છે, જાહેર ખબરો ઉપર કોઇ પ્રકારનો અંકુશ નથી અને ઊંટ વૈદ્યની યોગ્યતાની કસોટી જાહેર રીતે કરવાનાં કશાં સાધનો નથી. તેથી એ ઉદ્યોગ દિનપ્રતિદિન વૃદ્ધિ પામતો જાય છે અને તેથી બિચારા ભારતવાસીઓ પાયમાલ બની જાય છે એ કે તેમાં કેટલાએક સારા વૈદ્યો પણ હોઇ શકે છે પરંતુ "હીરા મુખસે ના કહે લાખ હમારા મોલ" એ નિયમાનુસાર સદ્વૈદ્યોને તો લોકો ખૂણેથી પણ ખોળી કહાડે છે મુશીબત બિચારા ઊંટ વૈદ્યોની છે, અને તેમનેજ જાહેર ખબર વગેરેનો આશ્રય લેવો પડે છે. ઠેકાણે ઠેકાણે દોડધામ કરવાનું પણ તેમનાજ નસીબમાં હોય છે ભપકાદાર બોર્ડો, અને અદ્‌ભુત વાક્ય રચનાવાળી લાંબીલચ જાહેર ખબરો એજ તેમનાં આજીવિકાનાં મુખ્ય સાધનો હોય છે દંભની સ્પર્ધાના એ સાધનો ઓછા હોય તેમ તેઓને પોતાના સાદા નામની પાછળ વગર અર્થના, "લીફૂટી-ફીફૂટી" જેવાં એ-બી-સી-ડી-ના ઇચ્છાનુસાર અક્ષરોનો પણ આધાર લેવો પડે છે આવા વૈદ્યોના સંબંધમાં નીચે બતાવેલી કવ્વાલી અસ્થાને નહિ ગણાય.

( કવ્વાલી. )

અમે ખોલ્યાં દવાખાના, જગતના પ્રાણ હરવાને,
લખીને નામ "ધર્માદા" મગર પૈસા કમાવાને
ખબર જાહેર વાચીને, અગર કમ્પા-ઉન્ડર થઇને,
દવાનાં નામ જાણીને, કરીશું કામ વૈદકનું
મગાવી બોટલો સારી, વિવિધ રંગી ભરી વારિ;
મનોહર લેબલો મારી, અનૂપમ નામ આપીશું
ભલે હો વિપ્ર કે ગાંધી, ભલે સુતાર કે સોની,
ભલે કુંભાર કે મોચી, ભલે કો શૂદ્ર જાતિ હો.
ભલે ના જ્ઞાન ગ્રંથાનું, અમારા શીરમાં હોયે,
ગણાવા વૈદ્યરાજોમાં, અમર પટ્ટો અમારે તો
ભલ હોઇએ અમે અંધા, બીજાને દેખતા કરીશું,
ધરી બે હાથ આંખોએ, દવા દેવા અમે ફરશું
ભલ હોઇએ અમે મુંગા, બીજાને બોલતા કરશું,
અમારા દામને માટે, બીજાનાં વસ્ત્ર તો હરશું.
અમારા તન તરફ દેખો, ભલે અસ્થિ દીસે ચોખ્ખા,
અવરને પુષ્ટ કરવાને, અમે તૈયાર થઇ બેઠા
અવરનું ખૂન કરનારા, જગતમાં ફાંસીએ જાશે,
અમોને ખૂન કરવાનું, સદા હકપત્ર છે પાસે.
અરે ઓ ઉંટ વૈદ્યો રે, કદી તમ-આવશે વારો,
ગરેબાને નહિ મારો, દયા દિલમાં જરા લાવો

આવા વૈદ્યોને આડંબરના મહાભારત પ્રયાસો કેવળ ખરી વૈદ્યવિદ્યાના અભાવેજ કરવા પડે છે કેટલાએક અમુક ધંધામાં નહિ ફાવવાથી બીજા ધંધાની શોધ કરવા જતાં આ વૈદું તાત્કાલિક લાભકારક જાણી પસંદ કરે છે "ગરજવાનને અક્કલ હોતી નથી" એજ કહેવત

પ્રમાણે બીચારા ભોળા અને મુઝાયલા દરદીઓ એવા આડંબરથી ઠગાઇને તેવાઓના ખીસ્સાં તર કરે છે તેના પરિણામે દ્રવ્યના નાશ ઉપરાંત ઉંટ વૈદ્યોથી થતી ખરાબીના પણ ભોગ થઇ પડે છે. આપણામા પ્રાચીન કહેવત છે કે "કુવૈદ્યના હાથથી આગમ મેળવવા કરતા ખરા વૈદ્યને હાથે મરવુ સારૂં" એનો હેતુ એજ છે કે એવી જાહેર ખબરી દવાથી કદાચ તાત્કાલિક આરામ સેકડે એક બે કેસમાં માલુમ પડે તોપણ ભવિષ્યમા તેની અસર ઘણીજ ખરાબ આવવા સભવ છે તેથી અમારા બંધુઓને આવી દવાની જાહેર ખબરો જોતાં આંખો મીચી જવાની કદાચ અમો સલાહ આપીએ તો તે અનુચિત નહિ ગણાય એમ અમો માનીએ છીએ કેટલાક જાહેર ખબરીઆ અને હનદરને ગાગડે ગાધી બની ગયેલા વૈદ્યોની પેટન્ટ તો અમને એ ધંધાના જ્ઞાનને લીધે સારો અનુભવ છે અને અમે પોતે ચોકસ રોગોની જે પેટન્ટ દવાઓ વાપરી હતી અને જે અત્યારે દોડધૂમ કરનારા વાપરે છે તે જનસમૂહના હિત માટે અને તેમની પૈસાની બરબાદી અટકાવવા માટે કેવળ પરોપકારાર્થે અમો આ નીચે પ્રકટ કરીએ છીએ એ કે ઉંટ વૈદ્યોના ધંધાને ધકો લાગવા સભવ છે પરંતુ લાખો મનુષ્યના હિતને ખાતર એવા અમુક વૈદ્યોની હાનિ કોઇ હીસાબમા નથી વળી એ હાનિ દેશના ભલાને માટેજ છે તેથી તેવા વૈદ્યો અમારી આ પવિત્ર પ્રવૃત્તિ પ્રતિ કટાક્ષ નહિ કરે એવી અમો આશા રાખીએ છીએ દાખલા તરીકે સગ્રહણીની ખાસ દવા માત્ર પોતાનીજ પાસે હોવાના કેટલાક એવા વૈદો ડોળ કરે છે અને બીજાને એ દવાની માહિતી આપવાથી પોતાનો ઉદ્યોગ તદન ભાગી પડે એમ હોવાથી એની અદરની દવાઓ તદ્દન ગુપ્તજ રાખેલી છે જે ખાસ દવા તેવાઓ વાપરે છે તે આ છે -

રસકપુર તો. ૧, સાકર તો ૧, સુખડ તો. ૧, લવિંગ તો ૧, કેશર તો ૧. આ વસ્તુઓનુ ચૂર્ણ બનાવી ધતૂરાના રસમા ગોળીઓ મગ પ્રમાણે વાળવી તે ગોળી ૪ તથા નીચે લખેલું ચૂર્ણ.

બીલીગર્ભ, કડાછાલ, ટંકણક્ષાર, ઈંદ્રજવ, લોહ, અભરખ, તામ્ર, આટલુ સરખે વજને ચૂર્ણ કરી બે આનીભારની પડી નગ ૧ ગોળીઓ સાથે આપવાનું એક વખતનું છે અને તે ઉપર પ્રમાણે દીવસમા બે વખત લેવું અને દૂધનો ખોરાક લેવો ફ્રુટમાં પોપઇયા અને દાડમ ખાવા. આ દવા ઘણીજ અકસીર છે, અને કેટલાક વૈદ્યોની ખાસ આજીજીથી અમોએ બનાવેલી છે અને તેનો ઉપયોગ પણ દવાઓને જાહેર કર્યા સિવાય તેઓ કરે છે સઘળા વૈદ્યને સગ્રહણી ઉપર આ દવા ખાસ વાપરવાની અમો આગ્રહપૂર્વક સૂચના કરીએ છીએ એક કવિએ બાજબી રીતે કહ્યું છે કે —

"ખગ વૈદ્ય ખૂણે પડે, નાઇ તપાસે નાડ,
એ રાજાના રાજ્યમા, ધોળે દહાડે ધાડ."

એ અક્ષરશઃ ખરૂં છે ધોળે દહાડે ધાડ પાડનારા જો આ જમાનામા કોઇ હોય તો તે આના દુર્વૈદો જ છે અમે આગળ કહી ગયા તેમ તેમની એ પ્રવૃત્તિને કોઇ અટકાવી શકતુ નથી "એ. બી ડી" ના અક્ષરોની ૨૬ ની સખ્યામાંથી બે ચાર અક્ષરો લેઇ લેવામાં તેમને કાંઇ ખર્ચ થતો નથી અને જાહેર ખબર લેનારા બિચારા પેપરવાળાઓ મેજપર નાખ્યાં પડયાં એટલે પૂછતા નથી કે બચ્ચા! તારી જાહેર ખબરમા એક પણ અક્ષર ખરો છે કે નહિ? તેમને તો નાણા મળે અને પેપરનું પાનુ પૂરાય એટલે થયુ વાચકોનુ ગમે તે થાઓ તેની સાથે એને કશો સબધ નથી ઉપરના દોહરામા નાઇ (વાલંદ) ને અધમ વૈદ્ય ગણ્યો છે પરતુ અમારા આ ઉંટ વૈદ્યો તો વાળંદની પણ બરાબરી કરી શકે એવા હોતા નથી નાડી તે હાથની કે ચોરણા (પાયજામા) ની તેનું તેમને જ્ઞાન-હોતુ નથી ચિકિત્સાનો અર્થ પણ જાણતા નથી. વનસ્પતિને ઓળખતા નથી માત્ર દવાની અંદર મહામોંઘી વસ્તુઓ હોવાનું લખવામાં અને દવાને મહામોટુ જબરદસ્ત નામ આપવામાંજ કૃતકૃત્યતા સમજે છે. ઇશ્વર એવા મનુષ્ય જાતના દુશ્મનોથી અમારા ભારતવાસીઓને બચાવો. અસ્તુ!

# मरकी, प्लेग "विषजन्य ज्वरकर ग्रंथी."

( લે વૈદ્ય દુર્લભદાસ હરજીવનદાસ પારેખ, રાણપુરવાળા )

પ્લેગ, આ ભયંકર રોગ આજકાલ ગુજરાત અને કાઠિયાવાડના લગભગ ઘણા ગામે, ઘરે અને વગડાના છાપરે પણ ત્રાસ વર્તાવી રહ્યો છે અને તેથી પ્લેગનો ભોગ થવામાં ભાગ્યેજ કોઈ શહેર અગર ગામ ખાલી રહ્યું હશે દરેકને આ દુષ્ટ રોગથી પોતાની જીંદગી બચાવવાની ઉપાધી થઈ પડી છે ગયા ચોમાસામાં થયેલ અતિવૃષ્ટિના કારણે અમુક સ્થળે કચરો, મળમૂત્ર અને પાણીનો જમાવ થયેલ તેથી અને તેના ઉપર સૂર્યનો તાપ પડવાથી શરૂ થયો કોહવાટથી હવા દુષિત (ઝેરી) થઈ તેથીજ પ્લેગના ફેલાવામાં અને લોકોની હાડમારીમાં વધારો થતો રહ્યો છે કે તેની ત્રાસદાયની સ્થિતિની વાતો સાંભળી શકાતી પણ નથી

## પ્લેગનો ટુંકો ઇતિહાસ

મરકીને અંગ્રેજીમાં બ્યુબોનીક પ્લેગ, મરકી કહે છે આર્યશાસ્ત્રમાં ગ્રંથીજ્વર, વિષજન્ય જ્વર, ગ્રંથી, ઉપદ્રવ, ઇત્યાદિ અનેક નામ છે મારી પાસે "રાગવિનોદ" નામની હસ્ત લિખિત ચોપડી છે જેની ભાષા ગુજરાતીકૃત ગામાપણને મળતી, દુહા, ચોપાઈની સીસ્ટમવાળી દેશી ગામ ઠાનાદ કાગળ ઉપર બાળબોધ લીપીમાં લખેલ છે જેમાં પાના ૧૭૫ છે તેના લખનારનું નામ શ્રી પંડિત પદારથ શીષ્ય રામચંદ્રજી આપેલું છે લેખકે પુસ્તકના મંગળાચરણમાં "सत नाम कबीर धर्मदासकी दया" લખેલું છે તેથી આ ચોપડી લખનાર કોઈ કબીરપંથી હોવો જોઈએ તે "વિષજન્ય જ્વરકર ગ્રંથી" ને માટે નીચેના ઉપાયો બતાવ્યા છે

૧ લીંબડાના પાન, લીંબડાનો કોર, લીંબડાની છાલ, ત્રણે સરખે વજને લેવાં મરી, પુષ્કર મૂળ, નેપાળો, ધમાસો, ત્રાયમાણ, રાસના, સરખે ભાગે લઈ લીંબડાનાં મૂળનો ઉકાળો કરી તેમાં ત્રણ દિવસ ખરલ કરવું તેની ગોળી બેઆની ભાર વાળવી તે ગોળી નંગ ૨ ત્રણ વખત ખાવી.

૨ ગાંઠ ઉપર લેપ—ચિત્રો, આકડાનું દુધ, લીંબડાનાં પાન, અફીણ, કબુતરની હગાર, આ સર્વ વાટી લેપ બીના સુખે કર્યા કરવો તેના ઉપર શેક કરવો

૩ ધુપ—લીંબડાના પાન, સસકપુર, સુખડ, અગર, ગોથ, સરખે ભાગે લઈ બારીક ખાંડી સર્વ અંગે ધુપ લેવો

૪ અભ્યંગ—શરીરે ચોળવાને માટે લીંબોળીનું તેલ, રાઈનું તેલ, ડુંગળીનો રસ, લીંબુનું પાણી સરખે ભાગે લઈ શરીરે ચોળવું

નોટ—આ અભ્યંગ પ્લેગના વખતમાં ચોળી રાખવાથી પ્લેગના હુમલાથી બચી જવાનો સંભવ રહે છે

ઉપર લખેલા ઉપાયો તે પુસ્તકમાં બતાવવામાં આવેલ છે. હાલ પ્લેગના ત્રાસનો સમય હોવાથી ખરેખર આ ઉપાયો અજમાવવા જોઈએ, જુના વખતના આવા ઉપાયોની જો ખાત્રી કરવામાં આવે અને ફતેહમંદ પુરવાર થાય તો જનસમાજને અનેક રીતે હિતકર થઈ પડે તેવું ધારી ઉપરના ઉપાયો જાહેરમાં મુક્યા છે જેનો જરૂર પડતાં ઉપયોગ કરી અનુભવ આ માસીક દ્વારા જણાવવા વિનંતિ છે

અમે ... રે ... ગયેલાને

**त्रासदायक स्थितिमांथी परमात्मा सर्वने बचावो.**

# मरकी-प्लेग-अग्नीरोहीणी.

( લેખક વકીલ નંદરામ પ્રાગજી નાગેશ્રી )

( ગતાંકથી ચાલુ )

**સીરમની દવા**—રસી મુકી પ્લેગ થતો અટકાવવા અને થયા પછી મટાડવાની રીતને સીરમની દવા કહે છે પ્લેગની ગાંઠોમાથી બનાવેલી ડૉ હાફકીનની રસી પ્લેગ થતો અટકાવવા વપરાય છે અને ડૉ યરસીનની રસી પણ તે માટે વપરાય છે

હાફકીનની રસી સતારાના સર્જન થોમ્સને વાપરી જોઇ પરંતુ તેથી કશો ફાયદો થયો નથી સને ૧૮૯૮ ના જુન માસના કલકત્તાના " મેડીકલ જનરલ " નામના માસીકમા પ્રખ્યાત ડૉ. મોહેન્દ્ર લાલા સરકારે આરસી માટે સારો મત જણાવેલો નથી મતલબ રસીથી સંતોષકારક પરીણામ આવેલું નથી. અને જુનાગઢના એક બાહોશ અને પ્રખ્યાત ડૉ એન ઘ એ લોકોના હીતાર્થે આ રસીનો ખુદ પોતા ઉપર અખ્તરો કરતા તેમા તેનું બલીષ્ટ ગતેલું

**હોમીયોપૅથીક દવા**—હોમીયોપૅથીકનો સિદ્ધાંત એવો છે કે " विषस्य वीषमौषधम् " વિષનું ઓષધ વિષ છે

**સીમીલીઆ સીમીલીબસ ક્યુરંટર**—તંદુરસ્ત હાલતમા જે દવા વિશેષ પ્રમાણમાં આપવાથી જે જે દરદ અને ચિન્હો થાય તેવા ચિન્હવાળા રોગપર તે દવા ઘણા સુક્ષ્મ રૂપમા આપવાથી તે દરદ અવશ્ય મટે છે એવો સિદ્ધાંત સ્થાપન થયો છે

પ્લેગ સબંધમા લેવાયેલાં અનેક પગલા પરથી અને નામદાર સરકારી રીપોર્ટ પરથી એવું માલુમ પડે છે કે મરકીના રોગ પર કઇ પણ સારી અસર કરી હોય તો તેમા પહેલો નંબર મેળવનાર હોમીયોપથીક દવા છે

પ્લેગ પર ખાસ રીતે અસર કરનાર નીચેની દવાઓ માલુમ પડી છે—૧ ક્રોટેલસ, ૨ આર્સેનીક, ૩ બેલાડોના, ૪ કેલીફોસ, ૫ ફોસફરસ, ૬ ઇગ્નીશીયાફેબા, ૭ કારબો એનીમેલીસ, ૮ બેડીગા, ૯ કારબોલીક એસીડ, ૧૦ પરક્લોરાઇડ ઓફ મરક્યુરી, ૧૧ બરફની કોથળી, ૧૨ બ્રોમાઇડ પોટાસ, ૧૩ હાઇડ્રો મોર્ફીઆ, ૧૪ સ્વચ્છ હવા

**૧ ક્રોટેલસ**—નીચેના લક્ષણો જેવાં કે દર્દીની અસાધારણ હદીનાઇ, મુર્ખાઇ, મુર્છા, સન્નીપાત, લવા, ઘણીજ નાકોઇવતી, ચકરી, માથાનો પુષ્કળ દુખાવો, આંખો ને લમણામા વિશેષ દુખાવો, મોનો ચહેરો મુડદા જેવો, વીરક્તપણું, એકદમે જોવું, આખો અર્ધ ખુલ્લી, ઓકારી થવી, પિત્તની ઉલટી, જીભ સુજેલી જાડી. મો બહાર રહેલી, બંધકોષ્ઠ અથવા પાતળો ઝાડો, પુષ્કળ બેચેની, અતીશય તરસ, શરીરમા બળતા, દાહ, બીનકુલ પસીનો નહીં, પસીના વગરનો સુકો તાવ, નાડી તદન નબળી પણ ઘણીજ ઉતાવળી, આંતરડા ફેફસા ને આખા શરીરમા લોહીનું વહેવુ, શ્વાસોશ્વાસ ઉતાવળા અને મુશ્કેલીવાળા, જાંગ બગલ વિગેરેમા ગાંઠો, આવા લક્ષણવાળો કેસ તદન બગડી ગયો નહી હોય તો આ દવાથી અવશ્ય સારો થવાનો જ એવી ખાત્રી આપવામા આવે છે હોમીયોપથીકની રીતે સીરીંજવડે ચામડીમાં દાખલ કરવાથી અજબ ફાયદો થાય છે. માટે મ્હો વાટે નહિ આપતાં પીચકારી ( શીરીંઝ ) વડે ચામડીમા લોહી સાથે દાખલ કરવી

**૨ આર્સેનીક**—ગેસ્ટ્રીક અથવા ઇન્ટેસ્ટાઇનલ જાતના પ્લેગમાં આ દવા ખાસ અસર કરે છે

**લક્ષણો**—પ્લેગની ગાંઠો અને તાવ થયા પછી આ દવા નીચેના લક્ષણો ઉપર ધ્યાન આપી વાપરવી નહીં છીપે એવી તરસ, અનેક રંગની ઉલટી તથા ઝાડો પસીનો વળે ત્યારે ભારે તરસ, માથામા ધમકારા અને તેથી ઊંઘનો અભાવ, પેટમા દાહ વગેરે લક્ષણો ઉપર આ દવા ઘણી સારી અસર કરે છે

૩ એકોનાઇટ—બેચેની, ગભરાટ અને પહેલા તથા બીજા દરજ્જામાં તાવ સખ્ત હોય ત્યારે આ દવા આપવાથી જાદુની માફક અસર કરે છે, માટે અસલ સ્વરૂપમા આપવા ખાસ ભલામણ કરવામા આવે છે ડૉ ડી. એન રૉય ખાસ વાપરવા ભલામણ કરે છે

૪ કેલીફૉસ—આ દવાથી લોહી જલ્દી સુધરે છે અને ઘણી જ ઉપયોગી દવા છે

૫ ફૉસફરસ—ન્યુમોનીયા (ફેફસાનો વ્યાધી) થયો હોય ત્યારે આ દવા ઘણી જ સારી અસર કરે છે નીચેના લક્ષણો હોય ત્યારે વાપરવી ઉચીત છે સન્નીપાત, બકવાદ, બેપરવાઇ, કપડાં ફેંકી દે, ફાડી નાખે, ચાળા કરે, શરમ વગરનો નાગો થવા માગે, માથામા દુખાવો, ચકરી, આખે દેખતો ન હોય, બેભાન, કાન, તથા નાક અને મ્હોડા તથા આંતરડામાથી તથા ફેફસામાથી લોહી જતુ હોય, જીભ સુજેલી કાળી લીલી કોરી હોય, ભુખ ઘણી લાગે અગર લાગે નહીં, લીવર વધેલું હોય, અપોવાયુ (પાદ) ઘણો છુટે, ઉલટી, ઓકારી, ઝાડા, પેટમા ગડગડાટ, ખાધેલું પેટમાં ટકે નહીં, જાગમા ગાંઠો, ડાબી બાજુ દુખાવો, દમ લેવામા મુશ્કેલી, ઉધરસથી પર સુક અને લોહી નીકળવુ, નાડી તદ્દન બારીક ધીમી ને કળાય તેવી, બપોર પછી અગર સાંજનો ટાઢ વાઇ તાવનુ આવવું, પછી ઉનો તાવ, તરસ ઘણી, તરસ મટ ત્યાર પછી ગરમી લાગે ને પસીનો આખી રાત આવે, ડાબી બાજુ સુઇ શકે નહીં તેથી જમણી બાજુજ સુતો હોય, આવા લક્ષણો હોય ત્યારે આ દવા વધારે માફક આવે છે

૬ ઇગ્નીસીયા ફેબા—પ્લેગના પહેલા દરજ્જામા આ દવા જાદુની માફક અસર જણાવે છે. પ્લેગપર આ દવા અકસીર છે એમ ડૉ હોનીન બર્નર જણાવે છે

૭ કારબોએનીમેલીસ—આ દવા પ્લેગ અટકાવનાર મનાઇ છે અને ગાંઠો નીકળવી શરૂ થઇ હોય તેને બહુજ ફાયદો કરે છે.

૮ બેડીગા—ડૉ. હેરીગ તથા રશયન, ડૉ રૌસન્ટી અને અક્ષયકુમાર દત્તે આ દવાની અજમાયશ લઇ જણાવે છે કે–" આ દવાથી ગાંઠો જલ્દી ગળી જાય છે " માટે તે અસલ રૂપમા (મધર ટીંચર) આપવુ

૯ કારબોલીક એસીડ—પ્લેગના સર્વ લક્ષણોને મટાડે છે, માત્ર ગાંઠોપર અસર કરતી નથી

૧૦ પરકલોરાઇડ ઓફ મરકયુરી—ડૉ થોમસન જણાવે છે કે "આ રસ કપુરનું પ્રવાહી છુટથી મોટા દરદીને અરધો ઔંસ બબ્બે કલાકે ચાર વખત આપવુ અને પછી તેટલા જ વજનની આ દવા ૭ ૭ કલાકે આપવી આ દવાથી પ્લેગના દરદીઓનું મોઢું આવતુ નથી, ઉંઘ માટે લાઇકર મોર્ફીયા આપ્પરતી માત્રામા આપતા આથી ઘણી સારી અસર થાય છે

મરકયુરીઅસ કેરાસીવ્સ—ચોથા દરજ્જાના પ્લેગમાં લાગુ પડે છે, ગાંઠો મટે છે અને ઝેરી જતુનો નાશ થાય છે

૧૧ બરફની કોથળી માથા ઉપર ફેરવવી—આથી સન્નીપાતમાં ઘણો જ ફાયદો થાય છે. ચુસવા પણ દેવુ

૧૨ બ્રોમાઇડ પોટાસ—ઉંઘ સારી આવી દરદ દબાય છે દરદીને રાહત મળે છે

૧૩ લાઇકર મોર્ફીયા—ઉંઘ આવવા માટે તથા ઉલટી માટે ઘણીજ સારી જણાઇ છે.

૧૪ સ્વચ્છ હવા—આ દરદીને ઘણો જ ફાયદો કરે છે

ઉપરની દવાઓ જે ખાસ ફાયદાકારક માલુમ પડેલી છે તે શીવાય બીજી નીચેની દવાઓ પણ ઉપયોગી જણાઇ છે

૧૫ લીચેસીસ, ૧૬ કોસા, ૧૭ ઇતપ્સકોરેતીનમ, ૧૮ એપનીથીવા, ૧૯ આયોડાઇન, ૨૦ વીલાયતી મીઠું.

**૧૫ લીચેસીસ**—લક્ષણો ક્રોટેનસ મુજબ પરંતુ ફેર એટલો છે કે -૧ લોહી વહી જવાનો સ્વભાવ ઘણો થોડો, તાવની ઠંડી લાગતા લોહી કોઇ કોઇ વાર ગઠાયેલુ, ઠંડી ને ગરમી વારા ફરતી લાગે છે, ઠંડો પરસેવો પુષ્કળ વળે છે. ઠંડુ પાણી પીવાથી શરીરે ટાઢ ચડની, ઊંઘમાં હાથ પગના પોચા કરડવા, જમણી બાજુ દુખાવો તેથી ડાબી બાજુ સુવુ, ક્રોટેનસમા પસીનો જોવો પડે છે આમા પસીનો જોવા પડતો નથી. આ દવા વાપરતી વખતે દરદી સુવા કે સગડી પાસે બેસવા ઇચ્છા કરે છે. ક્રોટેલસમા આ લક્ષણ હોતું નથી આવા લક્ષણો જણાય ત્યારે વાપરવી સીરીંઝ મારવાથી વીશેષ ફાયદો જણાય છે

**૧૬ કોબ્રા**—ક્રોટેલસમાં જણાવેલાં લક્ષણો પરંતુ નીચેના ખાસ લક્ષણો પર લક્ષ આપી સીરીંઝ મારવી.

માથાનો દુખાવો, ખુલ્લી હવામા રાહત લાગે, ઉંડ જેમ કે ચાલવાથી વધારો, તમાકુ પીવાથી નરમ લાગે, ને દારૂ પીધાથી તે દુખાવા (માથાનો) તદન મટી જાય એમ જણાય, ઘણુ નીરાશપણુ, હૃદય ફડફડતું જલ્દી ચાલતું, જીભ મો સુકાય છતા તરસ ન લાગે, નાડીની ચાલ ઉતાવળી અનીયમીત, ટાઢ તાવ વખતે અગ્નિ પાસે બેસવા બહુજ આતુર, આવાં લક્ષણો જણાય ત્યારે વાપરવું

**૧૭ ઇલપ્સકોરેલીનસ**—લક્ષણો ક્રોટેનસ મુજબ પરંતુ તેમા ફેર માત્ર એટલોજ કે, લોહી ઘણુ વહી જાય છે પણ તે કાળુ અને પાતળુ હોય છે

૧ ક્રોટેલ્સ, ૨ કોબ્રા, ૩ લીચેસીસ, ૪ ઇલપ્સકોરેનીલસ, આ ચાર દવા મુખ વાટે નહીં આપતાં ચામડીમાં સીરીંઝ મારવાથી વધારે અને જલ્દી અસર કરે છે

**૧૮ આપટીશીયા**—પ્લેગમા નીચેનાં લક્ષણો જણાય ત્યારે આ દવા વાપરવી આખા શરીરમાં તાવની ગરમી, પસીનો, ઝાડા અને ઠંડીમાં બેસવાની ઇચ્છા, ન્હાવાની, પગ ધોવાની, ખુલ્લી હવાની ઇચ્છા.

**૧૯ આયોડાઇન**—આયોડાઇનનુ એક ટીંપુ પાણીમા મેળવી બબે કલાકે આપવુ ને ગાંઠ ઉપર ટીંચર આયોડાઇન લગાવવુ. આ ઇલાજથી મુક્તિફોજવાળાએ એકાવન કેસમાથી પચાસ કેસ સુધાર્યા હતા ગાંઠ પર આયોડાઇન આખો વખત ઘસવાનુ શરૂ રાખવુ

**૨૦ વીલાયતી મીઠું**—ગાંઠ દેખાય કે બે ઓસ વીનામતી મીઠામાં ઉંચી જાતનો બ્રાન્ડી એક ચમચી મેળવી પાવુ

---

## ગરીબોના ગામડીઆ ઉપાય.

( લે વૈદ્ય દુર્લભદાસ હરજીવન પારેખ, રાણપુરવાળા )

( અનુસંધાન અંક ૮ ના પૃષ્ટ ૩૨૧ થી )

---

### કેટલાએક વ્યાધિમા ડામ દેવાની કૃતિ

ઘણા અસાધ્ય, હઠીલા અને જડ ઘાલી પડેલા દરદોમા દવાની અસર જ્યારે કાંઇ જણાતી નથી ત્યારે ગામડાના લોકો ડામ દેઇને તેવા રોગો નાબુદ કરે છે

૧ દાઢનો ડામ —ગમે તે દાઢ દુખતી હોય ત્યારે મોઢુ બરાબર પહોળુ રખાવીને એક ખીલો ઉનો કરીને ઉપર ડામ દેવો, તેથી દાઢનુ દુખ મટી જાય છે

૨ બરોળની ગાંઠનો ડામ—બરોળને જ્યારે દવાઓથી અસર થતી નથી અને અસાધ્ય થઇ પડે છે તેવા દરદીને ડામ બરોળ ઉપર સાત અથવા નવ દેવાથી મટી જાય છે

૩ કાળજાની ગાંઠનો ડામ—કાળજાની ગાંઠને પણ ઉપર મુજબ ડામ દેવામાં આવે છે.

૪ વધરાવળ ઉપર ડામ—જે ભાગની વધરાવળ વધી હોય તેના સામા પગની ઘુંટીએ બે ડામ આપવા અથવા બન્ને ભાગની વધરાવળ વધી હોય તો બન્ને બાજુના પગની અંદરની ઘુંટીઓ પાસે ડામ દેવા

૫ ઝામરવાનો ડામ—માથાના દરદોમા જ્યારે ઝામર જેવો સખત દુખાવો થાય છે ત્યારે નેત્રના ઉપર એક તસુ બન્ને બાજુ ત્રણ ત્રણ ડામ દેવાથી માથાનાં દરદો મટી જાય છે.

૬ રસોળી ઉપર ડામ.—શરીરના કોઇ પણ ભાગ ઉપર જ્યા રસોળી હોય અને તેની વૃદ્ધિ થતી હોય તો તેના ઉપર પાંચ અથવા ત્રણ ડામ દેવા

૭ બરડાના દુખાવાનો ડામ—બરડાના કોઇ ભાગમાં દુખ થતું હોય (જેને મરડો ફાટવો કહેવાય છે) ત્યારે કમર ઉપરના ભાગમાં કરોડની બાજુએ બબ્બે ડામ દેવા

૮ સધિવાનો ડામ—જે ઠેકાણે વાથી સાધા દુખતા હોય અથવા વાથી રહી ગયેલ હોય તો દુખતા ભાગ ઉપર બે અથવા ત્રણ ડામ દેવા

આ સિવાય બીજા ઘણા દરદોમાં ડામ દેવાનો રીવાજ ગામડાઓમા પ્રચલિત છે જો કે હાલના સુધરેલા જમાનામાં તે ઉપાય રાક્ષસી અને ઉટવેદા તરીકે ગણાય છે પરંતુ ડામ આપનાર અનુભવી હોય અને દરદને સમજીને ડામ દેવામાં આવે તો અવશ્ય ફતેહમંદ નીવડે છે

જે ઠેકાણે ડામ આપવા તે ઠેકાણે પાણીમા રાખ પલાળી ચણાની દાળ જેટલું ટપકું કરવુ તે ઉપર એક લેખણ જેટલો લોઢાનો સળીઓ અરધો તપાવી લાલચોળ જેવો થાય ત્યારે દરદીને સુવાડી એકજ મીનીટમાં બધા ડામ આપી દેવા

---

# भारतीय वनस्पतिनी नवी ढब मुजब शोधखोळ करवानी जरुरीयात विषे.

(લેખક શ્રીયુત અમૃતલાલ સુંદરજી પઢિયાર)

ભારતવર્ષનું વૈદકશાસ્ત્ર ઉત્તમમા ઉત્તમ પ્રકારનું છે એ વાતમાં હીંદના ઘણા લોકોને કંઇ પણ શંકા નથી છતા પણ હાલના વખતમા પશ્ચિમની ડૉક્ટરી વિદ્યાનું જોર વધતું જાય છે, અને દેશી વૈદક દબાતું જાય છે એથી દેશી વૈદકની અને દેશના લોકોની તંદુરસ્તીની બહુ ખરાબી થાય છે કારણ કે જે દેશમા લોકો ઉત્પન્ન થયેલા હોય તે દેશની દવાઓ જે દેશના માણસોની પ્રકૃતિ ઉપર ખાસ વિશેષ અસર કરી શકે છે આવો કુદરતનો નિયમ હોવાથી બીજા કોઇ પણ દેશની દવા આપણને જેટલો ફાયદો કરી શકે તે કરતા આપણા દેશની ઓષધી આપણને વધારે ફાયદો કરી શકે તેમ છે અને તેમ છતા અફસોસ કે આપણું દેશી વૈદક શાસ્ત્ર ઝીંખુ પડતું જાય છે, દબાતું જાય છે અને મરતું જાય છે આમ થવાના ઘણાએક કારણો છે, તેમાનું એક કારણ એ છે કે ઘણીએ દેશી વનસ્પતિની હાલના સાયન્સ પ્રમાણે શોધખોળ થયેલી નથી. તેથી ઘણી વનસ્પતિઓ અતિશય ગુણવાળી છતાં પણ જેવા જોઇએ તેવા ઉપયોગમા આવી શકતા નથી એમ થવાનાં ઘણા કારણો છે જેમકે,

**હાલના લોકોને પશ્ચિમના સાયન્સની ચાળણીમા ચળાયેલો માલ જોઇએ છે.**

ઇંગ્રેજી લોક આ દેશમા આવીને લોકો ઉપર એક એવી જાતની અસર કરેલી છે કે જ્યાં

સુધી કોઇ પણ દવા સંગર્થ ડાક્ટરોની શોધ ખોળથી સિદ્ધ થાય નહિ અને સેંકડો ડૉકટરો તેનો ફાયદો લાભ લે નહિ ત્યાં સુધી કોઇ પણ અજાણી વસ્તુઓ વાપરવી નહિ, પણ જે વસ્તુના ગુણ દોષ બરોબર રીતે જણાય તથા તે વસ્તુ શરીરમાં ગયા પછી કેટલા વખતમાં શું અસર ઉપજાવે છે તે જણાય અને એ અસરને રોકવી હોય ત્યારે રોકી શકાય તથા એ અસરને વધારવી હોય ત્યારે તેને વધારી શકાય અને એ અસરને નિર્મૂળ કરી શકાય તેવી ખાતરી લાયક જ્ઞાનના લોકોને જોઇએ છે અને આપણી કેટલીક વનસ્પતિઓ અતિશય ગુણવાળી હોય જેમકે કોઇ વનસ્પતિથી તુરત જ "મરડો" મટી જતો હોય, કોઇ વનસ્પતિથી "ખરજવું" મટી જતું હોય, કોઇ વનસ્પતિથી "હરસ" મટી જતા હોય, કોઇ વનસ્પતિથી "ભગંદર" મટી જતું હોય, કોઇ વનસ્પતિથી "કંઠમાળ" મટતું હોય, કોઇ વનસ્પતિથી "ક્ષય" મટતો હોય અને કોઇ વનસ્પતિથી "કોઢ" મટતો હોય, એવી ચીજો પણ આપણા દેશમાં મોજુદ છે. પણ એવી ચીજોના પાકે પાકા ગુણ દોષ માટે ખાતરી લાયક પુરાવા ઘણા વૈદરાજો લોકોને બતાવી શકતા નથી તેથી એવી કિમતી દવાઓ ઉપર પણ સુધરેલા લોકોની શ્રદ્ધા બેસતી નથી એથી બહુ સસ્તી દવા હોય, બહુ જ જલદીથી ફાયદો થાય તેવી દવા હોય અને તદન નિર્દોષ વસ્તુ હોય છતાં પણ તેને વાપરતા ઘણા લોકો બહુ ડર્યા કરે છે કારણ કે આજના જમાનાની રીત પ્રમાણે આપણી વનસ્પતિઓના ગુણ દોષ નક્કી થયેલા નથી તેથી તેનો જેવો જોઇએ તેવો લાભ લેવાતો નથી માટે આપણે અમુલ્ય ઔષધીઓનો વધારે વધારે લાભ લેવાય તે સારૂ સાયન્સની ચાળણીમાંથી આપણી કિમતી ઔષધીઓને ચાળવી જોઇએ એવી સેવા કરવાથી દેશી વનસ્પતિની કિમત વધારી શકાય છે અને દેશી વૈદકશાસ્ત્રને ટેકો આપી શકાય છે

**ઔષધીઓના ગુણદોષ જાણ્યા વિના લોકો તેને વાપરવા ચાહતા નથી.**

ઇંગ્રેજી વિદ્યાએ લોકો ઉપર એવો છાપ બેસાડેલો છે કે આ શોધખોળનો જમાનો છે આ પ્રત્યક્ષ પ્રમાણનો વખત છે, અને આ ખાતરી કરવાનો વખત છે એમને એમ જેમ આવ્યું તેમ ચલાવી લેવાનો વખત નથી એટલે અસલના વખતમાં જેમ "વાટયું ઓસડ ને મૂઓ જોગી" એવી કોઇ જાત ભાત જોતું નહીં, તેમ હવેના વખતમાં ચાલવાનું નથી અસલના વૈદો પોતાના દરદીઓને શું દવા આપે છે તે જણાવતા નહોતા માત્ર વૈદના ભરોસા ઉપરજ દરદીઓ દવા લેતા હતા પણ આજે એવી રીતે દરદીઓને અંધારામાં રાખવાનો વખત નથી, અને એવી રીતે અંધારામાં રહીને દવા લીધા કરે એવા લોકો પણ નથી હવેના લોકોને તો ચોખ્ખું પ્રીસ્ક્રીપશન જોઇએ છે તમે અમારા રોગ માટે કઇ કઇ દવા વાપરો છો અને એ દવાનો શું શું ગુણ છે તે વૈદોની પાસેથી દરદીઓ તથા તેના સગાવહાલા જાણવા ઇચ્છે છે, અને જો એ બાબતમાં વૈદો દરદીના મનનું સમાધાન ન કરી શકે તો દરદીઓ દવા લેતાં અચકાય છે, પણ આપણા દેશની ઘણી જાતની અમૂલ્ય વસ્તુઓના ગુણ દોષ પણ હજી હાલની સાયન્સની રીત પ્રમાણે શોધાયા નથી એટલે ઘણી જાતની દવાઓ માટે સંતોષકારક પૂરતા ખુલાસા ઘણા વૈદો આપી શકતા નથી, જેમકે કોઇ વૈદ તુળશીના પાદડાથી ઘણી જાતના રોગ મટાડતો હોય ને વૈદને જો એમ પૂછવામાં આવે કે તમે અજીર્ણ ઉપર તુળશી આપવાનું કરો છો, પણ તુળશી હોજરીમાં જઇને જઠરાગ્નિ ઉપર શું અસર કરે છે, આંતરડાં ઉપર તેની કેવી અસર થાય છે, લોહી ઉપર તેની કેવી અસર થાય છે, ફેફસાં ઉપર તેની કેવી અસર થાય છે, એ તમે જાણો છો ? અને કદી તેની બહુ સ્ટ્રોંગ અસર થાય તો તેનું નિવારણ કરવાની દવા તમારી પાસે છે ? એ દવા કદી તમારી પાસે હોય અને તે દવા આપો તો એ દવા શરીરની અંદર જઇને શું કામ કરે છે, એ તમે સમજાવી શકો તેમ છો ? આ બધી બાબતોના જેવા જોઇએ તેવા ખુલાસા ઘણાએ દેશી વૈદો આપી શકતા નથી કારણ કે નવી ઢબ પ્રમાણે આપણી દેશી ઔષધીની જેવી જોઇએ તેવી શોધ ખોળ થઇ નથી. તેને લીધે આવી બાબતોમાં સામા માણસને સંતોષ થાય

તેવા ખુલાસા આપી શકતા નથી અને એવા ચોખ્ખા ખુલાસા ન થાય ત્યા સુધી ઉત્તમ ઉત્તમ દવાનો પણ લોકો છૂટથી લાભ લેતા નથી માટે ખુલ્લા "પ્રીસ્ક્રીપશન" લખી શકીએ અને વનસ્પતિના ગુણ દોષ સમજાવી શકીએ એમ કરવાની ખાસ જરૂર છે

### આપણી વનસ્પતિની દવાઓ બહુ ટૂંક મુદતમા બગડી જાય છે. તે ઘણો વખત સુધી ન બગડે તેવી જાતની શોધ કરવી જોઇએ.

આપણી વનસ્પતિની ઘણી જાતની દવાઓ ઉત્તમો ઉત્તમ છે એટલું નહિ, પણ બહુ ભયંકર હઠીલા રોગો મટાડી શકે તેવી છે અને તે બધી વાતો માત્ર ગ્રંથોમાં લખેલી છે એટલુંજ નહિ, પણ સેકડો વૈદો હજી સુધી પણ લાભ લીધા કરે છે વળી એવી કિંમતી દવાઓ હમણા જ શોધી કાઢી છે એમ પણ નથી પણ છેક જૂનામા જૂના ઋગ્વેદના વખતથી તે દવાઓ વપરાતી આવે છે આવી દવાઓમા પણ આજના જમાનાની દૃષ્ટિએ જોતા એક મોટો દોષ છે અને તે એકે એવી સરસમા સરસ દવાઓ પણ બહુ ટુંક વખતની અંદર બગડી જાય છે જેમકે તેનો રસ કાઢેલો હોય તો તે થોડા કલાકોની અંદર બગડવા માડે છે તેની ચટણી બનાવેલી હોય તો તે થોડા દિવસની અંદર બગડવા માડે છે તેનો ભૂકો બનાવેલો હોય તો થોડા મહીનાની અંદર તેનો ગુણ ઓછો થતો જાય છે અને તેની ગોળીઓ બનાવી હોય તો તે ગોળીઓ પણ એકાદ વરસની અંદર હીનવીર્ય બની જાય છે મતલબ કે તાજી દવાઓ કામ લાગી શકે છે, અને તે વાત હાલના વખતના લોકોને પરવડે તેમ નથી કારણ કે હાલના પ્રવૃત્તિના વખતમાં જ્યારે લોકોને ખાવાપીવાની કે ઉંઘવાની પણ પૂરી ફુરસદ નથી. એવા વખતમાં લોકો જંગલમાં તાજી દવાઓ તોડવા જાય અને તેને વાટી ઉકાળા બનાવવામાં કલાકોના કલાકો કાઢે એ કામ પરવડી શકે તેમ નથી માટે આપણી દેશી દવાઓની નવી રીત પ્રમાણે શોધખોળ થવી જોઇએ અને તેનું ઉપરનું સ્વરૂપ બદલાય છતાં પણ તેના ગુણ કાયમ રહે એમ થવું જોઇએ એટલુંજ નહિ, પણ જેમ બને તેમ વધારેમા વધારે વખત સુધી તેના ગુણ ટકી રહે તેમ કરવુ જોઇએ. એ માટે દવાઓની અંદર બીજા તત્વો મેળવવા પડે તો તે મેળવવાં જોઇએ પણ એવાં તત્વો મેળવવાથી અમુક દવાના ગુણમાં કંઇ ફેર ન પડી જાય તેની ખાસ કાળજી રાખવી જોઇએ જો આ પ્રમાણેજ શોધ થાય અને આપણી દેશી વનસ્પતિઓની દવાઓના ગુણ લાંબો વખત સુધી ટકી શકે એવી યુક્તિઓ શોધાય તો દેશી વૈદકને બહુ મોટો ટેકો મળી જાય અને દેશને તથા વૈદોને બહુ ફાયદો થાય માટે નવી ઢબ પ્રમાણે ભારતીય વનસ્પતિની શોધખોળ કરવાની જરૂર છે

### જે દવા ફાયદાકારક જણાય તે થોડી દવાથી ચાલે તેમ નથી, પણ તેવી દવાની બહુ મોટા પ્રમાણમા જરૂર પડે છે.

દેશી વૈદકને ખીલવવા માટે ભારતીય વનસ્પતિની નવી ઢબ મુજબ શોધખોળ કરવાની ખાસ જરૂર છે એનું એક મુખ્ય કારણ એ છે કે આજ દિવસ સુધી દેશના જે ભાગમાં જે જાતની દવા ઉત્પન્ન થતી હોય તે ભાગના લોકો તે દવાનો લાભ લેતા હતા. પણ દેશના બીજા ભાગોમા એ દવા પહોંચતી નહોતી કારણ કે રેલવે, તાર, પોષ્ટ, આગબોટ, છાપાઓ વિગેરે ખાતાઓની સગવડો નહોતી, તેથી સારી સારી દવાઓ પણ માત્ર અમુક અમુક ભાગમાં રહી જતી હતી, પણ આજે એવો વખત નથી. આજે તો જે દવા ગુણકારક છે એમ સિદ્ધ થાય તો તે દવા ખરીદવાને માટે આખી દુનિયાના લોકો તૈયાર છે અને થોડા દિવસોની અંદર દુનિયાના દરેક ભાગમાં કોઇ પણ દવાને પહોચાડી શકાય તેમ છે જેમકે કવીનાઇન માટે એમ સિદ્ધ થયું કે ઘણી જાતના તાવ ઉપર તે બહુ સારૂં કામ આપી શકે છે. એટલે આખી દુનિયામાં તેની ખપત થાય છે અને ઘણો વખત સુધી તે બગડે નહિ એવું તેનું રૂપ બનાવેલું છે એ રીતે જેને દેશી ઔષધી અતિશય ગુણકારી હોય તે વસ્તુઓનો નવી ઢબ પ્રમાણે ઉપયોગ કરવો જોઇએ, અને તે આખી દુનિયાને પૂરી પડી શકે એવા ઉપાયો કરવા જોઇએ. જ્યારે એમ કરીએ ત્યારેજ

આપણે આપણા વૈદક શાસ્ત્રની સેવા બજાવેલી ગણાય પણ જ્યા સુધી આપણી વનસ્પતિની દવાઓને લાબો કાળ સુધી સાચવવામા ન આવે તથા જ્યા સુધી બહુ મોટા પ્રમાણમા જ્યાનથ રીતે દુનિયાને દવા પૂરી પાડી શકીએ નહિ, ત્યા સુધી કોઇ પણ વસ્તુથી કઇ સગીન ફાયદો થાય નહિ. ભલે ગમે તેવી સારામાં સારી દવા આપણી પાસે હોય પણ જ્યા સુધી બહુ મોટા પ્રમાણમાં તેનો લાભ લોકોને આપી શકાય નહિ, ત્યાં સુધી એ દવાથી કઇ દુનિયાને સગીન લાભ મળ્યો ગણાય નહિ. અને ઘણી જાતની વનસ્પતિઓ ચોક્કસ ઋતુમાજ થનારી હોય છે તથા ઘણી જાતની વનસ્પતિ અમુક દેશમાજ થનારી હોય છે, દુનિયાના બધા ભાગમાં થઇ શકતી નથી, એવી જાતની વનસ્પતિની દવાઓને મોટા પ્રમાણમા બનાવવાની તથા તેને જાળવી રાખવાની શોધખોળ કરવી જોઇએ અને એ કામ હાલના સાયન્સને બાજુમાં રાખ્યા વિના થઇ શકે તેમ નથી માટે હાલના રસાયણશાસ્ત્રની મદદથી, આપણે આપણા દેશની વનસ્પતિની મદદથી આપણે આપણા દેશની વનસ્પતિની કિંમત વધારવી જોઇએ અને આખી દુનિયામા તેનો ફેલાવો થાય એવા ઉપાયો કરવા જોઇએ જ્યારે એમ કરીએ ત્યારે જ આપણે આપણા વૈદકશાસ્ત્રની કઇક થોડી ઘણી સેવા કરી કહેવાય

## આપણા દેશમાં ઉત્તમમાં ઉત્તમ વનસ્પતિ છે, છતા પણ તેનો જેવો જોઇએ તેવો લાભ લેવાતો નથી.

પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આપણા દેશના હવા પાણી એવા સરસ છે કે તેમાથી કુદરતી રીતેજ દરસાલ અનેક જાતની મહાન કિંમતી ઔાષધી થયાં જ કરે છે પણ અત્યારે આપણા દેશના લોકો એવા અજ્ઞાન બની ગયા છે, એવા બેદરકાર બની ગયા છે અને એવા નિર્બળ બની ગયા છે કે જે વનસ્પતિ દરસાલ કરોડો રૂપિયા અપાવી શકે તેની સામે પણ તેઓ જોતા નથી જે વનસ્પતિથી જગતના અનેક માણસોના ભયકર રોગો મટી શકે તે ઔષધીની પણ તેઓ દરકાર કરતા નથી, અને જે વનસ્પતિ આખી દુનિયામાં ભારતને કીર્તિ અપાવે તથા તેના શોધકોનો મહિમા વધારે એવી નિર્દોષ, અમુલ્ય વસ્તુઓ સામે પણ તેઓ જોતા નથી અને તેને બદલે હીનગુણવાળી, શરીરમા જઇને પાછળથી કાઇક વીકૃતિ કરનારી આપણા દેશના લોકો, કુદરતી રીતેજ સર્વ રીતે માફક ન આવે તેવી અને બહુ ખર્ચાળ પરદેશી દવાઓ વાપરે છે આમ થવાનું કારણ એ છે કે આપણા દેશની વનસ્પતિના ગુણદોષ હાલની શોધખોળ પ્રમાણે થયેલા નથી, તેથી પાસ થયેલા ડૅાક્ટરો તેનો છુટથી ઉપયોગ કરતા નથી અને જે કાઇ થોડા ઘણા વૈદો કાઇ કાઇ જાતની વનસ્પતિ વાપરતા હોય, તે બીજાઓને બતાવતા નથી. અને તેઓ પોતાના બહુજ નાના સરકલની અદર કામ કર્યા કરે છે, એટલે તેની અસર દુનિયાના બીજા ભાગો સુધી પહોચતી નથી. તેને લીધે આપણા દેશની સારામા સારી વનસ્પતિ પણ અધારામા રહી જાય છે. યાદ રાખજો કે આપણા દેશની વનસ્પતિમા ગુણો ઓછા છે માટે તે અંધારામાં રહે છે એમ નથી, પણ આપણા દેશની ઔષધીના ગુણો હાલના સાયન્સ પ્રમાણે શોધનારા માણસો નથી. તેને લીધે જ આપણા દેશની ઉપયોગી વનસ્પતિ પણ અધારામા રહી જાય છે

આપણા દેશની વનસ્પતિ બહુજ સારી છે, એમ કઇ માત્ર મોઢેથીજ કહી દેવાની વાતો નથી. પણ આપણા વૈદકના અનેક ગ્રથોમાં તેના મહિમાના વર્ણનો છે એ સિવાય કોઇ કોઇ સાધુ સતને મોઢેથી તથા ઘરડા માણસોના મોઢેથી ચમત્કારિક વનસ્પતિની ઘણી વાતો આપણે સાંભળ્યાં કરીએ છીએ. અને આપણી આસપાસના એવા કોઇ કોઇ કેસો પણ આપણે જોઇએ છીએ કે જેમાં તદન, નિર્દોષ એકાદી વનસ્પતિથી બહુજ ભયકર રોગ મટી ગયો હોય, છતા પણ એવી અમૂલ્ય ઔષધી તેના પુરેપુરા બહારમા દુનિયાની હજુરમા રજુ થતી નથી તેનુ મુખ્ય

કારણ એજ છે કે હાલની રીત પ્રમાણે એ ઔષધીઓના તત્વો શોધાયેલા નથી તેથી અનેક ગુણ છતાં ઘણી જાતની ઔષધીઓ અંધારામા રહી જાય છે માટે એવી ઉપયોગી વસ્તુનો ઉપયોગ વધારી તેમાથી લાભ લેવા સારૂ તથા એ લાભ આપણા બીજા બંધુઓને અને આખી દુનિયાને આપવા સારૂ છેલ્લામા છેલ્લી શોધો પ્રમાણે આપણી વનસ્પતિઓના પૃથક્કરણ કરાવવાં જોઇએ. અને તેમા શુ શુ તત્વો રહેલાં છે અથવા શુ શુ ગુણો રહેલા છે તે સુધરેલા દેશના વિદ્વાન ડૉકટરોને બતાવી આપવુ જોઇએ જો એમ કરીએ તો હાલના વખતમાં ડૉકટરો એટલા બધા જીજ્ઞાસુ છે, એટલા બધા શોધક વૃત્તિના છે અને એટલા બધા સમયસૂચક છે કે તેઓ લાભે લોભે અથવા બીજા કોઇ પણ કારણોને લીધે તેનો લાભ લીધા વિના રહેશે નહિ. માટે આપણે આપણા દેશની ઉત્તમ ઔષધીઓની સાયન્સની રીત પ્રમાણે શોધખોળ થાય તેવા ઉપાયો કરવા જોઇએ (અપૂર્ણ)

---

## रेवन्यु खाताना नोकरोनी मुशीबतो.

આજીવીકા એ મનુષ્યનો મુખ્ય વ્યવસાય છે, અને જેમ વખત જાય છે તેમ આ વ્યવસાય દુર્ઘટ થતો જાય છે. સ્ટીમર અને રેલ્વેને લેઇને પૃથ્વીની મર્યાદા કેમ જાણે સંકોચાતી થઇ હોય તેમ એક જગ્યાની ચીજ જ્યા વિશેષ જરૂર હોય ત્યાં બીજે સવડ ને સત્વરતાથી ખસડી જવાના પરીણામે જે ચીજ પેદાશની જગ્યાએ પ્રથમ સોંઘી મળતી હતી તેજ ચીજ અત્યારે તેજ જગ્યાએ તેના કરતાં ત્રણ ગણી કીંમતે પણ પ્રાપ્ત કરવી મુસ્કેલ છે

આ મુસ્કેલી વિશેષ કરીને હિંદુસ્તાન જેવા કેવળ ખેતી અને કાચી ચીજો ઉત્પન્ન કરનાર દેશમા વિશેષ પ્રમાણમા દ્દષ્ટિગોચર થાય છે.

જે દેશના સાદા જીવનને જરૂરીયાત ચીજો ઘણીજ ઓછી કીંમતે મળી શકતી હતી અને તેથી કરી સામાન્ય સ્થિતિનો માણસ પણ પોતાની ટુંકી આવકમા પોતાનુ ગુજરાન આસાનીથી કરી શકતો હતો તેજ દેશમાં આજે પાશ્ચિમાત્ય સુધારાએ પગ પેસારો કરવાથી હાજતો વધવાની સાથે જીવનની જરૂરીયાતો મોંઘી થવાથી સારી કમાણીવાળાને પણ પોતાની સ્થિતિ અનુસાર સ્વમાન સભાળીને રહેવુ એ અતિશય કઠીણ થઇ પડયું છે

ગૃહ વહીવટની ઘરગથુ ચીજો અને જીવન નીભાવવાનાં સાધનો જેવા કે અનાજ, તેલ, ઘી અને બળતણ પણ છેલ્લાં ત્રીશ વરસની અંદર મૂળ કીંમતથી બમણી કીંમતે પણ મળી શકતાં નથી.

દરેક માણસ જે ધધો કરે છે, તેનો મૂળ આશય તો પોતાનુ અને પોતાના કુટુંબનો નિર્વાહ કરવાનો હોય છે, અને જો તે ધંધાથી આ આશય ન સચવાય તો ઉત્તમ રસ્તો એજ છે કે તે ધંધો છોડી દેવો, અગર તો એ ધંધાની કમાણી વધારવાને પ્રયત્નશીલ થવુ

આજ સૂત્રને આધારે દરેક દેશની અંદર જ્યારે ત્યારે કેટલીક ઉપાધી ઉત્પન્ન થયેલી છે અને થાય છે દરેક દેશના મજુર વર્ગે આ દીશામા સતત પ્રયત્ન કરી પોતાની આર્થીક સ્થિતિ સુધારવાને માટે પુરતા ઉપાયો યોજ્યા છે, અને તેમા કાંઇક અંશે ફતેહ પામ્યા છે તે પ્રયત્નનુ અનુકરણ સરકારી નોકરીમાં રહેતા માસીક પગારદાર મજુરો કરે તો તે સ્વભાવિક છે, અને આપણે જોઇએ છીએ કે તેમ કરવાની ફરજ અને જરૂર કેટલાએક ખાતાના કેટલાએક નોકરોએ જોઇ છે

આ વાતાવરણ જ્યારે જોરબંધ ફેલાતુ ચાલે છે ત્યારે દરેક ખાતાના કાર્ય કરતા અધીકારીની ફરજ છે કે પોતાનુ ખાતુ આ વાતાવરણના વંટોળીયામા સપડાય તે પહેલાં ઘટતા ઉપાયો યોજી ભવિષ્યની ઉપાધીને ટાળવા પ્રયત્ન કરવો જોઇએ જો તેમ ન થાય અને આગળ જતાં નાના નોકરોને પુરતો ન્યાય ન મળે અને તે મેળવવાને માટે અંતીમ ઉપાયો તેમને યોજવાની

જરૂર પડે તો તેવે વખતે આવી પડેલી વિપત્તિને પહોચી વળવામાં હજારો મુશ્કેલીઓ નડે છે તેવુ તાજુંજ મુબઇના પોષ્ટમેનોની હડતાળે સાબીત કરી આપ્યુ છે આવે વખતે જે તજવીજો કરવામા આવે છે તે આગ લાગે ત્યારે કુવો ખોદવા જેવી રીતે ફતેહમદ નીવડતી નથી 'અને તેના પરીણામે અનેક માણસોને તકલીફ ઉઠાવવી પડે છે સામાન્ય રીતે ભોગ તો આવે પ્રસગે નોકરોનીજ કાઢવામા આવે છે જો કે અધીકારીઓને કાન ઉપર ભવિષ્યની મુશીબતનાં વાજા એક કરતાં વધારે વખત વગાડવામાં આવેલા હોય છે, અને તેમણે આંખ આડા કાન કરવા-થીજ એવી મુશ્કેલીઓ ઉભી થઇ હોય છે

દાખલા તરીકે આપણે હાલ તુરત સરકારના મહેસુલી ખાતાની પરીસ્થીતીનું અવલોકન કરીશુ તો આપણુને જણાશે કે સ્થાનીક સરકાર અને મહેસુલી ખાતાના કરતા કારવતા અધી-કારીઓ કેમ જાણે એમ સમજતા હોય કે હીંદુસ્થાનની સ્થીતી આજથી પચાસ વર્ષ પહેલાં હતી તેવીને તેવીજ હાલ છે

પચાસ વર્ષ પહેલા ખાસ જરૂરીયાતની ચીજોના જે ભાવો હતા તે ભાવો આજે ત્રણ ગણા થઇ ગયા છે જીવન વ્યવસાય, મોંઘવારી, અને પાશ્ચાત્ય કેળવણીને લેઇને દોહલો થઇ પડયો છે છતાં પણ આ વાત મહેસુલી ખાતાના અધીકારીઓના લક્ષ ઉપર આવી નથી યા તેમને તે લક્ષ ઉપર લાવવી નથી એવુ આ ખાતાના નોકરોની સ્થીતી ઉપરથી સ્પષ્ટ દેખાય છે.

જ્યારે દરેક ખાતામા એક કરતા વધારે રીવીઝનો થઇ ખાતાના નાના મોટા નોકરોના પગારમાં પચાસથી સો ટકા જેટલો વધારો થઇ ગયો છે ત્યારે મહેસુલી ખાતાના નોકરોના પગારો સને ૧૮૬૯ ની સાલના જે બધાયલા તેમાં ભાગ્યેજ જાણવા જેવો સુધારો થયો હોય.

થોડા વખત પહેલા જ્યારે તલાટીઓએ પોતાની સ્થીતી સબધમા પુષ્કળ ઉહાપો કર્યો ત્યારે તેમને કેવળ નજીવો લાભ આપી શાત કરવામાં આવ્યા હતા તેજ પ્રમાણે તેજ અરસામા મામલતદારોએ પોતાની સ્થીતી સરકારની નીધા ઉપર આણી ત્યારે તેમને ફક્ત નામનાજ ગેઝીટેડ ઓફીસરની ગણુનામા આણી તેમને મળતું મેજીસ્ટ્રીરીયલ એલાઉન્સ લઇ લેઇ તેને બદલે વચમાં એક ગ્રેડ ઘાલી જેમ બાળકને પાણીમા ચદ્રનું પ્રતીબીંબ બતાવી પટાવવામા આવે તેમ મહેસુલી ખાતાના આ મહત્વના અધીકારીઓને ટાડા પાડવામાં આવ્યા હતા

કારકુનને માટે જોઇએ તો એક વખત છેલી ગ્રેડ દશની હતી તે ગ્રેડ પદરની કરવા શીવાય ખરી રીતે કશુ કરવામાં આવ્યું નથી હાલ છેલ્લી ગ્રેડ વીસની કરવાનો જે પ્રયત્ન થાય છે તો તે એકના ભોગે બીજાને નામનો લાભ આપવા જેવો છે કારણ જીલ્લામા પદરની જ-ગ્યાએ ઓછી થાય તેના પ્રમાણમા વીસનો પગાર બીજાને આપી શકાય છે અને તેથી ઓછા માણસે વધારે કામ લેવાનુ અખતરો કરી બીજા કારકુનોને વગર વધારે કામના બોજામા દાટ-વામાં આવે છે અને બીજી તરફથી સુપીરીયર ગ્રેડમા જવાના દરવાજાઓ અદ્યાપી પર્યંત ખુલ્લા હતા તેને સાકળ ચડાવી મહેરબાનીના માણસોને માટે ખુલવાનો ક્રમ શરૂ થયો, એટલે ખરી રીતે જોઇએ તો આ કહેવાતા રીવીઝનથી કારકુનોને કાઇ પણ ફાયદો થયો હોય એમ કહેવાય નહીં

આ સ્થીતીમા મહેસુલી ખાતાના નાનેથી મોટા બધા નોકરો અસતુષ્ટ રહે એમા નવાઇ નથી, અને આ અસતોષ કેટલો વખત નભશે અને પરીણામે શેમા વીરામશે એ એક અગત્યનો સવાલ હોઇ અધીકારી મડળને ખાસ ધ્યાનમા લેવા જેવો છે અપૂર્ણ.

---

અમદાવાદમાં સખત પ્લેગમા-ઘણા દરદીઓ ઉપર અજમાવેલી

## પ્લેગનો ત્રાસ ! પ્લેગથી બચવાનો

# શું કોઇ ઉપાય નહીં જ હોય ?

ભાઇ ! ગભરાશો નહિ પ્લેગનો નાસ આ વર્ષે મનુષ્ય માત્રને થયો છે આ પ્લેગનો અનુભવ થતા અમે ઘણી માથાકુટ કરી, તેનો આ સખ્ત પ્લેગમા અનુભવ કરી જાતે ખાત્રી કરી અને પ્લેગ ન થાય તેમજ થયો હોય તો પણ તુરતજ મટી જાય- તેની દવા શોધી કાઢી અને ઘણા માણસોના જીવ બચાવ્યા છે

# પ્લેગ કીલર

આ દવાનો પ્લેગવાળી હવામાં રહેનારે રોજ ઉપયોગ કરવાથી-તેને પ્લેગ થતોજ નથી, તેમજ પ્લેગ લાગુ થતાં-આ દવાનો ઉપયોગ કરવાથી ચોવીસ કલાકમાં જ ફાયદો થઇ જાય છે, અને પ્લેગ મટી જાય છે.

દરેકે દરેક માણસે પોતાનો જીવ બચાવવાની ખાતર-આ દવાની બાટલી હમેશા પાસે રાખવીજ જોઇએ પ્લેગથી નિર્ભય રહેવા માટે આ ઉત્તમમાં ઉત્તમ ઉપાય છે

કદાચ શહેરમાં તો ડૉક્ટર કે વૈદની પણ સલાહ લઇ શકાય છે, પણ ગામડામા તો કે ડૉક્ટરોનું ઠેકાણું ન હોવાથી-પ્લેગ થતાં ઘણા માણસોના જીવ જાયજ છે જેથી દરેક ઘેરે ઘેર દરેક માણસે-આ દવાની ૧ બાટલી હમેશા પોતાના ખીસ્સામાં રાખીજ મુકવી

અમને અત્યાર સુધી પ્લેગની દવા બહાર પ્રસિદ્ધિમા મુકવા ઘણા માણસોની ભલામણ થતી, પણ જ્યા સુધી અમે તેની ખાત્રી કરી અનુભવ ન કરી શકીએ ત્યા સુધી તેવી દવા પ્રસિદ્ધિમા મૂકી શકતાં નહોતા આ વખત અમદાવાદમા ઘણોજ સખ્ત પ્લેગ થતા અમે તથા બીજા ઘણાઓએ આ દવાની ખાત્રી કરી, જેમાં સેકડે ૮૦ થી ૯૦ ટકા કેસ સારા થયા હતા જેથી અમારી દરેક માણસને ભલામણ છે કે-આ દવાની એકેક બાટલી હમેશા પોતાની પાસે રાખીજ મુકવી

આ દવા પીવાથી પ્લેગ થતા નથી પ્લેગ લાગુ થતા આ દવા પીવાથી તેમ આજ દવા ગાંઠ ઉપર ચોપડવાથી-પ્લેગ તુરતજ મટી જાય છે તેનો ગરીબ અને તવંગર દરેક માણસ સરખી રીતે ઉપયોગ કરી શકે તે માટે તેની કીમત માત્ર ખર્ચ જેટલીજ રાખી છે.

કીમત બાટલી ૧ ની રૂ ૧—૦-૦ ત્રણ બા ની કીં રૂ ૨—૧૦—૦ વેપારીઓને ભરપુર કમીશન

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.

પુસ્તક ૫ મું — ફેબ્રુઆરી સને ૧૯૧૮, અંક ૧૨ મો.

# ભાગ્યોદય.



સ્વામી વિવેકાનંદ.

અધિપતિ અને પ્રકાશક,

જેઠાલાલ દેવશંકર દવે.

અમદાવાદ

વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦.

# વિષયાનુક્રમણિકા.



## ગ્રાહકોને સુચના —

ભાગ્યોદયનું પાંચમુ વર્ષ પુરૂ થઇ જવાથી દરેક ગ્રાહકને છઠ્ઠા વર્ષના લવાજમ માટે-ભેટનું પુસ્તક રાજર્ષિ રૂ ૨-૨-૦ નુ વી પી કરીને તા ૧૫ મી પછી મોકલવામા આવશે

આશા છે કે દરેક સજ્જન તેનો સ્વિકાર કરી-અમારા આ મોખવાગીમા થતો-સાહસને ઉત્તેજન મળશે

જેમને નવા વર્ષે ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અમને આ અંક મળેથી તરતજ જણાવવુ કે તેમના ઉપર વી પી કરવામા નહી આવે વી પી થઇ ગયા પછી તેને સ્વિકારવુ એ દરેક સજ્જનનો ધર્મ છે.

આ વર્ષે ભાગ્યોદયના ગ્રાહકોને સર-રવિન્દ્રનાથ ટાગોર કૃત—રાજર્ષિ નામનુ અત્યુત્તમ પુસ્તક ભેટ તરીકે આપવામા આવશે

સર રવિન્દ્રનાથ ટાગોર કે જેમને ગીતાંજલિ બનાવવાથી આખી દુનિયાના લેખકોમાં—માત્ર તેમને જ સવાલાખ રૂપિયાનુ ઇનામ મળ્યુ હતુ તેવા સમર્થ વિદ્વાન લેખકના બંગ પુસ્તકનું ગુજરાતીમા ભાષાંતર કરી ભાગ્યોદયના ગ્રાહકોને આપવાનુ નક્કી કર્યુ છે

આ પુસ્તકનું ગુજરાતીમા ભાષાન્તર કરવા માટે અમને સર-રવિન્દ્રનાથ ટાગોરે જાતે પરવાનગી આપી છે જેથી તેમનો ઉપકાર માનીએ છીએ

ભેટનુ પુસ્તક રાજર્ષિ—તા ૧૫ મી ફેબ્રુઆરી પછી રૂ ૨-૨-૦ નુ દરેક ગ્રાહકને વી. પી કરીને મોકલવામા આવશે આશા છે કે તેનો સર્વ ગ્રાહક બન્ધુઓ સ્વિકાર કરશે જ

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ

### નવીન ગ્રાહકોને રૂ. ૨ લવાજમ ભરવાથી કેટલો લાભ મળે છે ?

દર માસે ૪૦ પાનાનુ ઉતમ વાચન ઉપરાત-'રાજર્ષિ' નામના પુસ્તક ઉપરાંત

| | કીમત | ગ્રાહકોને ઓછી કીમતે |
| --- | --- | --- |
| ચીચરક સહિતા | ૫—૦—૦ | ૩—૦—૦ |
| ઘરનો વૈદ્ય | ૨—૦—૦ | ૦—૮—૦ |
| વૈદ્ય માને વૈદક ભાગ ૧ | ૦—૧૨—૦ | ૧—૦—૦ |
| વૈદ્ય માને વૈદક ભાગ ૨ | ૦—૧૨—૦ | |
| વિનોદચંદ્ર | ૧—૦—૦ | ૦—૮—૦ |

સૂચના—કાયદાનો શિક્ષક તૈયાર થઇ ગયો છે કીમત ૩ ૮ છે

તંત્રી—ભાગ્યોદય-અમદાવાદ

પુસ્તક ૬ ઠ્ઠું. અંક ૧ લો

# ભાગ્યોદય.

માર્ચ સને ૧૯૧૮

## प्रणति.

( જીવ ભજીલે સદ્‌ગુરુ દાતાને, એ લય )

જય સકલ સિદ્ધિ પ્રદ વિશ્વપતિ !
વિશ્વપતિ ! કરીએ પ્રણતિ, જય૦

આપ સ્મરણ ક્ષણ ક્ષણ સાધે અમ, મંગલ કર પ્રમિત પ્રગતિ,
દોષ પ્રમાદાદિ ટાળીને, પ્રખર પ્રકટ કરે જાગર્તિ જય૦
આપ સમર્થ તણા રક્ષણમાં, અમ હિતની હોય શાની ભીતિ,
પ્રાપ્ત જ એતો સહજ સ્વભાવે, યોગીને જેમ ઉપરતિ. જય૦
આપ ચરણ છાયા અમ અંતર-બાહિર અખંડિત રહીત રતી;
નિર્ભયતા આનંદ દીયે જેમ, કુમુદને અર્પે ચન્દ્રદ્યુતિ. જય૦
આપ શરણ અમ દેવી સમૃદ્ધ, એજ અમારી પરમગતિ,
જ્યાં આવી ઠરતાં પછી રહેતી ન, પામવા સરખી કોઈ સ્થિતિ જય૦
કથીકથી સ્મરીએ મહોદિત, આપ અપરિમિત ઉપકૃતિ,
વંદન કરીએ સર્વોભાવે, નાથ નરહરિ ! આપ પ્રતિ. જય૦

શ્રી. ઉ

---

## આ માસમાં ભેટનું પુસ્તક વી પી. થશે.

ભાગ્યોદયનું છઠ્ઠું વર્ષ આ અંકથી શરૂ થઈ ગયું છે જેથી આ અંક આપના હાથમાં આવ્યા પછી એક અઠવાડીયામાં ભેટનું પુસ્તક મહર્ષિ રવિન્દ્રનાથ ટાગોરકૃત–

## રાજર્ષિ

નામનું અત્યુપયોગી વાર્તાનું પુસ્તક તા ૧૫ મી માર્ચથી વી પી થી મોકલવાનું શરૂ થશે આશા છે કે દરેક ગ્રાહક તેનો સ્વિકાર કરશે

તંત્રી.

# आपणे आपणो उदय शी रीते करवो ?

મનુષ્ય માત્રને પોતાનો ઉદય કરવાની ઇચ્છા હોય છે, અને તે રાત દિવસ પોતાનો ઉદય શી રીતે કરવો તેનાજ વિચારમાં અને પ્રયત્નમાં મચ્યો રહે છે એ પ્રકારનો ઉદય કરવાની તેને કામના હોય છે એક તો વ્યવહારનો અને બીજો પરમાર્થનો વ્યવહારિક ઉન્નતિ કરવામાં સંસારિક સુખો મેળવવાની લાલસા હોય છે અને પારમાર્થિક ઉદય કરવામાં આધ્યાત્મિક સુખો મેળવવાની લાલસા હોય છે

મનુષ્યે વ્યવહાર અને પરમાર્થ બન્ને માર્ગમાં પોતાનો ઉદય કરવોજ જોઇએ તેનો જન્મના હેતુજ તે છે મનુષ્ય જન્મમાં અને સાંસારિક પદાર્થો મેળવવાનો યત્ન મરણ સુધી કર્યા કરવો અને આધ્યાત્મિક જ્ઞાન મેળવવા તરફ લક્ષ ન આપવું એ એક મોટી ભૂલ છે શરીરને સુખ મળે, તે આરોગ્ય રહે અને શરીર રહે તો આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ તે કરી શકાય તે માટે શરીર સંરક્ષણ કરવાના સાધનો મેળવવા પ્રયત્ન કરવો જોઇએ પરંતુ તેની સાથે સાથે મનુષ્યના ખરા સ્વરૂપનુ જ્ઞાન મેળવવા માટે પણ પ્રયત્ન કરતા રહેવું જોઇએ

પ્રથમ તો પોતાને પોતાની જે પ્રકારની ઉન્નતિ કરવી હોય તેના ઉદ્દેશને નક્કી કરી પછી તે સબંધીના વિચારની એકાગ્રતા કરવી જોઇએ જે માણસો એવા મહાન ઉદ્દેશને લક્ષ્યમાં રાખવાને માટે તૈયાર નથી, તેમણે પોતાના વિચારોને સાધારણ અને દોષ રહિત કર્તવ્યો પ્રતિ વાળવા અને એવી રીતે ચપળ વિચારને સ્થિર અને કેન્દ્રિત કરવાથી દૃઢતા અને શક્તિનો વિકાશ થઇ શકે છે અને તેનો વિકાશ થતા એવું કાઇ કામ નથી કે જે સિદ્ધ ન થાય

સાવધાની અને ધૈર્યપૂર્વક અભ્યાસ કરવાથી શારીરિક નિર્બળતાવાળો મનુષ્ય પોતાને બળવાન બનાવી શકે છે અને નિર્બળ વિચારવાળો મનુષ્ય પોતાના વિચારને સ્થિર કરવાનો અભ્યાસ કરવાથી તેને બળવાન બનાવી શકે છે

સત્ય હીનતા અને નિર્બળતાનો ત્યાગ કરવાથી અને યોગ્ય ઉદ્દેશને સ્થિર કરી લેવાથી મનુષ્ય શ્રેષ્ટ પુરૂષના પદને પ્રાપ્ત કરી શકે છે, કે જે નિષ્ફળતાને પોતાની સફળતાના માર્ગ રૂપ બનાવી શકે છે, પ્રત્યેક અશક્તાવસ્થાને પોતાના દાસ બનાવી લે છે, અને દૃઢતાથી વિચાર કરે છે નિર્ભય થઇને યત્ન કરે છે અને વિજયીની માફક હમેશા તે પોતાનો ઉદય કરી શકે છે

એકવાર મનુષ્ય માત્રે પોતાને જે પ્રકારનો ઉદય કરવાની ઇચ્છા હોય તેના ઉદ્દેશને સ્થિર કરીને પછી તેની સિદ્ધિ કરવાને માટે એક નક્કી કરેલા માર્ગે પ્રયત્ન કર્યા કરવો પછી જમણી કે ડાબી તરફ જોવું નહિ તેમ શંકા અને ભયનો તો તેણે બહિષ્કાર કરી દેવો જોઇએ ભય અને શંકા એ ઉદ્દેશને સિદ્ધ કરવાના માર્ગમાં મહા કંટક રૂપ છે તે સીધા અને સરળ માર્ગને ખરાબ બનાવી દે છે, અને તેના વિચારોથી આજ સુધીમાં કોઇએ પોતાના ઉદ્દેશને પ્રાપ્ત કર્યા નથી તે બન્ને હમેશા નિષ્ફળતાજ લાવનારાં છે ભય અને શંકાનો પ્રવેશ થતાજ ઉદ્દેશ, શક્તિ, બળ અને દૃઢતા વિગેરે સર્વ ગુણનો નાશ થઇ જાય છે

કોઇ પણ કામ કરવાની ઇચ્છા, કામ કરી શકવાના જ્ઞાનથી ઉત્પન્ન થાય છે ભય અને શંકા એ જ્ઞાનના મોટા શત્રુ રૂપ છે અને જે માણસ આ શત્રુઓના પંજામાં સપડાય છે તે પોતાના કાર્યમાં ડગલે ડગલે ઠોકરો ખાયા કરે છે

જે મનુષ્ય ભય અને શંકા ઉપર વિજય પ્રાપ્ત કરી શકે છે તે નિષ્ફળતા ઉપર પણ વિજય પ્રાપ્ત કરી શકે છે તેના પ્રત્યેક વિચારમાં શક્તિ ભરેલી છે અને તે સમસ્ત વિઘ્નોની સામે હિંમતથી ટકી શકે છે, અને તેમનો બુદ્ધિથી પરાજય કરી શકે છે તેનો ઉદ્દેશ ધીમે ધીમે ફળીભૂત થાય છે

ઉદ્દેશની સાથે નિર્ભયતાના વિચારને જોડી, જેથી એક મહા ઉત્પાદક શક્તિ ઉત્પન્ન થાય છે,

જે મનુષ્ય આ વાતને જાણે છે તે જલ્દીજ બળવાન, શ્રેષ્ટ અને યશસ્વી થઇ જાય છે તે પછી ચચળ વિચારવાળા, અસ્થિર આવેશ અને મિથ્યા સકલ્પ વિકલ્પોના પુતળારૂપ બનીને રહેતા નથી જે મનુષ્યો આ પ્રકારે ઉદ્દેશને નક્કી કરી લે છે તે મનુષ્યો પોતાની આત્મિક શક્તિયોનુ જ્ઞાન પ્રાપ્ત કરી તેના સ્વામી બની શકે છે અને તે શક્તિયો વડે તે પોતાનો ઉદય કરી શકે છે

કોઇ પણ વિષયમા મનુષ્યે સફળતા પ્રાપ્ત કરી કે ન કરી એ તેના જ વિચારનુ ફળ છે આ નિયમબદ્ધ બ્રહ્માડમા જ્યા જરા પણ નિયમોલ્લઘનથી સર્વનાશ થઇ જાય છે, ત્યા વ્યક્તિયોના કર્તવ્યોની અનિવાર્ય અગત્ય છે મનુષ્યની નિર્બળતા યા સબળતા, શુદ્ધતા યા અશુદ્ધતા પણ તેના જ ઉપર આધાર રાખે છે તેને તેજ બનાવી શકે છે અને તેજ બદલી શકે છે તેની વર્તમાન દશા પણ તેના વિચારાનુસાર જ હોય છે તેના સુખ-દુ:ખ પણ તેના જ કર્મના ફળ રૂપ છે જેવા તે વિચાર કરે છે તેવો તે થાય છે અને જેવા વિચારો હાલ તે કરશે તેવી જ દશાને ભવિષ્યમા પણ તે પ્રાપ્ત કરશે

જ્યા સુધી નિર્બળ મનુષ્ય બળવાન મનુષ્યની મદદ મેળવવાને તત્પર હોતો નથી ત્યા સુધી તે તેને મદદ આપી શકતો નથી મદદ મેળવવાને માટે પણ નિર્બળ મનુષ્યે સબળ થવુ જોઇએ. પોતાના જ યત્નોથી તેણે તે શક્તિ ઉત્પન્ન કરવી પડશે કે જેની પ્રશસામા તે બીજાના આગળ કરી શકે છે તેની દશા તેના વગર બીજુ કોઇ બદલી શકે તેમ નથી

"અમુક મનુષ્ય દાસત્વમા છે કેમકે તેના ઉપર અમુક જુલમ અને અન્યાય તરફ તિરસ્કાર બતાવવો જોઇએ ' આ પ્રકારના વિચાર કરવાની સાધારણ ટેવ થઇ પડી છે, પણ બન્ને મૂર્ખતાના બધનથી બધાયેલા છે બાહ્યદૃષ્ટિથી તો એક જણ બીજાને દુ:ખ આપે છે પરતુ યથાર્થમા બન્ને પોતે જ પોતાની મેળે દુ:ખને ભોગવી રહ્યા છે પૂર્ણજ્ઞાની અન્યાયના ભોક્તા બનવાને નિર્બળતાના સિદ્ધાન્તથી કામ કરતો જુવે છે અને ન્યાયીમા સબળતાનો દુરૂપયોગ જણાય છે પૂર્ણ પ્રેમી બન્નેના મનોની દુ:ખોની ઉત્પત્તિને જોઇને કોઇનો પણ વારો કરવાનુ ઇચ્છતા નથી પણ પૂર્ણ દયાવાન્ અન્યાયી અને અન્યાયને સહન કરનાર બન્નેને હૃદય સાથે ચાપે છે જે મનુષ્યે નિર્બળતાને જીતી લીધી છે અને પોતાના સમસ્ત સ્વાર્થોને તિલાજલી આપી દીધી છે, તે અન્યાયી અને અન્યાયના ભોક્તા બન્નેમાથી કોઇનો પણ પક્ષપાતી નથી તે બિલકુલ સ્વતત્ર છે

મનુષ્ય પોતાના જ વિચારને ઉન્નત કરવાથી પોતાની ઉન્નતિ કરી વિજયી થઇ શકે છે અને સફળતાને પ્રાપ્ત કરી શકે છે તેમ ન કરનાર હમેશા નિર્બળ, દાસ અને દુ:ખી જ રહે છે

કોઇ પણ વિષય પછી તે સાસારિક વિષય હોય કે બીજો હોય તોપણ તેની સિદ્ધિને માટે મનુષ્યે પોતાની પાશવિક ઇચ્છાઓના દાસત્વમાથી છુટીને પોતાના વિચારોને ઉન્નત કરવા જોઇએ સફળતા પ્રાપ્ત કરવાને માટે મનુષ્યે જો કે સપૂર્ણ રીતે પશુ વૃત્તિ અને સ્વાર્થનો પૂરેપૂરો કદાપિ ત્યાગ ન કરવો પડે, તથાપિ તેના થોડા ઘણા અશનો તો ત્યાગ કરવો જ પડશે જે મનુષ્યની મનોવૃત્તિ પશુઓના જેવી છે તે કોઇ વિચારને નિયમ પૂર્વક અને સ્પષ્ટ રીતે સ્થિર રાખી શકતા નથી તે પોતાની ગુપ્ત શક્તિયોનો વિકાશ કરી શકતા નથી તે પ્રત્યેક કાર્યમા નિષ્ફળ થાય છે, પોતાના વિચારની વ્યવસ્થા ન કરવાથી નાઇ પણ મદદનુ કામ તે કરી શકતા નથી તે એકલો પોતાના પગ ઉપર ઉભો રહી શકતો નથી પરતુ તે જે વિચારોનુ મનન કરવાનુ હોતુ નથી તેના બધનમા સપડાઇ જાય છે

પ્રથમ સ્વાર્થનો ત્યાગ કર્યા વગર કોઇ પણ પ્રકારની ઉન્નતિ અને કોઇ પણ પ્રકારની સફળતા પ્રાપ્ત થઇ શકતી નથી મનુષ્યના સાસારિક વિષયોમા પણ આજ નિયમે તેને ફળ મળે છે જે પ્રમાણમા પોતાના વિકારવાળા, ડામાડોળ તથા ગડબડવાળા પાશવિક વિચારોનો ત્યાગ કરશે અને પોતાના મનને પોતાના પ્રયત્નો અને ઉપાયો પર સ્થિર કરશે અને પોતાના ઉદ્દેશને દૃઢતા પૂર્વક વળગી રહેશે તેજ પ્રમાણમા તેના કાર્યની સિદ્ધિ થઇ શકશે જે મનુષ્ય પોતાના વિચારને જે પ્રમાણમા ઉન્નત કરી શકે છે તેજ પ્રમાણમા તે મનુષ્યતા, દૃઢતા અને ધર્મપરાયણતા પ્રાપ્ત કરી

શકે છે, અને તેને સફળતા પણ તેટલીજ સરળ રીતે મળી શકે છે એવા શ્રેષ્ઠ મનુષ્યની ઉન્નતિ ચિરકાળ સુધી સ્થિર રહે છે અને તેને ધન્યવાદ પણ મળે છે

તમે નક્કી માનજો કે જગત્ લાલચુ, અસત્યવાદી, કપટી, છળનારા, અને દુષ્ટને મદદ કરી શકતુ નથી. પણ જગત્ સત્યવાદી, ધાર્મિક અને પરોપકારીનેજ મદદ આપે છે યુગ યુગાન્તરોના મહાત્માઓ અને યોગિયોએ આ સિદ્ધાન્તની પુષ્ટિ જુદા જુદા શબ્દોમા કરેલી છે અને તેથી દરેક માણસે જાતે નિરંતર પોતાના વિચારોની ઉન્નતિ કરવાને માટે અને પોતાને ધર્માત્મા અને લોકોપકારી બનાવવાને માટે પ્રયત્ન કરવો જોઇએ

બુદ્ધિમતા શી રીતે પ્રાપ્ત થઈ શકે છે? વિદ્યા તથા મનુષ્ય જીવન અને પ્રકૃતિના સૌંદર્યના જ્ઞાનને પ્રાપ્ત કરવાને માટે પોતાના સંપૂર્ણ વિચારોને કેન્દ્રિત કરવા તે બુદ્ધિમતાનુ કારણ છે કોઇ કોઇ વખતે બુદ્ધિમતાની સાથે અહંકાર, મિથ્યાભિમાન, અને લાલસાના દર્શન થાય છે, પરંતુ જે બુદ્ધિમતાનુ કારણ છે તે તેનુ કારણ નથી ઘોર પરિશ્રમ, પ્રયત્ન અને શુદ્ધ તથા નિસ્વાર્થ વિચારોથી જ બુદ્ધિમતા પ્રાપ્ત થાય છે

આત્મિક ઉન્નતિ કેવળ પવિત્ર તથા મહત્વાકાંક્ષાઓથીજ થાય છે જે મનુષ્ય નિરંતર ઉચ્ચ અને ઉન્નત વિચારોમા ભ્રમણ કરે છે, જેના હૃદય, આત્મા અને મનમા સર્વદા શુદ્ધ અને નિસ્વાર્થ વિચાર ભરેલા રહે છે તે મનુષ્ય નિઃસંદેહ બપોરના સૂર્યની માફક કાન્તિમાન અને પૂર્ણિમાના ચંદ્રની માફક માધુર્ય પૂર્ણ હોય છે તે જ્ઞાનવાન અને સદાચારી થઇને એવા સ્થાનને પ્રાપ્ત કરે છે કે તે ત્યાથી આ સંસારમા મોટો પ્રભાવશાળી પ્રકાશ નાખી શકે છે અને અમૂલ્ય લાભ પહોંચાડી શકે છે

પ્રત્યેક પ્રકારની સફળતા એ પ્રયત્નો અને ઉપાયોનો બનાવેલો રાજમુકુટ છે જેમા વિચારરૂપી રત્નોની અનુપમ છટા દેદીપ્યમાન થઈ રહે છે

આત્મસંયમ, દૃઢતા, શુદ્ધતા, પવિત્રતા અને વિચારોને સત્ય માર્ગે ચલાવવાથી મનુષ્ય ઉન્નત અવસ્થાને પ્રાપ્ત કરી શકે છે જ્યારે પશુતા, પ્રમાદ, અશૌચ, દુષ્ટતા અને વિચારોની નિકૃષ્ટતાથી મનુષ્ય અધોગતિને પ્રાપ્ત કરી શકે છે

મનુષ્ય સંસારમા મહાન સફળતા પ્રાપ્ત કરીને અને આત્મિક જગત્મા સર્વોચ્ચ સ્થાન પ્રાપ્ત કરીને પણ અભિમાની, સ્વાર્થી, દુષ્ટ, પ્રમાદી અને લોભી વિચારોને વશ થવાથી નિર્બળતા અને દુઃખોના ભોગ થઈ નીચે ગબડી પડે છે અને અંતે તેનું અધઃપતન થઇ જાય છે

સદ્વિચારોથી પ્રાપ્ત કરેલો વિજય સાવધ બુદ્ધિ દ્વારા રક્ષણ કરવાથીજ ટકી શકે છે ઘણા એવા હોય છે કે જે વિજય પ્રાપ્ત કર્યા પછી તે ભૂલી જાય છે અને પછીથી પાછા નિષ્ફળતાના દુઃખને સહન કરે છે

વ્યાપાર, બુદ્ધિ, વિદ્યા અને આત્મિક જગતમાં પ્રાપ્ત કરેલી અનેક પ્રકારની સફળતા નિયમિત વાળેલા વિચારોનાજ ફળરૂપ છે

જેને સાધારણ ઉદ્દેશ્યમા સફળતા પ્રાપ્ત કરી હોય તેણે સાધારણ સ્વાર્થોનો ત્યાગ કરવો પડશે અને જેને મહાન ઉદ્દેશ્યની સિદ્ધિ પ્રાપ્ત કરવી હોય તેણે તો મહાન સ્વાર્થોનો ત્યાગ કરવો પડશે જેટલું ઉંચે ચઢવું હોય તેટલી ઉંચી સીડીની જરૂર પડે છે તેમ જેટલી ઉન્નતિ કરવી હોય તેટલાજ નિસ્વાર્થી બનવું જોઈએ.

મનુષ્ય માત્રે પોતાનો ઉદય કરવો જોઈએ ઉદય કરવાથીજ તેને સુખ મળે છે અને તે સુખ મેળવવાને માટે તેણે પ્રથમ પોતાના વિચારોને સ્થિર કરી પછી એક ઉદ્દેશને સ્થિર કરી તેની સિદ્ધિ કરવા માટે પ્રયત્ન કરવો જોઇએ

વ્યવહાર અને પરમાર્થ બંનેની સિદ્ધિ કરવાને માટે પ્રથમ વિચારોમા ફેરફાર કરવા જોઈએ. અને જેવા પ્રકારની સ્થિતિ પ્રાપ્ત કરવી હોય તે અનુસારજ પોતાના વિચારો કરવા જોઇએ

સંપૂર્ણ

# प्रासंगिक विवेचन.

ઈશ્વર ઇચ્છાએ આજે ભાગ્યોદયના પાંચ વર્ષ પુરા થઇ તેનો છઠ્ઠા વર્ષમાં પ્રવેશ થાય છે જેમ દરેક માસીક અને પેપરને લડાઈની અસર થોડે ઘણે અંશે પણ થઈ છે તેમ આ માસીકને પણ તેની અસર થાય તે સંભવિત છે

આવા કાગળોની અસહ્ય મોંઘવારીમાં પણ પોતાનો ટકાવ કરવો એ ઘણુંજ મુશ્કેલીનું કામ છે અને તેથી જેમ કાગળોના છ સાત ગણા ભાવ ચઢી ગયા છે તેમ થોડે ઘણે અંશે પણ પોતાના પેપરનું લવાજમ દરેક વર્તમાન પત્રકારે વધાર્યું છે અને તે વ્યાજબીજ છે આવા વખતમાં લવાજમ વધાર્યા વગર છુટકોજ નથી કારણ કે અમે ભાગ્યોદયનુ જે વખતે ત્રેવીસ કાગળો સાત રૂપીએ રીમ હતા અને ૨૬ કાગળો ત્રણ રૂપીએ રીમ હતા તે વખતે પણ બે રૂપીઆજ લવાજમ રાખેલું હતું જ્યારે અત્યારે ત્રેવીસ કાગળો પચીસથી ત્રીસ રૂપીએ રીમ છે અને ૨૬ કાગળો સોળ અને સત્તર રૂપીએ રીમ વેચાય છે તે વખતે પણ અમે તો માત્ર અમારા ગ્રાહકોની સેવા તેના તેજ લવાજમે એટલે બે રૂપિઆમાજ અત્યાર સુધી કરેલી છે અને જો આ વર્ષ પણ અમારા કદરદાન ગ્રાહકો અમારા માસિકને ઉત્તેજન આપશે તો આ વર્ષ પણ તેજ લવાજમે એટલે રૂ ૨—૦ માંજ માસીક આપવા અમારી ખુશી ગતવર્ષના અંકોમાં બતાવી છે જેમ દરેક માસીકે ૨૪ કાગળો વાપરવા માંડ્યા છે તેમ અમે પણ ૨૬ કાગળ ઉપર આજસુધી માસીકને નિભાવ્યું છે, પણ ચાલુ સાલમાં તો અમે ૨૬ કાગળ ન વાપરતા ત્રેવીસ કાગળો વાપરવા નક્કી કર્યું છે અને તે પ્રમાણે આ અંક પણ તેવાજ કાગળોમાં કાઢેલો છે

વળી આ વર્ષ ભેટનું પુસ્તક હિંદુસ્થાનના એક પ્રખ્યાત કવિ સર રવિન્દ્રનાથ ટાગોરનું લખેલું છે, કે જેમની વિદ્વતા માટે આખા દેશની હરીફાઈમાં માત્ર તેમનેજ સવા લાખ રૂપિયાનું ઈનામ મળ્યું હતું તેવા સમર્થ કવિ શિરોમણિ, દેશરત્નના હાથે લખાયેલા પુસ્તકનું ભાષાંતર ૨૬ કાગળમાં છાપવુ અમને યોગ્ય ન લાગ્યાથી તે પુસ્તક પણ આ વર્ષ ત્રેવીસમાં કાઢયું છે આ પુસ્તકનું નામ રાજર્ષિ છે કે જે મનુષ્ય માત્રને બોધ આપી તેની જીંદગીને સુધારી દૈવી સુખ તરફ ઘસડી જનાર છે તે પુસ્તક તૈયાર થઇ ગયુ છે જે આ અંક બીડાયા પછી અઠવાડીએ વી. પી. રૂ ૨—૨ નુ કરી મોકલવામાં આવશે આશા છે કે અમારા સુજ્ઞ ગ્રાહક બંધુ અમને આ કાગળની મોંઘવારીમાં અમારા આ માસિકને ઉત્તેજન આપવા માટે તેનો સ્વિકાર કરશેજ

ભેટની નકલો ખપ પુરતીજ છપાવલી છે માટે નવીન ગ્રાહકોએ તાકીદે નામ નોંધાવવા, નહિ તો તે ખૂટી પડેથી પાછળથી ભેટનુ પુસ્તક તેમને મળી શકશે નહિ.

દરેક ગ્રાહક બંધુ વધુ નહિ તો આ નવીન વર્ષ એક એક ગ્રાહક અમને વધારી આપી અમારા આ માસિકને ઉત્તેજન આપશે એવી અમે આશા રાખીએ છીએ અને જો ગ્રાહકોની સારી સંખ્યા વધશે તો પછી અમે લવાજમ વધારવાનો વિચાર મુલતવી રાખીશુ નહિ તો ખર્ચને પહોંચી વળવા માટે અને આ માસિકને નિભાવી રાખવાની ખાતર પણ લવાજમમાં થોડો ઘણો વધારો તો કરવોજ પડશે કારણ કે ૨૬ કાગળમાં પણ બે રૂપીયામાં આ માસીકના બાર માસ સુધી ૬૦ ફર્મા આપવા અને તે ઉપરાંત ત્રેવીસ કાગળોમાં લગભગ ૫ દરેક ફાર્મની ભેટ આપવી તેનું ખર્ચ પહોંચી શકે નહિ એકંદર ૭૫ ફાર્મનું વાચન રૂ ૨ માં આપવું પોષાય નહિ. છતા પણ જો અમારા ગ્રાહકો અમને મદદ કરી, થોડા ઘણા ગ્રાહકો વધારી આપવાની તસ્દી લે તો તેમ બની શકે તેમ છે માટે હવે લવાજમ વધારવું કે કેમ તે ગ્રાહકોના ઉપર અમે મુકીએ છીએ અને આશા રાખીએ છીએ કે તે આ વર્ષ પોતાનાથી બનતી મદદ જરૂર કરશેજ

# સ્વામીશ્રી વિશુદ્ધાનંદજીનું ચરિત્ર.

( અનુસંધાન ગતાંકથી )

## પ્રકરણ ૧૮ મું

તેણે પોતાની મદદમા લશ્કર માગ્યુ અને જે દિવસે રાજકુવરીને વળાવાની હતી તે દિવસે તેને વળાવાનુ બધ રાખી, તેજ દિવસે લશ્કરે અમુક અમુક જગ્યામા રહી લુટારાઓ ઉપર શી રીતે છાપો મારવો તેની ગોઠવણ કરી લીધી

વારલા દિવસે નવનકિશોરે બે વાગે લશ્કરને વડવાળા જગવની ચારે દિશામા ગોઠવી રાખ્યુ અને રાજકુવરી જાય છે તેવુ જણાવા ખાતર એક ખાલી મેનો, રથ, પાલખી વિગેરે સાથે થોડાક સૈનિકો વિગેરે સાથી વાજતે ગાજતે જાય તેવો બંદોબસ્ત કર્યો તે પ્રમાણે ખાલી ઠાઠમાઠવાળી સ્વારી ત્યા આવી એટલે લુટારાઓએ જાણ્યુ કે શિકાર આવી ગયો છે તેથી એક જગ્યાએથી તતુડુ ફુકાયુ. જે સાંભળી ચારે તરફથી વાટ જોઇ બેઠેલા લુટારાઓ તેમના ઉપર તુટી પડયા, અને આ બધા લુટારાઓ એક જગ્યાએ એકઠા થઈ લુટ કરવાની શરૂઆત કરે છે કે તેમને ચારે તરફથી લશ્કરે ઘેરી લીધા લુટારાઓએ જાણ્યું કે દગો થયો, કે તરતજ તેમણે નાસભાગ કરવા માડી, પણ લશ્કરનુ જોર વધુ હતુ તેથી તે સર્વને શરણે આવવાની ફરજ પડી પણ આ ઝપાઝપીમા જાલમે નવનને ઓળખ્યો અને તેણે જાણ્યુ કે આ બધા નવનનાજ કારસ્તાન છે માટે તેને તો ઠાર કરવો એમ ધારી તે નવનના ઉપર તુટી પડયો તેણે બની શકે ત્યા સુધી તો ટક્કર ઝીલી, પણ અંતે તેને એવો સખત ઘા વાગ્યો કે તે તુરતજ મૂર્છા ખાઇને નીચે પડયો

અપૂર્ણ

# भगन्दर वीपम.

( લેખક વૈદ્ય શાન્તિકાન્ત વિ ઉનાણી )

હરીગીત.

મળદ્વારની બાજુએ તસુપર, એક ફોલ્લી થાય છે,
ફોલ્લી ફુટે ઘણી તણુખ ઉઠે, ભગન્દર કહેવાય છે.
કપાળાસ્થિ બહુ દુખે, ચતુર બળત્રા થાય છે,
પુર્વરૂપ છે એહ તેના, પાચ જાત ગણાય છે
લાલ રંગે શીણયુક્ત, ઉષ્ણ ઘટ્ટ પરૂ પડે,
બારીક છીદ્રો થાય છે, તેમાહી તણખાઓ બળે
કાંટાદી તીક્ષ્ણ વસ્તુથી, ગુદસ્થાને જખમો થાય છે,
દરકાર નહી કરવા થકી, મળદ્વાર પર ફેલાય છે
ભગન્દર સર્વ જાતના, દુસાધ્ય તો લેખાય છે
( મત ) વીર્ય કૃમીત્રા ? શ્રાવ થાયે, અસાધ્ય તેહ ગણાય છે

ભગન્દર ઉપચાર. દોહરા

સપ્ત વીસંતી ગુગળ અને, નારાયણ રસ પાય,
કાંચનાર ગુગળ થકી, ભગન્દર દુર થાય.
તીખ્યન દન મધવાદ, તેને ધાર ભગાય,
લપ ખીપ્રના ચિને, હનાન્તક દેવાય
રક્ત સુદ્ધિ ઉપાયને, ત્રણ ઉપાય કરાય,
ધાવ રૂઝાવનારી દવા, ભગન્દરે યોજાય

એ સિવાય એમણે કેટલાંય પુસ્તકો હિન્દી-ઈ ભાષામા લખેલા છે એમના વખતમા આ તની ઘણી ઉન્નતિ થઇ, અને એમના વિચાર ારા ઘણા સર્વ પ્રાન્તોમા ફેલાઇ ગયા

સન ૧૮૧૮ મા તેઓ સ્વર્ગવાસી થયા ાગ્રા (પીપલમંડી) મા તેમની સમાધિ થઇ મની પછી મહારાજ સાહેબ પંડિત બ્રહ્મશંકર મિશ્ર, એમ એ આચાર્ય પદ્દિપર બિરાજ્યા ઓ બનારસમા એક પ્રસિદ્ધ બ્રાહ્મણ કુળમા ન ૧૮૬૧ મા જન્મ્યા હતા તેમણે સન ૧૮૮૫ ા હુજુર-મહારાજનો સત્સંગ કર્યો, અને તેમના શિષ્ય થયા તેઓ પ્રથમ અલ્હાબાદમા રહ્યા પછી ાડા દિવસ કરાંચીમા, અને છેવટે બનારસમા સન ૯૦૭ મા તેઓ સ્વર્ગવાસી થયા તેમનું લખેલ પુસ્તક 'Discourses on Radhaswami Faith' અંગ્રેજીમા છે તેમની સમાધિ ાગિ બાગ, બનારસમા છે મહારાજ સાહેબના સ્વર્ગવાસ પછી આચાર્ય પદ્દિપર મહારાજ કામતા સાદજી બેઠા તેઓ પણ સ્વર્ગવાસી થયા છે ાલ તે પદ્દિપર કોઇ નથી સાભળ્યુ છે કે, પંજાબમા કોઇ સાહેબ પોતાને તે પદ્દિના અધિકારી જણાવે છે પરંતુ એ વાત સર્વ સંપ્રદાયના અનુયાયીઓને કબુલ મંજુર નથી

હવે આ મતના મોટા મોટા સિદ્ધાન્તોનું વર્ણન કરવામા આવે છે

### પરમાત્મા અને સૃષ્ટિ વિકાશ.

પરમાત્મા સર્વ શક્તિમાન્, સર્વજ્ઞ, આનંદમય અને ચૈતન્ય-શક્તિ-પ્રભવ છે આ ચૈતન્ય શક્તિનો પરમાત્મામાં નિરંતર વિકાસ થયે જાય છે ભૌતિક-શક્તિ-વિકાસ મુજબ આધ્યાત્મિક-શક્તિ-વિકાસનો પણ નિયમ છે શક્તિનો વિકાસ હોવામા બે વાત છે—એક તો કેન્દ્રસ્થાન કે જ્યાંથી શક્તિ નિકળે તેનો ઉદ્ભવ, બીજું શક્તિ-ધારાનો પ્રકાશ. પ્રથમ કેન્દ્રસ્થાનમાં ક્ષોભ થાય છે અને પછી તેનાથી શક્તિ-સ્રોત અથવા ધારા નીકળે છે આ પ્રમાણે અવ્યક્ત શક્તિ વ્યક્ત થઈ જાય છે

જો ઉત્પત્તિ કેન્દ્ર અને ધારા ન હોય તો શક્તિ અવ્યક્તજ રહે એ બન્નેને લઇને કાર્યની શરૂઆત થાય છે પરમાત્મા દર ઉપરાન્ત અધ્યાત્મ-શક્તિના ભંડાર છે તેજ આ શક્તિના ઉદ્ગમસ્થાન છે ઉદ્ગમ-સ્થાન હોવાથી તેમા પહેલા ક્ષોભ થયો અને પછી તેમાથી અધ્યાત્મશક્તિ નીકળી. જ્યાસુધી તેમા ક્ષોભોદ્ભવ અને ધારા-નિઃસરણ એ બે ન હોય ત્યા સુધી જાણવું જોઇએ કે પરમાત્મા અવ્યક્તજ છે અધ્યાત્મ શક્તિ, ચુમ્બક શક્તિના નિયમો મુજબ, નિયમ મુજબ કામ કરે છે અર્થાત્ જેટલામા તેનો પ્રભાવ ફેલાય છે, તે ક્ષેત્ર એક વૃત્તના રૂપમા થઇ જાય છે આ વૃત્તનું કેન્દ્ર, શક્તિનું ઉદ્ગમસ્થાન છે જે ધારાઓ આ કેન્દ્રથી નીકળી તેની ચારે બાજુ ફેલાય છે તે આ વૃત્તની પરિધિ છે

આથી સિદ્ધ થાય છે કે, કેન્દ્રથી ધારાઓ ઘણીજ દૂર જાય છે પરંતુ આ સર્વ ધારાઓની આકર્ષણ-શક્તિ કેન્દ્રમાજ રહે છે, અને તેની તરફ તેનો ઝુકાવ થાય છે આ કેન્દ્રને પરમાત્મા અને ધારાઓને તેની શક્તિઓના ફેલાવનાર માનવું

જ્યારે ઉદ્ગમ સ્થાનમાં ક્ષોભ થાય છે અને તેથી ધારાઓ નીકળે છે ત્યારે શબ્દ પણ થાય છે, ક્ષોભ અને ધારા સબંધી શબ્દ એક બીજાથી ભિન્ન છે આદિમ દ્વારા શબ્દનો ઉચ્ચારણ રાધા છે અને તેના ઉદ્ગમ-શબ્દનો ઉચ્ચારણ સ્વામી છે જેથી રાધા સ્વામી પરમાત્માનું નામ છે એજ સંસારના અધ્યાત્મ તત્વોનું મૂળ છે એ શબ્દ સમસ્ત સૃષ્ટિમા વિદ્યમાન છે, અને ગુપ્તમા ગુપ્ત મર્મસ્થાન કે જ્યા અધ્યાત્મ દ્વારા કામ કરે છે ત્યા થયા કરે છે જેમ સૂર્યના પ્રત્યેક કિરણમા સૂર્યને બનાવનારી સર્વ ચીજોનો અંશ વિદ્યમાન હોય છે, તેમ નાનામાં નાના જીવમા ક્ષોભ અને ધારાનો પ્રભાવ, જેનાથી સંસાર બનેલ છે, વિદ્યમાન છે, તેમ રાધાસ્વામી શબ્દ તેમા હોય છે અભ્યાસથી જેની શ્રવણ-શક્તિ વિકસિત થઇ ગઇ છે તેઓ એ નામને સ્પષ્ટ સાંભળી શકે છે એ નામ રાધાસ્વામીના અવતારેજ પ્રકટ કરેલ છે

શક્તિ-વિકાસમાં બે સ્થાન-સીમાઓ હોય છે એક સત્તા પ્રધાન-સ્થાન અને બીજી સત્તા-રહિત સ્થાન જ્યાં શક્તિ નિરંતર રહે છે જ્યાંથી નીકળી બીજી જગ્યા પર ... આવે છે તે સત્તા-પ્રધાન સ્થાન

હતુ, તે બ્રહ્મ અને માયાના નામથી કહેવાયેલી છે પરમાણુ હમણા બનેલા છે ત્રિકુટીથી નીચે ત્રણે ધારાઓ મળીને ચાલી બ્રહ્મ અને માયાથી પણ બે ધારાઓ નીચે ઉતરી, ત્યા એ બે ધારાઓ રહી તે સહસ્રદલકમળ કહેવાય છે આ સ્થાનથી માયા અને બ્રહ્મે જ્યોતિ નારાયણ અથવા નિરંજનનું રૂપ ધારણ કર્યું પહેલી ત્રણ ધારાઓ સહસ્રદલ કમલ ઉપર ઉતરવાથી જે એક નાદ બને છે તેને બંકનાલ કહે છે એ ત્રણ ધારાઓ સત્વ રજ-તમનુ સૂક્ષ્મરૂપ છે પહેલી ત્રણે ધારાઓને, અને બ્રહ્મ તથા માયાની ધારાઓને ત્રિકુટી ઉપર પાચે સૂક્ષ્મ તત્ત્વ ઉત્પન્ન કર્યા બ્રહ્મ ધારાથી આકાશ તત્ત્વ બન્યુ માયા ધારાથી અગ્નિ તત્ત્વ થયુ સત્વગુણથી વાયુ તત્ત્વ, રજોગુણથી જલતત્ત્વ અને તમોગુણથી પૃથ્વી તત્ત્વ થયા. એ સર્વ સહસ્રદલ કમલ પર જ ઉત્પન્ન થયા એ પાચે તત્ત્વોમા ત્રણ ગુણ તથા જ્યોતિ અને નિરંજનના પૃથક્ પૃથક્ મળવાથી પચ્ચીસ પ્રકૃતિઓ બની. સહસ્રદલ-કમલને અષ્ટ-દલ-કમલ પણ કહે છે

હવે ત્રણ ગુણો આગળ વધ્યા અને નારાયણના ત્રણ પુત્ર કહેવાયા—અર્થાત્ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ જેના નામના ત્રણ લોક થયા

આ પ્રમાણે બ્રહ્માંડના ૭ ખંડ-૧ મેરૂ, ૨ સુમેરુ, ૩ કૈલાસ, ૪ વિષ્ણુલોક, ૫. બ્રહ્મલોક અને ૬. શિવલોક છે ૧-૨-૩ ખંડના રહેનારા રુક્મ-રુક્મિણી કહેવાય છે એનામા જાતિ ભેદ હોય છે બ્રહ્માંડ ઉપર શૂન્યદેશથી બ્રહ્માંડમા ત્રિકુટી સુધી આત્મ-ધારા ઉત્કૃષ્ટાવસ્થાની હતી ત્રિકુટીથી નીચેની અને ન્યુનાવસ્થાની થઇ ગઇ કેમકે તેમા સૂક્ષ્મપ્રકૃતિ જેને પ્રાણ કહે છે, તે મળી ગઇ ત્રણે ધારાઓ જે શૂન્ય પ્રદેશથી ચાલી હતી, તે સૂક્ષ્મ ધારાઓના રૂપમા થઇ ઇડા, પિંગલા અને સુષુમ્ના નામથી પ્રસિદ્ધ થઇ સુષુમ્ના ધારા મધ્યમા છે, ઇડા વામ ભાગમાં અને પિંગલા દક્ષિણ ભાગમા છે એ ત્રણે નાલોની મારફત આત્મ-શક્તિ બ્રહ્માંડના નીચેના હિસ્સામા આવે છે ત્રિકુટીથી નીચેના હિસ્સામા રહેવાવાળાને પાંચ જ્ઞાનેન્દ્રિઓ પણ છે જેમકે બ્રહ્માંડની ઉપર મહાશૂન્ય છે તેમજ બ્રહ્માંડની નીચે પણ શૂન્ય પ્રદેશ છે પરંતુ તે તેનાથી નાનો છે તેમા પણ થોડી સૃષ્ટિ છે તેની નીચેના ભાગમા, અર્થાત્ ત્રીજે ભાગ પિંડની સૌથી ઉપરના ભાગમા એક છિદ્ર છે જે બ્રહ્માંડના પ્રદેશોની તરફ ખુલ્લો થયેલ છે તેને ત્રીજે તીલ અથવા નેત્ર કહે છે તેની મારફત બ્રહ્માંડના નીચેના ભાગને જોઈ શકે છે અને તેની મારફત આત્મધારા બ્રહ્માંડથી પિંડમા આવે છે

### ૩ પિંડ

તેમા સૌથી ઉંચો ભાગ ચન્દ્ર લોક છે તેની મારફત આત્મ-ધારા નીચેના ભાગમા ઉતરે છે એ લોક બ્રહ્માંડની નીચે અને સૂર્ય લોકની ઉપર છે સૂર્ય લોક પિંડનો બીજો ભાગ છે તેની નીચેના ૩, ૪, ૫ અને ૬ ભાગોના નામ-પૃથિવી, બૃહસ્પતિ લોક, શનિલોક અને વરુણ લોક છે

જેમ પિંડ બ્રહ્માંડની નીચે ફરે છે, તેમજ બ્રહ્માંડ શુદ્ધ આત્મલોકની નીચે ફરે છે એ બન્ને ખંડોની સૃષ્ટિમા પ્રલય થાય છે આત્મલોકમા પ્રલય નથી થતો જ્યારે ત્રણે ગુણ પચ્ચીસ પ્રકૃતિઓથી મળે ત્યારે ૮૪ ધારાઓ થાય, તેમાં ૭૫ ધારાઓ પ્રકૃતિઓની અને ૯ ધારાઓ ગુણોની. એ ૮૪ ધારાઓએ પિંડમાં પ્રવેશ કર્યો તેને ૮૪ લક્ષ કહે છે. આ ખંડના સર્વ ચરાચર જીવ એનાજ બનેલા છે અને તેના ચાર પ્રકાર છે અર્થાત્ જરાયુજ યોનિથી ઉત્પન્ન થનારાવાળા જેવા કે, મનુષ્ય, પશુ વગેરે, અંડજ-અંડથી ઉત્પન્ન થનારાવાળા જેવા કે પક્ષી વગેરે, સ્વેદજ પરસેવાથી ઉત્પન્ન થનારાવાળા જેવા કે જૂ વગેરે, અને ઉદ્ભિજ્જ-પૃથ્વી ફોડી ઉત્પન્ન થનારાવાળા જેવા કે વૃક્ષ વગેરે એ ૮૪ ધારાઓ સિવાય જ્યોતિ અને નિરંજનથી પણ ધારાઓ આવી, જે ઇચ્છા અને મનના રૂપમા પ્રકટ થઇ અને જે હૃદય ચક્રમા વાસ કરે છે એનું સૂક્ષ્મરૂપ કંઠ અને ભ્રમર ચક્રમા પણ છે નાભિમા વિષ્ણુ, શિશ્નમા બ્રહ્મા અને અપાનદ્વારમાં શિવનુ સ્થાન છે એ ખંડના રહેવાવાળા પૃથ્વી તત્ત્વના બને છે તેના ત્રણ શરીર છે—સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ

ત્રીજો ખંડ પિંડની નીચે પણ શૂન્ય પ્રદેશ છે, પરંતુ તે આત્મ-ધારા રહિત છે તેને નરક કહે છે એ ત્રણે સૃષ્ટિ ખંડોમા પહેલા સર્વથી સંપૂર્ણ, અને સ્વતંત્ર છે તે અત્યન્ત વિસ્તૃત પણ છે તેને

ભિક્ષુક—કલ્યાણ થાવ

સત્યવતી—કલ્યાણ કોણ કરશે ?

ભિક્ષુક—જીવ પોતેજ પોતાનુ કલ્યાણ કરી શકે છે

સત્યવતી—હુ તમારી પરામર્શ (સલાહ) રૂપ ઋણ લેવા ઇચ્છતી નથી

ભિક્ષુક—હુ ઋણ આપતો નથી પણ દાન કરૂ છુ.

હુ જોઉ છુ કે આ વિશાળ રાજ્યમા શક્તિ પૂજાની તૈયારી થઈ રહી છે કે જે ઘણીજ હિંસક અને ઘૃણિત છે આ સૃષ્ટિની આધ્યાત્મસ્થાની અજ્ઞાનજન્ય ક્રિયા સિવાય એમા કાઇ બીજુ નથી આપ જ્ઞાનને પ્રાપ્ત કરીને તેનો ત્યાગ કરો

પ્રધાન મંત્રી બોલ્યો,—"આ કોઇ બૌદ્ધ ભિક્ષુક છે"

સેનાપતિ રૂદ્રનારાયણે કહ્યું કે—"તેને બાંધીને શૂળી ઉપર ચઢાવી દેવો જોઇએ"

સત્યવતી ક્રોધથી ગુસ્સે થઈ ભવા ચઢાવી બોલી—"કાલી પૂજા જરૂર થશેજ, અને તેમા સેંકડો તો શુ પણ હજારો જીવોનુ બલિદાન આપવામા આવશે શુ તેથી તમને કાઇ હાનિ છે ? અને [illegible] તમારા જેવા ક્ષુદ્ર પુરૂષોમા તેને રોકવાની [illegible] છે ?"

રાજા આ સાભળી ઘણો જ પ્રસન્ન થઇને [illegible]ના લાગ્યો લોકો માનતા હતા કે સત્યવતી કાલી પૂજાના વિષયમા વિરોધ જાહેર કરશે, પરતુ જોયુ કે એકાએક આ સાધુના આવવાથી તેનો વિચાર બદલાઈ ગયો કારણ કે એવી રીતે ઉન્નત [illegible] હુકમ કરવાનો સત્યવતીનો સ્વભાવ હતો

ભિક્ષુક ઘણોજ અભિમાનની સાથે ઉચુ મસ્તક કરીને સત્યવતીના પ્રજ્વલિત નેત્રોની તરફ સ્થિરભાવથી જોવા લાગ્યો અને બોલ્યો, "રાજકુમારી આ વખતે હુ તમને જ કાળી સમજુ છુ કહો, કેટલા હજાર બલિદાનોથી તમો તૃપ્ત થશો ?"

સત્યવતી—"તુ સ્વ દ્રોહી અને દુરાચારી છે એથી પ્રથમ તો હુ પહેલા તારૂજ બલિદાન લઇને તૃપ્ત થઇશ"

ભિક્ષુક—જો આ ક્ષુદ્ર જીવના બલિદાનથી તમારા અને તમારી પ્રજાના હૃદયમા કરૂણાનો સંચાર થતો હોય તો હુ તૈયાર છુ. જો કે દુર્દમનીય પ્રકૃતિની સંહાર શક્તિને રોકવાનુ બળ મારામા નથી, તો પણ જો પ્રકૃતિ ચાહે તો તે જાતે તેને રોકીને સંસારને આનંદમય બનાવી શકે છે, એથી જ હુ તેને ઉત્તેજિત યા ઉદ્દીપન કરવાને માટે તૈયાર છુ

સત્યવતી—"ક્યા ઉપાયથી ?"

ભિક્ષુક—કેવળ નિમિત્ત બનીને અર્થાત સેવા કરી, જ્ઞાનનો પ્રચાર કરીને અને સંયમની શિક્ષા આપીને કુમારી, આ વિશાળ રાજ્ય પતનોન્મુખ થઇ રહ્યુ છે જ્યારે રાજાના હૃદયમા દયા નથી અને તે કોઇને પણ આત્મ ત્યાગ કરવાનુ શીખવાડતા નથી ત્યારે તમે નક્કીજ સમજજો કે એકરાજા મટીને હજારો રાજા થઇ જશે અને દેશમા રાષ્ટ્ર વિપ્લવ થઈ જશે જ્યારે ધર્મની બળતી આગ રાજસિંહાસનથી ભ્રષ્ટ થઇને અન્ય આધારને ગ્રહણ કરે છે અને આ મહાન વિપ્લવની વખતે કરૂણા, સ્નેહ, પવિત્રતા, સૌમ્ય, શાંતિ અને પ્રીતિ આદિ સદ્દગુણો હોતા નથી, ત્યારે તેમા સર્વ ભસ્મ થઇ જાય છે આ મહાન રાજ્યમા પાપનો પ્રવેશ થઇ ચૂક્યો છે અહીં મદ્ય માંસનુ શ્રાદ્ધ અને સતીત્વ ધર્મનુ સત્યાનાશ કરવામા આવે છે, તથા નિસહાય અને મૂગા પ્રાણિયોનુ બલિદાન આપીને પાપને ઉત્તેજન આપવામા આવે છે કુમારી, કાલી પૂજાની કેવી રીતે પ્રતિષ્ઠા કરવી તે આ મર્ત્યલોક[illegible] સમજે ઘોર તામસિક વૃત્તિને પોતાની તરફ ખેચવાનો પ્રયત્ન કરી રહ્યા છે તમારે આ જીવબલિની જગ્યાએ આત્મબલિની શિક્ષા આપીને પૂજા પ્રતિષ્ઠા કરવી જોઇએ આત્મબલિ એજ સાચી કાલી પૂજા છે આ બૌદ્ધ ભિક્ષુક પણ તમારી એ પૂજાનો પ્રસાદ લઇને બોધ શકશે."

આ વાત સાભળતા સાભળતા ઘણા લોક ફરી ઉઘવા લાગ્યા રાજા સાહેબનો પણ તેમા પહેલો નબર હતો સત્યવતીએ કહ્યુ—"આ સાધુ ગાંડો છે, તેને દેવદત્ત પુજારીના ઘરમા કેદ કરીને રાખો"

૩

વૃદ્ધ દેવદત્ત પુજારી ઘોર શાક્ત મતનો હતો તેને એક વામનદાસ કરીને પુત્ર હતો તેની ઉમ્મર લગભગ ૧૫ વર્ષની હતી તે એક બીલીના ઝાડ નીચે બેસીને વેદ પાઠ કરતો હતો તેની વૃદ્ધ માતા

હરિ નામની માળા જપ્યાં કરતી હતી પુજારીના ઘરમા આ ત્રણ જણ વગર એક સુલક્ષણા નામની છોકરી હતી

સુલક્ષણા દેવદત્તની કન્યા છે, પરંતુ કેવી કન્યા છે, તેની કોઇને ખબર નથી કેટલાક લોક એવુ કહે છે કે તે કોઈ ક્ષત્રિયની કન્યા છે તે જ્યારે નાની હતી ત્યારે દેવદત્ત તેને મિથિલાથી લઈ આવ્યા હતા કોઈ વળી એવુ કહેતા કે એક વખતે દેવદત્ત માઘ પૂર્ણિમાના મેળામા ગયા હતા ત્યારે તેને ત્યાં ગંગા નદીના કિનારે એકલી પડેલી જોઈ ઉપાડી લાવ્યા હતા સુલક્ષણાની ઉમર તે વખતે સત્તર વર્ષની હતી

સુલક્ષણા ઘણીજ સુંદર છે તેનુ મુખ કમળ સદા પ્રફુલ્લિત રહે છે ઘરના કામકાજમા પણ તે ઘણી ચતુર છે સેવા સુશ્રુષા કરવી એજ તેનુ વ્રત છે, તે વ્રતમાજ તેનુ જીવન અને યૌવન વર્દ્ધિત અને પ્રોષિત થયુ છે

સેનાપતિ રૂદ્ર નારાયણસિંહ હાથમા ઉઘાડી તલવાર લઇને દેવદત્તને ઘેર પહોંચ્યા સાથે કેદી તરીકે ભિક્ષુક પણ હતો,

દેવદત્ત તેને જોઇને બહાર આગણામા આવી ઉભો રહ્યો

સેનાપતિએ કહ્યુ કે, "રાજકુમારી સત્યવતી એ હુકમ કર્યો છે કે આ બૌદ્ધ ભિક્ષુકને આપને ત્યાં સાત દિવસ સુધી કેદમા રાખવો"

દેવદત્ત—"તેને વાસ્તે કોઈ પહેરેદાર રાખશો ને?"

સેનાપતિ—"ના"

દેવદત્ત—તો તો ઘણીજ મુશ્કેલી પડશે કદી તે કઈ નાસી જશે તો ?"

સેનાપતિ—"જો નાસી જશે તો તેની સાથે આપનુ આ જટાધારી મસ્તક પણ ચાલ્યુ જશે. તેથી તેને કોઈ પણ રીતે આપના તંત્ર મંત્ર બળથી બાધી રાખજો"

એમ કહીને સેનાપતિ ચાલ્યો ગયો દેવદત્તે ભિક્ષુકની તરફ જોયુ તે દેવતુલ્ય સુદર યુવકની મૂર્તિ જોઇને તેને વિશ્વાસ બેઠો કે આ ભિક્ષુક નાસી જાય તેવો માણસ નથી. તે પછી તેણે કાઇક વિચાર કરીને બુમ પાડી કે,—"સુલક્ષણા"

સુલક્ષણા ઝરોખામા જોઇ રહી હતી તે તુરતજ બહાર આવીને માથુ નમાવી બોલી, "કહો શી આજ્ઞા છે ?"

દેવદત્ત—"આ બૌદ્ધ ભિક્ષુકને રાજકુમારીના હુકમથી સાત દિવસને માટે આપણે ત્યા કેદ રાખવામા આવશે જેથી તેની દેખરેખ રાખવાનો ભાર હુ તને સોપુ છુ"

સુલક્ષણાએ હસીને કહ્યુ,—"સારુ, પણ કદી નાસી જાય તો ?"

દેવદત્ત—"એ વામનદાસના જેટલું દોડી શકશે નહિ, તેને જરા મારી પાસે બોલાવ"

પિતાની આજ્ઞાથી વામનદાસે રાત્રે પહેરો રાખવાનુ કબુલ કર્યુ, અને દિવસની દેખરેખનો ભાર સુલક્ષણા ઉપર રહ્યો

'ભાઈ અને બેનને ભિક્ષુકની દેખરેખનો' ભાર સોપીને દેવદત્ત મંત્ર જપવાને માટે ઘરમા ગયો અને વામનદાસ વેદ ભણવા બેઠો સુલક્ષણા દિમન રાખીને ભિક્ષુકની સામે ઉભી રહી અને બોલી, "હુ તમને શુ કહીને બોલાવુ ?"

ભિક્ષુક—"કુમારી હું તારો હાથ જોવા ઇચ્છું છુ"

સુલક્ષણાએ આદર પૂર્વક પોતાની હથેળી તેની આગળ ધરી ભિક્ષુક તેને સારી રીતે જોઇને વિસ્મય પામ્યો જાણે તેને કોઇ જુની વાત, કે જુની સગાઈ કે કોઈ છુપી સ્મૃતિ યાદ આવી ગઇ હોય તેમ જણાયુ તેણે ઘણાજ દુઃખ પૂર્ણ સ્વરથી કહ્યું,—"અભિતાપ ?"

સુલક્ષણા—"તમે એ શુ કહ્યુ ?"

ભિક્ષુક—"તમે મને શરણુ લેયા, કહીને બોલાવજો"

સુલક્ષણાએ આશ્ચર્ય પામીને કહ્યુ, "શુ તમે મારા શરણુ લૈયાને ઓળખો છો ?"

ભિક્ષુક—"કદી જાણુતો હોઉ તો શુ આશ્ચર્ય છે ?"

સુલક્ષણા—"હુ તેને સ્વપ્નમા જોયાં કરૂં છુ ગગા નદીની ઉત્તરે હિમાલયથી ઢંકાયલું એક અરણ્ય છે સીતાનો જન્મ ત્યા થયો હતો તે વન ઘણું જ સુહામણુ છે ત્યા સોનેરી પક્ષી જ્યા ત્યા વૃક્ષો ઉપર ઉડી રહ્યા છે અને રૂષિયોના જેવા સરળ સ્વભાવના મનુષ્યો ત્યા નિવાસ કરે છે તેમનમા મારો શરણુ લૈયા રહે છે"

કરવાનું તમારે પ્રયોજન નથી તમે ફક્ત એટલુજ જણાવો કે તમે ક્યાં કર્મ કરેલા છે, તમારૂં જીવન કેવી રીતે પસાર કર્યું છે? સંસારમાં કેવી રીતે રહ્યા છો? આ બિના નહિ જણાવો તો તમારી માર્ફત સંસારની સ્ત્રીઓનો ઉપકાર કેમ થશે? આ પુણ્યમયી જીવન કથાથી—આ આદર્શચરિત ગાથાના પ્રચારથી આપને તો હાનિ—લાભ નથી, પરંતુ સંસારના સ્ત્રી—પુરૂષને થોડો ઘણો લાભાલાભ છે, અને તમારો પણ હાની—લાભ કેમ નથી? યશને અમૃત છે, અને યશજ અવિનાશી છે યશને. લીધે સ્ત્રી—પુરૂષ મરી ગયેલા હોય તોપણ જીવતા જણાય છે કીર્તિ યુક્ત શરીરજ પવિત્ર, અવિનાશી અને સ્વર્ગીય છે જે શુભ, નિર્મળ અને અવિનાશી યશને નથી ચાહતા, તે ગૌરવશૂન્ય—બુદ્ધિહીન, આ લોકની કામ વાસનાઓમાં મુગ્ધ સ્ત્રી પુરૂષનું જીવન તુચ્છ અને નિંદવા લાયક છે સાંભળો દેવિ! તમારા ચરિત્રની કથા સાંભળવાને આજ સર્વ સતીઓ ઉત્કંઠીત થઈ રહી છે ઈંદ્રાણી, લક્ષ્મી અને રતિ સુદ્ધા ઉત્કંઠીત છે

શાંડિલીએ જવાબ દીધો કે, હે પ્રિય વદની! નિઃશંક પ્રિય વચનને લઈનેજ તમે આ સ્વર્ગલોકને જીતી લીધેલા છે—આ સતી કુંજમાં રહ્યા છો મારા તુચ્છ જીવનની હકીકત સાંભળવા ઇચ્છા છે, તો સાંભળો મે ભારતવર્ષમાં સુજલ, સુફલ, મલયજ શીતલ, આર્યાવર્ત્તની ભૂમિમાં જન્મ લીધેલો છે સગર કુળનો ઉદ્ધાર કરનાર ભાગીરથી સાથે બાળકપણુ વિતાવેલું છે ભરજુવાનીમાં પતિ દેવના ચરણકમળમાં મસ્તક રાખી નાશવંત શરીરને ભાગીરથીએ સ્મશાનમાં રાખેલુ છે હું દરિદ્ર બ્રાહ્મણની સ્ત્રી હતી, જેથી સકળ ધર્મનું અનુષ્ઠાન તો ક્યાથીજ કરી શકુ? ગરીબ દરિદ્રોની સેવા કરવાનું સામર્થ્ય મારામાં ક્યાથી હોય? ગૃહસ્થના કામધંધાથી અવકાશ પણ મળતો નહિ જેથી ધર્મ—કર્મમાં મન ક્યાથી લગાવુ? એ પ્રમાણે મે મારી શક્તિ પ્રમાણે પતિસેવા પણ કરેલી છે, શરીર—મન અને વાણીથી એમના ચરણમાં મન રાખેલુ છે એમના ગૃહસ્થને માથા પર રાખી, એમની સુખ સ્વચ્છન્દતાને મારા જીવનની સાધના કરીને તથા એમના ચરણને ઇષ્ટ દેવનું સિંહાસન માનીને મે મારી જીવનયાત્રાનો નિર્વાહ કરેલો છે

સુમનાએ કહ્યું કે, હે દેવિ! નારી જીવનનો એ તો શ્રેષ્ટ ધર્મ છે સતી સ્ત્રીને માટે પતિ એ તો દેવતા છે પતિ સેવા એ તો તપશ્ચર્યા છે પતિને સંતુષ્ટ રાખવા એ જીવનની સાધના છે. શરીર—મન અને વાણીથી પતિના ચરણમાં ધ્યાન, રાખીને પતિના ગૃહસ્થાશ્રમનો ભાર પોતાને માથે લેવો, પતિના સુખ દુઃખમાં ભાગ લેવો, એ તો સતીનો ધર્મ છે બતાવો દેવિ! તમે ક્યા પ્રકારે પતિની સેવા કરતા હતા? કેવી રીતે સંસારયાત્રાનો નિર્વાહ કરતા હતા?

શાંડિલીએ જવાબ દીધો, કે હે ચારૂહાસિની! હું માથે જટા રાખી, ભગવાં વસ્ત્ર પહેરી, ભષ્મ લગાવી તપસ્વિની નહોતી બની! પતિનું ઘર એજ દેવમંદિર હતું પતિનું ચરણ એજ મારા માટે મોટુ તીર્થ હતું, હું અન્ય દેવમંદિરને મોઢું મમ જતી નહિ, બીજા તીર્થ સ્થાનપર જવાની મને ક્યારે રૂચી નહોતી પતિજ મારા દેવતા હતા, પતિજ મારૂં સર્વસ્વ હતું, હું એ પતિરૂપી પરમેશ્વરનોજ સંગ કરતી હતી પતિની શય્યા મારા માટે સિંહાસન હતું પતિનુ રસોડું મારા માટે યજ્ઞવેદી હતું, પતિનો ગૃહસ્થાશ્રમ એજ મારા માટે સ્વર્ગ હતું, પતિનું ઘરબાર ક્રિડામંદિર, ફરવાનો બગીચો અને શાન્તિ મળવાનું ઠેકાણું હતુ સ્વ-પ્નમાં, આહાર—વિહારમાં પતિનુ ધ્યાન એજ મારી જપમાળા હતી પતિને સુખ, સંતોષ પહોંચાડવાને માટે મારો દેહ, ઇન્દ્રિઓ અને પ્રાણ હમેશા સાવધાન રહેતા. પતિના પરિવારને હું પતિથી જુદા સમજતી નહિ. મારૂં મન હમેશા પતિના ચરણકમળમાંજ લાગ્યુ રહેતું હતું, પરંતુ બહારથી મારૂં ધ્યાન પતિદેવના સંસારની ઉપર રહેતું હતુ હું પતિદેવના ધ્યાન અને આરાધનામાં આંતરિક દૃષ્ટિથી હમેશાં સહાય કરતી હતી, જેથી ગૃહસ્થના કોઇ કામમાં બેપરવાઇ અને અભાવ હાની દેખાતી નહોતી પતિ સંતોષ એજ મારા જીવનની સાધના હતી સાસુ સસરા, દેરાણી જેઠાણી, નણંદ, દિયર, છોકરા આદિને પ્રસન્ન રાખવા એ પતિને સંતુષ્ટ રાખવા બરાબર હતુ પતિના માતા પિતા એજ મારાં માતા પિતા હતા પતિના ભાઈ—બહેન એજ મારાં ભાઈ—બહેન હતાં પતિના ગુરૂ અને સ્નેહીજન મારા

ગુરૂ અને સ્નેહીજન હતા હું શાન્તિ અને પ્રેમભાવવાળા બનાવી રાખવાનું પૂર્ણ ધ્યાન રાખી ગૃહસ્થાશ્રમને ચલાવતી હતી એ ઠીક છે કે હું પતિના માનથી માનવની, સ્વામીના સૌભાગ્યથી સૌભાગ્યવતી અને પતિ ભક્તિના બળથી ભક્તિવાળી હતી, પરંતુ તેથી હું માનની તરફ ઢળી જતી નહિ, મારા સૌભાગ્યની બડાઇ કરતી નહિ, ભક્તિના ગર્વથી હું મદમાં ફરતી નહિ. સ્વામી મારા પ્રત્યે પ્રેમ રાખતા, સાસુ સસરા મને પોતાની દીકરી સમાન ચાહતા હું પણ તેમને તેમ જ દેખતી હતી તેઓ સર્વ પણ મારી સાથે એવોજ વ્યવહાર કરતા હતા નણંદ મને પોતાની સખી સમાન પ્રેમભરી દૃષ્ટિથી જોતી હતી દિયરોને હું મારા ભાઇઓથી પણ અધિક ચાહતી હતી તેઓ મને ભાભી ભાભી કહી બોલાવતા અને માતાથી પણ અધિક મારી ભક્તિ કરતા ભલાઇ બુરાઇ સર્વ મ્હારા ઉપર હતું પતિનો પ્રેમ, સાસુ સસરાનો આદર, નણંદોનો ચોખ્ખો વ્યવહાર, દિયરોની ભક્તિ અને દાસ દાસિયોની શ્રદ્ધા એ સર્વ આપણા વ્યવહારને આધિન છે, દર્પણમાં મોઢું જોવાની સમાન છે હું જેવી દેખાઉં, તેવાજ બીજા દેખે હું જેવો વ્યવહાર કરૂં તેવોજ વ્યવહાર બીજાથી મળે એ સંસારનો નિયમ છે

પતિ મારી પુજાની સામગ્રી હતા, ખેલવામા ખીલવનારા, પ્રેમના સખા, અને મારી જીવનના સાથી હતા એમના સુખે હું સુખી, અને દુખે દુખી હતી. એમના જીવને સંતોષ એજ મારા જીવનની શાન્તિ હતી હું મારી સુખ શાન્તિને કદી પતિની સુખ શાંતિથી જુદી સમજતી નહિ પછી મારૂં તારૂં ક્યાં? આપણા વ્યક્તિત્વનો ત્યાગ કર્યા વગર પતિના ચરણમા વાસ્તવિક પ્રાણ સમર્પણ પણ થઇ શકતો નથી. જ્યાં સુધી સ્વાર્થનો પુરેપુરો ત્યાગ ન થાય ત્યા સુધી સ્ત્રી પતિ પ્રેમની અધિકારી થતી નથી

કુટિલ ભાવનો આશ્રય લઇ મે ગૃહસ્થ ધર્મનું પાલન કરેલું નથી. હું ગૃહધર્મને અમલ ધર્મની બીજી મૂર્તિ સમજતી માતાપિતાની સેવા અને ભક્તિ કરવી એ સંતાનનો મોટો ધર્મ છે પતિની થઇ મે તે મહાધર્મનું પાલન કર્યું હતું મારા પતિદેવ આજીવિકા ઉપાર્જન કરવામા જ મશગુલ રહેતા હતા ઘરડા માતાપીતા, સ્ત્રી, નાના નાના બાળક, અસહાય નણંદ, અસમર્થ દિયેર વગેરેની સંભાળ રાખવાનો તેમને વખત નહોતો તેઓ સર્વની સંભાળ રાખવાનો સર્વ ભાર મે મારા ઉપર લીધો હતો સાસુસસરાને કોઇ પ્રકારેનું કષ્ટ ન થાય, તેને માટે હમેશા હું સાવધાન રહેતી. કોઇ પ્રકારે તેમનું મન ન દુખાય, તેની હું હમેશા કાળજી રાખતી

નણંદોને બહેનો સમાન સમજતી સખીની માફક તેમને મનની વાત કહેતી ખુશમિજાજથી દાસીની માફક તેમની સગવડતા સાચવતી અતિથિ પ્રાહુણા વગેરેનો આદર સત્કાર કરવામા મે કદી આળસ કરેલી નથી દેવપૂજામાં મેં કદી ઉદાસીનતા અથવા અભક્તિ બતાવી નથી. પતિ મારા પ્રત્યક્ષ જીવતા દેવતા હતા તેમનાથી જૂદા માનીને હુ દેવમૂર્તિયોની પુજા કર્યા કરતી હતી.

પ્રાત કાળમાં સ્વામી જાગ્યા પહેલાં જાગતી, પતિના ચરણની રજ માથે લગાવી શયનગૃહથી બહાર નીકળતી ઘરના માણસોને હુ સ્વામિની બહારની જડમૂર્તિ સમજતી હતી તેમની સેવાથી હુ સ્વામિનીજ સેવા કર્યાનુ સમજતી. ઘરના માણસનું કામ તેજ પતિદેવનુ કામ સમજી હુ ઉત્સાહપૂર્વક કરતી ઘરમા કોઈ જાતની ગરબડ ન થાય, તેની હુ બહુ વિચારપૂર્વક સંભાળ રાખતી જો સ્ત્રીઓ વિચારપૂર્વક ઘર ખર્ચ ન કરે, અને સંભાળ ન રાખે તો ઘરના માણસો લક્ષ્મી વગરના થઇ જાય છે (અપૂર્ણ)

---

## ઉપદંશ અસાધ્યત્વ દોહરો.

દર્દ થાય ઉપદંશનો, કરે ન સુખ ઉપાય  
અત્યંત રતી સંગથી, સોથ શિશ્ન પર થાય  
શરીર માંસ શિશ્ન ગળે, અસ્થિ બહાર દેખાય,  
કૃમી ઉપદ્રવો થાય છે, અસાધ્ય તેહ ગણાય.

[જુવો પાન ૨૮]

ભોગવ્યા છતા માસીક દસ રૂપીયા મેળવવાને પણ ભાગ્યશાળી નીવડતો નથી કારણ દસની જગ્યાઓ ગણી ને ગાદી હોય છે અને તે ઘણે ભાગે તો હજુર ઓફીસના નજદીક રહેનારા પટાવાળાઓ મારી જાય છે જ્યારે બીજા બધા ખાતાવાળાઓને પોતપોતાના ખાતાનુંજ કામ કરવાનું હોય છે અને પોતાના એકજ અધીકારીને રીઝવવાનો હોય છે ત્યારે રેવન્યુ ખાતાના પટાવાળાને તાલુકામા આવતા ભિન્ન ભિન્ન ખાતાના ભિન્ન અભિરૂચીના અધીકારીઓ અને તેમના માણસોના દરેક રીતે મનરંજન કરવા પડે છે તદુપરાન્ત આ વ્યવસાયખાતાની જુદી જુદી પ્રવૃત્તિમા પ્રસગ પ્રમાણે યોજાવુ પડે છે

આવી સ્થીતિ છતાય આ ખાતાના આ નાના નોકરોનુ ભાવી કેમ ખુલતું નથી તે એક પ્રશ્ન છે સામાન્ય મજુર કરતાં પણ તેમની મજુરી કમતી છે અને પરતત્રતા વધારે છે

તલાટીની સ્થીતિ જોઈએ તો તેમના કામ અને જોખમના પ્રમાણમા તેમને જે દરમાયો મળે છે તે કેવળ દુકાળના દર જેવો છે, તેમને મધ્યમ વર્ગની સ્થીતિમા રહેવુ પડે છે છોકરાઓને કેળવણી આપવી પડે છે. આવા મોઘવારીના વખતમા વ્યવહારીક ખર્ચો ઉપાડવા પડે છે અને ઘણે ઠેકાણે તો તાલુકે અને ગામ ઉપર બે ઘરખટલા નભાવવા પડે છે છતા વધારેમાં વધારે પગાર રૂ ૨૦) એટલે કે એક કડીયા કે સુતારના માસીક ઉત્પન્ન કરતાં ઓછુ મળે છે આવી સ્થીતિમાં તેઓ પ્રમાણીક રહે એ સભવીત નથી, અને છતા આપણે તેમને બાહ્ય દેખાવમા પ્રમાણીક માનવા પડે છે જો ખાતુ તેમને અપ્રમાણીક માને છે એવુ ખુલ્લુ કબુલ કરે તો તેમનો પગાર વધારવો જોઈએ ઉચામા ઉચો પગારનો દર બેલીફના અને રાઉન્ડ ગાર્ડના દરથી પણ ઓછો છે. એમનો પગારનો દર ઠર્યાને કેટલા એક દાયકા વીતી ગયા અને તે દરમ્યાન લોકોના વર્તનમાં અને જ્ઞાનમાં કેટલુ એક પરીવર્તન થઇ ગયુ, જરૂરીયાતની ચીજો ત્રણથી ચાર ઘણી મોઘી થઇ ગઇ અને તેમના કામમા ત્રણ ઘણો વધારો થઇ ગયો છતાં આ મહેસુલી ખાતાના સ્થભરૂપ જોખમદાર નોકરોના પગારમા મહેજ પણ વધારો થવા પામ્યો નથી એ તેમના ભાવીને માટે કેટલુ આશાજનક છે તે જોવા જેવુ છે

પ્રશ્ન એ ઉઠે કે આવી સ્થીતિ છે તો તેઓ શા માટે આ નોકરી પસદ કરે છે કારણ માત્ર એટલુજ છે કે વચલા વર્ગના ઉચી કોમના માણસોને માટે હાલના સજોગોમાં નોકરી શીવાય બીજો માર્ગ રહ્યો નથી જો હોત તો આવા માણસો નવ રૂપીયાના નિશાળના માસ્તર તરીકે નોકરી લેવાને તૈયાર થાય નહિ.

'કારકુનની સ્થીતિ તપાસીએ તો તેમનું આવી છેવટમાં છેવટ રૂ ૨૫) મા અપાએલુ છે જ્યારે ડેરેરેટ પોલીસ અને સીવીલની કનેરીકલ ખાતામા ઉચામાં ઉચા પગારો તેથી બમણા ને અઢી ઘણા છે જો કોઈ નશીબદાર હોય અને ઉપલી ગ્રેડમા લેવાય તો તેને કાંઈ લાભ મળી શકે ખરો પરતુ હાલની સ્થીતિમા તો આવા પ્રસગો બહુજ ઓછા બનવાનો સભવ છે કારણ ખાતામા જગ્યાઓ ઓછી થાય છે અને પ્રોબેશનરી મામલતદારો લેવાથી ઉચી ગ્રેડની ખાલી પડતી જગાઓ તેમને ભાગે પડે છે

અપૂર્ણ

# भारतीय वनस्पतिनी नवी ढब मुजब शोध खोळ करवानी जरुरीयात विषे.

અનુસંધાન ગતાંકથી

( લેખક શ્રીયુત અમૃતલાલ સુંદરજી પઢિયાર )

## વનસ્પતિનાં તત્વો શોધવાની બાબતોમાં આપણું રસાયણ શાસ્ત્ર હજી અપૂર્ણ છે

બંધુઓ, હાલનુ સાયન્સ બહુજ આગળ વધેલુ છે અને રસાયણ શાસ્ત્ર તથા શોધખોળ કરવાના બીજા ઘણા શાસ્ત્રો અને સાધનો આગળ વધેલાં છે છતા પણ વનસ્પતિના ગુણ દોષ જાણવાનુ તેથી તેના તત્વો સમજવાની બાબતમાં હાલનુ યુરોપનું સાયન્સ હજી અપૂર્ણ છે. કારણ કે કઈ ઔષધીમા રોગ સમાવનારા ક્યા તત્વો છે તે હાલના વિદ્વાનો હજી ચોકસપણે કહી શકતા નથી જેમકે અબરખનો દાખલો લો—અબરખમાં શુ શુ તત્વો રહેલા છે તે વાત હાલનુ સાયન્સ કરી શકે છે પણ એ તત્વો ખાંસીને મટાડવામાં કેમ ઉપયોગી થાય છે તે તેઓ પૂર્ણ ખુલાસાથી સમજાવી શકે નહિ. તેમજ ઘણા દરદોમા સોનાના વરખનો ઉપયોગ કરવાથી અગર સુવર્ણભસ્મ ખાવાથી ફાયદો થાય છે. પણ સુવર્ણ લોહી ઉપર અને રોગ ઉપર કેવી રીતે અસર કરે છે, તે વાત હજી હાલના ડૉકટરો સમજાવી શકતા નથી. આવીજ રીતે ધોળી ફ્રોથી ક્ષયરોગ મટી શકે છે અમરવેલથી બાલ મોટા થઇ શકે છે દુધેલીથી હરસ મટી શકે છે શીવલીંગીથી સંતાનની ઉત્પત્તિ થાય છે પીપળાની પેપડી ખાવાથી તોતડાં બાળક બોલના સારા થાય છે, અને તેમની જીભ અટકતી હોય તે મટે છે તુલસીના સેવનથી ઘણી જાતના રોગ મટી જાય છે. દુષ્ટ જેવા ભયકર રોગોને મટાડવામા આવવાથી ઘણું સારૂં કામ કરી શકે છે. અને ત્રાંસો મટાડવા બીલી ઘણો ફાયદો કરી શકે છે આ બધી વસ્તુઓમા એ જાતના રોગને અટકાવનારાં ક્યાં તત્વો છે, અને ક્યા તત્વોથી એ રોગો મટે છે એ બધી બારીક વિગતો હજી હાલનુ રસાયણ શાસ્ત્ર કહી શકતું નથી તેઓ તો માત્ર અમુક જાતના ક્ષાર, અમુક જાતના એસીડ, અમુક પ્રકારની હવા, અમુક પ્રકારની સાકર, અમુક પ્રકારનો સ્ટાર્સ, અમુક પ્રકારના તેલ અને બીજાં અમુક અમુક તત્વો છે એટલુંજ કહે છે અને તેવા તત્વો દુનિયાની ઘણી ખરી વસ્તુઓમા હોય છે એટલુંજ નહિ પણ તુલસીમા જે તત્વો રહેલા છે તે તત્વો જુદાં પાડીને કોઇ ચોકસ રોગ ઉપર આપવામા આવે અગર તુલસીમા જે તત્વો રહેલાં છે તેજ તત્વો બીજી કોઇ દરામાંથી કાઢીને આપવામા આવે તો એથી તુલસી જેટલો ફાયદો થતો નથી. માટે તુલસી શરીરમાં જઇને કેવી રીતે કામ કરે છે, તે સબધી સપુર્ણ ખુલાસો હજી હાલનુ રસાયણ શાસ્ત્ર જેવો જોઇએ તેવો કરી શકતું નથી. તેને લીધે પણ કેટલીક જાતની દવાઓ માટે સારામાં સારા ડૉકટરો પણ શંકાસ્પદ રહ્યા કરે છે

## માત્ર ગ્રંથોનો પુરાવો કઈ બસ નથી. હાલના લોકોને એક કરતાં કંઇક વધારે પુરાવા જોઈએ છે.

અસલના લોકો બહુ શ્રદ્ધાળુ હતા અને ભોળા તથા ભલા હતા તેથી જ્યારે તેને કોઇ પણ દવાના ગુણ વિષે એમ કહેવામાં આવે કે આ વાત ચરકમા લખેલી છે, સુશ્રુતમા લખેલી છે, અગર આ પ્રયોગ વાગ્ભટનો, ભાવપ્રકાશનો, શારંગધરનો કે નાગાર્જુનનો કહેલો છે એટલે તે માટે તેઓ કંઈ શંકા રાખતા નહિ. પણ આજના વખતમા એમ કહી દેવાથી કંઇ લોકોને સંતોષ થાય

નહિ "એ બાત લાલ કીતાબમે લીખા હય" એવુ કઇ આજના વખતમા ચાલે નહિ. આજે તો દરેક માણસની ખાતરી થઇ શકે એવા પુરાવા તેઓને આપવા જોઇએ, અને બુદ્ધિબળથી તથા હુન્નરકળાના નિયમોથી સમજી શકે તેવા રસ્તાઓ તેમને બતાવવા જોઇએ જ્યારે એમ કરીએ ત્યારેજ લોકોની ખાતરી થાય છે અને એની ખાતરી થયા પછીજ વનસ્પતિનો પૂરતો લાભ લેવાય છે માટે જો આપણી ભારતીય વનસ્પતિને જગતમાં ફેલાવવી હોય અને તેના મહાન ગુણોનો લાભ અનેક દરદીઓને આપવો હોય તો છેલ્લામા છેલ્લી ઢબ પ્રમાણે આપણા દેશની વનસ્પતિની શોધખોળ કરવી જોઇએ, અને પ્રથમ યુરોપ અમેરિકાના વિદ્વાન ડૉક્ટરોની ખાતરી કરી આપવી જોઇએ કે દેશી વનસ્પતિની અંદર અમૂલ્ય ગુણો રહેલા છે

બંધુઓ, સોનાને કઈ એમ કહેવુ પડતું નથી કે હું ચોખ્ખુ છુ, અને મને મહેરબાની કરીને લાવ, એમ કહેવાની સોનાને કઇ પણ જરૂર નથી. જો સોનુ ચોખ્ખુ હોય અને તેનો પરિક્ષક બરોબર હોય તો સોનાને તે શોધ્યાજ કરશે. અને પોતાની ખુશીથી તે સોનાની પાછળ પાછળ ફરશે તેમજ યાદ રાખજે કે જો આપણા દેશની વનસ્પતિ માલવાળી હશે, અને તેનું યોગ્ય રીતે શોધન થશે તો સારામાં સારા ડૉક્ટરો એ વનસ્પતિની પાછળ ભમશે, અને તેનો જેમ બને તેમ વધારેમા વધારે ઉપયોગ થાય તેમ કરશે માટે આપણે જે કરવાનુ છે તે એજ કે આપણા દેશની ઉત્તમ ઉત્તમ ઔષધીઓના નમુનાઓ યુરોપમા વિદ્વાન ડૉક્ટરોને તથા બાહોશ રસાયણ શાસ્ત્રીઓને પૂરા પાડવા જોઇએ તથા એ માટે આપણા જે જે અનુભવો હોય તે બધી વિગતો તેઓને બરોબર રીતે જણાવવી જોઇએ જો એટલુ કામ કરીએ તો એમાથી પણ આગળ જતા બીજુ ઘણું કામ થઇ શકે તેમ છે માટે બીજુ કાંઈ વધારે હાલમા આપણાથી ન બની શકે તો આટલી વાત તો જરૂર કરવી જોઇએ

## ભારતીય વનસ્પતિની નવી ઢબ મુજબ શોધખોળ કરતી વખત ધ્યાનમાં રાખવા જેવી બાબતો.

આપણી ઘણી જાતની વનસ્પતિની દવાઓને વાટવા માટે પથ્થરની ખરલ વાપરવાની રીતિ છે કેટલીક જાતની દવાઓને હાથથી ચોળીને તથા મસળીને તેનો ઉપયોગ કરવામાં આવે છે કેટલીક જાતની દવાઓને પાણીમા બીજની લાકડાની રવાઇથી તેને વલોવી તેનુ સત્વ કાઢવામાં આવે છે આવા આવા દવા બનાવવાના ઘણા ઉપાયો છે તે બધી રીતે બદલીને હાલના વખતના સંચાઓ દ્વારા કામ કરતા તેના ગુણોમાં ફેરફાર થાય છે કે નહિ એ વાત પણ જોવાની છે કારણ કે હાલના સંચાઓ મારફત ઘણું કામ થઇ જાય છે બહુ જલદીથી કામ થઇ જાય છે, અને સફાઇદાર કંપનિમા કે એમાં કઇ શક નથી પણ દવાની બાબતમાં કઈ એટલી બધા રની સફાઈ તેઓ ઓછી થાય દવાની બાબતમા કઈ બહુ જલદી કામ થઇ જાય છે તે સામે જોવાય ગરીઓ તેમને ભાગે પડે ઇખર્ચમા તથા બહુજ મહેનાઇથી ઘણી દવાઓ બની જાય છે એટલા[illegible] છે. જો કે એ બધી બાબતો પણ બહુજ જરૂરની છે અને આજના[illegible] એ બાબતો તરફ ખાસ લક્ષ આપવુ જોઇએ પણ તેમ છતાં તે બધી બા[illegible] કેવળ[illegible] હતની બાબત છે તે કઇ જુદીજ છે અને તે એક દવાના ગુણની અંદર[illegible] ફેર ન થવો જોઇએ આ મુખ્ય સિદ્ધાન્ત ધ્યાનમા રાખીને પછી જ નવી ઢબ પ્રમાણે દવાઓની શોધખોળ થવી જોઇએ અને સંચાઓથી દવા ભલે બહુ સુંદર દેખાવની બનતી હોય, ચૂર્ણો બહુ બારીક થતાં હોય, ગોળીઓ બધી એક સરખી થતી હોય, અને કામ બહુજ ઝડપથી થતું હોય છતા પણ એમ કરવાથી જો દવાના ગુણમાં ફેર પડી જતો હોય તો એ શોધ કઇ બહુ ઉપયોગી થઇ શકતી નથી માટે નવી ઢબ મુજબ દવાની શોધખોળ કરતી વખતે તેના ગુણમા કઇ ફેરફાર ન થઇ જાય તેની ખાસ તકેદારી રાખવી જોઇએ

## ધાતુઓની ભસ્મ બનાવવા વિષે

સોનું, ત્રાંબુ, જસત, કલઇ, રૂપું, સીસું, લોઢું વિગેરે ધાતુઓ તથા પારો, સોમલ, હડતાલ, હીંગળોક વિગેરે ચીજોની ભસ્મ બનાવવાની દેશી વૈદકશાસ્ત્રમા અનેક રીતો છે તેમા કેટલીક રીતોમાં ખાસ ચાહીને એમ કહેલું હોય છે, કે અમુક પ્રકારની ભસ્મ બનાવવા માટે બહારની અગ્નિ આપવી અમુક દવા બનાવવા માટે આઠ પહોરની અગ્નિ આપવી અમુક દવા બનાવવા માટે ચોસઠ પહોરની અગ્નિ આપવી અમુક દવા બનાવવા માટે પ્રથમ મંદ અગ્નિ આપવો, પછી તીવ્ર અગ્નિ આપવો અને પછી અગ્નિને પાછો ધીમો પાડવો અમુક દવા બનાવવા માટે લખેલું છે કે કોઇને પીંપળાના લાકડાનો અગ્નિ આપવો કોઇને બોરડીના લાકડાનો અગ્નિ આપવો કોઇને બાવળના લાકડાનો અગ્નિ આપવો કોઇને ખાખરાના લાકડાનો અગ્નિ આપવો કોઇને આડાયાં છાણાંનો અગ્નિ આપવો, કોઈ દવાને ચુના ઉપર ચડાવીને અગ્નિ આપવો અને કોઈ દવાને જમીનની અંદર ખાડો ખોદી તેમા મુકી અગ્નિ આપવો. એ સિવાય ખાડામા અગ્નિ આપવામાં આવે છે તેના પણ ઘણા પ્રકાર છે જેમકે ગજપુટ, મહાગજપુટ વિગેરે ઘણા ભેદો છે અને એ બધી વિધિ પ્રમાણે જે દવા બનાવવામા આવે તે દવા બહુ સારૂં કામ આપે છે પણ એ બધી વિધિઓને બાજુએ રાખી એ દવાઓ આસલેટના સચાથી, આસથી અગર વીજળીથી બનાવી લીધી હોય તો તેથી એટલોજ ફાયદો થાય કે નહિ એ એક સવાલ છે તેમજ અબરખને સોપુટ હજારપુટ આપવામા આવે છે તેને બદલે અતિશય અગ્નિના જોરવાળા મોટા-બૉઇલરમા અબરખને થોડા દહાડા મુકી રાખી હોય તો નાની નાની ભઠ્ઠીઓ કરતા તેને કેટલો બધો અગ્નિ લાગી જાય, અને એથી કંઈ અબરખના ગુણમા ફેર પડે કે નહિ, તે પણ વિચારવા જેવી વાત છે

ઘણી જાતની દવાઓ બનાવવા માટે અમુક પહોર સુધી ખરલમા ઘુંટવાનું કહેલું છે, પણ હાલમા સચાથી દળનારી ઘંટીઓમા તથા સચાથી ચાલતી મીલોમા બહુ જલદીથી દવા પીસાઇ જાય છે, પણ એમ કરતા તેમા અતિશય ગરમી લાગી જાય છે, તેથી દવાના ગુણમા કંઇક ફેર પડી જાય છે જેમકે હાથે ઘંટીથી દળીને જે લોટ બનાવ્યો હોય તે લોટના સ્વાદમા અને ગુણમા તથા સચાથી દળાવેલા લોટમા ને ગુણમા કંઇક તફાવત પડી જાય છે તેમજ હાથે કુટાવેલી દવાઓમા અને સચાઓથી તૈયાર કરાવેલી દવાઓના ગુણમા કંઈક તફાવત પડી જાય છે માટે નવી ઢબ મુજબ સંચાઓમા દવા તૈયાર કરવાથી તેના ગુણમા કેટલો ફેર પડે છે તે પ્રથમ નક્કી કરવું જોઈએ અને પછી જે જાતનો ફેર પડતો હોય તે ફેર કાઢી નાખવા માટે શું શું ઉપાયો લેવા જોઇએ તેની શોધખોળ કરવી જોઇએ તેની અજમાયશો કરવી જોઇએ, અને તેના પ્રયોગો કરવા જોઈએ જો એ પ્રમાણે કરીએ અને નવી ઢબ મુજબ દવા બનાવવા છતા તેના ગુણદોષ કાયમ રાખી શકીએ તોજ દેશી વૈદકને ઘણો ફાયદો થઈ શકે, અને તોજ દેશી દવાઓ દુનિયાના બધા ભાગોમા ફેલાઇ શકે માટે નવી ઢબ મુજબ દવાઓ બનાવવાની જરૂર છે અને તેમ છતા તેના ગુણમા ફેરફાર થાય નહિ તે ધ્યાનમાં રાખવાનુ છે જો કે આ કામ બહુ મુસ્કેલ છે છતા પણ, મને આશા છે કે આજના જમાનામા એવા સારા સાધનો છે અને ઘણાએ વૈદરાજોમા એવી જાગૃતિ આવતી જાય છે કે તેઓ આ બાબતમા કંઇક પણ કામ કર્યા વિના રહેશે નહિ અને તેમાંથી ધીમે ધીમે ઘણું કામ થઈ શકશે માટે આવી જાતના પ્રયોગો કરવાની તથા તેના અજમાયશો કરવાની શરૂઆત કરવી જોઇએ અને એ કામ જાણીતા વૈદક મંડળોએ ઉપાડી લેવાની મહેરબાની કરવી જોઈએ એકજ કારણ કે આવા મોટો કામ કોઈ એકજ માણસથી બની શકે નહીં, પણ જુદા જુદા શોધકો જુદી જુદી લાઇનોમા જુદી જુદી અજમાયશો કર્યા કરે ત્યારેજ તેમાથી આગળ જતા કાંઈક સારૂં પરીણામ આવી શકે છે માટે એવી જાતના શોધકોને વૈદ મંડળો તથા બીજા ગૃહસ્થોએ ખાસ ઉત્તેજન આપવાની મહેરબાની કરવી જોઇએ કારણ કે નવી ઢબ

મુજબ આપણી દેશી દવાઓની શોધખોળ કર્યા વીના એ દવાઓ હાલના જમાનામા બીજી પરદેશી દવાઓની સાથે લાંબો વખત સુધી ટકી શકશે નહિ માટે એવી શોધોની તપાસની જરૂર છે

બંધુઓ ! આ સમયમા હજી બીજું ઘણુંએ કહેવાનુ છે પણ બીજા ઘણા નિબંધો વાચવાના છે અને થોડા દીવસની અંદર ઘણું કામ કરવાનુ છે એટલે હાલમાં આ બાબત આટલેથી બંધ કરૂં છુ અને આશા રાખુ છુ કે ઉત્સાહી વૈદરાજો આ અગત્યની બાબત ઉપર ધ્યાન આપવાની મેહેરબાની કરશે, કારણ કે બંધુઓ ! વૈદકનું કોઈ પણ એકાદુ અંગ સારૂં હોય તેથી કંઈ આખા વૈદક શાસ્ત્રની ખીલવણી થતી નથી પણ જ્યારે વૈદકનાં બધા અંગો સારા હોય ત્યારેજ તેમાંથી કંઈક સંગીન કામ થઇ શકે છે જેમકે, કોઇ દવા કદી બહુ સારી હોય તો પણ તે દવા સૌ ઠેકાણે મળી શકે તેવી ન હોય, ઘણીવાર સુધી સારી સ્થીતિમા રહી શકે તેવી ન હોય અને અતીશય મોંઘી મળતી હોય તથા તેની બનાવટ બીજા માણસો ન જાણતા હોય તો એ દવા શુ કામની ? એવી દવા કદી બહુજ કીંમતી હોય તો પણ જગતને તેથી ખરો લાભ થાય નહિ અને વૈદકશાસ્ત્રને તેથી મોટો ટેકો મળે નહિ. પણ એને બદલે જો કોઇ દવા ઓછા ફાયદાવાળી હોય છતા પણ તે સૌ ઠેકાણે મળી શકે તેવી હોય, જલદીથી બગડી જાય નહિ તેવી હોય, સસ્તી કીંમતે મળી શકે તેવી હોય અને તેની બનાવટ ઘણા લોકો જાણતા હોય તો એવી દવા ઘણું કામ કરી જાય છે માટે આપણી કીંમતી દવાઓ સૌ ઠેકાણે મળી શકે, સસ્તી કિમતે મળી શકે, ઘણો વખત સુધી બગડે નહિ એવી બની શકે અને જૂદા જૂદા કારખાનાવાળાઓ વેપારી દ્રષ્ટિથી નફો મેળવવા માટે તેને બનાવી શકે એમ થવુ જોઇએ, કારણ કે જ્યારે એમ થાય ત્યારેજ દેશી દવાઓની ખરી કદર થઈ શકશે અને ત્યારેજ દેશી વૈદકની મહત્તા લોકો સમજી શકશે. પણ યાદ રાખજો કે આ બધુ કાંઈ જૂની ઢબ મુજબ દવાઓ બનાવ્યા કરવાથી બની શકે તેમ નથી પણ જ્યારે છેલ્લામા છેલ્લી શોધો મુજબ કામ લેવાશે, નવામાં નવા યંત્રો વપરાશે અને સમયને અનુસરતી સફાઈથી તથા ઝડપથી દવા બનાવી શકીશુ ત્યારેજ દેશી વૈદકની ખરી ફતેહ થઇ શકશે. અને એ બધું કાંઈ નવી ઢબ મુજબ કામ લીધા વીના બની શકે તેમ નથી. માટે હવે આપણે આપણા દેશની ઉત્તમ ઔષધીઓની નવી ઢબ મુજબ શોધ-ખોળ કરવી જોઇએ અને એમ કરવાની પરમ કૃપાળુ પરમાત્મા બુદ્ધિ આપે તથા શક્તિ આપે એમ હું પ્રાર્થના કરૂં છું

# उंदरनुं विष अने अनुभवनो उपाय.

( લેખક—વૈદ્ય જાડેજા ફતેહસિંહજી વિભાજી )

ઉંદર એ પ્રાણી સર્વ જગ્યોએ હોય છે તેની ચાર જાતી થાય છે તેના રંગ પ્રમાણે જાતીઓ જણાય છે ધોળા રંગનો, કાળા રંગનો, ધુમીઆ રંગનો (ધુમ), ઘેરી મજીઠીઆ રંગનો, એ પ્રમાણે છે તે મહા ચંચળ ને બધુ પ્રાણી છે તે લુગડાં લત્તાં રીતે ગોત્રોનો બહુજ રજાડ કરી નાખે છે તે સીમમા પણ બહુજ મોલ કે પાકને નુકશાન કરે છે તેમજ માણસ, ઢોર કે જાનવરને પણ કરડે છે તેમા જે ભૂરા રંગનો કે મજીઠાદી રંગનો કે ધુમીઓ તે બહુજ ઝેરી હોય છે છછુંદર પણ ઉંદરની જાતીનું પ્રાણી છે, તેને સર્પ પણ અડકતો નથી. જો અડે કે પકડે તો આંખે આંધળો થાય, ને ગળે તો મરણ પામે છે એમ સાધારણ લોકોની કહેવત છે એ ઝેરી પ્રાણીથી એટલે ઉંદરથી ઘણાજ પ્રાણીના માલ મોલનુ નુકશાન થાય છે અને માણસને મહા ભયંકર દરદમા સપડાવી દે છે ને વખતે મરણને શરણ પણ થાય છે વળી સમસ્ત દુનિયામા ઘણાજ પ્રાણીઓને તેના ભોગે ઘણુંજ નુકશાન વેઠવું પડે છે જેથી પરોપકાર અર્થે આવા ઉત્તમ ભાગ્યોદય જેવા

માસિકમા તેના અનુભવનો ઉપાય લખી જણાવા રજા લઉ છુ કે જેથી લાખો કે કરોડો પ્રાણીઓને લાભ થાય, કેમકે ભાગ્યોદય તે ભાગ્યનો ઉદય કરે તેવા લેખો લખવામા ને સારા કાગળ સારી છપાઇ વીગેરે ઉપર તેના તંત્રી સાહેબે લક્ષ આપી સાહિત્યનો કેમ બહોળો ફેલાવો થાય પોતાનુ ને પોતાના દેશનુ કલ્યાણ કરે એવા હેતુથી આત્મભોગ તેમજ દ્રવ્યનો ભોગ આપી સસ્તુ માસિક બહાર પાડી જનસેવા બજાવે છે તે સાથે ભેટનુ પુસ્તક પણ ઇતીહાસીક કે વૈદક સબધીનુ દળદાર આપે છે આવા લડાઇના પ્રસગમા કાગળ વગેરેની સખ્ત મોઘવારી હોવા છતાં પણ માસિકનુ કદ ઘટાડયુ નથી તો તેવા માસિકને કોણ સુજ્ઞજન આશ્રય આપ્યા વિના રહેશે? કારણ જે અમેરિકા જેવા સુધરેલા દેશમાં આવુ માસિક જો બહાર પડતુ હોય તો તેના હજારો ગ્રાહક થઇ ઉત્તેજન આપે ને પોતે મેળવે એવા શબ્દો કહેના અતિશ્યોક્તિ નહિ ગણાય કેમકે તેમના તરફથી ચાર પાચ વરસથી પ્રકટ થાય છે ને તેના હજારે ગ્રાહકો થઇ વધાવી લીધુ છે એ તેનુ ઉત્તમતાની સાબીતી છે ને વળી તેમા લોક સેવાના ને દેશસેવાના આધ્યાત્મીક તેમજ વૈદીક લેખો ચર્ચાય છે તે સબધે શુદ્ધભાવથી લખવા એમુ તો વધારે લખત ને વધારે જગ્યા રોકાય એ હેતુથી "અકંચ્ય કીમ્ આરસી" એ કહવત પ્રમાણે સૂર્ય આગળ દર્પણ નકામુ છે એમ જાણી પ્રસ્તુત વિષય ઉપર આવીએ ઉદરના વિષ ઉપર લાખો ઉપાયો છે ને આયુર્વેદમા પણ બતાવ્યા છે તે પ્રમાણે દરેક વર્ગને જ્ઞાતાપણું થોડુ હોય છે તો તે પ્રમાણે સાધારણ વર્ગ કે સહેજ ગામડામા થઇ શકે તેવા હોતા નથી ને હેતુથી મારા અનુભવેલો ને ફતેહમદ પામેલો અખતરો લખી મોકલુ છુ તે પ્રમાણે ઉપયોગ કરી સૌ કોઇ સરખો લાભ લેશે એ હેતુથી આ લેખ વાચી જઇ તે પ્રમાણે તેના ઉપચાર કરશે તો નક્કી પરમાત્મા કૃપાએ પુણ્ય મેળવશે કેમકે આપણા દેશમા એક સાધારણ વીછી કે—કાનખજૂરા જેવા પ્રાણી દશ કરે તો તેનો ઉપાય કોઇ જાણતુ નથી ને હેરાનગતી ભોગવવી પડે છે પણ તેના માટે દરેક પેપર કે માસિકમાં તે સબધી વધારે અનુભવના લેખો લખાય તો એ જેવુ એક ઉત્તમ પૂણ્ય નથી શાસ્ત્રમાં કહ્યું છે કે—"પરોપકારાય સતામ્ વિભૂતય" પરોપકાર એજ ખરી વિભૂતી છે ને વળી ઉદાર દીલના પેપરના કે માસિકના અધીપતીઓ ખુશીથી તેને જગ્યા કે સ્થાન આપી પોતાના માસિકમા ગ્રહણ કરે છે તો દરેક જનહિતેચ્છુ વર્ગને મારી અતિમ પ્રાર્થના છે કે એવા શુભ અનુભવો પોતાના જાણીતા જરૂર પ્રગટ કરશે ને પ્રાણીઓની આશીષ મેળવશે કેમકે એવા સાધારણ ઉપાયોથી ને ઘરગતુ સાધનાથી દરેક તેનો ઉપભોગ કરી શકે છે

હુ દશ વર્ષથી વૈદક ધધામાં જોડાયો છુ ને હજી એ ધધાનો અભ્યાસી છુ મારી પાસે એક ગામડાનો માણસ—દરદી આવ્યો તેને આખે શરીરે ચકરડા ચકરડા ને ચળ આવે, આખોએ અધારા આવે, મુર્છા જેવુ જણાય, અન્ન પર અરૂચી, કપાઇ પણ એનુ મન સ્થિર રહે નહિ, ઘડીકમા પગની પીડીપર સોજો ચડે, અને ઘડીકમા ગાલપર એમ સોજા આખા શરીરપર ચડે ને ફરતા રહે પેશાબમા બળતરા, આખ સામે લીલા પીળા ચકરડા દેખાય, પેટપર કે હાથપરથી ચીત્રાની પેઠે ચામડીની ફોતરી ઉતરે એમ એના કહેવાથી માલુમ પડયુ ને વાત પણ ખરી તો તેનુ નીદાન કરતા પ્રથમ તો વાતરક્ત જણાયુ ને તેના ઉપચાર પણ તે પ્રમાણે કરવા માડયા પ્રથમ ઉપચારમા એરડીયુ રૂપીઆ અઢીભાર આપી ત્રીજે દહાડે મહામજીષ્ઠાદી કવાથ ને લઘુ યોગરાજ ગુગળ શરૂ કર્યો ને સાથે ચદ્રપ્રભા પણ ચાલુ રાખી તેમ છતાં શરીરમા બેચાર દહાડા ઠીક જણાય ને પાછળથી હોય તેવી સ્થિતિ જણાય. મારા ઉપર તેની પૂર્ણ શ્રદ્ધા હોવાથી મારા કહેવા પ્રમાણે તે વર્તવા લાગ્યો પણ તેનુ દરદ હઠે નહિ જેથી મારા મનમા એના તરફ પૂર્ણ લાગણી રહી. જેથી મે દરેક દરેક ઉપાયો અજમાવ્યા પણ તેનુ ખરૂ નીદાન નહિ જણાયાથી તેનુ દરદ મટયુ નહિ ને હુ પણ થાકયો ને દરદી પણ દવા પીને થાકયો છેવટ અમદાવાદ વૈદરાજ જટાશકરભાઇ લીલાધરભાઇની પાસે મોકલવા નિર્ણય કર્યો પણ તે અરસામા તેમના તરફથી હિંદી વૈદકલ્પતરૂ સન ૧૯૧૬નો જુનાઇનો

જાણે છે એટલે વધારે માહિતી આપવાની જરૂર નથી. તેવી દીવ્ય ઔષધીઓ આપણી માતૃભૂમિમાં અસંખ્ય ઉગી નીકળે છે ને તેના અનુભવો આ માસિકના તત્રી સાહેબ અનુભવના નુસ્ખા રૂપે બધી જનસેવા બજાવે છે તો તે કાંઈ થોડો ઉપકાર ગણાય નહિ. તેનો બદલો વાળવા તો દરેક અસમર્થ છે પણ તેવા માસિકોના ગ્રાહકો થઈ તેમાં ઉચ્ચ કોટીનાં લેખો વાંચી કૃતાર્થ થવું એ પોતાનું, પોતાના ભાઈઓનું શ્રેય કરવાનું સર્વોત્તમ સાધન છે. ઉપરકતીનો વધારે અનુભવ હવે પછી આપણી મેહરબાની મોહ્વીશ ને બીજા મારા મુરબ્બી ભાઈઓ દરેક વનસ્પતિના પ્રયોગો અજમાવી બહાર લાવશે તો જનસમુહને મોટો લાભ થશે.

---

# મરકી સામે રક્ષણ મેળવવા માટે શું કરવું?

( અનુસંધાન ગતાંકથી )

( લખનાર—શ્રી લક્ષ્મણ પુરૂષોત્તમ ઠક્કર )

---

**મનમાં ભયના વિચારો આવવા દેવા નહિ.** એ બહુ જરૂરની બાબત છે. ભયના વિચારોથી હાર્ટ ઉપર બહુ ખરાબ અસર થાય છે, કબજીઆત થાય છે, અન્ન બરાબર પચી શકતું નથી, કબજીઆત થવાથી લોહી દુષિત થાય છે. મગજ સમતોલ સ્થિતિમાં રહી શકતું નથી, અને તે હાથે કરીને અડધા મરવા જેવી સ્થિતિ ઉત્પન્ન થાય છે. મરકી એવાને જલદી થાય છે. મરકીના કેસો વધવાનું એક કારણ ભયના વિચારો છે. જો લોકો શાન્તિના વિચાર સેવે, અને મન ઉપર કશી અસર થવા દે નહિ, તો મરકીના કેસ કેટલેક અંશે ઘટી જાય, કારણ કે ભયના વિચારોથી ઘેરાયેલો માણસ ખરા ઉપાય લઈ શકતો નથી, અને ભયને લીધે તેના શરીર ઉપર બહુ ખરાબ અસર થતી હોવાથી તે પટકાઈ પડે એમાં નવાઈ નથી.

ભયથી શરીર ઉપર કેવી ખરાબ અસર થાય છે, તે વિષે એક જૂની કહેવતી દંતકથા છે કે, મરકી હોંગકોંગમાં જતી હતી, ત્યારે એક વહાણવાળાએ પુછ્યું કે, "તું ક્યાં જાય છે?" જવાબમાં તેણે જણાવ્યું કે "હોંગકોંગમાં કેટલા મનુષ્યોનો ભક્ષ કરીશ?" એ સવાલના જવાબમાં મરકીએ જણાવ્યું કે પાંચ હજાર માણસોનો ભક્ષ કરવાનો છે. ( હોંગકોંગમાં ૪ મે ૧૮૯૪ માં મરકી થઈ હતી, તેથી દશ હજાર મનુષ્યોનો ભોગ લેવાયો હતો. )

હોંગકોંગથી મરકી પાછી વળી ત્યારે વહાણવાળાએ પૂછ્યું કે, "હોંગકોંગમાં પાંચ હજાર મનુષ્યોનો ભક્ષ કરવાનો જાહેર કરેલો, છતાં તે દશ હજાર મનુષ્યોનો ઘાણ કેમ કાઢ્યો?" મરકીએ જણાવ્યું કે મેં તો પાંચ હજાર મનુષ્યોનો ભક્ષ કીધો છે, બાકીના પાંચ હજાર ભયને લીધે માર્યા ગયા છે. આ ઉપરથી એટલુંજ સમજવાનું છે કે ભયથી મનુષ્યની સ્થિતિ લગભગ અર્ધ ઘેલા જેવી થઈ જાય જલદી રોગને શરણ થાય, એવું કુદરતી રીતે જ બને, માટે તેવા ભયભીત માણસોએ મરકીવાળું સ્થાન એકદમ છોડી દેવું, અને ગામ બહાર ખુલ્લી હવામાં અગર બીજા વસ્તીવાળા કે ગામમાં રહેવા જવું, નહિ તો તેઓ વગર મોતે માર્યા જાય, એવો સંભવ છે. ભયભીત મનુષ્યોએ જાણવું જોઈએ કે, પ્લેગના ઉદગેગવાળા કે ચાયવાળા વાતાવરણમાં આવ્યા સિવાય મરકી થતી નથી, તેથી તેમણે મરકીવાળો લત્તો તજી દઈ શુદ્ધ હવામાં વસવા જવું, એટલે પછી તેઓ નિર્ભય છે. મોત તો એક વખત સઘને માટે છે, માટે ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખીને તે રક્ષણ કરનાર પાલક છે, એમ માનીને જોઈએ પુરતા ઉપાય લઈ હિંમત અને આનંદ રાખવા એમાંજ મર્દાઈ છે. બીચારાપણાથી હદથી અકુદરતી અને અજ્ઞાન બનાવ્યાથી તો ઉલટો બેવડો ભય સામે રજુ થાય છે, અને હાથે કરીને મૃત્યુ માગી લેવા જેવું થાય છે, એ કદી ભૂલવું નહિ.

પ્લેગ કમિશનની તપાસમાંજ જણાયુ હતું કે મુબઇમા ભોંયતળીએ રહેનારમાંજ મરકીના કેસ વિશેષ થવા પામે છે, તેથી ઉપના માળમા ઓછા, એથી ઉપના માળમા વળી એથી પણ બહુ ઓછા—એમ ચોથે પાંચમે માળે રહેનારને મરકીની અસર થઇ નથી, કારણ કે ભોંયતળીએજ ઉદરોનુ પ્રમાણ વધારે હોય છે, અને જેમ જેમ ઉપના માળમા જઇએ તેમ તેમ ઉદરોનુ પ્રમાણ બહુ ઓછુ આવતુ જાય છે આથી ચોથે પાંચમે માળે રહેનારા માણસોમા મરકીના કેસ થયા નહિ, તેમા કશી નવાઇ નથી ઉદરના અસ્તિત્વ વગર મરકી હોઇ શકે નહિ. ભયના વિચારો કરવા કરતા પ્લેગના ઉદર વગરના શુદ્ધ વાતાવરણમા વસવાનો માર્ગ તાબડતોબ લેવો, અને પછી પ્રભુ ઉપર શ્રદ્ધા રાખી આનંદી રહેવુ, એ અત્યંત સલાહ ભરેલુ છે જો વેળાસર પ્લેગના ઉદરોવાળા વાતાવરણમાંથી નીકળી જવાનો માર્ગ લેવાય, તો સલામતી સર્ટિન છે, એમ ધારવામા અતિશયોક્તિ નથી પૂરતી હવા ઉજાસ વગરના અંધીઆરા જેવાં ઘરોજ અતિશય ભયંકર છે, તેનુ સ્થાન તજ્યા પછી અને પ્લેગના ઉદરોવાળુ વાતાવરણ મૂકી દીધા પછી ભયનું કશુ કારણ નથી પૂરતી હવા ઉજાસ વગરના અંધીઆરા જેવા ઘરોથી મરણની સંખ્યામા થોડો કે ઘણો વધારો થાય છેજ, અને મરકીના રખનમા તો પારજ રહેતો નથી

## ખોરાક

કોનેક્ટીકટના શોધક મિ એડિસન કહે છે કે, જેટલુ ખાવુ જોઇએ, તેટલુજ ખાનાર તો કોઇકજ છે બાકી સ્વાદના બળથી કેટલાક માણસો દોડે, કેટલાક મનાયુ, એમ જોઇએ તે કરતા વધારે ખાનારા માણસો ઘણાજ છે, તેથીજ અકાળ મૃત્યુ થાય છે જો માણસો પોતાને જેટલો જરૂરનો હોય—પચી શકે તેટલોજ ખોરાક ખાય, તો તે બસો વરસ જીવી શકે મિ એડિસન પોતે મિતાહારી છે, અને તેથી તેઓ બસો વરસ જીવવાની આશા રાખે છે હાલ તેઓ સીતેર વર્ષ ઉપરાંતના હોવા છતાં એક જુવાન માણસ જેટલુ બળ ધરાવે છે, અને આખી જીંદગીમા ત્રણેક વખત સહજ તાવ તેમને આવ્યો હતો વધુમા તેઓ જણાવે છે કે, જરૂર જેટલોજ—પચે તેટલોજ ખોરાક બધા માણસો લે, તો દુનિયામા મરણની સંખ્યા અડધો અડધ ઘટી જાય! દેહ મન બગડવાનું કારણજ વધુ પડતો ખોરાક છે, એમ તેઓ કહે છે તેઓ પોતે સારી રીતે ચાવીને પાણી જેવા કરીને અન્નનો દરેક ગ્રાસ પેટમા જવા દે છે, અને પોણોસેરથી વધુ ખાતા નથી. ભૂખ લાગી હોય, તોજ ખાય છે, નહિ તો કશી ખાતા નથી

મિ મિકલેર જણાવે છે કે, કોઈ ઉપાયથી મારો રોગ ગયો નહિ, પછી મે બધી દવા છોડી દીધી, અને બહુ થોડો ખોરાક લેવા માંડ્યો સારી રીતે ચાવીને પાણી જેવા કરી બહુ થોડો ખોરાક ખાવાનુ પરિણામ એ આવ્યુ કે, ઘણા વરસોથી જે રોગ જતો નહોતો, તે એકદમ દૂર થઇ ગયો, અને હુ સંપૂર્ણ આરોગ્ય પામ્યો આ પ્રમાણે કરનારનો કોઈ પણ રોગ ઊભો રહે નહિ.

હાલ મિ એડિસનના કહેવા પ્રમાણે સ્વાદના કારણથી જરૂર હોય તે કરતા વધારે ખાનારા પુષ્કળ છે, તેથી તેઓને વારંવાર અને હંમેશ નાની કોઇ કોઇ નબળી ક્રિયાઓ શરીરમા થયાજ કરે છે, અને ડાક્ટરના નકામા બીલ ચાલુને ચાલુ તેઓ આપ્યેજ જાય છે, જેથી જીંદગી ખોરવાઇ જાય છે મૂળ કારણ—વધુ ખોરાક તજ્યા વગર અને મિતાહારી થયા વિના દવા શુ કરે? તાત્કાલિક કાંઇ લાભ જેવો આભાસ આપીને પરિણામે ગેરફાયદોજ કરે છે વધુ ખાય છે, તેથી કેટલોક ખોરાક જે પચી શકે નહિ, તે સડી જઇ લોહીમા ચૂસાઇ નબળી ક્રિયાઓ થોડા વખત પછી ગમે ત્યારે ના થઇ ગઇ હોય છે અને આખરમા ફક્ત દવા કાંઇ લાભના આભાસ આપીને શરીરને પરિણામે નુકસાન કરતી હોય—એમ બેવડા નુકસાનથી માણસ લગભગ પચાસ વરસની ઉમરે મરી જાય છે

તે વિષય ઉપર વધુ વિવેચન કરવાનુ સ્થાન સુજ્ઞોની પાસે એટલુજ કહેવાનુ કે, મરવા જેવા દુઃખોનુ ભારે મૂળ ખાવાનો દોષ ટાળે તો પચે તેટલોજ ખોરાક સારી રીતે ચાવીને ખાવો

કાળીએ જમવા, અને સ્વાદીઆપણું મૂકી દેવું, કારણકે સ્વાદથી કૃત્રિમ ભૂખ લાગશે, અને તેથી બે ત્રણ રીતે વધુજ ખવાશે સારી રીતે ચાવીને પાણી જેવો કરીને નાનો કોળીઓ ખાવાનુ ધોરણ અંગીકાર કરે, બહુ સ્વાદીઆપણું ન રાખે, તોજ તે માણસ મિતાહારી થવાની આશા છે

હાલ તો ઘણું જીદગીમા કઠોળ, ઘી વગેરે ભારે અને કબજો કરે, એવા ખાનપાન છૂટથી લેવાય છે, વારંવાર રેચક દવાઓ તથા બીજી દવાઓના રગડા પીને આતરડા તથા જઠરને નુકસાન પહોચાડાય છે ચાહ વગેરે કબજીઆત કરનાર અને જઠર બગાડનાર વ્યસનો ચાલુ હોય છે હોટેલોમા જઇ ગમે તે વખતે અનિયમિતપણે દેખીતા સ્વચ્છ પણ હાનિકારક ખોરાક ખવાય છે, નાટક ચેટક પાછળ ઉજાગરો કરાય છે, અને એ બધાને લીધે થઇ ગયેલી ચાડીઆ જેવી હાલતથી વારંવાર ક્રોધ કરી શરીરને નાશ અપાય છે આવી જીદગી મૃત્યુના મુખમા હાલ જઈ પડે, માટે મરકીના વખતમા તો ખાસ સાવચેતી રાખી કુદરતી જીદગી ગાળવાનુ યોગ્ય ચાલુ કરવુ જોઇએ

મરકી જેવા ભયંકર વખતમા ચીભડા વગેરે પેટમા વાયુ કરીને કબજો કરનાર પદાર્થને બીનકુન તજી દેવા ચીભડા બહુ કબજીઆત કરીને માણસને એકદમ તાવવી પડે છે એવા કબજો કરનાર પદાર્થના શાક પણ ન ખાવા. કઠોળ જુજ પ્રમાણમા ખાવા વાયુ થઇ કબજીઆત થતી હોય, તો કઠોળ બીલકુલ ન ખાવા ભેળસેળ વગરનુ શુદ્ધ ઘી મળે, તો તે બહુ મિત પ્રમાણમા વાપરવુ

ખાસ કરીને મરચુ વગેરે સ્વાદ છોડી દેવાય, તો જઠર અને આતરડાની શક્તિ ઘણી વધે, જેથી ખોરાક પણ પચી શકે અને મિતાહારી થઈ શકાય ચાહ, વગેરે પીણા જઠર બગાડીને ભૂખ ઓછી કરી નાખે છે, અને ઉંઘ પણ ઓછી કરી નાખે છે, માટે તેને તજી દેવાય તો ઘણું સારૂ તમાકુ વગેરે જે જે ભૂતના વળગાડ હાથે કરીને ચોટાડયા હોય, તેને એકદમ તજી દેવાની જરૂર છે

સ્વાદીઆપણુ ચાલુ રહેશે, ત્યા સુધી જોઇએ તેટલુ ખાઇ શકાશેજ નહિ અનાર્યું હોડુ ખાવાનુ ચાલુજ રહેશે, અને વગર મોતે મરી જવાશે. અધુરામાં પૂરૂ મરચુ જઠર અને આતરડાની શક્તિ પરિણામે બહુ ઓછી કરી નાખે છે, અને અનિયમિતપણે-પેટ જાણે કોઠી હોય-તેમ જેને ખાવાનુ ધોરણ ચાલુજ હોય છે ચાવ્યા વગર લપલપાટ જેટલો બની શકે તેટલો ખોરાક પેટમા ભરી દેવાય છે, અને પછી રેચક દવાઓ ગોઘાય છે આવા માણસો બીકણ, વહેમી અજ્ઞાન અને કુદરતી આનંદ વગરના થઇ જાયછે મરકી જેવા વખતમા તેઓને મરવાનો ભય વધારે લાગે, એ સ્વાભાવિક છે, તેનો ઇલાજ ટુકા ને ટચ-સારી રીતે ચાવીને પાણી જેવો કોળીઓ કરીને પચે તેટલોજ ખોરાક લેવો એ છે, અને મરકી જેવા વખતમા સરકારે ક્વિનાઈન પાસે રાખી મરકીવાળા સ્થળો તજી દેવા ખાસ કરીને બધીઆર હવા એક ક્ષણ પણ ન લેવી એટલે તેમનો બચાવ થશે

---

શુક્રદોષ ગઝલ

શિશ્નવૃદ્ધિ પુષ્ટ થવાને, કરે છે વીષમ ઉપચારો
ફોલ્લી થાયે અરે તેથી, નથી લેપ ગુણ કરનારો
અષ્ટાદશ શુક્રવ્યાધીથી, મનુષ્ય બહુ પીડાયે છે
શોથ કોલ્લી સ્પર્શ હાનિ, વણ અર્થી દેખાયે છે
ત્વચામા સાસ પાકે છે, મટો ને માટી થાયે છે
કૃષ્ણ લાલ શ્વેત કોલ્લીથી, શિશ્ન ત્વચા ચેરાયે છે
ચીંદ યા ફોલ્લીઓ થાતા, પીડાથી જ્વર આવે છે
દાદ ચેગ વર્ણના અનીગે, બીજા ઉપદ્રવ જણાયે છે

પુસ્તક ૬ ઠું. અંક ૨ જો

# ભાગ્યોદય.

એપ્રીલ સન ૧૯૧૮.

## हृदयने निर्मळ करवा अर्थे साधन साधवा साधकोने उपदेश.

( જન્મ ધરીને આવો, રૂડોરે, એ લય. )

આ હૃદયને નિર્મળ થાવારે, સાધન સઘળા,
સદ્ય સજો હો વીર! ગુરુ કળથી રેજી
હૃદયનુ શોધન કર્યાવિણુ વીરો! મેલ નિતાન્ત ન જાતોરેજી,
મેલ ગયા વિણુ ઉજ્વલ જ્યોતિનો, રમ્ય પ્રકાશના સુહાતોરે, સાધન૦
સદ્‌ગુરુ શુશ્રુષા, શુદ્ધ કરે છે, હૃદયના મેલ રૂડી રીતેરેજી,
સર્વસ્વ અર્પીને સર્વ સ્વભાવવડે, પહેલી સેવા એ કરો પ્રીતેરે, સાધન૦
પછી ગુરુ બોધને આગ્રહપૂર્વક, કરવા શ્રવણુ વિચારોરેજી,
જેનાથી ઉજ્જવલ હૃદય વિષે ઉઠે, શ્રેયકારક સસ્કારોરે, સાધન૦
બોધનુ ચિતન હરઘડી કરતા, ગુરુ મત્ર સતત ઉચ્ચારોરેજી,
મત્રાનુષ્ઠાન વિણુ હૃદયની રમ્યતા-કેરો રહે છે ઉધારોરે, સાધન૦
વિરામશો નવ યત્નથી બંધુ! થાતા સુધી મત્ર સિદ્ધિરેજી,
મત્ર સિદ્ધિ થાતા પછી આવે, કર્તવ્ય માત્રનો અવધિરે, સાધન૦
સર્વ અશથી સદ્‌ગુરુ સબંધ, હૃદયની મલિનતા ટાળેરેજી,
ઉપેન્દ્ર પ્રભુકરુણા ભાગી જન, હૃદય સ્ફટિકવત્ ન્યાળેરે, સાધન૦

શ્રી. ઉ.

---

નામદાર ગવર્નરની ધારાસભાના મેમ્બર ઑનરેબલ, નામદાર ગોકળદાસ કહાનદાસ પારેખ, મુંબાઈથી લખે છે કે:—કાયદાનો શિક્ષક—એ નામનુ ગુજરાતી પુસ્તક ઘણા ઉપકાર સાથે સ્વિકારૂં છુ. પ્રજા મધ્યે દરેક માણસને સાધારણ રીતે કાયદા સંબંધીની કેટલીએક માહીતીની જરૂર છે દરેક નાના મોટા સવાલના સબધમા વકીલ પાસે સલાહ લેવા જવુ પડે તેમા અસત અગવડ આવે છે તેમ મુળ કાયદા અંગ્રેજીમા બંધાય છે અને ઘણા માણસોને તેના અંગ્રેજી લખાણની બારીકાઇ સમજાઇ શકાય એટલુ જ્ઞાન હોતુ નથી રેવન્યુ, પોલીસ, આબકારી, ઓપીઅમ, ફોરેસ્ટ, કસ્ટમ વિગેરે ઘણા ખાતાના નોકરોને દરરોજ કાયદાનો અમલ કરવો પડે છે પણ તે કાયદો શુ તે જાણવા તેમની પાસે સાધન હોતુ નથી તેથી મુખ્ય લોકોપયોગી કાયદાનો સગ્રહ કરી તેનું ગુજરાતી ભાષાનું પુસ્તક બહાર પાડી મધ્યમ કીમતે પ્રજા આગળ રજુ કરી તમે ગુજરાતી ભાષાના જરૂરના પુસ્તકની મોટી ખોટ પુરી પાડી છે.

# कार्यनी सफळतामां विजय शी रीते मेळववो.

જીવન એ એક એવા પ્રકારની વસ્તુ છે કે તેનુ જ્ઞાન પ્રાપ્ત કરવુ એ એક ઘણીજ મુશ્કેલી છે જીવનમા કઇ વાત ઉચિત છે અને કઇ વાત અનુચિત છે, ક્યા તેનું મૂળ છે અને ક્યા અંત છે, એને મોટા મોટા જ્ઞાની પુરુષો પણ સમજી શક્તા નથી કેટલાક વિદ્વાનો તો તેના ભ્રમમા પડીને નાસ્તિક થઇ ગયા છે જો કે વિદ્વાનોએ આ વિષયનો વિચાર કરવામા વર્ષોના વર્ષો વ્યતિત કરી દીધા છે, તથાપિ ઘણી વાતો એવી છે કે જેનો પત્તો તેમને પણ લાગતો નથી. સત્યની શોધને માટે લોકો ઘણા ફરે છે પણ એ તમામ શોધના પરિણામમાં ખરૂં શુ છે તેનો કોઇને પત્તો લાગતો નથી

મનુષ્યને ઘણીવાર મોટી નિરાશા ઉપજે છે અને તેને લીધે ચારે તરફ અંધકાર જણાય છે કદી કદી તો સંદેહ એટલો બધો થાય છે કે પરમેશ્વરના સ્વરૂપમા પણ વિશ્વાસ તેમને રહેતો નથી અને તેમના મનમા નાના પ્રકારના પ્રશ્નો ઉઠવા લાગે છે તે કહેવા લાગે છે કે 'એ સર્વ માયા જાળ છે કોઇ જીવાત્મા નથી કે કોઇ પરમાત્મા પણ નથી, સ્વર્ગ નથી ને નરક પણ નથી. લોક, પરલોક એતો મિથ્યા છે દયા અને ન્યાય પણ નકામાં છે સંસાર માયાથી પૂર્ણ છે કોઈ સુખી છે તો કોઈ દુ ખી છે, કોઇ રાજા છે તો કોઇ રંક છે કોઇ જુઠું બોલે છે, ચોરી કરે છે છતા પણ સુખ ચેનથી રહે છે કોઇ સાચુ બોલે છે, પ્રમાણિકપણે વર્તે છે, છતાં પણ દુ ખને સહન કરે છે સારા માણસો તો જુવાનીમાંજ ખપી જાય છે અને ખરાબ માણસો વૃદ્ધ થવા છતાં પણ પુષ્ટ રહે છે માટે આ સંસારમા રહેવુ અને ગમે તે કાર્ય કરવુ તે ફોકટ છે " આ રીતે એ એવી વાત છે કે જેનો કોઇ ઉત્તર મળતો નથી. સંસારમાં જેટલા મન છે તે સર્વ જુદા જુદા રૂપથી તેના ઉત્તર આપે છે અને તેજ કારણથી સંસારમા એટલા મત દૃષ્ટિગોચર થઈ રહ્યા છે જેટલા તત્ત્વવેત્તાઓએ તેના ઉપર વિચાર કર્યો છે તે સર્વેએ જુદા જુદા રૂપે તેનો ઉત્તર આપ્યો છે અને પોતાના ઉત્તરને યોગ્ય યુક્તિઓથી સિદ્ધ કર્યો છે હવે અમારૂં એ કથન છે કે તેમના સિદ્ધાંતો ઉપર વિચાર કરવો જે વિચારને આપણો અંતરાત્મા સ્વીકાર કરે અને જે યુક્તિવાળો જણાય તેના ઉપર વિશ્વાસ લાવીને હવે કાર્યક્ષેત્રમા પ્રવેશ કરવો જીવન નિ સાર વસ્તુ નથી ઘણીજ મુશ્કેલીથી મનુષ્યાવતાર મળ્યો છે. તેને નિરાશામા ગુમાવી દેવો ન જોઇએ માટે તે મળેલા વખતનો સદુપયોગ કરવો અને હમેશા શક્તિસર ઉદ્યોગ કરતા રહેવુ એ દરેક માણસનું કર્તવ્ય છે દરેક મનુષ્યે એવુ પણ લેવુ જોઈએ કે " હું ઉત્તમ કાર્યો માટે યથાશક્તિ પ્રયત્ન કરીશ " પોતાના હૃદયના પ્રકાશને સદા વધારતો જઇશ કદી કોઇ કાર્યમા મને સિદ્ધિ નહિ મળે તો પણ હુ તે કાર્યને નિરાશ થઈ છોડી નહિજ દઉ જો મારા માર્ગમા ભય, દુ ખ અને શોક પણ જણાશે તોપણ હુ અધીર નહિ થઉ કઠિનાઈ અને આપત્તિની આગળ જે મનુષ્ય યથા શક્તિ પોતાનું કાર્ય કરતો રહે છે, અને ભૂત ભવિષ્યની ચિંતા કરતો નથી તે પોતાના કાર્યના સારા કે ખોટા પરિણામને લીધે પોતાના માર્ગથી ભ્રષ્ટ થતો નથી અને અંતે તેજ મનુષ્ય પૂર્ણરૂપે શાંતિનો ભોગ કરે છે તેને હમેશાં એ વાતની શાંતિ રહે છે કે હુ મારી શક્તિ અનુસાર કાર્ય કરૂં છુ, પછી ભલેને તેનુ ગમે તેવુ પરિણામ આવે.

'મારે તો પૂર્ણ બળથી પ્રયત્ન કરવો જોઇએ' તેને પોતાના જીવનનો આધાર બનાવીને તેના ઉપર મનુષ્ય પોતાનો મત યા દર્શન પ્રતિષ્ઠિત કરી શકે છે માત્ર જીવનને વાસ્તે જે સામગ્રી એકત્રિત કરવામા આવે તેમા પોતાની શક્તિ અને અનુભવને પૂર્ણ રૂપે લગાવી દેવી તેનીજ જરૂર છે એમ કરવુ એ કોઈ પણ રીતે અનિષ્ટ નથી

જ્યા સુધી વિચારોને કાર્યના રૂપમાં લાવી ન શકાય ત્યા સુધી ખાલી વિચારો કર્યા કરવાથી કાંઇ વળવાનુ નહિ. કોઇપણ મનુષ્ય, કોઇપણ

નિયમને જ્યા સુધી પોતાનો બનાવી લેતો નથી કે તેનો વ્યવહારમા ઉપયોગ કરી શકતો નથી ત્યા સુધી તેને તે ઉપયોગી નથી જ્યાસુધી વિચારરૂપી બીજમાથી કાર્યરૂપી ફળ, ફુલ ન નિકળી આવે ત્યા સુધી વિચાર નકામા છે આપણે એમ એમ વિચાર કર્યા કરીએ કે શસ્ત્રને આવી રીતે વાપરવા જોઇએ પરતુ તેને હાથમા તો કદી લીધાજ ન હોય તો પછી યુદ્ધ ક્ષેત્રમા શી રીતે વિજય મળી શકવાનો ?

જે મનુષ્ય સાચા હૃદયથી દરેક કાર્યને યથા શક્તિ ઉદ્યોગ પૂર્વક કરવાની ઇચ્છા રાખે છે તેના જીવનમા એ વાત પગે પગે પ્રકટ થાય છે તુચ્છ કામ પણ પૂર્ણ રીતે અને ખતથી કરવુ જોઇએ જેમ સૂર્ય મોટા મોટા પદાર્થો ઉપર જ પોતાનો પ્રકાશ નાખતો નથી પણ નાના નાનાં પાનાં ઉપર પણ તે તેવી જ રીતે પ્રકાશ નાખે છે સમુદ્રના સપૂર્ણ જળમા જે રસાયનિક ગુણ છે તે પાણીના એક ટીપામાં પણ છે તેવીજ રીતે આપણે પણ કામ કરતી વખતે એ વિચાર ન કરવો જોઇએ કે આ કામ નાનુ છે માટે તેમા અધિક ધ્યાન આપવાની જરૂર નથી નાનાં કે મોટાં દરેક કાર્ય યથા શક્તિ ઉત્તમ રીતે કરવા જોઇએ નાના કામમાં પણ આપણુ હૃદય બરોબર લગાવીને તેને ઉચુ બનાવી લેવુ જોઇએ

નાની નાની વાતોને અસાવધાનીથી છોડી દેવી એ કદાપિ પણ યોગ્ય નથી. જો નાના નાના કામોમા અસાવધાની કરવામા આવશે તો મોટા કામોમા પણ સફળતા મળવાની નહિ મોટા કાર્યોને ઉત્તમ રીતે કરવાની યોગ્યતા મેળવવા માટે પ્રથમ નાના કાર્યોને પણ ઉત્તમ રીતે કરતા શીખવુ જોઇએ જ્યા સુધી ઉત્તમપણે કાર્ય થઈ શકે નહિ ત્યા સુધી સતુષ્ટ થવુ ન જોઇએ જે કાર્ય કરવા યોગ્ય છે તે જરૂર સારૂંજ કરવુ જોઇએ

જે મનુષ્ય હમેશા યથાશક્તિ ઉત્તમ રીતે કામ કરવાનો ઉદ્યોગ કરે છે તે તીક્ષ્ણ બુદ્ધિ, અને ચાલાક થાય છે તુચ્છમાં તુચ્છ વાતમા પણ તે પોતાનુ સપુર્ણ ધ્યાન રાખે છે જગત મારા કામને જોઇને શુ કહેશે તેની તેને દરકાર હોતી નથી પણ જે કાય તે કરે છે તે કાર્ય તેને કરવા યોગ્ય છે કે નહિ તેની તે પ્રથમ દરકાર રાખે છે જે માણસો એમ ધારે છે કે બીજા મનુષ્યો મારૂં કાર્ય વખાણશે કે નહિ, તે માણસો કાંઇ પણ કરી શકતા નથી અને તેમને કદિપણ શાતિ મળતી નથી ગમે તો સારામા સારૂ કામ કરવામાં આવે તોપણ લોકો તેમા કાઇને કાઇ દોષ તો જોવાનાજ કામ ગમે તેટલુ મહાન હોય છતા પણ તેમા બીજાના વિરોધની તો મુશ્કેલી નડવાનીજ જો બીજાના વિરોધને માટે કાર્યનો ત્યાગ કરવામાં આવે તો કાઇ પણ કામ થઇ શકશે નહિ એથી મનુષ્યે કામ સારૂ, ઉપયોગી અને યોગ્ય છે કે નહિ તેનોજ પ્રથમ વિચાર કરવો જોઇએ અને જ્યા પોતાનો અતરાત્મા એ વાતની સાક્ષી પુરે કે એ કામ સારૂ છે, કરવા યોગ્ય છે તો પછી જગતના લોકોની તેને માટે પરવા કરવાની જરૂર નથી નિશક થઈને તે કામ કરવુ જોઇએ

ઝીણી ઝીણી બાબતોમા ધ્યાન રાખવાથીજ મનુષ્ય મોટી મોટી વાતોમા સાવધાન રહી શકે છે જે મનુષ્યનામા દરરોજની વાતચિતમા બેપરવાઇ જણાય છે, જે જરા મરખી વાતમા ડગે છે અને ભૂલો કરે છે તે કદાપિ ઉત્તમ કાર્ય કરી શકતો નથી. જે મનુષ્ય પ્રત્યેક બાબત ઉપર ઉત્તમ પ્રકારે ધ્યાન આપે છે તેજ પોતાના જીવનને ઉત્તમ પ્રકારે વ્યતિત કરી શકે છે. જો કોઇને માટે એમ કહેવામા આવે કે તે ઉત્તમ રીતે કામ કરતો રહે છે તો તેથી એ સમજવુ કે તેણે પોતાની ચિત્ત વૃત્તિઓને મચામા જોડી દીધી છે અને પોતાના જીવનને ઉપયોગી બનાવ્યુ છે

શિક્ષણનો ખરો અભિપ્રાય માનસિક અને શારીરિક શક્તિયોનો સદુપયોગ છે તે મનુષ્યમા એ બન્ને શક્તિયો પોતપોતાનુ કામ બરોબર કરતી રહે છે તે કેવળ કોઇ વાતને જાણવાથીજ સતુષ્ટ થતો નથી પણ મારી બાબતનુ ગ્રહણ કરીને સતુષ્ટ થાય છે

કેટલાક મનુષ્યો પોતે દૈવ-પ્રારબ્ધ ઉપર અયોગ્ય વિશ્વાસ રાખીને પોતાને તુચ્છ અને અયોગ્ય બનાવી દે છે. તે એમ માને છે કે તેનુ ભાગ્ય સારૂ છે માટેજ તે આનદમા રહે છે તે જાતેતો કાંઇ ઉદ્યોગ કરતો નથી, પણ પોતે માને છે કે મારૂં ભાગ્ય મારૂ નથી તેથીજ મને સફળ-

એમ ધારી માન આપતા હતા આ પ્રમાણે તેણે ત્યાના વિશાળ જગનમા મુકામ નાખ્યો તેમજ અસુર સવાર, કે રાત્રીના વખતે જતા આવતા માણસોને લુંટી તે ઉપર ગુજરાન ચલાવતો એક એ વખતે તો રાજાના ઘરના માણસો ઉપર પણ છાપો મારી લુટ ચલાવેલી આથી લુંટની બુમ ત્યાના રાજા પાસે પહોચી ગઈ જેથી રાજાએ આ લુંટારાઓનો પત્તો મેળવી તેમને પકડવા ઘણા પ્રયત્નો કરવા માડયા, પણ તે પકડાતો નહિ.

જાનમ ઘણીવાર કુમુદ પાસે આવતો અને પોતાની અનીતિ ભરેલી માગણી જણાવી ડર દેખાડતો હતો પણ કુમુદને તો હવે તે રોજનુ થઈ રહેલુ હોવાથી ડરતી નહિ અને મરવાની બીક બતાવતી સુર્યકુમારી ઉપર પણ હવે તેણે દાનત બગાડી હતી તેની સાથે લગ્ન કરવાની તેણે માગણી કરી પણ સુર્યકુમારીએ તો તેને ધિક્કારી કાઢયો યશવતસિંહ તો બિચારો દુખમા નિરાશ થતો કેદખાનામા સડવા લાગ્યો

એવામાજ રાજાની છોકરીને લુંટવા આવતી કાલે મોટી તૈયારી કરવાની આવી અને તે દિવસે ધાડ પાડતાં જાલમ અને તેના કેટલાક સાથિતોને નવનની મદદથી રાજ્યના માણસોએ પકડી લીધા એ વાત ગત પ્રકરણમા વાચકોએ વાચીજ હશે પણ તે ઝપાઝપીમા નવનને વાગવાથી તેનુ ભાન રહ્યું નહોતુ તેથી તેને દવાખાનામાં લઇ ગયા અને તેની સારવાર કરી આ બાજુ જાલમ તથા તેના સાથિતોને કેદખાનામા નાખ્યા

સુલોચના જેને પાડોશના ગામમાં નવલે મુકી હતી તેને આ વાતની ખબર પડતા તે ઘણી જ રોકકળ કરવા લાગી પોતાના ઉપર એક પછી એક આફત આવવાથી તે ઘણી જ દુખી થઇ નવનને વાગ્યાની વાત જાણીને હીમત રાખી રાજ્યમા જઈ નવનનો તપાસ કરી તેની પાસે ગઇ, અને તેની સારવાર કરવા લાગી નવનનુ માન તે રાજ્યમા ઘણું જ વધી ગયું અને રાજાના મનમા પણ તેને માટે મોટુ માન ઉપન્યુ નવન સાજો થયો એટલે નવલે, જાલમના બીજા માણસોની, કુમુદ, સૂર્યકુમારી તથા યશવતની શોધ કરવાનો નિશ્ચય કર્યો, પ્રથમ તેણે જાનમને પૂછયુ પણ કાઇ પત્તો તેણે બતાવ્યો નહિ. જેથી નવલે જાતે જગલમા રખડવા માંડયુ ઘણી શોધ કરી પણ કાઇ પત્તો ન લાગ્યો

રાજ્યમા નવલનુ એટલું બધુ માન વધી ગયુ હતું કે તે કરે તેજ થતુ તેને રહેવાને માટે એક સ્વતત્ર બગલો આપવામા આવ્યો હતો ત્યા હવે સુલોચના સાથે તે રહેતો હતો, તેને હવે સપૂર્ણ આરામ થયો હતો યશવતસિંહનો પત્તો ન લાગ્યો ત્યારે તેણે નિશ્ચય કર્યો કે જાનમના કહ્યા વગર પત્તો મળવો મુશ્કેલ છે જેથી તેણે પ્રથમ તો ઘણું સમજાવ્યું પણ તેથી કાંઈ જાનમ માને તેમ નહોતું આખરે તેણે હુકમ કર્યો કે શહેર વચ્ચે બાધીને તેને લઇ જાવ અને વચ્ચે ખાડો ખોદાવી દાટી ચારે બાજુથી તીરથી તેને વીંધી નાખો પણ જો તે કદાચ યશવત અને કુમુદ તથા સુર્યકુમારીનો પત્તો બતાવે તો તેમ કરવુ નહિ આથી સિપાઇઓએ બાધીને તેને લઈ જવા માડયો જાલમે જાણ્યુ કે નક્કી જીવ જશે, તેથી ડરના માર્યા તેણે નવલને કહ્યું કે ચાલો હું યશવતને બતાવુ છુ આથી જાનમને લઈ નવલ બીજા સૈનિકો સાથે જગલમાં ગયો જાલમે પોતાના રહેવાની જગ્યા બતાવી તો ત્યા એક બાજુ યશવત અને બીજી બાજુ સૂર્યકુમારી તથા કુમુદને ભૂખે કકળતા અને આજ મરૂ કાલ મરૂ એવી સ્થિતિમા જોયા તે જોઈ તેનુ હૃદય ભરાઇ આવ્યુ અને જાનમના દુષ્ટ કૃત્યો માટે તેના પ્રતિ તિરસ્કાર ઉત્પન્ન થયો તેને આમ એકાએક આવેલો જોઈ યશવત હર્ષનો માર્યો તેને કોટે વળગી પડયો બન્ને મિત્રો ભેટયા અને આનદ માનવા લાગ્યા સૂર્યકુમારી તથા કુમુદ પણ નવનને જોઇ હરખાયા આમ બધા એક બીજાને મળવાથી આનદ પામ્યાં તે પછી સર્વને લઇ પોતે પોતાને બગલે ગયો. સુલોચનાએ તેમનો આદરસત્કાર કર્યો નવલે તે સર્વને ઓળખાવ્યાં અને તે દિવસે તો સર્વે આનદ વાર્તા કરતા હર્ષથી સુખનો અનુભવ કરવા લાગ્યા

અપૂર્ણ



# ममत्वनो त्याग.

त्रिगुणमयी माया द्वारा दुरस्त कर्म पतित प्रवृत्ति मार्गमा पतित थईने कामना परायण जीव संसाररूपी अरण्यमां हमेशा भ्रमण करतो रहे छे परंतु कदापि शांति प्राप्त करी शकतो नथी आ घोर अरण्यमा पंच इन्द्रियरूपी दस्यु बळपूर्वक जीवना धर्मरूपी धनने लुंटे छे अने शियाळ तुल्य स्त्री पुत्रादिगण ज्याय जेम घेटाना उपर तरपे छे तेम संसार मनोन्मत्त जीवने चारे तरफथी आकर्षण करे छे ते जीव कोई कोई लता, तृण गुल्मादि आच्छादित उग्र तीव्र दंशनकारी माखी के मच्छरादिना जेवा काम क्रोधादि द्वारा गंभीर अने महान संसारमा दुर्जनो द्वारा उत्पीडित थाय छे कोई कोई तो गंधर्वपुरी दर्शनरूप अनात्मीय देहादिकने सत्यरूपे जुवे छे, अने कोई कोई तो अति वेगवान उल्का-कार अग्निरूप सोनाने उपादेयरूपे जुवे छे निवास स्थानके अर्थादिमा आत्मबुद्धि करीने तेना मोहमा अहर्निश संसाररूपी अरण्यमा जीव दोडतो रहे छे कोई कोई वार परस्त्रीरूप क्षुद्ररसमां आसक्त थईने, जेम मधना लोभथी मक्षिकानो दंश थाय तेम ते स्त्रिओना पतिओ वडे जीव पीडित थाय छे स्त्री पुत्रादि दृष्ट वस्तुओमा आसक्त, काम पिपासाकाग अति दीनभाव प्राप्त जीव संसार बंधनमां विवश रहे छे अने गिरिगह्वर स्थित मृत्यु भयभीत वृद्ध हस्तिना जेवा रोगादि दुःखो वडे जर्जरित कलेवर थईने प्राचीन कर्मनो आश्रय लईने ने अरण्यमा रोया करे छे आ प्रकारे घोर विपत्तिओमाथी कदापि उद्धार थवा छतां पण कामना द्वारा प्रेरित थईने ते पुन विपत्तिजाळमा जीव जकडाई जाय छे मोहमयी माया द्वारा प्रवृत्ति मार्ग पतित जीव आ प्रकारे संसार अरण्यमा दिग्भ्रान्त कदापि परमार्थ मार्गने प्राप्त करी शकतो नथी. महाभारतमा लख्यु छे के —

पुत्रदार कुटुम्बेषु सक्ताः सीदन्ति जन्तवः ।
सरः पंकार्णवे मग्ना जीर्णा वनगजाइव ॥
निबन्धनी रज्जुरेषाया ग्रामेव सतोरति. ।
छित्त्वैतां सुकृतो यान्ति नैना छिद्न्ति दुष्कृत ॥

स्त्री पुत्र कुटुम्बमा आसक्त थईने जीव पंक निमग्न जीर्ण वनहस्तीनी माफक संसार पंकमा बद्ध थईने अत्यन्त दुःख पामे छे आत्मविचारी जनोनी जे कामादि प्राप्य कर्ममा आसक्ति छे ते बंधनकारक दोरडा तुल्य छे पुण्यात्मा सज्जनो ते दोरडाने तोडी शके छे, परंतु दुर्भाग्य विषयी तेने कापी शकता नथी, अने केवळ कामज नहि पण आत्मामा आत्मभ्रान्ति उत्पन्न थवाथी क्रोध, मोह, लोभ, अहंकार विगेरे सर्व रिपु विषयी जीवने अत्यंत कष्ट आप्या करे छे श्री भगवाने गीताजीमा लख्यु छे के, "कामात्, क्रोधोभि जायते." अर्थात् कामथीज क्रोधनी उत्पत्ति थाय छे कामनानी तृप्ति न थवाथीज अंतःकरणमां क्रोधनो उदय थाय छे अने संसारमा ज्यां सुधी कामनो अंत नथी त्यां सुधी क्रोधनो पण अंत आवी शकतो नथी आ क्रोधरूपी ज्वरने लीधे तो जर्जरित हृदय जीव क्षणमात्रने माटे पण शांति मेळवी शकता नथी धुंधवायलो अग्नि जेम लाकडानी अंदर रहीने पण तेने बाळी नाखे छे तेज प्रकारे क्रोधरिपु पण अंतःकरणमा रहीने शांतिरूपी वृक्षना मूळने बाळी नाखे छे स्त्रीपुत्रादिना मोहमा मुग्ध थईने संसारमा घणा जीवो दुःख भोगवे छे अविद्यारूपिणी रात्रिमां दुर्भेद्य मोहरूप प्रबळ अंधकार द्वारा ज्ञानालोक आच्छन्न थई जवाथी मोटा विषयरूपी विकट चोरो विवेकरूपी रत्ननुं हरण करवाने माटे चारे दिशाओमा भ्रमण कर्या करे छे पुत्रना प्रति मोह छे, तेनी चिंता रातदिवस लागेली रहे छे परंतु जो पुत्र दुश्चरित नीकळ्यो तो जे आशाए तेणे आटलो बधो परिश्रम करीने तेने विद्याभ्यास कराव्यो हतो ते सर्व व्यर्थ जाय छे अने तेज पुत्र नृशंस थईने माता अने पिताने मारे छे जेने माटे तन, मन अने धनने पण नष्ट करी दीधु होय छे-तेनु

પરિણામ આવુ આવતા તેની ચિંતામા ક્ષણિક સ્મશાન વૈરાગ્યનો ઉદય થાય છે પરંતુ તેની સ્થિરતા ક્યાં છે ? ફરી તેને મોહનું મધુર હાસ્ય તે સર્વ ભૂલાવી દે છે નવજાત પુત્રને હસતો જોતા જનની સર્વ પ્રસવની પ્રબળ વેદના ભૂલી જાય છે પુત્રને દુ ખી જોતા માતા આહાર અને નિદ્રાનો ત્યાગ કરે છે, ચિંતા ચિત્તાકાશને આચ્છન્ન કરી રહે છે, જીવન ભારભૂત થઇ જાય છે, કોઇ કોઈ વાર એ સર્વથી જુદા પડવાનુ શાંતિપ્રદ જણાય છે, અને વૈરાગ્યની ક્ષીણ જ્યોતિ હૃદય કંદરાને ક્ષણ કાલને માટે ઉદ્‌ભવતિ જણાય છે, પરંતુ તેની સ્થિરતા ક્યા ? પુત્રનું હાસ્યપૂર્ણ મુખ જોતાંજ એ સર્વ ભૂલી જવાય છે એ ગહન મોહ મહિમા છે આ મોહમદિરાનું પાન કરીને સમસ્ત જગત્ ઉન્મત્ત થઇ રહ્યુ છે એવી રીતે લોભરિપુ વડે આક્રાન્ત થઇને વિષયબદ્ધ ચિત્ત લોભની અતૃપ્તિ વા વિષયની ક્ષણભંગુરતાને લીધે હરનિશ અનંત દુ ખને ભોગવી રહે છે

પણ આજ સુધી ચોરાશી લાખ યોનીમા જન્મ લઇને જુદા જુદા બનાવો બતાવ્યા છે તેથી જેમ સંતુષ્ટ સજ્જનો પાસેથી નટ ઇનામ મેળવે છે તેવી રીતે હે ભગવન્ ! જો તમે મારા દ્વારા ભજવાયના વેશને જોઇને સંતુષ્ટ થયા હો તો મને મારા ઇપ્સિત મુક્તિરૂપ ઇનામ આપો અને જો મારા વેષથી તમને પ્રીતિ ઉત્પન્ન ન થઇ હોય તો કહો કે "મારી પાસે આવા વેશ ફરીને ન ભજવો " આ સર્વ વિષયી જીવને માટે અવશ્ય ભોગવવા લાયક એ અલૌકિક દુ ખરાશિ છે હવે આ પ્રકારે વિષયી જીવને મૃત્યુકાલમા તથા પરલોકમા કેવા કેવા દુ ખ પ્રાપ્ત થાય છે તે નીચે બતાવીએ છીએ

આખુ જીવન વિષય ભોગવવાથી વિષય વાસના ચિત્તવાળો જીવ મૃત્યુ વખતે પણ તેની ચિંતાને છોડી શકતો નથી કેમકે મૃત્યુરૂપ ભીષણ પરિવર્તનના ચક્રમા પડીને માનવચિત્ત સ્વાભાવિકજ ગભરાટને લઇને દુર્બલ થઈ જાય છે અને અંત કરણની પ્રકૃતિજ એવી છે કે જે દુર્બલ ચિત્તમા આખા જીવનના અભ્યાસથી બલવત્ત થયેલી ચિંતા વા કર્મસંસ્કાર ઉદય થઈને પ્રાબલ્ય રૂપમા સ્થિત થાય છે એજ કારણથી વિષયી જીવ વિષય ચિંતા કરતો કરતો તે ચિંતાને અનુરૂપ ગતિને મૃત્યુ પછી પામે છે શ્રુતિમા લખ્યુ છે કે—

"प्राणस्तेजसायुक्तः सहात्मना यथा संकल्पितं लोकं नयति"

સૂક્ષ્મ શરીર, કારણ શરીર વા જીવાત્મા ચિત્તમા સ્થિત સંકલ્પ અનુસારજ પરલોકમા નિર્દિષ્ટ ગતિને પ્રાપ્ત કરે છે

लोभात्क्रोधः प्रभवति लोभात्कामः प्रजायते ।
लोभान्मोहश्च नाशश्च लोभः पापस्यकारणम् ॥

લોભથી ક્રોધ ઉત્પન્ન થાય છે લોભથી કામ ઉત્પન્ન થાય છે, લોભથી મોહ ને નાશની પ્રાપ્તિ થાય છે લોભજ સર્વ પાપોનુ કારણરૂપ છે આ પ્રકારે દંભ વ અહંકારદ્વારા પણ જીવને સંસારમાં ઘણુંજ કષ્ટ થાય છે સંસારમા પારધિની જેમ જાળને ફેલાવે છે તેમ અહંકારજ જીવના અંતકરણમા મોહિની માયાનો વિસ્તાર કરે છે અહંકાર શાંતિ રૂપી ચંદ્રને માટે રાહુ રૂપ છે અહંકાર ગુણ રૂપ કમળના સમૂહને માટે તુષાર રૂપ જ છે કેવળ અહંકાર વડેજ આકૃષ્ટ ચિત્ત થઇને જીવ અનંત જન્મ પર્યંત સંસાર ચક્રમા ઘડીઆળની માફક ફર્યા કરે છે અહંકાર સંસાર દુ ખના નિદાન રૂપ છે એ સર્વ અનાત્મામાં આત્મા ભ્રાંતિ જનિત દૂરત્યય સંસાર દુ ખ છે કે જેનો વૈરાગ્યદ્વારા બ્રહ્મ ભાવની સ્થિતિનો અનુભવ કરતા પહેલા જીવને હમેશા અનુભવ કરવો પડે છે આ વિચિત્ર સંસાર ગતિને જોઇનેજ કોઈ ભક્તે કહ્યુ છે કે—

आनीता नटवन्मया तव पुरः श्रीकृष्ण,
या भूमिका व्योमाकाश स्व स्वाम्बराब्धि
वसवस्त्वत् प्रीतयेऽद्यावधि ।
प्रीतो यद्यपिताः समीक्ष्य भगवन्, यद्वाञ्छित
देहिमे नोचेद् ब्रूहि कदापि मानय पुनर्मामी
दृशीं भूमिकाम् ॥

હે ભગવન્ ! નટ જે પ્રકારે સામાજિક જનોને સંતુષ્ટ કરવાને માટે વિવિધ વેશ ધારણ કરે છે, અને તેમની સન્મુખ વિવિધ બનાવોને રજુ કરે

છે, તેજ પ્રકારે તન્મયી પ્રીતિને માટે ગીતામા પણ શ્રી ભગવાને કહ્યું છે કે —

**यं यं वापिस्मरन् भाव त्यजयन्ते कलेवरम् ।**
**तं तमे वैत्ति कौन्तेय सदातद्भा वभावितः॥**

જીવ જે ભાવોનુ સ્મરણ કરતો કરતો સ્થૂલ શરીરનો ત્યાગ કરે છે, તેજ ભાવો અનુસાર તે જીવને પરલોકમા ગતિ મળે છે વિષયની સાથે સબધ રહેવાથી મૃત્યુ વખતે જીવને જેટલું કષ્ટ થાય છે તેને ચાર ભાગોમા વિભક્ત કરી શકાય છે

પ્રથમ ક્લેશનુ નામ અભિનિવેશ અર્થાત મૃત્યુ ભય છે યોગ દર્શનમા લખ્યુ છે કે —

**स्वरसवाही विदुषोऽपि तथा रुढोऽभिनिवशः॥**

અર્થાત જેનો સબધ પૂર્વજન્મથી છે અને જે વિદ્વાન, અવિદ્વાન સર્વનો આશ્રય કરે છે એવો જે મૃત્યુભય છે તેને અભિનિવેશ કહે છે

આ બાળ વૃદ્ધ વનિતામા મૃત્યુ ભય કેમ થાય છે? જે બાળક મૃત્યુના વિષયમા કાઇ પણ સાભળી શક્તું નથી તે મૃત્યુના નામથી કેમ ડરે છે? તેનું કારણ જોતા યોગ દર્શનોક્ત પૂર્વજન્મ સસ્કારજ તેના હેતુ રૂપ જણાય છે મૃત્યુ સ્થૂલ શરીરનુંજ થાય છે આત્માનુ મૃત્યુ નથી, અને શ્રુતિમા "जीवापेत किलेदम्रियत न जीवोम्रियत" જીવાત્માનું એક સ્થૂલ શરીર ત્યાગ કરીને અન્ય સ્થૂલ રૂપ ધારણ કરવાનો જે વ્યાપાર છે તેનેજ મૃત્યુ વ પુનર્જન્મ કહે છે ગીતામા કહ્યું છે કે —

**वासांसि जीर्णानि यथा विहाय नवानि**
**गृह्णाति नरोऽपराणि ।**
**तथा शरीराणि विहाय जीर्णान्यन्या नि-**
**सयाति नवानि देही ॥**

જે પ્રકારે જુના જીર્ણ વસ્ત્રને ત્યાગ કરીને મનુષ્ય નૂતન વસ્ત્રને ગ્રહણ કરે છે, તેવીજ રીતે જીવાત્મા પુરાતન જીર્ણ શરીરનો ત્યાગ કરીને નવીન શરીરને ધારણ કરે છે જીવાત્માએ જુના શરીરનો ત્યાગ કરવો એજ મૃત્યુ છે અને નવીન શરીરમા જન્મ થવો એજ પુનર્જન્મ છે મૃત્યુ વખતે જીવાત્મા, કારણ શરીર વ સૂક્ષ્મશરીર જ્યારે પ્રાચીન દેહનો ત્યાગ કરવા માડે છે તે વખતે જીવને જે કષ્ટ થાય છે તેના સસ્કાર સૂક્ષ્મ શરીરમા રહી જવાથીજ મૃત્યુના નામથી સમસ્ત જીવને તે સસ્કાર ઉદ્ભવિને ભયને ઉત્પન્ન કરાવે છે તેને યોગિરાજ પાતજલિએ અભિનિવેશ યા મૃત્યુ ભય કહ્યું છે અને તે ભય એટલો ભીષણ છે કે શ્રી ભગવાન પતજલિએ સસારના પચ ક્લેશનું વર્ણન કરતી વખતે તે ભયને પણ જીવ રાજ્યનો ભીમકલેશ કહ્યો છે

**" अविद्या स्मिता राग द्वेषाभिनिवेशाः पंचक्लेशाः ॥ "**

અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ વ અભિનિવેશ એ સસારના પાચ ક્લેશ છે હવે તે ક્લેશ જીવને મરતી વખતે કેવી રીતે ઉત્પન્ન થાય છે તે બતાવીએ છીએ

મૃત્યુ વખતે સ્થૂલ શરીરની સાથે સૂક્ષ્મ શરીર કારણ શરીર વ આત્માનો વિચ્છેદ થાય છે જે વસ્તુની સાથે બહુજ દિવસો સુધી જે ગાઢ સબધ રહે છે, તેની સાથે વિચ્છેદમા જરૂર દુખનો અનુભવ થાય છે દૃષ્ટાત એ છે કે જેમ કાગળના બે ટુકડાને ગુદર વતી ચોટાડી દીધા પછી તેને જુદા કરતા ઘણીજ અડચણ પડે છે અને ઘણીવાર તો તે કાગળજ ફાટી જાય છે એવીજ રીતે પચકર્મેન્દ્રિય, પચજ્ઞાનેન્દ્રિય, મન, બુદ્ધિ, ચિત્ત, અહકાર અને આત્માને જ્યારે વિષયવાસનારૂપી ગુદર દ્વારા સ્થૂલ શરીરની સાથે ઘણા દિવસ સુધી ફસેલા હતાં તે સ્થૂલ શરીરની સાથેથી તેમને જુદા પડતી વખતે જીવના અતકરણમા ભીષણ દુખનો અનુભવ થાય તેમાં શો સદેહ? એ દુખનુ નામજ મૃત્યુયાતના છે જેથી સમસ્ત જીવ ડરે છે અને જેના પૂર્વજન્મોના સસ્કાર સૂક્ષ્મ શરીરમાં રહી જવાથી જીવને મૃત્યુના નામથી ડર લાગે છે એજ મૃત્યુના સમયનુ પ્રથમ દુખ છે કે જે ધીર યોગી સિવાય વિદ્વાન, અવિદ્વાન સર્વને થાય છે ધીર ભક્ત યોગીના સૂક્ષ્મ શરીર વ આત્મા વિષયવાસનારૂપ નિર્યાસદ્વારા સ્થૂલ શરીરની સાથે સબધ ન થતા પ્રેમ ભક્તિરૂપી નિર્યાસ દ્વારા ભગવાનના ચરણકમળની સાથે લાગેલો રહે છે જેથી મૃત્યુ વખતે તેને કાંઈ કષ્ટ થતુ નથી તે ધીર થઇને ભગવત ચરણારવિદમા પોતાના મનો મધુકરને વિલીન કરતા શરીરનો ત્યાગ કરે છે એથી તેમને શરીર ત્યાગ કર્યા પછી ઉત્તરાયણ ગતિ પ્રાપ્ત થાય છે મૃત્યુની વખતે વિષયીપુરુષ

તે માટે બીજુ દુ ખનુ કારણ મોહ છે જે પુત્ર કલત્રાદિનો પ્રતિ આ જીવનમા મોહ હતો તે સર્વ ચારે તરફથી વીંટાઇ વળીને આર્તનાદ (રૂદના) કરવા લાગે છે તે આર્તનાદને શ્રવણ કરીને મોહ ગ્રસ્ત વિષયીના અંત કરણમા ઘણુજ દુ ખ થાય છે "હાય, હવે હું મારાં પ્રાણપ્રિય સંતાનોનો ત્યાગ કરીને કયા જઇશ, મારી પ્રાણપ્રિય સ્ત્રી અનાથિનીની માફક રડી રહી છે તેનો ત્યાગ કરતા મારૂ હૃદય વિદીર્ણ થાય છે મારા મૃત્યુથી સર્વે અનાથ થઇને દુ ખ ભોગવશે કેટલા કષ્ટથી હું આટલી બધી સંપત્તિ કમાયો અને મકાન બનાવ્યુ હતુ, તેને હુ ભોગવી શક્યો નહિ હાય, હું આ બધાંને છોડીને ક્યા જઇશ!" ઇત્યાદિ મોહમૂલક ચિંતાદ્વારા મુમુર્ષુ જીવનુ હૃદય વિદીર્ણ થવા લાગે છે એ બીજુ દુ ખ છે

ભાગવતમા કહ્યુ છે કે;—

**एवं कुटुम्ब भरणे व्यापृतात्मा जितेन्द्रियः ।**
**म्रियते रुदतां स्वाना मुरु वेदनयाऽस्तधी ॥**

મુમુર્ષુ, વિષયી પુરુષનુ તૃતીય દુ ખ અનુતાપ જન્ય છે મૃત્યુ વખતે વિષયી જીવને પોતાના જીવનથી કુકર્મોનુ સ્મરણ થઇને અનુતાપ જનિત અત્યંત દુ ખ પ્રાપ્ત થાય છે "હાય! મે શાસ્ત્રની આજ્ઞા જાણવા છતાં પણ વિષય મદોન્મત થઇને કાંઈ પણ ધર્માનુષ્ઠાન કર્યુ નહિ. સ્ત્રી પુત્રાદિક આશ્રયને માટે કેટલા પ્રપંચ વિગેરે કર્યા છે જેને માટે આટલુ પાપ કર્યુ હતું તે કોઈપણ મારી સાથે આવવાનું નથી કેવળ મારે એકલાનેજ ભી પણ નરકમા પતિત થઇને સમસ્ત પાપોનુ ફળ ભોગવવુ પડશે. હાય! મે યૌવન મદોન્મત્ત થઇને કેટના વ્યભિચાર, સતીના સતીત્વનો નાશ, વિગેરે ભીષણ પાપ કર્યા છે એ સર્વ આ વખતે યૌવનમદને લીધે ચિત્તપર પ્રભાવ પાડી શકતા નથી, પરંતુ હવે તે સેંકડો વીંછીના ડંખની વેદનાની માફક મારા અંત કરણમા દારુણ ક્લેશ ઉત્પન્ન કરી રહ્યા છે કોણ જાણે કે એ ભીષણ પાપને લીધે મારે કેવાય નરકમા પડવુ પડશે? યૌવનના અહંકારમા મુગ્ધ થઇને સ્વર્ગ, નરક અને શાસ્ત્રાદિને હસી ઉડાડતો હતો અને શાસ્ત્ર વિરૂદ્ધ આચરણ કરવામા કુંઠિત થતો નહોતો, પરંતુ હવે મને તે સર્વ શાસ્ત્ર સમ્મત વિષયોની સત્યતાની છાયાનો અનુભવ થવા માંડ્યો છે કે જેનાથી પૂર્વ કર્મ જન્ય દારુણ દુ ખ પ્રાપ્તિના ભયથી ચિત્ત ભયભીત થઈ રહ્યુ છે" ઇત્યાદિ પૂર્વ કર્મ કૃત અનુતાપના અગ્નિથી વિષયી મનુષ્યનુ ચિત્ત દગ્ધ થવા લાગે છે ઘણા વિષયીઓ આ પ્રમાણે દુ ખદ્વારા અભિભૂત વિકૃત મસ્તક થઇને પોતાના પૂર્વ પાપોના વિચારની અવસ્થામા બોલવા લાગે છે કે જેથી સમસ્ત પરિવાર અત્યંત ત્રાસયુક્ત વ મર્મ ભેદી દુ ખથી આપ્લુત થઈ જાય છે એ મરતી વખતનું ત્રીજુ દુ ખ છે

મૃત્યુ વખતનુ ચોથુ દુ ખ કાંઇ અલૌકિક અને વિચિત્ર છે એ વાત વિચાર અને શાસ્ત્ર સંમત છે મૃત્યુ વખતે મનુષ્ય પ્રકૃતિ તે લોકાની સાથે સમભાવાપન્ન થઇ જાય છે કે જે મૃત્યુ પછી લોકોને જીવના પોતાના કર્માનુસાર જણાય છે એ પ્રકારે પ્રાકૃતિક સમભાવને લીધે તત્ત લોકના દૃશ્ય આ મનુષ્યના નેત્ર માર્ગમા સ્વત જણાવા માંડે છે આ સત્ય બનાવ અનુસાર પાપી લોક મરણથી થોડીવાર પહેલાજ નરકી જીવોને જોવા માંડે છે અને પુણ્યાત્મા લોક સ્વર્ગીય જીવોને જુવે છે મુન્ડકોપનિષદમાં લખ્યુ છે કે —

**एह्येहीती तमाहुतयः सुवर्चसः सूर्यस्य**
**रश्मिभिर्यजमान वहन्ति ॥**
**प्रियां वाचमभिवदन्त्योऽर्श्चयन्त्य एषवः**
**पुण्य‌ः सुकृतो ब्रह्मलोक ॥**

યજ્ઞ ફળથી દિવ્ય લોકના અધિકારી મનુષ્યને જ્યોતિષ્મતી આહુતિગણ મૃત્યુ વખતે સમ્મુખ આવીને 'આવો આવો' કહીને બોલાવે છે અને સૂર્યરશ્મિદ્વારા તેને દિવ્ય લોકમા લઇ જાય છે તેમને મધુર વચનથી સંબોધન અને અર્ચન પણ કરે છે એજ પુણ્યાત્મા પુરૂષનું દિવ્ય લોકગમન છે પુરાણમા પણ અનેક જગ્યાએ પુણ્યાત્મા પુરૂષને આ પ્રકારે દિવ્ય વિમાન પર ચઢીને દેવગણોથી વેષ્ટિત થઇને ઉર્ધ્વ લોકમા જવાનો માર્ગ મળે છે તે સર્વ વિમાન ર દેવતાદિ પુણ્યાત્મા પુરૂષને મૃત્યુ વખતે જોવામા આવે છે તેમ, તેજ પ્રકારે પાપીને પણ અંત‌કાલે યમ લોકની બાજુ

વૃત્તિ અનેક જીવોમેં મૃત્યુ વખતે જોવામાં આવે છે શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે કે—

**यमदूतौ तदा प्राप्तौ भीमौ सरभसेक्षणौ ।**
**सदृष्ट्वा त्रस्तः हृदयः शकृन्मूत्र विमुञ्चति ॥**

ભીષણ ક્રોધસ્ત લોચન યમદૂતોને મૃત્યુ વખતે જોવાથી ભયભીત થયેલો મનુષ્ય ડરથી મલમૂત્રનો ત્યાગ કરી દે છે એ મર્મ ભર્યો લોક સ્થિત જીવ ભીષણ મૂર્તિની સાથે પાપી મનુષ્યની સન્મુખ આવીને ઉભા રહે છે કોઈ કોઈ વિકટ રૂપ બનાવે છે, કોઈ તો નરકનું બીભત્સ રસપૂર્ણ દેખાવ બનાવે છે, કોઈ યમદંડ હાથમાં લઈને બતાવે છે, તેને બતાવ્યાથી આકર્ષણ કરે છે જેથી તે પાપી અત્યંત ભયભીત થઈને બૂમો પાડી મૂર્છિત થઈ જાય છે એ રીતથી મનુષ્યના ચોથા ક્લેશના હેતુ રૂપ છે

એ વાત તો નક્કીજ છે કે ઘણોજ કઠિન ક્લેશ થવાથી ઘણે ભાગે મનુષ્યને મૂર્છા આવી જાય છે જ્યાં સુધી મનુષ્યનો સન્મુખ ન અભિમાન સ્થૂલ શરીરની સાથે રહે છે, ત્યાં સુધી ઘણે ભાગે ક્લેશનો પ્રભાવ સ્થૂલ ને સૂક્ષ્મ બન્ને શરીર પર પડવાથી એક શરીર ઉપર ક્લેશની એટલી અધિકતા જણાતી નથી પરંતુ મૃત્યુ વખતે જીવ ત્યાંનું અભિમાન સ્થૂલ શરીરની સાથે નષ્ટ પ્રાય થઈ જવાથી ઉપર લખેલા ચાર પ્રકારના દુઃખનો પ્રભાવ કેવળ સૂક્ષ્મ શરીર ઉપરજ પડે છે જેથી મનુષ્યનું સૂક્ષ્મ શરીર ઘણુંજ ક્લેશના આઘાતથી વિકળતા પ્રાપ્ત થઈ મૂર્છિત થઈ જાય છે અને આ પ્રકારે મૂર્છાભાવ પ્રાપ્ત સૂક્ષ્મ શરીરની અવસ્થાનેજ શાસ્ત્રમાં 'પ્રેતત્વ' કહેવામાં આવે છે ઉપર લખેલા મોહાદિ દુઃખોથી પૂર્ણ રીતે અભિભૂત થઈને પ્રેત એક પ્રકારની અજ્ઞાન મૂર્છા ઉન્માદની દશાને પ્રાપ્ત થાય છે. કોઈ કોઈ શાસ્ત્રમાં એવા પ્રમાણ મળે છે કે, જીવન પૂર્ણ શરીરનો ત્યાગ કરતાંજ બીજા શરીરમાં પ્રવેશ કરે છે

## स्वामी श्री विशुद्धानंदजीनुं चरित्र

(અનુસંધાન ગતાંકથી)

### પ્રકરણ ૧૫ મું

ભળો, હવે આ શરીર વધુ દિવસ સુધી રહેવાનુ નથી એથી જો કોઇપણ વિષયની તમને ઇચ્છા હોય તો પૂછી લ્યો, એક ઘરનો ત્યાગ કરીને હવે હુ બીજા ઘરમા જઇશ તમારી સાથે પુત્ર તુલ્ય સ્નેહ થયો છે પણ તે સન્યાસીને યોગ્ય નથી કાષ્ટનો દડ ધારણ કર્યો એટલાથીજ સન્યાસી થઇ શકાતુ નથી સન્યાસને માટે તો તિતિક્ષા, જ્ઞાન, વૈરાગ્ય, શમાદિ, શુભ ગુણોની જેવી આવશ્યકતા છે તેવીજ વિષય વાસનાના ત્યાગની પણ જરૂર છે શ્રુતિ કહે છે કે,—

**सर्वान्कामान्परित्यज्य अद्वैत परमे स्थितिः ।**
**ज्ञान दन्डो धृतोयेन एक दण्डी स उच्यते ॥**
**काष्ट दण्डो धृतोयेन सर्वाशी ज्ञान वर्जितः ।**
**तितिक्षा ज्ञान वैराग्य शमादि गुण वर्जितः ॥**
**भिक्षा मात्रेण याजीवत्स पापी याति द्वृत्तिहा ।**
**स याति नरकान्घोरान्मद्दा रौरव संज्ञिकान् ॥**

અર્થાત્—જ્યારે કામનાઓનો ત્યાગ કરીને જ્ઞાનરૂપી દડ ધારણ કરીને અદ્વૈત પરબ્રહ્મમા નિષ્ઠા રાખે છે તેજ 'દન્ડી' કહેવાય છે અને જે કેવળ લાકડાનો દડ ધારણ કરીને ભક્ષાભક્ષ્યનો વિચાર છોડીને જ્ઞાન અને તિતિક્ષાદિ ગુણોથી હીન થઇને ભિક્ષા માત્રથીજ જીવે છે તે પાપી, યતિયોની વૃત્તિને નષ્ટ કરનારો' મહારૌરવ નામના ઘોર નર્કમા જાય છે " તમે સર્વ શાસ્ત્રને જાણો છો તથાપિ કહેવુ પડે છે કે સન્યાસ આશ્રમ ઘણોજ કઠિન આશ્રમ છે જ્યાસુધી બને ત્યાં સુધી તો વિષયોને પોતાની પાસે આવવાજ ન દેવા જોઇએ જે ખાશે તે ભરશે એજ ભરોસે રહેવુ નહિ'

**'विकार हेतौ सति विक्रियन्ते एषां न चेता सि त एव धीरा. ।'**

અર્થાત્—વિકારના હેતુ પાસે હોવા છતાપણ જેનુ ચિત્ત બગડતુ નથી તેજ ધીર છે વાત સત્ય છે પણ ઘણીજ કઠણ છે પુરાણમા વાચ્યુ છે કે, મહાયોગીશ્વર ભગવાન્ વિશ્વનાથજી પણ પોતાની મનોમોહિની માયા ઉપર મોહિત થઇ ગયા હતા ભગવાને ગીતામા યથાર્થજ કહ્યુ છે,—

**"यत तो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चित. ।**
**इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥**

હે કુન્તિનદન ! વિદ્વાન પુરુષની બગડેલી ઇન્દ્રિયો યત્ન કરવા છતા પણ મનને બળાત્કારે બગાડી દે છે એક તો મન ચચળ અને બીજી ત્રુબ્ધ ઇન્દ્રિયો મોક્ષ માર્ગ વિષમ છે અને ઇન્દ્રિયરૂપ ઘોડા બહુજ દિવસથી બગડેલા છે, તેમા મનરૂપી લગામ ઢીલી પડી ગઇ છે માટે જોજે સાવધાન થઇને ચાલવુ "

કર્મ કદિ જો પોતેપોતાની મેળે છુટી જાય તો કાંઇ ચિંતા નથી, પરતુ જાણી બુઝીને નૈષ્કર્મ્ય સિદ્ધિના લોભથી શુભકર્મનો ત્યાગ કરવો એ નિરાવલબ આકાશમા લટકવા જેવુ છે ભગવાનની ભક્તિ વગર નૈષ્કર્મ્યના ફળને કોઇ મેળવી શકતુ નથી બ્રહ્મજ્ઞાન એ ભગવાનની કૃપાનુંજ ફળ છે

હુ તમને ફરી કહુ છુ કે કર્મના ત્યાગનુ નામ સન્યાસ નથી પણ ફળના ત્યાગનુ નામ સન્યાસ છે જો કોઇને ફળની વાસના ન છુટી જાય અને કર્મની છુટી જાય તો પણ દુ:ખ છે ભગવાને ગીતામા સ્પષ્ટ એને ઘણુજ અનુભૂત કહેલુ છે કે—

**नहि देह भृता शक्य त्यक्तुं कर्माण्य शेषतः ।**
**यस्तु कर्मफल त्यागीस त्यागीत्यभिधीयते ॥**

દેહ ધારિયોના સર્વ કર્મોનો તદ્દન ત્યાગ નથી થઇ શકતો તેથીજ કર્મફલ ત્યાગીનુ નામ ત્યાગી છે પણ નિષ્કામ કર્મનુ અનુષ્ટાન કરવુ એ કાંઇ સહજ નથી મોઢેથી ગમે તેમ કહો કે હુ કામના રહિત કર્મ કરૂ છુ, પરતુ વિચારથી જણાશે કે કામનાનુ સિહાસન અટલ છે તેથીજ તે અસભવ નથી પણ ઘણુંજ કઠિન છે

ધર્મ અને મર્યાદાના રક્ષણને માટે ભગવાન્ બાપ્યકાળે અનેક પ્રકારનાં કામ કર્યા છે, તેવા કાર્ય નિદ્ય નથી પણ તે દરેકને માટે સાધ્ય પણ નથી ક્યુ કર્મ કરવુ જોઇએ અને ક્યુ ન કરવુ જોઇએ અને ક્યું કર્મ કેવી રીતે અનુષ્ઠિત કરવાથી, કેવી રીતે અને ક્યા વખતે શ્રેયસ્કર થાય છે અને ક્યુ અશ્રેયસ્કર થાય છે, એ કર્મ મીમાસા ઘણીજ કઠણ છે

મને ખાત્ર આ દર્શનમા જે તમારા કલ્યાણનો માર્ગ સમજાયો છે, તે શાસ્ત્ર સિદ્ધ અને મારા અનુભવ સિદ્ધ છે તે એજ શ્લોકમાજ સકલ શાસ્ત્રનો સાર છે, સાંભળો,—

सङ्गः सर्वात्मना त्याज्य सचेत
त्यक्तुं न शक्यते ।
स सद्भि' सह कर्तव्यः
सतां सङ्गो हि भेषजम् ॥
कामः सर्वात्मना हेयो हातुश्चेच्छक्यते न सः
मुमुक्षां प्रति तत् कार्यं सैव तस्यापि भेषजम् ॥

સગ બિલકુલ ત્યાજ્ય છે જો તેનો ત્યાગ ન કરવામા આવે તો સજ્જનોની સોબત કરી જોઇએ, કેમકે સત્પુરુષોનો સગ ઔષધરૂપ છે

કામનાનો તો સપૂર્ણ ત્યાગ કરવો જોઇએ જો તેમ ન બની શકે તો મુક્તિની કામના રાખવી એ યોગ્ય છે

સગ કરવો તો સજ્જનોનો કરવો, કામના રાખવી તો મુક્તિની રાખવી અને જો કાઇ પણ ઉપદેશ લેવાની જરૂર હોયતો ભગવાન્ ભાષ્યકારના પુસ્તકોમાથી લેવો એ પણ એક ઔષધરૂપ છે

સાભળો આ મારો છેલ્લો ઉપદેશ છે હવે તમને કોઈ ઉપદેષ્ટા મળી શકશે નહિ

વિશુદ્ધાનદ! તમે થોડાજ દિવસમાં સર્વ શાસ્ત્ર અને વિદ્યા ભણી ગયા છો. ભૂમડલપર જન્મ લઇને જે કાઇ જાણવુ જોઇએ તે સર્વ જાણી લીધુ છે તમારી આગળ અજાન અને ઉપદેષ્ટવ્ય કાઈ પણ નથી, પરતુ સ્નેહને વશ થઈ કહ્યા વગર રહેવાતુ નથી તમે જે પ્રકારે થોડાજ દિવસોમા વિદ્યાના અધિકારી થઈ રહ્યા છો તેવીજ રીતે સત્વર તમે પ્રભુત્વ અને વિભૂતિના પણ અધિકારી બની શકશો તમે વિભૂતિને છોડશો પણ વિભૂતિ તમને છોડવાની નથી જો જો પ્રભુતા અને વૈભવ એ અનર્થના મૂળ રૂપ છે, અને અહકાર તેના અનુગામીરૂપ છે અહકારી પુરુષ, મનુષ્યને મનુષ્યરૂપે માનતો નથી. તેનો સ્વભાવ એવો ઉદ્ધત હોય છે કે તે પોતાના મતથી વિપરીત વાત સાંભળતાજ લાલચોળ બની જાય છે ગમે તેમ હો ઐશ્વર્યશાળીને ઉપદેશ આપનાર કોઈ વિરલજ હોય છે નહીતો જે પ્રમાણે ગુફાની પાસે અવાજ કરવાથી તેમાથી પ્રતિધ્વનિ સભળાય છે તેજ પ્રમાણે તેની પાસે બેસનાર પણ હાએ હા કરે છે આશા છે કે તમે આ સર્વ વાતો ઉપર ધ્યાન રાખીને કર્તવ્યનુ પાલન કરશોજ અને વિશ્વરૂપ વિગેરે જેટલા તમારા સહતીર્થ્ય છે તેમને આત્મવત્ ગણશો

જો તમારા ચિત્તમા પરોપકારની વાસના હોય તો તેમા આદિ શાસ્ત્રોનો પ્રચાર કરજો કારણ કે શાસ્ત્રોનો પ્રચાર એજ બ્રાહ્મણોનુ બળ છે, અને બ્રહ્મ બળ એજ ચાતુર્વર્ણ્યની સ્થિતિ છે જો કે સન્યાસીઓને માટે અધ્યયનાધ્યાપન પણ નિષિદ્ધ છે પરતુ આ કલિકાલમા દુષ્કર્મોથી બચવાનો એથી બીજો કોઇ સારો ઉપાય પણ નથી મે પોતે આ કાર્યને પ્રસન્નતાથી કર્યુ છે અને તમને તે કરવા દેવાની સમ્મતિ આપુ છુ અત વખતે સર્વ પોતાના ઉત્તરાધિકારિયોને કાઇક ગુપ્તનિધિ આપી જાય છે, પરતુ મારી પાસે જે ગુપ્તનિધિ હતી, તે તો હુ પહેલેથીજ તમને આપી ચુક્યો છુ જે ગુપ્તનિધિની આચાર્ય પરપરાથી આજ સુધી રક્ષા થતી આવી છે તે સસ્કૃત વિદ્યાનુ રક્ષણ કરવુ મારો નિશ્ચય છે કે શ્રીધર પડિત વિગેરે મારા અન્ય શિષ્ય અને તમે આ વિષયમાં યથાસાધ્ય પ્રયત્ન કરશો જ્યા સુધી વિદ્યા હશે ત્યા સુધી સર્વ કાઇ બચશેજ તેના રક્ષણને માટે દુખ પણ સહન કરવુ પડે તો પણ તેને સુખજ સમજવુ જોઇએ

હુ કહી ચુક્યો છુ કે આ મારો અંતિમ ઉપદેશ છે ક્ષણભગુર શરીરની ચિંતા કરતા કરતા આની ચિંતા કરવી જોઇએ હવે જેટલા દિવસનો આપણો સમાગમ બાકી છે, તેમા કેવળ પરમાર્થ વિષયનુંજ ચિતન થવુ જોઇએ કોઈ પણ પ્રકારની કાયરતા વા પ્રાકૃત પુરુષોની માફક મારો શોક કરવો એ મારા આત્માને કષ્ટ દેવા તુલ્ય છે તમો ધીર છો પરતુ વિશ્વરૂપજીને મારૂ એજ કહેવુ છે કે તેમણે સન્યાસીની માફક ધીરતા બતાવવી

જો કે મારૂ હૃદય વજ્ર જેવુ હતું અને મારી ધીરતાને મ્હારાજે પણ વખાણ કર્યા હતા, છતા પણ મારૂ હૃદય આ વખતે ભરાઇ આવ્યુ હતુ પરતુ હુ સ્વામીજીની સામે બેઠો હતો કારણ કે મારી કાયરતાથી કદાચ તેમને ક્લેશ ન થાય હુ તો ધૈર્ય રાખીને રહ્યો પરતુ સ્વામી વિશ્વરૂપ કે જેમને અદ્વૈતીને મહારાજ બોલાવતા હતા, અને જેમનુ મુખ મહારાજથી દેખાતુ નહોતુ તે પ્રથમથીજ

મો મતાડીને રડવા લાગ્યા હતા પણ મહારાજના આતના વાક્ય સાભળીને તો તે બુમ મારીને રડવા લાગ્યા અને તે જોઇને બીજાઓ પણ રડી ઉઠ્યાં

સ્વામીજીએ સર્વને ધમકાવ્યા અને ત્યાંથી ઉઠાડી મૂક્યા, અને મને કહ્યું કે વિશ્વરૂપને સાથે જઇને તેમને હિંમત આપો મેં તેમને તો સમજાવીને શાન્ત કર્યા પણ આજે મારૂ હૃદય મારા હાથમા ન રહ્યું દશાશ્વમેધેશ્વરના શિવાલયમા જઇને રડવા લાગ્યો કોણ જાણે આજે જેને હું ભૂલી ગયો હતો તે માતા, પિતા, મામા, મામી સર્વ યાદ આવ્યા

મહારાજની ક્ષણે ક્ષણે દશા બદલાવા માંડી ત્યારે આહાર કમી થઈ ગયો અને ત્યારે ઉઠવા બેસવાની શક્તિ રહી નહિ, ત્યારે સ્વર ભંગ થવાનું જણાયું, ત્યારે લોકોએ ગૌડસ્વામીના જીવનની આશા મૂકી દીધી પ્રથમ કહ્યુંજ છે કે ઔષધ ઉપર તેમની રૂચિ ન હોતી તથાપિ આ વાર શિષ્યોના આગ્રહથી એક બે વૈદ્યોની ઔષધી પણ કરી પરંતુ દશાર્થી ફાયદો ન થયો આ તરફ આશા મુગ્ધ શિષ્ય અનુષ્ઠાનમા પણ તત્પર હતા સ્વામી વિશ્વરૂપ અને પંડિત વિશ્વરામ પ્રભૃતિ તેમની આરોગ્યતાને માટે સ્તોત્ર પાઠ કરતા હતા વૈદ્ય નાથજીના મંદિરમા રૂદ્રાભિષેક થતો હતો વિશ્વનાથજીના ઉત્તરે લાખિલી પત્રોનો કેટલાક વિદ્યાથી તેમને સ્પર્શ કરાવતા હતા કે વખતે તેના સ્પર્શથી તાવ મટી જાય પણ સર્વ મનોરથો નિષ્ફળ ગયા

સ્વામી વિશ્વરૂપ વિગેરે વારંવાર પ્રાર્થના કરતા હતા કે જ્યારે કોઇ વિદ્યાર્થી માંદો થતો ત્યારે તો આપ આપની અવ્યર્થ પ્રાર્થનાથી તેને સાજો કરી દેતા હતા તો આ વખતે એકવાર તો આપ ભગવાન વિશ્વનાથજીને નિવેદન કરો જ્યાં સુધી આપ જાતે સાજા નહિ થાવ ત્યાં સુધી બીજુ કોઇ વ્યાધિનુ નિવારણ કરી શકશે નહિ પરંતુ તે વાતોને તે હસી કહાડતા હતા અને કહેતા કે શરીર વિનાશી, અને મળમૂત્રાદિના ભંડાર રૂપ છે જેથી ભગવાનને પ્રાર્થના કરૂં છુ કે, શિવ! શિવ! મારૂ મેલમળ શરીર શુ કામનુ છે?

એક વખત સ્વામી વિશ્વરૂપ ઉકાળો પીવરાવવા લાગ્યા તો તે તેમણે પીધો નહિ ને કહ્યું કે બહુ પીધો હવે બંધ કરો, અને તેમના સજળ નેત્રોને જોઇ કહ્યું કે, "વિશ્વ! આ વિનાશી શરીરમા આટલુ બધુ મમત્વ કેમ?"

વિશ્વરૂપ—હું જાણતો નથી કે કેમ મમત્વ રહે છે.

સ્વામી—"એ કેવળ ભ્રાન્તિ અને અજ્ઞાનનુંજ કારણ છે" થોડીવાર પછી તેમણે કહ્યું કે, "તમને મારા દર્શનથી આનંદ થાય છે કે દુઃખ?"

વિશ્વ—પરમાનંદ થાય છે

સ્વામી—અને અમારા "આનંદ લાભ"થી

વિશ્વ—અત્યંત આનંદ થાય છે

સ્વામી—ઠીક હવે અમારો અને તમારો આનંદનો સમય નજીક આવ્યો છે હું પરમ ગુરૂના દર્શન કરીશ અને તેથી તમને અત્યંત આનંદ થશે

સ્વામીજી એટલું કહીને નિર્વિષ્ટ ચિત્ત વિશ્વરૂપજીના હાથમાથી ઔષધ પીને ગબડી પડ્યા આ અપશુકનને જોઈ સર્વ કોઈ ગભરાઈ ગયા અને મો નીચુ કરીને આંસુ પાડવા લાગ્યા ત્યારે તે જોઇને તેમણે કહ્યું કે, "આટલીજવારમાં સર્વ ભૂલી ગયા? રડો છો કેમ?"

વિશ્વ૦—ક્યાં? એ તો હું રડતો નથી. હું ઘણું જ ઇચ્છું છું કે આપની આજ્ઞા પાલન કરૂં પણ એ તો નેત્રો રડે છે

સ્વામી૦—વિશ્વ! કોની ચિંતા કરો છો? અનિત્ય આત્માની ચિંતા? કે અનિત્ય શરીરની ચિંતા કરો? કોઈ ગમે તેટલી ચિંતા કરે તોપણ શરીરનો તો અવશ્ય નાશજ થવાનો છે પરંતુ આત્મા હમેશાં અમર છે વત્સ! તેને તમે વિનાશી ન સમજશો

" न जायते म्रियते वा वि पश्चिन्नाय
कुतश्चिन्नबभूव कश्चित् ।
अजो नित्यः शाश्वतोऽय पुराणोन
हन्यते हन्यमाने शरीरे ॥ "

( काठ १ । २ )

બ્રહ્મનિષ્ટ! વિશ્વ! તું શું સ્તુત વિશ્વરૂપ છે?

વિશ્વ૦—ના—" सत्वमसि ॥ "

આ ઉપદેશ સાંભળ્યા પછી સ્વામી વિશ્વરૂપજીએ તેમની આગળ કદી પણ શોક પ્રગટ કર્યો

નહિ. પણ તે શાન્ત અને ધીર ભાવથી સેવા કરતાજ રહ્યા અને અંતે "औषधं जान्हवी तोयं, वैद्यो नारायणो हरि" આ વાક્ય ઉપર વિશ્વાસ રાખ્યો

પોષ સુદી પડવાની રાત્રે વ્યાધિનું જોર વધ્યું અત નખનનાં લક્ષણ જણાતાં સ્વામી વિશુદ્ધાનંદજીએ પૂછ્યું "મહારાજ! શરીરે કાંઈ વધુ પીડા થાય છે?" તેમણે હમીને કહ્યું, હું ઘણોજ પ્રસન્ન છું ફરી પૂછ્યું, "આપ કાંઈ આજ્ઞા કરો, કર્તવ્ય બતાવો, અમે તેને પાળીશું કોઈ વાતની અભિલાષા હોય તો કહો તો તે આ વખતે જ પૂરી કરીશું" જવાબમાં સ્વામીજીએ કહ્યું, "જે કહેવાનું હતું તે કહી ચૂક્યો છું, હું પૂર્ણ કામછું મને કોઇ વાતની ઇચ્છા નથી" "ॐ तत्सत्" આજ પાછળનું વાક્ય હતું તે પછી ૐકાર સિવાય બીજા કોઇ શબ્દનો ઉચ્ચાર ન કર્યો

પોષ સુદ બીજના દિવસે વાતેવાત ઘેરેઘેર એવા દુઃસમાચાર પહોચી ગયા કે આજે કાશીની સમ્પત લુંટાઇ ગઇ, શાન્તિના સાગર શુષ્ક થઇ ગયા સદ્ગુણોના માર્ગ ભગ્ન થઇ ગયા વિદ્યાર્થિયોનું કલ્પતરૂ છિન્ન થઇ ગયું પરિત્યાગની કથા પુરી થઈ, સન્યાસની શોભા દૂર ગઈ, બ્રહ્મવિદ્યા લુપ્ત થઈ, મીમાંસા ગુપ્ત થઇ, હા! ગૌડસ્વામીના પરમ પદથી હવે શીલ, સંતોષની કથા બાકી રહી ગઈ

સ્વામીજીના પરમપદનો સંવાદ સાંભળી લોક દોડી દોડીને આવવા લાગ્યા જોતજોતામાં કાશીના મોટા મોટા સન્યાસી, પંડિત, વિદ્યાર્થી સર્વે અહલ્યાબાઇના ઘાટપર આવી પહોચ્યા કુલીન સ્રીયો પણ પડદાનો ત્યાગ કરીને આજે મહાપુરુષ ગૌડ સ્વામીના દર્શનાર્થે રાજમાર્ગમાં આવી ઉભી છે

સર્વ શિષ્યોએ મળીને ધીરતાની સાથે વૈદિક મંત્રથી ગુરુદેવના શરીરને સ્નાન કરાવ્યું સુંદર કાષાયામ્બર પરિધાન કરાવી પુષ્પમાળાથી તેમનો કંઠ, વિભૂતિથી અને મસ્તક ચંદનાદિથી અંગ મંડિત કર્યું જો કે સ્વામીજીનું શરીર કેટલાક દિવસોથી કૃશ અને શિથિલ થઇ ગયું હતું, પરંતુ આ વખતે તેમનું મુખારવિન્દ, સ્નાન થવાથી એક પ્રકારની અપૂર્વશ્રીને ધારણ કરી રહ્યું હતું આ વખત સુધી તો સર્વ લોક ધૈર્યપૂર્વક કાર્ય કરતા હતા કોઈ શિષ્યના નેત્રમાં આંસુ જણાતા નહોતા જાણે કે તેમના ગુરુદેવ હમેશને માટે વિયુક્ત થતા નથી, પણ જાણે યાત્રા કરવા જાય છે, કે જેની તૈયારીમાં સર્વ લોક મચ્યા છે પણ અકસ્માત અવસ્થાનું પરિવર્તન થયું. ધીર સ્વામી વિશુદ્ધાનંદજીએ કહ્યું કે, "ચાલો હવે વિલંબ ન કરો, શેષ પુષ્પાંજલિ સમર્પણ કરીને મહારાજને મણિકર્ણિકા"ના ઘાટ પર લઇ ચાલો આ સાંભળી સર્વના હૃદય ભરાઈ આવ્યા ગુરુચરણારવિંદ પર શેષ પુષ્પાંજલિ સમર્પણ કરતાની સાથે એવા કોઇ વિરલ ભાગ્યેજ હશે કે પુષ્પોની સાથે આંખોનાં આંસુ પણ નહિ ચઢાવ્યા હોય જ્યારે સ્વામી વિશુદ્ધાનંદજીની ધીરતા પણ ન રહી તો બીજાની વાતજ શી! સત્ય છે" "प्रियबन्धुवियोगजस्तु शोकाग्निः न तापयेत" સ્વામીજીનું વિમાન ભક્તોએ ઉપાડ્યું હરિનામ કિર્તન અને સ્તોત્ર પાઠની સાથેજ હાહાકાર થવા લાગ્યો મૃદંગાદિ વાદ્યની ધ્વનિ નગરનિવાસિઓના હૃદય ઉપર આઘાત કરવા લાગી વિમાનની સાથે સાથે કાશીના દંડિ, પરમ હંસ, અને ઉદાસીન વિગેરે વિરક્ત જનો અને મોટા મોટા સુપ્રતિષ્ઠિત વિદ્વાન તથા અન્ય સદ્ગૃહસ્થો અને પાઠશાળાઓના વિદ્યાર્થીઓ ચાલ્યા રસ્તામાં સ્રી, પુરૂષ સર્વ નમી નમીને પ્રણામ કરવા લાગ્યા અને ફુલોથી વંધાવા મંડ્યા જ્યારે વિમાન મણિકર્ણિકાના ઘાટ ઉપર પહોચ્યું ત્યારે ત્યાં ઘણી ભીડ જામી ગઈ

*કાશીક્ષેત્ર સંપૂર્ણ મુક્તિપ્રદ છે* જો કે દશાશ્વમેધ ઘાટની કાશીખંડ વિગેરે પુરાણોમાં બીજા ક્ષેત્રો કરતા કાંઇ ઓછી પ્રશંસા લખી નથી, તથાપિ ત્યાંની રીત એવી છે કે ગમે તેનું મૃત્યુ ગમે ત્યાં થાય તોપણ તેનો સંસ્કાર તો મણિકર્ણિકા પર થાય ગૃહસ્થોને અગ્નિસંસ્કાર થાય છે, પણ સન્યાસિઓને તો પૃથ્વિમાં સમાધિસ્થ કરવામાં આવે છે યાતો જળમાં વહેવરાવે છે એથી ગૃહસ્થોની માફક તેમને મણિકર્ણિકાના સ્મશાન સુધી લાવવાની વધુ જરૂર હોતી નથી તોપણ તેના વધુ માહાત્મ્ય શ્રવણથી સન્યાસિઓને પણ જલ પ્રવાહ ત્યાંજ કરવામાં આવે છે "अधिकस्याधिकं फलम्"

પુરાણોમાં લખ્યું છે કે એક વખતે ભગવાન્

વિષ્ણુદેવે પોતાના ચક્રથી એક પુષ્કરિણી (તળાવ) ખોદીને તેના તીરે પાચ હજાર વર્ષ સુધી શિવની આરાધના કરી હતી તેમની કઠિન તપશ્ચર્યાથી દેવાદિદેવ શંકરની વિભૂતિ ભૂષિત મસ્તક કંપિત થઇ ગયુ અને તેમના કાનમાની મણિ નીકળી પડી જ્યા તે મણિ પડી તે પુષ્કરિણી પ્રથમ "ચક્ર પુષ્કરિણી"ના નામથી પ્રસિદ્ધ હતી, પરંતુ ભગવાનની મણિકર્ણિકા તેમા પડવાથી તે દિવસથી તે 'મણિકર્ણિકા'ના નામથી પ્રસિદ્ધ થઇ ગઈ છે

વળી લખ્યુ છે કે, જ્યારે પાર્વતીપતિ, વિષ્ણુદેવની તપશ્ચર્યાથી પ્રસન્ન થઇને તેમને વરદાન આપવા લાગ્યા ત્યારે લક્ષ્મીકાંતે કહ્યું કે, "મને એ વરદાન આપો કે જે મનુષ્યનો અહીં પ્રાણ વિયોગ થાય તેને તેજ વખતે મારા વૈકુંઠમાં સ્થાન મળે" તે પછી ભગવતી ભાગીરથીએ મર્ત્ય લોકમા અવતાર લઇને મણિકર્ણિકાનો સગમ કર્યો વિગેરે અનેક કારણોથી મણિકર્ણિકા એ અહીનુ સર્વ પ્રધાન તિર્થ છે સર્વ સમ્પ્રદાયના હિંદુ અહી સ્નાન દાન કરે છે

પત્થરના ટાકામા સ્વામીજીને બેસાડીને ભાગીરથીના અટલ સ્પર્શ જળમાં મૂકી દીધા, સર્વના જોતાજ સ્વામીશ્રી શિશુની માફક જનની ગંગાના ખોળામા જઇને બિરાજ્યા સર્વ શિષ્યો કેટલીક વાર તો જોઇજ રહ્યા પછી સ્નાન કરીને પોત પોતાને ઠેકાણે ચાલ્યા ગયા

શોકના દિવસો પહાડ જેવા જણાય છે પરંતુ ભગવાનની વિશ્વમોહિની માયા એવી વિચિત્ર છે કે તેના પ્રતાપથી મુશ્કેલ સમયો સર્વ સમય ચાલ્યો જાય છે તેનુજ ... વખતે કૃષ્ણનો વિયોગ થતા હત ... નિવેદન ... યશોદા વિગેરેના પ્રાણ ... નહિ થાય તે ચતુરના વિયોગથી શ્રી...નુ નિવારણ કરી શુદ્ધપંથમા ન જતા સતી ... તે હસી ... પ્રાણ દેઈ દેતા હતા પણ એ ત...ગો, અને ... છે કે સર્વના પ્રેમી દશરથ અને મન... પ્રાર્થના ... વિયોગમા મરતા નહોતા દી... એવીજ રીતે આ પણ એક પછી એક દિવસો જતા લાગ્યા અને શોક મટી ગયો અનેક ગૃહસ્થ શિષ્યોના પ્રયત્નથી સ્વામીજીનો ભંડારો પણ ઉત્તમ રીતે થઇ ગયો

ગૌડ સ્વામીજી એક સાચા સન્યાસી હતા તે મહંતોની માફક ગાદી બાદીનો બખેડો રાખતા નહોતા એથી ગાદીની તેમને ચિંતા પણ નહોતી જો હોત તો તે પોતેજ સ્પષ્ટ કહી જાત કે આ અને સમ્પ્રદાયની રક્ષાને માટે ઘણાજ શિષ્યોમાથી એકને મુખ્ય ઠરાવવાની જરૂર છે અને તે માટે કાશીના સન્યાસી અને પંડિતોમા એ વાતની ચર્ચા ચાલી કે ગૌડ સ્વામીજીની જગ્યા સ્વામી વિશુદ્ધાનંદ અને વિશ્વરૂપજી બેમાથી કોને આપવી? સ્વામી વિશુદ્ધાનંદજીએ કહ્યું કે એવો પ્રશ્નજ કેમ કરો છો? સારે સર્વ પ્રકારે પૂજ્ય અને જ્યેષ્ટ સ્વામી વિશ્વરૂપાનંદજ હવે બીજા ગૌડ સ્વામી છે અને તેમણે કહ્યુ કે નહિ સ્વામી વિશુદ્ધાનંદજી યોગ્ય છે હુ આયુષ્યમા મોટો છુ, અને સ્વામીજીનો પ્રથમ શિષ્ય પણ હુ છુ પરંતુ વિદ્યા અને ગુણમાં તો એજ મારાથી મોટા છે હુ તેમની પાઠશાળાના વિદ્યાર્થીઓને ભણાવ્યા કરીશ અને આજ્ઞા પાળ્યા કરીશ તેમના આ ઉદાર અને સન્યાસીને યોગ્ય વાકય સાભળીને સર્વેએ તેમની પ્રશંસા કરી અને સર્વની મરજી સ્વામી વિશુદ્ધાનંદજીનેજ ગાદીએ બેસાડવાની થઇ, પણ તેમણે તેનો અસ્વિકાર કર્યો અને કહ્યું કે,—"પ્રથમના સ્વામી વિશ્વરૂપજી સર્વ પ્રકારે ગાદીના અધિકારી છે અને બીજી રીતે તો મહારાજ પોતે પણ કહી ગયા છે કે, મારા પછી તેમને મારા સ્વરૂપજ સમજજો એથી એમની આજ્ઞા પ્રમાણે હુ કામ કરીશ જ્યેષ્ટ પૂજ્યનો વ્યક્તિક્રમ જ્યારે ભરતાદિ રઘુવંશિઓએ કર્યો નથી તો હુ કેમ કરું? મહાત્મા વિશ્વરૂપજી બોલ્યા, "જો મારામા વિશ્વાસ અને મહારાજની આજ્ઞાથી મનેજ પોતાનો ગણતા હો તો મારો એવો વિચાર છે કે આપજ ગાદી ઉપર બેસો જે સમ્પ્રદાય અને મઠના રક્ષણને માટે જરૂરનાં કામ છે તે હું કરીશ આસન ઉપર બેસવુ અને કોઇ આવનાર જનારની સાથે વાત કરવી એ મને ભાર રૂપ લાગે છે, માટે મારી પ્રસન્નતાને માટે પણ આપજ આસનનો સ્વિકાર કરો મહારાજે એવુ કહ્યુ નથી કે આસન ઉપર તમારે ન બેસવુ ને વિશ્વરૂપને બેસાડવો અને તેથી ભરતની વાત અહીં બંધબેસતી નથી અહીં આસન ઉપર બેસવાથી તો એમજ પૂજા વિગેરે બની શકશે નહિ પણ જો આપ માગ ...

કુવાનો અનાદર કરશો" તો અમજ પૂજ્યનો પ્રત્યક્ષ પ્રતિક્રમ છે આવી રીતે તેમના બહુજ કહેવાથી સ્વામી વિશુદ્ધાનંદજી પોતાના ગુરુના આસન ઉપર બેસાડ્યા પરંતુ પ્રથમ જેમ પોતાના ગુરુની આજ્ઞાનું પાલન કરતા હતા તેવીજ રીતે મહાત્મા વિશ્વરૂપજી ની આજ્ઞા પણ તે પાળવા લાગ્યા

કલિકાલમા સંન્યાસ આશ્રમનુ યથાવત્ પાલન કરવુ એ ખાંડાની ધાર પર ચાલવા તુલ્ય છે. વસ્તુતઃ જીવતા જ પોતાને મારવા તુલ્ય છે જે જીવતા જ પોતાને મારી શકતો નથી તે સંન્યાસી બ્રહ્મજ્ઞાનને પણ મેળવી શકતો નથી અને તેનો સંન્યાસ લેવો તે પણ મિથ્યા છે સંન્યાસીએ કેવી રીતે ત્યાગ શીલ, દયાળુ અને પરોપકાર્યપર રહેવુ જોઇએ એ ગૌડ સ્વામીના ઉપદેશ અને ચરિત્રથી સારી રીતે શિક્ષણ મળે તેમ છે

બ્રાહ્મણનું ધન, નહીં નહીં મનુષ્ય માત્રનુ ધન વિદ્યા છે. અને તેની પ્રાપ્તિ પણ બાલ્યકાળથીજ થઇ શકે છે વિદ્યાથી ભલે મનુષ્ય ધન મેળવી શકે, પરંતુ તેના ખરા ફળને કદી પણ પામી શકતો નથી ગૌડસ્વામી નાનપણથીજ વિદ્યાના પ્રેમી હતા, વિદ્યાને માટે તે મા, બાપને છોડીને ચાલ્યા ગયા હતા, રૂપવતિ પત્નિનો પણ ત્યાગ કર્યો અને વિદ્યોપાર્જન કર્યું તે વડે તે ઇચ્છત તો ઘણુ મેળવી શકત અને નામના પણ કહાડી શકત પણ તેમની તે તરફ પ્રવૃત્તિ થઇ નહિ. એક બ્રાહ્મણના નજીવા બનવાથી તેનો વિચાર બદલાઇ ગયો અને આશા યુક્ત કુટુંબને છોડીને તે વિરક્ત થઇ ગયા પરંતુ બાલ્ય કાળમા ભણેલી વિદ્યા નકામી ન ગઇ વિદ્યાથી જ તેમને શાંતિ મળી, અને વિદ્યા દાનથીજ તે અંત સુધી બ્રાહ્મણોનો ઉપકાર કરતા રહ્યા તે વિદ્યોપાર્જન કરત તો વિશ્વ રૂપ, વિશુદ્ધાનંદ, શ્રીધર, હરજીરામ, વિભરરામ અને રામલાલ વિગેરે વિદ્વાનોના દર્શન થાત કે નહિ તેમા પણ સંદેહ છે એક વિદ્વાનથી કેટલા વિદ્વાન થઇ શકે છે એ તેના ચરિત્ર ઉપર ધ્યાન આપવાથી જ વિદિત થઇ શકે છે

વૃદ્ધ માતા, પિતા અને નિમંતાન યુવતિ સ્ત્રીનો ત્યાગ કરીને આ પ્રકારે યુવાવસ્થામા સંન્યાસી થવુ એ કદાપિ વાચકોને ઠીક નહિ લાગતું હોય, અને તે વિચારતા હશે કે જો થોડા દિવસ માતા પિતાની સેવાથી અને પત્નિને પુત્ર લાભ વા પ્રેમથી સંતુષ્ટ કરીને સંન્યાસી થાત તો તેમને વધુ ધર્મ લાભ થાત અને તેમને સંતોષ મળત. તેમા સંદેહ નથી કે એમ બનત તો ઠીક થાત પરંતુ ગૃહસ્થમાં ફસ્યા પછી પાછુ નીકળવુ સહજ નથી સમુદ્રના તરંગમાથી કોઇ વસ્તુ બહાર તટ ઉપર આવી જાય તો આવી જાય પણ વચમાથી નીકળવુ એ ઘણુ જ દુસાધ્ય છે છે .અને તેથી શ્રુતિમા કહ્યુ છે કે "**तदहरेव विरजेत यदहरेव प्रव्रजेत**"। અર્થાત્ જે દિવસે વૈરાગ્ય ઉત્પન્ન થાય તેજ દિવસે સંન્યાસી થઇ જવુ તાત્પર્ય–એ છે કે કાણુ જાણે ફરી પાછુ વિઘ્ન નહિ આવે ! વિષયોની પાસે રહેવાથી જેટલું તે આકર્ષણ કરે છે, તેટલું આકર્ષણ તે વેગળેથી કરતા નથી એથી નિર્વેદ દશામા ગૃહ પરિત્યાગ કરી દેવો એજ ઉત્તમ છે પછી માતા, પિતા અને પત્નિના સંતોષની વાત બાકી રહે છે જ્યા સુધી તેમને સંતોષ થતો નથી ત્યા સુધી સંન્યાસી થવુ ઉચિત નથી એ ઉપર વિચાર કરવાથી સિદ્ધ થાય છે કે માતા પિતાની નજરે પુત્ર હમેશા બાલક છે અને પત્નિની આગળ પતિ સદા યુવાન છે પછી તે ગમે તેટલો વૃદ્ધ થયો હોય તો પણ તે મા, બાપ અને સ્ત્રી કદાપિ પણ તેને જુદો પડવાને સ્વિકાર કરી શકે નહિ આજ સુધી જેટલા સંન્યાસી થયા છે તેમાથી ઘણે ભાગે એવાજ છે કે જેમણે પોતાના કુટુંબને રોતા છોડ્યા છે

ધર્મ બે પ્રકારનો છે પ્રવૃત્તિ લક્ષણ અને નિવૃત્તિ લક્ષણ પ્રથમ ગૌણ છે અને બીજો મુખ્ય છે પ્રવૃત્તિ લક્ષણ ધર્મમા પુત્રોત્પાદન દ્વારા પિતૃ ઋણની નિવૃત્તિ કરવાને ઇષ્ટ માને છે પણ નિવૃત્તિ માર્ગને નહિ સિદ્ધાંત એ છે કે, પુત્રોત્પાદન મોક્ષનુ કાંઇ અસાધારણ કારણ નથી, એવુ હોત તો સનત્કુમાર, નારદ, યાજ્ઞવલ્ક્ય, ભીષ્મ અને શંકરાચાર્ય વિગેરે કોઇ પણ મોક્ષના અધિકારી ન થાત એ કેવળ પ્રવૃત્તિ લક્ષણ રૂપ ધર્મ હોવાથી અંતઃકરણ શુદ્ધિ દ્વારા મોક્ષનું સાધન છે ઇર્ષ્યા દ્વેષ વા આળસ્યાદિથી કોઇ કુટુંબ ત્યાગ કરે તે

પ્રયત્નથી થાય છે, નહિ કે જે પરમાત્મ દર્શન વા બ્રહ્મજ્ઞાનને માટે તેનો પરિત્યાગ કરે તેના પુરુષો પ્રયત્નથી થાય છે જગત્ પૂજ્ય સ્વામી શંકરાચાર્ય જો રડતી પોતાની જનનીને છોડત તો એ ભગવતી ભારત ભૂમિના આસુ લુંછત એ સંભવિત નહોતું અને મહાત્મા ગૌડસ્વામીજી પણ પોતાના કુટુમ્બને નિરાધાર ન છોડત તો ગૌડ જાતિમા કુટુમ્બ પાલન સુદ્ધા આટલા પંડિતો ઉત્પન્ન થાત એ સંભવિત નહોતું મહા પુરુષોની પાસે સ્વાર્થ હોતો નથી, પરમાર્થજ તેમને માટે સ્વાર્થ છે

નાશિક અને કાશીજીમા તે જ્યા સુધી રહ્યા ત્યા સુધી નિરંતર વિદ્યાર્થિઓને તે ભણાવતા હતા તેમણે એટલા વિદ્યાર્થિઓને ભણાવ્યા કે ઘણા ગૃહસ્થ પંડિતો મળીને તેટલા ન ભણાવી શકત. વિદ્યા ભણાવવી એ સન્યાસીનો ધર્મ ન હોવા છતાં પણ પરોપકાર વાસનાથી તે ભણાવતા હતા અને આ સંસારની ખટપટથી અલગ રહેવાનો તે ઉપાય સમજતા હતા અને એવી અવસ્થામા વિદ્યાદાન કરવુ એ પણ એમને પરમ ધર્મ હતો

ગૌડ અને દક્ષિણાત્ય, દંડિ અને પરમહંસ સર્વ જાત અને સંપ્રદાયોના પુરુષોમા તે શ્રદ્ધા રાખતા હતા કારણ કે તેમને સમાન ભાવથી સર્વ પર કૃપાદૃષ્ટિ હતી કટુવાક્ય કહેવુ કે કોઇનો તિરસ્કાર કરવો એ તો એ સમજતાજ નહોતા પરમહંસ લોકો, કુંભના મહા પર્વ વખતે ડંકા અને નીશાનની સાથે પોતાની પહેલા, આચાર્યની માફક તેમને સ્નાન કરાવતા હતા કેમકે વિખ્યાત અને વિદ્વાન પરમહંસ કુટસ્થ સ્વામી અને આદિત્યગિરી વિગેરે મંડળીશ્વરોમા તેમની પૂર્ણ શ્રદ્ધા હતી અધ્યયનાર્થ સાધુ પથી સાધુ નિશ્ચળદાસજીને જોકે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યો નહોતો, પણ તેમને શુદ્ર સમજીને કદી તિરસ્કાર કરતા નહિ તે આવતા તેમને કુશળ સમાચાર પૂછતા અને પ્રીતિથી વાત કરતા હતા તે દયાળુ એવા હતા કે રોગી વિદ્યાર્થિઓના માતાપિતા વગર પરદેશમા કષ્ટ ભોગવવુ પડતું નહિ. તેમનુ ઔષધ અને ચાકરી બીજા પાસે કરાવતા અને પોતે પણ કરતા આ દયાળુતા માત્ર વિદ્યાર્થિઓનેજ માટે હતી એમ નહિ પરંતુ બીજા લોક પણ તેમના તેવાજ કૃપાપાત્ર હતા

સન્યાસી થયાની ખબર જાણીને તેમના પતિવ્રતા સ્ત્રી એક વખત કાશીમા આવ્યાં અને પ્રાણનાથના દર્શન કરીને પરમ સુખનો અનુભવ કર્યો તે પછી તે એક દિવસ દર્શન માટે આવ્યાં હતાં કેટલાક દિવસ પછી તે વ્રતપરાયણા સતીનો કાશીવાસ થઇ ગયો

ખરેખર, નિષ્પરિગ્રહ, શાંત ગૌડ સ્વામીજીનું જીવન ખરેખર નિર્દોષ હતું તેમની ત્યાગશીલતા અને વિદ્વતાની વાત તો પ્રથમથીજ કહી ચુક્યા છીએ.

---

# विचित्र स्वयंवर.

(અનુસંધાન ગતાંકથી.)

૫

તુરતજ કિશનપ્રસાદને હાજર કરવામાં આવ્યો સેનાપતિના ત્યાંથી ગયા પછી રાજકુમારી મન્દાએ ગરજીને કહ્યું કે—"કિશન પ્રસાદ, સાચુ કહે, તે શો વિચાર કર્યો છે?" કિશનપ્રસાદે હાથ જોડીને કહ્યું કે—"રાજકુમારી, આપ માતા તુલ્ય છો, હું તો આપનો બાળક છુ એથી હું આપનાથી કાંઈ છાનુ રાખતો નથી. સુલક્ષણા ઉપર મારી પ્રીતિ છે, હુ તેને હૃદયથી ચાહુ છુ. પરંતુ આપે તે ન જાણવાથી આ દરિદ્રના રત્નને કોઇ ગુઢ ઉદ્દેશથી બીજાના હાથમા આપ વાનો સંકલ્પ કરી દીધો છે"

**સત્યવતી**—પાપી, તું ચરિત્રહીન તસ્કર છે તારા મોંમાથી નીકળતી અનુરાગ અને પ્રેમની વાતો સાંભળવા હુ ઇચ્છતી નથી.

**કિશનપ્રસાદ**—(વિનીત ભાવથી) મે ધીરે ધીરે મારૂ ચરિત્ર સુધારી દીધુ છે હવે હુ સુલક્ષણાની સાથે લગ્ન કરી કોઇ બીજા રાજ્યમાં જઇને રહીશ

**સત્યવતી**—વાહ, કેવો નિસ્વાર્થ ભાવ છે? અરે કૃતઘ્ન, તું રાજવંશના અન્નથી પોષાઇને હવે શુ વિદ્રોહી બનવા ઇચ્છે છે?

**કિશન**—વિદ્રોહી કેમ! મે એવુ શુ કામ કર્યું છે?

**સત્યવતી**—તુ ભિક્ષુકને લલચાવીને ભ્રષ્ટ કરવા ઇચ્છે છે અને તેને માટે અત્યંત નિંદ્ય કામ કરે છે તેનું ફળ એ આવ્યુ છે કે દેશમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર વધવા માડ્યો છે

**કિશન**—ભિક્ષુકનુ હૃદય સુલક્ષણાના ઉપરથી ઊઠી જઇને બીજી તરફ લાગે એ સિવાય તેને લલચાવવાનો મારો બીજો ઉદ્દેશ નથી આપ જે બૌદ્ધ ધર્મના પ્રચારની વાત કહો છો, પણ તે તો ભિક્ષુકને અહીંથી કહાડી મૂકવાથી સઘળો બખેડો મટી જશે. તેના જવાથી બૌદ્ધ ધર્મનુ મૂળ પણ ઉખડી જશે હજુ પણ વખત છે માટે આપ કાંઇ ઉપાય કરો નહીં તો તે સુલક્ષણાને લઇને ચાલ્યો જશે

**સત્યવતી**—તુ જુઠ્ઠુ બોલે છે

**કિશન**—નહીં, હુ ખરેખર સાચીજ વાત કહુ છુ સત્યવતીનો અવાજ લથડવા લાગ્યો આની પહેલા અગરાજ્યની રાજકુમારીના કઠોર અવાજમા કદી ફેરફાર થયો નહોતો.

**સત્યવતી**—કિશનપ્રસાદ, શુ એ વાત સાચી છે?

**કિશન**—ખરેખર સાચી છે, સુલક્ષણા ભિક્ષુકને પોતાનુ હૃદય સોપી ચૂકી છે

**સત્યવતી**—અને ભિક્ષુક?

**કિશન**—તે તો ક્યારનોય સોપી ચૂક્યો છે

જેવી રીતે પવનના તેજ ઝપાટાથી વૃક્ષમાથી સણસણાટ કરતો અવાજ નીકળવા લાગે છે તેવીજ રીતે દુખ ભર્યા અવાજથી સત્યવતીએ કહ્યું— "શુ સોપી ચૂક્યો છે?"

**કિશન**—હૃદય.

**સત્યવતી**—પાપી શુ તું જાણે છે કે હૃદય કેવી રીતે સોપવામા આવે છે?

કિશનપ્રસાદે મનમા વિચાર કર્યો કે, હાં, જાણુ છુ તો ખરોજ હવે સાત ઉપર નિશાન ક્રમ સિદ્ધજ થયુ તે પછી કહ્યું—"રાજકુમારી, જ્યારે આજ કે કાલે આપ સાંભળશો કે ભિક્ષુક નાસી ગયો, ત્યારે આપને મારી વાત ઉપર વિશ્વાસ બેસશે. હાલ આ સેવકને શી આજ્ઞા છે?"

**સત્યવતી**—તમે તે બંનેને બાંધીને લઇ આવો જરૂર હોય તો સેનાપતિની મદદ લેવી. અગરાજ્યમાથી એક કુમારીને લેઇને

**કિશન**—નામલુ

**સત્યવતી**—એ મહા અપરાધ છે તેને કઠિન શિક્ષા થવી જોઇએ

કિશનપ્રસાદ ચાલ્યો ગયો

અર્ધી રાત વીતી છે, ભિક્ષુક દેવદત્તના ઘરમા ધ્યાનમા મગ્ન થઈ ગયા છે એવામા સુલક્ષણાએ ધીરેથી આવીને કમાડ ખોલ્યા, અને દુખીન સ્વરે કહ્યુ, "શરણભૈયા ?"

ભિક્ષુએ આખો ઉઘાડીને કહ્યુ, "કેમ સતી ?"

સુલક્ષણા—શરણભૈયા, મે તમને એક વાત કહી નહોતી આજ કિશનપ્રસાદ મને તમારી પાસેથી છીનાવી લઈ જશે

ભિક્ષુક—(વિસ્મિત થઇને) તેની શુ મતલબ ? એ હુ જાણી ગયો કે કિશનપ્રસાદ દુરાચારી પુરુષ છે પરતુ તેને તમને લઇ જવાનો શો અધિકાર છે ?

સુલક્ષણા—કિશનપ્રસાદ મારી સાથે લગ્ન કરવા ઇચ્છિતો હતો, પરતુ તેની એ ઇચ્છા પુરી ન થઇ, તેથી તે આજ રાત્રે મને જબરદસ્તી લઇ જવા ધારે છે તે સકટથી બચવા માટે આ દેશને છોડી ચાલ્યા જવા સિવાય બીજો ઉપાય જણાતો નથી ભાઇ, આ દેશમા ધર્મ નથી હુ તો સન્યાસિની થઇ જઇશ, અને બુદ્ધ ભગવાનનુ શરણ લઇને ઘેરઘેર ભીખ માગીને મારુ જીવન વ્યતીત કરીશ

ભિક્ષુએ તે કોટડીમાના ડગમગતા દીવાની જ્યોત જોઇને એક દીર્ઘ શ્વાસ લઇને કહ્યુ, "ઠીક, તમારી ઇચ્છા પુરી થાવ. સન્યાસિની બ્હેન, હવે તમે તૈયાર થઇ જાવ આપને ખબર હશે કે જગલ મહા દુર્ગમ છે શુ તમે મારી સાથે દોડી શકશો ?"

સુલક્ષણાના હૃદયમા એક અલક્ષિત શક્તિનો સચાર થઇ રહ્યો હતો તેણે આનદ અને ઉત્સાહથી કહ્યુ, "જગલ તો શુ પણ હુ નદી અને પર્વતોને પણ સહજમા પાર કરી શકીશ"

આખુ નગર ઘોર નિદ્રામા મગ્ન હતુ ચારે તરફ અધકાર છવાઇ રહ્યો હતો રસ્તામા એક પણ મનુષ્ય જણાતુ નહોતુ ભિક્ષુક સુલક્ષણાની સાથે દેવદત્ત ચાલી નીકળ્યો

૭

રાત પુરી થવા આવી છે રાજકુમારી સત્યવતી ચમ્પાગઢના સિંહદ્વારને પાર કરીને અટકી ગઇ તે એક તીવ્રગામી ઘોડા ઉપર સવાર થઈ હતી અને હાથમા ધનુષ્ય બાણ લીધાં હતા. તેણે કુમાર નાયકસિહને બોલાવીને કહ્યુ, "કુમાર, આપ અગરાજ્યના જુના મિત્ર છો આ વખતે આપે મારી એક વાત માનવી પડશે"

કુમાર નાયકસિંહે પ્રસન્નતા પૂર્વક કહ્યુ—"હુ આજ્ઞા પાલન કરવાને માટે તૈયાર છુ"

સત્યવતી—રાજધાનીમાથી બ્હાર જવાને માટે માત્ર બેજ રસ્તા છે હમણાં ઘોડીજવાર ઉપર બૌદ્ધ ભિક્ષુક કુમારી સુલક્ષણાને લઇને નાસી ગયો છે તે ક્યે રસ્તે થઇને ગયા છે તેની તો ખબર નથી, પરતુ આ બે રસ્તામાના એક રસ્તે થઇને ગયા હશે હમણા ઘડીવાર ઉપરજ કિશનપ્રસાદે મને તેની ખબર આપી છે જેથી રાજધર્મને અનુસાર તે બનેને રોકવા એ મારૂ કર્તવ્ય છે એક રસ્તે તો મે કિશનપ્રસાદ ખજાનચી અને રૂદ્રનારાયણ સેનાપતિને ચાર હોશીયાર સૈનિકોની સાથે મોકલી દીધા છે હવે આ બીજો રસ્તો બાકી છે આપની શૂરવીરતાની મે બહુજ પ્રશસા સાંભળી છે, જેથી હુ ઇચ્છુ છુ કે આ બીજા રસ્તે આપ જાવ અને ભિક્ષુ તથા સુલક્ષણાને કેદ કરી લાવો આપ ઘોડા પર સવાર થઇને એકલા જ જાવ અને જરૂર હશે તો હુ પણ આપને મદદ કરીશ

કુમાર નાયકસિહે એડી મારતાજ ઘોડો દોડી ગયો સત્યવતીને ગભરાયલી અને ચિંતિત જોઇને નાયકસિહના મનમા વારવાર એ પ્રશ્ન ઉઠવા લાગ્યો કે, બૌદ્ધ ભિક્ષુકના માર્ગમા સત્યવતી કેમ અડચણ નાંખતી હશે ?

અધારી રાત છે પવન મદમદ ફુકાય છે, તારા જણાય છે પૂર્વની તરફના આકાશમા વાદળોના સફેદ ટુકડા આમતેમ વિખરાવા મડયા છે

લગભગ એક ગાઉ ગયા પછી સુલક્ષણાએ કહ્યું, "શરણભાઈ, આપણને પકડવા માટે પાછળથી ઘોડેસ્વારો આવતા હોય એમ જણાય છે"

ભિક્ષુ હસીને કહ્યુ, "સુલક્ષણા, મે મારા જીવનમા એવા ઘણા ઘોડેસ્વારો જોયા છે તેમનો મને જરા પણ ડર નથી, પણ માત્ર એક તમારા રક્ષણનોજ ભય છે આ વખતે માત્ર આ એકજ ઉપાય છે કે આ ઉચા પર્વતની ડાબી તરફથી એક બીજો રસ્તો નીકળે છે, તે રસ્તે થઇને તમે

નામના માર્ગે છું તે સર્વને દુર કરીને તમારી પાસે હમણાજ આવી પહોચ્યો છુ "

સત્યવતી ભયની મારી કાઇ પણ બોલી શકી નહિ અને બતાવેલા માર્ગ નાસવા મડી થોડીજ વારમા ચાર સવારો અને સેનાપતિ રૂદ્રનારાયણે આવીને ભિક્ષુકને ઘેરી લીધો માત્ર કિશનપ્રસાદજ ઘોડા ઉપર ચઢીને એક તરફ ઉભો રહ્યો

પાચે સ્વારોએ તલવારો ખેચીને ભિક્ષુકને પકડવાની તૈયારી કરવા માડી

એ વખતે કિશનપ્રસાદે બુમ પાડીને કહ્યુ,– "સત્યવતી ક્યા છે ? તે જરૂર બીજે રસ્તે થઇને નાસી ગઇ હશે "

કિશનપ્રસાદને તે રસ્તે જતા જોઇને ભિક્ષુકે ગરજના કરીને કહ્યુ, " ખબરદાર, પાપિષ્ટ, ઉભો રહે, તારા હાથેજ તારા મોતને ન બોલાવ"

તે વખતે જોતજોતામા ભિક્ષુકે ઝડપ દઇને એક યોદ્ધાની તલવાર ખૂચાવી લીધી અને રણ સ્થલમાં ખાડો થઈ ગયો પોતાના વિલક્ષણ હસ્ત કૌશલ અને અસીમ પરાક્રમથી તેણે ચારે યોદ્ધાઓને જોતજોતામા પરાસ્ત અને નિરસ્ત્ર કરી દીધા ધરાશાયી યોદ્ધાઓમાથી રૂદ્રનારાયણસિંહ ભિક્ષુકની સામે ઘણીજ વાર સુધી ટકી રહ્યો અને તેણે કહ્યું, "ભિક્ષુ, તમારૂં વીરત્વ અને યુદ્ધ કૌશલ અપૂર્વ છે બૌદ્ધ ધર્મને છોડીને જો તમે ક્ષત્રિય ધર્મને ગ્રહણ કરશો, તો જરૂર કોઇ વિશાલ રાજ્યના સિંહાસનને પ્રાપ્ત કરી શકો તેમ છો"

તેના ઉત્તરમા ભિક્ષુકે કહ્યુ, "વીર, હું આ વખતે તો ધર્મના રક્ષણને માટે જરૂર ક્ષત્રિય છુ, પરતુ કાલે પાછો ગલીએ ગલીમા ભટકનારો ભિખારી થઇ જઇશ આ વખતે લુંટારાઓના હાથમાથી આ ભિખારીએ પોતાના એક માત્ર ધન "

આજ વખતે અધકારમાથી કોઇ સ્ત્રીનો અવાજ સભળાયો ભિક્ષુકે જોયું કે થોડેક દૂર રાજકુમારી સત્યવતી ધનુષ્ય બાણ લઇને ઉભેલી છે

સત્યવતીએ કઠોર સ્વરે કહ્યું—" ભિક્ષુક, તારા ધન રત્નનો ઉદ્ધાર કરતા પહેલાં જ તુ આ માગ બાણથી તારો પોતાનો ઉદ્ધાર કરવાને પ્રયત્ન કર, "

સત્યવતીનુ નિશાન અચૂક હતુ તેનુ તીક્ષ્ણ બાણ ભિક્ષુકના ડાબા પગને વીધીને પાર નીકળી ગયુ

આ વખતે આકાશમા વરસાદ ચઢયો હતો ધીરેધીરે પવન ખૂબ જોરથી ફુકાવા લાગ્યો અધકાર છવાઇ ગયો સત્યવતી ભિક્ષુકને જોઇ શકી નહિ. તેણે એકવાર કેવળ એટલુંજ સાભળ્યુ કે, " સુલક્ષણા, તુ નિર્દોષ છે તારૂં કલ્યાણ થાવ" ભિક્ષુકનો આ અવાજ ઘણોજ કરુણ અને દુખ પૂર્ણ હતો

તેજ વખતે વીજળીના કડાકાથી વન પર્વત કપી ઉઠયો સત્યવતીએ પોતાના ધનુષ્ય બાણને ફેકી દીધુ તે એવા ગાઢ અધકારમા ગાડાની માફક બોલાવા લાગી કે, " તમે ક્યા છો ભિક્ષુ, તમે ક્યા છો ? " પરતુ ભિક્ષુકનો કઇ પત્તો ન લાગ્યો આ અરણ્યમા તે પછી એજ પ્રતિધ્વનિ સભળાવા લાગ્યો, "ભિક્ષુ તમે ક્યા છો?"

૮

કુમાર નાયકસિંહ આકાશની અવસ્થા જોઇને ઘોડા ઉપરથી ઉતરી પડયો અને એક મોટા પથ્થરને અઢીગણુ દઇને ઉભો થઇ રહ્યા તે વખતે તેનું ચિત્ત ઉદાસ હતુ એટલામાં આકાશમા વિજળી ચમકવા લાગી તેમા તેમણે જોયુ કે સુલક્ષણા તેની પાસે થઇનેજ નાશી જાય છે તેથી તે તેને રોકીને બોલ્યો, " સુદરી, મે એક વીર વશમા જન્મ લીધો છે, મારા જીવનમા મે સારા અને ખરાબ દિવસો, રણભૂમિ અને રગ ભૂમિ સર્વ કાંઇ જોયુ છે તેથી કહું છુ કે આ અધારી રાત્રે આ કટકમય અને પથ્થરવાળા રસ્તા તારા જેવી અબળાઓને માટે ઘરનુ આગણુ નથી માટે તું નાસવાનો પ્રયત્ન ન કર "

કુમાર નાયકસિંહને અગ દેશમા ઘણે ભાગે સર્વ કોઇ ઓળખતા હતા સુલક્ષણા પણ તેને ઓળખી ગઇ તેથી તે ત્યા ઉભી રહી અને આંખોમાં આસૂ લાવીને હાથ જોડી બોલી, "કુમાર હું અનાથ છુ. મને ભલે કેદ કરીને લઈ જાવ, પરતુ ભિક્ષુ શરણ લેવાને છોડી દો

કુમાર—તેને છોડી દેવાનો અધિકાર તો કુમારી સત્યવતીનો છે હા, હું તને છોડી શકુ છુ તને છોડી દેવામા મને હરકત નથી કેમકે તુ નાસી

જઇ શકુ તેમ નથી. પાછળથી કોઇએ કહ્યુ "નહીં કદી ન છોડની એ રમણી મારી પ્રણયિની છે"

લાલા કિશનપ્રસાદે યુદ્ધ સ્થળમા પોતાની બહાદુરીની હદ બતાવવાને માટે થોડો દારૂ પીઇ લીધો હતો તે તેની પાસે જઇને બોલ્યો, સુલક્ષણા, તારો દાસ તારી સામે ઉભો છે"

સુલક્ષણાએ કરુણ અવાજે કહ્યુ—"કુમાર મને બચાવો"

"તને બચાવવાની કોઇનામા શક્તિ નથી" એમ કહીને લાલા સાહેબે સુલક્ષણાનો હાથ પકડી લીધો"

કુમાર નાયકસિંહે જાણ્યુ કે, આવા વખતે આની ગડદા પાટુથીજ પૂજા કરવી વિશેષ ફલપ્રદ થશે, અને તેણે તેજ પ્રમાણે કર્યું

સુલક્ષણાને છોડાવીને કુમારે લાલસાહેબની સારી રીતે પૂજા કરી અને તેણે તેને એક ઝાડની સાથે દુપટ્ટા વડે બાંધી દીધો

સત્યવતી ઝાડના ઓથે રહીને આ બધુ જોતી હતી એટલામા થોડેજ વેગળેથી અવાજ સભળાયો કે, "સતી! સતી!

સુલક્ષણાએ કુમારનો હાથ પકડીને કરુણ સ્વરે કહ્યુ, "કુમાર આ મારા શરણભાઇનો અવાજ હોય એમ જણાય છે તમે તેને બચાવો"

કુમાર નાયકસિંહે કાઇક આગળ જઇને ગભીર ભાવથી પૂછ્યુ "તમે ક્યા છો?"

ભિક્ષુકે પૂછ્યુ, "તમે કોણ છો?"

કુમાર—બૌદ્ધ ભિક્ષુક, હુ નાયકસિંહ છુ તમારે કોઈ પણ જાતનો ભય ન રાખવો સુલક્ષણા કુશળ છે, અને લાલા કિશનપ્રસાદને ઝાડની સાથે બાધી દીધો છે

ભિક્ષુક નજીક આવ્યો અને નાયકસિંહનો હાથ પોતાના હાથમા લઇને બોલ્યો, "ભાઇ, મને યાદ હશે કે, મારા પિતા મહારાજા અજીતસિંહે પાટલીપુત્રના યુદ્ધમા તમારા પિતાના પ્રાણને બચાવ્યો હતો, એથી હવે હુ ધીરે ધીરે ચાલું છુ અને મદાર પર્વતની ઘન ઝાડીમાં એક કુટી છે, ત્યા જઇને વિશ્રામ કરીશ કુમાર નાયકસિંહ, આ વખતે તમે જે આપણાના ધર્મનુ સ્મરણ કર્યું છે તે સુલક્ષણા મારી નાની બ્હેન છે કુભના મેળામા તેને કોઇ લુટારા ચોરી લઇ ગયા હતા તે પછી હાલમાજ તેનો પત્તો મળ્યો છે હવે તું સાવધાન રહેજે, મિથિલાની રાજકુમારીને હુ તારી પાસે મૂકી જાઉં છુ"

ભિક્ષુક ચાલ્યો ગયો સુલક્ષણા દોડીને પાસે આવી પૂછવા લાગી, "કુમાર, શુ હમણા તમારી પાસે મારા શરણભાઇ હતા? હાય! તે ક્યા ચાલ્યા ગયા?"

નાયકસિંહે કહ્યું, "કુમારી સુલક્ષણા, જે બુદ્ધ ભગવાને તમારા ભાઇને આશ્રય આપ્યો છે, તેમનુંજ શરણ મે પણ હવે લઈ લીધુ છે તને હવે કોઇ જાતની બીક નથી તું હવે આ શિલા ઉપર બેસી જા, હુ જરા આમતેમ જોઉં કે, શુ બને છે"

મુશળધાર વરસાદ પડે છે અધકાર એટલો ગાઢ હતો કે હાથેહાથ જણાતો નહોતો કુમાર નાયકસિંહે વિજળીના પ્રકાશમા જોયુ કે સત્યવતી ગાંડાની માફક ફર્યા કરે છે તેના નેત્ર એ સઘન અધકારને ભેદીને ભિક્ષુકનુ અનુસરણ કરી રહ્યા છે નાયકસિંહને જોઇને તેણે પૂછ્યુ, "કુમાર, ભિક્ષુ ક્યા ગયા?"

નાયકસિંહે ધીરેથી પૂછ્યુ, "કેમ?"

**સત્યવતી**—નાયકસિંહ તમે પ્રેમને શુ જાણો?

નાયકસિંહે કાઇક હસીને કહ્યુ, પ્રેમનો પરિચય આપવાનો આ સમય નથી તેમ સ્થાન પણ નથી જે વાતને મે આજે લગભગ સાત વર્ષથી મારા હૃદયમા છુપાવી રાખી છે, તે નાટકના અંતિમ અકમા પ્રગટ કરવી એ ક્યા સુધી યોગ્ય છે કે, અયોગ્ય"

**સત્યવતી**—કુમાર હુ તમારા પ્રેમને યોગ્ય નથી ભાઈ ક્ષમા કરો, આજે મારૂં નિર્મળ પાષાણ હૃદય ચૂર્ણ થઈ ગયુ છે

સત્યવતી પોતે પોતાને ભૂલી ગઇ તેણે પોતાનું મસ્તક કુમારના વક્ષસ્થલ પર મૂક્યુ તેના પલળેલા વાળ અને વસ્ત્રોને જોઇને નાયકસિંહ કપી ઉઠ્યો, તેણે અકળાઇને કહ્યું, "કુમારી મન્દા, તું જલ્દીજ રાજમહેલમાં પાછી જા"

"નહીં ભાઇ, મારા જીવનનો આ અંતિમ અક છે મે જેને મારા ખાણુવી વિક્યો છે તેના જ ચરણોનું હુ હવે અનુમરણ કરીશ મારે સંસાર અને સ્વર્ગ હવે તેનાજ પગ તળે છે" આમ બોલતા બોલતા સત્યવતી રડી પડી

કુમાર નાયકસિંહે ધીમે ધીમે કહ્યુ, "ઠીક સત્યવતી, જાવ, તમે તેને મંદાર પર્વતની દક્ષિણની પર્ણકુટીમાં મેળવશો "

એ સાંભળીને સત્યવતી તે વિષમ માર્ગે ઉતાવળથી ચાલવા મડી

વરસાદ વરસે છે, ચતુર્દશીની પાછલી રાત છે સુલક્ષણા ધીમે પગે કુમારની પાસે આવીને બોલી, "કુમાર, આ હમણા તમારી પાસેથી કોણ ગયુ ?" સુલક્ષણા ભયથી કંપતી હતી નાયકસિંહે કહ્યુ, "અંગ રાજ્યની શક્તિ સત્યવતી "

**સત્યવતી**—તે ક્યા ગઇ ?

**નાયકસિંહ**—તમારા શરણ ભાઇના ચરણે. જુવો, ઉપર બુદ્ધ શક્તિ છે અને નીચે પૃથ્વી તળમા રાજશક્તિ ! એ સર્વ તમારા ભાઇનીજ લીલા છે

**સુલક્ષણા**—"કુમાર, શુ તમે સત્યવતીને ચ્હાવ છો ?"

**કુમાર**—"હા, પણ શુ તમે અમારી બન્નેની વાત સાભળી લીધી છે ?"

સુલક્ષણા શરમાતી, શરમાતી બોલી, "હા, સાભળી તો છે, પરતુ કુમાર, હવે તમે શુ કરશો?"

સુલક્ષણાનો આવા બાલિકા સુલભ પ્રશ્ન સાંભળીને નાયકસિંહની આંખોમાં પ્રેમના આંસુ ભરાઇ આવ્યા, તે બોલ્યા, "કરીશ તો કાંઈ નહીં, પણ સન્યાસ લઇ લઈશ "

**સુલક્ષણા**—"નહીં, તમે સંસારમા રહો, જો કોઇ તમને ચ્હાતુ હોય તો ?"

નાયકસિંહે અભિમાનની સાથે કહ્યુ, "તો હુ તમારી સલાહ માનવાને તૈયાર છુ "

૯

ધીરે ધીરે વાદળ ફાટવા મડ્યાં અને જ્યાં ત્યા હજારો અને લાખો તારા ચમકવા લાગ્યા પર્વતની એક તરફ ભિક્ષુના નિર્જન વનમાં એક જુની અને જીર્ણ પર્ણકુટી છે ભિક્ષુ એ ઝુંપડીમા પાદડાની શય્યા ઉપર સુઇ રહ્યો છે તેણે પોતાના બાણથી વિંધાયલા પગને પત્થરના ઉપર મુક્યો છે અને ડાબા હાથને તકીયો બનાવી ઉંઘી ગયો છે પગમાથી ટીપે ટીપે લોહી ટપકીને પર્ણશય્યાને રંગી રહ્યુ છે

હજુ બ્હાણુ વાવાને ઘોડીવાર છે ઘણીજ તપાસ કર્યા પછી સત્યવતીએ ઝુપડીના બારણા આગળ આવીને જોયુ તો ભિક્ષુ નિદ્રામા અચેત થઇને પડ્યો છે

સત્યવતી તેના પગની પાસે જઇને બેસી ગઇ તેણે જોયુ કે તીક્ષ્ણ બાણ માસની અંદર સુધી પેસી ગયુ છે તેથી તેને ઘણીજ પીડા થાય છે તેણે પોતાના છેડેથી એક પ્રકારના ઝાડનુ પાદડુ છોડીને ચપટીમા મસળીને તેને ઘા ઉપર ચોપડી દીધુ તે પછી તેણે પોતાના સુંદર વાળને તરવારની ધારથી કાપીને તે ઘાના ઉપર લગાડવા મડી અને તે પછી પોતાની રેશમી સાડીને ફાડીને તેનો પાટો બાંધી દીધો આજે ભિક્ષુના ચરણનો સ્પર્શ કરવાથી તે પોતાને મહા ભાગ્યવતી સમજવા લાગી તે વખતે તેના પ્રેમનો પ્રવાહ અરોક હતો પોતાના મનમા ધારી મૂકેલા સ્વામીના ચરણોનુ ચુમ્બન કરીને તે આંસુ વહેવરાવા લાગી તે વખતે ભિક્ષુએ આંખો ઉઘાડીને પૂછ્યુ, "તુ કોણ છે ?"

**સત્યવતી**—દેવ, હું આપના ચરણોની દાસી છુ

**ભિક્ષુ**—(વિસ્મિત થઇને) શું હુ સ્વપ્નું જોઇ રહ્યો છુ

**સત્યવતી**—"નાથ, આ સ્વપ્ન નથી પણ સત્ય છે તમે મારા જીવનના દેવતા છો તમારા ચરણને વિધિતે હુ આત્મબલિ અર્પી ચુકી છુ"

સત્યવતીનો આ સર્વથી પ્રથમ પ્યાર યા અનુરાગ હતો આ વખતે તેના નેત્ર પૃથ્વીના પ્રત્યેક પદાર્થને પ્રેમ અને કરુણા પૂર્ણ જોઈ રહ્યા હતા

ભિક્ષુ ઉઠીને બેઠો થયો અને બોલ્યો,—"ભદ્રા, હુ એક સાધારણ શરીર ધારી જીવ છુ દેવ નથી, હુ મનુષ્ય છુ, પરતુ સન્યાસી થઇ ગયો છુ, એથી સસાર મારા માટે નિસાર અને શૂન્ય છે મારો માર્ગ બીજો છે અને તમારો બીજો છે તમે સસાર માર્ગમાજ રહો અને આપના સુયશથી જ્યારે ઉજ્જ્વલ થઇ ફરી પધારશો ત્યારે તો ... તમારા વનને ... સત્યવતી, તમારા હૃદયમા જે અસીમ કરૂણાનો ઉદય થયો છે, તે હુ ... છુ કે આ અંગરાજ્યમા સહસ્ર ધારાઓથી વહો અને સર્વને માટે શાંતિપ્રદ થાવ " સત્યવતીએ હાથ જોડીને કહ્યુ, "જીવનના નાથ, આપ સસારને છોડીને ન જશો સભાળી રાખો કે આપ પ્રતિજ્ઞાથી બંધાઇ ગયાછો "

ભિક્ષુ—કઈ પ્રતિજ્ઞા ? મને તો યાદ નથી આવતી

સત્યવતી—દેવ, તે દિવસે આપે સ્વિકાર કર્યો હતો કે હું આત્મબલિ દઈને અગરાજ્યપા કરુણાનો સચાર કરીશ એથી હવે આપ તે સત્યપાશમા બધાઇને રહો ભિક્ષુ મહાશય, સસારમા જ રહો, તેને ન છોડો આપને જોઈને હુ રીખીશ અને મારા હૃદયમદિરમા આપને વિરાજમાન કરીને આપનીજ પૂજા કરીશ મને હવે આપ આપના ધર્મની દીક્ષા આપો ભિક્ષુરાજ, મને હવે બૌદ્ધ ધર્મ ઘણોજ સારો લાગે છે

ભિક્ષુ—કુમારી, શુ તમે મને સસારગૃહમા રોખવાને માટે તૈયાર છો ?

સત્યવતી—હા, સાચી રીતે ભિક્ષુ મહોદય, હવે આપ મારા હૃદયના ટુકડા કરીને ન જાવ હુ આ પ્રાણને આપના ઉપર ન્યોછાવર કરી ચુકી છું

આ ભુવન મોહન મુખની વિષાદમયી વાણી સાભળીને ભિક્ષુ ઉઠીને ઉભો થઈ ગયો પોતાના પગમા પડેલી આ રાજકુમારીને તે પોતાની શક્તિશાલિની ભુજાઓ વડે ઉઠાવીને કુટીરની બહાર આવ્યો

પૂર્વાકાશમા ઉષાના કિરણો આ બન્નેના મુખ ઉ[illegible] પડીને એક અપૂર્વ ચિત્રની રચના કરવા લાગ્યા

બૌદ્ધ ભિક્ષુએ મન્દાના નિષ્કલક અને પવિત્ર મુખ ઉપર પોતાના બન્ને નેત્રો સ્થાપિત કરીને કહ્યું, "પ્રેમમયી, તુ આટલી વ્યાકુળ કેમ થઈ ગઈ છુ ? જ્યારે મહાદેવ જેવા તપસ્વી પણ આ માયાના માનની રક્ષા કરવાને મસારી થઈ ગયા છે, તો મારે તો હિસાબ શો ? કુમારી હુ હિંદુ ક્ષત્રિય છુ તનનુ તેજ અને જીવહત્યા દૂર કરવાને માટે બૌદ્ધ ધર્મની દીક્ષા લીધી છે પણ બૌદ્ધ હિંદુ ધર્મથી જુદો ધર્મ નથી. અને તેથી હુ બૌદ્ધ હોવા છતા પણ હિંદુ છુ પ્રિય, તારા પાણિગ્રહણની અભિલાષાથી તો મે આજે લગભગ એક વર્ષથી મિથિલાનુ સિંહાસન છોડી દિધુ છે ભિક્ષુ વેષમાં છુપાયલો આ શરણસિંહ જગલ અને પહાડોમા રહીને અને નગરોમા કે રીતે જે રત્નને શોધી રહ્યો હતો, તે તેને આજે મળી ગયુ છે "

સત્યવતીનુ હૃદય ધડકવા લાગ્યુ આ વખતે તો તેનું પ્રત્યેક રક્તબિંદુ આનદથી નૃત્ય કરી રહ્યુ હતુ તેણે પોતાના પ્રેમપૂર્ણ નેત્રોને શરણસિંહની તરફ ફેરવીને હસીને કહ્યુ, "હું તો પ્રથમજ સમજી ગઈ હતી કે તમે કોઇ ઢોગી તપસ્વી છો"

શરણસિંહ—અને તેજ માટે તે આ બાણુથી વિધિને સ્વયવર કરવાની અદ્દભુત યુક્તિ રચી હશે

સત્યવતીને તેનો કાંઇ ઉત્તર આપતા સૂઝ્યો નહિ તેથી તે શરમાઇને ત્યાથી તરત જ ખસી ગઇ *

---



## शांडिली अने सुमना.

( અનુસધાન ગતાકથી )

---

મારા સ્વામી જ્યારે બહારનું કામકાજ કરી ઘેર આવતા હતા ત્યારે હુ હસતા મુખે તેમની સામે ઉભી રહેતી હતી, મધુર ભાષણ[illegible] પખા નાખી તેમને [illegible] પરિશ્રમ દૂર કરતી હતી [illegible] કોઇ વડિલ પાસે ન હોય તો તેમના પગ ધોઈ ટુવાલથી સાફ કરતી હતી એમ કરવાથી મને જે સુખ થતુ તે [illegible] કહી શકતી નથી હુ મારી જાતે રસોઇ બનાવી તેમને પીરસી જમાડતી હતી ભોજનના વખતે હુ રસોડામા હાજર રહેવા યત્ન કરતી જે જે પદાર્થો ખાવાની તેમની ઇચ્છા જણાતી તે તે પદાર્થોજ હુ બનાવ્યા કરતી હતી, દેવતાને ભોગ [illegible]

---

૧ [illegible]

છે, એમ વિચાર કરી બહુજ પવિત્રતાથી રસોઈ બનાવતી હતી તેમને સુદ્ધ જમવાના વખતે હુ પંખા નાખતી અને બન્ને પગ દાબતી હતી, રાત્રે કોઇ વખત તેમના પગે તેલ ચોળવાનુ હુ કદી ભુલતી નહિ. સાસુ-સસરાના પગે તેલ ચોળવુ, તેમજ તેમના જમવાના ટાઇમે સામે બેસી રહેવુ, એ મારૂ હમેશનુ કામ હતું

મને કોઇ માનસિક દુખ હોય તો પણ હુ કદી પતિદેવને કહેતી નહિ અને તે મારા મોઢેથી પ્રગટ થવા દેતી નહિ તેઓ મારૂ હસ્તુ મુખ જોવા રાજી હતા, જેથી હું મારા નજીવા દુખને નહિ. ગણકારતા, તેમના પ્રત્યે રાજી રહેતી હતી જ્યારે તેઓ મારૂ પ્રફુલ્લિત મન જોઇ ખુશી રહેતા હતા તો હું શા માટે મારૂ ઉદાસ મન બતાવી તેમને નારાજ કરૂ ? તેમના સુખ-દુખમા, સપત્તિ-વિપત્તિમા, હું છાયાની માફક રહેતી હતી તેમની પાસે રહેવુ એજ મારે મન સ્વર્ગ હતુ એ સ્વર્ગમા રહી હું સસારના તમામ દુખને ભૂલી જતી હતી પતિની આજ્ઞાને હુ ગુરૂની આજ્ઞા સમાન, દેવવાણી અથવા શાસ્ત્રોપદેશની સમાન પાળતી હતી તેમની ઇચ્છા અને તેમની આજ્ઞાનુસાર કોઇ કામ કરવામા હુ આળસ કરતી નહિ. તેમના પગમા કાંટો વાગવાથી મારૂ હૃદય ફાટી જતુ હતુ, તેમના દુખી મુખારવિંદને જોઇ મારો જીવ બળી જતો અને ચારે બાજુ મને અધકાર જ જોવામા આવતો હતો મારાથી જેટલું બન્યુ તેટલું મે પતિનુ શુભ કાર્યજ કરેલ છે

સુમનાએ કહ્યુ, હે શાંડિલી ! એ તો બતાવો કે, શુ શુ કામ પતિને પ્રિય અને શુ શુ કામ અપ્રિય હોય છે તે હું જાણવા ઇચ્છુ છુ

શાંડિલીએ કહ્યુ કે, શુ શુ કામ પતિને પ્રિય હોય છે, તે હું સાધારણ રીતે બતાવુ છુ, પરતુ દેશ, કાળ અને અવસ્થાના ભેદને લઇ સર્વને એકજ કામ પ્રિય નથી હોતુ મનુષ્યોની ઇચ્છા જૂદી જૂદી હોય છે નાના પ્રકારની પ્રવૃત્તિઓ હોય છે સર્વની પ્રકૃતી પણ એકજ નથી હોતી કોઇ સ્વામી અત્યત લજ્જાવાળી સ્ત્રીને સારી માને છે, જેથી સ્ત્રીને પણ તેમજ બનવુ પડે છે કોઇ સ્વામી અત્યત લજ્જાવાળી સ્ત્રીને સારી નથી માનતા તો તેની સ્ત્રીને તે પ્રમાણે વર્તવુ પડે છે. લજ્જા એ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે તોપણ તેનુ રૂપ અનેક પ્રકારનુ છે પતિ જે જે પ્રમાણે વર્તવાનુ કહે, તે પ્રમાણે વર્તવુ જોઇએ જો પતિની આજ્ઞા શાસ્ત્ર વિરૂદ્ધ, સદાચાર વિરૂદ્ધ, ગુરૂજનોને ખરાબ લાગે તેવી, અને આપણા સમાજની દ્રષ્ટિએ નિંદા યોગ્ય હોય તો તે ન કરવાને માટે મીઠા વચનથી સમજાવી પતિને પ્રાર્થના કરવી જોઇએ પતિની આજ્ઞા કદી મીઠા વચન-કહેવાથી પણ જારી રહે તો તે પ્રમાણે પણ વર્તવુ જોઇએ પતિની આજ્ઞા ન્યાયને અનુકૂળ હોય યા ન હોય, તોપણ તેનું પાલન કરવુ જોઇએ પરતુ એનું તાત્પર્ય એ નથી કે, અનીતિનુ કામ કરતી વખતે પતિને મારી સમતિ દેવાનો અથવા કુકૃત્યથી રોકવાનો ઉદ્યોગ ન કરવો અનીતિનું કામ કરતી વખતે અથવા અયોગ્ય આજ્ઞા કરતી વખતે પતિને, અવસ્ય વિનયથી સન્માનિ દઈ કુકાર્ય કરતા રોકવાનો ઉદ્યોગ કરવો જોઇએ

જે પતિને વ્હાલી બનવા ચાહે, તે સ્ત્રીએ પ્રથમ પ્રિયભાષિણી બનવુ જોઇએ અપ્રિય ભાષણ કરવુ એ સ્ત્રીઓનો મોટામા મોટો દોષ છે શાસ્ત્રમા કહ્યું છે કે, અપ્રિય બોલનાર સ્ત્રીનો ત્યાગ કરવો જોઇએ ગમે તેટલું કષ્ટ હોય, પતિનું કૃત્ય ભલે પ્રિય લાગતું ન હોય તોપણ પતિને કડવુ વચન કદી કહેવુ જોઈએ નહિ પ્રિય વચન સર્વને સારૂ લાગે છે, અને અપ્રિય વચન કોઇને ગમતું નથી. પ્રિય વચનથી પતિદેવની પૂજા કરવી જોઇએ જૂઠી વાતો કરવી અને હાસી મશ્કરી કરવી એ પ્રિય વચન કહેવાતું નથી ક્રોધ અને અભિમાન તો હું કરતી પણ નહિ કદાચ જો અભિમાન કરતી તો તે વખતે કદી અપ્રિય વચન કહેતી નહિ.

હું પહેરવા ઓઢવાનુ પતિની ઇચ્છાનુસાર કર્યા કરતી હતી. સ્ત્રી જો પહેરી ઓઢી સ્વચ્છ રહે તો, ઘરમા શ્રી-લક્ષ્મીનો વાસ રહે છે પતિદેવને ઠીક લાગતુ હતું જેથી હમેશા હું માથાના કેશને બાંધી રાખતી હતી એમના ચરણમા મારૂં યૌવન અને જીવન અર્પણ કરવામાજ હુ મારા જીવનની સાર્થકતા સમજતી હતી કેટલાય જીવોના પુણ્યથી હું આ મારૂં નાશવાન યૌવન અને જીવન પતિદેવની સેવામા અર્પણ કરી શકી છુ પતિએ આદરપૂર્વક આપેલ પુષ્પમાળા આદિ હું પ્રસન્નતા પૂર્વક લીધા

કરતી હતી તેઓ જે જે વસ્ત્રો પહેરવાનું કહે તે તે હુ પહેર્યા કરતી હતી તેઓએ પ્રીતિથી લાવી આપેલ સાધારણ વસ્ત્રને પણ હું બહુમૂલ્ય આભુષણ સમાન સમજતી હતી. પ્રભુના પ્રસાદની માફક શીર નમાવી હુ તે ગ્રહણ કરતી હતી મારી મરજી મુજબ કોઈ વસ્ત્ર તથા આભુષણ લાવી આપવા સબંધી મે પતિ પાસે કોઈ દિવસ પ્રાર્થના કરેલ નહોતી આ લાવી આપો, એ લાવી આપો, એમ બોલવાનો મને અભ્યાસ પણ નહોતો

જ્યારે મારા પતિ ઘેર ન હોય ત્યારે હુ ઘરેણા પહેરતી નહિ, શૃગાર ધારણ કરતી નહિ, અને માથુ ઓળતી નહિ જ્યારે તેઓ ઘેર ન હોય ત્યારે હું શૃગાર કોના માટે પહેરૂ ? જેના સુખને માટે, જેની સેવા માટે મારો દેહ, જીવન અને યૌવન હતુ તેઓ જ્યારે ઘેર નહિ ત્યારે શૃગાર ધારણ કરવાનું ફળ શુ ? માથુ ઓળવુ, સુદર વસ્ત્ર પહેરવા, અલકાર ધારણ કરવા એ સર્વ પતિદેવને તૃપ્ત કરવા માટે છે દેવતાના ચરણમા અર્પણ કરવાને તો સારી વસ્તુ જોઇએ, અને તે પણ સાફ જોઇએ ઇષ્ટદેવ શુ ચાહે છે, તે વાતનો વિચાર કરવો જોઇએ જે કઇ ચાહે, જે પ્રકારે ચાહે તે પ્રમાણે અર્પણ કરવુ જોઇએ એમના સુખેજ હું સુખી છુ એમ વિચાર કરી હસતે મુખડે અર્પણ કરવુ જોઇએ આ દેહ-જડ શરીર એમના ભોગની વસ્તુ છે, એવો વિચાર કરી તેને માટે પ્રયત્ન કરવા જોઇએ મારૂ મારૂ દેખાવો, મને લોકો સારી કહેશે એવુ સમજી પોતાના શરીરને કદી ગણવાનું નહિ

હુ બહારના દરવાજા પર કદી ઉભી રહેતી નહિ, કદી જોરથી ખડખડાટ હસતી નહિ. મારા ઘરમાં નાના છોકરાઓ સિવાય સ્વામીની પાછળ કોઈ પુરૂષની સાથે વાત કરતી નહિ સ્વામીની સાથે સ્વામીની ઇચ્છાનુસાર જે કાઇ કરેલ છે તેનું ફળાફળ મને નથી તો પછી હું તેનો વિચાર પણ શા માટે કરૂં ? સ્વામીની આજ્ઞાનુસાર હજુ મે કદી ક્યાંય લજ્જા કમતી કરેલ નથી તો તેમા મારે વશ શુ હતા ? પતિ સિવાય કોઈ પુરૂષને મે આંખો જોઈ નિહાળેલ નથી, અજાણ્યા પુરૂષ તરફ દૃષ્ટિ કરવાની પણ મને ટેવ નહોતી. ખેલ તમાસા જ્યા ત્યા જોવા જવાની મને ટેવ નહોતી.

હુ મનમોજ સદા સતુષ્ટ, તૃપ્ત અને સુખી રહેતી હતી મનમાં પ્રસન્ન રહેવુ એ અમૃત તુલ્ય છે પ્રસન્નતા રૂપી ધનથીજ હુ મને પોતાને ધનવતી સમજતી હતી પતિને હુ રાજામહારાજાથી પણ અધિક સમજતી હતી તેમનો પ્રેમ એજ મારા જીવનની સાધના, પ્રાણની અભિલાષા અને ઇદ્રિઓની તૃપ્તિ હતી હુ - માત્ર તેમના આદરનેજ ચાહતી હતી તેમનો સ્પર્શ મને ચદનથી પણ અધિક શીતળ લાગતો હતો તેઓ મને આદરથી બોલાવતા એ સ્વર્ગમા અપ્સરાઓના ગવાતા ગીતથી પણ વધારે પ્રિય લાગતુ હતુ હુ પતિના પ્રેમની પ્રેમિકા હતી, પતિના સૌભાગ્યનો ગર્વ રાખતી હતી, હુ સતીના તેજથી તેજસ્વિ હતી તેમનો પ્રેમજ મને વિયોગમા અવલમ્બન, રોગમા શાન્તિ અને મૃત્યુલોકમા અમૃતની સમાન હતો તે પ્રેમ સિરસના ફૂલથી પણ વધારે કોમળ, યતના ધુમાડાથી પણ વધારે પવિત્ર, અને ચન્દ્રના કિરણો સમાન પ્રિય હતો એ પ્રેમની સામે મણી, રત્ન, હીરા, આદિ સર્વ તુચ્છ હતા ક્યારે પતિને જોઇશ, ક્યારે તેમની અમૃતભરી વાણી સાંભળીશ એ બાબત વિચાર કરતા કરતા-મારા શરીરના રૂંવાટા ઉભા થઈ જતા તેમના પરિવારમા પણ હુ તેમની જ મૂર્તિ જોતી હતી, પરતુ તે મૂર્તિ છપી હતી, તો પણ તેથી મને સુખ તો મળતુ, પણ તે મારા મન-પ્રાણનું આકર્ષણ કરી શકતી નહિ, તેમજ જીદગીમા સ્વર્ગસુખનો ભોગ કરાવી શકતી નહિ.

આત્મ સયમમા હું બરાબર કાળજી રાખતી પતિનું કોઇ કામ કરી તેમની પાસે બેસી જવાનું તેમજ તેમને કોઈ કામ માટે ઉભા રાખવાનુ હું પસદ કરતી નહિ જ્યારે તેઓ વાચતા હોય ત્યારે હુ તેમની પાસે જતી નહિ, કદાચ જઉ તો દર્શન કરી તુરતજ પાછી વળી જતી. રાત્રે તેમની પાસે બેસી હું પણ મનમા વાચ્યા કરતી અને છાની માની તેઓ ન જાણે તેમ તેમની તરફ જોઇ લેતી ઘરના માણસોનુ કામકાજ કરતા કરતાં મને નિદ્રા આવતી પણ તે હું દબાવી દેતી રાત્રે એકલા સુવાથી ડર લાગતો પણ તે ભયને હું ગણકારતી નહિ. ભૂખ લાગે તે વખતે હું ખાવા બેસી જતી નહિ અભ્યાસ પડવાથી શુ નથી બની શકતું ? બધુ સહન કરી

શકાય છે સહન કરવાની શક્તિ ન હોવાથી, પ્રથમ ધારણ કરવાની ટેવ ન હોવાથી સર્વથી નાનું કામ પણ બહુ જ કષ્ટ દાયક થઇ પડે છે ટેવ પડી જવાથી ભૂખને જીતી શકાય છે નિદ્રા જીતી શકાય છે કામ-ક્રોધને કાબુમા રાખી શકાય છે, અને મનને પણ જીતી શકાય છે વધારે શું કહું પણ હમેશની ટેવથી મનુષ્ય ચાહે તે કામ સિદ્ધ કરી શકે છે

પતિદેવ પરિવારનુ પાલન કરવાનો પ્રયત્ન કરતા હતા, તેમા હું કાઇપણ પ્રકારની ખામી બતાવી કે ગરબડ કરી તેમને નારાજ કરતી નહિ હમેશા વધારે પરિશ્રમ કરવાની હું ના પાડયા કરતી હતી તેમનું મોઢું ચિંતાથી ઉદાસ જોઇ મારૂ હૃદય કંપી ઉઠતું હતું તે વખતે જો જરૂર લાગતી તો હું તેમને હમારી સંતુષ્ટ રાખતી હતી તેમના મનમાં ચિંતા થતી તેનો ભાર મારા ઉપર આવી પડતો હતો તેમની ચિંતાનું કારણ સમજી તેમને સારી સમતી આપી ચિંતા ઓછી કરવાનો પ્રયત્ન હું કર્યા કરતી હતી હસી પ્રેમના ખેલ કરી અને કદી તેમની સાથે સુખ જોઇ તેમને સુખી કરતી હતી, પતિદેવની સાથે હુ કેટલાક બાળકો જેવા ખેલ કર્યા કરતી હતી, શુ કરૂ મારા દેવના હર વખત ભક્તિમતી સેવિકા ચાહતા નહિ, હરવખત ભક્ત શિષ્યા ચાહતા નહિ, વિનીત ચેલી ચાહતા નહિ, ખરી વાત એ છે કે, મારે કદી ભક્તિમતી સેવિકા કદી ભક્ત શિષ્યા અને કદી વિનીત ચેલી, કદી સુખ દુ:ખમા ભાગ લેનાર બન્ધુ, કદી ઉપદેશ દેનાર ગુરુ, કદી સમતિ દેનાર મંત્રી, કદી સ્નેહપ્રાણ બાળક, કદી ચિંતામિની યુવતી અને કદી લજ્જાહીન રમણી બનવુ પડતુ હતુ

હુ પતિદેવની ખાનગી વાત કદી કોઇને કરતી નહિ તેમની આજ્ઞાને અવશ્ય માનતી હતી, તેમની પ્રશંસા સિવાય કદી નિંદા કરતી નહિ. પતિની નિંદા કરવામા ગુરૂ નિંદાથી પણ અધિક પાપ લાગે છે જ્યા પતિદેવની નિંદા થતી હોય-જ્યા નારી જીવનના એક માત્ર ગુરૂદેવની નિંદા થતી હોય ત્યાથી હુ ચાલી આવતી હતી

તેમના કોઇ પ્રિય બન્ધુ ઘર આગળ આવતા તો હુ મારા ભાઇ માફક તેમનો સત્કાર કરતી હતી, સાસુ-સસરાની સામે તેમની સાથે એટ ખેથી ક્યારે વાત કરતી નહિ હા, જ્યા સુધી બને ત્યા સુધી હુ તેમનો આદર સત્કાર કરતી હતી પતિના ગુરુ એજ મારા ગુરૂ, તેમના બન્ધુ એજ મારા બન્ધુ અને તેમના મિત્ર એજ મારા મિત્ર

દાસ અને દાસિઓનો હુ ભાઇ અને સખિઓ સમાન આદર સત્કાર કરતી હતી તીરસ્કારની વાત તો દૂર રહી પણ તેમને કદી અપ્રિય વચન પણ કહેતી નહિ હુ રાત-દિવસ કામકાજમા લાગી રહેતી હતી મને એ પ્રમાણે જોઇ કોઈ આળસુ બનતા નહિ જ્યારે હુ દાસ-દાસિઓને આદર સત્કાર કરતી ત્યારે તેઓ મારો કેમ ન કરે ? દાસ-દાસીઓને પણ પોતાના પરિવાર માફક સમજવુ જોઇએ

સુમનાએ કહ્યુ કે, વારૂ દેવી શાંડિલી ! એક વાત વચારે પૂછુ છુ કે, સર્વ સાધારણ જેને લખવા-વાચવાનુ કહે છે તે તમે જાણતા હતા કે નહિ ?

શાંડિલીએ કહ્યુ કે, હા જાણતી હતી પોતાની ભાષાને જાણવી એ સાચી શિક્ષાનું દ્વાર છે લખતા વાચતા આવડયા વિના જાણવું એ પૂર્ણ શિક્ષા નથી, લખતા વાચતા આવડયા વગર પણ થોડી ઘણી શિક્ષા પ્રાપ્ત થઇ શકે છે, એ ઠીક છે, પરંતુ હુ લખવા વાચવાનુ જાણતી હતી.

સુમનાએ કહ્યુ કે, હે દેવિ ! તમને લખતા વાચતા કોણે શીખવાડયુ હતુ ?

શાંડિલીએ કહ્યુ કે, બાળપણમા પિતાજીએ અને કોઈ કોઈ વખત માતાએ તથા ભાઇઓએ અક્ષરોનું જ્ઞાન કરાવેલ હતું લખવા વાંચવા પર માતા બહુ ધ્યાન રાખતા હતા, તેમનો વિશ્વાસ હતો કે, લખવા વાચવા સિવાય દયા, ભક્તિ, સ્નેહ અને કર્તવ્ય કર્મનું જ્ઞાન બરાબર હોવુ નથી તથા બુદ્ધિમા પણ વધારો થઇ શકતો નથી મારી માતાનો નિશ્ચય હતો કે, લખવુ-વાચવુ અને ગૃહકામકાજ એ બે તો દિકરીઓને અવશ્ય શિખવવુ જોઇએ, છોકરાઓને જેવી શિખામણ માતા તરફથી મળે છે તેવી બીજા કોઇ તરફથી મળી શકતી નથી બાળક પહેલા માતાને જ જૂએ છે પ્રથમ માતાનુ જ અનુકરણ કરે છે જો છોકરાઓને શિક્ષિત અને મનુષ્ય બનાવવા હોય તો પ્રથમ માતાને શિક્ષિતા બનાવવી જોઇએ

હુ મારા ભાઇઓ પાસે પણ ભણ્યા કરતી હતી પછીથી મારા પીતાજીએ મને વાલ્મીકિ રામાયણ, મહાભારત, ભાગવત અને યોગવાશિષ્ટના સસ્કૃત મૂળના અર્થનુ જ્ઞાન આપ્યુ હતુ વિવાહ થયા પછી પણ હું પીયરમા માતાજી તથા અન્ય કુટુબીઓથી શિક્ષા મેળવતી રહી સાસરામા પણ મારા પરમ દેવતા સ્વામી મને શિક્ષા દેતા હતા હુ કંઇણ કઠણ વાતો રાત્રે પુછી લેતી પ્રથમ મને શરમ આવતી હતી પરતુ સ્વામીના વધારે આગ્રહથી તે લજ્જા ઓછી થઈ ગઈ પતિદેવ મને વિલાસની સામગ્રી રૂપ નહિ બનાવતા સાચી અર્ધાગના અને સહધર્મિણી બનાવવાને માટે પ્રયત્ન કરતા હતા માટે આ સતીકુજમા પહોચવાની જો કોઇની શ્લાઘના હોય તો તે મારા પતિદેવની જ છે હુ તો માટીના લોદા સમાન છુ મને પતિ જેવી બનાવે તેવીજ બનુ

સ્વામી મને સ્ત્રી ધર્મના વિષયમા શાસ્ત્રની આજ્ઞાઓ વાચી સભળાવ્યા કરતા હતા પછી હુ પણ તે ઉપદેશ અનુસાર મારૂ જીવન વ્યતીત કરવા લાગી શાસ્ત્રમા કહ્યુ છે કે, લક્ષ્મીમા અને સ્ત્રીમા કાઇ ફરક નથી ઉત્તમ સ્ત્રી ઘરની લક્ષ્મી છે અને કુલટા સ્ત્રી ઘરમા અમગળરૂપ છે, અસતી, દુરાચારિણી, દારૂ પીનારાળી સ્ત્રી આ લોકમાં અનેક કષ્ટ અને અપયશ પામે છે, અને પરલોકમા નરકાધિકારી બને છે, અગર ગીદડની યોનીમા અથવા વેસ્યાને ઘેર જન્મ લે છે સ્ત્રી બાળપણમા પીતાને આધિન, યૌવનાવસ્થામા પતિને આધિન, અને વૃદ્ધાવસ્થામા પુત્રને આધિન છે સ્ત્રીએ કોઇ વખત પણ સ્વતત્ર નહિ રહેવુ જાઇએ

સુમતાએ કહ્યુ કે, પતિજ સ્ત્રીઓના પરમ દેવતા છે, પતિની સેવા એ પરમ ધર્મ છે, તો શુ બીજા દેવતાઓની પુજા અને ધર્માઓની સેવા નિષેધ છે ?

શાન્તિએ કહ્યુ કે, સ્ત્રીઓના લગ્ન એ યજ્ઞો પવિત્ર સસ્કાર છે પતિસેવા એ તેમની ઈશ્વર પામના છે, અને પતિકુળમા રહેવુ એ ગુરૂકુળમા રહ્યા બરાબર છે તથા પતિના ઘરનુ કામ એજ તેનુ સાયકાળ અને પ્રાત કાળનુ અગ્નિહોત્ર છે સ્ત્રી પતિની આજ્ઞા લઇને બીજુ ધર્મ કર્મ કરી શકે છે પતિની આજ્ઞા વગર કોઈ ધર્મ કર્મ કરવાનો અધિકાર સ્ત્રીને નથી પતિની આજ્ઞા લઇને સ્ત્રીને વ્રત, નિયમ તથા અન્ય દેવતાઓનુ પૂજન કરવાનો અધિકાર છે

## ઉપદશ ( ચાંદી ) સીફીલીસ ગઝલ

આગ તુક પ્રકારના યોગે, દુષિત વારી વાપરવાથી,
અતીગ્તી નગ સ્ત્રી દોષ, શિશ્ન નહી ધોવાથી — આગ તુક
થાયે જે પાચ પ્રકારે રોગ, ઉપદશ નામે ઓળખાયે
પડ છે નાક કે સાથી, શરીરનુ ગતન શોષાય — આગ તુક
શિશ્ન પર કાળી ફોલ્લી થાય, ગોયા તે માહી ખોવાયે,
કોલા ફુટે સ્ફુરણ થાય, વાતોપદેશ કહેવાયે — આગ તુક
પીત્ત કોલ્લી બળત્રાને, ઘણુ પાણી ઝરે તેમા,
લાલ કોલ્લી છે રક્તની, પીડા અતી થાય જે એમા — આગ તુક
કફ કોલ્લી ખ જ હોયે, નસુર છુટે સોજો આવે,
પરુ ઘટ્ટ વહે થોડ તેમ, ત્રીદોષે બહાર બઘુ આવે — આગ તુક
જાની એ પાચ ઉપદશની, વખ્ત જાનાજ ક્લાયે,
ઉપાયો શીઘ્ર લેવાથી, ચેપી રોગ નષ્ટ તો થાયે — આગ તુક



* હારી ઉપગ્થી

# डुंगरा दूरथी रळीयामणा.



( લેખક—દેસાઇ ઠાકોરદાસ નાથાભાઇ બી એ એલ્ એલ્ બી )

ઉપરોક્ત સૂત્રનો સાક્ષાત્કાર થતો આપણે દુનિયામા જોતા આવ્યા છીએ અને જોઇએ છીએ તે વસ્તુ જ્યા સુધી દૂર હોય છે ત્યા સુધી તેના પ્રતિ આપણો મોહ, માન અને પ્રેમ હોય છે, પણ જ્યા તે વસ્તુના સબધમા આવ્યા કે પ્રથમનો મોહ, માન ને પ્રેમ સમય જતા મદના પડવા લાગે છે અને અતે તેમનો લોપ થાય છે Familiarity breeds Contempt ડુગર દૂર હોય છે અને જ્યારે આપણે દૂર રહી તેના પ્રતિ આપણે દૃષ્ટિ નાખીએ છીએ ત્યારે તે આપણને રમણીય અને આકર્ષક દેખાય છે, તે કેવો હશે તે વિચારે તેના પ્રતિ મોહ રહે છે પરતુ જ્યા સમીપ આવી લાગ્યા કે સર્વ મોહ ને નવાઇ નષ્ટ થાય છે એને ફક્ત આતો એક મોટો માટીનો ઢગ છે એવુ જણાય છે દૂર રહ્યા રહ્યા જે રમણીયતા દેખાતી હતી તે ક્યા ગઇ ? પાસે આવતા, ડુંગરના સબધમા આવતા પ્રથમની રમણીયતા અદૃશ્ય થાય છે આવા દૃષ્ટાન્ત આપણે સમાગમમા જોઇએ છીએ અને અનુભવીએ છીએ

દૂર રહેનાર, વસનાર કે ઓછા સબધમા આવનારને અમુક વસ્તુ તરફ પ્રેમ, માન, આદર, મોહ, ઉત્સાહ કે આકર્ષણ હોય છે, પણ અનુભવ લેતા, સબધ થતા, તે વસ્તુ નજરે જોતા કે તે ભોગવતા પહેલાની મનમાં ને હૃદયમા ઉદ્ભવેલી લાગણી ને ભાવ નાબુદ થાય છે ને હમેશા જીવનમા આગળપાછળની વસ્તુઓ કે જેના સબધમા આપણે વારંવાર ઘડીએ ઘડીએ આવીએ છીએ તેની બાબતમાં તે વસ્તુ સાધારણ બની જાય છે ડાકોરમા શ્રી રણછોડરાય બીરાજે છે અને તેમના દર્શનાર્થે હજારો ગાઉથી ભાવિક ભક્તો આવે છે અને તેમના પુણ્યશાલી ચરણારવિંદમા શીષ નમાવી કૃતાર્થ થાય છે દૂર વસનારામા જે પૂજ્યભાવ અને ભક્તિ શ્રી રણછોડરાય પ્રતિ જોવામા આવે છે તેવા ડાકોરના રહીશોમા જોવામા આવતા નથી કાશીક્ષેત્રમા પતિતપાવની, પુણ્યપ્રદ ગગાજી વહી રહેલા છે તેની કીંમત ત્યાના રહીશોને નથી, પણ હજારો ગાઉથી હજારો યાત્રાળુઓ ત્યાં જઇ, ગગાજીમા સ્નાન કરી પવિત્ર બને છે આગ્રામહાનગરમા આવેલા તાજમહાલ કે જેની સુંદરતા અને શિલ્પકળાની ઝીણવટ માટે તે આખી આલમમા મશહૂર છે, તેનુ અવલોકન કરવા અમેરીકાથી હજારો રૂપીઆ ખરચી મુસાફરો આવે છે આ તાજમહાલના પ્રતિ આગ્રા શહેરના લોકનો કેટલો મોહ છે અને તેઓ તેની કેટલી કીમત આકે છે, તેનો ખ્યાલ, પ્રિય વાચક, તુજ કરી લેજે વર્ષાઋતુ બેસી ગયા પછી જ્યારે લીલુ ઘાસ ઉગી પૃથ્વીદેવી વિભૂષિત થાય છે ત્યારે આ ચિત્ર કેટલુ રમણીય અને મોહક લાગે છે અને આખને સારું છે પણ આ દૃશ્ય ખેતરમા હરહમેશ કામ કરનાર કૃષિકારને કાઇ હિસાબમા નથી તેમજ તેના મનમા તે કાઇ નવી લાગણી પેદા કરતુ નથી ઘણા યોગી, મહન્ત કે મહાપુરૂષ જ્યા વસતા હોય ત્યાના રહેનારા કે તેમના સહવાસમા આવનારા માણસોને તેમના પ્રતિ જેટલો દૂરના માણસોનો સદ્ભાવ ને પ્રેમ હોય છે તેટલો હોતો નથી દુનીયાના સુદર શહેર પેરીસ, લડન કે ન્યુયોર્ક જવાને જોવા આપણા મનમા ઘણો ઉન્માદ ને ઉલ્લાસ છે, પણ ત્યાના રહીશોને તેમ લાગતુ નથી વડોદરાનો કમાટી બાગ ને રાજમહેલ જોવા ઘણા માણસો દૂરથી વડોદરે જાય છે અને ઉપરોક્ત સ્થળ જોઇ આનદ સાગરમા ડુબકી ખાય છે, પણ વડોદરાવાસીને આવો ભાવ મનમા પેદા થતો નથી

આ બધાનુ કારણ એટલુજ હશે કે તે વસ્તુના નજીકના સબધમા આવતા, કે તે વસ્તુ જાતે જોતા કે અનુભવતા આપણી જીજ્ઞાસા વૃત્તિ જે પ્રથમ ઉત્તેજીત થયેલી હોય છે તે તૃપ્ત થાય છે, કારણકે તે વસ્તુ હરઘડીએ જોતા જોતા તેના પ્રતિનો મોહ અને આકર્ષણ શિથિલ થાય છે જેમ જેમ સમય જાય છે તેમ તેમ તે વસ્તુ એક સાધારણ વસ્તુ બની જાય છે અને જેવી આગળ

ઠરાવ રજુ કર્યો હતો પણ તે ઉડી ગયો હતો, તે પછી ઑાન મી શર્માએ—ઇસ્ટઇંડિઆ રેલ્વે સાથેના કરાર ૧૯૧૯ ના ડીસેમ્બરથી બંધ કરી તે દીવસથી તે રેલ્વેનો વહીવટ સરકારે પોતાને હસ્તક લેવાનો ઠરાવ રજુ કર્યો હતો પણ તે પાછો ખેંચી લેવાયો હતો તે પછી હિંદી સીપાઇઓ સાથે ચલાવવાના દાવાઓ મોકુફ રાખવાના કાયદાનો ખરડો રજુ થયો હતો તે પસાર થયો હતો, પછી ઑા સુરેન્દ્રનાથ બેનરજીએ હિંદરક્ષણના ધારાની રૂએ નજરકેદ કરવામા આવતા માણસોની તપાસ કરવા કમીટી નીમવાનો ઠરાવ રજુ કર્યો હતો, પણ પછી તે પાછો ખેંચી લીધો હતો તે પછી બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ શાહી પરિષદમાના હિંદી પ્રતિનિધિની ચુંટણી વડી ધારાસભાના સભ્યો કરે એવો ઠરાવ રજુ કર્યો હતો તે ઉડી ગયો હતો

અમદાવાદ મીલ મજુરોની હડતાળનો અંત આવ્યો છે મીલ માલીકો અને તેમની વચ્ચે ૨૭ાા ટકા વધારો આપવાનું નક્કી કરી સમાધાન કર્યુ છે

સુરતની મ્યુનીસિપાલીટીએ પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત કરી છે

સરકારે નિચેના વર્તમાન પત્રો લેવાની મના કરેલી છે મરાઠા, મેસેજ, યંગઇંડિયા, ગુજરાતી, આર્ય પ્રકાશ, હિંદવિજય વડોદરાવર્તમાન, હીંદુસ્તાન, કેસરી, મુમુક્ષુ વિગેરે,

મુબઇ ઇલાકાની ધારાસભાની બેઠક ગવર્નર લોર્ડ વિલિંગડનના પ્રમુખ પણા નીચ મળી હતી, તેમા ઑા મી, છ હાર્માયકને સરવાયુ અને અંદાજ પત્ર રજુ કર્યુ હતુ તે પછી ઑા મી. ઉપાસનીએ જંગલખાતામાં કન્ઝરવેટર નિમવાનો રૂ ૩૬ હજારનો ખર્ચ ઓછો કરવાનો ઠરાવ રજુ કર્યો હતો તે ઉડી ગયો હતો, ઑા મી પટેલે ન્યાય ખાતાના મદદનીશ સેક્રેટરીના પગારમાં વધારો કરવા માટે જે વધુ રકમ મુકવામા આવી છે, તે કાઢી નાખવાનો ઠરાવ મૂક્યો હતો તે ઉડી ગયો હતો પછી ઑા મી. પટેલે ધારા સભાના સભાસદોના ઉપયોગ માટે એક લાયબ્રેરી સ્થાપના માટે રૂ ૧૦૦૦૦ ના ખર્ચની ગોઠવણ કરવાનો ઠરાવ મૂક્યો હતો તે પણ ઉડી ગયો હતો ઑા મી પટેલે મહાબળેશ્વર ખાતેના મુંબઇ સરકારના પ્રવાસના ખર્ચની ગોઠવણ બજેટમા કરવામા આવી છે તે પડતી મૂકવાનો ઠરાવ રજુ કર્યો હતો, પણ તે ઠરાવ પાછો ખેંચી લીધો હતો તે પછી ઑા મી. પટેલે—મુબઇ શહેર માટે પોલીસ પ્રોસીક્યુટર નીમવા માટે રૂ ૧૫૦૦૦ નો ખર્ચ કરવા ગોઠવણ કરવામાં આવી છે તે પડતી મૂકવી એ ઠરાવ રજુ કર્યો હતો, પણ મત લેવાતા તે ઉડી ગયો હતો તે પછી મી—પટેલે છુપી પોલીસના ખાતાના નિભાવ માટે જે રકમ મંજુર કરવામા આવી છે તે ઉપરાંત રૂ ૧૮૦૦૦ નો ખર્ચ કરવાની બજેટમા ગોઠવણ છે તે પડતી મૂકવાનો ઠરાવ રજુ કર્યો હતો પણ તે મત લેવાતા ઉડી ગયો હતો, ઑા મી ગોકળદાસ કે પારેખના સવાલના જવાબમા ખેડા જીલ્લાના જે ગામોની મહેસુલ લેવાનુ મુલતવી રાખ્યુ છે તેના નામ જણાવ્યા હતા ઑાન સર ઇબ્રાહિમ રહિમતુલાએ મુબાઇ ઇલાકાની કેળવણીનો હિસાબ રજુ કર્યો હતો અને ૧૯૧૭–૧૮ ના વર્ષમા ૫ લાખ ખર્ચવાની મંજુરી અપાઇ હતી અને નવા ૧૯૧૮–૧૯ ના વર્ષમા ૧ કરોડ ૬ લાખનો ખર્ચ કરવામા આવનાર છે મ્યુનીસીપલ હદમા ફરજીયાત પ્રાથમિક શિક્ષણ આપવા માટે વ્યવસ્થા કરવામા આવી છે જે મ્યુનિસિપાલીટીઓ આ ખાતે જેટલો ખર્ચ કરશે તેનો અર્ધો ભાગ સરકાર આપશે તે પછી ઑા મી પટેલે ખેડા જીલ્લાના ધારાળા, ઢેડ અને વાઘરી લોકોની કેળવણી માટે ખાસ ગોઠવણ કરવાની માગણી કરી હતી પણ તેનો ખુલાસો થતા ઠરાવ પાછો ખેંચી લીધો હતો તે પછી સબ–એસીસ્ટંટ સર્જનો મેડીકલ કોન્સિલના સભ્યો થઇ શકે છે તેમ અહીં પણ થઇ શકે તેવો વૈદકીય ધારામાં સુધારો કરવાનો ખરડો પહેલીવારના વાચનમાંથી પસાર થયો હતો તે પછી મુંબઇ ઇલાકામાં રેલ્વેઓ જે જમીન વાપરે છે અને જમીનો દેશી રાજ્યોની માલકીની છે તે જમીનો મુબઇ ઇલાકામાં સમાવી હિંદી સરકારે જણેલી હોવાથી એ જમીન મુબાઇ ઇલાકામા લઇ લેવાનો ખરડો રજુ થયો હતો તે કેટલીક ચર્ચા પછી પસાર થયો હતો તે પછી ઑા મી, વિઠ્ઠલભાઇ પટેલે ઇલાકાની પસંદ કરેલી લોકલબોર્ડો અને મ્યુનીસીપાલીટીઓને પોતપોતાની હદોમા દારૂની દુકાનો કાઢવા દેવાની સખ્યા અને સ્થળો નક્કી કરવાની સત્તા આપવી એ ઠરાવ રજુ કર્યો હતો તેમા સરકારી પક્ષના સભ્યોએ અને ના ગવરનરે આ

પાછળની વસ્તુઓ આપણને ભાસે છે તેવીજ તે વસ્તુ લાગે છે આ સૂત્રના આધારેજ જુના સમયમા ગ્રન્થો ને મોટા પુરૂષો જેમ બને તેમ જનસમૂહમા ઓછા દેખાતા હતા ને ઓછા સમ્પર્કમા આવતા હતા અત્યારે પણ જાપાનનો શહેનશાહ લોકોમા એછોજ દેખાય છે અને જ્યારે તે બહાર નીકળે છે ત્યારે લોકો તેને દેવતુલ્ય માની નમન કરે છે અને માન આપે છે આવીજ રીતે ઇંગ્લેંડનો રાજા પહેલો ચાર્લ્સ લોકોના ગાઢ સમ્પર્કમા આવ્યો ને તેને લીધે તેની નબળાઇ ને કેટલાક દોષ નજરેમા આવ્યા કે જેથી ક્રમે તેના પ્રતિનુ પ્રજાનુ માન ઓછુ થયુ ને અંતે સીવીલ વૉર જાગી. આમ સમ્પર્કનો પ્રસંગ, અનુભવ, નિરીક્ષણ, ભોગ મેળવી ને ઇચ્છા માની તૃપ્તિ થતી ફરી તે વસ્તુ એક સાધારણ વસ્તુ તરીકે આપણને બતાવી આપે છે આવી રીતે ' ડુંગર દુરથી રળીયામણા ' તે સત્ય યથાર્થ છે અને તેનો અનુભવ અવર નવર સર્વ કોઇને થયો હશે કે થશે.



# प्रासंगिक-विषय.



ઠરાવ રજુ કર્યો હતો પણ તે ઉડી ગયો હતો, તે પછી ઑન. મી. શર્માએ-ઇન્ટઇંડિઆ રેલ્વે સાથેના કરાર ૧૯૧૯ ના ડીસેમ્બરથી બંધ કરી તે દીવસથી તે રેલ્વેનો વહીવટ સરકારે પોતાને હસ્તક લેવાનો ઠરાવ રજુ કર્યો હતો પણ તે પાછો ખેંચી લેવાયો હતો. તે પછી હિંદી સીપાઇઓ સાથે ચલાવાતા દાવાઓ મોકુફ રાખવાના કાયદાનો ખરડો રજુ થયો હતો તે પસાર થયો હતો, પછી ઑ. સુરેન્દ્રનાથ બેનરજીએ હિંદરક્ષણના ધારાની રૂએ નજરકેદ કરવામાં આવતા માણસોની તપાસ કરવા કમીટી નીમવાનો ઠરાવ રજુ કર્યો હતો, પણ પછી તે પાછો ખેંચી લીધો હતો. તે પછી બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ શાહી પરિષદમાંના હિંદી પ્રતિનિધિની ચુંટણી વડી ધારાસભાના સભ્યો કરે એવો ઠરાવ રજુ કર્યો હતો તે ઉડી ગયો હતો.

અમદાવાદ મીલ મજુરોની હડતાળનો અંત આવ્યો છે. મીલ માલીકો અને તેમની વચ્ચે ૨૭॥ ટકા વધારો આપવાનું નક્કી કરી સમાધાન કર્યું છે.

સુરતની મ્યુનીસિપાલીટીએ પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરી છે.

સરકારે નિચેના વર્તમાન પત્રો લેવાની મના ફરેલી છે. મરાઠા, મેસેંજ, પગદંડિયા, ગુજરાતી, આર્ય પ્રકાશ, હિંદવિજય, વડોદરાવર્તમાન, હીંદુસ્તાન, કેસરી, મુમુક્ષુ વિગેરે,

**મુંબઇ ઇલાકાની ધારાસભાની** બેઠક ના. ગવર્નર લોર્ડ વિલિંગ્ડનના પ્રમુખ પણા નીચે મળી હતી, તેમાં ઑ. મી. જી કારમાયકલે સરવાયુ અને અંદાજ પત્ર રજુ કર્યું હતું. તે પછી ઑ. મી. ઉપાસનીએ જંગલખાતામાં કન્ઝરવેટર નિમવાનો રૂ. ૩૬ હજારનો ખર્ચ ઓછો કરવાનો ઠરાવ રજુ કર્યો હતો તે ઉડી ગયો હતો, ઑ. મી. પટેલે ન્યાય ખાતાના મદદનીશ સેક્રેટરીના પગારમાં વધારો કરવા માટે જે વધુ રકમ મુકવામાં આવી છે, તે કાઢી નાખવાનો ઠરાવ મૂક્યો હતો. તે ઉડી ગયો હતો પછી ઑ. મી. પટેલે ધારા સભાના સભાસદોના ઉપયોગ માટે એક લાયબ્રેરી સ્થાપવા માટે રૂ. ૧૦૦૦૦ ના ખર્ચની ગોઠવણ કરવાનો ઠરાવ મૂક્યો હતો તે પણ ઉડી ગયો હતો. ઑ. મી. પટેલે મહાબળેશ્વર ખાતેના મુંબઇ સરકારના પ્રવાસના ખર્ચની ગોઠવણ બજેટમાં કરવામાં આવી છે તે પડતી મૂકવાનો ઠરાવ રજુ કર્યો હતો, પણ તે ઠરાવ પાછો ખેંચી લીધો હતો. તે પછી ઑ. મી. પટેલે-મુંબઇ શહેર માટે પોલીસ પ્રોસીક્યુટરો નીમવા માટે રૂ. ૧૫૦૦૦ નો ખર્ચ કરવા ગોઠવણ કરવામાં આવી છે તે પડતી મૂકવી એ ઠરાવ રજુ કર્યો હતો, પણ મત લેવાતા તે ઉડી ગયો હતો. તે પછી મી-પટેલે છુપી પોલીસના ખાતાના નિભાવ માટે જે રકમ મંજુર કરવામાં આવી છે તે ઉપરાંત રૂ. ૧૪૦૦૦ નો ખર્ચ કરવાની બજેટમાં ગોઠવણ છે તે પડતી મૂકવાનો ઠરાવ રજુ કર્યો હતો પણ તે મત લેવાતા ઉડી ગયો હતો, ઑ. મી. ગોકળદાસ કે પારેખના સવાલના જવાબમાં ખેડા જીલ્લાના જે ગામોની મહેસુલ લેવાનું મુલતવી રાખ્યું છે તેના નામ જણાવ્યા હતા. ઑન. સર ઇબ્રાહિમ રહિમતુલ્લાએ મુંબઇ ઇલાકાની કેળવણીનો હિસાબ રજુ કર્યો હતો સને ૧૯૧૭-૧૮ ના વર્ષમાં ૫ લાખ ખર્ચનાની મંજુરી અપાઇ હતી અને નવા ૧૯૧૮-૧૯ ના વર્ષમાં ૧ કરોડ ૬ લાખનો ખર્ચ કરવામાં આવનાર છે મ્યુનીસીપલ હદમાં ફરજીઆત પ્રાથમિક શિક્ષણ આપવા માટે વ્યવસ્થા કરવામાં આવી છે જે મ્યુનિસિપાલીટીઓ આ ખાતે જેટલો ખર્ચ કરશે તેનો અર્ધો ભાગ સરકાર આપશે. તે પછી ઑ. મી. પટેલે ખેડા જીલ્લાના ધારાળા, ઢેડ અને વાઘરી લોકોની કેળવણી માટે ખાસ ગોઠવણ કરવાની માગણી કરી હતી પણ તેનો ખુલાસો થતા ઠરાવ પાછો ખેંચી લીધો હતો. તે પછી સબ-એસીસ્ટંટ સર્જનો મેડીકલ કૌન્સિલોના સભ્યો થઇ શકે તેમ નહી પણ થશે તેવો વૈદકીય ધારામાં સુધારો કરવાનો ખરડો પહેલીવારના વાચનમાંથી પસાર થયો હતો. તે પછી મુંબઇ ઇલાકામાં રેલ્વેઓ જે જમીન વાપરે છે અને જમીનો દેશી રાજ્યોની માલકીની છે તે જમીનો મુંબઇ ઇલાકામાં સમાની હિંદી સરકારે ગણેલી હોવાથી એ જમીન મુંબઇ ઇલાકામાં લઇ લેવાને ખરડો રજુ થયો હતો તે કેટલીક ચર્ચા પછી પસાર થયો હતો. તે પછી ઑ. મી. વિઠ્ઠલભાઇ પટેલે ઇલાકાની પસંદ કરેલી લોકલબોર્ડો અને મ્યુનીસીપાલીટીઓને પોતપોતાની હદોમાં દારૂની દુકાનો કઢાવા દેવાની સંખ્યા અને સ્થળો નક્કી કરવાની સત્તા આપવી એ ઠરાવ રજુ કર્યો હતો. તેમાં સરકારી પક્ષના સભ્યોએ અને ના. ગવરનરે આ

ઠરાવના વિરૂદ્ધ મત દર્શાવ્યો હતો, પણ મત લેવાતા ૧૭ મત તરફેણમા અને ૧૬ મત વિરૂદ્ધ પડતા ઠરાવ પસાર થએલો જાહેર થયો હતો તે પછી મી ગોકળદાસ પારેખે ૧૯૧૭ના મુબઈના ત્રીજા ધારાની કલમ ૨૮૬ અનુસાર ફરમાવવું કે ૧૯૧૮ના જુલાઈની તા ૧૬ મી અને ડીસેમ્બરની ૩૧ મી દરમ્યાન ખેડા જીલ્લાની હદમાથી ૧૯૧૮ની નીપજના મહુડા ઉતરાવવાનો, વેચવાનો કે બહાર મોકલવાનો પરવાનો આપવો નહિ એવો ઠરાવ રજુ કર્યો હતો પણ તે ઉડી ગયો હતો તે પછી પાકની આનાવારી કાઢવાની રીત રેવન્યુખાતાનાને બદલે ખેતીવાડીના નિપુણોદ્વારા કરાવવાની ભલામણ કરવાનો ઠરાવ મી કામટે રજુ કર્યો હતો પણ તે ઉડી ગયો હતો પછી મી હરચદરાય વિશ્રામ દાયે હૈદ્રાબાદના વસાહતીઓના પરવાનાની રીતી સરળ કરવાની ભલામણ કરવાનો ઠરાવ રજુ કર્યો હતો તે પસાર થયો હતો પછી મી ચુનીલાલ મહેતાએ નિશાળોમા શારીરિક કેળવણી આપવાની ગોઠવણ કરવાનો ઠરાવ રજુ કર્યો હતો તે ફેરફાર સાથે પાસ થયો હતો. તે પછી મી ઉપાસનીએ મેટ્રીકની પરીક્ષાને સરકારી નોકરી માટે લાયક ગણવાની ભલામણનો ઠરાવ રજુ કર્યો હતો તે પસાર થયો હતો મી ઇબ્રાહીમ હારૂન જાફરે અમદાવાદની ટ્રેનીંગ કોલેજમા ઉર્દુનો અભ્યાસક્રમ દાખલ કરવાનો ઠરાવ રજુ કર્યો હતો તે કટલા ફેરફાર સાથે પસાર થયો હતો,

લડાઈ પશ્ચિમ રણભૂમિમા જર્મનોએ સ્કાર્પ અને આઇઝ નદીની વચ્ચે ૫૦ માઇલના મોટા વિસ્તારના મોખરા ઉપર આક્રમણ શરૂ કર્યુ છે તેમા લડાઈ જોરમા છે, જર્મનોનો ખુવાર ઘણુ નીકળી ગયો છે અને જર્મનો ફાવ્યા નથી રૂશિયાની રાજધાની પીટ્રોગ્રાડ જર્મનોના હાથમા એક બે દિવસમા જઇ પડવાનો સભવ છે રશીઆનો પેટ્રોગ્રાડ* ખાલી કરીને મોસ્કો ખાતે ભરાયા છે સવાદ કરવા છતા જર્મનો અને આસ્ટ્રીયનો આક્રમણ કરતા હોવાથી રૂશિયન ચિંતામા છે અમેરીકન એલચીને ફરજ પાડવામા આવે નહિ ત્યા સુધી મોસ્કો છોડી દેવાની અમેરીકન સરકારે ના પાડી છે **પૂર્વ આફ્રીકામાં**—મોઝાંબીકના કીનારાના પ્રદેશમા શત્રુએ દેખાવ દીધો છે અને તેને હરા-વને બ્રિટીશ લશ્કર વધે છે જાપાને સાઈબીરીયામા લશ્કર મોકલવુ કે નહિ તે બાબતમા મિત્રરાજ્યો
દેશા ચાલે છે જાપાન હજુ લડાઇમા ઉતરવા તૈયાર નથી અને ઉતરશે તો રૂશીયાના
તરીકે સાઇબીરીયામા જર્મનો જો આવે તો તેઓને અટકાવવા માટે ઉતરશે ઉચ્ચ લોકોના
ગા વેપારરક્ષા માટે લઇ લેવાનો મિત્રરાજ્યોએ ઠરાવ કર્યો છે ફ્રાન્સ-ફ્લેમ્બોઈ ઉપર પડેલો
આવ્યો છે સેંટ કવેન્ટીન નજીક આપણી જમણી પાંખ ઉપર જર્મનોએ આપણા લશ્કર
ભારે દબાણ ચલાવ્યુ હતુ દુસ્મનો પેરીસના પરાંઓ ઉપર ગોળા ફેકે છે

---

## સદ્ગુણ કરો.

ગી શર્માએ મૂકેલા જનાગ ઓ હકુલ સપૂર્ણ રીતે પ્રાતપ ગણી સત્કાર્ય તો,
ઠરાવ પ્રજાઓની ને સ્વિકાર્યો હતો . આ પડિત મદનમોહન માલવીઆ ઝળકાવજો—કાર્ય
લાને બદલે ૨૧ થી ૨૩ સુધી માણસોને રસી કાપજો,
ન્ફ કરવાનો એ ઠરાવો રજુ કર્યા હતા પણ લેખો જજો—કાર્ય
પરૂ થઈ હતી તેમા આપપત વેશના કાપ્યાભ્યાસને,
જાતી એ હતો તેમા ત્રા, ધર્મ જતાને ચોતો તો થતા—કાર્ય.
ઉપાયો શીત્ર લેવાથી, ચેપી રોગ નટ તો મુધાગે તમને,
નારે જાણજો—કાર્ય

આનદવટી—ખાધુ ન પચવુ, ભૂખ ન લાગવી, ઝાડાની કબ્જી એવેની રીતે મટાડી ભૂખ ઉઘાડે છે ખાધુ હજમ કરી દસ્ત સાફ લાવે છે ચુકને બદહજમી મટે છે

કાર્યને
કરો તો થશે—કાર્ય
પડયા

---

* દાંડી ઉપગથી

# વૈદ્યવિજય ગ્રંથાવળી.

(લેખક વકીલ નંદરામ પ્રાગજી)

(અનુસંધાન ગતાંકથી)

### તાવ.

સર્વ રોગમાં બહુ કરી, સબળો તાવ ગણાય,
તેથી પ્રથમ કહુ હવે, તેના ભેદ ઉપાય
જ્વર જાતમે પચીશ પ્રકારા, શીત તપ્ત તામે મુખ્ય ધારા,
આમ ઉદરબીચ હોત અથાઇ, જ્વરકર જન્તુ મચ્છર જનાઇ.
દશ રક્તમે વિકૃત કરહીં, સૌક્ ફેફસા બ્રીહિપ ઊચરહીં,
મગજવર્મ સોક્ રક્ત જમાવે, તાતે સન્નીપાત ચેન જનાવે
યકૃત બરન વરમ હો જાઇ, વ્યાધી વિશેષ એ તપને જનાઇ
શક્તિ પ્રમાન લંઘન ભલીભાઇ, લંઘન જ્વરે ઉત્તમ ઉપાઇ
સમત દોષ આમ જલ્દી જાઇ, જલ્દી જ્વર તજકે ચલ જાઇ,
તરુન જ્વરે રેચ અત્યુ સમાના, ગુરૂ અન્ન ઘૃત ઝેર સમજાના.
લંઘન, સ્વેદ, પવાગુ, તીક્ત રસાઇ, સમન દોષ એ મુખ્ય ઉપાઈ,
આયુર્વેદ ડીંડીમ બજાવે, ચાણ્યા સજ્જન કે મન ભાવે
આમદોષ ભુખ નહીં લાગે, દરદી અનાજ તાતે નહીં માગે,
કુદરત કહેતી અન્ન ન દેના, તોડી કાનુન કોપ ન લેના

### સામ (સહઆમ) દોષ.

આમસહ દોષ તન વ્યાપેલા, વમન વિરેચન દોમત ઘેલા,
કાચાફળરસ કહુન નીકરહીં, ફોગટ મહેનત હ્રદ બીગરહીં.
કાચા આમ જો તુટહીં ભાઇ, જમપુર રાહ જન ચલ જાઇ;
દીપન, પાચન, સ્નેહ, સ્વેદ, કરાઇ, પક્વ આમ વમન વિરેચન થાઇ

### તાજ્ય.

તરૂન જ્વરે પય ઘૃત ન દેના, જીરનજ્વરે કોઇ દોષ કહેના

### સાધારનક્રીયા

જ્વર આગમન જાનીએ, ક્રીયા સાધારન કીન,
નહીં પવન બંધ મંદમંદ ત્યાં, લંઘન દીજે તીન

### જ્વરઆદાન.

અજીરન જમે ઉદર પ્રકટાનો, આમદોષ જ્વર મુખ્ય જાનો,
અન્યદોષ ગૌણહે કારન, જ્વરકરજન્તુ મુષક વીષ મારન.
ગ્રંથીકજ્વર મુષક વીષ જાનો, તામે સંશય મન, મત આનો

### જ્વરપરીક્ષા

જભે ભુખ જનકી મર જાઇ, જઠરકે બીચ ભાર જનાઈ,
નસ કઠીન ફરક રોષા, અપક્વ અહાર રસકા ઘોષા.

વાયુજ્વર એ જાનો સોઇ, સારક રેચક સે ગુન હોઇ.
જ્વર, ખાશી, જુખામ બસારા, અતીથેન ઘર કફ બીચાર્યા
કફજ્વરકા લછન એ ભાઈ, વમન વાસા બ્યાધી ઉપાઇ,
દુખત ફેફસા સ્કધમે પીરા, કફજ્વર તમે પીછાનો બીરા
હોત ઉતની જ્વર નહીં જાવે, બરૂલ યકૃત દોષ બતનાવે,
પેટ દાબી પરીછા કરના, પરખી પુરન દવા - આદરનાં.
યકૃત બરેલ દોષ મીટ જાઇ, જનકુ છોડી જ્વર ચલ જાઇ,
લાલ દ્રીગ તૃપા દાહ ઘનેગ, તા તન પીત દઈજ્વર હેરા

## સન્નીપાત જ્વર લછન.

છીનમે ઝાડા છીનમે દાહ [1]મુંડ પીર નહિ હોય [2]નીવાહ,
સધી સધી હાડનમે પીર, નેનનમે ભરી આવત નીર
ટેઢી પલક નયન અતી લાલ, ભરી રાખ્યો હે માનુ ગુલાલ
કર્ણનાદ અરૂ કાન પીરાઇ, કટક જીવ્હા કંઠ ભરી આઇ.
તદ્રા, મોહ, પ્રલાપ, પ્રકાશા, સ્વાસ, અરૂચી, અતી, હોય કાસા,
જીભ ખરખરી [3]જરી સમાના, શીથલ અગ સબ હોઇ નીદાના
કફ લોહી-ઊબતે મુખ પીત, ધુને શીશ દુખ પાવે ચીત્ત.
આવે અલ્પ પસીના અગ, થોડી નીંદ મુત્ર મળ સગ
દેહ દુબરી અધિક ન આઇ, [4]ઘન સમ કઠ ઘનો ઘેરાઇ[5],
દેહ દદોરા કાલે લાય, મડલ હોય કે બડે બીશાલ
યકે કાન મુખ બોન ન આવે, અધીક ઊદરમે બોજ બતાવે,
ઝાડો લગે સબેદીન સોવે, અરૂ જાગી સારી નીશી ખોવે.
રાત દીનકો જાગત જાઇ, બોત પસીના કે નહિં આઇ,
હસે ત્રસે નચે ગાવે ગીત, લીલા નીરખી હોય મન ભીત
બોતદીના રોગ પચી જાઇ, સન્નીપાત કે લખણુ કહાઇ,
સન્નીપાતકા લછન જાનો, પુરાને બૈદકા બચન પ્રમાનો

## જ્વર પાકવાનું પ્રમાણ.

વાયુ જ્વર કે સપ્તદીન, દસ દીન પીત પીછાન,
કફકી દ્વાદશ રાત્રી ગન, જ્વર પરીપકર પ્રમાન

## જ્વરના દશ ઉપદ્રવ.

કાસ શ્વાસ પુત્ર દોમાનો, હીચકી વમન દો પુત્રી પ્રમાનો,
પ્યાસ પત્ની જ્વરકી કાવે, આફરા તાકા સસુર કહાવે
અરૂચી બેન, અતીસાર ભ્રાતા, મળાવરોધ ભાનેજ કહાતા,
મુર્છા દાસી મિત્રિદ કાવે, સગાસહોદર સગે લાવે

## લઘને શ્રેષ્ઠ છે તરશ નીષેધ છે

પ્યાસ ભયાનક મોતકે, પ્યાસ હરત હે પ્રાન,
પ્યાસેકો જલ દીજીએ, એસી બાત પરમાન
મોહ પ્યાસસે હોત હે, મોહ હરત હે પ્રાન,
તાતે પડીતકવન ભાખી, બરજે જલકો પાન

---

૧ માથામા ૨ રહી શકાય નહીં ૩ બળી ગયા જેવી કાળી. ૪ વગાદની ૫ ગર્જના

### જ્વરની પરેજ.

સપ્તદીન ભારે અન્ન ન ખાનાં, દસ દીન દધી દુગ્ધ નજીક ન જાના,
બીશદીન ઘ્રત પેટ પુરન ન ખાય, બીની પરેજ જ્વર ફીર કર આય

### સુત્ર રૂપ કહેવત

ખુરે લગત શીખ કે બચન, જીનકે પ્રગટે પાપ,
કટુ ઔષધ લઘનુ બીના, ટરે ન તનકો તાપ

### જ્વર ચીકત્સા ( ઇલાજ )

### જ્વરાંકુશ કુંડળીઓ

[1]નદ ભાગ હરતાલ, [2]નીગમ [3]સુકતી કો ચુનો,
[4]તીથ [5]ચદ્ર [6]મીત્ત પીસ, કુમારી રસદે [7]દુનો
ગજ પુટ અગ્ની પકાય, સ્વંગ શીતળ એક ગુજા
ખાંડ સગ જે ખાત, નાશ કરત જ્વર [8]પુજ
સ દુગ્ધ [9]ઓદન ભોજન કરે, સબ જ્વર [10]સરવરી સુરહે,
કશ ધ્વશ કેશવ ચને, સગ સખા અક્રુર હે

નોટ–શકા કાવ્ય રચનામા તાવને ગત્રી જેવા અને જ્વરાકુશને સુરવીર જેનો ગણેલ છે પરતુ શકા એવી કરવામા આવી છે કે–સુરવીર હોય તે વગાવુ ને નહીં અને આ જ્વરાકુશ ખાંડ સાથે ચણોઠી ભાર ખાયતો જ્વરને હટાવવા કહ્યુ છે માટે ખાંડ એ તેનુ વળાવુ છે માટે સુરવીર ન કહેવાય

સમાધાન—શ્રીકૃષ્ણ ભગવાન એકલાજ કશને મારી શકે તેના હતા છતા અક્રુરજીને સાથે તેડી ગયા હતા કારણકે તે તેના સખા હતા તેમ ખાંડ એ સખારૂપ છે માટે સાથે લીધેલ છે એકલો જ્વરાકુશ પણ તાવના ઢગલાને ટાળવા સમર્થ છે માટે આ શકા વાસ્તવીક નથી.

### જ્વર તામ્રરસ.

[11]ટાક નવકી લ્યો [12]તામ્ર કટોરી[13], ઘોય [14]લોન નકમે બોરી,
તીજે દીને નીકારી લીજે, તાકી જુગ્તી અબે સુનીજે
પારા ટાકત્રી મનથીલ ટાકા, દોનુ મીલાય રગરો પોર પાકા
રસકારેલી સબ ભાવન લાય, ફીર કર લીજે છાંવ સુકાય
ચુરન ધરના હડીબીચ કોરી, તાપર ઊલટી વેતામ્ર કટોરી,
કટોરી મુખ કપડ મટી કરાય, સુકે હડી સબ રે[15]ત ભરાય
કોડીયા હડીમુખ ગોર[16] ભરાય, વે હડીને ચુતે ધરવાય,
સો મ્રહાલી જલી જબ જાય, તામ પકત્ર શીત સેનાં ચાય
રસકારેલી ભાવન દીજે, [17]વાં [18]મુગ સમ માત્રા કીજે,
સરશવ સમ માત્રા હે ગુન કરતા, દીયો ચાહીસો લેશ ન ડરના,
પથ્ય દુગ્ન કુરકા [19]ભરના, તીન પાત્ર જોગીકા ભરના
સબ જ્વર સન્નીપાત જાના, વામે સશંય ગ્લાન લાના.

---

૧ નવ ભાગ ૨ બે ભાગ ૩ છીપ, ૪ મોરથુથુ ૫ એક ભાગ ૬ મીત્રનો જીવ, જેમ મળી જાય છે તેવી રીતે ૭ બમણો ૮ ઢગનો ૯ ભાત ૧૦ રાત્રી ૧૧ પૈસાભાર ૧૨ તાબાની ૧૩ વાટકી ૧૪ મીઠુ ૧૫ છાશ ૧૬ રેતી ૧૭ વરીયાળી ૧૮ લીના ૧૮ મગ ૧૯ ભાત

કાસ શ્વાસ ભ્રમ, ક્ષય હરહી, નપુશકટારી વીર્જવૃધી કરહી
વાયુ ગુલ્મ સીતાગનસાતા, સુરન પુટે દોષ સમ જાતા,
પુષ્ટી મદન કાજ શેવાઇ, તાકુ પુટ સુરનકા ચાઇ
ઓર કાજકો પુટ ન દેના, વામીટ વિરેચન ગુન રહેના;

નોટ—સુરણનો પુટ આ તાનભસ્મને આપવાથી વાન્તી ભ્રાંતા પિદોષ ટળે છે જ્વરમા ઊલટી પીતદોષ ટાળવા જરૂરની છે કારણકે "પીત્ત પ્રકોપ જ્વરો મવતી" માટે ધાતુપુષ્ટી તેમજ મરદાઇ માટે વાપરવી હોય તેનેજ સુરણનો પુટ દેવો

### જ્વરાકુશ

કાયા [1]થુથા ટકન [2]મન લેના, સમ ભાવન ભ્રગરાજ[3] દેના,
હર્યા મુગસમ ગોલી જાના, મીશ્રીજીરેસે કુર પથ ખાનાં.

### જ્વરાકુશ

[4]તાલ કલીચુના સમ કીજે, કુમારી રસ ત્રીદીન રગડીજે,
ગજપુટ જલાય ગોટીકા કરના, તીન પાત્ર જોગીકા ભરના.
મુગસમ ગોળી ગુડમે ખાઇ, કુર પર પથ્ય સબેજ્વર જાઇ,

### અર્ધનારી નાટેશ્વર અજન

સાડાચાર ટાક મરી કાલી, જલે ભીંજેઇ ઊતારો છાલી,
સચળ દોહુ ટાંક મીલાઇ, કારેલી રસ ભાવન ચાઇ
એકસો અષ્ટ ભાવના ખોલી, ગયનકે સમ કરનાં ગોળી
જલે ધરી દ્રીગ[5] અજન કરહીં, અર્ધ અગ તે દીશ જ્વર હરહીં.
દો નયના આજે જબ ભાઇ, સારા તનકા જ્વર તબ જાહી,
અર્ધનારી નારેશ્વર નામા, સબે જ્વરહર આવન કામા,

### અર્ધ નારી નાટેશ્વર નાસ

કાવા [6]ગુવા [7]સીંગીક વારા, નીંબ પંચ બીજ સમભારા,
સબ ચુરનકે રગડી મીલાઇ, લીંબુ રસ એક ભાવન ચાઇ
રસ નગડ ભાવન એક દીજે, ફેર [7]અદ્રક રસકી એક કીજે,
ચાયન કે સમ ગોળી બનાના, ગૌમુત્રે ઘશી નાક સુંઘાના.
નાશા સ્વર ને દીશાએ નાસા, તે દીશા અર્ધ અગજ્વર ત્રાસા,
દોનુ સ્વર નાસમ એ જ્વર જાઇ, નીશ્ચે કરી કે દેખીઓ ભાઇ

### જ્વરહર રેચક ગુટીકા.

પારદ ગંધક શુદ્ધ કરી લીજે, હીમજ હરડે તાસમ દીજે,
ફળ ઇંદ્રાની અકલ [8]કરાય, ઇંદ્રાની રસ ગુટીકા થાઇ.
વજન દોમામા નીત્ય લીજે, ગર્જાવારી ઉપર પીજે,
ધાના, મીશ્રી, કુર, દધી ખાઇ, થજન જુલાબ સબે જ્વર જાઇ

૧ મોરથુથુ ૨ મોમવ ૩ ભાગરાના રમની ૪ હડતાલ ૫ આખ ૬ મોરથુથુ ૭ શ્રીગમોક ૮ આદુ

### ગીરમાળાદિ ક્વાથ

ગીરમાળા કડુ [1]મુસ્તાલાના, [2]પટ ગલો [3]સનાય મીલાના,
હીમજ હરડે કીરાતા લીજે, [4]વાસા [5]ધ્યાશી [6]સુરતરૂ ચહીજે
કાઢા કરી કે પાના ચાઇ, જેથી કમીના સબે જવર જાઇ,

### કલીગાદિ ચુરન

કડુ કીરાતા હીમજ [7]કલીગા, કાષ્ટ રેવતચીની લ્યો [8]હીગા,
મીર્ચ [9]સાગર ગોટા અતમીષા, સુરાખાર ઇંદ્રાની પીસા
સનાય સચળ સબે સમાના, ટાંક ભર ચુરન ઉષ્ણુજલ ખાના,
સબે જંવરકા આને અંતા, કાષ્ટ ઔષધી ગુન અનંતા

### સોડા સાલીસાદિચુર્ણ.

તોલા ભાર લ્યો "સોડા સાલીસી" "ફેનેસીટીન" તાસમ પીસી,
કપુર કીરાતા લ્યો "કવીનાઇન" ગલોમત્વ સબે સમ લાઇન.
તીન રતી જલકે સંગ દીજે, હોત સ્વેદ તન શીતળ કીજે,

### એગ્યુમીક્ષ્ચર.

"કવીનાઇન" સવા ઔંસ લીજે, [10]ડીલ્યુટસલ્ફ્યુરીક દુગના ચહીજે,
સવા ઔંસ "કારબોનેટ ઑફ સોડા" સત્વાર તન "મગનીશીયા" જોડા
દોઢ રતન લેના રેન વૉટર, આધા રતલ "એકવાકેમ્ફર"
સોડા મેગ્નીશીયા જલ મે ડારો, આત ઉફાના તબે ઉતારો
એકરોજ એકાંતે ધરના, નીતરાજલ સીસામે ભરના,
આસીડ બીચ કવીનાઇન ગારો, કરી ફીલ્ટર શીસામે ડારો
ફીર કેમ્ફરવૉટર મીલાના, મરજી સમ મીઠા લાલ રંગ જાના,
ફીલ્ટર કરીકે રંગ મીલાના, અત્યુત્તમ એગ્યુમીક્ષર જાના

### ક્યુનાઇન મર્દન

તીનભાગ "ગ્લીસરાઇન" લાઇ, એક ભાગ કવીનાઇન મીલાઇ,
સીસેડારી લુચ ભરાના, ગરમપાની કે બીચ ધરાના
એક ડ્રામ તન માલસ કરના, મીલત લોહીમે જવર ઊતરના
શ્રીમંત બાલક સબકુ ભાવે, ઊતમ ઇલાજ હકીમકો ફાવે,
કડુ ઔષધસે કાયર હોઇ, તાકો ઇલાજ સુગમહે સોઇ

અપૂર્ણ ક્રમશઃ

---

૧ ચાર વાળ ૨ મોથ ૩ પાડમલીયો ૪ મીઢી ૫ અરડુસી ૬ ભોરીંગડી ૭ દેવદાર ૮ ઇંદ્રજવ ૯ હીંગ ૧૦ કાંકચીયા

---

# अनुभव सिद्ध उपचारो.

**તાવ**—મહાસુદર્શન ચુર્ણ તો ૦| પાશેર પાણીમા ઉકાળી બે ચમચા પાણી રહે તે ગાળીને અદર દ્રાક્ષાસવ ચમચો ૧ મેળવીને તેમાથી બે ત્રણ વાર રોજ પીવાથી તાવ મટે છે

**સંગ્રહણી**—પચામૃત પપટી વાલ ૧, કૃમિકુઠાર રસ વાલ ૧, લાહીચુર્ણ વાલ ૧, સર્વે એકત્ર મેળવી તેમા, થોડામા શેકેલુ જીરૂ તથા જરા હિંગાષ્ટક મેળવીને ૨ પડીકી આપવાથી સંગ્રહણી મટે છે (વૈદ્યકલ્પતરૂ)

**બાળકોના મુખરોગ**—રસવતીને મધમા કાલવી અગર દુધમા ઘસી ચોપડવાથી મોઢુ સાફ થાય છે અને તેથી મોઢામા પડેલા છાના અને ફોલ્લાઓ રૂઝાય છે

**આંખ આવવી**—રસવતી, અફીણ, ફટકડી, સિંધાલુણ, હીમજ એ ચીજોને સાથે પાણીમા વાટી આંખના દુખાવા ઉપર લેપ કરવાથી મટે છે તેમજ રસવતીને દુધની અદર ઘસી આખમા ટીપુ નાખવાથી મટે છે

**કર્ણસ્ત્રાવ**—રસવતીનુ ટીપું કાનમા નાખવાથી કર્ણસ્ત્રાવ મટે છે (આયુર્વેદવિજ્ઞાન)

**ચુક**—ચોખો કળીચુનાને લીબુના રસનો પૂટ આપી તેને છાયે સુકવવો એવા સાત પુટ આપવા તેમા કાચી ફટકડી અને હળદર સરખા વજને મેળવી તેને ગુદરના પાણીમા ચણા જેવડી ગોળીઓ કરવી તેમાથી બે ગોળી એકી વખતે આપવાથી ચુક મટતા સુધી બબે કલાકે ગોળીઓ આપવી દીવસમા ચાર વખત સુધી અપાય છે

**પેટની ગાઠ બરોળ**—મીઠુ શેર ૨ સીધવખાર શેર ૧ બનેને વાટી સોટીમા ભરી કપડ માટી કરી ગજ પુટમાં બાળી દેવુ પછી અજમો શેર ૦| ખાડી વસ્ત્ર ગાળ કરી તેમા મેળવવો એમાથી દમ આની ભાર ઉના પાણી સાથે ફાકી જવાથી બરોળ કે પેટની ગાઠ મટે છે તેમજ શેરડીના સરકામા અજીર રોજ ખાવાથી, જુલાબ થાય છે ને બરોળ મટે છે

**શીઘ્ર પ્રસુતિ થવાનો ઉપાય**—સવા અને મેથી બન્ને પૈસાભાર લઇ તેને અચ્છેર પાણીમા ઉકાળી પાશેર પાણી રહે ત્યારે ઉતારી પાવાથી તત્કાળ પ્રસુતી થાય છે

**ચોથીઓ તાવ**—ખડીયોખાર ૨ માસા, સાકર ૩ ૧ ભાગ સાથે વાટીને ફાકવાથી મટે છે ફાકયા પછી બે કલાક સુધી પાણી પીવુ નહિ એમ ચારથી આઠ રોજ ફાકવાથી મટે છે પણ પાણી પીવાથી ગુણ થતો નથી

**પેશાબ વાટે લોહી પડવુ**—મેંદીના પાનનો રસ સાકર અને ઘી ભેગો ચાટવાથી લોહી પડતુ બંધ થાય છે (ધન્વંતરી)

**કર્ણ નાડી અથવા કાનનુ નાસુર**—કાનની અદર નાસુર થવાથી કાનમાથી હમેશાં પરૂ વહ્યાં કરે છે તે ઉપર નીચેનુ તેલ ઉપયોગી છે

આમલસારો ગંધક ૧૧ માસા, મનશીલ ૧૬ માસા, હળદર ૧૬ માસા, સરસીયું ૩૨ તોલા, ધતુરાના પચાગનો રસ ૩૨ તોલા, અને પાણી ૧૨૮ તોલા સર્વ એકત્ર કરી મદ મદ અગ્નિથી બે દિવસ સુધી બરોબર પકવવુ પછી તેને વસ્ત્રમા ગાળી ભરી લેવુ. તે તેલ-કાનને પ્રથમ ફટકડીના પાણીથી ધોઇ નાખી દરરોજ ચાર પાચ ટીપા કાનમા નાખવાથી કાનનુ નાસુર મટે છે, ઘણા વખતનો જુનો રોગ હોયતો ચાર પાચ માસ સુધી આ પ્રમાણે તેલ કાનમા પાડયા કરવુ

**ખાંસી**—લવીંગ, જાવત્રી, બેરસાર આમળા, કપુર, તામભસ્મ અને લીંડીપીપર સર્વને સરખે ભાગે લઇ નાગરવેલના પાનના રસમા ઘુટી બન્ને રતીની ગોળીઓ બનાવવી એ ગોળીઓના સેવનથી ખાસી અને દમ મટે છે એક ગોળી સવારે અને એક ગોળી સાજે મધ કે આદાના રસ સાથે ખાવી જોઇએ આથી જડ મુળથી ખાસી મટે છે

**પ્લેગ**—લીબડાના કુમળાં પાન ૨ તોલા, સુઠ, મરી, પીપર, સીધાલુણ, કાળુમીઠુ, જીરૂ અને કાળીજીરી એ દરેક એકેક તોલો અને હીંગ ૬ માસા સર્વને એકત્ર ખાંડી કાગદી લીબુના રસમા ઘુટી ચીણા બોરના જેવડી ગોળીઓ બનાવવી આ ગોળીઓમાથી રોજ ૩ ગોળી સવાર, બપોર અને સાંજે ખાવાથી પ્લેગ મટે છે (વૈદ્ય)

પુસ્તક ૬ ઠુ. અંક ૩ જો.

# ભાગ્યોદય.

મે સને ૧૯૧૮.

## हृदय मंदिरमां प्रवेशी आत्माथी अभिन्नरुप अनुभव करवा जीवने उपदेश.

( તનું આ મંદિર વિશ્વનાથનું રે,—એ લય. )

પેલું શું દિવ્ય સદન દીપતુંરે જો જો જો,
પલટાવી તેને તું આજ, મહિં પ્રવેશીને,
ત્યારૂં એ ધામ તું તમામ, જરી જો જો જો !
તારૂં સમય છે એ ભીતરે તે જો જો જો ! બહાર ભમે છે તે શું કાજ,—
અલૌકિક વિભવો તો ત્યાં રહ્યા તું જો જો જો ! લૌકિક વિભવો એ ત્યાજ,—
ખૂલ્લો મૂકયો ત્યાં તારે અર્થ તે તું જો જો જો ! અનુભવ જ્ઞાન ગ્રંથરાજ,—
દિવ્ય નાદ શ્રવણ કરાવતા તે જો જો જો ! વાગે ત્યાં અદ્ભૂત બાજ,—
પ્રાસન્ય માત્રનું એ ધામ છે તું જો જો જો ! તેમાં તું સ્થિર થઇ વિરાજ,—
અદ્દષ્ટ અધીન થશે તને તું જો જો જો ! ધારી લે શિરપર તાજ,—
થઇશ અધિષ્ઠાતા સત્તા માત્રનો તું જો જો જો ! સિદ્ધ કરીશ તું સામ્રાજ્ય,—
અભેદ રૂપે (એ) હૃદય મંદિરે તું જો જો જો ! સર્વાત્મા નરહરિ મહારાજ,—

શ્રી. હ.

## विपयी वृत्ति प्रति तिरस्कारयुक्त वचनो.

વિષયી વૃત્તિ ! તુજને ધીક્કાર
ક્ષણ ક્ષણ અંતઃકરણ તણો તું, કરે નીચો અધિકાર,—
વિહિત ભોગ ત્યજી અવિહત ભોગે, જવું એ તુજ વ્યાપાર,—
દુઃખ અનંત સહે પણ જાતી, તું તેને તે દ્વાર,—
વિકારી ભાવથી નિરખે પરધન, પર સત્તા, પરદાર,—
અરે ! ફુટયાં નહિ કાં તારા આ, ઉભય નેત્રના દ્વાર,—
સાન ન આવે, કર્મ સત્તાનો, સહે અપરિમિત માર, —
આજ સુધી કહે શું ફલ કાઢયું, કરતાં અસદાચાર;—
ચરણે નમવા યોગ્ય તને તે, કરતા (તુજ) તિરસ્કાર,—
(તું) ધારે ભોગે શમે રાગ તો, વ્યર્થ એ તુજ વિચાર,—
તુજ સ્વભાવ આગ્રહથી ન ત્યાગીશ, ત્યાં લગી નથી છૂટનાર,—
કોટિનો તે થનો કોઇનો, તુજને સ્વિકારનાર,—
વિશ્વે એકજ વિજયી તે જે, તુજ પરાસ્ત કરનાર,—
એક સમર્થ શ્રી સદ્ગુરુ શિશુ પ્રતિ, તારૂં ન કશું વળનાર,— શ્રી. હ.

# मनुष्यनो अन्य उपर पडतो प्रभाव.

ગમે તો મનુષ્યને જ્ઞાન હોય કે ન હોય, પરંતુ તેનો પ્રભાવ બીજા મનુષ્યના ઉપર હમેશાં પડયાં જ કરે છે એકનો બીજા ઉપર સ્વાભાવિક રીતે પ્રભાવ પડેજ છે પરંતુ આશ્ચર્ય એ છે કે મનુષ્ય એ વાતનો કદી વિચાર સરખો પણ કરતો નથી કે બીજાઓના ઉપર મારો પ્રભાવ શાથી પડે છે, મારા સ્વભાવથી, મારા શબ્દોથી, મારા હસવાથી, મારા રડવાથી, બીજાના જીવનમા શો ફેરફાર થઇ રહે છે એ પ્રભાવ હમેશા ધીરે ધીરે અવ્યક્ત રૂપે પડતો રહે છે કે જેનો મનુષ્યને કદી વિચાર સરખો પણ આવતો નથી તેના પ્રત્યેક શબ્દ અને પ્રત્યેક કાર્યનો કાઇ ને કાઇ પ્રભાવ પડયાજ કરે છે જે શબ્દોને તે ગમે તે રીતે મુખથી બોલી નાખે છે અને શરીરની જે પ્રવૃત્તિયો તેની અજાણમા અને વગર વિચારે થયા કરે છે તેનો વિલક્ષણ પ્રભાવ પડે છે એટલો પ્રભાવ ઇચ્છા અને સંકલ્પ કરવા છતાં પણ આપણે આપણી પ્રવૃત્તિયોથી પાડી શકતા નથી આખા દિવસમા એક પળ પણ એવી જતી નથી કે જેથી મનુષ્ય પોતાના પ્રભાવથી સંસારમા કાઇ ને કાઇ પરિવર્તન કરી શકતો હોય, પરંતુ આ પરિવર્તન એવું ધીરે ધીરે થાય છે કે મનુષ્યને તેનો પત્તો પણ લાગતો નથી

તેજ, પ્રકાશ, વિદ્યુત, આકર્ષણ વિગેરે પ્રકૃતિની સમસ્ત શક્તિયો હમેશા અવ્યક્તરૂપે પોતાનું કામ કરતી રહે છે આપણે તેને કદી પણ જોઈ શકતા નથી. આપણને તેની સ્થિતિ કેવળ તેના કાર્યો અને પરિણામથીજ જણાય છે પ્રકૃતિના નજરે જણાતા પદાર્થોના પરિણામ, ન દેખાતા પદાર્થોની વૈભવની આગળ કાંઇ હિસાબમા નથી સૂર્ય જોતામા કેટલો મોટો છે, પ્રકાશ પણ તેનો વધુ છે, પરંતુ આ પૃથ્વિના જીવજંતુઓ તથા વનસ્પતિ વિગેરેના જીવનના પાલનને માટે સૂર્યમાથી ઓછુ તેજ મળતું નથી અડધી કરતા વધુ ગરમી અને પ્રકાશને માટે આપણે તારાઓનો આશ્રય લેવો પડે છે જે પૃથ્વિથી લાખો માઇલ દૂર છે અને ઘણાજ નાના છે કે જે પૂરા દેખાઇ શકતા પણ નથી એ પ્રકારે હરએક તરેહથી પ્રકૃતિ આપણને બતાવી શકે છે કે જે પદાર્થો આપણને દેખાતા નથી તેની શક્તિ દેખાડનાર પદાર્થોની શક્તિ કરતાં કંઇક અધિક છે

દરેક મનુષ્યના હાથમા સારૂં અગર ખોટું કરવાની અદ્ભૂત શક્તિ હોય છે એ શક્તિ એ, તેના જીવનમા ચુપ ચુપ ન જણાનાર કે ન દેખાનાર પ્રભાવ છે મનુષ્ય વાસ્તવમાં કેવા છે, તેનો અંતરંગ ભાવ અને તેના વાસ્તવિક વિચાર કેવા છે, તેનું તે પ્રતિબિમ્બ છે ગમે તો મનુષ્ય કાંઇ પણ કામ ભલે ન કરતો હોય, તો પણ તે પોતાના જીવનદ્વારા સંસારમા હર્ષ યા શોક, આશા યા નિરાશા, ઉદારતા યા કૃપણતા, સુખ યા દુ:ખ વિગેરે ગુણ કે અવગુણ ફેલાવતો રહે છે આપણા જીવનમાં હમેશા બે કાર્ય થયા કરે છે એક બીજાના ઉપર આપણો પ્રભાવ પાડવો અને બીજું બીજાનો પ્રભાવ આપણા ઉપર પડવો એવી રીતે આપણો બીજાના ઉપર અને બીજાનો આપણા ઉપર હમેશા પ્રભાવ પડયાજ કરે છે

સંસારમા કેટલાક સ્ત્રી પુરૂષો એવા હોય છે કે કેવળ તેમની હાજરીજ હર્ષ અને આનંદના કારણરૂપ હોય છે તેમને જોવા માત્રથી અન્યને આનંદ અને પ્રમોદ થઇ રહે છે શાંતિ જણાય છે અને ક્ષણ વારમા એમ જાણી શકાય છે કે જાણે આખુ જગત આનંદ અને બાગાનુંજ સ્થાન છે

કેટલાક એવા પણ માણસો છે કે જેની કેવળ આકૃતિને જોવાથીજ અશાંતિનો અનુભવ થવા માડે છે, અને જીવનથી ઘૃણા થવા લાગે છે વિના કારણે તેને જોતાજ અન્યના હૃદયમાં ચિંતા અને ગભરાટ ઉત્પન્ન થઇ જાય છે ચારે તરફ નિરાશાજ જણાય છે, એક ઘડી જતી નથી,

કોઇ પણ વસ્તુ સારી લાગતી નથી, અને કોઇ કામ કરવામા પણ ચિત્ત ચોટતું નથી

ઘણા મનુષ્યો એવા હોય છે કે જે જીવન રૂપી સમુદ્રમા બરફના પહાડોની માફક તરતા ફરે છે તે કોઇને દિલાસો આપતા નથી, કોઈ તેમની પાસે જતુ પણ નથી તે સર્વથી અતડા રહે છે જો કોઇ દૈવથી તેની પાસે જઇ ચડતું તો તેને ઘણો પસ્તાવો થતો કે હું અહીં કયા આવ્યો અને જો તેમાંથી કોઇ કદી કોઈની પાસે થઇને જતુ તો તેમને વિચાર થતો કે આ અહીં ક્યાથી આવ્યો આવા મનુષ્યોનો કેવો ભયકર પ્રભાવ પડે છે, તે તમે જાતે જાણી શકો છો કહેવાની કાંઇ જરૂર હોતી નથી, એટલુ તો કહેવુજ પડશે કે જે અભાગી મનુષ્ય તેની પાસે રહે છે તેનુ જીવન ઘણુંજ દુ ખમય બને છે અને જીવતા છતા પણ તેને મરવા તુલ્ય લાગે છે

કેટલાક માણસો એવા પણ હોય છે કે જે હસમુખા, પ્રસન્નચિત્ત, ઉદાર અને શાત હોય છે વીરતા અને સહનશીલતા તેના ચ્હેરા ઉપર ઝળકતી જણાય છે તે પોતાના માર્ગ ઉપર આરૂઢ રહે છે અને નિર્ભયપણે તે માર્ગે ચાલ્યા કરે છે કદી કદી કોઇ કાર્યમા તેને વિઘ્ન જણાતા તેને તે પ્રસન્નપણે સહન કરી અને નિર્મૂળ કરે છે તેના પ્રત્યેક શબ્દ અને કાર્યથી આશા અને આનદનો વર્ષાદ વરસી રહે છે જેવી રીતે સૂર્ય ઉદય થતા અધકારનો નાશ થાય છે અને પ્રકાશ થઇ રહે છે, તેવી રીતે તેમની દિવ્યમૂર્તિના દર્શનથી નિરાશા હજારો ગાઉ દુર નાસી જાય છે અને દુ ખમા ડુબેલો મનુષ્ય પણ આશા અને ઉત્સાહથી સુખના માર્ગને પકડી શકે છે

કેટલાક મનુષ્યો મલેરિયાગ્રસ્ત સ્થાનના જેવા હોય છે જેવી રીતે મલેરિયા તાવવાળી જગ્યાના સસર્ગથી મલેરિયા ઉત્પન્ન થાય છે અથવા જે સ્થાનમા મહામારી વિગેરેનો પ્રકોપ થાય છે તે સ્થાનમા રહેવાથી મહામારી ( કૉલેરા ) લાગુ પડવાનો ભય રહે છે, તેવીજ રીતે તેવા મનુષ્યોની પાસે રહેવાથી અને તેમના સસર્ગથી બહુજ ભયાનક, ખરાબ, ગંદો અને ઝેરી પ્રભાવ પડે છે એવા મનુષ્યો પોતાના ઘરમાં પણ રોગ અને શોકથી ભરેલી ઝેરી હવા ફેલાવી દે છે જ્યા તે આવે છે કે બાળકો રમવુ કુદવુ છોડી દે છે, હસવા રમવાનું જતુ રહે છે અને દરેકના ચ્હેરા ઉપર ઉદાસી છવાઈ રહે છે તેવા માણસો હમેશા જાણે પોતાના ઘરમા કોઇ નિત્ય મરી જતુ હોય અને તેનો જાણે પોતાને ભારે શોક હોય તેવી રીતે હમેશા લ્હડેલા મોઢે અને ઉદાસ મનથી રહે છે તે કોઇ પણ વખતે હસતા મુખે જોવામા આવતા નથી પણ જ્યારે જોઇશુ ત્યારે તેવા માણસનુ મોં ચઢેલું અને આખો લાલ દેખાશે

આવા માણસોથી પ્રતિકુળ માણસો પણ જગતમા ઘણાં મળી આવે છે કે જે હંમેશા પ્રસન્ન રહે છે અને બીજાને પ્રસન્ન રાખે છે કોઇ ગમે તેટલો ઉદાસ હોય તો પણ તેને જોતાંજ તેની ઉદાસી જતી રહે છે

ઘણા મનુષ્યો કપટી અને માયાચારી હોય છે અર્થાત તેમના મનમા કાંઇ હોય છે અને બહાર વર્તન જુદુ હોય છે તે કહે છે કાંઇ અને કરે છે કાંઇ તે લોકોમા એ અવગુણ હોય છે કે જો તેમને કોઇ કામમા તમારી જરૂર પડી તો તે તમારી સાથે ઘણોજ મેળાપ કરી દેશે અને પ્રીતિ અને સહાનુભૂતિ બતાવશે પોતાની ગરજ કે મતલબ વખતે તમારી સાથે રડવા અને હસવાને માટે તૈયાર થઇ જશે તેમની બોલીમાં એવી મધુરતા આવી જાય છે કે જાણે તેનું દરેક વર્તન ખરા હૃદયનુ હશે પરતુ એ પ્રકારનું વર્તન હંમેશને માટે ટકી શકતુ નથી બહારનો દેખાવ એક વખત જતો રહે છે, અને તે ઉપરચોટીયો વ્યવહાર એક દિવસ પકડાઇ જાય છે તેના પાશમા ભોળા મનુષ્યો ફસાઇ જાય છે પણ કાંઇ બધા તેવા હોતા નથી. દરેક મનુષ્યના અંતરમા એક છુપી એવી શક્તિ હોય છે કે જે તે મનુષ્ય ધુર્ત અને કપટી છે તેવુ તેમને જણાવી દે છે એવા મનુષ્યો જ્યા સુધી સ્વાર્થ હોય છે ત્યા સુધી વળગ્યા રહે છે, પણ જ્યા કામ થઈ રહ્યું કે પછી તેમનો ભાવ પણ પૂછતા નથી

આ પ્રકારે મનુષ્ય માત્રનો સારો કે ખોટો કોઈ પણ એક પ્રકારનો પ્રભાવ બીજા મનુષ્ય ઉપર જરૂર પડે જ છે જ્યારે એમ છે તો મનુષ્ય માત્રનુ કર્તવ્ય છે કે જેથી જગત ઉપર ઉપકાર થાય અને અન્ય મનુષ્યોનું ભલું થાય તેવા

# दुःखनो भार बीजाने शिर

( લેખક શ્રીયુત મણિલાલ નથુભાઈ દોસી. બી. એ )

જે મનુષ્ય પોતાના દુઃખો બીજાઓને વ્હેંચી આપવામા બહુ ઉદાર હોય છે તેના જેવો સ્વાર્થી મનુષ્ય જગતમા કોઇ પણ નથી તે પોતાનુ કોઇ પણ દુઃખ પોતાને માટે રાખી મૂકતો નથી, પણ પોતાના સબંધમા આવતા દરેક મનુષ્યને તેનો ભાગીદાર બનાવવાને ઘણો તત્પર હોય છે તેની ચિંતા, તેના દુઃખો અને તેની કસોટીઓમા બીજા મનુષ્યો ભાગ લીધા વગર રહે એ તેને રુચતુ નથી, તેથી તે જે કોઇ તેને મળે તેની આગળ પોતાના રોદણા રોયા કરે છે

પોતાની જીંદગીની જોખમદારી પોતાને શિરજ હોવી જોઇએ આપણો ઉચ્ચમા ઉચ્ચ આનંદનો ઉંડામા ઉંડા દુઃખનો આપણને એકલાનેજ અનુભવ થાય છે આપણી અંદર રહેલી નિર્બળતા સાથે આપણે એકલાનેજ લડવુ પડે છે આપણે મરીએ છીએ ત્યારે પણ એકલાજ જઇએ છીએ જો જીવનના મોટા પ્રશ્નો આપણી ચિંતાઓ, આપણી જોખમદારીઓ, આપણી નિષ્ફળતાઓ અને આપણા ભયો આ બધા પ્રસંગો આપણે એકલાએજ અનુભવવાના હોય છે તો પછી આપણા દુઃખનો ભાર બીજાને શિર ઢોળવાને પ્રયત્ન કરવો એ શુ વીરત્વનુ કામ કહી શકાય ?

આપણે ખરી રીતે તો બીજાનુ જીવન આનંદી બનાવવુ જોઇએ આપણા દુઃખો વીરતાથી સહન કરીને બીજાને તેમની કસોટીઓમાથી પસાર થવામા આપણે ધૈર્યના નમુનારૂપ બનવુ જોઇએ, આપણે આપણી નિષ્ફળતાનો વિચાર નહિ કરતા તેમાથી મળતા અનુભવ જ્ઞાનનો વિચાર કરવો જગતમા મળી આવતા અનેક પ્રકારના આનંદ આગળ આપણે આપણા દુઃખદ પ્રસંગોને તુચ્છ ગણતા શીખવુ જોઇએ. આપણી ચિંતાઓ અને ભયનાં સ્થાનોને ભૂતકાળમા મૂકી દરરોજ નવીન પ્રભાતને એક વીર તરીકે ભેટવુ જોઈએ પણ આપણા દુઃખો અને શોકને આપણી સમાજમા પરચુરણ વેપારીની માફક વ્હેંચી આપવાને આપણને બીલકુલ હક નથી

જ્યારે મનુષ્ય પોતાનુ જીવન ચરિત્ર પોતે લખે છે, ત્યારે તે પોતાની અને બીજાઓની વાતચિતના વર્ણનથી અટકતો નથી, પણ તે વારંવાર પોતાના હૃદયના ઉભરા કાઢે છે તે તે સૂક્ષ્મદર્શક યંત્રવડે પોતાના જીવનના દરેક બનાવને તપાસતો લાગે છે, અને તેથી તેના જીવનના નાના નાના પ્રસંગો પણ ઘણુ વિશાળરૂપ ધારણ કરતા લાગે છે કોઇક પોતાના જીવનચરિત્રમા લખે છે કે " આખી રાત હું ઉંઘ્યો નહિ, મે ઘડિઆળના ટકોરા દરેક કલાકે વાગતા સાંભળ્યા " આ અને આના જેવા અનેક બનાવોનુ બારીક વર્ણન હોય છે આ બધાનુ કારણ એ છે કે મનુષ્યને પોતાનુ દુઃખ બીજાઓના દુઃખ કરતા ઘણું મોટુ લાગે છે

આવા કોઈ મનુષ્યને જો તમે પૂછો કે "તમને કેમ છે ? " તો તે ચાર વર્ષનો હતો અને તેને પેટમાં આંકડી આવી હતી ત્યાથી શરૂ કરીને અત્યાર સુધીની તેની શરીરની સ્થિતિ તે વર્ણવી જશે. તમે તેને રસ્તામા ભેગા થયા હો, અને તેની માનસિક સ્થિતિ વિષે પૂછ્યુ હોય તો તેણે ક્યા ક્યા પુસ્તકો વાંચ્યા, ક્યા ક્યા ભાષણો સાંભળ્યાં, અને કેવી રીતે તેનુ મન ઘડાયુ, એનો ઇતિહાસ આપવા મંડી જશે. તે પોતાના વીતક બીજાને જણાવવા તત્પરજ હોય છે

કેટલાક પુરૂષોને અને મુખ્યત્વે કરીને સ્ત્રીઓને એવી આદત પડી ગઇ હોય છે કે તેઓ પોતાના નોકરો, બાળકો અને કુટુંબના મનુષ્યો સાથે થયેલી સહેજ તકરાર કે અણુમનાવને મોટુ રૂપ આપી તેમને મળવા આવનાર દરેક આગળ તે વાત ઉકેલ્યા કરે છે જ્યા સુધી પોતાના દુઃખો બીજા આગળ ન રડે, ત્યા સુધી તેમને ચેન પડતુ નથી. તેઓ જાતે તો દુઃખી હોય છે અને પોતાની શોકજનક વાતો સંભળાવીને બીજાને શોકાતુર બનાવવાનો ધંધો લેઈ બેઠા હોય છે.

એક વેપારીને બંધકોષનુ દરદ થયુ હતું તે પોતાની દુકાને બેસી સવારથી તે સાજ સુધી જે ઘરાક તેની દુકાને આવે તેને તે દરદની વાત સભળાવ્યા વિના જવા દે નહિ પોતે માંદો માટ આખી દુનિયાને તેના મદવાડના વિચારથી દુખી કરવાનો તેને શો હક્ક છે? આપણા મનની સ્થિતિ પણ યોગ્ય ન હોય તો તે વખતે મૌન ધારણ કરવુ એજ આપણે વાસ્તે શ્રેયસ્કર માર્ગ છે

કેટલાક મનુષ્યો વારવાર પોતાના શરીર તરફ નજર કરશે, અને પોતે આખી દુનિયામા સૌથી દુખી હોય એમ માનવા લાગશે તેઓને પોતાના દુખને મોટુ રૂપ આપવામા મજા પડતી લાગે છે તેઓ ઘણીવાર એમ કહેતા સભળાય છે કે ભૂત કાળમા તેના જેટલી અડચણો, સકટો અને નિરાશાઓ કોઇએ પણ અનુભવ્યાં નથી

જ્યારે આવા મનુષ્યના ઘરમા મૃત્યુ પ્રવેશ કરે છે અને તેના નજદીકના સબધીને ઉપાડી લઇ જાય છે, ત્યારે તેનુ જીવન નીરસ બને છે, આશા તૂટી જાય છે, અને જીવનુ પ્રયોજન વગરનું લાગે છે તેનામાથી પ્રેમ ચાલ્યો જાય છે, તે શન્ય ચક્ષુથી ભવિષ્ય તરફ દૃષ્ટિ કરે છે, પણ ભવિષ્ય તે જોઈ શકતો નથી. જીદગી બરબાદ ગઇ અને હવે તે જીવન અને મૃત્યુ એ બન્ને તેને સરખુ જણાય છે

કાળ પોતાનું કામ કર્યે જાય છે, અને વખત જતા સ્વજનના મરણનો કારી ઘા પણ ભૂસાવા લાગે છે, અને જીવનમા નવાં પુષ્પો ઉગે છે આપણે દુનિયાની વસ્તુઓમા ફરીથી રસ લેવા લાગીએ છીએ કેટલાક મનુષ્યોને એમ લાગે છે કે જીદગીની વસ્તુઓમા રસ લેવાથી તેઓ મરણ પામેલા સ્વજનો તરફ ઓછી પ્રીતિ ધરાવે છે, પણ આ માન્યતા ભૂલભરેલી છે કુદરત બહુજ ડહાપણ ભરેલી રીતે આપણને આશ્વાસન આપતા જણાવે છે કે, "જો કાળક્રમમા દુખના ઘા રુઝાતા હોય તો તે ઘાને લમાવી રાખવાનું કાંઇ કારણ નથી આત્માનો સ્વભાવ આનદ સ્વરૂપી છે માટે આનદ ભોગવવામા આપણે કોઇ પણ આપણા પ્રિયજન તરફ ઓછી-પ્રીતિ ધરાવીએ છીએ એમ ઠરતું નથી "

આપણું દુખ અને શોક ગમે તેવા ભારે હોય, છતુ તેને બીજા પર ઢોળવાનો આપણને કાંઇ પણ અધિકાર નથી જુદા જુદા રગની પાઘડીઓ પહેરીને, અથવા તો કાળી પટીઓ બાંય પર ચોટાડીને, અથવા તો કાળી રેખાવાળા નોટપેપરો વાપરીને આપણા દુખમા ભાગીદાર બીજાને બનાવવાનો આપણને જરા પણ અધિકાર નથી

જો આપણુ જીવન દુખરૂપ થયું હોય, જો આપણી સમૃદ્ધિ ચાલી ગઈ હોય, જો આપણુ પ્રેમપાત્ર બેસકા નીવડયુ હોય, અને જીવન દુખની ખીણ રૂપ થયુ હોય કે જે ખીણમા થઇને મરતા સુધી આપણે ચાલવાનુ હોય તોપણ આવુ વાતાવરણ દરેક સ્થળે ફેલાવવાનો આપણને જરા પણ હક નથી અજાણ્યા મનુષ્યોને આપણા જીવનની કમરોમા લઈ જઇને ભૂતકાળના હાડકા બતાવવાથી કાંઇ પણ લાભ નથી આપણા શોકનો પ્યાલો બીજાને પાવાનો આપણને જરા પણ અધિકાર નથી પણ જેવી રીતે મહાત્મા સોક્રેટીસે ઝેરનો પ્યાલો જાતે પીધો, તેવી જ ઉમદા રીતે વીરતાથી, અને બરબડયા વિના આપણા શોકનો પ્યાલો આપણે જાતે જ પીવો જોઇએ

જો તમે જીવનના એવા અનુભવમા પસાર થયા હો કે જેને લીધે પુરુષ અને સ્ત્રીના સદ્ગુણ વિષે તમને શ્રદ્ધા ન રહી હોય, જો તમને એમ લાગતું હોય કે ધર્મ એ ધતીંગ છે, અધ્યાત્મ એ ઢોંગ છે, જીવન નીરસ છે, અને મૃત્યુ એટલે સર્વસ્વનો નાશ છે આવા અથવા આવી જાતના ભૂલ ભરેલા વિચારો જો તમે સ્વીકારવાની ભૂલ કરી હોય તો પણ તેને ફેલાવવાના અને બીજાઓને તેવા અશુભદર્શી વિચારોના ચેપમાં ઘસડવાના કામથી દૂર રહેજો. કોઇ મનુષ્ય ધર્મની અમુક માન્યતાને આધારે પોતાનું જીવન ટકાવી રાખતો હોય તો તેની તે માન્યતાને ડગાવવા મથતા નહિ. જો કોઈ મનુષ્યને મનુષ્ય જાતિમા અને પ્રભુમા શ્રદ્ધા હોય તો તેની તે શ્રદ્ધા રહેવા દેજો તેની આશાના તતુઓને તોડના નહિ અને તેની ભાવનાઓ ભ્રમાત્મક છે એમ કહેતા ના તમને તેમ કરવાનો શો હક છે? તમારા નિષેધાત્મક વિચારોનો પાયો જ ક્યા છે?

દષ્ટિમા ભક્તિભાવ, ભરીને વસન્તના રૂપની પૂજા કરવાને માટે આવતી હતી

જો કે તે રૂપહીના, સકુચિતા અને સ્વલ્પ-શક્તિ વિરહિતાપર દૃષ્ટિ નાખવાનો વસન્તને અવકાશ નહોતો તોપણ તે તેની નજરે એટલા માટે પડી હતી કે તે અન્ય સર્વ યુવતિયોની સાથે પોતાના જીવનના તારને બતાવી શકતી નહોતી. અર્થાત્ તેની એ વિષમતાજ વસન્તની દષ્ટિ નિક્ષેપનું કારણ હતી નહિ તો વસન્ત પોતાના રૂપનાં તરસ્યાં નેત્રોને તેના ઉપર કેમ નાંખત? તે વખતે તેના યૌવનનું તપ્તરક્ત રૂપના નિશામા ચૂર થઇ રહ્યું હતું

રૂપહીનાને આ રૂપની દુકાનમાંથી કહાડી મૂકવાનો કોઇ ઉપાય નહોતો, એથી વસન્ત કેવળ સભ્યતાના નિયમનું પાલન કરવાના ધ્યાનથી અન્ય રાજકુમારિયોને માટે માલા ગુથતા વધેલા સુગધ વગરનાં ફુલોની એક માળા બનાવી રાખતો હતો, અને તે યમુનાને જેમ રાજાઓના દ્વાર પર ભિખારીયોને ભિક્ષા આપવામા આવે છે, તેવી અવગણનાની સાથે આપતો હતો.

પરન્તુ યમુના તે માળાને દેવતાના પ્રસાદ સમાન મહાન શ્રદ્ધાની સાથે પોતાના ગળામાં પહેરી લેતી હતી જે વખતે કુમારી ઇન્દિરા એક વિશેષ પ્રકારની ગ્રીવા ભગ કરીને લીલાયુક્ત કટાક્ષથી મશ્કરી કરતી હતી, કુમારી શુકલા જતા જતાં થોડીવારે પાછી આવીને દયાપૂર્વક જોઇ લેતી હતી, અને કુમારી આનદિતા પ્રાણોને ઉન્મત્ત કરનાર મધુર પરિહાસ કરી જતી હેતી, તેજ દિવસે વસન્ત યમુનાને માટે એક સુગધ વગરના અને કાળા રગના અપરાજીતા નામના ફુલોની એક માળા બનાવી દેતો હતો વસન્તનો તે અપૂર્વ પ્રસાદ મેળવીને યમુનાનું મન આનદ અને કૃતજ્ઞતાથી એટલુ બધુ ભરાઇ જતું હતું કે તેમા તેને પોતાની લજ્જાને રાખવાનું પણ સ્થાન રહેતું નહોતું

વસન્તનો બગીચો ઘરના ફુલોથી અને વનના ફુલોથી શોભી રહેતો હતો ચદ્રમાની ચાંદની અને રૂપની ચાંદનીથી નવ પલ્લવિત રહેતો હતો પક્ષિયોના કોલાહલથી અને યુવતિયોના કલહાસ્ય કૌતુકથી ધ્વનિત રહેતો હતો, ફુવારોની અજસ્ર ધારાઓથી અને હૃદયની અજસ્ર પ્રીતિથી સીંચાઇ જતો હતો, અને મણિદીપકોના પ્રકાશથી તથા મોટી મોટી આખોના ચિત્વનથી ઉજ્વલ રહેતો હતો દિવસ પછી દિવસ ને રાત પછી રાત, સવાર પછી સાજ અને સાજ પછી સવાર એ પ્રકારે ધીરે ધીરે એક સુખના સ્વપ્ન માફક તે સમય ચાલ્યો જતો હતો તેમા તે યુવતિયોનુ ટોળુ વસન્તને ઘેરીને આનદમગ્ન અને પ્રમત્તોન્મત્ત રહેતું હતું

વસન્ત કુસુમના ફુલોના ગાઢ રગથી તેમની ઓઢણી રગી દેતો હતો, રૂપ મડલીના ફુલોને મસળીને ચરણ રગી દેતો હતો, મેંદીના પાનના રસથી હાથ રગી દેતો હતો અને મધુર હાસ્ય, પ્રિય વચન અને ચાહભર્યા ચિત્વનથી તેના હૃદયને રગવાની ચેષ્ટા કરતો હતો તે સુંદરિયોના હૃદય તેથી રગાતા હતા કે નહિ તે કોણ જાણે, પરન્તુ તે યુવતિયોના અરીણના ફુલની સમાન લાલ, અને માદક ઓઠ, અનારના ફુલ જેવા ગાલ, કુસુમ રગના વસ્ત્ર અને મેંદીથી રગેલા ચરણો પોતાની સઘળી લાલિમા એકત્ર કરીને વસન્તના કોમળ હૃદયને રૂધિરના રગથી રગી દેતાં હતા તરૂણિયો વસન્તથી જેટલી અતરગતા વધારતી હતી, તેટલીજ શૂન્યતાનો વસન્ત પોતાના અતરની મધ્યમા અનુભવ કરતો હતો, અને ધીમે ધીમે તે સઘળી શૂન્યતાને પૂર્ણ કરીને તે કોઇ એકને પોતાના જીવનમંદિરમા કરવાને માટે અધિર થઇ જતો હતો

૩

એક દિવસ જ્યારે સધ્યાકાળે પ્રત્યેક વૃક્ષપર ફુલો ખીલવા લાગ્યા હતા, દક્ષિણ વાયુ વિરહે મૂર્છિતાના નિશ્વાસની સમાન રહી રહીને ફુલોના વનમા કપકપી ઉત્પન્ન કરતો હતો, ફુલોની સુગધથી મત્ત થઇને કોકિલ અને પપૈયા પ્રલાપ કરતા હતા અને હજારો દીવાઓની શિખાઓની વચમા ફુવારાનું જળ હીરાની માળાઓની માફક પડતું હતું, ત્યારે વસન્તના પ્રેમ સગીતને બધ કરીને રાજકુમારી ઇન્દિરા સાક્ષાત્ લક્ષ્મીની માફક તે ઝુપડીના દ્વારપર આવીને ઉભી રહી વસન્ત તત્કાળ ઉઠીને ઉભો થઇ ગયો અને ફુલોથી ભરેલો એક કડીયો તેના ચરણની આગળ ઉંધો

વાળી દઇને બોલ્યો –ઇન્દિરા, તું બહાગ્નાં ફુલોને તો રોજ લઈ જાય છે, પણ મારા અંતરના અતુલનીય ફુલને શું તારા ચરણોમાં સ્થાન નહિ મળે ? અને આ ફુલોનું વન વિવાહોત્સવથી શું વિશેષ રૂપે પ્રફુલ્લિત નહિ બને ?

આ સાંભળી કુમારી ઇન્દિરા મોં ચઢાવીને અને ફુલોને તિરસ્કાર પૂર્વક પગથી કચરી નાંખીને વિજળીની માફક કડક રીતે બોલી,—એક નિચ માળીનું આટલું બધું સાહસ ! શું તું મારા અનુગ્રહને પ્રણય માને છે ? તું એક રાજકન્યાને પોતાની ઝુંપડીમાં રાખવાની ઇચ્છા રાખે છે ? શું તું નથી જાણતો કે મારા પાણિગ્રહણને માટે તો કર્ણાટક નરેશ જેવા મહારાજાએ માગણી કરેલી છે ? તારૂં આ સર્વ સાહસ કાલે આ વખતે નષ્ટ થશે કે જે વખતે રાજાની આજ્ઞાથી તને શુળી ઉપર ચઢાવી દેવામાં આવશે

વસન્તના હૃદયમાં આથી જે અપમાન જન્ય વેદના ઉત્પન્ન થઇ, તે શુળીના આઘાત કરતાં કાંઇ પણ કમી નહોતી જે ઇન્દિરાના શ્રીચરણોમાં તે પોતાના હૃદય ભંડારના શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ બહુમૂલ્ય અર્ઘ એક પછી એક અર્પણ કરીને ખાલી થઇ ગયો હતો, તે આજે તેને તુચ્છ સમજીને પગથી ઠોકર મારે છે સંસારમાં શું પ્રેમ અને ભક્તિનો બદલો આ પ્રકારે આપવામાં આવતો હશે ?

વસન્તે ઇન્દિરાના પગે પડીને કહ્યું,—શુળીપર ચઢાવવો હોય તો ચઢાવી દો હું રોકતો નથી પરંતુ રાજકુમારી, વિચાર કરો, બહારથી ગરીબ જણાતો હું અંતરમાં ગરીબ નથી જે ઐશ્વર્ય મેં તમારા ચરણોમાં ખૂરબાન કરી દીધું છે, તેને તમે કોઇપણ મહારાજાના ભંડારમાં પણ શોધતાં મેળવી શકશો નહિ કંગાલને સર્વ પ્રકારે કંગાલ કરીને ન મારો

ઇન્દિરા હસી પડી તેનો આ ઉપહાસ વસન્તના હૃદયને આ પારથી પેલે પાર સુધી ચીરીને ચાલ્યો ગયો. વસન્તે વિનતિની સાથે કહ્યું, મારી આટલા દિવસની વ્યર્થ પૂજાને ઉપકાર સ્વરૂપ મારી એક અંતિમ ઇચ્છાને માની લેશો તો ઠીક થશે કાલ સવાર પહેલાં આ વાત તમારે કોઇની આગળ પ્રકટ ન કરવી હું એકવાર કુમારી શુકના અને આનંદિતાની સાથે પણ ફરી વાર મારા ભાગ્યની પરીક્ષા કરવા ઇચ્છું છું

ઇન્દિરાએ ગર્વથી કહ્યું, ઠીક, તમારી પ્રાર્થના મંજુર છે હું જાતેજ તેમને બોલાવી લાવું છું, પણ હું એ પણ સાથે સાથે કહી દઉં છું કે એ તમારી કેવળ દુરાશા છે, વિશ્વાસ રાખો, કોઇપણ રાજકુમારી માળીના ગળામાં પ્રણયની માળા પહેરાવી શકશે નહિ, એટલુંજ નહિ પણ કાળા યમુના પણ નહિ પહેરાવે માળી ગમે તેટલો સુંદર અને મનોહર કેમ ન હોય, તોપણ રાજકુમારિયો તેને પોતાનો પ્રણયી નહિ બનાવી શકે

ઇન્દિરાએ આવીને શુકલાને મોકલી દીધી શુકલા પણ તેજ પ્રકારે વસન્તના પ્રણય નિવેદનનો તિરસ્કાર કરીને પાછી આવી તેની પછી આનંદિતા ગઇ અને તે પણ વ્યથિત માળીને જ્વાળામય શબ્દોથી વધુ દુખી કરીને ચાલી ગઇ આનંદિતાએ યમુનાને હસીને કહ્યું, અલી યમુના, જા તને વસંત બોલાવે છે

વસંત બોલાવે છે ? મને બોલાવે છે ? લજ્જાથી, સંકોચથી, આશાથી અને આશંકાથી યમુનાનું હૃદય ધડકવા લાગ્યું તે પોતાની બ્હેનોની સામે જોઇ શકી નહિ તેણે તેના ક્રૂર પરિહાસ ઉપર ધ્યાન ન આપ્યું તે તીર્થયાત્રી ભક્તની માફક પરમ આનંદથી, પ્રથમ મેળાપ વખતે-ભયભીત નવોઢાની માફક કંપિત હૃદયથી, લજ્જાથી અને સંકોચથી ધીરે ધીરે જઇને ઉભી રહી વસન્ત તે વખતે જમીન ઉપર પડ્યો પડ્યો રડતો હતો તેણે યમુનાની તરફ જોયું પણ નહિ

વસંતને રડતો જોઈ યમુનાનું હૃદય ફાટવા લાગ્યું તે સમજી શકી નહિ કે મારી નિર્મોહિની બ્હેનો વસન્તને કેવું દારૂણ દુઃખ આપી ગઇ છે યમુના તે વ્યથિત વસંતની તરફ સજળ અને ક્ષમા પૂર્ણ દૃષ્ટિથી જોતાં જોતાં કંપિત સ્વરે સાંત્વના કરવાને માટે બોલી,-વસંત !

વસન્ત ઉચ્છ્વસિત ગર્જનથી બોલી, દૂર જા, જા, જલ્લાદને બોલાવી લાવ ! કે તેમને સમર્પણજ શુળી ઉપર ચઢાવી દે -

લજ્જિતા, વ્યથિતા, અને મિત ભાષિણી યમુના સજળ નેત્રોથી પોતાની વ્યર્થ સાંત્વનાને લઇ ધીરે ધીરે ત્યાંથી ચાલી ગઇ તેને વસન્તનું

વેદના વસતથી પણ બમણી વ્યથિત કરવા લાગી જો તે પોતાની સઘળી શક્તિના, સઘળી શાંતિનાં, સઘળા ભાગ્યના અને સઘળા સુખના બદલામા સસારને છોડીને વસન્તને શાન્ત્વના આપવી પડત તો તે આપવાને તૈયાર હતી પરતુ તેનુ કઇ પણ સન્માન નહોતું તે કદરૂપી હતી, પોતાની અસમર્થતાથી તે પોતેજ પીડીત થવા લાગી.

સુંદર કુમારિયોએ હસીને તેને પૂછ્યુ –"કેમ યમુના, માળીએ તને શુ કહ્યુ ?"

તે વાતનો ઉત્તર આ રૂપહિના શુ આપી શકે? તેણે માત્ર માથુ નિચુ નમાવીને કહ્યુ કે; "કઇ નહિ"

સુંદરિયો પોતાના અટ્ટહાસ્યથી વૃક્ષો પરના પક્ષિયોને ભયભીત કરતી બોલી, "વાહરે શોખીન માળી, તને કાળી કુરુપા પસદ ન પડી ? યમુના, તું અમારી બ્હેન છે અને સામાન્ય માળી પણ તારા માટે ઘૃણા કરે છે એ જાણી અમને શરમ આવે છે અમારી પાછળ પાછળ છાયાની માફક લાગી રહેવાથી તને શરમ નથી આવતી ?

આ અપમાનથી યમુનાને કાંઇ અસર થઇ નહિ, કેમકે તે તો તેને દરરોજ મળતું જ હતુ, પરતુ તેની બ્હેન જે વસતના દુઃખમાં હસતી હતી, અને તેને પીડા આપવાને પરામર્શ કરતી હતી, તેથી યમુનાના હૃદયમાં હજારો કાંટા લો કાના જેવી પીડા થવા લાગી તે તેના અમાનુષિક આનદને જોઇને જીવતા રહેવા કરતાં મરી જવાને પણ ઠીક સમજતી હતી યમુના જો કે પોતાની શોણિતાશ્રુઓથી ભીંજાયલાં હૃદયથી ઢાકી વસતને આ મહાન નિષ્ઠુરતાથી બચાવી શકત ખરી, પરતુ શુ કરે તે બિચારી અસમર્થ હતી

આ પુષ્પવનના મદમદ પવનથી પણ યમુનાના હૃદય સરોવરમાં આજે જે ઉચી ઉચી લહેરો ઉઠતી હતી તે ઘણીજ દુઃખમયી હતી આજે આ બગીચાના જીવન સ્વરૂપ માળીની વેદના જોઇને ફુલોનું ખીલવુ, પક્ષિયોનું કલરવ કરવુ, ભ્રમરોનુ ગુંજન કરવુ, ચાંદનીનુ ખીલવુ અને પવનનો પાને પાને ખડખડાટ કરવો એ બહુજ ખરાબ લાગતું હતુ યમુના બગીચાના આ નિષ્ઠુર અને નિર્લજ્જ વ્યવહારને જો ... મ પાતાળના કાળા પડદા નાંખી ઢાંકી શકે તો ઢાકી શકત તેને એવો ભાસ થતો હતો કે આ સઘળો બગીચો મારી બહેનોના ષડયત્રમા શામિલ થઇને વસતની વેદનાથી આનદિત થઇ ગયો છે આજ યમુનાની લજ્જા તેની વેદનાથી ચીરાયલા હૃદયમાં તિક્ષ્ણ છરીની માફક લાગતી હતી

૪

બીજે દિવસે સવારે રાજકુમારિયોએ રાજાની પાસે જઇને વસતની અવજ્ઞાનુ વર્ણન કર્યું અને નિવેદન કર્યું કે આ અસભ્ય માળીને શૂળી ઉપર ચઢાવવો જોઇએ રાજકુમારિયોએ બહુજ દિવસથી નરહત્યાનો દેખાવ જોયો નહોતો ગજાની આ જ્ઞાથી વસતને રાજસભામા કેદ કરીને લાવવામા આવ્યો તેણે કાંઇ પણ આનાકાની વગર પોતાના અપરાધનો સ્વિકાર કર્યો જો તે જુઠ બોલીને અપરાધનો અસ્વિકાર કરત. તો રાજસભામા આનદ થાત, પરતુ નહિ, વસત પોતાના આ નિરાશાવાળા જીવન કરતા મરવુ સારૂં સમજતો હતો જેથી તેણે કાંઇ પણ રીતે પોતાના અપરાધનો અસ્વીકાર ન કર્યો વસતને જોઇ કઠોર વચને ધારણ કરનાર પહેરેદારોને પણ આસુ આવી ગયા વાહ ? કેવુ મુકુમાર રુપ છે ? આ કોમળ અને મધુર સ્વભાવના વસતને શુ શૂળી ઉપર ચઢીને પ્રાણ ખોવો પડશે ?

રાજાએ રાજકન્યાઓને કહ્યુ, બેટિયો, એ તો પાગલ છે. તેને કહો તો રાજ્યધાનીમાથી દૂર કરૂં ! બસ, એથી સર્વ તકરાર શમી જશે.

પરતુ રાજકુમારિયો પોતાની પ્રતિજ્ઞાથી ન હઠી નોકરના રક્તથી પોતાના નેત્રોમાં આનદનું અજન જરૂર આજેજ તેના હૃદયને ચૂર કરીને તે પોતાના પગને રગ્યા વગર રહેવાની જ નહિ

અતે રાજાએ ઘણાજ કષ્ટથી આજ્ઞા આપી કે વસતને જીવન પર્યંત કેદમા રાખવો

કુમારિયોએ કહ્યુ, "જો કેદનીજ આજ્ઞા છે, તો તેને અતપુરના કેદખાનામા રાખવો ત્યા રાખવાથી અમારો સમય આનદમા જશે"

રાજાએ કહ્યુ, "ઘણું સારૂં"

અતઃપુરની દયામયી દેવિયોના જેના ઉપર ક્રોધ થતો હતો તે અભાગિયાઓને માટે અત પુરમાં એક અધકારમય કેદખાનુ બનાવેલું હતુ તે કારાગૃહ પોતાના લોહના પાદા રૂપી દાત

મેળવીને જેને ગ્રાસ બનાવતું હતું તેને જીર્ણ વાસ્તવહીન કર્યો વગર બહાર કહાડતું નહિ તેના પડદામાં કંઇ પણ થોડો સરખો સાંધો સરખો પણ નહોતો કે જેમાંથી બહારનો થોડો ઘણો પ્રકાશ અંદર આવી શકે કેવળ થોડી સરખી હવા આવવાને માટે દીવાલ અને છતની જોડે બે ચાર નાના નાના છિદ્રો હતા અને ભોજન આપવાને માટે એક પાત્ર જઇ શકે તેટલું નાનું સરખું તાકું હતું જલ્દી મરી ન જાય તે માટે એવી થોડી સરખી અનુકૂળતા હતી કાંઇ રોગીને આરામ આપવા માટે નહિ દયામયી દેવિયોની આજ્ઞા હતી કે પ્રકાશ, હવા અને ભોજન જેટલું જઇ શકે તેટલું આ સર્વ દ્વારોમાંથી જઇ શકતું, પરન્તુ આજ્ઞા થતા પણ તે દ્વારમાંથી પ્રકાશ અને હવા અસંકોચ ભાવે જઇ શકતી નહોતી કેમકે જે સ્થાનમાં છિદ્ર હતા, તેની આગળ એક પત્થરની ઉંચી દીવાલ ઉભી હતી અને જે ભોજન આપવાનું દ્વાર હતું તેમાં એક સાધારણ વાડકાથી બીજી કોઇ મોટી ચીજ જઇ શકતી નહોતી તેની અંદર જે અભાગી પહોંચી જતું તેને ધૈર્યની સાથે મરવાની વાટ જોયા કરવા સિવાય બીજો કોઇ શાંતિનો ઉપાય નહોતો ખાવા આપવાનું દ્વાર એટલું ઉંચું હતું કે તેમાંથી બહારનો મનુષ્ય અંદર, અને અંદરનો મનુષ્ય બહાર જોઇ શકતો નહિ; કેવળ હાથ ઘાલીને ભોજન આપવું અને લેવું એટલુંજ બની શકતું. ભોજનનું પાત્ર ખાલી થતું નહિ, તે દિવસે એમ માનવામાં આવતું કે કેદી પીડા પામતો હશે અને સાત દિવસ બરોબર એજ પ્રકારે પાત્ર ખાલી ન થાય તો સમજતા કે કેદી આજન્મ બંધનમાંથી મુક્ત થઇ ગયો છે

વસન્તને આ ભીષણ કારાગારમાં રાખવામાં આવ્યો તેની સઘળી આકાંક્ષાઓની જનની પૃથ્વી, તેના પ્રેમના સ્થાન સઘળા સુંદર મુખ અને તેના ચંદ્ર, સૂર્ય, પ્રકાશ, આકાશ, પુષ્પ, પવન આદિ સંપૂર્ણ પ્યારા પદાર્થ સદાને માટે લોઢાની દિવાલોની પાછળ લુપ્ત થઇ ગયા બહારનો હર્ષ કોલાહલ જો કે તેના કાનો સુધી પહોંચતો હતો, પરંતુ તેની તરફ તેનું ધ્યાનજ રહેતું નહોતું તે પોતાના નિષ્ફળ પ્રણયના શોકમાં આ પ્રકારે મગ્ન રહેતો હતો કે તેનું આ કોલાહલની તરફ લક્ષ્યજ જતું નહોતું

સુંદરી રાજકુમારિયો કારાગારની સમીપ આવીને તાકાની પાસે હસી હસીને કહેતી હતી કે, "કેમ વર મહારાજ, સાસરામાં આજે કેવો આનંદ થઇ રહ્યો છે? રસીક માળી, અમે તમારે માટે વરમાળા લઇને આજે આવ્યા છીએ લ્યો તેને ગ્રહણ કરો! તે પછી તે કાંટાઓની માળા બનાવીને તેને વસન્તની આગળ ફેંકીને ખુબ ખડખડીને હસતી હતી તેની તે કાંટાથી પણ વધુ તીખી માળા અને નિષ્ઠુર હસવું તે તેમની પાછળ રહેનારી યમુનાના હૃદયમાં શલ્યની માફક ચોંટી જતું હતું

પરન્તુ રાજકુમારિયોનો આ દુર્વ્યવહાર વસન્તને વધુ પીડા આપી શકતો નહિ કેમકે, તેનો પ્રથમ વ્યવહાર પણ એવો મર્મ ભેદી થયેલો હતો કે તેની પાછળનો આ નૂતન વેદનાનો તેને અનુભવજ થતો નહોતો

વસન્ત ઘણીજ વિનયથી પ્રાર્થના કરીને કેદખાનામાં પોતાની વીણાને પણ લેતો આવ્યો હતો અંધકારમાં બેસીને જ્યારે તે પોતાની આ એકમાત્ર પ્રણયિનીને હૃદય સાથે લગાવીને તેના પ્રત્યેક તારની સાથે પોતાના હૃદયની વેદનાને વ્યક્ત કરતો હતો, ત્યારે સઘળી રાજપુરી વિષાદ સાગરમાં મગ્ન થઇ જતી હતી તે રાજમહેલમાં રાજકુમારિયો પણ એવીજ હતી કે જે તે વખતે હસાહસ કરતી કહેતી હતી કે, જુવો, વર મહારાજ આજે સાસરામાં ગાયન ગાઇ રહ્યા છે

રાજકુમારિયોનો આનંદ અને ઉત્સાહ તો એજ દિવસમાં મંદ પડી ગયો વસન્તની સાથેના એકજ પ્રકારના આમોદ પ્રમોદથી હવે તેનો જીવ ઉઠી ગયો હતો જેથી તેમણે હવે નવા આમોદ પ્રમોદનું અનુસંધાન કરવાને માટે કર્નાટક કલિંગાદિ દેશોના રાજાઓની તરફ પોતાની ચિત્તવૃત્તિને બદલવા માંડી અપૂર્ણ



# सति सुलोचना देवी.

( અનુસધાન ગતાકથી )

નવલ અને યશવત બન્ને જણ ભેગા મળવાથી હવે કોઇનો તેમને ડર રહ્યો નહોતો હજુ સુધી આ રાજ્યમા નવલને તેમ યશવતસિંહને કોઇ ઓળખતુ નહોતુ માત્ર લુટારાને પકડનાર બહાદુર તરીકેજ નવલને સર્વ ઓળખતા રાજ્ય તરફથી તેમનો મોટો આદરસત્કાર થયો થોડાક દિવસ ત્યા રહી પછી તેમણે ત્યાથી જવાની રાજા પાસે આજ્ઞા માગી રાજાએ પોતાના રાજ્યમા રહેવાને ઘણો આગ્રહ કર્યો પણ તેમણે માન સહિત તેમને કહ્યુ કે હજુ અમારે ઘણુ કામ કરવાનુ છે. માત્ર તમે આ અમારા કેદી જાલમ અને તેના સાગ્રિતોને બરોબર સાચવી રાખજો નાસી જાય નહિ તેની યોગ્ય વ્યવસ્થા કરશો અને અમે તમને જ્યારે બોલાવીએ ત્યારે તમે અમારે ત્યા તેમને મોકલજો આ વખતે નવલકિશોરે યશવત સિંહ એ કિશોરગઢનો પાટવીકુમાર છે એ વાત જાહેર કરી આથી રાજાના હર્ષનો પાર રહ્યો નહિ તેણે ઘણો આગ્રહ કરી તેમને વધુ દિવસ ત્યા રોક્યા

સુર્યકુમારીની વાત તે રાજા જાણતો નહોતો તેમ સુર્યકુમારી નાનપણમાજ જાલમના કબજામા પડેલી હોવાથી તે પણ આ કોનુ શહેર છે તે જાણતી નહોતી એક વખત રાજા પોતે નવલના બગલે મળવા માટે આવ્યો ત્યા સુર્યકુમારી તથા કુમુદને તેણે ત્યા જોઇ સુર્યકુમારીને જોતાજ કોઇ ઓળખી હોય તેમ ધારી તે વિચારમા પડ્યો તે વિચાર કરવા લાગ્યો કે " તે અહીં ક્યાંથી હોય! પણ મો તેના જેવુજ છે " આખરે તે બોલ્યો ભાઇ નવલકિશોર આ બાળા કોણ છે?

નવલ—તે અમારા રાજ્યમા—આ દુષ્ટના પઝામા સપડાયલી એક બાળા છે તેણે અમારો અને અમે તેનો ઉદ્ધાર કર્યો છે જેથી અમે તેના ગણુ છીએ તે રજપુત બાળા છે વધુ અમે જાણતા નથી

રાજાએ સૂર્યકુમારીની સામે જોઇ પૂછ્યુ—બાળા! તારા બાપનુ નામ શુ? તારૂ ગામ કયુ?

સૂર્યકુમારી—" રાજન! મારા બાપનું નામ માનસિહ છે " અને . આ સાંભળતાંજ રાજાની કાંઇક ખાત્રી થવા માંડી, સાદ પણ ઓળખાયો, માત્ર ઉમ્મર થવાથી વધુ ખાત્રી કરવાની જરૂર જણાઇ તે વચમાંજ બોલી ઉઠયો ત્યારે તુ મને ઓળખે છે?

સૂર્ય૦—બરોબર તો નહિ, પણ મારા બાપના જેવુ તમારૂ મો મને લાગે છે

માનસિહ—તુ કિશોરગઢના સેનાપતિ જાલમ સિહને ત્યાં હતી કેમ!

સૂર્ય૦—જી હા, હુ તે દુષ્ટના પઝામાં સપડાઇ હતી, અને તેજ જાલમસિહ આજે તમારા રાજ્યમા જાલમ લુટારાના નામે કેદ પકડાયો છે

ભેદ ખૂલ્યો માનસિહે નક્કી માન્યુ કે આ પુત્રી પોતાનીજ તેણેહર્ષથી સૂર્યકુમારીને ઉંચકી લઇ છાતી સરસી ચાપી, આંખમા હર્ષાશ્રુ લાવી કહ્યુ,—બેટા! તુજ મારી પુત્રી સૂર્યકુમારી મારૂ નામજ માનસિહ, તારી મા તો રડી રડીને થાકી, કિશોરગઢમા ખબર કઢાવી પણ જવાબ આવ્યો કે જાલમસિહ અહીં નથી અમે ઘણી તપાસ કરી પણ પત્તો લાગતો નહોતો આજે અચાનક તારો મેળાપ થતા અમારા ભાગ્ય ઉઘડયાં છે ચાલ બેટા, તુ હમણાજ તારી મા પાસે ચાલ, તને જોઇ તેને આજે હર્ષનો પાર રહેશે નહિ હે દૈવ! તારી ગતિ અકલિત છે, ભાઇ નવલકિશોર, તમારો હું કેટલો ઉપકાર માનુ ખરેખર હું તમારા કાર્યનો બદલો વાળી શકવાને અસ-

મર્ય છુ અત્યાર સુધી બધુ બ્રમમાજ ફટાયા કર્યું અહો! આ આપણો લુટારો તેજ કિશોરગઢનો બલમસિહ! વાહ! શી ખુશી છે હવે તો હુ તમને અહીંથી જવા દઇશ નહિ

નવલ—પૂજ્ય માનસિહજી! અમને પણ આ બધી ભેદ ખુલ્લો થતા ઘણોજ આનદ લાગે છે પ્રભુતી શી ખુશી છે આપની પુત્રી સૂર્યકુમારીએ અમારા ઉપર ઘણા ઉપકારો કર્યા છે અમને મોતના પંજામાથી તેણેજ છોડવ્યા છે આપજ તેના પિતા! ખરેખર આપને પણ ધન્યવાદ છે

રાજા—ભાઇ નવલકિશોર, ખરેખર આજે મારા ભાગ્યનો પાર રહ્યો નથી વળી કિશોરગઢના રાજપુત્ર મારે ત્યા ક્યાથી યશવતસિહજી! આપ તો મને ઓળખતા નથી, પણ આપના પિતાથી ને અમારે તો ઘણા વખતનો સબધ છે આપના પગલા અમારે ત્યા થવાથી અમે કૃતકૃત્ય થયા છીએ હવે આપ સર્વે ચાલો રાજદરબારમા મારી પુત્રીનો મેળાપ આજે ઘણા વર્ષે તમારા પ્રતાપથીજ થયો છે. બેન સૂર્યકુમારી આ સર્વે મેમાનને તારે આગ્રહથી અહીં રોકી મારી ઉમેદ બર લાવવી જોઇએ આમ વાત કરે છે તેવામાં રાણીને ખબર મળતા તે પણ ત્યા આવી પહોચ્યાં તેમણે ઉપર આવી તરતજ સૂર્યકુમારીને ઓળખી લીધી. સૂર્યકુમારીએ પોતાની માને પણ ઓળખી. બને ઘણીવાર સુધી એક બીજાને ભેટીને દિગમૂઢ બની ગયા રાણીના હર્ષનો પાર રહ્યો નહોતો. સૂર્યકુમારીએ તે પછી સુલોચના તથા કુમુદનુ ઓળખાણ પાડયુ રાણીએ સર્વેને આગ્રહ કરી રાખ્યા તે પછી રાણી, સૂર્યકુમારી, કુમુદ તથા સુલોચના અને દરબારમા ગયા રાજા પણ નવલ તથા યશવતસિહ સાથે દરબારમા ગયો આજે સર્વેને દરબારમાં જમવાનુ હતુ જે નવલને એક લુટારાને પકડનાર તરીકે સર્વે માનતા હતા તેને આજે રાજપુત્રિનો પત્તો લાવી આપનાર માનવા લાગ્યા ભિન્નતા જતી રહી અને રાજ્યકુટુબની સાથે તેઓ હળીમળી ગયા

રાજા તથા રાણીએ સૂર્યકુમારીના કહેવાથી સર્વે વાત સાભળી, તેમને પડેલા દુખથી તેઓ દુખી થયા તેને નવલે તથા યશવતસિહે કરેલી મદદ માટે તેમને ધન્યવાદ આપવા લાગ્યા

સૂર્યકુમારીને ઉમ્મરે આવેલી જોઇ રાજા તથા રાણીએ તેનાં લગ્ન યશવતસિહ સાથે કરી નાખવાનો નિશ્ચય કર્યો, આ વાત સૂર્યકુમારીના જાણવામા આવતા તેના હર્ષનો પાર રહ્યો નહિ મનના માનેલા પુરૂષ સાથે લગ્ન થવાની વાત સાભળતા કોને હર્ષ ન થાય

બપોરે જમી રહ્યા પછી રાજાએ નવલને પોતાની પાસે બેસાડી યશવતસિહ સાથે સૂર્યકુમારીના લગ્ન કરવાની વાત કહી ને નવલે વિચાર કરી જવાબ આપવાનુ કહ્યુ

તે પછી જમી પરવારી નવલ અને યશવતસિહ સવે પોતાને બગલે ગયા ત્યા નવલે યશવતને એકાતમા બોલાવી પુછ્યુ ભાઇ! તમે તો સારે મુકને નિકળ્યા જણાવ છો?

યશવત—કેમ ભાઇ, સારે મુકને નિકળેલા માટેજ આટલુ બધુ દુખ પડયુ હશે કેમ?

નવલ—ભાઇ! દુખના અતેજ સુખ હોય છે. જુઓ સૂર્યકુમારી સાથે તમારા લગ્ન થવાના છે માનસિહજીએ મારી પરવાનગી માગી છે. મે જરા તમારે કાને વાત નાખી જવાબ આપવાનુ કહ્યુ છે, કહો શુ કરવુ?

યશવત—ભાઇ! આજે હુ રાજા અને તમે એક બ્રાહ્મણ છો એવો આપણો સબધ નથી હુ તમારો નાનો ભાઇ છુ તમારી આજ્ઞા પાળવી એ મારો ધર્મ છે આપને યોગ્ય લાગે તેમ કરો

નવલ—ભાઇ! વાત ખરી, પણ કુળ વિગેરેનો તો બાધ નથી ને?

યશવત—ના

નવલ—"તો હુ હમણાજ જઇને હા કહી દઉ છુ સૂર્યકુમારીએ તમારે અને મારે માટે કાઇ ઓછુ દુખ સહન કર્યું નથી તેવી સુશીલ અને હિમતવાન બાળા તમને મળે તે જાણી મને હર્ષ થાય છે ઠીક જરા તમારી ભાભીને પૂછી લઉ"

આમ વાત થાય છે તેવામાજ સુલોચના, સૂર્યકુમારી તથા કુમુદે ત્યા પ્રવેશ કર્યો સૂર્યકુમારીએ દાદરે ચડતા વાત સાભળી લીધી તે તો મનમા હરખાતા ભાડી, રસ્તામા સૂર્યકુમારીએ સુલોચનાને વાત કરી હતી જેથી સુલોચના પણ ખુશી થવા લાગી હતી તેણે આદર પૂર્વક કરી

કહ્યુ, કેમ શા વિચારમા છો યશવતભાઇનો વરઘોડો કયારે કાઢો છો

નવલ—વાહ ! તે પણુ વાત જાણી કે શુ. તુ કહે ત્યારે કાઢીએ

સુનેત્રના—હુ તો ખુશી છુ યશવતભાઇને માર્ગ સૂર્યબાળાએ ઘણું તપ કર્યું છે તે તપના અતે તેમને સુખ મળવુજ જોઇએ અને ગણીજીએ પણ તે વાત પુછી છે મે તો હા જ કહી દીધી છે હવે તમે નકકી કરો ત્યારે આપણે તૈયાર છીએ

આ વખતે બધા દુખ ભુલી ગયા હતાં હર્ષનો પાર રહ્યો નહોતો કોઇને ઘરબાર પણ સાભળતુ નહિ આમે બધા આનદનો અનુભવ કરે છે, અને કાલે ચોક્કસ જવાબ ગણીજીને આપવો એવો વિચાર નક્કી કર્યો

સવાર થતા જેલ તૂટયાની અને નવનમના ગુમ થયાની વાત ફેલાઇ ગઈ રાજાને પણ તેની ખબર પડી. રાજા, યશવતસિહ અને નવન તે જગ્યાએ ગયા તો ત્યા પેરાવાળા બધુકો નાંખી ચતાપાટ મરણ પથારીએ પડેલા છે જેનમાં એક પણ કેદી નથી માત્ર એકજ સિપાઇ કાઇક ભાગ્યુ તુટયું બોલી શકે છે તેણે કહ્યુ કે રાત્રે કેટલાક માણસોએ આવી અમને માર મારી, જેલ તોડી નાખી અને લુટારાઓને છુટા કરી નાસી ગયા છે

અપૂર્ણ

---

# महाभारतना प्रधान पात्रो.

( અનુવાદક-રા વાડીલાલ કાકુભાઇ સઘવી )

સસ્કૃત સાહિત્યમા ઇતિહાસની દ્રષ્ટિએ કૃષ્ણ-દ્વૈપાયન-વેદવ્યાસ-વિરચિત " મહાભારત " નુ સિહાસન બહુજ ઉચુ છે તેની કથાઓ અતિશય પવિત્ર, મનોહારિણી, હૃદયગ્રાહિણી તથા શિક્ષાપ્રદાયિની છે તે વાંચવાથી મનુષ્યને બહુજ લાભ થાય છે કર્મકાડ, નીતિ, ધર્મ, ભક્તિ, પ્રેમ, નવરસ આદિ કેટલાય વિષય ઘણી સુંદરતાની સાથે તેમાં લખવામાં આવેલા છે કથાની રચના એવી સરસ છે કે પુરેપુરી વાચ્યા વગર રહી શકાતુ નથી સમસ્ત ઉપનિષદોનુ મૂળતત્વ "શ્રીમદ્-ભગવદ્ગીતા " થી આ ગ્રથનો મહિમા ઘણોજ વધી ગયેલ છે. એમા જે જે મહાશયોની કથાઓ છે તે સવ પોતપોતાના વિષયમા અદ્વિતીય અને આદર્શ છે આજે તે મહાપુરુષોના વિષયમાં કાઇક લખવામા આવે છે

૧ શ્રીકૃષ્ણચન્દ્ર—એમને પુરાણ-મતાવલમ્બી લોક પૂર્ણ પરબ્રહ્મ અને પડદર્શનના સમસ્ત વિદ્વાન પૂર્ણાવતાર તથા યોગીશ્વર માને છે નાસ્તિક તથા વિધર્મી લોક પણ તેને મહાપુરુષ તથા વેદાન્ત તત્વજ્ઞ કહે છે ગમે તે હો, તેઓ મહાપુરુષ હતા તેમાં કાંઇ સદેહ નથી, તેમની મહત્તા સને કબૂલ છે

જો મહાત્મા શ્રી કૃષ્ણચદ્રનો જન્મ આ ભૂમડળ પર ન થયો હોત તો ભારતવર્ષનો ઇતિહાસ કાઇ જૂદી રીતથી લખવામા આવત. તેમની દૃઢ નીતિથી કૌરવોથી સર્વ પ્રકારે નિર્બળ પાડવોની વિજયઘોષણા સકલ ભૂમડળ પર પ્રસિદ્ધ થઇ તેમની ચતુરાઇથી આબાલ બ્રહ્મચારી દૃઢપ્રતિજ્ઞ ભીષ્મપિતામહ ધરાશાયી થયા, દ્રોણાચાર્ય માર્યા ગયા, કર્ણ કિંકર્તવ્યવિમૂઢ થઇ બાણવિદ્ધ થયા અને દુર્યોધન-દુ શાસન આદિ મહાવીરોનો નાશ થયો તેમની સલાહથી યુધિષ્ઠિરે મિથ્યા ભાષણ કર્યું અર્જુને શસ્ત્રત્યાગી ભીષ્મપિતામહ પર બાણોની વૃષ્ટિ કરી વિરક્ત કર્ણ પર બાણ-પ્રહાર કર્યા, અને યુદ્ધથી વિરક્ત થયા પછી પણ ભારે વીરતાથી યુદ્ધ કર્યુ

પોતે સગીતશાસ્ત્રના પણ પૂર્ણ જ્ઞાતા હતા નાચવુ, ગાવુ, વની, મૃદગ આદિ વાજાનુ વગાડવુ પણ સારી રીતે જાણતા હતા

તેઓ યોગિરાજ હતા યોગબળથી તેમણે દ્રૌપદીની દશા જાણી તેના વસ્ત્ર વધારી આપ્યાં અને સભામા તેની લજ્જા રાખી તેઓ અદ્વિતીય વિદ્વાન હતા તેમણે "ગીતા" જેવા અદ્ભુત

ગ્રંથની રચના કરી ભારતવર્ષને વેદાન્ત તથા આત્મજ્ઞાનની ભૂમિ હોવાનું એવુ ગૌરવ પ્રદાન કર્યું કે જે આ ભૂમંડળ પર કોઇ દેશને મળેલ નથી ગીતાને આધારે લોકો એ દાવો કરે છે કે, પ્રાચીન સમયમા અમે પૂર્ણ સભ્ય થઇ ગયા હતા તેમા શ્રી કૃષ્ણચન્દ્રજીએ ચાર વેદ, છ શાસ્ત્ર, સમસ્ત ઉપનિષદો અને નીતિ શાસ્ત્રોના ગૂઢ તત્વનો બહુ જ સમાવેશ કરેલ છે. તેના અધિકાંશ સિદ્ધાન્ત સર્વમાન્ય છે ટૂંકામા ગીતા એ એક વિલક્ષણ ગ્રન્થ છે, અને તેથી શ્રી કૃષ્ણે એ પોતાનું નામ હમેશને માટે અમર કરેલ છે.

તેઓ રાજનીતિના અદ્વિતીય જ્ઞાતા હતા જે નીતિનુ અવલમ્બન તેઓએ કરેલ તે નીતિ અનુસાર આજકાલના પાશ્ચાત્ય રાજનીતિજ્ઞ ચાલે છે અને રાજ્યશાસન કરે છે દાખલા તરીકે તેમની બે-ચાર વાતો અહિ લખવામાં આવે છે કૌરવ અને પાંડવ બન્ને તેમના ફૈઇના દીકરા ભાઇ થતા હતા અને બન્ને સરખા હતા. પરન્તુ તેમણે પાંડવોનો પક્ષ લીધો એમણે વિચાર કર્યો કે, કૌરવ ભારે બુદ્ધિમાન છે, તેઓ મારો આદરસત્કાર પૂરેપુરી રીતે નહિ કરે, તેની પાસે કર્ણ જેવા આત્માભિમાની, શકુની જેવા કાનાફૂસી કરવાવાળા અને જયદ્રથ જેવા અદ્ભુત મનુષ્ય વિદ્યમાન છે, દુર્યોધન પણ ચતુર અને પરિજનોને શામ, દાન, દંડ, વિભેદ વગેરે અનેક ઉપાયોથી વશ કરવાવાળો, અને આત્મબળનો વિશ્વાસ રાખવાવાળો છે પાંડવ સીધા, સાદા અને ધર્મભીરૂ છે, જો હું તેમનો પક્ષ લઇશ તો મારૂં માહાત્મ્ય વધી જશે આ કામમા તેઓ સફળ થયા જ્યારે તેઓએ જાણ્યુ કે, પાંડવ જ ભારતના રાજા થશે ત્યારે તેઓએ પોતાની બહેન સુભદ્રાના ત્રીજા પાંડવ અર્જુન સાથે લગ્ન કર્યા તેમની પ્રેરણાથી શ્રી બળદેવજીને ઋષિઓ દ્વારા, ભારત-યુદ્ધ વખતે ભૂમંડળની પરિક્રમા કરવા માટે મોકલવામા આવ્યા તેમને ભય હતો કે, વખતે એમ ન બને કે, મારા મોટા ભાઇ બળદેવ આ ભારે યુદ્ધમા દુર્યોધનની સહાયતા કરે, ત્યારે તો પાંડવોનો વિજય થવો કઠિન છે તેમની કૂટનીતિથી મલ્લયુદ્ધમા જરાસન્ધ માર્યો ગયો

શ્રી કૃષ્ણચન્દ્ર પોતાનુ કામ કાઢવામા પણ ભારે પ્રવિણ હતા જે વખતે કૌરવોએ લડાઇની અદ્ભુત રચના કરી તે વખતે તેમા ભરાઇ જવુ એ મહા કઠિન કામ હતું તે લડાઇના મોખરે મહાબલી દ્રોણાચાર્ય ઉભા હતા એને પરાજિત કરવો એ એક પ્રકારે અસમ્ભવિત નહોતુ, પણ ઘણું પરિશ્રમ-સાધ્ય તો હતું જ જ્યારે શ્રી કૃષ્ણ અર્જુનનો રથ લઇ ત્યા પહોંચ્યા ત્યારે દ્રોણાચાર્યે કહ્યુ "મને પરાજિત કરી અથવા તમારી પીઠ બતાવી અથવા તમે મારાથી પરાજિત સ્વીકારી વ્યૂહમા પ્રવેશ કરી શકશો" આ સાંભળી અર્જુન ચૂપ રહ્યા પણ કૃષ્ણે કહ્યુ, "અર્જુન ! ગુરૂથી પરાજિત થવુ એ કોઇ અપ્રતિષ્ઠાની વાત નથી એથી અહિ તમારો પરિશ્રમ નકામો નષ્ટ ન કરો ! ગુરુને પીઠ બતાવી લડાઇની અંદર પ્રવેશ કરો અને અન્ય વીરો સાથે યુદ્ધ કરો. તેમા તમારી ભલાઇ છે" છેવટે વાત પણ એમજ થઇ ઘણી વખત તેમણે જાતે યુદ્ધથી ભાગી પોતાની મતલબ સિદ્ધ કરી કાલયવનને મુચકુન્દ દ્વારા નિહત કર્યો શિશુપાલને મારવો એ એમનો વિચાર હતો જેથી તેને તેની માતાની પ્રાર્થના અનુસાર તેના બધા અપરાધ ક્ષમા કર્યા બાદ પોતાના સુદર્શન ચક્ર વડે તેનુ મસ્તક કાપી નાખ્યુ

તેમણે જે જે કામ કર્યું તે સર્વમા કાંઇને કાંઇ ગૂઢ રહસ્ય અવશ્ય હતુ

૨. ભીષ્મપિતામહ—તેઓ અદ્વિતીય વીર હતા તેમણે એક વખત યુદ્ધમા પરશુરામને પણ હરાવી દીધા હતા જો તે આન્તરિક હૃદયથી કૌરવોનો વિજય ચાહત તો નિ:સન્દેહ પાંડવોની હાર થાત તેઓ બાલ બ્રહ્મચારી હતા પોતાના પિતાના સાંસારિક સુખને માટે પોતે જીંદગીભર બ્રહ્મચારી થઇ રહ્યા તેમણે પ્રતિજ્ઞા કરી હતી કે, આ શરીરથી લગ્ન નહિ કરૂં આ પ્રતિજ્ઞા પોતે પોતાની વિમાતા યોજનગન્ધાના પિતાને સંતોષ આપવાને માટે કરી હતી તેમણે ભીષ્મના પિતા શાન્તનુને કહ્યુ હતુ કે, "મારી દીકરીના દીકરાને આપ ગાદી આપ

# राधास्वामी सम्प्रदाय.

[ ગતાંકથી ચાલુ ]

## ( ૧ ) પિંડ

| | |
|---|---|
| સંસાર-સૃષ્ટિ | મનુષ્યનું શરીર |
| ચન્દ્ર લોક | ભ્રમરચક્ર અર્થાત્ અજ્ઞા. |
| સૂર્ય લોક | કંઠચક્ર અર્થાત્ વિશુદ્ધ |
| પૃથ્વી લોક | હૃદયચક્ર અર્થાત્ અનહદ |
| ગંધર્વપતિ લોક | નાભિચક્ર અર્થાત્ મણિપૂરક |
| ગની લોક | લિંગચક્ર અર્થાત્ સ્વાધિષ્ઠાન |
| વરણ લોક | ગુદાચક્ર અર્થાત્ આધાર |

## ૨-બ્રહ્માંડ.

| | |
|---|---|
| ૧ મેરૂ<br>૨ સુમેરૂ<br>૩ કૈલાસ<br>૪ વિષ્ણુલોક<br>૫ બ્રહ્મલોક<br>૬ શિવલોક | મનુષ્યના માથાના અર્ધભાગમાં છ છિદ્ર છે જેનો સબંધ આ લોકોની સાથે છે એ અર્ધભાગ તે છે કે જેમાં રાજસિક તત્ત્વ ( Grey Matter ) પ્રધાન છે |

## ૩-દયાળુ દેશ

| | |
|---|---|
| ૧ રાધાસ્વામિ ધામ<br>૨ અગમલોક<br>૩ અલખલોક<br>૪ અનામિલોક<br>૫ સત્યલોક<br>૬ ભમરગુફા | મનુષ્યના માથાના બીજા અર્ધ ભાગમાં છ છિદ્ર છે જેનો સબંધ આ લોકોની સાથે છે એ અર્ધ ભાગ તે છે કે જેમાં સાત્વિક તત્ત્વ ( White Matter ) પ્રધાન છે |

આ પ્રકારે જે જે લોક સૃષ્ટિમાં છે તેની સાથે સબંધ રાખવાવાળું સ્થાન મનુષ્યમાં પણ છે મનુષ્ય સૃષ્ટિનો એક સૂક્ષ્મ નકશો છે એ સર્વ સ્થાનોમાં આત્મધારાને આવવા-જવાનો માર્ગ છે આ માર્ગ દ્વારા યોગ સાધનથી જીવ રાધાસ્વામીના ધામ સુધી ચડી શકે છે.

## અવતાર

ઉપર આપવામાં આવેલ છે કે, દયાળુ દેશની નીચેના ખંડો તરફ બ્રહ્માંડ ખંડોના જીવ પોતાના સ્થાનથી ઉપર ચડી શકતા નથી જ્યારે કોઇ મહાત્મા પુરૂષનો જન્મ થાય છે ત્યારે તેમની મુક્તિ થઇ શકે છે તેની અતિરિક્ત નીચેના લોકોમાં આત્મધારાની શક્તિ, સમય વ્યતીત હોવાથી, કમ થઇ જાય છે તેથી તેમાં અધર્મ અને દુષ્ટતા વધી જાય છે તેથી પણ અવતાર હોવાની આવશ્યકતા છે ત્રીજું, જીવને ચોરાશીના ચક્રમાથી બચાવી મોક્ષ આપવો એ પણ અવતારનું કામ છે એ બધા કારણોથી બ્રહ્મ અને રાધાસ્વામીનો અવતાર થાય છે અવતારજ ધર્મની સ્થાપના કરે છે, અને સંસારને સાચા માર્ગ પર ચડાવે છે તેના આવતા પહેલાં કોઇ સંત લોક પૃથ્વીપર ઉત્પન્ન થાય છે અવતારને માટે તે સંસારને તૈયાર કરે છે પ્રથમ કબીર સાહેબ, જે રાધાસ્વામિના પોતાના પુત્ર હતા, તેઓ આવ્યા તેમની પછી બીજા સન્ત થયા અધ્યાત્મ વિષય એટલો સૂક્ષ્મ છે કે જો કોઇ ચાહે કે માત્ર પુસ્તકો દ્વારાજ સમજી લેઈશું તો

તે અસંભવિત છે એવા સંતોની સહાયતાની બહુ જરૂર છે જીવના બંધનનું કારણ અંધકાર છે તેનો નાશ સદ્ગુરુના સત્સંગથીજ થઇ શકે છે જ્યાં સુધી અવતાર સંસારમાં રહે છે ત્યાં સુધી તેમની અધ્યાત્મશક્તિનો પ્રભાવ ચોતરફ ફેલાઇ રહે છે જ્યારે તેઓ સંસારને છોડી જાય છે ત્યારે જે વસ્તુ તેમના સમ્પર્કમા આવી હોય તેનો સંગ્રહ કરી રાખવો પડે છે કેમકે તેમાં પવિત્ર શક્તિ ભરી રહે છે સંત અને અવતારમા એ તફાવત છે કે સંતની આત્મશક્તિ હમેશા અભ્યાસ કરવાથી વિકસિત હોય છે અને અવતારમા એ સિદ્ધ જન્મથીજ રહે છે

## સાધન

હવે જે દ્વારા મુક્તિ મળવાનો સંભવ છે તે સાધનો બતાવે છે.—

1. રાધા સ્વામીના નામનું ભજન
2. રાધા સ્વામીના રૂપનું ધ્યાન
3. આત્મદ્વારા શબ્દનું સાંભળવું

એ ત્રણે સાધનોને સારૂ સદ્ગુરુની સહાયતાની બહુ જરૂર છે પૂર્ણ સદ્ગુરુ તેજ છે કે જે રાધા સ્વામી ધામથી પોતે આવેલા હોય તેઓ સંસારના કામ ભલે કરે, પરંતુ તેનો શુદ્ધ આત્મા રાધાસ્વામી ધામમાંજ રહે છે મુમુક્ષુને એવા ગુરુની સાચી સહાયતા મળે છે જે વસ્તુ એવા ગુરુના સંસર્ગમા આવી હોય તે પવિત્ર અને અદ્ભુત અધ્યાત્મશક્તિ પૂર્ણ થઇ જાય છે એવી વસ્તુઓના સેવનથી આત્મ શક્તિ વધે છે અને અભ્યાસમા સુવિધા થાય છે રાધા સ્વામી સંપ્રદાયના સર્વ આચાર્ય એવાજ થયા છે, અને સ્વામીજી મહારાજને તો રાધા સ્વામીના અવતારજ માનવામા આવે છે. એ ત્રણે સાધન ત્રણ જ્ઞાનેન્દ્રિયો સાથે સંબંધ રાખે છે અર્થાત્ ૧ શ્રવણેન્દ્રિય, ૨ ચક્ષુ અને ૩. વાણી એ ત્રણ ઇન્દ્રિયો દ્વારા તેની સર્વ જરૂરીયાત પુરી પડે છે.

## પહેલું સાધન.

પહોંચી ગયેલ છે, અને મૃત્યુની પાર થઇ ગયેલ છે તે જ પૂર્ણ યોગી છે જે તેના બીજા ત્રણ ખંડો સુધી, (જેને ત્રિકુટી કહે છે,) પહોંચી ગયેલ છે તે યોગીશ્વર છે, જે ત્રીજા ખંડ સુધી, જેને શૂન્ય કહે છે, પહોંચી ગયેલ છે, તે સાધુ અથવા મહાત્મા છે, જે બ્રહ્માંડથી પર શુદ્ધ-ચૈતન્ય-પ્રધાન પ્રદેશોમાં પહોંચી ગયેલ છે તે સન્ત છે જે અલખ દેશ સુધી પહોંચી ગયેલ છે, જ્યાં પરમાત્મા છે, તે પરમ સંત છે એવા યોગીઓના મસ્તક પર અથવા નેત્ર પર આધ્યાત્મ શક્તિનું ચિન્હ હોય છે તેને જોવાથી ભક્તોને વધારે લાભ થાય છે. એવા યોગીઓના સર્વ કામ તેની આધ્યાત્મિક ધારાઓની પ્રેરણાથી થાય છે જે પરમાત્માની નજીક સીંચાઇ આવે છે એથી સંત અથવા પરમ સંતના રૂપનું ધ્યાન કરવાથી આધ્યાત્મિક લાભ થાય છે જો કોઇ તેનું ધ્યાન કરે છે તો તે તુરત જાણી જાય છે કેમકે તે સર્વજ્ઞ હોય છે અને ભક્તોના અભ્યાસમાં ગુપ્ત રીતે સહાયતા દે છે એ વાત અભ્યાસીઓથી જાણેલી છે અભ્યાસની વખતે એવા સન્તનું ધ્યાન અવશ્ય કરવું જોઇએ

## સત્સંગ

અધ્યાત્મોપદેશ અને અભ્યાસ-સાધન એ સતસંગનો શ્રેષ્ઠ ઉપાય છે સતસંગ વખતે ગુરૂ ઉંચા આસન પર બેસે છે જેથી તેમને બધા જોઇ શકે તે વખતે સ્ત્રી-પુરૂષ જે મુમુક્ષુ હોય તેઓ આજ્ઞા મળેથી આવી શકે છે સતસંગનો આરંભ ભજનોથી થાય છે, જે સર્વ ગાય છે આ ભજન રાધા સ્વામીના દયા-દાનની કૃતજ્ઞતાને દ્યોતક હોય છે સતસંગની છેવટે પણ ભજન થાય છે જેમાં રાધા સ્વામી દયાળુ પ્રત્યે મોક્ષ પ્રાપ્તિને માટે પ્રાર્થના કરવામાં આવે છે. વચમાં સંતોની વાણી વાંચવામાં આવે છે તેનો ગૂઢ ભાવાર્થ બતાવવામાં આવે છે બીજા બીજા વિષયો પર પણ વ્યાખ્યાન આપવામાં આવે છે એ વ્યાખ્યાન વખતે ભક્ત માણસો અભ્યાસ કરે છે અને ગુરૂ તરફ જોઇ રહે છે, જેથી મનની શુદ્ધિ અને મલિન વાસનાઓની નિવૃત્તિ થતી જાય છે સતસંગમાં જે આનંદ થાય છે તેથી કબીર સાહેબે કહેલું છે કે-મૂર્ખ જન કોઇ મર્મ ન જાને, સતસંગમ અમૃત બરસે'—સતસંગના આરંભમાં કદી કદી સતગુરૂને માળાઓ પહેરાવવામાં આવે છે એ માળાઓ સતસંગીઓને વહેંચી દેવામાં આવે છે મીઠાઇ અથવા ખાવાની સર્વ ચીજો પણ ગુરૂના 'પરસાદ' દ્વારા પવિત્ર બનાવી વહેંચવામાં આવે છે કોઇ સતસંગી એ પણ કરે છે કે, ગુરૂના ખાધા પછી જે ભોજન વધે છે તેને પવિત્ર સમજી પોતે ખાય છે ગુરૂએ પહેરેલા કપડા, ગુરૂને પગ ધોવાનું જળ આદિ પદાર્થ ભારે પવિત્ર સમજવામાં આવે છે એને ભક્તજન ભારે માનથી કામમાં લે છે ગુરૂના ચરણમાં માથું નમાવી પ્રણામ કરે છે, જેથી પગની પવિત્રતા તમાં આવી જાય કદી કદી નેત્રોની તરફ જોઇ તેઓ ધ્યાન કરે છે અને તે તરફ જોઇ રહે છે આ વખતે પવિત્ર ભજન પણ થયા કરે છે. ધ્યાન કરનારને મોટા લાભ થાય છે કેમકે ધ્યાનમાં, ગુરૂ પોતાની શક્તિનો પ્રવેશ કરાવે છે આ અભ્યાસનું નામ આરતી છે જેમ વીજળી ભરેલ ચીજને અડકવાથી બીજામાં વિજળીનો પ્રવેશ થાય છે તેમ સદ્ગુરૂ ભક્તોમાં પોતાની પવિત્રતા પહોંચાડે છે

## ત્રીજું સાધન

ત્રીજું સાધન મનમાં પવિત્ર નામનું સ્મરણ કરવું તે છે આત્મધારા મનુષ્યના માર્મિક કેન્દ્રોમાં શબ્દ કરતી રહે છે તેનું નામ રાધા છે તેનો જે ઉદ્ગમ-સ્થાન પરમાત્મા પણ છે એથી રાધાસ્વામિ નામ સર્વથી પવિત્ર નામ છે તેનો જપ કરવાથી અધ્યાત્મશક્તિ વધે છે જીવનો જપ દ્વારા આત્મધારાની સાથે મેળાપ થઇ જાય છે એ પ્રમાણે તેને ઉપર ચઢવાની શક્તિ પ્રાપ્ત થઇ જાય છે.

પૂર્વોક્ત ત્રણે સાધનનું રહસ્ય એ વખતે બતાવવામાં આવે છે, કે જ્યારે મનુષ્ય સતસંગમાં પ્રવેશ કરે છે ચેલા થવાના વખત સિવાય, તેનું રહસ્ય બતાવવાની કોઇ ક્રિયા થતી નથી. ચેલાઓએ આ રહસ્ય ગુપ્ત રાખવું જોઇએ બહારના મનુષ્યોને ન બતાવવું જોઇએ

## આચાર ધર્મ.

મનુષ્યને એવું સાધન કરવું જોઇએ કે જેથી આત્મશક્તિનું આકર્ષણ બાહ્ય પદાર્થ તરફ ન થાય, કેમકે તેથી રાગ-દ્વેષાદિ ઉત્પન્ન થાય છે અને જીવની અધોગતિ થાય છે વિનય, ક્ષમા, શાન્તિ આદિ ગુણોનું સેવન કરવું જોઇએ જેથી મન ક્ષોભ ન પામે અને આત્મશક્તિ બાહાર ન જાય. અધ્યાત્મ-ધારાની ગતિ અંદરની બાજુ છે તેમાં જીવને મેળવી દેવો જોઇએ જે કામ આત્મશક્તિને વધારે છે તે સારૂં કર્મ છે જે તેથી વિપરીત છે તે ખરાબ છે તેને પુણ્ય-પાપ કહે છે પોતે ખરાબ છે તે સંસારમાં ખરાબ છે જે પોતે સુખદાયી છે તે બીજાને સુખદાયી છે. જેમ તમે પોતાને માટે સારા છો તેવુંજ બીજાને માટે થાઓ માંસાહાર અને મદિરાપાનનો ત્યાગ કરો કેમકે તે આત્મબળને ઓછું કરે છે રાધાસ્વામિ સંપ્રદાયમાં જાતિ-ભેદનો વિચાર નથી સર્વ અનુયાયી એક છે તેમાં કોઇ જાતિભેદ નથી આ સંપ્રદાયના વિચારાનુસાર જન-સમૂહમાં વ્યાખ્યાન આપવું અથવા રાષ્ટ્રિય વિષય પર બોલવું એ ધર્મ-વિરૂદ્ધ છે

## વિધિ અથવા અનુષ્ઠાન

દરેક વસ્તુ જેને ગુરૂનો સ્પર્શ થયેલ છે, તે પવિત્ર છે અને યોગ સાધન માટે ઉપયોગી છે ગુરૂનું પહેરેલ વસ્ત્ર, ગુરૂનું એંઠું ભોજન, ગુરૂએ પીધેલ પાણી, ગુરૂનું ચરણોદક એ સર્વ વસ્તુઓ પવિત્ર માનવામાં આવે છે ભક્ત-જન ભારે શ્રદ્ધાથી તેનું પાલન કરે છે ગુરૂના નેત્રો તરફ જોવું અને ભક્તિ પૂર્વક આત્મશક્તિ-દ્યોતક ભજન ગાવું એ સર્વનું કામ છે એ કામ મનને એકાગ્ર કરવાના અને જીવને ઉપર લઇ જવામાં બહુજ ઉપયોગી છે

## સાધુ

જેણે ગૃહસ્થાશ્રમ છોડી દીધેલ છે, અથવા પોતાની જીવન-યાત્રાનો નિર્વાહ કરી શકતા નથી અને રાધાસ્વામિ મતના અનુષ્ઠાનમાં પોતાનું આયુષ્ય વિતાવવા માગે છે, અથવા જે પ્રથમથી બીજાના મતના સાધુ છે, તે રાધાસ્વામિ મતના સાધુ થઇ શકે છે સાધુઓને નીચેના નિયમો પાળવા પડે છે —

૧ નકામું ભ્રમણ ન કરવું
૨ જો કયાંઇ જવું પડે તો સત્સંગની આજ્ઞાથી જવું
૩. સાધુઓને બહાર જવું હોય તો ઉપર આગાઉ લઇને જવું
૪ રૂપીયા-પૈસા ન લેવા
૫ જો કોઇ સત્સંગ તેને બોલાવે તો રસ્તાનું ખર્ચ અને ફક્ત ખાવા-પીવાનું ગ્રહણ કરવું
૬. પ્રતિ દિવસ સત્સંગીના સામે હાજર રહેવું
૭ પ્રતિ દિવસ બે વખત યોગાભ્યાસ કરવો
૮. સત્સંગ સમ્બન્ધી કામ કરવું
૯ પરોપકારી કામ સિવાય બહાર ન જવું
૧૦ જુવાન અને તરૂણ કુમારિકાઓથી દૂર રહેવું
૧૧. ભગવા કપડા ન પહેરવા.

જો કોઇ સાધુ બેથી વધારે ગુન્હા કરે તો કાઢી મુકવામાં આવે છે કેમકે તેની અસર ખરાબ થાય છે જો કોઇ વડ બોલી કરતા હોય તો માફી થઇ શકે છે

---

# मुंबईमा महान सायन्टीस्ट प्रोफेसर जगदीशचंद्र बोझनुं भाषण.

**જૈન તત્ત્વજ્ઞાનનો સાક્ષાત્કાર**—પ્રથમ મી૦ તીલકે જણાવ્યું કે, છોડવાઓમા જીવન છે તે આપણે માત્ર કલ્પનાની મદદથી જાણતા હતા પણ સર જગદીશે તેનો પુરાવો આપણને નજરે બતાવ્યો છે. છોડવાઓ અને બીજી કેટલીક નીરજીવ માનવામા આવતી ચીજોમા પણ જીવ છે અને તેઓ સુખદુખની લાગણી અનુભવે છે એમ જૈન તત્ત્વજ્ઞાન આપણને કહેતુ હતુ પણ તે માત્ર એક ખ્યાલ હતો તેનો સાક્ષાત્કાર કરાવવાનું કામ સર જગદીશે પાર પાડ્યુ છે અને તે પણ વિદ્યા-કળાની મદદથી અસરકારક રીતે તેમણે બતાવ્યું છે કે નિર્જીવ લાગતી ચીજોમા પણ જીવ છે, તેઓને લાગણી છે અને તે લાગણીઓમા ફેરફાર થાય છે એમ આપણે જાણવા માગીએ તો જાણી શકીએ હમણા હુ કલકત્તા ગયો હતો ત્યારે તેમના ઇનસ્ટીટયુટમા મે એક યત્ર જોયુ હતુ તે એટલુ બધુ નાજુક છે કે, અમેરીકન વિદ્વાનો પણ તેની નકલ કરી શક્યા નથી તે યત્રની મદદથી આપણે જોઇ શકીએ છીએ કે છોડવાઓ અને બીજી ચીજોમા જીવ છે, તેઓને લાગણી થાય છે અને સૂર્યના કીરણો તેમના ઉપર અસર કરી શકે છે

**શોધખોળોનો વહેવારૂ ઉપયોગ શુ છે?**—કોઇ એવો સવાલ કરશે કે એ શોધખોળો અજાયબી જેવી છે તે ખરૂ પણ તેનો વહેવારૂ ઉપયોગ શુ છે? મારે જણાવવુ જોઇએ કે, વૈદક શાસ્ત્ર અને ખેતીવાડીને માટે એ શોધો અમૂલ્ય છે તેમની શોધથી તમો જાણી શકો છો કે, છોડવાઓ અમુક વખતે ઉંઘ લે છે અને અમુક વખતે જાગૃત હોય છે હવે એકજ છોડવાના બે જુદી જુદી સ્થિતિ વખતે તેના ગુણોમા કાઇ ફરક પડે છે કે કેમ તે નક્કી કરવાથી તમો વૈદકશાસ્ત્રને ઘણી મદદ કરી શકો અને કઇ વનસ્પતી ક્યા વખતે ભેગી કરી હોય તો તે વધારે ગુણકારક નીવડે તે સમજીને તેજ વખતે તે ઉતારી શકો. ખેતીવાડીને માટે તેમણે હીંદમાથી મેળવેલા સાધનો વડે અને હીંદી કારીગરોની મદદથી તૈયાર કરેલુ એક યત્ર એક છોડવાની ઉગવાની ઝડપને દશ લાખગણી વધારે ગતીવાળુ બનાવી શકે છે અને તેની મદદથી તમો જોઇ શકો છો કે, એક સેકડમા તે કેટલો વધી શક્યો. પછી અમુક ખાતર તેને પુરૂ પાડીને તમો જોઇ શકો કે તે ખાતરથી તેની વૃદ્ધિ વધી શકે છે કે કેમ અને જો તે પ્રતિકૂળ કે પૂરતુ અનુકૂળ નહી જણાય તો બીજાં ખાતર વડે તમો અખતરો અજમાવી શકો અને તે રીતે એક જાતના પાકને અમુક જાતની જમીન અને આબોહવામાં કયુ ખાતર અનુકુળ આવશે તે તમો નજરે જોઇને ખાત્રી કરી શકો આવી શોધો દુનીઆ ઉપર મહાન ઉપકાર કરનારી છે તે શોધો હજુ સંપૂર્ણ નથી થઇ પણ સંપૂર્ણ થવાના માર્ગ ઉપર છે હજુ માત્ર શરૂઆત થઇ છે એમજ તમો માનો અને તે શરૂઆત હીંદમા થઇ છે તે જાણીને તમો ખુશી થશો વનસ્પતિના જીવન વિષે દુનીઆને શિક્ષણ આપનારૂ ઇનસ્ટીટયુટ એકલા હિંદમાંજ છે તે બીના પણ આપણને ખુશાલી ઉપજાવનારી છે

**પ્રો. સર જગદીશચંદ્ર બોઝનું ભાષણ**—તે પછી સર જગદીશચંદ્ર બોઝે જણાવ્યુ કે વીદ્યા એક એવી વસ્તુ છે કે કોઇપણ પ્રજા તેનો ઇજારો લઇ શકતી નથી પણ જે કોઇ તેની પાછળ ખંતથી લાગે તે તેને પ્રાપ્ત કરી શકે છે પૂર્વના સબંધમા એવી માન્યતા સામાન્ય રીતે ફેલાયેલી છે કે પુર્વની પ્રજાઓ માત્ર સિદ્ધાંતો અને કલ્પનાઓથીજ દોરવાઇ છે પણ વહેવારૂ કર્તવ્યો માટે તે કાઇ કરી શકતી નથી. પણ હમણા બનવા લાગેલા બનાવોની જ્યારે તવારીખમા નોંધ લેવાશે ત્યારે આ માન્યતામા ફેરફાર કરવાનો સમય આવી પહોચશે દાદાભાઇ નવરોજી અને ગોખલેએ હીંદની ઉન્નતિને માટે જે વ્યવહારૂ સેવાઓ બજાવી છે તે હજુ તાજીજ છે હીંદનાં વિવેકી જીવનને ખીલવી રહેલા શાહ સોદાગરોના વડીલોએ પુરાતન કાળમા હીંદના મહાન સસ્કારોનો પ્રસાર ટીબેટ, અને તર્કી વગેરે દેશો મારફતે પરદેશોમાં કર્યો હતો, એક હજાર વરસ આ

શરૂ થયેલા શંકરાચાર્યે ધાર્મિક તત્વજ્ઞાનના ફેલાવા માટે મહાન જામતી બતાવી હતી પ્રાચીન હિંદમા વિદ્યા કેટલી આગળ વધી હતી, તેનો પુરાવો હજુ સુધી જળવાઈ રહેલા તાડપત્રો ઉપર લખાયેલા શાસ્ત્રો રજુ કરી શકે છે અત્યારે અઢી હજાર વરસના અંતર પછી હિંદ દેશ પાછો જાગ્રત થયો છે અને તેનામા નવુ જીવન આવવા લાગ્યુ છે તે નવા જીવનની જુદી જુદી જાગૃતિઓ અને પ્રવૃત્તિઓના એક ભાગ તરીકે મારી ઇન્સ્ટીટ્યુટ પણ હસ્તીમા આવ્યુ છે, તેની શરૂઆત આશાજનક એટલા માટે છે કે તે પ્રજા તેમજ સરકારની એક સરખી આ સમકાલીન હીલચાલને પાત્ર નીવડ્યુ છે પ્રજા જે પ્રમાણમા તેને ટેકો આપશે તેવાજ પ્રમાણમા સરકારે પણ તેને મદદ આપવાની ઇચ્છા જાહેર કરી છે

**પચીસ વરસ સુધી એકાંતમાં કરેલું કામ**—જે હેતુઓ સિદ્ધ કરવા માટે આ ઇન્સ્ટીટ્યુટ કાઢવામા આવ્યુ છે તે હેતુઓને માટે મે પચીસ વરસ સુધી એકાંતમા ખંત અને ચીવટથી કામ કર્યું છે મારે કબુલ કરવુ જોઈએ કે મારામા શ્રદ્ધાની ખામી હતી, કારણ કે જેવી મેં શ્રદ્ધા રાખીને મારૂં કામ પ્રસિદ્ધિમા મુક્યુ કે તરતજ મને અણધારી મદદો મળી છે તે મદદ પણ સૌથી પહેલી તમારા શહેરમાથી મળી છે અને તે પછી તરતજ તેથી પણ વધારે મોટી રકમની મદદ તમારા શહેરના એક એવા શાહ સોદાગર તરફથી મળી છે કે જેમને મે કદી નજરે પણ જોયા નહી હતા જે કામ હું કરવા માગુ છુ તે આપણા દેશના લાભ માટેનુજ નહિ પણ દેશ પરદેશોના લાભ માટેનુ, આખી દુનિયાને ફાયદાકારક થઇ શકે તેવુ કરવા માગુ છુ હું એમ માનુ છુ કે હિંદની એક ખાસીઅત એ છે કે તે એકલપેટું નથી

**હીંદની પચરંગી પ્રજા**—હુ યુરોપ અને અમેરિકામા બધે ફર્યો છુ, અને ત્યાં મે જોયુ છે કે ત્યાની પ્રજાઓ એક બીજા પ્રત્યે સારો એખલાસ ધરાવતી નથી તેથી ઉલટી રીતે હિંદમા ભિન્ન ભિન્ન પ્રજાઓ એક બીજામા સમાઇ ગઈ છે અને તેઓ સઘળી સાથે મળીને એકજ પ્રજા બની છે તમારા શહેરના પારસીઓને હિંદમા ફેરો સત્કાર મળ્યો છે તે એક જાણીતી તવારીખ છે ઇરાનીઓ પણ હિંદમાં આવીને વસ્યા અને પોતાની સાથે જે જે ખુબીઓ લઇ આવ્યા તે બધી હિંદમા સામેલ થઇ ગઇ છે અને તેઓ હિંદી પ્રજાના એક ભાગ રૂપે બન્યા છે તેજ પ્રમાણે જે પણ અન્ય પ્રજાએ હિંદમા આવીને વસવાનુ પસંદ કર્યું છે તેમને હીંદે આવકારજ આપ્યો છે અને તે બધી પ્રજાઓની એક પચરંગી પ્રજા તે આજની હિંદી પ્રજા છે, કે જેવી પ્રજા બીજા કોઇ પણ દેશમા તમોને નજરે નહિ પડશે

**વિજ્ઞાની શોધખોળો પાછળ કરોડોનો ખર્ચ**—આગળ ચલાવતા સર જગદીશે જણાવ્યુ કે દુનિયાના ઘણા ભાગોમા હુ ફર્યો છુ અને મે જોયુ છે કે યુરોપ અને અમેરીકાના વિદ્વાનો વિજ્ઞાની શોધખોળો પાછળ પુષ્કળ ખર્ચ કરે છે, મલબ્બીઆની યુનવર્સિટી પાછળનો વારસીક ખર્ચ આઠ ક્રોડ રુપિયા કરતા પણ વધી જાય છે. ન્યુયોર્કમાં કરોડોના ખર્ચે એક પ્રયોગશાળા નીભાવવામા આવે છે જેમાં એક હજાર વિદ્વાનો માત્ર નવી શોધખોળોના કામ પાછળજ લાગે છે આવા જમાનામાં આપણે ટુંક સાધનો વડે આગળ વધવા માગીએ છીએ છતા નીરાશાને તાબે નહિ થતા ખંત અને ધીરજથી કામ કર્યે જવાનુ છે

**અંગત અનુભવ**—પોતાનો એક અંગત અનુભવ જાહેર કરતા સર જગદીશે જણાવ્યું કે ઝાડપાનમા જીવ છે તેની ખાત્રી મને થતા પછી મે તેને લગતું સાહીત્ય રોયલ ઇનસ્ટીટ્યુટ ઉપર મોકલ્યુ હતું પણ તેમણે તે શોધને કાલ્પનીક ગણી કહાડી મારા ઉપર પાછુ મોકલ્યુ હતુ તેથી જરાપણ નીરાશ નહી થતા મે તે શોધ અને તેને લગતુ કામ ચાલુ રાખ્યુ તો બાર વરસના ગાળા પછી તેજ ઇનસ્ટીટ્યુટને એ શોધ માટે મારો ઉપકાર માનતો પત્ર લખવો પડ્યો છે કે હું તમારી પાસે રજુ કરુ છુ ( આ તે ગમર પત્ર શાનેમાની તખ્તી ઉપર બનાવવામા

આવ્યો હતો ) આવા અનેક અનુભવો મને મળ્યા છે વાયરલેસ સંદેશાઓના સંબંધમાં મે કરેલી શોધના સંબંધમાં પણ તેજ પ્રમાણે થયું છે

**કાનના પરદા ઉપર અવાજના મોજા**—અત્રે સર જગદીશે પોતાના વાગતા ચીત્રો એક પછી એક સીનેમાની ઉપર બતાવ્યાં હતા કાનના પરદાપર આવાજના મોજા કેવી રીતે અથડાય છે, તે મોજાઓથી પરદા ઉપર કેવી અસર થાય છે તેનો સાક્ષાત ખ્યાલ તેમણે આપ્યો છે એક બનાવટી કાનનું ચીત્ર તખ્તી ઉપર લઇ તેની સાથે વીજળીક સંબંધ જોડી રાખીને એક નાની ભુંગળી તેમણે પહેલાં વગાડી હતી, જેની તેના ઉપર કાંઇ અસર થઈ નહીં હતી પછી એક મોટી ભુંગળી લઇને જેમ જેમ તેઓ વધુ ને વધુ મોટો અવાજ કરતા ગયા તેમ તેમ તેના ચીત્ર ઉપર મોજાઓનો ફેરફાર વગેરે થવા લાગ્યો, જે જોઇ સઘળાં કોઇએ તેમને તાળીઓના અવાજોથી વધાવી લીધા હતા વનસ્પતીના જીવનને લગતાં, બોઝ ધનસ્ફીટયુગને લગતા અને બીજા કેટલાક ચીત્રો બતાવ્યા પછી તેમણે ખતીવાડીને ઉપયોગી યનાકીય યંત્ર રજુ કર્યું હતું

**છોડવાઓની વૃદ્ધિની પોતાની મેળે થતી નોંધ**—પછી મી૦ તીલકે પોતાનું જાણીતું યંત્ર રજુ કર્યું હતું કે જે છોડવાઓની ગતીની નોંધ નજરે બતાવી શકે છે એક યંત્ર તે ગતીને દશ લાખ ગણી અને બીજુ એક કરોડ ગણી બતાવે છે તે યંત્રવડે એક છોડવાની કુદરતીને વૃદ્ધિ, અમુક રસાયણ આપવાથી તે વૃદ્ધિમાં થતો ઘટાડો અને બીજી રસાયણ આપવાથી થતો વધારો તેનો આબેહુબ ખ્યાલ આપનારા ચીત્રો તેમણે રજુ કર્યાં હતા જે પછી એક કરોડ ગણી ગતી વધારનારા યંત્રના પ્રતીમાઓ બતાવી ખેતીવાડીમાં વીજળીક મદદથી કેવા ફેરફારો થઇ શકે છે તે બતાવ્યું હતું

**વીદ્યાનું વેચાણ થઈ શકે નહીં**—છેવટમાં તેમણે જણાવ્યું કે આ બધી શોધખોળોનો લાભ આખી દુનીયાને મળે એમ હું ઇચ્છું છું મારી કોઇપણ શોધનું પેટંટ હું લેવાનો નથી. દુનીયા અત્યારે અરધી ભુખે મરે છે અને કેટલાક દેશોમાં તો ખોરાકની ઘણી મુશ્કેલી છે દુનીયા ઉપર જેટલું અનાજ અત્યારે ઉગાડી શકાય છે તેથી બમણું ઉગાડવું જોઇએ અને તેમાં હું મારી શોધોદ્વારા કાંઇ ફાળો આપી શકું તો મારી બધી મેહેનત સફળ થઇ માનીશ. અંતમાં તેમણે શ્રોતાઓનો ઉપકાર માની ભાષણ ખતમ કર્યું હતું.

---

# कसरतथी शरीरने मळती मजबुताई तथा निर्मूळ थता रोगो.

( વૈદ્ય દુર્લભદાસ હરજીવન )

નાનાં બાળકોને જોઇએ છીએ તો જણાય છે કે કોઇ પણ ખાસ કસરત કર્યા વગર તેમના શરીરના પ્રત્યેક અવયવો નિત્ય વૃદ્ધિને પામે છે, તથા જઠર વગેરે અવયવો નિયમ પ્રમાણે કાર્ય કરે છે તથા તે આરોગ્યનો અનુભવ કરે છે તેમાં કારણ એ છે કે ઘણે ભાગે સુતા સુતા શરીરના કોઇને કોઇ ભાગને કસરત પહોંચે તે પ્રમાણે હાથપગ હલાવ્યા કરે છે તમે નાના બાળકને જોશો તો તે પથારીમાં કે ઘોડીઆમાં શાંત થઇ નહિ રહે, પણ હાથ પગ હલાવ્યા કરશેજ આ વેગ તેમનામાં સ્વાભાવિક હોય છે અને તેથી તેમના અવયવોને સહજ કસરત થાય છે અને તેથી તે આરોગ્યનો અનુભવ કરે છે, આ પ્રમાણે બાળકોનું અવલોકન કરીને નીચે જણાવવામાં આવતી કસરતો ખોળી કાઢી છે જે પથારીમાં સુતા સુતા થઇ શકે છે અને શરીરના પ્રત્યેક ભાગને લાભકર્ત્તા છે

ઘણા મનુષ્યોને કસરત કરતા કંટાળો આવે છે, એવા મનુષ્યોને માટે આ કસરતો ઘણીજ ઉપયોગી છે, કેમકે તે રમતની પેઠે પથારીમાં સુતા સુતા થઇ શકે છે. તેમજ જે મનુષ્યો શરીરે સામાન્ય શક્તિવાળા છે અને જે બીજી કસરત નહીં કરી શકતા અશક્તિમાન છે તેમને માટે પણ આ

( ૬ ) અથાણાં, શાક વગેરે થોડા દહાડા તજી દેવા, કારણ કે એ પાચનક્રિયાને બોજારૂપ છે

( ૭ ) દુધ, ખીચડી અને થોડુ ઘી એ ખોરાક તબીઅત સુધરતા સુધી એટલે આશરે પખવાડીઆ સુધી રાખવો દુધ પણ પાશેર દોઢ પાશેરજ વાપરવુ

( ૮ ) ફક્ત બે વેળાજ ખાવુ, કાચુ કોઈ ખાવુ નહિ.

રોગના વિચાર કરી—નિદિધ્યાસન કરી—તેની સાથે તલ્લીન ન થવુ, એથી રોગ મજબૂત થાય છે, "યાદૃશી ભાવના યસ્ય તાદૃશી ભવિતવ્યતા" મનુષ્ય જેવા વિચાર કરે તેવુ ફળ તેને અનાયાસેજ મળે, એવો કુદરતી નિયમ છે, માટે રોગનો કાંઇ પણ વિચાર અગર વહેમ આણ્યા વગર ઉપર લખેલી બાબત ઉપર ધ્યાન આપવુ

બહુ ગરમ ખોરાક ખાવાથી તબીઅત બગડી હોય, તો તે એકદમ છોડવો, એટલે તબીઅત ઠેકાણે આવશે

ચાહ વગેરે વ્યસનો પરિણામે કબજીઆત કરે છે ભુખ ઓછી કરે છે જ્ઞાનતંતુને નબળા પાડે છે, અને એ અકુદરતી બલા શરીરના સત્વને ધીમે ધીમે ખોખરૂ કરે છે, જ્યા સુધી ચાહ ન મળે, ત્યાં ચાહનો વ્યસની આંધળો ભીંત રહે છે તેને કામકાજ સુઝતુ નથી. તેનુ કારણ છે કે ચાહના વ્યસનની તેના જ્ઞાનતંતુ નબળા પડી ગયેલા હોય છે ચાહ મળે એટલે તે કેફ લાગે તેજમાં આવે છે, અને પછી કામકાજમા પ્રવૃત્ત થવાનુ ગમે છે આ વગેરે કારણોથી મજબુત ભલામણ કરી શકાય કે બની શકે ત્યા સુધી સઘળા વ્યસનો રૂપી વળગાડ છોડી દઇ સુખી થવુ

બહુ ખોરાકથી તબીયત બગડી હોય, તો ઉપવાસ અગર થોડુ ખાઇ એક ટાણું કરવુ, જેથી તે ઠેકાણે આવશે બે વેળા સારી રીતે ચાવીને ખાવાનો રિવાજ સામાન્ય રીતે રાખવો આખા કોળીઆમા પા કોળીઓ પણ ન ચવાય, અને કાચુ કોઇ ગમે ત્યારે અનિયમિતપણે ખવાય, ઘણી ખાંડ અને ચાહનો ઉકાળો જે હોજરીને અવશ્ય થોડુ નુકસાન કરે છે, તે લેવાયજ જાય, નાટક ચેટકમાં ઉજાગરા થાય, હોટેલોમા જઇ હોજરીના ઉપર સખ્ત દબાણ કરવામા આવે, ત્યાં પછી રોગ શામાટે ન થાય ? એવી વેળાએ ડાકટરની દવા ઉલટુ નુકશાન કરે છે, કારણ કે દરદીની ભયકર ભૂલ સુધર્યા વગર દવા શુ કરે ? જે કારણથી દરદ થયું હોય, તે કારણ દૂર થતા જ દરદ દુર થાય છે મનુષ્ય ધારે તો તે કાંઈ પણ દવા વગર આખી જીંદગી સુખપૂર્વક કરીને મિતાહારીપણે ખોરાક, હવા અજવાળાવાળુ મકાન, ભેળસેળ વગરનો ચોખો ખોરાક, વ્યસન રહિત જીંદગી, પૂરતી ઉંઘ, પરિમિત વિષયાસક્તિ, ઉદ્યોગી, કામકાજ અગર બીજી મહેનતથી શરીરને યોગ્ય કસરત, તન, મન, અને ગૃહોદ્યાનની સ્વચ્છતા—એ વગેરે ઉપર ધ્યાન આપીને સુખરૂપ ગાળી શકે

કબજીઆત જણાતો ખોરાક બદલવો, એમ એક વિદ્વાન કહે છે, તે ખરૂ છે.

ઉપરની બાબતો ઉપર ધ્યાન આપ્યા વગર દરદીપણુ કેવી રીતે જાય ? એજ કારણથી દરદીએ દરદ પોતાની મેળે ઉભુ કરેલુ હોવાથી તે તેને માટે સંપૂર્ણ રીતે જવાબદાર છે

મુખ્યત્વે કરીને ખોરાકમાંથીજ દરદ ઉભુ થયેલુ હોય છે, એ વાત દરદીએ એકને એક, એની પેઠે ગોખી રાખવી જોઈએ

ગમે તે વેળા ગમે તે ખાખા કરવું, એ મનુષ્ય તરીકે દરજ્જાને પણ તરાકના દરજ્જામા ઉતારી પાડવા સરખુ કામ છે, અને મનુષ્ય જન્મ ભ્રષ્ટ કરવા સરખુ પગલુ એ છે માન મેળવવા જન્મવું જોઈએ ખોરાકમાં નિયમ નહિ રાખનારા મનુષ્યોના આંતરડાં અને જઠર પરિણામે અવશ્ય બગડે છે વારંવાર જુલાબ લેવાથી એ ખરાબીમા વધારો થાય છે, એવા માણસો બદ તામસી—ક્રોધી—થાય છે, કારણ કે તેમના મગજ ઉપર નબળા હોજરીની નઠારી અસરો લાગુ પડે છે

( "પ્રપંચ" )

પુસ્તક ૬ ઠું. અંક ૪ થો.

# ભાગ્યોદય

જુન સને ૧૯૧૮.

## મનને પ્રોત્સાહક વચનો.

( ધન્ય મંગલ દિન આજરે, એ લય. )

મન ! મિથ્યા શું મુઝાયરે, શિર પ્રભુ ગાજે છે
શ્રગાલનો સ્વર સુણી સિંહ શિશુ–થી શું ગભરાવાયરે, શિર૦
રણ તૂરથી પણ નવ ડરનારો, (તે) પિપુડી સુણી ડરી જાયરે, શિર૦
પોતાના ચીતરેલા ચિત્રથી, ભય શું પ્રકટાવાયરે, શિર૦
દુઃખ ક્લેશ તેં ઉપજાવ્યા તે, જોઈને શીદ અકળાયરે, શિર૦
સિંહનો વેશ ધરે તે શું પોતાને ફાડી ખાયરે, શિર૦
તુંજપર ઉપાધિ વેશ ધર્યો તેં, ( પછી ) શીદ કંપાવે કાયરે, શિર૦
વેશ પલટીને તુજથી જ ક્ષણ, મૂળ સ્વરૂપે અવાયરે, શિર૦
તે ક્ષણ તારૂં પ્રતિકૂલ સઘળું, ઝાકળસમ ઓળપાયરે, શિર૦
નિડર રહે પ્રિય મન ! તું મારા, લહી ઈશ્વરની સ્હાયરે, શિર૦
પ્રભુ કરૂણા થાતાં તુજ સહુજે, યોગ ક્ષેમ સધાયરે, શિર૦
પ્રભુ સ્મરી જગથી નિઃસ્પૃહી થાઓ, થવાનું હોય તેમ થાયરે, શિર૦

થી. ઉ.

---

## કૃપાની યાચના.

હું તો કરુણા ચહું છું એક તારી,
જગમાં હસાવો, જગમાં રડાવો,
તેનાપર દૃષ્ટિ નથી મારીરે, મારી,
મારી, દૃષ્ટિ મારી; હું તો૦

ચિંતવું હું નહિ, કુલમાંહિ રાખો કે,
મારો સંસારે ઘાવ કારીરે, કારીરે,
કારી, ઘાવ કારી, હું તો૦

અન્યના પુષ્પહાર કરતાં પ્રિય ગણું તેને,
તું જો આવીને મૂકે આરીરે, આરીરે;
આરી, ગળે આરી, હું તો૦

તારી કૃપામા મારા પ્રાણ ! બધું રહ્યું,<br>
તારી કરૂણાપર જાઉં વારીરે, વારીરે,<br>
વારી, જાઉં વારી, હું તો૦<br>
તારી કૃપા એ હું તો જાણું છું મારી,<br>
ઇપ્સિત માત્રની બારીરે, બારીરે,<br>
બારી, જાણું બારી, હું તો૦<br>
છીનવી ભલે મારૂ સર્વ તું લે જે,<br>
રાખજે પરંતુ એક જારીરે, જારીરે,<br>
જારી, કૃપા જારી, હું તો૦

શ્રી ઉ.

---



# रसतत्त्व.

(લેખક—શ્રીયુત ત્રિભૂવન બદેચર)

---

(અનુસંધાન ગતાંકથી)

કાર્યની ઉત્પત્તિ કારણાધિન છે. કારણ અસત્ હોય તો તેથી સત્‌ની ઉત્પત્તિનો અસંભવ છે કારણ રૂપ પરમાત્મા તેજ તેની શક્તિ (કાર્ય) અનુભવાય છે માટે જગતનું કારણ અસત્ હોય તો તેથી જગત રૂપ કાર્ય ઉદ્ભવેજ નહીં જેમ કાપ રૂપ પટ તેમા સુતર તે સમવાયી કારણ અને સુતરની મીલાવટ તે અસમવાયી કારણ, અને કારીગર તે નિમિત્ત કારણ છે, તેમ કાર્યરૂપ માયા ને જગતનું સમવાયી કારણ છે અને માયાના આવરણમા માયા અને બ્રહ્મનું તાદાત્મ્ય તે અસમવાયી કારણ છે અને શુદ્ધ ચૈતન્ય રૂપ આત્માવડે માયાની ઉત્પત્તિ તે જગતનું અભેદ નિમિત્ત ઉપાદાન કારણ છે માટે કાર્ય રૂપ જે વિશ્વરચના તેના કારણરૂપ નિયમો સર્વત્ર સ્થિત છે.

यश्चकिंचजगत्सर्वंदृश्यतेश्रयतेपिवा। अंतर्बहिश्चतत्सर्वं व्याप्य नारायण स्थित.॥श्रुति॥

જે કાંઇ જગત-દૃશ્ય અને શ્રુત છે તેમા બાહ્ય અને આંતર સર્વત્ર નારાયણ વ્યાપી રહ્યા છે

ચાર્વાકી કહે છે કે—ચતુર્ભ્ય ખલુ ભુતેભ્ય શ્ચૈતન્ય મુપજાયતે ॥

"પૃથ્વી, જલ, તેજ અને વાયુ એ ચાર મહાભૂતો એકજ થવાથી ચૈતન્ય ઉત્પન્ન થાય છે"

"સર્વ સૃષ્ટિ પરમાણુંરૂપ છે અને તે પરમાણુંઓ પરસ્પર આકર્ષણ શક્તિથી સમ્મિલન છે તેથી સર્વ સૃષ્ટિપર શરીર દૃશ્યમાન થાય છે નષ્ટ થયા પછી શરીરના ભિન્ન ભિન્ન પરમાણુંઓ વીલીનાવસ્થાને પ્રાપ્ત થાય છે તે પ્રમાણે પરમાણુંઓની સ્થિતિના ફેરફારો થયાજ કરે છે તેમા જે જ્ઞાન છે તે વિદ્યુત્ શક્તિ છે ને વિદ્યુતશક્તિ નાશ થયે પરમાણુરૂપ થતા છેવટ કાઇ રહેતું નથી"

તેમ માનવામાં આવે તો ધર્માધર્મની યોગ્યતા અસંભવ થાય પરન્તુ તેમ નથી કારણ કે જે જે પદાર્થમા વિદ્યુત્ છે તે તે પદાર્થનો દેહ થયો છે તેનું પૃથક્કરણ થતા પરમાણુ થઇ જાય છે પણ તે પરમાણુને વિદ્યુતનો ધક્કો લાગવાથી શરીરની અંદરનું જ્ઞાન નષ્ટ થતું નથી. શરીરનો નાશ થયા પછી પરમાણુ ભિન્ન ભિન્ન થઇ ગયા અને જે જે પરમાણુ થયા તે ભિન્ન ભિન્ન પરમાણુમા વિદ્યુત્ ભિન્ન ભિન્ન પ્રકારે છે તો તે વિદ્યુતની પેઠે જ્ઞાન ભિન્ન ભિન્ન પરમાણુંમાં

રહેતું નથી આકર્ષણ શક્તિ યુક્ત જ્ઞાન તે વિદ્યુત નથી તે તો પરમાણુથી પર છે, જ્યારે જ્ઞાન એ વિદ્યુત અને પરમાણુની સાથ પૃથક્કરણમા આવી શકે નહીં

વિદ્યુત અને પરમાણુનો સંયોગ એક બી અને છોડતો નથી તો શરીરનો નાશ થયો, તો તેથી પૃથક્કરણ થઈ જ્ઞાનનો નાશ સમજવે જ નહીં, જ્ઞાન મૃત્યુ પછી પણ કાયમ રહે છે જેમ બીજમા વૃક્ષ રહેલ છે તેમ જ્ઞાન જન્મ પર્યંત,– શ્રવણ, મનન, વિચાર, અને શરીરનું અભિમાન રહેલું છે સુષુપ્તિ અવસ્થામા જગત અને શરીરની સ્મૃતિનો અભાવ છે પરન્તુ જગત અને શરીર બીજાંકુરન્યાયથી પ્રતિષ્ઠિત છે

પ્રત્યેક શરીરધારક અજ્ઞાન જીવાત્મા–અમ છિદ્રુપ ચૈતન્યાકર્ષણ શક્તિ યુક્ત અંશ છે તે અજ્ઞાન રૂપ જીવાત્મામા આકર્ષણ શક્તિ છે તેથી શરીર ભસ્મ થતા જીવાત્માની આકર્ષણ શક્તિ રૂપ તત્વ ભસ્મ થાય જ નહીં નૈન दहति पावक गीता"

આકૃતિ પરિમેયતા અને સંકલ્પ ઇત્યાદિ ગુણોનો જે અભાવ તે પરમાણુ છે તે પરમાણુમા આકર્ષણ શક્તિનો ગુણ રહેલો છે તે આકર્ષણ શક્તિ બધા તત્વનું મૂળ તત્વ છે, આકર્ષણ શક્તિ જે તત્વની છે તે તત્વ પરમાણુ નથી, પરન્તુ પરમાણુનો ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું મુખ્ય કારણ શુદ્ધ ચૈતન્ય છે

वह्नेर्यथा योनिगतस्य मूर्तिर्नदृश्यते
नैव च लिंग नाशः श्वे उप

કારણ રૂપ અરણિમા રહેલ અગ્નિનું સ્વરૂપ દશ્યમાન નથી, પરન્તુ તેવી સૂક્ષ્મ તત્વનો નાશ થતો નથી

જો એમ જાણે કે—સત્ પરમાત્મા નથી, તો પોતે પણ નથી અને છે, તો પોતે પણ છે માટે પરમાત્મા ન હોય તો પોતાનો આત્મા અસંભવજ છે.

" सयएषोऽणिमैतदात्म्यमिदंसर्वंतत्सत्यंस
आत्मा तत्त्वमसि श्वेतकेतो। छां. उप

હે શ્વેત કેતુ ! જે સૂક્ષ્મતત્વ, તે આ સર્વ તદાત્મક છે તે સત્ય છે, તે આત્મા છે, તે તું છે

સત્ એ ચેતન છે કદાપિ સત્ એ અચેતન–શબ્દવાચ્ય હોય તો તેથી મોક્ષ વગેરેનું કારણ ઉપસ્થિત થઈ નિર્દોષ શાસ્ત્ર અપ્રમાણ માનવામાં આવે

---

# मनुष्यना सुख दुःखनो आधार.

મનુષ્ય માત્રને સુખ અને દુખના વાયરા વારંવાર વાય છે ઘણી વખત તે એવો આનંદમા હોય છે કે કાંઇ કહેવાની વાત નહિં, તેમ ઘણી વખત એવા આનંદનો એવો અચાનક ભંગ થઇ જાય છે અને દુખ તેમ શોકનું વાદળ તેના ઉપર એવું વર્ષી રહે છે કે તેનો અવધિજ જણાતો નથી આ પ્રમાણેની ઘટ માળ હમેશા આ સંસારમા ચાલ્યાજ કરે છે

જે માણસને પૈસે ટકે સુખી જોઇએ છીએ, અને બહારથી ગાડી ઘોડે ફરનાર, વાડીવાડીમા રમનાર, સ્વેત બગીચામા રહેનાર અને એવો સુખી જણાય છે કે તે વખતે જોનારને એમ થતું હશે કે આના જેવો બીજો કોઇ સુખી જ નહિ હોય ત્યારે કેટલાક એવા ચિંથરે હાલ અને કંગાલ જણાય છે કે જેને ખાવા પીવાના અને અન્ન વસ્ત્રના પણ સાંસા હોય છે તેવા માણસોને જણાતા દુખથી જોનારને દયા આવ્યા વગર રહેતી નથી

– આ પ્રમાણે બહારથી સુખી દેખાનાર માણસને વૈભવો અને સુખ હોવા છતા પણ એકાદ એવી એક વાત તેને સાંભળવામા આવે

કે તેને તે વખતે તે સર્વ વૈભવો દુ ખ આપનાર થઇ પડે છે અને તેનીજ એવી દયામણી સ્થિતિ થઇ જાય છે કે તેના દુ ખ અને શોકનો પારજ રહેતો નથી તેથીજ રીતે કગાલ અને દુ ખી જણાતા મનુષ્યને કોઇ વખતે એવો પ્રસગ આવે છે કે તે વખતે તેના સુખ અને આનદની સીમા રહેતીજ નથી

આમ થવાનુ કારણ શું હશે તેનો વિચાર કરવાની જરૂર છે મનુષ્યને બાહ્ય પદાર્થો સુખ આપનારજ હોય તો તેને તે એક વખતે સુખ અને એક વખતે દુ ખ આપનાર શી રીતે બની શકે ? નહિજ મનુષ્યને બાહ્ય પદાર્થો સુખ આપનાર નથી, તેમ દુ ખ આપનાર પણ નથી મનુષ્યના સુખ દુ ખનો આધાર તેની બાહ્ય દશા ઉપર નથી પણ તેની આતરિક દશા ઉપર છે જે મનુષ્યનુ મન સ્થિર અને હૃદય નિર્મળ અને પવિત્ર હોય છે તો તેવા માણસને ઘણે ભાગે દુ ખ આવતુંજ નથી અથવા તો બહારથી જણાતું દુ ખ પણ તેને દુ ખરૂપે પ્રતિત થતું નથી તેમજ મનુષ્યને બાહ્ય પદાર્થો ગમે તેટલા પ્રાપ્ત હશે તોપણ જો તેની આતરિક સ્થિતિ અવ્યવસ્થિત હશે તો તેને તે પદાર્થો સુખકર્ત્તા જણાવાના નહિ પણ તે હમેશા ચિંતા અને દુ ખ માત્ર સહવાનો

તમે ગૃહસ્થ હો કે ગરીબ હો, અમલદાર હો કે સાધારણ કારકુની કે મહેતાજીપણું કરતા હો, શેઠીઆ હો કે ગુમાસ્તા હો, તોપણ તે બાહ્ય અવસ્થાથી તમારે પોતાને દુ ખી માનવાની જરૂર નથી તમને હાલ જે સ્થિતિ પ્રાપ્ત હોય તેજ સ્થિતિમાથી ઉંચી અવસ્થાએ પહોંચી શકવાને તમે સમર્થ છો જો તમારૂં હૃદય નિર્મળ હશે, મન શાંત અને સ્થિર હશે અને આત્મબળ પ્રાપ્ત કરવાને તમારામાં ઉત્સાહ અને ઇચ્છા હશે તો જરૂર તમે ગમે તેવી સ્થિતિમાં હશો તોપણ સુખી થવાનાજ

તમે જે સ્થિતિમા હો તેનો સદુપયોગ કરવાથી, અન્ય ઉપર રોફ અને દમામ મારવાનો છોડી દેવાથી, અને જેમ બને તેમ અન્યનુ ભલું કરવાની ઇચ્છા રાખવાથી તમારૂં હૃદય નિર્મળ થતું જશે તમારે જે કાઇ મેળવવુ હોય તે શુદ્ધ નિષ્ઠાથી, અને બીજાઓને સુખી કરવાની ઇચ્છાથી મેળવવા પ્રયત્ન કરશો તો તે વસ્તુ તમને મળવાનીજ અને તેવો પ્રયત્ન કરવાથી મન પણ નિર્મળ અને પવિત્ર થવાનુજ

તમે હાલ ગમે તેવી સ્થિતિમા હો તેથી ગભરાઇ જઇ નાસીપાસ થવાની તમારે જરૂર નથી પણ તેજ સ્થિતિને બદલવા માટે અને તમારે જેવી સ્થિતિની જરૂર હોય તે મેળવવાને માટે શુદ્ધ પ્રયત્ન કરવાની જરૂર છે અને તે પ્રયત્ન એવો હોવો જોઇએ કે જેની તમે પોતે લાભ મેળવી શકો અને અન્યને પણ તેથી સુખ આપી શકો તમારૂં હૃદય અશુદ્ધ થાય કે મન અવ્યવસ્થિત થઇ જાય તેવો પ્રયત્ન તમારો કાર્યમા નિષ્ફળતા અપાવે છે. અને અંતે દુ ખ તરફ ઘસડી લઇ જનાર હોય છે માટે તેવે રસ્તે જતાં અટકજો

તમારા ઘરમા ક્લેશ કે કકાસનો તમને અનુભવ થતો હોય, સ્ત્રી ઘરેણા માટે સતાવતી હોય કે છોકરા પજવતા હોય, કદાચ કુટુબ મોટું હોય અને સ્ત્રીઓમા પરસ્પર ઝઘડો થતો હોય તો તેથી જરા પણ ગભરાવાની જરૂર નથી તમારામા અને તમારા કુટુબમા જેટલી શાતિની કચાસ રહે છે તેટલુંજ તમને કકાસ અને ઝઘડાનું ભાન થાય છે તેવી સ્થિતિમાં જો તમે ફસાશો તો તમારૂં મન અવ્યવસ્થિત થઇ જશે અને ક્લેશ વધતો જશે પરિણામ એ આવશે કે અંતે તમારે ચીડીયા સ્વભાવના થઇ તેમા દાખલ થવું પડશે પણ તેવુ કરતા ના, સ્ત્રીઓના કે બાળકોના કે તમારા ભાઇ ભાંડુના અજ્ઞાનનુ પરિણામ તમારે સહન કરવાની જરૂર નથી તમારે તેમના અજ્ઞાનમા ફસાવાનુ નથી પણ તે સર્વને તમારી સ્થિતિમાં ઘસડી લાવવાની જરૂર છે જો તમે તેમને તમારા વાતાવરણમા ઘસડી લાવશો, અને જેમ જેમ તમે તેમને ઘસડી લાવવા પ્રયત્ન કરશો તેમ તેમ તેઓ તમારા પ્રતિ આવતાં જશે. તમારા પ્રતિ પ્રેમ રાખતાં શીખશે અને અંતે ધીમે ધીમે તમે તેમના વિચારોને ફેરવી શકશો

પ્રથમ તમારે પોતે પ્રેમાળ અને શાંત થવું જોઇએ ચ્હેરો હસમુખો અને આનંદી રાખવો

જોઇએ જે પુરુષો ઘરના નેતા કે મુખ્ય ગણાતા હોય તેમને માટે ગ્રહસંસાર ચલાવવાની મોટામા મોટી જવાબદારી છે જેવો તે પુરુષ હશે, જેવા વિચારનો તે હશે, તેવુ જ તેનુ કુટુંબ થવાનુ માટે પ્રથમ તેણે પોતે જ પોતાને માટે, તેમ પોતાના કુટુંબને માટે સુધરવુ જોઇએ તેણે જે સુખથી રહેવુ હોય, આનંદ અને શાંતિનુ સામ્રાજ્ય સ્થાપન કરવા હોય તો પછી તેણે જાતે શાંત થવુ જોઇએ અને આનંદને જરા પણ પોતાનાથી દુર ગણવો ન જોઇએ

તેને જેવી રીતે બહાર પૈસા ટકા કમાવામાં લક્ષ આપવાની જરૂર હોય છે તેવી રીતે પોતાના કુટુંબમા શાંતિ પાથરવા અને આનંદ સ્થાપવા ની પણ જરૂર છે જે પ્રમાણમા તેનુ આત્મિય ઉચ્ચ થતુ જશે, તે પ્રમાણમા તેના ઘરમા પણ શાંતિ સ્થાપન થતી જશે અને કલેશ ઓછો થતો જશે

આપણે ઉપર જણાવ્યુ કે મનુષ્યના સુખ અને દુઃખનો આધાર તેની બાહ્ય દશા ઉપર નથી પણ આંતર દશા ઉપર છે તેજ પ્રકારે જેને સુખનો અનુભવ કરવો હોય તેણે પોતાની આંતરિક સ્થિતિને સુધારવા પ્રથમ પ્રયત્ન કરવો જોઇએ અને તેવી જ રીતે પોતાના કુટુંબની પણ આંતરિક સ્થિતિ ઉચ્ચ થાય તે માટે પ્રયત્ન કરવો જોઇએ

મનુષ્યની આંતરિક સ્થિતિ ઉચ્ચ હશે તો તેને પોતાના સહવાસમા જે જે માણસો આવશે તે તે મનુષ્યો સુખ આપનાર થઇ પડશે એટલુ જ નહિ પણ તેનામા એક એવુ અદ્ભુત આત્મિકબળ ઉત્પન્ન થાય છે કે તે વડે તે પોતાની બાહ્ય સ્થિતિ પણ સુધારી શકે છે

મનુષ્યે જે કરવાનુ છે તે પ્રથમ પોતાની આંતરિક સ્થિતિને ઉચ્ચ કરવાની જરૂર છે અને તે ઉચ્ચ થતા જેમ લોહચુંબક પતિ લોહ આકર્ષાઇ આવે છે તેવી રીતે અન્ય પ્રકારના ધન વૈભવો અને પદાર્થો તો તેના તરફ આકર્ષાઇ આવતા વાર લાગવાની નહિ તેમજ તેના સબંધમા જે માણસો આવે છે, જે જે માણસો તેના સહવાસમા વધુ રહે છે તે તે માણસોની સ્થિતિ પણ સુધરતી જાય છે એથી આંતરિક સ્થિતિ સુ-ધારનાર પોતાનુ ભલુ કરતા જતા પારકાનુ પણ સાથે સાથે ભલુ કરનારજ થાય છે જેથી દરેક મનુષ્યે જો સુખી થવુ હોય, આનંદ અને શાંતિનો લાભ મેળવવો હોય તો જરૂર સર્વથી પ્રથમ તેને પોતાની આંતરિક સ્થિતિ સુધારવાની જરૂર છે

દરેક મનુષ્યે પોતે શાંત થવુ જોઇએ મનની અવ્યવસ્થિત સ્થિતિ થાય છે તોજ શાંતિ ખોઇ બેસાય છે જ્યા સુધી મન વ્યગ્ર થતુ નથી અને તેની સ્થિતિ અવ્યવસ્થિત કે ડામાડોળ થતી નથી ત્યા સુધી મનુષ્યનુ મન શાંત રહી શકે છે પણ તેમા ફેરફાર થવાની સાથેજ તેની શાંતિને સ્થાને ક્રોધ આવીને ખડો થઇ જાય છે ત્યારે એટલુ તો નકકીજ સમજજો કે શાંતિનુ ફળ સુખ છે ત્યારે ક્રોધનુ ફળ દુઃખ છે માટે કોઇ પણ માણસે ગમે તે વખતે પણ પોતાનામા ક્રોધનો તો પ્રવેશ કરવાજ ન દેવો જોઇએ ક્રોધથી વ્યવહાર અને પરમાર્થ બન્ને બગડે છે તેનુ સેવન કરનારા ભાગ્યેજ સુખી હોય છે માટે સુખની અભિલાષા રાખનાર દરેક માણસે પોતે શાંત રહેવુ જોઇએ, અને અન્યને શાંત બનાવવા જોઇએ

વ્યસની માણસ બીજાને વ્યસની બનાવે છે ત્યારેજ ચેન પડે છે કારણ કે તેને સોબતની જરૂર હોય છે. તેવીજ રીતે શાંત મનુષ્યે પણ પોતાના સબંધમા જે જે માણસો આવે તેમને શાંત બનાવવા પ્રયત્ન કરી પોતાનુ લશ્કર વધારતા જવુ કે જેથી વાતાવરણ એવુ થઇ જશે કે પછી તેને દુઃખ એવુ ભાનજ કોઇ વખત થવાનુ નહિ

દુઃખનુ કારણ અજ્ઞાન છે અને અજ્ઞાનથીજ માણસોમાં પરસ્પર વૈરબુદ્ધિ ઉત્પન્ન થાય છે અને જ્યા વૈરબુદ્ધિ હોય છે ત્યા શાંતિ કે સુખનુ સ્વપ્નુ પણ હોતુ નથી. માટે ભૂલે ચુકે પણ તે માર્ગે તેના પાસમા સપડાવુ નહિ તમે શાંત હશો, આનંદી હશો તો તમારામા કાર્ય કરવાનું અદ્ભૂત બળ ઉત્પન્ન થવાનુ જો તમે નોકરી કરતા હશો તો તેથી તમારા ઉપરીની પ્રસન્નતાને મેળવી શકશો, અને જો તમે વેપાર ઉદ્યોગ કરતા હશો તો તમે તમારા ગ્રાહકોની પ્રસન્નતા વધારી શકવાના, તેથી તમારો ઉદ્યોગ ખીલવાનો અને સ્થિતિ ઉચ્ચ થવાની ઉપરાંત ઘરમાં પણ તમારા

શ્રી છોકરા તમારૂં અનુકરણ કરતાં શીખવાના અને તેથી ઘરમાં પણ કલેશને સ્થાને આનંદનુ વાતાવ ણ પ્રસરી રહેવાનુ જેથી તમે સુખી થ વાના અને અન્યને પણ તમારા ચારિત્રનો લાભ આપી શકવાના

હવે જે તમને દુ ખ હોય, કંટાળો આવતો હોય કે હવે શુ કરવુ એવો વિચાર કરી ગભરાતા હો તો, આજથીજ તેનો ત્યાગ કરવા માટે ત મારામાં શાંતિને ધારણ કરતા શીખો ગમે તેવો પ્રસગ આવે તો પણ તમારા સુખને માટે તમારે શાંતિને ખોઇ બેસવુ નહિ અને જ્યાં એક બે પ્રસગે સાવધાન રહ્યા તો પછી તમને આ કામ અઘરૂં લાગવાનુ નહિ માત્ર સાવધાન રહેવાનીજ જરૂર છે તેવા પ્રસગો આવતાં જો અસાવધાન રહ્યા તો તરતજ મનની સ્થિતિ ડામાડોળ થવા ની કે પછી તમે ઉશ્કેરાઇ જવાના અને શાંતિને ખોઈ બેસવાના માટે જેવી રીતે બીજી બાબ સાવધાન રહો છો, નોકરી કરતા હો તો .ની અપ્રસન્નતા થાય ન થાય તે માટે સા ન રહો છો, વેપાર કરતા હો છો તો ભાવ .ી વધઘટ થતા ખોટ ન જાય તે માટે ચો. . અને સાવધાન રહો છો તેવીજ રીતે આ બાબતમા પણ તમારે હમેશાં સાવધાન રહેવાની જરૂર છે અને જેટલી કાળજી વ્યવહારમાં રાખો છો તેથી પણ વધુ કાળજી તમારી શાંતિને જાળવી રાખવાને માટે રાખજો

આ પ્રમાણે થોડો વખત કાળજી રાખતા છે વટે શાંતિ એ તમારે માટે સ્વભાવસિદ્ધ ગુણ થઇ જશે. જેથી પછીથી વધુ કાળજી રાખવાની જ રૂર રહેશે નહિ અને અતે તમે હમેશા શાંત રહી શકશો

તમે જ્યા શાંતિને ધારણ કરી રાખતાં શી- ખશો કે તેની પાછળ તેનો પરિવાર, આનંદ અને સુખ તો આપોઆપજ આવી જવાના અને જ્યાં શાંતિ સ્થિર થશે કે પછી તમારૂં મન પણ સ્થિર થવાનુ અને મન સ્થિર થતા હૃદય પવિત્ર અને નિર્મળ થવાનુ અને હૃદય નિર્મળ થતાં તેમા વિરાજેલ આત્મિક શક્તિ આપોઆપ તમારામા પ્રકટ થવાની અને તેથી તમે ગમે તેવુ કઠિનમાં કઠિન કાર્ય પણ સ્હેલાઇથી સિદ્ધ કરી શકવાના

આથી મનુષ્ય માત્રે દુ ખનો ત્યાગ કરવા માટે અને તેને સ્થાને સુખ મેળવવાને માટે પ્ર થમ પોતાની આતર સ્થિતિમા ફેરફાર કરવાની જરૂર હોય છે અને તેની આતર સ્થિતિમા ફેર ફાર થતા તેને સર્વ સુખ આપોઆપ મળી જ વાનાં આંતર સ્થિતિ ઉચ્ચ કરવાને માટે તેણે સર્વથી પ્રથમ માત્ર એક ગુણ શાંતિને પોતાનામા સ્થાપન કરવી અને મનુષ્ય માત્ર ઉપર પ્રેમ રા ખતા શીખવુ તેણે દરેક માણસની સાથે પ્રેમથી વર્તવુ, અને જેમ જેમ તેનામા આ ગુણો ખી- લતા જશે તેમ તેમ તેની આંતર સ્થિતિ સુધ રતી જવાની

મનુષ્યની આતરિક સ્થિતિ સુધરતા પછી તેની બાહ્ય સ્થિતિ ગમે તેવી દુ ખદ હશે, ગમે તેવી કંટાળો આપનારી હશે તો પણ તે આપો આપ પલટાઇ જવાની અને તેમા ફેરફાર થવાનો.

ઘણા મનુષ્યો પોતાની પ્રાપ્ત સ્થિતિને માટે કંટાળે છે અને તેને સુધારવા મથે છે પણ તેમા કાઇ ફાવતા નથી તેનુ કારણ એજ છે કે તેઓ પોતાની તે સ્થિતિ કયા કારણથી પ્રાપ્ત થઇ છે તે તરફ લક્ષ આપતા નથી તેજ છે તેમની આતરિક સ્થિતિજ એવી હોય છે કે જેથી તેમને બાહ્ય સ્થિતિ પણ તદનુરૂપજ મળેલી હોય છે જ્યા સુધી આંતરિક સ્થિતિ સુધરતી નથી ત્યાં સુધી બહારની સ્થિતિ સુધારવા ગમે તેટલાં ફાંફા મારવાં તે વ્યર્થ છે અને તેથીજ તેમની તે સ્થિતિમા તે ફેરફાર કરી શકતા નથી અને કંટાળે છે માટે માણસ માત્રે જો પોતાની સ્થિતિને સુધારવી હોય તો સર્વથી પ્રથમ પોતાની આત રિક સ્થિતિને ઉચ્ચ કરવા પ્રયત્ન કરવો જોઇએ આતરિક સ્થિતિમાં ફેરફાર થતા બાહ્ય સ્થિતિમા એની મેળેજ ફેરફાર થઇ શકે છે અને મનુષ્ય સુખી થઇ શકે છે

---

# सति सुलोचना देवी.

( અનુસંધાન ગત અંકથી )

## પ્રકરણ ૧૦ મું.

### આનંદમાં ભંગ.

આખા શહેરમાં લુટારાઓએ જેલ તોડયાના સમાચાર ફરી વળ્યા રાજ્ય તરફથી ચારે બાજુએ તેમની શોધ કરવા સૈનિકોને દોડાવવામાં આવ્યા યશવંત તથા નવલ પણ તેમની તપાસે ગયા ઘણી તપાસ કરી પણ કાંઇ પત્તો ન મળ્યો.

બીજે દીવસે રાજાએ નવલકિશોરને સૂર્યકુમારીના લગ્નને માટે પૂછ્યું નવલકિશોરે તે સાંભળી કહ્યું.—અમારી સંમત્તિ છે પણ તે વિષે અમારા રાજાજીને પૂછાવવું ઠીક પડશે

આ વાત માનસિંહજીને પણ યોગ્ય લાગી તેથી તેમણે બીજે દિવસે કિશોરગઢ માણસ મોકલી સર્વ સમાચાર પૂછાવ્યા તે માણસ સાથે નવલકિશોરે પણ પોતે યશવંતસિંહ સાથે અત્રે છે અને જાલમ લૂટારો તરીકે મહારાજને ફરે છે. વિગેરે હકીકત લખી જણાવી હવે ત્યાંથી જવાબ આવતા સુધી લગ્નની વાત મુલતવી રહી

નવલકિશોર તે પછી પોતાના બંગલે આવ્યો અને સુલોચનાને સર્વ હકીકત કહી સંભળાવી સૂર્યકુમારી પણ ત્યાંજ હતી તેને આ વાત સાંભળી લગ્નમાં વિલંબ થતો જોઇ ચટપટી થવા લાગી. યશવંતસિંહને પણ તેમ લાગ્યું ખરૂં

સુલોચનાએ પૂછ્યું-ત્યારે આપણે હવે કિશોરગઢથી જવાબ આવતા સુધી અહીં રોકાઇ રહેવું પડશે કેમ વારૂ?

નવલ—હાસ્તો કિશોરગઢથી મહારાજશ્રીની પરવાનગી આવે ત્યાં સુધી તો અહીં રહેવું જ પડશે

સુલોચના—ઠીક, પણ આપણે હવે સુરત ક્યારે જઇશું

યશવંત—સુરત અમને લઇ જશો કે એકલાજ જવું છે?

નવલ—વાહ, આપને લઇ જવાના.

સુલોચના—અને તે વળી સજોડે લઇ જઇશું.

સૂર્યકુમારી—પણ બ્હેન, આ કુમુદ બ્હેનની શી વલે થશે?

સુલોચના—આપણી વલે તે તેમની વલે.

સૂર્યકુમારી—કુમુદ બ્હેનનું પણ હવે કાંઇ ઠેકાણું પાડવું જોઇશે જુઓને તેમના દુ:ખની અવધિજ નથી, એ બિચારાં ક્યાં જાલમના પાશમાં સપડાઇ બેઠાં?

યશવંત—જાલમ, દુષ્ટ જાલમ તો જ્યાંને ત્યાં નડયો, કોણ જાણે કિશોરગઢની શી વ્યવસ્થા હશે હવે આપણે જેમ બને તેમ વ્હેલા કિશોરગઢ જવું જોઇએ

નવલ—ભાઇ, આપના લગ્ન થયાં કે તરતજ આપણે કિશોરગઢ જઇ પહોંચીશું પણ આપને તો ત્યાં સજોડે લઇ જવાના છે તેથી જ વિલંબ લાગે છે

આમ આનંદ વાર્તા ચાલે છે ત્યાં મહારાજા માનસિંહજી પધાર્યા. તેથી વાર્તામાં ભંગ પડયો

માનસિંહજી—નવલકિશોર, હવે આપણે ગમે તે રીતે જાલમને તો પકડવોજ જોઇએ તેનો તો ઉપાય પત્તોજ નથી. અને એ દુષ્ટ છુટવાથી રૈયતને ઘણી કનડગત થવાની

નવલ—મહારાજ, એને પકડવો તે સ્હેજ વાત છે આપના એ લુટારાને પકડ્યા વગર અમે અહીંથી જવાના જ નહિ

એમ વાર્તા વિનોદમાં રાત પડી ગઇ રાજાજી ઘેર પધાર્યા

આમ બેચાર દિવસ વહી ગયા પણ કિશોરગઢથી કાંઇ પત્ર આવ્યો નહિ

રાહ જોતા જોતા એમ ઘણા દિવસ જવા લાગ્યા જેથી નવલકિશોર અને યશવંતસિંહને ઉચાટ થવા લાગ્યો

એકાદ મહીના પછી એક દિવસે મધ્યરાત્રીના સમયે શહેરમાં માણસોનો જબરો કોલાહલ થઇ રહ્યો એક બાજુ એક મકાનોની હારમાં લાયની બુમ પડી, લોકો ઘોડાબંધ ત્યાં એકઠા થઇ લાય ઓલવવા લાગ્યા, બીજી બાજુએ લુંટની બુમ પડી, આ વાતની રાજાજીને ખબર પડતા સૈનિકો સાથે ત્યાં પધાર્યા અને નવલ તથા યશવંતને પણ ખબર મોકલી આથી નવલ અને યશવંત પણ ઘેર બંદોબસ્ત કરી ત્યાં ગયા.

લોકોનું લાય ઓલવવામાં ધ્યાન છે, ત્યાં એક બાજુ લુટ ચાલતા લોકોના ઘરબાર લુંટાવા માંડ્યાં. આખા શહેરમાં હાહાકાર વર્તાઇ રહ્યો છે ઘણા હથિયારબંધ લુંટારાઓ આવેલા છે

આવા સંજોગોમાં યશવંત અને નવલને ત્યાં જોવાથી લુટારાઓમાંથી કેટલાક યશવંત અને નવલને ઉતારે ગયા ત્યાં સૈનિકોને માર મારી બેભાન કરી કેટલાક ઉપર ચ્હડી ગયા અને સૂર્યકુમારી, કુમુદ તથા સુલોચનાને આપડોહામ સુંઘાડી બેભાન કરી લેઇને ચાલતા થયા, કઇ દિશામાં ગયા તેની કોઇને ખબર ન પડી તેમની બ્હારે પણ કોઇ જઇ શકે તેમ નહોતું

તે લોકોના ગયા પછી થોડીવારે લુટ બંધ પડી ગઇ, અને સવાર થતા અગ્નિ પણ ઓલવાઇ ગયો જેથી નવલકિશોર તથા યશવંતસિંહ પણ પોતાને ઉતારે ગયા, રાજાજી પણ દરબારમાં ગયા

નવલ અને યશવંત પોતાને ઉતારે ગયા, ત્યાં ગોટાળો મચી રહેલો જોયો તેથી કાંઇક નવાજુની છે એમ તેમને લાગ્યું તપાસ કરતાં સર્વ સૈનિકો બેભાન સ્થિતિમાં પડેલા છે બારણા ઉઘાડા છે, અને અંદર જઇ જોતા ન મળે સુલોચના, ન મળે સૂર્યકુમારી, કે ન મળે કુમુદ

આ જોઇ તેમના દુઃખનો પાર રહ્યો નહિ તેમણે તરતજ આ વાતની ખબર રાજાજીને મોકલી તે સાંભળી થોડીવારે માનસિંહજી પણ ત્યાં આવ્યા, અને સૌ ગભરાઇ ગયા

આ પ્રમાણે અચાનક પાછો દુઃખનો ઢગલો એકદમ માથે આવી પડતાં કોણ ગભરાઇ ન જાય ! તોપણ નવલકિશોર ઘણોજ હિંમતવાન હતો, તેણે સર્વને ધીરજ આપી અને કહ્યું ફીકર નહિ આ સર્વ તે દુષ્ટ જાલમનાંજ કારસ્તાન લાગે છે માટે હવે જ્યાં સુધી તે આ પૃથ્વી ઉપર હશે ત્યાં સુધી આપણને ચેન પડવાનું જ નહિ માટે પ્રથમ તો આપણે તેનો પત્તો લગાડી તેને યોગ્ય બદલો આપવોજ પડશે, અને મને હિંમત છે કે, તે જ્યાં હશે ત્યાંથી હું તેને પકડી લાવી

યશવંતસિંહ પણ કાંઇ ગભરાઇ જાય તેવો ન્હોતો જોકે તેને લગ્નના આનંદમાં આવી પડેલું વિઘ્ન જોઇ ઘણુંજ દુઃખ થયું. અને પ્રથમ તો નિરાશ થઇ ગયો, પણ પછીથી હિંમત રાખી બોલ્યો ભાઇ નવલકિશોર ખરી વાત છે આ સર્વ તે દુષ્ટ જાલમનાંજ કારસ્તાન છે, તેને ઠાર કર્યા વગર આપણને ઝંપ વળશેજ નહિ

માનસિંહજી—બહાદુર વીરો, ધન્ય છે આવા દુઃખના વખતમાં પણ તમે ગભરાઇ જતા નથી તેથી તમને ધન્ય છે મારે લીધે આપને આ નવી આફત સહન કરવી પડી છે જેથી દિલગીર છું હું મારાથી બનતી સર્વ મદદ તમને કરીશ અને ગમે તે ભોગે તે લુટારાઓને તો ઠાર કરવાજ બિચારી બાળાઓની શી ગુન્હેગારી ? તેમના દુઃખનો ઓછો પાર હશે તે દુષ્ટના પંજામાં સપડાવાથી તેમની શી ગતિ થઇ હશે !

નવલકિશોર—હા, એ નરાધમના હાથમાં સપડાવાથી તે બાળાઓના દુઃખનો પારજ નથી પ્રથમ હવે આપણે તેમને મુક્ત કરવીજ જોઇએ અને આજેજ અમે અહીંથી હવે તેની શોધમાં જઇશું અમારી સાથે માત્ર બેજ માણસની જરૂર છે અને અમે વધારે મદદ માગીએ ત્યારે આપ મોકલજો. હાલ તો અમે બેજ જણ જઇશું.

આમ વાત ચાલે છે ત્યા નવલકિશોરની ઉપરની બાજુ નજર પડી તો ત્યાં એક બાજુ માણસનુ શબ લટકાવેલુ જોયુ માનસિહજીએ તે ઓળખ્યુ તેને નિચે ઉતારી જોયુ તો તેના ગુજમા કાગળોનુ બડલ મળી આવ્યુ

આ માણસ જેને લગ્ન માટે પરવાનગી મેળવવા કિશોરગઢ મોકલ્યો હતો તેજ હતો તેને જોઇ સર્વ કોઇ ઘણા દિલગીર થયા તેના ગુજમાથી કાગલ લઈ નવલે તપાસવા માડયા તેમા કિશોરગઢ લખેલા કાગળો એમતે એમ પાછા આવ્યા હતા

બીજા બે પત્રો હતા એક નવલ અને યશવતસિહ ઉપર અને એક માનસિહજી ઉપરનો હતો. નવલ અને યશવતસિહના પત્રમા લખ્યુ હતું કે "તમે મને ઘણું દુખ આપ્યુ છે મારો સર્વ વૈભવ અને આનદ તમે છિન્નભિન્ન કરી નાખ્યો છે જ્યા સુધી મારા ખોળીયામા પ્રાણ છે ત્યા સુધી હુ તમને સુખી થવા દેવાનોજ નથી બચ્યા, યશવત, તે ચણ મારી કાઇ બાકી રાખી નથી કિશોરગઢનું રાજ્ય હવે તારૂં નથી પણ મારૂંજ છે સૂર્યકુમારીને તું ભોગવુ છુ કે હું તે હવે તું જોજે હજુ પણ ચેતી મારો પીછો લેવો છોડી દો નહિ તો હતા ન હતા થઈ જશો હજુ મને તમારા ઉપર દયા આવે છે માટેજ આજે જીવતા છોડુ છુ નહી તો આ માણસના જેવીજ તમારી વલે થાત.

લી જાલમ પોતેજ

આ પત્ર સાભળી સર્વ આભાજ બની ગયા બીજો પત્ર માનસિહજીના ઉપરનો હતો તેમા આ પ્રમાણે લખ્યું હતુ

"માનસિહ—તે પણ ગર્વમાં ફુલાઇ જઈ મારી સાથે વૈર બાધ્યું અને નવલ તેમ યશવતની શિખવણી ચઢ્યો તેનું ફળ પુરેપુરૂં હજુ તને મળ્યુ નથી હવે મળશે તે યાદ રાખજે. આ તેની નિશાની છે સૂર્યકુમારીનુ લગ્ન મારી સાથે સલાહ સપથી કરવુ હોય તો જ તું દુખમાથી છુટશે નહિ તો આ લોકોના જેવી જ તારી અને તારા રાજ્યની વ્હલે થશે

આ પત્રો વાચી જાલમની દુષ્ટતા માટે સર્વેને ક્રોધ ચઢ્યો, અને ગમે તે ભોગે હવે તે બાળાઓને મુક્ત કરી જાલમને પકડવાનો નિશ્ચય કર્યો.

બીજે દિવસે નવલ કિશોર તથા યશવતસિહ બે માણસોને સાથે લઇ ત્યાથી ચાલી નીકળ્યા તે બન્ને રસ્તામા, વનમા, ઝાડીમા, અને જગલમાં તપાસ કરવા માડી રાત્રે પહાડો શિખર ઉપર રહેતા અને દિવસ આજુબાજુના ગામડામાં અને જગલોમા તપાસ ચલાવતા પણ કઇ પત્તો લાગ્યો નહિ.

એ દિવસે બને જણા એક પર્વતના શિખર ઉપર એક ચોગાનમા બેઠા બેઠા વાર્તાલાપ કર્યા કરતા હતા તેવામા એક બંધુકની ગોળી પૂર્વદિશામાથી આવી તે મરક લઇ નવલના કાન પાસે થઇ ચાલી ગઇ તે જોઇ બને જણ તરત જ સાવધ થઇ હથિયારો સભાળી સજ્જ થયા તેવામા જ બીજી ગોળી આવી તે પણ પગ પાસે થઇ ચાલી ગઇ આથી બને જણે જાણ્યુ કે નક્કી અહીં કોઇ દુસ્મન છે, માટે આપણે હવે તે તરફ જવુ જોઇએ તરતથી કાળી પીછોડીઓ ઓઢી લઇ બને જણ આડફેરા લીકળી તે તરફ વળ્યા તો ત્યાં એક માણસ ઝાડના ઓથે સતાઇ રહી ગોળીઓ છોડતો તેમને જણાયો

રાતના વખતે આ માણસ ત્યાં શુ કરે છે અને પછી કયા જાય છે તેની ચર્ચા જોવા બને જણ ત્યાથી થોડેક દુર એક ઝાડને ઓથે ઉભા રહી જોવા લાગ્યા

પેલા માણસે એક કલાક સુધી તો ત્યા બેડે બેડે ગોળીઓ છોડી પણ કાઇ જવાબ ન આવવાથી આખો થાકીને પશ્ચિમ દિશા તરફ સતાતો સતાતો ચાલવા લાગ્યો આ માણસ ક્યાં જાય છે તે જાણવાસારુ નવલ પણ તેની પાછળ પાછળ ગયો આગળ જતા પેલો માણસ એક ઝાડ ઉપર ચ્હડયો અને તેના થડ આગળ આવી તેના પોલાણમાં ઉતરી પડયો, નવલ તે જોઇ તરતજ યશવત પાસે પાછો આવ્યો અને બધી હકીકત કહી તેમણે જાણ્યુ કે તે ઝાડના થડમાથી અદર ઉતરવાની ગુફા હશે તેમા થઇ તે માણસ ખબર આપવા ગયો હશે. નક્કી જાલમ આજ ઠેકાણે રહેતો હશે

તેમણે બન્નેએ તરતજ તેનો પીછો લેવાનો વિચાર કર્યો પણ નવલે કહ્યુ હુ એકલોજ અદર

જઉછુ, અને તમે બ્હારજ રહો અને મને ઘણી વાર થાયતો પછી માનસિહજી પાસે જઇ મદદ લઇ આવજો આથી યશવંત બહાર રહ્યો, અને નવલ સજ્જ થઇ અંદર ઉતર્યો

નવલકિશોર ઝાડની પોલમા ઉતર્યો એટલે તેને એક સાકડી ગલી જણાઇ તેમાં થઇ તે આગળ જવા લાગ્યો થોડેક દુર ગયો હશે કે તેને તે રસ્તો બંધ થયેલો જણાયો ત્યાથી આગળ શી રીતે જવુ તે તેને સમજાયુ નહિ, ત્યાં જ માણુસોનો ઘોઘાટ સભળાવા લાગ્યો, એટલે તે જ સ્થળે માણસો હશે તેમ તેને લાગ્યુ તરત જ ત્યાંથી તે પાછો ફર્યો અને ઉપર આવી યશવંતને મળ્યો, અને બધી હકીકત કહી

બીજે દિવસે પણ ત્યાં રહી સઘળી ચર્ચા જોવી એમ નક્કી કરી તે વખતે તો તે બને જણ પોતાના મુકામે પાછા ફર્યા અને બીજે દિવસે રાત પડતા પહેલા જ તે જ વૃક્ષ ઉપર બને જણ કાળી પીછોડીઓ ઓઢી વસ્ત્રથી સજ્જ થઇ ચ્હડીને બેઠા

નવેક વાગ્યાના સુમારે તેજ પોલમાથી એકે એકે પચાસેક માણસો બહાર નીકળ્યા તેમા જાલમ પણ દીઠા તેમણે આજુબાજુ જોયું પણ કોઈ માણસ ન જણાવાથી સર્વ માણસો સજ્જ થયા અને આજે ફરી શહેરમાં ધાડ પાડવાની અને માનસિહજીને ખરેખર ખબર આપનારની સર્વને ચેતવણી આપી અને સવારમાં ચાર વાગ્યા પહેલાં તો સર્વેએ આ સ્થળે આવીજ જવુ એવી સૂચના કરી પછી તે પ્રમાણે સર્વ ત્યાંથી ચાલ્યા ગયા જાલમ પણ તેમની સાથેજ હતો

આ સ્થળ એવુ હતુ કે ત્યા ભાગ્યેજ કોઇ માણસ આવી શકતો અને તેથી તે લુટારાઓને માટે નિર્ભય હતુ નવલ અને યશવંતે આ બધી હકીકત સાંભળી લીધી તેમણે પણ આજે લુટારાઓના ત્રાસમાંથી શહેરને બચાવવાનો નિશ્ચય કર્યો અને એક બાજુએ આ જગાનો પણ આજે પત્તો લગાડી સૂર્યકુમારી સુલોચના અને કુમુદને મુક્ત કરવાનો નિશ્ચય કર્યો થોડી વારે નવલે કહ્યુ, કહો ભાઇ તમે કયુ કામ માથે રાખો છો? શહેરને બચાવવાનુ કે સ્ત્રીઓને મુક્ત કરવાનુ?

યશવંતે કહ્યું, હું જે કહો તે કરવા તૈયાર છુ શહેરને લુટારાઓના ત્રાસથી બચાવવુ એ મારૂં કામ તમે આ અબળાઓનો બચાવ કરો નવલે તે માન્ય કર્યું એટલે તરતજ યશવંત ત્યાંથી નીચે ઉતરી હથિયારો સજ્જ કરી શહેર તરફ વળ્યો અને નવલ વૃક્ષના પોલાણમાં અબળાઓને મુક્ત કરવા ઉતર્યો

(અપૂર્ણ)

## ब्रह्मचारी श्री सच्चिदानंदजी.

આજે અમે વાચકોને એક એવા તપોધન, નૈષ્ઠિક બ્રહ્મચારી, અનન્ય શિવોપાસક મહાત્માનુ ચરિત્ર જણાવીએ છીએ કે જેમની ઉમ્મર ૧૦૨ વર્ષની હોવા છતા પણ જેઓ યથાવિધિ શિવારાધનામા અહોરાત્ર દત્તચિત્ત રહે છે પોતાનું શુભ નામ શ્રી સચ્ચિદાનંદ છે પોતે પોતાના વિષયમા કાઇ વધુ હકીકત કહેતા નથી

સંયુક્ત પ્રાંતમા ઉન્નાઉ જીલ્લામાં ભગવતી ભાગીરથીના તટે ડોડિયાખેરા નામનું એક ગામ છે, ત્યા તેમનો શુભ જન્મ, કાન્યકુબ્જ બ્રાહ્મણ કુળમા વિક્રમીય સંવત ૧૮૭૭ ના મહા શુદ ૧ સંત પંચમીને દિવસે પુષ્પ નક્ષત્રમા થયો હતો તેમના પિતામહનુ નામ છજુરામનલાલ અને પિતાનું નામ બદરીપ્રસાદ હતું તે લોકો ડોડિયા ખેરાની પાસેના હિસ્નામપુર નામના ગામમાં રહેતા હતા બ્રહ્મચારીજીના કાકાના પુત્રનું નામ સીતારામ હતુ અને તેમના કુટુબના માણસો હજુ સુધી હિસ્યામપુરામાજ હતે

બ્રહ્મચારીજીનુ નામ મધારીલાલ રાખ્યુ હતું કોઇ કોઈ તેમને સાધુ પણ કહેતા હતા પોતે પોતાના માબાપને એકના એક પુત્ર હતા પાંચ વર્ષની ઉમ્મરથી તેમને વિદ્યાભ્યાસ કરાવવા માંડ્યો

ગામમાજ તેમને શિક્ષણ આપવા માડ્યુ, નાન પણથીજ તેઓ જમ્યા પૂર્વે હમેશા શિવાલયમા જઈને જળ, ધુપ, દીપ, નૈવેદ્યાદિથી શીવજીનુ પૂજન કરતા હતા તેમની તેવી વૃત્તિથી ગામના બીજા લોકો તેમને માટે ઉચો મત બાધતા હતા

**ઇશ્વરેચ્છા બલીયસી**–અનુસાર પોતાની ૧૨ વર્ષની કિશોર અવસ્થામાજ તેમના પિતાનો દેહાન્ત થયો આ કઠોર વજ્રપાતનો આઘાત સહન કરવા છતા પણ તે ધૈર્યપૂર્વક પોતે વિદ્યોપાર્જનમા તત્પર રહ્યા અને કોઈપણ રીતે નિરાશ થયા નહિ. જ્યારે તેમણે જોયુ કે હવે ડાકિયાણેરામા આગળ અભ્યાસ કરી શકાય તેવુ સાધન નથી ત્યારે તે પોતે માતા અને કાકાની આજ્ઞા લઈને ૧૩ વર્ષની ઉમ્મરમા કાશીએ ગયા વિદ્યાધ્યયનની સાથે સાથે પોતે શિવોપાસના તો હમેશાં કરતાજ હતા આ વાતને હવે ચાર વર્ષ થયા હશે તેવામા પોતાની પૂજનીય માતાનો પણ સ્વર્ગવાસ થઈ ગયો એ સમાચાર સાભળીને તે પોતે ઘેર આવ્યા. માતાના શ્રાદ્ધ વિગેરે દૈહિક સસ્કારોથી નિવૃત્ત થયા તેવામા તેમના વિવાહની વાતચિત થવા લાગી આ બધન માથી છુટવાના ઇરાદાથી તેમણે ફરી પોતાના કાકા પાસેથી કાશીએ જવાની આજ્ઞા માગી તેમના કાકા વિદ્વાન હતા તથા ગામમા આગેવાન તરીકે ગણાતા હતા તેમને પોતાના ભત્રીજાને પોતાની પાસેજ રાખવાની ઇચ્છા હતી જેથી તેમણે આ અવજ્ઞા સમજાવી આજ્ઞા આપી નહિ-પરતુ સચ્ચિદાનદજીને કાઇ ચેન પડયુ નહિ. વિવાહ નક્કી થયાના સમાચાર સાભળીને પોતે છાના માના એક દિવસે ત્યાથી નાશી ચાલ્યા ગયા ત્યા ૩૨ વર્ષ સુધી પતિતપાવની પુણ્ય સલિલા જાન્હવીજીના તટ ઉપર ભગવાન શકરની અનન્યોપાસના કરતા તેમણે વ્યાકરણ, જ્યોતિષ, વૈદક અને મત્ર તત્ર શાસ્ત્રોનું અધ્યયન કર્યુ સવત ૧૯૧૮ થી પોતે અન્ન ખાવાનુ ત્યજી દીધુ ત્યારથી આજ સુધી પોતે કેવળ મિતીના ફળ અને દુધનો આહાર કરતા હતા

નિદાન સવત ૧૯૨૨ મા હરદ્વારના કુભના મેળામા કુમ્ભસ્નાનાર્થે પોતે ત્યા ગયા ત્યા તેમને મહાત્માઓનો સત્સગ થયો ત્યાથી પોતે ઉત્તરાખડની યાત્રા કરી આ તપોભૂમિમા પોતે એક પગ ઉપર ઉભા રહીને પાર્થિવ બનાવતા અને યથાવિધિ પૂજન કરતા હતા તે પછી વેદસારનો પાઠ કરતા હતા તે વખતે પોતાનુ ભોજન માત્ર એક શાકજ હતુ આ પ્રમાણે ત્યા શિવભક્તિ કરતા પોતે ત્રણ વર્ષ સુધી નિવાસ કર્યો અને મહાત્માઓના સત્સગથી સમેકાકનુ શિક્ષણ પ્રાપ્ત કર્યુ

સવત ૧૯૨૫ મા પોતાને કોઇ મહાત્મા દ્વારા ખબર પડી કે કાશ્મિરમા દુગ્ધ ગગા ઉપર પજાબ કેસરી મહારાજા રણજીતસિહજીના દિવાન ગુલાબસિહજીના મુકામ ઉપર એક બાલ બ્રહ્મચારી નિવાસ કરે છે જેમની ઉમર લગભગ ૧૫૦ વર્ષની છે તેઓ ઘણા કર્મિષ્ટ અને યોગી છે ત્યારે પોતે કાશ્મીર ગયા અને એક વર્ષ તે યોગિરાજની સેવામા રહીને મત્ર તથા યોગની ક્રિયાઓ સિદ્ધ કરી તે પછી તે ત્યાથી શ્રી અમરનાથજી ગયા

બ્રહ્મચારીજી મહારાજને કાશ્મીરની યાત્રાની પહેલાનુ વર્ણન કરવાનો આગ્રહ કર્યો તો તેમણે એક અલૌકિક ઘટના આ પ્રકાર જણાવી.

અમરનાથજીમા દુગ્ધ ગગાની આગળ એક રમણીક પર્વતના શિખર ઉપર પ્રત્યેક પુર્ણિમાના દિવસે એક શ્વેત કપોતનુ જોડુ આવે છે એક પુનમના દિવસે મે જોયુ કે તે જોડુ આવ્યુ અને જે પ્રકારે દમ્પતી ગ્રન્થિબધન (એક બીજાની સાથે ગાઠ વાળીને) કરીને તીર્થસ્નાન કરે છે, તેજ રીતે તેમણે પોતાની પાંખોને એકબીજાની સાથે મેળવીને તેમણે દુગ્ધ ગગામાં સ્નાન કર્યું, પછી ત્યાંથી ઉડીને તે પર્વતના શિખર ઉપર પોતાના સ્થાને જઈ બેઠા તે વખતે સાત મહાત્માઓ ત્યા દર્શનાર્થે પધાર્યા હતા તે સર્વ એક પગે ઉભા રહીને રૂદ્રિ કરવા લાગ્યા પાઠ સમાપ્ત થતા જોડુ ઉડી ગયુ

'તેમનું કહેવુ એવુ હતું કે એ કબુતરોનુ જોડુ શિવ પાર્વતી રૂપે હતું તે પછી એક ગુફામા પોતે હિમલિગનુ દર્શન કર્યુ તે ગુફામા રાતદિવસ બરફનુ પાણી ટપકતું રહે છે તે હિમલિગ પૂર્ણિમાને દિવસે પૂર્ણ અને અમાવાસ્યાના રોજ ક્ષીણ થઈ જાય છે તે વખતે તે પોતે ચાર દિવસથી વ્રત રાખી રહ્યા હતા તેથી પારણાં

'માટે તે ૬ માઇલ પાછા વૈતરણી નદીના કિનારે આવ્યા ત્યાં કાંઇક શાકનું ભોજન કરીને પછી ત્યાંથી પોતે ચાલી નીકળ્યા

રાવળપિન્ડી, અમૃતસર વિગેરે અનેક સ્થાનોમાં ફરતા ફરતા પોતે સંવત ૧૯૨૮ મા નર્મદાના તટે ઓંકારેશ્વરની સમારાધનામા સંલગ્ન થયા એક વર્ષ ત્યા નિવાસ કરીને પછી મહુછાવણીની નજીક ઉજરખેડા નામના ગામમા ક્ષિપ્રા નદીના કિનારે રહેવા લાગ્યા ત્યા રહે હજુ એક વર્ષ પણ થયું નહોતું કે એક દિવસ વર્તમાન ઇન્દોર નરેશના પ્રપિતામહ, મહારાજાસર બીજા તુકોજીરાવ હોલ્કર સરકારના મહારાણી સાહેબ કે જે બ્રહ્મચારીજીના ભક્ત હતા અને દરરોજ દર્શનાર્થે આવતા હતા, તેમણે મહારાજા સાહેબને થયેલા અસાધ્ય રોગ અને આસન્ન મૃત્યુ થવાના સમાચાર પ્રકટ કર્યા તે સાભળી પોતે એક ભષ્મની ચપટી તેમને આપી. તેનું સેવન કરતા જ મહારાજા સાહેબનો રોગ મટી ગયો અને આરોગ્ય પ્રાપ્ત થયું આ નવ જીવનનો મહોત્સવ ઘણા જ સમારભ અને ઠાઠ માઠ સાથે હોલ્કર રાજ્યમા પાળવામા આવ્યો તે વખતે બ્રહ્મચારીજીને મહારાજશ્રીએ ઉત્સવમા પધારવાને માટે વિશેષ રીતે આગ્રહ પૂર્વક પ્રાર્થના કરી હતી, કિંતુ અનુષ્ટાન વ્રતને લીધે પોતે ગયા નહોતા

સવત ૧૯૩૦ ના વૈશાખ માસમા, ચદ્ર ગ્રહણ પર પોતે સ્નાનાર્થે ઉજ્જન ગયા હતા આ તરફ ઇન્દોરથી મહારાજા તુકોજીરાવ હોલ્કર પણ ત્યા આવીને રહ્યા હતા બ્રાહ્મણોદ્વારા જ્યારે ઇન્દોર નરેશને ખબર પડી કે બ્રહ્મચારીજીના પધારવાની ખબર પડી ત્યારે મહારાજા સાહેબ પોતે હાથી ઉપરથી ઉતરીને ઉઘાડા પગે તેમની પાસે ગયા અને બ્રહ્મચારીજી મહારાજના દર્શન કરીને પોતાના નેત્રોને સફળ કર્યા

બ્રહ્મચારીજીમા પોતાની શ્રદ્ધાભક્તિ એટલી બધી વધી હતી કે પોતે તેમની નાના પ્રકારે સ્તુતિ પ્રાર્થના કરીને ગ્રહણ સ્નાનાર્થે ઉજ્જન જતા રોકી લીધા અને સેનાદિ રાજચિન્હો સાથે બ્રહ્મચારીજીને પોતાની સાથે તેડી લાવ્યા

ઇન્દોરથી ૧૦ માઇલ પર શ્રીકિરડેશ્વર મહાદેવનું અતિ રમ્ય પ્રાચીન સ્થાન છે ત્યા ક્ષિપ્રા નદીનો ઉદ્ગમ થયો છે. મહારાજા સાહેબે ૪ દિવસ સુધી તે સ્થાનપર બ્રહ્મચારીજીને રાખીને પછી પોતાના પ્રખ્યાત લાલ બાગના કાચ મહેલમાં રાખ્યા. તેમની પૂજા-અર્ચા, પ્રસાદ વિગેરેના નૈમિત્તિક ખર્ચને માટે પણ પોતાના રાજ્ય તરફથી યોગ્ય પ્રબધ કરી દીધો કે જે આજ સુધી અખડ ચાલ્યા કરે છે એક વર્ષ પછી મહારાજ સાહેબે તેમને માટે લાલ બાગમાં જ એક સ્વતત્ર સ્થાન બધાવી દીધુ એ જ પ્રકારે શ્રીમાન મહારાજા શિવાજીરાવ હોલ્કર તથા તેમની મહારાણીયોની પણ બ્રહ્મચારીજી મહારાજ ઉપર પૂર્ણ ભક્તિ હતી અને વર્તમાન મહારાજા તુકોજીરાવ બહાદુર તથા સર્વ રાજકુટુમ્બ પણ આ તપસ્વી ઉપર સમુચિત ભક્તિ રાખતા હતા અને તેમના દર્શનનો લાભ મેળવતા હતો. બ્રહ્મચારીજી મહારાજના સ્થાન પર અતિ શિવ રાત્રે રૂદ્રાભિષેક યુક્ત શકર પૂજન અહોરાત્ર કરવામા આવે છે વેદ ઘોષ થાય છે, અને રાત્રિમા જાગરણ પણ થાય છે તેમના અનેક ભક્ત આ ઉત્સવમા સમ્મિલિત થાય છે બીજા દિવસે મધ્યાહ્ન વખતે મહાપૂજા થયા પછી પ્રસાદ વહેચવામા આવે છે શિવોપાસનાનો આ ઉત્સવ બહુ જ દર્શનીય છે

દેવાસ (સીનિયર) રાજ્યના વર્તમાન નરેશ ક્ષાત્રકુલાવતસ મહારાજા સર તુકોજીરાવ પવાર પણ બ્રહ્મચારીજીના મહાન ભક્ત છે રામપુર કોઠીમાં બ્રહ્મચારીજીની અખડ શિવોપાસના, વિશ્વ પ્રેમ, શાંતિ તથા વૈરાગ્ય જોઇને પોતાની શ્રદ્ધા એટલી બધી વધી ગઇ છે કે, જ્યારથી પોતે રાજ્ય વ્યવસ્થા કરવા લાગ્યા ત્યારથી દર વર્ષે, શ્રીકૃષ્ણ જન્મના મહોત્સવ ઉપર, મહાન ભક્તિ અને શ્રદ્ધા પૂર્વક પોતાના રાજમંદિરમા બ્રહ્મચારીજી મહારાજનું આવાહન કરે છે ઉત્સવ ઉપરાત કેટલાક મહીના સુધી તો તે કેવળ જાતે અને રાજકુટુબ પણ બ્રહ્મચારીજીની સેવાનો લાભ મેળવતા હતા, અને પોતાની પ્રજાને પણ તેનો લાભ અપાવતા

આવા વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, અને તપોવૃદ્ધ સત્પુરુષના જીવનના ઉપરના બનાવો, આશા છે કે વાચકોને પોતાના પ્રાચીન ઋષિયો, મુનિયો અને તપસ્વિયોની ઉજ્વલ કીર્તિ અને મહત્તાનું સ્મરણ કરાવશે જ

મહાત્માશ્રીનો દેહાંત તા ૧૧ ડીસેમ્બર સને '૬૨૭ ના રોજ નર્મદા તટ ઉપર ગડવાય નામના સ્થાનમા હાલમા થયો છે નારાયણપ્રસાદ

# વસંત યમુના.

(અનુસંધાન ગતાંકથી)

હવે રાજકુમારિયો ન આવવાથી વસંત પોતાના જીવનની ચારે તરફથી કાંઈક પ્રસન્નતાનો અનુભવ કરવા લાગ્યો તેણે જોયું કે રાજકુમારિયો તો હવે આવતી નથી, પરંતુ તેના ભોજનના બન્ને પાત્ર બન્ને વખતે નિયમિત રૂપે તાકામા મૂકવામા આવે છે જે તેનેમાટે આહાર લાવે છે, તેના હાથ સુકુમાર તથા કોમળ છે તે કોઈ કરુણામયી રમણી છે તે હવે એક કટોરો ભરીને ખીર લાવે છે અને ગુલાબજળ તથા દૂધમા પના જેવી તે ખીરની નીચે નાના પ્રકારની વસ્તુઓ છુપાઇ રહે છે કટોરો એક સુગંધી ફુલોની માળાથી લપટાયલો રહે છે તેથી વસંત સમજ્યો કે આ પાષાણ હૃદય રાજમહેલની અંદર પણ એક કોમળ હૃદયની વ્યક્તિ રહે છે ખરી તેના હૃદયમા શંકા ઉત્પન્ન થવા લાગી કે એ કોમળ હૃદયા કોણ હશે ?

ક્રમે ક્રમે વસન્તનું હૃદય આ કરુણામયી સેવિકાની તરફ આકર્ષાવા લાગ્યું વસંત ભોજન આવવાના દ્વારની તરફ તાકી રહેતો હતો કે ક્યારે તે કરુણામયીના કોમળ હાથ ભોજનનું પાત્ર મૂકવાને માટે આવે છે જોતા જોતા વસંતને તે હાથના દર્શન કરવાનો સમય એક પ્રકારથી નિશ્ચિત થઇ ગયો. જે વખતે તાકાના મુખ ઉપર દીવાલની છાયા કાંઇક ઝીણી પડતી હતી, ઘરનો અંધકાર કાંઇક કમ થતો હતો અને હવા આવવાના છિદ્રોમાથી જ્યારે સૂર્યના થોડા સરખા કિરણો અંદર આવતા હતાં, તે વખતે તે કરુણામયી મૂર્તિનો આવિર્ભાવ થતો હતો તે વખતે બહારની હવાનો સરસરાટ, પાંદડાંનો ખડખડાટ અને આવનાર જનાર લોકોના પગનો ધબકારો વસંતને ક્ષણે ક્ષણે આતુર કરતો હતો તે વખતે તે પોતાના સઘળા મનોયોગનું કેન્દ્ર કાન અને આંખ બનાવીને બેસી રહેતો હતો ને પછી જ્યારે તે રમણી અન્નપૂર્ણાની માફક ભોજનના કટોરાને તાકામા મૂકીને મૃદુ અને મધુર વાણી પોકારતી હતી કે, 'વસંત !" તે વખતે વસન્ત પ્રફુલ્લિત થઇને એક જ ખતગથી નજીક જઇને બન્ને હાથે તે કટોરા લેઇ શકત, પરંતુ પોતાના તે અપરિચિત અને અદર્શિત પ્રેમીના હાથોથી કટોરા લેવામા તેને ઘણો વખત લાગતો હતો

તે હાથ વસન્તના જીવન સર્વસ્વ હતા તેને તે પોતાની સઘળી આશાઓ અને આકાંક્ષાઓનું અવલમ્બન સમજતો હતો અને નેત્ર ભરીને તેને જોતો હતો તે હાથના વિશેષ આકારને, આંગળીયોના વિશેષ ઘાટને, નખોની સુંદરતાને, હથેળિયોની રેખાની રચનાને અને જમણા હાથના પોંચા પરના એક નાના સરખા તલને હમેશાં જોતો જોતો વસન્ત એવી રીતે પરિચિત થઈ ગયો હતો કે હજારોમાથી પણ તે હાથોને ઓળખી શકે તેમ હતું તે હાથોની આંગળીયોના સ્પર્શ માત્રથી વસંતના શરીરમા જે રસ રોમાંચનો સંચાર આવી જતો હતો, તે સ્પષ્ટ કહી દેતો હતો કે જેની તે આંગળીયો છે, તે તરુણી લજ્જાવતી અને દયાળુ છે વસંત વિચાર કરતો હતો કે તે હાથ જે શરીરને અલંકૃત કરે છે, તે મન જે શરીરનું સંચાલક છે અને તે દયાર્દ્ર કંઠસ્વર જે શરીરનો શૃંગાર છે, તે શરીર કોણ જાણે કે કેટલુંય સુન્દર, કેટલુંય દિવ્ય અને કેટલુંય પ્રશંસનીય હશે

એક દિવસે વસંતથી ન રહેવાયું, જેથી તેણે તે બન્ને હાથને દબાવીને કહ્યું કે, દેવી, મારા ઉપર આ ઋણનો બોજો કોના તરફથી વધારવામા આવે છે ? તું કોણ છે, જે આ કેદીને એથી પણ વધુ બંધનોથી બાંધવા બેઠી છે ? શું હું ઋણી જ થતો જવાનો ? અહીં તે ઋણ ચુકવવાનો કોઈ પણ ઉપાય જણાતો નથી

યુવતીએ સ્નેહપૂર્ણ સ્વરથી કહ્યું, માળી, તમે ડરશો નહિ. જે તમારા મહાભારે ઋણથી દબાઇ રહી છે, તેજ આ વખતે આપની કૃતજ્ઞતાનો માત્ર એક અંશ જ પ્રકાશ કરવાનો પ્રયત્ન કરી રહી છે. વસન્તે વિસ્મિત થઇને પૂછ્યું—મારા ઋણથી દબાઇ રહી છે ? તું કોણ છે ?

તરુણીએ કહ્યું—મારૂં નામ સુભદ્રા છે

વસંત નમ્ર સ્વરે બોલ્યો, ભદ્રે, તુ કાણુ છે, એ તો હું જાણી શકતો નથી, પરંતુ તમારી દયાને જોઇને હવે મને ફરી નરલોકમા આવવાની ઇચ્છા થાય છે

તરુણીએ કાતર ખાઇને કહ્યું,-હું જો મારો પ્રાણુ આપીને પણુ તમને મુક્ત કરી શકુ તેમ હોત તો જરૂર તમને મુક્ત કરત જ તરુણીનુ આ વાક્ય આસુઓથી ભીંજાયલુ હતું વસતે પોતાના હૃદયમા તેનુ આર્દ્ર અને કમ્પમાન સ્પર્શ કર્યો તેણે મુગ્ધ થઇને કહ્યુ,-રાજકુમારિયો શુ આ અભાગીનો કોઇ વખતે એકવાર પણુ સ્મરણુ કરતી નથી?

નહીં વસત, તેમને એવી તુચ્છ વાતોનો વિચાર કરવાનો ક્યા અવકાશ છે? ઇંદિરા, શકના અને આનદિતા ત્રણે કર્ણાટક કલિંગ અને મદ્રદેશના સિંહાસનને ભાગ્યશાળી બનાવવાની ચિતામા વ્યગ્ર થઇ રહી છે"

"અને રાજકુમારી યમુના?

"તે બિચારી સાહસહીન, શક્તિહીન અને રૂપહીન છે, તેનુ બહારનું રૂપ તો વિધાતાએ હારી દીધુ છે અને અતરને તો તેણે જાતેજ હારી રાખ્યુ છે પછી તેનું ભાગ્ય એવુ ક્યાંથી હોય કે તમારી ચિતા કરી શકે અને જે અતપુરમા એક નિરપરાધી પુરુષ સન પનમા મૃત્યુના મુખ તરફ જાય છે, તેને છોડીને તે કઇ પણુ જઇ શકે તેમ નથી તેની બેનોએ જે પાપ કર્યું છે તેનું પ્રાયશ્ચિત તો તેને જ ભોગવવુ પડશે."

વસતે વિસ્મત થઇને કહ્યુ, "તો યમુના મારૂ સ્મરણુ કરે છે!"

"વસત, તે સ્મરણુ તો શુ કરે પણુ રાત દિન તમારાજ નામની માળા જપ્યા કરે છે તમે તેને જે આદરના દિવસ પુષ્પની માળાઓ ભેટ કરીને, ગાયન સાભળાવીને અને પ્રેમનો પાઠ ભણાવીને સતુષ્ટ કરી છે, તે આજે શુ તમને વિપત્તિના મુખમા નાખીને ભૂલી જશે? એટલુ મોટુ સાહસ કરવાની તો તેનામા યોગ્યતા નથી

વસત શરમાઇને બોલ્યો,-મે તો તેને કોઇ પણુ દિવસ સતુષ્ટ કરી નથી. હું તો તેને નવેના મુક્ત, સુગધ વગરના ફુલોની એકાદ બેડોળ માળા બનાવીને અનાદર પૂર્વક આપ્યા કરતો હતો

સુભદ્રાએ વિનયપૂર્ણ કઠે કહ્યુ,—તે તો તેને મહા ભારે આદરથી પોતાને ગળે નાખતી હતી તેણે પોતાના જીવનમા એથી વધુ માન કદી મેળવ્યુ નહોતું, જેથી તમારી પાસેથી જે કાઇ થોડુ ઘણુ મેળવતી હતી, તેને તે ઘણીજ પ્રસન્નતાથી ગ્રહણુ કરતી હતી'

જો એમ હતુ તો તેણે મારૂ પ્રણુય દાન કેમ ના સ્વિકાર્યું?

"એથી તે હતભાગિની છે જે વખતે તે આપની પાસે આવી હતી, તે વખતે આપે તેને કાઇ પણુ કહ્યુ નહોતું, કેવળ આપના દુખથી દુખી થઇને તે વિદાય થઇ હતી

વસતનુ મન સુખ અને દુખમા ઝોલા ખાવા લાગ્યુ તેણે ઉત્તેજીત સ્વરે કહ્યુ, તો તે વખતે મને જોવાને માટે કેમ ન આવી?

સુભદ્રાએ કાઇક ઉચે આવીને પોતાની સ્વચ્છ અને સુંદર નજર તાકામા નાખીને કહ્યુ,—તે આપને જોવાને માટે રોજ આવે છે, પરંતુ બિચારી ઘણી જ શરમાળ અને સાહસહીન છે, જેથી તે પોતે આપની આગળ પ્રકાશિત થતી નથી હું તેની ઇચ્છાથી જ આપની સેવા કરૂ છુ

વસતે પ્રફુલ્લિત થઇને સુભદ્રાના હાથોને વધુ દબાવીને કહ્યુ-ભદ્રે, તમારી વાતો સાભળીને મને હવે ફરી જીવવાની લાલસા થાય છે, કેમકે સમારની સઘળી સ્ત્રિયો ઇન્દિરા, શુકના, અને આનદિતાના જેવી નથી પણુ તેમા યમુના અને સુભદ્રા જેવી પણુ છે ભદ્રે, મે યમુનાને તો જોઇ હતી પરંતુ એમ નહોતો જાણુતો કે તે આવી ઉત્તમ સ્વભાવની હશે તમને જોયા નથી, તો પણુ સમજી શકાય છે કે આપનુ અતર કટલુ સુંદર છે યમુનાનું કુરૂપ જોઇને મે તેનો અનાદર કર્યો હતો, આજે મને તેની લજ્જા તેની દયાને લીધે સમજ્ય થઇ પડી છે તમે તેના તે રૂપલોલુપનો અવિનય ક્ષમા કરવાને માટે પ્રાર્થના કરજો અને ભદ્રે, તમે જો મને ગ્રહણુ કરવાની કૃપા કરો તો હું બચી જઇશ, અને તોજ હું આ અધારી કોટડીમાથી સહેજમા બહાર નીકળી જઇશ

સુભદ્રા બોલી, હુ પણુ યમુનાના જેવી જ કુરૂપ અને શક્તિહીના છુ

વસંતે ઉત્તેજીત સ્વરે કહ્યું, અરે, તમારૂં રૂપ કાળું અને શોભા વગરનુ હશે, તો પણ તે મારે માટે તો નયનાભિરામ થઇ પડશે જેને આવા દુઃખાપકારી હાથ છે, આવુ સદય હૃદય છે, અને આવો વિનય નમ્ર મધુર કંઠ છે, તેના સૌંદર્યની સીમા નથી. તેની તુલના આખા જગતમા પણ થઇ શકતી નથી.

સુભદ્રાએ કહ્યું—તમે મારો કાંઇ પરિચય તો પૂછ્યો જ નહીં.

વસંત—હું હવે તમારો કાંઇ પણ પરિચય જાણવા માગતો નથી એકવાર આ બહારના પરિચયના પ્રપંચમા પડીને હુ યમુનાનો અપરાધી બની ચુકયો છુ તમારો અંતરનો પરિચય જ મારે માટે તો યોગ્ય છે એટલું જ જાણવું બસ છે કે તમે સુભદ્રા છો, તમે મારા ઉપર પ્રેમ રાખો છો અને હુ તમારા ઉપર પ્રેમ રાખુ છુ એ અંતિમ પરિચય જ તમે મને આપો કહો, ભદ્રે, જો હુ અહીંથી છુટીને બહાર આવી શકુ, તો શુ તમે રાજકુમારિઓનો સંગ અને રાજમહેલનો ઐશ્વર્ય ત્યાગ કરીને મારી ઝુંપડીમા રહેવાને માટે આવી શકશો? એક સાધારણ માળીનો હાથ તમે પકડી શકશો?

સુભદ્રાને ઘણી જ શરમ આવી ગઇ, તે પોતાના મુખે કેવી રીતે કહી શકે કે હુ તમને પ્રાણપણથી ચાહુ છુ? તેનુ હૃદય બહાર આવીને કહેવા ધડકતુ હતું કે હા, હુ તમારા પ્રેમને ચાહુ છુ મારું કાંઇ છોડીને હુ તમારી ઝુંપડીમા સુખથી રહીશ તમને સુખી કરવા એજ મારુ શ્રેષ્ટ ઐશ્વર્ય અને અંતિમ આકાંક્ષા છે પરંતુ શરમની મારી તે બોલી શકતી નહોતી તે હાલ સુધી જે આટલી બધી વાતચીત કરી રહી હતી તેનું કારણ એ હતુ કે વસંતની અને તેની વચમા એક આડ હતી અને બીજુ વસંતને તે ઓળખતી નહોતી, અપરિચિતા અને ભીતના આશ્રમા હોવા છતા પણ તે મોંઢેથી કોઇ રીતે પ્રણય નિવેદન કરી શકતી નહોતી.

ઉત્તર ન મળતા વસંતે ફરી કહ્યું—કહો સુભદ્રા, કહો આ હત ભાગીનુ સુખ, દુઃખ અને જીવન મરણનો તમારા ઉત્તર ઉપર જ આધાર છે શું તમે આ એક સામાન્ય માળીને ગ્રહણ કરી શકો છો?

સુભદ્રા શરમથી સંકોચાઇને ઘણી જ ધીમા સ્વરે બોલી, વસંત, જો તમે સામાન્ય માણસ છો તો કાંઇ હુ અસામાન્ય માણસ નથી તમે જો મને કાળી કુરૂપા જાણીને પણ ગ્રહણ કરશો, તો તમારી ઝુંપડી મારે માટે મહેલ કરતા પણ વધુ છે.

આ થોડા સરખા વાક્યોને કહીને સુભદ્રા પોતે પોતાની મેળે શરમાઈ ગઇ

વસંતે તેના હાથ દબાવીને કહ્યું—સુભદ્રા, હું જીવીશ, તમારે માટે જ જીવીશ!

હવે તમે મારે માટે કાંઇક લખવાની વસ્તુ લાવી દો, જેથી હું હવે મુક્ત થવાની તજવીજ કરી શકુ

'રાત પડશે એટલે લાવી દઇશ.' એમ કહીને સુભદ્રા પોતાના પ્રેમીની વ્યગ્ર મુઠીને શિથિલ કરીને અને તેમાંથી પોતાનો હાથ છોડાવીને ચાલી ગઈ

કેદીની આનંદ રાગિણીથી આજે સઘળો રાજમહેલ એકાએક ચકિત સ્તંભિત થઇ ગયો તે મોહિની ધ્વનીથી પ્રત્યેક શ્રોતાના હૃદયમા આનંદની લ્હેરો ઉઠવા લાગી, પરંતુ યમુના એકાન્તમા જઇને કોણ જાણે કે કેમ રડવા લાગી

વસંત હૃદય આજે પ્રેમના પ્રતિદાનથી આનંદિત થઇ રહ્યું છે પ્યારીના કોમળ કર સ્પર્શે તેના સઘળા શરીરને પુલકિત કરી દીધુ છે તે વ્યાકુળતાથી રાત પડવાની વાટ જોઈ રહી છે તેને એવો ભાસ થવા લાગ્યો કે આ અંધકારાગૃહના લોઢાના મજબુત કમાડ બિલકુલ ખુલી ગયા છે અને હુ ચાંદનીના પ્રકાશમા પુષ્પ શય્યાપર બેસીને સુભદ્રાને કુલોથી શણગારી રહ્યો છુ

અંધકારાગારના અંધકારને ગાઢ કરતી રાત આવી પહોચી, તે પછી ગાઢ અંધકારને એકાએક પ્રમન્ન કરીને પ્રકાશમાન દીવાના સુવર્ણમય કિરણોએ જાણે કાળા રેશમની ઉપર જરી બનાવાનું શરૂ કરી દીધુ બહારથી સુભદ્રાએ ધીરેથી કહ્યું—વસંત! વસંતે રોમાંચિત થઇને કહ્યું સુભદ્રા!

સુભદ્રાએ કાગળ, કલમ અને ખડીઆને નાકામા મુકીને કહ્યું—આ લ્યો

(અપૂર્ણ)

વીર પુરુષ હતા યુદ્ધમા પ્રાણ અર્પણ કરવો ઠીક, પરતુ પરાજિત થવુ ઠીક નહિ, એમ સમજતા હતા કૌરવોની લડાઇમા જ્યારે દ્રોણાચાર્યે અર્જુનને અદર જવા ન દીધા ત્યારે કૃષ્ણના કહેવાથી દ્રોણને પીઠ બતાવી અને તેનાથી પોતાને પરાજિત સ્વીકારી અર્જુન વ્યુહમા ઘુસી ગયા પણ જ્યારે ભીમસેને તે વ્યુહમા પ્રવેશ કરવા ઇચ્છયુ અને જ્યારે દ્રોણાચાર્યે પીઠ બતાવ્યા વગર અદર દાખલ નહિ થવા કહ્યુ, ત્યારે ભીમસેને ક્રોધાવેશમા—"એમ કદી નહિ બની શકે" કહી ઘોડા તથા સારથિ સહિત દ્રોણના રથને ઉઠાવી ઘણેજ દૂર ફેકી દીધો, અને દ્રોણનો રથ વ્યુહ-દ્વાર પર આવી પહોચે તે પહેલા તો ભીમસેન વ્યુહમા ઘુસી ગયા સાચા વીરનુ લક્ષણ તેમનામા પૂર્ણરૂપથી વિદ્યમાન હતુ

ભીમસેન, યુધિષ્ઠિરની અશક્તતા જોઈ બહુ જ નારાજ રહેતા હતા તેઓ યુધિષ્ઠિરને કહ્યા કરતા હતા કે, મારી હૈયાતી છતા આપ આવી દીનાવસ્થામા કેમ પડયા રહો છો? આપ આજ્ઞા આપો, હું ત્વરાથી શત્રુઓનો સહાર કરૂં. તેઓ ભારે ભ્રાતૃ-ભક્ત હતા જો કે જુગાર ખેલવો, ભરી સભામા દ્રૌપદીની અપ્રતિષ્ઠા પોતાની સમક્ષ જોવી, અને અશક્તતાવશ વીરના તજી દુખી થવુ એ તેમને લેશ માત્ર પસદ નહોતુ પરતુ મોટાભાઈ યુધિષ્ઠિર તરફના સકોચને લઇ તેમણે સર્વ દુખ સહન કર્યું પણ જો મોટા ભાઈ તરફનો સકોચ ન હોત તો નક્કી તેઓ પોતાના આત્મબળથી ભર સભામા દ્રૌપદીની લજ્જા જવા દેત નહિ વખતે વખતે ઉગ્ર થઇને તેઓ યુધિષ્ઠિરને દુર્વાક્ય પણ કહી દેતા હતા એવો કોણ આત્માભિમાની હોય કે નકામી અપ્રતિષ્ઠા સહન કરે? ભીમસેનને યુધિષ્ઠિરની દુર્બળતા અને અનુચિત સહનશીલતાથી બહુજ ક્રોધ ઉત્પન્ન થતો અને દુખ થયા કરતુ હતુ તો પણ ભીમસેન યુધિષ્ઠિર વિરુદ્ધ કદી કાંઇ પણ આચરણ કરતા નહિ. ભીમસેન સીધા, સાદા અને સાચા વીર પુરુષ હતા. તેમને, છળ-પ્રપચ કરવો, દાવ-પેચ લગાવવો અને સમયની પ્રતીક્ષા કરવાનું આવડતુ નહોતુ તેમના હૃદયમા પોતાના બળનો પૂર્ણ વિશ્વાસ હતો જેથી તેમને વીરતાપૂર્વક નિષ્કપટ યુદ્ધ કરી વિજય મેળવવો એજ ઠીક લાગતું હતું એથી ઘણા લોકો તેમને અદૂરદર્શી કહે છે, પણ અમને તે યોગ્ય લાગતુ નથી

૬ કર્ણ—તેઓ મોટા દાનવીર ગણાય છે જ્યારે તેમના માતુશ્રી કુન્તીએ તેની પાસેનું અભેદ્ય કવચ માગ્યુ ત્યારે તેણે વિના સકોચ તે કવચ માતાને સોપી દીધુ જો કે તેઓ જાણતા હતા કે આ કવચથી મારી પૂર્ણ રક્ષા થાય છે, અને તેના પર કોઈ શસ્ત્ર લાગતુ નથી, તોપણ તેઓ એટલા ઉદાર હતા કે, યાચકને પાછો જવા દીધો નહિ તેના પર દુર્યોધનનો આન્તરિક પ્રેમ હતો વળી દુર્યોધન તેની બહુજ પ્રતિષ્ઠા કરતા હતા અને તેના પર સપૂર્ણ વિશ્વાસ રાખતા હતા કર્ણ પણ તેના ઉપકારનો બદલો વાળવાને હમેશા તત્પર રહેતો હતો એક વખત કુન્તીએ તેને એકાન્તમા જઇ કહ્યુ —"તુ મારી કન્યાવસ્થાનો પુત્ર છુ આવ, હવે પાંડવોને મળી જઇ કૌરવો સાથે યુદ્ધ કર. આશા છે કે તારી જીત થશે. તુ આ સામ્રાજ્યનો રાજા થઇશ યુધિષ્ઠિર, ભીમ આદિ પાચ પાંડવો ત્હારૂ દાસત્વ કરવા તૈયાર છે. તેઓ કદી ત્હારી ઇચ્છાનવિરૂદ્ધ કાર્ય નહિ કરે" જવાબમાં કર્ણે કહ્યુ —"માતા! હવે તમે મારી કાંઇ પણ આશા ન કરશો તમેજ મારી જન્મ કથા ગુપ્ત રાખી મને શુદ્ર-સૂત પુત્ર-કહેવરાવ્યો તમારે જ માટે ભરી સભામાં ઘણી વાર મારે લજ્જાથી નીચુ જોવુ પડયુ તમે મારી માતા નહિ, પણ શત્રુ છો દુર્યોધને મારા ઉપર જે ઉપકાર કરેલ છે, તેનો બદલો હુ આ જીદગીમા તો શુ પણ જન્માન્તરમા પણ વાળી શકીશ નહિ. અર્જુન હમેશા મારા પ્રતિ દ્વન્દ્વી રહ્યા છે હુ તેને મારવાને માટે યથાશક્તિ ચેષ્ટા કરીશ જો હુ મરીશ તો તમારા પાંચે પુત્ર-યુધિષ્ઠિરાદિ જીવતા રહેશે. અને જો અર્જુન મરશે તો પણ તમારા પાચ પુત્ર-મારા સહિત-જીવતા રહેશે દુર્યોધનનાજ અન્નથી મારૂં શરીર સચવાયું છે મારૂં આ શરીર તેનુંજ છે જેથી તે તેનાજ કામમાં આવશે."

તે ભારે અસહિષ્ણુ હતો અર્જુનની પ્રતિષ્ઠા જોઈ હમેશાં તે બળ્યા કરતો હતો તે અહકારી પણ ઘણોજ હતો પોતાની સામે કોઇને તે હિસાબમા ગણતો નહિ. જો કે તે વખતે અર્જુન

ધનુર્ધરમા સર્વથી શ્રેષ્ટ માનવામા આવતો તો પણ કર્ણ પોતાને અર્જુનથી ઉત્તમ ધનુર્ધર બ સમજતો હતો એટલુજ પણ, પરમ પ્રસિદ્ધ, અને અદ્વિતીય વીર, આબાલ બ્રહ્મચારી, પ્રતિજ્ઞાપાલક, શ્રી ભીષ્મપિતામહ, શસ્ત્રવિદ્યાના પ્રધાન આચાર્ય, વીર-બ્રાહ્મણ, ગુરુવર દ્રોણાચાર્ય અને વીરામ-ગણ્ય બ્રાહ્મણ કૃપાચાર્ય સુદ્ધાને પણ તે પોતાના જેવા વીર સમજતો નહોતો

૭. અર્જુન—તેઓ બાણવિદ્યામા સર્વથી શ્રેષ્ટ હતા તેમની આ નિપુણતાની પ્રશસા સર્વ વીર પુરુષોએ કરેલ છે દ્રૌપદી-સ્વયવરમા વિ' ચિત્ર "મત્સ્યવેધ ' ભેદન કરવાનું કામ તેમનુંજ હતુ જ્યા જ્યા પાડવોપર સકટ આવી પડયુ ત્યા ત્યા તેમણેજ પોતાની વીરતા બતાવી તેમનો ઉ-દ્ધાર કર્યો હતો યુધિષ્ઠિર તેના ભરોસેજ પોતાને નિર્ભય અને વિજયી સમજતા હતા અને હતુ પણ તેમજ જો અર્જુન ન હોત તો કદી યુધિ ષ્ઠિરની જીત થાત નહિ તેમણે મોટી મોટી તપ-શ્ચર્યા કરીને પાશુપતાસ્ત્ર, આગ્નેયાસ્ત્ર આદિ અ મોઘ અસ્ત્ર પ્રાપ્ત કર્યા હતા.

તેઓ કૃષ્ણચન્દ્રના મોટા ભક્ત હતા, અને હમેશા તેમની આજ્ઞામાજ રહેતા હતા કૃષ્ણને પૂછ્યા વગર કોઇ પણ કાર્ય કરતા નહિ. તેને પૂર્ણ વિશ્વાસ હતો કે કૃષ્ણચન્દ્ર ભારે બુદ્ધિમાન્ અને મારા શુભચિન્તક છે તેઓ દરેક કાર્ય પાડવોની ભલાઇને અર્થેજ કરતા જેથી તેઓ કૃષ્ણજીની આજ્ઞાનુ પાલન વિના વિલબે અને વગર વિચારે કરતા હતા જ્યારે તેના મનમા કાઇ પણ સદેહ ઉત્પન્ન થતો ત્યારે કૃષ્ણજી પાસે જઇને ખુલાસો કરતા મહાભારત યુદ્ધમા ભીષ્મ, દ્રોણ આદિ પોતાના પૂજ્ય અને પ્રિય પરિજનો સાથે યુદ્ધ કર-વાની તેમની જરા પણ ઇચ્છા નહોતી ત્યા સુધી કે તેમણે શસ્ત્ર ગ્રહણ કરી વિલાપ કરવા શરૂ કર્યો હતો પરતુ શ્રી કૃષ્ણના જ્ઞાનોપદેશ—ગીતાના કથન-થી તેમણે માયા-મોહ છોડી દઇ ભારે યુદ્ધ કર્યું કૃષ્ણનાજ કથનાનુસાર બધુ કાર્ય કરવાથી તે મહાયુદ્ધમા અર્જુનની જીત થઇ

કૃષ્ણચન્દ્ર પણ તેના પર બહુજ પ્રેમ રાખતા તેની રક્ષાને માટે તેમણે સારથી બનવાનુ શ્રી કાર્યું તેની ભલાઇને માટે' દુર્યોધનને છળવાની ઇચ્છાથી પોતે બનાવટી નિદ્રાને સ્વાધિન થયા જાગીને તેમણે પ્રથમ અર્જુન સાથેજ વાતચિત કરી અને યુદ્ધમા સામેલ રહેવાનુ વચન આપ્યુ ત્યારે દુર્યોધને કહ્યુ "હુ અહિ પ્રથમ આવેલ છુ, જેથી આપે મારૂ નિમત્રણ સ્વીકારી મારી તરફથી યુધ્ધમા સામેલ રહેવુ જોઇએ " ત્યારે કૃષ્ણે જવાબ આપ્યો—"મે પ્રથમ અર્જુનનેજ જોયેલ છે, જેથી મે અર્જુનને વચન આપી દીધુ. હવે બે બાબત છે—તમારા બેમાથી એક મને અને બીજો મારી નારાયણી સેનાને સ્વીકારો પણ મે પ્રતિજ્ઞા કરેલ છે કે, આ યુધ્ધમા મારે શસ્ત્ર ગ્રહણ ન કરવુ " દુર્યોધન નારાયણી સેના ને અને અર્જુન શ્રી કૃષ્ણને લઇ સતુષ્ટ થયા

કૃષ્ણે આન્તરિક પ્રેમને લઇનેજ અર્જુનને પોતાની વ્હાલી બહેન સુભદ્રાનુ હરણ કરવાની આજ્ઞા આપી વળી ક્રોધાન્ધીભુત મોટા ભાઇ બળદેવજીને અર્જુનની સાથે યુધ્ધ કરવાને માટે અટકાવ્યા

અર્જુન ઘણાજ રૂપવાન હતા તેથી તો તેને જોઇનેજ સુભદ્રા મોહિત થઇ ગઇ તે ઉપરાંત અતિરિક્ત સમય પર અનેક અપ્સરાઓ તથા અન્ય યુવતિયો પણ તેનુ રૂપ જોઇ મોહિત થયેલ છે દ્રૌપદી પણ તેના રૂપથી મોહિત થઇ સર્વ પાડવોથી તેના પર વિશેષ પ્રેમ રાખતી હતી.

અર્જુન પણ પરમ ભ્રાતૃભક્ત હતા તેઓ યુધિષ્ઠિર વિરૂદ્ધ કોઇ કાર્ય કરતા નહોતા જો કે તેમને યુધિષ્ઠિરના સિધ્ધાન્ત ઠીક લાગતા નહોતા, તોપણ ભ્રાતૃગૌરવ પર ધ્યાન રાખી સર્વ દુખ સહન કરતા હતા તેઓ પોતાના મોટા ભાઇની આજ્ઞાનુ વિના વિલમ્બે પાલન કરતા હતા

મહાભારતના આ માન પુરૂષ પ્રધાન છે જેથી તેમના માટે અમે અમારો વિચાર પ્રકટ કરેલ છે અક્ષયવટ મિશ્રના હીન્દી લે. ઉપથી



# શોક વિજય.

( લેખક—જયન્તિલાલ મગળજી ઓઝા, બી એ )

પ્રાચીન શ્રાવસ્તી નગરીમાં એક ધનવાન કૃપણ નામ કરતો હતો તેણે જીવ તોડ મહેનત કરી અગણિત દોલત એગી કરી હતી તે કૃપણના ધન ભડારમા અપરિમિત રત્નો હતા છતાં તેની ધનતૃષ્ણા શાંત થઇ ન્હોતી ઐશ્વર્યનો ઉપભોગ કરવાની તેની ઇચ્છા ન્હોતી, પણ ઐશ્વર્યનો સચય એજ ફક્ત તેના જીવનનો ઉદ્દેશ હતો તેનું અઢળક ધન કદી પણ કોઇ દરિદ્રનું રતિ પણ દુખ દૂર કરવાના ઉપયોગમા આવ્યું નહોતું

જે ધન જોઇને તે કૃપણે આટલા દિવસ જીવન ધારણ કર્યું હતું, જે ધન રાશિ તેને પ્રાણ કરતા પણ અધિક પ્રિય હતો, તેજ ધનરાશિ એકાએક દૈવના કોપથી બળતા અગારનો ઢગલો થઇ ગયો. જે સોના રૂપાના ઢગની સમુજ્જ્વળ કાન્તિથી તે કૃપણનુ સકીર્ણ હૃદય પ્રકાશિત થતું હતું, તે કાન્તિ એકદમ અલોપ થઇ ગઇ

ધનના શોકથી કૃપણનું જીવન શૂન્ય અને જીર્ણ અરણ્યના જેવુ દેખાવા લાગ્યુ આહાર નિદ્રા છોડી દેવાથી ધીમે ધીમે તે મરવા પડયો

કૃપણનાં સગાસબધી તેની આવી અવસ્થા જોઇ ઘણાં દુખી થયાં તેઓ તેને દિલાસો દેતાં કહેવા લાગ્યા –“તમે ધનને માટે આટલો શોક કેમ કરો છો ? તમારૂં અગાધ ઐશ્વર્ય પણ આ અગારની માફક નિરૂપયોગી જ હતું, કોઇ દુખીને એક પાઇ પણ દેવા તમે કદી હાથ લંબાવ્યો નથી, તો પછી એવા નિરૂપયોગી ધન માટે આટલો શોક કેમ કરો છો ? તમારૂં અપરિમિત ધન અગારના રૂપમા ફેરવાઇ ગયું છે છતાંયે સાધુ પુરૂષોને તો તે હજી પણ ધન રૂપેજ દેખાતું હોવુ જોઇએ તમે આ અગારને એકઠો કરી બજારમા વેચવા જાઓ તમારા સૌભાગ્યથી જો કોઈ સાધુ પુરૂષ ત્યા મળશે તો તેના પવિત્ર સ્પર્શથી હજી પણ આ ઢગલો સોનાના રૂપમા ફરી જશે”

સગાં સબધીની આ સલાહ સાભળી કૃપણના હૃદયમા ફરીથી આશાનો સચાર થયો લોભથી લલચાઇ કૃપણ અગાર એકઠો કરી બજારમાં વેચવા લઇ ગયો

( ૨ )

બજારમા અનેક વ્યવસાયી જૂદા જૂદા પદાર્થો વેચવા માટે ભેગા થયા હતા, કેટલાક માલ ખરીદી, તો કેટલાક માલ વેચી ચાલ્યા જતા હતા, પણ કોઇએ કૃપણની વેચવાની ચીજ તરફ–અગાર તરફ–દૃષ્ટિ સુદ્ધા ફેંકી નહીં અહીં અગારના વેચનારાઓ મળી આવશે પણ ખરીદી કરનાર મળશે નહીં પોતાની ઇચ્છાથી અહીં કોણ છેતરાવા માગે છે ? કોઈ કોઇ તો કૃપણની મશ્કરી કરવા લાગ્યા છતાં ગભરાયા વિના અગારનો ઢગલો મોઢા આગળ રાખીને બેસી રહ્યો તે મન સાથે વિચાર કરવા લાગ્યો કે કદાચ કોઇ ગરજાઉ ઘરાક મળી આવશે, અથવા તો કોઇ સાધુપુરૂષની કૃપાથી આ અગારની બારોબાર સોનું હું મેળવી શકીશ

એ વખતે કૃષ્ણાગૌતમી નામની એક દરિદ્ર બાલિકા તે રસ્તે થઇને જતી હતી આખા વિશ્વમા કોઇ તેનુ સગુ નહોતું અનાથ અને દુખીના આધાર સિવાય બાલિકાને બીજા કોઇનો આધાર નહોતો બજારમા ફરતા ફરતા કૃષ્ણા કૃપણના અગારના ઢગલા પાસે પહોચી કેવું આશ્ચર્ય ! દરિદ્ર બાલિકાનો સ્પર્શ થતામા જ એ અગારનો ઢગલો સુવર્ણ રૂપ થઇ ગયો કૃપણના આનન્દની અવધિ રહી નહીં તે ખૂબ સભાળથી કૃષ્ણાને પોતાને ઘેર લઇ આવ્યો અને ઘણા પ્રેમથી તેણે કૃષ્ણાને પોતાના પુત્ર સાથે પરણાવી જે અનાથ છોકરી જ્યાં ત્યાં ભીખ માગતી ફરતી હતી, તે હવે ધનવાનની પત્ની બની મહા આનન્દમા દિવસ ગાળવા લાગી

( ૩ )

આસરે—કૃષ્ણા પરમ સુખી હતી દારિદ્ર્યનુ કઠોર દુખ દૂર થયું હતું. દામ્પત્ય પ્રેમના અમૃતમય રસસિંચનથી દુખિનીનુ દગ્ધ હૃદય પુન સજીવિત થયુ ચાર વર્ષ પછી, દામ્પત્ય પ્રેમ બંધનની ગાઢરૂપ એક પુત્ર થયો તેના આનન્દની સીમા રહી નહીં સંસારમાં સર્વત્ર તેને સુખ, સુખને સુખજ દેખના લાગ્યુ જે સસારમા આટલુ સુખ છે તેમા લોકો દુખારોપણે કરી આટલા દુખી શા માટે થાય છે? આ સસારમાજ ભિખારણ રાજાની રાણી બને છે, અને વળી તેજ રાણી પુત્ર પ્રાપ્તિથી અક્ષય સુખ અનુભવે છે! મ્હારા સુખની સીમા નથી!

( ૪ )

આવી રીતે કેટલોક કાળ વ્યતીત થયો કૃષ્ણાનો પુત્ર શુક્લ પક્ષના ચન્દ્રની પેઠે દિનદિન વધતો ચાલ્યો છોકરો પડતો, આખડતો, ચાલતો, એ જોઇ, છોકરાના કાલાકાલા બોલ સાંભળી, નિષ્પ્રયોજન હાસ્ય અને રૂદન જોઇ કૃષ્ણાનો આનન્દસાગર છલકી જતો

( ૫ )

પરંતુ કોઇના પણ દિવસો એક સરખા જતા નથી જેવી રીતે એક ક્ષણમા વાવાઝોડું વિમળ કૌમુદીમય પ્રકૃતિના સૌંદર્યનો નાશ કરી નાખે છે, તેવીજ રીતે મનુષ્યનાં સુખસ્વપ્નો પણ એકાએક નાશ પામે છે કૃષ્ણાના સુખના દિવસો પૂરા થયા કૃષ્ણાના જીવનનુ સુખ, આશાનો પ્રકાશ, પ્રેમનુ પૂતળુ—તે બાલક એકાએક જનનીનો સ્નેહપાશ કાપી અનન્ત લોકમા ઉડી ગયો પુત્રના મરણથી માતા ગાંડી બની ગઇ પુત્ર શોકથી ઘેલી બનેલી માતા, શબને છાતી સરસુ ચાંપી, દેશેદેશમાં, નગરે નગરમાં, ગામે ગામમાં, ઘરેઘર મૃતસજીવની ઔષધની શોધમાં ફરવા લાગી.

દરેક રસ્તે કૃષ્ણાની કારમી ચીસો સભળાવા લાગી હવે તેનામા આગલુ લાવણ્ય રહ્યું નથી સૌંદર્યને બદલે કરૂણા, શોક અને વિષાદની કાલિમા દેખાવા લાગી

કૃષ્ણા જે મળે તેને કહેતી —" મને મૃત સજીવન ઔષધ આપો " જગત્માં જેનુ અસ્તિત્વ નથી તે કૃષ્ણાને કોણ દઇ શકે એમ હતુ?

કલ્પાંત કરતી કૃષ્ણા રખડતી હતી તેવામા એક બૌદ્ધ ભિક્ષુ તેની નજરે પડયા કૃષ્ણાને લાગ્યુ કે આ મહા પુરૂષ મ્હારા પુત્રને જીવતો કરી શકશે. તે ભિક્ષુને પગે પડી અને પુત્રને પુનર્જીવન આપનારી ઔષધી માટે પ્રાર્થના કરવા લાગી. તેને દુખી જોઇ ભિક્ષુને બહુ કષ્ટ થયુ આપા પાત્રમા બુદ્ધ તે રખડતી સ્ત્રીને બહુ દયા આવી. ભિક્ષુએ કૃષ્ણાને કહ્યું —" કલ્યાણી! મ્હારામા એવી શક્તિ નથી કે મુએલા માણસોને હું જીવતાં કરી શકુ છુ બુદ્ધદેવની પાસે જા, તે મહાત્મા તને યોગ્ય ઔષધ આપશે"

બૌદ્ધ ભિક્ષુની સલાહ સાભળી કૃષ્ણાના રોમાંચ ખડા થયા ગાંડી મૃતપુત્ર ફરીથી જીવતો થશે એ આશાથી આનન્દિત બની, અને ઉતાવળે પગને બુદ્ધદેવ પાસે પહોંચી

( ૬ )

કૃષ્ણા બુદ્ધદેવને પગે પડી તેમને અનેક પ્રકારે વીનવવા લાગી મૃતપુત્રના પ્રાણની યાચના કરવા લાગી. કરૂણ સ્વરે, આંસુથી ઉભરાઇ જતી આંખે, ગદ્ગદ વચને તે બોલી —" દેવ! મને મૃત સજીવન ઔષધ આપો કે જેથી મ્હારો પુત્ર જીવતો થાય"

બુદ્ધદેવે જવાબ આપ્યો —" વત્સે! ઔષધ કેમ બનાવવું એ હું જાણું છુ, પણ ત્હારે બધા ઓસડીયા ભેગા કરી આપવા પડશે તુ થોડી રાઇ લઇ આવ એટલે હું તને ઔષધ તૈયાર કરી આપીશ."

સાધારણ રાઇ આપવાથી મરી ગયેલો પુત્ર જીવતો થશે એ વાત સાંભળી કૃષ્ણા આનન્દમા આવી જઇ નાચવા લાગી મહાત્મા બુદ્ધદેવે કહ્યુ —" જે ઘરમા કદી કોઇ મરી ગયુ હોય નહીં ત્યાથી થોડી રાઇ લાવ, એટલે ત્હારો મૃતપુત્ર જીવતો થયો જાણ"

કૃષ્ણા મૃતપુત્રને છાતી ઉપર ધારણ કરી, ગૃહસ્થીના ઘરેઘર ફરવા લાગી. પરતુ જ્યા મૃત્યુનો અધિકાર પહોચ્યો હોય નહીં એવુ એક ઘર તેના જોવામા આવ્યુ નહીં બધા કહેવા લાગ્યાં કે કુટુંબમાં કોઇનુ કદી મૃત્યુ હોય નહીં એવુ ઘર તને ક્યા મળવાનું હતુ ? જગતમા મૃત્યુજ સ્વાભાવિક છે. મુએલાંઓની સખ્યાજ અહીં વધારે છે, જીવતાઓની સખ્યા અહીં ઘણીજ થોડી છે ! મૃત્યુના પજામાથી કદી કોઇ બચી શકતુ નથી

ધીમે ધીમે સધ્યા થવા આવી છેવટે કૃષ્ણાનુ આશાથી ઉદ્દીપ્ત હૃદય નિરાશ થવા લાગ્યુ. નિરાશ હૃદયે થાકીને લોથપોથ થઇ ધીરેથી નગરની બહાર આવી ત્યા બેસી હતભાગિની ઉદાસ હૃદયે શોકસાગરની લહરીઓ ગણવા લાગી

( ૭ )

થોડા વખત પછી સૂર્યનો અસ્ત થયો ચારે દિશામાં ગાઢ અધારૂ છવાઇ ગયુ. ગગનપટમા એક પછી એક નક્ષત્ર ફૂટવા લાગ્યાં ચારે દિશામાં શાતિ હતી—નિસ્તબ્ધતા હતી કૃષ્ણા પ્રકૃતિના આ શોકમય નગરમા બેસી તેની સાથે પોતાના હૃદયની સરખામણી કરતી હતી

એટલામા દૂર નગરની અદર દીવાઓ ઝમકવા લાગ્યા કૃષ્ણા બળતા દીવાઓની જ્યોતિ એકાગ્ર મને જોવા લાગી ક્રમે ક્રમે રાત્રીએ ગભીર સ્વરૂપ ધારણ કર્યું ક્રમે ક્રમે તે દીવાઓ પણ બઝાવા લાગ્યા

તે વખતે તેજોરાશિ બુદ્ધદેવ કૃષ્ણાની પાસે આવ્યા વાહ ! ચદ્રના પ્રકાશમા જાણે જ્ઞાન મૂર્તિ ઉભી હોય નહીં ! સામે મૃતપુત્રને વક્ષ પર ધારણ કરી માતા રડતી હતી ઘણું સુન્દર દશ્ય ! પ્રકૃતિ એકી ટસે તે અપૂર્વ દશ્ય જોવા લાગી આવા શોકમય ગભીર સમયે માયા અને જ્ઞાનના અપૂર્વ મિલનથી કેવુ અમૃતમય ફલ ઉત્પન્ન થાય છે તે પ્રકૃતિ એકાગ્ર ચિત્તે નિરખવા લાગી

રાત્રીની નિસ્તબ્ધતાનો ભગ કરી બુદ્ધદેવ બોલવા લાગ્યા —" જો, નગરમા ઘેર ઘેર જે દીવા અત્યાર સુધી બળતા હતા, તે હવે ઠરી ગયા. કલ્યાણી ! માનવ જીવન પણ આ દીવાઓની પેઠે ક્ષણ સ્થાયી છે મનુષ્યો થોડા વખતને માટે ઝળહળે છે, થોડો વખત પ્રકાશ ફેલાવી છેવટે ઘોર અધકારમા ડુબી જાય છે આજ માનવ જીવનનું ગૂઢ રહસ્ય છે "

કૃષ્ણાને જ્ઞાન થયું બુદ્ધદેવના ઉપદેશથી તેનો મોહ સરી ગયો મૃતપુત્રને અરણ્યમા ફેંકી દઇ, બુદ્ધદેવની શિષ્યા થઇ અને નિર્વાણ પ્રાપ્તિને માટે પ્રયત્ન કરવા લાગી

એક દિવસ જેના પર શોકે વિજય મેળવ્યો હતો, તેણે જ્ઞાનવીર બુદ્ધદેવની સહાયતાથી આજ શોક ઉપર વિજય મેળવ્યો * ( બગાળી ઉપરથી અનુવાદ )

---

# अमारी पाठशाळा.

( કવ્વાલી )

કરોડો બ્રહ્મથી મોટી અમારી પાઠશાળા છે  
શિક્ષકો ક્લેશોથી જ્યા અતિ ઉત્તમ શિક્ષણ છે  
શિખે છે શિશુથી વૃદ્ધો લગી મરતા સુધી એમા,  
નથી કો જન્તમા જન્મ્યો શિખ્યો નહિ જીદગી ભરમાં  
સુણ્યુ નિરખ્યુ નહિ કો દીન અનુભવમા કદી આવ્યુ,  
મળે અદ્ભૂત એક જ્ઞાન લીધે જે દીનને ફાવ્યુ,  
નથી ત્યાં પડિતો કાઝી પુરાણી શાસ્ત્રવેત્તાઓ,  
ગુરૂજ્ઞાની મહર્ષીની નથી ઉપદેશની વાતો  
હજારો ઠોકરો ખાઇ કુટાઇ વીર થયા થાના;  
જગત્ જન છે ખરે શિષ્યો અજબ આલમ શાળાના

६

# क्षयरोग ने बलूननी हवा.

(લેખક—વૈદ્ય દુર્લભદાસ હરજીવન પારેખ—અડાલજ.)

### क्षयरोगीने शुद्ध हवा बलूनद्वारा पुरी पाडवानी योजना

ખુલ્લી હવાથી કેવા અનુપમ લાભ થાય છે તથા આરોગ્ય માટે તેની કેટલી અગત્ય છે, એ આજે કેળવાયેલો વર્ગ જાણે છેજ માત્ર મનુષ્યો ઇચ્છા થતા ખુલ્લી હવાનો લાભ લઇ શકે છે પણ માંદા મનુષ્યોને તે બહાર ફરવા જઇ શકતા ન હોવાથી શુદ્ધ હવાની અડચણ પડે છે શ્રીમાન્ મનુષ્યો કદાચ ગાડીમા બેસીને બહાર ફરવા જઇ શકે છે પણ સર્વને તેની સગવડ હોતી નથી એટલે તેમને ઘરમાંજ પુરાઈ રહેવું પડે છે

શુદ્ધ હવાની જેટલી અગત્ય અન્ય રોગીને છે તેના કરતા ક્ષયરોગીને વિશેષ છે ક્ષયરોગીના ફેફસામાં ( Mucous ) 'મ્યુકસ' નામનો શ્લેષ્મ જેવો નકામો પદાર્થ ભરાઇ રહેતો હોવાથી તેનાથી જોઇએ તે પ્રમાણમા પુરતી હવા અંદર લઇ શકાતી નથી આ ક્ષયરોગના મનુષ્યને ઘણોજ ત્રાસ પડે છે, અને તે માંદા કષ્ટપ્રદ છે તેની બૂમિકા વધતાં તે અસાધ્ય ગણાય છે અને તેવા રોગીને મરણ શરણજ થવુ પડે છે આ રોગ અસાધ્ય છતા પશ્ચિમના બુદ્ધિમાન્ મનુષ્યો તેને સાધ્ય કરવા મચી રહ્યા છે યત્ન, બુદ્ધિ, પ્રયોગ, આમદ અને આશાને કંઇજ અશક્ય કે અસાધ્ય નથી જો ક્ષય રોગી પુરા ફેફસા ભરીને હવા લઇ શકે તો તેને જલદી આરામ થાય છે તથા તેને તેનું કષ્ટ જણાતું નથી આવા ક્ષયરોગીને પ્રસગે પર્વત ઉપર કે ટેકરી ઉપર કે જે જગ્યા ઉંચી હોય ત્યાં જઇને રહેવાની ભલામણ કરવામાં આવે છે જેમને પૈસા વગેરેની સવડ હોય છે, તે આ પ્રમાણે પર્વત ઉપર કે ઉંચી જગ્યોમા જઇને રહે છે પૃથ્વી પરની હવામાં 'ઓક્સીજન'નું પ્રમાણ ઓછુ હોય છે તથા તે ઉંચેની હવા કરતા જાડી હોય છે તેથી ક્ષયરોગીથી તે બરાબર શ્વાસમા લઇ શકાતી નથી, પરંતુ ઉંચેની હવા પાતળી હોય છે તથા તેમાં ઓક્સી જનનું પ્રમાણ પણ વધારે હોય છે તેથી તે ક્ષયરોગી સુખપૂર્વક ફેફસામા લઇ શકે છે અને તેથી તેને જલદી આરામ થાય છે

ક્ષયરોગીને દવાખાનામા જૂદા ઓરડામા રાખવામા આવે છે આજુબાજુ ઝાડવાળા બાગમા તેમને રહેવાનુ મકાન બાંધવામાં આવે છે તથા તેમને બનતા સુધી બહાર ઓટલા ઉપર સુવાડવામા આવે છે કદાચ રોગી બહુ બિમાર હોય છે તો તેને અંદર સુવાડે છે પણ ગમે તેટલી ટાઢ હોય તો પણ બારી બારણા ખુલ્લા રાખવામા આવે છે

ક્ષયરોગીઓને એક હજાર કે બે હજાર 'ફુટ' ઉંચે રાખવામા આવે તો તેમને જલદી આરામ થઇ જાય છે, પણ તેમને એટલે ઉંચે હમેશા શી રીતે રાખવા એ સંશય ભરેલું છે તેથી તેમને માટે નીચે પ્રમાણે વ્યવસ્થા કરવાનું કપ્તાન ગોધકા યોજના કરે છે

એક બલુનને હજાર બે હજાર કે જેટલી ઉંચાઇએ ચડાવવુ હોય તેટલી ઉંચાઇએ ચડાવવુ અને ત્યા તેને લંગર કરી રાખી મૂકવુ પછી તેને લાંબી રબરની કતાન કે બીજા કપડાની નળીઓ લગાડવી અને તે જે ઓરડામા ક્ષયરોગી હોય તે ઓરડામા ઉતારવી પછી પંપ વડે ઉપરની શુદ્ધ તથા પાતળી હવાને પેલા ઓરડામા ભરવી કે જે વડે તે રોગીઓ હજાર કે બે હજાર ફુટ ઉંચેની હવાનો લાભ જમીન ઉપર સુતાં સુતાં લઇ શકે

સંભવ નથી કદાચ ઉપરથી ઘણી પાતળી હવા નીચે ખેંચાશે તો પણ તેની સાથે નીચેની જાડી હવા ભળશે એટલે તે શ્વાસમા લઇ શકાય તેવીજ થઇ રહેશે હવાને માપનાર યંત્ર પણ બલુનમા સાથે રાખવામા આવે છે જેથી કેટલે ઉંચે બલુન લઇ જઇને લંગર કરવુ તે પણ જાણી શકાશે

આ પ્રમાણે કરવુ કાંઇ વિશેષ કઠિન નથી પછી આ બલુનની નળીઓ માટે પણ મળી શકે અને જે માદા મનુષ્યના ઓરડામા ઉંચેની વિશુદ્ધ હવા જોઇતી હશે તે વેચાતી મળી શકે અને આજે જેમ શહેરમા પોતાના ઘરમા બેઠા બેઠા દુરના તળાવ કે નદીનું પાણી નળવડે મનુષ્યો સુખેથી પી શકે છે તેમ ઉપર જણાવ્યા પ્રમાણે હવાની નળીઓ વડે હજાર કે બે હજાર 'ફુટ' ઉંચેની કિંમતી હવા મનુષ્યો ઘરમા બેઠા બેઠા લઇ શકે

અસ્તુ

---

# લાલસા અને સંયમ.

( જયન્તિલાલ મગળજી ઓઝા, બી, એ )

મથુરા નગરીમા વાસવદત્તા કરીને એક પરમ રૂપવતી વેશ્યા રહેતી હતી વિલાસ લાલસા જ તેના પાપમય જીવનનુ એકમાત્ર વ્રત હતું, ઇન્દ્રિય સેવામા જ તેનું જીવન વ્યતીત થતું હતું આ સુખદુઃખમય વિચિત્ર જગતમાં વિષયવાસના સિવાય બીજુ કંઇ તેને વાઢનીય લાગતું નહીં, વિષયલાલસા સિવાય બીજુ કંઇ તે જાણતી નહીં, બીજુ કંઇ તે ચાહતી નહીં

આ યવશાત્ એક દિવસ તે વેશ્યાએ ઉપગુપ્ત નામના બુદ્ધદેવના શિષ્યને રાજમાર્ગ ઉપર જતા દીઠ્યા ઉપગુપ્તનું સૌંદર્ય અપૂર્વ હતું માનસિક સૌંદર્યને લીધે તેની શરીર-કાન્તિમા કંઇ અલૌકિક ઉમેરો થયો હતો આ નવીન સંન્યાસીની ધર્મોજ્જવલ મધુર મૂર્ત્તિ જોઇ વાસવદત્તાના પાપપૂર્ણ હૃદયમાં પાપવાસના જાગૃત થઇ સૌંદર્ય લાલસામા અંધ બની તે પાપિણીએ ઉપગુપ્તના પ્રણયની ભિક્ષા માટે તેની પાસે એક દુતી મોકલી

બુદ્ધદેવના લાયક શિષ્ય ઉપગુપ્તે ધીરતાથી વાસવદત્તાની પ્રાર્થના સાભળી છેવટે તે આત્મજયી બ્રહ્મચારી બોલ્યા —" અત્યારે હું વાસવદત્તાનુ નિમંત્રણ કબુલ કરી શકુ એવી સ્થિતિમા નથી વાસવદત્તાની પાસે આવવાનો યોગ્ય સમય હજી થયો નથી "

આ ઉત્તરથી વાસવદત્તાનો અદમનીય લાલસાસ્રોત અટકયો નહીં વિરોધ આવવાથી તેનુ હૃદય વિશેષ ઉત્તેજીત બન્યુ, કામનાની ગતિ વિશેષ બળવતી થઇ તેણે વિચાર્યું કે ઉપગુપ્તે થોડો વખત સબુરી પકડવાનુ કહ્યુ છે, તેથી થોડે થોડે આંતરે વારવાર તે પાપીયસી ઉપગુપ્તની પ્રણય ભિક્ષા માટે દૂતી મોકલવા લાગી, પણ ઉપગુપ્તે એક વખત પણ તેનુ નિમંત્રણ સ્વીકાર્યું નહીં.

( ૨ )

આમ થોડા દિવસો પસાર થયાં આ અરસામાં એક દિવસ પૈસાની લાલચે વાસવદત્તાએ પોતાના એક યારના પ્રાણ લીધા તેનુ પાપકાર્ય ગુપ્ત રહી શકયુ નહી છેવટે અદાલતમા ઇન્સાફ થતા તેનો પ્રાણ લેવાનુ નહી ઠર્યું તે સુંદરીના દરેક સ્વરૂપવાન અવયવોને કાપી નાખવાનો અધિકારીઓએ હુકમ કર્યો હતો તે હતભાગિનીના હાથ પગ કાપી નાખવામા આવ્યા, અને તેનુ શરીર ઉંડુ જમીનમા દાટવામા આવ્યુ આ વખતે અપૂર્વ કાંતિવાળા ધર્મરૂપી મનવાળા ઉપગુપ્ત તે જગ્યાએ પહોંચ્યા

પરંતુ તે વખતે પણ હતભાગિનીની સૌંદર્ય તૃષ્ણા અને વિષય લાલસાનો નાશ થયો હતો નહી, તે વખતે પણ વાસવદત્તા ઉપગુપ્તને ભૂલી ન્હોતી, મોતને વખતે પણ તેના પાપી હૃદયમા ઉપગુપ્તની પ્રણય પ્રતિમા વિરાજતી હતી પરલોક પહોંચવાને થોડો જ સમય બાકી હતો છતાંપે

આશાની માયાજાળ તે કાપી શકી નહીં ઉપગુપ્તના આગમનથી તેની દારુણ વેદના દૂર થઇ, પૂર્વની વાત ધીમે ધીમે યાદ આવી તેણે દાસીઓને આજ્ઞા કરી કે મ્હારા કાપી નાખવામાં આવેલાં અવયવો વસ્ત્ર વતી ઢાંકી દો દાસીએ તેની આજ્ઞાનું પાલન કર્યું ઉપગુપ્ત વાસવદત્તાની સન્મુખ ઉભા રહ્યા.

વાસવદત્તા એકીટશે ઉપગુપ્ત સામું જોઇ રહી તેનું સાન્દ્ર હૃદય પ્રેમ, આનન્દ, આવેશથી પરિપૂર્ણ બન્યું હતભાગિનીના ચક્ષુમાં પ્રેમાશ્રુ ભરાણા, શરીર પર રોમાંચ ખડા થયા તે કહેવા લાગી—"ઉપગુપ્ત! જ્યારે આ મ્હારા શરીરમાં પદ્મની સુગંધ હતી, જ્યારે આ મ્હારા શરીર પર મણિ મુક્તાના હારો હતા, ત્યારે મ્હેં તમને મ્હારા હૃદયનો પ્રેમ ઉપહાર તરીકે આપ્યો હતો આત્યારે મ્હારે હાથ નથી, પગ નથી, મ્હારૂં શરીર લોહીથી રંગાયું છે, કાદવમાં સડબડે છે ભલા માણસ! તમે આવે વખતે આવ્યા?"

પ્રશાન્ત વદને ઉપગુપ્તે જવાબ આપ્યો—"ભગિની! ખોટા સુખની આશાથી, અથવા મિથ્યા આમોદના લોભથી હું ત્હારી પાસે આવતો નથી સૌદર્યની પિપાસાથી હું ભાન ભૂલી જાઉં એવો નથી શારીરિક સૌદર્ય તદ્દન અસાર છે વાસવદત્તા! જો, વિષયવાસના જ ત્હારી આ વિપત્તિનું કારણ છે જો તું લોભને વશ થઇ ન હોત, જો ત્હેં અહંકાર જીત્યો હોત, જો ત્હેં સ્ત્રીઓનું પ્રધાન ભૂષણ-લજ્જા-ન છોડયું હોત, જો કાયમનોવાક્યે ત્હેં સૌંદર્ય સેવા ન કરી હોત, જો ત્હારૂં સૌદર્ય બહાર દેખાડવાને માટે ત્હેં જીવતોડ પ્રયત્ન ન કર્યો હોત, તો આજ ત્હારી આવી દુર્દશા થઇ ન હોત. તું પરમ સુખમાં સંસારની શાન્તિ ભોગવતી હોત વિચાર કર, વિષય તૃષ્ણાજ ત્હારાં બધા દુખોનું કારણ નથી?"

વાસવદત્તાએ જેને પાપપૂર્ણ જીવન અર્પણ કર્યું હતું તેણે આજ તેને નવું જીવન આપ્યું હતભાગિની ઉપગુપ્તનો આ ઉપદેશ સાંભળી ઠેકાણે આવી, તેના હૃદયમાં નવા પવિત્ર ભાવો જાગી ઉઠયા, મરણની છેલ્લી ઘડીયે તેના હૃદયમાં ધર્મ ભાવનો ઉદય થયો. અન્તિમકાલે વાસવદત્તા સંસાર સુખરૂપી મૃગજળની અનિત્યતા સમજી અને પરલોક પહોંચી!

આ વાસવદત્તા એ મનુષ્યોની ગગમયી લાલસા, અને ઉપગુપ્ત એજ સ્વર્ગનું વિરાગધન મયમ *

## ઠગાયેલાને સાંત્વન

(કવ્વાલી)

પ્રથમ સાચી પરિક્ષાનો કરી વિશ્વાસ મુક્યો છે,
પછી દીલ ખાળવાનું કયાં કદાપી ન્યાય અન્યાયે
ભલેને શીર કાપે એ રહે ત્યાં બોલવાનું શું?
થઇ જ્યાં ભૂલ પોતાની પછી મારો મરો તો શું!
નથી સ્હેલુ ઘણું વસમું હૃદય મુશ્કેલ પારખવું
ઘણા વર્ષો રહ્યા ભેગા તથાપિ છે અતિ અઘરૂં
ઠગારા છે ઠગાયા જાય હજારો માનવી ભોળી
ઠગારાને સદા આનંદ કસોટી જ્યાં થતી ખોટી
ખરા ખોટા વિર્જુમાં તર્ક કરી મનમાં મુઝાશો નહિ
જણાઇ જાય તો ત્યાંથી સજ્જડ દો ગાંઠની આંટી

'સદાચારી.'

* બંગાળી ઉપરથી

# आपणा देशनी स्थितीनुं अवलोकन.

[ અનુવાદક—ફતેચંદ ન. દલાલ વનેચંદ ]

## આપણો વ્યાપાર.

ભારતભુમી ધનની ખાણ છે એમા નાના પ્રકારના ખેતી ખનિજ અને ઉદ્યોગ માટે કુદરતી સાધનો છે ઉત્તમ કોયલા છે ઉમદા માટીનુ તેલ-ઘાસલેટ-છે સોડા અને લાકડાની ઉત્તમતાથી પશ્ચિમ વાસીઓના મ્હોમા પાણી છુટે છે સોનુ, ચાંદી, તાંબુ, ટીન તથા અન્ય અનેક રત્નોની કમી નથી. છતા ભારત ભૂખે મરે?

હિંદુસ્તાનની જ્યોલોજીકલ સર્વેના ડીરેક્ટર જનરલ મી હોલેન્ડનુ કહેવુ ખરૂ છે કે "ભારતવર્ષ ખનિજના કામોમા લાભકારી ઉદ્યોગનુ અપરિમીત સ્થાન છે પ્રકૃતિએ આ દેશને સર્વ કઇ આપ્યુ છે આ પદાર્થ, ફક્ત આ દેશમાજ પુરતા નથી બલ્કે સંસારના સર્વ બજારોમા સુવિધા અને લાભ સાથે વેચી શકાય તેમ છે પણ જ્યાં સુધી આપણે આવા ઉચ્ચ ભાવનાવાળા નવ યુવક રત્ન પેદા ન કરીએ ને વકીલાત અને નોકરીના ધંધા માફક જ આ ઉદ્યોગમા પણ તન્મય થાય ત્યાં સુધી આ ભારતનુ અમીમ ધન ગુપ્તજ રહેશે

મી ઓલ્વનુ કહેવુ છે કે જો ભારતવર્ષને સંસારના બીજા દેશોથી જૂદુ પાડી દેવામા આવે કે એની ઉપજની રક્ષા સભ્ય જાતીની સર્વ આવશ્યકતાઓ ભારત પોતાની અંદરનીજ ઉપજથી પુર્ણ કરી શકે તેમ છે

ભારતનો પણ તે સમય કે દિવસ હતો કે જ્યારે તેનો શિલ્પ-સામાન, રોમ, યુનાન, મીસર, ઇરાન, અરબ અને જાપાન, ચીન અને ઇંગ્લાંડમાં ધડાધડ જતો હતો તે સમયે આ દેશમાં દુષ્કાળની અધીકતા ન હતી આ દેશ લક્ષ્મીથી પરિપૂર્ણ હતો પણ ભારતે સમય વર્તી કામ ન લીધુ આત્મરક્ષામા ઢીલા પડવાથી મુસલમાની રાજ્યમા એના વેપારને ધક્કો લાગ્યો અને પશ્ચિમ વાસીઓનો પ્રવેશ થતાં ભારતના વ્યાપારમા ભયંકર પરિવર્તન થવુ શરૂ થયું ભારતની અંધકારમય મૂર્ખતાથી આ દેશના વ્યાપારના મૂળમા સખ્ત ઘા લાગવા માંડયા, કલા, કૌશલ, ઉદ્યોગધંધાની સાથે સાથે લક્ષ્મી ખસી જઇ, બીજે પ્રદેશે પહોંચી તોપણ જાગતા છતાંયે હજી આળસ મરોડયા કરે છે

સાચુ તો આ છે કે ભારતનો કુલ વ્યાપાર વિદેશીઓના હાથમા છે રેલ્વે, ટ્રામ, તાર, ટપાલ, સોના, ચાંદી, આદિ ખાણો, ઘાસતેલના કારખાના, કોયલા, શણ, રુન, ગંજી, ચહા, કાફી, કાગળ આદિ સર્વ કારખાનાઓના માલેક પશ્ચિમવાસીઓજ છે ભારતવાસી કાંતો એજન્ટ છે કે કાંતો દલાલ છે, આટો પીસવો, રંગ દેવડાવવુ એ આપણું કામ છે અને તેમાથી લાભ કાઢવો એ પશ્ચિમવાસીયોને ફાળે ગયુ છે નિચેના કોઠા ઉપરથી તે બાબતની પુરતી ખાત્રી થશે

### મુખ્ય વ્યવસાયોના માલીક.

#### બંગાલ દેશના કારખાનાઓ.

| કારખાનાઓ | ભારતના હાથમા | વિદેશીઓના હાથમા |
|---|---|---|
| ચાના ખેતર અને કારખાનાઓ | ૩૬ | ૨૪૦ |
| શણના કારખાના | ૦ | ૫૮ |
| શણ દબાવવાના કારખાના | ૫૨ | ૫૭ |
| કલાની વર્કશોપ | ૭ | ૩૦ |
| કોયલાની ખાણો | ૪૯ | ૬૦ |

### પાટીદાર ખેડુતની સ્થિતિ

ઉમર વર્ષ ૩૫ ખેતી કરે છે લાગો હમેશાં કરજ કરી અદા કરે છે અને અફીણના આગ ઉપર રૂપીયા મળતા તેથી તે કરજ અદા કરે છે પાચ વર્ષ પહેલાં તેણે એક વાત બનાવી હતી સારી પેઠે તદુરસ્ત છે અને પહેલા નબરનો ખેડુત ગણાય છે બળદને દાણા કાંઇ નથી આપતો? કહી કહી પૂછતાં જવાબ દીધો કે માણસને અનાજ જ્યા મળે નહિ ત્યા બળદને ક્યાથી?

### કલવાર ખેડુતની સ્થિતિ

કોઇ ગરમ કપડુ નથી કહે છે કે દીવસના ઘણું કરી ભુખ્યો રહુ છુ અને રાત્રીના પેટ ભરી જમું છુ

### એક વાસી ખેડુતની સ્થિતિ.

ચોકીદાર કે સાથી નથી કોઇ ગરમ કપડુ પાસે નથી. કહે છે કે ૧૦ મણ ગલ્લાનો ખરચ મારે છે અર્થાત આવક કરતા ખરચ તેને ત્યા વધુ છે

### ચમારની સ્થિતિ

ચમારનું કામ અને ખેતી ઉમર વર્ષ ૫૦ છ પેઢી થયાં તેજ ગામમા ખેતી કરે છે આજ કાલ પેટ ભરી ખાવાનુએ નથી મળતું પાક લણવાની બે મહીના પહેલાથીજ ખાવાની તગી શરૂ થાય છે દુખી અને દરીદ્રી દેખાય છે

આ રીતે ૩૦ ખેડુતોની તપાસ કરતાં ૨૨ ખેડુત ૭૯૭ રૂપીઆના કરજદાર નીકળે છે આ ઉપર વ્યાજ રૂા ૨૦ (અર્થાત ૧૬ અસલ અને ૪ વ્યાજ સવાયા થયા) એમના કુટુબની આવક મેળવી પ્રમાણુ કાઢતા સાલના ૧૦ રૂપિયા પ્રતિ જણે આવે છે ૧૭ કુટુબોમા કઇક બચત થાય છે અને ૧૩ માં ખાવાની તગી પડે છે આવી સ્થિતિ આપણા દેશના ખેડુતોનું તથા જમીનના ખનિજ પદાર્થોના વેપારનુ અવલોકન કરતા માલુમ પડે છે. આ ઉપરથી આપણો ભારતદેશ વ્યાપારમા, હુન્નરમા, અને ખેતીમા (કૃષીકાર્યમા) કેટલો બધો પછાત પડેલો છે તે કેટલું બધુ શોચનિય છે

---

## मरडो, अतिसार, अने कोलेरानो अनुभवी उपाय.

(લેખક—વૈદ્ય જેષ્ટારામ પ્રાગજી ત્રવાડી)

૧ વરીવાળી રૂ ૧ાા ભાર, પાણી શેર એક મુકી ઉકાળવી પાણી શેર ૦ા રહે ત્યારે ચણાની દાળ પ્રમાણુ વડાગરૂ મીઠુ નાંખી પાવુ તેથી મરડો મટે

૨ મોચરસ, સરગવાનો ગુંદર સરખે વજને દહીં સાથે પાવો

૩ પોશના ડોડાનું સત્વ એક ગ્રેન તથા મોરથુથુ એક ગ્રેન મધમા ગોળી વાળીને આપવી

૪ પોશના ડોડાનુ સત્વ ગ્રેન ૩૦, કર્પૂર ગ્રેન ૯ તે સર્વની ગોળી નગ ત્રણ કરવી દિવસમા ત્રણ વખત આપવી

૫ પોશના ડોડાનુ સત્વ ગ્રેન ૧, શુદ્ધ ઝેરકોચલુ ૨ ગ્રેન, સુંઠ ગ્રેન ૩ તે સર્વ માત્રા દર બબ્બે કલાકે આપવાથી મરડો તથા અતિસાર મટે છે

૬ લવીંગ ટા ૨, એલચી ટા ૨, જાયફળ ટાં ૨, કંકોળ ટાં ૨, અફીણ ટા ૨ ગરમ જળમા દેવુ માત્રા બે ગ્રેન તેથી મરડો અતિસાર કોલેરા ઉલટી ૪. રોગ મટે

# माचीस (दीवासळी) वनाववानी हालनी रीत.

## Modorn Match Manufacturo

એક કાડી (દીવાસળી)નુ બાકસ કેમ બનાવવામાં આવે છે તેની થોડી માહીતી હું જણાવુ છુ

આ ચીજ સર્વેને કેટલી ઉપયોગી છે તે માટે થોડા જણાઓએજ વીચાર કર્યો હશે. આપણને કાડી વગર ચાલતું નથી તો જે ચીજનો આપણે આટલો બધો ઉપયોગ કરીએ છીએ તે કેમ બને છે તે પણ આપણે જાણવું જોઇએ

સાધારણ "એસપન" અથવા "પાઇન" નામના લાકડાની મેચીસની ડબીઓ અને કાડીઓ બનાવવામાં આવે છે

લાકડાના છાલ સાથેના ઢીમડાને સુથારના ચાકના મશીન પર ચડાવવામા આવે છે તે મશીનને એક બાજુ સ્ટીલનું ધારવાળુ પાનુ લગાડેલું હોય છે જેટલા ઇંચ પાનું લાંબુ હોય છે, તેટલા ઇંચ લાકડું લાંબુ હોય છે ત્યારબાદ તે લાકડું ફરવા મંડે છે, અને પાનાની ધારને લાકડાને લગાડી રાખવામાં આવે છે અને આગળ વધતી જાય છે, તેથી તે ઢીમડામાંથી (કાડીના બાકસ જેવુ) આવી જાતનું પાતરૂં પાટીયુ બને છે જેમ કાપડના તાકામાથી કાપડ ખેચીએ એવી રીતે બને છે

ત્યારબાદ તે પાટીયું બીજા મશીન પર આવે છે તેની અંદરથી પટીઓ કાપીને બનાવવામાં આવે છે, તેને રંગીને દાબડી બનાવવાના સાચામાં મુકવામા આવે છે. જ્યાં તેના પંચ વડે ટુકડા પડે છે, અને તે દાબડીના ઘાટમાં ફેરવાઇ જાય છે, અને ત્રીજા મશીન પર તેના ઉપર કાગળ પોતાની મેળે સચાની મદદથી ચોટે છે ત્યારબાદ કેટલાક વીલીનો પર ચાલની જાળી મારફતે તેઓ સુકવવાના ઓરડામાં આવે છે અને ત્યાર પછી તે કવરો ઉપર કાડી સળગાવવાનો મસાલો લગાડવામાં આવે છે તે મસાલાની અંદર (right parts of amorphous phosphorus to nine parts of sulphide of antimony.)

"આઠ ભાગ એમોરફસ ફોસ્ફરસ તથા નવ ભાગ સલફાઇડ ઓફ એનટીમોની નાખવામાં આવે છે

આવા એક મશીનમાં એક સેકન્ડમા ૧૬ નગ એટલે એક મીનીટમા ૯૬૦ બાકસો તૈયાર થાય છે

આવીજ રીતે દાબડીનું ઢાકણુ અને દાબડી બને છે

હવે આપણે કાડીઓ કેમ બને છે તે ઉપર આવીએ કાડીઓની સળીઓ પણ હું જણાવી ગયો તેવા પણ જરા જાડા પાટીઆમાંથી એકજ સાંચામાં કપાય છે, ત્યારબાદ તે સળગી ન ઉઠે માટે એમોન્યમ ફોસ્ફેટમા બોળી કાઢવામા આવે છે, અને એક ગોળ ફરના વાસણમાં તેને સુકવવા નાખે છે

ત્યારબાદ દરેક કાડીને સખ્યાબંધ "કરીયર પ્લેટો" ઉપર ફરતા લગભગ ૨૩૦ વાર લાંબા વગર સાંધાના પટાની અંદર (મશીન વડે) ખોસવામા આવે છે એ પટા મારફતે તેઓ ગરમ પ્લેટ પર થઇ ગીલુના ગરમ સોલ્યુશનમાથી પસાર થાય છે જ્યાથી ડીપીંગ ટેબલ પર થઇ ડીપીંગ કમ્પોઝીશનમાં બોળાય છે આ ડીપીંગ કમ્પોઝીશન નીચેની ચીજોનુ બનાવવામા આવે છે

| | | |
|---|---|---|
| Chlorate of potash | 32 | parts |
| Bichromate of potash | 12 | „ |

Red lead 32 „
Sulphide of Antimony 24 „

ફોસફરસ બે જાતના છે 'પીળુ અને લાલ, પીળુ ફોસ્ફરસ હવાના કોનટેકમા આવે છે કે તુરત સળગી ઉઠે છે, અને લાલ જ્યારે ઉપર જણાવેલી દવાઓના કોનટેકમા આવે છે ત્યારેજ સળગે છે ગમેકની કાડીઓ પીળા ફોરફરસની બનાવવામાં આવે છે. તે કાડી ઘસવાથી તેના ઉપરનુ વારનીશ ઘસાઇ જતા ફોસ્ફરસ હવાના કોનટેકમા આવ્યાથી તુરત સળગે છે

ત્યારબાદ તેઓને એક કલાક સુકવવામા આવે છે બાદ તેને પટ્ટા મારફતે ડબીઓમા ભરવાના મશી। આગળ તેઓ આવે છે જે મશીનની મદદથી તેઓ ડબ્બીમા ગોકસ સખ્યામા ભરાય છે તેની ઉપરનુ ઢાકણુ ત્યાજ પોતાની મેળે લાગે છે આવી રીતે તૈયાર થએલી ડબીઓ પેકેટ બનાવવાના મશીન પર જાય છે. જ્યા તેના ડજનના પેકેટ બની તૈયાર થાય છે

આવા એક મશીનપર આઠ છોકરીઓ દેખરેખ રાખે છે અને એક દીવસના ૧૦૦૦ એક હજાર ગ્રોસ બાકસો તૈયાર થઇ નીકળે છે

દરેક કાડીના બાકસમા અસલ આશરે ૫૦ થી ૬૦ કાડીઓ આવતી હતી હાલ થોડી આવે છે

કાડીઓ બનાવવાનુ મોટામા મોટુ કારખાનુ અમેરીકામા છે અને તેનુ નામ Diamond Match Company of America છે જે ૧૮૮૧ ના સ્થાપવામા આવી છે

બીજા કારખાના સ્વીડનમા (Sweeden) જોન કોપીંગ (Jonkoping) ગામમાં ઘણા આવેલા છે આપણા દેશમા આશરે ૧૩ થી ૧૪ માચીશ બનાવવાના કારખાના ૧૯૧૩ ની સાલમા હતા હાલ કેટલા છે તે ચોકસ ખબર નથી.

Ahmedabad - The Gujarat Islam Match Mfg Co
Calcutta - Indian Match Mfg Co
„ - The Oriental „ „ „
Howrah - Bengal Safety „ „ „
Berar - Biral „ „ „
Hafiazabad of Punjab } Ranbir Match factory
Kota - Amrit Match factory
Amritsar - Bilaspur „
Poona - Deccan Glass Match factory
Caluctta Bande Matram Match factory
Yeola Dt Nasik — Yeola Swadeshi Match Mfg Co
Dharwar — Karnatic Match Mfg Co
Ahmedabad — Mehta Brother Match Mfg Co

Mr Robert Boyle નામના ગ્રહસ્થે ફોસફરસ શોધી કાઢયુ છે અને Mr Godfrey Hankwity ગોડફે હેન્ક કવીઝ નામના ગ્રહસ્થે સને ૧૬૮૦ ની સાલમા કાડી શોધી કાઢી છે

બ્રીટીશ એમપાયર અને ફોરેન કનટ્રીઝમાથી જુદા જુદા વરસોમાં હીન્દુસ્તાનમા નીચે મુજબની કીમતમા માચીસના બાકસો આયાત કરવામા આવ્યા હતા

| | | | | | |
|---|---|---|---|---|---|
| સને | ૧૯૦૭—૮ | પાઉંડ | ૪૯૧૭૮૯ | રૂ | ૭૩૭૬૮૩૫ |
| | ૧૯૦૮—૯ | „ | ૪૯૬૯૭૧ | રૂ. | ૭૪૫૮૦૫૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| " | ૧૯૦૯–૧૦ | " | ૫૮૩૬૮૮ | રૂ | ૮૧૫૬૨૬૦ |
| " | ૧૯૧૦–૧૧ | " | ૫૫૯૪૧૧ | રૂ | ૮૩૫૧૧૬૫ |
| " | ૧૯૧૧–૧૨ | " | ૫૮૩૮૦૪ | રૂ | ૮૭૫૮૨૬૦ |

આ પરથી આપણે જોઇ શક્યુ કે દર વરસે રૂ ૮૭૫૮૨૬૦) ના અને તેથી વધારે કીમતના કાડીના બાકસો આપણા દેશમા વપરાય છે

એક વીદ્વાને એવુ જાહેર કર્યું છે જે સુધરેલા મુલકોમા દર માણસ દીઠ દરરોજની ૮ આઠ કાડીનો વપરાશ થાય છે

એક માણસના શરીરમા એટલુ બધુ ફોસફરસ છે કે તેથી ૮૦૬૪ કાડીની પેટી બનાવી શકાય.

અસલ કાડીના બાકસમા ૮૦ થી ૬૦ કાડીઓ આવતી હતી અને હવે આશરે ૪૦ કાડી આવે છે તો આશરે ૨૫ થી ૫૦ ટકા ઘટી ગઇ વાઘ છાપના બાકસોમા વધારે કાડી હોવાથી તથા તેની બનાવટ સારી હોવાથી તે મોઘી મળે છે

હાલના જમાનામા આટલી બધી મોઘવારી છતાં કાડીના બાકસોનો ભાવ કેમ બહુ વધી જતો નથી તેનુ કારણ ઉપર જણાવ્યુ તેમ બાકસમા કાડીઓ ઓછી ભરવાથી કારખાનાવાળાઓને તે તેટલી સસતી પડી અને તેથી તેઓ બાકસની કીમત ન વધારતા તેની અદરની કાડીની સખ્યા ઘટાડી અને પોતાનુ ત્રાજવુ બરાબર રાખ્યુ

હાલ જાપાનમાથી ઘણી કાડી આવે છે

આપણે ઇચ્છીશુ કે આપણો દેશ પોતાના વપરાશની કાડી પોતાને ત્યા બનાવવા શક્તિવાન થાય.

લી. ત્રીભોવનદાસ પ્રાગજી

## સર્પ ડંશનો ઉપાય.

કેડીઆ કતારા, મેધી, અને કોઇ કોઈ વાડ ઉપર એક જાતની વનસ્પતિ થાય છે જેને એક જાતના પાદડા આવે છે અને ત્યારબાદ થોડી મુદ્દતે તેની ઉપર ફટકડી આવે છે જે ફટકડી પકવ થઇ સુકાય છે, અને ત્યારપછી તેને તોડી શુક વતી બીજાની સુર્ય સામે ધરી તાપ લગાડવા દઇએ તો તે તરત ફુટી જાય છે, અને અદરથી બીઆ ઉડી જાય છે આવી રીતે ફુટતી હોવાથી તેને ફટાકડી કહી છે આ તે વનસ્પતિ ઓળખવાની નીશાની છે

કોઇને સાપ કરડે તો આ વનસ્પતિના પાદડાં લાવી તેમાથી સાત પાદડાં વાટી અદર ગોળ મેળવી તેની સાત ગોળી વાળવી અને દરેક ગોળી જેને સાપ કરડયો હોય તેને એક બે મિનિટને આતરે ખવડાવવી અને નાના બાળકને સાડાત્રણ પાદડાની ઉપર મુજબ ક્રિયા કરી ખવડાવવી જેથી સર્પદશ નાબુદ થાય છે આ ઉપાય ઘણાખરા ઉપર અજમાવેલ છે જેમાં ફતેહમદ થયા છે

## વૈદ્યક ટુચકા-સગ્રહ.

ધાતુ પૌષ્ટિક—કડીયા, એખરો, અધેડાના બી, જવ, અડદ સર્વે સરખે ભાગે ખાડી તે બધાની બરાબર સાકર મેળવવી તે ગાયના દુધની સાથે ફાકવાથી પર્મ કામોત્તેજક અને વીર્યવર્ધક છે

ધાવણ વધારવુ—સાબુ ચોખાનો ભૂકો દુધ સાથે આપવો અથવા વિદારીકદનો ભૂકો દુધ સાથે અર્ધો તોલો સવાર સાંજ આપવાથી ધાવણ વધે છે

રક્તપ્રદર—બળદાણાનુ મૂળ ચોખાના ધોવરામણમા વાટી પીવાથી મટે છે

શીતળા નીકળે નહિ તેનો ઉપાય—આમલીના પાન ૧ તોલામા ૦ા તોલો હળદર નાખી પાણીમા વાટી પાવાથી શીતળા નીકળશે નહિ

અધુરે મહિને કસુવાવડ ન થાય તેનો ઉપાય—રીસામણીનુ મૂળ, ગોમટાનુ મૂળ, ખાવડીના ફુલ, હાથુ કમળ સરખે ભાગે ખાંડવા સવારમા તેમાથી રા તોલા ભુકો મધસાથે ચાટી ઉપર ગાયનુ દુધ પીવુ અને ટાઢે પાણીએ ન્હાવુ જેથી અધુરે મહિને ગર્ભ પડે નહિ

# चंपक वृक्षना ओषधी गुणो.

[ લખનાર—આર્યવૈદ મયારામ સુંદરજી. ]

સંસ્કૃતનામ— ચમ્પક, સુકુમાર, સુરભિ, શીતલ, ચામ્પેય, હેમપુષ્પ, કાંચન, ષટ્પદાતિથિ, હેમાહ્વ, સુભગ, શીતળચ્છદ, કુસુમાધિપ, વરલબ્ધ, ઉગ્રગંધ, કટુ, નાગપુષ્પ, ભૃંગમાહિ,- દીપપુષ્પ, વનદીપ, આનાહ અને સ્થિર પુષ્પ છે

હિંદીમાં—ચમ્પક, આકીન દે૦ બંગાળીમાં-ચાંફા મરાઠીમા-ચાંફા શું ચંપો કર્ણાટકીમા- પસગે તૈલંગીમા-ચંપગી પુવુલું૦ તામીલમા-ચંવકંતુ૦ ચંપેડો લેટીનમા મિચેલીયા ચંપેકા

વર્ણન—ચંપાની ઘણી જાતો છે જેમ કે મોતચંપો, રાયચંપો, સોનચંપો વિગેરે તે દરેકના ગુણને દેખાવે કાંઇ કદ ફેર પણ પત્રાદિકથી મળતા આવે છે તેમા શ્વેત ચંપાનું ઝાડ બીજા ચં- પાથી મોટું થાય છે પાન લાંબા ખાટી બદામના પાનને મળતાં અને તે તોડવાથી તેમાથી દુધ (ચીર) નિકળે છે, ફૂલ ધોળા અને થોડાક ભાગમા પિળા હોય છે બિલો ચંપો મધ્યમ કદનો, પાનડા રામફળના ઝાડના જેવા અને ફૂલ નિલા રંગના થાય છે તેને નાગકેસર કહે છે

ગુણ— તેના ગુણ આર્યવૈદ્યકમા નીચે મુજબ છે

श्वेतचंपकः प्रोक्तः सरः स्तिक्तः कटुः स्मृतः ।
तुवरोष्णः कुष्टकंडु व्रणशूल कफापहः ॥
वातं चोदररोगश्च आध्मानं चैवनाशयेत् ।
नागनामा चम्पक स्तुवर्ण्ये चोष्णकटुः स्मृतः ॥
व्रण रोपण कारीच चक्षुष्यः कफवातहा ॥
वस्त्वंतरस्य सयोगादग्नि स्तंभ करोमतः ॥
भूमिजश्चंपकं चोष्णः कटुः शोफरुजापहः ।
गल गंड व्रणश्चैव नाशयेदिति कीर्तितम् ॥ नि० र० ॥

અર્થ—સફેદ ચંપો (સારક કાઇક, દસ્ત લાવનાર) કડવો, ચરપરો, તુરો, ઉષ્ણવીર્ય છે અને તેના શેવનથી તથા લગાવવાથી કુષ્ટ, કંડુ, વ્રણ, શૂલ, કફ, વાયુ, ઉદરરોગ અને આધ્માન (આફરો) રોગને મટાડે છે નાગચંપો વાન ઉજ્વળ કરનાર, ગરમ, ચરપરો, વ્રણરોપક, નેત્રને હિતકારી, તથા કફ અને વાયુ નાશ કરનાર છે અને વસ્તુના સંયોગવડે અગ્નિસ્તંભક છે ભોંચંપો ગરમ, ચરપરો, તથા શોજા, ગળગંડ (કંઠમાળ) અને વ્રણ રૂજાવનાર છે

પ્રયોગ—ચંપકવટી—ચંપાની છાલ પ્રથમ છાંયે સુકવી પછી છેવટ તડકો ખવરાવી તેને ખાંડી ચુંર્ણ કરી ઝીણી વાળાની ચારણીથી કે કપડાથી ચાળીને તૈયાર કરવુ અને નિઆગળો ડાળા પેઠે વાંતરી સુકવી ખાંડીને તેનુ પણ ચાળીને ચુર્ણ કરવુ પછી બેઉ ચુરણો સમાન ભાગે લઇ ઉદરકર્નના ઉકાળાના પાણીમા લઢી તેની લુગ્દી બનાવી તેની વાલ વાલની ગોળીઓ કરવી, ને છાંયે કે મંદ તડકે સુકવી ૧ ડમાકે શીશામા ભરી રાખવી તેમાંથી દરદના જોર પ્રમાણે બબ્બે પહોરે કે સવાર સાંજ ૧ થી ૨ ગોળી દુધ કે પાણીવડે સેવન કરાવવી તેથી ઉપર દર્શાવેલા બધા દરદ જલદી ને જડમુળથી મટે છે તથા શક્તિ આવે છે આ ગોળીના સેવનથી ૧ સપ્તાહમા નવિન અને જીર્ણ તાવ, તથા નબળાઇ અને નામર્દાઇ દૂર થાય છે હિસ્ટીરીયા રોગ તથા વાઇને મટાડે છે મનના ઉદ્વેગ, ઉન્માદને કમ કરે છે ને મટાડે છે તથા મનને આનંદમગ્ન કરે છે કંઠમાળ, ને વ્રણાદિકમાં તેની છાલ જળમા કે દુધમા વાટીને ચોપડાય છે કોઇ તે સાથે તલ વાટી પછી તેનેચોપડે છે

ચંપાને માટે લોકોક્તિ એવી છે કે—

ચંપા તુજમાં તિન ગુન, રૂપ રંગ અરૂબાસ,
એક અવગુન તુજમા વસે, ભ્રમર ન આવે પાસ ૧

ચંપકવટી—(ચપાની ઉપર કહી ગોળીઓ) મૂત્ર માર્ગના રોગને પણ મટાડે છે ક્ષય રા, રક્તદોષ, કુષ્ટરોગ, કફ, મધુપ્રમેહ, પ્રમેહ, પ્રદરની ગરમીને તથા વાયુને પણ દૂર કરે છે શીરોરોગ, નેત્રરોગ અને નાડી રોગ આદિ ઉપર પણ ઉત્તમ છે કમળા મતના, યકૃત પિત્ત, દમનો, પાંડુ અરુચી, મંદાગ્નિ, ચુક, ગળ, ટ્રગી, અને બરલના તથા શોળના દરદ પણ મટાડે છે માખ્ર સાથે એક એક ફુલ બબે પોરે ૨–૪ દિવસ ખાવાથી વિષમજ્વર મટે છે

---

# रोगोना संबंधमां दरदीनी जवाबदारी केटले अंशे छे ?

(લખનાર—લક્ષ્મણદાસ પુરૂષોત્તમ ઠક્કુર)

(અનુસધાન પૃષ્ટ ૧૧૨ થી)

કેટલાપણ નિશ્ચય, નીતિ કે નિયમ પાળવાના બળ વગરના પણ એથી થઇ પડે છે, માટે તેવા માણસોનો મનુષ્ય જન્મ એળે જાય છે, અને કુદરત તેમજ શરીર વિરૂદ્ધ ગમે તે ટાઇમે ગમે તે અવિકારીપણે ખાઇ લેવાના ભયંકર પાપથી તેઓ આ જન્મમાં અનારોગ્ય, અને ખરાબ મિજાજથી રિબાય છે, અને આવતા જન્મમા કનાય પિચકારો અગ્ગયા તેમને જેવી પડે છે ખોરાકનો ખોટો ઉપયોગ કુદરત વિરૂદ્ધ ચાલુ ને ચાલુ કર્યાથી ખાવાનો અકુદરતી જુસ્સો પેદા થાય છે, તે નઠારો જુસ્સો બીજા જન્મમા પણ સાથે જાય છે ભૂખડી બારસ પેઠે ખોરાકને ચામચુ પેઠે વળગી રહેનાર રિબાઇ રિબાઇને કમોતે મરે, એ કુદરતી છે, નિત્ય સવારમા દસ્ત સાફ ઉતરે, ત્યા સુધી ખોરાક પચ્યો અને માફક આવ્યો ગણાય આંતરડામા દુર્ગંધીવાળો વાયુ થાય, સાફ દસ્ત ન ઉતરે, સવારમા દસ્ત થયા છતા શરીર ભારે ભારે રહે, એ બધાં ખોરાક બરાબર નહિ પચવાનાં ચિન્હો છે એવી વેળાએ સત્વર ચેતીને ખોરાક ચાવીચાવીને ખાવા ઉપર પ્રથમ ધ્યાન આપવુ નાને કોળીએ પાણી જેવો કોળીઓ કર્યા પછી જઠરમા ઉતારાય, તો હોજરીનું કામ ઘણું હલકુ થાય, અને ઓછા ખોરાકે વધુ લોહી શરીરમા બનાય

ગમે તેટલુ આખુપાખુ લપતપાટ ખાઇ લેવાથી પૂરું પોષણ મળતુ નથી નહિ ચાવેલુ આખુપાખુ અનાજ લોહીના રૂપમા ફેરવાઇ શકે નહિ, અને જઠર તથા આંતરડાને બગાડવાનુ કારણ ઉત્પન્ન થાય બહુ ખાનાર આત્મઘાતિક પુરૂષો ભયંકર પાપ વહોરે છે ગમે તેટલો ખોરાક અને ગમે તે ખાઇ શરીર બગાડવાની અનીતિ કરવાની સત્તા કોઇને કુદરતે આપી નથી, તેને માટે આ જન્મ અને બીજા જન્મમા સખ્ત સજા છે

મિ મિકનેર કહે છે કે ભયંકર રોગમાથી કોઇ ઉપાયથી હું સારો ન થઇ શક્યો ગમા કુટુંબે મારી આશા છોડી ત્યારપછી બધા ઉપાય પડતા મુકી મે મારો ખોરાક અર્ધો ઓછો કરી નાખ્યો, અને તે સારી રીતે ચાવીને પાણી જેવા કોળીઆ કરીને મેં ઉતારવા લાગ્યો નવાઇ એ છે કે એજ પરેજીએ દહાડે મને ફાયદો જણાયો, અને પરિણામે મારો રોગ મટી ગયો, એટલુજ નહિ, પણ મને બહુ સારી તન્દુરસ્તી પ્રાપ્ત થઇ

ડાક્ટર એલેકઝાંડર હેગે ઘણા અસાધ્ય દરદો એ રીતથી અથવા થોડું ખાઇને કરેલા એકટાણાથી મટેલા છે ફ્રેનોમાકના ડોમક મિ એડમને શોધી કાઢ્યુ છે કે, ઘણા માણસો ખાવુ જોઇએ તે કરતા દોઢ બે ઘણુ ખાય છે, એજ બધા દરદોનુ કારણ છે દારૂનો મરો અને ભયંકર ભગંદર જેવા દરદો પણ નિત્યપણે કરેલા એકટાણામાથી મટી ગયા છે

હવે સવાલ એ છે કે તમારે તન્દુરસ્તી જોઇએ છીએ ? જો જોઇતી હોય, તો આજથી નિશ્ચય કરો કે ભૂખ વગર ખાવુ નહિ, અને કમને બે વેળાજ ચાવી ચાવીને પાણી જેવો કોળીઓ કરીને જમવુ, અને તે બહુ નિત્યપણેજ જમવુ સમારનુ ખરું સુખ માણવુ હોય, તો ઉપરની સૂચના ધ્યાનમા લો

---

પુસ્તક ૬ ઠું. અંક ૫ મો.

# ભાગ્યોદય

જુલાઈ સને ૧૯૧૯.

## परमात्म विभूति प्रति आरंभक जयध्वनि.

જય જય પરમાત્મ વિભૂતિ ! સાધક સૌ આરાધતા,
અગમ્ય પટમાહિ વિરાજી, જગજીવનુ હિત સાધતા
ત્યજી બધો, આજ રમતા તત્ત્વમા
`સૂર્ય' સમા ગગને વિલસી, તિમિર હૃદયનુ બાધતા,
આપ રશ્મીરૂપ સૂત્રનો, ગ્રહી સબલ આધાર,
કરીએ આજ નૃહરિ વિષે, મનમતિ એકાકાર,
આમ પ્રભુરૂપ સ્પર્શી પામીએ પ્રભુત્વને;—
મર્યાદિત છે શક્તિઓ, આ અંતરની માંહ્ય,
અમર્યાદ તેને થવા, ગ્રહીએ આપની સહાય,
ટાળીને જીવત્વ આજ, પામીએ વિભુત્વને શ્રી. ઉ.

---

## स्वरुपानुभव करनार साधकना उद्गार.

( પ્રભુએ હાથ ગ્રહ્યો, હું સનાથ થયો,—એ લય. )

પ્રભુએ કરુણા કરી, મતિ સ્વરૂપે ઠરી, શુદ્ધ પદમા શમી રહ્યો આજ
સુખ શું શકુ ઉચ્ચરી, કહી શુ શકે વૈખરી, અનુભવમા રમી રહ્યો આજ
ઉરમા હવે ન ઉઠતા, વિધ વિધ વિપરીત ભાવ,
સ્થૂલ સૂક્ષ્મ કરણો હવે, રમે ન ખોટા દાવ.
અંતર્મુખતા સજી, બહિર્મુખતા ત્યજી, લક્ષ્યે મન સંયમી રહ્યો આજ.
જે અનુભવ લહેતા શમે, વાણીના વ્યાપાર,
અવર ઇન્દ્રિયો પણ નહિ, દાખવી શકે વિકાર,
એવી સ્થિતિમા રહી, સઉથી પાર વહિ, ચિતિતત્ત્વે વિરમી રહ્યો આજ.
ભાવાભાવ ન જ્યા રહ્યા, જ્યાં ન ગ્રહણ નવ ત્યાગ,
હુ તું તે પણ જ્યા નહિ, જ્યા નવ દ્વેષ ન રાગ,
તત્ત્વ મધુ જ્યાં રહ્યું, જાય પિયુષ વહ્યું, આ મન ભ્રમર ત્યા ભ્રમી રહ્યો આજ.
સ્વરૂપ ચમત્કૃતિ રૂપ લહું, જગના સર્વ પ્રસંગ,
ઉપજે અંતર અણછતા, સ્વરુપાનંદ તરંગ;
(એ) કરૂણા પ્રભુની લહી, પ્રભુને ચરણે રહી, નરહરિને નમી રહ્યો આજ.

શ્રી. ઉ.

# वर्तमान स्थितिमां फेरफार करवानो उपाय.

કોઇ પણ વસ્તુ મેળવવાની ઇચ્છા થવી તે તેને પ્રાપ્ત કરવા તુલ્ય છે આકાંક્ષા રાખવી તે તેને મેળવવા તુલ્ય છે મનુષ્યની પાશવિક ઇચ્છાઓ પૂર્ણ થાય અને પવિત્ર આકાંક્ષાઓ પૂર્ણ ન થાય એવો વિચાર કરનાર માણસ સત્ય સિદ્ધાંતને સમજી શકતો નથી. મનુષ્ય જેવી ઇચ્છા કરે છે, જે મેળવવાની તેની ઇચ્છા થાય છે તે ઇચ્છા જો નિરવચ્છિન્ન હોય છે તો તેને તે વસ્તુ મળે જ છે

આજે જગતમાં જેને જેને જે જે વસ્તુઓ મળેલી હોય છે તેને તેમની ઇચ્છાનુસારજ મળેલી હોય છે. કદાચ કોઇને કોઈ વસ્તુ ન મળેલી હોય તો તેને મેળવવાની તેણે ઇચ્છાજ કરેલી ન હોય તેથી તે તેને મળી નથી જગતમાં ઘણા મનુષ્યોને સુખી અને આનંદી જણાય છે જ્યારે ઘણાને જન્મારા સુધી દુઃખના રોદણાં રડતા જોઇએ છીએ આમાં તેઓ પોતાની પ્રાપ્ત સ્થિતિને માટે પોતે જ જવાબદાર છે તેમને તે તે સ્થિતિ તેમની ઇચ્છાનુસાર જ મળેલી હોય છે,

કોઈ પણ વસ્તુ મેળવવાની ઇચ્છા તથા તે વસ્તુ સંબંધી મનમાં કલ્પના થાય છે, અને તે કલ્પનાનુસાર તે વસ્તુ બાહ્યરૂપમાં પ્રકટ થાય ત્યાં સુધી જો માણસ તે કલ્પનાને વળગી રહે તો જરૂર તેને તે વસ્તુ મળે જ છે તમારી બાહ્ય અવસ્થા તમારા અનુકૂળ ન હોય તો તેથી ગભરાવાની જરૂર નથી તેનો ત્યાગ કરી અનુકૂળ સ્થિતિ પ્રાપ્ત કરવાને માટે તમારે એક મહાન ઉદ્દેશને નક્કી કરી તેને પ્રાપ્ત કરવાને માટે તમારે સતત પ્રયત્ન કરવો જોઇએ.

કોઇ પણ વસ્તુ પ્રાપ્ત કરવા માટે પ્રથમ તેના ઉદ્દેશ અને કલ્પનાને મનમાં સ્થિર કરવાં જોઇએ જે મનુષ્યો ઉચ્ચ આદર્શને અને સુંદર સ્વપ્નને મનમાં સ્થિર રાખે છે, તેઓ એક દિવસે જરૂર તે આદર્શને પ્રાપ્ત કરે છેજ બુદ્ધ ભગવાને નિષ્કલંક સૌંદર્ય, પૂર્ણ શાંતિ, અથાગ દયા અને અકથનીય પ્રેમનું જે સ્વપ્ન જોયુ હતુ તે જ પ્રમાણે તેમને પ્રાપ્ત પણ થયુ શંકરે પૂર્ણજ્ઞાન, પૂર્ણ યોગ, અને પૂર્ણાનંદનુ સ્વપ્ન જોયું હતુ. તેમને પણ તે પ્રાપ્ત થયુ.

જો તમારે ઉન્નતિ કરવી હોય તો તમારા સ્વપ્ન યા કલ્પનાને પુષ્ટ કરો, તમારી મહાન આકાંક્ષાઓનુ પોષણ કરો, તમારા હૃદયની મધુર ઇચ્છાઓની તરફ ધ્યાન આપો, તમારા મનના સૌંદર્યને જોતા રહો, તમારા શુદ્ધ વિચારોમાં પ્રેમના અંકુરોને સીંચતા રહો, જેથી તમને આનંદદાયક બાહ્યાવસ્થાઓ પ્રાપ્ત થશે અને તમે સ્વર્ગીય સંસ્કારોથી પવિત્ર થઇને નિર્મળ થશો તમે તમારા હૃદયના જગતની સાથે સત્ય વ્યવહાર કરશો તો પછી તમને બાહ્ય જગત્ પણ સત્ય પ્રતીત થશે.

કલ્પના કરો, શ્રેષ્ઠ કલ્પના કરો. જેવી કલ્પના કરશો તેવા બનશો. મનુષ્યોને માટે મોટામાં મોટાં અને કઠીન કાર્યો પણ એક દિવસ અશક્યતુલ્ય અને કલ્પનામય હતાં, તેને સિદ્ધ કરતા પહેલાં ઘણા લોકોને શંકા થતી કે તે સિદ્ધ થશે કે કેમ તે જ કાર્યો આજે સિદ્ધ થયેલાં જણાય છે આપણા શાસ્ત્રોમાં ઘણી જગ્યાએ દેવોના આશ્ચર્યકારક ચમત્કારો, વિમાનોમાં બેસી ફરવુ, પાતાળમાં જવુ, સમુદ્રમાં ફરવુ વિગેરે વાતો આપણે જ્યારે વાંચતા ત્યારે તેને ઘણા અતિશયોક્તિ માનતા અને કહેતા કે એ તો મહત્ત્વ વધારવાની વાતો. એમ તે કહી હશે. પણ તેની તે જ વાતો, તે જ વિમાનો, સમુદ્ર ઉલ્લંઘન, સમુદ્રના તળીયે ફરવુ, તાર અને ટેલીફોનથી એક ખબર બીજી જગ્યાએ તુરત પહોંચાડવી, વગર બળદે કે વગર ઘોડે રેલ્વે કે મોટરો ચલાવવી વિગેરે આજે જ્યારે આપણે નજરે જોઇએ અને સાંભળીએ છીએ ત્યારે પૂર્વની વાત સત્ય જ હતી એમ માનીએ છીએ જે વાત એક વખત માનવામાં આવતી નહોતી તે જ કાર્યને આપણે પ્રત્યક્ષ નજરે જોઇએ છીએ તેવી જ રીતે મનુષ્ય પોતે જે વસ્તુ મેળવવાની કામના કરે તેને તે મેળવી શકે છે એ પણ મનાય છે

વડનું મોટું ઝાડ તેના એક નાના રાઈના દાણા સરખા બીજની અંદરથી ઉગી નીકળે છે પક્ષી ઇંડાની અંદર રહે છે, તેની જ રીતે આત્મા રૂપી બીજકમાં વાવેલા કલ્પનામય બીજકોથી મહાન કાર્યો સિદ્ધ થઈ શકે છે કોઈ વસ્તુ મેળવવાની કલ્પના થવી, ઇચ્છા થવી કે સ્વપ્ન જોવું એ એક ઈશ્વરીય પ્રેરણા છે. કલ્પના યાને વિચાર જ આ જગતના બીજ રૂપ છે

૧. તમારી બાલ્યાવસ્થા કદાચ તમને દુઃખકર લાગતી હોય તો તેને તમો બદલી શકો તેમ છે તમારા વિચાર અને કલ્પનાને બદલો અને અવસ્થા પણ બદલાશે અને તમને અનુકૂળ સ્થિતિ પ્રાપ્ત થશે. તમારે માત્ર કોઈ પણ એક મહાન ઉદ્દેશને સન્મુખ ધારણ કરી રાખવાની જરૂર છે અને તેને સિદ્ધ કરવાને તમારા તમામ બળનો તેમાં ઉપયોગ કરવાનો છે તમારા મનમાં વિચારો ઉદ્ભવ્યાં કરે અને તમે બહારથી બિલકુલ નિશ્ચેષ્ટ અને અકર્મણ્ય બની રહો એમ કદાપિ બની શકતું નથી એક મનુષ્ય દીનતા અને દુઃખમાં ફસાતો કોઈ કારખાનામાં કઠિન મહેનત કરી રહ્યો હોય, ધુમાડીને લીધે અને કલાકોના કલાકો સતત મહેનત કરવાથી તેનું શરીર બગડી ગયું હોય, તો તે કોઈ પણ રીતે કોઈ પણ પ્રકારની વિદ્યા કે સભ્યતાને પ્રાપ્ત કરી શકતો નથી તે સર્વ મુશ્કેલીઓ હોવા છતાં પણ તે મનમાં સુંદર અને સુંદર સ્વપ્ન જોયા કરે છે. તેના વિચારોમાં જ્ઞાન, સભ્યતા, મધુરતા, અને સૌંદર્યના તરંગો ઉઠ્યા કરે છે તે પોતાની બુદ્ધિને સત્ય માર્ગે વાળવાને પ્રયત્ન કરે છે, તે પોતાના જીવનને આદર્શ બનાવવા ઇચ્છે છે, વધુ સ્વતંત્રતા અને વિસ્તીર્ણ જગતને માટે બેચેન રહે છે, તે બેચેની તેને કાર્યના વિશાળ માર્ગમાં દોરી લઈ જાય છે, ત્યાં તે પોતાની અવકાશનો સદુપયોગ કરે છે, ત્યાં તે પોતાની થોડી સરખી શક્તિનો પૂરેપૂરો ઉપયોગ કરે છે અને થોડા જ દિવસમાં તેના વિચાર અને વ્યવહાર એવા બદલાઈ જાય છે કે તે કારખાનામાં તે ટકી શકતો નથી તે પોતાની બાહ્ય અવસ્થાને, જેમ સાપ કાચળી ઉતારી દે છે તેમ છોડી દે છે અને પછી તે પોતાની વધતી શક્તિઓને યોગ્ય વિસ્તીર્ણ જગત અને અધિક અવસરોને પ્રાપ્ત કરીને તે નવી બાલ્યાવસ્થાઓને ધારણ કરી શકે છે.

તેજ મનુષ્યને આપણે કેટલાક વર્ષો પછી જોઈએ છીએ તો તેની માનસિક અને આધ્યાત્મિક શક્તિઓ ખીલેલી જણાય છે અને જેના વડે તે સંસારમાં અદ્ભુત પ્રભાવ પાડી શકે છે અને અદ્ભુત શક્તિનો પરિચય કરાવી શકે છે તે પોતાના હાથમાં મોટા મોટાં કાર્યોની લગામ રાખે છે, તે બોલવાને માટે ઉભો થાય છે અને જોતજોતામાં હજારો મનુષ્યોની જીવન બદલાઈ જાય છે અનેક નરનારીઓ તેના શબ્દો ઉપર મરી ફીટે છે અને સેંકડો મનુષ્યોના જીવન તેના હાથમાંની કાષ્ટની પુતળીઓની માફક બની રહે છે આવા મનુષ્યો પોતાના નાનપણનાં સ્વપ્નને સત્ય કરી બતાવે છે અને તે તથા તેનો આદર્શ એક રૂપ બની જાય છે

આ વાત સ્વપ્ન તુલ્ય ન સમજશો વિશ્વાસ રાખો કે આ અક્ષરશઃ સત્ય છે ઇતિહાસ તરફ નજર નાંખો કે મોટા મોટા મહાત્માઓ અને મહાપુરુષોએ એવા સ્વપ્નો જોયાં હતાં. તમે પણ તમારા વિચારાનુસાર સ્વપ્નને સત્ય બનાવી શકો છો પછી તે સ્વપ્ન અધમ હશે કે ગમે તો ઉત્તમ હશે. તમારા જીવનનો માર્ગ જે તરફ તમારૂં હૃદય વળશે તે તરફ ઢળશે. તમારા વિચારોનું સ્થૂળ મેળવવું એ તમારા જ હાથમાં છે જેને માટે તમે યોગ્ય છો તે તમને મળશે તમારી આ વખતની બાલ્યાવસ્થા ગમે તેવી હોય તોપણ તમે તમારા વિચાર, ઉદ્દેશ અને માનસિક સ્વપ્ન અનુસાર વધી શકશો, નીચે પડશો, ચડશો કે ઉતરશો તમે તમારા વિચારાનુસાર સંકીર્ણ થઈ શકશો અને તમારા સ્વપ્ન માફક વિસ્તીર્ણ થઈ શકશો.

તમારે તમારી બાહ્ય અવસ્થાને બદલવી હોય, સુખી થવું હોય, પ્રાપ્ત સ્થિતિને મેળવવી હોય તો તમારે તમારા હૃદયમાં હમેશાં તેવા જ વિચારો કરવા, તેવી જ કલ્પના ધારવી, અને તેથી થોડા જ દિવસમાં તમારા હૃદયના દરવાજા ખુલશે અને તેમાં તમારા ઉદ્દેશને સિદ્ધ કરવાનો માર્ગ જણાશે, અને તેને સિદ્ધ કરવાને માટે તમારા હૃદય મંદિરમાંથી પરમેશ્વરીય પ્રેરણાના ઉદ્ગારો નીકળશે. પછી તમે ગમે તેવી સ્થિતિમાં હશો તેની ચિંતા નહિ ગમે તો વેપાર કરતા હશો કે નોકરી કરતા

હશો કે મજુરી કરતા હશો, તોપણ જો તેમા પણ તમે તમારા શુદ્ધ વિચારો અને ઉદ્દેશને સ્થિર રાખી શકશો તો થોડા જ દિવસમાં તમારી તે સ્થિતિ પલટાઇ જશે અને તમારૂ ભાગ્ય ઉઘડશે

વિચારશૂન્ય, મૂર્ખ અને પ્રમાદી મનુષ્ય જે કેવળ પદાર્થોના બાહ્ય સચાલનને જુવે છે, પરતુ તેના વાસ્તવિક સ્વરૂપને જોઇ શકતા નથી. તેવા માણુસો દુર્ભાગ્ય, દીનતા, ખરાબ અવસર અને કઠિન બાહ્ય અવસ્થાને માટે રડયાં કરે છે એવા મનુષ્યો કોઇને ધનવાન થએલો જોઈ કહે છે કે, "વાહ ! આ કેવો ભાગ્યશાળી છે, કેમ ન હોય, ભાઇ તેની બાલ્ય અવસ્થા પણ તેવી જ હતી." કોઇ મનુષ્યને બુદ્ધિમાન જોઇ કહે છે કે, "પરમેશ્વરની તેના ઉપર કૃપા છે" કોઇને ધર્મપરાયણ અને લોકપ્રિય જોઇને કહે છે કે, "તેને કેવા કેવા સજોગો મળી આવ્યા છે." એવા મનુષ્યો, ઉન્નતિશીલ મનુષ્યોના પ્રયત્નો, નિષ્ફળતા, મુશ્કેલીઓ અને દુખો કે જેને તેમણે સહન કર્યાં છે તરફ નજર નાખતા નથી. તેણે કરેલા સ્વાર્થ ત્યાગની વાત તો તે જાણુતાજ નથી. તેમના ... ર પ્રયત્ન અને અટલ વિશ્વાસ કે જેને લીધે તે એટલે ઉચે ચઢી શક્યા હોય છે, અને પોતાના હૃદયના સ્વપ્નને સત્ય કરેલુ હોય છે તેનું તેવા માણુસોને જ્ઞાન હોતું નથી. તેવા માણુસો ઉન્નતિશીલ મનુષ્યોના જીવનના અપ્રત્યક્ષ ભાગને જોઇ શકતા નથી, તે તેમની હૃદય દેવના તરફ નજર નાખતા નથી. તે તો માત્ર તેમના પ્રત્યક્ષ એને આનદમય જીવનને જ જુવે છે અને કહે છે કે એ સર્વ તેમનું 'ભાગ્ય' છે. તેમના કઠિન પ્રયત્નને ન જોતાં કહે છે કે, "તેમના ઉપર તો પરમેશ્વરની કૃપા છે" તેમણે કરેલી ઉન્નતિના માર્ગને જોતા નથી પણ માત્ર તેના ફળને જુવે છે અને કહે છે કે—તેને તો "અકસ્માત મળી ગયું છે"

મનુષ્ય જીવનમા સમસ્ત વ્યવહારોમા પ્રયત્ન અને ફળને ગાઢ સબધ છે પ્રયત્નોની દઢતા તેને મળેના ફળથી જાણી શકાય છે 'અકસ્માતવાદી' પ્રયત્ન અને ફળને ઓળખી શકતા નથી કોઈ પણ કાર્ય પ્રયત્ન વગર સિદ્ધ થતું નથી, અને પ્રયત્ન કર્યા વગર તેનું ફળ મળતુ નથી જે માણસને જેવા ફળને મેળવવાની ઇચ્છા હોય તે અનુસાર પ્રયત્ન કરવાની તેને પ્રથમ જરૂર છે જે પ્રમાણે તમારી કલ્પના કે જે પ્રમાણે તમારા વિચાર અને ઉદ્દેશને નક્કિ કરશો તે અનુસાર ત મારાથી પ્રયત્ન થઈ શકશે, અને પ્રયત્ન કરતાં ફળ ન મળે તેવુ બની શકતું નથી

હાલ તમારી સ્થિતિ સારી ન હોય તો તેને બદલવી તે તમારા હાથમાં છે અને તેમાં પડી રહેવુ એ પણ તમારા હાથમાં છે તેને બદલવા માટે પ્રથમ પોતાને કેવી સ્થિતિ પ્રાપ્ત કરવી છે તે નક્કી કરવુ જોઇએ અને તે અનુસાર વિચાર કરી કલ્પનામા તે સ્થિતિને પ્રથમ ધારણ કરી રાખવી જોઇએ અને પછી તે મળે ત્યાં સુધી સતત પ્રયત્ન કરવો જોઇએ. એ કોઈ પણ કાર્યને સિદ્ધ કરવાની સરળ કુચી છે

---

## स्वरुप साक्षात्कारार्थे वृत्तिनी प्रार्थना.

( રાગ—કૃષ્ણ ભજન તું કરવા દે. )

હરી વરી તું આજ પ્રેમથી, રૂદય કુજમાં રમવા દે,<br>
કુજે કુજે નવના કુસમો, પ્રેમે પરિમળ લેવા દે હરી૦

બહ્મ કુજની અમૃત આરો, પ્રેમ ધરી ભોગ્યા છે જે,<br>
બહ્મા વિષ્ણુ સુરવર નરવર, તે કુજે રસ લેવા દે. હરી૦

ત્રિવેણી ત્રટ ઘટ ફોડીને ગગન ગુહાએ ફરવા દે,<br>
તાન ત્રિપુટીનું ટળી જાતાં, તુજ સ્વરૂપે ભળવા દે હરી૦

તુથી અભિન છુ હું પ્યારા, પૂર્ણ પ્રિતિ મન સ્મરવા દે,<br>
ભેદ ભાવ ને સર્વ નિવારી, નિજ સ્વરૂપે ઠરવા દે. હરી૦

# रसतत्त्व.

( લેખક—શ્રીયુત ત્રિભુવન ભટ્ટેશ્વર. )

( અનુસંધાન ગતાંકથી. )

કોઈ બે વસ્તુના સંયોગથી ત્રીજી વિલક્ષણ વસ્તુ ઉત્પન્ન થાય છે, એવી માન્યતા પણ અસંભવ જ છે હળદર અને ચૂનાના સંયોગથી લાલ રંગ ઉત્પન્ન થાય છે, તે લાલ રંગ સંયોગ ફળ છે અને તે જાણવા રૂપી જ્ઞાન પણ છે. હવે જુઓ કે—હળદર અને ચુનો જડ છે અને ત્હેનો સંયોગ થવાની જડરૂપ સંયોગી ફળ ઉત્પન્ન થયું અને ત્હેને જાણવા રૂપી જ્ઞાન પણ જડ છે મ્હાટે તત્વમાં ચૈતન્ય હોય તો જ ત્હેના સંયોગથી ચૈતન્યની ઉત્પત્તિ છે જડ અને ચૈતન્યના સ્વરૂપનો નિર્ણય શાસ્ત્ર દ્વારા "**यतोवाचो निवर्तन्ते, अप्राप्यमनसासह**" એ શ્રુતિથી સિદ્ધ કરેલ છે. તેમ પણ વર્તમાન, ભૂત અને ભવિષ્ય એ ત્રણે કાળમાં અવિકૃત, નિત્ય જ્ઞાતા, શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ છે તે જ્ઞાતાની સત્તાથી જડ અનુભવાય છે ચૈતન્યથી ભિન્ન જડ નથી

જડ—ચૈતન્ય ઉભયાત્મક સૃષ્ટિનું, અદ્વિતીય પ્રતિપાદક અનેક શ્રુતિથી ચિંતવન કરતાં ત્રિકાલાબાધ જ્ઞાતા, એજ સત્ નિત્ય છે. તે સર્વ વસ્તુનું સ્વરૂપ સચ્ચિદાનંદ છે, સત્, ચિત્, અને આનંદ આ અંશ નિરવયવસા ભેદ છે, સત્ એ ચિદાનંદથી ભિન્ન નથી, ભિન્ન હોય તો ઘટાદિની પેઠે જડ અને નાશવંત થાય, એટલે સત્નો અભાવ અને અસત્પણું પ્રતિપાદન થાય, ચિત્—સદાનંદથી ભિન્ન હોય તો અનિત્ય અને વિકૃત અને આનંદ, સત્—ચિતથી ભિન્ન હોય, તો પણ તે અસત્ આવરણ રૂપ થાય, માટે સત્—ચિદાનંદથી ભિન્ન નથી, ચિત્ સદાનંદથી ભિન્ન નથી, અને આનંદ, એ સત્—ચિતથી ભિન્ન નથી, પરન્તુ અખંડ—એકરસ—તાદાત્મ્ય છે, નિરવયવ વસ્તુ સાવયવ હોય જ નહીં માટે સત્ વસ્તુના ચેતનરૂપ અવયવ ઘટે જ નહીં, તેથી સત્-ચિત્-અને આનંદ એ સત્ વસ્તુનું સ્વરૂપ છે

સત્—એ નામ-રૂપથી ભિન્ન છે, નામ રૂપ ભાસે તો ત્હેના નામ-રૂપ એવા અવયવ હોવાં જોઇએ, અથવા ત્હેનાથી વિલક્ષણ, અથવા તો કંઇ ત્હેના જેવું, એવી રીતે ત્રિવિધ ભેદયુક્ત સત્ મનાય, પણ ત્હેમ નથી. તે પ્રમાણે માનવામાં આવે તો—સ્વજાતિભેદ—એક જાતિના બે પદાર્થનો ભેદ જેમ પીપળો અને વડ જાતિ વૃક્ષ છે પરન્તુ ત્હેમાં ભેદ છે વિજાતિભેદ—અન્ને જૂદી જૂદી જાતિના પદાર્થનો ભેદ, પીપળો અને પત્થર, ત્હેમાં પીપળો એ વૃક્ષ છે અને પત્થર એ ઘન પદાર્થ છે સ્વગતભેદ—એકજ જાતિનો ભેદ જેમ પીપળો, ત્હેના પત્ર, પુષ્પ અને ફળનો જે ભેદ, એ રીતે ભેદયુક્ત સત્ અસંભવ છે

સૃષ્ટિમાં જે જે પદાર્થો છે તે સર્વ પદાર્થોમાં **અસ્તિ, ભાતિ, પ્રિય, નામ,** અને **રૂપ,** એ પાંચ અંશ પ્રતિત થએલા છે. તેમાં પ્હેલા ત્રણ અંશ પરમાત્માના અંશરૂપ છે, અને બાકીના બે અંશ કલ્પિત જગત્રૂપ છે **અસ્તિ, ભાતિ,**—અને **પ્રિય,** એ ત્રણ અંશ વિશ્વ રચનામાં એક સરખી રીતે વિદ્યમાન છે એવો કોઇપણ પદાર્થ નથી કે જેમાં આ ત્રણ અંશ પ્રતિપાદન ન થાય। અને **નામ, રૂપ** એ બે અંશ, ઘટ, પટાદિ, સર્વ પદાર્થમાં છે, પરન્તુ ત્હેમાં એક સરખી રીતે વિદ્યમાન નથી, એક પદાર્થના નામ, રૂપ, આકૃતિ, પરમેયતાદિ ગુણો બીજા પદાર્થમાં નથી. જેમ ઘટનું નામ રૂપ પટ, આદિના નામ રૂપ નથી, ત્હેમ પટ, આદિનું નામ ઘટ, આદિમાં નથી, ત્હેથી અસ્તિ, ભાતિ, અને પ્રિય, એ ત્રણ અંશે કરી પરમાત્માનું સર્વાત્મપણું સિદ્ધ થાય છે જેમ **घटोस्ति**-ઘટ છે, એટલે અસ્તિ-સત્તા કહેવાય છે તે સત્તા સત્ રૂપ અસ્તિ અંશ સર્વ પદાર્થમાં વિદ્યમાન છે "**एकमेवा द्वितीयं ब्रह्मनेह नानास्तिकिंचन, ॥ श्रुति ॥** અને **घटोभाति**-આ ઘટ ભાસે છે, પ્રકાશે છે, ચિત્ રૂપ ભાતિ અંશ સર્વમાં પ્રકાશક છે "**यस्यभासा सर्वमिदंविभाति ॥ श्रुति ॥** અને **घटः प्रियोस्ति**-ઘટ પ્રિય-આનંદરૂપ છે તે આનંદરૂપ પ્રિય અંશ બ્રહ્માનંદ

કે જે મહાપુરુષોના દૃઢ નિશ્ચયની જડને જરા પણ હલાવી શકે ?

આ ભયંકર વાવંટોળીયા અને વરસાદની કાંઈ પણ પરવા ન કરતા પેલો પૂર્વ પરિચિત રાજકુમાર નક્કી કરેલી તીથિના રોજ તે પવિત્ર સ્થાનમા આવ્યો અને બુદ્ધ મહાત્માને સાષ્ટાંગ પ્રણામ કરીને બોલ્યો,—

"ભગવન્! હું ઘણી જ ઉત્કંઠાથી આજના દિવસની વાટ જોઈ રહ્યો હતો મે પ્રત્યેક રાત્રિ અને દિવસની ગણના કરી છે ત્યારે કંઈક ઇચ્છિત સમય મળ્યો છે મને વિશ્વાસ છે કે હું આપની પરીક્ષામાં પાસ થઈ ચૂક્યો હઈશ આપની કસોટીમા મારૂં ચરિત્ર "સો ટચનુ સોનુ" સિદ્ધ થઈ ગયુ હશે મે મારો જીવનક્રમ ઘણો જ પવિત્ર રાખ્યો છે ઇંદ્રિય સુખોની પરવા ન કરતાં મે ચિરકાલ સુધી ધ્યાન, ધારણા, પ્રાણાયામ વિગેરે કર્યુ છે વૈભવનો તિરસ્કાર કર્યો છે અને સર્વ પ્રકારનુ શારીરિક અને માનસિક કષ્ટ સહન કર્યું છે હવે તો આપ મને આપનો શિષ્ય બનાવવાની કૃપા કરશો ?"

ઉત્તર મળ્યો—"નહીં"

આ ઉત્તરથી ખિન્ન થઈને રાજકુમારે પોતાનુ મોં દુપટ્ટાવડે ઢાંકી દીધુ શોકથી તેનુ હૃદય ભરાઈ આવ્યુ નેત્રોમા આસુ આવી ગયા અને ઘણા વખત સુધી તેના મુખમાંથી એક શબ્દ પણ નિકળ્યો નહિ. નિદાન આખરા કે તેણે કહ્યું,—"ભગવન્! શુ આપ આ દાસની સાથે કાંઈ વાર્તાલાપ કરવાની કૃપા નહિ કરો ? અને શુ આપ એ પણ નહિ બતાવી શકો કે આપ મને આપનો શિષ્ય કેમ નથી બનાવતા ?

બુદ્ધદેવે ધ્યાનનુ વિસર્જન કરીને કહ્યુ,—તેજસ્વી રાજકુમાર, બાહ્યદષ્ટિની પરીક્ષામા પાસ થવાથી કાંઈ દીક્ષાના અધિકારી થવાતું નથી મે તમને સ્ત્રિયોનો તથા બીજા આનંદદાયક સુખોપભોગનો ત્યાગ કરવાને માટે કહ્યુ નહોતુ. પૂર્વજન્માનુસાર જે પરીક્ષામા કે જે કસોટીમા તમારે પાસ થવાનુ છે, તે તમારા સ્વભાવની પરીક્ષા છે અને તેમા તમે નિષ્ફળ—અનુત્તીર્ણ થયા છો તમે હવે તમારા રાજમહેલમાં પાછા જાવ અને સદ્ગુણી, સદાચારી જીવન વ્યતીત કરતા શાંતિ સુખનો અનુભવ કરો શિષ્યનુ જીવન ધારણ કરવાની હાલ તમારામાં યોગ્યતા આવી નથી."

રાજકુમારના મુખ ઉપર કાંઈક દિલગીરીનાં ચિન્હ જણાવા લાગ્યા તેમણે કરુણ સ્વરે કહ્યું—"જે પ્રસંગોમા મને નિષ્ફળતા મળી છે અને હું પાસ થયો નહિ, તેને કૃપા કરીને આપ બતાવશો! જો કે તે પ્રસંગોને જાણવાથી મારે શરમાવુ પડશે, તોપણ તેને સાંભળવાની મને તિવ્ર ઉત્કંઠા છે"

ભગવાન બુદ્ધદેવનો દિવ્યધ્વનિ થયો—"સાંભળો, હુ તે પ્રસંગોનુ વર્ણન કરૂં છુ. તમારી પ્રથમ પરીક્ષા લોક નિન્દાની સહન શક્તિ છે. રાજકુમાર, એક વખત તમારા પિતાના દરબારમાં તમારા ઉપર એક એવો અપરાધ મૂકવામાં આવ્યો હતો કે જે ખરી રીતે જુઠો હતો તે તમને યાદ હશે ખરી હકીકત શી છે તેનુ જ્ઞાન છેવટે સૌ કોને થાય જ છે, પરંતુ તમારામા એટલી ધીરજ રહી નહિ. કર્મવશાત્ માનભંગ થવાનો જે ઉક્ત પ્રસંગ તમારા ઉપર આવી પડ્યો હતો. તે તમારે સહન કરવો હતો, પરંતુ દોષ મુક્ત થવાને માટે અને તમારી નિર્દોષતા સિદ્ધ કરવાને માટે તમે વ્યાકુળ થઈ ગયા અને તેને માટે તમે શસ્ત્ર સુદ્ધાં પણ હાથમાં લીધાં એ રીતે એ પ્રથમ પરીક્ષામા તમે નાપાસ થયા"

રાજકુમારે કહ્યું —"જો મે અપરાધ કર્યો હોત તો તેનુ પરિણામ સહન કરવાને હુ તૈયાર હતો પરંતુ હુ તો નિર્દોષ હતો."

બુદ્ધ ભગવાને કહ્યુ —જે સજ્જન અને સદાચારી છે, તે પોતાની નિર્દોષતા સિદ્ધ કરવાને માટે પ્રયત્ન કરેજ છે અને તેણે તેમ કરવુજ જોઈએ, પરંતુ જે મારો શિષ્ય થવાને ઇચ્છે છે, જે આત્માનુસધાનના માર્ગમા પ્રવેશ કરવાની ઇચ્છા રાખે છે, અને જે આત્મસ્વરૂપના સંશોધક થવાનું ઇચ્છે છે, તેણે તો લોકનિંદાથી ડરવુ નહિ જોઈએ. કદાચ કોઈએ દોષ મૂક્યો હોય તો તેને તેણે ધીરજથી સહન કરવો જોઈએ પોતાના સદાચારની સાબીતિ કરવાને માટે તેણે એક શબ્દ પણ બોલવો ન જોઈએ અને તેણે તો નિંદા તથા સ્તુતિમાં સમબુદ્ધિ રાખવી જોઈએ"

રાજકુમારે માથુ નિચુ નમાવ્યુ

બહુજ માન હતું તે ઘણોજ પ્રાચીન વંશ હતો. તેના પૂર્વજો જાપાનના પ્રાચીન સમ્રાટ સૈવમ (Seiwas) ના સંતાન માનવામાં આવતા હતા

યોશિયો મારકીનો એક પહાડી ગામમાં જન્મ્યો હતો તે ગામની ચારે બાજુ લીલા ઘાસથી બનેલ ઘાટ બહુજ સુંદર દેખાવ આપતો હતો પત્થરપર કોલાહલ કરતા નાના નાના નાળા અને પહાડના શિખર પરથી પડતા પાણીનાં ઝરણાં, આ ઘટના સૌંદર્યમાં ચારગણો વધારો કરી રહ્યા હતા. બાલ્યાવસ્થામાં આવા રમણીક સ્થાનોનું દશ્ય સ્મૃતિપટ પર જે અસર કરે છે, તે સંસારની ઘોર તથા દારુણ ઘટનાઓથી પણ કદી ભૂંસાતું નથી

જ્યારે મારકીનો ઉમર લાયક થયો ત્યારે વિદેશ–યાત્રા કરવાને આતુર થયો એક દિવસ સાંજ કાળે ઘરમાંથી નજીવો સામાન લઇ, માતા–પિતાની આજ્ઞા વગર ચૂપચાપ ચાલ્યો ગયો તેની પાસે પૈસા પણ થોડાજ હતા જ્યારે તે જહાજપર ચડવા લાગ્યો ત્યારે વિદેશમાં ભોગવવું પડતું કષ્ટ તથા આપત્તિઓનું દશ્ય તેની આંખ આગળ તરવરવા લાગ્યું નહિ કોઇ મિત્ર, નહિ કોઇ સંબંધી, નહિ પાસે પુરતા પૈસા, નહિ કોઇની સિફારસ, આ બધું તે નવા યુવકને નિરાશ કરવાને માટે પુરતું હતું પરંતુ સ્વાભિમાન પણ કોઇક વસ્તુ છે તે વખતે તેને એક નાની કવિતા યાદ આવી તેનો આશય એ હતો કે, જ્યારે એક રજપૂત (સેમુરાઇ) યુવક ઘરથી બાહાર જવાનો નિશ્ચય કર્યો ત્યારે પોતાની મનોકામના સિદ્ધ કર્યા વગર પાછું ફરવું, તે કરતા મરવું બહેતર છે તેને શોક શાનો? તેનો દેહ કોઇ જગ્યાએ પડશે તેની ચિંતા શા માટે? કેમકે જ્યાં તે જશે ત્યાં કોઇ ને કોઇ હરીપહાડી તેને મળી જશે

આ પ્રમાણે તે મનને સમજાવી અમેરિકા પહોંચ્યો ત્યાં મહેનત કરી થોડા ઘણા રૂપીયા કમાયો ત્યાં તેનું કામ ફક્ત બારીયો સાફ કરવી, એઠાં વાસણ માંજવાં વગેરે હતું તે કામ કરી તે બહુજ મુશ્કેલીથી રહેતો એક ઉચ્ચ જાતિના યુવકને માટે આવું કામ નિન્દનીય સમજવામાં આવે છે જેણે પ્રથમ આરામથી દિવસો નિર્ગમન કરેલ હોય છે તેને એકાએક આવું કષ્ટમય જીવન પસાર કરવું બહુ જ મુશ્કેલ લાગે છે, પરંતુ તેણે તો આવા કષ્ટ તરફ બિલકુલ લક્ષ્ય ન આપ્યું

તેની ઇચ્છા અંગ્રેજીમાં કવિતા કરવાની અથવા લેખક બનવાની હતી પરંતુ કેટલાએક માણસોએ તેને સમજાવ્યો કે, વિદેશી ભાષામાં કવિતા કરવાનો અથવા લેખક બનવાનો ઉદ્યોગ કરવો એ માત્ર સમય ગુમાવવા જેવું છે આથી તેણે ચિત્રકાર બનવાનું ધાર્યું અને તેનું જ્ઞાન મેળવવા માટે એક સ્કૂલમાં દાખલ થયો દિવસે તો તે મજુરી કરતો અને સાયંકાળે સ્કૂલમાં જઇ ચિત્રકારનો અનુભવ લેતો પરંતુ તેની થોડી સરખી કમાણી સ્કૂલની ફી ભરવામાં ચાલી ગઇ ભોજનને માટે પણ તેની પાસે કાંઇ ન રહ્યું ભૂખથી વ્યાકુળ થવાથી, સ્કૂલમાં ફાટી ગયેલ નકશા તથા ચિત્રો સાધવાને માટે જે 'ફ્રેંચ રોટી'* આપવામાં આવતી હતી, તે છૂપી રીતે ખાવા લાગ્યો, અને ત્યારથી તે હમેશાં તે રોટી પર જ ગુજારો કરવા લાગ્યો આ વાત કોઇના જાણવામાં ન આવી. નહિતો તુરત તેને સ્કૂલમાંથી કાઢી મુકવામાં આવત.

જે વખતે મારકીનો અમેરિકા પહોંચ્યો તે વખતે અમેરિકાના લોકો જાપાનીઓ સાથે બરાબર સદ્ભાવ ધરાવતા નહોતા તેઓ તેમના પ્રત્યે દ્વેષની દ્રષ્ટિથી જોતા હતા આ બાબત મારકીનોએ જાતે ઘણીવાર અનુભવ કર્યો હતો ટ્રામગાડીમાં અમેરિકન ઓરતો તેની તરફ ટીકી ટીકીને જોતી, અને જો તે કદાચ કોઇ ઓરત પાસે બેસે તો તે ઓરત ક્રોધથી લાલ પીળી થઇ ત્યાંથી ઉઠી જતી. એક દિવસ તે રસ્તામાં ચાલ્યો જતો હતો. તે વખતે, તેની સાથે સ્કૂલમાં ભણતી છોકરી કે જેની સાથે તેને સારો સંબંધ હતો તે મળી. મારકીનોએ ટોપી ઉતારી તેને સલામ કરી, ત્યારે તે છોકરીએ આડું જોઇ સલામ સ્વીકારી નહિ બીજે દિવસે સ્કૂલમાં તે છોકરીએ કહ્યું કે, "ક્ષમા કરજો. તમને સામી સલામ ન કરવી એવી મારી ઇચ્છા નહોતી, પરંતુ જો હું તેમ કરત તો સર્વે લોક મારા પ્રત્યે ધીક્કારની નજરથી જોવા લાગત એને એક જાપાનીને સલામ કરી એમ કહી બહુ

*રોટીના શીશાનો રબ્બરના ઠેકાણે પ્રયોગ કરવામાં આવે છે, અને તેની રબ્બરથી પણ વધારે સફાઈ બનાવે છે

જ કોવાપમાન થાત" જ્યારે મારકીનો રસ્તામા ગલીયોમા થઇ નીકળતો ત્યારે લોકો તેના ઉપર ઈંટ, પત્થર, અને કાકરા ફેકતાં ઘણીવાર કેટલાય લોકો તેના પર થુકતા બગીચાઓમા તથા બીજા રમણીય સ્થાનોમાં તે બીકને લીધે જતો નહોતો કેમકે ત્યાંના લોકો જાપાનીઓ પ્રત્યે બહુજ દ્વેષ-બુદ્ધિ રાખતા હતા એક દિવસે મારકીનોએ બચાવેલા રૂપીયામાથી ચિત્રકારનો થોડો ઘણો સામાન—રંગની ડબીઓ, શલાકા, ચિત્રપટ ઇત્યાદિ-ખરીદ્યો, અને સમુદ્રના કિનારાપર એકાત સ્થાનમા બેસી ચિત્ર આલેખવા લાગ્યો તે વખતે ચાર-પાંચ અમેરિકન છોકરાઓ તે તરફ નીકળ્યા તેઓએ તેને એકલો અને જાપાની જાણી પકડી લીધો. એક જણે ડબીના રંગથી તેનુ મોઢુ રંગી દીધુ. બીજાએ ચિત્ર પટને ઉઠાવી લઇ દરીઆમા ફેકી દીધુ ,ત્રીજાએ શલાકા ભાગી નાખી અને ડબીઓને પણ પાણીમા ફેકી દીધી આ પ્રમાણે કરી તેઓ નાસી ગયા બિચારો યોશિયો એકલો શુ કરે ? તેની કેટલાય માસની કમાણી અને પરિશ્રમનું ફળ એક ક્ષણમાં નષ્ટ થઈ ગયું ઘણીવાર સુધી તે રડયો, પરતુ રડવાથી શુ વળે ? રડતો રડતો ઘર તરફ આવ્યો તેણે અમેરિકા છોડી દેવાનો નિશ્ચય કર્યો, પરતુ જાપાન તરફ પાછા ફરવાનો વિચાર હજી પણ તેના મનમાં ઉદ્‌ભવ્યો નહિ

એક મિત્ર તરફથી ફ્રાંસના એક સોદાગરના નામનો પત્ર લઇ તે અમેરિકાથી રવાના થયો જ્યારે તે રવાના થયો ત્યારે તેની પાસે-એક બેગ, ત્રણ કોલર, એક ખમીસ, એક નેકટાઈ, બે જોડ મોજા, બાઈબલ, બૌદ્ધધર્મનું એક પુસ્તક અને ૨૪ રૂપીયા હતા તે રેલ્વે ભાડુ તથા સ્ટીમરની ટીકીટથી જૂદા હતા પરતુ, જુઓ, જ્યારે તે ફ્રાંસ પહોંચ્યો, અને તે સોદાગરની તપાસ કરી ત્યારે માલૂમ પડયુ કે તે સોદાગર ફ્રાંસથી ક્યાંઇ બીજે ગામ ગયેલ છે મારકીનો ફ્રાંસીસી ભાષા જાણતો નહોતો, જેથી તુરત જ તે ફ્રાંસથી ઇગ્લેંડ જવા રવાના થયો

તે વખતે ઈંગ્લેંડમાં જાપાન-સરકારના એક અમલદાર જાપાન માટે એક જંગી જહાજ બનાવરાવતા હતા તેમની ઑફીસમાં જાપાની લેખકોની આવશ્યકતા હતી જ્યારે મારકીનો તેમને મળવા ગયો ત્યારે મારકીનોને તેમણે નોકરીમાં રાખી લીધો, પરતુ મારકીનો પોતાના જીવનના આદર્શને ભૂલ્યો નહિ તે નોકરીપર સાયકાળ સુધી કામ કરતો અને રાત્રે સ્કૂલમાં જઇ ચિત્રકારનું કામ શીખતો આખા દિવસના પરિશ્રમને લઇ ઘણીવાર પેનસીલથી કાગળ પર ચિત્ર આલેખતા આલેખતા યોશિઓ નિદ્રા-દેવિને સ્વાધિન થઇ જતો હતો, તોપણ તેણે પરિશ્રમ ઉઠાવવાનું છોડી દીધુ નહિ તેની આવી મહેનત જોઇ તેના માસ્તર તેનાપર બહુજ પ્રસન્ન થયા.

થોડા વખત બાદ જહાજ બનાવવાનું કામ સમાપ્ત થતા આવ્યુ જાપાની ઑફીસર જાપાન તરફ પાછા જવા લાગ્યા તેમણે મારકીનોને પોતાની સાથે આવવા સૂચવ્યુ, અને ત્યા આવતા સુધીનું તમામ ખર્ચ આપવા કહ્યુ લંડન જેવા શહેરમા ફક્ત ચિત્રકારીના ભરોંસા પર રહેવુ એ મૂર્ખતા છે તેમણે મારકીનોને તે બાબત વિચાર કરી જોવા માટે એક અઠવાડીયાની મુદત આપી મારકીનોને માટે આ વખત બહુજ કઠણ હતો જો તે આ અમલદાર સાથે ઘર તરફ પાછો ફરત તો નિસદેહ તેનું જીવન આરામથી વ્યતીત થાત, પરતુ મનકામના પૂર્ણ કર્યા વગર પાછું ફરવુ, એ તેને અપમાન-સૂચક જણાયુ તેણે પોતાના માસ્તર તથા અન્ય વિદ્યાર્થીઓને પોતાની રામ કહાણી જણાવી સલાહ પુછી. સર્વે કહેવા લાગ્યા કે, ચિત્રકારીના ભરોંસા પર રહેવુ યોગ્ય નથી. આથી તેનુ મન બહુજ ચચળ બની ગયુ વિચારોની ધારા ચાલવા લાગી, આખી રાત્રિ એજ વિચારમાં મગ્ન રહેતો જ્યારે સુઇ જતો ત્યારે સ્વપ્ન પણ તેવુ જ જોતા-કદી તે જાપાન પહોચી જતો અને કદી લડનની ગલીઓમાં ઠોકર ખાતો ફરતો. જ્યારે છેલ્લો દિવસ આવ્યો ત્યારે તે અમલદારે ફરી તેને બોલાવ્યો અને કહ્યુ કે, જો, લડનમાં ૧૦,૦૦૦ થી પણ વધારે ચિત્રકાર જીવન-વૃત્તિને માટે દોડધામ કરે છે વિચાર કર કે, અહિ રહેવાથી તારી શુ ગતિ થશે મારકીનોએ જવાબ આપ્યો કે, જો માણસ ગભરાઇ જાય તો કોઇપણ કાર્યમા સફળતા મેળવી શકે નહિ. આપની મારાપર કૃપા છે, જેથી

હું પ્રરોજ આભારી છું, પરંતુ હું મારો નિશ્ચય ફેરવી શકતો નથી તે દિવસથી મારકીનો પર દુઃખ, ક્લેશ, અને મુશ્કેલીઓનો પહાડ ટૂટી પડ્યો ત્યારથી પૂરા આઠ વર્ષ સુધી તેનો ચહેરો કદી ખુશમીજાજ જોવામાં આવ્યો નહિ

તેનું સ્વતંત્ર જીવન પ્રથમ અપ્રેલથી શરૂ થયું. રૂપીયા બચાવવાને માટે તેણે સસ્તાભાડાના મકાનમાં રહેવા ઇચ્છયું, પરંતુ નવા મકાનમાં સામાન લઇ જવાને માટે ગાડી આદિના ભાડાનું ખર્ચ કરવાને ચાહતો નહિ તેની નાનીસી બૅગ પણ ટૂટી ગઇ હતી તોપણ તેણે બિસ્તરાની ચાદરમાં બૅગ સહિત થોડા સામાનની એક ગાંસડી બાંધી, ને તે ગાંસડી પોતાની પીઠપર લઇ નવા મકાનપર ગયો લન્ડનની ગલિઓના લોકોએ ભાગ્યેજ આવો દેખાવ કદી જોયો હશે. પરંતુ મારકીનોએ તે લોકોના અચંબા તથા ઉપહાસ તરફ જરા પણ લક્ષ આપ્યું નહિ

તેના માસ્તરે તેને સારા સારા ગૃહસ્થોપર ચિઠ્ઠીઓ લખી આપેલ, પરંતુ ક્યાયથી તેને કામ મળ્યું નહિ તેણે જૂદા જૂદા માસિક તથા સામાહિક પત્રો માટે નાના પ્રકારની તસવીરો બનાવી. ગરમીના દિવસોમા તે પ્રાતઃકાળે ચાર-પાંચ વાગે ઉઠી કાર્યનો આરંભ કરતો, પછી ૬-૬॥ વાગ્યા બાદ તેને વેચવાને માટે લંડનમાં જ્યાએ જ્યાએ ઘૂમતો, પરંતુ આખો દિવસ ફરવાથી પણ કાંઇ મળતું નહિ છેવટે થાકીને ઘર તરફ પાછા ફરવું પડતું આ પ્રમાણે તે હમેશાં ફરતો ધીમે ધીમે જે રૂપીયા આજ સુધી તેણે બચાવ્યા હતા તે સર્વ વપરાઇ ગયા

જે ઘરમાં તે રહેતો હતો તે ઘરની માલિક બહુ પવિત્ર હતી મારકીનો પાસે મકાનભાડું આપવા જેટલા પૈસા નહોતા તોપણ તેને ઘરથી બહાર કાઢ્યો નહિ સંપાદકો, દુકાનદારો તથા છાપખાનાવાળાઓ પાસે તે જતો ત્યારે તેની તસવીરો જોઇ તેઓ મશ્કરી કરતા અને કહેતા કે,—"ધન્યવાદ, પરંતુ અમને તેની જરૂર નથી" આ દિવસોમા, આખા દિવસની રખડપટ્ટી બાદ, તે ભૂખ્યો સુઇ જતો પરંતુ ભૂખ્યા માણસથી નિદ્રા-દેવી પણ રિસાઇ જાય છે મારકીનોને રાત્રિ-દિવસ દુઃખદાયી થઈ ગયા એવી અવસ્થામા મનની ગતિ વિચિત્ર થઇ જાય છે રસ્તાપર ઝાડુ કાઢવાવાળા પણ તેનાથી સારા હતા, કેમકે તેમની પાસે કાંઇક કામ તો હતું

મારકીનોને સિગારેટ પીવાનો બહુ જ શોખ હતો પણ હાલ કેટલાય મહિનાથી સિગારેટ પણ તેના નસીબમાં નહોતી એક દિવસ તે હાઇડ-પાર્ક (Hyde-Park) પાસે થઈ ચાલ્યો જતો હતો તે વખતે એક ભલા માણસે અડધી સિગારેટ પી ને ફેંકી દીધી. તે અડધી સિગારેટ જોઇ મારકીનોનું મન લલચાઇ ગયુ તે સિગારેટ લેવાને જેવો વાંકો વળ્યો કે તુરત જ એક કડક અવાજ આવ્યો—"એક રજપૂત યુવક થઇ આવું નીચ કાર્ય!" આ અવાજથી તે સિગારેટને ઉઠાવ્યા વગર ત્યાંથી એકદમ પસાર થઇ ગયો

આવી રીતે કષ્ટ ઉઠાવતા ઉઠાવતા મહીના પર મહીના પસાર થઇ ગયા, પણ કંઇ સફળતા પ્રાપ્ત થઇ નહિ. આથી એટલી બધી નિરાશા ઉત્પન્ન થઇ કે, છેવટે તેણે આત્મઘાત કરવાનો નિશ્ચય કર્યો આવા ઇરાદાથી તે ટેમ્સ નદી તરફ જવા નીકળ્યો રસ્તામા જતાં જતા વિચાર થયો કે, આત્મઘાત કરવો એ મહાપાપ છે વળી તે ધર્મ વિરુદ્ધ નહિ પરંતુ કાયદા વિરુદ્ધ છે ત્યારે આવું દુઃખમય જીવન કેમ પસાર કરવું! તેના મનમાં ભારે વેગથી આવા વિચારોની લહરીઓ ઉછળવા લાગી તેણે વિચાર્યું—"આત્મઘાત પાપ નથી, પણ આત્મઘાત આવા દારૂણ દુઃખમય જીવનથી બચવાનો પ્રકાર છે, નિરાશા અને નિષ્ફળતાની સર્વથી ઉત્તમ ઔષધિ છે કદી કોઇ ઠેકાણે ધર્મમા પણ પ્રાણ-ત્યાગને માટે આજ્ઞા છે જાતિ માન પાપી પ્રાણીથી પણ ઉચ્ચતર છે"

આ પ્રમાણે અનેકાનેક વિચાર કરતો કરતો તે ચાલ્યો જાય છે જતા જતા રસ્તામાં એક સામાહિક પત્રની ઑફીસ નજરે પડી. તેરત જ તેના મનમા આશાની ઝનક ઉત્પન્ન થઇ, અને છેવટના વખતે ત્યા પણ જઇ આવવા ધાર્યું કદાચ સફળતા નહિ મળે તો 'ટેમ્સ નદી તો ક્યાએ ગઇ નથી!' એમ વિચાર્યું તે પોતાની તસવીરોનું બંડલ હાથમા લઇ તે ઑફીસમા ગયો, અને સંપાદકને મળવાની ઇચ્છા જણાવી પ્રથમ કનાર્ક આવ્યો અને તે તેની તસવીરો સંપાદક

પાસે લઈ ગયો થોડીવાર પછી સંપાદક જાતે તેની પાસે આવ્યા. સંપાદકની 'હા' અથવા 'ના' પર મારકીનોનું જીવન અવલંબી રહ્યું હતું તે ક્ષણ તેને એક યુગ સમાન જણાઈ, તેનું હૃદય 'એન્જિન' માફક ધડકી રહ્યું હતું આવી સ્થિતિમાં તે પોતાના કિસ્મતનો ફેસલો સાંભળવાને માટે રાહ જોવા લાગ્યો સંપાદકે પ્રથમ તેના ફાટા તુટયા કપડા પર દૃષ્ટિ ફેંકી તેના બુટ બિલકુલ ઘસાઈ ગયા હતા. તેનો ચહેરો ફીકો અને તેજહિન થઈ ગયો હતો. ઉજાગરાથી આંખો ઉદાસીનતા અને નિરાશાની મૂર્તિ બની રહી હતી થોડો વખત આ અદ્ભુત દૃશ્ય તરફ નજર કર્યા બાદ સંપાદકે તેની તસ્વીરો ખરીદ કરવાનો વિચાર કર્યો આથી મારકીનોનું હૃદય હર્ષથી ઉભરાઈ ગયું, આશારૂપી લતામાં નવા નવા અંકુરો ઉત્પન્ન થયા ઉન્નતિ અને સફળતા રૂપી કળિયો ખિલતી જણાવા લાગી, નવા ઉત્સાહના મિલનથી જીવનમાં એક જાતનો નવો રસ ઉત્પન્ન થઈ જાય છે

મારકીનોનું ભાગ્ય ફર્યું તે દિવસથી તેને કાંઈ ને કાંઈ કામ મળવા લાગ્યું, અને ધીમે ધીમે ઉન્નતિ કરવા લાગ્યુ પરંતુ હજુ દુઃખનો અંત આવ્યો નહોતો ઇંગ્લેંડમા ઠંડી બહુજ પડતી હતી
ફરવાનો [મારક]ીનો પાસે ઘરમાં તાપ કરવાને માટે કોલસા
ઓ નહિ દિવસમાં ઘણી વખત હાથ ગરમ કરવાને
એક પથારીમાં જવું પડતું, કેમકે કામ કરતાં
નામનો પત્ર હાથ ઠંડાગાર થઇ જતા તે વખતે
જ્યારે તે સાથે તેને પ્રેમ બંધાયો. તે તેને ગિર-
એક બૅગ, જવા ચાહતી હતી પરંતુ મારકીનોને
ટાઈ, બે જોડ અને તે પોતાની પ્રિયતમાને ના
એક પુસ્તક કરવા ચાહતો નહોતો. જેથી તેણે
તથા સ્ટી- યુક્તિ શોધી કાઢી બાઈબલની મોટી
[illegible] લઇ તેણે ઉખાડી ફરી ચિત્ર બેસ-
વાની પોતાની ટોપી તેમાં રાખી અને તે યુવતી
માફક તે ગિરજે ચાલ્યો ગયો. જ્યારે સર્વ લોક પ્રાર્થના આદિમાં મગ્ન રહેતા ત્યારે તે ધીરે ધીરે પોતાનું કામ કરતો બાઇબલની જિલ્દ હોવાથી કોઈએ તેના પર સંદેહ રાખ્યો નહિ. પરંતુ એક દિવસ તેની પ્રિયતમાએ ટોપી જોઇ તે દિવસથી તેની મિત્રતા તૂટી ગઇ.

મારકીનો એક પત્થરવાળાને ત્યાં નોકર રહ્યો, ત્યાં કબરોના પત્થરો પર ફિરસ્તાના ચિત્ર બનાવવાનું કામ કરતો પરંતુ પ્રેમના રંગમાં તે રંગાઈ ગયો હતો, જેથી જ્યારે તે ફિરસ્તોનાં ચિત્ર બનાવવા બેસતો ત્યારે પોતાની પ્રિયતમા જેવી શિકલ બની જતી. તેને એક બે વખત બતાવવામાં આવ્યું કે, ફિરસ્તા પુરુષાકાર હોય છે, પરંતુ જ્યારે જ્યારે તે પુરુષાકાર ફિરસ્તા બનાવવા બેસતો ત્યારે ત્યારે તેના મનમાં વસી રહેલ પ્રિયતમા જેવોજ ચહેરો બનાવતો. પરિણામ એ આવ્યું કે, મારકીનોને તુરતજ તે કામ છોડી દેવું પડયું. આ પ્રમાણે તેની જીંદગીમા ઘણા ફેરફાર થયા વખતે વખતે તે બુદ્ધ-ધર્મ પર ભાષણ આપતો તેના પિતા ચીની ભાષા તથા બૌદ્ધ-ધર્મના સારા પંડિત હતા બચપણમા મારકીનોએ તેના પીતા પાસેથી થોડું ઘણું જ્ઞાન મેળવ્યુ હતું તેની બૌદ્ધ-ધર્મનું તેને સારૂં જ્ઞાન હતું વખતે તે જાપાની નાટકો ખેલવામાં કંપનીઓની મદદ કરતા વખતે તે જાપાનના વિષયમા પત્ર-પત્રિકાઓમાં નિબંધ લખતો, પરંતુ પોતાના ચિત્રકારીના કામમા બરાબર લક્ષપૂર્વક પરિશ્રમ લેતો તેનો પરિશ્રમ કેવો હતો, તેનો એક દાખલો સાંભળો—

જાપાની મિત્રોએ તેને જાપાની શરાબની ૯ બૉટલો ભેટ કરી રાત્રે ભોજન ઉપરાંત તે થોડી શરાબ પી લેતો પરંતુ એમ કરવાથી તેને જલ્દી નિદ્રા આવી જતી જેથી રાત્રે તે યથેષ્ટ કામ કરી શકતો નહિ. કેટલાય વર્ષે તેને શરાબ મળી હતી. એવી અણમોલ વસ્તુને તે ફેંકી દઇ શકતો નહિ, તેમ પી પણ શકતો નહોતો એક રાત્રે જે સાત બૉટલો વધી હતી તે બધી એકી સાથે પી જવાનો નિશ્ચય કર્યો. પી લીધા બાદ શરીર કંપવા લાગ્યું છત વખતે નીચે આવે, વખતે ઉપર જાય પ્રથમ એક લેમ્પ હતો પણ હવે સેંકડો લેમ્પ જણાવા લાગ્યા સમુદ્રની લહેરોમા તે ગોથા ખાવા લાગ્યો બીજે દિવસે જ્યારે ઝાડુ કાઢનારી તેનુ મકાન સાફ કરવા આવી ત્યારે બિસ્તરા ઉપર બુટ-સ્લીપર અને પાંચ ૭ ખાલી બૉટલો સાથે મારકીનોને બેશુદ્ધ પડેલો જોયો પરંતુ તેણીએ મારકીનોને પ્રતિ દિવસના નાશ થનારાળા સમયમાથી બચાવી લીધો

બુદ્ધદેવે ફરી કહેવા માંડયું—"અને અસૂયા અર્થાત્ ઇર્ષ્યાને લીધે તું બીજી પરીક્ષામાં પણ નાપાસ થયો છું. તમારો એક પ્રાણપ્રિય મિત્ર હતો, તમારે બન્નેને ગાઢ મૈત્રી હતી. તમારા પિતાના દરબારમાં કોઈ એક નવીન પુરુષ આવ્યો અને તે પોતાનો કાંઈક સ્વાર્થ સાધવાને માટે તમારા તે મિત્રનો પ્રેમ સંપાદન કરવાને પ્રયત્ન કરવા લાગ્યો, પરંતુ તેનો તે પ્રયત્ન તમારાથી સહન થઈ શક્યો નહિ અને તમારા હૃદયમાં ઇર્ષ્યાના અંકુરો ઉત્પન્ન થયા. તમે તે નવીન પુરુષને પોતાના મિત્રના પ્રેમના ભાગીદાર ન થવા દેવા માટે જીવ માટે પ્રયત્ન કર્યો અને તમારા હૃદયમાં ક્રોધની ધારા વહેવા લાગી."

રાજકુમાર બોલ્યો—"જ્યારે મારા જાણવામાં આવ્યું કે એ નવીન પુરુષને કેવળ પોતાનો સ્વાર્થજ સાધવો છે, ત્યારે મારા મિત્રને તેના કપટ પ્રપંચમાં ન ફસાવા દેવાનો પ્રયત્ન કરવો એ શું મારું કર્તવ્ય નહોતું?

બુદ્ધદેવે કહ્યું—"તે સ્વાર્થપરાયણ મિત્રતા શું પાછળથી પવિત્ર અને સ્વાર્થહીન બની શકતી નથી? તમને શું તે વાતનો પાકો વિશ્વાસ હતો કે તે મિત્રતા કોઈ પણ વખતે વિશુદ્ધતામાં ન બદલાત? તે સિવાય સંસારી સજ્જન પુરુષો ભલે પોતાના મિત્રના રક્ષણ અને શત્રુના પ્રયત્ન નિષ્ફળ કરવાને માટે ગમે તે પ્રયત્ન કરે, પરંતુ મારા શિષ્યે તો તે માર્ગનું અવલંબન કરવું ન જોઈએ. તેણે પોતાના હૃદયમાંથી ઇર્ષ્યા અને અહંતાને દૂર કરી દેવાં જોઈએ અર્થાત્ પોતાના મિત્રની અને કપટ પ્રપંચ રચનારાની સાથે પણ ઇર્ષ્યા, શત્રુતા વિગેરે ન કરવાં જોઈએ. રાજકુમાર, તારા પિતાની સંપત્તિમાં કે વૈભવમાં તને પ્રેમ નથી, ઇન્દ્રિય સુખ પણ તને પોતાની તરફ આકર્ષિત કરી શકતા નથી, એ સર્વ ઠીક છે, પરંતુ જ્યારે સાચી ત્યાગવૃત્તિનો અવસર આવ્યો, ત્યારે તારાથી ધૈર્ય ન રખાયું અને તારા હૃદયમાંથી મન્યુપકાર કરવાની આશા નિઃશેષ ન થઈ."

રાજકુમાર માથું નીચું કરીને હતપ્રાય થઈને બોલ્યો—"ભગવાન્! મને સર્વ તરફ અંધકાર અને અંધકાર જ જણાય છે. મારા હૃદયના અંધકારની આગળ રાત્રિના અંધકારની પણ કાંઈ ગણત્રી નથી.

બુદ્ધદેવે કહ્યું,—ત્રીજી વાત—તમે પ્રેમહીન અને કરુણાહીન બન્યા છો. તમારી નંદા નામની સ્ત્રીએ અનીતિનું વર્તન કર્યું, જેથી તમે તેને રાજમહેલમાંથી બહિષ્કૃત કરી દીધી. તેના અજ્ઞાન અને યૌવનનો તમે વિચાર ન કર્યો. તેના ઉપર તમને દયા ન આવી."

રાજકુમારે પૂછ્યું—"ભગવન્! આપજ બતાવો કે તેવા વખતે મારે શું કરવું જોઈતું હતું? મારી અને મારા કુટુમ્બની માનમર્યાદાનું રક્ષણ કરવાનો શું મારો ધર્મ નથી? અપરાધિની અને ચંચળચિત્તવાળી સ્ત્રિયોના સમાગમમાં રહેવું શું ઉચિત છે? તેના અપરાધની શિક્ષા કરવામાં જો મેં થોડી ઘણી પણ આનાકાની કરી હોત તો શું મારા ઉપર એ દોષ ન આવત કે આ દેશમાં આચાર ઉપર જરા પણ ધ્યાન આપવામાં આવતું નથી?"

બુદ્ધદેવે કહ્યું—ઉદાર રાજપુત્ર, તમને મારે વારંવાર એ વાત કહેવી પડે છે કે સંસાર ચલાવનારા સજ્જન પુરુષો ભલે પોતાની ઇજ્જત આબરૂ અને માન મર્યાદાના રક્ષણને માટે ગમે તે પ્રયત્ન કરે, ન્યાય કરે, શિક્ષા કરે, કે દેશનિકાલ કરે; પરંતુ સાધુ પુરુષોને તેમ કરવાની જરૂર નથી. તે વસ્તુતત્ત્વનું જ નિરીક્ષણ કરે છે અને તેને લીધે તે પ્રાણીમાત્રને ક્ષમા અર્પે છે. અપરાધની શોધ કરવા કરતા અપરાધ કેમ થયો છે, તેને શોધી કાઢવાનેજ વધુ પરિશ્રમ કરે છે. સમુદ્રની લહેરોની ગણત્રી થઈ શકે છે, પરંતુ તેની હૃદયવર્તી દયા—મૃદુતા સાગરના તરંગોની ગણત્રી થવી દુષ્કર છે. દુષ્ટોથી દૂર રહેવું એ કાંઈ મહા ભારે સદ્ગુણ નથી. સાધુ પુરુષો તેને કાંઈ મહત્ત્વનું કાર્ય માનતા નથી. તેના વિચારથી કદી કદી એ બાહ્ય વિશુદ્ધિજ ઉન્નતિના માર્ગમાં વિઘ્નકર્તા થઈ પડે છે, કેમકે જો વિશુદ્ધિની સાથે વસ્તુતત્ત્વનું જ્ઞાન ન હોય, અંતઃશુદ્ધિ ન હોય, તો નિષ્ઠુરતા અને અભિમાન ઉત્પન્ન થયા વગર રહેતા નથી. અને અંતે જોશો તો વિશુદ્ધિની જગ્યાએ કેવળ તેની કથાજ રહી જાય છે. યુવરાજ, તમે કદી તમારી મુસાફરીમાં સૂર્યાસ્ત વખતે હિમાલય પર્વતના શિખરની તરફ નજર નાખી છે? બરફથી આચ્છાદિત શિખરો ઉપર જ્યાં કેવળ શૂન્યતા દષ્ટિગો-

ચંર થાય છે, ત્યાં હૃદય અને નેત્રોને આનંદિત કરનારાં સોનેરી રંગનાં કિરણો કદી જોયા છે? બાહ્યશુદ્ધિ એ પ્રકારની છે "

રાજકુમારની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં તેણે બુદ્ધદેવને સાષ્ટાંગ પ્રણિપાત કરીને મંદ સાદે કહ્યું –"પ્રભો ! આપની સમીપમાંથી મને દૂર ન કરો આપનો શિષ્ય થવાને માટે મને ફરી એક વાર પ્રયત્ન કરવા દો આપના શિષ્ય થવાની યોગ્યતા કેવી રીતે પ્રાપ્ત થઇ શકે છે, તેનું હવે મને સારી રીતે જ્ઞાન થયું છે "

બુદ્ધદેવે કહ્યું, " ઠીક જાઓ, તમારી પ્રાર્થના કબુલ છે, " રાજકુમાર પોતાના સાથીઓને લઇને તેજ વખતે ત્યાંથી ચાલ્યો ગયો

૩

રાજકુમાર જૈત્રસિંહે પોતાના રાજ્યમાં પહોંચતાં પોતાના પિતાના મૃત્યુના સમાચાર સાંભળ્યા રાજ્યનો સઘળો કારભાર તેને માથે આવી પડયો, ન્યાય નીતિથી પ્રજાનું પાલન કરવાને લીધે થોડાજ દિવસોમાં તે ન્યાયી અને પ્રજાપ્રિય રાજા ગણાવા લાગ્યો

તેણે પ્રથમ પોતાના મિત્રને માટે અને તેની સાથે મિત્રતા કરવાની ઇચ્છા કરનારા ઉપર જણાવેલા નવીન પુરૂષને માટે જોડાજોડ બે મહેલ બંધાવી આપ્યા અને પોતે બહિષ્કૃત કરેલી સ્ત્રીને પણ ફરી પાછી પોતાના રાજમહેલમાં બોલાવી મંગાવી આથી રાજાની ઘણી નિંદા થવા લાગી તેના પિતાના વખતના જે વૃદ્ધ સેવકો હતા તે અપ્રસન્ન થયા ઘેર ઘેર તેની વાતો થવા લાગી તેની સમુચિત સુધારણામાં લોકોની સ્વેચ્છાચારિતાની દુર્ગંધિ આવવા લાગી.

પરંતુ તેથી રાજા વિચલિત ન થયો તેને પુષ્પશય્યા અને કંટકશય્યા બંને એક સરખી જણાવા લાગી કંચન કે કાચ, મહેલ કે સ્મશાન, ધનવાન કે નિર્ધન અને જીવન કે મરણમાં તેની સમદૃષ્ટિ થઈ ગઇ તેણે લોકોની નિંદા કે સ્તુતિની તરફ નજર સરખી પણ ન કરી તે તો પોતાના કર્તવ્ય માર્ગ પર બરોબર આરૂઢ રહ્યો.

રાજાનો એક નાનો ભાઇ હતો તે પોતાના મોટા ભાઇની આવી વર્તણુકથી અપ્રસન્ન થઇને તેનો શત્રુ બની ગયો તેણે રાજાની વિરૂદ્ધ એક ભારે ષડયંત્રની રચના કરી જેનો ઉદ્દેશ રાજ્યાધિકારનું પરિવર્તન કરી દેવાનો હતો એક દિવસે રાજા જૈત્રસિંહને કોઇએ ખબર આપી કે તમારો વધ કરવાનો ગુપ્ત યત્ન કરવામાં આવ્યો છે, પરંતુ તેથી રાજા જરા પણ ભયભીત ન થયો તેને પોતાનું રક્ષણ કરવાની જરા પણ ચિંતા નથી પોતાના પ્રાણ જવાની શંકાથી તે વ્યાકુળ ન થયો

એક દિવસે તેણે પોતાના એકાન્ત સ્થાનમાં જોયું કે એક અપરિચિત પુરૂષે તેનું કામ ખલાસ કરવાને તલવાર ઉગામી છે. તે તલવાર તેના ગળાં ઉપર પડતાજ તેના કેટલાક મિત્રોએ ત્યાં આવી પહોંચતાં તેને વચમાજ રોકી લીધો અને મારનારાઓને તેણે તેજ વખતે કેદ કરી લીધો મારનાર માણસ એક ક્ષત્રિય હતો રાજાએ પૂછ્યું કે, "તું શા માટે મારૂં ખૂન કરવાની ઇચ્છા રાખે છે?"

તેણે કહ્યું કે, " તું રાજ્યનું સત્યાનાશ વાળનાર છે તે માટે. તારૂં વર્તન અહીંના પ્રથમના રાજાઓ કરતાં ઉલટું છે તું જેટલા સુધારા કરે છે તે સર્વ પરિણામમાં રાજ્યનો નાશ કરે તેમ છે "

જૈત્રસિંહે વિચાર કર્યો, કે અપરાધી અજ્ઞાની જણાય છે, જેથી તેને છોડી દેવો જોઇએ તેણે પોતાના સેવકોને કહ્યું કે,–જો કે આ માણસે મારો વધ કરવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ તેનો ઉદ્દેશ ઉત્તમ છે. એથી તેને છોડી દો અને તેને એકલાને મારી પાસે આવવા દો અને તમે સર્વ બહાર ચાલ્યા જાવ

સેવક આશ્ચર્યચકિત થઇને બહાર ચાલ્યા ગયા રાજાના સાહસને માટે તેમને તે વખતે કાંઇક ભય થયો આરાદ બેપરવાઇથી રાજાની સામે જોવા લાગ્યો, પરંતુ રાજાએ તેની મુખમુદ્રા ઉપર કાંઇ પણ ધ્યાન ન આપ્યું. આરાદે જોયું કે રાજાના મુખ ઉપર દયા, ધિક્કાર અથવા વિજયની છાયા પણ નથી તે, ભગવાન બુદ્ધદેવના "સત્પુરૂષો અપરાધની શોધ કરતા કરતા અપરાધ કેમ થયો છે તેને ખોળી કાઢવાને માટેજ વધુ પરિશ્રમ કરે છે " આ ઉપદેશ અનુસાર પૂર્વ કર્મોનું નિરીક્ષણ કરવાનો પ્રયત્ન કરતો હતો તે તે કર્મોની મિમાંસા કરી રહ્યો હતો કે જેને માટે આરાદે તેને માર-

વાનો પ્રયત્ન કર્યો હતો અને તે જાતે મરતો મરતો બચી ગયો હતો એકાએક તેની મુદ્રા પલટાઇ ગઇ. તે પોતાના દિવ્ય ચક્ષુઓથી આ પ્રમાણે જોવા લાગ્યો કે જાણે ગુરૂદેવેજ તેના અંતઃકરણનાં દ્વાર ઉઘાડી નાખ્યા છે વસ્તુનું રહસ્ય તેના સમજવામાં આવ્યું તે માણસનાં પૂર્વ કર્મ તેની દૃષ્ટિની સન્મુખ જણાવા લાગ્યાં.

તેને ખબર પડી કે વિદ્યુતતાની માફક આ રાહનું સ્થૂલરૂપ ક્ષણ ક્ષણમા પરિણમન કરી રહ્યું છે અજ્ઞાનથી અને તેને લીધે બાધેના પાપકર્મોથી પ્રાણિયોને જે જે કષ્ટ સહન કરવા પડે છે, તેનું સાક્ષાત્ સ્વરૂપ તે વખતના જ્ઞાનનો વિષય થઈ રહ્યો! થોડીજ વારમા જેમ કોઇ સ્વપ્નથી જાગૃત થાય છે, તેજ પ્રકારે રાજાએ સચેત થઈને તે માણસને કહ્યું—"ભાઇ, તારા સબંધમા હું એટલુંજ જાણું છુ કે તું મારો ભાઇ છે મારા અને તારા સ્વરૂપમાં કાઇ અંતર નથી. હું અને તું બંને એકજ માર્ગના મુસાફર છીએ આવ, હું અને તું હૃદય મિલાવીને મળીએ અને તે માર્ગને જ વહી પુરો કરવાનો પ્રયત્ન કરીએ

ઘણો સમય થઇ જવાથી રાજાના અંગરક્ષકોને ભય થયો તેમણે અંદર જઇને જોયુ તો, આરાદ જૈત્રસિંહના ખભે માથુ રાખીને રડયા કરે છે અને જૈત્રસિંહ એક અપૂર્વ આધ્યાત્મિક તેજથી દીપ્તિમાન થઇ રહ્યો છે।

× × × ×

ભગવાન્ બુદ્ધદેવ પૂર્વે વર્ણવેલા ઉપવનમાંજ વિરાજમાન્ થઇ રહ્યા છે પ્રભાતનો સમય છે સૂર્યદેવ ધીમે ધીમે ઉપર આવી રહ્યા છે કોઇ મનુષ્યના આવવાનો ઘણુસારો મભળાવા લાગ્યો ભગવાન બુદ્ધદેવે નેત્ર ઉઘાડયા તો સામે રાજા જૈત્રસિંહ નમસ્કાર કરીને ઉભો થઇ રહ્યો છે

આ વખતે રાજાની સાથે કોઇ પણ પુરૂષ નથી. તેણે ભિક્ષુકનો વેષ ધારણ કરી લીધો છે તેની મુખમુદ્રા ઉપર એક અપૂર્વ શાંતિ વિરાજમાન થઇ રહી છે બુદ્ધ ભગવાને તેને આશિર્વાદ આપ્યો અને કહ્યું—બેટા, તું હવે મારી પરીક્ષામા પાસ થયો છુ હવે પ્રસન્નતાની સાથે દીક્ષા ગ્રહણ કરીને તારૂં અને અગણિત સંસારના દુઃખમગ્ન પ્રાણિયોનુ કલ્યાણ કર"

તે પછી બુદ્ધદેવે તેને મંત્રોપદેશ આપ્યો. આ વખતે સુગંધિત મંદ પવન આવી રહ્યો હતો. ચારે દિશામાં દિવ્ય શાંતિ પ્રસરી રહી હતી અને પ્રભાતકાલની રમણીયતા અલૌકિક જણાતી હતી ×



# अमेरिका अने यूरोपमां एक जापानी मुसाफर.

( અનુવાદક—વાડીલાલ ફાકુભાઇ સંઘવી )

અમેરિકાના પ્રધાન મિ. મિલર્ડ ફિલમોરે ( Millard Fillmore ) જાપાન-સરકાર પાસેથી વ્યાપાર સબંધી કાંઇક સ્વત્વ પ્રાપ્ત કર્યાને લગભગ સાઠ વર્ષ થયાં વિક્રમ સંવત ૧૯૦૫ પહેલાં જાપાની લોકો પરદેશિઓને પોતાના દેશમાં આવવા દેતા નહોતા યુરોપની જૂદિ જૂદિ જાતિઓએ જાપાની લોકો સાથે વ્યાપાર કરવાને ઘણોજ પ્રયત્ન કરેલ, અને કોઇ કોઇ વખતે તેમને થોડી ઘણી સફળતા પણ મળેલ, પરંતુ ઈસાઇ લોકોએ કાંઇક જાપાનમાં ઉપદ્રવ કર્યો હતો આથી જાપાનિઓએ સર્વ પરદેશિઓને ત્યાંથી કાઢી મુક્યા તે વખતે જાપાની-સરકારની આજ્ઞા નીચે લખ્યા શબ્દોમાં અપાઇ હતી—

"જ્યાં સુધી સૂર્ય ભગવાન્ પૃથ્વિપર ગરમી પહોચાડે ત્યા સુધી કોઇ ઈસાઈ જાપાનમાં આવે નહિ સર્વને સૂચના આપવામા આવે છે કે, જો સ્પેન દેશના રાજા અથવા ઇસાઇઓના પોપ ( Pope ) અથવા તેમના સર્વથી મોટા પરમાત્મા પણ આ આજ્ઞાનુ ઉલ્લંઘન કરશે તો તેને પણ દેહાન્ત દંડની શિક્ષા કરવામાં આવશે."

×[ મરાઠી ઉપરથી ]

જાપાન સાથે વ્યાપાર કરવાને માટે અમેરિકા બહુજ આતુર હતું જ્યારે જાપાન-સરકારે અમેરિકાનુ માન્યુ નહિ, ત્યારે અમેરિકાના પ્રધાને વિક્રમ સંવત્ ૧૯૦૯ મા કોમોડર પૈરી (Perry) ને જંગી જહાજોના એક બેડાની સાથે જાપાન મોકલ્યા. તે વખતે જાપાન દુર્બલ-શક્તિ વગરનુ હતું જંગી બેડાનો મુકાબલો તે કરી શક્યું નહિ જેથી અમેરિકાના વ્યાપારિયોને માટે જાપાનની બેડિયો તુરત ખુલી ગઇ, અને થોડાજ વખત બાદ યુરોપની જાતિયોએ પણ તેવુ જ સ્વત્વ પ્રાપ્ત કરી લીધુ જાપાની લોકો વિદેશિયોને હમેંશાથી સંદેહની દૃષ્ટિથી જોતા હતા તેની જરા પણ પરવા ન કરતાં, જાપાનિયોની ઇચ્છા વિરુદ્ધ વિદેશી લોકો, માત્ર પોતાના બાહુબળથી જાપાનમાં આવ્યા જાપાનિઓ પર તેમના જંગી જહાજોનો બહુજ પ્રભાવ પડ્યો અને ભવિષ્યમા સ્વદેશની રક્ષાને માટે તેવુ જ જહાજ બનાવવાનો પૂર્ણ નિશ્ચય તેમણે કરી લીધો.

વિદેશી વ્યાપારિઓને મળવાથી તેઓ યુરોપ અને અમેરિકાના નિવાસિઓથી વિદ્યા તથા કળા-કૌશલમા કેટલા પછાત છે તે તેમના જાણવામા આવ્યુ હતું વિદેશિયોની સંઘ-શક્તિ અને સંગઠનને જોઇ તેઓ વિસ્મિત થયા જાપાનિઓમા આ ગુણ સ્વાભાવિક છે કે જ્યારે તેઓ કોઇ શ્રેષ્ટ કળા, વિદ્યા અથવા વ્યાપાર ક્યાંઇ જુવે છે ત્યારે તુર્ત તે શીખી લે છે, અને તેનો પ્રયોગ પોતાને શિખવાડનારથી પણ સારી રીતે કરે છે જાપાનિઓ આજ સુધી સંસારની કોઈ નવી વિદ્યા શિખેલ નથી તેઓ હમેશા બીજાની પાસેથી શીખતા આવ્યા છે ફિલોસફી અર્થાત્ દર્શન-શાસ્ત્રમાં કોઈ નવો વિચાર તેમણે જણાવેલ નથી ધર્મના વિષયમા તેમણે કોઇ નવી સત્યતાનો અનુભવ કરેલ નથી સાહિત્ય, કવિતા, નાટક આદિમા પણ વિશેષ રચનાઓનો પ્રાદુર્ભાવ તેમણે કરેલ નથી, અને પ્રકૃતિના નિયમોના વિષયમાં તેમણે કોઇ નવી શોધખોળ કરેલ નથી તેમનો સ્વભાવ ઉત્પાદક (Creative) નહિ, પરંતુ ગ્રાહક (Receptive) છે બૌદ્ધ સંપ્રદાયની ચર્ચા જ્યારે સંસારમા થઇ ત્યારે જાપાની બૌદ્ધ થઈ ગયા હવે પશ્ચિમીય સભ્યતાનો સૂર્ય પોતાના પ્રચંડ પ્રતાપથી ઝગઝગી રહ્યો છે, ત્યારે જાપાની 'Ring out the old ring in the new' એ કહેવત પ્રમાણે અમલ કરી રહ્યા છે પરંતુ તેમા એક વાત પ્રશંસનીય એ છે કે જે કાંઇ પણ તેઓ બીજાની પાસેથી શીખે છે તેનો એવો સારો ઉપયોગ કરે છે કે શિખવાડનારા પણ વિસ્મય થાય છે આથી જાપાની લોક અંગ્રેજો સાથે થોડાઘણા મળતા છે ઇંગ્લેંડનુ રાજ્ય સંસારના એક ઘણાજ મોટા વિભાગ પર છે સંસારની સર્વ જાતિઓના બળથી ઇંગ્લંડનુ દરિયાઇ બળ-શ્રેષ્ટ છે આથી ઇંગ્લેંડનો સમુદ્રપર પૂર્ણ અધિકાર છે પરંતુ આજ સુધી જહાજ બનાવવા તથા નવી નવી જાતના હથિયાર તૈયાર કરવા, ટારપીડો તથા સબમેરીન નિર્માણ કરવા આદિમા જેટલું અનુસન્ધાન તથા આવિષ્કાર થયેલ છે તેમાંનુ એક પણ ઇંગ્લેંડે કરેલ નથી જ્યારે બીજાઓ શોધખોળ કરી નવી નવી યુક્તિઓ શોધી કાઢતા ત્યારે ઇંગ્લેંડ ચૂપચાપ જોઇ રહેતું, અને જ્યારે કોઇ હુન્નર ઠીક થતો ત્યારે ઇંગ્લેંડ તુરત તેનો પ્રયોગ કરી લેતું અને તેનો પ્રથમ અનુસંધાન કરવાવાળાથી શ્રેષ્ટ પ્રયોગ કરી બતાવતું

પૈરી ( Perry ) ના જંગી જહાજોના આગમનથી જાપાનને બહુજ અસર થઈ, તુરતજ તે બનાવવાની વિધિ શિખવાને માટે જાપાની લોક વિદેશ જવા લાગ્યા વિદેશ-યાત્રાને માટે દરેક યુવક વ્યાકુલ થવા લાગ્યા પોતાની હીન દશાને સુધારવા તથા જાતીય સમ્માનની રક્ષાને માટે પુરૂષાર્થી, પરાક્રમી અને સાહસી જાપાની યુવકો યૂરોપ અને અમેરિકા તરફ ગયા જેમ હિમાલયની કંદરાઓમાં યોગી લોક આત્મ-સાક્ષાત્કારની પ્રતિક્ષા કરે છે, જેમ વૃદ્ધ માતા લાંબા વખતથી વિદેશ ગયેલ પુત્રની પાછા આવવાની રાત્રિદિવસ પ્રાર્થના કરે છે, તેમ અમેરીકા તથા યૂરોપની યાત્રા કરવાને માટે જાપાની યુવકો એવા ઉત્સુક હતા કે ક્યારે વખત મળે અને ક્યારે આપણી અભિલાષા પૂર્ણ થાય

તેમાંના એક યુવકનુ નામ યોશિઓ માસ્કીનો હતું તે જાપાનની ક્ષત્રિય-જાતી સેમુરાઇમા ઉત્પન્ન થયો હતો તેનો વંશ ગેંગીનાસના નામથી પ્રસિદ્ધ હતો સેમુરાઇઓમાં એ વચન

કરેલ કર્મ કદી નિષ્ફળ જતાં નથી કોઇ ન કોઇ વખત તેનુ ફળ અવશ્ય મળે છે જ. આ પ્રમાણે કષ્ટ સહન કરવાથી અને પુરૂષાર્થ કરવાથી પરિણામ એ આવ્યુ કે, આરફીનો તે વખતે ચિત્રકારોમા સર્વથી શ્રેષ્ટ ગણાવા લાગ્યો તેના ઉત્તમ કાર્યની લોકો બહુજ પ્રશસા કરવા લાગ્યા. તેને ધનની પુષ્કળ પ્રાપ્તિ થવા લાગી ઇગ્લેડથી તે ફરી ફ્રાન્સ ગયો ત્યા પણ તેણે સારી નામના મેળવી. ફ્રાન્સ થોડો વખત રહી તે ઇટાલી ગયો અને થોડા માસ રોમમા રહ્યો કેમકે રોમ ગયા વગર કોઈ પોતાના ધધામાં પ્રવીણ કહેવાતો નથી આ પ્રમાણે આ દેશમા કીર્તિ મેળવી આરફીનો સુખે દિવસ નિર્ગમન કરવા લાગ્યો તેનું નામ પ્રખ્યાત થઇ ગયુ, અને જે પ્રમાણે તેણે ધાર્યુ હતું તે પ્રમાણે કરી બતાવ્યુ

આરફીનોનો આદર્શ ભલે નાનો હોય કે મોટો હોય, પરતુ જે પ્રમાણે તેણે પોતાના આદર્શની પૂર્તિને માટે પરિશ્રમ ઉઠાવ્યો, તે વિના મદદે પાર ઉતાર્યો પરદેશમા—સામાન, ધન, મિત્ર તથા વિશેષ વિદ્યા વિના, અને હજારો ચિત્રકારો હોવા છતા ન ગભરાવુ, કેટલાય મહિના સુધી પેટભરી ભોજન ન મળવુ, કેટલાય વર્ષો સુધી નિરાશા મળવા છતા હિમ્મત ન હારવી, આપત્તિ અને મુસ્કેલીઓથી ઘેરાઇ રહેવા છતાં, નિર્બલ અને નિશ્ચેષ્ટ ન થવુ, અને ઉચ્ચ કુળમા જન્મ લીધા છતા અથાગ પરિશ્રમ વેઠવો—આ બધા ગુણોએ તેને ઉન્નત બનાવ્યો. જે જાતિના વ્યક્તિઓને પોતાની જાતપર ભરોસો છે, જેનામાં ઉત્સાહ છે, ભુજામા બળ છે અને મનમા જાતીય અભિમાન છે, તે જાતિના ભવિષ્યની બિલકુલ ચિન્તા નહિ, અને તે જાતિના ગૌરવ તથા સન્માનની રક્ષાને માટે કોઇ જાતના આડબરની પણ જરૂર નથી

[લક્ષ્મણ સ્વરૂપ એમ. એ ના હીન્દી લે ઉપરથી]




( અનુસધાન ગતાકથી. )

વસતે આનદિત થઇને તાકામાથી જરા સરખા આવતા પ્રકાશના આધારે ઘણી જ મુશીબતે કાગળ લખ્યો, અને પછી કહ્યુ,— ભદ્રે, પ્રતિજ્ઞા કરો કે આ ચિઠ્ઠી તમારે વાંચવી નહિ અને યમુનાને પણ બતાવવી નહિ જો દયા લાવીને તમે તેને અવન્તિ રાજ્યના મત્રીની પાસે મોકલી આપશો તો હુ આ કારાગૃહમાંથી સહેલથી મુક્ત થઇ શકીશ

સુભદ્રાએ કહ્યું, હું સોગનપૂર્વક કહું છુ કે તમારી આજ્ઞાનુ હુ અક્ષરશ પાલન કરીશ

તેજ રાત્રે એક દૂત ચિઠ્ઠી લઇને અવન્તિ રવાના થઇ ગયો

દૂતને અવંતિ જઇને પાછા આવવામા જે વિલબ લાગે તેનું વસંતે મનમા ને મનમા જ અનુમાન કરી લીધુ અને તેના સુભદ્રાને પૂછી પૂછીને દિવસો ગણવા લાગ્યો.

એક દિવસ સુભદ્રાએ આવીને કહ્યુ કે, વસત આજે અવન્તી રાજ્યના મત્રી સેના સાથે આવી પહોચ્યા છે પણ તે તો તમારો ઉદ્ધાર કરવાનો કાઇ પણ પ્રયત્ન કરતા નથી

વસતે હસીને પૂછ્યુ, તો તે શા માટે આવેલા છે?

"તે તો વિવાહનો સબધ બાધવાને માટે આવેલા છે!"

"કોનો?"

"રાજકુમારી યમુનાની સાથે અવન્તીના મહારાજના ભાઇનો અને મહારાજાની સાથે..."

સુભદ્રાએ તે પછી કાંઇ કહ્યુ નહિ પણ શરમથી તેનો મોંઢામાની વાતો હોઠમાં અટકી પડી.

સુભદ્રાને શરમાઇ ગયેલી જાણી વસતે હસીને પૂછ્યુ કે, અને અવન્તીના મહારાજાની સાથે કોનો વિવાહ કરવાનો છે?

# सति सुलोचना देवी.

( અનુસંધાન ગતાંકથી )

## પ્રકરણ ૧૧ મુ.

### લુંટારાઓનો પરાજય અને સુખ.

શા શહેરમા સર્વત્ર શાંતિ પ્રસરી રહી હતી ઘણી જગ્યાએથી પુરુષો લુટારાની વાતો કરતાં હતા. માનસિંહજી આજે મોડું થતા સુધી રાજકાર્યમા ગુંથાયા હતા તેઓ કામકાજ કરતા પણ જીવ ઠેકાણે નહોતો માનસિંહજી પોતાના ગજ 'માથી મોડી રાતે પરવારી પોતાના અંતઃપુરમાં જતા હતા ત્યાં એકાએક એક ઘોડે સ્વાર દોડતો આવતો તેમને જણાયો તેને આવતો જોઇ પોતે ઉભા રહ્યા થોડીવારમાં ઘોડેસ્વાર આવી પહોચ્યો તેને તુરત જ રાજાએ ઓળખી લીધો. રાજાએ કહ્યુ યશવંતસિંહજી શુ સમાચાર લાવ્યા છો?

યશવંતસિંહજી—આજે જ લુટારાઓને પકડવાના સમાચાર લાવ્યો છુ આપણા સેનાપતિને એકદમ બોલાવો

રાજાએ કહ્યુ—કેમ? શુ કરવુ છે?

યશવંત—તે પછી, પણ તમે હમણાં જ તમારૂ સૈન્ય એકઠું કરો નહિ તો બાજી બગડી જશે?

આ સાભળી રાજાએ તુરત જ પોતાના સેનાધિપતિને બોલાવી સૈન્ય એકઠુ કર્યું

યશવંતસિંહે કહ્યુ,—લુંટારાઓએ આજે આપણા શહેરમાં લુટ અને લાગ કરવાનો વિચાર કર્યો છે તે સર્વે જાલમની આગેવાની નીચે અહીં આવવા નીકળી પડયા છે અને તેમનુ રક્ષણ ગોધી કહાડયુ છે નવલ ત્યા છે અને હું બીજે રસ્તે થઇ આપને ખબર આપવા અને લુંટારાઓના ત્રાસમાથી શહેરને બચાવવા અહીં આવ્યો છુ

રાજા—એમ! તો હવે આપણે શુ કરવુ?

યશવંત—બધા દરવાજામાથી માત્ર એક જ દરવાજો પશ્ચિમ ભણીનો ઉઘાડો રાખી બધા બંધ કરવા અને દરેક દરવાજે ગુપ્ત ચોકી પહેરા જો ડેના વગેરેની અંદર છુપાવી રાખવા

આપણું કેટલુંક સૈન્ય પશ્ચિમ ભણીના દરવાજા સામેની ઝાડીમા સંતાડી રાખવુ અને જેવા લુંટારાઓ શહેરમાં પ્રવેશ કરે કે તરત જ દરવાજો બંધ કરી તેમની પુંઠ પકડવી દરવાજામાં જેવા લુટારા પેસે તેવા જ આડા અવળા જઇ શકે નહિ તે માટે બધા રસ્તા બંધ કરવા અને દરવાજા સામેનો માત્ર એક જ માર્ગ ઉઘાડો રાખવો અને તે માર્ગ એક ચોગાનમા પડે તેમ રાખવુ તે ચોગાનમા લુટારાઓ આવે કે તરતજ ચારે બાજુ રાખવા સૈન્યે તેમને ઘેરી લઈ પકડી લેવા પણ તે લોકો અંદર પ્રવેશ કરે ત્યારથી એક કલાક સુધી બરોબર શાંતિ જાળવી રાખવી.

બીજા આડા અવળા રસ્તાઓના નાકે પણ ગુપ્ત રીતે સૈનિકોને તૈયાર રાખવા કે તે લોકો આવે કે તરતજ પકડી લેવા

રાજા—ઠીક, ઘણોજ સુગમ ઉપાય હું ધારૂં છુ કે આમ કરવાથી લુંટારાઓનો ત્રાસ સમુળગો જશે

રાજાએ યશવંતસિંહના કહેવા પ્રમાણે તમામ યોજના કરી અને પશ્ચિમનો દરવાજો ઉઘાડો રખાવ્યો સૈનિકોની પણ તેજ પ્રકારે વ્યવસ્થા રખાવી યશવંત કેટલાક સૈનિકો લઇને પશ્ચિમ ભણીના દરવાજા તરફની ઝાડીમાં સંતાઈ ગયો

તે પછી સર્વત્ર શાંતિ પ્રસરી રહી જાણે આખુ શહેર ભર નિદ્રામાં પડ્યુ હોય એવો ભાસ થવા લાગ્યો અંધારી રાત હતી ને સર્વત્ર શૂન્યકાર જણાતું હતુ

રાતના બાર વાગ્યા પણ કોઇ જણાયુ નહિ. આ તરફ સૈનિકો ગુપચુપપણે લુંટારાઓને આવવાની રાહ જોતા હતા રાજા માનસિંહજી પણ શી ખબર આવે છે તે સાંભળવાની ઇન્તેજારી રાખતા હતા જોતજોતામાં એક વાગ્યે લુટારાઓ પણ તૈયાર થઇ ચારે દરવાજા તપાસી વળ્યા એક દરવાજે ઉઘાડો જોયો ત્યા ચોકીવાળો ભરનિદ્રામા પડેલો હોય તેમ જણાયો. તે દરવાજે થઇ પ્રથમ એક માણસ દાખલ થયો તે થોડેક દુર ગયો હશે તેવામા તો બીજા ચાર જણ દાખલ થયા એમ એક પછી એક તમામ લુંટારાઓ અંદર દાખલ થયા જાલમ પણ અંદર જ હતો

આજે લુંટારાઓએ રાજદરબારમા લાહ્ય લગાડવાની અને રાજાના જનાનખાનામા લુટ કરવાની ઇચ્છા રાખી હતી જેથી જેવા દરવાજામા પેઠા કે તરતજ ગુપચુપ, ગુપચુપ સર્વે રાજમહેલ તરફ વળ્યા.

આ તરફથી યશવતસિંહની ટોળીએ પણ તેમની પાછળ તેજ દરવાજામા પ્રવેશ કરી દરવાજો બધ કર્યો અને પુરતા ચોકી પેહરા ગોઠવી દીધા અને લુંટારાઓને ઘેરી લેવા તેમની પાછળ કેટલેક દુર રહી જવા લાગ્યા

લુંટારાઓએ રસ્તે જતાં ચાર રસ્તા આગળ ઉભા રહી કાઠક સંકેત કરી ચારે દીશામા થોડા થોડા વહેચાઇ ગયા આજે તેમને સઘળે શુન્ય જણાયુ કોઈ માણસ કે સૈનિક તેમને જાગતો જણાયો નહિ તેથી તેમને લાગ્યુ કે આજે સારો લાગ આવ્યો છે તેમને ક્યાથી ખબર કે આજનો દિવસ તેજ લુંટનો છેવો દિવસ છે

તેમાના એક જણે એક દિશામા જઇ અગ્નિ સળગાવવાની શરૂઆત કરી અને જ્યા એક ઘરમા લાહ્ય સળગાવી પોતે નાસવા લાગ્યા કે તુરતજ પાછળથી આવી તેમને સૈનિકોએ પકડી લીધા અને તુરતજ લાહ્ય હોલવી નાખી.

બીજી બાજુ પણ તેવો જ રગ જામ્યો. એક જણે જઇ રાજમહેલમા અગ્નિ સળગાવ્યો અને તેની ખબર પડતા તેને હોલવી તેમને તરત જ પકડી લીધા

હવે સીધે મોટે જે લુંટારા જતા હતા તે આગલા ચોગાનમા જઇ પહોચ્યા અને ત્યાથી હવે શુ કરવુ તેના વિચારમા હતા તેવામા ચારે બાજુના સૈનિકોએ તેમને ઘેરી અને પકડી લીધા. આ જોઇ જાલમ અને બીજા એક બેએ પાછા નાસવા માડયુ પણ તે યશવતસિંહની ટોળીના પંજામા સપડાઇ ગયા

આ પછી તમામ દરવાજા ઉઘાડી નાખ્યા અને તેમાથી નાસતા માણસને પકડવાની ગોઠવણ કરી એટલે થોડા ઘણા રહ્યા હતા તે પણ પકડાઇ ગયા. માત્ર એક જણ બચી ગયો અને તે ત્યાંથી બધાની નજર ચુકવી છુટ લઇને નાઠો

જાલમ વિગેરે તમારા લુટારાઓને પકડી એક અધારા ઓવરામા કેદ કરી રાજાને પુરતી સંભાળ રાખવાનું જણાવી પોતે નાસતુ શુ થયુ તે જોવા માટે પેલા વડ પાસે ગયો. સાથે થોડાક સૈનિકો પણ રાખ્યા હતા

લુંટારામાંનો નહિલો માણસ દોડતો દોડતો વડ પાસે પહોચ્યો તેવામા પાછળથી યશવતે તેને જોઇ ગોળી છોડી એટલે નીચે પડયો, અને બીજાએ તેને પકડી લીધો યશવતે તેને વડનો ભેદ ખુલ્લો કરવાને કહ્યું પણ તેણે કાંઇ માન્યુ નહિ. જેથી તેને બહાર રાખી એકએક સૈનિકોને તેની સભાળ રાખવાનું કહી તે વડના પોલાણમાં ઉતરી પડયો હવે તે નિર્ભય બન્યો હતો. તેને કોઇનો ભય રહ્યો નહોતો તે અદર જઈ નીચેની નળીમાં આગળ વધ્યો તો ત્યાં એક ચોગાન અને ખંડેર જણાયુ તે તે ખંડેરમા ગયો તો ત્યા સર્વત્ર સુનું હતું અને બારણા જેવુ કાંઈ જણાયુ નહિ. જેથી તેણે એક બાજુ ખુટી જેવુ જણાયુ તેમાં લાત મારી કે તરત ભીંતમાં ચીરાડો પડયો અદરથી પાચ દશ માણસો હથીયારબંધ આવી તેના ઉપર તુટી પડયા પણ યશવંતે તેમને એક પછી એક ગોળીથી સુવાડી દીધા આવો બનાવ બન્યાની અદરના ખડમાં ખબર પડતા બે યુવતિઓ એકદમ અંદરના ખડમાંથી બ્હાર આવી. યશવતસિંહે તેમને ઓળખી કુશળ સમાચાર પૂછ્યા અને નવમ ક્યાં છે એનો પ્રશ્ન કર્યો.

આ યુવતિઓ સુલોચના અને સૂર્યકુમારી હતા સુલોચનાએ કહ્યું—તમારા ભાઇને તો આ દુષ્ટ લોકોએ આ ખડમા કેદ કર્યા છે તરતજ યશવંતે તે ખડને ઉઘાડી નવલને બ્હાર કાઢયો, અને પછી કુશળ સમાચાર કહી લુંટારાને પક

સુધરે, અને તેમના ગૃહસ્થાશ્રમોમા તેમને સ્વર્ગીય સુખનો અનુભવ થાય તે માટે ઘણી જગ્યાએ શાળાઓ સ્થાપી અને ઉચ્ચ શિક્ષણનો પ્રચાર કર્યો

યશવતસિહ અને નવલે પણ પોતાના દેશમાં હુન્નર ઉદ્યોગના જ્ઞાનનો વધુ ફેલાવો થાય તે માટે પોતાના ખર્ચે ઘણા વિદ્યાર્થીઓને વિદેશ મોકલી ત્યાની વિદ્યાનો અહિ પ્રચાર કરવા સારૂ ઘણી કોલેજો સ્થાપી અને પોતાના દેશમાં ઘણા હુન્નર ઉદ્યોગના કારખાના ખોલ્યા.

નવલકિશોરે ધર્માદા કાર્યમા ઘણી સખાવતો કરી તેથી સરકારે પણ તેને ઘણા ઇલ્કાબો અને માન આપ્યાં અને સુરતમા તો શુ પણ આખા દેશમાં તેનુ નામ ઘેરે ઘેર ગવાવા લાગ્યુ

આ પ્રમાણે તેમણે પોતાની પાછળની જીદગી લોક સેવામા ગાળી અને પોતાના જીવનને સાર્થક કર્યું જાણ્મ અને તેના આશ્રીતો જન્મારા સુધી કેદમા જ સડયા કર્યાં અને તેમના કાર્યનો બદલા તેમને પણ પુરેપુરો મળી ચૂકયો.

---

## मंत्रबळनी एक अद्भुत शक्तिनुं दृष्टान्त.

( દેસાઇ મોતીલાલ મથુરભાઈ મહુધાવાળા ),

મારવાડમા લુણી નદિના કિનારા ઉપર ખેરગઢ નામનું એક ગામ આવેલું છે જે ગોહીલ લોકોનુ જુનું સ્થાન કહેવાય છે, અને ત્યાંથી સેજકજી ગોહીલ સૌરાષ્ટમાં આવ્યા હતા તે ખેરગઢ ( કેટલાએક તેને ખેડગઢ કહે છે ) મા એક, શ્રી શકરનું અને બીજુ શ્રી આદિનાથનું એમ બે દેવાલય હતા શ્રી શકરના દેવાલયના ગોસાઇઓ અને શ્રી આદિનાથના દેવાલયના યતિઓ પુજારી હતા સદરહુ બને દેવળોને ખેરગઢથી અકબધ ઉપાડી–ઉખેડી–નારલાઇ પાસેના પર્વત ઉપર સ્થાપવામા આવ્યા હતાં તે વિષે નીચે પ્રમાણે દતકથા ચાલે છે

"એકવાર યતિઓ અને ગોસાંઇઓ વચ્ચે
"પોતપોતાના મત્રબળની શક્તિ માટે વાદવિવાદ
"ચાલ્યો, અને એવુ ઠર્યું કે ખેરગઢમાંનુ જૈન
"મદીર તથા શીવાલય એક રાત્રીની અદર,
"મત્ર શક્તિવડે ઉપાડીને અરૂણોદય પહેલાં નાર-
"લાઇ લાવે અને તેમા જે પહેલો લઇને પહોચે
"તે પોતાના દેવળનું શીખર ઉપર સ્થાપન કરે;
"અને જે મોડો પહોચે તે, મદીરનું સ્થાપન
"નિચે કરે. એવી મરત ઠરાવી યતીઓ આદિ-
"નાથનુ દેવળ અને ગુસાઇઓ મહાદેવનુ દેવળ
"મત્ર શક્તિવડે ઉખેડીને નારલાઇ લાવ્યા પણ
"ગુસાઇઓ પ્રથમ આવી પહોચ્યા તેથી તેમણે
"શકરના દેવળની, પહાડના શીખર ઉપર તત્
"કાળ સ્થાપના કીધી અને ગોરજીઓ આદીના-
"થનુ દેવળ લઇ પર્વત ઉપર ચઢતા આવતા
"હતા એટલામા ગુસાઇઓએ કુકડાના સરખો
"અવાજ કર્યો, તેથી ગોરજીઓ સમજ્યા કે વ
"હાણું વાયુ માટે હવે આપણને ત્યાં શીખર
"ઉપર સ્થાપન કરતાં ગુસાઇઓ અટકાવશે એમ
"ધારી ( આદિનાથ ) દેવની સ્થાપના નીચે કરી"

આ દતકથાના સમર્થનમા એક દોહરો ચાલે છે કે—

સંવત દશ દાહોતરો, વદીયા ચોરાશી વાદ,
ખેડ નગરથી લાવીઆ, નારલાઇ પ્રાસાદ.

આ બાબતનો લેખ—( નારલાઇનો લેખ ) નારલાઇ ગામના પશ્ચિમ પાદરમા શ્રી આદિનાથનુ જૈન મદિર છે તેમા છે તે લેખમાં લખે છે કે—

**संवत ९६४ ( ૯૬૪ ) यशोभद्र सूरी मंत्र शक्ति समानीताया "**

ઉપરના દોહામાં બતાવેલ સવત ૧૦૧૦ અને લેખનો સવત ૯૬૪ છે તેથી ૪૬ વર્ષનો ફેર છે તેનુ કારણ ગમે તે હોય પણ ઉપરની હકીકત તાજુબી પમાડનાર છે તેથી અત્રે જણાવી છે આ હકીકત ભાવનગર પ્રાચિન શોધ ભાગ ૧ મા બતાવી છે

# વર્ષાદની આગાહી.

(સંપાદક—દેસાઇ મોતીલાલ મથુરભાઇ—મહુધાવાળા)

ગુજરાતના સુલતાન મહમદ બેગડા (ઇ સ ૧૪૫૮–૧૫૧૧) એ પોતાના અમલ દરમ્યાન જગત (દ્વારકા) ઉપર—હીજરી સન ૮૭૭ (ઇ સ ૧૪૭૨) ના ઝીલહર્ઝે મહીનાની અતરમી તારીખે ચઢાઇ કરી તેની હકીકત મિરાતે સીકદરીમા આપી છે દ્વારકાંના વર્ણન માટે થોડી હકીકત લખ્યા પછી દ્વારકાની નવાઇ લખતા લખે છે કે—

"જે જગ્યાએ સુલતાનના તબુઓ નાંખવામાં આવ્યા હતા તે સ્થળે સાપો એટલા ઉભરાતા હતા કે કોઇની હીમત, સુઇ જવા, ચાલી નહીં એવો એક પણ તબુ નહી હશે કે જેમાં સાપો દાખલ થયા નહીં હોય. રાતના ખુદ સુલતાનનાજ તબુમા સાતમે સાપ મારી નાખવામા આવ્યા હતા"

વર્ષાદ આવવાની આગાહી માટે ત્યાંના લોકો એક પક્ષી ઉપરથી નક્કી કરતા કે વર્ષાદ કેટલો થશે તે વિષે તે લખે છે કે—

"વર્ષાદ ઋતુનો આરભ થતાં અષાડ માસની અગીઆરસથી પુનેમ સુધીના દિવસોમા એક વિચિત્ર પક્ષી દરીયા તરફથી આવે છે તે એવુ તો વિચીત્ર હોય છે કે તેના જેવુ બીજું કોઇ પક્ષી કદી કોઇના જેવામા આવેલુ નથી આ પક્ષી માંગલોર પ્રગણાના ગામ મોજે માધુપુરના એક મુર્તિ-ના દહેરા ઉપર આવીને બેસે છે ત્યાથી લોકો તેને સાવચેતીથી પકડી આણે છે, અને તેના શરીર ના રંગ ઉપરથી વર્ષાદના શુકન (વરસાદ કેટલો આવશે તે) જેવામાં આવતા.

જે સદરહુ પક્ષીની પૂછડી અને માથુ વધારે કાળુ હોય છે અને મધ્ય ભાગ સફેદ હોય છે તો તો તેઓ એમ અટકળ કરે છે કે વર્ષા ઋતુની શરૂઆતમાં અને આખરના ભાગમા વરસાદ વધારે પડશે, અને મધ્યમા ઓછો પડશે. જે તેના મધ્ય ભાગનો રંગ કાળો હોય અને બને બાજુ સફેદ હોય તો તે એમ સુચવે છે કે મધ્ય ભાગમાં વર્ષાદ સારો થશે અને શરૂઆતમાં તથા આ-ખરમાં ઓછો થશે. વળી બને બાજુએ કાળાશ વધારે હોય તો વર્ષાદ વધારે થશે એમ અનુમાન કરતા અને બને બાજુએ પીળાશનો ભાગ વધારે હશે તો વર્ષાદ ઓછો થશે જે તમામ રંગ કાળો હશે તો આખી વર્ષાઋતુમાં વરસાદ થશે અને તમામ રંગ સફેદ હશે તો વર્ષાદ પડશે નહીં

સદર પક્ષી દરેક વર્ષમાં વર્ષાઋતુમાં આવતા આ પક્ષીઓ બે ત્રણ ઘડીથી વધારે જીવતા નહીં જે સાલમાં મીરાતે સીકદરી લખાઇ તે સાલમાં પણ સદર પક્ષીઓ પાટણ, દીવ અને દ્વારકાંના મદીરો ઉપર આવી બેસતાં હતા

# સંતાન પ્રાપ્તી કરવા ઉપચાર.

(લેખક—હીરચદ કે મોદી)

સ્ત્રી રજસ્વલા થાય ત્યારે ત્રણ દીવસ નીચેની દવા પીવે તો ગર્ભસ્થાન ખુલ્લુ થયા વિના કદી રહેશે નહિ.

૧. શુદ્ધ બાવળનો ચોખ્ખો શેર ૦। તેને રાત્રે ગાયના ચોખા દુધ શેર ૧ મા પલાળવો તેને સવારે હતાવી એકરસ કરી નાખવો તેમા સાકર શેર ૦। નાખીને તથા ઘી ચોખ્ખુ ગાયનુ શેર ૦। પાશેર મેળવી મીક્સચર કરી દેવુ, પછી સ્ત્રીએ અટકાવના દિવસમા પી જવુ અને જે દીવસે સ્ત્રી ન્હાય તે દિવસે રાત્રે પોતાના પુરૂષનો સગ કરે તો દહાડા રહી જાય. કદાચ આશા ન રહી તો બીજી વખત તેજ દવા પીવાથી (અટકાવના દિવસોમા) ફરી સંતાન પ્રાપ્તી થયા વિના રહે જ નહિ. દવા જેટલા દીવસ લેવામા આવે તેટલા દિવસ પરહેજ બરાબર પાળવી

તેલ, મરચુ, ખટાશ, આમલી તથા નીમક ખાવુ નહિ નીમકને બદલે સીંધાલુણ અગર ખારો ઉપયોગમાં લેવો.

# खोराक अने स्वभाव.

( લખનાર –મિ. લક્ષ્મણદાસ પુરૂષોત્તમદાસ ઠક્કુર. )

ખોરાક ઉપર સ્વભાવ ઘણે અંશે આધાર રાખે છે પ્રગતિના જીજ્ઞાસુઓ માટે એ સવાલ જેમ વધુ ચર્ચાય તેમ વધુ લાભ છે, એમ ધારી એ સબંધમાં કાંઇક લખુ છું

સ્વભાવ ખોરાક ઉપર આધાર રાખે છે, એ મુદ્દો વિવેચનમા લાવતાં પહેલા વાચકોએ જાણવુ જોઇએ કે સ્વભાવ વિષયાસક્તિ ઉપર પણ ઘણો આધાર રાખે છે જે માણસ બહુ વિષયી હોય, તેનો સ્વભાવ તામસી થયા વગર રહેતો નથી, કારણ કે વિષયથી જ્ઞાનતંતુઓ નબળા પડી જાય છે, તેની સહનશક્તિમા ઘટાડો થાય છે, અને ઉશ્કેરાઇ જતા વાર લાગતી નથી

પૃથ્વીરાજ ચોહાણ બહુ વિષયથી એટલો તામસી થઇ ગયો હતો કે, ચામુંડરાય જેવા નીમક-હલાલ સરદારને નજીવા કારણસર કેદની શિક્ષા કરતાં સારાસાર વિચારનું જ્ઞાન રાખી શક્યો નહોતો જીંદગીના પાછલા ભાગમાં તે એક ક્રોધી અને અવિચારી રાજ્યકર્તા તરીકે નિહાળી શકાય છે. તેનું એક કારણ તેની અતિ વિષય પ્રીતિ હતી

એક યુરોપીયન ડાક્ટર કહે છે કે હનીમુન સંપૂર્ણ થયા પછી સ્ત્રી પુરૂષ વચ્ચે તકરાર થાય છે, તેનું એક કારણ અતિ વિષયથી જ્ઞાનતંતુઓ નબળા પડી ગયા હોય છે, એ છે

વિષય પ્રીતિને અંગે અવિચારીપણું અને ચીડીઆપણું એવુ વજ્રલેપ છે કે તે કોઇ દાખલામાં ખોટુ પડી શકે નહિ

શિરાજુદૌલા જેવા રાજ્યકર્તા અતિ વિષય સેવનથી અવિચારીપણું, ચીડીઆપણું એ વગેરે નબળા દુર્ગુણોમા વધારો કરી પાયમાલીને પામ્યા, એ વાત ઇતિહાસના વાચકોથી અજાણી નથી. અતિવિષયથી અને વીર્યક્ષયી પદાર્થો ખાવાથી આંતરડાના જ્ઞાનતંતુઓ વધુ નબળા પડી જાય છે, તેથી થોડે કે વધુ અંશે કબજીઆત કાળે કરીને પ્રાપ્ત થાય છે કબજીઆતથી સખ્ત ચીડીઆ-પણુ આવે છે

મોગલ બાદશાહ મહમદશાહ વગેરે જે જે રાજકર્તાઓ અતિવિષયી નિહાળાય છે તેજ પ્રમાણમાં તેમની મગજશક્તિમા ન્યૂનતા, અવિચારીપણું, ચીડીઆપણું વગેરે પણ નિહાળાય છે ચીડીઆપણાથી પાચનક્રિયા અને આંતરડાની શક્તિને ભારે હાનિ પહોચે છે, એથી સખ્ત ચીડીઆ-પણું આવે એ સર્વનું મૂળ અતિવિષય પ્રીતિ હોય. ખરેખર જો તેમજ હોય, તો મનુષ્ય તરીકેનો ઉંચો દરજ્જો જાળવવા સારૂ, અને એક સારા અને ડાહ્યા માણસ તરીકે ગણાવવા સારૂ એ કુટેવ એકદમ દૂર કરવી જોઇએ

સ્વભાવ ખોરાક ઉપર કેટલે અંશે આધાર રાખે છે?

નહિ માફક આવતા પદાર્થો ખાવાથી ચીડીઆપણું આવે છે એક નબળી પાચનક્રિયાવાળો માણસ નહિ માફક આવે એવા પદાર્થ ખાય તો તરત તેના કોઠામાં વાયુ થાય અને એ વાયુ અને કબજીઆત તેના સારા સ્વભાવને બગાડી નાખે છે એક માંદો માણસ ચીડીઓ હોય, તેનુ મુખ્ય કારણ એ છે કે, તેની જઠર અને આંતરડામાં બગાડની અસર હોય છે, અને તે તેના મગજ ઉપર ચાલુ નબળી અસર કરતી હોય છે

ચાહ પીવાથી ખાંડ જેવો હાનિકારક પદાર્થ રોજ રોજ સવારમાં પહેલવહેલોજ કોઠામાં દાખલ થાય છે સાથે ચાહમાનું ટેનિનઝેર પણ દાખલ થાય છે, પરિણામે ચાહ પીનારાની ભૂખ ઓછી થઇ જાય છે. તેઓ વધુ ખાવા જાય, તો કોઠામાં ખરાબ વાયુ થયા વગર રહે નહિ, અને તેની અસર મગજ ઉપર પણ થયા વગર રહે નહિ. ચાહ પીનારની ભૂખ અને ઉંઘ ઓછી થાય

છે જ્ઞાનતંતુઓ નબળા પડતા હોવાથી ચાહ પીધા વગર કંઈ કામ સુઝતું નથી, એ વગેરે હાનિઓ લખવાનું સ્થળ આ નહિ હોવાથી માત્ર એટલુંજ કહીશું કે ચાહથી શરીર ઉપર જણાવેલી અને પરિણામે કબજીઆત વગેરે બીજી માઠી અસરો થતી હોવાથી ચાહ પીનાર માણસ મગજનું સમતોલપણું સદાકાળ જાળવી શકતો નથી, અને પ્રસંગ મળતા ઉશ્કેરાઈ જાય છે સૌજન્યશાળી ઉમદા માણસો પણ ચાહના નઠારા પરિણામના ભોગ થયા વગર રહેતા નથી. તેઓ ધર્મનીતિને ભ્રષ્ટ કરનાર ક્રોધને તિરસ્કારતા હોવા છતા પ્રસંગ મળતાં ક્રોધી થઇ બેસે છે

ન પચે એવા ભારે ખોરાકથી અને ચાહને ચાલુ કબજીઆત રહેવાથી સ્વભાવ ઘણો ચીડીઓ બની જાય છે દિવાના થવાનુ કારણ દારૂ વગેરે ખરાબ વ્યસન, પાચનક્રિયામા બગાડ, બધકોશ વગેરે હોય છે.

ગોળ, ખાડ સાકર વગેરે શરીરમાં એકદમ ગરમી કરનારા પદાર્થો વધુ પ્રમાણમા ખાવામા આવે, તો ધાતુક્ષયનુ દરદ લાગુ થાય છે તજાગરમી પણ થાય છે, એકદમ ગરમી કરનારા પદાર્થો ધાતુ ઉપર એકદમ અસર કરે છે, અને તેને પાતળી બનાવે છે, માટે સવારમા નરણે કોઠે ગોળ, ખાંડ, સાકર વગેરે પદાર્થમાથી એક પદાર્થ બની શકે ત્યા સુધી ઓછા પ્રમાણમાં પણ ન ખાવો ધાતુ પાતળી કરનારા પદાર્થો ખાવાથી ચીડીઆપણું આવે છે એવા પદાર્થો રોજરોજ વધુ પ્રમાણમા ખવાય તો પરિણામે અવશ્ય કબજીઆત થાય છે

શરીરનો રાજા વીર્ય છે તે ચાહને ચાહ પાતળુ થઇ પેશાબ માર્ગે ન માલમ પડે એવી રીતે જવાથી શરીર ઢીલું ઢીલુ ઉત્સાહ વગરનુ બની જાય છે કામ કરવાની શક્તિમા પણ એ કારણથી ઘટાડો થાય છે, માટે ગોળ, ખાડ, સાકર વગેરે શરીરમા એકદમ ગરમી ઉત્પન્ન કરનારા પદાર્થો જેમ ન્યૂન પ્રમાણમા ખવાય; તેમ સારૂ, અને ધાતુને પુષ્ટિ આપનારા પદાર્થો અડદ વગેરે યોગ્ય પ્રમાણમા અઠવાડીઆમા એકાદ બે વાર દાળના સ્વરૂપમા ભાત સાથે ખવાય તો ઘણો લાભ થાય. "અતિ સર્વત્ર વર્જયેત" એ નીતિ સૂત્ર પ્રમાણે એ દાળ પાચનક્રિયાના પ્રમાણમાં જ ખાવી, આથી કામ કરવાની શક્તિ, ઉત્સાહ વગેરેમાં વધારો થાય છે, અને ધાતુને બળ મળવાથી મન શાંત રહે છે કબજીઆત પણ ઓછી થાય છે

જે માણસો નાનપણમા ધાતુ સબંધી કુટેવના ભોગ થઇ પડ્યા હોય, તેમણે સવારમાં ગરમા ગરમ દવાઓ ગોળ વગેરે ગરમી પેદા કરી ધાતુ પાતળી કરનારા પદાર્થો કદી ન ખાવા કારણ કે ધાતુને પાતળી કરનાર દવા પણ એવા માણસો ઉપર બહુ સખ્ત અસર કરે છે એવા માણસોએ મરચુ પણ ન ખાવુ ખાવુ પડે તો ન્યૂન પ્રમાણમા જ તે ખાવુ કે જેથી શરીરના રાજા વીર્ય ઉપર નબળી અસર થાય નહિ. પુરતી ભૂખ લાગ્યા વગર ખાવાથી સ્વભાવ ચીડીઓ બની જાય છે, કારણ કે પૂરતી ભૂખ લાગ્યા વગર ખાવાથી અપચન થઇ ભરી વાયુ કોઠામાં પેદા થાય છે, અને તે મગજ ઉપર સખ્ત અસર કરી ચીડીઆપણુ પેદા કરે છે

## ચીડીઆપણુ અને પસ્તાવો

ઘણું સારા માણસો ચીડીઆ હોય છે મગજનું સમતોલપણું તેઓ જાળવી શકતા નથી, અને પ્રસંગોપાત ઉશ્કેરાઇ જાય છે ખોરાકની માઠી અસર દૂર થયા પછી પસ્તાય છે કે આ નામોશી આપનાર ચીડીઆપણુ મારામા ક્યાંથી આવ્યુ ?

માણસ જ્ઞાન અને આનદ સ્વરૂપ પરબ્રહ્મના અંશરૂપ હોવાથી તેનો મૂળ સ્વભાવ આનંદ રૂપ હોય છે જે નાના બાળકને ધાવણ અને એકલા શુદ્ધ દૂધ ઉપરજ ઉછેરવામા આવે છે, તે બાળકો બહુ આનંદી સ્વભાવના હોય છે, તેનું મૂળ કારણ માણસનો મૂળ સ્વભાવ આનંદ સ્વરૂપ છે શ્રી હરિશ્ચંદ્ર, શ્રી રામચંદ્રજી વગેરે પરમાત્માના સિદ્ધિએ પહોંચેલા મહાત્માઓ જ્ઞાન અને આનંદ સ્વરૂપ ઇતિહાસમા માલમ પડયા છે આત્માનો પૂર્ણ વિકાસ થયા પછી ચીડીઆપણું

ઓમા પણ બહુ જોવામા આવે છે. તે જો ધુકી દે તો ઠીક કારણ તેનેથી કાંઇ દુ ખ દરદો સારાં થતાં નથી તેમજ તમારા ધણી કે ધણીઆણી તમારા ગુલામ થઇને રહેવાના નથી. એ વ્હેમ હવે છોડી દઇ પોતાની કેળવણીને ન ખરાબ લગાડતા એવાં વહેમી ચેટકા જે લગાડે તેને હમી કાઢી ખાલી પઇસાની ખરબાદી તેમજ જીંદગીની ખુવારી કરતાં અટકો તો તમારો સંસાર સુખી રાખવાનું તમારા પોતાનાજ હાથમા છે જીંદગી ચાર જુદી જુદી રીતે લાંબી થઈ શકે છે તે ટુકમા હવે આપણે જોઇએ.

૧—જીવનશક્તી વધારવાથી, ૨—બદનના ભાગોને મજબુત કીધાથી, ૩ જીવનશક્તીના ખપનો અટકાવ કરવાથી, ૪ સ્વચ્છ ને તાજો તથા હજમ થાય એવા ખોરાકની પુરણી કીધાથી.

૧—જીવનશક્તિ શા શા ઉપાયોથી વધારવી—એજ એક મોટામાં મોટો સવાલ છે કેટલાકો મોતી, માણેક, હીરા, પ્રવાલ વગેરેના ખાકો ખાઇને જીવનશક્તિ વધારવાની કોશીશ કરે છે ત્યારે કેટલાકો આબે હયાત ( Elixir of Life ) અથવા કીમીઆ અકમરૂ ( Philosopher's Stone ) વાપરી જીવનશક્તિ વધારવાની કોશીશ કરે છે કેટલાકોનું એવુ મત છે કે એ ખાખોને ચોકસ મેલવણીથી ધાતુનું જ્યારે સોનુ બને છે ત્યારે શુ આપણા શરીરને એનો વપરાશ કરવાથી નવી જીદગીનું અમરત શુ કહી મેળવી શકાય ? પણ જેવો એવુ ધારતા હોય તો તેઓનું એ ધારવુ ઘણુંજ ભુલભર્યું છે કારણ શુ આપણે આપણા શરીરના બંધારણ કરતાં પણ હદબહાર તાકાત કે જીવનશક્તિ લઇ શકીશુ કે ? નહીં. જેઓ એવા ઉપાયો ઉપર આધાર રાખતા હોય તેઓ ખરેખર ઠગાયા છે એવી દવાઓ હમેશા ગરમ હોય છે ને આપણા શરીર કરતાં વધારે પાવરની હોવાથી તે જીવનશક્તિ મેળવવા કરતા ઉલટા ઉશ્કેરે છે જ્યારે જીવનશક્તિ ઉશ્કેરાય છે ત્યારે તેઓ એમજ જાણે છે કે હા હવે તો અમારા અંગમાં તાકાત જેવુ ઘણું સારૂં લાગે છે પરંતુ તેઓ એમ નથી સમજતા કે જીવનશક્તિને આવુ ઉશ્કેર્યા કરવાથી જીદગીની પુરણી જલ્દીથી ઘટી જાય છે અને તેજ કારણથી જીદગી ટુકી થાય છે કેટલીક તાકાતની દવાઓમાં દારૂનો ભાગ વિશેષ જોવામાં આવે છે અને કેટલીક શક્તિની દવાઓમા તો અફીણ, કોકન કે ઝેરકચોલા વગેરે વગેરે ઝેરી દવાઓ આવે છે તેથી કરી શરીરની ગતી વધે છે, જ્યારે ગતી વધે છે ત્યારે ખપ પણ વધારે થાય છે તેથી કરીને બદનના ભાગોને જલદી કમતાકાત બનાવી દે છે કેટલાકોનું એવુ માનવુ છે કે વીજળી, લોહચુંબક ને ઓક્સીજન ગેસ જીદગીને વધારનારાં છે પણ તે પણ તેઓનો વિચાર ભુલભર્યો છે, કારણ પેહેલુ ઓક્સીજન ગેસ જુસ્સાથી આદમીના દમમાં જાય તો જીવનશક્તિને ઉશ્કેરે છે તેથી તેઓની ગતી જલ્દી ખપી જીદગી ટુકી થાય છે, ધારો કે એવી એવી શક્તિની દવાથી જીવનશક્તિ ઘણી વધતીઓ હોય તો તેઓને દરજ્યાત વધુ મોજમજામાં કે બીજી બદીઓમાં તેનો ખપ વધારે કરવોજ પડે છે તેથી પણ જીદગી ટુકી થાય છે કારણ કે ગરમ દવાઓથી બદનના નાજુક ભાગો સુકાઈ તવાઇને નાહાના બની જાય છે અને પાછળથી કામ કરવાને અશક્ત થાય છે ઉપલા બધાને છોડી દઇ જો જીવનશક્તિ તમો તમારાં બદનમાં વધારવા માગતાજ હો તો તે વગર પૈસે આપણને મળી શકે એમ છે તે શામાંથી મેળવી શકાય ? સમજો, ભાઇ બહેનો,-જે ખોરાક આપણે ખાઇએ છીએ, જે હવા આપણે દમમા લઇએ છીએ, તથા જે પાણી આપણે પીએ છીએ એ વગેરેમાથીજ આપણે શક્તિ લઇ શકીએ અને એ સર્વે કુદરત પોતે આપણા પાસમાન છે તો તેને છોડી શુ કામ આપણે બીજા બાબુની રસ્તા લેવા જોઇએ ?

જીદગીનો મુખ્ય આધાર યા પાયો બદનના સઘળા ભાગોને છુટથી હાલન ચાલન કરી શકે તેવા જોઇએ તથા સઘળા રસ ફરી શકે તેમ હોવુ જોઇએ મચ્છી જેનુ માંસ નરમ હોય છે તેને માટે કહેવામાં આવે છે કે તેની જીદગી બીજા જાનવરોના માંસ ઘટ હોય છે તેનાં કરતા લાંબી હોય છે

આ દુનીયામા આપણને કાંઇ ખાલી ખાવાપીવાને ઉંઘવા માટે સરજ્યા નથી. આપણને આ દુનિયામાં સારા કામોમા એકબીજાને બનતી મદદ કરવાને માટે સરજાવેલા છે, કે જેથી આ દુનિયામાં આપણી કરજની ફરજ અદા કરી સારી કીર્તિ ને અમર નામ મુકી જવા માટે સરજાયેલાં છે, કે જેથી કોઈપણ આપણને મરણ પામેલા ન ધારશે ? સુસ્તી કે આળસાઇમા વખત ગુજારવાથી જીદગી વધવા કરતા જીદગી ટુકી થાય છે ને તેથી ઉલટુ મહેનત અને કસરતથી આપણે સારી તદુરસ્તી તથા લાબી જીદગી ગુજારવાને શક્તિવાન થઇએ સુસ્તી એ એક જાતનું ધીમું ઝેર છે. જો આપણને જીદગી લાબી કરવી જ હોય તો ખપમાં ઘટાડો ને પુરણીમા વધારો થવો જોઇએ તે માટે બદનમા પેદાશ થયેલી નકામી ચીજ નીકળી જવી જોઇએ ને તે માટે મહેનત ને કસરતની ખાસ જરૂર છે અને કુદરતી રીતેજ આપણું શરીર એક મોટી મીન માફક રાત ને દીવસ ચાલુ જ રહે છે તેથી તેને ખપજોગો ને પોષણ માટે કોલસા રૂપી ખોરાકની પુરણી કરવી પડે છે પણ જો આળસુ રહેવામાં આવે તો પુરણી મનમાનતી કરી શકાતી નથી તેથી જ આપણને હમેશાં આપણા શરીરને કોઇપણ કામકાજના રોકાયલા રાખવાથી ખપને કચરો કાઢી નાંખી નવો ખોરાક પોષણ માટે પુરવો જરૂરનો છે

આપણા શરીર માટેનો જીવનશક્તીનો ભડાર હમેશાં પુરતો હોવો જોઇએ તે વધારે હોવો ન જોઇએ પણ ખપજોગો હોવો જોઇએ કે જેથી બદનના અદરના તેમજ બાહેરના ભાગોને સહેલાઈથી કઉવત આપી ટકાવી રાખી શકવાને શક્તીવાન હોવા જોઇએ તે નીચલી બાબતોપર આધાર રાખે છે -

૧ તાકાતવાલી પેદાશનો શરીરમા ઉમેરો કરવો

૨ ચોખી હવા, ચોખુ પાણી ને સારો ને હજમ થાય તેવો ખોરાક

૩ ફેફસા, હોજરી ને ચામડીને હમેશાં તદરોસ્ત ને સારી હાલતમાં રાખવા કે જેથી જેવી ચીજ બાહેરની કે અદરની બદનમાં જાય તો તેઓ બરાબર રીતે તેને ઇનસાફ આપી શકે યાને બરાબર સચાએ કામ કરી હજમ કરી શકે

૪ શરીરના દરેક ભાગમાં અને દરેક કણોમાં એવી જીવનશક્તી હોવી જોઇએ કે જેથી તેઓ પોતાનું કામ બરોબર કર્યા જાય. જો વધુ યા ઓછા હોય તો શરીરને મોટી નુકશાની યા માદગીમા લાવી મુકે, તે માટે હમેશાં એ શક્તી શરીરમા પુરતી ને સમધાર લાવવા માટે બદનના દરેક ભાગ અને દરેક કણોને કસરત આપવી જોઇએ અને એ કસરત આપવાથી (ફરવાથી) બદનને માલીસ કીધાથી કે તરવાથી મલી શકે છે

૫ બદનના ભાગો હમેશા મજબુત ને ચીવટ રાખવા જોઇએ. એ મજબુતાઈ તથા ચીવટાઇ બદનને કસરત આપવાથી થાય છે તે ઉપરાંત પોષણ કરતા ખોરાકથી હોજરી ને આંતરડામાં તાકાત આવે છે પરતુ એ કસરત ને ખોરાકમાં હમેશાં નીયમીત રહેવુ

૬. જેમ બને તેમ પુષ્કળ પાણીવાલા ખોરાકથી તથા દારૂ તેમજ બીજી બદી તથા ગુસ્સાથી નીરાળા રહેવુ

૭ દીલગુરદાને તથા લોહીને કદી પણ નરમ ખોરાક તથા દારૂ તેમજ બીજી બદી તથા ગુસ્સાથી ઉસ્કેરવા નહીં.

૮ યાદ રાખવુ કે જેમ તાવ આવવાથી નાડી ઝડપથી (ઉતાવળથી) ચાલે છે તેમ ગુસ્સાબાજ તથા દારૂડીયાની પણ નાડી ઉતાવળથી ચાલે છે. જેથી કરી બદનના ભાગોને જલદીથી નબળા પાડી નાખે છે

૯ ઘણો વિચાર કરવાથી કે મગજપર ભાર લાગવાથી તબીયતમા ઘણોજ બગાડો થાય છે તે ઉપરાંત મનના બોજાથી આપણી હોજરી કામ કરી શક્તી નથી જેથી કરીને શરીરમાં ખોરાક રૂપી કોયલો હોજરીમાં જવા છતા પોષણ ન મલવાથી અજીર્ણ થઇ શરીર બગડે છે

૧૦ ઘણુંજ મગજ યાને ગજા ઉપરાંત વધારે ફકીકો કામકાજ કરવાથી તબીયતને નુકશાની પહોચે છે

૧૧ હમેશા ચાલુ ફાનીને રહ્યાથી તબીયત બગડે છે

૧૨ કબજીઆત જો ચાલુ રહે તો તબીયત બગડે છે

૧૩ ચાલુ જુલાબ લેવાથી પણ તબીયત બગડે છે

૧૪ ચાલુ સરેખમ રહેવાથી પણ તબીયત બગડે છે

૧૫ ચાલુ તાવ રહ્યાથી વધુ તબીયત બગડે છે

૧૬ ચાલુ ખાસી રહ્યાથી તબીયત બગડી જાય (ખડી) થવાનો સભવ રહે છે

૧૭ ઘણુંજ દસ્તાન તથા લોહી જવાથી પણ યા વારવાર ગદુ જવાથી પણ તબીયતમા બગાડો થાય છે (જીદગી ટુંકી થાય છે)

૧૮ હદબહાર મરચાની કે મશાલેદાર ચીજો ખાવી નહી.

૧૯ જે ખોરાક શરીરને ચાલુ ઉશ્કેર્યા કરે તેનાથી દુર રહેવુ

૨૦ જે બાબતો મગજને હમેશા ઉશ્કેર્યા કરે તેથી પણ દુર રહેવુ

૨૧ મનને હમેશાં ખુશાલ તથા શાંત રાખી હમેશાં મગજની લગામ તમારા કાબુમાં રાખજો.

૨૨ ચાલુ ને સખત ગરમીની ઋતુમા રહેવાથી તબીયત બગડે છે

૨૩ બચપણમા જો ચાલુ બદનને ઘણુજ ગરમ રાખવામાં આવેતો આગળ ચાલતાં ખદીનો રોગ થવાનો સભવ છે

૨૪ આપણા બદનનાં ભાગોને હમેશા તદરોસ્ત, કઉતમદ, ને ચાલાક રાખવા જોઇએ કે જેથી પુરણી એવી થાય કે શરીર લાબો વખત ટકી રહે યાને લાંબી જીદગી થાય.

૨૫ આપણે ખોરાક ને પાણી લઇએ છીએ કે જેમાથી શરીરનુ પોષણ થાય છે તે ચોખ્ખાં હોવા જોઇએ

૨૬ ખોરાક પોંટીક ને થોડો ગરમ હોવો જોઇએ કે જેથી પાચનશક્તિમા ઉમેરો થાય

૨૭ જે હવા તમો દમમા લો તે હમેશા ચોખ્ખીજ હોવી જોઇએ • અપૂર્ણ

---

## वैद्यक टुचका संग्रह.

ગર્ભધારણ ઉપાય—ઋતુ વખતે સ્ત્રીએ કાળા નાગકેસરનો ભુકો તોલો ૦॥ ઘીમાં મેળવી ચાટવો અને ગાયના દૃધનો ખોરાક ખાવો એ પ્રમાણે પાચ દીવસ કરવાથી ગર્ભાધાન થાય છે

નાસુર—કાંગના મુળનો ભુકો કરી મસાર સાત અથવા અર્ધો તોલો ભુકો ગરક નોળી સાકર સાથે ખાવાથી ૧ મહીનામા નાસુર રૂઝાય છે

વાગ્યાનો ઘા રૂઝવવો—ઘીમાં કપુર મેળવી ઘામા પુરવુ અને મજબુત પાટો બાધી દેવો એટલે પરૂ કે પાક થયા સિવાય ઘા રૂઝાઇ જાગે

---

પુસ્તક ૬ ઠું. અંક ૬ ઠો.

# ભાગ્યોદય

ઓગષ્ટ અને ૧૯૧૮.

## संकल्प विकल्पथी रहित रहेवा मनने उपदेश.

કરે મન ! શાને કરે રે,
વિવિધ સંકલ્પ વિકલ્પો અરે ! (૨)
કરી કા હાથે કરી તુ મરે, કરે.
આ જગતનાં બંધન તે સઘળાં, છે સંકલ્પાધીન,
બીજ રૂપ સંકલ્પ ન ત્યાં છે, ખાલી જગત્ જમીન,
ભલે બાજીના હજાર મહોરા, પણ ન ચલાવણુ હાર,
તો પછી કોના કયા મહોરા, પામે જય કે હાર,
ભલે ઈંટ માટીનુ સાધન, પણ નથી જો ચણનાર,
વિવિધ પ્રકારે ક્રિયા થઈને, ઘર શી રીતે થનાર, કરે.
થતા એક સંકલ્પ પ્રકૃતિમાહિ પ્રકંપ થાય,
જે પ્રકંપ પરિણામે કરીને, સ્થૂલરૂપે દેખાય, કરે.
જેમ જેમ વધતા સંકલ્પો, તેમ વધે ઉપાધિ અનેક,
ઉપાધી વધતા ઉપજાવે છે, વિધ વિધ દુઃખો દ્રેક, કરે.
આ વિચારે દુઃખનુ કારણ, તુને તુજ સંકલ્પ,
તે ન છુટયા, ત્યા લગી તું ન છુટીશ, ભલે જાય શત કલ્પ, કરે.
હે મન ! જો તું ગુરુકૃપા પામી, સ્વરૂપ વિષે જ શમાય,
તથા નિત્ય નિર્લેપ રહે તો, આ બંધનથી છુટાય; કરે.
તારાપણુ તુ શમાવી સ્વરૂપે, થઈ રહે નિ સંકલ્પ,
અનુભવિશ જીવનમા સહેજે, સમાધિ નિર્વિકલ્પ, કરે થી—૩

## विचारने अनुरूप जीवन उपर थती असर.

"મુજ જીવન છે દુઃખરૂપ"
જ્યાં આવુ તમથી કહેવાતું, ત્યાં જીવન દુઃખ દ્વિગુણ થાતું,
દુઃખ વધે જેમ જેમ બોલાતું, "મુજ.—"
તમ જીવન જેની સાથ ભળે, તે પણ દુઃખેથી સદા પ્રજળે,
તમે આવી કહો જવ હુ ખતળે; "મુજ—"
તમે એવા આંદોલન કરતાં, જેથી સુખ ભસ્મીભૂત થતાં,
થતું જીવન શુષ્ક સદા વદતા, "મુજ—"
દુઃખનો વિચાર જ્યાં ત્યાં કરીને, દુઃખ ગાડાં લાવે ભરી ભરીને,
જ્યાં બોલ્યા તમે ફરી ફરીને, "મુજ.—"

મુકેટ્ટાન પહોંચવાથી - તેની માનસિક શક્તિયો પ્રકટ કરવાની ક્ષમતા થોડીઘણી નષ્ટ નઇ જાય છે

નાનુ મગજ અબુદ્ધિ પૂર્વક કામ કરનારા સ્નાયુઓને અને મન તથા શરીરની ક્રિયાઓને નિયમમા રાખીને તેનું રક્ષણ કરે છે અનાવિષ્કૃત મનનું સ્થાન પણ તેજ છે તેથી સર્વથી વધુ યુક્તિ સિદ્ધ સ્થાન એજ પ્રતીત થાય છે કારણ કે અનાવિષ્કૃત મન હમેશા અબુદ્ધિ પૂર્વક કામ કરનાર છે જો તેની અવસ્થા પ્રકટ થવાની ન હોય તો જગતની સઘળી ઇચ્છા શક્તિ પણ તેને પ્રકટ કરી શકતી નથી

ત્રીજો મસ્તિક સેતુ છે અને તેની નીચે અધિપતિ છે તેની વધુ જરૂર હોતી નથી, છતા પણ તેનુ કામ ઘણું મહત્વનુ છે જો અધિપતિને નષ્ટ કરવામા આવે તો ઝટ મૃત્યુ થાય છે

દિવ્યશક્તિ માનસિક એકાગ્રતાથી પ્રાપ્ત થઇ શકે છે માનસિક એકાગ્રતા કરવાને માટે વિચારને સ્થિર કરવાની જરૂર છે. અને વિચારને સ્થિર કરવા માટે વિચાર જ્યાથી ઉત્પન્ન થાય છે તે સ્થાનના જ્ઞાનની જરૂર પડે છે. મગજમાંથી દરેક પ્રકારનો વિચાર ઉત્પન્ન થાય છે અને તેથી મગજનું શુ શુ કામ છે તેનુ જ્ઞાન પ્રાપ્ત કરવાની જરૂર છે

મગજની નીચેની બાજુથી સાતસો નાડીયોના બાર જોડા નીકળે છે તેને અગરેજીમા ક્રેનિયલ નર્વઝ્ અર્થાત કપાળની નાડીયો કહે છે દરેક જોડુ શરીરને કાઇક જ્ઞાન આપે છે એ જ્ઞાન મગજરૂપી યંત્રમા જેમ વીજળીના યંત્રમાથી વીજળીની ધારાઓ ઉત્પન્ન થાય છે તેવી રીતે ઉત્પન્ન થાય છે નાડીયોની એક જોડ સુંઘવાનુ ભાન કરાવે છે. ... -જોવાના તત્વનુ ભાન કરાવ

સહજમા ... ને દબાવે છે,
છે શું જે સમતલની ત્વચા, ની-
સાથે છે છઠ્ઠુ જોડુ
સર્વત્ર ફરે છે સાતમુ જોડુ
દર્શાવે છે. જેની મદદથી આપણે
મુજથી તે કાને પણ નાડીયો
મહત્વની મિશ્રિત નાડિ-
ફ્સા, હૃદય, આમાશય
છે. બારમુ જોડુ

મચાલક નાડિયોનુ છે તે મર્દનને વધુ બળ આપે છે બારમુ જોડુ જીભને બળ આપે છે હવે આ પણને વિચાર યંત્રનુ સ્પષ્ટ જ્ઞાન થઇ ગયુ આરંભમાં આ જ્ઞાનની ખાસ જરૂર છે, કેમકે કોઇ પણ ઇજનિયર કોઇ એવા યંત્રને ચલાવવાનો યત્ન કરતો નથી કે જેના વિષયમા તે સર્વથા અજાણ હોય માનસિક એકાગ્રતા જેને માનસિક ચિકિત્સા કહે છે તે શરીરને કેવી રીતે પ્રભાવિત કરે છે, તેમજ કોશ-સમુહોને કેવી રીતે મરામત કરી શકે છે તે વાત મસ્તિષ્ક કેન્દ્રની સાથે આ પ્રત્યક્ષ વ્યવસ્થાથી ઘણી સ્પષ્ટ થઇ જાય છે નાડિયોનુ પ્રત્યેક જોડુ મગજે મોકલેલા સંદેશાને લઇ જાય છે ફળ ગળવુ એ સ્વાભાવિક રીતે તે સંદેશા ઉપર આધાર રાખે છે

જે યંત્ર વડે આપણે કામ લેવાનુ છે તે આપણી પાસે છે તેના વૈજ્ઞાનિક અંગોને આપણે સારી રીતે સમજી ગયા છીએ હવે આ ... જોઇએ કે વિચાર કેવી રીતે કાર્ય ... માનસિક એકાગ્રતાથી વિચાર ... આવે છે

ઇચ્છાનુ યથાર્થ સ્થા... પ્રાપ્ત કરવાની જરૂર છે ... તેની વધુ જરૂર છે, કેમકે ... નને એકાગ્ર કરી શકતો ... રૂપી કળાની સ્વામિની છે. ... વાને માટે સર્વથી સારી યુક્તિ ... શક્તિને વિશ્વાસમા માનવી એ વિશે... અવા) યા ઇચ્છા શક્તિ મગજને ગતિ આપે - તે એ વાતનો નિશ્ચય કરે છે કે ઉત્પાદિત વિચારનુ શુ પરિણામ આવશે અને તેમાં કેટલું સામર્થ્ય હશે પ્રત્યેક જન્મમા આપણે કેટલી ઉન્નતિ કરી શકીશુ તેનો નિશ્ચય કરવો જોઇએ જો આપણે ધારીએ તો ઇચ્છા-શક્તિની મદદથી આપણે આ એક જ જન્મમા એટલી બધી ઉન્નતિ કરી શકીશુ કે જેટલી બીજી રીતે સેંકડો વર્ષોમાં પણ કરી શકાતી નથી

ઇચ્છા અથવા સંકલ્પ શક્તિનુ સ્થિતિ સ્થાન, કોઇ પણ અડચણ વગર નાડિયોના તેજપુંજ ઓની અંદર નિશ્ચિત કરી શકાય છે કે જે મગજથી મર્મ તરફથી ફેલાયલુ છે

વિચારનું યથાર્થ તત્વ આજ સુધી પૂર્ણ રીતે કદી પણ પ્રકટ કરવામા આવ્યું નથી જો કે વિચારની ઉત્પત્તિ પરમાણુમથી છે જો તેમ ન હોત તો પ્રકૃતિના નિયમાનુસાર તે અંતરિક્ષમા એક જગ્યાએથી બીજી જગ્યાએ કેવી રીતે જઇ શકે?

આકાશ (ઇથર) મા વિચારની ક્રિયાનો ખ્યાલ કરતી વખતે આપણે આકાશને આપણાથી બહારની વસ્તુ સમજવી જઇએ આકાશ આપણા આખા શરીરમા વ્યાપ્ત છે એ અદ્ભુત અને અદૃશ્ય માધ્યમ દ્વારા વિચાર, ચુમ્બક શક્તિ, અને એજ પ્રકારની અન્ય જ્ઞાત વસ્તુઓ વિશ્વ બ્રહ્માંડમાંથી દ્રવ્યોને આપણી પાસે આકર્ષણ કરી શકે છે

જેટલી શક્તિ વિચારમા છે તેટલી બીજા કશામા નથી સંસારનો કોઇ પણ પદાર્થ તેના આકર્ષણને રોકી શકતો નથી તેનું કારણ એક શબ્દમા બતાવી શકાય છે તે શબ્દ યા ઇથર છે તે પ્રકાશ તરંગોને વ્હેવાને માટે કેન્દ્રસ્થાનનું કામ કરે છે જે અત્યંત દૂરના લોકો સ્થિર તારા ગણોમાથી નીકળે છે તે લોક એટલા દૂર છે કે ત્યાથી આપણી પૃથ્વી સુધી પહોચવાને માટે પ્રકાશને દમ વરમ લાગે છે તેજ આકાશ આપણા વિચારને ચલાવનાર કેન્દ્ર છે તેના વડે આપણે વિચારને ગમે તો પૃથ્વીની બીજી તરફ, ચાહે અજાણ્યા પ્રદેશના કોઇ અતિ દૂર સ્થાનમા, ગમે તો ચિરકાળના જૂનેના ભૂતમાં પાછળની તરફ અને ગમે તો એના વિસ્તૃત ભવિષ્યમા આગળની તરફ જ્યા ફાવે ત્યા મોકલી શકીયે છીએ

આકાશ યા ઇથર એક અદૃશ્ય માધ્યમ છે તેના વડે આખુ અંતરિક્ષ ભરેલું છે. અંતરિક્ષમાંથી પ્રકાશના આવાગમનને માટે વિજ્ઞાનિયોએ તેને એક જરૂરની વસ્તુ માની છે કેમકે ત્યા પવન વિગેરે ગઇ બીજુ સાધારણ માધ્યમ હોતુ નથી

વૈજ્ઞાનિકો તેને એક સાફ અને ગાઢારસ જેવો પદાર્થ બતાવે છે રોઝક્રૂસ્યન લોકો તેને એક સજીવ અગ્નિ શિખા સમજે છે રોઝક્રૂસ્યન એ તત્વવેત્તાઓનો એક ગુપ્ત સંપ્રદાય છે તે લોક પોતાને પ્રકૃતિના રહસ્યોના જ્ઞાતા અને અસાધારણ શક્તિયોવાળા બતાવે છે.

જે તેજોમય ઇથર કહેવામા આવે છે તેના વૈજ્ઞાનિક મળ યા નિર્દિષ્ટ સ્થાનની સાથે આપણો સબંધ છે શૂન્ય દેશને ભરવાને માટે કોઇ વસ્તુનુ હોવુ પરમાવશ્યક છે નહીં તો સૂર્ય, ચંદ્ર, અને દૂરના તારાઓનો પ્રકાશ આપણા સુધી પહોચી શકે નહિ.

પ્રકાશ ઇથર (આકાશ) માથી લ્હેરોદ્વારા આવે છે નાના નાના પરમાણુ, યા કણ, શૂન્ય દેશમા એકજ કેન્દ્ર વાળી તરંગમાળામાં ચાલે છે દરેક કણ પોતાની પાસેના કણને ગતિ આપે છે અને પછી તે પોતાની સાથેના કણને ગતિ આપે છે એ પણ યાદ રાખવું જોઇએ કે પ્રત્યેક કણ, યા પરમાણુ, પોતાની હદમા ક્ષોભતુ એક કેન્દ્ર બનીને લ્હેરો પેદા કરવા લાગે છે એ લહરીયોની લબાઇ અત્યંત નાની હોય છે અને તે અમિત વેગથી ચાલે છે જેમ જળમા પત્થર નાખવાથી તરંગો ઉત્પન્ન થાય છે તેવીજ રીતે આ લહરીયો વડે પ્રકાશ આવી શકે છે

પ્રકાશ ઇથરમાંથી લહરીયો યા તરંગોદ્વારા આવે છે. એ લહરીયો બહારની તરફ નિરંતર ફેલાતી રહે છે પ્રકાશનાં કિરણો એ વાસ્તવમા કોઇ વસ્તુ નથી પ્રકાશ અતી સૂક્ષ્મકણોમાં એક સ્થાનમાંથી બીજા સ્થાનમા જાય છે વિચાર પણ પ્રકાશની માફક ઇથર અને શૂન્ય દેશમાથી મોકલવામા આવે છે

મગજને એક ડાયનમો જેવુ છે તેમા ભેદ એટલો છે કે મગજ બીજા સર્વ જ્ઞાનયંત્રોથી વધુ શક્તિ સમ્પન્ન અને વધુ સૂક્ષ્મ રચનાવાળુ છે મનુષ્ય જાતિ રૂપથીજ હમેશા આ કળાની શક્તિનો થોડો ઘણો અંદાજ કહાડી શકે છે કારણ કે તે એની પ્રચંડ શક્તિને કલ્પનામા પણ લાવી શકતો નથી

મગજના કેન્દ્રસ્થાનમાં ગતિ બહુજ પ્રચન્ડ છે પરંતુ ત્યા તે સ્થિર સરખુ જણાય છે તે કેન્દ્રથી વિચાર એવી રીતે બહારની તરફ નીકળે છે કે જેમ આપણી શક્તિના કેન્દ્રસ્થાન સૂર્યમાંથી પ્રકાશ વિસ્તાર પામે છે

પ્રથમ વિચારને પેદા કરનાર યંત્રનુ વર્ણન કર્યું છે. પછી તે માધ્યમને દર્શાવ્યું છે, જેમાંથી વિચાર ભૂમંડળના એક સ્થાનમાથી બીજા સ્થાન સુધી જઇ શકે છે.

વિચારતત્ત્વ અદૃશ્ય છે ચર્મચક્ષુઓદ્વારા તે જોઇ શકાતુ નથી પરતુ વિચારની શક્તિ આપણા રોજના જીવનમાં પગલે પગલે પ્રકટ થયેલી હોય છે

વિચારની ઉત્પત્તિ પરમાણુમય માનવામા આવે છે સાથે આકાશ (ઇથર) એ એક સાફ અને ગાઢ રસના જેવા પદાર્થમય છે આકાશમા પરમાણુઓ અને અણુઓના શૂન્ય દેશમાથી બીજા ગુણવેગની સાથે એક સ્થાનમાથી બીજા સ્થાન સુધી મોકલવાનો વિશેષ ગુણ છે વિચારના પરમાણુ એટલા સૂક્ષ્મ છે કે તેનાથી બીજી પણ કાઇ વધુ વેગવાળી વસ્તુ નથી કેમકે જેમ પરમાણુ નાનુ તેમ તેનો વેગ વધુ હોય છે

જ્યારે કોઇ વ્યક્તિ મોટા તુચ્છમા તુચ્છ વિષય પર પણ વિચાર કરવા બેસે છે ત્યારે તેના વિચારના પરમાણુ એકદમ આકાશમા ક્ષોભ પેદા કરવા લાગે છે તેથી તેની ચારે તરફનુ મડળ ક્ષોભિત થઇ રહે છે જો વિચાર નિર્બળ હશે તો ક્ષોભ કેવળ તેજસ્થાન સુધીજ રહેશે અને કોઈ બીજા ઉપર તેનો પ્રભાવ પડી શકશે નહિ પણ જો તેમાં ક્રોધ, અશાન્તિ, યા ઉદ્વેગ ભરેલો હશે તો તે, વિચાર કરનાર ઉપર માઠી અસર કરે છે એવા વિચાર આકાશને ઉશ્કેરી પલટી દે છે તે મસ્તિષ્કમાથી પાછુ અદરની યાત્રિક રચનાપર પહોંચીને પાછુ માનસિક ક્રિયાની માફક દાહ પેદા કરે છે, તેનાથી માત્ર પ્રાણભૂત ઇન્દ્રિયોના સ્નાયુ ઉપરજ અસર થાય છે એટલુજ નહિ પણ આખા શરીરની રચનાને રૂણાત્મક તેજોમડળથી ઘેરી લે છે તેથી પ્રેમ અને ઉત્તમ ભાવની લ્હેરો નષ્ટ થઇ જાય છે અને તે વ્યક્તિ તેનાથી વંચિત રહી જાય છે આ અવસ્થાઓનો ઘણીજ નીકટના બીજા લોકો ઉપર પણ હલકી અસર થાય છે તે લોકો ઉદ્વેગ અને ઉદાસીનતાનો અનુભવ કરવા લાગે છે પરતુ જ્યા સુધી મનુષ્ય આ પ્રકારની વિચાર પ્રવૃત્તિનો નિરતર અભ્યાસી ન બને, ત્યા સુધી એ વિચાર એટલા અસઘટિત રહે છે કે તેનુ કોઈ સ્થાયી ફળ હોતુ નથી

વિચારક વગર એ કાઇ પણ બીજી વ્યક્તિને હાનિ પહોંચાડતુ નથી તેનાથી તેની જઠરાગ્નિ મદ પડી જાય છે રાત્રે તેને નિદ્રા આવતી નથી લ્હેરો પીડા પડી જાય છે, કપાળ ઉપર કરચલી યો પડી જાય છે, અને કોઇ પણ કામમા તેને આનદ પડતો નથી આકાશમય પદાર્થોના ક્ષોભના એ સર્વ સ્થાયી પરિણામ છે

જીવનમા સફળતા મેળવવાને અને બીજાઓને મદદના આપવાને માટે હાલ સર્વ કોઇ ઉત્સુક હોય છે પરતુ જીવન સાફલ્યતાનો આધ્યાત્મિક સફળતાની સાથે એવો પૂર્ણ સયોગ હોવો જોઇએ કે જાણે એ બને એકજ છે નહી તો કોઇ એક પણ ચિરસ્થાયી થશે નહિ વિચાર તરગોનો એવો નિયમ છે કે પ્રથમ એ ઉચ્ચ વેગમાથી ઘટીને નીચા વેગ સુધી પહોંચે છે ફરી ત્યાથી તેના વેગ ભ્રમણ થવા લાગે છે વિચાર એક મુક્ત-માર્ગ ગતિનુ અનુસરણ કરે છે અને જે મદેશાને માટે તે જાય છે તેને સાથે લઈને તે પાછો આવે છે

આપણી માનસિક આકાક્ષાઓ જેટલી ઉચ્ચ હશે તેટલોજ વધુ અને સ્વચ્છ તરગોનો વેગ પણ હોવાનો જો આપણે ગદા સ્થાનમા રહેતા હોઇએ તો આપણે મેલ વગર બીજી કોઇ વસ્તુ આકર્ષણ કરવાની આશા રાખી શકીશુ નહિ, પરતુ જો આપણે પ્રકાશમા રહેનારા હોઇશુ તો આપણા શરીરની ચારે તરફ પ્રકાશ રહી શકશે અને જે પદાર્થોના આપણે અધિકારી હોઇશુ તે સર્વને આપણી પાસે ખેચી લઇશુ

વાચકોને હવે સમજાયુ હશે કે મગજનુ કેન્દ્ર સ્થાન એ ડાયનેમોના જેવુ યત્ર છે તે વિચારને ઉત્પન્ન કરે છે ભેદ એટલો છે કે તે બીજા સર્વ યત્રો કરતા વધુ શક્તિશાળી છે

મસ્તિષ્કના કેન્દ્રપર એટલુ પ્રચડ બળ છે કે તે ઘણે ભાગે સ્થિર અને શાત પ્રતીત થાય છે આ સ્થિર કેન્દ્રથી વિચાર બહારની તરફ ફેકાય છે આ વિચારની રાશિમા દિવ્યશક્તિ પેદા કરનાર યત્ર છે ઉત્પન્ન કરવાની ક્રિયા મનુષ્યના અમર ભાગ અર્થાત્ ઇચ્છા કે વિશ્વાત્માનો નમળ સયોગદ્વારા થાય છે, શુદ્ધ રીતે શ્વાસપ્રશ્વાસની ક્રિયા કરવાથી આ સયોગને ઘણુ કરીને વધુ મદદ મળે છે શુદ્ધ રીતે શ્વાસ લેવાથી વિચારની એકાગ્રતા ઉપર મહા અદ્ભૂત પરિણામ આવે છે

વિચારનો સબધ ગતિશાસ્ત્રથી યાતો બળ વિજ્ઞાનની સાથે છે જે વસ્તુના ઉપર ધ્યાન લગાવવામા આવે છે તેની તરફ બળવાન અને ઉન્નત ઇચ્છાના જોરથી વિચાર સીધો ચાલ્યો જાય છે તે ધ્યાન જેટલુ વધુ પ્રચડ હોય છે તેટલોજ વધુ વેગથી શીઘ્ર અને સીધો વિચાર ત્યાં પહોંચે છે અને જેમ જેમ આ પ્રમાણે એકજ વિચાર ઉપર મનને જોડી રાખવામા આપણે સફળ થતા જઇએ છીએ તેમ તેમ આપણામા દિવ્યશક્તિ યાને સકલ્પશક્તિ ખીલતી જાય છે. અપૂર્ણ.

# गीतामां अन्य शास्त्रोना सिद्धान्तोनो समावेश.

( અનુવાદક—વાડીલાલ કાકુભાઈ ગાંધી )

સૃષ્ટિ અને લય, આત્મા અને પરમાત્મા સાથે સંબંધ રાખવાવાળા સમગ્ર જ્ઞાનની પ્રાપ્તિ કરવી તે જ્ઞાનાર્જનની પરાકાષ્ટા છે. એટલો સૃષ્ટિ-શબ્દ એટલો વ્યાપક છે કે, જડ-ચેતન, જે કોઈ જ્ઞાનેન્દ્રિયોનો વિષય છે, તે સર્વનો તેમાં સમાવેશ થઈ જાય છે. તણખલાથી લઈને પર્વત સુધી, કીડીથી લઈને મોટા હાથી સુધી, તારાથી લઈને સૂર્યમંડળ સુધી સર્વ સૃષ્ટિના અન્તર્ગત છે. ક્ષુદ્રમાં ક્ષુદ્ર વસ્તુનું પણ સર્વાંગીણ જ્ઞાન પ્રાપ્ત કરવું જ્યારે મનુષ્યને અસંભવ છે ત્યારે આ સારા વિશ્વનું યથાર્થ જ્ઞાન તે કેવી રીતે પ્રાપ્ત કરી શકે? પરંતુ તેની પ્રાપ્તિને માટે પ્રયત્ન કરવો એજ મનુષ્ય-જન્મની સાર્થકતા છે કેમકે ઈશ્વર જ્ઞાનમય છે અને મનુષ્ય ઈશ્વરનો જ અંશ છે. મનુષ્ય જ ક્યાં પણ જ્યાં જ્યાં જ્ઞાનનો અંશ-ભલે અલ્પ હોય-મળી આવે છે ત્યાં ત્યાં, સર્વત્ર, ઈશ્વરાંશનું અસ્તિત્વ સમજવું જોઈએ, એટલે આપણા જ્ઞાનોદ્ભવના કારણ અથવા આકર, જ્ઞાનરૂપી જગદીશ્વરના જ્ઞાનને માટે-તેમાં પોતાના આત્માના લયને માટે-પ્રયત્ન કરવો, એ મનુષ્યનું ખાસ કર્તવ્ય છે.

સૃષ્ટિ-સ્થિતિ આદિના નિયમ સમજવાને અને તે દ્વારા સ્રષ્ટાના અસ્તિત્વની ભાવના હૃદયપટ પર અંકિત કરવાને માટે જ્ઞાન-પ્રાપ્તિ સિવાય અન્ય કોઈ સાધન નથી. પ્રકૃતિના નિયમોના જ્ઞાનને હંમેશા એક સરખી સત્યતાનો અનુભવ થાય છે. જ્ઞાન અને સત્ય પ્રાય પર્યાયવાચી શબ્દ છે કેમકે પ્રાકૃતિક નિયમોમાં સત્યનો અનુભવ થતાં એજ જ્ઞાનનો અનુભવ થયો કહેવાય છે. ટૂંકામાં સત્યની ઉપલબ્ધિ એજ જ્ઞાનની પ્રાપ્તિ છે. કોઈ પણ નિયમ સાથે સંબંધ રાખનાર સત્યનો અનુભવ થવો એટલો જ તેને જ્ઞાનનો અનુભવ કરવાનો છે. જો કોઈને સમગ્ર પ્રાકૃતિક નિયમોની સત્યતાનું જ્ઞાન થાય તો સમજવું કે, તેને કાંઈ જાણવાનું બાકી રહ્યું નથી. એટલે અસત્યના આવરણને દૂર કરી—માયાના બંધનને તોડી નાખી—તે મુક્ત થઈ ગયો, તે જ્ઞાનમય ઈશ્વરની મહત્તાને પહોંચી ગયો, અને તે પોતે જ ઈશ્વર થઈ ગયો.

ભારતવર્ષના જ્ઞાની ઋષિ-મુનિઓ હંમેશા એવાજ-સત્યની શોધમાં રહેતા હતા. તેમણે જ્ઞાનનો થોડો ઘણો અંશ પ્રાપ્ત કરી લીધો હતો. જેના હૃદયમાં સત્ય-જ્ઞાનના અંશનો જેટલો અધિક ઉદય થયો હતો, તેટલા વધારે તેઓ ઈશ્વરની સમીપ પહોંચી ગયા હતા. તે જ્ઞાનિયોના ગ્રંથો પરથી તેઓના જ્ઞાનાંશને અનુરૂપજ સત્યની ઉપલબ્ધિ થાય છે.

આ સર્વ નાના-વિધિયોની જ્ઞાન-પ્રાપ્તિનો માર્ગ ઘણે ભાગે જૂદો જૂદો હતો. તેનું કારણ રુચિ સ્વભાવ અને સંસ્કારની વિચિત્રતા સિવાય બીજું કાંઈ નથી. જેને જે માર્ગ સારો લાગ્યો તેણે તે માર્ગથી પોતાની અભીષ્ટ સિદ્ધિને માટે ઉદ્યોગ કર્યો. એકથી અધિક શાસ્ત્રોના નિર્માણનું એજ કારણ છે. પરંતુ શાસ્ત્ર ગમે તેટલાં હોય પણ સર્વનો ઉદ્દેશ સરખો છે, અને તે, સત્યની ઉપલબ્ધિ—સાચા જ્ઞાનની પ્રાપ્તિનો છે. કેમકે જન્મની સાર્થકતા અને પરમ-પુરુષાર્થની સિદ્ધિ તે પરજ અવલંબિત સમજવામાં આવતી હતી અને હાલ પણ તેમજ સમજવી જોઈએ.

ષડ્-દર્શનો અને ઉપનિષદોનું સાધ્ય એજ છે. તે સર્વમાં સત્યની શોધખોળ, સત્યનું જ્ઞાન, અને સત્યની પ્રાપ્તિના સાધનોનું વર્ણન ભિન્ન ભિન્ન રીતે છે. પ્રાણિશાસ્ત્ર, શરીરશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, અને માનસશાસ્ત્ર આદિ જેટલાં જ્ઞાનનાં શાસ્ત્ર છે, તે સર્વનું પ્રધાન સાધ્ય જુદું નથી, પરંતુ તે પણ સત્યની શોધખોળ અને ઉપલબ્ધિનું સાધન આદિનુંજ વર્ણન કરે છે. અને સત્ય હંમેશા અવ્યભિચારી છે. દેશ, કાળ અને પાત્ર-ભેદનું કારણ તેમાં ભેદ થઈ શકતો નથી. યુરોપ, અમેરિકા, ચીન અને જાપાનના ચિન્તાશીલ વિદ્વાનો પણ સત્યની શોધખોળ કરતા કરતાં તે સિદ્ધાન્તો

પર પહોચ્યાં છે કે જ્યાં ભારતના દાર્શનિક વિદ્વાન્ અને અન્ય વિષયોના જાણ પંડિત પહોચ્યા હતા, એ પણ કારણ છે સત્ય હજુ અવ્યભિચારી ન હોત—જ્ઞાનનુ હજુ એકજ રૂપ ન હોત—તો એ વાત કદાપિ ન બનત ભારતીય વિદ્વાનોનો સિદ્ધાન્ત છે કે આકાશ અનન્ત છે તે નિર્બાધ સત્ય છે એથી ભિન્ન ભિન્ન દેશોના સત્ય શોધક વિદ્વાનો પણ એ પરિણામ પર પહોચ્યા છે

પદાર્થોના દૃશ્ય આકાર ભિન્ન ભિન્ન છે તો પણ તેની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહતિનો નિયમ એકજ પ્રકારના સત્ય—સૂત્રથી અનુસ્યુત છે આર્ય-વિજ્ઞાનાચાર્ય સર જગદીશચન્દ્ર વસુ જેઓ વનસ્પતિશાસ્ત્ર સબંધી શોધખોળ કરવા લાગ્યા તો તેઓ પ્રાણીશાસ્ત્ર, શરીરશાસ્ત્ર અને માનસશાસ્ત્ર સબંધમા પણ જાણીતા થયા જ્યારે તેઓએ જાણ્યુ ત્યારે પરીક્ષાદ્વારા સર્વને બતાવ્યુ કે, સર્વ જગમા એકજ સત્ય વિદ્યમાન છે, સર્વના નિયમન અને સહરણ એકજ પ્રકારના નિયમોથી થાય છે, ગમે ત્યાં તપાસ કરો, સત્ય જ્ઞાન એક સરખુજ મળી આવશે

શ્રીમદ્ ભગવદ્ગીતામા જે જ્ઞાનનુ નિરુપણ છે તે ભલે શ્રીકૃષ્ણનુ, ભલે વ્યાસનુ, અથવા બીજા કોઈનું કરેલ હોય, તેનુ નિરૂપણ કરનાર જો કે પૂર્ણ જ્ઞાની નહી, તો ભારે સમર્થ જ્ઞાની અવશ્ય હતા તેમણે ગીતામા પોતાના વખતના જાણીતા, તે સર્વ માર્ગોનો નિર્ણય કરેલ છે અને બતાવેલ છે કે, માર્ગ ભિન્ન હોય પણ સાધ્ય સર્વનુ એકજ છે માર્ગ—ભેદ ફક્ત અધિકારીભેદનો સૂચક છે અર્જુનને ગીતાકાર નિષ્કામ કર્મના અધિકારી સમજ્યા, તેથી તેમણે અર્જુનને તે માર્ગથી પોતાની ઇષ્ટ-સિદ્ધિ કરવાને બળ આપ્યુ પણ સાથેજ તેમણે અન્ય માર્ગોનુ પણ નિરુપણ કરી દીધુ એટલા માટે કે, સત્ય જ્ઞાનની પ્રાપ્તિ જેને બીજા શબ્દમાં મુક્તિ અથવા મોક્ષ પણ કહી શકે છે—બીજા માર્ગોથી પણ થઇ શકે છે પણ ઉપસ્થિત અવસર અને પાત્ર—વિશેષના વિચારથી અર્જુનને માટે તેમણે અન્ય માર્ગોના અવલમ્બનની જરૂર ધારી નહિ તેને માટે કર્મ—યોગ નામના માર્ગથીજ પોતાનુ સાધ્ય સિદ્ધ કરવાનુ તેમણે યોગ્ય ધાર્યું.

ઉપનિષદ્, ન્યાય, મીમાસા, વેદાન્ત અને યોગ-શાસ્ત્રોની આલોચના, અને ગીતા નિરૂપિત સિદ્ધાન્તોથી તે શાસ્ત્રોના સિદ્ધાન્તોની તુલના કરવાથી સિદ્ધ થાય છે કે સર્વનુ સાધ્ય એકજ છે, ન્યુનાધિક માત્રામાં સત્ય જ્ઞાનની ઉપલબ્ધિ સર્વમાં એક સરખીજ છે. જો એમ ન હોય તો તે તે શાસ્ત્રોમા પ્રતિપાદિત સિદ્ધાન્ત ગીતાના સિદ્ધાન્તો સાથે એટલા નહિ મળત પાશ્ચાત્ય વિદ્વાનો દ્વારા નિર્મિત શાસ્ત્રોના સિદ્ધાન્તોના મળવાથી પણ આ વાત ઘણે ભાગે પ્રમાણિત થાય છે ભિન્ન ભિન્ન દેશોમા, ભિન્ન ભિન્ન સમયમા, ભિન્ન ભિન્ન દૃષ્ટિએ પણ એ શાસ્ત્રકાર, અનેકાંશમા તે પરિણામ પર પહોચેલ છે કે જે પરિણામ ગીતા તથા અન્ય ભારતીય શાસ્ત્રોની સપદા છે. જો સત્ય હમેશા અબાધ ન હોત તો આ વાત કદાપિ સમ્ભવિત નહોતી

ષડ્દર્શન, ઉપનિષદ, અને પાશ્ચાત્ય શાસ્ત્રોના સિદ્ધાન્તોમા ગીતાના સિદ્ધાન્તોથી કોઈ કોઇ ઠેકાણે જે ભેદ મળી આવે છે તેનું કારણ છે જ્ઞાનની માત્રા સર્વમાં એક સરખી નથી હોતી. જ્ઞાનાંશની ઇયત્તાને અનુસાર જ સત્યની શોધખોળમા મનુષ્ય કૃતકાર્ય હોઇ શકે છે આ દશામા જ્યાં ત્યા ભેદભાવ થવો સમ્ભવિત છે કોના સિદ્ધાન્તોમાં કેટલો અને ક્યા ક્યાં ભ્રમ અથવા પ્રમાદ છે, એ બતાવવાનુ વિજ્ઞાનાચાર્યોનું જ કામ છે સમ્ભવિત છે કે આ શાસ્ત્ર મનુષ્યોની ભિન્ન ભિન્ન રૂચિ, અવસ્થા, શિક્ષા અને સંસ્કારના વિચારથી રચાયેલ હોત, એ રીતે જે ભેદ અને વિરોધાભાસ જોવામા આવે છે તે વાસ્તવમા અધિકારી-ભેદનો સૂચક થાત

ગીતામા પ્રાય સર્વ શાસ્ત્રોના જ્ઞાનનું સમન્વય જોઇ કહેવુ પડે છે કે, જ્ઞાનાન્વેષિઓના પરિશીલનને માટે તેથી અધિક ઉપયોગી ગ્રન્થ બીજો નથી. શ્રીકૃષ્ણે કહેલ છે કે—

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।

જનસમુદાયને અમારી પ્રાર્થના છે, કે—

अन्य ज्ञानं परित्यज्य गीताज्ञानं त्वमाप्नुहि ।

# पुष्करजी अने त्यांनो मेळो

રજપુતાનામા અજમેરથી ૭ માઇલ દૂર વાવ્ય ખૂણામા પોખર યા પુષ્કર નામનો એક નાનો સરખો કસ્બો છે ત્યાં દર વર્ષે એક મોટો મેળો ભરાય છે તે એક રમણીય સ્થાન છે અને ઉત્તમ તિર્થ ગણાય છે ત્યા બ્રહ્માજીની મૂર્તિ છે. સાંભળવા પ્રમાણે બ્રહ્મદેવની મૂર્તિ આખા હીંદુસ્તાનમા આ એકજ છે, બીજે કોઈ જગ્યાએ નથી અને હિંદુઓની દૃષ્ટિમા આ બહુજ પવિત્ર સ્થાન છે, તેની પુરાણિક કથા આ પ્રમાણે છે:—

બ્રહ્માજીએ વેદવિહિત યજ્ઞ કરવાનો વિચાર કર્યો પણ ક્યા યજ્ઞ કરવો તેનો તે નિશ્ચય કરી શક્યા નહિ કેમકે કોઇ જગ્યાએ તેમની મૂર્તિ નહોતી તેમજ કોઈ તીર્થ કે મંદિર પણ તેમના નામનુ નહોતું ત્યારે તેમણે વિચાર કર્યો કે જ્યા મારા હાથમાંનુ કમળપુષ્પ પડે ત્યાં યજ્ઞ કરવો. પછી તેમણે કમળ પૃથ્વિ ઉપર નાખ્યું તે જમીન ઉપર પડીને ત્રણ વાર ઉછળ્યુ જ્યાં જ્યા તે પડ્યુ ત્યા ત્યાં એકેક તળાવ યા સરોવર બની ગયું અને બ્રહ્માજીએ તે ત્રણેના નામ અનુક્રમે જ્યેષ્ટ પુષ્કર, મધ્ય પુષ્કર અને કનિષ્ટ પુષ્કર એવા રાખ્યા. તેમાંથી પ્રથમ સરોવર હાલમા ‘ મોટુ પુષ્કર ’ કહેવાય છે અને ત્રીજુ ‘ વૃદ્ધ પુષ્કર ’ કહેવાય છે પાછળથી મોટા પુષ્કરમા બ્રહ્માજીએ મંદિર બાંધ્યુ જેનકે તેમણે ત્યાજ યજ્ઞ કર્યો કાર્તિક શુદ એકાદશીને રોજ યજ્ઞનો પ્રારંભ થયો

સર્વ દેવતા અને રૂષિ ત્યા હાજર થયા દરેકને જુદુ જુદુ કામ સોંપ્યુ બ્રહ્માજી જાતે અમૃતનો ઘડો પોતાને માથે લઇને ઉભા થયા પરંતુ યજ્ઞકર્તાની પત્ની પણ યજ્ઞ કરતી વખતે જરૂર હાજર રહેવી જોઇએ, એ શાસ્ત્રનુ વચન છે, પણ કરવુ શુ ? સાવિત્રીજી તો ગેરહાજર હતા તેમને બોલાવા મોકલ્યું પણ તેમણે તો આવવાને માટે સાફ ના પાડી. તેથી બ્રહ્માજીના ક્રોધની સીમા રહી નહિ. અહીં તો સર્વ માથા ઉપર અમૃતના ઘડાના ભારથી દબાઇ જતા હતા અને આ તરફ યજ્ઞમા વિઘ્ન પડતુ જોઇ સર્વ ગભરાઇ ગયા અને બ્રહ્માજીએ આજ્ઞા આપી કે મારે માટે એક કન્યા શોધી લાવો, હું તેની સાથે વિવાહ કરીશ તે આજ્ઞા તેમણે દેવોના અધિપતિ ઇન્દ્રને આપી આજ્ઞાનુસાર સુરપતિ કન્યાની શોધમા નિકળ્યા બહુ જ શોધતા તેમને એક ગુજરતી કન્યા મળી તેને તેમણે ગાયના મમગથી પવિત્ર કરી અને બ્રહ્માજીની પાસે લાવીને સર્વ હકીકત કહી સંભળાવી તે સાંભળી વિષ્ણુ ભગવાન બોલ્યા કે, ‘ બ્રાહ્મણ અને ગાય એક જ છે જેથી તેને ગાયના પેટમાથી ઉત્પન્ન થયેલી સમજવી જોઇએ ” શિવજી બોલ્યા —‘ તે ગાયથી પેદા થએલી છે, જેથી તેને ગાયત્રી કહેવી જોઇએ બસ, પછી બાકી શુ ’ બ્રહ્માજીની પાસે ગાયત્રીજીને બેસાડી દીધા

યજ્ઞનો પ્રારંભ થયો પરંતુ એક દિગંબર મનુષ્ય યજ્ઞમા ખોપરીયો નાખવા લાગ્યો યજ્ઞમા પાછુ ફરી વિઘ્ન આવ્યું આખી યજ્ઞ શાળાઓ ખોપરીયોથી ભરાઈ ગઇ, જેથી શિવજી મહારાજ બોલ્યા કે હુ આ વિઘ્નને ક્ષણ માત્રમાં દૂર કરી શકુ છુ. સરત એ કે એક મંદિર મારૂં પણ પુષ્કરજીમા બનાવવુ ખરી હકીકત એ હતી કે હવન કરાવનાર પંડિતોએ સર્વ દેવના નામની આહુતિયો તો આપી, પણ મહાદેવજીને તે ભૂલી ગયા હતા જેથી ભૈરવનાથનો કોપ અગ્નિની માફક સળગી ઉઠ્યો અને જ્યાં જુવે ત્યાં ખોપરીયો જણાવા લાગી તે પછી બ્રહ્માજીએ એક શીવજીનું મંદિર પુષ્કરમા બનાવી દીધુ એટલું જ નહીં, પણ તેમણે આજ્ઞા આપી કે આ ખોપરીયોના વર્ષાદની યાદ દાસ્તીમા હવે પછી જેટલા યજ્ઞ થાય તે સર્વમા માટીની એકેક ખોપરી યજ્ઞમા હોમવી યજ્ઞ વખતે અનેક કોઢના રોગવાળા અને બીજા રોગીયો પણ ત્યા આવ્યા હતા તેમણે જ્યાં પુષ્કર સરોવરમાં સ્નાન કર્યું કે સાંજ તેઓ નિરોગી બની ગયા તેમનાં રૂપ રંગ પરમ સુંદર અને દર્શનીય થઇ ગયાં તે પછી બ્રહ્માજીએ વરદાન આપ્યુ કે જે કોઇ અહીં સ્નાન કરશે તે સઘળા શારીરિક રોગથી તેમજ સઘળા પાપોથી પણ મુક્ત થઇ જશે આ વરદાનની યાદ-

ગીરીમાં ત્યાં એક ખાસ ઘાટ છે જેને "રૂપ-તીર્થ-ઘાટ" કહે છે અને જે હાલ "સ્વરૂપઘાટ" ના નામથી પ્રસિદ્ધ છે.

બારશના રોજ ગનારમા યજ્ઞ કરનારા બ્રાહ્મણો બ્રહ્માજીની પાસે આવીને ઉભા રહ્યા અને તેમને પૂછયું કે અમારે ક્યા સ્નાન કરવુ ? બ્રહ્માજીએ કહ્યું કે;—"પ્રાચીન સરસ્વતી" નામની નદીમા એ નદી પુષ્કરજીથી ૬ માઇલ દૂર છે બ્રાહ્મણો ત્યા પહોંચ્યા તો ત્યા તેમને મંકણુ નામના રૂષિ મળ્યા રૂષિરાજ ઘણા તપસ્વી હતા દર્ભ તોડતાં તેમની એક આગળી જરા કપાઇ ગઇ, પણ તેમાથી લોહી નીકળ્યુ નહિ. પણ પાણી નીકળ્યુ આ અદ્ભૂત બનાવને જોઇને રૂષીશ્વર આનંદમત્ત થઇને નાચવા લાગ્યા. સ્નાનાર્થે ગયેના બ્રાહ્મણો પણ તેમને નાચતા જોઇ નાચવા લાગ્યા, અને પાછા પુષ્કરજી જવાનું ભુલી ગયા જ્યારે ઘણીવાર થઈ અને તે પાછા ન આવ્યા ત્યારે બ્રહ્માજીએ એક દૂત ત્યાં મોકલ્યો તે પણ ત્યાં નાચમા સામેલ થઇ ગયો આ નાચનો પ્રભાવ જ કાંઇ એવો હતો કે જે કોઈ ત્યા જતુ તે નાચવા લાગતુ આ ખબર બ્રહ્માજીને મળી ત્યારે તેમણે આ નાચને રોકવાની ઇચ્છા કરી. તેથી તેમણે શિવજીને ત્યા મોકલ્યા શિવજીએ ત્યા જઇને મંકણુ રૂષિને બતાવી આપ્યુ કે તેમની તપશ્ચર્યા રૂષિના કરતા વધુ છે ત્યારે રૂષિના હોશ ઠેકાણે આવ્યા અને તે નાચ સદાને માટે બંધ થઇ ગયો રૂષિએ શંકરની ઘણી સ્તુતિ કરી, જેથી તે ખુશ થયા અને આ બનાવની યાદગીરીમા રૂષિનું એક મંદિર ત્યા બંધાવ્યુ તે હાલ મંકણેશ્વરના નામથી પ્રખ્યાત છે

પ્રાચીન સરસ્વતીમાથી બ્રાહ્મણો પાછા આવ્યા પછી યજ્ઞનું કામ થવા લાગ્યુ પરંતુ વચમાં એક બીજુ વિઘ્ન ઉપસ્થિત થયુ બટુ નામના એક બ્રાહ્મણે ભૃગુરૂષિના પુત્રને શાપ આપ્યો હતો કે તુ સાપ થશે. તે બટુએ આ વખતે બ્રાહ્મણોની વચમાં એક સાપને નાખ્યો તે ભૃગુના શરીરમા લપેટાઇ ગયો. ત્યારે બટુજીને બ્રહ્માજીએ કહ્યુ કે આપ માફ કરો આ સર્પ ભૂજંગોની નવી શ્રેણી ઉત્પન્ન કરનાર થશે ત્યારે તેમણે તેને 'નાગપહાડ' ઉપર જવાની આજ્ઞા કરી તે ત્યા "નાગકુન્ડ" નામના સ્થાનમા રહેવા લાગ્યો. ત્યા શ્રાવણ સુદ પચમીના રોજ પૂજા થાય છે આ ઉત્સવને લોકો હાલ 'નાગપચમી' કહે છે

ત્રયોદશીના રોજ બ્રાહ્મણોને 'નંદાસરસ્વતી'મા સ્નાન કરવુ પડયુ તે દિવસે સ્નાન અને યજ્ઞ નિર્વિઘ્નતાથી સમાપ્ત થયુ

ચતુર્દશીના રોજ બ્રહ્માની આજ્ઞાનુસાર બ્રાહ્મણોએ અજગંધમા સ્નાન અને પૂજા કરી તે પુષ્કરજીથી નવ માઇલ દુર છે

પૂનમના રોજ પૂર્વોક્ત ત્રણે સરોવરની પરિક્રમા અને ગયાકૂપમા સ્નાન કરવાની આજ્ઞા બ્રાહ્મણોને મળી. ગયામા સ્નાન કરવાથી જે ફળ મળે છે તે ગયાકૂપમાં સ્નાન કરવાથી મળે છે, તેથી તેનુ નામ ગયાકૂપ પડયુ છે

પુનમના રોજ સાવિત્રીજી ક્રોધથી ધુવા પુવા થઇ ત્યા બ્રહ્માજીની પાસે આવ્યા તેમને પોતાનુ અપમાન અસહ્ય થઇ પડયુ બ્રહ્માજીએ તેમનો ક્રોધ શાંત કરવા માટે ઘણી રીતે તેમને સમજાવ્યા પણ તે સર્વ વ્યર્થ ગયુ અંતે બ્હીં ઝગડીને સાવિત્રીજી સાગરની ઉત્તરની પહાડી ઉપર ચાલી ગયા, જ્યાં તેમનુ મંદિર હજુ પણ છે.

છઠ્ઠે દિવસે બ્રહ્માજીએ અવભૃથ સ્નાન કરીને યજ્ઞની પૂર્ણાહુતી કરી તે દિવસે ભીડ ઘણીજ હતી જેથી તેમણે ઇન્દ્રને હાથી ઉપર બેસીને આ ભીડમા મૃગચર્મ વડે યજ્ઞના પવિત્ર જળને છાટવાની આજ્ઞા આપી આ રીત હાલ પણ ત્યા ચાલે છે આ સ્નાનને મૃગચર્મ સ્નાન કહે છે

બ્રહ્માજીના પ્રભાવને લીધે પુષ્કર એટલું બધુ પવિત્ર થઇ ગયુ કે મહાન પાપીયો પણ ત્યાં સ્નાન કરીને સ્વર્ગમાં જવા લાગ્યા, અને વૈકુંઠ ભરાઇ ગયુ ત્યારે દેવોએ બ્રહ્માજીને ફરિયાદ કરી કે મહારાજ, મૃત્યુ લોકના સર્વ મનુષ્યોને સ્વર્ગમાં મોકલવા એ ઠીક નહિ. જેથી બ્રહ્માજી બોલ્યા "ઠીક, તો આ તીર્થ કાર્તિક શુદ એકાદશીથી પુનમ સુધીમા પૃથ્વી ઉપર રહે, અને બીજા વખતમા તે અંતરિક્ષમાં રહ્યાં કરે" ત્યારથી પુષ્કરજીનું મહાત્મ્ય માત્ર પાંચ દિવસને માટેજ રહ્યુ, અને સ્વર્ગમાની ભીડ ઓછી થઈ

પુષ્કરમા બ્રહ્માજી, સાવિત્રીજી, બદરીનારાયણજી, વરાહજી અને આટમેશ્વરજીનાં મંદિર છે

એ સર્વ હાલ તો નવા છે જુના મંદિરો તો મુગલ બાદશાહની કૃપાથી જમીનદોસ્ત થઈ ગયા છે ત્યાં કેશવરાવનું પણ એક મંદિર છે તેને તોડીને તેની જગ્યાએ ઔરંગઝેબની એક મસ્જીદ બનાવવામાં આવી છે જે હજુ સુધી ત્યાં વિદ્યમાન છે

બ્રહ્માજીનું મંદિર ગ્વાલિયરના એક ગોકળ વાણીયાએ બંધાવ્યું છે, તેના પુજારી પુરી નામના ગોસાંઇ છે. સાવિત્રીજીનું મંદિર પુષ્કરજીથી ઉત્તરમાં છે. મારવાડ નરેશ મહારાજ અજીતસિંહના પુરોહિતે તે બંધાવ્યું છે ઠાકોર સાહેબે ખારવા અને બદરીનારાયણજીનું મંદિર બંધાવ્યું છે તેને લગભગ ૧૦૦ વર્ષ થયા હશે વરાહજીનું મંદિર જહાંગીરે હતું ન હતું કરી દીધું હતું તેમનું હાલનું મંદિર જોધપુર નરેશ શ્રીમાન બખ્તરસિંહજીએ તૈયાર કરાવ્યું હતું. મરાઠાના સુબેદાર ગોમારાવે અટમટેશ્વરના મંદિરને ફરી બંધાવ્યું હતું

આ મંદિરો ઉપરાંત ત્યાં શિવજી અને વિષ્ણુ ભગવાનના મંદિરો પણ છે જેને રજપુતાનાના રહીશો અને શેઠ શાહુકારોએ બંધાવ્યાં છે તેમાં શ્રી રંગજીનું મંદિર ઘણુંજ પ્રસિદ્ધ છે એ મંદિર નગરની વચ્ચોવચ છે અને ઘણીજ જગ્યા રોકેલી છે

નગર ત્રણે તરફ પહાડીઓથી ઘેરાયલું છે સરોવરના તટ ઉપર પાકા ઘાટ બંધાવેલા છે અને રજપુતાનાના કેટલાક રાજાઓ અને શેઠ શાહુકારોના મોટા મોટા મકાનો પણ છે. ત્યાં જયપુરના મહારાજા માનસિંહજી, મહારાણી અહલ્યાબાઈ, ભરતપુરના રાજા જવાહિરમલજી અને મારવાડ નરેશ મહારાજા વિજયસિંહજીના મહેલો ઘણા મોટા અને જોવા લાયક છે

પ્રાચીન સનંદો અનુસાર પુષ્કરજીની હદમાં કોઇપણ પ્રકારની જીવહિંસા થતી નથી. પુષ્કરજીનો મેળો આક્ટોબર યા નવેંબરમાં ભરાય છે ધર્મ સંબંધી અને મેળા વખતે વણજ વ્યાપાર ત્યાં ઘણો ચાલે છે મેળા વખતે બજારમાં ઉભા રહેવાની પણ જગ્યા મળતી નથી. રાતદિવસ ખેલ તમાશા થાય છે. સેંકડો દુકાનો ઘણે દુરથી ત્યાં આવે છે અજમેરની પોલીસ ત્યાં સારો બંદોબસ્ત રાખે છે

નગરની બહાર થોડેક વેગળે હાથી, ઘોડા, ઉંટ, બળદ, ખચ્ચર વિગેરે વેચવાને માટે ત્યાં આવે છે સરકાર સારા સારા ઉંટો અને ઘોડાઓને ત્યાં દોડાવે છે અને ઇનામ પણ આપે છે ખેતીવાડીનું પ્રદર્શન પણ ત્યાં ભરાય છે. ત્યાં મેળા વખતે લગભગ એક લાખ માણસો ભરાય છે.

સને ૧૯૧૧ ના મેળામાં ૧૪૫૪૩ બળદ, ૪૬૦૭ ઉંટ, અને ૧૯૦ ઘોડા આવ્યા હતા તેમાંથી ૬૨૮૩ બળદ, ૨૬૪૬ ઉંટ અને ૪૬૨ ઘોડા વેચાયા હતા

મેળાના દિવસે રાતદિવસ રસ્તામાં માણસો ચાલ્યા કરે છે અજમેરની પોલીસ ત્યાં બંદોબસ્ત ઘણો સારો રાખે છે. ચોરી બીલકુલ થતી નથી. ૫જી ભવેને યાત્રાળુઓ સોનું ઉછાળતા જાય તોપણ તેમને બીક રહેતી નથી

સાધુઓની મંડળીઓ પણ મેળામાં આવે છે અને દરેક ઘાટે ઘાટે પોતાનો ઝંડો રોપીને રામ નામ જપ્યા કરે છે

પુષ્કરજીની વચમાં એક સુંદર છત્રી બનાવેલી છે ત્યાં મોટા મોટા મગરમચ્છ વિગેરે જળચર પ્રાણી પડી રહે છે યાત્રાળુઓએ ન્હાતી વખતે ઘણી સાવધાની રાખવી પડે છે કારણકે તે જંતુઓ જળની અંદર છાનામાના આવીને અજાણ્યા સ્નાન કરનારાને પકડી લઇ જાય છે. તે જળચર પ્રાણીઓ રાત્રે બહાર ઘાટની ઉપર પણ આવીને પડી રહે છે આ પ્રમાણે પુષ્કરજીના મેળાનું મહાત્મ્ય છે, અને તેથી લાખો લોકો ત્યાં જાત્રા કરવા માટે દર વર્ષે જાય છે

[ ગંગાધર શર્માના હીંદી લેખ ઉપરથી ].

# મનોહર-કુમારી.

## પ્રથમ પરિચ્છેદ.

### કુમારીનું પાણીમાં ડુબવું.

સુમેરપુર નામનો એક નાનો નગરો ક્યાં છે અનેક સારા માણસો ત્યાં રહે છે વસ્તી ઝાઝી નથી તેમ થોડી પણ નથી બે હજાર માણસોની વસ્તી છે આ ગામમાં સો એક ઘર બ્રાહ્મણોના છે, વીસ પચીસ ઘર વાણીયાઓના બાકીના પાટીદાર વિગેરે અન્ય જાતિના ઘરો છે થોડી ઘણી મુસલમાનોની વસ્તી પણ ત્યાં છે

સાધારણ રીતે સર્વ લોકનું ગુજરાન ખેતી ઉપર ચાલે છે ગામમાં એક પ્રાથમિક અંગ્રેજી સ્કુલ છે ગામ પાસે કોઇ નદી નથી પણ કુદરતી તળાવ છે ચૈતર વૈશાખમાં તે તળાવનું પાણી સુકાઈ જાય છે એ સિવાય એક બે મોટાં અને નાના તળાવ પણ છે જેમાં તે વખતે પાણી હોય છે પણ તે પાણી એટલું ખરાબ થઇ જાય છે કે પીવાના કામમાં આવતું નથી

ચૈત્ર વૈશાખમાં સુમેરપુરના રહેવાસીઓને પાણીની ઘણી જ અડચણ વેઠવી પડે છે ગામથી લગભગ એકાદ માઇલ ઉપર એક ઉત્તમ તળાવ છે, તે તળાવનું પાણી પીવાના કામમાં આવી શકે છે તે તળાવનું પાણી ચોખ્ખું, ઉંડું, અને કમળના ફુલોથી ભરેલું હોય છે તળાવની ચારે તરફ, નારિયળ, આંબા, લીમડા વિગેરેના ઝાડ રોપેલા છે ત્યાં શ્યામસુંદરનો એક નાનો સરખો બગીચો પણ છે ત્યાંનાં સર્વ ફુલ દેવ સેવામાં જાય છે, શ્યામસુંદરનો મહાત્મ્ય એવો છે કે કોઈપણ માણસ તેના બગીચાના ફળ ફુલને તોડી શકતું નથી

વૈશાખ મહિનો જાય છે ચારે તરફ પાણીની તાણ છે સુમેરપુરમાં તો આ દુઃખ હમેશનું છે એથી લોકોને પાણીનું દુઃખ બહુ જણાતું નથી કારણ કે તેનો તેમને અભ્યાસ પડી રહ્યો છે અભ્યાસથી સર્વ માણસો સર્વ કાંઇ સહન કરી શકે છે ચારેક વાગ્યાનો સમય છે જેથી વૃક્ષોનો છાંયો પડ્યો છે ગરમ જમીન કાંઇક ઠંડી પડવા લાગી છે શ્યામસુંદરના તળાવનું પાણી દક્ષિણાતા પવનથી ધીમે ધીમે ઉછળવા લાગ્યું છે તળાવની ચારે તરફ ડાળીયોમાં છુપાયનાં પક્ષી કાંઇક શાંતિ જણાતા કોલાહલ કરવા લાગ્યા છે

આ વખતે સુમેરપુરની સ્ત્રિયોનું એક ટોળું આવીને તળાવમાં પહોંચ્યું લગભગ દસ બારેક સ્ત્રિયો હતી. એ સર્વ સારા ઘરની હતી. ઘણું કરીને બ્રાહ્મણ અને વાણીયાના ઘરની જણાતી હતી સ્ત્રિયોમાં જુવાન, વૃદ્ધ, પ્રૌઢ અને બાળીકા પણ છે આ સર્વ આ વખતે સંધ્યા કાળે ન્હાવા માટે ત્યાં આવી છે

તે સ્ત્રીઓમાંથી કોઇ ત્યાં મોં ધોવા લાગી, કોઇ શરીરનો મેલ સાફ કરવા લાગી અને બે છોકરીઓ ઘડા લઇને થોડા પાણીમાં તરવા પડી એક બાળીકા જેને યુવતિ કહેવામાં કાંઇ અડચણ નથી તે તરવાને માટે હઠ કરવા લાગી. તેની ઉમ્મર તેરેક વર્ષની જણાતી હતી. તેનું નામ સુકુમારી હતું પણ 'સુ' અક્ષરનો ત્યાગ કરીને સર્વ કોઇ તેને કુમારી કહેતા હતાં.

કુમારી જરા શ્યામ, પણ સ્વરૂપવાન હતી. તેના શ્યામ શરીરમાં સુંદરતાની પ્રભા વિકસવા લાગી હતી. યૌવનની મધુરતા જણાતી હતી

કુમારીએ પોતાની માના હાથમાંથી ઘડો લઇ લીધો તેની મા તેને ના કહેતી જ રહી પણ કુમારીએ તો હસવામાં તેનું કાંઇ માન્યું નહિ,

હંસની હંસની તે ઘડો લઈને રાજહંસિનીની માફક તરતી તરતી સર્વની આગળ નીકળી ગઈ

તેના પગનો ધમકારો સાંભળી એક મોટા મચ્છ ઉછળો મારીને પાણીની સપાટી ઉપર આવ્યો, તેથી પાણી એકદમ ઉછળ્યું, તે જોઈ કુમારી ભયભિત થઈ અને એકદમ ત્યાંથી પાછી વળી આ વખતે એક કમળની ડાખળી તેના પહેરેલા લુગડામા વિટાઈ વળી, જેથી ભયને લીધે બાલિકાના હાથમાંથી ઘડો છુટી ગયો જેથી બચવાની આશા રહી નહિ કુમારીએ ઘણુજ તરફડીયા માર્યા પણ કંઈ વળ્યુ નહિ, અંતે તે પવિત્ર મુર્ત્તિ તે સ્વચ્છ પાણીમા લીન થઈ ગઈ

આ જોઈ કુમારીની મા અને બીજી સ્ત્રિઓએ એકદમ બુમો મારવા માંડી, પણ તેને બહાર કહાડવાની કોઈએ હિમત ન કરી જો કે તેમા એક બે જણને સારી રીતે તરતા આવડતું હતુ પણ માનતા હતા કે તળાવમાં એક પ્રબલ રાક્ષસ રહે છે તેણે જ કુમારીને ખેંચી લીધી છે જેથી તેમા પડવાની કોઈએ હિમત ન કરી. સર્વ કોઈ બુમો પાડવા લાગ્યાં અને કોઈએ કઈ કઈ બોલવા માડયુ. એક પળમા અહીં આવો અદભૂત બનાવ બની ગયો તેમના રડવા અને બુમો પાડવાનો અવાજ ઘણે દૂર સુધી સભળાવા લાગ્યો.

પાસે જ શ્યામસુંદરના બગીચામા આમાના ઠડા છાંયાની નીચે એક યુવક બેઠો હતો. યુવકનું નામ મનોહરલાલ હતું તેની ઉમ્મર લગભગ વીસેક વર્ષની હતી શરીર ઘણું જ પુષ્ટ અને બળવાન જણાતું હતું. તેનું મુખ પ્રસન્ન હતું મનોહર જાતે બ્રાહ્મણ છે અને તે પણ સુમેરપુરમા જ રહે છે

આ પ્રમાણે તળાવ ઉપર સ્ત્રિયોની ગ કકળથની સાંભળીને મનોહરલાલ તીરની માફક ત્યાંથી દોડતો તળાવના કિનાર આવી પહોચ્યો ત્યા આવતા જ તેને સર્વ-હકીકત જણાઇ ગઈ, જેથી એક મિનિટ પણ વાર ન લગાડતાં તે પાણીમા કુદી પડયો અને જલ્દીથી તરતો તરતો સ્ત્રિયોએ બતાવેલી, કુમારી જ્યા ડુબી હતી તે જગ્યાએ પહોંચી ગયો અને આંખો ઉઘાડી ચારે તરફ જોવા લાગ્યો તો તેને તળાવે.એક ઘડો પડેલો જણાયો અને સ્વચ્છ કાચના સરખી સાફ જમીન જણાવા લાગી, મનોહરલાલે જોયુ કે હીરાથી જડેલી સોનાની મુર્ત્તિ કુમારી પણ પાણીની નીચે સુઇ ગઇ છે તેણે તરતજ ડુબકી મારી અને તેને જમણા હાથે પકડીને ઉપર આણી, અને ડાબા હાથમા ઘડો પકડી પગ વડે તરતો તરતો તે કિનારે આવી પહોચ્યો કિનારે આવતાજ સર્વેએ કુમારીને ઉચકી લઇ એક ઉચી જગ્યા ઉપર સુવાડી

## દ્વિતીય પરિચ્છેદ.

### મનોહરલાલની સહાયતા.

મનોહરલાલે તેને કિનારા ઉપર સુવાડીને નાક આગળ હાથ મુકયો, અને 'જોયુ કે તેનામા પ્રાણ છે કે નહિ ' તે વખતે કુમારી સંજ્ઞાહીન હતી, શ્વાસપ્રશ્વાસ પણ બંધ હતો. કુમારીની મા તેને જોઇ રડવા લાગી, બીજી સ્ત્રીઓ પણ રડતી હતી તે જોઇ મનોહરલાલે કહ્યુ કે, " તમે રડો નહિ, કુમારીને બચાવવાનો ઉપાય કરો કે તે જીવી શકે

કુમારીની મા જો ઉપાય જાણતી હોત તો તે સર્વ કરવા તૈયાર હતી બાળકને માટે મરવાને પણ મા તૈયાર હોય છે રડતાં રડતા તેણે તે વાત જણાવી અને બીજી સ્ત્રિયોએ તેની હાએ હા ભણી. તે વખતે મનોહરલાલે કહ્યું, જલ્દીથી કોઇને ઘેર મોકલીને હીરાને બોલાવો, પણ વાર ન થાય અને સાથે ડાકટરને કહેવરાવો કે ગરમી પહોચાડનાર કાંઈ જરૂરી ચીજોને લઈ જલ્દી આવે સાથે સુકા કપડા અને રૂ વિગેરે પણ જલ્દી લેતા આવે

મનોહરલાલની વાત પુરી થતાજ એક સ્ત્રી દોડતી હીરાને બોલાવા માટે ત્યાંથી ચાલી ગઈ

પાણીમા ડુબેલા માણસને શી રીતે બચાવવો તે વાત મનોહરલાલ જાણતો હતો. પેટનુ પાણી ઘણીજ સારી રીતે બહાર કહાડી શકાય છે કુમારીને બેચાર વાર ઉંચ-નીચ કરાવી, આડીઅવળી ફેરવી મનોહરે થોડુ ઘણું પાણી તો કુમારીના પેટમાંથી બહાર કહાડી નાખ્યુ. પણ તેથી શ્વાસ આવતો શરૂ ન થયો મનોહરલાલ જાણતો હતો કે શ્વાસ ચલાવવાનો એક ઉત્તમ ઉપાય છે, ડાકટર લેડો તેને (Sylvester's Method) 'સીલ્વેસ્ટર્સ મેથડ' કહે છે મનોહરલાલે તેમ કરવાનું

શરૂ કર્યું તેણે કુમારીની માને કહ્યુ, "તમે કુમારીના મોમાં મો અડકાડીને જોરથી ફુક મારો, અને હું હાથ ઉચા નીચા કરૂં છું "

માએ-રડતાં રડતાં કહ્યુ, "હુ ગભરાઇ ગઇ છુ અને આંખોમા આંસુ વહ્યા કરે છે તેથી મને નહિ ફાવે."

તે પછી ઘણાને એ કામ કરવાને માટે તેણે કહ્યુ, પણ જેને કહ્યું તેણે મોને મો અડકાડીને ફુક મારવા માટે ના પાડી તે સવએ નકી ધાર્યું હતું કે કુમારી મરી ગઇ છે, જેથી મરેલા માણસના મોમા મો અડકાડીને કેવી રીતે ફુક મરાય ? એથી એ કામ કરવા કોઇએ હા ન પાડી.

એકે કહ્યું, "મોમા ફુક મારતા તો મને નહિ ફાવે પણ બીજુ જે કાંઇ કરવાનુ કહો તે હુ કરીશ "

મનોહરલાલે વારવાર તેમ કરવાને ઘણાને સમજાવ્યુ પણ સર્વએ નાજ પાડી. ત્યારે મનોહરલાલે એક યુવતિને કહ્યુ, "તમે ધીરે ધીરે કુમારીના બે હાથ ઉપર ઉંચા કરો અને હુ ફુક મારૂં છુ, પછી એવીજ રીતે બંને હાથ નીચા મૂકો."

જે સ્ત્રી તેના હાથ ઉચા નીચા કરવાને માટે તૈયાર થઇ હતી તે એક યુવતિ હતી, અને તેનુ નામ તરલા હતુ તરલા કુમારીના કાકાની છોકરી બ્હેન થતી હતી.

તરલાએ સાવધાનીથી કુમારીના બને હાથ પકડ્યા અને મનોહરલાલે તે સુતેલી મગ્નાહીન દેવકન્યાના મો આગળ પોતાનું મો રાખીને જોરથી ફુક મારી, તરલાએ ધીમે ધીમે બને હાથને નીચે કર્યાં અને પાછા તેવીજ રીતે ઉપર લીધા મનોહરલાલે ફરી ફુક મારી, તરલાએ ફરી હાથ ઉચા કર્યા, મનોહરલાલે ફરી ફુક મારી, ફરી નીચા કર્યા, પાછા ઉચા કર્યાં અને મનોહરે ફરી ફુક મારી આમ બે કલાક સુધી કર્યાં કરવાથી શ્વાસ ચાલવો શરુ થયો કુમારીએ ધીરે ધીરે આંખો ઉઘાડી, ધીરે ધીરે કાંઇક ભાન આવવા લાગ્યુ. જોયુ તો મનોહરલાલ ! મનોહરે ફરી પણ એકવાર મોં સાથે મોં અડકાડીને જોરથી ફુક મારી. તે તરફથી રાજી નહિ. બંને આંખો બધ કરી.

આ વખતે ડાક્ટર, કુમારીનો બાપ રામચરણ, અને એક પાલખી લઇને ચાર ભોઈ આવી પુહો ચ્યા ડાક્ટરે આવીને થરમામેટરથી કુમારીના શરીરની ગરમી માપી, અને પોતાની બેગમાથી કાંઇક દવા કહાડીને તેને આપી દવાં એક વાર, ફરી બીજી વાર, એમ ત્રણ ચાર વાર આપી ધીરે ધીરે કુમારીના શરીરની ગરમી વધવા લાગી પ્રથમ કરતા કાંઇક વધુ ભાન આવ્યુ ત્યારે મનોહરલાલે કહ્યું, "આની ખુલ્લી જગ્યા અને પાણીના કિનારે તેને બહુ વાર સુધી રાખવાની જરૂર નથી હવે ઘેર લઈ જાવ."

ડાક્ટરે પણ તેવીજ સલાહ આપી ત્યાર સર્વેએ કાંતાને પાલખીમા સુવાડી અને ધીમ ધીમે તેને ઘેર લઈ ગયા અને બીજા લોકો પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

---

## તૃતીય પરિચ્છેદ.

### પ્રેમોન્માદ.

રાત પડે એકાદ કલાક થયો હશે, આજે કૃષ્ણપક્ષની તૃતિયા છે ચદ્રમા પોતાનાં સફેદ કિરણોથી સમારને સફેદ ચાદર પહેરાવતો પૂર્વ દિશામા ઉગ્યો છે ચદ્રમા ઉગતાંજ અધકાર શરમાળ વહુની માફક શરમાઇને ઝાડો અને મકાનોના ઓથે પેસી ગયો છે

કાંતાના બાપ રામચરણ મિશ્રની હાલત કાંઇ બહુ સારી નથી ચારેક કાચા મકાનો છે તેને બેએક ખેતર છે, ત્રણ ચાર માણસો જેનીને માટે નાકર રાખેના છે કેટલાક ગાયો, બેસો, બાગ દિગેરે છે તેના મકાનની સામેજ ગામના ઇષ્ટ દેવના હરદેવ રાજાનો ચોતરા છે તે ચોતરા ઉપર દીવો સળગાવીને રામચરણ કાંઇક લખ્યા કરે છે તેની પાસે ખેડુતોમાથી એક બે સુદ્ર રહેતા છે અને કોઇ વાતો કર્યા કરે છે

આ વખતે ત્યા મનોહરલાલ આવી પહોચ્યો. સાથે એક નોકર હતો, તેના હાથમા એક લાકડી હતી તેનું મકાન ત્રણ માળનું હતું. ગામમાં મનોહરની અનાજ વિગેરેની આડત-પણ હતી, વળી તેની પાસે રોકડ નાણું પણ વધુ હતુ તેને બાપ નહોતો પણ માતા હયાત છે. બે ભાઈ અને બે

બ્હેનો છે તેમાંથી એક બ્હેન વિધવા છે, અને બીજી કુવીનને ત્યા પરણાવી છે પણ તે સધવા છતાં વિધવા જેવી છે મનોહરના ઉત્તમ ગુણોથી ગામમા તેની આબરૂ પણ સારી છે

મનોહરને જોઇને રામચરણ ઉભો થયો અને ઘણાજ માનથી તેને ગિંસના ઉપર બેસાડી બો લ્યો કે, "જો તમે આટલી મ્હેનત અને ઉપાય ન કર્યા હોત તો આજે જરૂર કુમારી જીવત નહિ."

મનોહરલાલે વિનયપણે કાંઇક હસીને કહ્યુ કે, "તેમા આભારની કાંઇ વાત નથી એવા મોતના વખતમા શુ કોઇ જોઇ રહે એમ હતુ ? એક મનુષ્ય તરીકે ફરજ છે તે ફરજ બજાવ્યા સિવાય મે કાંઇ બીજુ કર્યું નથી હુ કુમારીને હવે કેમ છે તે જોવાને માટે આવ્યો છુ

રામચરણ—"અદર જઇને જુવો, હાલ તો ઘણુ સારૂં છે"

મનોહર—"હા જઉ, મે વૈદક પુસ્તકોમા જોયુ છે કે પાણીમા ડુબેલા માણસની ગરમી ઓછી ન થવી જોઇએ, અને ગરમી વધે તેવા ઉપાય કરવા જોઇએ

રામચરણ—હા ખરી વાત છે આપ અદર જઇને જોઇ આવો હુ જરા કામ કરૂ છુ, નહિ તો સાથે આવત. તમારા પેલા મુકદમાનુ શું થયુ ? તેની કાંઇ ખબર ન મળી, તેની અમે તો સર્વ રાહ જોઇએ છીએ ?

મનોહર—હાલમા તો કાંઇ જણાયું નથી, પણ ફોજદાર સાહેબે કહ્યુ છે કે એક હજાર રૂપિયા પહોચાડવાથી સર્વ કાંઇ ઠડુ પડી જશે તે રૂપિયા પણ કેટલાક નોકરોને, કેટલાક બીજાને અને કેટલાક પોતે લેશે.

રામચરણ—"તમે તેને માટે શો વિચાર કર્યો ?"

મનોહર—"વિચાર શો કરવો છે વળી આપવા પડશે."

રામચરણ—"જુવો કોની આફત કોને માથે આવે છે."

મનોહર—"એ કાંઇ કોઇથી અજાણ્યુ છે ?"

મનોહરલાલ પ્રથમથીજ અનાજ વિગેરેનો વેપાર કરે છે થોડા દિવસ પહેલા એક માણસે મો મણ અનાજ તેને વેચ્યુ હતુ. બિચારા મનોહરને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો કે એ ચોરીનો માલ હશે ? તેણે તે શહેરમા વેચવાને માટે મોકલી દીધો, શહેરમા તે માલ તેના ધણીને ત્યા ગયો કે કોણ જાણે શુ થયુ, પણ પોલીસ દ્વારા સર્વને ખબર પડી કે તે અનાજ બીજા ગામના જમીનદારની ચોરીનુ છે તેની સર્વ જવાબદારી મનોહરલાલને માથે આવી પડી. તેને માટે-હવે શુ કરવુ તેની સલાહ લેવા મનોહર બીજે ગામ ગયો હતો અને આવતી વખતે થાક ખાવા માટે શ્યામસુંદરના બગીચામા બેઠો હતો અને તેવામાજ કુમારીના ડુબવાનો બનાવ બન્યો હતો

રામચરણે કહ્યુ—"તો આપ એકવાર અદર જઇને કુમારીને જોઇ આવો"

મનોહર ઉઠીને અદર ગયો, તેનો નોકર હાથમાં લઠ્ઠ લઇને મહાદેવ રાજાના ચોતરા ઉપરજ બેસી રહ્યો

મનોહરને જોઇને કુમારીની મા ઘણીજ પ્રસન્ન થઇ

જે ઘરમા કુમારી સુઇ રહી હતી તે ઘરને બતાવીને કુમારીની માએ મનોહરને અદર જવાનુ કહ્યું

એક સાફ અને નરમ બિછાના ઉપર શાન્ત અને ડાળ ઉપરથી તુટેલા ફુલની માફક કુમારી પડી છે, કુમારી સુઇ ગઇ છે તરલા તેના માથા આગળ બેઠી છે એક દીવો બળી રહ્યો છે એ મકાનમા મનોહરલાલ પેઠો તરલા કાંઇક શરમાઇને એક બાજુ ખસી ગઇ, મનોહર પણ કોણ જાણે કે કેમ ત્યાજ અચકી ગયો બોલવાને માટે સાદ ન નીકળ્યો, અને ગળુ ભરાઇ ગયુ. થોડીક વારે તેણે કહ્યું "કુમારીને કેમ છે ?" કુમારી સુઇ રહી હતી, તરલાએ કાંઇ જવાબ ન આપ્યો યા તેનાથી પણ ઉત્તર આપી શકાયો નહિ

મનોહરે ધીમેથી કુમારીના શરીરે હાથ અડકાડીને જોયુ તો શરીર ગરમ છે, તાવ આવ્યો છે તેણે કહ્યુ—"કુમારી !"

કુમારીએ ધીમેથી આંખ ઉઘાડયા વગરજ કહ્યુ—"હા."

મનોહરે કહ્યું—"જો, એકવાર આંખ ઉઘાડ,"

કુમારીએ આખ ઉઘાડવા માંડી પણ ઉઘડી શકી નહિં, નાવ ઘણોજ જોરમા હતો મનોહરે ફરી કહ્યું—" કુમારી જે હું શું કહું છુ ? "

કુમારીએ ધીમેથી કહ્યુ —" હા "

મનોહર કુમારીના સબંધમા કાઇક વાત તરલાને કહેવા ઇચ્છતો હતો પણ કહી શક્યો નહિ. તરલાની તરફ જોતાજ ચારે આખો ભેગી થઇ યુવક યુવતિની ચારે આખો ભેગી થતા કેવા અપૂર્વ આનદનો જન્મ થાય છે ! બનેના હૃદયમાં કેવો વિજળીના જેવો કપારો થાય છે, તેવો જ તેમને થવા લાગ્યો. બંનેએ પોતપોતાની નજર પાછી ફેરવી દીધી

આ બનાવ કાઇ પહેલવહેલોજ બન્યો હતો એમ ન્હોતુ. જ્યારે કુમારી પાણીમા ડુબી ગઇ હતી અને યુવક મનોહર ત્યાં આવ્યો હતો, ત્યારે પણ આજ પ્રમાણે યુવક યુવતીની ચારે આંખોનો મેળાપ થયો હતો તે વખતે બનેના મન બનેના રુપસાગરમાં ડુબી ગયા હતાં જો કુમારી પાણીના જીવતી ન નીકળી હોત તો આ બને યુવક યુવતીની આખો ફરી રૂપસાગર યા પાપસાગરમાં ડુબત કે કેમ તે અમે કહી શકતા નથી.

પણ મનોહરે પ્રથમથીજ તેના તરફથી પોતાના મનને પાછુ ખેચી લીધુ હતુ, કારણકે તરલાનુ લગન થઇ ચૂક્યુ હતુ મનોહરનાન સમજતો હતો કે જેની સાથે હું વિવાહ કરી શકુ તેમ નથી. તેની સાથે પ્રેમ રાખવો એ કેવળ નિંદાજનક છે તરલા પણ તેમ માનતી હતી એથી મનોહરલાલની તરફ જોતાજ તે અચકાઇ જતી હતી. તે એટલીજ શરમાઇ જતી હતી તે ઉપરાંત તે પોતાના પતિ સિવાય બીજા કોઇની સાથે પ્રેમ કરવાથી આ લોક અને પરલોક બંને માટીમાં મળી જાય છે એવુ સમજતી હતી.

આ યુવક યુવતીના હૃદય-પ્રનય વખતે કુમારીની મા ઘરમા આવી, તેના હાથમા એક વાસણમાં થોડીક મીઠાઈ હતી તે ખાવાને માટે તેણે મનોહરને આગ્રહ કર્યો. પ્રથમ તો મનોહરે ના પાડી, પણ કુમારીની માએ ઘણો આગ્રહ કર્યો તેથી તેને તે ખાવી પડી. તે પછી તે મનોહરને પાન વિગેરે આપવાનુ કામ તરલાને સોંપીને બ્હાર બીજા ઘરમાં ગઇ તરલાએ એક ઉત્તમ પાનનુ બીડુ બનાવ્યુ અને તે બીડુ મનોહરને આપવા ગઈ પણ આપી શકી નહિ હવામા પાતળુ તણખલુ હાલે તેમ તેનુ શરીર કપી ઉઠ્યુ જેથી પાન હાથમાંથી જમીન ઉપર પડી ગયુ જોયુ તો તેનુ કમળ સરખુ મુખ પીળુ પડી ગયુ છે, હરિણી જેવી ચચળ આખો કાંઇક સ્થિર થઇ ગઇ છે, મનોહર તે પછી ત્યા ઉભો ન રહ્યો, તે તરતજ સાથી બ્હાર નીકળી ગયો

તે પછી તરતજ તરલા કુમારીની પાસે આવીને સુઇ ગઇ તે મનમા વિચાર કરવા લાગી કે, મને આ શુ થઇ ગયુ ! હુ પરણી છુ, મારે સોનાના ચદ્ર જેવો પતિ છે, છતાં મારી બુદ્ધિ આવી કેમ થઇ ? હે પરમેશ્વર ! હે પિતા ! મને સન્મતિ આપો હુ પરણેલી છુ મારો ધર્મ, માન, સુખ સર્વ કાઇ જતુ રહેશે, હાય ! પ્રભો ! ત્યારે મારી પાસે શુ રહેશે ? પાય "

તરલાને આટલો બધો મોહ પેદા થવાનું કારણ એ હતું કે તે ઇન્દ્રિયોની લાલસા અને રૂપનો મોહ છોડી શકી ન્હોતી હૃદયનો પ્રેમ કાઇ જુદીજ વસ્તુ છે રૂપને જોઇને જે પ્રેમ અને ઉન્માદ થાય છે તે રૂપનો પ્રેમ છે અને ઘણી મુશ્કેલીથી પણ દમાતો નથી જીભ જેમ કડવા મીઠા સ્વાદને માટે એકદમ લોલુપવશ થઇ જાય છે, તેમ આ પ્રેમ પણ તેવીજ રીતે પેદા થાય છે એવી જ રીતે સુંદરતાનો પ્રેમ એકદમ ઉત્પન્ન થઇને અનિવાર્ય થઇ રહે છે તરલાને પણ રૂપનોજ પ્રેમ ઉત્પન્ન થઇ ગયો છે. તેના હૃદયમાં તે અગ્નિની માફક સળગી ઉઠયો છે. રૂપનો મોહ એવો જ છે

અપૂર્ણ

---

# कांतिलालनी कारकिर्दी.

૧

ઈશ્વર ચાહે શો કરે, રંકને રાજા અને રાજાને રંક બનાવી દેતાં પણ તેને વાર લાગતી નથી એજ પ્રમાણે હાલ કાંતિલાલને પણ નોકરી કરવાનો વારો આવ્યો છે કારણકે તે કાંઈ ગરીબનો પુત્ર ન્હોતો, તેનો બાપ મોટો જમીનદાર હતો, ઘેર નોકર ચાકરો પણ હતા પૈસે ટકે પણ સુખી હતો, ગામમા આબરૂ પણ સારી હતી. તે સાધારણ રીતે ગામમાં પૈસાદાર ગણાતો, તેના છોકરા નોકરી ન કરે તોપણ સુખેથી ખાઈપી મઝા કરી શકે તેમ હતુ

તેના બાપનું નામ મણિલાલ હતું તેને બે વખત લગ્ન કર્યાં છતા કાંઈ પ્રજા ન્હોતી. જેથી તેણે ત્રીજી વાર લગ્ન કર્યું હતું તેને ઉત્તરઅવસ્થામાં એક પુત્ર થયો, તેનું નામ ઝવેરીલાલ પાડયું પોતાની વ્રિધાવસ્થામા પુત્રનો જન્મ થવાથી તેના હર્ષનો પાર રહ્યો નહિ. શી વાત કે છોકરો ! તેને ઘણુજ લાડમા ઉછેર્યો છોકરો પણ મોટો થતાં ખાનપાન અને રમત ગમતમાં પોતાના દિવસો વિતાવવા લાગ્યો થોડું ઘણું ભણ્યો ન ભણ્યો અને સ્કુલમાંથી ઉઠી ગયો બાપે ધાર્યું કે ભણીને ક્યાં નોકરી કરવા જવુ છે ? નહિ ભણે તોપણ સુખેથી દહાડા કહાડી શકે તેટલું આપણી પાસે છે કોઈ વાતે ઝવેરીલાલનું મન દુભાય તેવુ તેનો બાપ કરતો નહિ. છોકરો મોટો થતા બાહ્યબંધ દોસ્તદારોની સોબતમાં પડયો અને તેમા ધીમે ધીમે નાચગાન, પત્તાંબાજી, અને વ્યસન વિગેરેમાં પણ તે ફસાવા લાગ્યો માબાપનો લાડીલો પુત્ર એટલે પૈસાટકા વાપરવાની તેને ના પાડી શકાય નહિ. ગાડીઘોડે ગમે ત્યાં ફરે અને ગમે ત્યાં જાય છતાં કઇ તેને કહેવાય નહિ આવી રીતે ઝવેરીલાલનો ઠાક થયો.

મણિલાલની નવી સ્ત્રીને તે પછી થોડાક વર્ષે બીજા પુત્રનો જન્મ થયો તેનું નામ કાંતિલાલ રાખ્યુ. તેની દશેક વર્ષની ઉમ્મર થઈ હશે તે વખતે મણિલાલનુ મૃત્યુ થયુ. એટલે તેના બાપની મર્દ મિલ્કત હવે તેના મોટા ભાઇ ઝવેરીલાલના કબજામાં આવી ઝવેરીલાલ દિવસે દિવસે પૈસો બહુ ઉડાવવા લાગ્યો, ઘણીવાર મુંબઇ જતો, કમઠાણે જતો અને ત્યાં પૈસા ઉડાવી આવતો ધીમે ધીમે સટ્ટા અને જુગારમાં પણ તે પડવા લાગ્યો મુંબાઈ જેવી મોહમયી નગરી, પૈસા ટકાની ખોટ નહિં, પૈસો શી રીતે પેદા થઇ શકે છે તેનો અનુભવ નહિ, એટલે તેને પૈસાની શી પરવા રહે ! જ્યા સુધી પૈસા ટકા હોય ત્યા સુધી ખાલી ભાઈ બધો પણ મળવાનાજ અને પૈસો વાપરવાના હજારો દ્વાર બતાવી આપવાના

જુવાન ઝવેરીલાલ, મોહમયી નગરી, વેશ્યાઓનો તો ત્યા પાર નહિ એટલે તે હવે મહીનો મહીનો ત્યા રહેવા લાગ્યો લક્ષ્મી ચંચળ છે તેને જતાં વાર લાગતી નથી તે પ્રમાણે મણિલાલે દુઃખ વેઠી, ભૂખ વેઠી, મહેનત કરી, પેટે પાટા બાંધી, પેદા કરેલી લક્ષ્મી ધીમે ધીમે ચાલવા માંડી

પૈની કમાઇ નહિ અને ઘડીની નવરાશ નહિ એવી ઝવેરીલાલની સ્થિતિ થઈ ભાઇને ગાડીઘોડે ફરવા જોઇએ નાટકોમા તો રોજ જવુજ જોઇએ સેકન્ડ અને ફર્સ્ટ ક્લાસ વગર ભાઈથી થર્ડ ક્લાસમાં તો બેસાય નહિ વળી મુંબાઇમા ગીરગામમાં વેશ્યાઓના લત્તામાજ નાટકશાળાઓ એટલે ઝવેરીલાલને જુવાનીમા પૈસાની બરબાદી કરવાને વાર લાગી નહિ.

પિતા ગયા, માતા તો અણસમજુ, ભાઇ નાનો એટલે તેને હવે બીજુ કોણ કહેનાર ? ફાવે ત્યાં જાય અને ફાવે ત્યાં રહે અને ફાવે તે કરે, ભાઇની મરજી પડે તેમ ચેનબાજી ઉડાવે

આ પ્રમાણે ઝવેરીલાલ કુસંગમાં પડી ગયો પૈસો ખૂટયો એટલે જમીન મૂકવા માડી અને અંતે કુસંગનો ચરકો એટલો બધો લાગ્યો કે આખી મિલ્કત અને ઘરબાર ગીરો મૂકી દીધા, છતાં પણ તેની આંખ ઉઘડી નહિ. છેવટે પૈસા ખૂટયા. રોજના રિવાજ પ્રમાણે ખર્ચ કરવા તો

જોઇએજ. પૈસા ટકા વગર ભાઇબધો ભાઇબધી રાખે નહિ, રેલ્વેમા સેકન્ડ કે ફર્સ્ટક્લાસમાં બેસવા ચારઘણા દામ જોઇએ જેથી તેણે હવે ધીમે ધીમે દેવુ કરવા માડ્યુ બાપની આબરૂ હતી જેથી લોકોએ થોડાક દિવસ તો વ્યાજે નાણા આપ્યાં, પણ મુદતસર પાછાં ન મળવાથી સર્વેને તેમના ગુણની ખબર પડી ગઇ હવે પૈસા મેળવવાની એક પણ બારી પોતાને માટે રહી નહિ છેવટે તેમણે ધીમે ધીમે ચોરીઓ કરવા માડી. પ્રથમ તો તે સગાં વ્હાલાંને ત્યા જાય અને સફો મારી આવે. મગા બિચારા ચોરની મા કોઠીમા મ્હો ઘાલીને રડે તેમ થતું તેને તો કાંઇ કહેવાય નહિ એટલે ધીમે ધીમે તેમને આવતા અટકાવ્યા

ઝવેરીલાલની પાસે પૈસા ખૂટ્યા એટલે ભાઇબધ દોસ્તદારો કમી થઇ ગયા તેમના પુજારીઓએ તેમનો ત્યાગ કર્યો એટલે ભાઇ પડયા એકલા એટલે ચોરોની ભાઇબધી કરી અને ચોરી કરવાનો ધધો લઇ બેઠા એક વખત ગામમાં ચોરી થઇ અને તેનો મુદ્દા માલ તેમને ત્યાં પકડાયો જે કેસમાં તેમને ત્રણ વર્ષની સજા થઇ.

ઝવેરીલાલ જેલમાથી છુટીને ઘેર ન આવ્યો. આબરૂદાર માણસનો પુત્ર, પૈસે ટકે સારાખી ભોગવેલી તે હવે ગામમા આવીને શુ મ્હોં બતાવે? કોણ જાણે કે તે જેલમાંથી છુટીને ક્યાય જતો રહ્યો કે તેનો પત્તોજ ન મળ્યો

ગામના સર્વ માણસો તેથી ખુશી થયા અને જાણ્યુ કે મુવો ગયો તો એક દુખ ગયુ પરતુ તેની માને તેથી ઘણુંજ દુખ થયુ પુત્ર ગમે તેવો હોય છતા પણ માને તો તે વ્હાલોજ લાગે છે અને એથીજ રીતે ઝવેરીલાલનો પત્તો ન આવાથી માત્ર તેની માનેજ દુખ થવા માડ્યુ અને તેને માટે તે રાતદિવસ રડવા લાગી

આ વખતે આખા ઘરનો ભાર કાંતિલાલને માથે પડયો તેની ઉમ્મર હાલ ઘણીજ નાની હતી. તે સસાર વ્યવહારનાં કામકાજને શુ સમજી શકે? એ વખત ખાવાની વાત તો બાજુ ઉપર રહી પણ તેને પગ મુકીને ઉભા રહેવાની પણ ત્યા જગ્યા ન્હોતી તેથી તેને હવે નોકરી શોધવાની જરૂર પડી. જોકે તેણે કાંઇ મેટ્રીક કે ફાઇનલની પરીક્ષા તો પાસ કરી ન્હોતી તેથી તેને સરકારી નોકરી તો મળી શકે તેમ ન્હોતુ તો પણ તેને પોતાના ગામથી ઘણે દૂર આવેલા એક ગામમા નોકરી મળી. તે પોતાની મા અને બ્હેનને ત્યાંજ મૂકીને નોકરીને માટે ચાલ્યો ગયો જતી વખતે તેની માએ તેને કહ્યુ કે, "બેટા, મોટા ભાઇનો પત્તો ગમે તેમ કરીને પણ મેળવવાનુ ભૂલતો નહિ. હાય! મારો વ્હાલો પુત્ર ક્યા ગયો હશે?" એટલુ કહેતા કહેતા તે તેની આખોમાંથી આસુની ધારા વ્હેવા લાગી કાંતિલાલે તેને શાંત પાડી કહ્યુ—" મા, ચિન્તા ન કરીશ હુ ભાઇને જરૂર ખોળી કહાડીશ, અને અહીં તેડી લાવીશ "

કાંતિલાલે તે વખતે તો પોતાની માને તેવુ કહી શાંત પાડી, પરતુ ભાઇનો પત્તો મળવો મુશ્કેલ હતો કારણ કે તેની નોકરી એવી હતી કે તેને આખો દિવસ કામકાજમા રોકાઇ રહેવુ પડતુ, પછી ક્યાથી પોતાના ભાઇની શોધ કરે? ઘણીવાર તેને કોઇ કોઇ વખત પોતાની માના શોકથી મનમાં ચિતા થતી હતી, પરતું કરે શુ? નિરૂપાય હતો ઘણીવાર તેને વિચાર થતો કે, જો ઇશ્વર એવો દિવસ લાવે અને કદી બીજાની નોકરી ન કરવી પડે તો જરૂર ભાઇનો પત્તો મેળવીને મારી માને સુખી કરૂં, નહીં તો આ જન્મમાં તો કાંઇ બની શકશે નહિ

કાંતિલાલનો શેઠ તેના ઉપર ખરા અત કરણથી પ્રીતિ રાખતો હતો એક સારા કુટુબનો છોકરો દુખમા આવી પડતા પોતાને ત્યા નોકરી કરવા આવ્યો છે, એવો વિચાર શેઠના મનમાં થતા તેના ઉપર તેને દયા આવતી, અને સર્વ રીતે તેના ઉપર મ્હેરબાની રાખતો, ઘણીવાર તો તે તેની કામગિરી ઉપરાંત જે બીજુ કામ કરતો તેનું તેને જુદુ મ્હેનતાણું આપતો તે ઉપરાંત પણ વિવાહાદિ સારા પ્રસગે તેને બીજા નોકરો કરતા કાંઇક વધુ ઇનામ મળતુ એવી રીતે તેની આવકમાં વધારો થતાં તે પોતાની મા અને બ્હેનને ખાવા પીવાના ખર્ચ જેટલી રકમ મોકલી બાકીની રકમ બચાવ્યાં કરતો

કાંતિલાલે હિસાબ ગણીને જોયુ તો—એક હજાર રૂપિયામા તેની રહેવાની જમીન અને મકાન ગીરોમાંથી છુટી શકે તેમ હતું અને તેટલી રકમ એકઠી થયા પછી નોકરી કરવી નહિ પડે પો-

તાની જમીનની આવકથી જ તે પોતાનું ગુજરાન સારી રીતે ચલાવી શકે અને પોતાના ભાઇનો પત્તો પણ મેળવી શકે તેમ હતું. તેણે ધાર્યું કે જો હું મારી જમીન, ઘર અને ભાઇને પાછા મેળવી શકું તો, બીજું શું જોઇએ? મારી સર્વ અભિલાષાઓ પુર્ણ થાય.

એ હજાર રૂપિયા ક્યારે અને કેટલા દિવસે એકઠા થઇ શકશે તેનો તે રાત દિવસ વિચાર કરતો આવકની વધુ નહોતી, જેથી થોડી થોડી રકમ બચાવીને ઘણા દિવસ સુધી એકઠી કરવી પડશે. એની જગ્યાએ જો કોઇ બીજો માણસ હોત તો જરૂર તેને અસભવિત માનીને છોડી દેત, પણ તે તો કહેતો કે ટીપે ટીપે સરોવર ભરાય છે કાંતિલાલ ધૈર્યથી આ અસાધ્ય વાતને પણ સાધ્ય કરવા માટે મંડ્યો રહ્યો તેને તેમ કર્યા વગર છુટકોજ નહોતો

ઘણા દિવસ સુધી એવી રીતે સગ્રહ કરવા માડયો. અંતે તે શુભ દિવસ આવી પહોંચ્યો તેણે હિસાબ ગણ્યો તો બસ આ મહિનાનો પગાર મળતાંજ તેના હજાર રૂપિયા પુરા થઇ જશે. કાંતિલાલના આનદની આજે સીમા ન રહી કારણકે તેના જીવનની સઘળી ઇચ્છાઓ પુરી થવા આવી છે

કાંતિલાલ જે કાંઇ બચાવતો તે તેના શેઠને ત્યાજ જમા મૂકતો જે દિવસે એક હજાર રૂપિયા પુરા થયા તેજ દિવસે તે પોતાના શેઠની પાસે રજા લેવાને માટે ગયો. તે તેની સર્વ હકીકત સાભળીને ખુશી થયો કાંતિલાલના દાસત્વના દિવસો પુરા થયા જાણી શેઠ પણ ખુશી થયો

કાંતિલાલ હવે ત્યા વધુવાર રહી શકે તેમ નહોતું આટલા દિવસ ધીરજ રાખી પણ હવે તેને જરાપણ ધીરજ રહી નહિ. તેજ વખતે તેણે રૂપિયા લઇને પોતાને ઘેર જવાની ઇચ્છા બતાવી. તેના શેઠે કહ્યુ,–"ઠીક, તમારે જવુ હોય તો ભલે જાવ, પરતુ આટલા બધા રૂપિયા તમે એકલા સાથે ન લઇ જશો કારણ કે રસ્તો સારો નથી. ચોર અને લુટારાઓની રસ્તામા બીક છે ત્યાજ થોડા ઘણા રૂપિયા સાથે લેતા જાવ અને ફરી આવીને પાછા થોડા લઇ જજો. એમ થોડે થોડે કરીને બધા રૂપિયા લઇ જજો."

કાંતિલાલ હવે જરાવાર પણ રોકાઈ શકે તેમ નહોતુ. આટલા બધા દિવસ રોકાયો હવે શી રીતે રોકાય? તેણે કહ્યુ, "ક્ષમા કરો, કાંઇ બીક નથી હું ઘણી જ સાવધાનીથી રૂપિયા લઇ જઇશ" શેઠે ફરી પણ એકવાર સમજાવવાનો યત્ન કર્યો કાંતિલાલ પહેલા કદિપણ તેના શેઠનો બોલ ઉથાપતો નહોતો તે જાણતો હતો કે તે જે કાંઇ કહે છે તે મારા ભલાને માટેજ કહે છે, પરતુ આજે તો તે પોતાની અધીરતાને દાબી શક્યો નહિ. જેથી તેના શેઠે તેને સર્વ રૂપિયા આપી દીધા રૂપિયાને હાથમા લેતાજ જાણે તેનો પૂર્વપરિચિત ભાઈ હોય તેવુ તેને લાગ્યું. તે રૂપિયા મળતાજ જેમ ઘણા દિવસના વિયોગના અંતે પોતાના વ્હાલા ભાઇને મળવાથી જેવો આનદ થાય તેવો તેને રૂપિયાને જોઇને આનદ થયો તે રૂપિયાને બરાબર સાવધાનીથી પોટલીમાં બાધી તે રાત્રેજ તે પોતાના ઘર તરફ જવા તૈયાર થયો સવાર સુધી રાહ જોવાનુ તેને અસહ્ય થઇ પડ્યુ જતી વખતે તેના શેઠે તેને કહ્યું —"ભાઇ! તું તારી સાથે એક હથિયાર રાખજે. કારણ કે કોણ જાણે છે કે આફત આવશે કે નહિ એમ કહી શેઠે એક સારી તલવાર કહાડીને તેને આપી.

કાંતિલાલ તેજ રાત્રે ઘેરથી નીકળ્યો જતાં રસ્તામાં પોતાના ઓળખાણવાળાં જે મળતાં તેની રજા લેતો લેતો તેણે રસ્તો કાપવા માડયો.

૨

કાંતિલાલ ઘેર જતા જતા વિચાર કરવા લાગ્યો કે, હું ઘેર જઇને મારી માને શુ કહીશ? તે કાંઇ રૂપિયાની આશા રાખીને તો બેઠી નથી મને જોઇને પૂછશે કે ભાઇને ખોળી લાવ્યો? તે તો તેનીજ વાટ જોઇને બેઠી છે! કાંઇક આગળ જતા વળી વિચાર આવ્યો કે–ખેર! આટલા દિવસ વળી વધારે, ઘેર જઇને તરતજ ભાઇની શોધ કરી લાવીશ

આમ મનમાંને મનમાં વિચાર કરતો કરતો તે ચાલ્યો જાય છે, ગામ પાછળ રહી ગયુ આગળ એક મોટુ ભયાનક જગલ આવે છે, ત્યા આવ્યો. જગલની વચ્ચોવચ એક રસ્તો છે, તે રસ્તે થઇને તે જાય છે જોત જોતામા અર્ધી રાત વીતી

કરે છે હિમાલયની અલકાપુરીના યક્ષરાજ કુબેરના હાથ નીચે મોટા અધિકાર[1] ઉપર એક યક્ષ હતો, તેણે પોતાની સ્ત્રીના મોહમા પડીને પોતાના અધિકાર ઉપર (પોતાના કામમા) ધ્યાન આપ્યુ નહિ. જેથી અત્યત ક્રોધી બનેલા કુબેરે તે યક્ષને સ્ત્રી વગર એક વર્ષ સુધી દેશપાર કર્યો. જેથી તે પોતાની કાન્તાનો વિયોગી બની, જે પર્વત ઉપર ઘણો સમય રામ અને સીતા રહ્યાં હતા, અને સીતાએ પ્રતિદિવસ સ્નાન કરી જે પર્વતના જળાશયોને પવિત્ર કર્યા હતાં, તથા જે પર્વત ઉપર ઘાડી છાયાવાળા-નમેરૂ વૃક્ષો સજ્જડ મજ્જડ ઉગેલા હતા તે રામગિરિ-ચિત્રકૂટ પર્વત ઉપર આવીને આશ્રમોમાં[2] એક વર્ષ સુધી રહ્યો હતો આમા ચિત્રકૂટ ઉપરના પાણીને રામના સ્નાન કરવાથી પવિત્ર થએલા ન જણાવતા સીતાના સ્નાન કરવાથી પવિત્ર થએલાં જણાવ્યા છે, તેમાં આ યક્ષની પેઠે રામ જો કે દેશપાર થઇને આ ચિત્રકૂટ[3] ઉપર રહ્યા હતા તોપણ તે સીતા સાથે (પોતાની કાન્તા સાથે) હતા, જેથી યક્ષ રામથી પણ અત્યત દુઃખી હતો એમ જણાવવાનો કવિનો હેતુ હોય એમ જણાય છે, અને તેથી રામે હનુમાન સાથે સીતાને મોકલેલો સંદેશો ધ્યાનમાં લઇ કવિએ આ મેઘસંદેશો કર્યો છે, એમ કેટલાક કહે છે

આમા "વિપ્રલભ" નામનો શૃગાર રસ છે અને તેમાં પણ નાયકની ઉન્માદાવસ્થા છે આ કાવ્યમાં આદિથી અત સુધી મદાક્રાન્તા વૃત્ત છે. તેના પ્રત્યેક ચરણમાં म, भ, न, त, त, ग, ग, એ રીતે ૧૭ અક્ષર આવે છે. ૧

तस्मिन्नद्रौ कतिचिदबलाविप्रयुक्तः स कामी
नीत्वा मासान्कनकवलयभ्रंशरिक्तप्रकोष्ठः ।
आषाढस्य प्रथमदिवसे मेघमाश्लिष्टसानुं
वप्रक्रीडापरिणतगजप्रेक्षणीयं ददर्श ॥ २ ॥

અન્વયપૂર્વક પદો—१ तस्मिन् २ अद्रौ ३ अबलाविप्रयुक्तः ४ कनकवलयभ्रंशरिक्तप्रकोष्ठः ५ कामी ६ स, ७ कतिचित् ८ मासान् ९ नीत्वा, १० आषाढस्य ११ प्रथमदिवसे, १२ आश्लिष्टसानुं १३ वप्रक्रीडापरिणतगजप्रेक्षणीयं १४ मेघम् १५ ददर्श.

અર્થ—૧ તે (ચિત્રકૂટ), ૨ પર્વત ઉપર, ૩ કાન્તાના વિયોગવાળો (અને તેથી અત્યત દુઃખી થવાને લીધે), ૪ કનકવલય (સોનાનુ કડ્ડુ-કડુ) નીકળી પડવાથી ખાલી-શૂન્ય દેખાતા હાથના કાંડાવાળો, ૫ કામી, ૬ તે-યક્ષ, ૭ કેટલાક[4] ૮ માસ, ૯ વીતાવી (વીત્યા પછી), ૧૦ આષાઢ માસના, ૧૧ પહેલા દિવસે, ૧૨ પર્વતના શિખરને ઢાંકી દેતા (અને તેથી), ૧૩ દત્તશૂળો મારીને પથ્થરો ઉખેડી નાખવાની ક્રીડા કરવામા આડાઅવળા દતૂશળોના પ્રહારો કરતા હાથીના જેવા શોભતા[5], ૧૪ મેઘને, ૧૫ દેખતો હવો

૧ ખાનનું રક્ષણ કરવામાં (નવલરામની કલ્પના પ્રમાણે) ૨ બારે માસ એક જ આશ્રમમા ન રહેતા થોડો સમય એક આશ્રમમા, થોડો સમય બીજા આશ્રમમા એમ જુદા જુદા આશ્રમોમા રહ્યો હતો કારણ કે કાન્તાના વિયોગ દુઃખને લીધે તેનું ચિત્ત અસ્વસ્થ હતુ ૩ કવિ શિવલાલ ધનેશ્વર "આ ચિત્રકૂટ પર્વત નાશિક જવાના રસ્તા-ગોદાવરીના મૂળ આગળ છે" એમ કહે છે ૪ આઠ માસ કારણ આગળ ઉત્તરમેઘમા શ્લોક ૪૭ મામા "शेषान्मासान्गमय चतुरः" એ ઉક્તિ ઉપરથી ચાર માસ બાકી રહ્યા, એમ કહે છે ૫ આ ઠેકાણે ઉપમાવાચક इव શબ્દ ગુપ્ત હોવાથી લુપ્તોપમા છે

અર્થાત્—તે ચિત્રકૂટ પર્વત ઉપર રહેતો તે યક્ષ કામી એટલે કાન્તામા જ ચિત્તવૃત્તિવાળો હતો તેથી કાન્તા વિયોગના અત્યત દુસહ ક્લેશથી તે ઘણો કૃશ-દુબળો પડી ગયો હતો, અને તેથી તેના કાંડે પહેરેલુ સોનાનું કડુ નીકળી પડ્યુ હતુ એવી સ્થિતિમા તેણે લગભગ આઠ માસ કાઢ્યા પછી આષાઢ સુદી પડવાને[1] દિવસે તે પર્વતના શિખરને ઢાંકી દેતો મેઘ ચઢી આવેલો દીઠો તે મેઘ પર્વતને દતૂશળો મારવાની ક્રીડા કરતા હાથી જેવો શોભતો હતો. ૨

तस्य स्थित्वा कथमपि पुरः कौतुकाधानहेतो-
रन्तर्बाष्पश्चिरमनुचरो राजराजस्य दध्यौ ।
मेघालोके भवति सुखिनोऽप्यन्यथावृत्ति चेतः
कण्ठाश्लेषप्रणयिनि जने किं पुनर्दूरसंस्थे ॥ ३ ॥

અન્વયપૂર્વક પદો—१ राजराजस्य २ अनुचरः ३ अन्तर्बाष्पः ४ कौतुकाधानहेतोः ५ तस्य ६ पुरः ७ कथमपि ८ स्थित्वा ९ चिरम् १० दध्यौ. ११ मेघालोके १२ सुखिनः १३ अपि १४ चेतः १५ अन्यथावृत्ति १६ भवति १७ कण्ठाश्लेषप्रणयिनि १८ जने १९ दूरसंस्थे २० किं २१ पुनः

અર્થ—૧ રાજાના રાજાનો ( રાજા-યક્ષના રાજા ધનાધિપતો-કુબેરનો ), ૨ અનુચર-સેવક ( તે યક્ષ ), ૩ અતરમા અટકાવી રાખેલા અશ્રુવાળો[2], ૪ કૌતુકને-અભિલાષને ઉત્પન્ન કરવાના કારણ રૂપ, ૫ તે ( મેઘ ) ની, ૬ આગળ-સામે, ૭ ઘણા મોટા પ્રયત્નથી ( પરાણે પરાણે ), ૮ ઊભો રહીને, ૯ ઘણા વખત સુધી ( મનોવિકાર શાન્ત થતા સુધી ), ૧૦ વિચાર કરવા લાગ્યો ( મનોવિકારનો હેતુ જણાવતા કહે છે કે ) ૧૧ મેઘનાં દર્શન થતાં, ૧૨ સુખી ( પ્રિયજનાદિના સંયોગવાળા ) માણસના, ૧૩ પણ, ૧૪ ચિત્ત, ૧૫ બીજી વૃત્તિવાળાં ( વિકારવાળાં ), ૧૬ થાય છે (સૂતા પછી) ૧૭ પ્રિયાના કઠનુ આલિંગન કરવાની ઇચ્છાવાળો, ૧૮ માણસ, ૧૯ (પ્રિયાથી) દૂર રહેલો હોય ( તેને તેમ થાય ) તેમાં, ૨૦ કહેવુ શુ ?

અર્થાત્—મેઘને જોઇને સુખી માણસનો કામ વૃદ્ધિ પામે છે, તો આ યક્ષ તો ઘણા વખતથી પોતાની સ્ત્રીથી વિયોગી બની દૂર પડેલો હોવાથી ઘણો જ કામી બને જ બને. અને તેથી તેના અતરમા પોતાની સ્ત્રી સબધી અનેક વિચારો ઉપરાઉપરી આવે, અને તેથી ગળગળો થઇ જાય, અને તેથી તે મેઘના સામે ઊભો પણ પરાણે રહે એ બધુ બનવા જોગ છે. ભાવાર્થ કે વિયોગીઓનો કામ મેઘદર્શનથી ઘણો વૃદ્ધિ પામે છે.

આમા અર્થાન્તરન્યાસ છે પ્રથમ સહેજ પ્રસ્તુત વસ્તુ જણાવીને પછી સામાન્ય વસ્તુથી વિશેષનુ સમર્થન કરવામાં આવે, ત્યાં અર્થાન્તરન્યાસ કહેવાય ૩

હવે મનોવિકાર શાન્ત થયા પછી તેણે શું કર્યું તથા તેને શો મનોવિકાર થયો તે જણાવતા કહે છે કે—

प्रत्यासन्ने नभसि दयिताजीवितालम्बनार्थी ।
जीमूतेन स्वकुशलमयीं हारयिष्यन्प्रवृत्तिम् ॥

---

૧ પુનમીઆ મહિના લેખે અષાડ આષાઢનો પહેલો દિવસ તે જેઠ વદી પડવો મણાય. ૨ ધીરોદાત્ત નાયક હોવાથી આવતા અશ્રુને અટકાવતો

१ १० ११ १२
स मत्यग्रैः कुटजकुसुमैः कल्पितार्घाय तस्मै ।
१५ १३ १४ १६
प्रीतः प्रीतिप्रमुखवचनं स्वागतं व्याजहार ॥ ४ ॥

અન્વયપૂર્વક પદો—१ स २ नभसि ३ प्रत्यासन्ने ४ दयिताजीविताकंवनार्थी, ५ जीमूतेन ६ स्वकुशलमयीं ७ प्रवृत्तिं ८ हारयिष्यन्, ९ प्रत्यग्रैः १० कुटजकुसुमैः ११ कल्पितार्घाय १२ तस्मै १३ प्रीतिप्रमुखवचन १४ स्वागतं १५ प्रीतः १६ व्याजहार.

અર્થ—૧ તે યક્ષ, (જે બહુ વખત સુધી વિચાર કરતો ઊભો હતો તે) ૨ શ્રાવણ માસ, ૩ બેસતાં, ૪ દયિતાના—સ્ત્રીના જીવનના આલંબનવાળો બની[1], (એટલે શ્રાવણ માસ કે જેમા વિરહ દુ ખ ઘણુ લાગે છે તેમાં પોતાની સ્ત્રીને જીવતી રાખવાની ઉત્કટ ઇચ્છાવાળો થઇ) ૫ મેઘવડે, (મેઘદ્વારે) ૬ પોતાની કુશળતામય, (કુશળતાદિ) ૭ વાર્તા—વૃત્તાન્ત, ૮ મોકલવા ઇચ્છતો, (ભાવાર્થ કે—જીવન ટકી રહે તેવુ કર્મ કરવુ તે જીવનદાન આપ્યા બરોબરજ કર્તવ્ય છે), ૯ નવા—કુમળાં, ૧૦ કુટજનાં—કડાનાં પુષ્પોવડે, ૧૧ જેને અર્ઘ આપ્યો છે, ૧૨ તેને (તે મેઘને), ૧૩ ઘણી પ્રીતિ જણાવના વચનવાળુ, ૧૪ સ્વાગત[3], ૧૫ ખુશી થતો (મેઘનાં દર્શનથી ઘણોજ આનંદ થયો હોય તેવુ જણાવતો), ૧૬ બોલતો હતો, (કુશળાગમન પૂછતો હતો)

અર્થાત્—મેઘને જોઇને તેને વિચાર આવ્યો કે, આ આષાઢ માસ પછી શ્રાવણ માસ આવશે તેમા તો આજના કરતાં પણ વધારે દુ ખ વિરહીઓને થશે. અને તેમ થતાં મારી વિયોગી પ્રિયા નિશ્ચય મરણ પામશે. તેમ ન બને તેવો કંઇ ઉપાય કરવો જોઇએ, વિયોગીઓને એક બીજાની કુશળતાના સમાચાર એક બીજાને મળે છે તો તેથી તેમને ધૈર્ય પ્રાપ્ત થાય છે. માટે હું પણ જો મારી કુશળતાની ખબર મારી પ્રિયાને મોકલીશ તો તેને પણ ધૈર્ય પ્રાપ્ત થશે, જેથી તે પોતાનું જીવન વર્ષાઋતુમા પણ ટકાવી રાખશે હવે પોતાની કુશળતાના સમાચાર કોની સાથે મોકલવા તેનો વિચાર કરતાં એ મેઘજ ઉત્તર દિશામા જાય છે તો તેનીજ સાથે મારા સમાચાર વગેરે મોકલું. એ મેઘ મારો સંદેશો લઇ પણ જશે કારણ કે, એ મહાપરોપકારી છે આવી અનુકૂળતા જોઇ પ્રસન્ન થયો અને તે મેઘ પણ પ્રસન્ન થઇ તેનો સંદેશો સારી રીતે તેની સ્ત્રીને પહોંચાડે માટે તેને કુટજ પુષ્પથી વધાવી નીચે પ્રમાણે મધુર વચનથી તેનું સ્વાગત કરવા લાગ્યો ૪

અપૂર્ણ.

---

## निर्भय औपधी.

(લેખક—વૈદ્ય જેઠારામ પ્રાગજી ત્રિવેદી)

૧ કલમો તે ઔષધી જસ્ત વિખ્યાત છે તેના સત્વની માત્રા દરદી જે ૨ થી ૧૦ ગ્રેન, વા તરીકે માત્રા ॥ ા ભારથી ૫ ભાર, અર્ક તરીકે માત્રા ૫ થી ૨૦ વાલ

૨ ગુણ—જઠરાગ્નિ પ્રદિપ્ત કરનાર, અને પૌષ્ટિકમા ઉત્તમ છે દીપન, પાચન કફ વાયુ તથા શુક્રનો નાશ કરે છે કટુ પૌષ્ટિક છતા જલદી અગ્નિવર્ધક છે

૩ કટુ દવા જઠર રસને વધારે છે, શક્તિ આપે છે, ગમે તેટલી નબળાઇવાળા તથા મંદાગ્નિવાળા દરદી આ દવાને સારી રીતે જીરવી શકે છે

૪ ઉપયોગી—સામાન્ય નબળાઇ, વધી થએલ અજીર્ણ, જઠરનો સોજો, ગર્ભીણી સ્ત્રીની ઉલટી, વધી ગએલ અતિસાર તથા મરડો ઇ મટાડી પાચનશક્તિ સુધારે છે

---

# विविध नोंध.

**લડાઈ અને મોંઘવારી**

આજકાલ ચાલુ રાક્ષસી લડાઈએ હવે ધીમે ધીમે પોતાના રાક્ષસીપણાનો ભાગ ભજવવા માંડ્યો છે વિલાયતમાં ફ્રાન્સની રણભૂમિ ઉપર માણસોનો જંગી ધાણ ચાલે છે અમેરીકાથી મદદ આવી પહોંચી છે અને હવે આપણે દુશ્મનોને હરાવી તેમણે લીધેલી જગ્યા લેવા માંડી છે ઈટાલીએ પણ ઑસ્ટ્રિયનોને નમાડવા માંડયા છે રૂશિયાના ઝારને ગાદીઆરથી દૂર કરવામાં આવ્યો છે રૂશિયાએ ઈવાપદી સતાહ કરવાથી દુશ્મનો રૂશિયામા થઈ અફઘાનિસ્તાનને રસ્તે થઈ હિંદમાં આવે એવો ભય હોવાથી ના વૉઈસરોયે હીંદના બચાવ માટે કૉન્ફરન્સ ભરી નાણા અને માણસોની મદદ માગી છે હીંદના બચાવ માટે લગભગ પાચ લાખ માણસોને પુરા પાડવાની માગણી કરી છે વૉર લોનમાં અપારામધ રકમો ભરાવા માંડી છે

લડાઈને લીધે પરદેશી માલ ઘણોજ થોડો આવતો હોવાથી હીંદમા દરેક પ્રકારની મોંઘવારી થઈ પડી છે અનાજ પણ ચાર અને પાચ રૂપિએ મણ થયુ છે લુગડા પણ ઘણા મોંઘા થઈ જવાથી વગર દુકાળે દુકાળ કરતાં પણ કફોડી સ્થિતિ થઈ છે આજકાલ મીલોમા કમાણી વધી ગઈ છે અને તેમણે વધુ નફો લેવા માંડ્યો છે આ વખતે દેશી કપડા તેમણે સસ્તી કીમતે વેચી થોડો નફો મેળવવો જોઈએ અને ગરીબ માણસોના આશિર્વાદ મેળવવા જોઈએ

× × × ×

**ગાયકવાડી રાજ્યમાં ન્યાતવરા બંધ.**

મોંઘવારીને લીધે ન્યાતવરા બંધ કરવાનો ગાયકવાડ સરકારે કાયદો કર્યો છે આથી ન્યાતના બંધનમા રહેનાર માણસોને ઘણી અડચણો પડે છે જો કે તેમને બીજે ગામ જઈ ન્યાતોતો કરવીજ પડે છે અમારા મત પ્રમાણે ન્યાતના રીતરિવાજોની વચ્ચે પડવાનો કાયદો રાજ્ય કરી શકે નહિ 'ખાવુ અને ખવરાવવુ' એ પ્રકારના ન્યાતના રીવાજને જે માણસ બંધ કરે તેને નાત ન્યાત બહાર મેલે અને જો તે નાત બહાર રહેતા છોકરાને કન્યા, ને કન્યા ને વર મળે નહિ જો રાજ્ય તેવા નાત બહાર રહેનારને વર કે કન્યા તેની ન્યાતમાથી મેળવી આપવાને મદદ કરી શકે તો અડચણ ન આવે પણ તેમ બની શકે નહિ તો પછી આવા કાયદા ગાયકવાડ સરકારથી થઈ શકે નહિ. ન્યાતવરા બંધ કરવા એવો કાયદો ન્યાત બાંધી શકે તોજ ચાલી શકે આશા છે કે આવા ન્યાતના રીત રીવાજોમાં માથુ મારવાનો ગાયકવાડ સરકારે ઈરાદો નજ રાખવો જોઈએ

× × × ×

**તલાટીઓની હડતાલ.**

નોર્થનડીવીઝનના ખેડા, અમદાવાદ, પંચમહાલ, સુરત, ભરૂચ અને થાણા જીલ્લાના તલાટીઓએ પોતાના પગાર વધારવા ઉપરી અમલદારોને ઘણી અરજી ઓ કરી છતા પગાર ન વધવાથી હડતાલ પાડી કામ કરવુ બંધ રાખ્યુ છે આ લોકોના પગારનું બંધારણ ઘણા વર્ષ પૂર્વે રચાયું છે જે વખતે રૂપિયાનુ ચાર શેર કે પાંચ શેર ઘી મળતું, પૈસે શેર દુધ મળતુ અને રૂપિયે દેઢ મણ અનાજ હતુ તે વખતે તેમના પગાર નક્કી કરેલા ત્યાર પછી લગભગ બધા ખાતાઓમા રીવીઝન થયુ પણ આ બિચારાઓની દાદ કોઈએ સાંભળી નહિ આ વખતે એક મજુર જે પહેલા ૭ પૈસામા મળતો તે રોજના બાર આના લે છે તો તેવે વખતે બાર રૂપિયાનો તલાટી જેને રોજના ૭ સાતઆના મળે તે પોતાનું પોતાના સ્ત્રી છોકરાનું પોષણ શી રીતે

કરી શકે ? લુઘડા ક્યાંથી પહેરાવે અને છોકરાંને ભણાવી પણ શી રીતે શકે ? આ લોકોને ૧૨, ૧૪, ૧૭ અને ઘરડો થાય ત્યારે ૨૦ રૂપિયા પગાર મળે છે તે ઘણોજ ઓછો છે જવાબદારી ઘણી, ૨૪ કલાકની નોકરી, રવીવારે પણ રજા નહિ છતા નાણા ઉઘરાવી સરકારને આપે તેવી નોકરી છતા પગાર જુજ. આશા છે કે નામદાર સરકાર આ લોકોનો પગાર વધારી આપશેજ તેમનો પગાર ઓછામા ઓછો ૨૦, ૨૫, ૩૦, ૩૫ અને ૪૦ નો તો હોવો જોઇએ તોજ કાંઇક તેમનું પુરૂ થાય. આ બાબત જલ્દીથી સમાધાનીથી કામ લેવાની જરૂર છે અને સરકારની ત્રીજોરી હમાના વખતમા તર કરનાર આવા નીમકહલાલ કમાઉ દીકરાઓ તરફ સરકાર ઉદાર દૃષ્ટિથી જોશે

× × × ×

**રા. સા. હરિલાલભાઈ ઑનરેબલ થયા**

નામદાર—વી—જે—પટેલ—વાઈસરોયની ધારાસભામાં જવાથી તેમની જગ્યાએ અમદાવાદના વકીલ રા સા હરિલાલ દેશાઈભાઇ બી એ. એલ એલ. બીની ચુંટણી થઇ છે તેઓ અમદાવાદની મ્યુનિસિપાલીટીમા પ્રજા તરફથી ઘણુ ઉત્તમ કામ કરે છે તેઓની ચુંટણી થવાથી પ્રજામા હર્ષ ફેલાયો છે અમે તે નામદારને અભિનંદન આપીએ છીએ અને ઑન. પટેલની ખાલી પડેલી જગ્યા તેમના જેવી બાહોશીથી ઑન. મી દેશાઇ પુરી શકશે એવી આશા છે

× × × ×

**રાજકિય સુધારાની યોજના.**

હોમરૂલ લીગ ફોર ઇંડિયાના પ્રમુખ ડૉ સુબ્રહ્મન્ય આયર, માજી હાઇકોર્ટ જડજે મદ્રાસથી અમેરીકાના પ્રધાન ઉપર હિંદુસ્તાનને સ્વરાજ્ય અપાવવા સબંધી એક પત્ર લખ્યો હતો તે લાંબી મુદતે પ્રકટ થયો છે તે પછી હીંદી પ્રધાન ના મોન્ટેગુ હીંદમાં આવી દરેક સ્થળની અને પ્રજાના આગેવાનોની મુલાકાત લેઇ પાછા વિલાયત ગયા અને ત્યાંથી હાલમાં હીંદી રાજકિય સુધારાની યોજના બ્હાર પડી છે જેમા કોન્ગ્રેસ લીગે ઘડેલી યોજનાનો અસ્વિકાર કરેલો છે આ યોજનાનો સાર એ છે કે —હીંદી વજીરનો પગાર ઇંગ્લંડની તીજોરીમાંથી આપવો, હીંદ માટે પ્રીવી કાઉન્સીલ સ્થાપવી, ગવર્નર જનરલની હાલની ધારાસભાને બદલે ‘ કાઉન્સીલ ઑફ સ્ટેટ ’ સ્થાપવી તેમાં સભ્યો ૫૦ રાખવા તેમાથી ૨૧ ની ચુંટણી થાય અને ૨૯ ની નીમણુક ગવર્નર જનરલ કરે તેમાં ૪ બીન અમલદારો રહેશે તેના પ્રમુખ ગવર્નર જનરલ રહેશે આ કાઉન્સીલની મુદત ૫ વર્ષની રહેશે. બીજી ધારાસભા ૧૦૦ સભ્યોની બનાવવી તેમાં બે તૃતીયાંશ ચુંટાયલા અને એક તૃતીયાંશ નીમાયલા જોઇએ નીમાયવામા ત્રીજા ભાગના બીન અમલદાર હોવા જોઇએ પ્રમુખની નિમણુંક ગવર્નરજનરલે કરવી સરકારી ખરચાઓ ધારાસભામા દાખલ કરવા અને તેમા પસાર કરવા, અને પસાર કરેલા ખરચા કાઉન્સીલ ઑફ સ્ટેટ એટલે રાજ્યદ્વારી મંડળને મોકલવા, ખાનગી ખરચાઓ મેમ્બરો રજુ કરી શકશે અને તે ધારાસભામાથી પસાર થયા પછી બીજા મંડળને મોકલી આપવા તેમાં મતભેદ પડે તો સંયુક્ત સભાએ નીકાલ કરવો ઠરાવો માત્ર ભલામણો તરીકે લેખાશે. ગવર્નરજનરલ અને તાજના હાથમા મંજુરી, મોકુફી કે બરતરફીની સત્તા રહેશે

પ્રાંતિકકારોબારીઓ—એક ધનાકાંની સરકાર, કારોબારી મંડળ, ધારાસભાના ચુંટાયલા સભ્યોમાથી ગવર્નર નીમે તેવો વજીર અને એક વધારાનો સભ્ય એટલાની બનશે કારોબારી મંડળ બે સભ્યોનું બનશે તેમાં એક હીંદી રહેશે. ધારાસભા દરેક પ્રાંતમાં મંજીન ચુંટાયલી બહુમતી સાથે વધારેલા વિસ્તારવાળી ધારાસભા સ્થાપવી

દેશી રાજ્યોની એક મંત્ર મંડળી સ્થાપવી, હીંદી સનંદી નોકરીઓમાં ઉંચા અધિકારવાળી જગ્યાઓમાં ૩૩ ટકા જેટલો ભાગ હીંદીઓને આપવો કમીશન તપાસ ચલાવે તે સુધીમાં દર વરસે દોઢ ટકાનો તેમાં વધારો કરવો. કમીશન બાર વર્ષે નીમવું ધારાસભાનો પ્રમુખ ગવર્નર રહેશે કારોબારી સભા સાથે સંબંધ ધરાવનારા પ્રધાનોને, ગવર્નર ધારાસભામાંથી ચુંટાયેલા સભાસદોમાંથી નીમશે.

આ યોજનાને સરભૂપેન્દ્રનાથબાસુ, સર સત્યેન્દ્રપ્રસન્નસિંહ વિગેરેએ સારી ગણેલી છે જ્યારે મીસીસ બીસેન્ટ વિગેરેને તે અધુરી લાગે છે

× × × ×

**રાજકીય સુધારાની યોજના**—તા. ૨૦ ઑગસ્ટ ૧૯૧૭ ના રોજ આપવામાં આવેલા વચન અનુસાર હિંદુસ્તાનની રાજ્યશાસન પદ્ધતિમાં સુધારા કરવાની યોજના બહાર પડી છે તે યોજનાને કોઇ પણ પક્ષ તરફથી સંપુર્ણ અનુમોદન મળ્યું નથી સ્વરાજ્યવાદી પક્ષને તેમાં લોકશાસન પદ્ધતી જણાતી નથી માધ્યમીક પક્ષે તેમાં કેટલાક સુધારા વધારા સાથે તે પદ્ધતી સ્વીકારવા ઇચ્છા બતાવી છે અમારા માનવા પ્રમાણે તા ૨૩ મીના વચનથી સામાન્ય જનસમુહમાં જે આશા બંધાઈ હતી તેને આ યોજના સંતોષ આપી શક્તી નથી વળી લોકશાસન પદ્ધતિની જે રીતી દાખલ કરવામાં આવી છે તેથી બ્યુરોક્રસીની સત્તાઓમાં ઘટાડા થવાને બદલે વધારો થાય છે અને જે નાયકો 'મીનીસ્ટર' થશે તેમને નવા કર નાખવા પડે એવા ખાતાં તેમને સોંપાય તેથી તેઓ પ્રજામાં ઘણા અળખામણા થશે, અને કદાચ પ્રજા આવું સ્વરાજ્ય નથી જોઇતું એવો પોતાને મોઢે નકો પાડશે અને બાર વરસે પારલામેન્ટની રીવીઝન કમીટી ભરાશે ત્યારે સદરહુ ખાતા પાછાં બ્યુરોક્રસીના સ્વાધીન થશે. હિંદુસ્તાન સ્વરાજ્યને માટે લાયક છેજ નહી એવું આપણી પાસે કબુલ કરાવવાની આ બાજી હોય એવું અમને તો ભાસે છે

× × × × × ×

**સ્પેશીઅલ કોન્ગ્રેસ**—આ બાબતપર હિંદુસ્તાનના સમગ્ર રાજ્યદ્વારીઓના મત કેવા છે અને લોકનાયકો તથા જનસમાજનો મત કેવો છે તે સમજવા તથા તે અનુસાર કાર્ય કરવાની ખાસ જરૂર હોવાથી ચાલુ માસમાં કોન્ગ્રેસની ખાસ બેઠક મુંબાઇ ખાતે મળશે તેના પ્રમુખ કોણ થશે એ હજુ નક્કી નથી. પણ કોઇ મુસલમાન અગ્રેસરના પ્રમુખપણા નીચે કોન્ગ્રેસ ભરાય તો ઘણું સારૂં એમ અમારૂં માનવું છે

× × × × × ×

**લશ્કરી સનંદી નોકરીઓ**—આખરે નામદાર સરકાર કંઇક જાગી અને કાળા લોકને માટે લશ્કરી સનંદી નોકરીઓના દરવાજા જરાક ઉઘાડ્યા પણ દ્વાર ઘણું મોડું ઉઘડ્યું છે હિંદુસ્તાનના સૈનીકોએ પોતાની વીરતા હાલના પ્રચંડ યુદ્ધમાં દાખવી અને તે સરકાર તથા જર્મન વીગેરે દુશ્મનોને પણ કબુલ કરવી પડી, છતાં તેની તુલના બ્રીટીશ સરકારની ન્યાયી હાથે ઘણી મોડી થઇ છે તે દીલગીર થવા જેવું છે સવાલ એ છે કે આમાં આભાર કોનો માનવો ? જહાલ કે મવાલ પક્ષનો ? કે બ્રીટીશ ન્યાય વૃત્તીનો કે દુશ્મનની દુશ્મનાવટનો ? હિંદુસ્તાનની બ્યુરોક્રસીનો કે ગ્રેટબ્રીટનની વૉર કેબીનેટનો ?

× × × × × ×

**મહાત્મા ગાંધી તથા સત્યાગ્રહ**—ગઇ સાલ ખેડા જીલ્લામાં અતિ વૃષ્ટીથી ઘણો થોડો પાક થયો તેથી મહેસુલ મુલ્તવી રાખવા પ્રજાએ નામદાર સરકારને ઘણી અરજીઓ કરી. પણ તે સર્વે ઉપરથી નામંજુર થઇ ત્યારે પ્રજાને આત્મભાન કરાવવા તથા સરકારની પણ કાંઇક દૃષ્ટિ ઉઘાડવા માટે મહાત્મા ગાંધીએ ખેડા જીલ્લાની પ્રજા પાસે સત્યાગ્રહની શરુઆત કરાવી સરકારે પણ હરેક પ્રકારે હપતો વસુલ લેવા તજવીજ કરી જોઇ. છેવટે પ્રજાના સત્યાગ્રહનો વીજય થયો

છે અને સરકારને પ્રજાની માગણી વ્યાજબી માનવી પડી છે સતી સાવિત્રી સત્યાગ્રહથી પોતાના પતીને સાક્ષાત્ યમદેવતા પાસેથી છોડાવી લાવી હતી તો હિંદુસ્તાનની પ્રજાના સત્યાગ્રહ આગળ ન્યાય સાક્ષાત્ હાજર થાયજ પણ આ હથીઆર ઘણું ભયકર છે તથા તેનો સચોટ ઉપયોગ કરતાં અને વાળી લેતા આવડવુ જોઇએ મહાત્મા ગાંધીને આ વિજય માટે અમે ધન્યવાદ આપીએ છીએ, અને પ્રજાને સત્યાગ્રહ તથા સ્વમાન શીખવા સાથે સાથે ભલામણ કરીએ છીએ

\+ + × + + +

**મહાત્મા ગાંધી અને રેક્રુટીંગ**—સત્યાગ્રહી કર્મવીર મહાત્મા ગાંધી ગુજરાત પ્રત્યે રેક્રુટીંગ માટે અપીલ બહાર પાડે એ ક્ષુદ્ર દષ્ટીએ સરકારને મળી ગયા જેવુ જણાય, પણ સૂક્ષ્મ દષ્ટીથી વીચાર કરતા સ્વરાજ્યનો રસ્તો વીરપુરૂષોના અસ્તીત્વથી ઘણો સુલભ થાય છે પાંચ કે દશ લાખનું લશ્કર તૈયાર હોય તો આપણી વ્યાજબી માગણીઓ બાબત કોઈથી ના પાડી શકાયજ નહી તેમજ સ્વરાજ્ય મળ્યા પછી તે ટકાવી રાખવાની મોટી પવીત્ર ફરજ પ્રજા પર આવી પડે છે, તે અદા કરવા માટે પણ લસ્કરની જરૂર છે અને આધુનીક યુદ્ધકળા કે જેથી આપણે ઘણા વરસોથી અજાણ છીએ, તે શીખવાનો આ પ્રસગ અનાયાસે આવ્યો છે તે સર્વેએ અભીનદનથી સ્વીકારી લેવો જોઇએ અને માતૃભુમીના સાચા સેવક હોય તેમણે હવે યુદ્ધકળા શીખવીજ જોઇએ અંગ્રેજ સરકાર આ પ્રસગે યુદ્ધકળા શીખવશે. ફરી આવો પ્રસગ આવશે નહી.

કેટલાક કહે છે કે બીન સરતે શા માટે લસ્કરમાં જવુ ? અમારો જવાબ એવો છે કે જે વિદ્યાથી આપણે અજાણ હોઇએ તે શ્રીમદ્‌ભગવદ્‌ગીતા પ્રમાણે 'સેવાવૃતીથી પણ શીખીએ તે સારૂં છે અને આવા મહત્વના પ્રશ્ન બાબત સરતો કરવા બેસીએ તો આપણને શીખવનારાઓને અશ્રદ્ધા કે સંશય થાય, અને કદાચ આપણને તે વિદ્યા ન પણ શીખવે. માટે

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया.**

આ બાબત મહાત્મા ગાંધીના મત પ્રમાણે પ્રજા તથા યુવાનવર્ગ ચાલશે તો ઘણો જ ફાયદો થશે

× × × ×

**ગામેગામ સ્વયસેવક મડળની જરૂર**—હાલની પરીસ્થીતી તથા મોંઘવારીને લીધે જાન-માલ તથા સ્ત્રીઓની લજ્જા જાળવવાનું કામ ઘણું મુશ્કેલ છે અને સરકારથી પણ યુદ્ધમા તે રોકાયલી હોવાથી આતરીક વ્યવસ્થા પર બરાબર લક્ષ ન આપી શકાય એ સ્વાભાવીક છે સ્થાનમા ધાડ પડવાની તથા હદ ઉપરાત ખુનો થયાની હકીકતો કર્ણગોચર થાય છે તેથી ગામે ગામ સ્વયસેવક મડળની ખાસ જરૂર છે દરેક ગામે ઓછામા ઓછા સો યુવકો કવાયત વીગેરે શીખી તૈયાર થાય અને દીવસના તથા પોલીસની મરજીથી રાત્રે પોતપોતાના ગામોની રક્ષા કરે તો ઘણું સારૂં આવુ સો માણસનુ મંડળ દરેક ગામે ગામ તૈયાર છે એમ જણાશે તો ધાડ પાડુઓના હાંજાજ ગગડી જશે, અને પ્રત્યક્ષ લડવાના પ્રસગ ઘણા થોડા આવશે.

---

# ग्रंथ सत्कार.

**फ्रान्सनो व्यापार अने वृत्तान्त**—અથવા યુરોપિયનોનો પૂર્વ પ્રદેશ આદિ સાથે વ્યાપાર—ભાગ ૫ મો રચી પ્રસિદ્ધ કરનાર દિવાન બ્હાદુર રણછોડભાઈ ઉદયરામ ન્યુ ગામ દેવી, વાચ્છા ગાંધી રોડ મુબાઇ મુલ્ય રૂ ૫-૦-૦ પૃષ્ઠ ૯૨૨. ગ્લેઝ કાગળો, ભાષા ગુજરાતી, લીપી બાળબોધ આ પુસ્તકનો આભાર સાથે સ્વિકાર કરવામા આવે છે.

આ પુસ્તકમા ફ્રાન્સના પૂર્વ પ્રદેશ સાથે વ્યાપારનુ સારી રીતે વિવેચન કરવામા આવ્યુ છે ફ્રાન્સમાં ઘણી રાજકીય ઉથલપાથલ થએલી છે, અને તેના ઇતિહાસનો સબધ આખા યુરોપીય દેશો સાથે જોડાયલો છે તેનો ઇતિહાસ વિશેષે કરીને આ ભાગમા દાખલ કરેલો છે ફ્રાન્સ જેવા દેશમા રાજ્ય અને પ્રજાવિષયક નાના પ્રકારના ફેરફારો કેવી રીતે થયા અને હાલમાં ચાલતું પ્રજાસત્તાક રાજ્ય કેવી રીતે અમલમા આવ્યુ તેમજ બ્રિટિશ હિંદ સાથે ફ્રાન્સનો વ્યાપાર વિગેરે ઘણાજ મનન કરવા યોગ્ય હેવાલોનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે હાલના રાજકીય ચળવળના વખતમા દરેક મનુષ્યે આ પુસ્તક વાચી જવાની ખાસ જરૂર છે દિવાન બ્હાદુર રણછોડભાઇ પોતાની ઉત્તરાવસ્થામા પોતાના સમયને આવી રીતે વાંચકોને જ્ઞાન આપનારા પુસ્તકો લખવામા વિતાવે છે તે જાણી ખરેખર આનદ થાય છે આશા છે કે આ પુસ્તકનો સારો ફેલાવો થશે

**देवी भागवत**—શુદ્ધ ગુજરાતી ભાષાતર—પ્રસિદ્ધકર્તા સસ્તુ વાચન પ્રચારક સભા અમદાવાદ આ પુસ્તક અમદાવાદના સુપ્રસિદ્ધ બુકસેલર મહાદેવ રામચદ્ર જાગુષ્ટેના પુત્ર રા. ગોવિદરાવે ભાષાતર કરાવી પ્રસિદ્ધ કર્યું છે પૃષ્ઠ ૮૮૦ કદ રોયલ આઠ પેજી પાકુ પુઠુ, ગ્લેઝ કાગળો છતાં કીંમત માત્ર રૂ ૨-૮-૦ સસ્તા સાહિત્યે સસ્તી કીંમતે પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં પછી તેનુ અનુકરણ ઘણા માણસોએ કરવા માડ્યુ છે તેમજ મોટા પુસ્તકો સસ્તી કીંમતે પુરા પાડવાની પહેલ રા ગોવીંદરાવે કરવા માડી છે તે જાણી આનદ થાય છે પુસ્તક વાંચવા જેવુ અને ઉત્તમ છે દરેક ભાવી દેવી ભક્તે અવશ્ય આ પુસ્તક ઘરમાં રાખવુજ જોઇએ. આવીજ રીતે ઉપયોગી પુસ્તકો સસ્તી કીમતે પુરા પાડવા એ જનસમાજની સેવાજ છે અને તે માર્ગ રા ગોવિદરાવે ગ્રહણ કરેલો જોઇ આનદ થાય છે આશા છે કે લોકો તરફથી આ પુસ્તકનો સારો સત્કાર થશે.

**श्री रामकृष्ण परमहंस**—તેમનુ વિસ્તૃત સચિત્ર જીવન ચરિત્ર ૭૫૦ ઉપદેશામૃત સાથે. લેખક રા ગ ડાહ્યાભાઇ રામચદ્ર મ્હેતા સપાદક સસ્તી વાર્તામાળા ઢાલ્ગરપોળ નવો વાસ અમદાવાદ પૃષ્ઠ ૭૮૪ ગ્લેઝ કાગળો કદ સુપરરોયલ ૧૬ પેજી, પાકુ પુઠુ મુલ્ય રૂ ૨-૮-૦ આ પુસ્તક મગાવનારને શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનુ પુસ્તક ભેટ આપે છે આ પુસ્તક પ્રકટ કરવા માટે આણંદ નિવાસી રા જગન્નાથભાઇએ કે ઉત્તમરામ નગીનદાસ ભટ્ટના શ્રેયાર્થે એક હજાર રૂપિયાની સહાય આપી છે અને તે ઉપરાત તેમના ઉપદેશામૃત છપાવવા વિગેરેનુ ખર્ચ પણ તેમણેજ આપેલુ છે

આ પુસ્તકમાં શ્રી રામકૃષ્ણ પરમહસ કે જે પ્રસિદ્ધ સ્વામી વિવેકાનદના ગુરૂ થતા હતા તેમનુ વિસ્તૃત જીવન ચરિત્ર આપેલુ છે મહાપુરુષોના જીવનચરિત વાચવાથી મનુષ્યની જીંદગી સુધરી જાય છે આ પુસ્તકથી સાહિત્યમાં એક અમૂલ્ય વધારો થયો છે આ પુસ્તક કેટલાક બગાળી પુસ્તકોના આધારે લખવામા રા ડાહ્યાભાઇએ ઘણો શ્રમ લીધેલો જણાય છે, આ પુસ્તક વાચવામા મન તલ્લીન થઇ જાય છે અને વારવાર વાચવાનુ મન થઇ જાય છે આશા છે કે જનસમાજ તેનો સારી રીતે લાભ લઇ લેખકના કાર્યને ઉત્તેજન આપશે

**સસ્તા સાહિત્ય વર્ધક** કાર્યાલય તરફથી મળેલા પુસ્તકો;–**ઉત્પત્તિ સ્થિતિ અને ભવિષ્ય–** અથવા સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલયની સ. ૧૯૭૨ સુધીના દશ વર્ષનો અહેવાલ અને હિસાબ– એક ભગવા વસ્ત્ર ધારી સન્યાસી સંસારનો ત્યાગ કર્યા છતાં પણ જનસમાજ ઉપર કેટલો, અપૂર્વ ઉપકાર કરી શકે છે તે આ પુસ્તકથી સહજ સમજી શકાય તેમ છે આ સંસ્થાના મંત્રિ ભિક્ષુ અખંડાનંદજીએ ગુજરાતીમાં સસ્તી કિંમતે ઉત્તમોત્તમ પુસ્તકો પુરા પાડવાની પ્રથમ શરૂઆત કરી છે અને તેમાં તેમણે દશ વર્ષ સુધીમા શું શું કાર્ય કર્યું છે, ક્યા ક્યા પુસ્તકો પ્રસિદ્ધ કર્યા, તે પુસ્તકોનાં ખર્ચ અને મૂલ્ય, તેમજ અત્યાર સુધીમાં શું શીલીક છે તેનું સવિસ્તર વર્ણન આ પુસ્તકમા કરવામાં આવ્યું છે દરેક ગ્રંથ પ્રકાશકને આ પુસ્તક વારવાર મનન કરવા જેવુ છે આજે ઘેરેઘેર સસ્તા સાહિત્ય અને ભિક્ષુ અખંડાનંદજીનુ નામ જાણીતુ થઇ ગયુ છે તેમણે ભાગવત; યોગવસિષ્ઠ જેવા ગ્રંથોનો નજીવી કીંમતે પ્રજામા ફેલાવો કર્યો છે સ્વાર્થથી તો સર્વ કોઇ કાર્ય કરી શકે, પણ નિસ્વાર્થપણે જનસમાજની સેવા શી રીતે કરી શકાય છે તેનુ ખરે-ખરૂં વર્ણન આ પુસ્તકમા છે મૂલ્ય ૦|–પાન ૩૭૨

**રામકૃષ્ણ કથામૃત**—ભાગ પ્હેલો પાન ૫૮૭ મૂલ્ય ૦॥. પ્રકાશક ભિક્ષુ અખંડાનંદ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ વિવિધ ગ્રંથમાળાના ૮ મા વર્ષનુ આ પુસ્તક છે રામકૃષ્ણ પરમહંસના શિષ્ય શ્રી મહેન્દ્રનાથ ગુપ્તે બંગાળી લખેલા પુસ્તકનુ આ ભાષાંતર છે તેમા શ્રી રામકૃષ્ણ પરમહંસજીનુ સંક્ષિપ્ત જીવનચરિત્ર આપવામા આવ્યુ છે અને તે પછી તેમણે આપેલા ઉપદેશોનો ૫૮૬ પાનમા સમાવેશ કર્યો છે અધ્યાત્મજ્ઞાનથી ભરપુર આ પુસ્તકનો દરેક માણસે લાભ લેવો જોઇએ

**રણઘેલા રજપૂતો યાને સતીઓનુ શુરાતન**—લેખક વ્રજલાલ જાદવજી ઠક્કર, પ્રકાશક પટેલ કચરાભાઈ વનમાળીદાસ પટેલ અમદાવાદ પૃષ્ટ ૦૩ મૂલ્ય ૧–૮–૦ આ નવલકથા, સુપ્રસિદ્ધ ગ્રંથ ટોડરાજસ્થાનમાંની એક સામાન્ય રસિક ઘટનાને અનુસરી લખાયલી છે. તેમા બહાદુર રજપુતોનું શૌર્ય અને રજપુતાણીઓના શુરાતનનુ વર્ણન કરેલુ છે વાર્તા રસીક અને વાચવા યોગ્ય છે

---

## हरसना उपायो.

(લેખક—વૈદ્ય જેષ્ઠારામ વિ પ્રાગજી ત્રિવેદી.)

### અર્શનો જડમુળથી નાશ કરનાર તંત્ર.

૧ અફીણનો લેપ અર્શની આસપાસ કરી, કાનકડીઆની હગારની ધુણી દેવી તેથી અર્શ જાય

૨ કમળરસ ટા ૯, ગળો ટા ૬, દિવસમા બે વખત પાવુ, દિન સાત. તેથી અર્શ મટે છે

૩. ગેડાની છાલની ધુણી દિન સાત દેવી, અને એલચીના ફોતરાં ને બરાસ વાટી ચોપડવુ

૪ કાળી મુસળી ગૌમુત્રમાં દિન સાત પીવાથી અર્શ નાબુદ થાય છે

૫. તીડની વિષ્ટાનો અર્શની આસપાસ લેપ કરી રીંગણીના બી, પાનનો ૮૬, તેની ધુણી, માસ એક દેવાથી અર્શ નાબુદ થાય છે

૬. આમાના પાદડાં પીળા ખાંડી હોકામાં દિન સાત પાવા, અને કાકચીના બી, ઝેરકોચલાં, મોરથુથુ, શેકેલ આમલીઆ વાટી અર્શ ઉપર ચોપડવા.

૭. દેવડાગરી વનસ્પતિના ડોડવાં તોલો ૧, ગાયના શીંગડાના છોડા તોલો ૧ દાનનો ભૂકો તોલો ૧, સફેતો તોલો ૧, લીંમડાના પાન તોલો ૧, લીબાગર તોલો ૧, તેને ખાંડી ધુમાડી દેવાથી તમામ પ્રકારના અર્શ મટે છે

---

# वैद्यक टुचका संग्रह.

ઉદરસ——પા પા તોલો મેઢાંનું ચુર્ણ મધ સાથે ચાટવાથી શ્વાસ અને ઉદરસ મટે છે.

ઝાડ', મટાડવા—કુણી વડવઈને ગાયની છાસમા વાટીને પાવાથી તરતજ ઝાડા બધ થાયછે.

શુળ—સચળ, હિંગ, સુઠ સર્વે સરખે ભાગે લઇ ખાંડી તેમાથી ૭ આની ભાર ભૂકો દશ તોલા પાણીમાં ઉકાળી પીવાથી કમરનું, વામાનુ અને હૃદયનું શુળ મટે છે '

શરદીનો તાવ—સુંઠ, જવાસો, અરડુસી અને મોથ સર્વેનો સરખે ભાગે ઉકાળો કરીને પાવાથી શરીરનો તાવ મટે છે

આંખનાં પડળ અને ફમળો—દુધાનાં પાન ચોખાના ધોવણમા વાટી કપડે ગાળી નાકમા ટીપા નાંખવાથી પડળ ઉતરી જાય છે. તેમજ તે રસ આખમાં આજવાથી કમળો મટે છે.

કાનના રોગો—પાકેલા આકડાના પાન ૪ લેવા તેના ઉપર ઘી ચોપડી દેવતા ઉપર તપાવવા પછી તેનો રસ કાઢી કાનમાં નાખવાથી બધી જાતના કાનનાં દરદ મટે છે.

પેશાબે જતી ધાતુ અટકાવવી—કવચાના બી ૪ તોલા અને તાલીમખાના ૪ તોલા બંનેને વાટી કપડે ચાળી તેમાંથી ૧ તોલો ચુરણ ૦ા તોલા સાકર સાથે મેળવી રોજ સવારમા ખાઇ જવુ અને ઉપર શીશુવાળુ અર્ધો શેર દુધ પીવુ તેથી પેશાબે જતી ધાતુનો અટકાવ થશે. ૧૫ દીવસ દવા કરવી. તેલ, મરચુ ને ખટાશ ખાવી નહિ

બધકોશ અને પેટના નળ સુજી જવાથી ખવાય નહિ તેનો ઇલાજ—૪ તોલા કડુ, ૪ તોલા પીપરીમૂળ, ૪ તોલા ગરમાળાનો ગોળ, ૪ તોલા મોથ અને ૪ તોલા હરડેદળ (બીયા કાઢી નાખવા, પછી તેના ગર્ભનું ચૂર્ણ કરવુ) એ સર્વેને ખાખરાં કરી તેની ભૂકીના ત્રણ ભાગ કરવા તેમાંથી ૧ ભાગને ૧ શેર પાણીમા ઉકાળી ૦ા શેર પાણી રહે ત્યારે ઉતારી ગાળી લઈ તે દહાડામા ૩ વખત પીવુ એથી એક બે ઝાડા થશે એ પ્રમાણે ત્રણ દીવસ દવા ચાલશે. થોડા જ વખતમા નળ ખુલ્લા થશે, ભૂખ ઉઘડશે ને ખાધુ પચશે

વાને લીધે સાધા દુખવા—૨ તોલા ગુગળ, ૧ તોલો સીધાલુણ, ૧ તોલો બગડી ખાર, ૧ તોલો વડાગરૂ મીઠુ, ૧ તોલો સચળ અને ૪ તોલા આમલીની ઉપરનાં છોતરાંની રાખ એ સર્વને વાટી લીંબુના રસમાં ૧ દીવસ ઘુટી, રાખી મુકી બીજે દીવસે કપડે ગાળી રસ કાઢી નાખી તે ભૂકામા ૧ તોલો ઘીમાં શેકેલી હીંગ મેળવીને ખલમા ઘુટવુ પછી તેમાં ૧ તોલો મરી, ૧ તોલો પીપરીમૂળ અને ૦ા તોલો શુદ્ધ કરેલો ગંધક સર્વેને વાટી કપડે ચાળી તેના ભૂકામા નાંખી ઘુટવુ ને તેમા આદાનો રસ નાખતા જવુ ને ઘુટતા જવુ એ પ્રમાણે આખો દહાડો ઘુટી વાલ વાલની ગોળીઓ વાળવી અને તે ગોળી રોજ ૧ સવારે અને ૧ સાંજે પાન સાથે ખાવાથી વાને લીધે સાધામાં કે શરીરે થતું કળતર મટે છે

વાળો—નીકળવો—દરદીને જણાવ્યા વગર ખાટલામાંથી ૩ માકણ લઇ ૦ા તોલા ગોળમાં મેળવી ગોળી વાળી દરદીને તે ગોળી ચાવ્યા વગર ગળાવી દેવી, પછી બીજે દીવસે ગોળમાં ચાર માકણ મેળવવા ત્રીજે દહાડે ચાર એમ પાંચ દીવસ ખવરાવ્યાથી વાળો બેસી જાય છે

(૨) સાફ કરેલો નવસાગર યાને વિલાયતી એમોનીયા ક્લોરાઈડની ભૂકી એક છીકણીની ચપટી જેટલી લઇ વાળાના મો ઉપર રોજ ભૂકા કરવાથી વાળો બહાર નીકળી જાય છે

વીંછીના ડંખ—પપૈયો (જે પ્લેગ વખતે હાથે બાંધવા કામ આવે છે તે) ઘસીને ડંખ ઉપર ચોપડવાથી તરત વીંછી ઉતરી જાય છે

હીસ્ટીરીયા—પીપળાના ઝાડની કુમળી તાજી વડવઈઓ ૨ તોલા લઇ તેના ઝીણા કટકા કરી છુદી નાખી તેમા ૧ તોલો જાવત્રી નાંખી ખલમા ઘુટી પછી તેમાં ૨ આનીભાર કસ્તુરી મેળવી ત્રણેને બરોબર ખલમાં ઘુટી પછી મગના દાણાં જેવડી ગોળીયો કરવી. તેમાથી રોજ ત્રણ વખત એકેક ગોળી ઠંડા પાણી સાથે ગળાવવી ને ગોળી ખાધા પછી અર્ધો કલાકે થોડુ દુધ પાવું એ પ્રમાણે ત્રણ ચાર દહાડા દવા કરવાથી હીસ્ટીરીયા મટે છે.

# अपरिचीत वनस्पति.

## खरखूंद.

(લે–વૈદ્ય ઉમીયાશંકર બાપુભાઈ મ્હેતા.)

ખરખૂદ એ અપરિચિત વનસ્પતિ છે સુંઠ, મરી, પીપર વીગેરે બીજી ઘણી વનસ્પતિઓ દરેક માણસને ઉપયોગી છે, અને તેને આપણા તમામ લોકો તેમજ બાળકો સરખા પણ જાણી ઉપયોગ કરે છે, તેવી જાણીતી વનસ્પતિ ખરખૂદ નથી એટલુંજ નહિ પણ વૈદ્યોનો અમુક ભાગજ માત્ર તેને જાણતો હશે આજકાલ આપણા માસીકોમા જાણીતી વનસ્પતિનાં વર્ણન લખવામા આવે છે, તેને બદલે હું આ એક અજાણી વનસ્પતિ માટે લખુ છુ જે ઉપર વિદ્વાન વૈદ્યો અને અનુભવી સદ્‌ગૃહસ્થો પ્રકાશ પાડશે તો આપણા આયુર્વેદ ઉપર અજવાળુ પાડયુ ગણાશે

**વર્ણન**—આ ખરખૂદના છોડવા આશરે એક ફૂટ ઉંચાઇના થાય છે, તેને ડાડી (થડ) હોતી નથી પણ પાદડાંનો ગુચ્છો હોય છે પાન દશથી પંદર સુધી થાય છે પાનનો આકાર થોરના પાન જેવો હોય છે, અને થોરના પાન તોડતા દૂધ નીકળે છે, તેમ આમાંથી પણ દૂધ નીકળે છે. થોરના પાન કરતા આ પાન મોટાં હોય છે મૂળ (કંદ) એક ફુટ કે તેથી સેહેજ મોટા હોય છે પાનથી સવા અગર દોઢગણુ મૂળ લબાઇમા હોય છે મૂળને કાપતા સફેદ દૂધ નીકળે છે અને અંદરનો કંદ પોચો હોય છે મૂળની ઉપરનો ભાગ ભૂખરો પણ અંદરથી તદ્દન સફેદ છે હાથના કાંડા જેટલું મૂળ જાડું હોય છે આ છોડના મૂળ અગર પાનને અડકવાથી ચળ ઉત્પન્ન થાય છે તે બાબત સાવચેતી રાખવી જોઇએ

**ઉપયોગ**—મૂળ (કંદ) ને પાણીમા થોડા મીઠા સાથે વાટી ખદખદાની કોઇ પણ જાતની ગાંઠ ઉપર લેપ કરવાથી આરામ થાય છે પ્લેગ, બદ વીગેરેની ગાંઠો ઉપર આ મૂળ ઘણું ઉપયોગી છે આ કંદનો ઘણા ગામડીઆ લોકોએ ઘણા કેસોમાં ઉપયોગ કર્યો છે, અને પ્લેગ તેમજ એકદમ થઈ આવનારી કોઇ પણ જાતની ગાંઠનો રામબાણ ઉપાય છે

**સ્થળ વર્ણન**—આ છોડ મે રેવાકાંઠા એજન્સીના દેવગઢબારીઆ સ્ટેટના સાગટાલા માહાલના ગામડામાં પુષ્કળ જોયા છે, અને ત્યાના ગામડીઆ લોકો જેઓ વનસ્પતિ સબધી ખપ પુરતું થોડુ પણ ખરૂં જ્ઞાન જાણે છે, તે લોકો પાસેથી ગુણદોષ મે જાણી લીધા છે હું કહીશ કે આપણા જેવા તે "રજનું ગજ" અને "કાગનો વાઘ" બનાવે તેવા નથી, તેમ તેવી રીત પણ તે જાણતા નથી. ટુકમા હું હવે પછી થોડું થોડું કાંઈક અપરિચીત વનસ્પતિ વિષે લખીશ અને તે મે સદરહુ દેવગઢબારીઆ સ્ટેટમા પ્રત્યક્ષ જોયેલી તેમજ કેટલીક મે અનુભવેલી તેવી વનસ્પતિનું વર્ણન લખીશ કે જેના ગુણદોષ સમજી રાખવાનું ખરૂં માન અને વનસ્પતિનાં નામ માત્ર પણ સાચવી રાખ્યાનું માન સદરહુ ગામડીઆ બધુઓનેજ ઘટશે

આ અને આવીજ બીજી કેટલીક ઔષધીઓ જેના માત્ર પ્રાંતીક નામ હું જાણી શકુ છું, તેના શાસ્ત્રીય નામ શું હશે તે જાણતો નથી, પરતુ જે ગુણદોષ લખવામા આવશે તે ખરેખર હશે તેટલુંજ લખાશે આ વનસ્પતિ ચોમાસાની મોસમમા થાય છે અને ભાદરવાં આસોમા મળી શકે છે આ બાબત વૈદ્યો અગર અનુભવી સદ્‌ગૃહસ્થો પોતાનો અનુભવ આ માસીકદ્વારા જાહેરમા મૂકશે તો આપણને દરેકને ઘણો લાભ થશે એવી મારી વિનતી છે

---

પુસ્તક ૬ ઠું. અંક ૭ મો.

# ભાગ્યોદય

સપ્ટેમ્બર સને ૧૯૧૮.

## हृदयमां जइ विविध अनुभव लेवा मनने उपदेश.

( ગાન મધુરાં કંઈ ગા, એ લય )

હૃદયસરે જઇ ન્હા, પ્રિયમનવા ! હૃદયે સરે જઇ ન્હા,
એ સરવરના જલ અતિ મીઠા, ત્હેમા રમભમ થા —
કમલ સુકોમલ ત્યા કંઇ ખીલ્યા, જજે ગંધ ગ્રહેવા,—
ચિત્તાકર્ષક ગાન થતુ ત્યા, ધર તું તન્મયતા,—
દૃઢ આલિંગન દે જે પ્રીતે, સુન્દર સ્વરૂપ છે ત્યા,—
વિષય ભોગિ ! તુજને ત્યા મળશે, ભોગો ભોગવવા,—
ભોગ રહિત પરિણામે થઈશ જો, હૃદયે ધરીશ સ્થિરતા,—
સચ્ચિદ્ધન પ્રભુ ત્યા છે તે શું, એક રૂપ થઇ જા,—

શ્રી. ઉ.

---

## आंतर् ज्योतिना रश्मि झीलवा निमंत्रण.

( મારી કયારીમાં મ્હેકે મ્હેકે મ્હેકે, એ લય. )

મારા અંતરમા જ્યોતિ એક જાગી, સુભાગી કોઇ,
રશ્મિ ઝીલો—રશ્મિ ઝીલો.
જેની દીપ્તિથી માયા દુર ભાગી, સુહાગી કોઈ,
રશ્મિ ઝીલો—રશ્મિ ઝીલો

રશ્મિ એ અલૌકિક, જીવનને ઉજાળતી,
અંતરના તિમિરને તે સહજમા ટાળતી,
પૂર્ણ પણે તેમાં અનુરાગી, મહાભાગી કોઇ,
રશ્મિ ઝીલો—રશ્મિ ઝીલો.

જે કાઈ જેવું છે તેવુ બતાવતી,
ભ્રાતને ટાળીને સ્વરૂપને જણાવતી,
અન્ય સર્વ આસક્તિ ત્યાગી, વિરાગી કોઇ,
રશ્મિ ઝીલો—રશ્મિ ઝીલો

પૂર્ણ અભિમુખતા એ રશ્મિને ઝીલાવે,
તન્મયતા થાતા હૃદય જ્યોતી તે જગાવે
સિદ્ધિ સધાવે મો માગી, બડભાગી કોઇ,.
રશ્મિ ઝીલો—રશ્મિ ઝીલો

શ્રી ઉ.

श्री महाकवि-कालिदास विरचित

# मेघदूतनुं

मूळसाहित गुजराती भाषान्तर.

( અનુસધાન ગતાંકથી )

( લેખક –શ્રીયુત હરિલાલ નૃસિહરામ )

એ તો ખરું, પણ ચૈતન્યથી બની શકે તેવુ સદેશાનુ કાર્ય અચેતન્ય દ્વારે કરાવવા એ યક્ષ કેમ પ્રવૃત્ત થયો ? એ પ્રશ્નના નિશાકરણમા કવિ કહે છે કે —

१ २ ४ ३
धूमज्योति सलिल मरुतां संनिपातः क मेघः

६ ९ ५ ८ ७
संदेशार्थाः क पटुकरणैः प्राणिभिः प्रापणीयाः ।

१० ११ १२ १३ १४ १५
इत्यौत्सुक्यादपरिगणयन्गुह्यकस्तं ययाचे

१७ १६ १९ १८
कामार्ता हि प्रकृति कृपणाश्चेतनाचेतने षु ॥ ५ ॥

અન્વય પૂર્વક ૫ પદો—धूमज्योतिः सलिल मरुतां २ संनिपातः ३ मेघः ४ क ५ पटुकरणैः ६ प्राणिभि ७ प्रापणीयाः ८ संदेशार्था ९ क्व; १० इति ११ औत्सुक्यात् १२ अपरिगणयन् १३ गुह्यकः १४ तं १५ ययाचे १६ हि १७ कामार्ता १८ चैतनाचेतने षु १९ प्रकृति कृपणाः—

અર્થ—૧ ધૂમ, જ્યોતિ–તેજ સલિલ–પાણી, અને વાયુનો ૨ સમૂહ ૩ મેઘ ૪ ક્યાં ( એ સર્વે અચેતન હોવાથી સદેશો લઇ જવાને યોગ્ય જ નથી, અને ૫ સમર્થ ઇન્દ્રિયો વાળા ૬ પ્રાણીઓ વડે પહોચાડી શકાતા ૮ સદેશા રૂપી અર્થો ૯ ક્યાં. ૧૦ એ. ૧૧ ઉત્સુકતાને લીધે ( સદેશો મોકલવાની મોટી આતુરતાને લીધે, ૧૨ ન વિચારતો, ૧૩ ગુહ્યક–યક્ષ, ૧૪ તેને ( તે મેઘને ), ૧૫ યાચતો હવો, ૧૬ તેજ રીતે, ૧૭ કામાર્તો–મદનાતુરો, ૧૮ ચેતન અચેતનના સબધમા, ૧૯ પ્રકૃતિથી કૃપણ–મૂઢ હોય છે

**અર્થાત્**—પોતાની પ્રિયાનુ જીવન ટકાવી રાખનારા સદેશા પ્રિયાને મોકલવાની આતુરતામા અચેતન મેઘની યોગ્યાયોગ્યતાનો વિચાર ન કરતાં તે મેઘને વિનતિ કરવા લાગ્યો તેના નિરાકરણમાં એટલુંજ કહેવાનું કે તે મદનાતુર હતો મદનાતુરોને તો ચેતન અચેતનનું ભાન હોતુંજ નથી

આમાં મેઘ સાથે સદેશો મોકલવા રૂપ વિરૂપ ઘટના હોવાથી વિષમાલકાર છે, તેને માટે કહ્યું છે કે " विरुद्ध कार्यस्योत्पत्तिर्यत्रानर्थस्य वा भवेत् । विरूपघटना चासौ विषमालंकृतित्रिधा ॥ એટલે જ્યાં વિરૂદ્ધ કાર્યોત્પત્તિ હોય ત્યાં, જ્યા અનર્થ થતો હોય ત્યા, અને જ્યા વિરૂદ્ધ ઘટના હોય ત્યાં, એ ત્રણ પ્રકારનો વિષમાલકાર છે " વળી આમા અર્થાન્તરન્યાસ પણ છે ૫

હવે મેઘ પ્રત્યે કેવા પ્રકારની તેણે યાચના કરી તે જણાવે છે

---

૧ અનર્થ થયા પછી તેનો પ્રતિકાર–અટકાવ કરવો તેના કરતા અનર્થને થતો જ અટકાવવો એ સારૂ એમ સમજી, પ્રથમથીજ પ્રિયાનો જીવ ટકાવી રાખવાનો ઉપાય યોજનો ૨ ગિરિમલ્લિકાના ૩ તમારૂ આગમન

५ ४ २ ३
जातं वंशे भुवनविदिते पुष्करावर्तकानां
६ ४ ८ ९ ७
जानामि त्वां प्रकृतिपुरुषं कामरूप मघोनः ।
१० १५ १४ ११ १२ १६ १३
तेनार्थित्वं त्वयि विधिवशा दूरबन्धुर्गतोऽहं
१८ १९ २० १७ २३ २१ २२
याञ्चा मोघा वरमधिगुणे ना धमे लब्धकामा ॥ ६ ॥

અન્વય પૂર્વક પદો—१ त्वां २ भुवनविदित ३ पुष्करावर्तकाना ४ वंशे ५ जातं ६ कामरूपं ७ मघोनः ८ प्रकृतिपुरुष ९ जानामि १० तेन ११ विधिवशात् १२ दूरबंधु १३ अहं १४ त्वयि १५ अर्थित्व १६ गतः १७ अधिगुणे १८ याञ्चा १९ मोघा २० वरम् २१ अधमे २२ लब्धकामा २३ न.

અર્થ—હે મેઘ, ૧ તને, ૨ ભુવનોમા પ્રસિદ્ધિ પામેલા, ૩ પુષ્કરાવર્તકોની, ૪ વંશમાં, ૫ જન્મેલો, ૬ ઇચ્છા પ્રમાણે રૂપ–શરીર ધારણ કરનારો, ૭ ઇંદ્રનો, ૮ પ્રધાન પુરૂષ ૯ હું જાણું છુ ૧૦ તે કારણથી, ૧૧ વિધિવશાત–દૈવેચ્છાએ, ૧૨ જેનો બંધુ ભાર્યા દૂર છે એવો, ૧૩ હું ૧૪ તારે વિષે, ૧૫ અર્થીપણું, ૧૬ પામ્યો છુ. ( આપનો અર્થી બન્યો છુ ) ૧૭ અધિક ગુણ-વાળા ( પુરૂષ ) ના સબંધમાં ( કરેલી ), ૧૮ યાચના, ૧૯ નિષ્ફળ ( બને તોપણ તે ) ૨૦ ઠીક છે, ( પણ ) ૨૧ નિર્ગુણ ( પુરૂષ ) ના સબંધમા ( કરેલી ) યાચના, ૨૨ સફળ થાય તોપણ તે ૨૩ ( ઠીક ) નથી

**અર્થાત્**—યક્ષ મેઘને કહે છે કે–હે મેઘ, તુ ત્રણે ભૂવનોમા પ્રસિદ્ધિ પામેલા, સર્વ મેઘોમા શ્રેષ્ટ ગણાતા પુષ્કરાવર્ત નામના મેઘના વંશમાં ઉત્પન્ન થએલો ( મહા કુળવાન ) છે, અને વળી ઇન્દ્રનો પ્રધાન પુરૂષ–માનીતો છે, એ હું જાણું છુ તેથીજ મારા દુર્ભાગ્યે મારી પ્રિયાનો વિયોગી બની દૂર દેશમાં પડેલો હું તમારી પાસે યાચના કરૂં છુ ઉપર જણાવ્યા પ્રમાણે તમો શ્રેષ્ટ ગુણોવાળા હોવાથી વખતે મારી યાચના નિષ્ફળ જશે તોપણ તેથી મને સોનાની જાળ પાણીમાં નાખ્યા જેવી હલકાશ આવવાની નથી, કારણ કે અધિક ગુણોવાળા પુરૂષની પસે કરેલી યાચના ઘણું કરીને સફળજ થાય છે, અને વખતે અફળ થાય તોપણ સારી છે એટલે યાચકને બહુ કલેશકારક નથી અને અધમ–નીચ પુરૂષની પાસે કરેલી યાચના વખતે સફળ થાય તોપણ ખોટી કારણ કે, જ્યારથી યાચકને અધમની પાસે યાચના કરવાનો ( સોનાની જાળ પાણીમાં નાખવાનો ) વખત આવ્યો ત્યારથીજ યાચકને પોતાના અધમપણાનો ખેદ થયા કરે છે, અને તેની કરેલી યાચના નિષ્ફળ થવાનો સંભવ વધારે હોવા છતાં વખતે સફળ થાય તોપણ તે ખેદ તો મટતો નથીજ સારાશ કે યોગ્ય પુરૂષને કરેલી યાચના સફળ થાય કે અફળ થાય પણ તે સારીજ છે, અને અયોગ્યને કરેલી યાચના બેઉ પ્રકારે ખોટીજ છે

આમા અર્થાન્તરન્યાસ યુક્ત પ્રેય નામનો અલંકાર છે તેને માટે દંડિ કવિએ કહ્યું છે કે– “ प्रेयः प्रियतराख्यानम् । એટલે જ્યાં ઘણુજ પ્રિય આખ્યાન હોય ત્યા પ્રેય અલંકાર થાય છે ” તે આ શ્લોકના પહેલા ત્રણ ચરણોમાં છે, ને ચોથા ચરણમા અર્થાન્તરન્યાસ છે.

३ २ ५ ४ ६ १ १०
सतप्ताना त्वमसि शरण तत्पयोद प्रियाया
८ ९ ११ ७
संदेश मे हर धनपतिक्रोधविश्लेषितस्य ।
१८ १७ १६ १३ १४ १५
गन्तव्या ते वसतिरलका नाम यक्षेश्वराणां
१२
बाह्योद्यानस्थितहरशिरश्चन्द्रिकाधौतहर्म्या ॥ ७ ॥

અન્વય પૂર્વક પદો—१ (हे) पयोद २ त्वम् ३ संतप्तानां ४ शरणं ५ असि ६ तत् ७ धनपतिक्रोधविश्लेषितस्य ८ मे ९ संदेशं १० प्रियायाः ११ हर १२ बाह्योद्यानस्थितहरशिरश्चंद्रिकाधौतहर्म्या १३ अलका १४ नाम १५ यक्षेश्वराणां १६ वसतिः १७ ते १८ गन्तव्या.

અર્થ—૧ હે પયોદ-જળદ, ૨ તું ૩ સંતાપવાળાનો (તાપથી ઘણા તપેલાનો, અથવા પ્રવાસ વિયોગથી થતા સંતાપવાળાનો) ૪ શરણ-રક્ષક ૫ છે ૬ તેટલા માટે ૭ ધનપતિના-કુબેરના ક્રોધથી પ્રિયા વિયોગી બનેલાનો ૮ મારો ૯ સંદેશો ૧૦ પ્રિયાની પાસે ૧૧ લઈ જા (તે પ્રિયા કયે ઠેકાણે છે, તથા તે ઠેકાણું પણ કયાં છે તે જણાવવા કહે છે કે) ૧૨ બહાર ઉદ્યાનમાં-વાડીમાં રહેલા હરના-શિવના શિર ઉપરના ચંદ્રની ચંદ્રિકાથી ધોળી દેખાતી હવેલીઓવાળી ૧૩ અલકા ૧૪ નામે (પ્રસિદ્ધ) ૧૫ યક્ષેશ્વરોનું ૧૬ સ્થાન (અલકાપુરી) ૧૭ તારે ૧૮ જવા યોગ્ય છે

અર્થાત્—યક્ષ કહે છે કે, હે જલદ, તમે તાપથી તપેલાને શાન્ત કરનારા-ટાઢા પાડનારા હોવાથી તથા પ્રવાસ વિયોગીઓને તમે સ્વસ્થાન પ્રતિ જવાની પ્રેરણા કરવારૂપ તેમના પણ વિયોગ સંતાપને દૂર કરનારા હોવાથી પ્રત્યેક સંતાપવાળાનું રક્ષણ કરનારા છો તે કારણથી, કુબેર ભંડારીના ક્રોધથી પ્રાપ્ત થએલા પ્રિયાના વિયોગ રૂપી તાપથી તપેલાનો-મારો સંદેશો મારી પ્રિયાને કહો એટલે સંદેશો લઈ જઈ અમારો પણ સંતાપ દૂર કરો. સંદેશો લઈ જનારને બરાબર ઠેકાણું બતાવવું જોઈએ, તે પ્રમાણે ઠેકાણું જણાવવા કહે છે કે-મારી પ્રિયા યક્ષેશ્વરની કુબેરની અલકા નામની નગરીમાં રહે છે તે નગરીની હવેલીઓ બહારના ઉદ્યાનમાં રહેલા શિવના માથા ઉપરના ચંદ્રના શ્વેત કિરણોથી અત્યંત શ્વેત દેખાય છે, ત્યાં તમારે જવાનું છે ૭

વળી મારે માટે જતાં તને પ્રવાસીઓની સ્ત્રીઓને આશ્વાસન મળવારૂપી જોડે બીજો લાભ પણ થશે એમ જણાવતા કહે છે કે— અપૂર્ણ

---

## શ્રીસદ્ગુરુ શરણ પ્રયત્નના માર્ગને સુગમ કરનાર છે

પ્રયત્નના પથેરે, નિરાશાના ખડક ઘણા,
દૂરથી દેખાયેરે, ડુંગર એતો રળીયામણા.
ઉપરથી દેખાય સરલ પણ, એતો વસમીવાટ,
આગળ વધતાં કદી કદા તો દે-ખાય ન ઘર કે ઘાટ,
આસપાસ ત્યાં જોતો રે, દુઃખમાં રહે ના મણા, પ્રયત્નના૦
"હમણાં સિદ્ધ કરીશ આ યત્ન હું," પહેલાં લાગે એમ,
પણ ડગલાં જેમ જેમ આગળ ભરીએ, સમજાયે તેમ તેમ,
કામ ન સહેલું એ તોરે, ચાવવાના લોહના ચણા, પ્રયત્નના૦
દેખાયે કલ્પના નેત્રથી, સઘળી વાતો સ્હેલ,
પરંતુ વાસ્તવ યત્ન નથી એ, મન રંજનના ખેલ,
એતો દળવાના રે, ભીના ઘઉંનાં દળણાં, પ્રયત્નના૦
મેળવવા ધારેથી સિદ્ધિ, પ્રથમ જણાય નજીક,
પણ કટિ કસીને જેમ જેમ થાયે, પ્રયત્ન અધિકાધિક,
તેમ તેમ દૂર ભાસે રે સિદ્ધિ મંદિર આંગણાં, પ્રયત્નના૦
સદ્ગુરુ અનુગ્રહને સદ્ગુરુબળ, પણ જો હોયે પ્રાપ્ત,
સહજ પ્રયત્ને સિદ્ધિ મળતી, ભિ હોય કઈ વ્યાપ્ત,
માટે અનન્ય ભાવેરે, રહેવું શરણે નૃહરિ તણા, પ્રયત્નના૦

---

શ્રી. ઉ.

# उन्नति प्राप्त करवाना मार्गो

## ૧

### દિવ્ય ઇચ્છા.

મનુષ્ય માત્રને મહાન થવાની ઇચ્છા હોય છે ગરીબને ધનની જેટલી ઇચ્છા થયા કરે છે, તેથી પણ વધુ ઇચ્છા ધનવાનને તેની થાય છે મનુષ્ય માત્રને પોતે જે સ્થિતિમા હોય છે તે કરતાં કાંઇક ઉચી સ્થિતિ મેળવવાની અભિલાષા હોય છે આ અભિલાષા સિદ્ધ કરવાને માટે તે રાત દિવસ પ્રયત્ન કરે છે જેને જે રસ્તો સુઝયો તે રસ્તે તે યત્ન કરે છે મનુષ્યનો સ્વભાવ જ એવો છે કે જ્યા સુધી તેનો પૂર્ણ વિકાસ થતો નથી ત્યા સુધી તેને ઉચે અને ઉચે જવાની આશા રહ્યા જ કરે છે

આવી અભિલાષા તે પોતાની મેળે કરે છે એમ નહિ પણ તેનામાં એક એવી શક્તિ રહેલી છે કે જ્યા સુધી તે શક્તિનો સાક્ષાત્કાર તે કરી શકતો નથી ત્યા સુધી તેને આગળ અને આગળ જવાનો વેગ પ્રકટે જ છે આ વેગ અનુસાર તેની અભિલાષાઓ વધતી જાય છે અને તેને પોતાની સ્થિતિમાંથી ઉચી સ્થિતિમા જવાનુ મન થાય છે તેના હૃદયમા આ પ્રમાણે જે આશાના અકુરો રોજ ઉઠતા હોય છે તે સર્વ કાંઇ મૃગજળવત મિથ્યા હોતા નથી તે અકુરોના પ્રતાપથીજ તેને હાલની-વર્તમાન સ્થિતિ પ્રાપ્ત થએલી હોય છે તે અકુરો જીવનપ્રદ છે, સત્ય છે, પ્રબળ છે, પ્રભાવને ઉત્પન્ન કરનાર છે, આપણી ધારેલી ઇચ્છાને સિદ્ધ કરાવનાર છે, મજબુત ઉંડા છે, અને આપણા ઉદ્દેશની ઉચ્ચતાને મધાવનાર છે

આપણા હૃદયમાં જેતી ઇચ્છા થયા કરે છે, આપણને જે કાર્યમા સિદ્ધિ મેળવવાની ઇચ્છા થયા કરે છે, જે વસ્તુને મેળવવાની આપણે અત કરણપૂર્વક ઇચ્છા રાખીએ છીએ તે જરૂર આપણને પ્રાપ્ત થાય જ છે, જે પહેલા આપણા મનમા, વિચારમા અને આશામા હતું તે આજે આપણને મળ્યુ છે, અને હાલમાં આપણે જે વસ્તુને શુદ્ધ અત કરણપૂર્વક ઇચ્છીશુ, મન, વચન, અને કર્મને એકાગ્ર કરીને જેને સિદ્ધ કરવાની અભિલાષા રાખીશુ તે હવે પછી જરૂર આપણી આગળ સત્યરૂપે પ્રકટ મળશેજ.

આપણે જ્યારથી જે પદાર્થની અભિલાષા કરીએ, અને જ્યારથી આપણે મન, વચન અને કર્મથી તેની પ્રાપ્તિને માટે પ્રયત્ન કરવાનો વિચાર કરીએ છીએ તેજ વખતથી આપણે તે વસ્તુની સાથે આપણો સબંધ બાધીએ છીએ તે વસ્તુની સિદ્ધિને માટે આપણા અત કરણમા જે પ્રમાણમા તિવ્ર ઇચ્છા પ્રકટેલી હશે અને જે પ્રમાણમા આપણી આત્મિય ભાવનાઓ સુદૃઢ હશે તેજ પ્રમાણમા આપણો તેની સાથે સબધ ગાઢ થતો જશે

આપણી ઇચ્છા જે પદાર્થોને મેળવવાની હોય છે, તે પદાર્થો ઘણીવાર આપણને મળતા નથી તેનું કારણ એ છે કે,-આપણે જે વસ્તુને મેળવવી હોય છે તેના ખરા સ્વરૂપનુ આપણને ભાન હોતુ નથી. તે વસ્તુને મેળવવા માટે ખરા અત કરણથી મન એકાગ્ર કરીને ધ્યાન આપવામા આવતું નથી પણ જો આપણે મન વચન અને કર્મને તે વસ્તુની સાથે એકાગ્ર કરીને તેની સિદ્ધિ કરવા યત્ન કરીએ છીએ તો જરૂર તે વસ્તુ આપણને મળે જ છે

કોઇપણ વસ્તુને પ્રાપ્ત કરવાને માટે પ્રથમ તેનું ચિત્ર મનમા કલ્પવુ જોઇએ અને તે કલ્પિત ચિત્ર આપણને ખરા રૂપે ન મળે ત્યા સુધી તેને મેળવવાને એકાગ્રતા પૂર્વક યત્ન કરવો જોઇએ. જેમ કોઇ મકાન બનાવવાનું હોય છે તો પ્રથમ તે મકાન કેવુ અને કેવા ઘાટનું, કેટલા માપનુ ને કેવી જાળી બારીઓવાળુ બનાવવુ છે તેનું એક ચિત્ર આપણી કલ્પનામા ખડુ કરી તે અનુસાર

નકશો બનાવવો પડે છે અને તે પછી તે નકશાને ધ્યાનમા રાખીને મકાનના પાયા વિગેરે ખોદી તે મકાન નકશા અનુસારજ થાય તે પ્રમાણે બધાવવામા આવે છે તેવી રીતે પ્રથમ દરેક મનુષ્યે જેવા થવુ હોય કે જેવી સ્થિતિને મેળવવી હોય તેનું પ્રથમ કલ્પનામાં એક ચિત્ર કલ્પવુ અને તે પછી તે સિદ્ધ થાય તેવો પ્રયત્ન કરવો જોઇએ

જો આપણને એવી ઇચ્છા થાય કે આપણે સુદર બનવુ તો પ્રથમ મુખમડલ પર સુખ સૌદર્યનો દિવ્ય પ્રકાશ ઝલકયા કરે તે માટે આપણા આત્માના સૌદર્યના માય સરોવરમા સુખેથી સ્નાન કરવુ જોઇએ તેવીજ રીતે જો આપણે વૃદ્ધ હોઇએ અને યૌવન જેવા બનવુ હોય તો આપણા મનને યૌવનના સુખદ વિચારોના આનદ સમુદ્રમા લ્હેરો ખવરાવી જોઇએ આવી રીતે આપણે જેવા થવુ હોય તેના ચરિત્રને મનમા અકિત કરી તે અનુસાર વર્તન કરવુ જોઇએ.

આત્મામા રમણ કરવાથી શારીરિક, માનસિક અને ભૌતિક અપૂર્ણતાઓ નષ્ટ થાય છે. મનો રથ સૃષ્ટિમાં દરેક વસ્તુ સુંદર અને પૂર્ણ હોય છે પવિત્રતા અને પૂર્ણતા પ્રતિ તે આપણી શ્રદ્ધાને વધારે છે આજે જેના જેવા આપણે થવાની ઇચ્છા રાખતા હોઇએ તેના ચિત્રને હમેશા આપણી સન્મુખ રાખવુ જોઇએ ઇષ્ટાનુસધાન કરતી વખતે ઇષ્ટદેવની મૂર્તિ આપણી સામે રાખવાનુ તેજ કારણ છે કારણ કે આપણે જેનુ ધ્યાન કરીએ છીએ તેના જેવા થવાની ઇચ્છા રાખીએ છીએ અને તેથી ધ્યાનમાં ઇષ્ટની મૂર્તિ જોતા તેમના સામર્થ્ય અને ગુણોનો પણ સાથે સાથે આપણામાં પ્રાદુર્ભાવ થાય છે આપણે વ્યવહારમા પણ જો સિદ્ધિ મેળવવાની ઇચ્છા રાખતા હોઇએ તો તેમા પણ આપણે જેના જેવા થવાની ઇચ્છા રાખતા હોઇએ તેના ચિત્રને મનમા સ્થિર કરવુ જોઇએ સાથે સાથે આપણામાં પૂર્ણતા અને કાર્ય કરવાની અમોઘ શક્તિ છે તેમ માની તેમા પૂર્ણ શ્રદ્ધા રાખવી જોઇએ. મનમાંથી કોઇ વાતની અશકયતા અને ન્યૂનતાના વિચારોને દેશનિકાલ કરવા જોઇએ કોઇપણ વખતે આપણા મનના દ્વારમાં નિર્બળતા, ન્યુનતા અને અવિજયના વિચારોને પ્રવેશ કરવા ન દેવા જોઇએ તે પછી આપણે આપણા કલ્પેલા ચિત્રમય સ્થિતિ પ્રાપ્ત કરવાને એકાગ્રતાપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ, આથી જરૂર આપણા કાર્યમા વિજય મળવાનો જ

આશાજનક વિચારોમા વિલક્ષણ શક્તિ ભરેલી છે તમારે હમેશા તેવાજ વિચારોનુ સેવન કરવુ જોઇએ ભૂલેચુકે નિરાશાજનક વિચારમાં ગુચાઇ જવુ ન જોઇએ મનુષ્યને આશાજનક વિચારો, અને ઉત્સાહજ આગળ વધારનાર છે તેની સર્વ અભિલાષાઓ તેથી સિદ્ધ થાય છે તેના સુખરૂપ આશાના સ્વપ્નો સત્ય થાય છે કાર્ય સિદ્ધ થાય છે નિષ્ફળતા આપણી પાસે આવી શકતી નથી આપણે માટે જે કાંઈ બનશે તે સારૂંજ બનશે

આ પ્રકારના દિવ્ય અને આશાજનક વિચારોનો આપણી શારીરિક, માનસિક, આધ્યાત્મિક અને સામાજિક ઉન્નતિ પર દિવ્ય પ્રભાવ પડે છે આ વિચારોનુ સેવન કરવાની ટેવ પાડી દેવાથી આપણી જેવી સરળતાથી ઉન્નતિ થઇ શકે છે તેવી બીજા કશાથી થતી નથી

૧ મનુષ્યે પ્રથમ તો પોતાના અન્તઃકરણમાં એવી શ્રદ્ધાને દૃઢ કરવી કે જે કાર્યને માટે ઇશ્વર પોતાને ઉત્પન્ન કર્યો છે તે કાર્યને અવશ્ય હુ પૂર્ણ કરીશ જ અને તેને માટે પોતાના અતઃકરણમાં જરા પણ સદેહ ન રાખવા કદાચ જો સશય ઉત્પન્ન થાય તો તેનો ત્યાગ કરવો આ જે હિતકર હોય તેવાજ વિચારનુ સેવન કરવુ અને જેવી સ્થિતિને તમારે પ્રાપ્ત કરવી હોય કે જે કાર્યને સિદ્ધ કરવુ હોય તેનેજ તમારી કલ્પનામા સ્થિત રાખો આ હિત કર્તા, સત્યાશી, નિરાશાજનક અને ઉત્સાહથી વિમુખ કરનાર વિચારોને અતઃકરણમાથી ત્યાગ કરી દો નિષ્ફળતા જણાવનાર કે દુઃખની સૂચના આપનાર પદાર્થનો પણ ત્યાગ કરવો જોઇએ

તમે ગમે તે કામ કરો તે દરેક કામમા તમારે આશાપૂર્ણ અને શુભ ભાવના રાખવી જો ઇએ એમ કરવાથી તમારી કાર્યશક્તિ વધશે અને સાથે સાથે તમારામા ફેરફાર થયો પણ જ્યારે તમે જ્યાં તમારા મનોમંદિરમા આનંદી, સૌભાગ્યશાલી, અને શુભ વિચારોત્પાદક ચિત્રો જોવાની ટેવ પાડી દેશો કે તે પછી તેથી વિરુદ્ધ વિચારો તરફ તમારૂં મન દોડી શકશે નહિ અને બાળકોને નાનપણથી જ આ આવા શુભ વિચારોનુ સેવન કરવાની ટેવ પાડવામા આવે તો તે ભવિષ્યમા કઠિનમાં કઠિન કાર્યો પણ સાધી શકે તેવાં થઈ શકે છે

આપણા મનને આપણે જ્યાં આવી રીતે ઉચ્ચ વિચારોનું સેવન કરવાની ટેવ પાડી દઈશું તો પછી આપણી શાંતિ, સુખ અને શક્તિને નષ્ટ કરનાર હજારો શત્રુઓ ઉપર પણ વિજય મેળવી શકીશુ મનુષ્ય માત્રે ગૃહસ્થાશ્રમની શરૂઆત કરતા પહેલા મન, વચન અને કર્મથી એવી દૃઢ ઇચ્છા રાખવી કે,–" મારૂં ભવિષ્ય પ્રકાશમાન થશે, હું ઉન્નતિશાળી થઇશ. અને સર્વ પ્રકારની આનંદમય સામગ્રી મને મળશે " આવા ઉત્તમ વિચારોને મનમા સ્થિર કરી પછી સસારમા પ્રવેશ કરવાથી તેનો વિજય જ થાય છે.

ઘણા મનુષ્યો પોતાની ઇચ્છાઓ યાતો પોતાના આશામય તરંગોને દૃઢ રાખવાને બદલે શિથિલ કરી નાંખે છે તે એમ સમજતા નથી કે આપણી અભિલાષાઓની સિદ્ધિને માટે જે પ્રમાણમાં આપણો દૃઢ ભાવ. અને અવિચલ નિશ્ચય રાખીશુ તે જ પ્રમાણમા આપણે તેને સિદ્ધ કરી શકીશુ આપણી આશાઓને કાયમ રાખવાનો સતત્ પ્રયત્ન કરતા રહેવાથીજ આપણે તેને પ્રત્યક્ષ પ્રાપ્ત કરવાની શક્તિને મેળવી શકીએ છીએ.

ઉચ્ચ અભિલાષાઓ ભલેને આપણને કઠિન જણાતી હોય તોપણ જો આપણે એકાગ્રતાથી તેને પ્રત્યક્ષ કરવાને પ્રયત્ન કરતા રહીએ છીએ તો જરૂર તે ધીમે ધીમે આપણને પ્રત્યક્ષ થાય છે જ પણ માત્ર મનમા ને મનમાં વિચારોના ઘોડા દોડાવવાથી, સંકલ્પ વિકલ્પ કરવાથી, અને માત્ર માનસિક અભિલાષાઓનુ સેવન કરવાથી તે અભિલાષાઓ સિદ્ધ થતી નથી. અભિલાષાનુસાર મન, વચન અને કર્મને એકાગ્ર કરી ઉત્સાહથી તેનો પ્રત્યક્ષ અનુભવ કરવા જો આપણે સતત્ પ્રયત્ન કરીશુ તોજ તે સિદ્ધ થશે, પણ વગર પ્રયત્ન કરવાથી જો આપણે મનમા ને મનમા જ સંકલ્પ વિકલ્પો કર્યા કરીશુ તો તે અભિલાષાઓ મનમાં જ રહી જાય છે

જ્યારે વિચારાનુસાર કાર્ય કરવામા આવે છે ત્યારે જ તેનું ફળ પ્રત્યક્ષ મળી શકે છે અભિલાષાઓ પ્રમાણે કાર્ય કરવાનો દૃઢ નિશ્ચય થવો જોઇએ જ્યારે અભિલાષા પ્રમાણે દૃઢ નિશ્ચય કરીને કાર્ય કરવામા આવે છે ત્યારે તે સિદ્ધ થાય છે

આપણે હમેશા આપણા વિચારની મનોભાવનાની તરફ ધારેલા કાર્યના ગુણ પ્રકૃતિ અનુસાર આપણી કાર્યોત્પાદક શકિતને વધારી ઘટાડી શકીએ છીએ જો આપણે હમેશાં પૂર્ણતાનુ ચિત્ર આપણા મનમાં રાખ્યા કરીએ અને આપણે સર્વ શક્તિમાન પરમાત્માના અંશ રૂપ હોવાથી આપણે પૂર્ણ છીએ એવા દૃઢ નિશ્ચયને સ્થિર રાખી શકીએ તો આપણને આરોગ્ય અર્પનાર શક્તિ પ્રાપ્ત થઇ શકે છે અને જેથી આપણા મનમાથી રોગ સબધી વિચારોનો નાશ થાય છે.

જે સત્ય હોય તેનો જ વિચાર કરો અને તેનુ જ સેવન કરો ઘણા માણસો કામ કરતાં કરતાં કહે છે કે ભાઈ! હવે તો હું થાકી ગયો, હેરાન થઈ ગયો હવે તો પરમાત્મા આ દુખ માથી બચાવે તો સારૂ, વળી તે ઘણીવાર રડતા રડતાં કહે છે કે હું તો અભાગીયો છુ કમનસીબ છુ મારૂ ભાગ્ય ફુટી ગયુ છે દૈવ મારી વિરુદ્ધ છે, હું દીન છુ, ગરીબ છુ મે ઘણી મ્હેનત કરી પણ મારો દહાડો ન વળ્યો, મારૂં ભાગ્ય જ એવુ છે કે મને જેને તે કામમાં નિષ્ફળતા જ મળે છે આ અને આવા પ્રકારના અંધકારમય, નિરાશાજનક વિચારો રાખવાથી અને આ પ્રમાણે ગેદડા રડવાથી આપણે, આપણે હાથે જ દુ:ખ તરફ ધસડાઇ જઇએ છીએ. અને ભવિષ્યમા

થનાર ઉન્નતિને રોકીએ છીએ તે એમ નથી જાણતા કે આ પ્રકારના અશુભ વિચારો આપણી શાંતિ, સુખ અને વિજયના ઘોર શત્રુ છે આવા વિચારોને તો આપણા મનમાંથી દેશનિકાલ કરી દેવા જોઇએ આવા વિચારોથી મનુષ્ય પોતે જ પોતાના પગ ઉપર કુહાડી મારી પોતાની પડતી કરે છે કોઇ પણ વખતે તમારે તમારા મનમા એક પળ પણ આપણે અશક્ત છીએ, મારાથી આ નહિ બને, આ કામ અશક્ય છે ને એવા વિચારોનુ સેવન ન કરવુ આવા વિચારો કરવાથી આપણે આપણી મેળેજ નિષ્ફળ થઇએ છીએ

મનુષ્યે જો પોતાની ઉન્નતિ કરવી હોય, અધમ સ્થિતિમાથી ઉચ્ચ સ્થિતિમા સ્થિત થવુ હોય તો ઉચ્ચતાના, મહાનતાના, પવિત્રતાના, સત્યના, ઉત્સાહના અને એવા જ શુભ વિચારોનુ સેવન કરવુ જોઇએ એવા વિચારોથી જ આત્મશ્રદ્ધા પ્રાપ્ત થઇ શકે છે એવા વિચારોથી જ આપણને સહાયતા કરનાર અને ઉચ્ચ સ્થિતિમાં લઇ જનાર સ્થિતિ પ્રાપ્ત થઇ શકે છે અને ઉચા સ્થાન પ્રતિગમન કરી શકાય છે

મનુષ્ય માત્ર પોતાના કરતા ઉચ્ચ સ્થિતિના મનુષ્યોનુ અનુકરણ કરે છે તેના જેવું જ પોતાનુ ચરિત્ર થાય તેવી રીતે તેના વર્તનનુ, વિચારનુ અને સ્વભાવનુ અનુકરણ કરે છે તમારે જેના જેવા થવુ હોય તેના ચરિત્રનુ પ્રથમ મનન કરવુ જોઇએ, તે હયાત હોય તો તેના સ્વભાવની પરિક્ષા કરવી જોઇએ અને જેમ બને તેમ તેના સહવાસમાં વધુ આવવુ જોઇએ જેના જેવા થવાની આપણને ઇચ્છા થાય છે, જેવો આપણો હૃદયનો ભાવ હોય છે, જેવી આપણી માનસિક અભિલાષાઓ હોય છે, તે અનુસાર જ આપણા મુખમંડલ ઉપર ભાવ જણાય છે જેવા વિચાર તેવુ વર્ત્તન એ અનુસાર મનુષ્ય જે પ્રકારના વિચારને સેવનારો હોય છે તે વિચારાનુસાર તેના મુખમંડલ ઉપર ભાવ જણાય છે યોગ્ય પરીક્ષક કોઇ પણ મનુષ્યના મુખ સામું જોઇને તેના મનમા તે શુ વિચાર કરે છે તે જાણી શકે છે દાખલા તરીકે જો તમે આનંદમા હશો તો તમારા મુખ ઉપર મંદ સ્મિત અને આનંદ ઝળકાઇ આવશે જો તમે ઉદ્વેગના ક્રોધના કે દુઃખના વિચારોનુ સેવન કરનારા હશો તો તમારૂં મુખ ફીકુ, ઉતરી ગયેલુ અને નિરાશાજનક જણાઇ આવશે જેથી આપણે હમેશાં આપણા મનોભાવને, આપણા વિચાર પ્રવાહને શ્રેષ્ટતા, અને દિવ્યતાની તરફ ઝુકાવી રાખવા જોઇએ આપણે મનમા દૃઢ નિશ્ચય કરી રાખવો જોઇએ કે નિકૃષ્ટતા દીનતા, નિર્બળતા, દુઃખ, દરિદ્રતા અને અજ્ઞાન એ આપણને દુઃખમય સ્થિતિમા લઇ જનાર છે. માટે તેનુ કદાપી પણ સેવન કરવુ ન જોઇએ વળી સાથે સાથે એ નક્કી કરી રાખવુ જોઇએ કે આપણે હાથે હમેશા સારૂં જ કામ થવું જોઇએ કદાપિ પણ ખરાબ કામ નજ થવુ જોઇએ

જે આપણા આત્માને વાસ્તવ રીતે ઉચ્ચ ગતિએ લઇ જાય છે, જે અધ્યાત્મજ્ઞાનના પવિત્ર માર્ગે ચઢાવે છે અને જે ઉચ્ચ પ્રદેશમાં પહોચાડી શકે છે તે કઇ વસ્તુ છે? તેના જ પ્રભાવથી આપણામાં દિવ્ય આદર્શ ઉત્પન્ન થાય છે, તે તેજ જ્યોતિ છે કે જે આપણા નિર્મળ અંતઃકરણમાંથી નીકળીને આપણા જીવનને પ્રકાશિત કરી શકે છે તેજ આપણને દરેક કાર્યમા મદદ કરી શકે છે આપણાં સઘળા કાર્ય સિદ્ધ કરનાર તે જ શક્તિ છે આ દિવ્ય જ્યોતિ જ આપણને હમેશાં આગળ અને આગળ વધવાનુ આવાહન આપે છે અને નિરંતર આપણી અભિલાષાઓને ઉચ્ચ અને ઉચ્ચ માર્ગે વહન કરાવે છે

મનુષ્યને હમેશાં ઉચ્ચ સ્થિતિનુ ભાન કરાવનાર, વારંવાર અનેક અલભ્ય વસ્તુઓને પ્રાપ્ત કરાવનાર આજ શકિત છે. તેનુ મનુષ્ય માત્રે અવલંબન કરવુ જોઇએ અને પોતાના નિર્મળ અને પવિત્ર હૃદયમાંથી ઉઠતી ઉચ્ચ અભિલાષાઓને પૂર્ણ કરવાને માટે અડગ શ્રદ્ધા, ધૈર્ય અને ઉત્સાહથી રોજને રોજ આગળ વધવા પ્રયત્નશીલ થવુ જોઇએ -

# यज्ञोपवितनुं रहस्य.

( લખનાર—હરજીવન કાલીદાસ મહેતા. )

પ્રાચીન કાળમાં બ્રાહ્મણ, ક્ષત્રીય અને વૈશ્ય ત્રણે વર્ણો યજ્ઞોપવિત (જનોઇ) પહેરતા હતા અને શામવેદી સીવાયના સઘળા દ્વિજો શ્રાવણી પુર્ણીમાને દીવસે યજ્ઞોપવીત બદલાવતા હતા. આજે પણ સઘળી જાતીના બ્રાહ્મણો અને કેટલાક ક્ષત્રીયો અને વૈશ્યો તેમજ કરે છે પરતુ તેનું રહસ્ય સમજનાર અને સમજાવનાર આજે બહુજ થોડા મળે છે તેથી લોકોની યજ્ઞોપવીત પરની શ્રદ્ધા બહુ ઓછી થતી જાય છે કેટલાક લોકો તો તેનો ઉપયોગ માત્ર ચાવી બાંધવા પુરતો જ કરે છે અને કેટલાક તો તેને શ્રાવણી પુર્ણિમાએ બદલાવવાની કશી જરૂર જોતાજ નથી. આવે પ્રસગે યજ્ઞોપવીત એટલે શું? તે કેમ બને છે? તેનો અર્થ શું છે? તેનો ઉપયોગ કેમ કરવો અને તેને શ્રાવણી પુર્ણીમાએ બદલાવવામાં શું રહસ્ય રહેલું છે તેનો યથાશક્તિ વિચાર કરવાની ખાસ આવશ્યકતા છે

## યજ્ઞોપવીત એટલે શું?

સસ્કૃતમાં "ઇ" શબ્દનો અર્થ "જવુ" થાય છે "ઇત" એટલે ગયેલો, અને "વીત" એટલે વધારે ગયેલો "ઉપવીત" એટલે વધારે પાસે ગયેલો અને યજ્ઞોપવીત એટલે યજ્ઞની યજ્ઞરૂપ પ્રભુની વધારે પાસે ગયેલો એવો અર્થ થાય છે પણ બીજો તેનો રૂઢ અર્થ એવો થઇ ગયો કે યજ્ઞની પાસે લઇ જવાની ક્રિયા કરતી વખતે જે સુત્ર આપવામાં આવે છે તે "યજ્ઞોપવીત." આ ક્રીયા થયા પછી અને આ સુત્ર મળ્યા પછી બાળક "દ્વીજ કહેવાય છે—તેનો બીજી વખત જન્મ થયો કહેવાય છે પહેલો જન્મ તે શરીરનો અને હવે વેદમત્ર અને ધર્મક્રીયાથી થયો તે જન્મ આત્માનો એટલેકે આ સુત્ર ધારણ કર્યા પછી માણસે દેહભાવે નહી પણ આત્મભાવે રહેવાનું છે

## યજ્ઞોપવીત કેમ બને છે?

યજ્ઞોપવીત સુત્રનુ બને છે જમણા હાથની આગળીઓના મુળની છનુવાર લબાઇના ત્રવેડા સુતરને ધોઈ તેને ડાબી બાજુનો વળ દેવામા આવે છે પછી તેને ત્રેવડો જમણી બાજુનો વળ દેવામા આવે છે પછી પ્રથમ ગ્રથી પાડી બ્રહ્મ ગ્રથીથી યજ્ઞોપવીતને પુર્ણ કરવામા આવે છે યજ્ઞોપવીત આ રીતે બનાવવામા પણ આપણા પ્રાચીન, રૂષીમુનીઓએ કઇ ગુઢ અર્થ રાખેલો હોય એમ જણાય છે

યજ્ઞોપવીતને સુત્રનું બનાવવા માટે એક ઉપનીષદ કહે છે કે—

"સુત્ર એ પરબ્રહ્મનું નામ છે. અને યજ્ઞોપવીત સુત્રદ્વારા જે માણસ વ્યાપક સુત્ર તે પરબ્રહ્મ છે પ્રથમનો ત્રેવડ અને ડાબી બાજુનો વળ તે પરબ્રહ્મની મુળ પ્રકૃતિ અને તેના સત્વ રજસ અને તમસ એ ત્રણ ગુણોનુ સુચન કરે છે પછીનો ત્રેવડ અને જમણો વળ તે પરબ્રહ્મના પુરૂષત્વ અને તેના ત્રણ ગુણો સત, ચિત, આનદનો બોધ કરે છે પછીની ત્રણસેરોતે પુરૂષ અને પ્રકૃતીથી ઉત્પન્ન થયેલી જગતની સઘળી ત્રીપુટીઓ, ત્રણલોક વગેરે રૂપ છે ગ્રન્થીથી ક્યા રૂપીદ્વારા, બ્રહ્મનો સાક્ષાત્કાર થાય તે જાણી શકાય છે અને છેવટની બ્રહ્મગ્રથી અનત અદ્વૈતભાવ, બ્રહ્મ સાક્ષાત્કારની બોધક છે ટુકમા યજ્ઞોપવીતની બનાવટમા રૂષીઓએ વિશ્વનો આખો વીકાસક્રમ ચીત્રેલો છે જગતની ઉત્પત્તિ, વખતે, પરબ્રહ્મમાંથી પુરૂષ અને પ્રકૃતી એવી ત્રણ ગુણવાળી બે શક્તીઓ પ્રગટ થાય છે તેઓના સાથે મળવાથી ત્રીગુણાત્મક જગત ઉત્પન્ન થાય છે અને જ્યારે કોઈ માણસ પોતાના ગુરૂદ્વારા જ્ઞાન પામી જગતની ત્રીપુટીઓનાપર વિજય મેળવે છે, ત્યારે બ્રહ્મભૂત—બ્રહ્મરૂપ થઇ જાય છે અને પોતાનો વિકાસક્રમ પુર્ણ કરે છે યજ્ઞોપવીત આ વીકાસક્રમ સમજાવનાર સકેત સુત્ર છે

## ડાબે ખભે શા માટે?

યજ્ઞોપવીત જમણે ખભે નહી પણ ડાબે ખભે રાખવામા આવે છે એનો અર્થ એ છે કે યજ્ઞોપવીતદ્વારા જે બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાનો છે તે પ્રાણી માત્રના હૃદયમા છે અને હૃદય ડાબી બાજુએ આવેલુ છે જો ડાબેખભે યજ્ઞોપવીત

રેખાય તોજ તે હૃદય ઉપર રહી શકે અને ત્યાં હમેશાં રાત્રીદિવસ રહી પ્રભુમય જીવન ગુજારવાનું, પહેરનારને યાદ આપી શકે

### જમણે કાને ચઢાવવાનો હેતુ શું ?

કુદરતી હાજતે જતી વખતે યજ્ઞોપવીતને જમણે કાને ચઢાવવાનું કહેલું છે તે એમ સુચવે છે કે જ્યારે માણસ પોતાના ગુહ્ય અંગો જુવે ત્યારે તેણે કોઇ પણ જાતનો અપવિત્ર વિચાર કરવાનો નથી પણ પોતે દેહ નહી પણ આત્મા છે અને જમણી બાજુ સૂચક પુરૂષનો દૈવી સ્વભાવ ખીલવી ખરા દ્વિજ જ બનવાનું છે

### યજ્ઞોપવીત તુટી જાય તો ?

યજ્ઞોપવીત તુટી જાય તો નવું પહેર્યા વીના આગળ પગલું ભરવું નહી. એમ જે આજ્ઞા કરવામાં આવે છે તેનો અર્થ એવો છે કે—યજ્ઞોપવીત લેતી વખતે બ્રાહ્મણ બ્રાહ્મણ બોલી જે પ્રતીજ્ઞાઓ લીધેલી છે તેમાંથી એક પણ પ્રતીજ્ઞાનો ભંગ થાય તો તેને માટે ખરા દીલથી પશ્ચાતાપ કરી તેનો ફરીથી ભંગ નહી કરવાની પ્રતીજ્ઞા લીધા પછીજ આગળ વધવું—પછીજ બીજું કામ કરવું માત્ર સુત્ર તુટવાથીજ યજ્ઞોપવીત તુટી જાય છે એટલુંજ નહી પણ ઉચ જીવનની કોઇ પણ પ્રતીજ્ઞાનો ભંગ આવતા જેથી —ર તૂટેલું ગણાય છે આ જમાની તરફ મુકાની રાખવા તેને પગને, શરીરથી, દીનતા, નિર્બળતા, દુઃખ, ધર્મજીવનની પ્રતીજ્ઞારૂપ માટે તેનું કદાપી પણ એવન કપરીન તુટી જાય આપણે હાથે હમેશા આરૂ જ કાળ તે સાથે જ

જે આપણા આત્માને વાસ્તવ જન્મ તો તે માર્ગે ચઢાવે છે અને જે ઉચ્ચ પ્રદેશમાંજ બનકે આપણામાં દિવ્ય આદર્શ ઉત્પન્ન થાય છે, તે તે માંથી નીકળીને આપણા જીવનને પ્રકાશિત કરી શકે છે તેમ શકે છે આપણા સઘળા કાર્ય સિદ્ધ કરનાર તે જ શક્તિ છે આ હમેશાં આગળ અને આગળ વધવાનું આવાહન આપે છે અને નિરંતર ઉચ્ચ અને ઉચ્ચ માર્ગે વહન કરાવે છે.

મનુષ્યને હમેશાં ઉચ્ચ સ્થિતિનું ભાન કરાવનાર, વારંવાર અનેક અ કરાવનાર આજ શક્તિ છે તેનું મનુષ્ય માત્રે અવલંબન કરવું જોઇએ અ પવિત્ર હૃદયમાંથી ઉઠતી ઉચ્ચ અભિલાષાઓને પૂર્ણ કરવાને માટે અડગ થઇ, રોજને રોજ આગળ વધવા પ્રયત્નશીલ થવું જોઇએ

### ગૃહસ્થે બે પહેરવાનાં છે.

ગૃહસ્થે બીજું યજ્ઞોપવીત તેની સ્ત્રીને બદલે પહેરવાનું છે એમ કહેવામાં આવે છે તે તદ્દન ખોટી વાત છે આગળના સમયમાં દ્વીજ સ્ત્રીઓ પણ યજ્ઞોપવીત પહેરતી હતી અને વેદાભ્યાસ કરતી હતી ગૃહસ્થે પોતાના શરીર, વાણી અને મનને તો બ્રહ્મચારીની માફક શુદ્ધ રાખવાજ પણ તે ઉપરાંત તેણે શરીરથી લોક સેવા, પ્રભુસેવા, વાણીથી પ્રભુભક્તિ અને મનથી પ્રભુનું જ્ઞાન હમેશા પ્રાપ્ત કરતા રહેવું એ તેના બે યજ્ઞોપવીતનો અર્થ છે

### વાનપ્રસ્થે ત્રણ પહેરવાં.

વાનપ્રસ્થે, બ્રહ્મચારીની ત્રણ શુદ્ધી અને ગૃહસ્થની કર્મ, જ્ઞાન અને ભક્તી ઉપરાંત જીવાત્માની ત્રણ શક્તીઓ જ્ઞાન, ઇચ્છા અને ક્રીયા ખીલવવાની છે અને તે એકાંતવાસમાં ખીલવી તેનાથી આખા જગતની સેવા કરવા માટે "સ્વયંસેવક" નો સન્યાસ લેવાનો છે એમ ત્રણ યજ્ઞોપવીત સુચવે છે

### સન્યાસીએ ચાર પહેરવાં.

આજકાલ સઘળાજ સન્યાસીઓ યજ્ઞોપવીત અને દંડનો ત્યાગ કરીને ફરતા જોવામાં આવે છે પરંતુ ખરી રીતે તેમ નથી કુટીચક, બહુદક અને હંસ એ ત્રણ દીક્ષા સુધીના સન્યાસીઓએ ચાર યજ્ઞોપવીત પહેરવાના છે સન્યાસીએ બ્રહ્મચારીના શરીર, વાણી અને મનનો નીગ્રહ અને શુદ્ધી રાખવાનાં છે ગૃહસ્થનાં પ્રભુની સેવા, ભક્તી અને જ્ઞાનને ચાલુ જાળવવાનાં છે વાનપ્રસ્થની જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા શક્તીને ધારણ કરી રાખવાના છે, અને તે ઉપરાંત આત્માના સ્વભાવ રૂપ સત્, ...નંદનું ધ્યાન કરી તે રૂપે રહેવાનું છે

### યજ્ઞોપવીતનો ત્યાગ કરવો

...ક્રમમાં આગળ વધી ત્યારે ...થ્યા ત્યારે તેણે બહારના ...રવાનો છે કારણ કે આ ...ન યજ્ઞોપવીત રૂપ એટલે ...પેલ—સત્યભુત થઇ જાય ...ન ઇશ્વર પરાયણ ન ...આવશ્યકતા છે જ?

---

તે જરૂરનું નથી નારદ પારીવ્રાજકોપનીષદમાં કહ્યું છે કે—

યોગને જાણનાર તત્વદર્શી યોગી, માળાના મણકામા જેમ એકજ સુત વ્યાપી રહેલ છે, તેમ આખા વિશ્વમા જે સુત્રાત્મા ઓતપ્રોત રહ્યો છે, તે વ્યાપક બ્રહ્મને—વ્યાપક સુત્રને પોતાના હૃદયમા ધારણ કરે છે ” આ ઉત્તમ પ્રકારના બ્રહ્મયોગમાં સ્થિર થયેલો વિદ્વાન પુરૂષ બહારના યજ્ઞોપવીતનો ત્યાગ કરે છે અને જે આ બ્રહ્મ ભાવરૂપ સુત્રને ધારણ કરે છે તેજ ખરો ચેતન છે—જાગૃત છે, સાક્ષી છે, અને જ્ઞાની છે

## શ્રાવણી પુર્ણિમા.

અત્યાર સુધી આપણે યજ્ઞોપવીત પહેરવાની અને ઉતરવાનો ત્યાગ કરવાની વાત કરી હવે આપણે તેના વાર્ષિક અથવા ઉત્સવનો વીચાર કરીએ ૠગ, યજુર અને અથર્વવેદના દ્વીજો પોતાનુ યજ્ઞોપવીન મોટે ભાગે શ્રાવણી પુર્ણિમાને દીવસે શ્રવણ નક્ષત્ર મા બદલાવે છે આખો શ્રાવણ માસ મહાદેવના પુજન માટેનો છે તેથી શ્રાવણી પુર્ણિમાને આ કામને માટે પસદ કરી જણાવે છે આગળના વખતમા ઉપર જણાવેલા દ્વીજો આ દીવસે પોતાના ગુરૂ પાસે જતા, ગુરૂપુજન, રૂપીપુજન અને ઇશ્વર પુજન કરતા આખા વર્ષમા પોતે તોડેલી પ્રતિજ્ઞાઓ પશ્ચાતાપ સાથે ગુરૂ પાસે કહી દેતા અને શ્રાવણી પુર્ણિમાથી શરૂ થતા નવીન વર્ષમા તે પ્રતીજ્ઞાઓનો ભગ નહી કરવાનો દ્દઢ નિશ્ચય કરતા આમ દરવર્ષ કરી, થોડા વર્ષમા પોતાની આસુરી પ્રકૃતી બદલાવી દેતા અને એટલાજ માટે યજ્ઞોપવીન બદલવાનો વાર્ષિક દીવસ રાખેલો હતો આજે પણ જો આ પ્રમાણે સાચા ગુરૂ ન મળે તો પોતાના અતરાત્માની સાથે દરેક શ્રાવણી પુર્ણીમાએ પોતાનુ યજ્ઞોપવીત આપણે બદલાવતા રહીએ તો ખરેખર મોટો ફાયદો થાય અને આપણે ખરા યજ્ઞોપવીતી થઇએ

યજ્ઞોપવીત ધારણ કરી જો આપણે ખરા દ્વીજ થવા ચાલુ પ્રયત્ન ન કરીએ તો યજ્ઞોપવીત પહેરનાર અને નહી પહેરનાર વચ્ચે ઝાઝો તફાવત રહે નહી પોતાનુ દ્વીજત્વ યાદ કરી માણસ પવીત્ર જીવન ગુજારે અને પ્રભુપરાયણ થાય એ યજ્ઞોપવીતનો હેતુ છે જો તેમ ન થાય તે યજ્ઞોપવીત ધારણ કરનાર માણસ પ્રભુ પાસે ખરેખરો દ્વીજ નથી, અને યજ્ઞોપવીત વીનાનો પરતુ પોતાના શરીર, વાણી અને વીચારનો નીગ્રહ કરી તેને શુદ્ધ બનાવનાર અને ત્રણેને લોકસેવા અને પ્રભુસેવામાં વાપરનાર માણસ પ્રભુના દરબારમા અદ્વિજ નથી કારણકે પ્રભુ બહારની ક્રીયા અને બહારના વેષથી કઇ છેતરાઇ જતા નથી પણ અતરના જીવનનેજ જુવે છે અને તેવા પવિત્ર જીવનવાળાને જ તે “ દ્વીજ ”નો માનવતો ઇલકાબ આપે છે એક સ્થળે કહ્યુ છે કે—

“ મનુષ્ય જન્મથી તો માત્ર શુદ્ર સમાન છે ઉપનયન સસ્કાર થયા પછી તે દ્વિજ કહેવાય છે. વેદના પઠન પાઠનથી તે વિદ્વતાને પામે છે, અને જ્યારે બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે ત્યારે તે બ્રાહ્મણ થાય છે

---

# दिव्य शक्ति याने संकल्प शक्ति.

અનુસંધાન ગતાંકથી

દરેક મનુષ્યના મનમા અનેક પ્રકારના વિચારોના તરંગો થયા કરે છે જે વખત અનેક પ્રકારના વિચારોના તરંગો ઉત્પન્ન થાય છે તે વખતે વિચાર ક્ષેત્રની શક્તિ એકાગ્ર થઇ શકતી નથી કારણ કે જે ક્ષેત્રમા તે ફેલાય છે તે અધિક વિસ્તૃત થાય છે વિચારક્ષેત્ર વિદ્યુત્ શક્તિઓના પરિચિત ચુબકીય ક્ષેત્રની સાથે ઘણુજ મળતુ હોય છે પરતુ સુવ્યવસ્થિત માનસિક ક્રિયાના પ્રભાવથી તેની પ્રત્યેક રેખા લક્ષ્ય સ્થાન સુધી પહોચી શકે છે

જે વખતે મનુષ્ય સાધારણ ધ્યાનમાં બેસે છે અને તેના મનમા કોઇ એવા શુભ પદાર્થને મેળવવાની કામના યા આશા હોય છે કે જે તેને ઇશ્વરદ્વારા કે પ્રકૃતિ સમષ્ટિ રૂપથી તેને મળી શકે તો હોય છે પરતુ તે પદાર્થના તરફ તેનું ધ્યાન બરાબર હોતું નથી કારણ કે જેમ સૂર્યમાથી કરણો સીધાં નીકળીને પૃથ્વી ઉપર પડે છે તેવી-રીતે તે મનુષ્યે પોતાના ધારેલા પદાર્થને મેળવવા માટે વિચારને તેના પ્રતિ સીધો એકાગ્ર કરવો જોઇએ વિચાર જે પદાર્થ ઉપર જઇને ચોટે છે તેને વિલક્ષણ જણાતા યોગોથી તે કેન્દ્ર શક્તિની પાસે ખેચી લાવે છે વિચાર ગમે તો વ્યવહારની સિદ્ધિનો હોય કે પરમાર્થની પ્રાપ્તિને માટેનો હોય તોપણ તેને એકાગ્ર કરવાથી ફળ મળી શકે છે

ઘણા માણસોને માનસિક અને આધ્યાત્મિક શાસ્ત્રના અધ્યયનથી અથવા તો દેવપૂજા કે માળા ફેરવ્યા કરવા છતાં પણ કાંઇ ફાયદો થએલો જણાતો નથી ઘણા માણસો બાળાક બરનું સેવન કરી રોજ પાઠપૂજા કરે છે ગાયત્રી વિગેરે મંત્રોનો જપ કર્યા કરે છે, ઘણા દેવસેવા કરી આરતી પુષ્પાંજલી કરે છે છતાં પણ તેમાના ઘણાની સ્થિતિ હોય છે તેવીને તેવીજ રહે છે કારણ કે તેમની તે ક્રિયાઓ વિચારને વસ્તુ સાથે એકાગ્ર કર્યા વગરની હોય છે મોઢે મંત્ર ભણતા કરી માળા મણકા ફેરવે છે અને ધ્યાન તો પુત્ર, સ્ત્રી, વેપાર કે ધનમાંજ હોય છે. અને તેથીજ તેમને યોગ્ય સિદ્ધિ પ્રાપ્ત થઇ શકતી નથી

ગતિમાં ક્રિયા અને પ્રતિક્રિયા એ બે પ્રકારના બળ હોય છે જેમ રબ્બરનો દડો ભીંતિ અગાશીથી સામો ઉછળી તે નાખનારના તરફ પાછો આવે છે, તેને જેટલા જ જોરથી નાખ્યો હશે તેટલાજ જોરથી તે પાછો આવે છે. તેવી રીતે આ નિયમ દરેક પદાર્થને લાગુ પડે છે. જેવા બળથી પ્રકૃતિ કે તમે તેને મોકલો છો તેવાજ બળની સાથે તે પદાર્થ તમારી પાસે પાછો આવે છે

વિચારોને જ્યારે આકાશમા સીધા બળપૂર્વક મોકલવામાં આવે છે ત્યારે તે જેવા બળપૂર્વક બહાર મોકલ્યાં હોય છે તેવાજ બળપૂર્વક પાછા પોતાના કેન્દ્રસ્થાન (મગજ) તરફ આવે છે એ નિયમાનુસાર વિચાર પોતાના કર્તવ્યને લઇને બહાર જાય છે, અને જો તે સંજિત યા તો એકાગ્ર ચિત્તે મોકલવામા આવે છે તો પોતાનું કામ કરીને તે મૂળસ્થાન પ્રતિ પાછો આવે છે વિચાર કામ કરવાની ઇચ્છાથી બહાર જાય છે, અને જે વસ્તુની ઇચ્છાથી તમે તેને બહાર મોકલો છો તે વસ્તુને લઇને તે તમારી પાસે આવે છે વિચાર એ તમારો સેવક છે જો તેનો યોગ્ય ઉપયોગ કરવામા આવે છે તો તેને જે વસ્તુને માટે તમે મોકલો છો તેને જરૂર તે તમારી પાસે લાવી શકે છે

તત્રવિદ્યાના ક્ષેત્રમા જે માનસિક શક્તિઓનો મનુષ્ય પ્રયોગ કરે છે તે ઘણે ભાગે એ નિયમોનું અનુસરણ કરે છે કે જેને આધિન પ્રાકૃતિક યા અશાંત ભાંતિક જગત્ છે ઘણા માણસો આ નકરવાના સ્વરૂપને ન સમજતાં આ નિયમોને તે બહાર શોધ્યાં કરે છે ગુપ્ત વિદ્યા એટલી મહાન છે કે અલીનો સાધારણ મનુષ્ય પણ તેને ગુરુ સમજી ઊંડી દે છે તે આ સ્વરૂપને તે જ્યાં નથી તેની જગ્યામા ખોળે છે જીવનના મર્મ રૂપ સાદા

છે. તે એક જીવન, એક નિયમ, અને એક શબ્દને અધીન છે. વિષય જટિલ નથી પણ તેના માર્ગો જટિલ છે એથી તેના માર્ગોને સરળ બનાવવાને, માટે જે કાંઇ પણ કામ કરી શકાય તો ઘણોજ ફાયદો થવાનો સંભવ છે

"આ ચિન્હથી તારો વિજય થશે" આ એક ઘણુંજ પ્રાચીન અને ઉત્તમ વાક્ય છે ફ્રીમેશન અને બીજાં ધાર્મિક અને તાંત્રિક સંપ્રદાયવાળા તેનો પ્રયોગ કરે છે ગુપ્ત સભાઓમા અને ફ્રીમેશનની સમાજોમાં કઇ આ વાક્યનો અભિપ્રાય ઇસાઇયોની અલીબ (સૂળી) મમજવામા આવે છે પણ તે સૂળી આપણને વિજયી શી રીતે બનાવી શકે? તેનો વાસ્તવિક અર્થ એ છે કે સૂળી નહિ પણ ઇષ્ટ આપણને મદદ કરી શકે છે આપણા હૃદયમા જ તે સામર્થ્ય છે પરંતુ જ્યાં સુધી આપણે આપણા હૃદયમા વસેલી આ મહાન શક્તિનો અનુભવ કરીશુ નહિ ત્યા સુધી આપણે કદી પણ વિજય મેળવી શકીશુ નહિ જે મનુષ્ય યાંત્રિક વિદ્યાઓને સિદ્ધ કરીને કાર્યની સિદ્ધિ કરવાની ઇચ્છા રાખે છે તેમને માનસિક રીતે ગ્રહણ કરવાથી તે આપણા મુખ્ય કર્તવ્યથી આપણને ભ્રષ્ટ કરે છે તે આપણને અંદર રહેલી મહાન શક્તિનો અનુભવ કરવામાં ઘણી અડચણ કરી શકે છે માટે સત્ય માર્ગે દિવ્ય શક્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાઓએ તો તે તરફ જવુ ન જોઇએ તેમણે સમજવુ જોઇએ કે આપણામાંજ રહેલી આત્મ શક્તિમા કોઇ વાતની કમી નથી.'

- 'શારીરિક જડતા માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિના માર્ગમા વિઘ્ન નાખી શકે છે જો કે શરીરની ખાસ જરૂર છે પણ અતિશય માન શરીર તરફજ વધુ કાળજી રાખવા અને તેની જાળવણી રાખવાનું આપણું મુખ્ય કર્તવ્ય નથી તમારે હમેશાં તમારામાજ રહેલી મહાન આત્મશક્તિનો અનુભવ કરવા માટે તમારા વિચારને તેમા એકાગ્ર કરવો અને તે માટે તમારે "હું પ્રેમ સ્વરૂપ છુ યા હું શક્તિ સ્વરુપ છુ" એ સત્ય ભાવનાનું સેવન કરવુ જોઇએ આ શુદ્ધ આશયને સમજી શકવાથી તમને જ્ઞાન થશે કે "તમારા આખા શરીરમા એવા આકાશ તરંગ વ્યાપ્ત છે કે જે અનન્તમાથી સર્વ વસ્તુઓને માટે કેન્દ્રસ્થાન તરીકે કામ કરી શકે છે

તમેજ પ્રેમ સ્વરૂપ છો યા શક્તિ સ્વરૂપ છો એ વિચારને જો તમે બરોબર સમજી શકશો તો પ્રેમ અને પ્રેમજ સઘળે વ્યાપ્ત હોવાથી કોઈ પણ વસ્તુ તમને હાનિ કરી શકશે નહિ તમારૂં શરીર એ એક સચેતન ચુમ્બક છે અને જે સ્થાન આ વાયુમંડળ ઘેરી શકે છે તે પણ તેવીજ રીતે મહાન આકર્ષણ કેન્દ્ર બની શકે છે

"હુંજ શક્તિ સ્વરુપ છુ, હુંજ જીવનનો નિયામક છુ મારામાજ સર્વશક્તિ છે તેનો હુ જ્યારે ધારૂં ત્યારે યથેચ્છ ઉપયોગ કરી શકુ તેમ છુ" આવી ભાવના દિવસમાં પચાસ-સો વાર કર્યા કરો, અને તેના સામર્થ્યનો વિચાર કર્યા કરી તેમા એકાગ્ર થાવ. પરિણામે તમે તમારામા દિવ્ય શક્તિ ઉત્પન્ન થયેલી જોશો"

શબ્દમા મહાન બળ છે એનો અર્થ એવો નથી કે શબ્દમા કાંઇ બળ છે જ્યારે તમે વિશેષ રીતે શબ્દોમાં તમારૂં ધ્યાન જોડો છો, ત્યારે તે શબ્દ તમારા મગજ રૂપી યંત્રને સમજાવે છે તમે, જ્યારે હુ પ્રેમ સ્વરૂપ છુ" એવી ભાવના કરો છો. ત્યારે તે શબ્દ તરતજ એક વિશેષ વિચારને પેદા કરે છે અને જ્યા તમે તેવા વિચાર કરો છો કે તરતજ કંપ પેદા થવા માંડે છે, એ કંપ યા મોજા હમેશા બહારની તરફ ફેલાય છે અને તમારે માટે સંસારમા જે સર્વોત્તમ પદાર્થ છે તેની સાથે તમારો માનસિક સંસર્ગ પેદા કરી દે છે તે સર્વોત્તમ પદાર્થ ગમે તો સ્ત્રીઓ અને પુરૂષોનો સર્વોત્તમ ભાગ હોય કે ગમે તો ઉત્તમ ખનિજ પદાર્થ, પશુ કે વનસ્પતિ હોય, કે ગમે તો તે આધ્યાત્મિક જગત્ અને તમારા વ્યક્તિત્વની સર્વોત્તમ વસ્તુ હોય, તોપણ તેની સાથે તમારો માનસિક સંસર્ગ થાય છે

તમે પોતેજ તમને પોતાને પ્રેમસ્વરૂપ બનાવી શકો છો, અને અંતે તમે પ્રેમરુપ બની જાવ છો. જે પ્રકારે સુર્યનો તાપ કે અગ્નિ પોતાના પ્રખર કિરણોને ચારે તરફ ફેલાવી શકે છે તેવી રીતે તમે પણ તમારા પ્રેમના કિરણો તમારી ચારે તરફ ફેલાવી શકો છો અને માટે તમારી શુદ્ધ ધ્વનિ અને સુસ્થિતિને માટે તમારો સાંકેતિક શબ્દ "હું

પ્રેમ છુ મારૂં આખું શરીર પ્રેમથી પરિપૂર્ણ થઇ રહ્યુ છે " એવો હોવો જોઇએ. આથી કદાચ તમને કોઇ ભૌતિક લાભ ન પણ થાય તોપણ આ પ્રકારની ભાવનાનો અનુભવ તમારે કરવાની જરૂર છે આથી તમે જે મનુષ્યને મળશો તે તમારા પ્રેમના બદલામાં તમારી સાથે ઘણો પ્રેમ રાખશે. જે ઉદ્દબોધન પ્રેમ શબ્દથી થાય છે તે તમારા માનસિક શરીર તરફનો માત્ર પ્રત્યુત્તર જ છે, પછી માનસિકમાંથી ભૌતિક શરીર સુધી જવુ એ માત્ર એક પગથીયુજ છે આ પ્રકારે તમે એક નાનામાં નાના શબ્દોના અર્થને માનસિક રીતે તો શુ પણ ભૌતિક રીતે પણ પ્રત્યક્ષ કરી શકોછો"

આમા વિચાર કેવી રીતે ચાલી શકે છે અને શુ કરી શકે છે તે બતાવવામાં આવ્યું છે વિચાર એ મનુષ્યનો સાચો સેવક છે માત્ર તેને યોગ્ય કેળવણી અને તાલીમ આપવા સંસારમા ખરા મદદગાર થઈ શકે છે મનુષ્ય માત્રને પોતાનામા રહેલી દિવ્ય શકિત સાથે વિચારને એકાગ્ર કરી અને પછી દૃઢ નિશ્ચયપૂર્વક જે કામ કરવાની ઇચ્છા થાય તે કરવામા સાહસ અને ધૈર્ય રાખી પ્રયત્ન કરવાની જરૂર છે

# श्री रामावतार रहस्य,

[ અનુવાદક—વાડીલાલ કાકુભાઇ સઘવી—અમદાવાદ. ]

ભગવાનના દશ અવતારમાં સાતમો અવતાર તે શ્રી રામચન્દ્રજીનો છે પરશુરામના અવતાર પછી પ્રગાઢ પ્રકૃતિમા આ અવતારને પ્રકટ થવાની ઘણી જરૂર હતી જેથી રામાવતારદ્વારા જગતમા જે આદર્શ જીવનનું દૃષ્ટાંત સ્થાપિત થયુ છે તેથી મનુષ્યોને અનંતકાલ સુધી અનેક પ્રકારનો ફાયદો થશે

રામાવતારમાં શ્રી ભગવાન વિષ્ણુ કેવી રીતે ચાર ભાગમાં પ્રકટ થયા હતા તેનું આ પ્રમાણે વર્ણન છે

અયોધ્યા પતિ મહારાજા દશરથને ત્રણ સ્ત્રીઓ હતી તેમાથી કૌશલ્યાથી દિવ્ય લક્ષણવાળા રામચન્દ્રજીનો જન્મ થયો જે વિષ્ણુ ભગવાનના અર્ધા અંશરૂપ હતા બીજી સ્ત્રી કૈકેયીને સત્યવિક્રમ, સર્વ ગુણસમ્પન્ન ભરતનો જન્મ થયો જે વિષ્ણુ ભગવાનના ચતુર્થાંશ રૂપ હતા અને ત્રીજી સ્ત્રી સુમિત્રાને વીર, સકલ અસ્ત્રકુશલ લક્ષ્મણ અને શત્રુઘ્ન નામના બે પુત્ર જન્મ્યા જે વિષ્ણુ ભગવાનના અષ્ટમાંશ હતા આ પ્રમાણે રામાવતારમાં અર્ધાંશ, ચતુર્થાંશ અને બે અષ્ટમાંશ મળીને વિષ્ણુ ભગવાનનો પૂર્ણ રૂપે અવતાર થયો માયા એ પરમાત્માની નિત્ય સહચરી છે એથી મહામાયાએ પણ સીતાદેવી રૂપે નારી જીવનનો પૂર્ણ આદર્શ સંસારમા પ્રકટ કરવાને માટે શ્રી ભગવાન રામચન્દ્રજીના અર્ધાંગના પત્ની અવતાર ધારણ કર્યો

પરમાત્મારૂપી શ્રીરામના સાનિધ્યથી જગદાધારભૂત સૃષ્ટિ સ્થિતિ પ્રલયકારિણી મૂલપ્રકૃતિરૂપ શ્રી સીતાદેવી છે રામાવતારમા નરદેવરૂપથી ભગવાનનો અવતાર આદર્શ માનવ જીવન બતાવવાને માટે, અને નરદેવીરૂપથી પ્રકૃતિ માતાનો સીતારૂપ અવતાર આદર્શ નારી જીવનનું દૃષ્ટાન્ત સમાજમા સ્થાપન કરવાને માટે થયો હતો જેથી અનન્ત અંશાવતારોમા રામાવતાર મુખ્ય છે અને તેથીજ સંસારમા રામાવતાર સર્વદા પૂજનીય ગણાય છે જે વખતે શ્રી ભગવાન્ રામ રૂપે પ્રગટ થયા હતા તે વખતના દેશકાળ પર વિચાર કરવાથી રામાવતારની આવશ્યકતા સમ્યક્ પ્રતિપાદિત થાય છે પૂર્વાવતાર પરશુરામદ્વારા એકવીસ વખત પૃથ્વી નિઃક્ષત્રિય થઈ હતી જેથી સંસારમાં ક્ષત્રિય શક્તિનો સમ્પૂર્ણ હ્રાસ થઇ ગયો હતો સંસારમાં જ્યાં સુધી બ્રાહ્મશક્તિ અને ક્ષત્રિય શક્તિની વચમાં સામંજસ્યની રક્ષા થાય છે, ત્યાં સુધી ધર્મની સ્થિતિ અને બ્રાહ્મ પ્રકૃતિમાં નિયમનુ બંધન રહી શકે છે પરશુરામના અવતાર વખતે ક્ષાત્રશક્તિના અત્યાચારથી એ સામંજસ્ય બગડી ગયુ હતું, જેથી શ્રી ભગવાને પરશુરામ રૂપથી ક્ષાત્રશક્તિ નિયન

કરી, તે વખતને માટે બન્ને શક્તિઓની વચ્ચે સામજસ્ય વિધાન કરવુ પડ્યુ પરતુ જો કે તે પ્રમાણે ક્ષાત્રશક્તિ નાશ થવાથી તે કાલને માટે બ્રાહ્મક્ષત્રિય બન્ને શક્તિઓમા સમતા સ્થાપિત થઇ, તોપણ પરવર્તી કાલમા ક્ષત્રિયવશ નાશના કારણે ક્ષાત્રશક્તિ ધીમે ધીમે બળહીન થવા લાગી જેથી સસારમા ધર્મરક્ષા કાર્યમા બહુજ હરકત થવાથી યુગાનુકૂલ ધર્મનો હ્રાસ થયો. અન્ય પક્ષમા ધર્મરક્ષક ક્ષાત્રશક્તિના નાશથી બ્રાહ્મશક્તિ બહુજ અયથારૂપથી વધવા લાગી, જેથી બ્રાહ્મણ વશમા પણ રાવણ જેવા અત્યાચારી પાપ પરાયણ દુર્દાન્ત ગણ઼મ ઉત્પન્ન થવા લાગ્યા આ કારણથી ત્રેતાયુગના તે કાળમા બ્રહ્માણ્ડ પ્રકૃતિ તરફથી એવી પ્રેરણા ઉત્પન્ન થઈ કે, એવી કોઇ અલૌકિક ભગવત્ શક્તિ અવતાર રૂપે પ્રગટ થાય કે જે બળહીન ક્ષત્રિય શક્તિને પુનરુજ્જીવિત કરી ક્ષત્રિય કૂલમા એક આદર્શ માનવચરિત્ર સ્થાપન કરી શકે અને અન્ય પક્ષમાં અસુર તથા રાક્ષસીભાવાપન્ન બ્રાહ્મણ શક્તિને નષ્ટ કરી ક્ષાત્રશક્તિની સાથે બ્રાહ્મણશક્તિના ધર્માનુકૂલ સામજસ્ય વિધાન કરી શકે આ બન્ને ઉદ્દેશોની પૂર્તિને માટે શ્રી ભગવાન રામરૂપે ક્ષત્રિય વશમા પ્રકટ થયા મહા માયાનુ પણ સતીના રૂપમા અવતીર્ણ હોવાનું કારણ અતિ મહાન્ છે દુર્દાન્ત કામુક રાવણના અત્યાચારથી અનેક સતી સ્ત્રીઓ ભ્રષ્ટ થઇ રહી હતી, પાતિવ્રત્યનો પરમ આદર્શ સસારમા પ્રાય. લુપ્ત થઈ રહ્યો હતો, સતી સ્ત્રીઓના મર્મભેદી આર્તનાદથી ગગન મડળ ગાજી રહ્યુ હતુ જેથી તે વખતે બ્રહ્માડ પ્રકૃતિમાં એ આવશ્યકતા ઉત્પન્ન થઈ કે, એવી એક આદર્શ સતી ઉત્પન્ન થાય કે જેના આદર્શ જોઈ સતીઓના ચિત્તમા બળનો સચાર થાય, સતી ધર્મનો આદર્શ સ્થાપન થાય, સતીત્વના પ્રતાપનો નિદર્શન સ્થાપન થાય, કે જેના પ્રતાપથી રાવણ જેવો પ્રતાપી રાક્ષસ પણ અગ્નિમા પતગની માફક ભસ્મીભૂત થઇ શકે, અને રમણીય પાતિવ્રત્યનો આદર્શ ભવિષ્ય કાળમાં પણ સસારની નરનારિઓને માટે કલ્યાણકારી થઇ જાય બ્રહ્માડ પ્રકૃતિના અત કરણમા ઉદય થયેલી આવી પ્રેરણાને ચરિતાર્થ કરવાને માટે મહા માયાનો સીતારૂપે અવતાર થયો હતો. દુર્દાન્ત રાવણદ્વારા સતી સ્ત્રીઓ પર કેવો કેવો અત્યાચાર થયો હતો તેનુ વર્ણન રામાયણના ઉત્તરકાડમા છે

દિગ્વિજય કરી પાછા ફરતી વખતે દુરાત્મા રાવણ રસ્તામાં દેવકન્યા, ઋષિકન્યા, દાનવકન્યા અને ગજકન્યાઓને જોઇ હરણ કરવા લાગ્યો કન્યા અથવા સ્ત્રી જે સુદર જણાય તેના કુટુબીઓને મારી સ્ત્રીઓને પુષ્પક વિમાનમા અવરુદ્ધ કરવા લાગ્યો આ પ્રમાણે રાક્ષસ, અસુર, મનુષ્ય, પન્નગ તથા દાનવ કન્યાઓને પોતાના વિમાનમાં રાખવા લાગ્યો અપહૃતા સ્ત્રીઓ દુ ખથી મર્મભેદી આર્તનાદ તથા અશ્રુધારાઓને વિસર્જન કરવા લાગી તે શોકાનલ અને ભયસમ્ભૂત નેત્રજળ અગ્નિજ્વાળાની માફક ઉષ્ણ હતુ સ્ત્રીઓએ વિલાપ કરતા કહ્યુ કે, "અહો! તે દુર્વૃત્ત પરદારાવમર્ષણરૂપ પાપકર્મ કરતો થકો પણ પોતાના આત્માને નિન્દિત સમજતો નથી કેમકે તે રાક્ષસાધમ પારકી સ્ત્રીઓમાં યથેચ્છ રમણ કરે છે, જેથી આ દુર્મતિ, સ્ત્રીઓના કારણેજ વિનાશને પ્રાપ્ત થશે" આ પ્રમાણે અપહૃતા સ્ત્રીઓએ અભિસમ્પાત કર્યો એટલુંજ નહિ પણ જે શરીરમા મહામાયાનો અશ લઇ સીતાદેવીનો અવતાર થયો હતો, તેના વેદવતી નામના પૂર્વ શરીરની સાથે પણ બળત્કારોદ્યોગ હોવાથી વેદવતીએ પણ પ્રતિજ્ઞા કરી હતી કે, "આગળના જન્મમા હું તમને વધના કારણરૂપ બનીશ." સીતાદેવી પૂર્વ જન્મમા વેદવતી નામના સ્ત્રી હતા તેમણે નારાયણની પતિરૂપમા પ્રાપ્તિ થવાને માટે ઘોર તપશ્ચર્યા કરી હતી કોઇ વખત પૃથ્વિમાં ફરતા ફરતા હિમાલય પ્રદેશના અરણ્યમા રાવણે વેદવતીને જોઇ તેને કહેલ કે, "હું લકાપતિ દશાનન છું તમે મારી સ્ત્રી બની યથેચ્છ ભોગ ભોગવો" ત્યારે વેદવતીએ કહ્યુ કે—

"નારાયણ મારા પતિ છે તેમના સિવાય કોઇ મારા પતિ થઈ શકે તેમ નથી તેમને પતિરૂપે મેળવવાને માટેજ હું ઘોર તપશ્ચર્યા કરી રહી છુ".

વેદવતીનું આ પ્રમાણે કહેવુ સાભળી રાવણે વેદવતીના કેશનો સ્પર્શ કર્યો આથી વેદવતીએ ક્રોધથી પોતાને હાથે કેશનુ છેદન કર્યું પાતિવ્રત્ય

અને તપોબળથી તેના હાથ પણ આગની માફક બની ગયા જેથી રાવણ પણ કેશપાશ છિન્ન થઇ ગયો વેદવતીએ અગ્નિમા શરીર ત્યાગ કરવાને માટે અગ્નિમા પ્રવેશ કર્યો, અને ક્રોધાગ્નિથી રાવણને દગ્ધ કરતી કહેવા લાગી કે, "હે અનાર્ય ! તે મને સ્પર્શ કર્યો જેથી હું આ શરીરને તારી સમક્ષ અગ્નિમા જવલન્ત કરી ચાલી જઉ છુ કેમકે તે પાપબુદ્ધિથી મારો સ્પર્શ કરેલ છે, જેથી હું તારા વધને માટે ફરી જન્મ ધારણ કરીશ જો મે કાંઇ પણ દાન, તપ કરેલ હશે તો તેના ફળ તરીકે કોઇ ધાર્મિક મહાત્માની કન્યા બનીશ". આટલુ કહી વેદવતીએ અગ્નિમા પ્રવેશ કર્યો અને સ્વર્ગમાથી પુષ્પવૃષ્ટિ થવા લાગી તે વેદવતી જનક રાજાની દીકરી તરીકે સીતારૂપે મહામાયાની સાક્ષાત્ શક્તિને લઇ પ્રકટ થઇ અને સાક્ષાત્ સનાતન વિષ્ણુરૂપી રામચન્દ્ર તેના પતિ થયા આની પૂર્વ જન્મની ઘટનાનુસાર સીતા રાવણેની નાશકારિણી બની અને સતીત્વના પ્રભાવથી સસારને આલો ...ન કરી દીધુ શ્રી ભગવાનને રામાદિરૂપે અને ...માયાને સીતારૂપે અવતાર ધારણ કરવાનું આજ કારણ છે

રામાવતાર ચરિત્ર શિક્ષાનો ભડાર છે વિષ્ણુ ભગવાનના અંશોત્પન્ન રામ, લક્ષ્મણ ભરત અને શત્રુઘ્ન એ ચારે ભાઇઓએ પોતપોતાના ચરિત્રોથી સસારમા અપૂર્વ આદર્શ સ્થાપન કરેલ છે રામચદ્રજીના ચરિત્રમા પૂર્ણ માનવનો આદર્શ અને માતા સીતાજીના ચરિત્રમા પૂર્ણ નારીનો આદર્શ પ્રકટ થયેલ છે જેથી ક્રમશ તે ચરિત્રોની સમાલોચના કરવામાં આવે છે પૂર્ણ માનવ કોણ છે કે જેના આદર્શને જોઈ દરેક ગૃહસ્થ પોતાના જીવનને પૂર્ણ જીવન બનાવી શકે છે તથા દરેક ક્ષત્રિય નરપતિ પોતાના રાજધર્મના પૂર્ણાનુષ્ઠાન દ્વારા આ લોક અને પરલોકમા કૃત્યકૃત્ય થઇ શકે છે, આથી મહામુનિ વાલ્મીકિદ્વારા જિજ્ઞાસુ બની દેવર્ષિ નારદે શ્રીભગવાન રામચન્દ્રનુજ ઉદ્દેશ પૂર્ણ માનવના આદર્શ રૂપથી વર્ણન કર્યું હતુ

ઇક્ષ્વાકુ વશમા જગત્ પ્રસિદ્ધ શ્રીરામચદ્રજી ઉત્પન્ન થયા હતા. તેમનામા પૂર્ણ માનવ સુલભ સમસ્ત ગુણ વિદ્યમાન હતા તેઓ મહાવીર્યવાન, કાન્તિમાન, ધતિમાન, બુદ્ધિમાન, રાજનીતિ આદિ સમ્યગ્ જ્ઞાતા, શત્રુઓના નાશકર્તા, મહાબાહુ, મહાધનુર્ધર, શત્રુદમનકારી, પ્રતાપવાન, લક્ષ્મીવાન શુભ લક્ષણ, ધર્મજ્ઞ, સત્ય પ્રતિજ્ઞ, પ્રજાહિતપરાયણ કીર્તિ સમ્પન્ન, શૌચ સમ્પન્ન, બાહ્યાભ્યન્તર શુદ્ધ, વિનયશીલ, ઐશ્વર્યવાન, પ્રજાપોષણ સામર્થ્ય યુક્ત, જીવોના રક્ષક, સ્વધર્મના રક્ષક, સ્વજનોના રક્ષક, ધનુર્વેદોના સામ્યકજ્ઞાતા, શ્રુતિ, સ્મૃતિ આદિ સકળ શાસ્ત્રોના તત્વજ્ઞાતા, સમુદ્રની પેઠે ગાભીર્યયુક્ત, વિષ્ણુતુલ્ય, વીર્યયુક્ત, ધનદાનમા કુબેરતુલ્ય, અને સત્ય પાળવામા સાક્ષાત્ ધર્મરાજા તુલ્ય હતા. એટલા ગુણ એકાધારમા હોવાના કારણેજ શ્રીરામચદ્રજી સમસ્ત મનુષ્ય, સમસ્ત ક્ષત્રિય સમસ્ત નૃપતિ તથા ગૃહસ્થ માત્રના પૂર્ણાદર્શ સ્વરૂપ હતા, ક્ષત્રિય, રાજાનું જીવન સાર્થક ત્યારે થાય છે કે જ્યારે તેમના શાસનમા પ્રજા સર્વ પ્રકારે સુખી હોય. શ્રીરામચદ્રજીના રાજ્યમા આ આદર્શનો પૂર્ણ વિકાસ થયો હતો રામરાજ્યમા પ્રજા જેવી સુખી હતી, તેવી કોઇ વખત નહોતી, અને કોઇ વખત હોવાની આશા પણ નથી રામરાજત્વના વિષયમાં દેવર્ષિ નારદે મહર્ષિ વાલ્મીકિને રામાયણ રચતા પહેલાજ ભવિષ્ય સૂચના કરી દીધી હતી

શ્રીરામચદ્રજીના રાજ્યકાળમા પ્રજા સતુષ્ટ, પુષ્ટ અને સુધાર્મિક થશે. સર્વ આધિ વ્યાધિ, દુર્ભિક્ષ ભયવર્જિત અને નિરામય રહેશે કોઇ પિતા પુત્રનુ મૃત્યુ જોઇ શકશે નહિ. કોઈ સ્ત્રીને વૈધવ્ય દુ ખ જોવુ નહિ પડે. દરેક સ્ત્રી પતિવ્રતા બનશે અગ્નિ, જળ, વાયુ, જ્વર, ક્ષુધા અને ચોરનો ભય કોઇને રહેશે નહિ. સમસ્ત રાજ્ય અને નગર ધન ધાન્યથી પૂર્ણ બનશે. સમસ્ત મનુષ્ય સત્યયુગની માફક નિત્યાનદમા મગ્ન રહેશે શતશત અશ્વમેધ યજ્ઞ કરીને તથા વિદ્વાન બ્રાહ્મણોને બહુ સુવર્ણ, કોટિ કોટિ ગાય અને વિપુલ ધન દઇને શ્રીભગવાન રામચદ્રજી રાજવશોની શતગુણ વૃદ્ધિ કરશે. બ્રાહ્મણાદિ ચાર વર્ણને પોતપોતાના ધર્મમાં નિયુક્ત કરશે. અને એ પ્રમાણે એકાદશ સહસ્ત્ર વર્ષ પર્યન્ત રાજ્ય કરી બ્રહ્મધામને પ્રસ્થાન કરશે. દેવર્ષિ નારદજીની આ ભવિષ્ય વાણી રામરાજ્યમાં અક્ષરશ ખરી પડી અને તે પ્રમાણે રામાયણના યુદ્ધકાંડમા છેવટના ભાગમા બતાવવામા આવેલ છે

[ અપૂર્ણ. ]

# कांतिलालनी कारकिर्दी.

( અનુસંધાન ગતાંકથી )

લુંટારાએ કાંતિલાલને ગડદા પાટુ મારવા માંડ્યા. કાંતિલાલ એટલો બધો થાકથી લોથપોથ થઇ ગયો હતો કે તે લુંટારાની સામે ટક્કર ઝીલી શકે તેમ ન્હોતું. લુંટારાએ તેના સર્વ રૂપિયા લઈ લીધા. તેના કપડાંલત્તાં ઉતારી લીધાં અને એક ફાટેલું કપડું પ્હેરવાનું આપીને તેને બહાર કાઢી મૂક્યો. કાંતિલાલે કાંઇ પણ આનાકાની વગર તેને સર્વ સોંપી દીધું જેથી તેને જીવતો જવા દીધો.

કાંતિલાલ નિ સહાય અને સર્વસ્વ હીન થઇને રસ્તામાં ઉભો છે, તેની તલવાર પણ લુંટારાએ લઇ લીધી. રસ્તો ભયંકર અને જંગલી પશુઓનો ભય હોવાથી કાંતિલાલે હિંમત લાવી તે લુંટારાને નરમાશથી કહ્યું કે, “ મારી સર્વ વસ્તુઓ આપે છીનવી લીધી છે પણ મારી તરવાર તો ન જ લેશો. આ વિકટ જંગલમાં જંગલી પ્રાણીયો મને મારી નાખશે. માટે મને મારી તરવાર પાછી આપવા કૃપા કરો.”

આ સાભળી લુંટારાને કાંઇક દયા આવી જેથી તરવાર તેને પાછી આપવા માંડી, પણ અંધારામાં તરવાર કાંઇક ચમકવા લાગી તે જોઇ તેણે કહ્યું કે, “ વાહ ! આ તો બિલ્કુલ નવી જણાય છે ઠીક, ઉભો રહે, હું તને એક બીજી તરવાર આપુ છું ” એમ કહીને ઘરમાંથી એક જુની તરવાર લાવીને તેણે કાંતિલાલને આપી.

બીજે દિવસે સવારે કાંતિલાલ ઉદાસ ચિત્ત અને મલિન મુખે પોતાના શેઠને ત્યાં જઇ ઉભો રહ્યો. શરમનો માર્યો તે અંદર જઇ શક્યો નહિ. ઘણા દિવસના કઠિન પરિશ્રમથી પ્રાપ્ત કરેલા રૂપિયા જવાથી જો કે તેને ઘણું જ દુખ થતું હતું, પરંતુ પોતાના શેઠનું કહ્યું ન માનવાથી પોતાની આ દુર્દશા થઇ છે એ વાત તેના હૃદયમાં તેના કરતાં પણ વધુ દુખ આપતી હતી. શેઠને મો બતાવતા પણ તે હવે શરમાવા લાગ્યો. કેટલીક વારે શેઠ મકાનમાંથી બહાર આવ્યા અને જોયું તો કાંતિલાલ ઉતરી ગયેલા મોંઢે નીચું ઘાલીને ઉભો છે. તેને જોઇ શેઠને ઘણું આશ્ચર્ય થયું. તેને એમ થયું કે, કાંતિલાલ તો કાલે મારી રજા લઇને દેશમાં ગયો છે અને અહીં ક્યાંથી ! તેની અવસ્થા જોઇને શેઠને દયા આવી અને તેનો હાથ પકડીને અંદર લઈ ગયા.

કાંતિલાલે રાત્રે બનેલી સર્વ હકીકત શેઠને કહી સંભળાવી. તે સર્વ શેઠે સાંભળી તેનો જરા પણ તેમણે તિરસ્કાર ન કર્યો. કાંતિલાલ જેવી રીતે આગલે દિવસે જે કામ કરતો હતો તે જ કામ આજે પણ તેણે કરવા માંડ્યું. રાત્રે બનેલી વાત તેને માટે એક સ્વપ્ન જેવી થઇ પડી.

લુંટારાએ જે જુની તરવાર કાંતિલાલને આપી હતી, તેને તેણે પોતાના સુવાના ખંડમાં એક ભીંતે લટકાવી દીધી હતી. તેને જોતા જ ગઈ રાતની સઘળી હકીકત તેની આંખો આગળ પ્રત્યક્ષ જણાવા લાગી. આખો દિવસ કામ કરીને રાત્રે જ્યારે તે ઘેર આવતો હતો, ત્યારે રૂપિયાનો શોક તેને સાંભળી આવતો અને નિરુત્સાહ બનાવી દેતો. તે વિચાર કરતો કે, “ શું હવે ગીરો મૂકેલી જમીન છોડાવી શકાશે ! હવે શું ભાઇનો પત્તો મેળવીને માતા શોકને મટાડી શકાશે ?” તેની સઘળી આશાઓ માટીમાં મળી ગઈ. તે રાત્રે બનેલા બનાવને ભૂલવાને માટે તો ઘણો પ્રયત્ન કરતો હતો પરંતુ પેલી તરવાર તેને ભૂલવા દેતી ન્હોતી.

લુંટારાના ઘરની સ્ત્રીની વાત જે વખતે તેને યાદ આવતી ત્યારે તેનું મન કૃતજ્ઞતાથી ભરાઇ આવતું. તે બિચારી અબળાએ મારૂં રક્ષણ કરવાને માટે કેટલું દુઃખ સહન કર્યું હતું. શું તેના ઋણને હું આ જન્મમાં નહિ ચૂકવી શકું ! નિર્દય લુંટારાને ત્યાં પણ આવી દયામયી દેવી ક્યાંથી હશે ! મારો બચાવ કરવા તેણે કેટલો માર ખાધો પણ

એક અક્ષર ન કહ્યો ! આ સ્ત્રી કેના સપીગોમા ત્યા સપડાઈ ગઇ હશે ! ખરેખર તેનો ભેદ તો ઉકેલવો જ જોઇએ

અંતે તેને તે તરવારને પોતાની પાસે રાખવી અસહ્ય થઇ પડી પ્રથમ તેણે વિચાર કર્યો કે આ તરવારનો માર શો ઉપયોગ કરવો, પરંતુ પાછળથી તેને વિચાર સૂઝયો કે તેને જુની વસ્તુઓની દુકાને વેચી દેવી જોઇએ ગામમા થોડેક દૂર એક જુની ચીજોની દુકાન હતી એક દિવસ તે ત્યા તે તરવારને લઇને ગયો દુકાનદાર વૃદ્ધ હતો, તેની આંખે થોડુ દેખાતું હતું જેથી તે તલવારને પોતાની આંખ પાસે રાખીને બરોબર જોવા લાગ્યો જોતા જોતા તેની નજર જ્યારે એક જગ્યા પર પડી ત્યારે તે ચમક્યો અને બોલ્યો કે, "આ વસ્તુ તો બહુ કીમતી છે !"

કાંતિલાલ કાંઈ બોલ્યો નહિ. દુકાનદારે ફરી કહ્યું કે, "આના પર બાદશાહની છાપ છે—આ કીમતી તરવાર છે !"

કાંતિલાલે પૂછ્યુ, "કેટલા રૂપિયાની છે ?"

"દોઢ હજારની"

દોઢ હજાર ! કાંતિલાલ તો ચમકી જ ગયો જો એમ હોય તો તેનું સઘળુ દુ ખ જતું રહ્યું

દોઢ હજાર રૂપિયા મેળવીને કાંતિલાલના મનમાં અનેક તરેહના તરંગો ઉડવા લાગ્યા તેમનમાં ને મનમા વિચાર કરતો હતો કે વખત આવે લુંટારાની સ્ત્રીનું દેવુ ચુકાવી દેઇશ આ વખતે તે કહેવા લાગ્યો કે આજ સમય છે મારે તો એક હજાર રૂપિયાની જરૂર છે બાકીના પાચસો રૂપિયાથી તો સહજમા તેનું દેવુ વળી જશે અને આ પાંચસો રૂપિયાને મેળવીને તે પણ તે લુંટારાના હાથમાંથી હમેશને માટે છુટી શકશે. તે જરૂર કોઇ તેની વેચાતી રાખેલી દાસી હશે. આ વાતોનો તે જેમ જેમ વિચાર કરવા લાગ્યો તેમ તેમ તેની દેવુ ચુકવી આપવાની ઇચ્છા પ્રબળ થતા લાગી એ વાત તેના મનમા વારવાર આવવા લાગી કે જો હું તે સ્ત્રીનું દેવુ ન વાળુ તો મારા જેવો બીજો કોઇ પાપી નહિ

તેણે પોતાના શેઠને ત્યાં એક હજાર રૂપિયા જમા મૂક્યા અને પછી માથે પાચસે રૂપિયા લઇને તે ચાલી નીકળ્યો તેણે નિશ્ચય કર્યો હતો કે આ રૂપિયા તે સ્ત્રીને આપીને ઘેર જઇશ અને રસ્તામાં જે ગામ મળશે ત્યાં મારા ભાઇની પણ ખબર કઢાવીશ. તેને વિશ્વાસ હતો કે, મારો ભાઇ અહીં આટલામા જ કોઇ ગામમા છુપી રીતે રહેતો હશે અને શરમનો માર્યો પોતાના ગામમાં પાછો નહિ આવતો હોય.

કાંતિલાલ ધારતો કે હવે મારૂં દુ ખ ગયુ છે અને સુખના દહાડા આવ્યા છે માત્ર એક જ દુ ખ છે અને તે એ કે મારા ભાઇનો પત્તો મે મેળવ્યા વગર જો હુ મારી માની પાસે જઇશ તો શુ જવાબ આપીશ ?

૪

આ વખતે તે ઘેરથી એવા વખતે નીકળ્યો હતો કે સૂર્ય આથમ્યા પહેલાજ પેલા જગલને તે વટાવી જાય. પરંતુ જે વખતે તે પેલા લુંટારાને ત્યા પહોચ્યો, તે વખતે સૂર્ય આથમવા આવ્યો હતો કાંતિલાલ તે લુંટારાના ઘર આગળ આવી પહોચ્યો તેને લુંટારાની સ્ત્રીને છાનેમાને રૂપિયા આપવાની ઇચ્છા હતી કેમકે જો લુંટારાને તેની ખબર પડશે તો તે તેની પાસેથી રૂપિયા લઇ લેશે. એવો વિચાર કરીને તે કાંઇ કહ્યાકથ્યા વગરજ એક તરફ ઉભો રહીને તે સ્ત્રીને બોલાવાની વાટ જોવા લાગ્યો દિવસનો પ્રકાશ ધીમે ધીમે મદ પડવા લાગ્યો અને અધકારનો વધારો થવા લાગ્યો, એટલામા તે લુંટારાના ઘરમા એક દીવો બળતો જણાયો વધુ રાહ ન જોતાં તે તરતજ તે ઘરની અદર આવ્યો જોયુ તો એક ભાગાતુટેના ખાટલામા લુંટારો સ્થિરપણે પડેલો છે અને તે સ્ત્રી તેના માથા આગળ દીવો સળગાવીને બેઠેલી છે તેને જોતાજ તે સ્ત્રી વિસ્મિત થઇને ઉભી થઇ કાંતિલાલે તરતજ તેના પગ પાસે રૂપિયાની થેલી મૂકી અને કહ્યું, "આ લ્યો, તે રાત્રે તમે મારે માટે જે કાંઇ દુ ખને મહન કર્યુ હતુ તેનો બદલો હું કોઇ રીતે વાળી શકુ તેમ નથી "

રૂપિયાને જોઇને તે સ્ત્રીના મોઢા ઉપર જે ઉદાસી છવાઇ ગઇ હતી તે એકાએક દૂર થઇ ગઇ, તે ગદ્‌ગદ્ કઠે બોલી—"આજ આપે અમને

પ્રાણદાન આપ્યુ છે, અમે ભૂખે મરવા પડ્યાં છીએ "

રૂપિયાની વાત સાભળીને લુટારો પણ બેઠો થઈ ગયો કાંતિલાલ જતો હતો પણ લુટારે તેને પાછો બોલાવ્યો તે ધીરે ધીરે તેના ખાટલા આગળ જઇને ઉભો રહ્યો

લુંટારાનું હૃદય કૃતજ્ઞતાથી ભરાઇ આવ્યુ તે એક તો રોગથી પીડાતો હતો અને તેમા વળી ભૂખે મરવા પડયો હતો આ નિર્જન વનમા તેને કોઇપણ આશાનુ ચિન્હ જણાતુ ન્હોતું પણ આ શુ ? એક દિવસ તે જેને મારી નાંખવાને તૈયાર થઇ ગયો હતો, તેજ માણસ આજે તેને જીવનદાન આપવાને માટે આવ્યો છે. તેની આંખોમાથી આસુ જવા માડયા કાંતિલાલના બને હાથને પોતાના હાથવડે પકડી અને તેને પોતાના હૃદયે ચાપવાને તે તૈયાર થયો પણ તેમ ન થઇ શકયુ તે શિથિલ થઇને પથારીમા ગબડી પડયો

કાંતિલાલ સ્થિર ચિત્તે તેના હૃદયોશ્વાસને જોઇ રહ્યો હતો તેનુ હૃદય પણ દ્રવિત થઇ ગયુ તે લુટારાના ખાટલા ઉપર બેસી ગયો લુંટારાએ ફરી તેના હાથ પોતાના હાથમા લીધા તેના મનમા અનેક વાતો ઘોળાવા લાગી, પણ તેનાથી બોલી શકાયુ નહિ

તે વિચાર કરવા લાગ્યો કે,—જે લોકોને માટે મે મારા દુખને ગણ્યુ નહોતું, જેમનો પ્રાણ બચાવવાને માટે મે મારા પ્રાણને મૃત્યુના મોમા નાખતા જરા પણ આનાકાની કરી ન્હોતી, તેજ મારા અનુચરોએ આજે મારી આવી દુખમય અવસ્થામા મારૂં સર્વસ્વ લઇ જઇને મને મૃત્યુના મોમાં હડસેલી દીધો છે, અને જેને હું જીવથી મારી નાખવાને માટે તૈયાર થઈ ગયો હતો, તેણે આવીને આજે મારા પ્રાણનુ રક્ષણ કર્યું છે આમ વિચાર કરતા કરતાં તેનું હૃદય ભરાઇ આવ્યુ "હાય હાય કરવા લાગ્યો તેણે કપતા અવાજે કહ્યું–" હાય ! હું મહાન પાપી છુ ! "

આ પછી કેટલીક વારે તે લુટારો છાનો રહ્યો પછી કાંતિલાલના મો સામુ જોઇને તે ધીમે ધીમે બોલ્યો "મારા જેવો પાપી આ સસારમા બીજો ભાગ્યેજ હશે મે મારા બાપની મિલ્કત મોજશોખમા અને ભાઇબધ દોસ્તદારોની સાથે ચેન બાજી ઉડાવામાં ઉડાવી નાખી, મા અને ભાઇને રઝળતા મૂકયા, ચોરી કરી છતા પુરૂ ન થયુ તો ગરીબ અને નિરપરાધિ મનુષ્યોને લુંટવાનો ધંધો લઇ બેઠો તેનાજ પાપ મને લાગ્યાં અને આ દશા આવી છે હુ નરાધમ છુ " તે પછી તેણે તેની પોતાની જુની સર્વ હકીકત કહી સભળાવી કાંતિલાલ તે સર્વ સાંભળા લાગ્યો જેમ જેમ રાત વિતના લાગી તેમ તેમ ઘરમા અંધકાર વધવા લાગ્યો લુટારો પોતાનુ વૃતાત કહેતો હતો અને કાંતિલાલ એકાગ્ર ચિત્તે તે સાભળતો હતો

તેનુ હૃદય વિદીર્ણ થઇ રહ્યુ હતું જે વખતે લુટારો પોતાના નાના ભાઈ અને માની વાત કહેતા કહેતા રડી પડયો તે વખતે કાંતિલાલ એકદમ ચમકી ઉઠયો અને લુટારાની છાતી સરસો વળગી પડી તે રડતા રડતા બોલી ઉઠયો — "ભાઇ ! મોટા ભાઇ " લુટારો પ્રથમ તો વિસ્મિત થઇને કાંતિલાલના મોં સામુ તિક્ષ્ણ નજરથી જોવા લાગ્યો, પરતુ તત્કાલજ વ્યાકુળ થઇને તેણે પોતાના બને હાથ તેને ગળે નાખીને તેને પોતાના હૃદયે ચાપ્યો એક બીજાનુ ઓળખાણ પડયુ

કાંતિલાલે કહ્યું, ભાઈ, મોટા ભાઇ ! તમારી આ સ્થિતિ ! મા તો તમારે માટે મોંમા જીભ ઘાલતી નથી, અને રાતદિવસ રડયા કરે છે ઈશ્વર તમને સદ્બુદ્ધિ આપો, અને હવે અમને સુખી કરો

આ લુટારો તે બીજો કોઇજ નહિ પણ જુવાનીના છકમા છાકી ગયેલો આપણો ઝવેરીલાલજ હતો કેદમાંથી છુટયા પછી બીજા કેદીઓના ટોળા સાથે તેણે અહીં આવી લુટારાનો ધધો કરવો શરૂ કર્યો આ સ્ત્રી તે બીજી કોઇ નહિ પણ તેની સ્ત્રીજ હતી તેણે તેને સુધારવા ઘણા યત્નો કર્યાં પણ તે સર્વ વ્યર્થ ગયા હતા ઘણી વખત તો કાંતિલાલની માફક બિચારા ગરીબ મુસાફરો તેની જાળમા સપડાય નહિ તે માટે તેમને તે લુટારાની ગેરહાજરીમા આડાઅવળા કહાડી મૂકતી તે પતિવ્રતા અને દયાવાળી હતી પણ દુષ્ટ લુટારાના પનારે પડવાથી હીરો કોલસાની ખાણમા ઢકાઇ ગયો હતો

તે પછી કાંતિલાલે થોડા દિવસ ત્યાં રહી પોતાના ભાઇની ચાકરી કરી તેને સાજો કર્યો ત્યાર પછી પોતાના શેઠને ત્યાથી હજાર રૂપિયા, લઇ આવી તે પોતાનો મોટા ભાઇ ઝવેરીલાલ તથા તેની સ્ત્રીને લઇને પોતાને ગામ ગયો ત્યા તેની મા પોતાના ગુમ થયેલા મોટા પુત્ર ઝવેરીલાલને જોઇ સુખી થઇ

કાંતિલાલે પોતાની જમીન તથા ઘર મૂકાવ્યુ અને ઝવેરીલાલને પણ સારા ધધે વળગાડી થોડે દહાડે બે પૈસા કમાઇ સર્વે સુખી થયા.

# म नो ह र-कु मा री.



( અનુસંધાન ગતાંકથી. )

## ચતુર્થ પરિચ્છેદ.

### લગ્નની વાતચિત.

તરલાના વિચારો મનોહરના મનમા પણ ઘુમવા લાગ્યા રસ્તામા જતાં જતા પણ તેના મનમાં તરલાનાજ વિચારો આવવા લાગ્યા હૃદયમા અનેક પ્રકારના ભાવ ઉત્પન્ન થવા લાગ્યા ઘેર જઇ અને શય્યામા સુવા છતાં પણ તેને વિચારોએ ઉંઘવા ન દીધો ઘણા વિચારના અંતે મનોહરે નક્કી કર્યું કે તરલાના પાશમા સપડાવુ નહિ. કેમકે તે પરણેલી છે તેની સાથે પ્રેમ રાખવો એ પાપમા ડુબવા જેવુ છે સંસારમા કલંકી થઇને જીવવુ તેના કરતાં મરવુ સારૂં છે આ જગતમા મનુષ્યનો જન્મ પોતાના શ્રેયના કાર્યો શોધવા માટે છે નહિ કે વ્યભિચારાદિ દુર્ગુણોમાં ફસી પાપમાં ડુબવા માટે દુનિયામા વ્યભિચાર એ મોટામા મોટુ પાપ છે સ્ત્રીઓના રૂપ અને લાવણ્યને જોઇ પુરૂષો તેના પ્રતિ આકર્ષાય છે અને વ્યભિચારાદિ દુષ્કર્મોમા ફસાઇ અંતે મહા દુઃખના ભોક્તા થાય છે અનુચિત પ્રેમથી કદી પણ હૃદયમાં સંતોષ થતો નથી તેના અંતે દુઃખજ પડે છે પણ મન તેના પ્રતિ આકર્ષાય છે કેમ? કારણકે મનનો સ્વભાવજ એવો છે સારી જણાતી વસ્તુને પ્રાપ્ત કરવાને તેને મોહ થાય છે અને તેથીજ તે દુષ્કર્મો કરવા આકર્ષાય છે તેને વશ રાખવુ એ આપણુ કામ છે જેણે મન જીત્યુ તેણે સર્વ જીત્યુ છે આમ પગલે પગલે મનોહર વિચાર કરવા લાગ્યો તરલાની તરફ જતા મનને હવેથી હુ રોકીશ તેના સામુ પણ નહિ જોઉ તે ભલેને મને પથ્થર જેવો કઠોર માને, પણ હવેથી મારે સાવચેત રહેવુજ જોઇએ જો હુ તેની તરફ પ્રેમી નજરથી જોઇશ તો આગની ચીણગારીની માફક ફરી પાછો પ્રેમાગ્નિ સળગી ઉઠવાનો તેનો મારા પ્રતિ પ્રેમ છે એવી જો તેના સ્વામિને ખબર પડશે તો તેને તે જન્મારા સુધી બોલાવશે નહિ, કેમકે પ્રેમના બંધનને તોડનાર માન સંદેહ યાને વ્હેમજ તિક્ષ્ણ હથિયાર છે. જો તેમ બને તો પછી તેના દુઃખની સીમાજ ન રહે. તેની આખી જીંદગી દુઃખમા જાય, તો પછી પ્રેમનું શુ પરિણામ? જેની સાથે પ્રેમ કરવામા આવે તેની ઉન્નતિ ન થાય, તેને સુખી ન કરાય તો પછી તે નકામોજ છે પ્રેમ એ એક જુદીજ વસ્તુ છે, અને આ તો ઇંદ્રિયોને તૃપ્ત કરવાની માત્ર લાલસાજ છે.

હા, કુમારી સ્વરૂપવાન્ છે, તેનુ મુખ કેવુ સુંદર છે જાણે વગર ખીલેલી કમલિની હોય નહિ તેવુ તેનુ રૂપ છે તેનો વિવાહ હજી થયો નથી જો રામચરણ મિશ્ર કુમારીનો વિવાહ મ્હારી સાથે કરી શકે તો પ્રેમના ખરા રહસ્યનુ ફળ મળી શકે આમ વિચાર કરતા કરતાં ઘણી રાત વિતી ગઇ. અંતે તેને ઉંઘ આવી ગઇ.

આ પ્રસંગને વિતે એક અઠવાડીયું થઇ ગયું છતા મનોહર તરલાના ઘર તરફ ન ગયો તેનુ મન ઘણું આકુળ વ્યાકુળ થવા લાગ્યુ એકવાર ગમે તેમ કરીને પણ તરલાને મળી આવવાની ઇચ્છા થઇ પણ ફરી પાછી તેને જતા પ્રેમની ચેષ્ટામાં ફસાઇ ન જવાય તેની તેને ચિંતા થતી છતા પણ તેને ત્યા જવાની કલ્પના પ્રબળ તેમા થવા લાગી એક દિવસે તે રાત્રમાં મોડી રાત

બપોરનો રામચરણમિશ્રને ત્યા ગયો તે વખતે રામચરણ ઘેર ન્હોતો તેથી બહાર ન ઉભો રહેતા તે ઠેઠ ઘરમાજ ગયો

ઉમરા ઉપર પગ મૂકતાજ મનોહરે સામે જોયુ તો તરલા ઉભી છે મનોહર તેજ સ્થળે અચકયો, તરલા પણ જ્યા ઉભી હતી ત્યાજ સ્થિરભાવથી ઉભી રહી થોડીવાર પછી કાઇક સ્વસ્થ થઇને મનોહરે પૂછ્યુ કે, "કેમ કુમારીને મટયુ ?"

તરલાનુ મો લાલ થઇ ગયુ તેણે, જરા મોં ફેરવી કંપિત સ્વરે કહ્યુ, "હા, ઠીક છે રસોડામાં છે "

મનોહરનો સાદ સાભળી કુમારીની મા અંદરથી તરત બહાર આવી, અને મનોહરને બેસાડી કુમારીને બુમ મારી કુમારી હસતી હસતી ત્યા આવી પહોચી તેની સાથે એક દશ અગીયાર વર્ષની બાલિકા હતી તેનુ નામ સુશીલા હતું

મનોહરને જોઇને સુશીલાએ હસતા હસતા કહ્યુ, "મનોહર કાકા, તે દહાડે તમે કુમારીના મોમા મોં ઘાલ્યુ હતુ ખરૂ કે ! કેમ છે ?"

કુમારી પણ હસવા લાગી તેના શરીરમા યૌવનની નવીન મધુર છટા જણાતી હતી તેના ઉપર સૂર્યોદય વખતે ખીલેલા કમળના જેવી લાલાશ જણાતી હતી. કુમારી મદ હાસ્ય કરતી સરલ ભાવથી અને સરલ મનથી મનોહરલાલની તરફ નિહાળી રહી હતી બાલિકાના હૃદયનો પ્રેમ મનોહરલાલ તરફ ઢળતો હતો

તેની માએ પૂછ્યુ, "કુમારી ?"

કુમારીએ જવાબ આપ્યો, "હા "

તેની માએ કહ્યુ, "મનોહર ભાઈ તારી ખબર પૂછવા આવ્યા છે કે હવે તને કેમ છે ?"

કુમારી—"ઠીક છે, હવે મટી ગયુ છે "

આ વખતે એક ડોશી ત્યા આવી તે ડોશીનું ઘર મનોહરની પડોશમા જ હતુ. મનોહરની તે નાત રીતે કાકી થતી હતી પણ સાધારણ રીતે તેને આખુ ગામ કાકી કહેતુ હતુ ડોશીએ મનોહરને ત્યાં જોઈ હસીને કહ્યું, "કેમ ભાઈ, અહીં કઇ વિવાહતું નક્કી કરવા આવ્યા છો કે ?"

કુમારીએ હસીને ડોશીના બને હાથ પકડીને કહ્યુ, "કેમ કાકી, કોની સાથે ?"

ગામના લોકો આ ડોશીનું માન રાખતા હતા, તેનુ કહેવું સર્વ કોઇ માનતું હતુ. ડોશી સર્વને ફાયદાની વાત જણાવી રાજી કરતી હતી સાથે મશ્કરી કરવામા પણ તે એકકેજ હતી. તેની વાતો કરવાની ટેવ અને ચાલાકીથી સર્વ કોઇ દીંગ થઇ જતા વિશેષે કરીને જુવાન વહુઓ તો તેના વચનોને ગ્લેડસ્ટનના ભાષણના જેવા રસથી સાભળતી હતી

કુમારીની વાત સાભળીને તે ડોશીએ ગભીર હાસ્ય સાથે કહ્યું કે, "કોની તે વળી તારી સાથે "

કુમારી આ સાંભળી ચુપ જ થઇ ગઇ "

તરલાએ કહ્યુ, "કોની સાથે કાકી ?"

ડોશી—"કેમ વળી આ આવે છે તેની સાથે "

તેણે કહ્યુ "કેમ, ના કેમ થઇ શકે ? કુમારીનો વિવાહ પણ થયો નથી અને મનોહરલાલ પણ કુવારા જ છે, બંને યોગ્ય છે જો તેમ થઈ જાય તો કુમારીના પણ ધનભાગ્ય !"

કુમારી આ વાત સાભળી શરમાઇને ત્યાંથી ચાલી ગઇ

મનોહરે વિચાર કર્યો, "ઠીક, વાત તો થઇ, જોઇએ કે તેનુ શુ પરિણામ આવે છે ?"

છેવટે કુમારીની માએ તે ડોશીને બેસાડીને કહ્યુ કે, "કાકી ! અમારૂં એવુ ભાગ્ય ક્યાથી કે મનોહર સાથે કુમારીનો વિવાહ થાય ?"

ડોશીએ કહ્યુ, "આ તમારી કુમારીનુ રૂપજ એવુ છે કે તેને જોઇ તેની સાથે લગ્ન કરવાનુ તેને મનજ થવાનુ "

મનોહરલાલ હવે ત્યા વધુ વખત ન બેસતા જવાને માટે ઉભો થયો. જતી વખતે તેણે તરલા સામું જોયુ, તરલા પણ તેની સામે બાંડી આખે જોઈ જ રહી હતી.

---

૫૧ બચ્ચાને ખોરાક ફક્ત ૧ જ વાર આપવો

૫૨ બચ્ચુ બે વરસનુ થાય નહીં ત્યા લીલી તરકારી તથા ફ્રુટ આપવુ નહી

૫૩ બચ્ચાંને પેટની કબજીયાત માટે એરંડ તેલ કે રૂબાર્બનો જુલાબ કદી આપવો નહી કારણકે જુલાબથી ઝાડા આવી ગયા પછી પાછુ વધુ કબજ થાય છે એવી વખતે સ્વીટ એમ-સનો નહી તો એકસ્ટ્રેક્ટ કાસકારા સેગરેડાનો જુલાબ આપવો

૫૪ બચ્ચાઓને હુપીંગ–કફ ( કુકડીયા કે હડીલી ખાસી ) બહુ સતાવે છે દવા પીવાથી બી મચક નથી આપતો તેનો મહેલો ઇલાજ દરીયા માઇક હવા માટે હવા ફેરફાર કરવા લઇ જવો

૫૫ ઘણા ખરાં બચ્ચાઓ આંતરડા તથા હોજરીના બગાડથી મરણ પામે છે માટે સાવ ચેત રહેવુ ને જ્યારે બચ્ચા પગ ઉચા ( વાળી ) રાખ્યા કરે ત્યારે તુરત દવા યા ઇલાજ કરાવવો

૫૬ બચ્ચાઓને કોઇ પણ દીવસ કાન પર કે ગાલ પર તમાચા મારવા નહી તથા કોઇ-પણ વખત માથા પર લાકડી કે કશાથી મારવુ નહી તેથી બચ્ચુ કોઇ વાર જન્મનું દુખી થઇ જાય છે

૫૭ બચ્ચાંને ઝાડો છુટી જવાનો મરજ ઘણોજ સાધારણ છે માટે તુરત સભાળ લેશો

૫૮ બચ્ચાંને સર્વથી મોજે ને દરદ વગર થાય એવો જુલાબ આપવો તે નીચે મુજબ છે આ જુલાબનું ૧ પડીકુ પાચ વરસના બાળક માટે છે

કેલોમેલ ગ્રેન ૨, જેલપ ગ્રેન ૪ થી ૬

૫૯ બચ્ચાનો કોઇપણ ભાગ દાઝી ગયો હોય તો તુરત અળસીનુ તેલ ને લાઇમ વોટર સરખે ભાગે મેળવી હલાવી ચોપડવુ

૬૦ હમેશાં બચ્ચાઓથી ઝેરી દવાઓ કે બીજી દવાઓની સીસીઓ દુરજ રાખવી

૬૧ નબળા બચ્ચાંઓને આંખમા અસારનંસાર આજરણી થાય છે તે માટે શકતીનો સારો ને મોજે ખોરાક આપશો તથા કોડલીવર ઓઇલનું ઇમિનશન આપશો તો મટી જશે

૬૨ બચ્ચાઓને ગળામા ગાઠ થાય છે જો થયા હોય તો કઢાવી નાંખશો નહીં તો ગલામાં બહેરાપણું લાગુ પડશે

૬૩ પ્રખ્યાત ડૉ૦ જોન હટર કહી ગયા છે કે જો તદુરસ્ત બચ્ચુ પેદા કરવું હોય તો પેટ પુરતું દુધ, પેટ પુરતી ઉઘ, ને ફ્લાનેલના ગરમ કપડાં એ ત્રણ ચીજો જો નીયમિત કરશો તો બચ્ચુ તન્દુરસ્ત થશે.

૬૪ કોઇ પણ દરદ થાય તો ચલાવવુ નહી. તુરત ઇલાજ કરવો

૬૫ ખરાબ હવા કદાપી દમમા લેવી નહી કે તેવી જગ્યાપર કદીપી રહેવુ નહી

૬૬ હદબહાર યાને ભુખ ઉપરાત ખાવુ નહી.

૬૭ દારૂ કદીપી પીવો નહી અગર જરૂર તો તેનો દવા તરીકેજ ઉપયોગ કરશો તથા ઘણો થોડોજ પીશો

૬૮ મનના ગુસ્સા ને બદ વીચારો હમશા મગજમાથી કાઢી નાખશો

૬૯ કોઇ પણ નેક કામમા આળસાઈ કદીપી કરવી નહી

૭૦ ઝેરી ચીજોથી હમેશા દુર રહેવુ

૭૧ ઉડના રોગો માટે હમેશાં સાવચેત રહેવુ

૭૨ જુવાનીનો સદ ઉપયોગ કરજો.

૭૩ શરીરને હમેશાં ચાલાક ને મહેનતું રાખવુ

૭૪ મોટી ઉમ્મર સુધી કુંવારા નહી રહેવુ

૭૫ ગામડાંમાં રહેવાથી તબીયત ઠીક રહે છે

૭૬ વરસમાં એક વખતની હવા ફેરફાર કરવા જવુ કે જેથી તદુરસ્તી સારી રહે

૭૭ રોગીષ્ટાની પાસે યા સાથે કદીપી સુવુ નહી

૭૮ એક રકાબીમા રોગીષ્ટ સાથે ખાવુ બી નહી.

૭૯ દાન હમેશા સાફ રાખજો એતો તદરોસ્તીનો પાયો છે

# विविध नोंध

**તીલકનું મો બંધ**

લો. મા બાલગંગાધર તીલકને ડીફેન્સ ઓફ ઈંડિઆ એક્ટ મુજબ કોઇપણ જગ્યાએ ભાષણ કરવાની સરકારે મનાઇ કરી છે. માત્ર આ કોંગ્રેસમા બોલવાની છુટ અપાઇ હતી

**ખેડા જીલ્લાની લુંટફાટ.**

ખેડા જીલ્લાની સત્યાગ્રહથી લડતમાં સરકારે ન ભરે તેવા ખેડુતોની બાકી મુલ્તવી રાખવાનો ઠરાવ કર્યો પછી હાલમાં લડાઇ માટે રેક્રુટોની ભરતી કરવાનુ કામ પુર જોસમાં ચાલે છે આ કામમાં સતત પ્રયત્ન કરવાથી મહાત્મા મોહનદાસ ગાંધી હાલ મંદવાડ ભોગવે છે હાલ જો કે સ્થિતિ સુધારવા ઉપર છે ઇશ્વર તેમને જલ્દી આરામ કરો એવી આશા છે ત્યાં ખેડા જીલ્લામા આ સાલે કોઇ વખતે ન સાભળેલી લુંટફાટ અને ધાડો પુષ્કળ ચાલે છે કેટલાક નાના ગામો લુંટાયાની વાત જાણી છે એક ગામથી બીજે ગામ જતાં રસ્તામાં લુંટી લે છે આ પ્રમાણે લુંટારા અને ચોર લોકોના ઉપદ્રવે કાળના ભુપમાં વધારો કર્યો છે સરકારે પણ વધુ પોલીસ બોલાવી બંદોબસ્ત કરવા માંડયો છે. અમે ગયા અંકમાં સૂચના કર્યા પ્રમાણે ગામે ગામ સ્વયંસેવક મંડળ ઉભૂ કરવુ જોઇએ સરકારે છુટથી હથીઆરોના પરવાના સ્વરક્ષણને માટે આપવા જોઇએ અને ગુન્હેગારોને પકડવા અને પુરતી શિક્ષા કરાવવા ખાસ લક્ષ આપવુ જોઇએ તેમજ મહાત્મા ગાંધી જેવાઓએ હવે આ લુંટફાટ બંધ કરવા જોઇતો બંદોબસ્ત કરી લોકોને કેળવવા જોઇએ

**તલાટીઓની હડતાલ મટી.**

ઉત્તર વિભાગના તલાટીઓએ પગાર વધારવા માટે હડતાલ પાડી હતી તેઓ હવે નોકરી ઉપર જોડાઇ ગયા છે. તેમને ૫૦ ટકા વૉર એલાઉન્સ આપવાનુ સરકારે ઠરાવ્યુ છે અને પગારમા કંઇનો વધારો કરી આપવા ભલામણ કરી છે અને તે મંજુર થઇ છે એવું સાંભળવામાં આવ્યુ છે

**અસફઅલી છુટયા**

દિલ્હી હોમરુલ લીગના સેક્રેટરી મી, અસફઅલી બૅરીસ્ટર અને નેકીરામ શર્મા ઉપર મનાઇ છતા જાહેર સભામા ભાષણ કરવા માટે ડીફેન્સ ઓફ ઇંડીઆ એક્ટ પ્રમાણે કામ ચલાવ્યુ હતું તે કામમાં તેમને છોડી મુકવામા આવ્યા છે

**ઇન્કમટેક્ષનાં ફારમો**

હાલમા ઇન્કમટેક્ષના નવા કાયદા પ્રમાણે વેપારીઓને તેના ફારમો ભરી મોકલવા માટે આપવામાં આવ્યાં છે આ ફારમો ભરી ન શકાય તેવાં વેપારીઓ ધારે છે અને તેથી તે કાયદામાં સુધારા કરી આ ફારમો ભરવાનો કાયદો રદ કરવા મુંબઇ, અમદાવાદ વીગેરે શહેરોના વેપારીઓએ પ્રોટેસ્ટ ઉઠાવ્યો છે

**લડાઈ**

લડાઇની બાજી અમેરીકાની મદદ આવી પહોચતાં ઘણીજ સુધરી ગઇ છે આપણે દુશ્મનો ઉપર વળતા હુમલા કરી તેમને પાછા હઠાવવા માંડયા છે તેમના લશ્કરીઓને કેદ કરવા માંડયા છે અને વલણ આપણા લાભમા ફેરવાયેલું જોઇ જર્મનોને જલ્દી હાર આપી લડાઇનો જલ્દી અંત આવે તેમ જણાય છે

**મામલતદારનું ખુન**

અહમદનગર જીલ્લાના આકોલા ગામે તા. ૧૦ મીએ ત્યાંના મામલતદાર મી પીરજાદાને કોળી લોકોએ ક્રુર રીતે મારી નાંખ્યો હતો આ બનાવનું કારણ રેક્રુટીંગને લગતું હતુ એક ભીલ બીજાને સ્વેચ્છા સૈનિક તરીકે મામલતદાર પાસે લઇ જતો હતો તેવામાં બીજા કેટલાક ભીલોએ આવી મારા મારી કરવા માંડી જેને પરિણામે આ બનાવ બન્યો હતો પોલીસ અધિકારીઓ તપાસ કરવા ત્યાં જઇ ચઢયા હતા

**મુંબઇ ઇલાકાની ધારા સભા**

તા ૨૯ મી જુલાઇના રોજ પુનામાં ધારા સભા ભરાઇ હતી તેમા ઓ મી બેલીએ મૈસુરમાથી કાનરા જીલ્લામાના હાથીઓ માટે પુછેલા પ્રશ્નના જવાબના સરકારે જણાવ્યું કે ૫૦ થી ૬૦ હાથીઓ ત્યા છે તેને પકડવાની ગોઠવણ માટે તપાસ ચાલે છે ઓ મી ભૂરગુરીના સવાલના જવાબમાં તાલુકા લોકલ બોર્ડ માટે બીન અમલદારી ઉપપ્રમુખો અને લોકલ નીમાય તો તજવીજ રખાય છે દાહોદની બોર્ડ બીન અમલદાર ઉપપ્રમુખની સૂચના પાછી વાળી છે મરણ પામેલી મુસલમાન સ્ત્રીઓની લાસ મરદ ડોકટરો ચીરે છે તેથી તે કોમની ધાર્મિક લાગણી દુખાય છે એવી અરજીઓ મળી નથી જ્યાં સુધી સ્ત્રી ડાકટરોની સંખ્યા ઘણી મોટી વધે નહીં ત્યા સુધી

-રફિમાં ફેરફાર કરવો મુશ્કેલ છે મુબઇ ઇલાકામા નજર કેદીઓ કેટલા છે તેની માહિતી પ્રકટ કરવી લોકહિત ખાતર યોગ્ય નથી, ઓ. મી. ગોકળદાસ પારેખના સવાલના જવાબમાં ખેડા જીલ્લામા મોસમ પુરી થયા પછીની શરૂઆતમા ૮૪૧ મહુડાં રાખનારા ઉપરકામ ચલાવ્યાં હતાં તેમાં ૮૩૯ ને શિક્ષા થઇ હતી, ગોવા લોટરીઓ માટે સરકાર તપાસ ચલાવશે કઠલાલ ગામે મુખીએ ગામના એક હજામને કુભાર સાથે વેઠ કરાવવા માટે ગેરવર્તન ચલાવવાની સરકારને ખબર નથી ભાડભૂતના મેળા વખતે નર્મદા નદીમાં થએલી બોટોની હોનારત ફરીથી ન બને તે માટે સરકાર તપાસ ચલાવે છે તલાટીઓની હડતાલ સબંધી ચોકસ માહીતી આપી શકાય તેમ નથી ઓ મી ઉપાસનીના સવાલના જવાબમા રેવન્યુ ખાતામા ૧૦ થી ૧૨ વર્ષની નોકરી કરનારા ગ્રેજ્યુએટોને હજુ મામલતદારની પદ્દિએ ચઢાવ્યા નથી પરંતુ તેથી દરેકજણ મામલતદાર માટે લાયક છે તેમ ફલિત થતું નથી

રજીસ્ટર્ડ વાચનાલયોમાથી—મરાઠા, મેસેજ, યગ ઇંડિયા, આર્યપ્રકાશ, ગુજરાતી, હિંદવિજય, વડોદરા વર્તમાન, હિંદુસ્થાન, કેસરી, મુમુક્ષુ, પ્રકાશ, સદેશ, હિંદવાસી, લારકાના ગેઝેટ, સિંધ પત્રિકા, ન્યુટાઇમ્સ, હોમરૂલર, સિંધીએડ, અને હીંદુ એ પત્રો રજીસ્ટર લાયબ્રેરીઓમાથી બંધ કરવા ફરમાનો કાઢ્યાં છે

તે પછી ૧ લી અગષ્ટના રોજ ફરી ધારાસભા મળી હતી તેમા ૧૦૦૦ માણસોની વસ્તીવાળા ગામોમાં પ્રાથમિક શિક્ષણની શાળા ખોલવાનો સિદ્ધાંત સ્વિકરાયો હતો અને ધીમે ધીમે ૫૦૦ની વસ્તીવાળાં ગામોમાં સત્વર કરવામાં આવશે ને તે પછી નાના મોટા દરેક ગામમા શાળા ખોલવાનો ઇરાદો જાહેર થયો હતો હાલમા ૧ હજારની વસ્તીવાળા ૧૧૦૪ ગામોમા બીલકુલ શાળા નથી તેમજ ૫૦૦ થી ૧૦૦૦ ની વસ્તીવાળા ૩૪૦૦ ગામોમા પણ શાળા નથી સરકારે આ ગામોને મદદ કરવાની પોતાની રાજનીતિ રાખી છે

ઓ મી, કામટે વૈદ્યકીય શાળામાં—કેટલાક નાના વર્ગો ખોલવાની અને વૈદ્યકનું જ્ઞાન માતૃ ભાષા દ્વારા આપવાની માગણી કરી હતી પણ તેમાં છેવટની માંગણી વાળો ભાગ પાછો ખેંચી લીધો હતો ઓ મી. ઉપાસનીએ ઇલાકાના દરેક પ્રાંતમા ખેતીવાડીની ઓછામાં ઓછી એક શાળા સ્થાપવાની ભલામણ કરી હતી સરકાર તરફથી મી કર્ટીસે જણાવ્યું કે હાલમા ચાર શાળાઓ છે ને ચાર વધુ ખોલવાની ગોઠવણ કરી છે દરેક પ્રાંતમા એકેક શાળા ખોલાય તે માટે દર વર્ષે એક બે શાળા ખોલવાનુ ધોરણ સરકારે રાખ્યુ છે, મી કારમીરકલે ટેકો આપ્યા પછી આ ઠરાવ પાસ થયો હતો

**ના મૉન્ટેગુનુ વિલાયતમાં ભાષણ**

તા ૨૮ મી જુલાઇએ હીંદી વજીર મી મૉન્ટેગુએ કેમ્બ્રીજની લીબરલ એસોસીએશન સમક્ષ ભાષણ આપ્યુ હતુ તેમાં જણાવ્યુ હતું કે આપણો હેતુ એ છે કે હીંદને જોખમદાર રાજતત્રની દિશામા ક્રમશ આગળ લઇ જવુ અને એક વખતે તેને સપૂર્ણ સ્વતત્રતા અર્પી બ્રીટીશ સામ્રાજ્યના સરખા હકો આપવા એજ માટે હું હિંદુસ્તાન ગયો હતો.

**આયુર્વેદીય દવાઓનો ઝગડો**

દાદાના એક વૈદ્ય ઉપર આસવો વેચવા માટે કોર્ટમાં સરકાર તરફથી ફરીઆદ થઇ હતી પણ તેમાં પાછળથી સરકારે તે ફરીઆદ પાછી ખેંચી લીધી હતી અને ત્યાંની સરકારે આયુર્વેદીય દવાઓને આબકારી એક્ટમા આવતી હોય તો તેમાંથી બાતલ કરી તે કાયદો લગાડવો નહિ એવો સુધારો કર્યો છે

**પાર્લામેન્ટમાં હીંદના પ્રશ્નો**

પાર્લામેન્ટમાં મી રામ્સેમેકડોનલ્ડે હીંદી પ્રધાનને ખેડા જીલ્લાને લગતા પૂછેલા સવાલના જવાબમા જણાવ્યુ કે બનેલા બનાવ વિષે મારી પાસે આવેલી પ્રેસ નોટની નકલ હુ તમને પુરી પાડીશ મારી જાણ મુજબ તેનો છેડો આવ્યો છે હીંદી સરકારને પ્રાંતીક લેજીસ્લેટીવ કાઉન્સીલોની ચુંટણીમાં જે ગેરરીતી વાપરવામા આવે છે તેને અટકાવનાર બીલ હીંદી સરકાર તરફથી ક્યારે લાવવામાં આવશે એવા કરનલયેટના સવાલના જવાબમા હીંદી પ્રધાને, જણાવ્યુ કે પ્રાંતીક સરકારો પાસે તે વિષેના વિચારો જાણવા માંગ્યા છે

કરનલ વેજઉડે હીંદી પ્રધાનને પૂછ્યુ કે હીંદ ઉપરનો પરદેશી ભય વધતો જતો હોવાથી હથીયાર બધીનો કાયદો કાઢી નાંખવાપર વિચાર ચલાવવા માટે તે તૈયાર છે કે નહિ તે સબધમાં મી મોન્ટેગુએ કહ્યું કે જાત પરજાતનો તફાવત દૂર કરવા માટે હથીયાર બધી કાયદાના શીડયુલમા સુધારો કરવા હીંદી સરકાર વિચાર ચલાવે છે

# મુંબાઇમાં ચાલુ માસમાં ભરાયલી ૩૩ મી સ્પેશ્યલ હીંદી નેશનલ કૉંગ્રેસ.

મૉડરેટો જુદા પડયા—હિંદી પ્રધાન લૉર્ડ મોન્ટેગુએ અને ના વાઇસરૉય લૉર્ડ ચેમ્સફોર્ડે હીંદને માટે ઘડેલી હીંદી રાજકીય સુધારાની યોજના ઉપર મત દર્શાવવાને સ્પેશ્યલ કોંગ્રેસ મુંબાઈ ખાતે ભરવાનું નક્કી થયુ હતું તે કોંગ્રેસ—આ યોજનાને સ્વીકારશે નહિ, એવા વ્હેમથી ઑાન. સર. દિનશાહ એદલજી વાચ્છા, સર ચંદાવરકર, મી સમર્થ, ઑા મી સુરેન્દ્રનાથ બેનરજી અને ઑાન મી શ્રીનિવાસશાસ્ત્રી વિગેરેએ પોતાની જુદી મોડરેટ કોન્ફરન્સ ભરવી અને આ કોંગ્રેસમા જવુ નહિ એવો નિશ્ચય કરી તેઓ કોંગ્રેસથી જુદા પડયા છે અને આ યોજના સબધી પોતાનો મત જાહેર કરવા અકટોમ્બર માસમાં મોડરેટ કોન્ફરન્સ ભરનાર છે

હિંદુસ્તાનમા કુસપ થવાથી જ પડતી આવી છે એ સર્વના જાણવામા છે આવા વખતે એક સપની અને એકત્ર મતની ખાસ જરૂર તે વખતે ઑા સર દિનશાહ વાચ્છા, અને ઑાન મી સુરેન્દ્રનાથ જેવા કોંગ્રેસના ચુસ્ત ભકતોએ કોંગ્રેસથી જુદા પડવાનો નિશ્ચય કર્યો એ એક પ્રકારની તેમની ગેર સમજુતીજ અમને તો જણાય છે ઑા મી મદનમોહન માલવીયાએ મોડરેટોને એકત્ર કરવા ઘણું કર્યું, એક દિવસ કોંગ્રેસનો દિવસ મુલ્તવી રાખ્યો પણ તેઓ એકત્ર ન જ થયા અને છેવટે તા. ૨૯—૮—૧૮ ના રોજ મુબાઇમા ચર્ચગેટ સ્ટેશન પાસેના કોંગ્રેસના ખાસ મડપમા ૧ વાગે કોંગ્રેસ ભરાઇ હતી તેમા મોડરેટોમાંના પણ ઘણા જોવામા આવતા હતા તેમા ઑા મી લલુભાઇ સામળદાસ, ઑા મી ચુનીલાલ મ્હેતા, તેમજ સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટ પણ આવ્યા હતા તે ઉપરાંત મી. દલવી, ઑા મી કામટ, મોતીલાલ ઘોસ, ઑા પડીત મદનમોહન માલવીયા, ડૉ અનસારી, પડીત મોતીલાલ નહેરૂ, ઑા મી ભરગુરી, વિગેરે ગૃહસ્થો હાજર હતા મડપમા કોંગ્રેસના પ્રમુખ મી હસન ઇમામ બેરીસ્ટર એટલો, મીસીસ એનીબીસેન્ટ, મીસીસ સરોજની નાયડુ આવી પહોંચતા તાલીઓના ગડગડાટ વચ્ચે વધાવી લેવામાં આવ્યા હતાં શરૂઆતમા ગાધર્વ મહાવિદ્યાલયના પંડિતની આગેવાની હેઠળ ગુજરાતી, દક્ષીણી, પારસી, બગાળી ને પંજાબી બાનુઓએ હારમોનિયમ સાથે 'વદેમાતરમ' અને 'હીંદ અમારા દેશ હય' એ ગીત ગાયાં હતા મડપમાં ૮ થી ૧૦ હજાર માણસ જણાતું હતું જેમા લગભગ ચારેક હજાર ડેલીગેટો હતા—

શરૂઆતમાં રીસેપ્શન કમીટીના પ્રેસીડેન્ટ ઑા **મી. વીઠલભાઇ ઝવેરભાઇ પટેલે**—પોતાનું ભાષણ શરૂ કર્યું હતું તેમણે જણાવ્યુ કે ડેલીગેટ બધુઓ, અને બ્હેનો હુ તમને સ્વાગત કમીટી તરફથી દીલોજાની ભર્યો આવકાર આપુ છુ આજે આપણે હિંદુસ્તાનના વૉઇસરાય અને હીંદી પ્રધાને હીંદુસ્તાનના રાજકારોબારના સુધારા માટે જે રીપોર્ટ કર્યો છે તેના ગુણ દોષની તપાસ કરી ચુકાદો આપનાર ન્યાયાધીશ તરીકે એકઠા થયા છીએ અને આપણી આગળ જે મોટો સવાલ રજુ થયો છે તેની ગભીરાઇ અને અગત્યતા સમજીશુ તો આપણે આપણા લોકો તરફની ફરજ અદા કરીશુ થોડા આગેવાનો અને કોંગ્રેસમેનોએ આજની કોંગ્રેસથી અલગ રહેવાનો ઠરાવ કરવાથી આપણે દીલગીર છીએ તેઓએ માની લીધુ છે કે "આજની ખાસ કોંગ્રેસની બેઠક રાજકીય સુધારાની યોજના ભાગી પાડવા માટે બોલાવવામાં આવી છે" તમે લાબી મુસાફરી કરીને આ યોજનાનો નાશ કરવા આવ્યા નથી સુધારાની યોજના જેમ છે તેમજ સ્વિકારી લેવી, કે તે પૂર્ણ છે એવુ કોઈએ હજુ કહ્યું નથી તે યોજના ઉપર ટીકા કરવાની અને તેમા સુધારો કરવાની યોજના ઘડનારાઓએ પણ છુટ આપી છે આથી કોંગ્રેસ એ યોજના માટે શુ સુધારા સૂચવશે તે પ્રથમથી માની લેવુ ન જોઇએ હવે જો થોડા માણસોએ પોતાની પીઠ ઉપરનો બોજો ઉચકવા ના પાડી છે તો હવે આપણે વધારાનો બોજો ઉપાડી લેવો જોઇએ અને શહેનશાહતમા રહીને સપૂર્ણ (પ્રજાને) જોખમદાર રાજ્યશાસન મળે તે રસ્તે કુચ કરવી જોઇએ આજે આપણે જે બેઠક ભરી છે તે કાંઇ ઓચીતી ભરવામા આવી નથી કારણ કે જ્યારે હીંદી પ્રધાન અને લોર્ડ ચેમ્સફર્ડ હીંદુસ્તાનના સઘળા વર્ગના પ્રતીનીધીઓની મુલાકાત લેતા હતા તે વેળાએ જાહેર કરવામાં આવ્યું હતુ કે તેઓ જે રીપોર્ટ કરે તે ઉપર વિચાર ચલાવવા માટે કોંગ્રેસની ખાસ બેઠક

બોલાવવામાં આવશે તે વખતે સવ એક મત હતા અને કોઇને ખ્યાલ પણ ન્હોતો કે તેજ રીપોર્ટ આપણા વચ્ચે મતભેદ ઉપજાવી કરી આપણામાં તડ પડાવશે.

મોન્ટેગુ–ચેમ્સફર્ડની યોજનાની ઉત્પત્તિ કોંગ્રેસ–લીગની યોજનામાંથી ઉત્પન્ન થઇ છે. તે યોજનામાં આખા દેશનુ મત સમાવેલું છે રીપોર્ટમાં સાતમા પ્રકરણમા કોંગ્રેસ લીગની યોજનાની તપાસ લેવામાં આવી છે તેમાંના કેટલાક નિયમો આ યોજનામાં સ્વિકાર્યાં છે અને બાકીના રદ કર્યા છે. તેમાં જે અગત્યના ભાગો છે તે રદ કરવામા આવ્યા છે ને બીન અગત્યનાને કબુલ રાખવામાં આવ્યા છે જે વખતે હીંદી વજીર અને વાયસરોયની તપાસ ચાલતી હતી તે વખતે આ સર દીનશાહ વાછા અને બીજા નવ ગૃહસ્થોએ કોંગ્રેસ લીગની યોજનાની પુષ્ટીમાં યાદી રજુ કરી હતી કોંગ્રેસને લીગની યોજના સાથે મળતો થાય તેવો રીપોર્ટ હને તો આખો દેશ તેને સ્વિકારત પણ તેવો તે નથી પણ આપણી સન્મુખ જે યોજના છે તેમા મોટા અને ધરખમ ફેરફારો કરવા જોઇશે

આ યોજનાએ દેશને સંતોષ આપ્યો નથી પ્રજાને જોખમદાર રહે એવા શાસનની શરૂઆત માટે પહેલી સરત એ છે કે પ્રજાને જગાતનું છુટાપણું મળવુ જોઇએ

વળી પ્રજાને જોખમદાર રહે એવા કારોબાર માટે પ્રાંતોને પસંદ કીધા છે તેમા હીંદુસ્તાનની સરકારની-પાર્લામેન્ટ તરફની જોખમદારીનો સુધારો પ્રાંતોમા અને વડી સરકારમાં એક બીજાની સાથે અને એકીજ વેળાએ થવો જોઇએ

પ્રાંતોની ધારાસભાઓ આડ કમીટીની ગોઠવણથી સઘળી ખરી સત્તા ખોઇ બેસશે જે આડ કમીટીમા સરકારની બહુ મતી રહેશે અને વ્હેવારૂ રીતે હીંદી સરકારની કાઉન્સીલ ઓફ સ્ટેટના જેવી તેની સત્તા રહેશે

આ યોજનામા આગળ વધેલા પ્રાંતોને સંપૂર્ણ જોખમદાર કારોબાર સોંપવો જોઇએ અને બીજા પ્રાંતોમાં સરકારને હસ્તકનાં રીઝર્વ ખાતા ઓછા રાખવાં જોઇએ

હીંદુસ્તાનની સરકારમાં જોખમદાર કારોબારની એક ધરખમ શરૂઆત તુરત જ થવી જોઈએ અને દશ વર્ષથી ઓછી નહી એટલી મુદતે પાર્લામેંટે પસંદ કરેલા કમીશને આ કારોબારની તપાસ કરવી જોઇએ. હીંદુસ્તાનને સંપૂર્ણ પ્રજાકીય કારોબાર માટે વખતની હદ બાંધવી જોઇએ તે મુદત ૧૫ થી ૨૦ વર્ષ કરતાં વધારે ન જોઇએ આ અને બીજા જે ફેરફારો કોંગ્રેસ તરફથી સુચવવામાં આવે તે સરકાર કબુલ રાખે તો પ્રજાને જોખમદાર રહે એવો કારોબાર સ્થાપવા સંબંધમાં એક ધરખમ પગલું ભરેલું કહેવાશે આ વીગેરે કહી તેમણે પ્રમુખની ચુંટણી કરવાની બહાલી આપી હતી

ઓ. મી. પટેલના ભાષણ પછી મીસીસ એનીબીસેંટે પ્રમુખ મી હસન ઇમામને કોંગ્રેસનું પ્રમુખપદ લેવાની દરખાસ્ત મુકી હતી તેને મોસ્લેમલીગના પ્રેસીડેંટ મહમુદાબાદના રાજા સાહેબ ઓ, પંડિત મદનમોહન માલવીયા, દી, બા હરચંદરાવ વીશનદાસ, મી ચક્રવર્તી, મી ગોવીંદરાઘવ આયર, ઓ. મી. જીનાહ, અને ઓ મી ખાપરડેએ ટેકો આપ્યા હતો પછી ખુશાલીના ભારે પોકારો વચ્ચે મી હસન ઇમામે પ્રમુખપદ સ્વિકારી પોતાનું ભાષણ શરૂ કર્યું હતું. તેનો સારાંશ આ પ્રમાણે છે

ડેલીગેટ બંધુઓ, બાનુઓ અને ગૃહસ્થો

કોંગ્રેસની આ ખાસ બેઠક અસાધારણ અગત્યની છે એક વાઇસરોય અને હીંદી વજીર તરફથી બહાર પાડવામાં આવેલા રાજ બંધારણના સુધારા પર આપણે ચર્ચા ચલાવવાની છે એટલે આપણું કામ જોખમ ભરેલુ છે, બીજી બ્રીટીશ શહેનશાહતના જેવા જ શહેરીપણાના હક હીંદુસ્તાનને પણ મળવા જોઇએ એમ તે કબુલ કરે છે, તેમણે આપણી માગણીઓને વજન આપ્યું છે, આપણી માગણી ૧૯૧૭ ના જાહેરનામામાંથી ખરી ઠરાવવામા આવી છે આપણી માગણી ખરી છે એમ જાહેર કરવાથી સંતોષ થાય નહિ, આપણે આશા રાખવા જેવી ખરેખરી સુધારાની યોજના તેઓએ ઘડી નથી તોપણ આપણે ઉતાવળથી યોજના તરછોડી કાઢવી નહી જોઇએ, આપણી માગણી એ એકત્ર હીંદની માગણી છે

હીંદી ધારાસભાને બદલે (૧) આશરે ૧૦૦ મેમ્બરોની ધારાસભા (૨) આશરે ૫૦ મેમ્બરોની સ્ટેટ કૌંસલ રચવામા આવશે. ધારાસભામાં કે ચુંટાયલા સભાસદોની વધુમતી રહેશે પણ તેને કંઇ સત્તા નહી રહે અને કારોબાર ઉપર ફક્ત "અસર" કરવાથી તેને સંતોષ પકડવો પડશે તેને બંન અને રમારક કરવાન સ્ટેટ કાઉંસિલ રચવામા આવી છે તેમાં સરકારીને સરકારે નીમેલા મેમ્બરાની બહુમતી રહેશે તે સર્વોપરી ધારા બાંધનારી સત્તા ગણાશે ત કાઉંસીલ ધારાસભાને દબાવી શકશે તેથી તે ગોઠવણ વાંધા ભરી છે. પ્રજાની મરજીને પ્રાંતીક ને વડી સરકારો અનુસરે

એવી આપણી માગણી છે પણ તેને બદલે આપણને આગળ કરતાં પણ વધુ આપખુદ સત્તાવાળી વડી સરકાર આપવામાં આવી છે રીપોર્ટમાં નવમા પ્રકરણમા હીંદી સરકાર અગાઉ લોકપર ઘણી આપખુદીને જુલમાટનું કારણ હતી એમ તેમણે જણાવ્યું છે કોંગ્રેસલીગની યોજના અવ્હેવાર જણાવી તરછોડી કાઢી છે પણ તેના મુળ મુદાઓ સ્વીકારી રીપોર્ટમાં ઉમેરીને કાઉન્સીલ ઓફ સ્ટેટ ઉપરાંત રાજકર્તાઓની બ્રીટીશ હિંદની પ્રજાના કામમા વચ્ચે પડવાની સત્તા આપવાની પણ હું વીરૂદ્ધ છુ નાણાની સત્તા સબધી બજેટ ધારાસભામાં ચર્ચા સારૂ રજુ થશે પણ ધારાસભા તેમાં મત આપશે નહિ પણ તે સામે આપણો પ્રોટેસ્ટ છે

ગવર્નર જનરલની એકઝીકયુટીવ કૌંસિલમા ફક્ત બે જ હીંદીઓની કરવામાં આવેલી નીમણુંકથી અવીશ્વાસમાં વધારો થાય છે આપણી માગણી એ છે કે એકઝીકયુટીવ કૌંસિલમા અર્ધો અર્ધ સભાસદો હીંદી જોઈએ

હીંદી સરકારના બંધારણ કરતા પ્રાંતીક સરકારોના કારોબારમાં કંઈક અશે વધારે લાભ દાયક ફેરફારો કરવામાં આવ્યા છે પ્રાંતીક સરકારી કારોબારને બે ભાગમા વહેંચી નાંખ્યા છે જે ચોકસ ભાગ પ્રજા માટે ને ચોકસ ભાગ અમલદારો માટે એકઝીકયુટીવ સરકાર પણ ઉપર પ્રમાણે બે ભાગોની બનશે મારૂં માનવુ છે કે પ્રાંતીક સરકારોના કારોબારમા યોજના વડે ઘણો સગીન સુધારો કરવામા આવ્યા છે કે જે અમલમા આવતા ધીમે ધીમે પ્રાંતો સ્વરાજ્ય ભોગવતાં થઈ શકશે પ્રાંતીક સરકારની બે શાખાઓ સબધમા નાણા સબધી જે ગોઠવણ કરવામાં આવી છે તે મ્હને પુરેપુરી અસતોષ ઉપજાવનારી જણાય છે તેમા ઘણા સગીન ફેરફારોની જરૂર છે, પ્રધાનોની નિમણુંકના સબધમાં ધારાસભાના ચુટી કહડાયલા સભાસદોમાથી પસદગી કરવાની સત્તા ગવર્નરને છે કારોબારી સરકારના હીંદી સભાસદોની ચુટણી કૌંસીલે કરવી એવી આપણે ભલામણ કરીએ છીએ. હું એવી સુચના કરૂં છુ કે પ્રધાનોની નીમણુંક થતી વખતે ફરીથી ચુટી કહાડવાની તેને માથે ફરજ નાંખવી જોઈએ અને પ્રધાને ધારાસભાનો વિશ્વાસ મેળવી રહવુ જોઈએ અને જો ધારાસભા પોતાનો અવિશ્વાસ જાહેર કરે તો તેણે પોતાના ઓહદાનુ રાજીનામું આપવુ એ સરનો હોવી જોઈએ પ્રધાનોને કારોબારી સભામાંથી બાતલ રાખવાના સબધમા લોકો તરફથી નાપસદગી જણાઈ આવે છે જેથી તેમને કારોબારી સભામા દાખલ કરવા જોઈએ, જો ગવર્નરની મરજી હોય તો કારોબારી સભામાં ખાસ સભાસદો નિમવાને મને વાંધો જણાતો નથી હીંદુસ્તાનની આર્થિક સ્થિતિને મજબુતી આપવા માટે તેમજ નવા હકો જોખમોને માટે લોકોને વધારે લાયક બનાવવા માટે હીંદુસ્તાનની ઔદ્યોગીક ખીલવણી આગળ વધારવાની અલબત જરૂર છે

જાહેર નોકરીમાં નાન જાતનો અકુશ કહાડી નાખવો ને હાલમા જે નોકરીઓની ઇગ્લડમાં ભરતી કરવામા આવે છે તેની હીંદમા ને ઇગ્લડમા ભરતી કરવી અને તેમાં હીંદમાંથી ૩૩ ટકા જેટલી ભરતી કરવી અને તેમા દર વર્ષે દોઢ ટકા જેટલો વધારો કરવો આ રૂઢી ઉંચી ચઢાવનારી છે હું પોતે આ સુચવેલા ફેરફારોને આવકાર આપું છુ લશ્કરી નોકરીઓમા હીંદીઓને દાખલ કરવાની સૂચનાની નોંધ લેતા સતોષ ઉપજે છે

છેવટમાં હુ મારા દેશી ભાઈઓને જણાવીશ કે તમારે તમારી માગણીઓ ચાલુ રાખવી જોઈએ અને તે માગણીઓ વાજબી હોવાથી તેનો સ્વિકાર થશે જ એ પ્રમાણે પોતાનું ભાષણ પુરૂં કર્યું હતું

તે દિવસે સબ્જેક્ટ કમીટી નીમાઈ કોંગ્રેસ બીજા દિવસ ઉપર મુલ્તવી રહી હતી

તા ૩૦-૮-૧૮

આજે સબ્જેક્ટ કમીટીનુ કામ પુરૂ થતાં ફરી ૩ વાગે કોંગ્રેસ મળી હતી તેમાં શરૂઆતમા પ્રમુખે જણાવ્યુ કે સબજેક્ટ કમીટીએ મુસલમીન લીગની કમિટિ સાથે મળીને ૩ ઠરાવો પસદ કીધા છે જે નીચે મુજબ છે, પહેલો ઠરાવ હું મ્હેલુ છુ તે એ છે કે,—

"ના શહેનશાહ તરફ કોંગ્રેસ વફાદારી જાહેર કરે છે અને બ્રીટન અને મિત્ર રાજ્યોની ફતેહ ઇચ્છે છે કે જે લડાઈમા તે સુલેહ શાંતિ અને મરજીયાત હકની લડતમા ઉતર્યું છે"

બીજો ઠરાવ એ છે કે,—કોંગ્રેસ લીગની હોમરૂલની યોજના આ કોંગ્રેસ પસદ કરે છે અને હીંદ સ્વરાજ્યથી કાઇ પણ ઓછાથી સતોષ પામશે નહિ એમ જાહેર કરે છે

આ બેઉ ઠરાવો પસાર થયા હતા

તે પછી મીસીસ એનીબીસેંટ ત્રીજો ઠરાવ આ પ્રમાણે રજુ કર્યો હતો

(ક) આ કોંગ્રેસ જાહેર કરે છે કે હિંદુસ્તાનની પ્રજા જોખમદાર સરકાર મેળવવાને લાયક છે અને હીંદી રાજદ્વારી સુધારાને લગતા રીપોર્ટમા આવી ઉલટી રીતે બતાવવામા આવેલી ધારતીનો ઇન્કાર કરે છે

(ખ) આ કોંગ્રેસ મજકુર રીપોર્ટમા સમાવવામા આવેલી રીત સાથે બીલકુલ એક મત થતી નથી પ્રાંતો મુખ્ય સ્થળ છે કે જેમા જોખમદાર સરકાર સ્થાપવાના પગલા જલ્દી ભરવાં જોઇએ અને અગત્યની બાબતોમાં પ્રાંતોની અંદર દાખલ કરવામાં આવનારા ફેરફારોના પરીણામનો અનુભવ મળતાં હીંદી સરકારનું હાલનું રાજ્યબંધારણ કાયમ રાખવુ જોઇએ પ્રાંતોની હકુમત અને હીંદી સરકારના રાજકારભાર બંનેમા એકીવેળાએ અને એક સરખો સુધારો વધારો કરવો જરૂરનો છે

આ ઠરાવના ટેકામા મીસીસ બીસેન્ટે કહ્યુ કે આપણે સ્વરાજ્ય ચલાવવાને લાયક થયા છીએ માટે હવે અમને સ્વરાજ્ય મળવુ જોઇએ આ ઠરાવને મી જગન્નાથ મજમુન્દાર, ખાન બા સરફરાજખાને વીગેરે ટેકો આપતાં ઠરાવ પસાર થયો હતો ત્યારબાદ કોંગ્રેસ બીજા દીવસ ઉપર મુલ્તવી રહી હતી

તા ૩૧-૮-૧૮

આજે ફરી ૧૧ વાગે કોંગ્રેસ ભરાઇ હતી અને પ્રમુખ, વીગેરે આવી પહોચતા તાળીઓના અવાજથી વધાવી લેવામા આવ્યા હતા તે પછી ઓ પંડીત ગોકર્ણનાથ મીશ્રે નીચેનો ઠરાવ રજુ કર્યો હતો

"હીંદી સરકારની એકલી વહીવટી સત્તા નીચલા અપવાદને આધીન દેશની સુલેહ શાંતિ અને રક્ષણ સબંધમાં સીધી રહેશે હીંદીઓના પાર્લામેંટે હકો જાહેર કરનારા કાયદામાં હીંદીઓને બ્રીટીશ શહેરીઓ તરીકેના નીચલા હકો આપવાનુ જાહેર કરવુ—

(અ) નામદાર શહેનશાહની બધી હીંદી પ્રજા અને જેઓ હીંદી પ્રજા તરીકે વસવાટ કરી રહ્યા છે તેઓ બધા કાયદાની નજરમા સરખા છે અને હીંદીઓને જુદા ગણનારો કોઇ બી કાયદો અમલમાં હોવો ન જોઇએ

(બ) નામદાર શહેનશાહની કોઇ બી હીંદી પ્રજાને કાયદાની અદાલતે સજા કરવા સિવાય અને કાયદેસરની ખુલ્લી તપાસ વિના, છુટાપણું, જીંદગી, મીલ્કત, ભાષણની અથવા લખાણની સ્વતંત્રતાની બાબતમા કાઇ બી સહન કરવું પડે નહિ

(ક) હીંદી પ્રજાને ગ્રેટબ્રીટનની માફક લાઇસંસથી હથીઆરો રાખવાનો હક મળવો જોઇએ અને ન્યાયની અદાલતની સજા સિવાય હક કોઇ બી રીતે લઇ લેવાનો ન જોઇએ.

(ઇ) બીજી બ્રીટીશ પ્રજાઓના જેવા સંજોગો સિવાય બીજા સંજોગો સિવાય બીજા સંજોગોમાં કોઇ બી હીંદી પ્રજાને મોતની સજા ન થવી જોઇએ

આ દરખાસ્તના ટેકામાં તેમણે ઇંડીઅન ડીફેન્સ એકટ, હથીઆરનો કાયદો અને પ્રેસ એકટ રદ થવા જ જોઇએ વીગેરે વીવચન કર્યું હતું તે પછી મીસીસ સરોજની નાયડુ, મી રામભજ દત્ત ચોધરી, મી જમનાદાસ દ્વારકાદાસે વીગેરેએ ટેકો આપ્યા પછી ઠરાવ પસાર થયો હતો તે પછી મી પી રામસ્વામીઆયરે નીચેનો ઠરાવ રજુ કર્યો હતો

"કોંગ્રેસનુ મજબુત મત છે કે હીંદી પ્રજાના ભલા ખાતર હીંદી ધારાસભાના બ્રીટીશ સરથાનો જેવુ જગત સબંધી છુટાપણું બક્ષવુ.

આ ઠરાવને મી. અબ્દુલ કાસીમ મી મનસુબેદાર વીગેરેએ ટેકો આપતાં તે પસાર થયો હતો તે પછી કોંગ્રેસ બીજા દીવસ ઉપર મુલ્તવી રહી હતી

તા ૧-૯-૧૮

આજે કોંગ્રેસનું કામ શરૂ થયુ હતું તેમાં પ્રથમ ઓનરેબલ મદન મોહન માલવીયાએ નીચે પ્રમાણે ઠરાવ મૂક્યો હતો

આ કોંગ્રેસ હીંદુસ્તાનમા જોખમદાર સીસ્ટમ સ્થાપવા માટે ઓ સેક્રેટરી ઓફ સ્ટેટ અને ના વાઇસરાય તરફથી કરવામાં આવેલી કોશીશની પીછાન કરે છે અને કેટલીક ભલામણો હાલની સ્થિતિમા સુધારો કરનારી છે તોપણ કોંગ્રેસ જાહેર કરે છે કે યોજનામાં કરવામાં આવેલી ભલામણો નીરાશી ઉપજાવનારી ને અસંતોષકારક છે અને જોખમદાર સરકાર ભણી એક ધરખમ પગલુ આગળ વધવાને નીચલો સુધારો કરવો તદ્દન અવશ્યનો છે

**હીંદી સરકારના બધારણમા થવા જોઇતા સુધારા**—(૧) પ્રાંતીક સરકારો માટે સૂચવ્યા પ્રમાણે રીઝર્વ્ડ અને ટ્રાન્સફર્ડ બાબતોની સીસ્ટમવડે સરકાર માટે અખત્યાર કરવી (૨) રીઝર્વ્ડ તરીકે પરદેશખાતાને લગતા હીંદી રાજકર્તાઓ સાથેના સબંધી, લશ્કર, દરિયાઇ કાફલો ને આ દેશની સુલેહશાંતિ તથા બચાવ સાથે સીધી સબંધ ધરાવતી બાબતોને ગણવી, જ્યારે બીજી બાબતોને ટ્રાન્સફર્ડ બાબતો ગણવી (૩) રીઝર્વ્ડ બાબતો માટે જોઇતા એલોટમેન્ટસને મહેસુલ ઉપર પ્રથમ કાબુ આપવો (૪) પ્રાંતો માટે જે ધોરણ મુકરર કરવામા આવ્યુ છે તેજ ધોરણ ઉપર બજેટ બહાલ રાખવા માટે રૂઢી અખત્યાર કરવી (૫) સઘળા કાયદાના ખરડા લેજીસ્લેટીવ એસેમ્બલીમાં દાખલ કરવા (૬) કાઉન્સીલ ઓફ સ્ટેટ સ્થાપવી નહિ ને જો સ્થાપવામા આવે તો અર્ધા મેમ્બરો ચુટી કઢાયના તેમા રાખવા (૭) રીઝર્વ્ડ બાબતોને માટે એક્ઝીક્યુટીવ કાઉન્સીલરોની અર્ધી સખ્યા હીંદીની રાખવી (૮) તે લેજીસ્લેટીવ એસેમ્બલીમા મેમ્બરો ૧૫૦ રાખવા તેમાં ⅘ મેમ્બર ચુટાયલા રાખવા (૯) તેમા પ્રેસીડેન્ટને વાઇસ પ્રેસીડેન્ટને એસેમ્બલીએ ચુટી કાઢવા. (૧૦) લેજીસ્લેટીવ એસેમ્બલીને કામકાજ ચલાવવાના પોતાના કાનુનો ઘડવાની ને સુધારવાની સત્તા આપવી (૧૧) કાઉન્સીલને એસેમ્બલીની સભાઓ આંતરે આંતરે બોલાવવી (૧૨) કાયદો પસાર કરી એવી ગેરટી આપવી કે સપૂર્ણ જોખમદાર સરકાર આખા બ્રીટીશ હીંદુસ્તાનમા ૧૫ વરસની મુદતની અદર સ્થાપવી

**પ્રાંતીક સુધારા**—એક્ઝીક્યુટીવ ગવર્નમેન્ટના કોઇપણ વધારાના મેમ્બરને પોર્ટ ફોલીયો વગર રાખવો નહિ. (૨) કૌસિલરોને શરૂઆતથી જ મીનીસ્ટરોની જોખમદારી પણ ચાલુ થવી જોઇએ (૩) મીનીસ્ટરોના દરજ્જો અને પગાર એક્ઝીક્યુટીવ કાઉન્સીલના મેમ્બરોના જેવા જ રાખવા (૪) રીઝર્વ્ડ બાબતોમા એક્ઝીક્યુટીવ કાઉન્સીલરોની ઓછામાં ઓછી અર્ધી સખ્યા હીંદી રીવાજોની રાખવી (૫) બજેટ ઉપર ધારા બાંધનારાઓનો કાબુ રાખવો. નવા કરો નાખવાની જરૂર પડે તો ટ્રાન્સફર્ડ ને રીઝર્વ બને બાબતો માટે સામટી પ્રાંતીક સરકાર તરફથી તે કરો નાખવા જોઇએ

**પ્રાંતીક સ્વરાજ્ય**—આ કોંગ્રેસ એવો અભીપ્રાય ધરાવે છે કે સપૂર્ણ પ્રાંતીક સ્વરાજ્ય ચલાવવા લોકો તૈયાર છે તો પણ કોંગ્રેસ સુધારા અમલમા મેલવાની ખાતર ન્યાય ને પોલીસખાતા ૬ વરસની મુદત માટે સઘળા પ્રાંતોમાં એક્ઝીક્યુટીવ ગવર્નમેન્ટના હાથમા મેલવાને તૈયાર છે કારોબારી ને ન્યાયખાતા તુરત જુદા પાડવા (૨) પ્રેસીડેન્ટને વાઇસ પ્રેસીડેન્ટને કાઉન્સીલે ચુટી કાઢવા (૩) આઠ કમીટી નીમવાની સૂચના પડતી મૂકવી જો આઠ કમીટી નીમવામાં આવે તો તેમા અર્ધી સખ્યા લેજીસ્લેટીવ કૌસિલે ચુટી કાઢવી (૪) લેજીસ્લેટીવ કૌસિલમા ચુટી કઢાયલા મેમ્બરોનું પ્રમાણ ⅘ નું રાખવુ (૫) લેજીસ્લેટીવ એસેમ્બલી કે કાઉન્સીલ ઓફ સ્ટેટ કે લેજીસ્લેટીવ કૌસિલ બરખાસ્ત કરવામા આવે ત્યારે ગવર્નર જનરલે કે ગવર્નરે જરૂરજોગી ચુટણીમાટે હુકમો બહાર પાડવાનું ને ત્રણ મહીનાની અદર તેમને ફરી બોલાવવાનુ ફરજીઆત રહેશે

**પાર્લામેન્ટ ઇંડિયા ઑફીસ**—કાઉન્સીલ ઓફ ઇંડિયા કહાડી નાખવી અને હિંદી વજીરને મદદ કરવા બે નાયબ વજીરો નીમવા તેમા ૧ હીંદીવાન હોવો જોઇએ (૨) ઇંડિયા ઓફીસનો ખચ બ્રીટીશ આવક જાવકના અડસટ્ટામા દાખલ કરવા (૩) રીઝર્વ બાબત સબંધ ધરાવતી નાણાં સબધ કે કારોબારી સત્તાઓ પ્રાંતીક સરકારને ટ્રાન્સફર કરવી (૪) ઇંડિઆ કાઉન્સીલનું હાલનું બધારણ તપાસવાને નીમવામા આવનારી કમીટીમા પુરતું હીંદી તત્ત્વ રાખવુ

આ ઠરાવના ટેકામાં એ મી. પડીતે કહ્યું કે આ ઠરાવ પસાર કરવો જોઇએ હીંદી સરકારનું ધોરણ ચોક્કસ રીતે ગોઠવવાની બાબત ઉપર સઘળી પક્ષ ને પાર્ટી એકમત થઇ છે. તે ઠરાવને સરદીનશાહ પીટીટ, મી બમનજી, મી. તીલક, મી. અબ્બાસ તૈયબજી, મી. બીપીન ચદ્રપાલ અને મીસીસ બેસંટે ટેકો આપ્યા પછી ઠરાવ પાસ થયો હતો

ત્યાર પછી લેજીસ્લેટીવ કૌંસિલને એસેમ્બલીમા મેહોમેદનનુ પ્રમાણ જાળવી રાખવાનો પ્રમુખે ઠરાવ મૂક્યો હતો તે પછી મીસીસ સરોજની નાયડુએ "આયોજનામા મરદો માટે જે લાયકાતો દરસાવવામા આવી છે ત્યા તે લાયકાતો સ્ત્રી જાતીને સબબે બીનલાયક જાહેર કરવી નહિ, તેને શ્રીઅનુસુયા સારાભાઇ, મીસીસ રમીબાઇ કામદાર વીગેરેએ ટેકો આપ્યો હતો પડીત મદન મોહન માલવીઆએ વીરૂદ્ધ મત આપ્યો હતો છતા પાછળથી વધુ મતે ઠરાવ પાસ થયો હતો. તે પછી "અજમેર, મેવાડને દીલ્હીનો એક પ્રાંત બનાવવાનો ઠરાવ" પાસ થયો હતો તે

પછી હીંદીવાનોને લશ્કરમા ૨૫ ટકા કમીશન આપીને ૧૫ વર્ષમાં ૫૦ ટકાની સખ્યા કરવી" તે ઠરાવ પાસ થયો હતો પછી શેનેટ કમીટીની ભલામણો વખોડી કહાડવાનો તે પછી લેજીસ્લેટીવ એસેમ્બલીમા ૬ સભાસદ કોંગ્રેસે, ૧ નેશનલીસ્ટ લીગે ચુટી કહાડવાનો ઠરાવ પાસ થયો હતો તે પછી પ્રમુખનો ઉપકાર માની કોંગ્રેસ બરખાસ્ત થઇ હતી

આવતી કોંગ્રેસ માટે બોમ્બે પ્રોવીન્શન કોંગ્રેસ કમીટીએ લો. મા બાલગંગાધર તીલકને ચુટી કાઢયા છે

**મોસ્લેમલીગ** મુબાઇમા તા ૩૧ અને ૧ લી સપ્ટેમ્બરના રોજ મહમુદાબાદના રાજા ઓ. સર મહમદઅલી મહમદખાન બહાદુરના પ્રમુખપણા નીચે ઓલ ઇંડિયા મોસ્લેમ લીગ મળી હતી તેના રીસેપ્શન કમીટીના પ્રમુખ ઓ સર ફાજલભાઇ કરીમભાઇએ આવકાર આપનારૂં કર્યા પછી પ્રમુખે ભાષણ કર્યું હતુ તે પછી હીંદી પ્રધાન અને ના વોયસરોયે ઘડેલી યોજનાના સબંધમા ઠરાવો કર્યા હતા તેમા હીંદને સ્વરાજ્ય બક્ષવાનો, નાણા સબંધી ને હથિયાર સબંધી છુટાપણું આપવાનો, અને કોંગ્રેસ લીગની યોજનામા લેજીસ્લેટીવ એસેમ્બલીને કાઉન્સીલો સર્વેનું મોહમેદનોનું પ્રમાણ જાળવી રાખવાના વીગેરે ઠરાવો થયા હતા આ ઠરાવોમા કેટલાક કોંગ્રેસે ઘડેલા ઠરાવોના જેવીજ મતલબના હતા

## वैद्यक टुचका.

**સાપનો ઉપાય**—અમરેલીથી એક જણ લખે છે કે અત્રેની કણબણને સાપ કરડવાથી કુંવારના રસમાંથી દોઢ શેર પાણી પાઇ શરીર ઉપર ટાઢા પાણીનો દોઢ કલાક છંટકાવ કરી બેસાડી રાખી હતી જેથી તે બેશુદ્ધ ને મરણપ્રાય સ્થિતિમાં છતાં બચી ગઇ છે

**કોલેરાનો ઉપાય**—ખંભાતથી ડૉ ચકુલાલ ગુજરાતીને જણાવે છે કે, કોલેરા ઉપર Liqu Hydrogen Peroxide (oxygenated water) લાયકર હાઇડ્રોજન પર ઓક્સાઇડ ઝાડો ઉલટી થતાં જ દશ ટીપાં અધોળ પાણીમાં દરદીને દર કલાકે પાવાનો પ્રયોગ કરવાથી બે કે ત્રણ ડોઝ આપતા જ કોલેરા મટે છે ખોરાક આપવો નહિ, જરૂર હોય તો દુધની કાંજી થોડી આપવી નાનાં બચ્ચાંને રૂપીઆભાર પાણીમાં ત્રણ ટીપા આપવા

**ચામડી ઉપરના મસા અને તલ માટે** ગ્લીસરાઇન ૧ ઔંસને લેક્ટીક એસીડ ૧ ઔંસ, ½ ઔંસ ગુલાબજળમા મેળવી લગાવવાથી મટે છે

**પીયુષધારા**—અજમાનાં ફુલ, પીપરમીંટ ને દેશી કપુર સરખે ભાગે લઇ એક બાટલીમાં ૧ કલાક રહેવા દેવાથી અર્ક પડશે તે અજીર્ણ, પિત્તવિકાર, ઉલ્ટી, મુખપાક, કોલેરા, વિગેરે મટાડે છે

**ક્ષય**—લીંડીપીપરને બારીક ઘુંટી નાગરવેલના પાનની સાત અથવા તો એકવીસ ભાવના આપી તે ચુર્ણ ૧ માસો અરડુસાના પાનનાં રસ અને મધમાં મેળવી સાંજે ૧ માસો ૬૧ દીવસ રોજ ચાટવાથી ક્ષય મટે છે

**સંગ્રહણી**—દશ તોલા શુદ્ધ ગંધકને બે તોલા શુદ્ધ પારાની કજ્જલી કરી તેમા સાત તોલા કોડીઓની ભષ્મ, શુદ્ધ વછનાગ ૧ તોલો, સુંઠ, મરી, પીંપર એ ત્રણ ત્રણ તોલા, બે તોલા કડાની છાલ, ૨ તોલા ફુલાવેલો ટંકણખાર, પાંચ તોલા શંખભષ્મ એ સર્વ ઓષધી બારીક વાટી ચુર્ણ કરી અને કજ્જલીમાં મેળવી ઘુંટવા પછી તેમાં ચાર તોલા અફીણ મેળવી ઘુંટવુ પછી તે સર્વ ઓષધીના વજન જેટલું જ ધતુરાના બીની ચીજો મેળવી બારીક ઘુંટી આદાના રસમા આઠ પહોર પલાળી રાખી પછી આઠ પહોર તે રસમા ઘુંટી તેની મગના દાણા જેવડી ગોળીઓ બનાવવી તેમાથી સવાર, બપોર ને સાંજે ત્રણ ત્રણ ગોળીઓ છાસની સાથે ખાવી તરસ લાગે તો પણ છાસ પાવી, ભૂખ લાગે તોપણ છાસ પાવી, બીજી વસ્તુ કે અનાજ ખાવુ નહિ, આ પ્રમાણે ૩૧ દિવસ દવા કરવાથી સંગ્રહણી રોગ મટે છે. ૩૧ દિવસ પછી હલકો પદાર્થ, દાળ, ભાત વિગેરે થોડું થોડું ખાવુ

**વિષમજ્વર**—ધતુરાના મૂળની છાલ ૧ રતી, કાળા મરી ૧ રતી અને તુળસીનાં પાન ૧ રતી સર્વેને બારીક ઘુંટી તુલસીના પાનના રસમા ઘુંટી મગ જેવડી ગોળીઓ બનાવવી તે તાવ આવતા પહેલા એક ગોળી ખાવાથી તાવ મટે છે

પુસ્તક ૬ ઠું. અંક ૮ મો.

# ભાગ્યોદય

ઑક્ટોબર સને ૧૯૧૮.

## अंतरमां दर्शन देवा इष्टप्रति आर्द्रभावे प्रार्थना.

(મારે મંદિરે પધારો યોગિરાજ. એ લય.)

મારે અંતરે પધારો અધિરાજ! જરી આજ,
વિનતિ સ્વીકારી આ દીનની,
સ્નેહજલમાં ખીલેલું મનસરોજ આ,
આપ ભ્રમર તેને ગ્રહણ કરો આજ આ,
હું તો ભાવ વડે અર્પું રસરાજ!— જરી
સુગુણ શૃંગારે હૃદય આ દીપાવીયું
માંહિ ભક્તિનું સિંહાસન સ્થપાવીયું;
ત્યાં બિરાજો મુજ સર્વસ્વ હૃદયરાજ!— જરી
મારા ઉરમાં ન દુષ્ટ કોઇ સંચરે,
મારા સર્વાંશ આપને અનુસરે;
કરો એટલું જયતી જીવનરાજ,— જરી.

श्री ज. देवी.

---

## संयमांजन आंजवा मनने सुबोध.

(સંતન મન ભરીયાં મળજોરે, એ લય)

અંજન મન! અંતર આંજી, તું નિત્ય નિરંજન ન્યાળ,
નયનથી નિત્ય નિરંજળ ન્યાળ!
બંધપણાનું બંધન ત્યજવા, મલભંજન પ્રભુ સેવ,
મનરંજન ભયભંજન પ્રભુએ,
રહ્યા હૃદય તુજ રાજી, તું નિત્ય નિરંજન ન્યાળ,
લેશ ન અંતર છે અભ્યંતર, તુજમાં તુજ પ્રકાશ,
નિરખ નિરંતર મંત્ર જપીને,
દેખાતા વાર ન થાશે ઝાઝી, તું નિત્ય નિરંજળ ન્યાળ,
થાય બહિર્મુખ જેમ જેમ તેમ, પડળ અધિક બંધાય,
અંતર્મુખ થાતા આવરણો,—
ટળતા, પલટાશે તારી બાજી, તું નિત્ય નિરંજન ન્યાળ,
રજતમપટ ભેદી તું જેમ જેમ આગળ આગળ જઇશ,
પરિણામે નરહરિપદ પામી,
તેમાં તું રહીશ અખંડ વિરજી, તું નિત્ય નિરંજન ન્યાળ

श्री. ज.

વગર કાંઇ મળતું નથી એ વાત ખરી છે પણ પ્રયત્ન કરતા પહેલા શાની શાની જરુર છે કે તેથી પ્રયત્ન સહેલાઈથી સિદ્ધ થઇ શકે તે કહેવાનો અમારો આશય છે કોઈ પણ કાર્યને સિદ્ધ કરવા પહેલા તે કાર્યને કેવી રીતે સિદ્ધ કરવુ તેનો નિર્ણય કરવાને માટે વિચાર કરવાની ખાસ અગત્ય છે ડામાડોળ વિચારથી કોઈ પણ કાર્ય સિદ્ધ થતું નથી. ઘડીમા 'આ કરૂ કે તે કરૂ, ઘડીમા આમ કરવાથી પૈસા મળશે, વળી વિચાર કરે ને તે પ્રયત્ન પડતો મૂકી વળી વિચાર આવે કે 'આમ કરવાથી સત્વર સિદ્ધ થશે, આવાને આવાજ પ્રકારના ડામાડોળ વિચાર કરવા, અને કોઇ એક ઉદ્દેશનો પ્રથમ નિર્ણય કર્યા વગર પ્રયત્ન કરવા મડી પડવુ એ વખતને ગુમાવવા જેવુ છે માટે જે કાર્યને સિદ્ધ કરવુ હોય તે સબંધી પ્રથમ વિચાર કરી તેને સિદ્ધ કરવાના માર્ગનો ચોક્કસ નિર્ણય કરવો જોઇએ અને તે પછી તે વિચારાનુસાર તે કાર્ય સિદ્ધ કરવા ઉત્સાહ અને શ્રદ્ધાપૂર્વક પ્રયત્ન કરવાની જરૂર છે ઘણા માણસો માત્ર કલ્પનામય વિચારજ કર્યા કરે છે અને તે પછી તે કલ્પનાને સિદ્ધ કરવાને માટે પ્રયત્ન કરતા નથી તેમને નિષ્ફળતાજ મળે છે પણ પ્રયત્ન કરનાર તો તે કલ્પનાના ચિત્રને પ્રત્યક્ષ ખડું કરી દે છે કોઇ કામ કરતા પહેલા તે કામ કરવાની પ્રથમ મનમા દૃઢ ઇચ્છા રાખવી. અને તે ઇચ્છાની સિદ્ધિને માટે સમગ્ર વિચારશક્તિયોને એકાગ્ર કરવી જોઈએ અને એકાગ્રતાપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ આ માર્ગ યોગ્ય અને પ્રાપ્ત થઈ શકે તેવા કાર્ય સિદ્ધ કરવાને માટે છે અયોગ્ય અને નિંદનિય કાર્યો સિદ્ધ કરવાને માટે આ શક્તિનો ઉપયોગ કરવાથી હાનિજ સહન કરવી પડે છે, જેથી અન્યાય માર્ગે કોઈ પણ કાર્ય સિદ્ધ કરવાની ઇચ્છા રાખવી નહિ

કોઇ પણ કાર્યને સિદ્ધ કરવા માટે પ્રથમ કલ્પનામય ચિત્ર રચવાની ખાસ જરૂર છે જેમ કોઇ પણ મકાન કે કાર્ય કરવા માટે તે કરતા પહેલા તે કેવુ તથા કેવી રીતે કરવુ તે જાણવા માટે તેનો નકશો અને એસ્ટીમેટ કરવામાં આવે છે અને તે પછીજ તે કાર્યનો આરભ થાય છે તેવીજ રીતે મનુષ્ય માત્રે પોતાની વર્તમાન સ્થિતિમાં જે જે કાર્ય સિદ્ધ કરવાનાં કે જે જે વસ્તુઓ મેળવવાની હોય તેવુ પ્રથમ કલ્પનામા ચિત્ર અકિત કરવાની ખાસ જરૂર છે, પછી આ કલ્પનામય ચિત્રને પ્રત્યક્ષ કરવા માટે પ્રયત્નનીજ માત્ર અપેક્ષા રહે છે, અને જેમ એકવાર રેલ્વેના પાટા નાખ્યા પછી તેના ઉપર રેલ્વે ગાડી ઝપાટાબધ ધારેલે સ્થળે જઇ પહોચે છે તેમ મનુષ્ય પણ આ રેલ્વેના પાટાની માફક પ્રથમ જો પોતાના મનમા પોતાને જે પદાર્થની જરૂર હોય તેના કલ્પનામય ચિત્રને અંકિત કરે છે તો તેને તે વસ્તુ સત્વર મળે છે

આ જગત્ તો શુ પણ સર્વ પદાર્થો કલ્પના પ્રમાણેજ ઉત્પન્ન થએલા છે પ્રથમ કલ્પનાને ચોક્કસ કરી પછી તે કલ્પનામય પદાર્થને પ્રત્યક્ષ મેળવવાને માટે શ્રદ્ધા અને ઉત્સાહપૂર્વક સતત પ્રયત્ન કરવાથી તે પદાર્થ સત્વર પ્રત્યક્ષ આવીને ઉભો રહે છે

આ જગતમા જે જે મનુષ્યો મહાન થયા છે, તે સર્વેએ પોતાની તે સ્થિતિ પ્રથમ કલ્પનામાંજ ઉત્પન્ન કરેલી અને તે પછીજ તેમને તે પ્રાપ્ત થએલી છે. તે કલ્પનામય ચિત્રને પ્રત્યક્ષ કરવાને માટે જેટલી સ્પષ્ટતાથી, જેટલા આગ્રહથી અને જેટલા ઉત્સાહથી પ્રયત્ન કરવામા આવે છે તેટલી જ સત્વર તેની સિદ્ધિ થાય છે

તમારૂ અતકરણ કબુલ કરતું હોય પણ તમને અસભવિત લાગતું હોય તેવુ કાર્ય સિદ્ધ કરવાની તમારે ઇચ્છા થતી હોય તો તેથી તમારે નિરાશ થવાની જરૂર નથી તમારે તેવુ પ્રથમ કલ્પનામા ચિત્ર અંકિત કરવુ અને તે પછી તે સિદ્ધ કરવા માટે તમારી સઘળી શક્તિનો દૃઢમ નથી ઉપયોગ કરવો અને તેમા જરા પણ અશ્રદ્ધા સંશય કે બીક ન રાખવી, પરતુ હમેશા તે કાર્ય સિદ્ધ થશેજ એવા આનદમય વિચારથી તમારા પ્રયત્નમા મક્કમ રહેવુ અને આવા કાર્યને સિદ્ધ કરવાને માટે તમારા ઉત્સાહને વધારનારજ પુસ્તકો વાંચો, અને જેમણે આની રીતે પોતાના કાર્યને સિદ્ધ કર્યાં હોય તેવા મનુષ્યોના સસર્ગમા આવો અને તમારૂ કાર્ય સિદ્ધ થાય ત્યાં સુધી તે પ્રયત્નને અચિચ્ચ વિશ્વાસ અને ધૈર્યથી વળગી રહો. અતે તમારો વિજયજ છે

તમને તમારી હાલની સ્થિતિ દુ ખદ કે ક-ટાળાભરી લાગતી હોય, તમારી કમાણીથી તમને સંતોષ થતો ન હોય, અને તેમાથી ઉદ્ધરવાનુ તમને એક પણ બારૂ મળવું ન હોય છતા પણ નિરાશ ન થશો તમારી પાસે એક એવી દિવ્ય શક્તિ છે કે જો તમે તેનો આશ્રય લેતા શીખશો તો તે તમારા મહાન સકટોને ક્ષણવારમા દૂર કરી તમારા કલ્પેના સુખમય ચિત્રને તમારી પાસે રજુ કરી દેશે. જગતમા ઘણા મહાન પુરુષો તમારા જેવીજ રિથતિમાથી મહાન પદને પામ્યા છે અને હાલ પણ ઘણા જે અત્યારે દ્રવ્યવાન અને સત્તાવાન જણાય છે, તે પૂર્વે તમારા જેવીજ સ્થિતિમાં હતા, છતા પણ આજે તેઓ આજ રીતે આગળ વધી તમારી દૃષ્ટિએ મહાન જણાય છે તમે પણ જો આ માર્ગનુ અવલબન કરશો તો ભવિષ્યમા તમારે પણ દુ ખના રોદડા રડના નહિ પડે. પણ તેની સાથે સર્વ ગુણો ઉપરાત સદા સત્યને સ્થાન આપવુ પડશે આ દિવ્ય શક્તિ જ્યા હોય છે ત્યાજ ઉત્પન્ન થાય છે અને પોતા ઉપાસકને મહાનમા મહાન સ્થળે પહોચાડી શકે છે

દરરોજ થોડો થોડો વખત આ શક્તિની કૃપા મેળવવા માટે યાતો આ શક્તિનો તમારામા પ્રાદુર્ભાવ થાય તે માટે તમારે તેના સમાગમમા આવવાની જરૂર છે તમારે તેના સમાગમ માટે નગી એકાગ્ર ચિત્ત, અને અવ્યવસ્થિત કે ડામાડોળ વગરની સ્થિતિ પ્રાપ્ત કરી શાતિથી તમારા વિચારને એકાગ્ર કરવાની જરૂર છે પ્રાત કાલે ઉઠો તે વખતે છ કે સાત વાગે સ્નાન વિગેરે કાર્યથી પવિત્ર થઇ, અને રાત્રે સુતા પહેલાં શાંતિપૂર્વક બેસીને મનને એકાગ્ર કરવુ, મન શાંત અને એકાગ્ર થાય અને તેમા બીજો એક પણ વિચાર ઉત્પન્ન ન થાય તેવી સ્થિતિ થાય તે પછી તમારામા તે દિવ્ય શક્તિનો પ્રાદુર્ભાવ થાય છે અને, તે શક્તિ તમને તમારા દરેક કાર્યમામદદ કરવાનીજ છે એવી, દૃઢ શ્રદ્ધાપૂર્વક માનીને કેટલોક વખત તેની સાથે એકાગ્ર થાવ તે પછી શાતિપૂર્વક તમારા કાર્યના ચિત્રની કલ્પના કરો અને તે કલ્પનામય ચિત્ર તમને જાણે પ્રત્યક્ષ જણાતુ હોય તેવી તેની મૂર્તિને થોડોક કાળ જોઇ રહો, અને તે જાણે તમને પ્રત્યક્ષ પ્રાપ્ત થઇ છે એવા વિચારમાં આનદમગ્ન થઇ થોડોક કાળ એટલે આવી સ્થિતિ જ્યાં સુધી ટકી રહે ત્યા સુધી તેમા એકાગ્ર થાવ અને આ કલ્પનામય સ્થિતિ તમને પ્રાપ્ત થઇ છેજ અને તે પ્રાપ્ત થવામાં તમને તેની પાછળ રહેલી અનેક ઐશ્વર્યસપન્ન દૈવીશક્તિ તમને વારવાર મદદ કરે છે, યાતો તે સ્થિતિ તમારી પાસે તે ઘસડી લાવે છે એમ માની તેરીજ અવસ્થામા થોડો કાળ એકાગ્ર થાવ આ દૈવી શક્તિ તમને સાધારણ પ્રતિભાસપન્ન પુરુષ બનાવી દે છે અને આ ખરાબ દશામાથી દિવ્ય આનદમય સ્થિતિમા લાવી મૂકેછે

આ પ્રમાણે દરરોજ શાત થઇ એકાગ્ર થતાં શીખો અને જેમ જેમ તમે વધુ એકાગ્ર થતા જશો અને શાતિને જેમ જેમ વધુ વખત ટકાવી રાખશો તેમ તેમ તે દિવ્યશક્તિના સામર્થ્યનો તમારામાં આવિર્ભાવ થશે અને તેમ તેમ તમે તમારી ધારેલી અસાધારણ સુખદ સ્થિતિને પ્રાપ્ત કરી શકશો.

કાર્યને સિદ્ધ કરવાને માટે આ ઉત્તમ માર્ગ છે આ કાંઇ મિથ્યા કલ્પનામય સ્વપ્ન નથી. કે તમારો વખત ગુમાવનાર માર્ગ નથી. ખરેખર ઉત્તમ અને કાર્યની સત્વર સિદ્ધિ કરવા માટે દૈવી મદદ મેળવવાનો ઉત્તમમા ઉત્તમ માર્ગ છે હજુ પણ ઘણા માર્ગો બતાવવાના છે તે સર્વ અચૂક અને કાર્યને સિદ્ધ કરાવનાર રામબાણ ઉપાયો છે તે પ્રતિ અશ્રદ્ધા કે સશય રાખવાની જરૂર નથી તે માર્ગ સિદ્ધ કરવાને માટે જો તેમા જરા પણ સશય કે અશ્રદ્ધા ઉત્પન્ન થશે તો તેમા વિજય નહિજ મળે એ પણ મારે પ્રથમજ તમને જણાવી દેવુ જોઇએ

આ અને એવાજ હજુ બીજા અનેક માર્ગો તમને બતાવવાના છે પણ તે માર્ગોનું અનુકરણ કરશો તોજ તેમાના સત્ય રહસ્યને મેળવી શકશો સાથે સાથે કોઇપણ કાર્યને સિદ્ધ કરવાની ઇચ્છા થતા સત્ય વ્રતને ધારણ કરવાનું પણ તમારે ભૂલવાનું નથી જ્યાં સુધી તમે સત્યને સેવનારા હશો ત્યાં સુધી આ માર્ગે પ્રયત્ન કરતા દૈવિશક્તિ તમને સહાયતા આપી

શકશે. પણ જો એમ ધર્નું અવલંબન કરશે તો પછી જેમ તાડના ઝાડ પર ચઢતા અધવચથી જ માણસ પડે અને તેની જેવી સ્થિતિ થાય તેવી તમારી સ્થિતિ થશે. માટે કોઇ પણ કાર્યને આ માર્ગે સિદ્ધ કરવાની ઇચ્છા થતા પ્રથમ તે કાર્ય પ્રમાણિકપણે અને સત્ય માર્ગે સિદ્ધ કરવાની તમારી ઇચ્છા હોવી જ જોઇએ એ પણ પ્રથમજ જાણી લેવું જોઇએ.

આજે જગતમા ઘણા મનુષ્યોને દુખી જ જોઇએ છીએ, કોઇને પૈસે ટકે દુખી તો કેઈ મનથી દુખી, તો કોઇને વળી સ્ત્રી કે અન્ય કોઇની ખામીથી દુખ હોય છે આ બધામાં કેટલાક દૈવના વાંક કહાડે છે પણ તેમ નથી, તે સર્વ દુખદ સ્થિતિ ઉત્પન્ન કરી લેનાર પોતે જ છે તેમના કરેલાં કર્મનું ફળ તે ભોગવે તેમા દૈવના, પ્રારબ્ધનો કે કોઇનો વાંક નથી પણ માત્ર તેમનો પોતાનો જ વાંક છે અને તે વાંક એ છે કે તેમણે પોતાના વ્યવહાર અને વર્ત્તનમાંથી સત્યનો ત્યાગ કરેલો હોય છે. અને જ્યા સત્યનો ત્યાગ ત્યા સુખનો પણ ત્યાગજ સમજી લેવો ઉપરથી તો આ મનુષ્યો ભગત જેવા જણાય છે, વાત કરવામા ડહાપણ હાંકવામા, બીજાના દોષ જોવામા અને શીખામણ દેવામા તે સત્યનિષ્ટ ને પ્રમાણિક હોય તેવા બીજાને લાગે છે પણ તેના વર્ત્તનનું બારીકાઇથી અવલોકન કરતા તેમણે સત્યનો ત્યાગ કરેલો જણાય છે બોલવું કાંઇ અને ચાલવું કાંઇ, વ્યવહારમા વિશ્વાસ રાખનારને છળ પ્રપંચથી છેતરવો અને ગમે તે રીતે પૈસા પેદા કરવા એ તેમનું સુત્ર હોય છે, અને તેથી જ તેઓ દુખમા રડ્યા કરે છે, પૈસા મળે છે તો પુત્ર જાય છે કે વેપારમા મોટી ખોટ જાય છે પણ આખો દિવસ તેમનું અંતકરણ દુખથી બળ્યા કરતું હોય છે તેમને દૈવિ શક્તિની તો ખબરજ હોતી નથી

ઘણા એવા હોય છે કે દેવ દર્શન જાય છે, વરમા સ્ત્રીઓ અપવાસ કરે, પોતે દેવ મંદિરે જાય અને બહાર સારા કે મ્હોટા જણાવા માટે ધર્માદાની ટીપો પણ ભરી આપે છે છતાં પણ તેમને માથે અચાનક આફત આવી પડે છે અને દુખમા રડયા કરે છે તેનું કારણ પણ એજ છે કે તેમણે પોતાના વ્યાપાર અને વર્તનમાંથી સત્યને તિલાંજલી આપી દીધી હોય છે.

તમારે પણ જો તમારી ધારણા પ્રમાણે ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત કરવી હોય તો તેજ ઇચ્છાની સાથે સદા સત્યનું અવલંબન કરવાની પણ પ્રતિજ્ઞા લેવી પડશે અને એ નક્કી જાણજો કે જ્યા સુધી સત્યને વળગી રહેશો ત્યા સુધી તમારા વિજયની આડે કંઇપણ આવનાર નથી અને સત્ય ધારણ કરી પછીજ આ માર્ગે દૈવિ શક્તિની મદદ માગશો તો તે મદદ જરૂર તમને મળશે, અને આશ્ચર્ય કારક રીતે તમે ઉન્નતિના માર્ગમા સંચરશો

તમને તમારા કાર્યને સિદ્ધ કરવાના આ માર્ગો અત્યાર હસવા જેવા ભલે જણાતા હોય. તોપણ એ ખરા માર્ગ છે તેજ માર્ગે તો તમને બનાવવાનો છે અને જે અદ્ભુત અને દૈવિ શક્તિ સતત તમને આગળ વધવાને માટે કહ્યા કરે છે તે દૈવિશક્તિ સમીપ તમે શી રીતે જઈ શકો અને તમારા વ્યવહારના કાર્યોની સિદ્ધિ કરવાને માટે તેની મદદ શી રીતે મેળવી શકો તેજ મારે તમને જણાવવાનું છે

પ્રયત્ન કરો અને પછીજ તમને આ વાત ખરી કે ખોટી જણાશે. આજ માર્ગે વળવાથી હજારો માણસો સુખી થયા છે અને તમે પણ થશો તમે હાલ ગમે તેવી સ્થિતિમા સપડાયલા હશો, ગમે તો એક સાધારણ મહેતાજી કે તલાટીની નોકરી કરતા હશો, કે ગમે તો વાણીયાને ત્યા કે વકીલને ત્યા ગુમાસ્તી કરતા હશો, કે ગમે તો મેજીસ્ટ્રેટ, જડજ કે મ્હોટા અમલદારીનો હોદ્દો ભોગવતા હશો, કે ગમે તો મહાન સંપત્તિવાન હશો, તોપણ તમે તમારી પ્રાપ્ત સ્થિતિમાંથી ઉન્નત સ્થિતિમા જઇ શકશો અને તે આજ માર્ગે. ગમે તેવી દુખદ સ્થિતિને બદલવાનો આજ માર્ગ છે. અને પ્રાપ્ત સુખી સ્થિતિને ટકાવી રાખવાનો પણ આજ માર્ગ છે

આ માર્ગને જાણ્યા પછી પણ તમે પ્રયત્ન ન કરો અને તમારી વર્ત્તમાન સ્થિતિને ન બદલી શકો તો તેમા તમારોજ વાંક છે અત્યારેજ પ્રયત્ન કરો, શંકા ન રાખો, અને તમને સુખદ સ્થિતિ શી રીતે મળશે તેની ચિંતા ન રાખો, તે માગ

બતાવનાર અને અશક્ય ને શક્ય કરાવી બતાવનાર દૈવી શક્તિનોજ તમારે આશ્રય લેવાનો છે, અને જેમ જેમ તમે તેની નિકટ જતા જશો તેમ તેમ તેજ તમને તમારા ઉદ્ધારનો માર્ગ બતાવશે તમારે તો માત્ર તે માર્ગે ઉત્સાહ, શ્રદ્ધા અને ધૈર્યથી પ્રયત્ન કરવાનો છે અને કાર્યની સિદ્ધિ કરાવનાર તો તેજ છે પણ સાથે સાથે યાદ રાખજો કે ગમે તેવા સંકટ કે વિઘ્નો જણાતાં તમારે આ માર્ગથી ભ્રષ્ટ ન થવું શંકાશિલ ન થવું કોઇ ગમે તેમ કહે તોપણ મનને ડગાવવું નહિ, માત્ર ફળ મળશેજ અને દૈવી શક્તિ તમારી પડખેજ ઊભીજ છે એવી દૃઢ શ્રદ્ધાપૂર્વક પ્રયત્ન કર્યાં કરવો આ મંત્રે તમને વિજયજ મળશે. પણ યાદ રાખજો કે આ પ્રયત્ન ખાંડાની ધાર ઉપર કરવાનો છે ગમે તેવી આપત્ત મળે, ગમે તેવા અચાનક લાભ મળવાના પ્રસંગ આવે, તોપણ તમારે સત્યથી ભ્રષ્ટ થવું નહિ જો સત્યથી ભ્રષ્ટ થયા તો તરતજ તમારી પડખે ઉભેલી દૈવી શક્તિ પલાયન કરી જશે અને તમારૂં ગાડું અધવચજ રખડશે, અને અતો ભ્રષ્ટ તતોભ્રષ્ટ જેવી તમારી સ્થિતિ થઇ જશે, માટે ગમે તેમ થાય તોપણ સત્યનો ત્યાગ નજ કરવો એ પણ સાથે સાથે લક્ષમાં રાખશો

---

# श्री रामावतार रहस्य.

(અનુવાદક—વાડીલાલ કાકુભાઈ સઘવી.)

(અનુસંધાન ગત કથી)

શ્રી રામચંદ્રજીના વખતમાં સ્ત્રીઓને વૈધવ્ય દુઃખ જોવું પડતું નહોતું કોઇને સર્પનો તેમ શારીરિક દુઃખનો ભય નહે તો ચોરનો નિન્દ્ય અત્યાચાર નહોતો અને વૃદ્ધ માતા–પિતાને તેમની હૈયાતીમાં મૃત પુત્રનું શ્રાદ્ધ કર્મ કરવું પડતું નહોતું સર્વ લોક આનંદમય અને ધર્મપરાયણ હતા. શ્રી રામચંદ્રજીની ધાર્મિકભાવના જોઇ કોઇ પણ પરસ્પર હિંસામાં લિપ્ત રહેતા નહોતા. મનુષ્યો હજારો પુત્ર સહિત હજારો વર્ષ સુધી નિરામય અને શોકશૂન્ય બની જીવતા રહેતા હતા ઝાડ હમેશાં ફળ–ફૂલથી સુશોભિત રહ્યા કરતાં હતા ઇચ્છાનુસાર વરસાદ આવ્યા કરતો અને શીતલ મન્દ સુગન્ધ–યુક્ત સુખસ્પર્શ પવન પ્રવાહિત થતો હતો પ્રજા પોતપોતાના કાર્યમાં તત્પર રહેતી. સર્વ લોક ધર્મપરાયણ હતા અને ક્યાંય પણ મિથ્યા વ્યવહારનો પ્રચાર નહોતો સર્વ શુભ લક્ષણ અને સ્વધર્મથી વિભૂષિત હતા આ આદર્શ નરપતિ શ્રી રામચંદ્રજીના પુણ્યબળથી રામરાજ્યમાં પ્રજા સુખની પરાકાષ્ટાનું અપૂર્વ દૃષ્ટાન્ત છે પ્રજાપાલન તથા પ્રજારંજનાર્થ માટેજ અષ્ટ લોકપાલોના અંશોથી રાજાનો જન્મ થાય છે

ટુંકામાં પ્રજારંજન પરાયણ રાજાજ દેવતા છે પ્રજાપીડક રાજા અસુરાંશથી અથવા રાક્ષસાંશથી ઉત્પન્ન થાય છે એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે પ્રજાગતપ્રાણ રાજાનુંજ જીવન યથાર્થ છે, બાકી રાજા તરીકે જીવન ધારણ કરવુંજ નિરર્થક છે આ પરમ ધર્મની પૂર્ણતા શ્રી રામચંદ્રજીમાં હતી શ્રી રામચંદ્રજી પરમ પ્રજાવત્સલ હતા પ્રજારંજન એજ તેમનું એક માત્ર વ્રત હતું પ્રજા સુખને માટે જ તેમનું જીવન હતું અને સંસારમાં એવું એક પણ કાર્ય નહોતું કે જેથી તેઓ પ્રજારંજનાર્થ કરી શકતા નહિ તેમનો સમસ્ત પ્રાણ તેમનું સમસ્ત સુખ, પ્રજારંજન રૂપી હોમાગ્નિમાં પવિત્ર ઘૃતની માફક આહુતરૂપ બની ગયું હતું સંસારમાં એવો નરપતિ કોઇ નહિ મળે કે જે માત્ર પ્રજારંજનને માટે પોતાની પૂર્ણ નિર્દોષ, પરમપ્રિયા, પતિવ્રતા સ્ત્રીનો પણ પરિત્યાગ કરી શકે પરંતુ શ્રી રામચન્દ્રજીના જીવનમાં એવું પણ બન્યું હતું તેમણે પરમ સતી, પરમ પ્રેમવતી નિર્દોષ સીતાને પૂર્ણ પવિત્ર જાણતા હતા છતા પણ માત્ર પ્રજારંજનને માટેજ રાજ્યથી દૂર કર્યા હતા. તેમના પ્રત્યે પ્રજાની સમ્મતિ કેવી છે, કોઈ વાતનો આક્ષેપ તો થતો નથી પ્રજાને કોઇ જાતનું કષ્ટ તો નથી, તે બાબત છૂપા જાસૂસ મોકલી પોતે તપાસ

કરતા, અને દરેક બાબતની સર્વ વાત જાણી તેનો યોગ્ય જવાબ આપતા એક દિવસ ભદ્ર નામના ગુપ્તચરને, શ્રી રામચન્દ્રજીએ રાજ્યના વિષયમાં પ્રજાની સમ્મતિ કેવી છે તે બાબત પુછ્યું તેના જવાબમાં ભદ્રે નીચે પ્રમાણે ઉત્તર આપ્યો –

હે રાજન્ ! સાંભળો, આપની બાબતમાં લોકો કહે છે કે–"દેવ દાનવોથી પણ અધિક, સમુદ્ર પર સેતુબન્ધનરૂપ અદ્ભુત કાર્ય શ્રી રામચન્દ્રજીએ કરેલ છે દુર્દાન્ત રાવણનો સર્વસ્વ નાશ કર્યો, વાનર તથા રાક્ષસોને વશ કર્યા એ પણ અપૂર્વ કાર્ય છે પરંતુ રાવણને મારી, સીતાનો ઉદ્ધાર કરી, રાવણકર્તૃક સીતાસ્પર્શજનિત ક્રોધને ભૂલી જઈ ફરી સીતાને પોતાને ત્યાં લાવ્યા તેથી સીતા સંગજન્ય સુખ રામને કેવી રીતે મળતું? પ્રથમ બળાત્કાર કરી રાવણ સીતાને લંકામાં લઈ ગયો, અશોકવનમાં ઘણા દિવસ સુધી રાખી અને રાક્ષસોને આધિન કરેલ, આમ છતાં સીતા સાથે પુનઃ સંબંધ કરવામાં શ્રી રામચંદ્રને લજ્જા નહિ આવતી હોય? હવે અમારે પણ સ્ત્રીઓની બાબતમાં આમ સહન કરવું પડશે. કેમકે પ્રજા રાજાના આચરણનુંજ અનુવર્તન કરે છે" ગુપ્તચરના આવા શબ્દો સાંભળી શ્રી રામચંદ્રજી દુખિત થયા અને શ્રી લક્ષ્મણજીને બોલાવી કહ્યું કે—

મારી બાબતમાં અયોધ્યાપુરીની અંદર થોડો અપવાદ અને નિન્દા ફેલાઈ રહી છે, જેથી મારા હૃદયમાં બહુ દુઃખ થાય છે લક્ષ્મણ ! કેવી રીતે રાવણે સીતાને દંડકારણ્યમાંથી ચોરી લીધેલ અને મેં કેવી રીતે રાવણને મારી સીતાનો ઉદ્ધાર કર્યો તે તમે જાણો છો સીતાના ઉદ્ધાર બાદ મારા હૃદયમાં, સીતાને કેવી રીતે ગ્રહણ કરવી એવી ચિન્તા ઉત્પન્ન થઈ હતી મારા આ વિચારથી સીતાએ અગ્નિમાં પ્રવેશ કર્યો હતો, અને તે પણ તમારી નજરે જોયેલી વિના છે કે, અગ્નિએ સીતાને ઉની આંચ આવવા દીધી નહોતી, અને સમસ્ત દેવતાઓની સમક્ષ સીતાને પૂર્ણ નિષ્પાપ કહી મને સોંપવામાં આવેલ. તેની પરીક્ષા કર્યા બાદ હું સીતાને લઈ અયોધ્યા આવ્યો હતો, પણ હવે તમે આવતી કાલે પ્રાતઃકાળમાં સુમન્ત સારથીની સાથે સીતાને રથમાં બેસાડી અયોધ્યાની બહાર જંગલમાં મુકી આવો.

સીતા ! તું મારું જીવન છે, દ્વિતીય હૃદય છે, મારી આંખોમાં ચન્દ્રની જ્યોત્સના અને મારા અંગમાં સુશીતલ અમૃત રૂપ છે એવું કહી રામચંદ્રજી અફસોસ કરતા હતા મેં તને આજ માત્ર પ્રજારંજન રૂપી કર્તવ્ય પાલનને માટે જ નિષ્ઠુર બની વનવાસિત કરેલ છે આથી વનતાપસી વાસન્તીએ શ્રી રામચંદ્રજીની બાબતમાં કહ્યું હતું કે–

જેનું હૃદય વજ્રથી પણ કઠોર અને ફુલથી પણ કોમળ છે એવા લોકોત્તર ચારિત્ર પુરુષોના ચિત્તને કોણ જાણી શકે છે? શ્રી ભગવાન્ રામચંદ્રજીનો અવતાર મર્યાદામૂલક હતો જેથી લોકમર્યાદાની રક્ષા તથા લોકાપવાદ દૂર કરવાને માટે તેમને આ પ્રમાણે અનેક આચરણ કરવા પડ્યા હતા શું રામચન્દ્રજી નહોતા જાણતા કે સીતા સ્વપ્નમાં પણ દોષિત બને તેમ નથી? તોપણ લોકમર્યાદાની રક્ષાને માટે જ, જે પ્રમાણે અગ્નિમાં તપાવવાથી સોનાની શુદ્ધતા પ્રમાણિત થાય છે, તેમ લંકામાં સીતાનો ઉદ્ધાર કરી અગ્નિ પરીક્ષા દ્વારા સીતાના પવિત્રતાને જગતજનોની સામે પૂર્ણરૂપથી પ્રમાણિત કર્યા બાદ સીતાને તેમણે ગ્રહણ કરેલ. જે વખતે અગ્નિ દેવે સીતા માતાને બેઠા કરી શ્રી રામચન્દ્રજીના હાથમાં સોંપ્યાં અને તેની નિર્દોષતાની બાબતમાં સોગન ખાધા ત્યારે શ્રી રામચંદ્રજીએ કહ્યું હતું કે—

લોકમર્યાદાની રક્ષાને માટે સીતાની અગ્નિ પરીક્ષા અવશ્ય કરવાની જરૂર હતી કેમકે રાવણના સ્થાનમાં સીતાને ઘણો વખત રહેવું પડ્યું હતું જો હું આ પ્રમાણે ન કરત તો લોકો મને કામપરાયણ અને વ્યવહારજ્ઞાન શૂન્ય જાણત વનવાસ બાદ મહર્ષિ વાલ્મીકીજી સીતાને મારી પાસે લાવેલા અને તેમણે સોગન ખાધા હતા કે, "સીતા પરમ પવિત્ર છે, તમે તેને ગ્રહણ કરો. જો સીતામાં કાંઈ દોષ હોય તો મારી તપશ્ચર્યા નિષ્ફળ થઈ જાય" આ વખતે પણ મેં સીતાને ગ્રહણ કરેલ નહિ અને સમસ્ત જગત સમક્ષ સીતા પોતે પોતાની શુદ્ધતા બતાવી આપે એવી ઈચ્છા મેં જણાવી હતી, જેથી સીતાએ પાતાળમાં પ્રવેશ કર્યો હતો

આ સર્વ શ્રી રામચન્દ્રજીના જીવનમાં અનન્ય મર્યાદા–સ્થાપન–પરાયણતાનું જ દૃષ્ટાન્ત છે.

---

# મનોહર કુમારી.

( અનુસંધાન ગતાંકથી. )

મનોહર થોડીક વાર ચુપ રહ્યો. પાછો આમ તેમ જોઇ બોલ્યો—"કેમ કુમારીનો ? કુમારીને માગે છે શું "

ડોશી—"ભલેને તું ઉપરચોટીયુ માથુ હલાવ્યા કરે પણ મનની વાત કાંઇ છાની રહેતી નથી તે તો જણાયજ છે કેમ કુમારી ઉપર તું આટલો બધો કેમ ફસાઇ ગયો છું "

મનોહર—"તમે એવુ શુ જોયુ ?"

ડોશી—"નહીં તો તું આટલો બધો વખત ત્યા જા આવ કેમ કરે છે ?"

મનોહર—તમે ક્યારે આવતા જતાનું જોયુ ?

ડોશી—વાત જવા દે અને ખરી વાત કહે કુમારીની સાથે લગન કર જો, બાલિકા સુંદર હરિણીના જેવી તો તેની આંખો છે કમળના જેવુ મુખ છે જાણે કે સોનાનીજ મૂર્તિ

મનોહર—"રાજાઓને ત્યાનો હાથીઘોડાની ઘણીજ માલમી છે પણ તે ઉપર કાંઇ આપણો અધિકાર ચાલે કાંઇ ?"

ડોશી—"પણ તેમાથી રાજા આપણને આપવા ઇચ્છા રાખે તો ?"

મનોહર—"તો પછી બીજુ શુ જોઇએ ?"

ડોશી—"જો તુ કુમારીની સાથે લગ્ન કરવા ઇચ્છતો હોય તો રામચરણને તે મંજુર છે પણ તે તને પહેરામણીમા અમે ચારસે કે વધારે રૂપિયા આપી શકે તેમ નથી."

મનોહર—"રૂપિયાની સાથે તો વિવાહ નથી થતો ને ? તેનો તો બીજોજ રસ્તો છે "

ડોશી—"તો વગર રૂપિએ વિવાહ કરવાની ઇચ્છા હશે તો કુમારી તારીજ થઇ ચૂકી સમજજે. છોડી ઘણીજ સુંદર છે "

આ સાંભળી મનોહરલાલ હૃદયમા ઘણોજ પ્રસન્ન થયો. હૃદયમા ઘણી વાર હસ્યો. તેણે વિચાર કર્યો કે આ ડોશી મને સુંદરતાનો લોભ બતાવે છે મેં શુ કુમારીને જોઇ નથી ! રાતદિવસ તો હુ તેનુજ ચિત્ર હૃદયમા જોયા કરૂં છું "

મનોહરે કહ્યું—"કાકી ! જો તમારો વિચાર રૂપિયા વગરજ વિવાહ કરવાનો થાય તો બને તેમ કરજો મને આગ્રહ નથી તમારી મરજી પ્રમાણે નક્કી કરજો."

ડોશી પણ આ સાંભળી ખુશી થઇ તે તેજ વખતે ઘર બંધ કરીને રામચરણને ત્યા ગઇ અને મનોહરલાલ પણ બીજી તરફ ચાલ્યો ગયો.

---

## પંચમ પરિચ્છેદ.

### મનોહર અને કુમારીનુ લગ્ન.

કુમારીની મા આ વાત સાંભળી ઘણીજ ખુશી થઇ વગર રૂપિએ આવા આબરૂદાર, ગુણવાન, વિવેકી અને સ્વરૂપવાન જમાઇ મળવાથી કોને આનંદ ન થાય ? રામચરણને પણ આનંદ થયો તેણે વિચાર્યું કે, વગર રૂપીએ મનોહરલાલે લગ્ન કરવાનો વિચાર કર્યો તેનું કારણ તો કુમારીનું રૂપ સૌંદર્યજ છે માટે હવે વિલંબ કરવાની જરૂર નથી, વખતે ઘડીમા વિચાર બદલાઇ જાય. તેવુ તરતજ મૂહુર્ત નક્કી જોવડાવ્યુ મનોહરલાલને પણ તેથી આનંદ થયો તેને પણ જેમ બને તેમ જલદીથી કુમારીને મેળવવાની ઇચ્છા હતી

આ વખતે એક હજાર રૂપિયા ખર્ચીને પોતાના ઉપરના કેસને પણ માંડી વળાવ્યો, મનોહરની માએ પોતાના પુત્રના લગ્ન વખતે બેહજાર રૂપિયા ખર્ચ કરવાને જણાવ્યુ સર્વ બંદોબસ્ત થઇ ગયો

વિવાહનો દિવસ આવી પહોંચ્યો ત્રીજા પહોરથીજ મનોહરને ત્યાં નોબત નગારાના વાજા વાગવા લાગ્યા વાજા વાગતા વાગતા રાત પડતાં જાન રામચરણને ત્યાં ગઇ. ત્યાંતો મંડપ કુમારીનુ મકાન પાસેજ હતુ જેથી થોડી વારમા સર્વ ત્યા પહોંચી ગયા. વરને માંડવામા બેસાડયો આ વખતે સર્વના મુખ ઉપર હર્ષ પ્રકટી રહ્યો હતો.

લગ્નનો સમય થયો, કન્યા અને વરને વિવાહ મંડપમા પધરાવ્યાં વાજાં વાગવા માંડયા વેદધ્વનિ થવા લાગ્યા અને ધામધુમથી કુમારી તથા મનોહરનાં લગ્ન થયાં લગ્ન થયા પછી વર-કન્યાને ઘરમા ગણપતિ પૂજન માટે લઇ ગયા. આ વખતે ઘરમાં માત્ર સ્ત્રિયોજ ભરાય છે અને અનેક પ્રકારનુ બિભત્સ ગાણુ ગાય છે મનોહરને પણ મશ્કરી ઠઠ્ઠામાં ઉડાવવા માંડયો

તે સર્વ સ્ત્રીઓ ભેગી તરલા પણ હતી તે આમા આગેવાની ભર્યો ભાગ લેતી હતી વારવાર મનોહરના સામે તે જોતી હતી જ્યારે મનોહર તેના સામુ જોતો ત્યારે બંનેની દૃષ્ટિ એક બીજા સાથે મળતી હતી મનોહર આ જોઇ નીચુ ઘાલતો અને શરમાતો, પણ તરલાને જરા પણ સંકોચ થતો નહિ.

તરલા હવે વિચાર કરતી કે હવે મનોહરની સાથે મશ્કરી કરવાની ઇચ્છા તૃપ્ત કરવાનો સારો અવસર મળશે કેમકે આટલા વખત તો કોઇનો ડર લાગતો પણ હવે તો તે ઘણીવાર આવશે અને તેની સાથે એકલી બેસી ઘરમાં વાતચિત કરીશ તો પણ કોઇને કશો વ્હેમ નહિ આવે, કારણ કે હવે તો તે મારા બનેવી થયા છે આમ તરલા વિચાર કરવા લાગી

લગ્ન સમારંભ પૂર્ણ થયો બીજે દિવસે વર-કન્યાને વળાવ્યા

---

## સપ્તમ પરિચ્છેદ.

---

### ઝેરી અંકુર.

---

લગ્ન થયા પછી ચાર પાંચેક દિવસ પછી મનોહર પોતાને સાસરે આવ્યો એક એકાન્ત અગાશીમાં તે બેઠો છે, બીજી તરફ તરલા બેઠી બેઠી કાંઇક કામ કર્યા કરે છે આ જગ્યાએ બીજુ કોઇ નથી. આ વખતે પ્રથમની માફક તરલા સંકોચાતી નથી કે શરીર કંપતું નથી આ વખતે તેના પ્રાણુ ચંચળ અને હૃદય લાલસા વૃત્તિઓથી ભરેલ છે તે મો ફેરવી, આંખો નીચી ઢાળી મનોહરની સાથે વાતો કરે છે મનોહર તેની વાતોથી તેના હૃદયનો ભાવ જાણી શકે છે તરલાએ કાંઇક આંખો ફેરવીને કહ્યું કે—"કેમ મનોહરલાલ! તે દિવસે કુમારીની માદળીમા તેના મુખને ચુંબન કરીને પ્રેમી થઇ ગયા. પણ તેથી કેટલા સુખી થયા છો તે તો કાંઇ જણાતુ નથી?"

માથુ ખંજોળતા મનોહરે કહ્યું—"કાંઇ નહિ."

તરલાએ હસીને કહ્યું—"કંઇ નહિ કેમ? ખરૂં કહો ને?"

મનોહર કાંઇક હસ્યો, પણ જવાબ ન વાળ્યો

તરલાએ કહ્યું—"કેમ, કુમારી તમને ગમી નહિ કે શું?"

આ વાત પણ મનોહરે હસીને ઉડાવી દીધી.

તરલાએ ફરી કહ્યું—"સમજી, સમજી, તે તો હાલ બાળક છે તમને તે કેવી રીતે રાજી રાખી શકે?"

મનોહરલાલને આ વાતથી કાંઇ વધુ અચંબો ન થયો તે તરલાના મનના ભાવને ઘણા દિવસ પહેલાથીજ જાણતો હતો. તેણે ધીર અને ગંભિર ભાવથી કહ્યું,—"બ્હેન, તમને હું એક વાત કહુ છુ કે, આ સંસારમા પાપજ અનન્ત નરક અને અનન્ત દુઃખનું મૂળ છે સ્ત્રીઓને માટે તેનો પતિજ તેનો દેવ છે પતિને છોડીને બીજા કોઇ પુરૂષની પાસે જવાથી તેને આ લોકમા કલંક, લજ્જા અને અપમાન ભોગવવુ પડે છે ઉપરાંત પરલોકમાં નરકનાં દુઃખ ભોગવવા પડે છે શુ તમે કદિ પણ એવુ સાંભળ્યુ છે કે; કોઇ પણ સ્ત્રી પરપુરૂષના પ્રેમમા પડીને સુખી અને આનંદી થઇ હોય? પાપમા જરા પણ સુખ નથી તમારા પતિ તેજ તમારા ઇષ્ટ દેવતા છે. તેમનીજ તમારે મન, વચન અને કર્મથી ભક્તિ કરવી જોઇએ તમારા હૃદયમા જે કાંઇ પ્રેમ છે તે સર્વ તેમના ચરણે અર્પણ કરી દો જેથીજ તમને સત્ય સુખ મળશે.

આ સાંભળી તરલા કાંઇક હસી. આ તેનું હસવુ ખરા મનનું ન્હોતું વરસાદ વરસી ગયા પછી જેમ વીજળીનો ચમકારો ફીકો જણાય તેવીજ રીતે તરલાનુ હસવુ પણ ફીકુ પડી ગયેલું હતું ચતુર તરલાએ હસતા હસતા કહ્યું—"વાહ, તમે તો વૈરાગી થઇ ગયા હો એમ જણાય છે, હું કાંઇ તમારી પાસે કથા સાંભળવા આવી નથી, હું તો

એમ કહુ છુ કે, જો તમને કુમારી પસંદન પડતી હોય તો હું તૈયાર છુ આપની ઇચ્છા પુરી કરવા ખુશી છુ "

મનોહરલાલે ધાર્યું કે આટલું સમજાવવા છતાં તરલાના માનવામા કાંઇ આવતું નથી. જરૂર તેની પડતીજ છે-એવો વિચાર કરીને બોલ્યો "બ્હેન, ફરી કોઇપણ દિવસે ત્હમારે મ્હને આવી વાત ન કરવી. તમે કુમારીની મોટી બ્હેન છો તેથી મારા પણ બેન છો વળી એ સગાઇથી હું તમારાથી નાનો છુ આપણો પવિત્ર સબંધ છે માટે મને ક્ષમા કરો

આ બન્નેની વાત એક વ્યક્તિ બીજા ખડમાં રહે રહે સાંભળતી હતી. તે તરલાની મા હતી કુમારીની મા સાંભળતી હતી કે જોઉ જમાઇ કેવા હોશિયાર છે એ હેતુથી બ્હાર ઉભે ઉભે તે બન્નેની વાતો સાંભળતી હતી પણ તેણે જે કાંઇ સાંભળ્યુ તેથી તેના ક્રોધની સિમા ન રહી પોતાની પુત્રીનુ ચરિત્ર તેના સમજવામાં સારી રીતે આવ્યુ તે વખતે ત્યાથી બીજા ખડમા ચાલી ગઇ

બીજા માણસ પાસે તરલાને, બોલાવરાવી, જ્યારે તરલા આવી ત્યારે તેની માએ તેને તે વખતે તો કાંઇ ન કહ્યું પણ બીજા કામમા વળગાડી પછી સાંજે તેને એકલી બોલાવી બધી વાત કહી ઘણો ઠપકો આપ્યો તરલાએ કહ્યું એ સર્વ જુઠુ છે તને એવી વાત કોણે કરી ? તેની માએ તેને કહ્યુ કે મને કુમારીએજ સર્વ કહ્યું છે અને વાત સાચી છે એમ કહી તેને ઘણોજ ઠપકો આપ્યો 'આથી તરલાએ કુમારી ઉપર વેર લેવાનો નિશ્ચય કર્યો.

## પરિચ્છેદ આઠમો.

### સંસારનાં દુખ.

- કુમારીનુ લગ્ન થયા પછી તે સાસરે રહેવા લાગી કુમારી અને મનોહર એકબીજાની સાથે સ્નેહથી વર્તતા જરા પણ કુમારીને ઓછુ આવે તેવી રીતે મનોહરલાલ વર્તતો નહિ. કુમારી પણ આ શી વાત કે પોતાના પતિ, પતિ એજ મારા પ્રભુ છે તેનુ હૃદય પતિપ્રેમથી ભરપુર રહેતું હરતા, ફરતા ,કામ કરતા આખો દિવસ અને રાત તેનુ મન મનોહરમાંજ રહેતું જેવી રીતે મનોહર પ્રસન્ન રહે તેવી રીતે તે વર્તતી કોઇ પણ વખતે પોતાના પતિનું મન ઉદાસ રહે કે પોતા પ્રતિ તે અણગમો બતાવે તે તેનાથી સહન થતું નહિ. ઘરના કામકાજમા પણ તે પૂરેપૂરૂં લક્ષ આપતી સવારમા તે સર્વના પહેલા ઉઠતી ઘરને વાળી ઝુડી વાસણ વિગેરે ઉટકી નાખી પાણી મૂકતી પોતે સ્નાન કરી પતિની સેવા કરતી રસોઇ પણ તેજ કરતી. સાસુ, નણંદ અને દીયેરની સાથે પણ માનથી વર્તતી તેમની આજ્ઞા તે બરોબર પાળતી અને કોઇનું મન દુભાય તેમ કરતી નહિ.

મનોહર દિવસે પોતાના કામકાજમા રોકાતો અને રાત્રે પોતાની પત્નિની સેવાથી આનંદમાં રહેતો. તેણે તે પછી કુમારીને શિક્ષણ આપવાનો વિચાર કર્યો કુમારીનો અભ્યાસ થોડો હતો પણ મનોહર તેને રોજ રાત્રે થોડું થોડું શીખવતો ગૃહવ્યવહાર સબંધી જ્ઞાન આપતો, સારા પુસ્તકો વચાવતો અને સમજણ પાડતો. દિવસે નવરાશના વખતમા કુમારી સ્ત્રીઓને વાચવા લાયક પુસ્તકો વાંચતી, અને તેમા ન સમજણ પડે તો રાત્રે મનોહરને પૂછી તેની પાસે સમજી લેતી આ પ્રમાણે પતિપત્નિ આનંદમા પોતાનો ગૃહવ્યવહાર ચલાવવા લાગ્યા.

થોડાજ વખતમા કુમારીએ સર્વના મન જીતી લીધા. તેની સાસુ પણ શરૂઆતમાં તો આ શી વાત કે છોકરાની વહુ, તેને શુ જોઇએ, વખતે પીયેરમાથી પારકા ઘરમા આવી છે ને અનુકુળતા સો નહિ હોય, એમ માની તે પ્રસન્ન રહે તેમ કરતી કુમારી પણ પોતાની માના કરતાં પણ તેનુ વધુ માન જાળવતી અને સ્નેહથી વર્તતી દીયેરને પોતાના ભાઇ જેટલું માન આપતી તેમના પ્રતિ એક બ્હેન પોતાના ભાઇ ઉપર જેટલો સ્નેહ રાખે તેથી પણ વધુ સ્નેહ રાખતી

આજ કાલ ઘણી સ્ત્રીઓ પોતાનાં માબાપ, ભાઇ, કે પીએરનાં સગાં પ્રતે જેવો પ્રેમ અને ભાવ રાખે છે તેવો પ્રેમ પોતાના સાસરીયા કે પતિનાં સગાં ઉપર રાખતી નથી. પણ કુમારી તો પોતાના પતિના સગાને પોતાનાં અંતરનાં ગણી તેમની સાથે સ્નેહથી વર્તતી. આ પ્રમાણે પહેલીજ વારના આજે કુમારીએ સાસરીયાનાં મન જીતી લીધા અને જેને પરિણામે સર્વ તેના પ્રતે પ્રેમ રાખતાં.

મનોહર આખા દિવસના કામકાજથી કંટાળીને ઘેર આવે તેને કુમારી આરામ આપતી અને સ્ને હથી તેની એવી સેવા કરતી કે આખા દિવસનો તેનો કંટાળો તે ભૂલી જઇ આનંદમાં ગરકાવ થઇ જતો રાત્રે પતિ પત્નિ જે વખતે એકાંતમાં હોય ત્યારે કુમારી પોતાના પતિને તેમણે દિવસે કરેલા કામની માહીતી પૂછતી અને વેપાર રોજગાર કેમ ચાલે છે, આપણને શું ફાયદો છે તે પણ પૂછતી અને આવી રીતે તેણે ધીમે ધીમે આ વિષયમાં પણ માથું મારવા માંડ્યું

કુમારી તે પછી થોડાક મહિના સાસરે રહી પાછી પીયેર ગઇ ત્યાં તરલા તેના પ્રતિ દ્વેષ રાખતી પણ કુમારીને તે શાથી આમ કરે છે તેની ખબર પડતી ન્હોતી હવે તે પીયેર રહેવા કરતાં સાસરે રહેવાનું વધુ પસંદ કરતી, અને જેમ બને તેમ પોતાના પતિના સહવાસમાં વધુ આનંદ ભોગવાય તેમ તે ઇચ્છતી એટલે પીયેરમાં થોડાક દિવસો રહી પાછી સાસરે આવતી.

કુમારી ઉપર ઘરના બધા માણસોનો પ્રેમ થતાં સર્વ કોઇ કુમારીનેજ માન આપતાં સાસુએ પણ પોતાનું ઘરકારભારનું ઘણુંખરું કામ કુમારીને સોપ્યું દીયેર પણ કામકાજ સબંધી કુમારીને પૂછતા, આ પ્રમાણે થોડે દિવસે કુમારી પોતાનો ઘરકારભાર સ્વતન્ત્રતાથી ચલાવા લાગી આમ ધીરે ધીરે તેણે સર્વનો વિશ્વાસ મેળવી લીધો

મનોહરની બે બ્હેનો પણ તેને ત્યાંજ રહેતી તેમાં એક વિધવા હતી અને એકને તેનો પતિ તેડતો ન્હોતો તેથી તે પણ પીયેરમાંજ રહેતી. કુમારીનો કારભાર ઘરમાં થતા અને સર્વ કોઇ કુમારીને પૂછી વાત કરતા, તે આ બે નણંદોથી સહન થતું નહિ કુમારી ન્હોતી ત્યારે આ બે નણંદો પોતાની માને જેમ કહે તેમ ઘરનો કારભાર ચાલતો. હવે તો મનોહરની માએ પણ આ બે દીકરીઓને ન પૂછતાં કુમારીને પૂછી વાત કરવા માંડી, અને તેથી તેમનું માન ઓછું થઇ જતાં તેમનો કુમારીના ઉપર દ્વેષ ઉત્પન્ન થયો તરલા ઘણીવાર કુમારીની ખબર જોવાને બ્હાને અહીં આવતી અને વખત આવે તો મનોહરને મળી પોતાનું કાર્ય સિદ્ધ કરવાને મથતી અને તેથી નિરાશ થતાં કુમારીની નણંદોની સાથે તે કલાકના કલાક સુધી વાતો કર્યા કરતી તેનાથી પણ કુમારીનું સુખ જોઈ શકાતું ન્હોતું તેથી તે પણ કુમારીની નીંદા કરવાનું ચૂકતી નહી આથી આ બે નણંદોએ હવે કુમારીના દોષ જોવા માંડ્યા અને પોતાની માને ભંભેરવા માંડી.

ઘણી સ્ત્રીઓની બુદ્ધિ, કાન પણ સાન નહિ એવી હોય છે કોઇ પણ વાતને કોઇએ કહી તો તેનો પાકો નિર્ણય કે તેના ખરાખોટાની તપાસ કરવા જેવી તેમની બુદ્ધિ હોતીજ નથી અને તે વાતને ખરીજ માની બેસે છે ભણેલી ગણેલી જણાતી, ઉમ્મરે આવેલી અને અનુભવી સ્ત્રીઓ પણ આવીજ હોય છે તેમના જો કોઇ કાન ભંભેરે તો તે ખરૂંજ માની બેસે છે અને પછી તેમના વ્હેમના ઝાડ વધવા માંડે છે જે આખરે ઝેરી ફળને ઉત્પન્ન કરે છે

ઘણા ઘરોમાં કલહપ્રિય સ્ત્રીઓજ હોય છે કેટલીક સ્ત્રીઓ પોતાના પતિને પોતાની નણંદ અને સાસુના છિદ્રો શોધી, મ્હને આમ કહ્યું ને મ્હને તેમ કહ્યું એમ જ્યારે તે થાકીપાકી ઘેર આવે ત્યારે રાત્રે જણાવે છે અને વિશ્રાંતિ અને આનંદ આપવાને બદલે તેના કંટાળાને વધારે છે ઘણી સ્ત્રીઓ જે પીયેરમાં રહેતી હોય છે તે વળી પોતાનું સામ્રાજ્ય સ્થાપવાની ખાતર, એટલે ઘરમાં પોતાનું ચલણ થાય તે માટે પોતાની માને પોતાના પક્ષમાં લઇને ભોજાઇની વિરૂદ્ધ ભાઇને ભંભેરે છે ને કલેશ કરાવે છે આ પ્રમાણે સ્ત્રીઓનું અજ્ઞાન પુરૂષોને કલેશથી બાળ્યા કરે છે

સ્ત્રી એ વિશ્રામ અને આનંદ આપનાર છે તે જો કજીયાખોર સ્ત્રી હોય તો તેનો સ્વાદ પોતાના પતિને અને ઘરના માણસોને ચખાડે છે ત્યારે અજ્ઞાન સ્ત્રીઓ કલેશ કરાવવામાં પણ પાછી પાની કરતી નથી તેવી રીતે મનોહરની બે બ્હેનો એ પણ ઘરમાં પોતાનું ચલણ ઓછું થતાં પ્રથમ તો પોતાની માને પોતાના પક્ષમાં લઇ ભોજાઇ કુમારીની વિરૂદ્ધ ભંભેરવા માંડી અને કહ્યું કે, કુમારી તો ભાઇને મ્હોઢે અમારી નિંદા કરે છે. જાણે જોણે પીયેરથી મહા દલ્લા લઇને આવી હોય તેમ અમારો પણ હિસાબ ગણતી નથી અને તું એને છાપરે ચઢાવે છે તે તારા માથે પણ છાણા થાપશે આજકાલની કુમારી તે ઘરમાં કરે તે થાય,

અને 'તારો કોઇ ભાન પણ' ને પૂછે જોને કાલે કુમારીનું આગળ્યાને બધ પણ અમને ધમકાવતા હતા, આમ તેમણે વાર વાર પોતાની માના કાન ભભેરવા માંડ્યા

માને હમેશા દીકરીઓ ઉપર વધુ સ્નેહ હોય છે અને તેમા આ બને દીકરીઓ અનાથ, એક વિધવા અને બીજી સધવા છતા પણ વિધવા જેવી, એમે જેમનું સાસરામા ઠેકાણુ નહિ, તેથી તેમના ઉપર મનોહરની મા વધુ સ્નેહ રાખતી અને શી વાત કે દીકરી તેમનુ મન દુભાય કે તેમને ઓછુ આવે તેમ તે કરતી નહિ. આ બન્ને બ્હેનોએ પણ વારવાર રડી કકળી, અમારે કોઇ નહિ સાગે અમે તમારે ત્યા હોસલા ખાવા તે ભોજાઈનું ચડ્યું ઉતર્યું મન જોતા અહીં રહીએ તે. આમ કહી પોતાની માને વારવાર કુમારીની વિરૂદ્ધ ભરવતી આથી કુમારીને માટે તેની સાસુને પણ ખોટો વ્હેમ ભરાઈ ગયો અને તેથી હવે તે કુમારી ઉપર સ્નેહને પ્રિતિ રાખવાને બદલે તેને વારવાર મારતી અને તેના ખોતરણાં ખોળતી.

મનોહરના ઘરમાં કુમારીના આવ્યા પછી ર સુધી જે આનદ છવાયલો હતો તે આ-નંદને નિર્મૂળ કરનાર ક્લેશનું સામ્રાજ્ય આ બે બ્હેનોએ હવે સ્થાપી દીધુ આખો દિવસ મનોહર બ્હાર રહે અને ઘરમા સાસુ તથા નણદ કુમારીના ઉપર ગાળોનો પસ્તાર પાડે જો કુમારીથી કાંઈ ઢળી ગયુ કે ફુટી ગયુ હોય તો તેની બાકીજ ન રહે અને એવી રીતે હવે કુમારીને દુઃખ આપવા માટે બને નણદોએ કમર કસી છતાં પણ કુમારીએ તે સહન કરવા માંડ્યુ

કુમારી એક વખત પાણી ભરવા ગઇ હતી ત્યારા માથે બ્હેડુ લઈ આવતી હતી તેવામાં એક બીજે રસ્તેથી બે સાંઢીઆ વઢતા વઢતા તેના તરફ આવ્યા અને તેથી કુમારી ગભરાટમાં પડી નાસવા જતા ઠેસ વાગતાં ઉંધે માથે પડી ગઈ અને માથા ઉપરનું બેડુ પડી તે ફુટી ગયુ આથી કુમારી ઘણીજ રડવા લાગી. તે રડતી રડતી ઘેર ગઈ એટલે તેની સાસુએ પૂછ્યું કે છે શું? જેથી તેણે સર્વ વાત જણાવીને બેડુ ફુટી ગયાનુ કહ્યું આટલુ કહેનાર બે નણદોને આનુ તો તેના ઉપર ઉતરી પડ્યાં નણદે કહ્યું કે, "રાંડને પાણી ભરવા જવુ પડે છે તેના આ બધા ચાળા છે બે આનાનુ બેડુ જાણી જોઈને ફોડી નાખ્યુ જો બા! એના જેવી ચરિતરાળી કોઇ જોઇ, જાણે એનો બાપ આપણે ઘેર નાખી ગયો હોયની તેમ પાછી સામુ કેવી બોલે છે!"

બીજીએ કહ્યું, ખરી વાત છે બા! આવી રાંડ ભઇને ક્યાંથી મળી, આતો ઘર ના પોકે, જો ને કેટલું નુકશાન કરે છે? કાલે ઘરમા કોરી ને કોરી માટલી પગની ઠેસ મારી ફોડી નાખી અને આજે વળી આ દેવાળો કર્યો?" આ સાભળી કુમારીની સાસુનો પીત્તો ખસ્યો ને તેણે ગાળોનો વરસાદ વરસાવવા માંડ્યો તેની માને ને તેના બાપને પણ સાથે ઘણી ગાળો ભાંડી અને કહ્યું કે જા રાંડ તારા બાપને ત્યા જઇને રહે હવે મારા મનોહરને ફરી પરણાવીશ

આમ રોકકળ ને ગાળોનો વરસાદ કુમારીના ઉપર વરસી રહ્યો હતે તેવામા કોઇ કારણસર મનોહર ઘેર આવ્યો તે અત્યાર સુધી કુમારીને આવુ દુખ દેવામા આવતું હશે તે જાણતો ન્હોતો પણ આ પ્રત્યક્ષ જોઈ મનમા ઘણો અમુઝાયો તેને આવતા જોઈ તેને પણ તેની માએ બે ચાર વાત કહી નાખી ને કુમારીનો વાંક જણાવ્યો.

મનોહરે કહ્યું, "મા! તું પણ ગાંડી જણાય છે આવી રીતે તેને વાગ્યુ તેની તો તને દયા આવતી નથી અને બે આનાનુ બેડુ ફોડ્યુ તેમાં તેના ઉપર આટલો બધો ત્રાસ!"

મા—"તું પણ બાયલો બની ગયો, તારી બાયડીનુજ તાણે છે અને અમે કહીએ તે ખોટુ તે ઘરમા રાત દહાડો નુકશાન કરે તેતે મારાથી નહિ વેઠાય." એમ કહી રડવા મંડી મનોહરે કહ્યું—તેનો વાંક છે તો જરૂર હુ તેને સીધી કરીશ, પણ તારે આમ કકાસ ન કરવો એમ કહી તેને શાંત પાડી, કુમારીને પણ ઘરમા જવાનુ કહ્યું આમ લડાઇ પતાવી પાછો મનોહર બહાર ગયો

જે ઘરમા કકાસ અને ક્લેશ થયાં કરે છે તે ઘરમા લક્ષ્મી રહેતી નથી એ શાસ્ત્રનુ વચન છે, અને જ્યા રાત દિવસ આવી રીતે ક્લેશ કકાસ થાય ત્યા અનેક પ્રકારના દુખો આવે છે અને તે માણસના ઉપર અનેક આફતો આવે છે તેવીજ રીતે મનોહરને ત્યા પણ જ્યારે આનંદ

અને પ્રેમ છવાયલો રહેતો, સર્વ એક બીજા પ્રતિ સ્નેહ રાખતા ત્યારે તેના વપાર રોજગારમા પણ બરકત રહેતી. અને માન પ્રતિષ્ઠામા વધારો થયો હતો. જેના ઘરમા સ્ત્રી દુખી રહે છે, વારંવાર કલેશથી પ્રજળ્યા કરે છે, તેના ઉપર અનેક આફતો આવી પડે છે તેવીજ રીતે મનોહરના ઘરમા પણ હવે રાતદિવસ કલેશ અને દુખનુંજ સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું હતું અને બિચારી સુશીલ, પવિત્ર હૃદયવાળી નમ્ર અને શાંત કુમારી આ પ્રમાણે પોતાના સાસુ અને નણંદોના ત્રાસથી રાત દિવસ દુખમાં ઝુર્યા કરતી હતી તેથી તે કલેશના પરિણામે મનોહરના ઉપર પણ એક મહાન આફત આવી પડી.

મનોહર રાત્રે થાકી પાકી ઘેર આવે ને જમી પરવારી પોતાની મેડીએ સુવા જાય ત્યારે કુમારીને તેની હકીકત પૂછતો. પણ કુમારી ઘણી સમજુ હતી તેથી આવા ઘરના કકાસની વાત તેમને કહેવાથી તે પણ દુખી થાય એમ સમજી કાંઇ કહેતી નહિ ન ચાલેજ કોઇ વખત કાંઇ કહેતી. કુમારી સમજતી કે પતિ પોતાના વેપાર રોજગારથી થાકી ગયા હશે, અનેક માણસોના સંબંધમા આવતા, અનેકના વચન સહન કરતા કંટાળી ગયા હશે. અને જેથી અત્યારે તેમનો તે થાક અને કંટાળો ટળવો અને સુખ આપવું તે મારૂં કામ છે અત્યારે તેમની સાથે બે ઘડી આનંદ વાર્તા કરવાથી તે આખા દીવસનો થાક ભૂલી જાય છે માટે ઘરની વાત તો કહેવીજ નહિ આમ માની જાણે કશુ બન્યુજ ન હોય તેમ પતિને જે રીતે સુખ થાય અને તેમના આનંદમાં વધારો થાય તેવીજ આનંદ વાર્તા કરતી.

આ વખતે બંને નણંદો તેની મેડીની બારી પાસે તે વરને શું ભરવે છે તે સાંભળવા માટે લપાઇને ઉભી રહેતી. અને કાંઈ ન સંભળાય તો કંઇ છાનેમાને આપણી વાત કરતી હશે, એમ માની પોતાની માને કહેતી કે આજતો કુમારી અમારે માટે આવું કહીભાઇના કાન ભભેરતી હતી.

આ પ્રમાણે મનોહરની બે બેનોએ કુમારીને દુખ દેવા માંડયુ અને મનોહરના ઘરમા રાતદિવસ કલેશ થવા માંડયો મનોહર પણ સમજતો કે આજકાલ આ મારી બે બેનોએ મારા ઘરમાં પૂરેપુરો કલેશ પ્રવર્તાવવા માંડયો છે અને ગુણને બદલે અવગુણ કરવા માંડયો છે આજકાલ દયાનો પેગ નથી એવું કહે છે તે ખોટું નથી મે આ બે બેનોની દયા જાણી તેમને વાંધ ઓછુ ન આવે અને મારે ત્યાં રહી સુખેથી જીંદગી વીતાવે માટે તેમને મારે ત્યાં રાખી, ત્યારે મારાજ મૂળો ખોદવા મંડી છે અને મારોજ સંસાર ધૂળ મેળવવા બેઠી છે.

એક વખતે તેણે કુમારીને ઘણા આગ્રહથી તેના સુકાવાનું કારણ પૂછ્યું કુમારી ચિંતા અને દુખમા દહાડે દહાડે સુકાતી હતી, તેનુ શરીર ઘણુ દુબળુ પડી ગયુ હતુ તેને જ્યારે ઘણો આગ્રહ કરી પૂછ્યું ત્યારે તે ઘણું રડી પડી અને સઘળી હકીકત કહી સંભળાવી. આથી મનોહરને પણ પોતાની બેનોને માટે ઘણુજ લાગી આવ્યુ જેથી તેણે કહ્યું કે આ પ્રમાણે દયા ડાકણ ને ખાય તેના કરતા તો ભલેને તે તેમને ઘેર જાય, કાલેજ તેમને કહુ કે તમે તમારે ઘેર ચાલી જાવ, નાહક મારા ઘરમા કલેશ કરો છો તે મને પસંદ નથી, આ સાંભળી કુમારીને પોતાની નણંદો પ્રત્યે પાછી દયા આવી અને કહ્યું કે, નહિ, સ્વમિનાથ! એમતો ન બને, આપણે તેમના જેવુ ન થવુ તે અજ્ઞાન છે વળી અનાથ છે સાસરે તો મનો નભામ થાય તેમ નથી અને જ્યારે આપણે અહીથી કાઢી મુકશુ તોપછી તેમના દુખનો પાર નહિ રહે માટે તેમ કહેવુ મને ઠીક લાગતું નથી અને અમારા લાગ્યા ભોગવી લઈશું અને આજથી હું કોઈપણ રીતે મનમા ઓછુ લાવીશ નહિ.

થોડાક દિવસ પાછા એમને એમ ચાલ્યા ગયા. કુમારીએ જેમ તેમ સહન કરવા માંડયું પણ નણંદો અત્યારે તો મોટી મીર બની બેઠી હતી. તેની માને કહે તેમજ કરતી અને વારંવાર વહુ-કુમારી તો જાણે પોતાની ગુલામ હોય તેમ તેને હુકમ ઉપર હુકમ બેઠા બેઠા કર્યા કરતી આ રીતે બંને બેનો અને માએ મળી કુમારીને સતાવવામા કાંઇ બાકી રાખી નહિ. અને દહાડે દહાડે ઘરમાં કકાશ વધવા માડયો અને રાતદિવસ એક બીજાનાં મન ઉંચાં થવાથી સંતપ્ત થવા મંડયા.

જેના ઘરમા કલેશ હમેશા થયા કરે છે ત્યાંથી આનંદ, શાંતિ અને સુખ ચાલ્યા જાય છે લક્ષ્મી

પણ કંકાશ અને કલેશથી નાસી નાસી જાય છે અને આખરે તે કુટુંબ દુ:ખમાં ફસી પડે છે તેવી રીતે સતત ચાલતા કંકાશનું ફળ બિચારા મનોહરને પણ ભોગવવાનો વખત આવ્યો.

એક દિવસ સવારે મનોહર ઘરમાં પોતાના ખંડમાં કુમારી સાથે બેસી આનંદથી વાર્તાલાપ કરતો હતો તે વખતે કુમારીની ફરિયાદ લઇ અને નયુગ મનોહર પાસે આવી અને "કુમારી તો હવે મોટી છે, તમે એને બહુ ચડાવી છે આખો દહાડો કુંવરા બિનાડાની મેશે પાને ગામો ભાડયા કરે છે માટે આ તમેજ તેને તેમ ગામો ભાડવાનું શીખવાડતા હો તો અમે બહાર ચાલી જઇએ" આમ રડતા રડતા રીંકડા રડતી હતી તેવામાં નીચેની કોઇએ બૂમ મારી જેથી મનોહર વાત પડતી મૂકી નીચે ગયો.

નીચે જતા બે પોલીસ હાથ કડી લઇને ઉભેલા જણાયા, સાથે તેનો જમાદાર પણ હતો જમાદારે કહ્યું કે મનોહરલાલ તમારૂં નામ કે? મનોહરે હા કહેતા જ તમણે તેના હાથે બેડીઓ નાખી

મનોહરને બેડીઓ પડી તે જોઇ કુમારીના દુ:ખનો પાર રહ્યો નહિ તેની મા અને બેનો પણ કલ્પાંત કરવા મંડયા શું છે તેને ક્યાં લઇ જાવ છો એમ પૂછ્યું પણ પોલીસવાળાએ કાંઇ સીધો જવાબ ન આપતા તરતજ મનોહરને લઇ ચાલતા થયા

કેવી આફત! કંકાશના પરિણામે મનોહરને જેલમાં જવાનો વખત અને સુખમાંથી દુ:ખમાં સ્થિતિનું પલટાઇ જવું! કેવું દુ:ખ! તેની નાદાન બેનોએ માત્ર નજીવા સ્વાર્થના ખાતર સુખી અને આનંદી કુટુંબને દુ:ખમાં રડાવી દીધું! કેવી દયાજનક સ્થિતિ? જ્યાં કંકાશ અને કલેશ હમેશા થયા કરે છે ત્યાં આમજ બને છે

અપૂર્ણ

---

# आज क्षणे.

મહત્ કાર્ય કંઈ કરવાનું છે? તો તે કરી લો આજ ક્ષણે,
કઠિન જણાતું હોય પરંતુ તે આદરી દો આજ ક્ષણે,
કાલ તણો વિશ્વાસ ન કરવા, આજનું કરી લો આજ ક્ષણે,
આજ સુધાર્યે કાલ સુધરશે, શુભ કાંઇ સ્મરી લો આજ ક્ષણે
સુગીત કંઇ ગાવાનું હોય તો, તે ગાઇ લેજો આજ ક્ષણે,
મલિન વાતાવરણ એ રીતે, સુધારી દેજો આજ ક્ષણે
કોઈને કંઇ શુભ વચનો કહેવા, હોય તો કહેજો આજ ક્ષણે,
કાલ થતા કહેવાય ન તેથી, કહી તે દેજો આજ ક્ષણે
પ્રેમ તણો એક શબ્દ હોય પણ, તેને કહી દો આજ ક્ષણે,
પ્રેમી કાલ ઉઠી ન મળ્યા કદી, માટે વદી લો આજ ક્ષણે
સ્મિત વદન દર્શાવવું હોય તો, દર્શાવી લો આજ ક્ષણે,
એ રીતે નિજનાને સુખી કરી, હરખાવી લો આજ ક્ષણે,
સ્નેહી સંબંધી સર્વ પ્રતિ કંઈ, પ્રીતિ બતાવો આજ ક્ષણે
સર્વ પ્રતિ સદ્ભાવ તમારો, આજ જણાવો—આજ ક્ષણે
સુખજનક શુભ જે કંઇ હોય તે, વિચારી લેજો આજ ક્ષણે;
મૂકજો આજ ક્ષણે આચારે, આજ ક્ષણે તે आज क्षणे.

શ્રી. ઉ.

# गुरु गोविंदसिंह.

ગુરુ ગોવિંદસિંહનો જન્મ પટનામાં સંવત ૧૭૨૩ ના પેષ શુદ ૧૭ ને શુક્રવારના રોજ થયો હતો તેમના પિતાનું નામ ગુરુ તેજબહાદુર હતું તે શિખોના નવમા ગુરુ હતા, શિખોના

### પહેલા ગુરુ નાનક

થયા નાનકનો જન્મ સંવત ૧૫૨૬ ની સાલમાં લાહોર જીલ્લાના તલવન્ડી નગરમાં કાલુરામ ખત્રીને ત્યાં થયો હતો આ વખતે હિંદુ ધર્મની ઘણી દુર્દશા હતી ધર્મ, પંથ અને પરમેશ્વર પરમાત્માને પણ જાણે પુરોહિત કૈતવે ખરીદ કરી રાખ્યા હોય તેમ તે વખતે ધન લઇ વૈકુંઠનો પટ આપતા ધનને બદલે મનુષ્યને મારવો કે જીવાડવો એ સઘળું દામ પુરોહિતો ચલાવતા આ ધર્મ દુર્દશા ગુરુ નાનકથી ન દેખી શકાઈ તેમની બુદ્ધિ તીવ્ર હતી. તેમનામાં આત્મબળ હતું, અને ઈશ્વરદત્ત શક્તિ હતી તેમણે હિંદુધર્મને ઉદ્ધાર કરવાનું બીડું ઝડપ્યું

પ્રાણી માત્ર સમદર્શી થવું, પરમાત્માની ભક્તિ કરવી સત્યનુંજ અનુસરણ કરવું એ એમની શિક્ષાનું સૂત્ર હતું તે ભગવા કપડા પહેરી ત્યાગી થઇ એકાન્તમાં બેસી રહેવાના વિરોધી હતા તેમનો ઉપદેશ શાંતિમય, ધર્મ પ્રવર્તન અને મનુષ્યના લોકોને માટે કલ્યાણ કરનાર છે તેમના પછી

### બીજા ગુરુ અંગદ

ગાદીએ બેઠા, તેમણે શિખ સમુદાયને દૃઢ કરવાને અનેક ઉપાયો કર્યા જેમાં ગુરુ મુખી અક્ષરોનો આવિષ્કાર કરી ગુરુ નાનકનું જીવન ચરિત્ર પ્રગટ કર્યું અને અન્નક્ષેત્ર સ્થાપ્યાં તેમના વર્તનથી પુરોહિતોનું બળ તૂટયું ને ગુરુ નાનકની શિક્ષા પ્રતિ શિખ સમુદાયની ભક્તિ વધી. તેમનો ઉપદેશ શાંતિ, પ્રેમ, અને એકતા વધારનાર હતો તેમના પછી

### ત્રીજા ગુરુ અમરદાસ

ગાદી ઉપર બેઠા તે ગુરુ અંગદના માર્ગ ઉપર ચાલ્યા અને શિખ સમુદાયને દૃઢ બનાવ્યો તેમણે શિખ સમુદાયની ૨૨ શાખાઓ સ્થાપી દરેક સ્થાને પોતાના પ્રતિનિધિના નિમણુંક કરી. તેમના વખતમાં શિખોનું જોર વધ્યું તેમના પછી

### ચોથા ગુરુ રામદાસ

ગાદી ઉપર બેઠા તેમણે અકબર સાથે મૈત્રિ કરી અને તેમના અનુગ્રહથી શિખોની જડ મજબુત થઇ તે બાને બાદશાહ પાસે તેમના અનુગ્રહ મેળવતા ગયા હિંદના પણ તેમના મહાત્મ્યને જાણી અકબર બાદશાહ જાતે તેમની પાસે આવ્યા અને તેનું સન્માન જાળવા કેટલી જાગીર પણ તેમને બક્ષિસ આપી તેમણે દરબારની યાત્રાએ જતાં ત્યાં જે માણસ દીઠ ૧૧ રૂપિઓ કર લેવાતો હતો તે બંધ કરાવ્યો આજસૂધી તે ગાદી જે યોગ્ય શિષ્ય હોય તેને મળતી, પણ ગુરુ રામદાસે તો પોતાની પુત્રી ઉપર પ્રસન્ન થઇ તેના બાળકને ગાદી આપવાનું વચન આપ્યું જેથી તેમની પછી તેમના બાળ જ

### પાંચમા ગુરુ અર્જુનદેવજી

ને સંવત ૧૬ ૯માં ગાદી મળી તેમના વખતમાં શિખ સંપ્રદાય ચાલ્યો ને શિખ ધર્મ ચાલ્યો તે કવિ વિદ્વાન ને રાજનીતિજ્ઞ હતા આમના વખતમાં શિખો ઉપર મુગલોએ અત્યાચાર કરવા માંડ્યા પણ આ પ્રકારના અત્યાચારજ વિનાશ અને પ્રજાનો વિકાસ કરનાર થઇ પડે છે જ્યાં સુધી મનુષ્યનામાં ઉચ્ચ અભિલાષાઓ અને મહોદ્યમ શીલ અંતરાત્મા દૃઢ આત્મબળ ન હોય ત્યાં સુધી રાજનૈતિક ઉન્નતિ થવી મુશ્કેલ છે રાજનૈતિક ઉદ્ધારને માટે કર્મવીર થવાની ઇચ્છા અને આત્મબળની અનિવાર્ય જરૂર છે

ગુરુ અર્જુનદેવે અમૃતસરના મંદિર બંધાવ્યું, અને તેથી આવક ની વધી તેમના કહેવાથી અકબરે તે પ્રાંતનો એક વર્ષનો કર માફ કર્યો અકબર પણ તેમના પ્રતિ ભક્તિ રાખતો જેથી શિખ સંપ્રદાય વધ્યો ને ધન પણ એકઠું થવા માંડ્યું, તેમણે ૨ શાખાઓ સ્થાપી. ગુરુને શું ભેટ આપવી તે પણ તેમણે શિખોની સાથે મળીને નક્કી

## ગુરુ તેજબહાદુરનું પ્રાણદાન.

ઔરંગઝેબના વખતમા હિંદુસ્તાનમા ગલીએ ગલીએ મુલ્લા એક હાથમા તલ્વાર અને બીજા હાથમા કુરાન લઈને ફરતા હતા અને કહતા કે મોત એમાથી એકનો સ્વિકાર કરો એવી બની ભારતમા ગુંજતી હતી ત્યારે કેટલાક માણસો કાશ્મિરમાથી નાસીને ગુરુ તેજબહાદુરના શરણે આવ્યા અને તેમણે તેમને પોતાને શરણે રાખ્યા શરણાગતોની વાત સાંભળીને ગુરુના નેત્રામાથી આંસુ વહેવા લાગ્યાં અને કહ્યુ કે "જ્યાં સુધી કોઈ ઈશ્વરનો લાલ જાગશે નહિ ત્યા સુધી ઈશ્વરની પ્રજા ઉપરનો આ ઘોર સંતાપ મટશે નહિ. આ વાત સાંભળી આખો દરબાર અવાક થઇ ગયો પિતાના ખોળામા ૯ વર્ષનો બાળક ગોવિંદ બેઠો હતો, તેનાથી આ સાંભળી બેસી ન રહેવાયુ, તે તરત જ ખોળામાથી ઉઠીને પિતાને દંડવત કરી સામે બેઠા અને બોલ્યા, "પિતાજી આપ ધર્મના અવતાર રુપ છો આપજ આ દુખિયોને માટે પ્રાણ આપો, બીજો કોણ આ લોકોને બચાવશે?"

બાળક ગોવિંદની વાત સાંભળી આખો દરબાર દંગ થઇ ગયો અને કોઇ ગુરુના મો સામે તો કોઇ વીરપુત્રની સામે જોવા લાગ્યા વીરગુરુ તેજબહાદુર અસાધારણ પુરુષ હતા તેમનો જન્મ હિંદુઓને માટેજ થયો હતો તેમણે ઘણીજ વીરતાની સાથે કાશ્મિરી બ્રાહ્મણોને આજ્ઞા આપી કે,– "ઠીક બાદશાહને લખો કે જો હિંદુઓનો નેતા ગુરુ તેજબહાદુર કલમો પઢશે તો અમે સર્વ તેમની પાછળ કલમો પઢીએ નહીં તો અમને અમારા ધર્મનુ પાલન કરવા દો "

લોક સમજ્યા કે ગુરુ મહારાજ પોતાના પ્રભાવથી બચી જશે અને આપણને પણ બચાવી લેશે તોપણ તેનો પત્ર લખવાને માટે અચકાવા લાગ્યા ત્યા ગુરુ મહારાજના શત્રુ સોઢી લોકો પણ હતાં તેમણે પંડિતોને પત્ર લખવાને સમજાવ્યા જેથી તેમણે ઔરંગઝેબને તેવો પત્ર લખ્યો

પત્ર વાંચી ઔરંગઝેબે કાજી અને મુલ્લાની સભા બોલાવી અને તેમની સામેજ આ પ્રશ્ન મૂક્યો સભાના નિશ્ચય અનુસાર ગુરુ તેજબહાદુરને દિલ્હી બોલાવવામા આવ્યા તેમણે બાળક ગોવિંદને સર્વ કામ કાજની સમજણ પાડી અને પોતે દિલ્હી ગયા.

ગુરુ સાહેબ ઘણી જગ્યાએ ધર્મોપદેશ કરતા કરતા ધીમે ધીમે જતા હતા આ તરફ ઔરંગઝેબે તેમને શોધવાને ચારે તરફ માણસો મોકલી દીધા અન્તે ચાલતાં તે પોતાના શિષ્યોના આગ્રહથી આગરે ગયા ત્યા એક ગરીબ સેવકે પ્રાર્થના કરી કે આપ આપની જાતે હાજર ન થતા મારા બંધનમા રહી ચાલો કે મને ઔરંગઝેબ ઇનામ આપે જે પછી ગુરુ તેજબહાદુરને આગરાની પાસેના એક બાગમા કેદ કરવામા આવ્યા અને ત્યાથી દિલ્હી લાવવામા આવ્યા તેમને દિલ્હીમા એક ખંડેર ઘરમા ઉતારો આપ્યો જેમા ભૂતો વિગેરેનો ડર હતો અને તેમા ઘણા માણસો મરી ગયા હતા પણ ગુરુ સાહેબને ત્યા કંઇ દુખ પડ્યુ નહિ. બીજે દિવસે તેમને બાદશાહના દરબારમા બોલાવ્યા અને બાદશાહે તેમને બાદશાહી મહેલની કુવરીની સાથે લગ્ન કરવાની, પંજાબના સુબા બનાવવાની, અને આખા ભારતના મુસલમાની ધર્મના મહંત બનાવવાની વિગેરે લાલચો આપી અને કહ્યુ કે આપ મુસલમાન બનો

આ સાંભળી ગુરુસાહેબે ગંભિરતાપૂર્વક ઉત્તર આપ્યો કે–"પરમાત્મા પક્ષપાતી નથી તેમને હિંદુ અને મુસલમાન બન્ને બરાબર છે ધાર્મિકતા મનુષ્યના વર્ત્તનમા હોય છે મુખથી કોઇ ધર્મને માનવામા નથી " સાથે સાથે બીજો પણ અનેક ઉપદેશ આપ્યો પણ ઔરંગઝેબ તો સાંભળેજ શુ કરવા? તેને શારીરિક શિક્ષા કરી જે રીતે વશ થાય તેમ કરવા હુકમ કર્યો.

અપૂર્ણ

# फळ क्यारे मळे ?

માણસો ઘણુ વાચે છે, ઘણું જાણે છે, છતા પણ તેમને નવુ જાણવાની જીજ્ઞાસા રહે છે કેટલાક કથા વાર્તા સાભળવા દેરમદિરે જાય છે કેટલાક પુરાણી પાસે કે વ્યાસજી પાસે કથા સાંભળે છે કેટલાક સપ્તાહ બેસાડી ભાગવતનું પારાયણ કરાવે છે એવી રીતે કાઇ નવુ નવુ જાણવાની માણસમાત્રને ઇચ્છા થાય છે જો માણસો સમજે અને વાચે છે કે જાણે છે એટલું વર્તનમા ઉતારતા હોય, તોપછી તેમને કાઇ કરવાનું કે જાણવાનું બાકી રહે નહિ. કેટલાક માણસો જાણે છે કંઈ અને વર્તે છે કઇ, કેટલાક બોલે છે કઇ અને વર્તે છે કઇ, આ પ્રમાણે વિચાર તેવુ વર્તન ભાગ્યેજ કોઇનામાં હોય છે

સત્યની ડાહી ડાહી વાતો કરનારા ઘણા જોયા છે, એક જ વચન રાખવુ અને બોલવુ તે પાળવુ એવુ બોલનારા ઘણા જોયા છે, પણ તેમાના ઘણા તે પ્રમાણે વર્તતા નથી બીજાને ઉપદેશ દેનારા ઘણા મળી આવે છે, પણ જ્યારે તેમના વર્તનની બારીકાઇથી તપાસ કરવામા આવે છે ત્યારે તેમાંનું કાંઇજ જણાતુ નથી, બીડી ન પીવાનો ઉપદેશ આપે તે નકામો છે સત્યનું ન પાલન કરનારા સત્યને ન પાળે તો તેનો ઉપદેશ શ્રોતાઓ ઉપર અસર કરી શકતો નથી, પણ જ્યારે તેઓ જે પ્રકારનું વર્તન રાખવા માટે ઉપદેશ આપે છે તેનાજ પ્રકારનું તેમનું વર્તન હોય છે તો તેની સાભળનાર ઉપર ઘણીજ અસર થાય છે આથી માણસ માત્રે પ્રથમ જેટલુ જાણ્યુ કે વાચ્યુ હોય તેટલુ પ્રથમ પોતાના આચારમાં ઉતારવુ અને તેના ફળને મેળવવુ તે પછીજ બીજાને ઉપદેશ નીકળવા જવુ જોઇએ

જેમ નિશાળમા ગુજરાતી પુરુ ભણેલો હોય તેજ બાળપોથી કે પહેલી ચોપડી ભણાવી શકે છે, મેટ્રીક કે ફાઇનલમા પાસ થયેલોજ અંગ્રેજીનું શિક્ષણ આપી શકે છે અને ગ્રેજ્યુએટ થએલોજ કૉલેજમાં બી એ નો અભ્યાસ કરાવી શકે છે તેમ મનુષ્ય માત્રે પ્રથમ પોતે પોતાના વર્તનમા સદ્ગુણોને ઉતારવા અને પછીજ ઉપદેશ આપવો કે જેથી વાચકો અને શ્રોતાઓ ઉપર તે ઉપદેશની અસર થઇ શકે

આજે ઘણા માણસો વેદાતનાં, પુરાણનાં અને ઇતિહાસના અનેક પુસ્તકો વાચે છે, અને તે મ બધી મોટી મોટી તત્ત્વજ્ઞાનની વાતો પણ કરે છે છતાં તેમના વર્તનમાં તો આમળા જેવુ જ મીંડુ હોય છે. અને તેથી તેમણે જે કાંઇ વાચ્યુ હોય છે તેનુ યથાર્થ ફળ તેમને મળતું નથી. ફળની ઇચ્છા રાખનારાએ જેટલુ વાચ્યુ કે જાણ્યું હોય તેટલું આચારમા ઉતારવુ જોઇએ જેમ કેરીનો ગોટલો વાવવાથી તેમાથી આબો થાય છે અને તે આબાને મીઠી કેરીઓ થાય છે, આ વાત જાણી પણ જ્યાં સુધી તે ગોટલો રોપી આંબો ઉછેરતો નથી ત્યાં સુધી કેરીના મીઠા સ્વાદનો અનુભવ કરી શકતો નથી. તેવી જ રીતે મનુષ્ય જાણેલું આચારમા ઉતારતો નથી ત્યાં સુધી તેને તેનું ખરૂ ફળ મળતું નથી.

વિચાર તેવુજ વર્તન રાખતા માણસે શીખવુ જોઇએ અને તેના ફળને પ્રયત્નથી પ્રત્યક્ષ મેળવવુ જોઇએ આજે ઘણા માણસો બહારથી ડાહી ડાહી વાતો કરવા છતા પણ તેમાંનુ તેમને કાઇ પ્રાપ્ત થયેલું હોતું નથી તેવી રીતે મનુષ્યે પણ વિચાર જેવુજ વર્તન રાખવુ જોઇએ પ્રયત્ન કરવાથીજ વિચારનું ખરૂ ફળ મળે છે મનમા ને મનમા વિચાર કરવાથી કાઇ વળતું નથી જાણ્યુ તેટલુ પ્રયત્નમા ઉતારવાથીજ તેના ખરા ફળને ભોગવી શકાય છે.

આજે ઘણા માણસો નિરાશ થતા અને ઉદાસ મોઢે ફરતા જણાય છે જાણે એકદમ વગર પ્રયત્ને કાંઇ મળી જાય તો લાડવો ખાઇ લઇએ એવા વિચાર કર્યા કરે છે કદાચ કોઈ રસ્તો તે જાણે છે તો તે રસ્તે પ્રયાણ કરવામા કાર્ય સિદ્ધ થશે કે કેમ તેવી શંકા રાખી ભયના માર્યા પ્રયત્ન કરતા નથી અને તેથીજ તેવા માણસો આખી જીંદગી એવા શંકાશીલ વિચારમાં જ ગુમાવી દે છે અને કાંઇ પણ ફળને મેળવી શક્તા નથી

આજે જેને સુખી જોઇએ છીએ તે સર્વેએ તે સુખ પ્રયત્નથી મેળવેલું હોય છે પ્રયત્નથી શુ સિદ્ધ થતું નથી ઉત્સાહપૂર્વક પ્રયત્ન કરવાથી ન ધારેલી વસ્તુ મળી શકે છે. મનુષ્યનું જીવન પ્રયત્ન કરવાથીજ ખીલી નીકળે છે માટે મનુષ્ય માત્રે દરરોજ પોતે જે કાંઇ જાણ્યુ હોય તે આચારમા ઉતારવાનો પ્રયત્ન કરવો. હવે શુ કરૂ, આ કામ કેમ બને, ફલાણુ વાંચુ, કે ઢીંકણા પાસે જઇ પૂછી આવુ આવા શંકાશીલ વિચારો ન રાખતાં પોતાના જાણવામા કે વાચવામાં જે જે આવે તેને વર્તનમા ઉતારવુ જોઇએ. જીવનમા કોઇ પણ મનુષ્ય હમેશા એકજ સ્થિતિમા રહી શકતો નથી

જે મનુષ્ય પ્રયત્નથી આગળ વધતો નથી તે આળસુ થઇ પાછો ખસે છે એથી આળસુ થઇ પ્રાપ્ત સ્થિતિમાંથી નીચી સ્થિતિમા જવા કરતાં મનુષ્ય માત્રે પ્રયત્ન કરવો અને તેમા આવી પડતાં વિઘ્નોને દૂર કરીને ઉચી સ્થિતિને પ્રાપ્ત કરવી જોઇએ નાનુ બાળક જન્મે છે ત્યારથીજ પ્રયત્ન કરે છે. રમતમાં પણ તે કાંઇને કાંઇ શીખે છે પડતાં આખડતા તે ચાલતા શીખે છે દાદરેથી એકવાર પડી જાય છે તો બીજીવાર ચડે છે પણ બીકનુ માર્યું કાયર થઇ તે પ્રયત્ન છોડી દેતું નથી તેવી રીતે મનુષ્યે પણ પ્રયત્ન કરતા વિઘ્ન આવે તો તેથી ડરી જવુ ન જોઇએ પણ ફરી દૃઢ થઇ તે પ્રયત્ન કરવો જોઇએ અને જ્યારે તે સિદ્ધ થાય ત્યારેજ વિરામ લેવો જોઇએ વિઘ્ન આવવા એતો આપણને પ્રયત્નમા દૃઢ કરનાર છે તેથી આપણામા તે વિઘ્નને ટાળવાની શક્તિ વધે છે આવાં વિઘ્નો આવે અને તેનુ મનુષ્યો સહન કરી તેને દૂર કરે તોજ તે સાહસી થાય છે માત્ર વિચારો કરવા અને બેસી રહેવુ તેથી ઉન્નતિ થતી નથી પણ તે વિચાર પ્રમાણે ક્રિયા કરવામા આવે છે ત્યારેજ માણસને તેનું યથાર્થ ફળ મળી શકે છે

વિશ્રાંતિનું ખરૂં સુખ પ્રયત્ન વગર મળતું નથી. અતિશય મજા ઉપરાંત કામ કરવાથી મનુષ્યનુ મન શિથિલ થઇ જાય છે મનને ખીલાવવા માટે, ઉત્તમોત્તમ શક્તિયો વધારવાને માટે અને જીવનના વાસ્તવિક સુખનો ઉપભોગ કરવાને માટે પ્રયત્ન કરવો એ આવશ્યક છે બુદ્ધિમાન મનુષ્યે પોતાના મનમાં કોઈ પણ એક પ્રકારના ઉત્તમ ફળને મેળવવાની કામના રાખવી જોઇએ અને તેને પોતાનુ લક્ષ્યસ્થાન જાણી તે મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. તે સિવાયનાં કાર્યોને ગૌણ માનવા અને તે જેમ જેમ વખત મળતો જાય તેમ તેમ કરવાં. એ મનુષ્યને આગળ વધવાનો માર્ગ છે તે પ્રમાણે વિઘ્નોથી ન ડરતા દરરોજ પોતાના ધારેલા સ્થાને પહોચતા સુધી નિયમસર પ્રયત્ન કરવો જોઇએ

આ સંસારમા મનુષ્યનું જીવન ઘણે ભાગે પ્રયત્ન કરવાને માટેજ છે સાધારણ રીતે દરેક મનુષ્યે દરેક દિશામાં પ્રયત્ન કરવો જોઇએ જેને મનુષ્ય કહેવામા આવે છે તેણે તો હમેશા પ્રયત્ન કરવાને માટે તૈયાર રહેવુજ જોઇએ પ્રમાણિક અને મહેનત મનુષ્યને આગળ વધારનાર છે મનુષ્ય પોતાના ગુજરાનને માટે પ્રયત્ન કરે એમા નવાઇ નથી. પરતુ ખરી રીતે સર્વ દિશામા અને સર્વ અવસ્થાઓમા પ્રયત્ન કરવો એ મનુષ્યને માટે ખાસ જરુરનું છે

કામ યાને પ્રયત્ન એ મનુષ્યનો ઉત્તમ શિક્ષક છે કેમકે તે બીજા મનુષ્યો અને પદાર્થોનો સાક્ષાત્કાર કરાવે છે જીવનચરિત્રોના અવલોકનથી જણાય છે કે જેટલા મહાન પુરૂષો થઇ ગયા છે, તે સર્વ પોતાના કામમા મહેનત કરતા હતા અને ઘણા દૃઢ તથા કાર્યકુશળ હતા આજકાલ જગતમા જેટલું જ્ઞાન, જેટલી વિદ્યા, જેટલી ઉન્નતિ, અને જેટલી સભ્યતા જોવામા આવે છે તે સર્વ ઘણે ભાગે મનુષ્યોના હાથ અને મગજના કાર્યોનાંજ ફળરૂપ છે

પ્રત્યેક કિંમતી પદાર્થનુ મૂલ્ય પ્રયત્ન છે પ્રયત્ન વગર કાંઈ બની શક્તું નથી. કઠિન પરિશ્રમ

અને ઉદ્યોગથીજ મનુષ્યો મહાન બને છે પછી તે ગમે તેટલા બુદ્ધિમાન અગર પ્રતિભાશાળી ભલેને હોય, તોપણ તે સર્વને પ્રયત્ન તો કરવોજ પડે છે

આશા અને ઉત્સાહપૂર્વક કામ કરવાથી ઘણીજ પ્રસન્નતા થાય છે. એક મહાપુરૂષે કહ્યું છે કે, એવુ કોઇ કામ નથી કે જે પ્રયત્ન કરવાથી સિદ્ધ ન થાય જે મનુષ્ય પોતાના જીવનને કોઇ મહાન અને શ્રેષ્ટ કાર્યને માટે અર્પિત કરી શકે છે અને બુદ્ધિપૂર્વક પોતાના કર્તવ્યને નક્કી કરે છે તે પુરુષને ધન્ય છે

પ્રયત્ન કરવાથી જેટલા સમયમા તમે કાંઈ ધન એકટુ કરી શકશો તેથી અર્ધા વખતમાંજ તે ધન આળસુ બેસી રહેવાથી ખોઈ બેસશો જીવનમા પરિશ્રમ ન કરવો તેનાથી બીજી કોઇ વધારે હાનિકારક વસ્તુ નથી

ઘણે ભાગે યુવકો પરિશ્રમ-સાધ્ય કાર્યોથી ડરે છે અને તે ન કરવાનું ઇચ્છે છે, પણ તેવા લોકોને કોઈ પણ પ્રકારનુ સુખ યા આનંદ પ્રાપ્ત થઇ નથી. તેમને માટે હમેશા નવરાશજ હોય અને તેમને માટે વિશ્રામ લેવાનો વખત હોતો નથી એવા લોકોથી કદી કોઇપણ કાર્ય બની શકતું નથી એક વિદ્વાને કહ્યુ છે કે, "કશુ કામ ન કરવુ એ જીવતાંજ મરવા જેવુ છે." જે મનુષ્ય ઇશ્વર યા અન્ય મનુષ્યને કાંઈ ઉપયોગમા આવતો નથી તે મુવા જેવો છે સંસારની આવશ્યકતાઓ અને પરિવર્તનોની સાથે તેને કાંઇ સંબધજ હોતો નથી તે કેવળ પોતાનો સમય નષ્ટ કરે છે અને ઘણુજ નિંદનિયરૂપે સંસારની ઉપજ ખાય છે મૃત્યુ આવતાં તે મરી જાય છે અને પોતાના જીવનમાં કોઇ સારૂં કામ તે કરી શકતા નથી કદાચ કોઇ કામ કરે છે તો તે નિરર્થક કે હાનિકારક હોય છે સાચુ કહીએ તો અકર્મણ્યતા જગતમા સર્વથી વસ્તુનાશક છે

મહાન પુરુષોના કથનાનુસાર પ્રયત્ન ન કરનારા મનુષ્યો ઘણા મહાન અપરાધી યા ને લુંટારા છે. જે મનુષ્ય પ્રયત્ન કરે છે તે કાંઈ પણ અપરાધ કે અનુચિત કાર્ય કરી શકતો નથી નવરો માણસ હમેશા કુકર્મ કરે છે અને કદાચિત તે કુકર્મ ન કરે તોપણ શુ ખાલી બેસી રહેવુ એ કાંઈ ઓછી ખરાબી નથી? એવા મનુષ્યો નિંદાને પાત્ર છે. કોઈ કામ ન કરવું અને સ્વાર્થી બનીને આનંદ માનવો એના જેવુ બીજુ કોઇ ખરાબ કામ નથી. આત્મપોષણથીજ નીતિ અને મનુષ્યત્વનો નાશ થાય છે અને એવા દોષોની સૃષ્ટિ હોય છે કે જેનો નાશ મૃત્યુની પહેલાં થતો નથી

વિદ્વાનોનું એવુ માનવુ છે કે સર્વ પ્રકારના દુષ્કર્મો જોતા સુખદાયક જણાય છે, અને તે આળસુ માણસોને પોતાની તરફ આકર્ષણ કરે છે તેમજ વળી આળસુ માણસો જાતેજ દુષ્કર્મોની તરફ વળે છે પણ જે મનુષ્ય કેવળ આત્મ પોષક કરતો દુષ્કર્મોમાં પ્રવૃત્ત રહે છે, તેની પાછળ પાછળ હમેશાં દુખ ફરતું રહે છે, અને અંતે તેને ઘોર દુખ પડે છે અકર્મણ્ય આળસુ મનુષ્યનુ ચિત્ત પ્રસન્ન રહેતું નથી, તેમ શરીર પણ સ્વસ્થ રહેતું નથી

જો મનુષ્યો સમયનો સદુપયોગ કરે તો તેને એવા ઘણા અવસરો મળી શકે છે કે જેમાં તે પોતાના સુખની ઘણી વૃદ્ધિ કરી શકે તેમ છે જો થોડા ઘણા વખતનો આપણે સદુપયોગ કરી શકીયે તો તેથી મળતાં સુંદર પરિણામોને જોઇ આપણને આશ્ચર્ય થાય છે

મળેલા વખતનો સદુપયોગ કરવો જોઇએ નહિ તો ગઈ તક પાછી મળવાની નથી યુવાવસ્થાના દિવસ સોનાના સમાન, પ્રૌઢાવસ્થાના દિવસ ચાંદીના સરખા અને વૃદ્ધાવસ્થાના દિવસો સીસાના સરખા છે જે મનુષ્ય વીસ વર્ષની અને ત્રીસ વર્ષની ઉમ્મરે કાંઇ કામ કરી શકતો નથી તે ચાલીસ વર્ષ પછી કાંઈ પણ કરી શકતો નથી.

સર્વ અવસ્થા અને સર્વ દિશાઓમા આપણે સમય માટે પુરેપુરૂં ધ્યાન આપવુ જોઇએ અને દરેક કામ નિયમસર કરવુ જોઇએ. જે મનુષ્ય નિયમસર કામ કરતો નથી તે સદા ચિંતિત, દુખી અને ચિન્તિત રહે છે જ્યા સુધી મનુષ્ય ઇચ્છા કરતો નથી ત્યા સુધી તેનુ જીવન નષ્ટ થતું નથી. જો આપણે ઇચ્છીએ તો આપણી પણ ઉન્નતિ કરી શકીએ છીએ અને સાથે સાથે બીજાને પણ ઉન્નત કરી શકીયે છીએ આપણે પોતે શ્રેષ્ટ બની શકીએ છીએ અને સાથે બીજાને પણ શ્રેષ્ટ બના

વી શકીયે છીએ. પણ તેને માટે આપણે વિવેક અને જ્ઞાનનો ધૈર્યપૂર્વક ઉપયોગ કરવો જોઇએ ઘણા મનુષ્યોમા અનેક પ્રકારની યોગ્યતાઓ અને શક્તિયો હોય છે, પણ તે સર્વનો ઉપયોગ કરવાને માટે ધૈર્યપૂર્વક શ્રમ કરવાની જરૂર હોય છે રાજા રામમોહનરાય, સ્વામી વિવેકાનંદ, જસ્ટિસ રાનડે, શ્રીયુત ગોખલે વિગેરે પોતાના જીવનકાલમા જેટલો સાધારણ મજુર કે મ્હેનતુ લોકો શ્રમ કરતા હતા તેટલોજ શ્રમ કરતા હતા જ્યા સુધી મનુષ્ય ધૈર્યપૂર્વક અને નિરંતર ખૂબ મહેનત નહિ કરે ત્યા સુધી તે વિજ્ઞાન, રાજનીતિ અને સાહિત્ય વિગેરેમા કદી પારગત થઇ શકતો નથી.

મહાન પુરુષોમા સર્વથી મોટો ગુણ એ હોય છે કે તે ઘણાજ ધૈર્યવાળા અને પ્રયત્નશીલ હોય છે તે પોતાના કાર્યથી કદી કટાળતા નથી તેમ થાકતા પણ નથી. તે દરેક ક્ષણનો યોગ્ય ઉપયોગ કરે છે જે મનુષ્ય ધૈર્ય અને વિચારપૂર્વક પ્રત્યેક વસ્તુનુ નિરીક્ષણ કરે છે અને તેના સબધી મર્મ વાતોનુ જ્ઞાન પ્રાપ્ત કરે છે, ત્યારે તે મહા આવિષ્કારક થઈ જાય છે પ્રત્યેક મનુષ્યે એવી રીતે પ્રયત્ન કરવો જોઇએ કે જેથી તે કોઇ પણ વાતને જોઇને તેના મૂળતત્વને જાણી શકે

એક વિદ્વાનનો મત છે કે આપણુ શરીર એ એક બાગ છે અને આપણું ઇચ્છાબળ એ તેના માળીરૂપ છે

જો આપણે તેમા બાવળ વાવીશુ તો કાટા ઉગશે અને કેરીના ગોટલા વાવીશુ તો આંબો ઉગશે કે જેથી મીઠાં ફળ પ્રાપ્ત થશે જો આપણે આળસુ અને સુસ્ત થઇશુ તો તે જમીનને ખરાબ કરી દઇશુ અને મહેનત કરીશુ તો ખાતર વીગેરે નાખીને તેનો કસ વધારી શકીશુ એ સર્વ વસ્તુ આપણી ઇચ્છાશક્તિ ઉપર આધાર રાખે છે જો કે ઇચ્છાશક્તિ એવી વસ્તુ છે, તો પણ તેને માટે ધૈર્ય અને સાહસની આવશ્યક્તા છે જે વખતે વિઘ્નો આવી પડે તે વખતે દૃઢતા પૂર્વક પોતાના કામમાં મડયા રહેવાની જરૂર હોય છે જેને આપણે ખંત કહીએ છીએ કાર્ય કરવાની શક્તિનો નિરંતર ઉપયોગ કરવો એનુ નામ જ ખત છે અને જો બરાબર ખંત પૂર્વક પ્રયત્ન કરવામા આવે તો તેજ આગળ જતાં પ્રતિભાનુ રૂપ ધારણ કરે છે જેમ જેમ આવી પડતા વિઘ્નોને દૂર કરીએછીએ તેમ તેમ આપણામા બળ વધતુ જાય છે બીજા મનુષ્ય કરતાં આપણુ ને આપણી શક્તિ ઓછી જણાતી હોય તો તેને વધારવાને માટે આપણે આપણી શક્તિનો વધુ ઉપયોગ કરવો જોઇએ જીવનના આરભમા મનુષ્યને પોતાની પ્રતિભાનું જ્ઞાન હોતું નથી અને બીજા લોકો પણ તેને ઓળખતા હોતા નથી પણ લાગલાગટ અનેકવાર પ્રયત્ન કરવાથી તેને જણાય છે કે હું અમુક કામ કરવાને યોગ્ય છુ જે ઝરો એકલા પહાડપરથી માત્ર એક પાતળીધારાના રૂપમા નીકળે છે તેજ કેવળ સદા દૃઢતા પૂર્વક આગળ વધતો રહેવાથી પછી નદી અને તે પછી આગળ ચાલતા ભારે નદી અને તે પછી આગળ જતા અથાગ સમુદ્રના એક અગરૂપ બની જાય છે

ઘણા લોકો એવી મુશ્કેલીથી ગભરાઇ જાયછે કે જે અનેક વખત ખરી રીતે તેમને મદદ આપનાર થઇ પડનાર હોય છે તે આપણને અનુભવ કરાવે છે અને દૃઢતા પૂર્વક કામમાં મડયા રહેવાને ઉત્તેજન આપનાર હોય છે કેટલા સમજણને લીધે જ ઘણા લોકો વિશેષ યોગ્ય થઇ શકતા નથી તાત્પર્ય કે સર્વ કાઇ કેવળ ઇચ્છાધીન થઈ શકે છે કાઇ કરવાને માટે ઇચ્છા થઇ કે પછી તેને સિદ્ધ કરવાને માટે ઉપાયોની ખામી રહેતી નથી.

કોઇપણ માણસ જીવનમા સદા એકસ્થાનપર રહી શકતો નથી જે મનુષ્ય આગળ વધતો નથી તે જરૂર પાછો ખસે છે જેથી યોગ્ય તો એ છે કે ભલેને માર્ગમા વિઘ્નો જણાય તોપણ તેને દુર કરીને પણ માણસે આગળ વધવુ જોઇએ

ઘણા લોકો એવા હોય છે કે જેમની સર્વોત્તમ શક્તિયોનો વિકાશ કેવળ વિઘ્નોની સામે થવાથીજ થયેલો હોય છે કાર્યમાં અડચણ આવવી એટલે વિઘ્ન આવવુ એ મનુષ્યને માટે જરૂરનુ છે કારણ કે તેથી શક્તિ અને આચાર બળને ઉત્તેજન મળે છે જેથી મનુષ્ય સાહસી બની શકે છે ખત વગર સાહસનું મહત્વ ઘણુંજ થોડુ છે.

# श्री स्वामी मगनीरामजी.

[ હરિનારાયણ શર્માના હિંદી લેખ ઉપરથી. ]

---

મહારાજ મગનીરામનો જન્મ જયપુર જીલ્લાના લાલસોટ નામના ગામમા ગૌડ-બ્રાહ્મણ કુળમા થયો છે બાલ્યાવસ્થામાં જ તેમના પિતાનો દેહાન્ત થયો જ્યારે પોતે ૮ વર્ષના થયા ત્યારે તેમને વિદ્યાધ્યયન કરવાની ઇચ્છા થઇ જેથી તે ઘેરથી બીજે કોઇ સ્થળે છાનામાના ચાલી નીકળ્યા

તે પોતે પોતાની માતાને ઘણુ વ્હાલા હતા અને તેમની સેવા ઘણી કરતા હતા આમ છાના માના માતાનો ત્યાગ કરી ચાલ્યા જવાથી તેમને માતાનો વિયોગ સહન થઇ શકયો નહિ અને મા- દર્શન કરવાની ઇચ્છા થઇ જેથી તે પોતે ા ઘેર આવ્યા ઘેર આવ્યા પછી તેમની મા- પોતાના એકના એક પુત્રને પરણાવવા માટે રીજ કરવા માંડી મહાત્માએ લગ્નની વાત જાણી તરતજ તે રાતની રાતમાં ઘેરથી નીકળી પોતાના ગુરુની પાસે ચાલી ગયા

ગુરુજીએ તેમની સઘળી વાત સાંભળી તેમને કહ્યુ કે સર્વ છોડી જાણો અને ઇશ્વરનું ભજન કરો, પરંતુ તેમણે કહ્યું કે જ્યા સુધી મારી મા જીવે છે ત્યાં સુધી બીજુ કામ કરી શકીશ નહિ તે વખતે એક શિવાનંદ નામના સન્યાસી પણ બેઠા હતા તેમણે કહ્યું કે, બ્રહ્મચારી, તમારે તમારી માતાને બદ્રિનારાયણનાં દર્શન કરાવવાં જેથી તેમનો મોક્ષ થાય, એ તમારી ખરી માતૃસેવા છે કેટલાક દિવસ પછી પોતે પોતાની માને બદરી નારાયણના દર્શન કરવા માટે તેડી ગયા, અને ત્યા દર્શન કરાવ્યા

પછી પોતે કાશીએ આવ્યા ત્યા તેમણે ઘણું અધ્યયન કર્યું અને વેદાન્તશાસ્ત્રના પ્રગાઢ પંડિત થઇ ગયા, તે પછી પોતે ઉપનિષદ્ અને બ્રહ્મ સૂત્ર વિગેરે વેદાન્તના અનેક ગ્રંથોને વીસ વીસ સન્યાસિયો અને બ્રહ્મચારીઓને રોજ ભણાવા લાગ્યા તેમનો આખો દિવસ વિદ્યા ભણવા અને ભણાવવામાજ વ્યતીત થતો

પોતે ખરા સાધુ છે કહ્યું છે કે,–**कर्मण्येक मनस्येक वचस्येक महात्मनाम्** પોતાનામા એ વાત અક્ષરે અક્ષર ખરી પડે છે પોતે હજીસુધી પણ જનસાધારણ ઉપર પોતાની સિદ્ધિ પ્રકટ કરી નથી. પોતે પોતાના સંકલ્પોદ્વારા બ્રહ્મચર્યાવસ્થામા જ સન્યાસિયોના કર્મ પકડાતા હવે તેમણે સન્યાસ ગ્રહણ કર્યો છે દ્રવ્યનો ત્યાગ તો પોતે બ્રહ્મચર્યાવસ્થામાથી જ કર્યો છે કદાચિત કોઇ દર્શન કરવા આવનાર જો કોઇ હઠ કરીને કાંઇ અર્પણ કરે તો તે ત્યાંનુ ત્યાંજ પડી રહેતું અને ગમે તે કોઇ બ્રાહ્મણ આવે તે લઇ જતો.

સાંભળવા પ્રમાણે પોતાના અનુગ્રહથી એક મારવાડીનો મનોરથ પૂર્ણ થયો છે તેણે કઇ હજાર રૂપિયા લાવીને પોતાને અર્પણ કર્યા. તે રૂપિયા પોતાને વિષધર સાપ જેવા લાગ્યા, પરંતુ મારવાડીએ હઠ કરવાથી પોતે આજ્ઞા આપી કે સારસ્વત અને ગૌડ વિદ્યાર્થીઓને માટે તો અન્નક્ષેત્રો છે પણ સરયુપારી ને કાન્યકુબ્જને માટે નથી તેમને માટે આ રૂપિયાથી કાંઇ બંદોબસ્ત કરો.

પોતે ધારત તો ઘણા મઠ અને ક્ષેત્ર સ્થાપિત કરી શકત, પણ તેમને તે વાત ગમતી નહિ પોતે ખરા ત્યાગી છે પોતાની પર્ણકુટીમા કૌપીન અને પુસ્તકો સિવાય કઇ પણ રાખતા નથી સાંભળવા પ્રમાણે એક વખતે એક ચોર તેમની કુટિમા પેઠો તેને જ્યારે કઇ ન મળ્યુ જેથી મહાત્માએ ચોરને કહ્યું કે, તે મહેનત તો ઘણી કરી પણ કાંઇ મળ્યું નહિ જેથી લે, આ થોડા પ્રસાદના પતાસાં છે તે લઇજા ચોર આ સાભળી પાવન થઇ ગયો.

મહાત્મામા કોઈ પણ પ્રકારનો આડંબર ન હોતો સ્વામીજીએ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ,

માત્સર્ય, સંતને જીતી લીધાં હતા શાંત તો એવા હતા કે જો તેમને શાંતિરસના અવતાર કહેવામાં આવે તો કાંઇ અતિશયોક્તિ નથી તેમના દર્શન કરવાથી હૃદયમાંનો રજસ્તમભાવ જતો રહી તેની જગ્યાએ સત્વગુણનો સંચાર થાય છે પોતાની વાણી મધુર અને ઉપદેશ આકર્ષક હતો પોતાના ઉપદેશમાં કાંઇ પણ શાસ્ત્ર કે મતથી વિરૂદ્ધતા જણાતી નહિ.

ઘણા ધનવાનોએ તેમની પાસેથી ઉપદેશ લેવાની ઇચ્છા કરી પણ તેમણે કોઇને પોતાનો શિષ્ય બનાવ્યો નથી પોતે કાશીથી બીજું કોઇ વધારે પવિત્ર તીર્થ છે એમ માનતા નથી તેમની પર્ણકુટી કાશીમાં અસ્સી-સંગમની પાસે મોતીરામના બાગમાં છે ત્યાં થોડાંજ દિવસોથી પોતાના નામથી ભગતીરામ પાઠશાળા ચાલે છે. ઉત્તમ વિદ્યાર્થીઓને અન્ન પણ અપાય છે તેનું ખર્ચ કલકત્તાના મારવાડી નિવાસરામ વિગેરે ઉપાડી લે છે પાઠશાળાના અધ્યક્ષ પંડિત વિષ્ણુદત્ત બ્રહ્મચારીજી છે કે જે ઘણા સારા વિદ્વાન છે

---

# राणी इन्दुमती.

( લેખક શ્રીયુત ઉદયચંદ લાલચંદ પંડિત. )

રાઠોડ! શું લાજ જરી ન આવી?
કીર્તિ ઉભય કુલ તણી ગુમાવી
શું કીર્તિથી દેહ વધુ વિચાર્યો?
કલંક લેતા કયમ ના વિદાર્યો?
* * * *
જાઓ ફરી શિઘ્ર રણે સિધાવો,
પાછી ફરી પીઠ ન મ્હોં બતાવો
નથી તમે શ્વાન, શશા, શિયાળ,
રાઠોડ! છો જન્મથી સિંહ બાલ

"કેમ ત્યારે નક્કી લડાઇ જાગશેજ?" રાણી ઇન્દુમતિએ પોતાના પતિ જસવંતસિંહને પૂછ્યું

"હા. સંભવ છે ખરો ઔરંગઝેબ."

"પેલો કપટ કરીને ગોવળકંડા ઉપર ચઢી ગયો હતો તેજ ઔરંગઝેબ કે?" રાણીએ વચમાંજ પુનઃ પ્રશ્ન કર્યો

"હા એજ શાહજહાનનો દુષ્ટ પુત્ર! તેની તો એવીજ મહત્વાકાંક્ષા છે ક્યારે મારા સર્વ ભાઇભાંડુઓને મારૂં અને રાજ પચાવી પડું"

"પરંતુ શહેનશાહ શાહજહાન હજુ જીવે છે ને?"

"અરે તેમને ગણે છેજ કોણ? કોણ કોનું સાંભળે છે કે દરકાર કરે છે હાલ તો સર્વ રાજ મેળવવા તલપાપડ થઇ રહ્યા છે સહુમાં ઔરંગઝેબ લુચ્ચો અને ચાલાક છે બગલા ભગતની પેઠે છાનોમાનો બેઠો છે અને જાણે ફકીર બનીને કાલેજ સીધો સડકે જતો રહેશે એમ બતાવે છે પણ તેના મૂળ ઉંડાં છે હું તેના સર્વ ચરિત્ર જાણું છું પાખંડ પીછાણું છું"

"એટલે શું મુરાદ અને ઔરંગઝેબ મળી ગયા છે?"

"હા તે બે હાલ એક છે"

"ત્યારે તો કટાકટીનો સામનો જામશે ખરો. ત્યારે યુદ્ધ થવાનું" કહી રાણી ઇન્દુમતી હસવા લાગ્યા

"કેમ હસવું શાનું આવ્યું? અહિં હસવાની શી વાત થઇ?"

"કોણ જાણે કેમ! પણ મને યુદ્ધની વાતથી ઘણોજ આનંદ થાય છે"

શા માટે આનંદ ના થાય? રાણા ઉદયસિંહની પુત્રી છોને. શુદ્ધ ક્ષત્રાણી." રાજા જસવંતસિંહે પોતાના પ્રેમપાત્રનો હાથ પકડયો અને પ્રશંસા કરી

"પણ ત્યારે આપ પણ રાઠોડ રાજતિલક"

વાક્ય પૂર્ણ થતા પૂર્વેજ દાસીએ પ્રવેશ કર્યો અને એક પત્ર રાજાના હાથમાં મૂકયો પત્ર વાંચ્યો મોકલનાર ઔરંગઝેબજ જણાયો

"**હું મારા પિતા સાથે મળી જવા માગું છું.**" લ્યો! કેવી ચાલાકી અને પ્રપંચ ખેલવા માગે છે એમ મીઠી મધ જેવી વાતો કેવી કરે છે? પણ હું એનો જરા કરડો જવાબ આપું છું" પત્ર વાંચી રાજાએ ઉદ્ગાર કાઢ્યા

ઈન્દુમતિ ફરી આનદથી હસી રાજા જસવત સિંહે પત્રનો ઉત્તર લખી દાસીના હાથમાં મૂક્યો

"યુદ્ધ હવે થશે એ વાત ચોક્કસ" રાજાએ કહ્યું

"પ્રાણેશ! મને આપ સાથે લઈ જવાના કે?"

"શુ હુ જીવનરહિત બન્યો છુ કે શુ રાઠોડ-વશ નષ્ટ થયો છે?" રાજપુત્રિ! ગભરાશો નહીં કાલે તમારા આગળ શત્રુનું શીર રજુ કરીશુ

રાણી ઈન્દુમતિ આ સાંભળીને ફરી હસી અને કહેવા લાગી—"ધન્ય રાજકુમાર! પણ રાઠોડાની સુનદ ફોજ લઇ જજો રણવિરસિંહને જરૂર સાથે રાખજો એણે કઇ યુદ્ધ જોયા છે આપના સસરા—તેને બહુજ માનતા"

"હો, હવે મારે જવુ જોઇએ યુદ્ધની તૈયારી કરવી જોઇએ"

"પણ પાન તો ખાતા જાઓ"

"લાવો"

"એમ નહીં, તમે મ્હો ઉઘાડો હુ ખવરાવુ"

હસતો હસતાં રાજાએ મ્હો ઉઘાડ્યુ અને રાણીએ પોતાના કોમળ હાથથી મ્હોંમા બીડુ દીધુ જસવતસિંહ પછી જેના ખુરશી ઉપરની તલવાર ઉપાડી બાંધવા જાય છે તેવેજ ઝપાટાબધ રાણીએ તે લઈ લીધી અને પોતે તેજથી બાધવા લાગી આ વખતે રાણીનું મ્હો ઘણુંજ જ્વળ અને અદર દેદીપ્યમાન જણાતુ હતું

"હવે રહેવા દો તલવાર બધાઇ ગઇ" રાજાએ કહ્યું

જતી વખતે ઇન્દુમતિની આંખોમાંથી અશ્રુધારા વહેતી રાજાના જોવામા આવી પૂછ્યુ—"આ શુ?"

"કઇ જ નહીં"

મહારાજા જસવીનસિંહ સિધાવ્યા

૨

ગરમીની મોસમ, તાપ કહે મારૂ કામ, જગલમા જીવો જાનવરો તૃષાના માર્યા વિહ્વળ બની ગયાં છે, નર્મદા જેવી ભારે નદીમા પણ પાણી ઓછા થઇ ગયા છે આ વખતે ધુળ ઉડતી જણાઇ રાજા જસવતસિંહ, સાથે રણવિરસિંહ અને સાથે પોતાનુ લશ્કર છે

રણવિરસિંહ! તમે અમારી સાથે રહો તમે કાસિમખાં! ફોજને કાબુમા રાખો વાહવાહ જુઓ ઔરગજેબ પણ સૈન્ય સાથે આવતો જણાય છે

જસવિતસિહ, રણવિરસિહ અને કાસિમખાં ત્રણેએ પોતાની સમગેગ બેસી અને આપના શત્રુનો સત્કાર કરવા તૈયાર થઇ ગયા

જસવિતસિહ પાસે આશરે હજાર માણસ કુલ હશે, શત્રુ દળમા પણ લગભગ એટલાજ હતા શત્રુઓને જોતાજ રજપૂતોનું લોહી ઉછળવા લાગ્યુ નર્મદા ઉતરીને સ્હામેપાર શત્રુને ભેટવા આગળ વધ્યા વાતવાતમા આકાશ તીરો અને ધુળથી છવાયુ ચારે તરફ અંધકાર ફેલાયો ચારે બાજુ મારો મારોના શબ્દોજ સભળાતા કોઇની તરવાર તુટી, કોઇનો ભાલો, કોઇના હાથ તો કોઇના પગ શરીરથી છુટા પડવા, કોઇના શિર ધડથી અલગ થઈ ગયા.

જસવતસિહની ગભીરતા અને ધીરતા જોઇ રાઠોડ સીપાઇઓ પ્રાણ તોડીને લડતા હતા ઔરગજેબ પણ કઈ સમય તો વીરતાથી લડ્યો પણ તેના સિપાઇઓ રજપૂત વીરો સામે લડતા ગભરાઇ ઉઠ્યા ઔરગજેબનુ સૈન્ય નાસભાગની તૈયારીમાંજ હતું એવામાં એકાએક મુશળધાર પાણી પડવા લાગ્યુ યુદ્ધ કઇ સમય માટે બધ થયુ વરસાદ પડતો હતો તે વખતે ઔરગજેબ પોતાના નાસતા સૈન્યને એકઠુ કરવામાં રોકાયો હતો. જેવી વૃષ્ટિ બધ થઇ કે તરત તેણે પાછુ યુદ્ધ આરભ્યુ આ વખતે યુદ્ધ એક ભારે શબ્દના નાદ સાથે શરૂ થયુ એક બળતો અગારો ઉડતો આવીને જસવતસિહની સેનાના હૃદયમાં આવી પડયો પડતાજ ફાટયો અને તેમા રાઠોડ સૈન્યના કેટલાએ માણસો ઘાયલ થયા અને મરાયા

જસવતસિહે આશ્ચર્ય ચકિત થઇને રણવીરસિહને આનુ કારણ પૂછ્યુ. રણવિરસિહે જણાવ્યુ કે—મહારાજ! બાતમીદાર એવી ખબર હમણા લાવ્યો છે કે, મુરાદ એક ભારે સૈન્ય સાથે સુરતથી આવી પોતાના ભાઇને મળ્યો છે તે પોતાની સાથે ફ્રાન્સીઓનુ તોપખાનું લાવ્યો છે, તેનોજ આ એક ગોળો ઉડેલો આવ્યો તોપણ જસવતસિહે વિના ગભરાયે લડયાજ કર્યું હજારો રજપૂતો કપાઇને પોતાની સામે લડવા લાગ્યા. લોહીની નદી વહેવા લાગી

આઠ હજારમાંથી ચાર-હજાર સૈન્ય ખપી ગયુ વળી ખબર મળી કે કાશીખાથી યુદ્ધમા ન ટકી શકાવાથી તે પલાયન કરી ગયો છે

"હવે શુ કરવુ ?" એમ પ્રશ્ન રાજાએ રણુવીરસિંહને કર્યો.

"હાલતો યુદ્ધમાંથી પાછુ ફરવુજ યોગ્ય છે" રણુવીરસિંહે ઉત્તર વાળ્યો

૩

રાજા જસવંતસિંહ નર્મદા તટની લડાઈમા પરાજય પામી પાછા આવે છે એ વર્તમાન રાણી ઇન્દુમતિને પહોચતાંજ તે રડવા લાગી આખુ શરીર તેનું ક્રોધથી કમ્પ્યુ દાસી વર્તમાન કહી પાછી વળી અને તે પ્રભુતરફ હાથ જોડી કહેવા લાગી—

હે પ્રભુ ! તે આ શુ યોગ્ય કર્યું છે ? શુ મારા પતિ-મારા સ્વામી યુદ્ધમા હાર્યા ? શુ તેમણે પીઠ દેખાડી ? નહી, નહી, આમ બનવુ ન જોઇએ શુ વીરશ્રેષ્ઠ રાજા ઉમ્મસિંહના જમાઇ ગેહેલરાજા આમ પીઠ દેખાડે ? હે પ્રભુ ! આ કરતાં તમે ત્યાજ તેમને સ્વર્ગમાળ કેમ ના આપી ! કે જેથી તે સ્વર્ગમા જાત અને હું પણ પાછળ સતી બની તેમની સાથેજ વૈકુંઠવાસિની બનત અરે આ શુ ? શુ હું ગાંડી બની છુ ? મારા પરમ ગુરુ, મારા પરમેશ્વર, મારા પતિને માટે આવાં અમગળ વાક્યો હું કેમ બોલુ છુ ? હવે તેમના દર્શન વિના એક ક્ષણુ પણ હું નહિ જીવી શકુ આર્યપુત્ર રાઠોડ પુત્રને કોઇ બોલાવો અરેરે યુદ્ધમા તેમની કેવી દશા થઇ હશે ? કોણુ જાણે કેટલાએ ઘા લાગ્યા હશે ! અરે રાજકુમાર તમે ક્યા છો ? તમારૂં મુખડુ નિસ્તેજ થઇ ગયુ હશે ! કેમ ના થાય ! કેટલાએ દિવસથી નહી મળ્યું હોય ખાવાનું કે નહીં સમયસર પીવાનું વળી સુવાનું તો શાનુંજ મળે ? પરંતુ જ્યારે મારા પિતા યુદ્ધમાંથી પાછા આવતા ત્યારે પ્રફુલ્લ વદન અને પ્રસન્ન ચિત્તથી પાછા આવતા અને તમે તેનાજ જામાત હોવા છતા તમારી આવી દશા કેમ ? હાં હાં હું સમજી એ હમેશા વિજય મેળવી આવતા તમે પરાજય પામી આવો છો પણુ ત્યારે શું હું વીરશ્રેષ્ઠ રાજાની પુત્રી આવા પરાજીત પામેલા પતિને મ્હેલમાં પ્રવેશ કરાવી શકુ કે ? હુ તેમને મળી શકુ કે ? નહીજ નહીંજ હાશ હવે મારૂં હૃદય કેવું શાન્ત થાય છે હે દીનબન્ધુ ! દીનાનાથ ! તું મને આ જગતમાંથી ઉઠાવી લઈ જા."

રાણી ઇન્દુમતિ ઉઠયાં એક કાગળ ઉપર ઉતાવળમાં કાંઈ લખ્યુ અને દાસીને તે આપી કહ્યુ—"જાઓ જલ્દી જાઓ, આ પત્રને દરવાજા ઉપર ટીંગાવો અને પહેરાવાળા તમામને આજ્ઞા કરો કે રાઠોડ રાજાને અન્દર આવવા ન દેશો "

દાસી આજ્ઞાનો અમલ કરવા વિદાય થઇ

આમથી રાજા જસવંતસિંહ દરવાજે આવ્યો તો તે બધ દીઠો જાણે આખા ગઢે શોકનાં ચિન્હો ધારણ કર્યા હોયની ! એવો દેખાવ દેખાયો લટકતા પત્ર તરફ નજર ગઇ તો વાચ્યુ કે—

રાઠોડ ! શુ લાજ જરી ન આવી ?
કીર્તિ ઉભય કુળતણી ગુમાવી
શુ કીર્તિથી દેહ વધુ વિચાર્યો ?
કલંક લેના ક્યમ ના વિદાર્યો
જાઓ ફરી શિઘ્ર રણે સિધાવો,
પાછી ફરી પીઠ ન મ્હોં બતાવો
નથી તમે શ્રગ, શશા, શિયાળ,
રાઠોડ ! છો જન્મથી સિંહબાળ

પત્ર વાચતાંજ રાજા સ્તબ્ધ થઇ ગયા માથુ નીચુ નમાયુ મહારાજાની આવી દશા જોઈ રણુવીરસિંહે કહ્યું—"જો આપની આજ્ઞા હોય તો હું દરવાજો તોડાવી નાખુ આપની આજ્ઞા તેજ આજ્ઞા, આપ સમસ્ત મહારાણીની આજ્ઞા કેવી ?"

નહીં રણુવીરસિંહ, નહિ ! તમે નથી સમજ્યા દરવાજો તોડવાની શુ જરૂર ? મારી આજ્ઞા કોઇ લોપે તેમ નથી એ વાત સત્ય પણુ, પણુ હુ પાપી છુ ઘણોજ કઠોર ચિત્તવાળો છુ કે હજી હું જીવતો છુ એ દેવી છે એણે મને શિક્ષા વચનો પ્રેર્યા છે. જસવંતસિંહ ત્યાજ મૂર્છિત થઇ પડયા

આ ખબર જેવી ઇન્દુમતિની માતા પાસે ગઇ તેવીજ તે બહુ દુખી થઈ અને પુત્રીની પાસે જઇને પૂછ્યુ—"ઇન્દુ ! તને ખબર છે કે મહારાજને કેમ છે ?

"તે જીવે છે"

"કદાચ મૃત-અવસ્થામાં છે"

આ સાંભળતાંજ વળી ઇન્દુમતિ એકવાર ફરી હસી માતા આશ્ચર્ય પામી અરે આ શુ ? ઇન્દુ શુ તું ગાંડી બની ગઈ છે ? તું તારા પતિના મૃત્યુના સવાદ પર હસે છે હવે તને હું શું કહું ? તારી સાથે શી વાત-અરે ગાંડા સાથે વાત શી ? મારૂં હવે કોણુ માનશે ? હું જાતેજ દરવાજો ઉઘાડવાની આજ્ઞા આપુ છુ "

ઇન્દુમતિની માતા આમ કહી ચાલ્યા ગયાં, માતા ગયા બાદ ફરી ઇન્દુમતિએ રોવા અને ઈશ્વર આરાધન કરવા માંડ્યુ

૪

"શુ હુ એટલો બધો પતિત થઇ ગયો છુ કે તમારી સાથે વાતો કરવા પણુ યોગ્ય નથી." જસવંતસિંહે રાણી ઇન્દુમતિને પૂછ્યુ

"અરેરે હું શુ કહું ?"

"પણ કઇ તો બોલો"

"શત્રુનુ શિર ક્યાં છે?"

"શત્રુના શિરને સ્થાને મારૂં શિર તૈયાર છે"

"પણ આપ મારા શત્રુ નથી"

"તો હવે હુ કોણ છુ?"

"જે પ્રથમ હતા તેજ"

"શત્રુનુ શિર પણ હું લાવીશજ"

"આ વખતે યુદ્ધમાં વિજય કેમ ન મળ્યો?"

"હાથીઓના સામે રાજપૂતો શુ કરી શકે? ઘણાજ માણસો ખપી ગયા છે માત્ર થોડાજ બચ્યાં"

"અને બચેલામા તમે પણ એક"

"મને પણ જો તું મરેલોજ જોવા ચાહતી હોઉ તો હું સ્પષ્ટ હૃદયથી કહુ છુ કે આ મારી તલવાર લે અને તારા કાયર પતિને પૂરો કરી નાખ" રાજાએ પોતાની છાતી આગળ ધરી રાણી ગભરાઈ થોડીવાર પછી તે બોલી—"જો પ્રાણ આપવાનું કામ આવુ સરળ મળ્યુ છો તો સ્ત્રીના હાથે મરવા શુ કામ આવ્યા? શત્રુને શુ કામ મતાવી? ત્યાંજ મરવુ હતું અરેરે આ શરમની વાત! જો યુદ્ધમાંજ તમે ખપી ગયા હત તો જગતમાં સર્વત્ર નામ પ્રસિદ્ધ થાત અને હું પણ સતી બની ભાગ્યશાળી ગણાત આમ મારે રોવા વખત ન આવત પણ અરે એવુ એવુ મારૂં ભાગ્ય ક્યાંથી? હવે ફીકર ન કરશો. ગજરાજને નહિ હવે હુ યમરાજ જાઉ છુ હું તમને શુ મારૂં? હું એક વીર બાળા છુ અને મારી જાતેજ મરૂં છુ" ઇન્દુમતિએ એક છરી કાઢી અને જેવી તે પોતાના હૃદયમા ખોસવા જાય છે તેવીજ તેની માતા જે સતાપ સર્વ સાંભળી રહી હતી તેણે એકાએક આવી પુત્રીનો હાથ પકડ્યો આ દશ્ય જોઇ જસવંતસિંહ તો કિંકર્તવ્ય વિમૂઢજ થઇ ગયા

"પુત્રી! માતાએ કહેવા માંડ્યુ—તારી વીરતા જોઇને મ્હારૂં કલેજુ હરખાય છે પરંતુ આ આત્મહત્યા તું કેમ કર છે? તું જાણતી નથી કે તેમા મહા પાપ છે, વળી તારા શરીર ઉપર તારો શો અધિકાર છે? તે તો તારા સ્વામીનુ છે તું તેમની વસ્તુને તેમની અનુમતિ સિવાય કોઇ પણ પ્રકારે નુકશાન કેમ કરી શકે! જસવંતસિહને યોગ્ય શિક્ષા મળી છે જો હુ તારી માતા છુ મારૂં કહેવુ તારે માનવુજ જોઇએ ઉઠ હાથ મ્હો ધો અને શરીર સભાળ પતિને પગે પડ અને તેમની ક્ષમા માગ તે જે આજે કટુવચનો કહ્યા છે તે માત્ર દુઃખને વશ થઇ જઇ કહ્યા છે પણ પતિને તે એવા વચન કહેવાના હશે?! અને જસવંતસિંહ તમે પણ તમારી ધર્મપત્નિને આદરથી રાખવાને એ પ્રતિજ્ઞા લ્યો કે ફરીથી ઓરંગજેબ સાથે યુદ્ધ કરીશ

જસવંતસિંહે તુરતજ પ્રતિજ્ઞા કરી રાણી ઇન્દુમતિએ પણ માતાની આજ્ઞાનુ પાલન કર્યું

## वैदक टुचका.

**ચકરી આવવી**—ઈંદ્રામણાના મૂળનો રસ હમેશા બબે તોલા પીવાથી ચકરી વાયુ મટે છે

**ચરબી ઘટાડવી**—વાવડીંગ, સુઠ, જવખાર, લોહભસ્મ, જવ અને આમળા સરખે ભાગે લઇ ચૂર્ણ કરી તેમાથી રોજ વાલ વાલ મધકે મધના પાણી સાથે ખાવાથી શરીરમા વધેલી ચરબી મટી જાડાઇ ઓછી થાય છે

**વાળો**—ધમાસાને પાણી સાથે પીસી ચોપડવાથી વાળો મટે છે

**લોહીવા**—સ્ત્રીઓને લોહીવા થયો હોય તો તેને શરપખાના મૂળને ચોખાના ધોવરામણમા ઘસીને એક તોલો રોજ પાવાથી લોહીવા મટે છે

**કોલેરા**—નવસાર ૩ તોલા, ખાવાનો ચુનો ૯ તોલા બનેને રા શેર પાણીમા ભેળવી રાખી ઠર્યા પછી તેમાં ૧૦ મોટાં કાગદી લીબુનો રસ નાખીને લુગડે ગળીને ભરી રાખવુ તેમાંથી ત્રણ તોલા દર ત્રણ ત્રણ કલાકે પાવાથી કોલેરા મટી જાય છે

**મીઠી પેશાબ**—જમના અગાઉ લોખાનના ફુલ ૧ થી બે વાલ લેવા ખાંડ ખાવી નહિ જેથી મીઠી પેસાબ મટે છે

**પરમીયો**—જુના પ્રમેહ ઉપર લોધર ના તોલો મધ સાથે ખાવાથી મટે છે

**અફીણનુ ઝેર**—કુંવારીની ભાજીનો રસ ૧૦ તોલા પીવાથી અફીણનું ઝેર ઉતરે છે

**બગેલ**—કુવાવેડી ફટકડી ૧ ભાગ, ૨ ભાગ જવખાર, ૨ ભાગ કુવાવેલો નવસાર, ૮ ભાગ સુરોખાર, ૧ ભાગ સીધવ એ સર્વેનુ ચુર્ણ બનાવવુ તેમાથી ૧થી ૩ વાલ જેટલું પાણી સાથે પીવાથી બગેળ મટે મટે છે

**હરસમસા**—સુરોખાર, જવખ ર, ટંકણખાર, સીધવખાર દરેક પા પા તોલો લઇ એકત્ર કરી ૭ ભાગ કરવા, તેમાથી રોજ ૧ ભાગ પાણી સાથેની સાત દિવસ ખાવાથી મસા મટે છે

# विविध नोंध.

**બીજી ગુજરાત રાજકિય પરિષદ—** નવેમ્બર મહિનાની તા ૮–૯–૧૦ શુક્ર, શની, અને રવીવારના રોજ નડીઆદ ખાતે મળશે. સ્વાગત મડળના પ્રમુખ દેશાઇ ગોપાળદાસ વિહારીદાસ નીમાયા છે પ્રતિધીની ફી રૂ ૩ છે પ્રમુખ તરીકે ઑ મી વીઠ્ઠલભાઇ ઝવેરભાઈ પટેલ બેરીસ્ટર એટ લૉ નીમાયા છે આ વખતે તા ૬–૭–૮ ના રોજ મહાત્મા ગાંધીના પ્રમુખપણા નીચે રઙ્વે પરિષદ પણ ત્યા ભરાવાની છે

**કલકત્તામાં તોફાન—** કલકત્તામા મુસલમાનોની એક સભા ભરાવાની હતી પણ તે સભા રમખાણ થશે એમ માની બગાળ સરકારે ભરતી અટકાવી હતી તે માટે આગેવાન મુસલમાનોનુ ડેપ્યુટેશન ગવર્નર સાહેબને મળવા ગયુ હતા તે ટનામા તા ૧૦ સપ્ટેબરના રોજ કેટલાક મુસલમાનોએ દુકાનો ઉપર પથરા ફેક્યા હતા. પોલીસો ઉપર પણ પથરા ફેકવા માડ્યા હતા હજારો હુલડખોરો ભેગા મળ્યા હતા, દુકાનો લુટઈ હતી ઘણા પોલીસો તેમ જ હુલડખોરો ઘવાયા હતા બખેડામા ૪૦૦ જણ પકડાયા છે

**મોંઘવારી અને લુટ ફાટ—દુષ્કાળ.**

વરસાદે અત્યાર સુધી લોકોને રાહ જોવરાવી છેવટ જન્માષ્ટમી ઉપર થોડો વરસાદ પડ્યો. પણ તે પછી પાછા દુકાળના જ ચિન્હ જણાવા લાગ્યા છે અને વરસાદે ઉચાળા ભર્યો હોય એમ લાગે છે લડાઇને લીધે પરદેશની વસ્તુઓ મોંઘી થઇ છે તે તો જાણે ઠીક, પણ આપણા દેશમા ઉત્પન્ન થતા પદાર્થો પણ મોંઘા થઇ પડ્યા છે અન્ન અને વસ્ત્ર વગર માણસને ચાલે જ નહિ તો તેની પણ અસહ્ય મોંઘવારી થઈ પડી છે છ સાત રૂપીએ બાજરી, ઘઉ કે ચોખા મળે, આઠ દસ રૂપિયે ધોતીઆનો જોટો મળે એ શુ ઓછો જુલમ કે ? પૈસા ઘટની ગઈ, હવે ગરીબ અને મધ્યમ વર્ગના માણસો ક્યાથી પૈસા લાવવાના કે જેથી પોતાનું કે પોતાના કુટુંબનું ભરણ પોષણ કરી શકવાના આજ કાલ નોકરીનો પવન ફુકાયો છે, પણ પગાર બાર, પદર કે વીસમા આ મોંઘવારીમા કુટુબનુ શી રીતે પોષણ થવાનું ? બગાળામા કપડાનો દુકાળ પડ્યો, અહી અનાજનો પડ્યો અને મદ્રાસમાં પણ તેવીજ સ્થિતિ થઈ પડી છે આપણો દેશ ખેતી પ્રધાન છે એક વર્ષે પાક્યુ તો સુખી અને એક વર્ષ ન પાક્યુ તો દુખી તેમા લડાઇનો સજોગ એટલે દુઃખમા કમી રહી નથી હવે શુ થશે, એમ જ્યા ત્યાથી સંભળાય છે ખેડા જીલામાં લુંટફાટ થવા માડી, કલકત્તામા પણ થઇ અને મદ્રાસમા પણ તે જ સ્થિતિ થઇ સરકાર જો કે સારો બદોબસ્ત રાખે છે પણ તેનુ સઘળુ વલણ અત્યારે લડાઈ જીતવા તરફ છે મદ્રાસની લુંટફાટમાથી ૨૦૦ માણસો પકડાયા છે ખેડા જીલામાથી પણ સો દોઢસો માણસ લુંટારાનું પકડ્યુ છે અત્યારે થતી લુંટફાટ અટકાવવા માટે દરેક ગામેગામ સ્વય સેવક મડળ ઉભુ થઇ તેમણે સરકારના આશરા હેઠળ બદોબસ્ત જાળવવાની જરૂર છે ઇશ્વર! જલ્દી આ લડાઇ અને, દુષ્કાળના સકટમાંથી હિંદુસ્થાનને બચાવો એજ પ્રાર્થના છે

**ના વાઇસરાયની વારા સભા**

સીમલામા ગઇ તા ૪થીના રોજ વડી ધારા સભા ભરાઇ હતી તેમા શરૂઆતમા નવા સભ્યોની વફાદારીની પ્રતિજ્ઞા લેવાયા પછી કેટલાક પ્રશ્નોત્તરો થયા તે પછી ના. વાઇસરૉયે ભાષણ કરતા જણાવ્યુ કે,—હીંદી લશ્કરમા પાચ લાખ સૈનિકો ઉમેરવાના છે તેમા હાલ ૬૭૦૦૦ લડાયક સૈનિકો અને ૮૫૦૦૦ બીનલડાયક રીક્રુટો મેળવ્યા હતા. સરકારે નવી પલટણો ઉભી કરવા માડી છે લડાઇનો આધાર જન–ધન–ના બળ ઉપર છે દેશી રાજ્યોએ પણ તેમા સારી મદદ કરી છે બીજી વોરલોનમા અમે ૩૦ કરોડ રૂપિઆની ધારણા રાખી હતી પણ તેમા ધારવા કરતા વધુ નાણાની સહાય મળી છે કાપડની મોંઘવારીથી ગરીબોમા ત્રાસ ફેલાયો છે રૂનો ભાવ વધ્યો છે પણ તેના સબધમાં ગરીબ પ્રજા માટે હીંદમાં બનતા કાપડના ભાવ ઠરાવવાને તેવો માલ તૈયાર કરાવી અમુક અકુશ નીચે વેચવાનો ઉપાય સરકાર પોતાના હાથમા લેશે નોટના ચલણ માટે કેટલીક ગપો ચાલી હતી ને ધાતુના ચલણની જરૂર પડી હતી માટે અમેરીકાથી ચાદી મેળવવી પડી હતી. જો કે ટકશાળમા હાલમા રોકડ નાણા ઉપરાત જોરો પણ પાડે છે. સુધારાની યોજના મી મોંટેગુની પોતાની ઉપજાવી કહાડેલી નથી પણ શ્રીમાન સમ્રાટની સરકારના હુકમને લીધે જ થઇ છે, તેમાં હાનિકારક ફેરફાર કરવામા આવશે નહિ. આ યોજના અમે પૂરો વિચાર કરી સત્તર ગણીને ગણીને જ બહાર પાડી છે, લડાઇના વિજયી અત ઉપર જ સમસ્ત વિશ્વના છુટાપણાનો આધાર છે

# वनौषधि विवेचन.

( લેખક—ભીષગ્વર કેશવલાલ ઓઘડરામ વૈદ એ એ એમ એસ., પ્રોફેસર પરશુરામ આયુર્વેદીક કોલેજ )

## आकारकरम ( અક્કલકરો )

અક્કલકરાના જુદી જુદી ભાષામા નીચે પ્રમાણે નામો આપવામા આવ્યા છે ગુજરાતી અક્કલકરો, સંસ્કૃત—આકારકરભ મરાઠી અક્કલગરા, હીંદુસ્થાની અક્કલકરા, પીડાર

અક્કલકરાના ઝાડો નાના થાય છે અને તેમની ઉચાઇ આશરે હાથથી સવા હાથ જેટલી હોય છે એ ઝાડોને પીળા ફુલો આવે છે, અને એને પણ મોઢામા રાખવાથી મૂળીઆ પ્રમાણે તમતમાટી છુટે છે બહુધા અક્કલકરાની ઉત્પત્તિ ઇરાન, અર્બસ્તાન, સીરીયા, કેનોબ્રીયા, અલ્જીરીયા, અને મીસર દેશમા થાય છે અને ત્યાથીજ તે મોટે ભાગે આપણા દેશમાં આવે છે

ઔષધીમા અક્કલકર ના ફુલોની કળીઓ તથા મૂળીઆઓનો ઉપયોગ કરવામા આવે છે એના મૂળ ત્રણ ચાર ઈંચ લાબા, ટચલી આગળી જેવડા જાડા—ઉપરથી કાળા ભુરા રગના વળીયા પડેલા તથા ભાગી જોતા અદરથી મેલા પીળા રગના દેખાય છે, તેને સુઘતાં કિંચીત તીખી અને મધુરી સુગધી આવે છે અને ચાખી જોતા મુખમાં તમતમાટી થઇને પાણી વછુટે છે

અક્કલકરો—વીર્યથી ઉષ્ણ છે શરીરમા સ્ફુર્તી અને બળ આપે છે કફ, એલ અને વાયુ શાત કરે છે

### અક્કલકરાનો જુદી જુદી રીતે કરવામા આવતો ઉપયોગ.

૧ ખાસીના દરદથી પીડાયલા દર્દીને ખાસી તુરતજ અટકાવવા માટે પાનની પટી સાથે અક્કલકરાના ફુલો ખવરાવવાથી ખાસીનો હુમલો તેજ વખતે નરમ પડે છે

૨ દાતના દુખાવા માટે અક્કલકરો અને કાટાશેળીયાના પાદડાને એકત્ર વાટી દુખાવો થતો હોય તે સ્થળપર રાખવાથી તેજ વખતે દુખાવો નરમ પડે છે

૩ જીવ્હા શુદ્ધીકરણ—માટે અક્કલકરાને દાઢની નીચે રાખી જીભને તેનો સ્પર્શ થવા દેવાથી ઘણીજ સારી રીતે જીવ્હા શુદ્ધિ થાય છે

૪ સીફરના વિષનો નાશ કરવા માટે અક્કલકરો અને વજ એ બંને વસ્તુઓને કવાથ રીતીએ ઉકાળી આપવાથી સારો ગુણ થયેલો જાણવામા આવેલો છે

૫ આકરકરાદી કષાય, ( કાઢો ) અક્કલકરો, એરડાના મૂળ, તુલસીનો પાલો, જેઠીમધ, લીંડી પીપર, લવગ, સુઠ, ગોખરુનાં મૂળ, પાષાણભેદ, કામડાના મૂળ, નગોડ એ વસ્તુઓનો કાઢો કરી તેમા એનચી દાણાના ભુકાની ચપટી નાખીને તે સાત દિવસ પીવાથી અત્યત પીડાકારક પથરીનો રોગ સારો થાય છે તેમજ મુત્રની સાથે સ્રવનારા રસો તુરત નાશ પામે છે

૬ આકરકરાદીચુર્ણ અક્કલકરો સંચિત્ર ચીત્રકમુળ, આમળા, મરી, પીપર, અજમો, અને હરડાં એ પ્રત્યેક એકએક ભાગ અને સુઠ બે ભાગ એ સર્વ વસ્તુઓનું ચૂર્ણ કરી તેને બીજોરાના રસની ભાવના આપી ગોળીઓ કરવી અથવા પાછુ સુકવીને ચૂર્ણ કરી ઉપયોગમા લેવુ, આ ચૂર્ણને આકરકરાદી ચૂર્ણ અથવા અમૃતપ્રભા ચૂર્ણને નામે વૈદ્ય લોકો ઓળખે છે

ગુણ—મદાગ્ની, કાસ, શ્વાસ, અરૂચી, ગલરોગ, પીનસ, કફ, વાઈ, ઉન્માદ, અને સન્નીપાત ઇત્યાદિ વ્યાધીઓમા ઉપયોગી છે

૭ અક્કલકરા એકલાનુ ચૂર્ણ, મધની સાથે અક્કલકરાનુ ચૂર્ણ આપવાથી અપસ્માર (ફેફરૂં) ના રોગમા ઘણો સારો ફાયદો થયો છે

૮ આકાર કરભાદી ચૂર્ણ—અક્કલકરો, સુઠ, મરી, કંકોલ ( ચણકબાબ ) કેશર, પીપર, જાયફળ, લવીંગ તથા ધોળી મુસળી એ સઘળી વસ્તુઓ એક એક તોલો અને અફીણ ચાર તોલા કુટીને વસ્ત્રગાળ ચૂર્ણ કરવુ માત્ર ૦॥ થી ૧ ગ્રેન રાત્રે મધમા ચાટવુ ગુણ ઉપરના પ્રયોગથી વીર્ય સ્તભન થાય છે, જતી ધાતુ અટકે છે એ રીતાય અક્કલગરો, તીક્ષ્ણ અને લેખન ગુણવાળો હોવાથી આર્યવૈદો બીજી બીજી દવાઓની સાથે મેળવવાથી પક્ષાઘાત જેવા મહાન વ્યાધીમા પણ ગોળ વાટી તરીકે વાપરે છે, સાધારણરીતે એકના અક્કલકરાની માત્રા ૫ થી ૨૦ ગ્રેન સુધી આપી શકાય.

**સર્પ ડંસનો ઇલાજ**—રાજકોટથી રા ગોકુળદાસ નાનજીભાઇ ગાંધી જણાવે છે કે, નીચે લખેલા અકસીર ઇલાજો મારા અનુભવમા આવ્યા છે

૧ માણસોના મુત્રવડે માણસનુ તથા ગાય બળદ, ભેંસ, વગેરેનું ઝેર ઉતરે છે પરતુ જે માણસને સર્પ કરડયો હોય તેનુ મુત્ર ઉપયોગમા લેવુ નહી પણ બીજા માણસોનું મુત્ર એમકે કે ગને જે માણસ કે પશુને સર્પ કરડયો હોય તેને પાવાથી સર્પનુ ઝેર ચડતુ નથી પને ઝેર ચડયું હોય તો તે ઉતરી જાય છે આટલુ બધુ મનુષ્યનુ મુત્ર ઉપયોગી છે જેમ મુત્ર એકઠુ થતુ જાય તેમ તેમ પાયા કરવુ લગભગ વીશ રૂપીઆભાર કે તેથી વધારે મુત્ર પાઇ દેવુ ઢોરાને એથીએ વધારે એટલે એકાદ શેર મુત્ર પાઇ દેવુ ઢોર નીચે પડી ગયુ હોય તો વાંસની નળી વડે પેટમા ઉતારવુ પેટમા ગયા પછી ઝેર ઉતરી જાય છે એ પ્રમાણે ટુસાના દરબાર વૈદ્ય અને ભક્તરાજ રાણા રવાજી ગોવિંદજીએ પોતાના બળદને સર્પ ફળો કરડયો હતો અને બળદ પડી ગયો હતો તેને માણસનું મુત્ર ચાર નાળ પાઇને બેઠો કર્યો હતો માટે દર કોઈ માણસ કે જનાવરને સર્પ કરડે તો તેનેમા ણસનુ મુત્ર પાઇ દેવુ આ ઇલાજ અકસીર છે મનુષ્યના મુત્રની આટલી બધી કિંમત છે તો મનુષ્યની કિંમત કેટલી? ૨ ભોડી અધેડીના મૂળને વાટી તેનો રસ કેળના રસ સાથે મેળવીને પાવાથી પણ સર્પનું ઝેર ઉતરી જાય છે ભોડી અધેડીના મૂળને ખાણી કોલમા જેવી કરી વાટી તેની ભુકીને કેળના રસમા મેળવીને પાવાથી પણ ગમે તેવો સર્પ કરડયો હોય તો તે ઉતરી જાય છે

## ઇન્ફ્લ્યુએન્ઝા તાવ.

હાલમા ઇન્ફ્લ્યુએન્ઝા તાવ ઘણો ચાલે છે અમદાવાદમા આ તાવ ઘેર ઘેર બબે ચચાર માણસોને આવે છે તેવીજ રીતે દરેક સ્થળમા આ મામમા તેની બુમ છે આ રોગ ચેપી છે તે લાગુ પડતા સળેખમ ને તાવ આવે છે તેમા નાક, ગરદન અને શ્વાસનળીમા સોજો આવે છે

ઉપાય—છાતી પર ટરપેન્ટાઇન ચોળી શેક કરવો, ગરમ પાણીનો નાસ આપવો, હલકો ખોરાક આપવો **અમૃતજીવન** છાતીએ ભરવાથી છાતીનો ને શ્વાસનળીનો સોજો મટે છે આંતરડાં સાફ થવા માટે હલકો—ખીતાવતી મીઠાનો જુલાબ આપવો જીજર પવુ ગરમ ન્હા દિવસમા ત્રણ ચાર વખત પાવો, પેશાબનો ખુલાસો રહેવો જોઇએ તેલ મરચા બધ કરવા. રેવંચીનો ગોળ ઘોડો આપવાથી જુલાબ થાય છે સુદર્શન ચૂર્ણ ૰ા તોલા અરડુસીના રસ સાથે સવાર સાંજ આપવાથી મટે છે સવાર બપોર ને સાંજે ચાર ચાર ગ્રેન ક્વીનાઇન આપવુ

૧ ૰ાા તોલો મરી તથા તેટલીજ સાકર તાવ આવવા પહેલા ચાવી જવાથી તાવ મટે છે

૨ સોનામુખી એક તોલો, ૧ તોલો કરીયાતુ, ૧ તોલો કડુ, ૰ાા તોલો પીપરીમૂળ એકત્ર ખાંડી ત્રણ પડીકા કરી સવાર સાંજ એક પડીકુ પાણી સાથે લેવુ તેથી મટે છે

૩ ગળો, કરીયાતુ, લીમડાની અંતરછાલ, કડાછાલ રાત્રે પાણીમા પલાળી સવારે ચોળી નાખી તે પાણી ગળી લઇ તે પીવુ તેથી મટે છે

૪ સૂંઠ, મરી, પીપર, મોથ, હરડાં, બહેડાં, આમળા, કડવા લીમડાની અંતરછાલ, પટોળ, કડુ, ઇંદ્રજવ, કરીયાતુ, ગળો દરેક એક એક તોલો લઇ ૩ ભાગ કરી ૧ ભાગનો ઉકાળો રોજ સાંજ સવાર ત્રણ દિવસ સુધી પાવાથી મટે છે

કરીયાતુ, અતિવિષ, ઇંદ્રજવ, ગળો, ધાણા, અને વાળો દરેક એક તોલો લઇ તેનો ક્વાથ કરી બે દિવસ પાવાથી મટે છે

આ દરદમા ઉપવાસ કરવાથી વધુ ફાયદો થાય છે મલેરીયા તાવના જેવો આ તાવ છે આ તાવમા માથુ દુખે છે ત્યારે ૨ ડ્રામ નવસાર અને ૧૦ ઔંસ ગુલાબજળ મેળવી તેમા રૂમાલ બોળી માથા ઉપર મૂકવાથી મટે છે તાવ ઉતરી ગયા પછી ક્વિનાઇન શરુ કરવાથી તાવ અટકે છે,

---

# તંદુરસ્તી માટે સુખશાંતીના ઉપાયો.

( લેખક ડૉ. એફ. એમ. શેઠના )

૮૦ હમેશા ખોરાક બગઅર ચાવીનેજ ખાવો.

૮૧ હમેશા પરોપકારી રહેવુ

૮૨ ગીચ વસ્તીમા કદીબી રહેવુ નહી

૮૩ હમેશા કમજુવાત જેઓને રહેતી હોય તેઓ માટે નીચતી ગોળીઓ છે જે બનાવી એક એક લેવી તેથી ફાયદો થશે

મીઠાતેરી એતીઓ ગ્રેન ૧૨, એકસ્ટ્રેક્ટ આયોસાયામસ ગ્રેન ૩, ક્વીનાઇન મતફેટગ્રેન ૬, સલ્ફેટ ઓફ આર્યન ગ્રેન ૬ એની બાર ગોળીઓ બનાવવી

૮૪ ચીંતા, ધાસની ને દીનગીરી હમેશા દુરજ રાખવી કારણ એ ગીજો શરીરને ફતગી ખાય છે એ પર, ડાકટરોના ઇલાજો ફાવી શકતા નથી

૮૬ ખાધા પછી બે કલાકની અંદર નહાવુ નહી

૮૭ ઘણી મહેનત કે થાકના શરીર કે ચાલી આવીને તુરત નાહવુ નહી

૮૮ નહાયા પછી કદીબી થંડો પવન શરીર પર લેવો નહી.

૮૯ તદરોશત આદમીઓ માટે નાહવાનો વખત સવારનો છે

૯૦ પાણીમ પડયા પછી થાકો ત્યાંસુધી પાણીમા તરવુ નહી

૯૧ તરનારને પાણીમા ગેરવથી થડી લાગે એમ માલુમ પડે કે તરત બહાર આવવુ

૯૨ દરીયા કે નદીમા ભરતી વખતે કદીબી નહાવા ઉતરવુ નહી

૯૩ દીવસમાં એકથી વધુવાર નહાવુ નહી

૯૪ તરનાર કે નહાવા ઉતરનાર માટે પહેલા માથુ પાણીમા બોળવુ યા ભીજવવુ

૯૫ જેઓને ફેર યા ચક્કર આવતા હોય, હાર્ટ ડીઝીઝ હોય, તેમજ છાતીના ધમકરા થતા હાય તેઓએ કદીબી તરવા જવુ નહી ને જવુ તો દાકટરની સલાહ લઇ જવુ

૯૬ હમેલ વખતે સ્ત્રીએ પોતાની તબીયત ઘણીજ સભાળીને રાખવી હમેશા મગજ શાંત રાખી ખુશાલ રહેવુ

૯૭ જ્યારે બી કઉવતની દવા લ્યો ત્યારે દારૂ બીનકુલ લેવો નહી

૯૮ સવારના ભુખે પેટે સ્ટ્રોંગ ચાહ કદી બી પીશો નહી

૯૯ જો દારૂ પીવાની આદતજ હોય તો હમેશા થોડોને એકજ જાતનો દારૂ પીવો દાખલા તરીકે બ્રાંડી પીનારે હમેશાજ બ્રાંડી પીવો

૧૦૦ ચાહ બનતા સુધી ઘણીજ કમતી પીજો તેમી તુરતની બનાવેલીજ પીશો

૧૦૧ બીડી પીવી બહુજ નુકશાન કરતા છે એ માટે દાકટર મારડીન જણાવે છે કે તબા કુમાંથી જે હવા તેઓના ફેફસામા જાય છે તે હવા તેઓ ઘણીજ મોજથી દમમા લે છે પરતુ એ ધુમાડામા ઝેરી હવાઓ આવે છે જેમાં મુખ્ય કરી કારબોનીક આસીડ સલફયુરેટેડ હાઇડરોજન અને હાઇડરોસાયાનીક એસીડ અને એ સીવાય બીજી ઝેરી હવાઓ આવે છે, એમાંથી પહેલી હવા આપણે આપણા દમમાથી બહાર કાઢીએ છીએ, હજી હવા સડેલી વનસ્પતી અને ખાલી કુવાઓમાં પેદા થાય છે ને ત્રીજી હવા કડવી બદામના તેલમા જે ઝેરી વસ્તુ હોય છે તેવી છે આવી ઝેરી હવાઓથી ધુમાડો બનેલો હોય છે તે કદીબી સારા ગુણ ધરાવી શકે કે તે સમજવુ હવે પીનાર નાજ હાથમાં સોપીયે છીએ

૧૦૨ તમાકુ કોને પીવી જોઈએ ? જેને પોતાની ભુખ ઓછી કરવા ગમતી હોય તેને, જેને સદાનું અજીર્ણ પેદા કરવાની ખાસ હોય તેને, જેને કોઠાને બગાડવાની મરજી હોય તેને તમાકુ પીવી, જેને નરમને ધ્રુજરા મીજાજના થવુ હોય તેને, જેને આખે અંધારા અને ધ્રુજતા હાથ પગ કરવાની ઇચ્છા હોય તેને, તે સીવાય શરીરમાં બીજા દુશ્મનો દાખલ કરવા હોય તેને તમાકુ પીવી કે ખાવી

૧૦૩ દારૂ કદી વધુ પીશો ના, કારણ એ એક આફતમા નાખી દેનારી યા આફતમાં આ ણી આપનારી બુરી બદી છે

---

પુસ્તક ૬ ઠું
અંક ૯ મો

# ભાગ્યોદય

નવેમ્બર
સને
૧૯૧૮

## आंतर प्रदेशनो उद्यान.

( મારો વ્હાલો કરુણાનો સિંધુ, એ લય )

કેવો અભ્યન્તર[1] ઉદ્યાન[2] ખીલ્યો,
કરી અંતર્દૃષ્ટિ તે નિરખી લો
પેલા સરોવર માંહિ પદ્મ કેવા,
[3]ચાર દશ બાર પાંખડી ખીલેલા
તેમાં જીવ આ જો ભ્રમર બની જાતો,
છુટી જીવ પદેથી શિવ પદે સોહાતો
જુઓ ખીલ્યમાનું પેલું ઝરણું[4] કેવું,
થઈ સાવધ એ અમૃત પી લેવું.
જુઓ કેવી વીંટાઇ પેલી વેલી,[5]
જેના શિખર ઉપર એક કળી[6] ખીલેલી
મન એહ વેલી મૂળમાંથી પેસી,
ચઢે ઉપર (તો) પ્રભુમાં રે' પ્રવેશી
કેવું[7] પદ્મ પેલું બાજુનું ઉગેલું,
મધ્ય કલિમાં કંઇ રૂપ અલબેલું
કહે આકાશ પુષ્પ વાત મિથ્યા,
પણ અહિં આ તે વાત દીસે સત્યા
શુદ્ધાકાશ માંહિ દિવ્ય પદ્મ ભાળો,
વસે જેમાં પ્રાણિ માત્ર તણો વહાલો.
આવા દૈવી ઉદ્યાનમાંહિ મહાલો,
આ સમાન અન્ય દેશ ના રસાળો
ગુરુ સાધનથી સુગમ માર્ગ આખો,
ગુરુ અનુભવથી સુરત તેનો ચાખો
ત્યાં પ્રવેશી કરી સાર્થક જન્મારે,
સ્મરી સતત જયતીશ્વર ઉપકારે,

श्री ज देवी

---

૧ અન્તરના ઉંડા પ્રદેશનો ૨ બાગ ૩ ચાર, દશ, બાર, દ્વાદશદલવાળાં ૪ અંકુરીમાંનુ અમૃત. ૫ કુંડલિની શક્તિ, ૬ સહસ્ત્રદલપદ્મ. ૭ હૃદયકમળ

# नूतनं वर्षाभिनंदन.

તોટક

અભિનંદન નૂતન વર્ષ તણું,
અતિ પ્રેમ થકી તમને અરપુ
મન વાછિત ઇચ્છિત કાર્ય ફળો,
સુખ શાંતિથી આપ સદાય રહો
શુભ આશીશ આશીરવાદ અહો,
"ચીર આયુ રહો!" "ચીર આયુ રહો!"
અતિ પ્રેમથી આપ્ત સુમિત્ર ખરે,
અભિનંદન સ્નેહથી આ અરપે

દોહરો—પત્ર પાઠવુ પ્રેમથી, રહો મુબારક આપ,
અરજ ઇશને એટલી, સહુને સુખમાં રાખ,

# मनुष्यनुं ब्रह्मरुप महासागर भणी प्रयाण ने तेने तेनी प्राप्ति.

લેખક—બ્રહ્મનિષ્ટ મહારાજ શ્રીમનથુરામ શર્મા

બ્રહ્મરૂપ સુખઘન, મધુર ને શીતલ મહાસાગરથી બહુ દૂર રહેલો કોઇ સંસારરૂપ દુખપૂર્ણ જણાતો વિશાળ રેતાળ પ્રદેશ છે તે રેતાળ પ્રદેશમાં વસનારા મનુષ્યોને ત્રિવિધ દુખરૂપ અસહ્ય પ્રખર તાપ નિરંતર તપાવ્યા કરે છે તે રેતાળ પ્રદેશમાં ત્રિવિધ દુખરૂપ તીખા તાપથી નિરંતરે તપતા કોઇ સુભાગી મનુષ્યના પૂર્વના અનેક જન્મોના શુભ કર્મોનો પરિપાક થવાથી તેના અંતઃકરણમાં આવી [illegible] એમીક ઉત્પન્ન થઇ કે 'હું મહામૂર્ખ થ[illegible] [illegible]માથી બહાર દેશમાં કેમ પડી રહ્યો છુ ? [illegible] ત્રીજી દવા કડરી એ, યોગ્ય રૂપ દવાઓાધકરુ, ને [illegible] અનેનો હોય છે તે કદાપી [illegible]ાપથી નાજ હાથમતા સ[illegible] છીએ

૧૦૨ ત [illegible] જનો[illegible] [illegible]તે પીવી જોઈએ ? ા શા- જેને સદાનું અજીર્ણ [illegible] કરવાની ખાસ હોવતા પીવી, જેને નરમને [illegible] મીજાજના થવુ હેણી પગ કરવાની ઇચ્છા હોય તો, તે સીવાય શેર્ય પીવી કે ખાવી

૧૦૩ દારૂ કદી વધુ પીશો ના, કારણ એ એક આફત ગાદી આપનારી બુરી બદી છે

જાણનારા અનુભવી ને દયાળુ પુરુષને મળી, તેમને વિનયપૂર્વક તે અલૌકિક મહાસાગરનો માર્ગ પૂછી, તેમણે જણાવેલો માર્ગ સારી રીતે સ્મરણમાં રાખી, તથા માર્ગમાં કોઈપણ સ્થને નિરર્થક નહિ અટકી, પરમાદરપૂર્વક ઊતાવળે, ચાલવા માંડુ "* આવો આવો શુભ વિચાર કરી, તથા આવા શુભ વિચાર વડે પોતાના અંતઃકરણને કંઇક અંશે તાપરહિત થયેલું અનુભવી, તે મનુષ્ય બ્રહ્મરૂપ સુખઘન, મધુર ને શીતલ મહાસાગરમાં રહેવાથી અતિ શીતલ અંતઃકરણવાળા થયેલા, ને તે સુખઘન, મધુર, શીતલ મહાસાગર ભણી જવાના સરલ, ટુંકા, ચાલનારને નિરર્થક બહુ શ્રમ ન પડે એવા, ને રમણીય માર્ગને સારી રીતે જાણનારા મહાપુરુષનો યથાયોગ્ય શોધ કરીને પશ્ચાત તેમની સમીપ યથા શક્તિ ભેટ લઇને વિનયપૂર્વક ગયો પછી તેમની આગળ વિનયપૂર્વક સાથે આણેલી ભેટ મૂકી, તથા

* [illegible] માની શુભેચ્છા નામની પહેલી ભૂમિકા કહેવામા

તેઓશ્રીને સર્વ પ્રકારના ગર્વની નિવૃત્તિ કરવા માટે સાષ્ટાંગ દંડવત નમસ્કાર કરી, તેમની તે પરમપ્રીતિની નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો —

"હે પ્રભો ! હું આ દુઃખમય પ્રદેશમાં ત્રિવિધ દુઃખરૂપ અસહ્ય પ્રચંડ તાપથી નિરંતર બહુ તપું છું હું આ દુઃખમય પ્રદેશમાંથી નીકળી પરમ સુખમય શીતલ પ્રદેશરૂપ મહાસાગર ભણી જવા ઇચ્છું છું હે સર્વજ્ઞ ! આપ મને તે સુખઘન, મધુર ને શીતલ મહાસાગરની શીઘ્ર ને સુખપૂર્વક પ્રાપ્તિ થાય એવો સરલ માર્ગ બતાવવાની, આપના અકારણ દયા કરવાના ઉદાર સ્વભાવને અનુસરી દયા કરો "

ત્રિવિધ દુઃખરૂપ પ્રખર તાપથી તપેલા ને પરમસુખરૂપ શીતલ મહાસાગર ભણી જવાની તીવ્ર ઇચ્છાવાળા તે દુઃખી ને વિનયી પુરુષના વિનયવાળાં વચનો સાંભળી પોતાના અંતઃકરણની વૃત્તિવડે નિરંતર તે પરમાનંદરૂપ શીતલ મહાસાગરમાં રહેનારા ને આ મનુષ્યના મહાપુણ્યથી તેને પ્રતીત થયેલા તે પ્રાતઃસ્મરણીય પૂજ્ય મહાપુરુષે દયાથી ભીંજાયેલા-હૃદય વડે તેને નીચેનાં વચનો કહ્યાં —

" હે સુખેચ્છો ! જેમ લૌકિક શીતલ સાગરથી દૂર રહેલા કોઇ ઉષ્ણપ્રદેશમાં રહેનારો માણસ પોતાના શરીરને લાગતો તાપ શમાવવા માટે શીતલ સાગર પરના પવનની શીતલ લહરીઓનો અનુભવ લેવા શીતલ સાગરનો માર્ગ જાણનારા પુરુષની પાસે જઈ, તેમને સાગરનો માર્ગ પૂછી, તે પુરુષનાં વચનોને સારી રીતે સમજી, તેને પોતાના અંતઃકરણમાં સારી રીતે ધારણ કરી, માર્ગમાં કોઇપણ સ્થલે નિરર્થક નહિ રોકાતાં જો તે શીતલ સાગરભણી આદર રાખીને નદીઓ, ટેકરાઓ ને કાંટાવાળી ઝાડીઓથી કંટાળ્યા વિના સતત ચાલ્યા કરે, તો તે શીતલ સાગરના તટપર પહોંચી, ત્યાંના શીતલ વાયુની લહરીઓવડે તાપના અનુભવની નિવૃત્તિપૂર્વક પોતાના શરીરને શીતલતાજન્ય સુખનો અનુભવ કરાવવા ભાગ્યશાળી થાય છે તેમ અહિં ત્રિવિધ તાપરૂપ પ્રખર તાપથી તપતા તમારે જો પરમાનંદરૂપ, મધુર ને શીતલ મહાસાગરની પ્રાપ્તિ ---ની દૃઢ શુભેચ્છા હોય તો તમે પણ હવે પછી ---તિપૂર્વક સારી રીતે ---ર્વક સુસ્થિર કરી, પછી માર્ગમાંના કોઇપણ સ્થળમાં કોઇપણ સમયે રાગદ્વેષવડે કે ભયવડે નહિ રોકાઇ, આદરપૂર્વક લાંબો સમય નિરંતર લેશ પણ કંટાળો નહિ લાવતાં સતત ચાલ્યા કરશો તો તમે પણ તે પરમાનંદરૂપ, મધુર ને શીતલ મહાસાગરના પરમ રમણીય તટપર પહોંચી પરમાનંદનો અનુભવ કરવા મહાભાગ્યશાળી થશો એટલું જ નહિ પણ તમે તે મહાસાગરમાં પ્રવેશ કરી, આગળ વધતાં તે રૂપજ થઇ જશો

પરમાનંદરૂપ, નિર્મલ, મધુર ને શીતલ જલથી ભરેલા એ અગાધ ને અવિનાશી મહાસાગરને પ્રાપ્ત કરવાની શુભેચ્છાને તમારે તમારા અંતઃકરણમાં સર્વદા વેગવાળી રાખવી, કોઇપણ કારણથી ક્યારેય તમારા અંતઃકરણમાં તે વેગને લેશ પણ મંદ પડવા દેવો નહિ તમારે નિત્ય આદરપૂર્વક તે મહાસાગરભણી ચાલ્યા કરવું માર્ગમાં કોઇ પણ સ્થલે અસાધારણ કારણવિના તમારે લેશ પણ અટકવું નહિ. તમે તમારા અંતઃકરણને સર્વદા પ્રીતિપૂર્વક તે શીતલ મહાસાગરની અભિમુખ રાખ્યા કરશો, તેને કોઇપણ પ્રકારના રાગદ્વેષવડે વા સંશય વડે તેનાથી વિમુખ થવા નજ દેશો, એ પરમાનંદ પરમશીતલ મહાસાગર ભણી દશે દિશામાંથી જે અધિકારી પુરુષને જવું હોય તેનાથી જઇ શકાય છે, ને જેમ જેમ તેની વધારે સમીપ જવાતું જાય છે તેમ તેમ તે જનારને વધારે શીતલતાનો ને તજ્જન્ય વધારે સુખનો અનુભવ થતો જાય છે પરમાનંદરૂપ પરમશીતલ મહાસાગરને પ્રાપ્ત કરવા ઇચ્છનારને ચાલવાના દિવ્ય માર્ગમાં લોકપ્રસિદ્ધ પગો ચાલી શકતા નથી, પણ માત્ર તેનું પવિત્ર, એકાગ્ર ને સૂક્ષ્મ થયેલું અંતઃકરણજ ચાલી શકે છે જો અલૌકિક મહાસાગરને પ્રાપ્ત કરવાની તમારી વિવેકવાળી અડગ ઇચ્છા હોય તો તમે હવે લેશ પણ વિલંબ ન કરતા તે અલૌકિક મહાસાગરપ્રતિ પહોંચાડનારા મેં તમારા કાનમાં કહેલા દિવ્ય માર્ગે પોતાના અંતઃકરણને નિર્ભય ને પ્રસન્ન રાખીને બની શકે તેટલા ઉતાવળા ચાલો "

પરમાનંદરૂપ પરમશીતલ મહાસાગરના સ્વરૂપનો, તથા તેને પ્રાપ્ત કરવાના દિવ્ય માર્ગનો અને તે દિવ્ય માર્ગે ચાલતાં રાખવી જોઇતી

સાવધાનતાનો માત્ર દયા વડે તે અલૌકિક મહાસાગરના માર્ગને પૂછનાર તે ત્રિવિધતાપથી પીડિત મનુષ્યને ઉપદેશ કરી જે સુભાગી મનુષ્યોના શુભ પ્રારબ્ધકર્મોના તેમના ભણી ગતી પામેલા શરીરવાળા તે મહાપુરુષ તે સુભાગ્યવાળા મનુષ્યોના નિવાસસ્થાનો ભણી ચાલવા લાગ્યો, પછી તે ભાગ્યશાલી મનુષ્ય તે મહાપુરુષને પરમપ્રેમથી સાષ્ટાંગ પ્રણામ કરી, તથા પોતાને સુભાગી માની પોતાના અંતઃકરણને અડગ સાત્વિકી શ્રદ્ધા ને દૃઢ ઉત્સાહથી અલંકૃત કરી તે ઉપદિષ્ટ માર્ગને સ્મરણમાં રાખી, પરમાનંદરૂપ પરમશીતલ અલૌકિક મહાસાગરભણી ચાલવા લાગ્યો, ચાલતાં ચાલતા તે અલૌકિક મહાસાગરના સ્વરૂપનો, ચાલવાના માર્ગનો, ને માર્ગમાં રાખવી જોઈતી અગત્યની સાવધાનતાના તે વારંવાર આદરપૂર્વક વિચાર કર્યા કરતો હતો *

જેમ લૌકિક સમુદ્રભણી ચાલનાર મનુષ્યને ચાલતા ચાલતા જેમ જેમ સમુદ્રનું દૂરપણું દૂર થઈ તેનું સમીપપણું પ્રાપ્ત થતું જાય છે તેમ તેમ તેના શરીરની ત્વચાને તે સમુદ્રપરથી પોતાના શરીરભણી આવતા શીતલ વાયુના સ્પર્શવડે કાંઈક શીતલતાનો ને તજ્જન્ય સુખનો અનુભવ થવા માડે છે, તેમ પરમાત્માનંદરૂપ પરમશીતલ અલૌકિક મહાસાગરભણી ચાલતા આ મહા ભાગ્યશાળી પ્રયાણીના અંતઃકરણમાં કાંઈક શાન્તિરૂપ શીતલતાનો ને તજ્જન્ય વિઘ્નરહિત સુખનો અનુભવ થવા માંડ્યો આવા અનુભવથી તેના અંતઃકરણમાં સાત્વિકશ્રદ્ધાનો ને ઉત્સાહનો વેગ વધ્યો, ને તે પોતાના અંતઃકરણને બીજા નિરર્થક વેગોથી મોકળું કરી તથા બીજી વાસનાઓના વેગોને દબાવી, એક તે પરમાનંદરૂપ પરમશીતલ અલૌકિક મહાસાગરના વિચારમાંજ તેને વેગવાળું કરી, તે વડે તેની ન્યુનતા ને ચંચલતાને નિર્બલ કરીને તે તેની સૂક્ષ્મતા ને એકાગ્રતામાં ઉત્તરોત્તર વધારો કરવા લાગ્યો × જેમ લૌકિક સાગરની વધારે વધારે સમીપ આવવાથી તે વધારે સમીપ આવનારા મનુષ્યને તાપની ન્યુનતાનો ને વધારે શીતલતાનો તથા તજ્જન્ય વધારે સુખનો અનુભવ થાય છે, તેમ આ પરમાનંદરૂપ પરમશીતલ અલૌકિક મહાસાગરના વધારે સમીપ આવવાથી તે વધારે સમીપ આવેલા મનુષ્યને તેના અંતઃકરણમાંના રજોગુણ ને તમોગુણ બલહીન થઈ જઈને તેની અયોગ્ય ચંચલતા ને મલતા દૂર થઈ જવાથી ને તેના અંતઃકરણમાં સત્વગુણનું બલ વધવાથી તેનું અંતઃકરણ દુઃખની ન્યુનતાનો ને શાંતિનો તથા તજ્જન્ય નિરુપાધિક ને સ્વાભાવિક સુખનો વધારે અનુભવ કરવા ભાગ્યશાલી થયું.

જેમ લૌકિક સાગરના મનોહર તટપર પહોંચવાથી તે પહોંચનાર મનુષ્યની તાપજન્ય પીડા ત્યાંના શીતલ વાયુ વડે દૂર થાય છે, ને તેને બહુ શીતલતાનો ને તજ્જન્ય બહુ સુખનો અનુભવ થાય છે, તથા તે મનુષ્ય જ્યારે લૌકિક વિશાલ સાગર ભણી પોતાની દૃષ્ટિ કરે છે ત્યારે તેને અપાર અગાધ જલથી ભરેલા શીતલ સમુદ્રનુંજ માત્ર દર્શન થાય છે, ભુમિપરની અન્ય વસ્તુઓનું દર્શન થતું નથી, ને જ્યારે તે ભૂમિભણી પોતાની દૃષ્ટિ કરે છે ત્યારે તેને નગર પર્વત ને વૃક્ષાદિ દેખાય છે તેમ પરમાનંદરૂપ ને પરમશીતલ અલૌકિક મહાસાગરની સમીપ શીતલ અલૌકિક મહાસાગરની સમીપ જ્યારે તે મનુષ્યના પવિત્ર એકાગ્ર સૂક્ષ્મ, અન્તર્મુખ, પોતાના સમર્થ સદ્ગુરુની કૃપાને પ્રાપ્ત થએલા, ને વેદાંતના સંસ્કારવાળા અંતઃકરણની વૃત્તિ જ્યારે બ્રહ્માભિમુખ હોય ત્યારે તે માત્ર સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળા સ્વયપ્રકાશ બ્રહ્મનેજ નિરાવરણ અનુભવ કરવા લાગી, અને પ્રારબ્ધના વેગને વશ થઈ જ્યારે તે વૃત્તિ દૃશ્યભણી વેગવાળી થાય ત્યારે તે વૃત્તિ નામ, રૂપ ને ક્રિયાવાળા દૃશ્યરૂપ સંસારનો તેના મિથ્યાપણાના નિશ્ચયસહિત અનુભવ કરવા લાગી, અર્થાત્ તેના અંતઃકરણની વૃત્તિ દૃશ્યરૂપ સંસારને પૂર્વની પેઠે સત્યરૂપે ન જોવા લાગી, પણ અનાદિ અજ્ઞાનના ને વાસનાના લેશવડે પ્રતીત થતા દૃશ્યને બ્રહ્મમાં કલ્પિતરૂપે–મિથ્યારૂપે જોવા લાગી. હવે તેનું અંતઃકરણ પોતાના અધિષ્ઠાનરૂપ

* જ્ઞાનની સાત ભુમિકામાંની બ્રહ્મતત્ત્વના વિચારમાં પ્રવૃત્ત થયેલા મનની વીચારણા નામની બીજી ભુમીકાનું આ સ્વરૂપ છે × જ્ઞાનની સાત ભુમીકામાંની મનની સુક્ષ્મતાવાળી તનુમાનસા નામની ત્રીજી ભુમીકાનું આ સ્વરૂપ છે

અસંગ આત્મામાં ત્રણ પ્રકારના તાપમાંના કોઈ પણ પ્રકારના તાપનો લેશ પણ અનુભવ કરતું ન જણાય, પણ તે મૂઢતા ને ચંચળતાથી રહિત પરમ શાંત ને પરમશાંતિથી અનુભવાતા નિરુપાધિક ને સ્વાભાવિક પરમાનંદનો અનુભવ કરવા લાગ્યું × × જેમ લૌકિક સમુદ્રના તટપર પહોંચવાથી સમુદ્રના તટપર પહોંચવાની ઈચ્છાવાળા મનુષ્યનું સમુદ્રની પ્રાપ્તિ માટે સન્મુખ ચાલવાનું કર્તવ્ય સમાપ્ત થાય છે તેમ આ અલૌકિક મહાસાગરની પ્રાપ્તિ થવાથી તે પ્રાપ્ત કરનારને પોતાના સર્વ દુઃખોની અત્યંત નિવૃત્તિ થયેલી તે પરમાનંદની નિત્ય પ્રાપ્તિ થયેલી અનુભવાઈ, તેથી તેને કાંઈપણ કર્તવ્ય અવશેષ રહેલું ન જણાયું, કેમકે તેને છેવટમાં છેલ્લું પ્રાપ્ત થયેલું ને છેલ્લામાં છેલ્લું જાણવાયોગ્ય સ્પષ્ટ રીતે જાણેલું જણાયું

જેમ લૌકિક સાગરના તટપર રહેલો માણસ જો કુતૂહલને વશ થઈ ત્યારે શીતળતા અનુભવવા કેડ સામા પાણી સુધી તે સાગરમાં ભરેલા જળનું, તે જળની શીતળતાનું ને તજ્જન્ય સુખનું વધારે ભાન થાય છે, અને ભૂમિપર રહેલા નગરો પર્વતો ને વૃક્ષાદિનું, તાપનું તથા તજ્જન્ય દુઃખનું તેને નહિ જેવું ભાન થાય છે તેમ અલૌકિક મહાસાગરરૂપ આત્માથી અભિન્ન બ્રહ્મની સમીપ આવી તેનો સ્પષ્ટ અનુભવ કરનારી મહાપુરુષના અંતઃકરણની વૃત્તિ પ્રારબ્ધવડે વેગ પામી જીવન્મુક્તિનો વિલક્ષણ આનંદ અનુભવવાના વગવાળી થઈ, ને તે અલૌકિક મહાસાગરમાં કેટલીક મર્યાદા સુધી પ્રવેશ કરી અંતઃકરણની મૂઢતા ને ચંચળતાનો તથા દૃશ્યની વાસનાઓનો વિશેષ નાશ કરે તો તે મહાપુરુષના અંતઃકરણની વૃત્તિને પરમાનંદ સ્વભાવવાળો પરમશીતળ આત્મરૂપ અલૌકિક મહાસાગરનો અનુભવ વધારે રહે છે, ને દૃશ્યનો, અશાંતિનો ને અશાંતિથી ઉપજતા સર્વ દુઃખોનો તે વૃત્તિને નહિ જેવો અનુભવ બાધ પામીને થાય છે આવી સ્થિતિ પ્રાપ્ત થયે, તેમનું અંતઃકરણ પોતાના અધિષ્ઠાનરૂપ બ્રહ્મથી અભિન્ન આત્મામાં ગળવા માંડે છે જેનું અંતઃકરણ આત્મામાં જેટલે અંશે ગળેલું હોય તેટલે અંશે તેઓ સર્વ પ્રકારના દુઃખોથી અત્યંત રહિત શાંતપ્રકાશસમ ચેતનરૂપ, અદ્વિતીય, પરમાનંદરૂપ, રજોગુણથી તથા તમોગુણથી રહિત, આકાશ ને માયાથી પણ બહુ સૂક્ષ્મ, વ્યાપક સ્વરૂપમાં અભેદ ભાવે વસે છે, જેમના અંતઃકરણની આવી સ્થિતિ થઈ હોય તેમને આ લોકના વિષયમાં તથા પરલોકના વિષયોમાં દૃઢ તૃષ્ણા રહેતી નથી * આ અલૌકિક મહાસાગરના તટપર પહોંચેલા મહાપુરુષે પણ આ અલૌકિક મહાસાગરમાં પ્રવેશ કરી ઉપર જણાવેલો સર્વ અનુભવ કર્યો

જેમ લૌકિક સાગરમાં પેઠેલો મનુષ્ય જ્યારે કેડસામા પાણીથી ગળામાના પાણીમાં જાય છે ત્યારે તેને સર્વ બાજુએ જળની પ્રતીતિ થાય છે, ને ક્યારેક કોઈ અસાધારણ નિમિત્તથી ભૂમિપર તેની દૃષ્ટિ જાય છે ત્યારે તેને નગરનો ને પર્વતાદિનો ઝાંખો દેખાવ અલ્પ સમય દૃષ્ટિએ પડે છે, તેના તાપનું શમન ઘણું વધારે થાય છે, ને તેને શીતળતાનો તથા તજ્જન્ય સુખનો ઘણો વધારે અનુભવ થાય છે તેમ પરમાનંદરૂપ પરમશીતળ અલૌકિક મહાસાગરમાં જેમના અંતઃકરણની વૃત્તિએ વિશેષ પ્રવેશ કરેલો છે તેમના અંતઃકરણની વૃત્તિને તે અલૌકિક મહાસાગરનું દર્શન ઘણું વધારે રહે છે, ક્યારેક તેમના કે અન્ય મનુષ્યના પ્રારબ્ધના વેગથી પ્રેરાયલ કોઈ મનુષ્ય તેમના અંતઃકરણની વૃત્તિને યત્નથી બહિર્મુખ કરી જ્યારે દૃશ્યમાં જોડે છે ત્યારે તેમના અંતઃકરણની વૃત્તિ અલ્પકાળ દૃશ્યનો ઝાંખો અનુભવ કરે છે, ને પુનઃ તે વૃત્તિ તે અલૌકિક મહાસાગરમાં લીન જેવી થઈ જાય છે જે મનુષ્યના અંતઃકરણની આવી સ્થિતિ થાય છે તે મનુષ્યના અંતઃકરણને ત્રિવિધતાપનો લગારે અનુભવ થતો નથી, ને અખંડ શાંતિથી તથા પરમાનંદથી તેમનું અંતઃકરણ ભરેલું રહે છે કોઈ પણ મહાપુરુષના અંતઃકરણની જ્યારે આવી સ્થિતિ

---

× × આ સત્વાપત્તી નામની જ્ઞાનની ચોથી ભુમીકા જાણવી આ ભુમીકામાં અંતઃકરણને સત્વની એટલે સત્વગુણની (આત્માની તથા શુદ્ધ સત્વગુણની) પ્રાપ્તી થએલી હોય છે તેથી આ ભુમીકાને સત્વાપત્તી કહેવામાં આવે છે

* આ નીરૂપણ અસંસક્તીકા નામની જ્ઞાનની પાંચમી ભુમિકાનું છે

થાય છે ત્યારે તે મહાપુરુષના અંતઃકરણની વૃત્તિને પોતાની મેળે દૃશ્ય પદાર્થોનું ભાન થતુ નથી, પણ દૃશ્ય પદાર્થોના અભાવવાળા અદ્વૈત બ્રહ્મનું જ તેમા સતત સ્ફુરણ થયા કરે છે × આ અલૌકિક મહાસાગરમાં વધારે ડુબેલા આગળ કહેલા મહાપુરુષને પણ આવોજ અનુભવ થશે

જેમ લૌકિક સાગરમા પ્રવેશ કરી જે મનુષ્ય મસ્તકપર્યંત ડુબ્યો છે તેને દશે દિશામા એક સાગરના જલનુંજ ભાન થાય છે, ભૂમિપરના નગરાદિનું તેને હવે પોતાની મેળે કે અન્ય મનુષ્યના પ્રયત્નથી ભાન થતું નથી, તેના તાપજન્ય દુઃખનું સંપૂર્ણ શમન થાય છે, ને તેને પરમશીતલતાનુ ને તજ્જન્ય ઘણા વધારે સુખનુ ભાન થાય છે, તેમ પરમાનંદરૂપ પરમશીતલ અલૌકિક મહાસાગરમાં જે મહાપુરુષના અંતઃકરણની વૃત્તિ સર્વાંશે નિમગ્ન થઈ જાય છે, તેમના અંતઃકરણની વૃત્તિ સર્વત્ર પરમાનંદરૂપ અદ્વૈત બ્રહ્મનોજ અનુભવ કરે તેમના અંતઃકરણની વૃત્તિને પોતાની મેળે કે પ્રબલ પ્રયત્નથી પણ દ્વૈતરૂપ દૃશ્યનુ લેશ ભાન થતું નથી એ વૃત્તિ પોતે પણ ગલિતમરૂપ થઈ જાય છે અર્થાત તે વૃત્તિ શાશાંતિ તજ્જન્ય શાશ્વત સુખમા અભેદ ભાવે થઇ જાય છે, પુનઃ વ્યુત્થાનને પ્રાપ્ત થતી નથી. સ્થૂલ શરીર, સૂક્ષ્મશરીર ને કારણ શરીરથી ભિન્ન વા અંતઃકરણની જાગ્રત, સ્વપ્નને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓથી ભિન્ન આત્મા તુર્ય વા તુરીય કહેવાય છે કોઈપણ મહાપુરુષના અંતઃકરણને ઉપર જણાવેલી સ્થિતિની પ્રાપ્તિ થાય ત્યારે તે મહાપુરુષના અંતઃકરણની પરમપવિત્ર, પરમએકાગ્ર ને પરમસૂક્ષ્મ વૃત્તિ સર્વતોભાવે તુર્યરૂપ આત્માથી અભિન્ન બ્રહ્મમાજ ફરીતે ઉત્થાન ન પામે એવી રીતે વિલિન થઈ જાય છે. × × ઉપર જણાવેલા મહા ભાગ્યવાન્ પુરૂષને પણ આ અલૌકિક મહાસાગરમાં સંપૂર્ણ ડુબી જવાથી એવોજ અનુભવથયો

વિશ્વમાના યોગ્ય અંતઃકરણવાળા સર્વ પ્રાણીઓ પોતપોતાના સંપાદન કરેલા પુણ્યો વડે પવિત્ર અંતઃકરણવાળા, સાત્વિકી શ્રદ્ધાવાળા, ને અસ્ખલિત ઉત્સાહયુક્ત હૃદયવાળા થઇ આ પરમાનંદરૂપ, પરમપવિત્ર, મહાવિશાલ ને પરમશીતલ અલૌકિક મહાસાગરભણી ચાલવાના નિશ્ચયવાળા થાઓ, અડગ ઉત્સાહપૂર્વક તે અલૌકિક મહાસાગરભણી તેઓ ચાલવા લાગો, માર્ગમા વિષયતૃષ્ણાઓ, સંદેહો, વિપરીત ભાવનાઓ ને મિથ્યાભિમાન તેમને ન રોકો, તે સૌ સુખપૂર્વક તે મહાસાગરના તટપર પહોચો, તેમાં પ્રવેશ કરો, ને પરમસુખરૂપ થઇ કર્તવ્યના અવધિને પામો ઇતિ ૐ *

# નૂતન વર્ષાભિનંદન

બંધુ !

**આપની આ નવિન વર્ષમાં વધુ ઉન્નતિ થાવ, વ્યવહાર અને પરમાર્થનાં ઇપ્સિતસુખો પ્રાપ્ત થાવ અને દિવસે દિવસે ઉન્નતિ થાવ.**

---

સાધારણ ચોમાસામાંમા રોગનો ઉપદ્રવ વધુ હોય છે અને તેમાથી રક્ષણ થાય તે માટે શ્રાવણ શુદ પુર્ણિમાના રોજ રક્ષાબંધન-યાને રાખડી બાંધવાનો રીવાજ છે આસો માસની વિજયાદશમીના રોજ રોગચારામાથી બચ્યાની ખુશાલીમાં રાખડી શમીપૂજન સા ... ે અને આસો વદ અમાસ એટલે દીવાળી પછી રોગનો ઉપદ્રવ શાંત થાય છે જેથી વિક્રમના નવા વર્ષમા જેણે પ્રવેશ કર્યો તે નવી જીદગી પામ્યો એમ મનાય છે અને તેની ખુશાલીમા આજે બેસતા વર્ષને દિવસે એક બીજાને અભિનંદન આપવાની અભિનંદન પત્રિકાઓ લખાય છે

બીજી બુધાષ્ટ ... નામની ત્રીજી ...

...વીબાવીની કહેવાય છે તેનુ જે × × જ્ઞાનની ...ીમી મદી ઉપરથી

તેમા નવા વર્ષમા પોતપોતાના મિત્રો અને સગા સબંધીનુ દીર્ઘાયુષ્ય ઇચ્છી તેમને યશ, સુખ અને વ્યવહાર તથા પરમાર્થ સર્વોત્તમપણે સધાય તેવી સુભાશિષ અર્પવામા આવે છે

આ નિયમાનુસાર અમે પણ આપનુ દીર્ઘાયુષ ઇચ્છીએ અને આપને આ નવા વર્ષમા સ્ત્રીપુત્રાદિ સબધી વર્ગની ઉન્નતિ થાય, આપના વ્યવહાર અને પરમાર્થ ઉભય સર્વોત્તમ પણે સધાય અને આપની દીવસે દીવસે ઉન્નતિના માર્ગમા પ્રગતિ થાય એવી શુભેચ્છા રાખીએ તો તેમા કાંઇ નવાઇ નથી

આ નવીન વર્ષના આરભમા અમારા ઉપર અનેક અભિનદન પત્રિકાઓ આવે છે તે સર્વને જુદી જુદી પત્રિકાઓથી અભિનદન આપવાને બદલે અમે અમારા ગ્રાહકબધુઓની આ માસિક દ્વારા ઉન્નતિ ઇચ્છીએ છીએ અને દીવાળીમાં ઉન્નતિ પ્રાપ્ત કરાવનાર લેખોથી ભરપુર વાચન પુરૂ પાડીએ છીએ

*અભિનદનની સાથે આ નવીન વર્ષે કાઇક અમે અમારા ગ્રાહકબધુઓ પાસે માગણી કરીએ તો તેમા કાઇ નવાઇ નથી અને એ માગણી દરેક ગ્રાહકબધુ સ્વિકારી શકે તેમ છે અને બેસતા વર્ષે તેની ના પણ પાડી શકે તેમ નથી

જ્યારે દરેક મામીકનુ લવાજમ વધ્યુ છે ત્યારે ભાગ્યોદયનું વધ્યુ નથી અને કાગળોની સખ્ત મોઘવારીમાં તેના બહોળા ખર્ચને પોચી વળવા માટે દરેક ગ્રાહકને એકેક બબે ગ્રાહકો આ નવીન વર્ષે વધારી આપવાની અમે ભલામણ કરીએ છીએ અને આશા છે કે આ ભલામણ નો આપ સ્વિકાર કરશોજ

ઇશ્વર આપને અને આપના સ્નેહી સબધીને આ નવીન વર્ષમાં ધન, ધાન્ય, પુત્ર, પરિવાર અને વ્યવહાર તથા પરમાર્થના સર્વ સુખો પ્રાપ્ત કરાવો એજ શુભેચ્છાપૂર્વક વિરમાય છે

---

# आंतरिक इच्छाशक्तिनो उन्नतिमां उपयोग.

મનુષ્ય માત્રના મનમાં અનેક ઇચ્છાઓ ઉત્પન્ન થાય છે ઇચ્છા યા વિચારતરગ ચાલતા ન હોય તેવો એક પણ માણસ મળી શકશે નહિ. તે ઇચ્છા યા વિચાર જેના મનમા અનેક ઉત્પન્ન થતા હોય છે તેનાથી કોઈ કાર્ય યથાર્થ રીતે સાધી શકાતું નથી તેથી મનુષ્યે પોતાની ઉન્નતિ કરવાને માટે જેમ બને તેમ પોતાના મનમા ઓછા અને મહત્વના વિચારો ઉત્પન્ન થાય તેમ કરવુ વધુ વિચાર પ્રવાહને રોકવા માટે કોઇ એક લક્ષ્યમા વિચારને એકાગ્ર કરવા

માણસ માત્રને પોતાની ઉન્નતિ કરવાની ઇચ્છા થયા કરે છે કોઇને આર્થિક ઉન્નતિ થાય તેવી ઇચ્છા હોય છે તો કોઇને પારમાર્થિક ઉન્નતિ કરવાની ઇચ્છા હોય છે તેમાથી પ્રથમ પોતાને કેવા પ્રકારની સ્થિતિ પ્રાપ્ત થાય તેવા વિચાર કરવામા પોતાના મનને જેમ બને તેમ પરોવેલુ રાખવુ જેમ જેમ અનેક વિચાર ઓછા થઇ એક વિચારનેજ વળગી રહેવાની ટેવ પડશે તેમ તેમ કાર્ય સિદ્ધ કરવાનું બળ વધતુ જશે. જે મનુષ્યના વિચાર શુદ્ધ અને પવિત્ર હોય છે તે મનુષ્ય વ્યવહારિક અને પારમાર્થિક કાર્યો સત્વર સાધી શકે છે જે મિથ્યાતરગો ઉત્પન્ન થાય છે તે નકામા છે પણ જે સ્થિર વિચારો અને અભિલાષા ઘણીવાર મનુષ્યના મનમાં પેદા થાય છે તે આપણા જીવનને દિવ્ય અને મહાન બનાવી શકે છે તે આપણને ખરાબ પરિસ્થિતિમાથી બહાર કાઢીને આપણા કલ્પનામય સુંદર આદર્શોને પ્રત્યક્ષ કરાવી શકે છે

આપણી અભિલાષાઓની પાછળ ઐશ્વર્ય સપન્ન ઇશ્વરત્વ રહેલું છે અને તેજ આપણામા વાર વાર ઉચ્ચ અભિલાષાઓને ઉત્પન્ન કરે છે આ અભિલાષાઓમાંથી જે આપણને ઉચ્ચ અને ઉન્નતિકારક જણાય તેનો સ્વિકાર કરવો જોઇએ જે અભિલાષા આપણને પૂર્ણતાએ પહોચાડી શકે અને આત્મવિકાસ કરવામા મેદદગાર થઇ શકે તેવી

# आनन्दनो मार्ग.

( લેખક—જયતિલાલ મગનજી ઓઝા બી એ )

ઓગણીસમી શતાબ્દિમાં થઇ ગયેલ પ્રસિદ્ધ રાજનીતિજ્ઞ બિસ્માર્કે એક વખત કહ્યું હતું કે મને મારા આખા જીવનમાં એક દિવસ પણ આનન્દ મળ્યો નથી. ૫૩ વર્ષ સુધી ધનધાન્ય, આદર માન, બળ, લક્ષ્મી, કીર્ત્તિ, વૈભવ વિગેરે સર્વ પ્રકારનું સુખ હોવા છતાં એક દિવસ પણ બિસ્માર્કને ખરા આનન્દનો અનુભવ થયો ન્હોતો.

આનન્દ ખરેખર પ્રકૃતિની એક વિલક્ષણ ચીજ છે, તેને માટે કોઇ એક સ્થાન મુકરર કરવામાં આવ્યું નથી બધા સ્થાનોમાં અને બધી સ્થિતિમાં આનન્દ મેળવી શકાય છે કેટલીક વખત તો એવી જગ્યામાંથી તેની પ્રાપ્તિ થાય છે કે જ્યાંથી આપણે તેને મેળવવાની જરા પણ આશા રાખી ન હોય, અને કેટલીક વખત જ્યાંથી આપણે આનન્દ મેળવવાની સંપૂર્ણ આશા રાખી હોય ત્યાંથી પણ એ મળતો નથી કેટલીક વાર શૂળી ઉપર ચડતા માણસને એ આનન્દનો અનુભવ થાય છે કે જે મ્હોટા મ્હોટા રાજામહારાજાઓ પણ અનુભવી શકતા નથી ઝીણો વિચાર કરતાં માલૂમ પડે છે કે આનન્દ બહારની વસ્તુઓ પર આધાર રાખતો નથી હૃદયની આન્તરિક ગતિ પર તેનો આધાર છે, અને તેથીજ બહારની સ્થિતિ પ્રતિકૂળ હોવા છતાં આનન્દ મેળવવો હોય તો મેળવી શકાય છે આનન્દની ઉત્પત્તિ હૃદયમાં છે, અને હૃદય તેનું મૂળ સ્થાન છે જેવી રીતે સૂર્યનો પ્રકાશ બધા પદાર્થો ઉપર પડે છે તેવીજ રીતે આનન્દનો પ્રભાવ પણ બહારના પદાર્થો પર પોતાની મેળેજ પડે છે બધા માણસો આનન્દની શોધમાં હોય છે, પણ આનન્દ એવી વસ્તુ નથી કે જે અચાનક મળી જાય. મનુષ્યોનો મ્હોટો ભાગ જે વસ્તુઓમાં આનન્દનો અભાવ છે તેમાંજ તેની શોધ કરે છે મનુષ્ય ધારે છે કે ધન સંપત્તિમાં આનન્દ છે, અમુક વસ્તુ મળવાથી આનન્દ મળશે. પરંતુ આ તેમનો ભ્રમ છે વાસ્તવમાં આનન્દ કોઇ પણ ચીજની પ્રાપ્તિ અથવા અપ્રાપ્તિ પર આધાર રાખતો નથી. પણ હૃદયની શાંતિ પરજ તેનો આધાર છે. આનન્દ ભોગવવા માટે કોઇ પણ પ્રકારના આડંબરની જરૂર નથી ચિત્તની શાંતિ અને એકાગ્રતાનું નામજ આનન્દ છે આ ઉપરથી માલૂમ પડશે કે દરેક મનુષ્ય આનન્દનો અધિકારી છે માણસ જે વસ્તુઓ એકઠી કરે છે તેની સાથે આનન્દને બિલકુલ સંબંધ નથી. મનુષ્યના આત્માની ઉન્નતિ અને અવનતિ પર સુખદુઃખનો આધાર છે

કેટલીક અવસ્થાઓ એવી છે કે જે સ્થૂળ દૃષ્ટિએ જોતાં આનન્દ જેવી લાગે છે, પણ ખરી રીતે એ આનન્દ નથી. એક એવી અવસ્થા છે કે જેમાં મનુષ્યને પોતાની ઇચ્છાનુસાર પદાર્થો મળી જાય છે અને માણસ તેને આનન્દ સમજવા લાગે છે પણ આ આનન્દ અપૂર્ણ છે થોડો ઘણો આનન્દ તેમાં આવી જાય છે ખરો, પણ આપણે તેને પૂર્ણ આનન્દ કહી શકીએ નહીં બીજી અવસ્થા એવી છે કે જેમાં આપણી ઇચ્છાઓ અને આપણો ઇચ્છિત પદાર્થ લગભગ એક જેવાં બની જાય છે આ અવસ્થાને પણ પૂર્ણ આનન્દની અવસ્થા કહી શકાય નહી જ્યાં સુધી એ બન્નેમાં પૂર્ણ એકતા રહે છે ત્યાં સુધીજ આ અવસ્થા ટકી શકે છે મનુષ્યની ઇચ્છાઓમાં હમેશાં પરિવર્તન થયા કરે છે એક વસ્તુ મેળવ્યા પછી બીજી વસ્તુ મેળવવાની ઇચ્છા થાય છે. હજી એક ઇચ્છા પુરી થઇ નથી ત્યાં તો બીજી નવી ઇચ્છા ઉત્પન્ન થાય છે, પણ ઇચ્છા પૂરી પડવામાં જરાયે વખત લાગ્યો કે આનન્દને બદલે અશાન્તિનો અનુભવ થાય છે, પદાર્થોનું મળવું તે દૂર રહ્યું, પણ સંસારના બધા પદાર્થો આપણી પાસે હોવા

છતાં, આપણે આનન્દથી વંચિત રહીએ છીએ તેનું કારણ માત્ર એટલુંજ કે આનન્દ આત્મિક સુખનું નામ છે માનસિક અને શારીરિક સુખોથી એ આનન્દ હજારો ગણો દૂર છે

સાધારણ રીતે માણસો સંતોષને આનન્દ ગણે છે, પણ સંતોષનું સ્વરૂપ આપણે જેવું ધારીયે છીએ તેવું નથી સંતોષમાં થોડીઘણી નિરાશા અવશ્ય અસ્તિત્વ ધરાવે છે. સંતોષ રાખવાથી મનુષ્યોને અસલને બદલે નકલમાજ સંતોષ માનવો પડે છે સંતોષી મનુષ્યને દૂધને બદલે છાશ આપશો તો તે છાશ પીને દૂધ પીધું હોય તેવો પ્રસન્ન દેખાશે ભૂતકાળની આનન્દદાયક વસ્તુનું સ્મરણ કરીનેજ સંતોષી મનુષ્ય પોતાને પ્રસન્ન માને છે સંતોષથી મનુષ્યની માનસિક અને નૈતિક શક્તિઓ નિર્બળ બને છે અને તેથી માણસ ઉંચે ચડવાનો પ્રયત્ન કરતો નથી સંતોષ એ ખરેખર ઉત્તમ ગુણ છે તેની મનુષ્ય માત્રમાં આવશ્યકતા છે, પણ એ આપણી ઉન્નતિનો બાધક બનવો જોઇએ નહીં માણસે પ્રતિદિન આગળ વધવું જોઈએ એક વસ્તુ મળી કે તરત તે વખતે અવશ્ય સંતોષ થઇ જવો જોઈએ, પરંતુ તેથી એમ નથી માનવાનું કે હમેશને માટે સંતોષ રાખવો અને સદાને માટે એકજ અવસ્થામાં પડ્યુ રહેવું જે વખતે આપણી પાસે જે હોય તેમાં આપણે સંતોષ માની લેવો એ ખરૂં પણ હરહમેશ તેમાં વધારો કરવાનો પ્રયત્ન કરવો ધન ધાન્યના સંબંધમાં સંતોષ ધારણ કરવો એ ઠીક છે, પણ ગુણપ્રાપ્તિ અને આત્મોન્નતિના સંબંધમાં કદી પણ સંતોષ ધારણ કરવો નહીં પ્રત્યેક મનુષ્યે હમેશા પોતાના ગુણોમાં ઉમેરો કરવાનો પ્રયત્ન કરવો જોઇએ અને તે એટલે સુધી કે માણસ અનન્ત પ્રકારના ગુણોને ધારણ કરે.

આ ઉપરથી સમજાશે કે સંતોષને અથવા પ્રસન્નતાને આનન્દનુ નામ આપી શકાય નહીં. પ્રસન્નતા થોડો વખત ટકી શકે છે, જ્યારે આનન્દ હમેશને માટે રહેનારો છે

બધા જીવોમાં મનુષ્યજ એવો જીવ છે કે જે આનન્દ મેળવી શકે છે આપના જીવધારીઓ ઉપર જણાવેલી અવસ્થાઓમાં રહે છે ખરો આનન્દ એ છે કે જેમાં જીવન અને જીવનના ઉદ્દેશોમાં સંપૂર્ણ સમતા હોય. સ્વાર્થવૃત્તિવાળો માણસ આ આનન્દ મેળવી શકતો નથી કોઇ વ્યક્તિ મમતા રહિત થઇ પરમાર્થી કાર્યોમાં પોતાનુ જીવન વ્યતીત કરવા લાગે છે કે તુરતજ તેને આનન્દની પ્રાપ્તિ આપોઆપ થઇ જાય છે આનન્દ એ આત્માનો ગુણ છે પરંતુ કોઇ પણ મનુષ્ય કેવળ પોતાના આનન્દનેજ પોતાના જીવનનુ લક્ષ્ય સ્થાન બનાવે તો તેને આનન્દની પ્રાપ્તિ થતી નથી જેને વાસ્તવિક આનંદ મેળવવાની ઇચ્છા હોય તેણે પોતાના ઉદ્દેશોને ઉંચા બનાવવા જોઇએ, બીજાના આનન્દને પોતાના આનંદ કરતા અગ્રસ્થાન દેવુ જોઇએ, પરહિતને માટે તેણે પોતાના સ્વાર્થની આહુતિ દેવી જોઇએ. ધનની મદદથી પ્રસન્નતા મેળવી શકાય છે, સંતોષ પણ મેળવી શકાય છે પણ આનન્દ એવી વસ્તુ નથી કે જે ખરીદી શકાય શુદ્ધ જીવન ગાળવાથીજ આનન્દની પ્રાપ્તિ થાય છે આનન્દ શાંતિનો ભંડાર છે અને નિરાશાયુક્ત પ્રવૃત્તિથી દૂર ન્હાસે છે આનન્દનો આધાર એવી વસ્તુઓના પ્રેમની ઉપર છે કે જે વસ્તુઓ સ્વાર્થની સીમાની બહાર છે આનન્દનું ગમે તે ઉદાહરણ લો, અને તેનું પૃથક્કરણ કરો તો માલૂમ પડશે કે તેમાં સદા પ્રેમનુ તત્ત્વ અસ્તિત્વ ધરાવે છે પછી તે પ્રેમ માતાપિતાનો બાળક પ્રત્યેનો પ્રેમ હોય, અન્યોન્ય પરસ્પર સ્ત્રીપુરૂષનો પ્રેમ હોય, કે પછી માનવ જાતિ પ્રત્યેનો પ્રેમ હોય

જે મનુષ્યને આશા છે, વિશ્વાસ છે, જે મનુષ્યમાં નિઃસ્વાર્થી દૃઢ પ્રેમ છે તેજ મનુષ્ય આનન્દ મેળવી શકે છે નિરાશાવાદી અથવા નીચ વિચારવાળો મનુષ્ય કદી આનન્દનો ભોક્તા થઇ શકતો નથી તે તો હમેશાં પોતાની નીચતા તરફજ જોયા કરે છે અને એમ સમજે છે કે આખા જગતમાં નીચતાજ ભરી છે

જ્યાં વિશ્વાસનો અભાવ છે ત્યાં પણ આનન્દનો અભાવ છે જે માણસ બીજા પર વિશ્વાસ નથી રાખતો તે બીજાને જૂઠા સમજે છે અને પોતાનેજ સાચો જાણે છે ઔરંગજેબ મહાપ્રતાપી મોગલ સમ્રાટ હતો, પણ તેને કોઇનો જરા જેટલો વિશ્વાસ હતો નહિ, બીજાની વાત તો એક બાજુ રહી પણ પોતાના પુત્રોનો પણ વિશ્વાસ કરતો

નહિ ! આ અવિશ્વાસને લઈને તેને આખી જીદગીમાં જરા પણ આનન્દ મળ્યો નહિ ! જેમ જેમ મરણ નજીક આવતું ગયું તેમ તેમ તેને યમદૂતોનો ભય લાગતો ગયો ! આ અવગુણને લઈને તેનું જીવન પણ નિરાનન્દ હતું.

આનન્દ પ્રાપ્તિ માટે કઇ ચીજોની આવશ્યકતા છે ?

પ્રથમ તો આનન્દાભિલાષી મનુષ્યે પોતાના જીવનનો ઉદ્દેશ્ય ઘણો ઉચો રાખવો અને તેને નિસ્વાર્થ ભાવથી લોકસેવા અને પરોપકારમા યોજવો જીવન એવી ચીજ નથી કે તેનો ગમે. તેવો દુરુપયોગ કરી શકાય, દરેક મનુષ્ય જો ધારે તો પોતાની જીદગીમાં પોતાના ઉદ્દેશ્યની પ્રાપ્તિ કરી શકે છે મનુષ્યદેહ આપણને શિક્ષા તરીકે આપવામા આવતો નથી કે જેમ તેમ કરીને તેનો છેડો આણીએ એમ સમજવુ જોઇએ કે આ તો આપણને અત્યુત્તમ તક મળી છે, તેનો જેટલો અને તેટલો સારો ઉપયોગ કરવો જોઈએ મનુષ્ય જન્મ ચિતામણિ રત્નના જેવો દુર્લભ છે જો તેને વ્યર્થ જવા દેશો તો હાથમાં આવેલો હીરા ગુમાવ્યા જેવું થશે પૈસો એકઠો કરવો એ જીવનનો ઉદ્દેશ્ય નથી. જે મનુષ્યમા સ્વાર્થની ગધ નથી. જેનું અ ત કરણ પ્રેમભીનું છે, જે પારકાનુ દુ ખ દૂર કરવા તન, મન અને ધનની આહુતિ આપવા તૈયાર છે તેજ માણસ આનન્દના માર્ગ પર છે એ માર્ગપર ચાલનાર પથિક આનદી ઉત્સાહી અને સાહસિક હોય છે, અને કશી પણ બ્હીક વિના પોતાના ઉદ્દેશ્યને અનુકૂળ કાર્ય કર્યા કરે છે

આનન્દની ઉપલબ્ધિ માટે મનની એકાગ્રતાની પણ જરૂર છે તેની મદદથી મનમાથી નકામી અને ખોટી વાતો નીકળી જાય છે આપણા મનમાંથી આપણે ચિતા, ભય અને પશ્ચાત્તાપને એકદમ રજા આપવી જોઈએ કારણ તેઓ શારીરિક, માનસિક અને નૈતિક બળનો નાશ કરે છે. જીવનનો એવો, ઉદ્દેશ્ય શોધી કાઢવો જોઈએ કે જેની પૂર્તિને માટે આપણી બધી શક્તિઓ એકત્રિત થઇ જાય અને તેમાં મન એટલું મગ્ન થઈ જાય કે સુખ દુઃખ બધું ભૂલી જવાય. આમ કરવાથી મનને એકાગ્ર કરવામાં બહુ સહાયતા મળે છે જેમ યુદ્ધમાં યોદ્ધાને શરીર પર થયેલા જખમનુ ભાન રહેતું નથી તેમ માણસ પણ પોતાના ઉદ્દેશ્યમા એટલો મગ્ન થઈ જઈ શકે છે કે બીજી બધી વાત ભૂલી જવાય છે

એક બીજા ગુણની પણ આવશ્યક્તા છે જો કોઇ ખરાબ ટેવ પડી હોય તો તેના પર વિજય મેળવવો જોઇએ સસારમાં માયા એટલે કે લક્ષ્મીની ચાહના માણસને બહુ સતાવે છે જ્યારે માણસ જુવે છે કે દુનિયામા સાચા માણસો દુ ખી છે, નિર્ધન છે અને ધુતારાઓ આનન્દ કરે છે ત્યારે તેનું મન ડગમગ થવા મડે છે, પણ આ તેની પરીક્ષા છે. જો એ વખતે પડયો તો પછી તેના ઉઠવાની આશાજ નથી. પણ જો એ વખતે બહારના લાભની પરવા ન કરે અને સત્યની ખાતરજ ગ્રહણ કરે તો અચૂક તેને આનન્દની પ્રાપ્તિ થાય છે માણસોનો મોટો ભાગ "દુનિયા ઠગે મક્કરસે ઔર રોટી ખાવે શક્કરસે." એ કહેવતને માનનારો છે પણ તેનું નામ આત્મનિર્બળતા છે. દુનિયા પર વિજય મેળવવો હોય તો પહેલાં પોતાની જાત પર વિજય મેળવવો જોઈએ પોતાની ઇન્દ્રિયો ઉપર વિજય મેળવવો અને પોતાની ઇચ્છાઓનો નિરોધ કરવો તેનુંજ નામ ખરો વિજય છે પ્રવાહની સાથે તો નિર્બળ પણ તણાઈ જાય છે, તેમા કઈ બહાદૂરીની જરૂર નથી ખરી બહાદૂરી તો પ્રવાહની પ્રતિકૂળ જવામાં છે સસારના ઝગડાઓ મનુષ્યને બહુ સતાવે છે, જ્યા જુવો ત્યાં ઇર્ષા, દ્વેષ આદિ તિરસ્કાર કરવાયોગ્ય મનોવૃત્તિઓ જોવામા આવે છે, પણ આપણે આવી મલિન વૃત્તિઓને તાબે થઇ આપણા જીવનનો નાશ કરવો ન જોઈએ એવી સ્થિતિ પ્રાપ્ત કરવી જોઇએ કે જ્યાં ઇર્ષા, દ્વેષ આદિકની આપણી ઉપર સુદ્દલ અસર ન થાય આ ખરો વિજય છે અન્યાયથી, અનીતિથી અથવા છળકપટથી ધનની, યશની અને સફળતાની પ્રાપ્તિ થતી હોય તો પણ તેને લાત મારો. લાખને ખાખ સમજો, લોભને પાસે ન આવવા દો અને તમારા સિદ્ધાન્તો દૃઢતા સહિત પાળો

વિવેક શક્તિ પણ આનન્દ પ્રાપ્તિમા સહાયક છે જ્યારે મનુષ્ય કોઇ અનુચિત કાર્ય કરવાને તૈયાર થાય છે ત્યારે તેનુ હૃદય કપે છે, તેનો

અતરાત્મા તેને એ કામ કરવાની ના કહે છે અન્તરાત્મા સદા માણસને સત્ય માર્ગપરજ લઇ જાય છે

ઇચ્છાઓ મનુષ્યને દુ ખ તરફ ઘસડે છે. જ્યારે માણસને કોઇ વસ્તુ મેળવવાની ઇચ્છા થાય છે ત્યારે તરતજ માણસ તે વખતે આનન્દરહિત થઇ જાય છે ઇચ્છાઓના પણ બે પ્રકાર છે,– એક લેવાની ઇચ્છા, બીજી દેવાની ઇચ્છા પહેલા પ્રકારની ઇચ્છામાં આનન્દનો અભાવ છે પણ બીજા પ્રકારની ઇચ્છામાં આનન્દનુ અસ્તિત્વ છે જ્યારે માણસ આનન્દાવસ્થાને પ્રાપ્ત કરે છે ત્યારે તેનામા દુ ખનો અશ પણ રહેતો નથી મનુષ્યને જો વાસ્તવિક આનન્દનો ભોગ કરવો હોય તો તેણે બીજાને આનન્દિત કરવાનો, બીજાનુ દુ ખ દૂર કરવાનો અને બીજાના હૃદયને પ્રફુલિત કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

જે મનુષ્યને ખરા આનન્દની અભિલાષા હોય તેણે હમેશા નવીન શક્તિ અને ઉત્સાહ સહિત આનન્દિત કરવાનો વિચાર અને પ્રયત્ન કરવો જોઇએ બીજાનુ ભલું કરવાની શક્તિ અને વૃત્તિને હમેશાં સતેજ રાખવી જોઇએ. જો દેશની વિવિધ સસ્થાઓ આ ઉદ્દેશથી કામ કરે, સ્વાર્થપરતાના ત્યાગ કરે તો જરૂર ઘેર ઘેર આનન્દની ભેરી વાગવા મડે અને આખી દુનિયા આનન્દ મેળવવાના ઉદ્યોગમા લાગી જાય *

ૐ શાન્તિ શાન્તિઃ શાન્તિ

## દીવાળી.

( લેખક–દફ્તરી નદલાલ વનેચદ. )

"દીવાળી" એ આનદસૂચક શબ્દ છે અને દીવાળીના પ્રસગમા આનદ અનુભવવાનું મન થાય એમાં કાંઈ નવાઈ છે ? ધનતેરશથી કાર્તિક સુદ પડવા સુધીના દિવસો દીવાળીમાં ગણાય છે દીવાળીના તહેવારમા મિત્રો સાથે નગરચર્યા જોવાની નક્કિ કરી થતાં દિવસ તેમજ રાત્રીએ ગામમાં ફરવા છે, પણ ગુપ્તુ તો..... અનનાળાની દુકાને જઈ ફટાકા, ધર્મા કદી પણ સતોષ ધારણ કીધા, ફુલકણી રેટા, મનુષ્યે હમેશા પોતાના ગુણોમાં પુર્ણ લીધુંઆટલા પ્રયત્ન કરવો જોઇએ અને તે એટમ્હારા મિત્રે માણસ અનન્ત પ્રકારના ગુણોને ધારણ કરી ઉઠયો

આ ઉપરથી સમજાશે કે સતોષને ! ફટાકા પ્રસન્નતાને આનન્દનુ નામ આપી શકાયાં ત્રીસ પ્રસન્નતા થોડો વખત ટકી શકે છે, જ્યારે ; ત્યા નન્દ હમેશને માટે રહેનારો છે ચાર

બધા જીવોમા મનુષ્યજ એવો જીવ છે કે જે આનન્દ મેળવી શકે છે બાકીના જીવધારીઓ ઉપર જણાવેલી અવસ્થાઓમાં રહે છે ખરો આનન્દ એ છે કે જેમાં જીવન અને જીવનના ઉ-

રજે દહાડે પદર પદર વીસ વીસ રૂપીયા ખરચો પણ બચ્ચાંને માટે ચાર રૂપીયા ખરચનાં વિચાર કરો છો ? આ જવાબથી મ્હારો મિત્ર ચુપ થઈ ગયો અને અમે ચાલવા માડયું એક એક બુમફટાકાની અને બબ્બે ફુલકણી આપીયે ફટાકામાં નકામા પૈસા નાખી દેવા ? છોકરા તો સ્હમજે નહીં મ્હારા મિત્રના આ શબ્દોના ઉત્તરમા મે એટલું જ કહ્યું કે–અર્થશાસ્ત્રના આધારે આ પૈસો અનુત્પાદક માનતા હશો પરતુ હું તેને ઉત્પાદક માનુ છુ બાળકોને ન્હાનપણથી ગભીર બનાવવાથી શરીર તથા મન વિકાસ પામતા નથી. માટે આનદ રમત ગમતની જરૂર છે તમને જેવી સગીત પાર્ટી, નાટક, ત્હેવુજ બાળકોને દારૂખાનુ ને રમતો એ દ્વારા એમના શરીર અને મન વિકાસ પામે છે અને જીવન વ્યવ્હાર સારી રીતે ચલાવવા સશક્ત થાય છે સ્થિતિ અનુસાર આવો આનદ આપવો એ પ્રત્યેક માબાપની ફરજ છે આમ વાતો કરતા જતા હતા ત્યા એક ખાચામાંથી કાં

ઈક લડાઈ સંબંધી ખાચો ન્હાનો હતો અને રસ્તા ઉપર અત્તર જત્તર ન્હોતી. લડાઈ સાંભળવાનું મન થતાં જરા ઉભા રહ્યા

"ત્હારે તો બારે દહાડા સરખા, આજ દીવાળીને દહાડે પણ ઘરમા ન રહેવુ "

'હું સ્હેજે જ નહિ દીવાળી નિમિત્તે આજ પાર્ટી છે. ગમત છે તે જવુયે પડે રાતના બાર એક થશે

"ત્હમે ત્યાં ગમત કરો ને અમે અહીં ગોધાઈ રહીએ દીવાળીના દીવસોમાં ઘે ગમત હોય કે બહાર ? પછી કહેશો કે બાયડીઓ કેમ સુખી રહેતી નથી ત્હમારે જવુ હોય તો જાઓ અમારૂં શું ચાલે ?

આ લડાઈમાં કાંઈ અર્થ હતો દીવાળી જેવા શુભ અવસરે સ્નેહાળ પત્ની પતિના સહવાસની ભુખી હોય, પતિ સાથે આનંદાલાપ કરવા ઉત્સુક હોય, એમાં શું આશ્ચર્ય ? પતિ પત્નીનો ઉપર સચિત કલહ સાંભળી મ્હારો મિત્ર હસ્યો અને બોલ્યો "શી દુનિયા છે ? અહિ પતિને રાખવા આજીજી થાય છે ત્યારે મ્હારા પડોશમા કરમચંદને ત્યાં ઉંધુ જ છે દીવાળી આવી છે તેથી ઘરમાં રોજ લડાઈ થાય છે અને કંકાસથી તે મુંબઈ જતો રહેવા ધારે છે ને બાયડીના મનમા કે જાય તો સુખે રહીએ નિરાંતે ઉધાર લાવી ખાઈશું પીઈશું પરણ્યા છે તે ઘણાયે રૂપીઆ આપશે. આપશે નહિ તે ક્યાં જશે ?

બીજે દીવસે અમે પાછા સાંજના નીકળ્યા અમારા ઘરની બહાર ચકલું છે ત્યાં બે વાણીઆ ચોપડા લઈ એક ગૃહસ્થને ત્યા ગુમાગુમ કરતા હતા, લોક ભેગા થયા હતા પુછતાં ખબર પડી કે એક કાપડીયાનો ગુમાસ્તો હતો અને બીજો દાણાવાળો હતો અને દીવાળીને લીધે રુપીઆની ઉઘરાણી કરતો હતો પેલો ગૃહસ્થ જેમ જેમ ધીરે ધીરે સમજાવતો હતો તેમ તેમ આ વાણીઆમાં જોર આવતું હતું અમે પેલા ગૃહસ્થને કાંઈક ઓળખતા હતા તેથી તેમની પાસે ગયા ને પૂછતાં જવાબ મળ્યો કે ભાઈ ! આ બે જણા રૂપીઆ માગે છે તે વાત ખરી મહિના ઉપર મારા એક મીત્રની સાથે એમની દુકાને ગયો હતો ત્યારે કેટલો કેટલો આગ્રહ કરી, "સાહેબ, રૂપીઆને કોણ પુછે છે ચારે વર્ષે આપજોને ? કોણ તમારે ત્યા ઉઘરાણીએ આવે છે " એવા મીઠા મીઠા શબ્દો કહી માલ આપ્યો ને હવે જુઓ. આપણે રહ્યા સરકારી નોકર પ્હેલી પાંચ તારીખે રાજા ને હાલમા સવડ નથી માટે આવતે મહિને આવજો એમ કહ્યું એટલે ન બોલવાનું બોલે છે માંડ માંડ લડાઈ પતી અમે આ લડાઈમાંથી સાર એટલો જ લીધો કે જાતે દુખ ભોગવવુ એ વાત ખરી, પણ સગા ભાઈને ત્યાંથી પણ ઉધાર ન લેવું

આજ દીવાળી હોવાથી સર્વે આનંદમાં હતા માત્ર અમારા પડોશમા એક ડોશી માંદી હતી તેથી તેના કુટુંબના માણસો દિલગીર હતા ડોશીના મરણ ટાણે દીવાળીના મોજશોખ જાય એ બ્હીકે વધારે દીલગીર હતાં બપોરે ખાઈ, અમે બહાર નીકળ્યા રસ્તામાં સ્વદેશહિત પત્રની કોપી મળતા સ્વદેશી વસ્તુ અને બોયકોટની વાતો ચાલી એટલામાં સામેથી પાંચ સ્ત્રીઓનું ટોળુ ભભકાભર કપડા પહેરીને આવતું દેખાયુ આ જોતાં જ મ્હારા મીત્રે કહ્યું કે "જોયુ કે ? તે દિવસ બગભગની મીટીંગમાં છગનલાલ શેઠે પરદેશી માલ વાપરવાના સોગન ખાધા હતા. તેમની પત્ની પેલાં વચમા છે તેમણે દરી માઈ મોજાની સાડી પહેરી છે ને સાયકલની બંગડીયો પહેરી છે સ્વદેશી માલનો પ્રચાર હિન્દમા કરવો હોય તો પુરૂષો કરતા સ્ત્રીઓએ માથે લેવુ જોઈએ જ્યા સુધી સ્ત્રીઓ કેળવાએલી નથી અને સ્વદેશી વસ્તુનું રહસ્ય સમજી નથી ત્યા સુધી તમે કદાપી દેશની ઉન્નતી કરી શકવાના નથી મારા મીત્રનુ આ કહેવુ યથાર્થ લાગ્યુ કારણ અમને રસ્તામાં જેટલી સ્ત્રીઓ-કન્યાઓ મળી તેમના દરેકના શરીર ઉપર વિલાયતી વસ્તુ સિવાય કાંઈ નહોતુ માત્ર ઘરેણાં દેશી સોનીએ ઘડેલા હતાં સંધ્યાકાળનો સમય થતો ગયો તેમ નવવધુઓના ટોળા સામટે જતા દેખાવા માંડ્યા અમે પણ ઘેર આવી ચોપડા પુજન કરવાની તૈયારી કરી ચોપડો તો રાખતા નથી કારણ કે હુ મારો હીદ દેશ એટલો તવગર છે કે એ નોંધવાની કોણ માથાકુટ કરે આજને માટે એક પૈસાનો ચોપડો લાવી અમદાવાદી કાગળ ઉપર વિલાયતી શાહી, વિલાયતી હોલ્ડર અને વિલાયતી સ્ટીલ પેનથી ચોપડામાં જમે બાકી રા ૧०००००००००

લખ્યા જો કે ચોપડી લાવવાને પૈસો મ્હારા મીત્ર પાસેથી લીધો હતો જેમ તેમ લક્ષ્મી પૂજન કર્યું મેરમેરૈયા થયાં ફીકાએ ફટાકા ફોડયા મારો મીત્ર ને હું ફીકાને લઈ દીવા જોવા ગયા મીઠાઈવાળાની દુકાને દીવાઓ કર્યા હતા રમકડા મુક્યા હતાં રસ્તામાં ફોનોગ્રામ—ગ્રામોફોન ચાલતા હતાં અને એક ઠેકાણે નાટકના સુબઈના રાગમા હાર્મોનીયમ તબલા સાથે રામકથા પણ ચાલતી હતી મીઠાઈવાળાની દુકાન કરતાં બીડી સીગારેટ, ચાઈગરમ, વાળાની દુકાને મારી રોશની કરી હતી એટલું જ નહી પરંતુ લોકોનો જમાવ પણ સારો હતો આવું કારણ પુછતા મ્હારા મીત્રે જવાબ આપ્યો કે હિન્દના લોકોને તેમાં જુવાનીઆઓ પરદેશી ખાંડની મીઠાઈ ખાઈ વિલાયતી માલને ઉત્તેજન આપવા કરતા દેશી બ્રાહ્મણીયા બીડી, દેશી તમાકુ, ગંગાસ્વદેશી સીગારેટ, વાપરી છાતી બાળવાનું વધારે પસંદ કરે છે એ પણ અત્મભોગ છે કીટસન લાઈટના દીવા હતા એથી લાઈટ સારૂં પડતું પરન્તુ હાંડીયો કોડીયા કે ગ્લાસના દિવાનો શાન્ત રમ્ય દેખાવ નજરે પડતો નહી દેશી ત્રણુશેરનુ તેલ વાપરે એના કરતાં વિદેશી ગ્યાસતેલ શું ખોટું.

બીજે દીવસે એટલે બીજના દીવસની રજા હતી દીવાળી ગઈ ને હું તો મીત્ર સાથે માતાએ ગયો ત્યાં આવજો ભાઈ ! માતાના અન્નકૂટમાં નામ લખાવો ! શુભ આવી એટલામાં એક લાઠીઆવાડી વૃદ્ધ માણસ દર્શન કરીને નીકળ્યો ને અન્નકુટ ખાતે નામ લખવાનું કેહેતા તે ચડભડી ઉઠયો હમણાંતો હવન ખાતે ઉઘરાણું કર્યું હતું ને પાછો અન્નકુટ શેનો ? અમે તો આવડા મોટા થયા પણ માતા—મહાદેવનો અન્નકુટ તો સાંભળ્યો નથી વૈષ્ણવ મંદીરમાં અન્નકુટ હોય બધાને ભેગા થઈ પૈસા ખાવા, આમજ માણસની શ્રદ્ધા જતી રહે છે *આ બોલની સાથેજ ટીપ કરનાર બોલી ઉઠયો,* જાવ ભાઈ જાવ ? માતાજી વસે તો આપવાનું છે

અમે વાતો સાંભળતા ઉભા હતા વાત પુરી થઈ ને બુટ પેહેરવા ગયા ત્યાં અમારા બન્નેના બુટ ગેપ ? થઈ કાલ સવારના પહેરમા અમારા પડોશીની યુક્તિ જરા પસંદ પડી તેના બદલામાં અઢી રૂપીયાની ઉઠી અને ઘેર આવ્યા મોચી નવા બુટ તૈયાર કરી આપે ત્યા સુધી દશ રૂપીયાની પાઘડી સાથે ઉઘાડે પગે ફરવાનું નકી કર્યું અમારી દીવાળીતો થઈ.

## મનોહર કુમારી.

અનુસંધાન ગતાંકથી.

મનોહરલાલના ઉપર જે ચોરીનો માલ રાખ્યા બાબતનો આરોપ મૂકયો હતો તે હાલમાં નવો માજીસ્ટ્રેટ આવતા પાછો ફરી નીકળ્યો હતો જે માણસે લાંચ લીધી હતી તેની બદલી થઈ ગઈ હતી આ કેસની તપાસ નવા મેજીસ્ટ્રેટે કરવા માટે મનોહરના ઉપર વોરંટ કાઢયુ હતું અને તે વોરંટની રૂએ મનોહરને પકડી લઈ ગયા હતા

આ બાજુ કુમારીએ પોતાના પતિને પકડી લઈ જતા જોયો કે તરતજ બેભાન થઈ છતા પાટ પડી ગઈ અને રડવા માંડયું મનોહરની માં અને તેની બેને પણ આ જોઈ રડવા માંડયું મનોહરની બેને કહ્યું કે, જો મા ! આ ગડનો પગલાજ સારા નથી એ આવી કે ભાઈને કેદમા જવુ પડયુ તેની માએ પણ કુમારીનોજ દોષ કાઢયો આમ સર્વેએ કુમારીનોજ વાક કહાડયો.

મનોહરને પકડી લઈ જવા માંડયો તે વખતે તેણે પોલીસવાળાને કહ્યું કે હું જામીન આપુ છુ માટે મને છૂટો કરો પણ પોલીસવાળાએ કાંઈ માન્યુ નહિ અને કચેરીમાં લઈ ગયા ત્યા માજીસ્ટ્રેટ પાસે મનોહરના વકીલે તેને જામીન ઉપર છોડવા અરજ કરી જેથી મનોહરને જામીન ઉપર છૂટો કર્યો અને કેસની મુદત પડી.

મનોહર થોડાજ વખતમાં પાછો ઘર આવ્યો જેથી સર્વેને સંતોષ થયો પણ કુમારીના મનમાં

તો પોતાની પીડા સાથે પતિનું દુઃખ જોતા ઘણુંજ લાગતું હતું મનોહરે ઘેર આવી કેશની મુદત પડયાની અને પોતે જામીન ઉપર છુટા થયાની વાત કહી

હવે પ્રથમ કરતાં પણ કુમારી ઉપર તેની સાસુની વધુ કરડી નજર થઈ તેણે જાણ્યુ કે નક્કી આ વહુનાં પગલાથીજ મારા છોકરાના ઉપર આફત આવી તેણે તથા કુમારીની નણંદોએ જ્યા ત્યાં આ વાત ફેલાવી અને કુમારીના દોષની કુથલી આડોશીપાડોશીને મોઢે પણ કરવા માંડી. આવી રીતે ઘણી બ્હેનોએ પોતાના ભાઇઓના ઘરસંસારને ધૂળમા ડાટી દીધા છે વહુ એટલે તેતો જાણે મફતની ચાકર, તેની સાસુ તાબેદારી કરાવે તે જુદી, નણંદોને પણ કુકુ પડે તો ભોગ મળે આવી રીતે ઘણા કુટુંબોમા વહુઓ ઉપર જુલમ થાય છે તેમા તે ગાભરી બની જાય છે મા અને બેનનો કકળાટ તથા વહુના દોષ સાંભળી ખરાખોટાનો વિચાર કર્યા વગર ઘણા પુરૂષો પોતાની પત્નિને દુઃખ આપે છે અને ગૃહ સંસારને ધૂળમાં મેળવી દે છે.

એક દિવસ રાત્રે કુમારી તથા મનોહર બને પોતાની મેડીમાં વાતો કરતા હતા. તે વખતે કુમારીને રડવું આવ્યુ તે જોઈ મનોહરે કહ્યું, કેમ તું રડે છે?

કુમારીએ આસુ લોહી નાખ્યાં અને કહ્યું, શુ કરૂં. આજ મ્હને ઘણું ઓછુ આવી ગયુ. આપના કેશનું શુ થશે તેની મને ચિંતા થાય છે તેમાં તે કેશ જાણે મારે લીધેજ ઉત્પન્ન થયો હોય તેમ, બેન અને બા બધા મ્હને કનડે છે અને કહે છે કે તારા પગલાથીજ મારા છોકરા ઉપર આફત આવી છે અને મારા માબાપને પણ ગાળો ભાંડે છે આજે તેજ વાતમા મ્હને બંને બેનોએ આડી પાડીને માર માર્યો શુ કરૂં. હવે મારાથી સહન થતુ નથી હું આ વાત આપને ન જણાવુ એમ થાય પણ ન રહેવાને કહેવાઈ ગયુ છે હવે શુ કરવુ તે પણ કાંઈ સુઝ પડતી નથી.

મનોહર—અરે! આટલો બધો જુલમ? મે ત્હને તે વખતેજ કહ્યું હતું કે, આનો ઉપાય કરીએ, પણ તે માન્યુ નહિ. તો આટલું સહન કરવુ પડયુ. ખેર! હું કાલે સવારેજ મારી બંને બેનો ને કહી દઉ છુ કે, આમ કરવુ હોય તો તમે તમારે ઘેર જાવ, તેમને અહી રહી મફતનુ ખાઈ મારૂ ઘર ધૂળમા મેળવવુ છે જ્યારે ઘેર જશે ત્યારેજ ખબર પડશે કે ઘર કેમ ચલાવાય છે? આમ કહી તેણે કુમારીને છાતી સરસી ચાંપી અને છાની રાખી.

કુમારીએ ઉઠી મો ધોઈ નાખ્યુ અને કહ્યું, "ના, પ્રભો હજુ પણ હું સહન કરીશ મ્હને તેમની દયા આવે છે તે ત્યા જઈ શુ ખાશે? અને ક્યા રહેશે? માટે તેમને મોકલવાનો વિચાર ન કરશો તેથી મારે માથે પડશે અને મ્હને નિસાસો નાખશે, જેમ આપના બાપનું આ ઘર છે તેમ તેમના બાપનુ પણ છે તેમને ત્યા ઠેકાણુ નહિ ત્યારેજ અહી રહેને? હશે, મારાં લાખ્યાં હુ ભોગવીશ, પણ તમે તેમને રજા ન આપશો વળી તેમના જવાથી માને પણ ખોટુ લાગશે માટે એ વિચારતો માંડીજ વાળો.

કુમારીની હજુ પણ આવી વાત સાંભળી મનોહરને તેના ઉપર ઘણોજ પ્રેમ ઉત્પન્ન થયો. અને આટલુ દુઃખ છતા પણ સાસુ નણંદ ઉપર તે કેવો પ્રેમાળ ભાવ રાખે છે તે જાણી તેને હર્ષ થયો તેણે કુમારીના ગાલ ઉપર હાથ રાખી મોં પોતાના સામે ફેરવી કહ્યું," તો તને દુઃખ ચાલુ રહેશે, હું તારૂં દુઃખ શી રીતે ટાળી શકીશ?

કુમારી—બીજો એક ઉપાય છે

મનોહર—શો?

કુમારી—આ કેશનુ પતી જાય તે પછી તમે બહાર ગામ જઇ કાંઈ ઉદ્યોગ કરો

મનોહર—તેથી તારૂં દુઃખ કેવી રીતે ઓછુ થશે?

કુમારી—ત્યા આપણે બંને સાથે રહીશુ. જ્યારે હું તમારી સાથે આવીશ ત્યારે તે મ્હને કેવી રીતે દુઃખ દેશે?

થોડીવાર વિચાર કરી મનોહરે કહ્યું—આ કેશનુ પતી જશે કે તરત એ પ્રમાણેજ કરીશુ તારી સલાહ મને ઠીક લાગે છે તે પછી કેટલીક આનંદવાર્તા કરી અંતે બંને જણ ભવિષ્યની આશા બાંધી નિદ્રાવશ થયાં.

## પરિચ્છેદ નવમો.

### મનોહરનો કેશ કોર્ટે.

આજે મનોહરના કેશની મુદત છે આખા ગામમાં આજે આ કેશનીજ વાતો ચાલી રહી છે આ મુકદમો નવા મેજીસ્ટ્રેટ પાસે ચાલવાનો હતો, તે ઘણો કડક હતો આજે શુ થશે, તેની મનોહરને ચિંતા થયા કરતી હતી કુમારીને પણ ચિંતા સતાવતી હતી તેણે જે દિવસથી આ કેશ ફરી નીકળ્યાની વાત જાણી ત્યારથી તે ચિંતાખાતે ચિંતામા સુકાઈ અર્ધી થઈ ગઇ હતી, આજે મનોહરને કોર્ટમાં જવાનુ હતુ તેથી તે રડયા કરતી હતી તેને જોઇ મનોહરે કહ્યું, "આમ ગભરાય છે કેમ? આસુ લુછતી કુમારી બોલી—"પ્રિયતમ! મ્હને આ કેશમાં શુ થશે તેની ચિંતા થાય છે લોકો કહે છે કે મેજીસ્ટ્રેટ કડક છે અને કોઇને છોડતો નથી જેથી મારૂં હૃદય અધીરૂં બની ગયુ છે," એમ કહેતાં તો [illegible]સું વ્હેવા માંડ્યાં

મનોહરે તેને છાતી સરસી ચાપી રાખી કહ્યું "[illegible]ની શામાટે ગભરાય છે? શુ ઈશ્વર આપણી લાજ નહિ રાખે. સાચુ હોત તો તો ડર હતો પણ આતો કોઈ દુસ્મનોની સળીથી જુઠો કેસ ઉભો કર્યો છે એટલે બીક રાખવાની જરૂર નથી તારે ગભરાવુ નહિ. આપણે બે હોશિયાર હાઇકોર્ટ વકીલ રોકયા છે તેમને ફી પણ વધુ આપી છે તે કહે છે કે આ કેશમા કાંઈ નથી સાક્ષીઓ પણ આપણા સારા ઉતરશે પછી ગભરાવાની શી જરૂર છે? જરૂર આ કેશમાંથી હું છુટી જઇશ,"

કુમારીએ કહ્યું—આપ છુટી જાવ એવુજ હું ઈચ્છું છુ ઇશ્વર આપણી લાજ રાખશે પણ આતો કોર્ટનાં કામ, સોધાગી તલવાર જેવુ, જતાં એ વ્હેરે અને આવતાએ વ્હેરે. સાચા જુઠાનું શુ રહ્યું? સાક્ષીઓ ઉપર આખા કેશનો આધાર કેશ સાચો હોય અને સાક્ષીઓ ફરી જાય તો તે જુઠો ઠરે અને કેશ જુઠો હોય અને સાક્ષીઓ કહે કે સાચી વાત છે તો સાચો ઠરે, એ તો સાક્ષી ઉપર આધાર! નશે ઇશ્વરે ધાર્યું હશે તે થશે પણ કદી કાંઈ અવળુ થાય તો મારે શુ કરવુ?" એમ કહી પાછી કુમારી રડી પડી

મનોહર—ગભરાવાની જરૂર નથી સંસારમાં મનુષ્યને દુખતો હોયજ છે. રામચંદ્ર જેવા ઈશ્વરાવતારને અને સતિ સિતા જેવી દેવીને પણ દુખ ઓછુ પડયુ છે? પાંડવા અને દ્રૌપદિના દુખનો કાંઈ પાર રહ્યો હતો? તો આપણે તો પામરજીવ છીએ દુખ આવે તો ધીરજથી સહન કરવાથીજ તે ટળે છે પણ ગભરાઇ જવાથી તેમાં વધારો થાય છે માટે તારે ગભરાવુ નહિ એમાં છે શુ? હવે છુટીને પાછો આવીશ ત્યા સુધી તારે ધીરજ રાખવી

આ સાભળી કુમારીથી ન રહેવાયું તે વળી રડવા લાગી, તેણે કહ્યું! હાય ત્યાનુ દુખ આપનાથી શી રીતે સહેવાશે? મે સાભળ્યુ છે કે જેલમાં તો ઘણું દુખ છે હે પરમાત્મા! અમને દુખમાથી બચાવો!' એમ કહી ડુસકે ને ડુસકે તેનાથી રડી જવાયુ

મનોહરે તેને ધીરજ આપી. અને છાની રાખી. કોર્ટમાં જવાનો વખત થયો મનોહરના સાક્ષીઓ પણ તૈયાર થઈ તેની પાસે આવવા [illegible] તો મગાવ્હાલાપણ તેના સાથે કોર્ટમા આવવા માટે તૈયાર થઇ તેની પાસે આવ્યા મનોહર પણ તૈયાર થયો અને પોતાના ઘરમાં બેસવાની ઓરડીમા જઇ એક ચિત્તે આ વિપત્તિમાથી છુટવા ભગવાનનું સ્મરણ કરવા લાગ્યો

તે પછી મનોહર અને તેના બીજા સાક્ષીઓ વિગેરે કોર્ટમાં ગયા સાથે તેના બે ભાઇ. તેનો સમગ્ર રામચંદ્ર પણ ગયો ઘેર કુંવારી તથા મનોહરની મા અને મેના રહી આ વખતે કુમારીને રડવુ આવ્યુ તેણે રડતા રડતાં કહ્યું,' હે દયાળુ! દિનવત્સલ પ્રભો! આ જગતમા તમારા વગર મારૂં દુખ જાણનાર બીજું કેઇ નથી મારૂં કલ્યાણ કરનાર પણ તમે જ છો. હે પ્રભો! અમને આ દુખમાથી બચાવો! બચાવો! ."

આમ કહેતા કહેતાં તે બેભાન થઈ ચતા પાટ પડી.

---

## પરિચ્છેદ દશમો.

### મનોહરને કેદની સજા

એક વાગ્યાનો સમય છે કચેરી ભરાઇ ગઈ છે તમામ વકીલ મુખત્યારો આવ્યા છે મેજીસ્ટ્રેટ

કડક મિજાજમાં ખુરશી ઉપર બેઠો છે મનોહરનો કેશ નીકળ્યો મનોહરનો પોકાર થતાંજ તે હાજર થયો અને પાંજરામાં ઉભો રહ્યો મનોહરના બે વકીલો પણ ત્યાં હાજર છે વકીલો હાઈકોર્ટમાંથી આવ્યા છે જેથી મૅજીસ્ટ્રેટના રૌફથી દબાતા ન્હોતા અને વારવાર તે મેજીસ્ટ્રેટની સામે બોલતા હતા મેજીસ્ટ્રેટ ધારતો કે હું તો આ ગામનો મ્હોટો અમલદાર છુ બાંધવા ધારૂં તો બાંધુ ને છોડવા ધારૂં તો છોડું અને ધારૂં તે કરૂં અત્યારે ન્યાય આપવો એ મારૂં કામ છે. ત્હોમતદારને છોડી મૂકવો કે સજા કરવી એ મારી મરજી ઉપર છે અત્યારે તો પ્રજાનો રાજા જ હું છુ વકીલો બન્ને ગમે તેવા હોય તેની મ્હને શુ પરવા છે અને તેટલા વકીલ હોશીયાર હશે પણ કરવુ મારા મનનું ધાર્યું છે તે ? જોઉં છુ કે હાઇકોર્ટના હોંશિયાર વકીલો ત્હોમતદારને શી રીતે છોડવે છે ? આવો વિચાર કરીને તે ન્યાયાધિશની ઉંચી ખુરશી ઉપર બેઠો છે અને પોતાના મનના ધાર્યા પ્રમાણે કેશ ચલાવે છે.

હાઇકોર્ટમાંથી આવેલા વકીલો ધારતા કે અમે તો હાઇકોર્ટમાં પ્રેક્ટીશ કરનારા છીએ અને આતો એક સાધારણ માજીસ્ટ્રેટ છે એટલે તેનો હિસાબ શો જોઇએ છીએ કે તે કેવી સજા કરે છે ? એ વિચારથી તે મેજીસ્ટ્રેટનું સન્માન કરતા નહિ અને ઘણીવાર મેજીસ્ટ્રેટને પણ ધમકાવવા જેવો ડોળ કરતા કેશ ચાલતાં તેઓ પોતાની પદ્દિનો ખ્યાલ રાખીને બોલતા હતા અને મેજીસ્ટ્રેટનુ બરોબર માન સાચવતા નહિ આમ વકીલ અને મેજીસ્ટ્રેટ બેની ખટપટમાં બિચારા મનોહરને દુ:ખ ભોગવવા વખત આવ્યો

પાછળથી ઘણા કહેતા કે જો અહીંની કોર્ટનો વકીલ કર્યો હોત તો જરૂર મનોહર છૂટી જાત પણ આતો મોટા વિદ્વાન એલ. એલ. બી વકીલોએ આવીને મેજીસ્ટ્રેટના સામા થઇને મનોહરનુ બગાડ્યુ જો વકીલ વારવાર મેજીસ્ટ્રેટને "માય લોર્ડ ? જી હજુર" વિગેરે વાક્યો કહી તેની મરજી પ્રમાણે ચાલતો તે જીતતો હતો પણ આતો હાઇકોર્ટના વકીલો એટલે તેને આ સાધારણ મેજીસ્ટ્રેટનો હિસાબ શો હોય કે તે ખુશામત કરે ? મેજીસ્ટ્રેટે ધાર્યું કે વકીલ ગમેતેવો તોપણ મારી સામે આવીને ઉભો રહે છે સત્તાતો મારા હાથમાં છે ને ? જોઉં કે કેમ કેશ જીતી જાય છે ? આમ બન્નેની ખટપટમાં મનોહરને જેલમાં જવાનો વખત આવ્યો.

બે વાગે કેશ પુરો થયો મેજીસ્ટ્રેટે હુકમ કર્યો કે, 'ગુન્હો સાબીત થાય છે માટે હોમતદારને ૭ મહીનાની સખત મજુરીની કેદની શિક્ષા કરવામાં આવે છે

આ સાંભળી સર્વ લોક આભા બની ગયા. કેશમાં ત્હોમતદારને સજા થાય કે છૂટી જાય તેની વકીલોને શી પરવાહ ? તેતો મનમાની ફી પ્રથમથીજ લઈને પછીજ કોર્ટમાં લડવા આવે છે. મનોહરને સજા થઇ તેથી વકીલોને શુ ? તેતો કાયદા અને ફેસલા બતાવી શકે ભૂલ થતી હોય તોતે ન થવા દે. સાક્ષીઓની ઉલટ પાલટ જુબાનીઓ લેવડાવે. બીજુ શુ કરે ? પણ મેજીસ્ટ્રેટ જે ફેસલો આપે તેમાં કોઈ તે આઘુ પાછુ કરી શકે નહિ. અને કરેતો એ કે ત્હોમતદારને કહે કે "નકલ લઈ અપીલ કરો" અમલદાર ગમેતેવો તોપણ જેલમાં મોકલનાર કે છોડી મૂકનાર તો તેજને ?

માજીસ્ટ્રેટે હુકમ કરતાંજ બે પોલીસવાળાએ આવી મનોહરને પકડી લીધો અને જેલમાં જઈ કપડા ઉતરાવી ચરદી પહેરાવી દઈ કોટડીમાં પુરી દીધો આ જોઈ તેના બે ભાઇઓ અને રામચરણ તો રડવા લાગ્યા વકીલોએ તેમને અપીલ કરવાની સલાહ આપી અને તરતજ ચાલતા થયા

મનોહરને જેલમા મોકલ્યો કેટલો ભયાનક દેખાવ! તે કેવુ ભયાનક સ્થાન હતું ત્યા મનોહરના જેવા ઘણા કેદીઓ હતા, કોઈ માટી ખોદતા હતા, કોઈ દળતા હતા અને કોઈ પાણી ભરતા હતા આ સર્વ જોઈ મનોહરના અંતરાત્માની અંતર્જ્વાળા સળગવા લાગી.

ધીરે ધીરે સાંજ પડી. મનોહરતો લોઢાની જાળીવાળી ઓરડીની અંદર બેસીને માથે હાથ મુકી ચિંતામાં પડ્યો આકાશ, પાતાળ અને તમામ વિશ્વબ્રહ્માણ્ડ તેની નજરમાં કાળભૈરવ બનીને ખડું થઈ ગયુ તે મનમાંને મનમાં વિચારવા લાગ્યો કે હાય! મારૂં શું થઈ ગયુ! હે જગદીશ્વર, મેં શું પાપ કર્યું હતું કે તેનું આ ફળ મળ્યું ?

ધીમે ધીમે ચિંતાની તીક્ષ્ણ છરી મનોહરના હૃદય પર આઘાત કરવા લાગી સ્વાર્થ રહિતા વિપાદમયી, કુમારીનું સરળ મુખ, તેનાં આંસુ, રહી રહીને ડમકાં ભરવાં, એ સર્વ તેની નજર આગળ જ-ણાઈ હોળીની માફક બાળવા લાગ્યા કુમારીની શી વલે થશે ? બિચારી ગરીબ ગાય જેવી કુમા-રીના દુ ખનો પાર રહેશે નહિ ! હે ભગવાન ! આ શુ થયુ ! આવા વિચારમા તેના દુ ખનો પાર રહ્યો નહિ.

સવારે જ્યારે મનોહર ઘેરથી આવ્યો હતો ત્યારે કહ્યુ હતુ કે, કેશનો નિકાલ થયે ઘેર જઈશ ત્યારે તેને અપાર આનદ થશે તે નિર્દોષ બાલિકા આખી રાત રડરડ કરતી હતી હે પરમેશ્વર ! આજે તેની શી દશા થશે ? આજે તેને કોણ ધીરજ આપશે ? આજે તેનાં આંસુ કોણ લુંછશે? હાય ! તેના હૃદયની વેદનાને કોણ સમજી શકશે ? આમ સભાળતાં સભાળતા તેને રડવુ આવી ગયું તેનુ હૃદય ચિ તા અને શોકથી ભરાઈ ગયુ

આ વખતે જેલના પેરાવાળાએ આવી કહ્યું, બાબુ ! અ દર જાવ ! દરવાજો બધ કરવો પડશે"

સીપાઈએ કાંઈક સભ્યતાથી કહ્યું તેનું કારણ કે રામચરણે તેનુ મન પતવ્યુ હતું અને જેલમાં મનોહરને દુ ખ ન પડે તેની કાળજી રાખવાનો બ દોબસ્ત કર્યો હતો

મનોહર બીજું શુ કરે, તે ઝ્હીલા મુખે અ દર ગયો. ત્યાં બીજા ઘણા કેદી હતા, તેમની ભેગો તે પણ એક કેદી તરીકે જઈ બેઠો જેલનાં બારણાં બધ થયાં મનોહર નરકાગારના એક ખૂણામાં જઈ આંસુ પાડતો ભીત સાથે માથું દઈ બેઠો

આ તરફ મનોહરની સાથે આવેલા માણસો દિલગીર થઈ ઘેર ગયા મનોહરને તેમની સાથે આવેલો ન જોઈને તેની મા છાતીફાટ રડવા લાગી રામચરણ મિશ્ર તેને ઘણી સમજાવી અને કહ્યુ કે મનોહરને ત્યાં કઈ દુ ખ નથી, અપીલ કરીશુ તેમાં છુટી જશે વળી જેલમાં તેને દુ ખ ન પડે તે માટે મે સર્વ બ દોબસ્ત કર્યો છે માટે છાનાં રહો અને ધીરજ રાખો તોપણ તેનો રડતી છાની રહીજ નહિ તે જોઈ કુમારી રડવા લાગી અને ઘરમાં રોકકળ થવા લાગી મનોહરનુ મકાન આ વખતે શોકાગાર જેવુ બની ગયુ એમ રોકકળ કરતા રાત પડી અને કોઇએ ખાધુ પીધુ પણ નહિ.

જ્યાં ઘરમાં સ્ત્રીનું સન્માન હોતું નથી અને સાસુ, વહુ અને નણદોનો રોજ કકળાટ થયાં કરે છે ત્યાં આવી અચાનક આફતો આવી પડે છે પણ અજ્ઞાન સ્ત્રીઓ સમજતી નથી અને નજીવી વાતોને માટે આનંદની જગ્યાએ કલેશનાં મૂળ વાવી દે છે અને પછી તેના દુ ખમય ફળને ભોગવે છે તેવીજ રીતે મનોહરના આનદી ઘરમા પણ સાસુ, વહુ અને નણદની તકરારો અને કલેશથી આજે શોકાગારરૂપ થઈ પડયુ. અપૂર્ણ

---

## પ્રભુને હૃદય મંદિર પધારવા પ્રાર્થના.

( દેસાઇ મોતીલાલ મથુરભાઈ મહુધાવાળા )

( રાગ—મહેમાન થયાં તમે માહરા )

પ્રભુ હૃદય વિરાજો મારા, પૂરી કૃપા દર્શાવિ,
આન દ અતિ ઉર લાવી, પૂરી કૃપા દર્શાવી ટેક

શુભ કર્મે હૃદય સુધાર્યું,
શ્રદ્ધા ભક્તિથી શણગાર્યું,
જે છે પ્રભુ મન પ્યારૂ
પૂરી કૃપા દર્શાવિ આ૦ પ્રભુ

તમ વિના નહી સાર જણાયે,
તવ દ્રષ્ટે અર્થ સધાયે,
તે આન દ ના વર્ણાયે
પૂરી કૃપા દર્શાવિ. આ૦ પ્રભુ

# गुरु गोविंदसिंह

(અનુસંધાન ગતાંકથી.)

## પ્રકરણ બીજું.

### ગુરૂ તેજબહાદુરનું ખુન.

બીજીવાર પાછા ગુરુ સાહેબને દરબારમાં બોલાવી અને ઔરંગજેબે 'મિથ્યા ધર્મ' નો ત્યાગ કરીને 'સત્યધર્મ ઇસ્લામ'ને ગ્રહણ કરવાનું કહ્યું એથી ગુસ્સે થઇને ધર્માત્મા દીવાન શ્રી મતિરામે કહ્યું કે,— "મુસલમાન ધર્મ મિથ્યા છે, સિખ ધર્મ મિથ્યા નથી જો પરમાત્મા ઇસ્લામને ઉત્તમ સમજત તો મનુષ્યને મુસલમાની કરીને પછીજ જન્મ આપત." આથી નારાજ થઇને ઔરંગજેબે સત્યવાદી મતિરામના ટુકડે ટુકડા કરાવી નાંખ્યા તે જોઈ માનનિ શ્રી દયાળુ દેવથી રહેવાયુ નહિ તેથી તેમણે ઔરંગજેબને દુષ્ટ, અત્યાચારી અને નિર્દયી કહીને શ્રાપ આપ્યો કે "હે દુષ્ટ, તારા રાજ્ય અને કુળનો સત્વર નાશ થશે." આથી ઔરંગજેબના ગુસ્સાનો પાર રહ્યો નહિ. જેથી તેમને પણ કકડતી તેલની કડાઈમા નખાવી મારી નખાવ્યા અને ગુરૂમહારાજને વિચાર કરવાને માટે ત્રીજીવારનો સમય આપ્યો અને કહ્યું કે જો તમે મુહમ્મદી ધર્મનો સ્વીકાર નહિ કરો તો જે દશા આ બેની થઈ તેજ તમારી પણ થશે.

ગુરુદેવ તેના હાથમાના અત્યાચારથી પૂર્ણ ખઝાને જોઈ મૃત્યુની વાટ જોતા ઇશ્વરાધન કરવા લાગ્યા. એક દિવસ ગુરુમહારાજના ઉપર એવો મિથ્યા આરોપ મૂક્યો કે તે બાદશાહના અન્તપુરની તરફ જોયાં કરે છે ગુરુએ ઉત્તર આપ્યો કે "એ વાત જુઠી છે પણ હું દક્ષિણ દિશા તરફ જોઉ છુ કે જ્યાંથી સમુદ્ર પાર થઇને સફેદ રંગના માણસો આવીને મુગલોની ગાદી ઉપર અધિકાર મેળવીને રાજકીય અંત પુરનું અભિમાન દૂર કરશે," આ ભવિષ્ય વાણીથી ગુસ્સે થઇને દુષ્ટ ઔરંગજેબે ગુરુસાહેબને ચાંદની ચોકમાં ઉભા કરીને તેમનુ માથુ કપાવી નાંખ્યુ માથુ જ્યા દૂર જઈને પડ્યુ કે તેને સાહસીભાઈ જેઠાએ ઉપાડીને આનંદપુર મોકલી દીધું અને ત્યાં દહન ક્રિયા કરાવી અને ધડને સાયંકાલે સિખલોકોએ ઉઠાવી જઈ ત્યાજ અગ્નિસંસ્કાર કર્યો સંવત ૧૭૩૨ ના માગશર શુદ પાંચમના રોજ ગુરૂમહારાજની મરણતિથિ ભારતના ઇતિહાસમાં ચિરકાલ સુધી રક્તાક્ષરોથી અંકિત થઇ રહેશે.

ગુરૂ તેજબહાદુરના ઉપર જે અત્યાચાર થતા તેની ખબર આનંદપુર પહોચતી 'હતી ગુરૂદેવ તથા બે વીર ધાર્મિક શિષ્યોની આહુતિના સમાચાર જ્યારે માતાશ્રી નાનકીદેવીને મળ્યા ત્યારે તે પુત્રસ્નેહથી વિકળ થયાં પણ આપણા ચારિત્ર નાયકે પોતાની દાદીને સમજાવ્યુ કે આપને તો ઉલટો સંતોષ થવો જોઇએ કે આપના પુત્ર મૃત્યુથી ઉત્તમ ઉચ્ચગતિને પામ્યા છે, આથી વાચકો સમજશે કે આપણા ચારિત્ર-નાયક કેવા ઉત્તમ હતા એકતો પવિત્ર, વિરાત્મ, વળી ગુરૂ તેજ બહાદુરના પુત્ર અને યવનોના અત્યાચાર પૂર્ણ સમયમાં ઉત્પન્ન થએલ વીરગોવિંદજી પોતાના પીતાની સાથે અત્યાચાર કરનારાઓનો બદલો' લેવાને માટે વધુ ઉત્સુક થઇને સંવત ૧૭૩૩ ના વૈશાખ વદ પડવાને રોજ સિંહાસના રૂઢ થયા

---

## પ્રકરણ ત્રીજુ.
## શિષ્યોની પરીક્ષા.

ગુરૂમહારાજ ઘણાજ સમજુ હતા પોતે સમજતા હતા કે હું બાળક છુ અને બદલો લેવાનુ કામ વણુંજ કઠીન છે માટે ઉતાવળ કરવી ન જોઇએ પોતે વિદ્યાભ્યાસનો આરંભ કરી દીધો તેમને વિદ્વાનો ઉપર પ્રેમ હતો. વીસ વિદ્વાન દરબારમા રહેતા હતા અને બીજા અનેક કવિઓ ગુરૂના દરબારની શોભામા વૃદ્ધિ કરતા હતા. ઘણા સગ્રૂન ગ્રંથોનુ તેમણે ભાષાંતર કરાવ્યુ ગુરૂગોવિંદ સવારમા જપ, પાઠ અને ઈશ્વરો પાસન કર્યા પછી આવેલા ભક્તોને મળતા તે મને ભોજન કરાવતા અને તે પછી ઘરમાં જતા

તેમણે ગુરૂ હરગોવિંદના વખતના વીરોને બોલાવ્યા અને દરબારમાં ઉચ્ચસ્થાન આપ્યુ તેમણે પછી દરબારમા મોટાં મોટાં કામ કર્યા સાયંકાલે પણ ગુરૂગોવિંદ ગુરૂદ્વારે જતા અને બીજા દિવસે કરવાના કામ નક્કી કરતા અને મોડી રાત સુધી ત્યા રહેતા ગુરૂગોવિંદ સાચા રાષ્ટ નિર્માતા હતા તેમની કવિતા ઘણી ઓજસ્વિની, ભાવપૂર્ણ, અને પ્રતિભાવાળી હતી. તેમની વાણી શ્રોતાઓને ઉત્તેજીત કરતી એટલુંજ નહિ પણ તેમનામાં ઉચ્ચ વિચારોનો સંચાર કરતી હતી.

વૈશાખના એક ઉત્સવ ઉપર બુખારા અને કંદહારના શિષ્યોએ કુનીચંદની મારફતે એક ઉનનો શામીયાનો મોકલ્યો જેની તુલના કરી શકાય નહિ તેવો તે કિંમતી હતો કામરૂપના રાજા રતનરાય, રાજા રામરાય, ગુરૂતેજબહાદુરના શિષ્યના પુત્ર દીપમાલિકાને દીવસે ગુરૂને ભેટ આપવા જાતે આશ્રમમાં આવ્યા હતા કહે છે કે ગુરૂસાહેબના આશિરવાદથીજ રાજારામરાયને ત્યાં જન્મ્યા હતા તેમણે ગુરૂને એક ઘોળા માથાનો મોટો હાથી ભેટ આપ્યો. જેનું નામ પરશાદી હતું

ગુરૂગોવિંદના વખતમા મોંગલોની દશા બગડી ગઈ હતી. મગના સ્વામીઓ કે જેમની 'ગુરૂના પ્રતાપથી સર્વત્ર પુજા થતી હતી, તેમણે સુખમા ગરક થઈને પોતાની ક્રૂરતાથી પ્રજામાં અપ્રિયતા મેળવી હતી. પરંતુ તે હકીકત કોઈપણ માણસ ગુરૂદેવની આગળ કહેવાની હિમ્મત ધરતુ નહિ. એકવાર દરબારમાં ભવાઇઆ આવ્યા અને તેમણે વખત જોઈને મસંદો પૈસા બગાડતાનું ચિત્ર ગુરૂની સામે ખડુ કરી દીધુ એક મડધારી પોતાની વેશ્યાને લઈને શિષ્યને ત્યા ગયો અને સાં ઘણીજ નિર્લજ્જપણે વ્યવહાર કર્યો આની નકલ તેમણે ભવાઈમા ઉતારી જે સાભળી ગુરૂગોવિંદનુ વીર, ધાર્મિક અને ન્યાયશીલ હૃદય કંપી ઉઠ્યુ તુરતજ તેમણે સભા બરખાસ્ત કરી અને મા હુકમ મોકલી તે મડધારીઓને બોલાવી મગાવ્યા, અને જેઓ દુરાચારી હતા તેમને સજા કરી અને નિર્દોષને છોડી મૂક્યા

આ વખતે લોકોમાં ધર્મને નામે ધતિંગ ચાલતું હતું જેમ મુસલમાનોનો પોપને ધન આપી વૈકુંઠ ખરીદવાનો વિશ્વાસ હતો તેમ અહી બ્રાહ્મણ વિગેરેને સર્વસ્વ આપી વૈકુંઠ મળે છે એવી માન્યતા હતી. બીજી તરફ મુસલમાનો હિંદુઓને વટલાવવા ફરતા અને મંદિર બધાવવુ, તિલક કરવું અને પૂજા પાઠ કરવા તે તેમને અન્યાયી જણાતું મુસલમાનોએ એવી ઝક પકડી હતી કે તલવારના જોરથી હિંદુઓને મુસલમાન બનાવીને જબરદસ્તી સ્વર્ગમાં પહોંચાડવા એ જ અમારૂં કર્તવ્ય છે

આ વખતે શિખ લોકોના સિદ્ધાંતોને એક પ્રકારે હિંદુઓથી જુદા સમજવામાં આવતા હતા પણ શિખ હિંદુજ છે

એક દિવસ મહાભારતમાં હવન કરવાનું ઘણું મહાત્મ્ય છે એમ વાંચ્યું પંડિત કેશવદાસ કથા વાચતા હતા અને તેથી તેમણે મીઠુ મરચુ ભભરાવીને કહ્યુ કે કાળી માતાને હવનદ્વારા પ્રસન્ન કરી આવાહન કરે તો કાલીનો સાક્ષાત્કાર થઈ શકે છે અને તેના અનુગ્રહથી સર્વ મનોરથ સફળ થઈ શકે છે આથી શ્રોતાઓએ ગુરૂસાહેબને હવન કરવાનો આગ્રહ કર્યો. ગુરૂસાહેબ આવી વાતોને માનતા ન્હોતા, પણ શિષ્યોને ખરા શિષ્ય બનાવવાને માટે હવનની ઘણી મોટી તૈયારી કરાવી અને ઘણી ધામધુમથી હવન કરાવા માં ડયો પંડિત કેશવદેવ મુખ્ય પુરોહિત બન્યા આ વાડીયા સુધી હવન ચાલ્યો પણ કાંઈ કાલીદેવીનાં પ્રત્યક્ષ દર્શન ન થયાં ત્યારે ગુરૂ સાહેબે પુરોહિ-

તને કહ્યું કે કેમ ? ત્હમે કહેતા હતા કે કાલી દેવી પ્રત્યક્ષ થશે પણ કેમ ન જણાયાં ? પુરોહિતે કહ્યું કે, ધાર્મિક પુરુષોનું બલિદાન થાય તો કાલી જરૂર પ્રકટ થાય. ગુરૂ મહારાજ આ છળ પ્રપંચને સમજી ગયા અને કહેવા લાગ્યા કે પુરોહિતજી ! તમારાથી બીજો કોણ વધુ ધાર્મિક મ્હને મળવાનો છે ? જેથી આપનુંજ બલિદાન આપવાનો મારો વિચાર છે

ગુરૂગોવિંદજીનું આ વાક્ય સાભળી પુરોહિતજી તો ગભરાઈ ગયા અને રાત્રેજ છાનામાના ચાલી ગયા. ગુરૂગોવિંદે બીજે દિવસે તેની શોધ કરાવી; પણ પત્તો ન મળ્યો તે પછી તેમણે પોતાના શિષ્યોને આવા લોકોની વાતોમાં વિશ્વાસ ન રાખવાનું જણાવ્યું અને સાંજરે હવન કરતા જે સામગ્રી બચી હતી તે સર્વે કુંડમા હોમાવી પૂર્ણાહુતી કરાવી આથી એકદમ ઘી અગ્નિમા પડવાથી અગ્નિની જ્વાળાઓ નીકળવા માંડી, જેથી પહાડી ગામોવાળા સમજ્યા કે કાળીદેવી આવી તેનો આ પ્રકાશ છે જેથી સર્વ કોઈ ગુરૂદેવની પાસે દોડી આવ્યા બીજે દિવસે હજારો શિખો અને હિંદુઓ એકઠા થયા તેમને ગુરૂદેવે કહ્યું કે એતો હવનનો પ્રકાશ હતો કાલીદેવી કાંઇ આવ્યાં નથી.

આ પછી ગુરૂદેવ ઉદાસ રહેવા લાગ્યા અને સર્વ કામ છોડી ઈશ્વરપ્રાર્થના કરવા લાગ્યા એક દિવસ ગુરૂદેવના મનમા એક એવી ઈશ્વરી પ્રેરણા થઈ કે પોતે ઉઘાડી તલવારે બહાર નીકળ્યા અને જ્યા લોકો એકઠા થયા હતા ત્યાં આવી બોલ્યા કે," હવે જુવો સાચી કાલી આવી છે તે બતાવુ તમારામાંથી કોણ ગુરૂદેવ નિમિત્તે, જાતિના ઉત્કર્ષને માટે અને દેશ ધર્મને માટે પોતાના પ્રાણનું બલિદાન આપે છે ? આ સાભળી આખો શિષ્ય સમુદાય અવાક્ થઇ ગયો સર્વના મો ઉતરી ગયા શ્વાસની સુધ જતી રહી આથી ફરી ગુરુએ બીજી વાર પ્રશ્ન પૂછયો એ વખતે વીર દયારામ ક્ષત્રીએ ઉઠીને પોતાનુ માથુ આપવાનું કબુલ કર્યું. ગુરુ, દેવે તેને લઈ જઇને તબુમાં બેસાડયો અને એક બકરાને જોરથી તલવાર મારી જેથી બહાર જણાયું કે તેનુ માથુ ઉડાવી દીધું. તે પછી બહાર નીકળી તેજ પ્રશ્ન પૂછયો. આ વખતે ધર્માજાટ તૈયાર થયો અને તેની પણ દયારામ જેવી ગતિ થઈ અને લોહીની ધારા તંબુની બહાર નીકળી આ તરફ પદભ્રષ્ટ થયેલા મહાધિશો દોડીને ગુરૂદેવની માતા પાસે ગયા અને કહ્યું કે ગુરૂદેવ તો ગાંડા થઇ ગયા છે બે મનુષ્યોનાં માથા કાપી નાંખ્યા અને હવે કેટલાના કાપશે તે સમજાતું નથી. જ્યા સુધી માતાજીનો હુકમ આવે તેટલામા ત્યાં બીજા ત્રણ જણની પણ એજ દશા થઈ.

દશ મિનિટ પછી પાંચે વીર નવાં વસ્ત્ર ધારણ કરીને તબુમાથી બહાર નીકળ્યા તે જોઇને સર્વ લોક દીગ થઈ ગયા કે આ શું ? ગુરુએ કહ્યું કે જુવો, ગુરૂને તો આવા શિષ્યોની આવશ્યકતા છે આ પાંચ શિષ્યો ઇતિહાસના ભૂષણરૂપ થયા છે તે પછી તેઓ ગુરૂની બરાબર જમણા પડખે બેસતા હતા ગુરૂદેવ સમજતા હતા કે મારા શિષ્યોમા આવા અનેક વીર છે કે જે ધર્મને માટે પ્રાણ આપવો તેને રમત સમજે છે સુનરામે જ્યારે ગુરૂને ફરી પૂછયું કે 'અમારી સાથે શુ અમારા શિષ્ય છે " સમુદાયે ઉત્તરમા "સતશ્રી અખિલ" નો ઘોર ધ્વનિ ગુંજી રહ્યો આવી રીતે શિષ્યોનો અભિનવ શ્રી ગુરૂગોવિંદદેવજીના હાથે થયો જેમણે ઇતિહાસમાં પોતાનુ નામ અમર કર્યું છે હિંદુ ધર્મની રક્ષાને માટે તેમણે ઘણું કામ કર્યું છે

---

## પ્રકરણ ૪ થું.

---

### શિખ ધર્મનું નવું રૂપ

સંવત ૧૭૫૬ ના વૈશાખ માસમાં ગુરૂદેવે એક દરબાર ભર્યો તેમાં ઘણા શીખ લોકો એકઠા થયા ગુરૂદેવ ધોળાં વસ્ત્ર પહેરીને ગાદી ઉપર બિરાજ્યા અને પોતાના પાંચે લાડિલા શિષ્યોને બોલાવીને આજ્ઞા કરી કે, પરમાત્માપ્રતિ મન એકાગ્ર કરીને ત્રણ વાર "વાહ ગુરુ, વાહ ગુરૂ, વાહ ગુરૂ" કહો તે પછી એક લોઢાના વાડકામા સરબત બનાવીને મગાવ્યું ગુરૂદેવે પોતાના ડાબા હાથમા પ્યાલો રાખીને જમણા હાથથી સરબત હલાવી ઇશ્વરની સ્તુતિ કરી એવી રીતે શરબતનું અમૃત તૈયાર કરી પાંચે શિષ્યોને પીવરાવ્યુ તે શિષ્યોએ "વાહ ગુરૂજીની ખાલસા" ની ધ્વનિની સાથે "શ્રી વાહ ગુરૂજીની ફતેહ" બોલ્યા તે પછી ભજન ગાયાં અને પ્રસાદ લીધો આ અમૃત

પીવામાં ને પ્રસાદ લેવામાં કોઈ જાતનો પંક્તિભેદ રાખ્યો નહોતો એવી રીતે ગુરુગોવિંદે પાંચે શિષ્યો મારફતે શિખ સમ્પ્રદાયનું પવિત્ર નાવ ચનાવ્યું અને નાતજાતનો ભેદ તોડી સાચો ભાઈ ચારો વધાર્યો. એવી રીતે જે લોકોએ શિખ ધર્મનો અંગીકાર કર્યો તેમને અમૃત પીવરાવી શિખ બનાવ્યા આ રિવાજ હજુ પણ શિખોમાં ચાલે છે

ગુરુગોવિંદસિંહની ધાર્મિક શિક્ષા આ પ્રકારની હતી. પરમાત્માનીજ ઉપાસના કરવી અનાદિ અનંત, દયાળુ, ન્યાયી, સર્વશક્તિમાન, સર્વવ્યાપી અને સર્વ સુહૃદ પરમાત્માજ છે તે અજન્મા છે અવતારી નથી ગુરુસાહેબે પોતાના શબ્દોમાં નિચે પ્રમાણે જણાવ્યું છે

બિન કરતાર ન કૃત્રિમ માનો,
આદિ અયોનિ અનામય માનો.

કહો ભયો જો આન જગતમે દશક અસુર હરધાયે,
બહુત પ્રપંચ લખાય સમનકો આપહી બ્રહ્મ કહાયે.
જડ કૈસે તોહિ તારિ હૈ આપ ડૂબો ભવસાગર
કાયરાંમમે છુટન ચાહો જાવ શરણ જગનાગર

ગુરુગોવિંદદેવના કહેવા બહુજ છે તેમાં તેમણે પોતાનો એક સાચો ઇશ્વરપ્રેમજ બનાવ્યો છે તેમણે સંન્યાસી થઇ આળસુ બેસી રહેનારની ઘણી નિંદા કરી છે પોતે જેવા કર્મયોગી, વીર અને સાચા ધર્મનિષ્ટ હતા તેવુજ જગતને બનાવવાને માટે શિક્ષા આપતા.

શ્રી ભગવાન કૃષ્ણચંદ્રની એકજ શબ્દની આજ્ઞાનુસાર ગુરુનાનક અને ગુરુગોવિંદજીની એકજ શિક્ષા આ પ્રમાણે છે

"કર્મોના ફળની વાસના છોડીને સંસારમા પોતાની સ્થિતિ અનુસાર કર્તવ્ય કર્મને કરતા ઇશ્વરારાધન કરવુ એજ ધર્મનો મર્મ છે"

સંપૂર્ણ.





# શ્રી કૃષ્ણનો સંસાર

લેખક—અંબેલાલ સવરામભાઈ દેસાઈ

ગીતાનો પાઠ વાચવા જેનું અંતઃકરણ તત્પર હોય તેણે ગૃહસ્થનું કર્તવ્ય સમજવું અનિષ્ટ નથી. વ્યવહાર માટે એ શિક્ષણ લેવુ જરૂરનું છે "સંસારના તાપથી હું બહુ તપ્યો છું." એવું સર્વ લોક કહે છે, પરન્તુ એકવાર પણ કોઇ વિચાર કરી જોતું નથી કે "એવુ આપણે શા માટે કહીએ છીએ, અને એવું થાય છે કેમ? આપણા એટલે હિન્દુના સંસાર સરખો ઉત્કૃષ્ટ અને સર્વવ્યાપી સંસાર જગતમાં કોઇ પણ ઠેકાણે નથી અને તેથીજ આ સંસારનું પતન કાળાંતરે પણ થવું અશક્ય છે એ અસંખ્ય વિપત્તિઓના વાદળોમાં પણ અચળ રહેશે. ત્યારે આપણે એમ કહીએ છીએ કેમ? એનો ઉત્તર એવો અપાય છે કે "જે મનુષ્ય સંસારમાં નિર્બળ હોય છે તેના મુખમાંથી ઉપર પ્રમાણેના નિરાશાના ઉદ્ગાર નીકળે છે" તેને સંસાર સમજતા આવડતું નથી, એમજ કહેવું પડે છે વ્યાસ વાલ્મિકી, આદિ આર્ય ઋષિઓએ જે પદ્ધતિએ સંસાર રચનાનો પાયો રચ્યો છે તે પદ્ધતિ છોડી દેવાથી આજનો હિન્દુ સંસાર દુઃખમય બને છે હિન્દુ સંસારમાં જે કોઇ શિક્ષણ મળે છે તેનું વિશ્વ વિદ્યાલયમાં પણ સંપાદન કરી શકાતું નથી. અને તેથીજ હિન્દુ સંસાર એક વિશ્વ વિદ્યાલય રૂપ ગણાય છે કારણ એ વિશ્વ વિદ્યાલયની સ્થાપના કરનાર આર્ય ઋષિમુનિઓ હોવાથી તેમાં જે કાંઈ શિક્ષણ મળે છે તે ધર્મના મૂળનુંજ હોય છે એ વિશ્વ વિદ્યાલય પ્રથમથીજ મનુષ્યને મનુષ્યત્વ પ્રાપ્ત કરાવે છે અને તેનું ગુરુત્વ બાળકો કને છે આજ બાળકો પોતપોતાનો ધર્મ અને પોતાનાં કર્મ છોડી નાનાવિધ પન્થો પકડે છે, અને યજ્ઞોપવિત સિવાય બ્રાહ્મણત્વનું કંઇ પણ ચિન્હ

તેમની પાસે રહેલુ નથી તો પણ તે આર્ય ઋષિઓના વંશજ છે જે પ્રચંડ ધર્માગ્નિ ભડભડ બળતો હતો, તે આજ મંદ ગતિથી ક્ષીણ થવા માંડયો છે, અને હાલ ફક્ત તેની ભસ્મજ શિલક રહેલી છે પણ એજ ભસ્મ કાળ પ્રભાવે ધર્મ તેજને પ્રજ્વલિત કરશે અને તેજ બ્રાહ્મણ ઋષિત્વ મેળવશે. ધમધમાટ સુસ્નિગ્ધ ધર્મપ્રવાહ વહેવા માંડશે. તેજ રીતે વશિષ્ટ અને અરૂન્ધતી જેવાં પણ ઉત્પન્ન થશે. અને જેઓ ભિન્ન ભિન્ન કાર ણોથી ઉચ્છૃંખલ થઇ, ધર્મ કર્મ વિસરી આડે માર્ગે જાય છે, તે બ્રાહ્મણોમાં ગુરૂત્વ આવશે અને ધર્મ પન્થનો પ્રદર્શક શ્રી કૃષ્ણ જગતમાં અવતરશે.

શ્રીકૃષ્ણ આદર્શ કૌટુમ્બિક હતા તે આશ્રિતોના આધાર, અનાથના નાથ, અને પ્રજાના પાલક હોવાથી ગૃહસ્થાશ્રમનાં સર્વ કર્તવ્ય સમ્પાદન કરી પોતાની ઉમ્મરના ૧૨૫ મા વર્ષે નિજ ધામમાં ગયા તેમણે પોતાના મિત્ર માટે હાથમા વસ્ત્ર ન ધારણ કરવાની પ્રતિજ્ઞા તોડી હતી પોતાના આશ્રિત માટે ઉપવાસ પણ કર્યો હતા, ન કરવાના કામો કર્યાં, કુટુમ્બનો ભાર વહ્યો, વડીલની આજ્ઞા ન તોડતાં તેમને જે ઇષ્ટ લાગ્યું તે કર્યું સમુદ્રના અને વત્સનાના વિવાહ એ તેના હાથથી થયેલું કાર્ય અનુકરણીય નથી એવુ કોણ કહેશે ? તે એક આદર્શ ગૃહસ્થાશ્રમી હતા એટલુજ નહી પણ તેમની પત્ની રૂક્મિણી પતિભક્તિના પ્રભાવે ગૃહસ્થની પત્નીના કર્તવ્યને જાણતા હતાં. કૃષ્ણે પુષ્કળ સ્ત્રીઓ સાથે લગ્ન કર્યાં પણ પટ્ટરાણીનું માન એક રૂક્મિણીનેજ મળતું હતું શ્રી કૃષ્ણ પરિપૂર્ણ ગૃહસ્થ હતા સુદામાના મુઠ્ઠી તાન્દુલથી સંતુષ્ટ થઇ તેમણે તેને પોતાનાં મુખથી શ્રીમંત બનાવ્યો વિદ્યાર્થી દશામાના ગરીબ મીત્રની સંભાળ લેનાર કેટના ધનિકો નીકળશે ? શ્રી કૃષ્ણનું કુટુમ્બ આખા જગતમાં પ્રસરેલું હતું. તેમના ઉદાર સ્વભાવથી તેમના અનેક ભક્ત અથવા શિષ્ય થયા હતા અને તે સર્વમાં નારદને શિષ્યોત્તમની પદ્વી આપવામાં આવી હતી શ્રી કૃષ્ણ કર્મયોગી હતા તેમણે શત્રુને પૂર્ણ પણે વશ કર્યા હતા પરમાર્થી હોવાથી તેમણે કોઈ દિવસ ઉદાસીનતા ધારણ કરી નહોતી તેમનું સામર્થ્ય પણ અત્યંત હતું, તેમણે જરાસંધ સરખા વીર પુરૂષને યુક્તિથી માર્યો હતો ભીષ્મ, દ્રોણાચાર્ય સરખા ધનુષ્યધારીને કપટનીતિથી સ્વર્ગમાં મોકલ્યા હતા. કંસને તો પોતેજ યમલોકમાં મોકલ્યો હતો સત્યના તે પક્ષકાર હતા. સત્યની તેમને અત્યંત કદર હતી અતિથિને તેમણે કદી પણ વિમુખ કાઢયો નથી એવા સર્વ ગુણોથીજ આજ સર્વ લોક તેમના દાસ બન્યા છે એટલે ગૃહસ્થાશ્રમનાં કર્તવ્યો કરીનેજ તેમણે લોકોને પોતાના તરફ આકર્ષ્યા છે, સંસારમાં રહીને પરમાર્થનો લાભ મેળવ્યો. તેઓ સંસારથી કંટાળ્યા નહોતા એટલે "સંસારના તાપથી તપ્યા નહોતા" તેમને અનેક અડચણો આવી અનેક સાથે તેમને કપટ નીતિના દાવો ખેલવા પડયા તેમને સત્ય માટે લડાઈઓ કરવી પડી અને તેથીજ સર્વ લોક આજે તેમને માટે માન ધરાવે છે તેમણે મનુષ્ય થઈ દેવત્વ પ્રાપ્ત કર્યું આજ તેમની ઘેર ઘેર પૂજા થાય છે તેનાં સ્મરણથી અનેક લોક તરી જાય છે તેના આદર્શથી . . . .

"युगायितं निमिषेनचक्षुसा प्रावृषायितम् ।
शून्यायितं जगत्सर्वं गोविन्द विरहेनमे ॥"

એવી સ્થિતિ હતી ગોપિકાને તેનુ ગાંડપણ જ લાગેલુ હતું તેઓ તેની શોધ કરતાં કરતા કુરૂક્ષેત્રમાં આવી પહોંચ્યાં અને તે ઠેકાણે તેનું દર્શન થતાં જ તે બોલી—

" आहुश्च ते नलिननाभपदारविंदं
योगेश्वरैर्हृदि विचिन्त्यमगाधबोधैः ।
संसारकूपपतितोत्तरणावलम्बं
गेहं जुषामपि मनस्युदियात् सदा नः ॥"

ભાગવત ૧૦–૮૨–૪૯

કારણ સંસાર કેમ ચલાવવો અને તેનાથી કેવી રીતે તરવુ એ તે સારી રીતે જાણતા હતા તે યોગી હતા. કર્મ વીર હતા, કારસ્થાની હતા, વિનાસી હતા, જાદુગર હતા, કર્તવ્યને જાણનારા હતા, સમય સૂચકતા જાણવાવાળા હતા, બહાદૂર હતા, મુત્સદ્દી હતા તે સર્વ કાંઈ હતા, અને ગૃહસ્થ પણ તેવાજ હતા

રૂક્મિણી સરખી સુન્દર, ચતુર, સુશીલ, પતિપર નિસ્સીમ પ્રેમ કરનારીગૃહિણી શ્રીકૃષ્ણને

મળવાથી તેમનો ગૃહસ્થાશ્રમ યોગ્ય વૈભવથી અને સુખાનંદથી ચાલુ થયો ઉત્તમ ગૃહસ્થાશ્રમ કેવી રીતે ચલાવવો તેનું ઉદાહરણ લેવા માટે શ્રીકૃષ્ણનુ આયુષ્ય છે બાળપણ કેવી રીતે ગાળવુ, અને સર્વને કેવી રીતે પ્રિય થવુ શરીર-શક્તિ કેવી મેળવવી તેનુ ઉદાહરણ દેવાને શ્રીકૃષ્ણનું ગોકુળમાનુ બાળ ચરિત્ર છે, યુવાન વય એટલે ૧૬ થી ૨૪ વર્ષ પર્યંત મનુષ્યે વિદ્યા સંપાદન કરી, પોતાનું પરાક્રમ, નિર્વાહનુ સાધન, અને સ્વાતંત્ર્ય કેવી રીતે સંપાદન કરવા તેનું દિગ્દર્શન તેમના મથુરામાના ચરિત્રથી માલુમ પડે છે તેજ પ્રમાણે ૨૫ થી આગળની વયમાં ગૃહસ્થાશ્રમનો ઉપભોગ મનુષ્યે કેવી રીતે લેવો એ દાખવનારૂં તેમનુ દ્વારિકામાનુ ચરિત્ર રમણીય છે તેમનુ લગ્ન પચ્ચીશમે વર્ષે થયુ હતું રૂક્મિણી લગ્ન વખતે ૧૮ વર્ષની હતી ભારતનાં મહાયુદ્ધ વખતે શ્રી કૃષ્ણની ઉમ્મર ૮૩ વર્ષની હતી અને અર્જુનની ૬૫ વર્ષની હતી

શ્રીકૃષ્ણે જન્મ લઈ અર્જુનને ગીતા સંભળાવી મનુષ્ય જાતિનુ મોટી કલ્યાણ કર્યું છે ગૃહસ્થાશ્રમમાં સંસાર ચલાવતાં પરમાર્થ કેવી રીતે સાધવો એ તેમણે શીખવાડ્યુ છે અર્થાત સંસારના સુખદુખનુ કારણ મનુષ્યાધિન નથી એવુ કોણ કહેશે ?

---

# તમે જેવો આચાર રાખશો તેવુંજ તમારાં છોકરાં શીખશે.

( લેખક—દેસાઈ મોતીલાલ મથુરભાઈ મુહુધાવાળા. )

એક બીડી પીનાર બાપને ચલમ પીનાર છોકરાને ચલમ પીતા વારવાનો શો હક છે ? એક દુષિત ગ્રન્થ વાંચનાર સ્ત્રીને પોતાની પુત્રીને ઘરમાં પડેલાં પુસ્તકો વાંચવા જેવાં નથી, તું મોટી થાઉ ત્યારે વાચજે " એમ કહેવાનો શો હક છે ?

" જેવુ દેખે તેવુ શીખે. " એ યથાર્થ સુત્ર છે બાળકોનો સ્વભાવ અનુકરણ કરવાનો હોય છે જો માબાપ સદાચારી હોય તો બાળકો સદાચરણી થાય છે જો તમે તમારાં બાળકોને સદાચરણી કરવા માગતા હો તો તમે સદાચરણી થાઓ જો તમે તેમને નીતિમાન કરવા માગતા હોતો તમે નીતિવાળુ વર્તન રાખો, જો તમે તેમને આસ્તિક કરવા માગતા હો તો તમે આસ્તીક, થઈ તેમને તેનુ દર્શન કરાવો, અને તમે આસ્તા રાખો.

જો તમે પ્રભુ કિર્તન કરશો તો તે પ્રભુ કિર્તન કરશે, તમે નાટકના નકામા રામડા ગાશો તો તે તેનુ શીખશે " પોતે સુધરવુ એ છોકરાને સુધારવાની કુચી છે " છોકરાં કેટના ચપળ અને અક્કલવાળા હોય છે કેટલુ જલદીથી અનુકરણ કરે છે તેને માટે એકજ દ્રષ્ટાંત અત્રે આપવા જેવુ છે

મી હેરનના સંગમા નીચેનુ દ્રષ્ટાન્ત આપેલુ છે

" એક દુષ્ટ પુરૂષ પોતાના વૃદ્ધ પિતાને એઠઠ્ઠાને સડેલુ માસ ખાવા આપતો, અને ગંદા અને ગલીચ ઓરડામા તેને રાખતો. ગુણ પાટના જાડાં કપડા પહેરવા આપતો, અને પોતે તથા પોતાની સ્ત્રી અને પોતાના છોકરાં મોજ શોખથી રહેતાં, સારૂં સારૂં ખાતા, સારાં સારાં કપડાં પહેરતાં વૃદ્ધ ડોસો સમજુ હતો તે પોતાના કુટીલ પૂત્રનુ વર્તન સમજતો પણ સમયને ઓળખી શાન્તીથી સર્વ સહન કરતો હતો

એક વખત ડોસાને પહેરવાનાં બદન કરવા તે જાડા ગુણપાટનો કટકો લાવ્યો તેમાંથી બદન કરતાં એક કટકો વધ્યો તે પેલા યુવાન પુરૂષનો દીકરો ઉપાડી ગયો અને સંતાડી રાખ્યો થોડા દિવસ પછી તેના બાપે પૂછ્યું કે, કટકો તું લઈ

ગયો છે" છોકરે ઉત્તર આપ્યો હા, તેના બાપે પુછ્યું શું એ કટકાનેશુ કરશે! છોકરે ઉત્તર આપ્યો કે "તમે વૃદ્ધ થશો અને ઘરડા બાપા જેવા થશો—લાકડીના ટેકાથી ચાલશો. ત્યારે એ કપડુ તમારા ઉપયોગમા આવે તે માટે મે સાચવી રાખ્યું છે" તે યુવાનને ઠેકાણે લાવવા આટલા શબ્દો બસ થયા તેણે પોતાના પાપકર્મનો પશ્ચાતાપ કર્યો અને તે પછી પોતાના વૃદ્ધ પિતા પ્રતિ અતિ નમ્ર અને પ્રેમભર્યું વર્તન રાખવા લાગ્યો

# ઇન્ફ્લ્યુએન્ઝા—ચાલુ ઝેરી તાવ.

(અનુસધાન ગતાંકથી.)

આ ચાલુ ઝેરી તાવે તો ગજબ કરવા માંડ્યો છે એક એક શહેરમા અને ગામડામાં પણ તેનો પ્રવેશ થઈ ચૂક્યો છે ઉદરસ અને તાવ આવી તેમા મૂઝારો થઈ જતા વાર લાગતી નથી અને તરત બીજે ત્રીજે દીવસે માણસ મરી જાય છે દર વર્ષ કરતાં મરણ પ્રમાણ પણ આ સાલ વધતુંજ જાયછે આ રોગચાળો અટકાવવાને વૈદ્ય કે ડાક્ટરો હજુ કોઈ ફાવ્યા નથી જેને જે ઉપાયો ફાવે તે યોજે છે તો પણ સાધારણ રીતે દરદીને દસ્તનો ખુલાસો રહેવો જોઈએ તેને કાંઈ પણ કામ કરવા ન દેતા પથારીમાં સુવાડી રાખવો. ઘણા તાવમાં માથે બરફ મૂકવો અને છાતીએ તથા બરડે અરડૂસીનો રસ કે બીજી દવા ચોપડી શેક કરવો

દરદીને બીલકુલ ખાવા આપવુ નહિ દુધ આપવાને હરકત નથી અથવા તો સાબુ ચોખાની દુધમાં કાંજી થોડી થોડી આપવી. જરા પણ અનાજ ખવરાવવુ નહિ અને ઉપચારો જે અમે ગયા અંકમાં આપ્યા હતા તથા આ અંકમાં આપીએ છીએ તે કરવા

શહેરમાં તો ડૉક્ટર ને વૈદ્યની તાત્કાલિક મદદ મળી શકે છે પણ ગામડામાં જ્યા ડાક્ટર કે વૈદ્ય કોઈ હોતુંજ નથી ત્યાં તેને મટાડવા માટે આવા ઉપાયોની ખાસ અગત્ય છે હવે કેટલાક ગામડા એવાં હોય છે કે જ્યાં ગાંધીની દુકાન પણ હોતી નથી તેમનાથી પણ બની શકે તેવી દવાઓ આ નીચે બતાવીએ છીએ તેનો ઉપયોગ કરવો

આ તાવમા તાવ આવે કે તરત દરદીને સુવાડી રાખવો ને ખાવાનુ બધ કરી સાબુ ચોખાની કાંજી રૂચી પ્રમાણે આપવી છાતીએ શેક કરવો અને બરફ ન મળે તો ઠડા પાણીનાં પોતા માથે મૂકવાં

આ દરદમા કરીયાતુ, કડુ, ઈંદ્રજવ, લીમડાની છાલ ગળો વીગેરે દવાઓ ઉત્તમ છે વળી દરદીને લીબડાની છાલ, અતરવેલ, કરીયાતુ ને ઈંદ્રજવ થોડા પાણીમા ઉકાળી તે પાણીનો નાસ (વરાળ) લેવડાવવો જેથી પરસેવો વળી તાવ ઉતરી જશે અને તાવ ચઢવા દેશે નહિ ખાંસીને માટે જેઠીમદનુ લાકડું મોમાં રાખી રસ ઉતારવો જેથી ખાંસી નરમ પડશે ને શ્વાસનળીનો સોજો મટશે.

આ દરદ ઉપર આયુર્વેદની—દેશી દવામાં મહા સુદર્શન ચૂર્ણ ઘણું ગુણકારી નીવડ્યુ છે તેની બનાવટ નીચે પ્રમાણે છે

મહા સુદર્શન ચુર્ણ—હરડે, બ્હેડાં, આમળાં, હળદર, દારૂહળદર, ઉભીને બેઠી ભોંયરીંગણી, ખડસલીયો, મોથ, ત્રાયમાણ, નેત્રવાળો, લીબડાની છાલ, પુષ્કરમૂળ, જેઠીમદ, કડાછાલ, અજમોદ, ઈંદ્રજવ, ભારગમૂળ, સરગવાનાં બી, ફુલાવેલ ફટકડી, વજ, તજ, પદ્મક, વાળો, સુખડ, અતિવિષ, બલા, સાલવણ, પીઠવણ, તગર, વાવડીંગ, ચિત્રક, પટોલ, ચવક, દેવદાર લવીંગ, રૂષભક. જીવક, ધોળુ કમળ, વાંસકપુર, જાવત્રી, તમાલપત્ર, કાકોલી, પીપર, સુંઠ, મરી, તાલીસપત્ર, ધમાસો, ગળો, પીપરીમૂળ, મોરવેલ, કચોરો અને કડુ એ સર્વેને સરખે વજને લઈ તેનું બારીક ચુર્ણ કરી વસ્ત્રથી ચાળી નાખવુ તેનું જેટલું વજન થાય તેનાથી અર્ધા વજને કરીયાતુ લઈ તેનુ ચુર્ણ કરી ઉપરના ચુર્ણમાં ઉમેરવુ તે તમામ ચુર્ણને લુગડે ચાળી ઝીણું બારીક કરી તેમાંથી ૦ા તોલો ઠડા પાણી સાથે દર બબે કલાકે આપવાથી ગમે તે

પ્રકારનો તાવ મટે છે મુઝારો મટે છે, ઇન્ફ્લ્યુએન્ઝા મટે છે આ ચુર્ણ તાવ ઉપર પણ ગુણકારી છે.

આ ચુર્ણ તાજુ હમણાજ જાતે સર્વ વનસ્પતિઓ જોઇ ખાત્રી કરી અમે બનાવ્યુ છે સાધારણ માણસને આટલી બધી વસ્તુઓ મેળવતા અડચણ પડે તેમ છે તેથી હાલ આ ઝેરી તાવને માટે અમે ખાસ પડતર જેટલી ઓછી કીમતે આ ચૂર્ણ મોકલી હકીશુ ૧ રતલના રૂ ૦–૮–૦ ને ત્રણના રૂ ૧–૦–૦ પ્રમાણે લેવાશે. સામટી ડઝન બધ લેનાર કે ધર્માદા આપવા લેનારને સ્પેસ્યલ ભાવે અપાશે

આ ચૂર્ણમાંથી અધોળ ચૂર્ણ ૧ શેર પાણીમાં ઉકાળી નવટાંક પાણી રહે ત્યારે ગાળી લઈ તેમાંથી દીવસમાં ત્રણ ચાર વખત પીવાથી તાવ મટે છે તાવ હોય તો પણ આ દવા લેવાય, ન હોય તો પણ તાવ અટકાવવા લેવાય. ને નુકશાન કાંઈ પણ થતું નથી

ચાલુ ઝેરી તાવમા આ ચુર્ણ અમે અજમાવવાથી ફતેહ મળી છે ગામડામાં કે જ્યા વૈદ ડાકટરની મદદ મળે તેમ નથી ત્યા જરૂર આ દવા દરેક ઘરમા રાખી મૂકવી જોઈએ તેથી ઉદરસને તાવ મટે છે સાજા માણસ સવારમાં રોજ પાવલીભાર ફાકે તો આ રોગ તેને લાગુ પડતો નથી

અમે ચાલુ ઇન્ફ્લ્યુએન્ઝા માટે ઉપરના સુદર્શન ચૂર્ણ ઉપરાત કેટલીક અનુભવસિદ્ધ ઔષધીઓનુ ચાલુ રોગ અનુસાર મિશ્રણ કરી તેના સત્વમાથી ઇન્ફ્લ્યુએન્ઝા મીક્ષ્ચર નામની પ્રવાહી દવા તૈયાર કરી છે તે બાટલીથી ઇન્ફ્લ્યુએન્ઝા તાવ મટી ગયાનો અમને અનુભવ થયો છે મૂઝારો તેનાથી મટે છે અને તાવ આવ્યો કે તરત આ દવા આપ્યાથી મુઝારો થવા દેતી નથી. સાધારણ રીતે સવારમા આ દવા થોડા પાણીમા નાખી ઘરનાં સાજા માણસને થોડી થોડી પાવાથી કોઈને આ ઝેરી તાવની બીક રહેતી નથી કારણ કે તાવ આવતો નથી.

આ તાવે તો હદ કરી છે મનુષ્યને હતું ન હતું કરી મૂકતાં તેને વાર લાગતી નથી માટે આ વખતમાં ખાવાપીવાની દરેક માણસે સભાળ રાખવી.

આ તાવમાં—અમારી અમૃતજીવન ની દવા છાતીએ તથા બરડે ચોપડી શેક કરવો અને વચમા ત્રણ વખત તે દવા બબ્બે ટીપાં પાણી સાથે પાવી તેથી ઉદરસ અને દમ મટશે, અને દર બબ્બે કલાકે અમારૂં ઇન્ફ્લ્યુએન્ઝા મીક્ષ્ચર પાણી સાથે પાવાથી તાવમા બીક રહેશે નહી અત્યાર સુધી તો સોએ સો કેશ સુધર્યા છે આ દવાઓ ધર્માદા વહેચવા માટે જથાબધ મગાવનારને ઓછી કીમતે મળશે તે ઉપરાંત તાવ હોય તો દીવસમાં ત્રણ વખત અમારી જ્વરહર ગુટીકામાથી બબ્બે ગોળી પાણી સાથે આપવી એથીજરૂર તાવ મટશે અને મુઝારો થવાની કે રોગ વધી જવાની ધાસ્તી રહેશે નહિ.

અમે અમારા ઘરમાં ઘણા સબધીઓને ઇન્ફ્લ્યુએન્ઝા લાગુ પડતાં આ દવા આપી હતી તેમને બબ્બે ત્રણ ત્રણ દિવસમાં આરામ થઈ ગયો હતો તે પછી અમારા બહારના ગ્રાહકોને પણ આપી અને અત્યારે અમદાવાદના ને બહાર ગામના સેકડો દરદીઓમા અજમાવી જોઈ છે- તેમાં તે ખાત્રીભરેલી નીવડી છે

ભાગ્યોદયના ગ્રાહકને માટે આ દવાઓ સ્પેસ્યલ ભાવે આપીશુ તેમને ત્રણ બાટલી ઇન્ફ્લ્યુએન્ઝા મીક્ષ્ચર, ત્રણ અમૃતજીવન, અને ત્રણ બાટલી જ્વરહર ગુટીકાની મળી ૯ બાટલીના રૂ ૯ થાય છતાં રૂ ૬–૦–૦ માંજ આપીશુ પણ પોસ્ટેજ ખર્ચ રૂ ૧ તેમણે આપવો પડશે આ લાભ માત્ર આ ઇન્ફ્લ્યુએન્ઝા મટે ત્યા સુધીજ મળશે. હમેશને માટે નથી અને દરેકની એક બાટલી મગાવશે તો ત્રણે બાટલી માત્ર રૂ ૨–૪–૦ મા મળશે. પોસ્ટેજ ૦–૮–૦ થશે

ચાલુ તાવમાથી બચવા માટે ને પોતાના સબધીઓને બચાવવા માટે દરેક ઘરમાં આ ત્રણે દવા રાખવાની જરૂર છે આ ભાવે અમારા એજટો–આપી શકશે નહિ કારણ માત્ર ભાગ્યોદયના ગ્રાહકને અમારી ઓફીસ મારફતેજ, આ લાભ મળશે.

આ ઉપરાંત ઇન્ફ્લ્યુએન્ઝા માટે બીજા દેશી અને વિદેશી ઉપાયો આ નીચે આપ્યા છે

ઇશ્વર આ કાળરૂપ રોગના પંઝામાંથી જગતને બચાવો એજ પ્રાર્થના છે.

# इन्फल्युएन्झा तावना उपायो.

મુંબઈ મ્યુનીસીપાલીટી તરફથી મફત અપાતું ખાસ મીક્સ્ચર—મુંબઈના આરોગ્ય ખાતા તરફથી તૈયાર કરવામાં આવેલી દવા અને મીક્સ્ચરોનાં ત્રણ પ્રીસ્ક્રીપશનો (એક ભાગ માટે દિવસમાં ત્રણ વખત) નીચે મુજબ છે—

નં૦ ૧ જનરલ—સામાન્ય—પોટ નાઈટ્રસ ગ્રેન. ૫, પોટ ક્લોરસ ગ્રેન ૫ કુઈનન, સલ્ફ ગ્રેન ૩ એસીડ નાઈટ્રો હાઈડ્રોક્લોરીક ડાઈલ્યુટ, ટીપાં ૧૦, મેગ સલ્ફ ડ્રામ ૧. સીરપ સીમપ્લેક્ષ ડ્રામ ૧ એકવા સીનેમોનીઅડ ઔંસ ૧

એક ભાગ માટે દીવસમા ત્રણ વખત આપવુ

નં૦ ૨ સ્ટીમુલન્ટ એક્ષપેક્ટોરનટ એમ કાર્બ ગ્રેન ૩ ટ્રી૦ સ્ક્વીલા ટીપાં ૧૦ લીક એમ એસેટ ડાઈલ્યુટ ડ્રામ ૧ ટ્રી૦ ડીજીટેલીસ ટીપાં ૫ ટ્રી૦ ન્યુસીસવોમીકાઈ ટીપાં ૫ સ્પીરીટ કેમ્ફર ટીપાં ૧૦ એકવા સીનેમોનીઅડ ઔંસ ૧

એક ભાગ માટે દિવસમાં ત્રણ વખત આપવુ

નં૦ ૩, સ્ટીમ્યુલટ સ્પીરીટ એમ એરોમેટ ટીપાં ૨૦ ટ્રી૦ ડીજીટેલીસ ટીપા ૫ ટ્રી૦ ન્યુસીસ વોમીકાઈ ટીપા ૫. સ્પીરીટ કેમ્ફર ટીપાં ૧૦ એકવા સીનમોનીઅડ ઔંસ ૧

એક ભાગ માટે દીવસમા ત્રણ વખત આપવુ

**વાપરવાની સુચના**—ઉપલી ત્રણ દવાઓનાં પ્રીસ્ક્રીપશનો તબીબોની જાણ માટે આપવામાં આવ્યા છે દરદીઓ કે બીજા અણઘડઓએ તે પોતાની સમજ પ્રમાણે બનાવતાં કે ઉપયોગમાં લેવાં નહી. નં૦ ૨ અને નં૦ ૩ માં કેટલીક ઝેરી દવાઓ છે માટે તે તબીબની સલાહ પ્રમાણે લેવી જોઈએ નં૦ ૧ મીક્સ્ચર એક સામાન્ય દવા છે, તેમાં કવીનાઈન પરસેવો લાવવાની અને નરમ જુલાબની દવાઓ છે, અને માત્ર તાવ માટે જ છે નં૦ ૨ બલગમ (કફ) છુટો પાડનારી અને ફેફસાને ફાયદો કરનારી દવા છે, તે દીલને મજબુતી આપે છે તે તાવ અને ખાસીમાં આપવામાં આવે છે જે ઘણુ ખરૂં ન્યુમોનીયા (મુઝારાના) નાં ચિહનો બતાવે છે, નં૦ ૩ હુશીયારી આપનારી દવા છે. જ્યાં તાવ અને ન્યુમોનીયા હોય છે ત્યા વારાફરતી નં૦ ૧ અને નં૦ ૨ દવાઓ કેટલીક વખતે આપવામા આવે છે

# इन्फल्युएन्झा--तावना जुदा जुदा उपायो.

ડા૦ ગુલામઅલી ચાંદુભાઈ આ રોગ સબંધમાં જણાવે છે કે

મુંબઈ શહેર તથા દેશાવરોમાં હાલ ફાટીની કળેનો નવો ભયભીત રોગ દહાડે દહાડે એક જાતનો ત્રાસ વર્તાવી રહ્યો છે દરરોજ સેંકડો માણસોનાં મર્ણ નોંધાય છે અને ખુદ મુંબઈ શહેરનુ મર્ણું પ્રમાણુ હેરત ઉપજાવનારૂં થઈ પડયુ છે, તે વેળાએ મારા અનુભવમાં આવેલી થોડીક સૂચનાઓ ઉપયોગી થઈ પડશે અને જે જે મારા ઘરાકો અને દોસ્તો તે પ્રમાણે ચાલેલા છે, તેઓ અને તેઓના કુટુંબો ઈશ્વરકૃપાથી હજી સુધી તાવથી મોકળાં રહ્યાં છે અને આવા ઈલાજોની પુરતી ખાતરી થવાથી લોકોના લાભ માટે જાહેરમાં મુકવાનું મુનાશીબ સમજું છુ

**રોગની શરૂઆત**—ઘણા લોકો તેમાં કેટલાક ડાકટરો પણ એમ માને છે જે ઈન્ફલુએન્ઝા અને ન્યુમોનીયા એકીજ વખતે અને એક સપાટે લાગુ પડે છે પણ તેમ મુદ્દલ નથી જો પૂરતી કુનેહ અને કાળજીથી તપાસ કરવામાં આવે તો તેઓને માલમ પડશે કે દર્દી બિછાને પડયો તેની પાંચ સાત દહાડા આગમચથી તેની તબીયત નરમગરમ હતી. એટલે કે ઈન્ફલુએન્ઝા તો આગમજથી લાગુ પડી ચુકયો હતો પણ તે એટલો નરમ પ્રકારનો હતો કે દર્દીએ તેને સાધારણ તાવ સમજી તેની કાંઈ પણ પરવા કીધી નહિ દરેક માણસ આજ કાલ પોતાના કામધંધામાં એટલો ગુથાયલો રહે છે જે તે આવા થોડા થોડા તાવની મુદ્દલ પરવા કરતો નથી અને જ્યાં સુધી [illegible] ત્યાં સુધી

પસડી અશક્ત બની ખાટલે પડે છે ત્યારેજ તેની માંદગી શરૂ થયલી સમજે છે અને ઘણાઓ તેમાં ખાસ કરી ગરીબ વર્ગના લોકો ન્યુમોનીયા થાય ત્યારેજ ખાટલે પડે છે, અને થોડાજ વખતમાં મર્ણ પામે છે એવા કારણને લીધે ઘણાઓ એ-મજ સમજે છે, કે ઈન્ફ્લુએન્ઝા તથા ન્યુમોનીયા એકજ વખતે થયો અને દર્દી એક બે દિવસમાં જ મરી ગયો

**હુમલો કેમ થાય છે ?**—આ રોગ કેમ હુ-મલો કરે છે તેની સમજ—પહેલાં માણસને જરા સુસ્તી જેવુ દેખાય અંગમાં લખલખુ અથવા ઠંડી ભરાઈને તાવ આવે છે કેટલાકને બહુ જોરમાં આવે છે અને ઘણાઓને નરમ પ્રકારમાં દેખાવ દે છે અને તે એક બે કલાકમાંજ જરા પસીનો થઈ પોતાનીજ મેળે ઉતરી જાય છે અને કાંઈ બન્યુ જ નહી હોય તેમ તે માણસ કામપે લાગી જાય છે વળતો દિવસ મજાનો જાય છે, વળી ત્રીજે ચોથે દિવસે ફરી તાવ આવી જાય છે અને તે વખતે દર્દીને જરા થાક અથવા નબળાઈ જેવુ માલમ પડે છે પણ તેનામાં પુરતી શક્તિ હોવાથી ધારા પ્રમાણે પોતાનુ કામકાજ કર્યો જાય છે આવા માણસને ખાવા પીવાની રૂચિ લાગતી નથી અને અનેકવાર ઠડુ પાણી પીવાનુ મન થાય છે, જેથી શર્દી થવાનો સભવ વધે છે આવા કટા-ળેલી અને નંખાઈ ગયેલી હાલતમાં જ્યારે તાવનો પાછો સપાટો (જેને આપણા લોકો "ઉથલો" કહે છે) લાગે છે ત્યારે દર્દીમા તે સપાટો સહન ક-રવાની મુદ્દલ શક્તી રહેલી ન હોવાથી ન્યુમોનીયા સહેલાઈથી લાગુ પડે છે અને દર્દી ખાટલે પડે છે અને તે વખતથી તે અને તેનાં સગાંવહાલાંઓ તેની માંદગીની શરૂઆત થયેલી સમજે છે દર્દીમાં રોગ-ની ટક્કર ઝીલવાની શક્તિ એકદમ ઓછી થવાથી તાવ પહેલેજ ફટકે ૧૦૫ અથવા ૧૦૬ સુધી જાય છે, જેથી અશક્તિમા બહુજ વધારો લાગે છે અને નબળુ થઇ ગયેલુ હૃદય આ બધુ કામ કરવાને શક્તિવાન ન હોવાથી બંધ પડી જાય છે અને માણસ જલદીથી મર્ણ પામે છે

જો દરેક માણસ આ બીના યાદ રાખે કે ઈન્ફ્-લુએન્ઝા લાગુ પડયા પછી બેદરકાર રહેવાથી ન્યુ મોનીયા (મુઝારો) લાગુ પડવાનો સભવ છે અને શરૂઆતના તબક્કામાં પુરતી સભાળ અને આરામ નહી હોવાથી આવા ગભીર પરિણામ આવે છે, તો મારી ખાતરી છે જે આ બુરો રોગ બહુજ ઓછો પ્રાણઘાતક નીવડે જો મ્યુનીસીપાલીટી તથા ડાક્ટરો આ મારા વિચારોની પૂરી માહિતી પોતાના પરાઓમાં તથા લોકોમાં ફેલાવશે તો આ દર્દ જલદીથી નાબુદ થશે એટલુંજ નહી પણ લોકો "ઉપાય કરતાં અટકાવ ભલો" ની કહેવત પ્રમાણે હમેશાં બીજા રોગો સામે પણ સાવચે-તીના ઇલાજો પહેલેથીજ લેતાં શીખશે અને પોતાને તથા દેશને ફાયદો કરશે

**ઇન્ફ્લુએન્ઝાથી બચવાના ઉપાયો**—૧ ક્વીનાઈન વિષે—હાલના ઉપદ્રવમાં તંદુરસ્ત મા-ણસે અટકાવ તરીકે રોજ સવારના બે ગ્રેન ક્વીનાઈન અથવા ટીંક્ચર ક્વીનાઈન કે એમો-નાઈટ ૩૦ ટીપાં, થોડા પાણીમાં નાખીને નાસ્તા પછી લઈ લેવું અથવા તો કરીયાતુ તોલા ૦|, તુલસીનાં પાન તોલા ૦|, દાલચીની વાલ ૧, પાણી તોલા ૪ માં ઉકાળી પાણી ૩ તોલા રહે ત્યારે ઠડુ કરી સવારના નયણે કોઠે પી જવુ. બે ગ્રેન કરતાં વધારે ક્વીનીન લેવુ હું પસદ કરતો નથી, કારણ કે કેટલાકને તે ગરમ લાગે છે, ચક્કર આવે છે અને એક જાતનુ ધ્રુજારાપણુ માલમ પડે છે

**૨ પેટ સાફ**—બની શકે ત્યાં સુધી પેટ સાફ આવે તેમ કરવુ કલેજુ બરાબર કામ કરતું હશે તોજ પાચનશક્તિ સારી રહેશે અને પેટ પોતાની મેળે સાફ આવશે. એમોનીયા ક્લોરાઈડ ગ્રેન ૧૫ થોડા પાણીમાં નાખી તે દિવસમાં કોઈ પણ વખતે એકાદ વખત લઈ લેવું

**૩ આરામ**—શરૂઆતનો તાવ ઉતરી ગયા પછી જ્યારે શરીરમાં નબળાઈ જેવુ વધારે લાગે કે તરતજ બીછાને પડી રહી બે ત્રણ દિવસ આ-રામ લેવાની અવસ્ય જરૂર છે કે જેથી શરીરનાં બધાં અવયવો તથા હૃદય પોતાનું અસલ કૌવત મેળવી પાછાં ઉથલો મારતાં તાવ સામે ટકી શ કવાને શક્તિવાન થાય. અલબત્ત હું સમજું છુ જે આવી કડાકટી અને હરીફાઈના વખતમાં બે ત્રણ દિવસ ઘેર રહેવાનુ બહુ મુશ્કેલ છે પણ તે વગર છુટકો નથી મરવા કરતાં ઓછુ કમાવુ બહેતર

૪ સ્ત્રીઓ વિષે—હાલમાં થતા સેંકડો મરણોમાં આપણે જાણીએ છીએ કે સ્ત્રીઓ મોટા પ્રમાણમાં મરે છે. તેનું મૂળ કારણ એ છે જે તેઓ અને તેમાં ખાસ કરીને વગર કેળવાયલી હિન્દુ અને મુસલમીન સ્ત્રીઓ આપણા દેશી રીવાજ પ્રમાણેના લાજ અને શરમના કારણે સાસુ, નણંદ તથા ધણી આગળ પોતાની નરમ કે ગરમ તબીયતની વાત કરતી નથી અને જેમ તેમ કરીને રસોઇ કરવી, પાણી ભરવુ, લુગડા ધોવા ટાઢે પાણીએ નહાવુ વગેરે ચાલુજ રાખે છે અને જ્યારે નથીજ થઇ શકતું ત્યારેજ સખ્ત તાવ અથવા તો ન્યુમોનીયાને સાથે લઇનેજ ખાટલે પડે છે અને એકાદ બે દિવસમાં મોતને આધીન થાય છે હવે આ જુનો રીવાજ કાંઈ એક દહાડામાં સુધરે તેમ નથી. પણ આવી સ્ત્રીઓના ધણીની ફરજ છે કે ઘરની સ્ત્રીઓપર ધ્યાન રાખી તબીયત નરમ લાગે કે જરા તેઓને આરામ આપવાની તજવીજ કરે

૫ શરદીથી બચો—અંગ ઉપર પરસેવો હોય ત્યારે શરીરપર સીધો પવન લાગે નહિ તેની સંભાળ લેવી, વારેઘડીએ ઠંડાં પાણી પીવાથી દૂર રહેવું, વિજળીક પંખા નીચે બની શકે તેટલું ઓછુ બેસવુ, તબીયત સારી નહિ હોય તો ઠંડા પાણીથી નહાવુ નહિ, કોઈ પણ જાતનુ ફ્રુટ ખાધા પછી તરતજ પાણી પીવુ નહિ, અને સીતાફળ તથા લીલી દ્રાખ મુદ્દલ ખાવી નહિ

૬ સાદો ખોરાક લેવો શરૂઆતનો તાવ આવ્યા પછી અને શરીરમાં નબળાઇ જેવુ લાગતું હોય તો વખતે ખોરાક હલકો અને સાદો લેવાની અગત્ય છે એમાં વાંક દર્દીનો નથી, પણ ઘરના માણસો અણઘટતા પ્રેમને લીધે પોતાનાં વહાલાંઓને તાકાત જલદી આવશે, એમ સમજીને સેરવો, બદામ, પીસ્તાની કાજી, હદ કરતા વધારે દુધ, પેંઆ, પૂરી, ઢોકળાં વગેરે ખવડાવાની કોશિશ કરે છે, તેમ મુદ્દલ થવુ જોઇએ નહિ.

તાવમાં સપડાયા પછીની સારવાર

૧ દર્દીને બિછાને સુવડાવવી તદ્દન આરામ મળે તેમ કરો અને ડાકટરને બોલાવવો, જો ગરીબ માણસ હોય તો તમારા શેઠને ખબર કરો અને જરૂર તેને દયા આવી તમોને મદદ કરશે અથવા તો કોઈ પણ મ્યુનીસીપલ દવાખાનાની મદદ મેળવો

૨ તાવ વધારે હોય તો તરતજ બરફ લેવો ન પોસાય તો અર્ધો સરકો અને અર્ધું પાણી મેળવીને તેનાં પોતા માથે મેલવો

૩ જ્યારે પણ ખાસી થતી હોય તો તરતજ અલસીની પોટીસ છાતીએ અને પીઠ ઉપર આખી ફરતી મુકો. પોટીસ કરનારૂં કોઈ નહિ હોય તો એન્ટીફ્લોજીસ્ટીન નામનો મલમ આવે છે તે વાપરો

૫. તાવમા ઉલટી તથા ઓકારી બહુજ થાય છે અને દર્દી બહુજ કંટાળી જાય છે તેવા વખતમાં બહુ જલદ અને સ્ટ્રોંગ દવા આપવાથી સામો ઉલટીમાં વધારો થાય છે અને દર્દી વધારે બેચેન બને છે, તેવા વખતમા ડાકટરો સાદી અને સીપલ દવાઓ બની શકે ત્યાં સુધી આપવાની તજવીજ કરશે તો દર્દીને તથા પોતાને બેઉને લાભ કરશે, એવુ મારૂં માનવુ છે

૫ ન્યુમોનીઆવાળા તથા થોડી ઘણી ખાંસીવાળા દરદીઓ માટે નીચેનુ પ્રીસ્ક્રીપ્શન મને બહુ મનમાનતું લાગ્યો છે અને ઘણા ખરા દર્દીઓને આરામ થયો છે

લાયક ૨ એમોનીયા એસેટેટીસ ૧ ઔંસ. પોટાસ સાયટ્રસ ૧॥ ડ્રામ, પોટાસ નાયટ્રસ ૧ ડ્રામ, ટીંચરસીલા ૧ ડ્રામ, ટીંચર સીનીધા ૨ ડ્રામ ટીંકચર સ્ટોફેનથાય ૧ ડ્રામ, સીરપ પેલુ ૨ ડ્રામ, પાણી સાદુ ૬ ઔંસ, એમાંથી છઠ્ઠો ભાગ દરેક ૨ કલાકે આપવો

૬ દર્દીને બહુ નબળાઇ હોય અથવા તો ન્યુમોનીઆ હોય તો એક નાની ચમચી (ટી સ્પુન) બ્રાંડી બે તોલા પાણી સાથે અવારનવાર આપવી એકી વખતે એક ચમચી કરતાં વધારે આપવી હું પસંદ કરતો નથી

આશા છે જે ઉપર લખેલી વિગતો ધ્યાનમા રાખવાથી લોકને સારો લાભ છે

બીજા ઉપાયો

વૈદ્ય જયશંકર હર્ષદરાય જણાવે છે કે,—

લીંબડાનાં પાન ગૌ મૂત્રમાં પલાળી સુકવી એરંડીયા તેલમા શેકવાં તળાઇને તૈયાર થાય ત્યારે તેમાં વીશમે ભાગે તીખાં અથવા દશમે ભાગે સુંઠ

નાંખી ખાંડી વસ્ત્રગાળ કરી લીંબુના રસના પુટ આપી ગોળીઓ બનાવવી અથવા ચુરણ ઠંડા પાણીમાં લેવુ પણ તે સાથે જીવની સ્થિતિનો ખ્યાલ કરવો વારવાર ચાહ અથવા એવા ઉકાળા કે કાફી શરબતો શરીરને નુકશાન કર્તા છે તેમજ એવાં પીણાં પરિણામે ઝેરરૂપ થઈ શરીરને તદન ઝેરરૂપ રોગી બનાવી જીદગીનો નાશ કરવા સહાયભૂત થાય છે તેનો ત્યાગ કરવો અને ખરેખરા સ્વાત્માનુભવિ અને સ્વાશ્રયી બનવુ.

વૈદ જીવણરામ માણેકરામ ઓઝા જણાવે છે –(૧)અરડુસો તોલા ૭, કાલબો તોલો ૧, કરીયાતુ તોલો ૧, પીપરીમૂળ તોલો ૧, પીત્તપાપડો (ખરસાણીઓ) તોલો ૧ ગળો તોલો ૧, સુગધી વાળો (વીરણવાળો) તોલો ૧, સુંઠ તોલો ૧ આ આઠ ચીજો ગાંધીને ત્યાંથી લાવી અધ ઓખરી કરી પાંચ ભાગ કરવા. દરરોજ એક ભાગ એક શેર પાણીમાં ઉકાળી અડધો શેર પાણી રહે ત્યારે ગાળી લઈ શીશીમાં ભરી મૂકવુ દરરોજ દિવસમાં ત્રણ વખત એકેક ભાગ આપવો દરદીને જેમ બને તેમ શર્દીથી દૂર રાખવો માથા ઉપર બરફ ન મૂકતા ગુલાબજળ અથવા ઠડા પાણીનાં પોતા મકવાં ખાવામાં ફક્ત ભાતની ધાણીની અથવા મોળા મમરાની કાજી મીઠુ નાંખી આપવી એ સીવાય બીજુ કંઇ આપવુ નહી એનાથી ત્રણ દિવસમા તાવ, ખાસી, ઉલટી સરદી વિગેરે નાબુદ થઈ જશે. દરદીને સારી રીતે આરામ થયા પછી અનાજ ખાવા દેવુ આ ઉપાય તરત ચાલુ કરવાથી ત્રણ દિવસમાં આરામ થાય છે અને રોગ આગળ વધવા પામતો નથી.

આમદ હુસેન ચશમાવાળા મી૦ મહમદ હુસેન જણાવે છે કે, મારી પાસે નીચેના એક દરવેશનો જુનાની નુસ્કો છે એ નુસ્કો જે પોતે જાતે કેટલાક દરદીઓ ઉપર તેઓની હાલત તપાસી અજમાવી જોયો છે બાર વરસની ઉપરનાં દરદીઓ માટે નુસ્કો લેવાનુ પ્રમાણ નીચે મુજબ છે –ઃ ચકીના પાલા (કુમળાં પાંદડાં) નો રસ તોલા ૩), મધ ચોખો તોલો ૧) ઉપર જણાવેલી બે જણસો સાથે મીલાવી દિવસમાં ત્રણ વખત સરખે ભાગે લેવી (પીવી) અને બાર વરસથી નાની ઉમરવાળાને ઉમરના પ્રમાણમાં આપવો અને મોટા માણસને અથવા બચ્ચાને છાતીમા દરદ હોય તો ઉપાય બીજો–પાનમા ખાવાનો ચુનો તેમા તેટલુ જ મધ મેળવી લેપ કરીને છાતી ઉપર લગાડવો

શાસ્ત્રી ત્રિભુવન રામજી શર્મા જણાવે છે જે ત્રિભુવનકીર્તિ તથા સુદર્શનાદિ દવાનો બોહોળો ઉઠાવ દરેક ફાર્મસીમાં થાય છે તે તાવને માટે તથા ત્રિદોષને માટે સારો ઉપાય નીવડ્યો છે ઉપચારમાં લીમડાનુ દાતણ કરવુ બારીબારણે લીનો લીમડો તથા તુલશીજી બાંધવા. લીમડાના સુકાં પાંદડાં, ઘસેલ, તથા ચદનની ધુમાડી દેવી કરીઆતુ કડુ, અતિવિષની કળી, ફટકડી ફુલાવેલી, મરી, પીપર, તથા કરાની શાતરા, કરીઆતુ તથા ઇદ્રજવ, કાંકચ, તથા વાવડીંગ, એ ત્રણ દવા સમાન ભાગે સેકવી ઉપરની દવા સમભાગે લઈ ખાંડી કપડ છાણ કરીને તુલસીના રસમા વટાણા પ્રમાણે ગોળી કરીને મોટા માણસને દિવસમા ત્રણ વખતે દૂધ અથવા ચા સાથે ત્રણ ત્રણ લેવી બાળકને દિવસમાં ત્રણ વખત આપવાથી હુમલો અટકે છે.

ડા ચદુલાલ અબાલાલ દેસાઈ, આસીસ્ટન્ટ સર્જન જણાવે છે કે, મે આજ સુધી હજારો દર્દીઓ ઉપર આ રોગ અટકાવવાના ઉપાય તરીકે તેમજ બીમારી દરમ્યાન નીચેની દવાઓનો લગભગ દોઢ મહિનો ઉપયોગ કર્યા પછી જણાવવાની રજા લઉ છુ દરેક માણસે સવારના પહોરમાં કંઈ પણ ખાધા સીવાય અથવા છેવટે ચહા પણ પીધા સીવાય કોઈ પણ દર્દીને જોવા જવુ નહિ. સામસામુ મો કરી તેનો સીધો શ્વાસ આપણા મોમા આવે નહિ તેવી રીતે બેસવાથી આ રોગનો ચેપ આવવાનો સભવ ઘણો જ ઓછો છે દરોજ વાગ્યાના શુમારે ફક્ત એકજ ગ્રેન ક્વીનાઇન (જે પોસ્ટમા મળે છે તે અથવા વેચાતુ લાવી ) અને ફક્ત એક ગ્રેન કેફીન સાઇટ્રેટ. એ બેનુ એક પડીકુ કરી ઠડા પાણી સાથે પી જવુ જ્યારે જ્યારે જરાક ગ્લાનિ લાગે, હાડકાં ચુસાય, ગળામાં, કે છાતીમાં લદાય બળે કે તરતજ એક ઉપરનુ પડીકુ લઈ લેવુ કે તરતજ સારૂં લાગશે. કોઇએ પણ ક્વીનાઇન કે કેફીન વધુ લેવાનો લોભ કદી પણ કરવો નહિ. એમ મારો અનુભવ કહે છે આ દવા ઘણી સોંઘી પડશે. ને તેથી પાંચ, પચીસ

પડીકાં સાંધે રાખવાં તે સલાહ ભરેલુ છે. પછી કેલોમલની એક ગોળી બે ગ્રેનની લીધા પછી નીચેનુ મીક્ષ્ચર લેવાથી બીજે દિવસે ઘણુ કરી તાવ ઉતરી જાય છે—

એમોનીયા ક્લોરાઇડ ૫ દર ગ્રેન, એક્સ્ટ્રેક્ટ ગ્લીસરાઇઝા લીકવીડ બે ડ્રામ, વાઇન એન્ટી મોનીયોલીસ ૫ દર ટીપાં, પોટાસ નાઈટ્રસ ૫ દર ગ્રેન, પોટાસ સાઇટ્રસ ૫ દર ગ્રેન, લાયકર એમોનીયા એસીટેટીસ ચાર ડ્રામ, પાણી પાશેર

આ બધુ ભેગુ કરી ચાર ભાગે દર પાચ કલાકે પીવુ, ઝાડો બરાબર સાફ નહિ હોય તો દવામા સોડા સલ્ફ ૭ ડ્રામ ઉમેરવુ. આશા છે કે અટકાવ તરીકે બતાવેલા ઉપાયનો ઉપયોગ કરવાથી જરૂર ફાયદો થશે.

## વિવિધ નોંધ.

**લડાઈ અને સુલેહ** ચાલુ માસમાં લડાઈ અને સુલેહ એને માટે લોકો ઇતેજાર બન્યા છે લડાઈમાં હવે મિત્રરાજ્યો નો વિજય સભળાય છે જર્મનોને ધીમે ધીમે ફ્રાન્સમાંથી હાકવા માડ્યા છે અને જ્યાં ત્યાં મિત્રરાજ્યો જીતતાં જણાય છે તે દરમીયાન સુલેહને માટે પ્રેસીડેન્ટ વીલ્સને લખેલા પત્રનો જવાબ હજુ ફરી વળ્યો નથી આ માસની અધવચમાં—જર્મની શરણે થયુ છે અને ડૉ વીલ્સનની સરતે કબુલ કરી હાલ લડાઈ મુલ્તવી રાખી સુલેહ કરવા તત્પર થયુ છે એવો ગપગોળો આવ્યો હતો પણ તે વાત પાછળથી ગપ હતી તો પણ જર્મનીનું બળ હાલ ઘટતુ જાય છે એટલે તેને સુલેહ કર્યા વગર છુટકો નથી. બલ્ગેરીઆએ છુટી સલાહ કરી છે હવે ઓસ્ટ્રીઆ અને તુર્કી પણ જો જર્મની નહિ માને તો તેમ કરવાનો સભવ છે અમેરીકાની મદદ આવી પહોચતાં આપણા બળમાં વધારો થયો છે અને હવે સુલેહ હાથ વેતમા થશે એમ મનાય છે

**દૈવી કોપ કે શુ ?** પ્રજા ઉપર એક પ્રકારનો દૈવિકોપ હોય તેમ હાલનો જમાનો જોતા જણાય છે એક બાજુ લડાઇને લીધે તમામ ચીજો મોઘી થઈ પડી, તેમા દુકાળે વધારો કર્યો. એટલે અનાજ પણ મોઘુ થઈ ગયુ ગરીબ અને મધ્યમ વર્ગના માણસોના દુખ વધ્યાં વરસાદ પાછળથી વરસશે એમ જણાતુ પણ તે તો જન્માષ્ટમી ઉપર વરસી અલોપ થઈ ગયો એટલે હવે હડહડતો કાળ પડ્યો તેમાં વળી સાત પ્લેગે માણસોને હેરાન કર્યા અને આ વર્ષે ઇન્ફ્લુએન્ઝા આવ્યો પ્રથમ મુંબાઈમાં જણાયો ને ધીમે ધીમે તેનો પ્રવેશ ગામેગામ અને શહેરેશહેરમા થયો છે અને પ્લેગ કરતા પણ વધુ માણસો મરે છે આ પ્રકારે લડાઇની મોંઘવારી દુકાળ અને રોગચાળાથી માણસો હેરાન હેરાન થઇ ગયા છે અને જાણે પ્રલયકાળ હોય નહિ તેની રીતે મનુષ્યોના કષ્ટનો પાર રહ્યો નથી. આ સકટોને ટાળવા માટે મુબાઈમાં ફડો થયાં છે, અને અમદાવાદમાં ગુજરાત સભાએ ઇન્ફ્લુએન્ઝા રીલીફ કમીટી નીમી ઘેરઘેર મફત દવાઓ આપવાની યોજના કરવા માંડી છે અને દુકાળને માટે પણ તપાસ ચાલે છે તો પણ દૈવિકોપ આગળ મનુષ્યનું શુ ચાલે ? હવે તો બનતા ઉપાયો લેવા અને ઇશ્વરનું આરાધન કરી સકટોને ટાળવા પ્રાર્થના કરવી એજ અગત્યનું છે

**લૂટફાટ** આ મહિનામા લુંટફાટની બુમ નથી ગયા મહીનામાં ખેડા જીલ્લામા તથા બીજા સ્થળોએ જે લુંટફાટ ચાલતી હતી તે સરકારે એકદમ બંદોબસ્ત કરી મટાડી છે આણદમાં પોલીસપાર્ટી મુકી લુટારાઓને જ્યાં મળે ત્યાંથી પકડી યોગ્યશિક્ષા કરવા માંડી છે. જેથી તેની તો શાંતિ થઇ છે એટલે એ એક દુખ તો ટળ્યુ છે હવે દુકાળ સામે રક્ષણ મેળવવા, રોગચાળો મટાડવાના ઉપાયો લેવા સરકાર બદોબસ્ત કરી રૈયતને સુખ આપશે એવી આશા છે.

**કોંગ્રેસના પ્રમુખ** આવતી કોંગ્રેસને માટે લો મા તિલકની ચુટણી થઈ હતી પણ તેઓ વિલાયત ગયા હોવાથી તેમનાથી હાજર થઇ શકાશે નહિ તેથી બીજા પ્રમુખ ચુટવાનું જણાવ્યુ છે પંડિત મદનમોહન માલવીઆ ચુટાય તેમ લાગે છે કારણ કે મી. મોતીલાલ નહેરૂ અને સર રવિન્દ્રનાથ ટાગોરે પ્રમુખપદ સ્વિકારવાની ના પાડી છે

**રાજકીય પરિષદ** ગુજરાત રાજકીય પરીષદ તા. ૮—૯—૧૦ નવેબરના રોજ ઓ મી. વીઠ્ઠલભાઈ પટેલના પ્રમુખ પદે નડીઆદ ખાતે ભરાશે. આ પરિષદ મુલ્તવી રાખવાનો ઘણાનો મત હતો પણ વધારે મતે પરિષદ ભરવી એમ નક્કી થયું છે

મુબાઈના લોકપ્રિય ગવર્નર—ના લોર્ડ વીલીંગ્ડનની મદ્રાસ ખાતે જાય છે અને મુંબાઈના ગવર્નર તરીકે કેપ્ટન—જ્યોર્જ લોઇડ નીમાયા છે.

શાંતિ અને સ્થિરતા ન અખંડ તમે,
નિશ્ચમા કોઇની કદી ટકાવતા;—
આમ છતા 'કરુણાનિધિ,' કહે છે સર્વ સમાજ,
એનો હેતુ મુજ ઉરે, એકજ દીસે આજ,
દો છો ગમે તે પણ સઉમાથી અંતમાં,
સઉનો પરિણામ પ્રભુ સારો લાવતા,
પ્રભુ આપ તો દયાના નિધિ તેથી કહાવતા.

શ્રી. ઉ

---

## ब्रह्म बुद्धिनुं माहात्म्य.

( પતિવર્ત્તા નારી, પાતે હૈ પતિ તગદીરસે, એ લય )

અનુભવી જન કેરી, શુદ્ધ સત્ત્વા હુ બ્રહ્મ બુદ્ધિ છું.
સમગ્ર વિશ્વતણી હું પોતે, પ્રણાશ ઉત્પત્તિ સ્થિતિ છું,
પદાર્થ પ્રાણી માત્ર તણું મૂલ, ગત ભાવિ તે સંપ્રતિ છુ,
તો એ નિત્ય નિર્વિકાર હુ, નિઃસંગી રહું,
મુજમા ન હાનિ કે વૃદ્ધિ લહુ,
સર્વ સામર્થ્યમય સમૃદ્ધિ છુ, અનુભવી.
અગમ્ય જ્ઞાન સ્વરૂપા એવી, અકલ સકલ વેદ શ્રુતિ છું,
સત્સંસ્કાર સમન્વિત જનની, જગત્ વિષે હું સત્કૃતિ છું.
આદિ અંત રહિત વિભુ હુ, સઘળે વ્યાપ્ત છુ,
સત્ ચિત્ આનંદરૂપી વૃત્તિ છું,
સઘળી પ્રવૃત્તિ ને નિવૃત્તિ છું, અનુભવી
જે હૃદિમા વસું હું તેને, કરાવું સૌ શુભ પ્રતીતિ હું,
જે હૃદયે મુજ જ્યોત તેમા સદા સ્ફુરાવુ સન્મતિ હું,
સામર્થ્યો કેરો મહા સિંધુ, બલનો રાશિ હું,
હેવી અજરા મરતાનીઝસિ છુ;
પ્રાણીમાત્રની સંતૃપ્તિ છું, અનુભવી
મુજમા જે અભિમાન વિલાવે, તેને સઘળી ઉન્નતિ દઉં,
તત્ત્વ રહસ્ય બતાવી જણાવું અદ્‌ભુત રૂપે મસ્તિ હું,
ચહેશો કોઈ મુજને તેને જીવન દેઉ હુ,
સાધી સર્વાંગ તેની શુદ્ધિ હું, કરાવીશ સર્વાર્થ સિદ્ધિ હું;—

શ્રી. ઉ.

# आकर्षण शक्ति याने दैवी बळ.

મનની એકાગ્રતાદ્વારા વિચારનો માર્ગ મરળ બનાવવાથી અને તેને બલિષ્ટ બનાવવાથી વિચારની શુદ્ધ શક્તિઓ કેટલી મહાન થઇ જાય છે તે વાત સ્પષ્ટ સમજી શકાય છે, તેમજ ભૌતિક અને અલૌકિક નિયમોનો એક બીજા સાથે શો સબંધ છે તે પણ સમજી શકાય છે 'દૈવીબળ'. યાને વિચાર ક્ષેત્રોના કાર્યોનો ઉલ્લેખ કરતા પહેલાં એ સમજી લેવુ યોગ્ય છે કે દૈવીબળ કોને કહે છે અને ક્ષેત્ર એ કઇ વસ્તુ છે

'પ્રથમ તો બળનો અર્થ એ ગતિથી ભિન્ન છે એમ સમજવુ બળ એક પરિભાષા છે તેનો પ્રયોગ આવી કોઇ વસ્તુની સાથે થાય છે કે જે ચાલતાં ચાલતા જ્યારે કોઇ એક વસ્તુ બીજી વસ્તુની સાથે અથડાય છે ત્યારે તે પણ ચાલવા લાગે છે પ્રથમ વસ્તુની જે શકિત બીજી વસ્તુને હલાવી શકે છે તેનું નામ બળ કહેવાય છે તેનો અદાજ તેના ચાલવા ઉપરથી જણાય છે કે જે બળને ઉત્પન્ન કરી શકે છે

દૈવી બળ પણ એક પરિભાષા છે જેનો પ્રયોગ પણ કોઇ એવી વસ્તુની સાથે થાય છે કે જેમા એક પ્રકારનુ બળ હોય છે જે બળ વાયુ મંડળ યા તે વસ્તુને ચારે તરફથી ઘેરી લેનાર મધ્ય સ્થાનને આપી શકે છે કે જે વેગથી તે બળને બીજા સ્થાનમાં મોકલી શકાય છે, તેનો સઘળો આધાર માધ્યમના બળને મોકલવાની શકિત ઉપર છે કાંઇ બળ એકના ઉપર નથી

આ પ્રકારે વિચારના પરમાણુઓ અને આકાશરૂપી માધ્યમમા પૂર્ણ સહાનુભૂતિ છે કથિત વિચારની લહેરોને લઈ જવાને માટે આકાશ એક આદર્શરૂપ મધ્યસ્થાન છે

કોઇ વસ્તુ યા પિન્ડ જે આ પ્રકારે દૈવી બળનો પ્રસાર કરી શકે છે તે પ્રકૃતિના બીજા પિન્ડોમા પણ ગતિ પેદા કરી શકે છે વિચારનો થથરાટ થવાનો ધર્મ એ અમારા કહેવાનો એક આવશ્યક ભાગ છે એવા તરગન્યા ગતિયોને આકાશ સીધી રેખાઓમાં મોકલે છે તે અનિયત હદ સુધી જઈ શકે છે પરતુ જે વાત ઉપર તમારે જવાનુ છે તેને વૈજ્ઞાનિક પરિભાષામાં ક્ષેત્ર કહે છે

કેન્દ્રસ્થાનમાં એક પિન્ડ હોય છે કે જેમા દૈવીબળને વહેચવાની શક્તિ હોય છે આ પિન્ડમા વસ્તુની બહારના સઘળા સ્થાનને, કે જ્યા સુધી પિન્ડને આ પ્રકારે બીજી વસ્તુઓપર ક્રિયા કરીને, અર્થાત તેને પોતાના જેવી અવસ્થામા લાવવાનુ સામર્થ્ય છે, તેને વૈજ્ઞાનિક લોક ક્ષેત્ર કહે છે બીજા શબ્દોમા પિન્ડની ચારે તરફ અને સામેનો શન્ય દેશ એ ક્ષેત્રના 'વિસ્તારનો સઘળો આધાર પિન્ડની શકિત યા બળ ઉપર છે તેનામાં જેટલી વધુ શક્તિ હશે તેટના જ વધુ વિસ્તૃત ક્ષેત્રમા તેનુ બળ પહોચી શકશે. જેમકે સસારમા મહા મગજવાળા મનુષ્યો પોતાના પ્રભાવનો આ પણને કેવો અનુભવ કરાવે છે, યા તો વિચાર કરો કે સૂર્યનુ બળ આ વિસ્તૃત શન્યમય અવકાશમાં, કે જે તેની અને આપણી પૃથ્વીની વચે આવેલુ છે છતાં કેવી રીતે ફેલાઇ રહ્યુ છે

વિચારબળને માટે સર્વથી ઉત્તમ દષ્ટાંત સૂર્યરૂપી ચુબકનુંજ આપવુ સભવિત છે આ દષ્ટાતથી એ સ્પષ્ટ થઇ જાય છે કે, ઉત્પાદક ચુબક Inducing magnet યા વિજળીની ધારા વગર ચુંબક ક્ષેત્ર થઇ શકતું નથી દરેક ચુબકને બે 'ધ્રુવ' હોય છે આ પરિભાષા ચુબકના બન્ને છેડાઓને માટે પ્રયુક્ત હોય છે તેમાથી એક છેડો 'ધન ધ્રુવ' અને બીજો 'ઋણ ધ્રુવ' કહેવાય-છે વાચકોમાથી કેટલાક આ ચુબકશાસ્ત્ર યા આકર્ષણ શાસ્ત્રથી અજાણ્યા હશે તેથી તેનુ સ્પષ્ટિ:

કરવાની જરૂર છે સાધારણ ચુબક યા ચુબક પત્થર એશિયા માઇનરની અંદર મેગનેશિયા અને ભુમડળના બીજા ભાગોમાથી મળી શકે છે તેનામા ઇમપાત અને લોઢાના ટુકડાઓને પોતાના તરફ ખેચવાનો યા આકર્ષણ કરવાનો અને હમેનાં ઉત્તર તથા દક્ષિણ દિશાઓને બતાવતા રહેવાનો ગુણ છે ઇસપાતના ટુકડાઓને ચુબક-પથ્થર ઉપર ઘસવાથી કૃત્રિમ રીતે તે ચુબક બની શકે છે તેથી લોઢુ ચુબક-પથ્થરના ગુણને ગ્રહણ કરે છે ઇસ્વીસન ૧૬૦૦મા ડૉ ગિલ્બર્ટે જણાવ્યુ હતુ કે લાબા આકારવાળા ચુબકમા આકર્ષણ શક્તિ તેના બને છેડા ઉપર રહેલી જણાય છે તે બને છેડાનું નામ ધ્રુવ રાખવામા આવ્યુ હતુ એથી ચુમ્બકના ધ્રુવ, પૃથ્વીના ધ્રુવની માફક ચુબકના બિંદુઓમાથી એક બિંદુ થાય છે, તેમાથી એક ધ્રુવ તો ઉત્તરની તરફ અને બીજુ દક્ષિણની તરફ રહે છે ઘણું કરીને ધ્રુવ સદા છેડાઓ ઉપર રહે છે. ચુબકનો વચ્ચેનો ભાગ જે ધ્રુવોની વચ્ચે આવેલો છે ત્યાં આગળ ઓછી આકર્ષણશક્તિ હોય છે તે ભાગ જોરથી આકર્ષણ કરી શકતો નથી કદાચ બને ધ્રુવોની વચમા તો આકર્ષણ શક્તિ નથી પણ હોતી

ચુમ્બક શાસ્ત્રનો પ્રથમ સિદ્ધાંત એ છે કે "એક સરખા ચુમ્બકીય ધ્રુવ એકબીજાથી દૂર રહે છે, પણ ભિન્નભિન્ન ચુમ્બકીય ધ્રુવ એકબીજાનુ આકર્ષણ કરે છે " એવી રીતે ઉત્તર તરફ રહેનાર બે ધ્રુવ પ્રબળ રૂપે એક બીજાથી દુર રહે છે અને બીજી દક્ષિણ તરફ અર્થાત એક 'ધન ધ્રુવ' અને બીજુ 'રણ ધ્રુવ' એક બીજાને આકર્ષણ કરે છે

પૃથ્વી જાતે ચુમ્બક રૂપ છે તેમા બે ધ્રુવ છે એક ઉત્તરની તરફ રહે છે અને બીજુ દક્ષિણની તરફ રહે છે મનુષ્યમા પણ એક ચુમ્બક છે વાસ્તવમા પ્રકૃતિના સર્વ જુદા જુદાં રૂપ અને નાના આકાર ચુમ્બકોથી બનેલા છે પ્રત્યેક પરમાણુ અને અણુમા ઉત્તર અને દક્ષિણ ધ્રુવ વિદ્યમાન છે

માનવ મસ્તિકનાં પણ ધનાત્મક અને રૂણાત્મક રૂપ છે તેમા ધન ધ્રુવ મોટા મસ્તિકમાં અને રૂણ ધ્રુવ નાના મસ્તિકમા છે હવે આપણે તાત્કાલિક વિષય વિચારની તરફ આવીએ વિચાર ક્ષેત્ર ચુમ્બકીય ક્ષેત્રની રીતિયોનું કેવા પ્રકારે અનુસરણ કરી શકે છે તે વાત હવે સારી રીતે સમજી શકાશે. કેવિમળને વહેચવાને માટે કોઇ વસ્તુ યા પ્રકૃતિના પિન્ડનું હોવુ જરૂરનું છે જ્યા સુધી ક્ષેત્ર બનાવવાને માટે, આ ક્ષેત્ર ગમે તો ચુબકનું હોય કે, ગમે તો વિજળીનુ હોય કે ગમે તો રાસાયનિક હોય, કે ગમે તો યાંત્રિક, અને ગમે તો વિચારક્ષેત્ર હોય તોપણ કોઇ વસ્તુ યા શક્તિ ન હોય તો કોઈ ક્ષેત્ર થઇ શકતું નથી.

વિચારક્ષેત્રની દશામાં બળનું ઉત્પન્ન થવુ યા ક્ષેત્રને ઉત્પન્ન કરનારી શક્તિ યા પ્રકૃતિનો પિન્ડ મસ્તિષ્કમા હોય છે નિર્બળ અને અસંગઠિત મસ્તિષ્કમાં આ ક્ષેત્ર દુર્બળ રહે છે અને તેનો પ્રભાવ પણ ઘણાજ પરિમિત સ્થાન સુધી થાય છે પરતુ જેટલી વધુ આકર્ષણ શક્તિ હશે, જેટલું વધુ બળવાન અને મજબુત મગજ હશે તેટલી હદ સુધી આ કિરણો ફેલાશે, એટલુંજ વધુ વિસ્તૃત તેનુ ક્ષેત્ર થશે, અને તેટલુંજ વધુ ચિરસ્થાયી તેનુ પરિણામ આવશે વિચાર શક્તિ, યા મન કે જેનું વર્ણન પ્રથમ આવી ગયુ છે, તે જ્યારે કોઇ મનુષ્યમા ઉત્પન્ન થાય ત્યારે તેણે સમજી લેવુ જોઇએ કે તે કોઈ મહાન પુરૂષ બની શકે તેમ છે તેનુ તે મહાન પદ તેના પ્રયત્ન અને તેની ચાલક બુદ્ધિના અનુરૂપ થશે.

આ પ્રકારના શ્રેષ્ઠ પુરૂષોમાં બુદ્ધ, ઇશુ, વિગેરે ઘણા મહાત્માઓ થઇ ગયા છે કે જેમનામા ભિન્નભિન્ન ગુણો હતા, છતાં પણ પ્રત્યેક યુગ યુગાન્તરમાં કાયમ રહેવાના બળને પેદા કરવાની તેમનામાં યોગ્ય શક્તિ હતી.

જ્યારે મન સયોગ યા ચિકિત્સાના ઉદ્દેશથી બે મસ્તિષ્ક એકઠાં કાર્ય કરે છે ત્યારે તેમનામાથી એકનુ ધનાત્મક અને બીજાનુ રૂણાત્મક હોવુ .... છે પરસ્પરની સહાનુભૂતિદ્વારા તે આકારા

ઉપર દબાણું બનાવે છે અને વિચાર ક્ષેત્રમા એ પ્રકારે કામ કરે છે કે તે ઉપની અવસ્થામા નીચે ડગાઇને એકઠા અને સયુક્ત થઈ જાય છે તેના તેમ કરવાથી આકર્ષણ પેદા થાય છે તે પોતાના બળનો પરિવર્તનમા બદલો કરી લે છે તે બદનો હમેશા વધુ વેગવાળા પાસેથી કમવેગ વાળાની તરફ થાય છે આ પ્રકારે એક મનુષ્ય સચારકનુ અને બીજો ગ્રાહકનુ કામ કરે છે તેમાથી એક ધનાત્મક છે અને બીજો રૂણાત્મક છે નહી તો આકર્ષણ કરવાના સ્થાનમાથી તે એક બીજાથી દુર રહે છે કેમકે 'સરખા ચુમ્બકીય ધ્રુવ એક બીજાથી દુર નાસે છે, પણ એક ધનધ્રુવ અને બીજું રૂણધ્રુવ એક બીજાને આકર્ષણ કરે છે આ પ્રકારે સરખા મન એક બીજાથી દૂર રહે છે અને અસમાન મન એક બીજાને આકર્ષણ કરે છે બીજા શબ્દોમા કહીએ તો બળવાન મન નિર્બળ મનને અને નિર્બળ મન બળવાન મનનુ આકર્ષણ કરે છે.

જે ગુણ આખા પિન્ડમા હોય છે તે ગુણ તેના પરમાણુમા પણ હોય છે અર્થાત્ પ્રત્યેક પરમાણુમાં તે સર્વ વાતો જણાઇ આવે છે કે જે તેના મૂળ પિન્ડમા હોય છે મસ્તિષ્કના ઉપાદાન અને વિચારના પ્રત્યેક પરમાણુ પોતાના પડોશના પ્રત્યેક પરમાણુ ઉપર જેમ એક મસ્તિષ્ક બીજા મસ્તિષ્ક પર ક્રિયા કરે છે તે પ્રમાણેની ક્રિયા કરી શકે છે આ ક્રિયા અપરિચ્છિન્નરૂપે જારી છે તે ત્યાં સુધી કે વિશ્વબ્રહ્માડની અદર પ્રત્યેક વસ્તુ પોતાની આસપાસના દેશને વિવિધ પ્રકારે પોતાના તાપથી, આસપાસના પ્રદેશ પર પોતાના કાર્યોથી, પોતાના આકર્ષણ યા વૈદ્યુતિક ગુણોના સાથે અને વિચારની દશામા, પોતાના આધ્યાત્મિક, ભૌતિક, ઉત્તમ અને મિથ્યા ગુણોથી નિરતર પ્રભાવિત કરી રહી છે વિચારમા તાપ છે શીઘ્ર ગ્રાહક મનુષ્યને તેની ઉષ્ણતા, શીતતા યા સ્વાભાવિક અવસ્થાનો અનુભવ ઝટપટ થઇ જાય છે મારૂ એવુ ધારવુ છે કે થોડા વખતમાજ એક એવુ યન્ત્ર બનશે કે, જેથી લોકોના વિચારોની ગરમીનો પત્તો લાગી શકશે

વિચાર અને તેની શક્યતાઓની વિશાળતા-ને લીધેજ તેના નિયમોનુ અધ્યયન એવુ મનો-રજક અને એટલુ જટિલ થઇ રહ્યું છે કે, મનુષ્યના પોતાના શરીરને હલાવવાથી આકાશની સ્થિતિમા એકદમ ફેરફાર થાય છે અને દબાણ યા ભાર ઉત્પન્ન થઇ જાય છે, પરતુ જ્યારે મનુષ્ય વિચાર કરે છે ત્યારે તેથી પણ વધુ દબાણ પેદા થાય છે જ્યારે આપણે કોઇ એકાદ મનુષ્યના વિશેષ વિચારની રીત ઉપર વિચાર કરીએ છીએ ત્યારે આપણા સમજવામા આવે છે કે તે ક્ષુબ્ધ સમુદ્રમા કર્ણહીન નૌકાની માફક કેમ છે? એમ જણાય છે કે તે મનુષ્ય પોતાની ચારે તરફ સર્વ પ્રકારની પ્રતિકુળ લહેરો પેદા કરે છે તેનુ પરિણામ એ આવે છે કે તેનુ જીવન દુખમય બને છે જ્યારે એક નક્કી કરેલા વિચારાનુસાર માનસિક શક્તિથી કામ લેવામા આવે છે ત્યારે તે એક સરખુ દબાણ ઉત્પન્ન કરે છે, તેની નૌકાને એકજ તરફનો વાયુ વહેવા લાગે છે, અને તેથી તેની નૌકા પોતાનીજ ઉત્પન્ન કરેલી પ્રતિકુળ લહેરો અને છોળોથી ડુબી જતી નથી જે મનુષ્ય પોતાને સ્વર્ગમય બનાવવાનુ ઇચ્છે છે, તે જાણીબુજીને કેમ નરકમય બનવાનો યત્ન કરે? તે સમજી શકાય તેમ નથી બીજાના વિચારોનો આપણા ઉપર કેવો ઉંડો પ્રભાવ પડે છે તેને માટે નિચેનુ ઉદાહરણ બસ થશે "એક ચતુર નટી પોતાના શ્રોતૃ વર્ગને હસાવી શકે છે, ડરાવી શકે છે અને રડાવી પણ શકે છે તેને માટે તેણે કેવળ પોતાની માન-સિક દશાનેજ ઉત્તેજીત કરેલી હોય છે, પરતુ તે વખતે સાભળનારની ઘણી સખ્યા પોતાની સામેની સ્ત્રી સામે ઘણે ભાગે એકાગ્રચિત્ત થઇ ધ્યાનપૂર્વક જોઇ રહે છે. એથી જે મનોવેગ તે બતાવે છે તે સર્વ તેમનામા પ્રવેશ કરે છે

એથી જ મનુષ્યે પોતાનો જેના ઉપર વધુ પ્રેમ હોય તેના ઉપર ધ્યાન લગાવવુ જોઇએ એજ કારણથી જેમ નવ-વિચારનો આશ્રય લેનાર મનુષ્ય શરીરની કોઇ બીજી વ્યાધિ કરતા દરિદ્-તાને ઘણીજ જલદીથી દૂર કરી શકે છે, કારણ કે તેને રોગ વિગેરેની તો કાંઇક ટેવ હોય છે, પરતુ તે

દરિદ્રતાની ધરી દયા કરવાથી સતુષ્ટ થતો નથી

જો તમે તમારામાંથી પ્રેમના કિરણોને પ્રસારશો તો ઉત્કર્ષરૂપી ઘોર અધકાર એકદમ નાશ પામશે જો તમે માત્ર સર્વસિદ્ધિનું જ ચિંતન કરશો તો તેને તમે પ્રાપ્ત કરી લેશો પરતુ જો તમે આ વસ્તુઓનેજ તમારૂં હૃદય સોંપી દેશો તો તમારી કૃત કાર્યતા માત્ર થોડા સમયને માટેજ રહેવાની. યાદ રાખજો કે આત્માની આજ્ઞાનુ પાલન કરવુ એ પણ આવશ્યક છે જ્યા સુધી આધ્યાત્મિક અને લૌકિક બન્ને પ્રકારની વાતોમા સમાન ઉન્નતિ ન થાય, ત્યાં સુધી લૌકિક આનદ પ્રાપ્ત થઇ શકતો નથી

મનુષ્ય એ સ્વભાવનો દાસ છે વિશેષ અવસ્થા સુધી તેનો વિકાસ પણ સ્વભાવને અધીન અશુદ્ધિ પૂર્વકજ થાય છે પણ તે પછી મનરૂપી મનુષ્ય પૂર્ણ પ્રભુત્વ બની રહે છે તે વખતે આપણે જે કાઇ આપણા મનમા ઇચ્છા રાખતા હોઇએ છીએ તે સ્વરૂપ બની શકીએ છીએ તે વખતે જે આપણી સત્તાના અંશરૂપ છે અને સર્વત્રિક વિકાસને માટે બનેલી છે તેવી પ્રકૃતિના નિયમોને અધીન થઇ રહીએ છીએ માનસિક વિજ્ઞાનની પ્રતિજ્ઞા છે કે, આપણે પાપનો ત્યાગ કરીને તેનુ સ્થાન પુણ્યને આપી શકીએ છીએ પરતુ પ્રકૃતિના નિયમોમાથી આપણે કદી મુક્ત થઇ શકતા નથી આપણી વૃત્તિજ આપણા વિકાસ કરનાર મુખ્ય કારણ ભૂત છે

મનુષ્યમાત્રમા જે શક્તિ છે તે તેની અંદરથીજ બહાર જણાય છે તમારા ભૌતિક શરીર અદર સર્વ માનસિક શક્તિઓ ભરેલી છે. તમારૂં આધ્યાત્મિક અને સૂક્ષ્મ શરીર પણ તેની અંદર છે. જીવન તથા કથન, માત્ર મૃત્યુનુ, પ્રેમનુ, સત્યનુ, શક્તિનુ અને જે બનાવ પ્રથમ બન્યો હોય તેનુ સઘળુ જ્ઞાન, અને આત્માનાં અજ્ઞા શિક્ષણો ભૂતકાળની સ્મૃતિમા બધ છે એ સર્વ આપણે જાણીએ છીએ પૂર્વ જન્મના સ્મૃતિના તાળાને ઉઘાડવાનીજ માત્ર વાર છે તેને ઉઘાડતાં જ તમે તમારી સામે એક એવા જ્ઞાનનો ભંડાર જોશો કે જેનો સભવ હોવાની કલ્પના પણ તમે પ્રથમ કરી નહિ હશે

કેટલીક હદ સુધી આપણે અદષ્ટને સ્વાધિન પણ છીએ પણ જ્યા સુધી પ્રત્યેક જન્મની સાધારણ બાબતોનો સબધ છે ત્યાંસુધી તેને માટે આપણે એકલાજ ઉત્તરદાતા છીએ પ્રત્યેક સ્ત્રી અને પુરૂષ એક શક્તિ છે તેની અદર દૈવત્વની સંપૂર્ણ ભાવના છે તેનો પ્રકાશ કરવાને માટે બહાર શોધ કરવાની કાંઇ જરૂર નથી તે સર્વ તેની અદર મોજુદજ છે અને જેથી પોતાની અંદરજ આ શક્તિની શોધ કરવાથી તે મળી શકે તેમ છે અપૂર્ણ.

## સ્વરુપે--સ્થિતિ થવા પ્રોત્સાહન.

( લેખક–દેસાઈ મોતીલાલ મથુરભાઈ મહુધાવાળા. )

( રાગ–અરજ સ્વિકારો સ્નેહી શામળીયા )

નિજ મન રોકી ચઢજો ગગનમા, જ્યા છે અક્ષય પદ દાતારે;
પ્રેમે સેવી સ્વરૂપ નિહાળો જે છે જગના ત્રાતારે નિજ.
ત્રિવેણી ત્રટ ઘટ ફોડીને, માંડો સીધી સુરતારે;
તાન ત્રિપુટીનું ટળી જાશે, સેવી રહો દુખ હર્તારે નિજ
અહંમ પણ અહીંયા ગળી જાશે, અનહદ નાદ સુણાતારે;
સ્વરૂપ વિષે અહીં સહેજે સમાયો, સહેજે જીવત્વ હણાતારે નિજ.
પરમાનદની પ્રાપ્તિ પમાશે, સહેજે જ્યોત જોતામારે,
અનવધિ કલેશ જીવનનો ફેરો ટળે સ્વરૂપે સમાતારે નિજ.

# श्री रामचंद्रना लौकिक व्यवहारोनुं अलौकिक रहस्य.

[ અનુવાદક—વાડીલાલ ડાકુભાઇ સઘવી. ]

શ્રી ભગવાન વિષ્ણુનો અવતાર થવાથી પણ શ્રી રામચન્દ્રજીના જીવનમાં પ્રાકૃતજનોની માફક અનેક આચરણ જોઇ લોકો સંશયયુક્ત થઈ જાય છે, દૃષ્ટાન્તરુપથી સમજી શકાય છે કે લંકાપુરીમા અગ્નિપરીક્ષાદ્વારા, સમસ્ત દેવતાઓની સન્મુખ, સીતા પૂર્ણ પવિત્ર છે, એ વાત સિદ્ધ થવા છતા, ફરી સામાન્ય પ્રજાની મિથ્યા વાતોથી સામાન્ય કીર્તિને માટે નિરપરાધિ સીતાજીને ગર્ભવતી અવસ્થામાં વનવાસનુ દુ ખ દેવુ એ ઘણી જ મર્મભેદી ઘટના પ્રતીત થાય છે આ કરતા તો તે મિથ્યા દોષારોપ કરવાવાળી પ્રજાને બોલાવી, લંકાપુરીની ઘટના બરાબર સમજાવી હોત તો ઠીક થાત. બીજી વખત કેટલાક વર્ષ વનવાસ રહ્યા બાદ જ્યારે મહર્ષિ વાલ્મીકિ સીતાજીને લઈ રામચદ્રજી પાસે આવ્યા અને કેટલાક કઠણ સોગન આપી સીતાને ફરી ગ્રહણ કરવાને તેમણે રામચદ્રજીને કહ્યું, તેથી પણ રામચદ્રજી સતુષ્ટ ન થતા સમસ્ત સસારના લોકોની રુબરૂ સીતાને ઉભી રાખી સોગન ખાવા કહ્યુ આ વાત હૃદયને ચોકાવનારી જણાય છે તે સિવાય લક્ષ્મણ તથા સીતાને માટે પ્રાકૃતજનોની માફક રડયા કરવુ, અને પોતાનુ સ્વરૂપ પૂર્ણતયાથી ભૂલી જવુ. તથા બ્રહ્માજી પ્રત્યે પોતાના સ્વરૂપના વિષયમાં જ્ઞાન પ્રાપ્ત કરવાની ઈચ્છા કરવી, એ સર્વ વાતો મનુષ્યના ચિત્તને સંશયયુક્ત કરે છે જેથી કયા કયા પૂર્વના દૈવ કારણોથી આ બાબતની ઘટનાઓ થઇ તે ક્રમશ જણાવવામા આવે છે શ્રી રામાયણમા લખેલ છે કે, કોઇ વખત મહર્ષિ દુર્વાસાને મહારાજા દશરથે પોતાના વંશના વિષયમાં પ્રશ્ન પુછેલો જવાબમા મહર્ષિએ કહેલું કે—" પૂર્વ કાલમાં દેવાસુરના સગ્રામમા અસુરગણ દેવતાઓ દ્વારા પરાસ્ત થઈ ભૃગુપત્નીને શરણે આવેલા અને તેમના દ્વારા અભય પ્રાપ્ત થવાથી નિસકોચ ત્યા રહેવા લાગ્યા પરતુ સુરપતિ વિષ્ણુએ ભૃગુપત્નીને અસુરોને આશ્રય દેવા વાળી જાણી તીક્ષ્ણધારના ચક્રથી તેનુ માથુ કાપી નાખ્યુ મહર્ષિ ભૃગુ પોતાની પત્નીની આ સ્થિતિ જોઈ ક્રોધાયમાન થઇ ગયા તેમણે વિષ્ણુને શાપ દિધો, કે—" તમે મારી નિરપરાધિ પત્નીને મારી નાખી છે, તો તમારે પણ મનુષ્યલોકમા જન્મ ગ્રહણ કરી અનેક વર્ષો સુધી સ્ત્રી-વિયોગનુ દુ ખ ભોગવવુ પડશે. " મહર્ષિ વાક્ય સત્ય કરવાને માટે શ્રી ભગવાન્ વિષ્ણુને શ્રાપ ગ્રહણ કરવો પડ્યો અને તેનુ તેમણે રામાવતારમા સાર્થક કરી બતાવ્યુ સીતાના વનવાસ વખતમાં લક્ષ્મણ પ્રતિ રામે કહેલુ કે—

સીતાના પરિત્યાગનુ મૂળ કારણ એ છે કે, પૂર્વ કાલમા હુ, વાલ્મીકિ અને ભૃગુદ્વારા શ્રાપિત થયેલો છુ જેથી મારે સ્ત્રી વિયોગ દુ ખ સહેવુ પડશે. લોકાપવાદ તેનુ ખાસ કારણ નથી

જલન્ધરની પત્ની વૃન્દાએ પણ વિષ્ણુને શ્રાપ આપ્યો હતો તેણીએ કહેલ કે, ' તમે મારી સાથે છલ-કપટ કરેલું છે જેથી તમારે સ્ત્રીવિયોગનુ દુ ખ સહેવુ પડશે "

દેવદત્તની સ્ત્રી નૃસિંહ વેશ ધારી વિષ્ણુને જોઇ બીકથી મરી ગઇ હતી. તેથી તેણે શ્રાપ આપેલો કે, [ " હે વિષ્ણુ! તમે જે પ્રકારે મને સ્ત્રીવિયોગનુ દુ ખ દીધુ છે, તે પ્રકારે તમારે પણ સ્ત્રીવિયોગ દુ ખ સહેવું પડશે " બાલિપત્ની તારાએ પણ આ પ્રમાણે શ્રાપ આપ્યો હતો, જે રામાયણમા વિસ્તૃત રૂપથી વર્ણવવામા આવેલુ છે આવા અનેક પૂર્વ દૈવી સમ્બન્ધના કારણેજ નિરપરાધિ સીતાદેવીનો શ્રી રામચદ્રજીને વિયોગ થયો હતો. પૂર્ણાવતાર ચરિત્ર સાથે અશાવતાર ચરિત્રનો એક ભેદ એ છે કે, પૂર્ણાવતાર ભાવાતીત થયા કરે છે અને અશાવતાર કોઇ એક ભાવને મુખ્ય

# ક્રોધ.

( લે. દેસાઈ મોતીલાલ મથુરભાઈ મહુધાવાળા )

ક્રોધી મનુષ્ય પોતાના સ્વભાવથી અન્યને હાની કરે તે કરતા પોતાની જાતને વધારે હાનિ કરે છે ક્રોધ પોતાને-આશ્રય આપનારનેજ બાળે છે ક્રોધીની ઇન્દ્રિયો ચપળ અને વ્યાકુળ રહે છે, મન નિરંતર મનોધયુક્ત રહે છે ક્રોધીને સારાસાર-હિતાહિત, અને સ્વ-પરનો વિચાર રહેતો નથી. વિવેક બુદ્ધિ ક્રોધના પ્રગટ થતાની સાથેજ નાશ પામી જાય છે ક્રોધનુ ઔષધ ક્ષમા છે સુરવિરતાનું લક્ષણ ક્રોધને વિદારવામા છે બુદ્ધિની કુશામતા ક્રોધ સમયે ક્ષમાનાવિચાર કર્તવ્યમાં છે.

ક્ષમા ધારણ કરવામાંજ મનુષ્યનું ભૂષણ છે ક્ષમાવાનનુ એક ઉચ્ચ ઉદાહરણ મનનીય છે -

એક ધર્મોપદેશક એક રાજમાર્ગથી પસાર થતા હતા રસ્તામાં એક ઉદ્ધત-ક્રોધી-મનુષ્યના આચરણથી ધર્મોપદેશક ખીન્ન થયા અને તેના હિત માટે તેને સુબોધ આપવા લાગ્યા તે અતિ લક્ષ ન આપતા તે ઉદ્ધત ક્રોધી મનુષ્યે તેમનુ દરેક રીતે અપમાન કર્યું તોપણ ધર્મોપદેશકે પોતાનુ કાર્ય ચાલુજ રાખ્યુ રસ્તે જનાર એક સજ્જને તે ઉપદેશકને કહ્યું કે આવા ઉદ્ધત દુરાગ્રહી અને ક્રોધી મનુષ્યે પ્રતિ આપ શા માટે આપનો અમુલ્ય વખત ગુમાવો છો ? વિનયહિનને બોધ આપવો એ જળમાં ઉત્તમ લેખ લખવા જેવુ છે તે સાભળી ધર્મોપદેશકે ઉત્તર આપ્યો કે

વિવેકી, સદાચરણી, અને વિનયીને સુધારવામા ધર્મોપદેશકના કર્તવ્યની અવધિ નથી પણ અવિવેકી, ઉદ્ધત અને દુરાગ્રહીને સુધારવો એજ ધર્મોપદેશકનુ ખરૂં કર્તવ્ય છે તે ઉદ્ધત, દુરાગ્રહી પોતાનો સ્વભાવ બતાવવા જેટલો શ્રમ કરે છે તેથી સહસ્ત્રગણો શ્રમ લેવો એજ મારૂં કર્તવ્ય છે.

જ્યારે સામો માણસ ક્રોધી હોય અને સહજમાં પોતાનો સ્વભાવ પ્રગટ કરે ત્યારે આપણે ક્ષમા ધારણ કરવી એજ ભૂષણરૂપ છે દુર્જનને ક્ષમાથી શાન્ત કરવો પણ ક્રોધથી ઉત્તેજીત કરવો એ સજ્જનનુ-કર્તવ્ય-ભૂષણ નથી-કારણ કે વિના પ્રયોજન કોઇનું ભૂંડું કરવુ એ દુર્જનનો સ્વભાવ છે અને જ્યારે તે સ્વભાવથી કોઈનુ હિત કરે, તો, તેવે પ્રસંગે દુર્જનનો દોષ ન જોતા તથા તેના પ્રતિ ક્રોધ ન કરતા-ક્ષમા દ્રષ્ટીથી જોવુ ઉચિત છે એક પ્રચલીત દ્રષ્ટાંત આ સ્થળે અસ્થાને નહી ગણાય

કોઈ એક ગામના શરીયામ રસ્તા ઉપર ઝાડુ કાઢનાર ભંગી જાતની સ્ત્રી પોતાનુ કામ કરતી હતી તે રસ્તે થઈને એક ક્રોધી મનુષ્ય જતો હતો વાળનાર સ્ત્રીની દ્રષ્ટીમા તે નહી હોવાથી તે પોતાનું કામ કર્યે જતી હતી તેણીના પ્રતિ અગણીત અઘટિત શબ્દપ્રહાર કરી પુષ્કળ ક્રોધથી તે કહેવા લાગ્યો કે દુષ્ટા દુર ખસ, તારા ઓળાથી હું અભડાઈશ તે સાભળી તે નિચ જાતની-પણ ક્ષમાવાન સ્ત્રીએ ઉત્તર આપ્યો કે-તમારૂં કહેવુ મિથ્યા છે, ધર્મશાસ્ત્ર અને નિતિશાસ્ત્ર પ્રમાણે તો વખતે તમારાથી હું અભડાઉ એમ છુ તેણીનાં આ વચન સાંભળી ક્રોધી મનુષ્યનું લોહી તપી આવ્યુ અને ઘણા માણસો ભેગા થયા અને તે હકીકતથી વાકેફ થયા તે સર્વના દેખતાં સ્ત્રીએ કહ્યું કે જે માણસ ક્રોધ કરે છે તેના શરીરમાં " ભંગી " દાખલ થાય છે તો વાસ્તવિક રીતે આપ ન્યાય કરશો કે કોણ કોનાથી અભડાય તેમ છે ?

ક્રોધ એ મહા નિચ છે તે જ્યારે આગમા પ્રગટે છે ત્યારે અતિ નિચ કાર્ય કરતા મનુષ્ય અચકાતો નથી,

ક્રોધને જીતનારે-અપૂર્વ જીત મેળવી કહેવાય છે ક્રોધીઓનો સ્વભાવ જ એવો હોય છે કે તેઓ નીષ્પ્રયોજન ક્રોધ કરે છે એક ક્રોધી મહારાજ ( આમ થવાના ઘણા દાખલામાં-કારણ પ્રતિ લક્ષ કરતાં ક્રોધ, મુખ્ય છે ) એક ભાગોળ પર આવેલી ઝુપડીમા રહેતા હતા એક વિચારશીલ મનુષ્યે તેમના સ્વભાવની પરીક્ષા અર્થે પૂછ્યુ કેમ બાવાજી આગ બાગ છે કે ?

બાવાજીએ ઉત્તર આપ્યો—ક્યા આંખસે અંધા હૈ? દીખતા નહી હૈ?

મનુષ્યે પૂછ્યુ—અરે બાવાજી બારેલી જણાય છે ને ના કેમ કહો છો?

બાવાજી—કૈસા મૂર્ખ હૈ, અક્કલ સે બી ખ્યાલ નહી કર શકતા હૈ કે, આગ નહી હૈ એમ કહી આંખે અને મ્હોંએ ગુસ્સો દર્શાવ્યો

મનુષ્યે—અરે બાવાજી ધુમાડો નીકળે છે ને? ના કેમ કહો છો

બાવાજી—અબે ગડુ હૈ કે ક્યા? અત ભગંજા હૈવાન બોત બકવાદ કરેગા તો માર ખાયગા

મનુષ્ય—અરે બાવાજી હુ તો ડાહ્યો છુ, આવડો ભડકો થયો અને વળી કહો છો કે આગ નથી એ શુ? એમ કરીને ચાલી ગયો

ક્રોધી માણસ ભાગ્યેજ સમજે છે કે મને ક્રોધ થાય છે પણ જ્યારે ક્રોધનું વિપરીત પરિણામ અનુભવે છે ત્યારે પશ્ચાતાપ થાય છે તે સમયે થએલા પશ્ચાતાપનુ સ્મરણ જો નિરંતર રહે તો કાળે કરીને તે ક્રોધી સ્વભાવ ટળી જાય છે,

ક્ષમાના ઉચ્ચ સદ્‌ગુણ માટે ઘણાં દ્રષ્ટાંતો છે એક નાથ સ્વામિ ઉપર એક યવન ૭૧ વાર થુક્યો અને તેમણે ૭૨ વાર સ્નાન કર્યુ ભગવાનની છાતીમાં લાત મારનારનુ ભ્રગુ ભગવાને તો હિતજ કર્યું વશિષ્ટનુ અને વિશ્વામિત્રનુ જગપ્રસિદ્ધ દ્રષ્ટાંત કોણ નથી જાણતું

એક ઉમરાવ રાજદ્વારમાથી પરવારી પોતાને ત્યાં ઘેર જતો હતો તે વખતે એક રીસે બળતા મનુષ્યે તેને પૂઠેથી અનેક ગાળો દીધી અને તે ઉમરાવ પોતાના ઘર સમીપ આવ્યો ત્યાં સુધી તે મનુષ્ય ગાળો દેતો તેની પૂઠે પૂઠે આવ્યો પછી વરસાદ પણ થોડો થોડો આવતો હતો તેથી પેલો માણસ ઉમરાવના છજા નીચે ઉભો રહ્યો. ઉમરાવે ઘરમા જઇ પોતાના નોકરને હુકમ કર્યો કે એક છત્રી તથા ફાનસ લઇ આ બહાર ઉભેલા અતિથીને તેને ઘેર સુધી મુકી આવ—ક્ષમાના દ્રષ્ટાંત પ્રતિ દ્રષ્ટી કરતાં તેવા વિરળ પુરૂષો અનેક છે

એક મહાત્મા એકાંત સ્થળમાં નિવાસ કરતા હતા ત્યાં એક અવિચારી ક્રોધી ઉદ્ધત મનુષ્ય જઇ ચડયો અને કહ્યું કે, અરે બાવાજી જરા ખાવાનો ચપટી સુકો આપો. અને જો હોય તો ચીકણી આપો—તે સાભળી બાવાજી એ ઉત્તર આપ્યો કે ભાઈ એ બંનેમાંનુ એક પણ નથી તેથી લાચાર છુ તે સાભળી પેલા મનુષ્યનો મીજાજ છેકે પાટે ગયો અને અનેક તિરસ્કાર યુક્ત વચન કહ્યાં અને કહ્યુ કે સાધુ થઇને તમાકુ રાખતા નથી તો જગતમા કુપડી બાધી તે શા કામની? કોઇ વટેમાર્ગુની હાજત પૂરી ન કરી શકે તો સાધુ શાના—ગ્રહસ્થાશ્રમીઓથી પોસાવાનું સારૂ લાગે, અને તેમને કોઇ ચીજની અરજમાં પડે ત્યારે તો, "લાચાર" કહી બતાવવુ ઠીક ઢોંગ લઇ બેઠા છો આ વીગેરે અનેક વચનો કહ્યા સાધુ મહારાજ શાન્ત ચિત્તે સાંભળી હરિસ્મરણ કરતા હતા થોડીવાર થઇ એટલે વટેમાર્ગુને પાણી પિવાનું મન થયુ તેથી બોલ્યો કે પાણીનો લોટો મળશે કે તે પણ "લાચાર"

બાવાજી એ પોતાના શીષ્યને કહ્યુ કે આ ભાઈ હમણાં બોલીને થાકી ગયા છે માટે પાણીમાં થોડી સાકર નાંખી શરબત બનાવી આપો એટલે ઠીક પડશે.

અપકાર ઉપર ઉપકાર—અવગુણ ઉપર ગુણ કરનારની જ જગમાં બલીહારી છે

ક્રોધ જીત્યો તેણે જગત જીત્યુ

---

# अनादि सत्य,

(લેખક—દેસાઇ મોતીલાલ મથુરભાઇ)

માયાના મોહ અંધકારમાં છુપાતું, બ્રહ્મના મર્મ પ્રદેશમાં પથરાતુ
ત્રિકાળમાં એક સરખુ મનાતું, જે અનેક ઐશ્વર્ય વાદથી વદાતું
સર્વ પ્રજામા સરખા મનથી મનાતુ, જ્ઞાન ગુચની છેલ્લી ગાંઠમાં વસતું
તે જ્ઞાની, વેદાન્તિ, ભક્ત અને 'પ્રેમી'
પુરૂષ અને સ્ત્રી'દેવ દાનવ સર્વથી.
સપ્રેમ વદાતુ.
ત્રિકાળમા મનાતુ, અનાદિ સત્ય તેજ ગેય, ધેય અને સર્વનુ સર્વસ્વ છે

# सफळतानुं रहस्य.

સર્વ મનુષ્યો પોતપોતાના ધંધામા વિજય મેળવવાની આશા રાખે છે પરંતુ તે ધંધામાં વિજય શી રીતે મેળવવો તેનુ જ્ઞાન ઘણા થોડાને જ હોય છે ઘણા માણસો પણ પ્રયત્ન અને માથાકુટ કરવા છતાં પણ ઘણીવાર પોતાના ધંધામાં નિષ્ફળ નીવડે છે. આમ નિષ્ફળતા મળતા પોતાના ભાગ્યનો વાંક કાઢી નિરાશ થઇ જાય છે તો શુ આવા માણસોમા પોતાનુ કાર્ય કરી શકે તેવી શક્તિ નથી એમ માની શકાય ? શુ તે મમારતા કાર્યો કરવાને અયોગ્ય છે ? ના, તેમ નથી આ જગતમા દરેક મનુષ્યને પોતપોતાની યોગ્યતાનુસાર કાર્ય કરી શકે તેવી શક્તિ પરમાત્માએ આપેલી છે જ્યારે મનુષ્ય પોતાની પ્રકૃતિને અનુકૂળ કામ કરે છે ત્યારે પ્રકૃતિ દેવી જરૂર તેનુ કાર્ય સિદ્ધ કરાવે છેજ.

પ્રકૃતિની ખાસ કૃપાથી મનુષ્યના મગજમા અનેક કેન્દ્ર બનેલા છે મનની શક્તિયો પોતપોતાના કેન્દ્રમાં હમેશા સંચલન કર્યા કરે છે સંચલનનો પ્રભાવ મનુષ્યના કાર્યોમા પડે છે માણસના માથામા કેટલોક ભાગ ઉંચો અને કેટલોક નીચો દેખાય છે તે ઉપરથી તેનામાં કઇ કઇ માનસિક શક્તિયો પ્રબળ અને કઇ કઇ નિર્બળ છે તે જાણી શકાય છે

માનસિક શક્તિયોને અનુકુળ કરવામાં આવેલો ઉદ્યોગ ઉત્સાહવર્ધક અને આનંદ જનક છે. આ નિયમનો ભંગ કરવાથી પરિણામ પણ વિપરીત આવે છે

આથી કાર્યની સિદ્ધિને માટે મૂળ રહસ્ય એ છે કે જે કામ મનુષ્યે કરવુ તે પોતાની માનસિક શક્તિયો અને રૂચિને અનુકૂળ કરવુ એવુ એક પણ મનુષ્ય નથી કે જે જગતમા કોઇને કાંઇ ઉપયોગીને લાભકારક કામ ન કરી શકે અને એવુ એક પણ મનુષ્ય નથી કે જેને માટે જગતમા કોઇ એક યોગ્ય સ્થાન ન હોય, જેથી પ્રત્યેક મનુષ્ય જો પોતાની માનસિક શક્તિયોને અનુકૂળ સ્થાન ગ્રહણ કરી લે તો પછી તેને બીજાના કરતાં વધુ પરિશ્રમ કરવો પડે છે છતા નિષ્ફળતા મળે છે એવુ કહેવા વખત ન આવે, પછી અશાંતિ અને કલહનો સંભવ પણ રહેશે નહિ, કેમ કે જીવનના નિશ્ચિત કરેલા કાર્યમા જ્યારે આનંદ પ્રાપ્ત થવા લાગે છે ત્યારે તેથી બીજા કોઇ પણ વિષયની તરફ મનુષ્યનું ધ્યાન કદી પણ આકર્ષાતું નથી.

સર્વની માનસિક શક્તિયો કાંઇ એક સરખી હોતી નથી કોઇમા કોઇ શક્તિ વધુ હોય છે તો કોઇ ઓછી હોય છે જેમ દરેક મનુષ્યના રંગ, રૂપ અને શરીરના આકારમા તફાવત હોય છે તેમ માનસિક શક્તિયોમાં પણ તફાવત હોય છે આ સિદ્ધાન્તને સમજ રાખીને જો જીવનનું કાર્ય સંપાદન કરવામા આવે તો જગતમાથી દુઃખ માત્રનો નાશ થઇ જાય. આ સિદ્ધાન્તને અનુકૂળ પોતાની સમગ્ર શક્તિયોને જો કોઇ ઉદ્યોગમા જોડી શકાય તો સફળતા જરૂર પ્રાપ્ત થવાનીજ

માતાપિતા પોતાનાં બાળકોને માટે નાનપણથી અનેક વિચાર કરી મૂકે છે કોઇને પોતાના પુત્રને વકીલ બનાવવાનો, કોઇને વેપારી બનાવવાનો અને કોઇને અમલદાર બનાવવાનો વિચાર થાય છે આ પ્રકારે પોતાના બાળકને માટે નાનપણમાંથી માતાપિતા અનેક કલ્પનાઓ કરી મૂકે છે અને તે પ્રમાણે બાળકોને મહાન બનાવવા માટે યોગ્ય ઉપાયો પણ લે છે, છતા પણ ઘણીવાર તેમના ધાર્યા પ્રમાણે બાળક નીકળતો નથી. ત્યારે તે દૈવનો દોષ કહાડે છે આમા તેમની ભૂલ છે બાળકોને માટે નાનપણથી તેમની પ્રકૃતિ જોઇ અને તે પછી તેમના ભવિષ્યનો વિચાર કરવો જોઇએ

શરીરની પુષ્ટિને માટે ભોજન વિગેરેની તો વીશમી સદીના વૈજ્ઞાનિકોએ મોટી મોટી વાતો લખી છે અને ઘણા નિયમો પણ કર્યા છે પોતાની પ્રકૃતિ અનુસાર ભોજન કરવાને અને પ્રકૃતિથી વિપરીત કાંઇ પણ ન ખાવાને પણ જણાવ્યુ છે પણ પ્રત્યેક મનને માટે કેવા પ્રકારનું ભોજન યોગ્ય છે તે હજુ સુધી જણાવ્યુ નથી

ઘણા વિજ્ઞાનવેત્તા પંડિતોનો મત છે કે થોડે ઘણે અંશે મનુષ્યનામા સર્વ શક્તિયો હોય છે તે પોતાની અલ્પ શક્તિયોને ઉન્નતિની પરાકાષ્ટા સુધી લઇ જઇ શકે છે સંસારમા કોઇ એવુ કાર્ય નથી કે જે તેનાથી સિદ્ધ ન થઇ શકે ધીરે ધીરે સાવધાનીથી પ્રયત્ન કરવાથી સર્વ કાર્ય સિદ્ધ થઇ શકે છે મનુષ્યનુ પોતાનુ ભાગ્ય પોતાના જ હાથમા છે ભાગ્યના હાથમાં મનુષ્ય નથી. અમુક મનુષ્ય કેવુ કામ કરી શકે છે, તેનુ ચરિત્ર કેવુ છે, તે સુધરી શકે છે કે નહિ, કેવુ કાર્ય તેને માટે યોગ્ય છે, કેવુ અયોગ્ય છે, કેવી રીતે તેની માનસિક શક્તિયો પોતાના પૂર્ણ રૂપમા વિકાસિત થઇ શકે છે, જગતમાં તેને સફળતા શી રીતે મળી શકે તેમ છે, વિગેરે સર્વ ઉપયોગી વાતો મસ્તિક વિજ્ઞાનથી જાણી શકાય છે એ વિજ્ઞાન સાર્વજનિક અને સાર્વ ભૌમિક છે પ્રત્યેક ગામ, નગર અને દેશમા તેની સહાયતાથી કાર્ય થવુ જોઇએ તે અનુસાર કાર્ય કરવાથી કદાપિ પણ નિષ્ફળતા મળતી નથી,

જગતની સામ્પ્રતિક ગતિને જોતા સ્પષ્ટ જણાય છે કે પ્રાકૃતિક નિયમાનુસાર કાર્ય ન થવાથી જ મહાન ઉપદ્રવો થાય છે, મહાન હાનીયો પણ થાય છે, મસ્તિક વિજ્ઞાનના નિયમ સરળ અને અટલ છે, પ્રત્યેક જીવન કાર્યમાં અને વિશેષે કરીને શિક્ષણ કાર્યમાં તેની સહાયતાથી મનુષ્યને ચમત્કારીક લાભ થાય છે,

અમેરીકાએ કેટલેક અંશે પોતાની શિક્ષણ પ્રણાલી આ વિજ્ઞાનના નિયમાનુસાર સ્થાપેલી છે અને તેથીજ તે હાલ વધુ લાભ મેળવે છે

માથુ એ મનની ઇંદ્રિય છે, તેની અંદર રહીને મન પોતાનુ કામ કરે છે મનની અનેક શક્તિયો છે તેમાથી પ્રત્યેકને માટે માથાની અંદર જુદાં જુદાં સ્થાન નક્કી કરેલાં છે, જ્યારે મનની કોઇ વિશેષ શક્તિ કાર્ય કરે છે ત્યારે તેના માથાની અંદરના સ્થાનમા એક પ્રકારનુ સચલન થવા માંડે છે, જેથી તે કાર્ય કરવાની ક્ષમતાનો પ્રાદુર્ભાવ થાય છે, શારીરિક કે માનસિક એવુ કોઇ કાર્ય નથી કે જે આ સંચલન દ્વારા ન સિદ્ધ થાય, મજ્જાતંતુઓનો સબંધ શરીરની સર્વ નસોની સાથે રહે છે, મન જ્યારે કોઇ કાર્ય કરવુ કે કરાવવુ ધારે છે ત્યારે તે પ્રથમ મજ્જાતંતુઓમા ગતિ ઉત્પન્ન કરે છે આ ગતિથી શાખા શરીરના સ્નાયુઓમાં ગતિ ઉત્પન્ન થાય છે, આ ગતિ જ્યારે રુચિકર થાય છે ત્યારે સર્વ કામ કરવામાં આનંદ મળે છે. અને સફળતાની ઝલક જણાવા માંડે છે રૂચિ ઉત્પન્ન થયા વગર ગતિની સફળતા કે આનંદની પ્રાપ્તિ કઠિન છે તેને જ સફળતાનું રહસ્ય સમજવુ

નેપોલીયન બોનાપાર્ટે કહ્યુ હતુ કે જગતમાં કોઇ પણ કાર્ય એવુ નથી કે જે મનુષ્યથી ન થઇ શકે. પણ તે કામ કરવાની શક્તિ હોવી જોઇએ.

મગજની અંદર નીચે પ્રમાણે શક્તિયો રહેલી છે મગજની અંદર કાનની પાછળ ૧ જીવન પ્રેમ, તેની જોડે ૨ કાર્ય પરતા, તેની જોડે કાનની આગળ ૩ પદાર્થોથી પ્રાપ્ત થતા આનંદનું જ્ઞાન, તેની ઉપર ૪ પ્રાપ્તિની ઇચ્છા એ ચાર શક્તિયો રહેલી છે

૨ કાનની બૂટીની પાછળ ૫ સ્ત્રી પુરૂષનો પરસ્પરનો પ્રેમ, તેની ઉપર ૬ પ્રેમ પરાયણતા, તેની પાછળ ૭ સ્નેહ, તેની ઉપર ૮ દેશ પ્રેમ, તેની જોડે ૯ મિત્રતા અને તેની ઉપર ૧૦ સ્થિરતા એ શક્તિયોનાં સ્થાન રહેલા છે

૩ કાનની ઉપર કાર્ય પરતા શક્તિની ઉપર ૧૧ સાહસ, તેની ઉપર ૧૨ રહસ્યરક્ષા, તેની ઉપર ૧૩ સાવધાની અને તેની જોડે ૧૪ સૌંદર્યોપાસના એ શક્તિયો રહેલી છે

૪ સૌંદર્યોપાસનાની જોડે ૧૫ આવિષ્કાર, તેની નીચે ૧૬ નિર્માણ કૌશલ, તેની ઉપર ૧૭ નકલ એ શક્તિયો રહેલી છે

૫ આંખની ભમરની ઉપર ૧૮ જાતિજ્ઞાન, ૧૯ અંક જ્ઞાન, ૨૦ કોઇ વાતનુ કારણ જાણવાની ઉત્કંઠા, ૨૧ વર્ણજ્ઞાન, ૨૨ આકર્ષણ જ્ઞાન, ૨૩ આકારજ્ઞાન, ૨૪ રૂપ ભેદ અને આંખના ખૂણા ઉપર સુંદર વાણી એ શક્તિયો રહેલી છે

૬ નાકની ઉપર કપાળની મધ્ય રેખામા ૨૬ ધ્યાન, તેની ઉપર તાત્કાલિક જ્ઞાન, તેની જોડે સ્થાન જ્ઞાન અને તેની જોડે કાલજ્ઞાનની શક્તિયો રહેલી છે

૭ તેની ઉપર ૩૦ વિચારભેદ જ્ઞાન, તેની ઉપર ૩૧ કારણ જ્ઞાન, તેની જોડે ૩૨ સાદૃશ્ય જ્ઞાન અને તેની ઉપર ભવિષ્યદ જ્ઞાન એ શક્તિયો રહેલી છે,

૮ તેની ઉપર માથાના મધ્ય ભાગે દયા, તેની નીચે ૩૫ નમ્રભાવ, તેની જોડે ૩૬ અંધવિશ્વાસ, તેની જોડે ૩૭ આશા અને તેની ઉપર ૩૮ માથાના મધ્ય ભાગમાં શ્રદ્ધા એ શક્તિયો રહેલી છે

૯ માથાના પાછલા ભાગની ઉપરના ભાગમા

૩૯ બુદ્ધિ વિવાદ, તેની જોડે ૪૦ બરાબરી કરવાની ઇચ્છા, તેની ઉપર આત્મ સમ્ભાવ અને તેની જોડે ૪૨ દઢ સંકલ્પ શકિત એ શક્તિયો રહેલી છે

આ શકિતયો કેટલી મહત્વપૂર્ણ છે, કેટલી લાભ દાયક છે, અને તેના વિકાસથી જગતનુ કેટલું કલ્યાણ થઇ શકે તેમ છે, તેને વિચારશીલ પુરૂષો સહજમાંજ સમજી શકે છે તેનો વિકાસ નવજીવનનો સચાર કરીને જાતીય પ્રેમ, જાતીય બળ અને જાતીય સમ્માન વિગેરે ગુણો ઉત્પન્ન કરીને સુખ અને આનંદની એટલી સામગ્રી એકઠી કરે છે કે જેનો હિસાબ નહિ.

આ પવિત્ર ભૂમિની સામ્પતિક સ્થિતિ એ ઇચ્છે છે કે, સત્યવ્રત, દઢ સકલ્પ, ભગવત પરાયણ, કૃપાલુ અને કર્મવીર પુરૂષોનીજ આ વખતે ઘણી જરૂર છે

જગતમાં ઘણા મનુષ્યો બીજાના આશ્રિત તરીકે રહે છે. દુકાનદાર, મજુર, વકીલ, બેરીસ્ટર, લેખક કે ગમે તે ધધો કરતો હશે તે પણ એક બીજા પાસેથી કાંઈને કાંઇ લાભ મેળવે છે સર્વને એક બીજાની જરૂર પડે છે આથી પરસ્પરના પ્રેમની આવશ્યક્તા છે જ્યા સુધી દરેકના મનમાં એમ ન સમજવામા આવે કે આપણને એક બીજાની જરૂર છે અને આપણને એક બીજાનો ખપ પડશે ત્યાં સુંધી પ્રેમ અને સહાનુભૂતિની ઉત્પત્તિ થશે. ત્યારે એના પાસેજ એક બીજાને મદદ કરવાની ઇચ્છા થવાની.

પ્રકૃતિ હમેશા ઉન્નતિ શીલ છે તેની ગતિની સહાયતા કરવી એ કલ્યાણકર અને તેનો રોધ કરવો એ હાનિ કારક છે એથી મનુષ્ય માત્રનુ કર્ત્તવ્ય છે કે તેણે હમેશા અભ્યુદય અને ઉન્નતિ તરફ લક્ષ આપવુ જોઇએ મસ્તિક વિજ્ઞાનના સિદ્ધાન્તો સફળતા અને આનદ દાનના સૂચક છે સસારની સામ્પ્રતિક સ્થિતિથી એ જણાય છે કે યથાર્થ માનુષિક શક્તિયો ક્યા સુધી ક્ષીણ થઇ ગઇ છે અને કયા કયા દુર્ગુણો મનુષ્યોમા આવી ગયા છે પ્રાકૃતિક નિયમો અનુસાર શિક્ષણ પ્રાપ્ત કરીને જો આપણે સફળતાના રહસ્યોને કાર્યમાં ઉતારીએ તે ખરાબ સ્થિતિ પલટાઈ સુખદસ્થિતિ પ્રાપ્ત થતા વાર લાગતી નથી[1]

---

# પ્રભાત શોભા.

(લેખક—દેશાઇ મોતીલાલ મથુરભાઈ મહુધાવાળા.)

ઉગ્યો કઇ પુર્વમાં રસીલો પ્રભાત,
જાણે જણાવે જગને, નિજનો પ્રભાવ,
છાઇ તમામ ભૂમિને નવના સુ રંગે,
જાખુ પ્રકાશીત પૂરૂ નિજ રૂપ દાખી. ૧
પક્ષી ગણો જણવતાં સ્વારી ઉષાની,
મીઠા મધુર ગિતડાં ગાઇને મઝાના,
શીતળ સમિર સ્વાગી, કરી રશ્મિકાની,
મીઠી સુગધિવાળો પ્રસરે છે મદ. ૨
ભેદી તિમિર પટને ઝીણું ઝરતાં,
જાણે ટીપા ટપકતા વરસાદ કેરા,
જે તેજ પુજ હળવે હળવે પડે છે,
દાખી પ્રભાવ નિજનો ક્ષિતિને ભરે છે ૩
બ્રહ્માંડ રમ્ય પ્રભુની લીલા જણાવે,
આછેરૂ અગ રવિનુ ચડી તુરી આવે
જે માનવી જીવન વર્ધક પ્રાણ દાતા,
સીચે જીવન મધુરાં ધીમાં મઝાના. ૪

---

1 હીંદી ઉપરથી

# आंतरिक इच्छा शक्तिनो उन्नतिमां उपयोग.

(અનુસંધાન ગતાંકથી.)

મનુષ્ય માત્ર પોતાની ઉન્નતિ કરવાને માટે શક્તિમાન છે તે દરિદ્રતાના દુઃખમય ખાડામાં પડી રહેવાને માટે સરજાયલો નથી પણ સંસારમાં જે સર્વોત્તમ વસ્તુઓ છે તેને તેમજ ઉચ્ચ સુખને મેળવવાને માટે તે લાયક છે ઘણા માણસો પોતાની ઉન્નતિ કરી શકતા નથી, અને જેવી સ્થિતિમાં જન્મથી મૂકાયા હોય છે તેવીને તેવીજ અથવા તો તેથી પણ નીચી સ્થિતિમાં મરણ પર્યંત પડી રહે છે તેનું કારણ એ છે કે, તે હમેશાં નિરૂત્સાહી રહે છે આગળ વધવાની તેને હીંમ્મત જ રહેતી નથી તેની આજુબાજુના મનુષ્યો પણ એવા હોય છે કે જે તેના ઉત્સાહનો ભંગ કરે છે અને આગળ જતો અટકાવે છે તે ધારે છે કે આપણું શું ગજું ? આપણી શી યોગ્યતા ? નાહક સમય ગુમાવી લોકોની આંખે ચઢવું મળ્યું છે તેજ સારૂં છે આખો લાડવો લેવા જતાં વખતે આ અર્ધો મળ્યો છે તે ન જતો રહે, એમ માની ઘણા માણસો પ્રાપ્ત સ્થિતિથી તસુ પણ આગળ વધવાને માટે ભાગ્યશાળી થઇ શકતા નથી.

તેમને એક લવારનો છોકરો મોટો દુનિયાને ધ્રુજાવનાર વીર નેપોલીયન થયો હતો, એક સાધારણ ભરવાડનો છોકરો અમેરીકાનો મોટો પ્રેસીડેન્ટ થયો હતો, એવી એવી વાતો અશક્ય લાગે છે પણ તેમણે સમજવું જોઇએ કે જ્યાં સુધી આપણી પ્રાપ્ત સ્થિતિથી આપણા અંતરાત્માને સંતોષ થાય નહિ ત્યાં સુધી હમેશાં ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવાને માટે કમર કસી પ્રયત્ન કરવાની જરૂર છે તે જ પરમાર્થની ઉન્નતિ સાધવામાં પણ કામ આવે છે અંતરાત્માની સૂચના સાંભળી કામ કરો, તમારો અંતરાત્મા વારંવાર તમને જેવા થવાની ઇચ્છા કરાવે તેવા થવાને માટે ઉત્સાહ અને ધૈર્યથી પ્રયત્ન કરો અને આ જગતના સર્વોત્તમ પદને પ્રાપ્ત કરો તમારા અંતરાત્મામાંથી ઉઠતી ઇચ્છાઓની સિદ્ધિને માટે તમારે ઉત્સાહિત થવું જોઇએ અને ધૈર્ય તથા શ્રદ્ધાથી પ્રયત્ન કરવો જોઇએ

ઉન્નતિ દરેક માણસની થાય છે મનુષ્યે આગળ વધવું યાતો પોતાને પ્રાપ્ત સ્થિતિમાં પડયા ન રહેતા દિન પ્રતિદિન સર્વોત્તમ સ્થિતિને પ્રાપ્ત કરતા રહેવું એ ઇશ્વરીય નિયમ છે જેને પોતાનું કાંઇ જ્ઞાન નથી તે તરફ લક્ષ આપો, નાનામાં નાનું બીજ કે જે જમીનમાં નાંખતા એક છોડ રૂપે ઉગી નીકળે છે, તે તેવીજ સ્થિતિમાં ન રહેતા દિવસે દિવસે ઉચું વધી મોટા વૃક્ષ રૂપે થાય છે તેમ જ એક નાના બાળકને જુવો, તેનામાં પ્રયત્ન કરવાની કેટલી ઇચ્છા હોય છે તેનામાં જાણે કે અશક્તા હોતી નથી તે કુદરતી નિયમાનુસાર હમેશાં આગળ વધવા પ્રયત્ન કરે છે બીજા બાળકોને બોલતાં જોઇ ધીમેધીમે બોબડું, તોતડું, આ ચા, બા, વિગેરે કહી બોલતાં શીખે છે, તે આપણને ચાલતા જોઇ અખડાતું પછડાતું ચાલવાનો પ્રયત્ન કરે છે ઉભું થાય છે ને પડી જાય છે, તો પણ તે ફરી પડવાની બીકે ડરીને બેસતું નથી. પણ ફરી ઉભું થઇ ચાલવા લાગે છે, ઘણા બાળકો આપણને દાદરે ચઢતાં જોઇ દાદરે ચઢવા મંડે છે ત્યાંથી પડે છે, તેને વાગે છે ને લોહી પણ નીકળે છે છતાં પણ તે ડરતું નથી કે ફરી પડવાની બીકથી નિરૂત્સાહ થતું નથી પણ પાછું ફરી ચઢવા જાય છે આ શું બતાવે છે ? એજ કે કુદરત તેને આગળ વધવા પ્રેરણા કરે છે અને તે નિયમાનુસાર તે મોટું થાય છે આપણે પણ આ દૃષ્ટાંત લક્ષમાં રાખી આપણી

વ્યવહારિક અને સાંસારિક ઉન્નતિ કરવી જોઇએ તેમાં વિઘ્નો આવે તો તેથી ડરી જઇ નિરાશ થવાની જરૂર નથી, કારણ કે તમને ઇશ્વરીય શક્તિ જ આગળ લઈ જવાની ઇચ્છા રાખે છે તે તમને એક વખત વિઘ્નોથી નિષ્ફળ થશો તો બીજીવાર બમણું બળ આપશે માટે જ્યાં સુધી તમે સુખી સ્થિતિ ન પ્રાપ્ત કરો ત્યાં સુધી કોઇ પણ પ્રકારનો ભય રાખ્યા વગર પ્રયત્નના માર્ગમાં આગળ વધો

ઘણા માણસો ભણેલા ગણેલા હોવા છતાં સાત આઠ રૂપીઆના પગારમાં નોકરી કરી કરે છે જેમાં તેમનો પગાર વધવાનો સંભવ હોતો નથી હવે તે તેના શી રીતે આર્થિક ઉન્નતિ કરી શકે? પણ તે જ્યાં સુધી નિરાશ થઇ, પોતાની તેથી વધુ યોગ્યતા નથી, એમ માની તેમાં પડી રહે ત્યાં સુધી તેની વૃદ્ધ થતા સુધી તે સ્થિતિ કાયમ રહે તેમાં નવાઇ નથી તેણે જે સ્થિતિને પકડી હોય તો તરતજ કોઇ લાભ પ્રદ ધંધો શોધી કાઢવો જોઇએ તરત ધંધો ન જડતો હોય તો પોતાનો અંતરાત્મા જે માર્ગે જવાની સૂચના કરે તે માર્ગે જવુ

અંતરાત્માની ઇચ્છાને ઓળખતા શીખવુ અને દરેક કાર્યમાં ઉત્સાહ અને ધૈર્ય રાખી પ્રયત્ન કરવો

જ્યારે આત્મધ્વનિને ઓળખી તે અનુસાર પ્રયત્ન કરવામાં આવે છે ત્યારે આનંદ, તૃપ્તિ અને સંતોષનું ભાન થાય છે, પ્રયત્નમાં ઉત્સાહ થાય છે અને આત્માનો વિકાસ થાય છે,

મનુષ્યને ત્યારે સમજાય છે કે મારામાં આ બળ વધવાની ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવાની શક્તિ છે મનુષ્યનામાં એક એવી અલૌકિક શક્તિ છે કે જેની સહાયથી તે આ જગતમાં મહાન પદને પ્રાપ્ત કરી શકે છે

મહાન અને દિવ્ય વસ્તુઓ મનુષ્યને માટેજ ઇશ્વરે બનાવી છે અને તેવી તે પ્રાપ્ત કરવાને માટે લાયક છે, તે કંઈ જન્મારા સુધી પ્રાપ્ત સ્થિતિમાં કે દરિદ્ર અવસ્થામાં પડી રહેવા માટે લાયક નથી દરિદ્રતા એ મનુષ્યની દૈવિ પ્રકૃતિને અનુકુળ નથી પણ દૈવી ખજાનો માતો પોતાનામાં રહેલી દૈવી શક્તિ ઉપર મનુષ્યને શ્રદ્ધા નથી અને તેથીજ તે પોતાની દરિદ્રતા દૂર કરી ઉચ્ચ સ્થિતિ એ જઇ શકતો નથી તેને પોતાની દૈવી ક્ષુધાને તૃપ્ત કરવાને માટે પોતાની આત્મિક ઇચ્છાને મુક્ત હૃદયથી પ્રકાશિત કરવી જોઇએ અને વગર શરમાએ તેની પૂર્ણતાને માટે પોતાના આત્મા પાસે યાચના કરવી જોઇએ કે જેના ઉપર આપણો સ્વાભાવિક રીતે અધિકાર છે

આપણે ક્ષુદ્ર વસ્તુઓની ઇચ્છા રાખીએ છીએ અને તેને મેળવીએ છીએ અને તેવી રીતે આપણી ઇચ્છાઓને આપણે છિન્ન ભિન્ન કરી દઇએ છીએ અને જે દૈવી ખજાનો આપણે માટે સુરક્ષિત રાખવામાં આવેલો છે તે સંકુચિત કરી નાખીએ છીએ આપણે આપણી આત્મિક અભિલાષાઓની યાચના ન કરતા આપણા મનોમંદિરના મહાન અને દિવ્ય ઉપયોગી વસ્તુઓના પ્રવેશ કરવાના દ્વારને બંધ કરી નાખીએ છીએ આવી રીતે આપણે આપણા માનસિક ક્ષેત્રને એવુ સંકુચિત કરી દઇએ છીએ અને આપણો આત્મવિકાસ એટલો દબાઈ જાય છે કે આપણી ક્ષુદ્રતા અને સંકીર્ણતા આગળ આપણને કાંઇ સુઝતુ નથી

આપણે વિશ્વાસ રાખવો જોઇએ કે પરમાત્માનો સ્વભાવ આપવાનો છે અને આપણી હૃદયની અભિલાષાઓને પરિપૂર્ણ કરવાનો છે આપણે કાંઈ વધારે પડતુ માગીએ તો તેથી તેમનો ખજાનો ખૂટી પડવાનો નથી શુરજમુખુ ફુલ સૂર્યના માત્ર થોડાજ પ્રકાશની યાચના કરતું નથી, પણ સૂર્યનો સ્વભાવિક ગુણજ એવો છે કે તે પોતાના પ્રકાશને પૂર્ણ રીતે તેના ઉપર તેમજ અન્ય સર્વ પદાર્થોની ઉપર ફેંકે છે એક મીણબત્તી સળગતી હોય ને તેમાથી કદાચ બીજી મિણબત્તી સળગાવવામાં આવે તો તેથી કરીને પ્રથમની મીણબત્તી કાંઈ ઓછી થઇ જતી નથી કે તેને કાંઇ હાનિ થતી નથી. આપણે એક બીજા સાથે મૈત્રી ભાવ રાખવાથી આપણે આપણો મૈત્રી ભાવ અને તે સબંધી યોગ્યતાનો વધારો કરીએ છીએ કાંઇ ખોતા નથી તેવીજ રીતે આત્મબળના ખજાનામાથી આપણે જેટલુ બળ લેવાય તેટલું લઇએ તો તેથી આત્મસામર્થ્યનો જે અખૂટ ખજાનો છે તે ખૂટી જવાનો નથી માટે આપણે આપણા હૃદયનો વિકાસ કરી આપણા આત્મ સામર્થ્યને આપણામાં જ્યાં સુધી પ્રકટાવતા નથી ત્યાં સુધી જ દરિદ્રતા વિગેરે દુઃખદ સ્થિતિ રહે છે તેનો ત્યાગ કરવો અને સુખી સ્થિતિ પ્રાપ્ત કરવી એ આપણાજ હાથમાં છે

મનુષ્ય માત્રે જાણવું જોઈએ કે તેણે પોતાના જીવનના અલૌકિક રહસ્યનું જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત કરવુ જોઈએ અને તેણે દૈવિ શક્તિના પ્રબળ પ્રવાહને કેવી રીતે પોતાની તરફ વહેવરાવવો જોઈએ અને તેનો કેવી રીતે ઉપયોગ કરવો જોઈએ જો મનુષ્યને તે દૈવિ તત્ત્વનુ જ્ઞાન થઇ જાય તો તે પોતાની કાર્ય કુશળતાને હજારો ગણી વધારી શકે છે કેમકે તે પછીથી ઐશ્વર્ય-વિભૂતિનો સહયોગી ને હિસ્સેદાર બની શકે છે

જ્યારે આપણે અનંત સામર્થ્ય સંપન્ન પરમાત્માની સાથે એકાગ્રતા સાધીએ છીએ, આપણા આત્માને સંસ્કૃત કરવા માંડીએ છીએ, અને આપણી અપ્રમાણિકતા, સ્વાર્થ અને અપવિત્રતાના દુર્ગંધમય કચરાને આપણા હૃદયમાંથી બહાર ફેંકી દઇએ છીએ, ત્યારે તે વખતે આપણને તે દોષોથી રહિત શુદ્ધ પરમાત્માનાં દર્શન થાય છે અને આપણને ઈશ્વરની શ્રેષ્ટતા જણાવા લગે છે તે પછી આપણે શ્રેષ્ટતાને સમજતાં શીખીએ છીએ અને પવિત્રતાના ઉપાસક બનીએ છીએ, તેજ મનુષ્ય ઇશ્વરના દર્શન કરી શકે છે કે જેનું અંતઃકરણ શુદ્ધ નિર્મળ અને પવિત્ર છે

જ્યારે આપણા જ બંધુતુલ્ય મનુષ્યોની પાસેથી સ્વાર્થયુક્ત નીચ લાલસાથી લાભ લેવાનો વિચાર આપણા આત્મામાંથી નીકળી જશે, ત્યારે આપણે ઇશ્વરની એટલા સંનિધ્ય પહોંચી શકીશું કે તે પછી વિશ્વની તમામ ઉત્તમ વસ્તુઓ આપણી તરફ આકર્ષાઇ આવશે, પરંતુ વાંધો એટલો જ છે કે, આપણે આપણા જ કુકૃત્યો, નિચ લાલસા અને અશુભ વિચારોથી તે દૈવી પ્રવાહના માર્ગમાં વિઘ્ન નાંખ્યા કરીએ છીએ કે જે આપણા આત્માની તરફ આવી રહેલા છે કોઇ પણ અશુભ કાર્ય આપણી આંખો આગળ નાખવામા આવેલા કાળી શાહી જેવા પડદા સમાન છે અથવા તો જાણે તે આપણી આંખો ઉપર આવેલા પડળ જેવાં છે કે જેથી આપણે ઇશ્વરને દેખી શકતા નથી. અને શ્રેષ્ટતાને મેળવી શકતા નથી પવિત્ર અને નિર્મળ હૃદયવાળો મનુષ્ય જ ઈશ્વરને ઓળખી શકે છે દુષ્ટ કાર્ય, ઇશ્વરથી આપણને વેગળા રાખનાર છે

જ્યારે આપણે વિશાળ દૃષ્ટિથી જોતા શીખીશું, જ્યારે આપણે સંકુચિત વિચારો કરવાનો ત્યાગ કરીશું, જ્યારે આપણે આપણા જ સંકુચિત વિચારોથી આપણા જ પગ ઉપર કુહાડી મારવાનું છોડી દઇશું, ત્યારે આપણને જણાશે કે, તે પદાર્થ કે જેની આપણે શોધ કરીએ છીએ તે, આપણને શોધ્યા કરે છે અને તે આપણને અવશ્ય જ મળી રહેશે.

કોઇ પણ દિવસ એવાં રોદણાં ન રડશો કે અમુક વસ્તુ કે જે બીજાની પાસે છે ને મારી પાસે નથી તેથી હવે શું કરીશું. આવા વિચાર કરવાથી તમે ભવિષ્યમાં દુઃખ અને અંધકારને જ વ્હોરી લો છો જ્યાં સુધી તમે તમારા દુર્દૈવના વિચારોમા મચ્યા રહેશો, ત્યાં સુધી તમે તમારી નિષ્ફળતાના અનુભવ ઉપર આધાર રાખશો ત્યાં સુધી તમારામાં થોડી ઘણી રહેલી આત્મ જ્યોતિ પણ બુઝાઇ ગયેલી જ રહેશે અને તે તમારા ઇચ્છેલા પદાર્થોને આકર્ષિત કરવામા હંમેશા અસમર્થ રહેશે તે તમારી ખરાબ દશાને કદી પણ સુધારી શકશો નહિ.

આપણો માનસિક ભાવ, આપણા ઉચ્ચ આદર્શ, જેની આપણે શોધ કરીએ છીએ તે સત્વની સમાન જ હોવો જોઇએ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવાના યાને સમૃદ્ધિશાળી થવાના અંકુરો પહેલવહેલા આપણા મનમા જ ફુટે છે અને પછી જ આમ તેમ ફેલાય છે. દરિદ્રતાનો ભાવ રાખીને આપણે સમૃદ્ધિને આપણા માનસિક ક્ષેત્રમાં કેવી રીતે આકર્ષી શકીએ ? કેમકે આવા દુર્ભાવને લીધે જે વસ્તુની આપણે ઇચ્છા રાખીએ છીએ તે એક ડગલું પણ આપણા તરફ આવતી નથી. કોઇ એક વસ્તુને મેળવવા માટે કાર્ય કરવુ અને આશા રાખવી બીજી વસ્તુની એ કેવી રીતે બની શકે ? મનુષ્ય ગમે તેટલો સમૃદ્ધિની ઇચ્છા રાખતો હોય પણ તેના દુર્દૈવના ગરીબીના વિચાર, સમૃદ્ધિને આવવાનાં દ્વારને બંધ કરી નાખે છે સૌભાગ્ય અને સમૃદ્ધિ દરિદ્રતાના અને નિરુત્સાહી વિચારોના પ્રવાહદ્વારા આવી શકતાં નથી માટે પ્રથમ તેને માનસિક ક્ષેત્રમા ઉત્પન્ન કરવા જોઇએ જો આપણે સુખી, આનંદી, શાંત અને સમૃદ્ધિશાળી થવું હોય તો આપણે તે અનુસાર આપણા વિચારોને ગોઠવવા જોઇએ પ્રથમ વિચારદ્વારા માર્ગ સરળ બનાવી વિચાર અને ઉદ્દેશાનુસારજ જો વર્તન કરવામા આવે તો પછી સમૃદ્ધિ કે સુખ વેગળું નથી

ઘણા માણસો આ વિશ્વની અંદર દરિદ્રતામાં સડતા જોવામાં આવે છે, ઘણાને હવે શું કરીશું કરી માથે હાથ મૂકી નિસાસા મૂકતા જોવામાં આવે છે અને ઘણા માણસો પોતાનો આત્મ વિશ્-

તિમાંથી શી રીતે ઉદ્ધાર કરવો તેની ગુચવણમા ગુચાયા કરે છે, આવા માણસોના વિચારો કઇ હોય છે અને વર્ત્તન કઇ હોય છે વિચાર અને વર્ત્તનમાં આકાશ અને પાતાળ જેટલું અંતર હોય છે અને તેથી જ તેમને ધાર્યું ફળ મળતું નથી. ઘણી વાર મનુષ્યોને ધાર્યું ફળ મળતું નથી ત્યારે દૈવનો દોષ કાઢે છે પણ તેમા તેમની ભૂલ છે તેમાં તેમનો પોતાનો જ દોષ છે અને જો તે દોષને શોધી કાઢી તેને ટાળવાનો યત્ન કરતા હોય તો ઘણા જ ટુંકા વખતમા તેમને ધારેલી વસ્તુ પ્રાપ્ત થાય છે પ્રયત્નથી જગતમા ગમે તેવી અસાધ્ય વસ્તુ સાધ્ય થાય છે પણ જે વસ્તુ જોઇતી હોય તે વસ્તુ મેળવવાની ઉંધી દિશામાં પ્રયત્ન કરવામા આવે તો કાંઇ વળતું નથી, પણ તેની યોગ્ય દિશામા પ્રયત્ન કરવામા આવે તો જરૂર તેને ઇપ્સિત વસ્તુ મળવાની જ, એકાગ્રતા પૂર્વક કરેલા પ્રયત્નને ધૈર્યથી અને ઉત્સાહથી સતત ચાલુ રાખવામા આવે તો ગમે તેવી વસ્તુ પણ મનુષ્યને મળી શકે છે.

વાચક ! તમારે પણ જો તમારી પ્રાપ્ત સ્થિતિથી કાંઇક ઉચ્ચ સ્થિતિએ જવાની ઇચ્છા હોય તો તમે પણ તમારા અંતરાત્માની અભિલાષાનુસાર સતત ધૈર્યથી યોગ્ય દિશામા પ્રયત્ન કરશો તો જરૂર તમને સુખદ સ્થિતિ પ્રાપ્ત થવાની જ.

---




## પ્રકરણ પહેલુ

---

### અનાથ કમળા સનાથ બની.

સોજીત્રામા જાણીતા પાટીદાર કુટુમ્બમાના વલ્લભભાઇ આજે મુંબાઇમાં મોટા શેરદલાલનો ધધો કરતા હતા. તે કુલીન ઘરના, જમીનદાર અને આબરૂદાર હતા. સોજીત્રામા તેમનાં ઘરબાર તથા જમીન હતી તેમજ મુંબાઇમાં પણ ધંધો સારો ચાલતો હોવાથી એકાદ માળો વસાવ્યો હતો ઘેર ગાડી ઘોડા, નોકર ચાકર અને અનેક પ્રકારની સાહ્યબી હતી

તેમને પ્રજામા બે પુત્રીઓ હતી જેમાંથી મોટી પુત્રીનુ નામ કમળા હતું અને નાનીનું નામ દીવાળી હતું, તે બન્ને દીકરીઓ વલ્લભભાઇને ત્યા લાડમા ઉછરી હતી

માણસનો સદા સર્વદા એક વખત રહેતો નથી ઘડીમાં રાય બને છે અને ઘડીમા રંક પણ બની જાય છે તેમા સટ્ટાનો ધંધો એવો છે કે આજે જેવી સ્થિતિ છે તે કાલે રહેશે કે નહિ તેનો મુખ્ય સવાલ રહે છે વલ્લભભાઇ પણ દલાલીનો ધંધો કરતા કરતા થોડા સાથાનો પણ ધંધો કરતા હતા, અને ધીમે ધીમે સટ્ટો પણ કરવા લાગ્યા. તેમા તે ઘણુ કમાયા અને જેથી વગર મહેનતે પૈસાદાર થઇ જવાનો તેમને પણ રસ પડયો. જેમ જેમ લાભમા સોદા થવા માંડયા તેમ તેમ તેમણે પણ ધંધો વધારવા માંડયો

દૈવ યોગે એકદમ ભાવ બેસી ગયા અને ચાર લાખ રૂપિયાની વલ્લભભાઇને ખોટ આવી પાટી-

દાર લોકો સ્વાભાવિક રીતે સરળ હૃદયના હોય છે તેમજ આવક પ્રમાણે કાંઇક ઉદાર પણ હોય છે. વલ્લવભાઈએ કમાયા તેમ વાપર્યું તે વાણીયા જેવા ગાઠ કરનારા ન્હોતા તેથી તેમને ચાર લાખ રૂપિયાની ખોટ એ એક મહા સકટ તુલ્ય જણાઇ તેમને આવી વિપત્તિ એકદમ આવી પડશે તેનો ખ્યાલજ ન્હોતો, જેથી તેમની સુખી જીદગીમાં આ સકટનું વાદળ એવી રીતે અચાનક તેમના ઉપર તુટી પડ્યું કે તે સહન કરી શક્યા નહિ. મુંબાઇનો માળો વેચાઇ ગયો, મિલ્કત રફે દફે થઇ ગઇ અને છેવટે મોજીત્રાના ઘરબાર ને મિલ્કત પણ વેચી દેવી પડી આવી રીતે જે એક વખતના વલ્લવભાઇ કે જે 'વલ્લવ બાપા' ને નામે ઓળખાતા તે એકદમ નિરાધાર થઇ ગયા

હમેશાં વ્યાપાર કરનારે ભવિષ્યનો વિચાર રીતેજ પોતાનો વ્યાપાર ખીલવવો જોઇએ. અને મેશા 'અગમ બુદ્ધિ' વાપરી કામ કરવુ જોઇએ. ુ મારવાડીઓ કે મુંબઇના શેઠીઆઓને પણ ની રીતે સટ્ટાના ધધામા દેવાળાં કાઢવાં પડે છે પણ તે પોતાની જાહોજલાલીમાં સારી મિલ્કત પોતાના બૈરી કે છોકરાને નામે જુદી કરી દે છે જેથી માગનારાઓ તે મિલ્કતમાંથી કાંઇ લઇ શકતા નથી અને તેનો તેજ માણસ એકનાર દેવાળુ કાઢી પાછો છોકરાને નામે કે કોઈ બીજાને નામે ફરી પેઢી ચલાવે છે આવી રીતે વલ્લવભાઇએ કાંઇ કર્યું ન્હોતું અને એકદમ અણધારી ખોટ આવી જવાથી તેમની કેટલીક મિલ્કત કોર્ટે હરાજ કરીને માગતાવાળાઓનાં દેવા ભર્યા.

આ પ્રમાણે વલ્લવભાઇ પટેલ એક વખતના 'રાજા' કહેવાતા ચિથરે હાલ ને ભિખારી બની ગયા

આમ નિરાધાર બની ગયા પછી વલ્લવભાઈને મહાન આઘાત થતા તે ખાટલે પડયા અને ચિંતામાંને ચિંતામા જ મરણને શરણ થયા. વલ્લવભાઇની પાસે છેવટે રહેવાને માટે એક ઘર અને તેમની થોડી ઘણી જમીન રહી હતી અને જે કાંઇ થોડા ઘણા પૈસા રહ્યા હતા તે તેમના મદવાડમા દવા દારૂમા વપરાઇ ગયા! તેમની પત્નિ પણ તેમની પાછળ દુખથી રીબાઇને છેવટે બે અનાથ બાળાઓને મૂકી સ્વર્ગવાસ થઇ ગઇ.

માતાપિતા મરી ગયા પછી વલ્લવભાઇને બે પુત્રી કમળા અને દીવાળીને તેમની ફોઇ ગગા મોજીત્રેથી નડીઆદ લાવી અને ત્યાં તે બને બાળાઓ તેમની ફોઇ પાસે રહેવા લાગી

નડીઆદમાં દેશાઇવગામા કમળા અને દીવાળીની ફોઈ ગંગા રહેતી હતી. ગંગાને કાંઇ પ્રજા નહોતી તેથી તેણે આ બે બાળાઓને પોતાની પુત્રીઓની માફક પાળી પોષી મોટી કરવા માંડી જ્યારે વલ્લવભાઇ ગુજરી ગયા ત્યારે કમળાની ઉમ્મર ચૌદ વર્ષની અને દીવાળીની ઉમ્મર બાર વર્ષની હતી

વલ્લવભાઇ પટેલ પોતાની જાહોજલાલીમા આ બને પુત્રીઓનો વેવાઇશાળ કરવાને ઉત્સુક હતા પણ વરની શોધમાંને શોધમા તેમણે વખત ગુમાવ્યો. અને અચાનક લક્ષ્મિપતિના લક્ષ્મિહીન થઇ ગયા જેથી યોગ્ય વર મળી શક્યો નહિ ચરોતરમાં બાર ગામના પાટીદારો સાધારણ રીતે કુળવાન ગણાય છે. અને તેમાં વરને પૈઠણ આપે તો તે કન્યાનો સ્વિકાર કરે છે જેમાં જેવું જેવુ કુળ તે પ્રમાણે કન્યાના બાપે વરના બાપને પાચ હજાર, હજાર, પાંચસો કે જેવી જેની લાયકાત તે પ્રમાણે પૈઠણના રૂપિઆ આપવા પડે છે આ પ્રમાણે મોજીત્રાના વલ્લવભાઇ પટેલના મનમા પણ આ બંને પુત્રીઓને માટે સારી પૈઠણ ભરીકાંઇ સારી જગ્યાએ પુત્રીઓને દેવાય તો સારૂ એવો વિચાર હતો પરતુ તેમનું ધાર્યું કાંઇ બન્યુ નહિ અને પોતે નિરાધાર થતા છોકરીઓ કુવારી રહી અને છેવટે તેમને પણ નિરાધાર મૂકી પોતે ચાલતા થયા.

કમળા અને દીવાળીની ફોઈ ગગા એ બને બાળાઓને પોતાને ઘેર લાવી પોતાની પાસે જે કાંઇ થોડી ઘણી પુજી હતી તે વડે પોતાનું ગુજરાન ચલાવા માંડયું

કમળા હાલ પદર વર્ષની થઇ ગઇ હોવાથી હવે તેને પરણાવ્યા વગર છુટકો જ નથી તેનું શરીર ગૌર અને રૂપમા ચદ્રમા જેવુ જેવુ

મુખ, મધુર હાસ્ય, અને ગુલાબી ગાલ ભલભલાના મનને ચલિત કરે તેવા હતા આ જોઇ ગંગાને ઘણી ચિંતા થઇ પણ તેની પાસે એટલી પૂંજી ન્હોતી કે તે પૈસા ભરીને સારે ઘેર તેને પરણાવી શકે, અને ઉચ્ચ કુળના પાટીદારથી ગમે તેમ થાય તોપણ હલકા કુળમાં તો કન્યા અપાય નહિ. ઘરમા ખાવા ન મળે તો જમીન જાગીર વેચીને, દેવું કરીને કે ગમે તેમ કરીને પણ દીકરી તો સારે ઠેકાણે પરણાવવી જ જોઇએ એવો બાર ગામના પાટીદારોનો રીવાજ, એટલે કરે શું !

આ પ્રમાણે ગંગાને કમળાના લગ્નની ચિંતા થવા માંડી અને શું કરવું તેનો ઉપાય શોધવા લાગી ગંગાની પોળમા જ એક સોમાભાઇ કરીને પાટીદાર રહેતા હતા. સોમાભાઇ દેશાઇ કુટુંબના, જાગીરદાર અને આબરૂદાર ગણાતા હતા. તેમની વર્તણુંક શાંત, અને સામા મનુષ્યને પ્રેમથી આકર્ષણ કરનારી હતી. વળી તેમનો સ્વભાવ ઉદાર અને ગરીબ ઉપર દયા ભાવ બતાવવાનો હતો તે પોતાની શક્તિ પ્રમાણે ગરીબોનાં સંકટો દૂર કરવા પ્રયત્ન કરતા હતા. પાટીદારોની ન્યાતમા છોકરાના પૈસા લઇ કન્યા લાવવાના રીવાજને તે ધીક્કારતા હતા. તેઓ પહેલા વડોદરા સ્ટેટમાં સારી નોકરી ઉપર હતા પણ હાલ પેન્શન ઉપર રીટાયર થઇ પોતાને વતન નડીઆદ આવીને રહેતા હતા તે વિચાર શીલ, કાર્યકુશળ અને ઘણા દરેક હતા જેથી અધિકારી વર્ગની પણ તેમના ઉપર સારી કૃપા રહેતી હતી

સોમાભાઇને પ્રજામા માત્ર એક જ પુત્ર હતો તેનું નામ કિશોરભાઇ હતું સોમાભાઇ તેને ભણાવવાની ખાસ કાળજી રાખતા હતા પોતાની ખંતથી અને પિતાની કાળજીથી કિશોરભાઇએ બી એ ની પરીક્ષા પાસ કરી હતી અને તે પછી નોકરીમા ન જોડાતા કાયદાનો અભ્યાસ કરી એલ. એલ. બી. ની પરીક્ષા પણ પાસ કરી હતી. કિશોરભાઇએ એલ. એલ. બી. થઇ પ્રથમ નડીઆદમાં વકીલાત કરવા માંડી આ વખતે તેમની ઉમ્મર પચીસ વર્ષની હતી. કિશોરભાઇનું હજુ સુધી લગ્ન થયું નહોતું સોમાભાઇ કુળવાન, દેસાઇ કુટુંબના અને હજુ સુધી છોકરો કુંવારો કેમ રહ્યો હશે તેની શંકા ઘણાને થાય એ સ્વાભાવિક છે આજકાલ દસ બાર વર્ષના બાળકોને જ પરણાવી દેવામા આવે છે તેમા વળી કુળવાન પાટીદારને તો કન્યાની ખોટ નહિ, પૈસા અને કન્યા બન્ને મળે છતાં કિશોરભાઇ પચીસ વર્ષ સુધી કુંવારા રહે એ અસ્વભાવિક લાગે તેવું છે પરંતુ ખરું કારણ એવું છે કે સોમાભાઇના પુત્રનાં માગા તો ઘણાં આવેલાં પરંતુ સોમાભાઇ પુત્રને નાની ઉમ્મરમા પરણાવી દેઇ ગૃહ સંસારી બનાવી દેવાનું ઇચ્છતા ન્હોતા, કારણ કે તેઓ બાલ વિવાહના સખ્ત વિરોધી હતા બીજું તેમનો એવો મત હતો કે જ્યા સુધી પુત્ર ભણી ગણીને પોતે પોતાનું ગુજરાન નિભાવી શકે તેટલું ધન કમાઇ શકે નહિ ત્યા સુધી તેનું લગ્ન કરવું ન જોઇએ. ત્રીજું તેમનો સિદ્ધાન્ત એવો હતો કે બાળક વિદ્યાર્થી અવસ્થામા હોય ત્યારે તેને પરણાવી દેવાથી પછી તેનો જીવ ભણવામાં ચોટતો નથી. જેથી તેમણે પણ હજુ સુધી કિશોરભાઇનું લગ્ન કર્યું નહોતું.

તેમને જ્યારે કિશોરના લગ્નને માટે પૂછવામા આવતું ત્યારે તે કહેતા કે -" ભાઈ શી ઉતાવળ છે ? નાનપણમા બાળકોને પરણાવવા એ ઘણોજ ખરાબ રીવાજ છે બાલ્યાવસ્થામાંથીજ સંસાર ચક્રમાં બાળકોને નાખી દેવાથી તેઓ પોતાની ઉન્નતિ કરી શકતા નથી અને પુખ્ત વય થયા વગર તેઓ સંસારમા પડતા વીર્યવિહીન બની જાય છે અને તેમનાથી જે પ્રજા થાય છે તે પણ નિર્માલ્ય થાય છે અને બાળકો જે વખતે ઉત્સાહી બળવાન, ધૈર્યવાન અને મજબૂત શરીરના થવા જોઇએ તેને બદલે તેઓ બાળલગ્નના પ્રતાપથી શિથિલ, રોગી, ઉત્સાહહીન અને નિર્બળ રહે છે જેથી તેઓ જગતમા કાંઇ પણ મહાન કાર્યને કરી શકતા નથી. અને નાનપણમાંથીજ તે નિર્માલ્ય છોકરા છોકરીઓને મેળવી ગૃહસ્થની જંજાળમા ફસાઇ જાય છે " મારે મારે તો કિશોર પુખ્ત વયનો થશે ત્યારેજ તેને પરણાવવો છે "

આ વખતે કિશોરભાઇ વકીલાત કરતો હતો સોમાભાઇ જે ઘરમા રહેતા હતા તેની સામેના ઘરમાં ગંગા પણ રહેતી, તે વિધવા અને

આધેડ વયની હતી. કમળા અને દીવાળી પણ તેની સાથે જ રહેતી હોવાથી ઘણી વાર તે ત્રણે જણ સોમાભાઇને ત્યા જતા આવતાં પાટીદારોમા પણ પડદાનો રીવાજ છે એટલે દિવસે બૈરા બહાર નીકળતાં નથી ઘરનું કામ કાજ કરવા કે પાણી ભરવા પણ દિવસે ન જાય પણ રાત્રે કામ કરે. તે પ્રમાણેનો રિવાજ ગગા ને પણ પાળવો પડતો પણ કમળા અને દીવાળી તો છોકરીઓ હોવાથી તેમને ઝાઝો વખત પડદામાં એટલે ઘરમા શરમાઇ બેસી રહેવાનું ન્હોતું સોમાભાઇની વહુ હેતાબા જુના વિચારની પણ ઠરેલ અને શાત હતી તેની પાસે ઘણીવાર કોઈ ભત્રીજીઓ આવી સુખ દુખની વાતો કરતી કમળાનું રૂપ એવુ હતું કે તે ભલ ભલાને મોહ પમાડી દે તેમ હતું, છતાં વળી કહ્યાગરી, હસી અને વેરીને પણ વશ કરી શકે તેવા સ્વભાવની હતી હેતા તેની ઉપર ઘણી જ મમતા રાખતી કિશોર પણ કમળાને સારી રીતે ઓળખતો અને તેના સ્વભાવનો પણ ઘણા સસર્ગથી ભોમીયો થઇ ગયો હતો કમળા, પોતાની કોઇ ગગાને ત્યાં આવી નિશાળે ભણવા જતી અને પાચ છ ચોપડી ગુજરાતી ભણી હતી. કમળાને કોઇની લાજ કાઢવાની ન્હોતી તેથી તે સોમાભાઇના ઘરમા છૂટથી ફરતી અને વાતચિત પણ કરતી ઘણો વખત તે બીજા પડોસીને ત્યાં ન જતા સોમાભાઇને ત્યા જતી સોમાભાઇ ની વહુ હેતાને પણ તે ઘણી વ્હાલી લાગતી તેથી તે પણ તેને વારવાર બોલાવતી

કમળા મોટી થતા તેના લગ્નની ચિંતા તેની કોઇ ગગાને થવા માડી પણ પૈસા વગર શુ કરે? એક વખત તેને આ વાત દયાળુ સોમાભાઇ પટેલને કહેવાનો વિચાર થયો અને તેથી તેણે વાતની વાતમાં સોમાભાઇના પત્નિ હેતાબાની પાસે કમળાના લગ્નને માટે શુ કરવુ તે વાત જણાવી અને પોતાના દુખના રોદડાં કહેતી રડી પડી હેતાબા પણ દયાળુ અને પર દુઃખ ભજન હતાં. તેનાથી ગગાનુ રડવુ સાંખી શકાયુ નહિ જેથી તેણે ગગાને ધીરજ આપી. બીજે દિવસે હેતાબાએ પોતાના પતિ સોમાભાઇને સર્વ હકીકત કહી, અને કહ્યુ કે વલ્લવભાઇ જેવા કુળવાન અને એક વખતના ધનાઢ્યની પુત્રી આ પ્રમાણે નિરાધાર થતાં કુવારી રહે કે નીચ કુળમા જાય તે કેવુ ખરાબ? ઇશ્વરે વારા ફેરા બધાના છે હતા ત્યારે તેજ! અને હાલ તેની જ આ અનાથ બાળા સામું જોતાં આપણું હૃદય પીગળી જાય છે બિચારી ગરીબ ગગા ક્યાથી પૈસા લાવશે. અને તેને પરણાવશે છોકરી ભણેલી, હોશીયાર ને કુળ દીપાવે, તેવી છે જો આપની મરજી હોય તો કિશોર સાથે ઘાટ બેસાડીએ, આપણે પહેરામણી નથી જોઇતી, આપણને પરમેશ્વરે ક્યાં નથી આપ્યુ! માટે આપની શી ઇચ્છા છે?

સોમાભાઇ પણ, આ સર્વ હકીકત જાણતા હતા. વળી વલ્લવભાઇને પણ સારી રીતે ઓળખતા હતા જેથી તેમને આ છોકરીની દયા આવી. તેમણે કહ્યું, "વ્હાલી, જો તારી તેવીજ મરજી છે, તો ભલે. કિશોર હવે પચીસ વર્ષનો થયો છે સ્વતત્ર ધધો પણ કરે છે અને પરણાવવા યોગ્ય છે આપણે પહેરામણીનું શુ કામ છે?, છોકરાને લાયક તે કન્યા છે અને આપણી આબરૂ પ્રમાણે આપણો ગૃહસસાર ચલાવે તેવી તે જણાય છે, માટે ખુશીથી તારી મરજી હોય તેમ કર"

આમ નિશ્ચય કરી ગગાની સાથે નક્કી કરી ઘણી ધામધુમથી ગગાએ કમળાને કિશોરભાઇ સાથે પરણાવી. સોમાભાઇએ એક પાઇ પણ પૈઠણુ લીધી નહિ અને પાટીદારોના પૈઠણના રીવાજને તોડયો આથી જો કે તેમના ભાગના કેટલાએ તેમની અદેખાઇ કરી પણ સુધરેલા જમાનામા અને કેળવાયલા વર્ગમાં તેમના પ્રશસા થઇ પેપરોમાં પણ તેમની વાહ વાહ કહેવાઇ અને આવી રીતે અનાથ કમળા સનાથ બની અને કિશોરભાઇ સાથે પોતાનો ગૃહકારભાર ચલાવા મડી.

અપૂર્ણ.

# व्रजनां पहाडीस्थान.

## ૧ કામવન

કામવન મથુરાંથી ૩૯ માઇલ દૂર છે ગોવર્ધનથી ડીગ થઇને ત્યાં જવાય છે કામવનને કામસેન રાજાએ વસાવ્યું છે તેનો બંધાવેલો, એક જીર્ણ કિલ્લો પણ ત્યાં છે કામેશ્વર મહાદેવનું મંદિર જે ત્યાં છે તેની સ્થાપના પણ તે રાજાએ કરેલી હતી. વલ્લભકુળના ગોસાંયજીઓનું એક સ્થાન ત્યાં પણ વસાવેલું છે તેમના આરાધ્યદેવ શ્રી ગોકુળચંદ્ર છે ત્યાંના પ્રદેશમાં, વિશેષ કરીને વૈષ્ણવ મંદિરોમાં તે મંદિર પ્રસિદ્ધ છે પૂર્વોક્ત મંદિરમાં સ્થાપેલી દેવમૂર્ત્તિ પ્રથમ ગોકુળમાં હતી. મુસલમાનોના અત્યાચારના ભયથી ભક્તો તેને જયપુર લઇ ગયા હતા ઘણા વખત સુધી તે મૂર્તિ ત્યાં રહી હતી પૂજા સામગ્રીને માટે રાજ્યમાંથી રકમ મળતી હતી પણ તે પંથના કેટલાક સિદ્ધાંતો મહારાજાને ન ફાવવાથી તેમની શ્રદ્ધા ઓછી થઇ ગઇ તેથી પૂજાધિકારી ગોસાંઇ તે મૂર્તિને કામવન લઇ ગયા, ત્યારથી તે ત્યાં છે. ગોસાંઇજી પણ ત્યાં વસ્યા તેમના આવ્યા પછી કામવનની આવક વધી ગઇ છે

વૃન્દાવનની વૃન્દાદેવીની મૂર્તિને પ્રથમ એક શિખરવાળા મંદિરમાં સ્થાપેલી હતી તે મંદિર જુના ગોવિંદ મંદિરની ડાબી તરફ છે સાંભળ્યું છે કે તે દેવિની મૂર્ત્તિ પણ હાલ કામવનમાંજ વિરાજમાન છે કામેશ્વરી દેવીનું પણ ત્યાં એક મંદિર છે

લોકો ત્યાં કામવનને ઘણે ભાગે "કામા" કહે છે સાંભળવા પ્રમાણે નંદનું વ્રજ કેટલાક દિવસો સુધી કામવનમાં હતું તેથી ત્યાંના કેટલાક સ્થાન શ્રી વ્રજરાજ કુમારની બાલલીલાના સ્મારક તરીકે કહેવાય છે

વરાહ-પુરાણાન્તર્ગત મથુરા માહાત્મ્યમાં કામવન માટે અને ત્યાંના વિમલકુન્ડમાં સ્નાન કરવાનું ઘણું માહાત્મ્ય લખેલું છે કામવનના પ્રસિદ્ધ મંદિર અને પવિત્રસ્થાન આ પ્રમાણે છે

દ્વારિકાનાથની મૂર્તિ, ધર્મરાયજીનું મંદિર, પંચતીર્થ, મનોકામના તીર્થ, ચક્રતીર્થ, મહોદધિતીર્થ નન્દનો વડ, ધર્મ કુન્ડ વિમલ કુન્ડ, યશોદા કુન્ડ, લંકા કુન્ડ, પદ્મકુન્ડ, સંતાકુન્ડી કુન્ડ, સુરભી કુન્ડ, વારાહ કુન્ડ, અને માનસી કુન્ડ

ઘણે ભાગે જ્યાં કૃષ્ણ ભગવાને રામલીલાનો મેળો ભર્યો હતો અને સેતુ બાંધ્યો હતો ત્યાં લંકા કુન્ડ છે અને જ્યાં નંદ ઉપનંદ, ભગવાનને ખોળામાં લઇને જે વડ નીચે બેસતા હતા તે નન્દ વડ છે તેમના નામનો એક કુવો 'નન્દ કૂપ' પણ ત્યાં છે અઘાસુરની ગુફા અને સંતાકુકડી રમવાની કંદરાઓ યાત્રાળુઓને વિશેષ કરીને બતાવવામાં આવે છે નાનપણમાં જ્યારે શ્રીકૃષ્ણ આંખ મીચામણાની રમત રમતા હતા ત્યારે આ કંદરાની અંદર સંતાઇ રહેતા હતા અને કહે છે કે પોતાના મિત્રોને ચકવવાને માટે તે ગુફાની અંદર પેસી જતા અને પર્વત ઉપર પ્રકટ થતા હતા

કામવનમાં એક શિલા છે તેનું નામ "ખિસલની શિલા છે શ્રીકૃષ્ણ તેના ઉપર ચઢીને ખસી પડતા હતા. ચિત્રવિચિત્ર નામની એક બીજી શિલા પણ ત્યાં છે તે ગ્રીષ્મઋતુમાં ફુલો બિછાવીને બેસવાની જગ્યા છે એકસ્થાન ભોજન કરવાનું પણ છે તેને ભોજન થાળી કહે છે તે એક પત્થર છે કે જેને થાળીની માફક કોતરેલો છે એક ચરણપહાડી છે જેના ઉપર પગલાના ચિન્હ છે મુકુન્દરાની કદમ ખંડી, હીંડોળાનું સ્થાન, રાસ મંડળનો ચબુતરો, અને કુંજમાં જળશય્યા વિગેરે સ્થાન પણ જોવા લાયક છે

કામવનથી થોડેજ દૂર આદિબદ્રી છે, તે પહાડી જગ્યા છે ને બિલકુલ જંગલમાં છે કામવન થઇને ત્યાં જવામાં સુગમતા પડે છે તેની આસપાસ કાંઇ સહીસલામતી નથી આદિબદરી ઘણી પહાડીની વચમાં છે તે ઘણું રમણિયસ્થાન છે વર્ષાઋતુમાં ત્યાંની શોભા ઘણીજ રળીયામણી લાગે છે એકાંત વાસની ઇચ્છા રાખનાર વિરક્ત જનોને માટે તે સ્થાન ઘણુંજ ઉત્તમ છે ત્યાં એક પરમાનંદ ભગવાનનું મંદિર છે કહે છે કે ત્યાંથી ઇન્દ્ર એકવાર શ્રી કૃષ્ણની ગાયો ચોરી ગયા હતા.

આ બનાવને યાદ દેવડાવનાર ઇન્દ્રકૂળ અને ઇન્દ્ર કુન્ડ પણ ત્યાં છે

### નદગામ

નદગામ એક પહાડ ઉપર વસેલુ છે મથુરાંથી તે ૧૪ ગાઉ અને બરસાનાથી ૨ાા ગાઉ છે નદગામની નૉબત બરસાનામા ને બરસાનાની નોબત નદગામમા સભળાય છે નદ ગામનું જીનું નામ નદીશ્વર ગામ છે પુરાણોમા નદ ગામના પહાડનુ નામ નદીશ્વર છે વ્રજના ત્રણ પ્રસિદ્ધ પર્વત–ગોવર્દ્ધન, નદીશ્વર અને બરસાના એ ત્રિદેવના નામથી વિખ્યાત છે જાણવા પ્રમાણે એ ત્રણે પહાડોમા બ્રહ્મા, વિશ્નુ, મહેશ એ ત્રણે દેવતાઓની ઉપાસના થતી હતી તેથીજ ગોવર્દ્ધન વિષ્ણુનો, નદીશ્વર મહાદેવનો અને બરસાનાને બ્રહ્માનો પહાડ કહેવામા આવે છે જ્યાં શ્રીકૃષ્ણના પાળક પિતા શ્રી નદરાય રહેતા હતા તેજ ગામ આનદ ગામ છે પહાડના સર્વથી ઉચા શિખર ઉપર નદરાયજીનું મંદિર છે ઘણે ભાગે આ મંદિરના જેવાજ મંદિરો આજકાલ વ્રજમાં બનાવવામાં આવે છે

ઈસ્વીસન ૧૭૫૦ ના અરસામા આ મદિર બનેલુ છે તેમા એક તરફ સેજ મહેલ અને બીજી તરફ રસોડું છે આગલા ભાગમાં જગમોહન છે મદિર બે શિખરોવાળુ છે ઉચુ શિખર દિવાલોના ઘેરાવાવાળુ છે ખુણા ઉપર બુરજો છે ઘેરાવાને લીધે મંદિર બહારથી ખૂબ મોટુ જણાય છે

બીજુ પ્રસિદ્ધ મદિર શ્રીયશોદાનદજીનું છે બને મદિરની બનાવટ ઘણે ભાગે એક સરખી છે અને બને મંદિર એકજ વખતે બનેલાં હોય તેમ જણાય છે

આ ગામની અદર પણ નાનાં નાનાં કેટલાંક મદિર છે જેવાં કે શ્રી નસિહજીનું, શ્રીગિરિધારીજીનું, શ્રીરાધામોહનજીનું, શ્રીગોપીનાથજીનું અને શ્રીનૃત્યગોપાલજીનું એ મંદિરો છે,

પહાડીની નીચે એક ચોખૂણુ ઘેરાવાની અદર ઘણી ઇમારતો છે તેમા દુકાનો પણ છે અને મુસાફરોને ઉતરવા માટેની ધર્મશાળાઓ પણ છે.

ત્યાંથી કેટલેક દૂર પાવન–સરોવર છે વ્રજનાં ચાર પ્રસિદ્ધ સરોવરમાં આ સરોવરની ગણત્રી થાય છે કહેવાય છે કે, શ્રીકૃષ્ણ પોતાની ગાયોને આ સરોવરમાં પાણી પીવરાવતા હતા તેથી તેનું નામ પાન સરોવર કહેવાય છે. બાકી બીજા ત્રણ સરોવર આ પ્રમાણે છે –

૧ ગોવર્દ્ધનની પાસે પરસોની ગામમાં ચદ્ર સરોવર છે ૨ બરસાનાની પાસે ગાજીપુરમાં પ્રેમ સરોવર છે અને ૩ જુ માટની પાસે માનસરોવર છે

સને ૧૭૪૭ માં બર્દવાનની એક રાણીએ પાન સરોવરને પાકુ બધાવ્યુ હતું તે નિર્મળ જળથી ભરેલું રહે છે તેના ઘાટ સુંદર છે બનાવટ વહાણના આકાર જેવી છે ઘાટ ઉપર વિહારીજીનું એક મદિર છે તેના દરવાજા ઉપર એક શિલાલેખ કોતરેલો છે તે આ પ્રકારનો છે

"શ્રી રાધાગોવિદ, શ્રી ગદાધર ચૈતન્ય શ્રી પાવન સરોવર કુન્ડ શ્રીમતી રાણી રાજેશ્વરી, રાજની, રતિચદની માતા શ્રી રાજ તિલોકચદની દારીજી રાજ શુભે બગાલ બર્દવાન શ્રી સનાતન રૂપકી જગામા બનાની."

આ લેખનો સવત ૧૮૦૫ છે

કહે છે કે નદ ગામમા ૫૬ તીર્થ (કુન્ડ) છે પણ હાલ તેનો પત્તો લાગતો નથી

નદગામની આબાદી સારી છે તે રેતાળ ભૂમિ ઉપર વસેલુ છે ત્યાં કંઇક પાકી ઇમારતો પણ છે વસ્તીના મદિરોમાં મનસાદેવીનું મંદિર વિશેષ પ્રસિદ્ધ છે ગામની પાસે એક જગ્યાએ કદમ્બનાં ઘણા ઝાડ છે લોકો તેને ઉદ્ધવજીનો ક્યારો કહે છે

નદ ગામનો રકબો ૫૨૯૨ એકર અને મહેસુલ ૫૬૨૨ નું છે પુજારીયોની પાસે એક સનદ છે તે શાહ આલમના વખતની છે તેના દ્વારા પરમાનદ અને રામકિશન પુજારીયોને તે ગામ બક્ષીસ આપેલુ છે પણ હવે ત્યાંના માલીક લાલાબાબુના વારસો છે ને તે કલકત્તામાં રહે છે નદગામનો પહાડ ખોદાવીને તેણે વિરક્ત સાધુઓને ક્ષુબ્ધ કર્યા હતા, પણ લોકોની અરજીઓથી સરકારે તે કામ અટકાવ્યુ હતું ત્યાંનાં કેટલાક પ્રાચીન મદિરોને ઔરંગઝેબે તોડી નાંખ્યા હતા તેની મરામત કરેલી જણાય છે

અપૂર્ણ

# મનોહર કુમારી

(અનુસંધાન ગતાંકથી.)

## પ્રકરણ અગીઆરમું.

### મનોહરનો છુટકારો.

મનોહર કેદમાં પડ્યો તેને ઘેર શોક છવાઇ રહ્યો કુમારીના દુઃખનો પાર રહ્યો નહિ રામચરણે મનોહરને માટે સેસનકોર્ટમાં અપીલ નોંધાવી અને તેને જામીન ઉપર છોડાવા અરજી કરાવી પણ મનોહરને જામીન ઉપર છોડ્યો નહિ અપીલ નોંધાવાથી મનોહરને કાચી કેદમાં રહેવુ પડ્યુ અને અપીલની મુદત પડી.

ઘરમાં ધીમે ધીમે શાંતિ છવાઇ આ જગતમાં સર્વ સહન થઇ શકે છે પોતાના હૃદયના પ્રાણ પુત્રને યમના હાથમાં સોંપીને જેવી રીતે સ્નેહમયી મા પાછી થોડા દિવસ પછી હસતી જણાય છે, પતિના પરલોકગમન પછી પતિભક્ત કામિનીના મોં ઉપર પણ થોડા દિવસ પછી હસવુ તરી રહે છે તેવીજ રીતે જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ ઘરમાં શાંતિ છવાઈ આ જગતમાં કોઇપણ શોક કે દુઃખ એવુ નથી કે જે સદાને માટે માણસના ઉપર અસર કરી શકે માયામય સંસારનો એજ નિયમ છે, પ્રકૃતિનો એજ ખેલ છે

દિવસ ઉપર દિવસ જતા ગયા તેમ તેમ અપીલની મુદત પાસે આવતી ગઇ મુદતને દિવસે સુનાવણી થઇ તેમાં મનોહરને છોડ્યો નહિ. અને નીચલી કોર્ટનો ચૂકાદો બહાલ રહ્યો તે ઉપર હાઇકોર્ટમાં અપીલ નોંધાવી અને તે કોર્ટે મનોહરને જામીન ઉપર છોડ્યો મનોહર જામીન ઉપર છુટવાથી ઘેર આવ્યો તેના આવવાથી ઘરમાં પાછુ શોકનું વાદળ વિખરાઇ આનંદ છવાઇ રહ્યો.

કુમારીને મનોહર આવવાથી કાંઇક શાંતિ વળી પણ હજુ અપીલમાં જે થાય તે ખરૂં બીજેજ દિવસે મનોહરને તે અપીલ સંબંધી કામમાં મુંબાઇ જવાનું હતુ અને ત્યાં બીજું કેટલુંક કામ કાઢેલું હોવાથી કેટલાંક દિવસ રહેવાનુ હતુ તે વાત સાંભળી કુમારીને ઘણોજ ખેદ થયો. અને તેના હૃદયની દુઃખની જ્વાળા પાછી સળગવા લાગી, બીજે દિવસે મનોહર મુંબાઇ ગયો અને અહીં કુમારીએ રડવા માંડ્યુ. આમ કુમારીએ કેટલાક દિવસો રડી રડીને કહાડ્યા તેને ઘણી ધીરજ આપતાં પણ તે છાની રહેતી નહિ. તેના નિરંતર રડવાથી સાસુ અને નણંદ તેને ધમકાવા લાગ્યા. તેની નણંદ કહેતી કે, "આટલા બધા ચાળા શું કરે છે? તનેજ તારો વર વ્હાલો હશે કેમ! તારા કરતા મને કાંઇ મારો ભાઈ ઓછો વ્હાલો નથી. નાહક રોઇ રોઇને ફ્તવા શું કરે છે?" આમ જ્યારે તેને વારવાર કહેવામાં આવતું ત્યારે કુમારી કહેતી કે—"મારૂ મન કશાથી માનતું નથી હું શું કરૂં? હાય! અપીલમાં શું થશે, તે ક્યારે આવશે?"

એક દિવસે કુમારી એક પડોસણ સાથે વાત કરતાં કરતાં રડી પડી, તે વખતે ત્યાં બીજુ કોઇ ન્હોતું, પણ તેવામાં તેની નણંદ ત્યાં થઇને નીકળી પડોસણને વાત કરતાં જોઇને નણંદે કહ્યું કે—અલી શું સાંભળે છે? એતો એમ રોજ છળ કરી રહી છે તું પણ એના જેવી નવરી ક્યાંથી તેને તો આખો દિવસ એજ ધંધો છે એમ કહેતાં કહેતાં તે ઘેર ચાલી ગઇ પડોસણે કુમારીને કહ્યું—"શું કહ્યું?" કુમારીએ ઇસારાથી જણાવ્યું કે—"બેન રોજ ઘરમાં આમ ચાલ્યાજ કરે છે"

આ વાત કુમારીની નણંદે સાંભળી અને તરતજ બહાર આવી "અલી શું કહ્યું!" આમ કહી છનગ મારી બિચારી દુઃખથી રીબાતી કુમારીના માથામાં એક થપ્પડ મારી તેના હાથમાં છરી હતી તે કુમારીના કપાળમાં વાગી અને લોહીની ધાર ચાલી કુમારી બિચારી ગભરાઈ જઇ ધબ દઇને નીચે પડી ગઇ ધબાકો થતાં તેની સાસુ ત્યાં દોડી આવી. તેણે કુમારીને પડેલી જોઇ અને માથામાંથી લોહી વ્હેતુ જોઈ પાણી લાવી માથું ધોઈ નાખ્યુ મોં ઉપર પાણી છાંટ્યુ તે પછી કેટલીકવારે કુમારીને ભાન આવ્યુ અને ઉઠી બેઠી થઇ

આજુબાજુ બૈરાં ભરાઇ ગયાં તેમણે હકીકત કહી પણ પોતાની છોકરીનો વાંક માના મનમાં ન વસ્યો તેણે ધાર્યું કે જો છોકરીને કહીશુ તો કદાચ વધશે માટે વહુનો વાંક કહાડવો જોઇએ તેણે કહ્યું આ વહુ આવી છે ત્યારની રોજ આ પ્રમાણે કૃતવા કર્યાજ કરે છે તેને એવુ કહેવાની શી જરૂર હતી મનોહર તારો તો વર થાય છે પણ તેને તો ભાઇ થાય છે તેને કાંઇ વ્હાલો નહિ હોય! ઉઠ, આમ રોજ ઘરમાં કકળાટ શુ કરે છે " કુમારી આ સાભળી રડતી બંધ થઈ, પણ લોહી હજુ બધ થયુ ન્હોતુ કુમારી કાંઇપણ બોલ્યા ચાલ્યા વગર ઘરમા ચાલી ગઇ અને ઘરમાં જઇ પોક મૂકી રડવા લાગી

આમ મનોહરના ઘરમાં રોજ ખટપટ ચાલુજ હતી, સાસુ નણદ અને વહુનો અદરે અદરનો કકળાટ હોલાતો ન્હોતો આ તરફ મનોહરની અપીલની મુદત આવી જડજોએ વકીલોની તકરાર સાંભળી મનોહરને નિર્દોષ ઠરાવી છોડી મૂક્યો મનોહર તેજ દિવસે ઘેર આવવા નીકળ્યો અને બીજે દિવસે ઘેર આવ્યો મનોહરના આવવાથી ગામમા સઘળે આનદ છવાઇ રહ્યો. કુમારીના આનદની તો હવે અવધીજ ન્હોતી

આમ વળી થોડા દિવસ મનોહરના કુટુબમાં આનદ જણાવા લાગ્યો પરતુ કુમારી અને તેની નણદ વચ્ચે જે પાડાખાર પડયા હતા તે તો ચાલ્યા જ કરતા અને મનોહરની ગેર હાજરીમાં કુમારી ઉપર સાસુ નણદ ગાળોનો પસ્તાર પાડતાં પણ કુમારી હવે એવી સહન શીલતા વાળી થઈ ગઇ હતી કે તે સઘળુ સહન કર્યા જ કરતી.

## પ્રકરણ બારમુ.

### તરલાનુ કપટજાળ

તરલાના મનમાં કુમારીનુ વૈર લેવાની ઇચ્છા પ્રબળ થઇ ઊઠી, આ જગતમાં જે ધર્મના ભયથી બ્હીતા નથી તેઓ લોકનિદાને લીધે જ કદાચ ખરાબ કામથી ડરે છે તરલા પણ તેવા જ સ્વભાવની હતી ધર્મ શુ તેની તેને ખબર ન્હોતી તેણે પોતાની બેનને દુ ખ આપી પોતાની દાઝ ઓલવવા ધાર્યું મનોહર પોતાને કબજે ન આવ્યો અને તે વાત કુમારીએ ઉઘાડી પાડી તેથી તરલાને ઘણુ લાગી આવતું જેથી કુમારીને કલક બેસાડવા માટે તે લાગ શોધ્યાં કરતી હતી

આ વખતે મનોહરને કઇ વેપારના કામ પ્રસગે રગુન જવુ પડયું, અને તેથી હવે કુમારી એકલી છે એમ માની પોતાના વિચારની સિદ્ધિ માટે તે પ્રયત્ન કરવા લાગી તરલાને ત્યાં એક વૃદ્ધ દાસી હતી. તરલાએ તેને ચાર ઘડી રાત જતાં બોલાવી અને પૂછયુ કે,–કે "હમણા તારો રામો ક્યાં છે?"

દાસીએ કહ્યુ—" ઘેર છે "

તરલા—' કાલે તેને મારી પાસે મોકલજે."

દાસી—"કેમ?"

તરલા—"મારે કામ છે "

દાસી—" શુ કામ છે તે તો કહો બ્હેન"

તરલા—"મારે તેને કાંઈ આપવુ છે '

દાસીએ ધાર્યું કે મારા રામાની ઉપર તરલા મોહિત થઇ લાગે છે. હશે જે કામ હશે તે ખરૂં, પણ કાંઈ આપશે તો ખરીને? એમ મનમા વિચાર કરી તેણે કહ્યું કે—" શુ આપશો?"

તરલા—મારે તેને કંઈ કામ સોપવું છે અને તેની મ્હેનતના પાચ રૂપિયા આપવા છે

દાસી પાચ રૂપિયાની વાત સાભળી ખુશ ખુશ થઇ ગઇ અને બોલી—" કયારે મોકલું?"

તરલા—" પરમ દિવસે સાંજે પાછળના વંડેળામાં તે આવે તેવુ કહેજે હું તેને ત્યાં મળીશ."

દાસીના મનમા આ સાંભળી હવે શક ન રહી તેણે ધાર્યું કે મારો રામો ઘણોજ રૂપાળો છે ભલભલા માણસો પણ તેની આગળ ઝાખા પડી જાય છે હશે એમ વિચાર કરતી તે તો ચાલતી થઇ.

રામાની ઉમ્મર સત્તરેક વર્ષની છે, શરીર મજબુત અને રગ કાળો મેશ જેવો છે અવાજ ભેસના જેવો, દાંભિક અને ગામમાં જ્યાં લડાઇ ટટા થાય ત્યાં તે હાજર જ હોય, કોઇનુ અપમાન કરવુ હોય તો તૈયાર, સતિ સ્ત્રિયોને ફસાવવામાં તૈયાર, આવી રીતે રામો એ આ ગામમાં પકાતો માણસ ગણાતો હતો ભલભલા માણસો તેનાથી બ્હીતા હતા. રામો માત્ર મનોહરલાલનાથીજ ડરતો હતો મનોહરને જોતાંજ તેનુ નિઠર હૃદય કપી ઉઠતું ગામના ટંટા ફીસાદ બધ કરવાને માટે મનોહરે તેને ઘણીવાર માર માર્યો હતો અને તેથી તે આખા ગામમા માત્ર મનોહરથીજ બ્હીતો હતો

મનોહરને સજા થયાની વાત સાભળી રામાના આનદનો પાર રહ્યો ન્હોતો ત્યારપછી તેનુ તોફાન વધી ગયુ હતું, જે કોઇ તેની સામે થતું તેના ઘરમાં રાત્રે દેરતા મૂકી આવતો અને તેથી સર્વ કોઇ તેનાથી ડબાઇને ચાલતાં હતા હાલ મનોહર પરદેશ ગયેલો હોવાથી ગામમાં તેને કો

કનો ડર ન્હોતો આજે તેથી તે મનમા આવે તેમ વર્તતો

તરલાની વૃદ્ધ દાસી ઘેર આવી અને રામાને બોલાવી તરલાએ કહેલી સર્વ વાત કહી સમજાવી રામો તરલાને ઓળખતો હતો તેની સુંદરતા ઉપર મોહિત થયો હતો પણ લાગ શોધતો હતો તેણે મનમા વિચાર કર્યો કે "જેવી રીતે મારા મનમાં તેને મળવાનો વિચાર હતો તેવી જ રીતે તે મારા ઉપર મોહિત થઇ ગઇ જણાય છે મારા ભાગ્યનો પણ પાર નહિ, હું પણ કાંઇ ઓછો સુદર છુ ભલભલી સ્ત્રીઓ મારાથી મોહિત થઇ જાય, તો તરલાનો શો હિસાબ." બીજે દિવસે તેને તરલાનાજ વિચાર આવ્યા કર્યા અને મહા મુશીબતે તે દિવસ કાઢયો અને ત્રીજો દિવસ થયો આજે સાંજે તરલા મળશે એવા વિચારમા તે ફાલ્યો ફુલ્યો મદમગ્ન થઇને ફરતો જ્યારે સાજ પડી ત્યારે સાબુથી મ્હોં ધોઇ સફ કરી માથુ હોળી તેલ અત્તર લગાવી, સારૂં તરતનુંજ ધોયેલુ ઢીંચણ સુધી નીચુ પહેરણ પહેરી લીધુ, તે પછી હાથમાં એક મોટા ગાંઠીવાળા વાસનો જાડો ડંડો લઇ રામો ઘેરથી બહાર નીકળ્યો વખત પણ થયો હતો તે ધીમે ધીમે ઘોર અધારી રાત્રે નક્કી કરેલા નવેળા પાસે આવી પહોચ્યો ત્યાં આવી અધારામા તે આમ તેમ જોતો તરલાની વાટ જોવા લાગ્યો

થોડીવારે તેજ સ્થળે પાપિણિ તરલા આવી પહોચી, તે વખતે તેના પગ ચચળ હતા, આંખો ચારે તરફ ફરતી હતી અને શરીર કપતુ હતુ તે સરાયથી કાંઇક છેટાળી ઉભી રહી રામાએ પોતાના જાડા અવાજથી કહ્યું —"કેમ આવી કે ?"

તે ગમે તેવી પણ તરલા સ્ત્રી જાતિ, પ્રપચમાં ન ફસેલી અને ઉચ્ચકુળની હતી, તે આ અધારી રાત્રે આ રાક્ષસ જેવા કદના રામાને જોઇ અને તેનો કઠોર ઘાંટો સાભળી થથરવા લાગી, તેનું હૃદય કપી ઉઠયુ પણ તરતજ સાવધાન થઇ હીંમતથી બોલી —"હા આવી તો ખરી, પણ રામા તુ જાણે છે કે તને શા માટે બોલાવ્યો છે?"

રામાએ દમીને કહ્યું—"ના બાઇ, તે તો હું જાણતો નથી."

તરલા—"ઠીક, જો સાભળ મારે તારૂ એક ખાસ અગત્યનુ કામ પડયુ છે તે કામ તુ કરીશ ખરો કે ?"

રામાએ ધાર્યું કે વળી બીજુ શુ કામ હશે? હું ધારૂં છુ તેજ કામ હશે, જોઉં તો ખરો કે શુ કહે છે, એમ વિચાર કરી તે બોલ્યો,—"શુ કામ છે કહે, મારાથી જ્યાં સુધી બનશે ત્યા સુધી તો તારૂં કામ જરૂર કરીશ જ, અને તે કરવા માટે જ હું અહીં આવ્યો છુ"

તરલાએ થોડીવાર આમ તેમ જોઇ કહ્યુ—"રામા તું કુમારીને ઓળખે છે કે ?"

રામો—"કુમારી કોણ?"

તરલા—"મારી મોટી માની પુત્રી, મારી બેન કુમારીને તુ ઓળખતો નથી ?"

રામો—"હા મનોહરલાલની વહુ? તેને તો ઓળખુ છુ"

તરલા—"તેને તુ ફસાવી પકડુ ખરો કે? તે જોઇને હરોજ કેવી રૂપાળી છે?"

રામો—"હા, રૂપાળી તો છે પણ પકડાય શી રીતે?"

તરલા—"હું તને તેનો ઉપાય બતાવીશ અને મદદ પણ કરીશ તારે તેના ઘરમાં પેસી જવુ"

રામાનુ હૃદય મનોહરનુ નામ સાભળી કપી ઉઠયુ. તે મનોહરથી બ્હીતો હતો, તેણે ધાર્યું કે જો તે ઘેર આવીને જાણે તો જીવતોજ ન રહેવા દે પરંતુ બીજીજ ક્ષણે તેના પાપી હૃદયમા કુમારીના રૂપ સૌદર્યની લાલસાનો ઉદય થયો તરલાએજ જ્યારે મદદ કરવાની કહી છે તો પછી આવેલો લાભ કેમ જવા દેવો? હશે મનોહર જાણશે ત્યારે સઉ થઇ રહેશે આમ રામો વિચાર કરતો હતો તે જોઇ તરલાએ વિચાર કર્યો કે વખતે રામો બ્હી જશે, તેથી તેણે તરલાએ કે, જો તું મારૂં આટલું કામ કરીશ તો તને એવી રૂપાળી કુમારી મળશે અને હું પણ પાછળથી તું જે કહીશ તે પ્રમાણે કરવા કબુલ છુ"

રામાએ ધાર્યું કે, "આતો સારો લાભ, મારા નસીબમા વગર માથાકુટે બે બાયડીઓ, અને વળી આવી રૂપાળી! એમ વિચાર કરી તેણે દમીને કહ્યુ કે,—"પણ તારી મદદ વગર મારાથી કશુ બનશે નહિ."

તરલા—ઉપાય હું તને બતાવીશ તુ કાલે સાંજે ઘેર આવજે રૂપિયા પણ હું તને તે વખતે આપીશ

રામાએ તેની વાત કબુલ કરી, તે પછી તરલા ચાલી ગઇ રામાને તો હજુ પણ વધુ આશા હતી, પણ તરતજ તરલા જતી રહી એટલે તે પણ ત્યાંથી ચાલ્યો ગયો અને રામડા ગાતો ગાતો મસ્ત બની ઘેર ગયો અપૂર્ણ.

# पुत्रोत्पत्ति तंत्र.

( લેખક —વૈદ્ય જેષ્ટારામ પ્રામજી ત્રિવેદી )

૧ પારો, ગંધક, તેની કજ્જલી કરી નંદન વનના રસમાં બે પહોર ખલી વાલુકાયંત્રદ્વારા એક દિન પકાવી કાઢી લેવુ તે માના માસો એક દૂધમા પાવાથી જીવદ્વત્સા સ્ત્રી પુત્ર જણે છે

૨ સમૂળ પચ સર્પાક્ષિ, રવિવાર સમૂળ ધરે એક વર્ણું ગવાક્ષિરે, કન્યા હસ્તેન પેષપેત

અર્થ—સર્પાક્ષિના મૂળ રવિવારે લાવી એક વર્ણી ગાયના ઘીમા કુવારી કન્યાના હાથે પૂષ્ય નક્ષત્રમાં મર્દન કરાવી યોગ્ય સમયે ઉપયોગમાં લેવરાવવાથી વધ્યા સ્ત્રીને પુત્રોત્પત્તિ થાય છે

૩ રુદ્રજટા ગાયના ઘી સાથે યોગ્ય સમયે સેવન કરવાથી વધ્યાને પ્રજોત્પત્તિ થાય છે

# आर्य वनस्पतिनी केटलीएक रहस्यता.

## વિવિધ પ્રકારના ગુલકંદો અને તેના ભેદો.

વૈદ્યકીય વિષયથી અજ્ઞાત સમુદાયમાં ઘણુ મોટે ભાગે "ગુલકંદ" ફક્ત ગુલાબના ફુલોનોજ બનાવવામાં આવે છે એવી માન્યતા ચાલી આવે છે પરતુ ગુલકંદ, વિવિધ પ્રકારની વનસ્પતિઓના કુશળ વૈદ્યો બનાવી નાના પ્રકારના જડ ઘાલી રહેલા દરદોને નાબુદ કરવાને એક આશિર્વાદ સમાન ઉપચાર યોજી કહાડે છે, એટલે 'ગુલકંદ' ખાવામાં સ્વાદિષ્ટ હોવાથી લાંબા વખતથી નાના પ્રકારના ઔષધો લેઈ લેઇને કેટલાક દરદી કટાળી ગએલા હોય છે તેવાઓને આ ઔષધ અતિ રૂચિકર થઇ પડે તેમ છે જેથી ઔષધ અને દરદીનો એક તાર સબધ કરવાને આ રૂઢી અતિ ઉપકારક ગણાશે.

### લીબડાનાં ફુલનો ગુલકંદ.

૧ લીંબડાના ફુલ (મોર) શેર ૩, ત્રિકટુ ( સુંઠ, મરી, પીંપર ) તો ૨ા, કુઓ તો ૨, પિત્તપાપડો તો ૨, પકવેલો સુરોખાર તો ૫, ત્રિફળા તો ૨ા, લોહ તો ૨, ઇદ્રવર્ણાના મૂળની ભુકી તો ૨ા, સુવર્ણમાક્ષીક તો ૨ા, વિદારીકદ તો ૨ા, ભોરિંગણીની ભુકી તો ૨ા, ખાપરીયો તો ૧, સરપંખાના મૂળની ભુકી તો ૨ા, સાકર તો ૯૦ આ સર્વ વસ્તુઓને ભેગી કરી એક કાચની સ્ટોપર્ડ બરણીમા ભરી પદરથી વીશ દિવસ સૂર્યના તાપમાં રાખવી અને તે બરણીમા ત્રણ ચાર દિવસે હલાવ્યા કરવુ તે સર્વ વસ્તુઓ પીગળી જાય એટલે પેક કરી રાખી મુકવુ આ રીતિએ સર્વ ગુલકંદ બનાવવા

ગુણ—રોજીઆ, એકાતરીઆ, તરીઆ, ચોથીઆ, તેમજ વિષમજ્વર, સતતજ્વર જીર્ણજ્વર હમેશનો હાડીજ્વર વિગેરે, જ્વરોમાં તે આવતા પહેલાં બે ત્રણ વાર એક એક તોલો ખાવાથી અટકે છે પિત્તજ્વર અને સતત્ જ્વરમાં તાવ ભરેલો હોવાથી "ક્વીનાઇન" અથવા બીજી દવા આપી શકાતી નથી ત્યારે આ ગુલકંદ નિશક પણે આપી શકાય છે એટલુજ નહિ પણ બીજા કેટલાએક વ્યાધિ થયા પછી જે નબળાઇ આવે છે તે આ ગુલકંદના સેવનથી નિવૃત્ત થાય છે તે ધાતુવર્ધક છે અને અનાજનુ સારી રીતે પાચન કરે છે ઉલટી, મોળ શરીરમા રહેલી ખોટી ગરમી મગજની નબળાઇ, આંખની ઝાખ, ઉથલા મારીને આવતો તાવ આ ગુલકંદના સેવનથી આરામ થાય છે તાવને લીધે જ્યારે બરોળ વધે છે, ત્યારે લોહની સાથે સેવાથી ઘણોજ ફાયદો થાય છે ગ્રીષ્મ ૠતુમા ફુટી નીકળતા ઓરી, અછબડા, માતા, નુરબીઆ વિગેરે ત્વકદોષમાં જ્યારે કોઇ જાતની દવા અપાતી નથી અને તેથી તેની ભયકર વેદના ભોગવવી પડે છે ત્યારે આ ગુલકંદ ઘણું સારૂં કામ કરે છે મહરફ ઓરી મટી ગયા પછી માસ બે માસ શરીરમાં પિત્તનો પ્રકોપ રહે છે, અને આખે શરીરે ગુમડાં

ફુટી નીકળે છે તે પ્રસગે આ ગુલકંદ ઘણોજ અકસીર ઉપાય માલુમ પડયો છે એના ચાલુ સેવનથી ગળત કુષ્ટ, વાતરક્ત, ચામડીના દર્દો કૃમિને ગોળા વિગેરે નાશ પામે છે કમળાના દરદમાં જ્યારે પીળાશ હઠતી નથી તેવા સમયમાં આ ગુલકંદનુ ચાલુ સેવન ઘણું હિતકારક છે એથી હૃદય બરાબર કામ કરે છે જ્વરમાં જ્યારે આમાતિસાર થઇ આવે છે ત્યારે બે ત્રણ દિવસ એનું સેવન કરવાથી આરામ થાય છે. વાત વ્યાધિમા શરીરના જૂદા જૂદા ભાગમા સોજો ફરતો જણાય છે તેને પણ આ ગુલકંદ દબાવે છે રતવા, ગુંબડ તથા મુખપાકમા એનું સેવન ફાયદાકારક છે એ દરેક જાતના રૂતુદોષને દુર કરે છે. ગુરદાના અને પ્રમેહના દરદમા અતિશય પરૂ નીકળતુ હોય અથવા કોઇ વખત લોહીની ધાર થતી હોય અને ઇંદ્રિય ભરેલી માલુમ પડતી હોય ત્યારે આ ગુલકંદ કલાક કલાકને આંતરે બબ્બે તોલાના પ્રમાણમા ખાવાથી તેની નિવૃત્તિ થાય છે અને માસ બે માસ સેવન કરવાથી એ રોગો જડમૂળથી નાશ પામે છે અને ગ્રીષ્મ રૂતુમાં તાપની અને શરદરૂતુમા મેલેરીઆની હવા એના અસર કરતી નથી વળી પ્લેગના સમયમાં આ ગુલકંદનુ સેવન તેના હુમલાથી નિઃશંક બચાવ કરે છે અને એ રીતે વાત, પિત્ત અને કફના પ્રકોપથી બચવાને અથવા તેની નિવૃત્તિને માટે આવા ગુલકંદનો છુટથી ઉપયોગ કરવો આવશ્યક છે

### આવળનાં ફુલનો ગુલકંદ.

૨ આવળના ફુલ શેર ૧ તથા સોભાગ્ય સુંદરીના ફુલ શેર ના સાકર શેર ૧ ગજ્ઞકખાબ તો ૨ કુતરી ઘાસના બીજ તો ૨ ગળોની ભુકી તો ૨ કપુરકાચલી તો ૧ એલચી તો ૧ આખ ફુદામચીના ફળનો ગર્ભ તો ૨॥ સુખડ તો ૧ કેશર તો ૦। આ સર્વ વસ્તુઓ એકઠી કરી ને ઉપર બતાવ્યા મુજબ ગુલકંદ બનાવવો ગુણ-આ ગુલકંદ આંખને હિતકારી છે તે પ્રદર, પ્રમેહ લોહીવા, ઉનવા, મુખપાક, પેશાબની બળતરા, તૃષા, દાહ અને પિતનું શમન કરે છે જઠરમા જ્યારે વરમ થાય છે ત્યારે તે ભાગમાં દાહ અને હલદી લખલખાટ થાય છે તે સર્વે ઉપર ઘણી સારી અસર કરે છે

### બાવળનાં ફુલનો ગુલકંદ.

૩ બાવળનાં ફુલનો ગુલકંદ પણ ઉપર મુજબ બની શકે છે અને તે પણ ઉપર બતાવ્યા પ્રમાણે બનાવાય છે તેમ ગુણમાં મળતો છે

### આકડાનાં ફુલનો ગુલકંદ.

૪ આકડાનાં ફુલ તો ૫૦ સાકર તો ૧૦ વંસલોચન તો ૧ ધંતુરાનાં પાનની ભુકી તો ૧ ૨॥ જેઠીમદનો શીરો તો ૧ કાકડાશીંગિ તો ૨ સોખાન તો ૧ તજ તો ૧ જવખાર તો ૧॥ અધેડાક્ષાર તો ૧॥ હલદર તો ૧ પ્રવાલ તો ૧ હાથીઆથોરનો જીડવાનો રસ તો. ૧૦ સર્વ મેળવી ન.૧મા બતાવ્યા ગુલકંદ પ્રમાણે બનાવવો

ગુણ—ખાસી, દમ, ઊધરસ, અને કફની વ્યાધિવાળાને હિતકારી છે. ધાતુપુષ્ટીક છે

### હાથીઆથોરના ફુલનો ગુલકંદ.

(૫) હાથીઆથોરના જીડવા ઉપરનાં ફુલનો ગુલકંદ બને છે તે ઘણો સરસ થાય છે પણ તે ભેગા કરવામા બહુ મુશ્કેલ છે

### દારૂડીના ફુલનો ગુલકંદ.

(૬) દારૂડીના ફુલ તો ૪૦ કુકડવેલનાં ફુલ તો ૫ ૫ સાકર તો ૩૦ બોદાર તો ૨ ત્રિફળા તો ૨॥ ગરમાળો તો ૨॥ કડુ તો ૨॥ ત્રિકટુ તો ૨ હીમજ તો ૨॥

ગુણ—રેચક છે અને કૃમિ ખરજ, બધકુષ્ઠ, જળોદર આફરો કમળો, સોજા વિગેરે ઉદરના વ્યાધિવાળાને હિતકર છે

### ખાખરાનાં ફુલનો ગુલકંદ.

(૭) ખાખરાના ફુલ ( કેસુડાં ) તો ૪૦ ખપાટનાં ફુલ તો ૫ સાકર શેર ૧ કરીઆતુ તો ૧ ગજ્ઞકખાબ તો ૧ જવક્ષાર તો. ૨ પક વેલો સુરોક્ષાર તો ૨ ફુલાવેલો ટંકણ તો ૨ બહુફળી તો ૨ આ ગુલકંદનો ઉપયોગ—નોહીપરતા ઝાડા, મુખપાક ગુદદોષ હરસ, પ્રદર, તાવની ગરમી કંઠમાં પડતુ લોહી તથા પરમો અને પેશાબના અનેક રોગ ઉપર પ્રશસ્ત છે,

### કેરડો રાઇ સરગવાનાં ફુલોનો ગુલકંદ.

(૮) કેરડો રાઇ, સરગવો ત્રણેના ફુલો શેર ૨ સાકર શેર ૦॥। ત્રિકટુ તો ૨॥ ગોમૂત્ર ક્ષાર તો ૨॥ પચક્ષાર તો ૨॥ અજમો તો ૨॥

ગુણ—પૌષ્ટિક અને પાચક છે ખરોજ,

અજીર્ણ જલોદર, વાતરોગ–દમ, શ્વા. સ વિવા વિગેરે દરદો ઉપર હીતકારી છે

કેટલાએક દરદી વાયે રહી જાય છે ત્યારે ઉપરની ફુલોનું શાક કરી ડોઘ વખત ખાય છે

### આમલીનાં ફુલનો ગુલકંદ.

આમલીના ફુલ (મોર) શેર ૧ તેને પ્રથમ મીઠુ તોલા ૨॥ સાથે ચોળી સુકવી નાંખવો પછી ઉપયોગમા લેવો અજમો તોલા ૨॥ ચિત્રક તો ૨॥ ઝેરકોચલાની ભુકી તોલા ૧ ત્રિકટુ તો ૨॥ સિંધવક્ષાર તોલા ૨॥ આ સર્વ ભેગુ કરી સાકરની ચાસણી કરી તેમા નાખી દેવુ

ગુણ —દીપન પાચન છે પેટસુક અને આફરો મટાડે છે અને રૂચી ઉપજાવનાર છે અજીર્ણમા આ ગુલકંદ ઘણો ઉપયોગી છે અને અનાજનું સારી રીતે પાચન કરે છે તથા પવનની છુટ સારી થાય છે. એનાથી વાતજન્ય દોષ શાન્ત થાય છે

### પ્લેગની અજમાવેલી ગોળીઓ.

ત્યા વીશેષ પ્લેગ હોવાના કારણથી લોકોપર ઉપકાર થાય અને અર્થ પ્રાપ્તી પણ થાય એવા હેતુથી પ્લેગની મારી ખાસ અજમાવેલ અકસીર દવાની કીમત આપને પ્રનાવન કરૂં છું તે તે બનાવી ગરીબોને મફત અને પૈસાપાત્રને પૈસા લઇ આપવા અને યશસ્વી સંપાદન કરી પરીણામ જણાવશો ( વકીલ નંદરામ નાગેસરી )

ઈઝનીશીયા ( પપીતા ) તોલા ૪ ઓળીયો તોલા ૪ વછનાગ તોલો ૧ કડુ તોલા ૨ કાળી છીરી તોલા ૨ સમુદ્રશોષનાં બી તોલા ૨ પીપર તોલા ૪ કપુર તોલા ૪ પારદગંધકની કજળી તોલા ૨ સોમલ તોલો ০ બધાને ધતુરાના અગર ભાંગના રસમાં વાટી ગોળીયો ચણોઠીથી જરા મોટી વટાણા જેવડી કરવી દિવસમાં ૩–૪ ગોળી દેવાથી ફેર ચકર બકવાદ જ્વર સન્નીપાત માથાનો દુખાવો ઈત્યાદી જાદુ માફક સમી જાય છે.

---

## विविध नोंध

**લડાઈબંધ**

ચાલુ માસમાં રાક્ષસરૂપ ધારણ કર્યા પછી પાંચ વર્ષે લડાઈ બંધ થવાના સમાચાર તમે સાંભળ્યાજ હશે પ્રથમ બલ્ગેરિયા પડયું પછી તુર્કીશરણે થયું અને છેવટે જર્મની પણ શરણે આવ્યુ અમેરીકાની મદદ આવી પહોચતા બાજી પલટાઇ અને મિત્ર રાજ્યોની જીત થવા માંડી, દુશ્મનો પાછા હઠવા મડયા અને છેવટે મસલત કરવાની તેમને ફરજ પડી હાલ લડાઈની સુલેહ થવાના તહનામા ઉપર સહી થઇ ગઇ છે અને જેથી લડાઇ બંધ પડી છે, જર્મન કૈસરે ગાદીનુ રાજીનામુ આપી દીધું છે અને સત્તા ખોઇ બેઠો છે હવે સુલેહની સરતો નક્કી કરવા માટે તમામ રાજ્યોના પ્રતિનીધીઓ એકઠા થઇ ભવિષ્યમાં લડાઇ ન થાય તેવી સરતો નક્કી કરી દે એટલી વાર છે તેમાં સ્વતન્ત્રતાનો હિમાયતી અમેરીકાનો પ્રેસીડેન્ટ પણ જાતે હોદ્દાના પ્રતિનીધિ ત રીકે સર–સતેન્દ્રપ્રસન્નસિંહા અને બિકાનેરના મહારાજાને આપણી સરકારે મોકલ્યા છે મી. સિંહા અને ૧૯૧૬ ની સાલમા મુંબાઇની કોંગ્રેસના પ્રમુખ હતા અમે આશા રાખીએ છીએ એકે હવે કાયમની સુલેહ થઇ દેશમા પણ સુલેહ શાંતિ પથરાશે અને વેપાર ઉદ્યોગ વધશે.

**ભાવનો ઘટાડો**

સુલેહની વાત સાંભળી કાપડ બજારના શેર બજારના, અને બીજી ઘણી વસ્તુઓના ભાવ ઉતરી ગયા છે, અને જેના સટ્ટાથી ભાવ વધ્યા હતા તેવી ચીજોના ભાવ બેસી ગયા છે જેમા ઘણા વેપારીઓને ખોટ ખમવા વખત આવ્યો છે લડાઇની અસર ગોખવારીથી પ્રવર્તમાન ત્રાસી ગયો હતો કાપડ તો શું પણ દરેક ચીજ એટલી મોંઘી થઇ ગઇ છે કે તેનો ગરીબ વર્ગે શી રીતે ઉપયોગ કરસે એ અમલદ થઇ પડયુ છે હજુ પણ મૂળના ભાવ થશે કે કેમ તેની કેટલાકને શંકા રહે છે કાગળોના પણ એટલા બધા ભાવ વધી ગયા છે કે અભાગી મગજી વિરૂદ્ધ પણ હલકા કાગળો પચીસ રૂપીએ રીમના વાપરવા પડે છે કે જે બે રૂપીએ રીમ મળતા હતા હવે ઇશ્વરે દયાદ્રષ્ટિ કરી છે અને તેની જ માપેલગાઇ બંધ પડી છે તો ભાવ નીચા થશે એવી આશા છે.

કાળોકેર વર્તાવી રહેલો પેલો ઇન્ફલ્યુએન્ઝાનો ત્રાસ પણ ઓછો થયો છે, અમે ગયા અંકમાં કરેલી પ્રાર્થનાનો ઇશ્વરે સત્કાર કર્યો હોય એમ લાગે છે. અને અમે આશા રાખીએ છીએ કે થોડા જ વખતમાં સુલેહશાંતિ પથરાઇ, મોંઘવારી ઓછી થશે.

**દુષ્કાળ** ચાલુ સાલે દુષ્કાળનો ત્રાસ વધતો જાય છે એટલે અનાજ, ઘી, તેલ, દુધ વિગેરે ખાવાની વસ્તુઓનો મોંઘી જ રહેવાનો સંભવ છે. અને હવે અમારા ધારવા પ્રમાણે ચાલુ સાલ પછી સર્વ રીતે રાજા અને પ્રજા ઉપર આવેલું દુઃખ ને સંકટનું વાદળ વીખરાશે અને આવતી સાલે સર્વ પ્રકારે લીલાલ્હેર થશે સરકારને પણ આ ચાર વર્ષથી લડાઇમાં પૈસાટકા પુષ્કળ વેરવા પડયા છે અને આ સાલે દુષ્કાળમાં વેરી ગરીબોને બચાવવા પડશે અમે આશા રાખીએ છીએ કે સત્વર સર્વત્ર શાંતિ સ્થપાય એવી ઇશ્વર કૃપા કરશેજ

**રાજકીય પરિષદો** ચાલુ માસમાં રાજકીય પરિષદ નડીઆદમાં ભરાઇ હતી તેની સાથે રેલ્વે પરિષદ, સંસારનો સુધારો કરનારી પરિષદ અને અંત્યજો (ઢેડા–ભંગી)નો ઉદ્ધાર કરનારી પરિષદ પણ ભરાઇ હતી. જેમાં પહેલી અને છેલ્લી પરિષદના પ્રમુખ ઑ. મી વીઠલભાઇ ઝવેરભાઇ પટેલ હતા રેલ્વે પરિષદના પ્રમુખ ક્રોનીકલના તંત્રી મી હૉર્નીમેન હતા અને સંસાર સુધારાની પરીષદના પ્રમુખ જાણીતા સુધારક રા બા રમણભાઇ મહીપતરામ નીલકંઠ હતા પરિષદોમાં ભાષણો થયા, ઠરાવો થયા, હજારો રૂપિઆ ખરચાયા, અને ત્રણ દિવસ રહી સર્વે વેરાઇ ગયા ફળ શું થયું તે તો હવે પછી જણાશે.

## રાજકીય પરિષદ

રાજકીય પરીષદના પ્રમુખનું ભાષણ ઘણું ઉત્તમ અને રાજકીય બાબતોમાં આગળ લઇ જનાર હતું તા ૧૬ મીએ ઑ. મી વીઠ્ઠલભાઇ મી હોર્નીમેન, અને રા બા. રમણભાઇનું સરઘસ કહાડયું હતું. ૧૨ વાગે પરિષદ ભરાઇ હતી જેમાં પ્રથમ વંદેમાતરમનું ગીત ગાયા પછી સ્વાગત કમીટીના પ્રમુખ મી ગોપાળદાસ વિહારીદાસ દેસાઇનું ભાષણ થયું હતું તેમાં તેમણે ધારાસભાની સોંપી ને બહોળી ચુંટણીનો પ્રશ્ન, કોમવાર પ્રતિનિધિતત્વ અને જમીન મહેસુલ ને જમીનને લગતા સવાલો ચર્ચ્યા હતા. તેમજ ખેડુતની સ્થિતિ સુધારવા સંબંધી, મહેસુલમાં યોગ્ય ઘટાડો કરવા સબંધી, તેમજ ગુજરાતમાં દુષ્કાળાદી પડતાં સંકટોથી બચવા માટે નહેરો વીગેરેનાં બાંધકામ કરવાના, ડેરીનો ધંધો બંધ કરવાના વિગેરે વિષયો સારી રીતે ચર્ચ્યા હતા

તે પછી પરિષદનું પ્રમુખપદ ઑ. મી વીઠ્ઠલભાઇ પટેલને આપવાની રા બા રમણભાઇએ દરખાસ્ત મુકી હતી તેને યોગ્ય ટેકો મળતા તેમણે પ્રમુખપદ લઈ પોતાનું ભાષણ વાંચવા માડયું તેમાં પરિષદની, ઉત્પત્તિ, વિશિષ્ટતા અને ઉપયોગીતા વિષે, ગુજરાતમાં પડેલા દુષ્કાળ, જમીન મહેસુલ અને ખેતીવાડી વિષે, મુબઇની મહેસુલી રાજનીતિનો ઇતિહાસ, ન્યાય ખાતા સબંધી, મૉન્ટેગુ–ચેમ્સ ફર્ડની સુધારાની યોજના સબંધી ધારાસભાનું બંધારણ, કોમવાર પ્રતિનિધિ તત્વ, સ્ત્રીઓના હક સંબંધી અને બીજું મહત્વનું વિવેચન કર્યું હતું

### ૧૭–૧૧–૧૮.

બીજે દિવસે પરિષદ ભરાતા પ્રથમ ઠરાવ મી સોરાબજી અડાજણીઆ, મી કાછવીઆ અને ગુજરાત સભાના મંત્રી રા શીવાભાઇ મોતીભાઇ પટેલના અવસાન માટે શોક પ્રદર્શિત કરનારો અને શ્રીમાન સમ્રાટને વિજય માટે આનંદ દર્શાવનારો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો પછી ૨ સુલેહ અને સામ્રાજ્યની પરિષદમાં કોંગ્રેસ અને મોસ્લેમ લીગની કાર્યવાહક કમીટીઓએ *ચુંટેલા હીન્દના પ્રતિનિધિઓ હોવા જોઇએ.* (૩) લંડનમાં કોંગ્રેસ અને લીગની ખાસ બેઠકો હીંદનો પ્રજામત ઇંગ્લંડની પ્રજા આગળ જાહેર કરવા માટે ભરવા ભલામણ કરવાનો (૪) કોંગ્રેસ અને લીગના પ્રતિનિધિઓને સુધારાની યોજના વિષે સંસ્થાઓનો મત બ્રિટિશ સરકાર અને પ્રજા આગળ રજુ કરવા ઇંગ્લંડ જવાની પરવાનગી આપવાની સરકારને વિનંતી કરવાનો ઠરાવ રજુ પુસાર હતો (૫) તે પછી મી એમ આર બમનજીએ કોંગ્રેસના સ્વરાજ્ય વિષે ઠરાવોને અનુમોદન આપના લંબાણ દરખાસ્ત મૂકી હતી તે સર્વાનુમતે પસાર થઇ હતી તે પછી (૬) મુંબાઇને સંપૂર્ણ સ્વરાજ્ય આપવાની મી જમનાદાસ દ્વારકાદાસે દરખાસ મૂકી હતી જે સર્વાનુમતે મંજુર થઇ હતી (૭) તે પછી વિષય વિભાગ

અને મતાધિકાર સબધી રિપોર્ટ કરવા સરકારે જે કમીટીઓ નીમી છે તેમા કોગ્રેસ અને લીગના પ્રતિનિધિઓ નીમ્યા નથી તે માટે વાંધો દર્શાવ નારો ને કયાં ખાતા સરકારના હાથમાં રાખવા અને કયાં પ્રજાને સોપવા તેનો વિચાર કરી રીપોર્ટ કરવા અને કમીટીઓનુ કામકાજ જાહેર રીતે કરવા વિષેનો ઠરાવ મી મનસુખલાલ આત્મારામ માસ્તરે રજુ કર્યો હતો જે સર્વાનુમતે પસાર થયો હતો, તે પછી (૮) જુદાવાર લોકોના ચુટાયલા સભાસદોનું એક મડળ નીમવા કે જે મની સલાહ વગર અગત્યના વહીવટી હુકમો થઈ શકે નહિ તેવી મતલબનો સરકારને ભલામણ કરવાનો ઠરાવ તેમજ (૯) મતાધિકારની કમીટી સમક્ષ, ધારાસભાના બધારણ વિષે યોજના રજુ કરવા એક કમીટી નીમવાનો ઠરાવ થયો હતો. (૧૦) તે પછી ૬છા કરોડ રૂપીઆનો નવો બોજો હિદ ઉપર નાંખવાના વડી ધારાસભામાં પસાર થએલા ઠરાવ સામે વાધો જાહેર કરવાનો ઠરાવ થયો હતો અને તે પછી બીજા દિવસ ઉપર કૉન્ફરન્સ મુલતવી રહી હતી

(તા ૧૮) બીજે દિવસ–પ્રારંભમાં વદેમાતરમનું ગીત ગવાયા પછી રા. સા દાદુભાઇએ (૧) જમીન મહેસુલનો આકડો ઓછો કરવાનો ઠરાવ રજુ કર્યો હતો જે સર્વાનુમતે પસાર થયો હતો. તે પછી (૧૨) તળાવો, નદી કે કુવાના પાણીના ઉપયોગ માટે હિમાયત આકારવામા આવેલો છે તે કર પાણી ન મળવા છતાં પણ લેવાય છે આકાર બધ કરવાનો ઠરાવ રજુ થયો હતો જે પસાર થયો હતો તે પછી (૧૩) મી જમનાદાસ દ્વારકાંદાસે મી વીઠુલભાઈ પટેલે વડીધારાસભામા કોઇ જુદી જુદી જાતના બે હિદુ સ્ત્રી-પુરૂષનુ લગ્ન તે જુદી જ્ઞાતિના હોવાથી ગેરકાયદેસર ગણાવુ ન જોઇએ એવો જે ખરડો રજુ કર્યો હતો તેના સિદ્ધાંતને સ્વીકારનારો અને તેમા સુધારો કરવા માટે રીપોર્ટ કરવા કમીટી નીમવાનો ઠરાવ રજુ કર્યો હતો જે પસાર થયો હતો, તે પછી (૧૪) ખેડુત, દુકાનદારો અને વસવાયા પાસેથી જે વેઠ કરાવવામા આવે છે તે ગેરકાયદેસર છે તેવો પ્રજામત કેળવી તે બધ કરવાનો ઠરાવ મી. તલસભાઇ ઝવેરભાઇએ મુકયો હતો જે પસાર થયો હતો તે પછી (૧૫) વરસાદ ન વરસવાથી પાક નિષ્ફળ થયો છે તો સરકારે દુકાળ તુરતજ જાહેર કરવાનો, મહેસુલ મુલતવી રાખવાને માફ કરવાના હુકમો આવતા માસની શરૂઆતમા બહાર પાડવાના, તગાવી આપવાના, ઘાસ માટે, કુવા માટે, ને બી માટે તગાવી આપવાના, કાપેલા જગલોમાં ઢોરને ચરવા જવા દેવાની, પડતર ભીમને ઘાસ વેચવાની, ઢવાડા કરાવવાની, ડોન આપવાની, દુકાળનાં કામ ઉઘાડવાની, અનાજ ને ઘાસ સસ્તે દરે વેચવાની સરકારે તજવીજ કરવી જોઇએ તેવો ઠરાવ પસાર થયો હતો તે પછી (૧૬) ગામડાં ને શહેરો બહાર રહેવા જનાર માણસોની પાસેથી મકાન બાંધવા માટે જમીન મહેસુલ ઉપરાંત દડને ભાડુ લેવાય છે તે ન લેવા માટેનો ઠરાવ મી ગોકળદાસે રજુ કર્યો હતો જે પસાર થયો હતો તે પછી (૧૭) મ્યુનીસીપાલીટીના સભાસદોને સરકારે બેચ મેજીસ્ટ્રેટ ન નીમવાનો ઠરાવ પસાર થયો હતો તે પછી (૧) ઈન્કમટેકસનાં નવા ફોર્મમાં શુ સુધારો કરવાની જરૂર છે તેનો વિચાર કરી રીપોર્ટ કરવા અમલદારને પ્રજાના પ્રતિનિધિઓની કમીટી નીમવાનો ને તે રીપોર્ટ ઉપર વિચાર કરી નવો ખરડો આવતી વડી ધારાસભામાં મૂકવાનો ને ત્યાં સુધી નવાં ફોર્મો ફરજીઆત ન ભરાવવાને તે સબધી ફોજદારી કામ ન ચલાવવા માટે હુકમો કાઢવા સરકારને વિનતિ કરવાનો ઠરાવ મી માણેકલાલ હરિલાલે રજુ કર્યો હતો જેને મી જેઠાલાલ દેવશકર દવેએ ટેકો આપવાથી તે ઠરાવ પસાર થયો હતો તે પછી (૧૮) દરેક ગામમા ગોચરો માટે જમીન છુટી મૂકી રાખવાનો (૧૯) બે હપતેથી જમીન મહેસુલ લેવાનો (૨૦) નવી સત્તા પકારે ધારણ કરેલી જમીન લેઇ લેવામાં આવે છે માટે તે નવીન પદ્ધતિ બધ કરવાની અને (૨૧) રેલ્વેના ત્રીજા વર્ગની હાડમારીઓ દૂર કરવા માટે ઘટતા પગલા ભરવા એક કાર્યવાહી કમીટી નીમવાના ઠરાવ પસાર થયા હતા તે પછી પ્રમુખનો ઉપકાર માની આવતી પરિષદ સુરત ભરવાના આમત્રણને કબુલ રાખી પરિષદ વિસર્જન થઇ હતી.

**રેલ્વે પરિષદ**

નડીઆદમા તા ૧૭ મીના રોજ રેલ્વેની પરિષદ ભરાઇ હતી જેમાં પ્રથમ સ્વાગત કમીટીના પ્રમુખ મી ગોકળદાસ દ્વારકાદાસ તલાટીએ ભાષણ કર્યા પછી પરિષદના પ્રમુખ મી. હોર્નીમેને પોતાનું ભાષણ વાચ્યુ હતુ પછી રેલ્વેમા પડતી હાડમારીઓ સબંધી ઠરાવો પસાર થયા હતા

**સંસાર સુધારા પરિષદ**

તા ૧૮ અને ૧૯ મીએ નડીઆદમાં સંસાર સુધારા પરિષદ ભરાઇ હતી જેમા સ્વાગત કમીટીના પ્રમુખ મી ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યાએ પોતાનુ ભાષણ વાચ્યું હતુ જેમા ઓ મી પટેલે વિજાતિય લગ્નનો જે ખરડો વડી ધારાસભામાં રજુ કર્યો છે તે સંબધી સ્ત્રીઓની સ્વતત્રતા માટેના વિષયો ચર્ચ્યા હતા તે પછી પરિષદના પ્રમુખ રા બા રમણભાઇ મહીપતરામે પોતાનું ભાષણ વાચ્યું હતુ જેમા વિધવાવિવાહ સબધી, પરદેશગમનની છુટ આપવા સબધી, જાતિભેદ ન રાખવા સબધી, ઓ મી વીઠ્ઠલભાઇ પટેલે જાતિભેદ વગરના લગ્ન કાયદેસર ઠરાવવા માટે વડી ધારાસભામાં રજુ કરેલા બીલ સબધી વિગેરે વિષયો ચર્ચ્યા હતા

તે પછી શ્રા અનસૂયા બ્હેન સારાભાઇએ મીલ મજુરોને વ્યાજબી રોજી મળવા માટે તેમના કામ કરવાના કલાકો કમી કરવાનો ઠરાવ રજુ કર્યો હતો જે પસાર થયો હતો

તે પછી બીજે દિવસે સામ્રાજ્ય તરફ વફાદારી પ્રદર્શીત કરવાનો, ઓ મી વીઠ્ઠલભાઇએ વડી ધારાસભામા "કોઇ પણ હિંદુ વ્યક્તિઓનું લગ્ન તે વ્યક્તિઓ એકજ જ્ઞાતિની નથી એથી ગેરકાયદેસર ન ગણાવુ જોઇએ" એક જે બીલ રજુ કર્યુ છે તેના આશયને સંમતિ આપવાનું ને તેમા સુધારા કરવાનો ઠરાવ મી વિભાકરે રજુ કર્યો હતો જેને સૌ વિદ્યાગૌરી નીલકંઠે ટેકો આપ્યા પછી પાસ થયો હતો તે પછી (૩) જ્ઞાતિઓના ભેદભેદોનો વર્ણ વ્યવસ્થાને નામે બચાવ કરવો વાસ્તવિક નથી તેવો અને જ્ઞાતિબંધનો દૂર કરવા, પેટા નાતો એકત્ર કરવા ભોજન વ્યવહાર હોય ત્યાં લગ્ન કરવાનો સમાજને બનામણ કરવાનો ઠરાવ પસાર થયો હતો તે પછી (૪) સ્ત્રીઓની પોતાની શક્તિઓનો સંપૂર્ણ વિકાસ કરવા માટે પુરુષોના સમાન તકો મળવા સ્ત્રીઓની સ્વતત્રતા વધારવાના, અને હિંદુ સ્ત્રીમંડળ જેવી સસ્થાઓ સ્થાપવાનો ઠરાવ પાસ થયો હતો તે પછી, (૫) મી મગનભાઇ ચતુરભાઇએ બીજો વર્ગના સમાન તકો અત્યજોને મળવા માટે અને તેમને સ્થાયી અસ્પર્શ્યતાના કલકમાથી મુક્ત કરવાનો ઠરાવ રજુ કર્યો હતો જે પાસ થયો હતો તે પછી (૬) જે વિધવાઓને પુનર્લગ્ન કરવાની મરજી હોય તેમને તેમ કરવા છુટ આપવા ને જે વિધવાઓને પુનર્લગ્ન કરવા ઇચ્છા ન હોય તેમને વિધવાવિશ્રામોદ્વારા આલંબન ને સમાજસેવાની તકો આપવાનો ઠરાવ પાસ થયો હતો પછી (૭) બાળલગ્નનો રીવાજ બધ કરવાનો, બીજી પત્નિ પરણવાના રીવાજને નાબુદ કરવાનો અને કન્યાવિક્રય અને વરવિક્રયની રૂઢિઓને નાપસદ કરી તે બધ કરવા હિંદુસમાજને બનામણ કરવાનો ઠરાવ સૌ વિદ્યાગૌરી નીલકંઠે રજુ કર્યો હતો જે પસાર થયો હતો (૮) પરદેશગમનના પ્રતિબંધો દુર કરવાનો, (૯) પડદાનો રીવાજ રોવાકુટવાનો રીવાજ, શુભ પ્રસંગોએ વધુ ખર્ચ કરવાનો રીવાજ બધ કરવાનો ઠરાવ પાસ થયો હતો તે પછી (૧૦) તે પછી દરેક મ્યુનીસીપાલીટીને પોતાની હદમા પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવા વિનતિ કરવાનો અને ખેતીવાડીને હુન્નર ઉદ્યોગની કેળવણીનો વધુ પ્રસાર કરવાનો સરકારને વિનતિ કરવાનો ઠરાવ પાસ થયો હતો (૧૧) કન્યાઓને પ્રાથમિક શાળાઓની સખ્યામા વધારો કરવાનો, મહિલા વિદ્યાલયોની નોંધ લેવાનો ઠરાવ પાસ થયો હતો તે પછી (૧૨) અકાલ મરણો અટકાવવાના ઉપાય કરવાનો, (૧૩) ગામેગામ સમાજસેવાના મડળો સ્થાપવાનો અને કાર્યવાહક મડળ નીમવાના ઠરાવ થયા હતા તે પછી પ્રમુખનો ઉપકાર માની પરિષદ વિસર્જન થઇ હતી

**અત્યંજ (ઢેડા) ની પરિષદ**

તા ૧૮ મીએ રાત્રે ઓ મી. વીઠ્ઠલભાઇ પટેલના પ્રમુખપણા નીચે અત્યજોની પરિષદ ભરાઇ ભરાઇ હતી અને તેમા તેમને કેળવણી આપવા માટે, કેટલાક રૂપિયાની લખણી પણ થઇ હતી.

પુસ્તક ૬ ઠું માર્ચ સને-૧૯૧૮, અંક ૧ લો

# ભાગ્યોદય.



અમેરિકામાં જનમહેનત કરી યુનિવર્સિટીની પદ્વિ મેળવનાર સ્વામી શ્રી સત્યદેવ

અધિપતિ અને પ્રકાશક,
જેઠાલાલ દેવશંકર દવે અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ ૨-૦-૦.

# ભાગ્યોદય.

પુસ્તક ૬ ઠું | એપ્રીલ સને ૧૯૧૮. | અંક ૨ જો

## વિષયાનુક્રમણિકા.



અધિપતિ અને પ્રકાશક,
જેઠાલાલ દેવશંકર દવે.
અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦.

# સૂચના.

ભાગ્યોદયનું નવું વર્ષ માર્ચ માસથી શરૂ થાય છે. માટે નવીન ગ્રાહકોએ તાકીદે નામ નોંધાવવા દરેક અંક દર માસની ૧ લી તારીખે નિયમસર બહાર પડે છે શિરનામુ બદ લાવનારે પોતાનો ગ્રાહક નંબર જરૂર લખવો

ભાગ્યોદયના ગ્રાહકને આ વર્ષે રાજર્ષિ નામની અત્યંત ઉપયોગી નવલકથાનું પુસ્તક ભેટ મળે છે અને તે જ્યા સુધી શીલીકમાં હશે ત્યા સુધી જ મળશે તેથી નવા ગ્રાહક થનારે તુરતજ નામ નોંધાવી તે બુક મગાવી લેવી કાગળોની અસહ્ય મોંઘવારી છતા ભાગ્યોદયનું લવાજમ હજુ પણ રૂ ૨-૦-૦ જ રાખ્યું છે અને ભેટના પોસ્ટેજ ૦-૨-૦ સાથે રૂ ૨-૨-૦ નું લવાજમ ભેટનું પુસ્તક વી પી કરીને દરેક ગ્રાહક પાસેથી વસુલ કરવામા આવે છે

તેના ગ્રાહક થનારને નીચેના બીજા લાભો મળે છે

| | કીંમત | ગ્રાહક પાસે |
|---|---|---|
| શ્રી ચરકસંહિતા—વૈદકનો અમૂલ્ય ગ્રંથ | ૫—૦—૦ | ૪—૦—૦ |
| વિનોદચંદ્ર—રસમય નવલકથા | ૧—૦—૦ | ૦-૧૨—૦ |
| વૈદ્ય યાને વૈદક ભાગ ૧ લો—વનસ્પતિ વિભાગ | ૦-૧૨—૦ | ૦—૮—૦ |
| વૈદ્ય યાને વૈદક ભાગ ૨ જો ( રસાયન પ્રકરણ ) | ૦-૧૨—૦ | ૦—૮—૦ |
| ઘરનો વૈદ્ય—વૈદકનું ઉપયોગી પુસ્તક | ૨—૦—૦ | ૦—૮—૦ |

ભાગ્યોદયના ગ્રાહકને, અને નવા ગ્રાહક થનારને સર રવિન્દ્રનાથ ટાગોરકૃત રાજર્ષિ નામનુ લગભગ બસો પાનનુ વાર્તાનું પુસ્તક કે જેની છુટક કીંમત રૂ ૧ છે તે મફત મળે છે ને ઉપરાંત ઉપરનાં પુસ્તકો ઓછી કીંમતે સસ્તા મળે છે જેથી લવાજમ રૂ ૨, તો ભેટનાં પુસ્તકોમાંજ વળી જાય છે અને માસીક તો મફત તરીકેજ મળે છે માટે દરેક ગ્રાહકે એકેક બબે નવાં ગ્રાહકો તુરતજ કરી મોકલવાં

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

---

## કાયદાનો શિક્ષક. (બીજી આવૃત્તિ.)

બહાર પડી ચુકી છે તેની અંદર ફોજદારી, રેવન્યુ અને દીવાની નાના મોટા ઘણા કાયદાઓનો સંગ્રહ કરેલો છે કીંમત રૂ ૮-૦ છે તે પુસ્તકના સબંધમા વિદ્વાન અમલદારો શું કહે છે તે વાંચી ખાત્રી કરો

વડોદરા રાજ્યના-ન્યાયમંત્રી મે. રા બા ગોવીંદભાઇ હાથીભાઇ દેશાઇ બી. એ એલ એલ. બી લખે છે કે--રા રા જેઠાલાલ દેવશંકર દવેકૃત "કાયદાનો શિક્ષક" એ નામના પુસ્તકની પહેલી આવૃત્તિ મારા જોવામાં આવી હતી તેમ હાલમા સને ૧૯૧૭ આખર સુધીના સુધારો વધારા સાથે નવીન આવૃત્તિ પ્રસિદ્ધ થઇ છે, તે પણ મારા જોવામા આવી છે આ પુસ્તક દરેક માણસને કાયદાની સાધારણ રીતે વ્યવહારોપયોગી માહિતી મેળવવાનુ એક સારૂં સાધન પુરૂં પાડે એવુ છે, અને તેથી તે દરેક જણે પોતાના ઘરમા રાખવા જેવુ છે એકજ પુસ્તકમાં દિવાની, ફોજદારી તથા મુલકી સબંધી તમામ માહિતી મળે એવુ ગુજરાતી ભાષામાં આ એકજ પુસ્તક છે અને સાધારણ બાબતોમાં વકીલને ઘેર જવાની તસ્દી ન લેતાં દરેક માણસ જરૂરની કાયદા સબંધી માહિતી તેમાથી મેળવી શકે એવુ ઉપયોગી છે

ભાગ્યોદય ઓફીસ-અમદાવાદ

# ભાગ્યોદય.

પુસ્તક ૬ ઠું | મે મને ૧૯૧૮, | અંક ૩ જો

## વિષયાનુક્રમણિકા.



અધિપતિ અને પ્રકાશક,
જેઠાલાલ દેવશંકર દવે.
અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦.

# સૂચના.

ભાગ્યોદયનું નવું વર્ષ માર્ચ માસથી શરૂ થાય છે માટે નવીન ગ્રાહકોએ તારીખે નામ નોંધાવવા દરેક અંક દર મહિનાની ૧ લી તારીખે નિયમસર બ્હાર પડે છે શિરનામું બદલાવનારે પોતાનો ગ્રાહક નંબર ૭૩૨ લખવો

આફ્રીકાના જે ગ્રાહકોનું લવાજમ બાકી છે—તેમણે તુરતજ શી ૪ નો પોસ્ટલ ઓર્ડર મોકલી ભેટ મગાવી લેવી, નહિ તો ભેટ ખૂટી પડેથી મળી શકશે નહિ

ભાગ્યોદયના ગ્રાહકને આ વર્ષે રાજર્ષિ નામની અત્યંત ઉપયોગી નવલકથાનું પુસ્તક ભેટ મળે છે અને તે જ્યાં સુધી શીલીકમાં હશે ત્યાં સુધીજ મળશે તેથી નવા ગ્રાહક થનારે તુરતજ નામ નોંધાવી તે બુક મગાવી લેવી કાગળોની અસહ્ય મોંઘવારી છતાં ભાગ્યોદયનું લવાજમ હજુ પણ રૂ ૨-૦-૦ જ રાખ્યું છે અને ભેટના પોસ્ટેજ ૦-૨-૦ સાથે રૂ ૨-૨-૦ નું લવાજમ ભેટનું પુસ્તક વી પી કરીને દરેક ગ્રાહક પાસેથી વસુલ કરવામાં આવે છે.

તેના ગ્રાહક થનારને નીચેના બીજા લાભો મળે છે

| | કીંમત | ગ્રાહક પાસે |
|---|---|---|
| શ્રી ચરકસંહિતા—વૈદકનો અમૂલ્ય ગ્રંથ | ૫—૦—૦ | ૪—૦—૦ |
| વિનોદચંદ્ર-રસમય નવલકથા | ૧—૦—૦ | ૦—૧૨—૦ |
| વૈદ્ય યાને વૈદક ભાગ ૧ લો—વનસ્પતિ વિભાગ | ૦—૧૨—૦ | ૦—૮—૦ |
| વૈદ્ય યાને વૈદક ભાગ ૨ જો (રસાયન પ્રકરણ) | ૦—૧૨—૦ | ૦—૮—૦ |
| ઘરનો વૈદ્ય—વૈદકનું ઉપયોગી પુસ્તક | ૨—૦—૦ | ૦—૮—૦ |

ભાગ્યોદયના ગ્રાહકને અને નવા ગ્રાહક થનારને સર રવિન્દ્રનાથ ટાગોરકૃત રાજર્ષિ નામનું લગભગ બસો પાનાનું વાર્તાનું પુસ્તક કે જેની છુટક કીંમત રૂ ૧ છે તે મફત મળે છે. ઉપરાંત ઉપરના પુસ્તકો ઓછી કીંમતે સસ્તાં મળે છે જેથી લવાજમ રૂ ૨, તો ભેટના પુસ્તકોમાંજ વળી જાય છે અને માસીક તો મફત તરીકેજ મળે છે માટે દરેક ગ્રાહકે એકેક બબ્બે નવા ગ્રાહકો તુરતજ કરી મોકલવા

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.



## કાયદાનો શિક્ષક. (બીજી આવૃત્તિ)

બહાર પડી ચુકી છે તેની અંદર ફોજદારી, રેવન્યુ અને દીવાની નાના મોટા ઘણા કાયદાઓનો સમાવેશ કરેલો છે કીંમત રૂ ૮-૦ છે તે પુસ્તકના સબંધમાં વિદ્વાન અમલદારો શું કહે છે તે વાંચી ખાત્રી કરો

વડોદરા રાજ્યના-ન્યાયમંત્રી મે ગં બા ગોવીંદભાઇ હાથીભાઇ દેસાઇ બી એ એલ એલ બી લખે છે કે—રા રા જેઠાલાલ દેવશંકર દવેકૃત "કાયદાનો શિક્ષક" એ નામના પુસ્તકની પહેલી આવૃત્તિ મારા જોવામાં આવી હતી તેમ હાલમાં સને ૧૯૧૭ આખર સુધીના સુધારા વધારા સાથે નવીન આવૃત્તિ પ્રસિદ્ધ થઇ છે, તે પણ મારા જોવામાં આવી છે આ પુસ્તક દરેક માણસને કાયદાની સાધારણ રીતે વ્યવહારોપયોગી માહિતી મેળવવાનું એક સારું સાધન પુરૂં પાડે એવું છે, અને તેથી તે દરેક જણે પોતાના ઘરમાં રાખવા જેવું છે એકજ પુસ્તકમાં દિવાની, ફોજદારી તથા મુલકી સબંધી તમામ માહિતી મળે એવું ગુજરાતી ભાષામાં આ એકજ પુસ્તક છે અને સાધારણ બાબતોમાં વકીલને ઘેર જવાની તસ્દી ન લેતાં દરેક માણસ જરૂરની કાયદા સબંધી માહિતી તેમાંથી મેળવી શકે એવું ઉપયોગી છે.

ભાગ્યોદય ઓફીસ-અમદાવાદ.

# સુચના.

ભાગ્યોદયનુ નવુ વર્ષ માર્ચ માસથી શરૂ થાય છે. માટે નવીન ગ્રાહકોએ તાકીદે નામ નોંધાવવાં દરેક અંક દર માસની ૧ લી તારીખે નિયમસર બહાર પડે છે સિરનામુ બદલાવનારે પોતાનો ગ્રાહક નંબર જરૂર લખવો.

આફ્રીકાના જે ગ્રાહકોનું લવાજમ બાકી છે—તેમણે તુરતજ શી ૪ નો પોસ્ટલ ઓર્ડર મોકલી ભેટ મગાવી લેવી, નહિ તો ભેટ ખુટી પડેથી મળી શકશે નહિ.

ભાગ્યોદયના ગ્રાહકને આ વર્ષે રાજર્ષિ નામની અત્યંત ઉપયોગી નવલકથાનું પુસ્તક ભેટ મળે છે અને તે જ્યાં સુધી શીલીકમાં હશે ત્યાં સુધીજ મળશે તેથી નવા ગ્રાહક થનારે તુરતજ નામ નોંધાવી તે બુક મગાવી લેવી કાગળોની અસહ્ય મોંઘવારી છતા ભાગ્યોદયનું લવાજમ હજુ પણ રૂ ૨–૦ જ રાખ્યુ છે અને ભેટના પોસ્ટેજ ૦–૨–૦ સાથે રૂ ૨–૨–૦ નું લવાજમ ભેટનું પુસ્તક વી પી કરીને દરેક ગ્રાહક પાસેથી વસુલ કરવામા આવે છે

તેના ગ્રાહક થનારને નીચેના બીજા લાભો મળે છે

| | કીંમત | ગ્રાહક પાસે |
|---|---|---|
| શ્રી ચરકસંહિતા—વૈધકનો અમૂલ્ય ગ્રંથ | ૫—૦—૦ | ૪—૦—૦ |
| વિનોદચંદ્ર રસમય નવનકથા | ૧—૦—૦ | ૦–૧૨—૦ |
| વૈધ યાને વૈધક ભાગ ૧ લો—વનસ્પતિ વિભાગ | ૦–૧૨—૦ | ૦—૮—૦ |
| વૈધ યાને વૈધક ભાગ ૨ જો ( રસાયન પ્રકરણ ) | ૦–૧૨—૦ | ૦—૮—૦ |
| ઘરનો વૈધ—વૈધકનું ઉપયોગી પુસ્તક | ૨—૦—૦ | ૦—૮—૦ |

**ધનવાન**—સુધારા વધારા સાથેની બીજી આવૃત્તિ બહાર પડી છે કાગળોની મોંઘવારીથી બીજ નકલો છપાવી છે માટે તાકીદે મગાવી લેવી કીં રૂ ૫–૦

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

**સુંદરી સાથી**—સ્ત્રીઓની શક્તિની ખાસ દવા છે કીં રૂ ૧–૦–૦ ત્રણ બાટલીની કીંમત રૂ ૨–૮–૦ નહિ પણ રૂ ૨–૧૦–૦ રાખી છે

દવે કેમીકલ વર્કસ અમદાવાદ.

---

## કાયદાનો શિક્ષક (બીજી આવૃત્તિ)

બહાર પડી ચુકી છે. તેની અંદર ફોજદારી, રેવન્યુ અને દીવાની નાના મોટા ઘણા કાયદાઓનો સંગ્રહ કરેલો છે કીમત રૂ ૮–૦ છે તે પુસ્તકના સંબધમા વિદ્વાન અમલદારો શુ કહે છે તે વાચી ખાત્રી કરો

વડોદરા રાજ્યના–ન્યાયમંત્રી મે ગ બા ગોવીંદભાઇ હાથીભાઇ દેસાઇ બી એ એલ એલ બી લખે છે કે–રા રા જેઠાલાલ દેવશંકર દવેકૃત "કાયદાનો શિક્ષક" એ નામના પુસ્તકની પહેલી આવૃત્તિ મારા જોવામા આવી હતી. તેમ હાલમા સને ૧૯૧૭ આખર સુધીના સુધારા વધારા સાથે નવીન આવૃત્તિ પ્રસિદ્ધ થઇ છે, તે પણ મારા જોવામા આવી છે આ પુસ્તક દરેક માણસને કાયદાની સાધારણ રીતે વ્યવહારોપયોગી માહિતી મેળવવાનુ એક સારૂ સાધન પુરૂં પાડે એવુ છે, અને તેથી તે દરેક જણે પોતાના ઘરમા રાખવા જેવુ છે એકજ પુસ્તકમા દિવાની, ફોજદારી તથા મુલકી સંબંધી તમામ માહિતી મળે એવું ગુજરાતી ભાષામાં આ એકજ પુસ્તક છે અને સાધારણ બાબતોમાં વકીલને ઘેર જવાની તસ્દી ન લેતા દરેક માણસ જરૂરની કાયદા સંબંધી માહિતી તેમાંથી મેળવી શકે એવું ઉપયોગી છે

ભાગ્યોદય ઓફીસ–અમદાવાદ

વર્ષ છઠું.

શારીરિક માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ કરાવનાર

અંક ૫ મો.

માસિક.

# ભાગ્યોદય

વિષયાનુક્રમણિકા



જુલાઈ અને ૧૯૧૮

અધિપતિ અને પ્રકાશક,

જેઠાલાલ દેવશંકર દવે.

ભાગ્યોદય ઑફીસ,

અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ ૨-૦-૦

ભાગ્યોદય પ્રેસ—અમદાવાદ

હિંદુસ્તાન બહાર શીલીંગ ૪.

# સુચના.

ભાગ્યોદયનું નવું વર્ષ માર્ચ માસથી શરૂ થાય છે માટે નવીન ગ્રાહકોએ તાકીદે નામ નોંધાવવા દરેક અંક દર માસની ૧ લી તારીખે નિયમસર બહાર પડે છે શિરનામું બદલાવનારે પોતાનો ગ્રાહક નંબર જરૂર લખવો

આફ્રીકાના જે ગ્રાહકોનું લવાજમ બાકી છે—તે એ તુરતજ શી ૪ નો પોસ્ટલ ઓર્ડર મોકલી ભેટ મગાવી લેવી, નહિ તો ભેટ બુકી પોસ્ટ મળી શકશે નહિ

ભાગ્યોદયના ગ્રાહકને આ વર્ષે રાજર્ષિ નામની અત્યંત ઉપયોગી નવલકથાનું પુસ્તક ભેટ મળે છે અને તે જ્યાં સુધી શીલીકમાં હશે ત્યાં સુધીજ મળશે. તેથી નવા ગ્રાહક થનારે તુરતજ નામ નોંધાવી તે બુક મગાવી લેવી કાગળોની અસહ્ય મોંઘવારી છતાં ભાગ્યોદયનું લવાજમ હજુ પણ રૂ ૨–૦ જ રાખ્યું છે અને ભેટના પોસ્ટેજ ૦–૨–૦ સાથે રૂ ૨–૨–૦ નું લવાજમ ભેટનું પુસ્તક વી પી કરીને દરેક ગ્રાહક પાસેથી વસુલ કરવામાં આવે છે.

તેના ગ્રાહક થનારને નીચેના બીજા લાભો મળે છે

| | કીમત | ગ્રાહક પાસે |
|---|---|---|
| શ્રી ચરકસંહિતા—વૈદકનો અમૂલ્ય ગ્રંથ. | ૫—૦—૦ | ૪—૦—૦ |
| વિનોદચન્દ્ર—રસમય નવલકથા | ૧—૦—૦ | ૦–૧૨—૦ |
| વૈદ્ય યાને વૈદક ભાગ ૧ લો—વનસ્પતિ વિભાગ. | ૦–૧૨—૦ | ૦—૮—૦ |
| વૈદ્ય યાને વૈદક ભાગ ૨ જો ( રસાયન પ્રકરણ ) | ૦–૧૨—૦ | ૦—૮—૦ |
| ઘરનો વૈદ્ય—વૈદકનું ઉપયોગી પુસ્તક | ૨—૦—૦ | ૦—૮—૦ |

**ધનવાન**—સુધારા વધારા સાથેની બીજી આવૃત્તિ બહાર પડી છે કાગળોની મોંઘવારીથી જુજ નકલો છપાવી છે માટે તાકીદે મગાવી લેવી કી રૂ ૫–૦

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

**સુંદરી સાથી**—સ્ત્રીઓની શક્તિની ખાસ દવા છે કી રૂ ૧–૦–૦ ત્રણ બાટલીની કીમત રૂ ૨–૪–૦ નહિ પણ રૂ ૨–૧૦–૦ ગણી છે

હવે કેમીકલ વર્કસ અમદાવાદ.

---

## કાયદાનો શિક્ષક. (બીજી આવૃત્તિ.)

બહાર પડી ચુકી છે. તેની અંદર ફોજદારી, રેવન્યુ અને દીવાની નાના મોટા ઘણા કાયદાઓનો સંગ્રહ કરેલો છે કીમત રૂ ૮–૦ છે તે પુસ્તકના સંબંધમાં વિદ્વાન અમલદારો શું કહે છે તે વાંચી ખાત્રી કરો.

વડોદરા રાજ્યના ન્યાયમંત્રી મે. રા બા ગોવીંદભાઇ હાથીભાઇ દેસાઇ બી એ એલ એલ. બી લખે છે કે—રા રા જેઠાલાલ દેવશંકર દવેકૃત "કાયદાનો શિક્ષક" એ નામના પુસ્તકની પહેલી આવૃત્તિ મારા જોવામાં આવી હતી તેમ હાલમાં સને ૧૯૧૭ આખર સુધીના સુધારા વધારા સાથે [illegible] આવૃત્તિ પ્રસિદ્ધ થઇ છે, તે પણ મારા જોવામાં આવી છે આ પુસ્તક દરેક માણસને કાયદાની સાધારણ રીતે વ્યવહારોપયોગી માહિતી મેળવવાનું એક સારૂં સાધન પુરૂં પાડે એવું છે, અને તેથી તે દરેક જણે પોતાના ઘરમાં રાખવા જેવું છે. એકજ પુસ્તકમાં દિવાની, ફોજદારી તથા મુલકી સંબંધી તમામ માહિતી મળે એવું ગુજરાતી ભાષામાં આ એકજ પુસ્તક છે અને સાધારણ બાબતોમાં વકીલને ઘેર જવાની તસ્દી ન લેતાં દરેક માણસ જરૂરની કાયદા સંબંધી માહિતી તેમાંથી મેળવી શકે એવું ઉપયોગી છે

ભાગ્યોદય ઓફીસ–અમદાવાદ

વર્ષ છઠું. | અંક ૬ ઠો

શારીરિક માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ કરાવનાર

માસિક.

# ભાગ્યોદય.

વિષયાનુક્રમણિકા



ઑગસ્ટ | ૧૯૦૮

અધિપતિ અને પ્રકાશક,

જેઠાલાલ દેવશંકર દવે.

ભાગ્યોદય ઑફીસ,

અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦.

હિંદુસ્તાન બહાર શીલીંગ ૪.

ભાગ્યોદય પ્રેસ—અમદાવાદ

# સૂચના.

ભાગ્યોદયનું નવું વર્ષ માર્ચ માસથી શરૂ થાય છે માટે નવીન ગ્રાહકોએ તાકીદે નામ નોંધાવવા. દરેક અંક દર માસની ૧ લી તારીખે નિયમસર બહાર પડે છે

આફ્રીકાના જે ગ્રાહકોનું લવાજમ બાકી છે—તેમણે તુરતજ શી. ૪ મોકલવા

ભાગ્યોદયના ગ્રાહકને આ વર્ષે રાજર્ષિ નામની અત્યંત ઉપયોગી નવલકથાનું પુસ્તક ભેટ મળે છે ભાગ્યોદયનું લવાજમ હજુ પણ રૂ ૨-૦ જ રાખ્યું છે અને ભેટના પોસ્ટેજ ૦-૨-૦ સાથે રૂ. ૨-૨-૦ નું લવાજમ ભેટનું પુસ્તક વી. પી કરીને વસુલ કરવામાં આવે છે

| તેના ગ્રાહક થનારને નીચેના બીજા લાભો મળે છે | કીંમત | ગ્રાહક પાસે |
|---|---|---|
| શ્રી ચરકસંહિતા—વૈદકનો અમૂલ્ય ગ્રંથ | ૫—૦—૦ | ૪—૦—૦ |
| વિનોદચંદ્ર—રસમય-નવલકથા | ૧—૦—૦ | ૦—૧૨—૦ |
| વૈદ્ય યાને વૈદક ભાગ ૧ લો—વનસ્પતિ વિભાગ. | ૦—૧૨—૦ | ૦—૮—૦ |
| વૈદ્ય યાને વૈદક ભાગ ૨ જો ( રસાયન પ્રકરણ ) | ૦—૧૨—૦ | ૦—૮—૦ |
| ઘરનો વૈદ્ય—વૈદકનું ઉપયોગી પુસ્તક | ૨—૦—૦ | ૧—૮—૦ |

**ધનવાન**—સુધારા વધારા સાથેની બીજી આવૃત્તિ બહાર પડી છે કાગળોની મોંઘવારીથી જુજ નકલો છપાવી છે માટે તાકીદે મંગાવી લેવી કીં રૂ ૫-૦

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

**સુંદરી સાથી**—સ્ત્રીઓની શક્તિની ખાસ દવા છે કીં રૂ ૧-૦-૦ વણુ બાટલીની કીંમત રૂ ૨-૪-૦ નહિ પણ રૂ ૨-૧૦-૦ રાખી છે

હવે કેમીકલ વર્કસ અમદાવાદ.

ફોજદારી રેવન્યુ અને દિવાની તમામ કાયદાનું એકજ પુસ્તક

## કાયદાનો શિક્ષક. (બીજી આવૃત્તિ.)

છપાઈ જવા આવી છે કી રૂ ૮-૦-૦ પોસ્ટેજ ૦-૬-૦ જેના સબંધમા પુનાના ડીસ્ટ્રીકટ અને સેશન્સ જડજ મે ચિમનલાલ એન મહેતા. એમ એ એલ એલ. બી લખે છે કે,—તમારૂં પુસ્તક કાયદાનો શિક્ષક મળ્યું, તેમાં તમામ ઉપયોગી કાયદાઓના સમાવેશ કરેલો છે તેમા હીંદુ અને મુસલમાન લો પણ છે જેથી ગુજરાતી જાણનારા વર્ગ માટે તમે એક લાંબા વખતની ખોટ પુરી પાડી અને મહત્વનું કાર્ય કર્યું છે તે પુસ્તક ગુજરાતી જાણનારા, વકીલો, મેજીસ્ટ્રેટો, રેવન્યુ ઑફીસરો અને જડજોને અને કાયદાના અભ્યાસીઓને ઘણું જ ઉપયોગી થઇ પડશે એટલું જ નહિ પણ તે પુસ્તક એટલું બધું ઉપયોગી છે કે તેને રેફરન્સ માટે દરેક કાયદા જાણનાર માણસે પોતાના ટેબલ ઉપર દરરોજ રાખવું જ જોઇએ હું તમારા આ કાર્યમા તમને ફતેહ મળે તેવું ઇચ્છું છું

મુંબાઇ હાઇકોર્ટના જડજ નામદાર લલુભાઇ આશારામ શાહ એમ એ એલ એલ બી લખે છે કે,— તમારૂં પુસ્તક મળ્યું છે તે પુસ્તકમા ઘણા નાના તથા મોટા ગુજરાતી કાયદાઓનો સમાવેશ કરેલો અનુક્રમણિકા ઉપરથી જણાય છે, અને આવો ગ્રંથ અંગ્રેજી નહીં જાણનાર કાયદાના કોઇ ગુજરાતી વિદ્યાર્થીને ઉપયોગી થાય તે સ્વાભાવિક છે

મુંબાઇ-સ્મોલકોઝ કોર્ટના વડા જડજ નામદાર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી લખે છે કે,— કાયદાનો શિક્ષક એ નામનું પુસ્તક મળ્યું છે અંગ્રેજીથી અજાણ એવા ગુજરાતી માણસને એ પુસ્તક ઉપયોગી થઇ પડવાનો સંભવ છે અને હું ધારૂં છું કે ગુજરાત તથા કાઠીઆવાડના દેશી રાજ્યોમા એનો લાભ સારો લેવાશે અને લેવાવો જોઇએ. ભાગ્યોદય ઓફીસ-અમદાવાદ.

વર્ષ છઠું.

શારીરિક માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ કરાવનાર

અંક ૭ મો

માસિક.

# ભાગ્યોદય

ઑક્ટોબર

સને ૧૯૧૮

## વિષયાનુક્રમણિકા



અધિપતિ અને પ્રકાશક,

જેઠાલાલ દેવશંકર દવે

ભાગ્યોદય ઑફીસ,

અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦.

ભાગ્યોદય પ્રેસ—અમદાવાદ.

હિંદુસ્તાન બહાર શીલીંગ ૪.

સચિત્ર માસિક
પુ ૪ અંક ૬.

# ભાગ્યોદય.

માર્ચ ૧૯૧૬.

## अभिनंदन.

આજ પુષ્પે વધાવું બંધુ મારાને,
બંધુ મારાને, પ્રાણ પ્યારાને,—
જેને ફાવે તે છો જુએ નગારાને,
મુજ બંધુમાં જોઉં એક સારાને;—
કોઇ જોઈ રાજી થાય ચંદ્ર તારાને,
રાજી થાઉં ભાળી બંધુ સ્નેહ ધારાને,—
જે બચાવે ઉભય પક્ષ કુસંગ કમારાને,
જે પામે ગુરૂ નાવે ભવ કિનારાને;—
ત્યજી ચિંતાના સઘળા ધખારાને,
પ્રભુભક્તિ તણી દૃઢ લગાવનારાને; જોઇ પુષ્પે વધાવું
નિજ કાજ સદૈ કષ્ટતણા ભારાને,
પ્રભુ કાજે સર્વસ્વ અર્પનારાને, જોઇ૦
અચળ શ્રદ્ધાનો દંડ પકડનારાને,
તરી પોતે બીજાને તારનારાને, જોઇ૦
જોઇ આપ ઉરે ચિતિ ઝગારાને,
આપું આલિંગન હૃદય તમારાને. આજ૦

શ્રી૦ ક૦

## सुखवाही जीवन.

( તત્ત્વતણા દૃઢ ચિંતને, એ લય. )

હાલતાં ચાલતાં કીજીએ, કંઇ સહુ સાથે સુખની વાતરે,
દઇએ, સુખને સદૈવ વધાવી.
નિજ ગૃહને સુખ છાઇએ, છાઇએ સુખે સંસાર;
આપણો ને બીજા સર્વનો, કરી સુખમય આ અવતાર રે. દઇએ૦
માન્યા જેવી વાત આ, ભલે ન લાગતી હોય,
સુખ સુખ સુખને સુખતણી વાતો કરજો તોય;
દુઃખના રડગાણાં સદા, ગાયે ઘણાએ લોક,
સુખ તણો સુસ્વર કાઢતા, એવા વિરલાજન પુણ્યશ્લોક રે; દઇએ૦
જે જે ક્ષણ આવ્યા કરે, વાતનો અવસર સેંજ,
ખાસ પૂર્વક શ્રદ્ધા ભરી, સુખની એની એજ;
વાતો કર્યા કરજો અને, મનથી પણ માનો એજ,
કલ્પનામાં (જે) રચે સુખ સ્થિતિ, પામે પ્રકટ તે જન સુખને રે; દઇએ૦
આજ તમને લાગતું, સો ગાઉ તો સુખ દૂર,
પણ તે ઉંડું ભાસતું, સુખ સ્મરીએ જવ ઉર,
સુખભરી વાણી બોલીએ, સુખમથી ભાવિની વાત,
કરતાં જીવનને કીજીએ, આજ સુખ સ્વરૂપ સાક્ષાત રે. દઇએ૦

श्री० उ०

---

## साधकरुप पक्षीओने श्रेष्ठ साधनरुप गगनमां विहार करवा प्रबोध.

( અગમ ઉદાસીનો લય. )

ગગને ગમન કરો પાંખાળાં પંખિડાં!
દિવ્ય દેશ એ વસવાનું તમ ધામ જો;
ભૂમિમાં ભટકી શાને અટવાઓ છો,
ખેદ સહો છો પૃથ્વી તણો ધામ જો; ગગને.
પ્રાણની સાથે પ્રભુએ પાંખો છે દીધી,
પાછા વળી નિજ પોતાની મહિ જો;
આસપાસ બે બાજુએ એ શોભતી,
જેનો આશ્રય ધારી ઉંચે જવાય જો. ગગને.
નીચેની ભૂમિ તમ કાજે છે નહિ,
ત્યાં તો ભમની કીટાદિકની જાત જો;
વળી પારધી ત્યાં નિજ પાથરી બેસતા,
સમજો છો, નથી કંઈ તમોને અજ્ઞાત જો. ગગને.
બીજા સાધનથી તેવું સુખ ના મળે,
જેવું મળતું ઉડતાં ગગનની માંહિ જો;
જ્યાં પ્રતિબંધો શોધ્યા પણ જડતા નથી,
આવરણો જ્યાં કંઈ રહેતા નથી કાંઈ જો. ગગને.

અનંતાવધિ એ દેશે અવકાશ છે,
અનુભવનો જ્યાં વા'તો શીતે સમીર[1] જો;
નાદ નથી જ્યાં થાતા કદી બીહામણા,
જ્યાં ગુરૂગર્જન[2] ગાજે છે ગંભીર જો. ગગને.

જ્યાં બંધાતી નથી આસક્તિ સ્વલ્પમાં,
આત્મ દૃષ્ટિ જ્યાં પ્રસરી રહે સર્વત્ર જો;
તત્ત્વાકાર મતિ થઈ રમતી તત્વમાં,
સમાધિ અનુભવ થતો વહે મન યત્ર[3] જો. ગગને.

પરિચ્છિન્નતા 'હું આ તે' ની ત્યાં નથી,
અંધકારો કેરૂં જ્યાં નથી પ્રાબલ્ય જો;
અવિદ્યા નિશા કેરૂં તિમિર ત્યાં છે નહિ,
આત્મ રવિનો પ્રકાશ જ્યાં જાજવલ્ય જો ગગને.

ચઢે માંહિ ગગનને મુદ્દો જાણજો,
ભક્તિ વિષે એ પરાભક્તિ કહેવાય જો;
રાજયોગ (શાસ્ત્ર)ના શબ્દોમાં જો બોલીએ.
યોગ અસંપ્રજ્ઞાત જ એહ ગણાયજો. ગગને.

વિચાર પ્રધાન માર્ગ વિષે હો પૂછતા,
ગગન રૂપ કહેવાયે તત્વ વિચારજો;
ભૂમિકા વિષે ગગન, તુરીયા ભૂમિકા,
બ્રહ્મવિદ્યા છે, વિદ્યા માત્રમાં સારજો; ગગને.

કર્મ માત્રમાં જેહ કર્મ નિષ્કામ છે,
કર્મ માર્ગમાં તેહજ ગગન ગણાયજો;
પ્રેમ માર્ગમાં પ્રભુ પ્રતિનો પ્રેમ તો,
ગગન સમો ને સર્વોત્કૃષ્ટ લહાયજો. ગગને.

આ વિધિ સ્થાનક ગગન સમાન ગણાયજો,
પ્રિય પંખિઓ ! તમને તે ન અજાણ્યું જો;
આગ્રહને બલપૂર્વક પાંખો વાપરી,
તેહ પ્રદેશે કરજો શીઘ્ર ઉડાણજો. ગગને.

સત્ક્રિયા તથા ગુરૂ કરૂણા રૂપી મળી,
તમને સબળી ને દૈવી બે પાંખજો;
તેને આધારે નિર્ભયતાથી ઉડો
ગંતવ્ય દેશે રાખી સુસ્થિર આંખજો. ગગને.

સદ્ગુરૂ સહાયે નિર્વિઘ્ન સહુ સંચરો,
ગગન માર્ગનો સાર્થક થજો પ્રવાસજો;
ગગને ગરજી નિશ્ચલ માળા બાંધજો,
કરી રહેજો ત્યાં પંખિ ! નિત્ય નિવાસ જો. ગગને.

શ્રી૦ ઉ૦

---

૧. વાયુ. ૨. ગુરૂના વચનો રૂપી ગર્જના. ૩ જ્યાં.

પોતાનો યૌગિક પ્રભાવ મનુષ્યના અંતઃકરણ ઉપર છોડી જાય છે અને યૌગિક પ્રભાવના સંગાતનું નામ મનુષ્યનું ચારિત્ર્ય છે. જો આપ કોઈ વ્યક્તિ વિશેષના ચારિત્ર્યનું નિરક્ષણ કરશો તો આપને જણાશે કે તેના ચારિત્ર્ય સિવાય તેની અંતઃકરણની વૃત્તિયો અને વાસનાઓની રાશી સિવાય બીજું કાંઈ નથી. તેને જોઈને તમે સારી રીતે સમજી જશો કે આ ચારિત્ર્યને બનાવવામાં પુણ્ય, પાપ, શુભ, અશુભ, અને સુખ દુઃખ એ સર્વેએ બરાબર ભાગ લીધેલો છે. પરંતુ વિનોદ દશામાં સુખ કરતાં દુઃખે ચારિત્ર્ય સંગઠનમાં સાચા શાસકનું કામ કર્યું છે.

સંસારમાં જેટલા પ્રસિદ્ધ મહાપુરૂષ થયા છે તેમના ધ્યાન દઈને જો જીવન ચરિત્ર વાંચશો તો તમને જણાશે કે દુઃખેજ વિશેષે કરીને તેમના જીવનને ઉચ્ચ અને ઉદાર બનાવવામાં બહુજ મોટું કાર્ય કરેલું છે. દુઃખે સુખ કરતાં તેમને ઉત્તમ શિક્ષણ આપેલું હશે. નિર્ધનતાએજ સંપન્નતા કરતાં તેને પરિશ્રમી અને સહનશીલ બનાવ્યું હશે. નિંદા અને અનાદરની થપ્પડો એજ પ્રશંસા અને આત્મશ્લાઘા કરતાં તેની છુપાયેલી આંતરિક યોગ્યતાને અધિક ઉભરાવવાનો અવસર આપ્યો હશે.

એ જ્ઞાન, એ વિવેક, એ વિદ્યા, મનુષ્યમાં કાંઈ બહારથી આવેલી હોતી નથી. પરંતુ તેનો આત્મા પોતેજ જ્ઞાનના આધાર રૂપ છે. સર્વ કાંઈ તેમાં ભરેલું છે. મનુષ્યના આત્મામાં સંપૂર્ણ વિદ્યાઓ અને કલાઓનો કોષ છુપાયેલ છે. તેને શિખવું એટલે વાસ્તવ રીતે તે ઉપરનાં આવરણોને દૂર કરવાં એજ છે. જેમણે આત્માના આ પ્રકાશને ઢાંકી દીધેલો હોય છે, તેમણે આત્માનાં આવરણોને દૂર કરવાં કે જેથી જ્ઞાનની જ્યોતિ પ્રજ્વલિત જણાઈ આવશે. શીખવું ભણવું વિગેરે પારિભાષિક શબ્દ છે. જે કાંઈ જ્ઞાન સંસારમાં ફેલાઈ રહ્યું છે તે સર્વ મનુષ્યના આત્મામાંથી નિકળ્યું છે. મનુષ્યનું હૃદયજ સૃષ્ટિના અસંખ્ય પદાર્થોનો અપરિમિત કોશ છે. બાહ્ય જગત્ એ કેવળ સાંકેતિક છે. તેના સંકેતોને મેળવીને તમે તમારા અંતઃકરણની પરતાળ કરવા લાગો છો. તમારૂં અંતઃકરણજ વાસ્તવમાં તમારા શિક્ષણનું પુસ્તક છે. વસ્તુતઃ પ્રત્યેક જ્ઞાન મનુષ્યના અંતઃકરણમાં છે. કેટલાક મનુષ્યોમાં તે ઢંકાયલું રહે છે તેનું આવરણ જલદી ઉતરતું નથી. જ્યારે તે આવરણ ઉતરવા લાગે છે ત્યારે કહેવાય છે કે અમે શીખીએ છીએ. મનુષ્યની જ્ઞાનોન્નતિમાં ઉત્તરોત્તર આ રહસ્ય કામ કર્યા કરે છે. જે મનુષ્યનું આવરણ તુટી જાય છે તે તત્વજ્ઞાની અને વિવેકી થઈ શકે છે અને જેનાં આવરણ તુટી શકતાં નથી તે અજ્ઞાની અને મૂર્ખ કહેવાય છે. જેનાં સમસ્ત આવરણ તુટી ગયાં છે તે સર્વજ્ઞ બની શકે છે. સંસારમાં એવા ઘણાએ સર્વજ્ઞ થયા છે અને હાલ પણ ઉત્પન્ન થાય છે.

જે પ્રકારે પત્થરમાં આગ રહે છે તેજ પ્રકારે અંતઃકરણમાં જ્ઞાન રહે છે. જેમ બહારથી અથડાવવાથી પત્થરમાં અગ્નિ ઝરે છે તેવીજ રીતે બાહ્યકર્મના સંઘર્ષણથી જ્ઞાનાગ્નિ પ્રદીપ્ત થાય છે. તથા શિક્ષણ અને ઉપદેશ રૂપિ પવનથી વધતો જાય છે. સઘળા સંસ્કારો, કર્મો અને વાસનાઓમાં આજ નિયમ કામ કરે છે. હર્ષ અને શોક, નિંદા અને સ્તુતિ, સુખ અને દુઃખ શુભ અને અશુભ જે કાંઈ પણ પરિણામ થાય છે તે સર્વ આ નિયમની સત્યતાને પ્રકટ કરે છે. જો આપણે તનિક ગંભીર દૃષ્ટિથી આપણા સ્વરૂપ શોધ કરવા લાગીએ તો આ ભેદ ખુલી જાય કે સર્વ રચનાઓ બાહ્યસંકેતોથી ઉદ્બોધિ

થઇને આપણી અંદરથીજ નીકળી છે. જેનું પરિણામ આપણી વર્તમાન અવસ્થા અને વર્તમાન જીવનજ છે. આ સર્વના સમૂહનું નામ કર્મયોગ છે.

આ આત્મકિત, જે આપણા આત્માના ઉદ્બોધક છે, તે વાસ્તવમાં કર્મજ છે. આપણે જ્યાં સુધી જીવીએ છીએ ત્યાં સુધી કાંઇને કાંઇ કર્મ કરીએજ છીએ. બીજા સામે વાતચિત કરવી એ પણ કર્મજ છે. સાંભળવુ એ પણ કર્મજ છે શ્વાસ લેવો, ચાલવું, ફરવું, બોલવું એ સર્વ કર્મજ છે. જે કાંઈ આપણે કરીએ છીએ, જે કાંઇ આપણે વિચારીએ છીએ, જે કાંઇ આપણે સમજીએ છીએ, એ સર્વ કર્મજ કહેવાય છે. અને એ સર્વ કર્મ આપણી સ્મૃતિના પ્રભાવથી આ જગ્યામાં છોડી જઇએ છીએ. કોઇ કોઇ કર્મ એવાં છે કે જે ઘણાં અને જુદાં જુદા કર્મોના સમૂહરૂપ હોય છે. આપણે સમુદ્ર તટપર ઉભા રહીશું તો આપણને સમુદ્રનો ઘુઘવાટ જણાશે. તે ઘુઘવાટ એકજ લહરીનો હોતો નથી પરંતુ અગણિત નાની નાની લહેરીઓ એકત્ર થઇને થયેલો હોય છે. જ્યાં સુધી એ સર્વ લહેરો એકત્ર થઇને ઘુઘવાટ કરી શકતી નથી ત્યાં સુધી આપણે તેનો અવાજ સાંભળી શકતા નથી. આજ દશા આપણા હૃદયના ધબકારાની છે. તેમાં પણ કર્મોના સમૂહનો પ્રભાવ કામ કરી રહ્યો છે. ઘણાં કર્મો કે જે નાનાં નાનાં કર્મોના સમૂહથી બને છે તેને અમે અનુભવ પણ કરીએ છીએ. જો તમે કોઇ મહાન પુરૂષના વર્તનને જાણવા ઇચ્છતા હો તો તેના મોટાં મોટાં કાર્યોને ન જોવાં. મૂર્ખમાં મૂર્ખ અને નિર્બુદ્ધિમાં નિર્બુદ્ધિ મનુષ્ય પણ કોઇ વખતે મહાન અને બુદ્ધિમાન બની જાય છે. આપણે મનુષ્યનાં સાધારણ કાર્યોને જોવાં જોઇએ. પ્રત્યેક હલકામાં હલકાં અને તુચ્છકાર્યોને જોવાથી તેનું વર્તન કેવું છે તે જાણવામાં આવે છે. કેમકે એ કામજ તેની માનસિક વૃત્તિયોને બનાવી શકે છે. કોઇ કોઇ વખત એવું પણ જોવાઇ આવે છે કે હલકા મનુષ્યો પણ સમય આવતાં મહાન બની શકે છે. યથાર્થમાં મહાન પુરૂષ તો તેજ છે કે, જે પ્રત્યેક દશામાં મહાન છે અને તેને જ્યાં જ્યાં જે જે સ્થિતિમાં મૂકવામાં આવે ત્યાં પણ તે મહાન કાર્યો કરી શકે છે.

મનુષ્યના વર્તન ઉપર કર્મનો બહુજ મોટો પ્રભાવ પડે છે. એ પ્રભાવ એવો બલિષ્ટ હોય છે કે, તેને રોકવો એ ઘણુંજ કઠિન કાર્ય છે. આ સંસારમાં મનુષ્ય એક કેન્દ્ર છે. કે જે સંસારની સઘળી શક્તિયોને પોતાની તરફ ખેંચ્યાં કરે છે. અને આ પ્રમાણે સર્વ શક્તિયોને પોતાના તરફ આકર્ષિને એકત્ર કરી તેને ભારે લહરીના રૂપમાં બહાર ફેંકી શકે છે. મનુષ્યમાં બળ અને જ્ઞાન છે કે જેથી તે સંસારને પોતાની તરફ ખેંચી શકે છે. પુણ્ય પાપ, સુખ દુઃખ સર્વને પોતાની તરફ ખેંચે છે. એ સાધનોથી તે પોતાની માનસિક વૃત્તિયોનાં તરંગોને બનાવે છે કે જેને ચરિત્ર કહે છે. અને પછી તેને ચરિત્રદ્વારા બહાર લાવી શકે છે. તેનામાં અંદરની તરફ આકર્ષવાની શક્તિ પણ છે અને બહારની તરફ ફેંકવામાં પણ તે કુશળ છે. સંસારનો સમસ્તવ્યવહાર, મનુષ્ય સમાજનો સંપૂર્ણ કાર્યભાર, અને આપણી આસપાસ જે કાંઈ થઇ રહ્યું છે તે સર્વ મનુષ્યના વિચારનું ફળ અને માનસિક શક્તિનો ચમત્કાર છે. યંત્ર, હથિયાર, શહેર, વિગેરે સર્વ દશ્ય પદાર્થ મનુષ્યની વિચારશક્તિથીજ ઉત્પન્ન થયુ છે. એ વિચારશક્તિ ચારિત્ર્યથી બને છે અને ચારિત્ર્યને ઉત્પન્ન કરનાર કર્મ છે. જેવું કર્મ હશે, તેવુંજ ચરિત્ર બનશે અને જેવુ ચરિત્ર હશે તેવીજ માનસિક શકિતયો ઉત્પન્ન થશે.

અપૂર્ણ.

# स्वर्गिय सुखना उपायो.

આ સંસારમાં સર્વ મનુષ્યો સુખ મળે તેવી ઇચ્છા રાખે છે. શાંતિ અને આનંદમાં હંમેશાં સ્થિત થવાય તેવી આકાંક્ષા રાખે છે. બળ, આરોગ્ય, કિર્તિ, ધનપ્રાપ્તિ, સંપત્તિ અને અનેક પ્રકારના વૈભવોને ઇચ્છે છે. પરંતુ સુખ, શાંતિ, બળ, આરોગ્ય અને કિર્તિ વિગેરેને મેળવવાને માટે જે સર્વોત્તમ ઉપાયો છે તે ઉપાયોના અજ્ઞાનને લીધે ઘણા મનુષ્યો સુખ મેળવવાને બદલે ઉંડા દુઃખરૂપ ખાડામાં પડે છે. કે જેમાંથી તેઓને નીકળવું મુશ્કેલ પડે છે. જેથી દરેક મનુષ્ય સુખ, શાંતિ અને આનંદને સહેલથી પ્રાપ્ત કરી શકે તે અર્થે જે જે સરળ ઉપાયો છે તે ઉપાયોની સિદ્ધિ કરી પ્રાપ્ત સુખને મેળવવું જોઇએ.

પોતે હાલ જે રસ્તે પ્રયાણ કરતા હોય તે રસ્તે પ્રયાણ કરવા છતાં જો સુખ અને શાંતિ ન મળતી હોય તો સમજવું કે તે રસ્તો સર્વોત્તમ સુખપ્રાપ્તિને માટે નથી. માટે જે રસ્તે જતાં સુખ મળી શકે તેવા રસ્તે પ્રયાણ કરવું જોઇએ. આ જગતમાં સર્વ વસ્તુઓ જેની વડે ઉત્પન્ન થયેલી છે અને ઉત્પન્ન થયા કરે છે, જે પ્રાણી માત્રના પ્રાણાધાર રૂપ છે, જે હંમેશાં આ જગતના સર્વ પદાર્થોદ્વારા પ્રગટ રહ્યા કરે છે તે અનન્ત જીવન પરમાત્મા અને અસીમ ચૈતન્ય શક્તિ સર્વના આધારરૂપ છે. જ્યારે આ સંસારમાં વ્યક્તિગત જીવન છે તો તેનું એવું કોઇ અનન્ત મુળ પણ હોવું જોઇએ કે જેની વડે આ જીવન પ્રગટ થયેલું છે, જ્યારે આ જગતમાં પ્રેમનો ગુણ જણાય છે તો પ્રેમનું અનન્ત મૂળ પણ જરૂર હોવુંજ જોઇએ. જ્યારે આ જગતમાં જ્ઞાન જણાય છે તો એવા કોઇ જ્ઞાનનું અનન્ત મૂળ હોવુંજ જોઇએ કે જેથી તે પ્રગટ થયું છે. આ પ્રકાર અને આજ નિયમ બળ, શાન્તિ, આનંદ સુખ, અને જગતની જડ વસ્તુઓમાં પણ એક સરખો લાગુ પડે છે. આથી એ મજાયુજ કરી કે સર્વની સાથે અનન્ત બળ અને જીવનવાળું આત્મતત્વ છે કે જે સર્વનું મૂળ છે. જે મહાન શક્તિઓ અને અચલ નિયમ આ વિશ્વમાં વ્યાપ્ત થઇ રહેલ છે, તેનીજ શક્તિઓ અને નિયમોનાદ્વારા આ અનન્ત શક્તિમય જીવન પ્રગટ થાય છે, કામ કરે છે અને વ્યવસ્થા કરે છે. આ સંસારનું દરેક કામ આજ મહાન નિયમો અને શક્તિઓ અનુસાર થાય છે. બાગમાં ઉગનાર ફુલ આજ નિયમો અનુસાર વધે છે, ખીલે છે અને કરમાય છે. બરફ આજ નિયમે જામે છે, ગળે છે, જળરૂપ થાય છે, વરાળરૂપ થાય છે, વાદળરૂપ થાય છે અને પાછો બરફરૂપ બને છે. આ સર્વ ક્રિયાઓમાં પણ આજ અચળ નિયમોનો હાથ છે. એક તરફથી જોઇએ તો આ સંસારમાં નિયમ સિવાય બીજું કાંઇજ નથી. અને જો એ વાત સત્ય છે તો આ નિયમોને બનાવનાર તેના કરતાં પણ કોઇ મોટી શક્તિ અથવા તો કોઇ તત્વ હોવું જોઇએ. આ શક્તિને અથવા આ તત્વને આપણે ઇશ્વરની સંજ્ઞાથી ઓળખીએ છીએ. પછી તેને ગમે તો વિશ્વંભર કહો, જગદીશ્વર કહો કે પરમાત્મા કહો, પરંતુ જ્યાં સુધી આ શક્તિના આ તત્વના સ્વરૂપના વિષયમાં તમારો અને અમારો એક મત છે ત્યાં સુધી તેનાં જુદાં જુદાં નામ રાખવા છતાં પણ કાંઈ આશ્ચર્ય નથી. આ અનંત શક્તિરૂપી પરમાત્મા સઘળા વિશ્વમાં વ્યાપ્ત છે. તેનાથી સર્વ ઉત્પન્ન થયું છે, તેમાં સર્વ રહે છે અને તેથી અન્ય કાંઇ છેજ નહિ. વસ્તુતઃ આપણે પરમાત્મામાંજ રહીએ છીએ ફરીએ છીએ અને તેનામાંથીજ આપણું જીવન પ્રાપ્ત થાય છે. તે આપણા જીવનનું જીવન

છે; ખરી રીતે તેજ આપણું જીવન છે. આપણને એજ પરમાત્મ જીવનમાંથી આપણું જીવન પ્રાપ્ત થયું છે અને એજ પ્રકારે હંમેશાં પ્રાપ્ત થતું જાય છે. આપણું જીવન એ પરમાત્મ જીવનનો અંશ છે. આપણે વ્યક્તિરૂપ છીએ અને પરમાત્મા અનન્ત જીવન છે. કે જેમાંજ આપણુ સર્વે સમાઈ શકીયે છીએ. પરમાત્મ જીવન અને આપણું વ્યક્તિગત જીવન મૂળ સ્વરૂપમાં એકજ છે. તેના ગુણમાં અને સ્વરૂપમાં ભેદ નથી. ભેદ માત્ર પરિમાણમાંજ છે.

આપણા તત્વજ્ઞાનીઓ પણ એવું માને છે કે, આપણને આપણું જીવન પરમાત્મ-જીવનના દિવ્ય પ્રવાહદ્વારાજ પ્રાપ્ત થયું છે; કેટલાક સત્પુરૂષોનો એવો મત છે કે આપણા જીવનની પરમાત્મ જીવનની સાથે એકતા છે; અને તેથી મનુષ્ય અને પરમાત્મા એકજ છે. હવે જોવું જોઇએ કે આ બેમાં કોનો મત સત્ય છે. વિચાર કરતાં બંનેનો મત સત્યજ છે. એટલુંજ નહિ પણ બંને એકજ વાતને ભિન્ન ભિન્ન રીતે પ્રગટ કરે છે.

સર્વ દશ્ય વિશ્વની સાથે અનન્તજીવન રૂપ પરમાત્મા વિદ્યમાન છે. જે સર્વના જીવનના જીવન રૂપ છે, અને જેમાંથી સર્વ ઉત્પન્ન થયું છે. આપણુ સર્વને આ વ્યક્તિગત જીવન તેજ દિવ્ય પ્રવાહદ્વારા પ્રાપ્ત થયુ છે. જો આ વાત સત્ય છે તો પછી આપણું વ્યક્તિગત જીવન અને પરમાત્મ જીવન બંને ગુણ ધર્મમાં એકજ પ્રકારનાં હોવાં જોઇએ. અને અંતર હોય તો તે માત્ર પરિમાણમાંજ હોવું જોઇએ.

અને આથી મનુષ્ય જેટલો આ પરમાત્મ જીવનની તરફ ઝુકે છે તેટલોજ તે પરમાત્મજીવનની નજદીક જતો જાય છે. અને તેટલીજ પરમાત્માની શક્તિયો તેનામાં પ્રગટ થવા લાગે છે. જો ઈશ્વરીય શક્તિયો અસીમ અને અનંત છે તો તેનો અનુભવ કરવામાં મનુષ્યોને જે વિઘ્ન જણાય છે તે વિઘ્નને ઉત્પન્ન કરનાર પણ તે પોતેજ છે. કેમકે ઉપર કહેલા સત્યનું તેને જ્ઞાન હોતુ નથી.

પરમાત્મા સર્વની પાછળ રહેલા અનન્ત જીવનવાળો આત્મા છે કે જેમાંથી સર્વ ઉત્પન્ન થઈ શકે છે. આપણું વ્યક્તિગત જીવન અનન્ત જીવનમાંથી દિવ્ય પ્રવાહદ્વારા નિરંતર વહ્યાં કરે છે. આપણો વ્યક્તિગત આત્મા આ પરમાત્માના અંશરૂપ છે. તો પછી આપણું વ્યક્તિગત રૂપમાં પ્રગટ થએલ જીવન પોતાના મૂળ અનંત જીવનના જેવુંજ થઇ શકે છે. જેમ સમુદ્રમાંથી લીધેલું જળ સ્વરૂપમાં અને લક્ષણમાં પોતાના મૂળ સમુદ્રના જેવુંજ હોય છે તેવીજ રીતે આપણું વ્યક્તિગત જીવન અને અનન્ત જીવનના વિષયમાં સમજવું જોઇએ. જો કે પરમાત્મ જીવન અને વ્યક્તિગત જીવન સ્વરૂપમાં એક સરખું છે તથાપિ અનન્ત જીવન વ્યક્તિગત જીવન કરતાં એટલું ઉત્કૃષ્ટ છે કે તેમાં સર્વનો સમાવેશ થઈ શકે છે. સ્વરૂપનો વિચાર કરતાં તો બંને એક રૂપ છે પણ શક્તિના વિકાસનો વિચાર કરતાં બંનેમાં અસીમ અંતર દેખાઈ આવે છે.

આ વિશ્વમાં બે પ્રકારનાં મનુષ્ય છે; એક આશાવાદી અને બીજાં નિરાશાવાદી, આશાવાદી પણ સાચાં છે અને નિરાશાવાદી પણ સાચાં છે. જો કે બંનેમાં પ્રકાશ અને અંધકારમાં જેટલો અંતર છે તેટલોજ અંતર છે; પરંતુ બંને સાચાં છે. પ્રત્યેક પોતપોતાની દ્રષ્ટિથી સાચાં છે અને દ્રષ્ટિજ પ્રત્યેકના જીવનના નિયામક રૂપ છે.

મનુષ્યનું જીવન શક્તિમાન છે કે શક્તિહીન છે, શાંતિમય છે કે શાંતિહીન છે, વિજયી

છે કે પરાજિત છે, એ સર્વ વિષયોનો આધાર કેવળ આ દૃષ્ટિ ઉપરજ છે. આશાવાદિયોમાં એક એવી શક્તિ છે કે તે વસ્તુઓને તેના સંપૂર્ણ સ્વરૂપમાં જોઇ શકે છે અને તેનો યોગ્ય સંબંધ કરી શકે છે. નિરાશાવાદિઓ વસ્તુઓને સંકુચિત દૃષ્ટિથી અને કાંઈ વિશેષ અપેક્ષાથી જોઇ શકે છે. અને તેથી તે વસ્તુઓના યોગ્ય સંબંધને પૂર્ણ રીતે જાણી શકતા નથી. આશાવાદીની જ્ઞાતવ્ય શક્તિ જ્ઞાનના પ્રકાશથી પ્રકાશિત રહે છે અને નિરાશાવાદીની જ્ઞાતવ્ય શક્તિ અજ્ઞાનાવરણથી આચ્છાદિત રહે છે. પ્રત્યેક મનુષ્ય પોતાની સૃષ્ટિ પોતાના આંતરિક વિચારોની અનુસાર બનાવતો રહે છે. અને જેવા તેના વિચાર હોય છે તેવીજ ઇમારત તે બનાવીને ઉભી કરી શકે છે. આશાવાદી પોતાના જ્ઞાનના પ્રકાશથી અને પોતાની આંતરિક પ્રતિભાથી પોતાને માટે સ્વર્ગ બનાવે છે અને જે પરિમાણમાં તે પોતાને માટે સ્વર્ગ બનાવે છે તેજ પરિમાણમાં તે સઘળા વિશ્વને માટે સ્વર્ગ બનાવવામાં સહાયક બને છે. તેથી વિપરીત નિરાશાવાદી પોતાના સંકુચિત વિચારોને લીધે પોતાને માટે નરક બનાવે છે અને જે પરિમાણથી તે પોતાને માટે નરક બનાવે છે તેજ પરિમાણથી તે સઘળા વિશ્વને માટે નરક બનાવવામાં મદદગાર થઈ શકે છે.

પ્રત્યેક મનુષ્યમાં પછી તેનામાં આશાવાદીના ગુણ વિશેષ હોય કે નિરાશાવાદીના વિશેષ હોય આથી સ્પષ્ટજ છે કે તે સ્વર્ગ યા નરક પોતે પોતાની મેળેજ બનાવે છે. અને જે પરિમાણથી પોતાને માટે સ્વર્ગ યા નરક નિર્માણ કરે છે તેજ પરિમાણથી સઘળા વિશ્વને માટે સ્વર્ગ યા નરક નિર્માણ કરવામાં સહાયક થાય છે. આશાવાદી મનુષ્ય આ જગત્માં સુખ, શાંતિ અને આનંદ ભોગવવાને માટે અધિકારી છે, અને તેનેજ તે મળી શકે છે.

આ અનંત જીવનની સાથે જ્ઞાનપૂર્વક સંબંધ જોડવો અને તેના ઇશ્વરીય પ્રવાહની તરફ મનુષ્યે પોતાના અંતઃકરણને પૂર્ણરૂપથી ઉઘાડી દેવું એજ આપણું કર્તવ્ય છે. મનુષ્ય જીવનનું ઉત્કૃષ્ટ તત્વ એજ છે. કેમકે તેમાં બીજી સર્વ વાતોનો સમાવેશ થઇ જાય છે અને સર્વ વાતોની એથી સિદ્ધિ થાય છે. આપણે આ અનંત જીવનની સાથે જ્ઞાનપૂર્વક જેટલા ઐક્યનો અનુભવ કરીશું, આપણા અંતઃકરણને આ દિવ્ય પ્રવાહને ગ્રહણ કરવાને માટે જેટલું યોગ્ય બનાવીશું તે પ્રમાણમાંજ ઇશ્વરીય શક્તિયો આપણામાં પ્રગટ થશે.

જ્યારે આપણે આપણા સત્ય સ્વરૂપને ઓળખી શકીએ છીએ અને જ્યારે આપણી ઇશ્વરીય શક્તિયો આ નિયમોની સાથે એકત્ર થાય છે ત્યારે આપણામાં પણ સંસારના મહા પુરૂષો, અતુલ પ્રતાપી તત્વદૃષ્ટાઓ અને ઉદ્ધારકોના જેવી ઇશ્વરીય પ્રેરણાઓ ઉત્પન્ન થાય છે. જેટલું આપણે આપણા સત્ય સ્વરૂપને ઓળખી શકીએ છીએ, અને આપણી આ અનન્ત જીવનની સાથે એકતા કરી શકીએ છીએ તેટલીજ ઇશ્વરીય શક્તિયો આપણા દ્વારા પ્રગટ થાય છે. અને કાર્ય સિદ્ધિનો અનુભવ કરી શકીએ છીએ.

આપણે આપણા અજ્ઞાનને લીધેજ આ ઇશ્વરીય પ્રવાહ અને દિવ્ય શક્તિયોથી પરાંગમુખ રહીને તેને આપણા અંતઃકરણમાં પ્રગટ થવાને રોકીએ છીએ. ઘણી વખત તો આપણે જાણી જોઇને આ ઇશ્વરીય પ્રવાહ અને દિવ્ય શક્તિયોના સંચારથી આપણા હૃદય-મંદિરને બંધ કરી દઇએ છીએ. જેનું પરિણામ એ આવે છે કે, આપણે એ શક્તિયોથી આપણને વિહીન કરી દઇએ છીએ. કે જેના આપણે હકદાર છીએ. એ ઉપરાંત જ્યારે આપણે આ અનંત જીવનની સાથે એકતાનો અનુભવ કરીએ છીએ, ત્યારે આપણે

તે દિવ્ય પ્રવાહને આપણા અંતઃકરણમાં સંચરિત થવા દઇએ છીએ ત્યારે આપણામાં ઉચ્ચતમ શક્તિયો અને ઇશ્વરીય પ્રેરણાઓ પ્રગટ થવા લાગે છે, કે જેથી આપણે દિવ્ય મનુષ્ય બની શકીએ છીએ. મનુષ્ય હોવા છતાં પણ જેનામાં ઇશ્વરીય શક્તિયો પ્રગટ થયેલી હોય છે તેને આપણે દિવ્ય મનુષ્ય કહીએ છીએ. આ પ્રકારના મનુષ્યની સીમા કાંઇ પણ નિર્દિષ્ટ થઈ શકતી નથી. ઘણા માણસોની શક્તિ આજે તો એટલી બધી મર્યાદિત અને સંકુચિત થઇ રહેલી છે કે તેનું કારણ એ લોકાનું અજ્ઞાનજ છે. અજ્ઞાનને લીધેજ માનવ સમાજના વિકાસમાં અનેક પ્રકારનાં વિઘ્નો આવે છે. અજ્ઞાનને લીધેજ લોકો પોતે વિશાળ જીવનના સાચા અધિકારી છે તે ભૂલી જાય છે. એથીજ તે સંકુચિત હૃદયવાળા થઇને દુઃખમય, અશાન્તિમય, રોગમય અને સ્વાર્થમય જીવન વિતાવ્યાં કરે છે. તેમણે આજ સુધી પોતાના સત્ય સ્વરૂપનો વિચાર સરખો પણ કરેલો હોતો નથી.

ઘણા મનુષ્યો પોતાનું સત્ય સ્વરૂપ પરમાત્મજીવનની સાથે સંબંધ રાખે છે તે જાણતા પણ નથી. તેમણે પોતાના અજ્ઞાનને લીધે આ ઇશ્વરીય પ્રવાહની તરફ પોતાના અંતઃકરણને ખોલ્યુ નથી કે જેથી તેમાં ઇશ્વરીય શક્તિયોને પ્રગટ થવાનો માર્ગ રોકાઇ રહ્યો છે, જો આપણે આપણને કેવળ મનુષ્યજ માનીશું તો આપણી શક્તિ સામાન્ય મનુષ્યો કરતાં અધિક નહીંજ હોવાની, પણ જો આપણે આપણને દિવ્ય મનુષ્ય માનીશું અને તે અનુસાર આપણે વર્તન કરીશું તો આપણે પણ દિવ્ય મનુષ્યોની માફક મહાશક્તિને પ્રાપ્ત કરીશું. આપણે આપણું અંતઃકરણ આ ઇશ્વરીય પ્રવાહની તરફ જેમ જેમ ઉઘાડતા જઇશું તેમ તેમ આપણે સામાન્ય મનુષ્યોની કોટિમાંથી દિવ્ય મનુષ્યોની કોટિમાં જઇ શકીશું.

જે પ્રમાણમાં આપણે અનંત જીવનની સાથે ઐક્ય કરીને સંબંધ જોડીશું, જે પ્રમાણમાં આપણે એ દિવ્ય પ્રવાહને ગ્રહણ કરવાને માટે આપણા હૃદયનાં દ્વાર ખોલીશું, જે પ્રમાણમાં સર્વ શ્રેષ્ઠ, સર્વથી અધિક, શક્તિમાન અને સર્વોપરિ સુંદર તત્વની સાથે એકરૂપ થઈશું તેજ પ્રમાણમાં આપણે ચારે તરફથી જીવન પ્રવાહને રેલાવી શકીશું. એટલુંજ નહિં પણ જે જે આપણા સંબંધમાં આવશે તે સર્વને આપણે તેનો લાભ આપીશું. આપણે અનંત જીવનની સાથે એકતા કરવામાં આળસ રાખીશું અને દિવ્ય જીવનના પ્રવાહની સામે હૃદયનાં દ્વારોને બંધ કરી લઇશું તો આપણે એવી સ્થિતિમાં આવી જઇશું કે આપણને કાંઇ પણ સુંદર અને સામર્થ્યવાળું તત્વ મળવાનું નહિં અને એવી દશામાં જે કોઇ આપણી પાસે આવે છે તેને પણ કોઇ રીતનો લાભ થતો નથી. પણ હાનિજ થાય છે. આપણી ઇચ્છા અનુસાર દિવ્ય જીવનના પ્રવાહને માટે પોતાના હૃદયનાં દ્વારોને ખોલી દેવાં યા બંધ કરી રાખવાં એ આપણી મરજીની વાત છે. મનના બળ અને વિચારોના બળથી આ શક્તિ આપણામાં વિકાસને પામે છે.

અનંત જીવનથી આપણું આ આત્મજીવન ઉત્પન્ન થયું છે. અને તેથી અનન્ત જીવનની સાથે તેનો સંબંધ છે. એવી રીતે આ સ્થૂલજીવનનો પોતાની આસપાસના જડ અને દૃશ્ય જગતની સાથે સંબંધ છે. વિચાર તેને પરસ્પર જોડી દેછે. આત્મજીવન અને સ્થૂલજીવનને જોડનાર મન યા વિચાર છે અને એજ આ બંનેની એકતા કરી શકે છે.

વિચાર પણ એક પ્રકારની શક્તિ છે. એ વાત હવે વિજ્ઞાન પણ સ્વિકાર કરવા

લાગ્યું છે. વિચારોને આકાર, ગુણ, અને શક્તિ હોય છે. વિચારોનું પણ એક જુદું શાસ્ત્ર છે. તેને માટે આજ કાલ ઘણીજ ઉહાપોહ થઇ રહેલી છે. આપણી વિચાર રૂપી શક્તિ વડેજ આપણામાં ઉત્પાદક શક્તિ પ્રકટ થાય છે. તે ઉત્પાદક શક્તિ નામ માત્રનીજ નહી પણ વાસ્તવિક છે.

આપણી આસપાસ ફેલાયેલી જડ સૃષ્ટિની ઉત્પત્તિ વિચારોથીજ થયેલી છે. જડ સૃષ્ટિને સ્વરૂપ પ્રાપ્ત થયું છે તે વિચારોનુંજ ફળ છે. પ્રત્યેક જડ વસ્તુની ઉત્પત્તિ પ્રથમ તેના કર્તાના મનમાં વિચાર રૂપમાં થયા પછીજ તેનું બહાર દૃશ્ય સ્વરૂપ પ્રાપ્ત થયેલું હોય છે. આ સંસાર પણ સર્વ વિશ્વના આધાર અને આદિ બીજ પરમાત્માના વિચારોનું જ ફળ છે. જો આપણે અગાધ ચૈતન્ય સ્વરૂપ ઇશ્વરના અંશ રૂપ છીએ યા તેનું અને આપણું ઐક્ય છે તો જેટલો આપણે તેની સાથે એકતાનો અનુભવ કરીશું તેટલીજ આપણામાં આત્મિક આંતરિક દ્વારા ઉત્પાદક શક્તિ પ્રગટ થાય છે.

પ્રત્યેક પદાર્થ દૃશ્ય જગતમાં પ્રગટ થતા પૂર્વે અદૃશ્ય જગતમાં પ્રગટ થાય છે. અને તેથી અદૃશ્ય જગત્ સત્ય, કારણરૂપ, અને સનાતન છે. અને દૃશ્ય જગત્ મિથ્યા, કાર્ય રૂપ અને અસનાતન છે.

શાબ્દિક શક્તિ અથવા મન્ત્ર શક્તિ વૈજ્ઞાનિક રીતે સત્ય-સિદ્ધ થઈ છે. વિચારોના પ્રભાવથી આપણામાં ઉત્પાદન શક્તિ પ્રગટ થાય છે. એ વાત પ્રથમ આવી ગઇ. આપણે જેને શબ્દ કહીએ છીએ તે વિચારરૂપી શક્તિનો મનથી બહાર નિકળતી વખતે ધારણ કરેલું ઇંદ્રિયગોચર સ્વરૂપ છે. વિચારરૂપી શક્તિને એક કેન્દ્રમાં લાવીને તેને સુવ્યવસ્થિત કરવાનું કામ શબ્દોદ્વારાજ થાય છે. વિચારરૂપી શક્તિને બહિર્ગત કરવાને માટે શબ્દોની આવશ્યકતા હોય છે.

હવાઇ કિલ્લા બનાવવાની વાત આપણે ઘણી સાંભળીએ છીએ, અને કેટલાક લોક આવી વાતોને હસી કહાડે છે. પરંતુ એ વાત યાદ રાખવી કે જમીનપર કિલ્લા બનાવવાને માટે આકાશમાં કિલ્લા બનાવવા પડે છે. અથવા તો કોઇ વસ્તુને દૃશ્ય જગતમાં પ્રગટ કરતા પૂર્વે તેને મનોરાજ્યમાં પ્રગટ કરવી પડે છે. હવામાં કિલ્લા બનાવવા યા ~~મનસુબો કરે~~ એ કાંઇ ખોટું નથી. પરંતુ મનોરાજ્યની-મનસુબાની-કે હવાઇ કિલ્લાની ઉત્પત્તિ અને લય મનમાં કે હવામાંજ કરી દેવો એ ખોટું છે.

---

# लो. मा. दादाभाई नवरोजजी.

મી. દાદાભાઇ નવરોજજીનો જન્મ ૪ થી સપ્ટેંબર સને ૧૮૨૫ ના રોજ મુંબાઇમાં થયો હતો. પોતાના વંશજો ૭ પેઢીથી પુરોહિતનું કામ કરતા હતા. માત્ર દાદાભાઇએજ તેને છોડીને રાજ નૈતિક ક્ષેત્રમાં પગ પેસારો કર્યો છે. અને જેથી આજે દાદાભાઇની કીર્તિની વિજયપતાકા સંપૂર્ણ હિંદમાં ફેલાયેલી છે. એટલુંજ નહિ પરંતુ વિલાયતમાં પણ તેમનું નામ ઘણે ભાગે દરેક શિક્ષિત સ્ત્રી પુરૂષોમાં અજાણ્યું રહ્યું નથી. તેમને હાલમાંજ મુંબાઇ યુનિવર્સિટી તરફથી એલ. એલ. ડી.ની પદ્દિ અર્પણ કરવામાં આવી છે. જેથી તે

વખતે પોતે મુંબાઇ પધાર્યા હતા. તે વખતે મુંબાઇની પ્રજાએ તેમને ઘણોજ ભારે આવકાર આપ્યો હતો.

દાદાભાઇ જે વખતે ચાર વર્ષના હતા તે વખતે તેમના પિતાનો દેહાન્ત થઇ ગયો હતો. જેથી તેમને શિક્ષણ આપવાનું તથા પાલન પોષણ કરવાનો ભાર તેમની માતા ઉપર પડયો હતો. જો કે તેમની માતાની પાસે કાંઇ બહુ મિલકત નહોતી તથાપિ દાદાભાઇને સુશિક્ષિત બનાવવાને માટે તેમણે કાંઇ કસર રાખી નહોતી. તેમની માતા પોતે કાંઇ બહુ ભણેલાં નહોતાં તોપણ વિદ્યાના લાભોને તે સારી રીતે જાણતાં હતાં. અભણ હોવા છતાં પણ તે સ્ત્રી શિક્ષણને લાભદાયક સમજતાં હતાં. દાદાભાઇને વિદ્યાભ્યાસ કરાવવામાં તેમની માતાને વધુ અનુકુળતા એ હતી કે તે વખતે શિક્ષણ મફત આપવામાં આવતું હતું. આજની માફક તે વખતે બહુ ફી આપવી પડતી નહોતી તેમજ પુસ્તકોમાં પણ બહુ રકમ ખર્ચવી પડતી નહોતી ખાવા પીવાની વસ્તુઓ પણ ઘણી સસ્તી હતી. મતલબ કે દાદાભાઇને શિક્ષણ આપવાને માટે તે વખત અનુકુળ હતો.

### વિદ્યાધ્યયન.

કેટલોક વખત તેમણે એક સરકારી પાઠશાળામાં શિક્ષણ લીધા પછી તેઓ એલફિન્સ્ટન ઇન્સ્ટીટયુશનમાં કે જે હાલ એલફીન્સ્ટન કોલેજના નામથી પ્રસિદ્ધ છે તેમાં દાખલ થયા. આ પાઠશાળામાં દાદાભાઇએ પોતાની તીવ્ર બુદ્ધિ અને પરિશ્રમનો સારો પરિચય બતાવ્યો. દાદાભાઇએ અનેક ઇનામો અને સ્કોલરશિપો મેળવી. પોતે હમેશાં કલાસમાં સર્વથી પહેલા રહેતા હતા. વીસ વર્ષની ઉમ્મરમાં દાદાભાઇની વિદ્યા અને યોગ્યતાની કીર્તિ આખા મુંબાઇ ઇલાકામાં ફેલાઇ ગઇ. મુંબાઇ હાઇકોર્ટના ચીફ જસ્ટીસ તે વખતે **સર એર્સકિન પેરી** હતા. જે શિક્ષા સમ્મતિના પ્રમુખ પણ હતા. પોતે દાદાભાઇની યોગ્યતા ઉપર એવા પ્રસન્ન થયા કે તેમને બારિસ્ટર બનાવવાને માટે અર્ધું ખર્ચ પોતે આપવાને તૈયાર થયા. તથા અર્ધું ખર્ચ સર જમશેદજી જીજીભાઇ પાસેથી અપાવવા કહ્યું પરંતુ સર જમશેદજી જીજીભાઇએ ધાર્યું કે દાદાભાઇ વિલાયત જઇને પોતાના બાપદાદાના ધર્મનો ત્યાગ કરી દેશે તેથી દાદાભાઇને વિલાયત જવાનું બંધ રહ્યું. એ એક રીતે સારૂં પણ થયું. કેમકે ૭૦ વર્ષ સુધી હિંદની આવી સેવા પછી કોણ કરત ? તે પછી દાદાભાઇની એલફીન્સ્ટન સ્કુલમાં આસિસ્ટન્ટ માસ્તર તરીકે નિમણુંક થઇ. સને ૧૮૫૪ માં પોતે તેજ કોલેજમાં ગણિત અને વિજ્ઞાન શાસ્ત્રના પ્રોફેસર નિમાયા જે તે વખતે એક માનનિય પદ્વિ ગણાતી હતી. કારણ કે તે વખતે અંગ્રેજ સિવાય તે પદ્વિ કોઇ હીંદુસ્તાનીને આપવામા આવતી નહોતી. તરૂણ દાદાભાઇના જીવનમાં આ પદ ઘણુંજ ગૌરવ અને અભિમાન અર્પનાર હતું. ત્યારથી પોતે ' દાદાભાઇ પ્રોફેસર ' ના નામથી પ્રસિદ્ધ થવા લાગ્યા. ઘણા વખત સુધી વિદ્વાનો તેમને તે નામથી બોલાવતા હતા. પરંતુ દાદાભાઇ આ પદ્વિથીજ સંતોષ નહતા. તેમનામાં ઉત્સાહ જારીજ હતો. તેમણે કાંઇને કાંઈ કરવું એવોજ તેમનો નિશ્ચય હતો. મુંબાઇમાં તેમણે અનેક અડચણો આવ્યા છતાં પણ સ્ત્રી પાઠશાળા ખોલી. તેમાં પોતે વખત કાઢીને જાતે અભ્યાસ કરાવવા જતા હતા. તે સિવાય તેમણે સાહિત્ય અને વૈજ્ઞાનિક સભા, મુંબાઇ એસોસિએશન, ઇરાની ફંડ, પારસી વ્યાયામ ગૃહ, પુનર્વિવાહ સભા, વિક્ટોરિયા તથા આલબર્ટ નામનું અજાયબ ઘર ખોલ્યું. સને

વડોદરાના દિવાન તરીકે.

સને ૧૮૭૪ માં પોતે વિલાયતથી પાછા આવ્યા તે વખતે વડોદરા રાજ્યની ગાદી ઉપર મલ્હારરાવ ગાયકવાડ હતા કે જેમને પાછળથી ગાદી ઉપરથી ઉઠાડવામાં આવ્યા હતા. વડોદરા રાજ્યમાં તે વખતે ઘણીજ ગડબડ મચી રહેલી હતી રાજા અને રેસીડેન્ટમાં હંમેશાં ખટપટ ચાલ્યા કરતી હતી. બીજી તરફ રાજ્ય ખટપટ અનેક પ્રકારની ચાલતી હતી. પોલીસની સ્થિતિ પણ સારી નહોતી. મતલબ કે આખા રાજ્યમાં અશાન્તિ હતી. પરંતુ સારા નસીબે તેમને એવા સમયે દાદાભાઈ જેવા બાહોશ દિવાન મળ્યા કે જેમણે થોડાજ સમયમાં પોતાની બુદ્ધિ, વિદ્યા તથા સાહસથી સર્વ અશાંતિને જડમૂળથી ઉખેડી નાંખી, અને તેનું પરિણામ એ આવ્યું કે આજે વડોદરા રાજ્ય ન્યાય, વિદ્યા-પ્રચાર, સામાજિક સુધારા વિગેરેમાં સર્વ રાજ્યો કરતાં વધી ગયું છે. પરંતુ સારા કાર્યોમાં હંમેશાં વિઘ્ન આવ્યાં કરે છે. દાદાભાઈની વાતો સ્વાર્થિ અને ખુશામતિયાઓને પસંદ ન આવી જેથી તેમણે ઘણે પ્રકારે ખટપટ કરવા માંડી, પરંતુ તે સર્વ દાદાભાઈની ચતુર નીતિની આગળ ચાલી ન શકી. દાદાભાઈની નિમણુંક તે વખતના ગવર્નર લોર્ડ નાર્થબ્રુકે કરી હતી જેથી શત્રુઓ તેમને કાંઈ કરી શકયા નહીં. પોતે રિપોર્ટો અને પુસ્તકોદ્વારા સર્વ વાત જણાવી અને તેમાં અંતે પોતાની જીત થઇ અને શત્રુઓ નિષ્ફળ નિવડયા. આ સેવાની કૃતજ્ઞતાના બદલામાં ના. ગાયકવાડ સરકાર આજસુધી દાદાભાઇને પેન્શન આપ્યાં કરે છે.

અપૂર્ણ.

---

# पतिनी प्रत्ये पत्निनुं कर्तव्य.

આ સંસારમાં પતિજ સ્ત્રીનો સાચો સહાયક, સાચો મિત્ર અને સાચા આશ્રયરૂપ છે. પતિ અબળા-સ્ત્રીનું બળ છે, તે સુખ અને દુ:ખમાં સંપત્તિ અને વિપત્તિમાં હંમેશાં પોતાની સ્ત્રીનું રક્ષણ અને તેનું પાલન પોષણ કરે છે. સ્ત્રી પતિના સુખથી સુખી અને તેના દુ:ખથી દુ:ખી થાય છે; પતિનાં જીવનથી તે પોતાને જીવતી અને તેના મૃત્યુથી પોતાને મરેલી સમજે છે. એ સ્ત્રીનું કર્તવ્ય છે, તેનો ધર્મ છે કે તેણે પોતાના પરમહિતૈષિ પતિદેવના ચરણોની તન અને મનથી સેવા કરવી. સંસારમાં સ્ત્રિયોની જે કંઇ મહત્તા છે, જે કાંઇ પ્રતિષ્ઠા છે, તે તેમાં છે કે તેણે પોતાના પતિને હંમેશાં પ્રસન્ન અને સુખી રાખવો. ભગવાન્ મનુ કહે છે કે:—

न स्त्रीणां पृथग्यज्ञो न व्रतं नाप्युपोषितम् ।
पति शुश्रुषये धन्नुते न स्वर्गं महीयते ॥

સ્ત્રિયોને માટે કોઇ જુદો યજ્ઞ નથી, કે જુદું વ્રત નથી અથવા તો કોઈ પણ પ્રકારના ઉપવાસાદિ નિયમ નથી કે જે વડે તે સ્વર્ગમાં જઇ શકે. જે સ્ત્રિયો પોતાના સ્વામિની સેવા કરે છે તેજ સ્વર્ગમાં સન્માનને પાત્ર થાય છે.

રામાયણમાં લખ્યું છે કે:—

एकै धर्म एक व्रतनेमा, काय वचन पतिपद मेमा ॥

એથી શુદ્ધ ચિત્તે પતિની સેવા કરીને તેને સુખી રાખવા એ સ્ત્રીઓનું પ્રધાન કર્તવ્ય છે. એ તકી સમજજો કે સંસારમાં પતિ સેવારૂપી મહાયજ્ઞમાં પોતાના તન, મનની આહુતિ આપ્યા વિના સ્ત્રિયોનું જીવન કોડી કામનું નથી. પતિ ગમે તેવો મૂર્ખ; નિર્ધન, રોગી કે ગમે તેવો હોય તો પણ સ્ત્રીએ તેને સન્માન આપવું જોઇએ. પતિ સ્ત્રીની પ્રત્યેક અવસ્થાનો સ્વામિ છે. ભગવાન્ મનુ કહે છે કે સ્વામિ ગમે તેવો દુરાચારી અને ગુણહીન કેમ ન હોય તો પણ સાધ્વી સ્ત્રિયોને માટે તો તે પૂજનીય જ છે. ખરી વાત એ કે સ્વામિ ગમે તેવો હોય તો પણ તેમાં સંતુષ્ટ રહેવાથી સ્ત્રિયોને આ લોકમાં સુખ, સન્માન, અને પરલોકમાં પરમ શાન્તિ મળે છે. શાસ્ત્રોમાં લખ્યું છે કે, "સ્ત્રિયોનો પતિજ ધર્મ, પતિજ ગતિ, અને પતિજ તેના સુખ અને સાચા સૌભાગ્ય રૂપ છે. પતિજ તેનું ભૂષણ અને સૌંદર્ય છે. સૂર્ય હીન સંસાર અને પતિ હીન સ્ત્રી બંને અંધકારમય છે. જે સ્ત્રિયો એવા પરમ પૂજ્ય પોતાના પતિ રૂપ દેવતાનો અનાદર કરે છે, મનથી તેની સેવા કરતી નથી, મેથી સંતુષ્ટ રહેતી નથી તે અતિશય નીચ અને પાપિણી છે. સંસારમાં તેને સુખ અને શાંતિ મળી શકતાં નથી. સર્વ લોક તેને ખરાબ સમજે છે. એવી સ્ત્રિયો ખરેખર સ્ત્રી કુળને કલંકિત કરે છે.

જેથી પતિ સુખી અને સંતુષ્ટ રહે, જેથી તેની ઉન્નતિ થાય, સારી સ્ત્રી હમેશાં એવાજ કામોમાં પ્રીતિ રાખે છે. તે મરતાં સુધી પણ પતિનાં હિત સાધનમાં કદીપણ આનાકાની કરતી નથી. જે કામોથી પતિ અપ્રસન્ન થાય તેનાથી તેણે હમેશાં દૂર રહેવું જોઇએ. ભગવાન મનુ કહે છે કે, જે સ્ત્રી સ્વર્ગના સુખની ઇચ્છા કરે છે તેણે પતિને અપ્રિય લાગે તેવું કાંઇ પણ કામ ભૂલે ચૂકે પણ કરવું નહિ. સ્ત્રીએ છાયાની માફક પતિને અનુકુળ વર્તવું જોઇએ અને તેણે હમેશાં પ્રસન્ન મનથી પતિના મનને અનુકુળ કામ કરવાના ઉપાયો કરતાં રહેવું જોઇએ. પતિને પ્રિય હોય તેવું વર્તન કરવું, અને અપ્રિય જણાય તેવા વર્તનથી દૂર રહેવું એજ સાચી પતિ સેવા છે. સ્ત્રિયોએ કદી પણ પતિની આજ્ઞાનો ભંગ કરવો જોઇએ નહિં. તે જે કામ કરવાને કહે અને જે ઉપદેશ આપે તેનો પ્રસન્ન ચિત્તે સ્વિકાર કરી લેવો જોઇએ. કદાપિ કોઇ પતિ પોતાની પત્નિ સાથે કાંઇક કારણ નિમિત્તે અયોગ્ય વર્તન ચલાવે તો તે તેનું અજ્ઞાન સમજવું પણ તેનો બદલો લેવા સ્ત્રિયે તૈયાર થવું એ અયોગ્ય છે. જે સ્ત્રી, પોતાના સ્ત્રી સ્વભાવને અનુકુળ સરળતા, સહનશીલતા, કોમળતા, દયા, ભક્તિ, અને પવિત્રતા વિગેરે ઉત્તમ ગુણોવડે પતિના દુરાચારો અને દુર્ગુણોને દૂર કરાવી શકતી નથી તો પછી તે પતિના સૌભાગ્ય અને હિતકારક કાર્યોમાં કેવી રીતે મદદ કરી શકવાની! જે વખતે પતિ ક્રોધિ થઇને કડવાં વચન કહે, યા. ખોટો વ્યવહાર કરે તો તે વખતે સ્ત્રીએ ચુપ રહેવુંજ યોગ્ય છે. કેમકે ઇશ્વરે સ્ત્રી જાતિને કોમળ સ્વભાવનીજ બનાવેલી છે. જેથી તેણે ક્રોધી થઇને પતિના અયોગ્ય કાર્યોનો બદલો લેવા સામે થવું એ ઘણુંજ ખરાબ છે. સ્ત્રીઓએ પતિની સામે થવું એ ઘણુંજ નિન્દનિય છે. મૂર્ખ સ્ત્રિયોજ એવા કુકર્મ કરવાને માટે સાહસ કરે છે, પણ બુદ્ધિવાળી અને સમર્થ સ્ત્રિયો એવો નિષ્ઠુર વ્યવહાર કદાપી પણ કરીને પતિના ચિત્તમાં વિક્ષેપ પહોંચાડતી નથી.

આજના સમયમાં પતિ–ભક્તિના જેવા સ્વર્ગિય માર્ગે વળવું એ સ્ત્રીઓને ઘણુંજ કઠિન થઇ પડ્યું છે. હાલના નવા શિક્ષણથી અને કહેવાતા સુધારાના સંસર્ગથી કેટલીક નવું

શિક્ષણ લીધેલી યુવતિયો પતિને પોતાના સમાન હકવાળો સમજે છે. તે પોતાના પતિની સાથે સાચો પ્રેમ રાખતી નથી તેમજ પતિએ સ્ત્રિયોને દેવતુલ્ય પૂજનિય છે, એ તેમના માનવામાં આવતું નથી. તે પતિની સાથે પ્રીતિ રાખવાનું ઇચ્છે છે, પરંતુ તે ફેંડ કાચળી ઓઢી દેવળોમાં અમર સવાર ભટકવાનું પસંદ કરે છે, પણ પોતાના પતિદેવની પૂજા કરવાનું તેને યોગ્ય લાગતું નથી. પતિને દેવતુલ્ય સમજવો, તેની આજ્ઞાને વશ થઈને રહેવું, તેની સેવા કરવી વિગેરે તેને ઘણુંજ અઘરૂં લાગે છે. એ પ્રમાણેનું વર્તન રાખવું તેને દુઃખજનક લાગે છે. આ સ્ત્રીયોની ઘણીજ અજ્ઞાનતા છે. સ્ત્રિયોએ એવા દૂષિત વિચારોથી હંમેશાં દૂર રહેવું જોઇએ. ઘણી સ્ત્રિયો એવી નીચ અને હલકા હૃદયની હોય છે કે જે પતિનો જરા સરખો દોષ યા ભૂલ જોતાં એકદમ તેની સામે ગુસ્સે થઇ જાય છે. અને જેમ મનમાં ફાવે તેમ પતિની સામે બોલીને તેનુ અપમાન કરે છે. અને તે વખતે તેને કાંઇ પણ ખોટા ખરાનું ભાન રહેતું નથી. ઘણી સ્ત્રીયો તો ઘણીવાર આવી પતિની ભૂલ કે દોષને લીધે ઘરમાં કલેશ અને કંકાસ કરી મૂકે છે. અને સાત આઠ દિવસ સુધી રડતી કકળતી રહે છે અને ખાવાપીવાનો પણ ત્યાગ કરી પતિને નાહક કલેશમાં ડુબાવ્યાં કરે છે. એ ઘણુંજ અયોગ્ય વર્તન છે. ઘણી સ્ત્રિયો તો એવી ચપળ સ્વભાવની હોય છે કે જે પોતાના પતિના દોષ બીજાને મોંઢે કહેવામાં જરાપણ સંકોચ ધરતી નથી. સ્ત્રિએ પોતાના પતિના દોષ બીજાના આગળ પ્રગટ કરવા એ ઘણુંજ અયોગ્ય કામ છે. પરંતુ તેણે તો તેના દોષને છુપાવવાને માટે હંમેશાં કોશિશ કરતા રહેવું જોઇએ.

પતિના દોષ જોઇને તેની સાથે કેવો વ્યવહાર કરવો જોઇએ તેનું ઘણી સ્ત્રિયોને ભાન હોતું નથી. અથવા તો જે જાણે છે તેઓ તે પ્રમાણે વર્તન ચલાવતી નથી. પતિના દોષ દૂર કરવાને માટે પ્રથમ તેને નમ્રતા પૂર્વક મીઠાં વચનોથી તે દોષને ત્યાગ કરવાને માટે વિનંતિ કરવી જોઇએ. અને તેમ છતાં પણ જો તે પોતાના દોષનો ત્યાગ ન કરે તો તેણે તેના પગે પડીને પણ વારંવાર પ્રાર્થના કરવી જોઇએ, અને જ્યાં સુધી તેનામાંથી તે દોષ દૂર ન થાય ત્યાં સુધી તેને વિનય પૂર્વક વિનંતી કરવી જોઇએ. પતિ ગમે તેવો કઠિન હૃદયનો હશે તોપણ આ પ્રમાણેનું પોતાની સાધ્વ સ્ત્રીનું વર્તન જોઈ તેની આવી નમ્રપણે કરેલી પ્રાર્થનાનો સ્વિકાર કરવાનોજ અને તેનું હૃદય જરૂર પીગળવાનુંજ. પતિને અવળે રસ્તે ચાલતો જોઇને તેની સ્ત્રીએ પોતાની તમામ શક્તિથી તેને યોગ્ય માર્ગે લાવવાને માટે પ્રયત્ન કરવો જોઇએ. ઉદાસ થઇને બેસી રહેવું એ યોગ્ય નથી. જ્યાં સુધી તે પોતાના પતિને સુમાર્ગમાં સ્થાપિ શકે નહીં ત્યાં સુધી તેણે હિતકારક મિત્રની માફક વિનય પૂર્વક નમ્ર વચનોથી તેનાં સઘળાં અયોગ્ય કર્મોથી ઉત્પન્ન થનાર પરિણામનું વર્ણન તેના આગળ વારંવાર વિનય પૂર્વક જણાવવું જોઇએ. સ્ત્રી પોતાના દુરાચારી પતિને જેવી રીતે સદ્વર્તનશાળી બનાવી શકે છે તેવી રીતે બીજું કોઈ પણ બનાવી શકતું નથી. યથાર્થ રીતે પતિ ઉપર સાચા હૃદયથી પ્રીતિ રાખનારી સાધ્વિ સ્ત્રીજ પાપરૂપી રોગમાં ડુબેલા કઠોર સ્વભાવના પતિની રામબાણ દવા છે.

પતિની હાજરીમાં સ્ત્રીને પોતાની ઇચ્છાનુસાર કોઇપણ કાર્ય કરવાનો અધિકાર નથી. તે પોતાના પતિની આજ્ઞા યા સમ્પત્તિથીજ પોતાનાં ઇચ્છિત કાર્યોને પૂર્ણ કરી શકે છે. જે કાર્યથી પતિ અસંતુષ્ટ હોય યા જે કાર્યથી પતિને અસંતુષ્ટ થવાનું કારણ હોય તેને કદાપિ

આપવામાં આવી છે. ઇશ્વરનું ઐશ્વર્ય ભોગવવા સારૂ ઇશ્વરે પોતાના વારસદાર બાળકો તરીકે આપણને અહીં મોકલેલા છે. જગતની અનેક વસ્તુઓનો ખુબ લાભ લઇ શકાય તે સારૂ પરમકૃપાળુ પરમાત્માએ બુદ્ધિની બક્ષીસ કરેલી છે. અરસપરસ એક બીજાને મદદ કરીએ અને એક બીજાની મદદથી આગળ વધીએ તથા સુખી થઇએ તે સારૂ પ્રભુએ પોતાનો સ્નેહ આપણને આપેલો છે. મુશ્કેલીઓની સામે થઇ શકીએ, ખરેખરા બળથી કામ કરી શકીએ તથા ફરજો બજાવી શકીએ તે સારૂ આપણામાં પ્રભુએ પુરૂષાર્થ મૂકેલો છે. માણસોને આનંદ મળે તે સારૂ જુદી જુદી વસ્તુઓમાં જુદી જુદી જાતના સ્વાદ રહેલા છે. માણસો નવી નવી યોજનાઓ કરી શકે તે સારૂ તેને કલ્પના શક્તિની બક્ષીસ થયેલી છે. અને માણસ. અનંતકાળનાં અખંડ મોક્ષ સુખ મેળવી શકે તે સારૂ તેઓને મનુષ્ય અવતાર આપવામાં આવેલો છે. અને તેમ છતાં—આટલાં બધાં સાધનો છતાં માણસો દુઃખી રહે તો એ શું પાપ નહીં કે? બેશક, ઇશ્વરની હજુરમાં તે બહુ મોટું પાપ છે. વિદ્વાનોની નજરમાં તે બહુ મોટું પાપ છે, અને આત્માની મહાન શક્તિઓ સામે જોતાં પણ તે બહુ મોટું પાપ દેખાય છે. કારણ કે શરીર આરોગ્ય હોય, ખાવા પીવાનાં સાધનો સારાં હોય, તથા બીજી પણ અનેક જાતની સગવડો હોય છતાં પણ જો કોઇ માણસ આપઘાત કરવા ઇચ્છે, તથા તે સારૂ લાંઘણ કરે, કુવામાં પડે, હાંચપાર ભોંકે, ઉંચેથી ફુદકો મારે અથવા એવી બીજી કોઇપણ રીતે મરવાની કોશિશ કરે તો તે માણસ જેમ ગુન્હેગાર ગણાય છે, તેમજ છતાં સાધનોએ જે માણસ સુખી ન રહે અને સુખનું ખૂન કરી દુઃખી થાય તે માણસ પણ ખરેખર પાપી ગણાવો જોઇએ. કારણ કે પ્રભુએ જીંદગી [illegible] હોય છતાં તેને તોડી નાખવી ને મોતને પસંદ કરવું એ જેમ પાપ છે તેમજ [illegible] સુખ આપ્યું હોય છતાં તેને તોડી નાખવું ને દુઃખ ભોગવવું એ પણ પાપ છે.

બંધુઓ! આપણું જલદીથી કલ્યાણ થઇ શકે અને બહુ ઉત્સાહ પૂર્વક આપણે આપણી ફરજો બજાવી શકીએ તથા આગળ વધી શકીએ તે સારૂ હવે આવી નવી જાતનાં પાપો સમજવાની જરૂર છે. એવાં પાપો જાણવાથી આપણી ભાવનાઓ શુદ્ધ થાય છે, વિશાળ થાય છે, અને ઉંચે ચડી શકે છે. માટે ફાયદો ન કરે, ઉપયોગમાં ન આવે અને માત્ર "લાલકિતાબમેં લીખ્યા હૈ" એવીજ પાપ પુણ્યની બાબતમાં નહીં પડયા રહેતાં જે પાપ પુણ્યની બાબતના જીંદગીને સુધારવામાં તુરતજ મદદ કરે છે તેવી જાતનાં ચોકડીઆં પાપ પુણ્ય સમજતાં શીખો, અને તેના ઉત્તમ સિદ્ધાંતો સમજી તે પ્રમાણે વરતવાની કોશિશ કરો, એટલે બહુ સહેલાઇથી સુખ મેળવી શકશો. કારણ કે સુખ મેળવવું એ જીવાત્માનો સ્વભાવ છે અને સુખ આપવું એ પરમાત્માનો સ્વભાવ છે. તથા જગતની દરેક વસ્તુઓ કોઇને કોઇ પ્રકારનો આનંદ આપવા માટેજ ઉત્પન્ન થયેલી છે, અને તેમ છતાં પોતાના અજ્ઞાનપણાને લીધેજ વિનાકારણે દુઃખ ભોગવ્યાજ કરવું એ પાપ છે, બહુ મોટું પાપ છે. માટે એવા પાપમાં ન પડયા રહેવાય તે સંભાળજો, અને જેમ બને તેમ વધારેમાં વધારે સુખી થવાય એવી તજવીજ કરજો, એજ ઇશ્વરી ઇચ્છા છે, એજ શાસ્ત્રની આજ્ઞા છે, અને એજ જીવાત્માને ગમતી વાત છે. માટે કોઇપણ જાતનાં દુઃખમાં નહીં પડયા રહેતાં સુખ મેળવવાની કોશિશ કરો; સુખ મેળવવાની કોશિશ કરો.

# सद्‌गुणी शशी.

( લેખકઃ–શ્રીયુત વેણુ વિહારી. )

( અનુસંધાન ગતાંકથી ).

## પ્રકરણ ૧૨ મું.

### ગરીબાઇ.

પ્રિય વાચકવૃંદ! પેલું સામું નાનકડું શું ઘર કોનું દેખાય છે વારૂ? તમો તેને પીછાની શકશો કે? શું કહ્યું? 'નથી ઓળખતા!' તે કોનું ઘર છે તે શું તમે જાણી શકો તેમ છો! આ આટલી મોટી મુંબાઇ પુરીમાં એવા ગરીબના ઘરનો લખ લાગે છે ત્યાં તમો એ ઘરને કયાંથી જાણી શકો; તોપણ તે ઘરમાં વસ્તાં માણસો ખાસ તમારાં પરિચિત્ છે તેમનાં નામો જણાવવા કરતાં ચાલો આપણે સઘળા તે ઘરમાંજ પ્રવેશ કરીએ.. પણ સેજ થોભો, પેલી જુઓ! એક તરૂણી બાહેર આવી 'કોનું કામ છે' એમ આપણને પુછે છે; અરે આ તો શશી! અરરર! કેવા તેના હાલ થયા છે. મુખપરની પ્રથમની લાલી અને તેજ તદ્દન કરમાઇ ગયું છે, પ્રીય વાંચકો! કેમ? હવે તો જાણવામાં આવ્યું કે અંદર કોણ રહે છે?

ઠાકુભાઇના મરણ પછી શશીએ તેમના લેણદારોને પૈએ પૈ ચુકવી આપવાનો નિશ્ચય કર્યો, અને તેથી ઘણા ખરા દાગીનાઓ, રાચ રચીલું વેચી નાંખવું પડયું. સઘળાનું દેવું પતાવતાં સાતસેં આઠસેં રૂપીયા બાકી રહ્યા. વિપત્તિમા દિવસો ગાળવાને માટે સાચેજ હિંમતવાનજ જોઇએ. શશીએ આ ચાર માસ ઘણાજ ધૈર્યથી ગાળ્યા, માટે તેનાં જેટનાં વખાણ કરીએ તેટલાં થોડાંજ છે. માધુએ આ વખતે તેને ચીતાડવામાં કંઇજ બાકી રાખી નહોતી. છતાંએ તેણે તેની પાસેથી મફત કાંઇ પણ લીધું નહિં. આટલો આટલો માધુને તેણે નાઉમેદ કર્યો તોપણ તેણે પોતાના યત્નો પ્રયત્નો જારીજ રાખ્યા હતા, શશી વશ થવાને હવે એકજ સાધન બાકી હતું અને તેની ખાત્રી હતી કે આ સાધન વડે તે શશીને સહેલાઇથી વશ કરી શકશે. તેથીજ તેણે નવી માતા મારફતે પૂર્ણ કરવાનો સપાટો ચલાવ્યો હતો.

હવા ખાવા જવા માટે આજે માધુ ગાડી મોકલવાનો હતો. પણ બહાર જવું કે કેમ એ એક પ્રશ્ન નવાં મા આગળ ઉપસ્થિત થયો હતો. તેમણે શશીને સાથે આવવાનું કહેતાં તેણે તો સ્પષ્ટ નકારજ વાળ્યો, પાંચ વાગે માધુની ગાડી આવી, નવાંમા એકલાંજ ફરવા ગયાં. હવે ઘરમાં શશી એકલીજ રહી. નવાં માને ગયે ઘણો વખત વીતી ગયો. શશીએ બહારનું બારણું વાસી દીધું હતું તેને કોઇએ ધકેલ્યાનો અવાજ થયો. પ્રથમ તો દરવાજો ધકેલનાર માધુજ છે એવો તેને ભરૂંસો હતો, હશે જે થશે તે ખરૂં એવો નિશ્ચય કરી બારણું ઉઘાડયું અને જુએ છે તો માધુને બદલે વિનુ!

અંદર આવ્યા પછી શશી તરફ જોવાની પણ છાતી વિનુને ન થઇ. લગભગ બે વર્ષો વિત્યાં હશે. વિનુ શશીને મળ્યો નહોતો, કારણ કે વાસ્તુના દિવસે મોટાએ જે શબ્દો કહ્યા હતા તે હજુપણ વિનુ વિસર્યો નહોતો પણ શશીએ મોટાની માગણીનો નકાર કર્યાની વાત થોડા દિવસે તેના જાણવામાં આવી હતી. અને તેમાં વળી તેમના ઉપર આવી ભયંકર

આપત્તિ આવી જેથી એક વખત આપણે તેમને જઇ મળવું એ પોતાની ફરજ આજે તેમને મળવા આવ્યો હતો.

વિનુ જેવો શશી તરફ જુએ છે કે તેણે શશીનાં નેત્રો પાણીથી ભરાયેલાં જોયાં, તે બોલ્યો "શશીગૌરી, હવે દુઃખ કરવાથી શો ફાયદો થવાનો છે. મનુષ્યની ખરી તેજ છે કે ઇશ્વર તેને ચોતરફથી દુઃખ અને સંકટોથી ઘેરી લે છે અને તેમાં તે ન થાય અને પોતાના સદ્ગુણોથી ન ડગે તોજ તેને પાછી સુખ અને સમૃદ્ધિ માટે દુઃખ અને આપત્તિથી ડરવું એ કંઇ માણસનાં લક્ષણ ન કહેવાય માટે તે પ્રભુ પર પૂર્ણ ભરસો રાખો કે જેથી તમને દુઃખ અને સંકટો સામે થવાને માનસિક બળ મળે."

શશીએ જ્યારે કંઇજ જવાબ ન દીધો ત્યારે વિષય બદલવાને ઇરાદે વિનુએ પુછ્યું "નવી મા કેમ દેખાતાં નથી?"

"નવી મા, ફરવા ગયાં છે." શશીએ ધીમેથી જવાબ દીધો.

ઘરમાં કોઇપણ મોટું માણસ ન હોવાથી પોતે ત્યાં વધારે ચોભવું યોગ્ય ન ધારી તે બોલ્યો "શશીગૌરી, ધીરજ રાખ. આ પણ દીવસો ચાલ્યા જશે, સુખનો અનુભવ કીધો છે હવે દુઃખનો પણ લેવોજ જોઇએ. વારૂ ત્યારે હવે હું રજા લેઉ છું." એમ કહી વિનુ જવા ઉભોથયો. શશી લેવાઇ ગયેલે વદને બોલી "વિનુ! નવી મા આવે ત્યાં સુધી મારી જોડે બેસોને! હું એકલી છું મને પેલા મા-માધુનો ઘણોજ ડર લાગે છે.

"કોનો ડર લાગે છે?" વિનુએ એકદમ પુછયું.

"કોઇનો નહિં."

"ના—હમણાં તમે માધુનું નામ લીધુંને?!"

"વિનુ જવાબની રાહ જોતો શશીના મુખ તરફ જોવા લાગ્યો. થોડાક વખત સુધી તો તે ચુપજ રહી પણ તેને એકદમ ડુમો ભરાઇ આવ્યો અને ડસકાં લેતી લેતી તે બોલી "શું કહું! પેલો માધુ મને એક સરખો સતાવી રહ્યો છે."

"તો તમે તેને આવતો બંધ શા માટે કરતાં નથી?"

"હું તેને અટકાવનાર કોણ? નવી માને કહેતાં તેનો પક્ષ લે છે, કારણ કે માધુ હમણાં તો તેના કહ્યા મુજબ વર્તે છે. તેમને જોઇતાં સાધનો પુરાં પાડે છે. વિનુ કહોને હવે મારે શું કરવું? દીનવદને આર્તસ્વરે શશી બોલી.

આ તેના શબ્દો સાંભળી વિનુને વિણાસુંટા થવા લાગ્યા. હવે શો જવાબ દેવો એનીજ વિવંચનામાં તે પડયો. કંઇક વિચાર કરી તે બોલ્યો. "જો તમોને માઠું ન લાગે તો હું કંઇ કહું—"

"કંઇજ માઠું નહિ લાગે–કંઇક તો ઉપાય બતાવો!"

"માધુ ઘરખર્ચ માટે પૈસા આપતા હશે અને તેથી નવી મા તેમની તરફેણ કરતાં હશે—"

"ના રે ના, માધુએ હજુ સુધી એક પૈ પણ આપી નથી, અને તેમની એક બદામ સરખી હમારે જોઈ નથી—"

"પણ તે પૈસા આપે છે કે કેમ તેની તમને કેવી રીતે જાણ થાય તેમ હતું. જો આપની ઇચ્છા હોય તો હું મદદ આપવા ઘણીજ ખુશીથી તૈયાર છું અને જે અપૂર્વ આનંદ-"

"વિનુ આપ દયાળુ છો—પણ પૈસાની મુદ્દલે જરૂરજ નથી. તેમ તો મારી પાસે શીલિક સાતમેં આઠસેં રૂપીયા છે."

"શશીગૌરી, તે કેટલા દિવસ પહોંચશે?"

"પહોંચે તેટલા દિવસ તો ખરા. પછી ભરત ભરવું શીવવું વગેરે—"

"ના, ના તે કષ્ટ સાધ્ય છે—"

"શું મારાથી તે કામ નહિ થાય એમ તમારૂં ધારવું છે?

શશીના આ નિશ્ચયાત્મક જવાબથી વિનુને ભરૂંસો પડયો કે ગમે તેવાં કષ્ટો સહન કરવામાં શશીગૌરી પાછી પાની કરે તેમ નથી. અને વળી વખતની બલીહારી છે!

"મારૂં કહેવું કંઇ એવું નથી—પણ તમે શું મને બીનતાથી ભાળો છો? તમારાં સખાંના પુણ્ય પ્રતાપે હવે મારા દિવસો સારા—"

"વિનુ હવે વધારે ન કહો, તમારો સ્વભાવ ઘણોજ દયાળુ છે."

"ત્યારે તો તમે મારાથી જુદાઈ રાખો છો?"

"ના મુદ્દલે નહિ."

આ વાર્તાલાપ ચાલી રહ્યો છે એવામાં બહાર ગાડી ખડી રહી, નવી મા નીચે ઉતર્યાં.

"શશી, હજુ દીવો નથી સળગાવ્યો કે? કેટલું મોડું થયું—પણ આ કોણ?"

"વિનુ"

"કોણ માધુના—" આગળના શબ્દો અપૂર્ણ રાખી તે ઘરમાં ચાલી ગઇ. વિનુએ બે ચાર દિવસે મળતો રહીશ એવું વચન આપી શશીની રજા લીધી.

"વિનુના ગયા પછી નવી મા શશીને પુછવા લાગ્યાં.—

અલી શશી પેલો વિનુ અહીં શું કરવા આવ્યો હતો, તેને ઘરમાં આવવાની મનાઇ કરી હતીને! એવા માણસની ગોબતે—"

"પણ નવી મા, માધુ કરતાં તેમની વર્તણુંક સો ઘણી સારી છે."

"શશી, આ વાતની માધુને જાણ થતાં તે—"

"તેઓ શું કરશે? તેમની સાથે મારે શો સબંધ છે. વિનુ બચારા નમ્ર સ્વભાવના નીતિમાન હોઇ તેના વિષે તારો આવો અભિપ્રાય કેમ? આ માધુએજ તેમને ખાડામાં ઉતાર્યા છે. આ માધુનેજ લીધે તેમની આવી દશા થવા પામી છે" શશી જરા હસીનેજ બોલી પણ આ સઘળું સાંભળવા નવી મા ત્યાં કયાં હતાં. તે તો ત્યાંથી કયારનાંએ પોબારા ગણી ગયાં હતાં.

---

## પ્રકરણ ૧૩ મું.

### કપટજાળ.

બે ચાર દિવસે વિનુ અને શશીની મુલાકાત થાય છે. એ વાતની માધુને જાણ થતાં તેનું ભોદી ઉકળી ઊઠયું. તે સબંધે તેણે ઘણા ઘણા વિચારો દોડાવ્યા પણ કંઇ યુક્તિ

સુઝો નહિ, શશી માધુને વારંવાર તરછોડતી, જેથી નવી માના તરફથી તેને સપડાવવાનો વિચાર કર્યો અને તેજ ઉદ્યોગે તે લાગ્યો.

માધુનું ચીત હવે પેઢીપર મુદ્દલે નહોતું, જેથી વેપારમાં ખોટ આવવા લાગી વળી દીવસે દીવસે તેને પોતાને પણ નવાં નવાં વ્યસનોએ ઘેરવા માંડયો હતો. પૈસાની અડચણને લઇને થોડાજ દિવસોમાં નવા અનાવટી વીલને જાહેર કરવાનો તેણે ઠરાવ કર્યો

પ્રીયે પાઠક, આવો જલદીજ આપણે પેલા ગુપ્ત ઓરડામાં જઇએ કારણ કે ત્યાં નવીમા અને માધુ વચ્ચે કંઇક વિચાર તો ચાલી રહ્યા છે તે આપણે પણ સાંભળીએ.

" વિનુને તો હું એવો પાંસરોદોર કરી દઉંછું કે ન પુછો ભવિષ્યની ! પણ મારા કહેવા પ્રમાણે તમારા તરફથી. "

" માધુભાઇ, તેની તમારે જરાપણ ફીકર ન કરવી. "

" તો હું હવે રજા લઉંછું. પણ શશીને એક વખત મળીને. "

" હમણાં તેને ન મળતા, તે બહાર ચોપડી વાંચતી બેઠી હશે. હવે તો તમે સીધાવો. "

" વારૂં તો હું હવે રજા લઉંછું. "

વહાલા વાંચકો ! તમે ઘણુંજ મારૂ કર્યું. નહિ તો આપણે તેમની કપટજાળથી જાણીતા થયા હોત. જો આપણા જાણવામાં તે વાત આવી હોત તો આપણ વીનુને જાગૃત કરત. કારણ કે તેમણે કંઇક ભયંકર કૃત્ય કરવાનુંજ યોજ્યુ છે એમાં તો મુદ્દલ સંદેહ નથી, ખેર ગઈ વખત બ્રાહ્મણ પણ ન વાંચે.

બીજે દીવસે નવી મા મુદ્દલે બીછાના પરથી ઉઠયાંજ નહિ, તે આખો દીવસ શશીએ નવી માની સારવારમાં ગાળ્યો, ગરીબાઇ અને તેમાં મંદવાડ પછી શું બાકી. આ વાતનો અનુભવ આપણા વાંચકોમાંના ઘણાને હશેજ. આ એક દિવસમાંજ શશી થાકી ગઇ. નવી માનું માથું દુઃખતું હતું અને બેચેની જણાતી. શશીએ શુંઠ ઘસી માથે ચોપડી, પણ તે પાંચેક મિનિટમાં નવી માએ લુછી નાંખી. શુંઠ મને સહન થતી નથી એમ તેઓએ જણાવ્યું.

" નવી મા., ડોકટરને બોલાવવા પટેલીતા રામાને મોકલું કે. " બપોરની નૈસોંવગેરે આટોપી શશીએ નવી મા પાસે આવી પુછ્યું.

" ના, માધુ ડોકટરને મોકલવાના છે. "

" માધુ મોકલવાના છે ? તું સીક છે એ તેમને કેવી રીતે માલમ પડ્યું ! સવારથી કંઇ માધુ તો આવ્યાજ નથી ! "

શશીએ આશ્ચર્યતાથી પુછ્યું, તેનો જવાબ આપતાં નવી મા સેજ ગુંચવાયાં. અને પછી બોલ્યાં " કાલે માધુ આવ્યા ત્યારનું મારૂં માથું ચડયું છે અને તે મેં તેમને કહ્યું ત્યારે તેઓએ કહ્યું હતું કે હું કાલે ડોકટરને મોકલી આપીશ. "

પંદર દીવસો વીતી ગયા, હજુ નવી માને આરામમાંજ, ' હવાફેર માટે સમુદ્રકિનારે લેઇ જાવ તો જલદી આરામ થશે ' એવો ડોકટરે પોતાનો અભિપ્રાય કાલેજ જણાવ્યો હતો. શશી હવે તેજ વિચારમાં હતી. આ પંદર દિવસમાં નવીમાની માંદગીએ પાંચસો રૂપીઆ

ઓહિયાં કર્યાં અને હવે દરિયાકાઠે તેમને ચોપાટીપર લઇ જવા એતો તે કરતાં વધુ ખર્ચની વાત ! આ વિવેચનમાંજ તે હતી. શું કરવું, કેમ કરવું, પાએની શીલક પણ હવે લગભગ થઇ રહેવા આવી, આવા વીચારે તે ગભરાઇ જતી અને પછી તેને વિનુનું સ્મરણ થતું અને તે વખતે જરા શાંતિ પ્રાપ્ત થતી આમ થવાનું કારણ શું? એની તેને કંઇજ સમજણ પડતી નહિ.

ઓફીસમાં કામ વધારે હોવથી વિનુ બે દિવસ આવી શક્યો નહિ જેથી શશીને ભુલ ભુલવણી થતી. જેમ જેમ સંધ્યાકાળ થતી ચાલી તેમ તેમ તે ઘણીજ આતુર થવા લાગી. છેવટે દીવા વખત થઇ. આજ સુધ્ધાં વિનુનો આવવાનો વખત વિતી ગયો જેથી તે નિરાશ થઇ, નવી માને દવા પાઇ શશી રસોડાના બારણા આગળ બેઠી, પાસે લીલી કુતરી હતીજ. તેને પોતાના ખોળામાં લઇ બોલી " લીલી, આજે પણ વિનુ તો નજ આવ્યા ? આ તેના પ્રશ્નનો મુંગુ પ્રાણી શો પ્રત્યુત્તર આપે તેમ હતું ! જવાબના બદલામાં લીલી શશીની પાછળ એકી નજરે જોવા લાગી જેથી શશીએ પાછું વાળી જોયું તો પોતાની પાછળ ચોરની માફક માધુને ઉભેલા જોયા જેથી તે એકદમ ઉભી થઇ, માધુ બોલ્યા. "

" શશી, હમણાંજ નવી મા કહેતાં હતા કે, ડોકટરે દરિયાની હવા બદલ કરવા જવા કહ્યું છે, તો તેમને માટે હું હમણાં જઇ બંગલો ખાલી કરાવું છું. આવતી કાલે તું અને નવી મા તૈયાર રહેજે હું મારી ગાડી મોકલાવી આપીશ." આટલું કહી જવાબની પણ અપેક્ષા ન કરતો તે ત્યાંથી પસાર થઇ ગયો.

માધુના ગયા પછી શશી નવી માની પાસે જઈ પુછવા લાગી " નવી મા માધુને તમે કંહ્યું કે ?"

" શું વાકે ? "

" બંગલા માટે ? "

" હા, તેઓ કહેવા લાગ્યા કે મારો એક બંગલો ચોપાટીપર ખાલી છે. તો તમે ભલે તબીયત સુધરે ત્યા સુધી વાપરો અને કાલે તેઓ ગાડી પણ મોકલવાના છે. "

શશી કાંઇજ ન બોલી તે કંઇક વિચાર કરતી હતી. નવીમાએ પાછુ બોલવુ શરૂ કર્યું, " હાલની આપણી આ પરિસ્થિતીમાં આપણાથી એટલુ બધું ભાડું કયાં ખરચાય તેમ છે. માટે માધુએ આ એક આપણા પર મોટો જ ઉપકાર કર્યો ગણાય પણ તને કંઇ તેનો વિચાર છે, તે તારી સાથે કેટલા પ્રેમથી."

આ છેવટના શબ્દોએ શશીના કાનમાં પ્રવેશ કર્યાની સાથે તે પોતાના વિચારોમાંથી જાગૃત થઇ સેજ કરડાકીમાં બોલી " નવી મા ! "

બીજે દિવસે માધુએ મોકલેલી ગાડીમાં શશી અને નવી મા તેમના ચોપાટી પરના બંગલે ગયાં.

સરળ સ્વભાવની નિર્દોષ શશીને માધુએ નવી માની સહાયતાથી વાપરેલી આ કપટ જાળમાં ફસાવાની સુદલે જાણ નહોતી.

---

## પ્રકરણ ૧૪. મું.

### શશીનો કાગળ.

માધુને બંગલે આવ્યાને આજે ત્રણ દીવસો થયા હતા. નવી માની તબીયત હવે ઘણીજ સુધરી ગઇ હતી. હવા ફેરનું આ પરિણામ એવું તેઓ વારંવાર શશીને કહી સંભળાવતા, પણ શશીની સ્થિતી તેથી ઉલટીજ હતી. રહી રહીને તેના હૃદયમાં ધડાકો થતો અને પોતાની ઉપર કાંઇ ભયંકર સંકટ આવી લાગશે એવી તેની ઘડીયે ઘડીયે ધારતી રહેતી. ગઇ બે રાતો તો તેણે આ વિચારે બીન નિદ્રાએ ગાળી હતી. પોતાને વિનુનો મજબુત હાથો છે, એમ તે ધારતી પણ હવે તે પણ તેને અશાશ્વત ભાસવા લાગ્યો.

શશી એકલી લીલીને રમાડતી બેઠી હતી ત્યાં નવી મા આવ્યાં અને બોલ્યાં "શશી, આજે રાતના વાળુ કરવા માધુ અહિંયાં આવવાના છે, આપણે આ તેમનો બંગલો વાપરવા આપ્યો તેના ઉપકાર નિમીત્તે આજે મેં તેમને આમંત્રણ કર્યું છે."

"ઠીક કર્યું" શશીએ એકજ જવાબ આપ્યો.

રાત્રે સઘળાંએ વાળુ કર્યું. શશી, નવી મા અને માધુ-દીવાનખાનામાં બેઠાં હતાં.

"નવી મા, અહિં આવવાથી તમારી પ્રકૃતિ સુધરતી જાય છે તે જોઇ મને ઘણોજ આનંદ થયો છે—પણ શશી તારો ચહેરો આમ દીલગીર કેમ દીસે છે વારૂ ? મારી સાથે આમ રીસામણાં લેવા જેવું મેં તારૂં શું અહિત કર્યું છે ?" માધુએ આવો પ્રશ્ન કર્યો પણ પ્રત્યુત્તર કંઇજ ન મળ્યો, માધુએ નવી માને કંઇક નેત્ર સંકેત કર્યો જેથી તેઓ ઉઠી બીજા ઓરડામાં ગયાં માધુએ આગળ ચલાવ્યું. 'શશી, તારા ક્રોધનું કારણ તો મને જણાવ." માધુએ પોતાની ખુરશી વળી શશીની ખુરશી નજદીક ખેંચી. પાછું બોલવું શરૂ કર્યું. "શશી, હજુ તને મારી દયા આવતી નથી ને !" આટલું બોલી તેણે શશીનો હાથ પોતાના હાથમાં લીધો. શશી તેનો હાથ તરછોડી બોલી "માધુ તમો મારો કેડો શા માટે લો છો ? આવું કરવા માટેજ શું આપે અમોને અહિંયાં આણ્યાં છે ? મેં તમારા પ્રશ્નોનો એક વખત ચોખે ચોખો જવાબ આપી દીધો છે તો પછી વળી વળીને તેજ પ્રશ્ન કરવાનું શું પ્રયોજન છે ?"

"શશી, આમ નગુણી ન થા. તારા માટે મારા હૃદયની શી હાલત થઇ છે તેની સેજ કલ્પના કર. તું જે હુકમ ફરમાવે તે ઉઠાવવા હું તૈયાર છું—"

"તૈયાર છો ? તો મારો કેડો મુકો. હું ફરી ફરીને એજ કહું છું કે જીવ જતાં પણ તમારી વાત હું કબુલ કરનારી નથી તે નથીજ—માટે વધારો." શશીએ ક્રોધમાંજ જવાબ દેઇ દીધો. માધુને એથી ઘણીજ રીસ ચડી, તે પગ પછાડી ઉભો થયો અને જવા લાગ્યો. જતાં જતાં તે બોલ્યો "યાદ રાખજે શશી ! હું સારી રીતે જાણું છું કે આ સઘળું કૃત્ય પેલા નીચ વિનુનુંજ છે. જોઇ લઉં છું કે વિનુ હવે તને કેમ મળી શકે છે તે."

માધુના ગયા પછી શશીને તેની ઘણીજ ધાસ્તી લાગવા લાગી. એક પછી એક માઠા વિચારોની રેંટમાળ તેના હૃદયમાં શરૂ થઇ. હવે આ બંગલામાં એક ક્ષણ પણ રોકાવું જોખમ ભર્યું ભાસવા લાગ્યું. સઘળાં બેઠાં હતાં તેમાંથી એકાએક નવી માનું બહાર જવું તે વાત હવે તેના સ્મરણમાં આવી અને તેથી તેને નવી માનો આ બાબતમાં

સંશય આવવા લાગ્યો. આમ વિચારો પર વિચારો કરતાં હવે તેની ખાત્રી થઈ ચુકી કે નવાં માનો મંદવાડ પણ કૃત્રીમ હોવો જોઇએ. હવે તેનું હૃદય બીકથી ધડકવા લાગ્યું. નવાં મા પણ કારસ્થાનમાં સામીલ છે એવો જ્યારે તેને સંશય આવ્યો ત્યારે તેને પાકી ખાત્રી થઇ ચુકી કે ઘરમાં આપણે મદદ કરનાર કોઇ પણ નથી અને એ વિચાર આવતાંજ તેના નેત્રોમાંથી ચોધારે આંસુ ચાલવા લાગ્યાં. ત્યાં તો તેના હૃદયપટપર વિનુની મૂર્તિ ખડી થઈ અને જેમ રૂકમણીને શ્રી કૃષ્ણનું સ્મરણ થતાં હિંમત આવી હતી તેવીજ તેને પણ આવી. હવે જેમ રૂકમણીએ કૃષ્ણને વારે બોલાવ્યા હતા તેમ હવે શશિએ પણ પોતાનું મનોગત વિનુને જણાવી આ સંકટમાંથી પોતાની મુક્તતા કરાવવાનો હૃદયમાં નિશ્રય કર્યો.

ઘણો ઘણો વિચાર કર્યો પણ તેને માધુના પંઝામાંથી છટકવાને એકે પણ રસ્તો જડ્યો નહિ. અંતે તે ઉઠી અને ગીરજા ડોશીની ઓરડીમાં ગઇ. તેને જોતાંજ ડોશી બોલી—" શું જોઇએ છે મોટાં બેન ? "

" મારે તમારૂં કાંઇક કામ પડ્યું છે, કરશો કે ? "

" હા, કરવા જેવું હશે તો—"

" વારૂ, હું એક પુછું તેનો જવાબ આપશો ? તમોને આ ઘરમાં રહ્યાને કેટલાં વર્ષો થયાં હશે વારૂ ? "

" મને કે ? થયાં વીશેક વર્ષો—કેમ વારૂં ? "

" સહેજ ! આજે મારૂં દીલ જરા ઉદાસ થયું છે. ઉંઘવા ગઇ પણ નિંદ્રા ન આવી માટે કહ્યું ચાલો જરા તમારી સાથે વાર્તાલાપ કરીએ. "

" મારા જેવી ડોશી સાથે તે વાર્તાલાપ શાનો ! પણ મોટાં બહેન કામ શું કહેતાં હતાં ? "

" ક—હું છું પણ વિ—વિનું કોણ ? " શશીએ અચકાતાં અચકાતાં પુછ્યું.

" વિનુભાઇ કે ? બીચારાની ધુળધાણી કરી નાખીને શું ! "

" કોણે ? "

" કોણે એટલે માધુભાઇએ ! "

" એટલે ? હું કંઇ ન સમજી ? "

" તમારા જાણવામાં ક્યાંથી આવે. સાંભળો તે સઘળી વાત હું તમને કહી સંભળાવું છું. "

ડોશીએ અથથી ઇતિ સુધી વિનુનું સઘળું ચરિત્ર કહી સંભળાવ્યું. તેમાંથી વીલમાં વિનુને અડધી સ્ટેટનો વારસ ગણ્યાની એક નવીજ બાતમી મળી. કારણકે વિનુએ જણાવેલી હકીકતમાં વીલ સબંધેનો મુદ્દો તદ્દન ઉડાડી મુકયો હતો. પણ આજે તુતેને સઘળી ખરી બાબતનું બયાન સાંભળી વિનુએ સહન કરેલા કષ્ટનો પુરેપુરો ખ્યાલ તેના ધ્યાનમાં આવ્યો જેથી તેને ઘણુંજ માઠું લાગ્યું અને તેનાં ચક્ષુઓ અશ્રથી ભરાઇ ગયાં. આ જોઇ ગીરજા ડોશી બોલી—" મોટી બહેન શું તમને પણ આ સાંભળી માઠું લાગ્યું ! સ્વભાવિક છે—એમ થવુંજ જોઇએ, વિનુભાઇના ગુણોનાં તે વખાણ કરવાં ! "

" હવે હું મારૂં કામ કહું છું કરશોને ! મને હવે તેમની—વિનુની પાસે લેઇ ચાલો

હું તમારે પાયે પડું છું મને હવે આ ઘરમાં રહેવામાં ઘણીજ ધાસ્તી ઉત્પન્ન થાય છે." આમ કહી તે ગળગળી થઈ ગઇ.

આ સાંભળી ગીરજા ડોશી પણ ભ્રાંતિમાં પડી. તે બોલી "કેમ ! કેમ વા-રૂં !"

"કેમ? કેમ શું પુછો છો ! મારા જેવી નિરાધાર બાળાનું તેમની પાસે શું કામ હોઇ શકે ! "

હવે કંઇક ગીરજા ડોશીના હૃદયમાં પ્રકાશ પડયો. તેણે પ્રેમમય દ્રષ્ટે શશી તરફ જોયું. શશીએ પોતા પ્રત્યે માધુએ ચલાવેલી વર્તણુકનો આજ સુધીનો હેવાલ કહી સંભળાવ્યો તે ઉપર વિચાર કરી ડોશી બોલીઃ—

" મોટાં બહેન હવે તમારે ચિંતા કરવાનું કંઇજ પ્રયોજન નથી. આટલી મોટી રાત્રે વિનુ પાસે જવું જોખમ ભર્યું છે. તમે એક કામ કરો, તેમને કાગળ લખી અહિંયાં તેડો પણ તે આ-વશે. હા-આવશે, તેવીજ મતલબનો કાગળ લખો પછી આપણે તે સંબંધેનો પાકો વિચાર કરીશું."

શશીને પણ આ વીચાર ગમ્યો. શશીએ બીજે દિવસે વિનુને એક કાગળ લખ્યો.

---

## विज्ञप्ति.

(૧)

મુકુન્દઓ! માધવઓ! મુરારી!
કરો સર્વ ભૂલો ક્ષમા અમારી;
જેથી તમ પ્રેમના પાત્ર થઇએ,
અધિક તમ ચરણમાં નિત્ય રહીએ.

(૨)

પ્રભો! એવી શક્તિનું કરો પ્રદાન,
જેથી સારાસારનું થાય ભાન;
[illegible] ને [illegible] તે [illegible] કરવાનું
વળી અજ્ઞાન [illegible] દૂર કરવા,
કરજો કૃપા ને તવ ભક્તિ વરવા.

(૩)

હરી! અમારી વૃત્તિઓને,
આશા તણા પાશથી છોડવોને;
વળી, જ્ઞાનના માર્ગને સ્વિકારી,
એકત્વનો મંત્ર રહે પુકારી.

(૪)

જીવનનો ખરો અનુભવ અમોને,
કરાવજો પ્રભો! નમીએ તમોને;
આપો અલૌકિક એવી શક્તિ,
ટળે સર્વ ભ્રમ ને મળે આપ ભક્તિ.

( રતી. )

# हिंदु लोकनो प्राचीन अने अर्वाचीन जिवनक्रम.

( લેખક-મણીલાલ કેશવલાલ. પરીખ. અમદાવાદ. )

## ( ૧. ) વૈદક કાળ ( ઈ. સ. પૂર્વે ૨૦૦૦-૧૫૦૦ )

ઘણા પ્રાચીન કાળમાં આર્ય લોકનું જીવન-રહેણી કરણી ઘણીજ સાદી હતી. જન જનાવર, પશુ-ઢોર ને મોટાં મોટાં ટોળાં પાળીને ખેતી કરતા હતા. Plain Lining and High thinking-સાદુ જીવન અને ઉત્તમ વિચાર શ્રેણી એજ તેમના જીવન ક્રમનું સૂત્ર હતું. નાતી જાત બીનકુલ નહોતો. આર્ય અને અનાર્ય કિંવા મૂળના રહેવાશી એજ બે ભેદ તેઓ ગણતા હતા. તેમના ઘર સબંધી રીત રીવાજ વંશપરંપરાગત હક વિગેરેના કાયદા કંઈક અંશે આજના જેવાજ હતા સ્ત્રીઓનો દરજ્જો હાલના કરતાં ઘણો ઉંચો માનવામાં આવતો હતો અને પડદાની કિંવા સ્ત્રીઓને પુરૂષ સમાગમથી તદન જુદી રાખવાની રીત પ્રથામાં નહોતી તેઓ પોતેજ ધર્મવિધિ અને ધાર્મિક કૃત્યો કરતી હતી અને વેદમંત્ર પણ જાણતી હતી. ગૃહકાર્યમાં આર્ય ગૃહિણી ઘણીજ દક્ષ અને ચતુર હોય છે કન્યાનાં લગ્ન મોટી વયે કરવામાં આવતાં હતાં અને વિધવા વિવાહને પણ કંઇ પ્રતિબંધ નહોતો. સતીનો ચાલ પણ પ્રચારમાં આવેલો નહોતો. ધર્મ એટલે ઇશ્વરના અસ્તિત્વમાં શ્રદ્ધા અને નિસર્ગ-ઇન્દ્ર, વરૂણ, સૂર્ય, વીગેરેની પૂજા એટલુંજ માનવામાં આવતું હતું—

## ( ૨ ) રામાયણ મહાભારતકાળ.—( ઈ. સ. પૂર્વ. ૧૫૦૦-૧૦૦૦ )

બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈસ્ય અને શુદ્ર આ પ્રમાણે ચાર જાતી નિર્માણ થઇ. કન્યાનાં લગ્ન મોટી ઉમરે થતાં હતાં. બાળવિવાહનો રીવાજ પ્રચારમાં નહોતો. વિધવા વિવાહને પણ કંઇ પ્રતિબંધ નહોતો, કાયદા અને રૂઢીમાં પણ સ્રીઓનો પૂનર્વિવાહ પૂર્ણપણે સંમત હતો. સતીનો ચાલ પણ તે સમયના લોકની જાણમાં નહોતો.

શિક્ષણ પદ્ધતિ હાલના કરતાં તદ્દન જુદાજ પ્રકારની હતી. બ્રહ્મચર્યાશ્રમનો સ્વીકાર કર્યા પછી વિદ્યાર્થી ગુરૂગૃહે રહેતો હતો. બૌદ્ધિક શિક્ષણની સાથે નૈતિક શિક્ષણ પણ આપવામાં આવતું હતું. અને મોઢાના ઉપદેશની સાથે વર્તન આચાર સાથે બોધ આપવામાં આવતો અર્થાત્ Example is better than precept નું સૂત્ર તેઓ સમજતા હતા. પાછળના જીવનક્રમમાં ઉપયોગી થઇ પડે તેવા ઘરસંસાર સબંધી તેમજ ધર્મ સબંધી સંપુર્ણ પાઠ તેમને આજ ઠેકાણે મળતો હતો. વડીલને માટે પૂજ્યભાવ, અતિથી સત્કાર અને સાદુ જીવન વીગેરે હાલના શિક્ષણથી દુર્લભ થઇ પડેલા સદ્ગુણોને આ શિક્ષણથી ઉત્તમ પોષણ મળતું હતું.

દાન એ તેમનો મુખ્ય અને અસામાન્ય ગુણ હતો. સ્રી સ્વાતંત્ર્ય અબાધિત પણે

---

૧ શ્રી કે શ્રી. કળલાલ B. A. B. L. ના ' ઇન્ડીયનરીવ્યુ ' માં આવેલા એક લેખના આધારે આ લેખની યોજના કરવામાં આવી છે આમાં આપેલા કાળ વિભાગ તથા મતભેદ સર્વ માન્ય છે એવી તો નથીજ પણ લેખ મનનીય અને બોધપ્રદ લાગવાથી અત્રે રજુ કરવામાં આવ્યો છે.

હતું અને પુરૂષની માફકજ સ્ત્રીઓને પણ શિક્ષણનો પૂર્ણ લાભ મળતો હતો. લોપામુદ્રા, ગાર્ગી, મૈત્રેયી વગેરે મહાન સ્ત્રીઓને વૈદિકરૂષિ પ્રમાણેજ માનવામાં આવતી હતી. તે સમયની નાની મોટી પાઠશાળામાં મોટા મોટા અધ્યાપકોની જગા પણ સ્ત્રીઓજ સુશોભીત કરતી હતી સામાજીક સમારંભોમાં અને વિદ્વાનોની સભામાં ધાર્મિક અને વાઙમય વિષયોના વાદવિવાદમાં પણ સ્ત્રીઓ સંપૂર્ણ છૂટથી ભાગ લેતી હતી.

ધાર્મિક કલ્પનાની બાબતમાં પણ આ વખતે કાંઈ ફેર પડયો નહોતો. ધર્મવિધીમાંની ઇશ્વરની એક ચિત્તતી અને ઉત્સાહયુક્ત પ્રાર્થના સિવાય ધર્મવિધિના બાહ્યાંગ તરફ નાની નાની વાતો તરફ વધારે ધ્યાન આપવામાં આવતું હતું.

### (૩) તર્ક પ્રામાણ્ય પ્રાધાન્ય કાળ.—(ઇ. સ. પૂર્વે ૧૦૦૦-૨૬૦)

આ સમયમાં આર્યપ્રજા ઘણીજ પૂર્ણાવસ્થાએ પહોંચી હતી. ગ્રીક પ્રવાસી મેગાસ્થિનિસ લખે છે.—"તેમની કહેણી રહેણી સાદી અને કરકસરવાળી હોવાથી તેમનો જીવનક્રમ ઘણોજ સુખરૂપ છે. પ્રસંગ સિવાય તેઓ મધને સ્પર્શ પણ કરતા નથી. ચોખા એજ તેમનું મુખ્ય અન્ન છે. તેઓ ન્યાયમંદિરને પગથીયે ક્વચિતજ ચઢે છે આ ઉપરથી તેમના કાયદા કાનુન અને કરારપદ્ધતિ તદન સુલભ સરળ હોવાનું સિદ્ધ થાય છે. અનામત, ઘરેણે મૂકેલી રકમો, પત્ર, પત્રો વિગેરેની ફરિયાદો તેમનામાં ઉત્પન્ન થતી નથી તેમને સાક્ષીદાર અગર સહીશિક્કાની જરૂર દેખાતી નહીં. અર્થાત તેઓ માત્ર પરસ્પરના વિશ્વાસ ઉપરજ પોતપોતાનો વહીવટ કરતા હતા."

ધર્મવિધીમાં પૂર્વના કરતાં ઘણોંજ ફેરફાર થઇ ગયો. આ પ્રકારની પુષ્કળ ધર્મવિધીમાં પુષ્કળજ પોલ અને ગૂઢ અર્થ ભરેલો છે-બાહ્યાંગ તરફ નજર કરીયે તો તે માત્ર અંધશ્રધા પૂર્ણ, નિરર્થક અને રમત જેવું લાગવાનો સંભવ છે. શ્રાદ્ધ વિધી કરતી વખતે અગર ઇશ્વરને ઉત્તમ ઉત્તમ પદાર્થો અર્પણ કરતી વખતે હિંદુલોક પોતાના પૂર્વજ કિંવા દેવ પ્રત્યક્ષ આ અન્ન વગેરેનો સ્વીકાર કરે છે એમ બીલકુલ માનતાજ નથી. એકાદ વિદ્વાનને જેમ એક ગ્રંથ અર્પણ કરવામાં આવે છે તે પ્રમાણેજ આ પણ ત્યાગનો એક પ્રકાર છે.

પોતાના વડીલ, ગુરૂ અને દેવતાને અર્પણ કર્યા વિના, નૈવેદ્ય કર્યા વિના, અન્ન ગ્રહણ કરવું એ સ્વાર્થી પણાનું અને તેમના વિષયે અપૂજ્ય બુદ્ધિનું લક્ષણ છે એમ તેઓ સમજે છે. તેજ પ્રમાણે વડીલ વર્ગ આ લોક છોડી ગયા છતાં તેમના વિષેનો પોતાનો પૂજ્ય ભાવ બિલકુલ કમી થયો નથી અને તેમના કૃપા પ્રસાદની તેઓ હજી પણ અપેક્ષા રાખે છે અને સારા સારા પદાર્થોનો ઉપભોગ કરતી વખતે તેની કૃપાથી તે જનમ્યો, મોટો થયો, અને સુખોપભોગ મેળવી શક્યો તેમને ભૂલી જવાનું શક્ય નથી એમ તેઓ બતાવે છે.

અર્થ શાસ્ત્રની દષ્ટિએ નહિતો રાષ્ટ્રીય અને સામાજીક દષ્ટિએ ઘણા મહત્વના નવીન ઉત્સવો અને તહેવારો આજ કાળમાં પ્રચારમાં આવ્યા. શત્રુભાવ ભૂલી જવાને, હમેશનું સુખ દુઃખ બાજુએ મૂકીને ઇશ્વર ઇચ્છામાં મગ્ન થવાને. સમાજિક ઐક્ય વધવા માટે અને બીજા અનેક પ્રસંશનીય અને અત્યાવશ્યક, સામાજિક સુસ્થિતીને જરૂરની વિચાર પ્રવૃતીની વૃદ્ધિ કરનારા અનેક સાર્વજનિક તહેવારો આ કાળમાંજ પ્રચારમાં આવ્યા. આજ સમયમાં ગૌતમ બુદ્ધનો જન્મ થયો અને તેણે ઇ. સ. પૂર્વ પદરના વર્ષમાં પોતાના નવીન

ધર્મનું નિશાન ફરકાવ્યું. સમતા, બંધુભાવ અને પવિત્રતા આ બાબતોનો પ્રસાર કરવો એજ તેનું અવતાર કાર્ય હતું અમર્યાદ વિષયોપભોગ અને તીવ્ર શરીર દષ્ટપ્રદ તપશ્ચર્યા આ બન્ને અમર્યાદાનો તેણે નિષેધ કર્યો જાતી ભેદનું બળ ઘણુંજ જામેલું હતું તેનો પણ તેણે નિરોધ કર્યો

કર્મ તત્વને ગૌતમ બુધ્ધે પ્રાધાન્ય આપ્યું મનુષ્યની મુક્તિ—નિર્વાણ—એ ધર્મ વિધીની કવાયતપર અવલંબન ન રાખતાં પોતાના કર્મપર—હમેશના આચરણપર આધાર રાખે છે એ તેણે લોકને જણાવ્યું યજ્ઞ યાગનું મહત્વ કમી કરીને અને ઇશ્વર અને સામાન્ય મનુષ્ય એમની વચ્ચે દલાલી—વકીલાત કરનારા ઉપાધ્યાયનું પ્રાબલ્ય કમી કરીને લોકને તેણે ધર્મ સ્વાતંત્ર્યનું દાન કર્યું પાપપ્રક્ષાલન કિંવા પૂર્ણત્વ પ્રાપ્તી એ કાંઇ ઉપાધ્યાની ઇચ્છા પ્રમાણે પ્રાપ્ત થનારી વસ્તુ નથી પણ તે પોતાના જાતી પ્રયત્નથીજ મેળવવી જોઇએ તે તેણે સ્પષ્ટ જણાવ્યું.

# પ્રાતઃકાળની શુભાશિષ.

(ડૉ. નટવરલાલ જગન્નાથ ગૌતમી.)

(આ પ્રૌઢ વિચાર ભરેલી અસલ ઇંગ્રેજી કવિતા Mrs Barbauld નામે એક બાઇએ લખેલી છે આ કવિતા વાંચી કવિ Wordsworth બોલ્યો હતો કે —"એક સારા ઉખાણુ માટે કોઇની પ્રશંસા કરવામાં મ્હને કોઈ પણ પ્રકારનો વાંધો નથી પરન્તુ હું ઇચ્છું છું કે આ કવિતા હું પોતે બનાવી હોત તો કેવું!")

**શિખરણી.**

૧.

ત્હને ના જાણું હું, નવ કર્યો શકું કોણ જ નતું?
પરન્તુ જાણું છું, ઉભય મળી છૂટા પડી જવું!
મળ્યાતાં ક્યાં! ક્યાં! શુભ મિલન ક્યારે પ્રિય થયું?—
છુપા આ સંકેતો, પ્રગટ કદિના હું કરી શકું!

૨.

શશાંકી જ્યોત્સ્નામાં, તિમિરમય રાત્રે વિહરતા,
સદા મન્ને સાથે, દિવસ બહુ ગાળ્યા વિરમતા,—
હવે થા વિમુખી, સૂચન પણ આપ્યા વગર તું!
વિયોગે જાણું છું, દ્રવિત અતિ થાશે હૃદય તું!

૩

વિશુર્ગ થા ત્યારે, વખત પણ ના તું જણાવજે!
મ્હને ના તું ત્હારી, રજનિ શુભ આશિષ ઇચ્છજે,—
પરન્તુ તેજસ્વી, સુખાકર પ્રદેશે વિરમીને,
મ્હને પ્રાત ગાજે, નુતન શુભ આશિષ ઇચ્છજે!

# शरीरना वेगोने रोकवाथी थतां दरदो.

( લેખક વૈદ્ય જનાર્દન ભીખાભાઇ. )

( અનુસંધાન ગતાંકથી. )

૭. **ભુખના વેગને અટકાવવાથી થતી નુકશાની** અને તેના ઉપાયો—ઘણાં ગરીબ બિચારાં ભીખારીઓ, અને તપસ્વીઓ અપવાસીઓ વિ. આ દરદથી જાણીતાં હશે. ક્ષુધાના રોધથી અંગ ભાગે છે, અરૂચી થાય છે, ગ્લાની, કૃશતા, શુળ અને ભ્રમ (ચક્કર) આવે છે. ઉપાયમાં હલકું, સ્નિગ્ધ, ઉષ્ણ અને થોડું ભોજન આપવું, બને તો દરરોજ નિયમિતજ જમવું, આ ઉપરથી એમ ના સમજવું કે અપવાસ ન કરવા. જેના જે નિયમો છે તે ચાલુજ રાખવા, અત્રે તો જેઓ હમ્મેશાં નિયમિત જમનારા છે તેઓ જો અનિયમિત થઈ ખોરાક લેવાના ટાઇમમાં ફેરફાર કરે છે અથવા ઘણીવાર જાણી જોઇ ભુખ્યા રહે છે તેમનેજ આ સુચના છે.

૮. **ઊંઘ અટકાવનારાઓને થતી ખરાબી અને ઉપચારો**—નાટકો, નાચ, ભવાઇ, આદિ તમાશાનાં શોખીન માણસો નાઇટ ડયુટીના સરવન્ટસો, એકટરો, અને ઘણા જાગી વિદ્યાર્થિઓને આ દરદો લાગુ પડે છે. જેવાં કે નિંદ્રાના રોધથી મોહ થાય છે, આંખમાં તથા માથામાં ભારેપણું થાય છે, સદાય શ્લેષ્મ ( સળેખમ ) રહે છે. આખો દિવસ આલસ્ય, ' આવી અંગ ભાગે છે, માથાના જ્ઞાનતંતુઓ અને આંખનાં દરદથી પીડાય છે અને ..: ઓછું થાય છે. ઉપાયમાં ઊંઘ લેવી અને પગચંપી કરાવવી, રાત્રીએ સુતી વેળાએ ...ાં તળીયામાં તેલ ઘસાવવું, ગંઠોડા અને ગોળની ગોળી કરી ભેંસના દૂધ સાથે ખાવી, ...ના પહેલાં ત્રણ કલાક અગાઉ "ભાંગ, આસવ કે ખપે તેને મદીરા પીવાં." કેફી પીણાં પીવા માટે હમો ભલામણ કરતા નથી પણ ઉંઘ લાવવાના ઉપાયમાં છે તેથી જણાવીએ ...એ. બાકી તો સહેલો અને સાદો ઉપાય એ છે જે " સુતા પહેલાં સ્નાન કરીને પગનાં તળીયાંમાં તેલ ઘસાવવું અને પગચંપી કરાવવી. બને તો ભેંસનું દૂધજ રાત્રે પાણીના બદલે પીવું. જેથી ઊંઘ આવશેજ.

૯. **ઉધરસનો વેગ અટકાવનારને થતાં દરદો અને ઉપચાર**—જે મનુષ્યોને ઉધરસ થઈ હોય, છતાં શરમથી, બ્હીકથી, કંટાળાથી આવતી ઉધરસને અટકાવે છે તેથી તેઓને નીચેનાં દરદો લાગુ પડે છે. ઉધરસની વૃદ્ધી ( વધારો ) થાય છે અરૂચી થાય છે. હૃદયરોગ થાય છે. એટલે છાતીમાં અનેક જાતનાં દરદો થાય છે તથા હેડકી થાય છે. ઉપચારમાં કદી પણ ઉધરસના વેગને રોકો નહિ, બહુજ ઉધરસ આવતી હોય અને કંટાળ્યા હો તો રાત્રીએ સુતી વેળા દૂધ શેર ૦ા, પાણી શેર ૦ા, ઘી રૂ. ૧ ભાર અને હળદર ૦ા રૂ. ભાર એ બધાંને ઉકાળવું, જ્યારે પાણી બળી જાય ત્યારે રહેલું દુધ ઊનું ઊનું પીવું જેથી ઉધરસનો અટકાવ થશે. આ ઉપરાંત શાસ્ત્રમાં જણાવેલા પ્રયોગો જેવા કે સિતોપલાદી લવંગાદિ, મરિચાદી, દ્રાક્ષાવલેહ વિગેરે ઘરગથ્થુ પ્રયોગો કરવા, બ્હેડાંની છાલ મોંઢામાં રાખવી, આદુ મોંઢામાં રાખવું, અરડુસાનો રસ મધમાં, આદુનો રસ મધમાં નાંખીને આપવો, બોરડીનાં પાન વાટી સિંધવ અને ઘી સાથે શેકીને આપવાં, પીંપરનું ચુર્ણ મધમાં ચાટવું, જેઠીમધનું ચુર્ણ મધમાં ચાટવું, પાનમાં સેન સેનની ટીકડી ખા ખાવું. વિગેરે.

**૧૦ શ્વાસને અટકાવવાથી થતી નુકશાની અને ઉપચારો**—ઘણાં છોકરાંઓ અને કસરતી માણસો અથવા કુસ્તીબાજ મનુષ્યો બ્હાદુરી બતાવવા માટે કસરત અથવા મહેનતનું કાર્ય કર્યા પછી મ્હને શ્વાસ નથી એમ જણાવવા શ્વાસને રોકી રાખે છે. જેથી તેઓને શ્વાસ અધિક થઇ શ્વાસનું દરદ લાગુ પડે છે. ગુલ્મ, હૃદરોગ અને સંમોહ થાય છે. ઉપચારમાં વિશ્રામ લેવો અને વાતહર ઉપાયો કરવા કોઇપણ દિવસ બ્હાદુરીના બ્હાને શ્વાસને કદી રોકવો નહિ. શાસ્ત્રીય ઔષધો પોતાના વૈદ્ય કે ડૉકટરની સલ્લાહ લઇને કરવાં જેવાં કે "સિતોપલાદિ, વાસાવલેહ, દ્રાક્ષાવલેહ, હરડેનો અવલેહ દ્રાક્ષાસવ," વિગેરે. શ્વાસના રોગમાં ઘરગથ્થુ ઉપાયો કાર્ય કરી શકતા નથી. કદાચ કરે તો એકાદ દિવસ.

**૧૧. બગાસાના વેગને અટકાવવાથી થતી વ્યાધિ અને તેના ઉપચાર**—બગાસુ રોકવાથી, છિંકનો વેગ રોકવાથી જે દરદો લાગુ પડે છે તેજ દરદો થાય છે. ઘણાં રમતીયાળ બાળકોને બગાસુ ના રોકવા સૂચના આપવી કારણ કે બાળકો ઘણીવાર સામાસામી સરત ઉપર આવે છે. અને જાણીજોઇને બગાસુ અટકાવે છે. વળી ભજન તથા કિર્તન આદિ વિ. મંડળીઓમાં ઘણાં માણસો બગાસું અટકાવે છે. માટે તે બધાંયને હમો અત્રે ભલામણ કરીએ છીએ જે ધર્મશાસ્ત્રમાં પણ શરીરના ૧૪ વેગને રોકવા ના પાડી છે માટે વેગો તે તો કદી પણ રોકવા નહિ. પાપ, તો નથી લાગતું પણ ઉલટું દરદ પેદા થાય છે ઉપચારમાં વાતહર વિધી કરવો; અને આરામ લઇ આમતેમ આળોટવું.

**૧૨. રડવાનું રોકવાથી થતાં દરદો અને તેના ઉપાય**—બાળકોને ધમકીથી છાનાં રાખવાથી, રડતાં માણસને હુકમથી છાનાં રાખવાથી, લાગણીથી આવતુ રડવું અટકાવી રાખવાથી, હું સહનશીલ છું એમ બતાવવા જાણીજોઈને આવતું રડવું અટકાવવાથી, પીનસ (સળેખમ) આંખ અને માથામાં પીડા, છાતીમાં પીડા થઈ હૃદયનો રોગ થાય છે, ડોક ઝલાઇ જાય છે. અરૂચી ભ્રમ, અપસ્મા૨, ઊન્માદ અને ગુલ્મરોગ થાય છે.

**ઉપચારમાં**:—આવેલા રડવાના ડચૂરાને એકાંતમાં જઇ ખૂબ જોરથી રડીને કાઢી નાંખવો, પછી નિંદ્રા લેવી. દ્રાક્ષાસવ કે ભાંગ પીવી. વડીલવર્ગ પાસે જઇ પ્રિય કથા અને પ્રીય વાતો સાંભળવી. સંગીતનો શોખ હોય તો ગાવું–બજાવવું અને સમાન મિત્રો સાથે હરી ફરી આનંદ લેવો.

**૧૩. ઉલટીનો વેગ રોકવાથી થતી બીમારી અને ચિકિત્સા**—ઘણાં માણસો ઉલટીથી કાયર હોય છે. જ્યારે તે મનુષ્યોને કુદરતી રીતે ઉલટી શરૂ થાય છે. ત્યારે તેઓ મુખવાસ આદિ કેટલીક વસ્તુઓ ખાઇ ઉલટી બંધ કરે છે પણ તે તેમની ભૂલ છે કારણ કે તેમ કરવાથી નીચેનાં દરદો લાગુ પડે છે. ઉલટીનો વેગ રોકવાથી, વિસર્પ, કોઢ, આંખમાં રોગ, ખરજ, અને પાંડુ રોગ, તાવ, ઉધરસ શ્વાસ, હલ્લાસ, ઉપસ્થિતવમન. વ્યંગ, અને સોજો થાય છે. ઉપચારમાં ગંડૂષ ધૂમ લેવો. કાંઇ ખાવું નહિ રૂક્ષપદાર્થ ખાઇને તેની ઉલટી કરવી કસરત, લોહી કઢાવવું, વિરેચન અને ક્ષારવાળુ તેલ હોય તેનો અભ્યંગ કરવો એ હિતરૂપ છે. ઘરગથ્થુ ઉપાયમાં ઉલટી થતી હોય તો સિંધવ મિશ્ર ગરમ પાણીપીને ખાસ જાણી જોઇને ઉલટી કરી નાંખવી; પછી સિંધવ ઘીમાં ચટાડવો, મધપૂડાનું મીણ મધમાંજ પાલું કરેલું ચુર્ણ મધમાં આપવું અને આ નિચેનો મસાલો દવામાં તથા ખોરાક તરીકે લેવો.

# नेत्ररोग चिकित्सा.

( લેખકઃ—આર્યવૈદ્ય મયારામ સુંદરજી, જેતપુર. )

આંખના રોગના ૧૦ દશ પ્રકાર મુખ્ય છે. જેમકે ૧ બાળક જન્મતી વખતે આંખો આવે છે તે. ૨. શીળી કે ઓરી નિકળવા વખતે આંખો રોગી થઈ આવે છે. ૩. ચાંદી, પ્રમેહ વડે આંખોમાં ગરમી થઇ આવે છે. ૪. જુનાં તપોડીઆં ( ખીલ ) વડે આંખોમાં વાવલાં, ફુલાં થઈ આવે છે. ૫. કોઇ કારણથી આંખને ગોદો કે માર પડવાથી આંખમાં રક્ત જમાવ કે દરદ થાય છે. ૬ આંખમાં પરવાળાં ઘસાવાથી આંખમાં દરદ થાય છે ને વાવલાં ફુલાં ડોળ વિગેરે થાય છે. ૭. આંખનો ગેરઉપયોગ કે અતિ ઉપયોગ થવાથી દરદ થાય છે. ૮. આંખમાં ડોળ કે વેલ થવાથી દરદી આંખ બને છે. ૯. ચશ્માની જરૂર હોય છતાં તે નંબરવાર ન લેવાથી આંખનાં દરદ થાય છે. ૧૦. રૂપાના ક્ષાર (લ્યુનર કયાસ્ટીક ) નાં ટીપાં ઘણા દિવસ નાખવાથી થતું છારીનું દરદ આ શિવાય મોતીઆ ને ઝાંમર વડે થનાર આંખ ને ઝાંખને અંધાપો વિગેરે.

**૧. જન્મ વખતે થતી બાળકને આંખની વ્યાધી**—જન્મ પછી તુરતજ, ચાંદી તથા પ્રમેહના દરદવાળી તેની માતાના ગુહ્ય ભાગનો બાળકની આંખોને ચેપ ( રોગરસ ) લાગવાથી આંખો ઉઠી આવે છે. આમ બનેલું જણાય તો બાળકની આંખો ઉના, સહેતા-[illegible]ણી વડે સારાએ ધોતા રહેવી અને તે પાણીમાં ૧ ઔંસમાં ૧ વાલ બોરાસીક એસીડ [illegible]ર ટંકણખાર નાખવો. અને આમ આંખો ધોયા પછી અધો ચોખાપુર કપાલો મેલ[illegible]વો. આમ સવાર સાંજ એક અઠવાડીયું કરવાથી, બાળકની આંખે અંધાપો આવ[illegible]નો ભય મટીને પુનઃ આંખો આરોગ્ય ને નિર્મળ બને છે. તેમજ બાળકની માતાને પણ લોહી સુધારનારી દવા આપવી. તે માટે અલ્પવજને ૧/૧૬ ગ્રેન રસકર્પૂર અને સારસાપરીલા (ઉપલ સરીસત્વ ) અનુપાન સાથે અપાય છે. સુયાણીના હાથને પ્રમેહનો ચેપ લાગેલ હોય ને તે હાથ બાળકની આંખે લાગવાથી પણ બાળકની આંખો થઇ આવવાનો પુરતો સંભવ છે. માટે તેમ ન બનવાનું ધ્યાન રાખવું. જો [illegible] આપનાર માતાને પ્રમેહ કે પ્રદરનું દરદ હોય તો તેના ગુહ્ય ભાગ ગરમ પાણી વડે દિવસમાં બે [illegible] પ્રક્ષાલન કરી—ધોઇને સાફ રખાવવો. એક ઔંસ પાણીમાં સુમરલેડ ૫, ગ્રેન પ્રમાણે મેળવી ગુહ્ય ભાગ ધોવાથી તે ભય ઓછો થાય છે. આટલાજ વજને ફટકડી કે પરમાંગનેટ પોટાસ મેળવીને પણ ગુહ્યભાગ સાફ કરી શકાય છે. તેટલા વજને, ઉપરની દવાને બદલે ટંકણખાર પણ યોજી શકાય છે. કપડાં સ્વચ્છ રાખવાં. તેમજ સુયાણીના હાથને તેનાં કપડાં પણ જન્તુતર કરાવવાં વખતે ઉપરના કોઇ પણ પાણી વડે કે એચ. પી. લોશન વડે ધોવરાવી સ્વચ્છ રાખવાની જરૂર છે.

નવા જન્મેલા બાળકની આંખો હમેશાં ત્રણ વખત ગરમ પાણીથી ધોવી. ચોખા મલમલનો કટકો ગરમ પાણીમાં બોળી આંખો ઉપર પાણી ટપકાવવું; અને સારી રીતે દશ મિનિટ સુધી ટપકાવવાથી આંખોનો વરમ ઓછો થાય છે. પાંપણો ચોટી જતી હોય તો તેમને ઉપર મુજબ ગરમ પાણીનો સેક કરવાથી આંખો તુરતજ ઉઘડશે. આંખો ઉપર, ગરમ પાણીમાં કપડું બોળી એક કલાક સુધી શેક કરવાથી શોજો ને પીડા કમ થાય છે. આંખોની બન્ને પાંપણોને ધીરથી, છુટી પાડવાની આમ અવશ્ય તજવીજ કરવી. એથી

આંખનો અંદરનો ભાગ ધોઇ તથા જોઇ શકાય છે. આંખો ઉઘાડે એટલે ગરમ જળનું સેચન કરવું. એથી અંદરનો મેલ તુરત ધોવાઇ જાય છે. ઉપર કહ્યું સર્વ કામ બાળકને અંધારામાં રાખીને કરવું, કે જેથી તેમને તેજ પ્રકાશનો ક્ષોભ થાય નહીં. તે માટે મીણબત્તી તથા ઘીનો દીવો વાપરવો. ત્યારબાદ રૂપાના ક્ષાર (કસ્ટીક) નાં એક ઔંશ વર્ષાદના પાણીમાં કે ડીસ્ટીલવાટર (વરાળના પાણીમાં ૨॥ અઢી ઘઉંભાર મેળવણીનાં ટીપાં બમે ત્રણ ત્રણ નાખવાં. અને તે બપોરે નાખવાં. અથવા ઉપરની દવા હાજર ન હોય તો મોરથુથું ૨, બે ઘઉંભાર લઇ તે અઢી તોલા (૧ ઔંશ) વર્ષાદના પાણીમાં કે તેટલા ગુલાબજળમાં મેળવી ઉપર મુજબ વાપરવાં. ઉપરનાં બન્ને પ્રવાહી કાચની સ્વચ્છ શીશીમાં શુચ દઇને રાખવી. ધંતુરાના તાજા પાનને વાટી તેની લુગ્દી આંખ ઉપર લુગડાના પાટાના બેવડમાં રાખીને અમુક વખત સુધી મુકવી. તે પ્રમાણે કરવામાં કશી હરકત માનવી નહીં. આંખને કાયમ પાટા ન બાંધી રાખવો કેમકે તેથી આંખોમાં લોહી ભરાય છે. બાળકને અંધારામાં રાખવું કે જેથી તેજ પ્રકાશનો તેને ક્ષોભ ન થાય. આમ એક અઠવાડીયું કરવાથી આરામ થાય છે. આંખો ચોટે નહીં તે માટે ગાયનું ઘી અથવા વેસીલીન જરા જરા પાંપણોની વચ્ચે રાતરે લગાવવું.

**૨. શીળી અગર ઓરી વડે આંખોનું દરદ થઇ આવે છે.**—અને તેમાંથી ચાવલાં (ચાંદાં), ફુલાને ડચો થઈ આવવા મોટા જાય છે. આમાંથી આંખો થઇ આવે તો પ્રથમ એક ઉકાળી સાફ કરેલ (વિલાયતી) એરંડીઆનો કે હીંમજનો જુલાબ દેવો. દેશી ઉકાળીને કાઢેલું એરંડીયું પણ વાપરી શકાય છે. પણ પીલેલું કાચું. એરંડીયું હરગીજ વાપરવું નહી. કેમકે તે ઝેરી હોય છે. શીતળ જુલાબ વડે ગરમી શાંત થાય છે. દરદીની આંખો ગરમ પાણી વડે ધોઇને સાફ કરવી ને તેથી ઉઘડે એટલે આંખ અંદર કાંઈ ગરમ પાણી ટપકાવી ધોવાથી તે સાફ થાય છે. તથા ગરમ પાણીના શેક વડે તેની ગરમી તથા સોજો વિગેરે કમ થાય છે, ત્યાર પછી બોરીક એસીડની બારીક ભુકી અથવા ફટકડી, એ બેમાંથી એકને ૫ ઘઉંભાર લઈ અઢી તોલા પાણીમાં એક શીશીમાં મેળવી તેનાં ટીપાં આંખમાં નાખવાં. એ પ્રમાણે હમેશ સરખે અંતરે ત્રણ વખત દવા નાંખવી જારી રાખવી. રાતરે પાપણોની કોરે ગાયનું ઘી કે વેસીલીન લગાવવું. આવી રીતે શીળી કે ઓરી મટે ત્યાં સુધી વર્તન રાખવાથી આંખોને ફુલુ ડચો કે અંધાપા વગેરે ઉપાધી થવા પામતી નથી. આંખો ધોવાના પાણીમાં બોરાસીક એસીડ ન મળે તો એક ઔંશમાં ૧ ઘઉંભાર મોરથુથુ મેળવવું. અથવા બોરાસીકને બદલે ટંકણખાર વાપરવો. કેટલીકવાર બહુ પીડા હોય તો પોપગોડાનું. (અરીઠાના ડોડવાનું) ઉકાળેલું ગરમ પાણી ઉપર પ્રમાણે વાપરવું. અને આંખો ધોયા બાદ અને દવાનાં ટીપાં નાંખ્યાબાદ જરા જરા કપાલો મેલ પણ અંજાય છે. કે બોરીકએસીડનાં ટીપાં નંખાય છે.

**૩. ચાંદી પ્રમેહવડે થનાર આંખનું દરદ.** ચાંદીથી આંખનું દરદ થઇ આવે તેને બોરાસીક એસીડ ૫ ગ્રેન અર્કોદક એક ઔંશવાળા ગરમપાણી વડે આંખો ધોઈને પછી તે કોરી થયે આર્વી મોખાપુર, દરેક આંખમાં સવાર સાંજ આંજવાથી એકાદ અઠવાડીઆમાંજ આંખોની ગરમી વિગેરે મટે છે. જો આંખના કાળા ભાગમાં દરદ પ્રસરેલું જણાય તથા તેથી તેમાં અલસર (ચાવલું-ફુલું) થએલું જણાય તો ધંતુરાનાં લીલાં પાન ૧ થી ૭ લઈ તેને અઢી તોલા પાણીમાં ચોળી તે પાણી ગળી લઈ તેમાં ટંકણખાર ૧ થી

૨ રતી મેળવી ૧ શીશીમાં ભરી સુર્ય દઈ રાખવી તેમાંથી ત્રણ ત્રણ ટીપાં આંખમાં નિત્ય બબે પહોરે નાખવાં, અને ઉપર મુજબ જરાજરા કયાલોમેલ પણ આંજતાં રહેવું. પ્રમેહપ્રદરનો ચેપ આંખને ન લાગે તે ધ્યાનમાં રાખવું. પ્રમેહ પ્રદરવાળાં કપડાં સાફ કરવાં અને તે આંખને ન લાગે તેમ વર્તવું. અને ઉપર ગાંઠી માટે કહેલા ઉપાય કરવા. જો આમ ન બને તો બાળક અંધ થવાનો સંભવ છે.

**૪. આંખના ખીલ અગર તાપોડીઆનું દરદ:**—આ ખીલ અગર તપોડીઆનું દરદ આંખની પાંપણની અંદરની બાજુમાં દાણા દાણારૂપે થાય છે, અને તે ખીચોખીચ હોય છે. શરૂઆતમાં માત્ર રતાશ હોય છે, પણ બેદરકારીથી વધે છે. અને આંખના ડોળા-ભાગને લોહ ને ચેપ લાગવાથી તેનું ચાંદું ને છેવટ ફુલું થાય છે. તપોડીઆનો રોગ ચેપી છે. તે એકના સંસર્ગથી બીજાને થવા સંભવ છે. કેટલાક કુટુંબમાં આમ ઘણાંને તે થાય છે. નિશાળમાં તેનો ચેપ થતો અટકાવવા માટે નિશાળના તેવા અભ્યાસીને તેના ઉ-પચાર માટે ફરજ પાડવાની જરૂર જણાય છે. તેના નિવારણ માટે સારી હવામાં રહેવાની પણ જરૂર છે. તથા ધુંવાડાથી દૂર રહેવાની પુરી અગત્ય છે. આંખો ચોળવાની ટેવ ન રાખવી. કોઈ પણ જાતનો મેલ ન લાગવા દેવો. એવા દરદવાળાના સ્પર્શથી દૂર રહેવું. તેવા દરદીના રુમાલ, રૂમાલ કે કપડાં ન વાપરવાં. ઉપાયમાં પોપચાં ઉલટાવી તેને ગરમ જળથી હમેશ બે વખત ધોવાં. પોપચાં ઉલટાવવાની રીત સહેલી એ છે કે ડાબા હાથની [illegible]ગળી અને અંગુઠાથી પાંપણને ધીરેથી પકડી જરા ખેંચવી અને પછી પોપચાં ઉપર [illegible]ધ્યમાં એક પીતળની સળી અગર પેન્સીલ જરા દાબવી એટલે પોપચું તુરત ઉલટશે, તેને [illegible]છી ગરમ પાણીમાં મલમલનો કટકો બોળી પોતાની આંગળીને લપેટી તે કપડું જરા [illegible]રા તાપોડીઆં ઉપર ઘસવું, અને પછી મોરથુથાનો કટકો લગાડવો એટલે કે તેનો ફક્ત એક ઘસારો અથવા લીસોટો કરવો, બહુ ઘસવાની જરૂર નથી, જેથી અણુધડની માફક બહુ ઘસવાથી ઉલટી ઉપાધી થાય છે તેમ થતું નથી. અગર મોરથુથાનું પ્રવાહી ઉપર પ્રમાણે કે રૂપાનાખાર (કાસ્ટીક) નાં ટીપાં ફક્ત બે ઉલટાવેલા પોપચા ઉપર નાંખી આંખો બંધ કરવી. કોઇપણ પ્રવાહી વધારે નાંખવાથી તો ઉલટી ઇજા થાય છે તે ધ્યાનમાં રાખવું. મોરથુથું ફક્ત બે ઘઉંભાર (અર્થાત્ ૧ રતી) અને મધ બે તોલા સાથે બરાબર મેળવી તેનાં બે ટીપાં હંમેશ આંજવાથી પણ સારો ગુણ થાય છે. કોઇને મોરથુથું લગાવવાથી વધુ પીડા જણાતી હોય તો ઉલટાવેલી પાંપણના અંદરના ભાગને તે લગાડયા બાદ ૧ રૂપી-યાભાર એરંડેલ તેલમાં કે ગ્લીસરીનમાં ૧ રતી કોકીન મેળવેલ હોય, તે જરા આંગળી ટેરવાને લગાડી તે આંગળી તે ઉપર ફેરવવી કે જેથી તરત પીડા કમ થઈ જશે. પરંતુ પીડા સહન થાય તેણે કોકીન ન લગાડાય તેમ ઠીક. કેમકે કોકીનથી આંખ કાંઇ પ્રગરત થાય છે તેમ ન બનવા પામે.

**૫. આંખને ગોદો કે માર (તડાકો) લાગવાથી થતું દરદ**—આંખને ગોદો કે માર લાગવાથી [illegible] થઇ હોય કે તેમાં લોહી જમાવ વિગેરે થઇ આવ્યું હોય તેને માટે ગરમ પાણીનો સેક કરવો. આંખની અંદર બોરાસીક એસીડ ૫ ગ્રેન અને આર્કોદક કે વર્ષાદનું જળ ૧ ઔંસ એકત્ર મેળવી, તેનાં દિવસમાં ત્રણ વખત ત્રણત્રણ ટીપાં પાડે જવાં તથા પીડા થતી હોય તો અફીણનાં ડોડવાં (પોષ) જળમાં ઉકાળી તે પાણીમાં મલમલનું

સ્વચ્છ કપડું બોળીને કલાક કલાકનવાર નિત્ય પોરેપોરે સહેતા સેક કરવો. તથા અફીણના પાણીમાં હળદર ઘસીને બાહેર આંખને ફરતી લગાવવી. અગર અફીણના કસુંબામાં દારૂહળદર ઘસીને આંખને ફરતી બાહેર લગાવવી. અને બહુ હોય તો વૈદ કે દાકતરની સલાહ લેવી. દાડીનો રસ કે તેના રસનો ઘન પણ લગાડાય છે તથા જરા જરા અંજાય છે. ઇત્યાદિ, આમ ઉપચાર જારી રાખવાથી હળવે હળવે આંખમાં જામેલું રકત શોષણ થતું રહી આંખ સુધરી જાય છે. અને એનાથી અનસર કે ફુલું થઈ આવેલ હોય તો તે પણ મટે છે.

**૬. આંખનાં પરવાળાં થવાથી થતાં આંખનાં દરદ**—આવાં આંખનાં થતાં દરદ દૂર કરવાને પ્રથમ તેનું મુખ્ય મૂળ જે આંખની પાંપણોના ઘસાતા વાળનું નિવારણ કરવાની જરૂર છે. કોઈ તેને ચીપીઆ વડે ચુંટી કાઢે છે ને તેથી એ પાછા ન ઉગે ત્યાં સુધી આરામ જણાય છે. પરંતુ પાંપણના વાળ આંખના ડોળામાં ન ઘસાય તેમ તે અધર રહે એમ પાંપણને દાકતરો અસ્ત્રથી કાપી રૂઝવે છે, તે ઇલાજ સર્વથી બહુ ઉત્તમ છે. શિવાય વિજળીના તારવડે પાંપણના વધુ વાળના મૂળને દહન કરવામાં આવે છે અને તેથી ત્યાં ફરી વાળ ઉગતા નથી તેનો ઉપચાર પણ થાય છે. આ કામ સરજનના હાથથી થાય છે. પરવાળાના વાળ લાંબા હોય તો ગુંદર વડે પાછા વાળવાથી ઘણા ઘસાતા નથી; પરંતુ આનો ઉપાય કોઇનેજ લાગુ પડે છે. પરવાળાં ઘસવાથી આંખમા વાળનાં ફુલાં ફોળો, રતાસ વિગેરે થઇ આવેલ હોય તો તે, તેતે દરદને અનુસરીને ઉપાય કરવા. દાડીનો રસ કે તેનો રસ ગળી તડકે કાંસાની થાળીને ઘી લગાવી પછી તેમાં નાંખી તડકે સુકવી, તે સુકાતાં ચેપથી વગે તેવો થતાં તેને ઉખેડી થેપલી બનાવી તે થેપલી ઉપર ભીની આંગળીનું ટેરવું ઘસવું જેથી તે આંજણ પેઠે જરા ચોટે એટલે તે નિત્ય સવારે ને સાંજરે આંજવાનું જારી રાખવાથી વાવલાં, ફુલાં, ડોળ વિગેરે મટે છે. તેમજ ધંતુરાના પાનનો ઉપર કહેલા પ્રયોગનાં ટીપાં નાંખવાથી પણ મટે છે. જુનાં ફુલાં ને ડોળ મટવાને માટે ઉપર કહેલ મોરથુથાવાળું ટીપું કે અંજન પણ વપરાય છે. અપૂર્ણ.

---

# છાશના ઉપયોગથી થતા લાભ.

વૈદક શાસ્ત્રમાં છાશના ઘણા ગુણ લખ્યા છે. ગાયના દુધની છાશ સર્વ પ્રકારના રોગનો નાશ કરે છે. તાજી છાશ ઘણીજ પૌષ્ટિક છે.

છાશમાં જે ક્ષાર રહેલો છે તેથી તૃષા છીપે છે. છાશમાં જે પોષક તત્વ છે તે સામાન્ય નાસ્તા કરતાં અધિક પોષક છે. નબળા લોહી વગરના, અથવા બગડેલા લોહી વાળા, અજીર્ણ વાળા એ વિગેરે રોગવાળા મનુષ્યોને છાશના ઉપયોગથી ઘણાજ લાભ થાય છે.

સખ્ત ગરમીના વખતમાં ગરમીમાં કામ કરનાર મનુષ્યો થાકી જાય છે અને તેમને વખતો વખત પાણીનો સોસ પડે છે અને ઠંડાં પીણાં આઇસક્રીમ, સોડા, લેમન વગેરે પીએ છે પરંતુ તેથી ખરી તૃષા શાન્ત થતી નથી આવા વખતે એક પ્યાલો છાસ પીવાથી તરસ છીપી શાન્તિ મળે છે અને શરિર તથા મનને સારૂં પોષણ મળે છે.

છાસ આંતરડાની અંદર થતા દોષો તથા આંતરડાના વીકારોને દુર કરે છે. ઝાડા આમ અને સંગ્રહણીના દરદીઓને છાસનો ઉપયોગ ખાસ ફાયદા કારક છે.

એક પવાલાથી એટલે પાશેર અચ્છેરથી વધારે છાશ પીવી નહી અને બને ત્યાં સુધી

તે તાજી અને ઠંડી ગોળીમાં રાખેલી હોય તેવી છાશ પીવી, તેમાં મીઠું અગર જીરૂં નાંખ્યા સીવાય અને સાથે કોઇ પણ પદાર્થ લીધા સીવાયજ એકલી વાપરવી.

ગામડાઓના રહેવાસીઓ કે જેઓ હૃષ્ટપુષ્ટ અને નીરોગી જીવન ગાળે છે તે આનોજ પ્રતાપ છે.

"મહુધા નિવાસી"

---

# केटलाक अनुभवी प्रयोगो.

દાદર—ઉપર ચિત્રકમૂળ ઘસીને ચોપડવાથી ત્યાં લાલ બળી ફોલ્લો થાય કે તે જગ્યા સુકી જઇ થએલી દાદર મટી જાય છે. પરંતુ આ મૂળ કોઇ સુંવાળી કે કહોવાલી જગ્યાએ લગાવવું નહિ.

**ઘા ગુમડું કે નાસુર** પાકી તેમાં જીવ પડયા હોય તો ખાટખટુમડાની ગાંઠને પત્થર ઉપર ઘસી તેનો લચકો રૂના પેલ ઉપર મુકી તે પેલ પાકેલાને જીવ પડેલા ભાગ ઉપર તેજ દવાને ઉપર રૂ રહે તેમ મૂકવું. દસ બાર મીનીટ પછી પેલ ઉપાડી લેવું જેથી તે પેલમાં જીવ આવીને ચોટી જશે તે કાઢી નાંખવા એમ બે ત્રણ વાર કરવાથી તમામ જીવતા જીવડા તમામ નીકળી જશે ને આરામ થઈ જશે. આ ગાંઠ તાજી વાપરવી. ખાટખટુમડાના વેલા વાડોએ ચોમાસામાં પુષ્કળ થાય છે.

**શસ્ત્રનો ઘા**—ફટકડીને વાટી ઘીમાં મેળવી તેનો લચકો ઘા ઉપર મુકીને તે ઉપર રૂનું પેલ મૂકી પાટો બાંધવો. તે પેલ ઉપર રોજ ઉનું ઘી મૂકી ફટકડી સુકાવા દેવી નહીં જેથી ઘા પાકયા સિવાય જલ્દી રૂઝાય જાય છે અને ભોંય આવી નવી ચામડી આવી જાય છે.

**માટીનો પાટો**—વાગવા ઉપર કે ગુમડાં ઉપર ગોરમટી–માટીને પલાળી તેનો પાટો બાંધવાથી મટી જાય છે, એવું લો. મા. શ્રીયુત ગાંધીએ એક વખત આ તંત્રીને કહ્યું હતું અને તેનો તેમણે ઘણે પ્રસંગે અનુભવ પણ કર્યો છે.

**હૃદયની ગતિ બંધ થાય તો તેનો ઉપાય**—અધિક રક્તશ્રાવથી કે એવાંજ કારણોથી હૃદય પીંડની શક્તિ નષ્ટ થઈ તેની ક્રિયા બંધ થાય છે. તે વખતે માથા ઉપર ગરમ પાણીની ધારા કરવાથી હૃદયની ક્રિયા ફરી ચાલુ થાય છે.

**હીચકી–હેડકી**—ઘણી વખતે હેડકી ઘણા ઉપાયો કરતાં મટતી નથી પરંતુ થોડા વખતથી ડૉ. લેલાઇને તેનો અકસિર ઉપાય શોધી કાઢયો છે. તે એ છે કે, હેડકી આવતી હોય તેની જીભને જરા જોરથી બહાર ખેંચવી અને મુકી દેવી આથી હેડકી મટી જાય છે. તે ડૉક્ટરે ક્ષય જેવા અસાધ્ય રોગમાં થએલી હેડકીને પણ આ પ્રયોગથી મટાડી છે.

# रसौषधो.@

## તાવ.

હિંગુલેશ્વરરસ—પીંપર, હીંગ, વચ્છનાગ એ સર્વે સરખે ભાગે લઈ ખલમાં એક મહીનો ઘુંટી તૈયાર કરવું પછી તેમાંથી બે રતી દવા મદની સાથે આપવાથી વાત જ્વર મટે છે.

શિતભંજરસ—પારો, હીંગ, ગંધક, નેપાળો એ સર્વ સરખે ભાગે લઇ દંતીમૂળના ઉકાળામાં ૩ દિવસ સુધી ઘુંટી તૈયાર કરવું તેમાંથી ૨ રતી દવા આદાના રસ સાથે આપવાથી નવીન જ્વરને એક પહોરમાંજ મટાડી શકે છે. તેના ઉપર ઠંડુજળ, શેરડીનો રસ, મગનું ઓસામણ પીવું સારું છે. આ રસથી સર્વ પ્રકારના તાવ મટે છે.

તરણ જ્વરારિ રસ—નેપાળો, ગંધક, પારો, વછનાગ એ સર્વેને સરખેભાગે લઈ કુંવાર પાઠાના રસમાં ઘુંટીને પછી બે રતીભાર રસને ખાંડના સરબતની સાથે પાવાથી તરૂણ જ્વર મટી જાય છે. આ રસને પાંચમે કે છઠે દિવસે ફરી આપવો. આ દવાથી જુસાબ થાય છે. અને પછી તાવ રહેતો નથી. મગ ચોખાની ખીચડી ખાવી.

નવ જ્વરેભસિંહ—પારો, ગંધક, સુંઠ, મરી, પીંપર, લોહ, શીસુ અને તાંબાની ભષ્મ, એ સર્વે સરખ ભાગે લઇ અને વછનાગ તે સર્વના વજનથી અર્ધો વજને લેવો. પછી તે સર્વને ખલમાં બે દિવસ સુધી ઘુંટી તૈયાર કરી તેમાંથી બે રતીભાર આદાના રસની સાથે આપવાથી ભયંકર નવ જ્વર, ધાતુજ્વર, મંગ્રહણી, અને સર્વ પ્રકારના તાવ મટે છે.

ત્રિપુર ભૈરવરસ—વછનાગ, ટંકણખાર, ગંધક, હીંગ, નેપાળાનાં બી સર્વને એક કરતાં બીજું બમણું એ પ્રમાણે અનુક્રમે લઈ દંતીમૂળના ઉકાળામાં એક પહોર ઘુંટી તૈયાર કરવો પછી તેમાંથી ૨ રતીભાર દવા સુંઠ, મરી અને પીંપરના ચૂર્ણની સાથે અથવા તો આદાના રસની સાથે કે સાકરની સાથે આપવાથી નવીન જ્વર; મંદાગ્નિ, આમવાત, સોજા, આઠ પ્રકારનાં શૂળ, આફરો, હરસ, કૃમિથી થનારા રોગ સર્વેને નાશ કરે છે, આ દવા છાસની સાથે ખાવી જોઇએ.

જ્વરધુમકેતુ—પારો, સમુદ્રફીણ, હીંગ, ગંધક એ સર્વે સરખે ભાગે લઇ એક મહીનો ઘુંટી પછી બે રતીભાર આદાના રસની સાથે આ દવા આપવાથી ત્રણ દિવસમાં નવીન જ્વરનો નાશ કરે છે.

સુધી ઘુંટીને મગના દાણા જેટલી ગોળી બનાવવી. આ ગોળીઓને મધની સાથે ચટાડવાથી સર્વ પ્રકારના તાવ મટી જાય છે. અને દહીંના પાણી સાથે ખાવાથી વાતજ્વર મટી જાય છે અને આદાના રસની સાથે ખાવાથી ભયંકર સન્નિપાત રોગ નાશ પામે છે. બીજોરાના રસની સાથે ખાવાથી અજીર્ણજ્વર મટે છે અને જીરા તથા ગોળની સાથે ખાવાથી વિષમ જ્વર મટે છે. જો કોઇ જુવાન માણસને ઘોર જીર્ણજ્વર આવ્યો હોય તો પૂર્ણ માત્રા અથવા ચાર ગોળી આપવી જોઇએ અને અતિ ક્ષીણ વૃદ્ધ માણસ, નાની ઉમ્મરનું બાળક એ સર્વને એક ગોળી આપવી જોઇએ, આ દવાથી એક પહોરમાંજ નવિન જ્વરનો નાશ થાય છે. પરંતુ ક્ષીણરોગી, કફ રોગને અને દાહ રોગમાં તથા વાત પિત્તમાં સાકર અને નારીયેળના રસ સાથે આપવી જોઇએ. આ મૃત્યુંજયરસ સર્વ જ્વરોનો નાશ કરે છે, અને અનુપાનના ભેદથી સર્વ રોગનો નાશ કરે છે.

---

# सर्पदंश अने केळना रसनो उपयोग.

ધી ક્વીન્સલેન્ડ એગ્રીકલ્ચરલ અને ધી ટ્રોપીકલ એગ્રીકલ્ચરીસ્ટ નામના માસિકમાં સર્પદંશ ઉપર કેળના રસના ઉપચાર સંબંધી જનોપયોગી સમાચાર પ્રકટ થયા હતા. એ ઉપચાર ઘણોજ સાદો અને સરલ હોવાથી સહેલાઇથી અમલમાં લાવી શકાય એવો છે, અને તેની અજમાયશ હિન્દુસ્તાનમાં પણ પ્રસંગે કરવાની આવશ્યકતા છે, કારણ કે હિંદમાં સર્પદંશથી ઘણાં મરણ થાય છે. સને ૧૯૧૮ માં સર્પદંશથી ૨,૨૦,૦૦૦ મરણ થયેલા જાણવામાં આવ્યાં છે.

બ્રાઝીલમાં મેટોગ્રોસોના વતની મી૦ ડબલ્યુ. એન. વેસ્ટન એ બાબત નિચે મુજબ પોતાનો અનુભવ દર્શાવે છેઃ—

ચયોરાકવેરીમાં એક હિન્દી સીપાઇને પગે ચેરેઓકા નામનો ઝેરી સર્પ ડંસ્યો હતો. તેના અવાળુમાંથી લોહી વહેવા લાગ્યું, શરીર ફુલી ગયું અને લગભગ આખર અવસ્થાને પહોંચી ગયો હતો. તેને કેળના થડનો રસ કાઢી પીવડાવવામાં આવ્યો, અને ત્રણ દિવસમાં તે સારી રીતે હરતોફરતો થઇ ગયો. તેવીજ રીતે એક બાળકને એ ઉપચારથી સારૂં કરવામાં આવ્યું હતું. એક બળદને સર્પ કરડયો હતો તેના ગળામાં કેળનો રસ રેડવામાં આવ્યો હતો, તે બીજે દિવસે તે અસલ સ્વરૂપે હતો.

રાજગીરી (કોલંબો)માં મી૦ ડોનલ્ડ ઓએસીકરીએ કેળના રસના કરેલા ઉપચારો નિચે મુજબ વર્ણવે છે.

એ ગૃહસ્થે પોતાના વ્હાલા કુતરાને નાગ ( Cobra de Capello ) પાસે છાતી અને પગ ઉપર ચારેક જગ્યાએ ડંસાવ્યો હતો. કુતરો એકદમ ગાત્રભંગ થઇ બેભાન પડયો હતો તેને કેળના થડનો રસ બે ગ્લાસ ભરી પીવડાવવામાં આવ્યો, અને અડધા કલાકમાં તે કુતરો ચાલતો થયો ને એક કલાક પછી હંમેશ મુજબ પોતાનો ખોરાક લીધો.

મી૦ ધી ૦૭ એ બાબતમાં કહેવું છે કે, એક કુત્તીને સીલોટીક ( Tic

થયા બાદ તે ચાલતો ગયો. તેવીજ રીતે ક્રાચીન સ્ટેટસમાં ટીન્યુના મી૦ રૂસ, નોરમને એક કુલીનો જાન બચાવ્યો હતો. એક યુરોપીયન પ્લેન્ટર પણ એ ઉપચારથી બચવા પામ્યો હતો એવું કાલએોના મી૦ મેલનું કહેવુ છે.

સને ૧૭૪૯ માં યુનાઇટેડ સ્ટેટસના કેરોલીન ગેઝેટમાં સર્પદંશ ઉપર એક ઇલાજ એ બાબત પ્રકટ થઈ હતી તે બાબત ડા. સ્પાઇસીજર નીચે મુજબ કહે છેઃ—

એક હબસી ગુલામે સર્પદંશનો એક અકસીર ઇલાજ શોધી કાઢયો હતો જેના બદ-લામાં તેના માલીકે તેને જીંદગી સુધી છુટાપણું અને આજીવિકા માટે પેન્શન બક્ષ્યું હતું. તે ઇલાજ કેળના અથવા હોરહાઉન્ડ (Horehound) ના મૂળીઆનો રસ છે. મૂળીઆને ખલમાં છુંદી પછી તેને નિચોવી રસ કાઢવો અને જેને સર્પદંશ થયો હોય તેને એક મોટા ચમચો ભરી પાઇ દેવો. ઘણે ભાગે એકજ વખત પાવાથી સારૂં થાય છે પરંતુ કદી પીવડાવ્યા પછી એક કલાકમાં આરામ નહી જણાય તો બીજો ચમચો પાવો, અને તેથી જરૂર સારૂં થાય છે. મૂળીઆં સુકાં હોય તો તેના ઉપર છુંદતી વખતે થોડું પાણી છાટવું. દંશવાળી જગ્યા ઉપર સારા તંબાકુના પાંતરાને રમ (rum) નામના દારૂમાં ભીંજવી બાંધવું.

હોરહાઉન્ડ નામની વનસ્પતિને હિન્દુસ્તાનમા શું કહે છે તે ખબર નથી, પરંતુ તે ઠંડા પ્રદેશમાં ઉગે છે. કાશમીર, ગેરીવાલ વિગેરે જગ્યામાં તે જોવામાં આવે છે. તેને વનસ્પતિશાસ્ત્રમાં મેરૂબીયમ વલગેર (Marrubinm Vulgare) નું નામ આપ-વામાં આવ્યું છે. તુલસીના ઝાડને તે મળતુ છે, અને તેની માફક તે શરદી, ખાંસી ઉપર પણ કામ લાગે છે.

---

# વિવિધ વિષય.

**નવું સરકારી બજેટ.** માર્ચની ૧ લી તારીખે દિલ્લીમાં ધારા સભાની બેઠક ના. વાઇસરોય લૉર્ડ હાર્ડિંજના પ્રમુખ પણા નીચે મળી હતી તેમાં નિચે પ્રમાણે નવું બજેટ રજુ થયું હતુ.

પરણેલો, ઉમરે આવેલી કેળવાયેલી સ્ત્રી તથા વર્તમાન જમીન વગેરેવાળો, જોયુંતાં લાલચ-માં પડી. આ બાવાએ પોતે તેજ બ્રાહ્મણ છોકરાને નામે ધુણી જગા ધાંધું; અને પુછ-ગાછથી હકીકત મેળવી. વીરપુરમાં ભીખ ઉઘરાવી બ્રાહ્મણોને લાડુ જમાડી ત્યાંથી સુંદર-રામપુર ગામે જઇ પોતે શ્રીમોઢ બ્રાહ્મણ છે. એવી વાતો કરવા માંડી; અને વાત ચર્ચાતાં નાશી જનાર નાથજીની મા વગેરેને ખબર થઈ કે મારા છોકરા જેવો એક સાધુ આવેલો છે જેથી તે બધાં સુંઘ ગયાં અને પુછપરછ કરતાં પેલાએ જરા મેંદરેમારી જણાવી પણ ખાત્રી થાય તેવા ચોક્કસ જવાબ આપ્યા. ઉપરે તેણે કહ્યું હું નાથજી લક્ષ્મી-રામ બ્રાહ્મણ છું. આખા ભરતખંડમાં ફરેલી મુસાફરીથી તથા ભીંગડો વધારે પીવાના વ્યસનથી મારા શરીરમાં ફેરફાર થયો છે. બાળપણમાંથી પુખ્ત વયમાં આવેલો છું એટલે તુર્તજ ઓળખી શકાઉં નહીં. આ ઉપરાંત તેણે સંસારમાં પડવા ઇચ્છા નથી એ પણ ઉલ્લાસથી જણાવ્યું, બાદ સગાંવહાલાં આગ્રહ કરી તેને ઘેર લાવ્યાં. શાસ્ત્રાધારે પ્રાયશ્ચિત વગેરેથી તથા ન્યાતિ જમણથી પાવન થઇ તે ઘરમાં રહ્યો. રિવાજ પ્રમાણે સ્ત્રીને સાસરે વળાવી સીમંત થયું; પુત્ર [illegible] ને તે હાલ બે સવા બે વરસનો છે અને હયાત છે.

આ બાવો મજકુર સ્ત્રી સાથે રહેતો હતો તે દરમ્યાન કર્મ સંજોગે મુંબાઇથી દેશા-ન્તર ગયેલો મૂળ નાથજી જે પણ અંગ્રેજી ભણેલો હોઇ, હોશીઆર થયેલો હતો તે આવી ચઢ્યો, આથી પ્રથમનો વેશધારી [illegible] નાઠો, વાત ઉપર ઢાંકપીછોડો કરવાની બ્રાહ્મણોની રીતભાતે તેને જવા દીધો, ફરીયાદ કરી નહીં. પરંતુ આ વાતની ચર્ચાથી ગોધરાના ફોજદાર ચોટીલાલ એ. ઠાકરે આવા બામટા વેષધારીને પકડી ન્યાયે પહોંચાડવા તપાસ શરૂ કરી તેને પકડ્યો એટલામાં ગયે તે કારણથી પાછળથી આવેલો ખરો નાથજી પણ કપોળ ચાલ્યો ગયો. પુરાવો મેળવવા મદદ રહી નહી તો પણ ફોજદારે નિરાશ ન થતાં જાતે મદ્રાસ ઇલાકામાં જઇ તપાસ કરી તો જણાયું કે મજકુર વેષધારી મદ્રાસ ઇલાકાનો મલબાર પ્રાંતમાં કાલીકટ જીલ્લાના વલાવનાડ તાલુકા કાશીરંગતોલ ગામનો રહીશ જાતે પેરનસીંગ ( મલબારમાં શુદ્ર ) જાત છે તેનું નામ કુંજની કૃષ્ણા છે. જેનાં સગાંવહાલાં ત્યાં છે. તે નાનપણમાં માબાપ મરી જવાથી ઘરબાર વેચાઇ જતાં ભીખારી તરીકે ગુજ-રાતમાં આવ્યો હતો અને બોરસદ તાલુકાના બોજપુરા ગામે ગોંસાઈ ભારથપુરી તરીકે રહેતો હતો. ત્યાં રહી તેણે ગુજરાતી ભાષા તથા ગામ રીવાજની આદિની માહિતી મેળવી છે. ત્યાંથી આ તરફ આવી રહી ભીક્ષાના ધંધે વંશ થયો હતો. આ હકીકત પછી તેના ઉપર પોલીસે કેસ તૈયાર કરી કમીટ કર્યો. ગોધરાના સેસન્સ જડજ મી. તાલીયારખાને સખત મજુરી સાથે જુદી જુદી સાતાનવ વરસની શિક્ષા તેને કરી તેમાં બળાત્કારની સાત વરસની શિક્ષામાં બીજી શિક્ષાઓ સાથે ભોગવવાની ઠરાવી. ખરો નાથજી ચાલ્યો ગયો છે અને મજકુર સ્ત્રી, તેનું કુટુંબ આદિ નાતજાત સંસર્ગના પ્રશ્ન સંબંધમાં સંશયયુક્ત

ગરમીના રોગો માટે સ્વદેશી

## सारसापरिला.

આ દવા દુધ સાથે પીવાથી ગરમીના રોગો મટાડી લોહીનો સુધારો થઇ લોહીની વૃદ્ધિ થાય છે. કી. રૂ. ૧.

## कफसीरप.

ઉધરસ, કફ અને દમને મટાડે છે. દવા દુધ સાથે દિવસમાં ત્રણ વખત પીવી. કી. રૂ. ૧

## टोनीक सीरप.

મંદવાડની અશક્તિ પછી આ દવા પીવાથી શરીરમાં શક્તિ આવી, શરીર પુષ્ટ થાય છે. કી. રૂ. ૧.

## उदरसनी गोळी.

આ ગોળી મોંમાં રાખવાથી ગમે તેવી ઉધરસ એકજ દિવસમાં મટશે, મ્હોં સ્વાદિષ્ટ થશે. મ્હોંની ગરમી મટશે. આવેલું મ્હોંડું મટી જશે. કી. રૂ. ૧.

## बालामृ[illegible]

[illegible] ગળી જવી, વિગેરે [illegible]ટી તેજને વધારે છે.

બાળકોના તમામ ર[illegible] કી. રૂ. ૧

પુષ્ટ કરે છે. રોજ બન્ને ગોળી સાંજે અને સમાં બે વાર દુધ સાથે ૫

રામપુરાથી મથુર નાથો[illegible]

તમારા બાલામૃતથી અમારા પ[illegible]

જ ફાયદો થયો છે. માટે [illegible] સ્ત્રીને પ્રજા

વી. પી. થી મોકલશો. [illegible] પછી પ્રજા

[illegible] સ્ત્રીને આ

હજારો રોગોની માત્ર એકજ [illegible] થાય છે

[illegible] થાય છે.

## अमृत-जीवन.

આ દવા જુદા જુદા અનુપાન [illegible] માત્ર એજ ટીપાં આપવાથી તમામ અંગના રોગો મટાડે છે. શરીરની અંદરના દરદો ઉપરાંત બહારના ચામડીનાં દરદો દવા લગાવવાથી મટી જાય છે. બા. ૧ ની કી. રૂ. ૧.

આંગલીયારાના ઠાકોર સાહેબ જોરાવરસીંહજી લખે છે કે અમૃત જીવનની અજમાયશ કરતાં જુદા જુદા રોગ ઉપર બહુ ખાત્રીથી ભરૂસાપાત્ર અને ઘણું ઉપયોગી દવા નીવડી છે.

# આસવો.

## द्राक्षासव.

ક્ષય જેવાં જુનાં ઘાસણીનાં દરદોમાં, વૃદ્ધ માણસોની ઉમરના નાશમાં, અરૂચિમાં, મુત્રમાં, ઉદરસમાં, અત્યંત નબળાઇમાં, તીવ્ર દરદેની અશક્તિમાં અને કોઇપણ જાતની મહેનતથી થાક લાગ્યો હોય ત્યારે આ આસવ ઉપયોગી છે.

માત્રા ૦ા થી ૨ ઔંસ દિવસમાં બે વખત જમ્યા પછી લેવો.

એક રતલની બા. ની કી. રૂ. ૧-૮-૦.

## दशमूलारिष्ट.

સંગ્રહણી, અરૂચી, શ્વાસ, ખાંસી ગુલ્મ, ભગંદર, વાત વ્યાધિ, ક્ષય, ઉલટી, પાંડુ, કમળો, ચામડીના રોગ, હરસ, પ્રમેહ, મંદાગ્નિ, ઉદર રોગ વિગેરે દરદોમાં ખાસ ગુણ કરે છે. વંધ્યા સ્ત્રીને ગર્ભ આપે છે. સ્ત્રીઓના ઋતુદોષ અને સુવાવડના રોગો મટાડે છે.

માત્રા ૦ા થી ૨ તોલા દિવસમાં બે વખત લેવો. રતલ ૧ ની કી. રૂ. ૩.

## कुमार्यासव

ભાગ્યોદયના ગ્રાહકને-અને નવા થનાર ગ્રાહકોને લાભ.

## દરેક ગ્રાહક બંધુ ઓછામાં ઓછું એક ગ્રાહક વધારી આપશે એવી આશા છે.

ભાગ્યોદયનું વર્ષ માર્ચ માસથી શરૂ થાય છે. દરેક અંક મહીનાની શરૂઆતમાં બહાર પડે છે. અને ગ્રાહકને ભેટની બુક **પર્શિયન નાઇટસ** એક અત્યંત રસીક, બોધક અને ચમત્કારીક-અરેબીયન નાઇટસ જેવીજ વાતોના સંગ્રહનું પુસ્તક, ભેટ તરીકે અપાય છે. જેની જુદી કીંમત રૂ. ૧ છે. ભાગ્યોદયનું વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ જ છે. ભાગ્યોદયમાં આવતા વિષયો ઉપરાંત-ભેટનું પુસ્તક અને નિચેના લાભ મળે છે.

૧ ભાગ્યોદય ઓફીસ તરફથી બહાર પડેલાં પુસ્તકોમાંથી સામટાં રૂ. ૧૦ નાં પુસ્તકો મંગાવનારને તે રૂ. ૮ માંજ મળે છે.

૨ એકી વખતે પાંચ ગ્રાહક કરી મોકલનારને ભાગ્યોદય બાર માસ સુધી મફત મળશે.

૩ ભાગ્યોદય ઓફીસમાંથી પ્રથમ બહાર પડેલ પુસ્તક-તેના ગ્રાહકને ઓછી કીંમતે એક માસ સુધી મળે છે.

૪ જે ગ્રાહક **ચરક સંહિતા** આ મહિનામાં મંગાવશે તેમને તે માત્ર રૂ. ૪ માંજ મળશે.

૫ દરે કેમીકલ વર્કસમાં બનેલી દવા જે ગ્રાહક સામટી રૂ. ૫ ઉપરાંતની મંગાવશે તેને દર રૂપિયે ચાર આના કમિશન મળશે. આ લાભમાંજ લવાજમ તો વળી જાય છે.

વળી આ વખત કાગળની મોંઘવારીને લીધે ગ્રાહકની સંખ્યા જેટલાજ અંકો કઢાવવાનો વિચાર હોવાથી હાલમાં ગ્રાહક ન થનારને ભવિષ્યમાં પાછલા અંકો મળશે નહિ.

**સુચના**—અમે અમારા ગ્રાહક બંધુઓને આ અંકમાં લખેલા પ્રથમ લેખમાં કરેલી માગણી ઉપર ધ્યાન ખેંચીએ છીએ. આશા છે કે તે પ્રમાણે દરેક ગ્રાહક ઓછામાં ઓછા પાંચ અને છેવટે કાંઇ ન બની શકે તો માત્ર એકજ ગ્રાહક કરી મોકલવા કૃપા કરશે.

તંત્રી ભાગ્યોદય-અમદાવાદ.

---

## —आयुर्वेद चरक संहिता—

મૂળ સહિત ગુજરાતી ભાષાંતર-પ્રથમ ભાગ-વૈદકનો પ્રાચિન મહત્તનો ગ્રંથ આ છે. આ પુસ્તકની ઉપયોગીતા એટલી બધી છે કે જેમાં હાલમાં-નવી ગણાતી-વગર દવાએ રોગો મટાડવાની વિધાઓનો પણ તેમાં સમાવેશ થયેલો છે. દરેક વૈદ, ડોક્ટર, હકીમ અને શરીરને નિરામય રાખવા ઇચ્છનારે આ ગ્રંથ ખરીદવોજ જોઇએ. કી. રૂ. ૫, વધુ મુદત લાભ-ગ્રાહકોને તે માત્ર આ માસ સુધી જ હજુ રૂ. ૪ માં આપવામાં આવશે. પછી તેની કી. રૂ. ૫ થી ઓછી પડશે નહિ માટે તાકીદે મંગાવી લેવું. વળી બુક થોડી છપાયેલી હોવાથી ને ખુટી ગયે આવું ઉપયોગી પુસ્તક ફરી મળવું મુશ્કેલ છે.

વ્યવસ્થાપક-ભાગ્યોદય-અમદાવાદ.

**ભવિષ્યવેત્તા**—ની ૭ આવૃત્તિ પણ છપી જતાં આવી છે માટે આજે મોકલેલા કાર્ડમાં ઓર્ડર ભરી મોકલી વી. પી. થી મંગાવી લેવા કૃપા કરવી.

# ભાગ્યોદય.

પુ. ૪. ] એપ્રીલ ૧૯૨૬. [ અંક ૨.

## अंतरमां अखंड प्रसन्नता सेववा सुबोध.

( પઢોરે પોપટ રાજા રામ નામ, એ લય )

પ્રસન્નતા નવ છોડીએ, સ્થિતિ આવે ગમે તે,
સમય વિચારી સાધીએ, પ્રાપ્ત કર્તવ્ય હેતે,—
ચાહ્ય સુકો ટુકડો મળે, ચાહ્ય પડે ઉપવાસ,
પણ તેથી નવ ત્યાગીએ, મુખનું મધુરૂં હાસ્ય;—
આનંદે જમો ચાહ્ય તો, માગી લાવીને શીધું,
આનંદે ઝુંપડીમાં રહો, વાળી હાથે વાસીદું;—
ભોજન વિણ ચલાવજો, વસ્ત્રવિણ ચલાવજો,
ચાહ્ય તેના પણ કારણે, ઉર નવ ખેદ મેળવજો,—
કોટિ સંપત્તિ મળે, ચાહ્ય જાતાં વારે,
પણ તે સંઘરશો ન જો, આપે આનંદ સારે;—
આનંદ કેરો વાસ છે, ન પદાર્થાદિ માંહી,
આપણા આનંદથી દીસે, સર્વ આનંદદાયી;
આનંદને તમે જાણજો, નિત્યસ્વયં પ્રકાશ,
પદાર્થ આદિમાં પડે, તેનો માત્ર આભાસ;—
શિર સલામત હોય તો, પઘડી ઘોતિરી આવે,
આનંદ જો છે ઉર વિષે, પાઈ ફુટ એવી લાવે;—
આનંદ શુન્ય નહિ મળે, ભલેરી સંપદ અનંત;
માટે સર્વ પ્રયત્નથી, રહી રહેજો આનંદ;—

( श्री. कृ )

# स्वर्गिय सुखना उपायो.

(અનુસંધાન ગતાંકથી.)

મનુષ્યમાં પોતાના મનની પ્રકૃતિના જેવાજ વિચાર આકર્ષણ કરવાની શક્તિ હોય છે. " समानशील व्यसनेषु सख्यम " અર્થાત સરખે સરખાની સાથે મિત્રતા થાય છે. એ નિયમ જેમ અન્ય પદાર્થોને લાગુ પડે છે તેમ વિચારોને પણ લાગુ પડે છે. આ નિયમ પ્રમાણે કાર્ય હમેશાં થયાંજ કરે છે. તેનું જ્ઞાન હોય અથવા ન હોય તોપણ આપણે સર્વ મનુષ્યો વિચાર રૂપી સૂક્ષ્મ મહાસાગરમાં રહેનારા છીએ એવું કહેવામાં કાંઇ પણ અતિશયોક્તિ નથી. આપણા દ્વારા થનારા વિચાર રૂપી અસંખ્ય લહરીઓ આ મહાસાગરના તળીયા સુધી આમતેમ અથડાયાં કરે છે. ગમે તે સમજવામાં આવે કે ન આવે તો પણ આ વિચાર રૂપી લહરીઓની અસર દરેકના ઉપર થોડા ઘણા અંશે અવશ્ય થાય છે જ.

કેટલાક લોક એવા હોય છે કે જેમની પ્રકૃતિ કોમળ હોય છે, અર્થાત તેમનું મન તેમના કાબુમાં રહી શકતું નથી એથી બીજાઓના જેવા તેવા વિચારો તેમના ઉપર અસર કરી શકે છે. અને કેટલાક માણસો એવા દૃઢ મનના હોય છે કે જે સાવધાનતા રાખે છે કે પોતાના મનમાં બહારના વિચારો કેમ આવી શકે. તે માત્ર શુદ્ધ વિચારોનેજ પોતાના મનમાં પ્રવેશ કરવા દે છે, અને અશુદ્ધ વિચારો પોતાના મનમાં પ્રવેશ ન કરી શકે તે માટે મનનું દ્વાર બંધ રાખે છે.

માનસિક શક્તિની કોમળતાવાળા મનુષ્યોના મન ઉપર બહારના વિચારોની અસર ઝટ થઇ શકે છે. આન્તરિક આત્માની ઉચ્ચ પ્રેરણા અને બહારની ઉચ્ચ અનેક શક્તિયો ગ્રહણ કરી શકે તેવી અનુકુળ પ્રકૃતિ હોવી એ લાભકારક છે. તો પણ મનુષ્યનો પોતાના મન ઉપર એટલો અધિકાર હોવો જોઇએ કે તે ઉચ્ચ પ્રેરણાઓ અને વિચારોને ગ્રહણ કરી શકે તોજ તે લાભકારક છે. આશક્તિને મનુષ્ય પ્રાપ્ત કરવા ધારે તો તે પ્રાપ્ત કરી શકે છે. આ શક્તિને પ્રાપ્ત કરવાને માટે મનુષ્યે મનમાં દૃઢ નિશ્ચય કરીને પોતાના મનની વૃત્તિયોને આ વિચારોથી ઉત્સાહિત કરવી જોઇએ કે–:" સર્વ પ્રકારના અશુદ્ધ વિચારોની આગળ હું મારા મનના દ્વારોને બંધ કરૂં છું, અને સર્વ પ્રકારના ઉચ્ચ વિચારોને ગ્રહણ કરવાને માટે મારા મનોમંદિરનાં દ્વારોને ઉઘાડાં રાખું છું. " આ પ્રકારનો અભ્યાસ કરવાથી, થોડાજ સમયમાં મનની ટેવ પણ આ પ્રકારનીજ થઈ જાય છે. એવી વૃત્તિ કરવાના પ્રયત્નમાં મનુષ્ય શરૂથી તે આખર સુધી વળગ્યો રહે તો તેનામાં એટલી શક્તિ પ્રાપ્ત થઇ જાય છે કે તેની ઇચ્છેલી વસ્તુ તેને તુરતજ મળી શકે છે. આ પ્રકારનો અભ્યાસ કરવાથી મનુષ્ય દૃશ્ય અને અદૃશ્ય સંસારના નીચ અને અનિષ્ટ વિચારોથી દૂર રહી શકે છે, અને સર્વ પ્રકારની ઉંચી અને ઇષ્ટ પ્રેરણાઓ આમંત્રણ ગાળવા તેમાં સમાઇ જાય છે.

અહીં કદાચ એ પ્રશ્ન થાય કે અદૃશ્ય જગત એ શું છે? વિશ્વના જે ભાગમાં વિચાર, ઇચ્છાઓ, અને પ્રેરણાઓ પ્રગટ થાય છે તેને અદૃશ્ય જગત કહે છે–આ વિચારોને. આ ઇચ્છાઓને સ્થૂલ ભૂવન પર રહેનારા–જીવતાં કહેવરાવનારા મનુષ્યો પણ ઉત્પન્ન કરી

શકે છે, અને મૃત્યુથી જેમનું ભૌતિક શરીર નષ્ટ થઇ ગયુ છે તે ભિન્ન પ્રકારના દેહધારી જીવો પણ ઉત્પન્ન કરી શકે છે.

મનુષ્યના વ્યક્તિગત જીવનનો આરંભ આ સ્થૂલ ભૂવન પરજ થાય છે. જેમ જેમ તેનું દિવ્ય જીવન અને શક્તિયો વ્યક્ત થતી જાય છે તેમ તેમ તે સૂક્ષ્મ ભૂવનમાં ઉપર અને ઉપર ચઢતો જાય છે. જે પ્રકારે પ્રત્યેક સ્થૂલ શરીરની સાથે અને ઉપર સૂક્ષ્મ શરીર છે તેવીજ રીતે પ્રત્યેક સ્થૂલ ભૂવનની સાથે અને ઉપર પણ સૂક્ષ્મ ભૂવન છે. એ સૂક્ષ્મ શરીર તો એવું જણાય છે કે જેમ આ સ્થુલ ભૂવન પર સૂક્ષ્મ શરીરનું જાણે પ્રતિબિંબજ હોય. સૂક્ષ્મ ભૂવનથી લઇને જ્યાં તરતના મરેલા જીવ રહે છે-આત્મિક ભૂવન સુધી, જેનો ખ્યાલ કરવો પણ કઠિન છે, ત્યાં અનેક ભૂવન અને સ્થિતિયો છે. આ રીતે મનુષ્ય શરીરના બે વિભાગ કરવામાં આવે છે, એક સ્થૂલ અને બીજો સૂક્ષ્મ. સ્થૂલ શરીરની અંદર સૂક્ષ્મ શરીર એવીજ રીતે રહે છે કે જેમ છોતરાની અંદર અનાજ મા ફળ રહે છે. અને જેમ અન્ન અથવા ફળના પાકી જવાથી ઉપરનાં છોડાં નકામાં થઇ જાય છે તેવીજ રીતે સૂક્ષ્મ શરીરના પૂર્ણ થઇ ગયા પછી સ્થૂલ શરીર નકામુ થઇ જાય છે. આ સૂક્ષ્મ શરીરના ભિન્ન ભિન્ન વિભાગ ભિન્ન ભિન્ન ભૂવનોની સાથે સંબંધ રાખે છે. એથી આત્મા પણ તેની દ્વારા ભિન્ન ભિન્ન ભૂવનોની સાથે સંબંધ રાખે છે, અને તેની શક્તિયો વ્યક્ત થઇ જાય છે.

ચાહે તે રૂપમાં જીવન પ્રકટ થયું હોય તો પણ તે સનાતન અને નિત્ય છે. બાહ્ય આકારના બદલાવાથી તેના અમરત્વમાં કોઇપણ પ્રકારનો ફરક પડતો નથી. જીવન વિશ્વનું એક નિત્ય તત્વ છે, કે જે આકારો દ્વારા તે પ્રકટ થાય છે અને બદલાવા છતાં પણ તેમાં કોઇ પણ પ્રકારનો ફેરફાર થતો નથી. જીવ કોઇ સ્થૂલ શરીરનો ત્યાગ કરીને નીકળી જાય છે તો તેથી એમ ન માનવું કે તેનું પ્રથમના જેવું અસ્તિત્વ નથી. સૂક્ષ્મ શરીરમાં તેના જીવનનો આરંભ થયો એમ કહી શકાતું નથી કારણ કે પ્રથમ તેનો અંત થયેલો નથી. પણ એટલું તો ખરૂં કે જ્યારથી તેણે તે રૂપનો ત્યાગ કર્યો ત્યારથી તે બીજા રૂપમાં પ્રગટ થઇ ગયું છે કેમકે અખિલ જીવન એ નીસરણીનાં પગથીયાં રૂપ છે. જીવન ક્રમશઃ વિકસિત થાય છે. એક એક પગથીએ થઇને ચઢે છે, અને દિવ્યતા પ્રાપ્ત કરતું જાય છે. નીચેની દશાઓનો ત્યાગ કરીને એકદમ ઉંચી દશાઓમાં પહોંચી જાય છે, અથવા તો નીચેના પગથી-એથી કુદકો મારીને છેક ઉપરના પગથીયે પહોંચી જાય છે એમ બની શકતું નથી.

જે પ્રકારે આ સ્થૂલ ભૂવન ઉપર મનુષ્યનું જીવન છે તેજ પ્રકારે સૂક્ષ્મ ભૂવનોમાં પણ સૂક્ષ્મ આકારોમાં ભિન્ન ભિન્ન સ્થિતિયોમા જીવોનું અસ્તિત્વ હોય છે. દરેક માણસ પોતાના વિચારોના જેવા વિચારોને અદૃશ્ય જગતમાંથી હંમેશાં પોતાની તરફ આકર્ષ્યા કરે છે. બહારના વિચારોની પોતાના ઉપર અસર થવા દેવાનું ઘણા લોકો ઇચ્છતા નથી. પરંતુ જરા વિચાર કરતા જણાશે કે, આપણે સર્વે એક બીજાની સાથે સાંકળની કડીયોની પેઠે જોડાયેલા છીએ, અને તેથી આપણે જેવા વિચાર કરીશુ તેવાજ વિચારો આપણા તરફ આવશે.

પરંતુ આપણે કેવા વિચાર કરવા જોઇએ અને બહારના કેવા વિચારોનું ગ્રહણ કરવાને અનુકુળ થવું જોઇએ એ વાત પોત પોતાની માન્યતા ઉપર છે.

માણસ પનાઇ-હોડીનું સુકાન પોતાના હાથમાં રાખે છે અને કયે રસ્તેથી જવું છે, ક્યા

રોકવી છે, કેવી રીતે નાવને ચલાવવું છે ઇત્યાદિ વાતોનો ખ્યાલ રાખીને તે નાવને પોતાના ધારેલા સ્થળે લઇ જાય છે. અને જો તે પોતાના હાથમાંથી સુકાન છોડી દે, અને હોડીને તેની ઇચ્છાનુસાર જવા દે તો હોડી તોફાનની ઝપાટામાં ગમે સાં ચાલી જાય છે. એવોજ પ્રકાર આપણા મનનો પણ છે. જો આપણે આપણા મનનું સુકાન—ચાવી આપણા હાથમાં રાખીએ તો આપણે આપણા વિચારોને અનુકૂળ વિચારોને સઘળા જગતના મહાન પુરૂષોની પાસેથી આકર્ષિત કરી શકીએ છીએ. આપણે ગમે ત્યાં હોઇએ અને ગમે તે કરતા હોઇએ, તોપણ એ બળ તો આપણા હાથમાંજ હોય છે, અને તેથી આપણે ખૂબ આનંદ માનવો જોઈએ.

આજકાલ લોકો પોતાના જીવનનું રહસ્ય જાણવાને માટે બહુજ કોશિશ કરે છે. અનન્ત જીવનની સાથે પોતાને કેવો સંબંધ છે એ વાત જાણવાની અત્યંત ઉત્કંઠા પ્રદર્શિત કરે છે. ચારે તરફ આધ્યાત્મિક ઉત્કર્ષ જોવામાં આવે છે. ઓગણીશમા સૈકાનાં ગયાં થોડાં વર્ષોથી ઉત્કર્ષનાં ચિન્હ જોવામાં આવે છે.વીસમા સૈકામાં તો તેનું વિશાળ રૂપ આપણા જોવામાં આવશે. મહાન દાર્શનિક એમર્સન કે જે પોતાના સમયમાં બહુજ આગળ વધેલો હતો, જેણે આત્મિક ઉન્નતિને માટે ઘણીજ શ્રદ્ધાની સાથે નિર્ભય રીતે ઘણાજ વખત સુધી પ્રયત્ન કર્યો હતો, તે જો આ સ્થિતિ જોતાં સુધી જીવતો હોત તો તેને આનંદ થયા સિવાય રહેતજ નહિ. જેમણે આ વિષયમાં લોકોના કલ્યાણને માટે કામ કર્યું છે તે સૂક્ષ્મ ભુવનમાં રહેવા છતાં પણ તે કામ કર્યાજ કરે છે.

હાલમાં સાયન્સ એ વાતને સિદ્ધ કરી રહ્યું છે કે, પોતાની સ્થુલ ઇન્દ્રિયોથી આપણને જેટલા પદાર્થોનું જ્ઞાન થઇ શકે છે તેથી અનન્ત ગણા પદાર્થો ઇન્દ્રિયોને અગોચર છે. જે મહાન શક્તિને લીધે આપણા હાથથી મોટાં મોટાં કાર્ય થઇ શકે છે તે શક્તિ આપણને અદૃશ્ય જગત્‌માંથી પ્રાપ્ત થઇ શકે છે. અને તેથી તેનું જ્ઞાન આપણને આ સ્થુલ ઇન્દ્રિયો દ્વારા થઇ શકતું નથી. ચાહે તેનું જ્ઞાન થાય યા ન થાય, પરંતુ એ વાત તો નિર્વિવાદ છે કે દૃશ્ય જગત્ કાર્યરૂપ છે. અને અદૃશ્ય જગત્ કારણરૂપ છે. વિચાર એ એક પ્રબલ શક્તિ છે. અને આપણા સારા અથવા ખોટા વિચારોમાં એ શક્તિ છે કે જે પોતાના જેવાજ વિચારોને બાહ્ય જગત્‌માંથી આકર્ષિત કરી શકે છે. એથી એ વાત સ્પષ્ટ છે કે પોતાના જીવનને ઉન્નતિના માર્ગે વાળવું યા અવનતિના માર્ગમાં લઇ જવું એ આપણા વિચારો ઉપર આધાર છે. આધ્યાત્મિક અને ભૌતિક પદાર્થોમાં એકજ નિયમ વર્તમાન છે. તે એ કે, " જે નિરંતર ઉદાસ રહે છે—નિરાશામાં મગ્ન રહે છે તેવા ઔદાસીન્ય પરિપૂર્ણ અને નિરાશાભિભૂત તત્વોને પોતાની તરફ આકર્ષિત કરતા રહે છે, અને જેને વિજયમાં અશ્રદ્ધા રહે છે, તે કદાપિ પણ વિજય પ્રાપ્ત કરી શકતા નથી. તે બીજાઓને બોજા સરખા જણાય છે. ઉત્સાહિ, શ્રદ્ધાવાળા અને આનંદી પુરૂષો નિરંતર વિજયના તત્વોને પોતાના તરફ આકર્ષિત કરે છે. આ મનુષ્યનો સ્વભાવ આનંદી છે કે કલેશી છે તે વાત તેની પડોશના આગળ પાછળ વાતાવરણને જોવાથી પણ જાણી શકાય છે. સ્ત્રીના પોશાકની તરફ નજર નાંખવાથી તેની માનસિક સ્થિતિ જાણી શકાય છે. ફુવડ સ્ત્રીના મનમાં નિરાશા, દુઃખ અને અવ્યવસ્થાની પ્રધાનતા હોય છે. ફાટલાં ચિંથરાં, અને મેલ શરીર ઉપર જણાતા પહેલાંજ વિચારમાં અદૃશ્યરૂપે પ્રગટ થાય છે. જે વિચારને પ્રગટ કરવાને માટે બહુજ પ્રયત્ન કરવામાં આવે

છે તેજ વિચાર સ્પષ્ટ તથા પ્રગટ થઇ જાય છે. એક તાંબાનો કકડો રસાયનિક પ્રયોગથી ન દેખાય તેવા તામ્રકણને આકર્ષિત કરી લે છે અને તેને દશ્ય રૂપમાં પરિવર્તિત કરી દે છે. એજ રીતે એક વિચાર બાહ્ય પરમાણુઓને આકર્ષિત કરીને તેને દશ્ય રૂપમાં પ્રગટ કરી દે છે.

જેનું મન હંમેશાં ઉત્સાહિ, આશાવાળું, ધૈર્યશાળી, અને દઢ રહે છે. તે તેજ ગુણોને અનુકુળ તત્વો અને શક્તિઓને આકર્ષિત કર્યા કરે છે.

તમારા દરેક વિચારની તમારે માટે અક્ષરશઃ કિંમત છે. તમારૂં શારીરિક બળ, તમારા મનની શક્તિ, તમારા કાર્યમાં યશ, તમારી સંગતથી બીજાઓને મળનારો આનંદ ઈત્યાદિ સર્વ વાતોનો આધાર કેવળ વિચારજ છે. જે દિશાની તરફ તમે તમારા મનને પ્રવૃત્ત કરો છો, તેજ દિશામાં તમારો આત્મા, પોતાની માનસિક દશાને અનુકૂળ અદશ્ય તત્વોને પોતાની તરફ આકર્ષિત કરે છે. આ જે પ્રકારે રાસાયનિક નિયમ છે તેવોજ આધ્યાત્મિક પણ નિયમ છે, જે પદાર્થોને આપણે આ સ્થુલ નેત્રોવડે જોઇ શકીએ છીએ કેવળ તેમાંજ રસાયન શાસ્ત્રબદ્ધ નથી. જે પદાર્થોને આપણે આ સ્થુલ નેત્રો વડે જોઇ શકીએ છીએ, તેનાથી દસ હજાર ગણા એવા પદાર્થો છે કે જે આપણી સ્થુલ દષ્ટિને અગોચર છે. મહાત્મા ઇશાની આજ્ઞા છે કે, જે તમારૂં ભૂંડું કરે તેનું પણ તમે ભલું કરો, આ વાત શાસ્ત્રીય નિયમને અનુકૂળ છે. શ્રી બુદ્ધ દેવે પણ કહ્યું છે કેઃ—

नही वेरण वेराणी सम्मन्तीय्र कुदाचन ।
अवेरेण च सम्मन्त ए स धम्र्मो सनातनो ।।

વૈર કદાપિ વૈરથી શાન્ત થતું નથી, પરંતુ પ્રેમથી તેની શાંતિ થઈ જાય છે. એવો સનાતન નિયમ છે. સારૂં કામ કરવું એ પ્રાકૃતિક શુભને અને શક્તિયોને પોતાની તરફ આકર્ષિત કરવા જેવું છે. અને તેથી ઉલટું ખરાબ કામ કરવાથી, ખરાબ તત્વોને પોતાના તરફ ખેંચવા જેવુ છે. જ્યારે આપણી આંખો ખુલી જશે, આપણને સાચું જ્ઞાન પ્રાપ્ત થઇ શકશે ત્યારે આપણે આપણી રક્ષાને માટે ખરાબ વિચાર કરવો બંધ કરી દઇશું. જે રાત દિવસ દ્વેષમાંજ રહે છે તે દ્વેષથીજ મરે છે, એ વાત વૈજ્ઞાનિક રીતે સિદ્ધ થઇ ચૂકી છે.

એ વિષયમાં એક અનુભવી વિજ્ઞાનીકનું કથન છે કે,—આકર્ષણનો નિયમ પ્રત્યેક જીવન પર એક સરખોજ હોય છે. "જેની મનુષ્ય ઇચ્છા કરે છે, અને ભરોસો રાખે છે, તેને તે પોતાના તરફ આકર્ષિત કરતો રહે છે. જો તે ઇચ્છા એક વાતની કરે અને ભરોસો બીજાનો રાખે તો તેની દશા, મનભેદવાળા કુટુંબના અંદરે અંદરના ઝગડા જેવી થાય છે. તેથી દરેક માણસે જાણવું જોઇએ કે, તે જેવી ઇચ્છા રાખતો હોય તેનોજ ભરોસો રાખવો. જ્યાં સુધી તમે આ વિચાર પર કાયમ રહેશો ત્યાં સુધી જાણતાં અથવા તો અજાણતાં પણ તમે તમારા વિચારોને અનુકૂળ તત્વોને એક સરખી રીતે ખેંચી શકશો. વિચાર ઉપર આપણો ખાસ આધાર છે. આપણે તેને નિયંત્રિત કરી શકીએ છીએ, તાબામાં રાખી શકીએ છીએ, આ વાતનો વિચાર કરીને આપણે આપણા વિચારોને આપણી ઈચ્છાનુકુળ બનાવી લેવા જોઇએ.

મનની આકર્ષણ શક્તિના વિષયમા આપણે વિચાર કરી ગયા છીએ. જેના વિચાર

બહુજ પ્રબલ ઇચ્છાવાળા હોય છે અને એ ઇચ્છાના પૂર્ણ થવામાં જેને અવિચળ આસ્થા થાય છે, તેની તે ઇચ્છાનેજ 'શ્રદ્ધા' કહે છે. જે પરિમાણથી એ ઇચ્છા અથવા શ્રદ્ધા કામ કરે છે અને જેટલું તેમાં આશારૂપી જળ મળે છે તે પરિમાણથીજ તે અભિષ્ટ પદાર્થોને આકર્ષિત કરી શકે છે અને તેને જરૂર દશ્યરૂપમાં પ્રગટ કરે છે.

સંકલ્પશક્તિ બે પ્રકારની છે. માનસ સંકલ્પશક્તિ અને દૈવિ સંકલ્પશક્તિ અમે ઉપર કહી ગયા છીએ કે, આપણી એક પ્રકૃતિ અસનાતન—અનિત્ય છે. અને બીજી ઇશ્વરના જેવી સનાતન—નિત્ય છે. જે મનુષ્યોને પોતાની ઇશ્વરના જેવી પ્રકૃતિનું જ્ઞાન નથી, જેનું વિશ્વ કેવળ મર્યાદાવાળું ઇન્દ્રિયગોચરજ છે, જેટલાનો ભૌતિક ઇન્દ્રિયો અનુભવ કરી શકે તેટલુંજ તેનું સુખ છે, અને એવા સુખની પ્રાપ્તિ કરવી એજ જેનો અભીષ્ટ છે, તે મનુષ્યોના સંકલ્પોને માનસ સંકલ્પ કહે છે. અને તેથી ઉલટું જેને પોતાની ઇશ્વરના જેવી પ્રકૃતિનું જ્ઞાન છે, જેને વિશ્વની મહાન શક્તિનો અનુભવ થઇ ગયો છે, જેને પરમાત્મા સાથે પોતાની એકતાની પૂર્ણ પ્રતીતિ થઇ છે, ક્રમ વિકાશને લીધે જેની ઇન્દ્રિયોની શક્તિ બહુજ પ્રબળ થઇ ગઇ છે, વિશ્વ સુખના કરતાં જેને અત્યુત્તમ સનાતન સુખની વિશેષ રૂચિ છે, તે મનુષ્યોના સંકલ્પોને દૈવિ સંકલ્પ કહે છે.

માનસ સંકલ્પ મર્યાદાવાળું છે, તેની ગતિ નિશ્ચિત છે, ઇશ્વરીય સંકલ્પ અમર્યાદ છે—અસીમ છે. તે સર્વતોગામી અને સર્વ સાધક છે. તેથી માનસ સંકલ્પોને જેટલું દૈવિ સંકલ્પોનું સ્વરૂપ આપવામાં આવે છે તેટલાજ તેનામાં સર્વતોગામિત્વ અને સર્વ સાધકત્વના ગુણ પ્રાપ્ત થાય છે.

પ્રત્યેક જીવનની શક્તિ—પ્રત્યેક જીવન જેની સાથે સંબંધ રાખે છે તેના અનુસાર હોય પરમાત્મા વસ્તુતઃવિશ્વવ્યાપી છે અને વિશ્વાતીત છે. તે પ્રથમની માફક આજ પણ પ્રત્યેક મનુષ્યના જીવનમાં કામ કરે છે, અને રાજ્ય કરે છે. આપણે તેને જેટલા વિશ્વવ્યાપી-વિશ્વાતિત સમજીશું તેટલાજ પ્રમાણમાં આપણે તેમના જીવનમાંથી અને શક્તિમાંથી હિસ્સો લેવાને સમર્થ થઇશું. આપણે પરમાત્માને જીવન અને શક્તિનું મૂળ માનીને જેટલો તેમની સાથે આપણો સંબંધ રાખીશું તેટલાજ આપણે તેમના જીવનના હિસ્સેદાર બનીશું. અને તેના ગુણ આપણામાં પ્રગટ થશે. જેમ જેમ આપણે આ વિશ્વવ્યાપી અને વિશ્વાતિત જીવન પ્રવાહને પ્રવેશ કરવાને માટે આપણા હૃદયમંદિરનાં કમાડોને ખોલીશું તેમ તેમ આપણે એક ખાડીરૂપ બનતા જઇશું કે જેથી તેમાં અનંતજ્ઞાન અને બળ આપણામાં આવીને એકઠું થતું જશે.

મનરૂપી સાધનવડેજ આત્મા અને સ્થૂલ જીવનનો સંબંધ થાય છે. અને આત્મિક જીવન, સ્થૂલજીવનદ્વારા પ્રગટ થવા માંડે છે. મનને હંમેશાં આત્મિક પ્રકાશની આવશ્યકતા રહે છે. જે પરિમાણથી આપણે મનરૂપી સાધનદ્વારા દૈવીતત્વની સાથે એકત્વ અનુભવ કરીએ છીએ તે પરિમાણથી એ પ્રકાશ આપણામાં સ્ફુરે છે, કેમકે પ્રત્યેક આત્મા દૈવી તત્વના જુદા જુદા અભિવ્યક્તિ રૂપ છે. એથી આંતરિક પ્રતિભાવ વધે છે. એ આત્મિક શક્તિ છે, કે જેનાદ્વારા મનુષ્ય પરમાત્માની સાથે સંબંધ કરી શકે છે, અને તે વિષયનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. જીવન અને પ્રકૃતિનું રહસ્ય આ શક્તિની આગળ પ્રગટ થતું જાય છે. એ એક આત્મિક બુદ્ધિ છે કે જેનીદ્વારા દૈવિ સ્વભાવનું પ્રત્યક્ષ જ્ઞાન થઇ

જાય છે અને તેને એમ જણાવા લાગે છે કે જાણે તે ઈશ્વરનો પુત્રજ છે. આ પ્રકારે પ્રાપ્ત કરેલી આધ્યાત્મિક શક્તિ અને પ્રકાશ આન્તરિક દૃષ્ટિથી ખીલે છે. એવા મનુષ્યનું લક્ષ્ય જે વસ્તુની તરફ જાય છે તે વસ્તુના સ્વભાવ, લક્ષણ અને ઉદ્દેશ્ય તેને જ્ઞાનગમ્ય થઇ જાય છે. જે પ્રકારે સ્થૂલ ઇન્દ્રિયો બહિર્મૂખ રહે છે તેજ પ્રકારે આન્તરિક પ્રતિભા પણ અન્તર્મુખ રહે છે. જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે બાહ્ય સાધનોના સિવાય સત્યની પરીક્ષા કરવાની શક્તિ આ આન્તરિક પ્રતિભામાં રહે છે. સર્વ પ્રકારનું પ્રેરિત શિક્ષણ ( Inspired-teaching ) અને આધ્યાત્મિક ઉદ્‌ગાર આત્માની અપૂર્વ શક્તિનાદ્વારા પ્રગટ થાય છે. એવીજ રીતે તે અનંત જ્ઞાનમય દિવ્ય શક્તિની સાથે પોતાનો સંબંધ કરી શકે છે. તેની પ્રેરણા ગ્રહણ કરી શકે છે, અને ખુદ જ્ઞાની અથવા દૃષ્ટા બની શકે છે.

આ દશામાં મનુષ્યનું મન બંધન રહિત થઇ જાય છે, અને નિષ્પક્ષ થવાથી સત્યનું ગ્રહણ કરી શકે છે. જ્ઞાન પ્રાપ્ત કરવાનાં બાહ્ય સાધનોની આવશ્યકતા રહેતી નથી. તે સર્વ મનુષ્યોની તરફ દિવ્યદૃષ્ટિથી જુવે છે, અને સર્વજ્ઞતાને લીધે તેને સર્વ કાંઇ નજરે જણાઈ શકે છે. આન્તરિક પ્રતિભાને લીધે તેને ઇશ્વરીય યોજનાનું જ્ઞાન થઈ જાય છે, અને તેની સાથે તન્મય થયા વિના તે રહી શકતો નથી.

કેટલાક લોકો આ આન્તરિક પ્રતિભાને આત્માના શબ્દરૂપ કહે છે, કેટલાક તેને ઇશ્વરીય ધ્વનિ કહે છે, અને કેટલાક તેને છઠ્ઠી ઇન્દ્રિય પણ કહે છે; પરંતુ આ આન્તરિક-આધ્યાત્મિક ઈન્દ્રિય છે. જે પ્રમાણમાં આપણને આપણા મૂળ સ્વરૂપનું જ્ઞાન થશે અને જેટલો આપણે અનંત જીવન-પરમાત્માની સાથે એકતાનો અનુભવ કરીશું અને દિવ્ય પ્રવાહની તરફ આપણું અંતઃકરણ ખોલીશું તેજ પ્રમાણમાં-તેટલીજ આ આત્મિક-ધ્વનિ-આ ઇશ્વરીમ નાદ અને આન્તરિક પ્રતિભાનો અવાજ સ્પષ્ટ થવા લાગશે, અને તેને સાંભળીને આપણે તદનુસાર જે પ્રમાણમાં આપણું આચરણ બનાવીશું તેટલોજ તે અવાજ અધિક સ્પષ્ટ થશે, અને અંતમાં તે આપણા જીવનના માર્ગ દર્શક દીપકરૂપ બની શકશે.

અપૂર્ણ.

---

## कर्मनो मनुष्यना चारित्र्य उपर प्रभाव.

( અનુસંધાન ગતાંકથી. )

સંસારમાં બળવાન્ અને પ્રભાવશાળી તેજ લોક છે કે જે મોટાં મોટાં કાર્ય કરનાર છે. તેમની માનસિક શક્તિ પણ વિચિત્ર હોય છે. શું બુદ્ધદેવ જેવી વ્યક્તિયોની માનસિક શક્તિ એક જન્મના કર્મનું ફળ હતું? નહીંજ. બુદ્ધનો બાપ કેવા પ્રકારનો મનુષ્ય હતો, કોઈ પણ માણસ એમ બતાવી શકતો નથી કે તેના બાપે તેના જીવનમાં એવું કોઈ પણ કામ મનુષ્યની ભલાઇને માટે કર્યું હોય! બુદ્ધનો પિતા શુધ્ધોદન કે જે કપિલ વસ્તુનો એક માંડલિક રાજા હતો, અને તેની રાણીનું-બુદ્ધની માનું નામ માયાદેવી હતું. તેના જેવા લાખો મંડલેશ રાજાઓ આ પૃથ્વિ ઉપર થઇ ગયા છે. જો એમ કહેવામાં આવે કે મનુષ્યમાં માનસિક શક્તિ માતા-પિતાના અંશમાંથી આવે છે તો આપણે કેવી રીતે સ્વિકાર કરીશું

કે બુદ્ધના જેવી પ્રબળ માનસિક શક્તિ એક સાધારણ રાજાના અંશમાંથી ઉતરી હતી. જાણ્યા પ્રમાણે તો તેના સંતઃ કે ચાકર કોઇ પણ તેમની આજ્ઞાનું પાલન કરતા નહોતા, પરંતુ અહીં જોતાં તેના પુત્રનો પ્રતાપ અને ગૌરવ વિલક્ષણ જ હતો. આજ સુધીમાં આખો સંસાર તેના નામની ઉપાસના કરી રહ્યો છે, બુદ્ધમાં એ પ્રબળ માનસિક શક્તિ ક્યાંથી આવી? પિતૃઓના સંબંધથી કહો પણ આ પ્રશ્નનું સમાધાન થઈ શકતું નથી ઘણા અયોગ્ય પિતાઓથી યોગ્ય પુત્ર અને યોગ્ય પિતાઓથી અયોગ્ય પુત્ર ઉત્પન્ન થયા છે, ત્યારે આપણે પૈતૃક અંશને કઈ રીતે એનું કારણ માની શકીએ. એ કાંઈ એક જન્મનું કામ નથી, પરંતુ તે શક્તિના વિકાસને માટે, તો હજારો જન્મ લીધા હશે, લાખો વર્ષ સુધી ક્રમશઃ તેની ઉન્નતિ થતી રહી હશે, અન્તે બુદ્ધના રૂપમાં આ સંસારને તેનો પરિચય મળ્યો અને સેંકડો વર્ષ વિત્યા છતાં પણ હજુ સુધી તેનો પ્રભાવ તેવોજ છે.

અને એ સિદ્ધિ ત્યાગથી પ્રાપ્ત થાય છે, પરંતુ જ્યાં સુધી કાંઇ પાસે ન હોય, તો પછી કોણ કોનો ત્યાગ કરે! અને તેથી જે મનુષ્ય કમાઇ કરતો નથી, તો તેને કાંઇ રહ્યું મળતું નથી. આ સૃષ્ટિનો નિયમ છે અને એજ નિયમ સર્વત્ર કામ કરી રહ્યો છે.

ચોટ તેને વારંવાર લગાવ્યા કરવી કે જેથી તે આળસ અને નિંદ્રાનો ત્યાગ કરી કર્મ કરવામાં પ્રવૃત્ત થાય.

મનુષ્ય કાંઈને કાંઈ પ્રયોજનને આગળ રાખીને કર્મ કર્યા કરે છે, કોઇપણ કર્મ એવું હોતું નથી કે જેનું કાંઇ પ્રયોજન ન હોય, જે કીર્તિના ભૂખ્યા છે તે પ્રસિદ્ધિ-નામનાને માટે કર્મ કરે છે, જે ધનને ઇચ્છે છે તે ધનની પ્રાપ્તિને માટે કર્મ કરે છે, જેને અધિકાર કે સત્તાની ભૂખ હોય છે તે તેને માટે કર્મ કરે છે. કોઇ સ્વર્ગની ઇચ્છા રાખે છે તો તેનાં કર્મ સ્વર્ગ પ્રાપ્તિને માટે થાય છે. કોઈ મનુષ્ય ચીનાઓની માફક પોતાની પાછળ પોતાનું નામ છોડી જવું ઇચ્છે છે. ચીનમાં એવો રીવાજ છે કે મરી ગયા પછી તે મનુષ્યને પદ્દિ આપવામાં આવે છે. ચીનાઓમાં જો કોઈ સારૂં કામ કરે છે તો તેના મુડદાને બાપ-દાદાની પદ્દિ આપવામાં આવે છે. કેટલાકની એવી કામના હોય છે કે, મરી ગયા પછી તેની કબર ઉપર વિશાળ મંદિર બનાવવામાં આવે અને એટલા સારૂ તે કર્મ કરે છે. કેટલાક પાપનું પ્રાયશ્ચિત કરવાને માટે કર્મ કરે છે. પ્રથમ ખરાબ કામ કર્યા પછી એક મંદિર બનાવી દીધું, પૂજારીને કાંઇક ભેટ આપી અને સ્વર્ગના અધિકારી બની ગયા ! એની રીતે કર્મ કરવાનાં જુદાં જુદાં અસંખ્ય પગરણો હોય છે.

પરંતુ સર્વથી ઉત્તમ વાત તો એ છે કે, મનુષ્યે કર્મને કેવળ કર્મ સમજીનેજ કરવું. પ્રત્યેક દેશમાં એવા ધર્માત્મા પુરૂષો હોય છે કે જે કિર્તિના કે સ્વર્ગની ઇચ્છાના પણ ભૂખ્યા હોતા નથી પરંતુ કર્મ બરોબર કર્યા કરે છે. કેમકે તે જાણે છે કે, નિષ્કામ કર્મનું ફળ હંમેશાં સારૂંજ મળે છે. એવા મનુષ્યો પણ સંસારમાં વિદ્યમાન છે કે જે પવિત્ર અને ઉચ્ચ ભાવોને ધારણ કરીને ગરીબોની ઉન્નતિ અને પરોપકાર કરવામાંજ પોતાના જીવનને વિતાવે છે અને એજ તેમના જીવનનો ઉદ્દેશ હોય છે.

જે લોક પ્રસિદ્ધિ અથવા તો મોટાઇને માટે કર્મ કરે છે તેમને કર્મનું ફળ વિલંબે મળે છે. ઘણે ભાગે મોટાઇ અને નામના તો લગભગ વૃદ્ધાવસ્થામાં મળે છે. આખું જીવન કિર્તિને માટે કર્મ કર્યા કરવા છતાં અંતે ઘણોજ થોડો લાભ થયેલો જણાય છે. જ્યારે કાંઇપણ ફળની આશા રાખ્યા સિવાય કરવામાં આવેલા કાર્યનું ફળ અનન્ત ગણું અને કાયમી મળે છે. પરંતુ જો કહેવામાં આવે કે જ્યારે ફળની ઇચ્છા સિવાય કાર્ય કરવામાં આવે તો ફળ પછી શું મળવાનું, તો કહેવાનું કે તે કર્તાની ફળને માટે આશા નહિ હોવાથી કાંઇ કર્મનું ફળ નિષ્ફળ જતું નથી. પણ ફળની આશાથી જે કાર્ય કરવામાં આવે છે તેના કરતાં નિષ્ફળ કર્મમાં હજાર ગણું ફળ આપવાની શક્તિ આવે છે. પણ વાંધો એ આવે છે કે મનુષ્ય અધિરો બની જાય છે, અને જેથી શ્રદ્ધા પૂર્વક એક નિષ્ઠાથી કર્મ કરી શકતો નથી. મનુષ્યની આધ્યાત્મિક દશાના ઉપર નજર નાંખતાં પણ નિષ્કામ કર્મનું મૂલ્ય અધિક સુખદાયક છે. પ્રેમ, સત્યતા અને ત્યાગ એ આત્માનાં કેવળ બાહ્ય અંગ નથી પરંતુ વાસ્તવમાં આપણા જીવનનાં સર્વથી ઉચ્ચ આદર્શ રૂપ છે. તેને ધારણ કરવાથી હૃદયના ભાવ શુદ્ધ અને માનસિક શક્તિ પ્રબળ થાય છે. જે મનુષ્ય નિષ્કામ કર્મ કરે છે અને મનને વશમાં રાખે છે તેનાં કર્મ ઘણાંજ પ્રભાવશાળી હોય છે. કેમકે આત્મ-સંયમ સંપૂર્ણ બાહ્ય ક્રિયાઓથી અધિક મહત્વ રાખે છે. જો મનનો નિરોધ કરવામાં આવે છે તો આત્માની

શક્તિ વધે છે. નિષ્કામ કર્મ કરવાં એ યથાર્થમાં મનને રોકવા તુલ્ય છે. આ પ્રકારના સંયમથી આત્મા સુશિક્ષિત થાય છે અને બુદ્ધિના જેવી પ્રબળ માનસિક શક્તિ રાખનાર વ્યક્તિઓ પ્રકટ થાય છે. સાધારણ માણસો આ રહસ્યને સમજી શકતા નથી પરંતુ તેમને અન્ય મનુષ્યો ઉપર અધિકાર ચલાવવાની અને સત્તા ચલાવવાની ઈચ્છા રહ્યાં કરે છે. થોડો વખત ધીરજ રાખીને આ બાહ્ય અધિકારની વાસના કે જે તમને ભ્રાન્તિમાં નાંખે છે. તેને રોકો, અને જ્યારે તમે તમારી આ ઇચ્છાને રોકવામાં વિજયી નિવડશો ત્યારે તમે સંસારના ઉપર તમારો અધિકાર મેળવી શકશો. મનુષ્ય પોતાના થોડા ઘણા સ્વાર્થની ખાતર લોકોને ઠગે છે અને અનર્થ કરે છે. પણ જો તે થોડોજ વખત પોતાને પોતે સંયમમાં રાખી શકે તો સઘળા સંસારને પોતાની તરફ આકર્ષિત કરી શકે છે. પરંતુ આપણે સર્વે ભૂલ ખાઇએ છીએ, આપણામાંથી ઘણા મનુષ્યોની દૃષ્ટિ થોડાંજ વર્ષોથી આગળ જતી નથી. જેમ પશુઓ પોતાની આગળ પાછળની થોડીજ જગ્યાથી વધુ દેખી શકતાં નથી તેવીજ આપણી દશા છે. આપણો સંસાર ઘણોજ સાંકડો અને આપણા વિચાર અત્યંત ક્ષુદ્ર હોય છે. આપણી આત્મીયતા કેવળ આપણા કુટુંબ અથવા તો વધારામાં વધારે પોતાના સંબંધિઓ સુધીજ પ્રસરેલી હોય છે. એથી અધિક જોવાની આપણામાં શક્તિ નથી, અને બુદ્ધ પણ નથી, અને એજ કારણથી આપણે દુરાચારી અને દુશ્ચરિત્ર બની જઇએ છીએ.

નાનામાં નાનું કામ પણ તુચ્છ દૃષ્ટિથી જોવું નહીં જોઇએ. જે મનુષ્યના સંસ્કાર સારા હોતા નથી, તેણે કિર્તિને માટે યા તો કોઇ પણ કારણને માટે કર્મ કરવાં, પણ આળસુ થઇને બેસવું નહિ. દરેક માણસે એ સ્મરણમાં રાખવું જોઇએ કે આપણા ઉદ્યોગનું પગલું આગળની તરફ વધારતા જવું અને કર્મ કરતા રહેવું. અને પોતે તેના તત્વને પણ સમજતા જવું કે કર્મ શું છે અને તેનું પ્રયોજન પણ શું છે. અને એ વાત પણ આપણે જાણી લેવી જોઇએ કે કેવળ કર્મ કરવાનોજ આપણને અધિકાર છે પણ તેનું ફળ આપણી ઇચ્છાનુસાર મેળવવાનો આપણને અધિકાર નથી જેથી ફળની ઇચ્છાનો ત્યાગ કરવો. કદી કોઈ મનુષ્યને સહાયતા આપવાનો અવસર તમને મળે તો તે વખતે એ વાત ધ્યાનમાં ન લાવવી કે તેનું તમારી સાથે કેવું વર્તન હતું. જો તમે કોઇ ઉત્તમ યા મહાન્ કર્મ કરવાનું ઇચ્છતા હો તો એ કર્મનું ફળ તમારે અનુકુળ આવશે કે પ્રતિકૂળ તેની ભૂલેચૂકે પણ ચિંતા ન કરો.

ધર્મના ઉચ્ચ આદર્શ સુધી પહોંચવું એ એક કઠિન કામ છે. સર્વથી પ્રથમ અભ્યાસની આવશ્યકતા છે. માટે આપણે હંમેશાં તેનો અભ્યાસ કરતા રહેવું. કોઈ પણ મનુષ્યે એક ક્ષણભર પણ કર્મ કર્યા સિવાય રહેવું નહિ. જેને શાંતિ અને સુખ કહેવામાં આવે છે તેને સમજવું એ કોઇ સહેલ નથી. એક મનુષ્ય પ્રવૃત્તિ માર્ગના આંદોલનમાં હાથ પગ પછાડતાં જ્યારે કદી સામાજીક જીવનના ગંભિર ભમરમાં પડે છે. ત્યારે ડુબવા માંડે છે અને બીજો માણસ જે નિવૃત્તિ માર્ગનો આશ્રય લઇને સંસારનો ત્યાગ કરવાનું પણ કરે છે, ત્યારે તેને પ્રત્યેક વસ્તુ તુચ્છ અને અસાર જણાય છે. પરંતુ આ બંનેમાંથી કોઇપણ આદર્શનું કામ કરી શકતું નથી.* જો કોઇ અયોગ્ય મનુષ્ય જુઠા ત્યાગ અને વૈરાગ્યનું

બાનું લઇને ત્યાગી કે વેરાગી બની જાય તો તે કોઇ વખતે સંસારાવર્તની લહેરોની થપ્પડો તેના પર પડવા લાગતાં તે એકી વખતે કચરાઇ જાય છે. જે માછલીયો સમુદ્રના તળમાં રહે છે તે કદી ભૂલે ચૂકે પણ ઉપર ચાલી આવે છે તો સમુદ્રની છોળોના તમાચા ખાઇને તેના ટુકડે ટુકડા થઈ જાય છે. કે તેનો કાંઇ પત્તો પણ મળી શકતો નથી. એજ પ્રકારે જે લોક હંમેશાં એકાન્તમાં રહે છે, અને કર્મ કરતા નથી તેઓ જ્યાં સંસારની સાથે તેની મુઠ ભીડાઇ ગઇ—અર્થાત પતિત થયા કે પછી ધોબીનો કુતરો નહિ ઘરનો કે નહિ ઘાટનો એવી તેની દશા થાય છે.

એજ પ્રકારે જે રાત દિવસ સાંસારિક આન્દોલનમાં મસ્ત રહેતા હોય છે તે પણ કદી એકાન્ત સેવનના અધિકારી હોતા નથી. સાચા અને સિદ્ધાન્તિ પુરૂષો તો તેજ છે કે જે ચુપચાપ એકાન્તવાસ કરવા છતાં પણ કર્મ કરવાથી કદી પણ ઉપરામ પામતા નથી. અને રાત દિવસ સાંસારિક આન્દોલન અને ક્રિયાઓમાં તત્પર રહેવા છતાં પણ જેમનો નિગ્રહ અને આત્મ સંયમ દ્વારા યથાર્થમાં એકાન્ત સેવન કરે છે કેમકે જેનું મન એકાન્ત-રૂપ થઈ ગયું છે તેને સ્થાનની એકાન્તતા તેના ઉદ્દેશમાં વિઘ્ન નાંખી શકતી નથી. જેણે પોતાના મનને એકાગ્ર કરી લીધું છે, તેણે જગતને જીતી લીધું છે એમ માનજો. તે જનસમુહમાં રહેવા છતાં પણ જ્યાં લોકોના કલકલાટના શબ્દો સાંભળવામાં તેના કાન બહિરા હોય છે અને શાંત ચિત્તે રહી શકે છે, તેનું મન યોગીની ગુફા જેવું છે, કે જ્યાં કોઇનો શબ્દ પણ પહોંચી શકતો નથી. તે એ દશામાં પણ કર્મથી વિમુખ હોતા નથી. એજ કર્મ યોગનું સ્વરૂપ છે. જો તમે આ આદર્શને પ્રાપ્ત કરી શકશો તોજ તમે કર્મના રહસ્યને સમજી શકશો.

પરંતુ આપણે પ્રથમથીજ જુદાં જુદાં કાર્યો હાથમાં લઇને ઉન્નતિ કરવી છે. જેમ ધીરે ધીરે આપણે આગળ ચાલ્યા જઇએ છીએ. તેવીજ રીતે દિન પ્રતિદિન આપણે ઉદાર અને સંયમી બનતા જઈશું. જે કાર્યનો આપણે કર્તવ્ય યા આપણી દશાને અનુકુળ સમજીને સ્વિકાર કર્યો છે, તેને દઢતા અને પ્રયત્નની સાથે આપણે વિશ્વાસ પૂર્વક કર્યાંજ કરવું. આ પ્રકારે નિયમ પૂર્વક કાર્ય કરવાથી એક વર્ષની અંદર આપણી દશા ઘણીજ બદલાઇ જશે, જે કાંઈ સ્વાર્થના સંસ્કાર આપણા મનમાં હશે તે અભ્યાસ રૂપી અગ્નિમાં બળી જશે અને થોડાજ દિવસો પછી આપણે નિષ્કામ કર્મના મહત્વને સમજી જઇશું. કદાચ જો સ્વાર્થ બુદ્ધિ ઉત્પન્ન થશે તો પણ આપણે તેને સહેલથી દબાવી શકીશું. જો આજ પ્રકારનું કામ થતું રહેશે તો જેમ બહુજ નદી નાળાં સમુદ્રમાં પહોંચી જાય છે તેવીજ રીતે આપણા જીવનમાં પણ એક એવો સમય આવશે કે આપણે બિલ્કુલ શાંત અને નિષ્કામ થઇ જઇશું. અને જ્યારે આપણામાં કામવાસના રહેશે નહિ તો પછી આપણા સંપૂર્ણ સંસ્કાર અને શક્તિઓ બહાર ક્ષીણ ન થતાં આપણી અંદરજ સંચિત થતી જશે. અને ત્યારે આપોઆપ આપણા હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ થશે અને આપણે સત્ય સ્વરૂપ પરમાત્માનાં દર્શન કરવાને ભાગ્યશાળી થઇશું.

# लो. मा. दादाभाइ नवरोजजी.

( અનુસંધાન ગતાંકથી. )

## મુંબાઇ કોરપોરેશનના સભાસદ.

વડોદરાથી પાછા ફર્યા પછી પોતે બે વર્ષ સુધી મુંબાઇ કોરપોરેશનના મેમ્બર રહ્યા હતા. તે વખતે લોર્ડ લીટન હતા પણ તેમની બદલી થઇ લોર્ડ રીપન વાઇસરોય તરીકે આવ્યા. તે વખતે પાછા દાદાભાઇએ ફરી કોરપોરેશનમાં પ્રવેશ કર્યો અને તન મનથી કામ કરવા લાગ્યા. તે વખતે કોરપોરેશનમાં ઘણો ગડબડાટ ચાલતો હતો. હિસાબ કિતાબમાં પણ તે વખતે ઘણો ગોટાળો ચાલતો હતો. તે વખતે પોતે સઘળો હિસાબ બારીક નજરથી તપાસ્યો અને કોરપોરેશનને લાખો રૂપિયાનો ફાયદો કર્યો જેથી સઘળા લોકો ખુશી થયા. તે વખતે મુંબાઇના ગવરનર લોર્ડ રે હતા. તેઓ દાદાભાઇના કામથી ઘણાજ પ્રસન્ન થયા અને તુરતજ તેમણે તેમને પોતાની કૌંસીલના મેમ્બર બનાવ્યા. તેમણે ત્યાં ઘણાં પ્રશંસાપાત્ર કાર્યો કર્યા તે વખતે કોંગ્રેસની બેઠક મુંબાઇમાં હતી તેના પ્રમુખ તરીકે મી. ડબલ્યુ સી. બેનરજી હતા. તે કોંગ્રેસમાં દાદાભાઇએ ઘણુંજ સારૂં કામ કર્યું.

## ત્રીજીવાર વિલાયતની યાત્રા.

સને ૧૮૮૬ માં દાદાભાઇ ફરી વિલાયત ગયા. આ વખતે તેમણે પાર્લામેન્ટના [illegible] થવાને માટે પ્રયત્ન કર્યો. ઉદાર દલવાળાઓએ તેમને ઘણી સહાયતા કરી, પરંતુ [illegible] અવશ્ય તે વખતે હોબર્ન વૉર્ડની તરફથી ત્રણ ઉમેદવાર હતા તેથી તેમની ચુંટણી થઇ શકી નહિં. તો પણ તેમને ૧૯૫૦ વોટ મળ્યા હતા. જે એક હિંદુસ્તાનીને માટે ઓછા ગૌરવની વાત નથી. ત્યારે એ વાત પ્રસિદ્ધ થઇ કે પાર્લામેન્ટના મેમ્બર થવાને એક હિંદવાસી પણ ઉમેદવાર હતા ત્યારે લોકોને ઘણુંજ આશ્ચર્ય થયું. લોર્ડ સાલસબરી કે જે તે વખતે સંકિર્ણ દળના નેતા હતા, તે એક હિંદવાસીની આવી અસાધારણ સફળતા જોઇ ઘણાજ આશ્ચર્ય પામ્યા. તેણે પોતાના એક ભાષણમાં તેમને ‘ બ્લૅક મેન ’ અર્થાત કાળા આદમી કહ્યું, આ અસભ્ય શબ્દપર ઉદાર દળના સમાચાર પત્રોએ સારી ટીકા કરી હતી. હીંદમાં પણ ઘણોજ કોલાહલ મચી પડયો હતો. મી. ગ્લૅડસ્ટન આ વખતે મુખ્યમંત્રી હતા. તેમણે લોર્ડ સાલસબરીને કહ્યું કે યથાર્થમાં મી. નવરોજજી તમારા કરતાં પણ ગોરા છે. આ પછી લોર્ડ સાલસબરીએ માફી માગી હતી. સને ૧૮૮૬ માં મી. દાદાભાઇ ભારતવર્ષમાં પાછા આવ્યા અને કલકત્તા કોંગ્રેસ વખતે તેમને પ્રેસીડેન્ટ તરીકે ચુંટી કાઢયા હતા. પાછા ફરી સને ૧૮૮૭ માં પબ્લિક સરવિસ કમીશનનાં સાક્ષી આપીને લંડન પાછા ગયા હતા.

## ચોથીવાર વિલાયતનો પ્રવાસ.

લંડન ગયા પછી પોતે ફરી પાર્લામેન્ટમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કર્યો. પરિણામ એ આવ્યું કે પાંચ વર્ષ પછી અર્થાત સને ૧૮૯૨ માં પોતે સેંટ્રલ ફિન્સબરી વાર્ડની તરફથી ઘણીજ ધામધુમની સાથે પાર્લામેન્ટના મેમ્બર તરીકે ચુંટાયા. આ અસાધારણ

વિજય માટે ભારત વર્ષ અને વિલાયતમાં પણ ઘણીજ ખુશી ફેલાઇ. પાર્લામેન્ટમાં પોતે ભારતની ભલાઇને માટે અનેક ઉત્તમ કાર્ય કર્યાં, કે જે હમેશાં સર્વને યાદ રહેશે. પોતે ઇંડિયન સિવિલ સરવિસની પરીક્ષા હીંદમાં લેવાનો ઠરાવ રજુ કર્યો હતો, પરંતુ શોકની વાત એ થઇ કે તેનો સ્વિકાર થયો નહિ. પાર્લામેન્ટમાં તે વખતે મિ. કેન અને સર વિલિયમ વેડર બર્ન જેવા ભારત હિતૈષી સભાસદ હતા. તેમની સહાયતાથી પોતે પાર્લામેન્ટરી કમિટી સ્થાપિત કરી. સને ૧૮૯૫ માં એ કમિટીના આંદોલનથી હિંદના ખર્ચની તપાસ સંબંધી કમીશન નિમવામાં આવ્યું. તેમાં મિ. દાદાભાઇ તથા બીજા મેમ્બરોએ ઠીક મત આપ્યો હતો.

સન ૧૮૯૩ માં પોતે ફરી હિંદમા પાછા આવ્યા. અને લાહોર કોંગ્રેસના પ્રેસિડેન્ટ ચુંટાયા. તે વખતે પંઝાબી ભાઇઓએ મિ. દાદાભાઇના સ્વાગતમાં જે ઉત્સાહ બતાવ્યો હતો તે કદી પણ ભૂલી શકાય તેમ નથી. તેમની ગાડી ખુદ પંઝાબીયોએ ખેંચી હતી. કહે છે કે એટલું બધું માન કોંગ્રેસના કોઇ પ્રેસીડેન્ટને આપવામાં આવ્યું નહોતું. પ્રખ્યાત ઈતિહાસવેત્તા સર વિલિયમ હન્ટરે તેને શાહિ સ્વાગત કર્યું હતું.

## પાંચમીવાર વિલાયતનો પ્રવાસ.

લાહોર કોંગ્રેસના પ્રેસિડેન્ટ થયા પછી પોતે લંડન પાછા ગયા, અને સને ૧૯૦૫ માં નૉર્થ લેમબેથ મહેલ્લાની તરફથી પ્રતિનિધિ થવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ અભાગ્યવશ ઉદાર દલવાળાઓમાં ફુટ થઇ જવાથી ત્રીજો ઉમેદવાર ઉભો થયો અને તેથી મિ. દાદાભાઇને ઓછા વોટ મળ્યા જેથી તે પાર્લામેન્ટમાં પ્રવેશ કરી શકયા નહિ. આ વખતે વૃદ્ધાવસ્થાને લીધે તેમની તબિયત બગડવા લાગી જેથી ડાકટરોની સંમ્મતિથી સને ૧૯૦૭ માં તેઓ હિંદમાં પાછા આવ્યા.

## ઉપસંહાર.

મિ. દાદાભાઇએ બાળપણથી વૃદ્ધાવસ્થા સુધી પોતાના દેશની સેવા કરી છે. તેમની વર્તણુંક અનુકરણિય છે. પોતે હાલ એકલા છે. સ્ત્રી, પુત્ર, પુત્રી કોઇ નથી. હાલ મિ. દાદાભાઇ મુંબાઈ નજીક વેસાવામાં રહે છે. તા. ૪ સપ્ટેંબર ૧૯૧૫ ના રોજ તેમની ૯૦ મી વર્ષગાંઠ હતી. આટલા વૃદ્ધ હોવા છતાં પણ તે હાલ તંદુરસ્ત છે જગતનો હેવાલ જાણવા માટે તે રોજ વર્તમાનપત્રો વાંચે છે. તેમની વાત સરકાર અને પ્રજા સર્વ માન્ય રાખે છે. તેમની વર્ષગાંઠ ઉપર ના. વાઇસરોય, ગવર્નર અને રાજા મહારાજાઓ પણ તાર મોકલે છે. ગઇ સાલ ના. વાઇસરોય તેમને મળવા માટે વેસાવે ગયા હતા. તેમણે ' પાવર્ટી એન્ડ અન બ્રિટિશ રૂલ ઇન ઇન્ડિયા નામનું અંગરેજી પુસ્તક બનાવ્યું છે. હાલમાંજ તેમને મુંબાઇ યુનિવર્સીટી તરફથી એલ. એલ. ડી. ની પદ્દિ આપવામાં આવી છે. ઇશ્વર તેમને દીર્ઘાયુ રાખો એ હન્દાસલ વિરમાય છે.

પ્યારેલાલ મિશ્ર.

# योगिवर श्री स्वामी चम्पानाथजी.

નેપાળ રાજ્યમાં દાગઘોખરી નામનો એક પ્રદેશ છે. આ પ્રાંત કાશ્મીરના અનન્ત નાગ અને માર્ત્તન્ડ ક્ષેત્રને મળેલો છે. દાગ ઘોખરીના એક ભાગમાં ચોધરા નામના યોગિયોનો આશ્રમ છે. આ આશ્રમની સંપૂર્ણ સ્થાવર જંગમ વિભૂતિ નેપાળની મહારાજાની આપેલી છે. પૂજાનો રિવાજ જુદોજ છે. તાલ સ્વર સહિત ઘંટા નાદ સહિત પૂજા થાય છે. પુજારીને સવારે ૩ થી ૯ વાગ્યા સુધી, તથા બપોરે પણ ૩ થી ૭ વાગ્યા સુધી મોંઢે પટ્ટી બાંધીને એક પગ ઉપર ઉભું રહેવું પડે છે. આ આશ્રમનો એક મોટો વિચિત્ર રિવાજ એ છે કે, દર વર્ષે મહન્ત, પુજારી અને કોઠારી વિગેરે બદલી નાંખવામાં આવે છે. પૂજાની મૂર્તિ ૬ મહીના સુધી ચોધરામાં અને ૬ મહીના સુધી સ્વારી કોટમાં રહે છે. એ સ્વારી કોટ સ્વામી ચંપાનાથજીની જન્મભૂમિ છે.

યોગિવર ચંમ્પાનાથજીનો જન્મ સંવત ૧૮૭૧માં થયો હતો. તેમની માતાનું નામ પાર્વતી અને પિતાનું નામ મહેશનાથ હતું. તેમનાથી એક મોટી બેન જ્યંતિ તથા મોટો ભાઇ લાલનાથ એટલાં ભાંડુ હતાં. તેમના શ્રી ગુરૂ માહારાજ શિવનાથજી અલમોડા જીલ્લાના રહેવાસી હતા. તે ફરતા ફરતા નેપાળ-રાજ્યમાં આવી પહોંચ્યા ત્યાં ચંમ્પાનાથે તેમના શિષ્ય બની ઉપદેશ લીધો. ચંપાનાથ નાનપણથીજ ઘણા ચંચળ હતા. પોતાની બુદ્ધિ પણ ઘણી તીવ્ર હતી. પોતે જે કાંઈ ભણતા તે તેમને ઝટ યાદ આવી જતું. પોતાનાં મનોહર મુખ, તરસાયત લોચન તથા સુંદર ચાલપર સર્વ મુગ્ધ થતા હતા. જ્યારે પોતાના ગુરૂ ભારત વર્ષમાં આવવા લાગ્યા ત્યારે તેમણે પોતાની સાથે તેમને લેવાનો વિચાર કર્યો. પરંતુ માતા પિતાની અધિક મમતાને લીધે ચંમ્પાનાથ ગુરૂજીની સાથે હીંદુસ્તાનમાં આવી શકયા નહિ.

ચંમ્પાનાથના ગુરૂ નેપાળની હદમાંથી પાટણ સુધી પણ પહોંચ્યા હોય તેવામાં સ્વારી-કોટમાં ચંમ્પાનાથના પિતાનો સ્વર્ગવાસ થઇ ગયો. વૈધવ્ય દશાને પામેલી તેમની માતા પણ જેમ તેમ કરીને જ્યન્તીનું લગ્ન કર્યાં પછી સ્વર્ગવાસને પામી. માતાના સ્વર્ગવાસ પછી લાલનાથ અને ચંપાનાથ પોતાના દિવસ ગમે તેમ કરી ગુજારવા લાગ્યા. જોતજોતામાં મોટો ભાઇ લાલનાથે પણ પરલોક ભણી કૂચ કરી દીધી. એથી ચંમ્પાનાથે પોતાની બેનને ઘેર પિઉઠાન જવાની તૈયારી કરી. ચોધરા અને સ્વારીકોટથી પિઉઠાન ૩-૪ દિવસનો રસ્તો છે. પિઉઠાન એક નાની સરખી છાવણી છે. ત્યાં તેમનો બનેવી નોકર હતો. પિઉઠાનની ચારે તરફ મોટા મોટા ઉંચા ઉંચા પહાડો છે. તેની પૂર્વે ગિરિરાજ-શિખરપર નેપાળના મહારાજાનો એક કિલ્લો છે. કિલ્લાની અંદર બંદુક, ગોળા વિગેરે બનાવવાનાં કારખાનાં છે. પિઉઠાનની મધ્યે ભગવતી શ્રી ભદ્રકાળીનું એક મંદિર છે. મંદિરનો અધિ-પતિ મહંત પણ યોગીજ છે. મંદિરમાં સર્વ કોઇને સદાવ્રત મળે છે, અને તેથી બહાર ગામના સાધુ-મહાત્માઓ હંમેશાં આ મંદિરમાં આવ્યાં કરે છે. ચંપાનાથ આ મંદિરમાં આવ્યા ત્યાર પછી કેટલાક દિવસે તેમની બેન બનેવીને ખબર પડવાથી તેમને પોતાને ઘેર તેડી ગયા. ચંમ્પાનાથ થોડાક દિવસ તો બહેનને ત્યાં રહ્યા પણ તેના બનેવીના ચિડિયા સ્વભાવથી તે વધુ વખત ત્યાં રહી શકયા નહિ.

ચંપાનાથે ત્યાં સાંભળ્યું કે પાસેના જંગલમાં ભૈરવનાથ નામનો વનખંડી બાવો રહે છે અને તે અઘોર ક્રિયાની સાધના કરે છે એ ક્રિયાની સિદ્ધિને માટે તે દારૂ, માંસ, તો શું પણ હાથ આવી જાય તો મનુષ્યનું માંસ પણ ખાઇ જાય છે. એથી તેની પાસે કોઇ પક્ષી સરખું પણ જતું નથી. પરંતુ આ જનવાયકા સત્ય નહોતી. વનખંડી બાવો અઘોર ક્રિયાનો ઉપાસક નહોતો તેમ મદ્યમાંસનું ભક્ષણ પણ કરતો નહોતો. તે તો પરમ વૈષ્ણવ અને સિદ્ધ યોગી હતા. હઠ યોગની સંપૂર્ણ ક્રિયાઓ તેમના હસ્તાકમલવત હતી. કાશી, કાશ્મિર, આદિ તિર્થોમાં પોતે ફરી આવ્યા હતા. તે પોતે હંમેશાં તપસ્વી વેશમાં નગ્ન રહેતા હતા તથા કદી કદી તો સ્મશાનમાં પણ તપની ક્રિયા કરતા હતા, અને તેથી કદાચ તેમને આ વેશમાં જોઈ લોકોએ અઘોરીમાં ગણી કાઢયા હશે.

ચંમ્પાનાથે ધાર્યું કે ચાલો વનખંડી બાવાનું શરણ લઉં. જો તે મને અઘોર ક્રિયાની સાધનામાં ખાઇ જશે તો પણ હું સંસારના નાના કલેશોથી મુક્ત થઈ જઈશ. એમ ધારી ચંમ્પાનાથે પિઉઠાનથી નીકળી વનખંડી બાવાની શોધમાં જંગલમાં ભમવા માંડયું. એક દિવસ ચંમ્પાનાથને બાવાજીનાં દર્શન થયાં. જો કે વનખંડી બાવાનું રૂપ ઘણુંજ ભયાનક હતું. તથાપિ ચંમ્પાનાથે તેમને સાક્ષાત્ ગુરૂ ગોરખનાથ જેવા માન્યા.

ચંપાનાથે વનખંડી બાવાની એવી સેવા કરી કે તે તેના ઉપર પ્રસન્ન થઈ ગયા તેમણે ચંમ્પાનાથને હઠયોગની સંપૂર્ણ ક્રિયાઓમાં પ્રવિણ કરી દીધા, અને તેથી તેમને કાંઈક આત્મ સાક્ષાત્કારની ઝાંખી થવા લાગી. પરંતુ વનખંડી મહારાજ જ્યારે કાશી, કાશ્મીર વિગેરે સ્થળોની કથા સંભળાવતા ત્યારે ચંમ્પાનાથનું અંતઃકરણ ચલિત થઇ જતું અને તીર્થ યાત્રા કરવાને માટે પ્રાર્થના કરવા માંડતા જેથી મહારાજે તેમને દેશ-યાત્રા કરવાની અનુમતિ આપી.

પોતે ગુરૂજી પાસેથી વિદાય થયા પછી ૧૨ વર્ષ સુધી નેપાળના પહાડોમાં ભ્રમણ કર્યું. ત્યાં તેમણે ખૂબ યોગાભ્યાસ કર્યો. જેથી તેમની કિર્તિ સર્વત્ર ફેલાવા માંડી. સાંભળવા પ્રમાણે નેપાળના કેટલાક ઉચ્ચ અધિકારીઓ પણ તેમનાં દર્શન કરવાને કેટલોક વખત ભ્રમણ કરતા હતા. ૨૨ વર્ષની ઉમ્મરમાં પોતે નેપાળની હદને છોડીને પાટનના મેળામાં આવ્યા.

પાટન એક નાનું ગામ છે. ત્યાં શ્રી પાટેશ્વરી દેવીનું મોટું વિશાળ મંદિર છે. આ મંદિરની વિભુતિ કમ નથી. મંદિરનો મહંત પણ યોગીજ છે. જો કે પાટન બ્રિટિશ રાજ્યમાં છે તથાપિ તે મહારાજા બલરામપુરને કબજે છે. ચૈત્રી નવરાત્રીમાં ત્યાં ઘણો જંગી મેળો ભરાય છે. આ મેળામાં મહારાજા બલરામપુર પણ આવે છે. દેશ દેશાંતરથી વિદ્વાન પંડિત, સાધુ મહાત્મા પણ એકઠા થાય છે. પાટનમાં બલિદાનનો રિવાજ છે અને નેપાળની માફક પાટનના સાધુ સન્યાસી પણ માંસભક્ષી છે. સ્વામી ચંપાનાથજી ગુરૂ ગોરખનાથના મતાનુયાયી વૈષ્ણવયોગી હતા. તેમણે આ ખરાબ રિવાજની સામે ઘણોજ આક્ષેપ કર્યો તેનું પરિણામ એ આવ્યું કે વિરોધિઓએ તેમને ચીપીયા વડે ખુબ માર માર્યો. ચંમ્પાનાથજીએ આ દારૂણ વેદનાને સહન તો કરી પરંતુ મરતાં સુધી તેમણે તે સમુદાયના સાધુઓની વિરૂદ્ધ આક્ષેપો કરવા ચાલુજ રાખ્યા હતા. ચંમ્પાનાથજીએ - પાટ-

નથી વિદાય થઇને હિંદના પ્રસિદ્ધ પ્રસિદ્ધ તિર્થોમાં ભ્રમણ કર્યું. એક દિવસ પોતે અકસ્માત નર્મદાના કિનારે એક યોગગઢમાં આવી પહોંચ્યા. મઠાધિશ સ્વામી આનંદગિરી ખરેખર મહાત્માજ હતા. પોતે ઘણા વિદ્વાન તથા રાજયોગી હતા. તેમની પાસેથી ચંમ્પાનાથ થોડી ઘણી યોગની ક્રિયાઓ શિખ્યા અને થોડો ઘણો સંસ્કૃતનો અભ્યાસ કર્યો. ચંમ્પાનાથ હઠયોગમાં તો પ્રવિણજ હતા હવે તે રાજયોગમાં પણ પારંગત થઇ ગયા. કેટલોક વખત વિત્યા પછી પોતાનાં હૃદયમાં કાશ્મીર તરફ જવાની ઇચ્છા થઇ. એથી પોતે સંવત ૧૯૨૫ માં જમ્મુ થઇને કાશ્મીરમાં ગયા.

કાશ્મીરમાં અમરનાથ મહાદેવનું ધામ ઘણુંજ પ્રસિદ્ધ છે. ત્યાં જવાની ઇચ્છાવાળા મહાત્મા અને ભકતોથી દર વર્ષે કાશ્મીરનું શ્રીનગર ખીચોખીચ ભરાઇ જાય છે, તેમના ભોજન વિગેરેનો બંદોબસ્ત કાશ્મીર દરબારની તરફથી બે માસ સુધી કરવામાં આવે છે. અમરનાથ ગઢવાલનું બદરીનાથ ધામ નથી કે ચાર માઇલ ચાલે અને ઝટ કોઈ ચટાઈ ઉપર આરામ કરવા માંડે. અહીં ચટાઇઓ હોતી નથી, અને એક બે જાત્રાળુઓ એકલા પણ જઇ શકતા નથી. પ્રથમ શ્રીનગરમાં કંઇ હજારો જાત્રાળુઓનું દળ એકઠું થાય છે. તેમના ભોજન, વસ્ત્ર તથા કોયલા સુધીનો બંદોબસ્ત ત્યાંથી કરવો પડે છે. કેમકે રસ્તામાં બરફ સિવાય બીજું કાંઇ હોતું નથી. શ્રાવણની પૂર્ણિમાથી ૭ સાત દિવસ સુધી શ્રીનગરમાં આ દલ ઘણીજ ધામ ધૂમથી બીજ બિહાડી, અનન્ત નાગ, માર્તંડ, પહલગાંવ, ચન્દનવાડી, શેષનાગ, પંચતરણી થઇને શ્રી અમરનાથ પહોંચે છે.

સ્વામી ચમ્પાનાથજી પૂર્વોક્ત ચંદન વાડીમાં ૭ ૭ મહીના સુધી તો ઘણીવાર નગ્ના વસ્થામાં રહેતા. તે વખતે કોણ જાણે કે પોતે કેવી બૂટીનું સેવન કરતા હતા. કેમકે ચંદન વાડીથી સોળ માઇલ સુધી એક પણ ઘર નથી. આ જગ્યા ઘણીજ ભયાનક છે. અહીં કાંઇ પણ ખાવાની વસ્તુ મળી શકતી નથી.

કેટલાક લોકોનું કહેવું એવું છે કે, ચંમ્પાનાથજી પહેલાં વૃદ્ધ હતા પોતાના વાળ ધોળા થઇગયા હતા પણ જ્યારે તેમણે અમરનાથના અમર તળાવમાં—કે જેને હાલ હતાર તળાવ કહે છે. અને જેની પાસે પક્ષી પણ ફરકી શકતુ નથી. અને જેનું જળ બરફથી ઢંકાયલું રહે છે. તેમાં સ્નાન કર્યું ત્યારથી તેમનું શરીર બદલાઇ ગયું અને પોતે જુવાન જણાવા લાગ્યા.

કેટલાક માણસો વળી એમ પણ કહે છે કે ચંદનવાડીના ઉપત્યકાના ગહન વનમાં એક અમર કૂપ છે. તેના જળના સ્પર્શથી મનુષ્યનું શરીર બદલાઈ જાય છે. અને સ્વામીજી તે કૂવાના જળના પ્રભાવથી નવયૂવક જેવા બની ગયા છે.

કેટલાક લોક કહે છે કેઃ—

" अपान मूर्ध्वमुत्थाप्य प्राणं कण्ठादधोनयेत् ।
योगी जरा विमुक्तः सन् षोडशाब्दवयो भवेत् ॥ "

( हठ प्र. )

યોગાભ્યાસથીજ સ્વામીજી સોળ વર્ષના જુવાન જેવા બન્યા છે. પરંતુ ખરૂં કારણ અમે કહી શકતા નથી. મરતા સુધી તેમની કાન્તિ ૨૫ વર્ષના યુવક જેવીજ રહી હતી.

સ્વામીજી કદી કદી જમ્મૂની આસપાસના પહાડો ઉપર પણ, વિશેષે કરીને પરમંડલ તીર્થમાં યોગાભ્યાસ કરતા હતા એથી તેમની તપશ્ચર્યાની કીર્તિ કાશ્મીરમાં સર્વત્ર ફેલાઈ ગઈ, અને તેથી કાશ્મીર નરેશ સ્વર્ગવાસી મહારાજ શ્રી રણવીરસિંહજીને પણ તેમનાં દર્શનની ઘણીજ અભિલાષા થઈ જેથી ઘણાજ પ્રયત્ને તેમને સંવત ૧૯૩૨ માં જમ્મૂના શ્રી ગદાધર મંદિરમાં સ્વામીજીનાં દર્શન થયાં સાંભળવા પ્રમાણે મહારાજાએ અનેક પદાર્થો તેમના ચરણમાં સમર્પણ કર્યાં પરંતુ પોતે તે તરફ નજર સરખી પણ નાંખી નહોતી. કારણ કે યોગિજન સિદ્ધિયો અને ધનૈશ્વર્યની વિભૂતિયોને વશીભૂત થતા નથી. ભગવાન્ પતંજલિનો ઉપદેશ છે કે—

**स्थान्युप निमन्त्रणे सङ्ग स्मयाऽकरणं पुनरनिष्ट मसंगात् ।**

સ્વામીજીના હૃદયમાં એ લાલસા ઉત્પન્ન થઈ હતી કે ઇન્દ્રેશ્વરમાં પોતાનો મુખ્ય યોગાશ્રમ બનાવવો. અને તે પ્રમાણે તેમણે સંવત ૧૯૩૪ માં ઇન્દ્રેશ્વરમાંજ પોતાનો મુખ્ય યોગાશ્રમ નક્કી કર્યો. પોતાની યોગસિદ્ધિયો ઇચ્છતીજ હતી કે તેઓ પ્રવૃત્તિ માર્ગમાં ફસાય તો સારૂં, તે આમ તેમ ખેંચી જવાની ચેષ્ટા કર્યાંજ કરતી હતી, અને એ તેનોજ પ્રભાવ હતો કે કાશ્મીરના હાલના મહારાજા સર શ્રી પ્રતાપસિંહ સાહેબ બહાદુરજીના હૃદયમાં પોતાના દર્શનની ઇચ્છા ઉત્પન્ન થઈ અને તેથી તેઓ પોતાના બન્ને નાનાભાઇયોને—રાજા રામસિંહ સાહેબ, અને રાજા અમરસિંહ સાહેબને સાથે લઇને સંવત ૧૯૩૯ માં જંબૂથી નીકળી ઇન્દ્રેશ્વર આવી પહોંચ્યાં, અને પોતે અન્ય અનેક પદાર્થો સહિત ઇન્દ્રેશ્વર પર્વતની આસપાસની સંપૂર્ણ ભૂમિ પણ સ્વામીજીના નામ પર કરી આપી. આશ્રમમાં નાના પ્રકારના ફળો અને ફૂલોની વાડી બનાવવાનો પ્રયત્ન પણ કરવામાં આવ્યો અને થોડાજ દિવસમાં ઇન્દ્રેશ્વર યથાર્થમાં ઇન્દ્રેશ્વરજ બની ગયું.

ધીરે ધીરે સ્વામીજીનો વેશ બદલાઇ ગયો. જડી બૂટી ખાવાનું બંધ કરી દીધું અને બહુ મૂલ્યવાન વસ્ત્રો ધારણ કરી શરીરની શોભા વધારવા માંડી. સોનાનાં રત્ન જડિત આભૂષણો ધારણ કરવા માંડ્યાં, અને તરેહ તરેહનાં પકવાનો પોતે જમવા લાગ્યા અને આવી રીતે તેમણે યોગસિદ્ધિયોનો સ્વાદ લેવા માંડ્યો. અપૂર્ણ.

---

## जीवन दीप.

( મારે મન એ ન અધિક, એ લય. )

તમ જીવન છે એક દીપ.
કદિ તેથી ગૃહ ઉજાળો, કદિ તેનાથી ગૃહ બાળો,
એ એવું ઉભય કરવાવાળો;—
કાં તેમાંથી તે જસ કઢાડો, કદિ તેથી કાજળ પાડો,
સારૂં કે ખોટું દેખાડો;—
સૌંદર્ય જણાશે એનાથી, દેખાશે કુરૂપતા તેનાથી,
જુઓ રેશમ, કદિ જુઓ કાથી;—
એનાથી જવાશે સન્માર્ગે, એનાથી જવાશે ઉન્માર્ગે,
એ દોરી જશે નરકે, સ્વર્ગે,—
એ દીપથી કદિ પ્રભુ ભાળો, કદિ કોઇ શયતાન નિહાળો,
(એ) બતલાવે, જેવું જોવાવાળો;—
એ દીપકથી જોવું શું શું, એ દીપકથી કરવું શું શું;
એ કામ હું તમને સોંપું છું.—

( श्री. ऊ. )

# सद्गुणी शशी.

(લેખક શ્રીયુત વેણુ વિહારી.)

( અનુસંધાન ગતાંકથી. )

## પ્રકરણ પંદરમું.

### અડધું કામ પત્યું.

'પ્લેગ સીઝન નજદીક આવતી હોવાને લીધે બંગલો જલદી પુરો થવો જોઇએ' એવા આશયનો કાગળ ભાટીયા તરફથી આવતાં વિનુની દેખરેખ આગળ બંધાતા માટુંગાના બંગલાનું કામ ધમધોકાર ચાલી રહ્યું હતું. આ પંદર દીવસમાં તો કામનો બોજો એટલો બધો વધી પડ્યો હતો કે વિનુને જમવાને પણ વખત મળતો નહિ. સ્મિથ સાહેબના માટુંગાના કોન્ટ્રાક્ટનાં ઘણાં ખરાં કામો પુરાં થયાં હતાં.

સંધ્યાકાળના ચારેકના આશરે ઓફીસમાં પોસ્ટમેને વિનુના હાથમાં એક કાગળ આપ્યો. કોનો કાગળ હશે એનો તેને કંઇજ તર્ક થઇ શક્યો નહિં, કારણ કે તે કોઇનીજ સાથે મુદ્દલે પત્ર વ્યવહાર કરતો નહિ. તેણે તે કવર ફોડ્યું. કાગળ વાંચતાજ તેના મુખપર કંઇ વિલક્ષણજ તેજ જણાવા લાગી. વાંચકોને આવા તે જાદુઇ પત્રમાં શું લખ્યું હશે તે જાણવાની વિશેષ ઉત્કંઠા થઇ હશે તો તે કાગળ નીચે મુજબનો હતો.

ચોપાટી......૧૯......

વહાલા વિનુઃ—

અનેક દંડવત, પત્ર લખવાનું કારણ એજ કે, આજ લગભગ આઠ દીવસથી આપની સાથે મુલાકાત થઇ શકી નથી, આપ ઘેર ગયા હશો પણ રૂમને તાળું જોઇ આશ્ચર્યમાં પડ્યા હશો તેમાં વળી આજના આ સ્થળના પત્રે વિશેષજ ઘોટાળો ઉદ્ભવશે; મને માધુએ કપટ જાળમાં ફસાવી અહિંયાં આણી છે. હું હવે કંઇજ વધારે લખી શકતી નથી આજ સુધી આપથી છુપાવેલા ભાવને હવે હું પ્રગટ કરૂંછું કે આ દેહ મેં આપના ચર્ણે અર્પણ કર્યો છે હવે મારો સઘળો આધાર કેવળ આપ પરજ છે. વધારેમાં શું લખું—

આપના ચરણની દિનદાસી.

શશી.

'તા. ક.—આજે રાતના જરૂર પધારશો. ગીરજા ડોશી મોટા દરવાજા આગળ આપની રાહ જોતી હશે. વધારેમાં મુલાકાતે.

શશી.

'ચરણની દિન દાસી' વિનુએ આજ વાક્યની મનમાં ને મનમાં કેટલીક આશ-સિગોપર આવૃત્તિયો કરી. પોતાનું સ્વપ્નું સાચું પડશે? શશી પોતાની થશે? એનીજ સત્યતા જોવાની ઉત્કંઠાએજ જાણે તે વાક્ય વારંવાર વાંચતો જણાયો.

માધુના નીચ વર્તનનો વિનુને હવે ઘણોજ ક્રોધ ચઢ્યો. તેણે તે કાગળ પાછો પરબીડીયામાં ઘાલી પોતાના ગુંઝામાં મુક્યો. હમેશના કરતાં વિનુએ આજે વહેલીજ ઑફીસ છોડી.

જેમ જેમ સાંજ પડવા લાગી તેમ તેમ શશીને વધારેજ ચટપટી થવા લાગી. કાગળ વિનુને મળ્યો હશે કે કેમ ! પોતાને માટે તેઓ વિચાર કરશે કે કેમ ! પત્રને એશરમાય તો નહિં ગણે ! આવા તેને વિચારો આવતાં વિનુના ઉદાર ચરિત્રનું સ્મરણ થતું અને પછી તેની મનોદેવી તેને એમજ કહેતી કે વિનુ અવસ્ય આવશેજ.

આવા વિચારમાંજ તે હતી એવામાં ગીરજાડોશી તેની પાસે ક્યારે આવી તે પણ તેના જાણ્યામાં આવ્યું નહિં. તેને જોઇ શશી બોલી "આવ્યા કે ?"

"હા."

ગીરજાડોશીએ વિનુને પોતાની ઓરડીમાં બેસાર્યો હતો.

શશીની પ્રથમ મુલાકાતે પ્રથમ દ્રષ્ટિમિલને જે નવિન અંકુરો તેના હૃદયમાં ખીલ્યા હતા તેજ મનોવિકારોને શશીના પત્રે તેજ અંકુરો પ્રફુલ્લિત બનાવ્યા હતા.

શશી ગીરજાડોશી સાથે બારણા સુધી તો આવી પણ હવે તેના ચરણો લજ્જાથી ભારે થયા. આમ થવાનું શું કારણ હશે વારૂં ! કેટલીક વખત તેણે વિનુ સમક્ષ વાતો-ચીતો કરેલી છે પણ આજે તેને વિનયે અટકાવી ગીરજાડોશી પાછળજ હતી તેણે તેને ધીમેથી અંદર ધક્કો માર્યો. તે અંદર તો ગઇ પણ પવન આગળ પિંપળપાન જેવી ગત થઇ. આનંદ, ભય અને લજ્જાએ તેના મુખપર સજ્જડ તાળું માર્યું. વિનુએ ઉભા થઇ તેનો હાથ પકડી તેને ઉત્થાપન આપ્યું. તે એકદમ ગભરાઇ ગઇને તેની છાતી ધડકવા લાગી.

"શશી."

વિનુના મધુરા શબ્દે તેના શરીરપર પ્રેમ રોમાંચ થયું. તેનું મસ્તક ભ્રમણ કરવા લાગ્યું અને તેવીજ સ્થિતીમાં તેણે પોતાનું ડોકુ વિનુના ખાધે મુક્યું. બંને પ્રેમમાં લીન થઇ ગયાં.

વિનુએ શશીની હડપચી પકડી મોં ઉંચુ કર્યું તો તેના નેત્રોમાંથી અશ્રુપ્રવાહ વહેતો હતો આ રસ્તે તેણે શશીનો હાથ પોતાની છાતી સરસો ચાંપ્યો અને તેના નેત્રોમાંથી પણ પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં. તેઓનાં હૃદય ભરાઇ આવ્યાં, કંઠ રૂંધાયો. પ્રેમનું પ્રેમથી મિલન થયું. આસ્તે આસ્તે શશીએ સઘળી વાત વિનુને કહી સંભળાવી તે સાંભળી વિનુ બોલ્યો "હવે કાળજી કરવાનું કંઇજ પ્રયોજન નથી. હું કાલેજ સઘળો બંદોબસ્ત કરી કાલે રાત્રે આજ વખતે તને તેડી જવાની વ્યવસ્થા કરીશ." આ પ્રમાણે વિચાર કરતાં વિનુએ શશીની રજા લીધી.

રાત્રે વિનુ શશીને મળવા આવ્યો હતો એ વાતની માધુને જાણ થતાં તેના શરીરમાં શુલ સંચાર થયો. વિનુ રૂપી કાંટાને પોતાના માર્ગમાંથી દુર કેમ કરવો એનો તેણે ઘણો ઘણો વિચાર કર્યો અને તેને એક યુક્તિ સુઝી આવી, તે ત્યાંથી ઉઠી નવીમા કે જે હમણાંજ ઉઠયાં હતાં તેમની પાસે જઈ કંઇક સંકેતો કરી ગાડીમાં બેસી પોતે બાહેર પધાર્યાં. નવીમા જલદીથી વિધી આટોપી ઉપરના દિવાનખાનામાં ગયાં અને શશીને ઉપર બોલાવી પોતાની સ્થિતીની વાતોમાં રોકી.

એક કલાકમાં માધુ નાયક સાથે કેટલાક કોન્સ્ટેબલને લઇ આવ્યો., દીવાનખાનામાં આવી બેસતાં નાયકે પુછ્યું "કેટલાની ચોરી થઇ છે?"

"આશરે સાત આઠ હજાર" માધુએ જવાબ દીધો.

"શી શી વસ્તુઓ ચોરાઇ છે?"

"મારા રૂંઆમાંનુ સોનાનું ઘડીયાળ, બે હીરાની વીંટીઓ રૂંઆમાં મુકેલી તે અને બીજું રોકડ નાણું."

"ચોરીને દિવસે કપડાં ક્યાં મુક્યાં હતાં? રોકડ કેટલી હતી?"

દીવાનખાનાના ખુણામાં આંગળી બતાવી માધુભાઇ બોલ્યા—"કપડાં ત્યાં હતાં, કાલે પેઢીપરથી આવ્યો ત્યારે મારી પાસે સવા પાંચ હજારની નોટો હતી."

"નોટોના નંબર ટાંકી લીધા હશેજ?

"ના, દરેક નોટ સો સોની હતી ઘણું ખરૂં એવી નાની નાની નોટોના નંબરો હું ટાંકતો નથી."

"તમારો વ્હેમ કોનાપર છે?"

"વ્હેમ—સાહેબ; વ્હેમ કોનો રાખવો!" માધુએ ઘોટાળાભર્યો જવાબ આપ્યો.

"તમારા સઘળા નોકરોને મારી સામે જરા હાજર કરશો!"

ઘોડાવાળો, નોકર, રસોઇયો, વગેરે સઘળા ઘરના સ્ટાફને દીવાનખાનામાં ઉભા કરવામાં આવ્યા. સાહેબે એકેએક જબાની લેવા માંડી, ઘોડાવાળાની જુબાનીમાં તેણે જણાવ્યું જે "ગઇ કાલે રાતના દસ વાગે વિનુભાઇ અહીંયાં આવ્યા હતા."

"કોણ વિનુભાઇ! રાત્રે આવ્યા હતા? ક્યારે?" માધુએ આશ્ચર્યના ઉદ્ગારે પુછ્યું.

"વિનુભાઇ કોણ છે? સાહેબે પુછ્યું.

"આ માણસને અમારા બાપાજીએ આશરો આપી ઉછેર્યો હતો, પણ અમારા બાપાજીના સ્વર્ગવાસ પછી તેની વર્સ્ટ કેરેક્ટરને લીધે મેં તેને ઘરમાંથી રજા આપી છે."

વિનુની વિરૂદ્ધ જેટલું કહી શકાય તેટલું તેણે સાહેબ આગળ ભેરવ્યું. અને તેથી સાહેબની પણ એવીજ ખાત્રી થઈ કે ચોરાયેલી રકમ વિનુએજ લીધી હોવી જોઇએ. નોકરોનાં નામ નોંધી લેવામાં આવ્યાં. સાહેબ જતાં જતાં બોલ્યા "શેઠ તમે બેફીકર રહો, ચોરી હાથ લાગશેજ એમાં મુદ્દલે સંશય જેવું નથી. આજેજ વારંટ મેળવી ચોરને કબજામાં લેઉં છું."

સાહેબને 'સેકહેન્ડ' કરતાં કરતાં માધુએ કંઇક કાગળનું ગુંચળું તેમના હાથમાં આપ્યું અને બોલ્યાઃ— "હવે આ સબંધે હું કંઇજ કાળજી કરતો નથી પણ ચોર ઘણોજ અટૂલ છે. આ કામમાં ચાર પાંચ હજાર સુધી ખરચવામાં હું પાછી પાની કરૂં તેમ નથી પણ તેને યોગ્ય શિક્ષા થવી જોઇએ."

"વારૂં વારૂં કંઇ કાળજી કરશો નહિ."

સાહેબનું લસ્કર જતાં માધુ આનંદેજ સ્વગતજ ગણગણ્યા 'કંઇ હરકત નહિ, ચાર પાંચ હજાર જશે તો' પણ—પણ તેને તો હવે હું ઠેક પહોંચાડીશ. હવે તો શશી મારીજ થશે. જોઉં છું કે હવે તે કેમ નથી વશ થતી તે' એવામાં નવીમા દિવાનખાનામાં આવ્યાં તેમના તરફ સ્મિત કરતા બોલ્યા "અડધો કાંટો જીત્યો, વિનુને વગર ભાડાની તો દેખાડીજ સમજો, હવે ફક્ત શશી—એ—આજે સાંજરે બીજો પ્રયોગ."

---

## પ્રકરણ સોળમું.

### આ શું ! વીલ!!

વિનુ ઉપર ઉદ્ભવેલા સંકટની શશીને કલ્પનાએ નહોતી. સંકટ સમજવાને બારી હોય ત્યારે ને? અને તેટલાજ સારૂ નવીમાએ તેને ઉપર લઇ જઇ વાતે વળગાડી હતી. બપોરે જમ્યા બાદ નવીમા માધુનો પેડરરોડપરનો બંગલો જોવા ગયાં. જતી વખતે શશીને તું આવે છે કે એમ પુછ્યું પણ તેણે ચોખ્ખી ના પાડી.

નવીમાના ગયા પછી શશી, બાપુ જે ઓરડામાં બેસતા હતા તેજ ઓરડામાં એકલી બેઠી હતી. આજે પોતાની સંકટમાંથી મુકતતા થશે એજ મીઠા વિચારોમાં તે મશગુલ હતી. તેની નજર એક સરખી જુના કાળા લાકડાના કબાટપર ઠરી હતી. લીલી કુતરી કબાટના ખુણાઓ સુંઘતી હતી. એવામાં એક નાની ઉંદરડી તે કબાટ તળે પડી જેથી શશીએ 'છુ' કર્યું. ઉંદરડી પકડવાની લીલી ધમપછાડ કરવા લાગી. મહા મહેનતે લીલીએ પોતાનું અડધું અંગ કબાટની તળેની પોલાણમાં ઘુસાડયું અને સંતાયેલી ઉંદરડી પર પોતાનો પંજો એક સરખો ઝાપટવા લાગી. લીલીના પંઝાના આઘાતે કબાટ પાછળ પડેલ ધુળમાં લોટપોટ થયેલ એક કાગળનું ગુંચળું બાહેર ધસી આવ્યું.

શાનું ગુંચળું હશે તે જોવા માટે શશી ખુરશીપરથી ઉભી થઇ તે પડીકું હાથમાં લીધું, હાથમાં લેતાંજ તે ગુંચળું કંઇપણ મહત્વનું હોવું જોઇએ એવું તેની મનો દેવતા કહેવા લાગી કારણ કે તેનાપર સીલ કરવામાં આવ્યું હતું. વળી તેની ચોતરફ રાતી દોરી વિંટાળી હતી. અંદર શું લખ્યુ હશે તે જાણવાની શશીને સહેજ ઇચ્છા થઇ. તેણે તે દોરી છોડી કાગળ ઉકેલ્યો, પહેલી ચાર પાંચ ઓળો વાંચતાંજ તેના મુખમાંથી "આશ્ચર્યોદ્ગાર બાહેર પડયો 'આ શુ! વીલ!! ગીરજા ડોશી કહેતી હતી તેજ આ વીલ હોવું જોઇએ!'

બાપુએ જે વીલ કર્યું હતું તે આજ! બીજા પ્રકરણમાં માધુ જે વીલ માટે નિરાશ બન્યો હતો તેજ આ વીલ!! વિનુનો સ્ટેટપર અડધો હક સાબીત કરનાર તે વીલ આજ!!!

સઘળું વીલ વાંચી જોતાં શશીને પાર વીનાનો આનંદ થયો. તેણે જલદી જલદી તેની બેવડવાળી તેણે તેને પોતાના લુગડાની બેવડમાં છુપાવ્યુ. હવે કયારે વિનુ આવે અને આ તેને બતાવું એમ શશીને થઈ ગયુ. આ આનંદના ઉમળકામાં તેણે લીલીને ખોળામાં લઈ તેને હજારો બચીયો કરી, નવીમા હજુ આવ્યાં નહોતાં જેથી શશીનો વખત કેમે કર્યો જતો નહિં. છેવટે તેણે સહેજ બહાર ફરી આવવાનો વિચાર કરી કપડાં પહેર્યાં, ઘોડા વાળો તેની રાહજ જોતો હતો. તેને કપડાં પહેરેલાં જોઇ તે બોલ્યો—" બેન ફરવા જવું છે કે ?" શશીએ કહ્યું " હા "

ગાડી દરવાજા આગળ આવી ખડી થઇ. શશી ગાડીમાં બેસતાં ગાડી ચાલવા લાગી. તેણે પોતાની પાટલીમાંનું વીલ છે કે કેમ તે તપાસી જોયું.

મહાલક્ષ્મી જેટરી આગળ બે કલાક સુધી હવા ખાઈ ગાડી પાછી વાળવાનો હુકમ થયો. ગાડીવાળાએ એક લાંબુ સરકલ લેઇ એક ત્રણ માળની હવેલીના બગીચા વાળા ચો-

ગાનના દરવાજા આગળ ઉભી કરી. વીરમઝન શશીને જલદી ઘેર આવ્યાની ભ્રાન્તિ થઈ ગાડીમાંથી ઉતરી તે બંગલામાં ગઇ. તે અંદર જતાંજ પાછળથી દરવાજો ધડ દઇને બંધ થયો.

દરવાજો બંધ થતાં શશીના હૃદયમાં ધ્રાસકો પડયો. તેણે પાછું વાળી જોયું તો તેની પાછળજ હાસ્ય વદને માધુને ઉભેલો જોયો.

માધુને જોતાંજ તેના હૃદયમાં કેવો આઘાત થયો હશે? જે સંકટ માટે તે ડરતી હતી તેજ મૂર્તિમંત સંકટ તેના સામે ખડુ થયું તેના શરીરે પસીનો પસીનો થઇ ગયો, હાથ પગ થર થર ધ્રુજવા લાગ્યા, છાતી ધડકવા લાગી, મોમાં સોળ પડયો. પણ માધુએ તે તરફ મુદ્દલે ધ્યાન આપ્યું નહિ. તે સ્મિત કરી બોલ્યો "કેમ શશી, હવે તું કયાં છટકશે! કેમ સજ્જડ ફસાવીને. વારૂં શશી, હવે તુ તારો હઠ તજે છે કે નહિં! જો આજ કેટલા દિવસથી હું તારૂં એક સરખુ ભજન કરૂં છું પણ તારે તો તેનો કંઇ હીસાબે નથી! તને આમ દુઃખમાં દિવસો ગાળવા કેમ ગમે છે? મારૂં કહ્યું માન એટલે હું તને મારી ઈસ્ટેટની અને દેહની સ્વામીની બનાવીશ. કંઇક વીચાર કર આવી જીવ લેણ હઠીલાઇ ન કર! હવે હું તારે શરણે આવ્યો છું, શશી!"

માધુના એક પણ વાકયનો બોધ શશીને ન થયો, તે હાવરી બાવરી થઇ ગઇ હતી. માધુ બોલતો બોલતો પાસે આવ્યો અને શશીનો હાથ પકડી તેનું ચુંબન લેવા પોતાનું મુખ પાસે લીધું એવામાં શશીને ઘણોજ ક્રોધ ચડયો, અને તેણે તેના શ્રીમુખમાં એક ફટકાવી. માધુ તો સજ્જડ થઇ ગયો. શશીના મુખ તરફ જોતાં તેને તે મહાકાળી રૂપ ભાસી જાણે તેનાં નેત્રોમાંથી અગ્નિજ ન વરસતો હોય એવો તેને ભાસ થયો. માધુ ગભરાયો તેણે એક પગલુ પાછુજ ભરવા માંડયું. જતાં જતાં તેણે કહ્યું. મારૂં કહેવું સ્વિકાર્યા શિવાય તું અહિંયાંથી છુટી શકે તેમ નથી એટલુ માત્ર પાકું ધ્યાનમાં રાખજે.

માધુના ગયા પછી ઘોડાવાળે આવી કહ્યું " બેન ઉપર ચાલો. મારે હુકમ પ્રમાણે. નીચેના સઘળા દરવાજા વાસવા જોઇશે."

શશી આજે પોતાની સંકટમાંથી મુક્તતા કરી લેવાની હતી તેના બદલામાં ઉલટી માધુના કારાગૃહમાં આવી ફસાઇ.

---

## પ્રકરણ સત્તરમું.

### એક વ્યક્તિ માટે બે પત્રો.

તે આખી રાત શશીએ રૂદન કરવામાંજ ગાળી. આ એક રાતમાંજ તેનો પ્રફુલિત ચહેરો કેટલો બધો લેવાઇ ગયો હતો! વિનુ આવ્યા હશે અને ત્યાં કોઇને ન જોવાથી તેઓને શા શા વિચારો આવ્યા હશે! માધુના કૃષ્ણ કારસ્થાનોમાં નવી માની પૂર્ણ સહાયતા છે એવી હવે તેના મનની દૃઢ ભાવના થઇ. તેમના પ્રત્યે તેને હવે પૂર્ણ તિરસ્કાર ઉત્પન્ન થયો. તેને પોતાની પૂર્વ સ્થિતિનું સ્મરણ થયું અને એકદમ ડસકાંપર ડસકાં આવવા લાગ્યાં. રડી રડીને જ્યારે તેનાં આંસુઓ પણ ખુટયાં ત્યારે સેજ તેને કંઇક ઠીક લાગ્યું. અહાહા! રડવામાં કેટલું બધુ સુખ છે!! 'જગતની સઘળી સંપત્તિ અને સ્વર્ગનાં સઘળાં સુખોની ખરી યોગ્યતા દુઃખી જનોજ જાણે છે' એમ જે એક કવીનું કહણ છે તે કંઇ ખોટુ નથી.

બપોરના બારના સુમારે ઘોડાવાળાએ બારણું ઉઘાડયું અને એક રસોઇએ ભાણું અંદર લાવી મુક્યું. સવારથી તેણે દાતણુ સરખું કર્યું નહોતું તો પછી સ્નાનાદિકની વાતજ કયાંથી હોય ! પાછો જ્યાં દરવાજો બંધ કરવા ગાડીવાન જતો હતો તે જોઇને બોલી "ભાઇ, પેલો દરવાજો જરા ઉઘાડી આપે તો હું દાતણુ પાણી કરી લેઉં" પણ ગાડીવાન કંઇજ બોલ્યો નહિં. શું કરે બિચારો, તેને તેના શેઠનો તેવોજ હુકમ હતો. શશીએ જ્યારે ઘણીજ આજીજી કરી ત્યારે તેણે બારણું ઉઘાડી આપ્યું. શશીએ પોતાનો સઘળો વિધી આરોપ્યો અને પાછી દીવાનખાનામાં આવી. ગાડીવાને પાછું બારણુ બંધ કરી દીધું અને બાહેરથી સાંકળ વાશી.

કમાડવાશીને ગાડીવાનના ગયા પછી શશી ખુરશી ઉપર જઈ બેઠી. ભાણું તદ્દન ઠરી ગયું હતું પણુ તે તરફ તેનું ધ્યાનજ નહોતું. શશીએ ટેબલનું ખાનું ઉઘાડયું. તો તેમાં લખવાનું સઘળું સાહિત્ય માલુમ પડયું, તેમાંથી તેણે કાગળ અને એક પરબીડીયું લીધું વિનુને આ સઘળી બીના લખી જણાવવાનો તેણે વિચાર કર્યો. બે ચાર કાગળો બગડયા પછી તેણે નીચે પ્રમાણેનો એક કાગળ લખી તૈયાર કર્યો.

પૅડરરોડ...૧૯...

વહાલા વિનું પ્રત્યે,

સેવામાં વિનંતી વિશેષ:—

હું કયાં અને કેવી સ્થિતીમાંછું તે આપને આ કાગળપરથી જણાશેજ. ગઇ કાલે સાંજે માધુએ મને એકલીને ફસાવી આ બંગલામાં આણી ગોંધી મુકી છે; બીજાની સહાયવિના અહીંથી છુટકો થવો કેવળ અશક્ય છે. કારણકે દરવાજાપર પરદેશીયોનો પેરો મુકવામાં આવ્યો છે. બાપુએ અંત સમે કરેલું વીલ કાલે અચાનક મારા હાથમાં આવ્યું છે, તેપરથી એ સિદ્ધ થાય છે કે માધુએ જે વીલ થોડા દિવસો પૂર્વે પ્રગટ કરેલું હતું તે તદ્દન બનાવટી છે; હાલ તે વીલ મારા કબજામાં છે, અને તે વીલ કેવી રીતે મળ્યું તેની વિચિત્ર વાત મુલાકાતે જણાશેજ. હવે એક ક્ષણુનો પણુ વિલંબ ન કરતાં મારી અહિંયાંથી જેમ બને તેમ જલદીથી મુક્તતા કરવાની ત્વરીત પેરવી કરશો.

જો મારી મુક્તતાની જલદી તજવીજ નહિ થાય તો આપને શશીનો કાયમનો વિયોગ સમજી લેજો. વધારે શું લખું એજ.

સંકટમાં સપડાયેલી
આપની
શશી.

શશીએ કાગળ લખી બીડયો પણ હવે તેને પોસ્ટ કોણુ કરે તેમ હતું, એકજ યુક્તિ બાકી હતી કે ગાડીવાનને લાલચમાં લપટાવી કાગળ નંખાવવો. ચાર વાગ્યા પણ ગાડીવાનનો પત્તોજ ન મળે. હવે શું કરવું એનીજ વિવેચનામાં પડી. રસ્તાપર જનારને બારીઆંથી કાગળ નાંખી પોસ્ટમાં નાંખવા કહેવું પણ પેડરરોડ જેવા એકાંત રસ્તાપર પગરવ ઘણીજ થોડી। અત્યાર સુધીમાં તે રસ્તે બેચાર માણુસો ગયાં ખરાં પણ પરસ્ત્રીએ પર પુરૂષ સાથે કેવળ અજાણ્યા આદમીને બોલાવવો એ હિંદુ રીત રીવાજને ન છાજતી વાત, તેમાં વળી આ કુમારીકાને પુરૂષો સાથે બોલવા ચાલવા સંબંધે ઘણોજ થોડો રીવાજ હતો. એટલે શરમની મારી તે કંઇપણુ કરી ન શકી, સાંજ પડી અંધારૂં થવા લાગ્યુંએવામાં તે રસ્તેથી

એક સાહેબ ધીમે પગલે તે તરફ આવતો જણાયો. પાછળ પાછળ એક બે ઘોડાની આલી ગાડી પણ ધીમી ધીમી ચાલી આવતી જણાઇ. આ જોઇ તેને વિચાર સ્ફુર્યો કે હિંદુઓ કરતાં યુરોપીયનો ઘણા દયાળુ અને સારા સ્વભાવના હોય છે અને જો આ કાગળ તેમના હાથમાં જાય તો અવશ્ય તેઓ પોસ્ટમાં નાંખશેજ. તેણે તરતજ બીજું પરબીડીયું લીધું અને તે પર ઉતાવળે ઉતાવળે નીચેના અક્ષરો લખ્યા. "કૃપા કરી અંદરનું કવર પોસ્ટ કરશો, તો આપનો આ અનાથ પુત્રીપર અગણીત ઉપકાર થશે" અને તે પરબીડીયામાં વિનુનું પરબીડીયું નાંખી બંધ કર્યું. સાહેબ બારી આગળ આવતાંજ તેણે 'હું હું' કરી સાહેબને બોલાવ્યા. સાહેબે ઉંચે જોયું, તરતજ શશીએ પોતાના હાથમાંનો કાગળ બારી વાટે નીચે ફેંક્યો. કાગળ ભીંતપર પડયો, સાહેબ ઉભા ઉભા આ સઘળું જોતા હતા. થોડાજ વખતમાં તેમની ગાડી પાસે આવી, કોચમેનને કહી પેલો કાગળ મંગાવ્યો, કાગળ વાંચતાંજ તેમને સંશય આવ્યો અને તેમને પણ આ કંઇક ભેદ ભર્યું લાગ્યું. તેમણે ઉપરનું કવર ફોડયું. તેમની દ્રષ્ટિ પેલા કાગળના એડ્રેસપર પડી તેઓ એકદમ આશ્ચર્ય પામ્યા એવામાં તો તેમનીજ ઑફીસનો એક પટાવાળો દમભેર આવી હાથમાં એક કાગળ લેઇ ઉભેલો જોયો.

પટાવાળાની હાલ ચાલપરથી તેના હાથમાંનો કાગળ ઘણોજ જરૂરનો હોય એમ જણાતું હતું, અને તેમ હતું પણ ખરૂં કારણ કે તે કાગળની બાજુમાં રાતા અક્ષરે 'ઘણો જરૂરી' એવા શબ્દો હતા. ઉતાવળે ઉતાવળે સાહેબે તે કાગળ ફોડયો. કાગળ વાંચતાંજ મને વળી વિશેષજ આશ્ચર્ય પેદા થયું કારણ કે એકજ વ્યક્તિના સંબંધના તેમના હાથમાં બે કાગળો આવ્યા.

સાહેબને મળેલો આ બીજો કાગળ અમો વાંચકોને વાંચી સંભળાવીશું જેથી સાહેબના આશ્ચર્યનું શું કારણ? સાહેબ કોણ? કાગળ કોનો? વગેરે સઘળી બીના વાંચકોના ધ્યાનમાં આવશે.

ડુંગરીનું જેલખાનું......૧૯......

મહેરબાન સાહેબ!

આજે સવારે હું માટુંગાની ઑફીસમાં કામપર બેઠો હતો ત્યાં બે કૉન્સ્ટેબલો અને બે પોલીસ સીપાઇએ આવી તેઓએ મને પકડવાનું વારંટ બતાવી મને આ સ્થળે આણવામાં આવ્યો છે. આઠ હજારની ચોરીનો મારાપર આળ મુકવામાં આવ્યો છે, ફર્યાદિ કોણ છે તે મને જણાવવામાં આવ્યું નથી. અતિ ભયંકર સંકટમાં છું. સાહેબને યોગ્ય જણાય તેમ કરશો; પણ હું સોગન પૂર્વક કહું છું કે, આ કામમાં હું કેવળ પૂર્ણ નિર્દોષ છું. એજ વિનંતિ.

આપનો,
આજ્ઞાંકિત નમ્ર સેવક,
વિનુ.

બંને કાગળો ગુંજામાં નાખી સ્મિથ સાહેબ ગાડીમાં બેઠા અને કોચમેનને કહ્યું "ચલાવ ડોંગરી."

અપૂર્ણ.

# आपणा भाइ ब्हेनोने सुधारवानी कळा.

( લેખકઃ—વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર. )

બંધુઓ! આ જગત્‌ની રચના એવાજ પ્રકારની છે કે, જગત્‌માં વિવિધતા તો હોય જ, પણ અફસોસની વાત એ છે કે, વિવિધતામાંથી વિરોધતા પેદા થાય છે. કારણ કે દરેક માણુસોના સ્વભાવો જુદા જુદા હોય છે. દરેક માણુસોની આસપાસના સંજોગો જુદા જુદા હોય છે. દરેક માણુસોના પુર્વના સંસ્કારો જુદા જુદા હોય છે. દરેક-માણુસોને મળતા શિક્ષણમાં થોડો ઘણો ફેર હોય છે, અને દરેક માણુસોની અંદર કાંઈક ખાસ ખુબી તથા કાંઈક ખાસ ખામી હોય છે. તેથી કોઈ પણ માણુસોને એકબીજાની સાથે અતિશય બની શકતું નથી, અને તેમાં વળી દરેક માણુસોના સ્વાર્થો જુદા જુદા હોય છે. આમ હોવાથી વારંવાર ઠેકાણે ઠેકાણે કલેશ થયા કરે છે, અને જ્યારે એવા પ્રસંગો આવી પડે ત્યારે આપણે આપણાથી નાના હોય તેની દયા ખાઈયે છીએ, અને તેઓને સુધારવા માટે ઘણા લોકોને એકજ જાતની મહેનત કરતાં આવડે છે અને તે એ કે, શિક્ષા કરવી પણ યાદ રાખજો કે, શિક્ષા કરવી એ તો છેવટનો ઉપાય છે, એ તો લાચારીનો ઉપાય છે, એ તો દિલગીરીભરેલો ઉપાય છે અને એ તો રાજનીતિનો ઉપાય છે. એ કાંઈ હરીજનોનો ઉપાય નથી.

માણુસોને સુધારવા માટે રાજનીતિમા શિક્ષા કરવાનું કહેલું છે, પણ ત્યાં પણ એવી રીતે કહેલું છે કે પ્રથમ સામ, પછી દામ, પછી ભેદ, અને એ ત્રણે ઉપાયથી કામ ન થાય તો પછી છેવટ દંડ, એમ ચાર ઉપાગો બતાવેલા છે. તેમાં પ્રથમ સામ, એટલે સમજાવવું. પછી દામ એટલે લાલચ આપવી, તેમ છતાં ન માને ત્યારે ત્રીજો ઉપાય એ કે યુક્તિ, પ્રયુક્તિ કરવી અને તેમ છતાં પણ ન માને ત્યારે દંડ આપવો. આ પ્રમાણે રાજનીતિમાં કહેલું છે. પણ યાદ રાખજો કે, ધર્મશાસ્ત્રના નિયમોમાં અને રાજનીતિના નિયમોમાં ઘણો ફરક હોય છે. કારણ કે ધર્મનીતિ સત્વ ગુણ ઉપર રચાએલી હોય છે. અને રાજનીતિ રજોગુણ ઉપર રચાએલી હોય છે. એટલે રાજનીતિના બધા નિયમો કાંઈ હરીજનોને કામ લાગે નહિ, અને તેમ છતાં આપણે આપણાં ભાઈ બહેનોને સુધારવાની બાબતમાં એવી ભયંકર ભુલ કરીએ છીએ કે, રાજનીતિની પણ જે છેલ્લામાં છેલ્લી બાબત છે તે આપણે પહેલામાં પહેલી જ અજમાવીએ છીએ? અને તેમ છતાં આપણે આપણને પોતાને ધર્મવાળા સમજ્યા કરીએ છીએ! પણ એ ધર્મ તે કયા પ્રકારનો એ જરા વિચાર તો કરો? આનું પરીણામ શું થાય છે? એ તમે જાણોછો? એનું પરીણામ એજ થાય છે કે, આપણા જે ભાઈ બ્હેનોને સુધારવા માટે તેઓને વારંવાર શિક્ષા કર્યા કરીએ છીએ તેઓ ઉલટા નઠોર બની જાય છે, અને શિક્ષાને લીધેજ ઉલટી તેઓની ખરાબી થાય છે, કારણ કે શિક્ષા કરવાથી તેઓમાં કઠોરતા આવતી જાય છે. શિક્ષા ખમવાથી તેઓની લાગણીઓ બુઠી થતી જાય છે. શિક્ષા કરવાથી તેઓની કોમળતા ઓછી થતી જાય છે. શિક્ષા કરવાથી તેઓની અંદર વૈરભાવની વૃત્તિ મજબુત થતી જાય છે શિક્ષા કરવાથી તેઓના દૈવિ ગુણો દબાતા જાય છે. અને શિક્ષા કરવાથી તેઓની અંદર રહેલી આસુરી વૃત્તિને પુષ્ટી મળતી જાય છે; જેથી જે માણુસને વારંવાર શિક્ષા

કરવામાં આવે છે તે માણસ સુધરવાને બદલે ઉલટો નઠોર બની જાય છે, માટે આપણા ભાઇ બ્હેનોને સુધારવા સારૂ એવો રાક્ષસી ઉપાય ન વાપરવો જોઇએ, પણ એને બદલે આપણા ભાઈ બ્હેનોને સુધારવા સારૂ શાન્તી રાખવી જોઈએ. કારણ કે માણસોને જે ટેવો પડેલી હોય તેટેવો કાંઇ એકદમ બદલી શકાતી નથી. જે જે વિચારો પોતાને સારા લાગેલા હોય તે વિચારો કાંઇ એકદમ બદલી શકાતા નથી, અને આસપાસના સંજોગો પણ કાંઇ આપણી ઇચ્છા પ્રમાણે બદલાઇ જતા નથી, અને આ બધી બાબતોમાં ફેરફાર થાય નહી ત્યાં સુધી કોઇપણ માણસ પુરેપુરૂં સુધરી શકતું નથી. માટે યાદ રાખજો કે, આપણાં સગાં વહાલાંને, આપણાં છોકરાં અને આપણા શિષ્યોને તથા બીજા કોઇને પણ સુધારવાનું આપણે ચાહતા હોઈએ તો, તે સૌને સુધારતાં કેટલોક ટાઇમ લાગી શકે તેમ છે, માટે એવો ટાઇમ પસાર થાય એટલો વખત આપણે શાન્તી રાખવી જોઇએ. પણ આ બધી બાબતો જાણ્યાવિના એવે વખતે શાન્તી રાખવાને બદલે આપણે શિક્ષા કરવા મંડી પડીએ છીએ એથી જેને શિક્ષા કરીએ તેનું તથા આપણું બંનેનું બુરૂં થાય છે. માટે આપણા ભાઇ બ્હેનોને સુધારવા સારૂ આપણે પ્રથમ શાન્તી રાખતાં શીખવું જોઈએ.

આપણા ભાઈ બ્હેનોને સુધારવા માટે બીજો ઉપાય એ છે કે, તેઓની સાથે હમેશાં દરેક પ્રસંગે જેટલી બને એટલી વધારેમાં વધારે ભલાઇ રાખવી. જેમકે બોલવામાં ભલાઇ, ચાલવામાં ભલાઇ, આપવા લેવામાં ભલાઇ ખાવા પીવામાં ભલાઈ, અને બીજી દરેક બાબતમાં એટલી બધી ભલાઇ, રાખવી કે એ ભલાઇથી ખુશી થઇને આધિન થયા વીના તેઓથી રહી શકાયજ નહિ. આવી રીતે ભલાઇથી પોતાના સ્નેહીઓને વશ કરવા અને તેઓને સુધારવા એ હરીજનોનું કામ છે, શિક્ષા કરીને—પોતાના ભાઇ બ્હેનને કઠોર બનાવવા એ કાંઇ હરીજનોનું કામ નથી.

કેટલીક વખત એમ પણ બને છે કે, શાંન્તી રાખ્યા છતાં અને ભલાઇ કર્યા છતાં પણ કેટલાક નફટ માણસો સુધરી શકતા નથી, એવી વખતે શું કરવું ? એમ કેટલાક હરીજનો સ્વાલ પુછે છે, તેના જવાબમાં સંતો કહે છે કે, એવે વખતે પરમ કૃપાળુ પરમાત્માની ખરા દીલથી પ્રાર્થના કરવી કે, હે પ્રભુ ! આ માણસને તું સદ્બુદ્ધિ આપ. હે પ્રભુ ! આ માણસનું કલ્યાણ થાય તેમ કર. હે નાથ આ માણસ સાચો માર્ગ સમજી શકે એવી તેના ઉપર દયા કર, અને હે નાથ ? તેની ઉપર દયા કર—દયા કર—દયા કર— આ પ્રમાણે વારંવાર પ્રાર્થના કરવાથી ધીમે ધીમે તે માણસ સુધરી જાય છે. અને પ્રભુના રસ્તામાં આવી જાય છે. માટે હે હરીજનો ! તમારા ભાઇ બ્હેનોને સુધારવા માટે ઉતાવળા થઇને શિક્ષા કરવાનો કનિષ્ટ માર્ગ લેશોમા, પણ શાંન્તી, ભલાઇ, અને પ્રાર્થનાનો ઉપયોગ કરજો, એટલે તેઓ સુધરી જશે, અને એથી પરીણામે તમને તથા તેઓને બંનેને બહુજ ફાયદો થશે. પણ એને બદલે જો ઉશ્કેરાઇ જઇને તમે વારંવાર શિક્ષા કર્યા કરશો તો તેઓ ઉલટા વધારે વધારે નઠોર બનતા જશે, અને પછી તેઓને સુધારવા ઉલટા વધારે મુશ્કેલી થઇ પડશે. માટે એવી ભુલ ન થાય તે સંભાળજો. અને બંને બાજુને પાછળથી દીલગીર થવું પડે એવા રાક્ષસી ઉપાયો ન લેવાય એ સંભાળજો; એજ અમારી વિનંતી છે.

———

# दम्पत्ति प्रेम.

સ્ત્રી અને પુરૂષનો પવિત્ર ભાવ વાળો જીવન પર્યંતનો સંબંધ તેને વિવાહ કહે છે. જ્યારે સ્ત્રી અને પુરૂષ વિવાહ–સૂત્રથી બંધાઇ જાય છે, ત્યારે તેમના પ્રાણ અને હૃદય પરસ્પર મળીને પ્રેમ ઉત્પન્ન કરે છે. જ્યારે બંનેની એકજ આશા, એકજ ધ્યેય, એકજ ધ્યાન, જ્ઞાન અને દરેક વાતની એકતા થઈ જાય છે, સ્ત્રી પતિમાં અને પતિ સ્ત્રીમાં મળી જાય છે; બંનેનાં જુદાં જુદાં શરીર મળીને એક નવિન, પ્રિયદર્શી યુગલ મૂર્તિનું રૂપ ધારણ કરે છે, ત્યારે આ પ્રકારના નિર્મળ અને મધુર મિલનને દામ્પત્ય ( પતિ પત્નીનો ) પ્રેમ કહેવાય છે. આ પ્રેમ અને આધ્યાત્મિક આત્મા સંબંધી મિલનનો ભાવ બહુજ ગંભીર છે; તેનો ઉદ્દેશ્ય બહુજ શ્રેષ્ટ હોય છે. એના મૂળમાં પરમેશ્વરનો જે ગૂઢ અભિપ્રાય ગુપ્ત રહેલો છે તેના કાર્યમાં પરિણત કરવો એજ દમ્પતિના નિર્મળ પ્રેમનું પરમ ગૌરવ યા અંતિમ ઉન્નતિ છે. સ્ત્રી પુરૂષે એકી સાથે, એકજ મતથી, અને એકજ ઇચ્છાથી એક બીજાના આધારે પરમેશ્વરના પ્રિય કાર્યોની સાધના કરવી એ પ્રેમનો મુખ્ય ઉદ્દેશ્ય છે. એનેજ માટે સ્ત્રીને સહધર્મિણી કહેલી છે. આ લલચાવનાર સંસારમાં ગમે તો સ્ત્રી યા પુરૂષ કોઇપણ એકલા રહીને પોતાનું રક્ષણ કરી શકતું નથી. અર્થાત વિષય વાસનાઓથી પોતાને બચાવી શકતું નથી એનેજ માટે આ પવિત્ર યુગલ–મિલન છે. જો સંસારમાં આ પવિત્ર સ્ત્રી પુરૂષનું મિલન પ્રચલિત ન હોત તો આજ સુધીમાં સમાજ નષ્ટભ્રષ્ટ થઈ જાત અને મનુષ્યોના હૃદયમાં દયા, સ્નેહ, બીજાના દુ:ખોમાં મદદ કરવી અને ધર્મ પરાયણતા આદિ ઇશ્વરીય ભાવને કદી પણ સ્થાન ન મળત. મનુષ્યનું હૃદય વિષધર સર્પની આવાસ ભૂમિ બની જાત અને આ સંસાર રહેવા યોગ્ય રહી શકત નહિ. આ દોષોથી બચવાને માટેજ દામ્પત્ય પ્રેમની સૃષ્ટિ કરવામાં આવેલી છે. જો દામ્પત્ય પ્રેમ ન હોત તો મનુષ્યોમાં મનુષ્યપણું પણ ન આવત. મનુષ્યનું હૃદય મરૂભૂમિની માફક ઉજ્જડ અને દોષોથી મલિન થઈ જાત. ભગવાનની એવી અપૂર્વ માયા છે કે તેમણે મનુષ્યને મનુષ્ય બનાવવાને માટે, પાપ, દુઃખ, વ્યભિચાર વિગેરે વિષથી બચાવવાને માટે, અને તેને સ્વર્ગીય સુખના અધિકારી બનાવવાને માટે સ્ત્રી પુરૂષના હૃદયમાં દામ્પત્ય પ્રણયનો સંચાર કરી દીધો છે. દુઃખ જ્વાલામય સંસારરૂપી ઘોર વનમાં દામ્પત્ય પ્રણયની મોહ શક્તિજ નંદનવનના સમાન રમણીય અને સુખ શાંતિદાયક છે. એથીજ દમ્પતિ નાના પ્રકારનાં સુખ ભોગવતાં થકાં ધીરે ધીરે પોતાની ઉન્નતિના માર્ગમાં વધી શકે છે.

પતિ પત્નીનો પ્રેમ સર્વ સુખ અને ઉન્નતિનું મૂળ છે. પરંતુ દમ્પતિના હૃદય અને ચરિત્ર ઉપરજ તે સુખ અને ઉન્નતિનો પૂર્ણ આધાર છે. સ્વામિ અને સ્ત્રીના વ્યવહાર દોષથીજ આ સુખમાં જલ્દી વિષ ઉત્પન્ન થઇ જાય છે. પરંતુ દમ્પતિનાં પરસ્પર એક મન અને એક પ્રાણથી અનુરક્ત થવાથી તથા પોતાનાં કર્ત્તવ્ય સમજીને કામ કરવાથી તેમને એટલું સુખ પ્રાપ્ત થઈ શકે છે કે, જેટલું એક અતુલ વૈભવશાળી રાજાને પણ મળી શકતું નથી. દામ્પત્ય પ્રણય અર્થાત પતિ પત્નીનો પ્રેમ ઘણોજ નિષ્કલંક અને મધુર છે. તેનો ઉપયોગ ઘણીજ સાવધાનીથી કરવો જોઇએ. અનેક સ્ત્રીઓ આ વાતોને

બિલકુલ જાણતી પણ નથી અને એજ કારણથી અનેક પતિ પત્નીઓમાં હમેશાં મનોમાલિન્ય અને અસંતુષ્ટતા જણાઈ આવે છે. તે પરસ્પર એક બીજાંથી સુખી થઈ શકતાં નથી. ઘણે ભાગે તો અનેક પુરૂષો ઘરમાં રાત દિવસ કલેશ કંકાશ થવાથી અને સ્ત્રીના ખરાબ વ્યવહારને લીધે, ઘરમાં કાંઇ સુખ નથી એમ કહીને સ્ત્રીઓના ઝગડાથી કંટાળી જઇ ગૃહસ્થ ધર્મને છોડી દે છે. ઘણા તો આત્મહત્યા કરતાં પણ ડરતાં નથી અને આજ રીતે સ્ત્રિયો પોતાના સ્વામિના દોષથી જન્મભર તીવ્ર દુઃખ ભોગવીને શરીરનો ત્યાગ કરે છે. જો કે દામ્પત્ય પ્રણય ભંગ થવાનું મૂળ કારણ સ્ત્રી અને પુરૂષ બંને હોય છે, તથાપિ આપણા હિંદુ શાસ્ત્રોમાં અને દેશના રીતરીવાજ અનુસાર આ વિષયમાં સ્ત્રીનેજ સંપૂર્ણ દોષવાળી ઠરાવેલી હોય છે. જે સ્ત્રી પોતાના સ્વામીના પ્રેમના પ્રમાણમાં તેટલોજ પ્રેમ બદલામાં બતાવવાનું ઇચ્છે છે તે અભાગિણી છે. પુરૂષોના હૃદયમાં સ્વભાવથીજ કઠિનતા અને સ્ત્રિયોનામાં કોમળતા હોય છે. સ્ત્રીના પ્રેમરૂપી જળના સિંચનથી પુરૂષોનું કઠિન હૃદય આર્દ્ર થઇને તેનામાં દયા, મમતા વિગેરે કોમળ વૃત્તિના અંકુરો ઉગી નીકળે એવી વિધાતાની ઇચ્છા છે. જેથી સ્વામીની વર્તણુંક ઉપર ધ્યાન ન આપી તેના કર્કશ વ્યવહાર જોવા છતાં પણ સ્ત્રીએ પોતાની સહનશીલતા છોડવી જોઇએ નહિ. પરંતુ સ્નેહપૂર્વક હંમેશાં તેને પ્રસન્ન રાખવાની કોશિશ કરવી જોઇએ, સ્વામિ ગમે તેવો નિષ્ઠુર અને કઠિન હોય તો પણ તે સ્ત્રીની નમ્ર વર્તણુંકથી તેનું હૃદય સ્ત્રીના તરફ ઝુકયા સિવાય રહેવાનુંજ નહિ. ગંભિરતા અને અટલતા સિવાય દમ્પતિ પ્રેમ સ્થાયી ટકી શકતો નથી. ગૃહસ્થોના સુખના મૂળરૂપ પતિ પત્નિનો પ્રેમ છે. દામ્પત્ય પ્રેમના અભાવથી મધુર ગૃહ સુખ ચિરકાળ તક દુખમાં બદલાઇ જાય છે. પુરૂષો ગૃહલક્ષ્મી—સ્ત્રીની કૃપાથી જેવું વિમળ સુખ મેળવી શકે છે તેવુ અન્યથી મેળવી શકતા નથી. જે ઘરમાં પતિ પત્નિનો પરસ્પર ગંભિર પ્રેમ અને અટલ સ્નેહ હોય છે, તે ઘર ખરી રીતે આનંદનું ધામ છે. ભગવાન્ મનુ પણ કહે છે કે, જે ઘરમાં સ્ત્રી થકી પતિ અને પતિનાથી સ્ત્રી સંતુષ્ટ રહે છે તે ઘરમાં હમેશાં આનંદનો વાસ રહે છે. પતિપત્નિમાં અવિચળ પ્રેમ અને દૃઢ અનુરાગ ન હોવાથી નાના પ્રકારનાં દુખ, ઉપદ્રવ અને અશાંતિ ઉત્પન્ન થઇને ઘર દગ્ધ થઇ જાય છે. વિજ્ઞાનશાસ્ત્રથી જાણી શકાય છે કે, પતિપત્નિમાં દૃઢ પ્રેમ ન હોવાથી તેમનાથી બળવાન, બુદ્ધિમાન અને શાંત સ્વભાવનાં બાળકો પેદા થઇ શકતાં નથી. તેથી જો આ સંસારમાં સુખ મેળવવાની ઇચ્છા હોય, પાપ, દુઃખ, વ્યભિચાર વિગેરે રોગોના કરાલ ગ્રાસમાંથી બચવું હોય, નિરોગ, શાન્ત, બુદ્ધિમાન અને સુંદર સન્તાનનાં મુખ જોઇ પોતાનાં હૃદય અને નેત્રોને શીતલ કરવા ઇચ્છતા હો તો જેથી પતિ પત્નિનો અટલ પ્રેમ રહે એવી બાબતો ઉપર હંમેશાં ધ્યાન રાખજો. દામ્પત્ય-પ્રેમના મૂળમાં ભક્તિ અને શ્રદ્ધાનું રહેવું એ પરમ આવશ્યક છે. જે પ્રેમમાં ભક્તિ અને શ્રદ્ધા હોતાં નથી, તે પ્રેમ, એ પ્રેમ નથી એવા પ્રેમથી સુખની આશા કરવી એ નકામી છે.

પતિનો આન્તરિક સ્નેહ પ્રાપ્ત કરવો એજ પતિવ્રતનું સૌભાગ્ય છે. એ સ્નેહ કેવી રીતે પ્રાપ્ત થઇ શકે છે? ઘણી સ્ત્રીઓ કહેશે કે ઉત્તમ સ્વરૂપ વિના પતિના ચિત્તને પોતાના તરફ ખેંચવું એ કઠિન છે. રૂપથીજ પતિ વશ કરી શકાય છે. જે આવા કુવિચારને વશ થઇને પોતાના રૂપ અને સૌન્દર્ય વડેજ પતિના હૃદય ઉપર અધિકાર મેળવવાનું ઇચ્છે છે

તે સ્ત્રીઓ મૂર્ખ અને અભાગિયણ છે. આ પ્રકારે સ્ત્રિયો પતિના સાચા પ્રેમની અધિકારિણી થઈ શકતી નથી. જ્યાં સુધી રૂપ છે ત્યાં સુધીજ તેનું સૌભાગ્ય છે, સમય જતાં જ્યાં તેનું રૂપ નષ્ટ થયું સાંજ ધીરે ધીરે પ્રેમ પણ ઠંડો પડી જાય છે. જે સ્ત્રી પતિને સુખી કરીને સુખી થાય છે, જે પતિના પગની રજને માથે ચઢાવી પોતાને ધન્ય સમજે છે તેજ પતિના આન્તરિક સ્નેહને મેળવી શકે છે. એવી સ્ત્રિયો ઉપર પતિ હમેશા સંતુષ્ટ રહીને તેના ઉપર હૃદયથી પ્રેમ રાખે છે અને તે પ્રેમ, રૂપના મોહની માફક જલ્દીજ નષ્ટ થઇ જતો નથી. કેટલીક સ્ત્રિયો પતિનો પ્રેમ પોતાના ઉપર ન જોતાં તેના ઉપર પોતે પણ પ્રેમ રાખવો ઇચ્છતી નથી, અને અભિમાનથી ચૂર રહીને પતિનાથી એટલી બધી વિરક્ત અને અપ્રસન્ન રહે છે કે તેના નામથી પણ તે બળ્યાં કરે છે. એવી સ્ત્રીયો કદી પણ પતિના પ્રેમનો સ્વાદ મેળવી શક્તી નથી. જો તમારા ઉપર પતિ પ્રેમ ન રાખે તો વાંધો નહિં, પણ તમારે તેના ઉપર જરૂર પ્રેમ રાખવો જોઇએ; કેમકે તે પતિ એજ તમારૂં સર્વસ્વ અને આશ્રયદાતા છે. જો તમે તમારા પતિ ઉપર સાચો અનુરાગ રાખશો તો તે પણ તમને પોતાનું હૃદય સમર્પણ કર્યા વિના રહી શકશેજ નહિં. માનો કે તમારો પતિ તમારા ઉપર પ્રેમ ન રાખતો હોય અને હમેશાં વિરક્ત રહેતો હોય, તેમ છતાં પણ જો તમે તેના ઉપર હૃદયથી પ્રેમ રાખશો, તેને માટે તમારો પ્રાણ આપશો તો એવું નહીં બની શકે કે, તે તમારા ઉપર કોઈ પણ સ્નેહ ન કરે, કોઇ પણ એક દિવસે તે તમારે માટે જરૂર દુઃખી થશે. તમારા સદ્વ્યવહાર અને ઉચ્ચ હૃદયને જોઇને તેનું મન જરૂર ફરવા લાગશે, અને જતે દહાડે જરૂર તે તમને પ્રીતિપાત્ર ગણશેજ.

પતિની ઇચ્છાનુસાર ચાલવું એજ તેના પ્રીતિ પાત્ર બનવાનો મુખ્ય ઉપાય છે. ગમે તે થાય તોપણ પતિના મનને અનુકૂળ બનવુ જોઇએ, પતિનો સ્વભાવ ગમે તેવો હોય, તોપણ સ્ત્રીએ તો તેને અનુકુળજ સ્વભાવ રાખવો જોઇએ એમ કર્યા સિવાય તેના મનને મેળવવું એ અસંભવિત છે. છતા પણ તમારે એમ ન સમજવું કે, કદિ પતિનો સ્વભાવ, નિન્દનીય અને ચરિત્ર દૂષિત હોય તો પત્નીએ પણ પોતાનો સ્વભાવ અને ચરિત્ર તેવાંજ રાખવાં જોઇએ. જો પતિની ટેવો ખરાબ હોય અને ચાલચલકત ખરાબ હોય તો જ્યાં સુધી બની શકે ત્યાં સુધી સ્ત્રીએ તેની ટેવો અને ચાલ ચલકત સુધારવાનો પ્રયત્ન કરવો જોઇએ. કેમકે પતિ—પત્નિનો એક ભાવ ન હોવાથી તેમની વચ્ચે પરસ્પર વિવાદ અને ઝગડો પેદા થવાનો સંભવ રહે છે જેથી પતિ પત્નિ બન્ને દામ્પત્ય સુખને ખોઈ બેસે છે. એથી સ્ત્રીનું યોગ્ય કર્તવ્ય તો એજ છે કે કોઈ પણ પ્રકારના બનાવટી ઉપાયની સહાયતા લીધા સિવાયજ પોતાના પતિના મનને અનુકૂળ બનવુ જોઇએ. દામ્પત્ય પ્રણય—પ્રેમના અનેક શત્રુ સ્ત્રિયોના હૃદયમાં વાસ કરે છે. તેનું હવે સંક્ષિપ્ત રીતે વિવેચન કરીએ છીએઃ—

**૧ અભિમાન યા રીસાવું**—કેટલીક સ્ત્રિયો એવી હોય છે કે તેમને અભિમાનથી રીસાવું બહુજ ગમે છે. તે એવું સમજે છે કે ન રીસાવાથી પતિની આગળ રોજ નવું નવું સન્માન મેળવવું કઠિન છે. તેથી તે વાત વાતમાં રીસાય છે અને હંમેશાં પતિની પાસે મનામણાં કરાવ્યાં કરે છે, અને જો મનાવવામાં વિલંબ થાય છે તો તેને મર્માન્તિક કષ્ટ થાય છે, અને પાછી સ્વામિના થોડાજ આદરને જોતાં આનંદમગ્ન થઈ જાય છે.

ખરેખર આ એક મહાન દોષ છે. એથી સ્વામિ સંતુષ્ટ નંથતાં ઉલ્ટો તેના ઉપર અપ્રિતિ રાખે છે. અભિમાની સ્ત્રિયોને રીસાવાની ટેવથી સાચા સ્નેહનું સુખ મળતુ નથી. તેના પ્રણયના મૂળમાં હંમેશ સંકીર્ણતા બની રહે છે. તે પતિના હાર્દિક પ્રેમની અધિકારિણી થઇ શકતી નથી. જે સ્ત્રિઓ પતિના ચરણોમાં અભિમાન—રીસાવાની ટેવને હોમી દીએ તેજ પતિની પત્નિને યોગ્ય છે.

૨ કપટ યા માયા—સરલ વર્તણુંકનો અભાવ એ પતિ પત્નિના પ્રેમમાં મૂખ્ય કંટકરૂપ છે. કપટ એ મનની ઉદારતાને નષ્ટ કરે છે અને હૃદયને કઠિન બનાવે છે. જે પ્રેમમાં સરળપણાની કમી હોય છે તે પ્રેમ સુખદાયક નિવડી શકતો નથી. જો સ્ત્રી સ્વામિથી દિલ ખોલીને પોતાના મનનો ભાવ પ્રકટ ન કરે, અને જે કહે તે સાંભળી મનમાં અમુઝાય પણ તેને પતિના હૃદયનાં કમાડ ખોલીને સરળ મનથી ન કહે, તો નિશ્ચય માનજો કે એવી સ્ત્રિયો ઉપર સ્વામિનો સાચો અનુરાગ થઇ શકતો નથી.

પત્નિએ પોતાના સ્વામિથી છુપાવવા યોગ્ય કઈ વાત છે કે તેથી તેણે અમુઝાવું ! પતિ પત્નિ બને એકજ હૃદય અને એકજ મનરૂપ છે, તેમની વચ્ચે કપટ રાખવું એ ઇશ્વરના નિયમોને તોડવા તુલ્ય છે. એથી પતિની આગળ સર્વ પ્રકારના કપટ—વ્યવહારનો ત્યાગ કરવો એ સ્ત્રીનો પરમ ધર્મ છે.

૩ પોતાનો દોષ કબુલ ન કરવો—અનેક સ્ત્રિયો પોતાની ભૂલને પતિ આગળ પ્રકટ કરતી નથી એ તેની ઘણીજ ભૂલ છે. તે કદાચ એમ સમજીને કહેતી નથી કે વખતે પતિ જાણી જશે તો અપ્રસન્ન થશે; પરંતુ જ્યારે તે દોષ-ભૂલ પાછળથી તેના જાણવામાં આવે છે ત્યારે તે પ્રથમ કરતાં પણ તેના ઉપર અધિક અસંતુષ્ટ અને ક્રોધિત થાય છે. તેમાં કાંઇ સંદેહ નથી. ભૂલ કરવી અને પછી તેને છુપાવવી એ ઘણીજ મૂર્ખતાનું કામ છે. સરળ મનથી પોતાની ભૂલને જાહેર કરી દેવાથી યોગ્ય સમયે તેનો સુધારો કરી શકાય છે. એમ કરવાથી પછી આગળ જતાં બીજી કાંઇ હાનિને સહન કરવી પડતી નથી. એક દોષને છુપાવવાને માટે અનેક જુઠી વાતો બનાવવી પડે છે કે જેથી તેમાં કસુરની માત્રા વધ્યાં કરે છે. દોષોથી બચવાને માટે પતિની પાસેથી શિક્ષણ ન લેતાં જો તેને સ્ત્રિયો પોતાના હૃદયમાં પોષણ કરતી જાય છે તો અંતે દોષનો એક નાનામાં નાનો અંશ પણ વધીને તમારૂં સર્વ નાશ કરી નાંખે છે. એથી સ્ત્રીને માટે તો યોગ્ય એ છે કે પોતાના દોષોનો સ્વિકાર કરીને પતિની ક્ષમા માંગવી જોઇએ. એ પ્રકારે સ્ત્રીએ પોતાના ચરિત્રનાં દોષો દૂર કરીને પવિત્ર બનવું જોઇએ. એમ કરવાથી તમારૂં પતિ પ્રેમનું બંધન પાકું થશે અને સહેજમાં તમે તમારા પતિના હૃદય ઉપર અધિકાર જમાવી શકશો.

૪ કુટુમ્બીઓની સાથે ખરાબ વર્તન રાખવું—પતિનાં માતા, પિતા, બહેન, ભાઇ વિગેરે સાથે ઝગડો કરવાથી યા ખરાબ વર્તન રાખવું એ એક બહુજ ભારે દોષ છે. તેની સાથે લડાઈ કરવાથી યા અવિનયથી વર્તવાથી કદી પણ પતિની સ્ત્રીના ઉપર પ્રસન્નતા રહેતી નથી એથી સ્ત્રીએ જોવું જોઇએ કે પતિ ઘરમાં જેની સાથે જેવા પ્રકારનો સદ્‌વ્યવહાર રાખતો હોય તેની સાથે તેવા પ્રકારનું સદ્ વર્તન રાખવું જોઇએ. પતિ જેનાથી ડરીને ચાલતો હોય, જેના ઉપર સ્નેહ અને મમતા રાખતો હોય, જેની ભક્તિ અને આદર રાખતો

હોય તેની સાથે સ્ત્રીએ પણ તેવોજ ભય, પ્રેમ, ભક્તિ અને સજ્જનતાનો વ્યવહાર સેવવો જોઇએ.

**૫ સ્વાર્થ પરતા**—જે સ્ત્રી રાત દિવસ પોતાના સ્વાર્થમાંજ મગ્ન રહે છે તે પતિને સુખી કરી શકતી નથી તેમજ પોતે પણ સુખને મેળવી શકતી નથી. જે સ્ત્રી પતિના સુખને માટે પોતાના ભોગોની ઇચ્છાનું દમન કરતી નથી તેને પતિ સેવામાં કાંઇ પણ સુખ મળતું નથી અને તે હૃદયથી પતિના ઉપર પ્રેમ પણ કરી શકતી નથી, સ્વાર્થ પરતા એ પ્રેમનો મહાન શત્રુ છે. પતિના ચરણોમાં તેને વિસર્જન કર્યા વિના કલ્યાણ નથી એ વાત યાદ રાખજો કે જો તમે સ્વાર્થને છોડીને સ્વામિને આત્મદાન દ્વારા સુખી કરશો તોજ તમે પણ સુખી થઈ શકશો.

**૬ ક્રોધ**—પ્રેમના જેટલા શત્રુ છે તેનામાં ક્રોધ સર્વથી શ્રેષ્ટ છે. જે સ્ત્રિયો સહેજ સહેજ બાબતોથી ક્રોધિત થઇ જાય છે, જેને ક્રોધ કરવાનો સ્વભાવજ પડી ગયો છે તે પોતાના સ્વામીને પ્રેમ રૂપી અમૃતનું આસ્વાદન કરી શકતી નથી. જે સ્ત્રીને સ્વામિના સેંકડો દોષોથી પણ ક્રોધ ચડતો નથી, માન જતું નથી, વિરક્ત હોતી નથી અને જેના ભક્તિ પૂર્ણ પ્રેમમાં શિથિલતા થતી નથી, પરંતુ જેને પોતાના દોષોને દૂર કરવાની પ્રબળ ઇચ્છા છે તેજ પતિના પ્રેમ રાજ્યની યથાર્થ રાણી છે. પતિના પ્રેમને તેને બોલાવવો પડતો નથી પરંતુ પ્રેમજ તેને ખેંચી શકે છે.

**૭ વિલાસિતા**—વિલાસિત સ્ત્રીયો હંમેશાં મલિન વિલાસ વાસનાઓને માટેજ પતિને હંમેશાં પીડયા કરે છે. જે સારાં સારાં કપડાં અને ઘરેણાંની પાછળ ગાંડી બની રહે છે તે પતિના અમૂલ્ય પ્રેમના બદલામાં કેવળ સાધારણ કપડાં લત્તાં અને ઘરેણાંજ મેળવે છે. તેના ભાગ્યમાં પતિ પ્રેમનું સુખ લખેલું હોતું નથી. સ્ત્રીએ પોતાના શણગારને માટે પતિને દુઃખ ન આપવું જોઇએ એમ કરવાથી તેમની અપ્રસન્નતાનું કારણ બનવું ન જોઇએ. જો કે પતિ ખુશીથી તમને ઘરેણાં વિગેરે આપે તો તેનો અનાદર ન કરવો જોઇએ કેમકે વસ્ત્રાભૂષણોની તૃષ્ણા વિલાસિતા સ્ત્રીયોને એક ઘણીજ અવગુણકર્તા થઇ પડે છે. અનેક સ્ત્રિયો વસ્ત્રાભૂષણોને માટે પતિને હંમેશાં દુખિ કર્યા કરે છે. જાણે કે એવી સ્ત્રીયોને હૃદય છે કે નહીં તે સમજાતુંજ નથી. પતિની કઠિનતાઓની તરફ તેનો કાંઈ ખ્યાલજ રહેતો નથી. પતિ રાત દિવસ પરિશ્રમ કરીને ઘણીજ કઠિનતાઇથી પૈસા પેદા કરતો હોય છે, વિશ્રામ લીધા સિવાય અખંડ પ્રયત્ન કરીને તેના શરીરના લોહીનું પાણી થઇ જાય છે તેના ઉપર કાંઈ પણ ધ્યાન ન આપતાં સ્ત્રી તેને રાત દિવસ વસ્ત્રાભૂષણોની ધુનમાં મસ્ત રહે છે.

અનેક સ્ત્રિયો પોતાની હાલતનો કે ઘરની સ્થિતિનો વિચાર ન કરતાં ઘરેણાંને માટે પતિને દેવારૂપી જાળમાં ફસાવી દે છે. એવી પતિહિતૈષિણી સ્ત્રિયો પતિના સર્વ નાશનું મૂળ કારણ થઈ પડે છે.

ઘણી જગ્યાએ અને ઘણા કુટુમ્બોમાં સ્ત્રીયો ઘણીજ શૃંગાર પ્રિય થઇ ગયેલી હોય છે. અને ઘરેણાં વસ્ત્રોમાં ઘણાજ રૂપિયા બરબાદ કર્યા કરે છે. વળી કેટલીક જગ્યાએ તો વિવાહ વાજનમાં કે પર્વના તહેવારોમાં નવાં વસ્ત્રાભૂષણો પતિની પાસે સ્ત્રીયો કરાવે છે

श्रीगणेशायनमः

# श्री सत्यनारायणनी कथा.

## મંગળાચરણ.

### ચોપાઇ.

પ્રણમું નારાયણને શીશ, નમું નરોત્તમ નરે જગદીશ;
સરસ્વતી દેવીને નમું, જય જયકાર પછી ઊચરૂં. ૧.
મૂંગો પણ વાચાળજ બને, પંગુ પણ ગિરિ ચઢી ઉતરે;
જેની કૃપાએ, હું તેહને, નમુ માધવ પરમાનંદને. ૨.

### દોહરા.

સ્કંદ પુરાણ વિષે કહે, રેવાખંડે વ્યાસ;
તે હું તમને કહું કથા, લોક તણી સુખ રાશ. ૧.
શૌનક આદિ ઋષિ મુનિ, હરિહરનાં[1] આખ્યાન;
સુણવાની ઇચ્છા ધરી, આવી મળ્યા વિદ્વાન. ૨.
નૈમિષ્યારણ્યે સહુ, સભા સ્થાને સાર;
બેઠા કરતા જ્ઞાનની, ગોષ્ટી ત્યાં સુખકાર. ૩.
વ્યાસ સમો સહુ શાસ્ત્રનો, જ્ઞાતા પૂર્ણ પવિત્ર;
આવી સુણાવે જો બધાં, હરિહરનાં સુચરિત્ર. ૪.
તો આપણ થઇએ અહીં, કૃતાર્થ અતિ નિર્ધાર;
એમ વિચારી પ્રાર્થના, પ્રભુની કીધ અપાર. ૫.
એવે પ્રભુ ઇચ્છા થકી, સૂત પુરાણી આપ;
તીર્થાટન કરતાં ત્યહાં, આવી ચઢ્યા નિષ્પાપ. ૬.
દેખી દૂરથી આવતા, ઋષિયો પામી હર્ષ;
પુલકિત થઇ બોલ્યા બધા, સૂત જીવો બહુ વર્ષ. ૭.
નમન કરી અતિ માન દૈ, શુભાસને તત્કાળ;
બેસાડી મન કામના, દર્શાવી તે વાર. ૮.
શિષ્ય તમો છો વ્યાસના, છો વ્યાસજીનું રૂપ;
શાસ્ત્ર પુરાણો કો' અને, હરિહર કથા અનુપ. ૯.
એ ઇચ્છાથીજ પ્રાર્થના, સર્વે પ્રભુની કીધ;
પ્રભુએ તમને મોકલ્યા, કૃપા કરી શુભ વીધ. ૧૦.
સૂત કે' જે પુછશો તમે, કહીશ યથામતિ તેહ;
શ્રદ્ધાળુ પુછનારને કે'વું ધર્મજ એહ. ૧૧.
પછી શૌનક આદિ ઋષિ, પુછવા લાગ્યા જેમ;

---

[1] હરિ=વિષ્ણુ, ને હર=શિવ.

સૂત કે'વા માગ્યા ક્રમે, સમજે સઘળા તેમ. ૧૨.
શાસ્ત્ર પુરાણ ચરિત્ર ને, આખ્યાનો સુ અનેક;
હરિહરની પૂજા વિધિ, આદિ કહે સુવિવેક. ૧૩.
અમિધારા સૂતવદનથી, અખંડ વે'તી જાય;
ઋષિઓ પરમાનંદથી, પીતાં નાજ ધરાય. ૧૪.
તે અમૃતરસ પાનથી, ક્ષુધા તૃષા ને થાક;
ઊંઘ ન પીડે કોઇને, પામ્યા સુખ અથાક. ૧૫.
કાળ વહન થાએ ઘણો, પણ કોને ન જણાય;
સંધ્યા સમય ચુકે નહિ, નિત્ય કદી ન ભુલાય. ૧૬.
એમ વિત્યા દિન કેટલા, એક દિવસ તે ઠામ;
ઋષિ મુનિ શૌનક આદિએ, સૂતને પુછ્યું આમ. ૧૭.
કીયા વ્રત તપથી બધાં, મનવાંચ્છિત ફળ થાય;
તે સઉ સુણવા ઇચ્છિએ, તે કો' હે મુનિરાય. ૧૮.
સૂત કે' પૂર્વે નારદે, શ્રીપતિ પ્રભુને એજ;
પૂછ્યું કર્તું કહ્યું તેમણે, કહું છું તમને તેજ. ૧૯.

હરિગીત.

મહા યોગી નારદ એક દી પર અનુગ્રહ કરવા ચહી,
ફરતા વિવિધ લોક પધાર્યાં મૃત્યુ લોક વિષે સહી,
ત્યાં સર્વ જનને વિવિધ કલેશર્યાં મુક્ત દીઠા સૌ સ્થળે,
યોની[1] અનેક વિષે જનમીં નિજ કર્મના દુખથી બળે. ૧
કીયા ઉપાયે આ બધાનાં દુઃખ નાશ જ થાયરે,
એવું વિચારી મન, ગયા તે વિષ્ણુ લોક વિષે ખરે;
ત્યાં દેવ નારાયણ ચતુર્ભુજ શુક્લ વર્ણે છે મહા,
શુભ શંખ ચક્ર ગદા પદ્મ વનમાળથી શોભી રહ્યા. ૨
તે દેવના ઇશ દેવને દેખી સ્તુતિ નારદ કરે;
નમું વાણી મનથી અતિત રૂપ શક્તિ અનંતવતા હરે;
આદિ અને મધ્યાન્ત હિન નિર્ગુણ ગુણાત્માને નમું,
સર્વાદિ ભૂત ભક્તાર્તિ નાશક આપને હું નમું નમું. ૩
એવી સ્તુતિ સુણીને પછી કે, વિષ્ણુ નારદને તહીં,
નારદ પધાર્યા કેમ મનમાં શો વિચાર કરી અહીં;
મહા ભાગ જે જે પૂછશો તે સર્વ તમને કહીશ હું,
નારદ કહે જન સર્વ મૃત્યુ લોકમાં દુખીઆ સહુ. ૪
વિવિધ જાતીમાં જનમીં દુષ્કર્મથી પીડાય છે,
કો વંધ્ય, કો રોગી, ગરીબ કો નરકમાંહી રીબાય છે;

૧ જાતી. અહીંથી મૂળ કથાનો ( પહેલા અધ્યાયનો ) આરંભ થાય છે.

પાયે લાગી બ્રાહ્મણને તે પુછે, કર્યું વ્રત આં ફળ તેનું શું છે !
કહો વિસ્તારથી મહારાજ ત્યારે બોલ્યા પોતે દ્વિજ રાજ. ૧૫
વ્રત સત્યનારાયણનું છે સર્વ ઇચ્છીતદાતા ઘણું છે,
મને સર્વ આ એથીજ મળીયું, ધન ધાન્ય થઈ દુઃખ ટળીયું. ૧૬
જાણી વ્રત વિધિ પરસાદ લીધો, પાણી પી ભારો લૈ ચાલ્યો સીધો,
"કાષ્ટ વેચતાં મળશે જે ધંન, તેથી દેવનું કરીશ પુજંન." ૧૭
એવો સંકલ્પ કરીને પળાયો, કાષ્ટ વેચતાં બમણું કમાયો,
તેથી હર્ષે પાકાં કેળાં લૈ ને દૂધ ઘી ખાંડ ઘઉં લોટ ગ્રહીને. ૧૮
સવાયું સૌ ભેગું કરીને. ઘેર આવી સગાં મેળવીને,
ઘણા ભાવથી વ્રત વિધ કીધ, દુઃખ વેચી સદા સુખ લીધ. ૧૯
અહીં ધન પુત્રવાળો ગણાયો અંતે વૈકુંઠમાંહી સવાયો.

દોહરો.

એવો સ્કંધ પુરાણના, રેવાખંડનીમાંય;
કથા સત્યનારાયણે, છે બીજો અધ્યાય. ૧

શ્રી સત્યનારાયણ દેવકી જે.

અપૂર્ણ.

---

...ઉ સહિત ધરી ધર્મ શ્રદ્ધા ભક્તિને,
...વમ શ્રી સત્યનારાયણનું જત જે તે દિને;
પૂજન કરી નૈવેદ્ય ભક્તિથી ભક્ષ્ય ઉત્તમ મૂકશે,
કદળી ફળાદિ બીજ ફળ શુભ લાવી ભાવ બતાવશે. ૧

દોહરા.

ખાંડ ઘી ઘઉંનો લોટ એ લેઇ સવાયાં સર્વ,
કરવો શીરો હર્ષથી ભાવ ધરી શુભ પર્વ. ૧
ઘઉંનો લોટ મળે ન તો ચોખાનો લેવાય,
ખાંડ ન મળતાં ગોળ લે ભાવ ન ઓછો થાય. ૨
તેમ રસોઇ સર્વનું કરે મહા નૈવેદ્ય,
કથા સુણીને દક્ષિણા દે બ્રાહ્મણને વેદ. ૩
બંધુઓને બ્રાહ્મણો જમાડવા શુભ જોય,
લેવો દેવો સર્વને પ્રસાદ જે જે હોય. ૪
નૃત્ય ગીતાદિ કરી સુખે સાંચી જવું નિજ ઘેર,
કરતાં નારાયણતણું સ્મરણ ભજન શુભ પેર. ૫

---

૧ મારા ઉપર. ૨ તારા. ૩ સરોવર–તળાવ. ૪ સમુદ્રને કાંઠે.
૫ જો ઘર બાહાર જઈને પૂજન કર્યું હોય તે.

તોફાની વાપરા વાઈ રહ્યા છે! પરંતુ કુદરતમાં જે જેટલું સંભવે તેટલુંજ હોય છે. ધાતુના કાંઇ હવાડા ભરાતા નથી કે ઝરા છુટતા નથી. તે કેવળ ધતિંગ છે, અને વિષયના ભુખ્યા તેવા ધતિંગોમાં સેવાય ને છેતરાય છે.

૮. **આંખમાં ડોળ કે વેલ થવાથી થતું આંખનું દરદઃ**—જો આંખમાં ડોળ થઈ આવે તો તે માટે મોરથુથાનાં, ઉપર કહ્યા મુજબ કાંઇ દિવસ ટીપાં નાંખવાથી તે મટે છે, દારૂડીના રસ ઘનના અંજનથી પણ ગુણ થતો જણાય છે. અને વેલ વધી હોય ને તેથી દૃષ્ટી આડે અડચણ થાય તેમ જણાય તો શસ્ત્રવૈદ (સર્જન દાકતર) પાસે તે કપાવવાથી મટે છે. અને થોડીજ હોયતો મોરથુથુનાં પ્રવાહીનાં ઉપર કહ્યા પ્રમાણે ટીપાં કે અંજન કાંઈ સમય જારી રાખવાથી મટે છે. તેને માટે ચંદ્રોદયાવર્તિ પણ કાંઇ સમય આંજવામાં આવે છે. જરા જરા શંખને નિર્મળી ઘસીને પણ અંજાય છે, ને તેથી ડોળ ઓછા થાય છે.

૯. **ચસ્માંની જરૂર છતાં ન લેવાથી થતું આંખનું દરદ**—ચસ્માની જરૂર હોય છતાં આંખને ખેંચ્યા કરી ચસ્માં ન લેવાં એ પણ આંખને બગાડવાનું એક કારણ છે. માણસ દૂર ન જોઈ શકતો હોય અથવા વાંચન માટે જેને પુસ્તક ઘણું નજીક રાખવું પડતું હોય તેણે તુરતજ આંખોની તપાસ કરાવી જોઇતાં ચસ્મા મેળવવાં એ ઉત્તમ છે. ઝીણા ટાઈપનાં પુસ્તકો વાંચવાં નહિં, આંખોને ચોળવી નહિં. મેલ લાગવા દેવો નહિં. ઠંડા પાણીથી આંખોને હમેશ ધોવી. વાંચન માટે સ્થિર પ્રકાશવાળો દિવો વાપરવો અને તે દૃષ્ટિએ ન પડે તેમ ડાબી બાજુએ રાખવો ચીણુબતી અગર કોપરેલ તેલ, ચ્યાસલેટ તેલ કરતાં ઘણાં સારાં છે. સુવાના ઓરડામાં સુતી વખત અંધારૂં રાખવું. અતિ તેજ અને તડકામાં રહેવાનું થાય તો ધુમાડીઆ રંગનાં ચસ્માં વાપરવાં. રજ કે પવન આંખને ન લાગે તેવી કાળજી રાખવી. કદિ લાગે તો ચોખા પાણીનું સિંચન કરવું. કદિ અતિ ધુસો કરવો નહિં. બહુ રડવું કળકળવું નહિં. ઝામરવાનું દરદ મોટી અવસ્થામાં થાય છે તેનું તત્કાળીક કારણ કાંઇ કંકાશ, કે રડવાથી આંખને જોર પડવાથી બને છે એમ પણ માલમ પડે છે. ઊંટવૈદોથી આંખને વ્યથા થાય છે તેના દાખલા ઉપર આપેલા છે. માટે અજાણી દવા આંખમાં નાંખવી નહિં. ઘણીવાર આવેલી આંખમાં મીઠાનું, સૈંધવનું કે મીઠા વાળી ચીમેડનું અરણુ ભરવાથી ફાયદાને બદલે ગેરફાયદા થતા જોવામાં આવેલા છે. માટે તેવા ચિઘણીયા ઉપાય કુશળ વૈદ, દાકતરને પુછ્યા શિવાય ન કરવા.

૧૦. **રૂપાના ખારનાં ટીપાં ઘણા દિવસ નાંખવાથી થતું આંખનું છારીનું દરદ**—રૂપાના-ખાર (લ્યુનર ક્યાસ્ટીક)નાં ટીપાં લાંબા વખત સુધી નાંખવાથી એક પ્રકારની, આંખની અંદર છાંય આવે છે. તે કેટલાક બીચારા તપોડીઆના દરદના અનુભવીઓ જાણતા હોય છે. માટે એ દવા લાંબા વખત ન વાપરવી. પરંતુ મોરથુથાના હલકા પ્રમાણના પ્રવાહીને તેને બદલે વાપરવું. અથવા ઉપર દર્શાવેલ વજને મોરથુથાનો કાંકરો કે તેમનું, મધમાં મેળવેલાનું ઉપર દર્શાવેલું અંજન વાપરવું, તે લાંબી મુદ્દત વપરાય તો પણ એથી કશી હરકત થતી નથી.

આ સિવાય મોતીયા ને ઝાંમરનું દરદ થાય છે તેને માટે જુદુંજ કહીને આ નેત્ર ચિકિ-

દસાનો વિષય પુરો કરીશું. જે વૃદ્ધાવસ્થાને લીધે જે આંખમાં મોતીઓ થાય છે તે શસ્ત્રક્રિયાના યોગ્ય ઉપાયથી કઢાવતાં તેનાથી થએલો અંધાપો દૂર થાય છે. આ સ્થળે તે માટે કેટરેકરોડાઇન વિગેરે મોતીઆની પેટંટ દવાઓ મોતીઆને આંખમાંથી કાઢ્યા વગર તેની દવાનાજ ઉપયોગથી તે શોશાવાની જે બડાઇ કરવામાં આવે છે તેની નોંધ લેવાની અત્રે જરૂર છે. તેવી દવાઓથી આંખની કીકી વિસ્તૃત ( પખતી ) કરવાનો ગુણ હોયને, કાચા મોતીઆવાળી આંખમાં નાંખવાથી થોડોક વખત વધારે દેખાવ રહે છે તે ખરૂં છે; પરંતુ મોતીઆ ઉપર તેની કાંઇ પણ અસર થતી નથી. માટે એવા પાંપળા તરફ ન દોરાવું જોઇએ. તેનીજ બીજી બાજુપર બાટકુટીઆ પાસે આંખનો મોતીઓ ઉતરાવવા (દબાવવા) ની તજવીજ કરવી તે પણ જોખમ ભરેલું છે. કદી એવાથી કોઇ કેસ સારા થાય છે, પણ તે પાછળથી બગડે છે, અને આંખમાં વરમ થાય છે માટે તેવા જંગલી પુરાતની ઉપાયને ન સ્વિકારતાં શાસ્ત્રીય શસ્ત્ર ક્રિયાનો ઉપાય કુશળ શાસ્ત્ર વૈદક ( સરજન દાકતર ) પાસે કરાવવો તેજ અતિ ઉત્તમ છે. મોતીઓ ગળીને શોષણ થઇ જાય તેની કોઇ પણ દવાં હજુ વિદ્વાન વૈદ, દાકતરોમાં માન્ય થઇ નથી. જેમ ડાયાબીટીશ (મધુ પ્રમેહ ) માટે કોઇ ચોકસ ઉપાય નથી જડયો; તેમજ મોતીઓ શોષણ થવાને માટે પણ નથી જડયો. નિર્મળી, સર્પની ચરબી ને શંખ ચુરણની મેળવણીથી તેવો ગુણ થાય છે એમ જુના આર્ય વૈદક ( વાકભટના ચિકિત્સાસ્થાન ) માં મોતીઆ માટે અંધાપો મટવાનું કહે છે; પરંતુ તેની આજના આર્ય વૈદો ને દાકતરોએ હજુ પરિક્ષા લઇ તેનો હેવાલ કે અનુભવ પ્રસિદ્ધ કરેલો નથી, ત્યાં સુધી તેને માટે અનુભવ લીધા વિના સ્પષ્ટ મત બાંધી શકાય નહિ.

છેવટ ઝાંમરવા માટે પણ કોઈ ચોકસ ઉપાય હજુ જણાયો નથી. તેની પીડા શાંત થવા કાળા બારબીનના બીયાંના સત્વ ( ઇસરીન ) નાં ટીપાં કુશળ દાકતરના હાથથી નંખાય છે તથા કોકીનનાં પોતાં બાહેર લમણા ઉપર મુકાય છે અને તેથી વેદના કમ થાય છે. પરંતુ એનાથી ખાસ તે મટતો નથી. ને ઝાંમરવા નેત્રના પાછલા પડદામાં પાણી ભરાવાથી થાય છે તે પાણી શોષણ કરે તેવી દવા આંજવાની કે ખાવાની જ્યાં સુધી પ્રાપ્ત નથી થઇ ત્યાં સુધી તે, દવાથી મટવો હજુ અશક્ય લેખાય છે. ઝામરવાનું જામેલું પાણી કુશળ સરજન દાકતરના હાથથી સસ્ત્ર ક્રિયા કરાવવાથી દુર થાય છે; પણ તે પાછું ભરાવા લાગે છે. તો વળી પૂર્વવત પીડા ઉપડે છે.

આયોડીન પોટાશ નામનો ખાર અમુક મુદત મધ્યમ વજને આપવાથી અથવા. રસકપુરનું પ્રવાહી મધ્યમ વજને કાંઇ સમય, ફુલ મોઢું આવે તેમ આપવાથી વખતે ઝામરનું આંખ અંદર જામેલ પ્રવાહીનું શોષણ થાય છે તેમ અમુક દાકતરોનું વદવું છે; પણ હજુ તે સંપૂર્ણ ચોકસ ઠરેલ નથી. છેવટ કહેવાનું એ છે કે આંખ જેવા રત્નની જાળવણી માટે તેના દરદોની બેપરવા ન રાખવી તેમજ તેને માટે ઉંટ વૈદુ ન કરતાં— કરાવતાં કુશળ વૈદ, દાકતરનીજ યોગ્ય દવા કરવી–કરાવવી; કે જેથી તેને હાની ન પહોંચતાં તેનું રક્ષણ થાય. આંખના દરદોને માટે પારદવાળો સુરમો આર્ય વૈદકમાં દર્શાવેલ છે તે ઠીક જણાય છે, પરંતુ ઉંટ વૈદોના વેચાતા સુરમાથી નહીંજ.

---

# मीठी पीशाबनी फायदाकारक दवा.

(લેખકઃ—વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીઆર.)

મીઠી પીશાબનો રોગ બહુ સખ્ત છે. કારણ કે એ રોગ નાબુદ થાય તેની ખાત્રી-લાયક દવા હજી સુધી મળેલી નથી, એટલે જેને મીઠી પીશાબનો રોગ બરાબર રીતે લાગુ પડી જાય તેમ તેમ શરીરની શક્તિ ઘટતી જાય છે, ને દરદી નબળો પડતો જાય છે, તેથી અંતે જીંદગી જોખમમાં આવતી જાય છે.

એક તરફ મીઠી પીશાબના રોગની ખાત્રીલાયક દવા મળી નથી તેથી એ રોગની બાબતમાં બહુજ સંભાળીને ચાલવું પડે છે, ત્યારે બીજી તરફથી બહુજ દિલગીરીની વાત એ છે કે, એ ભયંકર રોગ આપણા દેશની અંદર દર સાલ વધતો જાય છે. માટે એને અટકાવનારા અગર તેને કાબુમાં રાખનારા ઉપાયો શોધવાની જરૂર છે. તેવા ચોક્કસ ઉપાયો કેટલીક શોધખોળથી ને ઇશ્વર કૃપાથી મારા અનુભવમાં આવેલા છે. તે ઉપાયો જણાવાથી એ જાતના ઘણા દરદીઓને તથા કેટલાક વૈદ તથા ડાકટરોને ફાયદો થશે એવી ઇચ્છાથી તે પ્રયોગો જણાવવાની રજા લઉં છું.

૧ મીઠી પીશાબના રોગમાં જંગલમાં ચરવાવાળી બકરીનું દુધ પીવાથી ઘણો ફાયદો થાય છે. દરરોજ ચાલીસ તોલાથી માંડીને દોઢસો તોલા સુધી પોતાની જઠરાગ્નિના જોર પ્રમાણે બકરીનું દુધ પીવુ જોઇએ. એ દુધ કાંઇ એકજ વખતે પીવાનું નથી. પણ ત્રણ ત્રણ કલાકે પાશેર, અડધો શેર, કે શેર દુધ પોતાની રૂચિ પ્રમાણે પીવું જોઇએ. જેમ છુટથી દુધ પીવાય તેમ વધારે ફાયદો થાય છે. વધારે દુધ પીવાથી ખોરાક ઓછો ખવાય તો કાંઇ ફીકર નહી. જે જંગલોમાં જુદી જુદી ઘણી જાતની વનસ્પતિ થતી હોય તે જંગલમાં ચરનારી બકરીનું દુધ પીવાથી ઘણો વધારે ફાયદો થાય છે.

૨ મીઠી પીશાબના રોગ માટે ઘણો ફાયદો કરનારી બીજી દવા એ છે કે, લસણનું સેવન કરવું. એ માટે શાકભાજીમાં દાળમાં, ચટણીમાં વિગેરે વસ્તુઓમાં હમેંશાં લસણ વાપરવું જોઇએ, એ લસણ કાચું નહી પણ ઘીમાં અગર તેલમાં તળી નાંખેલુ હોવું જોઇએ, અને દરરોજ અરધા તોલાથી એક તોલા સુધી લસણની કળીઓ ખોરાકમાં લેવી જોઇએ. લસણ એવી જોરાવર વસ્તુ છે કે તેથી મીઠી પીશાબના રોગ ઉપર તુરત અસર થાય છે, અને થોડા દિવસમાં તેનો ઘણો ફાયદો જણાય છે.

૩ ઇંગોરીયાને સંસ્કૃતમાં 'ઇંગુદી' કહે છે. હિંદમાં 'હિંગોટ' કહે છે. મરાઠીમાં તેને 'હીંગણુ બેટ' કહે છે. બંગાળામાં તેને 'ઇંગોટ' કહે છે અને ઇંગ્રેજીમાં તેને 'ડેલીસ' કહે છે. તે ઇંગોરીયાનાં પાકેલાં ફુલ લઇ તેની ઉપલી છાલ કાઢી નાંખવી. એ પછી તે ફળને ત્રણ દિવસ સુધી પાણીમાં ભીંજવવાં, ત્યાર બાદ તેને ખુબ ચોળી નાંખવાં, એટલે તેની ઉપરનો ગરમ પાણીમાં મળી જશે અને ઠળીયા જુદા પડી જશે, પછી તે પાણીને કપડાંથી ગાળી લેવું, અને તેને ઉકાળવું. પાણી જ્યારે બળી રહેશે ત્યારે તેનો ગરભ જામી જશે, અને દુધમાંથી જેમ માવો નીકળે છે તેમ ઇંગોરીયાના પાણીમાંથી માવા જેવો લોદો તૈયાર કરવો. પછી તેની ત્રણ ત્રણ ગ્રેનના વજનની ગોળીઓ વાળવી. તે ગોળી દરરોજ એક

સવારે, એક બપોરે, એક સાંજે ને એક રાતે એમ દિવસમાં ચાર ગોળી ખાવી. તે પ્રમાણે કરવાથી એક પખવાડિયાની અંદર મીઠી પીશાબના રોગમાં ઘણો ફાયદો થાય છે.

૪ મીઠી પીશાબના રોગોનો ચોથો અનુભવી ઉપાય કેસુડાનો અર્ક છે. એ અર્ક બનાવવાની રીત નીચે મુજબ.

દશ રતલ તાજાં કેસુડાંનાં ફુલ લઇ તેને દશ રતલ પાણીમાં એક દિવસ ભીંજવી રાખવાં. પછી બીજે દિવસે તેને ચુલા ઉપર મુકી ખુબ બાફી નાંખવાં. બફાઇ ગયા પછી ઠંડાં પડે ત્યારે તેને ખુબ ચોળી મસળીને નીચોવી લેવાં. એ પછી તે કેસુડાંના પાણીને કપડાથી ગાળી લેવું, અને એ પાણીને અર્ક બનાવવાના વાસણમાં ભરી તેમાંથી અર્ક ખેંચવો. તે અર્કના શીશા ભરી રાખવા તેમાંથી દરરોજ એકથી બે ઔંસ સુધી અર્ક દીવસમાં બે વખત સવારે તથા સાંજે પીવો. તેથી એક અઠવાડિયાની અંદર મીઠી પીશાબવાળાઓને બહુ ફાયદો જણાય છે.

કેસુડાં એટલે ખાખરાના વૃક્ષનાં ફુલ, ખાખરાને સંસ્કૃતમાં 'પલાશ' કહે છે, 'બ્રહ્મવૃક્ષ' કહે છે. અને 'રક્ત પુષ્પક' કહે છે, હિંદીમાં તેને 'ઢાક, ટેસુ, કેસુ તથા પલાશ' કહે છે. બંગાળામાં તેને 'પલાશ ગાછ' કહે છે. મરાઠીમાં તેને 'પળસ' કહે છે, અને ઈંગ્રેજીમાં તેને 'ડાઉની બ્રાન્ચ બ્યુટીયા' કહે છે, તેના ફુલનું નામ કેસુડાં છે. એ ફુલ શિયાળામાં પોષ, મહા, ફાગણ મહીનામાં થાય છે. તેનો રંગ વૈષ્ણવોના મંદિરોમાં હોળીના દિવસોમાં વાપરવામાં આવે છે. તે કેસુડાંનો ઉપર મુજબ અર્ક બનાવવો. કદી તાજાં કેસુડાં ન મળે તો સુકાં રાખેલાં કેસુડાં ગાંધીની દુકાને મળે છે તે લઇ તેનો અર્ક બનાવવો, એ કેસુડાં દશ રતલમાં વીસ રતલ પાણી નાંખવું ને ઉપર જણાવેલી વિધિ મુજબ તેનો અર્ક ખેંચવો. તે અર્કથી પણ એવોજ ફાયદો થાય છે, પણ તાજાં કેસુડાંનો અર્ક વધારે ફાયદાકારક છે.

આ ચારે જાતની દવા મીઠી પીશાબના રોગમાં અજબ જેવો ફાયદો કરે છે. જો કે એ દવાથી મીઠી પીશાબનો રોગ તદ્દન મટી જશે એવી ખાત્રી હું આપતો નથી, પણ એ દવાઓથી એ રોગ વધતો અટકી જશે તથા ઓછો થઇ જશે, એ નક્કી વાત છે. જુદી જુદી પ્રકૃતિના દરદીઓ ઉપર તેની જુદી જુદી અસર થાય તેમાં કાંઇ નવાઈ નથી. એટલે દરદીની પ્રકૃતિ પ્રમાણે તથા રોગના બળ પ્રમાણે કોઇને ચાર આના ફાયદો થાય, કોઇને આઠ આના ફાયદો થાય, અને કોઇને બાર આના ફાયદો થાય છે.

આ બધી દવાઓની બીજી મુખ્ય ખુબી એ છે કે, તેની અંદર કાંઇ પરેહજી પાળવાની નથી. સાકર ખાવાની પણ રજા છે, અને મીઠાં ફળ ખાવાની પણ છુટ છે. પણ તેમ છતાં મીઠી પેશાબના દરદીઓને એટલી સુચના કરવાની જરૂર છે કે, ચોખા તથા સાકર જેમ ઓછા પ્રમાણમાં ખવાય તેમ સારૂં. બાકી બીજી કાંઇ જાતની પરેહજી રાખવાની જરૂર નથી. એટલુંજ નહી પણ થોડા થોડા દિવસે થોડું થોડું પોતાને મનગમતું મિષ્ટાન્ન ખાસ ચાહીને ખાવું જોઇએ અને બની શકે તેણે સેજ ખટાસ વાળાં ને મીઠાશવાળાં નારંગી જેવાં રસદાર ફળ હમેશાં વાપરવાં જોઇએ. ને હમેશાં ન બની શકે તો જ્યારે તક મળે ત્યારે પ્રમાણસર વાપરવાં જોઇએ, વધારે પડતું ન ખવાય તે ખાસ સંભાળવું.

બંધુઓ, આજના બુદ્ધિબળના અને અનેક જાતના સાધનોવાળા જમાનામાં " અમુક

દવા સારી છે" એમ કહેવાથીજ કાંઇ માની લેવાનું નથી, પણ એ માટે સંપૂર્ણ ખાત્રી કરવી જોઇએ. એ ખાત્રી કરવાની રીતી એ છે કે, દવા શરૂ કરવાને આગલે દિવસે કોઈ હોંશિયાર ડાક્ટર પાસે પીશાબની તપાસ કરાવવી, અને તેમાં કેટલા ટકા સાકર છે તે જાણી લેવું, એ પછી દવા શરૂ કરવી. દવા ખાધા બાદ પંદર દિવસે પાછો પીશાબ તપાસાવવો, અને તેમાં સાકરનું પ્રમાણ ઘટયું છે કે નહીં? તે તપાસવું. એ સિવાય દવા શરૂ કરવાને દિવસે પોતાના શરીરનું વજન કરાવવું, અને એક મહીના બાદ પાછું વજન કરાવવું, ને તેમાં કેટલા રતલનો વધારો થયો છે તે જોવું, એ સિવાય દવા શરૂ કરવા અગાઉ બની શકે તો શ્રીમંત દરદીઓએ પોતાનો ફોટો પડાવવો, અને મહીનો કે બે મહીના દવા ખાધા પછી પાછો પોતાનો ફોટો પડાવવો, અને એ બંને ફોટા વચ્ચે ચહેરામાં કેવો ફેરફાર થાય છે તેની તપાસ કરવી. એ સિવાય દવા લેતી વખત શરીરમાં કેટલી સ્ફુરતી રહે છે, કેટલો ખોરાક લેવાય છે, કેવી ઉંઘ આવે છે, સ્વભાવ કેવો રહે છે, અને કેટલી વખત પેશાબ કરવા જવું પડે છે. તેની નોંધ રાખવી. આ પ્રમાણે ધ્યાન રાખીને તપાસ કરવાથી ખાત્રી થઇ શકશે કે, એ દવાથી અમુક ટકા સુધારો થયો છે.

એ ચારે દવાઓ દેશી વૈદકમાં તથા ઘરગતુ પ્રયોગોમાં એવી જાણીતી છે કે તે વાપરવામાં જરા પણ ડરવા જેવું નથી. એ ચારે જાતની દવાઓ નાનાં બાળકોને પણ આપી શકાય છે તેમજ એ નિર્દોષ દવાઓનું લાંબો વખત સેવન કરવાથી પણ કાંઇ નુકસાન થતું નથી, અફીણ, ઝેરકોચલાં, વછનાગ વિગેરે ઝેરી દવાઓનો ઉપયોગ કર્યા કરતાં આવી સાદી ઘરગતુ વંશપરંપરાથી આપણા દેશમાં જુદા જુદા રૂપમાં વપરાતી દવાઓનો ઉપયોગ કરવો એ વધારે સારી વાત છે.

આ ચાર પ્રયોગોમાંનો કોઇ પણ એક પ્રયોગ કરવાથી મીઠી પીશાબવાળાઓને ખચિત થોડો ઘણો ફાયદો થાય છે, પણ એક દવાને બદલે જો બે દવાનો પ્રયોગ સાથે ચાલે તો ઘણો વધારે ફાયદો થાય છે. જેમકે, ઇગોરીયાંની ગોળીઓની સાથે બકરીનું દુધ પણ લેવાય તો તેથી ઘણો ફાયદો થાય છે, અને કેસુડાંના અર્કની સાથે ઇગોરીયાંની ગોળીઓ અગર બકરીનું દુધ લેવાય તો તેથી ઘણું ઘણો ફાયદો થાય છે; પણ બંને દવાઓ તુરત ને તુરત એકજ વખતે લેવી નહીં, તેની વચ્ચે ઓછામાં ઓછું એક કલાકનું અંતર રાખવું. બે દવા કરતાં વધારે જાતની દવા એક દિવસમાં નહીં વાપરવી જોઇએ.

આ ચાર પ્રયોગો સિવાય મીઠી પીશાબના રોગનો પાંચમો કુદરતી ઉપાય એ છે કે, એ જાતના રોગવાળાઓએ પોતાના શરીરની શકિતના પ્રમાણમાં કસરત કરવી જોઇએ, અને તેમાં પણ ખાસ કરીને બે ત્રણ માઇલ પગે ચાલવાની કસરત કરવી જોઇએ, પગે ચાલવાથી મીઠી પીશાબના રોગમાં ઘણો ફાયદો થાય છે. તેમજ હવા બદલવાથી અને મુસાફરી કરવાથી પણ મીઠી પીશાબના રોગમાં બહુ જલદીથી ચમત્કારિક અસર થાય છે. માટે એ દરદવાળાઓએ જેમ બને તેમ પગે ચાલીને મુસાફરી કરવી જોઇએ. ખાવાપીવામાં બહુ સખ્ત પરેહજી ન પાળવી જોઇએ પણ સાધારણ પરેહજી તો રાખવીજ જોઇએ, અને જેમ બને તેમ આનંદમાં રહેવાય તેમ કરવું જોઇએ, તથા એ રોગનો ભય મનમાંથી ઓછો થાય તેવા ઉપાયો કરવા જોઇએ. ને તેવા વિચારોમાં મનને રોકેલું રાખવું જોઇએ. જો એ પ્રમાણે કરવાની સગવડ હોય ને એ પ્રમાણે કરતાં આવડે તો મીઠી પીશાબનો

મહાન રોગ કાબુમાં આવી જાય છે, અને તે રોગ દુઃખ દઇ શકતો નથી. જોકે તે તદન નાબુદ થતો નથી, છતાં પણ તેમાંથી ઉત્પન્ન થતી નબળાઈ મટી જાય છે. બેચેની મટી જાય છે, અને તેનો ભય ઓછો થઇ જાય છે, તેથી સુખ પૂર્વક જીંદગી ભોગવી શકાય છે. અને એવા ભયંકર દરદમાં એટલો ફાયદો થાય એ કાંઇ નાની સુની વાત નથી. માટે આ સહેલી, સાદી, અને આપણા દેશમાં હજારો વરસ થયાં વપરાતી દવાઓનો લાભ લેવા હું એ જાતના દરદીઓને ભલામણ કરૂં છું.

કોઇ પણ સાહેબોએ એ જાતની દવાઓ મારી પાસે મંગાવવાની તસ્દી લેવી નહીં. કારણ કે દવાઓ બનાવવી ને વચવી એ મારૂં કામ નથી. નવા નવા પ્રયોગો શોધવા ને જાહેર કરવા એ મારૂં કામ છે. દવાઓ માટે તો કોઇ જાણીતાં ખાતાઓની મદદ લેવી જોઇએ. આ દવાઓ સંબંધી કોઇ દરદીને કાંઇ વિશેષ ખુલાસો પૂછવો હોય તો ખુશીથી એ ખુલાસો કરવામાં આવશે, એ માટે કાંઇ પણ પૈસા લેવામાં આવશે નહીં.

મીઠી પીશાબના કોઇ દરદીઓને અગર કોઇ વૈદ ડાકટરને આ જાતના દરદમાં ઉપલી ચાર દવાઓનો ઉપયોગ કરવાં સંબંધી કાંઇ વધારે માહીતી હોય તે જો આ માસિકદ્વારા પ્રજાને જણાવશે તો ઉપકાર થશે.

---

# घरगथु देशी ओशडीआं.

( દર્શાવનાર–આર્યવૈદ્ય મયારામ સુંદરજી. )

**લિંબડો**—લીંમડાનાં વૃક્ષને સર્વ કોઇ જાણે છે. લીંબડાનાં પાન ૨૧ અને તિખાં (મરી) ૨૧ જળમાં વાટી મેળવી ગળીને સવારે સાંજરે ૩ દિવસ પાવાથી સર્વ પ્રકારના તાવ મટે છે. લિંબડાનાં પાન ૨૧ એકલાં ઉપર મુજબ વાટીને અમુક મુદત પીવાં જારી રાખવાથી બગડેલું લોહી સુધરે છે અને કુષ્ટ તથા ઉંદરવા મટે છે, લીંબડાની લિંબોળીના બીંજ જળમાં વાટી પોટીશ પેઠે મુકવાથી નવુ હરસ મટાડે છે. લીંબડાનાં પાનડાં લઇ ગુંબડા ઉપર બાંધવાથી ગુંમડાને પકવે છે, પાકેલાનું શોધન કરે છે અને શોધન થએલાને રૂઝવે છે. લિંબડાની લિંબોળીની બીંજ ૩ ને અફીણ ૧ રતી એકત્ર જળમાં લઇ હરસ ઉપર લગાવવાથી હરસની સુજતથા પીડા, શ્રાવ વિગેરે મટે છે. લિંબડાની લિંબોળીનાં બીંજ તલના તેલ સાથે લઇ મેળવી લગાવવાથી ખસ, લુખસ, ખરજ, શીળસ વિગેરે મટે છે. તેમજ ૨–૩બીંજ સવાર સાંજ જળમાં લઇ, તેટલાં તિખાં તે સાથે વાટીને પાવાથી તાવ વિકાર ને ત્વચારોગ, શીળસ, ને ઉંદરવા વિગેરે મટે છે. બચ્ચાંને તેની ઉંમર મુજબ વિભાગ કરીને પવાય છે.

**કીડામારી**—કીડામારી ચોમાસામાં ખેતરોમાં થાય છે. તે આસો માસમાં ભેળી કરી સુકવી ખાંડી તેનું ચુરણ કરવું. તે ૩ થી ૪ દિવસ સુધી બબે પહોરે બબે વાલ પાણીમાં પાવાથી તે વડે સર્વ પ્રકારના તાવ મટે છે. નાની ઉંમરનાને ઉંમર મુજબ દર વર્ષે એક એક ઘઉંભાર લેખીને આપવું. આ ચુરણ સાથે તેટલું મરીનું ચુરણ ઉમેરી ઉપર મુજબ દેવાથી વધુ ગુણ કરે છે, કીડામારીને આકડાનાં પાન વાટી, શરીરે ખરડ કરવાથી પણ તેવો ૧ ખરડ નિત્ય કરવો. તેવા ૩ ખરડ શરીરે કરવાથી પણ તાવ મટે છે. આ ખરડ ૧ થી ૨ પહોર રાખી પછી ઉના પાણી વડે સ્નાન કરે તોય ઠીક છે.

**અજમા**—અજમા રૂ. ૧ ભાર પાણીમાં, રાતરે પલાળવા અને તે સવારે તેજ પાણીમા ચોળવા, પછી તે સાથે ઠેરીની ગોઠલી જેટલો ગોળ. મેળવી ગળીને તે પાણી સવારમા તાવ વાળાને પાવું. તેમ ૩-૪ દિવસ પાવાથી સર્વ પ્રકારના તાવ મટે છે.

**કલુંબો**—કલુંબાના પતિકા બજારે ગાંધીને ત્યાં મળે છે. તે બહુ કડવો હોય છે. તે સડેલો ન હોય તેવો તાજો લેવો. તેને તાવડી ઉપર રાખી સેકવો. પછી તેનું ચુરણ કરવું. અને તેના જેટલાં સાજીનાં ફુલ ( બાયકાર્બોનેટ ઓફ્ સોડા ) મેળવવા. આ ચુરણ બબે પહોરે દુકાની ભાર જળ વડે આપવાથી તાવ, મોળ, ઉલટી, પિત્ત વિગેરે મટે છે, ભુખ લાગે છે ને તાવ વિગેરેથી થએલી મંદાગ્નિ તથા નબળાઇ વિગેરે તાબડતોબ મટે છે. કરીયાતાના, ગળોના, લિંબડાના અને અતિ વિષના પણ આવાજ ગુણ છે.

**દારૂડી**—દારૂડીના છોડ તળાવ અને ખેતરોમાં ચોમાસા પછી શીયાળામાં થાય છે. તેને ડોડવાં ન આવ્યાં હોય ત્યાંજ કુણી લાવી ખાડણીયામાં સાંબેલા વડે કચરી નીચોવી ગળી તેનો રસ બકડીયામાં પકવી માવો ( ઘન ) કાઢવો. તે સવાર સાંજ વાલ વાલ મધમાં ચટાડવાથી પેશાબનાં સર્વ દરદ ઉનવા, દાહ, અને હરસ વિગેરે મટે છે, ઝાડો સાફ આવે છે. કબજીઅત મટે છે. જીરણ તાવ દૂર થાય છે. લિવર ( યકૃત ) સુધરે છે, કમળો મટે છે. આ માવો ૧ ઘઉભાર દુધના ૧ ટીપા સાથે મેળવી આંખમાં જરા જરા આંજવાથી તથા બાહેર આંખને ફરતો ચોપડવાથી આવેલી આંખ તથા વાવલુ ને ફૂલુ મટે છે. ગુંદ-રીઆં ગુંબડાં ઉપર તથા લિલાં ખરજવાં ઉપર ચોપડવાથી તેને સુકવે છે ને મટાડે છે. ત્વચા રોગને દુખ પણ મટે છે. દારૂડીનાં બીજ તેલમાં વાટી ચોપડવાથી લુખશ અને ખસ મટે છે. લિંબુ રસમાં વાટી ચોપડવાથી દાદર ને ખર્જવાં તથા શ્વેત ને કરોળીઆ અને ગુંદરીયા ગુંબડાં વિગેરે મટાડે છે.

**ભોંરીંગણી**—આ વનસ્પતિ પણ દારૂડીની પેઠે ચોમાસાની આખરે ને શીયાળામાં થાય છે. ભોરીંગણીના ડોડવાનો રસ ભરનિંગળ ગુંબડાને લગાવવાથી તેને રૂજવે છે, કોઈ તેને મધ સાથે મેળવીને લગાવે છે. ભોંરીંગણીના ડોડવાના રસ સાથે પાંચ દાણા મરીના અને તેનાથી ત્રમણું મધ મેળવી તે આંગળી આંગળી ચટાડવાથી કફના મુંઝારાનો ચિકણો કફ મોકળો કરે છે ને બડખારૂપે બાહેર કાઢે છે. કડરીંગણીનાં મૂળ ને તિખાં વાટીને પાવાથી તાવ તથા કફ મટે છે.

**ઇંદ્રજવ**—આ દવા ગાંધીને ત્યાં મળે છે. તે ગીરમાં કાળા કડાની કડાફળી નામની શિંગોનાં બીજ છે. તે જરા સેકી ચુરણ કરી રાખવું. તે રૂ. ૦। ભાર, સવાર સાંજ છાસવડે કોઇ દિવસ લેવાથી કબજીયત, હરસ, મંદાગ્નિ, મરડો-સંગ્રહણી અને તાવ મટેછે. શીળસ પણ મટે છે. કોઇ દહીં સાથે મેળવીને ખાય છે.

**અતિવિષ**—આને કોઇ અતિવિષની કળી એમ પણ કહે છે તે ચંપાની જાતિના છોડનાં મૂળ છે. ખેતરાવ મોથની પેઠે વિદેશમાં ( કાશ્મીર, નેપાળ, વિગેરેમાં ) થાય છે. તે પડતર રહેતા સળી ( સડી ) જાય છે. જેથી તેની અસર રહેવા તેને ટંકણખારના પાણીમાં બોળી સુકવી પછી તાવડીમાં જરા સેકી લેવી. જેથી તે સડયા ( સળ્યા ) વિના લાંબો વખત અવિકૃત રહે છે. આ બાળક માટે માત્રા જેવી છે. તે ચણા ચણા જેટલી સવાર સાંજ બાળકને પાવાથી તેના તાવ, ઝહાડા, મરડા, કરમ, વાયું ને નબળાઇ વિગેરે મટે છે.

અપૂર્ણ.

# रसौषधो.

( અનુસંધાન ગતાંકથી ).

**श्री रामरस**—ગંધક, પારો, નેપાળાના બીજ એ ત્રણે શુદ્ધ કરેલા સરખે ભાગે લેવા અને તે સર્વની બરોબર મરી લેવા એ સર્વને દંતિમૂલના ઉકાળામાં એક પહોર સુધી ઘુંટી તૈયાર કરવું પછી તેમાંથી બે રતીભાર આપવાથી શળ, આફરો, આમજ્વર એ સર્વને જ્વર મટાડે છે.

**नवज्वरांकुश**—પારો, ગંધક, હીંગ, નેપાળાના બી એ સર્વને એક કરતા બીજું બમણું એ પ્રમાણમાં લઇને દંતિ મૂળના ઉકાળામાં ઘુંટીને તૈયાર કરવું પછી તેમાંથી પાણી અથવા સાકરની સાથે એક રતી ભાર દવા દિવસે આપવાથી નવજ્વર તરત આવેલા તાવને મટાડે છે.

**प्रचंड रस**—પારો, ગંધક અને વછનાગને સરખે ભાગે લઇ બે પહોર સુધી ઘુંટીને નગોડના રસની એકવીસવાર ભાવના દઇને તૈયાર કરવું તેમાંથી એક તલપુર દવા આદાના રસ સાથે આપવાથી નવજ્વરને મટાડે છે. અને જો આ દવા ખાધા પછી અમુઝણ થાય તો રોગીના માથા ઉપર તેલ અથવા છાશ ચોળવી.

**वैद्यनाथवटी**—ગંધક ૪ માસા, પારો ૪ માસા એ બંનેને ઘુંટી કજ્જલી કરી કડનું ચુર્ણ ૧૦ માસા મેળવીને સર્વને ઘુંટી નાના-વાડકારેલાના રસની અથવા ત્રિફળાના ઉકાળાની ભાવના દઇ મગ મગ જેવડી ગોળીઓ વાળવી. પછી દોષનું બળ જોઈ કારેલાના પાનના રસની સાથે એકથી ચાર ગોળી ક્રમથી આપી ઉપર ગરમ પાણી પાવાથી શળ, નવજ્વર, પાંડુ, અરૂચિ, સોજા, વિગેરેને મટાડે છે. જુલાબ લાગે તો દહીંને ભાત ખાવો.

**अग्निकुमाररस**—મરી, વજ, કડ, નાગરમોથ એ સર્વે સરખે ભાગે લઈ તેની બરોબર વછનાગ લઈ આદાના રસમાં ઘુંટી રતી રતીની ગોળીઓ બનાવવી. પછી તેમાંની એક ગોળી, સુંઠને મદમાં ઘસીને તેના અનુપાનથી ખાવાથી આમજ્વર મટે છે. આદાનો રસ અથવા નગોડના રસ સાથે ખાવાથી કફ જ્વર મટે છે અને આદાના ઉકાળા સાથે ખાવાથી સળેખમ મટે છે, લવીંગ સાથે ખાવાથી મંદાગ્નિ અને દશ મૂળની સાથે પીવાથી સોજા મટી જાય છે, સુંઠની સાથે ખાવાથી સંગ્રહણી, નાગરમોથના ઉકાળા સાથે ખાવા. અતિસાર-ઝાડા, ધાણા અને સુંઠના ઉકાળા સાથે ખાવાથી આમાતિસાર અને ઈન્દ્રજવના ઉકાળામાં મદ નાંખી તેની સાથે ખાવાથી પકવાતીસાર, પીપરને આદાના રસની સાથે ખાવાથી સન્નિપાતજ્વર અને બેઠી ભોંય રીંગણીના રસની સાથે ખાવાથી ખાંસી, તેલ અને ગોળની સાથે ખાવાથી ચિત્ત સ્વસ્થ થાય છે અને રોગોનો આમ દોષ શાંત થાય છે. આ અગ્નિ કુમાર રસ જઠરની અગ્નિને વધારે છે.

**रत्नगिरी रस**—પારો, ગંધક, તાંબાની ભસ્મ, અભ્રક ભસ્મ, સોનાની ભસ્મ સર્વે સરખે ભાગે લઇ તે સર્વના વજનથી અર્ધાવજને લોહ ભસ્મ લેવી અને લોહ ભસ્મથી અર્ધાવજને વૈક્રાન્ત ભસ્મ લેઈ ભાંગરાના રસમાં ઘુંટી પર્પટી રસની માફક પકાવવી અને ચુર્ણ કરેલી વસ્તુઓને જુદી જુદી ભાવના આપવી. પછી સરગવો, અરડુસી, નગોડ, વર્ણ,

ચિત્રક, ભંગરો, ગોરખ મુંડી, સેવરીંગણી, ગળો, અરણી, અગથીઓ, બાહ્મી, (ભરમી) કંઠ, અને કુંવારનું પાઠું એઓના રસોમાં જુદી જુદી ત્રણ ત્રણ ભાવના આપીને પછી વાસણમાં ઘાલી લઘુ પુટમાં વાલુકાયંત્ર દ્વારા યંત્રમાં બંધ કરીને પકવીને ઠંડુ થયે કહાડી ચુર્ણ કરવું તેમાંથી અડદના દાણાના પ્રમાણથી નવજવરમાં આપવાથી નવ જ્વર મટે છે. પીંપર ને ધાણાના ચુર્ણની સાથે ખાવાથી બે ઘડીમાં નવજ્વર મટે છે. આ રત્નગીરી રસ યોગવાહી છે.

**प्रताप मार्तंण्ड रस**—વછનાગ, હીંગ, નેપાળો, ટંકણ એ સર્વ એક પછી એક ઘુંટી એકત્ર કરી ઘુંટવાથી બને છે. એની માત્રા ૧ રતીની છે તેને ખાવાથી તુરતજ જ્વર ઉતરે છે.

**चन्द्रेश्वर रस**—પારો, ગંધક, વછનાગ, તાંબાની ભષ્મ એ સર્વને આદાના રસમાં એક પહોર સુધી ઘુટી પછી નગોડના રસમાં સાતવાર ઘુંટી પછી તેમાંથી એક રતીભાર રસ આદાના રસની સાથે આપવાથી ક્ષણવારમાં વાતજ્વર, કફજ્વર, પિત્તજ્વર, દ્વન્દ્વજ્વર, સન્નિપાતજ્વર એ સર્વનો નાશ થાય છે. એ દવા ખાઇને ઠંડા પાણીમાં નહાવું જોઇએ અને તરસ લાગે તો દુધ કે આંબળાનો રસ પીવો અને સુખટ તથા અગરનો લેપ કરવો જોઇએ આ દવા સર્વ પ્રકારના તાવને મટાડવામાં ઉત્તમ છે.

---

# वैदक टुचकाओ.

## મોહા ઉપરના ખીલ નાબુદ કરવાના ઉપાયો.

૧ પોટાસ કારબોનેટના કડકાને ગુલાબજળમાં નાંખી રાતે છાપરા ઉપર અગર તો અગાસીમાં હવામાં ખુલ્લા રાખવા. સવારમાં તેમાં બદામનું તેલ સદરહુ મીશ્રણ સફેદ રંગનું દુધ જેવુ થાય તેટલા પ્રમાણમાં નાંખવું. આ મિશ્રણને મ્હોડા ઉપર લગાવવાથી જુવાનીમાં થતા ખીલો નાબુદ થાય છે.

૨ મઠના લોટને શીરકામાં મેળવી પાતળી લાહી જેવું એકરસ કરી મ્હો ઉપર લગાવવાથી ખીલ મટી જાય છે.

## દાદર માટે અકસીર ઉપાયો.

૧ હારશીંગારના ફુલ જેને પરિજાતકને નામે ઓળખે છે તે ઝાડનાં પાંદડાં લેઇ તે પાંદડાંનો નીચેનો ભાગ જે ખરછટ હોય છે તે પાંદડાં દાદર થયેલા ભાગ ઉપર ઘસવાં અને તેનો રસ હાથવડે પાંદડાં મસળીને કાઢી દાદર થએલા ભાગ ઉપર ચોપડવો. આ રીતે કરવાથી ત્રિસ વર્ષમાં મટી જાય છે.

## શરીર ઉપરના વાળ નાબુદ કરવાના ઉપાયો:—*

૧ કળીચુનો અને શલ્ફયુરેટ ઓફ પોટાસ એ બન્નેને સરખે ભાગે મેળવી પાણીમા

* શરીર ઉપરના વાળ નાબુદ કરવાના ઘણા ઉપાયો છે પરંતુ તેમાંના ઘણા ખરામાં હડતાલ જેવી ચીજોનો ઉપયોગ થતો હોવાથી કોઇ પણ જાતની તેવી નુકસાનની ધાસ્તી રાખ્યા શીવાય તેવા ઉપાયો જાહેરમાં મુકયા છે.

તેની પાતળી લાહી જેવું મીશ્રણ બનાવી તે મીશ્રણને શરીર ઉપર લગાવવાથી ફક્ત થોડીજ મીનીટમાં વાળ ખરી પડે છે.

૨ સલફ્યુરેટ ઓફ બેરીઅમને પાણીમાં સારી રીતે ઓગાળી તે પાણીમાં થોડો મેંદો નાંખી તેનું લાહી માફક પાતળું મીશ્રણ કરી શરીર ઉપર લગાવવું આથી પણ જુજ મીનીટમાં વાળ ખરી પડે છે.

**સાપના ઝેરના સરલ અને અકસિર ઉપાયો:—**

૧ કાચા કાંદાને છુંદી નાંખી તેમાં પુષ્કળ ખારૂં થાય ત્યાં સુધી મીઠું નાંખીને કચુમરની લુગદી સાપના ડંસ ઉપર બાંધવી. એક લુગદી લીલા રંગની થઈ જાય એટલે તે કાઢી નાંખી ઉપર પ્રમાણેની બીજી લુગદી તૈયાર કરી બાંધવી તે પણ લીલા રંગની થઇ જાય એટલે કાઢી નાંખવી. આ પ્રમાણે તે લીલા રંગની થઇ જતી બંધ થાય ત્યાં સુધી વખતો વખત લુગદીઓ મુકયા કરવી આથી સાપ કરડેલા માણસને અવસ્ય ફાયદો થશે.

૨ સાપના ડંશ ઉપર કૃષ્ણ તુળસીના પાનનો રસ નવટાંક સુધી પાવો તથા કૃષ્ણ તુળસીનાં પાન ચવરાવવાં—દાંત સજ્જડ ચોટી ગયા હોય તો નાકે વાટે કૃષ્ણ તુળસીના પાનનો રસ પાવો, અને હાથ અને પગનાં તળીઆં ઉપર કૃષ્ણ તુળસીના પાનનો રસ ચોપડવાથી સાપ કરડેલા આદમીને સારો ફાયદો થશે.

**કોલેરા** તથા ત્હેના જેવા પ્રકારના ઝાડા ઉલટી થાય ત્યારે કરવા યોગ્ય તાતકાલીક ઉપાયઃ—ડુંગળીનો રસ ૨ ના ભાર, કપુરનો અર્ક ટીપાં ૨, આદાનો રસ ૨॥ ના ભાર આ મીશ્રણ તૈયાર કરી દર અડધા કલાકે થોડા પ્રમાણમાં આપતા જવું. દરદ ઘટતું થાય એટલે દવાનો વખત લંબાવી પ્રમાણ કમી કરતા જવું આથી અવશ્ય સારો ફાયદો થશે. હીંગનો અર્ક ન મળે તો ચોખ્ખી હીંગ ચોખાના દાણા જેટલી ચાલશે.

મહુધા નિવાસી.

ક્ષય-કંઠમાળ પ્લેગ—આ રોગ ઉપર લસણની કળીઓ તો. ૧ થી ૨ ભાર સુધી ઘીમાં તળીને ખાવાથી મટે છે. કંઠમાળની કે પ્લેગની ગાંઠ ઉપર લસણનો રસ ચોપડવાથી મટી જાય છે. ( એક અમેરીકન ડૉક્ટર ).

**સાપના ડંખનો અનુભવી ઉપાય**—એક માણસને મોટો કાળોતરો ઝેરી સાપ કરડયો હતો અને ઝેર ચડતું હતું. તેને ડંખ આર્યો પછી અર્ધો કલાકે વાંઝણી કંટોલીનો કંદ આશરે દોઢેક તોલા જેટલો પાણીમાં વાટીને પાઈ દેવાથી બે ત્રણ મીનીટે સખત ઉલટી થઈ, પછી બીજી ઉલટી થઈ અને દશેક મીનીટમાં સાપનું ઝેર ઉતરી ગયું.

વળી સાપના ઝેર ઉપર કપીલાદનો દાંડો વાટીને બેથી ચાર તોલા સુધી પાવાથી, તેમ અંકોલીનાં મૂળ વાટીને પાવાથી સાપનું ઝેર તુરત ઉતરી જાય છે. તેમજ ખાખરાનાં મૂળ ઉપરની છાલ વાટી તેનો તાજો રસ ચારથી દસ તોલા સુધી પાવાથી સાપનું ઝેર ઉતરી જાય છે.

( પઢીયાર ).

ત્રિકાળ જ્ઞાન પ્રાપ્ત કરવાની ઉત્તમ તક. પહેલી આવૃત્તિ ખપી ગઇ.
બીજી આવૃત્તિ થોડાજ વખતમા બહાર પડશે.

# ભવિષ્યવેત્તા.

તમારે ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની હકીકત જાણવી હોય, કાળ દુકાળ, અનાજના ભાવ, વરસાદ વરસસે કે કેમ ? દરેક માણસની જીંદગીના સુખદુઃખનો અહેવાલ, કયો ધંધો કરવાથી ફાયદો થાય વિગેરે હકીકત આગળથી જાણતાં શીખવું હોય, જ્યોતિષ શાસ્ત્ર સામુદ્રિકશાસ્ત્ર, સ્વરોદય શાસ્ત્ર, અને રમળ શાસ્ત્રમાં નિપુણ બનવું હોય તોજ આ મંગાવો.

આ પુસ્તકનો દરેક માણસ લાભ લે તેટલા માટે પુસ્તકના કદ, કાગળ, બાઇન્ડીંગ અને પુસ્તક બનાવવામાં થયેલી તન, મન અને ધનની મહેનત તથા ખર્ચ સામું ન જોતાં માત્ર કીંમત રૂ. ૩–૦–૦ રાખી છે પો. ૦–૩–૦ જુદું. પોઠું સોનેરી પુઠું: જાડા ગ્લેઝ કાગળ.

જેઠાલાલ દેવશંકર દવે.
વ્યવસ્થાપક ભાગ્યોદય રીચીરોડ—અમદાવાદ.

---

રૂા. ૨૫ ખર્ચતા ન મળે તે પુસ્તક માત્ર રૂ. ૧–૮–૦ માંજ તૈયાર છે.

# સરવે, રેવન્યુ અને ફોજદારી કાયદાનું જુથ.

બીજી આવૃત્તિ.

આ પુસ્તકમાં ઇંડીઅન પીનલકોડની અગત્યની કલમો. ક્રીમીનલ પ્રોસીજર કોડ, ડીસ્ટ્રીક્ટ પોલીસ એક્ટ, વિલેજ પોલીસ એક્ટ, ઢોર એક્ટ, લેન્ડરેવન્યુ કોડ તે ઉપર થયેલી રૂલ, મામલતદાર કોર્ટ એક્ટ, રેકર્ડ ઓફ રાઇટસ એક્ટ, ગામના નમુના, તાલુકાના નમુના, સરવેની રૂલ, સર્કલ ઇન્સ્પેક્ટરની રૂલ, અફીણનો એક્ટ, આબકારી એક્ટ, મીઠાનો એક્ટ, વતન એક્ટ વિગેરે ૨૦ કાયદાઓનો સમાવેશ કર્યો છે. દરેક માણસે હંમેશાં પાસે રાખવા લાયક અને ઘણું જ ઉપયોગી છે. જેના સંબંધમાં સેંકડો વિદ્વાનોના સર્ટીફીકેટ મળ્યા છે.

જે અભિપ્રાયો સ્થળ સંકોચથી આપી શક્યા નથી. પુસ્તકની કિંમત રૂ. ૧–૮–૦ પો. રૂ. ૦–૩–૦ જેઠાલાલ દેવશંકર દવે. મુ. અમદાવાદ. (ગુજરાત)

---

## વૈદ યાને વૈદક ભાગ ૧ લો અને ૨ જો.

આ પુસ્તકો હાલમાંજ બહાર પડયાં છે છતાં તે એકદમ થોડાજ વખતમાં ખપી જવા આવ્યાં છે તેજ તેની લોકપ્રિયતા અને ઉત્કૃષ્ટતા સિદ્ધ કરી બતાવે છે.

આ પુસ્તકમાં તમામ રોગ મટે એવા ઓષધો આપવામાં આવ્યા છે. આ ઓષધો અકસીર વનસ્પતિમાંથી તે શી રીતે બનાવવાં તથા કઇ દવા કયા કયા રોગ મટાડે છે તે તથા ભસ્મો, માત્રાઓ, ગુટિકાઓ વિગેરે દવા કઈ કઇ વનસ્પતિની કેવી રીતે બનાવવી તે દરેક સમજી શકે તે પ્રમાણે ગુજરાતી ભાષામાં ચરક, સુશ્રુત, વાગભટ, શારંગધર; ભાવપ્રકાશ અને નિઘંટ જેવા મહાન ગ્રંથોમાંથી લખવામાં આવ્યું છે. આ પુસ્તક રૂ. ૫) ના વૈદક પુસ્તકની બરોબરી કરી શકે છે. પુસ્તકની કિંમત દરેક ભાગની માત્ર રૂ. ૦–૧૨–૦ પો. રૂ. ૦–૩–૦ બંનેની સાથે ફી. રૂ. ૧.

વૈદક ભાગ ૧ મંગાવ્યો તે વાંચી જેનાં વૈદક સંબંધી તે ઘણું સારૂ જ્ઞાન આપે છે અને આ પત્ર વાંચી તેનો બીજો ભાગ એક નકલ વી. પી. થી મોકલશો.

લી. રામજી દરજી મુ.—નાગલપુર—કચ્છમજાર.

લખો—જેઠાલાલ દેવશંકર દવે-અમદાવાદ.

# માસ્ટર ઑફ નોલેજ.

આ નામનું પુસ્તક થોડાજ વખતમાં બહાર પડશે, તે પુસ્તક ઉપરથી દરેક માણસ સારી રીતે લખતાં વાંચતા આવડે તેવું ઇંગ્રેજી, મરાઠી, હિંદી, ગુજરાતી, બંગાળી અને સંસ્કૃત શીખી શકે છે ગમે તેવા માણસ હશે તો પણ આ પુસ્તક ઉપરથી માત્ર ૭ માસમાંજ ઉપરની ભાષાઓનું જ્ઞાન સારી રીતે મેળવી શકશે, માસ્તરની જરૂર પડતી નથી.
તેની કીમત માત્ર રૂ. ૫), પણ અગાઉ નામ નોંધાવનારને માત્ર રૂ. ૩) પડશે.

અમારા તરફથી થોડા વખતમાં સ્ત્રી ઉપયોગી

## સ્ત્રીહિતશિક્ષા

નામનું એક અતિ ઉપયોગી પુસ્તક પ્રગટ થશે.

આ પુસ્તકની અંદર સ્ત્રીઓનું કર્તવ્ય શું છે, સ્ત્રીઓની માતા, પિતા, ભાઈ, પતિ, અને બાળકો પ્રત્યે શી શી ફરજ છે, સ્ત્રીઆએ ગૃહમાંજ સ્વર્ગનું સુખ અનુભવવું હોય પોતાના બાળકના અને પતિના રોગો તમામ સ્ત્રીરોગોનું જ્ઞાન તે દૂર કરવાના સ્હેલા ઘરગતુ ઇલાજો ઉપરાંત અનેક વિષયોને આ પુસ્તકમાં દાખલ કરેલા છે. તેના દરેક મનુષ્યે ગ્રાહક થઈ પુસ્તક પોતાની પાસે રાખવું જોઈએ તે દરેક મનુષ્યને પુરૂષ અને સ્ત્રી ગમે તેને ઘણુંજ ઉપયોગી થઇ પડશે તેની કીમત રૂ ૨-૦-૦ પો ૦-૩-૦ પણ અગાઉથી ગ્રાહક થઇ હાલ માત્ર નામ નોંધાવનારને તે માત્ર રૂ. ૧-૮-૦ માંજ મળશે

અધિપતિ ભાગ્યોદય—અમદાવાદ.

---

## દવે કેમીકલ વર્કસની કિંમતી દવાઓ.

### ગરીબ અને તવંગર તમામને ખરૂં પુરૂષત્વ દેનાર.

**राजवंशी याकुती**—રાજા રજવાડા અને ધનવાન માણસો માટે શક્તિના અમુલ્ય દવા જેની કીમત દશ દશ, પંદર પંદર રૂપિઆ કેટલાક વૈદ્યો લે છે તેજ યાકુતી શુદ્ધ વનસ્પતિનીજ બનાવી અમે ડબી ૧ની માત્ર રૂ ૫,જ કિંમત રાખી છે, ધાતુગતના તમામ રોગ મટાડી ખરૂ પુરૂષાતન આપે છે આ મણધમા ૯ જાતે સરટીફીકેટો મળ્યાં છે. માત્ર વાપરી ખાત્રી કરવા ભલામણ છે, ગમે તેવા નપુંસકપણાને પ્રાસ પુરૂષ ખરૂ પુરૂષત્વ મેળવી સુખની મોજ ભોગવે છે

**नपुंसकत्वहारी लेप**—ગુહ્ય ભાગની કમજોરી દુર કરી નપુંસકપણુ મટાડી ખરૂ પુરૂષાતન આપી અખુટ શક્તિ આપી પુરૂષત્વ પ્રાપ્ત કરાવે છે. ડબીની કીં. રૂ. ૩-૦-૦ પો. ૦-૪-૦ હજારો દરદીઓએ ફાયદો મેળવ્યો છે માટે ખાત્રી કરવા ભલામણ છે.

**वन्ध्या रोग निवारण गुटिका**—મગાવી ઉપયોગ કરો, માત્ર એકવાર ધૈર્ય ધરી શ્રદ્ધા રાખી આજેજ वन्ध्या गुटिका મંગાવો, અને વાપરો. નિરાશ ન થાવ એકવાર અનુભવ તો કરો. આ અનુભવ સાચોજ પડશે અને આ वन्ध्यागुटिका થી અવશ્ય તમારી સ્ત્રીને પ્રજા થશે આ એક નિર્મોલ્ય વાત ગણી કાઢી નાખશો નહિ, જે કારણથી સ્ત્રી ગર્ભ ધારણ કરી શકતી નથી તેને આ દવા મટાડીગર્ભ સ્થાન ગર્ભ ધારણ કરી શકે તેવું બનાવે છે ડબી ૧ ની કીમત રૂ ૪-૦-૦ પોષ્ટ ૦-૪-૦

**જુલાબની ગોળી**—માત્ર બે ગોળી ખાવાથી જુલાબ થાય છે. જેટલી ગોળી ખાય તેથી એક વધારે એટલા જુલાબ થાય, ગળધરી બળતી નથી, મુખ સ્વાદિષ્ટ થાય છે. પેટમાં અમળાટ થતો નથી નાના બાળકને ૦। ગોળી ૭ ના ગોળાથી સુખ જુલાબ થાય છે ડબીની કીં ૦-૮-૦.

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.

**વધરાવળ ગુટિકા**—આની દરરોજ બબ્બે ગોળી દીવેલ શ. ૧) ભાર સાથે ખાવી. સવાર તથા સાંજ એ વખત આ દવા ખાધાથી વધરાવળ, આંતરડાનું ઉતરવું અંતરગળ અને સાંરણુ ગાંઠ મટે છે. ઘણી અકસિર છે ડબીની કીં. રૂ. ૨) ચોપડવાનો મલમ કી. ૦–૮–૦. સવાર સાંજ આ દવા ચોપડવી. કી. ૦–૮–૦.

**બરોળ નિવારણ ગુટિ**—પેટનું ફુલી જવું, બરોળની ગાંઠ, પાંડુરોગ કમળો અને કમળી મટાડી લોહી શુદ્ધ કરે છે. સવારમાં બે ગોળી ખાવી. ડબીની કી, રૂ. ૧)

**દમ શ્વાસ નિવારણ ગુટિકા**—દમ, શ્વાસ, કફ અને ઉદરસ ઉપર અક્સિર નીવડી છે. રોજ સવારમાં બે ગોળી મદ તથા સાકર સાથે ખાવી. ડબીની કીં રૂ. ૩)

**કોઢ નિવારણ ગુટિ**—આ દવાથી ધોળા કોઢ મટે છે. બે ગોળી સાંજે ગળો તથા બાવચીના રસમાં ખાવી. મરચાં, તેલ, આંબલી ખાવી નહી. ડબી. ૧ ની. કિં રૂ. ૩). પો. ૦–૪–૦. **ચોપડવાનો મલમ**—ડબીની કી. ૦–૮–૦.

**ધા તેલ**—વાગવાથી થયેલો ધા અને ચાંદાં તથા ગુમડાં મટી રૂઝ લાવે છે. આ તેલ વાગેલા જખમ ઉપર લગાવી ઉપર રૂ દાબી પાટો બાંધવો. બા. ૧ની કી. ૦–૪–૦.

**પેન હર બામ**—આ દવાથી માથાનો દુઃખાવો, વા, હાથ પગના સણુકા, સંધિવા, કળતર અને શુળ મટે છે. દુઃખતા ભાગ પર ઘસવું. બા. ૧ની કી. ૦–૮–૦.

**સુરમો**—આંખના તમામ રોગ મટાડી તેજ વધારે છે, ફુલ છારી અને રતાંધળાપણું મટે છે. તોલાની કી. રા. ૧)

**આંખના ટીપાં-આઇડ્રોપ્સ**—દુઃખવા આવેલી આંખો મટે છે. કીં. ૦–૪–૦.

**દવેનું બાલામૃત**—બાળકોના તમામ રોગ મટાડી શરીર પુષ્ટ કરે છે. રોજ બબ્બે ટીપાં દિવસમાં ત્રણ વખત નવટાંકથી પાશેર દુધ સાથે પાવાં. કી. ૦–૮–૦.

**નેત્રફુલ નિવારણ ગુટિ**—ત્રણ વરસ સુધીનું ફુલ આ ગોળી આંજવાથી મટે છે. સવાર તથા સાંજ બે વખત ગોળી પાણી સાથે ઘસી આંખમાં આંજવી. વળી ઝાંખ, છારી અને પડળ મટે છે. ડ. ની. કી. રૂ. ૧).

**પ્રમેહપીલ્સ**—દરરોજ બે ગોળી મદ સાથે ખાવાથી તમામ પ્રકારના પ્રમેહ, પથરી, મુત્રના રોગો મટાડી શરીર પુષ્ટ કરે છે કી. રૂ ૨–૦–૦

**હરસ નિવારણ તેલ**—હરસ ઉપર લગાવવાથી વગર ઈલાજે હરસ ખરી પડે છે. પંદર દિવસ સુધી આ દવા રૂનું પુમડું બોળી હરસ ઉપર ચોપડવી. જરાએ બળતરા થતી નથી અને પંદર દિવસે હરસ ચીમળાઇને ખરી પડે છે. એક અજાયબી પમાડે તેવું તેલ છે. બા. ૧ ની કીં રૂ ૧. અને **હરસ ગુટિકા** ખાવાથી હરસ મટે છે. કી. રૂ. ૩

**દીલ પસંદ વોટર**—મુખ ઉપર જુવાનીમાં થતા ખીલ, મસા, અને કરોળીઆ મટાડી મુખનો ચ્હેરો આકર્ષક અને ગુલાબી બનાવી સૌંદર્યતા આપે છે. કી. રૂ ૦॥

**દવેનો દાદરનો મલમ**—ગમે તેવી દાદર લાલ કે કાળી મટે છે તે ફરી થતી નથી દાદરપર મલમ રોજ ઘસવો. ડબીની કી. ૦–૪–૦.

**દવેનું એગ્યુમીક્ષ્ચર**—તમામ પ્રકારના તાવને માટે અકસિર ઈલાજ સવાર બપોર અને સાંજ ત્રણ વખત પાણી સાથે ચમચી ચમચી દવા પીવી. ગમે તેવો તાવ મટશે. બા. ૧ ની કીં. રૂ. ૦–૧૨–૦ ડઝન બા. ની કીં. રૂ. ૭).

**દવેનું કફ સીરપ**—દમ, શ્વાસ, ખાંસી, કફ અને ઉદરસ મટાડે છે. રોજ ત્રણ વખત અર્ધો ચમચો દુધ સાથે પીવું. કી. રૂ. ૧

**માથાનો પાવડર**—માત્ર બે ચપટી સુંઘવાથી માથું હલકું થઇ જાયછે. ડબીની કીં. રૂ ૦॥

દવે કેમીકલ વર્ક્સ–અમદાવાદ.

# JIVAN | જીવન | जीवन

તે આજ છે કે જે ઔષધના સેવનથી વૃદ્ધ ચ્યવન ઋષિ જુવાન બન્યા હતા.

તે ઉત્તમ દેશી વનસ્પતિનું બને છે. તેમાં એક પણ નુકશાનકારક વસ્તુ આવતી નથી. તે સ્વાદિષ્ટ અને નિર્ભય છે, તે પુરૂષ, સ્ત્રી અને બાળક સર્વના રોગોને જડમૂળથી મટાડે છે.

નબળાઈ, પાંડુ, ખાંસી, ક્ષય, સંગ્રહણી, મરડો, અમ્લપિત્ત વંધ્યા દોષ, નપુંસકપણું તથા ધાતુવિકારના દરદો મટાડી વિર્ય અને શક્તિ આપવામાં તો આ એકજ દવા સર્વોત્તમ અને નિર્ભય નિવડી છે. મગજનું કામ કરનારા માટે તો એક ઉત્તમ રસાયન છે. બુદ્ધિ, યાદશક્તિ અને કાંતિને વધારે છે. ડબાની કી. રૂ. ૧–૮–૦ એક વાર વાપરી ખાત્રી કરવા ભલામણ છે.

## રક્ત શોધક—देशीसारसापरेला.

આ પ્રવાહી દવા દેશી તાજી વનસ્પતિમાંથી બનાવવામાં આવે છે. લોહી બીગાડ તથા ચામડીના તમામ દર્દોમાં આ દવા અકસીર નીવડેલ છે. ઉપદંશ એટલે ગરમીના અને લોહી બિગાડના અનેક વિકારોને મટાડી લોહી સુધારે છે. ઉપદંશના સાંધા, ગળાની ગાંઠો, નાસુર, ભગંદર, વિસ્ફોટક, ચાંદી, ચાઠાં, વ્રણ વગેરેને મટાડી રૂઝ લાવે છે. કિંમત શીશીનો રૂ. ૧.) ચાર બાટલીના રૂ ૩–૦–૦

**द्राक्षासव**—આ 'દ્રાક્ષાસવ' નો ખાસ ગુણ પાચનક્રિયા, લોહી તથા શક્તિ વધારવાનો છે. અતિ ક્ષીણ થએલા દરદીને આપવાથી તે એકદમ હુશીઆરીમાં આવે છે. લોહીની મંદ પડેલી ગતિને વધારી છાતીને જોર આપે છે. છાતીનો દુઃખાવો, હૃદયનો રોગ (દિલ ), ખાંસી તથા ક્ષયમાં સારી મદદ કરે છે. શૂળ, સુંક, હેડકી, આફરો, ગોળો, અને ઝાડાનો કબજો વગેરે પાચનની વિક્રિયાના દરદોને મટાડી ખોરાકને પચાવે ચેનફીસર અને પોર્ટવાઇનની બરોબરી કરનાર આ એક જ દેશી દવા છે. તેમાં બીલકુલ નિશો આવતો નથી. આ દ્રાક્ષાસવ દારૂના વ્યસનમાં ડુબતાં અને ક્ષીણતા પામતા મનુષ્યોને બચાવી તેમને તદુરસ્ત બનાવે છે. રતલ ૧ નો રૂ ૧–૮–૦

**दवेनुं वालविनाशक तेल**—આ એક અજાયબી પમાડે તેવું તેલ છે. તેનાથી બળતી નથી, ચામડી કાળી પડતી નથી તેમજ ખરાબ વાસ આવતી નથી, પરંતુ વાળ કાઢવાની જગ્યા ઉપર લગાવવાથી તે જગ્યાના વાળ વગર અડચણે એક મીનીટમાં ખરી પડે છે, અને ચામડી સાફ જણાય છે. ઉપરાંત વીંછી ઉતારે છે, ખસ દાદર અને ખરજવું મટાડે છે. બા. ૧ની કીં. ૦–૮–૦ ત્રણ બા ની કીં. ૧–૪–૦ પો. ૦–૪–૦.

**क्षय निवारण गुटिका**—ક્ષય એટલે શરીર ઘસાતું ચાલ્યું હોય તે ઘસારાને અટકાવી શરીરમાં તાકાત ભરવા માટે આ ગોળીઓ ઘણીજ અકસીર માલમ પડેલી છે. તેની સાથે તે નીચેના દરદોને મટાડી શકે છે.

છાતીની નબળાઈ, હૃદય એટલે હાર્ટનો થડકો, ફેફસાંની નબળાઇ, શ્વાસ તથા ખાંસી, જીર્ણતાવ તેમજ ક્ષય સાથેનો તાવ, મગજની અશક્તિને મટાડી જ્ઞાન તંતુઓને જોર આપે છે. સામાન્ય રીતે શરીરના ત્રણે દોષને સમાનતામાં લાવીને ઘણાંક દરદોની શાંતિ કરે છે. કિંમત ગોળી ૧૦૦ ની ડબીના રૂ. ૩–૦–૦

**हेर ग्रो ओइल**—વાળને મજબુત બનાવી લાંબા વધારે છે. માથાના ખોડાથી ઉંદરીથી કે ટાલથી વાળ ન ઉગતા હોય તો આ તેલનો ઉપયોગ કરવાથી વાળ ઉગે છે, દાઢી મુછ જ્યાં વાળ ન ઉગતા હોય ત્યાં આ તેલ લગાવવાથી વાળ ઉગે છે. લાંબા અને કાળા ભમર જેવા સુંવાળા અને નરમ રેશમ જેવા વાળ વધારવાની ઇચ્છા રાખનાર સ્ત્રી પુરૂષે આ તેલનો અનુભવ કરવા ખાસ ભલામણ છે. તેની બનાવટ ગાસતેલીઆ તેલની નથી પણ ચોખ્ખા તલના તેલની છે જેથી માથામાં નુકશાન ન કરતાં ઠંડક આપે છે. વળી સુગંધમાં પણ ભરપુર છે. બા. ૧ની કીં રૂ. ૧–૦–૦. **દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.**

# दवे केमीकल वर्क्स. अहमदाबाद.

प्रोप्रायटर

जेठालाल देवशंकर दवे तंत्री भाग्योदय. अमदावाद.

આ ફારમસીમાં બનતી દવાઓનો સરકારમા રજીસ્ટર થએલ




પોતાને, પોતાના સ્ત્રી છોકરાંને કે સબધીઓનેકોઇ પણ રોગ થયો હોય, વૈદો અને ડાકટરોની દવાઓ કરી કરીને થાકવા છતા પણ કોઈ ગુણ થયો ન હોય, અને જાહેર ખબરો વાંચી દવા મગાવી પૈસાની બરબાદી કરી હોય છતા પણ રોગ ન મટતો હોય તો ગભરાવુ નહિ, હિંમત હારી જવી નહિ. પરંતુ પોતાના તે તમામ દરદની હકીકત અમને લખી જણાવવી કે જેથી અમે તે દરદ મટે તેની સલાહ અને ઉપાયો વેદ ભેદાં મફત લખી મોકલીશું

સ્ત્રીઓના કે પુરૂષોના ગુપ્ત દરદો વિષે અમને લખી જણાવતા કોઇ પણ શકા કરવી નહિ, કારણકે તે પત્રો અમે ખાસ ખાનગીજ રાખવામાં આવે છે અને તેના અસરકારક ઉપાયો બતાવવામા આવે છે

## આ ફાર્મસીનાં ઔષધો સર્વત્ર લોકપ્રિય થયાં છે

# JIVAN. જીવન जीवन

॥ यस्य प्रयोगात् च्यवनोऽभूत् पुनर्युवा ॥ चरक

"જે ઔષધના સેવનથી વૃદ્ધ ચ્યવનમુનિ જુવાન જેવા બળવાન થયા હતા"

## તે નીચેનાં કારણોથી સર્વોત્તમ હોવાનો દાવો કરે છે.

૧ આ **જીવન** જીવનીય ગણની ઉત્તમ દેશી વનસ્પતિઓનું બને છે

૨ આ **જીવન** એક પણ નુકસાનકારક વસ્તુ રહિત હોવાનો દાવો કરે છે

૩ આ **જીવન** સ્વાદિષ્ટ હોવાની સાથે નિર્ભયપણે વાપરી શકાય છે

૪ આ **જીવન** પુરૂષો, સ્ત્રીઓ તેમજ બાળકો સર્વને ગુણ કરવાવાળુ છે.

૫ આ **જીવન** ધીરજથી સેવવાથી તે રોગ મટાડી આરોગ્ય આપે છે

ટુકામાં શરીરના જુદા જુદા વિકારો પર અસર કરનારી દવાઓ તો ઘણી છે, તથાપિ શરીરના મુખ્યમુખ્ય વિકારોને નિયમમાં લાવવામાં શરીરમાં નિરોગીપણાનાં તત્વો વધારવામા, પ્રકૃતિને સમાન યોગમા લાવી, લોહી, વીર્ય તથા શક્તિ ભરવામાં અને નબળાઇ, પાંડુ, ખાસી, ક્ષય, સંગ્રહણી, મરડો, અમ્લપિત્ત વ ધ્યાદોષ, નપુસકત્વ તથા ધાતુવિકારના દરદો મટાડવામા

## આ જીવનની બરોબરી કરનાર એક પણ દવા નથી.

કિંમત—ન ૧–તવી ડબાની રૂ ૧–૮–૦ પો ૦–૫–૦

અમદાવાદથી વકીલ મી ભાઈલાલભાઈ એમ. બી એ એલ એલ. બી લખે છે કે જીવન ઘણુ પૌષ્ટિક છે

ખડરો (સીધ) થી કામેશ્વર નથુરામ લખે છે કે તમારી દવા જીવનથી ફાયદો થયો છે.

મુંબાઈથી જી. એન. દીવનાલા લખે છે કે તમારી દવા જીવનથી મારૂ શરીર રૂષ્ટપુષ્ટ થયું છે આવા અનેક અભિપ્રાય મળ્યા છે

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ

## विस्फोटक पील्स.

આ ગોળીઓથી વિસ્ફોટક, મસા, ચાંદી શરીરપર ગરમીના ચકામાં પડી જવાં, ઉપદંશ અને ગરમીના તમામ રોગ તથા પત પણ મટે છે. ગમે તેવી દવા કરી કરીને થાકયા છતાં ન મટે તો તુરત મંગાવો. હજારો દરદીને ફાયદો થયો છે. ડબી ૧ ની કીં. રૂ. ૨.

સવારમાં બે ગોળી મધ સાકર સાથે ખાવી.

મુંબઈથી સુથાર મકન વલ્લભ લખે છે કે, મને થયેલ ગરમીનો રોગ વિસ્ફોટક ઘણી દવાઓ કરવા છતાં ન મટયો તે તમારી દવાથી મટયો છે માટે ૧ બીજી ડબી વી. પી. થી મોકલો.

## प्रमेह पील्स.

આ દવાથી વીસ જાતના પરમીયા, અને સાકરીઓ-મીઠો-પ્રમેહ પણ મટે છે. ઉપરાંત પેશાબના દરદો, મૂત્રકૃચ્છ, મૂત્રાઘાત, પેશાબે લાલ બળતી, પેશાબે ધાતુ જવી, કાંકરી અને પથરી પણ મટે છે. ડબી ૧ ની કીં. રૂ. ૨.

સવારમાં બે ગોળી મધ સાકર સાથે ખાવી. ગરમ પદાર્થો ન ખાવા.

ખડરો (સીંધ) થી કામેશ્વર નથુરામ લખે છે કે, આપની પ્રમેહ પીલ્સથી જુનો પ્રમેહ મટયો છે ઘણી દવાઓ કરવાથી નિરાશ થયેલા અને પૈસા ખુટી પડેલા પણ આ દવાથી આરામ થયો છે માટે બીજી ડબી વી. પી. થી મોકલો.

## प्लीहा पील्स.

આ દવાથી બરોળ, પાંડુરોગ શરીર પીળું પડી જઈ ધોળી પુણી જેવું થવું, કમળો, કમળી, કલેજામાં થયેલા લોહીનો જમાવ, મંદાગ્નિ, અને કલેજાના બીજા રોગો તથા હાથપગ ને પેટના સોજા મટે છે. માત્ર ૧ થી ૪ ગોળી દુધ સાથે કે, સાટોડીના ઉકાળા સાથે દિવસમાં બે કે ત્રણ વખત લેવી. ડબી ૧ની કીં. રૂ. ૧)

## दम-निवारण गुटि.

દમનો રોગ આ દવાથી મટે છે. અને તેવી અસાધ્ય દમ, ઉધરસ, ખાસી, હેડકી, અને શ્વાસ ઉપર આ દવા અકસિર છે. ડબી ૧ ની કીં. રૂ. ૩. દરરોજ સવાર, બપોર અને સાંજે એકેક ગોળી મધ સાથે ખાવી.

ધોળકાપુરથી નારણજી ત્રીકમજી લખે છે કે આપની દમની દવાથી મને થયેલ દમનો વ્યાધિ નિર્મૂળ થયો છે તેથી ઉપકાર માનીએ છીએ.

## हरस नाशक गुटि.

ગમે તેવા સુકા કે દુઝતા હરસ, જુના કે નવા હોય, બહુ બહુ ઉપાયો કરતાં ન મટતા હોય તો આ દવા જરૂર વાપરો આ દવાથી તમામ પ્રકારના હરસ મટે છે. અનુભવ સિદ્ધ ઉપાય છે. ડબી ૧ ની કીં. રૂ. ૩.

સવારમાં બે ગોળી છાસ સાથે ખાવી. ગરમ પદાર્થો ન ખાવા.

હરસ તેલ-આ તેલ હરસ ઉપર લગાડવાથી હરસ વગર કપાએ, વગર બળતરાએ પંદર દીવસે ખરી પડે છે. બાટલી ૧ ની કીં. રૂ. ૧.

હૈદ્રાબાદથી કેશરમલ તેજમલ લખે છે કે, મને થયેલ હરસનું દરદ ઘણા ઉપાય કરવા છતાં ન મટવાથી નિરાશ થયેલો પણ, તમારી દવાથી નિર્મૂળ થયુ છે તેથી ઉપકાર માનું છું.

## प्रदर पील्स.

સ્ત્રીઓને ગુહ્ય ભાગમાંથી, ધાત જવી, પાણી વહેવું કે લોહી વહેવું, લોહી ના, થયો હોય તો તેને તથા રક્તપ્રદર તથા શ્વેત પ્રદરને આ દવા ખાવાથી મટાડે છે. ડબી ૧ ની કીં. રૂ. ૨.

સવારમાં ચોખાના ધોવરામણ અને સાકર સાથે બે ગોળી ખાવી

મુંબાઈથી દેવચંદ નારણજી લખે છે કે, આ દવાથી મારી સ્ત્રીને થયેલ લોહીવા, પ્રદર બહુ દવાઓ કરવા છતાં ન મટતો હતો તે મટી ગયો છે માટે ઉપકાર માનીએ છીએ.

## क्षय निवारण गुटि.

શરીરમાં થયેલ અસાધ્ય ગણાતો ક્ષય રોગ આ દવાથી મટે છે. શરીર સુકાઈ ગયું હોય, ખવાતું ન હોય અને દહાડે દહાડે શરીર ગળતું હોય, અશક્ત થતું હોય; છાતીની, હૃદયની, ફેફસાની નબળાઈ, શ્વાસ, ખાંસી, જીર્ણ તાવ અને ક્ષયને મટાડી કૌવત આપે છે. ડબી ૧ ની કીં. રૂ ૩

રૂવાથી નારણ ઉકા લખે છે કે, આપની ક્ષયની દવા ઘણી અકસિર નીવડી છે જેથી હું આભાર માનુંછુ. અને એ બાબત હું મારા મિત્રોને ભલામણ કરૂંછુ.

## राजवंशी याकुति.

ધાતુગત તમામ રોગો મટાડી, ખરૂં પુરૂષાતન અને શક્તિ આપી, વીર્યનો વધારો કરી, ગુહ્યેન્દ્રિયની શિથિલતા મટાડી સતેજ કરવામાં આ દવા સર્વોત્તમ છે નપુંસકપણાને આમ મનુષ્યોને આશિર્વાદ સમાન છે. ડબી ૧ ની કી. રૂ ૫.

## नपुंसकत्वारि लेप.

આ લેપ ગુહ્ય ભાગ ઉપર લગાવવાથી ગુહ્યેન્દ્રિય સતેજ થાય છે અને નપુંસકપણું મટી ખરી જુવાની આમ થાય છે.

કી ડબી ૧ ની રૂ. ૩.

## संग्रहणी पील्स.

આ દવાથી સંગ્રહણી મટે છે, વારંવાર ઝાડા થવા, ખાધુ ન પચવુ, અરૂચિ, શરીર ગળી જવુ, વિગેરે દરદો મટાડી, સંગ્રહણીનો નાશ કરી શક્તિને આપે છે. તમામ પ્રકારના ઝાડા મટાડે છે ડબી ૧ની કીં રૂ ૨–૦–૦

પેટલાદથી ખોજા જમાલ અબ્દુલા લખે છે કે, મારા એક મિત્રને સંગ્રહણીનો રોગ થયો હતો, અને પાણી લાગ્યુ હતુ તે આપની દવાથી મટયુ છે

## वातहरपील्स.

ગમે તેવો વા, સંધવા, પક્ષાઘાત, હાથ પગનું રહી જવુ, સણકા નાંખવા વિગેરે તમામ પ્રકારના વા આ દવાથી મટી જાય છે. સવારમાં બે ગોળી દુધ અને દીવેલ સાથે ખાવી. ડબી ૧ ની કીં ૧ ૨.

### वातारि लेप.

વા ઉપર આ લેપ ચોપડવાથી વા મટી જાય છે. બા ૧ ની કીં રૂ. ૦॥.

## वघरावळ पील्स.

સારણ ગાંઠ, વધરાવળ, આંતરડું ઉતરવુ, અતરગળ—આ દવાનો ચાલુ ઉપયોગ રાખવાથી ૧ માસમા મટે છે

રોજ સવારમા બે ગોળી દીવેલ અને દુધ સાથે લેવી ડબી ૧ ની કીં. રૂ. ૨.

### વધરાવળ લેપ.

આ લેપ વધરાવળ કે સારણગાંઠ ઉપર ચોપડવાથી મટે છે ડબીની કીં રૂ ૧)

## टोनीक पील्स.

ધાતુગત વિકારો મટાડી, વીર્યની વૃદ્ધિ કરી, પુરૂષત્વ આપે છે હાથ પગનું કળતર, માથાનો દુ:ખાવો, કેડો ફાટવી અને ઈંદ્રિયની શિથિલતાને મટાડી જુવાન જેવુ બળ આપે છે ડબી ૧ ની કીં રૂ ૧

સવારે ૧ ગોળી દુધ સાથે, બપોરે ૧ ગોળી જમ્યા પછી અને સાંજે એક ગોળી સુતી વખતે ખાઈ ઉપર દુધ પીવુ.

## फीवर पील्स.

ગમે તેવા, ટાઢીઆ, ઉનીઆ, એકાંતરીઆ, રોજના, અને ચોથીઆ તાવને માટે આ દવા ઉત્તમ છે

ગમે તેવો જુનો અગર નવો તાવ આ દવાથી મટી જાય છે

માત્રા ૧ થી ૪ ગોળી સાકર સાથે દર ત્રણ ત્રણ કલાકે લેવી. ડબી ૧ ની કીં. રૂ. ૧–૦–૦

## उन्मादहर पील्स.

ગાંડપણ, વાઈ, ચકરી, મૃગીવાયુ, અપસ્માર, મૂર્છા હિસ્ટીરીઆ વિગેરે દરદો આ દવાથી મટે છે

સવાર સાંજ બબે ગોળી દુધ સાથે ખાવી. ડબી ૧ ની કીં રૂ. ૨

ડોલકાથી મહેમદવુલા અબ્દુલા લખે છે કે, મારા ભાઇ ગાંડો થઇ ગયેલો તેને આપની ઉન્માદહર પીલ્સથી ફાયદો થયો છે.

## कुष्टहर पील्स.

આ દવાથી કોઢ મટે છે ધોળા કે લાલ કોઢ મટી ચામડી આવી જાય છે સવાર-સાંજ બબે ગોળી દુધ સાથે લેવી. ડબી ૧ની કી રૂ. ૩

### कुष्टहर लेप.

આ લેપ કોઢ ઉપર ચોપડવાથી ધોળા કોઢ મટી ચામડી આવે છે. કી. રૂ. ૧.

### जुलाबनी गोळी.

આ ગોળીઓથી ગળાગાં લાલ કે મરવરી બળતી નથી, પીક્ષાપુંટા થતા નથી અને બેચેની વગર ત્રેટ. ગોળી ખાય તેથી ખમણા જુલાબ થાય છે. અને મળ સાફ થાય છે. માત્ર ૧ થી ૪ ગોળી પાણી સાથે આપવી નાનાં છોકરાને ૧ થી ૨ ગોળી. ડબી ૧ની કીં. ૦-૮-૦.

## साचा मोतीनो सूरमो

આંખનું તેજ વધારી આંખોનાં દરદો મટાડી આંખોમાં ઠંડક આપે છે. તોલા ૧ ની કી. રૂ. ૧.

## माथानो पावडर

આ પાવડરથી દુખતા આવેલું માથુ, આદાશીશી અને મગજનો તપારો માત્ર એક ચપટી સુંઘવાની સાથેજ મટે છે. ડબી ૧ની કી. ૦-૮-૦.

## खरजवानो मलम.

ગમે તેવું સુકું કે લીલું ખરજવું ગમે તેટલું જુનું હશે તો પણ તે તદ્દન હઠમં-બીર આ દવાથી મટે છે. ખરજવાની દવા કરી કરીને થાકેલા હોય તેમને અજમાવવા ભલામણ છે. ડબી ૧ ની કીં ૦-૮-૦

સા જમનાદાસ નેમચંદ એડનથી લખે છે કે તમારી ખરજવાની દવાથી મારૂં ખ-રજવું મટી ગયું છે. માટે બીજી બા ડબ્બી મોકલો.

## वींछीनी दवा.

ગમે તેવો વીંછી કરડયો હશે તો પણ આ દવાનું એક ટીપુ ડંખપર મુકવાની સાથેજ વીંછી ઉતરી જાય છે. કીં. ૦-૪-૦

## मरडानी गोळी.

ઝાડા અને મરડા આ ગોળીઓથી મટે છે. ગમે તો લોહી કે પરૂ ઝાડે પડતું હશે કે પાતળા ઝાડા થતા હશે તોપણ આ દવાથી તુરતજ ઝાડા અને મરડા મટી જાય છે. માત્ર, ૨ થી ૩ ગોળી દહીં સાથે ખાવી. કી. ડબી. ૧ ની રૂ. ૦-૮-૦

## आइ ड्रोप्स.

દુખવા આવેલી આંખોને આ દવા એકજ દિવસમાં મટાડે છે. બા. ૧ ની કી. ૦-૪-૦. ગમેટીપાં આંખમાં નાંખવાં.

## दंत मंजन.

દાંત દુખતા હોય, હાલતા હોય, દાંતમાં સણકા નાંખતા હોય, અવાળું ફુલ્યુ હોય, અને દાંત વડેલા પડી જતા હોય તો આ દંતમંજન હાલજ કરવી વખતે દાંતે ઘસ-વાથી દાંતનાં તમામ દરદો, સણકા અને અવાળાં મટાડી, દાંતને મજબુત કરે છે. ડબી ૧ ની કીં ૦-૮-૦

## दादरनो मलम.

ગમે તેવી, વાદ કે કાળી દાદર, ઘણા ઘણા ઉપાય કરવા છતાં ન મટી હોય તો પણ તે આ મલમથી માત્ર એકજ દિવ-સમાં મટે છે આ મલમ દાદરને મટે રામ-બાણ છે, લાશ કે ગમે ત્યાં નથી કે ચામડી કાળી પડતી નથી મલમ ચોપડ-વાથી ઠંડક વળે છે કીં ૦-૪-૦

સોનગઢથી ધીરજરામ શિવશંકર લખે છે કે તમારી દાદરની દવાથી દાદર મટી ગઇ છે માટે બીજી ડબી ૫. પી. થી મોકલો

## खसनी दवा.

ગમે તેવી ખસ કાચી અને સુખસ આ દવા ચોપડતાંજ મટી જાય છે, ડબી ૧ ની કી ૦-૪-૦

## आनंदवटी.

ખાધું ન પચતુ, અજીરણ, ભૂખ ન લાગવી, અરૂચિ, આફરો, ગોળો ચઢવો, છાતીએ બળતરા, તળઅંધ વાયુ, બંધકોશ, વિગેરે દરદો મટાડે છે. ભૂખને ઉઘાડે છે, ખાધું પચવે છે. અને દસ્ત સાફ અને નિયમસર થાય છે. ડબી ૧ ની કીં. રૂા ૧

સવારમાં ૧ ગોળી પાણી સાથે ખાવી બપોરે અને સાંજે જમ્યા પછી એકેકી ગોળી ખાવી.

## अफीणनाशक गुटि.

અફીણીઓને આ દવા એક માસ ખાવાથી અફીણ છોડાવે છે ફરી દવા કે અફીણ ખાવાની જરૂર રહેતી નથી. અફીણમા પૈસા બરબાદ કરી શરીરને નુકશાન કરવા ઇચ્છતા મનુષ્યોએ જરૂર આ દવા વાપરી અફીણ છોડવા ભલામણ છે ડબી ૧ ની કીં રૂ. ૨

ઝીંઝુવાડાથી ગમયવતાર વખતગમ લખે છે કે આ દવાથી દસ વરસનું અફીણનુ બંધાણ મા ! પચીસ દીવસમાં છુટીગયું છે

## जय गुटिका.

આ દવાથી જે સ્ત્રીઓને રૂતુસ્ત્રાવ—અટકાવ ન આવતો હોય, તેને અટકાવ આવે છે. અનિયમિત અટકાવ આવતો હોય, અને વખતે દુઃખ થતું હોય તેને નિયમસર અટકાવ લાવે છે. અને પીડા મટાડે છે.

ડબી ૧ ની કીં રૂ. ૫

## कोलेरा पील्स.

ગમે તેવો કોલેરા, ઝાડો, ઉલટી, અને ગોટલા ચઢતા હોય, માથાનું થયું હોય, તેને આ દવા તુરત મટાડે છે.

આ પ્રમાણે ૪ ગોળી દર બબે કલાકે આદાના રસમા આપવી ડબી ૧ ની કીં રૂ ૧

## नेत्र फुलहर पील्स.

આંખના પડળ, ફુલ, ઝાખ, ઝારી, પડળ પરવાળા, રતાંધળાપણું અને મોતીઓ પડતો હોય તેને વગર વાઢકાપે આ ગોળીઓ આરામ મટે છે.

આંખના કોઇ પણ રોગ, ખીલ પડવા, આંખ દુઃખવી, પાંપણો ગળી જવી, વિગેરે વ્યાધિ આ દવાથી મટી તેજને વધારે છે.

ડબી ૧ ની કીં. રૂ. ૧

પાણી સાથે ઘસી ૧ ગોળી સાંજે અને સવારે આંખમાં આંજવી.

## वन्ध्या पील्स.

ગમે તેવી વંધ્યા સ્ત્રીને—જે સ્ત્રીને પ્રજા થતી ન હોય, એકવાર પ્રજા થઇ પછી પ્રજા થઇ જીવતી ન હોય તેવી વંધ્યા સ્ત્રીને આ દવાનું સેવન કરવાથી ગર્ભ ધારણ થાય છે અને પ્રજા થાય છે તે દીર્ઘાયુ થાય છે. ડબીની કીં રૂ. ૪

પ્રાંતીજથી મોની દલસુખરામ અમથારામ લખે છે કે તમારી વંધ્યા પીલ્સથી મારી સ્ત્રીને બીતકુલ પ્રજા થતી નહોતી તે તમારી વંધ્યા પીલ્સથી થઇ છે તેથી તમારા આભાર માનીએ છીએ

## कामरस गुटिका.

જે સ્ત્રીને વારંવાર પ્રજા થવાથી, તંદુરસ્તીની હાનિ થતી હોય તેવી સ્ત્રીને આ દવાનો ઉપયોગ કરવાથી પોતાના પતિ સાથે સંયોગ કરવા છતાં પણ ગર્ભ રહેતો નથી અને પ્રજા થતી નથી.

ડબી ૧ ની કીં. રૂ. ૫

## प्लेग कीलर.

આ દવા દર બબેકલાકે એકેક ચમચી પાણી સાથે પીવાથી પ્લેગ મટે છે. કીં. રૂ ૧

## प्लेगहर लेप.

આ લેપ—પ્લેગની ગાંઠપર ચોપડવાથી પ્લેગની ગાંઠ બેસી જાય છે. અને દરદી આરામ થઇ જાય છે. કીં ૧. ૧

## भगंदर लेप.

આ લેપ ચોપડવાથી ભગંદર અને નાસુર મટે છે. કીં. રૂ ૧

## दीलरंजन हेर ओइल.

આ તેલ અત્યંત ખુશબોદાર હોવાથી માથામાં નાખતાંજ તેની સુગંધ બે ત્રણ દિવસ સુધી જતી નથી, વાળ ચીકણા થતા નથી પરંતુ માથામાં ઠંડક વળે છે કીં રૂ. ૧.

ચંદ્રકળા હેર ઓઈલ. ૦–૫–૦

## हेरग्रो ओइल.

आ तेल तलना तेलमां देशी वनस्पतिनी दवाओ नांखी बनावेलुं छे. अत्यंत सुगंधदार होवा छतां ते लगाववाथी, वाळ खरी पडता नथी, वाळ काळा थाय छे, वाळ न उगता होय तो, उगाडी लांबा वधारे छे

वलसाडथी प्रेमशंकर दलपतराम लखे छे के तमारी हेरग्रो ओइलनी त्रण बाटली वापरवाथी फायदो थयो छे माटे बीजी त्रण बाटली वी. पी थी मोकलो

बा १ नी कीं. रु. १.

## घा तेल.

वागवाथी के पडी जवाथी गमे तेवो घा पडयो होय, लोही बंध न थतुं होय अने अत्यंत वेदना थती होय तो आ तेलनो पाटो बांधवाथी लोही बंध थई जल्दी आराम आवी जाय छे. बा. १ नी. कीं. ०-८-०

## सुखशांति लेप.

गमे तेवुं गडगुमड, भरनींगळ थयु होय, दवाथी न मटतु होय तो तुरतज १ लेप मंगावो तेनाथी गमे तेवां गुमडां अने हाथपगनु पाकवु तुरतज मटी जई आराम आवे छे. डबी १ नी कीं. ०-८-० डझननी कीं. रु. ५

ओडनथी भाणजी माधवजी लखे छे के तमारी सुखशांति लेपथी फायदो छे माटे फरी ०॥ डझन मोकलो

## मोहिनी हेर ओइल.

आ पण खुशबोदार तेल छे. माथामां नांखवाथी तेनी सुगंधथी माथु ठंडुं दीम जेवुं लागे छे. वाळ चीकणा पडता नथी के टाल पडता नथी कीं. ०-८-०

शांता हेर ओइल ०-४-०.

## दीलपसंद वॉटर.

आ सुगंधीदार वॉटर मुख पर लगाववाथी, मों उपरना खील, करोळीआ विगेरे मटाडे छे. अने मुखनी काळाश मटाडी खुबसुरत लावण्य आपे छे. बा. १ नी की. ०-८-०

डझन बाटलीनी कीं. रु. ५.

भरवेलीथी अमृतलाल पी. त्रीवेदी लखे छे के आपनी दीलपसंद वॉटरनी दवा वापरवाथी मारा मोंपरना तमाम फोल्लाओ अने खील जल्दीथी नाश थया छे. ए मने अनुभव थाय छे.

## बाधिर्य तेल.

कानना तमाम दरदो, कान पाकवो, सणका नांखवा, गणगणाट थवो अने बहेरापणुं आ तेलनां बमे टीपां कानमां नांखवाथी मटी जाय छे. बा १ नी की रु.१.

आंमळानुं तेल—चोखा तेलमांथी बनावेलुं ०-४-०.

डझन १ नी की. २-८-०.

## बालनाशक तेल.

वाळ उपर आ तेल लगाववाथी, पगर इजाओ वाळ एकज मीनीटमां खरी पडे छे, बळतरा बळती नथी के चामडी काळी के खरसट थती नथी पण वाळ नीकळी जई चामडी सुंवाळी अने ठंडी थाय छे. बा १ नी कीं. ०-८-०. डझननी की. रु. ५

बालनाशक पावडर—आ पावडर पाणी साथे मिश्र करी वाळ उपर लगाववाथी तुरतज वाळ खरी पडे छे. बळतरा बळती नथी. की. ०-१-० डझनना ०-८-०. ग्रुस १ नी की. रु. ४-०-०.

## बाळारोग्यवटी.

नाना बाळकोने थता दरदो, झाडो, उलटी, ताव उदरस, दम, ससणी, वराध अने मबारखी विगेरे बाळकोने तथा तमाम दरदो आ गोळी मद साथे चटाडवाथी मटी जाय छे. दरेक घरमां १ बाटली रहेवीज जोइए डबीनी की. ०-८-०.

## अमृत पान.

आ दवाथी गरमीना रोगो मटे छे. अने लोहीनी शुद्धी थाय छे अने ताव, उनवा, खस विगेरे गरमीना रोगो मटाडी शरीर पुष्ट करे छे. की रु. १

प्रकाशाथी दामोदरदास देवादास लखे छे के, आपनी अमृतपाननी बाटली घणी असरकारक छे. ते तेना नाम प्रमाणेज गुण करे छे तेथी हु उपकृत छु.

ગરમીના રોગો માટે સ્વદેશી

## सारसापरिला.

આ દવા દુધ સાથે પીવાથી ગરમીના રોગો મટાડી લોહીનો સુધારો થઇ લોહીની વૃદ્ધિ થાય છે. કી. રૂ. ૧.

## कफसीरप.

ઉદરસ, કફ અને દમને મટાડે છે. દવા દુધ સાથે દિવસમાં ત્રણ વખત પીવી. કી. રૂ. ૧

## टोनीक सीरप.

મંદવાડની અશક્તિ પછી આ દવા પીવાથી શરીરમા શક્તિ આવી. શરીર પુષ્ટ થાય છે. કી. રૂ. ૧.

## उदरसनी गोळी.

આ ગોળી મોંમાં રાખવાથી અમે તેની ઉદરસ એકજ દિવસમા મટશે, મ્હોં સ્વાદિષ્ટ થશે મ્હોંની ગરમી મટશે. આવેલું રૂંધાદુ મટી જશે. કી રૂ. ૧.

## बालामृत.

બાળકોના તમામ રોગ મટાડી શરીર પુષ્ટ કરે છે. રોજ બએ ટીપાં દવા દીવસમાં બે વાર દુધ સાથે પાવું. કી ૦-૮-૦

રામપુરાથી મથુર નાથાભાઇ લખે છે કે તમારા બાલામૃતથી અમારા બાળકને ઘણોજ ફાયદો થયો છે. માટે બીજી બાટલી વી. પી. થી મોકલશો

---

હજારો રોગોની માત્ર એકજ દવા.

## अमृत-जीवन.

આ દવા જુદા જુદા અનુપાન સાથે માત્ર બેજ ટીપાં આપવાથી તમામ પ્રકારના રોગો મટાડે છે શરીરની અંદરના દરદો ઉપરાંત બહારના ચામડીનાં દરદો દવા લગાવવાથી મટી જાય છે બા ૧ ની કી રૂ.૧. આંબલીયારાના ઠાકોર સાહેબ જોરાવરસીંહજી લખે છે કે અમૃત જીવનની અજમાયશ કરતાં જુદા જુદા રોગ ઉપર બહુ ખાત્રીથી ભરૂસાપાત્ર અને ઘણું ઉપયોગી દવા નીવડી છે.

# આસવો.

## द्राक्षासव.

ક્ષય જેવાં જુના ધાસણીના દરદોમાં, વૃદ્ધ માણસોની ઉંઘના નાશમા, અરુચિમા, મૂર્છામાં, ઉદરસમાં, અત્યંત નબળાઇમાં, તીવ્ર દરદોની અશક્તિમાં અને કોઇપણ જાતની મહેનતથી થાક લાગ્યો હોય ત્યારે આ આસવ ઉપયોગી છે.

માત્રા ાા થી ૨ ઔંસ દિવસમાં બે વખત જમ્યા પછી લેવો

એક રતલની બા. ની. કીં. રૂ. ૧-૮-૦.

## लोहासव.

પાંડુમાં, સોજામાં, અરોચના રોગોમાં, સાધારણ નબળાઇમા, અને ધાતુની નબળાઇમાં આ આસવ ગુણ કરે છે.

માત્રા ાા થી ૨ તોલા દિવસમાં બે વખત જમ્યા પછી લેવો.

એક રતલની બા. ની. કીં. રૂ. ૨.

## दशमूलारिष्ट.

સંગ્રહણી, અરૂચી, શ્વાસ, ખાંસી ગુલ્મ, ભગંદર, વાત વ્યાધિ, ક્ષય, ઉલટી, પાંડુ, કમળો, ચામડીના રોગ, હરસ, પ્રમેહ, મંદાગ્નિ, ઉદર રોગ વિગેરે દરદોમાં ખાસ ગુણ કરે છે વંધ્યા સ્ત્રીને ગર્ભ આપે છે સ્ત્રીઓના ઋતુદોષ અને સુવાવડના રોગો મટાડે છે.

માત્રા ાા થી ૨ તોલા દિવસમાં બે વખત લેવો. રતલ ૧ ની કીં. રૂ ૨

## कुमार्यासव.

ઉદરસ, દમ, હરસ, બાફરો, અને પેટના શૂળમાં, જુની કબજીયાતમાં અને સ્ત્રીઓના રક્તગુલ્મમાં આ આસવ ગુણ કરે છે

માત્રા ાા થી ૨ તોલા, જમ્યા પછી દિવસમાં બે વખત લેવો.

એક રતલની બા. ની કી રૂ. ૨

પુસ્તક ૪ થું. મે સને ૧૯૦૯. અંક ૩ જો.

# ભાગ્યોદય.

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ६४ ॥

રાગદ્વેષથી રહિત અને આત્માને આધીન એવો પુરૂષ, મનને વશ કરીને ઇંદ્રિયોવડે વિષયોમાં રમતો છતાં પણ શાન્તિને પામે છે. ૬૪(ભ-ગી)

## વિષયાનુક્રમણિકા.



અધિપતિ અને પ્રકાશક,
જેઠાલાલ દેવશંકર દવે.
ભાગ્યોદય ઑફીસ-અમદાવાદ.

વાર્ષિક લવાજમ. રૂ. ૨. હિંદુસ્તાન બહાર શી. ૪.

# સૂચના

આ માસિકનું માર્ચ માસથી વર્ષ શરૂ થાય છે. દરેક અંગરેજી માસની આખરે તે બહાર પાડે છે. માટે તે માસીક બીજા માસની ૧૫ મી સુધીમા ન મળે તો અમને જ જણાવ્યાથી ફરી મોકલીશુ. માસિકનુ વાર્ષિક લવાજમ રૂ ૨-૦ છે હિંદુસ્તાન બહાર શી. ૪ છે ભેટ પર્શીઅન નાઇટસ અને નવી સાલનુ પંચાંગ મળશે. ભેટના પોસ્ટેજ ૦—૨ સાથે નવીન થનારા ગ્રાહકને માર્ચ માસથી આજ સુધીના અંકો અને ભેટનુ રૂ. ૨—૨—૦નુ વી. પી. કરી લવાજમ વસુલ કરવામા આવે છે. પાછલા અંકો શીલીક હશે ત્યાં સુધીજ આપારો માટે નવિન ગ્રાહકોએ વેળાસર ગ્રાહક થવું

પત્ર વ્યવહાર કરનારે પોતાનુ પુરેપુરૂં શિરનામું લખવુ જોઇએ. જવાબ માટે રીપ્લાય કાર્ડ કે ટીકીટ સિવાય જવાબ આપવામા આવતો નથી

શિરનામુ બદલવા માટે ગ્રા. નંબર જરૂર લખવો. ટુકી મુદત માટે શિરનામું ન બદલાવવુ જોઇએ.

ગ્રાહકોને પાછલાં વૉલ્યુમો થોડાંજ શીલીક છે તે જ્યાં સુધી હશે ત્યાં સુધીજ નિચે પ્રમાણે બાંધેલા વૉલ્યુમો મળશે. ખૂટી ગયા પછી મળી શકશે નહિ. વળી પાછલા વર્ષોના તમામ વિષયો આ વર્ષમાં પુરા કરવામા આવશે. **કમલનયની**ની વાર્તા કે જે ૧ લા વર્ષથી શરૂ થઇ છે. તેનાં વૉલ્યુમો હાલ ન મગાવનારને પાછળથી મળી શકશે નહિ

**ભાગ્યોદય**—પુસ્તક ૧ લુ બાંધેલુ રૂ. ૨-૦-૦

**ભાગ્યોદય**—પુસ્તક ૨ જુ બાંધેલુ રૂ. ૧-૮-૦

**ભાગ્યોદય**—પુસ્તક ૩ જુ બાંધેલુ રૂ. ૨-૦-૦

ઉપરના વૉલ્યુમો હવે થોડાંજ શીલીક છે. કારણકે પાછલા અંકો ખૂટી પડવાથી વધુ શીલીકમા નથી માટે સત્વર મગાવી લેવાં.

વ્યવસ્થાપક ભાગ્યોદય,
અમદાવાદ.

---



---

# सर्वोत्तम शक्ति प्राप्त करवानी कला.

ઇશ્વર અનન્ત શક્તિમય છે. જે પ્રમાણમાં આપણે તે શક્તિ સાગર પરમાત્માની તરફ આપણા અંતઃકરણનાં દ્વારને ઉઘાડાં રાખીશું તે પ્રમાણમાં તેમની શક્તિ આપણામાં પ્રકટ થતી જશે. ઈશ્વરને માટે સર્વ કાંઈ સંભવિત છે, અને તેથી તેમની સાથે એકતા થવાથી આપણામાં પણ કોઈ પણ કામ કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે. અગાધ શક્તિરૂપ પરમાત્માની સાથે સંબંધ કરવો એજ પરિપૂર્ણ શક્તિ પ્રાપ્ત કરવાનો સર્વોત્તમ માર્ગ છે, આ માર્ગનું જ્યાં આપણને જ્ઞાન થયું કે ત્યાં આપણી શક્તિની સીમા રહેવાની નહીંજ.

અને તેથી શક્તિ પ્રાપ્ત કરવાને માટે આમતેમ ફાંફાં મારી વ્યર્થ સમય વિતાવવાની શી જરૂર છે? તે પ્રાપ્ત કરવાને માટે આજે વધી કાંઇ પ્રયત્ન કર્યો તો કાલે બીજો કર્યો એમ કરવાની કાંઈ પણ આવશ્યકતા નથી. સર્વ ધર્મ પુસ્તકોમાં મનુષ્યને જે સર્વથી અધિક શ્રેષ્ઠત્વ અને સર્વોપરિ પ્રભુત્વ જણાવ્યા છે, તેનું કારણ તેમની પશુ પ્રકૃતિ નહિં પણ દૈવી પ્રકૃતિજ છે. એવાં ઘણાં પશુઓ છે કે જેને માણસ બળથી વશ કરી શકતો નથી, પરંતુ પોતાની માનસિક શક્તિયો કે જે તેને ઇશ્વરની તરફથી મળેલી હોય છે તેનો ઉપયોગ કરવાથી તેમના ઉપર પોતાનું સર્વોપરિપણું પ્રાપ્ત કરી શકે છે.

જે કાર્ય શારીરિક શક્તિયોથી સિદ્ધ થઇ શકતાં નથી તે માનસિક શક્તિયોથી સિદ્ધ થઇ શકે છે. જે માણસ જેટલું વિશેષ પોતાના સત્યસ્વરૂપ આત્માનું જ્ઞાન રાખે છે અને તે અનુસાર પોતાનું વર્તન રાખે છે તે મનુષ્ય શક્તિમાં એટલોજ આગળ વધેલો જણાશે. જેને પોતાના જડ શરીરના સિવાય સત્યસ્વરૂપ આત્માનું કાંઇ પણ જ્ઞાન હોતું નથી તેના કરતાં આત્મજ્ઞાનવાળો મનુષ્ય હજાર દરજ્જે વધુ શક્તિમાન છે.

સર્વ વ્યાપી, સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન પરમાત્માની સાથે જેમણે પોતાની એકાગ્રતા કરી લીધી છે, તે મહાત્માઓને અનેક પ્રકારના ઇશ્વરીય નિયમ અને શક્તિયોનું જ્ઞાન થાય છે. અને તેઓ તેનો ઉપયોગ પણ કરે છે. જેમની બુદ્ધિ અલ્પ છે, જેમની શક્તિ સીમા-વાળી છે, તે લોકો જ્યારે આ મહાત્માઓને ઉચ્ચ ઇશ્વરીય નિયમોનો અને શક્તિયોનો ઉપયોગ કરતાં દેખે છે ત્યારે તેમને આશ્ચર્ય લાગે છે, અને પોતાની બુદ્ધિથી અગમ્ય તે તે મહાત્માઓના કાર્યોને તે ચમત્કાર રૂપે ગણે છે. અને તે ચમત્કાર કરનારાઓને તે મહાપુરુષ તરીકે માને છે. પરંતુ આ લોકો પણ જો પોતાની આન્તરિક શક્તિયોની દ્વારા આ અદ્ભૂત ચમત્કાર કરનારા દિવ્ય મનુષ્યો કરતા હોય તેવા નિયમોનું અનુકરણ કરે તો તે પણ તેવાજ અલૌકિક કામ કરી શકે છે.

વિકાસક્રમને અનુસાર મનુષ્ય નીચી દશામાંથી ઉંચી દશાને પ્રાપ્ત થાય છે, ભૌતિક દશામાંથી આધ્યાત્મિક દશામાં પહોંચે છે અને આવીજ રીતે જે શક્તિ એક મનુષ્ય પ્રાપ્ત કરી શકે છે તે બીજાઓને પણ પ્રાપ્ત થઇ શકે છે. પ્રત્યેક જીવનમાં એકજ નિયમ વર્તમાન છે. આપણે ધારીએ તો શક્તિશાળી થઈ શકીએ છીએ અને ધારીએ તો શક્તિહિન પણ થઇ શકીએ છીએ. જ્યારે મનુષ્યને આ વાતનું જ્ઞાન થશે કે તે પોતાની ઉન્નતિ કરીને ઉંચી સ્થિતિએ પહોંચી શકે છે ત્યારે તે જરૂર તે સ્થિતિને પ્રાપ્ત કરી શકશે.

ઉંચી સ્થિતિને પ્રાપ્ત કરવા ઇચ્છનારે શંકાશીલ થવાની જરૂર નથી. આ કામમાં જય મળશે કે કેમ એનો લેશપણ વિચાર કરવો એ આત્મ સામર્થ્ય ઉપર અવિશ્વાસજ સૂચવે છે. જેમ જેમ આપણે આપણામાં રહેલી આત્મસ્વરૂપ અને આત્મ શક્તિયોને ઓળખતાં શીખીશું તેમ તેમ તે હાનિકારક પ્રકૃતિયો નષ્ટ થતી જવાની. ઘણા લોકો એવા છે કે જે ઘણુંજ નિષ્ફળ જીવન વ્યતિત કરે છે, તેનું કારણ એજ છે કે તેમણે પોતાના વ્યક્તિ સ્વાતન્ત્યને બીજાના હાથમાં સોંપી દીધેલું હોય છે. જો તમારે શક્તિસંપન્ન થવું હોય તો તમારે સાહસનો માર્ગ ગ્રહણ કરવો જોઇએ. તમે તમને સાધારણ મનુષ્યમાં ન ગણો અને એમ ન કહો કે અમે તો હલકા છીએ. આના આગળ તો આપણો શો હિસાબ, એ કયાં અને અમે ક્યાં, આવા નિરાશાજનક ઉદ્‌ગારો ન કાઢો. તમારા આત્મામાં જે જે સર્વોત્કૃષ્ટ તત્વો છે તેના ઉપરજ આધાર રાખો, તમારૂં વ્યક્તિ સ્વાતંન્ત્યજ તમારી શક્તિનું સર્વથી મોટું દ્વાર છે. તેને છોડીને આવા નિરાશાજનક ઉદ્‌ગારોને વશ ન થાવ. તમે જો આજ નિશ્ચયને વળગી રહી બુદ્ધિમતા અને સાવધાનીથી કામ કરશો તો તમે તમારા પ્રભાવ અને શક્તિની દ્વારા સંસારમાં ઉમદા બનશો અને આરોગ્યશાળી દશાને પ્રાપ્ત કરશો અને તેથી સર્વ લોક તમારૂં સન્માન રાખતાં શીખશે.

જ્યારે આપણે ઈશ્વરીય ઉચ્ચ અસ્તિત્વના અભિમુખ થઇએ છીએ, જ્યારે આપણું જીવન એક આત્મતત્વ ઉપરજ અવલમ્બિત રહે છે, ત્યારે આપણે માટે લોકો શું કહે છે તેનો ડર રહેતો નથી. આપણને પૂર્ણ શ્રદ્ધાજ છે કે ઈશ્વર અમારી સહાયતા કરશેજ. જ્યારે આપણને આપણા આન્તરિક રાજ્યનો પત્તો મળી આવે છે, જ્યારે આપણે અનન્ત જીવનમાં મળી જઇએ છીએ ત્યારે આપણે પોતેજ આપણા સહાયક રૂપ બની શકીએ છીએ. જ્યારે આપણે કેન્દ્રને જાગ્રત કરીએ છીએ ત્યારે તે સર્વોત્તમ શક્તિ કે જે મહાપુરૂષોના વ્યક્તિગત ગુણ રૂપે તેમની પાસે જાદુઇ શક્તિનું કામ કરાવે છે તે આપણા જીવનમાં આવી શકે છે.

સર્વોત્તમ શક્તિ પ્રાપ્ત કરવાનો મંત્ર એજ છે કે, બહારનાં કાર્યોની સાથે અંદરનાં કાર્ય કરનારી શક્તિનો સંબંધ કરવો. જે પ્રેરણાઓ તમને તમારા આત્મા દ્વારા થાય છે તેજ સર્વોત્કૃષ્ટ છે. એથી બીજી કોઈ સારી પ્રેરણા નથી કે જેથી તમે કોઈ સ્વરૂપમાં તેને યથાર્થ રૂપમાં પ્રકટ કરી શકો. પોતાના આત્માની સર્વોત્કૃષ્ટ પ્રેરણાના પ્રવેશને માટે આપણા હૃદય મંદિરનાં દ્વાર ખોલીએ છીએ ત્યારે તે જરૂર તેમાં પ્રકટ થાય છે. અને તે અનુસાર આપણે જે કાર્ય કરીએ તે સિદ્ધજ થાય છે.

પરમાત્મા અષ્ટસિદ્ધિ અને નવનિધિના સ્વામિ છે. આ જગતની વસ્તુઓને દશ્યરૂપમાં પ્રગટ કરનાર પણ તેજ છે. એવા અનંતશાળી પરમાત્માની સાથે જેની ઐક્ય પ્રતીતિ થઇ ગયેલી હોય છે તે જેમ લોહચુંબક લોઢાને પોતાના તરફ આકર્ષિત કરી શકે છે, તેમ જગતની દરેક તે વસ્તુને પોતાના તરફ આકર્ષી શકે છે. પણ જેના મનમાં હંમેશાં દરિદ્રતાના વિચારો ચાલ્યાં કરે છે તે પૂર્ણ દરિદ્રીજ રહે છે. અને તેને તેવાંજ કાર્યો કરવાનું મન થયાં કરે છે, પરંતુ જો તેના મનમાં સમૃદ્ધિશાળી વિચારોનો પ્રવાહ વહેતો રહેલો તો સમૃદ્ધિપ્રદ વિશ્વની મહાન શક્તિ તેને અનુકૂળજ થાય છે અને તેને તેની સહાયતાથી આજે નહીં તો કાલે પણ જરૂર સમૃદ્ધિ પ્રાપ્ત થાય છેજ. આકર્ષણનો નિયમ

પ્રધાન સહાયતા છે. જે મનુષ્ય આ પ્રકારની આત્મિક મદદ બીજાને કરી શકે છે તે મનુષ્ય સમાજનો સાચો મિત્ર અને સાચો ગુરૂ છે. ઇતિહાસ આપણને જણાવે છે કે જે મનુષ્યોએ અન્યની આત્મિક જરૂરિયાતોને પુરી કરવાનો પ્રબંધ અને યત્ન કર્યો છે, તેજ મહા પ્રભાવશાળી પુરૂષો થયા છે. વાસ્તવમાં આત્મિકતાજ આપણા જીવનના સઘળા કર્મોની કુંચી છે.

આત્મિક બળવાળો પુરૂષ ધારે તે વિષયોમાં અસાધારણ સફળતા પ્રાપ્ત કરી શકે છે. સાંસારિક શારીરિક જરૂરીયાતો આત્મિક બળ સિવાય પુરી પડી શકતી નથી. આત્મિક સહાયતાની પછી બુદ્ધિ અને મનની સહાયતા છે. શિક્ષણ અને જ્ઞાનની સહાયતા, ભોજન અને વસ્ત્રની મદદ કરતાં વિશેષ છે. એ પ્રાણરક્ષણ અને જીવનદાનથી પણ અધિક આવશ્યક છે કેમકે મનુષ્યના જીવનનો વાસ્તવિક ઉદ્દેશજ વિદ્યા અને જ્ઞાનની પ્રાપ્તિ કરવી એ છે. અજ્ઞાન એ મૃત્યુ છે અને જ્ઞાન એ જીવન છે. જો મનુષ્ય અજ્ઞાનને લીધે અંધારામાં ભટકતો ફરતો હોય તો તેનું જીવન વ્યર્થજ નહીં પણ દુઃખદાયક સમજવું. એ પછી શારીરિક મદદનો નંબર આવે છે. એથી બીજાઓને મદદ કરતી વખતે આપણે કદી એ ભૂલ ન કરવી કે માત્ર શારીરિક મદદ કરવામાંજ સર્વનો સમાવેશ થાય છે. શારીરિક મદદ તો સર્વ કરતાં ઉતરતી છે. કેમકે એથી કાયમી સુખ મળી શકતું નથી. ભૂખનું દુઃખ ખાવાનું ખાવાથી શાન્ત થઇ જાય છે, પરંતુ થોડા વખત પછી પાછી ફરી ભૂખ લાગે છે. આપણને શાંતિ યા સંતોષ ત્યારેજ થાય છે કે જ્યારે હંમેશને માટે આપણી જરૂરીયાતો પુરી પડે છે, અને તે માત્ર આત્મિક જ્ઞાનથીજ મળી શકે છે. એથી જ્ઞાનની સહાયતા સર્વ કરતાં ઉત્તમ છે.

સંસારનાં દુઃખ માત્ર શારીરિક મદદ કરવાથી છુટી શકતાં નથી. જ્યાંસુધી મનુષ્ય પોતાના મનનો સંયમ અને ઇન્દ્રિયોનો નિગ્રહ કરતો નથી, ત્યાંસુધી તેને શારીરિક આવશ્યકતાઓ હંમેશાં સતાવ્યાંજ કરે છે અને તે કલેશોથી પીડિત રહ્યાંજ કરે છે, ગમે તેટલી તેને શારીરિક સહાયતા આપવામાં આવે, પરંતુ તેનું દુઃખ દુર થતુ નથી. અજ્ઞાનજ સઘળા દુઃખો અને પાપોનું મૂળ છે, અવિદ્યાના અંધકારને દુર કરવાને માટે આત્મિક બળ પ્રાપ્ત કરો, જો મનુષ્યને ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપવામાં આવે અને તેના આત્માને શુદ્ધ અને બળવાન બનાવવામાં આવે તો પછી કોઈ રીતે તેને દુઃખ આવી શકશે નહિ. ભૂખને માટે સદાવર્ત અને રોગિયોને માટે ઔષધાલય ખોલવાં એ ધર્મનું કામ છે. પરતુ જ્યાં સુધી મનુષ્યને સાચું શિક્ષણ આપવામાં ન આવે, ત્યાં સુધી તેની ભૂખ અને રોગ હંમેશને માટે મટવાનાં નહીંજ.

ભગવદ્‌ગિતામાં વારંવાર એજ ઉપદેશ આપવામાં આવ્યો છે કે નિયમિત રીતે નિરંતર કર્મ કરવાં જોઇએ. પરંતુ એવું એક પણ કર્મ સંસારમાં નથી કે જેમાં ધર્મ અને અધર્મ બંને જોડાયલાં ન હોય. કોઇ કર્મમાં ધર્મ અધિક હોય છે તો કોઇમાં અધર્મ કમ હોય છે. કોઇમાં એક કમ હોય છે તો બીજું અધિક હોય છે. કોઇપણ શુભ કર્મ એવું નથી કે જેમાં પાપનો અંશ પણ ન હોય તેમ કોઇપણ અશુભ કર્મ એવું નથી કે જેમાં પુન્યનો અંશ ન હોય. દરેક કર્મમાં પાપ અને પુન્ય બંને મિશ્ર તો હોયજ છે.

ત્યારે તેમાં વિવેકની આવશ્યકતા છે. વિવેક વડે શુભ કર્મમાંથી અશુભને કહાડી નાખવું. યા અશુભમાંથી શુભને જોઇ ધારણ કરવું. એનુંજ નામ પાંડિત્ય યા બુદ્ધિમતા છે. શુભ કર્મનું ફળ ઇષ્ટ અને અશુભ કર્મનું ફળ અનિષ્ટ છે. અને એ બંને આત્માના બંધનનાં હેતુરૂપ છે. ભગવદ્‌ગિતામાં આ બંધનમાંથી છુટવાને માટે જે ઉપાયો બતાવ્યા છે; તે એ છે કે, જો તમે કોઇ કર્મથી પોતાને બાંધી લેતા નથી તો તેનું ફળ તમને બંધન કરવું નથી. ગીતામાં કહ્યું છે કે કર્મ કરો, પરંતુ કર્મ યા તેના ફળમાં અનાસક્ત રહો. અથવા નિષ્કામ કર્મ કરો.

જે કર્મ આપણે કરીએ છીએ તેનો મન ઉપર સંસ્કાર પડે છે, અને આ સંસ્કારો અનુસાર મન કર્મ કરે છે. આ રીતે મનુષ્યના જેવા સંસ્કારો-(પૂર્વ સંચિત કર્મોના પ્રભાવનો સમુહ) હશે, તેજ અનુસાર તેનું ચરિત્ર હોવાનું. જે મનુષ્ય ખરાબ વાતો સાંભળ્યાં કરે, ખરાબ ભાવનાઓ મનમાં કરે, અને ખરાબ કર્મ કરે તો, તેનું મન ખરાબ સંસ્કારોથી ભરેલું રહેવાનું, અને તેનાથી હંમેશાં તેવાંજ કર્મ અને સંકલ્પ પ્રકટ થતા રહેવાના, અને તેની પ્રકૃતિ પણ તેવીજ રહેવાની. એજ પ્રકારે જો કોઇ મનુષ્ય સારી ભાવનાઓ મનમાં રાખે છે, વાણીથી મિષ્ટ વચનો બોલે છે, અને શરીરવડે ઉત્તમ કાર્યો કરે છે તો તેના સંસ્કારો પણ તેવા સારાજ પડવાના અને તે તેને ખેંચીને પુણ્યને રસ્તે લઇ જવાના. જો તે ભૂલે ચુકે પણ પાપ કરવા ઇચ્છશે તો તેના મનમાં એક પ્રકારનો ક્ષોભ ઉત્પન્ન થવાનો, કે જેથી તેનાથી પાપ કરવાનું સાહસ થઇ શકવાનું નહિ. જ્યારે શુદ્ધ ભાવનાઓની ધારણાથી શુભ કર્મ કરતાં કરતાં તેની ધાર્મિક પ્રવૃત્તિ થઇ જશે તો પછી તેનાથી પાપકર્મ કરવાની શંકા પણ મટી જવાની. તેનું મન પછી પાપકર્મની તરફ ભૂલે ચુકે પણ નહીં જવાનું. તેના હૃદયમાં શુદ્ધ સંસ્કાર જાગૃત થવાના કે જે તેના જીવનને ધર્મના સાંચામાં નાંખીને ધ્રુવની માફક અચલ બનાવી દેશે.

જેમ કાચબો પોતાના હાથ, પગ, અને માથાને અંદરની બાજુમાં સંકોચી લે છે તે પછી તેની પીઠ ઉપર ગમે તેટલો માર પડે તો પણ તે માથું બહાર કાઢતો નથી, એજ પ્રકારે જે મનુષ્યનું ચારિત્ર્ય બનેલું હોય છે અને જેણે પોતાના મનને વશ કરી લીધું છે, તે કદી પણ મર્યાદાથી બહાર પગ મૂકતો નથી. તે પોતાના સમસ્ત આંતરિક ભાવો ઉપર અધિકાર રાખે છે. કોઇપણ પ્રકારનો લોભ તેને ડગાવી શકતો નથી. નિરંતર શુભ સંકલ્પોની ભાવના અને શુભ કર્મોના અભ્યાસથી તેના સંસ્કાર પવિત્ર બની ગયેલા હોય છે. આ પ્રકારે જ્યારે મનુષ્યનું ચરિત્ર પવિત્ર થઇ જાય છે ત્યારે તેનાથી કોઇપણ પ્રકારનો અનર્થ યા અનિષ્ટ કર્મ થતું નથી. એવાં મહાત્માં પુરૂષો પુષ્પની સુગંધી સમાન હોય છે, કે જે પોતાના પ્રભાવથી દુર્જનોને પણ સજ્જન બનાવી શકે છે. એવાજ ધર્માત્મા પુરૂષો જીજ્ઞાસુ તથા મુમુક્ષુ બની શકે છે.

# मननी शरीरना आरोग्य उपर थती असर.

પરમાત્મા અગાધ જીવનના પ્રાણ છે. આપણે સર્વે તે અનંત જીવનના અંશ છીએ. આ ઇશ્વરીય પ્રવાહની તરફ આપણા અંતઃકરણનાં દ્વાર ઉઘાડવાની શક્તિ પૂર્ણપણે આપણામાં વિદ્યમાન છે. આ ઇશ્વરીય ચૈતન્યને સ્વભાવિક રીતે કોઇ પણ રોગ થતો નથી, કેમકે ચૈતન્ય નિત્ય છે અને રોગ અનિત્ય છે. આ ઇશ્વરીય નિયમનું આપણે જાણીબૂઝીને અથવા તો અજ્ઞાનતાથી ઉલ્લંઘન કરીએ છીએ, જેથી તેના ફળરૂપે આપણને શિક્ષા થાય છે તેજ રોગ છે. અને તે રોગ ઇશ્વરીય ચૈતન્યને કદી પણ થતો નથી. એ ઇશ્વરીય જીવન આપણા શરીરમાં ફરતું રહેશે તો આપણું શરીર નક્કી આરોગ્યરૂપ મહાસાગરમાં ઓતપ્રોત થઇ જશે. સૃષ્ટિમાં આપણા જીવનની પ્રવૃત્તિ બહિર્મુખ છે અર્થાત જીવન પ્રવાહ હંમેશાં અંદરથી બહારની તરફ આવ્યા કરે છે એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ. જેવું અંદર તેવુંજ બહાર એવો સર્વ માન્ય નિયમ છે. એથી જેવુ મન તેવુંજ શરીર, મન કારણ છે અને શરીર તેનું કાર્ય કરનાર છે. આપણા શરીરનો આધાર આપણા મનની જુદી જુદી દશાઓ, જુદા જુદા વિચારો અને જુદા જુદા મનોવિકારો ઉપર છે.

મનનો પ્રભાવ શરીર ઉપર પડે છે એનો ઘણાને અનુભવ થયેલો છે, અને તેની વધુ ખાત્રી નિચેનાં દ્રષ્ટાંતોથી થશે.

એક માણસ ઘણાજ આનંદથી અને સર્વ પ્રકારના સુખમાં પોતાના દિવસો વિતાવે છે. તેને કોઇ રીતે દુઃખ નથી એવામાં તેના ઉપર તેના બહારગામ ગયેલા એકના એક પુત્રના મૃત્યુ થયાનો તાર આવે છે. આ તાર વાંચતાંજ તેના દુઃખનો પાર દેખાતો નથી. તેનો સર્વ આનંદ અને સુખ આ દુઃખરૂપ સ્થિતિમાં પલટાઇ જાય છે. તેના આનંદમય મુખનો ચ્હેરો ચિંતા અને શોકમય થઇ ફિક્કો પડેલો જણાય છે, અને એવીજ રીતે તેના દુઃખનો પાર રહેતો નથી. આનું કારણ એજ છે કે આ દુઃખની અસર પ્રથમ તેના મન ઉપર થાય છે અને પછી મનનાદ્વારાજ તેનું શરીર આ દુઃખમય દશાને પ્રાપ્ત થયું છે.

વળી તેવીજ રીતે એક માણસ ધારો કે આનંદથી સુખમાં દિવસો વિતાવે છે. ઘેર ગાડી ઘોડા તેમ બે ચાર લાખ રૂપિયાની પુંજી પણ છે. નોકર ચાકર, પુત્ર પુત્રાદિકનું પણ સુખ છે. છતાં તેની તમામ પુંજી વ્યાજ ખાવાની લાલચે બેંકમાં પડી છે. એક વખત તે વાત્રા અર્થે બહાર ગામ નીકળ્યો હતો. ત્યાં એક વખત એ સુખ પૂર્વક મિષ્ટાન જમવા બેઠો હતો, તેવામાં તેને તેના એક નોકરે આવી અર્ધું જમ્યો ન જમ્યો અને એક તાર આપ્યો. તેણે તરતજ તાર વાંચ્યો અને એકાએક બેભાન થઇ મૂર્છાવશ થઇ ગયો. જમવાનું જમવાની જગ્યાએજ રહ્યું. આમ એકાએક દુઃખી થવાનું કારણ બીજું કાંઇજ નહોતું પણ તેની પુંજી જે બેંકમાં હતી તે બેંકે દેવાળું કાઢયું હતું અને તેમાં તેની તમામ મિલકત ગુમ થઇ હતી. આ મતલબનો તાર વાંચતાંજ તેની અસર તેના મન ઉપર થઇ અને તે મનદ્વારા શરીર ઉપર થવાથી તેની સુખમય સ્થિતિ દુઃખમાં પલટાઇ ગઇ. આવીજ રીતે ઘણા બનાવો બને છે, અને તેથી શારીરિક દુર્બળતાનું કારણ પણ માનસિક દુર્બળતાજ હોય છે.

ગમે તેવું બળવાન અને પુષ્ટ શરીર હોવા છતાં પણ આવીજ રીતે કોઈ આકસ્મિક વિપત્તિ આવી પડે છે ત્યારે તે ભયથી વ્યાકુળ થઇને થરથર કંપવા લાગે છે. તે નિશ્ચેષ્ટ થઈ જાય છે. અને એથીજ જણાય છે કે શરીર એ મનનેજ વશ છે. શરીર એ મનના દાસરૂપ, અર્થાત શરીરની સારી કે ખોટી અવસ્થા એ મનના ઉપર આધાર રાખે છે.

કલેશી અને ચીડીયા સ્વભાવવાળા માણસોની પ્રકૃતિ નીરોગી હોતી નથી, તેમજ તેઓ સશક્ત, ઉત્સાહી, અને આનંદી હોતા નથી. ભય અને ચિન્તાથી શરીર ઉપર એવું ખરાબ પરિણામ થાય છે કે નાડિયોમાં વહેનારી જીવનશક્તિ ધીમી અને મંદ પડી જાય છે; પરંતુ આશા અને શાન્તિનું પરિણામ તેથી વિપરીતજ હોય છે, અર્થાત નાડીયોમાં વહેનારી જીવન શક્તિ એટલા જોરથી પ્રવાહિત થાય છે કે તેને રોગ થવા પામતોજ નથી.

મન એ શરીરનું પ્રાકૃતિક સંરક્ષક છે. કોઈ વિચાર, કોઇ ભયંકર રોગ યા દુર્વ્યસનની કલ્પના મનમાં જ્યાં ઉત્પન્ન થાય છે કે તત્કાળજ તેનું માનસિક ચિત્ર બની જાય છે. અને પછી તે રોગ, દુર્વ્યસન, વિગેરેનું રૂપ ધારણ કરીને આપણા શરીર ઉપર અસર કરે છે. ક્રોધથી આપણા મુખમાં ઉત્પન્ન થતી લાળ જીવનને નષ્ટ કરનાર વિષ તુલ્ય થઇ જાય છે. આકસ્મિક પ્રબળ મનોવિકાર હૃદયને એટલું દુર્બળ કરી દે છે કે તેથી ઉન્માદ રોગ થઇને અંતે તે મનુષ્ય મૃત્યુના ગ્રાસરૂપ બની જાય છે. ભયંકર અપરાધ કરવાથી જેનું કલેજું ધડક ધડક થયાં કરે છે તે પાપીના અને એક નિરપરાધી મનુષ્યના સ્વાભાવિક પરસેવામાં, પૃથકરણ કરી તપાસવાથી ઘણોજ તફાવત જણાશે.

ભયરૂપી રાક્ષસ હજારો મનુષ્યોને ચાવી ગયો છે, અને તેથી વિપરીત સાહસ રૂપી દેવતાએ હજારો મનુષ્યોના પ્રાણ બચાવ્યા છે. પ્રચંડ ક્રોધ અથવા ભયથી પાન્ડુરોગ થાય છે, ભયંકર ક્રોધથી મૃગી રોગ થવાનો અને ઘણાનાં મૃત્યુ થયાનાં ઉદાહરણ જણાયાં છે. એકજ રાતમાં ઘોર માનસિક વ્યથાથી જીવનનો નાશ થયેલો જણાયો છે. દુઃખ, ઈર્ષ દ્વેષ અને નિરંતર ચિન્તાથી અનેક લોકો ગાંડા બન્યા છે. રોગના વિચારો અને અસ્વસ્થ મનોવૃત્તિ એજ રોગનું ઘર છે.

નાના પ્રકારની માનસિક દશાઓનો અને જુદા જુદા મનોવિકારોની અસર શરીર ઉપર જરૂર થાય છે. અત્યંત ક્રોધી મનુષ્યના શરીરનાં પોષક, સંવર્ધક અને આરોગ્યદાયક પરસેવો, રસ, અને ધાતુ પૂર્ણ રીતે બગડીને હાનિકારક અને ઝેરી થઇ જાય છે. અને તેથી તે શરીરનું પોષણ, સંવર્ધન અને આરોગ્ય આપવાનું કાર્ય કરી શકતાં નથી પણ ઉલટાં શરીરને નાશ કરવાના કારણ રૂપ બની જાય છે. વારંવાર ક્રોધ કરવાથી શરીરના રસ, ધાતુ અને પરસેવો બગડીને હાનિકારક અને ઝેરી થાય છે. તે હાનિકારક ઝેરી તત્વો શરીરમાં ફેલાવાથી રોગની ઉત્પત્તિ થાય છે. અને રોગ સ્થાયી થઇ જાય છે. એવીજ રીતે ક્રોધથી પ્રતિકુળ પ્રીતિનું પરિણામ શરીર ઉપર ઉલટુંજ થાય છે. બીજાના ઉપર સ્નેહ ભાવ રાખવો, તેનું કલ્યાણ ઇચ્છવું, તેના ઉપર પ્રેમ રાખવો તેનું ભલું કરવાની ઇચ્છા રાખવી, વિગેરે સાત્વિક મનોવૃત્તિયો શરીરના રસ અને ધાતુઓને ઉત્તેજીત કરીને સંશોધિત કરે છે, અર્થાત તેને બળવાન બનાવીને નિર્મળ કરે છે. અને તેથી તેનાથી શરીર પોષણ કરવાનું અને સંવર્ધન કરવાનું કામ સારી રીતે થવા લાગે છે. તેથી શરીરની સર્વ રચના-

હીનિયે પ્રફુલ્લિત થાય છે. જેથી શરીરમાં પ્રવાહિત થનારી લોહીની, ધાતુની અને શરીરની સંવર્ધક શક્તિની ગતિ એટલી તીવ્ર થઇ જાય છે કે તે વિરૂદ્ધ પરિણામ વાળા રોગોના બીજોનો નાશ કરીને શરીરને નીરોગી અને સુદૃઢ બનાવે છે.

વૈદ્યનું પ્રસન્ન મુખ અને આનંદમય સ્વભાવ તથા મીઠી મીઠી આશાજનક વાતો રોગીના ઉપર આરોગ્યતાની વર્ષા કરે છે. વૈદ્યે પોતાની આનંદ પૂર્ણ અને આલ્હાદિક વૃત્તિથી પોતાની આશા, હિમ્મત અને ધીરજરૂપી ઔષધિ રોગીને પાવી જોઇએ કે જેથી રોગીનું મન સુધરતું જાય અને તે ધીમે ધીમે સારો થવા માંડે. જેવી વાતોથી આશા ઉત્પન્ન થઇને મન જેટલું દૃઢ થાય છે, આનંદી અને ઉત્સાહી થાય છે તથા નિશ્ચિંત અને ધૈર્યશાળી થાય છે તે વ.તો શરીરને એટલીજ લાભકારક છે. દૃઢ આશા અને અચલ હિમ્મતને સંજીવની ઔષધિ કહેવામાં કાંઇ પણ અતિશયોક્તિ નથી. તેનો મન ઉપર અને મનનો શરીર ઉપર થનારો પ્રભાવ ચમત્કારિક છે.

મહાત્માઓનાં દર્શન અને તેના શબ્દો આરોગ્યદાયક છે. એમ મનુષ્યના મનનો બીજા મનુષ્યના મન ઉપર સારો યા ખોટો વિચાર જેવી દ્વારા પ્રગટ કરી શકાય છે તે પ્રેરણા શક્તિનો અભ્યાસ આજ કાલ ઘણોજ મનોરંજક અને આશ્ચર્યકારક થઇ રહ્યો છે. તેની દ્વારા બહુજ આશ્ચર્યજનક અને પ્રબળ શક્તિ ઉપયોગમાં લાવી શકાય છે,

વિજ્ઞાનિકો કહે છે કે મનુષ્યના શરીરનું હાડ, માંસ, સ્નાયુ એકદમ બદલાઇને રૂપાંતર થવામાં પુરું એક વર્ષ પણ લાગતું નથી. મનુષ્યના શરીરનો કેટલોક ભાગ તો દસ પંદર દિવસમાં અથવા માસ બે માસમાંજ બિલકુલ બદલાઈ જાય છે.

શરીરમાં થતા સર્વ રોગ આન્તરિક શક્તિદ્વારા પૂર્ણ રીતે સારા થઇ જાય છે. રોગોને સારા કરવાનો સર્વોત્તમ અને સ્વાભાવિક નિયમ તો એજ છે. વનસ્પતિ, રસાયન શસ્ત્રપ્રયોગ વિગેરે બહારના ઉપચારોથી રોગો સારા કરવાની પદ્ધતિ કેવળ અસ્વભાવિક અને કૃત્રિમ છે પરંતુ આંતરિક જીવનશક્તિદ્વારા રોગ સારા કરવાની પદ્ધતિ સત્ય, શાસ્ત્રીય, અને સ્વાભાવિક છે. માનસિક શક્તિથી રોગને સારો કરવાની પદ્ધતિ કાંઈ નવિન નથી. સર્વ ધર્મ પુસ્તકોમાં આ પ્રકારે રોગને મટાડવાની જ્યાં ત્યાં વિધિ લખેલી છે. મનનીવડે રોગ દૂર કરવાની શક્તિ આપણામાં આજે પણ વિદ્યમાન છે. જે મહત્ શક્તિ અને નિયમોને પ્રાચિનકાળમાં લોક અનુસરતા હતા તેને આજે આપણે જેટલા અનુસરીશું તે પ્રમાણમાં તે શક્તિ આપણામાં પ્રાપ્ત થશે.

એ પદ્ધતિ અનુસાર એક મનુષ્ય બીજા મનુષ્યના રોગને મટાડી શકે છે. પરંતુ રોગીએ પણ આ પદ્ધતિ ઉપર વિશ્વાસ રાખવો જોઇએ. જો રોગીને તે ઉપર વિશ્વાસ ન હોય તો પછી વૈદ્યની ઘણી મહેનત હોવા છતાં પણ રોગી સારો થતો નથી. સર્વ રોગ ઇશ્વરીય નિયમ ભંગ કરવાથી થાય છે. પછી તે નિયમ જાણીને કે અજાણે ભંગ કર્યો હોય. જ્યાં સુધી પાપ પ્રવૃત્તિ બની રહે છે ત્યાં સુધી વ્યાધિ અને ક્લેશ રહે છે. એ ઇશ્વરીય નિયમ છે.

અપૂર્ણ.

# योगिवर श्री स्वामी चम्पानाथजी.

(અનુસંધાન ગતાંકથી.)

કાશ્મીરમાં માંસ ભક્ષણનો ઘણોજ પ્રચાર છે. મોટા મોટા વિદ્વાન પંડિતો પણ માંસ ખાય છે. સાના લોકો દેવકાર્ય તથા પિતૃકાર્યના ખાદ્ય પદાર્થોમાં પણ માંસનેજ પ્રાધાન્ય સમજે છે. એ જોઈને પરોપકાર મૂર્તિ શ્રી સ્વામી ચમ્પાનાથજીના હૃદયમાં એ ભાવ ઉત્પન્ન થયો કે આ પવિત્ર ભૂમિ કાશ્મિર દેશમાં અહિંસારૂપી કલ્પદ્રુમના અંકુરો ઉગાડવા જોઈએ અને તેથી વખતે હિંસા થતી બંધ થશે. આથી પોતે સંવત ૧૯૫૫માં યોગાશ્રમ ઇન્દ્રેશ્વરથી કાશ્મીરની તરફ વિદાય થયા. ત્યાં જઈ તેમણે શ્રીનગરના રામબાગમાં પોતે સર્વ કોઇને માંસ ભક્ષણનો નિષેધ કરવાનો ઉપદેશ આપ્યો. પોતાના ઉદાર ઉપદેશનું એ ફળ આવ્યું કે કાશ્મીરના બ્રાહ્મણોએ માંસ ભક્ષણ ન કરવાની પ્રતિજ્ઞા કરી દીધી. પોતે ઘણા શાસ્ત્રોમાં નિષ્ણાત હતા તથાપિ પણ યોગશાસ્ત્રમાં તો પોતે બહુજ સારી યોગ્યતા પ્રાપ્ત કરી હતી. અને હઠયોગમાં તો પોતે ઘણાજ કુશળ હતા. હઠયોગની સંપૂર્ણ ક્રિયાઓની એકેએક વાત પોતે જાણતા હતા. પોતાની આ ક્રિયાઓનું નિરીક્ષણ કરીને મોટા મોટા વિદ્વાનો પણ ચકિત થઈ જતા હતા. યોગથી અતિરિક્ત સાંખ્ય તથા મીમાંસામાં પણ પોતાની ગતિ પહોંચેલી હતી. છન્દશાસ્ત્રનું પણ પોતાને જ્ઞાન હતું એ સર્વ વાતો તેમના અષ્ટાંગયોગ, જ્ઞાનયોગ, યોગ વાર્તિક નામના પુસ્તકોથી પ્રગટ જણાય છે. તેમણે અહિંસા સંગ્રહ નામનું એક પુસ્તક બનાવ્યું છે. જેમાં શ્રુતિ, સ્મૃતિ, પુરાણો. ઇતિહાસાદિકોનાં પ્રબળ પ્રમાણોથી માંસભક્ષણનો નિષેધ કર્યો છે, આ પુસ્તકો હજુ સુધી પણ ધર્માદા વહેંચવામાં આવે છે?

હિંદીના પણ તે પ્રેમી છે. તેમના યોગાશ્રમમાં અનેક સામાયિક પુરાણોની સાથે દૈનીક અઠવાડિક અને માસિક પત્રો પણ આજ સુધી આવે છે.

સ્વામીજી ઘણાજ ઉદાર હતા. પોતે સંવત ૧૯૫૦ તથા ૧૯૫૧માં, આશ્રમની સંપૂર્ણ વિભૂતિ, પરમંડલ, ઉત્તરવેની તથા જંબુના બ્રાહ્મણોને આપી દીધી. કીમતી ઘરેણાં, શાલો, ચાંદીનાં વાસણો, સોનાનાં આભૂષણો, ગાયો, ભેંસો, વિગેરે કાંઇ પણ પોતે ન રાખતાં અનેક ગરીબ બ્રાહ્મણોને આપી દીધું હતું.

તેમનામાં એક વિલક્ષણતા એ હતી કે તેને કેટલાક દોષ સમજતા હતા. તે પાત્ર શુદ્ધિના ઘણાજ પક્ષપાતી હતા. તેમની આંતરિક ભાવના એ હતી કે જ્યાં સુધી કોઇ પોતાના સમ્પ્રદાય પદ્ધતિને અનુકૂળ શિષ્ય ન બને ત્યાં સુધી તે તેને યોગ શિક્ષાને પાત્ર સમજતા નહોતા. અનેક સાધુ અને ગૃહસ્થ યોગ શિક્ષાની લાલસાથી તેમના આશ્રમમાં રહેતા પરંતુ તેમને ઉપરના કારણથી પાછું જવું પડતું હતું. તેઓ उदार चरितानान्तु वसुधैव कुटुम्बकम्—નું અનુસરણ કરીને સાચા જીજ્ઞાસુઓનેજ યોગક્રિયાઓ શીખવતા હતા. ઘણા વખતથી તેમની ઇચ્છા હતી કે કોઇ ઉત્તમ જાતિનો બાળક મળે તો તેને યોગ શાસ્ત્રનું ફળ સંસ્કાર કરાવીને તથા સામાયિક શિક્ષણ આપીને તેને ઇન્દ્રેશ્વર આશ્રમની સંપૂર્ણ સ્થાવર જંગમ સમ્પત્તિનો અધિકારી બનાવ્યો હોય તો ઠીક. તેમની આ ઇચ્છા પૂર્ણ થઈ. તેમને એક વિધવા બ્રાહ્મણીએ પોતાના બે પુત્રોને આપી દીધા, અને તે બે

પણ ઇન્દ્રેશ્વરમાં રહેવા લાગી. સ્વામીજીએ સંવત ૧૯૬૨ માં આ બંને બાળકોને શિષ્ય બનાવીને તેમને ભોળાનાથ અને ઇન્દ્રનાથ આ નામથી વિભૂષિત કર્યા. તેમાં ભોળાનાથ થોડાક વખત પછી આશ્રમમાંથી કાંઇક કારણ વશાત ચાલ્યો ગયો, અને હાલ તેમની સંપત્તિનો ઉત્તરાધિકારી માત્ર ઇન્દ્રનાથ એકલોજ છે. તે હાલ રાજધાની જમ્મુમાં સામાયિક શિક્ષણની સાથે સંસ્કૃત પણ ભણે છે.

સ્વામીજીએ કેટલાંક વર્ષોથી મુસાફરી કરવી બંધ કરી હતી, અને પોતે જમ્મૂ સુધી જતા પણ નહોતા. સંવત ૧૯૭૧ માં સ્વામીજી જમ્મૂમાં ગયા અને ત્યાં વેદ ભગવાનના મંદિરની સ્થાપનાની સાથે સાથે યોગાશ્રમ, ગોશાળા, ધર્મશાળા, અને એક વિશાળ પુસ્તકાલય સ્થાપવાનો વિચાર કર્યો, તેથી કાશ્મીર-જમ્મુના શ્રીમન્મહારાજાધિરાજે ૩૦ વીઘાં જમીન વેદમંદિરની સ્થાપના કરવાને માટે આપી, ગૌશાળાને માટે પણ એક સારૂં જંગલ આપ્યું એ ઉપરાંત એક સારી રકમના દાનનો પણ માનસિક સંકલ્પ કર્યો. અને આ રકમમાંથી ઉપરની સંસ્થાઓ ચલાવવાનો વિચાર કર્યો. શહેરમાંથી પણ ૧૨ હજાર રૂપિયા મળ્યા. તેમાં કેટલીક રકમ બાકી હતી. આથી સ્વામીજીએ વેદમંદિરનું કાર્ય આરંભ્યું અને તૈયાર થતાં ઘણીજ ધામધુમ સાથે વેદ ભગવાનના મંદિરની પ્રતિષ્ટા કરવામાં આવી. તેના રક્ષણને માટે એક કમીટી નીમવામાં આવી, જેમાં શ્રીમન્મહારાજા સર પ્રતાપસિંહજી, શ્રીમાન રાજા સાહેબ બળદેવસિંહજી તથા શ્રીમાન રાજકુમાર ટીકા હરીસિંહજી તથા દીવાન બહાદુર અમરનાથજી વિગેરે છે.

યોગાશ્રમ તથા ગોશાળા વિગેરેનું કામ અપૂર્ણ હતું એવામાં સ્વામીજીએ સર્વની આગળ કહ્યું કે મારે આ દેશને છોડીને મહારાજ નયપાલના શરણમાં જવું છે. આ વાક્યનો શુદ્ધ ભાવાર્થ કોઈ સમજ્યું નહિ. સંસ્કૃતમાં દેશ—નામ શરીરનું પણ છે, અને નય—નામ રાજનીતિ યા મર્યાદાનું જ છે. જે મર્યાદાનું પાલન કરે છે તે નયપાલ છે. મનુષ્યમાં હંમેશાં સ્ખલન રહ્યાંજ કરે છે, અને તેથી નયપાળ એ સચ્ચિદાનંદ પરમેશ્વરનું જ નામ છે. જેની મર્યાદા હંમેશાં અચળ છે. સ્વામીજીના કથનનો ભાવાર્થ એ હતો કે, આ પાંચ ભૌતિક શરીરને છોડીને સચ્ચિદાનંદ પરમેશ્વરના શરણમાં જવું છે. અર્થાત મારૂં મૃત્યું નજીક છે.

આ પછી સ્વામીજી જમ્મુથી ઇન્દ્રેશ્વર પાછા આવ્યા ત્યાં આવીને તળાવમાં ખૂબ સ્નાન કર્યું, અને તે વખતે પોતે કહેતા હતા કે હવે આ દેશને છોડીને મહારાજ નયપાલના શરણમાં જવું છે. એક વખત સ્વામીજીના માથામાં કાંઈક સાધારણ વેદના થઇ પરંતુ પોતાની મુખમુદ્રા પૂર્વવત પ્રફુલ્લિતજ હતી. કોઇને એ જ્ઞાન ન થયું કે તેમની જીવન લીલા પૂર્ણ થનાર છે. સ્વામીજી હંમેશાં ઉષઃકાલમાં દિવસે ૧૦ વાગ્યા સુધી પોતાની અંદર ગુફામાં સમાધિસ્થ રહેતા હતા. સંવત ૧૯૭૧ના અસાડ સુદ ૧૪ને રવીવારે સવારના ૬ વાગે તેમણે ઇન્દ્રનાથને બૂમ પાડી. ઇન્દ્રનાથ દોડીને ગુફાની અંદર જુવે છે તો શ્રી સ્વામી ચંપાનાથજી શ્રી સચ્ચિદાનંદના શરણમાં.

મૌક્તિકનાથ યોગવિશારદ.

# स्त्रीने सतित्व एज खरुं आभूषण छे.

આજકાલ સ્ત્રીઓ પોતાના શરીરને કપડાંલત્તાંથી અને સુવર્ણાદિકના દરદાગીનાઓથી શોભાવવાને માટે રાતદિવસ જાણે એજ કર્તવ્ય ન હોય, તેમ તેમાંજ પોતાના સમયનો ભોગ આપ્યાં કરે છે. આ એક પ્રકારનું તેનું અજ્ઞાનજ છે. ગરીબ ઘરમાં દેખાદેખી સ્ત્રીઓ આવાં કપડાંલત્તાંના વાદ કરી પોતાના પતિને ઘણીવાર સતાવે છે, અને જો દરદાગીના કે કપડાંલત્તાં ન મળ્યાં તો પતિને ઝંપીને બેસવા પણ દેતી નથી. તેવીજ રીતે ધનવાન કુટુંબોમાં પણ આવાંજ કારણોને લઇને પતિનું સ્ત્રી ઉપરથી અને સ્ત્રીનું પતિ ઉપરથી મન ઉઠી ગયાનાં ઘણાંજ ઉદાહરણો છે. પતિવ્રતા સ્ત્રી કદાપિ પણ આ પ્રમાણે કરતી નથી. તેનું લક્ષ્ય સ્થાન મન, વચન અને કર્મવડે પતિ સેવા કરવી એજ હોય છે. વસ્ત્રાદિકથી શરીરની શોભા વધારવા કરતાં હૃદયની પવિત્રતાથી શરીરની શોભાને વધારવી એજ ખરૂં સૌંદર્ય છે. જે સ્ત્રીનામાં હૃદયની પવિત્રતારૂપી શોભા હોતી નથી તે સ્ત્રી પછી ભલેને હજારો રૂપિયાના દરદાગીના વિગેરે પહેરે છતાં પણ તે ઇન્દ્રવરણાની માફક બહારથી સુંદર દેખાવા છતાં અંદરથી કડવીજ હોય છે. હૃદયની પવિત્રતાનું બીજું નામ સતિત્વ છે. સતિત્વ એ સ્ત્રિયોનું જીવન અને સ્વર્ગીય રત્ન છે. આ રત્ન એજ તેમને માટે સંસારમાં અમૂલ્ય અલંકારરૂપ છે. સતીત્વ એજ સ્ત્રિયોનું ચિરપૂજ્ય પરમ ધન છે. તેને કેળવવાથીજ સતી સ્ત્રિયો સંસારમાં પ્રાતઃસ્મરણીય અને પૂજ્ય થઇ શકે છે. જેવી રીતે ચંદ્રમાની શાંત ચાંદનીથી પૃથ્વિ પ્રકાશિત થઇને શીતળતાનું ભાન કરાવે છે તેવીજ રીતે સતી સ્ત્રિયોના હૃદયના સૌંદર્યથી સમસ્ત સંસાર પ્રકાશમય અને ઉજ્વલ થઇ શાંતિનો અનુભવ કરી શકે છે.

પતિવ્રતા સ્ત્રી એ ઘરની પૂર્ણ લક્ષ્મી છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, સતીત્વના સરખું રત્ન અને સતીના સમાન બીજી કોઇ દેવી નથી. આનંદ ઉપજાવનાર, મધુર વાણી બોલનાર, પતિવ્રતા અને સ્વામિની યથાર્થ રીતે સેવા કરનારી સતિ સ્ત્રી જે જગ્યાએ નિવાસ કરે છે, તે સ્થાન સંસારમાં નંદનવનના સરખું સુખ અને શાંતિનું ભૂવન બની જાય છે. પતિભક્ત પ્રાણુતોષિની સતિના પવિત્ર મુખમંડલને જોઇને સ્વામીના સમસ્ત રોગ અને શોક દૂર થઇ જાય છે, તેનાં મધુર અને શાંતિદાયક વાક્યોથી પતિનાં દુઃખગ્રસ્ત હૃદય શીતલ થઇ જાય છે. દરિદ્રની ઝુંપડીમાં રહેવા છતાં પણ સતી પોતાના પતિને સ્વર્ગનો આનંદ આપી શકે છે. સંસારમાં એવું એક પણ કાર્ય નથી કે જે સતિ સ્ત્રી પોતાના પતિને માટે ન કરી શકે. તેની પતિ સેવા પર્વત શિખરની માફક ઉચ્ચ અટલ અને અચલ હોય છે. સ્વામી સતીના સહવાસથી જે નિર્મળ અને મધુર સુખનો ઉપભોગ કરે છે તેની તુલના સંસારમાં અન્ય સાથે થઇ શકતી નથી.

સતિ સ્ત્રિયો પોતાના પતિને પોતાના પ્રાણ કરતાં પણ અધિક પ્રિય અને સ્વર્ગથી પણ ઉંચો સમજે છે. જે સ્ત્રી પતિની સાથે દ્વેષ રાખે છે, તેનું મુખ જોવું સતિ સ્ત્રીને ગમતું નથી. પતિનાં ચરણોની સેવાથી સતી સ્ત્રિયો જેવા દુર્લભ સુખનો ઉપભોગ કરે છે તેવું સુખ બીજાને મળી શકતું નથી. સતિ સ્ત્રિયો પોતાના પતિને હિતકારી કાર્યમાં પોતાનો પ્રાણ પણ અર્પી શકે છે. તેનું મન પતિના ચરણોમાં અને નેત્ર પતિના મુખ-

કમળની શોભા જોવામાં તલ્લિન રહે છે. સાધ્વિ સ્ત્રિયો પતિની પ્રસન્નતા જોઇને જે પ્રકારે સુખી અને સંતુષ્ટ થઇ શકે છે તેવીજ રીતે પતિના મલિન મુખને જોવાથી તેના દુઃખનો પાર રહેતો નથી.

જે સતિત્વના બળથી સંસારમાં મનુષ્ય હોવા છતાં પણ દેવી બનીને પૂજ્ય બની માનની દૃષ્ટિથી સ્ત્રિયોને જોવામાં આવે છે, તે અમૂલ્ય સતીત્વ રૂપી ધનનું રક્ષણ કરવાને માટે તેણે હમેશાં યત્નવાન રહી સાવધાન રહેવું જોઇએ. આગળ આપણે ઇતિહાસમાં જોતાં ઘણી સ્ત્રીઓએ પોતાના સતિત્વનું રક્ષણ કરવાને માટે પોતાના પ્રાણ આપ્યાનાં દૃષ્ટાંતો મળી આવે છે. સતિત્વ એ એવું રત્ન છે કે તેને માટે સતિ સ્ત્રીયો પ્રાણને પણ તુચ્છ સમજે છે.

એ સતિત્વ ધર્મનું પવિત્રપણે રક્ષણ કરવું એ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે તેના રક્ષણને માટે સ્ત્રિયોએ અશુદ્ધ વિચારો અને મલિન ઇચ્છાઓને પોતાના હૃદયમાં સ્થાન ન આપવું જોઇએ કારણકે મલિન ભાવનાને એક ક્ષણ પણ સ્થાન આપવાથી સતીત્વમાં કલંક લાગતાં વાર લાગતી નથી. સતીત્વ એ એવી પવિત્ર વસ્તુ છે કે જેમાં એક જરા સરખો પણ દોષ લાગવાથી તે કલંકિત થઇ જાય છે. દરેક પ્રકારે પતિને સંતુષ્ટ રાખવો એ સતિત્વનું લક્ષણ છે પતિની સાથે જરા પણ અપ્રસન્નતા, કે ખરાબ વર્તન યા અણબનાવ રાખવો એ સતિત્વને નષ્ટ કરનાર છે. પતિની ગેરહાજરીમાં સ્ત્રીએ કોઇ પણ પ્રકારના આનંદ ઉત્સવમાં સામેલ થવું એ અનુચિત છે કેમકે એ અધર્મ છે.

પતિ પત્નિ પરસ્પર એક બીજાની પાસેથી ધર્મપૂર્વક જે મેળવવાને અધિકારી છે તેને કોઇપણ રીતે બીજાને સ્વાધિન કરવું એજ વ્યભિચાર છે. પરપુરૂષને કદી પણ સતિ સ્ત્રીએ પોતાના પતિ કરતાં શ્રેષ્ટ ન માનવો બીજાનાં સુખ સૌભાગ્ય તથા સૌંદર્ય જોઇને પતિને તુચ્છ સમજવો અનુચિત છે. જે સ્ત્રી આ પ્રમાણે કરે છે તે યથાર્થ સતિ હોતી નથી પોતાના પતિનાં અયોગ્ય કર્મોથી કદાચ તેને દુઃખ વેઠવું પડે તો એવા વખતે ઘણી સ્ત્રિયો કહે છે કે જો મારો તેની સાથે સંબંધ ન થયો હોત યા તો એથી હું વિધવા થઇ હોત તો સારૂં, કે આજ આટલું દુઃખ તો ન સહન કરવું પડત, આવું વર્તન રાખનારી સ્ત્રિયો કદાપિ પણ સતિ થઇ શકતી નથી.

સ્ત્રિયોએ એવા દોષોનો ત્યાગ કરવો જોઇએ. અયોગ્ય મોજમઝા ને કદી પણ હૃદયમાં સ્થાન ન આપવું જોઇએ. જે સુખની અભિલાષાથી ધર્મભ્રષ્ટ થવાનો સંભવ હોય તે સુખને સતિ સ્ત્રિયો ઇચ્છતી નથી. કેમકે એ સર્વ સુખની અભિલાષાઓ યા મલિન ભાવનાઓજ મનુષ્યને કુમાર્ગગામી બનાવીને દારૂણ દુઃખ આપ્યાં કરે છે. ઘણી સ્ત્રિયો અનેક દુરાચારી અને પાપિષ્ટ લોકોની જાળમાં ફસાઇને પતિત થઇ જાય છે એવા નરાધમોનું પવિત્ર યુવતિઓએ મુખ પણ ન જોવું જોઇએ. કારણ કે એવા લોકોજ ભોળી સ્ત્રિયોના સર્વ નાશના કારણરૂપ થાય છે. હંમેશાં યાદ રાખો કે એવા નરપિશાચોનાં હૃદય સાક્ષાત નરક કુંડ જેવાં હોય છે. તેનાથી હમેશાં ડરતા રહેવું જોઇએ એવીજ રીતે ઘણી દુષ્ટ સ્વભાવની કુલટા સ્ત્રિયો પણ હોય છે તે નાની વહુ દીકરીયોની સાથે હળી મળી જઇ લલચાવી તેમના સર્વ નાશનું કારણ બની જાય છે એવી સ્ત્રિયો ઉપરથી જોતાં ડાહી અને

સારી જણાય છે પરંતુ ખરી રીતે તેનું હૃદય ઘણુંજ ભયંકર હોય છે. એવી સ્ત્રિયોની સાથે સારી સ્ત્રીઓએ કદી વાતચિત પણ ન કરવી જોઈએ. સાધ્વી સ્ત્રિયોએ દુરાચારિણી સ્ત્રિયોનો વિષની માફક ત્યાગ કરી દેવો જોઇએ.

ઇન્દ્રિયસંયમ અર્થાત ઇન્દ્રિયને પોતાના વશમાં રાખવી એ ધર્મ રક્ષણનો મુખ્ય ઉપાય છે. જેની ઇંદ્રિયો વશમાં હોતી નથી તેનું અધઃપતન જરૂર થાય છે જ. તે પાપના ખાડામાં ડુબી જાય છે. ઇન્દ્રિયોની ચંચળતા મનુષ્યોને પશુ બનાવી શકે છે. તમે તમારી મનોવૃત્તિયોને પવિત્ર રાખીને ચરિત્ર ઉપર તીક્ષ્ણ દૃષ્ટિ રાખતાં શીખો કે જેથી તેમાં કોઈ પણ પ્રકારના દોષનો સંચય થવા ન પામે. પરમેશ્વરમાં અટલ ભક્તિ રાખો અને પોતાના તથા પતિના ચરિત્રની મંગલ કામનાને માટે ભક્તિ ભાવથી ઇશ્વરની આરાધના કરતા રહો. પોતાના દોષોને કદી પણ પતિથી છુપાવો નહિ. પરંતુ તેમાંથી બચવાને માટે હંમેશાં પતિની પાસેથી શિક્ષણ લેતા જવું અને આવા કામમાં લજ્જા કે શરમ રાખો નહિ. સતિ સ્ત્રીએ વિચારમાં અને આચારમાં પતિમય જીવન ગાળવું, પતિની છાયા રૂપે વર્તવું એજ સર્વોત્તમ રસ્તો છે. પોતાના સતિપણાને જાળવવાને માટે મન, વચન અને શરીરથી કદી પણ પતિથી અભિન્ન ન રહેવું. અને આ પ્રમાણે જ્યારે પતિની સાથે એકતાનો અનુભવ થતો જશે ત્યારેજ યથાર્થ સતિત્વપણાનું જે ફળ તે સતિ સ્ત્રીને મળ્યા સિવાય રહેવાનું જ નહિ. સ્ત્રીએ ક્ષુદ્ર વસ્ત્રાલંકારોથી પોતાના શરીરને શણગારવા કરતાં આવા સતિત્વ રૂપિ અમૂલ્ય રત્નથી દીપાવું એ ખરૂં સૌંદર્ય અને શોભા છે. અપૂર્ણ.

---

# श्री सत्यनारायणनी कथा.

( લેખકઃ—શ્રીયુત હ. ન. વ્યાસ. )

## અધ્યાય ૩ જો.

હરિગીત.

સૂત કે' સુણો મુનિસત્તમો, આગળ વળી કહું છું કથી,
પૂર્વે હતો નૃપ એક ઉલ્કામુખ, નામે શુભ મતિ.
તે સત્યવાદી ને જીતેંદ્રિય, રોજ શુભ દેવાલયે,
જે ધન ઘણું દે વિપ્રને, સંતુષ્ટ કરતો અતિશયે.
તેની હતી સ્ત્રી કમલવદના સતી મહા સુવતી અતિ,
તે સાથ ભદ્રશીલા નદી તટ, વ્રત કરે તે ભૂપતિ,
એવે સમે ત્યાં એક આવ્યો, સાધુ નામે વાણીઓ,
વેપાર માટે બહુ ધનથી, વા'ણો ઘણાં ભરી લાવીઓ.
તે વાણ છોડી નદી તટે નૃપતિ સમીપ પોતે ગયો;
વ્રતધારી જોઇ ભૂપને વિનયેથી પુછવા લાગીયો,
કે' સાધુ નૃપ આ શું કરો છો? ભક્તિમય ચિત્તે કરી,
તે સર્વ સ્પષ્ટ કહો તમે સુણવા ચહુ હું આ ઘડી;
નૃપ કે' પૂજન આ થાય છે તેજસ્વિ અતુલિત વિષ્ણુનું;

પુત્રાદિ પ્રાપ્ત થવા સ્વજનસહ વ્રત કરૂં છું તેમનું,
એ વચન સુણી નૃપનું વદ્યો આદરથી સાધુ તે સમે ;
વિસ્તારથી કો' રાય રે હું કરીશ જે કે'શો તમે. ૪
મારે હા પણ સંતતિ નથી નક્કી થશે એ વ્રતથી ;
પછી વણજથી નિવૃત્ત થઇ નિજ ગૃહ ગયો આનંદથી ;
તે સંતતિદાયક બધું વ્રત સાધુએ સ્ત્રીને કહ્યું,
"જો સંતતિ મુજને થશે તો વ્રત કરીશ" એ પણ કહ્યું. ૫
તે સર્વ સજ્જન સાધુએ નિજ સ્ત્રી લીલાવતીને કહ્યું,
પછી એક દીવસે તેની સ્ત્રી લીલાવતીને સુખ થયું ;
સ્ત્રી ધર્મમાં તે આવતાં આનંદમાં પતિસંગથી,
થઇ ગર્ભવતી તે સ્ત્રી પછી શ્રી સત્યદેવ પ્રસાદથી. ૬
દશમે મહીને તેહને શુભ રત્ન સમ કન્યા થઇ,
સુદ પક્ષમાં જ્યેમ ચંદ્ર ત્યમ તેમ તે દિન દિને વધતી ગઇ ;
તેથી કર્યું તે પુત્રીનું શુભ નામકરણ કલાવતી,
ત્યારે મધુર વચનેથી કે'છે સ્વામીને લીલાવતી. ૭
કે કયમ નથી કરતા તમે વ્રત પ્રથમ સંકલ્પીત કર્યું,
કે' સાધુ એના લગ્નમાં કરીશું પ્રિય વ્રત જે ધર્યું ;
કહી એમ સમજાવી સ્ત્રીને રળવા ગયો પર નગરમાં,
પછી તે કલાવતી પુત્રી વધવા લાગી પિતુ મંદિરમાં. ૮
તે મણી વર્ષે આવતાં સખી સાથ તનુજા જોઈને,
વર યોગ્ય વય[1] વિચારી ઝટ બોલાવી તેણે દૂતને ;
"શુભ ખોળી વર લાવો તમે" એ સાધુની આજ્ઞા થતાં,
કાંચનપુરે તે દૂત આવ્યો શ્રેષ્ઠ વર અતિ શોધતાં. ૯
ત્યાંથી વણિક સુત એક લઈને દૂત પાછો આવીઓ,
શુભ ગુણ ને અતિ રૂપથી તે સાધુને મન ભાવીઓ ;
શુભ લગ્ન લઇ જ્ઞાતી સગાંસહ સાધુએ અતિ હર્ષથી,
તે વણિક સુતને દાન કન્યાનું દીધું શુભ વિધિથી. ૧૦

## દોહરા.

વ્રત ઉત્તમ આ સમય સહુ ભૂલ્યાં ભાગ્યવશાત,
તેથી તેઓ ઉપરે રૂઠયા પ્રભુ સાક્ષાત. ૧
વેપારે કુશળ હતો સાધુ તેહ અપાર,
ચાલ્યો લેઈ જમાઇને ઝટ કરવા વેપાર. ૨
સુંદર નિધિકાંઠે હતું રત્નસાગર પુર જ્યાંય,
કરવા લાગ્યા વણજ જે સાધુ જમાઇ ત્યાંય. ૩

---

૧ વણી મોટી ઉમર થઈ ગએલી + નિયમ-સંકલ્પ.

વેપારે બહુ ધન મળ્યું સુખ ત્યાં સારૂં જોય,
પણ વ્રત નારાયણ તણું સંભાર્યું નવ કોય. ૪
તેથી પ્રભુએ તેહને, શાપ દીધો તે વાર,
"જૂઠા સાધુને થજો દારૂણ દુઃખ અપાર".
તેહ નગરનો નૃપ હતો ચંદ્રકેતુ ગુણ ખાણ,
તસ્કર તેહના મ્હેલમાં પેઠા લેવા લાણ. ૬
માલ ઘણો લઇ નીકળ્યા ચેત્યા ચોકીદાર,
નાઠા ચોરો પાછળે ચોકીદાર પળાય. ૭
ચોરો ગભરાઇ ગયા નાંખી દીધો માલ,
સાધુ કેરા બારણે તેહ પડ્યો તત્કાળ. ૮
ચોકીદારો માલ તે પકડી અતિ હરખાય,
ચોરો તો નાશી ગયા પણ તે ઘર ખોળાય. ૯
તે ઘરના બે વણિકને જાણી ચોર જરૂર,
બાંધીને તે બેઉને લાવ્યા રાય હજુર. ૧૦
ચોકીદારો હર્ષથી બોલ્યા રાયની પાસ,
પકડી લાવ્યા ચોર બે આજ્ઞા આપો ખાસ. ૧૧
રાજાની આજ્ઞા થકી દૂતોએ તત્કાળ,
તે બેને દૃઢ બાંધીને નાંખ્યા કારાગાર[1], ૧૨
તે બેની કંઇ વાત પણ નૃપે સુણી ન લગાર.
સત્ય પ્રભુ કોપ્યા જ્યહાં કોણ કૃપા કરનાર. ૧૩
રાજાએ તે બેઉના ઘરનું સૌ ધન લીધ,
બંદીખાને તેમને દુઃખ ઘણેરૂં દીધ. ૧૪

ચોપાઇ.

પ્રભુ કોપે જેના પર અતિ, તેની થાયજ માઠી ગતિ,
સાધુનાં સ્ત્રી પુત્રી જેહ, ઘેર થયાં દુઃખીઆરાં તેહ. ૧
ખાતર પાડી ચોરો બધું, લેઈ ગયા ઘરમાં જે હતું,
ઘેરાયાં આધિવ્યાધિથી, ઉદ્યમ કોથી થાય ન રતી. ૨
ભૂખ્યાં તરશાં ઘરઘર ફરે, પેટ પરાણે ભીખી ભરે,
કલાવતી કન્યા પણ સદા, ભટકી વેઠે અતિ આપદા. ૩
એક દિવસ ભૂખી બહુ થઇ, બ્રાહ્મણ એકતણે ઘર ગઈ,
ત્યાં વ્રત નારાયણનું જોઈ, ખાવાનું દેશે અહીં કોઇ. ૪
એ આશાએ બેઠી તહીં, કથા સુણી વર મનમાં લહી,[1]
પ્રસાદ ભક્ષણ કરીને ઘેર, મોડી રાતે ગઇ તે વેર. ૫
મા તેની જોતી હતી વાટ, વાર થતાં કરતી ઉચ્ચાટ,
કલાવતી આવી જેટલે, બોલી મા પ્રેમથી તેટલે. ૬

૧ કેદખાનામાં.

આટલી વાર સુધી રાતરે, ક્યાં ગૈ હતી કયું મન ના ડરે,
વિનય ધરી પુત્રી તત્કાલ, મા પ્રત્યે બોલી ધરી વ્હાલ. ૭
ભૂખ અતિ લાગી હતી મને, શું કહું માત અરે હું તને,
બ્રાહ્મણ એક તણે ઘર ગઈ, ભીખવા વાર બહુ ત્યાં થઇ. ૮
મન વાંચ્છિત સિદ્ધિ દે જેહ, મા મેં ત્યાં દીઠું વ્રત તેહ,
મા જો એ આપણથી થાય, તો નક્કી સર્વે દુઃખ જાય. ૯
લીલાવતિને સાંભર્યું તેહ, સ્વામીએ પણ કરીશું જેહ,
વાત બધી પુત્રીને કહી, વ્રત કરવા બે તત્પર થઇ. ૧૦
વે'લા ઊઠી નીમ લે ત્યહાં, ભીખવા નગર વિષે બે ગયાં,
તે દિવસે બહુ મળ્યું બેઉને, વ્રત કીધું અતિ હર્ષિત મને. ૧૧
બંધું સ્વજન સાથે વ્રત કરી, આરાધ્યા બેઉએ હરિ,
ધણી જમાઇ ઝટ આવે ઘેર, પ્રભુ કરો એવી [illegible] ૧૨
ધણી જમાઇના અપરાધ, ક્ષમા કરો સર્વે જગનાથ,
એ દીન માદીકરીએ સાર, યાચ્યા પ્રભુને વારંવાર. ૧૩
એ વ્રતથી તુઠ્યા અતિ તેહ, સત્યજ નારાયણ પ્રભુ જેહ,
સાધુનો મોટો અપરાધ, ક્ષમા કર્યો એવા જન તાત. ૧૪

દોહરા.

શમણું આપી રાયને, પ્રભુએ જણાવ્યું એમ,
વણ વાંકે બે વણિકને, કેદ કર્યા છે કેમ ? ૧
છોડી દે જ સવારમાં, ધન દે પાછું સર્વ,
નહિ તો તવ ધન પુત્રને, રાજ્ય હરીશ આ પર્વ. ૨
અંતરધ્યાન થયા પ્રભુ, નૃપને કહી તતકાળ,
ઉઠી પ્રભાતે કરી સભા, સર્વ કહ્યું નરપાલ. ૩
સેવકને કરી આગન્યા, મુકત કરી મ્હાજન,
બેને ત્યાં બોલાવીને, બોલ્યા તે રાજન. ૪
દૈવેચ્છાથી દુઃખ બહુ, વેઠ્યું તમે આવાર,
પણ નિશ્ચયનાથી હવે, ભોગવજો સુખ સાર. ૫
ક્ષૌરાદિક કરાવીને, દીધ વસ્ત્રાલંકાર,
ખાન પાન સન્માનથી, સંતોષ્યા જ અપાર. ૬
બમણું ધન આપી વદ્યા, રાજા રૂડી પેર,
જાવ તમે સાધુ હવે, સુખેથી નિજ ઘેર, ૭
ત્યારે બેઉ રાયને, પ્રણમી વારંવાર,
"કૃપા કરી બહુ" એમ કહી, આવ્યા ઘર તતકાળ. ૮
એવો સ્કંધ પુરાણના, રેવાખંડની માંય,
કથા સત્યનારાયણે, છે ત્રીજો અધ્યાય. ૯

શ્રી સત્યનારાયણ દેવકી [illegible]

---

૧ કથા સાંભળનાં પોતાના સ્વામીને સંભારતી હતી.

# ન્યાતોના સુધારા.

આજે સુધારાને નામે કુધારાનો પગ પેસારો કરી ચાલતી આવેલી રૂઢીનું સત્યાનાશ વાળનાર અને અયોગ્ય આચાર વિચારમાં ફસાવનાર કેટલાક માણસો પોતાનું તેજ ખરૂં આવું માનનારા ઉભા થયા છે, અને આવા કહેવાતા સુધારાવાળાઓ નાતોનું નિકંદન કાઢવા પણ પોતાનાથી બને તેટલો પ્રયત્ન કરવા લાગ્યા છે; આ જોઇ ગમે તેવા સુસ્ત સનાતની હિંદુનું દીલ દુઃખ્યા સિવાય રહેવાનુંજ નહિ.

નાતોને તોડી પાડી સુધારો કરવા ઇચ્છનારાઓએ પોતાનું બળ નાતોને તોડી પાડવાના કામમાં વ્યર્થ ગુમાવવા કરતાં નાતોને સુધારી સારા પાયા ઉપર લાવવા પોતાના બળનો ઉપયોગ કરવો જોઇએ.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર આ પ્રમાણે મૂળ ચાર ન્યાતો છે. અને તેમાંથી ધંધા પ્રસંગે દરેક ન્યાતમાંથી જુદી જુદી પેટા નાતો ઉત્પન્ન થયેલી છે. આમ જુદી જુદી નાતોથી અત્યારે હીંદુઓમાં અસંખ્ય નાતો થઇ ગઇ છે, અને તે બધી નાતોને તોડી પાડવાને માટે જે પરિશ્રમ કરવો તે વ્યર્થ છે. ઘણા કાળના સંસ્કારોથી જામી ગયેલા બળવાળી નાતોને તોડી પાડવા મથનાર પોતેજ પોતાનું બળ ગુમાવે છે અને 'અતો ભ્રષ્ટ, તતો ભ્રષ્ટ' થઇ રહે છે.

આત્મવત્ સર્વ ભુતેષુ આ સૂત્રનો આધાર લઇ કેટલાક માણસો સર્વ પ્રાણી માત્રને પોતાના આત્મારૂપ માનવા જોઇએ અને તેથી ભિન્ન ભાવ ન રાખવો એ બહાને એક બીજાની સાથે ખાવા પીવામાં વાંધો નથી, આમ માને છે અને બીજાને મનાવવા વ્યર્થ પ્રયત્ન કરે છે. પરંતુ આમાં પણ અધિકાર ભેદ હોય છે એ વાત તેમના મગજમાં ઠસેલી હોતી નથી. નાનો અધિકાર અહિં લાગેજ પડેલી છે, અને તેથી જેમ મોટા અમલદારો અને નોકર ચાકર વચ્ચે તફાવત રહ્યાં જ કરે છે, તેમ આ નાતોમાં પણ તેવો તફાવત તો રહેવાનોજ. જેમ કે બ્રાહ્મણના અધિકાર કરતાં ક્ષત્રીના ગૌણ હોય છે, ક્ષત્રીના કરતાં વૈશ્યના ગૌણ હોય છે અને વૈશ્ય કરતાં શુદ્રના ગૌણ હોય છે જે આચાર વિચારનું શુદ્ર સેવન કરે છે, તેનું વૈશ્ય અનુકરણ કરતો નથી, વૈશ્યના આચાર વિચારોનું ક્ષત્રી અનુકરણ કરતો નથી, અને ક્ષત્રીના આચાર વિચારનું અનુકરણ બ્રાહ્મણ કરતો નથી તેમ કરવાથી ઉંચી ગતિને પ્રાપ્ત કરવાને બદલે તે નિચી ગતિને પ્રાપ્ત થાય છે.

અને આજકાલનો સુધારો અને સુધારકો તો પોતે ઉંચેથી નીચે પડવા જેવા આચાર વિચારોનું સેવન કરે છે અને બીજાને તેમ વર્તવાને માટે બોધ આપે છે, પછી તેમની ઉન્નતિ થવાને બદલે અધોગતિજ થવાની અને તેની વિશેષ ખાત્રી નીચેના દૃષ્ટાંતોથી થઇ જશે.

એક બીજાની સાથે વર્ણાશ્રમનો ભેદ ભાવ રાખ્યા સિવાય જમવું આ રીવાજ શુદ્રમાં ચાલે છે અને જો ઉચ્ચ વર્ણનો માણસ આ પ્રમાણે કરે છે તો તેને નાતવાળાઓ નાત બહાર મુકે છે. જેથી તેને શુદ્રવત રહેવું પડે છે અથવા તેને શુદ્ર જેવો બીજાઓ ગણે છે.

**પુનર્લગ્ન**—ફરી લગ્ન કરવું તે. સ્ત્રી એકવાર વિધવા થયા પછી ફરી બીજા પુરૂષ

સાથે લગ્ન કરે એ તેને પુનર્લગ્ન કહે છે. અને આને આપણે કેટલાક લોકો નાતરૂં કર્યું એમ કહીએ છીએ. આ રીવાજ શુદ્ર જાતિમાંજ છે, અને તેમાં પણ જે ઉચ્ચ કહેવાવા મથે છે તેઓમાં આ નાતરૂ કરવાનો રીવાજ હોતો નથી. વળી આ રીવાજ વૈશ્યોમાં પણ કેટલીક ન્યાતોમાં છે પણ તે ન્યાતો તેનાથી બીજી ન્યાતો કરતાં હલકી ગણાય છે. દાખલા તરીકે પાટીદારોમાં ઉંચા કુળવાનોમાં આ રીવાજ હોતો નથી, જ્યારે તેમાં કેટલાક તેથી ઉતરતા કણબી લોકોમાં આ નાતરૂ કરવાનો રીવાજ હોય છે, અને આવીજ રીતે શુદ્ર વર્ગમાં પણ નાતરૂ નહી કરનારા કુળવાન અને કરનારા ઉતરતા ગણાય છે.

હવે વિચાર કરવો ઘટે છે કે આપણા સુધારાવાળા લોકો વર્ણાશ્રમનો ભેદ કાઢી નાંખવા અને પુનર્લગ્ન કરવાનો રિવાજ પાડવા મથે છે, અને આજ ધોરણે તેઓ ઉંચેથી નિચે જાય છે કે નિચેથી ઉંચે જાય છે તેનો વિચાર વાચકોને કરવો ઘટે છે.

આ લોકો ખરી રીતે જોતાં પોતે બ્રાહ્મણ, ક્ષત્રીય કે વૈશ્ય હોવા છતાં આ પ્રમાણે શુદ્રના આચારવિચારનું ભવન કરવા મથે છે અને તેથી તે પોતાની ઉન્નતિ કરી શકતા નથી પણ ઉલટા 'અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ' બનીને વર્ણશંકર પ્રજાને ઉત્પન્ન કરે છે. આથી તેમણે ખરેખર સુધારો કરવો હોય તો ન્યાતોને તોડી પાડવાનુ ભવન કરવા કરતાં ન્યાતોમા જે સડા પડો હોય તેને દુર કરવા પ્રયત્ન કરવો જોઈએ.

એક માણસથી જે નથી બનતુ તે કામ આખી ન્યાતો ધારે તો કરી શકે તેમ છે. હાલ કેટલીક નાતોમાં જુના વિચારના કરતા કારવતા હોય છે અને તેઓ નાહક અંદરે અંદર એક બીજાના દોષો જોતા કરી નાતોમા વિઘ્નો નાખી લડી પડે છે અને નાતોમાં તડો પાડવા તૈયાર બની જાય છે. આમા મૂળ વિઘ્નનુ કારણ પણ નજીવુ હોય છે. આ પ્રમાણે એક બીજાના દોષ જોવાના મૂકી દઈ દરેક ન્યાતે એક મથી બની પોતાની ન્યાતને સુધારવા માટે પ્રયત્ન કરવો જોઇએ.

દરેક નાતમાં ફંડ તો હોય છેજ તે ફંડનો ગેરવ્યાજબી ઉપયોગ ન કરતાં તે ફંડમાં વધારો કરી તે વડે નાતનાં બાળકોને ઉંચી કેળવણી આપવામા મદદ કરવી જોઇએ. મોટી નાત હોય તો આને માટે એક જુદુંજ ફંડ કરવુ અને તે ફંડમાથી જે ગરીબ છોકરાઓ પૈસાની તાણને લીધે ન ભણી શકતા હોય તેમને મદદ કરી આગળ ભણાવી ઉંચી કેળવણી આપવી જોઇએ.

વળી કેટલાક કઢંગા રીત રીવાજો કાઢી નાંખી તેને બદલે હાલના જમાનાને અનુસરતા રીવાજોનું સ્થાપન કરવું જોઇએ. કેટલીક ન્યાતમાં મૂવા પાછળ પુષ્કળ ખર્ચ કરવાનો રીવાજ હોય છે, અને આવાં ખર્ચોમાંજ કેટલાક લોકો પાયમાલ થઇ ગયેલા જણાય છે આવી બાબતમાં આવાં નકામાં ખર્ચો કરતાં અટકવું, અથવા તો જોઇ વિચારીને પોતાના ગજા પ્રમાણેજ ખર્ચ કરવું.

કેટલીક ન્યાતોમાં કન્યાવિક્રયનો ખાસ રીવાજ હોય છે, અને આથી જે ન્યાતોમાં કન્યાવિક્રયનો રીવાજ હોય છે તે ન્યાતોની ઉન્નતિ કોઇપણ કાળે થતી નથી. કારણ કે કન્યાના પૈસા લેવા એ પૈસા ગોરક્ત જેવા છે, અને તેથી તે નડયા સિવાય રહેતાજ નથી. જે પુત્રીના પૈસા લેઠે તે કદી પણ પૈસાવાળો થયાનું જણાયુ નથી. ઉલટો તે હંમેશાં

ભીખારીજ રહે છે, અને તેથી જો દરેક ન્યાતે પોતાની ઉન્નતિ કરવીજ હોય તો કન્યાવિક્રય કરવાનો રિવાજ નાબુદજ કરવો જોઈએ.

વળી આ કન્યાવિક્રય કરવામાં કેટલાક લગ્ન વખતે ખર્ચ થાય છે તે ખર્ચનું બાનું કાઢી માંડવા ખર્ચની રકમ લઇએ છીએ એમ માને છે. પણ આ તેમની માન્યતા ભૂલ ભરેલી છે. આવા કામમાં કન્યાને વેચી તેના પૈસાથી ન્યાતનું ખર્ચ ઉદાર દીલથી કરવું. અને વાહવાહ કહેવરાવવી એ મૂર્ખતાજ છે.

સાધારણ રીતે કન્યા પરણાવવામાં જે ખર્ચ વધારે પડતું હોય તે કહાડી નાંખવું અને ન ચાલે તેટલુંજ ખર્ચ કરવું કે જે કન્યાના બાપને ભારે પડે નહિ, અને કન્યાવિક્રય કરવાનો રિવાજ કહાડી નાંખવો.

ન્યાતમાં એક સહકારી મંડળ સ્થાપવું જોઇએ કે જેથી આવાં ખર્ચો કરવાં ભારે પડે નહિ, અને આ રીવાજથી એક બીજાને મદદ કરવી જોઈએ. ઘણી ન્યાતોમાં એક બીજાને ત્યાં પ્રસ્તુત સમયે ચાંલ્લો કરવાનો રિવાજ હોય છે. આ રિવાજ ઘણોજ ઉત્તમ છે. જેને ત્યાં કોઇપણ ખર્ચ આવે તો તેને દરેક ન્યાતના માણસે ચાંલ્લો રૂપિયો કે બે રૂપિયા જે રિવાજ હોય તે કરવો અને તેની પાસેથી કાંઇ પણ વળતર પાછું લેવું નહિ, આજે ઘણી જગ્યાએ ચાંલ્લો કર્યા પછી રૂપિયો ચાંલ્લો કર્યો હોય તો દોઢ કે બે રૂપિયા તેનાં વળતર તરીકે પાછા લેવાનો રિવાજ છે તે રિવાજ કાઢી નાંખવો એટલે જેને ત્યાં ખર્ચ હશે તેને ત્યાં આ પ્રમાણે ચાંલ્લાની રકમ મળવાથી ખર્ચમાં ઘણી સારી મદદ થઈ પડશે અને તેથી જે ખર્ચ તેને ભારે પડતું હશે તે નહી પડે અને આ પ્રકારે ખર્ચના પ્રસંગે એક બીજાને મદદ થઈ શકશે.

આ પ્રમાણે ન્યાતોને સુધારવા માટે તેમજ ન્યાતના દરેક માણસની ઉન્નતિ થાય તે અર્થે દરેક માણસે પ્રયત્ન કરવો જોઈએ અને સામાસામી નાહક ઝઘડા ઉત્પન્ન કરી વિખવાદને ઉભો કરવા કરતાં જેમ બને તેમ એક બીજામાં સંપ વધે તેવે રસ્તે જવું એજ ખરો સુધારો છે.

આ પ્રમાણે જો દરેક ન્યાતમાં સુધારો થઇ શકે તો મફત કેળવણી આપી શકાશે અને ન્યાતના આગેવાનો કેળવાયા પછી પોતાની અને પોતાની ન્યાતની ઉન્નતિ પણ કરી શકશે.

## प्रासंगिक विचार.

પ્રિયબંધુ! આપ જાણો છો કે માસિકનો આધાર તેના ગ્રાહકો ઉપર છે. તેનું કાર્ય આપની સેવા કરવાનું છે અને તે યથાશક્તિ બજાવ્યાં કરે છે અને બજાવશેજ. માણસ માત્રને સુખ, શાંતિ અને આનંદ મળે, અને આજે સ્થળે સ્થળે જે કલેશ અને કંકાસના અખાડા તરીકે કેટલાક કુટુંબો ગણાયાં કરે છે તેઓ સુખી અને આનંદી ગણાય તેવા લેખો લખવા એ તેનો ઉદ્દેશ છે.

ભાગ્યોદય પોતાના ગ્રાહકોની આર્થિક અને શારીરિક ઉન્નતિની સાથે માનસિક

અને આધ્યાત્મિક ઉન્નતિ થાય તેવું ઇચ્છે છે, અને તેને માટે તે તેનાથી બને તેવો પ્રયત્ન કરી રહ્યું છે.

હાલ અમે જે કાગળો વાપરીએ છીએ તે કાગળો સાત રૂપિયે રીમ મળતા હતા તેના સત્તર રૂપિયા રીમના ખર્ચતાં પણ મળી શકતા નથી. હવે તે વખતે પણ એજ રૂપિયા લવાજમ લેતા હતા અને હાલ પણ એજ રૂપિયા લઇએ છીએ તો તેથી અમારે કેટલું સહન કરવું પડતું હશે તેનો વિચાર વાચકોજ કરી લેશે.

આથી જેમ ગ્રાહકો વધારે થાય તેમ અમને ખર્ચમાં કાંઇક ઓછું થાય તે હેતુથી અમારા માનવંતા ગ્રાહકોને વધુ નહિ તો છેવટે એક એક ગ્રાહક કરી દેવાને માટે એક વખત આગ્રહ કરી ચુકયા છીએ છતાં હજુ કેટલાક સજ્જનો તરફથી તેનો અમલ થયેલો જણાતો નથી. અમે આશા રાખીએ છીએ કે દરેક બંધુ અમારી આ માગણીનો સ્વિકાર કરશે અને અમને વધારે નહિ તો માત્ર એકેક ગ્રાહક કરી મોકલી યોગ્ય સહાય આપશેજ.

ઘણા માણસો નુકશાનકર્ત્તા વ્યસનો, ચ્હા-બીડી-તમાકુ વિગેરેમાં બાર મહીને બે રૂપિયા તો શું પણ દર મહીને બબે ચચાર રૂપિયા ખર્ચી પોતાની હોજરીને ભષ્મીભૂત કરવા તૈયાર હોય છે, પરંતુ આવા આખા કુટુંબને સુધારી સુખ અને શાંતિનો અનુભવ કરાવનાર લેખોવાળા માસીકને માટે બાર મહીને બે રૂપિયા જેવી નજીવી રકમ ખર્ચવા જીવ કચવાવે છે, એ ઘણુંજ દીલગીરી ભરેલું છે.

ઘણા કહે છે કે અમને વાંચવાની ફુરસદ નથી, પરંતુ તેઓ એમ વિચાર કરતા નથી કે તે જો દર માસે આવતું હશે તો કોઇપણ વખતે વંચાશે. વળી સ્ત્રી અને બાળકો વાંચશે તો તે પણ આગળ ઉપર પવિત્ર જીવન ગાળનારાં બનશે તો આ બે રૂપિયા તો -કમાંય વળી જશે.

વળી આવી મોંઘવારીમાં ઘણા માસિકોએ અને વર્તમાન પત્રોએ પોતાનાં કદ ઘટાડી નાંખી રદ્દ કાગળો વાપરવા માંડયા છે, વળી લવાજમમાં પણ વધારો કર્યો છે. અમને પણ અમારા કેટલાક ગ્રાહકો લવાજમમાં વધારો કરવા જણાવે છે પણ અમે તેમ કરવા અચકાઇએ છીએ. કારણ કે આજે વધુ લવાજમ આપી ગ્રાહકો કાયમ રહેવા મુશ્કેલ છે. વાંચનમાં પૈસા ખર્ચવા એ તેમને ઘણાજ ભારે પડે છે, આથી અમે લવાજમમાં ફેરફાર કરી શકતા નથી. પરંતુ જે દરેક વખતે ચિત્રો આપતા હતા તે ચિત્રો તથા દર માસે એક ફૉર્મ કમી કરવા ધારીએ છીએ, અને તેથી હવેથી ભાગ્યોદય દરેક માસે ૭ ફૉર્મને બદલે ૫ ફૉર્મનું નીકળશે, અને આમ હોવા છતાં પણ તે બીજાં માસિકો કરતાં સસ્તુંજ ગણી શકાશે. કારણ કે બીજાં સારી પંક્તિનાં ગણાતાં માસીકો પણ ચાર-પાંચ ફૉર્મનાં હોવા છતાં બે અઢી રૂપિઆ લવાજમ લે છે છતાં આ મોંઘવારીને લીધે કાગળો રદ્દ વાપરે છે, ત્યારે અમે તો જ્યાં સુધી બની શકશે ત્યાં સુધી હાલ વપરાતા કાગળો જ વાપરવા નિશ્ચય કર્યો છે.

આથી આવા મોંઘવારીના સમયમાં ગ્રાહકોએ આ માસિકને ગ્રાહકો વધારી આપવાની બનતી તજવીજ કરવી જોઇએ અને ઓછામાં ઓછું એક ગ્રાહક દરેકબંધુ વધારી મોકલશે એવી આશા રાખીએ છીએ.

# સદ્‌ગુણી શશી.

(લેખકઃ—શ્રીયુત વેણુ વિહારી.)

(અનુસંધાન અતાંકથી.)

## પ્રકરણ અઢારમું.

### દિવ્ય સંસાર.

સ્મિથ સાહેબ વિનુને ઘણોજ ચહાતા. ઓસ્ટિન સાહેબના વિલાયત ગયા પછી નાનાં મોટાં ઘણાંખરાં જોખમનાં કામો વિનુજ ચલાવતો. સ્મિથ સાહેબે ડુંગરીપર જઈ વિનુની મુલાકાત લીધી, સાહેબે વિનુને કહ્યું "આમાં કંઇ પણ ભુલ થઇ હશે, બીજાને બદલે તને પકડવામાં આવ્યો હશે, તું તદન બેફીકર રહે, હું એનો બંદોબસ્ત કરૂં છું. અરે હા પણ તારા નામનો આ એક કાગળ છે, હુ સાંજે પેડર રોડપર ફરવા ગયો હતો ત્યાં પેઢીવાળા ઝુમકાના બંગલેથી એક છોકરીએ મેડીની બારી વાટે મારા ઉપર આ એક કાગળ નાંખ્યો."

"એક છોકરીએ!" વિનુએ આશ્ચર્યથી પુછી કાગળ લઇ ફોડ્યો. કાગળ વાંચતાં સ્મિથ સાહેબ એકીટસે વિનુના મુખ તરફ જોતા હતા. આપણે ધારતા હતા તેવુંજ કાંઇ ભરમ ભર્યું તે કાગળમાં હોવું જોઇએ એની તેમની ખાત્રી થઈ. તેઓએ પુછ્યું "વિનુ એ કોનો કાગળ છે!"

વિનુએ ટુંકાણમાં શશીની સઘળી વાત કહી સંભળાવી. તે સાંભળી સાહેબ બોલ્યા "જોયું, તારી ધારણા પ્રમાણેનો હાલનો જમાનો નથી. જો તને અનુભવ મળ્યો. મારા કહેવા પ્રમાણે માધુને કોર્ટ માર્ફત યોગ્ય સાસન અપાવ્યું હોતતો આજનું આવું પરિણામ ન આવત. ભાઈ આતો દિવ્ય સંસાર! વિશ્વાસઘાત, દ્વેષ, કપટ, લોભ, વ્યભિચાર આ આખા જગતમાં ફેલાઇ ગયો છે, આપણે વિશ્વાસ રાખ્યો કે આપણો ઘાત થયો સમજવો" આટલી વાત થયા પછી સાહેબે જેલરને બોલાવી ફરીયાદી કોણ છે એમ પુછ્યું.

"માધવલાલ શિવલાલ પેઢીવાળા" જેલરે કહ્યું! સાહેબ બોલ્યા, "સાંભળ, વિનુ સાંભળી લે. કેમકે હવે તો તારી પુરી ખાત્રી થઇને આ સઘળું બનાવટી છે એ ચોખ્ખું જણાય છે. તું મુદલે ફીકર કરીશ નહિં, હમણાંજ કમીશનરના બંગલે જઇ તને મુક્ત કરવાની ગોઠવણ કરૂંછું અને શશીને છોડાવી તેને મારા બંગલે મડમને સ્વાધીન કરૂંછું." એટલું કહી સાહેબ ઉઠ્યા.

રાત્રે આઠ વાગ્યાના સુમારે માધુ નવી માને મળી બંગલા તરફ નિકળ્યો જો શશી સામોપચારે સમજે તો ઠીકજ છે નહિતો આજેતો અનેક પ્રયત્ને તેને કબુલ કરાવવીજ એવો તેણે પોતાના મનમાં દઢ સંકલ્પ કર્યો. માધુ બંગલે જઈ આડીરાનને મળ્યો તેણે કહ્યું કે "બંને વખતના ભાણાને બેન મુદલે અડક્યાં પણ નથી. કાલ સાંજથી માંડીને તેમના પેટમાં મુદલે અન્ન ગયું નથી."

"વારૂ, ભલે. જોઇએ છીએ કેટલા દિવસ નથી ખાતી તે, બેજ દિવસ ને ત્રીજે દિવસે તો પોતાની મેળે માગશે."

માધુ ઉપર ગયો ત્યારે શશી ખુરશીપર માથે હાથ દઇ બેઠી હતી. બારણું ઉઘડતાંજ શશીએ પાછું વાળી જોયું. માધુને જોતાંજ તેની સાથે વાદ માટે તૈયાર હોય તેમ ખુરશી પરથી ઉઠી ઉભી થઇ

"શશી, ભાણુ મોકલ્યું તું કેમ ન જમી?"

"મારે નથી જમવું."

"ક્યાં સુધી?"

"જીવ જાય અગર તો અંદેશાથી છુટકો થાય ત્યાં સુધી."

"એમ કે! તો હવે ડાહી હોય તો મારૂં સાંભળ—"

"માધુ દુર ઉભા રહો અને તમારે જે કાંઇ કહેવું હોય તે કહો."

શશીએ કઠોરતાથી જવાબ આપ્યો, પણ તે તરફ માધુએ જરાએ ધ્યાન આપ્યું નહિ. શશીના ઉપર પ્રમાણેના જવાબથી તેને એમજ લાગ્યું કે આ બળજબરી સીવાય વશ થાય તેમ નથી જેથી તેણે નિર્લજતાથી તેનો હાથ પકડયો. શશીએ હાથ છોડવવા ઘણાંજ ફાંફાં માર્યા પણ વ્યર્થ, માધુએ તેની કમરે આંટી નાંખી તેનું ચુંબન લેવા પ્રયત્ન કર્યો. શશીએ ઘણું જોર કર્યું પણ આખા દિવસનું ઉપોષણ હોવાથી તેનું કંઇજ ન ચાલ્યું. માધુ વિષયાંધ બન્યો. અંતે શશીએ એક મોટી ચીચીઆરી પાડી એવામાં ધબ દઇને બારણું ઉઘડ્યું અને સ્મિથ સાહેબ અને તેમની પાછળ પોલીસ કમીશનર સાહેબ અંદર દાખલ થયા. સ્મિથ સાહેબે જોરથી માધુની કેડપર બુટ સહ લાત મારી તેના તરફ તિરસ્કારથી જોતા બોલ્યા "તું કેવળ નરપશુ છે, અનાથ સ્રીપર બળાત્કાર કરતાં તને કંઈ તો શરમ આવવી જોઈતી હતી." કમીશનર સાહેબ તરફ વળી તેઓ બોલ્યા "આપને આથી વધારે પુરાવાની જરૂર હોય એમ હું ધારતો નથી!"

કમીશનરે બાહેર ઉભેલા એક પોલીસ અમલદારને અંદર બોલાવી માધુના હાથમાં બેડીયો નાંખવા હુકમ કર્યો.

"શશી, તેં મને ઓળખ્યો નહિ હોય? મારૂં નામ સ્મિથ. વિનુ મારી દેખરેખ નીચે કામ કરે છે. આજે બપોર કાળે બારીમાંથી જે તેં કાગળ નાંખ્યો હતો તે કાગળ મેં વિનુને કેદખાનામાં"

"ક્યાં?" ખરડાતા અવાજે શશીએ પુછ્યું.

"વિનુ હાલ કેદખાનામાં છે." માધુ તરફ આંગળી કરી તે આગળ બોલ્યા "આજ રાજેશ્રીએ તેના ઉપર ચોરીનું ખોટું તહોમત મુકયું છે."

'વિનુ હાલ કેદમાં છે.' આ સ્મિથ સાહેબે ઉચ્ચારેલા શબ્દો માત્ર તેણે સાંભળ્યા, જોત જોતામાં તે બેશુદ્ધ થઈ જમીનપર પડી.

માધુને પેલા પોલીસ અમલદારે જોરથી ધક્કો મારી દિવાનખાનામાંથી બાહેર ખેંચ્યો.

---

## પ્રકરણ ઓગણીસમું.

### ઘાત થયો, હવે શું કરવું!

શશીને બંનેએ ઉંચકી ગાડીમાં સુવાડી. ગાડીવાન અને પેરાવાળા બંને ભૈયાને પણ કેદ કરવામાં આવ્યા અને બંગલાને સીલ કરવામાં આવી.

સ્મિથ સાહેબની વાટ જોતાં મડમ બારેજ બેઠાં હતાં. દસ વાગે સાહેબની ગાડી આવી. મડમ આગળ આવી બોલ્યાં " આજે વાર લાગવાની હતી તો કહી મોકલવું હતું, હું અહિં ક્યારની ચીંતા કરતી બેઠી હતી."

" આમ આવો, પડોશના ડૉક્ટર ઘરમાં હોય તો તેમને પણ જલદી બોલાવો " સ્મિથ સાહેબે ગાડીમાંથીજ જવાબ દીધો.

ગાડીમાં કોઇ બીજું છે એવું તેમણે જોયું, આ શો બનાવ છે તે તેમના કેમે કર્યો ધ્યાનમાં ન આવ્યો, તેમણે જલદીથી ડૉક્ટર ડીમકને બોલાવ્યા. તેમનો શબ્દ સાંભળી ડૉક્ટર પણ ઉતાવળેજ નીચે આવ્યા. ત્રણેએ મળી શશીને દિવાનખાનામાં લાવી એક કોચપર સુવાડી. ડૉક્ટર ડીમકે તેની નાડી વગેરે તપાસી જોઇ કહ્યું—" આજે કંઇ પણ ખોરાક આખા દિવસમાં લીધેલો હોય એમ જણાતું નથી, તે અશક્તતાથી અને તેને કંઇક દુઃખનો ભયંકર આઘાત થયેલો હોવાથી આ બેશુદ્ધી આવેલી છે " આટલું કહી તેમણે નોકરને બોલાવ્યો, અને પોતાને ત્યાંથી રબરની નળી મંગાવી, સ્મિથ સાહેબને દુધ આણવા જણાવ્યું.

ડૉક્ટરે નળીની સહાયતાથી શશીના પેટમાં પાશેરેક દુધ દાખલ કર્યું. સ્મિથ સાહેબે તેઓને શશીની સઘળી હકીકત કહી સંભળાવી તે સાંભળી મડમના હૃદયને ઘણુંજ માઠું લાગ્યું. તેઓ ઉઠયાં અને પ્રેમથી શશીને એક ચુંબન કર્યું.

શશી બીજે દિવસે પણ બેભાન અવસ્થામાંજ હતી. ડૉક્ટર ડીમક વારંવાર આવી સમાચાર લેઇ જતા. સ્મિથ સાહેબનાં મડમ આખો દિવસ તેની આગળથી ખસ્યાં જ નહિં. તે એક સરખાં શશીના સૌંદર્ય તરફ જોઇ રહેતાં તોપણ તેમની તૃપ્તિ થતી નહિં. ... તે સુંદર અને કોમળ અવયવો જોઇ તેઓને પોતાની ખુબસુરતીનું અભિમાન ઉતરી ... તે દિવસે સ્મિથ સાહેબનાં મડમે ઘણા ઘણા ઉપચારો કર્યા પછી શશી શુદ્ધીમાં ...પી. તેને જે અસહ્ય દુઃખ થયું હતું તેના આઘાતે તેને ઘણીજ નબળાઈ આવી ગઇ હતી.

સંધ્યાકાળે સઘળાં શશીના બીછાનાની આસપાસ બેઠાં હતાં. સ્મિથ સાહેબ બોલી ઉઠયા—" વિનુ નીર્દોષ છે એવી સઘળાંને ખાત્રી થઇ છે હવે તો થોડાજ વખતમાં અહિંયાં આવી પહોંચશે."

આ સ્મિથ સાહેબનું વાક્ય સાંભળી શશીનું હૃદય આનંદે ધડકવા લાગ્યું. તેના કપોલ પ્રદેશપર ઘર્મ બિંદુઓ ચમકવા લાગ્યાં. તેને સ્ફુરણ ચડયું. તે બેઠી થવાનો પ્રયત્ન કરવા લાગી. જેથી સ્મિથ સાહેબની મડમે તેને બેસાડી. શશી બેઠી થતાં પોતાની પાટલીમાંનું એક કાગળનું ગુંચળું મડમના હાથમાં મુકયું; તેણે પુછયું " આ શું છે?"

" વીલ " શશીએ જવાબ દીધો, એવામાં દરવાજા આગળ પગથી સંભળાઇ, સ્મિથ સાહેબ ઉઠી બાહેર ગયા, તેઓએ મડમને પણ બોલાવ્યાં. સાહેબે આપણા માટે આટલો શ્રમ લીધો જેથી તેઓના વિનુપ્રત્યેના અલૌટ પ્રેમનો શશીને પૂર્ણ ભરૂસો પડયો. હવે તેના આનંદની સીમા ન રહી, તે આનંદ ઉદધીમાં તરંગવા લાગી, હવે વિનુ અને પોતાના સઘળા કાંટાઓ દુર થયેલા લાગ્યા. તેણે સામે બારણા તરફ દ્રષ્ટિ કરી તો ત્યાં પ્રફુલવદને વિનુની મૂર્તિ દેખાઇ.

આ સ્વપ્નું કે સત્ય એનીજ તેને ભ્રાંતિ થવા લાગી. તેણે પોતાનાં નેત્રો મીંચ્યાં. આ કંઈ સ્વપ્ન કે વિટંબના નહોતી પણ સત્યજ દ્રષ્ટિ ગોચર થતું હતું ! વિનુએ તેને હૃદયે ચાંપી ! તે આલિંગનથી શશીનું તત્પર હૃદય શાંત થયું ! વિનુનો અને તેનો શ્વાસોશ્વાસ મળ્યો. આ સ્પર્શે થરથર ધ્રુજતી સંજ્ઞા શૂન્ય થઈ.

પ્રિય વાંચક ! આ પ્રણયી યુગ્મને આપણ અહિંયાંજ આનંદમાં રહેવા દેઈ ચાલો માધુની મુલાકાત લેઇએ. આજ કાલ કરતાં બે દિવસો વીતી ગયા, આવા સજ્જનની અવશ્ય મુલાકાત લેવી જોઇએ, કેમ ખરૂં ને !

પેલું જુઓ પગમાં બેડીયોવાળું ત્યાં કોણ બેઠું છે વારૂ ? અરે, એ તો આપણો પ્રતાપી સાધુ. સાંભળો સાંભળો ! તે શું કહે છે તે !

" ઘાત થયો, પ્રભુ હવે મારે શું કરવું—"

" શું કરવાનું ભલાભાઇ ' હસતાં કર્મ કરવાં, ભોગવતાં રડવું એજ પરિણામે ' પૂર્ણ ભોગવો હવે નિરાંતે કરેલાં કર્મનાં ફળો.

---

## પ્રકરણ વીસમું.

### કરણી તેવી પાર ઉતરણી.

વિનુ અને શશી પ્રેમાલાપ પૂર્ણ થતાં વિનુ બાહેર આવ્યો તેને જોઈ સાહેબ બોલ્યા " વિનુ તું તો ભાઇ લક્ષાધિશ છે. "

વિનુને સાહેબના કહેવાનો ભાવાર્થ કંઇજ સમજાયો નહિં. તોપણ તે બોલ્યો " આપ—આપ સાહેબની કૃપા મુજેજ સાહેબ "

" મારી કૃપા કંઇ નહિં. એનો સઘળી તારી શશીની કૃપા " એમ કહી તેઓએ વિનુના હાથમાં વીલ મુક્યું. વિનુએ તે ઉકેલ્યું. વીલ વાંચી રહેતાં તેનો ચહેરો પ્રફુલ્લીત જણાવા લાગ્યો. સઘળાં પાછાં અંદર ગયાં. શશીનું શશીપ્રભા જેવું પ્રફુલ્લ વદન જોઇ મડમ સાહેબે સપ્રેમ તેના તરફ જોઈ એક ચુંબન કર્યું. પાસે બેઠાં અને બોલ્યાં " શશી, વીલની વાત અમોને કહી સંભળાવ જોઇએ. "

શશીએ સઘળાં તરફ જોઇ સ્મિત કર્યું અને વીલની કહાણી કહેવા લાગી " તે દીવસે મેં-મેં—એ—એમને કાગળ લખ્યો " શશી વિનુ તરફ જોવા લાગી.

" એમને એટલે કોને ? મડમે વિનોદ કર્યો.

વિનુનું નામ લેતાં તેને લજ્જા ઉત્પન્ન થઇ. દરેક પ્રેમ યુગ્મને આવુંજ કાંઇક થાય છે.

" બોલો જોઇએ, એમને એટલે કોને ! " મડમે પાછો વિનોદ કર્યો. શશીએ જલદી ઉતાવળે ઉતાવળે ' વિનુ ' આટલાજ શબ્દો ઉચ્ચારી નયનો નીચાં ઢાળ્યાં.

" હુરરે—હુરરે ! પતીનું નામ લીધું. " મડમે વિનોદમાં કહ્યું. સઘળા આ હાસ્યધ્વની સાંભળી દીવાનખાનામાં આવ્યા અને સર્વત્ર હાસ્યધ્વની ફેલાયો.

" વારૂ પછી ? " મડમે પુછ્યું.

" એ તે રાત્રે આવ્યા હતા. બીજે દીવસે હું તને અહિંયાથી તેડી જઇશ એવું મને

વચન આપી ગયા તે રાત મેં ઘણી મુશીબતે ગાળી. બીજે દીવસે સવારે નવીમા અને હું ઉપરના દીવાનખાનામાં બેઠાં હતાં તે વખતે એક સાહેબ અને બે સીપાઈને નીચેના દીવાનખાનામાં આવતા મેં ઉપરની બારીમાંથી જોયા. પણ તે તરફ મેં મુદ્દલે ધ્યાન આપ્યું નહિં. બપોરે નવીમા માધવલાલનો બંગલો જોવા માટે જવા લાગ્યાં. 'તું આવે છે કે' એવું જતાં જતાં તેઓએ મને પુછ્યું. મેં ના પાડી. તેઓના ગયા પછી હું નીચેના ઓરડામાં એકલી વીચાર કરતી બેઠી હતી. એવામાં એક ઉંદરડી સામેના કબાટ નીચે ગઇ. મારી કુત્રી તેને પકડવાનો યત્ન કરવા લાગી. અને મારા મનમાં પણ લીલીએ તેને પકડવી એમ હતું જેથી મે તેને 'છુ છુ' કર્યું. લીલીએ યત્ન કરી પોતાનું અડધું શરિર કબાટ નીચે ઘુસાડ્યું. થોડા વખતમાં લીલીએ પોતાના પંઝાથી એક કાગળનું પડીકું બહાર ધકેલી મુક્યું, પડીકું શાનું એ જોવાની ઉત્કટ ઇચ્છાએ મેં મારા હાથમાં લીધું."

શશીને નબળાઇ વધવાથી શ્વાસ ભરાઈ આવ્યો જેથી તેણે થોડોક વીસામો લીધો.

"તેજ આ વીલ હશે! વિનુ તું ઘણો ભાગ્યશાળી જણાય છે. તેજ વખતે જો તે માધવલાલને જડયું હોત તો તેણે તે ફાડી કડકા કરી બાળી નાંખ્યું હોત. પણ 'સત્યનો બેલી પ્રભુ છે' વારૂ પછી!" સાહેબ બોલ્યા.

"વીલ છે એવું મારી જાણમાં આવતાંજ મેં તેને મારી પાટલીમાં છુપાવ્યું. ઘણા વખત સુધી હું એ વીલ વિષે વિચાર કરતી બેઠી હતી પછી હું ત્યાંથી ઉઠી બાહેર આવી. મારૂં ચિત્ત ઠેકાણે ચોટતું ન હોવાથી સેજ અમસ્તાંજ આમ તેમ કરવાના ઇરાદે કપડાં બદલ્યાં એટલામાં "બાહેર જવું છે કે!" એવું કોચમેને પુછ્યું. ને તે સમયના તેના આ કપટ નાટકની મને કલ્પનાએ નહોતી. બાહેર આવતાંજ દરવાજા આગળ ગાડી તૈયારજ હતી, હું ગાડીમાં જઇને બેઠી. તે દીવસે હું કયાં ફરવા ગઇ હતી તેનું મને મુદ્દલે સ્મરણ નથી, કારણ કે મારૂં મન વિચારમાંજ રોકાએલું હતું. ગાડીવાનને મેં ગાડી પાછી હાંકવા કહ્યું તેણે ગાડી ચલાવી અને એક દરવાજા આગળ આણી ઉભી કરી. હું નીચે ઉતરી બંગલામાં ગઇ. બંગલામાં પેસતાંજ બંગલાનું બારણું બંધ થયાનો અવાજ મેં સાંભળ્યો કે જે અવાજની સાથે મને ભાન આવ્યું. હું પાછું વાળીને જોઉં છું ત્યાંતો માધવલાલ મારી પાછળ ઉભા હતા. તેઓ મારી પાસે આવી મારી છેડતી કરવા લાગ્યા. મેં રીસમાં ને રીસમાં તેમના શ્રીમુખમાં એક ચડાવી દીધી."

"શાબાસ! પછી તેણે શું કર્યું!" મેડમે ઉત્સુકતાથી પુછ્યું.

"જ્યાં શ્રીમુખમાં એક લાગી ગઈ, ત્યાં તેઓ ખમચાયા. તેમણે ગાડીવાંનને હાક મારી બોલાવ્યો, અને તેને કંઇ કહી ચાલતા થયા. ગાડીવાને મને ઉપર જવા જણાવી નીચેનાં સઘળાં બારણાં બંધ કર્યાં. તે રાત મેં ધાન પાણી શીવાય મહા વિપદમાં અંધારામાં ગાળી. બીજે દિવસે ખાણ આવ્યું, હું તેને અડકીએ નહિં. બપોરે સુભાગ્યે મને લખવાનું સાહિત્ય મળી આવ્યું. મેં એક કાગળ લખ્યો અને આપને બોલાવી બારીમાંથી નાંખી દીધો તેતો આપ જાણો છોજ. રાત્રે પાછા માધવલાલ આવ્યા તે સમયે તદન તૈયાર થયેલા જણાયા હતા, આવતાંની વાંતજ તેઓએ મારા બંને હાથ પકડયા અને મેં એકદમ મોટેથી બુમ પાડી એવામાં દરવાજો ઉઘાડી આપ આવ્યા. પછીનું તો આપને વિદિતજ છે."

મેડમે પ્રેમથી તેમનાં ઓવારણાં લીધાં "તે ચંડાળે મારી લાડીલીને ઘણું જ સતાવી, પરમાત્મા તેને તેના પાપનું યોગ્ય પ્રાયશ્ચિત્ જલદીજ આપશે!" તેમણે પ્રેમે ચુંબન લીધું

કોર્ટમાં માધવલાલ પર કેસ ચાલ્યો. કોર્ટે તેમનાપર ત્રણ કેસ નોંધ્યા. તેમને સાત વર્ષ સખ્ત મજુરીની શિક્ષા થઇ. ખોટું વીલ કરવામાં સામીલ તેમના કલાર્કને બે વર્ષ સખ્ત મજુરી અને ઘોડાવાળાને એક વર્ષ આસન કેદની શિક્ષા થઈ.

---

## પ્રકરણ એકવીસમું.

### છેવટ.

પ્રિય વાંચકો ! અમારી વાર્તા અહિંઆ પૂર્ણ થાય છે.

માધવલાલને શિક્ષા થયા પછી બીજે દીવસે શશી અને વિનુ ચોપાટીના બંગલે રહેવા ગયાં. શશી આવતાંજ નવીમાએ પોતાના સઘળા અપરાધો કબુલ કર્યા અને તેઓની ક્ષમા માગી શશીએ પણ ઉદાર અંતઃકરણે તેમને ક્ષમા આપી. ત્યારપછી બે માસ વીતતાં વિનુ શશીના ભારે ભપકામાં લગ્ન થયાં. સ્મિથ સાહેબે શશીના હાથમાં ચાંદલા તરીકે કંઇક કાગળનું પડીકું આપ્યું. તે કાગળો વાલકેશ્વરમાં શશીના પીતાએ બંધાવેલા બંગલાનાં ખત પત્રો હતાં.

શશીના પીતાના સ્વર્ગવાસ પછી આ બંગલો સ્મિથ સાહેબે લીલાઉમાં ખરીદો હતો. તેજ બંગલો શશીને ચાંદલા તરીકે પાછો બક્ષવામાં આવ્યો.

આ બનાવને એક વર્ષ વિતતાં બ્રાઉન સાહેબ વીલાયતમાં મર્ણ પામતાં સ્મિથ સાહેબે વિનુને પોતાનો ભાગીદાર બનાવ્યો. કેટલાક ચોક્કસ માણસો તરફથી એમ સંભળાય છે કે આ આનંદી યુગ્મ હવે પોતાના દિવસો આનંદમાં નિર્ગમન કરે છે. અને વળી આનંદમાં વધારો કરનાર એક કીકો અને એક કીકી લીલી કુનગી સાથે હમેશાં બગમાં રમતાં જણાય છે. ગીરજા ડોસી તે બાળકોને મુદલે વીલાં મુકતી નથી. ઘરમાં કામકાજ કરવા એક બાઇને રોકવામાં આવી છે, અને દેખરેખનું કામ ગીરજા ડોસી કરે છે. શુભં ભવતુ!

---

# महाभारतमां आयुर्वेदनो अर्थ अथवा महात्म्य.

(લેખકઃ—શ્રીયુત ઉદયચંદ લાલચંદ)

શ્રીમદ્ ભાગવતના ઉપક્રમાત્મક સંદર્ભમાં ભગવાન વેદવ્યાસે કહેલું છે કે—"भारत व्यपदेशेन ह्याम्नायार्थश्च दर्शितः." મહાભારતની રચના કરી સર્વ વેદોના અર્થો મેં પ્રકટ કરેલા છે અર્થાત્ જેમ કોઇ કાવ્ય વિગેરે ગ્રંથોના અર્થો સમજાવવા માટે ટીકાકારો અનુક્રમથી શબ્દે શબ્દોનું વ્યાખ્યાન આપે છે તેમ વેદોના શબ્દે શબ્દનું—અક્ષરશઃ વ્યાખ્યાન આપવા માટે ભારતની પ્રવૃત્તિ નથી પણ ચાર વેદોમાં અને ચાર ઉપવેદોમાં પુરૂષાર્થ સાધક ઉપાયોના જે જે વિષયો સૂક્ષ્મ તેમજ ગૂઢ પણ કહેલા છે તેઓને—તેના

તેવા-અધિકારીઓ અવલંબી ઇતિહાસ રૂપે પ્રકટ કરેલી દલીલોથી ઉપદેશ રૂપે બતાવવામાં આવ્યા છે. ખરી રીતે જોતાં મહાભારતની પ્રવૃત્તિ પુરૂષાર્થ સિદ્ધિને માટે છે અને પુરૂષાર્થ સિદ્ધિનો મુખ્ય આધાર સજીવ શરીર ઉપર છે. આ લોક અને પર લોક સંબંધી કલ્યાણની સાધના કરવા માટે સજીવ શરીરની ઉપયોગિતામાં ઉત્તમ, મધ્યમ અને અધમ કોટિમાં આવેલા કોઇપણ મનુષ્યો વિપ્રતિપત્તિ એટલે વાંધો કે તકરાર ઉઠાવે એ સર્વાનુભવ મુજબ વિરૂદ્ધજ છે. નાસ્તિક લોકો કે જેઓના મોટા મોટા જથ્થાઓ આ સમયમાં સ્થળે સ્થળે દ્દષ્ટિગોચર થાય છે, તેઓ પણ શરીરને સર્વ સુખોના ઉપભોગને માટેનું અત્યંત ઉપયોગી અને અંતરંગ સાધન માને છે. શરીરને સુખ સંપન્ન રાખવા માટે "**આયુર્વેદની મુખ્ય પ્રવૃત્તિ છે!**" તેથી જે મનુષ્યો આયુર્વેદના આધારને ભુલો. આધાર માને છે અને બીજા કાળાદિક નિમિત્તોની ઉપર આધાર રાખે છે તેઓ આરોગ્યાદિક ઇષ્ટ સુખોના પાત્ર થતા નથી. અર્થાત્ તેઓ શરીરની તંદુરસ્તીની બાબતમાં દરિદ્ર રહે છે. એવા અભિપ્રાયથી વેદ વ્યાસે '**પુજની**' (એક સમળીની જાતનું પક્ષી) અને રાજા બ્રહ્મદત્તનો સંવાદ રૂપે-શરીરના સંરક્ષણ માટે આયુર્વેદનું મુખ્યપણું દર્શાવેલું છે. તે નીચે પ્રમાણે—

હરિવંશ નામના ગ્રંથમાં જણાવ્યા પ્રમાણે પાંચાળ દેશના દક્ષિણ ભાગમાં કાંપિલ્યપુર નામના નગરમાં બ્રહ્મદત્ત રાજા રાજ કરતો હતો.

તે સમયે તેના રાજ્ય મહેલના અને જુદાજ પ્રદેશના એક ખુણામાં પૂજની જાતની પક્ષિણી રહેતી હતી. તે સર્વે પક્ષિઓના અવાજને ઓળખનારી અને પૂર્વ જન્મના કોઇક પૂણ્ય કર્મના પ્રભાવે-ઉત્તમ સંસ્કારને લીધે મનુષ્ય જેવા જ્ઞાનાદિક ગુણોએ કરીને યુક્ત હતી. તે ત્યાં પોતાને માટે માળો બાંધી ઘણા સમયથી નિવાસ કરી રહી હતી. તેણીને અમુક સમય પછી ગર્ભ રહ્યો, અને સમય પ્રાપ્ત થતાં એક પુત્રને જન્મ આપ્યો.

તે સમયે દૈવની ઇચ્છાના અનતર્ક્યપણાને લીધે કહો કે ગમે તે કારણે કહો, બ્રહ્મદત્ત રાજાની રાણીએ પણ એક પુત્રને જન્મ આપ્યો. તે બન્ને પક્ષી કુમાર અને રાજકુમાર સમય વ્યતીત થતાંની સાથે દિન પરદિન વધવા લાગ્યા.

પૂજની પક્ષિણીએ પૂર્વ જન્મમાં પ્રાપ્ત કરેલા વૈદ્યક શાસ્ત્રના અખંડ સંસ્કારોને લીધે તથા પક્ષિ જાતિના જાતિ સ્વભાવને લીધે પ્રાપ્ત થતા ફળ-ફુલ વિગેરે ઔષધિઓના ગુણ દોષોના જ્ઞાનને લીધે-સમુદ્રના કિનારા તરફ જઈ એક આરોગ્ય દેનાર વૃક્ષના બે ફળો લાવી. તે ફળોનો પ્રભાવ એવો હતો કે, તે ખાવાથી બાળક શરીરે નીરોગ રહે, સર્વે રોગો તેથી દૂર રહે અને ચિત્તને આનંદમાં રાખે. તેમજ તે ચક્ષુરાદિ ઇંદ્રિયોને સારી રીતે શક્તિ દેનાર હતાં.

પક્ષિઓમાં અને પશુઓમાં ઘણું કરીને વૃક્ષ, તેનાં મૂળ-ફળ-પત્ર અને છાલ વિગેરેના ગુણદોષો જાણવાની-ઓળખવાની સ્વાભાવિક શક્તિ હોય છે. તેઓ ઇંદ્રિયોની લોલુપતામાં તણાઇ પોતાને નુકસાન કરે તેવા પદાર્થોની તૃષ્ણામાં તણાતાં નથી. પરંતુ ખરેખરો અફસોસ તો મનુષ્યોને માટે થાય છે કે, તેઓ પશુ-પક્ષી કરતાં પણ વિશેષ જ્ઞાનવાળા છતાં પણ વિષયોમાં લંપટ-લુબ્ધ બની જઇ જાણતાં છતાં પણ અયોગ્ય અહારવિહારની લાલચમાં સપડાઇ રોગને રહેવાના વિશ્રામસ્થાન જેવા બની જાય છે.

તે પક્ષિણીએ તે ફળોનો ઉપયોગ પોતાના પુત્રને અને રાજકુમારને કરાવ્યો. એ પ્રમાણે તે ફળોના ઉપયોગથી રાજકુમાર અને પક્ષિકુમાર અખંડ આરોગ્યની સાથે વધવા લાગ્યા રાજકુમાર સદૈવના સહવાસને લીધે તે પક્ષિકુમારને પોતાના હાથમાં લઇ રમાડતો અને રમતો. એની રીતે કેટલોક સમય વ્યતીત થયો. કેટલાક વિદ્વજ્જનો કહે છે કે—

" आपद मायति स्थानां, रोगाणामि यथा विनाम् ।
बुद्धि दौर्ष्यं पूर्वरुपम् देह दौष्यमिव ध्रुवम् ।"

" ઘણું કરીને જે મનુષ્યપર આપદા આવવાની હોય એટલે તે દુઃખી થવાનો હોય, ત્યારે શરીરમાં જેમ જ્વર-વિગેરે રોગો પ્રકટ થનાર હોય, ત્યારે પ્રથમ ગાત્ર ભંગ વિગેરે તેને રોગના પૂર્વરૂપો દેખાવ દે છે. તેમ મનુષ્યની બુદ્ધિ બગડવા માંડે છે ત્યારે તે દયા, વિનય, લજ્જા અને યોગ્યાયોગ્યનું ભાન ભૂલવા માંડે છે."

એ અભિયુકત લોકોના વચન પ્રમાણે તે રાજકુમારની બુદ્ધિ બગડી. તેણે એક દિવસ રમતાં રમતાં તે નિર્દોષ પક્ષિકુમારની ગરદન મરડી મરણને શરણ કર્યો.

કેટલાએક ગર્વગીંમતો અને ગર્ભ સુખી મનુષ્યો બીજા લોકોની કંગાળ હાલતનો અને વધ,-બંધાદિક શારીરિક દુઃખનો કાંઈ પણ વિચાર કરી શકતા નથી. તેથીજ કહેવામાં આવે છે કે—"અનુભવ વિના સ્મરણ થતું નથી!"

એ પ્રમાણે તે પક્ષિણીની ગેરહાજરીમાં—પુત્રને માટે ફળ લઈ આવેલી-પક્ષિણીને તે દુઃખદાયક અને સંતાપ કરનારી ખબર પડી, પોતાના પ્રિય પુત્રના શબને જોઇ તે અપાર શોક સાગરમાં ડુબી ગઈ. પુત્ર પ્રેમમાં ગાંડી અને દુઃખી થઇ ગઇ. તેમજ કુપાત્ર ઉપર કરેલા ઉપકારને માટે પશ્ચાત્તાપ કરવા લાગી.

સર્પને પાવામાં આવેલું દુધ ફક્ત તેને પુષ્ટિ આપીનેજ અટકતું નથી પરંતુ સર્વ પ્રાણીઓને મરણનો ભય આપનાર વિષને પુષ્ટિ આપે છે. પોતાના પોષકના તથા બીજા લોકોના મરણ ત્રાસને વધારે છે.

એ પ્રમાણે વિચાર કરતાં તે પક્ષિણીએ નીચે પ્રમાણેનો વિચાર નક્કી કર્યો કે—

" જેમ શારીરિક અને માનસિક તેમજ આગંતુક રોગોને અટકાવવા માટે પહેલાંથીજ, કોઇ પ્રજ્ઞાપરાધાદિક કારણોથી રોગોત્પત્તિ થઈ જાય તો રોગોત્પત્તિ થયા પછી પણ તેઓનો નાશ કરવા માટે આયુર્વેદમાં જેમ તે તે ચિકિત્સારૂપ પ્રતિક્રિયાઓ કહેલી છે, તેમ થયેલા મરણને માટે પ્રતિક્રિયા થતી નથી. પ્રધ્વંસાભાવ ( ભાંગી જવું ) ને પામેલી માટીના ઘડાની માફક મારા પુત્રનો થયેલો પ્રધ્વંસાભાવ કોઇ કાળે પણ હવે તે ભાવ દશાને પ્રાપ્ત થવાનોજ નથી! કારણ કે તે સાદિ અનંત છે. માટે મારા પુત્રને મરણને શરણ કરનાર રાજકુમારને જીવતાં છતાં મૃત્યુ પામેલાના જેવો કરી નાંખી વેર વાળવું. જો કે એ મહાદુષ્ટ કર્મ છે છતાં પણ દુષ્ટને દંડ દેવાથી કેવળ વેર વાળવાના રૂપમાંજ એક મનનું ક્ષુદ્ર ફળ મળશે એમ નથી પણ બીજા દુષ્ટ લોકોને એક દુષ્ટને આપેલી સખત શિક્ષાથી એક સારો દાખલો મળશે, તેમજ કદાચિત્ તેઓ દુષ્ટ કર્મ કરતા અટકશે અને જો તેમ થશે તો સજ્જનોના-સંરક્ષણ રૂપ ઉત્તમ ફળની પ્રાપ્તિ થશે, એ ન બનવા જેગ નથી. એવી

પોતાના આત્માને બચાવવા માટે સ્ત્રી, ધન, પ્રાચીન સમયના પોતાના નિવાસસ્થાન રૂપ જન્મભૂમિ અને દેશનો ત્યાગ કરવો પડે તો તેમ કરવામાં કાંઇ પણ અડચણ નથી. એ પ્રમાણે આપ્ત જનોએ દર્શાવેલાં આર્યગ્રંથોના વચનો પણ આયુર્વેદના સિદ્ધાંતોનેજ અનુસરે છે.

## जीवन्नरो भद्र शतानि पश्येत्

જે પ્રાણી જીવતો હોય તો કોઇ પણ સમયે પોતાના કલ્યાણકારી કાર્યની સાધના કરી શકે છે. અનુભવિ અને જ્ઞાની જનોના આ કથન પ્રમાણે ચાલવાનો નિશ્ચય કરી તે પૂજની નામક પક્ષિણી બ્રહ્મદત્ત રાજાના અંતઃપુરમાંના પોતાના નિવાસ સ્થાનનો ત્યાગ કરી ચાલી ગઇ-ઉડી ગઇ.

એ પ્રમાણે મહાભારત ઉક્ત દૃષ્ટાંતથી આયુર્વેદના સિદ્ધાંતોના અર્થો અનેક પ્રકારે જણાવે છે.

એજ મહાભારતના બીજા પ્રદેશમાં વૈદ્ય કેવો હોવો જોઇએ ? એ બાબતમાં જણાવે છે કે—વૈદ્ય તપોબળવાળો હોય તો રોગથી પીડિત થયેલા મનુષ્યને રોગથી મુક્ત કરી શકે છે.

औषधान्यगदारीनि क्रियाश्च विविधास्तथा।
तपस्यैवही सिद्ध्यंति तपो मूलंहि साधनम् ॥

યમ અને નિયમ રૂપ તપ યોગનું એક અંગ હોવાથી અને **यस्य ज्ञानमयंतपः** આ શ્રુતિ પ્રમાણે ઉત્તમ જ્ઞાનરૂપ તપ, યોગની સિદ્ધિ સ્વરૂપ હોવાને લીધે તે મનુષ્યમાં કોઇ દિવ્ય સંસ્કારોની સ્થિતિ કરે છે, તેજ મનુષ્ય યોગી કહેવાય છે. ખરી રીતે જોતાં-તેજ મનુષ્ય—વૈદ્ય—ઔષધિઓના ખરા સ્વરૂપને, ગુણ અને દોષોને—અમુક અમુક ઔષધોના સંયોગ અને વિયોગથી તથા ગુણદોષોને—સારી રીતે જાણી શકે છે એવી જાતના તપોબળવાળા સદ્વૈદ્યો કહેવાય છે અને તેઓ રોગી જનોને રોગ મુક્ત કરી શકે છે.

તેની સાથે મહાભારત એમ પણ જણાવે છે કે—તેના તપોબળવાળા વૈદ્યમાં સત્ય પણ હોવુંજ જોઇએ. સત્યના*ગુણ વિનાનો વૈદ્ય રોગીના પંજામાંથી છોડાવી શકતો નથી. સત્ય ગુણ જ વૈદ્યમાં હોય તેજ રોગથી પીડિત થયેલા મનુષ્યને રોગથી શાંતિ અને સુખ આપી શકે છે.

અપૂર્ણ.

---

* સત્યના તેર પ્રકાર કહેલા છે—તે નીચે પ્રમાણેઃ—

૧ સમતા—૨ લોભનો નિગ્રહ—૩ સંશય સ્વભાવનો અભાવ—૪ પરોત્કર્ષનું સહન ૫ ક્ષમા—૬ નીચ કર્મથી શરમાળ સ્વભાવ—૭ તિતિક્ષા—૮ અસૂયાનો અભાવ—૯ યથાશક્તિ દાન—૧૦ પરમાત્માનું ધ્યાન—૧૧ આસ્તિકપણું—૧૨ ધીરજ અને ૧૩ સર્વે પ્રાણીઓની ઉપર દયાવૃત્તિ અર્થાત્ અહિંસા બુદ્ધિ.

# हीत वचन.

( સંશોધક:—વાડીલાલ કાકુભાઈ સંઘવી,—અમદાવાદ.)

સંત પુરૂષોના 'નીચેના આત્મહિતાર્થ' વાક્યો દરેક બંધુએ અવશ્ય મનન કરવા યોગ્ય છે:—

૧. સદ્‌ગુણ રૂપી મહા રસાયનથી આત્મબળ વધારવા માટે પ્રથમ હૃદયમાંના મદ, મત્સરાદિ મળો દૂર કરવાની ખાસ જરૂર છે.

૨. પોતાનું તથા પરનું ખરેખર કલ્યાણ કેમ થાય તેનો વિચાર રાખીને વિવેકપૂર્વક કોઈ પણ પવિત્ર કામ કર્યાથી ઇષ્ટ ફળ મળે છે.

૩. માતા, પીતા, ગુરુ વગેરેની આજ્ઞાનો અનાદર, એ ઐહિક અને પારલૌકિક ઉન્નતિનો રોધક છે.

૪. વડિલજનો તરફથી પ્રાપ્ત થએલી શુભાશિષ જિંદગીને ઉજ્વળ બનાવે છે.

૫. ગુરુ પાસેથી માત્ર શીખી જવાનો જ સ્વાર્થ રાખો તે પહેલાં ગુરુ સેવાનો વ્યાજબી હક ગુમાવવાની મુર્ખાઇ કરવી નહિં.

૬. વૃદ્ધાવસ્થા મહત્ કાર્યો કરવા માટે નથી પણ જુવાનીમાં કરેલ અનેક ભૂલો અને પાપ કર્મોનો પસ્તાવો તથા પ્રાયશ્ચિત કરવા માટે છે.

૭. મધ્યાન્હનો સૂર્ય જેમ જોતજોતામાં નમી જાય છે, તેમ જુવાનીનો સમય પણ અનેક અભિલાષાઓમાં વહી જાય છે માટે જુવાનીની પુરતી કીંમત આંકી બને તેટલો તેનો સદુપયોગ કરી લાભ લેવો આવશ્યક છે.

૮. ધન ગયું હશે તો ઉદ્યોગથી મેળવાશે પણ તન-મનને બગાડનાર બ્રહ્મચર્ય નષ્ટ થયો પછી કાંઈ મેળવાતું નથી.

૯. દરેક ખરાબ વિચાર, એ સામા મનુષ્ય પર ઉગામેલી તરવાર છે.

૧૦. નીતિમાન થયા સિવાય કોઇ પણ કાર્ય સિદ્ધ થનાર નથી એ ચોક્કસ સમજવું.

૧૧. બહારથી એક જાતનો દેખાવ કરવો અને અંદરથી બીજી જાતનું એટલે ઉલટું આચરણ કરવું એ અધમતાનુંજ લક્ષણ છે.

૧૨. પ્રાણી માત્રનું ભલું ઇચ્છવું તથા બને તેટલું કરવું એ સુજ્ઞ પુરૂષનું મોટામાં મોટું કર્તવ્ય છે.

૧૩. નાના અવગુણો સમય જતાં મોટું રૂપ પકડે છે, અને નાના દેખાતા ગુણો પાછળથી ઘણા મહત્ત્વના થઇ પડે છે.

૧૪. યાદ રાખજો કે જેનામાં જેટલી અક્કલ હોય છે તેવીજ તે વાત કરે છે, માટે કોઇના માઠા વચન તરફ બહુ ધ્યાન આપતા નહિ.

૧૫. મોટા માણસ સાથે નમીને વાત કરવાથી તમારી ગરજ સમજાશે, પણ ગરીબ-કંગાલની સાથે તેમ કરવાથી તમારૂં શ્રેષ્ઠપણું સિદ્ધ થશે.

૧૬. સ્વભાવને જેમ વાળીએ તેમ વળે છે, માટે સત્સંગ કરીને સ્વભાવને ઉત્તમ ઢાળમાં ઢાળશો તોજ તે ફળદાયક નીવડશે.

૧૭. અશ્લીલ ભાષા કદિ વાપરવીજ નહિ, કારણ કે તેથી નીતિની છાપ ભુંસાઈને અનીતિ ગોઠવાઈ જાય છે.

૧૮. સારૂં કામ કરવું એ, કુદરતમાં રહેલાં શુભ અને શક્તિમાન તત્વોને પોતાભણી આકર્ષવા બરાબર છે.

૧૯. જે મનુષ્ય આહાર અને વિહાર, વિચાર અને વાણી, કૃતિ અને મતિ સંબંધે કુદરતના નિયમ પ્રમાણે વર્તે છે તે સુખી થાય છે.

૨૦. કોઇ પણ ભૂલ જણાતાં તેને નજર સામે રાખી, સ્થાનભ્રષ્ટ કરવા ચુકતા નહિ.

---

# रसौपधौ.

**उदकमंजरी रस**—પારો, ગંધક, ટંકણ, મરી, એ સર્વે સરખે ભાગે લઇ અને તે સર્વના જેટલાજ વજને ખાંડ લઇ પછી તેને મચ્છના પિત્તાની સાથે ત્રણ રાત્રિ સુધી વારંવાર ભાવના દઇ પછી તેમાંથી બે રતી ભાર આદાના રસની સાથે ખાવાથી ઉગ્ર આમજ્વરનો નાશ થાય છે. જો આ ખાવાથી કદાચ ગરમી જણાય તો ચોખાના ધોવરામણમાં છાસ મેળવીને પીવી અને માથા ઉપર ઠંડું પાણી રેડવું. વંતાકનું શાક ન ખાવું.

**मोहाघ सुर्य रस**—ગંધક અને પારો બંનેની કજ્જલી કરી લસણના રસમાં એક પહોર સુધી ઘુંટી પાણીમાં મેળવી સુંઘવાથી સન્નિપાતની મુર્છા મટે છે.

**कुल वधु रस**—શુદ્ધ પારો, શીશાની ભષ્મ, તાંબાની ભષ્મ, મનશીલ, મોરથુથુ, એ સર્વે સરખે ભાગે લઈ ઇન્દ્ર વરણાના રસમાં એક દીવસ ઘુંટીને ચણાના પ્રમાણની ગોળી બનાવી તેને પાણીમાં ઘસીને સુગવાથી દારૂણ સંન્નિપાત મટે છે.

**सौभाग्य वटी**--સિંદુર, વછનાગ, જીરૂ, પંચલવણ, સુંઠ, મરી, પીંપર હરડે, બહેડાં, આંબળાં, ચંદ્રિકા રહિત અભ્રક ભષ્મ, શુદ્ધ ગંધક, શુદ્ધપારો, એ સર્વને કાળી નગોડ, ધોળીનગોડ, ભાંગરો, અરડુસી, વીગેરેના પાનના રસમાં ઘુંટીને ગોળાયો બનાવવી. તે ગોળી ત્રીદોષને મટાડનાર છે. અને શળ શ્વાસ, કફ, ખાંસી, અરૂચી, તૃષા અને તાવને મટાડી મૃત્યુને ઉગારે છે.

**वैतालरस**—પારો, ગંધક, વછનાગ, મરી એ સર્વે સરખે ભાગે લઇ પત્થરના ખલમાં કાળું કાજળ જેવું થાય ત્યાં સુધી ઘુંટી તૈયાર કરવું તેમાંથી બે રતી પ્રમાણથી ખાવાથી જીવ્હક સંનિપાત અને દારૂણ સન્નિપાત મટે છે.

**चक्रीरस**—પારો, ગંધક, વછનાગ, ધંતુરો, મરી શોધિલ હરતાલ, સોના મુખી એ સર્વે સરખે ભાગે લઇ દંતીમૂળના ઉકાળાની ત્રણ દિવસ ભાવના દઇ ચક્રીરસની એક રતીના જેવડી ગોળીયો વાળવી તે આદાના રસ સાથે ખાવાથી તેર જાતના સંન્નિપાત જલ્દી મટી જાય છે.

**चक्ररस**—વછનાગ, મરી, હરતાલ, પારો, ગંધક, નેપાળાની મીંજે, દંતી મૂળ, પીંપર એ સર્વે સરખે ભાગે લઇ ઘુંટી તૈયાર કરવું તેમાંથી એક રતી ભાર આ રસ આદાના રસ સાથે ખાવાથી તેર પ્રકારના સંન્નિપાતો મટે છે.

---

## उपयोगी टुचका.

**વિલાયતિ ગુલાબજળ,**—અર્ધો ડ્રામ ઓટો ડી. રોઝ, અને એક ઔંસ મેગ્નેશીયા મિશ્ર કરી તેમાં અર્ધો ગૅલન ડીસ્ટલ્ડ વૉટર (યંત્રથી ગાળેલું પાણી) મિશ્ર કરી તેને બ્લોટીંગપેપર વડે ગાળી લઇ ભરી લેવાથી તૈયાર થશે.

**લવૅન્ડર વૉટર**—૨ ડ્રામ ઉત્તમ લવૅન્ડર તેલને રેકટીફાઇડ સ્પીરીટ ૨ાા ઔંસમાં મેળવી તેમાં ૪ ડ્રામ નવીંગનું તેલ, ૨ાા ગ્રેન કસ્તુરી, અને એક ઔંસ ઉકાળીને યંત્રથી ગાળેલું પાણી મેળવવું પછી તેને આઠ દિવસ સુધી એક બાટલીમાં ભરી બંધ કરી રહેવા દેવું પછી તેને ગળી ઉપયોગમાં લેવું.

**ઑરેંજ વૉટર,**—(નારંગીનું પાણી) ૩૦ ટીપાં નીરોલીનું તેલ અને ાા ડ્રામ મેગ્નેશીયા મિશ્ર કરી તેમાં ાાા શેર ડીસ્ટીલ્ડ વૉટર મેળવવું જેથી તૈયાર થશે.

**સ્વદેશી મેન્થૉલ**—૨૦ તોલા કોકમના તેલને કલાઇના વાસણમાં મંદાગ્નિથી ગરમ કરી તેમાં ૧૦ તોલા ઉત્તમ મીણ મેળવી એક જીવ થયે નિચે ઉતારી ખલમાં નાંખી તેમાં દોઢ તોલો ફુદીનાનાં ફુલ (પીપરમીંટ) ૭ માસા તજનું તેલ, ૩ માસા કપુર, ૩ માસા લવીંગનું તેલ, ૩ માસા લવંડરનું તેલ મેળવવું પછી તેને ઘુંટી એકત્ર કરી બાટલીયો ભરી તૈયાર કરવું. આ મેંથોલ માથું ચઢયું હોય કે દેર ચઢતા હોય ત્યારે માથે અને કાનપટી આગળ લગાવવાથી મટી જાય છે. શીશીનું મોં બંધ રાખવું.

**મેંથોલનો અર્ક,**—એક બાટલીમાં ૧૮ તોલા રેકટીફાઇડ સ્પીરીટ નાંખી તેમાં ૨ાા તોલા પીપરમીંટ, સવા તોલો તજનું તેલ ૩ માસા લવીંગ અને ૧ તોલો કપુરનો અર્ક મિશ્ર કરી મુખ બંધ કરી આઠ દીવસ રાખવું અને દરરોજ હલાવતા રહેવું એટલે મેંથોલ અર્ક તૈયાર થશે. આ અર્ક માથું ચઢયુ હોય તે વખતે તેમાં રૂનું પુંમડું બોળી માથે ચોપડવાથી ઉતરી જાય છે.

---

## घरगथ्थु देशी ओषडीआं.

(દર્શાવનાર—આર્ય વૈદ્યમયારામ સુંદરજી).

**કાંકચોયા**—આને મરાઠીમાં સાગરગોટા કહે છે. (ગુજરાતીમાં કાચકાં કહે છે.) તે સમુદ્ર કાંઠાના પ્રદેશમાં આ દેશમાં ઘણા થાય છે અને ત્રુજ મધ્ય દેશમાં પણ થાય છે. જેનાં બીજ સેકીને ચુરણ કરવું, અને તેમાં ત્રીજે ભાગે તિખાંનું ચુરણ મેળવવું, તે તાવ અને શળ તથા કૃમીરોગ ઉપર ગુણ કર્તા છે. આ ચુરણ મોટાંને બબે આનીભાર, અને નાની ઉમરનાંને વયોદીક ઘડે ઘટે ભાર લેખાને જળવડે લેવરાવાય છે. કાંકચીયાનાં પાન વાટીને જળમાં મેળવી ગાળીને પાવાથી પણ ઉપર મુજબ ગુણ થાય છે.

**મોથ**—મોથ બે જાતની થાય છે એક નદીમાં થયા થાય છે તેનાં મૂળ, તેને નાગરમોથ કહે છે અને ખેતરાવ થૈયાનાં મૂળરૂપ મોથને ભદ્રમોથ કહે છે. ગુણ બેઉનો લગભગ સરખોજ છે. મોથ લાવી સુકવી ખાંડી તેનું ચુરણ કરવું. તે ચુરણ અર્ધાથી ૧

દ્રામ અર્થાત રૂ. ૦ ૦ ભાર સાકર દહીંમાં મેળવી સવાર સાંજ પાવાથી તાવ, જીર્ણતાવ, ઝાડો, મરડો, સંગ્રહણી, હરસ, પ્રમેહ, પ્રદર વિગેરે મટે છે. આ મોથ ને આંબળાં જળમાં વાટી તેલમાં તળવાથી તેને મોથીયું તેલ કહે છે. તે માથામાં નાખવાથી વાળ સુંવાળા ને મોકળા રહે છે, ને વધે છે. પરદેશી મોંઘાં તેલ ન વાપરતાં આ તેલ વપરાય તો ફાયદો થશે.

**વજ**—વજ પણ વાળાની પેઠે એક જાતના ઘાસનાં મૂળીયાં છે. તે દુધીઓ વગર ગંધનો અને બીજો ગંધીલો વજ, એમ એની બે જાત છે. દુધીઓવજ જરા જરા બાળકને દુધમાં ઘસીને પાય છે તેથી બાળક ભરાણું હોય તે મોકળું થઈ આરોગ્ય ને નરવું બને છે. અને ગંધીલો વજ જેને કેટલાક ઘોડાવજ પણ કહે છે. તેનું ચુરણ બબે આની ભાર, સવાર સાંજ મધમાં મેળવી અમુક મુદત ચાટવાથી તેવડે અપસ્માર (વાઇ) હિસ્ટીરીઆ વિગેરે મટે છે. વજની કટકી મુખમાં રાખી રસ ગળે ઉતારતા રહેવાથી તેનાથી કફુલોજેક્ષીંસના જેવું-કફ મોકળો પાડવાનું તથા કમ કરવાનું કાર્ય કરે છે. બે આની ભાર મધમાં ચટાડવાથી ઉપડેલ દમ, તથા હિસ્ટરીઆને શાંત પાડે છે. **તગર ગંઠોડા** (વલેરીયન્) નો પણ આવોજ ગુણ છે. વજનને અનુપાન પણ વજ પ્રમાણેજ તગર ગંઠોડા એ **હિસ્ટીરીઆની** સદ્ય દવા છે.

**ઠુવારો અજમોદ**—આ ફુલરૂપે ને દાણારૂપે બજારમાં ગાંધીને ત્યાં વેચાય છે. આમાંથીજ **સેન્ટોનાઇન** દવા સત્વરૂપે કાઢવામાં આવે છે. તે અને ગોળ કરમની ખાસ દવા લેખાય છે. આ દવા નિત્ય ન પાવી. **વજન** બાળકની ઉંમર પ્રમાણે ૧ થી ૨ વાલ, મધ કે ગોળ સાથે મેળવીને અપાય છે. તેનું સત્વ **સેન્ટોનાઇન** ઉમર પ્રમાણે ૧ થી ૨ રતી (૨ થી ૪ ગ્રેન) સાકરના ભુકા સાથે રાતરે અપાય છે ને સવારે એરંડીયાનો જુલાબ લેવાથી કરમ ગુદાવાટે બાહેર પડે છે.

**જેઠીમધ**—આનો ઘન (શીરો) સળીરૂપે આવે છે. તે જેઠીમધનો ઉકાળો પકવીને બનાવાય છે. આ દેશમાં જેઠીમધ થાય છે તે શુદ્ધ જેઠીમધની જાત છે. તેના મૂળમાં સત્વ નથી જામતું. અને જે ઇરાન વિગેરે દેશોમાંથી તેનાં મૂળ આવે છે તેમાં સત્વ ઘણું નિકળે છે. જેઠીમધ મુખમાં રાખી તેનો મિષ્ટતિક્ત રસ ગળે ઉતારતા રહેવાથી મુખપાક, ગળાનો દુખાવો, ઉધરસ ને કફનાં દરદ મટે છે. **વજન**—ચણા ચણા જેટલો કકડો બે કકડા મુખમાં રાખી ચુસાય છે. જેઠીમધનું ચુરણ અને સત્વ, ઘણીએક દવાના સ્વાદ સુધારવા અનુપાનરૂપે વપરાય છે, સારસાપરેલાઆદિમાં તેનાથીજ મીઠો સ્વાદ કરવામાં આવે છે.

**બીલીફળ**—બીલીનાં ફળને બીલાં કહે છે. તે બહુ કાચાં કે બહુ પાકાં ન હોય તેવાં હોય ત્યાં ઝાડ ઉપરથી ઉતારી તે ભાંગી તેમાંથી ચપ્પાવડે ગર્ભ કાઢી સુકવી ખાંડી ચાળી લોટ જેવું ચુરણ કરી બંધ બુચની શીશીમાં ભરી રાખવું. તે સવાર સાંજ રૂ. ૦ ૦ ભાર દહીં સાકરમાં પાવાથી લોહીખંડ ઝહાડો, મરડો, સંગ્રહણી, હરસ ને થતો ક્ષય તથા પ્રદર, પ્રમેહ મટાડે છે.

**બીલ્વાદિ ચુરણ**—બીલીનો ગર્ભ, સુંઠ, મોથ, કાથો ને અજમો સમાન લઇ ચુરણ કરવું. તે રૂ. ૦ા, ૦ા ભાર, દહીં સાકરમાં મેળવી સવાર સાંજ પાવું. તેથી પંદર

વીસ દીવસમાં, ઉપરનાં જુનાં દરદ હશે તોય મટે છે. કોઇ આ સુરણ સાથે એક એક રતી વિજયા (ભાંગ) પણ નાંખે છે, તેથી વધુ ગુણ કરે છે.

**ઉથમુ જીરૂ**—આ વગડામાં એક જાતના ખડ છોડવાનાં બીજ થાય છે, આને ઈશબગુલ પણ કહે છે. તે પ્રથમ ૧ ઉકાળેલ એરંડીયાનો જુલાબ દીધા પછી રૂ. ૧ ભાર નિત્ય સવાર સાંજ દહીં તથા સાકર સાથે મેળવીને પાવાથી મરડો તથા ઝહાડો, રક્ત આમ મટે છે. ઇંગ્રેજી દવા બીસ્મથસબનાઇટ્રાસના જેવોજ આમાં ઉપલેપક ગુણ છે.

**તકમરીઆં**—આના વગડામાં ખેતરોમાં છોડ થાય છે. તેની મંજરીઓ, પાકતાં એકઠી કરી સુકવી ખાંડી આ તકમરીઆં કાઢવામાં આવે છે. તકમરીઆં બે ચાર રૂપીઆ ભાર શેર પાણીમાં પલાળીને તે સાથે સાકર મેળવી ઉપવાસ કરનાર બપોર વખતે પીવેછે. તેથી ઉપવાસની કે ઉનાળાની ગરમી લાગતી નથી તેમ ચંડક થાય છે. તકમરીઆં રૂ. ૧ થી ૨ ભાર, તેટલાજ થીણા ઘીમાં તથા સાકરમાં એકત્ર મેળવી તથા તે સાથે એલચીના ૧૦ ડોડવાના દાણા વાટી મેળવી પછી તે સવારે અને સાંજરે ૩ દિવસ ચટાડવાથી સખત ઝહાડો મરડો, રક્ત આમ હોય કે પ્રદર, પ્રમેહ હોય કે હરસની પીડા હોય અગર કબજીયત હોય તોય તે મટે છે. નેત્રને પણ હિતાવહ છે.

**ચંદનકાષ્ટ**—આની બે જાત છે. એક ધોળી સુખડ અને બીજી પુરી પાકેલી **તેલીઆ સુખડ.** જેને **મલીયાગરી** સુખડ પણ કહે છે. દક્ષીણ હિંદના પ્રદેશમાં તે બહુ કરી થાય છે. તેમાંથીજ સુખડનું તેલ (અત્તર) કાઢવામાં આવે છે. તે ઉર્ધ્વનળીકાયંત્ર (સ્ટીલને સપોસ) વડે કઢાય છે. સુખડનું તેલ (અત્તર) કાઢવાનું મહીસુરના રાજ્યમાં હમણાં કારખાનું ખોલ્યું છે. જેથી તે સસ્તુ ને સોજું મળે તેમ બનવા સંભવ છે. કેમકે ત્યાંજ અસલ સુખડનાં વન ઘણાં છે. **તેલીઆ** સુખડ ઓરસીઆ (છીપર) ઉપર ઘસી તેનું ચંદન ઉતારવું. તે રૂ. ૦॥ થી ૧ ભાર, સાકરના પાણી સાથે કે મધ સાથે મેળવીને પાંચ સાત દિવસ, સવાર સાંજ આપવું. તેથી પુરૂરક્તવાળો પ્રમેહ ને પ્રદર તથા તેનો દાહ તાબડ [redacted] મટે છે તથા ખસ અને હરસના વ્રણ ઉપર ગાવવાથી તે પણ રૂઝાય છે. કોઇ માંખણ કે દહીં સાથે મેળવીને ચંદન લગાડે છે. તેથી ગરમીનું માથું દુઃખતું હોય તો તે પણ મટે છે. આના લેપથી કપ્પવા પણ મટે છે.

**હળદર**—આનું સુરણ બબે વાલા મધમાં ચટાડવાથી અગર દુધ સાકર સાથે મેળવીને ગરમ ગરમ પાવાથી સરદી, ઉધરસ ને દમ, કફ, સમે છે ને મટે છે. મુંઢમારઉ પર ભરવાથી જામેલું લોહી ઓગળી મુંઢમારનો દુઃખાવો, કળતર વિગેરે મટે છે. કોઇ સાથે આવળ પણ યોજે છે.

**એળીઓ**—કુંવારના છોડનાં પાન કાપવાથી જે પાનમાંથી રસ ટપકે તે ઝીલી એકત્ર કરવાથી જમે છે તેને કાળો એલીઓ (બારબડોઝ આલોઝ) કહેવામાં આવે છે. તે ૧ રતી, બે આની ભાર શંકના ભુકા સાથે કે વરીયાળી કે સુવાના ભુકા સાથે રાતરે સુતી વખતે મેળવી જળ સાથે લેવાથી સવારમાં, કબજીયત મટીને સાફ ઝહાડો આવે છે. માત્ર હરસના દરદ વાળાને તથા સગર્ભા સ્ત્રીને તે અપાય નહીં. નાના વજને (૦॥ થી ૧ ગ્રેન) દેવાથી તે રૂચીકર,, જઠરા પ્રદિપક અને કામોત્તેજક છે. હિસ્ટીરીઆંના

દરદીની, વાયુને કબજીયતની વ્યાપ્તિ દૂર થવા માટે એળીઓ અને ચોખી હિંગ સમ ભાગે લઇ ૧-વાલની ગોળી કરીને રાતરે એક એક આપવામાં આવે છે. આથી બીજી દરેક કબજીયત મટે છે. એલીઆ સાથે હિંગ ભળવાથી પેટમાં ધુમરડા ( વિટ ) ન થતાં કબજીયત દૂર થાય છે તે ઝહાડો એકાદ સાફ આવે છે.

હિંગ—ચોખી હિંગ ૧ વાલ, થીણુ ઘીમાં ભેળવી ચાટવા ( ગળવા ) થી પેટમાં થએલો પવન, આફરો ને પેટનો દુખાવો, તે વડે ગુદાવાટે પવન સરવા લાગી તરતજ આરામ થયો વર્તાય છે. હિંગનો ધુપ દેવાથી હિસ્ટીરીઆનો જોસ કમ થાય છે ને મટે છે. હમેશ સવાર સાંજ વાલ વાલ ચોખી હિંગ થીણુ ઘીમાં ભેળવી લેવરાવવાથી બે ચાર અઠવાડીઆમાંજ દમ, કફ હેડકી અને હિસ્ટીરીઆ કમ થઇ જાઇ મટે છે. આમ શોધન કરવાથી વાળાનું દરદ તથા ચોથીઓ તાવ પણ મટે છે.

એરંડીયું-દીવેલ—આ પિલેલું કાચું ઝેરી છે. તેનાથી ગ્લાનીમય ઉલ્ટી ઝાડો થાય છે અને કોલેરાના જેવાં ચિન્હો ઉદ્ભવે છે. માટે તેવું કાચું એરંડીયું રેચ માટે ન દેવું. પણ જળ સાથે ઉકાળેલું દેશી કે વિલાયતી એરંડીયું ( તેલ ) રેચ માટે વાપરવું. એરંડીયાનો જુલાબ લેવાથી ઝાડાની કબજીયત, મરડો મળના જામેલા ગાંઠા વિગેરે દૂર થાય છે ને આંતરડાં સાફ થાય છે. અગત્યની કબજીયત માટે એરંડીયુંજ નિર્ભય ઉપાય લેવાય છે. તે દુધ કે ચાહા સાથે અગર સુવાના પાણી સાથે એથી અઢી રૂપીયાભાર અપાય છે. બાળકની કબજીયત ઉપર, ઉપર મુજબ નાની ચમચી કે મોટી ચમચી—સુવા કે વરીયાળીના પાણી સાથે મેળવીને આપવામાં આવે છે. એરંડીનાં મીંજ તથા બકરાંનું બાળેલું હાડકું સમભાગે સાથે વાટીને ભરનિંગળ, નાળ ( નાડીવ્રણ, ભગંદર ઉપર ચોપડવાનું જારી રાખવાથી તે વડે એ ચોક્સ મટે છે. હાડ ગંભીર પણ આનાથી મટવાના દાખલા મળ્યા છે.

તુળશી—તુળશીનાં પાન અને માંજર રૂ. ૧। ભાર વાટી હકીમાં મેળવી પાવાથી શરદી, સળેખમ, દમ, હેડકી, ઉધરસ, કફ, તાવ, અજીરણ, આફરો, પેટનો દુ:ખાવો, બેચેની, મંદાગ્નિ, અરૂચી, પ્રમેહ વિગેરે મટે છે. ઉપર મુજબ વાલથી બે વાલ પાન, બાળકને પાવાથી તથા તેનો છાતીએ ખરડ કરવાથી બાળકની ભરણી, સસણી—શરદી સમે છે ને સહ મટે છે. આનાથી મલેરીઅલ તાવ પણ મટે છે. તુળશીના પાનનો ચાહ બહુજ સારો બને છે. તેમાં વપરાતા ચાહાના જેવો કશો અવગુણ થતો નથી. તુલશીનાં બીજનો પાક કરીને ખાવાથી શક્તિ આવે છે. તુલશીનું મૂળ પોચી કાકરી-સાથે ચાવવાથી કાંકરીને; સાટોડીનાં મૂળ સાથે ચાવવાથી ગળી જાય છે. તેમજ તે ગળી જાય છે. આમ જોતાં તેથી પાણવી પણ ગળવી જોઇએ. તથા તેથી એ ગળે છે કે નહીં તેવો અનુભવ લેવાની પણ જરૂર છે.

દાણા અસેળીઓ—જેને હિંદુસ્તાની ભાષામાં હાલો કહે છે તે ઘઉં, વાડીના વાવેતરમાં પાકે છે. તેના રાઇ જેવા તિખા, રાતા લંબુડા દાણા હોય છે. તેને ખાંડીને ચુરણ કરવું. તે રૂ. ૦। ભાર નિત્ય મધમાં કે દહીં સાકરમાં મેળવીને આપવાથી બરલ ગાંઠ મટાડે છે તથા કામોત્તેજક ગુણ દર્શાવે છે. મુંઢમારના જામેલા લોહીને તથા તેના દુ:ખાવા અને કળતરને, તે ઉપર મુજબ ખાવાથી તથા જળમાં પલાળી દુ:ખતા ભાગ

ઉપર ભરવાથી મટાડે છે. કોઇ તે રૂ. ૦ાા ભાર દુધમાં ખીર કરીને ઘી સાકર મેળવીને ખાય છે. આ અસેળીયાના દાણાં જેટલો ગોળ લઇ તે એકત્ર મેળવી તેવા ગોળનાં આટલાં ગોળ પકવે છે. ત્યાં ભરી લે છે; પછી આવો અસેળીયાનો ગોળ રૂ. ૧ ભાર નિત્ય ઉપર કથા દરદને મારે ખાય છે. કેટલાક મર્દાઇની કમતાઇ દૂર થવા માટે પણ ખાય છે. તે ગર્માં જણાય તો ઘી કાંઈ વધુ ખાવું.

રાઇ—રાઇ ન ફોતરી કરી ખાંડી બારીક ચુરણ રૂપે કરીને બંધ બુચની શીશીમાં ભરી રાખવી. તે જળ સાથે કાલવી સોજાવાળા અને દરદવાળા ભાગ ઉપર લગાવવી. તેથી વા, દુઃખાવો, ગળાનો અને ફેફસાં તથા કાળજા (લિવર) નો સોજો, બરલ વિગેરે મટે છે. માથાનો દુઃખાવો, આધાશીશી, ચસકા, કળતર વિગેરે દૂર થાય છે, બબે પહોરે બબે આની ભાર થીણા પીમાં કે દહીંમાં મેળવીને દેવાથી અજીરણ તથા બરલ મટે છે, તથા જઠરા પ્રદિપ્ત થાય છે. દહીં સાથે મેળવવાથી તેનું રાઇતું બને છે. તે પણ રૂચીકર, પાચક ને ઉત્તેજક છે. નાની ઉમરનાને ૧ થી ૨ વાલ પર્યંત દેછે. અપૂર્ણ.

---

# ઘરગથુ ટુચકાઓ.

ઉદરસ,—જેઠીમધ, સાકર, કડાયો ગુંદર, બાવળનો ગુંદર, દરેક બબે તોલા, મરી ½ તોલા, કેસર ½ તોલો, અને મઉનું સત્વ ૪ તોલા સર્વેને મિશ્ર કરી ઘુંટી બબે વાલની ગોળીયો બનાવી મોમાં રાખી રસ ઉતારવાથી ઉદરસ મટે છે.

ચુંક,—પક્ષાઘાત, સુંઠ, મરી, પીંપર, સીંધવ, શુદ્ધ ગંધક, કુલાવેલી હીંગ અને દરેડે સર્વે સરખે ભાગે લઈ તેનાથી ૦ાા ભાગે ઝેરકચોલાને શુદ્ધ કરી કરેલું ચૂર્ણ લઇ વાટી ઘુંટી ચણા જેવડી ગોળીયો કરવી દીવસમાં બે ત્રણ ગોળી ખાવાથી ચુંક, વાયુ, ગોળો અને જુનો પક્ષઘાત મટે છે.

દાદરની ગોળી,—ટંકણખાર, કાથો, ગંધક, દસેલ, કુંવાડીયાનાં બી, મોરથુથું સર્વે સરખે ભાગે, કપુર અર્ધો ભાગ સર્વેને વાટી લીંબુના રસમાં ઘુંટી ગોળીયો વાળી તે ગોળી ઘસીને દાદર, ખસ અને ખરજવા ઉપર લગાડવાથી મટી જાય છે.

ભૂખ ઉઘડે ને દસ્ત સાફ થાય,—પીપરીમૂળ, પીંપર, સીંધવ, ચવક, ચીત્રક, સુંઠ, હીંમજ એ સર્વેને સરખે ભાગે લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી લીંબુના રસમાં ઘુંટી ચણા જેવડી ગોળીઓ વાળવી. તેમાંથી એક બે ગોળી શક્તિ પ્રમાણે ખાવાથી જઠરાગ્નિ ઉઘડે છે, અને ખાધુ પચિ દસ્ત સાફ આવે છે.

હરસ,—સાકર અને માખણની સાથે ૦ાા દ્રામ નાગકેસરનું ચુર્ણ ખાવાથી હરસ મટે છે.

૧. સોજા—વેંસનું છાણુ નીચોવીને તેનો રસ પીવાથી તથા સોજા ઉપર ચોપડવાથી સોજા ઉતરી જાય છે.

૨, રાળ—મોળ, એળીઓ, બાવળનો ગુંદર, ગુગળ, લોબાન એ બબે તોલા અને સરેશ ૪ તોલા અરીણુ અને અરીઠા એકેક તોલો લઇને પાણીમાં ઘુંટી સર્વે એકત્ર થાય ત્યાં સુધી અગ્નિ ઉપર પકવી તૈયાર કરી સોજા ઉપર ચોપડવાથી વાયુના સોજા અને ચાંદા મટી જાય છે.

કોલેરા—શુદ્ધ ગંધક, ફુલાવેલી હીંગ, સીંધવ, સંચળ, જીરૂ, સુંઠ, મરી, પીંપર સર્વેનું સરખે ભાગે ચૂર્ણ કરી બીજોરાના ગર્ભ અથવા લીંબુના રસમાં ઘુંટી વાલ વાલની ગોળીઓ કરવી. જેમાંથી બે ગોળી દર ત્રણ કલાકે લીંબુના રસ સાથે ખાવાથી કોલેરા મટી જાય છે.

---

## બાળ રોગ.

૧ કૃમી—વાવડીંગ. ઇંદ્રજવ, કાકચીઓ (કાચકા). શેઠશુંદર, અતિવીશની કળી, જાય-ફળ, સંચળ, સરખે વજને લઇ ગાયના દુધથી સોગઠી વાળવી તેથી પેટના કૃમી મટે છે અને અજીર્ણ કે, બાળ ગોળીની જરૂર પડતી નથી સોગઠીનો ઘસારો પાવો.

૨ સસણી ( વરાધ કે ભરાઇ જવું ).

૧ સીતાફળના પાંદ ૩ મરીદાણા ૨ તે વાટીને પાવાથી ભરાઇ ગયું બચ્ચું સારૂ થાય છે.

૨ પાતાળ તુંબડી, કેશર. વાટી ઘસારો પાવો તથા માથે છાતીએ હાથે પગે લગાડવાથી ઘણો ફાયદો થાય છે.

૩ પીપળાની વડવાઇ ભરાઇ ગયેલા બચ્ચાને, કસ્તુરી જેટલું કામ કરે છે. પણ મળવી મુશ્કેલ વૈદ, ડૉક્તરો પાસે વખતે મળે.

૩ પારોઘલો—સગર્ભા સ્ત્રી હોય અને બચ્ચું ધાવતું હોય તે બચ્ચાને પારોઘલો લાગે છે. એટલે સુંકાઇ જાય છે અને ધાવણ ભારે હોવાથી પચતું નથી તેથી ઝાડા થાય છે. તે રોગની દવા કુશ્કુંભારો. ( આરારૂટ, શીંગોડાનો લોટ, અખીલ, તવખીર ) તેના આટલા નામ છે તે દીવસમાં બે વખત દુધમાં પાવાથી ઝાડા મટે છે અને તન્દુરસ્ત થાયછે.

બચ્ચાનું મોઢું આવવું.—ફુલાવેલ ટંકણખાર તથા મધ લગાડવું. બદામ અને સાકર વાટી મોંમાં ભભરાવવી અગર રેશમી લુગડું બાળી રાખ મોંમાં લગાડવાથી મોઢું સારૂ થાય છે.

દાંત આવવાથી,—બચ્ચાને ઝાડા તાવ આંખ તથા આંચકી આવે છે.

૧ ઝાડાનો ઉપાય—ચાહ, કપુર, જાયફળ, તજ, એલચી, સાકર, ( કેટાઆરોમેટીક ) સર્વે વાટી એકત્ર કરી તેમાંથી આનીભાર આપવાથી ઝાડા બંધ થાય છે.

૨ ખસખસના ડોડાથી ઝાડા તથા મરડો મટે છે.

૩ જાવંત્રી, જાયફળ, નાગરવેલના પાનના રસમાં આપવાથી સારૂ થાય છે.

તાવ ૧—ખુરાસાની અજમોદ એક વાલ.

૨. ઉધાફુલીનો ઉકાળો રૂ. ના ભાર.

૩ અગર ખટપલીઓ પીન પાપડો આપવાથી મટે છે.

આંચકી—ટંકણખાર ફુલાવી ૧ વાલ માના ધાવણમાં આપવાથી મટે છે.

દાંત પેઢા ઉપર આંગળીથી ઘસવું તેથી સહેલાઇથી દાંત આવે છે.

આંખ આવી હોય તો—બકરીના દુધનાં પોતાં આંખ ઉપર મુકવા તેથી મટે છે.

ડા. ત્રીભોવન શાવજી મોદી.

---

સંવત ૧૯૭૨ સને ૧૯૧૫-૧૬ ની સાલનું

શુદ્ધ ગુજરાતી પંચાંગ.

# કાયદાનો શિક્ષક.

કે જેની તમામ કોપી ખપી જવા આવી છે. હવે જુજ કોપી શીલીક છે, તેમાં દીવાની, ફોજદારી અને રેવન્યુ તમામ (મુખ્ય) કાયદાઓ આવી જાય છે. વળી જે કાયદામાં પ્રખ્યુ અને અનુભવી વિદ્વાન અમલદારો અને સજ્જનોના ઉંચા અભિપ્રાયો ધરાવે છે. કાયદો જાણવાની દરેક માણસની ફરજ છે, કાયદાનું અજ્ઞાન એ દેખીતી આંખે અંધાપા જેવું છે. અને આ પુસ્તકથી દરેક માણસ તમામ કાયદાનું જ્ઞાન મેળવી શકે છે. જુદા જુદા કાયદા અને તે આ પુસ્તકમાં આવેલા તમામ જુદા ખરીદવા જાય તો રૂ. ૧૦૦ ઉપરાંત ખર્ચ થાય તેમ છે. અને વળી તેમાં ગુજરાતી ભાષામાં કેટલાક કાયદા તો મળતા પણ નથી. જેથી કરીને આ પુસ્તક ઘણી નજીવી કિંમતમાં અમુલ્ય કામ બજાવે છે.

**મુંબાઈ ગવર્નમેન્ટના માજી ઓરીએન્ટલ ટ્રાન્સલેટર અને હાલ ધુળીઆના કલેકટર સા. મે ખાનબહાદુર સૈયદ સમસુદીન સૈયદમીયાં કાદરી સાહેબ લખે છે કે:—**

(અંગ્રેજીનું ભાષાંતર) તમારૂં પુસ્તક નામે કાયદાનો શિક્ષક ઘણુંજ ઉપયોગી છે. અને લાગે છે કે તે લોકપ્રિય થઈ પડશે, તેની ગુજરાતી ભાષા પણ સાદી અને સમજાય તેવી સરલ છે, અને તેમાં ઘણા ઉપયોગી કાયદાઓનો સમાવેશ કરેલો છે.

**તેમાં નીચે પ્રમાણે ૯૫ કાયદાઓનો સમાવેશ કર્યો છે.**

**ફોજદારી વિષયને લગતા કાયદાઓ**—ક્રીમીનલ પ્રોસીજર કોડ, ઇન્ડિઅન પીનલ-કોડ, ગાંડા માણસના આશ્રય સ્થાન બાબતનો એક્ટ, ફટકાની શિક્ષા બાબતનો એક્ટ, જુગારનો એક્ટ, એક્સ્ટ્રાડીશન એક્ટ, મુંબાઈનો આબકારી એક્ટ, અફીણ બાબતનો એક્ટ, મીઠા બાબતનો એક્ટ, કારીગર અને મજુર બાબતનો એક્ટ, રેલ્વેનો એક્ટ, ફેક્ટરી એક્ટ, ટેલીગ્રાફ બાબતનો એક્ટ, પોસ્ટ ઓફીસનો એક્ટ, પોસ્ટની રૂલ, સેવીંગ્સ બેંકની રૂલ, ઝેરી જણસો બાબતનો એક્ટ, રાજદ્રોહી સભા અટકાવવા બાબતનો એક્ટ, નાટકના ખેલ બાબતનો એક્ટ, નિખિનિક્ષેપ એક્ટ, આર્મ્સ એક્ટ, ડબા એક્ટ, વિલેજ પોલીસ એક્ટ, ડીસ્ટ્રીક્ટ પોલીસ એક્ટ. વિગેરે.

**રેવન્યુ (મુલકી) તથા સરવઈના વિષયોને લગતા કાયદાઓ**—લેન્ડ રેવન્યુ કોડ, લેન્ડ રેવન્યુ કોડ કા. ૨૧૩ ઉપર થયેલી રૂલ, લેન્ડ રેવન્યુ કોડ કા. ૨૧૪ ઉપર થયેલીરૂલ, રેકર્ડ ઓફ રાઈટસ એક્ટ અને તે ઉપર થયેલી રૂલ, જમીન ઉપરનું હકનું પત્રક તૈયાર કરીને રાખવા બાબતની સમજુતી, તાલુકાના નમુના, ગામના નમુના, મામલતદારોની કોર્ટોનો એક્ટ, સર્વેઈંગ ઈન્સપેક્ટરની રૂલ, માપણીની સમજુતી, ઓરીજીનલ સરવેની રૂલો, વિગેરે

**દિવાની વિષયોને લગતા કાયદાઓ**—સીવીલ પ્રોસીજર કોડ (નવો) વારસાનું સર્ટીફીકેટ લેવાનો એક્ટ, સગીરની જાત તથા મિલકતના વાલી નીમવા બાબતનો એક્ટ, કોર્ટ ઓફ વોર્ડસ એક્ટ, દક્ષિણ રીલીફ એગ્રીકલ્ચર એક્ટ, હિંદુ પુનર્લગ્ન બાબતનો એક્ટ, ગાંડા માણસની માલ મિલકતની સંભાળ કરવા બાબતનો એક્ટ, પારસી લોકોના લગ્ન તથા તલાક બાબતનો એક્ટ, વસિયતનામું કર્યા સિવાય મરનાર પારસીઓના વારસા બાબતનો એક્ટ, કોર્ટ ફી એક્ટ, હિંદુસ્તાનનો પુરાવાનો એક્ટ, હિંદુસ્તાનનો કોરટમાં સમ ખાવા બાબતનો એક્ટ, કરારનો એક્ટ, રજીસ્ટ્રેશન એક્ટ, વહેંચણ કરવા બાબતનો એક્ટ, ટ્રાન્સફર પ્રોપરટી એક્ટ, યુરોપીઅન વેગ્રનસી એક્ટ, સીવીલ કોર્ટોનો એક્ટ, પ્રોબેટ તથા વહીવટ ચલાવવાની સનદો આપવા બાબતનો એક્ટ, નાદારીનો એક્ટ, મુદત બાબતનો એક્ટ, વારસાનો એક્ટ, હિંદુ લો, વારસોને કરજમાંથી છોડવવા બાબતનો એક્ટ, મુસલમાની શરેહ. સરીકદારી વિગેરે, સરીકના હક બાબત, સ્ટાંપ એક્ટ વિગેરે. જુઓ પાન ૩.

છપાવી પ્રસીદ્ધ કરનાર-જેઠાલાલ દેવશંકર દવે. અધિપતિ ભાગ્યોદય—અમદાવાદ.

સત્યનારાયણ પ્રિન્ટિંગ પ્રેસમાં પટેલ મોતીલાલ કાળીદાસે છાપ્યુ કે પાનાભાઈની વાડીમાં-અમદાવાદ.

**પરચુરણ વિષયને લગતા કાયદાઓ**—તગાવીનો એક્ટ, સને ૧૮૮૩નો ૧૯,મો તગાવીનો એક્ટ, સને ૧૮૮૪નો ૧૨ મો, લોકલ ફન્ડ બાબતનો એક્ટ, ઈનકમ ટેક્ષ એક્ટ, મતાદાર એક્ટ, ગુજરાતના તાલુકદારનો એક્ટ, બંદરો બાબતનો એક્ટ, વહાણો બાબતનો એક્ટ, નરવાનો એક્ટ, મ્યુનીસીપાલ એક્ટ, જમીન લેવા બાબતનો એક્ટ, સુતરાઉ માલ ઉપર જકાત લેવાનો એક્ટ, જંગલી પક્ષી તથા શિકારના રક્ષણ બાબતનો એક્ટ, હિંદુસ્તાનનો ચલણી નાણું બાબતનો એક્ટ, હિંદુસ્તાનનો તારીફનો એક્ટ, જળમાર્ગની કસ્ટમની ડયુટી લેવા બાબતનો એક્ટ, જંગલનો, વતન બાબતનો એક્ટ, ઈરીગેશન એક્ટ, ખિતગી કાઢવાનો એક્ટ, જનાવર તરફ ઘાતકીપણું અટકાવવાનો એક્ટ, સેનીટરી એક્ટ, છાપવાના પ્રેસો તથા વર્તમાનપત્રો અને બુકો નોંધવા બાબતનો એક્ટ, વર્તમાનપત્રનો એક્ટ, હથિઆર તથા યુદ્ધ સામગ્રી બાબતનો એક્ટ, ફટકાની શિક્ષા કરવા બાબતનો એક્ટ (નવો) વિગેરે વિગેરે.

**અમદાવાદના મે. ડીસ્ટ્રીક્ટ ડીપોટી કલેક્ટર સાહેબ અને સબ. ડી ફ. કલાસ માજીસ્ટ્રેટસાહેબ મેં નર્મદાશંકર દેવશંકર મહેતા બી. એ લખે છે કેઃ— શ્રી. જેઠાલાલનું** 'કાયદાનો શિક્ષક'એ નામનું પુસ્તક કે જેમાં કાયદાઓ અને રૂલોનો સમાવેશ કર્યો છે, તે તમામ ગુજરાતી જાણનારા મુખ્યત્વેગે તથા રેવન્યુ દિવાની અને પોલીસ ખાતાના સઘળા સરકારી નોકરોને ઘણુંજ ઉપયોગી થઇ પડશે. અને તેમા અત્યાર સુધીના સુધારા વધારા દાખલ કરેલા છે. તેના કાગળો ટાઇપો અને બાંધણી વીગેરે વખાણવા લાયક છે અને મને ખાત્રી છે કે આપણા હાલના જમાનામાં ગુજરાતી જાણનારા બુદ્ધિશાળી વર્ગની તે ઘણા લાંબા વખતની ખોટ પુરી પાડશે.

આ સિવાય અનેક અભિપ્રાયો મળ્યા છે. પુસ્તકની કીં રૂ. ૫) પો. ૦—૭—૦.

## અમારા તરફથી હાલમાં નવાં બહાર પડેલાં પુસ્તકો.

# ત્રિકાળ દર્શક દર્પણ યાને પ્રેતાવાહન વિદ્યા

આ નામનું એક અતિ ઉપયોગી પુસ્તક હાલમાંજ બહાર પડ્યું છે. જેમાં ભૂત ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળનું જ્ઞાન દર્શાવનાર દર્પણો, ચમત્કારિક વિંટીયો વિગેરે બનાવનાના તેમજ પ્રેતોનું આવાહન કરી તેની સાથે વાતચિત કરવાની વિદ્યા ઉપરાંત હિપ્નોટીઝમ, મેસ્મેરીઝમના પ્રયોગો સિદ્ધ કરવાના સ્હેલા અને સરળ ઉપાયો, જાદુઈના આશ્ચર્યજનક ખેલો કરવાના સહેલા અને તુરત બની શકે તેવા ગુપ્ત પ્રયોગો, કેટલીક ગુપ્ત વિદ્યા ઉપરાંત અનેક ચમત્કારીક વિદ્યાનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. આ વિદ્યાને સિદ્ધ કરનાર માણસને ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળનું જ્ઞાન થાય છે. ઉપરાંત અન્ય જનોને ભવિષ અને વર્તમાનકાળનું જ્ઞાન થાય છે. ઉપરાંત અન્ય જનો આગળ મોટા સિદ્ધ અને ચમત્કારિક પુરૂષ તરીકે લેખાય છે. આવા ઉપયોગી પુસ્તકની કીં. રૂા. ૨—૦—૦ પો. ૦—૪—૦ પાકું સોનેરી પુઠું, જાડા ગ્લેઝ કાગળો.

# પરસીયન નાઈટસ.

ગૃહસ્થો, આપે અરેબીયન નાઈટસ તો વાંચીજ હશે. તે જેમ આરબોની વાર્તા છે તેમ આ પરસીયન વાર્તા છે અરેબીયનનાઈટસ જેવીજ રસીક અને બોધક વાર્તાઓ આ પુસ્તકમાં છે. અરેબીયનનાઈટસમાં જેમ એક બાદશાહને સ્રીયો પ્રતિ તિરસ્કાર ઉત્પન્ન થઇ વાર્તાઓ શરૂ થાય છે તેમ આ પુસ્તકમાં એક શાહજાદીને પુરૂષો ઉપર તિરસ્કાર હોવાથી તે લગ્ન કરતી નથી. અને જ્યારે તેને તેની વૃદ્ધ દાસી અનેક વાર્તાઓ કહી પુરૂષોની સહૃદયતા અને પ્રેમનું વર્ણન કરે છે એટલે તેનો ભાવ બદલાય છે. અને વિવાહ કરે છે. ઘણીજ મનોરંજક વાર્તાઓનો આ પુસ્તકમાં સમાવેશ કર્યોછે. જેના હીંદી, બંગાળી અંગ્રેજી વિગેરે ઘણી ભાષામાં ભાષાંતરો થઇ ચુક્યા છે. એકવાર હાથમાં લીધા પછી વાંચ્યા સિવાય મુકાજ થતો નથી. પાકું પુઠું, જાડા ગ્લેઝ કાગળો. આવા મનોરંજક અને દળદાર પુસ્તકનો દરેક માણસ લાભ લે તે અર્થે તેની કીમત માત્ર રૂા. ૧—૮—૦ પો. ૦—૨—૦ રાખી છે.

ઘણા વર્ષની મહેનત શોધ અને અનુભવનો લાભ લ્યો, 

શું તમારે ગરીબ મટી લાખો અને કરોડો રૂપિયાના માલીક બનવું છે ? તો લ્યો,

# ધનવાન્.

આ નામનું એક અતિ ઉપયોગી પુસ્તક હાલમાંજ બહાર પડયું છે તેના બાર ભાગ છે. ઉપરાંત બસો પ્રકરણ છે. જેમા વગર મુડીએ અને વગર ભણેલા પણ ધનવાન થઈ શકે તેના અસંખ્ય ઉપાયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. કે જે ઘેર બેઠાં ગમે તેવો માણસ કરી શકે તેમ છે તેમાં જે વિષયો આવ્યા છે, તેનો ટુંક સાર નિચે વાંચી ખાત્રી કરો.

ભાગ ૧ લો—ધનનું મહત્વ જેમાં ૨૦ પ્રકરણ છે. ભાગ ૨ જો—જેમાં ૩૦ પ્રકરણ છે જેમાં ધનવાન થવાને કેવી યોગ્યતા પ્રાપ્ત કરવી તે છે. ભાગ ૩ જો—ધંધાની શોધ અને કયા ધંધાથી ધનવાન થવાય છે તે વિષે. ભાગ ૪ થો—જુદા જુદા પ્રકારની નોકરી કેવી રીતે પ્રાપ્ત કરવી તે વિષે ભાગ ૫ મો વેપાર—જુદી જુદી જાતના વેપારો. ધનવાન થઇ શકાય તેવા. ભાગ ૬ ઠો ખેતી—જમીનનો કસ શી રીતે વધારવો, ખાતર કયા પ્રકારનું કઇ જમીનમા કેટલું નાંખવું વિગેરે ઉપરાંત વરસાદ, પાણીની તંગાશ શી રીતે પુરી પાડવી, જુદી જુદી જાતનાં અનાજ, તથા મરી મસાલા વિગેરેનું વાવેતર કયારે કેવી રીતે કરવું કે જેથી પેદાશ દર વરસ કરતાં દસ કે વીસ ઘણી વધી શકે વિગેરે. ભાગ ૭ મો— ખનીજ પદાર્થોથી ધનની વૃદ્ધિ– સોનું, રૂપું વિગેરે ધાતુ સંબંધી પ્રયોગો. ભાગ ૮ મો—ઝવેરાતનો વેપાર, હીરા, માણેક, મોતી વિગેરેનો વેપાર. ભાગ ૯ મો–હુન્નર ઉદ્યોગ—રંગનો ઉદ્યોગ, કાગળનો, કાચનો, સાબુ બનાવવાનો, મીણબત્તીનો, ફોટોગ્રાફરનો ઉદ્યોગ, સીમેન્ટનો, વાર્નિસનો, છાપનો, શાહીનો, બટનનો દીવાસળીયોનો ઉદ્યોગ, સોનું અને રૂપુ બનાવવાના, બનાવટી, કાંસુ, પીતળ વિગેરે જુદી જુદી જાતની ધાતુ બનાવવાના પ્રયોગો, ધાતુઓના ડાઘા મેલ કાડવા, ધાતુ ઉપર ગીલેટ કરવો, વીજળીની બેટરી બનાવવી, લાકડાં રંગવાનો, જીવ જંતુઓ, સાપ, માંકડ વિગેરે અનેક જંતુઓ દુર કરવાના, કપડાં, ધાતુ, કાગળ, કાચ મોતી, વિગેરે ઉપરથી ડાઘ કાઢવાના, સોનુ પારખવાના પ્રયોગો, અગરબત્તી, સુગંધી બનાવટો, કંકુ વિગેરે પરચુરણ વસ્તુઓની બનાવટ, બનાવટી પથ્થર, હાથીદાંત, આભડાં, હીરા, મોતી, માણેક, પોખરાજ ખડ, હીંગ, કેસર, કસ્તુરી વિગેરે બનાવવી. શરીરને સુંદર બનાવનાર પ્રયોગો, આઇસક્રીમ બનાવવો, શરબતો, અત્તરો બનાવવાં, સુગંધી તેલો, હેર ઓઇલો બનાવવાં, લવંડર, ફ્લોરનવોટર, ગુલાબજળ વિગેરે બનાવવાં, સોડા, લેમોનેડ વીગેરે બનાવવાં. બીસ્કીટ છીંકણી, બીજુ કાપડ બનાવવું, પેન્સીલ બનાવવી, ફોડવાનું દારૂખાનું બનાવવુ, દાટેલું ધન શોધી કાઢવુ, ચમત્કારીક પ્રયોગો, જાદુઈ પ્રયોગો, કેટલાક ઉપયોગી હુન્નરો, ઘસ, ગેસના દીવા, વીજળીનું તાવીજ, કપુરની માળા, પ્યાલા, ગંધક અને પારાના પ્યાલા, ચીકણી સોપારી, સોના ચાંદીના વરખ, દંતમંજન વિગેરે બનાવવું. ભાગ ૧૦ મો—વૈદક વિભાગ—અંગ્રેજી દવાઓ, જુદી જુદી જાતના અર્કો અને એસેન્સ બનાવવા, અંગ્રેજી પેટન્ટ દવાઓ જેવી કે, કાર્બોનેટ ઑફ એમોનીયા મીક્ચર, નાઇટ્રેટ ઑફ આયર્ન પોટાસ, ક્વીનાઇન આયર્ન મીક્ચર, ઑક્સાઇડ ઑફ કોપર, પેનકીલર, ક્લોરોડાઇન, સાઇટ્રીક એસીડ, કોલ્ડક્રીમ, નાઇટ્રીક એસીડ, સલ્ફ્યુઆરીક એસીડ, ફોસ્ફરસ, એન્ટીફ્લોજીસ્ટીન, ડેમીયાના ટૉનીક પીલ્સ, ઇસ્ટન્સ પીન–સીરપ–સારસાપરીલા, બાલામૃત, લાઇમજ્યુસ, મેંથોલ, હેરડાઇ, બાલનાશક સાબુ, તેલ, અર્ક, પાવડર વિગેરે દાદરનો મલમ, ક્લોરોફોર્મ, ક્વીનાઇન, આર્યન પીલ્સ, કોમ્પાઉન્ડ આયર્ન ક્વીનાઇન ગોળી, સીરપ ઑફ હાઇપોફોસ્ફેટ ઑફ લાઇમ, વિગેરેની બનાવટ. જુદીજુદી જાતના મલમો. દેશી શાસ્ત્રોક્ત દવાઓ—કવાથો, ચુર્ણો, ગુટિકા, ગુગળ, અવલેહ, આસવ, અરીષ્ટ, પરચુરણ ઉપાયો, પાકો, ક્ષાર, મુરબ્બા, અથાણાં, મીઠાઇ વિગેરે ભાગ ૧૧ મો ધન પ્રાપ્તિના આધ્યાત્મિક ઉપાયો, ભાગ ૧૨ મો ગરીબમાંથી ધનવાન થનારા પુરૂષોનાં જીવન ચરીત્રો, વિગેરે ઘણા પ્રયોગો અને ઉપાયો છે. ગરીબ માણસ પણ ધનવાન થયા સિવાય રહેવાનો નહિ. પુસ્તકની કીં. રૂ. ૫–૦ પો. ૦–૧–૦

---

જેઠાલાલ દેવશંકર દવે. અધિપતિ ભાગ્યોદય—અમદાવાદ.

# હવેનું સુંદરી સાથી. રજીસ્ટર્ડ છે.

**મંગાવો**—તે સ્ત્રીઓના તમામ રોગને માટે અકસિર નીવડ્યું છે. સ્ત્રીઓના કોઇપણ દરદ જેવાં કે, લોહીવા, પ્રદર, રક્ત અને શ્વેત જેથી ગુહ્યસ્થાનમાંથી ચીકણી, ધોળી, પીળી, મળ ગુગળી અગર લાલ રંગની લોહી જેવી રસી નીકળ્યા કરે છે, પેશાબે અગન બળે, હાથ પગના તળીઆમાં, કેડમાં, માથામાં અને કોઇ વખતે આખા શરીરમાં સણકા મારે, ફાટ, ધુમ અને કળતર થાય, ઝીણો તાવ હંમેશાં આવે, શરીર સુકાઇ પીળી પુણી જેવું થાય, આંખોનું તેજ કમી થાય, દિવસે દિવસે શરીર સુકાઇ બેટાલ થાય, અશક્તિ આવે અને કામ થઇ શકે નહિ, આખો દિવસ કેડ અને માથું ફાટ્યાં કરે, તાવ ઉધરસ, દમ, ખાંસી મોળ, ઉલટી, અરૂચી, માસિક અટકાવ—સ્તાન સબંધી તમામ રોગ ગર્ભાશયની પીડા કસુવાવડ, સુવારોગ વિગેરે, તમામ રોગ અને આવાં અનેક દરદોના મુળને આ સુંદરી સાથી એકદમ મટાડી શકે છે.

આ સુંદરીસાથી બાળ યુવાન અને વૃદ્ધ દરેક સ્ત્રીએ હંમેશ વાપરવા લાયક છે જેથી તેઓના તમામ રોગ મટાડી શરીર પુષ્ટ કરે છે સ્થાનના રોગો થવા પામતા નથી અને ગર્ભાશયને ગર્ભ ધારણ કરી શકે તેવું બનાવી પ્રૌઢ વયે ગર્ભ ધારણ થાય છે. પીવામાં સ્વાદિષ્ટ છે. બાટલી ૧ ની કીમત રૂ ૧) ત્રણ બાટલીના રૂ ૨–૪–૦ પોષ્ટ ૦–૭–૦

## સુંદરીસાથીના ખાસ ગુણ.

**૧ નાની બાળકીઓને** પાવાથી શરીર પુષ્ટ રાખી યુવાન અવસ્થામાં પ્રદર વિગેરે વ્યાધી થવા દેતું નથી

**૨ યુવાન સ્ત્રીઓને** પ્રદરના વ્યાધિ માંથી બચાવી ગર્ભાશયને સુધારી ગર્ભ ધારણ કરી શકે તેવું બનાવે છે

**૩ ગર્ભ વખતે** પીવાથી અધુરે માસે ગર્ભ પડતો નથી, ગર્ભનું પોષણ કરી પૂર્ણ માસે વિના કષ્ટે પ્રસવ થાય છે

**૪. સુવાવડ પછી** પીવાથી સુવા રોગ થતો નથી. બાળકને પુષ્ટ કરે તેવું તદુરસ્ત ધાવણ બનાવે છે અને બાળકનું શરીર પુષ્ટ કરે છે.

**૫ સ્ત્રી રોગ તમામ મટાડે છે** હંમેશાં પીવાથી સ્ત્રી તંદુરસ્ત રહી શકે છે. પ્રદર વિગેરે વ્યાધી થતા નથી.

**૬ વૃદ્ધાવસ્થામાં** પીવાથી શરીર પુષ્ટ અને તદુરસ્ત યુવાન જેવું રહે છે, અને વૃદ્ધાવસ્થાને અટકાવે છે

દરેક સ્ત્રીએ બાળકીથી વૃદ્ધ થતા પર્યંત આ બાટલી પાસે રાખવીજ જોઇએ.

## સુંદરી સાથીના સબંધમાં

**નવાબશાહથી એન્જીનીયર કલ્યાણજી** અરજણ લખે છે કે, આપના તરફથી સુંદરી સાથીની બાટલી ૬ મંગાવી અમારી સ્ત્રીને પીવરાવી છે, તેમાં સફેદ પ્રદરની તમામ શાંતિ થઇ છે હવે શરીરમાં તાકાદ આવી છે. અનેક દરદ એથી શાંત થયા છે સુંદરીસાથીની દવાના જે ગુણ આપે દર્શાવ્યા છે તે ખરેખર ફાયદાકારક છે. હું તનમનથી સરટીફીકેટ આપું છું કે આ દવા આપ ખરા ગુણવાળી ને ઇશ્વરી સત્તાવાળી દવા બનાવી છે. હજુ મારા મિત્રોને ભલામણ કરૂં છું

**ખરવાસાથી પેલાભાઈ ગીરજાશંકર** લખે છે કે, તમારી સુંદરીસાથી દવા મેં મંગાવી વાપરી હતી તેમજ તેના સારા ગુણની વિશેષ હકીકત જનસમુહને સમજાવવામાં આવે છે.

**મુંબાઇથી ત્રવાડી રતીલાલ પ્રભાશંકર** લખે છે કે તમારી સુંદરી સાથીની બાટલી મોકલી તેથી આરામ છે તેથી બીજી ત્રણ બાટલી વી. પી થી મોકલશો દવા ઘણીજ સારી અને ઉત્તમ છે

**નાંદોદથી મણીલાલ દ્વારકાદાસ** લખે છે કે, આપની સુંદરી સાથીની દવાથી અમારી બૈરીને દરદનું આરામ છે. માટે તુરત બીજી ૩ બાટલી વી પી. થી મોકલો રોગ મટવાથી તમારા હકમાં દુવા દઇએ છીએ.

**ખાખીજાલીયાથી સોન જી બાટવીઆ** લખે છે કે, હાલમાં સુંદરી સાથીનો સારી રીતે ઉઠાવ છે અને ઘણા તરફથી તે બાબત ધન્યવાદ મળ્યો છે

દવા દિવસમાં ત્રણ વાર અર્ધો અર્ધો ચમચો ચોખાના ધોવરામણ સાથે પીવી. ચરી કાંઇ નહિ.

હવે કેમીકલ વર્કસ—અમદાવાદ. પાચકુવા ચાર રસ્તા ઉપર.

# दृश्यनुं विनाशित्व जोइने तेमां विराग प्रकटाववा आसक्त जीवने उपदेश.

( હજી કાં સાન ના આવે, એ લય. )

હજી વૈરાગ્ય શું ના'વે? હજી વૈરાગ્ય શું ના'વે ?
પ્રીતિ, શો સ્વાદ પ્રકટાવે ?
 આજ સુધી તેં તો ગણી, જે જે વસ્તુ નિત્ય;
 આ ક્ષણુ તુજ આગળ થઈ, નહિવત્ તેહ પ્રતીત.
છતાં ઉર શું ન મુંઝાવે, છતાં ઉર શું ન મુંઝાવે,
નિરસતા શું ન ઉપજાવે ? હજી૦
 ખેલાવ્યાં ખોળે લઇ, જેને ધરી ઉલ્લાસ;
 પોતાનાં જાણ્યાં છતાં, રહ્યાં ન આજે પાસ.
પ્રસંગ શું એ ન કંપાવે ! પ્રસંગ શું એ ન કંપાવે !
ન દૃશ્યાસક્તિ ભૂલાવે ? હજી૦
 દૃઢ આલિંગન પ્રેમનાં, જેને દીધાં કાલ;
 પરવશતાથી થઇ રહ્યાં, ન્યારાં જો ? તે હાલ;
ન બોલાવ્યાં ફરી આવે, ન બોલાવ્યાં ફરી આવે,
ન શું એ ક્ષોભ ઉપજાવે ? હજી૦
 ચરણો જેનાં ચાંપતો, કાલે ધરી અનુરાગ,
 આજે તુજ હસ્તે મૂકે, તેના મુખ પર આગ;
ક્રિયા શું એ ન ચરકાવે, ક્રિયા શું એ ન ચરકાવે !
જગે શું સાર દર્શાવે ? હજી૦
 (જેણે) કાલ સુધી તો સાચવ્યાં, કરીને યત્ન અગાધ,
 સઘળા પ્રેમ વિસારીને, તેજ ચઢાવે કાંધ,
સ્મશાને આજ તે લાવે, સ્મશાને આજ તે લાવે,
મુખે વળી અગ્નિ મૂકાવે; હજી૦
 વડિલ સમાં જેને ગણ્યાં, માન્યા સ્વજન સમાન,
 ગુરૂજન જાણ્યા તેહ પણુ, ચાલ્યા સર્વ સ્મશાન;
અચલતા ક્યાં રહી હાવે ! અચલતા ક્યાં રહી હાવે !
અનિશ્ચિત વિશ્વ જ્યાં કહાવે; હજી૦
 પ્રકટે તો પ્રકટાવજે, દૃઢ આ દૃશ્યે વિરાગ,
 અંતરથી નિર્લેપ રહી, પ્રભુમાં ધર અનુરાગ;
પછી કદી ક્લેશ નહિ તાવે, પછી કદી ક્લેશ નહિ તાવે;
નરહરિ પ્રભુ જો ઉર ભાવે; હજી૦

( શ્રી ન. )

ભાગ્યોદય.

૪. ] જુન. સને ૧૯૧૬. [ અંક ૬.

# श्री इष्टाश्रित साधको श्री इष्टाश्रयथी निरंतर निर्भय रहे छे.

( માલિકનાં બાળક સૌ માલિક,—એ ઢબ. )

નિર્ભય પ્રભુનાં બાળક નિર્ભય રહે સંસારે સદાય,
પ્રભુ અનુગ્રહથી તેનો કદીએ, વાંકો વાળ ન થાય;–
ભલે કોટિધા કષ્ટ આવે,
દુષ્ટ દુર્જન છો ડસાવે;
પણ પરિણામે પ્રભુનાને જરી ઉનો આંચ ન વાય;–
આધિ વ્યાધિ ઉપાધિ આવે,
મૃત્યુ છો રોગો ફફડાવે,
પણ પ્રભુના બાળકનું મુખ તો તે જોઈને મલકાય;–
હાનિ જોઈ નવ કલેશ કરજો,
શોક દુઃખ ચિંતા ન ધરજો,
જાણે, જડ ચેતનનાં દૃશ્યો આવે ને અળપાય;–
ભય ધરો ન કશાથી બંધુ !
શિર ઉપર છે કૃપા સિન્ધુ,
તેની તમપર રહેતી જાણો, વત્સલતાની છાય;
નિર્ભય રહો સંસારે સદાય.
ભય કેરી કંપારી થતા ના હો કદી તમ આત્મમાં,
જાણો પ્રભુ પ્રેમની પ્રભા, આ તમારા અણુમાત્રમાં.

( શ્રી ક. )

## दश्यनुं विनाशित्व जोइने तेमां विराग प्रकटाववा आसक्त जीवने उपदेश.

( હજી કાં જ્ઞાન ના આવે, એ લય. )

હજી વૈરાગ્ય શું ના'વે ' હજી વૈરાગ્ય શું ના'વે ?
પ્રીતિ, શો સ્વાદ પ્રકટાવે ?
આજ સુધી તેં તો ગણી, જે જે વસ્તુ નિત્ય;
આ ક્ષણ તુજ આગળ થઈ, નહિવત્ તેહ પ્રતીત.
છતાં ઉર શું ન મુંઝાવે, છતાં ઉર શું ન મુંઝાવે,
નિરસતા શું ન ઉપજાવે ? હજી૦
બેસાર્યાં ખોળે લઇ, જેને ધરી ઉલ્લાસ;
પોતાનાં જાણ્યાં છતાં, રહ્યાં ન આજે પાસ.
પ્રસંગ શું એ ન કંપાવે ! પ્રસંગ શું એ ન કંપાવે ?
ન દશ્યાસક્તિ ભૂલાવે ? હજી૦
દઢ આલિંગન પ્રેમનાં, જેને દીધાં કાલ;
પરવશતાથી થઇ રહ્યાં, ન્યારાં જો ? તે હાલ;
ન બોલાવ્યાં ફરી આવે, ન બોલાવ્યાં ફરી આવે,
ન શું એ ક્ષોભ ઉપજાવે ? હજી૦
ચરણો જેનાં ચાંપતો, કાલે ધરી અનુરાગ,
આજે તુજ હસ્તે મૂકે, તેના મુખ પર આગ;
ક્રિયા શું એ ન થરકાવે, ક્રિયા શું એ ન થરકાવે ?
જગે શું સાર દર્શાવે ? હજી૦
(જેણે) કાલ સુધી તો સાચવ્યાં, કરીને યત્ન અગાધ,
સઘળો પ્રેમ વિસારીને, તેજ ચઢાવી કાંધ,
સ્મશાને આજ તે લાવે, સ્મશાને આજ તે લાવે,
મુખે વળી અગ્નિ મૂકાવે; હજી૦
વડિલ સમાં જેને ગણ્યાં, માન્યા સ્વજન સમાન,
ગુરૂજન જાણ્યા તેહ પણ, ચાલ્યાં સર્વ સ્મશાન;
અચલતા ક્યાં રહી હાવે ? અચલતા ક્યાં રહી હાવે ?
અનિશ્ચિત વિશ્વ જ્યાં કહાવે; હજી૦
પ્રકટે તો પ્રકટાવજે, દઢ આ દશ્યે વિરાગ,
અંતરથી નિર્લેપ રહી, પ્રભુમાં ધર અનુરાગ;
પછી કદી ક્લેશ નહિ તાવે, પછી કદી ક્લેશ નહિ તાવે;
નહરિ પ્રભુ જો ઉર આવે; હજી૦

( श्री व. )

# निष्काम कर्मनुं महत्व.

( અનુસંધાન ગતાંકથી. )

પ્રત્યેક યોગનો ઉદ્દેશ મોક્ષ મેળવવો એજ છે. પછી તે કર્મયોગ હોય કે જ્ઞાનયોગ. બંનેનું ફળ અને લક્ષ્ય સ્થાન એકજ છે, કર્મ કરવાથી પણ મનુષ્ય એ પદને પ્રાપ્ત કરી શકે છે કે જે બુદ્ધ ભગવાને ધ્યાનથી અને ઉત્કૃષ્ટ પ્રાર્થનાથી પ્રાપ્ત કર્યું હતું. પૂર્ણ સ્વાધીનતા એનુંજ નામ મોક્ષ છે અને તે સ્વાધીનતા શુભ અને અશુભ એ બંનેથી પર છે. તેને પુણ્યનું પણ બંધન નથી તેમ પાપનું પણ નથી. ધારો કે આપણને એક કાંટો વાગ્યો હોય તો પછી તેને કહાડવાને માટે આપણે બીજો કાંટો લઇએ છીએ અને પછી વાગેલો કાંટો નીકળી જતાં બંને કાંટા ફેંકી દઇએ છીએ, કારણ કે પછી તેને રાખવાની જરૂર રહેતી નથી. તેજ પ્રકારે શુભ સંસ્કારોથી અશુભ સંસ્કાર, તથા પુણ્ય વૃત્તિથી પાપવૃત્તિ દબાઇ અને મટી જાય છે. જ્યારે ખરાબ સંસ્કાર દબાઇ જઈ મટી જાય છે ત્યારે પછી શુભ સંસ્કારોને પણ દબાવી દેવા જોઇએ તેને માટે કેવળ એકજ ઉપાય છે કે જેથી આપણે કર્મ કરતા રહેવા છતાં પણ તેના પ્રભાવથી નિર્લેપ રહેવું જોઇએ. કર્મ અવશ્ય કરો, લહરીયો આવવા પણ દેવી અને જવા પણ દેવી, પરંતુ સાવધાન રહેવું કે તે કર્મ તમારા મન ઉપર દૃઢ સંસ્કાર જમાવી ન શકે, મગજ અને મનમાંથી મોટા મોટા વિચાર અને આવિષ્કાર થતા રહે, પરંતુ સાવધાની રાખવી કે આત્માના ઉપર તેનો પ્રભાવ પડવા ન પામે. આ શી રીતે બને ? આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ કે આ કર્મનો પ્રભાવ, કે જેની સાથે આપણો ગાઢ સંબંધ હોય છે, અને જે આપણા મન ઉપર શેષ રહ્યાં કરે છે. તેનાથી શીરીતે બચવું ?

દિવસે આપણે હજારો મનુષ્યોને જોઇએ છીએ અને જેની સાથે આપણો સ્નેહ હોય છે એવા મનુષ્યોને મળવાનો પણ આપણને સંયોગ પ્રાપ્ત થાય છે પછી જ્યારે રાત્રે એકાન્તમાં જઈ અને આપણે જેને દિવસે જોયા હતા તે માણસોનું ધ્યાન કરીએ છીએ ત્યારે કેવળ જેના ઉપર આપણો સ્નેહ હોય છે તેનુંજ આપણને સ્મરણ થાય છે. એક ક્ષણ વારને માટે આપણે તેમને જોયા હોય છે તો પણ સ્નેહ યા પ્રેમના સંબંધને લીધે તેમનો પ્રભાવ આપણા મન ઉપર શેષ રહી જાય છે, અને બાકીનાં બીજાઓનું વિસ્મરણ થઈ જાય છે. જેની સાથે જેનો અધિક સંબંધ હોય છે તેટલોજ અધિક તેનો પ્રભાવ મન ઉપર પડે છે. જો કે મન ઉપર સર્વ આકૃતિઓનું પ્રતિબિમ્બ એકજ રીતનું પડે છે, તથાપિ મૂર્તિ તો તેનીજ સાફ રહે છે કે જેનો મનની સાથે કાંઇક સંબંધ હોય છે. ગમે તો તમે તમારા કોઇ પ્રિય મિત્રને થોડીજ વાર સુધી જોયો હોય છે તો પણ તમે તેને ભૂલી જતા નથી અને જેની સાથે તમારો સંબંધ હોતો નથી તેની સાથે ઘણીવાર સુધી સંબંધમાં આવવા છતાં પણ તમે તેને ભૂલી જાવ છો, તેને જોવા કે ન જોવા બને બરાબરજ છે. જેમ રેલ્વેટ્રેનમાં મુસાફરી કરતાં પાસે બેઠેલા મનુષ્યો બબે ત્રણ ત્રણ કલાક સુધી સાથે બેસી વાતો કરે છે તો પણ જો તે ફરી મળે છે તો આપણે તેમને ઓળખી શકતા નથી તેવીજ રીતે કર્મનું પણ છે. જો તમે ફળની વાસના રાખીને કર્મ કરશો તો તમે કોઈ પણ વખતે તેના બંધનમાંથી મુક્ત થઈ શકશો નહિ. અને કર્તવ્ય સમજીને

નિષ્કામ ભાવથી ગમે તો રાત દિવસ તમે કર્મ કરતા રહેશો તો તેનો તમારા ઉપર કાંઇ પણ પ્રભાવ પડી શકશે નહિ.

એથી જો તમે સ્વાધીનતાને ઇચ્છતા હો તો નિઃશંક બનો, મગજને કામ કરવા દો, મનને રચના રચવા દો, અને શરીરને રાત દિવસ કામ કરવા દો, તો પણ એ વાત ઉપર ધ્યાન રાખજો કે સંસારની એક પણ લહેર મનને ચંચળ અને વિવશ ન કરવા પામે. અતિથીની અવસ્થામાં કર્મ કરો. રાત દિવસ કર્મ કરવામાં તત્પર રહો, પણ સંસારની કોઈ પણ વસ્તુની સાથે તમારો સંબંધ ન થવા દો. કેમકે બંધન યા અધિનતા આત્માને માટે જેવી અપ્રિય છે તેવી બીજી કોઇ વસ્તુ નથી.

આ સંસાર આપણે રહેવાની જગ્યા નથી, પરંતું આપણા વિશ્રામને માટે એક મુસાફરખાના જેવી ધર્મશાળા છે. સાંભળો સાંખ્ય શું છે? " પ્રકૃતિ આત્માને માટે છે, આત્મા પ્રકૃતિને માટે નથી. " એ સાંખ્ય યોગના શિક્ષણનો સાર છે. પ્રકૃતિની વિદ્યમાનતા કેવળ આત્માના શિક્ષણને માટે છે. તે સિવાય તેનું કાંઇ પણ પ્રયોજન નથી. પ્રકૃતિ તેને માટે છે કે, આત્માને જ્ઞાનની પ્રાપ્તિ થાય અને જ્ઞાન પ્રાપ્ત કરીને તેમાંથી મોક્ષપદને પામે. જો આપણે આ રહસ્યને સદા સ્મરણમાં રાખીશું તો પ્રકૃતિ કદી પણ આપણા બંધનનું કારણ થઇ શકશે નહીં. આપણે સારી રીતે સમજવું જોઇએ કે, પ્રકૃતિ આપણા સ્વાધ્યાયને માટે એક પુસ્તક છે કે જેનું આપણે અધ્યયન કરવાનું છે. અને જો આપણને વિદ્યાની પ્રાપ્તિ થઇ ગઇ તો પછી પુસ્તકનું કાંઈ પ્રયોજન રહેતું નથી. પરંતું આપણે ભ્રાંતિમાં પડીને આપણને પોતાને આપણે પ્રકૃતિ સમજી લઇએ છીએ. આપણે વિચારીએ છીએ કે આત્મા પ્રકૃતિને માટે છે અને તે માંસ અને ચામડાથી વિષ્ટિત થયેલ પિન્ડ છે. જીવવું ખાવાને માટે છે અને ખાવું એ જીવવાને માટે નથી. આ પ્રમાણે રાત દિવસ ભ્રાન્તિમાં પડયા રહીએ છીએ, અર્થાત આપણે આપણને શરીર અથવા પ્રકૃતિ માની બેઠા છીએ અને એજ કારણથી આપણે બંધનથી છુટી શકતા નથી. પરંતું તેમ નથી. જ્યારે આપણે તેના દાસ કે સેવક બનીને તેને અનુસારજ કામ કરીએ છીએ ત્યારેજ છુટી શકીએ છીએ. વેદાંતની શિક્ષાનો સાર એ છે કે તમે સ્વામી અને સ્વાધિન બનીને સ્વામીત્વ અને સ્વાધિનતાની દશામાં કામ કરો, પણ પ્રકૃતિના સેવક અને ઉપાસક ન બનો. કર્મ હંમેશાં કરો, પરંતું તે અધિનતાથી ન કરો, કેમકે જે લોક દીન યા અધિન થઇને કામ કરે છે, તેના કામમાં સ્વાર્થની માત્રા અધિક હોય છે. કામ સ્વાધિનતા અને પ્રેમની સાથે થવું જોઇએ. જ્યાં સુધી સ્વાધિનતા ન હોય ત્યાં સુધી સાચો પ્રેમ હોઇ શકતોજ નથી. નોકરમાં કદી સાચો પ્રેમ હોતોજ નથી. તમે તેને બંધનમાં નાંખીને કામ કરાવશો તો તે કામ તો કરશે, પરંતું તેનું કામ પ્રેમ પૂર્વક થવાનું નહિ. એજ પ્રકારે જ્યાં સુધી આપણે અર્થોના દાસ બનીને અને મન અને ઇન્દ્રિયોને આધિન થઈને આપણે માટે કામ કરીએ છીએ, ત્યાં સુધી સાચો પ્રેમ અને વિશ્વાસ આપણા હૃદયમાં ઉત્પન્નજ થવાનો નહિ. એવીજ રીતે જે કામ આપણા સંબંધીઓ અને મિત્રોને માટે કરવામાં આવે છે, તેમાં પણ સ્વાર્થજ છે. અને જ્યાં સ્વાર્થ છે ત્યાં બંધન અને દુઃખ છે. કેવળ નિષ્કામ કર્મમાંજ સાચો પ્રેમ રહે છે, અને જ્યાં સાચો પ્રેમ છે, ત્યાં સાચું સુખ અને સાચી શાંતિ છે. વાસ્તવિક જીવન, વાસ્તવિક જ્ઞાન અને વાસ્તવિક પ્રેમનો પરસ્પર નિત્ય સંબંધ છે. અને સત્ય કહીએ તો એ ત્રણ

એકજ છે. જ્યાં એકની સ્થિતિ હોય છે. ત્યાં બીજું પણ અવશ્ય હોય છેજ. યથાર્થમાં એ ત્રણે એકજ વસ્તુનાં ત્રણ અંગ છે. તેને સત, ચિત્ત, અને આનંદ પણ કહે છે. આપણું જીવન છે, ચિત્ તેમાં જ્ઞાન છે અને આનંદ એજ પ્રેમ છે, જેને આપણું હૃદય અનુભવ કરે છે. જ્યાં ઇર્ષ્યા યા દુઃખ છે. ત્યાં સાચો પ્રેમ કદાપિ રહેતોજ નથી. ધારો કે એક મનુષ્ય પોતાની સ્ત્રી ઉપર આસક્ત હોવાથી તે ઇચ્છે છે કે તે સ્ત્રિ તેના સિવાય બીજા કોઇને પણ જુવે નહિ. આ પ્રકારની ઇર્ષ્યાનો અગ્નિ તેના હૃદયમાં ઝગઝગતો રહે છે. તે સ્ત્રીને પોતાને આધિન રાખવાને ઇચ્છે છે, અને તેથી તે પોતે પણે તેનો દાસ બને છે. અને એ સ્ત્રીને પણ પોતાની દાસી બનાવવા ઇચ્છે છે. આ પ્રેમ નથી. આ દાસની નીચ અને સ્વાર્થમયી વાસનાનું ફળ છે. એથી પ્રેમની હાનિ થાય છે. જો તે તેની ઇચ્છાની અનુસાર કામ કરતી નથી તો તેને દુઃખ થાય છે. પ્રેમમાં દુઃખ કયાં ? પ્રેમમાં તો આનંદ અને આનંદજ હોવો ઘટે છે. જે પ્રેમમાં આનંદ નથી તેને કદી ભૂલે ચૂકે પણ પ્રેમ ન કહી શકાય. પ્રેમના વિષયમાં સંસારમાં ઘણીજ ભ્રાંતિ ફેલાઇ ગઈ છે. જ્યારે તમારે તમારી પત્નિ અને, પતિ કે પુત્ર મિત્રાદિ ઉપર પ્રેમ રાખવામાં દુઃખ યા ઇર્ષ્યા ઉત્પન્ન ન થાય અને સ્વાર્થનો ભાવ મનમાં ન આવે, ત્યારે તમારે સમજવું કે તમારો સાચો પ્રેમ છે. અને તમે નિઃશંક અને સ્વાધિન બની શકો તેમ છો.

કૃષ્ણભગવાન ગીતામાં કહે છે કે—હે અર્જુન ! જો હું થોડીવારને માટે પણ કર્મ કરવું છોડી દઉં તો આ જગત્ ઉત્સન્ન થઈ જાય, જોકે મારે કાંઇ કર્તવ્ય કે પ્રાપ્તવ્ય નથી, કેમકે હું આપ્ત કામ છુ. કર્મ કે તેના ફળમાં મારી વાસના નથી. તથાપિ હું કર્મ કરૂં છું, કેમકે મને જગત્ ઉપર પ્રેમ છે. અને એ પ્રેમથીજ સાચો ત્યાગ ઉત્પન્ન થઇ શકે છે." જ્યાં ભૌતિક સંબંધ થાય છે ત્યાં મનુષ્ય સાંસારિક વિષયોમાં લિપ્ત રહે છે ત્યાં કેવળ શારીરિક સંબંધજ રહે છે. શરીરના પરમાણુઓમાં આકર્ષણ ઉત્પન્ન થાય છે, જેનું કારણ બે જુદાં જુદાં શરીર થોડીવારને માટે એક બીજાને મળે છે અને જો તેનો મેળાપ નથી થતો તો દુઃખ ઉત્પન્ન થાય છે. પણ જ્યાં સાચો પ્રેમ છે, ત્યાં ભૌતિક સંબંધનો કાંઈ પણ પ્રભાવ પડતો નથી. સાચો પ્રેમ રાખનારાં મનુષ્યો ભલે તો હજારો ગાઉ દુર રહેતાં હોય છે, તો પણ તેના પ્રેમની દશા એક સરખી રહે છે. એવો પ્રેમ કદી નાશ પામતો નથી. પછી ગમે તો શરીર ભલેને નાશ થઈ જાય, તેમજ તેમાં દુઃખનો કિંચિત પણ પ્રવેશ થતો નથી.

(અપૂર્ણ.)

નિષ્કામ ભાવથી ગમે તો રાત દિવસ તમે કર્મ કરતા રહેશો તો તેનો તમારા ઉપર કાંઈ પણ પ્રભાવ પડી શકશે નહિ.

એથી જો તમે સ્વાધીનતાને ઇચ્છિતા હો તો નિઃશંક બનો, મગજને કામ કરવા દો, મનને રચના રચવા દો, અને શરીરને રાત દિવસ કામ કરવા દો, તો પણ એ વાત ઉપર ધ્યાન રાખજો કે સંસારની એક પણ લહેર મનને ચંચળ અને વિવશ ન કરવા પામે. અતિથીની અવસ્થામાં કર્મ કરો. રાત દિવસ કર્મ કરવામાં તત્પર રહો, પણ સંસારની કોઈ પણ વસ્તુની સાથે તમારો સંબંધ ન થવા દો. કેમકે બંધન યા અધિનતા આત્માને માટે જેવી અપ્રિય છે તેવી બીજી કોઇ વસ્તુ નથી.

આ સંસાર આપણે રહેવાની જગ્યા નથી, પરંતુ આપણા વિશ્રામને માટે એક મુસાફરખાના જેવી ધર્મશાળા છે. સાંભળો સાંખ્ય શું છે? " પ્રકૃતિ આત્માને માટે છે, આત્મા પ્રકૃતિને માટે નથી." એ સાંખ્ય યોગના શિક્ષણનો સાર છે. પ્રકૃતિની વિદ્યમાનતા કેવળ આત્માના શિક્ષણને માટે છે. તે સિવાય તેનું કાંઇ પણ પ્રયોજન નથી. પ્રકૃતિ તેને માટે છે કે, આત્માને જ્ઞાનની પ્રાપ્તિ થાય અને જ્ઞાન પ્રાપ્ત કરીને તેમાંથી મોક્ષપદને પામે. જો આપણે આ રહસ્યને સદા સ્મરણમાં રાખીશું તો પ્રકૃતિ કદી પણ આપણા બંધનનું કારણ થઇ શકશે નહીં. આપણે સારી રીતે સમજવું જોઇએ કે, પ્રકૃતિ આપણા સ્વાધ્યાયને માટે એક પુસ્તક છે કે જેનું આપણે અધ્યયન કરવાનું છે. અને જો આપણને વિદ્યાની પ્રાપ્તિ થઇ ગઇ તો પછી પુસ્તકનું કાંઈ પ્રયોજન રહેતું નથી. પરંતુ આપણે ભ્રાંતિમાં પડીને આપણને પોતાને આપણે પ્રકૃતિ સમજી લઇએ છીએ. આપણે વિચારીએ છીએ કે આત્મા પ્રકૃતિને માટે છે અને તે માંસ અને ચામડાથી વિષ્ટિત થયેલ પિન્ડ છે. જીવવું ખાવાને માટે છે અને ખાવું એ જીવવાને માટે નથી. આ પ્રમાણે રાત દિવસ ભ્રાન્તિમાં પડ્યા રહીએ છીએ, અર્થાત આપણે આપણને શરીર અથવા પ્રકૃતિ માની બેઠા છીએ અને એજ કારણથી આપણે બંધનથી છુટી શકતા નથી. પરંતુ તેમ નથી. જ્યારે આપણે તેના દાસ કે સેવક બનીને તેને અનુસારજ કામ કરીએ છીએ ત્યારેજ છુટી શકીએ છીએ. વેદાંતની શિક્ષાનો સાર એ છે કે તમે સ્વામી અને સ્વાધિન બનીને સ્વામીત્વ અને સ્વાધિનતાની દશામાં કામ કરો, પણ પ્રકૃતિના સેવક અને ઉપાસક ન બનો. કર્મ હંમેશાં કરો, પરંતુ તે અધિનતાથી ન કરો, કેમકે જે લોક દીન યા અધિન થઇને કામ કરે છે, તેના કામમાં સ્વાર્થની માત્રા અધિક હોય છે. કામ સ્વાધિનતા અને પ્રેમની સાથે થવું જોઇએ. જ્યાં સુધી સ્વાધિનતા ન હોય ત્યાં સુધી સાચો પ્રેમ હોઇ શકતોજ નથી. નોકરમાં કદી સાચો પ્રેમ હોતોજ નથી. તમે તેને બંધનમાં નાંખીને કામ કરાવશો તો તે કામ તો કરશે, પરંતુ તેનું કામ પ્રેમ પૂર્વક થવાનું નહિ. એજ પ્રકારે જ્યાં સુધી આપણે અર્થોના દાસ બનીને અને મન અને ઇન્દ્રિયોને આધિન થઈને આપણે માટે કામ કરીએ છીએ, ત્યાં સુધી સાચો પ્રેમ અને વિશ્વાસ આપણા હૃદયમાં ઉત્પન્નજ થવાનો નહિ. એવીજ રીતે જે કામ આપણા સંબંધીઓ અને મિત્રોને માટે કરવામાં આવે છે, તેમાં પણ સ્વાર્થજ છે. અને જ્યાં સ્વાર્થ છે ત્યાં બંધન અને દુઃખ છે. કેવળ નિષ્કામ કર્મમાંજ સાચો પ્રેમ રહે છે, અને જ્યાં સાચો પ્રેમ છે, ત્યાં સાચું સુખ અને સાચી શાંતિ છે. વાસ્તવિક જીવન, વાસ્તવિક જ્ઞાન અને વાસ્તવિક પ્રેમનો પરસ્પર નિત્ય સંબંધ છે. અને સત્ય કહીએ તો એ ત્રણ

એકજ છે. જ્યાં એકની સ્થિતિ હોય છે. ત્યાં બીજું પણ અવશ્ય હોય છેજ. યથાર્થમાં એ ત્રણે એકજ વસ્તુનાં ત્રણ અંગ છે. તેને સત, ચિત્ત, અને આનંદ પણ કહે છે. આપણું જીવન છે, ચિત્ તેમાં જ્ઞાન છે અને આનંદ એજ પ્રેમ છે, જેને આપણું હૃદય અનુભવ કરે છે. જ્યાં ઈર્ષ્યા યા દુઃખ છે. ત્યાં સાચો પ્રેમ કદાપિ રહેતોજ નથી. ધારો કે એક મનુષ્ય પોતાની સ્ત્રી ઉપર આસક્ત હોવાથી તે ઇચ્છે છે કે તે સ્ત્રિ તેના સિવાય બીજા કોઇને પણ જુવે નહિ. આ પ્રકારની ઈર્ષ્યાનો અગ્નિ તેના હૃદયમાં પ્રજ્વળતો રહે છે. તે સ્ત્રીને પોતાને આધિન રાખવાને ઇચ્છે છે, અને તેથી તે પોતે પણ તેનો દાસ બને છે. અને એ સ્ત્રીને પણ પોતાની દાસી બનાવવા ઇચ્છે છે. આ પ્રેમ નથી. આ દાસની નીચ અને સ્વાર્થમયી વાસનાં [illegible] હાનિ થાય છે. જો તે તેની ઇચ્છાની અનુસાર કામ કરતી [illegible] થશેજ એવી દૃઢ શ્રદ્ધા રાખી [illegible] અને આનંદજ [illegible] પણ નિરૂત્સાહ થવુ નહિ, પણ પૂર્ણ આશા અને ઉત્સાહથી શ્રદ્ધાને મજબુત કરવી જોઇએ. આ પ્રકારનું જ્યાં આપણું વર્તન દૃઢ ભાવથી થશે કે પછી જેમ લોહચુંબક લોહને આકર્ષિ શકે છે, તેજ પ્રમાણે આપણે લોહચુંબક જેવા થઈ સમૃદ્ધિ અને સામર્થ્યને આપણા તરફ આકર્ષવાના અને તે જરૂર આપણા તરફ આકર્ષાઈ આવવાનીજ. જે વસ્તુને પ્રાપ્ત કરવાની આપણી અભિલાષા હોય તે વસ્તુ મળશેજ એવી દૃઢ ભાવના પૂર્વક ઉદ્ગારો કહાડવામાં કોઇ પણ પ્રકારની શંકા કરવી જોઇએ નહિ, કેમકે આ પ્રમાણે પોતાની ઈપ્સિત વસ્તુના દૃઢ ભાવના પૂર્વક ઉદ્ગારો કાહાડી અને તેનું મનન કરવાથી આપણી વિચાર સૃષ્ટિમાં તે મૂર્તમાન થઇને દશ્ય રૂપે આપણને પ્રાપ્ત થાય છે. અને તેમ કરવાથી આપણી આશાને સફળ કરવાને માટે સૂક્ષ્મ અને પ્રબળ શક્તિનો આપણે ઉપયોગ કરીએ છીએ.

અમુક વસ્તુની આપણને ખાસ જરૂર છે અને તે વસ્તુ પ્રાપ્ત થવાથી આપણી શારીરિક, અને માનસિક ઉન્નતિ કરવામાં તેમજ બીજાઓની પણ તેવીજ ઉન્નતિ કરાવવામાં આપણે વિશેષ યોગ્ય થઇશુ એવી આપણી અંતઃકરણ પૂર્વક અભિલાષા હશે તો તે વસ્તુ યોગ્ય રીતે આપણને જરૂર મળવીજ જોઇએ.

મનની ઉચ્ચતમ શક્તિથી ગમે તે પ્રકારનાં કામ સિદ્ધ થઇ શકે છે. કેવળ ભાગ્યનો ભરોસો રાખીને હવે આવ્યું તે ભોગવવુંજ પડશે અથવા તો પડી તે ભોગવીજ પડશે, નસીબમાં લખ્યુ હશે તે થશે, આવા ઉદ્ગારો કાઢવા અને બેસી રહી વિટંબનાને સહન કરવી, પણ તેને નિવૃત્ત કરવાને કાંઇ પણ પ્રયત્ન કરવો એ અયોગ્ય છે. પરંતુ તેમ ન કરતાં ઇશ્વરીય મહાન શક્તિયો કે જે આપણને પ્રાપ્ત છે તેનો ઉપયોગ કરી ગમે તેવી આવી પડેલી વિટંબનાનો પણ ત્યાગ કરવા પ્રયત્ન કરવો એ માણસ માત્રનો ધર્મ છે.

જે વખતે જે કામ કરવાનું આવી પડે તે વખતે તે કામ શુદ્ધ અંતઃકરણથી કરવું જોઇએ. જો તેથી કોઈ મહત્વનું કાર્ય કરવાનું આપણે ઇચ્છતા હોઇએ તો મનની તેવી દૃઢ પ્રવૃત્તિ કરી લેવી જોઇએ કે તેજ કામ આપણને મહત્વનું કામ કરવાની યોગ્યતા પ્રાપ્ત કરાવશે. જગતમાં સર્વોત્કૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત કરવી હોય તો પ્રથમ પોતાના મનને આ સ્થિતિના વિચારોથી વેષ્ટિત કરી લેવું જોઇએ. આપણે જેવી સ્થિતિને પ્રાપ્ત કરવી હોય તેવી

દઢ શ્રદ્ધા રાખવા કરતાં નિરામય ઈશ્વરીય ચૈતન્યની સાથે થનારા આપણી એકાગ્રતાની પ્રતીતિથી આપણામાં ઘણુંજ જલ્દીથી આરોગ્ય પ્રાપ્ત થાય છે, એનું કારણ સ્પષ્ટ છે. આ નિઃસીમ ચૈતન્યના સામું રોગ જોઈ શકતો નથી. તો પછી તેમાં તેનો પ્રવેશ થવો કે રહેવું એ અસંભવિત છે. તે રોગાતીત ચૈતન્ય અને તમારા શરીરનું ચૈતન્ય એકજ છે એ વાતના ઉપર વિશ્વાસ રાખીને આ નિરામય ચૈતન્યનો પ્રવાહ તમે તમારા શરીરમાં બેધડક વહેવા દેશો તો તમારી આ વ્યાધિ સંપૂર્ણ રીતે નષ્ટ થઇ જશે.

આ રોગાતીત ઈશ્વરીય ચૈતન્યની જેની સાથે એકાગ્રતા થયેલી હોય છે તેના રોગ માત્ર હંમેશને માટે તેનામાંથી દૂર થયેલા હોય છે. રોગ દૂર થવામાં સમય વધુ યા થોડો લાગવો એ ઈશ્વરીય ચૈતન્યની સાથે એકાગ્રતાની થયેલી દઢતા અથવા તો શીઘ્રતા ઉપર આધાર રાખે છે. આ ઐક્યતાની સિદ્ધિ અને રોગ દૂર કરવાની ઈચ્છામાં, ભય, સંશય અને ગભરાટને પ્રવેશવા દેવા ન જોઇએ, પરંતુ તેમાં દઢ શ્રદ્ધા રાખવી જોઇએ કે શાંતિ, સ્વસ્થતા અને ધૈર્ય અવશ્ય પ્રાપ્ત થશેજ.

નિચે બતાવેલી ભાવના રોગને નિવૃત્ત કરવામાં દરેક માણસને સારી મદદરૂપ થઇ પડશે અને તેથી ઘણાના રોગ સંપૂર્ણ રીતે દૂર થઈ શકશે. આ ભાવના કરવાને માટે પ્રથમ મનને શાંત રાખી એકાંત સ્થળે સર્વ પ્રતિ સમાન દૃષ્ટિ સ્થાપી, આનંદિત થઈ દઢ શ્રદ્ધા રાખી અને બેસવું જોઇએ અને પછી શાંત ચિત્તે નિચે પ્રમાણે વિચારોનું મનન કરવું જોઇએ.

" સર્વ પ્રાણિમાત્રના આધારરૂપ પરમાત્માની સાથે મારો સબંધ છે. તેજ મારા જીવનનું જીવન છે, અને તેથી હું પણ ચૈતન્ય સ્વરૂપજ છું.

ચૈતન્ય દિવ્ય રૂપ છે, તેમાં રોગને થવાનો સંભવજ નથી તો મારી પ્રકૃતિ પણ દિવ્ય છે. અને તેથી મારા સત્યસ્વરૂપમાં રોગ થવાનો બિલકુલ અસંભવજ છે. પરંતુ મારા આ અનિત્ય જડ શરીરમાં રોગ થયો છે,. અને તેથી અગાધ ચૈતન્યના પ્રવાહનો મારા શરીરમાં પ્રવેશ થાય એ ઇચ્છાથી હું મારા આખા શરીરનાં દ્વારોને આ પ્રવાહની તરફ ઉઘાડું છું જેથી તે પ્રવાહ જેટલા જોરથી મારા શરીરમાં વહેવા લાગશે તેટલાજ જોરથી રોગ એકદમ બહાર નીકળી જઇ શરીર નિરામય થઇ જશે. "

આ વચનો માત્ર મોંઢે બોલીનેજ કહેવાનાં નથી, પરંતુ તેમાં દઢ એકાગ્રતા કરીને અને આ પ્રમાણે બનેજ છે એવી દઢ શ્રદ્ધા રાખીને આ ભાવના કરવી જોઇએ. આ પ્રમાણેની દઢ શ્રદ્ધા જ્યાં તમારા અંતરાત્મામાં થઇ કે, પછી તરતજ તમારા શરીરમાં પ્રફુલ્લતા અને સ્ફુર્તિ આવવા લાગશે. તમારા રોગ સારા થવા લાગશે એટલુંજ નહિ પરંતુ તમે કાયમનું આરોગ્ય મેળવી શકશો. પરંતુ જો તમે આ ભાવનામાં દઢ શ્રદ્ધા રાખશો અને તેમાં જરા પણ સંશયને પ્રવેશ કરવા નહિ દો તોજ તેનો ખરો લાભ મેળવી શકશો

કેટલાક લોકો એવા સંશયી હોય છે અને માને છે કે જે આપણે ઇચ્છીએ છીએ તે આપણને મળતું નથી; અને એથી આવા માણસોનો શુભ ઉપર વિશ્વાસ રહેતો નથી પરંતુ અશુભપર રહે છે. અને તેથી તેવા લોકો ઘણે પ્રસંગે વ્યાધિગ્રસ્ત રહ્યા કરે છે. ઉપર બતાવ્યા પ્રમાણે જેના મનની પ્રવૃત્તિ અને દઢ શ્રદ્ધા પૂર્ણ રીતે થઈ જાય છે તેને

તે પ્રમાણમાં આરોગ્ય પ્રાપ્ત થાય છે કે જે જોઈ તેને પોતાને પણ આશ્ચર્ય થાય છે. પરંતુ તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇજ નથી કારણ કે રોગને નિવૃત્ત કરનારી શક્તિ તેજ દૈવી શક્તિ છે.

શરીરના કોઇ એકજ ભાગમાં રોગ થયો હોય તો ઉપર બતાવેલી ભાવના તે ભાગને માટે વધુ રૂપથી કરવી જોઇએ, એમ કરવાથી તે ભાગમાં જીવનશક્તિનું જોર અને પ્રફુલ્લતા પ્રાપ્ત થશે અને તે રોગ સારો થવા લાગશે. પરંતુ યાદ રાખજે કે, જો તમે ઇશ્વરના અક્ષય નિયમને જાણી બુજીને તે પ્રમાણે વર્તન નહીં કરો તો પાછો ફરી રોગ થવાનો સંભવ રહેશે. ઇશ્વરીય નિયમનું ઉલ્લંઘન કરવું એજ રોગ થવાનું કારણ છે. જો કાર્યનો નાશજ કરવો હોય તો કારણનો પણ નાશ કરવો ઉત્તમ છે. અને તેથી નિયમનો ભંગ કરવો નહિ, તેનો ભંગ ન કરવાથી રોગ પણ થતો નથી.

આપણે જે ભાવના અને એકાગ્રતાનો અનુભવ કરવાનો વિચાર ઉપર કર્યો તે દ્વારા રોગી શરીર નિરોગી થઇ જાય છે, અને નિરોગી શરીરમાં વિશેષ ઉત્સાહ, વિશેષ શક્તિ અને વિશેષ પ્રફુલ્લતા પ્રાપ્ત થાય છે.

દવા, શસ્ત્રપ્રયોગ વિગેરે બહારના ઉપચારોથી કાંઇ પણ સહાયતા લીધા વિના સર્વ દેશોમાં અને સર્વ વખતે અનેક રોગિયોના રોગ કેવળ મનની શક્તિથી સારા થયાનાં અનેક ઉદાહરણો છે. રોગ સારા કરવાની આ પદ્ધતિને જુદી જુદી જગ્યાએ, જુદા જુદા વખતે જુદાં જુદાં નામ આપવામાં આવ્યાં છે. તો પણ આ પદ્ધતિનું મૂળ તત્વ એકજ છે.

જ્યારે પહેલાં આપણા પૂર્વજોમાં આ પદ્ધતિથી રોગ સારા કરવાની શક્તિ હતી ત્યારે તેજ શક્તિ તેમના વંશજ આપણામાં હાલ કેમ ન હોવી જોઇએ ? સૃષ્ટિનો નિયમ પહેલાં જેવો હતો તેવોજ હાલ પણ છે. તેમાં કાંઇપણ તફાવત પડેલો નથી. પરંતુ હાલમાં આ નિયમોનું રહસ્ય ઘણાજ થોડા માણસોના સમજવામાં આવે છે. અને તેજ કારણથી આપણામાં હાલના વખતમાં આ શક્તિનો અભાવ છે; પરંતુ હાલ પણ જો લોક આશક્તિના રહસ્યને સારી રીતે સમજી શકશે તો તેમને આ શક્તિ હાલમાં પણ જરૂર પ્રાપ્ત થવાનીજ.

આજ સુધીમાં જેને જેને આ શક્તિ પ્રાપ્ત થઇ છે, તેમણે તેના રહસ્યને પૂર્ણ રીતે સમજીનેજ તેને પ્રાપ્ત કરી હતી. પોતે પ્રાપ્ત કરેલી તે વિદ્યા તેમણે બીજાઓને આપી રાખી છે. તેમની સત્તા કેટલી હતી ? તેમનો અતુલિત પ્રતાપ કેટલો હતો ! એ તેમના ઉચ્ચારેલા પ્રત્યેક શબ્દથી અને તેમનાં કરેલાં પ્રત્યેક કાર્યથી જાણી શકાય છે.

ઘણા પ્રકારના રોગ અને તેથી ભોગવવા પડતા દુઃખનું મૂળ કારણ મનની બગડેલી દશા અને દુષ્ટ મનોવિકારજ છે. એ વાતો હાલ આપણા સમજવામાં આવે છે, અને આ વાતમાં હાલમાં આપણો અધિક પ્રમાણમાં વિશ્વાસ વધતો જાય છે.

જ્યાં આપણો દૃઢ વિશ્વાસ થયો કે અમુક કામ ઉપર આપણી સત્તા અવશ્ય ચાલવીજ જોઇએ અને તેથી ત્રણ કાળમાં પણ અમારૂં નુકશાન થાય તેમ નથી ત્યાં ખરેખરી રીતે આપણી સત્તા તે કામ ઉપર ચાલી શકે છે અને તેથી આપણને કોઈ પણ પ્રકારનું નુકશાન પહોંચી શકતું નથી.

આપણે આપણા શરીરમાં કોઇપણ રોગને માટે જ્યારે જગ્યા બનાવી આપીએ છીએ

ત્યારે તે રોગ ત્યાં આવીને આપણા ઉપર અધિકાર જમાવી દે છે. આપણે જેને જરા પણ ઈચ્છતા નથી તેવી દુર્દશા આપણી થાય છે, તેનું કારણ એજ છે કે તેને અનુકુળ સ્થિતિ કરી આપીને આપણે તેને બોલાવીએ છીએ.

જ્યારે કોઈ સુદશા યા દુર્દશામાં આપણે પડ્યા હોઈએ ત્યારે તેનું કારણ બહાર ન ખોળતાં આપણા અંતરમાંજ ખોળવું જોઇએ. જેથી તેનો પત્તો આપણને ઝટ જડશે અને આપણે તેને દૂર કરવાને સમર્થ બનીશું. આપણે આપણી ઇચ્છાનુકુળ સ્થિતિ પ્રાપ્ત થાય, અને સુદશા તથા દુર્દશા પર આપણો પૂર્ણ અધિકાર થાય આ સ્વાભાવિક પ્રાપ્ત થયેલા અધિકારોને આપણે આપણી અજ્ઞાનતાથી ખોઇ નાંખીએ છીએ અને આપણે ઉલટા આપણી સ્થિતિના દાસ બની જઈએ છીએ. (અપૂર્ણ.)

---

# आयुर्वेद अने युरोपियन वैद्यकनी सरखामणी.*

( ડૉ. વામનરાવ દેશાઇ એલ. એમ. એન્ડ એસ.; એમ ડી.)

આયુર્વેદની હું નિષ્કારણ સ્તુતિ કરીશ નહિ તેમજ યુરોપિયન વૈદ્યકની હું નિંદા પણ કરીશ નહિ. પરંતુ આજે ૧૮ વર્ષ સુધીમાં વૈદ્યક સંબંધી મને જે અનુભવ થયો છે તે સંબંધીજ આજે હું આપને કાંઇક કહીશ. મુસલમાની હકીમોએ આર્ય વૈદ્યકમાંથી કેટલાક મુખ્ય મુખ્ય તત્વો લઇને યુનાની વૈદ્યક બનાવ્યું છે, તેજ પ્રમાણે અંગ્રેજોએ આર્ય અને યુનાની વૈદ્યક સંબંધી ચોકસી કરવાને માટે સને ૧૮૪૦ ના અરસામાં પોતાના દેશના વિદ્વાન ડૉકટરોનું એક કમીશન નીમ્યું હતું. આ કમીશને હીંદુસ્તાનમાં પુષ્કળ [illegible]ગી ઔષધો છે, અને હિંદી લોકોને માટે યુરોપમાંથી ઔષધો આણવાની બીલકુલ જરૂર નથી એવો મત આપ્યો હતો. મુસલમાન, ઈંગ્રેજ, ફ્રેંચ, અમેરિકન, જર્મન આ સર્વ[illegible] ના ઔષધી સંગ્રહના ગ્રંથો ( ફાર્માકોપીઆ ) જાણે કે આપણું ચરકજ હોય તેવા છે. ચરક, સુશ્રુત, માધવનિદાન, ચક્રદત્ત, ભાવપ્રકાશ, રાજનિઘંટ, શારંગધર એ આર્ય વૈદ્યકના મૂળ ગ્રંથો છે. વૈદ્યકિય રસાયન શાસ્ત્રનો આપણા વૈદ્યોને પૂર્ણ અનુભવ હતો એવાં અનેક પ્રમાણો દેખાય છે, બંને વૈદ્યક ( આયુર્વેદ અને પાશ્ચિમાત્ય વૈદક )ની યોગ્ય તુલના કરવાને માટે તેનો અભ્યાસ કરવાને સારૂ ઈંગ્રેજી અને સંસ્કૃત બંને ભાષાનો ઉત્તમ અભ્યાસ કરેલો હોવો જોઇએ. યુરોપિય વૈદકનો અભ્યાસ કર્યા પછી આયુર્વેદનો અભ્યાસ કરવો ઘણોજ સરળ લાગે છે.

કફ, વાત, પિત્ત આ ત્રણ ઉપરજ આયુર્વેદનો સર્વ આધાર છે. આ જાણી હસનાર ( મશ્કરી કરનાર ) લોકો વૈદકના તત્વોને સમજેલા હોતા નથી એવો મારો મત છે. આર્ય લોકોને ફીઝીયોલૉજી ( શારીરશાસ્ત્ર ) નું જ્ઞાન નહોતું એવો તેમના ઉપર કેટલાક આક્ષેપ કરે છે. પરંતુ ચામડીની અંદર રક્તાભિસરણનાં તત્વ છે એ આર્ય લોકોએ આજથી એક હજાર વર્ષ પહેલાંથી શોધી કાઢેલ છે. મજ્જાતંતુમાં વાયુ રહે છે, અન્નાશય (હોજરી) માં અન્ન ગયા પછી તેમાં પિત્તના યોગથી જુદા જુદા રૂપાંતરો કેવી રીતે થાય છે વિ[illegible]

---

* તા. ૧૧-૫-૧૬ ના રોજ વાંદરામાં ડૉ. દેશાઇ એમ. ડી. એ આપેલું [illegible]

વાતોનું આર્ય લોકોને સંપૂર્ણ જ્ઞાન હતું એવું ચરક વિગેરે ગ્રંથો ઉપરથી જાણી શકાય છે. નાગરિક સંરક્ષણ ( Hygino ) સંબંધી આર્યવૈદ્યકમાં આપેલી દિનચર્યા, જાતિભેદ, સુવાવડ વિગેરે સબંધી નિયમ સર્વોત્કૃષ્ટ હોવાથી યુરોપિયન ડૉક્ટરો પણ હવે તેને માનવા લાગ્યા છે. વૈદ્યકનાં જુદાં જુદાં શાસ્ત્રો અને ઔષધિ પદ્ધતિ આ સંબંધી આર્યવૈદ્યકોને પૂર્ણ માહિતી હતી. સુવાવડમાં ગર્ભાશય દાબીને પ્રસવ કરાવવો એવું ચરક કહે છે. જ્યારે આ વાતનો શોધ ૧૫૦ વર્ષ પહેલાં એક જર્મન ડાક્ટરે કરવાથી તેની વાહવા કરવામાં આવી હતી. સુવાવડ વખતે સુવાવડી સ્ત્રીને અસ્પર્શ ઠરાવેલી છે. અને એક ઘરની સુયાણને બીજે ઘેર જવા દેતા નથી, આ આર્યવૈદ્યકની વાત ઘણીજ સારી છે એવું યુરોપિયન લોકો હવે માનવા લાગ્યા છે. સર્પના ઝેર ઉપર સુવર્ણ એ અતી ઉત્તમ ઔષધ છે. આ વાતનો શોધ ગયા વર્ષ એક બે ઇંગ્રેજોએ કર્યો છે. જ્યારે તે વાતનો શોધ તો હજારો વર્ષ પહેલાં આર્યવૈદ્યકોએ કરેલો છે, અને એ વાત ચરકમાં પણ છે. તેવીજ રીતે સર્પના દંશ વખતે મજબુત દોરી બાંધવી, જખમ મોટો કરી લોહી વહેવરાવવું, જખમ ઉપર ડામ દેવા આવો શું પણ એવી ૧૦૦ રીતો ચરકમાં કહેલી છે પરંતુ આપણું લક્ષ ત્યાં જાય તેવું આપણું ભાગ્ય ક્યાંથી ? સંગ્રહણી રોગ કૃમિઘ્ન જાણીને આજે એક હજાર વર્ષ પહેલાંથીજ તે ઉપર દહીં અને પારો વાપરવામાં આવે છે. કોલેરા ઉપર આયુર્વેદનાં ઔષધો અંગ્રેજી ઔષધો કરતાં ઘણાંજ ઉત્તમ ગુણકારી છે. મધુમેહ ઉપર ઇંગ્રેજી વૈદ્યકમાં બિલકુલ ઔષધ નથી, પણ આયુર્વેદમાં તો આ રોગ ઉપરનાં ઉત્તમ ઔષધો છે. એક જર્મન વૈદ્યે આ રોગ ઉપર સાતુ-કાંજી ખાવી એવો શોધ કર્યો છે. પણ એ ઔષધ તો ચરકે બતાવેલુંજ છે. મૂત્રપીડના રોગ ઉપર મીઠાઇ આપવી નહિ એવું એક જર્મન વિદ્વાને સિદ્ધ કર્યું છે. પરંતુ અમારા વૈદ્યો તો આ રીતનો આજે કેટલાંય વર્ષથી ઉપયોગ કર્યા કરે છે. ક્ષય રોગ ઉપર બકરીનું મૂત્ર આપવું અને બકરાંના વાડામાં રહેવું એવો આર્યવૈદ્યકોનો મત છે. આ આર્યવૈદ્યકની રીતીને માટે યુરોપિયન ડાક્ટરો અને તેમના ચેલાઓ મશ્કરી કરે છે. જ્યારે બે જર્મન અને અંગ્રેજ ડૉક્ટરોએ આ રીતીનો અનુભવ કરી પોતાનો અનુકુળ મત આપવાથી આજે આ લોકોનાં મુખ બંધ થઇ ગયાં છે. જખમ ઉપર મૂત્રનો ઉપયોગ કરવો એ વાત આપણા વૈદ્યકે હજારો વર્ષ પહેલાંથી શોધી કાઢી છે જ્યારે પાશ્ચાત્ય ડૉક્ટરોને તો તેની ખાત્રી ચાલુ સદીમાંજ થયેલી છે. અને આજે ત્યાં આ રીતનો જોરથી ઉપયોગ કરવામાં આવે છે. સોજો ચડે તો તેને પોટીસ બાંધીને પકવવો કિંવા શસ્ત્રવડે ફોડવો એ સિવાય બીજો ઉપાય યુરોપિયન ડૉક્ટરોના જાણવામાં નથી. પરંતુ સોજા ઉપર વછનાગ, પારો, નગોડ, લીમડો, સાટોડી વિગેરે વનસ્પતિ ઘણુંજ ઉત્તમ કામ કરે છે એવો અમને અનુભવ છે. નવિનજ્વરને માટે તો બંને રીતિ સરખીજ છે. પરંતુ જુના તાવની પરીક્ષા કરવાનું કામ આયુર્વેદમાં ઘણુંજ ઉત્તમ છે. જુના રોગીના તાવમાં (તૃપ) ઘી આપવું એવી ચરકની આજ્ઞા છે ને તે યોગ્ય છે. પાંડુરોગ સંબંધી ચરકમાં જે ઔષધો છે તે કરતાં જાસ્તી શોધ અદ્યાપિ સુધી જણાઇ નથી. મળજાતંતુના રોગો ઉપર લસણ, વાવડીંગ, પારો, સોનું વિગેરે ચરકમાં આપેલાં ઔષધો ઉત્તમ છે, એવું ગયા ૨૦-૨૫ વર્ષ ઉપર જર્મન અને અમેરિકન ડૉક્ટરોએ કબુલ કર્યું છે. કૃમિઘ્ન ( Antisoptics ) જાણીને યુરોપીય લોકો રસાયન સિદ્ધ કરીને વાપરે છે પણ તેથી રોગનો અટકાવ થાય છે. સ્પીરીટ

(દારૂ)માં દવાઓ તૈયાર કરવાથી ઔષધોનો ગુણુ કમી થાય છે એવું તેમના સમજવામાં આવ્યાથી આપણી રીત પ્રમાણે તેઓ હવે કવાથ વિગેરે વાપરતાં શીખ્યા છે. કાળજાના રોગો સંબંધી બંનેની રીત સરખી છે. ફેફસાના સોજા ઉપર તથા જુની ઉધરસ ઉપર યુરોપીય ઔષધો કાંઈ ગુણુ કરતાં નથી જ્યારે ગામડી ઔષધો આ ઉપર ઘણુંજ સારૂં કામ કરે છે. ઔષધો આપવાની રીત બંનેમાં સરખી છે. આર્યવૈદ્યો સર્વ પ્રકારની શસ્ત્રક્રિયા કરતા, નવિન નાક કિંવા કાન ચોટાડવાની રીત યુરોપિયન લોકો આર્યો પાસેથીજ શીખ્યા છે. કાળજાના રોગ ઉપર અર્જુનસાદડા એ વનસ્પતિ ઉત્તમ કામ કરે છે. (કવરે)

**નોટ**—આ લેખથી ડૉ. દેશાઇ એમ. ડી. ચરક વિષે ઘણોજ સારો અનુભવ ધરાવે છે એ માન્યા સિવાય ચાલે તેમ નથી. આયુર્વેદમાં-ચરક જેવો સર્વોત્તમ ગ્રંથ બીજો નથી એવું આપણા આર્ય વૈદ્યો, તેમજ યુનાની હકીમો અને વિલાયતના એમ. ડી. ડૉક્ટરોના અભિપ્રાયો છે. આ ચરક સંહિતાનું અંગ્રેજી, મરાઠી, હીંદી, બંગાળી વિગેરે સર્વ ભાષામાં ભાષાંતરો થઈ ગયેલાં છે. બીજાં અન્ય તમામ વૈદ્યકનાં પુસ્તકો આ પુસ્તકના આધારેજ રચાયેલાં છે. આવા ઉપયોગી વૈદ્યક ગ્રંથની આપણી ગુજરાતી ભાષામાં ખોટ હતી જેથી તેનું ભાષાંતર કરી અમે ગુજરાતીમાં આ ગ્રંથ પ્રસિદ્ધ કર્યો છે.

વળી ગ્રંથ મોટો હોવાથી ખર્ચ વધી જાય તે માટે જુજ કોપીજ છપાવેલી છે. માટે દરેક વૈદ્ય ડૉક્ટર અને હકીમે તેને ખરીદવોજ જોઇએ.

આજ કાલ નવિન શોધો તરીકે ગણાતી ઘણીજ શોધો આપણા આયુર્વેદમાં તો હજારો વર્ષ પહેલાંજ થયેલી છે. અને તેની ખાત્રી ચરક વાંચ્યાથી થઈ જશે.

વળી આરોગ્યના સંરક્ષણને માટે દરેક કુટુંબમાં એકેક પુસ્તક રાખવાની ખાસ જરૂર છે. તેના પ્રથમ ભાગની કીંમત રૂ. ૫ પોસ્ટેજ ૦—૮—૦

તંત્રી ભાગ્યોદય—અમદાવાદ.

## श्री सत्यनारायणनी कथा.

(ગતાંકથી ચાલુ.)

### અધ્યાય ૪ થો.

દોહરા.

શૌનક આદિ ઋષિઓ, બોલ્યા હે સૂત આજ;
ઠીક કથા કીધી તમે, આગળ કહો મ્હારાજ. ૧
સૂત કે' સાધુએ પછી, સ્વસ્તિવાચન સાથ;
બ્રાહ્મણને ધન દાન દઇ, વાં'ણ ભર્યાં સુખદાત. ૨
નિજ નગર ભણી ચાલીયા, હવેં સાધુ જમાઇ;
સ્રી પુત્રી પર મન વસે, અન્ય ન ધારે કાંઈ. ૩
ત્યારે શ્રી નારાયણે, જોવા સાધુ ભાવ;
સન્યાશી થઇ પૂછીયું, વાં'ણે શું લઇ જાવ. ૪

ત્યારે બે મ્હાજન વધા, મશ્કરીથી કરી હાસ્ય;
દંડી[1] કયમ પૂછો તમે, છે ધનની કંઇ આશ. ૫
છે વેલા ને પાંદડાં, વા'ણુ વિષે નથી ગર્ય;
દુષ્ટ વચન સુણી તવ વચન, સત્સજ થાઓ તર્ય. ૬
એમ વદી ઝટ દંડી તે, ત્યાંથી થોડે દૂર;
સિંધુ કાંઠે જઇ રહ્યા, ક્રોધ થકી ભરપૂર. ૭
દંડી ગયા પછી સાધુએ, નિત્ય ક્રિયા કરી સાર;
વા'ણુ ઉંચો તરતાં લહી, વિસ્મિત થયો અપાર. ૮
જોઈ લતા ને પાંદડાં, પડ્યો ખાઇ મૂર્છાય;
મૂર્છા વળતાં વણિક તે, ચિંતાતુર અતિ થાય. ૯
ત્યારે બોલ્યો તેહનો, જમાઇ ધરીને હામ;
શોક કરો શું ! દંડીએ, શાપ દીધો આ ઠામ. ૧૦
એ દંડી બધું કરી શકે, શક તેમાં નથી નામ;
શરણે જાતાં તેમને, થાય સફળ મન કામ. ૧૧
સુણી વેણુ જમાઇનું, સાધુ દંડી પાસ;
જઇને ભક્તિથી નમી, બોલ્યો થઇને દાસ. ૧૨

હરિગીત.

અપરાધ મમ કરજો ક્ષમા, તમ પાસ હું જે બોલીઓ,
કહી એમ વારંવાર નમીને શોકથી આકુળ થયો;
વિલાપ કરતા સાધુને દંડી કહે "ના રડીશ તું,
સુણુ વચન મુજ મારી પૂંજાથી બહીર્મુખ થયો છ તું. ૧
દુર્બુદ્ધિ તું દુઃખ પામીઓ બહુવાર મમ ઇચ્છાવડે,"
એ વાક્ય પ્રભુનાં સાંભળી, નમી પાય સાધુ સ્તુતિ કરે;
બ્રહ્માદિ દેવો સર્વ તવ માયાથી મોહિત થાય છે,
તેથી ન જાણે રૂપ ગુણો તવ એ પ્રભુ આશ્ચર્ય છે. ૨
મોહિત તવ માયાથી મૂઢ હું આપને કયમ ઓળખું,
માટે પ્રસન્ન જ થાઓ તમને યથાશક્તિ પુજીશ હું;
તવ શરણુ આવ્યો છું પ્રભુ મુજ વા'ણુ પૈસા રામ કરો,
ભક્તિ સહિત સુણી પ્રાર્થના રાજી થયા પ્રભુજી અહો. ૩
વાંછીત વર દઇ સાધુને હરિ ત્યાં અલોપ જ થઇ ગયા,
પછી વા'ણુ વિત્તથી જોઇ ભરપુર બેઉ અતિ રાજી થયા;
શ્રી સત્યદેવતણી કૃપાથી સફળ ઇચ્છા મુજ થઇ,
વળી એમ સ્વજનો સાથ પૂજા ત્યાં યથાવિધિથી કરી. ૪

૧. સન્યાસી.

પછી સત્યદેવ પ્રસાદથી અતિ હર્ષથી ભરપુર થઈ,
નિજ દેશ જાવા વા'ણ હંકાર્યાં અતિ યત્ને કરી;
સાધુ જમાઇને કહે જો રત્નપુરી મમ આવી ઓ,
નિજ વિત્ત રક્ષક દૂતને પછી સાધુએ ત્યાં મોકલ્યો. ૫
એ નગરમાં તે દૂત જઈ સાધુની સ્ત્રીને જોઇને,
બોલ્યો વચન સુખકાર નમીને હાથ બે ત્યાં જોડીને;
આ નગર પાસ જમાઇ સહ સાધુ વણિક આવે અહી,
છે સાથ બંધુ વર્ગ ને વળી દ્રવ્ય અતિ લાવ્યાં રહી. ૬
દૂત મુખથી સુણી વચન સતિને હર્ષ અતિ વ્યાપ્યો ઉરે,
શ્રી સત્યદેવની કરી પુજા[1] ઝટ પુત્રીને કે'છે અરે;
હું સાધુ દર્શન કાજ જઉછું આવ તું મુજ પાછળે,
માનું વચન સુણી પુત્રીએ કીધ વ્રત સમાપ્ત જ તે પળે. ૭
પરસાદ ખાવાનું ભુલી પતિ પાસ તે ચાલી ગઇ,
તેથી રૂઠયા શ્રી સત્યદેવ જ તે પરે ક્રોધી થઈ;
તેના ધણીને વા'ણ ધન સહ પાણીમાં ઘાલી દીધો,
તેથી કલાવતી આવી પણ તેણે પતિને ના દીઠો. ૮
મ્હા શોકથી તે રૂદન કરતી ત્યાં પડી પૃથ્વી પરે,
બૂડયાં જમાઈ વા'ણ ને કન્યા અતિ દુ:ખ મન ધરે;
આ જોઈ ઓચિન્તું ભયથી સાધુ અતિ વિસ્મય થયો,
કારણ તણો મન બહુ વિચાર કરી રહ્યા સૌ નાવિકો. ૯

ચોપાઇ.

લીલાવતી માતા તે ઘડી, કન્યા જોઈ વિહ્વલ થઇ;
કરતી વિલાપો અતિ દુ:ખથી, ને સ્વામીને કે'તી હતી. ૧
નૌકા સાથ જમાઈ અરે, લુપ્ત[2] થયો જોતામાં ખરે;
કયા દેવતણો અપરાધ, થાતાં આમ બની ગઈ વાત. ૨
તે મુજને સમજાતું નથી શું કરવું હાવે હે પતિ;
સત્યજ દેવતણો મહિમાય, પણ કોનાથી જાણી શકાય. ૩
વદતી એમ વિલાપો કરે, સ્વજનો તે સાથે સૌ રડે;
કન્યાને ખોળે લઇ માત, કરતી રૂદન પછાડે ગાત.[3] ૪
કલાવતી કન્યા ત્યાં ઘણી, સ્વામી નષ્ટ થતાં દુખી બની;
તેણે પતિ પાવડીઓ લઇ, સતી થવા તૈયારી કરી. ૫
કન્યાની તૈયારી લહી, સાધુ વણિક ભય પામ્યો તહી;
અતિ શોકે તપીને તે વાર, ધર્મીએ મન કીધ વિચાર. ૬

૧ પૂજા કરી એટલે પરસાદ લઇને, અર્થાત્ મા દીકરી જુદી જુદી પૂજા કરતાં હશે.
૨. ગુમ–અદર્શ. ૩ દેહ.

શું આ કૃત દેવે કર્યું હશે, કે મુજને ભ્રમથી આ દિસે,
સત્ય પુજા હું કરીશ જ આર, મારા વૈભવને અનુસાર. ૭
મનમાં એહ મનોરથ થયો, (તે) સૌને ભેગા કરીને કહ્યો;
પછી સાધુએ પૃથ્વી પડી, કીધા દંડવતો ઘડી ઘડી. ૮
તેથી તુઠયા સત્ય જ પ્રભુ, પાનક દીનતણા છે વિભુ;
ભક્તપરે વત્સલતા વાન, કૃપા કરી બોલ્યા ભગવાન. ૯
"તજી પ્રસાદ સુતા તવ અહીં, પતિને મળવા આવી સહી;
તેથી તેનો પતિ આ ઠાર, થયો અદર્શ વણિક નિર્ધાર. ૧૦
માટે જો ઘર જઇ પરસાદ, ખઇ આવે પાછી હે સાધ;
તો સ્વામી વાળી તે થશે, શક તેમાં લેશે ના વસે." ૧૧
થઇ આકાશી વાણી એમ, કન્યાએ પણ સાંભળી તેમ,
તેથી તે ઝટ દોડી ઘેર, પ્રસાદ ભક્ષ કર્યો શુભ પેર. ૧૨
પછી પાછી આવી તત્કાળ, સ્વજન પતિ દીઠા તેવાર;
પછી તે બોલી બાપની સાથ, ચલો ઘેર ત્વરાથી તાત. ૧૩
સાભળી વાક્ય સુતાનું એહ, હર્ખ્યો અતિશે સાધુ તેહ;
પૂજા દેવની કરી તે ઠાર, વિધિથી સાધુએ તે વાર ૧૪
પછી તે સૌ સાથે હર્ષથી ઘેર ગયા સુખ પામ્યા અતિ;
પુનમ અમાસ અને સક્રાંત, કરતો પુજન તજી મન ભ્રાંત ૧૫
આ લોકે સુખીઆરો થયો, ને અંતે સ્વર્ગે જઇ રહ્યો,
પૂર્ણ થયો ચોથો અધ્યાય, સુણતા સર્વે દુઃખ પળાય ૧૬

દોહરો.

એવો સ્કંધ પુરાણના, રેવાખંડની માય;
કથા સત્યનારાયણે છ ચોથો અધ્યાય ૧

શ્રી સત્યનારાયણ દેવકી જે.—

---

## અધ્યાય ૫ મો.

અનુષ્ટુપ.

સુત કહે હવે બીજું, સાભળો હે ઋષિવરો,
અંગધ્વજ હતો રાજા, પ્રજાપાલનમા શુરો ૧
પ્રસાદ સત્ય સ્વામીનો, તજી હેતા દુઃખી થયો,
એક દી જો તને તેણે, નાશ બહો ઉંતનો કર્યો ૨

દોહરા.

એક હતો વડ તે તળે, આવી બેઠો રાય;
ત્યા ગોપો કના હતા, સત્યતણી પુજાય ૧

રાયે જોયું દૂરથી, પણ ગર્વથી તે ઠાર;
ગયો નહી તેમજ વળી, નમ્યો નહી જ લગાર. ૨
ગોવાળો પરસાદ શુભ, મૂકી રાયની પાસ;
પાછા આવીને જમ્યા, યથેચ્છ ધરી ઉલ્લાસ. ૩
રાજા ઘર ચાલ્યો ગયો, મૂકી ત્યાંજ પ્રસાદ;
તેથી તે દુઃખી થયો, રૂઠયા પ્રભુ સાક્ષાત. ૪
સો પુત્રો ધન ધાન્ય સહુ, નાશ થયું તત્કાળ;
હવે આ મમ સૌ હરયું, સમજ્યો મન ભૂપાળ. ૫
તેથી તે પાછો ગયો, વડ આગળ તત્કાળ;
એજી ગોવાળો વિષે, દેવ પૂજા કરી સાર. ૬
ભક્તિ શ્રદ્ધા યુક્ત થઇ, શુભ વિધિથી તે ઠાર;
પૂજન કરી પરસાદ લઇ, પ્રણમ્યો વારંવાર. ૭
ત્યારે દેવ પ્રસાદથી, ધન પુત્રાદિ વાન;
બનીને અહીં સુખી થઈ, ગયો અંતે સ્વર્ગ નિદાન. ૮
આ અતિ દુર્લભ સત્યવ્રત, જેહ કરે ધરી પ્રેમ;
ફલદ પુણ્યમય સાંભળે, કથા ભક્તિએ તેમ. ૯
તેને સત્ય પ્રસાદથી, ધન ધાન્યાદિક થાય;
દરિદ્રિ ધન પામે અને, બંધાયો મૂકાય. ૧૦
બીનેલાનો ભય ટળે, નહી શક ન જરાય;
ઇચ્છીત ફળને ભોગવી, અંતે સ્વર્ગે જાય. ૧૧
સત્યજ નારાયણતણું, વ્રત મેં કહ્યું ઋષિરાય;
જે કરીને સૌ દુઃખથી, માનવ મુક્તજ થાય. ૧૨
સત્ય પુજા કલિયુગમાં, વિશેષ ફળપ્રદ થાય;
પણ શ્રદ્ધા ભક્તિતણી, કલિમાં ખોટ જણાય. ૧૩

## હરિગીત.

હરિને કહેશે કાળ, કોઈ સત્ય કે ઈશ કેહશે;
રિઝે સત્યનારાયણ કહે કોઇ સત્યદેવ જ બોલશે;
લાવી હરે હરિ પ્રેમ એવાં વિવિધ રૂપ ધરી ભકતનાં,
લઈ ભાવ સૌ દુઃખ ટાળી મન ઇચ્છિત ફળ દેશે ઘણાં.

## દોહરો.

નહી કલિમાં સત્યવ્રત, રૂપે પ્રભુ રે'રોજ;
રતિથી જે આ વાંચશે, ને નિત્યે સુણશે જ. ૧
સિંહથી જેમ શિયાળવાં, રે'છે દૂરને દૂર;
હરિ પૂજનથી તેમ રે' સઉ દુખ દૂર જરૂર. ૨
રાજી થઈ સઉ પાપને બાળે સત્યજ દેવ;

મતિ તેની થઇ શુદ્ધ ને, સ્વર્ગ જશે તતખેવ. ૩
વ્યાસતણા એ શિષ્ય કે' મુનિસત્તમ આ વાર;
સર્વ કથા મેં કરી હવે, બોલો જય જયકાર. ૪
એવો સ્કંધ પુરાણના રેવાખંડની માંય;
કથા સત્યનારાયણે છે પંચમ અધ્યાય. ૫
ભકિતભાવથી વાંચશે, સાંભળશે જન જેટ;
નક્કી હરિનો લાલ કે,' સુખીઓ થાશે તેહ. ૬

---

અચ્યુતં કેશવં રામનારાયણં,
કૃષ્ણ દામોદરં વાસુદેવં હરિં !
શ્રીધરં માધવં ગોપિકાવલ્લભં,
જાનકી નાયકં રામચંદ્રં ભજે !!

**શ્રી સત્યનારાયણદેવકી જે.**

સમાપ્ત.

---

# प्राचीन हींदुनी सभ्यतानो विचार.*

પશ્ચિમીય દેશોના ઇતિહાસજ્ઞો, પુરા વસ્તુવેત્તા, અને પારદર્શી વિદ્વાનોએ અભ્રાન્ત પ્રમાણો અને પ્રબળ યુક્તિયોથી સિદ્ધ કરી બતાવ્યું છે કે, પૃથ્વી મંડળ પર વિદ્યા, જ્ઞાન, કળા, કૌશલ્ય, અને સભ્યતાના જન્મદાતા હીંદુજ છે. જેમણે પ્રાચીન સમયમાં અનેક દેશ દેશાન્તરોમાં જઇને ત્યાં સભ્યતાને ફેલાવી છે તેઓ ભારત વાસિયોનાજ સંતાનો હતા. પ્રાચીન ભારત નિવાસિયોએ જ આ મહાન અને પ્રભાવશાળી સામ્રાજ્યોની સ્થાપના કરી હતી, કે જેના ગૌરવનું વર્ણન પ્રાચીન ઇતિહાસનાં પાનાં ઉપર લખ્યું નથી; પરંતુ તેનાં સ્મારક ચિન્હ એશિયા, યૂરોપ, આફ્રીકા અને અમેરિકામાં આજ સુધી પણ વર્તમાન છે. એ સ્મારક ચિન્હ પ્રાચીન હિંદુ જાતિનાં મહાન્ અને અદ્ભૂત કાર્યોનાં પ્રમાણ રૂપ છે.

કૌનસજર્ના નામનો વિદ્વાન પોતાના પુસ્તક થિઆગની ઑફ ધી હિન્દુઝમાં લખે છે કે, આર્યાવર્ત કેવળ બ્રાહ્મણોના ધર્મ એકલાનુંજ જન્મસ્થાન નથી, પરંતુ હિંદુ જાતિની ઉચ્ચ અને પ્રભાવશાળીની સભ્યતાની ઉત્પત્તિ અને ઉન્નતિનું તે સ્થાન છે કે, જે વારંવાર પશ્ચિમમાં મિસ્ર અને ઇથીઓપીયામાં—પૂર્વમાં સીયામ, ચીન અને જાપાન દેશોમાં, દક્ષિણમાં લંકા, જાવા, સુમાત્રા આદિ દ્વિપોમાં, અને ઉત્તર—પશ્ચિમમાં કાલ્ડીઆ, કેલચિસ અને ઇરાનમાં થઇને યૂનાન અને રોમમાં ફેલાઇ ગયું છે.

કર્નલ આલ્કટ લખે છે કે, ભાષાઓની મેળવણી કરવાથી એ વાત સ્પષ્ટ થાય છે કે, બેબિલોનિયા, મિસર, યૂનાન, રોમ અને ઉત્તરી યૂરોપનાં દર્શન શાસ્ત્ર અને ધાર્મિક સં-

* હીંદીમાંથી અનુવાદ.

પ્રદાયો, આર્યાવર્તના વિચાર અને વિદ્યાઓથી પરિપૂર્ણ છે. પેથેગોરસ, સાક્રેટીસ, પ્લેટો, અરિસ્ટાસ, જીનો, હોમર, હીસિયડ, સિસરો, વર્જીલ, આદિ પૂર્વોક્ત દેશોના સિદ્ધ વિદ્વાન અને જ્ઞાની મહાત્માઓના વિચારની તુલના; કપિલ, મનુ, વેદવ્યાસ, ગૌતમ, વાલ્મીકિ, કણાદ, જૈમિનિ, નારદ, મરીચિ, આદિ ભારત વર્ષના દાર્શનિક વિદ્વાનો અને કવિયોના વિચારોથી કરતાં તતક્ષણ જણાય છે કે પશ્ચિમાત્ય દર્શન શાસ્ત્રોનો આધાર પૂર્વીયદર્શન શાસ્ત્રોજ છે. ભારત વર્ષ અત્યન્ત પ્રાચીન દેશ છે. યુનાન અને રોમ તેના કરતાં તો તેના બાળક રૂપ છે. શું કોઈ કહી શકે છે કે, હીંદવાસિયોએ યૂનાન અને રોમના વિદ્વાનોના ગ્રંથોના આધારે પોતાના ગ્રંથો રચ્યા છે? નહીં. એમ કદાપિ પણ કોઇ કહી શકશે નહિ. સત્ય વાત તો એજ છે કે યૂનાન અને રોમવાળાઓએ ભારત વર્ષ પાસેથીજ અનેક વાતો શીખી લીધી છે. એક પશ્ચિમીય વિદ્વાન મૉન્સીયર ડેલ્ગ્રાસ લખે છે કે, ભારતમાં હજારો વર્ષ પહેલાં જે સભ્યતા ફેલાઈ રહી હતી તેનો પ્રભાવ અમારી ચારે તરફ વિદ્યમાન છે. તે પૃથ્વી મંડળના દેશ દેશાંતરોમાં વ્યાપ્ત થઈ રહી છે. તે અમેરિકા અને યૂરોપમાં સર્વત્ર જણાઈ રહી છે, અને તે તેજ સભ્યતા છે કે જેનું જન્મ સ્થાન પવિત્ર ગંગાતટ છે.

ભારતના ઇતિહાસમાં મહાભારતનું યુદ્ધ ઘણીજ અપૂર્વ ઘટના છે. એ યુદ્ધ કલિયુગના પ્રારંભમાં અર્થાત ઈસ્વીસન પૂર્વે ૫૦૦૦ વર્ષ પહેલાં થયું હતું. એ યુદ્ધથી ભારતની સભ્યતા, તેના ગૌરવ અને તેના ઐશ્વર્ય ઉપર વજ્રપાત થયો. આ મહાભારતમાં કેવળ ભારતના મહા પરાક્રમી, અસ્ત્ર, શસ્ત્ર, વિદ્યાવિશારદ યોદ્ધા એકલાજ માર્યા ગએલા છે, એટલુંજ નહીં, પરંતુ, તે પ્રભાવશાળી સભ્યતા અને અદ્વિતિય કળા કૌશલ્ય કે જે હજારો વર્ષોના અવિરામ પરિશ્રમ અને કષ્ટથી પ્રાપ્ત થયેલી હતી, તેને ઘણોજ ધક્કો લાગ્યો છે, અને એક પ્રકારે જોતાં તેનો તો નાશજ થયો છે. ઈશ્વરની ઈચ્છાજ એવી હતી, તેમાં મનુષ્યનું શું સામર્થ્ય કે તેને રોકી શકે. એ યુદ્ધમાં અનેકાનેક વીર, કળા કુશલ, અને ધુરન્ધર વિદ્વાનો માર્યા ગયા હતા, ઘણી જાતિના લોકો આ દેશને છોડી અને અન્ય દેશમાં ચાલી ગયા હતા, અને તેઓ ભારતની સભ્યતા, કલા કૌશલ્ય અને વ્યવસાય રહસ્યને પણ પોતાની સાથે લેતા ગયા હતા, અને તેથી આ દેશને ઘણીજ હાનિ વેઠવી પડી છે. પરંતુ તેથી બીજા દેશોને તો ઘણોજ લાભ થયો છે.

કારણ કે તેમનાથી તો તે દેશોના ગૌરવની વૃદ્ધિ થઈ છે. પોકોક નામનો એક લેખક પોતાના એક પુસ્તક ઈંડિયા ઈનગ્રીકમાં લખે છે કે સંસારમાં ભારતીય યુદ્ધના જેવી બીજી કોઈ બીના બની નથી. કે જેથી આવું ભયંકર પરિણામ આવ્યું હોય. આ બનાવથી અગણિત ભારતવાસિયો આ દેશને છોડીને ચાલી ગયા. વિદેશ જનારાઓમાં એવા મનુષ્યો હતા કે જે પ્રાચીન સભ્યતાના અદ્વિતિય જ્ઞાતા હતા, કેટલા એવા પણ હતા કે જે ઉંચા દરજ્જાની દસ્ત વિદ્યામાં સિદ્ધ હસ્ત હતા, તેઓ ઉત્તરમાં હિમાલય પર્વતથી પણ આગળ ચાલી ગયા. દક્ષિણમાં લંકામાં જઇ વસ્યા, અને પશ્ચિમમાં સિંધની આગળ ચાલ્યા ગયા. તેજ લોકોએ પશ્ચિમમાં સભ્યતા, કલા કૌશલ્ય અને વિજ્ઞાનની ચર્ચાના શ્રી ગણેશ બેસાડ્યા પંજાબની હદને ઓળંગી ને તે લોકો ત્યાં સુધી ચાલ્યા ગયા કે સમસ્ત પશ્ચિમીય, એશિયા, અને યુરોપમાં જ્યાં જોઈએ ત્યાં તેજ જણાવા લાગ્યા.

ચીન, પ્રશાન્ત મહાસાગરના દ્વીપ, તુર્કસ્તાન, સાઈબેરિયા, સ્કેન્ડિનેવિયા, જર્મની, ગ્રેટબ્રિટન, ઇરાન, યુનાન, રોમ, આફ્રિકા, આફ્રિકાના પૂર્વ કિનારાના દેશ, મિસર, અસીરિયા, અમેરિકા વિગેરે દેશોએ વિદ્યા અને સભ્યતા ભારત વર્ષ પાસેથી પ્રાપ્ત કરી છે, તેમાંથી અનેક દેશોમાં દેવી દેવતાઓની કથાઓ હિંદુઓનાં પુરાણોમાંથી લઇ લીધેલી જણાઇ આવે છે.

સર વાલ્ટર રેલે કહે છે કે, હિંદુસ્થાનમાંજ સર્વથી પહેલાં મનુષ્ય જાતિએ જન્મ ગ્રહણ કર્યો હતા, એજ મનુષ્ય જાતિનું પહેલું જન્મ સ્થાન છે. મનુષ્ય જાતિએ પોતાની ઉન્નતિનો આરંભ પણ અહીંથીજ કર્યો છે. આર્ય જાતિ મધ્ય એશિયામાંથી નીકળીને દેશ દેશાન્તરોમાં ફેલાઈ છે. એ વાત અસત્ય જણાય છે. કેમકે જે ગણિત અને જ્યોતિષ વિદ્યા ચીન અને ભારત વર્ષમાં આ વખતે છે તે આ પ્રાચીન વિદ્યાઓનો શેષ ભાગ છે. તેનો આરંભિક વિકાસ નથી. જે લોકોને એમ ખ્યાલ છે કે આર્ય જાતિ મધ્ય એશિયામાંથી સંસારમાં ફેલાઇ છે. તેમણે એ પણ માનવું જોઇશે કે બહુજ પ્રાચીન કાળમાં કોઇ ઉત્કૃષ્ટ સભ્યતા સમ્પન્ન જાતિ જરૂર હોવીજ જોઇએ. ભારત વર્ષ અને ચીનના સાહિત્યમાં તેની ઉદ્‌ભાવિત વિદ્યાઓનો શેષ ભાગ મળે છે. તે કઇ જાતિ હતી કે જે હિંદુઓ, ચીનીઓ અને ઇજીપ્તિયોની પહેલાં થઇ ગઇ હતી. તેનો હજુ સુધી પત્તો નથી. તે ઉપરાંત હિંદુઓનું સાહિત્ય તેમનું વિજ્ઞાન તેમની વિદ્યા અને તેમની કળાઓ ગંગા અને યમુના નદીયોના તટો ઉપરજ પૂર્ણ વિકાશને પ્રાપ્ત થઇ હતી તે વાતને સર્વ વિદ્વાનો સંમ્મતિ દર્શાવે છે. હિંદુઓએ ઉચ્ચ શ્રેણીની સભ્યતામાં જે ઉન્નતિ કરી છે તે પણ ભારત વર્ષજ છે. આ સઘળી વાતોનો વિચાર કરતાં જણાશે કે આર્ય જાતિ મધ્ય એશિયામાંથી નિકળીને દેશ દેશાન્તરોમા ફેલાઈ નથી પરંતુ તે ભારત વર્ષમાંથીજ ફેલાઇ છે.

આર્ય જાતિના નિકળવાના અને દેશ દેશાન્તરોમાં ફેલાવાના વિષયમાં અનેક વિદ્વાનોની અનેક સમ્મતિયો છે. કોઈ કહે છે કે આર્ય જાતિનો જન્મ સ્થાન મધ્ય એશિયા છે, કોઇ અફઘાનિસ્થાનના ઉપરના ઉચ્ચ સ્થળોમાંથી તેની ઉત્પત્તિ સ્થાન બતાવે છે. કોઈ ડેન્યુબ નદીના તટ ઉપરથી, કોઈ ઉત્તર ધ્રુવની પાસેથી વિગેરે અનેક મત છે. પરંતુ ગંભીર વિચાર કરતાં અને પ્રાચીન પ્રમાણોને જોતાં સિદ્ધ થાય છે કે આ ભારત ભૂમિમાંજ આર્ય જાતિની ઉત્પત્તિ થઈ હતી, અને અહીંથી જતે દેશ દેશાન્તરોમાં ફેલાઈ અને સંસારની સભ્યતાના આરમ્ભ રૂપ બની છે

કેટલાક લોક કહે છે કે હિંદુઓએ સમુદ્ર યાત્રા કરવી નહિ, અટક નદીની પાર જવું નહિ, એવી મનાઈ કરેલી છે. પણ તે વાત પ્રમાણ રહિત છે. હિંદુ ઇતિહાસ અને સાહિત્યમાં તે વિરૂદ્ધ ઘણાં પ્રમાણો મળી આવે છે. જેવાં કે.

समुद्रङ्गच्छ स्वाहा अन्तरिक्षङ्गच्छ स्वाहा देवंसवितारङ्गच्छ स्वाहा ॥

यजुर्वेद, अध्याय ६, मन्त्र २१.

समुद्रयानकुशला देशकालार्थदर्शिनः ।
स्थपयन्ति तुयां वृत्ति सातत्राधिगमंप्रति ॥

मनुस्मृति.

પ્રથમના પ્રમાણમાં સમુદ્રમાર્ગે જવાની અનુજ્ઞા છે ત્યારે બીજા પ્રમાણથી કે સમુદ્ર યાત્રા પ્રથમ થતી હતી.

આ પ્રમાણે સિવાય એવી કેટલીય કથાઓ છે કે જેથી ભારત વર્ષના મનુષ્યો અને મહાત્માઓનું અમેરિકા જવું સિદ્ધ થાય છે. મહર્ષિ વ્યાસજી શુકદેવજીની સાથે અમેરીકા ગયા હતા અને ત્યાં કેટલોક વખત રહ્યા પણ હતા. શુકદેવજી યુરોપ, ( જેને પ્રાચીન આર્ય હીરદેશ કહેતા હતા ) ઇરાન અને તુર્કસ્તાન થઈને પાછા આવ્યા હતા. આ મુસાફરીમાં ત્રણ વર્ષ લાગ્યાં હતાં. આ વૃતાંત મહાભારતમાં, શાન્તિ પર્વના ૩૨૬ મા અધ્યાયમાં લખેલું છે. બીજા દેશોમાં બે વખત પાંડવોના જવાની વાત પણ મહા ભારતમાં છે. પ્રથમ વખત તે બ્રહ્મદેશ, શ્યામ, ચીન, ટીબેટ, મંગોલિયા, તાતાર અને ઇરાનમાં ગયા હતા અને હિરાત, કાબુલ, કન્દહાર, અને બલુચિસ્તાનમાં થઈ અને પાછા આવ્યા હતા. તેમની બીજીવારની મુસાફરી પશ્ચિમની તરફ થઈ હતી. તે લંકાથી પ્રસ્થાન કરીને અરબસ્તાન, મિસર, જાંઝીબાર અને આફ્રીકાના બીજા ભાગોમાં ગયા હતા. આ વૃતાંત મહાભારતમાં સભાપર્વના ૨૬–૨૮ મા અધ્યાયમાં લખેલું છે. આ યાત્રા વખતે માર્ગમાં તેમણે અગસ્ત્ય તીર્થ, પુદમતીર્થ, સુભદ્રા તીર્થ, કરન્ધમતીર્થ, અને ભારદ્વાજ તીર્થ મેળવ્યાં હતાં. સગર રાજાની પૃથ્વિ વિજયની કથા પણ પુરાણમાં છે, રાજા ધૃતરાષ્ટ્રે અફગાનિસ્થાનના રાજાની પુત્રીનું પાણીગ્રહણ કર્યું હતું. અર્જુને અમેરીકાના કુરૂરાજાની પુત્રીની સાથે વિવાહ કર્યો હતો. શ્રી કૃષ્ણે પોતાના પુત્ર અનિરૂદ્ધનો વિવાહ શુન્ડ (મીસરદેશ) ના રાજા બાણુની પુત્રી ઉષાની સાથે કર્યો હતો. મહારાજા અશોકે બાબુલના રાજા સિલ્યુકસની પુત્રીની સાથે વિવાહ કર્યો હતો.

ઇસુકના જન્મની પહેલાં હજારો હિંદુ, તુર્કસ્તાન, ઇરાન અને રૂષિયામાં રહેતા હતા. મનુસ્મૃતિના દશમા અધ્યાયથી જણાય છે કે ક્ષત્રિયોની કેટલીય જાતો બ્રાહ્મણોનાં દર્શન ન થવાથી પતિત થઇ ગઈ હતી, તે નિચેના પ્રમાણથી જણાશે.—

शनकैस्तु क्रियालोपादिमाःक्षत्रिय-जातयः ।
वृषलत्व गतो लोके ब्राह्मणादर्शनेनच ॥
पौण्ड्रकाश्चौण्ड्रद्रविडाःकाम्बोजा यवनाःशकः ।
पारदाःपह्लवाश्चीनाःकिराता दरदाखशाः ॥

मनुस्मृति, अध्याय १०

અર્થાત્ નીચે લખેલી ક્ષત્રિય જાતિયો બ્રાહ્મણોનાં દર્શન ન કરવાથી અને ધર્મ ક્રિયાનો લોપ થવાથી પતિત થઇ ગઈ છે.

૧ પૌન્ડ્રક. ૨ ઔન્ડ્ર ૩ દ્રાવિડ, ૪, કામ્બોજ, ૫ યવન, ૬ શક, ૭ પારદ, ૮ પહ્લવ, ૯ ચીન, ૧૦ કિરાત, ૧૧ દરદ, ૧૨ ખશ.

આ જાતો સિવાય નીચે લખેલી જાતો પણ વૃષલત્વને પ્રાપ્ત થઈ ગઇ છે.

मेकलाद्रविडालाटाःपौन्ड्राःकोन्वशिरास्तथा ।
शौन्डिका दरदा दर्व्वाश्चौरा शर्वर वर्व्वराः ॥
किराता यवनाश्चैवतास्ताःक्षत्रियजातयः ।
वृषलत्व मनुप्राप्ता ब्राह्मणानाममर्षणात् ॥

महाभारत, अनुशासन पर्व.

અર્થાત—૧ મેકસ, ૨ લાટ, ૩ કોન્વચિર, ૪ શૌન્ડિક, ૫ દર્ત, ૬ ચૌર, ૭ સર્વર, અને ૮ બર્બર.

આ સિવાય બીજી પણ જાતોના ઉલ્લેખ છે. એથી જણાય છે કે, પેહલાં એ સર્વ લોક હિંદુજ હતા. દેશદેશાંતરોમાં વાસ કરવાથી અને સ્વદેશમાં પાછા ન આવવાથી તેનો નાશ થયો છે એમ સમજવામાં આવ્યું.

હવે જે દેશોમાં હિન્દુજાતો જઇને વસી હતી તેની હકીકત સાંભળો.

## એશિયા.

એશિયાનું પ્રાચીન નામ જંબૂદ્વીપ છે. એશિયા નામ પણ હિંદુઓએજ રાખેલું છે. આ વિષયમાં કર્નલ ટોડ કહે છે કે, ઘુમિદા અને ભજસ્વના સંતાનોમાં ઇન્દુ (ચંન્દ્ર) શીય 'અશ્વ' નામની એક જાતિ હતી. આ અશ્વજાતિના લોક સિંધની બંને તરફ દૂર જઇને વસ્યા હતા, આ કારણથી આ પૃથ્વીના ભાગનુ નામ એશિયા થયું. એશિયા ખંડમાં કેટલાય દેશોમાં હિન્દૂ જાતિ ફેલાઇ ગઇ હતી. તેમાંથી કેટલાક દેશોનો સંક્ષિપ્ત ઉલ્લેખ નીચે કરવામાં આવે છે.

## અફ્ગાનિસ્તાન.

પ્રાચીન ભારતમાં અપવંશ નામની નાગ જાતિ હતી, તેમાં અપગણુ નામનો એક મનુષ્ય થયો. આ અપગણુના સંતાનો અફ્ગાનો કહેવાયા. પ્રાચીન કાળમાં હિંદુસ્તાન અને અફ્ગાનિસ્તાનનો ઘણો સંબંધ હતો, તેના ઘણા પ્રમાણો છે. રાજા ધૃતરાષ્ટ્રનો અફ્ગાનિસ્તાનના રાજાની પુત્રી ગાંધારીની સાથે વિવાહ કર્યો હતો. મહાભારતમાં લખ્યું છે કે જે વખતે પાન્ડવ દિગ્વિજય કરવા ગયા હતા તે વખતે તે કંન્દહાર અર્થાત ગાંધાર દેશમાં રાજા ધૃતરાષ્ટ્રના સસરાના મહેમાન થયા હતા. હિરાત નગર હરિના નામથી પ્રખ્યાત થયું છે. બૌદ્ધ રાજાઓના સમય સુધી અફ્ગાનિસ્તાનને હિંદુસ્તાનનોજ ભાગ સમજવામાં આવતો હતો, કર્નલ ટોડ લખે છે કે, જૈસલમેરના ઇતિહાસથી જણાય છે કે વિક્રમ સંવતથી ઘણાજ વર્ષ પહેલાં આ ક્ષત્રિયજાતિનું રાજ્ય ગજનીથી સમરકંન્દ સુધી ફેલાયલું હતું. આ રાજ્ય મહાભારત યુદ્ધની પછી સ્થાપિત થયુ હતું. ગજની-નગર એ લોકોએજ વસાવ્યું હતું.

## તુર્કસ્તાન.

તુર્કસ્તાનમાં પણ હિંદુ જાતિનું રાજ્ય હતુ. તક્ષનો પુત્ર તમક હિંદુ પુરાણોમાં તક્ષિક નામથી પ્રખ્યાત છે. અધ્યાપક મૈકસમુલર લખે છે કે તુર્વી અને તેનાં સંતાનને શાપ થયો હતો. ભારતનો ત્યાગ કરીને ચાલી જવાનું તેને એ કારણ હતુ કે તેને પોતાનું પૈતૃક ધન મળ્યું નહોતુ. કર્નલ ટોડ પોતાના પ્રખ્યાત ગ્રંથ રાજસ્થાનમાં લખે છે કે, જૈસલમીરના પ્રાચીન ઇતિહાસથી જણાય છે કે, યદુવંશ અર્થાત ચંદ્રવંશની યદુ અને બાલ્હીક જાતિએ મહાભારતના યુદ્ધની પછી ખુરાસાનમાં રાજ્ય કર્યું. યુનાની ગ્રંથકર્તાઓએ તેને ઇન્ડોસીદિયન કહ્યા છે, આ જાતિયોના સિવાય કુરૂનાં સંતાનોમાંથી પણ કેટલાક આસપાસના દેશોમાં જઇ અને વસ્યા હતા. પુરાણોમાં આ લોકોના પ્રાન્તનું નામ ઉત્તર કુરૂ લખ્યો છે.

સૂર્ય અને ચંન્દ્રવંશના લોકો આ દૂર દેશોમાં હમેશાં જઇને વસતા રહેતા હતા.

અપૂર્ણ.

# हृदय परिक्षा.

(અનુવાદક શ્રીયુત જયંતિલાલ એમ. ઓઝા બી. એ.)

ઘેર આવતા રોગીઓને તપાસીને તેઓને પ્રિસ્ક્રિપ્શન લખી આપ્યા પછી ડાક્ટર સુશીલકુમાર કોઈ બ્હારના રોગીને જોવા જવાની તૈયારી કરતા હતા, એટલામાં તેના મ્હોટા સાળા આવી પહોંચ્યા. સુશીલ તેમને જોઇને બેઠા રહ્યા. યોગેન્દ્રબાબુ બેઠા પછી જરા શુષ્કતા સહિત ડાક્ટરે તેમને આવવાનું કારણ પુછ્યું. યોગેન્દ્ર બાબુએ કહ્યું; "આજ કેટલાક દિવસથી સરલાની તબીયત ખરાબ છે. એના કાળજામાં દર્દ થઇ રહ્યું છે, તેથી શ્વાસ લેવામાં વાંધો આવે છે."

વાતને અધવચેથીજ અટકાવીને સુશીલકુમારે કહ્યું:— "હરેન્દ્ર બાબુની દવા તો ચાલુ છેજ ને!"

હસતાં હસતાં યોગેન્દ્રબાબુએ કહ્યું— "વાહ ભાઇ, તમને ખબર મળી ચુકી છે ને શું!"

સુશીલે કહ્યું:— "ખબર કેમ ન મળે. પણ એમ ન ધારશો કે તમારા ઘરના કોઇએ ખબર આપી છે."

યોગેન્દ્રબાબુ હસીને બોલ્યા:— "ઠીક ભાઈ, હવે હું તમને કહું છું કે જ્યારે તમને અવકાશ મળે ત્યારે એકવાર એમને તપાસી આવજો."

સુશીલે કાંઇ જવાબ આપ્યો નહી; સામેના મેજપર પડેલા સમાચાર પત્ર પર દૃષ્ટિ નાંખી.

યોગેન્દ્રબાબુ બોલ્યા:— "હવે મ્હારે કચેરીએ જવાનો વખત થયો છે. હું જાઉં છું. તમે ત્રીજે પ્હોરે આવશોને!"

સુશીલે ઉત્તર આપ્યો:— "સાંભળો, જ્યાં સુધી મને ખબર નહીં પડે કે આપ મને કયા ભાવથી જવાનું કહો છો, ત્યાં સુધી હું આ બાબતનો કાંઇ પણ જવાબ નહીં આપી શકું. જો આપ સગાઈની શરમે જવાનું કહેતા હશો તો કદાપિ હું જઇશ નહીં. પણ, જો એક સાધારણ ડાક્ટર જાણીને આપ મને જવાનું કહેતા હશો તો હું મ્હારા ધંધાને અંગે જરૂર જઇશ."

આ પછી લગભગ અડધા કલાક સુધી બન્ને સાળા બનેવી પરસ્પર વાદવિવાદ કરતા રહ્યા. છેવટે-સગાઇની શરમે નહીં પણ ડાક્ટરી ધંધાને અંગે જવાની આ પોતાની હઠ સુશીલે પકડી રાખી. આથી યોગેન્દ્ર બાબુ જરા ખીજાઇને બોલ્યા:— "ઠીક, હું પણ તમને એક સાધારણ ડાક્ટર જાણીનેજ કહું છું કે તમે રોગીને જોવા મ્હારે ઘેર આવજો" આટલેથી જ સુશીલકુમારને સંતોષ ન થયો. તેણે ફરી પુછ્યું:— "કયે વખતે આવું?" યોગેન્દ્રે કહ્યું:— "ત્રીજે પ્હોર પાંચ વાગતાં" આમ કહીને તેઓ ચાલ્યા ગયા.

યોગેન્દ્રબાબુના ગયા પછી સુશીલને પોતાના ઉદ્ધત આચરણનો કાંઇક પસ્તાવો થયો. સાળાની સગાઇ હોવાથી શું થયું! ઉમ્મરમાં યોગેન્દ્રબાબુ સુશીલથી બમણા હતા. તેની સાથે આટલી ઉદ્ધતાઇ ઠીક નહીં.

આની પ્હેલાં જે ઘટના બની ગઇ હતી તે અહીં લખવાથી સુશીલની આ ઉદ્ધત

વર્તણુકનું થોડે અંશે સમર્થન થશે. થોડા દિવસો પ્હેલાં એક તુચ્છ વાતને માટે સુશીલ પોતાની સ્ત્રી સરલા ઉપર નારાજ થઇ ગયા હતા. આ સ્થિતિમાં એક દિવસ પોતાના સહપાઠી મિત્ર ડાક્ટર હરેન્દ્રનાથ તરફથી તેને ખબર મળી કે સરલાનું સ્વાસ્થ્ય ખરાબ છે અને હું તેનો ઉપાય કરી રહ્યો છું. પણ આ વિષય સંબંધી નહીં સરલાએ પોતે કાંઇ લખ્યું, કે નહીં તેના સસરાના ઘરના કોઇએ કાંઇ ખબર મોકલી. સુશીલે ધાર્યું કે આ બધું કારસ્થાન સરલાનું છે. સાત આઠ દિવસથી સુશીલ અભિમાનનો માર્યો મનમાં ને મનમાં બળી રહ્યો હતો, એટલામાં જ યોગેન્દ્ર બાબુ તેને મળવાને આવ્યા. થયું, બધો બદલો તેણે વ્હેનને બદલે ભાઇ પાસેથી જ ચુકાવી લીધો. ક્રોધાગ્નિ બુઝ્યા પછી સુશીલનું હૃદય જ્યારે કાંઇક શાંત પડયું ત્યારે તેને પોતાની વર્તણુકની શરમ લાગવા માંડી. તેણે વિચાર્યું, "ઠીક, જે થયું તે ખરૂં, ત્રીજે પ્હોર જઇને માફી માગવાથી બધો મામલો શાંત પડી જશે."

(૨)

કચેરીએથી પાછા આવીને યોગેન્દ્ર બાબુએ ઘેર સુશીલબાબુ સંબંધી બધી હકીકત કહી સંભળાવી. ઘરનાં બધાં માણસોએ મળીને સંકલ્પ કર્યો કે આ નિર્લજ્જતાને માટે સુશીલને કાંઇ શિક્ષા અવશ્ય કરવી જોઇએ. સરલાની મ્હોટી બ્હેન તરલા બોલીઃ– "મ્હોટા ભાઇ! આ કામ તમે અમારી ઉપર રાખો. અમે ડાક્ટર સાહેબને ખૂબ બનાવીશું."

ન્હાની બ્હેન અમળા બોલી— "હું ટીનનો ડબ્બો કાપીને ચાર રૂપીયા બનાવીશ, અને ફી તરીકે ડાક્ટર સાહેબને આપીશ."

યોગેન્દ્રબાબુ આ સાંભળીને બોલ્યાઃ— "ટીનના નહીં- આથી તેમને યોગ્ય શિક્ષા મળશે નહીં. તેમને તો સાચેસાચા ચાર રૂપીયા આપશું. જ્યારે એ ડાક્ટર બનીને આવે છે ત્યારે તેમની સાથે ડાક્ટર જેવું જ વર્ત્તન રાખવું જોઇએ; જ્યારે એ સરલાને પોતાની પત્ની તરીકે ગણવા નથી માગતા ત્યારે હું પણ મ્હારી બ્હેનને એમની સામી ઉભી રહેવા દઇશ નહીં. સરલા પડદાની ઓથમાં રહેશે."

આ વાત સાંભળીને બધાં ખુશી થયાં. કેમકે આથી ડાક્ટરને શિક્ષાની સાથે થોડી ઘણી સજા પણ મળી જશે એમ બધાંને લાગ્યુ.

આખું ઘર જ્યારે આ નિશ્ચય સાથે સમ્મત થઇને ખુશી થઇ રહ્યું હતું ત્યારે બી-ચારી સરલા ઘણા ગભરાટમાં હતી. તે મનમાં જ વિચાર કરી રહી હતી કે "મ્હોટા ભાઇના અપમાનનો બદલો તો લેવાશે, પણ મ્હારે માટે આનું પરિણામ સારૂં નહીં આવે. બન્ને બ્હેનોને મશ્કરી કરવાનો ઠીક અવસર મળી આવ્યો છે, પણ તેને માટે એ મનેજ અપરાધી ઠરાવશે."

આ વિચારથી સરલાને બહુજ બ્હીક લાગી. તરલાને તે અત્યંત વીનવીને કહેવા લાગી–"બ્હેન, તમે આ શું કરી રહ્યાં છો? હું પડદાની ઓથમાંથી નાડી નહીં બતાવું."

તરલા બોલી —"શું પડદાની ઓથમાંથી શરમ લાગશે? તો પછી સામે આવીને ઉભી રહેજે."

"આ વાત ઠીક નથી થતી"

તરલા ભમર ચડાવીને બોલી—"એમણે તો મ્હોટા ભાઇની વાત પર કાંઇ પણ ધ્યાન આપ્યા વિના પોતાનીજ હઠ પકડી રાખી; આ તો તને ઠીક લાગતું હશે કાં? પણ અમે બધાં બનેવીની જરા મશ્કરી કરીએ એ ત્હારાથી નથી ખમાતુ."

"તમે બધા ગમે તે કરો પણ મને આ બખેડામાં નાંખશો માં. એ તો પ્રોફેસરજ મ્હારી પર ગુસ્સે છે અને આ વાતથી વધારે નારાજ થઈ જશે. આવી રીત ભાતથી તેમને કષ્ટ પ્હોંચાડવું એ મ્હારે માટે ગોગ્ય નથી."

તરલા કાંઇ વિચાર કરીને બોલી:—"એ વાત તો ખરી. ઠીક, તો ત્હારે કાંઈ ન કરવું: હુંજ પરદાની ઓથમાં ત્હારે બદલે રહીશ, પણ ડાક્ટરને તો ચોક્કસ બનાવીશ."

સરલા હસીને બોલી:—"બગડેલી વાત પણ તમારેજ સુધારવી પડશે."

"હા, હા. તું તારે બે ઘડક રહે છેવટે એક સંયોગાન્ત નાટક રચી દઇશ."

અપૂર્ણ.

---

# स्त्रीने सतित्व एज खरुं आभुपण छे.

(અનુસંધાન ગતાંકથી.)

સતી સ્ત્રિયોનું પરાક્રમ અપાર હોય છે અને સતીત્વનો મહિમા અપૂર્વ હોય છે. સતિ સ્ત્રિયોની દ્રષ્ટિમાં અમૃત અને અગ્નિ બન્ને રહે છે.

મહાભારતમાં લખ્યું છે કે, જ્યારે નિર્મળ હૃદયા સતી દમયન્તિ વ્યાકુળ થઇને રડતી કકળતી વનમાં એકલી પતિને શોધતી ફરતી હતી, તે વખતે એક પાપી શિકારી કે જે ખરાબ અભિપ્રાયથી જ્યાં તેની સામે તેના પતીવ્રત્તને લાંછન લગાડવાના ઇરાદાથી આવ્યો તેજ દમયન્તીની અગ્નિમયી દ્રષ્ટિથી તે બળીને ભષ્મ થઈ ગયો હતો, સતિ સ્ત્રીયોની પવિત્ર દ્રષ્ટિ પણ એવીજ હોય છે. સાવિત્રિએ સતીત્વના તેજોમય પ્રભાવથી પોતાના મૃત પતિને જીવતો કર્યો હતો, સતિત્વનો આવો અદ્‌ભુત મહિમા છે. સતિ સ્ત્રીયોમાં આવો અપૂર્વ પ્રભાવ હોય છે. સેંકડો જીભ વડે પણ સતી અને સતીત્વના ગુણોનું વર્ણન થઇ શકતું નથી. સતી સ્ત્રિયો કેવી રીતે ઘોર વિપત્તિયો અને લાલચોથી પોતાની પવિત્રતાની રક્ષા કરી શકે છે. એ વાત સીતાના વૃતાંતથી સારી રીતે જાણી શકાય છે. સીતાએ પરમ પરાક્રમી રાવણના વશમાં પડયા છતાં પણ પોતાના સતીત્વ ધનની પૂર્ણ રક્ષા કરી હતી. રાવણના હજારો પ્રકારે સમજાવ્યા છતાં, ભય બતાવવા છતાં, વિનય, તિરસ્કાર તથા ક્રોધ કરવા છતાં, તે જરા પણ વિચલિત થઇ નહોતી. સીતાએ રાવણના અતુલ ઐશ્વર્ય, પ્રબળ પરાક્રમ, અને દેવોને વશીભૂત કરનાર પ્રભુત્વને પણ એક તૃણ સમાન ગણ્યું હતું તે સારી રીતે જાણતી હતી કે પતિ એકજ છે, બીજો કોઇ હોયજ નહિ, આત્મદાન એકવાર કર્યાં પછી ફરી બીજાને આપી શકાતું નથી. તે સમજતી હતી કે સતીત્વ સ્ત્રીઓનું જીવન અને તેની સઘળી સમ્પત્તિ છે. સતિત્વ ધનને ખોઇને જીવતા રહેવા કરતાં મરવું એ ઘણુંજ દરજ્જે સારૂં છે. જે સ્ત્રીનું સતીત્વ પ્રાણોથી પ્રિય, પૂજ્ય, આદરણીય અને અમૂલ્ય છે તે સતી પાપી અને દુરાચારિયોના વશમાં રહેવા છતાં પણ પવિત્ર અને નિષ્કલંક રહી શકે છે. શુદ્ધ આચરણ કરનારી સતી સ્ત્રિયોનાં મન બહુજ સૌમ્ય અને સ્થિર હોય છે, તેનું હૃદય સમુદ્રની માફક ગંભીર, આકાશની માફક અનન્ત, ફુલની માફક કોમળ તથા સતીત્વનું રક્ષણ કરવામાં વજ્રથી પણ અધિક કઠિન હોય છે. તેના સાહસની સીમા હોતી નથી. ધર્મ અને વિપત્તિ મસ્ત પતિનું રક્ષણ કરવા-

ને માટે તેનું સાહસ બહુજ દઢ અને પ્રશંસનિય હોય છે. સત્સાહસના પ્રભાવથી સીતા અને દ્રૌપદી પોતપોતાના પતિને ચતુર મંત્રીના જેવી ઉત્તમ સલાહ આપ્યાં કરતી હતી. જેવી રીતે સતિસ્ત્રિયો પોતાની પવિત્રતાને નિષ્કલંક રાખીને સારૂં સુખ અને ભગવાનનો આશિર્વાદ મેળવે છે. સર્વ લોકોની પ્રીતિભાજન બનીને પતિ સેવાથી આ લોકમાં પ્રાતઃસ્મરણીય થઇ જાય છે, અને પરલોકમાં અક્ષય સુખની અધિકારિણી બને છે, તેવીજ રીતે કુલટા સ્ત્રિયો હીંડતાં ચાલતાં તિરસ્કાર અને દારૂણ આપત્તિ ભોગવીને જીવતાંજ મરવા જેવી વિટંબનાને સહન કરે છે, લોકોના તિરસ્કાર અને ધિક્કારથી અધિર થઇને સંસાર તેને અંધકારમય દેખાવા લાગે છે, પુરાણોમાં લખ્યું છે કે, દુરાચારીણી સ્ત્રીયો નરક રૂપ ભયંકર અગ્નિમાં પડીને અત્યંત કષ્ટને ભોગવે છે. સતી સ્ત્રિયો સ્વર્ગની માફક ઉચ્ચ, પવિત્ર અને પુજનિય હોય છે. કુલટા સ્ત્રીયો નરકના કીડાઓ કરતાં પણ તુચ્છ, અપવિત્ર, વ્યભિચારિણી અને સંસારના કાંટા રૂપ છે એવી સ્ત્રિયોથી સમાજને જે હાનિ થાય છે તે ઘણીજ ભયંકર છે. સંસારમાં સતીની તુલનાજ નથી, અનંત કાળ સુધી તેનો મહિમા ગાય તોપણ પણ ઓછો છે, સાધ્વિ સ્ત્રિયોનું સુખ, સન્માન, અને શાંતિ અટલ છે, કલંકિની હંમેશા દુઃખ, અનાદાર અને અશાન્તિમાં જીવન ગાળ્યાં કરે છે. સતિ સ્ત્રિયો સેંકડો ગાંઠો વાળેલું જીર્ણવસ્ત્ર પહેરનાર ભિખારી પતિની ઘાસની ઝુંપડીમાં રહેવા છતાં પણ પવિત્ર સુખનો ઉપભોગ કરે છે.

દુરાચારિણી સ્ત્રિયો મનોહર ઉંચા મહેલોમાં રહી અને સુવર્ણનાં રત્ન જડિત આભૂષણોને પહેરીને સર્વ પ્રકારના રાજસી સુખને ભોગવવા છતાં પણ તે સાચા સુખનું મુખ પણ જોવા પામતી નથી. સતી સ્ત્રિયો દેવીની માફક પૂજનીય અને અસતી કિંવા કુલટાસ્ત્રિયો કુતરીની માફક તિરસ્કારને પાત્ર છે તેના દુઃખ અને આપત્તિની સીમા હોતી નથી. તેનો વિશ્વાસ પણ રાખી શકાતો નથી કારણ કે હસતાં હસતાં પણ પોતાના પતિને મરણને શરણ કરી દેતાં તેને વાર લાગતી નથી. સંસારમાં એવું કોઇ પણ કુકર્મ નથી કે જેને તે ન કરી શકતી હોય. નીતિકાર ચાણાકયે લખ્યું છે કે, જે ઘરમાં સાપ રહે છે તે ઘરમાં રહેવું અને દુષ્ટા સ્ત્રીના પતી થવું એ બંને સમાન છે. હજારો પ્રકારની સાવધાની રાખવા છતાં પણ એક દિવસ પ્રાણને ગુમાવવો પડે છે.

પવિત્રતાજ સ્ત્રિયોનું જીવન છે. પ્રાણ જાય તેની ચિંતા નહિ પણ સતી સ્ત્રિયો પવિત્રતાનો ત્યાગ કરતી નથી. સતીએ પ્રત્યેક કામમાં પવિત્ર રહેવું ઉચિત છે. પવિત્રતા રહિત સ્ત્રી અને પ્રાણ રહિત શરીર બંને એક સરખાં છે. પરમેશ્વર સ્ત્રિઓને એવી સુબુદ્ધિ આપે કે તેનું મન પવિત્રતાને લીધે હંમેશાં લલચાતું રહે. એક વાત એ કે જે હંમેશાં પોતાનું રક્ષણ કરવાનું જાણે છે તેજ સુરક્ષિતા છે, નહિતો આ સંસારમાં કોઇ પણ તેનું રક્ષણ કરી શકતું નથી. ભગવાન મનુ કહે છે કે, "વિશ્વાસી અને હિતકારી લોકોથી રક્ષિત ઘરમાં પણ સ્ત્રી સુરક્ષિત રહી શકતી નથી. જે પોતેજ પોતાનું રક્ષણ કરી શકે છે તેજ સુરક્ષિતા છે માટે દરેક સ્ત્રીએ પોતાની પવિત્રતાનું રક્ષણ કરવાને સાવધાન રહેવું જોઇએ અને તેનું રક્ષણ કરવાને માટે દરેક સ્ત્રીએ પોતાનું જીવન વૃત એવું ઉત્તમ પ્રકારનું રાખવું કે જેમ અગ્નિમાં કોઇ પ્રવેશ કરી શકતું નથી તેમ તેની સામે કોઇ દ્રષ્ટી પણ મારી શકે નહિ.

અપૂર્ણ.

# હીત વચન.

( સંશોધકઃ-વાડીલાલ કાકુભાઇ સંઘવી,-અમદાવાદ. )

સંત પુરુષોનાં નીચેનાં આત્મહિતાર્થ વાક્યો દરેક બંધુએ અવશ્ય મનન કરવા યોગ્ય છે.

૧. અયોગ્ય ખાનપાનથી, દુષ્ટાચરણથી કે દુર્વ્યસનથી એકવાર શરીર બગડયા છતાં પુનઃ તે કાર્યમાં પ્રવૃત્ત થવું એ પોતાને હાથે પોતાનું મૃત્યુ માગી લેવા બરાબર છે.

૨. મનુષ્ય જન્મમાં જો કર્તવ્યની સિદ્ધિ કરી લેવામાં આવતી નથી તો પછી હાથમાં આવેલો હીરો ગુમાવવા જેવું થાય છે.

૩. અંતર સામર્થ્યને ગ્રહણ કરવાની ઇચ્છા રાખનારાઓએ હંમેશાં સદ્‌વિચારનુંજ ચિંતવન કરવાની જરૂર છે.

૪. વ્યાપારમાં, નોકરીમાં, કે કોઇપણ ધંધામાં સત્ય અને પ્રમાણિકપણે વર્તનારા ભાગ્યેજ નાસિપાસ થાય છે.

૫. ધન મેળવવું એટલામાંજ મનુષ્યજન્મની સાર્થકતા માની લેવી એ અયોગ્ય છે.

૬. ચિર શાન્તિ, પરમ પવિત્રતા અને દુઃખનો અખંડ નાશ કરવાની ઇચ્છા હોય તો તત્ત્વજ્ઞાનદ્વારા મોક્ષ પદ્દના મુસાફર બનો.

૭. માનવ જન્મની મહત્તા વિશ્વપતિને વિશ્વાસથી વળગી રહેવામાંજ સફળ થાય છે.

૮. અમુક કામમાં જય મળશે કે કેમ એવો ઢચુપચુ વિચાર કરવો એ આત્મ સામર્થ્ય ઉપર અવિશ્વાસજ સૂચવે છે.

૯. કર્મ કરો, પરંતુ કર્મ યા તેના ફળમાં અનાસક્ત રહો.

૧૦ આ નાશવંત પંચભૌક્તિક દેહની દ્વારા દુઃખ ભોગવ્યા સિવાય સુખ પ્રાપ્તિની આશા કરવી એ મૂર્ખતાજ છે.

૧૧. ક્રોધથી આપણા મુખમાં ઉત્પન્ન થતી લાળ જીવનને નષ્ટ કરનાર વિષતુલ્ય થઇ જાય છે.

૧૨. વસ્ત્રાદિકથી શરીરની શોભા વધારવા કરતાં હૃદયની પવિત્રતાથી શરીરની શોભાને વધારવી એજ ખરૂં સૌંદર્ય છે.

૧૩. જેમ જેમ આપણે આપણામાં રહેલ આત્મસ્વરૂપ અને આત્મશક્તિઓને ઓળખતા શીખીશું તેમ તેમ તેમાંની હાનિકારક પ્રકૃતિયો નષ્ટ થતી જશે.

૧૪. આપણે એક મનુષ્ય પ્રત્યે ખરાબ લાગણી દર્શાવી, તો આપણા વિરૂદ્ધ તેટલીજ ખરાબ લાગણી તેનામાં ઉદ્‌ભવશે, એ ખચીત સમજવું.

૧૫. જે મનુષ્યો મન, વાચા અને ક્રિયામાં ભિન્નભાવ રાખે છે, તેમને માટે વિશેષ મુશ્કેલી છે.

૧૬. સ્વાર્થી પ્રેમનું નિઃસ્વાર્થી પ્રેમમાં જેટલે અંશે પરિવર્તન થશે તેટલા અંશે લોકો તમારાપ્રતિ વધુ પ્રેમ રાખતાં શીખશે.

૧૭. અમુક કાર્ય વધારે અનુકુળતા મળ્યે કરીશ, એવા વિચારો કરી કાર્ય મુલતવી રાખવાથી ઇચ્છેલી અનુકુળતા કદી મળતીજ નથી.

૧૮. જ્યાં સુધી શુભાશુભ કર્મનો ક્ષય ન થાય, ત્યાં સુધી મેકડોનાગ દેહ ધારણ કરવા છતાં પણ જીવની મુક્તિ થઇ શકતી નથી.

૧૯. મોહનો નાશ થવાથી ઇચ્છા અને દ્વેષનો પણ નાશ થાય છે.

૨૦. જો શુદ્ધ ચિત્તથી પ્રભુનું સ્મરણ કરવામાં આવે તો અવતારની ઉન્નતિ અને સાર્થકતા થાય છે.

# લૉર્ડ કીચનેરનું જીવનવૃત્ત.

## ઇંગ્લાંડનો મહાન્ યોદ્ધો.

હાલના યુરોપીય વિગ્રહમા સમગ્ર વિશ્વનું ધ્યાન ખેંચી રહેલા ઇંગ્લાંડના આ મહાન્ યોદ્ધાના જળવાસથી આખા બ્રિટિસ સામ્રાજ્યમાં શોક રૂપ અંધકાર ફેલાઇ રહ્યો છે. લૉર્ડ કિચનરનું જીવન, સાહસ, અને બહાદુરીનાં કામોમા વ્યતીત થયું છે. અને પોતાના એ બે ગુણોથી તેણે હાલના વિગ્રહમા યુદ્ધ ખાતાના પ્રધાન તરીકેનો માનવંત હોદ્દો મેળવ્યો હતો.

લૉર્ડ કિચનેરનું આખું નામ હોરેશીઓ હર્બર્ટ કિચનેર હતું. તેમનો જન્મ આયર્લાંડમા ટ્રેલી પાસે ગન્સબરો હાઉસમા સને ૧૮૫૦ ના જુન માસની તા. ૨૪ મીએ થયો હતો. લૉર્ડ કિચનેરના પિતા એક આઇરિશ મિલકતદાર હતા અને તેમના માતા ફ્રેંચ હતા.

### જીવનનાં આરંભનાં વર્ષો.

લૉર્ડ કિચનેરનું ૧૩ વર્ષનું વય થતાં, તેમને લેક ઑફ જીનીવાના પૂર્વ ભાગમા આવેલી વિલેન્યુવની શાળામાં કેળવણી માટે મોકલવામાં આવ્યા હતા અહિંથી તેઓ થોડાંક વર્ષમા લંડનમાં ભણવા આવ્યા ૧૭ વર્ષની ઉમરે તેઓ વુલવિચની રૉયલ મિલિટરી એકેડેમીમા દાખલ થયા ૧૮૭૦ ની સાલમા એટલે તેમની ૨૦ વર્ષની વયે પ્રશિયાએ ફ્રાન્સ ઉપર ચઢાઈ કરી ત્યારે આ પ્રસંગમા પોતાના પિતાની સંમતિ વિના તેઓ ફ્રેંચ લશ્કરમાં એક સિપાહી તરીકે દાખલ થયા, પણ તે દરમ્યાન ન્યુમોનીઆનું દર્દ થતા તેમને એ નોકરી મૂકવી પડી બાદ તેઓ રૉયલ એન્જીનીઅર્સમા લશ્કરી શાખામા જોડાયા અને રાજ્યક્ષેત્રનું તારખાતું, જમીન માપવાનું કામ, માપણી જે ને લાઇન બાંધવાનું કામ, વગેરેનું શિક્ષણ મેળવ્યું એ પછી તેમણે પોતાની કીર્તિવંત કારકિર્દીની શરૂઆત કરી.

૧૮૬૯ માં સુએઝની નહેરનો હિંદમા જવાનો ટૂંક દરિયાઇ માર્ગ ખુલ્લો મૂકાયો. સિરિયા અને પેલેસ્ટાઇન બ્રિટિન માટે અગત્યના ભાગ થઈ પડયા આ વખતે તેઓ જનરલ કોન્ડરના હાથ નીચે ૧૮૭ ની ટુકડીમા એક લશ્કરી તરીકે જોડાયા ૧૮૭૪ મા તેઓએ પશ્ચિમ પેલેસ્ટાઇનમા માપણીના કામ ઉપર મેજર કોન્ડ ના હાથ નીચે કામ કરવા માંડ્યું. એ મુદ્દતના દેવીઓ સાથેની ઝપાઝપીમા તેમણે ભાગ લીધો હતો, ૧૮૭૭ મા પેલેસ્ટાઇનની ઇંગ્લાંડ પાછા ફરતી વખતે કોન્સ્ટન્ટીનોપલ, એડ્રીઆનોપલ, ગેલીપોલી વગેરે સ્થળોની તેમણે મુલાકાત લીધી હતી અને તુર્ક લશ્કરી સ્થિતિનો ઠીક અનુભવ પ્રાપ્ત કર્યો હતો. એ પછી તેઓ સાઇપ્રસની માપણીના કામમા રોકાયા તેમણે એ ટાપુનો

નકશો તૈયાર કર્યો. તેઓ સાઇપ્રસમાં હતા તે દરમ્યાન એશીઆ માઇનરમાં અર્ઝરૂમ ખાતે વાઇસ કોન્સલ તરીકે નીમાયા, અહિં તેમણે આરબો, તુર્કો અને ગ્રીક લોકોની ભાષાઓ અને રીતભાતનું જ્ઞાન મેળવ્યું. ૧૮૮૨ માં તેઓ અલેક્ઝાન્ડ્રીઆ ગયા. તેઓ ત્યાં ગયા તે વેળા તે શહેર ઉપર તોપોનો મારો ચલાવવાની તૈયારીઓ ચાલતી ઉતી. તેઓએ એ મારા દરમ્યાન એક વહાણમાં આશ્રય લીધો હતો.

## ઇજીપ્ત અને મીસરમાં બજાવેલી સેવાઓ.

૧૮૮૨–૮૪ માં તેમણે ઇજીપ્શન ઘોડેસ્વાર લશ્કરની સરદારી કરી હતી. ૧૮૮૪ ના વર્ષમાં તેઓએ નાઇલની ચઢાઈમાં ભાગ લીધો હતો અને જનરલ ગોર્ડનના બચાવ માટે પાયદળ લશ્કરની એક ટુકડીની યોજના તેમણે ઘડી કાઢી હતી. પણ તે એ યોજના નકામી ગણાઇ હતી. ૧૮૮૪ ના ફેબ્રુઆરીમાં તેઓ ખાર્ટુમ જઇ પહોંચ્યા હતા. એપ્રિલમાં ખાર્ટુમ ઉપર ઘેરો ઘાલવામાં આવ્યો અને કર્નલ સ્ટુઅર્ટ તથા મી૦ પામર સાથે ગોર્ડન એ શહેરમાં ઘેરાઇ ગયો ત્યારે લોર્ડ વુલ્સ્લીના હાથ નીચે ખાર્ટુમને છોડાવવા માટેના કામમાં લોર્ડ કિચનરે બહાદુરી ભરેલો ભાગ ભજવ્યો હતો. તેઓ આરબના વેશમાં ડોનગાલા અને તેની પેલી બાજુના ભાગોમાં નીકળી પડયા હતા અને ત્યાંના તાયફાવાળાઓને પેગંબરનો ખોટો દાવો કરનાર મહદી સાથે નહિં જોડાવાને સમજાવ્યા હતા. ઓક્ટોબર માસમાં વુલ્સ્લી વાડીહાલ્ફા ખાતે જઈ પહોંચ્યો અને લોર્ડ કિચનેર જનરલ સ્ટુઅર્ટ સાથે ડેપ્યુટી એસીસ્ટંટ એડજુટંટ તરીકે જોડાયા. જોકે જનરલ સ્ટુઅર્ટ અબુકલની લડાઇમાં જીત્યો પણ તે ચઢાઇ નિષ્ફળ નીવડી. ગોર્ડન માર્યો ગયો અને એ વખતે લોર્ડ કિચનેરની ઉમ્મર ૩૪ વર્ષની હતી. જ્યારથી લૉર્ડ કિચનેરે ઇજીપ્શન લશ્કરી ઘોડેસ્વારમાં મેજર નીમાયા ત્યાર પછી ૧૮૯૮ સુધી તેઓ ઇજીપ્તમાંજ રહ્યા હતા. ૧૮૯૨ની સાલમાં જનરલ સર ફ્રાન્સીસ ગ્રીનફેલની ઇજીપ્શન લશ્કરના જનરલ તરીકેની જગ્યા ખાલી પડી. આ વખતે લેફ. જનરલનો ઓધો લોર્ડ કિચનેર ભોગવતા હતા. તેમને લોર્ડ ક્રોમરે સરદાર તરીકેનો ઓદ્દો આપ્યો. આ ઓધ્ધો તેમને અપાયલો સફળ નિવડ્યો, કેમકે એ દરમ્યાન તેમણે સુદાન મેળવ્યું હતું. ૧૮૯૬ માં દરવીશો સામે તેમની સરદારી નીચે ચઢાઇ લઇ જવાઇ હતી અને તેમાં તેમણે બતાવેલા પરાક્રમના બદલામાં તેમને મેજર જનરલ બનાવ્યા હતા. ૧૮૯૮ ની સાલમાં અનબરા ખાતે તેમણે શત્રુઓનાં ૨૦,૦૦૦ ના લશ્કરને હાર આપી હતી. એ લશ્કર અમીર મહમદ અને ઉસ્માન દીગાની સરદારી હેઠળ હતું.

## ખાર્ટુમની જીત.

એ લડાઇમાં છેવટની મોટી ફતેહ તેઓએ ખાર્ટુમ કબજે કરીને મેળવી હતી. એવી મોટી લડાઈ કરતાં તેને ૧૨ વર્ષ લાગ્યાં હતાં અને એ જીતથી ઇજીપ્તની સરહદમાં શાંતિ ફેલાઇ હતી તથા બ્રિટિશ રાજ્યને ઘણો લાભ થયો હતો. ૧૮૯૮ માં ખાર્ટુમની ચઢાઈમાં બહાદુરી મેળવવા માટે પાર્લામેંટ તરફથી તેમનો આભાર માનવામાં આવ્યો હતો અને એજ વર્ષમાં તેમને 'લૉર્ડ' બનાવવામાં આવ્યા હતા. તેમને ૩૦,૦૦૦ પૌંડની રકમ ઇનામ દાખલ અપાઇ હતી તેમજ "ગ્રાંડ કમાન્ડર ઓફ ધી બાથ"નો માનવંત ઇલકાબ તથા ખેદીવનો ચાંદ અપાયો હતો. મેસર્સ નેસ્બીત અને કંપની તરફથી 'કિચનેર ઓફ

આલ્બમ' કરીને એક પુસ્તક પ્રકટ કરવામાં આવેલું છે, તેમાં આ લડાઇ સંબંધી અને આ યોદ્ધાની વીરતા સંબંધી સારૂં વર્ણન છે,

## દક્ષિણ આફ્રિકાની સેવાઓ.

ઉપરની જીત પછી તેઓ ઇજીપ્તમાં હતા તે દરમ્યાન બોઅર લડાઇ જાગી, અને કેટલાંક મોટાં મથકોએ બ્રિટિશ લશ્કરને હાર મળવાથી ઈંગ્લાંડમાં ઘણી ચર્ચા જાગી. આથી ૧૮૯૯ ની સાલમાં ડીસેમ્બરની તા૦ ૧૮ મીએ લૉર્ડ રોબર્ટ્સને દક્ષિણ આફ્રિકામાં મોકલવામાં આવ્યા અને લોર્ડ કિચનેરને તેમના સ્ટાફના વડા તરીકે નીમવામાં આવ્યા. આ લડાઇનો વિસ્તાર વિશાળ હોવાથી તેમજ દક્ષિણ આફ્રિકામાં લશ્કરી બંધારણ બરોબર રીતનું ન હોવાથી એ લડાઇમાં લૉર્ડ કિચનેરને ઘણું મુશ્કેલ કામ બજાવવાનું હતું, અને જનરલ ફ્રેંચ લોર્ડ રોબર્ટ્સ વગેરેની મદદથી તેમણે તે પાર પાડ્યું હતું. લોર્ડ રોબર્ટ્સે ૧૯૦૦ ની સાલમાં આફ્રિકા છોડયા પછી લોર્ડ કિચનેરને સેનાપતિ નીમવામાં આવ્યા. એ જોખમદાર ઓદ્ધો તેમણે એવી કુશળતાથી અને વિજયભરેલી રીતે બજાવ્યો હતો કે આજ તેનાં વખાણ થાય છે. ૧૯૦૨ માં બોઅરો સાથે સંધિ થઇ અને એ પછી ના. શાહેનશાહ એડવર્ડે તેમને વાઇકાઉંટનો ખિતાબ આપ્યો હતો અને પાર્લામેન્ટે રૂ. ૭,૫૦,૦૦૦ નું ઇનામ આપ્યું હતું.

## લોર્ડ કિચનેરની હિંદની સેવાઓ.

૧૯૦૨ ના નવેમ્બરમાં જનરલ સર પામરની હિંદી સેનાપતિની ખાલી પડેલી જગ્યાએ લોર્ડ કિચનેરની નિમણુંક થઈ હતી અને એ ઓદ્ધા ઉપર તેઓ ૧૯૦૯ ની સાલના સપ્ટેમ્બર માસ સુધી રહ્યા હતા. એ દરમ્યાન તેમણે હિંદમાં બ્રિટિશ અને હિંદી લશ્કરનાં બંધારણો નવેસરથી રચ્યાં હતાં અને એ મોટા લશ્કરી સુધારાની યોજના હિંદી અને બ્રિટીશ સરકારને સંતોષ આપનારી થઇ પડી હતી. આ યોજનાથી હિંદી સરહદ ઉપર લડાઇ જાગતાં સાં મોટું લશ્કર જલદીથી રવાના થઇ શકે છે તેમજ વિદેશોમાં લડાઇ જાગતાં મોટી હિંદી ફોજ હિંદથી ઘણી જલદીથી રવાને કરી શકાય છે. આ અગત્યના લશ્કરી સુધારા આ મહાન યોદ્ધાએ ફક્ત ૭ વર્ષના ટુંક અરસામાં કર્યા હતા.

## લોર્ડ કર્ઝન સાથે તકરાર.

હિંદમાં તેઓએ લશ્કરી સુધારાઓ દાખલ કર્યાથી, ખર્ચને લગતી તથા બીજી બાબતોમાં હિંદી વાઇસરોય તથા હિંદી સેનાપતિની સત્તા સંબંધી મોટો પ્રશ્ન ઉભો થયો. હતો. લોર્ડ કર્ઝન અને લોર્ડ કિચનેર બન્ને વચ્ચે આ બાબતમાં સખ્ત ચકમક ઝરી અને આખરે તેમાં આ યોદ્ધાના પક્ષનો વિજય થયો. જેથી લોર્ડ કર્ઝનને રાજીનામું આપવું પડ્યું. લોર્ડ કર્ઝન અને લોર્ડ કિચનેર વચ્ચે ચાલતી ચકમક વખતે હિંદી પ્રજા લોર્ડ કર્ઝનથી નાખુશ થયલી હતી. લોર્ડ કર્ઝનની સ્વચ્છંદી પ્રકૃતિને લોર્ડ કિચનેરના ભવ્ય દૃઢ પ્રયત્નોને પરિણામે ધક્કો પહોંચ્યાથી પ્રજાને કંઇક આનંદ થયો હતો.

## ઓસ્ટ્રેલીઆમાં લશ્કરી સુધારા.

હિંદના સેનાપતિ તરીકેના ઓદ્ધા ઉપરથી નિવૃત્ત થવા પછી ઓસ્ટ્રેલીઆના લશ્કરી બંધારણને તેમણે નવેસરથી રચી આપ્યું હતું. ૧૯૦૯ માં તેમને 'ફિલ્ડ-માર્શલ'ની પદવી મળી હતી. એ પછી તેમણે ઈંગ્લાંડમાંનો 'બ્રુમ પાર્ક,' ખરીદ્યો હતો. એ વખતે તેમને ડયુક

ઓફ ડોમીનીઅનની જગ્યાએ મેડીટરીઅનના સેનાપતિ અને હાઇ કમિશનરનો ઓદ્ધો આપવામાં આવનાર હતો પણ તેમણે ના પાડી હતી. ૧૯૧૦ માં તેઓ 'શહેનશાહી સંરક્ષણની કમિટી'માં જોડાયા હતા.

### ઇજીપ્તના હાઇ કમિશનર.

૧૯૧૧ ના સપ્ટેંબરમાં તેમને ઇજીપ્તના બ્રિટિશ હાઇ કમિશનર અને એજંટ તરીકે નીમવામાં આવ્યા હતા. એ વખતે તુર્કો અને ઇટાલીઅનો વચ્ચે લડાઈ જાગી હતી અને લોર્ડ કિચનેરનું કામ મુશ્કેલ દેખાતું હતું પણ પોતાની બાહોશીથી તેમણે ઇજીપ્તમાં શાંતિ જાળવી હતી. ફ્રેંચ લોકો સાથે સારો સંબંધ રાખી તેમનો ઇજીપ્તમાંનો અમલ સરસ બનાવ્યો હતો ઇજીપ્તમાં દરેક ખાતામાં ખેદીવ સાથે મળીને તેમણે ઘટતા સુધારા વધારા કરાવ્યા હતા. નહેરોનાં કામોથી ઇજીપ્તની આબાદી વધારી હતી અને ઇજીપ્તના ખેડુતોને ધારા બાંધનારી સભા મારફત સારા અને લાભકારક હક અપાવ્યા હતા. ઇજીપ્તમાં તેમણે કેળવણી વિષયક બાબતોમાં પણ પ્રજાની ઠીક પ્રગતિ કરી હતી. એક બાહોશ રાજદ્વારી તરીકે ઇજીપ્તમાં તેઓ સારી રીતે ફાવ્યા હતા.

### લડાઇ ખાતાના પ્રધાન તરિકે મહાન સેવાઓ.

હાલનો વિગ્રહ જાગતાં તેમના આગળના અનેક અનુભવોને પરિણામે તેમને બ્રિટિશ લડાઈ ખાતાના પ્રધાન તરીકે પસંદ કરવામાં આવ્યા હતા અને તે પછી આજ સુધી બ્રિટીશ લશ્કરની અનેક પ્રકારની વ્યવસ્થાઓ અને બીજી બાબતો જોતાં એ ઓદ્ધા ઉપર રહીને તેમણે બ્રિટીશની મહાન સેવાઓ બજાવી છે, એ સાબિત થયું છે. હાલના વિગ્રહમાં ૪૦ થી ૫૦ લાખનું નવું સૈન્ય ઉભું કરવામાં તેમણે ભારે પ્રયત્નો કર્યા છે અને બ્રિટીશ સૈન્યની અને બ્રિટીશ સાધનોની સેવાઓ બીજાં મિત્ર રાજ્યોને અપાણી છે. આવો એક બહાદુર સિપાહી ખોવા માટે બ્રિટનને સંતાપ થાય એ કેવળ સ્વાભાવિક છે.

### તેમનું સાંસારિક જીવન.

લોર્ડ કિચનેર ૬૩ વર્ષની વયે મર્ણ પામ્યા છે તેઓની સાંસારિક જીંદગી કુંવારાપણામાંજ ગઇ છે. તેમનો ચહેરો ભવ્ય, કદ ઉંચું અને એક શુરા સિપાહીને છાજતું તથા બોલવા ચાલવાની છટા પ્રભાવ પાડે એવી હતી, લોર્ડ કિચનેર સ્ત્રીઓ તરફ બેપરવા બતાવતા એમ એક વખત સ્વર્ગસ્થ મહારાણીના દરબારમાં ચર્ચા થઇ હતી. તે વખતે તે મહારાણીએ કહ્યું હતું કે—"એ સાંભળીને હું અજબ થાઉં છું; કેમકે મારી સાથેની વાતચિતમાં તો તેઓ હમેંશાં ઘણી સભ્યતાથી વર્તે છે," તેમનો ખિતાબ તેમના મોટા ભાઇ કર્નલ હેની એલીઅટ ચેવીલીઅર કિચનેર ભોગવશે.

ગુજરાતી.

---

### બળદના ગોવાસાના ઉપાયો.

આ રોગ બળદોને ખાસ કરીને થાય છે. ઘણી જગાએ 'ગોવાસા'ને [illegible] કહેવાય છે. ઉપાયમાં (૧) બળદને આકડાના ઝાડની પાની ખવડાવવી. જો [illegible] આરામ થાય એમ નહીં હોય તો તેને વાટીને ઝીણી કરીને પણ [illegible] ખવડાવવી. (૨) તુવેરનું ડોકળું ઉકાળીને તેની વરાળ પાવાથી પણ ફાયદો થાય છે. (૩) સરગવાના લાકડા બાળીને તાજી [illegible] ગરમ તાવી પણ એ રોગ ઉપર મુકવી પાય છે. કારણ એથી ઠંડક પડી જાય છે.

દીનુભાઇ જે. પારેખ.

# મહાભારતમાં આયુર્વેદનો અર્થ અથવા મહાત્મ્ય.

( લેખક શ્રીયુત ઉદયચંદ લાલચંદ. )

( અનુસંધાન ગતાંકથી. )

ઔષધિઓના વિષયમાં પણ કહેવામા આવ્યું છે કે-જંગમ પ્રાણીઓના શરીરમાં રોગની ઉત્પત્તિ થઇ જાય છે ત્યાર તેઓ પોતાનુ કાર્ય કરવામા નાલાયક થઇ જાય છે. તેવીજ રીતે વૃક્ષ અને વનસ્પતિ વિગેરેમાં પણ અમુક અમુક સંયોગોને લીધે રોગની ઉત્પત્તિ થઇ જાય છે. મતલબ કે, રોગી થયેલી વનસ્પતિઓ ચિકિત્સાના ગભીર કાર્યમાં ઉપયોગી થઇ શકે નહીં એટલુ નહી પણ તેવી ઔષધિઓ વડે-લાભને માટે થતી-ચિકિત્સા ગેરલાભ કરે છે. એવી રીતે વૃક્ષ અને વનસ્પતિની ઔષધિઓ પણ શબ્દાદિક વિષયોને ગ્રહણ કરી શકે છે. એ વિષયના સંદર્ભમાં મહાત્મા ન ગણીજ સ્પષ્ટતાથી વિવેચન કરે છે

મનુષ્ય પ્રાણિઓના શરીરમાં કયાં કયા તત્વો છે અને તેઓ શુ શુ કામ કરે છે? એ વિષયના વિચારને આયુર્વેદમાં મુખ્ય સ્થાન આપવામાં આવેલ છે અને તેનું વિવેચન શારીરસ્થાન તરીકે કરેલ છે.

સચેતન—સજીવ શરીરમા પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાચ તત્વો રહેલાં છે તેઓમાં ત્વચા—ચામડી, માંસ, અસ્થિ, મજ્જા અને સ્નાયુ એ પાચ પદાર્થો પૃથ્વી તત્વના છે. તેજ એટલે પ્રભા ક્રોધ, ચક્ષુ, ઉષ્ણતા અને આહારને પચાવનાર જઠરાગ્નિ એ પાચ પદાર્થો તેજસતત્વના છે, શ્રોત્ર (કાન), નાસિકા, મુખ, હૃદય અને કોઠાનો ભાગ એ પાંચ પદાર્થો આકાશ તત્વના છે કફ-પિત્ત-પરસેવો-વસા અને રુધિર એ પાચ પદાર્થો જળ તત્વના છે. શ્વાસની પ્રવૃત્તિ કરાવનાર પ્રાણ મલાદિકને નીચે લઈ જનાર અપાન, કાર્યશક્તિ દેનાર વ્યાન, હૃદય અથવા નાભિમા રહી જીવનને ટકાવી રાખનાર સમાન અને ઉચી ગતિ આપી વચનાદિ વ્યાપાર કરાવનાર ઉદાન એ પાંચ તત્વો—વાયુતત્વનાં છે.

પ્રાણીઓ જુદા જુદા ગધોને જાણી શકે, તે દેહમા રહેલા પૃથ્વીતત્વનો પ્રભાવ છે. અનેક જાતના રસોને જાણી શકે તે જળતત્વનો પ્રભાવ છે. વિવિધ પ્રકારના રૂપોને એટલે નીલ, પીતાદિક વર્ણોને તેમજ ભિન્ન ભિન્ન આકૃતિઓને જાણી શકે છે, એ તેજસ્ તત્વનો પ્રભાવ છે ઉના, ઠંડા, કોમળ કઠોર એ પદાર્થો શરીર સાથે અથડાવાથી જે ભાન થાય છે—પ્રતીતિ થાય છે, તે વાયુ તત્વનો પ્રભાવ છે જેનો અર્થ ન સમજી શકાય એવો ધ્વન્યાત્મક શબ્દ અને જેનો અર્થ સમજી શકાય એવો સ્પષ્ટ શબ્દ જાણવામા આવે એ આકાશ તત્વનો પ્રભાવ છે ઈષ્ટ-અનિષ્ટ-મધુર-નિર્હારી (ઘણે દૂર સુધી પહોંચનારા-સહન સ્નિગ્ધ-રૂક્ષ અને વિશદ એવી રીતે-નવપ્રકારે-પૃથ્વી સંબધી ગંધ છે.

મધુર-ખારો-તીખો-ખાટો, તુરો અને કડવો એ મુજબ જળતત્વ સંબધી ૭ પ્રકારનો રસ છે. ટુંકુ-લાંબુ-જાડુ-ચોરસ-ગોળ-ધોળુ-કાળુ-રાતુ-પીળુ-અરૂણ-કઠિન ચીકણુ-સુંદર, તાંતણા ચાલે તેવુ અને દારૂણ એ પ્રકારે તેજસ્ તત્વના સોળ પ્રકારના રૂપો છે ઉનો-ટાઢો-સુખકારી-દુખકારી-સ્નિગ્ધ વિશદ-કોમળ-કઠિન-સુંદર-હલકો અને ભારે એ પ્રમાણે વાયુતત્વ સબધી અગીઆર પ્રકારનો સ્પર્શ છે ષડ્જ-ઋષભ-ગાંધાર-મધ્યમ-ધૈવત પચમ અને નિષાદ એ પ્રમાણે આકાશ તત્વસંબધી સાત પ્રકારનો સ્પર્શ

છે, ઢોલ વગેરે વાજીંત્રોમાં તથા સાવકાશ પદાર્થોમાં પણ શબ્દ અનેક પ્રકારે રહેલો છે. આ પાંચે તત્વો જ્યાં સુધી-દેશ-કાલ અને પ્રકૃતિને સાત્મ્ય અર્થાત્ અનુકૂળ હોવાથી આહાર-વિહારના સેવનથી અવ્યાહત એટલે અબાધિત સ્થિતિમાં રહે છે, ત્યાં સુધી શરીર અખંડિત આરોગ્યતાનો અનુભવ કરી શકે છે. જ્યારે પ્રકૃતિને પ્રતિકુળ થાય તેવા આહાર-વિહારોથી શરીર બાધિત થાય છે ત્યારે તે (શરીર) માં મોટા રોગો ઉત્પન્ન કરી દે છે અને દુઃખદાવસ્થામાં લાવી મૂકે છે. તેજસ તત્વ મસ્તકમાં રહી શરીરનું પોષણ કરે છે. પ્રાણવાયુ મસ્તકમાં અને જઠરાગ્નિમાં રહી શરીરને હલન-ચલનની ક્રિયામાં પ્રવર્તાવે છે. (અપૂર્ણ.)

---

# स्वदेशी रंगो.

## લાલ રંગ.

મજીઠ ( Rubia Cordifolia )-કાપડ ઉપર સારી રીતે જાણીતા તુર્કી લાલ રંગને માટે જાણીતા 'એલીઝીરીન'ને બદલે ઘણીજ સારી રીતે વપરાય છે. મજીઠના કેટલાક નમુનાઓમાં પીળા રંગવાળી ચીજ ભળેલી હતી, પરંતુ જો ભૂરાશ મારતો રાતો રંગ જોઈતો હોય તો આ ભેળ કાઢી નાંખવો પડે છે. મજીઠ સારા જથ્થામાં મળે એમ છે.

પતંગ-(Sappan'નું લાકડું-સઘળી જાતના રેસા ઉપર આ ચીજ લાલ રંગની ઉત્તમ છાયા આપે છે. આ લાકડું મોટા જથ્થામાં મળે છે. ફટકડીની મદદથી ચળકતા રાતા રંગની ઘણી ઘણી છાયાઓ નીપજે છે.

આળનો (morinda Citrofolia)-રાતા રંગ માટે ઘણોજ જાણીતો છે. ફટકડીની મદદથી લાલચોળ રંગ નીપજે છે.

કસુંબો-કાપડ ઉપર ઘણો સારો રંગ નીપજાવે છે; પણ તે ટકાઉ નથી.

રક્તાંજલિ-(red sanders)-આ જાતનું લાકડું દક્ષિણ હિંદમાં બને છે; રાતા રંગ માટે ઘણુંજ ઉંચી કીસમનું ગણાય છે. ફટકડી સાથેતે વપરાય.

પીંપળો અને આસુંદ્રો, જેંજવો-પીપળાના મૂળ અને આસુંદ્રા અને જેંજવાની છાલ પણ લાલ રંગ માટે કામ આવે છે, પરંતુ એ ઓછી અગત્યની ચીજો છે, કારણ એથી બુખરા રંગ ઉઘડે છે.

લાખ-ઉન અને રેશમ ઉપર લોહી જેવા લાલ રંગ માટે ઘણાજ ઉપયોગી ગણાય છે. મીરજાપુરમાં મોટા જથ્થાઓમાં મળે છે.

## પીળો રંગ.

દાડમની છાલ-તસપત્ર અરડુસો કથલ (Kathal), જંગલી નીલ, સરપંખો, આ સર્વ ચીજોમાં પીળા રંગનાં તત્વો હોય છે અને તે સઘળા રેસાઓ ઉપર સંતોષકારક પીળા રંગની છાયા આપે છે. કાપડ માટે ફટકડી કે દલાઇ વપરાય. સામાન્ય રીતે રંગના રંગાટમાં લગાર સરેસ નાંખવાથી 'ટેનીન' તત્વ ઠેકું બેસે છે અને બીજી અશુદ્ધિઓ જતી રહે છે એટલે વધારે ચોખ્ખી છાયા મળે છે.

રક્તરંતી-પીળા રંગ માટે આ એક કીમતી ચીજ છે. દાર્ હળદરમાંથી આ ચીજ કઢાય છે.

રોલી કે કમીલ (Kamila) ભુરા રેશમ માટે આ કીમતી પીળો રંગ છે.

હારસીંગરનાં ફુલ-સઘળા રેસાઓ ઉપર કીમતી રંગ માટે વપરાય; પણ આ રંગ ઉડી જાય છે, ફટકડી, હલદર કે આમળી સાથે ઉમદા પરિણામ આપે છે.

તેસુ-ધાક, ખાખરો ફુલ-આપણ પીળા રંગ માટે ઓછી અગત્યની ચીજો છે. બીજ કામ માટે તે ઉપયોગી છે.

### આસમાની રંગ.

ગળી-આ એકજ ચીજ આ રંગ માટે મળી આવે છે; તેની ઉપયોગિતા સારી રીતે જાણીતી છે.

### ભુરો કે ખાખી રંગ.

ખેર, બાવળીયો, અખરોટ-ખેર કાપડ માટે, અને અખરોટ ઉન માટે ખાસ કીંમતી છે. બંને રંગ સઘળી જાતની છાયાઓ આપે છે. તે ઉત્તમ રીતે ચીકટાઇ રહે છે, આ બંને ચીજો પુષ્કળ મળે છે.

### મિશ્રિત રંગ.

ઉપરના રંગોની મીલાવટો, ફટકડી આદિ જુદી જુદી જાતના પદાર્થોની મદદથી કોઈ રંગની ધારેલી છાયા આપી શકે છે. રાતા રંગ કલઇની મદદથી હોતાં લોહીવાળો રંગ આપે છે, ફટકડી સાથે કીરમજી, લોઢા સાથે ભૂરો અને 'ક્રોમ' સાથે ચોકોલેટ રંગ આપે છે. પીળા અને રાતા રંગની મીલાવટથી નારંગી રંગ મળે છે, અને આસમાની તથા પીળાની મીલાવટથી લીલો રંગ આપે છે. કાળો, પાનખડીનો રંગ, વગેરે 'ટેનીન' અને ફેરસ સલ્ફેટની મદદથી આપે છે. આમા ગળી મેળવતાં ઘેરો કાળો રંગ તૈયાર થાય છે.

રાતો—૧. મંજીઠ. ૨ પતંગ ૩. લાખ. પીળો—૪. તેસુ ફુલ. ૫. દાડમની છાલ. ભૂરો-૬ કચ ૭ કનેરાશ.

---

# સમુદ્રફળનો ઉપયોગ.

( લેખક—ત્રિભુવન સવજી મોદી. મુ-વેરાવળ. )

સમુદ્રફળને નવ દીવસ નગોડ ( સંભાળુ ) ના પાંદડાંના રસમાં પલાળી રાખી, સાત દિવસ છાંયે સુકવી નીચે દર્શાવેલા ઉપાયોની સાથે સાત દિવસ વાપરવાથી ફાયદા જણાય છે.

૧. ખજુર તો. ૧, જેઠીમધ તો. ાા, જાયફળ તો. ાા, સમુદ્રફળ વાલ ૧ સાત દિવસ ખાવાથી ધાતુક્ષીણતા મટી પુરૂષાતન પ્રાપ્ત થાય છે.
૨. કોળું તો. ૪ સમુદ્રફળ વાલ ૨ ખાવાથી સાત દિવસમાં ગમે તેવડી મોટી બરોળને સારી કરે છે.
૩. દૂધ શેર ાા, સમુદ્રફળ વાલ ૧ એ પ્રમાણે સાત દિવસના ઉપયોગથી સંધીવા તથા જલોદર મટે છે.
૪. સાકર તો. ૨, સમુદ્રફળ વાલ ૧, ખાવાથી ગરમીનો તાવ જાય છે.
૫. દહીં તોલા ૪, સમુદ્રફળ વાલ ૨, ખાવાથી કષ્ટાતી સ્ત્રીને તરત છુટાછેડા (પ્રસવ)થાયછે.
૬. દહીં તોલા ૫ સાથે સમુદ્રફળ વાલ ૧ એમ સાત દિવસ ખાવાથી મરદાઈમાં બેહદ વૃદ્ધિ કરે છે. ( શુક્ર-ધાતુ ) વધારે છે અને શરીર પુષ્ટ થાય છે.
૭. તુલસી પત્ર તોલા ૨, લવીંગ તોલા ૧, સમુદ્રફળ વાલ ૫, પાંચ દિવસ ખાવાથી વાઇ ( ફેફરું ) ની ગરમી મટે છે.
૮. સમુદ્રફળ તમાકુ તરીકે ઝીણું ખાંડી સુંઘવામાં આવે તો માથાનો કરો ( દુખાવો ) ઘણી છીંકો આવવાથી મટે છે.

---

**આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન ભાગ ૧ લો તથા ૨ જો**—લેખક, લો. માન્ય શ્રીયુત મોહનદાસ કરમચંદ ગાંધી સત્યાગ્રહાશ્રમ અમદાવાદ. પ્રકાશક સસ્તુસાહિત્ય કાર્યાલય તરફથી શ્રીયુત ભિક્ષુ—અખંડાનંદ, કાલબાદેવી, મુંબાઇ અને અમદાવાદ. વિવિધ ગ્રંથમાળાનું ૭ઠા વર્ષનું ૧૪ મું પુસ્તક છે મૂલ્ય ૦-૪-૦ કદ સોળપેજી, ૧૩૮ પાન. આ પુસ્તક શરીરને નિરામય રાખવાની ઇચ્છા રાખનાર દરેક માણસને ઉપયોગી થઈ પડયા સિવાય રહેવાનુંજ નહિ. તેમાં ૧ લા ભાગમાં કુદરતી રીતે—હવા, પાણી, ખોરાક, કસરત, પોષાક વિગેરેનો શરીરને નિરામય રાખી શકે તેવો ઉપયોગ, અને બીજા ભાગમાં—કેટલાક ઉપચારો તેમાં, હવા, પાણી તથા માટીના ઉપચારો, તાવ, કબજીયત, ચેપી રોગો, સુવાવડ, બચ્ચાંની માવજત વિગેરે વિષયો છે. વિષયો ઉપયોગી, સરળ અને ઉપયોગ કરી શકાય તેવા છે. પુસ્તક ઘણુંજ ઉપયોગી છે.

**લઘુલેખ સંગ્રહ**—ભાગ ૨ જો. અનુવાદક—રા. કલ્યાણજી વિઠ્ઠલજીભાઇ મહેતા. અને રત્નસિંહ દીપસિંહ પરમાર, પ્રકાશક સસ્તુ સાહિત્ય કાર્યાલય મુંબાઇ અને અમદાવાદ. આ પુસ્તકમાં જર્મનજાસુસની આત્મકથા, ફિજી દ્વીપમાં ૨૧ વર્ષ, તથા કેટલાંક મહાન પુરૂષના ચરિત્ર લેખોનો સંગ્રહ છે. મૂલ્ય ૦-૯-૦ પાન સોળપેજી કદનાં ૩૨૭. વિવિધ ગ્રંથમાળાનાં દર વર્ષ ૧૫૦૦ પૃષ્ટની બુકો રૂ. ૨—માં મળે છે. પુસ્તક વાંચવામાં રસીક અને જાણવા યોગ્ય વાતોનો તેમાં સમાવેશ થઇ જાય છે.

**શ્રી યોગ વાસિષ્ટ**—મહારામાયણ ભાગ ૨ જો. નિર્વાણ પ્રકરણનું ગુજરાતી ભાષાંતર. મૂળ ભાષાંતર કરાવનાર વેદ ધર્મ સભા-મુંબાઈ. બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરનાર, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી મંત્રી ભિક્ષુ અખંડાનંદ, કાલબાદેવી મુંબાઈ. કદ રોયલ આઠ પેજી મોટા ૧૦૬૭ પાન, પાકું બાઈન્ડીંગ કીંમત માત્ર રૂ. ૩. આ ગ્રંથના ૧ લા અને બીજા બંને ભાગની પ્રથમ આવૃત્તિનું મૂલ્ય રૂ ૧૯ હતું. છતાં સસ્તા સાહિત્ય કાર્યાલય તરફની યોજનાને લીધે બંને ભાગનું મૂલ્ય રૂ ૬ રાખેલું છે. વેદાન્ત સંબંધી ઉત્તમ અને કીમતી પુસ્તકો આ કાર્યાલય તરફથી આવી નજીવી કીંમતે બહાર પડે છે, તેનો ગુજરાતી પ્રજાએ લાભ લેઈ પોતાના આત્માનું શ્રેય કરવા યત્ન કરવો જોઇએ. આવા ઉપયોગી ગ્રંથનો દરેક માણસે સંગ્રહ કરવોજ જોઇએ એવો અમારો અભિપ્રાય છે. પુસ્તક છપાવવા વિગેરેમાં યોગ્ય કાળજી લીધેલી જણાય છે.

**સૉક્રેટીસ**—અને તેનો છેલ્લો સંવાદ. અનુવાદક શ્રીયુત જીવનલાલ અમરશી મ્હેતા અમદાવાદ તથા રા. જેઠાલાલ હરિલાલ શાહ. વડોદરા. મૂલ્ય ૦—૮—૦ પણ જ્ઞાનવર્ધક પુસ્તક માળાના ગ્રાહક પાસે ૦—૪—૦. આ જ્ઞાનવર્ધક પુસ્તકમાળાનું ત્રીજું પુસ્તક છે. આ પુસ્તકનું મરાઠીમાંથી ભાષાંતર કરેલું છે આ પુસ્તકમાળાના ગ્રાહક થનારને આવાં ઉપયોગી પુસ્તકો અર્ધિ કિંમતે મળે છે.

**સત્યભામા**—પાંચ અંકી સચિત્ર નાટક. જ્ઞાનવર્ધક પુસ્તકમાળાનું ચોથું પુસ્તક મૂલ્ય રૂ. ૧, પણ આ માળાના ગ્રાહકોને ૦-૮-૦. આ પુસ્તક મુળ વધુપરીક્ષા નામના મરાઠી પુસ્તકનું ભાષાંતર છે. આ નાટક ગમ્મત સાથે જ્ઞાન આપનાર છે. ભાષા સરળ અને રૂચિકર છે.

**ચોખેરવાલી**—એટલે આંખની કણી ભાષાન્તર કર્તા રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી મુંબઇ, પ્રકાશક જીવનલાલ અમરશી મહેતા. મુલ્ય રૂ.૧ જ્ઞાન વર્ધક પુસ્તકમાળાનું

આ પાંચમું પુસ્તક છે. તે બંગકવિવર ડૉ. સર રવીન્દ્રનાથ ટાગોરકૃત ચોગેરવાળી નામના પુસ્તકનું ભાષાંતર છે. પુસ્તક બોધક વિષયોથી ભરપુર અને રસિક છે જ્ઞાનવર્ધક પુસ્તકમાળાના ગ્રાહકને ૦—૮—૦ માં મળે છે.

**પશુમાંથી દેવ**—ભાષાંતર કરનાર રા. મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી બી. એ. એલ. એલ. બી. પ્રકાશક રા. જીવનલાલ અમરથી મહેતા, મેનેજર જ્ઞાનવર્ધક પુસ્તકમાળા, અમદાવાદ મુલ્ય ૦-૮-૦, પણ આ ગ્રંથમાળાના ગ્રાહકો પાસેથી ૦-૪-૦. મહાત્મા જેમ્સ એલન કૃત From Passion to Peace નામના પુસ્તકનું ભાષાંતર છે. ભાઇશ્રી મોહનલાલની આવાં ઉપયોગી કાર્યમાં થયેલી પ્રવૃત્તિ જોઇ હર્ષ થાય છે. જીવનને આદર્શ રૂપ બનાવવા માટે આ પુસ્તક મનન કરવા યોગ્ય છે.

## बाळरोग.

( ગતાંક પૃષ્ટ ૧૩૬ થી ચાલુ. )

**આમણ નીકળવી**—બચ્ચાંઓ ઝાડે ફરતાં બચ્ચુ કણસે છે. ( જોર કરે છે ) જેથી આમણ બહાર નીકળે છે. ઉપાય—૧ પડવાસ પેપડીનો ભૂકો કરી. આમણ ઉપર છાંટવો અને બે હાથના અંગુઠા વતી બેસાડી દેવી.

૨. શુદ્ધ કરેલ ગંધક, તો. ૧, ક્રીમ ઓફ ટારટર તો. ०। , દાડમનું સરબત તો. ૨, મેળવી ચાટણ કરવું તે સવાર સાંજ મળી રૂ: એક ભાર ચટાડવું ( કનફેકસન સલફર ) આ દવા હરસને માટે પણ બહુ ઉપયોગી છે.

**બચ્ચાની વધરાવળ**—૧. કાનની શિરા વિંધવી. વાંસામાં ખભા નીચે ડામ દેવો તથા પેડુમાં ડામ દેવાથી ફાયદો થાય છે. ( આ કામ અનુભવી વિના કરાવવું નહિ. )

૨. શેસગુંદર, કાંકરીઓ, ઝેરેર, સુડીઆનાં મુળ, એરંડીમીંજ બધી જણસો સરખે વજને લેવી. કાંકરીઓ શેકવો. ખાંડી ભુકો કરી ०। રૂા. ભાર વાટી પાવાથી ફાયદો થાય છે.

૩. બચ્ચાંનું મુતર ( પોતાનું ) થોડું પાવાથી પણ પેટપીડ તથા વધરાળ મટે છે.

**બાળશોષ**—ઝાડા થઇ બચ્ચાનું શરીર ગળી જાય છે. ફક્ત હાડપીંજર રહે છે. ડોક નમી જાય છે. માથામાં ખાડો પડે છે.

ઉપાય ૧. ડોક ઉપર પાટો બાંધવો. (ટંકણ, ગોળ, મધ) ગગીઅલ લુગડામાં નાંખી ગળે બાંધે છે. ૨. માથામાં ખાડો પડે છે. તેમાં રાળ તથા ઉમરડાનું દુધ મુકવાથી ખાડો પુરાઇ જાય છે. ૩. તાળવામાં ગોળ આંગળી વતી દાબવાથી તાળવું નીચે ઉતર્યું હોય તે ઉપડે છે.

**ફુખવા**—પડખામાં, વાંસામાં, ડોકે, પાણી ભરેલી શીળીના દાણા જેવી ચળકતી પાસે પાસે ઘણી ફોલ્લી થાય છે. અને તે ફુટવાથી જ્યાં તે પાણી અડે છે ત્યાં બીજી ઘણી થાય છે. ઉપાય— ૧. ગળી પાણી સાથે લગાડે છે. ૨. સોનાગેરૂ, કાંસાજળ, કોકમની સાથે લગાડવાથી તરત ફાયદો થાય છે. તેમજ સાફ કરવામાં કોકમ પલાળી પાણી વાપરવું.

**ગાલપચોળાં**—ગાલ તથા ગરદન ઉપર સોજો આવે છે. ગળે થુંક ઉતરી શકતું નથી. ઉપાય— ૧. દુધમાં ગીકુ વાટી લગાડવું. તથા જરખ ( ઝરાફ )નાં લીંડાં લગાડવાથી આરામ થાય છે.

**બાળાગોળી**—વજ, ખુરાસાની અજમોદ, વાવડીંગ, ઇંદ્રજવ, શેશગુંદર, કાંકરીઓ, હીંગ, સંચળ, ખસખસ, જાવંત્રી, જાયફળ, લવીંગ દરેક જાયફળના વજને લેવું. વાવડીંગ, ઇંદ્રજવ, હીંગ, સંચળ, કાંકરીઓ, અર્ધદગ્ધ ( અરધાં શેકવાં ) ખાંડી કપડછાણ કરી ગાયના દુધમાં ગોળી વાળવી. મગ મગ જેવડી ગોળી સવાર સાંજ એક એક આપવી. પેટમાં નુકશાન થશે નહીં. ગુલાબી નીંદ્રા આવશે. ઝાડાની કે કોઇપણ જાતની ફરીયાદ રહેશે નહીં.

## हून्नर टुचक्का.

**બ્લુબ્લૅકશાહી**—મોટી હરડે ૧ ભાગ, ૧ ભાગ બેડાં, આંબળાં ૧ ભાગ, મામાં ૩ ભાગ, હીરાકસી ૪ ભાગ, પાણી ૧૦ ભાગ આ સર્વ ચીજોને ખાંડી ભૂકો કરી એક કઢાઇમાં પાણી રેડી તેમાં નાંખી ત્રણ દિવસ સુધી પલાળી રાખવી, પછી અગ્નિ ઉપર ચઢાવીને ગરમ કરવી અને પછી ગાળી બાટલીમાં ભરી લેવી. બ્લ્યુ શાહી થશે.

**કાળીશાહી**—માયાને વાટી પાણીમાં નાંખી ગરમ કરી પછી તેમાં હીરાકસી મેળવવી પછી થોડી ફટકડી નાંખવી, ત્યાર પછી થોડાં લવીંગ નાંખવાં પછી અધું પાણી બળી ગયે ઉતારી ગાળી લેઈ શીશીમાં ભરી લેવી. કાળી શાહી બની જશે.

**લાકડાપર ચઢાવવાનું વારનીસ**—ચાપડા લાખને રેકટીફાઇડ સ્પીરીટમાં નાંખી ચાર પાંચ દિવસ સુધી બંધ કરી રાખવું. પછી હલાવી લાકડાની પેટી વિગેરે ઉપર ચઢાવવું. રંગ કરવો હોય તો તેમાં જેવો રંગ કરવો હોય તેવો થોડો રંગ પ્રથમથીજ નાંખવો. જેથી રંગીન વારનીસ થશે.

**નમક સુલેમાની**—પંચલવણ પા પા શેર, કાળાં મરી, છડ, સુંઠ, અજમો, જવખાર, સમુદ્રફીણ, ફુલાવેલો ટંકણખાર, અજમોદ, ચીત્રકમૂળ, મોટી ઇલાયચી, વાવડીંગ, લીંડી પીંપર સર્વે ચીજો ૭ ૭ ટાંક લેવી પછી સર્વેને ખુબ ઝીણાં વાટી લુગડે ચાળી ખલમાં ઘુંટવું, પછી તેમાં અધોળ ફુલાવેલો નવસાર, છડ, અને ફુલાવેલી હીંગ ચાર રતી તેમાં નાંખી ઘુંટી તૈયાર કરી લીંબુના રસમા ઘુંટી ચણા જેવડી ગોળીઓ વાળવી જેથી ખાધું હજમ કરે છે. ભુખ લાગે છે. ( આ નામક સુલેમાનીની હીંદી વૈદ્યો મોટી મોટી જાહેરખબરો આપી ત્રીસ કે બત્રીસ ગોળીઓનો રૂપિયો રૂપિયો લે છે. )

---

## वैदक नुसखा.

**તાકાત ગોળી**—અજમોદ ૨ માસા, જાવંત્રી ૩ માસા, જાયફળ ૩ માસા, ખુરાસાની અજમો ૩ માસા, સર્વેને બારીક વાટી કપડે ચાળી તેમા ત્રણ વર્ષનો જુનો ગોળ ૧ તોલો નાંખી બારીક ઘુંટી ૨૮ ગોળીઓ બનાવવી. સાંજ સવાર એકેક ગોળી ખાઇને ઉપર અધોશેર તાજુ દુધ પીવું. તે પછી પાન ખાવું. ઘી, રોટલી, ખીચડી, અને દાળ સિવાય દવા ખાતા સુધી કાંઈ ખાવુ નહિ. જેથી શરીરમાં તાકાત આવે છે.

**બરોળ**—શીવલીંગીને બારીક ઘુંટી બકરીના ઘીની સાથે મેળવીને રોજ ત્રણ માસા ખાવી. ચાલીસ દિવસ ખાવાથી બરોળ મટે છે.

**પ્રસુતિકા**—રોગ અને વાયુ-શુદ્ધ વછનાગ, હીંગ, મોટી ઇલાયચી, કેસર, જાયફળ, કાળાંમરી, જાવંત્રી, એક એક તોલો અને શુદ્ધ ઝેરકચોલાં ૪ તોલા લઇ નાગરવેલના પાનમાં ઘુંટીને વાલ વાલની ગોળી વાળવી, તેના સેવનથી પ્રસુતિકાના તમામ રોગ—સુવારોગ, વાયુથી થનારી શરીર પીડા વિગેરે મટે છે.

**હરસ**—મરી ૧ તોલો, પીંપર ૨ તોલા, કડાછાલ ૩ તોલા, હરડે ૪ તોલા, વજ ૫ તોલા, સુંઠ ૬ તોલા અને ચિત્રકમૂળ ૭ તોલા તે સર્વને ખાંડી કપડે ચાળી, ગરમ પાણી અથવા છાસની સાથે અધો તોલો સવારે અને અધો તોલો સાંજે ખાવું તેથી હરસ મટે છે.

(૨) વડની જટા લાવીને થોરીના દુધની ૨૧ ભાવના આપીને ચુર્ણ કરવું, તેને રોજ સવાર સાંજ ચાર રતીથી ૧ માસા સુધી માંખણ સાથે ખાવાથી હરસ મટે છે.

(૩) જાયફળ, શીલાજીત, લોહું, મનશીલ, અને પારો આ બધાને વાસી પાણી ઘસીને રોજ ફરસ ઉપર લગાવવાથી મટી જાય છે.

**સ્તંભન દવા**—૩ માસા અક્કલકરો, ૨ તોલા તુકમરીયાં, પોણા બે તોલા ધોળી મુસળી, સર્વને ખાંડી ચાળી ત્રણ માસાની ગોળી બનાવી બે કલાક પહેલાં ખાવાથી ધાતુ સ્ખલિત થતી નથી. ખટાશ ન ખાવી. ગરમીના રોગ વાળાએ આ દવા ન ખાવી.

**દાદરની ગોળી**—આંબલસારો ગંધક, રાળ, ટંકણ અને માયાં સર્વને સમાન ભાગ લઇ ખાંડી કપડછાન કરી બકરીના દુધમાં ઘુંટી ગોળી બનાવવી અને લીંબુના રસમાં ઘુંટી દાદર ઉપર ત્રણવાર લગાવવાથી દાદર મટે છે.

**વાળ ન ગરવા**—ત્રણ માસા ટંકણ, અને ૭ માસાં કપુર એક શેર પાણીમાં પલાળીને વાળ ધોવાથી માથામાં ખોડો થતો નથી. અને વાળ ગરી જતા હોય છે તો ને ગરતા નથી.

**વીંછી**—૧ લાઇકર એમોનીયા સુંઘાડવાથી વીંછી ઉતરી જાય છે. (૨) મધ, ચુનો અને ઘી ત્રણેને એકત્ર ઘુંટી ડંખ ઉપર ચોપડવાથી વીંછી તુરત ઉતરી જાય છે.

**રક્તપ્રદર**—૧ તોલો લાખ, ૬ માસા આસોપાલવ-(અશોક)ની છાલ, ૬ માસા શીમળાનો ગુંદર (મોચરસ) સર્વને અર્ધાશેર પાણીમાં ઉકાળવાં, જ્યારે નવટાંક પાણી બાકી રહે ત્યારે ઉતારી અને ગાળી લેવું, પછી તે ઉકાળામાં ગાયનું દુધ નવટાંક તથા ૨ તોલા સાકર નાંખી એકત્ર કરી પી જવું. આ પ્રમાણે દિવસમાં બે ત્રણ વાર પીવાથી રક્તપ્રદર જલ્દી મટી જાય છે.

**વા-તેલ**—૧ તોલો ધંતુરાનાં બી, ૧ તોલો ઝેરકચોલાં, ૬ માસા અફીણ, અને ૧ તોલો માલકાંકણી, આ સર્વેને ખાંડી ચાળી, અર્ધાશેર ગાયના મૂત્રમાં નવટાંક તેલ નાંખી પકવવું. જ્યારે ગાયનું મુત્ર બળી જાય અને માત્ર તેલજ બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેઇ પછી ઠંડુ થયે વા ઉપર લગાવવાથી વાની પીડા જલ્દી મટી જાય છે.

**અજીર્ણ-મંદાગ્નિ**—હીંગળામાંથી કાઢેલો પારો ૧ તોલો, શુદ્ધ આમલસારો ગંધક ૧ તોલો, બંનેને એકત્ર ઘુંટી કજ્જલી કરી પછી તેમાં કાળાં મરી, પીંપર, સુંઠ, હરડે અને ચિત્રકમુળ દરેક અર્ધેક તોલો તથા ગૌમુત્રમાં શુદ્ધ કરેલાં ઝેરકચોલાં ૭ તોલા લઇ સર્વને એકત્ર ખાંડી ચાળી લીંબુના રસમાં સારી રીતે ઘુંટી બબે રતીની ગોળીઓ બનાવી રોજ એક બે ગોળી ખાવાથી મંદાગ્નિ મટે છે, ભૂખ કકડીને લાગે છે. વળી અમ્લપિત્ત, કૃમિ, અને સ્નાયુની દુર્બળતા વિગેરે મટે છે.

માધવપુરાથી સતસંગજી ગુમાનસંગજી લખે છે કે,—

**સર્પદંશનો ઉપાય**—એક જાતનું ઘાસ કુતરી, કુકડી કે કુતરો એ નામનું થાય છે તે ચોમાસામાં ઉગે છે તેનો રસ સુંઘાડવાથી તથા અંજન કરવાથી તથા સર્પદંશ ઉપર ચોપડવાથી ને પાણી સાથે પાવાથી તુરત સર્પનું ઝેર બે ત્રણ કલાકમાં ઉતરી જાય છે.

**ચાંદી, ટાંકી, ગડગુંમડ ચાંદાં વીગેરેનો ઉપાય**—અનુભવ સીદ્ધ-ચોમાસામાં જ્યારે વરસાદ પડે છે ત્યારે બીલાડીનો ટોપ અથવા કાગડાની છતરી એ નામનો રોપો ગંદવાડમાં થાય છે એ પાકે ત્યારે તેમાંથી જાંબુડાના રંગની ભુકી નીકળે છે એ ભુકી દરદ વાળી જગ્યા ઉપર થુંક મુકી ઉપર દાબવાથી બે ત્રણ દીવસમાં મટી જાય છે.

## સંવત ૧૯૭૨ સને ૧૯૧૫-૧૬ ની સાલનું

શુદ્ધ ગુજરાતી પંચાંગ.

# કાયદાનો શિક્ષક.

કે જેની તમામ કોપી ખપી જવા આવી છે. હવે જુજ કોપી શીલીક છે, તેમા દીવાની, ફોજદારી અને રેવન્યુ તમામ (મુલ્કી) કાયદાઓ આવી જાય છે. વળી જે કાયદામાં પ્રવિણ અને અનુભવી વિદ્વાન અમલદારો અને સજ્જનોના ઉંચા અભિપ્રાયો ધરાવે છે. કાયદો જાણવાની દરેક માણસની ફરજ છે; કાયદાનું અજ્ઞાન એ દેખીતી આંખે અંધાપા જેવું છે. અને આ પુસ્તકથી દરેક માણસ તમામ કાયદાનું જ્ઞાન મેળવી શકે છે. જુદા જુદા કાયદા અને તે આ પુસ્તકમાં આવેલા તમામ જુદા ખરીદવા જાય તો રૂ. ૧૦૦ ઉપરાંત ખર્ચ થાય તેમ છે. અને વળી તેમાં ગુજરાતી ભાષામાં કેટલાક કાયદા તો મળતા પણ નથી. જેથી કરીને આ પુસ્તક ઘણી નજીવી કિંમતમા અમુલ્ય કામ બજાવે છે.

મુંબઈ ગવર્નમેન્ટના માજી ઓરીએન્ટલ ટ્રાન્સલેટર અને હાલ ધુળીઆના કલેકટર સા. મે ખાનબહાદુર સૈયદ સમસુદીન સૈયદમીર્યા કાદરી સાહેબ લખે છે કેઃ—

(અંગ્રેજીનું ભાષાંતર) તમારૂં પુસ્તક નામ કાયદાનો શિક્ષક ઘણુંજ ઉપયોગી છે. અને લાગે છે કે તે લોકપ્રિય થઈ પડશે, તેની ગુજરાતી ભાષા પણ સાદી અને સમજાય તેવી સરલ છે, અને તેમા ઘણા ઉપયોગી કાયદાઓનો સમાવેશ કરેલો છે.

**તેમાં નીચે પ્રમાણે ૯૫ કાયદાઓનો સમાવેશ કર્યો છે.**

**ફોજદારી વિષયને લગતા કાયદાઓ**—ક્રીમીનલ પ્રોસીજર કોડ, ઇન્ડિઅન પીનલ-કોડ, ગાંડા માણસના આશ્રય સ્થાન બાબતનો એકટ; ફટકાની શિક્ષા બાબતનો એકટ, જુગારનો એકટ, એક્સ્ટ્રાડીશન એકટ, મુંબાઇનો આબકારી એકટ, અફીણ બાબતનો એકટ, મીઠા બાબતનો એકટ, કારીગર અને મજુર બાબતનો એકટ, રેલ્વેનો એકટ, ફેકટરી એકટ, ટેલીગ્રાફ બાબતનો એકટ, પોસ્ટ ઓફીસનો એકટ, પોસ્ટની-રૂલ, સેવીંગ્સ બેંકની રૂલ, ઝેરી જણસો બાબતનો એકટ, રાજદ્રોહી સભા અટકાવવા બાબતનો એકટ, નાટકના ખેલ બાબતનો એકટ, નિધિનિક્ષેપ એકટ, બોમ્બ એકટ, ડબા એકટ, વિલેજ પોલીસ એકટ, ડીસ્ટ્રીકટ પોલીસ એકટ. વિગેરે.

**રેવન્યુ (મુલકી) તથા સરવઈના વિષયોને લગતા કાયદાઓ**-લેન્ડ રેવન્યુ કોડ, લેન્ડ રેવન્યુ કોડ કા. ૨૧૩ ઉપર થયેલી રૂલ, લેન્ડ રેવન્યુ કોડ કા. ૨૧૪ ઉપર થયેલીરૂલ, રેકર્ડ ઓફ રાઈટસ એકટ અને તે ઉપર થયેલી રૂલ, જમીન ઉપરનું હકનું પત્રક તૈયાર કરીને રાખવા બાબતની સમજુતી, તાલુકાના નમુના, ગામના નમુના, મામલતદારોની કોર્ટોનો એકટ, સર્કલ ઇન્સપેકટરની રૂલ, માપણીની સમજુતી, ઓરીજીનલ સરવેની રૂલો, વિગેરે

**દિવાની વિષયોને લગતા કાયદાઓ**—સીવીલ પ્રોસીજર કોડ (નવો) વારસાનુ સરટીફીકેટ લેવાનો એકટ, સગીરની જાત તથા મિલકતના વાલી નીમવા બાબતનો એકટ, કોર્ટ ઓફ વોર્ડસ એકટ, દક્ષિણ રીલીફ એગ્રીકલચર એકટ, હિંદુ પુનર્લગ્ન બાબતનો એકટ, ગાંડા માણસની માલ મિલકતની સંભાળ કરવા બાબતનો એકટ, પારસી લોકોના લગ્ન તથા તલાક બાબતનો એકટ, વસિયતનામુ કર્યા સિવાય મરનાર પારસીઓના વારસા બાબતનો એકટ, કોર્ટ ફી એકટ, હિંદુસ્તાનનો પુરાવાનો એકટ, હિંદુસ્તાનનો કોરટમાં સમ ખાવા બાબતનો એકટ, કરારનો એકટ, રજીસ્ટ્રેશન એકટ, વહેંચણ કરવા બાબતનો એકટ, ટ્રાન્સફર પ્રોપરટી એકટ, યુરોપીયન વેગ્રનસી એકટ, સીવીલ કોર્ટોનો એકટ, પ્રોબેટ તથા વહીવટ ચલાવવાની સનદો આપવા બાબતનો એકટ, નાદારીનો એકટ, મુદત બાબતનો એકટ, વારસાનો એકટ, હિંદુ લૉ, વારસોને કરજમાંથી છોડવવા બાબતનો એકટ, મુસલમાની શરેહ સરીલદારી વિષે, સરીકના હક બાબત, સ્ટામ્પ એકટ વિગેરે.

જુઓ પાન ૩.

**છપાવી પ્રસીદ્ધ કરનાર-જેઠાલાલ દેવશંકર દવે.** અધિપતિ ભાગ્યોદય—અમદાવાદ.

સત્યનારાયણ પ્રિન્ટિંગ પ્રેસમાં પટેલ મોતીલાલ કાળીદાસે છાપ્યું ઠે. પાનાસાઇની વાડીમા-અમદાવાદ.

**પરચુરણ વિષયને લગતા કાયદાઓ**—તગાવીનો એક્ટ, સને ૧૮૮૩નો ૧૯,મો તગાવીનો એક્ટ, સને ૧૮૮૪નો ૧૨ મો, લોકલ ફંન્ડ બાબતનો એક્ટ, ઇનકમ ટેક્ષ એક્ટ, મતાદાર એક્ટ, ગુજરાતના તાલુકદારનો એક્ટ, બંદરો બાબતનો એક્ટ, વહાણો બાબતનો એક્ટ, નરવાનો એક્ટ, મ્યુનીસીપાલ એક્ટ, જમીન લેવા બાબતનો એક્ટ, સુતરાઉ માલ ઉપર જકાત લેવાનો એક્ટ, જંગલી પક્ષી તથા શિકારના રક્ષણ બાબતનો એક્ટ, હિંદુસ્તાનનો ચલણી નાણું બાબતનો એક્ટ, હિંદુસ્તાનનો તારીફનો એક્ટ, જળમાર્ગની કસ્ટમની ડયુટી લેવા બાબતનો એક્ટ, જંગલનો, વતન બાબતનો એક્ટ, ઇરીગેશન એક્ટ, શિતળા કાઢવાનો એક્ટ, જનાવર તરફ ઘાતકીપણું અટકાવવાનો એક્ટ, સેનીટરી એક્ટ, છાપવાના પ્રેસો તથા વર્તમાનપત્રો અને બુકો નોંધવા બાબતનો એક્ટ, વર્તમાનપત્રનો એક્ટ, હથિઆર તથા યુદ્ધ સામગ્રી બાબતનો એક્ટ, ફટકાની શિક્ષા કરવા બાબતનો એક્ટ (નવો) વિગેરે વિગેરે

**અમદાવાદના મે. ડીસ્ટ્રીક્ટ ડીપોટી કલેક્ટર સાહેબ અને સબ. ડી ફ. કલાસ માજીસ્ટ્રેટસાહેબ મે નર્મદાશંકર દેવશંકર મહેતા બી. એ લખે છે કે - મી. જેઠાલાલનું** 'કાયદાનો શિક્ષક'એ નામનું પુસ્તક કે જેમાં કાયદાઓ અને ફ્લોનો સમાવેશ કર્યો છે, તે તમામ ગુજરાતી જાણનારા મુખત્યારો તથા રેવન્યુ દિવાની અને પોલીસ ખાતાના સઘળા સરકારી નોકરોને ઘણુંજ ઉપયોગી થઇ પડશે. અને તેમાં અત્યાર સુધીના સુધારા વધારા દાખલ કરેલા છે તેના કાગળો ટાઇપો અને બાંધણી વીગેરે વખાણવા લાયક છે અને મને ખાત્રી છે કે આપણા હાલના જમાનામાં ગુજરાતી જાણનારા બુદ્ધિશાળી વર્ગની તે ઘણા લાંબા વખતની ખોટ પુરી પાડશે.

આ સિવાય અનેક અભિપ્રાયો મળ્યા છે પુસ્તકની કીં રૂ. ૫) પો. ૦-૩-૦.

## અમારા તરફથી હાલમાં નવાં બહાર પડેલાં પુસ્તકો.

# ત્રિકાળ દર્શક દર્પણ યાને પ્રેતાવાહન વિદ્યા

આ નામનું એક અતિ ઉપયોગી પુસ્તક હાલમાંજ બહાર પડ્યુ છે જેમાં ભૂત ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળનું જ્ઞાન દર્શાવનાર દર્પણો, ચમત્કારિક વિંટીયો વિગેરે બનાવવાના તેમજ પ્રેતોનું આવાહન કરી તેની સાથે વાતચિત કરવાની વિદ્યા ઉપરાંત હિપ્નોટીઝમ, મેસ્મેરીઝમના પ્રયોગો સિદ્ધ કરવાના સ્હેલા અને સરળ ઉપાયો, જાદુઇના આશ્ચર્યજનક ખેલો કરવાના સહેલા અને તુરત બની શકે તેવા ગુપ્ત પ્રયોગો, કેટલીક ગુપ્ત વિદ્યા ઉપરાંત અનેક ચમત્કારીક વિદ્યાનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે આ વિદ્યાને સિદ્ધ કરનાર માણસને ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળનું જ્ઞાન થાય છે ઉપરાંત અન્ય જનોને ભવિષ અને વર્તમાનકાળનું જ્ઞાન થાય છે ઉપરાંત અન્ય જનો આગળ મોટા સિદ્ધ અને ચમત્કારિક પુરૂષ તરીકે લેખાય છે આવા ઉપયોગી પુસ્તકની કીં રૂ ૨-૦-૦ પો ૦-૪-૦ પાકુ સોનેરી પુંઠું, જાડા ગ્લેઝ કાગળો

# પરસીયન નાઇટસ.

ગૃહસ્થો, આપે અરેબીયન નાઇટસ તો વાંચીજ હશે તે જેમ આરબોની વાર્તા છે તેમ આ પરસીયન વાર્તા છે અરેબીયનનાઇટસ જેવીજ રસીક અને બોધક વાર્તાઓ આ પુસ્તકમાં છે અરેબીયનનાઇટસમાં જેમ એક બાદશાહને સ્ત્રીયો પ્રતિ તિરસ્કાર ઉત્પન્ન થઇ વાર્તાઓ શરૂ થાય છે તેમ આ પુસ્તકમાં એક શાહજાદીને પુરૂષો ઉપર તિરસ્કાર હોવાથી તે લગ્ન કરતી નથી અને જ્યારે તેને તેની વૃદ્ધ દાસી અનેક વાર્તાઓ કહી પુરૂષોની સહૃદયતા અને પ્રેમનુ વર્ણન કરે છે એટલે તેનો ભાવ બદલાય છે અને વિવાહ કરે છે. ઘણીજ મનોરંજક વાર્તાઓનો આ પુસ્તકમાં સમાવેશ કર્યોછે. જેનાં હીંદી, બંગાળી અંગ્રેજી વિગેરે ઘણી ભાષામાં ભાષાંતરો થઇ ચુક્યા છે. એકવાર હાથમાં લીધા પછી વાંચ્યા સિવાય છુટકોજ થતો નથી પાકું પુઠું, જાડા ગ્લેઝ કાગળો આવા મનોરંજક અને દળદાર પુસ્તકનો દરેક માણસ લાભ લે તે અર્થે તેની કીંમત માત્ર રૂા. ૧-૮-૦ પો ૦-૨-૦ રાખી છે

પણી જરૂરની સર્વ વસ્તુઓ જરૂર પડે મેળવી શકીએ તેમ છે. હવે વિચાર કરો કે આ બેમાંથી ઉત્તમ કયુ છે.

જે મનુષ્ય આ ઉચ્ચતર જ્ઞાનના રાજ્યમાં પહોંચી જાય છે, તેને ફરી જેમ આજ કાલ સંસારના ઘણા લોકોને ધન મેળવવાનું ગાંડપણુ લાગેલું છે તેની પરવાહ હોતી નથી.

જ્યારે આપણે ઉચ્ચતર શક્તિઓને સમજવા લાગીશુ ત્યારે મુળ જીવનની તરફ અધિક ધ્યાન આપીશું અને ધન વિગેરેનો સંગ્રહ કરવો તેને મિથ્યા સમજીશું કે જે આપણી ખરી ઉન્નતિ થવામાં હાનિકારક છે.

ધનની પણ હદ હોય છે. જ્યારે ધન અધિક હોય છે ત્યારે આપણે તેનો ઉપયોગ કરી શકતા નથી અને જ્યારે તે ધનનો ઉપયોગ કરી શકાતો નથી ત્યારે તે મદદ કરવાને બદલે એક રીતે વિઘ્નકર્તા થઈ પડે છે.

આપણી આસપાસના તમામ લોક એવા છે કે જેમણે જીંદગીનો ઘણો ભાગ ધન કમાવામાંજ ગુમાવેલો હોય છે. તે જો પોતાની જીંદગીનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરે તો તેમની જીંદગી હંમેશને માટે ઉત્તમ અને આનન્દપ્રદ બની શકે તેમ છે. જે મનુષ્ય પોતાની જીંદગી સુધી ધન વિગેરેનો સંગ્રહ કરતા રહે છે અને મરતી વખતે તે તમામ પરોપકારને માટે મુક્તા જાય છે તે મનુષ્યની જીંદગી પણ ઉચ્ચ જીવનથી ઘણીજ નિચે પડેલી હોય છે. તેનો ધન સંગ્રહ કરતી વખતે એ ઉદ્દેશ નહોતો કે, મરતી વખતે આ સર્વ ધન સારાં કાર્યોમાં ખર્ચવાનું છે. આપણે કોઈ ગરીબ અને પગરખાં વિનાના મનુષ્યને આપણાં ઘસાયલાં અને ફાટેલાં પગરખાં આપીએ છીએ તેથી કંઇ આપણે પરોપકાર કર્યો કહેવાય નહિ. પણ ખરો પરોપકાર તો તેજ છે કે જે વખતે કોઇ ગરીબ માણસ ખરા ઉનાળામાં પગરખાં વિના રખડતો હોય છે; અને પોતાનાં બાળ બચ્ચાંનું પોષણ કરવામાં પ્રમાણિકપણે પૈસા કમાવાનો યત્ન કરે છે, છતાં તેની જરૂરિયાતો પુરી પડતી ન હોય તે વખતે તેને આપણે આપણાં નવાં પગરખાં દયાની ખાતર આપી અને તેને ખરા તડકામાં પગ બળતા અટકાવીએ ત્યારે તે ખરો પરોપકાર છે, અને ત્યારેજ તેનું ખરૂં ફળ ઇશ્વર આપણને આપે છે.

જે લોકોએ બહુજ ધનનો સંગ્રહ કર્યો હોય તેમણે તે ધનનો આ પ્રમાણે ઉપયોગ કરવો જોઇએ કે પછી તે પોતાના બાકીના જીવનને અને રીતભાતને ઉત્તમ બનાવી શકશે. આ પ્રમાણે તેની જીંદગી દિનપ્રતિદિન સુધરતી જવાની અને ઉન્નતિ થવાની. એક વખત એવો આવે છે કે જ્યારે મનુષ્યને માટે એ વાત ઘણીજ ખરાબ સમજવામાં આવે છે, જ્યારે તે મરી જાય છે અને તે વખતે તેનું એકઠું કરેલું સઘળું ધન અહીંજ મૂકી અને તેને ખાલી હાથે જવું પડે છે.

ઘણા માણસો આજકાલ મોટા મહાલયોમાં રહેવા છતાં પણ ગરીબમાં ગરીબ માણસના જેટલા સુખ અને શાંતિનો અનુભવ કરતા નથી.

ઘણા મનુષ્યો ઉત્તમ વસ્તુઓથી હંમેશાં દૂર રહે છે કેમકે તે હંમેશાં જુની વસ્તુઓમાંજ પ્રિતિ રાખે છે. જેથી જો તે જુની વસ્તુઓ બીજાને આપી દે તો પછી આગળ નવી ચીજો ખરીદવી પડે. સંગ્રહ કરવાથી કોઇ પણ એક પ્રકારની હાનિ સહન કરવી પડે છે જ્યારે વિવેકપૂર્વક ખર્ચ કરવાથી હંમેશાં નવો લાભ મળે છે.

જો ઝાડ પોતાની અજ્ઞાનતા અને લોભની ખાતર પોતાનાં પાનને પોતાના ઉપર રહેવા દે તો પછી તેને વસન્ત ઋતુમા પૂર્ણ અને સુંદર નવ જીવન કેવી રીતે પ્રાપ્ત થઇ શકે ? ધીરે ધીરે અવનતિ થાય છે અને અંતે મૃત્યુ થાય છે વૃક્ષ જો સુકાઇ જાય તો પછી તે પોતાનાં જુનાં પાન સાથેજ સુકાઇ જાય છે કેમકે પછી તેને નવા પાન આવતાં નથી. પરતુ જ્યા સુધી તે જીવિત રહે છે ત્યા સુધી તો તેણે નવા પાન મેળવવા માટે પોતાનાં જુના પાનનો ત્યાગ કરવોજ જોઇએ.

અનન્તજીવન અને શક્તિની સાથે આપણો ઐક્યભાવ માનીને જીવન વ્યતિત કરતા પૂર્ણ જીન્દગી અને શક્તિ પ્રાપ્ત કરવી એજ આપણે માટે પ્રાકૃતિક અને મૂળ જીવન છે. કે જેથી આપણને જ્ઞાન થાય છે કે જે વસ્તુની આપણને જરૂર પડે છે, તે વસ્તુનો ભડાર આપણી પાસેજ છે

સગ્રહ કરવાથી નહિ પરંતુ જે ચીજો આપણી પાસે આવે તેનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરવાથીજ આપણી પાસે હમેશાં નવી નવી વસ્તુઓના ભડાર આવવાનાજ, આ નવો ભડાર જુના ભડાર કરતાં આપણી વર્તમાન જરૂરિયાતોને માટે અધિક લાભ દાયક અને ઉપયોગી હોય છે આ રીતે આપણે પોતે અનન્ત પરમાત્માનો ઉત્તમમા ઉત્તમ ભડારજ મેળવીએ છીએ એટલુજ નહીં, પરંતુ આપણી મારફતે એ ભંડાર બીજાઓને પણ મળી શકે છે

---

# निष्कामकर्मनुं महत्व.

*( અનુસધાન ગતાંકથી ).*

આ પ્રકારની નૈષ્કર્મ્ય પદવી પ્રાપ્ત કરવાને માટે અનેક જન્મ ધારણ કરવા પડે છે, તું જ્યાં તે પદવી પ્રાપ્ત થઇ કે પછી સમજવુ કે મનુષ્ય જીવનમાં મેળવવા યોગ્ય વસ્તુ તને મળી છે પછી તે સ્વતત્ર થઇ શકે છે અને તેના પરનું પ્રકૃતિનુ બંધન તુટી ગયુ એમ સમજવું પછી તે પ્રકૃતિને તેના વાસ્તવિક રૂપમા જોવા માંડે કે કે જેથી તે ફરીથી તેને બંધનમા નાખી શકતી નથી જ્યા અધિનતા છે, ત્યાં સ્વાર્થ બુદ્ધિ છે, અને જ્યા સ્વાર્થબુદ્ધિ છે, ત્યાં ફળની ઇચ્છા છે જે મનુષ્ય સ્વાધિન થઇને પ્રેમની સાથે કામ કરે છે, તેને કદી ફળની ઇચ્છા થતી નથી, અને જ્યાં તેનો કોઈ સ્વાર્થ હોતો નથી ત્યા પછી કર્મ ફળ તેને દુ ખ આપી શકતુ નથી

માબાપ પોતાના પુત્રની આસના વાસના કરે છે તે શુ તેની પાસે બદલો મેળવવા માટે કરે છે ? નહીંજ એતો માબાપનો ધર્મજ છે કે તેણે બાળકોને પાળી પોષી અને સારી રીતે કેળવણી આપવીજ જોઇએ તેવીજ રીતે આપણે પણ જ્યારે કોઈ માણસને માટે, યા ગામને માટે કે દેશને માટે કાઇ કામ કરતા હોઇએ તો તે પ્રેમ અને દયાની સાથે આપણો ધર્મ સમજીને કરવુ જોઇએ, પણ બદલો લેવાની કે કરેલા કામોનું ફળ ભોગવવાની ઇચ્છા રાખવી જોઇએ નહિ. જો તમે નિ સ્વાર્થપણે કોઇને દાન આપતા હો કે નિષ્કામ પણે સસારના ઉપર ઉપકાર કરતા હશો તો તમારા કર્મ કદી પણ તમને બંધન કર્તા થઇ પડશે નહિ જ્યા ફળની ઇચ્છા રાખવામાં આવે છે ત્યાજ બધન છે.

નોકરની માફક કામ કરવાથી સ્વાર્થબુદ્ધિનો ત્યાગ થઇ શકતો નથી અને તેથી તે બંધનના હેતુરૂપ છે. પણ જો તમે સ્વામીની માફક એટલે જેમ માબાપ પ્રજાની સેવા કરે તેવી રીતે કામ કરશો તો તે કામ કરવાથી ખરા પ્રેમ અને આનંદને ભોગવશો.

મનુષ્યના ચારિત્ર્યની રચના અને રક્ષા માત્ર બેજ વસ્તુથી થાય છે. એક દયા અને બીજી શક્તિ. શક્તિ—બળ—સામર્થ્ય—અધિકારના અંધકારમાં રહેવું અને તેનો અભ્યાસ કરવો—એ સ્વાર્થ પરતા છે. પ્રત્યેક પુરૂષ યા સ્ત્રી પોતાનો અધિકાર અને શક્તિથી લાભ મેળવવાની ચિંતામાં હમેશાં વ્યગ્ર રહે છે. દયા એ સ્વર્ગનું દ્વાર છે. જેને ધર્માત્મા બનતું હોય તેણે દયા રાખવી જોઇએ ન્યાય, અધિકાર અને શકિત આ સર્વનો યથાર્થ ઉપયોગ પણ દયા ઉપર આધાર રાખે છે. કર્મના બદલાની ઇચ્છા રાખવાથી આત્મિક ઉન્નતિના માર્ગમાં વિઘ્ન આવે છે. જેથી ફળની ઇચ્છાવિનાજ માત્ર કર્મ કરવાથી બંધન થતુ નથી.

દયા, અને નિસ્વાર્થ ઉદારતાને ધારણ કરવાનો એક બીજો પણ ઉપાય છે. તે એ છે કે કર્મ કરવુ તેને ઉપાસના સમજીને કરવુ જો તમને ઇશ્વર ઉપર શ્રદ્ધા હોય તો જે કર્મ કરો, તે તેની ઉપાસનાજ છે. અને તેથી જે કર્મ કરો તેનું ફળ ઇશ્વરને અર્પણ કરો.

જેમ પરમાત્મા કોઇ પણ પ્રકારના સબંધ કે સ્વાર્થ વિના કામ કરે છે તેજ પ્રકારે તમે પણ કરો. જેમ કમળ જળમાં રહેવા છતાં પણ જળથી ભિન્ન રહી શકે છે તેવીજ રીતે નિષ્કામ કર્મ કરનારને કર્મ બંધન કરતુ નથી, પૂર્વે જ્યારે કુરૂક્ષેત્રનું યુદ્ધ સમાપ્ત થઇ ગયું ત્યારે પાંડવોએ મોટો યજ્ઞ કર્યો હતો અને જે વખતે તેમણે ગરીબોને ઘણુંજ ધન દાનમા આપ્યું હતું. જેથી ઘણાને આશ્ચર્ય થયું હતું. પણ જ્યારે યજ્ઞ સમાપ્ત થયો ત્યારે ત્યાં એક માણસ આવ્યો. તેનું અર્ધુ શરીર સોનાનુ હતું અને અર્ધું ભૂરા રંગનું હતું. તે ત્યાં આવીને યજ્ઞમાં આળોટવા લાગ્યો. થોડી વાર પછી તે યજ્ઞ કર્તાઓને સંબોધીને કહેવા લાગ્યો કે, તમે સર્વને જુઠું બોલી ભૂલાવામાં નાંખોછો. આ યજ્ઞ નથી. આ સાંભળી યજ્ઞ કર્તાઓએ કહ્યુ, તમે શું કહો છો ? શુ પહેલાં કોઇ વખત આવા યજ્ઞમાં આટલું બધું દાન અપાયું હતુ ? જુવો કંગાલ, ધનવાન અને દુખી સર્વ ધનવાન બની સુખી થઇ ગયા છે. આ સાંભળી તે માણસે ઉત્તર આપ્યો કે, સાંભળો, એક નાનુ સરખું ગામ હતું. તેમાં એક ગરીબ બ્રાહ્મણ સકુટુમ્બ રહેતો હતો. તેના કુટુમ્બમાં ચાર માણસો હતાં. એક પોતે, બીજી તેની સ્ત્રી, ત્રીજો તેનો પુત્ર અને અને ચોથી તેની પુત્રવધુ. તેનો નિર્વાહ ભિક્ષાન્નથી થતો હતો. એક વખત એવો આવ્યો કે લાગલગાટ ત્રણ વર્ષ સુધી તે દેશમાં દુકાળ પડયો. તેવા વખતે તેના કષ્ટની કાંઇ સીમા રહી નહોતી. પાંચ દિવસ સુધી તો તે ચારે જણાને નિરાહાર રહેવુ પડયુ. છઠે દિવસે તેમને કોઇ માણસે જવ આપ્યા, કે જેને રાંધીને બ્રાહ્મણે તેના ચાર ભાગ કરી ચારે જણે વહેંચી લીધા, અને ખાવાનો જ્યાં આરંભ કરે છે ત્યાં કોઇએ બારણું ખખડાવ્યું. બ્રાહ્મણે બારણું ઉઘાડ્યું, અને અભ્યાગતને અંદર આવવાની આજ્ઞા આપી. આર્યાવર્તમાં હંમેશથી આ રીવાજ ચાલતો આવે છે કે, ગૃહસ્થ પોતે ભૂખ્યો રહીને પણ અતિથિને ભોજન આપે છે. તે પ્રમાણે તે ગરીબ બ્રાહ્મણે આવેલા મહેમાનને પોતાના ભાગનું જે ખાવાનું હતું તે તેને આપી દીધુ. આવેલો માણસ ઘણોજ ભૂખ્યો હતો જેથી તે તો તે તમામ ખાઇ ગયો, પછી કહેવા લાગ્યો કે, તમે તો મને મારીજ નાંખ્યો, હું દસ દિવસથી ભૂખ્યો હુ. આટલા ભોજ-

નથી તો મારી ભૂખ ન મટતાં પણીજ વધી ગઇ છે. આ સાંભળી બ્રાહ્મણની સ્ત્રીએ પોતાના પતિને કહ્યું કે, મારા ભાગનું જે ભોજન છે તે પણ તેને આપી દો, પણ તેના પતિએ ના કહ્યું. સ્ત્રીએ હઠ કરીને કહ્યું કે જુવો, આ ગરીબ માણસ આજે આપણો અતિથિ થઇ આવ્યો છે અને ભૂખ્યો છે, તેને ભોજન આપવુ એ આપણો ધર્મ છે. કેમકે હું આપની અર્દ્ધાંગિની છુ, એથી મને આપની અતિથિ સેવામાં ભાગ લેવાનો અધિકાર છે. આમ કહી તેણે પણ પોતાના ભાગનું અન્ન તેને આપી દીધુ તે પણ તે ખાઇ ગયો અને પછી કહ્યું કે, હજી પણ મારી ભૂખ શાંત થઇ નહી. ત્યારે પુત્રે કહ્યું કે મારો ભાગ લ્યો હું આપું છું કેમકે કર્તવ્ય પાલન કરવામાં મારે મારા પિતાને મદદ કરવી એ મારો ધર્મ છે. પરંતુ પુત્રનાં ભાગને પણ તે અતિથી તો ખાઇ ગયા છતાં તેને તૃપ્તી થઇ નહિ. ત્યારે પુત્રની સ્ત્રીએ પણ પોતાનો ભાગ તેને આપી દીધો. તે પછી આવેલો અતિથિ જમી અને તૃપ્ત થયો. અને આશિષ દઇને ત્યાંથી ચાલ્યો ગયો. તેજ રાત્રે તે ચારે જણ ભૂખના દુ:ખને સહન કરતાં મરી ગયાં, તે ભોજનના દાણા જે ભૂમિ ઉપર પડયા હતા ત્યાં હું આળોટવા લાગ્યો અને તેથી આ મારૂં અર્ધું શરીર સુવર્ણનું થઇ ગયુ છે તે વખતથી આજ સુધી હું સંસારમાં ફર્યા કરૂં છુ કે જો કોઇ એવો યજ્ઞ બીજે કોઇ ઠેકાણે થયો હોય તો હું ત્યાં આળોટી અને મારૂં અર્ધું શરીર સુવર્ણનું કરી દઉં. પછી હું અહીં આવી તમારા યજ્ઞના સ્થળે આળોટયો, પણ મારૂં શરીર સુવર્ણનું થયું નહિ, અને જેથી હું કહું છુ કે તે બ્રાહ્મણના જેવો તમારો યજ્ઞ નથી.

આ દ્રષ્ટાંતથી દાનની પરિસિમાની ખાત્રી થાય છે પરંતુ શોકની વાત છે કે તેવી ઉદારતા અને અતિથિ સેવાના ઉત્તમ માર્ગનો દિન પ્રતિદિન લોપ થતો રહે છે. અંતિમ સમય સુધી બીજાઓના ઉપર ઉપકાર કરવો, અને બદલાની આશા બિલકુલ ન રાખવી એજ ખરો કર્મ યોગ છે. ગરીબોને દાન આપીને તેના બદલાની કદિ પણ આશા ન રાખો પરંતુ તમે પોતાને ધન્ય માનો કે તેના વડે ઉદારતા અને દયાનો અભ્યાસ કરવાની તક તમારા હાથમાં આવી. આથીજ સર્વ આશ્રમ કરતાં ગૃહસ્થાશ્રમને શ્રેષ્ટ કહ્યો છે, કેમકે ગૃહસ્થાશ્રમ ધર્મ, સંન્યાસાશ્રમના ધર્મ કરતાં પણ કઠિન છે.

---

## प्राचिन हिंदुनी सभ्यतानो विचार.

(અનુસંધાન ગતાંકથી.)

### સાઇબેરિયા.

મહાભારતના યુદ્ધ પછી ઘણી સૂર્યવંશી અને ચંદ્રવંશી જાતિઓ હિંદુસ્તાન છોડીને દૂર જઇને વસી હતી એક હિંદુ જાતિએ સાઇબેરિયામાં જઇને પોતાનું રાજ્ય સ્થાપિત કર્યું. તે રાજ્યની રાજધાની વજ્રપુરમાં હતી જ્યારે આ દેશનો રાજા કોઇ યુદ્ધમાં માર્યો ગયો ત્યારે શ્રીકૃષ્ણના ત્રણ પુત્ર પ્રદ્યુમ્ન, ગદ અને શામ્બ ઘણા બ્રાહ્મણો અને ક્ષત્રિયોને સાથે લઇને ત્યાં પહોંચ્યા. આ ત્રણે ભાઇઓમાં મોટા ભાઇ ત્યાંની ગાદી ઉપર બેઠો. શ્રી

કૃષ્ણનું મૃત્યુ થયા પછી તે ફરી દ્વારિકામાં આવ્યો હતો. તે સર્વ વૃત્તાંત હરિવંશ પુરાણમાં વિષ્ણુ પર્વના ૬૭ મા અધ્યાયમાં લખેલું છે સાઇબેરિયા અને ઉત્તર એશિયાના પ્રદેશોમાં હિંદુઓનાં સંતાન આજ સુધી મળતાં, આવે છે, સાઇબેરિયા અને ફિનલેન્ડમાં યદુવંશની બે જાતો હોવી એ ઇતિહાસથી જણાય છે. તે જાતિયોનાં નામ Samo-yedes' અર્થાત શ્યામ યદુ અથવા Tchondes અર્થાત જાદો છે.

## એશિયા માઈનર.

પ્રથમ જે આ દેશમાં કાલદિયન નામની જાત વસતી હતી તેની સભ્યતા ઘણીજ વધેલી હતી. ખરી રીતે તે ભારતની બ્રાહ્મણ જાતિના હતા. કાલદિયન શબ્દ કુલદેવનો અપભ્રંશ છે. કુલદેવ એ બ્રાહ્મણોનુંજ નામ છે.

બૌદ્ધમતના પ્રચાર વખતે હિંદુસ્તાનના બહુજ બૌદ્ધ સાધુ એશિયા માઇનરમાં પહોંચ્યા હતા. તેમણે બૌદ્ધ ધર્મના કેટલાય સિદ્ધાંત અને આચાર વિચાર આ દેશમાં ફેલાવી દીધા હતા. તેનો પ્રભાવ ઇસાઇ મત ઉપર બહુજ પડયો હતો અને તેજ પ્રભાવ આજે કોઇ કોઇ સ્થળે નજરે આવે છે.

## આસીરિયા.

પ્રાચીનકાલમાં આસીરિયા દેશમાં ઉચ્ચ શ્રેણીની સભ્યતા ફેલાઇ હતી. તે પણ હિંદુ જાતિનીજ વસાવેલી હતી. તે જાતિમાં પ્રથમ રાજા બલિ થયો હતો તેની હકીકત હિંદુ પુરાણોમાં મળી આવે છે આસીરિયાના ઇતિહાસમાં Bel યા Boal નામના રાજાનો ઉલ્લેખ છે. તે રાજાનું વૃત્તાંત હિંદુ પુરાણોમાં બલિ નામથી વર્ણવેલું છે. તે મહાન પ્રતાપી અને પરાક્રમી રાજા હતો.

## ઇરાન.

મેક્સમૂલર સાહેબ લખે છે કે, જેને જોરેસ્ટ્રિયન (પારસી) કહે છે. તે ખરી રીતે હિંદુસ્તાનમાંજ રહેનારા હતા. તે આ દેશને છોડીને ઉત્તર પશ્ચિમમાં ગયા હતા તેમનું ધર્મ પુસ્તક જીન્દ અવસ્થા (Zendavasta) છે. તેમાંથી તેમના ધર્મના વિષે ઘણોજ હેવાલ મળી આવે છે. ઇરાન શબ્દ એરના શબ્દનો અપભ્રંશ છે. ચંદ્રવંશી બુદ્ધનો પુત્ર પુરૂરવા અને પુરુરવનો પુત્ર એર (એલા) હતો. આ એરના વંશના લોક એરન કહેવાય છે. આ એરન લોકોએ ઇરાન દેશને વસાવ્યો હતો. સૂર્ય અને ચંદ્રવંશમાં પરસ્પર યુદ્ધ થયા પછી, એરન લોક ભારતમાંથી નિકળીને ચાલ્યા ગયા હતા, અને પછી ત્યાં જઇ ઇરાન વસાવ્યું હતું ઇરાનના ઇતિહાસમાં ઇરાન અને તુરાનના યુદ્ધનું વર્ણન છે એથી એ વાતમાં બહુજ પુષ્ટિ મળે છે. મનુસ્મૃતિના દશમા અધ્યાયના ૪૩ અને ૪૫ મા શ્લોકોથી જણાય છે કે ઇરાની લોક હિંદુ ક્ષત્રિય જાતિમાંથી ઉત્પન્ન થયેલા છે. સર ડબલ્યુ જોન્સ લખે છે કે, જીન્દ અવસ્તા ગ્રંથના કોષમાં પ્રત્યેક દશ શબ્દોમાં છ યા સાત શુદ્ધ સંસ્કૃત શબ્દ છે. પ્રોફેસર હાંગે (Hang) હિંદુઓ અને ઇરાનીયોના ધર્મ તત્વો અને ધાર્મીક પ્રથાઓની મેળવણી કરી, તો જણાયું કે તેમાં ઘણું મળતું આવે છે. મહાભારત યુદ્ધની પહેલાં હિંદુ લોક ઇરાન સુધી ગયા હતા મહાત્મા જરોસ્તર અને મહર્ષિ વ્યાસનો તુર્કસ્તાનના બલખ નગરમાં શાસ્ત્રાર્થ થયો હતો. ઇરાનીયોના ધર્મ પુસ્તકમાં લખ્યું છે કે ઇરાનિયોનો નેતા જમશેદ ઇરાનમાં પૂર્વ તરફના ઉચ્ચ સ્થાનમાંથી આવ્યો હતો. આ

ઉચ્ચ સ્થાન તે હિંદુસ્તાનનો ઉત્તર પશ્ચિમનો ભાગ–કાશ્મિર અને અફઘાનિસ્તાન વિગેરેજ છે.

### પૂર્વીએશિયા.

હિંદુઓ કેવળ પશ્ચિમ અને ઉત્તર એશિયામાંજ નહીં પરંતુ એશિયાની પૂર્વમાં આવેલા કેટલાય દેશોમાં ગયા હતા તેનાં પ્રમાણ નિચે પ્રમાણે છેઃ—

### બ્રહ્મા.

વિલ્સન સાહેબ લખે છે કે, બ્રહ્મદેશ અને ટીબેટમાં પણ હિંદુસ્તાનમાંથી સભ્યતા ગઇ હતી. પ્રથમ તો બ્રહ્મા એ હિંદુ નામ છે. બીજું હિંદુ અને બ્રહ્મદેશના રહેનારાઓના ઘણા રીતરિવાજો મળતા આવે છે. આ વાત કહેવાની જરૂર નથી કે બ્રહ્મદેશમાં જે બૌદ્ધમતનો આટલો બધો પ્રચાર છે તે આ દેશનીજ વસ્તુ છે. પ્રાચીન સમયમાં બ્રહ્મા અને હિંદુસ્તાનનો ઘણો ગાઢ સંબંધ હતો.

### કમ્બોડિયા.

સંસ્કૃત ગ્રંથોમાં કામ્બોજ શબ્દ મળી આવે છે કામ્બોજ ઉપરથીજ કમ્બોડિયા બન્યો છે. પુરાં–વસ્તુ–વેત્તાઓની ચેષ્ટાઓથી આ દેશની કેટલીય જમીન ખોદવામાં આવી હતી તો ત્યાં હિંદુઓનાં મંદીર મળી આવ્યાં હતાં. જેથી જણાય છે કે, એક સમયે ત્યાં હિંદુઓનો ઘણોજ પ્રભાવ હતો.

### ચીન.

ચીન દેશ પણ પ્રાચીન ભારત–વાસીઓએજ વસાવ્યો છે. ત્યાં પણ પ્રથમ ક્ષત્રિય લોકો જઇને વસી હતી. ચીન અને તાતારના ઇતિહાસોથી જણાય છે કે ચીનવાળા હિંદુ કુરૂવાના પુત્ર અવરના સંતાન છે. સર વિલ્સન લખે છે કે, ચીનાઓ પોતે હિન્દુઓથી ઉત્પન્ન થયેલા જણાવે છે. ચીની ગ્રંથોમાં લખ્યું છે કે, ઇસ્વીસન ૨૯૦૦ વર્ષ પૂર્વે ફોક્ષ નામના એક માણસની સાથે ચીનવાળાઓના પૂર્વજ ચીનમાં ગયા હતા. તે લોક ચીનની પશ્ચિમના ઉચ્ચ પહાડી પ્રાન્તમાંથી આવ્યા હતા, એથી જણાય છે કે, તે લોક કાશ્મિર, અને પંજાબમાંથી ગયા હશે. એ દેશ પ્રાચિન ભારતનો ભાગ હતો; ચીનની ધર્મ મર્યાદા અને વિદ્યાની માતા નિઃસંદેહ ભારત ભૂમિજ છે. પ્રાચિન ભારત અને ચીનનો ઘણોજ ગાઢ સંબંધ હતો. તેનાં અનેક પ્રમાણ છે. રામાયણ આદિ પ્રાચિન ગ્રંથોમાં ચીન અને ચીનની વસ્તુઓનો ઉલ્લેખ મળી આવે છે. ચીનની રાજસભામાં હિંદુસ્તાનના રાજદૂતો જતા હતા તે સારી રીતે સિદ્ધ થયું છે. ચીનમાં બૌદ્ધ મતનો ફેલાવો એ હિંદુઓના પ્રભાવનું પૂરૂં પ્રમાણ છે.

### ભારતીય ઉપદ્વીપ સમૂહ.

કર્નલટૉડ લખે છે કે, આ દ્વીપોમાં સૂર્યવંશી ક્ષત્રિય જઇને વસ્યા હતા. ત્યાંના મંદિરોની દીવાલો પર એવી અનેક ચિત્રાવલીઓ અને અન્ય ગ્રંથોમાં એવી અનેક વાત છે કે જેથી ત્યાંવાળા એ હિંદુસ્તાનના ક્ષત્રિય હતા એ સાબિત થાય છે.

### જાવાદ્વીપ.

જાવાના ઇતિહાસમાં સ્પષ્ટ લખેલું છે કે, ભારતના–કલિંગ પ્રાંતમાંથી પચાસ હિન્દુ

આ દ્વીપમાં જઈને વસ્યા હતા. તેમણેજ ત્યાંના મનુષ્યોને ઉચ્ચ શિક્ષણ આપ્યું હતું, અને પોતાનો સંવત ચલાવ્યો હતો. અને તે સંવત આજ સુધી પણ પ્રચલિત છે. તેનો આરંભ ઇસ્વીસન ૭૫ વર્ષ પહેલાં થયો હતો. એલ્ફિસ્ટન સાહેબના બનાવેલા ઇતિહાસમાં એ સર્વ વાત લખેલી છે. એ પછી પાછું હિંદુઓનું એક ટોળું ત્યાં ગયું હતું. તે ટોળાના લોક બૌદ્ધ મતાવલમ્બી હતા. આ દ્વીપમાં એ વાર્તા ચાલે છે કે, સાતમી સદીના પ્રારંભમાં ગુજરાતનો એક રાજા પાંચહજાર મનુષ્યો લઈને ત્યાં ગયો હતો અને મતરામ નામના એક સ્થળે વસવાટ કરી રહેવા લાગ્યો હતો. તે પછી કેટલાક વખતે બેહજાર મનુષ્યો બૌદ્ધ ધર્મોનાં પાળો ત્યાં ગયાં હતાં, તેમણે બૌદ્ધ મતનો પ્રચાર કર્યો હતો. ચીન દેશનો એક પ્રસિદ્ધ મુસાફર કે જેણે આ દ્વીપને ચોથી સદીમાં જોયો હતો તે લખે છે કે જાવામાં આ વખતે સર્વ લોક હિંદુ મતાનુયાયી હતા.

## बोर्नियोद्वीप.

એક પ્રસિદ્ધ મુસાફર કહે છે કે, આ દ્વીપમાં ઠેકાણે ઠેકાણે હિન્દુ-ધર્મનાં પ્રાચીન ચિન્હ મળે છે; પર્વતોની કંદરાઓ અને ખુલા મેદાનોમાં હિંદુસ્તાનના જેવા મંદિરો અને શિવાલયોનાં ખંડેર જણાય છે. સમુદ્રના કિનારેથી કોઈ ચાળીસ માઈલ દૂર વાટ નામની જગ્યાએ પણ કેટલાંક મંદિર ઉચ્ચ શ્રેણીની કારીગીરીથી બનાવેલાં જણાય છે, અને તેમાં હિન્દુ દેવતાઓની પ્રતિમાઓ પણ છે.

## वालीद्वीप.

આ દ્વીપ જાવાની પૂર્વે છે. સરસ્ટામફર્ડ રેફિલસ લખે છે કે, આ જગ્યાએ કેવળ બ્રાહ્મણોનો ધર્મ એકલોજ જણાય છે એમ નહિં, પરંતુ અહીં શહેર અને પ્રજાની વ્યવસ્થા સંબંધી રિવાજ હિંદુઓના જેવો છે.

## सुमात्रा.

આ દ્વીપમાં હિંદુઓના એક વિશાળ મંદિરનું ખંડેર જોવામાં આવે છે, અને અનેક ખંડિત મૂર્તિયો પગ લાં મળી આવે છે.

## सेलेबिस द्वीप.

આ દ્વીપમાં પણ હિંદુઓનાં અનેક ચિન્હ મળે છે. પ્રશાન્ત મહાસાગરમાં જેટલા દ્વીપ સમૂહ છે, તે સર્વમાં હિંદુ ધર્મનાં સ્મારક ચિન્હ મળી આવે છે. કેટલાક વખત ઉપર ત્યાં હિંદુ ધર્મનો ખુબ પ્રચાર હતો એમ જણાય છે.

## लंका.

લંકામાં અત્યંત પ્રાચિન વખતથી હિંદુઓનું આવાગમન ચાલ્યાં કરે છે. રામચંદ્રજીના વખતમાં લંકાના આચાર ભ્રષ્ટ બ્રાહ્મણ-રાવણનું રાજ્ય હતું. રાવણને મારી પછી લંકાનું રાજ્ય સદાચારી વિભિષણને આપવામાં આવ્યું હતું. પાછળથી હિંદુસ્તાનના લોકોએ ત્યાં જઈ બૌદ્ધ મતનો ફેલાવો કર્યો હતો. ચક્રવર્તિ અશોકના વખતે લંકા અને હિંદુસ્તાનનો ગાઢ સંબંધ હતો. આ દ્વીપનું બીજું નામ સિંહલદ્વીપ છે, તેનું અપભ્રષ્ટ નામ સીલોન છે.

આતો એશિયા સંબંધી વાત થઈ હવે બીજા મહાદ્વીપોની હકીકત સાંભળો:—

## आस्ट्रेलिया.

આ મહાદ્વિપમાં પણ હિંદુ જાતિ પહોંચી ગઈ હતી; પરંતુ ત્યાં તેણે ઘણો વખત સુધી વાસ કર્યો નહતો. તથાપિ આ દ્વીપમાં હિંદુઓના પ્રભાવ સૂચક કેટલીએ અદ્ભૂત વસ્તુઓ મળી છે. તેમા વસનારી જાતિયોની પાસે એક એવું શસ્ત્ર છે કે જે હિંદુઓની વિખ્યાત શસ્ત્રવિદ્યાની યાદ આપી શકે છે. આ શસ્ત્રનું નામ બોમરંગ છે. તે બાણના જેવા આકારનું છે. તેમા એ અપૂર્વતા છે કે શત્રુને હણીને તેના પ્રેરકની તરફ પાછું આવે છે. મહાભારતના યુદ્ધ વખતે અર્જુન અને કર્ણની પાસે જે બાણો હતા તેના જેવું આ બાણ છે.

અપૂર્ણ.

# बंगिय नररत्नो.

## ૧
## મહાત્મા કેશવચંદ્રસેન.

બ્રહ્મો સમાજના આગેવાન અને જાણીતા સુધારક મહાત્મા કેશવચંદ્રસેનનો જન્મ તા. ૧૯—૧૧—૧૮૩૮ ના રોજ થયો હતો. તેમના પીતાનું નામ પ્યારિમોહન હતું તેઓ કલકત્તાની ટંકશાળમાં દિવાન હતા, તેમનાં માતુશ્રીનું નામ સશેદાસુંદરી હતું. તેઓ દશ વર્ષની ઉમરના હતા ત્યારે તેમના પીતાનું મૃત્યુ થયું હતું તેથી તેઓ તેમના કાકાની દેખરેખ નીચે ઉછર્યા હતા. પ્રથમ તેમને પ્રાથમીક શાળામાં મુકવામાં આવ્યા હતા તે પછી તેઓ મેટ્રો પોલીટન કોલેજ તથા હીન્દુ કોલેજમાં દાખલ થયા હતા. બાળપણુથીજ તેમને તત્ત્વ વિદ્યાનો શોખ હતો. મીલ્ટન અને શેકસપીઅરનાં કાવ્યોના તેઓ ખાસ પ્રશંસક હતા. અને ગદ્યમાં બેકન અને બર્ક એ વિદ્વાનોના ગ્રંથોના તેઓ ખાસ અભ્યાસક હતા. ૧૮૫૬ માં તેમનું લગ્ન થયું અને તેને બીજે વર્ષે એટલે ૧૮૫૭ માં તેઓ બ્રહ્મો સમાજમાં જોડાયા. ૧૮૬૧ માં તેમણે બેંક ઓફ બેંગોલમાં કલાર્ક તરીકે નોકરી મેળવી; પરંતુ ધાર્મિક કર્તવ્ય બજાવવાના અતિ ઉચ્ચ હેતુથી તેમણે તે જગાનું ઘણા થોડાજ વખતમાં રાજીનામું આપ્યું, અને તેજ વર્ષમાં તેમણે "ઇન્ડીઅન મીરર" નામનું ચોપાનીયું કાઢવું શરૂ કર્યું. ૧૮૬૨ માં ધાર્મિક વિષયની ચર્ચા કરવાના ઉદ્દેશથી તેમણે સંગત સભાની સ્થાપના કરી. અને તેજ વર્ષમાં એટલે ૧૮૬૨ ના એપ્રીલ મહીનાની ૧૩ મી તારીખે મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરના વરદ હસ્તે તેમને બ્રહ્મો સમાજના આચાર્યનું પદ પ્રાપ્ત થયું. ૧૮૬૪ માં તેઓ બ્રહ્મો સમાજના ઉપદેશક તરીકે મદ્રાસ ગયા. અને ત્યાં તેમણે બ્રહ્મો સમાજની શાખાની સ્થાપના કરી. તેમણે વિધવા વિવાહ અને ઇન્ટર મેરેજના પક્ષમાં ઉપદેશ કર્યો અને તે મધીનો લાભ લઇ તેમના દ્વેષીઓએ તેમની નિંદા અને ખોટી અફવા ફેલાવી અને તે દ્વારાએ તેઓએ તેમની અને મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન કરાવ્યુ અને તેના પરિણામે તેમને તેમના શિષ્યો સાથે મહર્ષિથી જુદા પડવું પડ્યું, અને જુદા પડતાં તેમણે નવીન સમાજ સ્થાપી. આ ખેદકારક બનાવ તા. ૧૧-૧૧-૧૮૬૬ ના રોજ બન્યો. સમાજ માટે તેમણે વેદો, બાયબલ, કોરાન અને

ઇંદાવસ્થાના પ્રમાણે સગ્રહ કરી નવસંહિતા રચી. અને ૧૮૬૮ માં પ્રખ્યાત બ્રહ્મોમંદીરનો પાયો નાંખ્યો; અને તેજ વર્ષમાં હિંદના વાઇસરોય લૉર્ડ લૉરેન્સ તરફથી બ્રહ્મોમેરેજ બીલ કાઉન્સીલમાં રજુ કરવા સારૂ તેમને આમંત્રણ થયુ ૧૮૭૦ મા તેઓ વિલાયત ગયા અને ત્યાંના જુદાં જુદાં ગામોની મુલાકાત લીધી અને ત્યાના અંગ્રેજોની વિનતી ઉપરથી જુદા જુદા વિષયો ઉપર વ્યાખ્યાનો આપ્યા તે ત્યાંના સઘળા અંગ્રેજો તરફથી મુક્ત કંઠે પ્રશંસા પામ્યા ત્યાંથી પાછા આવી તેમણે સ્ત્રી કેળવણી તથા સુધારાના ઉચ્ચ ઉદેશથી ઇન્ડીઅન રીફૉર્મ એસોશીએશનની સ્થાપના કરી ૧૮૭૭ માં તેમણે કલકત્તામાં અપર સરક્યુલર રોડ ઉપર એક ભવ્ય મકાન ખરીદ્યું અને તેનું નામ લીલી કૉટેજ પાડયુ ૧૮૭૮ માં તેમની દીકરીનાં લગ્ન કુચબીહારના મહારાજા સાથે કર્યા અને તે સબંધથી તેમના દેશીઓએ તેમની ઘણી નિંદા કરી અને ખોટી અફવાઓ ઉરાડી અને તેથી તેમને ઘણું ખમવુ પડ્યુ. ૧૮૮૧ માં તેમણે ધ્વજારોપણ નામનો એક નવો સંસ્કાર કર્યો તેનો હેતુ **સઘળાં શાસ્ત્રો, સઘળા લોકો, સર્વ ધર્મો, સઘળા લોકાચાર, સર્વે ભક્તિમાર્ગો, અને સઘળાં વૈરાગ્યનાં સાધનો તેમાં એક લીન થએલાં છે અને તે બધાંની સિદ્ધિ અર્થેજ આ નવ વિધાન ધ્વજારોપણ છે એમ સ્પષ્ટપણે સમજાવ્યું અને આ ધ્વજના રક્ષણ અર્થે હિંદુ, મુસલમાન, ખ્રીસ્તી, પારસી, વીગેરે તમામ ધર્મના લોકોએ પ્રયાસ કરવો જોઇએ અને દરેકે આપસ આપસના દ્વેષોનું વિસ્મરણ કરી આ ધ્વજા નીચે એકત્ર થવું એમ સમજાવ્યું.** ૧૮૮૪ ના જાનેવારી મહીનાની આઠમી તારીખે મહાત્મા કેશવચંદ્રસેન વિશ્વ પિતાના અમરધામમાં સિધાવ્યા. બ્રહ્મો સમાજરૂપી વૃક્ષનું બીજ રાજારામ મોહનરાયે રોપ્યુ. મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરે તે વૃક્ષને પાણી પાઇ તેનું સંરક્ષણ કર્યું અને મહાત્મા કેશવચંદ્રસેને તેનું પ્રચંડ વૃક્ષ બનાવી સમગ્ર ભારત વર્ષને તેનો આસ્વાદ ચખાડયો

મહુધાનિવાસી.

---

# महाभारतमां आयुर्वेदनो अर्थ अथवा माहात्म्य.

(લેખક—શ્રીયુત ઉદયચંદ લાલચંદ).

(અનુસંધાન ગતાંકથી.)

મૂત્રાશયના મૂળમા અને ગુદા પ્રદેશમા તેજનો આશ્રય કરનાર અપાન વાયુ મૂત્રપુરીષને બહાર નિકળવાની પ્રવૃત્તિમાં ગતિ આપે છે. અપાનવાયુના અને પ્રાણવાયુના સ્થાનના મધ્યભાગમા સ્થિત રહી અગ્નિ પોતાની પાચનક્રિયા કરવામાં પ્રવર્તે છે. નાભિની નીચેના ભાગમાં પક્વાશયનું સ્થાન છે અને નાભિની ઉપરના ભાગમા આમાશયનું સ્થાન છે. અંતઃકરણ—હૃદય એ શરીરમાંની સર્વે નાડીઓનુ મૂળસ્થાન છે. તેમાંથી ઉપરના, પ્રદેશો અને નીચેના પ્રદેશોમા અને આડા પ્રદેશોમાં જે નાડીઓ ફેલાયેલી છે તે નાડિઓના સંબંધમાં કહેવામાં આવ્યુ છે કે

शतंचैका हृदयस्य नाड्यास्तासां शरीरमां सृतया।

આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે—એક સો મુખ્ય નાડીઓ ફેલાયેલી છે. એક નાડી મસ્તક તરફ ગયેલી છે. દશ પ્રકારના પ્રાણોની પ્રેરણાથી એ નાડીઓ આહારમાં આવેલા અન્નોના રસોને શરીરમાંના તે તે સ્થાનોમાં પહોંચાડે છે.

આ પ્રમાણે શારીરસ્થાનનો વિષય સંક્ષેપથી મહાભારતમાં કહેવામાં આવ્યો છે.

શરીરમાં ઉત્પન્ન થયેલા રોગોના નાશને માટે ઔષધાદિકનો આશ્રય કરવાની આવશ્યકતા છે, અને માનસિક રોગોના નાશને માટે પ્રજ્ઞાના આશ્રયની આવશ્યકતા છે. ઇષ્ટ પદાર્થોના વિયોગથી અને અનિષ્ટ પદાર્થોના સંયોગથી જે માનસ વ્યાધિ ઉત્પન્ન થાય છે તે ધીમે ધીમે શરીરને રોગગ્રસ્ત બનાવી દે છે. કારણ કે શરીર અને મન એ ઉભયનો ઘણોજ ઘનિષ્ટ અને અતિનિકટનો સંબંધ છે. તેમાં પણ કોઇ મનોજન્ય વ્યાધિ કોઇ એવા પ્રકારનો હોય કે જેને દૂર કરવા માટે કુદરતના નિયમ પ્રમાણે કશોએ ઉપાયજ ન હોય, તેને માટે કોઇ પણ જાતનો ખેદ કે ચિંતા કરવાની જરૂર નથી. કારણકે સતત સંતાપ શરીરને ઓજ નામના ગુણથી રહિત કરે છે. આયુષ્યનો ક્ષય કરે છે. શોકથી દૂર રહેવામાં આવે તો શરીરની તંદુરસ્તી તથા ઇંદ્રિયોનું સામર્થ્ય અપ્રતિહત રહે છે. તેને માટે તેના નિવારણ માટે—તે વિષયનું વિસ્મરણ કરતા જવું, એ એક પ્રકારનું અંતરંગ ઔષધ છે.

આ વિષય મનુ ભગવાન્ અને ભૃગુમુનિના સંવાદના રૂપમાં મહાભારતમાં ઉપલબ્ધ થાય છે તે સંવાદ સર્વાંશે આયુર્વેદના સિદ્ધાંતને અનુસરતોજ છે.

આહારના સંબંધમાં પણ લક્ષ્મી અને ઇન્દ્રનો સંવાદ મહાભારતમાં ઉપલબ્ધ થાય છે. તેમાં લક્ષ્મીએ ઇંદ્રને કહ્યું છે કે,

જે મનુષ્ય રાત્રિએ દહીં તથા સાથવો ખાતો નથી, રહેવાનું સ્થાન દુર્ગંધિ અને બીભત્સમય પદાર્થોથી રહિત હોય, સ્વચ્છ હોય અને વિસ્તીર્ણ હોય, સૂર્યના ઉદય પહેલાં નિંદ્રાનો ત્યાગ કરનારો હોય, પ્રાતઃકાલમાં મંગલમય પદાર્થો ઘી, ગાય, વિદ્વાન્ બ્રાહ્મણ અગ્નિ હોત્રનો અગ્નિ, પુષ્પમાળા, સૂર્યનારાયણ, સ્વચ્છ અને પવિત્ર જળ અને ધર્માત્મા (રાજા) નાં દર્શન કરનાર હોય, રાત્રિના પહેલા પ્રહરને છોડી વચમાના બે પ્રહર નિંદ્રાવશ થનાર હોય અને નિદ્રા લેનાર ન હોય તે મનુષ્યમાં હું આરોગ્યાદિક સર્વસંપત્તિ દેવા માટે સર્વદા ઉત્સુક રહું છું.

તેમજ જે મનુષ્યોના પાકકર્તા (રસોઈ કરનાર) ગંદા ન હોય, બનાવેલું અન્ન આચ્છાદિત ઢાંકેલું રહેતું હોય, દૂધ કે જે અવનિપરના અમૃત રૂપેજ છે તેનું ઘણીજ હુંશિયારીથી સંરક્ષણ કરનાર હોય, ઘરની અંદર ગોધુમ (ઘઉંનો લોટ) ચોખા અને બીજા ધાન્યોનું સારી રીતે સંરક્ષણ થતું હોય, મૂષક (ઉંદર) તથા બીજાં ધાન્યને ફોલી ખાનારા કીટક પ્રાણીઓના સંસર્ગથી દુષિત થયેલાં ન હોય, તેવા મનુષ્યો રોગોથી દબાતા નથી. તેઓ પોતાના ઉદ્યોગમાં સફળ થાય છે અને તંદુરસ્તી વિગેરે જે મારી કૃપાનું ફળ છે તે પ્રાપ્ત કરી શકે છે.

"वैद्यैर्विवादं न समाचरेत्

મહાભારતનું આ વાક્ય એ જણાવે છે કે આયુર્વેદનાં જ્ઞાન અને ક્રિયા એ ઉભયના જ્ઞાતા અને અનુભવી હોય તેવા વૈદ્યની સાથે વિવાદ ન કરવો. આ કારણથી વૈદ્ય, પરિ-

ચારક, ઔષધ અને ચિકિત્સા આ ચાર પાદ કહ્યા છે. વૈદ્યના કહેવા પ્રમાણે વર્તે તે યોગ્યજ છે. એમ કહી શકાય અને તેથીજ ચિકિત્સાનો કરવામાં આવેલો પ્રયત્ન સિદ્ધ થઇ શકે છે.

તે સિવાય કયા દુ:ખને કયા કયા ઉપાયથી દૂર કરવા " એ વિષય સંબંધીનો પ્રશ્ન ધર્મરાજા-યુધિષ્ઠિરે નૈષ્ઠિક બ્રહ્મચારી શ્રી ભીષ્મપિતામહને પૂછેલ છે. એ વાત પણ મહાભારતમાંજ ઉપલબ્ધ થાય છે. યુધિષ્ઠિર પૂછે છે " પિતામહ ! શરીરમાં થતા રોગો અને ઉપદ્રવોને કયા કયા ઉપાયોથી જીતી શકાય છે ? કારણ કે શરીરના આરોગ્ય વિના ધર્માદિક ક્રિયામાં કોઈ પણ જાતની પ્રવૃત્તિ થઈ શકતી નથી. "

આના ઉત્તરમાં ભીષ્મપિતામહ કહે છે કે.—

" રાજન ! શરીરમાં રોગોની તથા ઉપદ્રવોની ઉત્પત્તિ થયા પછી તેઓનો નાશ કરવાનો પ્રયત્ન કરવો તેને—શરીરમાં પ્રથમથીજ રોગોની અને ઉપદ્રવોની ઉત્પત્તિજ ન થવા દેવાના પ્રયત્નના કરતાં—નીચી પંક્તિનો ગણવામાં આવે છે. પહેલાંથીજ રોગોને અને ઉપદ્રવોને શરીરમાં પ્રવેશ ન કરવા દેવા માટે મુખ્ય ઉપાય એજ છે કે—હમેશાં પથ્ય ભોજન કરવુ, નિયમિતપણે ભોજન—અને તે પણ ક્યારે કે જ્યારે પ્રથમનું ઉપયોગમાં લીધેલું અન્ન પૂરેપૂરી રીતે પચી ગયુ હોય તે સમયેજ ભોજન કરવુ. એ ઉત્તમ માર્ગ છે. એ પ્રમાણે નિત્યભોજનના વ્યવહારથી શરીરમાં વાત વિગેરે દોષો પ્રકોપને પામતા નથી. એ ક્રિયાથી તેઓને તેમ થવાનું નિમિત્તજ મળતું નથી અને તેઓ સામ્યાવસ્થામાજ રહે છે. એમ થવાથી રોગો અને ઉપદ્રવોનો પ્રાદુર્ભાવ થવાનો સંભવ રહેતો નથી. "

મહાભારતમાં વૈદેહ જનક રાજા અને ગુરૂ વસિષ્ઠનો સંવાદ પણ છે. તેમાં મનુષ્યના શરીરમાં જે જે ધાતુઓ છે, તેઓમાંથી સંતતિને પિતાના શરીરમાંથી અને માતાના શરીરમાંથી કઈ ધાતુઓ પ્રાપ્ત થાય છે, એ વિષયનું વિવેચન આયુર્વેદના શારીરસ્થાનમાં આપવામાં આવ્યુ છે તે વિષયમા કહેલું છે કે, સંતતિના શરીરમા અસ્થિ, ધાતુ, સ્નાયુઓ અને મજ્જા એટલી પિતાના શરીરમાંથી પ્રાપ્ત થાય છે. ત્વચા ( ચામડી ), માસ, રક્ત એ ત્રણ માતાના શરીરમાંથી મળી શકે છે.

વસિષ્ટ મુનિએ અન્તમાં તો એવોજ સિદ્ધાન્ત કરેલો છે કે—મનુષ્યના શરીરમાં જે જે ધાતુઓ છે તે તે પિતાના શરીરદ્વારાએજ પ્રાપ્ત થયેલ છે, ત્વચા, માંસ, રક્ત, મેદ, પિત્ત, મજ્જા, અસ્થિ અને સ્નાયુઓ એ આઠ પદાર્થો સૂક્ષ્મરૂપમાં પિતાનાજ વીર્યમાં રહેલી હોય છે. માતા તો એક ક્ષેત્રરૂપજ હોવાથી તે ગર્ભનું ફક્ત પોષણજ કરે છે.

માતાના કે પિતાના શરીરમાંથી કઈ કઇ ધાતુઓ પ્રાપ્ત થાય છે એ વિવાદ કરવાનું અત્રે સ્થાન નથી અને તેવો વિષય પણ અમે લખતા નથી. અમારે જે કંઈ કહેવાનું—લખવાનું છે તે એ છે કે મહાભારતમાં આયુર્વેદનું મહાત્મ્ય કેવું છે ? " માટે એ વિવાદગ્રસ્ત પડતોજ મુકીએ છીએ. શરીરને યોગના સાધનોમાં સમર્થ કરવા માટે જ્યાં પ્રાણીઓને ઉપદેશ કરવામાં આવ્યો છે ત્યાં ત્રણ વિષયોપર વિશેષ કરીને ખાસ કરીને ધ્યાન આપવાનું કહ્યું છે. અર્થાત્ જે સમયે મૂત્રનો વેગ લાગે તે સમયે ગમે તેવુ કાર્ય હોય તેને છોડી દેવું અને તે ક્રિયા કરવી. જ્યારે મલોત્સર્ગ (Privi) ની હાજત જણાય ત્યારે સર્વે વ્યવહારો

સમજીઇને તે ક્રિયા કરી જોઇએ. જ્યારે નિર્વિકાર ક્ષુધા અને તૃષા—ભુખ અને તરસ લાગે ત્યારે તેની નિવૃત્તિ કરી લીધા પછીજ બીજા કાર્યમાં જોડાવું જોઇએ.

આ ઉપદેશને જેવી રીતે જોઇએ તેવી રીતે પાલન કરનાર મનુષ્યના શરીરમાં કોઇ દિવસે રોગ કે ઉપદ્રવ થવાનો સંભવ નથી. ઘણા દુરાગ્રહી (orthodox) મનુષ્યોને એવી ખરાબ ટેવ હોય છે કે. કુદરતી રીતે થનારા આ ત્રણે વેગોનો અવરોધ કરે છે અને પોતાના કામમાંજ ગુંચવાયેલા રહે છે. તેઓજ રોગને રહેવાની ધર્મશાળા જેવા બની જાય છે. તેઓજ રોગ અને ઉપદ્રવોથી ઉત્પન્ન થતી આપત્તિઓમાં સપડાય છે અને દુઃખી થાયછે.

---

# हृदय परीक्षा.

(અનુવાદકઃ–શ્રીયુત જયંતિલાલ એમ. ઓઝા, બી. એ.)

(૩)

ત્રીજે પ્હોરે પાંચ વાગતાં સુશીલકુમારની ગાડી એના સસરાના ઘરને દરવાજે આવી પ્હોંચી. સુશીલ બેઠકમાં પ્હોંચ્યા કે યોગેન્દ્રબાબુના ન્હાના ભાઇ નરેન્દ્રબાબુએ જોરથી કહ્યું–"અરે બંધુ! ડાક્ટર સાહેબ આવી ગયા છે, એમ અંદર જઇને કહે."

સુશીલ સમજી ગયા કે સવારવાળી વાતનો બદલો લેવાનું શરૂ થઈ ગયું છે. થોડી ઘણી મશ્કરી તો થવી જ જોઇએ કારણ કે સગાઇજ એ જાતની છે.

એટલામાં અમળા અંદરથી આવીને કહેવા લાગી:–" ડાક્ટર સાહેબ! અંદર ચાલો."

સુશીલ હસીને બોલ્યા:—"ચાલો." પણ અંદર જતાંજ સુશીલને જણાઇ ગયું કે મામલો જરા વિચિત્ર છે. હમ્મેશની માફક તેના સંબંધીમાંથી કોઇ આજે તેનું સ્વાગત કરવાને આવ્યું નહીં. સ્ત્રી વર્ગ અને નોકર ચાકર પણ ઓળખતા ન હોય એમ એક બાજુ ખસીને ઉભા રહ્યા.

ઓરડાની વચ્ચોવચ લીલા રંગનો એક પડદો પડયો હતો. પડદા પાસે એક ખુરસી રાખી હતી, અમળાના કહેવાથી સુશીલ તેની ઉપર બેસી ગયા.

અમળા બોલી;—" મ્હોટી બ્હેન! ડાક્ટર આવી ગયા છે. હાથ બ્હાર કાઢો."

તરતજ કંકણ, ચૂડી અને કડાં પહેરેલો એક ગોરો હાથ પડદાની અંદરથી બ્હાર આવ્યો. સુશીલ તો પહેલેથીજ ગુસ્સે થઇ રહ્યા હતા, , પણ આ તમાસો જોઇને તો તે ક્રોધ અને અપમાનના માર્યા ગાંડા જેવા થઈ ગયા. ઓરડાની ચારે બાજુએથી ધીમો હસવાનો અવાજ આવવા લાગ્યો. દુષ્ટ અમળા પણ ધ્યાન શૂન્ય જેવી થઇને હાથમાંના રૂપીયા ખખડાવવા લાગી.

સુશીલનો ચ્હેરો માંજેલા ત્રાંબાના વાસણની માફક લાલચોળ થઇ ગયો. આ તીવ્ર અપમાનથી એની તબીયત બગડી ગઈ. એને તો એવું થયું કે જાણે પડદો ફાડીને ફેંકી દઉં. આ બધાથી અસહ્ય વાત તો એ હતી કે તેને અપમાનિત કરવાને રચાયલા નાટકની સરલાજ પ્રધાન અભિનેત્રી હતી.

વળી રૂપીઆને ખખડાવતી અમળા બોલી:–" ડાક્ટર સાહેબ શું વિચાર કરી રહ્યા છો? નાડી તપાસો."

સુશીલે એ વખતની પોતાની વ્યગ્રતાને રોકીને મન સાથેજ નિશ્ચય કરી દીધો કે કોઈ વખતે આ અપમાનનો બદલો બરાબર લેવો. આ વખતે તો પોતે ડાક્ટર બનીને આવ્યા હતા એટલે ડાક્ટર જેવુંજ વર્તન રાખવું ઉચિત હતું. તેમણે પોતેજ કહ્યું હતું કે હું એક ડાક્ટર તરીકે આવીશ; નહીં કે એક સગા તરીકે, ત્યારે જો કોઇ તેની સાથે એવુંજ વર્તન રાખે તો પછી તેનાથી એ વિરૂદ્ધ કેમ કાંઈ કહી શકાય? છેવટે વ્યગ્રચિત્તે નાડી જોઇને સુશીલ જવાને માટે ઉભા થયા. એટલામાં અમળા કહેવા લાગી.—"હમણાં જશોમાં. એકવાર મ્હારી બ્હેનના હૃદયની પણ પરીક્ષા કરવી પડશે."

આ સ્થિતિમાં એટલે કે રોગીના બ્હાર નીકળ્યા વિના રોગીની હૃદય-પરીક્ષા કેવી રીતે થઇ શકે! આ વાત સુશીલની સમજ શક્તિમાં ન આવી. એ તો વિરક્ત થઇને અમળાની તરફ જોવા લાગ્યો.

અમળા બોલી—"મ્હોટી બ્હેન, તમે ઉભાં થાઓ. ડાક્ટર સાહેબ તમારા હૃદયની પરીક્ષા કરશે." પછી આનન્દથી સુશીલ તરફ જોઇને બોલી—"આપ આ કાણામાંથી સ્ટેથોસ્કોપને અંદર નાંખો." આમ કહી તેણે પડદાનું છિદ્ર સુશીલની સામું ધર્યું.

બ્હાર ફરી પણ ધીમો હાસ્યનો અવાજ ગુંજવા લાગ્યો. સુશીલનો ચ્હેરો બળતા અંગાર જેવો લાલ થઇ ગયો. પણ એ બીચારો બધી રીતે લાચાર હતો. હૃદય-પરીક્ષાનો ખેલ પૂરો થતાં—"ડાક્ટર સાહેબ, આ આપની દક્ષિણા"—એમ કહીને અમળાએ ચાર રૂપીયા ડાક્ટરના હાથમાં મૂક્યા.

સુશીલ રૂપીઆને ખીસામાં મૂકી એકદમ બ્હાર ચાલ્યા ગયા.

બદલો લેવાને તેનું ચિત્ત વ્યાકુળ થઈ ગયું. મન સાથેજ નિશ્ચય કર્યો કે એવો બદલો લઉં કે સરલાને હમેશને માટે પશ્ચાતાપ કરવો પડે. આટલો દંભ! આટલો અહંકાર!

સુશીલ ગાડી ઉપર ચડવા જતા હતા કે અમળાએ તેને રોક્યા આટલું કર્યાં છતાં અમળાથી તેનો છુટકારો ન થયો! પાછું અમળાએ એક ઝેરી તીર છોડ્યું:—"વાહ, ડાક્ટર સાહેબ! આપ તો ફી લઇને ચાલતા થયા! દવા તો કાંઇ લખી દીધી નહીં."

સુશીલ પાછા આવ્યા અને એક પ્રિસ્ક્રિપ્શન લખી દીધું. આ પ્રમાણે તેમણે ડાક્ટરનાં બધાં કર્તવ્યોનું પાલન સારી રીતે કર્યું.

સુશીલ બીજી વાર જતા હતા કે, અમળા બોલી—"રોગીની તબીયત આપને કેવી લાગી?"

"આશ્ચર્યમય."

"આ કયો રોગ છે?"

"અસ્વાભાવિક"

સુશીલના ગયા પછી સરલાએ કહ્યું.—"એ વખતે તો હું મ્હારૂં હસવું મોંમાંડ રોકી શકી."

સરલાએ કહ્યું:—"પણ મને તો બહુજ કષ્ટ થઈ રહ્યું હતું."

( ૪ )

સંધ્યા સમયે ખીલેલી ચાંદનીમાં અગાશીમાં બેસીને તરલા વાયુ-સેવન કરી રહી હતી. એટલામાં સરલા આવીને રોતી રોતી બોલી:—" જુઓ બ્હેન, કેવો અનર્થ થયો. તમને તો મશ્કરી લાગતી હતી. "

" ચોખ્ખું કહેને શું છે? "

" જુઓ, આ કાગળ આવ્યો છે; વાંચો. "

એમ કહીને સરલા તરલાની સામે એક પત્ર ફેંકીને ચાલી ગઈ. તરલાએ જઇને દીવાના પ્રકાશમાં કાગળ વાંચ્યો. સુશીલે નીચે પ્રમાણે સરલાને પત્ર લખ્યો હતો;—

" સરલા, કેટલાક દિવસથી તારા કઠોર હૃદયનો પરિચય મને મળી રહ્યો છે, પરંતુ એમાં આટલુ ઝેર ભર્યું છે એ મને પ્હેલાં માલૂમ ન હતું. આજ, ત્હારા પિતાનાં ઘરનાંની સાથે મળી જઇને તેં મ્હારૂં મોટુ અપમાન કર્યું છે, ગમે તેમ હો પણ તું મને હવે મ્હો દેખાડવા નથી મ્હાગતી તો હું પણ પ્રતિજ્ઞા કરૂં છુ કે આ જીન્દગીમાં ત્હારૂં મ્હો જોઈશ નહીં. મ્હારી અને ત્હારી વચ્ચે જે પતિ-પત્નીનો સંબંધ હતો તે હવે તૂટી ગયો છે. હવે તું બધી રીતે સ્વતન્ત્ર છે. જેમ ત્હારા મનમાં આવે તેમ વર્તજે. તુ એ તો સારી રીતે જાણે છે કે મ્હારા કહેવામાં અને કરવામાં કાંઈપણ ફેર હોતો નથી. આ વખતે ત્હારી સાથેનો મ્હારો સંબંધ તોડીને હું મને પોતાને ઘણો ભાગ્યશાળી માનું છું. "

પત્ર વાચીને તરલા થોડી ચિંતામગ્ન થઈ ગઇ. મને ખબર ન હતી કે આવી તુચ્છ વાતને માટે સુશીલ આટલો ગુસ્સે થઇ જશે. આ વાતને લઇને જો સુશીલ અને સરલામાં હમેશને માટે વૈમનસ્ય થઇ જાય તો એ માટે તરલાજ બધી રીતે અપરાધી છે. સરલા તો પ્હેલેથીજ આ ભાવી વિપત્તિની આશંકા કરી રહી હતી. તેણે તો તરલાને આ વાતની ચેતવણી આપી દીધી હતી.

એટલામાં સરલા આવ્યાથી તરલા બોલી.—" ડાક્ટર સાહેબ તો ખૂબ ગુસ્સે થયા હોય એમ લાગે છે. તે આમ ગુસ્સે થશે એવી ખબર હોત તો આવી ગમ્મત ન કરત."

સરલાની આંખમાં આંસુ આવ્યાં. કરૂણ સ્વરે તેણે કહ્યું;—" બેન, હવે શુ કરવુ?"

તરલા તેને ધીરજ દઇને બોલી;—" તું આટલી ગભરાય છે કેમ? જ્યારે સુશીલને માલૂમ પડશે કે પડદાની ઓથમાં હું હતી ત્યારે તારા પરનો તેમનો ગુસ્સો ઉતરી જશે, અને માટે તો મ્હારેજ ડાક્ટર સાહેબને મનાવવા પડશે. કોઈ રીતે એકવાર જો તેઓ અહીં આવે તો બધી વાતનો નીવેડો આવે. "

" તમે મ્હોટા ભાઇને કહો કે મને ત્યાં મોકલે."

" ગાંડી છે કે શું? આથી તો તેઓ વધારે ગુસ્સે થશે. "

બન્ને બ્હેનોમા આ વાત ચાલતી હતી ત્યાં યોગેન્દ્ર બાબુ આવ્યા. તે કહેવા લાગ્યા.— તમે બધાંએ મળીને આજ સુશીલને ગાડા બનાવી દીધા છે કે શું? તે જે પ્રિસ્ક્રિપ્શન લખી ગયા છે તે બ્હાર બેઠકમાં મેજ પર પડ્યુ હતુ. સાંજને વખતે જ્યારે સરલાને જોવા હરેન્દ્રબાબુ આવ્યા ત્યારે તેણે પ્રિસ્ક્રિપ્શન વાંચીને કહ્યું " સરલાની આવી નજીવી બીમારીને લઇને સુશીલ બહુ ગભરાઈ ગયા હોય એમ દેખાય છે. આ ગભરાટમાંજ તે એવું

પ્રિસ્ક્રિપ્શન લખી ગયા છે કે તેમાં લખેલી બે દવાની મેળવણીથી ઝેર બની જાય છે. હરેન્દ્ર બાબુને અંદર શું બન્યું છે તેની કાંઇ ખબર નહતી, તે કહેતા હતા કે આથીજ ડાકટર પોતાના ઘરમાં ડાકટરી કરતા નથી."

તરલા બોલી—"પ્રિસ્ક્રિપ્શન તો અમારે મન એક ગમ્મત હતી. નહીં તો આજ ભારે વિપરીત બનાવ બની જાત."

"હરેન્દ્ર બાબુ કહેતા હતા કે પ્રિસ્ક્રિપ્શન એમને મોકલી આપો. તેઓ વાંચીને સુધારી દેશે." આમ બોલીને યોગેન્દ્રબાબુ જોરથી હસ્યા.

"એ પ્રિસ્ક્રિપ્શન છે ક્યાં?"

"મ્હારી પાસે છે." અપૂર્ણ.

---

# હિંદુ લોકનો પ્રાચીન અને અર્વાચીન જીવનક્રમ.

( લેખકઃ—શ્રીયુત મણીલાલ કેશવલાલ પરીખ,—અમદાવાદ. )

( અનુસંધાનઃ—વર્તમાન વર્ષના પૃષ્ટ ૩૩ થી. )

## ( ૪ ) બુદ્ધ ધર્મકાળ—(ઇ. સ. પૂર્વે ૨૧૦ થી ઇ. સ. ૫૦૦ ).

ઇ. સ. ૪૦૦ માં અહીં આવેલા ફાહેન નામના ચીની મુસાફરના વૃતાંત પરથી આ કાળનું ઉત્તમ જ્ઞાન મળે છે તે દક્ષિણ હિંદુસ્થાનના લોકના સબંધમાં લખે છે.—"કર કિંવા અધિકારીઓના કાયદા કાનુન વિના પણ લોક સારી રીતે સુખી છે. ફક્ત જે લોક રાજાની માલીકીની જમીન ખેડે છે તેજ પોતાના નફાનો કંઇક ભાગ રાજાને આપે છે. રાજાઓ રાજકાર્યભાર ચલાવે છે; પણ કદિ પણ દેહાંત શિક્ષા કરતા નથી. પરિસ્થિતી પ્રમાણે, શિક્ષા કમી, અધીક, કડક, કિંવા સૌમ્ય કરવામાં આવે છે. આખા દેશમાં કોઇ પણ ઠેકાણે હિંસા અગર મદ્યપ્રાશન થતું નથી."

રાજાનું મુખ્ય કર્તવ્ય પ્રજારંજન અને તેના હિતનું સંરક્ષણ એજ હતાં, અને તેમાં અધિકારને માટે સૈન્યબળના કરતાં નૈતિક અને આધ્યાત્મિક બળનુંજ વિશેષ મહત્વ મનાવામાં આવતું હતુ. તેમના રાજ્યનો નાશ થવાનાં કારણો રાષ્ટ્રીય, બુદ્ધિ, કિંવા સમાજ ઘટનાનો અભાવ નહિ પણ તેમની ઐહિક વૈભવ માટે—પોતાના વૈભવની વૃદ્ધિ માટેની અનાસ્થા એજ હતાં. ઐહિક રાજ્ય પદના કરતાં સ્વર્ગ પ્રાપ્તીનીજ તેમને વધારે કાળજી રહેતી હતી.

રાજ કારભારનાં તત્વો ઘણાંજ ઉદાર હતાં અને રાજાની માલીકીની જમીન ખેડનાર પાસેથી માત્ર ઉત્પનીનો $\frac{1}{6}$ ભાગ કર તરીકે લેવામાં આવતો હતો, અને તે ઉત્પન્નમાંથી અનેક સાર્વજનિક હિતનાં કાર્યો કરવામા આવતાં હતાં. પ્રજાપર કર તદન હલકા અને થોડાજ હતા આ પ્રમાણે હ્યુએનસંગ કહે છે.

આ પ્રમાણે સ્થિતી હોવાથી ખેતીને પુષ્કળ ઉત્તેજન મળતુ હતું. વિદ્વાનો સત્કાર કરવાની વ્યવસ્થા પણ ઘણીજ સારી હતી. ધર્મ અને ઔદાર્યની વૃદ્ધિ ઘણીજ થએલી હતી. પ્રજા સુખી અને આલ્હાદ હતી. સ્થાનિક સ્વરાજ્યને ઉપભોગ તેઓ ઘણી સારી

રીતે કરતા હતા. અનેક રાજ્ય ક્રાંતિઓ અને સ્થિત્યંતરમાંથી ટકાવ કરીને સ્વાતંત્ર્યનો ઉપભોગ અને સુખની અભિવૃદ્ધિને આજ સમયમાં પ્રચારમાં આવેલી ગ્રામ પંચાયત પદ્ધતિથી ઘણોજ સારો લાભ મળ્યો હતો.

ચંદ્રગુપ્તના દરબારના ગ્રીક વકીલ મેગાસ્થિનીસે કરેલું વર્ણન પણ આજ ચિની પ્રવાશીની માફકજ છે. " ગુલામની પદ્ધતિનો અભાવ, સ્ત્રીઓની પવિત્રતા, અને પુરૂષોનું શૌર્ય વીગેરે જોઇને તેને ઘણુંજ કૌતુક અને આશ્ચર્ય લાગ્યુ. શૌર્યની બાબતમાં તેઓ આખા એશિયાખંડમાં પહેલા નંબરે હતા, બારણાને તાળાં વાસવાની તેમને જરૂર નહોતી, અને સર્વથી વિશેષ તો એ કે હિંદુલોક કદિપણ ખોટું બોલ્યાનો દાખલો મળતો નથી. ગંભીર, ઉદ્યોગી, કૃષિ કર્મ નિપુણ, અને કારીગરીમા પ્રવીણ એવા આ લોક પોતે પોતાના રાજાના અમલ નીચે સુખશાંતિથી રહેતા હતા. કાયદાનો આશ્રય કરવાનો પ્રસંગ તેમના પર ભાગ્યેજ આવતો. રાજ્યકારભારનું ચિત્ર તો તેમણે ભગવાન મનુએ ઘડેલા કાયદા પ્રમાણેજ જાણે તેનું પ્રતિબિંબજ હોયની એમ કાઢેલું છે. ગ્રામ્ય પંચાયતના વર્ણન પરથી પ્રત્યેક ગામ એટલે એક નાનુ સરખું પ્રજાસત્તાક રાજ્યજ હોય એમ તેને લાગતું હતું. શુદ્ર લોકને પણ આ આર્ય લોક યુરોપના પ્રાચીન રાષ્ટ્રોની માફક ગુલામ પ્રમાણે કદી ગણતા નહોતા, ઉલટુ તે તેમને પોતાના પર આધાર રાખનાર બાળકોજ હોયની એમ સમજતા હતા. "

સામાજિક રીતરીવાજમા માત્ર પુષ્કળ અનિષ્ટ ફેરફાર થઇ ગયો હતો. વયમાં આવ્યા પછી કન્યાનાં લગ્ન કરવાં એ અયોગ્ય મનાવા લાગ્યાં. વારંવાર આવતા પર ચક્રોને લઇને કન્યાને તેના પતિના સંરક્ષણ નીચે આપી દેવાનો ઉપક્રમ શરૂ થવાથી બાળ વિવાહનો પ્રચાર થયો, વિધવા વિવાહને તો પૂર્વે કદિ પ્રતિબંધ હતોજ નહિ પરંતુ આ સમયે પણ તે ચાલ તદન બંધ થયો નહોતો. છતાં પણ તે અયોગ્ય મનાવા લાગ્યો, ભિન્ન ભિન્ન જાતીના વિવાહ થતા હતા. પરંતુ ઉત્તમ જાતીની કન્યાનું લગ્ન કનિષ્ટ જાતીના પુરૂષ સાથે થાય નહી એવી માત્ર એક રીત હતી. સતીના રીવાજની અદ્યાપિ પર્યંત પણ લોકને માહિતી નહોતી અને સ્ત્રીઓના સબંધમાં ઉદાર બુદ્ધિ અને આદરમાન પણ કમી થયાં નહોતાં.

આ સમયની કુટુંબ પદ્ધતિ આજ પણ આપણામાં ઘણે અંશે કાયમ રહેલી છે. અંગ્રેજી નવલકથાઓની માફક પ્રત્યક્ષ દેખાઇ આવતો પ્રેમ આ સમયના હિંદુ સમાજમાં પ્રજામા નહોતો અને તે હાલ પણ નથીજ. આર્ય પ્રજાના જીવનક્રમમાંનું માધુર્ય વ્યક્તિ વિષયક સુખોપભોગમા નહિ પણ કૌટુંબિક પદ્ધતિમાંજ છે. પ્રાચીન આર્ય પ્રજાની પ્રાચીન ગ્રીક પ્રજા સાથે સરખામણી કરતાં એલ્ફીન્સ્ટન સાહેબ કહે છે કે –આર્યોની અંતર્ગત સમાજ વ્યવસ્થા ઘણીજ સભ્યતાની, શત્રુ સાથેનું તેમનું વર્તન ઘણુંજ દયા પૂર્ણ અને તેમનું સર્વ સામાન્ય જ્ઞાન ઉંચા પ્રકારનું હતું. ઇશ્વરનું સ્વરૂપ તથા અસ્તિત્વ આ વિષયનું તેમનું જ્ઞાન તો નિઃસંશય ઉંચા પ્રકારનું હતું અને અથેન્સના અતિ શ્રેષ્ટ વિદ્વાનોને પણ તે જ્ઞાનની માત્ર ઝાખીજ થઈ હતી.

(૫) પૌરાણિક કાળ—( ઇ. સ. ૫૦૦ થી ૧૨૦૦ ).

વૈદિક કાળની નિસર્ગ પૂજાને બદલે હવે મૂર્તિપૂજા શરૂ થઇ. વૈદિક અને પૌરાણિક ધર્મનાં મૂળ તત્વો એકજ છે. આ બન્નેને એકજ પરમેશ્વર માન્ય છે. પરંતુ એક નિસ-

ર્ગના રૂપતી-ઈંદ્ર, અગ્નિ, વરૂણ, સૂર્ય વગેરેની પૂજા કરીને તે દ્વારા પરમેશ્વર પૂજન કરવું એમ કહે છે. ત્યારે બીજુ ઉત્પતિ, સ્થિતી અને લય કરનારા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ આ ત્રિગુણાત્મક શક્તિનું પૂજન કરવુ એમ કહે છે. આથી કરીને આગળ ચાલતાં અનેક દેવતા, ઉપદેવતા, અને તેમના સબંધી અનેક અદ્‌ભૂત કથાઓ નિર્માણ થઈ આ કાળમાં કન્યાનાં લગ્ન બાળવયમા થતાં નહોતાં. તેને લખતાં વાંચતાં શિખવવામા આવતુ હતુ. ગાયન અને ચિત્રકળા પણ સ્ત્રીઓને ભૂષણ રૂપ કળાઓ મનાતી હતી વિધવા વિવાહને માટે સખત મનાઇ થઇ હતી, સતીનો રીવાજ પણ આજ કાળમા પ્રચારમાં આવ્યો

(૬) અર્વાચીન કાળ.

આ કાળ ભક્ત અને સંતાનો ગણાય. આ કાળમાં આખા દેશમા અનેક મધ્વ, ચૈતન્ય કબીર મહાત્માઓ ઉત્પન્ન થયા તેમણે ભક્તિ માર્ગનો પ્રસાર કર્યો. બુદ્ધ ભગવાને ઉપદેશેલા વિશ્વબંધુત્વતુંજ પ્રતિબિંબ આ માર્ગમા પડેલુ જણાય છે. ખરો ધર્મ તે ઇશ્વર અને પ્રાણીપર પ્રેમ રાખવો એજ છે. સતોએ ઉપદેશેલો હરિનામ સ્મરણનો માર્ગ ખરેખર મનુષ્ય માત્રને ચૈતન્યોત્પાદક અંતઃશુદ્ધિ અને આત્મોન્નતિ કરનારો છે. પરંતુ બુદ્ધ ધર્મનું જે પ્રમાણે ભિક્ષુવૃત્તિમા રૂપાંતર થયું તેવુંજ આ માર્ગનું પણ વૈરાગી પંથમાં રૂપાંતર થયું, ઐહિક ઉન્નતિના વિષયમા—સુખોપભોગના વિષયમાં સર્વજન સમાજમા ઉદાસીનતા ઉત્પન્ન થઇ ચતુર્વિધ પુરૂષાર્થી અર્થ અને કામ આ બે પુરૂષાર્થ સાધ્ય કરવા તરફ પુરૂષોનું દુર્લક્ષ થવા લાગ્યુ આ નિવૃત્તિ પરાયણ ધાર્મિક વિચાર પ્રવાહની પરિણામ કારક પ્રતિક્રિયા હિંદુસ્તાનનો પાશ્ચાત્ય રાષ્ટ્રો સાથે સંબંધ જોડાયો ત્યારથી શરૂ થઇ છે તે બન્ને સંસ્કૃતિના યોગ્ય સંમેલનથી આપણા પ્રાચીન, અતિ પ્રાચીન-હિંદુસ્તાનમાં બીજો પણ એક યોગ શરૂ થયો છે, અને તેના પ્રવર્તક તરીકે સ્વામી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ વગેરે જગત માન્ય વિભૂતીઓ આપણને નવુ જીવન આપવા અનેક પ્રયત્નો કરી ગયા છે.

(૭) નવયુગ

આ નવયુગના દૈવી પ્રભાવથી સર્વત્ર શાંતિ, પ્રગતિ અને સમાધાનનું સામ્રાજ્ય પ્રસરો એવી પરમાત્મા પાસે યાચના છે।

---

# कळा कौशल्य माटे देशीओनी अज्ञता तथा वेपरवाइ.

આજકાલ આ લડાઈથી જે વિદેશોમાં હુન્નર કળાના પોતાના હસ્તક થવાના લાગ શોધાય છે તેમને માટે આ ભગતડો ભરતખંડ-હિંદુસ્તાન કેવળ બેપરવા જેવો લાગે છે। એ આ દેશને જેવી તેવી નુકશાની ન સમજવી, આમ વરતવાથી રાજ્યને અને પ્રજાને મોટી ખામી પહોંચવાની છે. જૅપાન વિગેરે હમણા પોતાના કળા કૌશલ્ય જ્ઞાનવડે જ્યાંને ત્યાં તેનો લાભ મેળવ્યે જાય છે, ત્યારે આ ભગતડો ભરતખંડ હાથ જોડીને છાનો માનો બેઠો છે. અને નાટકો ને વાર્તાઓ તથા ધર્મને નાતના મિથ્યા ઝગડામાંજ ડોવાતો રહ્યો છે, આવુ દેશ વર્તન થવાનું કારણ રાજ્ય હશે ? કે રાજ્યથી અપાતી પ્રજા કેળવણી હશે? કે તેમાથી કેળવાતા ગ્રાજ્યુએટો હશે ? કે આ દેશની ભગતડી (કાચી) પ્રજા હશે ? ગમે

તેના દોષ હોય પણ તે ફગા ટૌ શયથી અજ્ઞ ને બેપરવા છે, એ તો દેખીતુ કે નેટની પેન, શીશાપેન, દિવાસળી જેવી હલકી ચીજોના પણ જે દેશ કારખાના કાઢી શકે નહિ તે બીજી મોટી ફતેહ શુ મારી શકે એ વિચારવા જેવુ છે, આને માટે એક રગને માટેજ દાખલો લઇએ તો તેથી તેવુ ઘણુ સમજવામા આવશે

હમણાં જર્મનીની કૃત્રીમ ગળી આ દેશમા આવવી બંધ થઇ છે જેથી પાછી આ દેશમા થતી કુદરતી ગળીની બનાવટ તથા વેપારને ઉત્તેજન મળવા લાગ્યુ છે, પરતુ આ દેશમાં રાતા રગને માટે જે પહેલા આનમળ સોરગી ને મજીઠનો બહોળો પાક થતો હતો અને તેમાથી બહોળે પાયે રાતો પાકો રગ કાઢવામા આવતો હતો તથા તે દેશ વિદેશમા ખપતો હતો તે જ્યારથી જર્મન રાતો રગ મજેટા, પીળો ભરાઇને આવવા લાગ્યો, ત્યારથી તે સ્વદેશી રગ બનતો બધ પડયો હતો પરતુ આ લડાઇ જાગતા તે રગ જર્મનીથી આવવો બધ પડયો છે, છતાં પુન તે પહેલા આ દેશમાં તા રંગ બનતા હતા તે પાછા કેમ બનતા નથી? પરતુ તૈયાર વસ્તુ મળે તો મેહનત વડે આન, સોરગીને મજીઠમાથી તે રગ બનાવવા માટે આળસ છે તથા તે માટે સ્વદેશીને ચાહવાની બડી બડી વાતો કરનાર રાજાઓને તથા શેઠ શાહુકારો અને કપડાના વેપારીઓનો તે બનાવનારને ટેકો નહિ મળતો હોય તેમ તેમની તેને માટે બેપરવાઇ હોવી જોઇએ, પરતુ આવો, રગને માટે આવેલો મોકો, જે ભાવમાં પાલવે તેમ છે તેવી અર્થશાસ્ત્રની તક ચુકવા પછી તેને માટે એવી બીજી ત ક્યારે મળવાની? વળી રસાયન શાસ્ત્ર ને પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રમાં ભરતખડીઓને માયાળુ રાજ્ય પુરા તૈયાર કરવા મથે તો તેથી તેમને અને પ્રજાને પુરો લાભ થવાનો છે, છતાં તેમ કેમ બનતું નહી હોય?

આ દેશનું તાન, જેવુ સસારની, ધર્મની બાબતોમા છે તથા ભણેલાઓમા, જેવુ ધર્મના, વાર્તાના ને નાટકો આદિના પુસ્તકો પ્રગટ કરવામા છે, તેવુ તાન જો વિદ્યા હુન્નર-ને કળા કૌશલ્યના પુસ્તકોના ભાષાંતર કરવામાં તથા નવા પ્રગટ કરવામા લાગે તોજ આ દેશનો ઉદ્ધાર થઇ શકે તેમ છે એ શિવાય હજારો સભાઓને ભાષણ ભરવા-કરવાથી આવી લુખી લાખસીઓ પિરસવાથી કશુ વળવાનું નથી. બોલવા જાણવા પ્રમાણે કરવા વર્તવાથીજ સ્વદેશ શ્રેય થવાનુ, નહિતો લુખી રીતે જુગ જતાય થવાનુ નહીજ

રગને માટે કળકળાટ દોઢ વર્ષથી શરૂ થયો છે છતાં હજુ સુધી તેને માટે સરકા-રનુ, મીલોવાળાનુ, કે રંગોના કારખાનાવાળાઓનુ જોઇતુ લક્ષ ગયુ નથી, કે તેને માટે હજુ કાંઇ થયુ નથી સારા મહેનતું અનુભવી રસાયનશાસ્ત્રજ્ઞ અને જુના રગારા, ખત્રી વિગેરેને હાથમા લઇ તેને જોઇતી મુડી, ફડ દઇને આ દેશમાં ઉપજતી રગની વનસ્પતિ વિગેરેમાથી રગ બનાવવાનો પ્રયત્ન કરવાની આજની આ ઉત્તમ સધી છે સુમારે ૩૦ વર્ષ પહેલા જર્મન રગ ક્યાં હતો? તે પહેલા અહીની વનસ્પતિ આદિનાજ રગ આ દેશ વિદેશના ખત્રી રગારા વિગેરે ઉત્તમ પાકા રગ તૈયાર કરતા હતા પરતુ હમણાં જર્મન રંગ બંધ ને મોઘા થઇ ગયા છતાં પણ હમણા પૂર્વવત્ પાછા કા થતા નથી! તથા જોઇએ ત્યાં કાં પુરા પડતા નથી? તેનુ કારણ માત્ર આ દેશના આપણા લોકો અદૃગ્દષ્ટિ થઇ ગયા છે તે કે ઝટપટ કાઇ બને તે ઠીક એવા એદી બનેલા હોવાથીજ આજે હજુ મોઘા જર્મન રગ માટે વલખા મારે છે! ખા તે દુર્મીલ થઇ પડેલ છે રગનો

ઇતિહાસ જોતાં એવું દેખાય છે કે આ રંગ ક્યા પ્રથમ આપણી પાસેજ હતી, અને તે પૃથ્વી ઉપર બીજે અત્રેથીજ ગએલી છે. છતા, એટલું ખરૂં છે કે, દર વર્ષે હજારો ખાંડી રંગના કાચા પદાર્થ અત્રેથી જર્મની જતા હતા તેનો સત્વરૂપે ત્યા પાકો રંગ બની બનીને અત્રે આવવા લાગ્યો અને એક પૈસાના કાચા માલનો એક આનો કે બે આના જેટલો લાભ મેળવવા લાગ્યા હતા.

સરકાર, સાવકાર, મીલોવાળા અને વનસ્પતિ રસાયનશાસ્ત્રજ્ઞ અને જુના રંગારા લોક જો ખરા મનથી સહાય, ભંડોળ, અક્કલ ને માહિતી, એની એકત્રતા મેળવી શકે તો, અત્રેની જમીનોના અત્રેજ રંગ તૈયાર થઇશકે તેમ છે. સરકારને પણ રંગને માટે ખતીજને વનસ્પતિ ઉપરના કાયદા ઢીલા કરવાની તથા પરદેશી રંગ ઉપર સખત કર નાખી દેશી રંગને ઉત્તેજન દેવાની પણ આને માટે પુરી જરૂર છે, તથા તે સંબંધી પોતાના વિદ્વાનોની સહાય દેવાની પણ જરૂર છે.+

કેશરી પત્રને આધારે—લી. દેશાનુરાગી V. M. S.

---

# જેપલિન.

( લેખક—શ્રીયુત જગન્નાથ ખન્ના. બી. એ. સી. )

ચાંલુ લઢાઇમાં જર્મનીનું બળ કેવળ વિજ્ઞાનદ્વારાજ જણાય છે જર્મનો વિજ્ઞાનમાં હોંશિયાર હોવાથી આખી દુનિયાના વિરોધી બનવા છતાં પણ આટલા દિવસો સુધી રણક્ષેત્રમાં ટકી રહ્યા છે.

આ યુદ્ધમાં જર્મનીને જેપલીન અને સબમરીને ઘણી સહાયતા આપી છે. જેપલિનની સહાયથી જર્મનીએ ઘણાજ અઘોર કૃત્યો કર્યાં છે, અને નિર્દયતાની હદ કરી છે. બ્રિટીશ અને ફ્રેંચ સરકારે પણ તેનું મૂખ ભાગવાને માટે મોટા મોટા વિમાનો તૈયાર કરી જર્મનીને હતાશ પમાડવાનો આરંભ કરી દીધો છે.

જેપલિન એ એક પ્રકારનું આકાશમાં સ્વેચ્છાનુસાર વિચરનાર વિમાન છે. વાયુમાં ઉડનાર એક બીજા પ્રકારનું વિમાન પણ છે જેને એરોપ્લેન કહે છે. એરોશિપની શ્રેણીના એક પ્રકારના વાયુ-યાનનેજ જેપલિન કહે છે. જર્મનીના એક પ્રસિદ્ધ વિજ્ઞાનવેત્તા જેપલીને એની શોધ કરી છે. આ આવિષ્કારને માટે આ વિજ્ઞાનવેત્તાને કૌંટની પદ્વિ મળી છે એથી તે કૌંટ જેપલિન કહેવાય છે.

એરોપ્લેનને વાયુમા ટકાવવાને માટે ઘણાજ જોરથી ચલાવવાની જરૂર પડે છે. તેમાં એક મોટું એન્જીન દર વખતે ચાલતુ રહેવું જોઇએ, આ એન્જીનના તેજ વેગથી તે પૃથ્વિથી ઘણેજ ઉંચે પવનની અંદર ટકી શકે છે અને નિચે પડી જતું નથી.

એરોશિપ અથવા તો જેપલિન ગુબ્બારાની માફક હોય છે. ગુબ્બારો વાયુમાં ઉંચો ચઢે છે કારણ કે તેમાં ગ્યાસ ભરવામાં આવે છે જે વાયુ કરતાં હલકો છે.

---

+ આવા હુન્નર ઉદ્યોગો દેશમાં ખીલવી શકાય તે અર્થે અમારા તરફથી હાલમાં જ ધનવાન નામનું પુસ્તક બહાર પાડયું છે. જેના સંબંધમાં આજે વહેંચેલા હેન્ડબીલ વાંચી ખાત્રી કરી પુસ્તક મંગાવવું. કીં. રૂ. ૫-૦-૦ પો. ૦-૫-૦

વ્યવસ્થાપક ભાગ્યોદય.

વિજ્ઞાનનો નિયમ છે કે હલકો પદાર્થ હંમેશાં ભારે પદાર્થની ઉપર ચાલી શકે છે. વજનમાં પાણી કરતાં ધાતુ બહુજ ભારે છે. એથી જો આપણે એક ટુકડો પાણીમાં નાંખીએ તો તે જલ્દી ડૂબી જાય છે. પરંતુ જો આપણે તે લોઢાના ટુકડાને ટીપીની પતરૂં બનાવીને નાવ બનાવીએ તો તે નાવ પાણી ઉપર તરતું રહે છે, કેમકે લોઢાના પતરાનું પહોળપણુ વધી જવાથી તે પાણીને એટલું હટાવી દે છે કે, હટાવેલું પાણી આ ધાતુના વહાણ કરતાં ભારે થાય છે. ત્યારે તે વજનમાં પાણી કરતાં હલકું થવાથી નાવ પાણીની ઉપર તરતુ રહી શકે છે. અર્થાત એકજ પ્રકારના બે પદાર્થોમાંથી હલકો પદાર્થ ભારે પદાર્થની ઉપર રહે છે.

એથી કપડાના ગુબ્બારાનું પહોળપણુ બહુજ મોટું કરીને અને તેની અંદર ખાલી જગ્યા રાખીને તેના વજનને ઓછુ કરી નાંખવામાં આવે છે. એને લીધે ગુબ્બારાનું વજન પોતાના સરખા પહોળાઇવાળા વાયુના વજન કરતાં ઓછું રહે છે. અને તેથી તે ઉપર ચઢી શકે છે. ગુબ્બારાને હલકો રાખવાને માટે તેમાંથી પવન કાઢી નાંખવામા આવે છે. અને તેને બદલે તેના વજનથી હલકા વજનનો ગ્યાસ ભરવામાં આવે છે. જેવો કે કોયલા યા લાકડાંની ધુમાડી, યા હાઇડ્રોજન નામનો ગૅસ, કે જે સર્વ ગૅસના કરતાં હલકો છે. જેટલો ઓછા વજનનો ગ્યાસ ભરવામાં આવે છે, તેજ પ્રમાણમાં ગુબ્બારાપણુ હવામાં હલકો થાય છે, અને એ પ્રમાણમા તેમાં વધુ માણસ કે વજન રાખવામાં આવે છે.

આ સર્વનું વજન વાયુ કરતાં હલકું રહેવું જોઇએ.

આ વૈજ્ઞાનિક સિદ્ધાતના આધારે જેપલિને પોતાનું વાયુ–યાન બનાવ્યું છે અૅલ્યુમિનિયમ નામની ધાતુ બહુજ હલકી હોય છે. તેથી તેનો ઘણોજ મોટો પડાળો ગોળો બનાવી તેમાં હાઇડ્રોજન નામનો ઘણોજ હલકો ગ્યાસ ભરવામાં આવે છે. એથી તેનું વજન તેની પહોળાઇના પ્રમાણમા હવાના વજનથી ઘણુંજ હલકું થઇ જાય છે, આ પ્રકારે તેને બહુજ હલકું બનાવીને વાયુમાં તેને ઉડાવવામાં આવે છે. તે સિધુ આકાશમાં ઉપર ચાલી જાય છે. હાલતો જેપલિન સેંકડોની સંખ્યામાં બની ગયાં છે.

એક હજાર ઘનફુટ હાઇડ્રોજન ગૅસ પોતાના વાયુના વજન કરતાં એક મણુ હલકો હોય છે. એથી એટલા ગ્યાસને રાખવાના ધાતુના ગોળાનું વજન એક મણથી કમી હોવું જોઇએ. જેથી ધાતુ અને ગ્યાસ બંને મળીને પવનના કરતાં ભારે ન હોવું જોઇએ. એથી જેપલિનનો ગોળો એટલો મોટો બનાવવામાં આવે છે કે, તે સર્વ મળીને વાયુના વજન કરતાં એટલું હલકું હોય છે કે તેમાં કેટલાંક મનુષ્યો બેસીને ઉડી શકે છે, અને તેમાં ઘણા વજનદાર પ્રાણઘાતક ગોળા અને તોપો પણ રાખવામાં આવે છે. તેમ છતાં પણ તેનું વજન પવનના વજન કરતા કમી રહે છે. એથી તે હવામાં ઉંચું ચઢી શકે છે.

ફ્રેંચ સરકારે હાલમાં એવાં વિમાનો બનાવ્યાં છે કે તે જેપલીન કરતાં ચઢી જાય છે. તે તેના કરતાં પણ ઉંચે ઉડીને તેના ઉપર ગોળા ફેંકી શકે છે. અને તેને બાળી દે છે. જેમ ધુમાડી ભરીને ગુબ્બારો હવામાં છોડી દેવામાં આવે છે, ત્યારે તે વાયુના વેગની સાથે ઉંચે ચઢી શકે છે. પણ તેમાં બેઠેલો માણસ પોતાની ઇચ્છા અનુસાર તેને જ્યાં ઇચ્છે ત્યાં લઇ જઇ શકતો નથી. એથી જેપલીને એક નવી યુક્તિ શોધી કાઢી છે. તેણે એક એવું નવું ઇંજીન બનાવ્યું છે કે જે જેપલીનને પોતાની ધારેલી દિશામાં લઇ

જઇ શકે છે. આ એંજીન વહાણના સુકાનની માફક ચલાવી શકાય છે. એથી વાયુને કાપતાં ઝેપલિન આગળ ચાલી શકે છે અને વહાણની માફક ઇચ્છાનુસાર ચલાવી શકાય છે. નિચે ઉતારવા માટે તેનું વજન ભારે કરવું પડે છે, અને ઉપર ચડાવવાને માટે તેનું વજન હલકું કરી નાંખવું પડે છે. થોડો ગ્યાસ કાઢી નાંખવાથી તેનું વજન વધી જાય છે. એથી તે એકદમ નિચે ઉતરી શકે છે. તેમજ કેટલોક બોજો નીચે ફેંકી દેવાથી તેનું વજન હલકું થઇને તે ઉપર ચડી શકે છે અને તે પ્રકારે તે ઘણે ઉંચે સુધી ચડી શકે છે. તે એકદમ તીરની માફક સીધું નીચે તેમજ ઉપર જઇ શકે છે. યુદ્ધમાં બોમ્બના ગોળા નિચે નાંખીને તે હલકું થઇને ઉપર ચડી શકે છે. એથી તોપોના ગોળા તેને ઘણીજ અડચણે વાગી શકે છે.

ઝેપલીનને ભારે કરવાને માટે તેમાંથી ગ્યાસને બાહાર કાઢી નાંખવામાં આવે છે, એથી હલકા ગ્યાસની જગ્યાએ ભારે હવા આવી જાય છે અને ઝેપલીન નિચે આવી શકે છે. આ પ્રકારે ઘણીવાર ગેસ કહાડી નાંખવાથી તેનું વજન ઘણું વધી જાય છે. અને ગેસ ન રહેવાથી તે હવામાં સ્થિર રહી શકતું નથી એથી કાઉંટ ઝેપલિને એક યુક્તિ કરેલી છે.

ઝેપલિનની અંદર ઘણા થેલાઓ રાખવામાં આવે છે, અને દૃઢ ધાતુની બે ટાંકીઓ પણ રહે છે જેમાંની એકમાં હવા, અને બીજીમાં ગેસ ભરી રાખવામાં આવે છે. તેનો સંબંધ નળદ્વારા થેલામાં કરેલો હોય છે. એ પ્રકારે જ્યારે ઇચ્છા થાય ત્યારે તે થેલાને પવન ભરીને ભારે કરવામાં આવે છે. અને જ્યારે ઇચ્છા થાય ત્યારે પવનની જગ્યાએ ગેસ ભરી હલકું વજન કરવામાં આવે છે. એક જગાએ અનેક ગેસના થેલા રાખવાથી એ લાભ થાય છે કે જો કોઇ અચાનક થેલો ફાટે તો એક કે બેમાંથી ગેસ નીકળીને ખરાબ થઇ જાય પણ બધો ગેસ ખરાબ ન થાય. કોઇ કોઇ ઝેપલીનની લંબાઇ ૫૦૦ ફીટથી પણ અધિક હોય છે. તેમાં નવ લાખ ઘનફુટ ગેસ સમાઇ શકે છે. એવા ઝેપલીનનું ઘણું કરીને ૬૦ મણ વજન થાય છે. તેમાં સત્તર મણ વજન ભરવામાં આવે છે. એ કલાકના ૬૦ માઇલના વેગથી ચાલી શકે છે. તેને ચલાવવાને માટે ૩૫૦ હોર્સ પાવરનાં ત્રણ એંજીન લગાવેલાં હોય છે.

પૃથ્વી ઉપરથી ઉડતી વખતે ઝેપલીનમાં ગેસના બધા થેલા ભરવામાં આવતા નથી. કેટલાક થેલા વાયુથી ભરેલા રહે છે. તે ભારે હોવાને લીધે પાછલા ભાગમાં રાખવામાં આવે છે. જેથી આગલો ભાગ કેટલોક ઉપર તરતો રહે છે. એ પ્રકારે ઉડતી વખતે ઝેપલીનનું વજન કાંઇક વધારે હોય છે. જ્યાં તે ઉપર ચડવા લાગે છે કે તરત થેલામાંથી વાયુ કહાડી નાંખવામાં આવે છે એથી ગેસના થેલા ફુલી જાય છે અને તે વધારે પહોળા થઇ શકે છે. આ પ્રકારે જ્યારે ભારે હવાની જગ્યાએ હલકો ગેસ ભરવામાં આવે છે ત્યારે તે વાયુ—યાન—વિમાન—હલકું થઇને ઉપર હવામાં ઉડતું જાય છે. ઉડતી વખતે તેમાં વજન વધારે હોય છે, પરંતુ જેમ જેમ તે આગળ ઉડવા માંડે છે તેમ તેમ હલકું થતું જાય છે. કેમકે તેનું એંજીન પોતાનો ખોરાક ખાતું જઇને તેનું વજન ઓછું કરતું જાય છે. જરૂર પડે ઉપરથી બોમ્બના ગોળા નિચે ફેંકવામાં આવે છે તેથી હલકું થઇને તેથી પણ ઉંચે ચડી શકે છે.

તેને ચલાવવાને માટે જે એંજીન રહે છે તેમાં જેમ મોટરગાડિયોનાં એંજીનોમાં પેટ્રોલ બળે છે તે પ્રમાણે પેટ્રોલ બળતું રહે છે. બંને એંજીન ઘણાં બળવાળાં હોય છે.

# हित वचन.

( સંશોધક —વાડીલાલ કાકુભાઇ સંઘવી,—અમદાવાદ ).

સંત પુરૂષોનાં નીચેનાં આત્મહિતાર્થ વાક્યો દરેક બંધુએ અવસ્ય મનન કરવાં.

૧. વૃત્તિઓના વેગોને રોકી, તેમને એકાગ્રતાપૂર્વક આત્માના ચિંતનમાં સ્થાપવી એજ સુખ, જ્ઞાન અને સામર્થ્ય પ્રાપ્તિનો મુખ્ય રસ્તો છે.

૨. કોઇ પણ કાર્યને માટે બીજાના ઉપર આધાર રાખવો, એ પોતાના આત્મબળમાં અશ્રદ્ધાજ બતાવી આપે છે.

૩. મન વડે જે જે ક્રિયાઓ કરવામાં આવે છે તેજ ક્રિયા સુખ અને દુઃખમાં કારણભુત બને છે.

૪. એકાગ્રતા અને શાંત સ્થિતિ સિવાય કોઇ પણ કાર્ય સર્વોત્તમ થઇ શકતુંજ નથી.

૫. જેટલું જાણ્યું તેટલું જ્યાં સુધી આચારમાં ઉતરતું નથી ત્યાં સુધી જાણેલું સર્વ નકામુ છે.

૬. વિરોધ કરવાથી જે કાર્ય સિદ્ધ થતું નથી, તે કાર્ય સ્નેહથી સુધરી શકે છે.

૭. જેમ જન્મ, એ મૃત્યુના આગમનની સૂચના કરે છે, તેવીજ રીતે સંયોગ, એ ભવિષ્યમાં થનાર વિયોગની પકી ખાત્રી આપે છે.

૮. પોતાની માફક સર્વ પ્રાણીને, માતાની માફક પારકી સ્ત્રીને, અને પથ્થર માફક પારકા દ્રવ્યને જે નિહાળે છે, તેજ જ્ઞાની કહેવાય છે.

૯. દુનિયાના નાશાત્મક વિષયોના ક્ષણભંગુર સુખની આશાએ પ્રભુપદ પ્રાપ્તિનો ઉત્તમોત્તમ લાભ ગુમાવવો એ મૂર્ખતાજ છે

૧૦. મનુષ્ય જન્મ, એ આપણુ કર્તવ્ય કે જે સર્વોત્તમ સુખને આપનાર છે, તેને સાધી લેવા માટે છે.

૧૧. ખરૂં સુખ વિષય ભોગ ભોગવવા માટે કરવામાં આવતા પ્રયત્નથી મળતું નથી, પણ પરમાત્મા તરફ વળવાથીજ મળે છે.

૧૨. જ્યાં સુધી આત્માનુભવ કરવામાં આવતો નથી, ત્યાં સુધી મળેલી સર્વ સંપત્તિ નિરર્થકજ છે.

૧૩. દરેક માણસની સ્થિતિ પોતાના કૃત્યથીજ ઉત્પન્ન થાય છે.

૧૪. સત્કર્મનો નાદ ઘંટની માફક સ્વર્ગમાં ખુલ્લો સંભળાય છે.

૧૫. દ્રવ્ય કરતાં સદ્વર્તનની સત્તા વધારે ચાલે છે.

૧૬ વાણીમાં અને કરણીમા એક સરખું પ્રમાણિકપણું એ સદ્વર્તનનું મૂળ સમજવું.

૧૭ પરિશ્રમ લીધા વગર કોઇ પણ વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરવી એ નબળાઇ અને આળસનું મોટું ચિન્હ છે.

# सुख दुःखनुं साथी मनोबळ छे.

(લેખક શ્રીયુત નીલોવન શરચ્ચ મોદી.)

૧. નાક સુંઘવાની ઇંદ્રી છે અને મ્હોડાની બરાબર ઉપરજ નજીકમા મુકવાનો પ્રભુનો હેતુ એ જણાય છે કે મોઢામાં દાખલ થતી દરેક વસ્તુ સારી છે કે કેમ તેની આપણને તે ખબર આપે પરંતુ હાલના કૃત્રિમ જમાનામા તો મનુષ્યનો કુદરતી ખોરાક નહીં તેવા ઘણા પદાર્થોમા બીજી સુગંધી વાળી ચીજો ભેળવી બિચારી આ ઉપયોગી ઇંદ્રીને છેતરીને ભૂલાવામા નાંખવામા આવે છે અને પરીણામે દુઃખ પ્રાપ્ત થાય છે.

૨ મનની શીકસ્થી હોજરી બગડે છે

૩. ૧૫૪ રતલના વજનના માણુસના શરીરમા લગભગ ૧૦૦ થી ૧૧૨ રતલ પાણીનો ભાગ હોય છે

૪. નાના બાળકો જેમ ઉંઘે તેમ તેની તન્દુરસ્તી સારી છે એમ સમજવુ.

૫ બાળકોને બહુ નાની ઉંમરે નિશાળે મોકલવાથી ઘણુ નુકશાન થાય છે.

૬. તન્દુરસ્તીના કારણુ (કાનુનો) પ્રમાણે જોતા બરફનું પાણી પીવાથી બિલકુલ ફાયદો નથી એટલુજ નહીં, પણ વળી એ નુકશાન કર્તા છે જેમ બરફનું પાણી પીવામાં આવે છે તેમ તરસ વધારે લાગે છે અને વધારે પીવાય તો હોજરીમા નુકશાન કરે છે.

૭. નાનાં તન્દુરસ્ત બચ્ચા થોડું ઘણું રડે એવી કુદરતની નેમ જણાય છે રડવાથી બચ્ચાંના ફેફસાને કસરત મળે છે

૮. ઉંઘનો વખત ઓછો કરવો યાને ઉંઘમાથી થોડો વખત ચોરવો. તેથી મગજ શરીર અને પૈસાની બરબાદી થશે એમ નક્કી માનવુ

૯. આખો દહાડો અંગની મહેનત કરવાથી જેટલો થાક લાગે અને શરીરને જેટલો ઘસારો પહોંચે તેટલો થાક અને ઘસારો માત્ર ત્રણુ કલાકની મગજની મહેનતથી થાય છે.

૧૦. દરરોજ ૭ કલાક કરતા વધારે મગજનુ સખ્ત કામ કરવાથી નુકશાન થવાનો સંભવ છે.

૧૧. મરડાવાળાં, ક્ષયવાળા અને પીત્તવાળા દરદીઓને લીલી દ્રાક્ષ ખાવાથી ફાયદો થાયછે.

૧૨. કેટલાક તમીજોનો એવો મત છે કે મગજનો ચોકસ ભાગ જાગૃત હાલતમાં રહે અને બાકીનો ઉંઘમાં પડે ત્યારે સ્વપ્નાં આવે છે.

૧૩. વહેમી માણસને મનનું સુખ હોતુ નથી.

૧૪. ખુબસુરતીથી પ્યાર ઉત્પન્ન થાય છે પણુ તે ટકાવી રાખવા સુગ્રતાઇની જરૂર છે.

૧૫. એક તન્દુરસ્ત માણસના શરીરમાં તેના વજનનો આઠમો ભાગ લોહી હોય છે.

૧૬. પરણેલા સ્ત્રી પુરૂષો અતિ વીહાર કરવાથી પોતાના શરીરની પાયમાલી કરે છે.

૧૭. બાળકવાળી માતાઓ, જો ફળ ખાય તો તેમના બચ્ચાંને મળતુ દુધ ઉત્તમ ગુણુવાળું અને પૌષ્ટીક થાય છે.

૧૮. બાળક ધાવતુ હોય ત્યા સુધી ધાવણનો રોગ ન થાય તેમ સંભાળ રાખવી એ માતાઓનું ખાસ કર્તવ્ય અને ફરજ છે.

૧૯. બાળક ત્રણ વર્ષનું થાય ત્યાં સુધી માતાએ બ્રહ્મચર્ય પાળવું. જો ત્યાં સુધી ન પળાય તો બાળક ધાવતું હોય ત્યાં સુધી તો અવશ્ય બ્રહ્મચર્ય પાળવું જોઇએ.

૨૦. કોઇ પણ દીવસે દાબીને ખાવું નહીં. અને અજીર્ણ થવા દેવું નહીં, તેથી ધાવણ બગડતું નથી. કદાચ બગડે તો સાધારણ રેચ લેવો.

---

# उपयोगी वैद्यक टुचका संग्रह.

**મૂત્રકૃચ્છ–પથરી–મૂત્રાઘાત**—ખાખરાનાં ફુલ ઉકાળીને પેટ ઉપર બાંધવાથી અને તેના ઉકાળામાં સોડા અને સાકર મેળવીને પાવાથી મટે છે.

૨. મૂળાના પાનનો રસ પાશેર લઇને તેમાં થોડા સાણુ મેળવીને દિવસમાં કેટલીકવાર થોડા થોડા પાવો તેથી ત્રણ દીવસમાં પથરી મટે છે.

**આંખ દુઃખવી**—કપુર, મોરથુથુ ઍગીઓ અને સીંદુર ત્રણેને એકત્ર વાટી, પાણીમાં ઘુંટી આંખના ઉપર લગાવવાથી મટી જાય છે.

**શૂળ–ચુંક**—ભૂવતાની શીંગ ૮ માસાને ગાયના ઘીમાં શેકીને પછી તે શીંગમાં ફુલાવેલો ટંકણ ૧ તોલો, નવનું ચુર્ણ ૫ તોલા, મીઠું રા તોલા નાંખી ઘુંટીને તે સર્વની ૫૪ ગોળી બનાવી સવાર સાંજ એકેક ગોળી ખાવાથી ૨૭ દિવસમાં ગમે તેવી શૂળ–ચુંક હશે તો પણ મટી જશે.

**તાવ**—લોબાનને ઝીણો વાટીને તેમાંથી બબે રતીના પ્રમાણથી દિવસમાં બબેવાર પાણી સાથે આપવાથી તાવની ગરમી તુરત શાન્ત થઇ જઇ તાવ ઉતરી જાય છે.

**ક્ષય રોગ ઉપર લસણનો ઉપાય**—એક બાળકને કફ–ક્ષય થયો હતો અને તેને ગળા ઉપર કંઠમાળની ગાંઠ નીકળી હતી તે ગાંઠ ઉપર લસણના રસનો લેપ કરવાથી તેનો તે ક્ષય–કફ અને કંઠમાળનો રોગ મટી ગયો હતો એ લસણના રસને લીધે શરીરમાં સલ્ફ્યુરીક એસીડ તૈયાર થાય છે. અને તે ક્ષય રોગ ઉપર ગુણ કરે છે સલ્ફ્યુરીક એસીડના કારખાનામાં કામ કરતા મજુરોને કફ કે ક્ષય થતો નથી તેમજ તેવા દરદીઓ જો તે કારખાનામાં મજુરી કરવા રહે છે તો તેનું દરદ મટી જાય છે. અને તેથી સલ્ફ્યુરીક એસીડમાં ક્ષય મટાડવાનો ગુણ છે અને તેથી યોગ્ય પ્રમાણથી તે એસીડને શરીરમાં ઉત્પન્ન કરવાને માટે લસણ ખાવું એ ક્ષય મટાડવાનો ઉત્તમ ઉપાય છે વળી તે ઘણોજ થોડા ખર્ચનો અને ચાકસિર ઉપાય છે.

કેટલીક સ્ત્રિયોને સુવાવડ પછી ક્ષય રોગ થાય છે એથી તેને સુવાવડમાં ઘીમાં તળીને લસણ ખવરાવવાથી ફાયદો થાય છે.

પ્લેગની ગાંઠ ઉપર લસણનો લેપ ચોપડવાથી અને લસણ ઘીમાં તળીને ખાવાથી પ્લેગ મટે છે.

તેવીજ રીતે લસણને ઘીમાં તળી ક્ષયવાળા દરદીએ રોજ સવારમાં તોલા ૧ થી ૪ તોલા પર્યંત લસણની કળીયો ખાવાથી ક્ષય મટે છે. એવું અમેરીકાના વર્લ્ડઝ મૅગેઝીનમાં ત્યાંના એક ડાક્ટરે લખ્યું છે.

---

# ગર્ભભવિષ્ય.

( વૈદ્ય જયશંકર કાનજીભાઈ ચંડીઆસાદ ).

ગર્ભાધાનની મુદતનું વિવેચન કરતાં ગર્ભનું ભવિષ્ય એવા વિષયનો પ્રશ્ન કાઢી શકાય. અને તે પર વિચાર ચલાવતા તેમાં નીચે પ્રમાણે ચોવીશ બાબત જાણવાની આવશ્યક્તા ઉદ્ભવે છે: અને જેમાંની કેટલીક શોધતો આધુનિક પશ્ચિમના વૈદકમાં સંપૂર્ણ રીતે વ્યક્ત થયેલી કહી શકાતી નથી.

૧ ગર્ભોત્પત્તિ ભૂમિ. ૨ રજોદર્શનનો સમય. ૩ ગર્ભ ગ્રહણ યોગ્ય કાળ, ૪ રજસ્વલા સ્ત્રીઓના નિયમ. ૫ વિરૂદ્ધ આહારાદિ વર્તનથી ગેરનાબો. ૬ રજસ્વલાનું ઇષ્ટ ગર્ભ કૃત્ય. ૭ તદંગત ભર્તૃ કૃત્ય. ૮ ગર્ભ ગ્રહણ યોગ્ય નાડીઓ. ૯ યુગ્મા યુગ્મ રાત્રી ગમનફલ ૧૦ ગર્ભાશય સ્વરૂપ. ૧૧ પુરૂષ તથા સ્ત્રી ગર્ભના ગર્ભિણીને થતા લક્ષણ. ૧૨ નપુંસક ગર્ભના લક્ષણ ૧૩ ગર્ભ વિકૃતિ. ૧૪ ગર્ભ જનન યોગ્ય શુક્ર તથા આર્તવ ૧૫ ગર્ભનું પૃથક પૃથક માસમાં બંધારણ ૧૬ ગર્ભ બંધારણમાં પ્રથમાગમાં જુદા જુદા વિચારો. ૧૭ ગર્ભ બંધારણમાં માતૃપિતૃ અંગોના વિભાગ ૧૮ ગર્ભ જીવનના ઉપાય. ૧૯ ગર્ભ વૃદ્ધિ હેતુ. ૨૦ દષ્ટી, કેશ, નખ વિ. વૃદ્ધિ ન થવાના કારણો. ૨૧ અંગના અચેતનું કારણ. ૨૨ મળ મૂત્રોત્સર્ગ ન થવાનાં કારણો. ૨૩ અંદર ગર્ભ ન હોવાનાં કારણો. ૨૪ ગર્ભવંતીના કૃત્યપર ગર્ભનુ ભવિષ્ય.

પ્રશ્ન. ૧—૨—૩ ના સબંધમાં રજપ્રાપ્ત સ્ત્રી તે ગર્ભ ભૂમિ ગણાય છે. અને તે રજ પ્રાપ્તિ પ્રતિમાસે અઠાવીશ કે ત્રીશમાં દિવસથી ચાર પાંચ દિવસ સુધી બાર વર્ષથી આરંભી પચાસ વર્ષની વય સુધી સ્ત્રવે છે અને સ્ત્રાવ દિવસથી ષોડશ રાત્રિ ગર્ભ ગ્રહણની મનાયેલી છે. ( સર્વ સાધારણ નિયમ )

પ્રશ્ન ૪ થા ના સબધમાં—ઋતુ પ્રાપ્ત સ્ત્રીએ પ્રાપ્ત દિવસથીજ અહિંસા બ્રહ્મચર્ય વૃત પાળવું જોઇએ. દર્ભાદિ શયા ઉપર શયન કરવું, અને પોતિકા પતિના દર્શન કરવાં નહિ કરપાત્રથી, મૃતિકાના પાત્રથી અગર પર્ણપાત્રથી ત્રણ રાત્ર સુધી હવિષ્યાન્ન જમવું. અશ્રુપાત ન કરવો. નખ ખોતરવા નહિ તેમજ અભ્યંગાદિ ક્રિયા પણ ન કરવી. નેત્રમાં અંજનાદિ પદાર્થ પણ અંજન માટે વાપરવા નહિ સ્નાન પણ વર્જ્ય છે. દિવસની નિદ્રા તથા અતિશ્રમથી દોડવુ. ઉચ્ચ સ્વરથી ભાષણ તથા હાસ્ય, કર્કશનાદ શ્રવણ. તથા આયાસ વિગેરે ક્રીઆઓ વર્જ્ય છે ભૂમિ ખોતરવી અને શીત પવન લેવો તે નિષેદ્ધ છે.

પ્રશ્ન. ૫—ના સંબધમાં ઉપરોક્ત નિયમોનું અજ્ઞાનથી, લોભથી, પ્રમાદથી કે દૈવયોગથી ઉલ્લઘન થાય, તો તેના દોષો પ્રાપ્ત થવાના ગર્ભને હાનીકર્તા થાય છે, એટલે કે રૂદન કરવાથી નેત્રમાં વિકૃતિ, નખચ્છેદથી કુનખતા, અભ્યંગ, અનુલેપન સ્નાનથી દુઃખશીલ, અંજનથી લંકદષ્ટી, દિવસ નિંદ્રાથી, ઉંઘણશીપણું, દોડવાથી સાહસિક સ્વભાવ, અત્યુચ્ચ શબ્દ શ્રવણથી બધિરતા, અતિહાસ્યથી તાલુદંત, ઓષ્ઠ જીહ્વાઓમાં શ્યામતા. અતિ ક્રંનથી પ્રલાપપણું. પરિશ્રમથી તથા વાત સેવનથી ઉન્મત્તતા, ભૂમિ ખનનથી સ્ખાલન, શીલતા, આ પ્રમાણે જુદા જુદા વિકારો પ્રાપ્ત થવાના ગર્ભને થાય છે.

પ્રશ્ન. ૬ ના સબધમાં—રજઃપ્રાપ્ત સ્ત્રીના સ્નાન દિવસે પ્રથમ જે આકૃતિ મનુષ્યનું મુખ નિરખે છે, તે આકૃતિનો ગર્ભ પ્રસવ આપે છે. માટે તેવે સમયે પોતીકા પતિ વદ-

ભાવે પુત્ર, તદભાવે સત્મૂર્તિમાનું નિરક્ષણ રાખવું. તેને માટે શાસ્ત્રીય વૈદ્યનીય પ્રમાણ નીચે પ્રમાણે ભગવાન ધન્વંતરીનું છે.

पूर्वं पश्ये ऋतुस्नाता या दृशं नरमंगना ।
तादृशं जनयेत्पुत्रं ततः पश्येत्पिति प्रियं ॥

આ સ્થળે पर्तिं प्रियं નો અર્થ પોતાના પ્રિય પતિને અગર સ્વપતિ તદભાવે પ્રિયં પોતાને પુત્રાદિ પ્રિય પ્રતિમા એમ નિર્દેશ છે.

પ્રશ્ન. ૭—ના સંબંધમા—તેનીજ રીતિએ પુરૂષને પણ ગર્ભાધાનને માટે પ્રથમ દિવસનું ગમન તે આયુના ક્ષયનો ભય સૂચવે છે. બીજે દિવસે પણ ઋતુમાં તેને માટે રતિ સંગ ત્યાજ્ય છે. કારણ તે દિવસે રહેલો ગર્ભ કદાચ રહે તો તે જન્મતાં જીવતા નથી. ત્રીજે દિવસે પણ રહેલો ગર્ભ સ્વલ્પાયુષી તથા અંગ વિકૃતિવાળાં પ્રાપ્ત થાય છે. માટે તે દિવસ પણ વર્જ્ય છે. અતએવ ચતુર્થી, ષષ્ઠી, અષ્ટમી, દશમી, તથા દ્વાદશી વિગેરે ષોડશ રાત્રીઓમાં તેમને ( ઋતુસ્નાનસ્ત્રી ) યથાર્થ ભજવી એટલે કે જેમ જલ પ્રવાહ ચાલતો હોય તેવા પાણીમાં ક્ષિપ્ત દ્રવ્ય આગળ તણાઇ કાંઠે નિકળી જાય છે; તેમજ જ્યાંસુધી રજોનીવૃત્તિ ન હોય ત્યાં સુધી પડેલુ વીર્યરૂપી દ્રવ્ય બહાર જતું રહે છે માટે તેને ગર્ભાધાનોક્ત વિધિથી ભજવી જોઇએ વળી ધર્મ શાસ્ત્રના નિયમ પ્રમાણે પણ

प्रथमेहनिचांडाली द्वीतिये ब्रह्मघातिनी ।
तृतीयेरजकी पुसां यथा वर्ज्या तयांगना ॥

તે પ્રમાણે પ્રથમના દિન ત્રય વર્જ્ય છે આ ઉપરથી ખાત્રી થાય છે, કે ધર્મ પણ વૈદ્યકિય શાસ્ત્રને અનુસરિનેજ બંધાયેલો છે; અને વૈદ્યકિય રીવાજને અનુસરવું તે એક સુખપ્રદજ છે. તો ધર્મને અનુસરવુ તે વધારે સુખપ્રદ કેમ ન હોય? કારણ તે ઉભયાર્થને સિદ્ધિ આપનાર છે. ચતુર્થ રાત્રને માટે પણ એવો મત છે કે—

चतुर्थादि दिवसेऽपि रजोनिवृत्तौस्त्रीपत्त्यासंगच्छेत् ।
नतुरजोऽनुवृत्ताविति ॥

એટલે કે, રજની નિવૃત્તિ હોય તો ગમ્ય અને અનુવૃત્તિ હોય તો અગમ્ય. હવે ઉપરના દિવસોમાં પણ ઉત્તરોત્તર ગમન, વિદ્યા, આયુષ્ય અને આરોગ્યપ્રદ છે.

પ્રશ્ન ૮ ના સંબંધમા—પ્રેમદાઓને મનોભવાગાર સુખમાં ત્રણ નાડીઓ વર્ણવેલી છે. તેમાની પેલી સમીરણા છે. તે મદનાત પત્રમાં પ્રધાનભૂત અને વિશેષ નાડી મનાયેલી છે. ચંદ્રમૌલિનો તેવિષે એવો મત છે કે, તેના સુખમાં પ્રાપ્ત થયેલું બીજ બીંદુ નિષ્ફળ જાય છે. ર चंद्रमुखी નામની કંદર્પ ગૃહમાં પ્રધાનભૂત નાડી છે તે સમીરણાની આગળના ભાગમા ગયેલી છે. અને તેના સુખમાં પ્રવેશ થયેલું જીવ બીજ કન્યાઓનો જન્મ આપે છે, અને તે અલ્પયત્નથી પણ સાધ્ય છે કારણ તે નાડીમાં સ્ત્રીનું આર્તવ વિશેષ હોય છે, તેમજ અધિક આર્તવથી કન્યા અને અધિક વીર્યથી પુત્ર એ નિયમે તે નાડી પુરૂષના અલ્પયત્નથી કન્યા ઉત્પત્તિ માટે સાધ્ય છે. હવે ૩ જી गौरी નામની જે નાડી ઉપસ્થ ગર્ભમાં શંખાવર્તે કરી પ્રધાનભૂત રહેલી છે. તેના સુખમાં પડેલું પું બીજ બહુધા પુત્રનીજ પ્રાપ્તિ આપે છે. અને તે નાડી સુરતમાં ઉપવિષ્ટ અને દષ્ટ્યકી ઉપભોગ્ય છે.

પ્રશ્ન ૯ ના સંબંધમાં—युग्मासुपुत्रांजायंतेस्त्रियोऽयुग्मासु रात्रिषु ॥ એટલે સ્નાન દિવસ પછીની યુગ્મ રાત્રીગમનથી પુત્રોત્પત્તિ અને અયુગ્મ રાત્રીગમનથી કન્યોત્પત્તિનો સંભવ છે અને તે કાળ ષોડશ રાત્રી સુધીજ છે; જે અત્રે આગળ કહેવાય ગયું છે; આ સ્થળ ઉપરનો પ્રશ્ન આક્રમો ગમનકાળે બીંદુ આદી નાડીના સંબંધમાં લાગુ હોય તો તેમાં ખોટું નથી.

પ્રશ્ન ૧૦ ના સંબંધમાં—શંખ નાભિના આવૃતિવાળું અને ત્રણ આવર્તવાળું સ્ત્રીઓનું ગર્ભોત્પત્તિનું સ્થાન માનવામાં આવેલું છે. તેમાં ત્રીજા આવર્તમાં ગર્ભાશયનું સ્થાન છે. અને તે पित्ताशय અને पक्काशयની વચ્ચે આવેલું છે, તેની આકૃતિ જેમ રોહિત નામની માછલી પાણીમાં થાય છે કે જેનું મોઢું નાનું અને પેટ મોટું હોય છે તેની આકૃતિને મળતુંજ ગર્ભાશયનું સ્વરૂપ છે. ગર્ભાશયનું મુખ ઘણુંજ નાનું અને સાંકડું હોય છે. અને જર આસિથી ષોડશ રાત્રી સુધી તે દ્વાર ખુલું રહે છે. ત્યારે તેમાં શુક્ર તથા આર્તવનો સંયોગ થાય છે ત્યારે शुक्रार्तव યુક્ત બંધાયેલા બિંદુમાં તત્કાળ જીવ પ્રવેશે છે. અને તે બિંદુ અત્યંત સુક્ષ્માંગીનું બંધાય છે. જે અંગો વૃદ્ધિંગત થતાં અંગોનું સ્ફુટપણું બંધાય છે. જેવી રીતે સૂર્યમણિમાં સૂર્યના કિરણોનો યોગ થતાં નિમે રૂ ઇત્યાદિ વસ્તુ ઉપર તેમનું પ્રકાશ બિંદુ પડતાં અગ્નિ ઉત્પન્ન થાય છે, તેવીજ રિતે શુક્ર અને આર્તવનો સંયોગ થતાં તત્કાળ તેમાં જીવ પ્રવેશ થાય છે, જે જીવ પોતાના ભાવિને અવલંબી કર્મવશ બની અવિદ્યાનો સ્વિકાર કરી ગર્ભમાં પ્રવેશે છે અને પરિપકવ સ્થીતિએ પહોંચી જન્મ લેછે. અને જન્મ જન્માંતર કૃત શુભાશુભ કર્મનો ભોક્તા થાય છે; બીજ પ્રવેશ થયા પછી ગર્ભાશયનું મુખ બીડાય જાય છે. જેમ કમળ પુષ્પ સૂર્યાસ્ત થયા પછી રાત્રીએ બીડાય છે, અને પુનઃ સૂર્યોદયે ખીલે છે, તેમજ પ્રસવકાળે ખીલે છે. અપૂર્ણ.

---

# पाषाण भेद.

(લેખક—શ્રીયુત વૈદ્ય ડાહ્યાભાઇ દયાળજી પેટીગરા.)

પાષાણ ભેદની જડીને એક રંગી સફેત વાછરડાવાળી ગાયના દુધમાં ઘસીને જે સ્ત્રી રજસ્વલા થયાના ચોથે દીવસથી ચાર દીવસ (એટલે ૪–૫–૬–૭) પીશે તેને ઇશ્વર કૃપાથી જરૂર સંતાનોત્પત્તિ થશે. દુધ અડધો શેર લાવવું, તેમાંથી પાંચ તોલા દુધમાં પા તોલો પાષાણ ભેદની જડી ઘસીને દરરોજ ચાર દીવસ સુધી પીવી અને બાકીનું દુધ ઉપરથી પી જવું. આ જડી દુધમાં ઘસી ફક્ત મહિનામાં ચારજ દીવસ જ્યાં સુધી રજસ્વળા નહિ થાય ત્યાં સુધી પીવાની છે, તેનો ચમત્કાર ફક્ત ૭ મહિનામાં જણાશે.

પાળવાના નીયમો:—ગરમ પદાર્થોનું સેવન કમતી કરવું, ગર્ભાશયને અતિશય આવેશયુક્ત થવા દેવું નહિ, તેમજ શરીરસંસ્થાને વધુ પડતો શ્રમ પડવા દેવો નહિ. પરેજી:—હીંગ, સુકાં મરચાં ને ખટાશ ન ખાવી.

---

પાષાણ ભેદ—એક જાતની વનસ્પતિ છે. તે નાની વનસ્પતિની માફક જમીન ઉપર પસરે છે. જેને બોરડી જેવા કાંટા થાય છે. તે ખડક ઉપર ઉગે છે. એને ગોખરીરાણીના જેવાં પીળાં ફુલ થાય છે. મૂળ કડવાં હોય છે. તંત્રી.

# जनावरना चेपी दरदो.

## મોંવા, મોંવાસો, ખરવા અથવા લાલીઓ.

(લેખક—વેટેરીનરી સરજન ડૉ. મોતીચંદ કુરજી ઝવેરી જી. બી. વી. સી.)

આ રોગ ખાસ કરીને ઢોર ઘેટાં અને બકરાંમાં જણાય છે. તે ઘણો સાધારણ રોગ છે, અને એટલો બધો ચેપી છે કે જો ઢોરના ટોળામાં તે દાખલ થયો તો તે ટોળાનાં તમામ જનાવરોમાં તે ઘણુંજ થોડા વખતમાં ફેલાઇ જાય છે.

ગુજરાત અને કાઠીયાવાડમાં આ રોગ મથાળે આપેલાં નામોથી ઓળખાય છે, તો પણ કેટલીક જગ્યાએ તેને મોવાસ અને ખરવાસ પણ કહે છે; અને કેટલીક જગ્યાએ તે "દવા"ના નામથી ઓળખાય છે. તે ત્યાંના ઘણા ભાગોમાં થોડે યા ઘણે દરજ્જે હંમેશાં જોવામાં આવે છે; અને તેથી ઢોરને ઘણી હેરાનગતિ ભોગવવી પડે છે. ચોમાસું અને શીયાળાની ઋતુમાં આ રોગ વધારે જણાય છે. આ રોગથી જો કે ઝાઝાં જનાવરો મરી જતાં નથી, તો પણ જો માંદાં જનાવરોની બરોબર માવજત નથી થતી તો તેઓ ઘણાં દુઃખી થાય છે. ઘણુંજ સાદા અને સહેલા ઉપાયથી આ રોગ મટે છે અને તેનો અટકાવ થઇ શકે છે.

ઘણી વખતે મોવાસો તથા ખરવાસો બન્ને સાથે જણાય છે; જ્યારે કેટલીક વખતે બેમાંથી એક માલમ પડે છે. માંદાં જનાવરો સુકાઇને દુબળાં થઇ જાય છે; ત્યારે નાનાં વાછરડાંઓ કેટલીક વખતે મરી જાય છે.

આ રોગ ઘણોજ ચેપી છે અને આ રોગથી પીડાતાં જનાવરોના સહવાસમાં જો તંદુરસ્ત જનાવર આવે તો તેને ઘણુંકરીને આ રોગ થઇ આવે છે. જે જગ્યાએ આ રોગ ચાલતો હોય તે જગ્યાનાં જનાવરોના ખોરાક તેમજ પાણી દ્વારાએ પણ આ રોગ બીજાં તંદુરસ્ત જનાવરોમાં પ્રસરી જાય છે. જ્યારે મોવા થયો હોય, ત્યારે જનાવરોના મોંમાંથી લાળ ઝરે છે. હવે આવું દરદી જનાવર જે જગ્યાએ પાણી પીએ, તે જગ્યાએ તેના મોંમાંથી તે પાણીમાં લાળ પડવાનો સંભવ છે; અને ફરી જો તેજ પાણી બીજું સાજું જનાવર પીએ તો તેને પણ મોંવાસો થઇ આવે છે. માટે તેની સાવચેતી રાખવા સારૂ ઘણાં જનાવરોને પાણી પીવાને માટે જે હવાડો બાંધેલ હોય તે હવાડામાંથી આવા, દરદી જનાવરને પાણી બીલકુલ પાવું નહીં. વણઝારાની પોઠ ગામે ગામનું અને જુદા જુદા ઠેકાણાનું પાણી પીએ છે; તેથી તેમાં ઘણું કરીને આ દરદ હમેશાં માલમ પડે છે. કેટલીક વખત માંદા જનાવરોની માવજત કરનાર લોકોથી પણ સાજાં જનાવરોને આ રોગ લાગુ પડે છે.

આ દરદથી પીડાતી ગાયો તેમજ ભેંસોને દોવા પછી જો હાથ બરોબર સાફ કર્યા વગર બીજી સારી ગાયોને દોવામાં આવે તો તે સારી ગાયોને પણ આ રોગ થાય છે; જેથી આ રોગ ચાલતો હોય તે વખતે ગાય તથા ભેંસોના માલેકોએ સાવચેતીના ઉપાયો લેવા, અને પોતાના ગાય દોવા આવનાર ગોવાળના હાથ દરરોજ ગરમ પાણી અને સાબુ વતી ખુબ ધોવરાવ્યા બાદ તેને પોતાની ગાય અગર ભેંસ દોહવા દેવી.

આ દરદથી ગાય તથા બળદને જેટલી પીડા થાય છે તેટલી ભેંસ તથા પાડાને થતી નથી; એટલે ભેંસ તથા પાડાનું મોઢું થોડું સાજું હોય છે તેઓને ફક્ત વાગોળવામાંજ

દરકત આવે છે; પરંતુ ગાય તથા બળદ તો બીલકુલ ખોરાક ખાઇ શકતાં નથી એટલુંજ નહીં પરંતુ પાણી પીવામાં પણ કેટલુંક દુઃખ થાય છે.

કારણ—આ રોગ ચેપી છે અને એક જાતના ઘણાજ બારીક ઝેરી જંતુઓ તંદુરસ્ત જનાવરના શરીરમાં ખોરાક હવા અગર પાણી મારફત જવાથી થાય છે. આ ઝેરી જંતુઓ એટલા બધા બારીક છે કે, ઘણીજ ઉંચી જાતના અને કીંમતી સૂક્ષ્મદર્શક યંત્રોની મદદ વડે પણ તેઓ બરોબર દેખાઇ શકતા નથી. આ ઝેરી જંતુઓ દરદી જનાવરના મોમાંથી નીકળતી લાળમાં; તેના પેસાબમાં, છાણમાં; દુધમાં તથા તે જગાએ આ દરદના ફોડલાઓ જણાય છે, તે ફોડલાઓ અને ધારાઓમાંથી ઝુરતા પ્રવાહી પદાર્થમાં, સંખ્યાબંધ જણાય છે. અને તેથીજ આ દરદથી પીડાતા જનાવરને ખાવાને ખોરાક બીલકુલ અપવો નહીં, કારણ કે તે ખોરાક અને પાણીમાં દરદી જનાવરના મોમાંથી નીકળતી ઝેરી લાળ પડેલી હોવાથી તે ચીજો પણ ઝેરી થઈ જાય છે.

ચિન્હો—આ રોગનો ફેલાવો જ્યાં ત્યાં હોવાથી સાધારણ માણસો પણ આ રોગ પારખી શકે છે, જેથી તેના ચિન્હો લંબાણથી લખવાની ઝાઝી જરૂર નથી. તો પણ મુખ્ય ચિન્હો નીચે પ્રમાણે જણાય છે. "શરૂઆતમાં" જનાવરને તાવ આવે છે; તેનું શરીર ધ્રુજે છે, શીંગડાં કાન પગ અને પુછડું ગરમ જણાય છે, ખોરાક ખાવાનું બંધ કરે છે, મોમાં ચીકણું થુંક ઘણું આવે છે, અને તે થુંકની લાળ ઝરે છે, જેના તાર લંબાઇને લટકે છે, અને જનાવર વખતો વખત તે થુંક હોઠવતી ચુસી લે છે, અથવા હોઠ ઉપરથી છબાવતી ચાટી જાય છે. પહેલાં મોઢામાં પીળા ફોડલા થાય છે, જે અઢાર અગર ચોવીસ કલાકમાં ફુટી જાય છે, અને તેની જગાએ પલાસ્ટરના જેવાં લાલ ચાંદાં જોવામાં આવે છે. આવા ફોડલાઓ ઘણાજ ખરાબ કેસમાં કોઈ કોઈ વખતે નાક આંખ તથા ગાય અગર ભેંસની જનનેંદ્રીયમાં પણ દેખાય છે, તેમજ કેટલીક વખતે આવા ફોડલાઓ તેઓના આંચળ ઉપર પણ હોય છે, અને તે વખતે આંચળ સુજી આવે છે, અને દુધ ઘણું થોડું આવે છે. ખાસ કરીને આવા ફોડલાઓ જીભ ઉપર જણાય છે; તોપણ તાળવામાં, ગાલની અંદર, તથા દાંતના મૂળમાં પણ વખતો વખત જણાય છે. આવી સ્થિતીમાં જનાવર બીલકુલ ખાઈ શકતું નથી.

પગ પહેલાં જગ સુજી આવે છે, અને બે ખરીની વચ્ચેની ચામડી ભીની, સુજેલી અને ગરમ જણાય છે. ત્યાર પછી મોમાં જેવા ફોડલાઓ થાય છે, તેવાજ ફોડલાઓ પગની ખરીની વચમાં દેખાય છે. પછી જનાવર લંગડાય છે અને દુઃખને લઇને પગ આમ તેમ હલાવ્યા કરે છે. જો પગની સંભાળ બરોબર ન લેવાય તો તેમાં છીનડા પડે છે. પગમાં ખરજ આવવાથી જનાવર પોતાના પગ વખતો વખત ચાટે છે.

આ દરદનું જોર ઘણું કરીને ત્રણ દિવસ લગી વધારે રહે છે; અને પછી ધીમે ધીમે નરમ પડી જાય છે. આ રોગથી પીડાતી ગાયો તથા ભેંસોનું દુધ દરરોજ દોહી લેવું; પણ તે વાછરડાને પાવું નહી; તેમ બનતા લગી માણસોએ પણ તે દુધ વાપરવું નહી.

ઉપાયો—દરદી જનાવરને દારૂ તોલા ૫, સુરોખાર અથવા મીઠું તોલો ૧, કરીઆતાનો ભુકો તોલો ૧ સર્વે ચીજો ચોખાની કાંજી શેર બેમાં મેળવીને પાવી.

મોમાં ફોડલા હોય તો ફટકડી અથવા ગીરું તોલા ૨।।, પાણી શેર ૧।। માં નાંખી તે પાણી મોમા છાંટવું, તથા મોં વખતો વખત તે પાણીથી ધોવું.

અથવા ટંકણખાર રૂ. ના ભાર, તથા મધ તોલો એક બેઉને એકઠાં ઘુંટીને મોંમાં ચાંદાં પડયાં હોય તે પર દિવસમાં બે વખત ચોપડવું;

અથવા ફટકડી રૂ. ના ભાર, કાંટાનો માયો રૂ. ા ભાર અને મધ રૂ. ૧।। ભાર ત્રણે ચીજ ઘુંટીને ફોડલાપર દિવસમાં બે ત્રણ વખત લગાવવી;

અથવા કાથાની કોરી ભુકી ફોડલાપર લગાડવી અથવા તલનું તાજું તેલ શેર ૧) દરરોજ સવારમાં એક વખત પાવું;

અથવા ચણાની દાળ શેર અઢી તથા સાકર શેર ૧।, એને ચીજે પાણી શેર ૨।। માં રાત્રે પલાળી રાખવી અને બીજે દિવસે સવારે તે દાળનો અડધો ભાગ જનાવરને ખવરાવવો અને બાકીનો બીજો અડધો ભાગ સાંજે ખવરાવવો; આમ પાંચ સાત દિવસ લગી ખવરાવવું;

અથવા તુવેરની દાળ રાંધીને પાવાથી પણ ફાયદો થાય છે.

જો ઝાડો બંધ હોય અને જનાવર શરીરે મજબુત હોય તો નીચેનો જુલાબ આપવો.

એળીઓ તોલા ૧।।, સુવા તોલા ૪, વીલાયતી ધોળો સાબુ તોલા ૪, સુંઠ તોલા ૧) બધી ચીજો વાટી ગોળમાં મીલાવી તેના ચાર ગોળા કરવા અને તેમાંથી દરરોજ સવારનો એકેક ગોળો આપવો, એમ ચાર દિવસ લગી આપવું.

અથવા તલનું તેલ શેર ૧). બાજરાનો લોટ શેર ૨), હલદર શેર ા તથા ગોળ શેર ૦।।। એમ ચારે ચીજો એકઠી કરી તેના સાત લાડુ વાળવા અને પછી તેમાંથી દરરોજ એકેક એમ સાત દિવસ લગી ખવાડવું.

જો પગમાં જીવડા પડ્યા હોય તો ટરપીનટન (નખતેલ) તેલ ચોપડવું જેથી જીવડા મરી જઈ ખરી પડશે. બાદ વીલાયતી ટાર (ડામર) પગમાં ચોપડવો; અથવા કરંજીઉ તેલ, અથવા લીંબોળીના તેલમાં થોડું કપુર નાંખી તે તેલ પગપર ચોપડવું; પરંતુ તે તેલ ચોપડયા પહેલાં પગને ફટકડી તોલા ૨।। અથવા મોરથુથુ તોલો ૧।। પાણી શેર ૧।। માં નાંખી તે પાણી વતી પગ ધોવા. મરડાશીંગ રૂ. ૫) ભાર, અરીઠા વાલ ૨, તથા સીંદુર તોલા ૨), મીણ તોલા ૨) વગેરે ચીજો નસના તેલ તોલા ૫) માં મીલાવી તેનો મલમ કરી અને તે પગ-માં ભરવો અને પછી પગને પાટો બાંધવો, પાટા વગર પગ રાખવો નહી.

આશરે એક રૂપીઆભાર વજનનું માછલું લઇ તેના કટકા કરી બાજરાના લોટમાં પાણીની સાથે મીલાવી તેનું પીંડીઉ કરી ફક્ત એકજ વખત ખવરાવવાથી પણ આ રોગથી પીડાતા જનાવરોને ફાયદો થાય છે એમ કેટલાક અનુભવીઓનું કહેવું છે. સાજા જનાવ-રને આ દવા ખવરાવવાથી તેને ભવિષ્યમાં કદી પણ આ રોગ થતો નથી, એમ કેટલાક ભરવાડ લોકોનું કહેવું છે.

ભરવાડ લોકો કહે છે કે ઉનાળાની ઋતુમાં આ દરદ થતું હોય તો દરદી જનાવરના પગ પાણીથી ધોઇ સાફ કરી તેનાપર તલનું તેલ ચોપડી દરરોજ ત્રણ કલાક એમ સાત દિવસ લગી રેતીવાળી જમીનપર બપોરને વખતે કે જ્યારે રેતી સૂર્યના તડકાથી ઘણી ગરમ થઇ હોય ત્યારે તે જનાવરને ફેરવવું. તે લોકોનું આ પ્રમાણેનું માનવું બુલબરેલું

છે. આમ કરવાથી ફાયદાને બદલે નુકસાન થશે અને દરદીને ઘણીજ હેરાનગતી ભોગવવી પડશે. તોપણ પગને ઉપર કહ્યા પ્રમાણે સાફ કર્યો પછી અને તેપર તેલ ચોપડયા પછી ઘોળી અગર કાળી માટી પાણીમાં પલાળી તે માટી ચોપડવાથી આરામ થશે.

મીઠું શેર ૦ા, પાણી શેર ૫) માં નાખી તે પાણીથી દરરોજ બબે ત્રણ ત્રણ વખત એમ સુવાણુ થાય ત્યાં લગી પગ ધોવાથી પણ ફાયદો થશે. જો કે મીઠાને લઇને પ્રથમ બે ત્રણ દિવસ પીડા તો થશે પણ તેથી ખરજ આવતી બંધ થશે અને દરદ મટી જશે.

ગાય અને ભેંસના આંઉ (અડાણુ અથવા હવાડા) ઉપર પણ જ્યારે ફોડલા થયા હોય ત્યારે તેલમાં જરા કપુર નાંખી તે તેલ ચોપડવું.

મોવાસામાં દરદી જનાવરને નરમ ખોરાક જેવો કે લીલું ઘાસ વગેરે આપવું. ચોખા, જાર, અથવા બાજરાની ઘેંસ છાશમાં બનાવી તે ખવરાવવી; ગોળનું પાણી પીવાને આપવું; જનાવરને ખેતરમાં અથવા જંગલમાં ચરવા જવા દેવું નહી.

**સાવચેતીના ઉપાયો**—આ રોગ એક જનાવરમાંથી બીજામાં ફેલાય છે, માટે પહેલાં રોગ ફેલાતો અટકાવવાના ઉપાય કરવા જોઇએ. જ્યારે કોઈ પણ જનાવરને આ રોગ થયેલો છે, એમ જણાય કે તરતજ તેને બીજા તંદુરસ્ત જનાવરોથી દૂર રાખવું, ગામની બહાર અને ઢોરોને પાણી પાવાની જગ્યાએથી ઘણે દુર એક ખાસ વાડો બાંધવો; અને તેમાં આ દર્દી જનાવરોને રાખવાની ગોઠવણ કરવી. તે વાડામાં જનાવરોને બેસવાને માટે એક કામ ચલાઉ, ઘાસ અને બાબુનું એક ઢાળીઉં બનાવવું. દર્દી જનાવરોને અને તેની માવજત કરનાર માણસોને આ વાડાની બહાર જવા દેવાં નહીં. દર્દી જનાવરોને માટે દાણો ઘાસ પાણી વગેરે તેમજ તેઓની માવજત કરનાર માણસોને માટે ખોરાક વગેરે બહારથી તે વાડામાંજ પુરા પાડવા, જો જનાવર કમનસીબે મરી જાય તો તેને; તેનાથી ખાતાં વધેલા તેના ઘાસદાણા વગેરેને બાળી મુકવાં સલાહ ભરેલું છે. પણ કદી બાળવાનું ખર્ચ પોસાય તેમ ન હોય તો મરેલ જનાવરને જમીનમાં ઉંડો ખાડો કરી દાટી દેવું, અને ઘાસ વગેરે બાળી નાંખવું. પથારીનું ઘાસ તથા ખાવાનો દાણો વગેરે બાળી નાંખવાથી બેફાયદા થાય છે. તે ચીજોમાં દર્દી જનાવરે મુકેલો દર્દનો ચેપ નાશ પામે છે અને માખીઓ કે જેઓ આ દર્દ એક જનાવર પરથી બીજા જનાવરપર લઇ જાય છે, તેઓ પણ ધુમાડાથી નાશી જતી રહે છે. કુતરાંઓને પણ આ જગ્યાએ આવવા દેવાં નહીં. કારણ કે તેઓ દર્દી જનાવરો પાસેથી દર્દનો ચેપ પોતાના શરીર પર લઇ જઇ બીજા તંદુરસ્ત જનાવરોને પહોંચાડે છે. અને તેમ કરી આ દર્દનો વધારે ફેલાવો કરે છે. દર્દી જનાવરનું છાણુ પણ બાળી નાંખવું. તેનાં છાણાં થાપવાં નહીં; તેમજ તે ઘર લીંપવાના કામમાં લેવું નહીં.

તંદુરસ્ત જનાવરોની બરોબર સંભાળ રાખવી અને તેમાંથી જો કોઇ પણ જનાવરને જરા પણ દર્દનું ચિન્હ માલમ પડે તો તેને દરદી જનાવરોને રાખવાને માટે કરેલા વાડામાં લઇ જવું. જ્યારે આ દર્દ ચાલતું હોય ત્યારે ઉપર બતાવેલી સૂચનાઓ પ્રમાણે બંદોબસ્ત કરવો અને કોઇ જનાવરનો ડાકટર નજીકમાં હોય તો તેની મદદ લેવી.



# कॉलेरा–कोगळीयुं–के मातानुं.

આજકાલ ખેડા ઝલ્લા ઉપરાંત ઘણે સ્થળે કોલેરાની બીમારી ચાલે છે એવા વખતે તે રોગ મટે તેના ઉપાયોનો ફેલાવો થાય એ હેતુથી આ લેખ લખ્યો છે.

કોલેરાનું દરદ એટલું ઝેરી અને જોરાવર છે કે, જ્યાં તે દેખાવ દે છે ત્યાં સર્વ કોઇ તેનાથી ધ્રુજે છે. સાજા માણસો પણ ઘડી પછી શું થશે તેની ચિંતા અને ભયમાં મૂઝાય છે. આ રોગ ઘણા વખતથી આ દેશમાં છે. હાલ ખેડા જીલ્લામાં, ડાકોર, પેટલાદ, નડીઆદ, આણંદ એ સ્થળે કોલેરાએ કેર કરવા માંડયો છે. જેથી આ લેખ વાંચી તે પ્રમાણે વર્તવાથી ઘણો લાભ થવાનો સંભવ છે.

કારણ—કોલેરા ઉત્પન્ન કરનાર ઝેરી જંતુ છે. આ જંતુ હવા મારફતે ક્વચિતજ શરીરમાં દાખલ થાય છે. પણ તે ઘણું ખરૂં પાણી મારફતે શરીરમાં પ્રવેશ કરે છે. વળી ગંદવાડ, સડેલા ખોરાક, કે ખરાબ પાણીથી કોલેરાને ઉત્તેજન મળે છે. આયુર્વેદમાં આ રોગ અજીર્ણથી થાય છે એમ મનાય છે.

લક્ષણ—આ દરદમાં પ્રથમ ઝાડો તથા ઉલટી થાય છે. તેની સાથે શરીરમાં ગોટા ચડે છે. હાથ પગ અને પેટમાં ગોટલા ચડે છે, તાવ આવે છે, પેશાબ કમી થાય છે, વખતે શરીર ઠંડું પડી કાળાશ મારે છે, અને નાડી મંદ થાય છે. ઝાડો પાતળો પાણી જેવો થાય છે, ઉલટી પાણી જેવી થાય છે, સ્નાયુ ખેંચાય છે, તૃષા અને શોષ લાગે છે, શ્વાસ ગુંચાય છે. ગભરામણ થાય છે, બળતરા થાય છે, શરીર નબળું પડી જાય છે, દરદીનું મુખ લેવાઇ જઇ ભયાનક ચહેરો થઇ જાય છે. છેવટે શ્વાસ ઉપડે છે. આવા દરદમાં બેચાર કલાક એકાદ દિવસમાં મૃત્યુ પામે છે, જો રોગ લંબાય તો દરદીને જીવવાની આશા બંધાય છે, દરદી બચવાનો હોય તો ઝાડા ઉલટી કમી થાય છે અથવા બંધ થાય છે, અને શરીરમાં ગરમી આવી, નાડી વેગથી ચાલવા માંડે છે. પેશાબ છુટે છે. તો દરદીને બચવાની આશા સમજવી.

ઉપાય—કૉલેરા ચાલતો હોય ત્યાં પાણી ઉકાળીને પીવું. જુલાબ લેવો નહિ. પાણીની અંદર મીઠું નાંખીને પીવું એ સારૂં છે.

ગંદકી દુર કરવી. ખોરાકમાં કાંજી, દુધ અને રાબડી આપતા રહેવું. કાંજીમાં પોર્ટવાઇનકે દ્રાક્ષાસવ નાંખીને પીવાથી ફાયદો છે. દરદીને પાણીને બદલે સોડા વૅાટર પાવું એ સારૂં છે. પેસાબ છુટવા માટે પાણીમાં સુરોખાર નાંખીને પાવો. અફીણવાળી દવા ફક્ત કૉલેરાની શરૂઆતમાંજ આપવાથી ઠીક છે. તેમાં કેટલાક લોક કહે છે કે અફીણ બીલકુલ આપવુંજ નહિ.

તૃષા વધારે લાગે તો ધાણા અને વાળાનું પાણી ઉકાળીને આપતા રહેવું અથવા લવીંગ, જાયફળ, અને નાગર મોથનું પાણી ઉકાળી તે ટાઢું થયે આપવું.

૧ જાયફળ, જાવંત્રી, અફીણ, મોચરસ (શીમળાનો ગુંદર), હીંગળો, લવીંગ, વજ, સર્વે એક તોલો તથા ભાંગ ૫ તોલા લેવુ તેમાં અફીણ સિવાયના તમામ ઔષધ ખાંડી ચાળી એકત્ર કરવાં પછી આદાનો ૪ તોલા રસ લઇ તેમાં પહેલું અફીણ ઘુંટી ગોળી દેવું પછી ઉપરનું ખાંડી ચાળેલું ચૂર્ણ ઉમેરવું પછી બશેર પાણીમાં ભાંગ ઉકાળી ના શેર પાણી રહે ત્યારે ઉતારી તે પાણીમાં સર્વે ઔષધને સુકાઇ જતાં સુધી ઘુંટવાં. પછી તેની વટાણા જેવડી ગોળીયો કરવી. આ ગોળી દર ત્રણત્રણ કલાકે મોટા માણસને દરેક વખત બે,

દશથી પંદર વર્ષનાને એક, પાંચથી દશ વર્ષનાને અર્ધો અને નાની ઉમરના બાળકને ઘસીને તેથી પણ અર્ધી ગોળી પાવી. જેથી કૉલેરામાં ફાયદો થાય છે.

**સાધારણ ઘરગતુ ઉપાયો.**—આદાનો રસ બે તોલા, અને ધોળી ડુંગરીનો રસ ૨ તોલા, મિશ્ર કરી તેમાં થોડું ઘી નાંખી પાવું. પછી વારંવાર ડુંગરીનો રસ બબે તોલા પાતા રહેવું.

૧ લીંબુ એ અજીર્ણ નાશક છે. લીંબુના રસમાં કેસર ઘસી પાવાથી સારો ફાયદો થાય છે.

કૉલેરા ચાલતો હોય ત્યાં દરરોજ લીંબુના રસનો ઉપયોગ કરવો જોઇએ. લસણ, જીરૂ, સિંધવ, સંચળ, શુંઠ, મરી, પીંપર અને શેકેલી હીંગનું ચુર્ણ વસ્ત્રથી ચાળી લીમડાના રસમાં કેટલોક વખત ઘુંટી નાની નાની ગોળીઓ કરવી. દર બબે ત્રણ કલાકે બબે ગોળી કૉલેરા ચાલતો હોય ત્યાં આપવી.

થણુાનો ખાર ઠંડા પાણીમાં પાવો.

લીમડાના રસમાં આમલી મેળવી પીવી.

દુધમાં ૩ માશા જાવંત્રી વાટી પાવી.

ભીલામાંને શુદ્ધ કરી ૮ ભાગ, આમલી ૯ ભાગે એકત્ર વાટી ધોળી ડુંગળીના રસમાં મેળવી ગાળી અને તે રસ ૨ તોલા પાવો. એથી ઉલટી અને ઝાડો તત્કાળ બંધ થઇ જશે અને ઝેરી જંતુઓ મટી જશે.

લવીંગ ૮ માસા, એલચી અને જાયફળ અર્ધો તોલો, અફીણ ૧ માસો સર્વેનું ચુર્ણ કરી તે ગરમ પાણીમાં અર્ધો તોલો પાવાથી કૉલેરા, ઉલટી, શુળ અને ઝાડો મટે છે.

વાવડીંગ, સુંઠ, પીંપર, હરડેની છાલ, આંબળાં, ત્રિફળા, બેહડાં, વજ, લીંબડાની ગળો અને શુદ્ધ ભિલામાં તથા શુદ્ધ વછનાગ એ સઘળાં બરાબર લઇ ગાયના મૂત્રમાં ૧ દીવસ ઘુંટી ૨ રતી પ્રમાણે ગોળીઓ વાળી ૧ ગોળી આદાના રસ સાથે સેવન કરવાથી અજીર્ણ મટે, ૨ ગોળી ખાય તો કૉલેરા, ૩ ખાય તો સાપનું ઝેર અને ૪ ખાય તો સંન્નિપાત મટે છે. તેને સંજીવની ગુટિકા કહે છે.

**અંગ્રેજી ઓષધો.**—કૉલેરાની શરૂઆતમાં સૅલવોલેટાઇલ ૨૦ મીનીમ, એસેન્સ ઑફ પેપરમીન્ટ ૧૫ મીનીમ, લૉડેનમ, ૨૦ મિનીમ, બ્રૅંડી (દારૂ) ½ ઔંસ મિશ્ર કરી તેમાં ૧ ઔંસ પાણી નાંખી દર બે કે ૩ કલાકે આપ્યાં કરવું. દારૂ ન ખપે તેણે આદાનો રસ કે ડુંગળીનો રસ કાઢી મેળવવો.

ક્લોરોડાઇન ૧૦ થી ૨૦ મીનીમ પાણી સાથે મેળવી બબે કલાકે આપવાથી ફાયદો થાય છે. પણ શરીર ઠંડુ પડતું જાય ને નાડી નબળી જણાય તો અફીણ વાળી દવાઓ બંધ રાખવી.

અજમાનાં ફુલ ૬ ગ્રેન, કપુર ૭૨ ગ્રેન, પીંપરમીંટ ૪૮ ગ્રેન સર્વેને વાટવાથી પાણી જેવું થશે, તે શીશીમાં ભરી રાખવું. બબે ટીપાં દર કલાકે કલાકે આદાના રસ, ગોળ અને પાણી સાથે આપવાથી કૉલેરા મટે છે.

વળી કૉલેરાનો રોગ ચાલતો હોય ત્યાં નિચેની દવા સાજા માણસો પણ જો સવાર સાંજ એકેક ઔંસ પીવે તો તેને કૉલેરા લાગુ પડતો નથી. સાથે સક્ષમ ભોજન વખતસર નિંદ્રા વિગેરેમાં નિયમ સર વર્તવું.

૩૦ મિનિમ ડિલ્યુટ સલ્ફ્યુરીક-ઍસીડ, ૨ મિનીમ કાર્બોલીક અસીડ, અને ૨ ઔંસ પાણી મિશ્રકરી દરરોજ સવાર સાંજ બે વખત પીવાથી તેને કૉલેરાની ધાસ્તી રહેતી નથી.

અમૃત જીવન દરરોજ દિવસમા ત્રણ વખત બબ્બે ટીપા પાણી સાથે મિશ્ર કરી પીવાથી તેને કૉલેરા થતો નથી અને થયો હોય છે તો તેને અમૃત જીવન આપવાથી એકજ દિવસમાં મટે છે ઝાડા, ઉનટી, સુક ગોટલા ચઢવા વિગેરે અમૃત જીવનથી તુરત મટે છે

કસ્તુરી ૩ ગ્રેન, કપુર ૯ ગ્રેન બનેને મિશ્ર કરી ગોળની સાથે મેળવી નવુ ગોળી કરી દર કલાકે એકેક આપવાથી કૉલેરા મટે છે

વળી ૧ ડ્રામ આદાનો રસ, ૧૦ મિનીમ ટર્પેન્ટાઇન તેલ, ૨૦ મીનીમ સૅલ વૉલે ટાઇલ ૨૦ મિનીમ મરચાનો અર્ક, ૩૦ મિનીમ કસ્તુરીનો અર્ક એકઠા કરી ૨ ડ્રામ પાણી રેડી તેમાં થોડુ સરબત ઉમેરી દર બે કલાકે આપ્યા કરવાથી ફાયદો થાય છે.

ઉનટી ઉપર નિચેની દવા સારી છે

૧ મિનીમ ક્રિયોસોટ, ૫ મિનિમ ડિ ચુટ હાઇડ્રોસિયાનિક ઍસિડ, ૧૦ મિનિમ લાઇકરમૉર્ફિયા, ૩૦ મિનિમ ક્લોરિક ઇથર, ૨ મિનિમ લવંગનુ તેલ, ૧ ઔંસ ચુનાનુ પાણી મીશ્ર કરી દર નવુ નવુ કલાકે આપવુ આ દવા રોગ થતાજ આપવાથી સારો ફાયદો થાયછે

વળી ક્વિનાઇન ૫ ગ્રેન, ડિચુટ સલ્ફ્યુરિક ઍસિડ ૧૦ મિનિમ, ૧ મિનિમ કાર્બોલિકઍસિડ, ૩ મિનિમ ટિંક્ચર આયોડિન, ૨ ડ્રામ સિરપ ઑરંજ, ૧ ઔંસ કપુરનુ પાણી સર્વે મિશ્ર કરી દર નવુ કલાકે આપવાથી ફાયદો થાય છે

---

# ગોળ વિશે કંઇક.

(લેખક શ્રીયુત વૈદ્ય જયશંકર કાનજીભાઇ)

ગોળ એ નિર્વિવાદ અવશ્ય ખાદ્ય વસ્તુઓમાં મિષ્ટવર્ગના ગણમા અગ્રિમ ખોરાક છે ગોળના સંસ્કૃત નામો, ઇક્ષુસાર, મધુર, ગુડ, શિશુપ્રિય, સિતાદિ, અરુણ, રસજ, મોદક, અમૃતસાગર, ઇત્યાદિ છે, અને બધાં નામો તેના યથાર્થ ગુણસૂચકજ છે અંગ્રેજીમાં તેને (ટ્રીકલમોલાસીસ) Treacle Mosiasses કહે છે આવા પ્રકારના ગોળની બનાવટ તો આ ખાસ વૃદ્ધથી સુજ્ઞાતજ હોની જોઇએ માટે તે બાબત લખવી તે અનાવશ્યક છે તો પણ ચાર કહીએ તો શેરડીનો જે પાકેલો રસ લોષ્ટવત્ (માટીના ઢેફા જેવો) દઢ જામેલો થાય તે ગુડ અર્થાત્ ગોળ કહેવાય, અને આ નામ ગૌડદેશમાં વિશેષ અપ્રચલિત છે, બંગાળ, मत्स्यण्ड, ને ગોળ કહે છે, તે मत्स्यण्ड શેરડીના પાકેલા રસોના જે માટલાં ડબા ભરાઇ આવે છે, અને ધાટા નરમ હોય છે, તે અને કારણ બીનો આવે છે તે गुड અને તે બન્ને પ્રકાર માટે નીચે પ્રમાણે શાસ્ત્ર પ્રમાણ મળી આવે છે

इक्षोरसोयःसप कोवनःकिंचिद्द्रवान्वितः । मन्द यत्स्यन्दते तस्मात्तन्म त्स्यण्डी निगद्यते ॥ अपिच इक्षोरसोयःसंपक्वो जायते लोष्टव दृढः । सगुडो गौड देशेतु मत्स्य डयेव गुडोमतः ॥ भा. । मि. ।

ગોળના મુખ્ય ગુણ —

गुडोवृष्योगुरु स्निग्धोवातघ्नोमूत्र शोधनः ।
नातिपित्त करोमेदः कफ क्रिमिवलप्रदः ॥ ( राजवल्लभ )

ગોળ વાતકર, ભારે, સ્નિગ્ધ, વાતહર, મૂત્રશોધક, બહુ ગરમ નહિ તેમ બહુ મેદકર નહિ, તેમ બહુ કફકર્તા પણ નહિ, થોડો કૃમિકર, અને બળ આપનારો છે.

નવા ગોળના ગુણ—

गुडो नवकफश्वास कृमिकारोग्निमांद्यकृत् ।

श्लेष्माणमाशुविनिहन्तिसदार्द्रकेण । पित्तंनिहन्तिचतदेवहरीतकाभिः ।

शुंठयासमं वातमशेषमित्थं । दोषत्रयक्षयकराय नमो गुडाय ॥ ( भा. प्र. )

નવો ગોળ, કફ, શ્વાસ, કૃમિ, અને મંદાગ્નિ કરવાવાળો છે. પરંતુ તે આદાની સાથ લેવાથી તેના સેવનથી તત્કાળ કફ શાંત થાય છે, અને તેજ વળી હરડે સાથે લેવાથી પિત્ત શાંન્ત થાય છે, સુંઠ, અને ગોળ, સમ ભાગે લઇ તેનું સેવન કરવાથી અશેષ વાત વ્યાધિનો નાશ થાય છે. આવા ત્રણ પ્રકારના ( વાત પિત્ત અને કફ ) દોષના દૂર કરનાર ગોળને સદા નમસ્કાર હો।

નિ ર માં તે ગોળના વિશેષ ગુણો નિચે પ્રમાણે વર્ણવેલા છે. વિસ્તારના ભયથી શ્લોક બદ્ધ લખતો નથી.

નવો ગોળ, મધુર, જરા ખારો, ભારે, ગરમ, રક્તવ્યાધિ ( લોહી બગાડ ) તથા પિત્ત વ્યાધિ વાળાઓને અહિતકર, મૂત્ર શોધક, વીર્ય વર્દ્ધક, ચિકણો સારક, પેટના કૃમિ, તથા મેદકર છે, વીર્ય મજ્જાધાતુ, માંસ, તથા લોહીને વધારનાર છે; અમુક અંશ અગ્નિ દીપક છે, કેટલીક રીત્યા વપરાશથી, પિત્તંજનક ભેદક, તેમજ, વાત, શ્વાસ, કાસ ( ઉધરસ ) અને કફનાશક છે. શોધિત નવો ગોળ, રક્તકર્તા, કફકર્તા, ( કફપ્રકૃતિવાળાનેજ ) સ્વાદિષ્ટ, ચિકણો, અને વાતહર છે. અને મળમૂત્રને યથાર્થમાર્ગપર પ્રવર્તાવનારો છે, એટલે કબજીયત મટાડનારો પણ છે.

એક વર્ષનો જુનો ગોળ.

सचैहार्यनो रुच्यपथ्यश्चाग्नि प्रदीपकः । मूत्रविष्टाशुद्धिकरो

हृद्यस्वादुच पौष्टिकः ॥ रसायनो लघुस्निग्धो वृष्योमेह

श्रमापहः । त्रिदोषपांण्डु सन्ताप पित्तवाता पहोमतः ॥

એક વર્ષનો જુનો ગોળ, રૂચિપ્રદ, સેવનમા પથ્ય, ( નિર્વિકારિ ) અને અગ્નિદીપક છે. મળમૂત્રને શુદ્ધ કરે છે, સ્વાદિષ્ટ તથા પૌષ્ટિક પણ છે. સ્નિગ્ધ તથા વાતકર છે, પ્રમેહને મટાડે છે, તેમજ પરિશ્રમને દૂર કરે છે. ત્રિદોષ ( સન્નિપાત ) પાંડુ, સંતાપ, પિત્ત, અને વાયુને હણનાર માનેલો છે.

ત્રણ વર્ષનો જુનો ગોળ

संयोगेन ज्वर हरस्त्रयब्द्जीर्णोलघुस्मृतः ॥

सर्व दोषहरश्रेष्टःपुराणेपूचउत्तमः ॥ १ ॥

अरिष्टादिष्वयोज्यःस्यात् दुर्ब्दहीनगुणःस्मृतः ॥

જુના ગોળના અનુપાન સાથે સેવનથી જીર્ણજ્વર, જ્વરનો નાશ થાય છે, અને વાતપિત્તાદિ સર્વ દોષ મટી શકે છે, અને જુના ગોળમાં ત્રણ વર્ષનો જુનો શ્રેષ્ટ માનેલો છે. આસવ, અરિષ્ટ વિગેરે બનાવવામા તેવા પ્રકારનો જુનો વાપરવો જોઇએ, અને તે ઉપરાંત જુનો ઓછા ગુણવાળો અને કેટલેક સ્થળે નિષ્ફળ પણ નીવડે છે; અપૂર્ણ.

# ઘરગથ્થુ દેશી ઓસડીઆં.

(લેખક.—આર્યવૈદ્ય મયારામ સુંદરજી.)

( અનુસંધાન ગતાંકથી. )

શુંઠ—લીલી કાચી શુંઠને આદુ કહે છે, અને પાકેલ આદુને સુકવવાથી શુંઠ બને છે. તેમાં ગુજરાત દેશમાં વિશનગર તરફની શુંઠમાં રેશા કમ હોય છે. આદુનું અથાણું બને છે તે દિપન પાચક કહેવાય છે. પાકલ આદુ મીઠાના પાણીમાં ચાર પાંચ દિવસ બોળી રાખીને પછી સુકવવાથી તે ખારી શુંઠ બને છે, તે ખારી પીપર કે ખારા તિખાંની પેઠે અગ્નિ દિપક માટે વપરાય છે. તે ગાંધીને કે વૈદને ત્યાં તૈયાર વેચાય છે.

**શુંઠયાદિ ચુરણ**—તેનું બીજુ નામ હિંગ્વાદિષ્ટક ચુરણ પણ છે. તે શુંઠ, પીપર, મરી, અજમો, ચીત્રક, જીરૂં, સંચળ, સૈંધવ, ને હીંગ એ આઠ વાનાં સમભાગે ખાંડી સુરણું કરવાથી હિંગ્વાષ્ટિક ચુરણ બને છે. તે રૂ ૦। થી ૦॥ ભાર, ધીગુ ઘીમા મેળવી લેવાથી મંદાગ્નિ, અજીરણ, આફરો ને પેટનો દુઃખાવો વિગેરે મટે છે. આનાથી શુળ ને સંગ્રહણી પણ મટે છે. આ ચુરણમાં હિંગ શેકીને નાખવી, લિંબુના રસ સાથે વાટીને તેની ઘેપલીઓ બનાવાય છે અને તે એમને એમકે સેકીને એકાદ ખાત્રામા લેવાય છે, સાથે ચુરણથી અરધ લશણ નાંખવાથી **લશુનવટી** પણ તેનીજ બને છે.

**કાથો**—ખેરસાલ, કે બાવળની છાલ અને પરડીયા ઉકાળીને તેનો ઘન કાઢવાથી કાથો ? છે **કાનપુરી ખેરીઓ કાથો** સર્વ કાથામાં ઉત્તમ લેખાય છે. કાથો, ચોખો ચાક ! વરીયાળી સમભાગે ખાડી ચુરણ કરવુ તેને **કાથાદિ ચુરણ** કહે છે. તે રૂ. ૦। થી ૦॥ ભાર દહીંમા મેળવી પાવાથી રક્તઆમ તથા ઝહાડા, મરડાના દરદ મટે છે. જુની સંગ્રહણીને પણ મટાડે છે. **કાથવટી**—કાથો રૂ. ૧૦ ભાર, અફીણ રૂ. ૧ ભાર, લવિંગ રૂ. ૧ ભાર સાથે ખાડી તેની વાલ વાલની ગોળીયો કરવી. તે બબ્બે પહોરે એક એક મુખમાં રાખી ચુસવાથી સળેખમ, ઉધરસ, કફ વિગેરે મટે છે અને ખાવે દેવાથી ઝાડા, મરડો, રક્ત, આમ પણ મટે છે. કાથો, ચુનો, ગંધક સરખે ભાગે લઇ ઘીમાં મેળવી લગાવવાથી ખસ, ધાધર ને ખર્જવાં આદિ ત્વચા રોગને મટાડે છે. કાથો ને ગંધક ને બાવચી સમભાગે લઈ ગુલાબ જળમા કે દુધમા લગાવવાથી શ્વેત કુષ્ટનાં ચાઠાં મટે છે.

**ખારો**—તેની બે જાત છે. ધુડીઓ ખારો અને પાપડીઓ ખારો. ખારાની આછ કરી શરીરે લગાવવાથી શીળસ વિગેરેની ચામડી ઉપર જે ચળ (ખરજ, ઉપડે છે તે શાંત થાય છે. પેટમા દેવાથી ઉલટી મટે છે ને પિત્ત તથા આમ્લપિત શાંત થાય છે ને મટે છે. છાતિમાં થતો દાહ મટે છે. સાજીખાર તથા સાજીના ફુલ ( બાઇ કાર્બોનેટ ઑફ સોડા) ખારાને બદલે વાપરે તો પણ ચાલે. સાજીનાં ફુલ ( સોડા ) આજ કાલ ખારાને બદલે વપરાય છે.

**વૉસીંગ સોડા** નામની એક પાપડીખારની જાત આવે છે તેનાથી લુગડાં ધોવાથી તે સાબુથી પણ વધારે સ્વચ્છ થાય છે, વાસીંગસોડા પડતર રહેવાથી ફુટી જાય છે ને હવા મધ્યેના કાર્બોનિક એસીડ ગ્યાસ પુરતો પોતામાં લેવાથી તેનોજ કાર્બોનેટ ઑફ સોડા બને છે, સોડા સાથે ચુનો ઉકાળવાથી તેનો કાષ્ટીક સોડા ( કળીખાર ) બને છે.

(અપૂર્ણ.)

આજના અંકનો વધારો.

## સસ્તી વાર્તામાળા'નાં ગ્રાહકોને ખાસ 'સસ્તાં લાભ.'

**૧. પતિવ્રતાબેગમ**—લુત્ફુન્નિસા—આ ઐતિહાસિક નવલકથામા બંગાળાના નવાબ સિરાજુદૌલાની માનીતી બેગમના પતિવ્રતપણાનુ ઉમદા—પ્રેમ અને કરૂણારસથી ભરેલુ વૃતાંત છે ઇસ્લામી બેગમો કેવી, પતિવ્રતા, પતિને માટે પ્રાણ આપનાર હોય છે તેનો આ નવલકથામાં રસભરિત ચિતાર છે. એમા સિરાજુદૌલાની બાલ્યાવસ્થાનુ, તેના એશઆરામનું, ઉપરાંત રાજકાર્યનું ચિત્ર દોર્યું છે ભ્રાતૃવૃત્તિ નાતાના પ્રપંચનુ હૃદયભેદક વર્ણન છે રાજલોભ શુ નથી કરી શકતો ? અને સ્વાર્થીઓના વિશ્વાસઘાતનો ભોગ થઈ પડેલો, બંગાળાનો મહાન નવાબ સિરાજુદૌલા પ્રપંચ જાળમા સપડાઈ કેવી દુખી હાલતમા મરણ પામે છે તેનુ હૃદયભેદક વર્ણન આ નવલકથામા છે. પ્રત્યેક સજ્જનોએ વાચવી જોઈએ. પાકુ પૂઠુ, સોનેરી નામો, (કિંમત રૂ. ૧-૮-૦) પણ હાલ ૦-૧૨-૦ પો. ૦-૧-૬.

**૨. દેવી અન્નપૂર્ણા**—અથવા સાત્વિક જીવનનો મહામંત્ર—આ સામાજિક ધાર્મિક નવલકથા એટલી ઉત્તમ છે કે તે પ્રત્યેક ગૃહસ્થે વાંચી મનન કરવા જેવી છે. ગૃહસ્થાશ્રમમા પ્રવેશ કરતા પ્રત્યેક યુવક યુવતીઓ જો આ નવલકથા વાચશે તો અવશ્ય તેઓ જનક રાજાની પેઠે જીવનમુક્ત થઈ અનંત સુખ પ્રાપ્ત કરી શકશે અને સ્વર્ગીય પ્રેમના ભોક્તા થશે. સસારના ધર્મોમાં રહીને મનુષ્ય પરબ્રહ્મ પરમાત્માને કઈ રીતે મેળવી શકે છે, તેનુ આ નવલકથામાં બહુ ઉત્તમ દૃષ્ટાંત છે અવશ્ય વાંચો. પૂઠુ (કિંમત રૂ ૧-૪-૦ પણ હાલ) ૦-૧૨-૦ પોષ્ટેજ ૦-૧-૬.

**૩ ભારતજીવન**—૧૯૧૦ નો ખાસ અંક—આ ૧૫૦ પાનાના દળદાર અંકમા સગ્રહ કરવા લાયક ૫૫ છબીઓ અને વાચવા લાયક ઘણો લેખો, વાર્તાઓ, કાવ્યો વગેરે ખીચોખીચ છે. પૂઠા ઉપર હિંદમાતાની સુંદર છે. (કિ. ૦-૧૨-૦) હાલ ૦-૬-૦ પો. ૦-૨-૦.

**૪ ભારતજીવન**—૧૯૧૧ નો ખાસ અંક—આ ૧૫૦ પાનાના દળદાર અંકમા સગ્રહ કરવા લાયક ૭૫ છબીઓ અને ઉત્તમ આકર્ષક, ઉપયોગી લેખો, કાવ્યો, નૉવેલો છે. બન્ને અંકમા વિદ્વાનોની પ્રસાદી છે. પૂઠા ઉપર હિંદમાતાની નવીન છબી છે. (કિ. ૦-૧૨-૦) હાલ ૦-૬-૦ પો. ૦-૨-૦.

**સસ્તી વાર્તામાળાનુ' ત્રીજુ વર્ષ અસાડ માસથી શરૂ થાય છે—સત્વર ગ્રાહક થવું.** ૧૫૦૦ પૃષ્ઠની ઉત્તમ નવલકથાઓનુ વાર્ષિક મૂલ્ય—કાચા મજબૂત જાડા પૂઠાનું રૂ. બે અને પાકા પૂઠાના રૂા ત્રણ (વી. પી. ખર્ચ ૦-૧-૦ વધુ.) આફ્રિકાના ગ્રાહકોએ કાચા પૂઠાના રૂા. ૨-૧૦-૦ તથા પાક્કા પૂઠાના રૂા. ૪-૦-૦ નો પોષ્ટલ ચેક મોકલવો.

**દરેક સ્થળે એજન્ટો જોઇએ છે:—**

સસ્તી કિમ્મતની ઉત્તમ નવલકથાઓનો ફેલાવો કરવા એજન્ટોની જરૂર છે પત્રવ્યવહાર, મનિઑર્ડર, મેનેજરને નીચલે સરનામે—

દરેક સ્થળના તેમજ અમદાવાદના પ્રસિદ્ધ બુકસેલરો પાસેથી પુસ્તકો મળશે.

**ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.**
મેનેજર—સસ્તી વાર્તામાળા—અમદાવાદ.

શ્રી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસ સલાપોસ રોડ—અમદાવાદ        ૨૦૦૦૦—૧-૬-૧૫

દઇને આવે છે. કોઇ કોઇ વખતે ઘણોજ વહેલો અથવા ઘણો મોડો એટલે એ ત્રણ મહીને રહીને આવે છે આ કારણને લીધે શરીર ઘણુ નખાઇ જાય છે, પાચન શક્તિ મંદ પડે છે અને નબળાઇ બેચની કમરમાં દુઃખાવો વગેરે રોગો થાય છે અને આ રોગો જો લાંબો વખત સુધી રહેવા પામે તો હીસ્ટીરીયા જેવો અસાધ્ય રોગ લાગુ પડવાનો સંભવ છે, ઉપર લખેલા રૂતુ સંબંધી દોષોને મટાડવામાં તેમજ સુવાવડ પછી થયેલી નબળાઈ દૂર કરવાને તેમજ ધવાડનારી માતાઓને પ્રો૦ જેમ્સની વીજળીક શક્તિની ગોળીઓ ઘણીજ અસરકારક માલમ પડી છે, એ સબંધી મળેલા હજારો અભીપ્રાયોમાંથી થોડાક નીચે જણાવીયે છીએ તે વાંચી ખાત્રી કરો.

## · અભીપ્રાયો.

મી૦ જમશેદજી નશરવાનજી શેઠના આબકારી કોન્ટ્રાકટર આરટાથી લખે છે, પ્રો૦ જેમ્સની ગોળીઓ બહુ લાંબો વખત થયા વાપરૂ છું એ ગોળીઓથી મુસાફરીના કોઇપણ મોસમ રૂતુમાં કોઇપણ હવાપર બરાબર પોતાની તાસીઅત સારી બતાવી બેશક તાકાત આપતી છે. એક બાટલી ૨૫ ગોળીની-વી. પી. થી-મોકલશો.

બાશામ બરનાથ—એકઝીકયુટીવ ઇનજીનીયર દીલ્હી. મેરબાની કરીને પ્રો૦ જેમ્સની વીજળીક શક્તિની ગોળીઓની બે બાટલી વી. પી. થી. મોકલશો. કારણ કે તે શારીરીક નબળાઇમાં ઘણીજ ફાયદા કારક માલમ પડી છે.

જી. સુબાસાઓરી, સ્ટુડન્ટસ હોમ—મહારાજા કોલેજ માઇસોરથી. લખે છે કે— પ્રો૦ જેમ્સની ગોળીઓ આશીરવાદ સમાન છે—એક બાટલી વી. પી. થી. મોકલજો.

ડા૦ મહમુદ રહીમ કબીરવાલા થોડા દીવસ ઉપર પ્રો. જેમ્સની ગોળીઓની બે બાટલી મારા દરદીઓ ઉપર મોકલવાને મેં લખ્યું હતું. દરદીઓને ગોળીઓની બાટલી મળી છે અને તેના ઉપયોગથી ઘણોજ ફાયદો થતો જાય છે.

ડા૦ એસ. રાધાવીએર—કુડાલોર મારા દરદીઓને પ્રો. જેમ્સની ગોળીઓએ ચમત્કારીક ફાયદો કર્યો છે, મેહરબાની કરીને બીજી ત્રણ બાટલી વી. પી. થી. મોકલશો.

ડા૦ હુકમચંદ એસીસ્ટંટ હેલ્થ ઓફીસર પેશાવર. પ્રો૦ જેમ્સની ગોળીઓ ૧ ડઝન દરદીઓ ઉપર વાપરી જોઇ છે. અને ઘણીજ ફાયદાકારક માલમ પડી છે. શારીરીક નબળાઇના દરદો ઉપર અકસીર છે.

વલી મામદ ઉમર ભુસાવલથી લખે છે કે—આગળ આપના તરફથી પ્રો જેમ્સની વીજળીક શક્તિની ગોળીઓની બાટલી ૨) મોકલવામાં આવી હતી તે ઘણીજ સંતોષકારક નીવડી છે. આએ કાગળથી અમોને બીજી ત્રણ બાટલી વી. પી. થી મોકલી આપશો.

એમ. કાસમ મરચન્ટ હાઉસ કરાંચી પ્રો. જેમ્સની ગોળીઓ બને સારો ફાયદો કરે છે. બીજી બે બાટલી વી. પી. થી જલદી મોકલી આપશો.

એસ. એન. રાયના—મ્યુનિસિપલ સેક્રેટરી મીનબરથી લખે છે કે, છેલ્લા પાંચ વરસોથયાં મારી તબીયત ગણીજ ક્ષીણ થતી જતી હતી અને ઘણી દવાઓમાં પૈસા બરબાદ કર્યા પછી તમારી પ્રો. જેમ્સની વીજળીક શકતીની ગોળીઓની એક બાટલી વાપરી જોઇ, અને મારી અશક્તિ વચ્ચે અને નવી જીંદગી પ્રાપ્ત થયેલી માલમ પડી છે. એ ગોળીઓ મેં હમેશા વાપરવાનો ઠરાવ કર્યો છે અને મગજ સંબંધી કામ કરનારાઓને અને સ્ટુડન્ટો જેઓ જ્ઞાનતંતુઓની નબળાઇથી પીડાતા હોય તેઓએ સહરકુ ગોળીઓ વાપરવાની તક ગુમાવવી નહીં.

**જી. શ્રી. ખત્રી તેહસીલદાર** રાજુરીથી લખે છે કે મારી સ્ત્રી જે હદઉપરાંત દરદથી હેરાન થતી હતી તેને પ્રો૦ જેમ્સની વીજળીક શકતીની ગોળીઓથી અનહદ ફાયદો થયો છે, અને નબળી થયેલી હતી (રક્તહીન) પણ અજાયબ જેવી રીતે સારી થઈ છે; હજી તેણીના આ ગોળીઓ ચાલુ રાખવાની ઇચ્છા હોવાથી બે બાટલી વી. પી. થી જલદી મોકલાવી આપશો.

**ડી. જા. ફરનાનડીસ**—ચોલનપીયરસ હેડ કવારટરસ કોરપસ અકયાબથી લખે છે કે, બહુ લાંબા વખત થયા મારા સાંભળવામાં આવ્યું હતું કે પ્રો૦ જેમ્સની વીજળીક શકતીની ગોળીઓથી ઘણો દરદો સારો થવા પામે છે પણ તે બાબત હું ઘણો બેદરકાર રહયો હતો. એક વખત મારા મીત્રને મારા દરદ સંબંધી હકીકત જણાવી અને તેણે બે બાટલી સદરહુ ગોળીઓની મંગાવી અને તેમાંથી એક બાટલી મને આપી અને તરતજ બીજે દીવસથી ફાયદો માલમ પડતો જણાયો અને એક બાટલી વાપરવાથી મારૂં દરદ સારૂં થતુ જાય છે. મહેરબાની કરીને બીજી બે બાટલી વી. પી. થી મોકલી આપજો.



ઉપરના શખશો જે ખરી બીના જાહેર કરે છે, અને ખરો મારગ સુચવે છે તેનો તમારે લાભ લેવો જોઇએ છે. હવે તમારે વઇદો તથા ડાકતરોનો સલાહ લેવાની જરૂર નથી. તેમજ હવેપછી કોઇપણ માણસો એ, વીજળીક ઇલાજોમાં તથા બીજી બીન ભરોસાદાર દવાઓમાં પોતાના પૈસા નકામાં બરબાદ કરવા નહી જોઇએ.

જો તમો ઉપરના એક અથવા વધુ રદોની વેદનામાંથી જલદી મુક્ત થવા માંગતાં હો અને જો તમારા દરદોને વધુ વાર લંબાવવા ઇચ્છતા નહો તો તમારે પ્રો. જેમ્સની વીજળીક શકતીની ગોળીઓ જે એક અત્યંત ગુણકારીક ઔષધ છે તેનો જલદીથી બીનધાસ્તીએ ઉપયોગ કરવો જોઇએ છે. અને તેના ફાયદો મેળવી બીજાઓની પેઠે તમારે પણ જેઓ ઉપર જણાવેલા દરદોની વેદના શહન કરતા હોય તેને ભલામણ કરવી જોઇએ છે.

આ ગોળીઓ ખાધાથી પહેલેજ દીવસ શરીરમાં અજાયબ રીતે કૌવત આવવાનું શરૂ થાય છે. કામકાજ કરવાની ઉલટ ચાલુ થાય છે. જ્ઞાન તંતુની શક્તિ અને બુદ્ધી, હીમત, બળ તથા સુખમાં જાણવા જેવો વધારો થાય છે, ધાતુ જતી તરત બંધ થાય છે, જેથી શરીરનું જોર વધે છે. ખરાબ સપનાં ત્યાર પછી આવતા નથી મન સ્થીર થઇને ઘણું મજબુત થાય છે અને હુશીયારી લાવે છે, ભુખ લાગે છે, ખોરાક બરાબર પચે છે, દસ્ત સાફ આવે છે અને સઘળાં નબળાઈનાં દરદો એક પછી એક નાબુદ થઈ જઇને અસલ જુવાની અને તંદુરસ્તી એ ગોળીઓ પાછી લાવે છે, આંખની તેજી વધે છે, સાંભળવાની શકતી પાછી આવે છે, કંટાળી ગયેલી જીંદગી, નબળાઈ, થાક, દીલગીરી એ સરવે નાબુદ કરીને સંપુર્ણ યૌવન સુખ પાછુ લાવે છે.

વાળને સુંદર બનાવનારૂ ઉંચી બનાવટનું

# કામીનીઆ ઑઇલ

( રજીસ્ટર્ડ )



આ તેલ ખરી પડતાં વાળને અટકાવી સુંદર, તેજસ્વી અને ગુચ્છાદાર બનાવે છે, કામીનીઆ ઑઇલ કેવળ સુગંધી તેલ નથી પણ તેમાં વાળનાં મુળને કુવ્વત આપનારાં અને મગજને ઠંડક આપનારાં તતવો સમાયલાં છે, તેથી જે સ્ત્રીઓના વાળો સારી હાલતમાં હોય તેમજ વીદયારથીઓ અને મગજ સંબંધી કામ કરનારાઓ અને જેઓને મગજમાં ચાલુ દુઃખારો રહેતો હોય તેઓને પણ ઘણુંજ ગુણકારક થઈ પડે છે આજ કાલ બજારમાં વેચાતા હલકા પ્રકારના તેલો જે વાળ અને મગજને નુકશાન પોચાડે છે તેવી જાતના તેલ વાપરવા કરતા તમો હમેશા કામીનીઆ ઑઇલ વાપરો.

તેની ઉતમ બનાવટ માટે માઈસોરના પ્રદરશનમાં સોનાનો ચાંદ
અલાહબાદના પ્રદરશનમાં સરટીફીકેટ ઑફ મેરીટસ અને
બીજા સેંકડો અભીપ્રાયો મળેલા છે.

ગુજરાતી પંચ—કામીનીઆ ઑઇલ આ તેલના ઉપયોગથી માલમ પડ્યું છે કે બજારમાં ઉભરાતા ઘણા તેલ કરતાં આ તેલ ઉતમ છે, કેશની વૃદ્ધી કરવામા સાફ, સુવાળા, પ્રકાશમાન કરવામાં માથાપરનો ખોડો નાશ કરવામા વથા મગજને શાંત રાખવામાં અદભુત કામ કરે છે.

કીં૦ બા૦ ૧ નો રૂ ૧– ૦–૦ વી૦ પી૦ ખરચ ૦–૪–૦ જુદા.

કીં૦ બા૦ ૩ નો રૂ ૨–૧૦–૦ વી૦ પી૦ ખરચ ૦–૭–૦ જુદા.

તા૦ ક૦—કેટલાક વેપારીઓ હલકા માલમાં સારો નફો મળવાની આશાએ હલકી જાતનું તેલ "સારૂં અને સસ્તુ" કે એમ કહી, આપવાને કોશેશ કરે છે, તો તે લેતા નહી પણ કામીનીઆ ઑઇલ માંગજો અને ખરીદતી વખતે કામીનીઆ ઑઇલ નામ વાંચીને સીલબંધ બાકસવાળી બાટલી લેજો. કામીનીઆ ઑઇલ દરેક ગામમાં પ્રસીધ દુકાનદારો વેચે છે. જો તમારા ગામના નજદીકના દુકાનદાર પાસે ન મળે તો નીચેના પતેથી મંગાવજો.

ધી એંગ્લો ઇંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કું૦,
નં૦ ૧૫૫, જુમામસીદ, મુંબઈ.

## સંવત ૧૯૭૨ સને ૧૯૧૫-૧૬ ની સાલનું

શુદ્ધ ગુજરાતી પંચાંગ.

# કાયદાનો શિક્ષક.

કે જેની તમામ કોપી ખપી જવા આવી છે હવે જુજ કોપી શીલીક છે, તેમાં દીવાની, ફોજદારી અને રેવન્યુ તમામ (મુલકી) કાયદાઓ આવી જાય છે. વળી જે કાયદામાં પ્રવીણ અને અનુભવી વિદ્વાન અમલદારો અને સજ્જનોના ઉંચા અભિપ્રાયો ધરાવે છે. કાયદો જાણવાની દરેક માણસની ફરજ છે, કાયદાનું અજ્ઞાન એ દેખીતી આંખે અંધાપા જેવું છે. અને આ પુસ્તકથી દરેક માણસ તમામ કાયદાનું જ્ઞાન મેળવી શકે છે. જુદા જુદા કાયદા અને તે આ પુસ્તકમાં આવેલા તમામ જુદા ખરીદવા જાય તો રૂ. ૧૦૦ ઉપરાંત ખર્ચ થાય તેમ છે. અને વળી તેમાં ગુજરાતી ભાષામાં કેટલાક કાયદા તો મળતા પણ નથી. જેથી કરીને આ પુસ્તક ઘણી નજીવી કિંમતમાં અમુલ્ય કામ બજાવે છે.

મુંબઈ ગવર્નમેન્ટના માજી ઓરીએન્ટલ ટ્રાન્સલેટર અને હાથ ધુળીઆના કલેક્ટર સા. મે ખાનબહાદુર સૈયદ સમસુદીન સૈયદમીયાં કાદરી સાહેબ લખે છે કેઃ—

(અંગ્રેજીનું ભાષાંતર) તમારૂં પુસ્તક નામ કાયદાનો શિક્ષક ઘણુંજ ઉપયોગી છે. મને લાગે છે કે તે લોકપ્રિય થઈ પડશે, તેની ગુજરાતી ભાષા પણ સાદી અને સમજાય તેવી સરલ છે, અને તેમાં ઘણા ઉપયોગી કાયદાઓનો સમાવેશ કરેલો છે.

**તેમાં નીચે પ્રમાણે ૮૫ કાયદાઓનો સમાવેશ કર્યો છે.**

**ફોજદારી વિષયને લગતા કાયદાઓ**—ક્રીમીનલ પ્રોસીજર કોડ, ઇંડિયન પીનલ કોડ, ગાંડા માણસના આશ્રય સ્થાન બાબતનો એક્ટ, ફટકાની શિક્ષા બાબતનો એક્ટ, જુગારનો એક્ટ, એક્સ્ટ્રાડીશન એક્ટ, મુંબાઇનો આબકારી એક્ટ, અફીણ બાબતનો એક્ટ, મીઠા બાબતનો એક્ટ, કારીગર અને મજુર બાબતનો એક્ટ, રેલ્વેનો એક્ટ, ફેક્ટરી એક્ટ, ટેલીગ્રાફ બાબતનો એક્ટ, પોસ્ટ ઓફીસનો એક્ટ, પોસ્ટની રૂલ, સેવીંગ્સ બેંકની રૂલ, ઝેરી જણસો બાબતનો એક્ટ, રાજદ્રોહી સભા અટકાવવા બાબતનો એક્ટ, નાટકના ખેલ બાબતનો એક્ટ, નિધિનિક્ષેપ એક્ટ, બોમ્બ એક્ટ, ડબા એક્ટ, વિલેજ પોલીસ એક્ટ, ડીસ્ટ્રીક્ટ પોલીસ એક્ટ. વિગેરે.

**રેવન્યુ (મુલકી) તથા સરવેઈના વિષયોને લગતા કાયદાઓ**—લેન્ડ રેવન્યુ કોડ, લેન્ડ રેવન્યુ કોડ કા. ૨૧૩ ઉપર થયેલી રૂલ, લેન્ડ રેવન્યુ કોડ કા. ૨૧૪ ઉપર થયેલી રૂલ, રેકર્ડ ઓફ રાઈટસ એક્ટ અને તે ઉપર થયેલી રૂલ, જમીન ઉપરનું હકનું પત્રક તૈયાર કરીને રાખવા બાબતની સમજુતી, તાલુકાના નમુના, ગામના નમુના, મામલતદારોની કોર્ટોનો એક્ટ, સર્કલ ઇન્સપેક્ટરની રૂલ, માપણીની સમજુતી, ઓરીજીનલ સરવેની રૂલો, વિગેરે

**દિવાની વિષયોને લગતા કાયદાઓ**—સીવીલ પ્રોસીજર કોડ (નવો) વારસાનું સરટીફીકેટ લેવાનો એક્ટ, સગીરની જાત તથા મિલકતના વાલી નીમવા બાબતનો એક્ટ, કોર્ટ ઓફ વોર્ડસ એક્ટ, દક્ષિણ રીલીફ એગ્રીકલચર એક્ટ, હિંદુ પુનર્લગ્ન બાબતનો એક્ટ, ગાંડા માણસની માલ મિલકતની સંભાળ કરવા બાબતનો એક્ટ, પારસી લોકોના લગ્ન તથા તલાક બાબતનો એક્ટ, વસિયતનામું કર્યા સિવાય મરનાર પારસીઓના વારસા બાબતનો એક્ટ, કોર્ટ ફી એક્ટ, હિંદુસ્તાનનો પુરાવાનો એક્ટ, હિંદુસ્તાનની કોરટમાં સમ ખાવા બાબતનો એક્ટ, કરારનો એક્ટ, રજીસ્ટ્રેશન એક્ટ, વહેંચણ કરવા બાબતનો એક્ટ, ટ્રાન્સફર પ્રોપરટી એક્ટ, યુરોપીયન વેગ્રનસી એક્ટ, સીવીલ કોર્ટોનો એક્ટ, પ્રોબેટ તથા વહીવટ ચલાવવાની સનદો આપવા બાબતનો એક્ટ, નાદારીનો એક્ટ, મુદત બાબતનો એક્ટ, વારસાનો એક્ટ, હિંદુ લો, વારસોને કરજમાંથી છોડવા બાબતનો એક્ટ, મુસલમાની શરેહ સરીકદારી વિગે, સરીકના હક બાબત, સ્ટામ્પ એક્ટ વિગેરે.

જુઓ પાન ૩.

છપાવી પ્રસીદ્ધ કરનાર—જેઠાલાલ દેવશંકર દવે. અધિપતિ ભાગ્યોદય—અમદાવાદ.

સત્યનારાયણ પ્રિન્ટિંગ પ્રેસમાં પટેલ મોતીભાઇ કાળીદાસે છાપ્યું ઠે પાનાભાઈની વાડીમાં—અમદાવાદ

ભાગ્યોદય.

પુસ્તક ૪. ] માહે ઑગસ્ટ સને ૧૯૧૬. [ અંક ૬ ઠો.

# परमतत्त्वमां विलिन थवानो एक प्रकार.

( એકેલી વૃત્તિને વીરા મહાવીરે, એ લય. )

કંઇ કંઇ ઐશ્વર્યવાળા બ્રહ્મસિંધુમાંરે, એક ડુબકી તો મારો,
એના એકેક અદ્ભુત સરખા બિંદુમાંરે, મોતી પાકે હજારો
ડુબકી તો મારો, વૃત્તિ અંતર ઉતારો, દેશ એ તો છે ન્યારો,
છોડી જગનો કિનારો,

આસન પહેલુ વાળીને તમે તનુને કરીને સ્થિર
દૃષ્ટિને ચળ વિચળ ન કરતાં મીંચી દઇને વીરરે, એક
અભ્યંતરમાં ભુંગળા જેવો એક ઉંડો કૂપ,
કલ્પી તેમાં સરરર ઉતરો, અર્થવા રત્ન અનુપરે, એમ ડુબકી તો મારો.
ઉંડે જવાય તેટલા તમે ઉતર્યા કરજો માંહિ,
પછી ક્ષણ સ્થિર થઇ જો જો જાણી, સમુદ્ર રહ્યો છલકાઇરે એમ૦
પાછા તેની અંતરે ઉતરવા માંડો વીર !
હવે પ્રવાહ ન ભાળતાં, જળ જોશો સ્થિર-ગંભીરરે, એમ૦
જે જોઇએ તે રત્નનો ત્યાં કરો તમે સંકલ્પ,
નિઃસંકલ્પ પછી થઇ રહેતાં મળશે યત્ને સ્વલ્પરે; એક૦
શિથિલ કરી સર્વાંગને તમે પડી રહેજો તે માંહ,
શિથિલ અંગ જે થાયે તેમાં રત્નો સહજ ભરાય રે; એવી૦
જેમ બને તેમ થઇ રહો ત્યાં, શાંત ને સ્વસ્થ અધિક,
કાળે (એ) પ્રશાંતિ સમયે પાકે, માગેલુ મૌક્તિક રે, એમ૦
યથા કાળ ત્યાં રહીને પછી ધીમેથી જાગ્રત થાઓ,
ગયા હતા તેમ ક્રમથી ધીમે, ધીમે ઉપર આવોરે, એમ૦
ઉપર આવી ભાળતાં, ના રત્ન નજર દેખાય,
વિફળ થશો ના, સમયતણો પરિપાક થયેજ લહાયરે, એમ૦
તત્વસિંધુમાં મારજો તમે આ વિધિ ડુબકી નિત્ય,
ઉપેન્દ્ર ગુરુ કૃપાથી તો થાશો, દૈવી સંપત્તિ સમન્વિતરે, એવી૦

( श्री कृ. )

# विस्मरणोपदेश.

( ઇશ્વર કયા અમો શોધુ, એ લય. )

આવો બંધુ! આવો આપણે, કંઈ ભૂલકણા થઇએ;
ભૂલકણા થઇએ, કંઇ કંઇ વાત ભૂલી જઇએ.
આપણ ભૂલકણા થઈએ.
ગઈ સાલે અમુક મરી ગયુ એ સ્મરી દુઃખ ના લહીએ,
મરણ તણો કરેલો શોક ઉપજાવે ન સુખ હૈયે;
આજનો દિવસ તો સુભ નામ લાગે એવું ના કહીએ,
ઋતુ આજ કાલની ઠીક નથી એ પણ વિસરી રહીએ;—
અમુક સમયે અમુક શબ્દ કડવો કહ્યો તે ન સ્મરીએ,
કોઇની ખોટી કૃતિની વાત પણ અંતરથી વિસરીએ;—
જ્યાં ત્યાં સ્વાર્થી કાર્યો આદરવાના આશયો ભૂલીએ,
કઇ કંઇ પરાર્થે પ્રવૃત્તિ કરી પરહિત વિષે ભળીએ;—
કોઇની પડતી સ્થિતિનાં ગીત કદી ઠેર ઠેર ના ગઇએ,
જેને મદદ કરી હોય તેનું ઘર ઘર નામ ના લઇએ;—
વાગોળવાની પેઠે દોષકાના ફરી ફરી ના ભજીએ,
કોઈના ખોટા ગુપ્ત જીવનની કથનીનું સ્મરણ ત્યજીએ:
ખોટું એવું છોડી દઇએ તો ગુણવાન્ કહેવાઇએ,
સુગુણો તણા તણા સંતત સ્મરણથી, સગુણે રેવાઈએ,—

( श्री ऊ. )

---

# इष्टाभिमुख पुरुषनुं जीवन धन्य छे.

( માન ગુરૂ આપોરે, એ લય. )

ધન્ય જીવન તેનુંરે જીવન તેનું,
ચિત્ત નિત્ય પ્રભુમા રમી રહ્યુ જેનું રે; જીવન૦
તેના જીવનમાંથી અમી રસ ઝરતો,
કાંજે તે તો અમૃત સરિતામાં તરતોરે; જીવન૦
તેની દષ્ટિમાં તો પ્રભુદષ્ટિ બનતી,
કાંજે તેની દષ્ટિ પ્રભુથી ન ચળતી રે; જીવન૦
અભયવાણિ તેની વાણીમાંથી વહેતું,
કંઇ કોઈની દુર્બલતાને પોષ દેતુંરે, જીવન૦
અંતરમાં ઉત્તાપ તેને ન થાતો,
*દુઃખી જનો કેરો સદા તે કર ગ્રાતો રે: જીવન૦

તેના હૃદયમાં મૃદુતા ભરી છે,
કાંજે તેના ઉરમાં મૃદુ શ્રી હરિ છે રે, જીવન૦
પ્રભુતણાં ચિત્તે પણ એ રમી રહેતો,
કાંજે ચિત્ત એતો પ્રભુને અર્પી દેતો રે, જીવન૦
લેવા કંઇક એવા જીવન કેરો લ્હાવો,
નરહરિ શરણે બંધુ! આવો, આવો રે જીવન૦

( श्री क्ट. )

---

# सुख प्राप्तिनी कला.

( મન મારૂં માને નહિ, એ લય. )

નહું સુખની યુક્તિ હુ એક, ( જેને ) સાધી શકે હરેક
સહજ પ્રયત્ને સંસારમાં
જેથી આવે સુખો અનેક, ટળતાં દુઃખો પ્રત્યેક,
આના આ માનવ અવતારમાં
તમ કોજ આજે પેટી એક બનાવજો સુદૃઢ અતિ,
પ્રત્યેક એના ભાગને ઘડજો તમે સંભાળથી,
તમ હાથથી જેટલી બને તેટલી મજબુત એ કરી,
તેમાં તમારા કષ્ટને દુઃખો તમામ દીયો ભરી,
જેટલી વિરુધતા મળી વળી કટુ પ્રસંગો જે અનુભવ્યા,
વળી હૃદય કેરી વ્યથા, દારિદ્યાદિ જે જે ભોગવ્યાં,
તે સર્વ તેમાં ભરી દઈને ઢાંકણાને વાસજો,
પછી તાળું મજબુત મારી તેના ઉપર આપજ બેસજો,
પછી નિર્ભયતા ઉર ધરી, હસજો જરી જરી,
શું શું પૂર્યું તે માંહિ તે કોઇને પણ કહેશો નહિ,
તેમાંનું કાંઈ કાઢીને કોઈને પણ દેશો નહિ,
ભય, ભ્રાંતિ, ચિંતા જેવું કોઇ સમય કંઇ આવી મળે,
તો તેહ પણ તેમાં પૂરી દો, જે ફરી ના નીકળે,
(તે) દૂર રાખજો તમ દૃષ્ટિથી ને જગતની દૃષ્ટિથીએ,
જે સૂક્ષ્મ દર્શક યંત્રથી પણ કોઇ નહી ન જરી જુએ,
જગને જરૂર એની નથી, કે જરૂર તમને પણ નથી,
તેથી એ પેટી વાસી ઉપર, બિરાજો સ્મિત મુખથી
દૃષ્ટિ નીચે ન નાખતાં ઉત્તેજ આપતા.
રહેશો સત્સુખના આગારમાં

( श्री क्ट. )

# इश्वरिय सामर्थ्य शी रीते प्राप्त करवुं.

મનુષ્ય જીવનનું સર્વોત્કૃષ્ટ તત્વ આત્મતત્વની સાથે વિવેક પૂર્વક એકાગ્રતા કરી અને તેનો પૂર્ણ અનુભવ કરવો એજ છે. અને આપણા અંતઃકરણને ઇશ્વરીય પ્રવાહની તરફ દોરી જવું એજ ખરૂં કર્તવ્ય છે.

ઈશ્વરીય રાજ્યને અને તેની સર્વ શક્તિયોને જો તમે પ્રાપ્ત કરશો તો સર્વ વસ્તુઓ એની મેળે જ તમને પ્રાપ્ત થઈ જશે.

સ્વર્ગ એ બાજે કંઈ નથી પણ આપણા અંદરજ આપણા અંતરાત્મામાંજ છે. જો તમારે ઇશ્વરીય સત્તાને મેળવવી હોય તો દરરોજ નિયમાનુસાર બ્રહ્માનુસંધાન કરવાનો પ્રયત્ન કરજો. અને ત્યાં એકાગ્રતાનો અનુભવ થશે કે તરતજ તમને ઇશ્વરનાં સર્વ સામર્થ્યો પ્રાપ્ત થશે. અને તેથી જે વસ્તુ તમે ઇચ્છશો તે તરતજ તમને મળી જશે.

મનુષ્યને જીવન પરમાત્મામાંથીજ પ્રાપ્ત થયેલું છે. માતા પિતા તો માત્ર શરીરને ઉત્પન્ન કરવામાંજ કારણભૂત છે. પરંતું ખરેખરૂં જે જીવન તે તો અનન્ત જીવન પરમાત્મામાંથી પ્રાપ્ત થયેલું હોવાથી મનુષ્યો એ ઇશ્વરનાજ ખરા પુત્રો છે કે જે સ્વર્ગમાં વિરાજમાન છે.

જે મનુષ્ય પોતાનો સંબંધ જે પ્રમાણમાં અનંત જીવનની સાથે જોડશે તે પ્રમાણમાં તેનું જીવન સુધરી શકશે. જેનું અંતઃકરણ શુદ્ધ છે, તેને ઇશ્વરનું જ્ઞાન થાય છે. ઇશ્વરનાં દર્શન પણ તેજ કરી શકે છે.

જે મનુષ્ય પોતાના આત્મા તુલ્ય સર્વ ઉચ્ચતમ આત્માઓને ઓળખી શકે છે અને સર્વ લોકો પ્રતિ સમાન દૃષ્ટિથી જોઇ શકે છે તે મનુષ્ય સર્વોત્કૃષ્ટ આનંદને પ્રાપ્ત કરી શકે છે. જ્યાંસુધી મનુષ્ય અહંભાવનો ત્યાગ કરી સર્વ પ્રતિ સમ ભાવને સેવતો નથી ત્યાં સુધી તે બંધનવાળો છે. પણ જ્યાં ભેદ ભાવનો ત્યાગ કરી, મનુષ્ય અને સર્વ શક્તિમાન ઈશ્વર એક છે એનો અનુભવ કરે છે કે પછી તેનાં સર્વ બંધન છુટી જાય તે મોક્ષ પદને પ્રાપ્ત કરી શકે છે.

જેમને બાહ્ય સ્થિતિનો અનુભવ થયો હોય છે અર્થાત જેમણે પરમાત્માની સાથે એકતાનો અનુભવ કરેલો હોય છે તેઓજ સત્ય વિજ્ઞાનના રાજ્યમાં પ્રવેશ કરી શકે છે, તેમનેજ અલૌકિક શક્તિ પ્રાપ્ત થાય છે, અને ઝાઝી શાંતિ તથા અલૌકિક આનંદનો અનુભવ કરી શકે છે. તે જે પ્રમાણમાં ઇશ્વરિય ધ્વનિ સાંભળી શકે છે તેજ પ્રમાણમાં તેમનો આત્મા ઇશ્વરિય સ્તુતિમાં લીન થઈ જાય છે અને ઈશ્વરનીજ આજ્ઞાનુસાર કામ કરી શકે છે.

જે મનુષ્ય ઇશ્વરને માને છે, ઇશ્વરના ઉપર દૃઢ શ્રદ્ધા રાખી. તેની સાથે એકાત્મતા કરે છે તેજ માણસ સમૃદ્ધિશાળી, નિરોગી અને શક્તિમાન બની શકે છે. અને કોઈ પણ વાત તેને અસાધ્ય હોતી નથી. પરંતું જે માણસો ઇશ્વરને પોતાની શક્તિના આદિ કારણને ન સમજતાં પોતાની દેહ ભાવની શક્તિયો ઉપર આધાર રાખે છે તેને જ નિરાશા મળે છે, અને બંધનનાં દુઃખ સહન કરવાં પડે છે.

જેઓ અંતરાત્માના સુરમ્ય અને શાંત ધ્વનિને સાંભળી શકે છે અને તે અનુસાર વર્તન કરી શકે છે તેમને ધન્ય છે. તેથી તેને સર્વ કાંઇ પ્રાપ્ત થઇ શકે છે. આપણે આ

ઉચ્ચતમ પ્રકારમાં આપણા જીવનને જે પ્રમાણમાં વ્યતિત કરીશું એટલાજ અધિક આપણે બુદ્ધિમાન થઇ શકીશુ. કારણ કે આ કદી ન મિથ્યા થાય તેવો અટલ નિયમ છે.

જો તમારે તમારી પ્રાપ્ત સ્થિતિમાંથી સર્વોત્તમ સુખમય સ્થિતિને પ્રાપ્ત કરવી હોય, આ સંસારમાજ સ્વર્ગના સુખોને મેળવવાં હોય તો આજથી ઇશ્વરીય સત્તાની સાથે એકાગ્રતા કેરવાનો આરંભ કરજો. અને દરરોજ અમુક સમય નિયમસર ઇશ્વિરાનુસંધાન કરવાની ટેવ પાડી ઇશ્વિરની સાથે એકાગ્રતા કરી તે પરમતત્વના શાંત અને સુરમ્ય સ્વરને સાંભળવાનો પ્રયત્ન કરજો. અને તેની આજ્ઞાનુસારજ વર્તન કરજો. આજ સુધીમાં ઇતિહાસમાં જે જે મહા પુરૂષોએ, જગતના ઉદ્ધારકોએ જે જે ઉચ્ચ દશા પ્રાપ્ત કરી હતી તે ઇશ્વરીય નિયમનું અનુસરણ કરવાનુંજ ફળ છે. તે સર્વેએ પરમાત્માની સાથે એકાગ્રતા કરી અને અનુભવ કર્યો હતો. તમારે જો તે પદને મેળવવુ હોય તો ઇશ્વરાનુંસંધાન કરવાની પ્રવૃત્તિ કરજો. કાંઇ પરમાત્માએ તેમને ખાસ મહાત્માજ બનાવ્યા નહોતા. ઇશ્વરનો તો સર્વ પ્રતિ સમાન ભાવ છે. તે પણ મનુષ્યજ હતા પણ તેમણે પ્રયત્ન કરી પોતાના ખરા સ્વરૂપનો અનુભવ કરી અને ઇશ્વિરની સાથે એકાગ્રતા સાધી હતી અને તેથીજ તેઓ મહા પુરૂષનાં ઉંચાં સુખોને મેળવી શક્યા હતા ઇશ્વર કોઇનો પક્ષપાતિ નથી. જે તેને માને છે તેમનેજ તેનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે. જેમ બે તૃષાવાળા મનુષ્યો, પાસે નિર્મળ જળનો ઝરો હોય તેમાંથી એક તે જળને પીઇને પોતાની તૃષાને નિવારે છે, અને બીજો જળ હોવા છતાં પણ પીતો નથી અને તરસમાંજ પીડાયા કરે છે તો તેમાં જળનો દોષ નથી પણ જળ ન પીનારનોજ દોષ છે, તેમ દરેક મનુષ્યની પાસે પોતાનાજ હૃદયમાં સર્વ શક્તિ સંપન્ન પરમાત્મા વિરાજીત હોવા છતાં તેમની નિકટ જાય નહિ અને દુઃખનાં રોદડાં રડયાં કરે તો તેમાં ઇશ્વરનો દોષ નથી પણ મનુષ્યનોજ છે. જેમ જળની પાસે જે જાય છે તે જળ પી તૃષાને નિવારે છે તેમ અનંતૈશ્વર્ય સંપન્ન પરમાત્માની સાથે જેઓ એકાગ્રતા સાધી શકે છે તે સર્વ શક્તિઓને પોતાનામા આકર્ષિ શકે છે. સર્વ કોઇને તેમની સાથે એકાગ્રતા કરવાની છુટ છે પછી જેઓ વ્યર્થ કાળનો લોપ કરી, નાશવંત પદાર્થોને મેળવવામાંજ સઘળો સમય વિતાવે અને પોતાની અમૂલ્ય જીંદગીનો ક્ષય કર્યા છતાં પણ દુઃખમાજ રહ્યાં કરે તો પછી તેનો પોતાનોજ દોષ છે.

જે મનુષ્યો ઇશ્વરીય માર્ગનું અનુસરણ કરે છે તે મનુષ્યો મહાન શક્તિશાળી અને બળવાન બને છે. ઇશ્વર કાંઇ એકને સમૃદ્ધિશાળી બનાવે છે અને બીજાને ગરીબ રાખે છે તેમ કાંઇ નથી. તે તો સર્વને સરખાજ ગણી સર્વને એકજ માર્ગમાં સ્થાપે છે. પરંતુ જે મનુષ્યો ઇશ્વિરીય નિયમોનું પાલન કરી ઇશ્વરની સાથે એકાગ્રતા કરવાનો પ્રયત્ન કરે છે તેમને ઇશ્વરની સર્વ વસ્તુઓ પ્રાપ્ત થતી હોવાથી તે સમૃદ્ધિશાળી બને છે. જ્યારે બીજો પ્રાપ્ત સ્થિતિમાંજ પડયો રહી ગરીબીનાં દુઃખડાંમાં રવડયાં કરે છે, ત્યારે કોઈ શંકા કરે છે કે વ્યવહારમાં ધનવાન ગણાતા માણસોમાં ભેદ જણાય છે, કોઇ બાળક ધનિકને ત્યાં જન્મ લે છે જેથી તે ધનવાન અને ઐશ્વર્યનો ઉપભોગ કરે છે. અને કંગાલને ત્યાં જન્મી ગરીબીમાં રવડયા કરે છે, તો તેમાં ઇશ્વિરીય નિયમ ક્યાં રહ્યો ?

તો તેનું સમાધાન એજ છે કે, મનુષ્યને પ્રાપ્ત શરીર એ કાંઇ તેની ઉત્પત્તિનું મૂળ

નથી. એવાં તો અનેક શરીર થઈ જાય છે. જેમ સાપ જીર્ણું થયેલી કાંચળી કાઢી નાંખી નવી કાંચળીને ધારણ કરે છે તેમ આ મનુષ્ય રૂપી જીવ પણ પ્રાપ્ત શરીરને જીર્ણ થતાં, અથવા તો તે શરીરમાં રહેવાની યોગ્યતા ગટી જતા તરતજ બીજા નવા શરીરને ધારણ કરે છે, અને પાછો બાળક રૂપે જણાય છે. આ વખતે માત્ર સાપની માફક કાંચળી રૂપે તેનુ શરીરજ બદલાય છે પણ મનુષ્ય જીવન તો તેનું તેજ હોય છે, અને તેણે ગત જન્મમાં–શરીરમાં કરેલાં કર્મોના ફળનો ભોકતા પણ તેજ રહે છે, અને તેથી તે શરીરમાં જે જે કર્મો કર્યા હોય છે, તે કર્મોના ફળ રૂપે તે અનુસારજ નવુ શરીર તેને પ્રાપ્ત થાય છે. અને બાળક જે યોનિમાં જન્મ લે છે તે યોનિ તેને તેના પૂર્વના કર્મના ફળ રૂપેજ મળેલી હોય છે તેથી એક બાળક શ્રીમંતને ત્યાં જન્મ લે ત્યારે બીજો ગરીબને ત્યા જન્મ લે તેમાં આશ્ચર્ય પામવા જેવુ કાંઇજ નથી. તે તેના પૂર્વના કર્મના ફળ પ્રમાણેજ છે. તેમાં કાંઈ ઈશ્વર કારણભૂત નથી. ઇશ્વર તો સર્વને સરખીજ યોનિમા મૂકે છે. પછી તો પોતે પોતાના પ્રયત્નથી ધારેલા માર્ગે જઈ શકે છે અને ઇચ્છેલી સ્થિતિને પ્રાપ્ત કરી શકે છે

આપણે જે પ્રમાણમા હૃદયના સ્વરને સાંભળી તે ઉપર ધ્યાન આપી તે પ્રમાણે વર્તન કરતાં શીખીશુ ને પ્રમાણમા આપણે સર્વના મિત્ર બનવાના અને સર્વના પ્રેમને આપણા પ્રતિ આકર્ષવાના, અને આપણે જે પ્રમાણમાં તેથી વિપરીત આચરણ કરીશુ તે પ્રમાણમાં ઈશ્વરથી વિમુખ થતાં સર્વના શત્રુ બનવાના, તેવીજ રીતે જે પ્રમાણમાં આપણે ઉચ્ચત્તમ શક્તિયોની તરફ આપણુ અંત:કરણને ખોલીશુ અને તે શક્તિયોને આપણા દ્વારા પ્રગટ થવા દઈશુ તેજ પ્રમાણમા આપણે આત્મિક ઇશ્વરીય પ્રેરણાઓને લીધે મનુષ્યોના ઉદ્ધારક બનવાના અને ઈશ્વરીય સત્ય સુખનો અનુભવ કરવાનાજ. આપણામાં જો કાંઇ ખામી હોય, આપણને જો કાંઈ નિરાશા મળતી હોય, અથવા તો જો આપણને દુ:ખજ મળતું હોય તો તેમાં ઈશ્વરનો દોષ નથી પણ આપણો પોતાનોજ દોષ છે. જેમ કોઇ માણસ બારી બારણા બધ કરી અંધારામાં પડયો રહે અને પછી અજવાળું ન આવવા માટે સૂર્યનો દોષ કાઢે તો તેમાં સૂર્યનો દોષ નથી પણ તે માણસનોજ દોષ છે. કારણ કે સૂર્ય તો સર્વ પ્રતિ સમાન ભાવને ધારણ કરનાર છે. તે સર્વને પ્રકાશ આપે છે. પણ બારી બારણા બધ કરી તેના પ્રકાશને રોકી રાખી અંદર ન આવવા દેતાં પ્રકાશ નથી આવતો, ફરી સૂર્યનો વાંક કાઢવો એ મૂર્ખાઇજ છે તેવીજ રીતે ઈશ્વર તો પોતાનાં સામર્થ્ય અને શક્તિયો સર્વને આપવા તત્પર છે, પણ તેને ગ્રહણ કરવાને માટે અંત:કરણ ઉપર અશુદ્ધ વિચારો અને મલિન સંસ્કારો રૂપી મેલને ધોઇ નાંખી સ્વચ્છ કરી જેવુ શુદ્ધ કરવાની આપણને ફુરસદ મળતી નથી કે જેમાં થઇ ઇશ્વરનો પ્રકાશ આપણામા પ્રવેશી શકે માટે જો તમારે ખરા ઇશ્વરીય સામર્થ્ય અને સુખનો અનુભવ કરવોજ હોય તો બધાં કામ પડયાં મૂકી આજેજ તમારા અંતરાત્માના પ્રકાશને ગ્રહણ કરી શકે તેવું તમારા અંત:કરણને શુદ્ધ બનાવો અને તે પ્રતિ વાળી એકાગ્રતાનો અનુભવ કરો.

# कमलनयनी.

( અનુસંધાન—ગત વર્ષના પૃષ્ટ ૫૦૭ થી )

આજે પ્રેમશંકરભાઇને ત્યાં રહેતાં મને ચાર પાંચ મહીના થઇ ગયા છે. મને અંગ્રેજી ભણેલો જાણીને ઠાકોર સાહેબે કોઇ સારી નોકરી આપવાનું કહ્યું, પણ હું નોકરીને ઇચ્છનારો નહી હોવાથી મેં નોકરી સ્વિકારી નથી. મને દરરોજ કમલનયની સાંભળતી હતી. તેનું શું થયુ હશે! ને તે ડુબી ગઇ હશે કે મારી પેઠે જીવતી નીકળી હશે તેના વિચારો હંમેશાં થયા કરતા હતા.

હું ત્યાંથી નીકળવાને ઘણોજ પ્રયત્ન કરતો પણ આજ નહિં; કાલે જશું, એમ કરતાં કરતાં આટલા દિવસ તો ત્યાંજ વિતાવ્યા. એક વખત મેં પ્રેમશંકરભાઇને ઘણું સમજાવી અને રજા લીધી, ત્યાંથી પ્રયાણ કર્યું. મારા સહવાસથી સર્વ કુટુંબ સાથે પ્રેમ બંધાયેલો હોવાથી પ્રેમશંકરભાઇને તથા તેમના કુટુંબને મારા નીકળવાથી ઘણું લાગી આવ્યુ, મને પણ તેમનો પ્રેમ સાંભળી આવ્યો, પણ શું કરવુ, મારૂં શરીર અહીં અને જીવ કમલનયનીમાં હતો, તેથી તેમજ મેમાન તરીકે કોઇને ત્યા વધુ રહેવુ એ યોગ્ય ન કહેવાય તેથી તેમને વળી ફરી મળીશુ કહી ત્યાંથી વિદાય થયો.

ત્યાંથી હું નદીના કિનારે કિનારે આગળ ચાલ્યો દિવસે ચાલતો અને રાત્રે ગામ આવે ત્યાં કોઇ ધર્મશાળામાં મુકામ કરતો એમ કરતાં હું એક વિકટ જંગલમાં આવી પહોંચ્યો. ત્યાં શુનકાર જેવુ હતું માણસની વસ્તી બીલકુલ જણાતી નહોતી. હું થાકી લોથ થયેલો હતો જેથી એક વૃક્ષ તળે બેઠો. ભૂખ અને તરસ પણ લાગી હતી. થોડીવાર વિશ્રાંતિ લઇ વળી જળાશયની શોધ કરવા ચાલ્યો. ત્યાંથી થોડેજ દૂર એક જળાશય તથા વિસ્તારવાળું ચોગાન હતું હું ત્યાં ગયો, જળાશયમા ઉતરી જળ પી વળી જરા આમ તેમ ફરવા લાગ્યો પાસેના એક આમ્રવૃક્ષ ઉપરથી થોડીક કેરીઓ ખાઇ ક્ષુધાને શાંત કરી. તેની પાસે એક ખંડેર જણાતુ હતુ. તે જોવાની ઇચ્છાથી હું તેમાં ગયો. તે પણ પડી ગયેલાં મકાનોવાળુંજ હતું અંદર એક પણ મકાન સાજું નહોતું. પાસે એક ભાગી તુટી ઓસરી હતી. હું ત્યાં ગયો અને થોડીવાર વિશ્રાંતિ લેવાની ઇચ્છાથી સુઇ રહ્યો. પણ ભૂખ તરસ, થાક અને ચિંતાથી કોને ઉંઘ આવે? પડયો પડયો કમલનયની હવે શુ નહિ મળે! તેનાજ વિચારવમળમાં ગોથાં ખાવા લાગ્યો. લગભગ સંધ્યાકાળ થવા આવી પણ હું તો ત્યાંજ રાત ગાળવાના ઇરાદે ત્યાંથી ઉઠયો નહિ, અને ત્યાંજ પડયો રહ્યો.

લગભગ સાતેક વાગ્યાના સુમારે એક માણસ આ ખંડેરમાં પેઠો, તે સામે મોઢે ચાલતો હોવાથી તેની દ્રષ્ટિ મારા તરફ નહોતી. મેં તેને જતાં જોયો. આગળ જતાં તેણે એક પથ્થર ઉંચકી તેના દ્વારમા થઇ અંદર જમીનમાં પ્રવેશ કર્યો. આથી તે જગ્યાએ ભોંયરૂ હશે એમ અનુમાન થયું. તે અંદર ઉતર્યે અધો કલાક થયો નહીં હશે, તેવામાજ ત્યાંથી એક કારમી ચીસ સંભળાઇ, આથી હું એકદમ ઉભો થઇ ત્યાં શુ છે તે જોવા, તેણે પ્રવેશ કરેલા દ્વાર પાસે ગયો. શાંત ચિત્તે ઉભો રહી સાંભળવા માંડયુ. તો કોઇ સ્ત્રીની ચીસોનો અવાજ ભોંયરામાંથી નીકળવા માંડયો. આથી મારા સમજવામાં આવ્યું કે આ ભોંયરામાં કોઇ સ્ત્રીને પુરેલી હોવી જોઇએ, અને આ હમણાજ જે માણસ ત્યાં ગયો છે

તેજ તેને સતાવતો હશે. લાવ હું જોઉં કે શું છે ? આમ વિચાર કરી હું ઇશ્વરનું સ્મરણ કરતો અંદર ઉતર્યો. અંદર થોડાં પગથીયાં થયાં ત્યાં વળી એક બાજુ કમાડ વાસેલું જણાયું. અને અંદર કોઈ ગુમગણુ કરતું સંભળાયું. કમાડ અંદરથી બંધ કરેલું હતું જેથી મેં તે ખૂબ જોરથી ખખડાવ્યું. પણ અંદરથી કોઇએ તે ઉઘેડયું નહિ. મને રીસ ચડવાથી ખૂબ જોરથી લાતો મારી તેને ગીરી નાંખ્યું, અને અંદર ગયો. અંદર જતાં તો જે માણસ ગયો હતો તેજ માણસ એક નવયૌવના સ્ત્રીની લાજ લેવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. આ સ્ત્રીને જોતાંજ મેં ઓળખી કાઢી તે બીજુ કોઇજ નહિ પરંતુ ગુજરસ્ત્રી ધારણ કરેલી દેવીના અવતાર રૂપ મારી કમલનયનીજ હતી. આથી મારા ખેદ અને હર્ષનો પાર રહ્યો નહીં, મને ત્યાં એકાએક આફત વખતે અને મરણની તૈયારી કરતી વખતે કમલનયનીએ જોયો કે તેનામાં નવુ જીવન આવ્યું. તે એકદમ દોડતીને મારીપાસે આવી મારા ચરણ આગળ ઢળી પડી, આમ એકાએક આ વિકટ જંગલમાં અને તે વળી એક ખંડેરમાં મને આવેલો જોઈ પેલો માણસ તો બેબાકળો બની ગયો, પણ એકદમ હીંમત લાવી મને મારવા દોડ્યો, અને બોલ્યો કે હે દુષ્ટ ! તને ખબર નથી કે આવા મારા એકાન્ત સ્થાનમાં એકદમ વગર આજ્ઞાએ પ્રવેશ કરે છે ? લે લેતો જા એમ કરી તેણે મ્યાન કરેલી તરવાર એકદમ ખેંચી, મારા ઉપર નાંખી, હું પણ સમયસૂચકતા વાપરી જેવી તેણે તરવાર નાંખી કે તરતજ આઘો ખસી જઇ તેનો હાથ પકડી લીધો અને તેનીજ તરવારથી તેને તેનો સ્વાદ ચખાડવા ઉભો રહ્યો.

મેં કહ્યુ ! હે દુષ્ટ, વ્યભિચારી, આ નિરાધાર અબળાને આ પ્રમાણે તું તારી દુષ્ટ વાસનાને પોષવાને માટે હેરાન કરી સતાવે છે, પણ જાણે છે કે આ જગતમાં ઇશ્વર સર્વનો બેલી છે. તે નિરાધારનો આધાર છે. જો એકદમ હથિયાર મૂકી નહીં દેતો આ વખતજ તારૂ મોત સમજી લેજે. વળી કમલનયની પણ હોશીયાર હોવાથી અમે બે જણ હતાં તે તેને પોંચી વળવાને બસ હતાં. તેણે જાણ્યું કે હવે જો આધીપાછી કરીશું તો જીવ જશે તેથી તે અમારે તાબે થયો અને પોતાની ભૂલની માફી માગવા લાગ્યો. પણ આવા દુષ્ટને બરોબર સજા થવીજ જોઇએ એમ ધારી અમે બન્ને જણે તેના હાથ પગ બાંધી એક થાંભલે બાંધી દીધો પછી અમે તેને ત્યાંજ રહેવા દઈ બન્ને જણ બહાર નીકળ્યાં. કમલનયનીએ મને હવે એક ઘડી પણ ત્યાં ઉભુ રહેવું એ જોખમ ભરેલું છે એમ કહેવાથી અમે એકદમ ત્યાંથી ચાલવા માંડ્યું. કમલનયની તે સ્થળની ભોમિયણ હતી એમ જણાયું. ત્યાંથી બે માઈલ ઉપર અમે ગયાં ત્યારે લગભગ મધ્ય રાત્રી થઇ હતી. ત્યાં એક નાની સરખી ટેકરી હતી. અમે તે ટેકરી ઉપર ચડયાં તો ત્યાં એક બેપ ઘાટનો આશ્રમ બાંધેલો મને જણાયો અમે બન્ને ત્યાં ગયાં. કમલનયનીએ એક બાજુની બારી ઉઘાડી અંદરના એક રૂમમાં મને આવવાનું કહ્યું. અમે બન્ને તે રૂમમાં ગયાં. પછી ત્યાં મને બેસાડી કમલનયની બીજા રૂમમાં ગઇ ત્યાંથી થોડીજ વારે તે કાંઇ ખાવાનું લઇ મારી પાસે આવી, રાત્રે તેણે ત્યાં કોઇને જગાડ્યાં નહોતાં અમે બન્ને જણે થોડું થોડું ખાઇ લઇ એક બીજાની વાતો કરવા માંડી. મેં તેને પૂછ્યું કે હે પ્રિય ! નદીમાં તણાયા પછી તારી શી સ્થિતિ થઈ અને તે પછી જે બન્યું તે મને કહી સંભળાવ ! આથી તેણે કહ્યું, હે, પ્રાણ ! હું ત્યાંથી તણાતી તણાતી એક કિનારે નીકળી પડી હતી. ત્યાં આ સ્થળની કોઇ

સેવિકા આવી હશે તેણે મને જોઇ એની મુખ્ય સેવીકાને તે વાત કરી જેથી તેમણે ત્યાં આવી મને અહી ઉપાડી મંગાવી, પછી મારી આસનાવાસના કરવાથી લગભગ બે ત્રણ કલાકે મને ભાન આવ્યુ જ્યારે હું સાજી થઇ ત્યારે મારી સર્વ વાત તેમને કહી સંભળાવી, મારા દુઃખની કથની સાંભળી તેમની આખમાંથી પણ આંસુ આવ્યાં. તેમણે મને આશ્વાસન આપી પોતાના આશ્રમમાં રાખી ત્યારથી હુ અહીં રહું છું. અહીં બીજી બેનોને વિદ્યાભ્યાસ કરાવું છુ. આજથી આર પાંચેક દિવસ ઉપર હું બીજી કેટલીક સેવીકાઓની સાથે આ પાસેના ગામમાં ભિક્ષા અર્થે ગઇ હતી. ત્યાંથી પાછા વળતાં હું વિખુટી પડી ગઇ તથા બીજે રસ્તેથી વળી ગઇ. તેવામાં આજે આપે જે દુષ્ટને જોયો તેણે મને તેના સાથીઓ સાથે ઘેરી લઇ મોઢે ડુચો લગાવી ભોંયરામાં પુરી હતી. આજ સુધી મેં મારૂં રક્ષણ કર્યું હતું. આજે જો આપ ન મળ્યા હોત તો મરણનો છેલોજ દિવસ હતો તે લગ્ન કરવાનું મને સમજાવતો હતો. મેં તેને ઘણું સમજાવ્યો પણ તે એકનો બે થતો નહોતો. આખરે તેણે આજે મારા પતિવ્રતનો ભંગ કરવાનો ઇરાદો રાખ્યો હતો. મેં પણ મરણનો નિશ્ચય કર્યો હતો. જો ઇશ્વરેજ આપને મારા રક્ષણને માટે મોકલ્યા ન હોત તો આ વખતે આપણે અહીં બેસવા પામત નહીં. આ પછી મેં મારી હકીકત કહી સંભળાવી. આ પ્રમાણે આખી રાત્રિ વાતોમાં વિતાવી.

પ્રાતઃકાળે પાંચ વાગે આશ્રમની બધી સેવિકાઓ જાગ્રત થઇ નિત્ય કર્મમાં પ્રવેશતા પહેલાં બધી અમારા તરફ આવવા લાગી. કમલનયનીના ગુમ થયા પછી તેમણે ઘણી શોધ કરી હતી પણ પત્તો લાગ્યો નહોતો પછી આમ એકાએક મને અને તેને સાથે આવેલાં જોઇ સર્વ અમારી ખબર પૂછવા લાગ્યાં. ફરી તેમને અમે અમારી વિતેલી વાત કહી સંભળાવી. આ પ્રમાણે અચાનક અમારા વિયોગનો અંત આવેલો જોઈ તે સઘળી પ્રસન્ન થઇ.

ત્યાર પછી બે ત્રણ દિવસે અમે ત્યાંથી સર્વની રજા લઈ ઘેર જવા માટે વિદાય થયાં. ચોથા દિવસે અમે અમારા ઘેર આવી પહોંચ્યાં ત્યાં અમને બંનેને સાથે ઘણા વર્ષે આવેલાં જોઇ અમારા માબાપોના હર્ષની કમી રહી નહોતી.

આ પછી અમે અમારૂં જીવન લોકોના કલ્યાણને અર્થે આપી મેં પુરૂષોનો ગૃહ સંસાર સુખ રૂપ થાય તેને માટે અને મારી પત્નિએ સ્ત્રીઓ સુઘડ અને પતિને સુખ આપનારી થાય તેમ પ્રયત્ન કરવા માંડયો. અને એવી રીતે સંસારમાં દરેક પતિ અને પત્નિ સ્વર્ગનું સુખ ભોગવી આનંદ અને શાંતિનો ઉપભોગ કરી શકે તેવો અમે બંનેએ પ્રયત્ન કરવા માંડયો છે. ઇશ્વરઇચ્છાએ જે પરિણામ આવે તે ખરૂં. અમારૂં કામ માત્ર કર્તવ્ય કરવાનુંજ છે.




## પ્રકરણ ૧ લું.

### કર્ત્તવ્ય.

માણુસ માત્ર જન્મે છે ત્યારથી તે દેહાવસાન થતાસુધી કાંઇ અને કાઇ પ્રયત્ન કર્યા જ કરે છે. પ્રયત્ન કર્યા વિના તેનો જન્મ નકામો ગણાય છે, બાળકને જોઇશુ તો તે પણ જન્મશે ત્યારથીજ પ્રયત્નમાંજ મંડી પડે છે, કાંઇ નહિ તો હાથ પગ હલાવ્યાં કરે, જરા ચાલતાં શીખે તો દોડંદોડા કરી, ગમેતે વસ્તુને પકડે વળી ગમે ત્યાંથી બીજી વસ્તુને લેવા દોડે, આજ પ્રમાણે બાળકથી વૃદ્ધ પર્યંત, દરેક માણુસને કર્ત્તવ્ય કરવાનું હોય છે. જાણે પ્રયત્ન કરવો એજ તેનું જીવન ન હોય તેમ જન્મે છે ત્યાંથી તે જીવનપર્યંત તે પ્રયત્ન કર્યાજ કરે છે પ્રયત્ન કરી અને તેને જે મેળવવાની ઇચ્છા હોય છે, અથવા તો જે કાંઇ કર્ત્તવ્ય કરવાનું હોય છે તે તે કર્યા કરે છે.

આજકાલ જોઇશુ તો જે માણુસો પ્રયત્ન કરે છે તેમનો ઉદેશ સુખ મેળવવાનો જ હોય છે, કોઇ ધન મેળવવાથી સુખ મળશે એમ માની ધન મેળવવા માટે રાત દિવસ પ્રયત્ન કરે છે, કોઇ સ્ત્રી મેળવવા, કોઇ બીજી વસ્તુઓ મેળવવા અને એવીજ રીતે માણુસ માત્ર કોઇને કાંઇ મેળવવા માટે પ્રયત્ન કર્યાજ કરે છે. મરતા સુધી તેનો અંતજ આવતો નથી. આ સંબંધમાં દરેક સુખના રસ્તા જુદા જુદા માનેલા છે. રસ્તા જુદા છે પણ ધારેલા સ્થળે જવાને માટે જે સ્થળે જવું છે તે સ્થળ તો દરેકને માટે એકજ છે. એકજ સ્થળે પહોંચવાને માટે કોઇ આ રસ્તે જાય છે તો કોઇ પેલા રસ્તે જાય છે, કોઇ સીધે રસ્તે જાય છે તો કોઇ ફેરવાળા રસ્તે જાય છે. પણ સર્વને પહોંચવાની જગ્યા તો એકજ છે.

વ્યાવહારીક પદાર્થો ભગવાથી સુખનો અનુભવ થાય છે એ સાચી વાત છે, અને જો શરીરને ટકાવી રાખી અને નિરોગ રાખવાની ઇચ્છાજ હોય તો દરેક માણુસે તે તે પદાર્થો મેળવવા પ્રયત્ન કરવોજ જોઇએ શરીરનું સંરક્ષણ કરવાને માટે અન્ન વસ્ત્રાદિની, રહેવાના સ્થાનની, જોઇતી સગવડો માટે અનેક પ્રકારના પદાર્થોની માણુસને જરૂર છે. અને તે સર્વેને માટે ધનની જરૂર પડે છે. પૈસા હોય છે તો સર્વ પદાર્થો મળી શકે છે અને તેથી પૈસા મેળવવા અર્થે પ્રમાણિકપણે ઉદ્યોગ કરવો એ માણુસ માત્રનું કર્ત્તવ્ય છે.

પણ તેની સાથે એ ભૂલવું જોઇતું નથી કે ધન મેળવવુ એટલાજ કર્ત્તવ્યથી માણુસે અટકવાનું નથી, પરંતુ તે મર્યે મેળવી અને જે મેળવવાનું છે તે શુ છે અથવા તો આપણું યથાર્થ કર્ત્તવ્ય શુ છે તે જાણવાની માણુસને જરૂર હોય છે.

જેમ ધન મેળવી શરીરનું સંરક્ષણ કરી અને વ્યવહારિક સુખો મેળવવામાં આવે છે તેવીજ રીતે, સુદઢ શરીરને વધુ વખત ટકાવી રાખી તેદ્વારા આપણે ખરૂં કર્તવ્ય શું સાધી લેવાનું છે તેનો વિચાર કરવાની જરૂર છે

આપણે ઘણી બુકોમા-વિચાર સાગર ને પંચદશી જેવા પુસ્તકોમા વાચ્યુ પણ છે કે, માણસે વારવાર જન્મી અને વાસનાનો ક્ષય થતા સુધી અથવા તો પોતાના આત્માનો અનુભવ થતા સુધી જન્મ મરણના ફેરામા ફરવુજ પડે છે હા ! આ વાત તો તમે (સર્વે જાણતા પણ હશો પણ કોઇ દિવસ વિચાર કર્યો છે કે આપણે શુ કરવુ ? આ પ્રમાણે) વારંવાર જન્મ લેવા નજ પડે અને આજ જન્મમાં ઇશ્વરની પ્રાપ્તિ કરી આપણા ખરા સ્વરૂપનો અનુભવ શી રીતે કરવો તેનો વિચાર કોઇ દિવસ કર્યો છે ? કદાચ કહો કે વિચાર કર્યો છે તો જરા કહેજો કે વિચાર પ્રમાણે શુ કરવુ તેનો નિશ્ચય કર્યો છે ? જો નિશ્ચય કર્યોજ હોય તો તે નિશ્ચયને પાળવા કદી પ્રયત્ન કર્યો છે ? જો નજ કર્યો હોય તો બધુ ! ઉઠો, જાગ્રત થાવ અને આજથીજ તે નિશ્ચયને અમલમા મુકવા તત્પર થઇ જાવ

તમારે આ જન્મમા વર્ષોના વર્ષો સુધી જીવવુ નથી, તમે જેટલા વર્ષો આજન્મમા ગાળશો તેવાં તા હજારો વર્ષો અનેક જન્મમાં ગાળ્યા હશે તમારા સબંધીયો નવા નવા થવાના અને તમે તો તેના તેજ પાછા નવી ગડમથલ કરવાને માટે મચી પડવાના, કર્તવ્યમાં મુખ્ય કર્તવ્ય પૈસા પેદા કરવાને માટે વપાર કરવાના, કે નોકરી ચોવીસે કલાક કર્યા કરવાના, પણ તેનુ ફળ શુ ? માત્ર પૈસા કે બીજુ કાંઇ, પૈસાનો ઉપયોગ શો ! શરીરને સુખી રાખનાર સાધનો મેળવવાં, ક્ષણિક સુખના આનદનો અનુભવ કરાવનાર વૈભવો મેળવવા, ગાડી ઘોડે ફરવુ, સ્ત્રી પુત્રની સાથે આનદ વાર્તા કરી પ્રાપ્ત ભોગોને ભોગવવા અને આમોદ પ્રમોદમાં મળેલી અમૂલ્ય જીદગીને ગુમાવવી એજ કે બીજુ ? પણ જ્યારે તમારૂ શરીર ક્ષીણ થઇ બીજા શરીરમા પ્રવેશ કરવાનો સમય આવશે ત્યારે આ ગાળેલા જીવનમાથી શુ સાથે લઇ જવુ, સ્ત્રી લઈ જવી, પુત્રને લઇ જવો, વૈભવોને લઈ જવા, કમાયલા ધનના સચયને લઇ જવો કે શુ લઈ જવુ તેનો વિચાર કર્યો છે ? જો નજ કર્યો હોય તો ચેતજો કે તમારે આ બધાં વ્યવહારિક સુખો મેળવવાની સાથે સાથે અક્ષય સુખને આપનાર પરમાત્માના સ્વરૂપનો અનુભવ કરવાનો છે આ જીવન તમે તમારા જીવરૂપે માની લીધેલા આત્મસ્વરૂપની સાથે સબધ બાંધવા માટેજ છે જો તમે તમારા સમયનો તે કાર્યને સાધવાને માટે થોડોઘણો પણ સમય ગાળશો તો તેજ સમયનો સદુપયોગ કર્યો માનજો. તેજ તમને ખરૂ અને સ્થાયી ફલ આપનાર થઇ પડશે ખરૂ કર્તવ્યજ તે છે તે મુખ્ય કતવ્ય છે ત્યારે બીજાં સઘળા ગૌણ કર્તવ્ય છે

અને આને માટે દરેક ધર્મના અનુયાયિઓના ધર્મ ગુરૂઓ, દરેક ધર્મના ધર્મશાસ્ત્રો ઉંચે અવાજે કહે છે કે, તમારા યથાર્થ સુખનો અનુભવ કરવા પ્રયત્ન કરો, પ્રયત્ન કરો, પણ સાંભળે છે કોણ !

જેમ બ્રાહ્મણાદિ દ્વિજવર્ગને સધ્યોપાસના કરવાની હોય છે તેવીજ રીતે પોત પોતાના ઇષ્ટનુ અનુસધાન કરવાનુ દરેક માણસને ધર્મશાસ્ત્રો ફરમાવે છે, અને તેને નિત્યકર્મ કહે છે. આ નિત્યકર્મ કરવાનુ કારણ કે આખા દિવસનો જેટલો ભાગ આ કર્મ કરવામાં ગાળ્યો હોય છે તેજ ખરો અને મૂલ્યવાન સમય છે

જેમ હીંદુઓને પોતપોતાના ઇષ્ટદેવનાનું ધ્યાન, ભજન વિગેરે કરવાનું હોય છે. તેવીજ રીતે મુસલમાનને પણ નિમાજ પડવાનું હોય છે. ખ્રિસ્તિઓને પ્રાર્થના કરવાની હોય છે. અને એવીજ રીતે સર્વ ધર્મના અનુયાયિઓને માત્ર ખરા કર્તવ્ય રૂપે તો માત્ર એકજ કર્તવ્ય કરવાનું હોય છે કે તેમણે ઇશ્વરાનુસંધાન કરવામાં દરરોજ અમુક સમય તો ગાળવોજ.

કેટલાક માને છે કે વૃદ્ધાવસ્થા થશે ત્યારે ઇશ્વર ભજન કરીશું, હાલતો કમાવાનો સમય છે. પણ તેમની ભુલ છે. બાળકોને નાનપણથીજ વ્યવહારની સાથે પરમાર્થના રહસ્ય માર્ગનું જ્ઞાન આપી તેના મગજમાં નાનપણથીજ આ સંસ્કારો ઠસાવવા જોઇએ. અને પોતાના દરેક કર્તવ્યમાં ઇશ્વરને સાથે રાખી, એટલે ઇશ્વર ઉપર દૃઢ ભરૂસો-શ્રદ્ધા રાખી અને વ્યવહારનાં કાર્યો કરવાને માટે તેને શિક્ષણ આપવું જોઇએ. પરમાર્થ સાધવાથી વ્યવહાર બગડતો નથી પણ ઉલટો વ્યવહાર ઉત્તમપણે સધાય છે. ઇશ્વરાનુસંધાન કરવાની ટેવવાળા મનુષ્યો કે જે પ્રધાનપણે પોતાના ખરા સ્વરૂપનું જ્ઞાન થાય તેવા રસ્તે પ્રયાણ કરે છે, તેમનાં વ્યવહારીક તમામ કાર્યોમાં ઈશ્વર સહાય કરે છે, અને તેથી તે ઉત્તમ પ્રકારે સિદ્ધ થાય છે.

'વ્યવહારિક કામો કરવા છતાં, તેમ ધન પ્રાપ્તિના પ્રયત્નો કરવાની સાથે પણ પરમાર્થ સાધી શકાય છે. અને જો આવાં કાર્યો કરવામાં ઇશ્વરની મદદ લેવામાં આવે છે તો તે કાર્યો ઉત્તમ રીતે સાધી શકાય છે. આવાં દૃષ્ટાંતો હાલ, પણ ઘણાના જોવામાં આવ્યાંજ હશે. અને શાસ્ત્રોનાં દૃષ્ટાંતોનો તો પાર નથી.

આથી દરેક માણસે પોતાનું ખરૂં કર્તવ્ય, ઇશ્વરાનુસંધાન કરવું એજ માની શકાય છે.

---

# પ્રકરણ ૨ જું.

## યથાર્થ માર્ગ.

ઇશ્વરાનુસંધાન કરવાના અનેક શાસ્ત્રોમાં અનેક માર્ગ છે. જેમ હિંદુ ધર્મ શાસ્ત્રમાં અનેક માર્ગો છે તેવીજ રીતે બીજા ધર્માનુયાયિઓના શાસ્ત્રોમાં પણ અનેક માર્ગો છે. કેટલાક તો આ માર્ગના ખરાપણાની ચોકશી કરવામાંજ કાળના કાળ વ્યતિત કરે છે, અને આ માર્ગ જે અમુક શાસ્ત્રમાં વર્ણવ્યો છે તે ખોટો છે, અને તેનાં અમુક અમુક પ્રમાણો શાસ્ત્રમાં છે, આવીજ રીતે મિથ્યા વાદવિવાદ કરવાનુંજ જાણે તેમના નસીબમાં લખાણી આવ્યા હોય તેમ આખી જીંદગી યથાર્થ માર્ગ શોધવામાંજ ગાળે છે. જેમ બે માણસોને એક ગામથી બીજે ગામ જવું હોય અને પછી ચકલામાં બંને જણા ભેગા થાય કે જ્યાંથી બે રસ્તા જતા હોય, એક કહે કે, આ ગામ જવાનો માર્ગ આ નથી પણ આ છે, બીજો કહે, એ નહીં પણ પેલો છે, અને આ પ્રમાણે પોતાની કલ્પનાની ખાત્રી કરવા વળી પાછા વળે છે, વળી કોઇને પૂછે છે જેથી કોઇ કહેશે કે, આ રસ્તો તે ગામ જવાનો છે, વળી કોઇ બીજો બતાવે છે, આથી તેમના મનની ખાત્રી થતી નથી, વળી પાછા કોઇ અનુભવીને પૂછે છે, તે વળી કાંઇ બતાવે છે, તેથી પણ ખાત્રી થતી નથી, અને

પોતાનો સર્વ કાળ માર્ગનો નિર્ણય કરવામાંજ ગાળી આગળ ધારેલા સ્થળે જવાને માટે જ્યાં પ્રયાણ કરવાની જરૂર છે, ત્યાં પાછા વળી સત્યાસત્યનો નિર્ણય કરવામાંજ પોતાનો કાળ ગુમાવે છે અને પાછા દુરને દુર ચાલ્યા જાય છે. વળી જો તેમના નસીબના યોગે બંને માર્ગનો ભોમિયો મળી જાય અને કહે કે ભાઈ વઢી શા માટે મરો છો. આ બંને માર્ગ ખરા છે. આ માર્ગે પણ તમારા ધારેલા સ્થળેજ જવાય છે, અને આ માર્ગે જશો તો પણ તમારા ધારેલા સ્થળેજ જવાય છે, પણ આ જરા ફેરવાળો છે અને આ જરા સુતર રસ્તો છે, વળી આ રસ્તે જતા આગળ ગુંચવણી ભરેલો માર્ગ આવે છે, ત્યારે આ માર્ગ વિકટ છે. આવી રીતે પોતાનો યથાર્થ અનુભવ તેમને કહી બતાવે છે ત્યારે તેમના મનની ખાત્રી થાય છે. તો વળી આગળ પ્રયાણ કરે છે. પણ સમય ટુંકો હોવાથી કેટલાક તો વચ્ચેજ થાકી જાય છે. આ પ્રમાણે આપણે હાલ જોઇશું તો ઘણા મોટા મોટા વિદ્વાનો, તત્ત્વજ્ઞાનીઓ અને ધર્મસ્થાપકો પણ આ પ્રમાણે પોતાનું તેજ ખરૂં અને બીજાનું તે ખોટું કહેનારા પાંડિત્યશકો પણ માત્ર માર્ગનો નિર્ણય કરવામાંજ પોતાના અમૂલ્ય જીવનને વિતાવી દે છે. પણ તેઓ એમ પણ સમજતા નથી કે નિર્ણય કરનારા તો ફરીજ ગયા છે. એ સર્વે માર્ગો ખરા છે, આપણું કર્તવ્ય તો તેમાંનો જે માર્ગ આપણને અનુકુળ જણાય તે રસ્તે પ્રયાણ કરવાનું છે. દરરોજ જેટલો સમય માર્ગનો નિર્ણય કરવામાં ગુમાવીએ છીએ તેનો ચોથો ભાગ પણ જો આગળ ચાલવામાં ગુમાવીએ તો થોડા વખતમાંજ ધારેલું સ્થળ આવી પહોંચતા ખરો માર્ગ કયો તેનો અનુભવ થઈ જશે. પણ આ વાત હૃદયમાં ઠસતીજ નથી. જેઓ માર્ગનો નિર્ણય કરવા કરતાં લક્ષ આપશે તો જણાશે કે તેમના વર્તનમાં અથવા તો કર્તવ્યમાં તો મીંડુંજ હોય છે, અથવા જ્યાં હોય છે ત્યાંના ત્યાંજ અથવા તો પાછા ખસેલ હોય છે.

આવા સુજ્ઞ બંધુઓએ મિથ્યા વાદવિવાદમાં પોતાની અમૂલ્ય જીંદગીને ન ગુમાવતાં પોતાને જે રસ્તો અનુકુળ જણાય તે રસ્તે પ્રયાણ કરવું, અને જેમ બને તેમ દરરોજ થોડો થોડો પ્રયત્ન કરી આગળ અને આગળ ચાલી ધારેલા સ્થળે પહોંચવુ એ અમારી મુખ્ય સલાહ છે.

હીંદુઓ, ઇશ્વર, દેવતા, મહાદેવ, શીવ, શંકર, દેવી વિગેરે જે દેવ કહે તે પણ એકજ છે. જેનું સ્તવન કરવામાં આવે છે તેની પ્રાપ્તિ થાયજ છે. મિથ્યા શીવ ખરા ને વિષ્નુ ખોટા, વિષ્નુ ખરા ને દેવી ખોટાં, આવા ખંડન કરવાથી શું લાભ છે? ઉલટી હાનિજ છે. જેનો જેવો અધિકાર તેવોજ માર્ગ તેને જવાનો. તેવીજ રીતે મુસલમાનો અલ્લાહને ભજે। જૈનો મહાવીર સ્વામીને પુજે, બુદ્ધો બુદ્ધને માને, ખ્રિસ્તિઓ ઇશુને માને, કે નાસ્તિકો કુદરતને માને તેમાં કોઇને વિરોધ કરવાની કાંઇજ જરૂર નથી. જુદા જુદા નામથી સર્વ કોઈ માત્ર એકજ તત્વને માને છે. સર્વ કોઇ ઇશ્વરને, સર્વજ્ઞ, સ્વતંત્ર, અને સર્વ શક્તિમાન માને છે. ગુણ ધર્મો એકજ માને છે. સત્તાને પણ એકજ માને છે તો પછી મિથ્યા નામની જુદાઇથી વિરોધ કરવાનું અને એક બીજાની નિંદા કરવાનું કાંઇજ કારણ નથી તેવીજ રીતે દ્વૈત અને અદ્વૈતના પણ મિથ્યા વાદવિવાદોમાં કેટલાક કાળને ગુમાવે છે, કેટલાક મૂર્તિપૂજા માનનારને વખોડવામાંજ આયુષ્ય ગુમાવે છે, ત્યારે કેટલાક મૂર્તિપૂજાને ન માનનારનીજ નિંદા કર્યાં કરે છે. આ સર્વે જીંદગીને ધુળમાં ફેંકી દેવા તુલ્ય છે.

માર્ગનો નિર્ણય તો અનુભવી મહાપુરૂષો પૂર્વે કરીજ ગયા છે. અને તેમના અનુભવરૂપી શાસ્ત્રો લખી ગયા છે, જેમાંથી જેને જે સુગમ માર્ગ જણાય તે માર્ગે દરરોજ થોડો થોડો સમય પણ કાર્યને સાધવામાં ગાળવો એજ ખરૂં કર્તવ્ય કરવાનું છે.

આપણા શાસ્ત્રમાં આત્માનુસંધાન કરવાને, અથવા તો યથાર્થ સુખનો અનુભવ કરવાને, પોતાના સ્વરૂપમાં સ્થિત થવાને અથવા તો જીવરૂપી અજ્ઞાનતાનો ત્યાગ કરી, યથાર્થ બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ કરી મોક્ષપદને પ્રાપ્ત કરવાને માટે મુખ્ય ત્રણ માર્ગોનું વર્ણન કરેલું છે. જેમાં યોગ, ભક્તિ અને તત્વવિચાર આ ત્રણનું પ્રતિપાદન કરેલું છે, અને જગત તરફ દ્રષ્ટિ નાખતાં ઘણા માણસો પણ તેમાંના પોતાને ફાવે તે એક માર્ગે દરરોજ પ્રયત્ન કરતા જણાય છે. આથી આ સ્થળે અમારે અમારા વાચકોના લાભની ખાતર આ ત્રણે માર્ગનું યથાર્થ સ્વરૂપ આપવું યોગ્ય ધારીએ છીએ. ( અપૂર્ણ. )

---

## आरोग्य संरक्षण.

આ દુનિયામાં સુખની પ્રાપ્તિ કરવી અને દુઃખ ન પડે અથવા તો દુઃખની નિવૃત્તિ કરવી એજ મનુષ્યને મુખ્ય પુરૂષાર્થ સાધવાનો છે, અને આ પ્રમાણે સુખ મેળવવું એજ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે એ વાત દરેક માણસ જાણે છે અને તે જે જે કાર્ય કરે છે તે પણ માત્ર સુખ પ્રાપ્તિને માટેજ કરે છે. આ કર્તવ્ય કરવામાં જીવન અથવા તો આરોગ્યની પ્રથમ જરૂર હોય છે. શરીર આરોગ્ય હોય છે, શરીર નિરામય, કામ કરવાની શક્તિવાળું હોય છે તોજ ઇપ્સિત વસ્તુઓને મેળવી શકાય છે એટલુંજ નહિ પણ પ્રાપ્ત સુખોને પણ શરીર આરોગ્યવાળું હોય છે તોજ ભોગવી શકાય છે. આ જગતમાં દરેક માણસની લાંબો કાળ આયુષ્યને ટકાવી રાખવાની ઇચ્છા હોય છે. ગમે તેટલો પ્રયત્ન કરે, ગમે તેટલાં દ્રવ્યાદિ સાધનોને ખર્ચી નાખે તો પણ ગયું આયુષ્ય પાછું મળતું નથી. માટે શરીર હંમેશાં સુદ્રઢ અને આરોગ્યવાળું રહે તેને માટે ખાસ કાળજી રાખવાની જરૂર છે.

ઘરના મુખ્ય પુરૂષની ફરજ જેમ પોતાના આરોગ્યનું સંરક્ષણ કરવાની છે તેવીજ તેની તેનાં બાળકો તથા સ્ત્રી વિગેરે કુટુંબી જનોનાં શરીર આરોગ્ય રહે તેને માટે કાળજી રાખવાની હોય છે. આરોગ્યને બગાડી શકે તેવા આચાર વિચારોથી જેમ પોતે દુર રહી કુદરતના નિયમાનુસાર વર્તન કરવાની જરૂર છે તેવીજ રીતે પોતાનાં બાળકો કે સ્ત્રીઓ વિગેરે સ્નેહી કુટુંબીઓ, તેવા આરોગ્યને બગાડનાર આચાર વિચારોનું સેવન ન કરે તેની સાવચેતી રાખવાની પણ તેની મુખ્ય ફરજ છે.

જે ઘરનાં સર્વે માણસોનાં શરીર સુખી હોય છે, વિચારો શુદ્ધ અને આચારો નિર્મળ તથા નિષ્કલંકિત હોય છે, તે ઘરમાં માણસો આનંદિત અને સુખી જણાય છે. હંમેશાં તેઓ પરસ્પરસ ક્ષણિક કારણોને વશ થઇ અલક્ષ્મીના સાધનભૂત કલેશ કે કંકાસને કરતાજ નથી, અને ત્યાં સર્વે સરખા આચાર વિચાર વાળા હોય છે ત્યાં દરેકજણને આનંદ અને સુખનો અનુભવ થાય તેમાં નવાઇજ નથી. પણ આ સર્વે સુખી શરીર હોય છે તોજ ભોગવી શકાય છે. ઘણા ગૃહસ્થો, પૈસાવાળાઓના કે ગરીઆઓના ઘરમાં આ બાબતનો સરો પોષો હોય છે તેનું કારણકે તેમના ઘરના મુખ્ય માણસની બ્યવહાસી

વધુ ઉપાધિઓથી અથવા તો મોટાઇને લીધે ઘરનાં બીજાં માણસો તરફ બેદરકારી સિવાય બીજું કાઇજ હોતું નથી. અને તેથી જેમ શરીરને આરોગ્ય રાખનાર કુદરતિ નિયમાનુસાર વર્તન ન થવાથી તેમનાં શરીર હમેશાં માંદવાંજ રહે છે. કોઇને ખાધુ ન પચે તો કોઇને પેટ તડાતુમ થાય તો કોઇને માથું દુઃખ્યાં કરે વિગેરે નબળાઇને લગતાં અનેક દરદો તેમના શરીરમાં વાસ કરી રહેલાં હોય છે. માટે જો તેમણે પોતાના તેમજ કુટુંબના માણસોનાં શરીર સાચવવાંજ હોયતો તેમના આચાર વિચાર ઉપર પ્રથમ લક્ષ આપવાની જરૂર છે.

અન્ન એ શરીરને પોષણ કર્તા છે. શરીરમાં જોઇતી સપ્ત ધાતુઓના ઘસારાને પુરવાને માટે અન્ન ખાવાની જરૂર છે. આપણે જે અન્ન ખાઇએ છીએ તે મુખવાટે જઠરમાં જઇ ત્યાં તે વલોવાય છે અને રસ રૂપ બને છે. જેથી જેમ ખોરાક વધુ ચવાય તેમ તે ખોરાક પચાવવામાં જઠરને ઓછી મહેનત પડે છે. વળી વધુ ચાવી રસ કરી ઉતારેલા ખોરાકના તમામ પૌષ્ટિક તત્વો શરીરના પોષણમાંજ વપરાય છે. તેથી પણ ખોરાક વધુ ચાવીને ખાવાની જરૂર છે. તે પ્રમાણે જઠરમાં ખાધેલા અન્નનો રસ થઇ તે નિચેના દ્વારમાં થઇ મોટા આતરડાંમાં ઉતરે છે, અને તે આંતરડાંની ત્વચાદ્વારા તે રસ નસોમાં જાય છે અને તેમાં કાળજાના પિત્તનો ઉમેરો થઇ લોહી બને છે, તે લોહી નસોવાટ હૃદયમાં જાય છે. અને ત્યાં આજુબાજુ આવેલાં ફેફસાંમા બહારથી જે આપણે શુદ્ધ હવા લઇએછીએ તે હવાના સ્પર્શથી હૃદયમાંનું લોહી શુદ્ધ થાય છે અને બગડેલા તત્વો હવાદ્વારાજ આપણે નાકવાટે બહાર કાઢી નાંખીએ છીએ. જેને કાર્બોલીક ગ્યાસ કહીએ છીએ. આ પ્રમાણે બહારથી આવતી શુદ્ધ હવાના સ્પર્શથી હૃદયનું લોહી શુદ્ધ થઇ ત્યાંથી નસો વાટે આખા શરીરમાં વહે છે. અને ઘસારો પુરે છે. તેરી રીતે અન્નમાંથી રસ, તેમાંથી લોહી, તેમાથી માસ, તેમાંથી મેદ—ચરબી, તેમાંથી હાડકાં અને તેમાથી મનના જે હાડકાંની તળીઓને ભરે છે.

અને તેમાંથી વીર્ય બને છે. જે વીર્ય એ શરીરનો રાજા મનાય છે. તેનું સંરક્ષણ કરવાની આરોગ્યને સાચવી રાખનારા દરેક માણસની ફરજ છે.

આવીજ રીતે અન્ન, હવા અને સ્વચ્છ પાણી એ શરીરનું પોષણ કરવા માટેજ લેવાનાં છે. જેથી તેને માટે દરેક માણસે ઘણીજ કાળજી રાખવાની જરૂર છે.

આજકાલ ખરાબ ખાનપાનથી માણસોની સેંકડે ૭૫ ટકા જીંદગી જોખમમાં હોય છે. જે ખાનપાનનો શરીરને કાંઇપણ ખપ હોતોજ નથી પણ માત્ર માણસો ખરાબ સોબતમાં પડીને અથવાતો દેખાદેખી કે જીહ્વેંદ્રિયને તૃપ્ત કરવાની ખાતરજ લેતા જણાય છે. આવાં ખાનપાનમાં હોટેલો એ એક ખાસ મદદરૂપ છે.

આજકાલ ચ્હા અને બીડીએ તો સેંકડે ૮૫ રોગોનો જન્મ આ જગતમાં આપવા માડ્યો છે. ત્યાં તે બે વ્યસનો પેઠાં કે તે ઘરના માણસોનાં આરોગ્ય સાચવવાં મુશ્કેલજ છે. જેમ કાંણા નાવમાં બેસી સમુદ્રપાર જવા ઇચ્છનાર માણસની જેવી રીતે ઇચ્છા પુરી થાય છે તેવીજ રીતે આ બે વ્યસનરૂપી જીંદગીને ભર દરીયામાં ડુબાવનાર દુશ્મનોની સોબતથી માણસ ભાગ્યેજ આરોગ્યવાન રહી શકે છે.

## ન્હા પીનારને થતાં દરદો.

જો તમે ન્હા પીતા હશો તો પ્રથમનો ન્હા પીવાથી માણસને રોગ થાય છે. તે વાત માનવાનાજ નહી, કારણકે ખાંડ દુધ નાખ્યાથી ન્હા ગળ્યો થાય છે. અને વળી ન્હામાં એક જાતનું એવું એક ઝેરી તત્વ રહેલું છે કે જે પીતાજ તે તમને પોતાના પંઝામાં સપડાવી વશ કરી લે છે. અને તેથીજ તેની કૃત્રિમ લ્હેજતથી તમે વશ થઇ જાવશો. જેમ કોઇ બદમાશ માણસ પોતાને મળેલી સંપત્તિ પ્રાપ્ત હોય અને સુજ્ઞ, અને રૂપવાન, સૌંદર્યતાની મૂર્તિસ્વરૂપ સ્ત્રી આજ્ઞા ઉઠાવનાર હોય છતાં પણ કૃત્રિમ પ્રેમને વશ થઇ વેસ્યારૂપી પિશાચિનીના પંઝામાં જે વખતે સપડાય છે, તે વખતે તેની પોતાની સ્ત્રી તેને દુશ્મન જેવી જણાય છે અને યથાર્થરૂપે જે દુશ્મનનીજ ગરજ સારે છે, કૃત્રિમ હાવભાવ અને પ્રેમથી માત્ર દ્રવ્યની લાલચથીજ ફસાવે છે તે વૈશ્યાને તે પોતાના પ્રેમના પાત્રરૂપી ગણી ખરી સુખ આપનારી સ્ત્રી તરીકે માને છે, પણ જ્યારે પાસે દ્રવ્ય ખૂટી પડે છે અને જ્યાં દ્રવ્યની તંગી તેના જાણવામાં આવે છે ત્યાં તે વૈશ્યારૂપી દુશ્મનની ગરજ સારનાર પિશાચિની બારણેથી ધક્કોજ ધક્કેલો મારી દુર ખસેડી મૂકી તેનો ત્યાગ કરે છે, અને તેવા સંકટ વખતે તો માત્ર ઘરની જે સુલક્ષણી સતી સ્ત્રી હોય છે તેજ પોતાની થાય છે. તેવીજ રીતે ન્હામાં એક એવું ઝેરી તત્વ છે કે જે લ્હેજતથી માણસને પોતાના પંઝામાં ફસાવી દઈ દરરોજ ન્હા પીતા કરી અંતે જ્યારે શરીર નિઃસત્વ થઇ જાય છે ત્યારે ભુ પીતા કરે છે.

ન્હા પીનારને ઉંઘ આવતી નથી. અને તેથી કરીને માણસને વિશ્રાંતિને માટે નિંદ્રા લેવાની જે ખાસ અગત્ય છે તેનો લાભ તેને મળતો નથી અને તેની આરોગ્ય ઉપર ખરાબ અસર થયા સિવાય રહેતીજ નથી.

ન્હા પીનારને વારંવાર પેશાબ કરવા જવું પડે છે, અને તેથી માણસને પેશાબના અનેક વ્યાધિયો થાય છે. વીર્યને તાતી નાખી પાતળું પાડી દે છે જેથી વારંવાર, સ્વપ્નામાં તેમજ પેશાબે ધાતુ જાય છે અને પ્રમેહ વીગેરે અનેક મૂત્રના રોગો થાય છે.

ન્હા પીનારથી ખોરાક ખવાઈ શકાતો નથી, અને ખાય છે તો ખાધેલું પચતું નથી. કારણ કે ન્હા પીવાથી જઠરાગ્નિ મંદ પડી જાય છે અને તેથી શરીરને આરોગ્ય રૂપી ટકાવી રાખવાને માટે જે અન્નની ખરી અગત્ય છે તે તેનાથી ન લઇ શકાવાથી શરીર દિવસે દિવસે ઘસાતું જાય છે, અને તેથી શરીર સુકાય છે. જીર્ણ જ્વર પણ હોયજ, અને આખરે ક્ષય રોગ જેવા ભેદુ દરદથી તેને આયુષ્ય ગુમાવવું પડે છે;

ન્હાથી દસ્તનો બંધ કોશ રહે છે અને તેથી વારંવાર દસ્તને માટે ટાઇમ ગુમાવવો પડે છે અને હરસ ભગંદર વિગેરે દરદો તેને લાગુ પડે છે.

ન્હાથી ધાતુ ઉપર ઘણીજ ખરાબ અસર થાય છે. ન્હા પીવાથી ધાતુને ગરમ કરી તાતી નાખવાથી પ્રજાને ઉત્પન્ન કરનાર તત્વો વીર્યમાંથી નાબુદ થઇ જવાથી ઘણે ભાગે ન્હાના શોખીઓ અથવા અન્ય વ્યસનીઓને પ્રજાની ખામી હોય છે.

(અપૂર્ણ.)

# माउन्ट आबु.

( લેખક, શ્રીયુત ઠાકોરદાસ નાથાભાઇ દેશાઇ, બી, એ, એલ, એલ, બી. )

Mt. Abu ! I can not meet thy charm relate,
Where is that thy ancient splendid fate !
Gods and Sages made thee their holy home,
When mortals on thy peaks barely roamed;
Many Pauranik legends are entwined round thee,
Which to learn antiquarians leap up with glee;
Sanctified thou art and bracing is thy air,
Pilgrims and tourists to thee their footsteps bear,
In thy recesses medical herbs and scented shrubs grow,
Thy sites and sides to paintors beautious scenes show;
Thy robe is made of woods and verdure green,
To praise thee proper needs poetic power keen;
Of Scott and Wordsworth-lovers of Nature great,
At thy feet my head in reverence I set.

વિશાળ વિશ્વમાં સૂર્ય, ચંદ્ર, ગ્રહ, ઉપગ્રહ, સુંદર સ્થળ અને વિધવિધ મનોહર પદાર્થ રચી પ્રભુ પોતાની અનન્ત શક્તિ, અતુલ દયા, અપાર લીલા અને અશંક અસ્તિત્વનું સર્વ કોઇને ભાન કરાવી રહ્યા છે.

" ગોળ ઘુમ્મટમાં ઘુમી રહેલ ગોળા,
પુનિત પૃથ્વીથી યે વિશાળ ને અમોલા;
તાપ છાંય વૃષ્ટિ ફળ ફુલ અનેરાં;
સુખદ સર્વ, પ્રભુ ! એ તમે રચેલાં !
પ્રેમના પ્રસાદ સૌ પ્રભુ ! તમારા,
પ્રાણી માત્રમા ચમક જગાવનારા !

આવાં રમણીય સ્થળ અને આવા સુંદર પદાર્થ પ્રત્યક્ષ જોઇ અને અનુભવી શાંતિ અને આનંદ લેવાં એ જીવનનો પરમ લાભ અને કંઇક અંશે તે આપણું કર્તવ્ય છે.

માઉન્ટ આબુ એક પવિત્ર, રમણીય અને હવા ખાવાનું સ્થળ છે. ત્યાં જવા માટે અમદાવાદ થઇ આબુરોડ સ્ટેશને ઉતરવુ પડે છે. હાલમા ત્યાં દાખલ કરેલી મોટરૂપર સરસીસથી થોડા સમયમાં લ્હેર કરતા માઉન્ટ આબુ જવાય છે. ત્યાં જનારેજ પ્રથમથીજ પોતાની બેઠક મોટરમાં રીઝર્વ કરાવવી સલાહ ભરેલુ છે. કારણ કે નહિતો કદાચ રાત્રિ આબુરોડમાંજ ગાળવી પડે

મોટરમાં બેસી માઉન્ટ આબુ પ્રતિ પ્રયાણ કરતાં આગળ વધતા વાતાવરણમાં ફેરફાર થતો લાગે છે-ઉનાળાનું વિસ્મરણ થાય છે, ઠંડો પવન વાય છે, અને મગજ શાન્ત થાય છે, ઠંડો વાયુ આનંદ પ્રેરે છે. અધવચ ગયા બાદ નીચે દ્રષ્ટિપાત કરતાં સુંદર દેખાવ નજરે

પડે છે. વૃક્ષો–કોઇ બુલંદ અવાજ વાળા વક્તાનું ભાષણ શ્રવણ કરતાં હોય અથવા તો કોઈ મહાવીર કે રાજદરબારી પુરૂષની દફન ક્રિયામાં ગંભીરતાથી ભાગ લઇ રહ્યાં હોય કે કદાચ સંધ્યા સમય થવાથી તેમના ચૈત્ય પ્રેરક પિના માર્તન્ડ પ્રભુનો અસ્ત થશે તે વિચારે શોકાર્ત નીચી મુંડી રાખી ઉભાં હોય તેવો ભાસ કરાવે છે. માર્ગે ચાલતાં આગળ પાછળ ડુંગરની હારને હાર વિના કાંઈ નજરે પડતું નથી.

ઉપર પહોંચ્યા બાદ—

"ઘડો હિમ ભર્યો વહે અનિલ શો ઉત્સાહને પ્રેરતો,
જે ઉત્સાહ ભરી દીસે શુક ઉડી ગાતાં મીઠાં ગીતડાં!"

જેમ કોઇ શહેર શત્રુથી રક્ષણ કરવા માટે ચારે બાજુએ દુર્ગથી વેષ્ટિત હોય તેમ માઉન્ટ આબુ--ગામ સર્વ દિશાએ કુદરતી રીતે વિભૂષિત થએલું છે. સર્વત્ર પથ્થરજ દ્રષ્ટિએ પડે છે. અહીં આવ્યા બાદ નીચે મડેલો તાપ, ઉકળાટ, કંટાળો સર્વે વિસર્જન થએલો જોવામાં આવે છે. ઠંડી લ્હેરી, શાંતિ અને આનંદનું સામ્રાજ્ય વ્યાપેલું જોવામાં આવે છે.

અનાદ્રા ગેટ—આ દરવાજો ફક્ત કુદરતી રીતે અનાદ્રા ગામ તરફ જવા માટે બનેલો છે. તે તદ્દન પથ્થરનો છે. ત્યાં આગળના ડુંગર પરથી નીચે દષ્ટિ ફેંકતાં જાણે નીચે શાંત મહાસાગર આવી રહ્યો હોય તેવું દૃશ્ય નજરે પડે છે. કૃત્રિમતા કરતાં કુદરત કેટલી ઉચ્ચ છે તેનો સહજ ખ્યાલ આવે છે. સર્વત્ર કુદરત કેલિ કરતી જોતાં આપણાં નયનને આનંદ મળે છે. કલાકોના કલાક બેસી શાંતિથી આગળ પાછળ વિસ્તૃત થયેલું સૃષ્ટિ સૌંદર્ય નીહાળી મન તૃપ્તિ કરવા ઉત્કંઠા થાય છે. કુદરત તે કુદરતજ છે—ખરેખર.

" કુદરતની ન્યારી કળામાં સર્વે પ્રાણી લીન છે. "

નખી તલાવ—આ સુંદર જલાશય જોતાં કવિ બાયરનની " લેઇક લેમન " ને લગતી કડીઓ યાદ આવે છે અને તે નખી સરોવરને પૂર્ણરીતે લાગુ પડી શકે છે.

" Lake Nakhi wooes me with its crystal face,
The mirror where the stars and mountains view
The stillness of their *aspect in each trace*,
Its clear depth yields of their far height and hue."

નખી તલાવનું જળ નિર્મળ અને મીઠું છે. તેમાં કેટલીક જગાએ પથ્થરના ટગલા જોવામાં આવે છે. તળાવ વિશાળ અને મનોહર છે. ત્યાં માછલાં પકડવા દેવામાં આવતાં નથી. તેમજ કપડાં પણ ધોવાતાં નથી; કપડાં ધોવા માટે દૂર પાઇપવાટે પાણી આપી ધોબીઓને ગોઠવણ કરી આપવામાં આવે છે. કેટલીક જગાએ તે ઘણુંજ ઉંડું છે. તેની સુંદરતા આબુગિરિના સૌંદર્યમાં અનહદ વધારો કરે છે. અન્તે નખી તલાવ માટે—

" Thus I,
Still on thy shores, fair Nakhi ! may find room And food for meditation, nor pass by,
Much, that may give us pause, if pondered fittingly.

( Byron ).

આબુના ડુંગરમાંથી પથ્થર એવી રીતે ધસી આવેલા હોય છે અથવા તો કુદરતી રીતે એવા રૂપમાં ગોઠવાયલા હોય છે કે જુદી જુદી આકૃતિઓ બનેલી હોય તેમ દેખાય છે. ટોડરૉક દેડકાના આકારનું ગિરિશૃંગ છે. પથ્થર એવી રીતે ડુંગરમાંથી ધસી આવેલો છે કે જાણે હમણાંજ દેડકો નીચે કૂદી પડવાની તૈયારીમાં હોય તેવોજ એક જગાએ નનરોક છે. જાણે કે એક ખ્રિસ્તી સાધ્વી ઉભી હોય તેવો ભાસ મનમા થાય છે.

વસિષ્ઠાશ્રમ—આ આશ્રમ આબુગિરિથી બે માઇલ દૂર છે. માર્ગ કઠિણ અને વિકટ છે. ડુંગર પર ચઢી નીચે ખીણમા આશરે ૬૫૦ ) પગથીઆં ઉતરી તે નિર્જન સ્થળે જવાય છે. માર્ગમાં કરમદાં, જાંબુ, આંબા અને ઉમરડા આવે છે. પાકાં કરમદાં ખાધાથી લીલી દ્રાક્ષનો સ્વાદ આવે છે. વસિષ્ઠાશ્રમ પાસેજ એક જલકુંડ છે, જેમાં ગૌમુખમાંથી ડુંગરમાંથી વહી આવેલા કુદરતી જલનો પ્રવાહ દરનિશ પડયા કરે છે. આ સ્થળ સુંદર, શાંત અને આનંદપ્રેરક છે. અંદર મંદિરમાં વસિષ્ઠઋષિ, રામ, લક્ષ્મણ અને સીતાજીની મૂર્તિઓ છે. સામે ઇંદ્રની મોટી મૂર્તિ છે. એક ભવ્ય ચંપક વૃક્ષ છે જે ઘણા જુના સમયનું હશે. ત્યાં સાધુઓ રહે છે. આપણી ઇચ્છા હોય તો પૈસા લઈ ત્યાંથી વાસણ, લોટ, ઘી, લાકડાં, તેલ વિ મળી શકે છે. ઘડીભર આ સ્થળમાં બેસી વિચાર કરતાં તે મહાન યોગી અને તપસ્વી વસિષ્ઠઋષિ કે જેઓ પરમ કૃપાળુ પ્રભુ રામાયણના નાયક રામચંદ્રજીના ગુરૂ હતા તેમના પ્રભાવ અને તપનું આપણને સ્મરણ થાય છે. આર્યાવર્તના જૂના જાહોજલાલીના દિવસો, કે જ્યારે તેના ખોળે, ઋષિ મુનિઓ, તેમ સમર્થ અને પ્રતાપી પુરૂષો ખેલતા હતા, મગજમાંથી સીનેમેટોગ્રાફનાં ચિત્રોની માફક પસાર થાય છે અને પ્રાચીન ઇતિહાસનાં પાનાં ઉકેલાય છે. આમ થતાં આપણુ હૃદય દેશ પ્રેમ અને દેશાભિમાનથી ડોલાયમાન થઈ ઘડીભર સદા ઇચ્છવા યોગ્ય સ્થિતિમાં મનને મૂકી કોઈ વિરલ કાર્ય કરવા લાગણી ઉશ્કેરાય છે. આ ભાવ ઉત્પન્ન થવાનું કારણ તે પવિત્ર અને એકાંત રમણીય સ્થળજ કહી શકાય. આ સ્થળ જનસમાજથી દૂર હોઈ, પુનિત ને સુંદર હોવાથી યોગી, અભ્યાસી, રોગી, વૈરાગી, તપસ્વી માટે યોગ્ય લેખી શકાય. જગતની જંજાળ કે લોલુપતા અથવા લાલચને અહીંથી બહિષ્કાર કરવામાં આવ્યા હોય તેમ લાગે છે. ભક્તજન કે બુધજન માટે આ જગા તદ્દન લાયક છે—કારણકે,

"Wisdom's self
Oft seeks to sweet retired solitude,
Where, with her best nurse, Contemplation
She plumes her feathers and lets grow her wings".
(Milton.)

ત્યાંથી નીકળી ઘર તરફ જતાં પગથીયાં ચઢતાં ત્રણ ચાર વખત વચ્ચે વિસામો લેવો પડે છે. નબળા હૃદયના માણસ માટે પાછા વળવું કઠિન થઇ પડે. પાછા વળતાં શ્વાસ જોસભેર ચાલે છે, શરીર પાણી પાણી થઇ જાય છે, અને થાક લાગી આવે છે, પણ એક પવનની લ્હેરી આવતાંજ ઠંડક લાગે છે, થાક નાસી જાય છે, અને ઘણી આસાયેશ

મળે છે. આ પ્રભાવ સૌની આરોગ્ય વર્ધક હવાનો છે. અહીં રહ્યા રહ્યા અન્ય જનને કવિ લલિતની કવિતાથી આમંત્રણ આપીએ—

મધુલી મજાની પેલે તીર,
ગતો વ્હાલાં!
અનેરી અમારી એ લગીર!
લગની સ્હાવા સ્હેવાની
ગીતડાં પ્રભુના ગાવાની,
લાગે તે આવજો લગીર!
સતો વ્હાલાં!

અપૂર્ણ.

---

# हीत वचन.

( સંશોધકઃ—વાડીલાલ કાકુભાઈ સંઘવી,—અમદાવાદ ).

સંત પુરુષોનાં નીચેનાં આત્મહિતાર્થ વાક્યો દરેક બંધુએ અવશ્ય મનન કરવાં:—

૧. કઠિન જણાતાં કાર્યો પણ ધૈર્યથી નિરંતર ઉદ્યોગ વડે કરાય છે તો સુલભ થાય છે.

૨. વિચાર પૂર્વક કરેલો અભ્યાસ, કઠિનમાં કઠિન કાર્યોને પણ સરળ કરી આપનાર મહામંત્ર છે.

૩. બની ગએલા નુકસાન અથવા પ્રસંગનું વિના કારણ ચિંતન કરવાથી નવો આવનાર લાભ અને અનુકૂળ પ્રસંગ જતો રહે છે.

૪. મનના વ્યાપારને એવો વિકાસવાળો કરો કે જે ચિંતનના ઉચ્ચ ઉચ્ચ ક્ષેત્રમાંજ ફરે અને ઉચ્ચ અને ઉચ્ચ ઇચ્છાઓનેજ ધારણ કર્યા કરે.

૫. જો સુંદરતા જોઇએ તો સુંદર વિચારો કરો, અને એ વિચારો તમારામાં સૌન્દર્ય પ્રકટાવશે.

૬. દ્વેષ, વેર, તિરસ્કાર વગેરેના વિચારો કરવાથી ગમે તેવા સુંદર મુખ ઉપર પણ જોવું ન ગમે એવી—અણગમો ઉપજાવનારી—રેખાઓ પ્રકટે છે.

૭. બોલવામાં યોગ્યાયોગ્યપણાનો જેમ વિચાર કરવાનો છે, તેમ સમયનો વિચાર કરવાની પણ ખાસ જરૂર છે.

૮. પ્રભુને જોવા માટે જે સાધનો સાધવાનાં છે તે સાધનો સાધ્યા સિવાય પ્રભુ દર્શનની આશા રાખવી વ્યર્થ છે.

૯. અયોગ્ય વિચારો અયોગ્ય આચારોનેજ પ્રકટાવે છે, અને મનને અયોગ્ય પ્રકારની સ્થિતિમાં સ્થાપી દે છે.

૧૦ મન જ્યારે પૂર્ણ એકાગ્રતાની સ્થિતિમાં હોય છે, ત્યારે વિરોધી વિચારોનો આવિર્ભાવ થાય એ અસંભવિતજ સમજવું.

૧૧. પ્રાપ્ત સાધનનો સર્વોત્તમ અને પૂર્ણ પ્રમાણમાં ઉપયોગ કરવા માંડવો એ જ કર્તવ્ય છે.

૧૨. પરસ્પરનો સ્નેહતંતુ એક બીજાના જીવનનું વસ્ત્ર વણે છે, ત્યારે પરસ્પરનો વિવાદ અથવા કલહતંતુ એક બીજાની મરણશય્યાની ચાદર વણે છે.

૧૩. કોઈ પણ ભૂખ્યો આવે તેને ટંકપણ આપવાનું જેના ઘરમાં તૈયાર છે તે ઘરમાં સુખ સંપત્તિ નિવાસ કરે છે.

૧૪. જેમ જેમ વયમાં વધતા જાઓ તેમ તેમ વિશુદ્ધ પ્રેમને પણ વધવાજ દેજો.

૧૫. જ્યારે મન શુભાશા, પ્રસન્નતા, સુસ્વભાવ અને આનંદમાં હોય છે, ત્યારે ક્લેશ, વિષાદ કે એવું કશું પણ શરીર ઉપર સત્તા ચલાવી શકતું નથી.

૧૬. પ્રેમના પ્રદેશમાં જેમ જેમ વિશુદ્ધતાનું નિર્મળ તત્ત્વ ભળે છે તેમ તેમ તે સમગ્ર સુખ અને સમગ્ર ઉન્નતિને ઉપજાવે છે.

૧૭. જેમ જેમ વિશેષ સુખની કલ્પના કરવામાં આવે છે, તેમ તેમ વિશેષ કષ્ટ વધતું જાય છે.

૧૮. સુખના અત્યંત તેજસ્વી સમયમાં જેમ બળવાન, દઢાગ્રહી, અને અત્યાનંદમય રહેવામાં આવે છે, તેમજ કષ્ટના ઘોર અંધકારના સમયમાં પણ રહેવાનો ઉગ્ર નિશ્ચય રાખવો જોઇએ.

૧૯. વિપત્તિ જોઇ ઢીલું મોં કરવું અને કષ્ટથી કંપી ઉઠવું, એથી બળ ક્ષીણ થાય છે.

૨૦. પ્રસંગ પ્રતિકૂળ જણાય, પણ હૃદયને પ્રતિકૂળ ન કરશો.

---

# हृदय परीक्षा.

(અનુવાદકઃ—શ્રીયુત જયંતિલાલ એમ. ઓઝા, બી. એ.)

( અનુસંધાન—ગતાંક પૃષ્ટ ૧૯૫ થી શરૂ. )

"એ મને આપો."

"કેમ, શું પાછું બીજું મરચું ભભરાવવું છે ?"

"ના. હજી સુધી તો તેઓ જાળમાં ફસાયલાજ છે. હવે તો તેમને અહીં ખેંચી લાવીશ."

યોગેન્દ્ર બાબુના ગયા પછી સરલાને તરલાએ કહ્યું–સરલા; ડાક્ટર સાહેબની ખાતરદારીને માટે બધી તૈયારી કરી રાખ. તે હમણાં આવનાર છે."

"કોણ જાણે કંઈ જાળ પાછા તમે રચશો. !"

"સ્નેહ ભરી લાગણીથી ન્હાની બ્હેન તરફ જોઇને તરલા બોલી નહીં. નવી જાળ નહીં રચું જે જાળ રચાઇ ગઇ છે તેનોજ અંત આણીશ." -

આગ્રહપૂર્વક સરલા પુછવા લાગી—"શું કરશો ? જરા સંભળાવો તો ખરાં."

"જા અહીંથી, હમણાં નહિ કહું."

રાતના દસ વાગી ગયા હતા. ડૉકટર સુશીલકુમાર ઓરડામાં આરામ ખુરશી પર આળોટી રહ્યા છે. એનું મન ચિન્તામગ્ન છે. સરલાના દુર્વ્યવહાર પર તેને ક્રોધની સાથે વિસ્મય પણ ઉત્પન્ન થઈ રહ્યો છે. એ સ્નેહમયી લજ્જાશીલ સરલા આજ કેમ તેને આવી રીતે અપમાનિત કરી શકી ! કાય, વચન, મનથી પતિ–અનુરાગિણી સરલા દસ પંદર દિવસમાંજ આવી પિશાચિની બની ગઈ. આ વિચારથી સુશીલનું હૃદય વ્યથિત થયું. શું

અભિમાનને વશ થઈને સરલાએ આવું આચરણ કર્યું ? સ્ત્રીનું આવું ખોટું અભિમાન કદાપિ ક્ષમાને યોગ્ય છે નહીં. કદાચ પોતાની મરજી વિરૂદ્ધ આવું આચરણ કરવાને સરલાને વિવશ કરવામાં આવી હોય તો ? સરલા જેવી સંકોચશીલ નમ્રહૃદયને માટે જેમ આવું દુરાચરણ અસંભવિત છે તેમ મ્હોટા ભાઇ બ્હેનોની વાત ટાળવી પણ કઠણ છે.

ખુલ્લા ઓરડાને રસ્તે જે ત્રણ ચીજો—અર્થાત્ ઠંડી હવા, ચંદ્રમાનો પ્રકાશ અને ખીલેલાં ફુલોની મ્હેક—આવી રહી હતી તે સુશીલનું મગજ શાંત કરવામાં સમર્થ નીવડી. આ ત્રણની સંયુક્ત ક્રિયાથી સુશીલનું ઉષ્ણ મસ્તિક જરા શાંત પડ્યું. તેના મનમાં કાંઈક અનુતાપ પણ થવા લાગ્યો. એટલામાંજ ઓરડાનું બારણું ઉઘાડી એક સચેતન પદાર્થ અંદર ઘુસી આવ્યો તેને જોઇને સુશીલ ચમક્યો. આ સચેતન પદાર્થ તેના સસરાના ઘરનો નોકર માધુ હતો. તેની સાથે તરલાની લખેલી એક ખુલ્લી ચિઠી હતી.

" સુશીલ બાબુ,

તમે સરલાને માટે જે દવા લખી ગયા હતા તેનો એક ભાગ પીતાં જ સરલાની તબીયત બહુજ ખરાબ થઇ ગઇ છે. સરલાની આવી સ્થિતિ જોઇને અમે બધાં ગભરાટમાં છીએ. તમે જે પ્રિસ્ક્રિપ્શન લખી આપ્યું હતુ તે માધુની સાથે મોકલ્યુંછું. વાંચીને જોશો કે કાંઈ તેજ દવાને લઇને તો એમ નથી થયુ ને. ચિઠ્ઠી વાંચીને તરત આ તરફ આવશો, અને તમારાથી બનતો પ્રયત્ન કરશો. વખત લાગવાથી મોટી વિપત્તિનો સંભવ છે."

પ્રિસ્ક્રિપ્શન વાંચતાં જ સુશીલ ખુરસી પરથી કુદ્યા. અરે સત્યનાશ નીકળી ગયું. હાય પ્યારી સરલા! હવે તને કેવી રીતે બચાવુ ? અરે, કોણ છે દરવાજે, જલ્દી ગાડી લાવો.

માધુએ કહ્યું—"બાબુજી ! હું તો ગાડી લઇને આવ્યો છું. આપ ચાલો."

સુશીલ વ્યગ્રતા સહિત કબાટ ખોલીને પમ્પ અને કેટલીક જાતની દવાની શીશીઓ લઇને દોડતા ગાડીમાં બેઠા અને કોચમેનને કહેવા લાગ્યાઃ— "જલ્દી હાંકો, તમને ઇનામ મળશે."

ઘણા જોરથી અવાજ કરતી ગાડી યોગેન્દ્રબાબુને દરવાજે આવી ઉભી.

તરલાએ સરલાને કહ્યું—"ચુપચાપ પડી રહે, ખબરદાર જો હસી તો."

"મ્હોટી બ્હેન !"

"ચુપ, જો જાણી જશે તો બધો તાવ બગડશે."

"જુઓ, વળી પાછું એવું ન"—

"ગાંડી ! કહું છું તો ખરી કે બેફિકર પડી રહે."

તરલા સરલાના ઓરડાને બારણે ઉભી રહી. સુશીલને લઇને માધુ ત્યાં આવ્યો. શ્વાસ રોકીને સુશીલે પુછ્યું— "શું સ્થિતિ છે ?

તરલા અત્યન્ત દુઃખિત ભાવથી બોલી.— "સ્થિતિ તો ખરાબ છે. આવો, અંદર જઇને જુઓ."

લડથડીયાં ખાતે પગે સુશીલે ઓરડાની અંદર જઇને જોયુ તો સરલા પડી છે. ધીરથી બિછાના ઉપર બેસીને નાડી જોવા લાગ્યા. "નાડીની ગતિ તો ઠીક છે."

તરલા ભમર ચઢાવીને બોલીઃ—"નાડી જોવાથી તમને કાંઇ માલૂમ નહીં પડે. તમને તો નાડી જોતાં આવડતીજ નથી."

સવિસ્મય સુશીલે કહ્યું:— "આપે તે કેવી રીતે જાણ્યું?"

"એ વાત તમે રોગીને જ પુછો. હું જાઉં છું." આમ કહીને તરલા બ્હાર ચાલી ગઇ, અને જતાં જતાં દરવાજો બંધ કરતી ગઇ.

સુશીલ વિચારવા લાગ્યા — "ઠીક છે; નાડીથી તો કાંઇ પત્તો નથી લાગતો. એકવાર હાર્ટની (હૃદયની) પરીક્ષા કરૂં. જેવા સુશીલ રબ્બરની નળી કાનમાં લગાવીને હાર્ટની પરીક્ષા કરવા જતા હતા કે સરલાએ તેના બન્ને હાથ પકડી લીધા. તે કહેવા લાગી— "મને ક્ષમા કરો. તમારી દવા મ્હેં પીધીજ નથી." એ વખતે સરલાની આંખોમાંથી અશ્રુધારા ચાલી રહી હતી.

ચકિતચિત્ત સુશીલ વિહ્વળ થઇ ગયા. તે અધીરતાથી પુછવા લાગ્યા—"સાચું કહે છો?"

સરલાએ સંક્ષેપમાં કહાણી કહી સંભળાવી. તે અભિમાન પૂર્ણ સ્વરે બોલી.— "જો મ્હારા પર તમારી સાચી પ્રીતિ હોત તો તમે તરતજ જાણી જાત કે પેલું કાંઇ મ્હારૂં ન્હોતું, હું તો તમારા નખો સુદ્ધાં ઓળખું છું!"

આ વખતે પણ બ્હાર ચારે તરફથી ખડખડ હસવાનો અવાજ આવી રહ્યો હતો. પ્રગલ્ભા અમળા પોકારતી હતી કે—"ડાકટર સાહેબ બ્હાર નીકળો. શું આખી રાત હૃદયની પરીક્ષા ચાલશે?"*

---

## સુખ દુઃખનું સાથી મનોબળ છે.

(લેખક—વૈદ ત્રિભુવન સવજી મોદી.)

(અનુસંધાન પાનું ૨૦૩).

૧ મનોબળ વિનાજ આપણે અવનતિમાં સપડાયા છીએ.

૨ તમો ઇચ્છા કરો તે પહેલાં યોગ્ય થાઓ

૩. દર્પણ શુદ્ધ હોય તોજ જોનારનું મ્હોં તેમાં સ્પષ્ટ દેખી શકાશે

૪. આપણો અભ્યુદય આપણાજ હાથમાં છે.

૫. આત્મશુદ્ધિ માટે જે કાંઈ નડતર હોય તે દુર કરવી.

૬. બાહ્યજ્ઞાનના પગથીઆ પર ચઢયા પછી અભ્યંતરજ્ઞાનના મંદીરમાં જવાય છે.

૭ નિરાભિમાન વિનાના જ્ઞાની પુરૂષને જ્ઞાની કહેવોજ મિથ્યા છે.

૮ કુસંપરૂપ ઝેરી હવાને કાઢી, સુલેહ અને શાંતિરૂપ અમૃતનું સીંચન કરવા તત્પર રહેવું

૯. થોડું જ્ઞાન તે એક ભયંકર ચીજ છે.

૧૦. પ્રેમભર્યું આકર્ષણ પ્રતિષ્ઠામાં ડબલ વધારો કરે છે.

૧૧. પરોપકારને લક્ષ્યબિંદુ માની તે નિશાનીથી કદી ચુકવું નહિ

૧૨. સાચું તે મારૂં, પણ મારૂં તે સાચું કરશો નહિ.

૧૩. અધમ દશાનું કારણ આપણે પોતે છીએ.

---

* સરસ્વતી માસિકમાંથી અનુવાદ.

૧૪. મનની ઉદારતા વગર સારા વિચાર આવે નહિ.

૧૫. કર્તવ્યપરાયણ બની ઈર્ષ્યાની સાથે નિંદાની પ્રવૃત્તિ અટકાવજો. નિંદાત્યાગ તે સુખનું દ્વાર છે.

૧૬. દુરદશા દુર કરવા મહત્તાની ઈચ્છા ત્યજવી.

૧૭. જે કામ લાંબા વિચારથી કરાય છે તેનું પરીણામ બહુ સુંદર આવે છે.

૧૮. જેવી આપણી લાયકાત તેવું આપણને મળે છે.

૧૯. પોતાના સુધરવા સિવાય ઉપદેશની અસર થાય નહિ; માટે સુધરવા યોગ્ય પગલાં લેવાં.

૨૦. એક મહાત્માએ કુતરાના અનેક અવગુણ ઉપર નજર ન કરતાં તેના દાંતની સુંદરતા વખાણી છે. મતલબ કે, "ગુણ ગ્રહણ કરો."

---

# उपयुक्त औद्योगिक माहिती.

( ઈંદ્રપ્રકાશ પત્ર ઉપરથી લખનાર—આર્યવૈદ મયારામ સુંદરજી. )

## રૂસા અથવા રોશિયા તેલની કૃતિ.

આ એક પ્રકારનું રાહિશ કે રોસા નામનું ખડ છે. તે ઈંદોર સ્વસ્થાનમાં અને મહિસુર, કાસ્મીર, પંજાબ, મધ્યપ્રાંત, મુંબઈ ઈલાકાના ડુંગરી ભાગ, રજપુતાના, બંગાળનો રાજમહાલ અને સિંગભુમ ને મદ્રાસ વિગેરે હિંદુસ્તાનના ઘણા ભાગમાં થાય છે. તેમજ તે ગુજરાત કાઠિયાવાડની ડુંગરી જમીનમાં પણ થાય છે. ગુ૦ કાઠિયાવાડમાં તેને રોસખડ કે રોસડા કે રોહડાના નામથી જાણે છે. એને સંસ્કૃત ગ્રંથોમાં રોહિસ તૃણ એવું નામ છે. આ ખડની જુદી જુદી જાત છે, તે સર્વમાંથી ઉડનાર, સુખડ વિગેરેનાં અતરીયાં તેલ જેવું તેલ હોય છે. તેમાંની એક જાતનું તેલ વધુ સારી સુગંધવાળું હોય છે તેને "મોતીઆ અત્તર" કહેવામાં આવે છે. બીજી જાતોમાં લિંબુ કે નારંગીના છાલમાં ઉડનારા તેલને મળતી સુગંધ હોય છે. આવી બેઉ જાતિના રોહિસડ ખડના છોગાંમાંથી કાઢેલા તેલનો ઉપયોગ સાબુના કારખાનામાં સુગંધી સાબુ બનાવવામાં થાય છે. ત્રીજી જાતમાંથી વધુ ઉગ્ર સુગંધી તેલ નિકળે છે તે તેલનું નામ 'રોસા' કે 'રોગેલ' એવા નામથી કહેવાય છે. એ જાત નેમાડ જીલામાં બહુ થાય છે. જેથી એના એવા તેલને નેમાડરોસા પણ કહે છે. આ તૃણોને આગષ્ટ મહિનેથી તુરા એટલે છોગાં આવવા લાગે છે અને તેના એવા તુરા જેવા ફૂલોનો બહાર અકટોબર પર્યંત, તેલ પ્રાપ્ત કરી શકાય તેવો હોય છે. જેથી આગષ્ટ આખર અને સપ્ટેમ્બર, નવેમ્બર એ ત્રણ માસમાં તેમાંથી તેલ કાઢવાનું ચાલે છે. આ તૃણનાં ઝુમખાં થાય છે તેમાં કમોદના છોડ પેઠે છોડનો એક સાથે ઘણો સામટો જથો હોય છે. આ ખડને આખરતાં સુધી ઢોર ખાતાં નથી, જેથી ચરણની જગ્યોમાં પણ તે ઉગવા પામે છે. આ ખડને જ્યારે ઉપર કહ્યા મુજબ ફુલ તોરા ( છોગાં ) આવવા લાગે છે, અને કાંઈ પાકવા જેવા થાય છે કે તેને સપ્ટેમ્બર અકટોમ્બરમાં તે ખડને કાપીને તેના તોરાની ૨૦૦ કે ૩૦૦ સળીની જુડીઓ

બનાવવામાં આવે છે અને પછી તે બુટીઓ એક લોઢાના ઠામમાં મુકીને તે પાત્રમાં પાણી ભરે છે. પછી તે લોહ પાત્ર (સ્ટીલ) ભઠી ઉપર મુકીને અગ્નિની જોઈતી આંચ આપવામાં આવે છે. આ લોહ પાત્રનું મોઢું બંધ કરેલુ હોય છે અને તેના મોઢાના ઢાકણના છીદ્રમા ૭ ફુટ લાંબી અને બે ઈંચ વ્યાસની પખતી નળી લગાવવામાં આવે છે, અને ચુનો ને ઘઉના લોટથી સાધો બંધ કરે છે. પાત્ર મધ્યેનું પાણી સારી રીતે તપીને તેની વરાળ થતા તે એને લગાડેલ નળીમાંથી નિકળી તે થંડા પાણીથી ભરેલા બીજા તે નળીને લાગુ કરેલા સામા પાત્રામાંના એક પાત્રમાં ધરવામા આવે છે. તેમાં તે વરાળ ઠરીને, તે મધ્યે વરાળ રૂપે ઉડી આવેલું તેલને પાણી પાછું વરાળ રૂપમાંથી પોતાના પૂર્વ રૂપમાં આવે છે અને તેમાના પાણી ઉપર એકઠું થાય છે પછી તે ઠરતા એમાંથી સાયફન નળી વડે કે પિચકારી વડે તેમાના પાણીને ઉપરથી ખેંચી લઇને નોખુ કાઢી એક બંધ મુખવાળા બાટલામાં ભરવામા આવે છે. કોઇ તેને વધુ સ્વચ્છ કરવા તેમજ તેને ફરીને એજ યંત્રમા પાણી સાથે નાખી પુનઃ ખેંચે છે, પણ આમ કરવુ પડે તે આ તેલ ખેંચવાના, દેશી ઉર્ધ્વ નળીકા યંત્રની (સ્ટીનને સપોંસની) જોઇતી સુઘટના હોતી નથી, તેથી આમ કરવુ પડે છે. પરંતુ તે માટે યુરોપમા, જેવા તેલ ખેંચવાના આવા યંત્રો હોય છે તેમ જો અત્રે ગોઠવણી કરવામા આવે તો તે પહેલીજ વખતે તેલને પાણી ચોખું નિકળે છે. જ્યારે મસાલો પાત્રમા નાખી તેને તેની વરાળ બનાવવા વખતે ઉકાળવામાં આવે છે ત્યારે તેમા ઉભરાણુ આવે છે તે વખતે તેમાંના અમુક સત્વો વરાળ સાથે સામા પાત્રમા તે આવવા પામે છે. તેમ ન બનવા તે ઠામના મોઢા ઉપર ઉંધા ઘડા જેવુ બીજુ લોઢ પાત્ર ગોઠવવામા આવે છે અને તેમા એક જાડા વાળાની જાળી દાખલ કરી તે તેમાં આડી બેસતી કરી પછી તે ઉપર ભાગેલા કાચના કટકા કે ખડ ભરવામા આવે છે કે જેથી તેમાથી ફકત વરાળ રૂપે ઉડનાર તેલ અને પાણીની વરાળજ પ્રસાર થવા પામે છે અને બીજી ઉભરાણમાંની ચીજો તેમા અટકી ઉભરાયતો ત્યાજ અટકી આળસી જાય છે. જેથી અર્ક નળી, આ બીજા ઉપલા ઠામને લાગુ કરવામાં આવે છે. આ નળી લગાડી તેને "પ્લાસ્તર ઑફ પારિસ"ની ખળ બનાવી તેથી તે નળીનો ને એઉ પાત્રનો મેળ છાંદી લેવામા આવે છે કે જેથી પછી ત્યાથી વગળ બાહેર નિકળવા પામતી નથી, પરંતુ તેજ નળીનું બીજી બાજુનું નીચેનું મુખ, સામા ગ્રાહક પાત્રના વાયુનો અવરોધ ન થવા માટે આમ છાંદવામાં ન આવતાં તેને થંડા પાણીના પાત્રમાંથી સર્પના ફિંડલા પેઠે કાઢીને તે પાત્રના નીગેના ભાગમાંથી બાહેર કાઢવામા આવે છે, જેથી તેમાંની થંડા પાણીની સહાયથી વરાળ ઠરીને તે નળીના મુખદ્વારે, સામા ગ્રાહક પાત્રમાં, વર્ષાદનું નેવુ સુવે તે પેઠે પ્રવાહી રૂપે આવે છે. આ નળી મુખ ગ્રાહક પાત્ર મોટા બાટલાના મુખમાં યથોચ્ય બેસતુ કરવું, કે જેથી તે પાત્રમાં જેમ પ્રવાહી આવ્યે જાય તેટલોજ તેમનો વાયુ બાહેર નિકાલ થતો જાય એટલો નળીને ગ્રાહક પાત્રના મુખમાં અવકાશ રહે, કે જેથી તે પાત્ર મધ્યેનું ઉડનારૂ એકત્ર થતુ તેલ પાત્ર બાહેર હવામાં ઉડી જઈ ઓછુ ન થાય આવાં તેલ કાઢવાના નાના ઉર્ધ્વનળીકા યંત્ર (સ્ટીલને સપોંસઈ.) ઇંગ્રેજી દવા વેચનારાની કું.નીની હોડીઓમાથી વેચાતા મળે છે તે જોવાથી તેસંબંધી ઉપરનુ સમજવું, તેથી અજાણ્યાને યથાર્થ ખીયાલમાં આવી શકે છે. દાકતરી દવાઓ વેચનાર કંપનીઓમાં આ યંત્રો

બહુ નાના અને મોંઘા મળે છે અને તેથી જ્યાબંધ નહીં, માત્ર કામ ચલાઉ ગરજ સરે છે. પરંતુ મોટે પાયે કામ લેવાને માટે તેવા મોટા યંત્રો હોય છે, જેથી તે જોઇ એ પ્રમાણે તેવા મોટા, કામ માટે મોટા યંત્રો દેશના લુવાર, કંસારા જેવા કારીગરોને દેખાડી તે આ દેશમાં બનાવવામાં આવે તો તેથી એ બહુ સસ્તા બને તેમ છે. આટલી ઉપર મુજબ યંત્રની સમજણ દઇ હવે આપણે આપણા મુળ મુદ્દા ઉપર આવીએ.

ઉપરની રીતથી ૫૦૦), પાંચસો પૌંડ સુકા રેસાના છોગામાંથી ૨ પૌંડ શુદ્ધ તેલ નિકળે છે. કેટલેક ઠેકાણે તેથી પણ વધુ નિકળે છે. ઉપર કહેલી દેશી રીતેજ આ દેશમાં રોસા વિગેરેનાં ઉડનારાં તેલો (અત્તરો) કાઢવામાં આવે છે. થંડા પાણીના પાત્રમાં વરાળ વડે તેલ જામવા પછી તે તેલ પાણીમાંથી નોખુ પાડવાની એક સાદી રીત એક ઠેકાણે જોવામાં આવી છે તે એવી છે કે, આ તેલ મિશ્રિત ગ્રાહક પાત્ર મધ્યેનું પ્રવાહી ૧ મોટા બાટલામાં ભરીને હાથના નળા ઉપર તે સાંકડા મુખના બાટલાને ઉલટો (ઉંધો) દરવો, જેથી તેલ હલકું હોવાથી બાટલાના તળા તરફ ઉપર જાય છે, સારબાદ હાથના તળા ઉપરના બાટલાના મોઢીઆને જરાજ તણું એક બાજુથી મોકળુ કરી તે બાટલામાથી પાણી નીચે રાખેલા પાત્રમાં જવા દેવું, અને જુજ પાણી બાટલાના મુખમાં રહે ત્યારે તેને ઉલટો કરી તે તેલ તેમાં બાકી રહેવા દેવું. અને તે તેમાં કે બીજી બંધ મુચની બાટલીમાં ભરી લેવામાં આવે છે. આવી રીતે આ રોસાનું તેલ કાઢનારાને સારો ફાયદો રહે છે. કારણકે આ તેલ બહુજ મોંઘું-શેરના ૯ થી ૧૦ રૂપીઆના ભાવથી વેચાય છે. કેટલાક લોક લબાડી કરીને આ તેલમાં ગંધ વિનાનું "કેરોસીન" (ધાસલેટ) તેલ મેળવીને વેચે છે. પરંતુ પરિક્ષા જાણનાર તેવા દગાને માંડ પકડી શકે છે. ખાનદેશ, નિમાડ વિગેરે સ્થળોમાં આ તેલ ચોખું મળી શકે છે. આ તેલ યુરોપને અમેરિકા વિગેરે દેશોમાં દર સાલ મુંબઇ બંદરથી ૫૦૦૦૦ પૌંડ જેટલું પરદેશોમાં જાય છે. એકંદર આ હિંદુસ્તાનમાંથી આ 'રોસા' તેલ લગભગ ૧॥ દોઢ લાખ પૌંડ જાય છે.

આ તેલ આપણા દેશમાં નાના રોગ ઉપર લગાડવા માટે ઉત્તમ ઔષધ ગણાય છે. આ તેલમાં "જરાનિઓલ" નામનો પદાર્થ સેંકડે ૭૬ થી ૯૩ ટકા જેટલો હોવાને લીધે તે સારૂ પરદેશના લોક આ તેલની ખરીદી કરે છે. ફ્રાન્સ અને તુર્કસ્થાનના લોક અહીંથી ગએલા અમોખા રોસા તેલને ઉપર કહેલી ઉર્ધ્વ નળીકા યંત્રની રીતે ફરીને સ્વચ્છ કરીને તેને ગુલાબના અત્તર (ઇસેન્સલ ઑફ રોઝ) સાથે મેળવે છે, જેથી આ ગુલાબી અત્તરમાં આ રોસેલ કે રોસાના ઉડનાર તેલની સુગંધ બીલકુલ જણવામાં ન આવતાં તે ગુલાબના અત્તરને ખીલવે છે ને વધારો કરી નફો અપાવે છે. તે દેશોમાં થંડી વધુ હોવાથી શુદ્ધ ગુલાબી અત્તર જામી જાય છે, તે તેમ ન જામે એ માટે પણ તેમાં આ ઉડનારૂં 'રોસા ઇસેન્સલ' નામનું તેલ (ઇસેન્સલ) અત્તર મેળવવું પડે છે. ઉપર મુજબ આપણી ગુંજરાત-કાઠિયાવાડમાં રોસા કે રોહીશ અથવા રોહડા નામનું ખડ ક્યાંય ક્યાંય ડુંગરાળ ખડ, બીડા ને વાડીઓમાં તથા ગિરોમાં પુષ્કળ થાય છે. ત્યાં તે ઉપર કહ્યા મુજબ એકત્ર કરી તેમાંથી તેલ કાઢવામાં આવે તો તેથી ઉપર મુજબ તેનો લાભ લઈ શકાય તેમ છે. અને એ હેતુ માટેજ આ વિષય મરાઠીમાંથી ગુજરાતીમાં, કાંઈ તેમાં જોઇતો ઉમેરા કરી દર્શાવવામાં આવ્યો છે. આ રોસાખડને વાઢવા પછી તેને તડકે ન સુકવતાં છાંયામાં સુક-

વવું જોઇએ કે જેથી તેના છોગામાંથી તેલ તડકાથી સુકાતાં હવામાં ઉડી ન જાય. પછી તેને બીજની ભઠ્ઠીમાં દાખલ કરવું જોઇએ.

આ ઉપરની કૃતિ પ્રમાણે આ દેશમાંથી અજમા, ધાણા, વરીઆળી, સુવા, તજ, લવિંગ, જટામાંસી, મોથ, પડો પાંદડી, તકમરીઆના મંજરીઆ ને પાનડાં એલચી, સુખડ, વિગેરે સુગંધી દ્રવ્યો સસ્તે ભાવે લઈ જઇને તેને ત્યાં યંત્રથી ભરડી જળમાં ભિંજવી, જળ સાથે, ઉપર જણાવેલા મેટા યંત્રોમાં નાખી તેની ભઠ્ઠી હેઠે અગ્નિ લગાવી તેની વરાળ બનાવી થંડા પાણીના યોગે ગ્રાહક પાત્રમાં ઠારી તેમાંથી તેનાં તેલો કાઢી મોંઘે ભાવે વેચી દરવર્ષે પુષ્કળ નફો મેળવતા રહે છે. તેનાં નદી કાંઠે ભવ્ય કારખાનાં બાંધેલાં હોય છે, કે જેથી વરાળ ઠારવા માટે થંડા પાણીની પુરતી જોગવાઈ મળી શકે છે. આવી ચલગત હવે આપણા દેશના ભણેલા જુવાનીઆ જ્યાં ત્યાં નોકરી કરવાની ભિખ માગતા ફરે છે તેમ તે કંગાલ નોકરીમાં ન રખડતા આવાં કારખાના કાઢી આ દેશમાં ઉત્પન્ન થતી અત્રેની સસ્તી ચીજો, પરદેશીઓની પેઠે ખરીદી તેમાંથી અત્રેજ તેની બનાવટો કરતાં શીખી તે બનાવવામાં લાગવું જોઈએ, કે જેથી પરદેશીઓનાથી અર્થશાસ્ત્ર પ્રમાણે સસ્તુ પડવાથી તેમાંથી જોઇતા નફા મેળવી શકાય એ બને તેમ છે. પછી આ દેશના વતનીઓને શેઠની શિખામણ ઝાંપા સુધીજ હોય તો અભાગ્ય!

---

# जंगलनी जडीबुटी.

(લખનારઃ—વૈદ મયારામ સુંદરજી).

**कुमार गु. कन्या-कुमारी—गृहकन्या--घृत कुमारिकासं कोरफड म. अेलवा हिं० अेलवाऱं दरस्तेसिव्रफा-मुरवरअवी.** AIDC ઈ० ઇત્યાદિ નોખ નોખી ભાષામાં તેનાં નામ બોલાય છે. આ થોરની જાતના છોડને સર્વ, ઘણે ભાગે ઓળખતા હોય છે. તે કબરો ઉપર અને દેવસ્થાનની જગ્યોમાં વાવવાનો ચાલ હોય છે. તે થોર પેઠે સખત ગર્ભમાં પણ પાણી વિના, માત્ર હવામાંના સૂક્ષ્મ ભેજ અંશથી પણ જીવિત રહી શકે છે અને થોડું પાણી મળતાં પણ પુનઃ પુષ્ટ બની શકે છે. કુવારનાં પાન દળદાર, ખંડાકાર, જાડાં દળદાર, ફિક્કા લીલા રંગનાં અને ઝીનારી કોરપર કાંટાવાળાં હોય છે. તેને પડખે જે પિળાં (છોડ) ફુટે છે તેને જમીનમાં ચોમાસામાં રોપવાથી કે બીજી ઋતુમાં જમીન ભીની કરી રોપવાથી (જમીનમાં રોપવાથી) તેનું ઉછરણ, ઉતાવળે અને પુષ્કળ થઈ શકે છે. જમીન ખરાબ ને ક્ષારી ને ધારોડીમાં-હોય તોય તેવી જમીનમાં પણ તેનું ઉછરણ વર્ધન પુષ્કળ ને પરિપુરણ થઈ શકે છે. એટલુંજ નહિં, તેને ખુલ્લી હવામાં છાંયે રાખવાથી પણ તે જીવતી રહીને કાંઈક વધવા પામે છે. કારતક ને માર્ગશીર્ષ મહીનામાં કુમારના છોડની મધ્યમાંથી દંડ (સેલરૂ) નિકળે છે તેના અગ્ર ભાગ ઉપર સોભાયમાન તોરારૂપ ગુચ્છ આવે છે તે ઉઘડતો જઈ ખીલે છે. આ કુણા દાંડાને સેલર કે સેલરાં કહે છે. તે કુણાં હોય ત્યારે ગાળી પેઠે તેની કટકીઓ કરી તેને મીઠું ને લિંબુનો રસ ભુંસી અથાણું બનાવે છે. તે ખાવાથી અન્ન પાચન થાય છે, ભોજનની રૂચી વધે છે અને ઝાડો સાફ આવે છે તથા યકૃત

ક્રિયા સરળ થાય છે ને ગાંઠ કે બરલ હોય તે ગળી જાય છે. તથા સોજાની અસર હોય તે દૂર થાય છે. આવીજ રીતે કુમારના જાડા પાનની ફરતી છાલ ચાકા વડે કાઢી નાંખીને તેના વચલા ગર્ભનું પણ અથાણું કરવામાં આવે છે. તેના ગુણ પણ તેના દાંડાના અથાણા જેવાજ હોય છે આ કડવી કુમાર જેવી તેની મીઠી જાત દ્વારકા તરફ થાય છે તેના પાનનું અથાણું કરી ત્યાંના લોક ખોરાક સાથે ખાય છે, તે પણ ગુણાવહ નિવડે છે. કોઈ કોઈ કુંવારના પાનને છોલીને તેનું સાક બનાવીને ખાય છે. તથા તેના દાંડાના કટકા ધોઈ ઘીમા મેકીને ખાય છે એટલે સેલશનું પણ શાક થાય છે. તેને ચોળી ધોઈ નાંખવાથી તેના ઝરેલ રસની તેમાંથી કડવાસ વહી જાય છે કુવારનાં પાન મેળી સુકવી ખાંડી ચુરણ બનાવી તે યકૃતવિકાર તથા કબજીયત ઉપર અપાય છે

કુમારના પાનનો ગર્ભ રૂ. ૧ ભાર, સુંઠ રૂ. ⊦ ભાર, ગોળ રૂ. ૧ ભાર સાથે મેળવી ગળાવવાથી સખત હેડકી આવતી બંધ પડે છે. હિસ્ટીરીઆની હેડકી પણ તેથી મટે છે. તે એકવાર દેવાથી ન સમે તો અર્ધા કલાકને છેટે બીજીવાર દેવાથી તે શાંત પડી તર્ત મટે છેજ, દમ પણ સમે છે.

કુમારનો ગર્ભ તે ઉપર સિંધવ મીઠાનું ચુર્ણ ભરભરાવી રૂ ૦ા થી ૧ ભાર ગળાવવાથી ઉધરસ, દમ, કફ, ગાંઠ, બરળ, કબજીયત વિગેરે મટે છે. અને રૂચી ઉત્પન્ન થાય છે ને ક્ષુધા પ્રદિપ્ત થાય છે. આ ગુણો તેના રસમાં એળીઆનો અંશ હોવાથી છે. કુમારનાં પાન કાપતાં જે રસ ઝરે છે તે ખાંડમા ઝીલી લઇ તેનાં બેથી ચાર ટીપાં કે બહુ તો ૭ ટીપાં પેટમાં લેવાથી કબજીયત મટી ઝાડો સાફ આવે છે અને ક્ષુધા તથા રૂચીની વૃદ્ધિ થાય છે.

સુંઢ ગુંબડાં ઉપર તે પકવવા તથા રૂજવવા કુંવારનો ગર્ભ ને હળદર ઉનુ કરી બાંધે છે. વળી—

निशाचूर्णयुतःकन्यारस प्लीहाडपचीहरः

દરદ—ગાંઠ, બરલ, કફ, કબજીયત વિગેરે કમ થાય છે ને મટે છે. મીઠાતરીઓ એળીઓ પણ કુમારની જાતનાજ છોડમાંથી સેકોટ્રા ટાપુમાં બને છે. તેના ગુણ પણ કુમારના આ કાળા એળીઆના જેવો જ છે.

---

## " जानवरोना दरदना अनुभवेल उपाय."

૧ તપડી—જાનવરને તાવ આવે છે ત્યારે શરીર ગરમ અને શરીરનાં તમામ રુંવાડાં ઉભાં થાય છે.

ઉપાય—નીલાયતી મીઠુ શેર ૦।, કળીઆતુ રૂ. રા ભાર બાજરાના લોટના પીંડયા કરી ખવરાવવાથી તપડી મટે છે.

૨ વહલો—જાનવરને વહલો થાય છે ત્યારે માથું હલાવ્યાં કરે છે. નાકમાંથી ચીકણું પાણી વહે છે. ચાલતાં થાકી જાય છે. ચામડી પીળી પડે છે.

ઉપાય—કુકડવેલના વેલા શીંગડે બાંધવા, પાંદડાંનો ભૂકો નાક ઉપર છાંટવો. આથી માથામાં ચડેલું પીત ઘાસ (છીંક) આવશે અને પીળું ચીકાશવાળું પાણી નીકળવાથી ચામડીની પીળાશ મટે છે. ખોરાક ખાય છે.

૨ અજમાની ધુમાડી દેવી.

૩ ગોળ અને અજમો ખવરાવવો

૩ કંઓઈ—જાનવરને કંઓઈનું દરદ લાગુ પડવાથી માથાં પછાડે છે. શીંગડાના મુળમાં સડો લાગવાથી ખરી ફુટી પડે છે અને માખીઓ આસન (ઇંડા) મુકવાથી અંદર જીવાત પડે છે, અંદર ખવાતુ જાય છે.

ઉપાય—મીણુ ૧ શેર, બોદાર શેર ૦।, ગંધક શેર ૦॥, સીંદુર શેર ૦।, મોરથુથું રૂ. રા ભાર, તેલ શેર ૫, ડામર શેર ૫ પાંચ નો મલમ કરવો, આ મલમ કંઓઈ કાંધ ઉપર, ચાંદી, ઘોડાનાં ભાઠાં, અને ખરીમાં પડેલ ધારાં, વીગેરે માટે ઘણો ઉપયોગી છે. માખીઓ પાસે આવતી નથી.

આફરી જવું.—આફરવાથી પેટ ચડે છે. ચામડી તણાય છે. ફાટફાટ થવા જેવી થાય છે. ખાઈ શકાતું નથી. ચાલી શકાતુ નથી અને જમીન ઉપર પડે છે. ઉપાય—અડાયાં સુકાં છાણાં શેર ૦॥ નો ભૂકો મોંમાં ચવડાવવો, અને ૦॥ શેર ઘી પાઈ દેવાથી એક કલાકની અંદર છેરી કાટે છે, અને ચાલવા શક્તિવાન થાય છે.

પેટપીડ—ઘોડાને પેટપીડ થવાથી મરણ થાય છે.

ઉપાય—ભાંગનાં બી રૂ. ૫ ભાર ઘઉંના લોટ સાથે આપવાથી તરત આરામ થાય છે. માંગરોલમાં ઘણા ઘોડા આ ઉપાયથી બચવા પામ્યા છે. ઉપાય ઘણો સારો છે.

---

# गोळ विषे कंइक.

( લેખકઃ—શ્રીયુત વૈદ્ય જયશંકર કાનજીભાઈ ).

અનુસંધાનઃ—ગતાંક પૃષ્ટ ૨૧૫ થી ).

આવા પ્રકારના જુના ગોળના ગુણો ( रा. नि तथा रा. सं ) માં નીચે પ્રમાણે વર્ણવેલા છે.

पित्तघ्नपवनापहोरुचिकरो हृद्यास्त्रिदोषापहः ।
संयोगेनविशेषतः ज्वरहरःसन्तापशान्तिप्रदः ॥
विण्मूत्रामयनाशनोऽग्निजननः कण्डूप्रमेहान्तकृत् ।
स्निग्धस्वादुरसोलघुश्रमहरःपथ्यपुराणोगुडः ॥ तथाच ॥
गुदामयेकामलशोषमेहेगुल्मामयेपाण्डुहलीमकेच ।
वातेसपित्तासृजिराजरोगेरुचिप्रदोरोगहरोगुडस्यात् ॥
कासेशोषेगुडश्रेष्टः श्वान्यत्रापिहितोमतः ।
योगयुक्तोविशेषेणहितोगुणगणालयः ॥

ભાવાર્થ—પિતહર, પવનને અનુલોમ કરનારો. રૂચિકર, હૃદયને હિતકર, ત્રી દોષહર, બીજાં ઔષધના સંયોગથી વિશેષે જ્વરાદિ સંતાપને હણનારો અને શાન્તિપ્રદ છે. મળમૂત્રાદિ વ્યાધિઓને નાશ કરી અગ્ની પ્રદીપક છે, અને ખરજ, આદિ વ્યાધિઓ તેમજ પ્રમેહ બધી પ્રકારનો દૂર કરે છે. ચીકણો સ્વાદિષ્ટ, પાચનમાં હલકો પરિશ્રમને દૂર કરનારો એવો જુનો ગોળ પથ્ય માનેલો છે. ( હિતકર્તા ).

અને વળી, ગુદ વ્યાધિ, કમળો, શોષ, પ્રમેહ ગુલ્મ. ( પેટમાં ગોળો ચડવો ) પાન્ડુ. ( ફીકાશ ) હલીમક, વાતવ્યાધિ, પિત્ત વ્યાધિ, લોહવિકારના વ્યાધિ, ક્ષય વ્યાધિ, આમાં રૂચી આપનાર, ને તે તે વ્યાધિ હણનારો છે.

કાસશ્વાસ, અને તેવા બધા વ્યાધિમાં પણ શ્રેષ્ટ છે, પરંતુ પૃથક્ પૃથક્ ઔષધીઓના સંયોગથી અનેક પ્રકારના સમુહનું સ્થાન જુનો ગોળ છે.

સાર—ઘણીએક, દેશી ઔષધીઓના અનુપાનમાં જુનો ગોળ આપવાનું કહે છે, તાવ વિગેરેના સંતાપ વખતે ગોળનું પાણી તેમાં જુના ગોળનું પાણી અનેક વખત ઉકાળી આપવાથી દાહ શાન્ત થાય છે. તે વખતે કેટલા વર્ષનો જુનો, અને જુનો ગોળ શા ખપનો ! વિગેરે બાબતની ગુંચવણ દૂર થવાના હેતુથી આ લેખ ઉપર મુજબ લખવામાં આવ્યો છે. ટુંકામાં નવો ગોળ વાપરવાનો હોય ત્યાં એક વર્ષનો લેવો, જુનો કહ્યો હોય ત્યાં બે ત્રણ વર્ષ સુધીનો જુનો લેવો, અને ઔષધોમાં આસવાદિ બનાવવામાં પણ તેજ લેવો, અને ચાર અને તે ઉપરાંત વર્ષનો જુનો ગોળ બનતા સુધી વાપરવો ઈસ્ટ નથી; ગોળ એક એવી સર્વથી સુજ્ઞાત ખોરાક છે જે તેની વિશેષ માહિતિની જરૂર નથી. આપણા લોકમાં મજુર વર્ગના માણસને ઘી અને ઘઉં વગર ચાલશે. પણ જાર, અને ગોળ વગર તેઓ મહેનત કરી શકતા નથી. તે ઉપરથી સહજ ખ્યાલ થશેજ. ગોળ એક એવી શક્તિપ્રદ ખોરાક અને ઔષધનું ઔષધ છે જે જેના યોગ્ય સેવનથી ધાતુ ભસ્માદિ વસ્તુઓ તેની બરોબર કામ કરતી નથી. મજુર વર્ગને મહેનતના બદલામાં ગોળ ન મળે તો તેઓ રઘવાયા બની જાય છે, પછાડમાં, ઘાયલ થયામાં, ગોળનો ખોરાક શરીરને એકદમ વાળી આપે છે. આપણામાં સુવાવડીઓને કાટલામાં ગોળજ ખવડાવાય છે, તેથી તેઓની ગએલી શક્તિ આવે છે, ખાંડ, સાકરને, ગોળના ગુણ આગળ સરખાવી શકાયજ નહિ,

વળી ગોળ રોગી નિરોગી બન્નેને સેવનીય છે, અને દરેક રૂતુમાં તે પથ્યજ છે એ તેના ગુણની બલીહારિ છે. સાધારણ રીતે સુંઠ ગોળ ને ઘી ચાટવાની પ્રનાલિકા પ્રસંગોપાત આપણામાં ચાલી આવે છે. વળી આપણાં પુરાતન ધર્મ શાસ્ત્રમાં, સર્વ દેવોમાં શ્રી ગણપતિ પૂજન પ્રથમ કહેલું છે, ગમે તે ગ્રંથ લેખ, અગર સર્વ કાર્યના આરંભ વખતે ગણપતિ સ્મરણ આર્યોમાં પૂર્વાપર પ્રચલિત છે. તે સૌ કોઇ જાણીએ છીએ, અને તેમને નૈવેદ્યમાં ગોળજ તેમનું પ્રિય ખાદ્ય માનેલું છે, અને આપણા શુભ કાર્યના આરંભમાં ગોળનેજ શુકન માનીએ છીએ અને ગોળની કાંકરી ખાઈ એટલે કાર્ય માટે કૃત કૃત્યતા પ્રાપ્તિ માનીએ છીએ. અને તેથીજ શુભ કાર્યમાં પ્રથમ ભક્ષણમાં ગોળનેજ આપણે પ્રથમ સ્થાન આપીએ છીએ; કેટલાક કાળથી એવો રિવાજ પણ દાખલ થયો છે જે. આપણે લગ્ન પ્રસંગે જાન વિગેરે લઇને જઇએ છીએ ત્યા પ્રથમ સત્કારમાં ગોળનું પાણી અપાય છે અને તે યોગ્યજ છે. કારણ આપણે શ્રમિત હોઇએ અને પ્રથમ તે પાનથી શ્રમ ઓછો થાય છે. વળી લૂ પણ લાગતી બંધ થાય છે વિગેરે બાબતો પરથી એટલું તો નિશ્ચય થાય છે જે ગોળ એ એક અમુલ્ય, મિષ્ટ વર્ગમાં ઉત્તમ ખાદ્ય ચીજ છે એમ કહ્યા વગર ચાલે તેમ નથી.

બાળકના જન્મ વખતેજ આપણે ગડસુથીમાં ગોળ આપવાનો ઇષ્ટ રિવાજ છે, અને બાળકને દૂધ જેમ અમૃત સમાન છે તેમ ગોળ પણ છે, અને તેથી તેને શિશુપ્રિય એવું નામ શાસ્ત્રકારો આપતા આવ્યા છે, અને આપણા લોકની વાત વિનોદમાં હાસ્યજનક વાતોમાં "એમ ગોળનો ગાગડો નહિં આવે, હથેલીમાં ગોળ નહિં" એવી ઉક્તિ ગોળની મહત્તાના એક પડછંદાજ છે. એવો આપણી ગડસુથીની સાથેજ પાયેલો ગોળ સકારણ અપથ્ય સિવાય નિરંતર પથ્યજ છે.

---

# जाणवाजोग.

કોલેરા માટે સાવચેતીના તાત્કાલિક ઉપાયો—મુંબઇની સેનીટરી એસોસીએશનના ઓનરરી સેક્રેટરી ખાનબહાદુર આદરજી મનચેરજી દલાલની સહીથી કોલેરા માટેની સાવચેતી અને તેના અટકાવ માટે નીચલું હસ્ત પત્ર બહાર પડયું છે:—

૧ પાણી—પાણી મારફતે આ રોગ સહેલાઇથી દાખલ થતો હોવાથી (૧) તમામ કુવાઓમાં પોટાસ પરમેંગેનેટ નામની દવા પાણી સહેજ રાતું થાય ત્યાં સુધી અને રતાશ જતી રહે કે ફરી નાખવાની મ્યુનિસિપાલીટીઓ, ગામોની તંદુરસ્તીનાં બોર્ડોના મેમ્બરો અને નોકરોએ ઘણી કાળજી રાખવી. (૨) બની શકે ત્યાં પાણી ઉકાળીને પીવું. (૩) છીછરા કુવાનું પાણી બિલકુલ પીવામાં લેવું નહીં.

૨ દુધ—દુધ પણ બરાબર ઉકાળ્યા વગર પીવું નહીં.

૩ ખોરાક—(૧) કાચાં કે સડેલાં શાકભાજી ખાવાં નહિ. (૨) ખોરાકને ઢાંકી રાખવો કે જેથી માખો અને ધુળ તે ઉપર ન બેસે. (૩) બજારમાં વેચાતી, માખો બેસતી, ખાવાની ચીજોનો ઉપયોગ ન કરવો. (૪) ભુખ કરતાં વધારે જમવું નહિ બલકે બે કોળીઆ ઓછાજ ખાવા અને જલદી પચે નહિ એવો ખોરાક ન લેવો.

૪ સ્વચ્છતા–(૧) શરીર, કપડાં તથા ઘર અને આસપાસની જગ્યા ચોખ્ખાં રાખવાં અને રખાવવાની કાળજી રાખવી. (૨) મનને સાફ અને આનંદી રાખવું અને બ્હીવું કે ગભરાવું નહિ.

૫ પરચુરણ કાળજી–(૧) ઝાડાની જરા પણ કબજીયાત જણાય કે તેનો ઈલાજ કરવો, પણ સખ્ત જુલાબ લેવો નહિ. (૨) ઉજાગરો કે થાકીને લોથ થઈ જવાય એવી સખ્ત મહેનત કરવી નહીં. (૩) ઝાડો કે ઉલટી થાય કે તુરત ડાકટરની મદદ લેવી. શરૂઆતમાંજ એવી મદદ લેવાથી જરૂર ફાયદો થાય છે. માટે એવા વખતમાં બહુજ જરૂરી છે એવું સમજીને ઈલાજ લેવા. ઢીલ કરવી ન જોઇએ. (૪) દરદીનાં ઝાડા ઉલટી ફીનાઈલથી ભરેલાં વાસણોમાં એકઠાં કરી, તેમને બાળી નાંખવાં. તેનાથી બગડેલાં કપડાં ફીનાઈલથી ધોઈ ઉકાળવાં અને તેવાં ગોદડાં બાળી મુકવાં. ઝાડો ઉલટી બહાર આંગણામાં ફેંકવા નહી. જુદા વાસણમાં એકઠાં કરી સુધરાઈના ભંગીયાને સોંપવાં. (૫) ખાવા પીવાનાં વાસણો ઉકાળેલાં પાણીથી ધોવાં અને દરદીના વાસણો ખાસ અલગ રાખવાં. (૬) નદીમાં કે કુવા ઉપર લુગડાં ધોવાં નહી. પાણી ભરવાના વાસણો બરાબર માંજ્યા પહેલાં વાપરવા નહીં.

(૬) તાત્કાલિક ઉપાયો–(૧) ડાક્ટરની મદદ મળે તે દરમ્યાન એક પાઈનટ (સવા શેર) પાણીમાં ૧ થી ૬ ગ્રેન (ઘઉં ભાર) પોટેશીયમ પરમેંગેનેટ નાંખી તેનું મિશ્રણ જેટલું પીવાય તેટલું આપવુ. (૨) દર્દીને સુતેલો રાખવો; ઉઠ બેસ કરવા દેવી નહી. ...કમાં જ્યારે કોલેરાની અસર હોય ત્યારે દર્દીને બરફ ને પાણી કે સોડા ને બરફ આપવાં. પછી જેમ સુધારો થતો જાય તેમ ઝીણા એરારૂટ (આરારોટ)ની કાંજી, દુધ અને સોડા, દુધ અને જવનું પાણી, ચોખાનું ઓસામણ આપવા. (૩) ડાકટરની મદદ મેળવવાને લાચાર દર્દીની ખબર એસોસીએશનના સેક્રેટરીને કોઇ પણ ગૃહસ્થ તરફથી મળશે તો તેને તરતજ તેની મદદની મફત ગોઠવણ થશે.

કોલેરાના ઉપાય–ગોરધન નંદલાલ બજાણાથી લખી જણાવે છે કે,જેમ વડના ઝાડને વડવાઈ હોય છે તેમ પીંપળાના ઝાડને (પીપળનું ઝાડ નહિં) પણ વડવાઈ હોય છે. આ પીંપળાની વડવાઈ તથા મરીના દાણાને સાથે વાટી કોલેરાના કેસને બે ત્રણ વખત પાવાથી આરામ થઈ જાય છે. ઝાડા વિગેરે બંધ થાય છે. મેં ત્રણેક કેસોમાં આ ઉપાય અજમાવ્યો હતો ને તે દરેક કેસમાં ફતેહમંદ નીકળ્યો હતો. -વડવાઈ એટલે ડાળમાંથી જમીનમાં જે મૂળીયું પાછું જાય છે તે.

---

## બાળરોગ.

(ગતાંક પૃષ્ટ ૧૭૪ થી શરૂ).

૧ બાળકોની આંચકી—આંચકી આવવાના ઘણાં કારણ છે. બહુ શરદી થવાથી ઉધરસ કે હાંફણનું જોર વધવાથી. દાંત આવતી વખત ઉંચેથી પડી જવાથી, અચાનક બી જવાથી બાળકોની મા વાયડાં ખાટાં ખાય નહીં પચી શકે તેવો ખોરાક ખાવાથી વાયુનો પ્રકોપ થઇ આવે તેથી બાળકોને આંચકી ઉપડી આવી, હાથ પગ ડોક વીગેરે ખેંચાય છે મોટે પાણી કે ફીણ નિકળે છે તેના તાત્કાલીક ઉપાય.

૧ કેશર, ને પાતાલ તુંબડી વાટી પાવાં.
૨ ગૌરોચંદ એક રતી આપવું.
૩ કેશર, લવીંગ, કાયફળ; અજમાને વાટી શરીરે ખરડ (લેપ) કરવો.
૪ ફલાલીનના કપડાનો શેક કરવો, હલકો ખુરાક આપવો.
૫ તુલશીપત્ર કે આદુના સ્વરસમાં આનંદભૈરવરસ આપવો.

૨ બચ્ચાંનો ભાર—જે બચ્ચાને ભાર હોય તેને તાવ આવે છે. સફેદ ઝાડા થાય છે, શરીર ગળતું જાય છે, કેળાં, ધઉં, ખજુર, અડદનું પીઠું, બચ્ચું ખાય, અગર બચ્ચાની માતા ખાય તેને લીધે ભાર રહે છે.

ઉપાય—જે ચીજનો ભાર લાગ્યો હોય તે ચીજ બાળીને રાખ કરી પાણી સાથે પાવાથી બચ્ચાને સારૂં થાય છે અને તાવ નાબુદ થશે.

૩ બચ્ચાંઓ ધૂડ—ચુનો—કોયલા—કાંકરી—રાખ ખાય છે તેનો ઉપાય—ખોહાર કાંકરો બે આની ભાર ઘી સાથે પાવાથી આરામ થાય છે. હાથ પગ દોરડી અને પેટ ગાગરડી હોય તે પણ સારૂં થાય છે.

બચ્ચાંના—ઝાડા—ઉલટી—ઝાડામાં લોહી પડવું તેના ઉપાય—
૧ જાવંત્રી, નાગરવેલના પાંન સાથે આપવાથી ઝાડા મટે છે.
૨ ચુનાની આછ. (નીતર્યું પાણી) કે સુવાનું પાણી, પાવાથી ઉલટી મટી છે, અને દુધ પેટમાં રહે છે.
૩ કાકડાસીંગી, અતવિષની કળી, અને લીંડીપીપર સરખે વજને લઈ બેથી ૩ વાલ આપવાથી મરડો તથા લોહી પડતું બંધ થાય છે.
૪ બીલીનો ગરભ, ને ઓથમીજીરૂ, સાકર સાથે આપવાથી ફાયદો થાય છે.

૪ બચ્ચાંના પેસાબમાં સફેદ છાશ જેવું જાય તેનો ઉપાય—જે બચ્ચાંને કૃમી હોય છે, તેને પેસાબ ઉપર છારી તથા પેશાબ છાશ જેવો ઉતરે છે.

ઈંદ્રજવ, કાંકચીઓ, ને વાવડીંગ, શેકી છાશમાં પાવો. પીત પાપડો, એક વાલને આશરે પાવો. ઉપર સાદો જુલાબ દેવો.

૫ ઉંદરી—બચ્ચાંના માથામાં ઉંદરી થાય છે તેના ઉપાય.
૧ લીંમડાની લીંબોળીને વાટી તેલમાં કકડાવવું તે ઉંદરી ઉપર લગાડવું.
૨ કાંટાશેળીઆનાં પાંન વાટી તેલમાં કકડાની તેલ સાથે લગાડવું.
૩ ગ્યાસલેટ તેલમાં સાજીનાં ફુલ (સોડા) નાખી લગાડવું.
૪ સરસીયા તેલમાં ગંધક તથા બજર લગાડવી.

૬ રતવા—રતવાનો સોજો શરીરમાં ચોતરફ ફર્યાં કરે છે. પીડા કરે છે, પાકે અને ફુટે છે ત્યારે બળતરા સખત થાય છે.

ઉપાય—૧. રતવેલીઓ, કાળો હંસરાજ, સોનાગેરૂ, અને સુખડનો લેપ કરવો.
૨ રતાંજલી, વાળો, આંબાહળદર, જટામાંસી (બાલછડ) પાણીમાં વાટી લગાડવું.
૩ હેમકદ અને સાકર ખાવાથી ઘણો ફાયદો થાય છે.

# ઢોરોમાં થતો ખરવાસા-મોવાસાનો ચેપી રોગ અને તેના ઘરગથ્થુ ઉપાય.

ખરવાસા, મોવાસાના રોગને અંગ્રેજીમાં Foot & mouth Disease કહેવામાં આવે છે. આ એક ચેપી રોગ છે અને તે ઢોરોને લાગુ પડે છે. તે મોઢામાં તથા પગની ખરીઓમાં લાગુ થતો હોવાથી તેનું નામ ખરવાસો મોવાસો આપવામાં આવેલું છે. આ રોગમાં મરણ પ્રમાણ બહુજ ઓછું છે, વખતે સેંકડે પાંચ ટકા મરણ પ્રમાણ આવે છે પણ શરૂઆતમાંજ દરદી ઢોરોની સારવાર યોગ્ય રીતે કરવામાં આવે તેઓને વધારે દુઃખ સહન કરવું પડતું નથી, જેથી વેટેનરી સર્જન (જાનવરોના ડાક્ટર)ની ગેરહાજરીમાં ઘરગથ્થુ ઉપાયો તુરત કેવા યોજવા તે આમાં જણાવવામાં આવેલા છે.

રોગ ફાટી નિકળે કે તુરત માંદાં થએલાં ઢોરને અલગ રાખવું. તંદુરસ્ત ઢોરોને આંદાના સંબંધમાં બીલકુલ આવવા દેવાં નહી, કારણ તેથી તંદુરસ્ત ઢોરોને આ રોગનો ચેપ લાગુ પડે છે અને ઢોરો હેરાન થાય છે.

ચિન્હો—શરૂઆતમા તાવ આવે છે, ઢોર કાંપે છે, વાગોળતું નથી, મોઢામાં ચાંદાં પડી જાય છે, લાળ પડે છે, ખોરાક લઈ શકાતો નથી, પગમાં ચાંદાં પડે છે અને જંતુઓ પડી જવાથી કોઈ કોઈ વખત ખરી પણ સડીને નીકળી જાય છે અને ઢોર અતિશય હેરાન થઈ મરણને શરણ થાય છે.

ઉપાય—ઢોર માંદું થયું માલુમ પડે કે તુરત તેને અળશીનું તેલ શેર ૧ા અથવા તો તલનું તેલ શેર ૧ા સાધારણ જુલાબ લાવવા માટે પાવું. મોંઢામાં ચાંદાં પડયાં હોય તે મટાડવા માટે ફુલાવેલ ફટકડી તોલો ાા, ટંકણખાર તોલો ાા, આ બંને દવાઓને ગરમ પાણી શેર ૨ માં મેળવી સવારે તથા સાંજે એ રીતે બે વખત કોગળા કરાવવા એટલે કે તે વતી મોંઢાની અંદરનો ભાગ ધોવો.

પગમાં ચાંદાં પડયાં હોય તે મટાડવા માટે કપુર તોલો ૧, તલનું તેલ તોલા ૭, કપુરને તલના તેલમાં મીક્સ કરવું. ચાક ખડી તોલા ૪, કોલસા તોલા ૨, ફુલાવેલ ફટકડી તોલો ૧, મોરથુથુ તોલો ૧, હળદળનાં માથાં તોલા ૨, આ સર્વ મીલાવીને વાટી બારીક પાઉડર (ચૂર્ણ) બનાવવું.

પગમાં પડેલાં ચાંદાં ગરમ પાણીથી ધોઈ સાફ કરીને ઉપર જણાવેલું કપુરનું તેલ લગાડવું અને તેના ઉપર ચોક ખડી વીગેરેનો જે પાઉડર બતાવવામાં આવ્યો છે તે છાંટવો અને ઉપર થોડું કે સુકી પટો બાંધવો; આ પ્રમાણે ચાર પાંચ દિવસ સુધી કરવાથી ઢોર આરામપર આવી જાય છે. જંતુઓ પડતા નથી અને કોઈ પણ પ્રકારનું દુઃખ સહન કરવું પડતું નથી.

પગમાં જીવડા પડયા હોય તો ટરપેન્ટાઈનનું તેલ તે જગોપર રેડવું, તેથી જીવડા બહાર આવી જશે. બારીક જંતુઓ અંદર રહી ગયા હોય તેનો નાશ કરવા માટે ટરપેન્ટાઈનના તેલનું પોતું ચાંદાંમાં મુકવું, બીજે દિવસે તે બહાર કાઢી નાંખવું અને ચાંદાં ધોઈ સાફ કરી ઉપર બતાવ્યા પ્રમાણે કપુરના તેલનો તથા પાઉડરનો ઉપયોગ કરવો.

**ખોરાક**—મોંમાં ચાંદા પડેલાં હોવાથી ખોરાક લઇ શકાતો નથી અને તેથી ઢોર તદ્દન નબળું થઈ જાય છે શક્તિ જાળવવા માટે ચોખા શેર ૨, દુધ શેર ૩, સાકર શેર ૦‌ા અથવા તો ગોળ શેર ૦‌ા તેની કાંજી બનાવી નળી વતી દિવસમાં બે વખત પાવી. આ પ્રમાણુ એક વખતનુ છે આરામપર આવવા લાગે ત્યારે થોડું લીલુ ઘાસ, ગાજર, મૂળા, ઘઉંનો ભુસ્સો વગેરે ખાવા આપવા અને તદ્દન આરામ પર આવ્યા બાદ સુકુ ઘાસ આપવુ

તદ્દન આરામ પર આવ્યા બાદ તેને લગતો જે સામાન હોય તે પૈકીનો બાળી ના ખવા જેવો હોય તેને બાળી નાખવો. બાકીના સામાનને ઉકળતા પાણીથી ધોવો અને ઢોરને ગરમ પાણીથી નવરાવી તંદુરસ્ત ઢોરો સાથે રાખવુ

ઢોર મરી જાય તો તેનુ ચામડુ નહી ઉતરાવતાં ગામથી બહુ દૂર લઈ જઈ ૭ ફુટ ઉંડાઇનો ખાડો ખોદી ચુનો તથા મીઠાનો થર કરી તેમાં ઢોરને દાટવુ ચુનો ૧ મણ તથા મીઠું પણ ૧ મણ વાપરવુ આ પ્રમાણે કરવાથી ચેપ ફેલાતો નથી અને રોગ નાબુદ થાય છે

**સાવચેતી**-ખરવાસા, મોવાસાનો રોગ ફાટી નીકળ્યો હોય ત્યારે હવાડા ભરાવવા નહી, ઢોરોને ટોળામાં મોકલાવવાં નહી પણ પાણી તથાં ઘાસ ઘર આગળ આપવાં જે ગામમાં રોગ હોય તે ગામના કોઈ પણ ઢોરને બીજા ગામમાં જવા દેવુ નહી, તેમ બીજા ગામના કોઈ પણ ઢોરને રોગવાળા ગામમાં આવવા દેવુ નહી જાનવરોનું દવાખાનું જે ગામથી નજીક હોય તે ગામના લોકોએ આ રોગની દવા દવાખાનામાંથી મેળવવી અને દૂરના ગામ વાળાઓએ પટેલ તલાટીને આ રોગ ફાટી નીકળ્યા સબંધી ખબર આપવી, અને પટેલ તલાટીએ તુરત વેટેરીનરી સરજન તરફ જાહેરાત આપવી કે જેથી સરકારના ફરમાન અન્વયે વેટેરીનરી સરજન રોગવાળા ગામે આવીને રોગ અટકાવવાનાં વ્યાપતા ઉપાયો યોજશે.

ઉપર જણાવ્યા પ્રમાણે વર્તન કરવાથી ઢોરોને વધારે દુખ સહન કરવુ પડતુ નથી, દરદ તેનું જોર ફેલાવી શકતુ નથી, મરણુ પ્રમાણ બનતા સુધી બીલકુલ આવતુ નથી અને તેથી ખેડુતભાઈઓને નુકશાનીમા ઉતરવુ પડતુ નથી

( ગુજરાતી ).

---

# अनुभव सिध्ध दवाओ.

### લોહી વિકારનાં દરદો માટે અકશીર ઉપાય.

ખેરના રસની બરાબર આમળાનો રસ મેળવવો ને એ એના વજનથી ચોથે ભાગે મધ મેળવવુ પછી દરરોજ દીવસમા ત્રણ વખત તેમાંથી બબ્બે તોલા, લેવાથી દસ દિવસમા મટી જાય છે ને સારસાપરિલા કરતાં વીસગણો ગુણ આપે છે.

### ૨ વીછીના ઝેરની ઉપર અકસીર ગુટીકા

અનુભવ સિદ્ધ—કૌવચના બીજ, હરતાલ, કાચમીના દાડકાં મનશીલ, એ બધાને સરખે વજને લઈ મેંદેસરાના પાનાં તથા બોરડીનાં પાના અને મધ નાંખીને બધાને એકત્ર કરી ખરલ કરવુ ને ગોળીઓ વાળવી ને છાંયડે સુકવીને ઉપયોગમાં લેવી વીછીનુ ઝેર જ્યાં જ્યાં ચડયું હોય ત્યાંથી ડખ સુધી ધીમે ધીમે ફેરવવુ ઉતરુ ફેરવવુ મહિ ડખપર ગોળી મુકવી તથા મસી ચોપડવી એટલે તુરત વીછીનુ ઝેર ઉતરી જશે.

---

# घरगथु देशी दवाओ.

(લેખક આર્યવૈદ્ય મયારામ સુંદરજી.)

**સુરોખાર**—આને ઇંગ્રેજીમાં નાઇટ્રેટ ઓફ પોટયાસ કહે છે. તેને શોધીને સાફ બનાવી દવામાં યોજે છે. તેમાં તાવ શાંત કરવાનો સ્વેદક ગુણ છે. તે તાવ મોળો પડે ત્યાં સુધી બબે કલાકે બબેવાલ, જળ સાથે મેળવી પાવાથી સ્વેદવળી, પેશાબ વધી તાવની ગરમી ઓછી થઇ તાવ ઉતરે છે. ઉપર મુજબ દેવાથી પેશાબમાં થતી બળતરા કમ થાય છે. જેથી તેને ઉપર મુજબ જળ સાથે પ્રમેહાદિકમાં અપાય છે. સુરાખારથી બમણા ચણુ કબાબ લઇને ચુરણ કરી તે બબે પહોરે કે સવાર સાંજ ૧. ૦|, ૦| ભાર પ્રમેહ, પ્રદર મટવાને દેવાય છે. કોઇ તે સાથે સુખડના સ્વચ્છ તેલનાં ૫, ૫ ટીપાં પણ આપે છે, ને તેથી પ્રમેહ પ્રદરનું દરદ જલદી મટે છે. આવી યોજનાથી કફનું દરદ પણ મટે છે. સુરાખારનો અગ્નિ ઉપર નાના બકડીયામાં રસી કરી નેત્રની સળીયો ઢાળે છે અને તેનાં ટેભાં દિવાની પાસે ધરીને ઓગાળી લીસા બનાવે છે, તે નેત્રમાં ફેરવવાથી નેત્રને થંડક વળે છે. આમ સળીઓ બીબામાં ઢાળી ફાબલીઓ વેચે છે. સુરાખારનાં રમકડાં પણ બીબામાં, ઉપર પ્રમાણે ઢાળી બનાવી વેચે છે.

**ટંકણખાર**—ટંકણખાર બકડીયામાં સેકી બારીક વાટી, પછી તેને શીશીમાં ભરી લેવો. તે મધમાં મેળવી બાળકના મુખપાક (આવેલા મુખ) માં લગાવવાથી તેને ફાયદો છે. તે મધમાં મેળવી જરા જરા આંજવાથી આવેલી અખિ, વાંલુ ને ફુલું મટે છે. કોઇ તે સાથે કાથો ઉમેરી પછી ઉપર પ્રમાણે મુખપાક માટે વાપરે છે. તેલમાં મેળવી દાઝેલા ભાગમાં લગાવાય છે. તે ન મળે તો દાઝેલા ભાગમાં બાઇકાર્બોનેટ સોડા (સાજીનાં ફુલ) ને તેલમાં ઘુંટીને લગાવવા. વહેતા કાનમાં ફુલતેલ ટંકણખારનું ચુરણ ઘઉં ઘઉં ભાર નાંખી ઉપર ધુપેલ તેલનું ટીપું પાડવાથી વહેતા કાન મટે છે. ટંકણખાર જેટલી લીંડીપીપર મેળવી તે બેઆની ભાર મધ સાથે ચટાડવાથી ચડેલો દમ શાંત થાય છે, ને કફ ઓછો થાય છે. વાલ બે વાલ ટંકણખાર મધમાં બાળકને દેવાથી બાળકની સરદી, ખાસી, સસણી, તાવ ખેંચ, તાબડતોબ મટે છે. બેઆની ભાર, ટંકણખાર ને ૧ રતી અફીણ ચા સાથે મરડામાં દેવાથી તરતજ મરડો મટે છે. બબે પહોરે બબેવાલ એકાદ મહીનો તેટલા વજને મધ સાથે આપવાથી અપસ્માર (વાઇફેફરું) મટે છે. બોરાસિકએસીડ ટંકણખારનુંજ હોય છે.

**નવસાર**—ઇંગ્રેજીમાં નવસારને અમોનીયાક્લોરાઇડ કહે છે. તે સાફ પકવીને દવામાં યોજાય છે. લોહીની ગાંઠ કે ગડ ઉપર તેના પાણીનાં પોતા મુકવાથી તે શાંત થઇ ઉપડતી બેસી જાય છે. તે સાથે સુરોખાર મેળવવાથી તેનું પાણી અતિ થંડુ બને છે. તેનાં પોતા તાવ કમ કરવા માટે કપાળે મુકાય છે, તથા સારણગાંઠ ચડાવવા તે ઉપર મુકાય છે. સ્તનપાકની શરૂઆતમાં આવાં પોતાં મુકવાથી તેના ગોળાને શાંત પાડી સમાવી દે છે. નવસાર ને કળીચુનો એક બંધ મુખવાળી શીશીમાં એકત્ર કરવાથી ને તે સાથે જરા જળ મેળવી સુંઘાડવાથી માથાનો દુઃખાવો મોળો પડે છે તથા ફિરકીરીઆની બેશુદ્ધી દૂર થાય છે. નવસાર પેટમાં દેવાથી તાવ, યકૃતનો ગોળો (ગાંઠ), કમળો, બરોળ, ચેચર, માથાનો દુઃખાવો,

આધાશીશી, ચરકા, વા, કફ, મુંઝારો વગેરે મટે છે. **વજન**—કરીયાતુ ને વંરીયાળીના પાણી સાથે બબે પહોરે બબે વાલ આપવો. તાવ તથા ટાઢીઓ તાવ અટકાવવાને માટે તેથી બમણે કે ત્રમણે વજને આપવો. નાનાને તેની ઉમર પ્રમાણે દેવો.

**મીઠું**—ઝેહેર ચડ્યુ હોયતો ગરમ પાણીમાં ૧ મુઠી મીઠું મેળવી તે પાવાથી કોઇ વાર ઉલટી થઇ ઝહેર ઉલટી વાટે બાહેર નિકળી જાય છે. ચપ્પુ કે છરી વિગેરે વાગવાથી જખમ થઇ લોહી નિકળતુ હોય તો મીઠાના પાણીથી ધોઇ, મીઠાના પાણીનો પાટો બાંધવાથી લોહી બંધ થઈ જખમ પુરાઇ જાય છે. ભોજન પછી જરા મીઠુ ચાવવાથી દાંત મજબુત થાય છે તથા તેમાં અનાજનો સડો થતો નથી. પડી જતાં વાગે ને બે શુદ્ધ થવાય તો ચપટી મીઠાનું પાણી કરીને પાવાથી શુદ્ધીમાં આવે છે. વિંછીના ડંખ ઉપર મીઠાના પાણીનુ પોતુ મુકવાથી તથા તે આંખમાં આંજવાથી અને જરા પાવાથી તરત વીંછીની પીડા કમ થાય છે ને મટે છે. વા ઉપર મીઠાના પાણીનાં પોતાં મુકવાં તથા ૪થી ૬ વાલ જળમાં મેળવી પીવું.

**લશણ**—લશણ એ અજીરણ અને વાનો અકસીર ઉપાય છે. લશણ, સંચળ ને હીંગની વાલ વાલની ગોળી કરીને તે ૧ થી ૨, થીણા ઘીમાં દેવી. લશણની ૭ કળી ફોલી તે સાથે તેટલું મીઠું વાટી તેને થીણા ઘીમાં ભેળવી આપવાથી અજીરણ, આફરો, પેટનો દુઃખાવો, વા, સંધીવા અને બીજા વિવિધ વા, થતો ક્ષય રોગ, મધુમેહ, વિષમજ્વર, ગુલ્મ, શળ સંગ્રહણી વાયુ વિગેરે મટે છે. નિત્ય લશણ દહીં સાથે પાવાનુ જારી રાખવાથી ક્ષયને સંગ્રહણી મટે છે. લશણના ૧ ગાંઠીઆની કળીયો ફોલી તે સાથે ૧ રતી અફીણ તથા જરા મીઠું નાંખી વાટી, ઘી સાથે કકડાવી તે બાજરાના રોટલાના કટકા સાથે ખાવાથી સખત મરડાને પણ મટાડે છે. લશણ ફોલી સુકવી તે સાથે સંચળને તેટલી હીંગ મેળવી તેની ગોળીઓ બનાવાય છે. અને ઉપર કહ્યા દરદોમાં ઘીમા ભેળવી અપાય છે.

**કાંદા (ડુંગળી)**—ડુંગળી છુંદીને ઘરમાં રાખવાથી ઘરની હવા સુધરે છે. ડુંગળી છુંદીને સુંઘાડવાથી હિસ્ટીરીઆ વિગેરેની બે શુદ્ધી દુર થઇ શુદ્ધી આવે છે. નિત્ય તેનું સાક ખાવાથી શરીર પુષ્ટ થાય છે. કાચી છુદી તેનો રસ રૂ ૧ ભાર, તેટલા મધ, ઘી સાથે મેળવી સેવાથી નામર્દ મટી મર્દ બનાવે છે. તમાકુનો કેફ ડુગળી સુંઘાડવાથી દૂર થાય છે.

**લીંબુ**—તેને કાગદી લિંબુ પણ કહે છે. ૧ થી ૨ લિંબુનો પાશેર પાણીમાં રસ મેળવી તેમાં નવટાંક ગોળ કે સાકર ભેળવી આમ બનાવેલુ લિંબુનું સરબત પાવાથી તાવની તૃષા, દાહ, બળતરા, શીરપીડા, ત્રોડ ને તાવ તરતજ શાંત થાય છે ને આમ બે ત્રણ દિવસ કરવાથી તાવ પણ મટી જાય છે. તેવીજ રીતે દરીયો લાગેલ મટે છે. અને શાક ભાજીની તાણુથી જે પેઢાંમાંથી લોહી નીકળે છે તથા શરીરનું લોહી બગડે છે તે પણ તેથી ૩ થી ૬ દિવસમાં સુધરી આરામ થાય છે. ખોરાક સાથે દાળમાં કે ભાજીમાં લિંબુનો રસ ખાવાથી તે અગ્નિ દિપન કરી—અન્ન પાચન કરે છે. દુષ્ટ રોગ ઉપર લીંબુ લગાવવાથી તેને કમ કરી ત્વચા રોગને મટાડે છે, આંખમાં લિંબુનો રસ આંજવાથી તથા બાહર ચોપડવાથી આવેલી આંખોની ગરમી, તથા ચોરચીર, નેપાળા કે ભિલામાની ગરમીને શાંત કરીને મટાડે છે. નેપાળા આદિનો અતિ રેચ લાગવાથી ન વળતો હોય તો એકાદ લીંબુનું સરબત કરી પાવાથી તે તરત વળી જાય છે. લિંબુ માથે ચોળીને નહાવાથી વાળ સુંવાળા

સ્વચ્છ ને મોકળા થાય છે. તેમજ શરીરને મુખ ઉપર લગાડીને નહાવાથી ઉનાળાના તડકાથી જે શરીર તથા ચેહેરાની શામતા આવેલ હોય છે તે દૂર થાય છે. આદુની કાતરી કરી તે ઉપર વારેષ મીઠું ને લિંબુનો રસ ચડાવી કહિવાર પછી ખોરાક સાથે અથાણા રૂપે ખાવાથી રૂચી ઉત્પન્ન થાય છે, જઠરા પ્રગટ થાય છે અને અન્નનું પાચન થાય છે.

**તજ**—ક્ષય તથા સુંકનો ઉત્તમ ઉપાય છે. તજ બે આની ભારથી પાવલીભાર વાટીને દહીં સાકર સાથે પાવાથી પર વાળો મરડો અને ક્ષય તથા સંગ્રહણી મટે છે. તજ વાટીને માથે ચોપડવાથી માથાનો વાયુ, શરદીનો દુઃખાવો દૂર થાય છે. વજન—નાનાં બચ્ચાંને ૧, રતી થી ૧ વાલ; મોટાને ૩ થી ૬ વાલ મધમાં મેળવીને દેવું.

**એલચી**—પાચકને સુગંધી છે. પાંચ દશ દાણા ખાવાથી દુધપાકનું અજીરણ દૂર થાય છે તથા દુધના ખોરાકનું પાચન થાય છે. એલચી દાણા વાટીને આંખ ઉપર ને કપાળે ચોપડવાથી માથાનો દુઃખાવો તથા રાત આંધળા પણું મટે છે. **એલચીનો અર્ક** એ નામથી વેચાય છે તે એલચીનો અર્ક નથી; પણ **કાજાપુટી ઓઇલ** નામનું એક તેલ હોય છે. તે પણ કપાળે લગાવવાથી માથાનો દુઃખાવો મટે છે તથા તેથી આંખો ઠરે છે. તેવા ઉપર લગાવવાથી વાત વ્યાધી મટે છે. ૨, થી ૪ ટીપાં સાકરના ભુકામાં પેટમાં દેવાથી પેટનો દુઃખાવો ને વાયુ હરે છે. અને અજીરણ આફરો મટે છે.

**જાયફળ**—ઝહાડા, મરડાનો અને સંગ્રહણીનો તે એક ઉપાય છે. તે મીઠાઈમાં સુગંધી માટે વપરાય છે. તેલમાં નાખીને લગાવવાથી કોલેરામાં ગોટલા, આંટી, ચેડ છે તેને સમાવે છે તથા વાયુ, કળતર ને દુઃખાવો દૂર કરે છે. પાણીમાં ઘસીને માથાના દુઃખાવા ઉપર લગાવાય છે. સંગ્રહણી રોગ બબે પહોરે બબે આની ભાર દહીં સાકરમાં અપાય છે. નિંદ્રા ન આવતી હોય તેવા અજંપાના રોગમાં રાતે ૦। જાયફળ દુધ સાકરમાં અપાય છે. ટોપરૂંને જાયફળ વાટીને વાળમાં લગાવવાનું જારી રાખવાથી વાળ વધે છે ન કાળાભોજ બને છે. જાયફળનું તેલ લગાવવાથી વાળ કાળાશ પકડે છે. બાળકને ૨। રતીથી ૧ વાલ ઉપર મુજબ અપાય છે. વધુ લેતાં ઘેન ચડે છે. અને ગળું શુકાય છે. જાવંત્રીમાં પણ જાયફળનાજ ગુણ છે. વજન ૧ થી ૨ વાલ.

**લવિંગ**—સરદી, સળેખમ થએલાને, લવિંગ, પાણીમાં વાટી, ગરમ કરી કપાળે લગાવે છે. કોઇ તેમાં અફીણ પણ યોજે છે. તેથી શિર પીડા પણ મટે છે. મોટી ઉમરનાને ૪ થી ૮ લવિંગ દેવાં લવિંગ ખાવાથી અજીરણ, આફરો ને પેટનો દુઃખાવો તથા રેચનો ધુમરડો મટે છે. લવિંગનું તેલ ૧ થી ૩ ટીપાં સાકરમાં પેટની અંદર અપાય છે.

**કેસર**—કેસર કાશ્મીરી સર્વથી ઉત્તમ ગણાય છે. તેનું મૂળ ઉત્પત્તિસ્થાન કાશ્મીર દેશ છે. કેસર એ તેના છોડના ફૂલની પાંખડીયો છે. કેસર સુગંધને પિળા રંગ માટે પાક આદિમાં વપરાય છે.કેસરનો ખરડ કરવાથી બાળકની સરદી, વાયુ, ખેંચ વિગેરે મટે છે. તે ઘઉં ભાર પાવાથી પેશાબનું દરદ મટે છે. મોટી ઉમરનાને ૧ થી ૨ વાલ પર્યંત મધમાં દેવાય છે.

**કપુર**—આને કોઈ બરાસ કપુર પણ કહે છે. તેમાંથી તે સાથે ઓશડીયા મેળવી ઉડાડી **ભીમસેની બરાસ** પણ બનાવાય છે. કોઈ ઉન્માદિ કે દરદી તોફાને ચડયો હોય ત્યારે એકાદ વાલ કપુર પેટમાં દેવાથી તે શાંત પડે છે. ઝેર કોચલાનું ઝેર ચડયું હોય ને તેથી ખેંચાતો હોય તેને, કે હિસ્ટીરીઆની ખેંચ કે તોફાન થતું હોય તેને ઉપર મુજબ

દેવાથી તે શાંત થઈ મટે છે.ત્રણ કે જખમમાં જીવડા પડ્યા હોય તેમાં ખાંડ સાથે કપુર મેળવી જખમમાં નાંખવાથી જીવડા તાબડતોબ બાહેર આવે છે તથા તેથી જખમ પણ રૂઝાય છે. જીવડા બાહેર આવે કે ચીમટાથી લઈ લેવા. વજન નાની ઉમરે ૧ થી ૨ ઘઉં ભાર અને મોટાને ૪ થી ૬ ઘઉં ભાર કોલેરાની દરેક સ્થિતિમાં કપુર એ રામબાણ ઉપાય છે. વજન પોરે બેપોરે નિરાંત થાય ત્યાં સુધી થીણા ઘીમાં કે દહીંમાં દીધા કરવું. અંગર મધમાં મેળવી ચટાડવુ. કપુર, રેક્ટીફાઇડ સ્પિરિટ સાથે પિગળાવી કપુરનો અર્ક બનાવવામાં આવે છે. તેનાં ૫,૫ ટીપાં પતાશામાં પાડીને બબે ત્રણ ત્રણ કલાકને છેટે કોલેરામાં આપવામાં આવે છે. કપુર ૧ ભાગને તલનું તેલ ૪ ભાગ, એકત્ર ઘુંટી વાયુના દુઃખાવા ઉપર ચોળવામાં આવે છે. બંધ વાસણમાં કપુર ગરમ કરવાથી તેનો રસ થાય છે તે ઢાળીને તેની ગોટીઓ ને માળાઓ બનાવે છે. એક રતી કપુર ૧ રતી અફીણની ગોળી કરી પેટમાં દેવાથી કે ગુદામાં પહેરવાથી પ્રમેહમાં થતી જાગૃતિનું શમન થાય છે. દાણાના કોઠારમાં કપુ ભારવાથી દાણામાં સડો પડતો નથી. તેમજ બનાત કે ઉનનાં કપડાંને આંતરી ખાતી નથી.

**મીંઢોળ**—મીંઢોળ ફળ ૧ કચરી વાટી ઉના પાણીમાં ચોળી ગળીને પાવાથી ઉલટી થાય છે ને પેટમાં ગએલું ઝેહેર ઉલટીમાં નીકળી જાય છે. મીંઢોળનું ચુરણ ને અફીણ સમ ભાગે લઈ ગોળી રતી રતીની કરી બબે પહોરે એકેક દેવી જારી રાખવાથી રક્ત પરૂવાળો સખત મરડો પણ મટે છે. કફનો મુઝારો પણ આવીજ રીતે દેવાથી મટે છે. મીંઢોળને બદલે અર્ક મુળની છાલ પણ યોજાય છે. આવી ગોળી ટાઢીઆ તાવ આવવા પહેલાં બે કલાકે દેવાથી તે અટકે છે.

**આકડો**—અર્ક પત્ર બાફીને પેટ ઉપર બાંધી સેક કરવાથી પેટનાં દરદ મટે છે. અર્ક મૂળની છાલને અફીણની રતી રતીની ગોળી કરીને બબે પોરે એકેક દેવાથી સરદી, સળેખમ, ઉધરસ, દમ, કફ ને મરડો તથા ટાઢીઓ તાવ મટે છે. અર્કચુર્ણ ને અફીણની ૧ રતીની ગોળી કરી મરડામાં દેવી.

---

# कविवर बाणभट्ट.

(લેખક શ્રીયુત મણિલાલ કેશવલાલ પરિખ.)

આ કવિવરે પોતાનાં પૂર્વજોની, સંબંધી જનોની, ગુરૂની તેમજ નિવાસ સ્થાનની વગેરે માહિતી પોતેજ લખી મૂકી છે તે મોટા આશ્ચર્યની અને સમાધાન કારક વાત છે. આ કવિ વાત્સાયન કુળમાં જન્મ્યા હતા. તેમના પૂર્વજ કુબેર એ વેદ વિદ્યામાં ઘણા પ્રવીણ હતા. ગુપ્ત વંશના રાજા તેમનુ ઘણું સન્માન કરતા હતા. તેમને ચાર પુત્ર હતા. તેમાંનો એક પશુપત નામનો હતો. તે મહોજ વિદ્વાન અને કુળદીપક હતો. તે બાણના પ્રપિતામહ થાય– તેમનો પુત્ર અર્થપતિ એ પણ ઘણો વિદ્વાન હતો. તેણે પુષ્કળ શિષ્યો તૈયાર કર્યા અને યજ્ઞ યાગાદિ કર્મ કરીને મહત્કીર્તિ સંપાદન કરી હતી. અર્થપતિને વેદશાસ્ત્ર પારંગત એવા ભૃગુ પ્રમુખ અગિયાર પુત્ર હતા; તેમાં ચિત્રભાનુ વિદ્યાના તેજ વડે કરીને સૂર્ય સરખો હતો. તેમને બાણ નામે પુત્ર થયો. બાણની માતાનું નામ રાજ્યદેવી હતું તે બાણની બાલ્યાવસ્થામાંજ દેવલોક પામી–તેમના પિતાપણ તેમના ચૌદવર્ષની વયે સ્વર્ગે સિધાવ્યા, શોણ નદીની પશ્ચિમે "પ્રીતિકૂટ" નામના ગામમાં બાણનું સ્થાન હતું—બાણ બાળવયમાં

સ્વચ્છંદી હતા. એમ તેમના ચરિત્ર પરથી જણાય છે. તેમના માતપિતા તેમની બાળવયમાં નિર્વાણ પામવાથી અને પાછળથી તેમનામાં વિદ્યા અને તારુણ્યનો પ્રાદુર્ભાવ થવાથી તેમની સ્વચ્છંદી વૃત્તિને અધિક ઉત્તેજન મળ્યું—આમ થવાથી તે પ્રથમ તો મોટા મોટાના ઉપહાસને પાત્ર થયા; પણ પાછળથી વિદ્વાન ગુરુના સહવાસથી અને મોટા મોટા રાજદરબારોમાં ફરવાથી તે મોટા મોટા રાજાઓના સન્માનને પાત્ર થયા. તે સમયના રાજા રજવાડા તરફથી બાણના પૂર્વજોનું સારૂ સન્માન થતું હોવાથી તેમને ,ઘણો વૈભવ પ્રાપ્ત થયો હતો એમ જણાય છે. તેની પાસે ઘણીજ આશ્રિત મંડળી હોવાનો તેણે સ્વત. ઉલ્લેખ કરેલો છે.

બાણભટ દેશાટન કરવા નિકળતા ત્યારે તેની સાથે એકાદ સંસ્થાનિકની માફક મંડળી રહેતી. આ પરથી ' विद्वान दरिद्रोयतः ' આ સર્વ સામાન્ય નિયમને આ કવિ અપવાદ રૂપ હતા એમ કહેવાને હરકત નથી.

આગળ ચાલતાં બાણ કવિની વિદ્વત્તાની કીર્તિ—હર્ષરાજાના દરબાર પર્યંત પહોંચી ગઇ. કારણ ગુણવાનમાં ખરેખર ઉત્તમ ગુણ હોય છે તો તે તેની આગળજ દોડયાં કરે છે ! પરંતુ દુર્જનોથી સજ્જનોના ગુણનો ઉત્કર્ષ સહન ન થવાથી તેઓ તેમની અપકીર્તિ થવા માટે પ્રયત્ન કરે છે અને તેમાજ મોટા આનંદ માને છે ! એમ ઘણે પ્રસંગે દેખાય છે તે પ્રમાણે કેટલાક દુર્જનોએ પોતાના સ્વભાવાનુસાર બાણકવિ સબંધી હર્ષરાજાનું મન કલુષિત કરી નાખ્યું હતું; આ અનુભવપરથી કે કેમ તેણે अकारणा विष्कृत वैर ... જનાત્કસ્ય भयंन विद्यते; ' કારણ સિવાય વૈર કરનારા દુર્જનથી કોને ભય થતો નથી ? એમ કહ્યું હતુ. પરંતુ જગન્નિયંતા પરમેશ્વરે એવી યોજના કરી રાખેલી દેખાય છે કે જ્યાં દુર્જન હોય છે ત્યાંજ ઘણું કરીને સજ્જનોનો યોગ કરી રાખેલો હોય છે; આમ હોવાથીજ જગતની ગતિ–ઉત્કર્ષાવસ્થાએ ચાલી રહી છે ! હર્ષરાજાનો બંધુ કૃષ્ણરાજ એ વિદ્વાનોનો અને સજ્જનોનો ઘણો પક્ષપાતી હતો, તેને આ બનાવથી ઘણું ખોટું લાગ્યું. તેણે હર્ષરાજા પાસે બાણકવિની વિદ્વતા બદ્દલ વાત કાઢીને, ' બાલ્યાવસ્થામાં પ્રાય: સર્વ તરફથી પ્રમાદ થાય છે; ઇત્યાદિ પ્રકારે કહીને હર્ષરાજાના મનનો દુર્ગ્રહ કાઢી નાખ્યો ! કારણ—

" अति कुपितापि सुजनायोगन मृदू भवन्ति नतु नीचाः ॥
हेम्नः कठीणस्यापि द्रवणो पायोस्याऽस्ति न तृणादेः ॥

ઉદાર અંતઃકરણના પુરૂષો ઘણા ગુસ્સે થાય છે ત્યારે તેમને બરાબર સમજાવીને કહેવાથી તેમના અંતઃકરણમાંથી દ્રવ ઘટે છે, પરંતુ અધમ મનુષ્યના મનમાં તે છુટતો નથી ! ઉદાહરણાર્થ:–સુવર્ણ એટલું કઠણ છે છતાં તે દ્રવે છે, પરંતુ તૃણ કાષ્ટ ઇત્યાદિ વસ્તુ બળીજાય છે છતાં પણ દ્રવતી નથી ' આ પ્રમાણે કૃષ્ણરાજાના ઉપદેશથી હર્ષરાજાના મનનું નિષ્ઠુરપણું જઇને, તેનામાં દયાના અંકુર ફુટયાં. પછી કૃષ્ણરાજાએ બાણકવિને બોલાવવા માટે મેખલક નામના દૂતને મોકલ્યો. તેની આવી પરોપકાર બુદ્ધિ અને નિષ્કામ પ્રેમ જોઇનેજ બાણકવિએ 'अप्रपेक्षित गुणदोषः परोपकारः सतां व्यसनम् ' એ પ્રમાણેના કૃષ્ણરાજાને ઉદ્દેશીને ઉદ્ગાર કાઢયા હતા. પછી થોડાજ દિવસમાં બાણકવિની છાપ હર્ષરાજા પર પડવાથી સંતુષ્ટ થયેલા હર્ષરાજાએ બાણકવિને સન્માન, વિત્ત, પ્રેમ, વિશ્વાસ ઇત્યાદિ વિષયમાં પરમાવધિએ પહોંચાડી દીધો ! (અપૂર્ણ)

## हरस नाशकं गुटिका

નામની અત્યત ખાત્રીવાળી અનુભવેલી અને ગુણવાળી દવા ઘણા વર્ષથી બનાવી છે જે સુકા કે દુખતા, અને દુઝતા હરસને મટાડવામાં રામબાણ કામ કરે છે. ઘણા માણસો-એ તેનો ઉપયોગ કરી ખાત્રી કરી છે ઝાડાવાટે જતા લોહીને તો તે એકજ દિવસમાં બંધ કરી દે છે બહાર નીકળેલા ખુટા જેવા હરસના મસાને તે એકદમ બેસાડી દેઇ સમાવી દે છે ઓપરેશન કરવાની જરૂર રહેતી નથી. તેમ મટયા પછી ફરી થતા નથી. દસ્ત હમેશાં સાફ આવે છે, ભુખ કકડીને લાગે છે અને શરીરને શક્તિ આપે છે

જો તમે હરસની દવા કરી કરીને થાકયા હો, કોઇ પણ ઉપાયે ફાયદો ન થયો હોય, અને પૈસાની બરબાદિ કરી કંટાળ્યા હો, તો નિરાશ થશો નહિ. આજેજ આ દવા મગાવી અને અનુભવ કરો ખરેખર આ દવા ઇશ્વરી આશિર્વાદ સમાન છે તેથી હરસ મટયા પછી ફરી થતા નથી અને જીદગી પર્યંતના દુખથી બચાવે છે હજારો માણસોના પત્રો મળ્યા છે, અને હજારો માણસ તેનો લાભ લેછે

કલકત્તાથી, સી એમ. ચોધરી લખે છે કે, તમારી દવાથી મને જુના હરસનું દરદ મટયું છે જે હજુ સુધી ફરી થયુ નથી જેથી તેમાંની એક ડબી મારા મિત્ર માટે વી પી. થી મોકલો આવા હજારો પત્રો મળ્યા છે એક વાર અજમાવી જોવા ભલામણ છે. ડબી ૧ ની કીમત રૂ ૩) અનુપાનના ડબાની કીમત રૂ ૨) બંનેની કીમત રૂ ૫) સાથે મલમ રૂ ૧) નો મફત મળે છે પોસ્ટેજ જુદું

હરસથી જો તમે પીડાતા હો તો આજેજ પત્ર લખવા ચુકશો નહી.

---

## संग्रहणी पील्स

નામની અમારી બનાવટની સંગ્રહણીને માટે વિજયી નીવડેલી છે અને ઉપયોગ કરો, ઘણાએ તેનો ઉપયોગ કરી ખાત્રી કરી છે આપને કદાચ તે રોગ લાગુ પડયો હોય તો જરૂર આ દવા મગાવી ખાત્રી કરો અને નવુ જીવન મેળવો તેથી અન્ન ખવાશે, ભૂખ ઉઘડશે, ખાધુ પચશે, વારવાર થતા ઝાડા મટી પચીને ખુલાસે દસ્ત થશે શરીરમાં ફરી લોહી અને શક્તિ વધશે અજમાવી જોવા અમારી આપને ખાસ ભલામણ છે

ડબી ૧ ની કીમત રૂ ૨–૦–૦ અનુપાનના ડબાની કીમત રૂ ૨–૦–૦ પોસ્ટેજ રૂ. ૦–૮–૦ માં વી પી થશે એક માસ દવા ચાલશે. અઠવાડીઆમાંજ ફેર જણાશે આપને ખાત્રીવાળી સંગ્રહણીની દવા જોઇએ તો તો મગાવી ખાત્રી કરવા ભલામણ છે.

કરાંચીથી. તેજમલ વાસુમલ લખે છે કે, હુ સંગ્રહણીની દવા કરી કરી થાકી કંટાળ્યો હતો છેવટે આપની મારા એક મિત્ર ભલામણ કરેલી આપની દવા મંગાવી ઉપયોગ કર્યો, જેથી આજે મને સંગ્રહણી મટી શરીર નિરામય બની ગયુ છે, અને આપને આશિર્વાદ આપુછુ કે, ઇશ્વર તમારૂં ભલુ કરશે મારા મિત્રોને હુ તમારી દવાની ભલામણ કરૂછુ આવા અનેક પત્રો આવ્યાજ જાય છે આપને આ દવા મગાવી ખાત્રી કરવા ભલામણ છે

---

## क्षयहरपील्स.

ક્ષયથી બચવાની ઇચ્છા રાખનારાએ તો જરૂર વાપરવીજ જોઇએ પણ ન વાપરે અને ક્ષયના પંઝામાં સપડાય તો તેના નશીબનોજ વાંક સમજવો ક્ષયને માટે અતિ ઉત્તમ અને ગુણકારી દવા છે તેનાથી ગમે તેવો જામી ગયેલો ક્ષય પણ મટયા છે માટે અમારી ભલામણ માનો તો આજેજ મગાવી અને મોતના પંઝામાંથી છુટા થાઓ ૧ ની કી રૂ ૩–૦–૦ અનુપાનના ડબાની કીમત રૂ ૨–૦–૦ દવા એક માસ ચાલશે અઠવાડીયામાંજ ફેર જણાશે

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.

## चंद्रोदय.

ધાતુની નબળાઈ ઉપર આ ભષ્મ અકસિર છે. માત્રા ૧ થી ૩ રતી, મધ સાથે ખાઈ ઉપર દુધ પીવું. તો. ૧ ની કી. રૂ. ૫૦)

## मुक्ता भष्म—સાચાં મોતીની ભષ્મ.

સાધારણ નબળાઈ, ઉદરસ, ક્ષય, અને દમમાં આ ભષ્મ ઘણો ગુણ કરે છે. કીં. તો. ૧ ની રૂ. ૩૦.

## सुवर्ण भासीक भष्म.

પાંડુમાં, સ્ત્રીઓના પાંડુમાં, હૃદરોગમાં, મંડમાળમાં, સાધારણ નબળાઈમાં, અને ધાતુની નબળાઈમાં આ ભષ્મ ગુણ કરે છે. તો. ૧ ની કીં. રૂ ૨.

## शृंग भष्म—સાબરસીંગાની ભષ્મ.

શ્વાસ, શુળ અને કફ મટાડી પુષ્ટ કરેછે. તો. ૧ની કીં. રૂ. ૧.

## सुवर्ण वसंत मालति.

ઉદરસ અને ખાસ કરીને ક્ષય તથા દમમાં બહુજ ગુણ કરે છે. રૂચિ વધારે છે. શક્તિ આપે છે. ધાતુને સુધારે છે. જીર્ણજ્વરને મટાડે છે. ધાતુગત જ્વર, વાયુ, ગોળો, લોહિવિકાર અને દુબળાપણાને મટાડી, બાળક, વૃદ્ધ, સુતિકા અને ગર્ભિણી સ્ત્રીના દરદોને મટાડે છે. માત્રા ૧ થી ૪ રતી. ૧ તોલાની કીં. રૂ. ૨૦—૦—૦.

## विष्फोटक पील्स.

આ ગોળીઓથી વિષ્ફોટક, મસા, ચાંદી શરીરપર ગરમીનાં ચકામાં પડી જવાં, ઉપદંશ અને ગરમીના તમામ રોગ તથા પત પણ મટે છે. ગમે તેવી દવા કરી કરીને થાક્યા છતાં ન મટે તો તુરત મંગાવો. હજારો દરદીને ફાયદો થયો છે, ડબી ૧ ની કીં. રૂ. ૨.

સવારમાં બે ગોળી ગદ થી સાકર સાથે ખાવી,

મુંબઈથી સુથાર મદન વલ્લભ લખે છે કે, મને થયેલ ગરમીનો રોગ વિસ્ફોટક ઘણી દવાઓ કરવાં છતાં ન મટયો તે તમારી દવાથી મટયો છે માટે ૧ બીજી ડબી વી. પી. થી મોકલો.

## वरोळनी गोळीओ.

આ દવાથી બરોળ, પાંડુરોગ શરીર પીળું પડી જઈ ધોળી પુણી જેવું થવું, કમળો, કમળી, કલેજામાં થયેલા લોહીનો જમાવ, મંદાગ્નિ, અને કલેજાના બીજા રોગો તથા હાથપગ ને પેટના સોજા મટે છે. કી. રૂ. ૧

## राजवंशी याकुति.

ધાતુગત તમામ રોગો મટાડી, ખરૂં પુરૂષાતન અને શક્તિ આપી, વીર્યનો વધારો કરી, ગુહ્યેંદ્રિયની શિથિલતા મટાડી સતેજ કરવામાં આ દવા સર્વોત્તમ છે. નપુંસકપણાને પ્રાપ્ત મનુષ્યોને, આશિર્વાદ સમાન છે. ડબી ૧ ની કીં. રૂ. ૫

## नपुंषकत्वारि. लेप.

આ લેપ ગુહ્ય ભાગ ઉપર લગાવવાથી ગુહ્યેંદ્રિય સતેજ થાય છે અને નપુંસકપણું, મટી ખરી જુવાની પ્રાપ્ત થાય છે.

કી. ડબી ૧ ની રૂ. ૩.

## वधरावळ पील्स.

સારણ ગાંઠ, વધરાવળ, આંતરડું ઉતરવું, અંતરગળ—આ દવાનો ચાલુ ઉપયોગ રાખવાથી ૧ માસમાં મટે છે.

### वधरावळ लेप.

આ લેપ વધરાવળ કે સારણગાંઠ ઉપર ચોપડવાથી મટે છે. ડબીની કીં. રૂ. ૧)

## टोनीक पील्स.

ધાતુગત વિકારો મટાડી, વીર્યની વૃદ્ધિ કરી, પુરૂષત્વ આપે છે હાથ પગનું કળતર, માથાનો દુઃખાવો, કેડો ફાટવી અને ઇંદ્રિયની શિથિલતાને મટાડી યુવાન જેવું બળ આપે છે. ડબી ૧ ની કીં. રૂ. ૧.

## ब्लेक हॅरओइल.

આ તેલ લગાવવાથી ધોળા વાળ કાળા તુરત થાય છે. ડાઘ પડતા નથી. કીં. રૂ. ૧—૦

## साचा मोतीनो सूरमो.

આંખનું તેજ વધારી આંખોનાં દરદો મટાડી આંખોમાં ઠંડક આપે છે. તોલા ૧ ની કીં. રૂ. ૧.

## फीवर पील्स.

ગમે તેવા ટાઢીઆ ઉનીઆ, એકાંતરીઆ, રોજના, અને ચોથીઆ તાવને માટે આ દવા ઉત્તમ છે. કી. રૂ. ૧.

ગમે તેવો જુનો અગર નવો તાવ ૨૪ કલાકમાંજ આ દવાથી મટી જાય છે.

## दाझ्यानो मलम.

દેવતાથી દાઝેલા ભાગ ઉપર લગાવવાથી તુરત રૂઝ લાવે છે. કી. ૦—૮—૦

## जुलाबनी गोळी.

આ ગોળીઓથી ગળામાં લાહ્ય કે ગરબડી બળતી નથી, ચીણુસુંટા થતા નથી અને બેચેની વગર, જેટલી ગોળી ખાય તેથી બમણા જુલાબ થાય છે, અને મળ સાફ થાય છે. માત્રા ૧ થી ૪ ગોળી પાણી સાથે આપવી. નાનાં છોકરાને ૧ થી ૨ ગોળી, ડબી ૧ ની કી. ૦—૮—૦

## माथानो पावडर.

આ પાવડરથી દુઃખવા આવેલું માથું, આદાસીસી અને મગજનો તપારો માત્ર એક ચપટી સુંઘતાંની સાથેજ મટે છે. ડબી ૧ ની કીં. ૦—૮—૦

## खरजवानो मलम.

ગમે તેવું સુકું કે લીલું ખરજવુ ગમે તેટલું જુનું હશે તોપણ તે તથા હાડ ગંભીર આ દવાથી મટે છે. ખરજવાની દવા કરી કરીને થાકેલા હોય તેમને અજમાવવા ભલામણ છે. ડબી ૧ ની કી. ૦—૮—૦

શા. છગનલાલ જેચંદ એડનથી લખે છે કે તમારી ખરજવાની દવાથી મારૂં ખરજવું મટી ગયું છે. માટે બીજી ૦।। ડઝન મોકલો.

## आइ ड्रोप्स.

દુઃખવા આવેલી આંખોને આ દવા એકજ દિવસમાં મટાડે છે. બા. ૧ ની કી. ૧—૦—૦ બબે ટીપાં આંખમાં નાંખવાં.

## झाडा ने मरडानी गोळी.

ઝાડા અને મરડો આ ગોળીઓથી મટે છે. ગમે તો લોહી, કે પરૂ ઝાડે—પડતું હશે કે પાતળા ઝાડા થતા હશે તો પણ આ દવાથી તુરતજ ઝાડા અને મરડા મટી જાય છે. માત્ર, ૨ થી ૩ ગોળી દહીં સાથે ખાવી કી. ડબી. ૧ ની રૂ. ૦—૮—૦

## दंत मंजन.

દાંત દુઃખતા હોય, હાલતા હોય, દાંતમાં સણકા નાંખતા હોય, અવાળું ફુલ્યું હોય, અને દાંત વહેલા પડી જતા હોય તો આ દંતમંજન દાતણ કરતી વખતે દાંતે ઘસવાથી દાંતનાં તમામ દરદો, સણકા અને અવાળાં મટાડી, દાંતને મજબુત કરે છે. ડબી ૧ ની કીં. ૦—૮—૦

## दादरनो मलम.

ગમે તેવી, લાલ કે કાળી દાદર, ઘણા ઘણા ઉપાય કરવા છતાં ન મટતી હોય તો પણ તે આ મલમથી માત્ર એકજ દિવસમાં મટે છે. આ મલમ દાદરને માટે રામબાણ છે, લાહ્ય કે બળતરા બળતી નથી કે ચામડી કાળી પડતી નથી. મલમ ચોપડવાથી ઠંડક વળે છે. કી. ૦—૪—૦ એકવાર મટયા પછી ફરી દાદર થતી નથી. ડઝનના રૂ. ૨.

સોનગઢથી ધીરજરામ ગીરજાશંકર લખે છે કે તમારી દાદરની દવાથી દાદર મટી ગઇ છે માટે બીજી ડબી વી. પી. થી મોકલો.

## अफीणनाशक गुटि.

અફીણીઓને આ દવા એક માસ ખાવાથી અફીણ છોડાવે છે ફરી દવા કે અફીણ ખાવાની જરૂર રહેતી નથી. અફીણમાં પૈસા ખરબાદ કરી શરીરને નુકશાન કરતા ઇચ્છતા મનુષ્યોએ જરૂર આ દવા વાપરી અફીણ છોડવા ભલામણ છે, ડબી ૧ ની કીં રૂ. ૨

ઝીંઝુવાડાથી રામઅવતાર લેખનરામ લખે છે કે આ દવાથી દસ વરસનું અફીણનું બંધાણ માત્ર પચીસ દીવસમાં છુટી ગયું છે.

# કલિયુગની કામધેનુ.

દરેક યુગમાં કામધેનુ જેમ ઇચ્છિત ફળને આપે છે તેમ કલિયુગમાં "મદનમંજરી ગોળીઓ" એ પુરૂષોને રોગરહિત કરી ઇચ્છિત ફળને આપે છે તેથી તેને કલિયુગની કામધેનુ એવું નામ મળેલું છે

## મદનમંજરીના મુખ્ય ગુણો.

લોહી સુધારી તેમાં વધારો કરે છે કબજીઆત તોડી દસ્ત સાફ લાવે છે. વીર્ય વધારી ઘટ્ટ કરે છે, પેસાબ અને સ્વપ્નાવસ્થામાં જતી ધાતુને બંધ કરી વીર્યવિકારના તમામ રોગો નાબુદ કરે છે, જ્ઞાનતંતુને મજબુત કરી શરીર કદાવર બનાવે છે, યાદશક્તિને અને પાચનશક્તિને વધારે છે, હસ્તકર્મ અને તેવા બીજા દોષોથી આવેલ કમજોરીનો નાશ કરી ખરૂં અને કાયમનું પુરૂષત્વ બક્ષે છે, વિગેરે, વિગેરે.

કીમત—૪૦ ગોળીની ડબીનો માત્ર રૂા ૧

વધુ માહિતી માટે તદ્દન મફત મળતું અમારૂં "વૈદ્યવિદ્યા" નામનું આયુર્વેદીય પુસ્તક મગાવી વાંચો.

રાજવૈદ્ય નારાયણજી કેશવજી,
જામનગર—કાઠિઆવાડ
બ્રાંચ ઑફિસ, નાં ૧૮૭–કાલબાદેવી રોડ, મુંબઈ

---

ન્હાનાં છોકરાંઓની તાકાત વધારનારી
જાણીતી દવા.



ગરેનું
બાલામૃત

પીવામાં મીઠું હોવાથી છોકરાંઓ ખુશીથી પીએ છે.

શીશી ૧ ના ૧૨ આના. ટપાલ ખર્ચ ૪ આના.

કે. ટી. ડોંગરેની કં., ગીરગામ—મુંબઈ.

સ્ટોક નંબર ( ૪ ) નોવેલો.

૦-૧૨-૦ કુંદતા અને કુસુમ સુંદીર ચિત્ર સહીત.
૦-૧૨-૦ ખુબીનો ખજાનો.
૦-૧૨-૦ રતીરમણ અને જાદુઇ પ્રેમ.
૦-૧૨-૦ ગુણસુંદરી રમુજી નોવેલ
૧-૧૨-૦ વિલાસ સુંદરી ભા. ૧-૨-૩

૪-૧૨-૦

આ સાત પુસ્તકોની અસલ કીંમત રૂ. ૪ાા હતી. હાલમાં ફક્ત રૂ. ૨ાા માત્ર મળશે.

સ્ટોક નંબર ( ૫ ) નોવેલો.

-૧૨-૦ લતા અને લલીતા ચીત્રો સાથે.
-૧૨-૦ વીપસતી ભા ૧-૨-૩
-૧૦-૦ મત્યાસુંદરી રસીક નોવેલ
-૮-૦ યોગી અને રાજકન્યા.
-૦-૦ ઠગોગ ભાગ ૧-૨-૩-૪

-૮-૦

આ હતા પુસ્તકોની અસલ કીંમત રૂ. ૪ાા હતી ... માત્ર રૂ ૩ માંજ.

સ્ટોક નંબર ( ૬ ) નોવેલો.

-૦ નિમકહલાલ સતિ મેનાં ભા. ૧
-૦ નિમકહલાલ સતિ મેનાં ભા. ૨
૧-૦-૦ કળીયુગની મહાકાળી
૩-૦-૦ કેસરી પ્રેમ પીજરમા સપડાએલો ભા. ૧-૨

૬-૪-૦

આ પાચ પુસ્તકોની કીંમત રૂ ૬ાા હતી પણ હાલ ફક્ત રૂ ૪ાા માજ મળશે.

સ્ટોક નંબર ( ૭ ) નોવેલો.

૧-૦-૦ વિદ્યાચંદ્ર અને સુમતી સુંદરી ચિત્રો સહીત
૧-૦-૦ દીનકર મણી રમુજી નોવેલ.
૧-૦-૦ મોહિની ચંદ્ર અને ગેમતી ખુણી.
૧-૦-૦ વેરી નસાર

૪-૦-૦

આ ચાર પુસ્તકોની કીંમત રૂ ૪ હતી હાલમા ફક્ત રૂ. ૨ા માંજ.

સ્ટોક નંબર ( ૮ ) નોવેલો,

૨-૪-૦ પરમાર પ્રથુસીંહ ભા. ૧-૨
૧-૮-૦ ઘરી કુસુમ એટલે સરસ્વતીચંદ્રનો સ્વાશ્રમ.
૦-૮-૦ સ્વર્ગની સુંદરી
૧-૦-૦ અલખ જ્યોતીષ.

૫-૪-૦

આ પાંચ પુસ્તકોની અસલ કીમત રૂ. ૫ા પણ હાલમાં માત્ર રૂ. ૩ા માંજ

સ્ટોક નંબર ( ૯ ) નોવેલો.

૧-૪-૦ મુંબઈની શેઠાણી
૧-૦-૦ મદનચંદ્ર નોવેલ ભા. ૧
૧-૮-૦ મદનચંદ્ર ભાગ ૨
૦-૮-૦ વિશ્વપ્રભા ભેદભરેલું ખુન.
૦-૮-૦ વિશ્વ ઉષા

૪-૧૨-૦

આ પાંચ પુસ્તકોની કીમત રૂ ૪ાા હતી હાલ થોડા દીવસોને માટે માત્ર રૂ ૩ા

સ્ટોક નંબર ( ૧૦ ) નોવેલો

૩-૦-૦ નટવર અને ચંચળ ચોકડી ભાગ ૧ ... પુર્ણેંદુ સુંદીર (૩૬) ચિત્રો સહીત
૧-૦-૦ પંદરનાખ પર પાણી.
૧-૦-૦ નજર કરીયારો
૧-૦-૦ રમણ અને તારા.

૬-૦-૦

આ ચાર પુસ્તકોની કીમત રૂ ૬ હતી હાલમાં થોડા દીવસો માટે ફક્ત રૂ. ૪ાા

સ્ટોક નંબર ( ૧૧ ) નોવેલો

૧-૮-૦ વિજાવેલી ભાગ ૧-૨
૦-૧૨-૦ મહીપા મહીપાદ.
૦-૮-૦ સુવર્ણ કુમારી
૦-૮-૦ લાલની લીલા.
૦-૮-૦ કુમુદ સુંદરી.

૩-૧૨-૦

આ ૭ પુસ્તકોની કીમત રૂ ૩ાાા હતી હાલ ફક્ત રૂ. ૨ા માંજ મળશે.

સ્ટોક નંબર (૨૬) ભજનના પુસ્તકો.

૧–૦–૦ તુલસીદાસ-કબીરની વાણીયો.
૧–૦–૦ દયારામ કૃત કાવ્ય મોટું.
૧–૦–૦ કાવ્યદોહન મોટું ભા. ૧–૫
૧–૦–૦ આત્મજ્ઞાનનો ભંડાર ૧
૦–૮–૦ ભજન સાગર
૦–૮–૦ કીર્તન સંગ્રહ.

૫–૦–૦
એની રીતે ૭ પુસ્તકોની કીમત રૂ. ૫ હતી પણ હાલમાં ફકત રૂ. ૩ માંજ

સ્ટોક નંબર (૨૭) આખ્યાનો.

૧–૮૦ અમરચરીત્ર ભકત બાપાલાલ કૃત.
૦–૧૨–૦ જાલંધર આખ્યાન સુંદર ચીત્ર સહીત.
૧–૮–૦ ભકતી ભાનું આખ્યાનો.
૧–૮–૦ ભકતમાળ મોટું જેની અંદર આશરે સવા સો ભકતના દાખલાઓ.
૦–૧૨– મરીલા મર્યાદ.

૬–૦–૦
આ પાંચ પુસ્તકોની કીમત રૂ. ૬ હતી પણ હાલમાં થોડા દીવસો માટે ફકત રૂ. ૩ાા માંજ.

સ્ટોક નંબર (૨૮) આખ્યાનો.

નવા આખ્યાન–પ્રેલ્હાદ આખ્યાન, ચંદ્રહાસ આખ્યાન સુધ નવા આખ્યાન સુદામા, નરસિંહ મેતો, મીરાબાઈ રોકન બેઠાણેશ, ઓખાહરણ એવી રીતે દશ પુસ્તકોની કીમત રૂ. ૩ાા ઉપરાંત હતી પણ હાલમાં ફકત રૂ. ૨ાા માંજ મળશે.

સ્ટોક નંબર (૨૯) કથાઓના માટે.

૩–૮–૦ મહાભારત મોટું વ્યાસ વલ્લભરામ સુરજરામ કૃત (૧૮) પર્વ સુંદર ચીત્રો સહીત.
૧–૮–૦ વલ્લભકૃત કાવ્ય મોટું ભા. ૧–૨ .
૨–૦–૦ શીવપુરાણ મોટું. ( શુક. )

૭–૦–૦
આ ત્રણ પુસ્તકોની કીમત રૂ. ૭ હતી પણ થોડા દીવસો માટે ફકત રૂ. ૫ાા માં.

સ્ટોક નંબર ૩૦ વાર્તાઓનાં પુસ્તકો.

## તકદીરના તમાસા અને ખુબીનો ખજાનો બે પુસ્તક.

### નસીબનાં નખરાં કે કીસ્મતનો ખેલ?

ગમે તે કહો! ભાવિ પ્રબળ છે! પ્રાણી પોતાના પ્રબળે પ્રાપ્તીક તત્રથી નચાવે છે કોઈ હસાવે છે તો કોઈને રડાવે છે. રાજાને રંક અને રંકને રાજા બનાવી નહિ ધારેલી નહિ બનેલી વિચિત્ર ઘટનાઓથી જગત વિસ્મીત બનાવે છે સત્યનો જય અને અનાથનો બેલી શ્રીહરિ આખરે લાયક ઉગારેછે. ઇત્યાદી વિષયથી આ વાર્તાઓ રસમય બને છે જેના કીંમત રૂ. ૧–૪–૦ છે.

સ્ટોક નંબર ૩૧ ભાવીભકતોને માટે.

૧–૦–૦ અંબીકા કાવ્ય મોટું.
૧–૦–૦ સંગીત ગરબાવળી મોટી.
૦–૮–૦ વલ્લભનીતિ.
૧–૦–૦ વલ્લભ પદ માળા.
૦–૨–૦ દલપત કૃત ગરબાવળી.
૦–૪–૦ શ્રીવિલાસ ભા. ૧—૮
૦–૨–૦ નવરાત્રીના ગરબા.
૧–૦–૦ ઓચ્છવ પદ માળા મોટી.

૫–૦–૦
આ આઠ પુસ્તકોની અસલ કીમત રૂ. ૫ હતી પણ હાલમાં ફકત થોડા દીવસો માટે રૂ. ૩ માં મળશે.

**સ્ટોક નંબર (૩૨) હુન્નરનાં પુસ્તકો.**

૧-૮-૦ હુન્નર પ્રકાશ ૨૦૦૦ હુન્નરનો સંગ્રહ
૬-૦-૦ બ્રહત હુન્નર સાર સંગ્રહ.
૦-૪-૦ સાબુ બનાવવાનો હુન્નર
૦-૨-૦ પૈસા કમાવાનું સાધન.

૭-૧૪-૦

આ ચાર પુસ્તકોની કીમત રૂ રાાા= થાય પણ હાલમાં ફક્ત રૂ. ૨ માજ મળશે.

(૩૩)

**ગ્રાહકોને સુચના**

સર્વ ગૃહસ્થોને ખબર આપવામાં આવે છે કે આ સ્ટોકનાં પુસ્તકો ફક્ત થોડા દીવસોના માટે આપવામા આવે છે જુજ નકલો શીલકમાં બાકી છે આ સ્ટોકમાંનું કોઇ પુસ્તક સીલકમાં થઇ રહેશે તો તેના બદલે તેટલીજ કીમતનું બીજુ પુસ્તક મોકલવામાં આવશે. દરેક સ્ટોકનું પોષ્ટ ખર્ચ જુદુ પડશે.

**સ્ટોક નંબર (૩૪) કથાનાં પુસ્તકો.**

ગિરધરકૃત રામાયણ મોટુ મોટા ટાઇપ સુદીર ચીત્રો સહીત
કૃષ્ણચરીત્ર મોટુ જેની અંદર ગોકુળલીલા દ્વારકાંલીના મથુરાલીલા વિગેરેનો સંગ્રહ.
૧-૮-૦ નાભાસ્વામીકૃત ભક્તમાળ.

૯-૮-૦

આ ત્રણ પુસ્તકોની કીમત વ્યસલ રૂ. ૬ાા હતી તેનું થોડા દીવસો માટે માત્ર રૂ. ૪ાા માજ.

**સ્ટોક નંબર (૩૫) જ્ઞાનનાં પુસ્તકો.**

૧-૮-૦ વચનવલભ.
૦-૮-૦ ભક્તોની ભજનમાળા.
૦-૮-૦ ભગવત ભજન.
૦-૪-૦ પારસમણી.
૦-૮-૦ સત્ય ભજનાવળી.
૦-૪-૦ પરભાત મોટું.
૦-૦-૦ ભજનામૃત.

૩-૮-૦

સાત પુસ્તકોની કીમત રૂ. ૩ાા હતી હાલમાં માત્ર રૂ. ૨ માજ.

**સ્ટોક નંબર (૩૬) વેદાન્તનાં પુસ્તકો.**

૧-૦-૦ પંચીકરણ રામબાવા કૃત.
૧-૦-૦ યોગ વશિષ્ટ વૈ. સુ.
૧-૦-૦ સ્વર્ગનું વિમાન પદીઆર કૃત
૧-૮-૦ ભક્તમાળ.
૦-૮-૦ વીદુર નીતિ.
૦-૮-૦ ત્રઇચાણાખ્યાન રાજનીતિ.

૫-૮-૦

આ ૭ પુસ્તકોની કીમત રૂ પાા હતી ફક્ત રૂ. ૪ માજ મળશે

**સ્ટોક નંબર (૩૭) ગીતાજીનાં પુસ્તકો.**

૧-૦-૦ પંચરત્ન ગીતા મોટી રેશમીપાકા પુઠા
૧-૦-૦ શીવગીતા ગુ. ટી.
૦-૪-૦ પાંડવગીતા.
૦-૪-૦ રામગીતા.
૦-૪-૦ ઓધવગીતા.
૦-૮-૦ ભગવતગીતા.

૩-૪-૦

આ ૭ પુસ્તકોની કીમત રૂ ૩। હતી હાલ માત્ર રૂ. ૨ા માજ મળશે.

**સ્ટોક નંબર (૩૮) બ્રાહ્મણ ઉપયોગી**

૩-૮-૦ શીવપુરાણ ગુ ટી. છુટાં પાનાં
૧-૦-૦ પુરૂષોત્તમ મહાત્મ્ય ગુ. ટી
૧-૦-૦ ગરૂડપુરાણ ગુ ટી.
૧-૦-૦ એકાદશી મહાત્મ્ય ગુ ટી.
૦-૮-૦ દીપાયણ સંગ્રહ ગુ. ટી

૭-૦-૦

આ પાંચ પુસ્તકોની કીમત રૂ. ૭ હતી પણ હાલમાં ફક્ત રૂ. પાા માંજ જોઇએ તો તાકીદે મંગાવી લ્યો સીલકમાં જુજ નકલો બાકી છે.

### સ્ટૉક નંબર (૩૯) જોતીષનાં પુસ્તકો.

૨-૦-૦ જોતિષ દરપણ.
૧-૮-૦ જન્મ પત્રીકા નિબંધ.
૧-૮-૦ વર્ષ પત્રીકા નિબંધ.
૦-૮-૦ નવગ્રહ વિધાન પધતી.
૦-૨-૦ જનાવરોના શબ્દોની સુકનાવળી.
૦-૨-૦ સામુદ્રીક ગ્રંથ સુકનાવલી.
૦-૨-૦ ભડલી વાક્ય વરસાદ જોવાનું સાધન.
૦-૨-૦ ભરીપ ફળ.

૬-૦-૦

આ આઠ પુસ્તકોની કીમત રૂ. ૬ હતી પરંતુ થોડા દીવસોને માટે માત્ર રૂ. ૪ા માંજ.

### સ્ટૉક નંબર (૪૦) નોવેલ.

ઇનામ, ભેટ મફત મંગાવી લ્યો-૨૧ પુસ્તકો. જેની અસલ કીમત રૂ. ૪ ઉપરાંત હોવા છતાં ફક્ત જોઈએ તો મંગાવી લ્યો. તૈયાર છે. તૈયાર છે.

મદનચંદ્ર રસીક નોવેલ ભાગ ૧, ૨,
કીમત માત્ર રૂ. ૨ા
મફતમાં.

નોવેલો વારતાઓ ભજનો નાટકો વિગેરે મદનચંદ્રનું પુસ્તક ખરીદનારને ૨૧ પુસ્તકો ભેટ આપીએ છીએ સીલકમાં જુજ નકલો બાકી છે.

### સ્ટૉક નં. (૪૧) બે ઘડી આનંદ આપે તેવાં

મદન મોહનની વાર્તા-ચમત્કારી સાત પ્રશ્નોની વારતા, ચંદ્રરાજ પ્રભાવની ગ્રંથ સારંગીવાળો, સ્ત્રીઓ વાણી ડહાપણનો દરીયો વિગેરે આઠ પુસ્તકોની કીમત રૂ. ૪ ના આશરાની છે પણ હાલમા માત્ર રૂ. ૨ા માંજ.

### સ્ટૉક નંબર (૪૨)

તરણાઓથે ડુંગર. સસ્તી કીમતમાં મોંઘાં પુસ્તી રૂ. ૨-૦-૦ જેવી નજીવી કીમતમા ૧ નહી પણ ૨૧ પુસ્તકો મંગાવો. એકવીસ પુસ્તકોની અસલ કી. રૂ. ૫ા ઉપરાંત હતી પણ હાલમાં ફક્ત રૂ. ૨ામાં જ. એક એકથી જુદાં વિવિધ પ્રકારનાં નાની દ લેખકોના આબાદ કલમથી લખાએલાં ૨૧ પુસ્તક જેમાંના એક રતિ વિદ્યા અથવા કોકશાસ્ત્રની કીમત રૂ. ૧ાં છે પણ આ તો ૨૧ પુસ્તકો માત્ર ગા માં મો છે સીલકમાં જુજ નકલો બાકી છે.

### સ્ટૉક નંબર (૪૩) જાદુના પુસ્તકો.

૬-૦-૦ જાદુઈ કૌતક સંગ્રહ.
૩-૦-૦ અજબ જાદુના ખેલો.
૧-૮-૦ કૌતક રત્ન ભાંડાગાર એટલે કામરૂપ દે ની ઇન્દ્રજાળ મોટી સુંદર (૧૭)ચીત્રો

૧૦-૮-૦

આ ત્રણ પુસ્તકોની કીમત રૂા. ૧૦ા હતી પ હાલમાં ફક્ત રૂ. ૬ માંજ

### સ્ટૉક નબર (૪૪)જાદુનાં પુસ્તકો.

૧-૦-૦ જાદુઈ દેવ વિદ્યા.
૧-૦૦૦ કામરૂદેશની ઇન્દ્રજાળ.
૧-૦-૦ અનંતરંગ ગુપ્ત ગ્રંથ.
૦-૮-૦ ગુપ્ત વિદ્યા.
૦-૮-૦ દેવતાઈ જાદુગર ચીત્રો સાથે.
૦-૮-૦ જોગી જાદુગર.
૧-૦-૦ જાદુ કળા પ્રકાશ.

૫-૮-૦

આ સાત પુસ્તકોની કીમત રૂ. ૫ા હતી હાલમાં ફક્ત રૂ. ૩ માંજ.

સ્ટોક નંબર (૪૫) જાદુના પુસ્તકો.

જાદુકળા પ્રકાસ-દેવવિદ્યા-ઇન્દ્રજાળ જાદુ પ્રયોગ મતાપ્ર કામો-હીન્દી તલેસમાત-સુંદર જાદુગર-જાદુ ડાયરી-સકબળ-ધારેલું કામ પારપાડનાર-એ રીતે દશ પુસ્તકોની કીમત રૂ ૪ ની હતી તે હાલમા માત્ર રૂા રા માંજ મળશે

સ્ટોક નંબર (૪૬) વૈદકનાં પુસ્તકો

-૦-૦ અમૃતસાગર તથા પ્રતાપસાગર મોટો સહેલામાં સહેલો વૈદકનો ગ્રંથ

-૮-૦ આયુર્વેદાદિત્ય વૈદક મોટો ગ્રંથ

-૮-૦ યોગચિન્તામણી

૦-૦

ત્રણ વૈદકનાં પુસ્તકોની કીમત રૂ ૭ હતી પણ માત્ર રૂ ૪ાા

સ્ટોક નંબર (૪૭) વૈદકનાં પુસ્તકો

-૮-૦ સારંગધર સંહિતા

-૮-૦ નાડીજ્ઞાન તરંગણી તથા અનુપાન તરંગણી નાડી જોવાની પરીક્ષા

-૮-૦ આયુર્વેદ સુધાકર

-૮-૦ વૈદ્યસારસંગ્રહ

-૮-૦ વૈદ્યઅમૃત

-૮-૦ વૈદ્યવલ્લભ

-૪-૦ નિવિદ્યા ગુપ્ત ગ્રંથ

-૧૨-૦

આ સાત વૈદકના પુસ્તકોના કીમત રૂા ૭ાા પણ હાલમા થોડા દીવસોને માટે ફક્ત રૂ ૫માં

સ્ટોક નંબર (૪૮) વૈદકનાં પુસ્તકો.

૧-૮-૦ માધવનિદાન ટીકા

૧-૦-૦ અનંત તરંગ

૧-૪-૦ કોકશાસ્ત્ર

૩-૦-૦ આયુર્વેદ-કવિતામા વૈદક ગ્રંથ

૬-૧૨-૦

ચાર પુસ્તકોની કીમત રૂા ૬ાા હતી હાલમા માત્ર રૂ ૫ માંજ મળશે.

સ્ટોક નંબર (૪૯)

## યોગી અને રાજકન્યા.

આ નેવલ કથામા કુલ ૨૧ પ્રકરણો છે તેમ અનુક્રમે અજાણ્યો માર્ગ! યોગીનો આશ્રમ! જંગલીનો શીકાર! બ્રહ્મ રાક્ષસ! નાશભાગ! ઓળખાણ! રાજપુર સભા! દ્વંદ્વ યુદ્ધ! વિદાયગીરી! આનંદ દિવસ! ગુપ્ત અનુચર! હલ્નો વિવાહની વાત! સ્વપ્ન વીગેરે વિષયો બોધજનક હોવા છતા કીમત માત્ર રૂ ૦-૬-૦ છે

સ્ટોક નંબર (૫૦)

૪-૦-૦ અલીફ લૈલા મોટો ગ્રંથ

૩-૦-૦ અરેબીયન નાઇટ્સ મોટો ગ્રંથ

૭-૦-૦

આ બે પુસ્તકોની કીમત રૂ ૭ હતી હાલમાં ફક્ત રૂા ૫ માંજ મળશે

સ્ટોક નંબર (૫૧) નોવેલો

૦-૧૨-૦ પાપી પીતા મુંબઈવાન મોટી

૦-૮-૦ સ્વર્ગની સુંદરી.

૦-૮-૦ સરસ્વ

૦-૪-૦ રોમીયો અને જુલીએટ

૦-૧૨-૦ બોજકુમાર

૦-૮-૦ વઇતાલ પચીસી

૩-૪-૦

૭ પુસ્તકોની કીમત રૂ ૩ા હતી હાલમાં રૂ ૨માં

## સ્ટોક નંબર (પર) ગમત સાથે જ્ઞાન આપનારાં પુસ્તકો.

૦-૮-૦ હાસ્યનો હોજ ભા. ૧
૦-૮-૦ હાસ્યનો હોજ ભા. ૨
૦-૪-૦ મસાલાદાર મુરબ્બો
૦-૨-૦ તરત દાન મહાપુન્ય
૧-૦-૦ બીરબલ મોટો
૦-૨-૦ અજબ ખુન
૦-૮-૦ કવી કાળીદાસ
૧-૦-૦ ઠગારો ઉજન નગરીનો ભાગ ૧-૨
૪-૦-૦

આ નવ પુસ્તકોની કીમત રૂપીયા ચાર હતી પણ હાલમા ફકત રૂ રાા માંજ મળશે

## સ્ટોક નંબર (પ૩) વાર્તાઓ.

૧-૮-૦ જહાંદારશા બાદશાની (૨૦) વાર્તાઓ
૦-૮-૦ સડાપચીશીની (૨૫) વાર્તાઓ
૦-૮-૦ સુડાબહોતરની (૨૮) વાર્તાઓ
૦-૨-૦ પાનનામીઠાની વારતા
૦-૨-૦ મેના પોપટની વારતા
૦-૮-૦ કામદારની વારતા
૦-૮-૦ કસ્તુરીની વારતા
૩-૧૨-૦

એવી રીતે સાત પુસ્તકોની કીમત રૂ ૩ાા હતી હાલમા માત્ર રૂ ૨ માંજ મળશે

## સ્ટોક નંબર (પ૪) નોવેલો

૦-૧૨-૦ ખરા પ્રેમની ખુબી
૦-૮-૦ એક બાળકનું ખુન
૦-૮-૦ ૭ દુખી અબળાઓ
૧-૦-૦ મહાત્માનું મીશન
૦-૮-૦ અકબરની ઉદારતા
૩-૪-૦

આ પાંચ પુસ્તકોની કીમત રૂ ૩ા હતી હાલમા માત્ર રૂ ૨ માંજ.

## સ્ટોક નંબર (પપ) નોવેલો

૧-૦-૦ ભ્રમણચંદ્ર (આંધળાનો ગોળી બહાર)
૦-૪-૦ સુંદર રમીક ભા ૧
૦-૪-૦ મણી મેનાં ભા ૨
૧-૦-૦ ભાગ્યહીન ભાઇબેન
૧-૦-૦ શુરવીર પ્રતાપ રૂદ્ર ભા ૧
૧-૦-૦ શુરવીર પ્રતાપ રૂદ્ર ભા ૨
૪-૮-૦

આ ૭ પુસ્તકોની અસલ કીમત રૂ ૪ાા હ પણ હાલમા ફકત રૂ ૩ માંજ મળશે

## સ્ટોક નંબર (પ૬) ભકતોનાં અને સતિઓનાં ચરિત્રો.

૦-૧૨-૦ ભકત કબીરદાસ
૦-૧૨-૦ ભકત તુલસીદાસ.
૦-૮-૦ ભકત નરસી મેતા ચરિત્ર
૧-૦-૦ મીરાં ચરીત્ર મોટુ
૦-૧૨-૦ સતિ દમયંતી
૧-૮-૦ ભકતમાળ મોટુ
૫-૪-૦

આ ૭ પુસ્તકોની કીમત રૂ પા હતી પ ખાસ દીવાળીના તહેવારના લીધે માત્ર રૂ ૩ા માં

## સ્ટોક નંબર (પ૭) નીતિનાં પુસ્તકો.

૧-૦-૦ પંચતંત્ર અથવા પંચોપા આખ્યાન.
૦-૧૨-૦ ભર્તુહરી શતક ગુ ભા મુળ સહીત
૦-૮-૦ વલ્લભ નીતિ (પદ્ય બંધ)
૦-૮-૦ વિદુર નીતિ મુળ સહીત ગુ ભા
૦-૮-૦ શુક્રાણાખ્યાન રાજનીતિ.
૩-૪-૦

આ પાંચ પુસ્તકોની કીમત રૂ ૩ા હતી પ હાલમાં માત્ર રૂ રાા માંજ મળશે

### સ્ટૉક નંબર (૫૮) કાવ્ય ભજન કીર્તન.

-૦-૦ અખાની વાણી અને ગંમ વીનોદ
-૪-૦ ધોળ પદ સંગ્રહ.
-૦-૦ પ્રીતમ કાવ્ય વાણી.
-૦-૦ દયારામકૃત કવિતા કાવ્ય સંગ્રહ.
-૦-૦ વલ્લભ પદમાળા.

-૪-૦

આ પાંચ પુસ્તકોની કીમત રૂ ૪l થાય પરંતુ લમાં માત્ર રૂ. ૩ll માંજ.

### સ્ટૉક નંબર (૫૯) કથા રાગ રાગણીમાં.

-૪-૦ અમરચરીત્ર ભક્ત બાપાલાલકૃત.
-૮-૦ સરગારોહીણી.
-૮-૦ સુધનવા આખ્યાન
-૪-૦ સુરેખા હરણ અસલ.
-૪-૦ મછવેધન વલ્લભકૃત.
કૌરવ પાંડવોનું જુગટુ
પ્રલાદ આખ્યાન
ચંદ્રહાસ આખ્યાન

આઠ પુસ્તકોની કીમત રૂ ૪l થાય પરંતુ થોડા વસોને માટે ફક્ત રૂ. ૩ll

### સ્ટૉક નંબર (૬૦) વેદાન્તના પુસ્તકો.

-૦-૦ મણીરત્નમાળા.
-૮-૦ મહાત્મા કબીરદાસનાં પદો
-૦-૦ યોગ્ય વસીષ્ટણ વૈ. સુ.
-૦-૦ શંકરાચાર્ય દ્વારસ રત્ન.
-૮-૦ સુંદર વિલાસ.

-૦-૦

આ પાંચ પુસ્તકોની અસલ કીમત રૂ. ૪ હતી સુ હાલમાં માત્ર રૂ. ૩l માંજ.

### સ્ટૉક નંબર (૬૧) વૈષ્ણવ ઉપયોગી.

૨-૦-૦ બસોબાવન વૈષ્ણુવોની વારતા.
૧-૦-૦ ચોરાસી વૈષ્ણુવોની વાર્તા.
૧-૦-૦ છોગણ ઓચ્છવની પદમાલા.

૪-૦-૦

આ ત્રણ પુસ્તકોની કીમત રૂ. ૪ હતી પા હાલમાં માત્ર રૂ. ૩ માંજ મળશે.

### સ્ટૉક નંબર (૬૨) જૈન ધર્મનાં પુસ્તકો

૩-૦-૦ શ્રીચંદ કેવલીનો મોટો રાસ
૩-૦-૦ સ્નાત્ર પુજા મોટી અસલ.
૦-૮-૦ પંચ પ્રતીક્રમણ.
૦-૮-૦ રસીક સ્તવનાવલી.

૭-૦-૦

આ ચાર પુસ્તકોની કીમત રૂ. ૭ હતી હાલમાં માત્ર રૂ. ૪ માંજ મળશે.

### સ્ટોક નંબર (૬૩) જાદુનાં પુસ્તકો.

૧–૮–૦ તલેસમાત.
૦–૨–૦ ઇન્દ્રજાળ.
૧–૦–૦ જાદુઇ દેવવિદ્યા.

૨–૧૦–૦

આ ત્રણ પુસ્તકોની કીમત રૂ. ૨ાા= હતી પણ હાલમાં માત્ર રૂ. ૨ માંજ.

### સ્ટોક નંબર (૬૪) નાટકો ઉર્દુ જબાન.

ઉર્દુ જબાન ગુજરાતી હરફમાં નાટક મોટાં

૦–૬–૦ દીલફરોશ.
૦–૬–૦ બજમેફાની.
૦–૬–૦ સયદેહવસ.
૦–૬–૦ સફેદખુન.
૦–૬–૦ અમૃત–નાટક.
૦–૪–૦ ઇન્દ્રસભા ચીત્રો સાથે.
૦–૬–૦ કતલેનજીર.
૦–૬–૦ ગુલબકાવલી.
૦–૬–૦ ધુપછાંવ.
૦–૬–૦ મીઠાઝહર.
૦–૬–૦ અલાઉદીન.
૦–૬–૦ ઇન્તેકામ.

૪–૬–૦

આ બાર પુસ્તકોની કીમત રૂપીઆ ચાર અને ૭ આના હતી પણ હાલમાં ફક્ત રૂ. ૩ માંજ મળશે. જોઇએ તે તાકીદે મંગાવો.

### સ્ટોક નંબર (૬૫) કીસ્સાઓ.

૦–૧૨–૦ ગુલબકાવલી કિસ્સો.
૦–૮–૦ ચાર દરવેસકા કીસ્સા.
૦–૮–૦ જવાહર હીન્દી.
૦–૮–૦ જંગનામા હજરત અલીકા.
૦–૮–૦ જંગનામા મોમદ હનીફકા.
૦–૧૨–૦ તોતાકહાનીકા કીસ્સા.
૦–૮–૦ ફસાને અજાયબ.

૪–૦–૦

સાત પુસ્તકોની કીમત રૂ. ૪ હતી હાલ માત્ર રૂ. ૨ાા

### સ્ટોક નંબર (૬૬) નાટકો.

ઉરદુ જબાન ગુજરાતી હરફમાં નાટકો મોટાં

૦–૬–૦ અલીબાબા ઔર ચાલીસ ચોર.
૦–૬–૦ અસીરે હિર્સ.
૦–૪–૦ અંજામે સખાવત બાદશાહ ખુદાદોસ્ત.
૦–૬–૦ કસોટી ઉર્ફે દોરંગી દુનીયા.
૦–૬–૦ કાલીનાગન.
૦–૬–૦ ખવાબે હસ્તી.
૦–૬–૦ ખુબસુરત બલા.
૦–૬–૦ ખુનેનાહક.
૦–૬–૦ ગુલરૂજરીના.
૦–૬–૦ ગુલીસ્તાને ખાનદાને હામાન.
૦–૬–૦ જહરી સાપ ઉર્ફે ફરેબ ભરખુન.
૦–૬–૦ બાગેહસરત.

૪–૬–૦

આ બાર પુસ્તકોની કીમત રૂ. ૪ અને આના હતી પણ હાલમાં ફક્ત રૂ. ૩ માંજ.

### સ્ટોક નંબર (૬૭) કીસ્સાઓ.

૦–૪–૦ સુઓકા સીતારા.
૦–૪–૦ મજ્જુએમદ હયાત.
૦–૮–૦ મલેકમોમદ.
૦–૮–૦ હદયતમુ. મુસલમાન
૦–૮–૦ હાતમતાઇકા કીસ્સા (સાત સવાલ સહીત.
૦–૨–૦ જેતુનકા કીસ્સા.
૧–૦–૦ કસસુલ અંબીયા મોટા કીસ્સો.
૦–૨–૦ મીરા સૈયદ અલી.

૩–૪–૦

આઠ પુસ્તકોની કીમત રૂ. ૩ા હતી હાલમાં રૂ. ૨ા માં મળશે.

**સ્ટોક નંબર (૭૧) નોવેલો.**

-૦-૦ કમળાલક્ષ્મી.
૪-૦ પદ્મલતા નોવેલ.
-૦-૦ વિપક્ષતા નોવેલ.
-૪-૦ કાળી વિજય: ભા. ૧-૨

૮-૦

આ પુસ્તકોની કીમત રૂ. ૫ા હતી પણ હાલમાં ... રૂ. ૩ા માંજ મળશે.

હીન્દુસ્તાનમાં વી. પી. જઈ શકે છે. હીન્દુસ્તાન બહાર અમેરિકા આફ્રિકા વિગેરે સ્થળે વી. પી. જઇ શકતું નથી માટે અગાઉથી મનીઓર્ડર તથા પોષ્ટ ચેક મોકલવો પોષ્ટખર્ચ માગ્યું સમજવું.

**સ્ટોક નંબર (૭૨) વાર્તાઓ.**

એક હજાર અને એક રાતની અદ્ભુત દેવતાઇ વાર્તાનો સંગ્રહ એટલે અરેબીયનનાઇટસ કામિની ચરીત્ર અને પ્રપંચી પ્યાર આ બન્ને પુસ્તકમાંથી એક વાત વાંચવા શરૂ કરશો તો તે પુરે પુરી વાંચ્યા વિના હાથમાંથી નીચે મુકવાનું લગારે થવાનું નહિ. સોનેરી પાકા પુંઠાનો મ્હોટા ગ્રંથ જે બન્ને પુસ્તકોની અસલ કીમત રૂ. સાડાત્રણના આસરાની હતી હાલમાં માત્ર રૂ. ૨ા માંજ મળે જોઇએ તો તાકીદે મંગાવી લ્યો. શીલીકમાં જુજ નકલો બાકી છે પોષ્ટ ખરચ જુદુ પડશે.

આપ સાહેબોને કોઇ છુટુ પુસ્તક જોઇતું હોય તો અસલ લખેલી કીમતે મળી શકશે અને કમીશન ભરપુર આપવામાં આવે છે.

છપાય છે, નવિન નોવેલ. છપાય છે,

# કાલરાત્રીનું ખૂની ખંજર.

## એક અદ્ભૂત રસમય ડીટેકટીવ નોવેલ.

પ્રેમીઓના પ્રેમનું પોશક, નિતિનો નમુનો, પરોપકારની ખરિસ્તમા, પવીત્ર પ્રેમદા પતિવ્રતના પ્રસંગો સત્યનો જય, ન્યાયની નિપુણતા, રમણિઓના હૃદયની રસિકતા વગેરે ઉત્તમ વિષયોથી પરિપૂર્ણ, ટેબલના શણગારરૂપ, બાળકો, સ્ત્રીઓ અને પુરૂષોને અવશ્ય વાંચવા યોગ્ય, સુંદીર સોનેરી પાકુ પુંઠુ, સુંદીર ટકાઉ ગ્લેઝ કાગળ અને સરળ ... કીંમત, છતાં અગાઉથી ગ્રાહક થનાર પાસેથી પોષ્ટજ સીવાય ફક્ત રૂ. ૧-૦-૦ રાખવામાં આવ્યો છે.

અગાઉથી ગ્રાહક થઇ આશ્રય આપનાર સદ્‌ગૃહસ્થોનાં મુબારક નામો પુસ્તકમાં પ્રગટ કરવામાં આવશે. તાકીદે નામ નોંધાવો. લખો,

**બુકસેલર કે. વી. પટેલ.**

હમામ—અમદાવાદ.

શ્રી "સત્યનારાયણ" પ્રિન્ટિંગ પ્રેસમાં, પટેલ મોતીલાલ કાળીદાસે છાપ્યું.
સીવીલ હસ્પિતાલ સામે, પાનાભાઈની વાડીમાં—અમદાવાદ.

# હવે કેમીકલ વર્કસમાં બનતી દવાઓના અભિપ્રાયો.

ગાલીથી: " મી. એ. વી. હાઈબ્રીજસ્ટી " લખે છે કે, જીવન ખાવાથી આરામ થાય છે.

ચીમડાથી અબ્બાસઅલી ઇબ્રાહીમ—ધનવાન નામનું પુસ્તક મળ્યું તેમાંના વિષય ઘણા સારા છે, તેથી દરેક માણસને લાભ અને ઉન્નતિ થયા સિવાય રહેશે નહી,

મુ. વિવરા—ખાનદેશથી—ગોસ્વામી શ્રીયુત કાસીગીર ગુરૂ રેવાગીર લખે છે કે,—આપના તરફથી મેં ઘણી વખત દવાઓ સામટી મંગાવેલી હતી તે વાપરી જોતા અને ખાત્રી કરતાં તે ઘણીજ ચમત્કારી જણાઇ છે જેથી હવે બીજી રૂ. ૧૪ ની દવાઓ આ સાથેના લીસ્ટ પ્રમાણે વળતી પોસ્ટે મોકલશો.

ભંડારીયાથી—ગવરીશંકર મીઠાભાઈ—લખે છે કે આપની પ્રમેહ પીલ્સની ગોળીઓ ખાવાથી મને ફાયદો થયો છે, અને પ્રમેહની જરાપણ અસર રહી નથી. તેથી હું આપને ખરા અંતઃકરણથી આશીર્વાદ આપુ છુ.

પાંડીચેરીથી હકીમ મહમદ સુલતાન હકીમ—લખે છે કે (તાર) જીવન તથા બીજી દવાઓ મળી તે વાપરતાં ઘણો ગુણ જણાય છે. માટે આજેજ જીવનના ૨૫ ડબા વી પી. કરી મોકલી આપો.

વેરાવળથી મેમણ હબીબ ઉસમાન લખે છે કે,—રેલ્વે ગાર્ડ મે રેમાનશાહે તમારી દવા ઘણી અકસિર છે તેવી ભલામણ કરી છે માટે સુંદરી સાથી ૩ બાટલી તુરત મોકલો.

જુનાગઢ રેલ્વેગાર્ડ—રહેમાનશાહ—સુંદરીસાથીથી સારો ફાયદો છે માટે બીજી ૩ બાટલી ફરી મોકલો.

મુંબાઇ ગીરગામ વસંત રઘુનાથ ગાંધી—સુંદરી સાથીથી આરામ છે માટે બીજી ૩ મોકલો.

નાશકરોડથી ડુંગરશી દેવચંદ—શ્વાસ-દમ નિવારણ ગોળીઓ જેની કી. રૂ ૩ છે, તે દવા અતિ ઉત્તમ વનસ્પતિની બનાવેલી રામબાણ ગુણકારી છે તેણે ઘણોજ ફાયદો કર્યો છે.

મુંબાઇ—પા, ડાહ્યાભાઈ મુળદાસ—તમારી દવાથી ઘણો ગુણ છે તમારા લેપની દવા ઘણીજ અકસિર નીવડી છે,

ધ્રાંગધ્રાથી મોતીલાલ છગનલાલ—દંતમંજનથી સારો ફાયદો છે,

કોઠારાથી દુર્લભરામ દેવજી—સુંદરીસાથી વાપરવાથી ઘણોજ સારો ફાયદો છે,

અમદાવાદથી વકીલ—મી. ભાઈલાલ નંદલાલ દેસાઈ બી. એ એલ. એલ. બી. લખે છે કે, અમૃત જીવન કોલેરા ઉપર સારી અસર કરે છે અને ગર્ભવંતી સ્ત્રીઓને કૉલેરામાં આપી શકાય છે. તેની ખાત્રી કરી છે

રહીમતુલા વલીમહમદ સુબદ્રથી—લખે છે કે; તમારી પ્રથમ મોકલેલી દવાથી સારો ફાયદો થઇ ગયો છે માટે બીજી ૩ બાટલી અમૃત જીવન ઝટ મોકલો

નાહારપાલીથી મી અબાલાલ કેસરીસીંહ—લખે છે કે પ્રથમ મોકલેલી સુંદરી સાથીથી ઘણોજ સારો ફાયદો થયો છે. બીજી ૬ બાટલી સુંદરીસાથીની તુરત વી. પી. થી મોકલો. હું તમારો. જુનો. ઘરાક છુ.

રહેલાકથી ઇશ્વરલાલ જમનાદાસ—લખે છે કે પ્રથમ મોકલેલી સુંદરીસાથીની દવાથી સારો ફાયદો થયો છે માટે બીજી ૩ બાટલી વી પી. મોકલો.

ખંભાત—ઓવરસીયર એન. જી. માલેકર લખે છે કે,—સુંદરીસાથીની દવાનો મીડરાઇજ્ તારાબાઈ મારફત ઉપયોગમાં લેતાં સારી નીવડેલી છે. માટે હાલ બીજી ૩ બાટલી તુરત મોકલો.

રાજવાડીયાથી—સાધુ હરીદાસ ધર્મદાસ—તમારી દવાથી ઘણોજ ફાયદો થાય છે માટે આ સાથેના લીસ્ટ પ્રમાણે રૂ ૨૧) ની દવાઓ વી. પી. થી મોકલો.

કતારગામથી ઉમેદરામ. જયરામ લખે છે કે—સુંદરીસાથીથી આરામ છે માટે બીજી ૩ મોકલો.

ચલામલીથી શા મગનલાલ ગીરધર—અમે પ્રથમ સુંદરીસાથી મંગાવેલ તેથી ફાયદો થઇ ગયો છે તથા સંખેડેથી મારા મિત્ર સાધી પીતાંબર દાજીએ ૧ ડઝન બાટલી મંગાવેલી તેમાં તેને ત્યાં તથા જેને તે દવા આપી તે બધાને આરામ થઇ ગયો છે.

હાલોલથી જીવા મુસા હાજી અને છગન બેચર લખે છે કે—આઇ ડ્રોપ્સની શીશીથી આંખને ઘણોજ આરામ થઇ ગયો છે.

કોઈપણ રોગ મટાડવાને માટે લખો હવે કેમીકલ વર્કસ—અમદાવાદ.




**સ્ત્રીના માથાનો શણગાર.**

નરમ-સુંવાળા-ચટચકીત-ફરંગદાર બાલ કઇ સ્ત્રીને યા કયા ભરથારને નહી ગમશે ?

**એવા બાલ બનાવનારૂં એકજ તેલ છે અને તે જગપ્રસિદ્ધ કામીનીઆ ઓઇલ છે.**

સ્ત્રીના શણગારને માટે જેટલું જરૂરનું તેટલુંજ મગજભારી કરનારા પુરૂષો અને અભ્યાસી વીદ્યાર્થીઓ માટે અગત્યનુ છે.

આ તેલ લગાડતાંજ તપેલું માથુ ઠંડુગાર થાય છે-માથાનો દુખાવો દૂર થાય છે. અને ખોડાની બનનસંઠ રહેતીજ નથી.

ઉત્તમ વસાણાઓની બનાવટ છે-સોનાનો ચાંદ મળ્યો છે-અને આખા દેશમાં પ્રસિદ્ધ છે.

**અરધા આનાની ટીકીટ મળ્યાથી નમુનો મફત મોકલવામાં આવશે.**

**ધી એંગ્લો ઇંડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કું-જુમામશીદ. મુંબઇ.**

**સેંટનો ઓટો રાજા**

# દીલ બહાર

**(રજીસ્ટર્ડ.)**

દીલને આનંદ આપનારૂં, મનને પ્રફુલીત કરનારૂં અસંખ્ય ફુલોના અર્કની સુગંધીઓથી ભરેલું, ઉંચામાં ઉંચી બનાવટનું સ્પીરીટ વગરનું સર્વોત્તમ સેંટ છે. ફક્ત ચાર પાંચ ટીપાં કપડાં અથવા રૂમાલ ઉપર છાંટવાથી વાપરનારને તથા તેની આસપાસનાઓને, મીઠી ખુશકારક સુગંધીમાં મૂકી દે છે, બીજું કોઇપણ જાતનું સેંટ ખરીદતા પહેલાં ઓછામાં દીલબહારમાં સ્પીરીટ નહી હોવાથી અત્તર તરીકે પણ વાપરી શકાય છે.

કીમત નાની બાટલીના ૮ આના, વચલી બાટલીના ૧૨ આના, મોટી અર્ધા ઔંસની બાટલીના રૂ. ૨, નમુનાની બાટલીના ૨ આના. સુગંધી કાર્ડનો એક આનો.

સોલ એજન્ટ—

**ધી એંગલો ઇંડીઅન ડ્રગ એન્ડ કેમિકલ કું—મુંબઇ.**

Published by Jethalal Devshanker Dave, Panch Kuva, Four Roads, Ahmedabad, and Printed by Motilal Kalidas Patel at he Satayanarayan. Printing Press near Civil Hospital Panabhai's Vadi-Ahmedabad.

સપ્ટેમ્બર સને ૧૯૧૬.

પુસ્તક ૪ થું. | અંક ૭ મો

# ભાગ્યોદય.

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ६४ ॥

રાગદ્વેષથી રહિત અને આત્માને આધીન એવો પુરૂષ, મનને વશ કરીને ઇન્દ્રિયોવડે વિષયોમા રમતો છતા પણ શાન્તિને પામે છે. ૬૪ (ભ-ગી)

## વિષયાનુક્રમણિકા.



અધિપતિ અને પ્રકાશક,

જેઠાલાલ દેવશંકર દવે.

ભાગ્યોદય આફીસ-અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ ૨ હિંદુસ્તાન બહાર શી. ૪.

ભાગ્યોદય—વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજુર થયું છે માટે લાયબ્રેરીઓએ તાકીદે ગ્રાહકમાં નામ નોંધાવવાં.

## સૂચના.

આ માસિકનું માર્ચ માસથી વર્ષ શરૂ થાય છે. દરેક અંગ્રેજી માસની આખરે બહાર પાડે છે માટે તે માસીક બીજા માસની ૧૫ મી સુધીમાં ન મળે તો અમને જણાવવાથી ફરી મોકલીશું માસિકનું વાર્ષિક લવાજમ રૂ ૨-૦ છે. હિંદુસ્તાન બહાર શી છે. ભેટ પર્શીઅન નાઇટસ અને નવી સાલનું પંચાંગ મળે છે ભેટના પોસ્ટેજ ૦-૨-૦ નવીન થનારા ગ્રાહકને માર્ચ માસથી આજ સુધીના અંકો અને ભેટનું રૂ. ૨-૨-૦નું વી પી. કરી લવાજમ વસુલ કરવામાં આવે છે. પાછલા અંકો શીલીક હશે ત્યાં સુધીજ અપાશે, માટે નવિન ગ્રાહકોએ વેળાસર ગ્રાહક થવું

પત્ર વ્યવહાર કરનારે પોતાનું પુરેપુરૂં શિરનામું લખવું જોઇએ, જવાબ માટે રીપ્લાય કાર્ડ કે ટીકીટ સિવાય જવાબ આપવામાં આવતો નથી. શિરનામું બદલવા માટે ગ્રાહક નંબર જરૂર લખવો. ટુકી મુદત માટે શિરનામું ન બદલાવવું જોઇએ.

ભાગ્યોદયના પાછલા વૉલ્યુમો થોડાજ શીલીક છે તે જ્યાં સુધી હશે ત્યાં સુધીજ મળશે.

ભાગ્યોદય—પુસ્તક ૧ લું બાંધેલું રૂ ૨-૦-૦

ભાગ્યોદય—પુસ્તક ૨ જું બાંધેલું રૂ ૧-૮-૦

ભાગ્યોદય—પુસ્તક ૩ જું બાંધેલું રૂ ૧-૮-૦

નવું પુસ્તક—સરવે, રેવન્યુ અને ફોજદારી કાયદાનું ગુચ.—નવા સુધારા વધારા સાથે ત્રીજી આવૃત્તિ કીમત રૂ ૨-૦-૦ પો ૦-૪-૦.

વ્યવસ્થાપક ભાગ્યોદય,—અમદાવાદ.

---

આજના અંક સાથે દરેક ગ્રાહકને

સંવત ૧૯૭૩ ની સાલનું ભાગ્યોદયનું

## શુદ્ધ ગુજરાતી પંચાંગ.

ભેટ મોકલવામાં આવ્યું છે, જે સબાળી થયું જેમાં, સંવત ૧૯૭૩ ની સાલનું માસવાર ભવિષ્યફળ, દરેક માસમાં અનાજ આદી, રૂ. વિ.ના ભાવ કેવા રહેશે, ક્યારે ગ્રહો ક્યારે ઉતરશે, મુસાફરી કેવી રહેશે, વરસાદ ક્યા માસમાં ક્યારે કેટલો પડશે, તે ઉપરાંત, અનુભવસીદ્ધ દવાઓના ટુચકા, રેલ્વે ગાઇડ, પોસ્ટલ ગાઇડ, વેપારી બાતમી, કઇ વસ્તુ ક્યાં મળે છે, મોટા શહેરોની માહીતી, ત્યાં ક્યા ઉતરવું વિગેરે, મુસાફરીમાં ક્યાં ગાડી બદલવી, જાત્રાનો ભોમીયો, હાથ જોઇ ભવિષ્ય કહેવાની રીત જન્મકુંડળી જોવાની રીત વિગેરે ઉપયોગી વિષયો આપવામાં આવ્યા છે, છુટક કી. ૦-૨-૦ પણ ૧૦૦ સામટી મંગાવનારને રૂ ૫-૦-૦, ૫૦ ના રૂ ૩-૦-૦ અને ૨૫ નકલનો રૂ. ૧-૮-૦ પડશે વધુ મંગાવનારે રેલ્વે પાર્સલથી મંગાવવાં.

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

---

## आयुर्वेद चरक संहिता.

મૂળ સહિત ગુજરાતી ભાષાંતર—પ્રથમ ભાગ—વૈદિકનો પ્રાચિન અને મહત્વનો ગ્રંથ આજ છે. આ પુસ્તકની ઉપયોગીતા એટલી બધી છે કે જેમાં હાલમાં—નવી ગણાતી—વગર દવાએ રોગો મટાડવાની વિદ્યાઓનો પણ સમાવેશ થયેલો છે. દરેક વૈદ, ડાક્ટર, હકીમ અને શરીરને નિરામય રાખવા ઇચ્છનારે આ ગ્રંથ ખરીદવોજ જોઇએ. કી. રૂ. ૫

તંત્રી ભાગ્યોદય—અમદાવાદ.

# ભાગ્યોદય.

પુસ્તક ૪ થું. ]  માહે સપ્ટેમ્બર સને ૧૯૧૯.  [ અંક ૭ મો.


## आंतरप्रकाशने अभ्यर्थना.

( પ્રીતમ પ્રાણાધાર—એ લય. )

મારા આંતર દિવ્ય પ્રકાશ ! મુજને દોરજે;
મારા માર્ગમાં પાડી ઉજાશ, મારો નેતા થજે.
સત્યનો હું જીજ્ઞાસુ છું,
તારો દોર્યો આવીશ હું;
પ્રાપ્તવ્ય સિદ્ધ થવાને તું સન્માર્ગે પ્રેરજે. મારા. ૧

તારાથી જાણીશ જ્ઞાન હું,
વળી ઓળખીશ ભગવાન હું,
આનંદ શાંતિ ને સુખતણા ધામે તું લઇ જજે. મારા. ૨

અંતરમાં જો કે ગુપ્ત છું,
થાતો ન પણ કદી લુપ્ત તું;
છુટો પડી શકતો નથી હુંથી તું રજે. મારા. ૩

તારાથી મારો અભેદ છું,
જેહ ક્ષણેથી અનુભવું;
તેજ ક્ષણેથી આંતરતિમિર મને ત્યજે. મારા. ૪

તવ સત્ય મુજ ઉર રાજતું,
મારૂં મારામાં વિભ્રાજતું;
માટે મને દોર ચઢી રહી મુજ રથની ધ્વજે. મારા. ૫

શ્રી. क.

## सर्वोत्तम उद्देश विनानुं जीवन व्यर्थ छे.

(જો કરશો તે ભરશો—એ લય.)

ઉંચા ઉદ્દેશ વિનાનું જીવન નકામું,
નિજ હિતને બદલે અહિત કરે તે સામું.
ભલે કાગળ સુન્દર લખાયો, પરબીડીયામાં પણ બીડીયો;
પણ જાણો તે રઝળીયો, ઉપર જો નથી સરનામું. નિજ. ૧
છો રહ્યા ચોપડા મોટા, પણ તેહ થવાના ખોટા;
નાણાં મળવામાં ટોટા, અંદર જો લખ્યું નથી નામું. નિજ. ૨
હલકો ઉદ્દેશ ધર્યાથી, નથી ઉચ્ચ થતાં કર્માદિ;
ઉપજાવે ઉલટો ઉપાધિ, (જેમ) અણસમજું ખાય ભિલામું; નિજ. ૩
ઉંચો ઉદ્દેશ ધરીને, રહે તેને જે અનુસરીને;
તે ભમે નહી ફરીને, પ્રભુનું એ કરારનામું. નિજ. ૪
ઉત્તમ ઉદ્દેશને ધાર્યો, તેનો ધન્ય થયો જન્મારો;
તેનો સદાય છે જયવારો, તેઓને તો શિર નામું. નિજ. ૫

श्री. ऊ.

---

## परमात्मामां अद्भुत प्रेम प्रकटाववा प्रबोध.

(થઇ પ્રેમ વશ પાતળીયા—એ લય.)

કોઇ પ્રીત અજબ લગાવી, જો પ્રભુથી હૃદય લગાવીરે. કોઇ.
નિજ ઇચ્છાનુસાર રંગે પ્રભુને પણ પ્રકટ નચાવી,
જો દૈવી રાસ રચાવી;
નિજ દષ્ટિથી હાથ મીલાવીરે. કોઇ. ૧
તેવી પ્રીતિ પ્રકટાવો જેથી પ્રભુ આનન્દ વધાવી;
લઇ ભેટો આવી આવી;
કરીએ મોજે મન ભાવીરે. કોઇ. ૨
સહજ સહજમાં ભાગે એવી પ્રીત ન રંગો પ્રકટાવી.
રંગો ઉપરી અધિક દઢાવી,
જે ન ભાગે કોથી ભગાવીરે. કોઇ. ૩
રોક્યો રોકી શકાય ન એવો ઉમળકો ઉપજાવી,
જો ન ભેટ્યા બાથ ભીડાવી;
તો શું કર્યું પ્રેમી કહાવીરે. કોઇ. ૪

श्री. ऊ.

॥ ॐ ॥

॥ श्री परब्रह्म परमात्मने नमः ॥

# आत्मबोध.

( લેખકઃ-શ્રીયુત હરિલાલ નૃસિંહરામ વ્યાસ. )

अनुष्टुप् छंद.

तपोभिः क्षीणपापानां
शान्तानां वीतरागिणां ।
मुमुक्षुणामपेक्षोऽय-
मात्मबोधो विधीयते ॥ १ ॥

અનુષ્ટુપ છંદ.

તપોથી[1] ક્ષીણ પાપો[2] ને
શાન્ત[3] વૈરાગી[4] જેહ છે,
તેવા મુમુક્ષુ માટે[5] આ
આત્મબોધ રચેલ છે. ૧

बोधोऽन्यसाधनेभ्योहि
साक्षान्मोक्षैक साधनं ।
पाकस्य वह्नि वज्ज्ञानं
विना मोक्षो न सिध्यति ॥ २ ॥

વસંતતિલકા વૃત્ત.

છે બોધ[6] અન્ય સૌ સાધનમાંહીં[7] શ્રેષ્ઠ,
સાક્ષાત[8] મોક્ષતણું સાધન એક તેજ,
અગ્નિ વિના નહિજ પાકની[9] સિદ્ધિ જેમ,
સિદ્ધિ ન મોક્ષતણી બોધવિનાજ તેમ.[10] ૨

अविरोधितया कर्म
ना विद्यां विनिवर्त्तयेत् ।
विद्याविद्यां निहन्त्येव
तेजस्तिमिरसंघवत् ॥ ३ ॥

અજ્ઞાન કર્મ દ્વય મિત્રપણાથી ચાલે,[11]
માટેજ અજ્ઞપણને નહિ કર્મ ટાળે;
અજ્ઞાનને તરત જ્ઞાન હણીજ દે છે,[12]
જેવો પ્રકાશ સહુ તિમીરને હરે છે. ૩

---

૧ કૃચ્છ્ર, અતિકૃચ્છ્ર, અને ચાન્દ્રાયણાદિ વ્રતો નિત્ય નૈમિતિક કર્મો, તથા શારીરિક. વાચિક અને માનસિક પ્રત્યેક સાત્વિક રાજસ અને તામસ તપ છે. ૨ જેના અંતઃકરણમાંથી રાગાદિ દોષો નાશ પામેલા છે તેવા. ૩ દોષ રહિત થવાથી કોઈ પણ પ્રકારના ક્ષોભ વિનાના. ૪ આ લોક ને પરલોકના ભોગની ઇચ્છા વગરના. ૫ મોક્ષની ઇચ્છાવાળા, એટલે સંસારમાંથી છૂટવાને માટે પ્રયત્ન કરનારા. ૬ જ્ઞાન. ૭ તપ, જપ, મંત્ર, કર્મ, યોગ વગેરે. ૮ બીજાં સાધન તો અંતઃકરણની શુદ્ધિ કરી જ્ઞાનદ્વારે મોક્ષ આપે છે; પણ આ બોધ તો પોતેજ અજ્ઞાનનો નાશ કરી મોક્ષ આપે છે. ૯ રસોઇ. ૧૦ શ્રીમદ્ ભાગવતના સ્કંધ ૧૧ અ. ૧૯ શ્લોક ૪ થામાં કહ્યું છે કે—

तपस्तीर्थं जपो दानं पवित्राणीतराणि च ।
नालं कुर्वन्ति तां सिद्धिं या ज्ञान कलया कृता ॥

એટલે, 'જે સિદ્ધિ જ્ઞાનના લેશથી-જ્ઞાનની એક કળાથી થાય છે, તે તપ, તીર્થ, જપ, દાન, અને બીજા અનેક પવિત્ર પદાર્થોથી થઇ શકતી નથી. ૧૧ કર્મની ઉત્પત્તિ અજ્ઞાન-અવિદ્યામાંથી થએલી છે માટે અજ્ઞાન અને કર્મ બેઉ એક બીજા સાથે અવિરોધીપણે વર્તે છે. ૧૨ જેમ પ્રકાશને ને અંધકારને શત્રુતા છે, તેમ જ્ઞાનને ને અજ્ઞાનને શત્રુતા છે; તેથી જેમ પ્રકાશ અંધકારનો નાશ કરે છે, તેમ જ્ઞાન અજ્ઞાનનો સમૂળ નાશ કરે છે.

परिच्छिन्न इवाज्ञाना-
न्नाशे सति केवलः ।
स्वयं प्रकाशते ह्यात्मा
मेघापायेंऽशुमानिव ॥ ४ ॥

અજ્ઞાનથી[1] દિસત છાદિતના[2] સમો તે,
અજ્ઞાન દૂર પળતાં ઝટ એક પોતે,
આત્માજ નક્કી નિજ પૂર્ણ પ્રકાશ આપે[3],
જેવી રીતે ઘન ગયે રવિતેજ વ્યાપે.[4] ૪

अज्ञानकलुषं जीवं
ज्ञानाभ्यासाद्धि निर्मलं ।
कृत्वा ज्ञानं स्वयं नश्येत्
जलं कतकरेणुवत् ॥ ५ ॥

પ્રહર્ષણીય.

અજ્ઞાને[5] મલિન[6] થએલ જીવ તેને[7],
જ્ઞાનાભ્યાસથી[8] અતિ નિર્મળો કરીને,
પોતે તે પણ શુભ જ્ઞાન નાશ પામે[9],
પાણીનો મળ હરી નિર્મળી[10] વિરામે. ૫

संसारः स्वप्नतुल्यो हि
रागद्वेषादि संकुलः ।
स्वकाले सत्यवद्भाति
प्रबोधे सत्यसद्भवेत् ॥ ६ ॥

વસંતતિલકા.

સંસાર સ્વપ્નસમ[11] સર્વ રીતેજ જાણો,
દ્વેષાદિ રાગ થકી[12] પૂર્ણ ભરેલ માનો;
બન્ને સ્વકાલમહીં[13] સત્ય સમાન લાગે,
થાતાં પ્રબોધ[14] ઝટ એઉ અસત્ય ભાસે. ૬

तावत्सत्यं जगद्भाति
शुक्तिकारजतं यथा ।
यावन्न ज्ञायते ब्रह्म
सर्वाधिष्ठानमद्वयम् ॥ ७ ॥

આધારભૂત જગ સર્વનું એક જે છે,
તે બ્રહ્મ જ્યાં સુધી અજાણ્યું વિવેજ રે'છે;
ત્યાં સુધી સર્વ જગ સત્ય જણાય જેમ,
અજ્ઞાત છીપ ખરું રૌપ્ય દિસેજ તેમ.[15] ૭

૧ ઉંચત્વનીચત્વાદિ શરીરાધ્યાસ આત્મામાં અજ્ઞાનથી કલ્પેલા છે, તેને લીધે. ૨ ઢંકાએલા જેવો. ૩ પરિપૂર્ણ અદ્વૈત આત્મા પ્રકાશે. ૪ આત્મા તો સૂર્યની પેઠે નિરંતર સ્વપ્રકાશિત જ છે, પણ જેમ સૂર્યનો પ્રકાશ (કોઈ વખત) મેઘના વાદળાના પડદાથી દેખવામાં આવતો નથી, તેમ અજ્ઞાનના (અજ્ઞાનરૂપી) પડદાથી આત્માનો પ્રકાશ દેખવામાં આવતો નથી, અર્થાત્ અજ્ઞાનરૂપ વાદળ દૂર થતાં આત્મા રૂપ સૂર્ય પૂર્ણ પ્રકાશમાન ભાસે છે. ૫ અજ્ઞાનવડે. ૬ અજ્ઞાનનાં કાર્યભૂત અહંતા અને મમતા છે. તે વાળો એટલે દેહ હું છું અને વસ્તુઓ મારી છે એવા અભિમાનવાળો થએલો. ૭ તેવા જીવને. ૮ જ્ઞાનનો અભ્યાસ બહુ કાળ સુધી કરતાં જ્ઞાનાકાર વૃત્તિ થતાં અજ્ઞાન વૃત્તિ દૂર થાય તે વડે. ૯ અજ્ઞાનની વૃત્તિ, કેમકે વૃત્તિ એ પણ અજ્ઞાનનું કાર્ય છે. ૧૦ એક જાતનાં ઝુસનો ભૂકો તે પાણીમાં નાંખવાથી પાણીમાંનો કચરો વગેરે બધા મેલને લઈ પાણીને નિર્મળ કરી તળીએ ઠરી જાય છે. (એને નિર્મળીનાં ફળ પણ કહે છે) અર્થાત્ જીવરૂપ મલિન આત્મામાં જ્ઞાનાનુભવ રૂપ ભૂકો નાંખવાથી અજ્ઞાન વૃત્તિરૂપ જીવ ભાવ તે રૂપી મેલ તે દૂર થતાં કેવળ નિર્મળ આત્માજ રહેતાં તે જ્ઞાનાનુભવ મટી જાય છે. ૧૧ મિથ્યા જ છે. ૧૨ રાગદ્વેષાદિથી, રાગ—આસક્તિ, અને દ્વેષ=અસૂયા, ઇર્ષા, શત્રુતા વગેરે સુખ દુઃખની પેઠે રાગદ્વેષનું જોડું છે. ૧૩ પોતપોતાના સમયમાં એટલે સંસાર અહંકારનું કારણ અજ્ઞાન હોય ત્યાં સુધી; અને સ્વપ્ન નિદ્રા હોય ત્યાં સુધી. ૧૪ સદ્ગુરૂની કૃપાથી તત્ત્વ મસ્યાદિ મહા વાક્યનું જ્ઞાન થતાં, સ્વપ્નના સંબંધમાં સંપૂર્ણ જાગૃતી આવતાં. ૧૫ ધોળી ચળકતી છીંપ (અથવા છીંપની કકડી) રસ્તામાં જતી પડી હોય તો તેજોથી

सच्चिदात्मन्यनुस्यूते
नित्ये विष्णौ प्रकल्पिताः ।
व्यक्तयो विविधाः सर्वा
हाटके कटकादिवत् ॥ ८ ॥

આ સચ્ચિદાત્મ વળી નિત્યજ સર્વ વ્યાપી,
વિષ્ણુ વિષે[1] વિવિધ વ્યક્તિ[2] બધીય કલ્પી;[3]
છે એક જે વિવિધ ઘાટ વિષે જ હેમ[4],
તેમાં કડાદિ કલ્પ્યાં વિધ નામ[5] જેમ. ૮

यथाकाशो हृषीकेशो
नानोपाधिगतो विभुः ।
तद्भेदाद्भिन्नवद्भाति
तन्नाशे सति केवलः ॥ ९ ॥

આકાશ જેમ ઘટ રૂપ ઉપાધિયોમાં,
વ્યાપી રહે વિવિધ રૂપ જણાય તેમાં;
માયા ઉપાધિ થકી આત્મ[6] વિવિધ ભાસે,
ઉપાધિ નાશ થકી એકપણું જણાશે.[7] ૯

नानोपाधिवशादेव
जातिवर्णाश्रमादयः ।
आत्मन्यारोपितास्तोये
रसवर्णादि भेदवत् ॥ १० ॥

ઉપાધિયોથી[8] વર્ણાશ્રમ[9] જાતિ[10] કલ્પી,
આત્મા વિષે પણ ન વાસ્તવ[11] તેહ નકી;
જેવી રીતે મધુર સ્વચ્છ જળે અનેક,
ઉપાધિ[12] વર્ણ રસ[13] દે પણ સ્વચ્છ તેજ. ૧૦

અથવા ઉપલક. ઉપલક જોનારને જ્યાં સુધી "આ છીંપ છે" એવું ન સમજાય ત્યાં સુધી તે રૂપા જેવીજ જણાવાથી "આ રૂપું છે" એવી પ્રતિતિ થાય છે. જોનાર જ્યારે પાસે જઈને તે છીંપને હાથમાં લઈને (ઉંધી છતી કરી) અનુભવ કરે છે, ત્યારે "આ તો છીંપ છે" એમ જાણે છે. પછી રૂપાનો ભાવ કેવી રીતે ક્યાં જાય છે તે અકથ્ય છે તેજ રીતે જ્ઞાન દૃષ્ટીએ જગતનો અનુભવ કરતાં ( જેમ છીંપમાં રૂપાનાં ગુરૂત્વ ઘટત્વાદિ લક્ષણો ન જણાવાથી, ને છીંપનાં લઘુત્વનીલત્વાદિ લક્ષણો જણાયાથી છીંપનોજ નિર્ણય થાય છે તેમ તેમાં જગતનાં લક્ષણ ન જણાતાં બ્રહ્મનાંજ ( સત્ય, જ્ઞાન, અનંત એ ) લક્ષણો સર્વત્ર જણાવાથી "આ સર્વ બ્રહ્મજ છે" એવો નિર્ણય થાય છે. ૧ માળાના મણકામાં દોરાની પેઠે સર્વ વ્યાપક, સચ્ચિદાનંદ અને નિત્ય (ત્રિકાળાબાધિત) બ્રહ્મમાં. ૨ દેવતા. નર, પશુ, સ્થાવર, જંગમ, ઇત્યાદિ જે જે રૂપ જોવામાં, સાંભળવામાં ને ધારવામાં આવે છે તે. ૩ સર્વનું મૂળ બ્રહ્મ છે, તે મૂળથી ભિન્નતા બીલકુલ નથી છતાં આકાર ભેદથી કલ્પના કરેલી છે. ૪ સોનું. ૫ કડું, વીંટી, કુંડળ વગેરે ઘાટો કેવળ સુવર્ણ રૂપજ છે છતાં આકાર ભેદે જુદા જુદા નામ કલ્પેલાં છે. ૬ મનાદિ અગીઆર ઇંદ્રિયોનો સ્વામિ અને સર્વ વ્યાપક વિભુ. ૭ ઘડો, ગાગર, ગોળો, વગેરે પાત્રને લીધે આકાશના તેવા આકાર બંધાએલા જણાય છે, તે પાત્રનો નાશ થતાં તે પાત્રના આકારનું આકાશ બહારના આકાશમાં ( જેમ પાણીથી ભરેલો ઘડો પાણીમાંજ બુડેલો હોય ને તે ફૂટી જતાં પાણી પાણીમાં ભળી જાય છે તેમ ) ભળી જઈ અદ્વૈત થાય છે. તેમજ આત્મા સ્થુળ સૂક્ષ્માદિ ઉપાધિયોમાં ( સર્વવ્યાપકપણે ) રહેવાથી તેવા આકારનો જણાય છે, પણ તે ઉપાધિયોનો નાશ થવાથી ( નાશ થવાથી એટલે માટીના ઘડાની પેઠે ફુટી જવાથી નહિ, પણ સદ્ગુરૂની કૃપાથી તત્ત્વમસ્યાદિ મહાવાક્યોનો અનુભવ થયે કાલ્પનિક ઉપાધિઓની કલ્પના મટી જવાથી ) અદ્વૈત સમજાય છે. ૮ સ્થુળાદિથી. ૯ બ્રહ્મચર્યાદિ ૧૦ બ્રાહ્મણાદિ ૧૧ વાસ્તવિક ખરી રીતે. ૧૨ પાત્ર સંસર્ગાદિ. ૧૩ નીલાદિરંગ, અને ખારા તીખાદિ સ્વાદ.

पँचीकृत महाभूत-
संभवं कर्मसंचितं ।
शरीरं सुखदु:खानां
भोगायतनमुच्यते ॥ ११ ॥

હરિગિત.

આરબ્ધનાં સુખ દુઃખ
ભોગવવા તણું સાધન જે,
આ શરીર થયું છે મિશ્ર પંચ
ભૂતોથી સ્થુળ ઉપાધિ[1]એ. ૧૧

पंच प्राण मनो बुद्धि
दशेंद्रिय समन्वितं ।
अपंचीकृतभूतोत्थं
सूक्ष्मांगं भोगसाधनं ॥ १२ ॥

જે[2]પંચપ્રાણ[3]દશેંદ્રિય[4]મન,[5]
બુદ્ધિ[6] સત્તર સાથનું,
ઉપજ્યું અપંચીકૃતથી[7]તે (છે)
સૂક્ષ્માંગ[8]સાધન ભોગનું. ૧૨

अनाद्यविद्या निर्वाच्या
कारणोपाधिरुच्यते ।
उपाधि त्रितयादन्य-
मात्मानमवधारयेत् ॥ १३ ॥

ને જે અવિદ્યા છે અનાદિ,
અકથ્ય[9]કારણ દેહ[10]તે.
એ ત્રિવિધ ઉપાધિથી જૂદો,
આત્મને[11]તું જાણજે. ૧૩

पंचकोशादि योगेन
तत्तन्मय इव स्थितः ।
शुद्धात्मा नीलवस्त्रादि
योगेन स्फटिको यथा ॥ १४ ॥

તે શુદ્ધ આત્મા પંચકોશા-
દિથી[12]તન્મયસમ[13]દિસે,
જેવો સ્ફટિકમણિ[14] દીસતો
નીલાદિ વસ્ત્રોની વિશે. ૧૪

---

૧ આમા સ્થુળાદિ ઉપાધિઓનું સ્પષ્ટિકરણ કરતાં સ્થુળ ઉપાધિ એટલે શું? તે જણાવ્યું છે. મિશ્ર પચ મહાભૂતમય જે આ દેહ-શરીર છે તેજ સ્થુળ ઉપાધિ કહેવાય છે. તેમાં પચ મહાભૂત નીચેના પ્રમાણમાં મિશ્ર થએલાં છે. આકાશ, વાયુ, અગ્નિ, જળ, અને પૃથ્વી એ પંચ મહાભૂત કહેવાય છે. આકાશમાં $\frac{1}{2}$ આકાશ અને $\frac{1}{8}$ વાયુ, $\frac{1}{8}$ અગ્નિ, $\frac{1}{8}$ જળ, અને $\frac{1}{8}$ પૃથ્વી છે. વાયુમા $\frac{1}{2}$ વાયુ અને $\frac{1}{8}$ આકાશ, $\frac{1}{8}$ અગ્નિ, $\frac{1}{8}$ જળ, ને $\frac{1}{8}$ પૃથ્વી મળેલાં છે, એજ રીતે પ્રત્યેક મુખ્યમાં મુખ્ય અર્ધું બાકીના અરધમા બાકીના ચાર આઠમા આઠમા ભાગથી મળેલા છે. ૨ આમાં બીજી સૂક્ષ્મ ઉપાધિ જે લીંગ દેહ છે તે વિષે કહ્યું છે. ૩ પ્રાણાપાનાદિ, ૪ પાંચ જ્ઞાનેંદ્રિયો ને પાંચ કર્મેંદ્રિયો. ૫ સંકલ્પ વિકલ્પ કરનારૂં મન. ૬ નિશ્ચય કરનાર તે બુદ્ધિ. ૭ અમિશ્ર પંચમહાભૂતથી. ૮ સૂક્ષ્મદેહ. ૯ આમાં અનાદિ કાળની અવિદ્યારૂપ ત્રીજી કારણદેહ નામની ઉપાધિ વિષે કહ્યું છે. તે સત્ છે કે અસત્ છે તે કહેવાતુ નથી, કારણ કે એ અવિદ્યા છે અને એની બ્રહ્મમાથી કાલ્પનિક ઉત્પત્તી છે તેથી સત્ કહેવાતી નથી, તેમજ એ અનાદિ કાળની અને "છે" એમ કહેવાય છે તેથી એ અસત્ પણ કહેવાતી નથી માટે તેને નિર્વાચ્યા કહેલી છે. ૧૦ વાસનારૂપ દેહ તે કારણદેહ કહેવાય છે. ૧૧ ઉપરની સ્થૂળ, સૂક્ષ્મ, ને કારણ દેહરૂપી ત્રણે ઉપાધિઓનો સાક્ષી જે એ ત્રણેથી ભિન્ન છે તેજ એક આત્મા છે. એમ જાણવું. ૧૨ અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચકોશોથી, તથા ક્ષુધા, તૃષા, જન્મ, મૃત્યુ, સુખ ને દુ:ખ એ ૭ ઉર્મીઓથી-સાથે. ૧૩ એકત્ર થઇ ગએલા જેવો. ૧૪ નિર્મળ શ્વેતમણિ.

वपुस्तुषादिभिः कोशै-
र्युक्तं युक्त्यावघाततः ।
आत्मानमन्तरं शुद्धं
विविच्यात्तन्दुलं यथा ॥ १५ ॥

ડાંગેરના છોડાં તજી
ચોખા ગ્રહાય જ તેમ આ,
યુક્તિથી કોશ[1] વપુ[2] તજી
કેવળ ગ્રહો શુદ્ધાતમા ૧૫

सदा सर्वगतोप्यात्मा
न सर्वत्राव भासते ।
बुद्धावेवावभासेत
स्वच्छेषु प्रतिबिंबवत् ॥ १६ ॥

આત્મા સદા સૌ ઠામમાં છે,
પણ બધે ન જણાય તે,
શુદ્ધ[3]બુદ્ધિમાં જ જણાય જ્યમ
પ્રતિબિંબ સ્વચ્છ[4]વિષે પડે. ૧૬

देहेंद्रियमनो बुद्धि
प्रकृतिभ्यो विलक्षणं ।
तद्वृत्ति साक्षिणं विद्या
दात्मानं राजवत्सदा ॥ १७ ॥

દેહેંદ્રિયો મન બુદ્ધિ ને
પ્રકૃતિથી જ વિલક્ષણો,[5]
છે સાક્ષિ તેમની વૃત્તિનો
આત્મા સદા નૃપના સમો[6]. ૧૭

व्यापृतेष्विंद्रियेष्वात्मा
व्यापारीवाविवेकिनां ।
दृश्यतेऽभ्रेषु धावत्सु
धावन्निव यथा शशी ॥ १८ ॥

છે ઇંદ્રિયો વ્યાપારી[7] પણ
મૂઢ[8] આત્મને તેવો ગણે,
જ્યમ દોડતું વાદળ છતાં
શશી દોડતો[9] બાળ[10] કળે[11] ૧૮

૧ પંચકોશ ૨ દેહ. ૩ રાગદ્વેષાદિ દોષોથી રહિત તે શુદ્ધ ૪ નિર્મળ જળમાં, અથવા નિર્મળ દર્પણમાં. ૫ દેહ, ઇંદ્રિયો, મન, બુદ્ધિ, અને પ્રકૃતિ એ સર્વથી કેવળ વિલક્ષણ—જુદાપણાવાળો છે એટલે દેહાદિ જડ, પરિણામી, નામ રૂપાન્તર પામનાર, અને દૃશ્ય છે, ત્યારે આત્મા મનાદિકની વૃત્તિનો સાક્ષી અને સચ્ચિદાનંદરૂપ છે. ૬ રાજા પોતાના એક ઠેકાણામાં રહે છે છતાં જુદા જુદા દૂર દૂર રહેલા અધિકારીઓને નિયમમાં વર્તાવે છે. અર્થાત્ ઇંદ્રિયાદિ પ્રકૃતિ (અધિકારીઓ) રૂપ છે, ને આત્મા રાજા રૂપ છે, એ બેનો ભેદ સ્પષ્ટ સમજાય છે ૭ નેત્રાદિ ઇંદ્રિયો પોતપોતાના વિષયોમાં વર્તનાર ૮ અજ્ઞાની—અવિવેકી. ૯ ચંદ્ર ઉપર થઈને વાદળ ચાલે છે ત્યારે આંખ ભૂલાવો ખાવાથી વાદળની સામી દિશાએ ચંદ્ર ચાલતો જણાય છે. તેમજ રેલવેમાં બેશીને જતાં આસપાસનાં ઝાડ વગેરે, અને ચક્કર ચક્કર ફેરકુદડી ખાતાં આસપાસનાં ઘર વગેરે ઊલટી દિશામાં ફરતું સ્પષ્ટ જણાય છે ૧૦ દેખાય છે તો બધાને, પણ બાળકો સત્ય માને છે કારણ બાળકો અજ્ઞાન—મૂઢ છે. ૧૧ સમજે છે.




( અનુસંધાન ગતાંક થી )

## પ્રકરણ ૩ જું.

### યોગ.

યોગ ચાર પ્રકારના છે. હઠયોગ લયયોગ, મંત્રયોગ અને રાજયોગ. તેમા;—

૧ **हठयोग**ની વ્યાખ્યા નિચે પ્રમાણે છે. હકાર એ સૂર્ય કહેવાય છે, અને ઠકાર એ ચંદ્ર કહેવાય છે. હૃદયમા સૂર્યનો નિવાસ છે. અને નાકની આગળથી બહાર બાર આંગળ ઉપર ચંદ્રનું સ્થાન છે. વળી ઇડા નાડીમાં વહન કરતા પ્રાણને ચંદ્ર કહે છે, અને પિંગળામાં વહન કરતા પ્રાણને સૂર્ય કહે છે. પ્રાણાયમ વડે કુંડલીનીનું ઉત્થાન કરી સૂર્ય ને ચંદ્રનો પ્રવાહ શિથિલ થઇ અને સુષુમ્ણામા પ્રાણવાયુનો પ્રવેશ થાય છે અને આ પ્રકારે સૂર્ય અને ચંદ્રને એકત્ર કરવાની કળાને હઠયોગ કહે છે. હઠયોગમાં મુખ્યત્વે કરીને બહાર કાઢવામાં આવતો પ્રાણ વાયુ—હવા જે ગરમ હોય છે તેને સૂર્ય, અને અંદર લેવામાં આવતો ..પાન વાયુ—શ્વાસ જે શીતળ હોય છે તેને ચંદ્ર પણ કહે છે. બહારથી લેવામાં આવતો શ્વાસ હૃદયમાં વિરાજી રહેલા સૂર્યના સ્પર્શથી ગરમ થઇને પ્રાણ વાયુ રૂપે બહાર નીકળે છે, અને બહાર બાર આંગળ ઉપર ચંદ્રનો સ્પર્શ કરીને તે અંદર આવે છે ત્યારે તે શીતળ થાય છે. બહારથી લેવામા આવેલો વાયુ—અપાન—ચંદ્ર, હૃદયમાં લય ભાવને પામ્યો હોય અને પછી જ્યાં સુધી સૂર્યરૂપે—પ્રાણ રૂપ થઇને બહાર નીકળ્યો ન હોય ત્યાં સુધી તે સ્વાભાવિક આંતર કુંભક કહેવાય છે. ચંદ્રના સ્થાનમાં સૂર્ય લય ભાવને પામ્યો હોય અને જ્યાં સુધી ચંદ્ર રૂપે થઇ પાછો હૃદયમાં ન જાય ત્યાં સુધી તે સ્વભાવિક બાહ્ય કુંભક કહેવાય છે. આ પ્રકારે કોઇ પણ પ્રકારના કુંભકને ધીમે ધીમે અભ્યાસ વડે વધારવો તેને હઠયોગ કહે છે.

૨ **लययोग**—જે ક્રિયાથી બાહ્ય વિષયની તેમજ ધ્યેયાકારની વિસ્મૃતિ થાય અને ધ્યાતા ધ્યેયમાંજ લય પામે તે ક્રિયાને લયયોગ કહે છે. લય યોગમાં પ્રાણાયામાદિ ક્રમ વિનાજ શાંભવી મુદ્રાના અભ્યાસથી લય યોગની પ્રાપ્તિ થાય છે.

આધારથી બ્રહ્મરંધ્ર પર્યંતના *ચક્રોમાંના કોઇ પણ ઇપ્સિત ચક્રમાં અંતઃકરણની વૃત્તિને સ્થાપન કરવી અને દૃષ્ટિને નિમિષોન્મેષ રહિત શરીરની બહારના પ્રદેશમાં સ્થાપન કરવી તેને શાંભવી મુદ્રા કહે છે.

૩ **मंत्रयोग**—દરેક માણસની શ્વાસ પ્રશ્વાસની ક્રિયા હમેશા જાગૃતિમા, અને નિંદ્રાવસ્થામાં ચાલુજ હોય છે. તેમાં અંદરથી જે શ્વાસ બહાર આવે છે તે હકારથી બહાર આવે છે અને બહાર નીકળતી વખતે हं આવો સ્વર નીકળે છે તેમજ તેજ શ્વાસને પાછો અંદર લેવામાં આવે છે ત્યારે સકારથી પ્રવેશ કરે છે, અર્થાત અંદર આવતી વખતે स નો

* ચક્રો, તત્વો, વગેરેનુ વર્ણન પાછળ આવશે.

સ્વર થાય છે આ રીતે, દરેક માણસ જાણે કે અજાણે हंस આ પ્રકારનો મંત્ર હંમેશાં જપ્યાં કરે છે, અને તે શબ્દ સુષુમ્ણા નાડીમાં ઉલટો થઇ सोऽहं થઇ, અને સોહં, સોહંનો જપ થયાં કરે તેને મંત્ર યોગ કહે છે. આ પ્રકારે દરેક માણસ દરરોજ ૨૧૬૦૦ વખત 'હંસ' એ શબ્દનું રટણ કર્યા કરે છે. અને આવી રીતે 'હંસ'ને ઉલટાવી 'सोऽहं' મંત્ર કરી તે દ્વારા કુંડલિનીના ઉત્થાનની ભાવના કરી, મૂળાધારમાં વૃત્તિદ્વારા અભિમાનીએ પ્રવેશ કરી ત્યાં સ્થિત શ્રીગણેશનુ પૂજન કરી તેમને અહોરાત્રમાંના ૬૦૦ અજપા મંત્ર નિવેદન કરવા, આ પ્રકારની ક્રિયા કરી ધ્યેયાકારમાં સ્થિત થવું તે ક્રિયાને મંત્ર યોગ કહે છે.

૪ राजयोग—ચિત્તની અનાત્માકાર વૃત્તિઓના નિરોધને રાજયોગ કહે છે. રાજયોગના બે પ્રકાર છે. ચિત્તની એકાગ્રાવસ્થામાં જે યોગ થાય છે તેને સંપ્રજ્ઞાન યોગ અને ચિત્તની નિરૂદ્ધાવસ્થામાં જે યોગ થાય છે તેને અસંપ્રજ્ઞાનયોગ કહે છે.

આ પ્રકારે ચાર પ્રકારના યોગ છે. તેમાં રાજયોગ તથા હઠયોગ અંગો છે. યોગની સાધના કરવાની ઇચ્છાવાળાએ તો પ્રથમ આ આઠે અંગોની સિદ્ધિ કરવી પડે છે. આ આઠે અંગો જો બરોબર સિદ્ધ થાય છે તોજ તે આગળ યોગનું ફળ જે મોક્ષ છે, તેને મેળવી શકે છે. આ આઠ અંગોનો અભ્યાસ કરવાથી અવિદ્યા નષ્ટ થાય છે, અને અવિદ્યાનો નાશ થવાથી અપવિત્રતાનો પણ નાશ થાય છે, અને જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. જેમ જેમ આ યોગનાં આઠ અંગોની ક્રિયા કરવામાં આવે છે તેમ તેમ ચિત્તની મલિનતાનો નાશ થાય છે, અને ચિત્તની મલિનતાનો નાશ થવાથી જ્ઞાનનો ઉદય થાય છે.

યોગનાં આઠ અંગો નિચે પ્રમાણે છે. ૧–યમ, ૨–નિયમ, ૩–આસન, ૪–પ્રાણાયામ, ૫–પ્રત્યાહાર, ૬–ધારણા, ૭–ધ્યાન અને ૮–સમાધિ એ આઠે અંગ રાજયોગ તથા હઠયોગ બંનેનાં અંગ કહેવાય છે.

---

## પ્રકરણ ૪ થું.

### યમ.

યોગના આઠ અંગોનું પ્રથમ અંગ યમ છે. અને તેને વ્યવહાર અને પરમાર્થ ઉભયની સિદ્ધિ કરવા ઇચ્છનારે ઉત્તમપણે સિદ્ધ કરવું જોઇએ. યમના પણ દશ પ્રકાર છે.

૧ અહિંસા, ૨ સત્ય, ૩ અસ્તેય, ૪ બ્રહ્મચર્ય, ૫ ક્ષમા, ૬ ધૃતિ, ૭ દયા, ૮ આર્જવ, ૯ મિતાહાર અને ૧૦ શૌચ.

આ પ્રકારે દશ અંગ છે તે દશે અંગનાં પ્રથક્ પ્રથક્ સ્વરૂપ નિચે પ્રમાણે છે.

### અહિંસા.

મન, વચન અને ક્રિયાથી અથવા મનમાં વિચાર કરીને, મુખથી બોલીને કે શરીરવડે કોઇ પણ પ્રાણિને દુઃખ થાય એવી ક્રિયા ન કરવી તેને અહિંસા કહે છે.

અહિંસા ધર્મ એ જૈનોનો તો પ્રધાન માર્ગ ગણાય છે, જ્યારે વેદાંતમાં અને તેમાં યોગમાર્ગમાં તો મૂખ્ય માર્ગ યોગના અંગનું પણ ઉપાગ ગણેલ છે. યોગની સિદ્ધિ કરવાની ઇચ્છા રાખનારાએ તો अहिंसा प्रथमो धर्मः એ સૂત્રાનુસાર પ્રથમજ અહિંસારૂપિ પગથીયાને સાધ્ય કરવાનું હોય છે. નાના જીવનું પાલન કરવું, અર્થાત-પશુ, પક્ષી વિગેરે, પ્રાણીઓની દયા લાવી તેમનું પાલન કરવુ અને અન્ય મનુષ્યાદિ પ્રાણિઓને મન, વચન અને ક્રિયાથી દુ:ખી કરવાં, અર્થાત પોતાના વર્તનથી અન્યને નુકશાન થશે કે અન્ય મનુષ્ય ખેતરાશે કે ધાપ ખાશે એ તરફ લક્ષ ન આપવુ એ ખરો અહિંસા ધર્મ નથી.

સાચા માણસના વર્તનથી જેવી રીતે આપણને દુ ખ થાય તેવીજ રીતના આપણા તેવા વર્તનથી અન્ય મનુષ્યને દુ ખ થાય છે, અને તેથી એવી કોઇ પણ ક્રિયા ન કરવી કે જેથી અન્ય મનુષ્યને જરા પણ નુકશાન કે અસંતોષ થાય.

પોતાનાથી કોઇ પણ પ્રાણીને ભય પેદા થવો એવી ક્રિયા કરવી તે પણ હિંસાજ છે. નાના જંતુઓ, જુ, માકડ, મચ્છર, ચાચડ, માકણ, કીડી, મકોડી કે એવાંજ નાના પ્રાણીઓ કે જે મનુષ્યને વારંવાર દુ ખ દે છે તેને પણ દુ ખ ન દેવુ જોઇએ, ઘણા માણસો જુ કે માંકણનો નાશ કરતા પાપનો ભય રાખતા નથી પણ તેમ કરવુ ન જોઇએ. જેને અહિંસા ધર્મનુ પાલન કરવુ હોય છે તેણે તો નાનાં કે મોટા કોઇ પણ પ્રાણીને દુ ખ ઉત્પન્ન થાય તેવી ક્રિયા ન કરવી જોઇએ

(અપૂર્ણ.)

---

# दैविगुणोनी प्राप्ती.

પરમાત્મા અખિલ જગતના સર્વ જીવોના જીવ છે તે સર્વાધાર ભૂત અને મહાન શક્તિવાળા છે, સર્વ જીવોને પ્રેરણા કરીને તેમને ક્રિયા કરાવનાર તેજ છે સર્વ ધર્મ એકજ પરમાત્માદ્વારા ઉત્પન્ન થયા છે. જેમણે પોતાના અંત કરણને નિર્મળ અને પવિત્ર કરેલુ છે તેમના દ્વારા ઇશ્વરીય ધ્વનિ પ્રગટ થાય છે અંત કરણને જે પ્રમાણમાં ઇશ્વરના અભિમુખ રાખીશુ તે પ્રમાણમા આપણને બ્રાહ્મીસ્થિતિની પૂર્ણતાનો અનુભવ થશે ઇશ્વર કોઇ પણ વ્યક્તિ વિશેષનુ માન સમ્માન કરતા નથી પરંતુ જે તેને પૂર્ણભાવથી ભજે છે અને શુદ્ધ નિતિથી રહે છે તે તેમને વહાલો છે, એ ધર્મશાસ્ત્રોનો સિદ્ધાંત છે સાત્વિક ગુણોની વૃદ્ધિ કરીને, અંત કરણને પવિત્ર બનાવીને આત્મોન્નતિ કરવી એજ પ્રત્યેક ધર્મનો પ્રધાન ઉદ્દેશ્ય છે આ દૈવિગુણોને પ્રાપ્ત કરવાને માટે તેનું આપણે નિરંતર મનન અને ચિન્તન કરવુ અને આઠે પહોર તેનુંજ ધ્યાન લગાવ્યા કરવુ ચિંતન અને મનનરૂપી હૃદયનાં દ્વારોને ખોલવાથી દૈવિગુણ ત્યા પ્રવેશ કરીને પોતે પોતાની મેજે પોતાનુ નિવાસસ્થાન બનાવીદેછે જેવી રીતે ઉંચેની જમીનમાના હોઝથી નિચેની જમીનમા પોતાની મેજેજ પાણી વર્ષા કરે છે તેજ પ્રકારે હૃદયના ચિંતન અને મનન રૂપી કમાડોને ખોલવાથી દૈવિગુણો તેમાં પોતાની મેજેજ પ્રવેશ કરી શકે છે સર્વ જગ્યાએ વહેવુ એ જેમ જળનો સ્વભાવ છે તેમ મનુષ્યના શુદ્ધ હૃદયમાં પ્રવેશ કરીને નિરંતર પ્રવાહિત રહેવાનો દૈવિગુણોનો સ્વાભાવિક ધર્મ છે

પરમાત્માની સાથે એકાગ્રતા કરવાની ઇચ્છા રાખનારા મુમુક્ષુઓએ સર્વથી પહેલાં તો તેમણે પોતાના અંત કરણની શુદ્ધિ કરી લેવી જોઇએ, જેથી તેમા દૈવિગુણોનો આવિર્ભાવ થવા લાગે. ચિન્તન અને મનનરૂપી યોગાભ્યાસથી દૈવિગુણોને ગ્રહણ કરવાની શક્તિ અને પાત્રતા આપણને પ્રાપ્ત થઇ શકે છે, અને દૈવિગુણ આપણામાં જરૂર પ્રાપ્ત થશેજ એવી દૃઢ આશા રાખવાથી દૈવિગુણો આપણામા પ્રાપ્ત થાય છે, અને પરમાત્માની સાથે એકતાનો અનુભવ પણ થવા લાગે છે.

પ્રથમ આ પ્રકારના યોગાભ્યાસને માટે એકાન્ત જગ્યાની જરૂર હોય છે જે જગ્યાએ

ઇન્દ્રિયોને ક્ષુબ્ધ કરનાર બાહ્ય વિષયોથી પોતાના મનનું ચંચળ થવું સંભવિત હોય છે તે સ્થાનનો ત્યાગ કરવો જોઇએ; અને તદ્દન શાંત અને એકાન્ત સ્થળમાં એકાગ્રચિત્તે દૈવિગુણોનું ચિંતન અને મનનમાં કેટલોક સમય ગાળવો જોઇએ. સાચી અને પૂર્ણ શાંતિ પરમાત્મામાંજ છે, એ પ્રત્યેક મનુષ્યે ધ્યાનમાં રાખવું જોઇએ. એટલી પાત્રતા અને આહ્લક્તા આપણે પ્રાપ્ત કરી લેવી જોઇએ, કે જેથી તે શાન્ત મૂર્તિ આપણા હૃદયમાં વાસ કરી શકે. આત્મામાં પરમાત્મા નિરંતર વસી રહે એવી અચળ અભિલાષા રાખવી જોઇએ; અને એ અભિલાષાને પૂર્ણ થવામાં જરા પણ સંશય ન કરવો પણ દૃઢ શ્રદ્ધા રાખવી જોઇએ. જ્યારે આપણા આત્મામાં પરમાત્માનો વિકાસ થશે તો લોકોત્તર અને અવર્ણનિય પ્રભાવ આપણા મન ઉપરજ અને આપણા શરીર ઉપરજ દેખાવા માંડવાનોજ. આપણો યોગાભ્યાસ પૂર્ણ થઇને જ્યાં આપણને બ્રાહ્મિસ્થિતિ પ્રાપ્ત થશે કે પછી શાન્ત, સ્થિર અને સર્વ પ્રકાશક પરમાત્મ જ્યોતિનો આપણા હૃદયમંદિરમાં પ્રજ્વલિત થયાનો અનુભવ આપણને વારંવાર થવાનો પરમાત્માની સાથે એકાગ્રતાનો અનુભવ કરવો એજ કૈલાસ પ્રાપ્તિ છે. એજ સ્વર્ગસુખનો અનુભવ કરવો, એ છે. અને પરમાનંદમાં રમવું એ પણ એજ છે. આ પ્રકારની બ્રાહ્મિસ્થિતિ જ્યાં આપણને પ્રાપ્ત થઇ કે પછી જે પ્રકારે પૃથ્વિના અનન્ત આકાશમાં ઘુમતા રહેવા છતાં પણ તેનું વાયુ મંડળ તેને કદી છોડતુ નથી એજ પ્રકારે ભલેને આપણે નિર્જન વનમા રહેતા હોઇએ, ચાહ્ય હિમાલયની ગુફામા વાસ કરી રહ્યા હોઇએ, યા ગમે તો ગાઢ વસ્તીમાં રહેતા હોઇએ પણ તે બ્રાહ્મિસ્થિતિ આપણને છોડશે નહિ, અર્થાત વન, જંગલ, ગામ, કે શહેર સર્વ જગ્યાએ પછી આપણે બાહ્ય સ્થિતિમાં પરમાનન્દમાં રમણ કરતા રહીશું. અલૌકિક આનંદ અને લોકોત્તર બુદ્ધિનો આપણામાં વિકાસ થવાનો અને ઉચ્ચતમ સ્થિતિથી લોકોત્તર સૌંદર્ય, દૈવિ પ્રેરણા અને મહાન શક્તિયોનો વિકાસ પણ આપણા હૃદયમંદિરમાં થવાનોજ.

દૈવી ગુણોના ચિંતન અને મનનને માટે માત્ર શરૂઆતમાંજ એકાન્ત સ્થાનની જરૂર હોય છે. જ્યા યોગાભ્યાસ પરિપકવ દશાને પ્રાપ્ત થાય છે ત્યાં પછી ગમે તેવી ઘોંઘાટવાળી વસ્તીમાં પણ આપણે આપણા મનને બાહ્ય વિષયોથી આકર્ષિને એક ક્ષણમાંજ એકાગ્ર કરી શકાયે છીએ. પછી તો એકાન્ત જગ્યાની માફકજ બજારમાં પણ પરમાત્માં આપણા ઉપદ્રષ્ટા, અનુમન્તા અને પ્રેરક છે. એ વાત આપણે ભૂલવી જોઇતી નથી કે પછી તો અનન્ત શક્તિ અદ્ભુત, પ્રેમ, અગાધજ્ઞાન, પૂર્ણ શાંતિ અને સકલ સમૃદ્ધિ વિગેરેથી ભૂષિત પરમાત્મમૂર્તિનું નિદિધ્યાસન દરેક જગ્યાએ આપણે કરતા રહેવાનાજ. તેમાં કોઇપણ પ્રકારનુ વિઘ્ન આવતુ નથી. આ પછી પરમાત્માનું ચિંતન બંધ પડતુ નથી તેનું પરમાત્માની સાથે નિરંતર સાન્નિધ્ય બનેલુ રહે છે. સાચા બ્રાહ્મણ થવાનો એજ માર્ગ છે કેમકે કહ્યુ છે કે, जन्मना जायते शुद्रः संस्कारात् द्विज उच्यते ॥ એ ખરૂંજ છે. દૈવિ વૃત્તિની પ્રાપ્તિ સહજમાં થતી નથી. તેને પ્રાપ્ત કરવાને માટે તો જગદ્ગુરૂ અને જગત્પિતા પરમાત્માની પાસે જઇને આપણે તેમની પાસેથી અંતઃકરણને પ્રકાશિત કરનાર ગાયત્રી મંત્ર કે ગુરૂ મંત્રની દિક્ષાને લેવી જોઇએ. આ પ્રકારે જ્યારે દ્વિજ વર્ગને ઉપનયન સંસ્કાર થાય છે ત્યારે તેનો પશુ સ્વભાવ નષ્ટ થાય છે, અને દેવત્વ પ્રાપ્ત કરવાનો માર્ગ ખુલ્લો થાય છે.

પરમાત્માને ઓળખવા એજ સર્વ ધર્મોનું કહેવું છે. તેમનું યથાર્થ ઓળખાણુ કે

અનુભવ જ્યાં આપણને થયો કે પછી સંસારમાં જે કાંઇ સિદ્ધિ પ્રાપ્ત કરવી આપણે ઇચ્છીશું તે આપણે પ્રાપ્ત કરી શકીશું.

પરમાત્માની સાથે એકાગ્ર થવાની જેની ઇચ્છા છે, અને તે ઇચ્છા જરૂર સફળ થશે જ એવો જેનો દૃઢ વિશ્વાસ છે તેને આજ જન્મમાં બ્રાહ્મિ સ્થિતિ પ્રાપ્ત થાય છે. દૈવી ગુણોની તરફ આપણે જ્યાં આપણા અંતઃકરણને જોડીશું કે જરૂર તે આપણામાં પ્રકાશિત થશેજ. જે કાર્ય કરવાનો તમારો દૃઢ સંકલ્પ થાય કે તે કરવા માટે એકદમ મંડો, આપણા હાથે અમુક વાત જરૂર થવાનીજ એવું જ્યાં જણાય કે તેને કરવાને માટે મંદતાય ન ધરવો.

પ્રથમ ઇશ્વરીય રાજ્યને ખોળો, જેથી બીજી સર્વ વસ્તુઓ તમને આપોઆપ પ્રાપ્ત થશેજ. જે મનુષ્યો માને છે કે અમે અને અનન્તશક્તિ એકજ છીએ અને તેમાં દૃઢ વિશ્વાસ રાખીને તે અનન્તશક્તિની સાથે પોતાનો ઐક્યભાવ રાખે છે, જેથી તે સ્વર્ગીય રાજ્યનો નિરંતર ઉપભોગ કર્યા કરે છે, તેને દરેક વસ્તુ સરળતાથી પ્રાપ્ત થાય છે, તેને કોઇ ચીજની કમી રહેતી નથી, તે જે કાંઇ ઇચ્છે છે તે તેને મળે છે. તેનું જીવન એ ચિંતારહિત જીવન છે, કેમકે તેને વિશ્વાસ છે કે અનન્તશક્તિ પોતાનો માર્ગ ખુલ્લો કરનાર છે, અને આ પ્રકારના વિશ્વાસથી તેનાં સઘળાં કાર્યો સિદ્ધ થાય છે

આપણે જાણીએ છીએ ઘણું, વાચીએ છીએ ઘણું પણ તેને જો આપણે આચારમાં ઉતારતા હોઇએ તો પછી તેનું ફળ આપણને મળ્યા સિવાય રહેજ નહિ. ઇશ્વરની સાથે એકાગ્રતા સાધવાના દરેક ધર્મમાં જુદા જુદા માર્ગો છે, પણ તે માર્ગે વળનાર આજે કોઇ વિરલાજ જણાય છે. જેટલું ધ્યાન ધન કમાવાને માટે આપવામાં આવે છે તેના ચોથા ભાગનું તો શું પણ દસમા ભાગનું ધ્યાન પણ ઇશ્વરની સાથે એકાગ્રતા સાધવામાં ભાગ્યેજ અપાતું હશે, અને જ્યાં સુધી આ પ્રમાણે જાણેલું આચારમાં ઉતારવાની ટેવવાળા આપણે થઇશું નહિ, ત્યા સુધી યથાર્થ ફળના ભોકતા આપણે થવાના નહિ. માટે જેમ બને તેમ જાણેલું આચારમાં ઉતારવા દરેકે પ્રયત્ન કરવો જોઇએ.

---

# प्राचिन हिंदनी सभ्यतानो विचार.

(અનુસંધાન ગતાંકથી.)

## आफरीका.

### मीसर.

સાત આઠ હજાર વર્ષ ઉપર કેટલાક માણસો હીંદુસ્તાનમાંથી મીસર ગયા હતા અને ત્યાંજ વસવાટ કરીને રહ્યા હતા. ત્યાં તેમણે હીંદુઓના ઉચ્ચ રીત રીવાજોનો ફેલાવો કર્યો, અને પોતાની વિદ્યા અને પરાક્રમથી મહાન પ્રભાવશાળી સામ્રાજ્યને સ્થાપિત કર્યું.

એક પ્રસિદ્ધ પુરાવસ્તુવેત્તા લખે છે કે મીસરવાસીઓ બહુજ ઘણા વખત પહેલાં હિંદુસ્તાનમાંથી સ્વેજને રસ્તે થઇ આવ્યા હતા. અને નીલ નદીના કિનારે વસવાટ કરીને રહ્યા હતા. મીસરના પ્રાચીન ઇતિહાસથી જણાય છે કે આ દેશના નિવાસિયોના પૂર્વજો એક એવા સ્થાનમાંથી આવ્યા હતા કે જે સ્થળ હાલ હિંદુસ્તાનના સમુદ્રના કિનારે છે. આ સ્થાનને તે પન્ત કહે છે. એજ જગ્યા તેમના દેવતાઓને રહેવાની જગ્યા હતી. જ્યારે આ દેવ-

તાઓ ઉપાસક અને ભક્ત આ પન્ત નામના સ્થાનનો ત્યાગ કરી ચાલ્યા ગયા ત્યારે તે પણ તેમની પાસે પહોચી ગયા. દરેલ નામની જગ્યામાં રાણી હસવીટાપનું એક મંદિર છે. તે મીસરવાળાઓનુંજ છે. તેની દિવાલો ઉપર ચિત્રાત્મક લેખ ખોદતા મળી આવે છે તેનો અર્થ કરતાં એ નીકળે છે કે પંત સ્થાન એ હિંદુસ્તાન જ છે. મીસરવાસીયોએ પોતાની માતૃભૂમિ સાથે હજારો વર્ષ સુધી વ્યાપારનો સંબધ રાખ્યો હતો. તેનાં અનેક પ્રમાણુ મળી આવે છે પંત ભૂમિના રાજાઓએ ત્યાંની વનસ્પતિયો અને પશુ પક્ષીઓ ઉપરાત ત્યાંનાં કીંમતી લાકડાનાં નામ પણ એ વાતને સિદ્ધ કરે છે કે પન્ત ભૂમિ એ હિંદુસ્તાનમાંજ હતી. કેમકે એ સર્વ વસ્તુઓ હિંદુસ્તાન સિવાય બીજા દેશમા નહોતી. પ્રાચીન મિસરની સભ્યતાનું મૂળ સ્થાન હિંદુસ્તાનજ છે.

આફ્રીકાને ઉત્તર-પશ્ચિમીય હિંદુસ્તાનના મનુષ્યોએજ જઇને વસાવ્યુ હતુ. મીસ્ટર પોકાકે પોતાના " ઇંડિયા ઇન ગ્રીક " નામના પુસ્તકમાં તેનાં કેટલાય પ્રમાણુ આપેલાં છે તેમાંનાં કેટલાંક નિચે પ્રમાણે છે,—

૧ આફ્રીકાની નદિયો અને જગ્યાઓનાં નામ હિંદુસ્તાનની નદિયો અને જગ્યાઓને મળતાં છે; જેથી તે નામોનું હિંદુસ્તાનમાંથી અનુકરણુ કરેલું હોય એવો સંભવ છે;

૨ રાજાઓનાં નામ પણુ હિન્દુસ્તાનના રાજાઓના નામ સાથે મળતાં છે. જેમકે રમેસિસ, એ શબ્દ રામ શબ્દ ઉપરથી બનેલો છે.

૩ હિંદુસ્તાનનાં નગરો અને પ્રતિના નામ પણુ આફ્રીકામા જણુાય છે.

૪ બને દેશોની શિલ્પ કલામાં સમાનતા છે.

૫ મિસર ભાષાના કેટલાય શબ્દો સંસ્કૃતના રૂપાન્તર છે.

સિધુ નદીનું પાણી અટકથી બાર માઇલ નીચે જતાં લીલું ( નીલુ ) દેખાય છે. એથી ત્યાં સિંધુ નદીનું નામ **નીલાબ** પડ્યુ છે. એ નીલાબ યા નીલ નામ મિસરની સર્વથી પ્રસિદ્ધ નદીનું છે.

સિંધુ નદીનું પ્રાચિન નામ અબોસિન છે. અબીસીનીઆ જે આફ્રીકામાં એક મોટો પ્રાંત છે તેનું નામ આ અબોસીન ઉપરથી પડ્યું હોય એમ લાગે છે.

પ્રોફેસર હીરને પોતાના " હીસ્ટોરીકલ રીસર્ચીઝ " નામના ગ્રંથમા હિંદુઓ અને પ્રાચીન મિસરના રહેવાસીયો એક હતા તે વિષયમાં સવિસ્તર પ્રમાણુ આપ્યા છે. તેમણે એ બંને જાતોના રિત રિવાજ, ધાર્મિક સંપ્રદાય, અને રાષ્ટ્રિય વિચારોની સમતા બતાવી છે અને હિંદુ જાતિ અત્યંત પ્રાચિન છે, એ પણ તેણે બતાવ્યુ છે અને તેથી જણાય છે કે મિસરના રહેવાસિયોએ હિંદુઓની પાસેથીજ સભ્યતા, વિદ્યા, કલા, કૌશલ્ય વિગેરેનું શિક્ષણુ મેળવ્યું છે, એનું સમર્થન પોકોકના વાક્યોથી પણ થાય છે. તેમણે લખ્યું છે કે, જ્યારે ભારતની પ્રાચીન સભ્યતા, અર્થાત તેના સાહિત્ય અને કલા કૌશલ્ય વિગેરેથી મિસર અને યુનાન દેશોની સભ્યતાને, ઐતિહાસિક બનાવોને અને ધાર્મિક રીવાજોને સરખાવવામાં આવે છે ત્યારે તેમાં મિસર અને યુનાન દેશ, એ ભારત વાસિયોએજ વસાવેલા છે એ જણુામા સિવાય રહેતું નથી.

## ઇથોપીયા.

આફ્રીકાનો જે પ્રાંત આ વખતે ન્યુબિયા એબીસીનીયા, ઉાગેલા વિગેરે નામોથી પ્રખ્યાત છે, પ્રાચિન વખતમાં તે સર્વેનાં નામ ઇથેપિયા હતું. ફિલોસ્ટ્રેટસે લખ્યું છે કે

આ દેશમાં પ્રથમ હિંદુ જાતીજ નિવાસ કરતી હતી. ભારત વર્ષના કોઇ રાજાને મારી નાંખવાના ગુન્હા બદલ તેમને દેશ છોડવો પડયો હતો. ફિલોસ્ટ્રેટસે પોતાના ગ્રંથમાં એ પણ લખ્યું છે કે, એક મિસરનિવાસી કહેતો કે 'મને મારા પિતાએ કહ્યું હતું કે, સમસ્ત મનુષ્યજાતિમાં હિંદના લોકો ઘણાજ સભ્ય અને બુદ્ધિમાન છે. ઇથિયોપિયાના નિવાસીયોએ ભારતની વિદ્યા અને રીતરીવાજોને હજુ સુધી સુરક્ષિત રાખ્યાં છે.

## एबीसीनिया.

આ દેશ સિંધુ નદીના તટ ઉપર રહેનારાઓએ વસાવ્યો હતો. પ્રાચીનકાળમાં આ દેશ અને ભારતવર્ષમાં બહુજ વ્યાપાર ચાલતો હતો. ઘણા હિંદુઓ આ દેશમાં આવીને વસ્યા હતા. આ વિષે ટાડ સાહેબે રાજસ્થાનના ઇતિહાસના બીજા ભાગમા ઘણું લખેલું છે.

## युरोप.

યૂરોપ નામ સંસ્કૃત શબ્દ હરિયુપીયા ઉપરથી પડયું છે, અને યૂરોપની ભૂમિ ભારતના પ્રાચીન નિવાસિયોથી પરિચિત હતી. તેનું વેદોકત પ્રમાણ નિચે પ્રમાણે છે.

**वधीत इन्द्र वरशिखस्य शेषः यत् हरियूपीयाना—ऋग्वेद.**

અર્થાત—હરિયૂપીયા દેશમાં જઇને ઇન્દ્રે વરશિખ દૈત્યના પુત્રોનો વધ કર્યો.

## यूनान.

પોકોક, સાહેબે પોતાના પુસ્તકમાં યૂનાનદેશ એ ભારતના નિવાસિયોએજ—મગધના હિંદુઓએજ વસાવ્યો હતો, એ બાબતના પ્રબળ પ્રમાણો આપ્યા છે. મગધ દેશની રાજધાનીનું નામ પ્રાચીન કાલમાં રાજગૃહ હતું. તેમાં રહેનારાઓ ગૃહકા કહેવાતા હતા. આ ગૃહકામાથી ગ્રીક શબ્દ ઉત્પન્ન થયો છે. વિહાર દેશનું નામ પણ પલાશ્રા હતું, ત્યાંથી જે માણસો ગ્રીસમાં જઇને વસ્યા તે પેલાસગી કહેવાયા, અને એ દેશનું નામ પેલાસગો પડ્યું. એક પ્રસિદ્ધ યૂનાની કવિ અસિયસના લેખાનુસાર યૂનાનિયોનો વિખ્યાત રાજા પેલાસાગસ, હિંદુસ્તાનમા, બિહારની પ્રાચીન રાજધાનીમા ઉત્પન્ન થયો હતો. મેકડોનિયન અને મેમેડન શબ્દ મગધનો અપભ્રંશ છે. કેટલાય મનુષ્યો મગધથી જઇને યુનાનમાં વસ્યા, અને તેમના પ્રાંતો જુદા જુદા નામથી ઓળખાવા લાગ્યા. કૈલાસ પર્વતનું નામ યુનાનમા કેનસ છે અને રોમમાં કોકિન છે. ક્ષત્રિયોની ઘણીજાતો યૂનાનમાં જઇને વસિ છે. યૂનાનની દેવી દેવતાઓ એ ભારત વર્ષની દેવી દેવતાઓની નકલ છે, આ દેશનું ધર્મ વિધાન, સાહિત્ય અને કલાશાસ્ત્ર પણ હિંદુઓનીજ વસ્તુઓ છે. આ વિષે પોકાક સાહેબનાં 'ઇંડિયા ઇન ગ્રીક' નામના પુસ્તકમાં વધુ ખુલાસો છે.

## रोम.

રોમ શબ્દ રામથી બન્યો છે. એશિયામાઇનરમાં જે હિંદુઓ જઇને વસ્યા હતા, તેમના સંતાન એજ રોમના રહેનારાઓ છે.

રોમની નજીકની યૂટ્રેસિયન જાતિ પણ હિંદુજ હતી. રોમનાં દેવી દેવતા પણ હિંદુસ્તાનનાં દેવિ દેવતાઓનાં પ્રતિરૂપ છે, અને રોમ જાતિ પણ હિંદુજ છે એ પણ તેનું પ્રમાણ છે.

અપૂર્ણ.

# माउन्ट आबु.

( લેખક શ્રીયુત ઠાકોરદાસ નાથાભાઈ દેસાઈ, બી. એ. એલ, એલ, બી. )

( અનુસંધાન ગતાંકથી શરૂ. )

માઉન્ટ આબુમાં રહેવા માટે બંગલા ભાડે મળે છે. ભાડુ સારૂ આપતાં જોઇતી સગવડ મળતી નથી. ત્યાં રજપુતાના હોટેલ, કરમદા હોટેલ વિ. ગોરા યુરોપીઅન, પારસી કે મુસલમાન માટે છે, પણ હિંદુ માટે એક લૉજ કે વીશીની જરૂર છે. કોઇ ગૃહસ્થ ફેમીલી સાથે નોકર રાખી રહે તો સુખી થાય. બજારમાં અનાજ ને શાક તરકારી મળી શકે છે, પણ ભાવ ઘણા મોંઘા છે. ત્યાંનું પાણી કંઇક ભારે છે, પણ હવા ઘણીજ સારી હોવાથી ખોરાક ઝટ દઇ પચી જાય છે અને ભૂખ ઘણી લાગે છે. ત્યાં ગુલાબના છોડ ઘણા છે. ફળ વૃક્ષ પણ છે.

પાલણપુર પોઇન્ટ કે બેઇલીઝ વૉક જઇ આની કુદરતની ન્યારી કળાનું દર્શન કરવાની જરૂર છે. તેથી આનંદ અને મજા મળે છે અને એક પંથ ઓર દો કાજ પ્રમાણે સારી કસરત થાય છે. વનલીલા, લીલાં વસ્ત્ર ધારણ કરી ઉભા રહેલા ડુંગરો જોઇ નીચેના ઉદ્ગાર અણચિંતવ્યા મુખમાંથી નીકળી પડે છે.

> " Of this fair volume which we world do name
> If we the sheets and leaves could turn with care,
> Of Him who it corrects, and did it frame
> We clear might read the art and wisdom rare. "

સનસેટ પોઇન્ટથી સૂર્યાસ્તનો દેખાવ ખાસ જોવા જેવો થાય છે. અહીં બેસવા માટે બેઠકો કરેલી છે. રવિને અસ્તાચલ પ્રતિ જતાં જોઇ સ્વિત્ઝરલેંડના સૂર્યાસ્તનું આબેહુબ ચિત્ર મગજપટ પર દોરાય છે—

> " રવિ મનોહર શું અસ્ત પર્વતે, કરવિલાસી વર ચિત્ર આલેખે;
> અદદ દૂર વનરાજી પિચ્છ શાં અરૂણ વર્ણ—નહિ પ્રજ્વળી રહ્યા !
> વળી કહીંક કનેથી રેખતો, ભભક ભવ્ય અદ્‌ભૂત લેખતો !
> મનુજ મોહિની કળાનત્ત વિષે, વિરમ ગર્વ, નહિ સ્વર્ગ તુંથી છે " !

માઉન્ટ આબુપર રજપુતાનાના જુદા જુદા રાજાઓના બંગલા આવી રહ્યા છે. જેપુરના રાજાનો સાદો પણ સુંદર બંગલો ગગન સાથે જાણે વાત કરતો હોય અને દરેક મુસાફર કે યાત્રાળુને સ્વાગત્ આપતો હોય તેવો ભાસ કરાવી રહ્યો છે. આ બંગલો એવી જગાએ આવી રહ્યો છે કે તેના તરફ સર્વ કોઇની દ્રષ્ટિ ખેંચાય છે. ત્યાં પોલો અને હૉકીની રમત માટે પણ વિશાળ ચોગાન છે. એક યુદ્ધમાં ઘાયલ થયેલા સૈનિકોને રાખવા માટે સેનેટોરીયમ છે. હવાના ગુણ અગણિત છે. હવા આરોગ્યવર્ધક અને રોગનાશક છે. આ હવાથી આપણામાં જોશ, જુસ્સો અને શક્તિનો સંચાર થાય છે.

ક્રેગ્ઝ ( Crags ) રસ્તો સરળ અને સારો છે. અહીં રીક્ષામાં બેસીને પણ જઇ શકાય છે. કેટલીક જગાએ જવા આવવાના માર્ગ ઉંચા નીચા અને કઠણ છે. ત્યાં બેસવા માટે

એઠક છે. આગળ પાછળ નજર ફેંકતાં કવિ ગોલ્ડસ્મિથ કે બાયરન યાદ આવે તે સ્વાભાવિક છે, કારણકે તેમનાં વર્ણવેલાં દ્રશ્ય એક પછી એક નજરે પડે છે. અચાનક એમ લાગે કે—

"I live not in my self, but I become
Portion of that around me; and to me
High mountains are a feeling..............
(Byron).

આગળ પાછળના ડુંગરો નીચેની સ્કોટની કડીઓના વર્ણનમાંજ આબેહુબ જોવામાં આવે છે. આ કડીઓ વાંચી આબુના ડુંગરો અને શિખરોનો સહજ સહેલાઇથી ખ્યાલ આવી શકશે—

"The cliffs that rear their haughty head
× × × × ×
Now waving all with greenwood spray;
Here trees to every crevice clung,
And O'er the dell their branches hung;
× × × × ×
The shivered rocks ascend to heaven
Oft, too, the ivy swathed their breast,
And wreathed its garland round their crest.

અહીં ઘણી ગુફાઓ છે. કેટલીક ગુફાઓ ઘણીજ વિશાળ અને અંદર સહેલાઇથી ... શકાય તેવી છે. ગુફાઓનાં જુદાં જુદાં નામ હોય છે. હાથી ગુફા, ચંપા ગુફા, પરશુરામ ગુફા, રીંછ ગુફા, વિ. આવી ગુફાઓમાં પહેલાં યોગી કે અબ્ધુત રહેતા હશે. કેટલીક ગુફાઓ ઘણીજ ભયંકર અને અંધારી છે. અંદર જંગલી પ્રાણી વાસ કરે તે સ્વાભાવિક છે.

આબુ ગિરિપર ઘણાં દહેરાં અને મંદીર છે. પાપકટેશ્વર નીલકંઠ મહાદેવ, ભૈરવનાથજી, અદ્દર દેવી, અચલગઢ, દેલવાડાનાં દહેરા વિ. છે. અદ્દરદેવી કે અરબુદાદેવીનું દહેરૂં ઉંચી જગાએ ડુંગર પર આવેલું છે. ઉપર જવા માટે પગથીઆં છે. માતાજીનું દેવળ ડુંગરમાંના પથ્થરનુ બનેલુ છે. અંદર મોટી ઉંડી ગુફા છે, જે ગુફામાં થઇને કિંવદતિ પ્રમાણે માતાજી નખી તલાવમાં સ્નાન કરવા જતાં હતાં. દેવીની મૂર્તિ ભવ્ય અને પ્રભાવશાલી છે. દર્શન કરતાં પૂજ્યભાવ પેદા થાય છે; તે જગત્ જનની મહા શક્તિ તરફ આપણું મસ્તક નીચું નમે છે અને તેમના આશીર્વાદ મેળવી કૃતાર્થ થવાય છે.

દેલવાડાનાં દહેરાં જોવા લાયક છે. માઉન્ટ આબુ જનાર માણસ ભાગ્યેજ આ સુંદર દહેરાં જોયા વિના રહેતો હશે. આ દહેરાં જુના સમયની શિલ્પ કળાની ઉચ્ચતાનું સચોટ રીતે દિગ્દર્શન કરાવે છે અને હેરત પમાડે છે.

"The Delvada Temples—living example of ancient art,
Make spectators with praise and pleasure start."

ત્યાં જવાનો માર્ગ સીધો છે. આ દહેરાંમાંથી આદિનાથ અને નેમિનાથનાંજ દહેરાં જોવા લાયક છે. વળી નેમિનાથનું દહેરૂં આદિનાથ કરતાં નકશીમાં ચઢી જાય એમ છે. અંદર જઈ છત, ઘુમ્મટ અને કમાનમાંનું નકશી અને કોતરકામ જોતાં હૃદય વિસ્મયતાથી ચલિત થાય છે, આપણું ચિત્ત તે કારીગરી પર ચોંટી જાય છે અને નયન ત્યાંથી ખસતુંજ નથી. આરસપહાણના પથ્થરમાં ઘણુંજ બારીક નકશી કામ જુદાં જુદાં પુષ્પ કે વિવિધ આકૃતિના રૂપમાં જોઇ " ધન્ય, ધન્ય "ના ઉદ્‌ગારો મોંમાંથી નીકળી પડે છે.

" Around me I behold,
Where'er these casual eyes are cast,
The mighty minds of old ". અપૂર્ણ.

# લેખકનું હૃદય.

( લેખક શ્રીયુત મણીલાલ કેશવલાલ પરીખ. અમદાવાદ. )

આ વખતે પણ આકાશમાં એક બે નક્ષત્રો-તારાઓ ટમટમી રહ્યા હતા. પક્ષિઓએ હજી પોતાનું ગાન શરૂ કર્યું નહોતું. પાર્વતીની માતા બીછાનામાં બેઠે બેઠે પ્રભાતિયાં ગાઇ રહી હતી. પાસેજ એક જુદી પથારીમાં તેની નાની પુત્રી કમળા સુઇ રહી હતી. કમળા સુતે સુતે બબડવા લાગી " પગે પડું છું, માફ કરો." કમળાની માતાએ તેને ઢંઢોળીને કહ્યું—" કમળા કમળા શું બબડે છે." કમળાના આખા શરીરે પરસેવો વળી ગયો હતો, " પાર્વતી, પાર્વતી, જલદી આવ, જોતો કમળાના "શા હાલ છે." કહીને માતાએ બુમ પાડી.

પાર્વતી બાજુના ખંડમાંજ હતી. તે ઝટપટ ઉઠીને માતાની પાસે આવી પહોંચી. તેની પાછળ તેનો સ્વામી મણીલાલ જઈ પહોંચ્યો. આંખો અને મ્હોંપર પાણી છાંટવામાં આવ્યું, પંખાથી હવા નાંખવામાં આવી. ત્યારેજ કંઇક કમળાને શુદ્ધિ આવી. થોડા વખત પછી તે ફરીથી સુઈ ગઈ. મણીલાલે કહ્યું " વાત શી છે ? એમ શાથી થયું ? " માતાએ કહ્યું શું જાણું બેટા ! આ વખતે તો હું જોઉં છું તો તે નથી વખતસર ખાતી; નથી પીતી; ન માલૂમ રાત દિવસ શેના વિચાર કર્યા કરે છે ! "

પાર્વતીના ઇસારાથી મણીલાલ સાથી ખમી ગયો. પાર્વતીએ કહ્યું " જરૂર કંઇક બન્યું છે ખરું ! જુઓને ! આ વખતે આટલા બધા દિવસ થયા છતાં નારાયણ એકવાર પણ આ તરફ નથી આવ્યા. જરૂર તે બેના વચ્ચે કંઇક ખટપટ થઇ છે. ગમે તેમ હોય. આ વખતે કમળાને હમણાં ન જગાડતાં. હું તેની પાસે બેઠી છું. તમારે કામકાજ હોય તો જાઓ. "

સ્ત્રીની વાત સાંભળીને મણીલાલ ઓફીસ જતી વખતે રસ્તામાં નારાયણને ત્યાં પહોંચ્યો. નારાયણને પોતાને ઘેર આવવા માટે કહેતાં તેણે જવાબ આપ્યો કે એક વાર્તા લખવામાં હું આજકાલ રોકાયલો રહું છું; જ્યાં સુધી તે પૂરી થશે નહિ ત્યાં સુધી આવવાનું ટકીલું છે. " નારાયણ લેખક છે. મણીલાલ તેને પોતાની વાતથી ન ફેરવી શક્યો. છતાં પણ એટલું તો કબુલ કરાવ્યું કે વાર્તા પૂરી થતાંજ તે જરૂર પોતાને ત્યાં-સાસરે-આવશે.

( ૨ )

આજે બન્ને બ્હેનો પાછલા ડાબી બાજુના ઓટલા પર બેઠે બેઠે ભરત ગુંથી રહી છે. ભરત કામમાં આખા મહોલ્લામાં પાર્વતીનો નંબર પહેલો છે. હાથ એટલો ઝડપથી ચાલે છે કે જાણે મશીન-યંત્રો-ન હોય ! પાર્વતી વચમાં વચમાં કમલાના તરફ પણ જોતી હતી. કમળા એક જોડી બુટ ભરતી હતી. સર્વને ખબર હતી કે સાંજના નારાયણ જરૂર આવશે. કારણ કે મણીલાલ ઓફીસ જતાં નારાયણને કહેતાં જવાની વાત કરી ગયો હતો.

કમળાને સમજાવવામાં પણ પાર્વતીનો ઘણો વખત આજ ખરાબ થયો હતો.

સાંજ પડી ગઇ તો પણ નારાયણનાં દર્શન ન થયાં. પાર્વતીએ કહ્યું " કમળા ! " કમળાએ કહ્યું " કેમ મોટી બ્હેન ".

" શું નારાયણ આજ નહિ આવે ? "

કમળાનું નીચું ઘાલેલું મુખ લાલચોળ થઇ ગયું. પાર્વતીએ દોરો મૂકી દઇને કમલાના તરફ જોઇને કહ્યું " તેઓ આજ કાલ અહીં બહુ થોડું આવે છે. આવું કદિ નથી બન્યું ! શી વાત છે કમળા. ? "

" આજકાલ તેમના હાથમા કેટલાંએ કામ છે, તેથી રજા નહિ મળતી હોય. પ્રુફ જોવાં, મેટર મોકલવી, તે ઉપરાંત વળી માસિક પત્રોમાં વાર્તાઓ, નિબંધો લખવા, સમાલોચનાઓ જોવી વગેરે અનેક સંકટો માથું પણ ઉચું કરવા નહિ દેતી હોય. "

કમળાની વાતમા કંઇક ગર્વની ગંધ જણાતી હતી. તેના સ્વામીપર ગુજરાતી માસિકોનું સાહિત્ય કેટલો આધાર રાખે છે ? અગર નારાયણ હાજર હોત તો આ વાત સાંભળીને આવશ્ય ફુલી રહી જાત. પાર્વતીએ કહ્યું " તો પણ તારે માટે ધારે તો જરૂર થોડો ગો વખત કાઢી શકે. "

કમળા બોલી " ના બ્હેન, મારે માટે સમય નષ્ટ કરવા માટે મેં સાફ ના પાડેલી છે. મારે માટે તેઓ પોતાની યશ પ્રાપ્તીમાં શા માટે બટ્ટો લગાવે " ? પાર્વતીએ જોયું કે કમળા પોતાના દિલની વાત નહિ જણાવે.

તે રેશમનું ફુલ કાઢવા લાગી.

પાર્વતીએ ધીરેથી કહ્યું " ભલે તમારા બેમાં કાંઈ ખટપટ તો નથી થઇને ? "

" ખટપટ કોની સાથે ?

" બીજા કોની સાથે ! નારાયણની સાથે. "

તેમની સાથે ઝઘડો. બ્હેન તુ શુ કહે છે ? પરંતુ ઝઘડાની વાત આજ એકાએક કેમ ? આથી જણાય છે કે " મારા બનેવી સાથે તમારે રોજ ઝઘડો થતો હશે ? "

પાર્વતી વિચારવા લાગી કે કમળા પોતાના દિલની વાત ખુલ્લાપણેથી કેમ નથી કહેતી. ધીમે ધીમે કમળાની પાસે જઇને પાર્વતીએ કહ્યું " અમારામાં ઝઘડો થાય તો તે આટલે સુધી નથી વધી જતો. તને ધન્ય છે. ભલે જો તમારામાં અણબનાવ ન હોય તો આજકાલ તું આટલી બધી ચિંતામાં કેમ રહે છે ? તે દહાડે તું એ પ્રમાણે કેમ બબડી ઉઠી હતી ? તારા હાવ ભાવ જોઇને શું હું નથી જાણી શકતી ? ગમે તે હોય, પણ આ વખતે હું તને તદન બદલા જેવી દેખું છું. પહેલાં તો ચાર દહાડા માટે આવતી તો પણ કાગળ પત્રની ધમાલ મચી રહેતી હતી. નારાયણ પણ વચમાં વચમાં દર્શન દઈ જતા

હતા. પણ આ વખતે તો બોલાવવા છતાં પણ આજતો આવવાનાં લક્ષણો દેખાતાં નથી. વાત શી છે, શું નારાયણ ખરેખર તારાથી નારાજ છે ?"

"વિના કારણ તે શા માટે નારાજ થાય ? " ગમે તેમ બકયા કરે છે. શું કદિ પણ નારાજ થતાં તેં જોયા છે ? "

"અમે તે હો, કમળા હું જે કહું છું તે ધ્યાનથી સાંભળ."

કમળા હવે પોતાને છુપાવી ન શકી. તેનો અવાજ કંપી ઉઠયો. "શું છે કહો." કહેતાંજ કમળાની આંખો ભરાઈ આવી, તેની છાતી ધડકવા લાગી, અને તે મ્હોં નીચું ઘાલીને બેસી ગઈ.

પાર્વતીએ પોતાના પાલવથી કમળાનાં વહેતાં આંસુની ધારાને રોકીને કહ્યું "કમળા મારાથી શા માટે છુપાવે છે ? શું નારાયણે તને કંઇ કહ્યું છે ? મને કહી નાંખવાથી તારો જીવ પણ હલકો થઈ જશે."

કમળાના મુખમાંથી એક શબ્દ પણ ન નીકળી શકયો તે માત્ર બ્હેનની ગોદમાં મ્હોં છુપાવીને રોવા લાગી.

(૩)

પતિપત્નીમાં માન—અભિમાન યથાજ કરે છે. નારાયણને રાત્રે વાર્તાઓ અને નવલ કથાઓ માટે કલ્પના—વિષયનો વિચાર કરવાનો હોય છે. ટેબલની સામે ખુરશીમાં બેસીને તે પોતાની કલ્પના શક્તિને ઉત્તેજિત કરે છે. અને નક્ષત્ર પૂર્ણ અનંત આકાશમાં ન માલુમ તેઓ કેટલાંએ નવીન રહસ્યોની શોધમાં વિચર્યા કરે છે. ન માલૂમ. તે માયા લોકમાંથી તેઓ કેટલી વાતો લઇને પાછા ફરે છે. નારાયણ ભક્તની માફક આખો વખત સાધનામાં મગ્ન રહે છે. આ સર્વે કમળાની ફૂટી આંખમાં નથી સમાતું. તે અડચણ કરવામાં પણ કંઈ કસર નથી રાખતી. કમળા બાલિકા છે. તેનું સરળ કિશોર હૃદય સ્વામીના પ્રેમ અને આદરને માટે એકવાર પણ વ્યાકુળ થઈ ઉઠે છે. તે બિચારી સરળતાથી આદર પામવાની આશાથી આવે છે, કદિ તેની લાલસા પૂરી થતી અને કદિ તે પણ નહિ. તે વખતે ઉદાસ મને સ્વામીના પગમાં નીચે બેસી જતી; પરંતુ નારાયણને તે તરફ દષ્ટી સુદ્ધાં નાંખવાનો સમય મળતો નહિ, આખરે કમળા નારાયણના ચરણોપર પોતાનો કોમળ હાથ ફેરવતાં ફેરવતાં ત્યાંજ સુઈ જતી.

આજ સાંજથીજ આકાશ મેઘથી ઘેરાઈ ગયું છે. વાયુ જોરથી વહી રહ્યો છે. આ સમયે કમળાએ નિલવર્ણી સાડી પહેરીને ધીરે ધીરે નારાયણના ખંડમાં પ્રવેશ કર્યો ત્યાં જોયું તો સ્વામી પોતાના ટેબલપર એક મોટી ચોપડીમાં ન માલૂમ શું લખી રહ્યા છે. કમલાએ આવીને સ્વામીના ગળામાં હાથ નાખ્યો. નારાયણ ચીડાઇને બોલી ઉઠયો. "હે શું કરે છે ?"

વેદનાવાળાને અભિમાન ઉત્પન્ન થતાં વાર જ લાગતી નથી. કમળાની આંખોમાં જળ આવીયાં આવી ગયાં. તેનું આખું શરીર જાણે કોઈના આવેશથી કંપી ઉઠયું. કમળાએ કહ્યું "થોડીવાર લખવાનું બંધ કરો. મારી સાથે વાતો નહિ કરો કે ?"

"બસ કર. તે માટે મારી પાસે વખત નથી."

"તો શું કેવળ લખવાનું લઇનેજ બેસી રહેશો ? રોજ આખી રાત ભર લખવામાં જાનનું શું સારૂં છે ? એક રોજ પણ શું મારી સાથે વાતો ન કરવી જોઇએ ?"

ારા આવતાની સાથેજ મને લખવામાં ઘણી અડચણ પડે છે, પત્રના સંપાદક-
ોદ આવે છે. સ્ત્રીએ સ્વામીના કામમાં આ પ્રકારે હરકત કરવી જોઇએ ?"

દુઃખે અને અપમાનથી કમળા બેસી ગઈ. તેણે વિચાર્યું કે મારા દિલપર જે ચોટ લાગી છે તેને માટે સ્વામીએ આજ એક પણ વાત ન કરી. હું કેવી અભાગિની છું. મારોજ દોષ છે. સ્વામી યશના માર્ગ તરફ ચાલી રહ્યા છે. હું માર્ગમાં કાંટા રૂપ થઈ પડી છું. આવા સ્વામીની સ્ત્રી થવાની યોગ્યતા મારામાં ક્યાં છે ? હું કેટલી અપરાધિની છું.

બીજેજ દિવસે કમળાએ પોતાની માતાને પત્ર લખ્યો કે તમને તથા બ્હેનને મળવાની ઘણા દિવસથી ઇચ્છા છે તેથી મને તેડાવવાનો બંદોબસ્ત કરો."

કમળા પતિની આજ્ઞા લઇને પિયેર ચાલી ગઈ; પરંતુ કહેવાની આવશ્યકતા નથી કે-જતી વખતે પ્રસન્ન થવાને બદલે તેનું હૃદય સંતાપ પામતું હતું.

(૪)

આજ અનકારા મળવાથી નારાયણ સાસરાને ત્યાં ગયો છે. આમંત્રણ તો અગાઉથી આવી ચૂકેલું હતું. આજ પાર્વતીની સખીના પતિ અને નારાયણના મિત્ર ગંગાદાસે પણ આવીને અનુરોધ કર્યો. તેના મનમાં અકસ્માત એવો વિચાર ઉત્પન્ન થયો કે તેણે પોતાના શુષ્ક વ્યવહારથી કમળાને અપ્રસન્ન કરી દીધી છે.

બારણા આગળ કોઇને નહિ જોવાથી નારાયણ સીધો અંદર ચાલી ગયો. સામેજ પાર્વતી દેખાઈ. તે ઝટપટ ઉઠીને ઉભી થઇ ગઈ. તેણે કહ્યું "લો આજ તો ખરા બપોરે ચંદ્રોદય થયો છે." નારાયણને કેટલાંક મહેણાંટુણાં સાંભળવાં પડ્યાં. પરંતુ તે ચૂપજ રહ્યો.

મણીલાલ જે ત્યાં હાજરજ હતો તેણે પણ કહ્યું "નારાયણને ધન્ય છે. શું તમારી બ્હેને તેને રંજન કરવા માટે એક દહાડો પણ પ્રયાસ કર્યો હતો !"

પાર્વતીએ કહ્યું, ભાઈ, તેને માટે આપ હવે સીધાજ ઉપર કુંજમાં ચાલ્યા જાઓ. ગી રાધાજીનાં ત્યાંજ દર્શન થશે."

આટલી સહેલાઈથી છૂટવાનો નારાયણને ખ્યાલ પણ ન હતો તે તરતજ ઉપર ચાલ્યો ગયો. ઓરડાની સામે પહોંચતાંજ તેણે જોયું કે કમળા એકાગ્ર મનથી તકીઆપર ગરેલ અઢેલી રહી છે. કમળાએ નારાયણને દેખતાંની સાથેજ એકદમ ઘુમટો ખેંચી લીધો અને એક ખૂણામાં લપાઈ ગઈ, આનંદ અને લજ્જાથી તેનું હૃદય કંપવા લાગ્યું

નારાયણ ચારે બાજુએ દ્રષ્ટી ફેરવીને કમળાનો હાથ પકડીને બોલ્યો "વ્હાલી."

"મૂકો, મૂકો, કોઈ આવી પહોંચશે."

"નહિ હવે નહિ છોડું ! આજ તમારા મુખપર સાધુઓના જેવી જટા ઘણી સુંદર લાગે છે. આવી સુંદરતા કપડાંને આડે છુપાવી રાખવી એ શું નિષ્ઠુરતા નથી." નારાયણે હાથ છોડતાંની સાથેજ કમળા નાસવા લાગી. નારાયણે તેનો રોકીને કહ્યું "મારા હાથમાં પડીને તું જન્મભર સુખી નથી થઇ પરંતુ તે વકીલ સાથે જો વિવાહ થયો હોત તો........"

કમળાએ નારાયણને આગળ બોલવા ન દીધું. તે કહેવા લાગી "વળી પાછી એ વાત ! હા હા હું તમારા પગ પાસે બેસવાને એ ક્યાં યોગ્ય છું—"

કમળાની વાત વચમાંજ અટકી ગઇ.

"પગ પાસે શા માટે કમળા ! શું તું કાંઇ પગમાં રાખવા લાયક છે કે હું પગમાં રાખીશ. તને તો મારા હૃદયમાંજ રાખીશ." એટલું કહીને નારાયણે કમળાને એને વળગાડી દીધી.

આનંદથી કમળા અધીરી બની ગઇ. તેના મ્હોમાંથી કંઇપણ વાત નિકળી શકી નહિ. સ્વામીનો આટલો આદર, આટલો પ્રેમ કોણે મેળવ્યો છે ? હું આ સ્વામીથી રીસાઇ ગઇ હતી. શું આ પાપનું પણ પ્રાયશ્ચિત છે ?

નારાયણ ફરી બોલ્યો—"તારે દિલગીર ન થવું. મેં તારા ઉપર કદિ પણ ક્રોધ કર્યો નથી, તુ તે દિવસે મારી વાત બરોબર નહિ સમજેલી. તને એ માલુમ નથી કે, લખતી વખત અમારી હાલત કેવી થઇ જાય છે. નહિ તો શુ હું તારી સાથે કદિપણ એવો વ્યવહાર કરત ? પરંતુ તું તો લેખકની સ્ત્રી છે, આવુ કષ્ટ તો સદૈવ ત્હારે સહેવું પડશે. કમળા ! તે વખતે મેં જેને માટે નિષ્ઠુરતા કરી હતી તે આ રહ્યું જો. "નારાયણે આ પ્રમાણે કહીને રૂમાલમાં લપેટેલી એક નવલકથા બહાર કાઢી અને અર્પણ પત્રિકા ખોલીને કમળાને સામે મૂકી દીધી.

કમળાએ તે જોઇને કહ્યુ "ક્ષમા કરો. મ્હેં આજ સુધી તમારા પવિત્ર હૃદયને ઓળખ્યુ નહોતું. મને ચરણોમાં સ્થાન મળશેને ? "

"કમળા ! વળી પાછી એજ વાત કે."

પાર્વતી અને મણીલાલ બહારથી છૂપાઇને આ સર્વ વાતચીત સાંભળી રહ્યાં હતાં. કમળા અને નારાયણને તેની ખબર પણ નહોતી, પાર્વતીએ ઓરડામાં પ્રવેશ કરીને કહ્યું " બડી ખુશામતખોર છોકરી છે ! મનામણા કરવાનુ તો દૂર રહ્યુ અને પોતેજ પગમાં આળોટવા લાગી."

મણીલાલે કહ્યું "નહિ ! તારી ભૂલ થાય છે. કમળા જેવા તેવાની પાસે નથી પડી, તે એક લેખકની સ્ત્રી છે." આનંદ ! આનંદ !! આનંદ !!!

—◆—

# प्रयत्नशील रहेवा उपदेश.

( મૂર્તિજનગર્હિત ચિતિ જાણી—એ લય. )

તુજ લક્ષ્યસ્થાન દૂર ભાસે ? આગળ વહે વીર !
ઉરમા તું રહે વિચારી, બળવતી છે સત્તા મારી.
છે માર્ગ વિકટ ને દૂર ? છે પાસે ભાર ભરપૂર ?
પણ ધૈર્ય ધરીને ઉર, તું ડરીશ ન કદી લગીર, આગળ વહે વીર !
તું અડગ અને અશ્રાંત, પ્રયત્ને રહે વીર !
કાર્ય તુજ સ્વીકારેલું, છે કપરૂં ને ત્રાસ ભરેલું !
વળી ફળ શું ન એવું જણાય, તો તેથી ડર ન જરાય;
પ્રકટાવી અગ્નિ આપ, ત્યજી દુર્બલતા જંજીર. પ્રયત્ને રહે વીર !
તુજમાં છે પ્રભુ એમ જાણી, શ્રદ્ધાલ થજે વીર !
જણાતું નથી ક્યાં ચઢવુ ? જીવન લાગે છે કડવું !
રસરહિત અને દુઃખરૂપ ! તો જોઇ આત્મસ્વરૂપ,
તું તુજને જાણે ભૂપ, નવ અંતર આણુ અધીર. શ્રદ્ધાળુ થજે વીર
દીનબંધુ પ્રભુને જાણી, તું પ્રાર્થે જજે વીર !
આજ સુધી સ્તુતિ ઉચ્ચારી, મિથ્યા થઇ એમ વિચારી.
તું ત્યજીશ સ્તુતિ ન લગાર, પ્રભુ કરતા અણીએ ઉદ્ધાર;
ઉરમાં લઇ દૃઢ આધાર, અંતરમાં બની સુસ્થિર; તું પ્રાર્થે જજે વીર !

શ્રી. ઝ.




( લેખક, શ્રીયુત વેણુવિહારી. )

## પ્રકરણ ૧ લું.

### નૌકા ડુબી.

અસ્ત થતા ભગવાન સહસ્ત્ર રશ્મીનાં કોમળ કાંતિમાન કિરણોએ તરૂગણના શિરપર દેદીપ્યમાન સુવર્ણ મુકુટ ધરાવ્યો છે. મંદ વાયુની લહરીએ પરમ પાવન ગંગા નદીના હૃદયપર અસંખ્ય વીચિગણ આનંદે ઉછળી રહ્યાં છે. ગંગાના બંને તટપર માણસની આવ જા નથી જેથી સઘળે ગાઢ શાંતતા ફેલાઇ રહી છે. મારૂત ગણ ક્ષણે ક્ષણે આવજા કરતા હોવાથી તરૂવરના પત્રાદિકનો ખડખડાટ અને અનંત વાહિની ગંગાના ખળ ખળાટની શાંતતામાં એક પ્રકારનું મનોરમત્વ પ્રાપ્ત કરાવે છે. આવા રમણ્ય સમયે રમેશની છોટી નૌકા રાજહંસ પ્રમાણે પોતાના શઢરૂપી પાંખને ફેલાવી ગંગાના શાંત પ્રવાહમાં સજીવ સંચાર કરી રહી હતી. રમેશ ઘણા દીવસે પોતાને ઘેર જતો હોવાથી પ્રસ્તુત પ્રસંગે તેના પૂજ્ય માતપિતા, અને પ્રેમાળ ભગિનીના સહવાસ સુખના આલ્હાદપદ વિચાર તરંગો ઉદ્‌ભવી ગંગાના પ્રવાહ પ્રમાણેજ તેના હૃદયમાં આનંદની મંદ મંદ લહેરો આવ્યા જતી હતી ! આ આનંદ લહેરોમાં તેનુ મન તલ્લીન થઈ માતાની સ્નેહમયી મૂર્તિ તેના નેત્ર સામે ખડી થઇ ! ઘણા વર્ષે પોતાને જોતાં તેને કેટલો બધો આનંદ થશે; માતા પ્રેમથી પોતાના બરડાપર હાથ ફેરવી પંપાળશે વિગેરે વિચારો આવતાં તેનાં નેત્રો આનંદાશ્રુથી ભરાઇ ગયાં. માતૃ પ્રેમાશ્રુજલે પુત થયેલા રમેશના નેત્રોને હવે પોતાની બાલ્ય લીલાનાં દશ્યો દેખાવા લાગ્યાં ! બાલપણાના નિષ્કપટ મિત્રો, સરલ અને મુગ્ધ મૈત્રિણી, અને અનેક પ્રકારની રમતો જાણે હમણાંજ રમી રહ્યો હોયની એવુ તાજુ સ્મરણ થવા લાગ્યુ ! રફતે રફતે તેનું મન આકર્ષણ કરનારૂં ગામ, પાસેની આંબાવાડી તેની નજર સામે આવી ખડી થઇ ! વળી તે સમયના સાના રમણ્ય તલાવનું પણ સ્મરણ થઇ આવ્યું; અને પ્રાત. સંધ્યાએ ત્યાં સ્નાને આવતો રમણી સમૂહ પણ દેખાવા લાગ્યો ! રમણી સમૂહની ગર્દીમા બાળપણે તે આજ તલાવમાં ડુબ્યો હતો, તેનું પણ તેને સ્મરણ થયાવિના રહ્યુ નહિ

અને રમેશના મનમા પોતાના લગ્ન સબંધનો-વિચાર આવતાંજ તેણે પોતાના મનને પ્રશ્ન કર્યો “ મારૂં લગ્ન કોની સાથે થયું ? ” “ શિવનાથ શુકલની ભાણી સાથે-પોતાની વહાલી તારા સાથે. ” તેના હૃદયેશે જવાબ દીધો “ બીચારી તારા તો બાલપણામાજ વિધવા થઇ છે ! ” તેના શંકાશિલ મને પાછુ પુછ્યુ, “ તેની સાથે લગ્ન થવુ અશક્ય છે તેના પીતાના મનમાં તો તેનો પુનર્વિવાહ કરવાનો ઘણોજ વિચાર હતો; પણ તે વાત અશક્ય ઠરવાથી, પ્રપંચથી કંટાળી ઘર તજી કયાંનો કયાંય ચાલ્યો ગયો ! રત્નપુર કંઇ તદન ગામડું નહોતું, તાલુકાનુ ગામ હતું, વળી ગામમાં હમેશાં ઘણી વખત આર્યસમાજી-

ચોના વ્યાખ્યાનો પણ થાય છે, છતાંયે બીચારી તારાના પુનર્વિવાહ કરવાની છાતી તેનાં સગાં વહાલાની થતી નથી ! કેવા દુર્દૈવની વાત !"

રમેશ આ પ્રમાણેના વિચારોમા મુગ્ધ થયો છે એવામાં નદીના સામે કિનારે ઓવારો દેખાવા લાગ્યો, આપણે હવે ગામની સમિપ આવી પહોચ્યા છીએ એવી તેની ખાત્રી થઇ, કારણ કે તે ઓવારો ગામના 'રાણા' ઘાટનો જણાતો હતો, અને આ ઘાટનું રમેશને ઘણુંજ સારૂ જ્ઞાન હતું આ ઘાટ જણાતાંજ તેને ઘેર જવાની ઉત્કંઠા વધી અને જલદી જલદી હલેસા મારવાની તે નાવિકને ઉતાવળ કરવા લાગ્યો. એવામાં આકાશમાં એકાએક વાદળુ ચડી આવ્યુ અને ચોતરફ અંધકાર ફેલાઇ ગયો, પવન પુરપાટ વહેવા લાગ્યો, અને અત્યાર સુધીની શાંત ગંગામાં મોટાં મોટા મોજાઓ થવા લાગ્યાં અને જ્યાં જ્યાં તોફાની પવન ફુંકાવા લાગ્યો ! આવા ભયંકર પ્રસંગમા રમેશની નૌકાના શા હાલ થયા હશે તેની કલ્પના વાચક બંધુઓએજ કરી લેવી ! અનેક પ્રચંડ મોજા સાથે લડતાં લડતાં થોડાજ સમયમા નૌકા ઉંધી વળી ! રમેશને તરતાં આવડતું હોવાથી નૌકા ઉંધી વળી તોપણુ તે ડર્યો નહિ પ્રચંડ મોજા સાથે ટક્કર લેતો તે શુરતાથી કિનારા તરફ તરતો ચાલ્યો તોફાની પ્રવાહમાંથી રસ્તો કાપવો પડતો હતો જેથી રમેશના હાથ પગ આસ્તે આસ્તે શિથિલ થવા લાગ્યા તથાપિ કિનારો તદ્દન નજદીક જણાતો હોવાથી તેણે તરવાનું કાર્ય હિંમતથી જારીજ રાખ્યુ, પણ આશ્રમનું પરિણામ તેની મહેનતપર હોવાથી તે એકદમ બેશુદ્ધ થઇ પડયો.

---

## પ્રકરણ ૨ જું
## વિયોગ સમુદ્રમાં.

રમેશ બેશુદ્ધ થઇ પડયો પણ તેના સુભાગ્યે તે નદીમા ન તણાતા એક પ્રચંડ મોજાએ તેને કિનારા પર પટકયો. જ્યારે તે શુદ્ધીમાં આવ્યો ત્યારે, રાત વધારે વીતી ગઇ હતી અને તે પ્રચંડ વાદળાનો કયાંય પત્તોએ નહોતો ગંગાજળના પ્રચંડ મોજા અને ભિષણ ખળખળાટ પણ શમી ગયો હતો, તે સમયે હૃદયથી કપારી છુટી "ઓ માડીરે !" એમ સહાનુભૂતીથી ભરેલા શબ્દે બોલાઇ જવાયુ, પાસવ લેવાનું કામ પડ્યુ સુખી તેણે તેનું મસ્તક પોતાના કોમળ ખોળામા પાછુ લીધુ અને અત્યંત મધુર સ્વરે પુછયુ "કયાંય વાગ્યુ તો નથી ને ?"

અનુતન વિકાસ પામેલા મધુગંધમય પુષ્પ સૌરભ્યે મન જેવુ ઘેલુ બને છે, તેજ, પ્રમાણે તે રમણીના તે સ્વર્ગીય મધુર ધ્વનીએ રમેશનુ ચિત્ત ઘેલુ બન્યુ તે આનંદમા તે સ્ત્રીના પ્રશ્નનો જવાબ દેવાનુ તેને ભાન રહ્યુ નહિ ! ઘણો વખત થયો પણ પોતાના પ્રશ્નનો જવાબ ન મળ્યો જોઇ તેણે પાછો તેજ પ્રશ્ન કર્યો હવે રમેશ જરા ભાનમા આવી બોલ્યો 'ના' પાછો તેણે તરતજ પ્રશ્ન કર્યો —

"તમો સુકેશજીના—"

રમેશનો આ પ્રશ્ન પુર્ણ થાય તે પહેલાં તો તે સ્ત્રી ત્યાંથી દુર જઇ ઉભી ! તે અડધા વાકયેજ તેણે સઘળો ભાવાર્થ જાણી લીધો ! તેનું મનોહર મુખ મડળ લજ્જાએ આરક્ત થયુ હતું રમેશથી દુર જઇ ઉભા રહ્યા પછી તે ત્યાં વધારે વખત ટકી નહિ

તેને હોંશમાં આવેલો જોતાંજ વિદ્યુત પ્રમાણે તે ત્યાંજ ચાલી ગઇ. રમેશના મનમાં તે હજુ થોડો વધારે વખત થોભે તો સારૂં એમ ઘણું હતું પણ તેને અટકાવવાનું સામર્થ્ય તેનામાં નહોતું. તેના ગયા પછી તેણે આમતેમ ઘણું જોયું પણ તે કંઇ તેને પાછી જણાઇ નહિ. તેની શોધમાં તે આમ તેમ ફરતાં એક ઘાટપર આવી ચડયો. નૌકામાંથી દેખાતો હતો તેજ આ ' રાણા ઘાટ ' હતો. આ ઘાટનાં પગથીયાં ચડી રમેશ ઉપર ગયો અને આમ તેમ જોવા લાગ્યો. પણ તે રમણી તેને દેખાઇ નહિ! તે દારૂણ દુઃખમાં ગડયો! તે સુંદરીયે તેને નદિમાંથી કાઢયો, પણ વિયોગ સમુદ્રમાં લોટયો! હાય!! -

---

## પ્રકરણ ૩ જું.

### પ્રેમાંકુર

ગયા પ્રકરણમાં વર્ણન કરેલા બનાવને આજે આઠ દીવસો વીતી ગયા છે. આજે રમેશ ગંગા તટે ઉભો રહી તે પરમ પાવન ગંગાની શોભાનું અવલોકન કરી રહ્યો છે. સામે રજત સદશ કૌમુદીના સંગમે અધિકજ ધવલ બનેલ ભાગીરથીના ઉજ્જવલ ફીણમય મોજાંઓ ઉછળી રહ્યાં છે. જલપૃષ્ટ ભાગે રાજહંસના ટોળા પ્રમાણે ધવલ નૌકા સમૂહ ઇતસ્તતઃ વિહાર કરી રહ્યો છે. તેમાંની એક નાની નૌકા તરફ રમેશની નજર જતાંજ તેને બનેલી ઘટનાનું સ્મરણ થયું. તે બનાવ તેને મધુરા સ્વપ્નવત ભાસ્યો! આ સમયે ગંગા લહરી પ્રમાણે તેનું હૃદય પણ આનંદમાં ઝોકાં ખાવા લાગ્યું. અને પૂર્વ પ્રમાણેજ નૌકા ડુબવાની આપત્તિમાં પાછા પડવાની તેને ઇચ્છા થઇ. તે રમણીના અંકપર શિરમુકી નિદ્રા લેવા તેનું મન પુનઃ આતુર સૃષ્ટિ દેવીનું સર્વ સંહારક ભયાનક સ્વરૂપ હવે તદન બદલાઇ જઇ શાંત અને ગંભીર બન્યુ હતું! આકાશમાં રજનીનાથ પણ પોતાની તારા રમણી સહ આનંદ વિહાર કરતો હતો. વિશાળ હૃદયા ગંગાદેવી પોતાના પવિત્ર જલે રમેશના મૃદુ ચરણનું પ્રક્ષાલન કરતી પૂર્વની માફક નિસ્તબ્ધ વહી રહી હતી! રમેશ શિવાય કિનારાપર બીજું કોઇ પણ માણસ નહોતું.

જ્યારે રમેશ શુદ્ધીમાં આવ્યો ત્યારે તે એમ ધારતો હતો કે પોતાનું માથું નદી કિનારા પરની મૃદુલ મૃતિકા પર છે, પણ જ્યારે તેણે નેત્રો ઉઘાડી જોયું ત્યારે પોતાનું માથું જમીનપર રેતીમાં નહિ પણ એક રમણીના અંકપર સ્થિત થયેલું દેખાયું! પણ રમેશના માન્યામાં તે વાત ન આવી. તેણે ધાર્યું કે હું મીઠું મધુરૂં સ્વપ્ન જોઉં છુ. અને તેથી તેણે પોતાનાં નેત્રો મિચ્યાં!

રમેશને અંકે લેનાર રમણીનું શરીર અર્ધું જમીનપર અને અર્ધું પાણીમાં હતું તેનું સંરક્ષણ કરવા માટે તેણે પોતાના વિખરાયેલા કેશકલાપે તેનું અંગ ઢાંકયું હતું. આ કેશકલાપના આલ્હાદકારક સ્પર્શે, આપણે જોઇએ છીએ તે સ્વપ્ન નથી પણ ખરી વસ્તુ સ્થિતિ છે, એવી રમેશને ખાત્રી થઇ, અને તેથી તે તે રમણીના મુખ તરફ જોવા લાગ્યો, પણ ભ્રમર પરિવેષ્ટિત કમલ પ્રમાણે કેશકલાપે ઢંકાયેલા તેના મુખનું દર્શન થયું નહિ, તેના આ કેશકલાપે તેના મુખ પ્રમાણે રમેશના મુખ અને છાતીને પણ ઢાંકી નાખ્યાં હતાં; તથાપિ તેને ત્રાસ ન થાય માટે તેના મુખપરથી તેને વારંવાર દુર કરતી હતી. જો કે રમેશને તેનું મુખ ન જણાયું તો પણ તે વ્યગ્ર ચિત્તે પોતા તરફ નિહાળ્યાં કરે છે એવું

તે કેશકલાપના આડેથી પણ તેના જોવામાં આવી ગયું. રમેશને આ સમયે કેવળ વીસી બેઠી હતી. આ વયમાં રમણ સ્પર્શે મોહ ન પામે એવો કોણ પુરૂષ હોય ! તો પછી તેવા એકાંત રમણ્ય સ્થાને અપ્સરાને પણ લજવે એવી સુંદર રમણીના સ્પર્શે રમેશ ઘેલો બને એમાં આશ્ચર્ય જેવું કંઈજ નથી. તે પોતાના દુઃખને તો નહિ પણ પોતાને પણ વિસરી ગયો. તેના અંગમાં વિદ્યુતના સંચાર પ્રમાણે થઇ એક નિઃશ્વાસ લીધો !

રમેશે જેવો નિઃશ્વાસ નાખ્યો કે તરતજ તે રમણીયે તેના તરફ જોયું અને તેણે પણ એક નિઃશ્વાસ છોડયો. ઉભયના નિઃશ્વાસ પરસ્પરમાં મળી ગયા. રમણીનો કેશકલાપ પુનઃ રમેશના મુખ પ્રદેશપર રમવા લાગ્યો. તેની સાથેજ રમેશની દૃષ્ટિ કેવળ નહિ પણ હૃદય સુદ્ધાં તેના મુખપ્રદેશપર રમણ કરવા લાગ્યું. પણ આ તેની સ્થિતી જલદીથીજ તે રમણીના ધ્યાનમાં આવી ગઇ; તે ઘણીજ શરમાઇ અને મુખપર પાલવ લેવાનો યત્ન કરવા લાગી. પણ આ ધાંધલમાં રમેશનું મસ્તક તેના ખોળામાંથી નિચે પડ્યું જેથી તે ના થયું ! તે મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો "જો હું નૌકામાં બેસું તો પ્રથમ પ્રમાણેજ બીજીવાર સમય પ્રાપ્ત થઇ મને પાછું એક વખત તે રમણીના સ્પર્શ સુખનો—એ અનુપમેય સ્વર્ગ સુખનો-લાભ મળી શકશે કે ? આ આપત્તીની તપશ્ચર્યા શું ફળદ્રુપ નિવડી શકે ?" આવી રીતનું તે મનોરાજ્ય રચી રહ્યો છે એવામાં તેને જણાતી નૌકા દ્રષ્ટિપથની બાહેર નિકળી ગઇ !

આ પ્રમાણે મનોરાજ્યનો ભંગ થતાં રમેશ નિરાશ થઇ, ઉદાસ ચિત્તે ઉભો છે, એવામાં તેને પાછળ કોઇનો સાદ સંભળાયો જેથી તેણે પાછા વળી જોયું તો એક નવયુવક હાસ્યવદને પોતા તરફ આવતો જણાયો. આ નવયુવક રમેશનો પ્રિય મિત્ર મહેંદ્ર હતો. મહેંદ્રે રમેશને કલકત્તાના સમાચાર પુછી જોયા. રમેશે તેને ટુંકાણમાં સઘળું જણાવી દીધું. મહેંદ્રે બીજી ઘણી ઘણી વાતો પુછી અને તેના જવાબો પણ રમેશે "હા, ના" એવા આપ્યા. તેની આ ચમત્કારિક મનઃસ્થિતી મહેંદ્રના તત્કાળ લક્ષમાં આવી, પણ તેનું શું કારણ છે તે તેના જાણવામાં આવ્યું નહિ જેથી તેણે આશ્ચર્યતાથી રમેશને પુછ્યું:—

"રમેશ તું આજે કંઇ આનંદિત જણાતો નથી, તેનું શું કારણ છે વારૂં ! બે માસ પૂર્વે આપણે જ્યારે કલકત્તામાં મળ્યા હતા ત્યારે તું ઘણોજ આનંદી હતો, હું ધારૂં છું કે તારી અપ્રસન્નતાના મુળમાં વિયોગ રોગ થયેલ હોવો જોઇએ ! કલકત્તામાં તું કોઇ રમણીના પ્રેમ પાશમાં તો સપડાયો નથીને !"

રમેશ તરફથી આ પ્રશ્નનો કંઇજ જવાબ મળ્યો નહિ, જેથી મહેંદ્ર સેજ રીસાઇ ત્યાંથી ચાલ્યો ગયો. રમેશે જો કે કંઇજ ખુલાસો આપ્યો નહિ તો પણ તેની શંકાનું નિરાકરણ થઇ, ગંગા તટે શુશ્રુષા કરનારી-પોતાનું મસ્તક ખોળામાં લેઇ બેસનારી-રમણીની મૂર્તિ તેના હૃદય પટપર ચિતરાયેલ તેના જોવામાં આવી. પ્રથમ દર્શનેજ પોતાના હૃદયમાં પ્રેમબીજ રોપાયું, અને તેને પ્રેમાંકુર ફુટયાનું દૃશ્ય સ્પષ્ટ તેને જણાવા લાગ્યું. પ્રિય વાચક બંધુ ! આ રમણી અન્ય કોઇ ન હોય, તે કેવળ રમેશની મન ગમતી બાલ સખી તારાજ હતી.

---

## પ્રકરણ ૪ થું.

### બે બાલિકાઓ.

સૂર્યોદય થવાને સેજ અવકાશ હોવાથી આમ્ર, શીફૂળાદિ ઉંચાં ઉંચાં વૃક્ષોનાં ઉન્નત શિરો સૂર્યના સોનેરી કિરણોથી હજુ ચળકતાં હતાં, ગંગાના પ્રશાંત હૃદયપર મૃદુલ મૃદુલ લહેરીયોનું મધુરૂં વર્તન ચાલી રહ્યું હતું ! આવા રમણ્ય સમયે બે સુંદર બાલિકાઓ સ્નાન માટે જતી હતી. માર્ગ તદ્દન નિર્જન હતો. સ્નાને જતી બાલિકાઓ હમેશાં હસતી રમતી જતી હોય છે; ગમે તેમ હો, આજે તેઓ ચુપચુપ લપાતી છૂપાતી આવતી હોય એવું જણાય છે. વૃક્ષશાખાપર લટકતા મર્કટોના ચીત્કર અને ગંગાના ખળખળાટ શિવાય કંઈ પણ બીજી કર્ણગોચર થતો નહોતો, તોપણ પોતાની સંકોચ પૂર્ણ દ્રષ્ટિ આમ તેમ ફેંકતી ચાલી રહી હતી. ગંગાતટ સમિપ આવતાં તે બેમાંની એક ઓચિંતી ખમચાઇ એક વૃક્ષ તરફ આંગળી કરી બોલી ઉઠી—" પ્યારી, જો તો પેલા ઝાડ ઓથે કોણ ઉભું છે ? "

" ક્યાં છે ? " પ્યારીએ પુછ્યું. પ્યારીની ઉમ્મર કેવળ અગીયાર વર્ષની હતી, તો પણ તેની બોલવા ચાલવાની ઢબમાં એક પ્રકારનું પ્રૌઢપણું જણાઇ આવતું હતું. અને તેથી તે એક પ્રૌઢ યુવતીજ છે એવો ભાસ થતો ! બીજી બાલિકાનું નામ કમળ હતું તેની ઉમ્મર પ્યારી કરતાં સહેજ થોડી હતી, તથાપિ સૌંદર્યમાં તે બંન્ને સરખાંજ જણાતાં.

પ્યારીના " ક્યાં છે ? " આ શબ્દો પછી કમળ ભયસૂચક સ્વરે તે ઝાડ તરફ પાછી આંગળી બતાવી બોલી—" પેલું જો ! " પણ એટલામાં તો બાલિકા સુલભ ચંચલતાથી હસી ઉઠી—" અલી, એ તો તારા પતી ! "

પ્યારી તે તરફ નજર કરી અને તરતજ પાછી વળી ! લજ્જાથી બાલિકાનું મુખમંડળ આરક્ત બન્યુ હતુ !

ઝાડની ઓથે ઉભો રહી રમેશ આ સઘળું અવલોકતો હતો. કમળના શબ્દે, પોતા માટે પોતાના પીતાએ પ્યારીજ વધુ નિશ્ચિત કરી છે એવું તેના જાણ્યામાં આવ્યું. તે સમયે તેને તેની બાલસખીનું સ્મરણ થતા તે નિરાશ બન્યો ! એવામાં ગભરાટમાં દોડતાં પ્યારી નીચે પડી ગઈ એવુ તેણે જોયું; તરતજ તે તે તરફ દોડ્યો અને તેનો હાથ પકડી ઉઠાડી.

પોતાનો કર પકડી ઉઠાડનાર બીજો કોઈ નહિ પણ પોતાનો ભાવિ પતીજ છે એવું જ્યારે તે બાલિકાએ જોયું ત્યારે તે શરમની મારી પસીનાભીનીજ થઈ ગઇ ! તેનું મુખમંડળ અધિકતર આરક્ત બન્યું ! તે પોતાનો હાથ તેના હસ્તમાંથી મુક્ત કરવા પ્રયત્ન કરવા લાગી. રમેશે પકડી રાખવા પ્રયત્ન કર્યો, પણ આ ઉભયની રકઝકમાં અને બાલિકાનોજ વિજય થયો તે ત્યાંથી છટકી ગઇ. પરાભૂત થયેલો રમેશ તેની તરફ જોતોજ રહ્યો !

રસ્તામાં આવતાં ઘેર આ વૃત્તાંત કોઇને પણ ન જણાવવા માટે પ્યારીએ કમળને સોગંદ દીધા. સંધ્યાકાળે દેવની આરતી થતાં ' મને રમેશ પતી મળો ' એવી તેણે પ્રાર્થના કરી. બીજે દીવસે પ્રાતઃકાળે તેની માથી ઉઠી ઋણ સ્મરણ કરવા લાગી તેમાં સુદ્ધાં પ્યારીનો પ્રધ પ્રાર્થનાનો વિષય તેજ હતો !

## પ્રકરણ ૫ મું.

### એક તરૂણી.

પરમાત્માએ પ્યારીની પ્રાર્થના સ્વિકારી ! આજથી બરાબર બે અઠવાડીયાં પછી રમેશ સાથે તેનાં લગ્ન થવાનું ઠર્યું, અને મૂહુર્ત જેઠ શુકલ ૭ નું નિરધારવામાં આવ્યું હતું વધુ પીતા અને વર પીતા શ્રીમંતોજ હતા જેથી લગ્ન સમારંભની ધામધુમ અત્યારથી શરૂ થઇ ગઇ હતી. અને લગ્ન પ્રીત્યર્થ ઉભય પક્ષે પોતાની તીજોરીના મો મોકળા મુક વામા આવ્યા હતાં ! રમેશ પોતાના પતી થશે એ વિચારે પ્યારીને આનંદની અવધી પહોંચી થતી !

એક દીવસે ત્રીજા પહોરે પ્યારીની મોટી વિધવા બહેન તારા, પ્યારીને પોતાના ખોળામા લઇ ઓરડામા તેનો અંબોડો વાળતી બેઠી હતી એવામાં યશોદા નામની એક તરૂણી ત્યાં આવી યશોદાની આ બન્ને બેનો સાથે અત્યંત મૈત્રી હતી ત્યાં આવતાંજ તે તારા તરફ વળી બોલી —

" તારા, તું કેવી રૂપાળી જણાય છે, જો, પ્યારી કંઇ તારા જેવી રૂપાળી નથી !"

તેનું વાક્ય પૂર્ણ થાય તે પહેલાજ તારા બોલી ઉઠી,–યશોદા બેન મને પ્યારીથી રૂપાળી કહેતાં શું હું તમારા પર પ્રસન્ન થઇશ એમ તમો ધારોછો ?"

" પણ તેમા તેઓ કંઇ ખોટું કહે છે બ્હેન ! તમો મારા કરતા રૂપાળાજ છો " પ્યારીએ સરળતાથી ટાપશી પુરી

" કેમ હવેતો ખાત્રી થઇને ?" યશોદા સ્મિત વદને બોલી

" વારૂ, તે વાત મુકો પડતી પ્યારીના પતીને તે જોયા કે ? એવો સુંદર તરૂણ મારા તો હજુ સુધી જોવામાંએ આવ્યો નહાતો "

તારા કાંઇજ બોલી નહિ.

યશોદાએ આગળ ચલાવ્યું,–' પણ તેમનામાં એક દોષ છે તે કંઇ મનેતો બા ગમતો નથી ! તેઓ ચ્હેરા ઉદાસ દેખાય છે પછી તેમનું મન કોઇએ પહેલાથીજ હરણ કર્યું હોય તોતો દેવ જાણે ગમે તેમ હો, આપણી પ્યારી કંઇ જેવી તેવી નથી લગ્ન થતાંજ તે તેમની ઉદાસીનતાનું હરણ કરી તેમને આનંદીજ બનાવી દેશે "

આ પ્રમાણે યશોદાએ પ્યારી અને તેના પતીની સામાન્ય સ્ત્રી સ્વભાવને અનુસરતી કાથાકુટ ચલાવી હતી, પણ તે તારાને ન ગમવાથી તે ત્યાથી ચાલી ગઇ તેના ગયા બાદ અંબોડો બાંધી રહેતા પ્યારી પણ ત્યાથી ઉઠી બીજે સ્થળે ગઇ જાન જતાં જતાં તેણે યશોદાનું મન લેઇ પોતાના હાથના ટાચકા ફોડ્યા

અપૂર્ણ

# कविवर बाणभट.

( લેખક શ્રીયુત મણીલાલ કેશવલાલ પરિખ. )

( અનુસંધાન ગતાંકથી. )

આ પ્રમાણે સદરહુ કવિનાજ ગ્રંથપરથી પણ કંઇક વૃતાંત સમજાયો; પણ કાળ નિર્ણય કરવાને માટે કયો માર્ગ ? અન્ય કવિઓની માફક આ કવિએ પણ પોતાનો કાળ નિર્દેશ કરેલો નથી; પણ આશ્ચર્યની વાત એજ છે કે બાણકવિ ક્યારે થઇ ગયા તે સબંધી ઉત્કંઠા, જે તૃપ્ત કરવાને આપણા પોતાના ગ્રંથ સમર્થ થયા નહિ, તે એક ચીના ગ્રંથકારે સહજમાં કરી છે ! બૌધ ધર્માનુયાયી હુએનસંગ નામનો ચીનો પ્રવાસી પોતાના ધર્મ સંસ્થાપકની જન્મ ભૂમી જોવાને હિંદુસ્થાનમાં આવ્યો હતો. તે ઈ. સ. ૬૨૯ થી ૬૪૫ સુધી એટલે ૧૬ વર્ષ હિંદુસ્થાનમાં ફર્યો હતો. તેણે પોતાના ગ્રંથમાં તે સમયના હિંદુ રાજાઓ અને જેટલા દેશ તેણે જોયેલા તેના વર્ણન ઘણીજ ઉત્તમ પ્રકારે આપેલાં છે. બાણકવિના આશ્રયદાતા જે પ્રસિદ્ધ હર્ષ કિંવા હર્ષવર્ધન તેના સબંધી ઘણીજ વિસ્તૃત માહિતી આ પ્રવાસીએ આપેલી છે; એટલે જ્યારે હર્ષરાજા સાતમા સૈકામાં હતો તેથી બાણકવિ પણ તેજ સમયમાં હયાત હતા એમ સિદ્ધ થાય છે.

હર્ષરાજાએ બાણકવિને ' वश्यवाणी कविचक्रवर्ती ' એવી પદવી આપી હતી, અને દુર્ગસિંહના કવિએ લખેલા कर्नाटक पचतंत्र નામના ગ્રંથનો આધાર છે. આ દુર્ગસિંહ કવિ ચાલુક્ય રાજા પૈકી બીજા રાજા જયસિંહદેવના સમયમાં હતો. આ કર્નાટક પંચતંત્ર નામના ગ્રંથમાં દુર્ગસિંહ કવિએ પોતાના પૂર્વના કવિઓનો નિર્દેશ કરેલો છે. તે ગ્રંથમાં ગુજરાતીમાં 'अनविध चक्रवर्ती नरेंद्र प्रवरहर्ष' રાજાએ બાણભટ્ટને પોતાની પાસે રાખ્યા હતા અને તેને ઉપરોક્ત 'વશ્ય વાણી કવિ ચક્રવર્તી ' એવી પદવી આપી હતી એવો ઉલ્લેખ કરેલો છે.

( બાણકવિના સદ્‌ગુણની બાબતમાં હર્ષરાજાની પણ ખાત્રી થવાથી તેણે તેનું સન્માન કરી, અપાર સંપત્તિ આપીને, તેને ઉચ્ચ પદે ચઢાવ્યો હતો; આ પરથી બાણકવિની યોગ્યતા ઘણીજ મોટી હતી એમ કહેવાને કંઇપણ હરકત નથી. બાણ ભટ્ટ એ હર્ષ રાજાના વિશ્રામ-પાત્ર, અત્યંત પ્રિય, સર્વ પંડિતોમાં મુખ્ય અને ધન સંપન્ન થયા હતા, છતાં તેમણે હર્ષરાજાને ત્યાં એશ આરામના ગર્ક ન થતાં અમૂલ્ય ગ્રંથ રચવામાં પોતાના આયુષ્યનું સાર્થક કર્યું—હર્ષરાજાએ પણ કેવળ રાજ્ય વૈભવમાં કિંવા શીકારાદિ કર્મ કરવામાંજ અથવા ઐહિક સુખમાં એક સરખા નિમગ્ન ન થતાં સત્પાત્ર દિવાકર મિત્રની સંગતિના યોગે દાન ધર્મમાં ઘણીખરી લક્ષ્મીનો વ્યય કર્યો. તેમજ હર્ષરાજા પર અનેક દુઃખકારક પ્રસંગ આવેલા તે સમયે બાણની બાણ જેવી વાણીનો પૂર્ણ આધાર મળવાથી તેનું હાસ્ય અધ્યાપન વિલાસ-માંથી નિકળીને વિધાવિલાસ સરખા પ્રાપ્ત વિલાસમાં લાગેલું હોવાથી તે કવિના દેવીના મંદિરમાંના ઉત્કૃષ્ટ કવિ રત્નોમાં પ્રવેશ થયો. એટલે આ બંનેનો સંયોગ સુવર્ણ અને રત્નના સંયોગ પ્રમાણે જામવાથી પરસ્પરની સંગતીનો પરસ્પરને અત્યંત ઉપયોગ થયો.

મયૂર અને માતંગ દિવાકર એ બાણના સમકાલીન કવિ હતા. મયૂર તો તેનો મિત્રજ હતો. આ કવિ મયૂરની કન્યા બાણભટ્ટને આપેલી હતી. તેના પેટે તેને ભૂષણભટ્ટ નામે

એક પુત્ર થયો હતો. આ પુત્ર પણ પિતાની માફક ઘણોજ વિદ્વાન હતો તેણે પોતાના પિતાનો કાદમ્બરી નામનો અપૂર્ણ ગ્રંથ પૂર્ણ કર્યો

કવિ મયૂરના વિષયમાં એક આખ્યાયિકા પ્રસિદ્ધ છે કે તેના શરીરપર મહારોગ ઉદ્ભવ્યો ત્યારે તેણે-सूर्यशतक નામે સૂર્યના સ્તવન પર એક કાવ્ય કર્યું હતું અને તે વડે સૂર્યને પ્રસન્ન કરીને પોતાનો રોગ દૂર કર્યો હતો બાણકવિને આ દેવપ્રસાદનો નાદ લાગવાથી તેણે પણ પોતાના હાથપગ તોડી નાખ્યા અને चण्डीकाशतक નામે એક દેવીની સ્તુતીનું કાવ્ય તૈયાર કરી તેવડે દેવીને પ્રસન્ન કરીને પોતાનું શરીર અધિક સુંદર બનાવી દીધું. પ્રત્યેક કવિ માટે આવી કોઈક દંતકથાઓ હોય છે, આ કેટલે અંશે સત્ય હોય છે તેનો નિર્ણય કરવો ઘણો કઠણ છે પરંતુ તે પરથી એટલું તો સિદ્ધ થાય છે કે તેનામાં કોઈ વિલક્ષણ ગુણ હતા.

શ્રીહર્ષની પાસે બાણ, મયુર, અને માતંગદિવાકર એ એક સમયેજ હતા તે વિષયે પ્રસિદ્ધ કવિ રાજશેખરે પણ એક સ્થળે લખેલું છે.

'માતંગ દિવાકર' એ કવિ ચાંડાલ જાતીનો હતો એમ કેટલાક કહે છે આનું કારણ તેના નામની આગળ આવેલો 'માતંગ' શબ્દજ માત્ર તેઓ બતાવે છે. 'માતંગ' શબ્દનો અર્થ ચાંડાલ એવો થાય છે તે કવિ જો ખરેખર ચાંડાલ હોય તો સુધારાના કાર્યમાં શ્રી હર્ષ રાજાએ હાલના આપણા સુધારકો કરતાં ઘણું કર્યું હતું એમ કહેવું જોઈએ।

મોટા મોટા સંસ્કૃત કવિઓએ બાણકવિની ઘણી પ્રશંસા કરેલી છે તે નીચેનાં પદ્યથી જણાઈ આવે છે.

' जाताशिखंडिनी प्राक् यथा शिखडी तथावगच्छामि ।
प्रागल्भम मधिकमवाप्तुं वाणी बाणो बभूवेति ॥ १ ॥

गोवर्धनाचार्य.

'જે પ્રમાણે પુર્વે શિખંડિની એજ શિખંડી થઇ, તેજ પ્રમાણે વાણી (સરસ્વતી) અધિક હોવાના યોગે બાણ થઇ હોય એમ લાગે છે' એટલે સરસ્વતી સ્રી હાવાથી તેનામાં પ્રૌઢતા નહોતી, પણ તે મેળવવાને માટે તે બાણ (પુરૂષ) રૂપે ઉત્પન્ન થઈ (સંસ્કૃતમાં અર્થ ચમત્કાર માટે વ અને બ એકજ મનાય છે)

"बाणेन हृदिलग्नेन यन्मंदोपी पदक्रमः
पायः कविकुरङ्गणां चावलं तत्र कारणम् ॥१॥"

બાણના કવિત્વ રૂપી બાણ એક વખત હૃદયમાં પેઠા પછી કોઇપણ કવિ કુરંગોએ કવિતા કરવી એ વ્યર્થ ખટપટ માત્ર છે।"

"रुचिर स्वरर्णपदा रसभाववती जगन्मनो हरति।
तत्किं तरुणा नहि नहि वाणी बाणस्य मधुर शीलस्य ॥१॥"

धर्मदास.

કોઇ કહે છે, 'અહાહા! તેના સ્વરનું, વર્ણનું, અને પદનું સૌંદર્ય શું વર્ણવું! રસ અને ભાવ એ તેના અંગમાં ખેલતા હોવાથી તે સર્વના મનમાં તદન ભરાઈ જાય છે!"

એ સાંભળી બીજો તેને પૂછેછે, "કોણુરે ! કોઇ તરુણી કે?" તે ઉત્તર આપે છે, છે! છે! તરુણી નહોય—આ વર્ણન બાણ કવિની રસાળ વાણીનું કરેલું! (સ્વર, વર્ણ, પદ, રસ, ભાવ આ પદોપર શ્લેષ છે એ કહેવાની જરૂર નથી. આ શબ્દો તરુણીને તેમજ વાણીને પણ સરખી રીતે લાગે છે.)

પ્રસન્ન રાઘવ નાટકના કર્તા જયદેવ કવિએ એક પદમાં કવિતા રમણીના અવયવ-વિલાસનાં સ્થાનમાં ઉત્તમ ઉત્તમ પ્રાચીન કવિ રત્નોની યોજના કરી છે. તેમાં બાણકવિ માટે એ કવિ કહે છે—

"हृदय वसतिः पंचवाणस्तु वाणः।"

બાણ એ તેના હૃદયમાં વાસ કરનાર મદનજ! આ પ્રકારે અનેક સહૃદય મહાન્ કવિઓએ બાણભટ્ટની ઘણી તારીફ કરી છે.

સંસ્કૃત ભાષામાં ગદ્યરૂપે કાવ્ય રચનાનો નવીન પ્રકાર આ કવિયેજ કાઢયો. ગદ્યરચનામાં બાણભટ્ટ અગ્રગણ્ય હતા એમાં કાંઇ સંદેહજ નથી. તેની વાણીનો પ્રવાહ વર્ષાઋતુ સમયે ગંગાના પ્રવાહ પ્રમાણે પ્રસન્ન અને અસ્ખલિત ચાલતો દેખાય છે. એમ 'વશ્યવાક્સિદ્ધ' અન્ય કવિઓમાં ક્વચિતજ જણાય છે! ગદ્યમાં જેટલો સારી રીતે વિષય પ્રતિપાદન થાય છે તેટલો પદમાં થતો નથી. એ સત્ય છે, તથાપિ આ કવિના ગદ્ય ગ્રંથ તો જાણે કે છુટીજ તરેહના હોવાથી કવિતમાં પદ્ય ગ્રંથને પણ પાછળ મૂકે એવો ઉત્તમ છે. તેમાં જે ખુટતું રહે છે તે માત્ર છંદજ, બાકી અલંકારાદિ સર્વ પ્રકાર પૂર્ણપણે સાધેલો છે. આ કવિએ હર્ષ ચરિત્ર અને કાદંબરી એવા બે ગ્રંથ ગદ્યમાં લખેલા છે અને વળી એક ચંડિકાશતક નામનો પદ્ય ગ્રંથ પણ લખેલો છે. હર્ષચરિત્રમાં ઐતિહાસિક ભાગ ઘણો હોવા સાથે બોધ અને મનોરંજન પણ છે. કાદંબરીમાં તો સર્વત્ર મનોરંજન સાથે કાંઇ કાંઇ ભાગ બોધદાયક પણ છે. બન્ને પુસ્તકોમાં સૃષ્ટીનાં અનેક પ્રકારનાં ચિત્રો વાંચકોના મનપર ઉત્તમ રીતે ઠસાવવાને માટે ઘણાજ પ્રકાર છે. બાણભટ્ટનાં આ બન્ને પુસ્તકોના પરિશીલનથી આર્ય લોકનો પૂર્વનો વૈભવ, તેમનાં પરાક્રમ, આચાર વિચાર, વગેરે અનેક બાબત લક્ષમાં આવવા જેવી છે અને તે વળી ધ્યાનમાં રાખવા જેવી છે. આ બન્ને ગ્રંથમાં મધુર વર્ણ રચના, શ્લેષોત્પ્રેક્ષાદિ અનેક અલંકાર, આબેહુબ વર્ણનો, ખુબીદાર સંભાષણો, અને મનને છક કરી નાંખે એવા ચમત્કારિક ઉત્પ્રેક્ષાદિ પ્રકાર એવી ઉત્તમ પ્રકારે ઉતરેલા છે કે તે વાંચતાં રસિક વિદ્વજ્જન તદ્દન તલ્લીન થઇ જાય છે!

હર્ષ ચરિત્રમાં વીર, કરુણ અને અદ્ભુત એ રસ ઉત્તમ પ્રકારે સધાયેલા છે અને કાદંબરીમાં શૃંગાર અને કરુણ એ રસ ઓતપ્રોત ભરેલા છે અને વચમાં વચમાં અદ્ભુત રસ પણ ઘણોજ છે. બાણભટ્ટે પહેલું હર્ષ ચરિત્ર રચેલું હોવું જોઇએ. અને પાછળથી કાદંબરી રચેલી હોવી જોઇએ એમ સ્પષ્ટ સમજાય છે. કાદંબરી અર્ધી પર્ધી લખાઇ ન લખાઇ એટલામાં મૃત્યુએ તેના પર હુમલો કર્યો—એ પ્રસંગ ખોટું થયું. સર્વ ગ્રંથ તેની યોજના પ્રમાણે તેનાજ હાથે પૂર્ણ થયો હોત તો કેટલી મોજ પડત! પરંતુ કાળના આગળ કોણ શક્તિવાન!

પાર્વતી પરિણય, મુકુટ તાડિતક, અને સર્વ ચરિત એ ત્રણ નાટકો પણ બાણભટ્ટના નામે પ્રસિદ્ધ થયાં છે.

## કાદંબરીના પૂર્વાર્ધનો સારાંશ.

પુંડરીકના મૃત્યુ પછી મહાશ્વેતાએ વ્રતસ્થ રહેવાનો નિશ્ચય કર્યો-આ દુઃખકારક વૃતાંત સાંભળીને તેની પ્રિય સખી કાદંબરીએ પણ એવો નિશ્ચય કર્યો હતો કે જ્યાં સુધી મહાશ્વેતા પતિવિરહિત રહે ત્યાંસુધી તેણે પોતે પણ અવિવાહિત રહેવું. આ આગ્રહ પૂર્ણ નિશ્ચયથી તેનું મન ફેરવવાને માટે તેનાં માતપિતાએ પોતાનાથી બનતું સઘળું કર્યું પણ તે કોઇનું સાંભળતી નહિ. આખરે થાકીને તેમણે મહાશ્વેતાને એવો સંદેશો કહાવ્યો કે તું ગમે તેમ કરીને તેનો નિશ્ચય ફેરવ-તે પરથી મહાશ્વેતાએ પોતાની સખી તરલિકાને કાદંબરીની પાસે મોકલી ત્યારે કાદંબરીએ પોતાના વીણાધારી કેયૂરકને તરલિકાની સાથે મહાશ્વેતાના સંદેશાનો ઉત્તર આપવાને મોકલ્યો. કેયૂરક મહાશ્વેતાને નિચે પ્રમાણે સંદેશો કહી સંભળાવે છે—"હે ભર્તૃદારિકે મહાશ્વેતા ! દેવી કાદંબરી તને દૃઢ આલિંગન કરી વિજ્ઞાપન કરે છે કે તરલિકા સાથે જે સંદેશો તેં મોકલ્યો હતો તે શું વડીલોના વચનાનુસાર, કિંવા મારૂં મન જોવા સારૂ, કિંવા તારા અંતઃકરણનો પ્રકોપ પ્રદર્શિત કરવા સારૂ, કિંવા હું ઘેર રહી છું તેથી મારી નિંદા કરવા સારૂ, કિંવા પ્રિયસખીનો પરિત્યાગ કરવા સારૂ, એ મને કંઇજ સમજાતું નથી. મારૂં હૃદય તારે માટે કેટલું બધું પ્રેમપૂર્ણ છે તે તું પોતે જાણે છેજ; છતાં અતિ નિષ્ઠુર સંદેશો મોકલવા માટે તને કાંઈ શંકા કેમ ન આવી ? તું સ્વભાવે મધુર ભાષણ કરનારી હોવા છતાં આવું કઠોર ભાષણ કરવાનું તને કોણે શિખવ્યું ? તારે દુઃખે હું દુઃખી છું; સુહૃદના દુઃખે જેનું હૃદય દુઃખી છે તેને સુખની આશા શેની અને શાંતિ ક્યાથી હોય ? એટલે સંભોગ સુખની વાત તો કરવાનીજ નહિ. જેણે મારી પ્રિય સખીની આવી સ્થિતિ કરેલી છે, જે અત્યંત ભયંકર, જે અપ્રિય આચરણ કરનારો એટલે કેવળ વિષ સરખો લાગનાર, તે કામને હું સકામ શી રીતે કરૂં ? સૂર્યના વિયોગે મ્લાન થયેલી કમલિનીને જોઇને તેના સહવાસથી પરિચિત થયેલું જે ચક્રવાકી. તે પણ ખિન્ન થઇને સુખનો પરિત્યાગ કરે છે, તો પછી અમારા જેવી સ્ત્રીઓની તે શી વાત ? પ્રિય વિરહથી દુઃખી થયેલી અને પર પુરૂષનું દર્શન પણ ન લેનારી એવી મારી પ્રિય સખી તું સદોદિત જેના અંતરમાં વસે છે એવા મારા હૃદયમાં તારા સિવાય અન્ય જનોની ઇચ્છા શી રીતે ઉત્પન્ન થાય ? જ્યારે મારી પ્રિય સખી વિરહદુખિત થઈને, વ્રત નિયમો વડે દેહ કૃશ કરીને કષ્ટ અનુભવે છે તે સમયે મારે શું સખીના દુઃખની અવગણના કરીને પાણીગ્રહણ સુખની ઇચ્છા કરવી એ યોગ્ય છે ? તારા પ્રેમ વડેજ કુમારિને અયોગ્ય એવું જે સ્વાતંત્ર્ય તે મેં સ્વીકાર્યું; અપયશનો અંગિકાર કર્યો, વિનય છોડ્યો, ગુરૂ જનોની આજ્ઞાનું ઉલંઘન કર્યું, લોકાપવાદનો ભય તજી દીધો, અને સ્ત્રી જનોને ભૂષણ રૂપ જે લજ્જા તેનો પણ પરિત્યાગ કર્યો-આ સ્થિતિ હોવાથી હું હવે આ કાર્યમાં શી રીતે પ્રવૃત થાઉં તેનો વિચાર કર-તેથી હું તને હાથ જોડીને, પાયે પડીને પ્રાર્થના કરૂં છું કે મારા પર અનુગ્રહ કર. મારા જીવીતે સહવર્તમાન તું અહીંથી વનમાં ગયેલી છે એટલે આવી વાત સ્વપ્નમાં પણ કદિ મનમાં આણીશ નહિ." એટલું કહીને તે કેયુરક સ્તબ્ધ થઇને ઉભો રહ્યો.

સદરહુ ઉતારાની વિશેષ પ્રસંસા કરવી અયોગ્ય છે. આ સ્થળે કવિવર બાણભટ્ટે કથાની નાયકા સાથે વાંચકોની કંચિત ઓળખાણ કરી આપી છે; અને તેની ગંભીરાઇ, તેનું

ઔદાર્ય, તેના મનની કોમળતા, રસાસ્ય સહૃદયતા, ચાતુર્ય વગેરે ગુણનું ઉત્તમ પ્રદર્શન કરેલું છે. એ સર્વના યોગે તેને અંતરમાં ધારણ કરીને તેનું ચિત્ત આગળનો કથા.ભાગ વાંચવાને અત્યંત ઉત્સુક થાય છે.

બાણ કવિની વર્ણન કરવાની શૈલીની અને શ્લેષ ઉત્પ્રેક્ષાદિઅલંકાર સાધવાની ચતુરાઈની વાચકોને સહજ કલ્પના કરી આપવા માટે ઉપરનો એટલજ ઉતારો બસ છે. એમ અમને લાગે છે. સઘળા ભાવને લીધે મૂળ શ્લોક સાથે અને વધારે ઉતારા આપવાની સવડ નથી તેથી ક્ષમા યાચી અત્રેજ વિરમીયે છીએ.

---

# દુધના સંચા.

(લેખકઃ—શ્રીયુત મુળજીભાઈ જેઠાભાઈ પટેલ.)

( અનુસંધાનઃ—પુસ્તક. ૨ જાના અંક ૯ ના પૃષ્ઠ ૩૧૦થી)

## હવે શું કરવું જોઇએ.

દુધના સંચાથી શારીરિક આરોગ્યતા માટે આવશ્યક પોષકતત્ત્વો મળતાં નહિ હોવાથી તેમજ ઢોરના પોષણ માટે પણ તે અડચણકારક હોવાથી આપણી પ્રાચિન પદ્ધતિ જે દુધને આધરકી પછી માખણ ઘી કરવાની છે, તેજ ચાલુ રાખવી ઇષ્ટ છે, તે પદ્ધતિથી શરીર સંરક્ષણનો ફાયદો છે, એટલુંજ નહિ પણ આર્થિક ફાયદો પણ છે જે વિશે ઉપર વિવેચન કરવામાં આવ્યું છે, તે ઉપરાંત સંચામાં દુધ ન વેચવાથી એક પ્રકારના પાપમાં લોકો પડતા બચે છે, તે એ છે કે એક બે પૈસા વધુ મળવાની લાલચે લોકો દુધમાં પાણી રેડે છે, જે વસ્તુ જેવા રૂપમાં હોય તે રૂપમાં અથવા તેના ઉપયોગીપણામાં લોભના લીધે ફેરફાર કરવો તે અનીતિ છે, અને તે એક પ્રકારે પાપ પણ છે, તેવી અનીતિથી બચવાની ખાતર પણ સંચામાં દુધ વેચવાનું બંધ કરવુ જોઇએ. જગતમાં દરેક માણસે પ્રત્યેક કાર્યમાં નીતિ અને પ્રમાણિકપણેથી ચાલવુ એ વ્યવહારની સરળતા માટે ઉપયોગી છે, અને જ્યા પ્રમાણિકપણુ હોતું નથી, ત્યાં નીતિ પણ હોતી નથી, અર્થાત પછી માણસ અનીતિ અને અપ્રમાણિક પણે ખોટાં કૃત્યો કરવાને લલચાય છે. કેટલાક ઠેકાણે ગામ લોકો દુધના સંચાને ગામમાં દાખલ કરવા બદલ ગામના ઉપયોગ માટે સો, બસો કે પાચસે રૂપીઆ લે છે અને તેને પછી દુધ લેવા દે છે, પણ સંચાવાળો ગામ લોકને જે રૂપીઆ આપે છે, તે તેના ઘેરથી આપતો નથી, પણ એના બદલે માલ ઉપર જકાત જેની પેઠે દુધ વાળા ઉપરજ આપે છે, દુધ વેચનારા દુધમા પાણી રેડે છે, ત્યારે સંચાવાળો પાસ શેર દુધને બદલે છશેર કે સાડા છશેર લેઇ જાય છે, અને પૈસાનો ભાવ સારા દુધના ભાવ કરતાં કમી આપે છે, એટલે ભાવ કમી આપે અને વધારાનું દુધ લેઇ જાય એ રીતે પણ તે આવા ગામને મોટી રકમની નુકશાનીમા ઉતારે છે, અર્થાત ગામ લોકને થોડી રકમ મળવાની લાલચે તે હજારો રૂપીઆની નુકસાનીમાં લોકોને ઉતારી દે છે, એ વાત દરેક ગામના આગેવાનોએ ધ્યાનમાં લેવાની છે, સંચાવાળો સો; બસેં કે પાંચસે રૂપીઆની રકમ આપે તેથી ગામનુ ભવિષ્ય કંઈ ઉઘડી જવાનુ નથી, પણ હજારો રૂપીઆની નુકસાની સાથે લોકોની આરોગ્યતાને નુકસાની પહોંચે છે એ વાતનો વિચાર કરવો અવ-

રય જરૂરનો છે. દુધના સચા ગામમાં દાખલ કરવા એ એક પ્રકારે ગામમાં રોગ દાખલ કરવા બરાબર છે, અને રોગ દાખલ થયો એટલે તેની દવા માટે પૈસા જોઇએ, અને જે સો બસેં રૂપીઆ સચાવાળા પાસેથી લીધા હોય તેના બદલે હજાર કે બે હજાર રૂપીઆ દવામાં ધમડાઇ જાય છે, એ રોગ તે બીજો કાંઈ નહિ પણ લોકોની શારીરિક શક્તિનું નાશ થવુ એજ છે, શરીરની નબળાઇના લીધે મનની પણ નબળાઇ થાય છે, અને માનસિક શક્તિ પણ મંદ થઈ જાય છે, તેથી સ્મરણ શક્તિ ઓછી થાય છે, કારણ સ્મરણ શક્તિના માટે પૌષ્ટિક ખાન, પાનની જે આવશ્કતા તે સંચાના લીધે મળતાં બંધ થઈ જાય છે એ માટે પણ દુધ, ઘીના રક્ષણ માટે ઉપાયો યોજવા જોઇએ.

## એ ઉપાયો શું છે?

દુધના સંચા એ એક જાતનો વેપાર છે, અને તેથી વેપાર ઉપર અંકુશ મુકવો એ અર્થશાસ્ત્રની રીતીએ નુકશાનકારક છે, પણ પૈસાના નુકસાન કરતા શરીરનું નુકસાન વધારે કીંમતી છે, તેથી તેના નુકસાનને જાણીને પછી એ ધંધો ન કરવો એ યોગ્ય છે. વળી અર્થશાસ્ત્રની દૃષ્ટીએ પણ દુધ વેચવાથી ફાયદો ન થતાં નુકસાન થાય છે, એવી રીતે કે સંચાવાળા વધારે દુધ લઇને ભાવ ઓછો આપે છે તેથી લોકને તો પરીણામે નુકસાનજ છે. થોડી લાલચ માટે ગામમાં સચા દાખલ કરવા એ નુકસાન કર્ત્તા છે, એ ઉપર જણાવ્યું છે તેથી પ્રત્યેક ગામ લોકોએ પોતેજ વિચાર કરીને સંચાવાળાને દુધ ન આપવુ એજ સૌથી શ્રેષ્ટ ઉપાય છે. દુધના સંચાથી અનેક પ્રકારના નુકસાન થાય છે, એ વિશે હાલમાં ઘણે ઠેકાણે ચર્ચા ચાલે છે અને કેટલાક તરફથી એમ કહેવામાં આવે છે કે આવા વેપારના કૃત્યમાં સરકાર વચે પડે કે નહિ એમ ધારો કે કદાચ સરકાર વચે પડે અને દુધના સચા ઉપર લાયસંસ ફી તથા બહાર જતી મલાઈ ઉપર ભારે જકાત નાંખે તો તેથી કરીને ફાયદો થાય એ વાત સંભવતી નથી. સંચા ઉપર લાઇસંસ ફી અને મલાઈ ઉપર જકાત નાંખવાથી તેનો પરીણામ સંચાવાળાને વધુ સલામતી થઇ નિર્ભયતા મળશે અર્થાત સંચા કાયમ રહેશે, અને લોકને થતુ નુકસાન અટકશે નહિ. ઉલટુ એક પ્રકારે સંચાવાળાને ઉત્તેજન અને રક્ષણ આપના બરાબર થશે માટે લોકના હિતખાતર ફી કે જકાતનો કોઇ પણ જાતનો અંકુશ મુકવા કરતાં એ શરીર સંપત્તિના ઘાતક સંચાઓને બંધ કરવા એજ હિતાવહ છે. અને આવો શરીર સંપત્તિને નુકસાન કરનાર વેપાર કદાચિત બંધ થાય તો તેથી કંઈ નુકસાન નથી. ઉલટા અનેક પ્રકારે ફાયદા છે તેથી પ્રત્યેક ઢોર રાખનાર બંધુએ પોતાના અને જન સમાજના હિતની ખાતર સંચાઓમા દુધ વેચાતું આપવુ નહિ, અને દુધનુ ઘી કરીને વેચવુ એ સર્વોત્તમ છે, આ ઉપરથી એમ કહેવાનું તાત્પર્ય નથી કે દુધ ખીલકુલ વેચવુજ નહિ. શહેર વિગેરે કેટલાક ઠેકાણે લોક છુટક દુધ વેચીને પોતાનું ગુજરાન કરે છે, તેતો હાલ ચાલે છે તેમ ચાલશેજ, પણ જે લોક આજ સુધી દુધ વેચતા નહોતા અને તેમ કરવુ એ સારૂં માનતા નહોતા, તેઓ લોભના ખાતર અથવા દુધને આધરણી ઘી કરવુ પડવામાં થતી મહેનતથી બચવાના ખાતર દુધ વેચ અને પોતાની તથા પોતાના કુટુંબની તેમજ ઢોરોની આરોગ્યતાને બગાડવા તત્પર થાય તે નુકસાનકારક છે, અને એ નુકસાન ભવિષ્યમા કેટલી હદે જઇ પહોંચે તેની કલ્પના કરવી પણ મુશ્કેલ છે, આજ દસ વર્ષમાં આ [illegible] પરીણામ આવ્યો છે, તો આવતાં દસ વર્ષમાં કેવો આવશે તેનો વિચાર

સૌંદર્ય, તેના મનની કોમળતા, સ્વારસ્ય સહૃદયતા, ચાતુર્ય વગેરે ગુણનું ઉત્તમ પ્રદર્શન કરેલું છે. એ સર્વના યોગે તેને અંતરમાં ધારણ કરીને તેનું ચિત્ત આગળનો કથાભાગ વાંચવાને અત્યંત ઉત્સુક થાય છે.

બાણ કવિની વર્ણન કરવાની શૈલીની અને શ્લેષ ઉત્પ્રેક્ષાદિ અલંકાર સાધવાની ચતુરાઈની વાંચકોને સહજ કલ્પના કરી આપવા માટે ઉપરનો એકજ ઉતારો બસ છે. એમ અમને લાગે છે. સઘળા ભાવને લીધે મૂળ શ્લોક સાથે અને વધારે ઉતારા આપવાની સવડ નથી તેથી ક્ષમા યાચી અત્રેજ વિરમીયે છીએ.

---

# दुधना संचा.

(લેખક:—શ્રીયુત મુળજીભાઈ જેઠાભાઈ પટેલ.)

( અનુસંધાનઃ—પુસ્તક. ૨ જાના અંક ૯ ના પૃષ્ટ ૩૧૦થી)

### હવે શું કરવું જોઇએ.

દુધના સંચાથી શારીરિક આરોગ્યના માટે આવશ્યક પોષકતત્ત્વો મળતાં નહિ હોવાથી તેમજ ઢોરના પોષણ માટે પણ તે અડચણકારક હોવાથી આપણી પ્રાચિન પદ્ધતિ જે દુધને આધરણી પછી માખણ ઘી કરવાની છે, તેજ ચાલુ રાખવી ઇષ્ટ છે, તે પદ્ધતિથી શરીર સંરક્ષણનો ફાયદો છે, એટલુંજ નહિ પણ આર્થિક ફાયદો પણ છે જે વિશે ઉપર વિવેચન કરવામાં આવ્યું છે, તે ઉપરાંત સંચામાં દુધ ન વેચવાથી એક પ્રકારના પાપમાં લોકો પડતા બચે છે, તે એ છે કે એક બે પૈસા વધુ મળવાની લાલચે લોકો દુધમાં પાણી રેડે છે, જે વસ્તુ જેવા રૂપમાં હોય તે રૂપમાં અથવા તેના ઉપયોગીપણામાં લોભના લીધે ફેરફાર કરવો તે અનીતિ છે, અને તે એક પ્રકારે પાપ પણ છે, તેવી અનીતિથી બચવાની ખાતર પણ સંચામાં દુધ વેચવાનું બંધ કરવું જોઇએ. જગતમાં દરેક માણસને પ્રત્યેક કાર્યમાં નીતિ અને પ્રમાણિકપણેથી ચાલવું એ વ્યવહારની સરળતા માટે ઉપયોગી છે, અને જ્યાં પ્રમાણિકપણું હોતું નથી, ત્યાં નીતિ પણ હોતી નથી,—અર્થાત પછી માણસ અનીતિ અને અપ્રમાણિક પણે ખોટાં કૃત્યો કરવાને લલચાય છે. કેટલાક ઠેકાણે ગામ લોકો દુધના સંચાને ગામમાં દાખલ કરવા બદલ ગામના ઉપયોગ માટે સો, બસો કે પાંચસે રૂપીઆ લે છે અને તેને પછી દુધ લેવા દે છે, પણ સંચાવાળા ગામ લોકને જે રૂપીઆ આપે છે, તે તેના ઘેરથી આપતો નથી, પણ એના બદલે માલ ઉપર જકાત જેવી એક દુધ વાળા ઉપરજ આપે છે, દુધ વેચનારા દુધમાં પાણી રેડે છે, ત્યારે સંચાવાળો પાંચ શેર દુધને બદલે છશેર કે સાડા છશેર લેઇ જાય છે, અને પૈસાનો ભાવ સારા દુધના ભાવ કરતાં કમી આપે છે, એટલે ભાવ કમી આપે અને વધારાનું દુધ લેઇ જાય એ રીતે પણ તે આખા ગામને મોટી રકમની નુકશાનીમાં ઉતારે છે, અર્થાત ગામ લોકને મોટી રકમ મળવાની લાલચે તે હજારો રૂપીઆની નુકશાનીમાં લોકોને ઉતારી દે છે, એ વાત દરેક ગામના આગેવાનોએ ધ્યાનમાં લેવાની છે, સંચાવાળો સો; બસેં કે પાંચસે રૂપીઆની રકમ આપે તેથી ગામનું ભવિષ્ય કંઈ ઉજળું જણાતું નથી, પણ હજારો રૂપીઆની નુકશાની સાથે લોકોની આરોગ્યતાને નુકશાની પહોંચે છે એ વાતનો વિચાર કરવો જરૂ-

આર્તવ, વાયુ ગર્ભાશયનું મુખ ખુલ્લું હોવાથી તેમાં લઇ જાય છે. અને ગર્ભ રહે છે. અને તે માસે માસે ગર્ભ લક્ષણયુક્ત વધે છે. પણ તે પિતા સંબંધી ગુણરહિત હોય, એક કલલ (લોચો) બંધાય છે. એટલે તેને કેશ, રૂવાં, નખ, પેઢાં, શિરા, સ્નાયુ, વીર્ય, હોતાં નથી. તેની આકૃતિ સર્પ, વૃશ્ચિક, કુષ્માંડ જેવી હોય છે, આને ગર્ભવિકૃતિ કહેવાય છે, અને તે કવચિતજ અધર્મ પ્રાપ્ત સ્ત્રીઓના સંબંધમાંજ બને છે. તેમજ ગર્ભવિકૃતિમાં ગર્ભિણી સ્ત્રીના માનભંગથી પણ વાયુકોપથી પ્રાપ્ત થવાનો ગર્ભ વિકૃતિને પામે છે. તેમાંનો ગર્ભ કુબડો, (કદરૂપો) ખોડીલો, લંગડો, મૂંગો, તોતડો, એવો થાય છે. સંગમ વખતે જેવા આહાર, આચાર, અને ચેષ્ટા તેને મળતાં ચિન્હો ગર્ભપર અસર થવાનું વૈધક શાસ્ત્ર અનુભવ આપે છે. ગર્ભાશયમાં ગયેલું વીર્ય, આર્તવ, અને તેથી પ્રકટ થયેલો તેમાંનો જીવ વિકાર સહિત પ્રકૃતિથી "ગર્ભ" એ સંજ્ઞા પ્રાપ્ત કરે છે. કાળે કરીવૃદ્ધિ પામી, અંગ ઉપાંગ યુક્ત થઇ, પૂર્ણકાલે અવતરે છે. ત્યારે તે શરિરી કહેવાય છે. અંગ અને ઉપાંગનું વિવેચન પ્રશ્નના સંબંધને લગતુ ન હોવાથી તથા વિસ્તારના ભયથી અનકાશે આગળપર લખવામાં આવશે.

પ્રશ્ન ૧૪—ગર્ભ જનન યોગ્ય શુક્ર તથા આર્તવ—

ગર્ભોત્પત્તિ કરનારૂં પુંવીર્ય, સ્ફટિક સરખું પ્રવાહી, સ્નિગ્ધ, મધુર, મધની ગંધજેવું હોય છે. કેટલાકનું કહેવું તેલ અને મધ જેવુ હોય છે. અને ગર્ભોત્પત્તિ કરનારૂં સ્ત્રીઓનું આર્તવ સસલાના રૂધિર સરખું; લાખના રસ જેવું તથા વસ્ત્રપર ડાઘ ન પાડનારૂં ઉત્તમ માનેલું છે. (વસ્ત્ર ધોયા પછી ડાઘ ન પડે તેવું) ગર્ભિણી સ્ત્રીઓના આર્તવને વહેનારી શીરાઓના માર્ગને ગર્ભ રોકે છે. તેથી ગર્ભિણી ગર્ભ પ્રાપ્ત થયા પછી રૂતુ પ્રાપ્ત થતી નથી. ત્યારે તે આર્તવ નિચેથી રોકાઇ ઉંચે જતાં ગર્ભ ઉપર તેનો નાળ (ઓમરા) બંધાય છે. તે બંધાતાં બાકી રહેલું તે ઉપર જઇ સ્તનમાં જઇ સ્તન વૃદ્ધિ કરે છે.

પ્રશ્ન ૧૫—ગર્ભનું પૃથક્ પૃથક્ માસમાં બંધારણ.

વીર્ય અને રજ ગર્ભમાં પડયું હોય તેવું ને તેવું દ્રવરૂપમાં પહેલા માસમાં રહે છે. બીજા માસમાં તે ગર્ભાશયમાં વાતપિત્ત કફથી વીર્ય અને રજમાં રહેલા પંચમહાભૂતાત્મકનો સમુદાય પાકે છે. (પૃથ્વી, અપ, તેજ, વાયુ અને આકાશ) અને ઘાટો થાય છે. વાયુ અને કફથી ગર્ભ પાકવાનું કારણ તેમાં ગરમી રહેલી છે. તે બાબતમાં શ્રી ચરક મુનીનો એવો મત છે કે:-ઉપલા પંચમહાભૂતની પાંચ ગરમીઓ છે. ત્રીજા માસમાં બે હાથ, બે પગ, અને માથું, એવી રીતે પાંચ પીંડ બંધાય છે, અને શરિરના સૂક્ષ્મ અવયવો સિદ્ધ થાય છે. ચોથા માસમાં સઘળા અંગો અને ઉપાંગો સ્ફૂટ થાય છે. હૃદયની સ્પષ્ટતા થવાથી ચેતના પણ ચોથા માસમાં સ્પષ્ટ થાય છે. તેથી ગર્ભને ચોથા માસમાં અનેક વસ્તુઓની ઇચ્છા થાય છે. એક પોતાનું અને બીજું ગર્ભિણીનું એવી રીતે સ્ત્રીના બે હૃદય થાય છે. તેથી સંસ્કૃતમાં તેવી ગર્ભિણી સ્ત્રીઓને "દૌહૃદિની" કહેલી છે. ગર્ભવની સ્ત્રીઓને જે વસ્તુની ઇચ્છાની ખામી રાખવામાં આવે તો તે સ્ત્રીના ગર્ભમાં વિકૃતિ થાય છે, અને જે જે અવયવોમાં પોતાને દુઃખ તેતે ગર્ભના અવયવો વિકાર પામે છે. ગર્ભવનીને ખાવા પિવાથી તથા મનથી પણ આનંદ રહે તેમ વર્તવું તેથી પરાક્રમી તથા દીર્ઘાયુષી ગર્ભ જન્મે છે. પાંચમે માસે મન જાગૃત થાય છે, અને છઠે માસે બુદ્ધિ જાગૃત થાય છે. સાતમે માસે સઘળાં અંગો અને ઉપાંગો

સારી પેઠે સ્ફુટ થાય છે. આઠમા માસમાં ઓજ ધાતુનું સંચરણ થાય છે, અને તેઓના ગર્ભ તથા માતાપર પરિક્રમણ થયા કરે છે. તેથી ગર્ભિણી વારંવાર હર્ષ તથા ખેદ યુક્ત થયા કરે છે. તેવે સમયે જો ગર્ભનો જન્મ થાય છે તો તે જીવવામા શંકાવાળો રહે છે અર્થાત્ અલ્પાયુષી તો થાય છે. અને તેમ થવાનું કારણ એજ જે તે માસમાં ઓજ સ્થીર રહેતુ નથી શાસ્ત્રકારોનું કહેવુ છે જે આઠમે માસે ગર્ભના શરિરપર નૈઋત્ય દેવનો ભાગ લાગે છે. એટલા માટે તે દેવને તે માસમાં બલી પ્રદાન થવાથી શાન્તિ રહે છે. (પ્રાણાગયે) આ નૈઋત્ય દેવનો ભાગરૂદ્રે આપેલો છે. એમ પુરાણોમાં કથા છે. અને તે પરથી કુમારતંત્ર ગ્રંથમાં મળી આવે છે કે; આઠમે માસે નૈઋત્યદેવને **માંસોદન** તદભાવે **દધ્યોદનનું** બલી આપવું. સ્ત્રી નવમે તથા દશમે માસે સુખ રૂપ ગર્ભનો જન્મ આપે છે. તે ગર્ભમાં કહેવાપાનું ખાસ કારણ વગર ઓછું છે. કેટલીએને અગીયાર બાર અને તેથી પણ વધારે માસે ગર્ભનો જન્મ થાય છે તો આવા પ્રસગોમાં કોઈ પણ વિકૃતિનું અનુમાન થાય છે. સાધારણ નિયમ નવમાથી દશમા માસ સુધીનો કાળ યોગ્ય કાળ માનેલો છે

પ્રશ્ન ૧૬. ગર્ભ બધારણમાં પ્રથમાગમાં જુદા જુદા વિચારો. પ્રથમાંગની બાબતમાં શુચવાળો ઘણો છે. આ વિષે શૌનકનો મત. સઘળા અગમાં **શિર** ઉત્પન્ન થવાનો છે. કારણ મુખ્યઇન્દ્રીઓ મસ્તકમાં છે. **કાર્તવીર્ય**, તેથી જુદા પડી. હૃદયને પ્રથમાંગ ગણે છે કારણ મન અને ઇન્દ્રીઓનું સ્થાન તે છે. **પારાશર**નો અભિપ્રાય. નાભિ તરફ દોડે છે કે જેમાં પ્રાણોષ્ણુતાની સહાયથી દેહ વૃદ્ધિંગત થાય છે. **માર્કંડેય** આ બાબતમાં એવુ લખે છે જે પ્રાણીમાત્રમાં હાથ પગવાળા પ્રાણીજ સર્વોત્તમ છે તેટલા માટે પ્રથમાંગ તેને માને છે. **મુનીપુંગવ ગૌત્તમ** પ્રથમ કેડ ઉત્પન્ન થયા પછીથી બીજા અંગો થવાનું કહે છે. **ધન્વંતરી** સર્વથી જુદા રહી સઘળા અંગો અને ઉપાંગો એકી વખતે થવાનું જણાવે છે. પરન્તુ સૂક્ષ્મ હોવાથી દેખાતા નથી. જેમકે. આંબાની ગોટલીમા જેમ માસ, રહીઓ, મજ્જા, છાલ, શિરા, અકુર, દીંટીયુ વિગેરે એક વખતે ઉત્પન્ન થાય છે, પણ ઝીણા હોવાથી પૃથક્ પૃથક્ દેખાતા નથી તેમ ગર્ભમાં સમજવુ.

પ્રશ્ન ૧૭. ગર્ભ બંધારણમા માતૃ પિતૃ અંગોના વિભાગો, કેશ, દાઢી, મુછ, રોમાંચ નખ, શિરા, ધમનીઓ, સ્નાયુ. એટલા ભાગ પિતાથી ઉત્પન્ન થાય છે. અને માસ, લોહી મજ્જા, મેદ, યકૃત્ પ્લીહ, આતરડાં, નાભિ, હૃદય, અને ગુદ આદિ માતાથી થાય છે.

શરિરનુ વધવુ. વર્ણ અને બળ તથા દેહની સ્થીતિ એ રસથી અવલંબી રહે છે. એમ વૈદ્યાચાર્યોનું કહેવું છે. જ્ઞાન, અપરોક્ષ અનુભવ, આયુષ્ય, સુખ દુઃખ પૃથક્ પૃથક્ યોનીઓમાં જન્મ વિગેરે, જન્મ જન્માતરકૃત શુભાશુભ ફળ આત્માને પ્રકૃતિ ભાવ પામવાથી થાય છે.

પ્રશ્ન ૧૮. ગર્ભ જીવનનું કારણ

સ્ત્રીઓની રસવાહી નાડીઓ. ગર્ભના નાળના સાથે લગ્ન હોય છે તેથી ગર્ભ જીવે છે. અને નિરંતર વૃદ્ધિ પામે છે. ગર્ભપર માતો નિશ્વાસ ઉચ્છ્વાસ થવાથી ચલન થના અને સ્વમથી માતા જે જે ચેષ્ટા કરે છે તે પ્રમાણે ગર્ભ પણ અંદર કરે છે.

પ્રશ્ન ૧૯. ગર્ભ વૃદ્ધિ હેતુ

ગર્ભની નાભિના મધ્યમાં એક અગ્નિનાળ નેજ સ્થાન છે તે સ્થાનને વાયુ ધમે છે, તેથી

ગર્ભવૃદ્ધિ પામે છે. ગરમીની સહાયતાયુક્ત વાયુ ગર્ભના ઉંચેના નિચેનાં અને આડા સ્રોતોને ( મળમૂત્રોત્સર્ગના માર્ગ ) જેમ વાયુ વિસ્તાર પામે તેમ તેમ તેને વધારતો જાય છે.

પ્રશ્ન ૨૦. દરી, કેશ, નખ, વિ. વૃદ્ધિ ન થવાનાં કારણ. રોમાંચોના ખાડા (રોમકૂપ) અને દરી જેવાં પ્રથમ હોય તેવાંજ રહે છે. તેમાં વૃદ્ધિ થતી નથી. એમ ધન્વંતરીનો મત છે. અને શરિર ક્ષીણ થતાં પણ. સ્વાભાવિક કારણને લીધે નખ અને કેશ સદા વધે છે, એવી મર્યાદા છે. જન્મ પછીથી વિશેષ વધે છે.

પ્રશ્ન ૨૧. અંગોના અચેતનનું કારણ. મન અને ઇન્દ્રીઓ સહ દેહ. ચેતના સ્થાનકરૂપ છે; પણ તેમાં કેશ રોમાંચ, નખ, તેમજ અંદરના મળરૂપ પદાર્થો, અને અંદરના ગુણોમાં ચેતન નથી.

પ્રશ્ન ૨૨. મળમૂત્રોત્સર્ગ ન થવાનાં કારણો. વાયુ અલ્પ હોવાથી અને વાયુનો તથા પકવાશયનો થોડો યોગ હોવાથી ગર્ભ પ્રાણી, અધોવાયુ મળમૂત્રાદિ ઉત્સર્ગ કરતા નથી.

પ્રશ્ન. ૨૩. અંદર ગર્ભ ન રોવાનાં કારણો, મુખ ઓરથી આચ્છાદિત હોવાથી, અને કંઠ કફથી રૂદ્ધ હોવાથી તેમજ વાયુ સંચારી માર્ગ રોકાયેલ હોવાથી ગર્ભ પ્રાણી રૂદન કરતું નથી.

પ્રશ્ન ૨૪. ગર્ભવતીના કૃત્યપર ગર્ભનું ભવિષ્યઃ—ગર્ભિણીઓએ પહેલા દિવસથીજ આનંદમાં રહેવું, સુવસ્ત્રો પહેરવાં, પવિત્ર રહેવું, વિશેષ શ્વેત વસ્ત્રો ધારણ કરવાં, ગુરૂ બ્રાહ્મણની આજ્ઞામાં રહેવું, ઘણે ભાગે મધુર સ્નીગ્ધ હૃદયને ગમે તેવાં હલકા અને દ્રવ પદાર્થો જમવા. અગ્નિ પ્રદીપ્ત રહે તેવા પદાર્થનો ઉપયોગ રાખવો. પરીશ્રમ તજવો ક્ષુધા ખેંચવી નહિં. તેમ પરાણે ખાવું પણ નહિં. બ્રહ્મચર્ય પાળવું રાતનું જાગરણ ન કરાવવું, શોક તજવો, વાહન પર ન ચઢવું. (હળદલોવાળી) સોડી કાઢવું નહિં. મત્રમળના વેગને રોકવો નહિં. ઉભડક અગર બહુ ઊંચે બેસવું નહિં, ઉપલા દોષના પ્રમાદથી કે જાણથી ઉલ્લંઘન થતાં આઘાત કે પ્રત્યાઘાત થવાથી ગર્ભિણીના કોઈ ભાગને પીડા થાય, તો તેના ગર્ભમાં રહેલા બાળકના પણ તે ભાગમાં વ્યથા અગર ખામી થાય છે. ગર્ભિણીએ, મલીન કદરૂપી ઓછા અંગવાળી સ્ત્રીનો સ્પર્શ બનતા સુધી તજવો ને દુર્ગંધવાળા પદાર્થ સુંઘવા કે વાપરવા નહિં, નેત્રને અપ્રિય પદાર્થ જોવા નહિં. કાનને અપ્રિય તથા કર્કશ શબ્દો સાંભળવા જવું નહિં. સુકાયેલું વાસી અન્ન જમવું નહિં. થાળા બાંધેલા, ઝૂરો, સ્મશાન ભૂમિ, ત્યાંના વૃક્ષો પાસે કે ગ્લાનિ થાય તેવા પ્રસંગમાં આવ જા ન કરવી. બહુ બહાર મુસાફરી કરવી નહિ; તથા ફરવું નહિં. ક્રોધ તજવો, ઉજડમાં એકલું રહેવું નહિં. બહુ ઉંચે સાદે બોલવું નહિં. કારણ તેથી ગર્ભ. વિકૃતિને પામે છે. તૈલાભ્યંગન કરવું, ખરડ બહુ ચોળીને શરિરપર ન કરવો, ઘણું કઠણ બિછાનું રાખવું નહિં. તેમજ શયન બહુ ઉંચું ન રાખવું. (ભૂમીથી) ઉપરના નિયમો પાળવાથી પ્રાપ્ત ગર્ભ પુર્ણ સુખી તથા દીર્ઘાં સુખી થાય છે.

ઉપર પ્રમાણે ચોવીશ પ્રશ્નનો પ્રત્યુત્તર વૈદક શાસ્ત્રના ગ્રંથાનુસાર યથામતિ દોહન કરી, પ્રકટ કીધી છે. તેમાં ભાસવામાં આવતા દોષને ગ્રહણ ન કરતાં સાર રૂપ લઈ, અને તેને વધારે સ્ફુટતાપર કોઇ લાવશે તો તે બાબતમાં આપણું જાણવાનું કેટલુંક પુરૂં થાશે.

શિવમ્.

# कर्तव्यमां मुकवा लायक शिक्षा वचनो.

( સંશોધક.–ઝવેરી મામળદાસ ભગવાનદાસ. )

૧ જીવનની એક ક્ષણુ કરોડો સોનામ્હોરોથી પણુ ખરીદી શકાતી નથી, તેને વ્યર્થ ગુમાવવા જેવી બીજી કઈ નુકશાની છે ?

૨ સદ્‌ઉદ્યોગ સદ્‌ભાગ્યનો સહોદર છે, આજની કિંમત આવતી કાલથી ડબલ છે. આજે બને તે કાલ ઉપર રાખો નહી.

૩ વખત કુદરતનો ખજાનો છે, ઘડી અને કલાકો તેની તીજોરીઓ છે, પળો કે ક્ષણો તેના કિમતી હીરા છે.

૪ જ્ઞાન અને વિવેક ખરી આંખો છે, એના વિના માણુસ છતી આંખે આંધળો છે, તે ખાડામાં પડે તેમાં નવાઈ શું ?

૫ ડાકટર બેરિસ્ટર કે પ્રોફેસરની ડિગ્રી મેળવવામાંજ કેળવણીનો હેતુ પુરો થતો નથી, પણુ જાહેર સેવા બજાવવામાં અને આત્મશ્રેય સાધવામાં તેનો ખરો હેતુ પાર પડે છે, ખરી રીતે જેનાથી મન મારતાં શિખાય તેજ ખરી કેળવણી.

૬ જે માણુસ પોતાની ઇચ્છાને કાબુમાં રાખી શકે નહી, તે જીવનની મુશ્કેલીઓ દૂર કરી વિજય મેળવી શકે નહી

૭ સમાજ સેવા અને દેશ સેવા એ ઉત્તમ છે પણુ આત્મ સેવા એ સર્વથી ઉત્તમ છે કેમકે જગતના સર્વ પ્રાણીઓને આત્મવત્ ગણે, પરધન પથ્થર સમ ગણે, અને પરસ્ત્રી માતા તુલ્ય માને તેનાથીજ આત્મસેવા થઇ શકે છે.

૮ પ્રશંસાની ઇચ્છા રાખો નહી પણુ પ્રશંસા થાય તેવાં કાર્યો કરો, કીર્તિ સત્કાર્યની સાથે રહે છે.

૯ જો તમારે મ્હોટા થવુ હોય તો પ્રથમ ન્હાના બનો; ઉંડો પાયો નાંખ્યા વિના મ્હોટું મકાન ચણી શકાતું નથી.

૧૦ મ્હોટાઈનું માપ ઉમ્મરથી કે શ્રીમંતાઇથી નથી પણુ અક્કલથી કે ઉદારતાથી થાય છે, માટે ડાહ્યા અને ઉદાર બનો.

૧૧ તલવારની કિંમત મ્યાનથી નહી પણુ ધારથી થાય છે, તેમ માણુસની કિંમત ધનથી નહી પણુ સદાચારથી થાય છે

૧૨ વેર લેવુ એ હલકાઇનું કામ છે; ત્યારે ક્ષમા કરવી મ્હોટાઈનું કામ છે; વૃક્ષો પથ્થર મારનારને પણુ ફળો આપે છે.

૧૩ વાદળાંઓ વરસે અને વૃક્ષો ફળે ત્યારે નીચે નમે છે, તેમ સમૃદ્ધિ પામ્યા પછી વધારે નમ્ર બને તેજ સજ્જન ગણાય.

૧૪ વરસાદ માંગ્યા વગર વરસે છે તેમ સજ્જનો માંગ્યા વગર પોતાની સમૃદ્ધિ પરોપકારના કામોમાં ખરચે છે.

૧૫ મોટી પદવીએ ચડયા પછી ગરીબોના ઉપર દયા ન રાખે તેજ શેતાન, શેતાનના ઉપર કોઈ શીંગડાં ઉગતાં નથી.

૧૬ સ્વભાવ સ્વર્ગની કુંચી છે અને દયા આનંદનીનો પવનો છે; પથ્થર જેવા હૃદયની આગે આનંદ રહી શકતો નહી.

૧૭ નદીનું પાણી અસલ સમુદ્રમાં ભળે છે, તેમ દાન આપનારની દોલત પાછી વ્યાજ સીખે દાતારનેજ મળે છે.

૧૮ ભુંડાઇને બદલે પણ ભલાઇ કરે અને અપકારીનો પણ ઉપકાર કરે તે ખરો સત્પુરૂષ સમજવો.

૧૯ ચડતીમાં ગર્વ ન કરે, પડતીમાં ખેદ ન કરે અને શરણાગતનો કદી પણ ત્યાગ ન કરે, તેજ મ્હોટા માણસ. (અપૂર્ણ.)

---

# जानवरोने माखी मच्छर विगेरेना त्रासमांथी मुक्त करवाना उपायो.

૧ ચોમાસામાં ખેતરોમાં ઉત્પન્ન થતી કીડા મારી વનસ્પતિનો રસ કહાડી શરીરે લેપ કરવાથી તેની કડવાશ અને ગંધથી તેઓ જાનવર પાસે આવશે નહી. ચોમાસામાં જ જાનવરોને માખી મચ્છરનો ત્રાસ વધુ હોય છે અને તે રૂતુમાં આ ચીજ સહેલાઇથી મળીશકે છે.

૨ રોહીસ યાને રોહડો નામનું એક ઘાંસ ચોમાસામાં થાય છે તેનાં ઉપરનાં ડોગલાંને પાણીમાં વાટી તે પાણી ગાળી લઇ જાનવરોના શરીર ઉપર છાંટવામાં આવે તો તેથી માખી મચ્છર, જાનવરો પાસે જતાં નથી.

૩ કણુજીના તેલના જાનવરને શરીરે લીસોટા જેવું શરીરે ચોપડવાથી તેની વાસને લીધે માખી મચ્છર જાનવરો ઉપર બેસતા નથી.

૪ એકમણ પાણીમાં રશકપુર તોલો ૧ વાટીને નાંખવું અને તે પાણી જાનવરો ઉપર છાંટવું આથી માખીઓ જાનવરો પાસે જતી નથી એટલુંજ નહી પણ તેથી જુવા બગાઇ અને તેને ભળતાં બીજાં જંતુઓ પણ જાનવરોને ત્રાસ આપતાં નથી.

૫ તલનું ચોખું તેલ ૫ ભાગ તથા ૧ ભાગ ટરપેનટાઇન તેલ એ બેનું મીશ્રણ ગળાપર, આઉ અને બીજી જગ્યાએ જ્યાં માખીઓ બેસવાનો સંભવ હોય ત્યાં લગાવવું આથી જાનવરના શરીરે માખો, બગાઇ, ડાંસ અને મચ્છર બેસસે નહી.

૬ દીકામાળી ભાગ ૧ ને તલના અગર કણુજીના તેલ ભાગ ૧૦ માં મેળવીને એકત્ર કરેલ પ્રવાહીને પણ જાનવરોને લગાવવાથી બગાઇ, ડાંસ, મચ્છર અને માખીઓ હેરાન કરશે નહી, તેમજ તેથી બીજી કોઇપણ જાતનું નુકશાન પણ થશે નહી.

૭ મેગડુમસ પાવડર જે ગટરો તથા ગંદકી વાળી જગ્યાએ છાંટવામાં આવે છે તે પાવડર જાનવરોના શરીર ઉપર છાંટવાથી પણ તેમને માખીઓ હેરાન કરતી નથી.

૮ કારબોલીક ઓઇલ, ટરપનટાઇન ઓઇલ, યુકેલીપ્ટસ ઓઇલ એ ત્રણ પૈકી ગમે તે ઓઇલ ભાગ ૧ તથા તલનું તેલ ભાગ ૧૦ મેળવી તે મિશ્રણ જાનવરોને નવરાવી અઠવાડીઆમાં એકાદ દિવસ ચોપડવાથી માખીયોનો ઉપદ્રવ બંધ થશે અને તેથી કોઇપણ જાતનું નુકશાન થશે નહી.

૯ ફીનાઇલના પાણીથી જાનવરને જે ભાગમાં જીવડા પડયા હોય તે ભાગના જખમને ધોવાથી જીવડા મરી જાય છે અને જખમ રૂઝાઇ જાય છે.

મહુધાનિવાસી.

---

# જાનવરોને ચોમાસામાં થતાં દરદો.

( લેખક—રા રા. છોટાલાલ વિ૦ પરમાનંદદાસ નાણાવટી )

ક્રમળો

રોગ વિષે સામાન્ય હકીકત—જાનવરના લીવરમાં બગાડ થવાથી અથવા તેના ઉપર સોજો ચઢવાથી આ દરદ લાગુ પડે છે અને તે વખતે શરીરમાં એક જાતનો રસ (Bile) ફરે છે કે જે શરીરને રોગીષ્ટ બનાવે છે ભેજવાળી જગ્યામાં ચોમાસામાં જાનવરો ફરે છે. ત્યારે આ રોગ પોતાનું જોર ખાસ વધારે બતાવે છે તોપણ તે કાંઇ ચોમાસામાજ થાય છે તેમ નથી. બીજી રૂતુમાં પણ તે દરદ જાનવરોને લાગુ પડે છે અને ચોખ્ખી હવા તથા ઉજાસ વિનાના તથા ભેજવાળા તબેલા—એ સર્વે તેનાં કારણો જાણવામાં આવ્યાં છે રૂતુના ફેરફાર વખતે પણ કેટલાક જાનવરોને તે દરદ તેની શારીરિક રચના અનુસાર લાગુ પડે છે.

**નિદાન**—આ દરદ જ્યારે લાગુ પડે છે ત્યારે તેના શરીરની ચામડી પીળા રંગની દેખાય છે, અને તેની આંખ, જીભ, નાક, મળસ્થાન વગેરે જગ્યાઓની ચામડીમાં પીળાશ સ્પષ્ટ દેખાઇ આવે છે જ્યારે લીવર ઉપર સોજો ચઢેલો હોય ત્યારે જાનવરને તાવ આવે છે, તૃષા લાગે છે, અને તેના પેટમા જમણે પડખે દબાવવાથી તે જગ્યાએ તેને દરદ થતું હોય એમ માલુમ પડે છે આ દરદના દરદીને સામાન્ય રીતે બધકુષ્ટ (Constipation) રહે છે અને તેના છાણનો રંગ સફેત અથવા માટીના રંગ જેવો માલુમ પડે છે પેશાબ પણ થોડો થાય છે અને તે ઘણોજ પીળા-ગનો થાય છે દરદીને આ દરદમાં અતિશય નબળાઇ લાગે છે અને ચેન પડતું નથી તથા ખોરાક માટે રૂચિ થતી નથી

**સારવાર**—આ રોગ ાા દરદીને પ્રથમ તો જુલાબ આપી તમામ Bile છાણદ્વારા કાઢી નાંખવા માટે એરંડીયુ તેલ તોલા ૨૦, તથા અળસીનું તેલ તોલા ૧૦ મેળવીને તે તેલ એક સાથે પાઇ દેવુ તથા લીવર ઉપર તુરત અસર થવા માટે જો મગી શકે તેમ હોય તો Calomel (કલોમેલ) નામની એક ઇંગ્રેજી પારાની બનાવટી દવા થાય છે, તે ૧૫ ગ્રેન (૧૫ ઘઉં ભાર) જેટની ગોળમા મેળવી ખવરાવી દેવી એ પ્રમાણે દવા આપ્યા થી દસ્ત થયા બાદ વીલાયતી મીઠું ( Epsom Salt ) તોલા ૩૦, નવસાર તોલા ૩, અને સુરોખાર તોલો ૧ એ બધાનું મિશ્રણ કરી પાણી શેર ૧ાા માં તે દવા હમેશાં પાવી એ રીતે દવા કર્યાથી એ દરદીના શરીરની પીળાશ બધ થયા બાદ જાનવરને શક્તિ માટે કરીયાતું તોલા ૩, નવસાર તોલા ૩, અને સુરોખાર તોલા ૧ તથા કડુ તોલો ૩, એ સર્વેને ખાંડી તેનો ભુકો કરી તે જાનવર તદન સારૂ થતા સુધી ગોળમાં મેળવી ખવરાવવો જ્યાં બની શકે ત્યા કોયનીન (Quinine) ડ્રામ ાા (૩૦ ઘઉં ભાર) ગોળમાં મેળવી ખવરાવવુ.

**સુચના**—આ દરદના દરદીને બહુ ખોરાક આપવો નહિ પણ દરદ મટયા બાદ સારી રીતે ખોરાક દેવો અને તેટલો જાનવરને ગરમાવો આપવો અને જાનવરને જો અતિશય નબળાઇ જણાય અને બેસી ઉઠી શકે નહિ તો તેની આસપાસ ખડની પથારી રાખવી અને સ્વચ્છતાના નિયમને સાચવવો

આ લેખમાં દવાનું જે પ્રમાણ છે તે પુખ્ત જાનવરો માટેનુ હોવાથી નાના જાનવરોને ઓછા પ્રમાણમાં તે દેવી




## સ્ત્રીનાં માથાનો શ

નરમ—સુંવાળા—ચકચકીત—કરચલી વાળ સ્ત્રીને યા; કયા—ભરથારને નહી ગમશે?

ગોવા વાળ બનાવનારૂં એ તેલ છે અને તે જગપ્રસિદ્ધ

**કામીનીઆ ઓઈલ છે.**

સ્ત્રીના શણગારને માટે જેટલું જરૂરનું તેટલુંજ મગજમારી કરનારા પુરૂષો અને અભ્યાસી વીદ્યાર્થીઓ માટે અગત્યનું છે.

આ તેલ લગાડતાંજ તપેલું માથું ઠંડુગાર થાય છે—માથામાં ફુંખારો દુર થાય છે. અને ખોડાની ધનનેસવ વાસ્તેતીજ નથી.

ઉત્તમ વસાણાઓની બનાવટ છે સોનાનો ચાંદ મળ્યો છે—અને આખા દેશમાં પ્રસિદ્ધ છે.

અરધા આનાની ટીકીટ મળ્યાથી નમુનો મફત મોકલવામાં આવશે.

**ધી એંગ્લો ઈંડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કું—જુમામસીદ મુંબઈ**

સેંટનો **ઓટો** રાજા

# દીલ બહાર

## (રજીસ્ટર્ડ.)

દીલને આનંદ આપનારૂં, મનને પ્રફુલીત કરનારૂં અસંખ્ય ફુલોના અર્કની સુગંધીઓથી ભરેલું ફેશનમાં ઉંચી બનાવટનું સ્પીરીટ વગરનું સર્વોત્તમ સેંટ છે. ફક્ત ચાર પાંચ ટીપાં કપડાં અથવા રૂમાલ ઉપર છાંટવાથી વાપરનારને તથા તેની આસપાસનાઓને મીઠી ખુશકારક સુગંધીમાં મગ્ન કરી દે છે, બીજું કોઈપણ જાતનું સેંટ ખરીદતાં પહેલાં ઓટો દીલબહારમાં સ્પીરીટ નહી હોવાથી અત્તર તરીકે પણ વાપરી શકાય છે.

કીંમત નાની બાટલીના ૮ આના, વચલી બાટલીના ૧૨ આના, મોટી અર્ધા ઔંસની બાટલીના રૂ. ૨, નમુનાની બાટલીના ૨ આના. મુસાફરી ખર્ચ એક આનો.

સોલ એજન્ટ—

**ધી એંગલો ઈંડીઅન ડ્રગ એન્ડ કેમિકલ કું—મુંબઈ.**

Published by Jethalal Devshanker Dave, Panch Kuva, Four Roads Ahmedabad. and Printed by Motilal Kalidas Patel at the Satyanarayan Printing Press near Civil Hospital Panabhai's Vadi—Ahmedabad.

ઓક્ટોબર-નવેમ્બર, સન. ૧૯૧૬.

પુસ્તક ૪ થું. અંક ૮-૯.

# ભાગ્યોદય.

रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ६४ ॥

રાગદ્વેષથી રહિત અને આત્માને આધીન એવો પુરૂષ, મનને વશ કરીને ઇંદ્રિયોવડે વિષયોમાં રમતો છતાં પણ શાન્તિને પામે છે. ૬૪ (ભ-ગી)

## વિષયાનુક્રમણિકા.



અધિપતિ અને પ્રકાશક,

જેઠાલાલ દેવશંકર દવે.

ભાગ્યોદય ઓફીસ-અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૨. હિંદુસ્તાન બહાર શી. ૪.

# ભાગ્યોદય.

દિવાળી અને પરિષદનો ખાસ અંક.

પુસ્તક ૪ થું    માહે ઑકટોમ્બર-નવેંબર સને ૧૯૧૬    અંક ૮—૯.


## उन्नत प्रकारनुं जीवन गाळवा प्रबोध.

( આંખ વિના અંધારૂંરે, એ લય )

રમ્ય જીવન કોઈ ગાળોરે, બંધુ! મારા, રમ્ય જીવન કોઈ ગાળો
સૃષ્ટિમાં સભર ભરી છે, જ્યાં ત્યાં રમ્યતા પ્રસરી છે,
નેત્ર ઉઘાડી ન્યાળો, ન્યાળોરે    બંધુ !

દૃષ્ટિએ ના'વે એ જે, અનુભવે ના'વે એ તો,
કલ્પના માંહિ ભાળો, ભાળોરે,    બંધુ !

કલ્પનામાં આજે જે, પ્રત્યક્ષ થતું કાલે તે,
(તેથી) કલ્પનામાં પણ મ્હાલો, મ્હાલોરે,    બંધુ !

જગના જીવો જ્યાં ભ્રમતા, જે ભૂમિકામાં રમતા,
તેથી કાંઇ ઉપર ચાલો, ચાલોરે,    બંધુ !

વિધ વિધ વિષયોના સુખમાં, ધારોના ક્રૂપ ભ્રમતા,
તેથી પર વૃત્તિવાળો, વાળોરે,    બંધુ !

સ્નેહીને આપો જેવો, શત્રુને દો પણ તેવો,
(તમારા) રમ્ય જીવનનો ફાળો, ફાળોરે, —    બંધુ !

ભાવના ઉન્નત સેવી, જીવન રમણીયતા લહેવી,
શમશે ઉન્નત સેવી, જીવન રમણીયતા સહેવી,
શમશે તન ક્લેશની જ્વાળો, જ્વાળોરે,    બંધુ !

શ્રી० ઉ०

---

# मंत्र सिद्धिनो एक प्रकार.

( એક સત્ય વાત સમજાવુંરે, એ લય )

ગુરૂ મંત્રની ધૂન લગાવોરે, બંધુ મારા.
એ ધ્વનિથી અણુ અણુ છાઓરે, બંધુ મારા.
વૈખરીથી પ્રથમ ઉચ્ચારો,
મનથી પણ મંત્ર વિચારો,
પગ પગ પછી વેગ વધારોરે, બંધુ મારા.
ઉઠે વિચાર જ્યાં જ્યાંથી,
ઉચ્ચરો મંત્ર ત્યાં ત્યાંથી,
મસ્તકના અણુ અણુમાંથીરે, બંધુ મારા
ત્યાંથી આગળ પ્રસારો,
એ મંત્ર ધ્વનિ વિસ્તારો,
તનુના અણુએ ઉચ્ચારોરે, બંધુ મારા
જેમ ભ્રમર અખંડ ગુંજાર,
(તેમ) અણુએ અણુ મંત્ર ઉચ્ચારે
લહો, મંત્રે વાધ્યા ત્યારેરે, બંધુ મારા.
પછી શરીર, મન આત્માના,
પ્રતિ અણુમાં છાનામાના,
ઉઠશે ધ્વની મંત્રોના રે, બંધુ મારા.
આ વિધિ ઉર વહેતો જ્યારે,
મંત્ર ધ્વનિ સતત પ્રકારે,
તમે મૌન ગ્રહેજો ત્યારે રે, બંધુ મારા.
જો હસ્ત વિષે પછી જોશો,
એ મંત્ર બોલતો લહેશો,
તમે ભલે મૌન ધરી રહેશોરે, બંધુ મારા.
અવયવ એમ જૂદા જૂદા,
જવ જણાય મંત્રજ ભણતા,
તવ મંત્રની થશે સફળતારે, બંધુ મારા.
અણુ અણુને વદતા દેખો,
જાતે ન તમે ઉચ્ચરજો,
પણ સાંભળી સાંભળી ઠરજોરે, બંધુ મારા.
ઉપેન્દ્ર ગુરુ સ્મરી પ્રીતે,
ઘડી એકજ સમયે નિત્યે,
લહો મંત્ર સિદ્ધિ આ રીતેરે, બંધુ મારા

શ્રી૦ ઉ૦

# जीवने उपदेश.

**ગઝલ.**

હજારા જાતના ફાંફા, અરે જીવ શીદ મારે છે ?
કરીને એક એવું જેથી થાય જે તું ધારે છે,
હજારોની કરી પગસી, છતાંએ નિત્ય હારે છે
કરીને એકની તું જેથી, થાયે જે તું ધારે છે,
હજારોની ગુલામીમા તુ તુજને શીદ મારે છે ?
કરી ને એકની તુ જેથી, થાયે જે તુ ધારે છે,
હજારોની ગરજ તે ગણી, તેને ત્હારી ક્યારે છે ?
કરી લે એકની તુ જેથી થાયે જે તુ ધારે છે.
હજારોને ઉપાસ્યાથી, નહિ કો કોને તારે છે,
ઉપાસી એક પ્રભુને લે કરીશ પછી જે તુ ધારે છે,
ધરી લે એક નિષ્ઠા, એક આશ્રય, એક વારે છે,
એક ઉપેન્દ્ર પ્રભુમા, તો પછી સર્વાર્થ સારે છે. શ્રી૦ ઉ૦



# श्री इष्टने अंतस्तम प्रदेशमां शोधनार साधकना उद्गार.

( નયને આનોને આજે વાળમા, એ લય. )

ઉતરીને આજે અંતરે, જોઉં કદાચ પ્રભુ જણાય,
છુપ્યા હશે શુ માંગ ભીતરે, મન કંઈક એમ થાય; ઉતરીને.
વૈખરીમા હું શોધી વળ્યોરે, પણ પ્રભુ ન લહાય,
જોઉં હવે શું પગપગ જઈ, મને ભ્રાંતિ ત્યા કંઈ થાય ઉતરીને.
સ્થૂલ સૂક્ષ્મને કારણ દેહમાંરે, થયો પ્રભુનો ન ભાસ,
જોઉં ઉતરી જરા હજી ઉંડે, છે મહા કારણે આવાસ ? ઉતરીને.
માલિક નહિ મળ્યા મનેરે, જોઈ વળ્યો પંચ પ્રાણ,
(હવ) જોઉં સમાનના અંતમા છે છુપાયા ત્યા મુજ પ્રાણ ? ઉતરીને.
સ્થૂલ ને સૂક્ષ્મ આ ઇન્દ્રિયોરે તેમા જણાય ન નાથ
તેની મર્યાદાથી ઉંડે જઈ, જોઉં આવે છે હાથ ? ઉતરીને,
અંત પ્રાણાદિકોશમાંહિ, મને થયા ન પ્રત્યક્ષ,
જોઉં કોશાતીત સ્થાનમા દીસે ત્યા શુ કોશાધ્યક્ષ ઉતરીને.
જ્યા કંઈ હશે ત્યા હશે મુજમારે, એતો નિઃસંશય વાત,
ત્યાર પછી શુ કઠિન છે, કરવા એમને સાક્ષાત, ઉતરીને
જ્યા જ્યા ને જે જે ગણાયછે રે, ઉંડે અંતસ્તમ પ્રદેશ,
ત્યા હુ શોધીશ પૂર્ણ યત્નથી, માગ નરહરિ મહેશ. ઉતરીને.
શ્રી૦ ઉ૦



# आत्मबोध.

( લેખક—શ્રીયુત હરિલાલ નૃસિંહરામ વ્યાસ )
( અનુસંધાન ગતાંકથી. )

आत्मचैतन्यमाश्रित्य
देहेंद्रिय मनोधियः ।
स्वक्रियार्थेषु वर्तन्ते
सूर्यालोकं यथजनाः ॥ १९ ॥

આત્મા તણા ચૈતન્યથી[1]
દેહેંદ્રિયો[2] મન બુદ્ધિએ,
નિજ વિષયમાં વર્તે રવિથી[3]
લોક જ્ય નિજ કૃત કરે. ૧૯

देहेंद्रिय गुणान्कर्माण्यमले
सचिदात्मानि ।
अध्यस्यन्त्य विवेकेन
गगने नीलतादि वत् ॥ २० ॥

દેહેંદ્રિયોના ગુણ[4] કરમ[5] તે,
અમળ[6] સચ્ચિત્ આત્મમાં
આરોપીયાં[7] અવિવેકિએ,
જ્યમ નીલપણું[8] આકાશમાં. ૨૦

अज्ञानान्मान सोपाधेः
कर्तृत्वादीनि चात्मनि ।
कल्प्यन्ते बुगते चन्द्रे
चलनादि यथांभसः ॥ २१ ॥

દોહરા.

છે મનની ઉપાધિના,[9] કર્તૃત્વાદિ[10] જેહ,
આત્મામાં કલ્પાય છે,[11] અજ્ઞાને સૌ તેહ.
જળમાંના શશી બિમ્બમાં,[12] દેખાયે છે જેમ,
જળનું ચલનાદિ[13] બધું છે કલ્પિત સૌ તેમ. ૨૧

रागेच्छा सुख दुःखादि
बुद्धौ सत्यां मवर्तते ।
सुषुप्तौ नास्ति तन्नाशे
तस्माद्बुद्धेस्तु नात्मनः ॥ २२ ॥

રાગેચ્છા સુખ દુઃખ તે, આદિ ધર્મો જેહ,
તે તો બુદ્ધિનાજ છે, બુદ્ધિ સુધી[14] તેહ.
સુષુપ્તિમા[15] નથી બુદ્ધિ તો, લેશ ન તેહ જણાય,
માટે તે નહિ આત્મના બુદ્ધિનાજ ગણાય. ૨૨

प्रकाशोऽर्कस्य तोयस्य
शैत्य मग्नेर्यथोष्णता ।
स्वभावः सच्चिदानंद-
नित्य निर्मलतात्मनः ॥ २३ ॥

'પ્રકાશ' સૂર્યતણો અને, જળનો શીતતા જેય,
અગ્નિ કેરો ઉષ્ણતા સ્વભાવતો જ્યમ હોય.
તેમજ આ આત્માતણા, સચ્ચિત્ નિત્યાનંદ,
ને નિર્મળતા પાંચ[16] એ, સ્વભાવ છે સુખકંદ. ૨૩

---

૧ ઇંદ્રિયાદિ જડ—અચેતન્ય છે, પણ તે આત્માના ચૈતન્યને આશ્રયે રહીને વર્તે છે. ૨ દેહ અને ઇંદ્રિયો. ૩ સૂર્ય સ્વપ્રકાશિત છે તે સર્વને પ્રકાશિત કરે છે. ૪ સત્વાદિ ૫ જન્માદિ તથા કાણા બધિરાદિ ૬ નિર્મળ, ૭ જુદા મુકેલા—કલ્પેલા ૮ આકાશી રંગ ૯ અહંકારના. ૧૦ કર્તા ભોક્તાદિ ધર્મો. ૧૧ મિથ્યા આરોપાય છે. વાસ્તવિક નથી. ૧૨ પાણીથી ભરેલા વાસણમાં પાણીમા દેખાતા ચંદ્રમા પ્રતિબિમ્બમાં ૧૩ જળ જેમ હાલે છે વાંકુ થાય છે તેમ તેમાનું ચંદ્રનું પ્રતિબિમ્બ પણ હાલતું વાંકું થતું દેખાય છે. અર્થાત્ વાસ્તવિક રીતે જળજ તેમ થતુ હોય છે, ચંદ્ર તો સ્થિરજ હોય છે. પણ જળનો ધર્મ ચંદ્ર પ્રતિબિમ્બમાં કલ્પાય છે. ૧૪ જ્યાં સુધી બુદ્ધિ હોય છે ત્યા સુધી. ૧૫ જેમાં સ્વપ્ન આવી શકતુ નથી તેવી ગાઢ નિદ્રા. ૧૬ સત=સત્ય, ચિત=સ્ફુરતા, આનંદ=પ્રિયતા, નિત્ય=ભૂત, ભવિષ્ય અને વર્તમાન એત્રણે કાળમા અબાધ્ય, અને નિર્મતા = રાગદ્વેષાદિથી રહિત.

आत्मनः सच्चिदंशश्च
बुद्धेर्वृत्तिरिति द्वयं ।
संयोज्य चा विवेकेन
जानामीति प्रवर्त्तते ॥ २४ ॥

બુદ્ધિની વૃત્તિ અને આત્મિક[1] સચ્ચિત અંશ,
એ બેને અવિવેકથી સંયોજી નિઃશંશ.
"હું જાણું છું" એહેવી અહંકાર ભરપૂર,
થાય પ્રવૃત્તિ[2] આત્મ તો વિકારહીન જરૂર. ૨૪

आत्मनो विक्रिया नास्ति
बुद्धेर्बोधो न जात्विति ।
जीवः सर्वमलं ज्ञात्वा
कर्त्ताद्रष्टेति मुह्यति ॥ २५ ॥

વસંતતિલકા.

આત્મા વિષે નથ લેશ કદી વિકાર,[3]
ને બુદ્ધિને જરી ન જ્ઞાન કદી થનાર,[4]
(છતાં) દૃષ્ટા હું ને કરણુદાર હું સર્વ કેરો,
એવું મુઢ સમજી જીવ ભમે ઘણેરો.[5] ૨૫

रज्जु सर्प वदात्मानं
जीवं ज्ञात्वा भयं वहेत् ।
नाहं जीवः परात्मेति
ज्ञात चेन्निर्भयोभवेत् ॥ २६ ॥

દોરી જ હોય પણ સર્પ બની બીહે છે,[6]
(તેમ) આત્મા છતા જીવ લહી જન મોહ ધરે છે[7]
"હુ જીવ ન્હોય પણ હુંજ પરાત્મ પોતે"
એ જો જણાય કદિ તો પછી બીજ શો છે.[8] ૨૬

आत्मैव भासयत्येको
बुद्ध्यादी नींद्रियाणि हि ।
दीपो घटादिवत् स्वात्मा
जडैस्तैर्नोवभास्यते ॥ २७ ॥

આત્માજ એક મન ઇંદ્રિયને[9] પ્રકાસે.[10]
સ્વાત્મા ન તે જડમનાદિથી લેશ ભાસે
દીવાથી જેમ ઘટ આદિ પદાર્થ દીસે,
ના તે પદાર્થ થકી દીપક તેજ ભાસે. ૨૭

---

1 આત્માના. 2 આત્માનો ચિચ્ચદંશ ને બુદ્ધિની વૃત્તિ એ બેનો યોગ વાસ્તવિક રીતે થતોજ નથી, પણ અજ્ઞાનથી તેનો યોગ મનાય છે ને અહંકારમય પ્રવૃત્તિઓ થાય છે. 3 કારણકે તે સદા નિર્વિકારી છે. 4 બુદ્ધિ જડ હોવાથી જ્ઞાનથી રહિતજ છે. 5 અહંકાર અને અંતઃકરણની બધી વૃત્તિયો એ એકત્ર આત્માની સાથે મળવાથી, જેમ અગ્નિથી તપ્ત રક્ત થએલો લોઢાનો ગોળો અગ્નિરૂપ થઈ રહે છે, તેમ જીવ દેહરૂપ, ઉપાધિરૂપ, અને અંતઃકરણની વૃત્તિઓ રૂપ થઈ રહે છે અર્થાત્ જેવી નિરંતરની ભ્રાન્તિ હોય તેવું રૂપ બને છે આત્મા દેહાદિકના ધર્મને પોતાના માની ભય પામે છે દેહાદિકનો ધર્મ અજ્ઞાન છે, તે આત્માને વિષે આરોપણ કર્યું છે. 6 ઝાંખા અજવાળામાં (થોડા અંધારામાં) વાંકી ચુકી દોરડી પડી હોય તેને એકાએક દેખતા કોઈ માણસ સર્પ સમજી બીવે એ સ્વાભાવિક છે, પણ તે ભય અજ્ઞાનથી ઉપજેલો છે, તેથી અસત્ય છે 7 "હું જીવ છુ" "હુ કર્તા છુ" "હું ભોક્તા છુ" એવા અભિમાનથી ઉત્પન્ન થએલા દુખાદિકવાળા સંસારમાં નિરંતર બુડી રહેલો હોવાથી "હું જીવ છુ" એમ સમજીને મનુષ્ય ભય પામે છે. 8 જેમ દીવા વગેરેના પ્રકાશને લીધે દોરીમાંથી સર્પની ભ્રાન્તિ નાશ થવાથી તેનો બધો ભય નાશ પામે છે, તેમ કોઈ સદ્ગુરૂની કૃપાથી સત્શાસ્ત્રરૂપ દીવાનો જ્ઞાનરૂપ પ્રકાશ પ્રાપ્ત થતાં આત્મામાંથી જીવત્વરૂપ ભ્રાન્તિનો નાશ થાય તો સહેજમાં સઘળો ભય નાશ પામે ને સુખ સ્વરૂપ થવાય 9 બુદ્ધિ, અહંકાર, અને મન વગેરેને. 10 દીપ્યમાન કરે છે. (દૃષ્ટાન્ત સિદ્ધાન્ત સ્પષ્ટ છે).

स्वबोधे नान्य बोधेच्छा
बोधरूपतयात्मनः।
नदीपस्यान्य दीपेच्छा
यथास्वात्मा प्रकाशते ॥ २८ ॥

### દોહરા.

આત્માના નિજ બોધમાં અન્ય બોધનો[1] લેશ,
ખપ છે નહિ, આત્માજ છે બોધ સ્વરૂપ અશેષ.
પ્રકાશવાન પ્રદીપને જોવા માટે જેમ,
અન્ય દીપનો ખપ નથી આત્મા ભાસે તેમ[2]. ૨૮

निषिध्य निखिलोपाधी
न्नेतिनेतीति वाक्यतः।
विद्यादैक्यं महावाक्यै-
र्जीवात्म परमात्मनोः ॥ २९ ॥

### વસંતતિલકા.

"નેતિ જ નેતિ[3]" કહીં સર્વ ઉપાધિને[4] તો,
વેદે[5] નિષિદ્ધ[6] કરી નિશ્ચય જાણ એ તો;
મ્હા વાક્ય[7] "તત્ત્વમસિ[8]" આદિથી તેજ માટે,
જીવાત્મ[9]ને પરમ આત્મની[10] એકતા કહે.[11] ૨૯

૧ નિત્ય જ્ઞાન સ્વરૂપ આત્માને જાણવા માટે બીજા જ્ઞાનની જરૂર રહેતીજ નથી. ૨ એક મોટા દીવાને જોવા માટે કોઇ બીજા નાના દીવા લાવે ને તે જેમ નકામા છે તેમ આત્મારૂપ નિત્ય સ્વપ્રકાશ મહાન સૂર્યને જોવા માટે તારા જેવાં અન્ય જ્ઞાન કેવળ નકામાં છે. ૩ न+इति=नेति. એટલે इति=એ, ને न=નહિ, અર્થાત્ સ્થુળ દેહ આત્મા છે? તો કે नेति=ના આત્મા નથી. ત્યારે સુક્ષ્મ દેહ આત્મા છે? તો કે नेति એટલે એ નહિ ત્યારે શું કારણ આત્મા છે? તો કે એ પણ नेति એટલે એ નહિ. એ રીતે સર્વ ઉપાધિઓનો નિષેધ રૂપ શબ્દ नेतिनेति ઇત્યાદિ છે. ૪ સ્થૂળાદિ સર્વ દૃશ્ય. ૫ ચારે વેદ. ૬ અનાત્મા છે ૭ બ્રહ્મ અને આત્માના અભેદનું કથન કરનારા વેદ વાક્યને મહાવાક્ય કહે છે. ચારે વેદમાં એવાં મહાવાક્ય ઘણાં છે પરંતુ એક એક વેદમાં મુખ્ય મુખ્ય એકેકું છે તે આ પ્રમાણે ઋગ્વેદના ઐતરેયોપનિષદમાં "प्रज्ञानंब्रह्म" પ્રજ્ઞાન—ચૈતન્ય એજ બ્રહ્મ છે, એવું મહાવાક્ય છે. યજુર્વેદના બૃહદારણ્યકોપનિષદમાં "अहंब्रह्मास्मि" अहं=હું પરમાત્મા કે જે જ્ઞાનનો અધિકારી છુ, અને આ દેહમાં બુદ્ધિના સાક્ષિપણે પ્રકાશું છું તે ब्रह्म=બ્રહ્મ अस्मि=છું, અર્થાત્ હું બ્રહ્મ છુ. એવું મહાવાકય છે. સામવેદના છાંદોગ્યોપનિષદમાં "तत्त्वमसि" तत्=તે (બ્રહ્મ) त्वम्=તું (દૃષ્ટા—મતરૂપ આત્મા) असि=છે. એટલે તે તું છે. એ મહાવાક્ય છે. અને અથર્વણવેદના માંડુકોપનિષદમાં "अयमात्माब्रह्म" अयं=આ आत्मा=આત્મા ब्रह्म=બ્રહ્મ છે એટલે આ આત્મા બ્રહ્મ છે. એવું મહાવાક્ય છે. ૮ तत्=તે+त्वं=તું असि=છે. અર્થાત્ તે (બ્રહ્મ) તું (મર્વોપાધિથી રહિતનો તું આત્મા પોતે જ) છે. આમાં ત્રીજા પુરૂષ વાચક "તે" પદનો અને બીજા પુરૂષ વાચક "તું" પદનો લક્ષ્યાર્થ એકજ જાણવો. એટલે તે ને તું વસ્તુતઃ એકજ છે. દૃષ્ટાંતથી ખુલાસો–પેચમા આવવાથી ક્ષમાની યાચના કરતા પોતાના શત્રુને કોઇ માણસ પૂર્વના વૈરમય કાર્ય સભારી આપતાં કહે છે કે –(૧) મને ઝેર ખવરાવી મારી નાંખવાનું કાવતરૂં કર્યું હતું તે તું છે. (૨) મને તથા મારા કુટુંબને બાળી મૂકવાનો પ્રપંચ કરનાર તે તુ છે. (૩) મહાજન અને નગરજનના દેખતાં મારી સ્ત્રીની લાજ લેવાનું નિર્લજ કામ કરનાર તે તું છે. (૪) જૂઠું બોલી રાજભાગ ન આપતાં જેણે ઘોર સંહાર કરાવ્યો તે (પણ) તું (જ) છે. (અર્થાત્ તે વાનને ક્ષમા આપાયજ કેમ ? ઉપરનાં ચારે વાક્યોમાં જેવી રીતે ત્રીજા પુરૂપ વાચક "તે" શબ્દને અને બીજા પુરૂપવાચક "તુ" શબ્દનો કાળાદિ ઉપાધિ ને ભાગ ત્યાગ લક્ષણા એ દૂર કરતાં લક્ષ્યાર્થ (શત્રુ ભાવી સ્થૂળ) એકજ સમન્વય છે તેવીજ રીતે મહાવાક્યમાં પણ બ્રહ્મ અને આત્માના વાચક શબ્દનો લક્ષ્યાર્થ એજ સમજવા. ૭ તારી. ૮ બ્રહ્મની. ૯. સમજ જાણ.

# मनुष्य जीवन अने पुरुषार्थ.

જીવન કરતાં આ સંસારમાં કોઇ કીમતી અને દુર્લભ વસ્તુ નથી. સુખની પ્રાપ્તિ અને દુઃખની નિવૃત્તિ એ એકજ મનુષ્યે માત્ર પુરૂષાર્થ કરી મેળવવાનું છે. જીવત હોય છે તે મનુષ્ય તેને માટે પ્રયત્ન કરી શકે છે. સંસારમાં દરેક માણસને લાંબો વખત જીવવાની આકાંક્ષા હોય છે. દરેક સમજુ માણસ સમજે છે કે, એક બાજુ સંસારમાંની સઘળી મીલ્કત ખર્ચ કરી નાંખતા છતાં પણ ગયું આયુષ્ય ફરી મળી શકતું નથી, તેમજ આયુષ્યની એક પળ પણ વધારીશકાય તેમ નથી. આવું અમુલ્ય જીવન મળવા છતાં પણ મનુષ્ય તેનો સદુપયોગ કરી શકતો નથી અને તેને વ્યર્થ ગુમાવે છે. જીવનની એક એક પળ એવી કિંમતી છે કે તેને વ્યર્થ ગુમાવવી ન જોઇએ છતાં આપણે જોઇશું તો ઘણાને તેની કિંમત હોય એમ જણાતું નથી. આ જીવનમાં પોતે પોતાના તેમજ પારકાના હિતને માટે કેટલો વખત ગાળે છે તે જોવા જઇશું તો આશ્ચર્યજ લાગશે. આપણા જીવનની એક એક ક્ષણ એવી અમૂલ્ય છે કે તેની બરોબરી સંસારની સઘળી સમ્પત્તિ અને ઐશ્વર્ય પણ કરી શકતાં નથી. આવી અમૂલ્ય વસ્તુને અનેક મનુષ્યો મિથ્યા ગુમાવી દે છે, અથવા તો મળેલી અમૂલ્ય વસ્તુનો દુરૂપયોગ કરતાં જરા પણ અચકાતા નથી અને પાણીની માફક ખર્ચી નાંખે છે.

કેટલાક માને છે કે સુખ યા દુઃખ પ્રારબ્ધમાં લખ્યું હશે તેજ મળશે, તે કાંઇ મનુષ્યના હાથમાં નથી તે પોતાના ભાગ્યમાં કે દૈવના હાથમા છે. ભાગ્યમાં લખ્યું હશે તે પ્રમાણે સુખ યા દુઃખ મળ્યાંજ કરવાનું, આવું માનનારા લોકો ઘણે ભાગે આળસુ અથવા તો સાહસ વિનાનાજ હોય છે, અને તેઓ ઘણે ભાગે પોતાના જીવનને વ્યર્થ ગુમાવ્યાં કરે છે. વળી ઘણા હૃદયની દુર્બળતાને લીધે ઉદર નિર્વાહ અર્થે જે કાંઇ પ્રયત્ન કરે છે તે સિવાય બીજું કાંઇ કરી શકતા નથી. કહ્યું છે કે—

आयुः कर्म च वित्तञ्च विद्यानिधनमेव च ।
पञ्चैतानीह सृज्यन्ते गर्भस्थ स्यैव देहिनः ॥

આવા પુરૂષાર્થહીન મનુષ્યો કેવળ પોતાને એકલાનેજ હાનિ નથી કરતા પરંતુ, સાથે સાથે સમાજ, દેશ અને સંસારને પણ ઘણીજ હાનિ પહોંચાડે છે.

સુખ યા સફળતા એ ભાગ્યકૃત કે કાળકૃત નથી પરંતુ તે આપણા પુરૂષાર્થનુંજ ફળ છે. મનુષ્ય પોતાના જીવનને સુખમય પણ બનાવી શકે છે, તેમ દુઃખમય પણ બનાવી શકે છે. કાર્ય સિદ્ધિ પ્રાપ્ત કરવી યા ન કરવી એ તેના પોતાનાજ ઉપર આધાર રાખે છે. મનુષ્ય પોતેજ પોતાના પ્રારબ્ધ યા ભાગ્યને રચે છે. પોતે કરેલાં કામનું ફળ એજ ભાગ્ય યા પ્રારબ્ધ છે.

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मना शत्रुरात्मैव हितमात्मनेः ॥

અર્થાત—મનુષ્યે પોતેજ પોતાને બચાવવો એ યોગ્ય છે. અને પોતાને દુઃખમાં ન પડવા દેવો જોઇએ. મનુષ્ય પોતેજ પોતાનો શત્રુ અને પોતેજ, પોતાનો મિત્ર છે.

સંસારમાં નાશ બે પ્રકારે થાય છે. એક કાળકૃત, અને બીજો મનુષ્યકૃત. કાલકૃત નાશ એ છે કે જે, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ અથવા તો તેવાજ કોઇ ભૌતિક પ્રકોપ વિગેરેથી થાય છે. તેને અટકાવવો એ મનુષ્ય શક્તિની બહારની વાત છે. મનુષ્યકૃત નાશ તે છે કે જે મનુષ્ય સ્વાર્થ, ક્રોધ, કામ, લોભ, મોહ, વિગેરે માનસિક વિકારોને વશીભૂત થઇને જે કરે છે. તે. આ બેમા અંતિમ નાશ એ અત્યંત દારૂણ અને સંતાપજનક છે.

મનુષ્યનાં કરેલાં કર્મના ફળને દેવતા પણ અટકાવી શક્તા નથી. આપણે પોતેજ આપણો વિનાશ કરીએ છીએ. બગાડવું એ સહેલુ છે પણ બનાવવુ યા મેળવવું એ મુસ્કેલ છે. બગાડવામાં વાર લાગતી નથી, તે ઘણુજ સહેલુ છે. સ્વાર્થ, અક્ષમતા, અભિમાન, વશિભૂત થઇ જવું, બીજાને તૃણવત સમજવા, ઉડાઉ ખર્ચ કરી, દેવું કરવાની ટેવ રાખવી, ઇંદ્રિયને વશ થઇ જવુ, મનમાન્યુ સ્વાદિષ્ટ ભોજન જમવાની લત પાડવી, કસરત ન કરવી, શુદ્ધ પાણી અને હવાની દરકાર ન કરવી, આ બધાં લક્ષણો વિનાશ કરવામાં જરા પણ કસર રાખે તેવાં નથી.

આજ પ્રકારે આપણે એ પણ જાણવુ જોઇએ કે ક્યા ક્યા ઉપાયો અને સાધનોથી, આપણે આપણા જીવનને આનંદમય બનાવી શકીએ તેમ છીએ. આ સંસાર એ બ્રહ્મના અંશરૂપ છે. બ્રહ્મ તો આનંદમયજ છે. જેથી આપણે આનંદ મેળવવાને માટે કાંઇ દૂર જવાની જરૂર નથી, માત્ર અભ્યાસ પાડવાનીજ જરૂર છે. સતત અભ્યાસ કર્યા સિવાય આપણે આનંદને, મેળવી શક્તા નથી તેમજ બીજાને પણ તેનો લાભ આપી શકતા નથી. અને તેનો અભ્યાસ, પાડવાને માટે આપણે સદગુણ સંપાદન કરવાની જરૂર છે. તેની સહાયતાથી મનુષ્ય આનંદને મેળવી શકે છે. જો આપણે તેનો થોડો ઘણો પણ અભ્યાસ કરીશુ તો આપણે જરૂર આપણી યોગ્યતા અને પુરૂષાર્થને અનુસાર આનંદ અને સુખને મેળવી શકીશું.

કેટલાક લોકો એવી વસ્તુઓની ઇચ્છા કરે છે કે જેને પ્રાપ્ત કરવાની પોતાનામાં યોગ્યતા હોતી નથી અને તે પ્રાપ્ત થવાનો પણ સંભવ હોતો નથી. તે કેટલીક વખત પોતાના સામર્થ્યની બહારની વાત કરવા જાય છે. એવા લોકો વ્યર્થ પોતાના જીવનને આકાશ-કુસુમ મેળવવાની આશામાં ગુમાવ્યાં કરે છે.

પ્રકૃતિના નિયમો સર્વને માટે એક સરખા છે. હથિયાર સર્વના ઉપર સરખી અસર કરે છે. પછી તે પોતાને વાગે કે બીજાને મારવામાં આવે. દુધ સર્વને માટે સરખું હિતકર્તા છે, અને ઝેર સર્વનો સરખીજ રીતે નાશ કરનાર છે. આજસુધીમાં કોઇ પણ વિદ્વાને એવું શોધી નથી કહાડયું કે પ્રકૃતિના નિયમોને બદલવાથી હિત થઇ શકે. મનુષ્યોએ આજ સુધીમાં જે જે કાંઇ લાભ મેળવ્યો છે તે કુદરતિ નિયમોના સદુપયોગથીજ મેળવ્યો છે. અને તેજ પ્રમાણે હવે પછી પણ મેળવી શકે તેમ છે.

ઘણા માણુસો સુખ મળવામાં દેવતાઓની મહેરબાની અને દુ:ખ મળવામા દેવતાઓના કોપને માને છે. પરતુ આ વાત ભ્રમ ઉપજાવનારી છે. મનુષ્ય સ્વતંત્ર છે. તે પોતેજ પોતાનું હિત કરનાર યા તો અહિત કરનાર છે. તેને સુખી યા દુ:ખી થવુ એ તેના પોતાનાજ હાથમાં

છે. દુઃખ એ આપણા દોષ અથવા તો પાપનું પરિણામ છે. કદી આપણે જાણી જોઇને કોઇ એવુ કામ કરીએ કે જેનું ફળ આપણને દુઃખ મળે. કદી આપણે ભ્રમ વશ થઇ અને દુ.ખ મળે તેવુ કામ કરી બેસીએ છીએ. અર્થાત્ કદી કદી આપણે જે કામનું ફળ સારૂં મળશે એમ ભ્રમથી માનીને તે કામ કરીએ છીએ પરંતુ તે કામનું ફળ દુ.ખ આપનાર જ હોય છે. જેથી તેમાં માત્ર આપણી તે કાર્યના ફળને સમજવાનીજ ભૂલ હોય છે.

સિદ્ધાન્ત છે કે જેવુ કામ તેવું ફળ. ઝેરને કોઇ અજાણે પાણી જાણીને પી જાય તો પણ તે તો મરીજ જવાનો. કારણ કે ઝેર પીવાનું ફળજ મોત હોય છે. કેટલીક વખત આપણે આંખો બંધ કરીને આપણા પગ ઉપર કુહાડી મારીએ છીએ, તેમ કેટલીક વખત આંખો ઉઘાડી હોવા છતા પણ તેનો ઉપયોગ કર્યા સિવાયજ મારીએ છીએ. પણ ફળ તો બંનેનું એકજ આવે છે. તેમાં પગ કપાઇ જાય તો તેમાં આપણોજ દોષ છે. કાંઇ બીજા કોઇનો નથી. તેવીજ રીતે સંસારમાં આપણે આપણી વિદ્યા, બુદ્ધિ, અને જ્ઞાનથી કામ લેતા નથી, તેમજ કેટલીક વખત આપણે આપણા હિતસ્વી, વડીલની કે મિત્રોની સલાહ ઉપર ધ્યાન આપતા નથી, અને કાર્ય કરીએ તો તેમાં આપણીજ ભૂલ છે. તેવીજ રીતે આપણી મૂર્ખતાથીજ ઘણી વખતે આપણને દુ ખ પડે છે કે જેમાં આપણે દેવનો દોષ કહાડીએ છીએ.

કેટલાક લોકો પ્રારબ્ધવાદિ હોય છે. તે માને છે કે ભાવિ પ્રબળ છે. એક પ્રારબ્ધવાદી કહે છે કે.—

> यद्भावि न तद् भावि भावि चेन्नान्यथा भवेत्–
> इति चिन्ता विषघ्नोऽयमगदः किन्न पियते ॥

પરંતુ આ પુરૂષો એ પણ વિચાર કરતા નથી કે મનુષ્ય ચેતન છે. તે પોતેજ પોતાના વિધાતા છે. જ્યારે તે ક્રિયા કરવાને સ્વતંત્ર છે તો પછી ફળ પણ તેનાજ હાથમાં છે. જેથી જે ફળની ઇચ્છા હોય તેની પ્રાપ્તિને માટે તેવાં કર્મ તે કરી શકે છે.

કેટલાક લોક મિથ્યાવાદિ યા માયાવાદિ છે. તેને સંસાર માયારૂપ દેખાય છે. તેમનું કહેવુ એવુ હોય છે કે, સંસાર મિથ્યા છે. તેના સઘળા વ્યવહારો મિથ્યા છે. સમસ્ત સુખ ક્ષણિક છે. આ ક્ષણિક સુખોને માટે મનુષ્યે પ્રયત્ન ન કરવો જોઇએ. એવા મનુષ્યો રાત દિવસ સંસારને અસારતાને માટે ધિક્કાર્યા કરે છે. તેમને સ્ત્રી, પુત્ર, ઇષ્ટ, મિત્ર, માતા, પિતા અને પોતાનુ જીવન પણ મિથ્યા અને માયાજનિત જણાય છે. અવ્યક્ત અને અનિર્વચનીય વિષયો પર માથાકુટ કર્યા કરે છે. એવા માણસોએ ઘણાને અકર્મણ્ય બનાવીને ઘણીજ હાનિ કરી છે. એવા માણસોને સંસારમાં ચારે તરફ દુ.ખ અને દુઃખજ જણાય છે.

> आयुर्वर्षशतं नृणां परिमितं रात्रौतदर्द्धंगतं
> तस्यार्द्धस्य परस्य चार्द्धमपरं बालत्व वृद्धत्वयोः ।
> शेष व्याधि–वियोग दुःख सहितं सेवा दिभिनीयते
> जीवे वारितरङ्ग बुदबुदसमे सौख्यं कुतः प्राणिनाम् ॥

એણે શું કર્યું ? શું ક્ષણિક હોવાથી કોઇ વસ્તુ મિથ્યા યા અસત્ થઇ શકે છે ? હા, એ વાત સાચી છે કે મનુષ્ય નાશવાન છે. તેનું જીવન મર્યાદિત છે. સંસારમાં દુઃખ પણ

છે, પરતુ શુ એટના માત્રથીજ આપણે એ માની લેવુ જોઇએ કે મનુષ્ય ઘજ નહિ, સમારના સઘળા પદાર્થો મિથ્યા છે, ત્યા લેશ માત્ર સુખ નથી સંસારમાં સઘળા પદાર્થો પરિણામી છે તે પરિણામ જન્ય છે, તો શુ એટલાજ ઉપરની કોઇ વસ્તુ છેજ નહિ એમ માની બેસવુ? ભોજન કરવાથી ક્ષુધાની તૃપ્તિ ક્ષણિક થાય છે એ વાત ખરી, પણ બીજે દિવસે ફરી ભૂખ લાગે છે તો તે વખતે ફરી ભોજન કરવાની જરૂર પડે છે, તો તેથી શુ લોક ભોજન કરવાનું છોડી દે છે? શુ તેમણે ભોજનને બદલે ઝેર ખાવુ કે પછી ભોજનજ ન કરવુ પડે? સંસારમા સુખ પણ છે, દુ:ખ પણ છે, ભલાઇ પણ છે અને બૂરાશ પણ છે મનુષ્યનુ તો ખરૂ કામ એ છે કે, તેણે સંસારમા હસની માફક વિવેકથી કામ લેવુ જેને તે ઉપકારક અને હિત કરનાર સમજે તેનુ તેણે ગ્રહણ કરવુ જોઇએ અને તેથી જે વિપરીત હોય તેનો તેણે ત્યાગ કરવો જોઇએ એમ કરવાથી તે સસારમા પોતાનુ જીવન આનંદ પૂર્વક વિતાવી શકે છે

વળી કેટલાક માણસો પરોક્ષ સુખને માટે રાત દિવસ પોતાના શરીરને નાના પ્રકારનાં કષ્ટ આપ્યા કરે છે આ પ્રકારે તે પોતાના જીવનને દુ:ખમય બનાવ્યા કરે છે તે સમજે છે કે દેહ "दु:खं महत्फलम्" સંસારમા જે જેટલું વધુ કષ્ટ ભોગવે છે તેને પરલોકમા તેટલુજ વિશેષ સુખ અને આનંદ મળે છે ભગવાન્ ગૌતમ બુધ્ધે એવાજ લોકોના સમાગમમા આવી ઘોર તપ કર્યુ હતુ, તેથી તે એટલા દુર્બળ થઇ ગયા હતા કે તેમનામા ઉઠવા બેસવાની શક્તિ પણ રહી નહોતી અને તેજ મહાત્માએ નિશ્ચય કરી સાક્ષાત બોધ આપ્યો હતો કે સુખ અને શાંતિ શરીરને કષ્ટ આપવાથી મળતી નથી પરતુ ચિત્તવૃત્તિને સમાન રાખી કર્મ કરવાથી મળે છે તે ભાગ્ય, કાળ, ભવિતવ્યતા યા યદ્દચ્છાથી પ્રાપ્ત થતું નથી પરંતુ મનુષ્ય પોતાના પુરૂષાર્થથી તે પ્રાપ્ત કરી શકે છે

સફળતા અને આનંદની પ્રાપ્તિને માટે સર્વથી વધુ જરૂરના જે ગુણ છે, તે ધૃતિ અને દૃઢ અનિતા છે સર્વથી પહેલા આપણે નક્કી કરવુ જોઇએ કે આપણે શુ જોઇએ છીએ, આપણે કેવી રીતે આપણા જીવનને સર્વોત્તમ અને આદર્શ જીવન બનાવી શકીએ આપણે આપણાજ આનંદથી સંતોષ માનવો જોઇએ નહિ. સર્વના આનંદથી આપણે આનંદિત થવુ જોઇએ મહાત્માઓનુ જીવન આપણને એજ જણાવે છે કે, એ મહાપુરૂષોએ પોતાનાજ આનંદ અને શાંતિને માટે પ્રયત્ન કર્યો નથી. તેમણે સઘળા સંસારને આનંદ અને શાન્તિ પ્રદાન બનાવવો એનેજ પોતાનુ પરમ કર્તવ્ય માન્યુ હતુ અને શ્રીબુદ્ધ ભગવાન, શ્રી કૃષ્ણ ભગવાન વિગેરે એવાજ આદર્શ રૂપ મહા પુરૂષો થઈ ગયા છે

સફળતા પૂર્વક આનંદ પ્રાપ્તિનો માર્ગ સુગમ નથી તેમ તે બિલકુલ દુસાધ્ય પણ નથી. તે માર્ગ એવો છે કે જ્યા સુગંધમય પુષ્પો અને કાટા બન્ને વેરાયલા છે, અને જેથી આપણે જોઇ જોઇ અને પગ મૂકી ચાલવાનુ છે સુખને આપણે ફુલ રૂપ જાણી હર્ષિત થવુ ન જોઇએ આપણે આપણા સકલ્પ ઉપર દૃઢ રહેવુ જોઇએ, અને આપણા કર્તવ્યનું પાલન કરતા રહેવુ જોઇએ શ્રી ભગવદ્ગીતામા કહ્યુ છે કે—

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्म फल हेतुर्भूर्मा तेसङ्गोऽस्त्व कर्मणि ॥

કદી કદી આપણે પ્રયત્ન કરવા છતાં પણ તેમાં ફળીભૂત થતા નથી એવી અવસ્થામાં આપણે ગભરાઇ અને નિરાશ ન થવું જોઇએ વારંવાર વિઘ્નો આવે તોપણ આપણે પ્રયત્ન કરવાથી પાછા હટવું ન જોઇએ, ઘણાંય કામ એવાં હોય છે કે, જેનું ફળ ઘણુંજ વિલંબે મળે છે. ઘણાય માણસોને પોતાના કાર્યની સિદ્ધિ કરવાને માટે સેંકડો વર્ષ સુધી પ્રયત્ન કરવો પડયો છે.

પ્રાપ્ત સમયને ગુમાવવો એ મોટામા મોટું નુકશાન છે. જેટલો વખત નકામાં-ફળ વગરના કામોમા ગુમાવીએ છીએ તેટલો વખત આપણે ઉપયોગી કાર્ય કરવામાં ગુમાવીએ તો તેથી કેટલુંય હિતકારક કામ આપણે સાધી શકીએ તેમ છે. આપણે એ વાત ઉપર ધ્યાન આપવું જોઇએ કે, આપણે ગમે તો ગમે તેટલા નાના કાં ન હોઇએ તો પણ આપણે મનુષ્ય સમાજનાજ નહિ પણ સંસારના પણ એક અંશ રૂપ છીએ. જે પ્રકારે ટીપેટીપે સરોવર ભરાય છે તેવીજ રીતે આપણા જેવા મળીને સંસાર બન્યો છે. જેથી મનુષ્ય સમાજનું સુખ એજ આપણું સુખ અને મનુષ્ય સમાજનુ દુખ એ આપણું દુઃખ માનવું જોઇએ. જેમ વૃક્ષના લીલા રહેવાથીજ તેનાં પાદડાં પણ લીલા રહી શકે છે, વૃક્ષથી છુટા પડયા પછી કોઇ પણ પાદડું લીલું રહી શકતું નથી, તેવીજ રીતે મનુષ્ય સમાજના સ્વસ્થ અને સુખી રહેવાથીજ આપણે સ્વસ્થ અને સુખી રહી શકીએ છીએ. સમાજ, દેશ અને સંસારનું હિત કરવુ અને તેમને સુખ પહોંચાડવુ એજ સાચો આનંદ છે.

આપણે યાદ રાખવુ જોઇએ કે આપણું સુખ એ ખરૂ છે, કલ્પિત નથી. આપણે અનેક એવાં કાર્ય કરીએ છીએ કે જેને આપણે સુખ માનીએ છીએ. જો તે દુઃખદાયક હોય તો આપણે કદી તેને કરવાનુ નામ પણ ન લેત આપણે આનંદ યા સાચા સુખને સારી રીતે ઓળખતાં પણ શીખવું જોઇએ કારણ કે સંસારમાં કેટલાંય એવા કાર્ય છે કે જેમાં માત્ર આનંદનો આભાસજ જણાય છે. જે ઉપલક જોતાં આનંદ રૂપ જણાય છે, પરંતુ તેનું પરિણામ દુઃખ ઉપજાવનાર હોય છે, જેનુ ઉદાહરણ જોઇશુ તો, જેમ ચોરીથી ધન મળે છે, અને તે ધનથી સુખ પણ મળે છે, તે બીજાને પણ આપી શકીએ છીએ, પરન્તુ જો ચોરી કરનાર હાથમાં આવે તો તેનુ પરિણામ શુ આવે ? અપકિર્તિ અને રાજ્યની શિક્ષા સહન કરવાનુંજ. સાચો આનંદ ઉચ્ચ પ્રકારનો અને સ્થાયિ હોય છે. એજ તેનું સાધારણ ઓળખાણ છે. કેટલાય લોક તેમાં આનંદ માને છે કે તેમણે હાથ પગ કાંઇ પણ હલાવવાના ન હોય તો સારૂ, કેટલાક લોક વળી ઇંદ્રિયોને આરામઆપવાનેજ આનંદ માને છે, પરંતુ એ તે લોકોની ખરૂં જોતાં ભૂલ છે.

આળસુ થઇ કામ ન કરતાં પડયા રહેવાથી આપણા શરીરના આરોગ્યનો નાશ કરીએ છીએ, એટલુંજ નહિ પણ મનની પણ મહા દુર્દશા થાય છે. આપણા શરીર અને મનથી જો કામ લેવામાં આવે તો આપણે મોટા મોટાં કામ કરવામાં સમર્થ થઈ શકીયે છીએ. પરંતુ જો માત્ર બેસી રહેવાની ટેવ પાડીએ તો આપણે શરીરને નિરૂપયોગી અને મનને નિર્જીવ કરી નાખીએ છીએ, અને સર્વ સુખોના મૂળરૂપ આપણું જીવન, આપણને ભારરૂપ થઈ જાય છે. આ સંસારમાં મનુષ્ય સર્વ પ્રાણિયો કરતા શ્રેષ્ટ છે, પરંતુ ખરી રીતે જો મનુષ્યને વિદ્યા, વિજ્ઞાન, સાહિત્ય, અને સંગીત વિગેરેમાં પ્રેમ ન હોય તો પશુઓ કરતાં

પણ ઉતરતો છે; કારણ કે પશુઓથી તો બીજા પ્રાણિયોનું પણ હિત થાય છે. પણ એવા આળસુ, જડ, જેવા કે જે નામ માત્રનાજ મનુષ્ય છે તે પૃથ્વિ ઉપર ભાર કરનારા છે. તે પોતે સંસારમાંથી કાંઈ લાભ મેળવી પણ શકતા નથી તેમ સંસારને લાભ આપી શકતા પણ નથી. કહ્યું છે કે;—

येषांन विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः ।
ते मर्त्य लोके भुवि भार भूता मनुष्यरुपेण मृगाश्चरन्ति ॥

આનંદ પ્રાપ્તિનું સર્વથી અધિક આવશ્યક સાધન વિદ્યા છે. વિદ્યા એજ મનુષ્યના છે. અનાદિકાળથી લઇને આજસુધી મનુષ્ય જાતિ, દરરોજ પોતાના પ્રયત્નથી વિદ્યાની કાંઇ અને કાંઇ વૃદ્ધિ કર્યા કરે છે, તોપણ તેણે હજારો વર્ષના મહાન પ્રયત્નથી પણ વિશ્વના સમષ્ટિજ્ઞાનનો અલ્પ્ય અંશ પણ સંગ્રહ કર્યો નથી. વિદ્યા અનન્ત છે. આપણે જે કાંઈ વિદ્યા સંપાદન કરી છે તે અલ્પ છે. આપણે જેટલી વિદ્યા પ્રાપ્ત કરવી જરૂરની છે તેની આગળ તો તે સમુદ્રના એક બુંદ બરોબર પણ નથી. આપણે સંસારના સર્વ પદાર્થોનું જ્ઞાન પ્રાપ્ત કરી શકીયે તેમ નથી. એક એક અણુમાં હજારો ગુણ ભરેલા છે. આપણ કોઇ એક વસ્તુના એકાદ ગુણને જાણીને તેથી લાભ મેળવીએ છીએ ખરા પણ તે વસ્તુમાં એવા અનેક ગુણ વિદ્યમાન છે કે જે વડે લાભ મેળવવાની તો વાત વેગળી રહી પરંતુ જેનું હજુ સુધી આપણને જ્ઞાન પણ હોતું નથી. આપણે આ સંસારમાં ઉત્પન્ન થઇએ છીએ, તેમાં રાત દિવસ પોતાના જીવનને વિતાવીએ છીએ, જો આપણે આપણા જીવનના એક અંશ માત્રનો પણ પ્રકૃતિની શક્તિયો અને તત્વોના ગુણ જાણવાને માટે ઉપયોગ કરીએ, અને આપણ આપણા જીવનમાંના એકાદ ગુણના એક અંશને પણ જાણી શકીયે તો આપણું જીવન સફળ છે. તો તો આપણે આપણને નવિન પ્રાપ્ત થયેલા જ્ઞાનથી આપણા પૂર્વજોના જ્ઞાન ભંડારને વધારી પણ શકીએ તેમ છે. તોજ આપણે પિતૃઋણને ચુકવી શકીએ તેમ છે. તોજ મનુષ્ય-સમાજ આપણો સદાને માટે ઋણી થઇ શકે તેમ છે. જો કે આપણે તેમાં કૃતકાર્ય ન થયા તો પણ એમ નહી કહી શકાય કે આપણો સમય નિરર્થક ગયો. કેમકે એટલા વખતમાં આપણી થોડે ઘણે અંશે પણ શારીરિક અને માનસિક ઉન્નતિ અવશ્ય થવાનીજ. મનુષ્યો જો કોઈ પોતાના ધનનો, પુરૂષાર્થનો, સત્તાનો, અને સમયનો પોતાનાજ જાતિ ભાઇઓનો હાનિ પહોંચાડીને સ્વાર્થ સાધવામાં જ ઉપયોગ કરે તો એથી વધુ ખેદની બીજી કઇ વાત હોઇ શકે તેમ છે. જે મનુષ્યો વિદ્યાના સમુદ્રને પ્રાપ્ત કરવાને પ્રયત્ન નથી કરતા તેમના જેવા મંદભાગિ બીજા કોણ હોઇ શકે તેમ છે.

સત્ય હંમેશાં એકજ છે. તે સર્વ ધર્મ, સર્વ દેશ અને સર્વ જાતિને માટે સરખુંજ છે. દુધ સર્વને મીઠું લાગે છે. બેમાં બે ઉમેરવાથી હંમેશાં ચારજ થઇ શકે છે. તેની ગમે તેટલી પરીક્ષા કરવામાં આવે તોપણ તે સદા એકજ રહી શકે તેમ છે. એજ સત્ય છે, એજ જ્ઞાન છે, એજ વિજ્ઞાન છે. તેના જાણવાથી મનુષ્ય કૃતકૃત્ય થઇ શકે છે. સંસારના સઘળા પદાર્થોમાં એજ સત્ય વ્યાપી રહ્યું છે. એજ સત્યને વિદ્યા કહે છે એજ સત્ય સઘળા સુખોના મૂળ રૂપ છે. પરંતુ સત્યને સમજવું મુશ્કેલ છે. ઘણીવાર તો આપણે કાંઇ બીજાનું માની બેસીયે છીએ. તેને ભ્રમ યા અવિદ્યા કહે છે. એ ભ્રમ આપણી ઇન્દ્રિયોના

દોષ, અસાવધાની, અને અવિવેકથી થાય છે. જો કે ભ્રમ દુઃખના હેતુરૂપ છે, તેજ બંધન છે એથી છુટવું યા બચવુ તેનું નામ આનંદ છે, અને તેનેજ મોક્ષ કહે છે.

સાક્ષાત્કરણ એજ વિદ્યાનુ પ્રધાન સાધન છે પણ સર્વ પ્રાણી સાક્ષાત્કૃત ધર્મો થઇ શકતા નથી હજારો વિદ્વાનોમા જેવી રીતે બે કે ચાર બુદ્ધિમાન નીકળી શકે છે તેજ રીતે હજારો બુદ્ધિમાનોમાં કોઇ એકાદજ દૈવયોગથી સાક્ષાત્કૃત ધર્મો નીકળી શકે છે સાધારણ લોકોને માટે તો વિદ્યા ભણવી ને ભણાવવી, તથા શાસ્ત્રોનું સ્વાધ્યાય પણ વિદ્યાની પ્રાપ્તિના સાધનરૂપ થઇ શકે છે. આજકાલ અંગ્રેજ સરકારની કૃપાથી ભણેલાની સખ્યા વધી ગઇછે. એ જોઇ ઘણા લોક કહે છે કે આજ કાલ શિક્ષણ વધુ થઇ ગયુ છે. જેને ભણવાની કાંઇ જરૂર નથી એનાં બાળકો પણ ભણેના મગી આવે તેમ છે. પણ એટલું બધુ ભણાવવું શુ કામનું છે? જેટલા રૂપિયા બાળકોને ભણાવવામા ખર્ચ કરવા પડે છે તેટલી રકમ તો તે આખા જન્મારા સુધી કમાવા છતા પણ કમાઇ શકતો નથી, તેટલા રૂપિયા તેને માટે રાખી મુકવામાં આવે તો તે વડે તે જીવતાં સુધી સુખમા નિર્વાહ કરી શકે તેમ છે કેટલાય લોક કહે છે કે ભણવાથી કાંઇ લાભ નથી. અમારા બાળકો તો ભણ્યા સિવાય પણ પોતાના બાપ દાદાની મિલકતથી પોતાનો સુખ પૂર્વક નિર્વાહ કરી શકે તેમ છે. પરતું આવુ કહેનાર માણસો એ પણ સમજી શકતા નથી મૂર્ખઅભણ મનુષ્યો, ભણેલા માણસો કરતા પોતાના પૈસાનો દુરૂપયોગ વધુ કરી શકે છે તેને તે નકામાં કામોમાં ખર્ચી નાખે છે. તેનાથી તે જાતે કોઇ લાભ મેળવતા નથી, તેમ બીજાને પણ કાંઇ લાભ આપી શકતા નથી. તે સદા દુખી રહે છે. તેમને સ્વપ્નામા પણ સાચી શાંતિ અને આનદ મળી શકતો નથી.

કેટલાક લોક જીવનની અવ્યક્ત અવસ્થાને જાણવાને માટે રાત દિવસ પ્રયત્ન કર્યા કરે છે. તે પોતાની માનસિક શક્તિયોને અનિર્વચનીય વાતોની શોધમા વ્યર્થ નષ્ટ કરે છે. જો તે તેનો કોઇ બીજા કામમા ઉપયોગ કરે તો તેથી અનેક લોકોપયોગી કામ કરી શકે તેમ છે. શ્રીકૃષ્ણ ભગવાને ગીતામા કહ્યુ છે કે —

अव्यक्ता दीनि भूतानि व्यक्त मध्यानि भारत ।
अव्यक्त निधनान्येव तत्रका परि देवना ॥

જગત્ એ દર્પણ જેવુ છે. જો હસીયે તો તેમાં હસતુ મુખ જણાશે, રોતા હોઇશું તો રડતુ પ્રતિબિમ્બ જણાશે. આપણે જેવા છીએ તેવાજ આપણે તેમા જણાઇશુ. જેવાં ચશ્મા આપણે આપણી આંખે પહેરીશુ તેવુજ જગત્ આપણને જણાશે.

આ સંસાર મહાન કર્મક્ષેત્ર છે. આપણે અહિં કર્મ કરવાને માટે આવ્યા છીએ. આપણું કર્તવ્ય છે કે આપણે સુખ, દુઃખ, કે હાનિ, લાભની કાંઇ પણ દરકાર ન રાખતા ધર્મપૂર્વક ઉત્સાહથી પોતાના કર્તવ્યોનું પાલન કરવું જોઇએ અને આપણુ તથા બીજાનુ કલ્યાણ કરવામાંજ જીવનને વ્યતિત કરવું. એજ પુરૂષાર્થ છે. તેનું ફળ એજ સાચો આનંદ છે. એજ શાંતિ છે અને એજ મોક્ષનો એક માત્ર માર્ગ છે.

बाबु जगन्मोहन वर्मा.

---

# आनंदमय जीवन.

## પ્રકરણ ૧ લું.

### સુખી શી રીતે થવાય !

यथाकारी यथाचारी तथा भवति ।
साधुकारी साधु भवति, पापकारी पापी भवति ॥

बृहदारण्यक ।

ભાવાર્થ—જે જેવું આચરણ યા વર્તન કરે છે, તે તેવોજ થાય છે. પુણ્ય કરનાર પુણ્ય પુણ્યાત્મા અને પાપ કરનાર પાપીજ બને છે.

પરમાત્માએ આપણને મનુષ્યનો જન્મ આપ્યો છે જેથી આપણે તેમનો મહા ઉપકાર માનવો જોઇએ. પરંતુ મનુષ્ય જન્મ ધારણ કરવાનો આપણો ઉદ્દેશ શો છે તેનો વિચાર કરવો જોઇએ. આ સંસારમાં અન્યને આપણે જેમ બને તેમ અધિક સુખી કરવા પ્રયત્ન કરવો જોઇએ, એ પ્રકારના મતને ઘણા માને છે અને ઘણા પણ એવુંજ વિચારતા હોય છે. આપણાથી જ્યાં સુધી બને ત્યાં સુધી અન્ય મનુષ્યોને સુખ તો આપવુંજ જોઇએ એ ઠીકજ છે. અને તેની સાથે સાથે આપણે પણ સુખ મળે તેવા યત્ન કરવો જોઇએ, પરંતુ પોતે એકલાએજ સુખની ઇચ્છા રાખવી એ યોગ્ય નથી. સુખ પ્રાપ્ત કરવું એ આપણું કર્તવ્ય છે અને પ્રયત્ન કરવાથી સુખ મળે છે. સુખનો ઉપભોગ કરવાને માટે આપણે આપણા મનને હમેશાં આનંદિત રાખવું જોઇએ, મનને આનંદિત રાખવાથી આપણે આનંદમાં રહી શકીએ છીએ તેમ અન્યને પણ તેનો લાભ આપી શકીએ છીએ. જેથી આપણે જેટલું આનંદમાં રહી શકાય તેટલા આનંદમાં રહેવાનો પ્રયત્ન કરવો જોઇએ. હસમુખા અને આનંદી મનુષ્યોના સહવાસથી આપણને કેટલા સુખનો અનુભવ થાય છે તેનો સર્વ કોઇને ખ્યાલ હશેજ. આ સંસારમાં દરેક મનુષ્યે સુખ ભોગવી આનંદનો અનુભવ કરવો યાતો દુઃખમાં રહી કલેશનો અનુભવ કરવો એ બન્ને પોતાનાજ હાથમાં છે.

વિઘ્નો અને સંકટોમાં પણ ભવિષ્યમાં સુખ અને આનંદ મળવાનોજ એવી ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી અને સુખી જીવન ગાળવા પ્રયત્ન કરવો જોઇએ.,

આવા વખતમાં પોતાના શુભ વિચારોના બળે પોતાનો સ્વભાવ આનંદમય બનાવવો જોઇએ. પરંતુ આનન્દિત સ્વભાવ ઘણા માણસો રાખવાની ઇચ્છા રાખે છે છતાં ઘણો વખત ટકતો નથી જેથી આનન્દિત સ્વભાવ હમેશને માટે કાયમ રહે તેને માટે આપણા સ્વભાવ ઉપર હમેશા નજર રાખવી પડે છે. અને આપણે આપણા સ્વભાવના દ્રષ્ટા થવું પડે છે.

ઘણા માણસો કહે છે કે આ સંસારજ દુઃખમય છે, અને આવા નિરાશાજનક વિચારોથી ઘણા દુઃખમાંજ પડયા રહે છે. પરંતુ આવા દુઃખપ્રદ વિચારોને માની નિરુત્સાહ થઇ જવા કરતાં જે વિચારોથી મનુષ્ય જન્મની શ્રેષ્ટતા વધારનારી અને પોતાના મનને ઉત્સાહિત કરનારી સદ્‌ગતિની આશા ઉત્પન્ન થાય તેવા વિચારોનું સેવન કરવું એ વધુ હિતકર છે

મનુષ્યોએ ઉદર નિર્વાહને માટે ગમે તેમ કરીને દરરોજ પોતાનો સમય ગાળવો અને તેમાંજ જીવન વ્યતિત કરવું એ કાંઇ ખરૂં કર્તવ્ય નથી. પોતાનું જીવન સાર્થક થાય તેવા કાર્યમા સમય ગાળવો એજ સમયનો સદુપયોગ છે.—જન્મની સાર્થકતા છે.

પોતાના જીવનનો ઉદ્દેશ શુ છે, અને કર્તવ્ય શુ કરવાનું છે એનો એક સિદ્ધાન્ત દરેક માણસે નક્કી કરવો જોઇએ. ઘણા માણસો પ્રયત્ન કરે છે પરંતુ પોતાનું ખરૂ કર્તવ્ય શું છે તેનો નિર્ણય કર્યા સિવાયજ જેમ નદીમાં નાંખેલું ફુલ ગમે તેમ તણાતું, અથડાતું, કુટાતુ ગમે ત્યાં તણાયા કરે છે, તેવી રીતે પોતાનુ જીવન અવ્યવસ્થિત અને અનિશ્ચિતપણે ગાળ્યાં કરે છે.

સંસારમાં સર્વ કાર્ય દેશકાલાનુસાર થયાં કરે છે, અને તેથી આપણા જીવનનો કોઇ એવો ઉદ્દેશ કદાપી ન હોઇ શકે કે જે આ સંસારમાંજ ન સાધી શકાય. જેવી રીતે પોતાની જીવન યાત્રામાં માછલીનું કોઇ કર્તવ્ય એવું ન હોઇ શકે કે તેનો સંબંધ જળની સાથે ન હોઇ શકે, અથવા તો પાણીમાં ન સાધી શકે, કેમકે પાણીના સિવાય માછલીનું જીવનજ ટકી શકતું નથી, તેવી રીતે જ્યારે આપણે આ સંસારમાં રહીએ છીએ તો પછી જરૂર આપણા જીવનના પ્રધાન હેતુની સિદ્ધી આ સંસારમાંજ થઇ શકવી જોઇએ.

મનુષ્ય સૃષ્ટિ લાખો કે કરોડો વર્ષથી છે અને તેવા કેટલાંય વર્ષ સુધી ચાલ્યાંજ રહેવાની, તે તેમાં આપણા જીવનનો ઉદ્દેશ કોઇ એવોજ હોવો જોઇએ કે આપણે જેનું સંસારમાંજ પાલન કરી શકીએ અને આપણને કોઇ વિઘ્ન નડી શકે નહિ.

ધન કમાવું, માન તથા ઐશ્વર્ય પ્રાપ્ત કરવું અને નાના પ્રકારની ઉપાધિયોથી વિભુષિત થવું એવાં કાર્ય તો આ જગતમા દરેક માણસ કર્યાંજ કરે છે. આ જગતમાં તે કરતાં વળી બીજો કેવો ઉદ્દેશ હોવો જોઇએ ? પરંતુ જો સુક્ષ્મ દ્રષ્ટિથી વિચાર કરવામાં આવશે તો જણાશે કે ખરી રીતે તેથી કોઇ બીજોજ ઉદ્દેશ મનુષ્ય જીવનનો છે.

કોઈ પણ કાર્યની સિદ્ધિ કરવાને માટે કેવળ તેજ સ્થાન ઉચિત સમજવામાં આવે છે કે જ્યા તે કાર્ય સરળતાથી ઉત્તમ પ્રકારે સિદ્ધ થઈ શકે. પરંતુ જ્યાં તે કાર્યને સિદ્ધ થવામાં વારંવાર વિઘ્નો નડતાં હોય તે સ્થાનને કાર્ય કરવાને માટે યોગ્ય ગણી શકાય નહિ. આ સંસારમાં ધન, માન, ઐશ્વર્ય વિગેરેની પ્રાપ્તિ કરવાને માટે ઘણુંજ કષ્ટ વેઠવામાં આવે છે

અને તે તે પ્રાપ્ત કરવાને માટે અનેક વિઘ્નો, માનસિક ક્લેશો અને અનેક પ્રકારની અન્ય ચિંતાઓ તથા વિઘ્નો નડે છે. પ્રથમ તો તેને પ્રાપ્ત કરવાને માટે ઘણુંજ કષ્ટ વેઠવું પડે છે, પછી તેનું રક્ષણ કરવાને માટે ચિંતા, આર્થિક હાનિ, આરોગ્યની હાનિ, માનસિક ક્લેશ અને કોઇ કોઇ વાર તો આત્માની પણ હાનિને સહન કરવી પડે છે. જેથી ખરૂં જોતાં આ આપણા જીવનનો હેતુ નથી. તે વિઘ્નોનું સ્મરણ કરતાંજ થરથરી જવાય છે; અને તેનો ઘણાને અનુભવ પણ થયોજ હોય છે. ધન એ એક એવી વસ્તુ છે કે, જેને કમાવા અને સંગ્રહ કરવાનું મનુષ્ય માત્ર ઘણે ભાગે પોતાનું મુખ્ય કર્તવ્ય માને છે. તે ધનને માટે તેને કેટલા વિઘ્નો, ક્લેશ, શારીરિક અને માનસિક હાનિ સહન કરવી પડે છે. વળી આટલું સંકટ વેઠતા છતાં પણ ઘણા તેમાં સફળ થતા નથી અને કમાય છે, તો તેનો હમેશને માટે પોતે ઉપયોગ પણ કરી શકતા નથી.

ઇશ્વરના નિયમો ગહન અને અલૌકિક છે. જે આજે રાજા છે તે કાલે રંક બને છે. આજે જે ધનાઢ્ય હોય છે તે દિવસ ફરતા ભીખ માગે છે, અને તેથી જણાય છે કે કેવળ ધનપ્રાપ્તિ એજ આ સંસારમાં આપણા જીવનનો મુખ્ય ઉદ્દેશ હોય એમ કદાપિ માની શકાય તેમ નથી અને તેવીજ રીતે માન મેળવવામાં કે ઐશ્વર્ય પ્રાપ્ત કરવામાં પણ અનેક સંકટો અને હાનિને સહન કરવી પડે છે છતાં પણ તેનો ચિરકાળ ઉપભોગ કરી શકાતો નથી. તેથી એટલું તો જણાય છે કે આવા મહાન કષ્ટે મળતા નાશવંત પદાર્થોનેજ પ્રાપ્ત કરવાને માટે કાંઇ મનુષ્યનો જન્મ હોય એ કાંઇ માની શકાય તેમ નથી. તો આપણા જીવનનો કોઇ બીજોજ ઉદ્દેશ હોવો જોઇએ.

આપણે જે કાંઇ કામ કરીએ છીએ તેના સારા યા ખરાબ સંસ્કારો આપણા જીવનોદ્દેશ ઉપર જરૂર પડે છે. ગમે તો આપણું કાર્ય આપણા જીવનના ઉદ્દેશને અનુકુળ હોય યા પ્રતિકુળ હોય તો પણ જોવું જોઇએ કે આપણું એવું કયું ખરૂં કર્તવ્ય છે કે જેના ઉપર આપણા પ્રત્યેક કાર્યનો થોડો યા ઘણો, સારો યા ખોટો પ્રભાવ પડે છે. તે કર્તવ્ય એજ આપણા જીવનનો ખરો ઉદ્દેશ છે. એવું કર્તવ્ય તો આત્મ સંબંધી છે. આપણે ધન, માન, તથા ઐશ્વર્ય સંબંધી કાર્યમાં જો સફળ હોઇએ યા અસફળ, પરંતુ આ કાર્યનાં સાધનો દ્વારા આપણો આત્મા થોડે યા ઘણે અંશે ઉન્નત અથવા અવનત થવાનોજ. જ્યારે આપણા આત્માની ઉન્નતિ અથવા અવનતિ સઘળી એ આપણા પ્રત્યેક કાર્ય ઉપર આધાર રાખે છે તો એ સ્પષ્ટ જણાય છે કે માત્ર આત્માને ઉદાર તથા ઉન્નત બનાવવો એજ આપણા જીવનનો પરમ ઉદ્દેશ હોઇ શકે છે. કેવળ આત્માને ઉદાર અને ઉન્નત બનાવવો એ એક એવું કર્તવ્ય છે કે જેથી આપણને સાચું સુખ અને પૂર્ણ શાન્તિ મળે છે.

આપણા ઉદ્દેશને લક્ષ્યમાં રાખી કાર્ય કરવું જોઇએ. આપણે આ દુર્લભ જન્મને પામીને તેને વ્યર્થ ગુમાવવો એ મોટામાં મોટું પાપ છે. આપણને મનુષ્યજન્મ આપીને ઇશ્વરે આપણા ઉપર એક મહદ્ ઉપકાર કર્યો છે. કારણ કે આ જન્મમાંજ જો મનુષ્ય પ્રયત્ન કરે તો ઇશ્વર રૂપ બની જાય છે. પોતે પોતામાં મગ્ન રહી શકે છે અને અનન્ત આનંદ અને સુખને મેળવી શકે છે. એવી યોગ્યતા આપણને ઇશ્વરે આપી છે. તેવી શક્તિ આપણામાં હોવા છતાં પણ આપણે આપણી શ્રેષ્ઠતાને ન સમજી, દુઃખ અને ક્લેશો ઉપર વિજય મેળવી

સુખ અને શાંતિને પ્રાપ્ત કરવાની યોગ્યતા હોવા છતાં પણ તે આપણે ન મેળવીએ તો તે આપણી મોટામાં મોટી ભૂલ છે, અને આવેલો વખત વ્યર્થ ગુમાવવા તુલ્ય છે.

જે મનુષ્ય પ્રાપ્ત સુખનો ઉપભોગ કરતો નથી, તે સદા દુઃખીજ રહે છે, જે પોતાના મૂલ્યવાન જીવનને વ્યર્થ માનીને નષ્ટ કરી દે છે તેને સુખ કદી ન મળતાં દુઃખમાંજ રવડ્યાં કરવું પડે છે. આ દિવ્ય જગતની અલૌકિક સુંદરતા આપણા નિત્યના સહવાસની વસ્તુ થઈ જવાથી આપણે તેના ઉપર ધ્યાન આપતા નથી, અને કદાચ આપીએ છીએ તો પણ તેમના અંતઃકરણમાં કૃતજ્ઞતા જાગૃત થતી નથી. મહાન પુરૂષો કહે છે કે, ઈશ્વર અત્યંત કૃપાળુ છે, પરંતુ તેનાં જે કર્તવ્યોથી ઈશ્વરનો પ્રેમ પ્રત્યક્ષ અને તત્કાળ અનુભવમાં આવી શકે, તેને તે બતાવી શકતા નથી. ક્ષુદ્ર જંતુઓની માફક આપણને પણ ઇશ્વર ખાવાને અન્ન, પહેરવાને કપડું અને શરીરનું આરોગ્ય આપે છે પરંતુ તે ઉપરાંત ઇશ્વરની લીલાનું ઐશ્વર્ય સમજવાની શક્તિ એકલા મનુષ્યમાંજ છે અને તેથીજ આપણે તે પરમ કૃપાળુ ઇશ્વરના પરમ ઋણી છીએ.

એકાંત સ્થાનમાં બેસી ભગવદ્સ્મરણ કરવાની સાથે બહાર વન ઉપવનોમાં જઈને નિરક્ષણ કરવું જોઇએ. સંયમ કરવાની સાથે સુખને પ્રાપ્ત કરવું એ મનુષ્યનું કર્તવ્ય છે. ઇશ્વરે સંસારની રચનાજ એવી રચી છે કે વિચાર કરનાર અને જ્ઞાની દરેક માણસને સુખજ મળવું જોઇએ. પછી તેણે તે સુખનો અનાદર કેમ કરવો જોઇએ ? જગતમાં પક્ષીનાં ગાયન પવનનો સણસણાટ, ઝરણોનો ખળખળાટ વિગેરે મનુષ્યને કુદરતિ લીલા આનંદનું ભાન કરાવી, ઇશ્વરની અલૌકિક ગતિનું જ્ઞાન આપે છે.

ઘણી વખતે સુખ મેળવવાનો આવેલો વખત આપણે હાથે કરીને ગુમાવીએ છીએ. જે મનુષ્ય પોતાનો જન્મ સુખમાં વ્યતિત કરી શકતો નથી તેણે શરીર ધારણ કરવા છતાં પણ પિશાચ તુલ્યજ સમજવો જોઇએ, કારણ કે તેને શરીર મળવા છતાં પણ તેનો સદુપયોગ કરેલો નથી. આપણને સુખ કે દુઃખ મળવામાં આપણે પોતેજ કારણરૂપ છીએ. જે જે સ્થિતિ સુખકર વા દુઃખમય આપણને પ્રાપ્ત થાય છે તે આપણા હાથેજ આપણે મેળવેલી છે. કારણ કે આપણી ભૂલ સિવાય કદી પણ આપણને હાનિ થતી નથી. સુખ મેળવવાનાં સર્વ સાધન ઇશ્વરે મનુષ્યને આપેલાંજ છે. ઇશ્વરના સંકેતાનુસાર જે કાંઇ બને છે તે હિતકારકજ છે. બીજાની વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખતાંજ પોતાની વસ્તુ નષ્ટ થાય છે.

વળી દુઃખ, ચિંતા, રોગ વગેરે બહારનાં કારણોથી પણ ઉત્પન્ન થાય છે. જેમકે અત્યંત પ્રેમી સંબંધીનો વિયોગ, તેમનો આપણી સાથે અણબનાવ અથવા તેમનું ખરાબ કામમાં પ્રવૃત્ત હોવું વિગેરે ઘણા બનાવો છે કે જેથી આપણને દુઃખ થાય છે. જો કોઇ આપણને ખરાબ વચન સંભળાવે છે કે આપણું ખોટું બોલે છે તો આપણું મન આખો દિવસ ખિન્ન રહ્યાં કરે છે. અને દુઃખનો અનુભવ થાય છે. આમ સમાજમાં રહેનારને તો વારંવાર દુઃખના પ્રસંગો ઉપસ્થિત થયાંજ કરે છે. પરંતુ આપણને બહારથી જણાતા દુઃખદ પ્રસંગો એ સત્ય નથી, જેથી જો વિપત્તિનો સાચો મર્મ જાણવામાં ન આવે તો અવિચારથી તેથી આવી પડતા દુઃખને ન માનીને તેના અંતર્ગત પ્રાપ્ત થનાર સુખ અને લાભની તરફ ધ્યાન અવશ્ય આપવુંજ જોઇએ. આત્માને એક જગ્યાએ મજબૂતીથી બંધનમાં રાખનાર સુખ

**क्रोध एव महान शत्रु स्तृष्णा वैतरणी नदी ।**
**संतोषो नंदनवनं शांतिरेवहि कामधुक ॥**

અર્થાત્—ક્રોધ એ મહાન શત્રુ છે. આશા એ વૈતરણી નદી છે, સંતોષ એ નંદનવન છે અને શાંતિ એ કામધેનુ છે. કદાચ આપણે આપત્તિમાં આવી પડીએ તો તેની ચિંતા કરવાથી વધુ દુઃખી થઇએ છીએ. જેમકે માણસને મરવાનું તો નક્કીજ છે તો પછી હવે મરવું પડશે. શું કરીશું એવી આગળથી ચિંતા કરીને દુઃખી શા માટે થવું જોઇએ. જો સુખમાં રહેતાં ન આવડે તો તેનો દોષ આપણોજ છે. શરીરને બંધન કરી શકાય છે, કાંઇ મનને કોઇ બાંધી શક્તુ નથી. તેજીજ રીતે જેને આત્મ સામર્થ્ય ઉપર વિશ્વાસજ છે તેને પછી દુઃખ એવી કોઇ વસ્તુ છેજ નહિ, જેને તરતાં આવડે છે તેને ઉંડા પાણીનો ડર શો છે. તેવીજ રીતે પ્રાપ્ત દુઃખને આત્મ સામર્થ્યના બળે જેને ટાળી શક્તાં આવડે છે તેણે પછી દુઃખથી વ્યર્થ શા માટે ગોથાવું જોઇએ? નહીંજ. આત્મામાં સદા શાંતિ, સુખ, અને આનંદનોજ વાસ છે. તેમાં જેને વિશ્વાસ છે તેને પણ સદા શાંતિ, સુખ અને આનંદનોજ અનુભવ થાય છે.

---

## मारा मित्रनुं स्वप्न.

( લેખક:—શ્રીયુત્ હરિદાસ નાથાભાઇ દેશાઈ. બી. એ. એલએલ. બી, )

તારીખ ૧૭ મી એપ્રીલ સને ૧૯૧૬ ની રાતના નવ વાગે હું મારી ગુડઝ લઈ ગાડી ઉપડેલી સ્ટેશનના વેઈટીંગ રૂમમાં કામ પરવારી કાંઇક બેચેનીમાં મારી આરપાઇમાં નિંદ્રીત અવસ્થામાં આરો થયો હતો, તેવામાં એકાએક અવાજ આવ્યો;

" સ્વામી " આ શબ્દ સાંભળી હું અજાયબ થયો; અવાજ ઓળખ્યો, અને તે સ્થીતિમાં આમ તેમ જોવા લાગ્યો. અવાજ કઇ બાજુથી આવે છે તે સમજી શક્યો નહીં. મન ઠાણુમાં રાખી પુન. આંખ મીંચી પડી રહ્યો. પુનઃ અવાજ આવ્યો " સ્વામીનાથ, મારી સામે દૃષ્ટિપાત કરો " હું આમ તેમ ડાફરીઆં મારવા લાગ્યો પણ કંઇ સમજી શક્યો નહી. સહેજ ગભરાયો અને મુખેથી બોલાઇ જવાયું કે જે હોય તે સ્હામે આવો. પ્રત્યુત્તર મળ્યો, " આમ જુવો વ્હાલા, હું તમારી સ્હામેજ છું. વિલંબ ન કરો. હું આપની પાસે અંતની ભીક્ષા માગવા આવી છું. આશા રાખું છું કે મને નિરુત્સાહ નહી કરો.

શાસ્ત્રમાં કહ્યા મુજબ મૃત દેહ, લીંગ અંગુઠા જેવડા આકારે સર્વ ચ્હેરો મારી આંખે મળતો જોઇ મનમાં ખેદ પામતો બોલ્યો. ' કોણ દેવી! ' જવાબ મળ્યો, ' હાજી એજ દેવી આપણી સહચારીણી. અત્યારે આપને દુઃખોદધીમાં ફેંકી મૃત્યુલોક તજી યમદૂત જે સ્થળે લઈ જાય તે સ્થળે જવા તૈયાર થઇ આપની આજ્ઞાની રાહ જોતી ઉભી છે. સ્વામીનાથ, વિલંબ નહિ કરો. સ્વમુખે રજા આપો, આ દેવદૂત વધુ વખત રોકાવાની ના પાડે છે. "

અશ્રુપૂર્ણ આંખે ગળગળા અવાજે મેં પ્રશ્ન કર્યો, " દેવી, તમને આજ ગમ્યું ? આટલા વર્ષે સાથે સુખ દુ:ખ ભોગવી મને એકલાને છોડી તમને જવા દેવાની આજ્ઞા મારાથી આપી શકાતી નથી. " જવાબ મળ્યો, " મ્હારા મૃત્યુલોકના સહચારી, સર્વ ગઈ ગુજરી ભૂલી જાવ. મ્હારો મૃતદેહ ( શબ ) મારા પિતાને ત્યાં ઘરમાં પડેલું છે. સર્વ હતું ન હતું થઈ ગયું, તેનો હર્ષ શોક કરવો વૃથા છે. સંસારની ઘટમાળ આમજ ચાલે છે. આપ તો રેલ્વેમાં નોકરી કરોછો, વળી તેમાં ગાર્ડની. આગગાડીમાં અસંખ્ય ઉતારૂઓ બેસે છે; ઇચ્છીત સ્ટેશને ગાડી આવતાં તે ઉતારૂઓ ઉતરી જાય છે અને અન્ય ઉતારૂઓ બેસે છે. મારી સંસારયાત્રા પુરી થઈ છે. હવે તો આ દેવદૂત જ્યાં દોરી જાય ત્યાં જવા તત્પર થઇ છું. "

હું કહેવા લાગ્યો, " દેવી, ગમે તેમ કરો પણ આ તમારા સહચારીને તો સાથેજ લ્યો. મારી પણ આ છેલ્લીજ પ્રાર્થના છે. " જવાબમાં મારી દેવી બોલવા લાગી, "મૃત્યુલોક સાથે હવે મારે સંબંધ નથી. મારાં સંસાર બન્ધન તુટ્યા છે. હવે આપની આજ્ઞા પાળવાનો મને અધીકાર નથી. હવે દેવલોકની આજ્ઞા માન્ય કરવી એ મારી ફરજ છે. તેમ છતાં પણ મારે આપને અંતની સલાહ રૂપે બે બોલ કહેવા છે. જે આપ જીંદગી પર્યંત હૃદયમાં ધારશો. " જુઓ, આપની ઉમ્મર નાની છે, ઇંદ્રિયદમન કરતાં શીખજો. આપનો સ્વભાવ ભોળો છે. સ્હેજમાં વિશ્વાસ રાખી ઠગાઇ જાવ તેવા છો. ચાલુ જમાનો વિચિત્ર છે. માટે પાત્ર જોઇ વિશ્વાસ કરવો હિતકર છે. કારણ ઉંડાળનો ઉંડાળ દિન પ્રતિદીન વધતો જાય છે. માતા પિતાપર અથાગ પ્રેમ રાખજો. સર્વ જગતના પ્રાણીને ભાંડુ તરીકે ગણજો. તેમ ઉંચ, નીચ, ગરીબ, તવંગર, હિન્દુ, મુસલમાન કે ખ્રીસ્તિ કે પછી ગમે તે જાત હોય તે સર્વ એકજ પિતાના બાળક છે. એવો સમભાવ સદા હૃદયમાં રાખજો. દુ:ખની દાઝ જાણજો. દયા રાખોછો તેવીને તેવી રાખશો. દુનીઆના કારસ્તાની લોકો સાથે ભેળાશો નહી. કુસંગી લોકોની સોબત કરશો નહી. એવા લોકોને સુધારવા પ્રયત્ન કરશો. બ્રીટીશ રાજ્ય પ્રત્યે અડગ ભક્તિભાવ રાખશો. રાજદ્રોહી ને ચસ્કેલા મગજના મુવાનો પ્રતિ તિરસ્કાર દર્શાવશો.

વચમાંજ મ્હારી શ્રવણ ઇંદ્રીઓની મરજી વિરૂદ્ધ પુછાઈ જવાયું " દેવી, દેવી, આ વચનામૃતની વૃષ્ટિ આજેજ અને આ સ્થિતિમાં એ શું ! આ તો અજાયબી ! આપણા સહવાસ દરમિયાન તમે મને આવી સુસલાહનો લાભ આપ્યો નહોતો. આ અથાગ જ્ઞાન પુર્ણ હૃદય ખોલ્યું નહોતુ કે કદાચ તે રસના પ્રવાહની અંદર આપણે બંન્ને રસબસ થઈ સીતારના તારની માફક એકતાર થઈ જાત, આટલું બધું તમારૂં ઉંડુ જ્ઞાન કયાં છુપાવ્યું હતું ! દેવી ! મ્હારી હૃદયમંદિરની દેવી ! આ કરતાં તમે મને આ સમયે તમારાં વચનામૃતનો સ્વાદ નહિ ચખાડયો હોત તો સારૂં થાત. આ જ્ઞાન તમે કયારે અને કેવી રીતે સંપાદન કર્યું ? ઘણી વખતે તમે છુપાં છુપાં ધર્મ પુસ્તકો વાંચતાં હતાં, પરંતુ દેવી ! તમે આવી ઉંચ સ્થિતિ પ્રાપ્ત કરી હશે તેવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. "

" મ્હારા મૃત્યુલોકના સહચારી જ્ઞાન એ દીપક છે, હૃદયના ઉંડાણમાં પથ્થરનું થાંભ છે. તે થાંભની અંદર જ્ઞાનને રહેવાનું સ્થાન છે. તે થાંભનું મનન કર્યાથી જ્ઞાનનો પ્રકાશ થાય છે, તે સુરસ્તે જાય છે તો સ્વર્ગની વાટે મંગરાય છે અને કુરસ્તે ચડે છે તો દુનિયામાં

તે મનુષ્ય અંધકારમાં ગોથાં ખાઈ અંતે નરકાધિકારી બને છે. મ્હારા હૃદય દેવતા, મ્હારા મૃત્યુની આગામી આજથી ત્રણ વર્ષ પહેલાં સ્વપ્નામાં થઈ હતી. મૃત્યુલોક સ્વપ્નને ખોટાં ગણે છે,, અને તે અસ્થીર મગજ કે નબળાઈનું કારણ છે એમ બતાવે છે. પરંતુ સ્વામિનાથ! આવાં સાચાં સ્વપ્ન કોઇકને કવચીતજ આવે છે અને તે ખાસ કરીને શુદ્ધ અને સાચા હૃદયનેજ આવે છે. વ્હાલા ઉપર કથીત સ્વપ્ન પછી મ્હારૂં મન સિધે રસ્તે દોરાયું. કોઇક ભગવત્ ગીતાનું વાંચન શરૂ કર્યું અને તેમાંથી મ્હારાં જ્ઞાન ચક્ષુનો વિકાસ થયો, સાથે સાથે ધર્મનાં પુસ્તકો વાંચવાં અને વાંચી તેનું મનન કરતાં શીખી, સમય જતાં જ્ઞાન અને અનુભવના યોગે મને જણાઈ આવ્યું કે કેટલાક મનુષ્યો જન્મ લેવો તે ફક્ત જગતમાં ખાવું પીવું અને પ્રજોત્પત્તિને માટેજ છે એમ સમજી સ્વાર્થમાં અંધ થઈ સ્વસ્વાર્થ બગાડી અંતે મરણને શરણ થાય છે, બલકે કહીએ તો શ્વાનતુલ્ય જીવન ગાળી પ્રભુએ અર્પેલા ઉચ્ચ મનુષ્ય જીવનનો દુરૂપયોગ કરે છે. આવા મનુષ્યો જગતમાં જનમ્યા કે ન જનમ્યા સરખા છે. જે લોકો પોતાનું સારૂં કરી શકતા નથી તે પારકાનું શું ભલું કરી શકે. મ્હારા દેવ! તમે ઘેર આવતા ત્યારે સર્વ પુસ્તક બાજુએ મૂકી તમારૂં મન રંજન કરવા સ્ત્રી કર્તવ્ય અનુસાર પ્રયાસ કરતી પરંતુ તમારી સાથે કદી પણ કોઈ પણ વિષયપર વાદવિવાદમાં ઉતરતી નહિ. કારણ તમે મને વધુ યાદ કરત અને તમારાથી એ ઘા સહન કરવો મુશ્કેલ પડત. અતે એક વાત મ્હારે કહેવાની રહી જાય છે. મ્હારી પાછળ તમે ફરીથી કોઈ યોગ્ય કન્યા સાથે લગ્ન કરજો. આવતી મ્હારી બ્હેનને મને જે સુખ આપ્યું છે તેવુંજ બલકે તેથી પણ વધારે સુખ આપજો. આપણા કુટુંબમાં સ્ત્રીઓનું માન ઘણીજ ઉમદી રીતે સાચવવામાં આવે છે અને મને કહેતાં આંચકો આવતો નથી કે સ્ત્રીઓ દેવી તરીકે પૂજાય છે. અને વધુ કહું તો નિચેના સિદ્ધાંતનો પૂર્ણ રીતે સાક્ષાત્કાર થાય છે. **यत्र नार्यस्तु पूज्यन्ते तत्र रमन्ते देवताः** મ્હારા પ્રભુ મ્હારો પ્રેમ મ્હારૂં મનન આ સર્વ ભૂલી જજો. પરમાત્મા તમને સર્વ સુખ અર્પે. તમારૂં હૃદય પાષાણમય કરજો. મને સંભાળી રૂદન કરી કલેશ ન કરશો. આ મારી અંતની શીક્ષા છે અને વધુ કહું તો આપણો પ્રેમમય સંબંધની છેલ્લામાં છેલ્લી યાચના છે. વ્હાલા! હવે વધુ વખત રોકાવાય તેમ નથી. શું કરૂં, લાચાર છું. વિયોગ થતા હૃદય ભડભડ બળે છે પણ પ્રભુની આજ્ઞા માથે ચઢાવવી તદઅનુસાર વર્તન કરવું તે પ્રભુના પ્યારાં બાળકોની પ્રથમ પંક્તિની ફરજ છે. સ્વામી! ઇશ્વરે આ સંસારમાં વસ્તુઓની જોડી બનાવેલી છે. જેમકે ઉદય અને અસ્ત, દિન અને રાત્રી, જન્મ અને મરણ, સુખ અને દુઃખ વિગેરે. અને સુખ આવે ફુલાઇ જવું, દુઃખ આવે શોક કરવો તે એક જાતની ઘેલછા છે, સર્વ કોઈ સ્થિતિમાં પ્રભુમાં વિશ્વાસ રાખી હૃદયમાં સમતા ધારી ઈશ્વરી નિયમને માન આપવું તે પ્રાણીમાત્રનો ધર્મ છે. વખત હવે ઘણો ગયો, આ દેવદૂત ઉતાવળ કરે છે. દાસી આજ્ઞા માગે છે. આપનો સદા જય થાઓ."

મ્હારી આંખ મીંચાઈ ગઈ. ફરીથી આંખ ઉઘાડતાં બેબાકળો જોઉં છું તો વેઇટીંગ રૂમમાં મ્હારા સિવાય અન્ય કોઇ નહોતું. મનમાં ઘણો સંતાપ થયો, વિચારના વમળમાં ગોથાં ખાતાં બાકીની રાત્રી બેચેનીમાં મહા મુશ્કેલીથી ગાળી. બીજેજ દિવસે મ્હારી પત્નીના મૃત્યુના સમાચાર મને તાર દ્વારા મળ્યા, અને સ્વપ્નની સત્યતાનો સ્ફોટ થયો. પ્રિયવાચક આ સાથેજ હું આટલેથીજ વિરમું છું.

---

# कोकिलाने उपालंभ.

( લેખક—શ્રીયુત વોરા વેલજી લાલજી )

### અનુભવ પૂર્વે.

વ્હાલી કોયલ વ્હાલા તારા ટહુકડા,
સુણતાં ઉપજે અંતર આનંદ લ્હેર જો,
ત્હારા લાગે મીઠા બહુ ટહુકા મને,
ધન્યુ મધુરી કુંજે એવા રોજ જો,
**संगीतमां तुं खरेज सौथी श्रेष्ठ छो** १

સંગીતના સુર કોણે તુજને શીખવ્યા ?
શીખીને નવ જન્મ્યો, જાણ્યો કોઇ જો,
વિણ શીખવ્યા સંગીત તુજને આવડે,
એ તુજ પર કુદરતની જાણુ મ્હેર જો,
**संगीतमां तुं खरेज सौथी श्रेष्ठ छो.** २

કોકિલ ત્હારા મધુરા ટહુકા મ્હે સુણ્યા,
સુણતા સુણતાં હૃદય મહિં કંઇ થાય જો,
જે થાતુ તે કહેવાને શબ્દો નથી,
અનુભવગમ્ય ખરેખર એ છે વાત જો,
**संगीतमां तुं खरेज सौथी श्रेष्ठ छो.** ३

પ્રણય તણો પહેલો પઢવે છે પાઠ તું,
હોંશે ને પ્રીતે પઢતા નરનાર જો,
જે નવ પઢતા, તેને માનવ નવ ગણું,
પ્રેમ વગરના માનવ મુડદા તુલ્ય જો,
**संगीतमां तुं खरेज सौथी श्रेष्ठ छो.** ४

### અનુભવ પશ્ચાત્

પ્રેમ તણોજ પઢાવે સૌને પાઠ તુ,
પણ પોતે ના પઢે પ્રેમનો પાઠ જો,
આત્મજને ઉછેરે કાગ તણે ઘરે,
એ તે કેવી પ્રેમ વગરની વાત જો,
**पोथीमांनां रींगणां ना अमने गमे.** ५

કહેવુ તેવું કરવુ ઉત્તમ રીત છે
ના વર્તે તે ગમારમાંજ ગણાય જો,
હૃદય વિનાનુ કથન અમોને નહિ ગમે,
પુન કદિ ના દે જે એવો બોધ જો,
**जा कोकिला वधु तने हु शु कहुं ?** ६

# हीत वचन.

( સંશોધક—વાડીલાલ કાકુભાઈ સંઘવી,—અમદાવાદ.)

સંતપુરુષોનાં નીચેના આત્મહિતાર્થ વાક્યો દરેક બંધુએ અવશ્ય મનન કરવા યોગ્ય છે.

૧. યોગ્યતા હશે તો ધન, કીર્તિ, અને મોટાઇ વગેરે પોતાની મેળેજ પ્રાપ્ત થશે.

૨. જે ખાવાપીવામાં નિયમિત રહે છે તેજ પરમાત્મા સાથે મન જોડી શકે છે.

૩. અવતાર અધિક સાર્થક કરવામા સ્વાર્થત્યાગ, પરમાર્થ પ્રેમ એ પ્રાધાન્ય વસ્તુ છે.

૪. પ્રભુ અને પ્રભુ ભક્તમાં તફાવત માનનાર ફળ પ્રાપ્તિમાં તફાવત પામે છે.

૫. દયા વગર દુઃખ મળતુ નથી, અને દુઃખ વગર દીનબંધુ ઓળખાતો નથી.

૬. કોઇએ દયા કરીને આપેલી વસ્તુ મેળવ્યા પછી તેનાજ વિરોધી બનવું એ પશુઓ પણ પસંદ કરતા નથી.

૭. ગમે તેને ગમે તે વખતે આપવાની ટેવથી ભાગ્યવશાત્ સત્પાત્ર પ્રાપ્તિ થઇ જાય છે.

૮. શાસ્ત્ર જે શાસન તથા સૂચના કરે તેનું માનથી અનુકરણ કરવું, એ મોક્ષ પ્રાપ્તિનો સર્વોત્તમ ઇલાજ છે.

૯. અગ્નિ સ્વરૂપ સંસારમા જળ સ્વરૂપ સ્થિતિ ભોગવવાનું સ્વત. સાધન બ્રહ્માનંદ છે.

૧૦. સ્વભાવદ્રવ્ય વધારવાના સાધનોમાં સત્સંગ, સુવિચાર અને યોગાભ્યાસ એ સર્વોત્તમ છે.

૧૧. પ્રભુ પ્રત્યે પ્રીતિ તથા ભક્તિ વધવાથી કામરૂપ કીડાને દુષ્કર્મરૂપી ફળો ખવરાવી દઇ આપણો પુણ્ય સંગ્રહ સાચવી રાખે છે.

૧૨. 'ગરજ સરી ને વૈદ વેરી' એમ કરનાર માણસ ઉત્તમ લાભ મેળવી શકતો નથી.

૧૩. જે લોકવલ્લભ નથી તે પોતાના ધર્માનુષ્ઠાનને પણ દૂષિત કરે છે.

૧૪. દીર્ઘ વિચાર કર્યા સિવાય કાર્ય કરનાર કોઈ વખત મોટી આફતમાં આવી પડે છે.

૧૫. આવકના પ્રમાણથી અધિક ખરચ રાખતાં લોકમાં અવિશ્વાસ, ધર્મની હાનિ, લઘુતા અને ભિક્ષુકતા વિગેરે પ્રાપ્ત થાય છે.

૧૬. પોતપોતાના વર્ણને અનુસારે સદાચારથી ધન પેદા કરવું તે ન્યાયસંપન્ન દ્રવ્ય કહેવાય છે.

૧૭. જ્યાં સુધી રાગ દ્વેષ રૂપ બીજો દગ્ધ થયાં નથી, ત્યાં સુધી સંસાર પરિભ્રમણના અંકુરો કદી શાંત થવાના નથી.

૧૮. આ અનિત્ય દેહથી જેટલી તપશ્ચર્યા, જ્ઞાન, ધ્યાન, અને પરોપકારાદિ બની શકે તે કરી લેવું, એજ આ માનવ દેહનું સાર્થકપણું છે.

૧૯. જો મનશુદ્ધિ વિદ્યમાન હોય તો અવિદ્યમાન ગુણો પણ આવી મળે છે.

૨૦. વિપત્તિઓના સમૂહરૂપ વલ્લીઓને કાપવા માટે યોગ એ તીક્ષ્ણ ધારવાળા કુહાડા સરખો છે.




( Matrimonial Penal Code. )

( લેખકઃ—શ્રીયુત જયંતિલાલ મંગળજી ઓઝા. બી. એ. )

## પ્રકરણ પ્હેલું.

### પ્રસ્તાવના. ( Introduction )

સ્ત્રીઓની મરજી વિરૂદ્ધ વર્ત્તનારા સ્વામીઓ અને સ્ત્રીનો પરમ અધિકાર નહીં સ્વીકારનારા પુરૂષોને સીધા કરવાને વાસ્તે ખાસ Penal Code પીનલ કોડની આવશ્યકતા જણાવાથી તે નીચે પ્રમાણે બનાવવામાં આવે છે.

ક. ૧ આ કાયદાનું નામ દાંપત્ય-દંડ વિધાન રહેશે, અને ભારતવર્ષમાં પરણેલા દેશી પુરૂષ ઉપર તેનો અધિકાર ચાલશે.

## પ્રકરણ બીજું.

### વ્યાખ્યા. ( Definitions. )

ક. ૨. હલનચલન કરવાની શક્તિવાળું જે જંગમ દ્રવ્ય સ્ત્રીઓના સંપૂર્ણ અધિકારમાં છે તેનું નામ પતિ.

ઉદાહરણ. ( Illustrations. )

अ. ટ્રંક, પેટી વગેરે પતિ થઈ શકતા નથી. કારણ જંગમ દ્રવ્ય હોવા છતાં તે સજીવ નથી.

ब. ગાય, ભેંસ, વાછડા પતિ થઈ શકતા નથી કારણ સજીવ હોવા છતાં તેમનામાં પોતાની ઈચ્છાનુસાર કાર્ય કરવાની શક્તિ છે. સ્ત્રીઓની સંપૂર્ણ સત્તામાં નહી હોવાથી તેઓ પતિ થઇ શકતા નથી.

क. વિવાહિત સ્થિતિમા જે પુરૂષ સ્વતંત્રતાપૂર્વક કંઈ કામ કરી શકતો નથી તેનુ નામ પતિ.

ક. ૩. જે સ્ત્રી પોતાના પતિનો મિલ્કત તરીકે ઉપયોગ કરી શકે છે તેનું નામ તે પતિની સ્ત્રી અથવા પત્ની.

વિવરણ ( Eplanation ).

મિલ્કતનો અધિકારી પોતાની મિલ્કતને મારી પીટી પણ શકે છે.

ક. ૪. પૂર્વજન્મમાં કરેલાં પાપોના પ્રાયશ્ચિતને માટે ભોગવવી પડતી સ્થિતિને વિવાહિત સ્થિતિ સમજવી.

## પ્રકરણ ત્રીજું.

### Of Punishments. શિક્ષા સંબંધી,

ક. ૫. આ કાયદાની અનુસાર અપરાધીને નીચે પ્રમાણે શિક્ષા થઇ શકે છે—
૧ શયનગૃહમાં અથવા બીજા કોઇ ઓરડાની ચાર દિવાલો વચ્ચે કેદ
કેદ બે જાતની છે—
૧ સખ્ત,—એટલે કે તિરસ્કાર યુક્ત શબ્દના પ્રયોગ સાથેની.
૨ સાદી
૨ દેશ નિકાલની સજા—એટલે કે બીજી શય્યા પર મોકલવાની શિક્ષા અથવા શયનગૃહની બ્હાર હાંકી કાઢવાની શિક્ષા.
૩ પત્નીના દાસત્વનો અંગીકાર.
૪ પોકેટ મની ( Pocket Money ) બંધ કરવાની શિક્ષા.

ક. ૬. આ કાયદામાં ફાંસીનો અર્થ એવો થાય છે કે સ્ત્રી પોતાના પિતાને અથવા કોઇ ઓળખીતાને ત્યાં ચાલી જશે અને થોડા વખતમાં પાછી આવવાની ઇચ્છા કરશે નહીં.

ક. ૭ નાના અપરાધોને માટે નીચે લખેલી શિક્ષાઓ ફરમાવવામાં આવે છે.
૧ મ્હોં ચડાવવું ( પત્ની મ્હોં ચડાવશે )
૨ ભ્રૂ-ભંગ.
૩ ચુપચાપ આંસુનો વર્ષાદ અથવા ઉંચે સ્વરે રૂદન
૪ પતિનો તિરસ્કાર.

## પ્રકરણ ચોથું.

### અપવાદ ( General Exceptions )

ક. ૮. સ્ત્રીએ કરેલું કોઇપણ કામ અપરાધ ગણાશે નહી.

ક. ૯, સ્ત્રીની આજ્ઞાનુસાર પતિએ કરેલું કોઇપણ કામ અપરાધ ગણાશે નહીં.

ક. ૧૦ દંપત્ય-દંડ વિધાનના કાયદાથી બચવાને વિવાહિત પુરૂષ બીજા કોઇ પણ કાયદાનો આશ્રય લઇ શકશે નહીં.

## પ્રકરણ પાંચમું.

### અપરાધ કરવામાં સહાયતા આપવા વિષે. ( Abetment )

ક. ૧૧. જે—માણસ.
૧ અપરાધ કરવાને પતિના કાન ભંભેરશે, અથવા તેને પ્રવૃત્ત કરશે અથવા ઉત્સાહિત કરશે.
૨ જે માણસ અપરાધ કરવામાં સીધી મદદ કરશે, અથવા અપરાધ થતી વખતે પતિની સાથે રહેશે તે માણસ દામ્પત્ય અપરાધો કરવામાં સહાયતા આપનાર તરીકે અપરાધી ગણાશે.

#### વિવરણ.

સ્ત્રી અને અવિવાહિત પુરૂષ આવા અપરાધના ગુન્હેગાર થઈ શકે છે.

#### ઉદાહરણ.

અ રામ સ્યામાનો પતિ છે. યદુનાથ અવિવાહિત પુરૂષ છે બન્નેએ એક સાથે બેસીને મદ્યપાન કર્યું મદ્યપાન દંપત્ય અપરાધ છે. યદુનાથે એ ગુન્હો કરવામાં રામને સહાયતા આપી.

ઘ. સુશીલા રામની માતા છે. રામ શ્યામાનો પતિ છે. સુશીલાના કહેવાથી શ્યામાની ઈચ્છા વિરૂદ્ધ રામે ખર્ચ કર્યું. સ્ત્રીની ઈચ્છા વિરૂદ્ધ ખર્ચ કરવું એ દાંપત્ય અપરાધ છે. સુશીલાએ આ અપરાધ કરવામાં સહાયતા આપી.

ક. ૧૨. જો કોઈ વિવાહિત પુરૂષ અન્ય વિવાહિત પુરૂષને દાંપત્ય અપરાધ કરવામાં સહાયતા આપશે તો તે પણ પ્હેલા અપરાધીના જેટલીજ શિક્ષાને પાત્ર થશે; પણ તેનો ન્યાય યોગ્ય અદાલતમાં (Competent court) થશે.

## વિવરણ.

યોગ્ય અદાલત એટલે કે અપરાધ કરવામાં સહાયતા કરનાર પતિની પત્ની.

ક. ૧૩. સ્ત્રી અથવા અવિવાહિત પુરૂષ દાંપત્ય અપરાધ કરવામાં સહાયતા આપશે તો કેવળ તિરસ્કાર, ભ્રૂભંગ, અશ્રુપાત અને રૂદનદ્વારા દંડિત થશે.

## પ્રકરણ ૬ હું.

## Of Offences against the State.

## રાજદ્રોહ સંબંધી.

ક. ૧૪. આ કાયદામાં 'રાજ્ય' શબ્દનો અર્થ 'સ્ત્રી સામ્રાજ્ય' એવો થશે.

ક. ૧૫. જે વ્યક્તિ પોતાની સ્ત્રી સાથે વાદવિવાદ કરશે, અથવા વિવાદ કરવાને પ્રવૃત્ત થશે અથવા વિવાદ કરવામાં સહાયતા આપશે તે વ્યક્તિને ફાંસીની શિક્ષા (Capital punishment) ફરમાવવામાં આવશે, એટલે કે તેની સ્ત્રી તેનો ત્યાગ કરી દેશે, અથવા તો શયનગૃહમાંથી હાંકી કાઢશે અને પોકેટ મની બંધ થશે.

ક. ૧૬. જે વ્યક્તિ પોતાના મિત્રોને સહાયક બનાવશે, અથવા સંતાનને ભોળવીને પોતાના પક્ષમાં લેશે અથવા બીજે કોઈપણ પ્રકારે સ્ત્રીની સાથે લડાઈ કરવાના ઇરાદાથી વાદવિવાદ કરશે તેને દેશનિકાલની સજા ફરમાવવામાં આવશે, અને અશ્રુપાત, રૂદન, તિરસ્કાર વગેરે દ્વારા પણ શિક્ષાને પાત્ર થશે.

ક. ૧૭ જે પુરૂષ પોતાની સ્ત્રીને છોડી, અન્ય સ્ત્રી તરફ કોઇ પણ પ્રકારની લાગણી પ્રદર્શિત કરશે તે લંપટતાનો (Incontinence) અપરાધી થશે.

## વિવરણ. (૧).

પોતાની સ્ત્રીને છોડીને કોઇ અન્ય યુવતી તરફ કોઇપણ પ્રકારની લાગણી—દયા કે સહાનુભૂતિ બતાવવાથી લંપટતાનો અપરાધ સિદ્ધ થયેલો ગણાશે

## ઉદાહરણ.

રામ શ્યામાનો પતિ છે. મોહિની એક બીજી સ્ત્રી છે. મોહિનીનો ન્હાનો છોકરો દેખાવમાં બહુ સુંદર હોવાથી રામ તેને પ્યારથી રમાડે છે, અને કેટલીક વાર ખાવાનું પણ લઇ આપે છે. આથી રામ મોહિની પર આસક્ત છે એમ સિદ્ધ થયેલું ગણાશે.

## વિવરણ. (૨).

વિના કારણ સ્ત્રીઓ પતિને આ ગુન્હાના અપરાધી ઠરાવી શકશે. મ્હેં અપરાધ કર્યો નથી એમ કહીને કોઇ પતિ છુટી શકશે નહીં.

અપરાધની આશંકા માત્રજ અપરાધ પૂરવાર કરવાને બસ છે.

## વિવરણ (૩).

વિના કારણ પતિને અપરાધી ઠરાવવાની સત્તા મ્હોટે ભાગે કુરૂપ સ્ત્રીઓની, અથવા ઘરડી સ્ત્રીઓની, કે બુઢ્ઢા પતિની સ્ત્રીઓની રહેશે. જો કોઇ યુવતી આ અધિકારને માટે

માગણી કરશે તો પ્હેલાં તેણે પૂરવાર કરવું પડશે કે તે ખરાબ સ્વભાવની છે અથવા તો બાપની લાડકવાઇ છે, અથવા તો પોતે ઘણીજ કદરૂપી છે.

ક. ૧૮. જે પુરૂષ લંપટતાનો અપરાધી ઠરશે તે આ કાયદામાં લખેના બધા દંડોને પાત્ર થશે, એટલુંજ નહીં પરંતુ આ કાયદામાં નહીં લખેલ બીજી શિક્ષાઓને પણ પાત્ર થશે.

## પ્રકરણ સાતમું.

## Of Offences relating to the Army of Navy.

## પલ્ટન અને નૌકા સંબંધી અપરાધ.

ક. ૧૯. આ કાયદામાં પલ્ટન અને નૌકાસૈન્યનો અર્થ પુત્ર, પુત્રી અને પુત્રવધુ એવો થશે.

ક. ૨૦. ગૃહિણી સાથે વિદ્રોહ કરવામાં જે પતિ પુત્રને અથવા પુત્રીને અથવા પુત્રવધુને સહાયતા આપશે તે તિરસ્કાર યુક્ત શબ્દો અને રૂદન દ્વારા શિક્ષિત થશે.

## પ્રકરણ આઠમું.

## ( Of Offences against the Domestic. )

## ઘરમાં શાંતિ ભંગ કરવાનો અપરાધ.

ક. ૨૧. બે અથવા એથી વધારે વિવાહિત પુરૂષો જો નીચે લખેલા કોઇપણ આશયથી ભેગા થશે તો તેમનું એકત્ર થવું કાયદા વિરૂદ્ધ ગણાશે.

૧ મદ્યપાન કરવાને માટે અથવા બીજા કોઈપણ પ્રકારના દાંપત્ય અપરાધો કરવા માટે.

૨ પોતાનો અધિકાર બતાવીને સ્ત્રીઓને બ્હીવરાવવાનો પ્રયત્ન કરવો અને તેમને પોતાનું પ્રભુત્વ સંપૂર્ણ રીતે પ્રકાશિત ન કરવા દેવા માટે.

૩ કોઈ સ્ત્રીની આજ્ઞાનુસાર કામ થવા દેવામાં વિઘ્ન નાંખવા માટે.

ક ૨૨. જે પુરૂષ બે કાયદે ભેગી થયેલી મંડળીમાં સામેલ હશે તે કડવા શબ્દો સાંભળશે અને સખ્ત કેદને પાત્ર થશે.

## મદ્યપાન સંબંધી.

ક. ૨૩. બાટલીમા રાખવામા આવતી અને કાચના પ્યાલામાં નાંખી પીવામાં આવતી કોઇપણ પ્રવાહી વસ્તુ મદ્ય છે.

ક. ૨૪ ઉપર જણાવેલ મદ્ય જેની પાસે હોય તે મદ્ય-પીનાર છે.

### વિવરણ

જો કે તે માણસ તે પ્રવાહી પદાર્થને અડયો પણ ન હોય છતાં પણ તે મદ્ય પીનાર ગણાશે.

ક. ૨૫. મદ્ય પીનારને સંધ્યા સમયે શયનગૃહમાં સાદી અથવા સખ્ત કેદ ફરમાવવામાં આવશે.

## બંડ મચાવવું. ( Of Rioting. )

ક. ૨૬. સ્ત્રીની સાથે ઉંચે સાદે વાત કરનારને બંડ મચાવનાર કહેવામા આવશે.

ક. ૨૭ જે કોઈ પોતાના ઘરમાં બંડ મચાવશે તેને રૂદન, કડવાં વચન અને અશ્રુપાત દ્વારા શિક્ષા ફરમાવવામાં આવશે*

* સરસ્વતીમાંથી અનુવાદ.

# સુખ દુઃખનું સાથી મનોબળ છે.

( લેખકઃ—વૈદ ત્રિભુવન સવજી મોદી ).

( અનુસંધાન પાનું ૨૪૦. )

૧ પરમેશ્વરે પોતાનું કરેલું કામ લોકો સુધારી શકે તેવું રાખ્યું નથી.

૨ સમુદ્રમાં ભરતી ઓટ થયાજ કરે છે.

૩ સુર્ય ઉગે છે, તે અવશ્ય આથમે છે.

૪ ગરીબાઇ આવે ત્યારે લોકોનો પ્રેમ બારીએથી નાસી જાય છે,

૫ વિંછીનો સ્વભાવ ડંખ મારવાનો છે.

૬ આપણે ખાવા માટે જીવીએ છીએ, તેને બદલે જીવવા માટે ખાવામાં કરો.

૭ આપણે પશુવૃતી તૃપ્ત કરવા માટે વિષય સુખ ભોગવીએ છીએ તેને બદલે પુત્ર પ્રાપ્તિ માટે વિષય ભોગવવામાં કરો.

૮ પૌષ્ટીક દ્રવ્યોથી પોષણ મળતું નથી, પરંતુ જેટલા પોષ્ટીક તત્વો પચીને લોહી સાથે ભળી જાય છે તેટલાથીજ પોષણ મળે છે.

૯ વિષયી પુરૂષ સદાચારી સંભવી શકતો નથી.

૧૦ નિસાની લત એક પ્રકારની ઇચ્છીતં ઘેલછા સમાન છે.

૧૧ કુદરત કોઇ પણ વિષને ઔષધ રૂપે વાપરતી નથી,

૧૨ કુદરત શીત અને ઉષ્ણનો સારો નિયમ રાખે છે!

૧૩ ખોરાક અને ખાસીયત, અહાર અને આચાર વિચાર, અન્ન અને ઓડકાર, પોષણ અને બુદ્ધી આ સર્વને અરસપરસ ગાઢ સંબંધ છે, એ વાત કદીપણ ભુલવાની નથી કહેવત છે કે, જેવું અન્ન ખાવામાં આવે તેવી બુદ્ધિ થાય. આહાર તેવો ઓડકાર એ લોકોક્તિ પણ સત્યથી ભરેલી છે.

૧૪ જેમ કાક પક્ષી તળાવને મુકી પનિહારીના કુંભોદકનું પાન કર્યાં છતાં પણ પોતાની કાકવૃત્તી છોડતો નથી, તેમ દુર્જન મનુષ્યો નિમકહરામી છતાં પણ પોતાની દુર્જનતાઇ મુકતા નથી.

૧૫ સજ્જનોનાં સમાગમરૂપી અગ્નિથી શુદ્ધ થયેલા મનુષ્યો દેશનો સડો દુર કરવામાં કામ આવે છે.

૧૬ સંતોષરૂપિ અમૃતમાં લોભરૂપિ વિષનું બિંદુ પડવાથી ઉદારતાનો ગુણ સદાને માટે કલંકી બને છે.

૧૭ જેમ કાપેલું વૃક્ષ અને ક્ષીણ ચંદ્ર વૃદ્ધિ પામે છે, તેમ સજ્જન મનુષ્યો સત્ કાર્યોની વૃદ્ધિજ કર્યાં કરે છે.

૧૮ એકજવાર મરવું છે તેથી રડવું આવે છે.

૧૯ મરવું એવું કે ફરી જન્મ ન થાય.

૨૦ હલકી કોમમાં ઉત્પન્ન થનાર મનુષ્યો પણ સત્ય ધર્મનું સેવન કરી આત્મભોગ આપે છે તે મનુષ્યો ખરેખરા દૈવી પુરૂષોજ સમજવા.




લેખકઃ—શ્રીયુત વેણુવિહારી.

## પ્રકરણ ૧ હું.

### લગ્ન વિધિ.

પ્યારી અને રમેશનું લગ્ન મૂહુર્ત આજે હોવાથી વધુ ગ્રહમાં જ્યાં જ્યાં લગન પ્રીત્યર્થે આવેલ પરોણાઓ અને જાનૈયાઓનાં ટોળે ટોળાં દ્રષ્ટિગોચર થતાં હતાં. તેમાં વધુ તરફના આપ્ત સબંધીઓનો વધારે જમાવ હતો; વળી તેમાંના કેટલાક તો ઘણા દુર દુરના રહેવાશીયો હતા. સંધ્યાસમય થતાં વધુઘરથી વરઘર સુધીના રસ્તામાં રોશનાઇ ( લાઇટ ) કરવામાં આવી હતી જે જોતાં દિવાળીનો ભાસ થતો. લગ્ન મંડપમાં સ્ત્રી પુરૂષોની ભારે ભીડ થઈ હતી અને સઘળા વરરાજાની માર્ગ પ્રતિક્ષા કરતા હતા. એવામાં યોગ્ય સમયે વરરાજા પણ પોતાના સાજન સાથે પધાર્યા. દરેક તેમના તરફ ઉત્સુક્તાથી જોવા લાગ્યા. તેઓને નૂતન વરરાજાના–રમેશના–મુખપર આનંદનું મુદ્દલે ચિન્હ જણાયું નહિ. ઉલટું તેનું મુખ મલિન જણાયુ. આવો આ બનાવ જોઇ ઇતર પ્રમાણે રમેશના આપ્તજનોને પણ આશ્ચર્યતા લાગી. કારણ કે તેઓને પણ ખરા રહસ્યની જાણ થઇ નહોતી.

લગ્ન મંડપમાં આ બાબતની ચર્ચા આસ્તે આસ્તે ફેલાવા લાગી. તેનો ધ્વનિ દુર ઓરડામાં બેઠેલી પ્યારીના કાને પડયો; જેની સાથે તેનું હૃદય ભયથી કંપવા લાગ્યું. તેના ચક્ષુમાંથી અશ્રુ વિર્સજન થવા લાગ્યાં ! એટલામાં તેની બેન તારા પણ ત્યાં આવી પહોંચી. તેને આ સઘળી ધાંધલ જોતાં આશ્ચર્ય પ્રાપ્ત થયુ તથાપિ પોતાનુ આશ્ચર્ય દબાવી તેને પ્યારીને હૃદયે ચાંપી તેને સમજાવવાનો પ્રયત્ન કરવા લાગી. પણ તારાનો આ પ્રયત્ન સફળ ન થતાં તે પણ અશ્રુમોચન કરવા લાગી. આ બંનેના હૃદયમાં ખુબી તો એ હતી કે, રૂદનનું કારણ શું છે તે અરસપરસ સમજી શકતી નહિ એટલુંજ નહિ પણ પોતાથી શા માટે રડાઇ જવાય છે તેનું પણ રહસ્ય પોતે જાણી શકતી નહિ !

ચોરીમાં વરરાજાની પધરામણી થતા વધુને પણ પધરાવવામાં આવી. આ સમયે પ્યારીનું સઘળું દુ:ખ દુર થઇ તેના શરિરે આનંદ રોમાંચ થયો ! પણ વરની ખીન્ન મુદ્રા જોઈ વધુની સાહેલીયોનું મન ખાટું થયું. કારણ કે તેઓને પ્યારીના પતીની મશ્કરીઓ કરવા સમય આવશે એમ ધારી આનંદમાં હતી. પણ અહિયાં તો સઘળી–જ નવાઈ.

કેટલીક તો રમેશના આ વર્તનની ટીકા પણ કરી. પણ આ ટીકા રમેશની ગેરહાજરીમાં હતી જેથી રમેશને તેની જાણ થઈ નહિ. એ એક રીતે ઉત્તમજ થયું !

પોતાના જામાતની આવી સ્થિતિ નિહાળી પ્યારીની પ્રેમાળ માતાના નૈનોમાં ઝળઝળીયાં આવી ગયાં. પણ તે કોઈની જાણમાં ન આવે એવી ચાલાકીથી તેમણે તે લુંછી

નાખ્યું ! વિવાહ વિધિ પૂર્ણ થતાં કેટલાક ઔપચારિક વિધિ કરવા માટે રમેશને સ્ત્રીયો ઘરમાં લેઇ ગઇ. ત્યાં તેઓએ રમેશને એક આસનપર બેસારી તેની પાસે પ્યારીને બેસાડી અને વિધિ શરૂ થયો. એવામાં દુરથી કોઇ નિચેનું ગીત ગાતું સભળાયું.

" जरि गइ मनमोहिनी मोपै वहे वहे नैन न जानिये को है ? "

આ સમયે તારા ત્યાંજ હતી. ઉપરનું ગીત સાંભળી રમેશ એકદમ ચોંકયો અને ચોતરફ નિહાળવા લાગ્યો પણ એટલામાં તે બીડમાં તેના જોવામાં શું આવ્યું, પ્રભુ જાણે, પણ તેની મનોવૃત્તિ એકદમ બદલાઇ, તેના શરીરે કંપારી છુટી ! આવી સ્થિતિમાં સ્ત્રીઓએ તે ઔપચારિક વિધિ જેમ તેમ આટોપી લીધા.

સ્ત્રીયોના આ વિધિની સંપૂર્ણતાના સમયે પર્જન્યનું આગમન થયું. સંધ્યાકાલથીજ આકાશ મંડળનું આક્રમણ કરતો જલ સમુહ આ સમયે તેપર પોતાનો અમલ સંપૂર્ણ બેસાડી પોતાના ભિષણ નાદે અખિલ વિશ્વને ચલાયમાન કરી દેતો હતો. વિદ્યુલ્લતાનો તો એવો પ્રલય ચાલી રહ્યો હતો કે ન પૂછો વાત !

---

## પ્રકરણ ૭ મું.

### સંન્યાસી.

બે પ્રહર રાની વિતી ગઈ હતી. ચોમાસાના દિવસો હોવાથી સર્વ આકાશ અભ્રાચ્છાદિત થઇ ચોતરફ અંધકાર ફેલાઇ રહ્યો હતો. પવન જોસથી ફુંકાઇ રહ્યો હતો અને ક્ષણે ક્ષણે ભયંકર મેઘ ગર્જનાઓ થતી હતી. આવા સમયે રમેશ એકલોજ ગામ બહારના મેદાનમાં ચાલ્યો જતો હતો. રસ્તાઓ કાદવ કિચડથી ભરાઈ ગયા હતા ઠેક ઠેકાણે લપસણું અને પાણીનાં ખાબોચીયાં નડતાં હોવાથી તેને ચાલતાં જો કે ઘણોજ શ્રમ પડતો હતો તોપણ તે કયાંય ન રોકાતાં આગળને આગળ ચાલ્યોજ જતો હતો. તે ઘણોજ દુર ગયા પછી આગળ રસ્તોજ બંધ માલમ પડયો તેથી તે સહેજ થોભ્યો, તો પોતાની પાછળ કોઈની પગથી તેના સાભળવામાં આવી જેથી તેણે " કોણ છે ? " એમ પુછ્યું. પણ તેનો તેને મુદલે જવાબ મળ્યો નહિ જેથી તે આશ્ચર્ય પામ્યો તેની સાથેજ તેના મનમાં એવો પણ વિચાર આવ્યો કે આપણુ આ વખતે નવ પરણીત વધુને તજી આવ્યા એ કંઇ ઠીક ન કર્યું તો બીજેજ ક્ષણે સામેના પવનથી હાલતાં વૃક્ષો જાણે તેને એમ કહેતાં હોયની કે જે તેં કર્યું તે યોગ્યજ કર્યું છે !

રમેશના મનમાં કોણ જાણે શાએ તરંગો ઉઠતા હતા. આગળ રસ્તો બંધ થઇ પાણી આવ્યું છતાં તે આગળજ ચાલ્યો જતો હતો. જેમ જેમ તે આગળ જવા લાગ્યો તેમ તેમ પાણી ઉંડુ ને ઉંડું આવવા લાગ્યુ. છેવટે પાણી ઢીંચણ સુધી આવ્યાં ત્યારે તે સહેજ ખમચાયો, અને ચોતરફ જોવા લાગ્યો કે ક્યાંય માર્ગ દેખાય છે. ત્યાં તેને સામે કંઈ સંકેત જણાયું. તે આકૃતી માણસનીજ હોવી જોઈએ એવી તેને ખાત્રી થઈ જેથી તેણે પુછ્યું " કોણ છે ? "

" એક પ્રવાસી " સામેની વ્યક્તિએ પ્રત્યુત્તર આપ્યો. તેની આકૃતી અને પહેરવેશ

પરથી તે અંત્યામી હોવો જોઇએ એવું રમેશે અનુમાન કર્યું "કૃપા કરી મને બહાર નિકળવાનો માર્ગ દેખાડશો." રમેશ બોલ્યો.

"મારી પાછળ પાછળ આવો" પ્રવાસીએ કહ્યું. રમેશ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. થોડુંક આગળ ચાલી જ્યાં તે જુએ છે તો પ્રવાસી અલોપ થયેલો માલૂમ પડયો! રમેશે ઘણા ઘાંટા પાડયા પણ વ્યર્થ. પોતાનોજ પ્રતિધ્વનિ તેને સમ્ભળાયો. જોસથી ફુંકાતો પવન અને ગંગાનદીનાં ભીષણ મોજાં સીવાય તેને કંઇજ બીજું સંભળાયું નહિ. આકાશ સહેજ સ્વચ્છ હોવાથી પ્રકાશ પડી રસ્તાનું પણ ભાન થતું હતું. સહેજ આગળ જતાં નૂતન જળસંપત્તિ પ્રાપ્ત થયેલી હોવાથી બેફામ બનેલી રત્નાકર પત્ની ભાગીરથી તેના જોવામાં આવી' આમ તેમ નિહાળતાં રમેશની ખાત્રી થઇ કે ભટકતાં ભટકતાં આપણ પૂર્વપરિચિત રાણાઘાટપર આવી પહોંચ્યા છીએ. આજ સ્થળે સુમારે એક માસ પૂર્વે આપણે ભયંકર અકસ્માતમાં સપડાયા હતા. આજ ઘાટપર તે બેશુદ્ધ થઇ પડયો હતો અને તારાએ તેનુ મસ્તક પોતાના ખોળામાં લીધું હતું. ભાગીરથીનું ભીષણ સ્વરૂપ અવલોકન કરતાં તેના મગજમાં આ સઘળાં પાછળનાં દ્રશ્યો ખડાં થયાં એવામાં ઘાટનાં પગથીયાંપર નીચે કોઇનો પગરવ સંભળાયો. તે ઘાટનાં પગથીયાં ઉતરી નીચે ગયો તો ત્યાં તેને શું જણાયું! તે આશ્ચર્ય પામ્યો!! તેનું શરીર ધ્રુજવા લાગ્યું!!!

પ્રીય પાઠક બંધુ! આવું ક્ષણ મનોવૃત્તિને ઉલટાવી નાંખનારૂં શું દ્રશ્ય તેના જોવામાં આવ્યુ હશે વારૂ?

તેની મનોવૃત્તિને ઉલટાવે એવું બીજું શું દ્રશ્ય હશે. પ્રથમના અકસ્માતમાં ખોળામાં પોતાનું માથું મુકવી તારા હમણાં પણ ત્યાંજ બેઠલી તેના જોવામાં આવી. રમેશને તે હાથ પગ ધોતી માલૂમ પડી. ફક્ત તે આવી અંધારી રાત્રીએ શુ ગંગાજીમાં ફક્ત હાથપગ ધોવાજ આવી હતી? શું કહી શકાય?!

ગંગાજળમાં પગ લબડતા મુકી બેઠેલી તે ગજ હંસણી તરફ રમેશ ઘણા વખત સુધી ટગર ટગર જોઇ રહ્યો હતો, પણ તેના મુખમાંથી એક શબ્દ બહાર પડયો નહિ. અને જો તે ચારૂગાત્રીની દ્રષ્ટિ તેનાપર પડી ન હોત તો કોણ જાણે ક્યાં સુધી તે એમને એમ તેને ત્યાંજ ઉભો રહ્યો હોત! પણ તેના સુદૈવે તેને તેવી સ્થિતીમાં ઘણો વખત રોકાવું પડયુ નહિ.

તેનો પગરવ સંભળાયો હો અગર તારાની દ્રષ્ટિ સહેજે તેના તરફ વળી હો, પણ તેને જોતાંજ તે પણ તેની માફકજ આશ્ચર્ય પામી અને સહેજ શરમાઈ; મન સ્થિર કરી લાજ તાણીને બોલી.—

"રમેશ, આવા વખતે તમો અહીંયાં ક્યાંથી?"

રમેશને રોમાંચ થયો, તોપણ તેણે પોતાની મનોવૃત્તિઓ દબાવી જવાબ આપ્યો.

"મારો પણ તમોને તેજ પ્રશ્ન છે.

"મારી તો વાતજ પડતી મુકો; હું તો જીવ લેવા આવી છું!" તારાએ જવાબ દીધો.

"આત્મહત્યા કરવા જેવું તમોને શું સંકટ આવી લાગ્યું છે?" સહેજ ખમચાઈ રમેશે પુછ્યું.

"ગભરાતા નહિ! હું કંઇ સાચેજ જીવ દેવા આવી નથી." તારા હસતાં હસતાં બોલી. "આત્મઘાત કરનારા શું બીજાને આમ કહેતા ફરતા હશે કે! મેં તો તમારો— મારા ભગીની પતીનો–મારા પર સાચો પ્રેમ છે કે નહિ તે જોવા માટે એવી હાંસી કરી."

રમેશે કંઇજ પ્રત્યુત્તર આપ્યો નહિ. તે થોડોક વખત સ્તબ્ધ રહી તારા પ્રત્યે બોલ્યો:–

"તારા, મારો પ્રેમ તારા પ્રત્યે છે કે નહિ, તે તારા જાણવામાં આવ્યું હોય, અગર ન આવ્યું હોય પણ મને માત્ર તું મારાપર કેટલો પ્રેમ રાખે છે તે જલદીજ જણાઇ આવશે. મેં આજે આ પરમ પાવન ભાગીરથી માતાના ઉદરમાં પ્રવેશવાનો નિશ્ચય કર્યો છે!"

"રમેશ, આવું ગાંડું ગાંડું શું વદો છો? નહિ તમારો આ નિશ્ચય હું બીલકુલ સિદ્ધ થવા દેઇશ નહિ, બાળપણાના આવા એક આપઘાતનું સ્મરણ છે ને? તે સમયે તમે મારે માટે દુર્ગા તલાવમાં કમલ આણવા માટે ગયા હતા ત્યાં ઘણો ખરો બુડવાનોજ સમય પ્રાપ્ત થયો હતો. તે સમયે તે અકસ્માતમાંથી તમારૂં રક્ષણ કોણે કર્યું હતું? આજ કંકણમય કરોએ તમોને તે સમયે નૌકાની માફક ઝીલી રાખ્યા નહોતા કે! વળી થોડા દિવસ પૂર્વેનો અકસ્માત હજુ તાજોજ છે, તો પછી આવા સમયે તમારો આવો નિરર્થક પ્રયત્ન તોડી પાડવાનું કામ શું મને અશક્ય છે!"

તારાનું આ વાક્ય પૂર્ણ થતાં થતાંમાં તો રમેશે તે ખળખળ વહેતા ગંગાજળમાં ભૂસ્કો માર્યો, તેની પાછળજ તારા એક કારમી ચીસ પાડી કુદી પડી! તેણે પાડેલી ચીસનો પ્રતિધ્વની ગંગાની આસપાસના સઘળા પ્રદેશમાં હવામાં ઘુમવા લાગ્યો. રમેશને પકડવા માટે તારા પાણીમાં ડુબકી મારવાની તૈયારીમાં છે એવામાં એક મોટો ભવ્ય મનુષ્ય ગળાબુડ પાણીમાં ઉભેલો તેના જોવામાં આવ્યો. તરતજ તે સદ્દુદિત કંઠે બોલી– "તમો ગમે તે હો, પણ આ સમયે કૃપા કરી મારા ભગીનીના સૌભાગ્યનું સંરક્ષણ કરો. તેના પ્રીય વલ્લભે હમણાંજ પાણીમાં ભૂસ્કો માર્યો છે.

પણ તેની આ કરૂણ વાણીથી પેલી વ્યક્તિ સેજ પણ પીગળી હોય એવું જણાયું નહિ. પણ ઉલટી ઘણીજ ક્રોધાયમાન થયેલી જણાઈ. આ સમયે તેના મુખમાંથી "તારા" એટલાજ શબ્દો તેને ઉદ્દેશેલા બહાર પડયા.

તેટલાજ શબ્દો! પણ તે સાંભળતાજ તારાનું સર્વાંગ ધ્રુજવા લાગ્યું! તે વ્યક્તિ એક સંન્યાસી હોય એવું તેના જોવામાં આવ્યું.

સર્વસ્વ શિથિલ બનેલી તારા પ્રત્યે સંન્યાસી બોલ્યો, "તારા, તું જેની સાથે આવી છે તેનું શિવ પુજન થઈ, તારી વાટ જોતી મંદિર આગળ ઉભી રહી છે, માટે એકદમ ત્યાં જા. એક ક્ષણ પણ અહિંયાં થોભીશ નહિ."

"પણ રમેશ—" કંપીત સ્વરે તારાએ પૂછ્યું.

"તેની મુદ્દલે ફીકર ન કર."

મંદિર તરફથી તારાને કોઇએ હાંક મારી બોલાવી. દ્વિધાચિત્ત થયેલી તારા ઘાટનાં પગથીયાં ચડતાં ચડતાં સંન્યાસી પ્રત્યે બોલી "આજની વરરાજાને વધાવવાની રાત્રી હોવાથી ગમે તેમ કરીને તેમને ઘેર પહોંચાડજો.

પણ સંન્યાસીએ કાંઇજ જવાબ ન આપ્યો "હમારી વધામણી અહિંયાંજ થશે" આવા શબ્દો કોઇ બીજાએ ઉચ્ચાર્યા.

---

# પ્રકરણ ૮ મું.

## કુટુંબ કલહ.

પુંકળ વર્ષો પૂર્વે રત્નપુર શહેરમાં યજ્ઞેશ્વર નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તેની અતિશય ગરીબાવસ્થા હોવાથી ભાવિક શ્રીમંતોની મરજી સાચવી તે પોતાનું ગુજરાન ચલાવતો હતો. તેને ભગવતી નામની એક ભગીની હતી. તેનું વય આ સમયે આઠેક વર્ષનું હતુ, વળી તે રૂપમાં ઘણીજ દેખાવડી હતી. તેના આ સૌંદર્યનો ઉપયોગ યજ્ઞેશ્વરે પોતાનું દારિદ્ર દુર કરવા તરફ કરવાનો યોજી જલદીજ એક એંશી વર્ષના ઘરડા જમીનદાર સાથે તેનું લગ્ન કર્યું ! પરંતુ ! ! થોડાકજ વર્ષમાં તે વૃદ્ધ જમીનદારનો અંત આવ્યો અને યજ્ઞેશ્વરની ઇચ્છા સફળ થઇ વિધવા ભગવતીનો સઘળો કારભાર તેનાજ હાથમાં આવ્યો. જમીનદારે પોતાની હયાતીમાંજ, પોતાની પશ્ચાત પોતાની તરૂણ અને સુંદર પત્નીને કોઈ પણ જાતનો ત્રાસ ન થાય માટે પોતાની સઘળી સ્થાવર ઇસ્ટેટનું પોતાના દૂરદર્શીપણાએ રોકડમાં રૂપાન્તર કરી દીધું હતું ! આ પ્રમાણે તૈયાર માલપર તાગડધિન્ના કરવા મળતાં યજ્ઞેશ્વરની બીજી શી ઇચ્છા સફળ થવાની હોય ? ભગવતીના પતીએ છોકરાનો પણ ત્રાસ તેની પાછળ મુકયો નહોતો.

પતી પછાત ભગવતીએ પણ જલદીજ સ્વર્ગનો રસ્તો સીધાર્યો, જેથી યજ્ઞેશ્વરના, માર્ગમાં રહેલી થોડી ઘણી અડચણ પણ નષ્ટ થઈ જેથી તેણે તેની સઘળી ઇસ્ટેટ સહ ઘરનો માર્ગ સુધાર્યો !

યજ્ઞેશ્વર રત્નપુરનો રહેવાશી હતો એ વાત આ પ્રકરણના આરંભે જણાવવામાં આવી છે. બહેનની સઘળી ઇસ્ટેટ લેઇ યજ્ઞેશ્વર રત્નપુરમા આવ્યો. તો પણ તેણે પોતાની પૂર્વની દરિદ્રીપણાની રહેણીકરણીમાં મુદ્દલે ફેરફાર કર્યો નહિ ! પોતે સુવ્યવસ્થિત રહેતાં પૈસો થઇ રહેશે, અગર તો લોકોની નજરે ચડાશે. આ બેમાંની અમે તે બીક તેણે તેમ કરવુ યોગ્ય નહિ ધાર્યું હોય તે વાત તો તે જાણે !

યજ્ઞેશ્વરની પશ્ચાત્ તેણે જીવથી પણ વધારે સંભાળી રાખેલા ધનની માલેકી રામરત્ન અને શિવરત્ન નામના તેના બે પુત્રોને મળી. તેમણે પોતાના બીખારી પીતા પ્રમાણે ધન દાટી મુકવામાંજ તેની ઇતિ કર્ત્તવ્યતા છે એમ ન માનતાં સારી નિકાશની જમીન વગેરે તેમજ પોતાને રહેવા માટે ભપકાદાર વાડી વજીફા ખરીદવામા તેનો ઉપયોગ કર્યો ધનનો આ પ્રમાણે યોગ્ય વિનિયોગ કરી યજ્ઞેશ્વરના આ બંને પુત્રો કાલાન્તરે સ્વર્ગવાસી થયા.

શિવરત્ન અને રામરત્ન આ બંને બંધુએ ખરીદેલી જમીનદારીનો ઉપભોગ તેમની દશ પેઢી સુધીના વંશજોએ અતી આનંદે લીધો. ત્યાં સુધી આ બંને વંશના વંશજોમાં લડાઇટંટાનું નામ સરખુ નહોતું. પણ ત્યાર પછી કાંઇ તેમજ ચાલુ રહે એવાં ચિન્હો જણાયાં નહિ આ સમયે આ સ્ટેટનો વારસો અમરનાથ અને ભવદત્ત નામના બે મરદોના હાથમાં આવ્યો હ[illegible] માંજ કાલ દશ પેઢી સુધી જે કુટુંબમાં કલહનું નામ સરખુ નહોતું તે કુટુંબ કલહના [illegible] કરવા આમનાજ અમલમાં રોપાયાં.

ઉપર જણ[illegible] માં એ વારસો પૈકી અમરનાથ વિશેષ દુરદર્શી હોવાથી તેણે પોતાના હમેશન[illegible] જ યોગ્ય કાપાકુપ કરી જેથી સૂઝીને થોડાકજ વર્ષોમાં તેની

પાસે સારી રોકડ ભેગી થઈ. ભવદત્તે પોતાના જંગી ખર્ચ તરફ મુદ્દલે લક્ષ ન આપેલું હોવાથી તેના રોકડ સંબધે હંમેશાં ખેંચાતાણુજ રહેતી. આજદીન સુધી રત્નપુરની જમીનદારી આ મિશ્ર કુટુંબ પાસે નહોતી. તે એક ત્રીજાજ જમીનદારીની માલકીમાં હતી. પણ આજ સમયે તે જમીનદારને ઘણુંજ કર્જ થવાથી તેને તે ઘરેણે મુકવાનો સમય પ્રાપ્ત થયો. આ વાત જ્યારે ભવદત્તના જાણવામાં આવી ત્યારે ' જો આ જમીનદારી આપણે ઘરેણે રાખીએ તો આપણને ઉત્પન્ન પણ સારૂં થશે અને જ્યાં આપણે રહીએ છીએ ત્યાંનું આધિપત્ય પણ આપણા કબજામાં આવશે ' આવો વિચાર કરી તેણે તે પ્રમાણે કરવાનો ઠરાવ કર્યો સામાની જમીનદારી ઘરાણે લેવાનો વિચાર તો કર્યો પણ રોકડ ક્યાં? તથાપિ આ અડચણથી ન ડરતાં ભવદત્તે પોતાની જમીનદારીમાંનુ એક ગામ અમરનાથને ત્યાં ઘરેણે મુકી પોતાનો ઇચ્છિત હેતુ પાર પાડ્યો. રત્નપુરની જમીનદારી આ પ્રમાણે મિશ્ર કુટુંબને હસ્તક આવી. પણ આ બાબતમાં તેમનામાં પરસ્પર જે દ્રવ્ય વ્યવહાર થયો તેજ તેમના ભાવી અંતર્ગત કલહના કારણભૂત નિવડ્યો.

ઉપર જણાવેલો બનાવ બન્યાને થોડાક દીવસો વિત્યા નહિ હોય એવામાં તો ઘરમાંના ઉભય પક્ષના મનમાં પરસ્પરમાં દ્વેષાંકુર ફુટવા લાગ્યા! અને તેને કારણ પણ તુરતજ મળ્યું એક દીવસે અમરનાથના ઘરની એક ચાકરડી નદીપર એંઠવાડ કાઢતી હતી અને તેથી સેજ આગળ ભવદત્તના ઘરની ચાકરડી સ્નાન કરતી હતી. વાસણ માંજતાં માંજતાં અમરનાથની ચાકરડીથી અજાણમાં તેમાંનુ એઠું પાણી ભવદત્તની ચાકરડીના શરીરપર પડ્યું. ભવદત્તની ચાકરડી ઘણી ખીજવાઈ ગઈ અને અમરનાથની ચાકરડીને ન ભંડાય તેવી ગાળો ભાંડી. જેથી તેણે પણ સામી તેવીજ પુષ્પાંજળી કરી. અંતે બાઝંબાઝી શરૂ થઇ, આટલેથી પતું હોત તો ધુળ નાંખી પણ આ વંટોળીયો માલિકો સુધી પહોંચ્યો. અને આજ કારણને લીધે બંન્ને કુટુંબના પુરૂષોમાં વૈમનસ્ય ઉત્પન્ન થયું. અજ્ઞાન સ્ત્રીયોના બકાવવાથી મૂર્ખ પુરૂષો બહેકી જઇ ભાઈ ભાઇયોમાં કલહ થાય છે એ વાત કુટુંબ કલહના ઇતિહાસમાં કાંઈ નવી નથી.

આ વૈમનસ્યનું પરિણામ પ્રથમ અરસપરસમાં ગાળાગાળી, પછી અબોલા અને છેવટે સરકાર દરબાર સુધી પહોંચ્યું. નાહની નાહની ફરીયાદીઓનું મોટા મોટા મુકરદમા અને દિવાની ફોજદારી સુધી પર્યવસાન થવા લાગ્યું, આતો એક કાયદેસર તકરાર થઇ પણ એટલાથી કંઈ વાત અટકી નહિ. કદી કદી તો તેઓમાં બેકાયદેસર કલહ પણ થતા. સરીયામ રસ્તાપર લઠ્ઠમ લઠ્ઠા સુદ્ધાં વાત આવતી.

આ પ્રમાણે આ કુટુંબ કલહનું સ્વરૂપ દિનપ્રતિદિન અધિકજ ભયંકર થતુ ચાલ્યું; અને તેનું ઘણું ખરૂં શ્રેય ભવદત્ત તરફજ વિશેષ હતું. તેનાથી પ્રથમથીજ અમરનાથનો ઉત્કર્ષ સહન થતો નહોતો, અને તેમાં આ ' કલહનું કારણ મળી આવ્યું', જેથી ' જોઇતું તુ ને વૈદે કહ્યું ' જેવું થયું. અર્થાત અમરનાથને રસાતળે પહોચાડવાના ખુલ્લા ઉદ્યોગો યોજવાને હવે તેને મુદલે લોક લજ્જા આડે આવી નહિ. ભવદત્તે પોતાનાથી બને તેટલી નીચતા વાપરી, તોપણ અમરનાથનો એક પણ વાળ વાંકો થયો નહિ. અને અમરનાથ પાસે ઘરાણે મુકેલું પોતાનું ગામ કબજામાં લેવા માટે તેણે કોર્ટમાં ફરીયાદ દાખલ કરી. અને રૂપીઆ ભર્યાં બાબતની તેની સહીની ખોટી પાવતીયો પણ કોર્ટમાં રજુ કરી. પણ આ

ખોટા કામનો નિકાલ ખોટોજ આવ્યો. પ્રિવિ કૌન્સિલ સુધી લડવા છતાં પણ તેને તે કાર્યમાં યશ નજ મળ્યો. ઉલટું આ કામમાં છેવટ સુધી થયેલા અમરનાથના ખર્ચનો બોજો પણ તેના શીરેજ લદાયો.

ભવદત્ત પાસે રોકડ તો મુદલે નહોતીજ પણ આ કજીયામાં તેની સ્થાવર ઇસ્ટેટનો પણ નિકાલ લાવી તે સર્વસ્વી કંગાલ બન્યો; અને આ શોચનીય અવસ્થાનું પરિણામ તેના મનપર થઇ પ્રિવિ કૌન્સિલે આપેલા નિકાલ પછી તેણે જલદીજ પથારી પકડી.

જ્યારે ભવદત્ત આજારી પડયો ત્યારે તેની શુશ્રુષા કરવા ફક્ત તેની એક વિધવા પુત્રવધુ તારાજ પાસે હતી. આપણા વાંચક બંધુના અત્યાર સુધીના પરિચયમાં આવેલી, રમેશની રસીક સાળી તારા તે એજ. તેનું લગન ભવદત્તના જ્યેષ્ટ પુત્ર નરેશ સાથે કરવામાં આવ્યું હતું. પણ લગ્ન થયા પછી થોડાજ સમયમાં તેણે તારા સાથે ઇહલોકનો પણ ત્યાગ કર્યો; આ પ્રમાણે ભવદત્તના બે પુત્રોમાંથી મોટાની તો આ ગતી થઇ. હવે રહ્યો નાહનો પુત્ર નિત્યાનંદ. પણ તે વેપાર નિમિત્તે હંમેશાં બાહાર ગામજ રહેતો હતો જેથી તેનો અને બાપનો મેળાપ ઘણોજ જવલ્લેજ થતો.

તારાએ પોતાના સસરાની એટલે કે ભવદત્તની તેના મંદવાડમાં ઉત્તમ પ્રકારની વ્યવસ્થા રાખી અંતઃકરણ પૂર્વક શુશ્રુષા કરી, જેથી અંત સમયે પુત્ર પાસે ન હોવા છતાં તેમને વિશેષ દુઃખ થયું નહિ. મરતી વખતે તેમણે તારાને અંતઃકરણ પૂર્વક આર્શિવાદ આપ્યો.

ભવદત્ત સ્વર્ગવાસી થયાની નિત્યાનંદને ખબર પડતાં તે ઘેર આવ્યો અને પુત્ર ધર્મને અનુસરી તેણે તેની ઉત્તરક્રિયા યથાયોગ્ય રીતે કરી. અને તે કામ પૂર્ણ થતાજ તેણે પોતાના કુંટુંબમાંની એકંદર સ્ત્રીઓને તેના શિવાય તેના કુટુંબમાં અન્ય પુરુષ નહોતોજ કારણકે ... તપોતાના પીયેર અગર અન્ય સગાંવહાલાંને ત્યાં રવાને કરી, ઘરને તાળું વાસી કાયમનો ... ક્યાંય ચાલ્યો ગયો.

આ પ્રમાણે ભવદત્તના કુટુંબની ધુળધાણી થતાં બાકી રહેલી ઇસ્ટેટ અમરનાથના હાથમાં આવી. ત્યારબાદ ભવદત્તે ઘરેણે મુકેલી ઇતર ઇસ્ટેટ પણ અમરનાથે છોડાવી આખી પોતાના કબજામાં લીધી. આપણો કથાનાયક રમેશ અમરનાથનો એકનો એકજ પુત્ર હતો. તેના બાપે તેને ન પુછતાં તારાની બહેન સાથે તેનાં લગ્ન કરાવ્યાં, જેનું પરિણામ શું આવ્યું તે પ્રીય વાંચકબંધુએ પાછલા પ્રકરણમાં વાંચ્યું છેજ.

લગ્નના દીવસેજ રમેશ, પોતાનો એકનો એક પુત્ર ક્યાંનો ક્યાં ચાલ્યો ગયો, જેથી અમરનાથના હૃદયને ભારે આઘાત થયો અને તેમાંજ તેનો અંત થયો.

---

## પ્રકરણ ૯ મું.

### વ્હેંચણી.

અમરનાથના વાર્ષિક શ્રાદ્ધનો દિવસ આવી લાગ્યો તો પણ રમેશના આગમનનું ચિન્હ મુદલે જણાયું નહિ. માટે કોઇ પણ ગોત્રી પાસેથી તે કાર્ય આરોપી લેવાનું ઠરાવી સ્નેહલતાની બ્હેને તે કાર્યની સઘળી તૈયારીઓ કરી મુકી.

છેવટે શ્રાદ્ધના દીવસનું વહાણું વાયું. નિમંત્રિત મંડળ વખતસર આવી પહોંચ્યું;

અને ઉપાધ્યાયો પણ શ્રાદ્ધની સામગ્રી ગોઠવી ક્રિયા કરનારની રાહ જોતા બેઠા. એવામાં તો ખુદ રમેશજ ત્યાં હાજર થઈ ગયો ! તે સમયે ત્યાં ભેગા થએલાઓમાં જે આશ્ચર્યતા અને આનંદ પ્રાપ્ત થયો હશે તેની તો કલ્પનાજ કરી લેવી. શ્રાદ્ધ જેવા દુઃખના સમયમાં આવો આનંદ ઉપભોગવવાનું તેઓના નશીબે આખી જીંદગીમાં કવચિત્જ આવ્યું હશે.

ખુદ મૃતનો પુત્રજ આવી મળતાં ઔર્ધ્વદૈહિક ક્રિયા બીજાને કરવાની જરૂરજ રહી નહોતી. ઉપાધ્યાયની સહાયતા વડે ખુદ રમેશેજ તે વિધિ આટોપી લીધો. ત્યારબાદ તે કાર્ય નિમિત્ત ત્યાં ભેગા થયેલાને તેણે પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું:—

" અમારી સર્વ ઇસ્ટેટ વડિલોપાર્જીત છે. તે આપ સઘળા જાણોછોજ. આ વાતનો ઉલ્લેખ કરવાનું કારણ એટલુંજ છે કે, આ ઇસ્ટેટ એવા પ્રકારની હોવાથી તેમાંથી કોઇને કંઇ પણ આપવાનો અધિકાર મારો નથી, એવું મારા સ્વર્ગવાસી પરમ પૂજ્ય પીતાને લાગ્યું હશે. "

" પણ તેમ કરવાની તેમને આવશ્યક્તા શી હતી ? " રમેશની જ્યેષ્ટ ભગનીના પતી દેવદત્ત પાઠક વચમાંજ બોલી ઉઠયા. " તેમને આપણા પર પૂર્ણ ભરૂંસો હતો; અને હું પણ ખાત્રીપૂર્વક કહી શકુંછું જે તે આજે હૈયાત નથી તોપણ આ બાબતમાં આપ જે કરશો તે તેમનો સ્વર્ગસ્થ આત્મા નિઃસંશય માન્ય કરશે. "

" પાઠકજી, આપનું કહેવું બરાબર છે. " રમેશે ગંભીરતાથી જવાબ દીધો. " આ સંબંધમાં મેં શું કરવા વિચાર્યું છે તે સાંભળો. યદ્યપી મારા પીતાજીએ પ્રત્યક્ષ કંઈ પણ વ્યવસ્થા કરી મુકી નથી, તોપણ આ સબંધે તેઓએ મારી આગળ પોતાની જે ઇચ્છાઓ પ્રદર્શિત કરી હતી તેને અનુસરીનેજ હું આ વ્યવસ્થા કરૂંછું. "

" અલબત, ઇંદ્ર પર્જન્ય વૃષ્ટિનું કાર્ય મેઘરાજને સોંપે છે તે કંઈ વિચાર વિનાનું હોતુંજ નથી ! " દંતપંકિત કિંચિત્ વ્યક્ત કરતા પાઠકજી બોલ્યા.

" પણ મેઘ કદી જ્યાં જરૂરત હોય છે ત્યાં એક બિંદુએ વરસતો નથી, અને જ્યાં તેની જરુર હોતી નથી ત્યાં મુશળધાર વરસે છે, હું પોતેજ સેજ રૂપણ હોવાથી, મેં આપને આ સહેજ સુચન કર્યું છે. "

" તમો ગમે તેમ બોલો. પણ ભગવાન સૂર્યનારાયણમાં કદીજ અંધકાર સંભવેજ નહિ. " પાઠકજી પોતાની દંતપંકિતનું પુનઃ પ્રદર્શન કરતા બોલ્યા. "

પણ રમેશ તેમના આ ભાષણ તરફ દુર્લક્ષ કરતો બોલ્યો, " સાંભળો; હું મારી ઇચ્છાનુસાર જેને જે આપુછું તેણે તે આનંદે અને સંતોષે ગ્રહણ કરવું. બેન પાર્વતી ક્યાં છે ? "

" તે અહીંયાં આવી નથી, ઓરડામાં રડતી બેઠી છે. " એક સ્ત્રીએ આવી જણાવ્યું.

" સાચે, તેનું બાપુપર ઘણુંજ હેત હતું. " રમેશ બોલ્યો " તેમના સ્વર્ગવાસને આટલા દીવસો થયા પણ હજુ તેના નેત્રોમાંથી અશ્રુજળ સુકાતું નથી. ખેર, તેને હું પંદર હજાર રૂપીયા આપુછું. વારૂ, હવે દુર્ગાબેન ક્યાં છે ? "

રમેશના મુખમાંથી નામ નિકળતાંજ દુર્ગા હાસ્ય વદને આગળ આવી. તેને જોઇ રમેશ બોલ્યો. " દુર્ગાબેન, તમોને હું દસહજાર રૂપીયા આપુછું. "

આ સાંભળી દુર્ગાનું હાસ્ય વદન કરમાયું, તે ખાટું મોઢું કરી બોલી:—કેમ વારૂ ! પાર્વતી બેનને પંદર હજાર અને મને દસ હજાર કેમ ! "

"તે તારા કરતાં પાંચ વર્ષે મોટી છે."

"એમકે ? ત્યારે તો આ રૂપીઆ પણ તેનેજ આપ ! મારે તે નહિ જોઇએ !" એમ કહી છણકામાં સાંથી ચાલી ગઈ.

દુર્ગા આ પ્રમાણે રીસાઈ ગઇ તે બદલ રમેશને કઇજ લાગણી થઈ નહિં તેના ગયા પછી તે બોલ્યો,—"દુર્ગાબેને આ રૂપીયાનો સ્વિકાર ન કર્યો. કાંઇ હરકત નહિ, હું આ રૂપીયા પણ તેની ઈચ્છા પ્રમાણે પાર્વતી બહેનને આપીશ."

દુર્ગાએ રીસમાં જે કહ્યું તે સત્ય કરે છે એમ જ્યારે પાઠકજીએ જોયું ત્યારે તે બોલ્યા "એમ ન કરો, દુર્ગાબેન રીસાઇ ગયાં છે, તે પાછાં આવશે, એટલે તેમના રૂપીયા તેમનેજ આપજો."

રમેશ—દુર્ગાબેન મારાપર રીસાય ?

પાઠકજી—એને ભાઈપર નહિ તો કોનાપર રીસાવું જોઇએ ?

રમેશે પાઠકજીના આ વાકય તરફ દુર્લક્ષ કરી બોલ્યા પ્રમાણેજ સઘળી વ્યવસ્થા કરી. ત્યારપછી તેણે પોતાની ફઇ, માશી, ભાણેજ ભાણેજીયો વગેરે સગાં વહાલાંને જે કઇ આપવાનુ હતું તે આપ્યું અને પછી નોકરો તરફ વળ્યો અને તેઓને પણ તેણે ખુશી કર્યાં. રમેશે દરેકે દરેકને પોતાની મરજી પ્રમાણે જે કંઈ આપવાનું હતું તે આપીને સંતોષ્યા. આ સઘળી વહેંચણી થઈ પણ તેમાં પાઠકજીનું નામે ન નિકળ્યું જેથી તેઓ ગભરાયા, તેઓથી મુંગું રહેવાયું નહિ ! રમેશ નોકરોને બક્ષીસ આપવાની ધાધલમાં હતો ત્યાં તેઓ જઈ બોલ્યાઃ—

"તમારાં મોટાં બેન સ્વર્ગે સીધાવ્યાં તથી શું તમે બનેવીને વીસાર્યો ? તેનો ભાગ મને અવસ્ય મળવોજ જોઇએ. મને મળતાં તેને મળ્યા સમાનજ છે."

"ઠીક છે. આપ જ્યારે ત્યાં જશો ત્યારે આપના હસ્તે તે ભાગ હું અવસ્ય મોકલી આપીશ."

"વારૂ ત્યારે મારો ભાગ ?" પાઠક મહાશય બળે બળે હાસ્ય વદન રાખી બોલ્યા !

"આ લ્યો" એમ કહી રમેશે તેમના હાથમાં એક રૂપીયો મુક્યો !

પ્રથમ તો પાઠક મહાશયને રમેશ પોતાની મશ્કરી કરે છે, એમ લાગ્યું, પણ જ્યારે રમેશે તે રૂપીયાપર એક કોડી સરખી ન આપતા તે સાંથી ચાલ્યો ત્યારે માત્ર તે ગભરાયા ! તોપણ તેઓ પોતાના મનનું સમાધાન કરતા સ્વગત બોલ્યા—"મને આ એક રૂપીયો લાખને ઠેકાણે છે !" (અપૂર્ણ).

---

# प्राचिन हिंदनी सभ्यतानो विचार.

( અનુસંધાન પૃષ્ટ ૨૭૭ થી ).

## जर्मनी.

મોર સાહેબ લખે છે કે, જેમ હિંદુઓ મનુને મનુષ્યોના મૂળ પુરૂષ તરીકે માને છે. તેનીજ રીતે જર્મની વાળાઓ પણ માને છે. અંગ્રેજીમાં મેન, ( man ) જર્મન અને

સંસ્કૃતમાં મનુ ( menu ) એકજ અર્થને સૂચવનાર છે. જર્મનોનો મેન્શ ( mensch ) શબ્દ સંસ્કૃત મનુષ્ય શબ્દને મળતોજ છે.

જર્મન શબ્દ એ સંસ્કૃત શર્મન્‌નો અપભ્રંશ છે, હિંદુસ્તાનમાં શર્મન્ એ ઉપાધિ બ્રાહ્મણોને ઘટવે છે. એથી એ સિદ્ધ થાય છે કે હિંદુમાંથી જે લોક જર્મની જઈને વસ્યા હતા તે બ્રાહ્મણો હતા. જર્મનોના કેટલાક રીત રિવાજો બ્રાહ્મણોને મળતા છે. જેવી રીતે સવારમાં ઉઠી સ્નાન કરવું, લાંબા વાળ રાખવા, ચોટલી બાંધવી, ઢીલા વસ્ત્રો પહેરવાં વિગેરે. સ્નાન કરવું એ ઠંડા દેશનો રિવાજ નથી પણ ઉષ્ણ પ્રદેશનોજ રિવાજ છે.

આર્યાવર્તના ઉત્તર પશ્ચિમે જે શક નામની જાત રહેતી હતી, તેમનાં સંતાન તેજ સેક્સન લોક છે. સેક્સન ( saxon ) શબ્દ શક +સૂનુથી બન્યો છે. સૂનુનો અર્થ સંતાન છે. એ જોતાં સેક્સનનો અર્થ શકનાં સંતાન એવો થાય છે.

જર્મનો સ્વર્ગને તેજ નામથી ઓળખે છે. કર્નલ ટૉડ લખે છે કે જ્યારે ઇંગ્લંડ અને યુરોપમાં સેક્સન જાતિનાં મોટાં મોટાં કારીગિરીવાળાં ચિત્ર, તેની કારીગરી અને તેની મૂર્તિયોને જોઈએ છીએ ત્યારે શ્રી કૃષ્ણ અને ગોપિયો સાંભળી આવે છે.

## ગ્રેટ—બ્રિટન.

પ્રાચીન કાળમાં ગ્રેટબ્રિટનમાં ડ્રૂયડ (Druid) નામનો એક જનસમુદાય હતો. તે લોક બૌદ્ધ મતાવલમ્બી હતા. તે જીવના આવાગમનના સિદ્ધાન્તને માનતા હતા જીવનાં પૂર્વજન્મ અને તેના નિર્વાણમાં તેમનો વિશ્વાસ હતો. ત્રિમૂર્તિમાં પણ તેનો વિશ્વાસ હતો. હિંદુઓનો વિશ્વાસ છે કે ઈશ્વર એક રૂપથી જગતની ઉત્પત્તિ કરે છે, બીજા રૂપથી તેનું રક્ષણ કરે છે, અને ત્રીજા રૂપથી તેનો સંહાર કરે છે. તે લોકોનું પણ તેવુંજ માનવું હતુ. તેમની સંસ્થા જુદીજ હતી. અને ધાર્મિક રહસ્યોનો મર્મ બતાવવો એ તેમનું કામ હતું. જેવી રીતે બ્રાહ્મણો શાપ આપતા હતા તેવી રીતે તે પણ શાપ આપતા હતા. મોટા મોટા રાજાઓ પણ તેમનાથી બ્હીતા હતા. ડ્રૂયડ ( Druid ) શબ્દ દ્રૌપદેયનો અપભ્રંશ છે. દ્રૌપદેય એ ચંદ્ર વંશના દ્રુપદ રાજાનો સંતાન હતો. તેની પાસે ચંદ્રમાનું ચિન્હ રહેતું હતું જ્યારે બ્રિટન ઉપર રોમવાળાઓએ ચઢાઈ કરી ત્યારે ડ્રૂયડ લોક સેન્ટ અથવા મોનાદ્વીપમાં ચાલ્યા ગયા. મોના દ્વીપનું શુદ્ધ રૂપ મુનિ દ્વીપ છે. એકવાર વિષ્ણુ ભગવાનના વાહન ગરૂડ: શાક દ્વીપ (ગ્રેટ બ્રિટન )માંથી દ્વિજાતિયોના કોઈ રાજાને હિંદુસ્તાનમાં ઉપાડી લાવ્યો હતો. આ બનાવ પણ આ દેશમાં હિંદુઓના રહેવાનું પ્રમાણ છે. દોલ બ્રુક સાહેબનું એક પુસ્તક ( miscellaneous Essays ) અને ગાડફ્રે હિગિન્સ ( Godfrey Higgins )નું પણ એક પુસ્તક ( Celtic Druids ) આ વિષય માટે અવલોકન કરવા જેવું છે.

## સ્કેન્ડિનેવિયા.

આ દેશના મૂળ રહેવાસીઓ હિંદુ-ક્ષત્રિયોનાં સંતાન હતાં. સંસ્કૃત શબ્દ સ્કન્ધનાભિ ઉપરથી સ્કેન્ડિનવિયા બન્યું છે. સ્કંધનો અર્થ સરદાર યા મુખ્ય, અર્થાત્ ક્ષત્રિય છે. અને તેથી ક્ષત્રિય અને સ્કેન્ડિનેવિયનનો અર્થ એકજ છે. તે નાઈડા નામના પુસ્તક ઉપરથી પત્તો લાગે છે કે ગેટિસયાન્જીટસ લોક, જે સ્કેન્ડિનેવિયામાં પ્રથમ આવ્યા હતા, તે અસિ કહેવાતા હતા. અને તેમના પ્રથમ નિવાસ-સ્થાનનું નામ પણ અસિગઢ પડ્યું હતું. મહાત્મા ઓડન ( Oden ) સ્કેન્ડિનેવિયામાં ઇસાનાં ૫૦૦ વર્ષ પહેલાં આવ્યા હતા. તેમના

ઉત્તરાધિકારીનું નામ ગૌતમ હતું. આ વૃત્તાંત બુદ્ધના વખતનું વિક્રમ સંવત ૪૭૭ વર્ષ, અને ઈસ્વીસન ૫૩૩ વર્ષ પહેલાંનું છે.

આ દેશની દેવી દેવતાઓનું વર્ણન અને તેની વીર રસાત્મક કવિતા હિંદુઓને મળતી છે. આ લોકોના પ્રાચીન પુસ્તકનું નામ ઇદ છે. ઇદ શબ્દ વેદનો અપભ્રંશ હોય એમ લાગે છે. હિંદુસ્તાન અને સ્કેન્ડિનેવિયાના દિવસોના નામોનો અર્થ પણ એક સરખોજ છે.

## અમેરીકા.

અમેરીકાની આશ્ચર્યજનક પ્રાચીન સભ્યતાનાં ચિન્હો ઉપર દૃષ્ટિ નાંખવામાં આવશે તો જણાશે કે, યુરોપ વાસિયોના પ્રવેશ કરતા પહેલાં ત્યાં કોઇ સભ્ય જાતિ રહેતી હતી. દક્ષિણ અમેરીકામાં મોટાં મોટાં નગરોનાં ખંડેરો, મજબૂત કોટ, સુંદર ભૂવનો, જલાશયો, સડકો, નહેરો વિગેરે ચિન્હ મળી આવે છે. જેથી જણાય છે કે પ્રાચીનકાળમાં અહીં કોઇ ઉચ્ચ શ્રેણીનાં મનુષ્યો રહેતાં હશે. યુરોપીય પુરા વસ્તુવેત્તાઓ કહે છે કે, તે સભ્યતા બીજે કંઇથી નહિ પણ હિંદુસ્તાનમાંથીજ આવેલી હતી. બેરન હમબોલ્ટ મહાશયનું કહેવું છે કે, આ વખતે પણ અમેરીકામાં હિંદુઓના સ્મારક ચિન્હો મળી આવે છે.

પોકોક મહાશય કહે છે કે, પેરૂ નિવાસિયોના અને તેમના પૂર્વજ હિંદુઓના સામાજીક રીવાજો એક સરખા જણાય છે. પ્રાચીન અમેરીકાની ઇમારતોનો દેખાવ હિંદુઓના જેવો છે. સ્કવાયર સાહેબ કહે છે કે, જેવી રીતે બુદ્ધ મતના સ્તૂપ દક્ષિણ હિંદુસ્તાન અને [તે]ના ઉપદ્વીપોમાં મળી આવે છે. તેવા મધ્ય અમેરીકામાં પણ મળી આવે છે, દેવી દેવતા[ઓ] અને મહાત્માઓનાં પદ ચિન્હો ( પગલાં ) જેવી રીતે હિંદુસ્તાનમાં પૂજાય છે. જેવી [રી]તે લંકામાં ભગવાન બુદ્ધનો અને ગોકુળમાં શ્રી કૃષ્ણનાં પદ-ચિન્હો ( પગલાં )ની પૂજા કરવામાં આવે છે, તેવીજ રીતે મેક્સિકોમાં પણ એક દેવતાનાં પગલાંની પૂજા થાય છે. જેમ સૂર્ય, ચંદ્ર, અને તેનાં ગ્રહણ હિંદુસ્તાનમાં મનાય છે, તેવીજ રીતે ત્યાં પણ મનાય છે. ઘંટા, ઘડિયાળ, શંખ વિગેરે જેવી રીતે હિંદુસ્તાનમાં તે વખતે વગાડવામાં આવે છે તેવીજ રીતે ત્યાં પણ તે વખતે વગાડવામાં આવે છે. ગ્રહણ વખતે સૂર્ય-ચંદ્રનું રાહુથી ઘેરાવું તે પણ તે માને છે. ત્યાંના પુજારી સાપ વિગેરેના ચિન્હો કંઠમાં ધારણ કરે છે. એથી હિંદુસ્તાનના મહાદેવ, કાલીમાતા વિગેરે દેવી-દેવતાઓનું સ્મરણ થાય છે.

હિંદુસ્તાનમાં જેવી રીતે ગણપતિની મૂર્તિની પૂજા થાય છે, તેવીજ રીતે ત્યાં પણ એક તેવાજ દેવતાની પૂજા થાય છે. જે પ્રકારે હિંદુ ધર્મગ્રંથોમાં પ્રલયનું વર્ણન છે તેવીજ રીતે તે લોકોના ગ્રંથોમાં પણ છે. તેમાં એક કથા એવી છે કે, " તેમાં એક મહાત્માની આજ્ઞાથી સૂર્યની ગતિ રોકાઇ ગઇ હતી. અથવા સૂર્ય સ્થિર થઇ ગયો હતો. આપણા મહાભારતમાં પણ એક એવીજ કથા છે કે, જયદ્રથનો વધ કરવા સમયે શ્રીકૃષ્ણની આજ્ઞાથી સૂર્ય સ્થિર થઇ ગયો હતો. કૃષ્ણના મૃત્યુ વખતે પણ અર્જુનના શોકધ્વનિથી સૂર્યનો રથ રોકાઇ ગયો હતો. હિંદુઓની માફક અમેરીકાના મૂળ રહેવાસીયો પણ પૃથ્વીને કાચબાની પીઠ ઉપર સ્થિર થયેલી માને છે. સૂર્યની પૂજા બન્ને દેશમાં થાય છે. મેક્સિકોમાં સૂર્યનાં પ્રાચિન મંદિર છે. જીવના આવાગમનના સિદ્ધાન્તમાં પણ હિંદુઓના જેવોજ તેમનો વિશ્વાસ છે. ધાર્મિક વિષયો ઉપરાંત સામાજીક વિષયોમાં પણ ઘણે ભાગે મળતાપણું છે.

તેમના ઘણા રીતરિવાજો હિંદુઓ જેવાજ છે. તેમનો પહેરવેશ હિંદુઓના જેવોજ છે. તે પાઘડીઓ પહેરીને ચાલે છે, અમેરીકામાં હિંદુઓ શ્રી રામચંદ્રજીના વખત પછી ગયા હતા. ઐતિહાસિક કથાઓથી પણ જણાય છે કે મહાભારતના યુદ્ધ પછી ઘણા વખત સુધી હિંદુઓ અમેરીકા જતા આવતા હતા. રામચંદ્ર અને સીતાજીની પૂજા તેમનાં અસલ નામ સાથે હાલ ત્યાં કરવામાં આવે છે. પેરૂમાં રામોત્સવ વખતે રામલીલા પણ કરવામાં આવે છે. અમે ટીકાવાળાઓની મકાનો બનાવવાની શૈલી, તેમની વાર્તાઓ, તેમના દાર્શનિક વિચારો, તેમના વર્તનની રીતભાત અને પ્રાચીન ઐતિહાસિક વાતો એવી છે કે જેના વિચાર કરતાં જણાય છે કે, એ લોકો હિંદુ જાતિમાંથીજ ઉત્પન્ન થયેલા છે એવું માનવું જ પડે છે. મહાભારતમાં લખ્યું છે કે અર્જુને પાતાલ દેશ જીતીને ત્યાંના રાજાની કન્યા ઉલૂપીની સાથે વિવાહ કર્યો હતો. તેને એક પુત્ર થયો કે જેનું નામ અર્વણ હતું. તે ઘણોજ પરાક્રમી યોદ્ધો હતો.

પ્રાચીનકાળમાં હિંદુસ્તાનમાંથી અમેરીકા જવાને માટે બે રસ્તા હતા. એક હિન્દુસ્તાનથી લંકા થઇ અથવા બંગાળની ખાડીમાંથી જાવા અને બોર્નિયો થઇ અને મેક્સિકો પેરૂ અને મધ્ય અમેરિકા જવાતું હતું. બીજો ચીન, મંગોલિયા, સાઇબેરીયા અને બાહિરંગ આગળ થઇ ઉત્તર અમેરીકા સુધી જવાતું હતું.

આ વખતે જ્યાં બહિરંગ છે ત્યાં પૂર્વે જળ નહોતું, તે પહેલાં અમેરીકા સાથે મળેલો પ્રદેશ હતો. પછી ફેરફાર થવાથી ત્યાં પાણી થઇ ગયું. જેમ પહેલાં એશિયા અને આફ્રીકા મહાદ્વીપની જમીન મળેલી હતી તેવી રીતે અમેરીકા દેશ પણ મળેલો હતો. હાલ એશિયા અને આફ્રીકા વચ્ચે સુવેજની નહેર અને એશિયા અને અમેરિકા વચ્ચે બહિરંગ છે. *

---

# एरोप्लेन-हवाइ विमान.

આપણા શાસ્ત્રોમાં વિમાનોની વાર્તા વારંવાર આપણે સાંભળી છે, અને વાંચી છે. દેવો વિમાનમાં બેસી ફરતા હતા. લડાઇમાં વિમાનનો ઉપયોગ થતો વિગેરે આશ્ચર્યકારક વાતો આપણે જ્યારે વાંચતા ત્યારે તે વાતો અસંભવિત્ જેવી કેટલાકને જણાતી; પરંતુ તે હવે નજરે જોવા જેવું થયું છે. તેવાં હવાઈ વિમાનોનો ઉપયોગ ચાલુ લડાઇમાં છુટથી થાય છે.

ચાલુ લડાઇમાં જે હવાઇ વિમાનોનો ઉપયોગ થાય છે તેની બે જાત છે. એક જેપલીન અને બીજું એરોપ્લેન. જેપ્લીન સંબંધી હકીકત આપણે આગલા માસના ભાગ્યોદયમાં વાંચી ગયા છીએ જેથી એરોપ્લેન સંબંધી કેટલીક હકીકત આ વખત આપવા વિચાર છે.

એરોપ્લેનમાં એક એંજીન જોડેલું રહે છે. તે એંજીન વડે બે બાજુની બે પાંખો બરાબર ચાલ્યાં કરે છે. પાંખોની ગતિના વેગને લીધે આ વજનદાર વિમાન પણ આકાશમાં સ્થિર રહી શકે છે.

વેગથી દોડતી રેલ્વે ગાડીની બારીમાંથી મુખને બહાર કાઢનારને પવનનો જોરથી

---

* કન્નોમલ. એમ. એ. ના હીંદી લેખનો અનુવાદ.

અને ગમે તેટલો સમય થાય પણ મન અને ચક્ષુ જોઇ સંતુષ્ટ થતાં નથી પણ તેમની નિરીક્ષણ—જીજ્ઞાસા વૃદ્ધિંગત થાય છે અને અંતે હૃદય અતૃપ્તજ રહે છે. નકશી તો એવી ખૂબીથી કરવામાં આવેલી છે કે એક પુષ્પ; વળી તેની અંદર પુષ્પ અને તેમજ હરેક પુષ્પની પાંખડી પણ ચોખ્ખી નજરે પડે છે. એકજ પથ્થરમાંથી આવું સુશીભત કોતરકામ કરેલું જોઈ કાળજું કહ્યું કરતું નથી, બુદ્ધિ બહેર મારી જાય છે અને ઇતિહાસના વાંચન પ્રતાપે જાણેલી પ્રાચીન જાહોજલાલી અને કળા કૌશલ્યની ઉચ્ચતા તાદૃશ્ય થાય છે, ઘડીભર જૂના ગત સમયનો અને આધુનિક સમયનો મુકાબલો થાય છે અને તે સાથે હાલનું આળસ પ્રાબલ્ય અને નિરૂદ્યમતા જોતાં હૃદય ભડભડ ભડભડ બળે છે અને નિઃશ્વાસના ઉદ્‌ગાર નીકળે છે. આ દેવળમાં હરતાં ફરતાં આ દહેરાં બંધાવનાર દાનવીર શેઠ વિમલશાહની ધનવિપુળતા, તેમનું ઔદાર્ય અને તેમની ધર્મનિષ્ઠાના વિચારો હૃદયમાં ઉદ્‌ભવે છે અને ધન્યના પોકાર સાથે શમી જાય છે. આજ દર્શાવી આપે છે કે જુના સમયમાં ધર્મ પર આસ્થા કેટલી હતી, ધર્મ માટે કેટલો અનહદ પ્રેમ હતો અને ધર્મની ખાતર સ્વાર્થના ભોગે કરોડો રૂપીઆનું બલિદાન અપાતું હતું. કયાં તે સુખી સમય કે જ્યારે ધર્મધ્વજા ગુજરાતમાં ફરકી રહી હતી અને લોકો ધર્મિષ્ટ અને આસ્તિક હતા. હાલમાં જ્યાં જુઓ ત્યાં સ્વાર્થ અને ધર્મભ્રષ્ટતાએ પગ પેસારો કરી દીધો છે. નાસ્તિકોનું જુથ દિન પ્રતિદિન વધતુ જાય છે. અત્યારે શું કોઇ વિમલશાહ પાકશે? દેલવાડાના દેવળમાં ખરચાયેલા અબજો રૂપીઆ અત્યારે કોઈ ખરચનાર છે? પણ કયાં તે સમયની ધનાઢયતા અને જાહોજલાલી અને ક્યાં અત્યારની દરિદ્રતા અને દુર્બળતા? શું આવા સુખી દિવસો ફરીથી નહિં આવે? આળસનું આ વાહન કરી, ઉદ્યમને દેશવટો દઈ, એશ આરામમાં પડી રહેવું તેથી ઉન્નતિ થવાની નથી, શું આવી શોકકારક સ્થિતિમાં પડી રહેવાથી ધન પ્રાપ્તિ કે યશ પ્રાપ્તી થશે કે ! કમર કસી ઉદ્યમ ખેડવામાં આવે અને આલસનાં બંધન તોડવામાં આવે તો કદાચ ભારતવર્ષના ઉજ્વળ દિવસો એકવાર ફરીથી પ્રાપ્ત થાય અને દારિદ્ર નષ્ટ થાય.

" All are architects of Fate,
Working in these walls of Time;
Some with massive deeds and great,
some with ornaments of rhyme;
Let us do our work as well,
Both the unseen and the seen. "

તે વિમલશાહ શેઠ અને શિલ્પકારોની કીર્તિના જીવતા જાગતા નમુના હજુ હયાત છે. અને મુક્ત કંઠે તેમની પ્રશંસાનાં સ્તોત્ર ગાઈ ગયા છે. તેમનાં નામ અમર થયાં છે. જગમાં કંઇ વિરલ કાર્ય કરી પોતાની પાછળ પોતાના સારા નામની સુવાસ મૂકી જવા પ્રયત્ન કરવો કે ભવિષ્યમાં કોઇપણ આપણે માટે માનના અને યશના બે શબ્દો બોલી કૃતકૃત્ય થાય. ગયા કંઇ કંઈ વીર અને કવિ, સમાયાં છે કંઇ રાજ્ય અને મહાપુરૂષ ભૂતકાળની ખીણમાં ઉંડી; રહે છે દુનિયામાં ફક્ત એક નામ યશસ્વી, કાળના મુખમાં ગયું છે અને જશે સર્વ સમાઈ, એવાં કંઈ કાર્ય કરો કે ભવિષ્યમાં તે તમારાં નામ પુકારી તમારી

બુદ્ધિ અને કીર્તિનું બીજાને ભાન કરાવે અને તમારા માટે અચરતાનો યશ પ્રાપ્ત કરે. ખરે—

" કામ કર દામનાં નામ અવિચળ રહે. "

આપણુ જીવતું સફળ કરવું હોય તો—

" વાસના વેરીને કામ એવાં કરો, નામ નિશાની રહી જાય જેથી,
દાખલો આપણો જોઈને કોઈ જન, મન થકી માની લે ધીર એથી. "

માઉન્ટ આબુપર શુકલ પક્ષમાં જ્યારે કૌમુદી પૂર્ણ રીતે ખીલી રહી હોય, આકાશ તારાઓથી જળહળી રહ્યું હોય તેવા સમયે સંસ્કૃત કવિઓ વર્ણવી ગયા છે તેમ ડુંગરો તથા ભૂમિતલ સુખટના રસથી કે ચંદનથી અર્ચિત હોય તેવો ભાસ થાય કે કદાચ રૂપેરી જાજમ સર્વત્ર બીછાવી હોય તેવું ચિત્ર લાગે. વળી જો કોઇ આવા સમયે ફરનાર માણસ જરા કલ્પનાશક્તિ દોડાવે કે તેનામાં દરેક વસ્તુમાં કાંઇને કાંઈ જોવાની ટેવ હોય તો તેને તારાઓમાં કંઇક નવું જોવાનું અને જાણવાનું મળે કે કદાચ તે જોઇ પણ શકે—

" Ye stars ! which are the poetry of heaven !
If in your bright leaves we would read the fate
Of men and empires,'tis to be forgiven,
That in our aspirations to be great,
Our destinies overleap their mortal state
for ye are
A beauty and a mystery and create
In us such love × × ×

કુદરતના અભ્યાસી આવા શાંત અને આનંદદાયક સમયે શાંતિથી હૃદય રેલાવી પ્રભુ-કૃતિમાં કાંઇ સાર જોઇ તાત્પર્ય ખેંચ્યા વિના રહેજ નહિ.

અચલગઢમાં સોનાની મોટી મોટી મૂર્તિઓ છે. આ પણ પુરાણી ધર્માસ્થા અને ધનાઢયતાનું સ્મરણ કરાવે છે. ગુરૂશિખર સર્વ શિખરથી ઘણુંજ ઉંચું છે. ત્યાં જઇ આગળ પાછળ ઉપર નીચે નજર ફેંકતાં એક ચિત્રકાર કે કવિને યોગ્યચિત્ર મેદાનપટ પર આલેખાયલુ દ્રષ્ટિગોચર થાય છે. શેઇડ-લાઈટ=થોડા થોડા અંતરે છાયા ને પ્રકાશ જણાય છે. વરસાદ પડયા બાદ નીચે નજર કરતાં નાનાં નાનાં પાણીનાં ભરાયેલાં ખાબોચીઆમાં સૂર્ય-પ્રકાશ પડતાં જાણે ભૂમિ દર્પણથી મઢી લેવામાં આવી હોય તેવો ભાસ થાય છે. વળી જ્યારે વાદળાં પર્વતશૃંગો પરથી પસાર થતાં હોય ત્યારે સાક્ષર નરસિંહરાવની પર્વતમંડળને મેઘમંડળની લીટીઓ મનમાં તાજી થાય છે. વાદળાં હાથવેંતમાજ જણાય છે.

" ગિરિરાજ અસંખ્ય અહીં ભળીઆ,
ધનના અનુકૂળ સખા મળીઆ;
ગિરિરાજ અને ધનરાજ તણો,
અહિં મેળ અલૌકિક આજ બન્યો;
ગિરિવૃન્દ અહો ! ધન રાજ અહો !
સુજને તમ મેલ વિશેજ અહો ! "

આબુ પરના જુદા જુદા દેખાવના ઘણા પરદેશી ચિત્રકારોએ ફોટા લીધા છે, અને આવી રીતે પોતાના બુદ્ધિબળથી કે પોતાની પિછીના પ્રભાથી તેઓ બીજાને ગુજરાતના

એક સુંદર સ્થળની રમણીયતાનો સાક્ષાત્કાર કરાવે છે. કવિ અને તત્વવેત્તા અહી કુદરત ખેલ અને અવનવા દેખાવ જોઇ પોતાની કલ્પનાશક્તિના તુરંગો દોડાવે અને અજબ વિશ્વ-રચના, પ્રભુલીલા, અને નૈસર્ગિક સૌંદર્યનો અનુભવ પોતાની લેખિનીના બળથી અન્ય જનને કરાવે ! યોગી અને રોગી આ સ્થળે આવી પોતપોતાની મનકામના પૂર્ણ કરે ! પ્રવાસીજન આ સ્થળે પ્રવાસ કરી મળતો આનંદ મેળવે અને પોતાનો હેતુ સિદ્ધ કરે ! બળતાં અને શોકાભિભૂત હૃદયો અત્રે આવી મનનો તાપ નીવારે અને શાંતિ ગ્રહે ! હરકોઇ મનુષ્ય અહીં મુલાકાત કરી કાંઇને કાંઈ લાભ મેળવી શકે તે નિર્વિવાદ વાત છે. આ આબુગિરિ એવો કૃપાળુ છે કે જે કોઈ જન તેના પ્રતિ જાય છે તેના તરફ તે પોતાનો હસ્ત અંતરિક્ષ રીતે લંબાની તેના કોડ પૂરા કરે છે. પ્રભુની લીલા અપાર છે. સુંદરતાની ખૂબી ન્યારી છે. કુદરતથી મળતો આનંદ અવર્ણનીય છે. જીવ્યા કરતાં જોયું ભલું તે સત્ય છે.

ગૌતમાશ્રમ, પરશુરામાશ્રમ, વસિષ્ઠાશ્રમ, નખીતલાવ, ( જે રૂષિઓના નખથીજ ખોદાઈ હયાતીમાં આવ્યું હતું ), અચલગઢ ને દેલવાડાનાં દેવળ જોઈ અને આ પવિત્ર અને ભવ્ય સ્થાનના નાયકોનાં દર્શન કરતાં તેમના જીવનગ્રંથનાં પાનાં આપણી સમક્ષ ઉકલે છે અને કવિ લોન્ગફેલોની સુવિખ્યાત કડીઓનો હૃદયમાં આનંદપૂર્વક નિવાસ થાય છેઃ—

" Lives of great men all remind us,
We can make out lives sublime,
And, departing, leave behind ns
Footprints on the sands of time. "

આવાં રમણીય સ્થાન, જોઈ પુરાતન ઇતિહાસ, પુરાણ અને શાસ્ત્રપ્રતિ આપણું લક્ષ દોરાય છે અને ગૌતમઋષિ, પરશુરામ, વસિષ્ઠ, વિમલશાહ વિ. નાં કાર્ય અને જીવનની રૂપ-રેખા મન પર ઉંડી અસર કરે છે, તેમનો જીવન સુવાસ આપણા માનુષિક જીવનમા મેળવી સંસારમાં ઉચ્ચ અને માનપ્રદ સ્થાન પ્રાપ્ત કરવા ઉત્કંઠા થાય છે, અને કીર્તિમાન થવા પ્રબળ ઇચ્છા થઇ આવે છે

માઉન્ટ આબુ પરનાં વનરાજિ, ગિરિશૃંગ, જલઝરણાં, ફળફુલ પૂર્ણવૃક્ષ, લીલા વર્ણનો વિસ્તાર અને વસ્તુત સૃષ્ટિસૌંદર્ય જોતાં કોઇ મહા પુરૂષના પ્રભાવ અને પ્રતાપનું ભાન કે જ્ઞાન થાય છે.—

" એક અચળને ભવ્ય વિશ્વમંદિર આ ભાસે,
અનુપમ ઘુમટ વ્યોમતણો જેનો ચોપાસે;
એક પુરૂષ મહાનતણી એ કીર્તિ ગાએ,
નીરખી શકે રૂડી પેર અહી જનકો વિરલા એ. "

આ વિખ્યાત આબુગિરિને કુદરતના—કોડીલા બાલકને તેના સુભાગ્ય માટે સાક્ષર દોલતરામની ટુકમાં ધન્યવાદ આપીએ તો અસ્થાને નહિંજ ગણાય.

" શોભા અપરંપાર, ગિરિવર, શોભા અપરંપાર.
નિરોગીને ઔષધકારક, ધન્વંતરી અવતાર. ગિરિવર.
શીતાતાપ વરષા હવ જ્વાલા, અણુ નહી પલવાર. ગિરિવર.
પવન તરંગ ઉજાળા મારે, તેની નથી દરકાર. ગિરિવર.
ધન્ય ધન્ય તુજ જનને તે સ્થિતિ, સદા અને સુખકાર. ગિરિવર. "

આવી રીતે માઉન્ટ આબુને પૂર્ણરીતે અવલોકી, આનંદની મોજ ભોગવી, કુદરતની લીલા પ્રત્યક્ષ અનુભવી, પ્રભુની શક્તિનું દિગ્દર્શન કરી, તેના યશોગાન ગાઈ અને શાંતિ અને આરોગ્ય મેળવી મોટરમાં બેસી એકવાર ફરીથી સંસારના તાપ સહેવા ગૃહ પ્રતિ પ્રયાણ કરતાં આબુગિરિને નીચેના શબ્દમાં છેવટના પ્રણામ કરી કૃતાર્થ થઇએ.

" Adieu to thee, fair Abu ! How long delightod
The stranger fain would linger on his way !
Thine is a scene alike whore souls unitod
Or lonely contemplation thus might stray,
Where Nature, nor too sombre nor too gay,
Wild but not rude, awful yet not austere,
Is to the mellaow Earth as Autumn to the year. "
( Byron ).

પ્રિય પાઠક ! આપણો થોડા સમયનો સમાગમ અત્રે સમાપ્ત થાય તે પહેલાં આ સેવકે બુદ્ધિ અનુસાર રચેલી પુષ્પમાલામાંથી એકાદ પુષ્પ તને સુંદર નહિતો સુવાસિત જણાશે અને તારી મગજરૂપી ઘ્રાણેન્દ્રિયને કંઇક શાંતિ અને આનંદ અર્પશે તો આ મારો શ્રમ સફળ થયો હું માનીશ.

ભુલચુકની ક્ષમા માગ્યા વિના આપવી તે સજ્જન પુરૂષનો ધર્મ હોવાથી આ સ્થળે હું તારી ક્ષમા માગવાની આવશ્યકતા જોતો નથી.

" જય જય ગરવી ગુજરાત !
દીપે અરૂણું પ્રભાત,
ધ્વજ પ્રકાશશે ઝળઝળ કસુંબી, પ્રેમશૌર્ય અંકિત,
તું ભણવ ભણવ નિજ સંતતિ સઉને પ્રેમ ભક્તિની રીત.

---

# कवि भूषण भट्ट.

( લે. પરિખ મણિલાલ કેશવલાલ—અમદાવાદ. )

આ કવિ પ્રસિદ્ધ કાદંબરીકાર કવિવર બાણભટ્ટના પુત્ર થાય. તેની માતા મયુર પંડિતની પુત્રી થતી હતી. ખેદની વાત એટલીજ છે કે આ કવિ સંબંધી કાંઇપણ માહિતી ઉપલબ્ધ નથી. ' કાદંબરી 'ના ઉતરાર્ધ સિવાય આ કવિનો કોઇ ગ્રંથ પણ પ્રસિદ્ધીમાં નથી. તેણે પોતાના પિતાની અપૂર્ણ રહેલી ' કાદંબરી ' નામના ગ્રંથને પૂર્ણ કર્યો ન હોત તો વખતે આજ તેનું નામ પણ ગુપ્ત થઈ ગયું હોત. આ કવિએ કાદંબરીના ઉતરાર્ધપર પોતાનું નામ નિશાન કાંઈ રાખ્યું નથી છતાં પણ બીજી કેટલીક માહિતી પરથી સંસ્કૃત પંડિતોએ તેનું નામ શોધી કાઢયું છે.

બાણભટ્ટની કાદંબરીના સબંધમાં એક ચમત્કારીક વાત ચાલે છે તે અત્રે કહેવી અનાવશ્યક નહિ ગણાય. આ ગ્રંથના બે ભાગ છે–પણ તે કવિકૃત નહોતા કાવ્યકૃત છે !

કાદંબરી અર્ધી રચાઇ ન રચાઈ તેટલામાં મૃત્યુએ તેનાપર વિજય મેળવ્યો ! એ ઘણુંજ ખોટું થયું ! સમગ્ર ગ્રંથ કવિની યોજના પ્રમાણે તેનાજ હસ્તે પૂર્ણ થયો હોત તો કેવી મજા પડત ! કાદંબરીના અંતઃકરણમા પિતાએ ભરી મૂકેલા વિચાર પુત્રેજ બહાર કાઢવા જોઇએ એવો વિધિનો સંકલ્પ હોવાથી તેણે પિતા પુત્રની અને કાદંબરીના વિચારનો વિયોગ કરાવ્યો એમ કહેવું અમને ઉચિત લાગે છે. કાદંબરીનું તે વાક્ય 'હું તે કુમારને શુ સંદેશો મોકલું' એવું છે; અને તે અપૂર્ણ રહેલું ભાગ્યે ઉતરાર્ધમાં ભૂષણભટ્ટે પુર્ણ કર્યું છે. આ કવિએ આ પ્રકારે કાળની અવકૃપાથી પોતાના પિતાની અપુર્ણ રહેલી રચનાને ઉત્તમ શોભા રૂપ કૃતિ કરીને પુર્ણતાએ પહોચાડી ! આ કાર્ય અન્ય કોઇના હાથે થાત નહિ અને આવો સુંદર ગ્રંથ જોવાને તેવો અપુર્ણ રહેત. અનુભવી પિતાની કૃતિને અનુભવી પુત્ર પુર્ણ કરવી ઘણી દુર્ઘટ નથી, પણ બીજાના ગ્રંથમાં ઉમેરો કરી બન્નેને એક રસ કરી દેવાનું કાર્ય ખરેખર અત્યંત કઠીણ છે. એમ કહેવાય છે કે 'કાદબરીનો અપુર્ણ રહેલો ભાગ પિતાના વર્ષ શ્રાદ્ધના પુર્વે એટલે એકજ વર્ષની અંદર પુર્ણ કરવાનો તેણે સંકલ્પ કર્યો હતો અને તે તેણે નિશ્ચયપુર્વક પુર્ણ પણ કર્યો.'

"તેણે રચેલો ઉતરાર્ધ જોકે પુર્વાર્ધની સરખામણીમાં મૂકાય નહી તેમ છતાં એટલું તો ખાત્રીપુર્વક કહી શકાય કે રસિક વાચકોની સેવા અન્ય કોઇના પણ હાથે તેના જેવી ઉત્તમ પ્રકારે થવી અશક્ય હતી. પિતાની સાથે નિરંતર સહવાસ હોવાથી અને વિશેષતઃ તેનો અભ્યાસ પણ બાલપણથી પિતાની પાસેજ થયેલો હોવાથી તેના કવિત્વપણાની છાપ તેના પર પડવાનો જેટલો સંભવ હતો તેટલો અર્થાત્ બીજાપર પડવાનો નહોતો. પછી તે બીજાની બુદ્ધિ ગમે તેટલી વિલક્ષણ અને તેનો કાદંબરી સાથે ગમે તેટલો પરિચય હોય તો પણ શું ! બાણભટ્ટે આ કાર્ય પોતેજ પુર્ણ કર્યું હોત તો હાલના કરતાં તે રૂડું થાત અને ઉતરાર્ધમાં હાલ છે તેના કરતાં પણ પુષ્કળ રસ આવત એમાં કંઈપણ શંકા નથી; તથાપિ પિતાએ અંતકાળે સૂચવેલા અલ્પ માત્ર સંવિધાનક પરથી મૂળ ગ્રંથને વિસંગત ન થાય તેવી રીતે પુત્રે કથાનો શેષ ભાગ લખ્યો એ કંઇ સામાન્ય કાર્ય નથી." વળી આ શ્લોક્તપરથી સિદ્ધ થાય છે કે બાણભટ્ટને 'પોતાનો પુત્ર પોતાનો ગ્રંથ ઉત્તમ પ્રકારે પરિપુર્ણ કરશે' એવી ખાત્રી હતી અને તેથીજ તેણે તે ગ્રંથ પૂર્ણ કરવાની પોતાના પુત્રને આજ્ઞા કરેલી; નહિતો તે તેને ખાસ કહેત નહિ ભૂષણભટ્ટ કેટલા વિદ્વાન હતા તેની આ બાણ ભટ્ટના કથનની ખાત્રી થાય છે.

ઉતરાર્ધના આરંભમાં ભૂષણભટ્ટે નમન કરેલું છે; તેમાં તેની ઘણી કુશળતા દેખાઈ આવે છે. શિવ અને પાર્વતીની એક રૂપતા વર્ણવીને તેણે તેમને નમન કર્યું છે. આ ઉપરથી તેમની જેવી એકરૂપતા છે તેવીજ આ બન્ને ભાગની એકાકારતા કરવાનું તેણે સૂચન કર્યું છે ! તે પદ્ય નીચે પ્રમાણે છે —

" देह द्वयार्ध रचना घटितं शरीर ।
मेकं द्वयोरनुप ,लक्षित संधि भेदम् ॥
वन्दे सुदुर्घट कथा परिशेष सिद्धये ।
स्रष्टे गुरु गिरिसुता परमेश्वरौ तौ ॥ १ ॥

"પિતાની અપુર્ણ રહેલી કૃતિ.મેંજ પુર્ણ કરી." એમ સ્પષ્ટપણે ન કહેતાં ભૂષણ ભટ્ટ તેજ હકિકત કેવી મોહક રીતે અને વિનયથી કહે છે તે જુઓઃ—

गंगां प्रविश्य सुचि तन्मयता मुपेत्य ।
स्फीताः समुद्र मितरा अपि यान्ति नद्यः ॥
आ सिंधु गामिनी पितुर्वचन प्रवाहे ।
क्षिप्ता कथानु घटनाम मयापि वाणी ॥ २. ॥

ગંગામાં અન્ય નદીઓનો પ્રવાહ મળતાં તે તદ્રૂપ થઈને ગંગા રૂપેજ સમુદ્રપર્યંત જાય છે, તેજ પ્રમાણે ગંગા સરખી (પ્રસન્ન અને મધુર) પિતાની વાણી રૂપી ગંગાના પ્રવાહમાં મેં પણ મારી વાણી મેળવી દીધી. અર્થાત્ તે પણ તદ્રૂપ થઇ એ કહેવાની જરૂર નથી!

(અપૂર્ણ.)

---

# नूतन वर्षाभिनंदन.

(કોમળ કાયા કાં કરમાવો—એ રાહ.)

નૂતન વરસે જીવનક્ષેત્રે શુભ ઈચ્છા બીજ વાવું છું;
હૃદયવાપિના ઉર્મિ દોરીએ પ્રીતિ વારિ સીચું.
સુખ સંપત્તિ વેલડી વધજો,
આનંદ કેરા ફુલડાં ખીલજો;
યશગન્ધિ બ્હેકી રહેજો.
રમણિક વાટિકાઆદિ સુકૃત્યોનાં વૃક્ષો વધજો;
સદ્વર્તનની હિમલતાઓ પ્રેમે ભેટી લેજો.
શાંતિ કોકીલ મંજુલ કરજો,
સંપ ભ્રમર ગુંજારવ કરજો;
ઇષ્ટસિદ્ધિ ફળ ભોગવજો.

કોટક.

---

# अमदावादनी जागृतिनुं अठवाडियुं.

## પરિષદો.

આ અઠવાડીયામા અમદાવાદમા પ્રોવીન્શ્યલ કૉન્ફરન્સ (પ્રાંતિક પરિષદ) તા. ૨૧-૧૦-૧૬ થી ૨૩-૧૦-૧૬ સુધી ઑનરેબલ મી. મહમદઅલી ઝીણાના પ્રમુખપણા નીચે મળી હતી. ટેમ્પરન્સ કૉન્ફરન્સ (મદ્યપાન નિષેધક પરિષદ) તા. ૨૨-૧૦-૧૬ના રોજ ઑનરેબલ મી. ગોકળદાસ કહાનદાસ પારેખના પ્રમુખપણા નીચે મળી હતી. એજ્યુકેશનલ કૉન્ફરન્સ (કેળવણી પરિષદ) તા. ૨૩ તથા ૨૪ મીના રોજ ઑનરેબલ મી. ચિમનલાલ હરીલાલ સેતલવડના પ્રમુખપણા નીચે મળી હતી. સોશીયલ કૉન્ફરન્સ (સંસાર સુધારા પરિષદ) તા. ૨૩ તથા ૨૪ મીના રોજ ઑનરેબલ મી. રઘુનાથ પુરૂષોત્તમ પરાંજપે, પ્રિન્સીપાલ ફરગ્યુસન કૉલેજના પ્રમુખપણા નીચે મળી હતી.

## મંડપ.

સાબરમતી ઉપર આવેલા એલીસબ્રીજની પાસે શેઠ મગનદાસ ગીરધરદાસની જમીનમા એક સુશોભિત મંડપ બાંધવામા આવ્યો હતો તેની પાસેના નગરશેઠના બંગલામા પ્રોવીન્સ્યલ કૉન્ફરન્સના પ્રમુખ ઑનરેબલ મી ઝીણા તેમજ ઑનરબલ મી મેતલવાડનો મુકામ આપ્યો હતો તેમજ આજુબાજુના બીજા બંગલાઓમા બહારના ડેલીગેટોને ઉતરવાની તેમજ જમવાની ઘણીજ સારી સગવડ કરવામા આવી હતી

તા ૧૯–૧૦–૧૬ ના રોજ સવારની મેલમા સોશીયલ કૉન્ફરન્સના પ્રમુખ ઑનરેબલ મી પરાજપે પધાર્યા હતા તેજ દિવસે સાજના પાા વાગે તેમણે પ્રેમાભાઈ હૉલમા "Morleys Compromise" ઉપરનુ ભાષણ આપ્યુ હતુ

તા ૨૦–૧૦–૧૬ ના રોજ સવારના ાાા વાગે મેલમા પ્રોવીન્સ્યલ કૉન્ફરન્સના પ્રમુખ ઑનરેબલ મી મહમદઅલી ઝીણા અને એજ્યુકેશનલ કૉન્ફરન્સના પ્રમુખ ઑનરેબલ મી ચિમનલાલ હરીલાલ સેતલવાડ આવી પહોચ્યા હતા તેમને આવકાર આપવાને રીસેપ્શન કમીટીના મેમ્બરો અને અમદાવાદના આગેવાન ગૃહસ્થો સ્ટેશન ઉપર હાજર રહ્યા હતા તેઓ પધારતાજ તાળીઓના ગડગડાટ વચ્ચે તેમને આવકાર આપી રીસેપ્શન કમીટીના પ્રમુખ શેઠ શ્રી મગનદાસ ગીરધરદાસે તથા બીજાઓએ હારતારા પહેરાવી યોગ્ય સત્કાર કર્યો હતો તે પછી બે ઘોડાની બગીમાં તેમને બેસાડવામા આવ્યા હતા આગળ વૉલંટીયરોની હાર સાથે તેઓના વટાના નાદ સાથે તેમના આવાગમનની સૂચના કરતી ચાલતી હતી ઑનરેબલ મી ઝીણાની સાથે શેઠ શ્રી મગનદાસ તથા સામે અત્રેના પ્રસિદ્ધ બૅરીસ્ટર અને કૉન્ફરન્સના જનરલ સેક્રેટરી મી જીવણલાલ બ્રજરાયે બેઠક લીધી હતી તે પછીની ગાડીમા એજ્યુકેશનલ કૉન્ફરન્સના પ્રમુખ ઑનરેબલ મી ચીમનલાલ સેતલવાડ તથા તેમની સાથે લોકમાન્ય શ્રીયુત મોહનદાસ કરમચંદ ગાંધી બીરાજ્યા હતા સ્ટેશનથી લાલ દરવાજા સુધી રીચીરોડ ઉપરના વેપારીઓએ અને તે આગળ મંડપ સુધી વાડટા અને તો ઘોથી સ્થાને શણગારવામા આવ્યા હતા અને એવી રીતે ઑનરેબલ મી ઝીણાને અમદાવાદની પ્રજાએ ઉત્સાહભેર આવકાર આપી તેમના બગને પહોચાડવામા આવ્યા હતા

### તા. ૨૧–૧૦–૧૬ શનિવાર

સવારની મેલમા મી તીલક, મી દેવધર અને બીજા પ્રતિષ્ઠિત ડેલીગેટો આવી પહોચ્યા હતા

મી તીલકને આવકાર આપવા અમદાવાદના અખ્યાબધ શહેરીઓ સ્ટેશન ઉપર હાજર થયા હતા અને મી તીલકની ગાડીના ઘોડા છોડી નાખી પ્રજા વર્ગના માણસોએ ગાડી હાથે ખેંચી અને સ્ટેશનથી તે રીચીરોડ માણેકચોક અને છેક મંડપ સુધી માનભેર તેમને ઉતારે પહોચાડવામા આવ્યા હતા

### પ્રોવીન્સ્યલ કૉન્ફરન્સ

તે પછી બરોબર ૧૧ા વાગે કૉન્ફરન્સ ભરાઇ હતી તેમા નિયેતુ ગાયન બાનુએ તન્ત્રથી ગાવામા આવ્યુ હતુ

૧.

વન્દે માતરમ્

સુજલાં સુફલાં મલયજ શીતલામ્

શસ્ય શ્યામલાં માતરમ્

વન્દે માતરમ્

શુભ્ર જ્યોત્સ્ના પુલકિત યામિની

ફુલ્લ કુસુમિત દ્રુમદલ શોભિની

સુહાસિની સુમધુર ભાષિણી

સુખદા, વરદા, માતરમ્ માતરમ્

વન્દે માતરમ્

૨.

જય જય ગરવી ગુજરાત.

દીપે અરૂણું પરભાત.

ધ્વજ પ્રકાશશે ઝળઝળ કસુંબી, પ્રેમ શૌર્ય અંકિત

તું ભણવ ભણવ નિજ સંતતી સહુને
પ્રેમ ભક્તિની રીત

ઉંચી તુજ સુંદર જાત. જય જય.

ઉત્તરમાં અંબા માત, પૂરવમાં કાળી માત.

છે દક્ષિણ દિશમાં કરંત રક્ષા, કુન્તેશ્વર મહાદેવ

ને સોમનાથ ને દ્વારિકેશ એ
પશ્ચિમ કેરા દેવ.

છે સહાયમાં સાક્ષાત. જય જય.

નદી તાપી નર્મદા જોય મહીને બીજી પણ જોય

વળી જોય સુભટના જુદ્ધ રમણને, રત્નાકર સાગર
પર્વત ઉપરથી પર્વજો.

હે આશિષ જયકાર

સંપે સોહે સહુ જાત. જય જય.

તે અણહિલ વાડના રંગ તે સિદ્ધરાજ જયસિંહ

તે રંગ થકી પણ અધિક સરસ રંગ થાશે સત્વર માત.

શુભ શુકન દીસે મધ્યાહ્ન શોભશે.

વીતી ગઈ છે રાત

જન ઘૂમે નર્મદ સાથ. જય જય.

## स्वागत मंडळना प्रमुखनुं भाषण.

સત્કાર.

પ્રતિનિધિ બંધુઓ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો !

આ પરિષદના સ્વાગત મંડળ તરફથી અને ગુજરાતના આ પ્રાચીન તથા ઐતિહાસિક પાટનગર તરફથી તમોને અંતઃકરણપૂર્વક આવકાર આપતાં મને અત્યંત હર્ષ થાય છે.

આ મુંબઇ ઇલાકાની ૧૬ મી પ્રાંતિક પરિષદ્ની બેઠકમાં ભાગ લેવાને તમો સઘળા ઇલાકાના જુદા જુદા જીલ્લાઓમાંથી અને દૂરના ભાગોમાં મોટી અંગત અડચણો વેઠીને અહીં પધાર્યા છો તે માટે હું તમારો ખરા દિલથી આભાર માનું છું. આપની સગવડને માટે અમે જે કાંઇ નમ્ર ગોઠવણો કરી શક્યા છીએ તે માટે હું મારી તરફથી તેમજ સ્વાગત મંડળ તરફથી તમારી ક્ષમા ચાહું છું. જોકે હું તમોને ખાત્રી આપું છુ કે અમે તે માટે પુરતો શ્રમ ઉઠાવ્યો છે, છતાં સગવડો કરવામાં જે કાંઇ ખામીઓ રહી ગઇ હોય તે માટે અમને દરગુજર કરવામાં આવશે એવી હું આશા રાખું છું.

### આગલી પ્રાંતિક પરિષદો.

આ બીજી વખત અમદાવાદ પ્રાંતિક પરિષદ્ ભરવાને ભાગ્યશાળી થયુ છે. ૧૮૯૩ માં આ શહેરમાં ૬ ઠી પ્રાંતિક પરિષદ્ મર્હુમ મી. આર. એમ. સયાનીના પ્રમુખપદ હેઠળ ભરવામાં આવી હતી. તે પહેલાંની પાંચ પરિષદો પૂના ખાતે ભરવામાં આવી હતી અને પ્રાંતિક પરિષદ્ની યોજના પણ સૌથી પહેલી પૂના ખાતેજ કરવામાં આવી હતી. ત્યારપછી ૭ મી, ૮ મી અને ૯ મી પરિષદ્ અનુક્રમે ૧૮૯૪ માં મુંબઇ ખાતે, ૧૮૯૫ માં બેલગામ ખાતે અને ૧૮૯૬ માં કરાંચી ખાતે ભરવામાં આવી હતી. ત્યારબાદ ત્રણ વર્ષના ગાળા પછી ૧૦ મી, ૧૧ મી, ૧૨ મી અને ૧૩ મી પરિષદ્ અનુક્રમે ૧૯૦૦ માં સતારા ખાતે, ૧૯૦૧ માં મુંબાઇ ખાતે, ૧૯૦૨ માં સોલાપુર ખાતે તથા ૧૯૦૩ માં ધારવાડ ખાતે ભરવામાં આવી હતી. ત્યારપછી પુનઃ ૩ વર્ષનો ગાળો પડયો હતો અને ૧૪ મી પરિષદ્ સુરત ખાતે ૧૯૦૭ માં મળી હતી. ત્યારપછી બનેલા બનાવોનું વર્ણન કરવાની કશી જરૂર નથી, પરન્તુ એટલું કહેવુજ બસ થશે કે ગયે વર્ષે પૂના ખાતે પરિષદ્ મળી હતી અને લાંબા વખતના ગાળામાં રાજદ્વારી કાર્ય કરનારાઓનો એક પક્ષ જુદે જુદે વખતે પરિષદ્ના આકારમાં એકત્ર થયો હતો. આ વર્ષે અહીં પરિષદ્ બીજી વખત એક સુવિખ્યાત મુસલામી ગૃહસ્થના પ્રમુખપદ હેઠળ મળે છે, જે બતાવી આપે છે કે પ્રજાકીય હિતને અર્થે આ ઇલાકો નાત–જાત કે ધર્મ–પંથનો કશો ભેદ ધ્યાનમાં રાખતો જ નથી.

### યુરોપીય વિગ્રહ અને હિંદની સેવા.

આ વખતે આપણા ના. શહેનશાહ પ્રત્યે આપણી અડગ વફાદારીની અને તાજ પ્રત્યે સંપૂર્ણ ભક્તિની લાગણી જાહેર કરવાની મારી ફરજ છે. હાલનો મહાન્ વિગ્રહ આખી દુનિયાનું ધ્યાન ખેંચી રહ્યો છે અને તેની શરૂઆતના વખતથીજ હિંદે પોતાની બ્રિટિશ સલ્તનત પ્રત્યેની વફાદારી તથા મજબુત સંબંધ જાળવી રાખવાની લાગણી દર્શાવી છે. દેશી રાજાઓથી માંડીને ખેડૂતોએ પણ એક સરખી લાગણીથી નાણાંની તથા માણસોની મદદ આપી છે અને તમો જાણો છો કે અત્યારે આપણા બહાદુર હિંદી સૈનિકો, બ્રિટિશ, ઓસ્ટ્રેલિયન, કેનેડીઅન, ન્યુઝીલાંડર અને બ્રિટિશ સામ્રાજ્યના બીજી અનેક જાતોના લડવૈયાઓની સાથે યુદ્ધભૂમિમાં લડી રહ્યા છે. વિગ્રહની શરૂઆતમાં જે હિંદી સૈન્ય ફ્રાન્સમાં ગયું હતું તેણે ફ્રાન્સનું કેલે બંદર જર્મનોના હાથમાં જતું અટકાવ્યું હતું અને એ રીતે યુદ્ધનો મહત્વનો મામલો ફેરવાઇ ગયો હતો. હિંદુસ્તાન સારી પેઠે સમજે છે કે આ લડાઇમાં ભાગ લેવાનો ઇંગ્લાંડનો હેતુ પોતાના સ્વાર્થનો નથી. પરન્તુ તેનો હેતુ ન્યાય તથા માનુષીયત્વનું રક્ષણ કરવાનો, પાશ્ચિમાત્ય સુધારાને પ્રગતિમાન રાખવાનો તથા બેલ્જીઅમ જેવી ઓછી

બળવાળી પ્રજાને આપેલું વચન નિભાવવાનો છે. હિંદ એમ પણ સમજે છે કે જ્યાં ન્યાય તથા માનુષીપના રહેલાં હોય છે ત્યાં જ છેલ્લો વિજય પણ હોય છે અને વળી તે એટલું પણ જાણે છે કે 'સ્વતંત્ર પ્રજાઓની જનની' તરીકે ઈંગ્લાંડની ગણના થઈ છે અને ભવિષ્યમાં પણ તે તેવું જ રહેશે, તેથી ઈંગ્લાંડને ટેકો તથા મદદ આપવાથીજ હિંદની એક પ્રજા તરીકેની ભવિષ્યની પ્રગતિ સંપ્રાપ્ત કરી શકાશે. બ્રિટિશ તાજ પ્રતિની હિંદની વર્તમાન તથા ભાવી રાજનિષ્ઠાનો સ્પષ્ટ ગૂઢાર્થ એ જ છે, તેથી તાજ પ્રત્યેની આપણી નમ્ર વફાદારીનું દર્શન કરાવીને અને મિત્રરાજ્યોને વિજય મળે તે માટે પ્રભુપ્રાર્થના કરીને આપણે આપણું કામ શરૂ કરીશું.

## વિષયોનું દિગ્દર્શન.

તમારી સમક્ષ જે વિષયો વિચારણાને માટે રજુ કરવામાં આવશે તે વિષે હવે હું જણાવીશ. પહેલો અને વિશેષ અગત્યનો વિષય ઉદાર બ્રિટિશ સામ્રાજ્યના આશ્રય હેઠળ સંસ્થાનોના જેવું સ્વરાજ્ય (સેલ્ફ-ગવર્મેન્ટ અથવા હોમ-રૂલ) પ્રાપ્ત કરવાને લગતો છે. ત્યારબાદ લોકલ બોર્ડો, મ્યુનિસિપાલીટીઓ અને ગ્રામ્ય પંચાયતનું પ્રાચીન ધોરણ સજીવન કરવાની અગત્ય વિષેના સવાલો તમારૂં ધ્યાન ખેંચશે. ઉંચી જાહેર સરકારી નોકરીમાં હિંદવાસીઓનું ઓછું પ્રમાણ અને જમીનની મહેસુલને લગતા સવાલો પહેલેથી જ હિંદના દેશભક્ત નરોનું ધ્યાન ખેંચી રહ્યા છે, અને એ બાબતોમાં આપણી ખરેખરી ફરિયાદો દૂર કરવાને સંતોષકારક પગલાં ભરવામાં આવ્યાં નથી એ જાણીતી વાત છે. કેળવણીનો વિષય એવો છે કે જેના સંબંધે લેવામાં આવેલી ગમે તેટલી મહેનત પણ ભાગ્યે જ પૂરતી લેખાશે. આજ મંડપમાં એક કેળવણી પરિષદ્ ભરાવાની છે, પરન્તુ પ્રાથમિક, માધ્યમિક તથા ઉંચી કેળવણીના સંબંધમાં તમારો અભિપ્રાય પણ તમારે દર્શાવવાનો છે. પાશ્ચિમાત્ય દેશો વ્યાપાર અને વિજ્ઞાનમાં આટલાં આગળ વધ્યાં છે તે તેઓનાં ઉંચા પ્રકારનાં કેળવણીને લગતાં ખાતાંઓ તથા સગવડોને આભારી છે. તે સાથે તમારે અમારી કેટલીક સ્થાનિક હરકતો વિષે પણ વિચાર ચલાવવાનો છે, જેવી કે વીરમગામ અને કાઠિયાવાડની સરહદપરનાં કેટલાંક સ્થળોએ લેવાતી જકાતની બાબત. આબકારી અને રેલ્વેને લગતી હાડમારીઓની બાબતમાં સરકારી મહેસુલના તથા વગસગ ધરાવતા રેલ્વે કોર્પોરેશનના બળવાન વિરોધની સામે આપણને કામ લેવાનું છે. તે સિવાય બીજા કેટલાક વિષયો પણ ધ્યાન આપવા જેવા છે.

## ગુજરાતની આધુનિક પરિસ્થિતિ.

ગૃહસ્થો ! સ્વાગત મંડળે પ્રમુખ તરીકે પસંદ કરીને મને અંગત માન આપ્યું નથી, પણ પ્રજાના બંધારણની સઘળી હીલચાલોમાં વ્યાપાર અને ઉદ્યોગ એક અગત્યનો ભાગ ભજવે છે, એ માન્યતા પ્રત્યે તેણે પોતાની સહાનુભૂતિ દર્શાવી છે. તમારામાંના જેઓ આ પ્રાચીન નગરમાં પહેલવહેલા જ આવ્યા હશે, તેઓ અમદાવાદના રેલ્વે સ્ટેશનમાં ટ્રેન પેસતાંની સાથે જ સંખ્યાબંધ મીલોની ચીમનીઓ જોઇને આશ્ચર્ય પામ્યા હશે. આ ઉપરથી તમે એમ માનવામાં દોરાઇ ગયા હશો કે ગુજરાત ઉદ્યોગોનું એક મોટું જૂથ હોવું જોઇએ પરંતુ એ અસત્ય વિચારને સુધારવાને હું કહીશ કે એકંદર રીતે જોતાં ગુજરાતનો મુખ્ય આધાર ખેતીવાડી ઉપર રહેલો છે. જો તમે વસ્તીની ગણત્રીનો અહેવાલ કે કારોબારી અહે-

વાલ તપાસશે, તો જણાઈ આવશે કે બ્રિટિશ ગુજરાતમાં માથાદીઠ એક એકર જેટલી પણ ખેતીની જમીન ભાગ્યેજ આવે છે અને ખેતી કરી શકાય તેવી પડતર રહેતી બાકીની જમીન પણ એટલી થોડી છે કે ઘાસચારાનો સવાલ બાજુએ ગેણતાં એ બધી જમીન ખેડાય તોપણ તેથી વસ્તુસ્થિતિમાં ભાગ્યે જ મોટો ફેરફાર પડે. વસ્તીપત્રક પ્રમાણે બ્રિટિશ ગુજરાતમાં લગભગ ૪૦ શહેર છે, પરંતુ ખરાં શહેર માત્ર ચારજ છે; અમદાવાદ, સુરત, ભરૂચ અને કેટલેક અંશે ગોધરા. બ્રિટિશ ગુજરાતમાં દર ચોરસ માઇલે વસ્તીનું પ્રમાણ ૨૬૫ જેટલું અને ખેડા જીલ્લામાં ૪૫૦ જેટલું છે, ત્યારે ફ્રાન્સ જેવા આબાદ અને ઉદ્યોગી મુલકમાં એ પ્રમાણ ૧૯૦ જેટલું છે. ઉત્તર હિંદના જેવી મોટી નદીઓ કે મદ્રાસ ઇલાકા જેવાં મોટાં તળાવો ગુજરાતમાં નથી. આવી સ્થિતિમાં બ્રિટિશ ગુજરાતની ખેતીવાડીની પેદાશ તેની પોતાની વસતીના ગુજરાનને માટે જોઇએ તે કરતાં ભાગ્યેજ વધારે ઉતરે છે. બ્રિટિશ ગુજરાતમાં સરાસરી જમાબંદીનો દર રૂ. ૪–૧–૭ છે, અને દર પંચમહાલ વિનાના ભાગમાં છેલ્લા દુકાળને લગતા કમિશને કરેલા ઠરાવ મુજબનો છે, એટલે કે કુલ પેદાશના લગભગ ૨૦ ટકા જેટલો છે, પરન્તુ વસ્તુતઃ કેટલાક હુંશિયાર ટીકાકારોના અભિપ્રાય મુજબ તે દર એકંદર આવકના ½ ભાગ જેટલો છે. બ્રિટિશ ગુજરાત જેવા રૈયતવારી ધોરણવાળા પ્રદેશમાં હિંદુ અને ઇસલામી વારસા હક્કના કાયદાને પરિણામે ખેતીવાડીના નાના નાના ટુકડા ધરાવનારા અસંખ્ય જમીનદારો અસ્તિત્વ ધરાવતા હોય એ તો સ્વાભાવિકજ છે.

### ત્યારે ગુજરાતનું ગૌરવ શામાં સમાએલું છે?

આ ઉપરથી સ્વાભાવિક રીતેજ એવો સવાલ ઉઠે છે કે ગુજરાતનું બળ અને ગૌરવ શામાં સમાઇ રહેલું છે? મનુષ્ય જાતની પ્રવૃત્તિની કઇ શાખાઓમાં ગુજરાતે જુનકાળમાં નામના મેળવી છે અને કઇ દિશામાં તેની ભવિષ્યની આબાદી સમાએલી છે? કચ્છથી મુંબઈ સુધીના પ્રદેશમાં જે જુદી જુદી જાતો વસેલી છે તેઓ પોતાના ભૂતકાળના ઇતિહાસમાં અને ભવિષ્યની ખીલવણીમાં કંઇ લાગણીઓ અને બુદ્ધિવિભવ પ્રદર્શિત કરે છે? અને વીસમી સદીમાં જે પ્રજાકીય જીવનની જાગૃતિ થવા લાગી છે તેમાં ગુજરાત કેવી રીતે ભાગ લે છે?

### ગુજરાતના પ્રાચીન વેપારની જાહોજલાલી.

ઇતિહાસ ઉપરથી આપણને માલમ પડે છે કે બારીગાઝા એટલે કે હાલનું ભરૂચ બંદર જે ઇ. સ. ની શરૂઆતમાં એક આબાદ બંદર હતું અને જે ઇંગ્લંડ, અરબસ્તાન, ઇરાન તથા સ્તંભતીર્થ (ખંભાત) સાથે મોટો વેપાર ચલાવતું હતું તેને માટે ૧૦ મી સદીમાં એક અરબી મુસાફરે એવું કહ્યું હતું કે એ નાઇલ, તીગ્રીસ અથવા યુફ્રેટીસ નદી કરતાં વધારે ઉંડા અખાતને કિનારે આવી રહેલું બંદર હતું. તેને માટે માર્કોપોલો કહે છે કે ૧૩ મી સદીના અંતમાં તે હિંદના બે મુખ્ય બંદરોમાંનું એક હતું. ૧૬ મી સદીના આરંભ પહેલાં અમદાવાદનું રેશમ, જરીકામ તથા સુતરાઉ કાપડ, ખંભાતને નામે, ફેસ અને પેગીન સુધી જતું. મલયન આર્કીપેલેગોની જંગલી જાતોમાં મુખ્ય સરદાર જ્યાંસુધી પોતાની ઉંમર જેટલો મોટો એવા માલનો ઢગલો એકઠો કરી શકતો નહિ, ત્યાંસુધી તે પોતાને સ્વતંત્ર માનતો નહિ! આફ્રિકાનાં બંદરોમાં અમદાવાદી કીનખાબો તેની ખરી કીંમત કરતાં સેંકડોગણી વધારે કીમતના સોનાના બદલામાં વેચાતી. એક જૂના જમાનાના મુસાફરે લખ્યું છે

"ખંભાતનાં વહાણો એડનમાં આવે છે તે એટલાં મોટાં અને એટલાં બધાં હોય છે કે તેમા અરબસ્તાન, આબીસીનીયા તથા ઇજીપ્સનાં બજારોમાં વેચવા માટે ઘણો માલ હોય છે અને એ સુતરાઉ કાપડ પાછળ એટલું મોટું ખર્ચ કરવામાં આવે તે ઘણું ભયાનક લેખાય." હવે એક જાણીતા મુંબઇના સીવીલીયને આ પ્રાચીન નગરના કરેલા વર્ણન તરફ હું આપનું ધ્યાન ખેંચું છું. "સોળમી સદીના અંતમાં આ શહેર ઘણું મોટું, સારી રીતે ગવાએલું અને ખાસ કરીને તંદુરસ્ત હતું. ઘણાંખરાં ઘર ઇંટ અને ચુનાથી બાંધેલા હોઇને છાપરા નળીયાંથી છાએલાં હતાં. રસ્તાઓ પહોળા હતા અને તેમાંનો મુખ્ય રસ્તો એટલો પહોળો હતો કે ૧૦ બળદગાડીઓ એકી સાથે સહેલાઈથી હાંકી શકાય. તેનાં જાહેર મકાનોમાં પત્થરથી બાંધેલી તથા દરેક સુંદર કોતરણીવાળા બબ્બે મિનારાઓવાળી ૧૦૦૦ મસ્જીદો હતી. દુનિયાના દરેક ભાગમાં નીપજતી વસ્તુઓ અહીં મળતી. તેના ચિતારાઓ, કોતરકામ કરનારાઓ, બીબાં ઢાળનારાઓ અને સોના, રૂપા તથા લાકડાના કારીગરો સુવિખ્યાત હતા અને સોનાના સિક્કા પાડવાની પરવાનગી જે ચાર ટંકશાળોને આપવામાં આપી હતી, તેમાંની એક ટંકશાળ અમદાવાદની પણ હતી. તેનાં સરકાર કારખાનાંઓમાંથી સુતર, રેશમ અને જરીકામના સુંદર નમનાઓ આશ્ચર્ય પમાડે તેવા દેખાવના અને નવી નવી ઢબના બહાર પડતા. એકંદરે શહેર આખા હિંદુસ્તાનમાં અને કદાચ આખી દુનિયામાં સૌથી વધારે સુંદર હતું." તે વખતે અમદાવાદની વસ્તી લગભગ ૨૦ લાખ જેટલી ગણાતી અને તેનાં પરાંઓનો વિસ્તાર ૩૦ માઇલ જેટલો ફેલાએલો હતો. ઈ. સ. ૧૬૩૮ માં અમદાવાદની મુલાકાત લેનાર મુંડલસ્લો લખે છે કે આખી દુનિયામાં ભાગ્યેજ એવી કોઈ પ્રજા હશે અને એશિઆમાં ભાગ્યેજ એવી કોઈ વસ્તુ હશે કે જે આ શહેરમાં જોવામા આવે નહિ. અમદાવાદની વસ્તીને માટે ફરિયાદ કરનારાઓએ ધ્યાનમાં રાખવાનું છે કે એ મુસાફર આગળ જતાં જણાવે છે કે "આખી દુનિયામાં એવું બીજું કોઈ સ્થળ મારી જાણમાં નથી કે જ્યાં એક માણસ અહીં કરતા વધારે સુખચેનમાં રહી શકે." સુરતના વેપાર અને ઉદ્યોગના જાહોજલાલીના દિવસોનું વર્ણન કરવાની કાંઈ જરૂર રહેતી નથી કારણકે પાશ્ચિમાત્ય પ્રજાઓ તેની વેપારી ઉપયોગિતા તરફ કાંઈ થોડા આકર્ષાયા નહોતા.

## ઉદ્યોગ ઉપર ગુજરાતની આબાદીનો આધાર.

ઉપર જણાવેલી અમદાવાદ અને ગુજરાતની પ્રાચીન વેપારી આબાદી ખાસ કરી ગુજરાતીઓની કાર્યદક્ષતાને આભારી હતી, પરન્તુ હિંદુ તથા મુસલમાન રાજકર્તાઓની કાળજીને પણ તે કાંઈ થોડી આભારી નથી. અમદાવાદની પ્રાચીન જાહોજલાલીનું વર્ણન કરતાં સર ટી. સી. હોપ જણાવે છે કે અમદાવાદના મોગલ હાકેમોએ વેપાર અને સામાન્ય આબાદીનો વધારો કરવામાં ઘણો શ્રમ ઉઠાવ્યો હતો. ભૂતકાળનું દિગ્દર્શન કરવામાં મેં તમારો બહુ વખત લીધો છે કારણકે હું માનું છું કે ગુજરાતનો ભૂતકાળ એ તેના ભવિષ્યનું દર્શન કરાવનાર વસ્તુ છે, અને તે સાથે તમોએ એટલું પણ જોયુ હશે કે આગલા વખતની પેઠે હાલમાં પણ વેપાર તથા ઉદ્યોગને રાજકર્તાઓ તરફની મદદ તથા ઉત્તેજનની જરૂર હોય છે. એ ઉપરથી હાલની સ્વદેશી હીલચાલ મને સાંભળી આવે છે. સ્વદેશી ઉદ્યોગોને ઉત્તેજન મળે તેવા ઉપાયો શોધવામાં તમે પછાત નહિ રહો એવો મને ભરોંસો છે. સામાન્ય અગત્યમાં આ ઈલાકામાં આ શહેર બીજે નંબરે આવે છે અને

કાપડ સુતરના ઉદ્યોગમાં આ શહેર આખા દેશમાં મુંબઈથી ઉતરતે દરજ્જે એટલે બીજે નંબરે આવે છે. અત્યારની મારી સમજણ પ્રમાણે અમદાવાદનું ભવિષ્ય નિશ્ચયપૂર્વક કાપડ સુતરના ઉદ્યોગની આબાદી ઉપરજ આધાર રાખે છે. કાપડ ઉપર લેવામાં આવતી એક્સાઈઝ જકાત એ અમારી હમેશની મુશ્કેલીરૂપ છે, અને હું આશા રાખું છું કે સરકાર જેમ બને તેમ વહેલી એ જકાત દૂર કરવાનું વાજબી વિચારશે, ખાસ કાપડ ઉપરની જકાતના સવાલ વિષે બોલતાં મારે જણાવવું જોઈએ કે હું મારા પોતાના વેપારી વર્ગની વિચારણાથી બોલતો નથી, પરન્તુ જેઓ હિંદુસ્તાનને માટે આર્થિક સ્વતન્ત્રતાની મોટી અગત્ય માને છે તેઓમાંનો હું એક છું. પરન્તુ એ સવાલ ઉપરથી બીજા ઘણા ગુંચવણભર્યા સવાલો ઉભા થાય છે, જેની ચર્ચા માટે વખત જોઈએ, તેથી હું આ એક કાપડ ઉપરની જકાત દૂર કરવાનો સવાલ રજુ કરૂં છું, તે સવાલ જો હિંદના લાભોનો વિચાર કરવામાં આવે તો સહેલાઈથી અને તુરતમાં અમલમાં મુકી શકાય તેવો છે. ઘણી રીતે રાજ્ય પોતે પણ સ્વદેશી ઉદ્યોગોને મદદ કરી શકે તેમ છે અને હું આશા રાખું છું કે, ઉદ્યોગોને ઉત્પન્ન કરવાના તથા જૂના ઉદ્યોગોને ટેકો આપવાના કામમાં સરકાર પ્રયત્નશીલ થશે.

### એક સંપીનું શુભ ફળ.

ભાનુઓ અને ગૃહસ્થો! મને અને સ્વાગત મંડળને એ એક સંતોષનો વિષય લાગે છે કે રાજકીય હીલચાલના બન્ને પક્ષોનો અહીં એકત્ર રૂપે સત્કાર કરવાનો આનંદ અમને મળી શક્યો છે. એક પ્રજાના જીવનનો મુખ્ય આધાર માત્ર સંપના સિદ્ધાંત ઉપર ટકેલો છે અને હિંદના ઇતિહાસનો સારી પેઠે અભ્યાસ કરી ચૂકેલા ગૃહસ્થોની બનેલી આ સભામાં એવું બતાવી આપવાની કાંઈ જ જરૂર નથી કે હિંદુસ્તાનનાં સંકટો અને આપત્તિઓ ભૂતકાળમાં ચાલેલા કુસંપના પરિણામરૂપ હતાં. પણ હવે આપણે સંપની કીંમત અને પરસ્પર સહાય કરવાની અગત્ય સમજતા થયા છીએ, અને આ પરસ્પર સહાય કરવાની બાબતના સંબંધમાં એક વાર ફરીથી હું આ શહેરના પ્રાચીન ઇતિહાસ વિષે બોલીશ. આ સ્થળે બાંધવામાં આવેલું શહેર ચાર જુદા જુદા "અહમદો"ની જાતી દેખરેખ હેઠળ બંધાયું હતું. એ ચાર અહમદોમાંનો એક અહમદશાહ બાદશાહ પોતે, બીજો શેખ અહમદ, ત્રીજો મલીક અહમદ અને ચોથો કાઝી અહમદ હતો. જો એક શહેર બાંધવામાં એક રાજા, એક વિદ્વાન, એક લડવૈયો અને એક ધર્મગુરૂની એકત્ર સહાયની જરૂર પડે છે, તો હિંદુસ્તાનની પ્રજાના મહત્ત્વના બંધારણ માટે આપણે સઘળાએ પરસ્પર એક સંપીથી કાર્ય કરવું કેટલું જરૂરનું છે એ સમજી શકાય એવી વાત છે.

### મધ્યમ ભાષાની જરૂર.

જૂદા જૂદા વિષયોની ચર્ચામાં, હું વિશ્વાસ રાખું છું કે, હમેશની પેઠે આપણે નમ્ર અને મધ્યમ ભાષાનો ઉપયોગ કરીશું, સખ્ત અને કટુ ભાષાના ઉપયોગથી આપણે આપણામાં પરસ્પર સહાયનો દેખાવો ભાગ્યેજ કરી શકીશું, અને એ પરસ્પર સહાયનો જ હેતુ આપણા હૃદયમાં નિવાસ કરી રહેલો છે.

### સ્વર્ગસ્થ આગેવાન નરો.

કેટલાક આગેવાન નરોના મરણથી આપણને જે ખોટ ખમવી પડી છે તેનો ઉલ્લેખ કરીને હું મારૂં ભાષણ પૂરૂં કરીશ. લોર્ડ હીચનસના અકસ્માત્ અને અગ્રાસંગિક મરણથી

બ્રિટિશ સામ્રાજ્યને મોટી ખોટ ગઈ છે. સર ફીરોઝશાહ મહેતા એ ખરેખરા હિંદના રાજકીય ભવિષ્યના ફેરફારના વખતમાં જતા રહ્યા છે એ આ દેશને ગએલી એક મોટી ખોટ છે. તે ઉપરાંત ઓન. સરદાર સર ચીનુભાઈ માધવલાલ બેરોનેટ, મી. હાજી આબાજી ખરે અને મી. ગોવિંદરાવ આપાજી પાટીલનાં ખેદજનક મરણોને માટે પણ ખેદ દર્શાવવાની હું મારી ફરજ સમજું છું. તેમણે બજાવેલી સેવાઓ આપ સર્વે જાણો છો અને તે વિષે ખાસ ઠરાવો રજુ કરવામાં આવશે એટલે એ ખેદજનક બનાવો વિષે હું વધારે બોલતો નથી. તોપણ એટલું કહ્યા વિના હું રહી શકતો નથી કે સામાન્ય રીતે મુંબાઈ ઈલાકાએ અને ખાસ કરીને આ શહેરે ઓન. સર. ચીનુભાઈના મરણથી એક મહાન્ મખાવતી નર, વિદ્યાના મહાન્ આશ્રયદાતા અને કેળવણી તથા ધર્માદાના ખાતાઓના પોષકને ગુમાવ્યા છે. જો મહાન્ પ્રભુએ એમને પોતાની પાસે આટલા વહેલા ન બોલાવી લીધા હોત, તો આજે અહીં મારી જગ્યાએ તે આપને આવકાર આપતા અને આપે અહીં આવવામાં લીધેલી તસ્દી માટે આપનો આભાર માનતા ઉભા હોત.

## ઉપસંહાર.

પ્રતિનિધિ બંધુઓ ! હવે હું મારૂં ભાષણ પૂરૂં કરૂં છું અને તમોએ તે ધીરજથી સાંભળ્યું છે તે માટે હું તમારો આભાર માનું છું. તે સાથે હું સ્વાગત મંડળનો પણ આભાર માનું છું કારણકે જેઓ હિંદી રાજદ્વારી હીલચાલમાં બહુ અગત્યનો ભાગ લેતા નથી પરંતુ પોતાનો ઘણોખરો વખત ઉદ્યોગ ધંધાની બાબતો પાછળ ગાળે છે તેઓના વર્ગમાંનો હું એક માણસ છુ અને તેવા એક માણસને પોતાના વિચારો દર્શાવવાની અમૂલ્ય તક સ્વાગત મંડળે આપવાની કૃપા બતાવી છે. ગૃહસ્થો ! એક વાર ફરીથી મારૂં ભાષણ સાંભળવા માટે હું તમારો આભાર માનું છુ અને હવે તમારા પ્રમુખ ચુંટી કાઢવાની તથા પરિષદ્‌ના કામકાજની શરૂઆત કરવાની હુ તમોને વિનંતિ કરૂં છું.

---

## પ્રમુખની નીમણુક—મી. ગાંધીનું ભાષણ.

શેઠ મંગળદાસનું ભાષણ પૂરૂં થતાં મી. મોહનદાસ કરમચંદ ગાંધીએ પરિષદ્‌ના પ્રમુખ તરીકે ઓન. મી. મહમદઅલી ઝીન્હાની નીમણુક કરવાની દરખાસ્ત મુકતાં ગુજરાતીમાં બોલતાં જણાવ્યુ હતું કે આજના પ્રમુખની નીમણુકને માટે દરખાસ્ત કરવાનું માન સ્વાગત મંડળે મને આપ્યું છે તે માટે હું તેનો આભારી થયો છું. ગૃહસ્થો ! થોડા વખત પહેલાં જ્યારે હું દિલ્હીમાં હતો, ત્યારે ત્યારે ત્યાંનાં સુંદર દીવાને આમ અને દીવાને ખાસમાં એક ફારસી બેત મારા જોવામાં આવી હતી તેનો અર્થ એવો થાય છે કે દુનિયામાં જો કોઈ પણ ઠેકાણે સ્વર્ગ હોય તો તે અહીં છે, અહીં છે, અહીંજ છે. તે બેત વાંચતાં મને જે વિચારો ઉત્પન્ન થયા હતા તેજ વિચારો આ દરખાસ્ત મેલતાં મારા મનમાં ઉત્પન્ન થાય છે. એ ઉદ્‌ગારો રાજ્યમદ અને ધનમદના પરિણામ રૂપ હતાં. એવું સ્વર્ગ અહીં હોઈ શકેજ નહિ કારણકે કાળગમન થતાં તે સ્થળના પણ ચુરાજ થવાના છે; પરંતુ જે અવસર નીચે આપણે અહીં મળીએ છીએ તેનો જો આપણે સદુપયોગ કરીએ તો પણ વખતે આપણે સૂક્ષ્મ સ્વર્ગને પ્રાપ્ત કરી શકીએ ખરા. શીત અને ઉષ્ણ પક્ષના આગેવાનો આજે અહીં મળ્યા છે તે આપણને થોડું અભિમાન લેવાયોગ્ય નથી. હિંદ સમગ્રીતોપણ ક્રી-

બંધમાં આવેલો દેશ છે. આ સમેલનમાંથી એક એવા સમયસૂચકપણું પણ નીકળે કે જે આપણને જોઈતું સઘળું મેળવી આપે એવું આપણે ઇચ્છીએ છીએ. અમદાવાદ એક વેપારી બુદ્ધિ દરેક કાર્યમાં બતાવે એ સ્વાભાવિક છે. તેણે એવું વિચાર્યું કે એ બન્ને પક્ષોની વચ્ચે શોભે તેવા પ્રમુખ આપણને જોઈએ, તેથી તેણે એક મુસલમાન વિદ્વાન ગૃહસ્થની પસંદગી કરવાનું વાજબી માન્યું. અમદાવાદે આ ડહાપણ કાંઈ પહેલીજ વાર બતાવ્યું નથી. અગાઉ ઘણીવાર તેણે એવું ડહાપણ બતાવ્યું છે. આપણા પ્રમુખ મી. જીન્હા એક નામાંકિત વકીલ છે, ધારાસભાના સભાસદ છે એટલુંજ નહિ પણ આખા હિંદના મોટામાં મોટા ઇસ્લામી મંડળના પણ તે પ્રમુખ છે. તેમણે આ નાની સરખી પરિષદનું પ્રમુખપદ સ્વીકાર્યું છે તે તેમનો આપણા ઉપર મોટો ઉપકાર થયો છે. તેથી મને જે આનંદ થયો છે તે તમોને પણ થયો હશે. આપણામાં સૌ પ્રત્યે મારાપણાની ભાવના હોવી જોઈએ. શીત કે ઉષ્ણ, સુરતી કે કાઠિયાવાડી કે અમદાવાદી, હિંદુ કે મુસલમાન એ સૌ કોઈ સાથ છે એવું જે આપણે બહારથી બતાવીએ છીએ તેવી ભાવના આપણા અંતરમાં હોવી જોઈએ. જો એમ હોય તો મુસલમાનો કે બીજાઓ આપણા પ્રેમને એવા વશ થઈ જશે કે પછી આપણને પશુ રક્ષાને માટે મંડળો સ્થાપવાં નહિ પડે. પરંતુ ઇસ્લામી ભાઈઓ પોતેજ પોતાના હિંદુ ભાઈઓની ધર્મની લાગણીનો વિચાર કરીને પશુવધ કરવાનું બંધ કરશે. જો આપણે આવી ભાવના ધારણ કરીશું તો આ પ્રસંગનો અને આ સઘળી ચળવળનો લાભ આપણને આપોઆપ મળી રહેશે. હું જાણું છું કે પ્રમુખનું કામ અણિ-ધારા ઉપર કામ કરવા જેવું છે અને જે જે મહાન પદવીઓ તે ધરાવે છે તેનો લાભ તેઓ મેળવે એવું હું ઇચ્છું છું. આ સભાનું કામ કરવાને તેમનામાં જે દક્ષતા, જ્ઞાન અને શક્તિ જોઈએ તે તેમને ખુદા બક્ષે એવી હું બંદગી કરૂંછું અને તેમને પ્રમુખસ્થાન લેવાની વિનંતિ કરૂં છું.

## મી. પારણકરે આપેલો ટેકો.

નામદારવાળા મી. પારણકરે તે દરખાસ્તને ટેકો આપતાં મરાઠીમાં બોલતાં જણાવ્યું હતું કે છેલ્લાં ૫૦-૭૫ વર્ષમાં કેળવણીના ફેલાવાથી જે વિચારો અને અભિલાષાઓ આપણા હૃદયમાં ઉત્પન્ન થઇ છે અને છેલ્લાં ૨૫-૩૦ વર્ષમાં નેશનલ કોંગ્રેસ વગેરે મંડળોએ જાગૃતિ ફેલાવીને જે આશાઓ ઉત્પન્ન કરી છે તેને સ્પષ્ટ શબ્દોમાં સરકારની સમક્ષ રજુ કરવી એ આપણી ફરજ છે. તે કામને માટે હાલનો પ્રસંગ ઘણો અગત્યનો છે. હાલની યુરોપીઅન લડાઇમાં ભાગ લેવાનો ઇંગ્લાંડનો હેતુ એવો છે કે પદ્દાત પડેલી અને ઓછા બળવાળી પ્રજાઓની સ્વતંત્રતાનું રક્ષણ કરવું; તો પછી ૧૦૦ વર્ષથી જે પ્રજા ઇંગ્લાંડના આશ્રય હેઠળ રહેલી છે તેની સ્વતંત્રતાનું અને તેના હક્કોનું રક્ષણ કરવું એ તેની વધારે અગત્યની ફરજ છે. તેટલા માટે જરા પણ બ્હીના વિના આપણે આપણા વિચારો ખુલ્લા કરવા જોઈએ અને આપણને પ્રમુખ પણ એવા જોઈએ કે જે નિર્ભય રીતે પોતાની ફરજ બજાવે. એક એવો આક્ષેપ કરવામાં આવે છે કે હિંદવાસીઓ રાજ્યકારભારનો પ્રત્યક્ષ અનુભવ ધરાવતા નથી, પરન્તુ ઓન. મી. જીન્હા તેવા અનુભવ ધરાવે છે એટલુંજ નહિ પણ ગત સમયમાં દેશમાં જે મુસલમાનોએ રાજ્ય ચલાવ્યું હતું તે વર્ગમાંના તેઓ એક છે, એવા લાયક પ્રમુખ આપણી પરિષદનું કામકાજ સફળ રીતે ચલાવશે એ વિષે કંઈ શક નથી.

મી. જે. બી. પીટીટે એ દરખાસ્તને અનુમોદન આપ્યું હતું અને પ્રમુખે તાળીઓના ગડગડાટ વચ્ચે બેઠક લઇ પોતાનું ભાષણ વાંચવાનું શરૂ કર્યું હતું.

# प्रमुख ऑ. मि. एम. ए. झीणानुं भाषण.

પ્રતિનિધિ બન્ધુઓ, સન્નારીઓ અને સદ્ગૃહસ્થો,

૧૬ મી મુંબાઇ પ્રાંતિક પરિષદ્‌ના કામકાજનું પ્રમુખસ્થાન મને આપી આ ઇલાકાના લોકો જે સન્માનની મોટામાં મોટી બક્ષિસ આપી શકે તે મને આપી છે ને ભાગ્યેજ મારે કહેવાની જરૂર છે, તમારી પસંદગી મારા ઉપર ઉતરી છે તેનું હું કારણ સમજી શકતો નથી પણ જ્યારે નિમંત્રણ થયુ ત્યારે તે લક્ષ્યના સેવક તરીકે તેનો સ્વીકાર કરવો એ મારી ફરજ છે એમ હું સમજુ છુ. જે પદ ઉપર આપે મને મુકયો છે તેને માટે હું આપનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છુ અને પ્રમુખ તરીકે હું મારી ફરજ બજાવીશ. આપણા કામકાજમાં આ ફરજો અદા કરવામાં આપનો સઘળો ટેકો અને સહકાર્ય મળશે એવી મને સંપૂર્ણ ખાતરી છે.

## સંયુક્ત પ્રાંતિક પરિષદ્.

સુરતમાં કમનસીબ મતભેદ થયો તે પછી ઘણે વર્ષે સંયુક્ત પ્રાંતિક પરિષદ્ મળવાનો આ પ્રથમ પ્રસંગ છે. અને તેથી દેશ અને આ ઇલાકાનો પ્રજા મત ખરી રીતે જાહેર કરવાની ખાસ જવાબદારી મારે માથે તેમજ તમારા સર્વ ઉપર આવી પડી છે.

## શોકજનક મરણો વિષે ઈસારો.

પૂનામાં છેલ્લી પ્રાંતિક પરિષદ્ મળ્યા પછી આપણે શહેનશાહને લોર્ડ કિચનરના મરણથી એક મહાન્ યોદ્ધો અને સરફિરોજશાહના મરણથી એક મહાન રાજદ્વારી ખોયો છે.

હિંદુસ્થાન અને આખી શહેનશાહત જે બોજા અને બારીક સંજોગો નીચે પસાર થાય છે; તે સમયે ખાસ કરીને આવા માણસોની પડેલી મહાન્ ખોટ માટે આપણને અત્યંત દિલગીરી થાય છે.

જે ઉદ્યોગ અને વ્યાપાર માટે અમદાવાદ સુપ્રસિદ્ધ છે. તેના એક આગેવાન સર ચિનુભાઈ માધવલાલના મરણથી આપણને બહુ દિલગીરી થાય છે. તે એક મહાન્ પર-દુઃખભંજક અને વિદ્યા તથા કેળવણીના ઉત્તેજક હતા.

હું અત્યંત શોકથી કહું છું કે મિ. દાજી આબાજી ખરેના મરણથી એક મજબુત સ્વાતંત્ર્યવાળા અને હિંદુસ્થાનના હિત માટે શાંત પણ ઉત્સાહી કામ કરનારની ખોટ પડી છે. કૉન્ગ્રેસના તોફાન અને મુશ્કેલીના જૂના વખતથી તેની મહાન, કિંમતી અને ચાલુ સેવા તેઓએ ઉઠાવી હતી.

મને કહેતાં દિલગીરી થાય છે કે મિ. ગોવિંદરાવ આપાજી પાટીલના મરણથી ગુજરાત પ્રાંતમાં સાર્વજનિક હિત માટે ઉત્સાહી અને ચુસ્ત કામ કરનારની ખોટ પડી છે. આ મહાન્ અને દેશભક્ત લોકો જેઓએ શહેનશાહતને માટે કામ કર્યું છે તેમના આત્માને શાંતિ પ્રાપ્ત કરો. તેઓની જગા તેમનું નામ રાખે, તેમનાં ઉચ્ચ દૃષ્ટાંતનું અનુકરણ કરે. આ મહાન્ શહેનશાહતની પ્રતિષ્ઠા અને સન્માન જાળવી રાખે તેવા આમના જેવા બીજા સેવક આપણને સત્વર મળે તેવી આપણે પ્રાર્થના કરીએ છીએ.

## બે મહત્વના પ્રશ્નો.

આપણા વિચારોમાં બે પ્રશ્ન સર્વથી આગળ તરી આવે છે અને તે આપણું ધ્યાન રોકી રહ્યા છે. એક તો લડાઈ અને બીજું આ મહાન્ યુદ્ધ જેનો ઓળો આખી સુધરેલી દુનિયા ઉપર પડ્યો છે તે પૂરી થયા પછી શું થશે તે લડાઈની શરૂઆતથીજ હિંદુસ્થાન બ્રિટિશ શાહેનશાહતને વફાદાર રહ્યું છે. તેણે પોતાનો ખજાનો ખાલી કર્યો છે અને શાહેનશાહતના બચાવ માટે ફ્લેન્ડર્સ, આફ્રિકા, ઇજિપ્ત અને મેસેપોટેમિયાનાં રણક્ષેત્ર ઉપર તેના મહાનુભાવ પુત્રોએ પોતાના જાન અર્પણ કર્યા છે. એક વખતે એટલું કહેવાની જરૂર છે કે બ્રિટિશ શાહેનશાહતનો એક ભાગ હોવા માટે હિંદુસ્થાનના લોકો મગરૂર છે અને ગ્રેટબ્રિટન સુદ્ધાંત, શાહેનશાહતના કોઈપણ ભાગના બીજા કોઇપણ બ્રિટિશ જેટલીજ તેમની રાજભક્તિ ખરી અને દૃઢ છે. અને છેક છેવટ સુધી, વફાદારી સાથે હિંદુસ્થાન બ્રિટિશ શાહેનશાહતની બાજુએ રહેશે એ વિષે શક નથી. હિંદુસ્થાન હવે તાબાની પ્રજા તરીકે અગર લોર્ડ હાર્ડિન્જના કહેવા મુજબ વિશ્વાસુ આશ્રિત તરીકે રહેવા માગતું નથી. પણ શાહેનશાહતના બીજા ભાગની માફક સમાન હિસ્સેદારની માફક રહેવાનો દાવો કરે છે.

### લડાઈ.

વર્ડુન આગળના પ્રયત્નોમાં દુશ્મન નિષ્ફળ ગયો છે તે અત્યંત આનંદની બિના છે. વર્ડુનનો ફ્રેન્ચ લોકોએ કરેલા બહાદુર અને મહત્વના બચાવથી આખી દુનિયા તેમની પ્રશંસા કરી રહી છે; દુશ્મનની જાણવાજોગ નિષ્ફળતા, રૂમેનિયાનું દાખલ થવું અને પૂરના દારૂગોળા સાથે ઇંગ્લંડે ઉભું કરેલું મહાન્ લશ્કર એથી મિત્રરાજ્યો પશ્ચિમમાં દુશ્મન ફોજની સાથે સામો હુમલો લઈ જવામાં શક્તિમાન્ થયા છે. હવે શરૂઆત કરવાની શક્તિ પામે રહી નથી. બાજી બદલાઇ છે અને મિત્રરાજ્યોને મળવાને તથા પ્રશિયન પાશવ અને આક્રમણ યુક્ત લશ્કરી દોર પૂર્ણ રીતે તૂટવાને હવે વધારે વિલંબ લાગશે નહિ.

### શા માટે આપણે મળ્યા છીએ?

આપણા દેશની અને પ્રાંતની સ્થિતિ વિષે વિચાર કરવાને આજે આપણે અહીં એકત્ર થયા છીએ. આપણું વધારેમાં વધારે ગંભીર ધ્યાન ખેંચે તેવા ઘણા સવાલો છે. આ સવાલો વિષે ચર્ચા કરવાને અને વિચાર વિનિમય કરવાને આપણે એકત્ર થયા છીએ. વસ્તુસ્થિતિનું સામાન્ય અવલોકન કરતાં સ્વાભાવિક રીતે કોઈ પણ મનુષ્ય આગળ નીચેના પ્રશ્ન રજુ થાય છેઃ—ગયા અર્ધા સૈકામાં આપણે કેટલી પ્રગતિ કરી છે? હાલની આપણી સ્થિતિ કેવી છે? આપણું ભાવિ શું છે? આપણા દેશની પ્રગતિ વધારવાને તથા બ્રિટિશ રાજ્યછત્ર નીચેના સ્વરાજ્ય અને ૧૯૧૧ના ઓગસ્ટની તા. ૨૫ મીના દિલ્હીના ખરીતામાં બતાવવામાં આવેલા પ્રાંતિક સ્વાતંત્ર્યને લગતાં આપણાં પ્રિયતમ લક્ષ્ય જેમ બને તેમ જલદી મેળવવાને કેવાં પગલાં ભરવાં જોઈએ. દેશમાં શાંતિ અને મહીમધામની છે એમ કહેવામાં આવે છે. દેશમાં ખરી આબાદી છે એ મતને મિ. દાદાભાઇ નવરોજજી અને બહોળા રાજકારોબારી અનુભવવાળા મિ. રમેશચંદ્ર દત્ત સંમત થતા નથી છતાં એમ કહેવામાં આવે છે કે દેશમાં આબાદી છે. દેશનો કારોબાર સંપૂર્ણ છે, કલેકટરો અને કમિશનરો કર્તવ્યપરાયણ અને જે પ્રદેશમાં કામ કરે છે તે ઉપર પ્રીતિ રાખનાર છે, રૈયતનો સ્વાર્થ અને કલ્યાણ તેમના દિલમાં છે

એમ કહેવામાં આવે છે; બ્રિટિશ સૈનિકો, અને બ્રિટિશ દરિયાઇ લશ્કર આપણા જાનમાલનું રક્ષણ કરે છે. આપણાં ઘરબાર તદન નિર્ભય અને સહીસલામત છે એમ કહેવામાં આવે છે. એમ કહેવામાં આવે છે કે સઘળું બરાબર રીતે ચાલે છે. સનદી અમલદારો લોકોને માટે સઘળો યોગ્ય બંદોબસ્ત રાખે છે. આ સઘળુંજ ખરૂં છે, શાંતિ છે, આબાદી છે અને સનંદી અમલદારોના હાથમાં સંપૂર્ણ કારોબાર ચાલે છે, પણ આપણા દેશનો કાબુ, વહીવટ અને કારોબાર હમેશ સુધી એક ખાસ હક તરીકે સત્તાધિકારી શાસન યુક્ત સરકારના હાથમાંજ રહેવો જોઇએ એવું તે કાંઇ કારણ છે? એક અર્ધા સૈકા કરતાં વધારે વખત સુધી સત્તાધિકારી શાસને અમુક સંજોગોમાં દેશનો સારો કારોબાર ચલાવ્યો છે તે માટે, હવે વસ્તુ સ્થિતિ બદલાયલી છતાં–આટલી બધી બદલાયલી છતાં તેઓને આ કાયમનો ખાસ હક મળવો જોઇએ તેની તે કાંઈ દલીલ છે? વોલંટીયર ટુકડીમાં હિંદીઓને દાખલ કરવાને ન પાડવામાં આવે છે અને હથિયારની બંધીનો કાયદો ચાલુ રાખવામાં આવે છે તેનું તે કાંઈ કારણ છે?

## સનંદી નોકરો.

સનંદી નોકરો જેઓ તેમને પગાર આપનાર લોકોના અંકુશ નીચે નથી તેમ તેમના જવાબદાર પણ નથી તેમનાથી ચાલતા રાજકારોબારની પદ્ધતિ હવે વધારે વાર ચલાવવી કે કેમ તે પ્રથમ પ્રશ્ન ઉત્પન્ન થાય છે. એમ કહેવામાં આવે છે કે તેઓ ના. હિંદી પ્રધાનને જવાબદાર છે અને ના. હિંદી પ્રધાન પાર્લામેન્ટની જવાબદાર છે. ઇંગ્લાંડના એક આગેવાન પત્ર "મેન્ચેસ્ટર ગાર્ડિયન"માં હિંદુસ્થાનને લગતી બાબતમાં પાર્લામેન્ટની જવાબદારી વિષે જે કાંઇ હમણાંજ પ્રકટ થયુ હતુ તમાંથી કેટલુંક અવતરણ હું રજુ કરીશ:—

"હાલમાં નવા વાઇસરોય અને સેક્રેટરી ઓફ સ્ટેટે થોડા વખતથી તેમની ઓફીસનો ચાર્જ લીધો છે. લોર્ડ મોર્લી અત્રેથી સાત વર્ષ ઉપર ગયા ત્યારથી મી. ચેમ્બરલેઇનના ગયા ઉનાળામાં આવતા સુધી હાઉસ ઓફ કોમન્સમાં હિન્દને લગતા સવાલોનું કાર્ય અન્ડર-સેક્રેટરી ચલાવતા હતા, હિન્દુસ્તાનની સ્થિતિનો પુરેપુરો હેવાલ અગર તો મી. ચેમ્બરલેઇનની રાજનીતિના ખુલાસા વિષે તેઓ સાહેબની નીમણુક થઇ ત્યારથી તે આજસુધીમાં હાઉસ ઓફ કોમન્સમાં કાંઇ પણ સંભળાયુ નથી તે ખરેખર તદન વિચિત્ર લાગે છે એટલુંજ નહિ પણ થોડે ઘણે અંશે ઠપકાને પાત્ર ગણાય. તોપણ આખું જગત સમજે છે તેમજ શહેનશાહી રાજ્ય સુચનામાં હિન્દુસ્તાનની સ્થિતિ ઉપર જેવી રીતે ઇંગ્લંડ અને મિત્રરાજ્યોની લડાઇ પછીની રાજનીતિથી અસર થશે તેવીજ રીતે દરેક પ્રકારના બનાવો ઉંડી અસર કરશે. વળી હિન્દુસ્તાનની અંદરની સ્થિતિ જોતાં માલુમ પડશે કે તેમાં પહેલાં કોઇ વખત જાણવામાં ના આવ્યા હોય તેવા ફેરફારો થવા માંડયા છે. સરકારે પબ્લીક સરવીસ ઉપર બાદશાહી કમીશનનો રીપોર્ટ જાહેર કરવાનું નક્કી કર્યાથી રાજ્ય કાનોબાતને લગતાં સુધારાની દરખાસ્તોપર વિવેચન કરવાની જરૂરીઆત કબુલ કરી છે. હિન્દુસ્તાનને લગતા સવાલો વિષે પાર્લામેન્ટને બહુજ ઉંડો વિચાર કરવાનો સમય આવ્યો છે. અને હિન્દુસ્તાનને કાંઇ મદદની જરૂર નથી પણ એકલુંજ રહેવું છે. તેની અમલદારોની હોતકથા માન્ય કરી શકાય તેમ નથી. જો પાર્લામેન્ટને આવા મોટા રાજ્યની ઉંડી જવાબદારી વિષે વિચાર ન કરવો હોય તો પછી એ પાર્લામેન્ટ કે જે ઇમ્પીરીઅલ કહેવાય છે તેની કોઇ પણ રીતે જરૂર નથી."

સત્તાધારીઓ અને ગૃહસ્થો, આપણા ૩૦ કરોડ કરતાં વધારે વસ્તીવાળા દેશના કારોબાર (પ્રધાનો અને લેખકો કહે છે તેમ) પરદેશી રાજ્ય સત્તાધિકારીઓ જેઓ દેશના લોકો તરફ જવાબદાર નથી જેમના ઉપર કર ભરનાર લોકોનો કશો પણ અંકુશ નથી અને જે માટે સેક્રેટરી ઓફ સ્ટેટને કે જે હિંદુસ્થાનમાં પહેલાં કોઈ વખત આવેલા હોતા નથી અને જેની કાઉન્સીલને કે જેમાંના ઘણા ખરા પેન્શનરો હોય છે, તેને જવાબદાર હોય છે તેના અંકુશ અને વહીવટમાં ખરી રીતે હોય તે વિચિત્ર લાગતું નથી? લોર્ડ કુર્ટનીએ હિન્દુસ્તાનના સેક્રેટરી ઓફ સ્ટેટની સ્થિતિપર નીચે પ્રમાણે ઘણી ટીકા કરી છે.

"સેક્રેટરી ઓફ સ્ટેટ પ્રધાન મંડળ કે જેમાં હાઉસ ઓફ કોમન્સનો વિશ્વાસ હોવો જોઈએ તેનો એક મેમ્બર છે. છેવટમાં, પ્રજાની મરજીને પ્રાધાન્ય પદ જેમ બધે મળે છે તેમ મળવું જોઈએ. પરંતુ કેટલીક અડચણોને લીધે પ્રજાની ઈચ્છાનું બળ નરમ પડે છે. ગવર્મેન્ટ ઓફ ઇન્ડીઆમાં થતા ખર્ચનો સવાલ હાઉસ ઓફ કોમન્સ પાસે કદીએ રજુઆતમાં આવતો નથી. કોલોનીઅલ સેક્રેટરીના પગાર માટે પાર્લામેન્ટ મંજુરી આપે છે અને તેમની નીતિ ઉપર પાર્લામેન્ટની આખી સેસન્સમાં દર વર્ષે અવલોકન થવાનો સંભવ હોય છે. હિન્દના સેક્રેટરી ઓફ સ્ટેટનો પગાર હિન્દુસ્તાન તરફથી મળે છે, પરંતુ તેને લગતો સવાલ હાઉસ ઓફ કોમન્સ પાસે કદી પણ આવતો નથી. સેશન્સની આખરે "એપ્રોપ્રીએશન બીલ" બીજી વખત વંચાઈ રહ્યા પછીથી હિન્દને લગતું બજેટ રજુ કરવામાં આવે છે. બજેટમાં હિન્દુસ્તાનની આર્થિક સ્થિતિનો હેવાલ હોય છે અને થોડું ઘણું વિવેચન થયા પછીથી એક ઠરાવ પસાર કરવામાં આવે છે કે જેમાં આવક અને ખર્ચના આંકડા બતાવવામાં આવે છે. આ બીનાથી હાઉસ ઓફ કોમન્સની ઈર્ષા બહાર પડે, તેવો સંશય ઉત્પન્ન થઈ શકે છે. જો હિન્દુસ્તાનના સેક્રેટરી ઓફ સ્ટેટના પગાર માટે કોલોનીઅલ સેક્રેટરીની માફક હાઉસ ઓફ કોમન્સની મંજુરી માટે રજુ થાય તો ખરેખર જોઈએ તેવું વિવેચન કરવાનો પ્રસંગ આવે અને તે પ્રસંગનો દુરૂપયોગ થવાને બદલે સદુપયોગ થાય.

## સ્વરાજ્યની જરૂર.

પણ હું વિશેષ કહું; હિંદુસ્તાનના રાજ્ય વહીવટ અને ઉન્નતિને લગતા સવાલો પાર્લામેન્ટના મેમ્બરો સારી રીતે સમજી શકે એ બનવું શું સંભવીત છે અથવા કુદરતી છે? જ્યારે ઓસ્ટ્રેલીઆ, કેનેડા, અને દક્ષીણ આફ્રીકા જ્યાં હિંદુસ્તાન કરતાં ઘણાં થોડાં માણસ છે ત્યાં આમ બની શકયું નથી, તો પછી લન્ડનમાં બેસતી પાર્લામેન્ટ હિંદુસ્તાનનો વહિવટ ફતેહમંદીથી કરવાનું ચાલુ રાખે એ શું અજાયબી ભરેલું નથી! લોકોની વધતી જતી જરૂરીયાતો અને માગણીઓ, તથા થોડાં થોડાં વર્ષોને અંતરે થતા ઘણા મ્હોટા અને અગત્યના ફેરફારો અને વિકાસનો વિચાર કરતાં, શું વ્હાઈટ હોલ અથવા ડાઉનીંગ સ્ટ્રીટમાંથી હિંદુસ્તાનનું રાજ્ય ચલાવી શકાય એ સંભવીત છે? જેઓ હિંદુસ્તાનને સારી રીતે સમજી શકે છે. તેઓ ખાત્રીથી માને છે કે હિંદુસ્તાન હવે ભવિષ્યમાં ફક્ત તાબે થઈને બેસી રહેશે નહિં, પણ પોતાનો વહિવટ તે પોતે કરશે. નવીન ભારતનો આત્મા હવે જાગૃત થયો છે, અને તે રાજકીય સ્વતંત્રતાની માગણી કરે છે. દુનીયાની પ્રજાઓ તેને માન આપે, અને તેની પ્રાચીન આબરૂ અને સ્વાત્માભિમાનને રૂચે એવી સ્થિતીએ પહોંચવાને ભારત હવે ઈચ્છે છે. હવે થોડા વધુ ઓદ્દાઓ મેળવવા એનો સવાલ રહ્યો નથી, થોડી વધારે ફરીયાદો રજુ કરવી, અથવા આંતરીક રાજ્ય વહીવટમાં થોડો સુધારો કરવો, એનો પણ હવે સવાલ રહ્યો નથી; હવે તો રાજ્યનીતિમાં પૂર્ણ ફેરફાર કરવો એનો સવાલ છે. ન્હાની ન્હાની બાબતોનો તો સવાલ જ નથી; હવેનો સવાલ તો રાજ્યની મૂળ રચનાને લગતોજ છે, અને આપણને એવા રાજ્યનીતિજ્ઞ પુરૂષની જરૂર છે કે જે હાલની સ્થિતીને સમજીને તેને પહોંચી વળે, અને હિંદુસ્તાનના રાજ્ય બંધારણને જુદા દ્રષ્ટિબિંદુથી નવી પદ્ધતિએ રચે. એવું કહેવામાં આવે છે કે દેશની અંદર અસંતોષ ફેલાયલો છે;

એવું કહેવામાં આવે છે કે સરકારને ગુંચવાડામાં નાખે એવી રાજકીય હિલચાલો ચાલુ રાખવામાં આવે છે: એવું કહેવામાં આવે છે કે "હોમ-રૂલ" મંડળની હિલચાલ ઇચ્છવા યોગ્ય નથી; પણ આ સર્વનું મૂળ કારણ શું છે? પૂરતા જ્ઞાનના અભાવે કેટલાક લોકો કહે છે તે પ્રમાણે, ખરેખર, અસીમ કલ્પનાનાં આ ચિન્હો નથી એ દેખાનું છે કે આ ચિન્હો રાજકીય બાબતોમાં લોકોનું હૃદય જાગૃત થયું છે તેને લીધે છે, અને આ જાગૃતિને લીધે તેઓ નવીન રાજ્યપદ્ધતિ માગે છે. અને સામાજીક, ઔદ્યોગીક અને રાજકીય બાબતોમાં જે ખેદભરી રીતે વર્તન રાખવામાં આવે છે તેની પ્રત્યે સખ્ત રીતે ગુસ્સો દર્શાવે છે. આ ગુસ્સો બિનવફાદારીનું ચિન્હ છે એમ જે કહેવામાં આવે છે તે ભૂલભરેલું છે. અસંતોષનાં જે મૂળ કારણો છે તેને ઉખેડી નાંખવાં એજ ડહાપણ ભરેલું કામ કહેવાશે.

## નવો જુસ્સો.

દેશમાં નવો જુસ્સો પ્રસર્યો છે. લોર્ડ મોરલીના શબ્દોમાં કહીએ તો નવીન ભારતના યુવાનો જે આપણી યુનીવર્સીટીઓમાંથી સ્વતંત્રતા, પ્રજાકીયપણું અને સ્વરાજ્યના વિચારોથી મસ્તાન બનીને બહાર આવે છે, તેમને સંતોષ આપવાનો છે.

સ્વતંત્ર સંસ્થાઓ એ પશ્ચિમનો હક છે એ તેમનું કહેવું એથી તેમને આશ્વાસન મળશે નહિ. મારા ધારવા પ્રમાણે હાલની સ્થિતિને પહોંચી વળવા માટે હિંદી સનંદી નોકરોને હવે એવો ખ્યાલ આવવો જોઇએ કે હિંદુસ્તાનની સરકાર આપખુદીમાંની અધિકારીઓના શાસનમાં આવી તો હવે વખત આવ્યો છે કે સત્તાધિકારીઓના શાસનથી હવે પ્રજા શાસન ઉપસ્થિત થવું જોઇએ. ઉંચીમાં ઉંચી હકુમત તેઓએ લાંબો વખત ચલાવી છે અને તેમના કારોબારથી દેશને લાભ થયો છે. પણ હવે વખત આવ્યો છે કે ગમે તેવી મરજી ન હોય અને સ્વાભાવિક રીતે મરજી ન હોય તો પણ તેઓએ પોતાની ઉંચામાં ઉંચી સત્તા અને હકુમત મૂકી દેવાં જોઇએ. બ્રિટિશ રાજસત્તાથી હિંદુસ્તાનને મળેલા ઘણા લાભોમાં મોટામાં મોટો પરોક્ષ રીતે અંગ્રેજોને હાથે મળેલા લાભ તે દેશાભિમાનની ખરી લાગણીનો જન્મ છે. સત્તાધિકારી શાસનવાળી સરકારના સવાલ માટે જેણે પોતાનો ઘણો સમય ગાળ્યો છે તેવા એક સનંદી અમલદારના શબ્દો રજુ કરીએ તો "સ્વદેશાભિમાન પોતાનો આદર્શ લશ્કરી કીર્તિ અને રાજાની દેવ તરીકેની માન્યતા ખોળતું નથી, પણ લોકોની પ્રગતિમાં પોતાનો આદર્શ જૂએ છે તે એ છે. આ લાગણીવાળા અને બ્રિટિશ રાજ્યથી મળતા આર્થિક લાભથી મજબુત થયેલું હિંદુસ્થાન પ્રજા તંત્રાધીન રાજ્યવ્યવસ્થાના દરવાજા ઠોકે છે. અધિકારી શાસને પોતાનું કાર્ય કર્યું છે. જો કે હિંદી સનંદી નોકરીમાં બધા ફિરસ્તા હોય પણ સત્તાધિકારી શાસનવાળી સરકારની નહિ સુધરે તેવી ખામીઓથી તેમના સારામાં સારા ઇરાદા પણ આડે માર્ગે જાય અને રાજકીય પ્રગતિના તેઓ વિરોધી થઈ પડે. હવે તેઓએ બાજુએ થઈ જવાની જરૂર છે અને માન સહિત પોતાની સત્તાઓ અન્યને આપવી જોઇએ અને જેમ વહાણ બાંધનારાઓ ખલાસીઓને પૂરૂં થયેલું વહાણ સોંપી દે છે તે પ્રમાણે મરતબો અને મગરૂરી સહિત હિંદુસ્થાનનું સુકાન સોંપી દેવું જોઇએ. આમાં હિંદુસ્થાનને ખાતર, ધનસાયતને ખાતર તેઓએ આત્મત્યાગ બતાવવાની જરૂર પડશે, વિદેશી લોકો માટે કોઇપણ પ્રજામાં જે કાંઇ સહાનુભૂતિ અને સમજ જોઇએ તેની જરૂર પડશે. આ દેશના ત્રીસ કરોડ માણસો તરફ સનંદી નોકરી વાળાઓની જે ફરજ છે તે તેઓ અદા કરશે. યુનાઇટેડ સર્વિસ કલબમાં અમલદારો સન્મુખ લોર્ડ હાર્ડિન્જે કરેલા ભાષણમાં તેઓએ નીચે મુજબ ઉદ્ગાર પ્રકટ કર્યાં હતાઃ—

## લોર્ડ હાર્ડિંજ અને સનંદી નોકરી.

"ઇંગ્લાંડે પશ્ચિમનો સુધારો તેના સ્વાતંત્ર્ય અને સ્વમાનના આદર્શ સાથે આ દેશમાં દાખલ કર્યો છે. હિંદુસ્થાનના આર્થિક ભાવિ-માટે માત્ર હવે તેને જોવાનું નથી. તેણે જે આકાંક્ષાનાં બીજ વાવ્યાં છે તે ઉછેરવાની તેને જરૂર છે અને તેમના પૂર્વજના હેતુ

અને પરાક્રમ ઉર્યાં છતાં હવે વધારે મહાન્ કાર્ય કરવાનું તેમની આગળ આવી રહ્યું છે અને તે એ છે કે હિંદી વિકાસનાં દ્દ અને અચોક્કસ પગલાંને સારા માર્ગ ઉપર લઈ જવાં, માર્ગ દર્શક, ફિલસુફ અને મિત્રનું નવું કામ તમારી આગળ આવી રહ્યું છે અને તે સંબંધમાં તમારાથી બનતો સઘળો પ્રયત્ન થવો જોઇએ. આ માટે કલ્પના સહાનુભૂતિ અને આત્મત્યાગની જરૂર પડશે કારણ કે જે કેટલીક સત્તાઓ તમે ભોગવી છે તે ધીરે ધીરે પણ ખાતરી પૂર્વક તમારે મૂકી દેવી પડશે."

## રાજ્ય કારોબારમાં હિસ્સો.

સર્વ તરફથી એમ સ્વીકારવામાં આવે છે કે કોઈ પણ પ્રજા પાસેથી તેના કારોબારનો સઘળો ભાગ તમે લઈ લો, તેથી તેનો ઉત્સાહ તમે નરમ પાડી દો છો, તેનું ચારિત્ર્ય ઓછું કરી નાંખો છો અને તેના સ્વમાનને ડામ દો છો. આથી પ્રગતિ થતી નથી પણ અવનતિ થાય છે.

## શું કરવું ? આયર્લેન્ડનું હોમરૂલ બીલ.

આથી શું કરવું તે સવાલ ઉપર હું આવું છું. આ પ્રાંતિક પરિષદ્ છે તેથી પ્રાંતિક સરકાર વિશેજ હું બોલીશ. આમાં પહેલો સિદ્ધાંત સમર્પણ અને વહેંચણીનો-સિદ્ધાંત પળાવો જોઇએ. પણ આનો અર્થ એવો તો થાય છે કે ધારાઓ તેમજ કારોબારી બાબતમાં વડી સત્તા ઉપરનો છેવટનો અંકુશ જેવોને તેવો અને જરૂર પડે ત્યારે વાપરી શકાય તેવો રાખી મૂકવો જોઇએ. આ સિદ્ધાંતનો સારામાં સારો દાખલો આમની સભાએ આયર્લેન્ડ માટેના હોમરૂલ બિલથી મળે છે. આયર્લેન્ડની કારોબારી સત્તા શહેનશાહ પાસે રહેશે. ધારા બાંધનારી સત્તા શહેનશાહી સરકાર અને શહેનશાહી પાર્લામેન્ટની સત્તાને આધીન રહેશે એનો અર્થ એવો થાય છે. શહેનશાહી સત્તા, કારોબારી ધારાઓને અને ન્યાયને લગતી બાબતમાં શ્રેષ્ઠ રહેશે. હિંદુસ્તાનમાં કારોબારી અને ધારા બાંધનારી સત્તાઓના જેવીજ છે અને તે દરેકમાં જો કે સ્વરાજ્યનું તત્વ નહિ જેવું છે, તોપણ શહેનશાહી અને પ્રાંતિક સરકારોનો કાયદાનો સંબંધ આ સિદ્ધાંત ઉપરજ રચાયલો છે. પ્રોવિન્શિયલ કાઉન્સીલમાં બિન સરકારી વધુ મત છે એમ ધારવામાં આવે છે. બિન સરકારી સભાસદોમાં ચુંટાયલા અને સરકારના અને યુરોપિયનો નીમાયલા હોય છે. લોકોને લગતાં પગલાં જેમાં યુરોપિયનોને સીધો સંબંધ હોતો નથી તેઓ સરકારને ટેકો આપે છે, સરકારના નીમાયલા મેમ્બરો સરમર તરફથી નીમાયલા હોવાથી સરકારનો પક્ષ લે છે આવું ઘણે પ્રસંગે બનેલું છે. આથી પ્રોવિન્શિયલ કાઉન્સીલની બિન સરકારી વધુ મત ભમણું જેવા છે અને લોકોના પ્રતિનિધિઓને તેથી ખરી સત્તા મળતી નથી. હાલતો પ્રોવિન્શિયલ કાઉન્સીલ એક સલાહકારક મંડળ જેવું છે. સરકાર ઉપર તેની કાંઇપણ સત્તા અગર અંકુશ નથી. કારોબારી કાઉન્સીલમાં એક હિંદી સભાસદ નીમાવા ઉપરાંત ૧૯૦૯ ના સુધારા પહેલાં જે સ્થિતિ હતી તે પ્રાંતની ખરી સરકાર અને લોકો અગર પ્રતિનીધીઓના સંબંધની બાબતમાં રહી છે. કારોબારી સભાના એક હિંદી સભાસદની, ચુંટણીમાં પણ લોકોનો અવાજ નથી. ઇંડિયા કાઉન્સીલ બીલના બીજી વારના વાંચન વખતે વડા પ્રધાને પોતાના ભાષણમાં ૧૯૦૯ ના સુધારાનો જે હેતુ બતાવ્યો હતો તે ખૂબીથી રીતે પરિપૂર્ણ થયો નથી. એ હેતુ એ હતોઃ કે ધારા બાંધનારી સભાઓ માત્ર આત્મ ચાલક યંત્ર છે અને જેની દોરીઓ અધિકારી મહાજન ખેંચે છે એવી લાગણી હિંદીઓને થાય તે ઇચ્છવા જોગ નથી.

## પ્રાંતિક કારોબારમાં લોકોનો હિસ્સો.

પ્રાંતિક રાજકારોબાર જેને માટે પ્રાંતના લોકો તૈયાર છે તેમાં લોકોનો ખરો અને અસરકારક અવાજ આપવાને માટે આપણા પ્રાંતમાં રાજ્યવહીવટની રચના કેવી રીતે લેખે તેની નીચે મુજબ રૂપરેખા આપી શકાયઃ—

## પ્રાંતિક કારોબારનું સ્વરૂપ.

(૧) વકીલાત ઉપર ઈંગ્લાંડથી નીમાયલો પ્રાંતને માટે હાકેમ જોઇએ.

(૨) ૬ સભાસદનું પ્રધાન મંડળ અગર કારોબારી મંડળ રહેવું જોઇએ જેમાં નણ હિંદીઓ જોઇએ, તેમાં નીચે પ્રમાણે ખાતાં જોઇએઃ—

(એ) પ્રાંતિકઃ (કાયદા અને ન્યાય સાથે) સ્વદેશ ખાતાના સભાસદ જેવું.

(બી) મહેસુલ.

(સી) ખેતીવાડી, નહેરો અને જાહેર બાંધકામ.

(ડી) કેળવણી.

(ઇ) સ્થાનિક સ્વરાજ્ય (આરોગ્ય અને વૈદકીય નિવારણ સાથે)

(એફ) ઉદ્યોગ અને વ્યાપાર.

કારોબારી સભામાં હિંદી સનંદી નોકરો નીમી શકાય એવી ગોઠવણ રહેવી જોઇએ પણ કાનુનથી હાલ જેમ તેમને માટે કાઉન્સીલમાં જગા રિઝર્વ કરવામાં આવે છે તેમ થવું જોઇએ નહિ. કાનુનમાં એમ હોય છે કે કારોબારી કાઉન્સીલના સભાસદોની અમુક સંખ્યા જાહેર નોકરીમાંથી લેવી જોઇએ.

અંગ્રેજો તેમ હિંદીઓમાંથી સારામાં સારા મળી શકે તેવા માણસો લેવા જોઇએ.

૩ જૂદાં જૂદાં પ્રતિનિધિ મંડળો અને લાભ ધરાવનાર વર્ગો તરફથી ચુંટાયલા સભાસદોનો સંગીન વધુ મત કાઉન્સીલમાં રહેવો જોઇએ. મુસલમાનો અને હિંદીઓની સંખ્યા જ્યાં થોડી હોય ત્યાં તેમના ગવ્યાબળની અને સ્થિતિને અનુસરી તેમને પૂરતું અને અસરકારક પ્રતિનિધિત્વ મળવું જોઇએ. ખાસ પ્રવીણજનો શિવાય સરકાર તરફથી નીમાયલા બીન સરકારી સભાસદો હોવા જોઇએ નહિ."

(૪) પ્રાંતિક ધારા બાંધવાને લગતું સઘળું કામ પસાર કરવાની અને પ્રાંતિક કરો નક્કી કરવાની સત્તા કાઉન્સીલને હોવી જોઇએ. સરકારથી ખાસ નકાર પાડવામાં આવે તે શિવાય બજેટ તેમજ સામાન્ય કારોબારને લગતા પ્રશ્નોને લગતા ઠરાવો અમલમાં મૂકાવા જોઇએ. વધારે, તેમ વધારે વખત ચાલુ રહે તેવી બેઠકો માટે ગોઠવણ કરવી પડશે. પણ કારોબારી સભાના સભાસદોનો કાઉન્સીલના વધુ મત ઉપર છૂટી રીતે અગર સંયુક્ત રીતે, પોતાના હોદ્દા માટે આધાર રહેશે નહિ.

ધારા બાંધનારી સભાના અંકુશ નીચે ફરી રચાયલી અને કામ કરતી સરકાર પાસે પ્રાંતના અંદરના કારોબારનો પૂરેપૂરો અખત્યાર રહેવો જોઇએ. નાણાંને લગતી સ્વતંત્ર સત્તાઓ તેની પાસે રહેવી જોઇએ અને પ્રાંતિક અને હિંદી સરકાર વચ્ચેનો હાલન નાણાં પ્રકરણી સંબંધમાં બહુ ફેરફાર થવો જોઇએ. અગર તે ઉલટાવી નાંખવો જોઇએ. ચોક્કસ મુદત માટે નક્કી થયેલી વાર્ષિક રકમ પ્રાંતિક સરકારે હિંદી સરકારને આપવી જોઇએ. આ ગોઠવણ પ્રમાણે શહેનશાહી અને પ્રાંતિક સરકારોએ નાણાંને લગતી પોતાની જૂદી પદ્ધતિનો વિકાસ કરવો જોઇએ. પ્રાંતિક સરકારને કર નાંખવાની અને અમુક હદમાં પૈસા ઉછીના લેવાની સત્તા મળવી જોઇએ.

જીલ્લાના અને મ્યુનિસિપેલિટીને લગતા કારોબારમાં ઉદાર તત્વવાળા ફેરફાર દાખલ થયા સિવાય પ્રાંતિક સ્વરાજ્યની કોઈપણ યોજના સંપૂર્ણ હોઈ શકે નહિ.

## સ્થાનિક સ્વરાજ્ય.

હિંદુસ્થાનના સ્થાનિક સ્વરાજ્યમાં જે મૂળ સિદ્ધાંતો રહેલા છે તેને લગતી કોઈ તૈયાર યોજના પ્રમુખના ભાષણમાં મૂકવી તે મુશ્કેલ છે પણ તેને લગતી કેટલીક સૂચનાઓ હું કરીશ. તા. ૨૭ મી નવેમ્બર ૧૯૦૮ ના લોર્ડ મોર્લિના સુધારાને લગતા ખરીતામાંથીજ હું અવતરણ લઇશ. "આ હેતુને લગતાં પગલાં નિયમિત કરવામાં જે સિદ્ધાંતો રહેવા જો-

છએ તે તા. ૧૮ મી, મે ૧૮૮૨ના હિંદી સરકારે પ્રકટ કરેલા ઠરાવમાં વાપરવામાં આવેલા શબ્દો કરતાં વધારે મક્કમપણે અને સ્પષ્ટ રીતે રજુ થઇ શકે નહિ. આ અગત્યના મથાળા નીચે આપણી રાજનીતિ ઉપર અસર કરે તેવા સારા અભિપ્રાય બીજે કોઈ ઠેકાણે આપણુને મળે તેવી મને ખબર નથી.

## લોર્ડ રિપનની સરકાર.

આ ઠરાવ જો કે ઠેઠ ૧૮૮૨ માં લોર્ડરિપનની સરકારે પસાર કર્યો હતો પણ તેનો હજુ સુધી પૂરેપૂરો અમલ કરવામાં આવ્યો નથી.

જૂદાં જૂદાં આ મંડળોમાં પહેલો અને આગળ પડતો ફેરફાર જરૂરનો છે કે તેઓમાં સઘળું ચૂંટણીનું તત્વ હોવું જોઇએ. અંકુશ રાખવાની અને વાપરવાની સત્તા માત્ર પ્રાંતિક સરકારનેજ રહેવી જોઇએ. કલેકટરો અને કમિશનરોનો હાલનો સરકારી અંકુશ દૂર થવો જોઇએ. પોતાનાં અધ્યક્ષ બોર્ડો પોતેજ ચુંટી કાઢે અને હોદાની રૂઇએ નીમાતા પ્રમુખની ગોઠવણ રદ થવી જોઇએ. એકસાઇઝ જકાતનો કેટલોક ભાગ અગર મહેસુલનું બીજું કોઇ નિશ્ચિત સાધન તેમનાં કર્ત્તવ્ય કરવા માટે તેમને હવાલે કરવાં જોઇએ.

લોર્ડ મોર્લિના ખરીતામાંથી બીજુ અવતરણ લઇએ, તે કહે છે કેઃ—

આ યાદગાર વિવેચનમાંના કેટલાક ફકરાનું અવતરણ કરવાને હું હિંમ્મત ધરીશ. તે વખતના સ્થાનિક સ્વરાજ્યની સૂચનાનો ખુલાસો કરતાં હિંદી સરકાર જે જગા પર આવે છે તે જગા આપણી પણ હોઈ શકે. પ્રાથમિક દૃષ્ટિએ કારોબારમાં સુધારો કરવા માટે આ ધારો રજુ કરવામાં આવ્યો નથી એમ તેઓ કહે છે. રાજકીય અને પ્રજાકીય કેળવણીના સાધન તરીકે તેની જરૂર છે. જ્યાં સુધી મુખ્ય કારોબારી અમલદારો નિયમ તરીકે મ્યુનિસિપલ અને જીલ્લા કમિટીના અધ્યક્ષ હોય છે ત્યાં સુધી સ્થાનિક કામકાજમાં ખરો રસ મળી આ કમિટીના સભાસદોને તાલીમ મળે એવો ઓછો સંભવ છે બિન સરકારી અમલદારોને એવી લાગણી થવી જોઇએ કે ખરી સત્તા તેમના હાથમાં મૂકવામાં આવી છે અને તેઓને ખરી જવાબદારી અદા કરવાની છે. અનુભવથી ભવિષ્ય વાણીની કેટલેક અંશે ખાતરી મળી છે. સારા કારોબારી સ્ટાફ માટે ફંડ મળતાં નથી. સ્થાનિક મંડળોમાં સરકારી તત્વ ઘણી જગાએ વધારે પડતું છે. બિન સરકારી સભાસદોની સત્તા અને જવાબદારીઓ ખરી નહિ હોવાથી સ્થાનિક કામકાજમાં જેવી આશા રાખવામાં આવી હતી તેટલો રસ લેવાની તેમને વૃત્તિ થઇ નથી. તાલિમના સાધન તરીકે સ્થાનિક સ્વરાજ્યને જે જણાઈ આવે તેવી ફતેહ મળી ન હોય તો, અંકુશ અંદર કરતાં બહારનો રહેવો જોઇએ એ ઠરાવમાંના સિદ્ધાંતથી સ્થાનિક મંડળોનું બંધારણ દૂર ગયુ છે તેજ છે. સ્થાનિક મંડળોનાં કામ ઉપર સરકારે દેખરેખ તેમ અંકુશ રાખવો જોઇએ પણ તેમને આજ્ઞા કરવી જોઇએ નહિ. હાલની હિંદી સરકાર ૧૮૮૨ માં તેમના પૂર્વજે સત્તાવાર રીતે રજુ કરેલી રાજનીતિ દૃઢ કરશે અને તેને સ્વરૂપ આપી અમલમાં મૂકશે એ વિષે મને શક નથી. જો સ્થાનિક મંડળો ઉપર વિગતની બાબતમાં અટકાવ અને અંકુશ હોય તો સ્વરાજ્યના ખરા નિકાસની આશા રાખવી નિરર્થક છે તે અને સરકાર તથા જૂદાં જૂદાં સ્થાનિક મંડળોની સત્તા કાનુનથી સ્પષ્ટ રીતે નક્કી થવી જોઇએ જેથી દરેક કેસમાં રાખવામાં આવેલી મર્યાદાની અંદર જેમ બને તેમ ઓછા ઘર્ષણ અને ગેરસમજુતનું જોખમ રહે છતાં ગવર્નર જનરલ ઇનકાઉન્સિલ એટલા આતુર છે કે કામકાજની વધારેમાં વધારે સ્વતંત્રતા સ્થાનિક મંડળોને આપવામાં આવે.

## અસંતોષ અને નિરાશા શા માટે?

મેં થોડીક સામાન્ય ટીકાઓ કરી છે અને પ્રાંતિક સરકાર તથા સ્થાનિક સ્વરાજ્યના પ્રશ્નની ચર્ચા કરી છે. બીજા કેટલાક મહત્વના સવાલ છે જે ઠગવના રૂપમાં કાર્યક્રમમાં મુકાયલા છે. આ ઠરાવ ઉપર બોલનારાઓ તે વિષે પૂરતી ચર્ચા કરશે એ વિષે મને શક

નથી, પણ હાલ ચર્ચાના કેટલાક પ્રશ્નો વિષે ઇસારો કર્યા શિવાય મારૂં ભાષણ હું પૂરૂં કરી શકીશ નહિ, આમાં સૌથી વધારે અગત્યનો પ્રશ્ન લશ્કર અને દરિયાઇ લશ્કરની કમિશન પદ્વીઓ હિંદીઓને આપવાને લગતો સવાલ છે. કાયદાથી લાયકીને લગતી જે ગુસ્સો ઉત્પન્ન કરનાર અને હલકી ખામીઓ રજુ કરવામાં આવે છે અને જેથી ગમે તે પદ અને સ્થિતિના હિંદીઓને વોલંટીયર ટુકડીમાં દાખલ થતાં અટકાવવામાં આવે છે; હથિયારની બંધીનો કાયદો જેનાથી યુરોપિયનોને મુક્ત રાખવામાં આવ્યા છે અને જે ગેરવાજબી રીતે હિંદુસ્થાનના લોકોને લગાડવામાં આવે છે; પ્રેસ એક્ટ અને તેના આપખુદીભર્યા કાનુનો અને હાઇકોર્ટના ફેંસલા મુજબ ન્યાયનો જે અંકુશ નથી, તેવા કારોબારીથી થતા તેના અમલનું હિંદુસ્થાનના રક્ષણને લગતો કાયદો જે માત્ર લડાઇના વખતનોજ ધારો છે અને જ્યારે શહેનશાહી કાઉન્સીલમાં આવ્યો ત્યારે હિંદી પ્રજાના પ્રતિનિધિઓએ તેને સંમતિ આપી હતી તેનો કેટલાક કેસમાં એવો ઉપયોગ થાય છે જે ઇચ્છવાજોગ નથી. પસંદ કરાયલા વિસ્તારો ઉપર પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત કરવામાં બતાવવામાં આવતી અયોગ્ય અને બચાવ નહિ કરી શકાય તેવી ઢીલ લોકોના મોટા અસંતોષ અને નિરાશાનું કારણ છે.

## લશ્કર અને દરિયાઇ સૈન્ય.

લશ્કર અને દરિયાઇ લશ્કરનો સવાલ હવે લઇએ તો જે બે દલીલો આગળ કરવામાં આવે છે તે એ છે કે જે કેટલીક જાતિઓ જેઓએ વંશ પરંપરાગત ધંધા તરીકે હથિઆરનો ધંધો ધારણ કર્યો છે તે શિવાય હિંદુસ્થાનના લોકો લાયક નથી. પહેલાં તો, આ માની લીધેલી વાત ખરી છે? લડાઇ શરૂ થતાં રાજવંશીઓ તેમ હિંદુસ્થાનના લોકો એક અવાજે પોતાના દ્રવ્ય અને લોહીથી શહેનશાહતને ટેકો આપવાને બહાર પડ્યા. હિંદુસ્થાનના દરેક ભાગના જૂદા જૂદા વર્ગના યુનિવર્સિટીમાં અભ્યાસ કરતા ઇગ્લાંડમાંના વિદ્યાર્થીઓ સ્થાનિક લશ્કરમાં જોડાવાને બહાર પડ્યા. જવાબ તરીકે તેમને કહેવામાં આવ્યું કે તેઓ હિંદી હોવાથી તેમની નોકરી કબુલ રાખી શકાય એમ નથી. આ ભેદયુક્ત વર્તન માટે અભ્યાસ દર્શાવનાર હકીકત તેમણે ના. હિંદી પ્રધાન આગળ રજુ કરી ત્યારે એમ કહેવામાં આવ્યું કે હિંદુસ્તાનને લગતા આખા લશ્કરી સવાલનો વિચાર લડાઇ પછી થશે. બંગાળામાં એક હીલચાલ શરૂ કરવામાં આવી જેમાં સર એસ. પી. સિંહે વોલંટીયરોની એક ટુકડી ઉભી કરવામાં આગેવાની ભરેલો ભાગ લીધો પૈસાની એક મોટી રકમ ઉભી કરવામાં આવી અને ખાનદાન કુટુંબના છસેં માણસોએ શહેનશાહતની લડાઇ લડવા રણક્ષેત્રમાં જવાને તૈયાર તરીકે પોતાનાં નામ નોંધાવ્યાં, પણ તેમને કહેવામાં આવ્યું કે તેમ થઇ શકે એમ નથી, શું સિપાહીના ધંધામાં, એક ધારાશાસ્ત્રી એક દાક્તર, કવિ અગર વિજ્ઞાનશાસ્ત્રી કરતાં વધારે શક્તિ અને બુદ્ધિ જોઇએ છીએ? સિપાઇ અને લશ્કરી માણસ તરીકે હિંદીઓ લડવાને લાયક હોય તો અમલદારોની જગા લેવાને તેઓ શા માટે નાલાયક છે। આ લડાઇમાં હિંદી સૈનિકોએ જે પરાક્રમ બતાવ્યું છે તે આનો સારામાં સારો જવાબ છે. ના. શહેનશાહ વધારેમાં વધારે મોટું માન કોઇ પણ સૈનિકને આપે તો તે વિક્ટોરિયા ક્રોસ છે અને હિંદી સૈનિકોમાંના કેટલાકોએ મગરૂરી સાથે મેળવ્યું છે.

બીજી દલીલ એ છે કે બ્રિટિશ સામ્રાજ્ય સામે હિંદી અંગોના પ્રાધાન્યવાળું સૈન્ય થાય એ છે પરંતુ તેના જવાબમાં છેલ્લી પ્રજાકીય કોન્ગ્રેસના પ્રમુખ સર એસ. પી. સિંહાએ જે સંપૂર્ણ પ્રત્યુત્તર આપ્યો હતો તે હું અત્રે ટાંકું છું, તે કહે છે કે,—

"રાજ્યસત્તાના વિરોધીઓ અને બળવાખોરો કદાચ યુદ્ધથી એકાદ અજ્ઞાન અને ભાડુતી લશ્કર પર વિજય મેળવી શકે પરંતુ કેળવણી અને સ્વરાજ્યની સાહેબી આપનારી સંસ્થાઓના જ્ઞાન વડે દિન પ્રતિદિન રાજભક્ત બનતી જતી પ્રજારૂપ લશ્કર પર તે ફતેહ મેળવી શકે નહિ. લશ્કરી હોદ્દાઓ હિંદીઓને આપવાથી હિંદીવાનોની કલ્પના અને

ચૈતન્ય જેવી રીતે ઉત્તેજીત થશે તેવી બીજી કોઇ પણ રીતે થશે નહિ. પોતાના શુરવીર પુત્રોને રણાંગણમા મોકલી પોતાની વફાદારીની પ્રતીતિ બ્રિટિશ સામ્રાજ્યને કરી આપ્યા પછી રૂશિઆમાં જેમ પ્રજાને લશ્કરી હોદાઓ આપવામાં આવે છે તેમ હિન્દમાં પણ અપાશે એવી હિન્દી પ્રજા આશા રાખે છે."

વ્યાપારી વહાણોમા એક 'લાસ્કર'ને જગ્યા આપવામાં આવે તે કરતાં કોઈ પણ ચઢીયાતા હોદાઓ હિન્દીવાનોને દરિયાઇ લશ્કરમા આપવામાં આવતા નથી, એવો પણ વખત હવે આવી પહોચ્યો છે કે જ્યારે હિન્દી પ્રજાને પોતાના દેશના રક્ષણાર્થે દરીયાઇ લશ્કર તૈયાર કરવાની જરૂર પડશે.

### પ્રેસ એક્ટ.

પ્રથમથીજ પ્રેસ એક્ટ તરફ પ્રજાએ અણગમો બતાવ્યો છે. તે છાપખાનાને મ્હોટે તાળુ મારનારો છે હિન્દી છાપાંની સ્વતંત્રતા ઉપર તે તરાપ મારનારો છે. તેનો જે રીતે અમલ થાય છે તે તરફ પ્રજા સખ્ત વિરૂદ્ધતા અને અસંતોષ દર્શાવે છે કલકત્તાની હાઇકોર્ટે એમ સાબીત કરી આપ્યુ છે કે પ્રેસ એક્ટનો અમલ સાવચેતીના કાનુનમા ગુચવાડો ઉત્પન્ન કરનારો અને અસંતોષકારક છે સન ૧૯૧૦ થી તેનો જે અમલ થાય છે, તેનો વિચાર કરવાને આ કાયદાથી ઉત્પન્ન થયેલો ગુસ્સો અને અસંતોષ દૂર કરવાને કયો માર્ગ લેવો તે નક્કી કરવાને સરકારી અને બીન સરકારી સભાસદોની એક કમિટિ, સરકારે નીમવાનો વખત આવી પહોંચ્યો છે

### " ડીફેન્સ ઓફ ઇન્ડીઆ એક્ટ. "

લડાઇના એક કાયદા તરીકે દેશના બચાવને લગતો કાયદો દેશના લોકોએ સ્વીકાર્યો હતો, પરંતુ જે અમલદારોને તેનો અમલ કરવાની સત્તા સોંપાયેલી છે, તેઓના પર કોઇ પણ જાતનો અંકુશ ન હોવાથી તે એક શસ્ત્રરૂપ નીવડયો છે. ઈંગ્લંડમાં એકઝીક્યુટીવ ઓફીસરોના હુકમો ફરી તપાસવાની સત્તા જેમ એક કમિટિને સોંપવામાં આવી છે, તે પ્રમાણે અત્રે થવુ જોઇએ, અને આવી કમિટીમા અર્ધોઅર્ધ હિંદીઓ હોવા જોઇએ.

### ના. ગવર્નર અને મિસિસ બિસેન્ટ.

આપણા ભલા ના ગવર્નરને ઓળખવાનું મને માન છે તેમનામા સભ્યતા અને દયા સારી પેઠે છે, તેઓ આપણા વિચારો અને ભાવનાઓને સાભળે છે અને તેને ટેકો આપે છે, પણ મારે કહ્યા સિવાય ચાલતું નથી કે, આ એક ઘણી દિલગીરીની વાત છે કે, ના. મુબઇ સરકાર કે જેના તેઓ વડા છે તેમણે મહાન અંગ્રેજ બાનુ મિસિસ બિસંટને પ્રસ્તુત એક્ટ લાગુ પાડયો છે. અગર જો કે આપણે કેટલીક બાબતમાં મિસિસ બિસંટથી જૂદા પડતા હોઇશું તથાપિ તેના પર અમલ થવાથી તો આપણે ખરેખર દિલગીર છીએ, એટલુંજ નહીં પણ ઈલાકામા તેમ દેશમાં સર્વત્ર આથી દિલગીરી, અને ધક્કો લાગેલો છે એમ હું જાણુ છુ આથી ના. સરકારના મોભા અને પ્રતિષ્ઠાને નુકશાન થવાનો સભવ છે એમ મને લાગે છે.

### મફત અને પ્રાથમિક કેળવણી.

પ્રાથમિક કેળવણી વિષે અત્યાર સુધી એટલી બધી ચર્ચા થઈ ચૂકી છે કે હવે એ નબધી મારે વિશેષ કહેવાનું રહેતું નથી. કેળવણી કે જે વસ્તુ સ્વરાજ્ય મેળવવાને યોગ્ય બનાવે એવી છે, તેનો વિકાસ અને વિસ્તાર એજ હિન્દની ઉન્નતિના પાયારૂપ છે.

મને થોડા સમયમાં એવી તક મળશે કે જ્યારે હું આ મહત્વની બાબત ઉપર લબાણથી બોલીશ.

આ વિષય પૂરો કરતા પહેલાં મારે જણાવવુ જોઇયે કે હિન્દના કેટલાક ભાગોની પ્રજા હજુ 'સ્વરાજ' ભોગવવાને માટે નાલાયક છે એવી ફરીયાદો જે સંભળાય છે તે પાયા વગરની છે. જો કે કેટલીક વખત થયાં ના. સરકારે આ બાબતમાં ધ્યાન આપવા-

માંડયુ છે છતાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરવા સંબંધી કશું કહ્યું નથી આ પ્રશ્ન ફંડનાં પૂરતાં નાણાંનો, યોગ્ય શિક્ષકોનો વગેરેનો અભાવ બતાવી મુલતવી રાખવામાં આવે છે. બીજી તરફથી આપણામાં જોઇએ તેટલા તાલિમ પામેલા શિક્ષકોનો અભાવ બતાવવામાં આવે છે. સો વર્ષથી ના. સરકારના હાથ નીચે કેળવણી લેવા છતાં, હજુ યોગ્ય કેળવાયેલો વર્ગ તૈયાર ન થયો હોય તો તેને માટે જવાબદાર કોણ છે? દરેકે દરેક બાળકો, સ્ત્રીઓ અને પુરૂષો સ્વરાજ મેળવવા માટે કેળવાવાંજ જોઇએ એ કાંઇ વાસ્તવિક દલીલ નથી; અને આ બાનાનું પોકળ ખુલ્લું કરતાં આપણી સન ૧૮૮૮ ની કોંગ્રેસના પ્રમુખ મિ. જયોર્જ યુલે પ્રો० થરોલ્ડ રોજર્સના શબ્દોમાં જણાવ્યું હતું કે "આજથી સો વર્ષ ઉપર દસ દસ પુરૂષે એક પુરૂષ અને વીસ સ્ત્રીએ એક સ્ત્રી પણ વાંચી લખી શકતી નહોતી. અને તે પહેલાંના એકાદ બે સૈકા ઉપર ઈંગ્લાંડની પ્રજામાંની ગરીબ અને તવંગર કે તમામ પ્રજા એક મુઠીભર સંખ્યા શિવાય કેવળ અજ્ઞાન દશા ભોગવતી હતી છતાં તે વખતે ત્યાં "હાઉસ ઓફ કોમન્સ"નું અસ્તિત્વ હતું. અને હું ધારૂં છુ કે હવે બહકે અત્યારે લગભગ બે કરોડ જેટલી સંખ્યા લખી વાંચી શકે એવી છે."

## હિંદુ-મુસલમાનનું ઐકય.

ગઈ ક્રીસ્ટમસ વખતે મુંબાઈ શહેરમા હિંદુ અને મુસલમાનો વચ્ચે જે "હૃદયની ઐકયતા" જાહેર થઇ હતી અને હિંદુસ્તાનમાં તેનાથી જે ઉત્સાહ સ્ફર્યો હતો, તે ઘણા ઉપયોગી વિષય પરત્વે હવે હું બોલું છું. સાથે સાથે વધતી મ્હોટી કોમોની વચ્ચે શુભેચ્છા, ઐકયતા, સંપ, અને સહકારવૃત્તિ એ આપણી ખરી ઉન્નતિનું રહસ્ય છે, એ સર્વે વિચારવંત મનુષ્યો સારી રીતે જાણે છે. પ્રગતિનું ખરૂં બિંદુ તેમના ઐક્યમાં સમાયલું છે, અને આપણે યાદ રાખવું જોઇએ કે આ એક એવી બાબત છે કે જેમાં આપણે આપણી ઇચ્છા પ્રમાણે વર્તી શકીએ. ત્રણ વર્ષ પૂર્વે ઓલ ઇન્ડીયા મોસ્લેમ લીગે બ્રીટીશ રાજ્યના છત્ર નીચે સ્વરાજ્યનો આદર્શ ધારણ કર્યો આ આદર્શને કરાંચીમાં ભરાયેલી ઇંડીયન નેશનલ કોંગ્રેસે નીચે પ્રમાણેનો ઠરાવ પસાર કરીને આનન્દથી સત્કાર આપ્યોઃ—

બ્રીટીશ મહારાજ્યના છત્ર નીચે હિંદુસ્તાનને માટે સ્વરાજ્યનો જે આદર્શ ઓલ ઇન્ડીયા મોસ્લેમ લીગે સ્વીકાર્યો છે તેની કદર બુજીને આ કોંગ્રેસ તેના રેકર્ડ પર નોંધ લે છે. અને દેશમાં વસતી જુદી જુદી કોમોની સહાનુભુતી અને સંપ ઉપર દેશનું રાજ્યકામનું ભવિષ્ય આધાર રાખે છે એ સુત્ર તેની છેલ્લી બેઠક વખતે ભારપૂર્વક પોતાની માન્યતા બતાવી, અને જે માન્યતા કોન્ગ્રેસની પણ છે, તેના માટે પોતાની પૂર્ણ સમતી જાહેર કરે છે. પ્રજાના શુભ માટેના દરેક સવાલોમાં સપથી અને એક મતથી કામ લેવાનો રસ્તો ખોલવા માટે દરેક જાતનો પ્રયત્ન જુદી કોમોના આગેવાનો કરશે એવી જે આશા લીગે દર્શાવી છે તેને આ કોન્ગ્રેસ હૃદયપૂર્વક સત્કાર આપે છે, અને આપણા સર્વેના હૃદયમાં જે મુખ્ય આશય છે તેને મદદ કરવાને માટે દરેક કોમના માણસોને આગ્રહપૂર્વક વિનંતી કરે છે."

તે વખત પછી ઓલ ઇન્ડીયા મોસ્લેમ લીગનો કાર્યક્રમ, ઇન્ડીયન નેશનલ કોન્ગ્રેસના કાર્યક્રમની સાથે વધુ અને વધુ સરખો થતો જાય છે. ગૌહીંસા અને રસ્તાઓ પર વાગતા વાજીંત્રના સવાલ શિવાય બીજો જે એક સવાલ અત્યાર સુધી ફક્ત અટપટો નીવડયો છે એટલુંજ નહિં પરંતુ જેણે બન્ને કોમોને અત્યાર સુધી જુદી રાખી છે. પણ આનું નિરાકરણને કરવું મુશ્કેલ નથી. "આપ લે" કરીને સમાધાન કરવાના જુસ્સાની જરૂર છે. દેશની કાઉન્સીલોમાં, અને ડીસ્ટ્રીકટ તથા મ્યુનીસીપલ બોર્ડોમાં યોગ્ય અને અસરકારક પ્રતિનિધિપણું મુસલમાનો માગે છે-આ તેમની માંગણી સત્યપૂર્વક વિચાર કરનાર કોઇપણ હિંદુ ના પાડી શકે નહિં. વિશેષમાં મુસલમાન ભાઇઓ એવું માગે છે કે જુદી જુદી બોર્ડો અને કાઉન્સીલોમાંનું તેમનું પ્રતિનિધિત્વપણું, ચુંટણીઓ માટેનાં જુદાં પ્રતિનિધિ મંડળોદ્વારા દઢ કરવું જોઇએ. આ પ્રકારની ચુંટણીઓ માટેનાં જુદાં પ્રતિનિધિ

મંડળોની માંગણી દેશમાં ૧૯૦૯ થી શરૂ થઇ છે, અને ખરી અથવા ખોટી રીતે પણ મુસલમાન કોમે હાલમાં તો જુદાં પ્રતિનિધિ મંડળો માટે દૃઢ નિશ્ચય કર્યો છે. કોમની આજ્ઞાનુસાર આ સવાલ એવો છે કે તેના ઉપર આપણામાંના ઘણા કંઈ વિવેચન કરી શકીએ નહિં. મ્હારા સમજવા પ્રમાણે તો આ પ્રકારની ચુંટણીઓ માટેનાં જુદાં પ્રતિનિધિ મંડળની માંગણી મુસલમાન કોમને માટે રાજનીતિ બાબતથી પણ એક જરૂરીયાતની બાબત છે, કારણ કે મુસલમાનો જે લાંબા સમયથી ગાઢ નિંદ્રામાં પડયા છે તેમને જગાડવાને માટે આની જરૂર છે. મ્હારા હિંદુભાઇઓને તેથી હું વિનંતી કરૂં છું કે, હાલની સ્થિતિ અને સંજોગોમાં, મુસલમાનો જેઓ હિંદુસ્તાનમાં તેમના કરતાં સંખ્યામાં ઘણા ઓછા છે, તેમનો વિશ્વાસ અને શ્રદ્ધા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરશે. જુદાં ચુંટણીનાં મંડળ મેળવવા માટે જો તેઓએ નિશ્ચય કર્યો હોય, તો તેમની માંગણી વિરૂદ્ધ હિંદુઓએ કંઈ વિરોધ બતાવવો જોઇએ નહિં.

હિંદુ અને મુસલમાનો બન્નેને અતી ઉપયોગી અને ઘણી જરૂરીયાતના બીજા વિષયો છે જેમાં તેઓએ સંપ અને એકમતીથી કામ કરવાનું છે. ન્હાની નજીવી બાબતો,—જેવી કે કાઉન્સીલો અને ડીસ્ટ્રીક્ટ બોર્ડોમાં મુસલમાનોને તો યોગ્ય હીસ્સો મળે તેને માટે લેવા જોઇના માર્ગો અને ઉપાયો ને ભિન્નતાથી, આપણી પ્રગતિ અટકી ન પડે એની સંભાળ રાખવી જોઇએ, અને એક અથવા બીજી બાજુએ પોતાનો આગ્રહ છોડી દેવો જોઇએ. આ કારણને લીધે હું મ્હારા હિંદુ ભાઇઓને વિનંતી કરૂં છું કે તેઓ ઉદાર હૃદયી થાય, અને ચુંટણી માટેનાં જુદાં પ્રતિનીધિ મંડળોની બાબતમાં જો તેઓને થોડો ભોગ આપવો પડે તો તેઓ આપે, અને મુસલમાનભાઇઓની ખીલી કાર્યશક્તિને સત્કાર અને ઉત્તેજન આપે. આવતી ક્રીસ્ટમસમા ઓલ ઇન્ડીયા મોસ્લેમ લીગ ભરાવાની છે તે પ્રસંગે હું પ્રેસીડંટ હોવાને લીધું મ્હારે આ બાબત ઉપર કંઈક વધારે અને પૂરૂં બોલવું પડશે.

પણ કોન્ગ્રેસે કમીટીઓ નીમી છે તે અને મુંબઈની લીગ, સુધારાઓની એક યોજના ઘડવાને માટે થોડા વખતમાં કલકત્તામાં મળવાની છે, અને હું હૃદયપૂર્વક પ્રાર્થના કરૂં કે તેઓ એવા પ્રકારની યોજના ઘડે કે જે યોજના સમસ્તહિંદની પ્રજાની એકે અવાજે સ્વીકારાયેલી માગણી તરીકે દુનિયાની પ્રજાઓ સમક્ષ રજુ થાય—

પણ એક બાબત તો દેખીતી છે થોડીક બેઠકો (Seats) હિંદુઓને મળે કે મુસલમાનોને મળે તેનો સવાલ નથી. હું પહેલાં જણાવી ગયો તે પ્રમાણે, શરૂઆતમાં તો, અધિકારી વર્ગની જે શાસન કરવાની સત્તા છે, તે શાસન અને સત્તા પ્રજા વર્ગને આપવી જોઇએ. હાલમાં તો ફક્ત આ સવાલ ઉપરજ આપણે આપણું પૂર્ણ લક્ષ અને કાર્યશક્તિ રોકવી જોઇએ. હિંદુ અને મુસલમાનોએ આ બાબતમાં ઐક્ય ધારણ કરીને, દરેક જાતની કાયદેસર હિલચાલ અને માગણી આ સત્તા મેળવવા માટે કરવી જોઇએ. નવીન ભારત ઉત્પન્ન થાય તેને માટે દરેક નજીવી તકરાર અને ન્હાના પ્રકારના મતભેદ છોડી દેવા જોઇએ.

"હિંદુસ્થાન હાલ હક વગરનું છે અને હક મેળવવા માટે દરેક હિંદીએ પોતાની એટલી સારી વસ્તુઓનો ભોગ ના આપતાં, જે સઘળી ખરાબ વસ્તુઓને તેઓ અધમ હાલી વળગી રહે છે તેનો ભોગ આપવો જોઇએ, તેઓની વિરૂદ્ધતા અને વિભાગો, તેઓની એવી બાબતોમાં મગરૂરી કે જેને માટે તેઓએ શરમાવું જોઇએ, તેઓની તકરારો અને ગેરસમજુતીઓનો ભોગ આપવો જોઇએ, આવા પ્રકારનો ભોગ દેવ લોકો પણ ચાહે છે."

ગૃહસ્થો અને સન્નારીઓ, મ્હારૂં ભાષણ હું પૂરૂં કરવા આવ્યો છું. ઉત્તરમાં અને દક્ષિણમાં, એકંદરે સઘળો આધાર આપણા ઉપરજ છે. એકત્ર મળેલા અને દૃઢ હિંદુ અને મુસલમાનો,—ત્રીસ કરોડ માણસોનો હિંદુસ્થાનમાંની ચારે દિશાઓમાં સાથે નીકળેલ અવાજ, એવા પ્રકારનો જુસ્સો ઉત્પન્ન કરશે, જેને પૃથ્વી પરની કોઇપણ સત્તા અટકાવી શકશે નહિ. હિંદ હવે રાજ માર્ગ ઉપર છે. સૈકાઓ થયાં તેણે ઘણું સંકટ વેઠ્યું છે અને ધીરજથી તેણે સઘળું સહન કર્યું છે. હવે તેની સમીપ ભવ્ય અને ઝળકતું ભવિષ્ય છે.

આપણે સીદ્ધા રસ્તા ઉપર આવ્યા છીએ. આપણું ધારેલું લક્ષ્ય હવે આપણી દ્રષ્ટી સમીપજ છે "આગળ વધો" એ આપણું સુત્ર અને નવીન ભારત માટે સરળ રસ્તો છે. પણ આપણી વધતી જતી પ્રગતીમાં, આપણે દીર્ઘ દ્રષ્ટીવાળા બનવુ જોઇએ, અને આપણી સન્મુખ જે સત્ય ચિત્ર છે તેને કદીપણ દ્રષ્ટી બહાર જવા દેવુ જોઇએ નહિ. ડહાપણ અને સાવચેતી એ આપણુન દોરવનાર સુત્ર રાખવુ

---

## ૨૨-૧૦-૨૬.

પ્રાતીક કોન્ફરન્સની બીજા દિવસની બેઠક આજે બપોરે મળી હતી શરૂઆતમાં વંદેમાતરમવાળું ગાયન બાનુઓએ ગાયુ હતુ તે પછી નિચેનુ ગાયન ગાયુ હતુ

૩

મળી સર્વ ભારત સતાન, એક તાન મન પ્રાણ
ગાઓ ભારતના યશો ગાન.
ભારત ભૂમિ તુલ્ય નહિ કોઇ સ્થાન
નહિ અદ્રિ હિમાદ્રિ સમાન
ફલવતી વસુમતી સ્રોતસ્વતી પુણ્યવતી
શતખંડ રત્નનું નિધાન
થાઓ ભારતનો જય,
જય ભારતનો જય,
ગાઓ ભારતનો જય,
શુ ભય શુ ભય,
ગાઓ ભારતનો જય

રૂપવતી સાધ્વી સતી ભારત લલના,
કોને આપુ ત્હેની તુલના,
શર્મિષ્ઠા સાવિત્રી સીતા, દમયન્તી પતિવ્રતા,
અતુલના ભારત લલના — થાઓ ભારતનો જય.
વીરયોનિ આ ભૂમિ વીરની જનની,
વ્યાપી રહી અજ્ઞાન રજની,
સુગભીર એ તિમિર કદી નહિ રહે ચિર,
દેખા દેશે દિશ દિનમણિ — થાઓ ભારતનો જય
કેમ ડરો બીરૂ ડરો સાહસ આશ્રય,
યતો ધર્મ સ્તતો જય
છિનભિન્ન હીનબલ ઐક્યથી પામશુ બલ,
માતા મુખ ઉજ્જ્વલ કરેથી શુ ભય — થાઓ ભારતનો જય.

૪

ઊઠ ઓ ભારત લક્ષ્મી, ઊઠો આદિત જગત જન પૂજ્ય,
દુ:ખ દૈન્ય દૂર કરી, કરો દૂરિત ભારત લજ્જા
છોડો રે છોડો શોક શય્યા, થાઓ સજ્જ,
પુન કમલ કનક ધન ધાન્ય
જનની રે લે ત્હારે વક્ષે,
શાન્તિથી વાસ દે ત્હારે હૃદયે,
આક્રન્દ કરે તુજ ચરણ તળે, વિશતી કોટી નરનારીઓ
કમના, દુ:ખ લાછિત ભારત વર્ષે

શક્તિ મુજ સહુ યાચી, કાલ સાગર કંપન હર્ષે,
ત્યારે અભય પદ સ્પર્શે, નવ હર્ષે;
પુનઃ લક્ષ્મી વાસ, સુખ લક્ષ્ને. જનની.

ભારત શ્મશાન કરો પૂર્ણ, શુભ કોકિલ કુંજિત કુંજે,
દ્વેષ હિંસા હરી ચૂર્ણ, કરો પૂરિત પ્રેમ અલિ ગુંજે;
દુરિત હરી તાપ પુંજ, પાપ પુંજ,
પુનઃ વિમલ કરો ભારત પુણ્યે. જનની.

ને પછી કોન્ફરન્સનું કામ શરૂ થયું હતું.

ગઇ રાત્રે મોડે સુધી ચરચી સબ્જેક્ટ કમિટિએ ઘણાક ઠરાવો નક્કી કર્યા હતા. શરૂમાં કોન્ફરન્સમાં હાજર નહિ થઇ શકવા માટે દિલગીરી દર્શાવનારા કાગળો અને તારો વાંચવામાં આવ્યા હતાં તેમાં ઑનરેબલ મર પ્રભાશંકર પટ્ટણીનો તાર પણ હતો.

બાદ પહેલાં સાત ઠરાવો પ્રમુખ તરફથી રજુ કરવામાં આવ્યા હતા. પહેલા પાંચ ઠરાવો સર ફીરોઝશાહ એમ. મહેતા, સર ચીનુભાઇ માધવલાલ, મી. દાજી અબાજી ખરે, મી. ગોવીંદરાવ આપાજી પાટીલ, અને અરલ કીચનરના મરણ માટે દિલગીરી દેખાડવા માટેના હતા. છઠ્ઠો ઠરાવ ઇલાકાની પ્રજા તરફથી નામદાર શહેનશાહ અને તાજ તરફની ઉંડી વફાદારીની ખાત્રી આપવા માટેનો તથા કોઈ પણ ખરચ અને ભોગે શહેનશાહતની બાજુએ ખડા પગે રહેવાની ખાત્રી આપવાનો હતો. સાતમો ઠરાવ હિંદી સિપાહીઓ અને વીરોએ લડાઇનાં જંગમાં બતાવેલી બહાદુરી માટે મગરૂબી લઇ મિત્રરાજ્યો ફતેહનું તાજ પામે તે માટે પ્રાર્થના કરવાનો હતો. આ બધા ઠરાવો એક સાથેજ મત લેતાં એકમતે પસાર થયા હતા.

## ઓ૦ મી૦ પારેખનું ભાષણ.

૮. ઓનરેબલ મી૦ ગોકળદાસ પારેખે તે બાદ એવો ઠરાવ મુક્યો કે "નામદાર વાઇસરોયની વડી ધારાસભાના ચુંટી કઢાયલા સભાસદોએ થોડા વખતપર જે અરજી નામદાર વાઇસરોય ઉપર મોકલી આપી છે તે અરજીમાં સુચવવામાં આવેલા સુધારાઓ તરફ આ કોન્ફરન્સ પોતાની પસંદગી જાહેર કરે છે, અને તેને ટેકો આપે છે."

મી૦ પારેખે ઉપલા ઠરાવના ટેકામાં વિવેચન કરતાં જણાવ્યું કે હાલમાં જે ખુનખાર જંગ ચાલે છે, તેમાં આખી શહેનશાહત પોતાનું ઉમદામાં ઉમદુ લોહી રેડે છે અને દરરોજ લાખો પાંડ નાના રાજ્યો અને નબળી પ્રજાના છુટાપણા માટે ખર્ચે છે, અને જ્યાં સુધી હિંદુસ્તાનને લાગેવળગે છે ત્યાં સુધી તેણે પોતાના દેશી ભાઇઓને અને શહેનશાહતને સંતોષ મળે એવી રીતે પોતાની ફરજ બજાવી છે. જેઓ રાજ્યકારોબાર માટે જોખમદાર છે તેઓએ આપણને ખાત્રી આપી છે કે હિંદની છુટાપણાને લગતી ઇચ્છાઓ તરફ દીલ-સોજીની નજરે જોવામાં આવશે. આપણને એમ પણ કહેવામાં આવ્યું છે કે હિંદુસ્તાનને એક તાબેદાર પ્રજા તરીકે નહિ પણ શહેનશાહતના એક ભાગ તરીકેજ ગણવામાં આવશે.

આવા સંજોગોમાં એ કુદરતી છે કે આપણને ભવિષ્ય માટે ઉંચી આશાઓ ઉત્પન્ન થાય. ૧૯૦૯ સુધી હિંદુસ્તાનની સરકારનો રાજ્યકારોબાર એવા અમલદાર વર્ગ તરફથી ચલાવવામાં આવતો હતો કે જે આ હિંદી તત્વશુન્ય રૂપે હતું. ખરૂં છે કે એ વર્ષમાં કરવામાં આવેલા સુધારાઓ રૂએ ચોકસ છુટો આપવામાં આવી હતી, અને તેનું જે પરિણામ આવ્યું છે, તે વધુ છુટો આપવા માટે આપણને ઉત્તેજન આપનારૂં છે.

વડી ધારાસભાના જે ૧૯ સભાસદોએ નામદાર વાઇસરોય ઉપર જે અરજી મોકલી આપી છે, તે ઘણી સંભાળપૂર્વક તૈયાર કરવામાં આવી હતી. તેનું કારણ એ હતું કે સરકાર પોતાની મરજીમાં આવે તેવી કોઈ યોજનાને અમલમાં મુકે નહિ.

એ બાદ ઓનરેબલ મી૦ પારેખે અરજીમાં જણાવવામાં આવેલી બાબતો ઉપર વિવેચન